

### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)







**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)




નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

## પારહ : ૧૫

### પ્રકરણ (૧૭)

# સૂરએ બની ઇસ્રાઈલ

સૂરએ બની ઈસ્રાઈલ મક્કામાં નાઝિલ થઈ, તેની ૧૧૧ આયતો છે અને ૧૨ રુકૂઅ્ છે.

**આયત : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૧)**




**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*પાક જાત છે જે પોતાના બંદાને રાતોરાત મસ્જિદે હરામથી મસ્જિદે અક્શા સુધી લઈ ગયો, જેને અમારી બરકતોએ ઘેરી રાખી છે જેથી તેમને પોતાની કુદરતના કંઈક નમૂના બતાવીએ, તે જ છે સઘળું સાંભળનારો જોનારો. (૧)*

**તફસીર :**

તે જાત પવિત્ર છે જેણે પોતાના બંદા (એટલે કે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ)ને રાતના સમયે મસ્જિદે હરામ (એટલે કે બયતુલ્લાહ)થી મસ્જિદે અકસા (એટલે કે બયતુલ મુકદસ) સુધી જેની આસપાસ (સિરીયા-પૅલેસ્ટાઈનનો પ્રદેશ છે) અમે (દીની અને દુનિયવી) બરકતો કરી રાખી છે (દીની બરકત એ છે કે ત્યાં

મોટે ભાગે અંબિયા અલૈ. દફન થયા છે અને દુનિયવી બરકતો એ છે કે ત્યાં બગીચાઓ, નહેરો, ઝરણાંઓ અને ખેતીનું ઉત્પાદન મોટા પ્રમાણમાં થાય છે, મતલબ કે તે મસ્જિદે અક્સા સુધી આશ્ચર્યજનક રીતે એટલા માટે) લઈ ગયા જેથી અમે તેમને પોતાની કુદરતની અમુક અજાયબીઓ બતાવીએ (જેમાંથી અમુક તો પોતે ત્યાંના સંદર્ભમાં છે, દાખલા તરીકે આટલી મોટી મુસાફરી ઘણા ઓછા સમયમાં પૂરી કરી લેવી અને બધા અંબિયા અલૈ.થી મુલાકાત કરવી તથા તેમની વાતો સાંભળવી વગેરે અને અમુક એનાથી આગળની બાબત વિશે છે, દાખલા તરીકે આસમાનો ઉપર જવું અને ત્યાંની અજાયબીઓનું પ્રત્યક્ષ દર્શન કરવું) બેશક ! અલ્લાહ તઆલા સઘળું સાંભળનારો અને બધું જોનારો છે (કારણ કે રસૂલે કરીમ ﷺના નિવેદનોને સાંભળતા અને અહેવાલને જોતા હતા એટલે તેના યોગ્ય તેમને આ ખાસ પ્રતિષ્ઠા અને વિશિષ્ટતા અર્પણ કરી અને પોતાની નિકટતાનું તે ખાસ સ્થાન અર્પણ કર્યું જે કોઈને પ્રાપ્ત થયું ન હતું).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં મેઅ્રાજની ઘટનાનું વર્ણન છે જે આપણા રસૂલે કરીમ ﷺની એક ખાસ પ્રતિષ્ઠા અને વિશિષ્ટતા અને મહાન મોઅ્જિઝો છે, શબ્દ اَسۡـرٰى (અસ્રા) اِسۡـرَاءٌ (ઈસ્રાઅ્)થી બન્યો છે, તેનો શાબ્દિક અર્થ "રાત્રે લઈ જવું" થાય છે, ત્યાર પછી لَيۡلًا (લય્લન)ના શબ્દથી સ્પષ્ટતા પણ આ જ ભાવાર્થને સ્પષ્ટ કરે છે તથા વ્યાકરણની દષ્ટિએ શબ્દ (લય્લન)નું સર્વનામ લાવવાથી એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે આ સમગ્ર ઘટનામાં પૂરી રાત પણ પસાર થઈ નથી બલકે રાતનો અમુક ભાગ પસાર થયો છે. મસ્જિદે હરામથી મસ્જિદે અક્સા સુધી મુસાફરી જેનું વર્ણન આ આયતમાં છે તેને "ઈસ્રા" કહે છે અને અહીંયાં (અક્સા)થી જે મુસાફરી આસમાનો તરફ થઈ તેનું નામ "મેઅ્રાજ" છે, "ઈસ્રા" આ આયતની કતઈ નસથી સાબિત છે અને મેઅ્રાજનું વર્ણન સૂરએ નજ્મની આયતોમાં છે તથા મુતવાતિર (સાચી અને સહીહ) હદીષોથી સાબિત છે. بِـعَبۡـدِهٖ (બિ અબ્દિહી) આ સ્થળે પ્રતિષ્ઠા અને સન્માન માટે શબ્દ بِـعَبۡدِهٖ (બિ અબ્દિહી)માં એક ખાસ પ્રેમ અને મહોબ્બત તરફ ઈશારો છે, કારણ કે અલ્લાહ તઆલા કોઈને પોતે ફરમાવે છે કે આ મારો બંદો છે, તેનાથી વધીને કોઈ મનુષ્યની મોટી પ્રતિષ્ઠા બીજી હોઈ શકતી નથી. હઝરત

હસન દહેલ્વી (રહ.)એ ઘણું સારું કહ્યું છે.

بندہ حسن بصد زبان گفت کہ بندہ تو ام    تو بزبان خود بگو بندہ نواز کیستی

હું હસન સો વખત કહું કે હું તારો બંદો છું એનાથી શું થશે ?
તું (અલ્લાહ તઆલા) પોતે કહી દે કે બંદા ઉપર મહેરબાની કરનાર કોણ છે ?
(એટલે કે તું જ મને તારો બંદો કહી દે તો મારું કામ બની જાય).

આ એવું જ છે જેમકે એક બીજી આયતમાં ....عِبَادُ الرَّحْمٰنِ الَّذِيْنَ (ઈબાદુર્રહમાનુલ્લઝીન–૨૫:૬૩) ફરમાવીને પોતાની બારગાહમાં સ્વીકૃતિપ્રાપ્ત હોવાનું સન્માન વધારવાનો હેતુ છે, એનાથી એ પણ જાણ થઈ કે મનુષ્યની સૌથી મોટી વિશેષતા એ છે કે તે અલ્લાહનો સંપૂર્ણ બંદો બની જાય, એટલા માટે કે ખાસ પ્રતિષ્ઠાના સ્થાન હેઠળ રસૂલે કરીમ ﷺના ઘણા બધા લક્ષણો અને સિફતોને "સિફતે અબ્દિય્યત" સ્વરૂપે અપનાવવામાં આવ્યા અને આ શબ્દથી એક હેતુ મોટા ફાયદાનો એ પણ છે કે આ આશ્ચર્યજનક મુસાફરીથી જેમાં પ્રથમથી અંત સુધી બધી બાબતો માનવ પ્રકૃતિથી અને ભૌતિક કાર્યકારણથી ઉપરવટ મોઅ્જિઝાઓ જ છે, તેથી કોઈને રસૂલે કરીમ ﷺની ખુદાઈનો ભ્રમ ન થઈ જાય, જેમકે હઝરત ઈસા (અલૈ.)ને આસમાનો ઉપર ઉઠાવી લેવાથી ઈસાઈઓને ધોકો થઈ ગયો છે, એટલા માટે શબ્દ عَبْدَ (અબ્દ) કહીને એ બતાવવામાં આવ્યું કે આ બધી સિફતો અને વિશેષતાઓ તથા મોઅ્જિઝાઓ હોવા છતાં રસૂલુલ્લાહ ﷺ અલ્લાહના બંદા જ છે, તે ખુદા નથી. નઊઝુબિલ્લાહ!

## મેઅ્રાજનું શારીરિક સ્વરૂપે હોવા ઉપર કુર્આન અને સુન્નતની દલીલો તથા ઇજ્માઅ્ :

કુર્આન મજીદના ફરમાનો અને મુતવાતિર હદીષો કે જેનું વર્ણન આગળ આવે છે સાબિત થાય છે કે "ઈસ્રા" અને "મેઅ્રાજ"ની બધી જ મુસાફરી ફક્ત રૂહાની (આધ્યાત્મિક) ન હતી બલકે શારીરિક હતી, જેમકે સામાન્ય માણસ મુસાફરી કરે છે. કુર્આને કરીમના પ્રથમ શબ્દ سُبْحَانَ (સુબ્હાન)થી એ તરફ ઈશારો થયો છે, કારણ કે આ શબ્દ આશ્ચર્યજનક અને કોઈ મહાન કાર્ય માટે ઉપયોગ થાય છે, જો મેઅ્રાજ ફક્ત રૂહાની સ્વરૂપે સ્વપ્નમાં થઈ હોય તો તેમાં કોઈ આશ્ચર્યજનક બાબત નથી, સ્વપ્ન તો દરેક મુસલમાન બલકે દરેક મનુષ્ય

જોઈ શકે છે કે હું આસમાન ઉપર ગયો ફલાણું-ફલાણું કામ કર્યું વગેરે..વગેરે...

શબ્દ "અબ્દ"થી એના તરફ બીજો ઈશારો થાય છે કારણ કે "અબ્દ" માત્ર રૂહ નથી બલકે શરીર અને રૂહના સંયુક્તપણાનું નામ છે, તે ઉપરાંત મેઅ્રાજની ઘટનાને હઝરત ઉમ્મે હાની (રદિ.)ને બતાવી તો તેમણે રસૂલે કરીમ ﷺને એ સલાહ આપી કે તમે તેનું કોઈને વર્ણન ન કરો નહિતર તેનાથી લોકો તમને વધારે જૂઠાડશે, જો સ્વપ્નની બાબત હોત તો તેમાં જૂઠાડવાની કોઈ બાબત ન હતી.

પછી જ્યારે રસૂલે કરીમ ﷺએ લોકો ઉપર તેની જાહેરાત કરી તો લોકોએ તેને જૂઠાડ્યું, ઠેકડી ઉડાવી, એટલે સુધી કે અમુક નવમુસ્લિમ તો ખબર સાંભળીને મુર્તદ થઈ ગયા, જો ઘટના સ્વપ્નની હોત તો તે ઘટનાઓની શું શક્યતા હતી અને આ વાત એનો નકાર નથી કે આપ ﷺને આનાથી પહેલાં અથવા પછી કોઈ મેઅ્રાજ રૂહાની સ્વરૂપે થઈ હોય, જમહૂર ઉમ્મતના મતે કુર્આનની આયત وَمَا جَعَلْنَا الرُّؤْيَا الَّتِىْٓ اَرَيْنٰكَ (૧૭:૬૦)માં શબ્દ رُؤْيَا (રૂયા)નો ભાવાર્થ "રૂયત" (દર્શન) છે પરંતુ આ શબ્દ "રૂયા" (જે મોટે ભાગે સ્વપ્ન જોવાના અર્થમાં ઉપયોગ થાય છે) ઉપયોગ કરવાનું કારણ એ હોઈ શકે છે કે આ ઘટનાની સમાનતાને ઉપમા સ્વરૂપે "રૂયા" કહેવામાં આવ્યું હોય, જેમકે તેનું ઉદાહરણ એવું છે કે સ્વપ્ન જોઈ લીધું અને જો "રૂયા"નો અર્થ સ્વપ્નનો જ લેવામાં આવે તો તે પણ કંઈ નાની વાત નથી કે મેઅ્રાજની ઘટના સદેહે શારીરિક સ્વરૂપ ઉપરાંત આ ઘટનાથી આગળ અથવા પાછળ આવી કોઈ રૂહાની મેઅ્રાજ સ્વપ્ન સ્વરૂપે પણ થઈ હોય, એટલા માટે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત આયશા ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.) દ્વારા જે આ ઘટના સ્વપ્ન હોવાનું નકલ થયું છે તે પણ પોતાના સ્થળે સાચું છે પરંતુ તેનાથી એ જરૂરી નથી બનતું કે શારીરિક સદેહે મેઅ્રાજ થઈ જ ન હોય.

તફસીરે કુર્તુબીમાં છે કે "ઈસ્રા"ની હદીષો મુતવાતિર છે અને નક્કાશે સહાબએ કિરામ (રદિ.)ની રિવાયતો આ વિષયમાં નકલ કરી છે તથા કાઝી અયાઝ (રહ.)એ શિફામાં તેની વધારે વિગત આપી છે. *(કુર્તુબી)*

ઈમામ ઈબ્ને કષીરે પોતાની તફસીરમાં આ બધી રિવાયતોનો સંપૂર્ણ

ખુલાસો છણાવટપૂર્વક નકલ કર્યો છે, પછી પચ્ચીસ સહાબએ કિરામ (રદિ.)ના નામો વર્ણન કર્યા છે જેમનાથી આ રિવાયત નકલ થઈ છે, તેમના નામો નીચે પ્રમાણે છે.

(૧) હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ, (૨) અલી મુર્તુઝા, (૩) ઈબ્ને મસ્ઊદ, (૪) અબૂ ઝર ગિફારી, (૫) માલિક બિન સઅ્સઆ, (૬) અબૂ હુરયરહ, (૭) અબૂ સઈદ અલ ખુદરી, (૮) ઈબ્ને અબ્બાસ, (૯) શદાદ ઈબ્ને ઔસ, (૧૦) ઉબય ઈબ્ને કઅ્બ, (૧૧) અબ્દુર્રહમાન બિન કુરઝ, (૧૨) અબૂ હય્યા ابو حيه, (૧૩) અબૂ લયૂલા, (૧૪) અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, (૧૫) જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ, (૧૬) હુઝયફા ઈબ્ને યમન, (૧૭) બુરયદાહ, (૧૮) અબૂ ઐયૂબ અન્સારી, (૧૯) અબૂ ઉમામહ, (૨૦) સમૂરહ ઈબ્ને ઝુન્દુબ, (૨૧) અબૂ હમરહ, (૨૨) સુહૈબ રૂમી, (૨૩) ઉમ્મે હાની, (૨૪) ઉમ્મુલ મુઅ્મિનીન સય્યિદના આયશા, (૨૫) અસ્મા બિન્તે અબી બક્ર (રદિયલ્લાહુ તઆલા અલયહિમ અજમઈન).

ત્યારબાદ ઈબ્ને કષીરે ફરમાવ્યું,

فَحَدِيْثُ الْإِسْرَاءِ اَجْمَعَ عَلَيْهِ الْمُسْلِمُوْنَ وَاَعْرَضَ عَنْهُ الزَّنَادِقَةُ وَالْمُلْحِدُوْنَ

(اِبْنِ كَثِيْر)

*"ઈસ્રા (મેઅ્રાજ)ની ઘટનાની હદીષ ઉપર બધા મુસલમાનોનો ઈજ્માઅ્ છે, માત્ર નાસ્તિક અને જિન્દીક લોકોએ તેને નથી માન્યું."*

**ઇબ્ને કષીર (રહ.)ની રિવાયત પ્રમાણે મેઅ્રાજની ઘટનાની ટૂંકી વિગત**

ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ પ્રસ્તુત આયતની તફસીરમાં તેનાથી સંબંધિત હદીષો વર્ણન કર્યા પછી ફરમાવ્યું કે એ વાત સત્ય છે કે નબીએ કરીમ ﷺની મુસાફરી اِسْـرَاءً (ઈસ્રા) અટલે કે સભાનતામાં જાગતાની હાલતમાં થઈ હતી, સ્વપ્નમાં નથી બની. મક્કા મુકર્રમહથી બયતુલ મુકદસની આ મુસાફરી બુરાક ઉપર થઈ, જ્યારે બયતુલ મુકદસના દરવાજા ઉપર પહોંચ્યા ત્યારે બુરાકને દરવાજા પાસે બાંધી દીધું અને પોતે મસ્જિદે બયતુલ મુકદસમાં દાખલ થયા અને તેના કિબ્લા તરફ તહિય્યતુલ મસ્જિદની બે રકા'તો અદા કરી, ત્યારબાદ એક

સીડી લાવવામાં આવી જેમાં નીચેથી ઉપર જવા સુધીના પગથિયાં બનેલા હતા, તે પગથિયાં દ્વારા આપ ﷺ પહેલા આસમાન ઉપર તશરીફ લઈ ગયા, ત્યારબાદ બાકીના આસમાનો ઉપર પહોંચ્યા અને સીડીની વાસ્તવિકતા અલ્લાહને જ ખબર છે કે તે શું અને કેવી હતો ? આજકાલ પણ સીડીઓના ઘણા બધા પ્રકાર દુનિયામાં પ્રચલિત છે, એવી સીડીઓ પણ જે કે પોતે લીફ્ટના સ્વરૂપે હોય છે, એટલા માટે સીડીના મોઅ્જિઝા વિશે કોઈ શંકા-કુશંકામાં પડવાનું કોઈ સ્થાન નથી, દરેક આસમાનમાં ત્યાંના ફરિશ્તાઓએ રસૂલે કરીમ ﷺનું સ્વાગત કર્યું અને દરેક આસમાનમાં તે અંબિયા (અલૈ.)થી મુલાકાત થઈ જેમનું સ્થાન કોઈ નક્કી આસમાનમાં છે, દાખલા તરીકે છટ્ઠા આસમાન ઉપર હઝરત મૂસા (અલૈ.) અને સાતમા ઉપર અને હઝરત ખલીલુલ્લાહ ઈબ્રાહીમ (અલૈ.)થી મુલાકાત થઈ, પછી આપ ﷺએ તે બધા જ અંબિયા (અલૈ.)ની મુલાકાત કર્યા પછી પણ આગળ નીકળી ગયા અને એક એવા મેદાનમાં પહોંચ્યા જ્યાં તકદીરની કલમનો લખવાનો અવાજ સંભળાઈ રહ્યો હતો અને આપ ﷺએ "સિદરતુલ મુન્તહા"ને જોયું જેના ઉપર અલ્લાહ જલ્લ શા'નુહૂના હુકમ થવાથી સોનાના અને વિવિધ રંગના પતંગિયા ઊડી રહ્યા હતા અને જેને અલ્લાહના ફરિશ્તાઓએ ઘેરી રાખ્યા હતા, તે જ સ્થળે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને રસૂલે કરીમ ﷺએ તેમના પોતાના અસલી સ્વરૂપમાં જોયા, તેમની ૬૦૦ ભૂજાઓ (પાંખો) હતી અને તેના ઉપર લીલા રંગનો ઝંડો જોયો જેણે સમગ્ર ક્ષિતિજને પોતાનામાં સમાવી રાખી હતી; લીલો ઝંડો, લીલા રંગની પાલખી અને "બયતુલ મા'મૂર"ને પણ જોયું જેની પાસે કા'બાનું બાંધકામ કરનાર હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ભીંતની સાથે કમરનો ટેકો લગાવી બેઠા હતા, આ બયતુલ મા'મૂરમાં દરરોજ સિત્તેર હજાર ફરિશ્તાઓ દાખલ થાય છે જેમનો વારો બીજીવાર પ્રવેશ થવાનો કયામત સુધી નથી આવતો અને આપ ﷺએ જન્નત તથા દોઝખને પોતાની આંખોથી નજરે જોયું, તે સમયે રસૂલે કરીમ ﷺની ઉમ્મત ઉપર પ્રથમ પચાસ નમાઝો ફરજ કરવાનો હુકમ મળ્યો, ત્યાર પછી તેમાં ઓછી કરીને પાંચ કરવામાં આવી એટલા માટે બધી જ ઈબાદતોમાં નમાઝનું ખાસ મહત્ત્વ અને ફઝીલત સાબિત થાય છે.

ત્યારબાદ રસૂલે કરીમ ﷺ પાછા બયતુલ મુકદ્દસમાં ઊતર્યા અને જે અંબિયા (અલૈ.)ની સાથે વિવિધ આસમાનો ઉપર મુલાકાતો થઈ હતી તે બધા

આપ ﷺ સાથે ઊતર્યા, (જાણે કે) રસૂલે કરીમ ﷺને વળાવવા માટે બધા બયતુલ મુકદસમાં સાથે આવ્યા, તે વખતે રસૂલે કરીમ ﷺનો નમાઝનો સમય થઈ જવાથી બધા અંબિયા (અલૈ.)ની સાથે નમાઝ અદા કરી, એ પણ સંભાવના છે કે આ નમાઝ તે જ દિવસની સવારની નમાઝ છે. ઈબ્ને કષીર (રહ.) ફરમાવે છે કે અંબિયા (અલૈ.)ની ઈમામત કરવાની આ ઘટના અમુક લોકોના મતે આસમાન ઉપર જતા પહેલાં બની હતી પરંતુ દેખીતું એ જ છે કે આ ઘટના પરત આવવાના સમયે બની, કારણ કે આસમાનો ઉપર અંબિયા (અલૈ.)થી મુલાકાતની ઘટનામાં એ વર્ણન થયું છે કે બધા અંબિયા (અલૈ.) સાથે જિબ્રઈલ (અલૈ.)એ આપનો પરિચય કરાવ્યો, જો ઘટના ઈમામત પહેલાં થઈ ચૂકી હોત તો અહીંયાં પરિચયની આવશ્યકતા ન હતી અને આમ પણ દેખીતું એ જ છે કે આ મુસાફરીનો મૂળ હેતુ مَلَاءِ اَعْلٰى (મલએ અઅ્લા–Heavenly Hosts)માં જવાનો હતો, પ્રથમ તેને જ પૂરું કરવું વધારે નજીક જણાય છે કે પછી જ્યારે આ અસલ કામથી ફારેગ થયા તો બધા જ અંબિયા (અલૈ.) આપ ﷺની સાથે વળાવવા માટે બયતુલ મુકદસ તરફ આવ્યા અને રસૂલે કરીમ ﷺને જિબ્રઈલ અમીન (અલૈ.)ના ઈશારાથી બધાના ઈમામ બનાવીને આપ ﷺની વિશિષ્ટતા અને સૌના ઉપર તેમની શ્રેષ્ઠતાની અમલી સાબિતી આપવામાં આવી.

ત્યારબાદ રસૂલે કરીમ ﷺ બયતુલ મુકદસથી રવાના થયા અને બુરાક ઉપર સવાર થઈને અંધારાના સમયમાં જ મક્કએ મુઅજ્જમહમાં પહોંચી ગયા. વલ્લાહુ અઅ્લમુ.

### મેઅ્રાજની ઘટના વિશે એક ગેરમુસ્લિમની સાક્ષી :

તફસીરે ઈબ્ને કષીરમાં છે કે હાફિઝ અબૂ નઈમ ઈસ્બહાનીએ પોતાની કિતાબ "દલાઈલુન્નુબુવ્વહ"માં મુહમ્મદ ઈબ્ને ઉમર વાકિદીની સનદથી મુહમ્મદ ઈબ્ને કઅ્બ કુરુઝીની આ ઘટના નકલ કરી છે, (વાકિદી રહ.ની રિવાયત હદીષમાં મુહદ્દીસોએ ઝઈફ–કમજોર કહી છે પરંતુ ઈમામ ઈબ્ને કષીર જેવા ખ્યાતનામ વિશ્વાસપાત્ર મુહદ્દીસે તેમની રિવાયતને નકલ કરી છે એટલા માટે કે આ ઘટનાનો સંબંધ અકીદાઓ અથવા હલાલ–હરામ સાથે નથી અને આવી ઐતિહાસિક ઘટનાઓમાં તેમની રિવાયતો ભરોસાપાત્ર છે. –મુહમ્મદ શફીઅ્ ઉસ્માની)

ઘટના આ પ્રમાણે નકલ થઈ છે,

"રસૂલે કરીમ ﷺએ રૉમના બાદશાહ કયસર પાસે પોતાનો પત્ર આપીને હઝરત દહિયા ઈબ્ને ખલીફા (રદિ.)ને મોકલ્યા, ત્યારબાદ હઝરત દહિયા (રદિ.)એ પત્ર પહોંચાડવાથી લઈ રૉમના બાદશાહ સુધી પહોંચવા અને તેમના બુદ્ધિશાળી અને સમજદાર હોવાની વિગતવાર ઘટના વર્ણન કરી, (જે સહીહ બુખારી અને હદીષની બધી વિશ્વાસપાત્ર કિતાબોમાં મોજૂદ છે) જેના અંતમાં છે કે રૉમના બાદશાહ હરક્યુલસે રસૂલે કરીમ ﷺનો પત્ર વાંચ્યા પછી આપ ﷺની પરિસ્થિતિની તહકીક કરવા માટે અરબના તે લોકોને ભેગા કર્યા જે તે સમયે તેમના દેશમાં વેપારના ઈરાદે આવ્યા હતા, શાહી હુકમ પ્રમાણે અબૂ સુફિયાન ઈબ્ને હરબ અને તેના સાથીઓ જે તે સમયે પ્રખ્યાત વેપારી કાફલો લઈને સિરીયામાં આવ્યા હતા તેમને હાજર કરવામાં આવ્યા, હરક્યુલસે તેમને તે સવાલો કર્યા જેની વિગતો સહીહ બુખારી અને મુસ્લિમ વગેરેમાં મોજૂદ છે, અબૂ સુફિયાનની દિલી તમન્ના એ હતી કે તેઓ આ મોકા ઉપર રસૂલે કરીમ ﷺ વિશે અમુક એવી વાતો વર્ણન કરે જેનાથી રસૂલે કરીમ ﷺનું અપમાન થાય અને તેઓ કોઈ હેસિયત ધરાવતા નથી એવું જાહેર થાય પરંતુ અબૂ સુફિયાન કહે છે કે મને પોતાના આ ઈરાદાથી કોઈ વસ્તુ એના સિવાય અવરોધ સ્વરૂપ ન હતી કે કદાચ મારા મુખેથી કોઈ એવી વાત નીકળી જાય જેનું જૂઠું હોવું સાબિત થઈ જાય અને હું બાદશાહની નજરોમાંથી ઊતરી જાઉં અને મારા સાથીઓ પણ હંમેશા મને જૂઠો હોવાનું મ્હેણું માર્યા કરે, અલબત્ત મને તે સમયે વિચાર આવ્યો કે તેની સામે મેઅ્રાજની ઘટના વર્ણન કરું જેનું જૂઠું હોવું બાદશાહ પોતે સમજી લેશે, આથી મેં કહ્યું કે તેમની એક ઘટના હું આપને વર્ણન કરું છું જેના વિશે તમે પોતે જાણી લેશો કે તે જૂઠું છે. હરક્યુલસે પૂછ્યું, તે શું ઘટના છે ? અબૂ સુફિયાને કહ્યું કે તેઓ નુબુવ્વતના દાવે'દાર એવું કહે છે કે તેઓ એક રાત્રે મક્કા મુકર્રમહથી નીકળ્યા અને આપની આ મસ્જિદ બયતુલ મુકદ્દસમાં પહોંચ્યા અને પછી ત્યાંથી રાતમાં જ સવારથી પહેલાં મક્કા મુકર્રમહમાં અમારી પાસે પહોંચી ગયા.

એલિયા જે બયતુલ મુકદ્દસનો સૌથી મોટો આલિમ હતો તે સમયે હરક્યુલસની પાસે ઊભો હતો, તેણે વર્ણન કર્યું કે હું તે રાતથી વાકેફ છું. રૉમના બાદશાહે તેના તરફ ધ્યાન આપ્યું અને પૂછ્યું કે તમને તેનું જ્ઞાન કેવી રીતે અને

શાથી હોય ? તેણે વિનંતી કરી કે મારી ટેવ એ હતી કે હું રાત્રે તે સમય સુધી સૂતો ન હતો જ્યાં સુધી કે બયતુલ મુકદ્દસના બધા દરવાજાઓ બંધ ન કરું, તે રાત્રે મેં બધા દરવાજાઓ બંધ કર્યા પરંતુ એક દરવાજો મારાથી બંધ ન થઈ શક્યો તો મેં પોતાના સહાયકોને બોલાવ્યા અને તેમણે મળીને પ્રયત્ન કર્યો પરંતુ તે તેમનાથી બંધ ન થઈ શક્યો, દરવાજાના કવચાંઓ પોતાની જગ્યાએથી હલતાં જ ન હતા, એવું લાગતું હતું કે જાણે અમે કોઈ પહાડ હલાવી રહ્યા છે, મેં થાકી-હારીને કારીગરો અને સુથારોને બોલાવ્યા તેમણે જોઈને કહ્યું કે આ દરવાજાની બારસાખ ઉપર ઈમારતનો ભાર આવી પડ્યો છે, હવે સવાર પહેલાં તેના બંધ થવાની કોઈ શક્યતા નથી, સવારે અમે જોઈ લઈશું કે શું કરવું જોઈએ ? હું મજબૂર થઈને પાછો આવ્યો અને દરવાજાના બંને બારણા ખુલ્લા રહી ગયા, સવાર થતાં જ હું તે દરવાજા ઉપર પહોંચ્યો તો મેં જોયું કે મસ્જિદના દરવાજા પાસે એક પથ્થરની શીલામાં એક કાણું પાડ્યું છે અને એનાથી મને એવી અનુભૂતિ થઈ કે અહીંયાં કોઈ જાનવર બાંધવામાં આવ્યું છે, તે સમયે હું પોતાના સાથીઓને કહેતો હતો કે આજે આ દરવાજાને અલ્લાહ તઆલાએ કદાચ એટલા માટે બંધ કરવાથી રોકી રાખ્યો છે કે કોઈ નબી અહીંયાં આવવાના હતા અને પછી વર્ણન કર્યું કે તે રાત્રે તેમણે અમારી મસ્જિદમાં નમાઝ પણ પઢી છે, ત્યારબાદ અન્ય વિગતો વર્ણન કરવામાં આવી છે." *(ઈબ્ને કષીર, પેજ : ૨૪, જિલ્દ : ૩)*

## ઇસ્રા અને મેઅ્રાજની તારીખ :

ઈમામ કુર્તુબી (રહ.)એ પોતાની તફસીરમાં નોંધ્યું છે કે મેઅ્રાજની તારીખમાં વિવિધ પ્રકારની ઘણી બધી રિવાયતો છે, મૂસા બિન ઉક્બાની રિવાયત એ છે કે મદીનાની હિજરતથી છ મહિના પહેલાં આ ઘટના બની હતી અને હઝરત આયશા (રદિ.) એવું ફરમાવે છે કે હઝરત ખદીઝા ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.)ની વફાત નમાઝો ફરજ થવાના હુકમ નાઝિલ થતાં પહેલાં થઈ ચૂકી હતી, ઈમામ ઝહરી (રહ.) ફરમાવે છે કે હઝરત ખદીઝા (રદિ.)ની વફાતની ઘટના બઅ્ષતે નબવીના સાત વર્ષો પછી થઈ છે.

અમુક રિવાયતોમાં છે કે મેઅ્રાજની ઘટના બઅ્ષતે નબવી પછી પાંચ વર્ષો બાદ બની છે, ઈબ્ને ઈસ્હાક કહે છે કે મેઅ્રાજની ઘટના તે સમયે બની

જ્યારે કે ઈસ્લામ અરબના સામાન્ય કબીલાઓમાં પહોંચી ચૂક્યો હતો, આ બધી જ રિવાયતોનો ખુલાસો એ છે કે મેઅ્રાજની ઘટના મદીનાની હિજરતથી કેટલાય વર્ષો પહેલાંની છે.

હરમી કહે છે કે ઈસ્રા અને મેઅ્રાજની ઘટના રબિઉલ આખરની ર૭મી રાત્રે હિજરતના એક વર્ષ પહેલાં બની છે અને ઈબ્ને કાસિમ ઝહબી કહે છે કે બઅ્ષતના અઢાર મહિના પછી આ ઘટના બની હતી, હદીષવેત્તાઓએ વિવિધ રિવાયતો વર્ણન કર્યા પછી કોઈ નિર્ણાયક વસ્તુ લખી નથી અને સામાન્ય રીતે એ જ બાબત પ્રચલિત છે કે રજ્જબ મહિનાની ર૭મી રાત શબે મેઅ્રાજ છે.

**મસ્જિદે હરામ અને મસ્જિદે અક્સા :**

હઝરત અબૂ ઝર ગિફારી (રદિ.) ફરમાવે છે કે, મેં રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું કે દુનિયાની સૌથી પહેલી મસ્જિદ કઈ છે ? તો આપ ﷺએ ફરમાવ્યું કે, મસ્જિદે હરામ. ત્યારબાદ મેં ફરી વિનંતી કરી કે તેના પછી કઈ ? તો આપ ﷺએ ફરમાવ્યું કે, મસ્જિદે અક્સા. મેં પૂછ્યું કે આ બંને વચ્ચે કેટલા સમયનું અંતર છે ? તો આપ ﷺએ ફરમાવ્યું કે ચાલીસ વર્ષ. પછી ફરમાવ્યું કે (મસ્જિદોનો ક્રમ તો આ છે) પરંતુ અલ્લાહ તઆલાએ આપણા માટે સમગ્ર પૃથ્વીને મસ્જિદ બનાવી દીધી છે, જે જગ્યાએ નમાઝનો સમય થઈ જાય ત્યાં જ નમાઝ અદા કરી લો. *(રવાહુ મુસ્લિમ)*

તફસીરના ઈમામ મુજાહિદ (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલાએ બયતુલ્લાહની જગ્યાને સંપૂર્ણ જમીનથી બે હજાર વર્ષ પહેલાં બનાવી છે અને તેના પાયાઓ સાતેય જમીનની અંદર સુધી પહોંચેલા છે તથા મસ્જિદે અક્સાને હઝરત સુલયમાન (અલૈ.)એ બનાવી છે. *(રવાહુન્નસાઈમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરની સહીહ હદીષ, તફસીરે કુર્તુબી, પેજ : ૧૩૭, જિલ્દ : ૪)*

મસ્જિદે હરામ તે મસ્જિદનું નામ છે જે બયતુલ્લાહની ચારે બાજુ બનેલી છે અને અમુક સમયે સંપૂર્ણ હરમને પણ મસ્જિદે હરામ તરીકે ઓળખવામાં આવે છે અને બીજા અર્થના આધારે બે રિવાયતોનો આ વિરોધાભાસ પણ દૂર થઈ જાય છે કે અમુક રિવાયતોમાં ઈસ્રા માટે તશરીફ લઈ જવાનું હઝરત ઉમ્મે હાની (રદિ.)ના ઘરેથી થવાનું નકલ થયું છે અને અમુકમાં હતીમે બયતુલ્લાહથી. જો

મસ્જિદે હરામનો સામાન્ય અર્થ લેવામાં આવે તો એ કંઈ ખોટું નથી કે પ્રથમ આપ ﷺ હઝરત ઉમ્મે હાની (રદિ.)ના મકાનમાં હોય અને ત્યાંથી ચાલીને હતીમે કા'બામાં તશરીફ લાવ્યા હોય અને પછી ત્યાંથી ઈસ્રાના સફરની શરૂઆત થઈ હોય. વલ્લાહુ અઅ્‌લમુ.

**મસ્જિદે અક્સા અને મુલ્કે શામ (સિરીયા-અર્ઝે મુકદ્દસ)ની બરકતો :**

આયત بَارَكْنَا حَوْلَهُ (બારકના હવ્‌લહુ)માં حَوْلَ (હવ્‌લ)નો ભાવાર્થ શામની સમગ્ર જમીન છે, એક હદીષમાં છે કે અલ્લાહ તઆલાએ અર્શથી ફુરાત નદી સુધી મુબારક ભૂમિ (અર્ઝે મુકદ્દસ) બનાવી છે અને તેમાં પૅલેસ્ટાઈનની ભૂમિને ખાસ પવિત્રતા અર્પણ કરી છે. *(રૂહુલ મઆની)*

તેની બરકતો દીની પણ છે અને દુનિયવી પણ, દીની બરકતો તો એ છે કે તે અગાઉ થઈ ચૂકેલા ઘણા બધા અંબિયા (અલૈ.)ના કુટુંબો તથા ઘણા બધા અંબિયા (અલૈ.)ની આરામગાહ અને કબરોનું સ્થાન છે અને દુનિયવી બરકતો એ છે કે આ ભૂમિ હંમેશા હરી-ભરી રહેવાની છે. નદીઓ, ઉત્તમ કક્ષાના ઝરણાઓ, નહેરો વગેરે હરિયાળી ત્યાં છે.

હઝરત મઆઝ ઈબ્ને જબલ (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "હે મુલ્કે શામ ! તું તમામ શહેરોમાં મારો ચૂંટી કાઢેલો પ્રદેશ છે અને હું તારા તરફ પોતાના ચૂંટી કાઢેલા બંદાઓને પહોંચાડીશ." *(કુર્તુબી)*

મુસ્નદે અહમદમાં હદીષ છે કે દજ્જાલ સમગ્ર ભૂમિમાં સમગ્ર પૃથ્વી ઉપર ફરશે પરંતુ ચાર મસ્જિદો સુધી તે નહીં પહોંચી શકે. એક, મસ્જિદે મદીના (નબવી), બીજી મસ્જિદે મક્કા મુકર્રમહ (બયતુલ્લાહ), ત્રીજી મસ્જિદે અકસા (બયતુલ મુકદ્દસ) અને ચોથી મસ્જિદે તૂર.

---

**આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૨-૩)**

وَآتَيْنَا مُوسَى الْكِتَابَ وَجَعَلْنَاهُ هُدًى لِّبَنِي إِسْرَائِيلَ أَلَّا تَتَّخِذُوا مِن دُونِي وَكِيلًا ۝٢ ذُرِّيَّةَ مَنْ حَمَلْنَا مَعَ نُوحٍ ۚ إِنَّهُ كَانَ عَبْدًا شَكُورًا ۝٣

## તરજુમો :

*અને અમે મૂસા (અલૈ.)ને કિતાબ આપી અને તેને બની ઈસ્રાઈલ માટે હિદાયત (માર્ગદર્શક) બનાવી કે મારા સિવાય કોઈને કાર્યસાધક ન ઠરાવો. (૨) તમે જે તે લોકોની અવલાદ છો જેમને અમે નૂહ (અલૈ.)ની સાથે ચઢાવ્યા, બેશક ! તે હક માનનાર (શુક્રગુઝાર) બંદો હતો. (૩)*

## તફસીર :

અને અમે મૂસા (અલૈ.)ને કિતાબ (એટલે કે તવરાત) આપી અને અમે તેમને બની ઈસ્રાઈલ માટે હિદાયત(નો સામાન) બનાવી (જેમાં બીજા હુકમોની સાથે–સાથે તવહીદનો એ મહાન હુકમ પણ હતો) કે તમે મારા સિવાય (કોઈ અન્યને પોતાનો) કાર્યસાધક ન ઠરાવો, હે તે લોકોના વંશજો જેને અમે નૂહ (અલૈ.)ની સાથે (વહાણમાં) સવાર કર્યા હતા, (અમે તમને સંબોધન કરી રહ્યા છે જેથી તે નેઅ્મતોને યાદ કરો કે જો અમે તેમને વહાણમાં સવાર કરીને ન બચાવ્યા હોત તો આજે તમે તેમના વંશજો ક્યાથી હોત ? અને તે નેઅ્મતને યાદ કરીને તેનો ઉપકાર માનો જેનો સૌથી મોટો વિભાગ તવહીદ છે અને) તે નૂહ (અલૈ.) ઘણા શુક્રગુઝાર બંદા હતા (બસ, જ્યારે અંબિયા અલૈ. શુક્ર અદા કરી રહ્યા છે અને ઉપકાર માની રહ્યા છે તો તમે તેને કઈ રીતે છોડી શકો છો ?)

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૪ થી ૮)

وَقَضَيْنَآ إِلَىٰ بَنِيٓ إِسْرَآءِيلَ فِي ٱلْكِتَٰبِ لَتُفْسِدُنَّ فِي ٱلْأَرْضِ مَرَّتَيْنِ وَلَتَعْلُنَّ عُلُوًّا
كَبِيرًا ۝٤ فَإِذَا جَآءَ وَعْدُ أُولَىٰهُمَا بَعَثْنَا عَلَيْكُمْ عِبَادًا لَّنَآ أُولِي بَأْسٍ شَدِيدٍ فَجَاسُوا
خِلَٰلَ ٱلدِّيَارِ ۚ وَكَانَ وَعْدًا مَّفْعُولًا ۝٥ ثُمَّ رَدَدْنَا لَكُمُ ٱلْكَرَّةَ عَلَيْهِمْ وَأَمْدَدْنَٰكُم
بِأَمْوَٰلٍ وَبَنِينَ وَجَعَلْنَٰكُمْ أَكْثَرَ نَفِيرًا ۝٦ إِنْ أَحْسَنتُمْ أَحْسَنتُمْ لِأَنفُسِكُمْ ۖ وَإِنْ
أَسَأْتُمْ فَلَهَا ۚ فَإِذَا جَآءَ وَعْدُ ٱلْءَاخِرَةِ لِيَسُۥٓـُٔوا وُجُوهَكُمْ وَلِيَدْخُلُوا ٱلْمَسْجِدَ كَمَا
دَخَلُوهُ أَوَّلَ مَرَّةٍ وَلِيُتَبِّرُوا مَا عَلَوْا تَتْبِيرًا ۝٧ عَسَىٰ رَبُّكُمْ أَن يَرْحَمَكُمْ ۚ وَإِنْ
عُدتُّمْ عُدْنَا ۘ وَجَعَلْنَا جَهَنَّمَ لِلْكَٰفِرِينَ حَصِيرًا ۝٨

وقف لازم

## તરજુમો :

*અને અમે બની ઈસ્રાઈલને કિતાબમાં સ્પષ્ટ કહી સંભળાવ્યું કે તમે પ્રદેશમાં બે વખતે ફસાદ (ખરાબી) કરશો અને સરકશી (અભિમાન) કરશો, મોટી સરકશી. (૪) પછી જ્યારે પ્રથમ વાયદો આવ્યો અમે તમારા ઉપર પોતાના કઠોર લડવૈયા બંદા મોકલ્યા, પછી શહેરોની વચ્ચે ફેલાઈ પડયા અને તે વાયદો (પૂરો) થવાનો જ હતો. (૫) પછી અમે તમારો વારો તેમના ઉપર ફેરવી દીધો અને તમને માલથી અને દિકરાઓથી શક્તિ આપી અને તેનાથી તમારું લશ્કર વધારે કરી દીધું. (૬) જો તમે ભલાઈ કરી તો પોતાનું ભલું કર્યું અને જો બુરાઈ કરી તો પોતાના માટે, પછી જ્યારે બીજો વાયદો પહોંચ્યો બીજા બંદાઓ મોકલ્યા કે તમારા મોઢાં ઉદાસ કરી (બગાડી) દે અને મસ્જિદમાં ઘુસી જાય જેમકે પહેલી વખતે ઘુસી ગયા હતા અને જે જગ્યાએ કાબૂ પામે ખરાબ કરી દે, સંપૂર્ણ ખરાબી (સત્યાનાશ). (૭) કદાચ તમારો પરવરદિગાર તમારા ઉપર રહમ કરે અને જો ફરી તે જ કરશો તો અમે પણ એવું જ કરીશું અને અમે દોઝખને કાફિરોનું કેદખાનું બનાવ્યું છે. (૮)*

## તફસીર :

અને અમે બની ઈસ્રાઈલને કિતાબમાં (તે તવરાતમાં હોય કે પછી અન્ય બની ઈસ્રાઈલના સહીફાઓમાં) એ વાત (ભવિષ્યવાણી તરીકે) બતાવી આપી હતી કે તમે (સિરીયાની) ભૂમિમાં બે વખતે (ગુનાહોના મોટા પ્રમાણથી) ખરાબી કરશો (એક વખતે હઝરત મૂસા અલૈ.ની શરીઅતનો વિરોધ અને બીજા વખતે હઝરત ઈસા અલૈ.ની શરીઅતનો વિરોધ) અને અન્યો ઉપર પણ જોર ચલાવવા લાગશો (એટલે કે અત્યાચાર અને બળજબરી કરશો એ રીતે لَتُفْسِدُنَّ "લતુફસિદુન્નહ"માં અલ્લાહના હકો બરબાદ કરવા તરફ અને لَتَعْلُنَّ માં બંદાઓના હકો બરબાદ કરવા તરફ ઈશારો છે અને એ પણ બતાવવામાં આવ્યું હતું કે બંને વખતે સખત સજામાં સપડાઈ જશે) ત્યારબાદ જ્યારે તેઓ બે સમયની મુદતમાંથી પ્રથમ મુદતે આવી પહોંચશે તો અમે તેમના ઉપર પોતાના એવા બંદાઓને થોપી દઈશું જેઓ સખત લડવૈયા હશે, પછી તેઓ (તમારા) ઘરોમાં ઘુસી જશે તે હત્યા અને કેદ કરી તમારો નાશ કરી નાંખશે અને આ

(સજાનો વાયદો) એક વાયદો છે જે અવશ્ય થઈને રહેશે, ત્યારબાદ (જ્યારે તમે પોતાના કર્યા ઉપર પસ્તાવો કરી તવબહ કરનારા થઈ જશો) તો અમે ફરી તેમના ઉપર વર્ચસ્વ કરાવી આપીશું (તેઓ તમારા જ સહાયક બની જશે, એ જ પ્રમાણે તમારા દુશ્મન તે કોમથી અને તમારાથી બંનેથી પરાજિત થઈ જશે) અને માલ અને પુત્રો (કે જેમને કેદ અથવા હલાક કરવામાં આવ્યા હતા હવે તેમની સંખ્યા વધારી તમારી મદદ કરીશું, એટલે કે આ વસ્તુઓ તમને પાછી મળી જશે જેનાથી તમને શક્તિ પ્રદાન થશે) અને અમે તમારા સમૂહ (એટલે કે તાબે'દારો)ને વધારીશું (બસ, માલ અને હોદ્દો, અવલાદ અને આજ્ઞાપાલન બધામાં પ્રગતિ થશે અને આ કિતાબમાં નસીહત સ્વરૂપે એ પણ લખવામાં આવ્યું હતું કે) જો (હવે ભવિષ્યમાં) સારા કામો કરતા રહેશો તો પોતાના જ લાભના માટે સારા કામ કરશો (એટલે કે દુનિયા અને આખિરતમાં તેનો લાભ પ્રાપ્ત થશે) અને જો (ફરી) તમે ખરાબ કામો કરશો તો પણ તે પોતાના જ માટે (બુરાઈ કરશો, એટલે કે ફરી સજા થશે એટલા માટે એવું જ થયું જેનું આગળ વર્ણન આવે છે કે) પછી જ્યારે (પ્રસ્તુત બે સમયના ફસાદમાંથી) અંતિમ સમયની મુદત આવશે (અને તે સમયે તમે ઈસા અલૈ.ની શરીઅતનો વિરોધ કરશો) તો પછી અમે અન્યોને તમારા ઉપર થોપી દઈશું જેથી (તેઓ તમને મારી–મારીને) તમારા ચહેરાઓ બગાડી નાંખશે અને જે પ્રમાણે તે (આગલા) લોકો મસ્જિદ (અલ અક્સા–બયતુલ મુકદ્દસ)માં (લૂંટમાર કરતા) ઘુસ્યા હતા આ (પાછલા) લોકો પણ તેમાં ઘુસી જશે, જે–જે વસ્તુ ઉપર તેમનો કાબૂ થશે સૌ(નો નાશ અને) બરબાદ કરી નાંખશે (અને આ કિતાબમાં એ પણ લખ્યું હતું કે જો આ બીજા સમય પછી જ્યારે તેઓ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺનો વિરોધ અને ગુનાહોના કાર્યોથી અટકી જાય તથા શરીઅતે મુહમ્મદિય્યહનું અનુસરણ કરી લે તો) આશ્ચર્યની વાત નથી (એટલે કે વાયદા સ્વરૂપે ઉમ્મીદ છે) કે તમારો પરવરદિગાર તમારા ઉપર રહમ કરે (અને તમને અપમાન અને તકલીફમાંથી બહાર કાઢે) અને જો તમે ફરી પાછા (શરારત) કરશો તો અમે પણ ફરી પાછા (સજાનો વર્તાવ) કરીશું (એટલા માટે રસૂલે કરીમ ﷺના સમયમાં તેમણે તેમનો વિરોધ કર્યો તો પછી કતલ અને કેદ તથા અપમાનિત થવાની આ દુનિયામાં સજા થઈ) અને (આખિરતમાં) અમે જહન્નમને (એવા) કાફિરોનું જેલખાનું બનાવી રાખ્યું છે.

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આનાથી અગાઉની આયતો جَعَلۡنٰهُ هُدًى لِّبَنِيٓ اِسۡرَآءِيۡلَ માં શરીઅતના હુકમો તથા અલ્લાહની હિદાયત અને અનુસરણ તથા આજ્ઞાપાલનનું પ્રોત્સાહન હતું અને પ્રસ્તુત આયતોમાં તેનો વિરોધ કરવા ઉપર ધમકી તથા સજાનો વિષય છે. આ આયતોમાં બની ઈસ્રાઈલની બે ઘટનાઓ બોધપાઠ અને શિખામણ માટે વર્ણન કરવામાં આવી છે કે તેમણે એક સમયે ગુનાહો કરી તથા અલ્લાહના હુકમનો વિરોધ કરી મૂર્ખામી કરી તો અલ્લાહ તઆલાએ તેમના ઉપર દુશ્મનોને થોપી દીધા જેમણે તેમને તબાહ બરબાદ કર્યા, પછી તેમની શા'ન કંઈક ઠેકાણે આવી અને પછી શરારત ઓછી કરી તો હાલત ઠીકઠાક થઈ, પરંતુ અમુક મુદ્દત પછી ફરી પાછી શરારતો અને દુષ્કૃત્યો તેમનામાં ફેલાઈ ગયા તો ફરી પાછા અલ્લાહ તઆલાએ તેમના દુશ્મનોના હાથે તેમને સજા અપાવી. કુર્આને કરીમમાં બંને ઘટનાઓનું વર્ણન છે પરંતુ ઈતિહાસમાં આ પ્રમાણેની છ ઘટનાઓ બની છે.

(૧) મસ્જિદે અક્સા બનાવનાર હઝરત સુલયમાન (અલૈ.)ની વફાતના અમુક સમય પછી આ ઘટના ઘટી હતી કે બયતુલ મુકદસના શાસનકર્તાઓએ બેદીની અને ખરાબ કૃત્યો અપનાવી લીધા તો મિસ્રના એક બાદશાહે તેમના ઉપર આક્રમણ કર્યું અને બયતુલ મુકદસનો સોના-ચાંદીનો સામાન લૂંટીને લઈ ગયો પરંતુ શહેર અને મસ્જિદને જમીનદોસ્ત ન કર્યું.

(૨) આ ઘટના લગભગ તેનાથી ચારસો વર્ષ પછીની છે કે બયતુલ મુકદસમાં પહોંચનારા અમુક યહૂદીઓએ મૂર્તિપૂજા શરૂ કરી દીધી અને બાકીનાઓમાં કુસંપ અને પરસ્પર ઝઘડા થવા લાગ્યા તેની નહૂસતથી ફરી કોઈ મિસ્રના બાદશાહે તેમના ઉપર આક્રમણ કર્યું અને અમુક રીતે શહેર અને મસ્જિદની ઈમારતને પણ નુકસાન પહોંચાડ્યું, પછી તેમની હાલત કંઈક ઠીકઠાક થઈ.

(૩) આ ઘટના તેના અમુક વર્ષો પછી બની જ્યારે બુખ્તે નસર બૅબીલોનના બાદશાહે બયતુલ મુકદસ ઉપર ચઢાઈ કરી અને શહેરને જીતીને ઘણો સામાન લૂંટી લીધો અને ઘણા લોકોને કેદ પકડીને લઈ ગયો તથા અગાઉના બાદશાહના કુટુંબના એક વ્યક્તિને પોતાનો નાયબ બનાવી આ શહેરનો શાસક

બનાવી દીધો.

(૪) તે નવા બાદશાહે કે જે મૂર્તિપૂજક અને દુષ્કૃત્યો આચરનાર હતો તેણે બુખ્તે નસર સામે બળવો કર્યો તો બુખ્તે નસર ફરીવાર ચઢી આવ્યો અને ખૂનામરકી તથા હત્યાઓનું બજાર ગરમ કરી નાંખ્યું અને મોટા ભાગના શહેરમાં આગ લગાવીને તેને મેદાન કરી નાંખ્યું. આ ઘટના મસ્જિદના ચારસો પંદર વર્ષ પછી બની હતી, ત્યારબાદ યહૂદીઓને અહીંયાંથી દેશ નિકાલો આપવામાં આવ્યો અને તે બૅબીલોન ચાલ્યા ગયા જ્યાં અત્યંત અપમાનિત દશામાં રહીને સિત્તેર વર્ષો પસાર થઈ ગયા, ત્યારબાદ ઈરાનના શાહે બૅબીલોનના બાદશાહ ઉપર આક્રમણ કરીને બૅબીલોન જીતી લીધું, ફરી ઈરાનના શાહને તે જિલાવતન (દેશનિકાલ થયેલા) યહૂદીઓ ઉપર દયા આવી અને તેમને પાછા સિરીયામાં પહોંચાડી દીધા અને તેમનો લૂંટેલો સામાન પણ પાછો આપ્યો, હવે યહૂદીઓ પોતાના અમલો અને ગુનાહોથી તવબહ કરી ચૂક્યા હતા, અહીંયાં નવેસરથી સ્થાયી થયા તો ઈરાનના શાહની મદદથી ફરી મસ્જિદે અક્સાને પ્રથમ નમૂના પ્રમાણે બનાવી દીધી.

(૫) આ ઘટના તે સમયે ઘટી જ્યારે યહૂદીઓને અહીંયાં સંતોષ તથા છૂટછાટ ફરીવાર પ્રાપ્ત થઈ ગઈ ત્યારે તેઓ પોતાના ભૂતકાળને ભૂલી ગયા અને ફરી દુષ્કૃત્યો અને ખરાબ પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત થઈ ગયા ત્યારે હઝરત ઈસા (અલૈ.)ની પેદાઈશના એકસો સિત્તેર વર્ષ પહેલાં એ ઘટના ઘટી કે જે રાજાએ અંતાકિયા (Antioch) વસાવ્યું હતું તેણે આક્રમણ કર્યુ અને ચાલીસ હજાર યહૂદીઓને કતલ કરી નાંખ્યા અને ચાલીસ હજારને કેદ પકડીને તથા ગુલામ બનાવીને પોતાની સાથે લઈ ગયો તથા મસ્જિદની પણ ખૂબ બેહૂરમતી કરી પરંતુ મસ્જિદની ઈમારત બચી ગઈ, પરંતુ ફરી આ બાદશાહના નાયબોએ શહેર અને મસ્જિદને બિલકુલ ખેદાન-મેદાન કરી નાંખ્યું, તેની અમુક મુદત પછી બયતુલ મુકદસ ઉપર રૉમના રાજાનું શાસન સ્થપાઈ ગયું, તેમણે મસ્જિદને ફરી ઠીકઠાક કરાવી અને તેના આઠ વર્ષ પછી હઝરત ઈસા (અલૈ.)નો જન્મ થયો.

(૬) હઝરત ઈસા (અલૈ.)ના સદેહે આસમાનમાં ઉઠાવી લીધાના ચાલીસ વર્ષો પછી યહૂદીઓએ પોતાના શાસનકર્તા રૉમના બાદશાહો સામે બળવો પોકાર્યો તો રૉમનોએ ફરી શહેર અને મસ્જિદને તબાહ-બરબાદ કરીને એવી જ

હાલત કરી નાંખી જેવી કે પહેલાં હતી, તે સમયના બાદશાહનું નામ ટેટ્સ હતું જે ન તો યહૂદી હતો અને ન જ ઈસાઈ, કારણ કે તેના ઘણો દિવસો પછી કૉન્સટન્ટીન પહેલો ઈસાઈ બન્યો છે અને ત્યારબાદ હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ના સમયકાળ સુધી આ મસ્જિદ વેરાન પડેલી રહી, એટલે સુધી કે હઝરત ઉમર (રદિ.)એ તેનું બાંધકામ કરાવ્યું, આ છ ઘટનાઓ કુર્આનની તફસીરોમાં સાચી તફસીરોના હવાલાથી લખવામાં આવી છે.

હવે એ વાત કે કુર્આને કરીમે જે બે ઘટનાઓનું વર્ણન કર્યું છે તે તેમાંથી કઈ છે તેને કોઈ ચોક્કસ રીતે નિશ્ચિત અને નક્કી કરવું તો મુશ્કેલ છે પરંતુ દેખીતું એ છે કે તેમાંથી જે બે ઘટનાઓ વધારે કઠોર અને મોટી છે, જેમાં યહૂદીઓની શરારતો પણ વધારે થઈ અને સજા પણ તેના પ્રમાણમાં કઠોર સ્વરૂપે મળી તેને તે બે ઘટનાઓ સમજવામાં આવે અને તે ચોથી અને છટ્ઠી ઘટના છે. તફસીરે કુર્તુબીમાં અહીંયાં એક લાંબી "હદીષે મરફુઅ્" હઝરત હુઝયફા (રદિ.) દ્વારા નકલ કરવામાં આવી છે તેનાથી પણ એ નિશ્ચિત થાય છે કે આ બે ઘટનાઓનો ભાવાર્થ ઉપરોક્ત ચોથા અને છટ્ઠા નંબરની ઘટના છે, આ લાંબી હદીષનો તરજુમો આ પ્રમાણે છે.

"હઝરત હુઝયફા (રદિ.) ફરમાવે છે કે મેં રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે બયતુલ મુકદ્દસ અલ્લાહ તઆલા સમીપ મહાન કદરપાત્ર મસ્જિદ છે, આપ ﷺએ ફરમાવ્યું કે તે દુનિયાના બધા ઘરોમાં એક વિશિષ્ટ શ્રેષ્ઠતાવાળું ઘર છે જેને અલ્લાહ તઆલાએ સુલયમાન બિન દાવુદ (અલૈ.) માટે સોના-ચાંદી અને ઝવેરાત તથા યાકૂત (રૂબી) અને ઝુમુર્રુદ (Emerald)થી બનાવ્યું હતું અને તે એ પ્રમાણે કે જ્યારે હઝરત સુલયમાન (અલૈ.)એ તેનું બાંધકામ શરૂ કર્યું તો અલ્લાહ તઆલાએ જિન્નાતોને તેમના તા'બે કરી દીધા, જિન્નાતોએ આ બધા ઝવેરાત અને સોના-ચાંદી ભેગા કરીને તેનાથી મસ્જિદ બનાવી. હઝરત હુઝયફા (રદિ.) ફરમાવે છે કે મેં વિનંતી કરી કે પછી બયતુલ મુકદ્દસનું આ સોનું-ચાંદી ક્યાં ગયા અને કઈ રીતે ? તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જ્યારે બની ઈસ્રાઈલે અલ્લાહ તઆલાની નાફરમાની કરી તથા ગુનાહો અને દુષ્કૃત્યોમાં સંડોવાય ગયા, અંબિયા (અલૈ.)ને કતલ કર્યા તો અલ્લાહ તઆલાએ તેમના ઉપર બુખ્તે નસર બાદશાહને થોપી દીધો જે અગ્નિપૂજક હતો, તેમણે સાતસો

વર્ષો બયતુલ મુકદસ ઉપર શાસન કર્યું.'' કુર્આને કરીમમાં આયત فَاِذَاجَآءَ وَعْدُ اُوْلٰهُمَا بَعَثْنَا عَلَيْكُمْ عِبَادًا لَّنَآ اُولِىْ بَاْسٍ شَدِيْدٍ થી આ જ ઘટના ભાવાર્થ તરીકે છે. બુખ્તે નસરનું લશ્કર મસ્જિદે કુદ્સમાં દાખલ થયું, પુરુષોને કતલ કર્યા તથા સ્ત્રીઓ અને બાળકોને કેદ કર્યા અને બયતુલ મુકદસનો બધો માલ–સામાન સોનું–ચાંદી, હીરા–ઝવેરાતને એક લાખ સિત્તેર હજાર ગાડાંઓમાં ભરીને લઈ ગયો અને પોતાના દેશ બૅબીલોનમાં રાખી લીધું. સો વર્ષો સુધી તેણે બની ઈસ્રાઈલને પોતાના ગુલામ બનાવીને જાત–જાતની કષ્ટદાયક સેવા તેમને અપમાનિત કરી લેતો રહ્યો.

પછી અલ્લાહ તઆલાએ ઈરાનના બાદશાહોમાંથી એક બાદશાહને તેના મુકાબલામાં ઊભો કરી દીધો જેણે બૅબીલોન જીતી લીધું અને બાકીના બની ઈસ્રાઈલને બુખ્તે નસરની કેદમાંથી આઝાદ કરાવ્યા તથા જેટલો માલ–સામાન તે બયતુલ મુકદસમાંથી લાવ્યો હતો તે પરત બયતુલ મુકદસમાં પહોંચાડી દીધો અને ફરી બની ઈસ્રાઈલને હુકમ આપ્યો કે જો તમે ફરી નાફરમાની અને ગુનાહો તરફ પાછા વળશો તો અમે પણ ફરી કતલ અને કેદનો અઝાબ તમારા ઉપર પાછો વાળીશું. કુર્આને કરીમની عَسٰى رَبُّكُمْ اَنْ يَّرْحَمَكُمْ وَاِنْ عُدْتُّمْ عُدْنَا આયતનો આ જ ભાવાર્થ છે.

પછી જ્યારે બની ઈસ્રાઈલ બયતુલ મુકદસમાં પાછા ફર્યા અને બધો માલ–સામાન પણ કબ્જામાં આવી ગયો તો ફરી ગુનાહો અને દુષ્કૃત્યો તરફ પાછા વળ્યા, તે સમયે અલ્લાહ તઆલાએ તેમના ઉપર રૉમના બાદશાહ કયસરને થોપી દીધો, આયત فَاِذَاجَآءَ وَعْدُ الْاٰخِرَةِ لِيَسُوْءٗ وُجُوْهَكُمْ નો આ જ ભાવાર્થ છે. રૉમના બાદશાહે આ લોકો ઉપર જમીની અને દરિયાઈ માર્ગે યુદ્ધ કર્યા અને ઘણા બધા લોકોને કતલ તથા કેદ કર્યા અને પછી તેમનો બધો માલ–સામાન બયતુલ મુકદસથી અસંખ્ય ગાડીઓમાં લાદીને લઈ ગયો અને પોતાના રાજ્ય બૅબીલોનમાં રાખી લીધો, આ બધો માલ–સામાન અત્યાર સુધી ત્યાં જ છે અને ત્યાં જ રહેશે એટલે સુધી કે હઝરત મહેંદી (અલૈ.) ફરી તેમને બયતુલ મુકદસમાં એક લાખ સિત્તેર હજાર વહાણોમાં પાછા લાવશે અને આ જ સ્થળે અલ્લાહ તઆલા બધા જ આગલા અને પાછલા લોકોને ભેગા કરશે.

*(એક લાંબી હદીષ કુર્તુબીની તફસીરમાં વર્ણન થયા પ્રમાણે)*

બયાનુલ કુર્આનમાં છે કે બે ઘટનાઓ જેનું વર્ણન કુર્આનમાં આવ્યું છે તેનો ભાવાર્થ બે શરીઅતોનો વિરોધ છે, પ્રથમ હઝરત મૂસા (અલૈ.)ની શરીઅતનો વિરોધ અને પછી હઝરત ઈસા (અલૈ.)ના આગમન પછી તેમની શરીઅતનો વિરોધ છે. આ પ્રમાણે પ્રથમ વિરોધમાં તે બધી જ ઘટનાઓ સામેલ હોઈ શકે છે જે ઉપર વર્ણન કરવામાં આવી છે, ઘટનાઓની વિગતો પછી હવે આયતોની ટૂંકો ખુલાસો જોઈ લઈએ.

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરોક્ત ઘટનાઓનો ખુલાસો એ છે કે બની ઈસ્રાઈલ વિશે અલ્લાહ તઆલાએ એ ફેંસલો કર્યો હતો કે તેઓ જયાં સુધી અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન કરશે તેઓ દીન અને દુનિયામાં સફળ તથા પ્રતિષ્ઠિત રહેશે અને જ્યારે પણ દીનના માર્ગેથી ભટકવા લાગશે ત્યારે ઝલીલ તથા અપમાનિત થઈ જશે તથા દુશ્મનો અને કાફિરોના હાથે તેમને નુકસાનમાં નાંખવામાં આવશે અને માત્ર એટલું જ નહિ કે દુશ્મનો તેમના ઉપર વિજયી થઈને તેમને જાન અને માલનું નુકસાન પહોંચાડે બલકે તેમની સાથે તેમનો કિબ્લો બયતુલ મુકદ્દસ પણ આ દુશ્મનોના મારથી બચી શકશે નહીં, તેમના કાફિર દુશ્મનો બયતુલ મુકદ્દસની મસ્જિદમાં ઘુસીને તેની બેહુરમતી અને તોડ–ફોડ કરશે, આ પણ બની ઈસ્રાઈલની સજાનું જ એક અંગ હશે. કુર્આને કરીમે તેમની બે ઘટનાઓ વર્ણન કરી, પ્રથમ ઘટના હઝરત મૂસા (અલૈ.)ની શરીઅતના સમયની છે અને બીજી ઘટના હઝરત ઈસા (અલૈ.)ના સમયની છે. આ બંનેમાં બની ઈસ્રાઈલે પોતાના સમયની સમકાલીન ઈલાહી શરીઅતનો વિરોધ કરી તેનાથી બળવાખોરી અપનાવી લીધી તો પ્રથમ ઘટનામાં એક અગ્નિપૂજક કાફિર બાદશાહ તેમના ઉપર અને બયતુલ મુકદ્દસ ઉપર થોપી દેવામાં આવ્યો જેણે ખૂબ તબાહી મચાવી અને બીજી ઘટનામાં એક રૉમન બાદશાહને થોપવામાં આવ્યો જેણે તેમની હત્યા અને નાશ કર્યો તથા બયતુલ મુકદ્દસને જમીનદોસ્ત કરીને વેરાન કરી નાંખ્યું, તેની સાથે જ એ પણ વર્ણન કરવામાં આવ્યું કે બંને વખતે જ્યારે બની ઈસ્રાઈલે પોતાના દુષ્કૃત્યો ઉપર પસ્તાવો કરીને તવબહ કરી તો અલ્લાહ તઆલાએ તેમને પ્રદેશ અને દોલત તથા સંતાનોથી ભર્યા–ભાદર્યા કરી દીધા.

આ બંને ઘટનાઓના વર્ણન પછી અંતે અલ્લાહ તઆલાએ તે ઘટનાઓમાં પોતાનો નિયમ વર્ણન કર્યો છે, وَاِنْ عُدْتُّمْ عُدْنَا એટલે કે, જો તમે પણ નાફરમાની અને બળવાખોરી તરફ પાછા ફરશો તો અમે ફરી એ જ પ્રમાણેની સજાઓ અને અઝાબ તમારા ઉપર નાંખીશું, આ નિયમ કયામત સુધી લાગુ રહેશે અને આ સંબોધન બની ઈસ્રાઈલને થયું હતું જેઓ રસૂલે કરીમ ﷺના સમયકાળમાં મોજૂદ હતા, જેમાં ઈશારો કરવામાં આવ્યો છે કે જે પ્રમાણે હઝરત મૂસા (અલૈ.)ની શરીઅતનો વિરોધ કરવાથી અને બીજી વખતે હઝરત ઈસા (અલૈ.)ની શરીઅતનો વિરોધ કરવાથી તમારે સજા અને અઝાબમાં સપડાવું પડ્યું હતું, હવે ત્રીજો દોર શરીઅતે મુહમ્મદી ﷺનો છે જે કયામત સુધી ચાલશે અને તેનો વિરોધ કરવાનો પણ આવો જ અંજામ થશે જેવો કે અગાઉ થઈ ચૂક્યો છે, એટલા માટે એવું જ થયું કે તે લોકોએ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺ અને ઈસ્લામનો વિરોધ કર્યો તો મુસલમાનોના હાથે તેમને દેશનિકાલો મળ્યો તથા તેઓ અપમાનિત થયા અને અંતે તેમના કિબ્લા બયતુલ મુકદસ ઉપર પણ મુસલમાનોનો કબ્જો થઈ ગયો, તફાવત એ રહ્યો કે પાછલા બાદશાહોએ તેમને પણ અપમાનિત કર્યા હતા અને તેમના કિબ્લા બયતુલ મુકદસની પણ બેહૂરમતી કરી હતી, હવે મુસલમાનોએ બયતુલ મુકદસ ઉપર કબ્જો કર્યો તો મસ્જિદે બયતુલ મુકદ્દસ જે સદીઓથી જમીનદોસ્ત અને વેરાન પડેલી હતી તેનું નવેસરથી બાંધકામ કર્યું અને તે અંબિયા (અલૈ.)ના કિબ્લાની પ્રતિષ્ઠા પુનઃસ્થાપિત કરી.

## બની ઇસ્રાઈલની ઘટનાઓમાં મુસલમાનો માટે બોધપાઠ છે; હાલની બયતુલ મુકદ્દસની હાલત આ જ ક્રમની એક કડી છે :

બની ઈસ્રાઈલની આ ઘટનાઓને કુર્આને કરીમનો વર્ણન કરવાનો અને મુસલમાનોને સંભળાવવાનો દેખીતો હેતુ એ જ છે કે મુસલમાનો પણ અલ્લાહના આ કાયદાઓથી અળગા કે બાકાત નથી, દુનિયા અને દીનમાં તેમની ઈજ્જત, પ્રતિષ્ઠા, માલ અને દોલત અલ્લાહના આજ્ઞાપાલન સાથે જોડાયેલ છે, જ્યારે તેઓ અલ્લાહ અને રસૂલે કરીમ ﷺની આજ્ઞાથી આડા ફંટાશે તો તેમના દુશ્મનો અને કાફિરો તેમના ઉપર વિજયી કરવામાં આવશે અને થોપી દેવામાં આવશે જેમના હાથે તેમના પ્રતીકો અને મસ્જિદોની બેહૂરમતી (અપમાન) પણ થશે.

આજકાલ જે બયતુલ મુકદ્દસની ઘટનાઓ કે તેના ઉપર યહૂદીઓનો કબ્જો, પછી તેમાં આગ લગાવવાથી સમગ્ર ઈસ્લામી જગત પરેશાન-પરેશાન છે વાસ્તવમાં એની હકીકત એ છે કે આ તે જ કુર્આની ઈરશાદોનું સમર્થન થઈ રહ્યું છે કે મુસલમાનો અલ્લાહ અને રસૂલને ભૂલાવી આખિરતથી ગાફેલ થઈને દુનિયાની શાનો-શૌકત પાછળ લાગી ગયા અને કુર્આન તથા સુન્નતના હુકમોથી અજાણ બની ગયા, જ્યારે તે જ કુદરતનો ઈલાહી નિયમ અહીંયાં પણ લાગુ પડ્યો કે કરોડો મુસલમાનો ઉપર અમુક લાખ યહૂદીઓ છવાઈ ગયા છે, તેમણે તેમના જાન અને માલને પણ નુકસાન પહોંચાડ્યું તથા શરીઅતે ઈસ્લામની રૂએ દુનિયાની ત્રણ મહાન મસ્જિદોમાંથી એક જે બધા જ અંબિયા (અલૈ.)નો કિબ્લો રહ્યો છે તે મુસલમાનો પાસેથી ઝૂંટવી લેવામાં આવી અને એક એવી કોમ છવાઈ ગઈ જે દુનિયામાં સૌથી વધારે અપમાનિત અને તુચ્છ સમજવામાં આવી રહી છે એટલે કે યહૂદીઓ; તેના ઉપર વિશેષ આ અનુભવ છે કે આ કોમ ન તો સંખ્યામાં મુસલમાનોના મુકાબલામાં કોઈ હેસિયત ધરાવે છે અને ન જ મુસલમાનોના સામૂહિક ઉપસ્થિત શસ્ત્રો અને શક્તિના મુકાબલામાં તેમની કોઈ તાકાત છે, તેનાથી એ પણ જાણ થાય છે કે આ હાલત યહૂદીઓ માટે કોઈ પ્રતિષ્ઠાનું સ્થાન અપાવતી નથી, અલબત્ત મુસલમાનો માટે તેમની બળવાખોરી અને ગુનાહોની સજા અવશ્ય છે જેનાથી સ્પષ્ટ રીતે જાહેર થાય છે કે આ જે કંઈ થઈ રહ્યું છે તે આપણા દુષ્કૃત્યોની સજા સ્વરૂપે થઈ રહ્યું છે અને તેનો ઈલાજ એના સિવાય કંઈ જ નથી કે આપણે ફરી પોતાના દુષ્કૃત્યો ઉપર પસ્તાવો કરીને સાચી તવબહ કરીએ અને અલ્લાહના હુકમોના આજ્ઞાપાલનમાં લાગીને સાચા મુસલમાન બનીએ તથા અન્યોની નકલ કરવામાં તથા અન્યોનો ભરોસો કરવામાં જઘન્ય અપરાધથી અટકી જઈએ તો અલ્લાહના વાયદા પ્રમાણે ઈન્શાઅલ્લાહ બયતુલ મુકદ્દસ અને પૅલેસ્ટાઈન પણ પાછું મુસલમાનોના કબ્જામાં જ આવશે પરંતુ અફસોસ એ વાતનો છે કે આજકાલ અરબ શાસકો અને ત્યાંના સામાન્ય મુસલમાનો હજુ સુધી પણ આ હકીકતથી ચેતતા નથી, તેઓ હજુ પણ ગેરોની મદદના સહારે બયતુલ મુકદ્દસને પાછું મેળવવાનો પ્લાન અને નકશા બનાવી રહ્યા છે જેની દેખીતી રીતે કોઈ સંભાવના કે શક્યતા નથી. فَاِلَى اللّٰهِ الْمُشْتَكٰى

તે શસ્ત્ર-સરંજામ તથા સાધન-સામગ્રી જેનાથી બયતુલ મુકદ્દસ અને

પૅલેસ્ટાઈન ફરી પાછું મુસલમાનોને મળી શકે છે તે માત્ર અલ્લાહ તઆલાના શરણે જવામાં અને તેના ઉપર સંપૂર્ણ ભરોસો રાખી આખિરત ઉપર દૃઢ શ્રદ્ધા અને શરીઅતના હુકમોનું અનુસરણ તથા પોતાની આર્થિક અને રાજકીય વ્યવસ્થામાં ગેરો ઉપર ભરોસો કરવાથી કે તેમની નકલ કરવાથી બચી અને પછી અલ્લાહ ઉપર સંપૂર્ણ ભરોસો કરવો ખાલિસ ઈસ્લામી અને શરઈ જિહાદ છે, અલ્લાહ તઆલા આપણા અરબ શાસકો અને અન્ય મુસલમાનોને તેની તવફીક અતા ફરમાવે. આમીન.

**એક આશ્ચર્યજનક ઘટના :**

અલ્લાહ તઆલાએ આ પૃથ્વી ઉપર પોતાની ઈબાદત માટે બે સ્થળોને ઈબાદત કરનારાઓનો કિબ્લો બનાવ્યો, એક બયતુલ મુકદ્દસ અને બીજો બયતુલ્લાહ; પરંતુ અલ્લાહની કુદરતના નિયમો બંને વિશે અલગ-અલગ છે, બયતુલ્લાહનું રક્ષણ કરવું અને કાફિરોનો તેના ઉપર વિજય પ્રાપ્ત ન થવા દેવાની જવાબદારી અલ્લાહે પોતે લીધેલી છે અને તેનું પરિણામ તે "અસ્હાબે ફીલ" છે જે કુર્આને કરીમે સૂરએ ફીલમાં વર્ણન થયું છે કે યમનના ઈસાઈ બાદશાહે બયતુલ્લાહ ઉપર ચઢાઈ કરી ત્યારે અલ્લાહ તઆલાએ તેનો પોતાના હાથીઓના લશ્કર સહિત બયતુલ્લાહની નજીક જતા પહેલાં જ પક્ષીઓ દ્વારા નાશ કરી નાંખ્યો પરંતુ બયતુલ મુકદ્દસ વિશે આ કાયદો નથી બલકે પ્રસ્તુત આયતોથી એ જાણ થાય છે કે જ્યારે મુસલમાનો ગુમરાહી અને ગુનાહોમાં સંડોવાશે તો તેની સજા સ્વરૂપે તેમની પાસેથી તે પ્રથમ કિબ્લો પણ ઝૂંટવી લેવામાં આવશે અને કાફિરો તેના ઉપર વિજય અને કાબૂ પ્રાપ્ત કરશે.

**કાફિરો પણ અલ્લાહ તઆલાના જ બંદા છે પરંતુ તેના સ્વીકૃતિપ્રાપ્ત બંદાઓ નથી :**

પ્રસ્તુત પ્રથમ ઘટનામાં કુર્આને કરીમે ઈરશાદ ફરમાવ્યો છે કે જ્યારે દીનવાળા ફિત્ના અને ફસાદ ઉપર ઊતરી આવશે તો અલ્લાહ તઆલા તેમના ઉપર પોતાના એવા બંદાઓને થોપી દેશે જે તેમના ઘરોમાં ઘુસીને તેમની હત્યા કરી તબાહી મચાવશે. આ સ્થળે કુર્આને કરીમના શબ્દ عِبَادًا لَّنَا (ઈબાદલ્લના) આવ્યો છે, عِبَادَنَا (ઈબાદના) નથી કહ્યું, બલકે એવું કહેવું ટૂંકું હોત પરંતુ હિકમત

એ છે કે કોઈ બંદાની ઈજાફત અને નિસ્બત અલ્લાહ તરફ થઈ જવું તેના માટે સૌથી મોટી પ્રતિષ્ઠા છે, જેમકે આ જ સૂરતની શરૂઆતમાં اَسۡـرٰی بِـعَبۡدِهٖ (અસ્રા બિઅબ્દિહી) હેઠળ એ બતાવવામાં આવી ચૂક્યું છે કે રસૂલે કરીમ ﷺને મેઅ્‌રાજમાં ખૂબ મહાન પ્રતિષ્ઠા અને અલ્લાહની નિકટતા પ્રાપ્ત થઈ, કુર્આને આ ઘટનાને વર્ણન કરવામાં રસૂલે કરીમ ﷺના નામ અથવા તેમનું કોઈ લક્ષણ કે સિફત વર્ણન કરવાના બદલે عَبۡـــدِهٖ (અબ્દિહી) કહીને એ બતાવ્યું કે મનુષ્યની અંતિમ વિશિષ્ટતા અને ઉચ્ચ કક્ષાની ઊંચાઈની પરાકાષ્ઠાનું સ્થાન એ છે કે અલ્લાહ તઆલા તેને પોતાનો બંદો કહીને નવાજે. પ્રસ્તુત આયતમાં જે લોકો પાસેથી બની ઈસ્રાઈલને સજા આપવાનું કામ લેવામાં આવ્યું તેઓ પોતે પણ કાફિર હતા, એટલા માટે અલ્લાહ તઆલાએ તેમને عِبَادَنَا (ઈબાદના)ના શબ્દથી ઓળખાવવાના બદલે તેમની ઈજાફત અને નિસ્બતને તોડીને عِبَـــادًا لَّـــنَـــا (ઈબાદલ્લના) ફરમાવ્યું, જેમાં એ તરફ ઈશારો છે કે તકવીની સ્વરૂપે તો બધા જ મનુષ્યો અલ્લાહના બંદા છે પરંતુ ઈમાન વિના તેઓ સ્વીકૃત બંદાઓ નથી કે જેમની નિસ્બત અને ઈજાફત (વિશેષ સન્માન) અલ્લાહ તરફ કરવામાં આવે.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૯-૧૦-૧૧)

إِنَّ هٰذَا الْقُرْاٰنَ يَهْدِيْ لِلَّتِيْ هِيَ أَقْوَمُ وَيُبَشِّرُ الْمُؤْمِنِيْنَ الَّذِيْنَ يَعْمَلُوْنَ
الصّٰلِحٰتِ أَنَّ لَهُمْ أَجْرًا كَبِيْرًا ﴿٩﴾ وَّأَنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ أَعْتَدْنَا
لَهُمْ عَذَابًا أَلِيْمًا ﴿١٠﴾ وَيَدْعُ الْإِنْسَانُ بِالشَّرِّ دُعَآءَهٗ بِالْخَيْرِ ۗ وَكَانَ الْإِنْسَانُ عَجُوْلًا ﴿١١﴾ ع

### તરજુમો :

*નિ:શંક ! આ કુર્આન તે માર્ગ બતાવે છે જે સૌથી સીધો છે અને ઈમાનવાળાઓને ખુશખબરી સંભળાવે છે જેઓ સારા અમલ કરે છે કે તેમના માટે મોટો સવાબ છે. (૯) અને એ કે જે આખિરતને નથી માનતા તેમના માટે અમે દર્દનાક અઝાબ તૈયાર કર્યો છે. (૧૦) અને માનવી બુરાઈ માંગે છે જેવી રીતે ભલાઈ માંગે છે અને મનુષ્ય ઉતાવળિયો છે. (૧૧)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સૂરતની શરૂઆતમાં મેઅ્રાજના મોઅ્જિઝા વડે રસૂલે કરીમ ﷺની રિસાલતની શાનનું વર્ણન હતું, આ આયતમાં કુર્આનના મોઅ્જિઝા વડે તેની સાબિતીનો ઉલ્લેખ છે.

## તફસીર :

બેશક ! આ કુર્આન એવા માર્ગનું માર્ગદર્શન કરે છે જે બિલકુલ સીધો છે (એટલે કે ઈસ્લામ) અને (આ તરીકાને માનનારા અને ન માનનારાઓને બદલો અને સજા પણ બતાવવામાં આવી છે કે) તે ઈમાનવાળાઓ કે જેઓ નેક કામ કરે છે (તેમને) આ ખુશખબરી આપે છે કે તેમને ઘણો મહાન સવાબ મળશે અને એ પણ બતાવે છે કે જે લોકો આખિરત ઉપર ઈમાન નથી રાખતા અમે તેમના માટે એક કષ્ટદાયક સજા તૈયાર કરી રાખી છે અને (અમુક) મનુષ્ય (જેમકે કાફિરો છે) બુરાઈ (એટલે કે અઝાબ)ની એવી માંગણી કરે છે જેવી રીતે ભલાઈની દુઆ (કરવામાં આવે છે) અને મનુષ્ય અમુક (સ્વભાવે જ) ઉતાવળિયો (હોય) છે.

## મસ્અલા અને બોધપાઠ :

### સૌથી સીધો માર્ગ :

કુર્આન જે તરીકાનું અને માર્ગનું માર્ગદર્શન કરે છે તેને اَقْــوَمُ (અક્વમ) "સીધો" માર્ગ કહેવામાં આવ્યો છે, "અક્વમ"ની તફસીર એ છે કે તે માર્ગ જે ઈચ્છિત મંઝિલ સુધી પહોંચાડવામાં નિકટનો પણ હોય, સરળ પણ હોય અને ભયસ્થાનોથી ખાલી પણ હોય. (કુર્તુબી) તેથી જાણ થઈ કે કુર્આને કરીમ મનુષ્યની જિંદગી માટે જે હુકમો આપે છે તે આ ત્રણે લક્ષણોનું સંયુક્ત મિશ્રણ છે, જો કે માનવી પોતાની અધૂરી સમજના કારણે અમુક સમયે આ માર્ગને મુશ્કેલ તેમજ ખતરાવાળો સમજવા લાગે છે પરંતુ રબ્બુલ આલમીન સમગ્ર વિશ્વનો સર્જનહાર જેને સૃષ્ટિના અણુએ અણુનું જ્ઞાન છે તથા ભૂતકાળ અને ભવિષ્યકાળ તેના માટે એકસમાન છે, તે જ તેની વાસ્તવિકતાથી વાકેફ છે કે મનુષ્યનો લાભ કયા કાર્યમાં અને કયા સ્વરૂપમાં વધારે છે અને પોતે મનુષ્ય કારણ કે સમગ્ર પરિસ્થિતિઓથી વાકેફ નથી તે પોતાના ભલા-બુરાને પણ સારી રીતે નથી ઓળખી શકતો.

કદાચ આ જ સંદર્ભના આધારે પ્રસ્તુત આયતોમાંથી અંતિમ આયતમાં એ ફરમાવવામાં આવ્યું કે મનુષ્ય તો અમુક સમયે ઉતાવળમાં પોતાના માટે એવી દુઆ માંગી લે છે જે તેના માટે તબાહી અને બરબાદીનું કારણ હોય છે, જો અલ્લાહ તઆલા તેની આવી દુઆઓ કબૂલ કરી લે તો તે બરબાદ થઈ જાય પરંતુ અલ્લાહ તઆલા મોટા ભાગે આવી દુઆઓને તાત્કાલિક કબૂલ કરતો નથી, એટલે સુધી કે પોતે મનુષ્ય સમજી લે છે કે મારી આ દરખાસ્ત ખોટી અને મારા માટે સખત નુકસાનકર્તા હતી તથા આયતના અંતિમ વાક્યમાં માનવીની એક સ્વાભાવગત પાકૃતિક કમજોરીને પણ નિયમ સ્વરૂપે વર્ણન કરી છે કે મનુષ્ય પોતાની પ્રકૃતિમાં જ ઉતાવળિયો હોય છે, ઉપરછલ્લા નફા અને નુકસાનની દૃષ્ટિ રાખે છે, સાર્વત્રિક પરિણામ તથા દિર્ઘદષ્ટિથી જોવામાં ઉણપ રાખે છે, તાત્કાલિક રાહત ભલે થોડી હોય તેને મોટી અને કાયમી રાહત ઉપર અગ્રિમતા આપવા માંડે છે. આ ચર્ચાનો ખુલાસો એ છે કે આ આયતમાં સામાન્ય માનવીની એક સ્વાભાવિક કમજોરી અને અશક્તિનું વર્ણન છે.

અને તફસીરના અમુક ઈમામોએ આ આયતને એક ખાસ ઘટનાના સંદર્ભમાં હોવાનું ઠરાવ્યું છે અને તે એ કે નજર બિન હારિષે ઈસ્લામના વિરોધમાં એક સમયે આ દુઆ કરી નાંખી, اَللّٰهُمَّ اِنْ كَانَ هٰذَا هُوَ الْحَقَّ مِنْ عِنْدِكَ فَامْطِرْ عَلَيْنَا حِجَارَةً مِّنَ السَّمَاءِ اَوِائْتِنَا بِعَذَابٍ اَلِيْمٍ એટલે કે, "હે અલ્લાહ જો તારા નિકટ આ ઈસ્લામ જ સત્ય છે તો અમારા ઉપર આસમાનથી પથ્થર વરસાવી દે અથવા કોઈ અન્ય કષ્ટદાયક અઝાબ મોકલી આપ." આ આયતમાં "માનવી"થી આ ખાસ માણસ અને તેના જેવા સ્વભાવ ધરાવતા હોય એવા માણસો ભાવાર્થ તરીકે છે.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૧૨ થી ૧૫)

| |
|---|
| وَجَعَلْنَا الَّيْلَ وَالنَّهَارَ اٰيَتَيْنِ فَمَحَوْنَآ اٰيَةَ الَّيْلِ وَجَعَلْنَآ اٰيَةَ النَّهَارِ مُبْصِرَةً |
| لِّتَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ وَلِتَعْلَمُوْا عَدَدَ السِّنِيْنَ وَالْحِسَابَ ؕ وَكُلَّ شَيْءٍ فَصَّلْنٰهُ |
| تَفْصِيْلًا ⑫ وَكُلَّ اِنْسَانٍ اَلْزَمْنٰهُ طٰٓئِرَهٗ فِيْ عُنُقِهٖ ؕ وَنُخْرِجُ لَهٗ يَوْمَ الْقِيٰمَةِ |

كِتٰبًا يَّلْقٰىهُ مَنْشُوْرًا ⑬ اِقْرَاْ كِتٰبَكَ ۭ كَفٰى بِنَفْسِكَ الْيَوْمَ عَلَيْكَ حَسِيْبًا ⑭
مَنِ اهْتَدٰى فَاِنَّمَا يَهْتَدِيْ لِنَفْسِهٖ ۚ وَمَنْ ضَلَّ فَاِنَّمَا يَضِلُّ عَلَيْهَا ۭ وَلَا تَزِرُ
وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى ۭ وَمَا كُنَّا مُعَذِّبِيْنَ حَتّٰى نَبْعَثَ رَسُوْلًا ⑮

## તરજુમો :

*અને અમે રાત અને દિવસ બે નિશાનીઓ બનાવી, પછી રાતની નિશાની ધૂંધળી (નિસ્તેજ) બનાવી અને દિવસની નિશાની જોવા માટે બનાવી જેથી પોતાના પરવરદિગારનો ફઝ્લ (રોજી) તલાશ કરો અને જેથી વર્ષોની ગણતરી અને હિસાબ જાણો અને અમે બધી વસ્તુઓ ખોલીને સંભળાવી. (૧૨) અને જે માનવી છે અમે તેની બુરી કિસ્મત તેની ગરદનથી લગાવી દીધી છે અને તેને કયામતના દિવસે કાઢી બતાવીશું એક કિતાબ કે તેને ખુલ્લી જોશે. (૧૩) પઢી લે પોતાની કિતાબ ! આજના દિવસે પોતાનો હિસાબ લેવા માટે તું જ પૂરતો છે. (૧૪) જે કોઈ માર્ગ ઉપર આવ્યો તો પોતાના જ ભલા માટે આવ્યો અને જે કોઈ ભટકેલો રહ્યો તો પોતાના બુરા માટે જ ભટકેલો રહ્યો અને કોઈના ઉપર બીજાનો બોજ પડતો નથી અને અમે બલા (અઝાબ) નથી નાંખતા જ્યાં સુધી કે કોઈ રસૂલ ન મોકલીએ. (૧૫)*

## તફસીર :

અમે રાત અને દિવસને (પોતાની કુદરતની) બે નિશાનીઓ બનાવી, બસ રાતની નિશાની (એટલે કે પોતે રાત)ને અમે ધૂંધળી બનાવી અને દિવસની નિશાનીને પ્રકાશિત કરી દીધી (કે તેમાં દરેક વસ્તુને સ્પષ્ટ જોઈ શકાય છે) જેથી (દિવસમાં) પોતાના પરવરદિગારની રોજીની શોધખોળ કરો અને (રાત અને દિવસના આવવા-જવામાં તથા બંનેમાં પ્રકાશનો તફાવત હોવામાં એટલે કે એકમાં પ્રકાશ અને બીજામાં અંધારું, આ બંનેની અલગ-અલગ પરિસ્થિતિઓ હોવાના કારણે) વર્ષોની ગણતરી અને (અન્ય નાના-નાના) હિસાબો જાણી લો (જેમકે સૂરએ યૂનુસના પ્રથમ રુકૂઅ્માં વર્ણન થયું છે) અને અમે દરેક વસ્તુને

ખુલાસાવાર વર્ણન કરીએ છીએ (લવહે મહફૂઝમાં સમગ્ર સૃષ્ટિની સંપૂર્ણ વિગતો કોઈપણ પ્રકારના અપવાદ વિના સુરક્ષિત છે અને કુર્આને કરીમમાં ખુલાસાવાર આવશ્યકતા અનુસાર વર્ણન થયેલ છે એટલા માટે આ વર્ણનનો સંબંધ બંને તરફ જોડી શકાય છે) અને અમે (દરેક અમલ કરનાર) મનુષ્યના અમલ (નેક હોય કે ખરાબ) તેના ગળાનો હાર બનાવી રાખ્યો છે (એટલે કે દરેક વ્યક્તિનો અમલ તેની સાથે હંમેશા લાગેલો રહે છે) અને (પછી) કયામતના દિવસે તેનું આ'માલનામું તેના (જોવા) માટે કાઢીને સામે કરવામાં આવશે જેને તે ખુલ્લું જોઈ લેશે (અને તેને કહેવામાં આવશે કે લો !) પોતાનું આ'માલનામું (પોતે) વાંચી લો, આજે તું પોતે પોતાનો હિસાબ ચકાસવા માટે પૂરતો છે (એટલે કે એની આવશ્યકતા નથી કે તારા અમલને કોઈ બીજો વ્યક્તિ ચકાશે, બલકે તું પોતે પોતાનું આ'માલનામું વાંચી જા અને હિસાબ લગાવતો જા કે તને કેટલી સજા અને કેટલો સારો બદલો મળવો જોઈએ ? મતલબ એ છે કે જો કે હજું અઝાબ પણ સામે નથી આવ્યો પરંતુ તે ટળવાનો નથી, એક સમય એવો આવવાનો છે કે માનવી પોતાના બધા અમલોને ખુલ્લી આંખોથી જોઈ લેશે અને અઝાબની દલીલ તેના ઉપર કાયમ થઈ જશે અને) જે વ્યક્તિ (દુનિયામાં સીધા) માર્ગ ઉપર ચાલે છે તે પોતાના જ લાભ માટે ચાલે છે અને જે વ્યક્તિ ખોટો માર્ગ ધારણ કરે છે તે પણ પોતાના જ નુકસાન માટે માર્ગ ભટકે છે (તે વ્યક્તિ તે સમયે તેનું પોતે નુકસાન ઉઠાવશે કોઈ અન્યનું કંઈ જ નુકસાન નહીં થાય, કારણ કે અમારો કાયદો એ છે કે) કોઈ વ્યક્તિ કોઈ (અન્યના ગુનાહ)નો ભાર ઉઠાવશે નહીં (અને જે કોઈને પણ જે કંઈ સજા આપવામાં આવે છે તે તેના ઉપર હુજ્જત પૂર્ણ કરીને પછી જ આપવામાં આવે છે કારણ કે, અમારો નિયમ એ છે કે) અમે (ક્યારેય) સજા નથી આપતા જ્યાં સુધી કોઈ રસૂલને (તેમની હિદાયત માટે) નથી મોકલી આપતા.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં પ્રથમ રાત અને દિવસની વિવિધતાને અલ્લાહ તઆલાએ કુદરતની સંપૂર્ણ નિશાનીઓ ઠરાવી બતાવ્યું છે કે રાતને અંધારી અને દિવસને પ્રકાશિત કરવામાં ઘણી મહાન હિકમતો છે, રાતને અંધારી કરવાની હિકમત આ સ્થળે વર્ણન કરવામાં આવી નથી, બીજી આયતોમાં તેની હિકમતો

વર્ણન થઈ છે કે રાતના અંધકારને ઊંઘ અને આરામ સાથે સંબંધ છે અને કુદરતે એવી વ્યવસ્થા બનાવી છે કે દરેક માનવી અને પ્રાણીને એ જ રાતના અંધકારમાં ઊંઘ આવે છે અને સંપૂર્ણ જગત રાતના અંધકારમાં ઊંઘી જાય છે, જો અલગ-અલગ લોકોના ઊંઘવાના અલગ-અલગ સમયો હોત તો જાગૃત લોકોના કોલાહલ અને કામકાજના શોરબકોરથી સૂનારા લોકોની ઊંઘ પણ હરામ થઈ ગઈ હોત.

અને દિવસના પ્રકાશિત કરવાની આ સ્થળે બે હિકમતો વર્ણન કરવામાં આવી છે, પ્રથમ એ કે દિવસના પ્રકાશમાં માનવી પોતાની રોજી શોધે છે, મહેનત-મજૂરી, કળા-કારીગીરી, ઉદ્યોગ-ધંધા વગેરે માટે પ્રકાશની આવશ્યકતા છે. બીજું એ કે રાત-દિવસના આવવાથી વર્ષોની સંખ્યા અને ગણતરી જાણી શકાય છે, જેમકે ૩૬૦ દિવસ પૂરા થવાથી એક વર્ષ પૂરું થયું વગેરે.

એ જ પ્રમાણે બધા હિસાબો પણ દિવસ-રાતના આવવા-જવા સાથે સંબંધ ધરાવે છે, જો રાત-દિવસનું આવું ચક્ર ન હોત તો મજૂરોની મજૂરી, કર્મચારીઓનું મહેનતાણું જાણવાનું પ્રમાણ નક્કી કરવું, બધું મુશ્કેલ થઈ ગયું હોત.

**નામ-એ-આ'માલ ગળાનો હાર હોવાનો અર્થ :**

તેનો અર્થ એ છે કે મનુષ્ય કોઈપણ સ્થળે ગમે એવી પરિસ્થિતિમાં રહે તેના કર્મોનું પુસ્તક તેની સાથે જ રહે છે અને તેના દરેક કર્મો તેમાં નોંધાઈ રહ્યા છે, જ્યારે તે મૃત્યુ પામે છે તો તેને બંધ કરીને મૂકી દેવામાં આવે છે, પછી કયામતના દિવસે તે આ'માલનામું દરેકના હાથમાં આપવામાં આવશે કે વાંચીને પોતે જ પોતાના દિલમાં ફેંસલો કરે કે તે સવાબનો હકદાર છે અથવા અઝાબનો? હઝરત કતાદહ (રદિ.)થી નકલ થયું છે કે તે દિવસે અભણ (નિરક્ષર) વ્યક્તિ પણ પોતાનું નામ-એ-આ'માલ વાંચી લેશે, આ તકે અસ્બહાનીએ હઝરત અબૂ ઉમામા (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે "કયામતના દિવસે અમુક લોકોના નામ-એ-આ'માલ જ્યારે તેમને હાથમાં આપવામાં આવશે કે તેઓ તેમાં જોશે કે અમુક નેક કર્મો તેમાં લખેલા નથી તો

વિનંતી કરશે કે હે મારા પરવરદિગાર ! આમાં મારા ફલાણા-ફલાણા કાર્યો નોંધવામાં નથી આવ્યા ત્યારે અલ્લાહ તઆલા તરફથી જવાબ મળશે કે અમે તે કર્મોને એટલા માટે મિટાવી દીધા કે તમે લોકોની ગીબત કર્યા કરતા હતા.''

*(મઝહરી)*

**નબી અથવા રસૂલના આગમન વિના અઝાબ ન થવાનો ખુલાસો :**

આ આયતની બીનાએ અમુક ઈમામો અને ફુક્હાના મતે તે લોકોના કુફ્ર ઉપર હોવા છતાં કોઈ અઝાબ નહીં થાય જેમની પાસે કોઈ નબી અથવા કોઈ રસૂલની દા'વત નથી પહોંચી અને અમુક ઈમામોના મતે જે ઈસ્લામી અકીદાઓને બુદ્ધિથી સમજાવી શકાય છે, દાખલા તરીકે અલ્લાહના અસ્તિત્વ અને તેની તવહીદ વગેરેમાં જે લોકો તેના ઈન્કારી હશે તે કુફ્ર ઉપર તેમને અઝાબ થશે ભલે તેમને કોઈ નબી અથવા રસૂલની દા'વત પહોંચી ન હોય, અલબત્ત સામાન્ય ગુનાહો અને ભૂલો ઉપર સજા અંબિયા (અલૈ.)ની દા'વત અને તબ્લીગ વિના થશે નહીં અને અમુક લોકોએ આ સ્થળે રસૂલનો ભાવાર્થ સામાન્ય સ્વરૂપે લીધો છે, ભલે તે રસૂલ દીની હોય અથવા મનુષ્યની વિવેકબુદ્ધિ હોય કે તેમાં એક પ્રકારે અલ્લાહનો સંદેશાવાહક છે જ !

**મુશ્રિકોના (નાના) સંતાનોને અઝાબ થશે નહીં :**

આયત لَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰی હેઠળ તફસીરે મઝહરીમાં નોંધ્યું છે કે આ આયતથી સાબિત થાય છે કે મુશ્રિકો અને કાફિરોની અવલાદ જે બાલિગ (શરઈ શરતો અનુસાર પુખ્ત વયની) થતા પહેલા મૃત્યુ પામે તેમને અઝાબ થશે નહીં, કારણ કે માં-બાપના કુફ્રની સજાના તેઓ હકદાર થશે નહીં, આ મસ્અલામાં ફુક્હામાં વિવિધ નિવેદનો નોંધાયા છે જેની વિગતની અત્રે આવશ્યકતા નથી.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૧૬-૧૭)

وَاِذَآ اَرَدْنَآ اَنْ نُّهْلِكَ قَرْيَةً اَمَرْنَا مُتْرَفِيْهَا فَفَسَقُوْا فِيْهَا فَحَقَّ عَلَيْهَا الْقَوْلُ فَدَمَّرْنٰهَا تَدْمِيْرًا ﴿١٦﴾ وَكَمْ اَهْلَكْنَا مِنَ الْقُرُوْنِ مِنْۢ بَعْدِ نُوْحٍ ؕ وَكَفٰى بِرَبِّكَ بِذُنُوْبِ عِبَادِهٖ خَبِيْرًاۢ بَصِيْرًا ﴿١٧﴾

## તરજુમો :

*અને જ્યારે અમે ઈચ્છ્યું કે કોઈ વસ્તીનો નાશ કરીએ અમે તેના અય્યાશો (સુખ સાહ્યબીમાં રાચતા આગળ પડતા સુખી આગેવાનો)ને હુકમ કરી દીધો, પછી તેમણે તેમાં નાફરમાની કરી ત્યારે તેમના ઉપર વાત પાકી થઈ ગઈ, પછી અમે તેમને ઉખેડી ફેંક્યા. (૧૬) અને અમે નૂહ (અલૈ.) પછી ઘણા કર્ન (Generations-વંશો) નાશ કર્યા અને તમારો પરવરદિગાર પૂરતો છે પોતાના બંદાઓના ગુનાહ જાણનારો જોનારો. (૧૭)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આનાથી અગાઉની આયતોમાં એ બાબતનું વર્ણન હતું કે અલ્લાહ તઆલાની ટેવ એ છે કે જ્યાં સુધી કોઈ કોમની પાસે અંબિયા (અલૈ.) દ્વારા અલ્લાહ તઆલાની હિદાયત અને માર્ગદર્શન ન પહોંચી જાય અને તો પણ તેઓ આજ્ઞાનું પાલન ન કરે તે સમય સુધી તેમના ઉપર અઝાબ મોકલવામાં આવતો નથી. પ્રસ્તુત આયતોમાં તેના બીજા પાસાનું વર્ણન છે કે જ્યારે કોઈ કોમની પાસે રસૂલ અથવા અલ્લાહનો સંદેશ પહોંચી ગયો અને પછી પણ તેમણે બળવાખોરી અને બદમાશીથી કામ લીધું તો તેમના ઉપર જાહેર અઝાબ મોકલવામાં આવે છે.

## તફસીર :

અને જ્યારે અમે કોઈ વસ્તીનો (જે પોતાના કુફ્ર અને નાફરમાનીના કારણે અલ્લાહની હિકમતના તકાદા સ્વરૂપે નાશ કરવાના પાત્ર હોય છે) નાશ કરવા ઈચ્છીએ છીએ ત્યારે (તેને રસૂલ મોકલતા પહેલાં હલાક કરવામાં નથી આવતી બલકે, પ્રથમ કોઈ રસૂલ મારફતે) તે (વસ્તી)ના સુખી (એટલે કે અમીર અને રઈસ) લોકોને (ખાસ સ્વરૂપે અને જાહેર જનતાને સામાન્ય રીતે ઈમાન અને આજ્ઞાપાલનનો) હુકમ આપીએ છીએ પછી (જ્યારે) તે લોકો (કહેવું નથી માનતા બલકે) ત્યાં શરારત મચાવે છે ત્યારે તેમના ઉપર હુકમ સાબિત થઈ જાય છે, પછી તે વસ્તીનો સર્વનાશ કરી નાંખવામાં આવે છે અને (એ જ ટેવ પ્રમાણે) અમે ઘણી બધી ઉમ્મતોનો નૂહ (અલૈ.)ના (યુગ) પછી (તેમના કુફ્ર અને ગુનાહોના કારણે) નાશ કરી નાંખ્યો (જેમકે આદ અને ષમૂદ વગેરે તથા નૂહ અલૈ.ની કોમનું ડૂબીને નાશ પામવું તો ખૂબ પ્રખ્યાત છે એટલા માટે مِنۢ بَعۡدِ نُوحٍ

કહીને વાતને પૂરતી સમજવામાં આવી, પોતે નૂહ અલૈ.ની કોમનું વર્ણન કર્યું નહીં અને એ પણ કહી શકાય છે કે સૂરતની શરૂઆતમાં આયત ذُرِّيَّةً مَنْ حَمَلْنَا مَعَ نُوحٍ માં શબ્દ حَمَلْنَا દ્વારા નૂહ અલૈ.ના તોફાન તરફ ઈશારો મોજૂદ છે, તેને નૂહ અલૈ.ની કોમના નાશનું વર્ણન ઠરાવીને ત્યારબાદ અહીંયાં માત્ર હઝરત નૂહ અલૈ.ના જ ઉલ્લેખને પૂરતો સમજવામાં આવ્યો) અને અમારો પરવરદિગાર પોતાના બંદાઓના ગુનાહોને સારી પેઠે જાણવા, સઘળું જોવા માટે પૂરતો છે (તો જે પ્રકારે કોઈ કોમના ગુનાહ હોય છે એ જ પ્રમાણે તેમને સજા થાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

### એક શંકા અને તેનો જવાબ :

આયતના શબ્દો اِذَآ اَرَدْنَا (ઈઝા અરદ્‌ના) અને ત્યારબાદ اَمَرْنَا (અમરના)થી દેખીતું છે કે એ શંકા થઈ શકે છે કે તે લોકોનો નાશ કરવાનો જ હેતુ અલ્લાહ તઆલાના મકસદમાંથી હતો, એટલા માટે તે લોકોને પ્રથમ વહી દ્વારા અંબિયા (અલૈ.) તથા ઈમાન અને આજ્ઞાપાલનનો હુકમ આપ્યો પછી તેમના ગુનાહો અને દુષ્કૃત્યોને અઝાબનું કારણ બનાવવું; એ બધું અલ્લાહ તઆલા તરફથી જ થયું તો પછી આવા સ્વરૂપમાં આ બીચારાઓ લાચાર અને મજબૂર થયા, તેના જવાબ તરફ તરજુમો અને તફસીરના ખુલાસાના સંદર્ભમાં એ ઈશારો આવી ચૂક્યો છે કે અલ્લાહ તઆલાએ મનુષ્યને બુદ્ધિ અને અધિકાર આપ્યા તથા અઝાબ અને સવાબના માર્ગો નક્કી કરી આપ્યા કે જયારે કોઈ પોતાના અધિકારથી અઝાબના જ કાર્યોનો ઈરાદો કરે તો અલ્લાહની ટેવ એ છે કે તે તેને જ અઝાબના કારણો બનાવી દે છે, અસલી અઝાબ તો પોતે તેનો કુફ્ર અને દુષ્કૃત્યોનો પાકો નિર્ધાર કરી તેના ઉપર અમલ છે અને ન જ માત્ર ઈરાદો; એટલા માટે તેને લાચાર નથી કહી શકાતો.

### પ્રસ્તુત આયતનું એક બીજું વિવરણ :

શબ્દ اَمَرْنَا (અમરના)નો પ્રચલિત ભાવાર્થ તે જ છે જે ઉપર વર્ણન કરવામાં આવ્યો છે, એટલે કે "અમે હુકમ આપ્યો" પરંતુ આ આયતમાં આ શબ્દની વિવિધ કિરાઅતો છે, એક કિરાઅતમાં જેને અબૂ ઉસ્માન મહેંદી અબૂ રજાઆ, અબૂલ આલિયહ, મુજાહિદ (રહ.)એ અપનાવી છે તે આ શબ્દ مِيْم

"મીમ" ઉપર تَشْدِيد "તશ્દીદ" સાથે આવ્યો છે, એટલે કે اَمَّرْنَا (અમ્મરના) તેનો અર્થ એ થાય છે કે, અમે અમીર અને હાકિમ બનાવ્યા સુખી અને માલદાર લોકોને જેઓ ગુનાહો અને દુષ્કૃત્યોમાં સંડોવાય ગયા અને બધી કોમના માટે અઝાબનું કારણ બન્યા.

હઝરત અલી (રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની કિરાઅતમાં એક શબ્દ اَمَرْنَا (અમરના) પઢવામાં આવ્યો જેની તફસીર તેમણે اَكْثَرْنَا (અક્ષરના) વર્ણન કરી છે, એટલે કે જ્યારે અલ્લાહ તઆલા કોઈ કોમ ઉપર અઝાબ મોકલે છે તો તેની શરૂઆતની નિશાની એ હોય છે કે આ કોમમાં સુખી અને માલદાર લોકોની સંખ્યા વધારી દેવામાં આવે છે અને તેઓ પોતાના ગુનાહો અને દુષ્કૃત્યો દ્વારા સમગ્ર કોમને અઝાબમાં સપડાવવાનું કારણ બની જાય છે.

તેમાંથી પ્રથમ કિરાઅતનો ખુલાસો એ થયો કે એવા સુખી અને માલદાર લોકોને કોમના શાસકો બનાવી દેવામાં આવે છે અને બીજી કિરાઅતનો ખુલાસો એ છે કે કોમમાં એવા લોકોની સંખ્યા વધારી દેવામાં આવે છે, આ બંનેથી એ જાણ થઈ કે સુખી લોકોને સત્તા અથવા એવા લોકોની સંખ્યામાં વધારો કોઈ ખુશ થવાની બાબત નથી, બલકે અલ્લાહના અઝાબની એક નિશાની છે. અલ્લાહ તઆલા જ્યારે કોઈ કોમથી નારાજ હોય છે અને તેને અઝાબમાં સપડાવવા ઈચ્છે છે તો તેની શરૂઆતની નિશાની એ હોય છે કે તે કોમની સત્તા અને શાસનની ધૂરા એવા લોકોના હાથમાં સોંપવામાં આવે છે જે અય્યાશ અને આરામ પસંદ હોય છે અથવા જો તેઓ સત્તાધીશ કે શાસક ન પણ બને તો આવી કોમમાં તેમની સંખ્યા વધારી દેવામાં આવે છે, બંને સ્વરૂપોમાં પરિણામ એ આવે છે કે આ લોકો મનેચ્છાઓ અને અય્યાશીઓમાં મસ્ત થઈને અલ્લાહની નાફરમાનીઓ પોતે પણ કરે છે અને અન્યો માટે પણ તેનો માર્ગ સમથળ કરે છે, અંતે તેમના ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ આવી જાય છે.

## માલદારોનું સમાજ ઉપર પ્રભાવશાળી હોવું એક સ્વાભાવિક બાબત છે:

આયતમાં સુખી અને માલદાર લોકોનું વિશેષ સ્વરૂપે વર્ણન કરવામાં એ તરફ ઈશારો છે કે ઉપરછલ્લી નજરે તો સામાન્ય જનતા પોતાના માલદારો અને સત્તાધિકારીઓના વર્તન અને તેમના કાર્યોથી પ્રભાવિત થાય છે, જ્યારે આ લોકો

દુષ્ટ બની જાય તો સમગ્ર કોમ ખરાબ કૃત્યો કરનાર બની જાય છે, એટલા માટે જે લોકોને અલ્લાહ તઆલાએ માલ અને દોલત આપી છે તેમણે એ બાબતની વધારે ચિંતા કરવી જોઈએ કે પોતાના આચરણ અને વર્તનની સુધારણા કરતા રહે, એવું ન થાય કે તે ઐશપરસ્તીમાં પડીને એવા ગાફેલ થઈ જાય કે સમગ્ર કોમ તેમના કારણે ખોટા માર્ગે પડી જાય અને કોમની દુષ્ટતાનો વબાલ પણ તેમના ઉપર પડે.

————————————

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૧૮ થી ૨૧)

مَنْ كَانَ يُرِيْدُ الْعَاجِلَةَ عَجَّلْنَا لَهٗ فِيْهَا مَا نَشَآءُ لِمَنْ نُّرِيْدُ ثُمَّ جَعَلْنَا لَهٗ جَهَنَّمَ ۚ
يَصْلٰىهَا مَذْمُوْمًا مَّدْحُوْرًا ﴿١٨﴾ وَمَنْ اَرَادَ الْاٰخِرَةَ وَسَعٰى لَهَا سَعْيَهَا وَهُوَ مُؤْمِنٌ
فَاُولٰٓئِكَ كَانَ سَعْيُهُمْ مَّشْكُوْرًا ﴿١٩﴾ كُلًّا نُّمِدُّ هٰٓؤُلَآءِ وَهٰٓؤُلَآءِ مِنْ عَطَآءِ رَبِّكَ ۭ وَمَا كَانَ
عَطَآءُ رَبِّكَ مَحْظُوْرًا ﴿٢٠﴾ اُنْظُرْ كَيْفَ فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ ۭ وَلَلْاٰخِرَةُ اَكْبَرُ دَرَجٰتٍ
وَّاَكْبَرُ تَفْضِيْلًا ﴿٢١﴾

### તરજુમો :

*જે કોઈ પ્રથમ ઘર (આ દુનિયા) ઈચ્છે છે અમે તેને તેમાં જ જેટલું ઈચ્છીએ જલદી આપી દઈએ જેને ઈચ્છીએ, પછી અમે એના માટે દોઝખ ઠરાવી છે, તેમાં દાખલ થશે પોતાની બુરાઈ સાંભળીને ધક્કા ખાઈને. (૧૮) અને જેણે પાછલું ઘર (આખિરત) ઈચ્છયું અને તેના માટે કોશીશ કરી જે તેની ઘટતી કોશીશ છે અને તે યકીન ઉપર છે, બસ તેવાઓની કોશીશ ઠેકાણે લાગી છે. (૧૯) અમે દરેકને એમને અને તેમને તમારા પરવરદિગારની બખ્શીશમાંથી પહોંચાડીએ છીએ અને તમારા રબ્બની બખ્શીશ કોઈએ રોકી નથી લીધી. (૨૦) જુઓ, અમે અમુકને અમુકના ઉપર કેવા વધારી દીધા ! અને પાછલા ઘર (આખિરત)માં તો ઑર મોટા દરજજા છે અને મોટી ફઝીલત (શ્રેષ્ઠતા). (૨૧)*

## તફસીર :

જે વ્યક્તિ (પોતાના આચરણથી માત્ર) દુનિયા(ના લાભ)ની નિય્યત રાખશે (ભલે તે કે જે આખિરતનો ઈન્કારી છે અથવા તે કે જે આખિરતથી ગાફેલ છે) અમે એવા વ્યક્તિઓને દુનિયામાં જેટલું ઈચ્છશું (ફરી એ પણ સૌના માટે નથી બલકે) જેના માટે ઈચ્છશું અહીંયાં જ આપી દઈશું (એટલે કે દુનિયામાં કંઈક હિસ્સો આપી દેવામાં આવશે) પછી (આખિરતમાં કંઈ પણ મળશે નહીં, બલકે ત્યાં) અમે તેમના માટે જહન્નમ તૈયાર કરી દઈશું તે તેમાં તિરસ્કૃત, તરછોડાયેલો થઈને પ્રવેશ કરશે અને જે વ્યક્તિ (પોતાના આચરણમાં) આખિરત(ના સવાબ)ની નિય્યત રાખશે અને તેના માટે જેટલો પ્રયત્ન કરવો જોઈએ એવો જ પ્રયત્ન પણ કરશે (મતલબ એ છે કે દરેક પ્રયત્ન પણ લાભદાયક નથી બલકે પ્રયત્ન માત્ર તે જ લાભદાયક છે જે શરીઅત અને સુન્નત પ્રમાણે હોય, કારણ કે પ્રયત્ન વિશે હુકમ એવો જ આપવામાં આવ્યો છે, એ જ પ્રમાણે જે પ્રયત્ન શરીઅત અને સુન્નત વિરુદ્ધ હોય તે સ્વીકાર્ય નથી) એ શરતે કે તે વ્યક્તિ મો'મિન પણ હોય, બસ એવા લોકોનો પ્રયત્ન સ્વીકૃત થશે (મતલબ કે અલ્લાહ તઆલાના ત્યાં સફળતાની ચાર શરતો છે, પ્રથમ નિય્યત ચોખ્ખી અને નિખાલસ હોવી એટલે કે ખાલિસ આખિરતના સવાબની નિય્યત હોય જેમાં મનેચ્છાઓ અને સ્વાર્થના હેતુઓ સામેલ ન હોય, બીજું આ નિય્યત માટે અમલ અને પ્રયત્ન કરવો, માત્ર નિય્યત અને ઈરાદાથી કોઈ કાર્ય નથી થતું જ્યાં સુધી કે તેમાં પ્રવૃત્ત થઈને તે કાર્ય કરવામાં ન આવે, ત્રીજું અમલની સુધારણા એટલે કે પ્રયત્ન અને અમલનું શરીઅત અને સુન્નત પ્રમાણે હોવું, કારણ કે હેતુ વિરુદ્ધની દિશાએ દોડવું અને પ્રયત્ન કરવો લાભના બદલે નુકસાનકર્તા છે અને તે મૂળ હેતુથી વધારે દૂર હટાવી દે છે, ચોથી શરત જે સૌથી મહત્ત્વની અને સૌનો મૂળ આધાર છે તે અકીદહ-માન્યતાની સુધારણા એટલે કે ઈમાન છે. આ શરતો વિના કોઈ અમલ અલ્લાહ સમીપ સ્વીકૃત નથી અને કાફિરોને દુનિયાની નેઅ્મતો પ્રાપ્ત થવી તેમના અમલોની સ્વીકૃતિની નિશાની નથી, કારણ કે દુનિયાની નેઅ્મતો મળી જવી એ અલ્લાહના દરબારમાં સ્વીકૃતિપ્રાપ્ત હોવાનું કે મકબૂલ બની જવાનું માપદંડ નથી બલકે,) તમારા પરવરદિગારની (દુનિયવી) બખ્શીશમાંથી તો અમે તેમને (એટલે કે સ્વીકૃતિપ્રાપ્ત બંદાઓને) પણ મદદ

કરીએ છીએ અને તે (અસ્વીકૃત બંદાઓ)ને પણ (મદદ કરીએ છીએ) અને તમારા પરવરદિગારની બખ્શીશ (દુનિયામાં કોઈના ઉપર) બંધ નથી, તમે જોઈ લો કે અમે (આ દુનિયાની બખ્શીશમાં ઈમાન અને કુફ્રની શરત વિના) એકને બીજા ઉપર કેવી રીતે શ્રેષ્ઠતા અર્પી છે (એટલે સુધી કે મોટા ભાગના કાફિરો મોટા ભાગના મો'મિનોથી વધારે નેઅ્મત અને દોલત ધરાવે છે, કારણ કે આ વસ્તુઓની કોઈ હેસિયત નથી) અને અલબત્ત આખિરત (જે અલ્લાહના સ્વીકૃતિપ્રાપ્ત બંદાઓ માટે ખાસ છે) દરજ્જાઓના આધારે ઘણી મહાન છે અને શ્રેષ્ઠતાના આધારે પણ ખૂબ ઉચ્ચ કક્ષાની છે (એટલા માટે કાળજી પણ તેની જ રાખવી જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં પોતાના કર્મોથી માત્ર દુનિયાનો લાભ મેળવવાની મહેચ્છા ધરાવનારાઓનું તથા તેમની સજાનું જે વર્ણન કરવામાં આવ્યું છે તેના માટે શબ્દો مَنْ كَانَ يُرِيْدُ الْعَاجِلَةَ ઉપયોગ કરવામાં આવ્યો છે જે હંમેશા અને કાયમી સમયગાળા ઉપર દલીલ કરે છે, જેનો મતલબ એ છે કે જહન્નમની આ સજા માત્ર એ સ્વરૂપમાં છે કે તેના દરેક કર્મમાં દરેક સમયે માત્ર દુનિયાનો જ સ્વાર્થ અને હેતુ છવાયેલો હોય તથા આખિરત તરફ કોઈ ધ્યાન જ ન હોય અને આખિરતનો ઈરાદો કરવામાં તથા તેના બદલાનું વર્ણન કરવામાં શબ્દ اَرَادَالْاٰخِرَةَ (અરાદલ આખિરત)નો ઉપયોગ થયો, જેનો ભાવાર્થ એ છે કે મો'મિન જે સમયે પણ જે પ્રવૃત્તિમાં આખિરતનો ઈરાદો અને નિય્યત કરશે તેની તે પ્રવૃત્તિ સ્વીકૃત બની જશે, ભલે કોઈ બીજા અમલની નિય્યતમાં કોઈ ખોટ સામેલ પણ થઈ ગઈ હોય.

પ્રથમ પરિસ્થિતિ માત્ર કાફિરો અને આખિરતના મુન્કિરો માટેની હોઈ શકે છે, એટલા માટે તેનો કોઈપણ અમલ સ્વીકાર્ય નથી અને બીજી પરિસ્થિતિ મો'મિનની છે, તેની તે પ્રવૃત્તિ જે બિલકુલ નિખાલસ નિય્યતે માત્ર આખિરત માટે જ કરી હોય અને બાકીની શરતો પણ ઉપસ્થિત હોય તો તે સ્વીકૃત બની જશે અને તેમાં પણ જે અમલમાં ઈખ્લાસ નહીં હોય અથવા બીજી શરતોનું ઉલ્લંઘન થતું હોય તો તે પણ સ્વીકૃત થશે નહીં.

**બિદ્અત અને સ્વનિર્મિત કુરિવાજો ઉપર અમલ કરવો ગમે તેટલું સારું દેખાતું હોય પરંતુ સ્વીકાર્ય નથી :**

આ આયતમાં પ્રયત્ન અને પ્રવૃત્તિની સાથે શબ્દ سَعْيَهَا (સઅ્યહા) વધારીને એ બતાવવામાં આવ્યું છે કે દરેક પ્રવૃત્તિ અને દરેક પ્રયત્ન ન તો લાભદાયક હોય છે અને ન જ અલ્લાહ સમીપ સ્વીકાર્ય; બલકે દરેક પ્રવૃત્તિ અને અમલ તે જ ભરોસાપાત્ર અને સ્વીકૃત છે જેનો મકસદ આખિરતના સંદર્ભમાં હોય અને તેના સંદર્ભમાં હોવું ન હોવું એ ફક્ત અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺના વર્ણનથી જ જાણ થઈ શકે છે, એટલા માટે જે ભલા લાગતા કર્મો આપમેળે પોતાની મનઘડત પદ્ધતિથી કરવામાં આવે છે જેમાં બિદ્અતોના જાહેર કુરિવાજો પણ સામેલ હોય છે તેઓ દેખાવમાં ગમે એટલા સારા અને લાભદાયક નજરે પડે પરંતુ આખિરત માટે એવા પ્રયત્નો યોગ્ય નથી, એટલા માટે ન તો તે અલ્લાહ સમીપ સ્વીકાર્ય છે અને ન જ આખિરતમાં લાભદાયક.

તફસીરે રૂહુલ મઆનીમાં سَعْيَهَا (સઅ્યહા)ના ખુલાસામાં "સુન્નત પ્રમાણે પ્રયત્ન" હોવાની સાથે એ પણ લખ્યું છે કે આ પ્રવૃત્તિમાં મક્કમ નિર્ધાર પણ હોવો જોઈએ, એટલે કે લાભદાયક પ્રવૃત્તિ સુન્નત પ્રમાણે પણ હોય અને તેના ઉપર મક્કમતા તથા સાતત્યપણું (ઈસ્તેકામત) પણ હોય, અવ્યવસ્થિત રીતે જો કરવામાં આવે કે ક્યારેક કર્યું અને ક્યારેક ન કર્યું તો તેનો પૂરતો લાભ મળતો નથી.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૨૨ થી ૨૫)

لَا تَجْعَلْ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ فَتَقْعُدَ مَذْمُوْمًا مَّخْذُوْلًا ﴿٢٢﴾ وَقَضٰى رَبُّكَ اَلَّا تَعْبُدُوْٓا اِلَّآ اِيَّاهُ
وَبِالْوَالِدَيْنِ اِحْسَانًا ۭ اِمَّا يَبْلُغَنَّ عِنْدَكَ الْكِبَرَ اَحَدُهُمَآ اَوْ كِلٰهُمَا فَلَا تَقُلْ لَّهُمَآ اُفٍّ وَّلَا
تَنْهَرْهُمَا وَقُلْ لَّهُمَا قَوْلًا كَرِيْمًا ﴿٢٣﴾ وَاخْفِضْ لَهُمَا جَنَاحَ الذُّلِّ مِنَ الرَّحْمَةِ وَقُلْ
رَّبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيٰنِيْ صَغِيْرًا ﴿٢٤﴾ رَبُّكُمْ اَعْلَمُ بِمَا فِيْ نُفُوْسِكُمْ ۭ اِنْ تَكُوْنُوْا صٰلِحِيْنَ
فَاِنَّهٗ كَانَ لِلْاَوَّابِيْنَ غَفُوْرًا ﴿٢٥﴾

## તરજુમો :

*અલ્લાહની સાથે બીજો હાકિમ (મઅ્બૂદ) ન ઠરાવ, પછી તું આક્ષેપ ખાધેલો (નીંદાપાત્ર) લાચાર થઈ બેસી રહીશ. (૨૨) અને તમારો પરવરદિગાર હુકમ કરી ચૂક્યો કે તેના સિવાય કોઈને ન પૂજો અને માં-બાપની સાથે ભલાઈ કરો જો તારી સામે તેમનામાંથી એક અથવા બંને વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય તો તેમને "ઉફ" (અણગમાનો ઊંહકાર) પણ ન કહો અને તેમને ધૂતકારો નહીં અને તેમની સાથે અદબ (સભ્યતા)થી વાત કહો. (૨૩) અને તેમની સામે પોતાના ખભા વિનમ્રતા અને દયાભાવથી ઝૂકાવી દો અને કહો, હે પરવરદિગાર ! તેમના ઉપર રહમ કર જેવો તેમણે મને બાળપણમાં પાલવ્યો. (૨૪) તમારો પરવરદિગાર સારી પેઠે જાણે છે જે તમારા મનમાં છે જો તમે નેક થશો તો તે રુજૂઅ્ કરનાર (શરણે આવનાર)ને બખ્શે છે.(૨૫)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં અમલોની સ્વીકૃતિ માટે અમુક શરતોનું વર્ણન થયું હતું જેમાં એક શરત એ પણ હતી કે અમલ અને પ્રવૃત્તિ કે આચરણ તે જ સ્વીકાર્ય થઈ શકે છે જે ઈમાનની સાથે હોય તથા શરીઅત અને સુન્નત પ્રમાણે હોય, આ આયતોમાં એવા જ ખાસ-ખાસ કાર્યોનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે જે શરીઅતના બતાવેલા હુકમો છે જેનું અનુસરણ આખિરતની સફળતા અને તેનો વિરોધ આખિરતની બરબાદીનું કારણ બને છે અને પ્રસ્તુત શરતોમાંથી કારણ કે સૌથી મહત્ત્વની શરત ઈમાન છે, એટલા માટે સૌ પ્રથમ હુકમ પણ તવહીદનો વર્ણન કર્યો ત્યારબાદ હુકૂકુલ ઈબાદ (બંદાઓના હકો) વિશે હુકમ છે.

## તફસીર :

(પ્રથમ હુકમ તવહીદનો لَا تَجْعَلْ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ છે; હે શ્રોતા !) અલ્લાહની સાથે કોઈ અન્યને ઈબાદતના પાત્ર (મઅ્બૂદ) ન ઠરાવ (એટલે કે શિર્ક ન કર) નહિતર તું દારૂણ પરિસ્થિતિમાં નિઃસહાય થઈને બેસી રહીશ (આગળ ફરી તેની તાકીદ કરવામાં આવી છે), તારા પરવરદિગારે હુકમ કરી દીધો છે કે તે મઅ્બૂદ (બરહક) સિવાય કોઈ અન્યની ઈબાદત ન કર (આ

પ્રયત્ન આખિરતના તરીકાનો ખુલાસો છે).

(બીજો હુકમ વાલિદૈન-માતા-પિતાના હકો વિશે وَبِالْوَالِدَيْنِ اِحْسَانًا); અને તમે પોતાના માતા-પિતા સાથે સારી વર્તણૂક કર્યા કરો, જો (તેઓ) તારી પાસે (હોય અને) તેમાંથી એક અથવા બંને વૃદ્ધાવસ્થા(ની ઉંમર) સુધી પહોંચી જાય (જેના કારણે લાચાર અને સેવા કરવાપાત્ર થઈ જાય અને જ્યારે સ્વાભાવિક રીતે તેમની સેવા કરવાનું ભારે લાગતું હોય) બસ, (એવા સમયે પણ તેમની એટલી આમાન્યા-ઈજ્જત રાખો કે) તેમને ક્યારેય (હા..હો... કે) "ઉફ" (પણ) કહેવું નહીં અને ન જ તેમને ધૂતકારવા અને તેમની સાથે ખૂબ સભ્યતા (અદબ)થી વાતચીત કરો અને તેમની સાથે દયાભાવથી વિનમ્રતા સાથે ઝૂકીને રહો અને (તેમના માટે અલ્લાહ તઆલા પાસે) એવી દુઆ કરતા રહો કે હે મારા પરવરદિગાર ! તે બંને ઉપર રહમ ફરમાવ જેવું તેમણે મારું બાળપણ(ની ઉંમર)માં પાલન-પોષણ કર્યું છે (અને જાહેર દેખાવ પૂરતી માન મર્યાદા ન રાખ બલકે દિલથી પણ તેમની આમાન્યા અને આજ્ઞાપાલન કર કારણ કે), તમારો પરવરદિગાર તમારા દિલોની વાતને સારી પેઠે જાણે છે (અને એ જ કારણે તમારા માટે તે હુકમો ઉપર ચાલવું સરળ કરવા માટે એક સહેલો હુકમ એ પણ સંભળાવે છે કે), જો તમે (વાસ્તવમાં દિલથી જ) ભલાઈ કરો (અને ભૂલો તથા સ્વાભાવગત કોઈ જાહેર ઉણપ રહી જાય તો પછી પસ્તાવો કરીને મા'ફી માંગી લો) તો તવબહ કરનારાઓની ભૂલો મા'ફ કરી આપે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### માતા-પિતાના અદબ જાળવવાનું, તેમનું સન્માન તથા આજ્ઞાપાલન કરવાનું વિશેષ મહત્ત્વ :

ઈમામ કર્તુબી (રહ.) ફરમાવે છે કે, આ આયતમાં અલ્લાહ તઆલાએ વાલિદૈન (માતા-પિતા)નું સન્માન અને માન-મર્યાદા રાખવાને તથા તેમની સાથે સારી વર્તણૂક કરવાને પોતાની ઈબાદતના વર્ણન સાથે મેળવીને વાજિબ ઠરાવ્યું છે, જેમકે સૂરએ લુકમાનમાં પોતાના ઉપકાર અને આભારના વિષય સાથે માતા-પિતાના પણ આભારનું વર્ણન કરીને તેને આવશ્યક ઠરાવી દીધું છે. اَنِ اشْكُرْلِىْ وَلِوَالِدَيْكَ "મારો શુક્ર અદા કરો અને પોતાના માતા-પિતાનો

પણ.” (૩૧:૧૪) એનાથી સાબિત થાય છે કે અલ્લાહ જલ્લ શા'નુહૂની ઈબાદત પછી માતા–પિતાની આજ્ઞાનું પાલન સૌથી મહત્ત્વનું છે અને અલ્લાહ તઆલાના શુક્ર અદા કરવા જેમ જ માતા–પિતાના શુક્રગુઝાર થવું પણ વાજિબ છે. સહીહ બુખારીની આ હદીષ પણ એની સાક્ષી છે જેમાં ઉલ્લેખ છે કે, “રસૂલે કરીમ ﷺને એક વ્યક્તિએ પ્રશ્ન કર્યો કે અલ્લાહ સમીપ સૌથી વધારે પ્રિય અમલ કયો છે ? રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે નમાઝ પોતાના (મુસ્તહબ) સમયમાં; તેણે ફરી પૂછ્યું કે ત્યારબાદ કયો અમલ સૌથી વધારે પ્રિય છે ? તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, માતા–પિતા સાથે સારો વર્તાવ.” *(કુર્તુબી)*

**માતા–પિતાની આજ્ઞાનું પાલન તથા તેમની સેવા કરવાની શ્રેષ્ઠતા હદીષોની રિવાયતોમાં :**

(૧) મુસ્નદે અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહ, મુસ્તદરક હાકિમમાં સહીહ સનદ સાથે હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે પિતા જન્નતનો વચ્ચેનો દરવાજો છે, હવે તમારા અધિકારમાં છે કે તેનું રક્ષણ કરો અથવા તેને બરબાદ કરો. *(મઝહરી)*

(૨) જામેઅ્ તિરમિઝી, મુસ્તદરક હાકિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયત છે અને હાકિમે આ રિવાયતને સાચી કહી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહની ખુશી પિતાની ખુશીમાં છે અને અલ્લાહથી નારાજગી પિતાની નારાજગીમાં છે.

(૩) ઈબ્ને માજહે હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી નકલ કર્યું છે કે એક વ્યક્તિએ રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું કે સંતાનો ઉપર માતા–પિતાનો શું અધિકાર (હક) છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, તે બંને જ તારી જન્નત અથવા દોઝખ છે, મતલબ એ છે કે તેમની આજ્ઞાનું પાલન તથા સેવા–ચાકરી જન્નતમાં લઈ જાય છે અને તેમની બેઅદબી તથા નારાજગી દોઝખમાં.

(૪) બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં અને ઈબ્ને અસાકીરે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જે વ્યક્તિ અલ્લાહ માટે પોતાના માતા–પિતાનો આજ્ઞાપાલક બની રહે તેના માટે જન્નતના બે દરવાજા ખુલ્લા રહેશે અને જે તેમનો નાફરમાન થયો તેના માટે

જહન્નમના બે દરવાજા ખુલ્લા રહેશે અને જો માં-બાપમાંથી કોઈ એક જ હતું તો એક દરવાજો જન્નતનો અથવા દોઝખનો ખુલ્લો રહેશે. આ બાબત ઉપર એક વ્યક્તિએ પ્રશ્ન કર્યો કે (આ જહન્નમની ધમકી) શું એવા સ્વરૂપમાં પણ છે કે માતા-પિતાએ તે વ્યક્તિ ઉપર અત્યાચાર કર્યો હોય ? તો આપ ﷺએ ત્રણ વખતે ફરમાવ્યું, وَإِنْ ظَلَمَا وَإِنْ ظَلَمَا وَإِنْ ظَلَمَا એટલે કે, માતા-પિતાની નાફરમાની અને તેમને કષ્ટ પહોંચાડવા ઉપર જહન્નમની ધમકી છે, ભલે માં-બાપે જ સંતાન ઉપર અત્યાચાર કર્યો હોય, જેનો ખુલાસો એ છે કે સંતાનોને માતા-પિતા પાસેથી બદલો લેવાનો અધિકાર નથી કે તેમણે જુલમ કર્યો તો તે પણ તેમની સેવા-ચાકરી અને ફરમાંબરદારીથી હાથ ખેંચી લે.

(૫) બયહકીએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે સેવા કરનારો પુત્ર પોતાના માં-બાપ ઉપર કૃપા અને પ્રેમની નજર નાંખે છે તો દરેક દષ્ટિના બદલામાં એક સ્વીકૃત હજ્જનો સવાબ મેળવે છે, લોકોએ વિનંતી કરી કે જો તે દિવસમાં સો વખતે આ પ્રમાણે જુએ તો ? આપ ﷺએ ફરમાવ્યું, હા ! સો વખતે પણ (દરેક દષ્ટિ ઉપર એ જ પ્રમાણે સવાબ મળતો રહેશે), અલ્લાહ તઆલા સૌથી મહાન છે (તેના ખજાનામાં કોઈ ખોટ નથી આવતી).

## માતા-પિતાના હકો મારવાની સજા આખિરતથી પહેલાં દુનિયામાં પણ મળે છે :

(૬) બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં હઝરત અબૂબક્ર (રદિ.)થી નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અને બધા ગુનાહોની સજા તો અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે કયામત સુધી મુલતવી કરી આપે છે સિવાય કે વાલિદૈનના હકો મારવાની અને નાફરમાની કરવાની કે તેની સજા આખિરત પહેલાં દુનિયામાં પણ આપવામાં આવે છે."

*(આ બધી રિવાયતો તફસીરે મઝહરીમાંથી નકલ કરવામાં આવી છે.)*

## માં-બાપનું આજ્ઞાપાલન કરવું કઈ વસ્તુઓમાં વાજિબ છે અને ક્યાં તેમનો વિરોધ કરી શકાય છે ! :

એ બાબતે ઉલમા અને ફુક્હાની સર્વસહમતી છે કે માં-બાપનું

આજ્ઞાપાલન માત્ર જાઇઝ કામો ઉપર વાજિબ છે, નાજાઇઝ અથવા ગુનાહના કાર્યોમાં આજ્ઞાપાલન કરવું વાજિબ તો શું જાઇઝ પણ નથી. હદીષ શરીફમાં છે, لَاطَاعَةَ لِمَخْلُوْقٍ فِیْ مَعْصِيَةِ الْخَالِقِ એટલે કે, "સર્જનહારની નાફરમાનીમાં કોઈપણ મખ્લૂકની આજ્ઞાનું પાલન કરવું જાઇઝ નથી."

**માં–બાપની સેવા–ચાકરી અને તેમની સાથે સારી વર્તણૂંક કરવા માટે તેઓનું મુસલમાન હોવું જરૂરી નથી :**

ઈમામ કુર્તુબી (રહ.)એ આ મસ્અલાની સાક્ષીમાં હઝરત અસ્માઅ્ (રદિ.)ની આ ઘટના સહીહ બુખારીથી નકલ કરી છે કે હઝરત અસ્માઅ્ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને પૂછ્યું કે, મારી માં જેઓ મુશ્રિક છે, મને મળવા માટે આવે છે, શું મારા માટે એ જાઇઝ છે કે હું તેમની ખાતર–બરદાસ્ત (સેવા–ચાકરી) કરું ? આપ ﷺએ ફરમાવ્યું, صِلِیْ اُمَّکِ (એટલે કે પોતાની માં ની સીલારહમી અને ખાતર–બરદાસ્ત કરો). કાફિર માતા–પિતા વિશે પોતે કુર્આને કરીમમાં ઈશારો મોજૂદ છે, وصَاحِبْهُمَا فِی الدُّنْيَا مَعْرُوْفًا એટલે કે, જેના માં–બાપ કાફિર હોય અને તેમને પણ કાફિર થવાનો હુકમ આપે તો તેમનો આ બાબતે હુકમ માનવો જાઇઝ નથી પરંતુ દુનિયામાં તેમની સાથે "મઅ્રૂફ" (યોગ્ય) તરીકાથી વર્તાવ કરવામાં આવે. દેખીતું છે કે મઅ્રૂફ તરીકાથી અહીંયાં ભાવાર્થ એ છે કે, તેમની સાથે સેવા–ચાકરીનો વ્યવહાર કરવામાં આવે.

**મસ્અલો :**

જ્યાં સુધી જિહાદ ફરજે ઐન ન થઈ જાય ફરજે કિફાયાના દરજ્જામાં રહે તે સમય સુધી કોઈ પુત્ર માટે માતા–પિતાની પરવાનગી વિના જિહાદમાં સામેલ થઈ જવું જાઇઝ નથી. સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) દ્વારા રિવાયત છે કે એક વ્યક્તિ રસૂલે કરીમ ﷺની સેવામાં જિહાદમાં સામેલ થવા માટેની પરવાનગી લેવા માટે હાજર થયો. રસૂલે કરીમ ﷺએ તેને પૂછ્યું કે, શું તમારા માતા–પિતા હયાત છે ? તેણે વિનંતી કરી કે હા ! હયાત છે, આપ ﷺએ ફરમાવ્યું, فَفِيْهِمَا فَجَاهِدْ એટલે કે, બસ તો હવે તમે માતા–પિતાની સેવામાં રહીને જિહાદ કરો. મતલબ એ છે કે તેમની સેવામાં જ તમને જિહાદનો સવાબ મળશે, બીજી રિવાયતમાં તેની સાથે એ પણ ઉપસ્થિત છે કે આ વ્યક્તિએ

એવું વર્ણન કર્યુ કે હું પોતાના માતા–પિતાને રડતો છોડીને આવ્યો છું, તેના ઉપર આપ ﷺએ ફરમાવ્યું કે જાઓ ! તેમને હસાવો જેવા કે તેમને રડાવ્યા છે, એટલે કે તેમને જઈને કહી આપો કે હું તમારી મરજી વિરુદ્ધ જિહાદમાં જઈશ નહીં.

*(કુર્તુબી)*

**મસ્અલો :**

આ રિવાયતથી જાણ થઈ કે જ્યારે કોઈ વસ્તુ ફરજે ઐન અથવા ચોક્કસ વાજિબ ન હોય બલકે ફરજે કિફાયાના દરજ્જામાં હોય તો સંતાનો માટે તે કામ માં–બાપની પરવાનગી વિના કરવું જાઇઝ નથી, તેમાં સંપૂર્ણ દીનનું જ્ઞાન પ્રાપ્ત કરવાનો તથા દીનની તબ્લીગ (પ્રચાર) માટે મુસાફરી કરવાનો હુકમ પણ સામેલ છે કે ફરજ ઇલ્મે દીનના પ્રમાણ જેટલું જેની પાસે ઇલ્મ હોય અને તે આલિમ બનવા માટે મુસાફરી કરે અથવા લોકોને તબ્લીગ અને દા'વત આપવા માટે મુસાફરી કરે તો માં–બાપની ઈજાઝત વિના જાઇઝ નથી.

**મસ્અલો :**

માં–બાપ સાથે ભલાઈનું વર્તન કરવાનો જે હુકમ કુર્આન અને હદીષમાં આવ્યો છે તેમાં એ વસ્તુ પણ સામેલ છે જે લોકો સાથે માં–બાપનો સગાઈ–સંબંધ અથવા દોસ્તી હતી તેમની સાથે પણ ભલાઈનો વર્તાવ કરે, ખાસ કરીને માં–બાપની વફાત પછી. સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત થઈ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, “બાપ સાથે મહાન (સારી) વર્તણૂક એ છે કે તેમના મૃત્યુ પછી તેમના મિત્રો સાથે સારો વર્તાવ કરે.” અને હઝરત અબૂ ઉસૈદ બદરી (રદિ.)એ નકલ કર્યુ છે કે, “હું રસૂલે કરીમ ﷺની સાથે બેઠો હતો એક અન્સારી વ્યક્તિ આવ્યો અને સવાલ કર્યો, યા રસૂલુલ્લાહ ﷺ ! માં–બાપના મરણ પછી પણ તેમનો કોઈ હક મારા માથે બાકી છે ? આપ ﷺએ ફરમાવ્યું, હા ! તેમના માટે દુઆ અને ઈસ્તિગફાર કરવા અને જે કરાર તેમણે કોઈની સાથે કર્યા હતા તેમને પૂરા કરવા અને તેમના દોસ્તોની ઈજ્જત અને સન્માન કરવું અને તેમના એવા સગાં–વહાલાંઓ સાથે સીલા–રહમીનો વર્તાવ કરવો જેનો સગાઈ–સંબંધ માત્ર તેમના તરફથી હોય, આ માતા–પિતાના હકો છે જે તેમના ગુઝરી ગયા પછી પણ તમારા માથે બાકી છે.”

આપ ﷺની ટેવ હતી કે હઝરત ખદીજા ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.)ની વફાત પછી તેમની સહેલીઓ પાસે હદિયો મોકલ્યા કરતા હતા જેનાથી હઝરત ખદીજા (રદિ.)નો હક અદા કરવાનો હેતુ હતો.

**માતા-પિતાનું માન-સન્માન ખાસ કરીને વૃદ્ધાવસ્થામાં કરવું :**

માં-બાપની ખિદમત તથા તેમની ફરમાંબરદારી માં-બાપ હોવાના સ્વરૂપે કોઈ સમય અને કોઈ ઉંમરના બંધન સાથે જોડાયેલ નથી, દરેક સ્થળે અને દરેક પરિસ્થિતિમાં માં-બાપ સાથે સારો વ્યવહાર કરવો વાજિબ છે પરંતુ વાજિબો અને ફરજોની અદાયગીમાં જે પરિસ્થિતિ સ્વાભાવિક રીતે અવરોધ બનતી હોય છે તે પરિસ્થિતિમાં કુર્આને કરીમની સામાન્ય વર્ણનશૈલી એ છે કે હુકમોને સરળ કરવા માટે વિવિધ પાસાંઓ દ્વારા માનસિક કેળવણી પણ કરવામાં આવે છે અને આવી પરિસ્થિતિમાં હુકમની પાબંદીની વધારે ભારપૂર્વક તાકીદ પણ !

માં-બાપના વૃદ્ધાવસ્થાના સમયકાળમાં જ્યારે કે તેઓ સંતાનોની સેવાના મોહતાજ થઈ જાય, તેમની જિંદગી અવલાદની દયા ઉપર રહી જાય એવા સમયે જો સંતાનો તરફથી થોડી પણ નિષ્કાળજીની અનુભૂતિ થાય તો તે તેમના દિલને આઘાત પહોંચાડે છે, બીજી બાજુ વૃદ્ધાવસ્થાની સ્વાભાવિક અસર મનુષ્યને ચિડીયો બનાવી દે છે; ત્રીજું, ઘડપણના અંતિમ તબક્કામાં જ્યારે બુદ્ધિ અને સમજદારી પણ જવાબ આપવા માંડે છે ત્યારે તેમની ઈચ્છાઓ અને માંગણીઓ કંઈ એવી પણ થઈ જાય છે જેને પૂરી કરવી અવલાદ માટે મુશ્કેલ હોય છે, કુર્આને કરીમે આવી પરિસ્થિતિઓમાં માતા-પિતાને ખુશ રાખવાના તથા તેમને રાહત પહોંચાડવાના હુકમો આપવાની સાથે માનવીને તેના બાળપણના સમયને યાદ અપાવ્યો કે કોઈ સમયે તમે પણ પોતાના માતા-પિતાના આનાથી વધારે મોહતાજ હતા જે પ્રમાણે આજે તેઓ તમારા મોહતાજ છે તો જે રીતે તેમણે પોતાની રાહત અને ઈચ્છાઓને તે સમયે તમારા ઉપર કુરબાન કર્યા અને તમારી બુદ્ધિ વગરની વાતોને પણ પ્યારથી સહન કરી હવે જ્યારે કે તેમના ઉપર લાચારીનો આ સમય આવ્યો છે તો બુદ્ધિ અને શરાફતનો તકાદો એ છે કે તેમના તે ભૂતકાળના અહેસાનોનો બદલો અદા કરો, આયતમાં كَمَا رَبَّيَانِيْ صَغِيْرًا દ્વારા

તે તરફ જ ઈશારો કરવામાં આવ્યો છે અને પ્રસ્તુત આયતોમાં માતા–પિતાના વૃદ્ધાવસ્થાની પરિસ્થિતિએ પહોંચવાના સમયે અમુક તાકીદી હુકમો આપવામાં આવ્યા છે.

(૧) તેમને "ઉફ" પણ ન કહો. શબ્દ "ઉફ"નો ભાવાર્થ દરેક એવી વાતચીત છે જેનાથી પોતાની નાપસંદગીની જાહેરાત થાય, એટલે સુધી કે તેમની વાત સાંભળીને એ પ્રમાણે લાંબો શ્વાસ લેવો જેનાથી તેમના ઉપર પોતાની નારાજગીની જાહેરાત થાય તે પણ આ જ "ઉફ" શબ્દમાં સામેલ છે, એક હદીષમાં હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ દ્વારા રિવાયત નકલ થઈ છે કે રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે દુઃખ પહોંચાડવામાં "ઉફ" કહેવાથી પણ કોઈ ઓછો દરજ્જો હોત તો તે પણ વર્ણન કરવામાં આવ્યો હોત. (ખુલાસો એ છે કે જે વસ્તુ ઉપર માં–બાપને ઓછામાં ઓછી તકલીફ પહોંચે તેની પણ મનાઈ છે).

(૨) وَلَا تَنْهَرْهُمَا (વલા તનહરહુમા) શબ્દ نَهْر (નહ્ર)નો અર્થ "ધૂતકારવાનો–ધમકાવવાનો" થાય છે, તેના કારણે દુઃખ પહોંચવું દેખીતું છે.

(૩) وَقُلْ لَّهُمَا قَوْلًا كَرِيْمًا નો હુકમ છે, પ્રથમ બે હુકમો નકારાત્મક પાસા વિશે હતા જેમાં માતા–પિતાને નાનામાં નાની પીડા પહોંચાડવાથી પણ રોકવામાં આવ્યા છે અને આ ત્રીજા હુકમમાં યોગ્ય અને પદ્ધતિસર માતા–પિતા સાથે વાતચીત કરવાનો અદબ શિખવાડવામાં આવ્યો કે તેમની સાથે મહોબ્બત તથા લાગણીપૂર્વક વિનમ્રતા સાથે વાત કરવામાં આવે. હઝરત સઈદ બિન મુસય્ફ (રદિ.) ફરમાવે છે કે જે પ્રમાણે કોઈ ગુલામ પોતાના કઠોર સ્વભાવના માલિક સાથે વાતચીત કરે છે.

(૪) હુકમ وَاخْفِضْ لَّهُمَا جَنَاحَ الذُّلِّ مِنَ الرَّحْمَةِ જેનો ખુલાસો એ છે કે તેમની સામે પોતાને આજિઝ અને ઝલીલ વ્યક્તિના સ્વરૂપમાં રજુ કરે જેવી રીતે કે ગુલામ માલિકની સામે. جَنَاحُ (જનાહ)નો અર્થ "ખભા" થાય છે, શાબ્દિક અર્થ એ છે કે માતા–પિતા માટે પોતાના ખભાઓ આજિઝી અને ઝિલ્લત સાથે ઝૂકાવે, અંતે مِنَ الرَّحْمَةِ (મિનર્રહ્મત)ના શબ્દ દ્વારા એક તો એ બાબતે આગાહ કર્યા કે માં–બાપ સાથે એવો વ્યવહાર માત્ર દેખાવ પૂરતો ન હોય બલકે દિલથી દયા અને સન્માનના આધારે હોય, બીજું કદાચ ઈશારો એ તરફ પણ છે કે

માં-બાપની સાથે ઝિલ્લતની સાથે રજુ થવું સાચી ઈજ્જત અને સન્માનની પ્રસ્તાવના છે, કારણ કે આ સાચી અને વાસ્તવિક ઝિલ્લત કે અપમાન નથી બલકે તેમની સાથે દયા અને પ્રેમના કારણે છે.

(૫) પાંચમો હુકમ وَقُلْ رَّبِّ ارْحَمْهُمَا છે, જેનો ખુલાસો એ છે કે માં-બાપને સંપૂર્ણ રાહત પહોંચાડવી દરેક વ્યક્તિના ગજાની વાત નથી, પોતાની ક્ષમતા પ્રમાણે તેમને રાહત પહોંચાડવાની ફિકર સાથે તેમના માટે અલ્લાહ પાસે દુઆ પણ કરતો રહે કે અલ્લાહ તઆલા પોતાની રહમતથી તેમની બધી મુશ્કેલીઓને સરળ કરે અને તકલીફોને દૂર કરે. આ અંતિમ હુકમ એવો વિશાળ અને જાહેર છે કે માં-બાપની વફાત પછી પણ ચાલુ રહે છે અને તેના દ્વારા તે હંમેશા માં-બાપની ખિદમત અને સેવા-ચાકરી કરી શકે છે.

**મસ્અલો :**

માં-બાપ જો મુસલમાન હોય તો તેમના માટે રહમતની દુઆ કરવી દેખીતી વાત છે પરંતુ જો તેઓ મુસલમાન ન હોય તો તેમની જિંદગીમાં આ દુઆ એ નિય્યતે જાઈઝ છે કે તેમને દુનિયવી તકલીફોથી છુટકારો થાય અને ઈમાનની તવફીક થાય, મોત પછી તેમના માટે રહમતની દુઆ કરવી જાઈઝ નથી.

*(કુર્તુબીમાંથી)*

**એક આશ્ચર્યજનક ઘટના :**

કુર્તુબીએ પોતાની વિગતવારની સનદો સાથે હઝરત જાબીર બિન અબ્દુલ્લાહ દ્વારા રિવાયતો નકલ કરી છે કે એક વ્યક્તિ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો અને ફરિયાદ કરી કે મારા પિતાએ મારો માલ લઈ લીધો, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે પોતાના પિતાને બોલાવી લાવો, તે જ સમયે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) તશરીફ લાવ્યા અને રસૂલે કરીમ ﷺને કહ્યું કે જ્યારે તેનો બાપ આવી જાય તો તેને પૂછો કે તે વાક્યો કયા છે જે તેણે દિલમાં કહ્યા છે ? પોતે તેના કાનોએ પણ તેને નથી સાંભળ્યા. જ્યારે આ વ્યક્તિ પોતાના પિતાને લઈને પહોંચ્યો તો આપ ﷺએ તે બાપને કહ્યું કે શું વાત છે તમારો પુત્ર તમારી ફરિયાદ કરે છે, શું તમે ઇચ્છો છો કે તમે તેનો માલ ઝૂંટવી લો ? પિતાએ વિનંતી કરી કે તમે જ તેને એ પ્રશ્ન કરો કે હું તેની ફોઈ, માસી અથવા પોતાની

જાત સિવાય ક્યાં ખર્ચ કરું ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ایـہ "ઈહ !" (જેનો અર્થ હતો કે હકીકતની જાણ થઈ ગઈ, હવે બીજું કંઈ સાંભળવાની જરૂરત નથી), ત્યારબાદ તેના પિતાને પૂછ્યું કે તે વાક્યો કયા છે જેને હજુ સુધી પોતે તમારા કાનોએ પણ નથી સાંભળ્યા ? તે વ્યક્તિએ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! અમને દરેક વ્યવહારમાં અલ્લાહ તઆલા તમારા ઉપર અમારું ઈમાન અને યકીન વધારી આપે છે, જે વાત કોઈએ નથી સાંભળી તેની આપને જાણ થઈ ગઈ જે એક મોઅ્જિઝો છે; પછી તેણે વિનંતી કરી, આ એક હકીકત છે કે મેં અમુક શે'રો દિલમાં કહ્યા હતા જેને મારા કાનોએ પણ નથી સાંભળ્યા. આપ ﷺએ ફરમાવ્યું, તે અમને સંભળાવો. તે સમયે તેણે આ શે'રો પઢી.

غَذَوْتُکَ مَوْلُوْدًا وَّمُنْتُکَ یَافِعًا تُعَلُّ بِمَا اَجْنِیْ عَلَیْکَ وَتُنْهَلُ

*"મેં તને બાળપણમાં ખોરાક આપ્યો અને યુવાન થયા પછી પણ તારી જવાબદારી ઉઠાવી, તારું બધું ખાવું-પીવું મારી જ કમાણીમાંથી હતું."*

اِذَا لَیْلَةً ضَافَتْکَ بِالسُّقْمِ لَمْ اَبِتْ لِسُقْمِکَ اِلَّا سَاهِرًا اَتَمَلْمَلُ

*"જ્યારે કોઈ રાતમાં તને કોઈ બીમારી આવી ગઈ તો મેં આખી રાત તારી બીમારીના કારણે ઉજાગરા અને બેચેનીમાં પસાર કરી."*

كَاَنِّیْ اَنَا الْمَطْرُوْقُ دُوْنَکَ بِالَّذِیْ طُرِقْتَ بِهٖ دُوْنِیْ فَعَیْنِیْ تَهْمِلُ

*"જાણે કે તારી બીમારી મને લાગી છે તને નહીં, જેના કારણે હું આખી રાત રડતો રહ્યો."*

تَخَافُ الرَّدٰی نَفْسِیْ عَلَیْکَ وَاِنَّهَا لَتَعْلَمُ اَنَّ الْمَوْتَ وَقْتٌ مُؤَجَّلُ

*"મારું દિલ તારી હલાકતથી ડરતું રહ્યું જ્યારે કે હું જાણતો હતો કે મોતનો એક દિવસ નક્કી છે તે પહેલાં તે આગળ કે પાછળ નથી થઈ શકતો."*

فَلَمَّا بَلَغْتَ السِّنَّ وَالْغَایَةَ الَّتِیْ اِلَیْهَا مَدٰی مَاکُنْتُ فِیْکَ اُؤَمِّلُ

*"પછી જ્યારે તું ઉંમરની એ સીમા સુધી પહોંચી ગયો જેમાં તમન્ના કર્યા કરતો હતો."*

جَعَلْتَ جَزَائِی غِلْظَةً وَّفَظَاظَةً كَاَنَّكَ اَنْتَ الْمُنْعِمُ الْمُتَفَضِّلُ

*"તો તેં મારો બદલો સખ્તી અને કઠોર રીતે વાતચીત કરીને આપ્યો, જાણે કે તું મારા ઉપર અહેસાન અને ઈનામ કરી રહ્યો છે !"*

فَلَيْتَكَ اِذْلَمْ تَرْعَ حَقَّ اُبُوَّتِی فَعَلْتَ كَمَا الْجَارُ الْمُصَاقِبُ يَفْعَلُ

*"કાશ ! જો તારાથી મારા માં-બાપ હોવાનો હક અદા થઈ શકતો હોત તો ઓછામાં ઓછું એવું જ કરી લે જેમકે એક શરીફ ખાનદાન પાડોશી કર્યા કરે છે."*

فَاَوْلَيْتَنِی حَقَّ الْجِوَارِ وَلَمْ تَكُنْ عَلَیَّ بِمَالٍ دُوْنَ مَالِكَ تَبْخَلُ

*"તેં ઓછામાં ઓછું મારા પાડોશીનો હક તો આપ્યો હોત ! અને પોતે મારા જ માલમાં મારા હકમાં કંજૂસીથી કામ ન લીધું હોત."*

રસૂલે કરીમ ﷺએ આ શે'રો સાંભળ્યા પછી પુત્રને ગરેબાન (ગળા નીચેથી તેમનો ઝભ્ભો) પકડી લીધો અને ફરમાવ્યું, اَنْتَ وَمَالُكَ لِاَبِيْكَ "જા ! તું પણ અને તારો માલ પણ બાપનો છે." *(તફસીરે કુર્તુબી, પેજ : ૨૪૬, ભાગ : ૬)*

આ શે'રો અરબી સાહિત્યના મશ્હૂર પુસ્તક حِمَاسَة (હિમાસા)માં પણ નકલ કરવામાં આવ્યા છે પરંતુ તેનો ઉમય્યા ઈબ્ને અબી અસ્સુલ્ત સાથે સંબંધ જોડવામાં આવ્યો છે અને અમુકે કહ્યું છે કે આ અબ્દુલ અલાના શે'રો છે, અમુકે તેનો સંબંધ અબૂલ અબ્બાસ અઅ્મા સાથે જોડયો છે. *(હાશિયા : કુર્તુબી)*

પ્રસ્તુત આયતોમાંથી અંતિમ આયત رَبُّكُمْ اَعْلَمُ بِمَا فِیْ نُفُوْسِكُمْ એ તે કંજૂસીને દૂર કરી આપી છે જે માતા-પિતાની ઈજ્જત અને સન્માન વિશેના પ્રસ્તુત હુકમોમાં અવલાદના દિલમાં પેદા થઈ શકે છે કે માતા-પિતા સાથે દરેક સમયે રહેવાનું છે, તેમની અને પોતાની પરિસ્થિતિ પણ દરેક સમયે સમાન નથી હોતી, કોઈ સમયે મુખથી એવા વેણ નીકળી ગયા જે પ્રસ્તુત સન્માન અને ઈજ્જતના વિરુદ્ધ હોય તો તેના ઉપર જહન્નમની ચેતવણી છે, એ જ પ્રમાણે ગુનાહોથી બચવું ઘણું મુશ્કેલ બની જાય છે. આ આયતમાં આ શંકા અને તેનાથી દિલની તંગી દૂર કરવા માટે ફરમાવ્યું કે વિના ઈરાદે અસભ્યતાથી ક્યારેક કોઈ

પરેશાની કે બેદરકારીથી કોઈ વેણ નીકળી જાય અને પછી તેનાથી તવબહ કરી લે તો અલ્લાહ તઆલા દિલોની હાલતથી સારી પેઠે વાકેફ છે કે તે બેઅદબીના વેણ દુઃખ પહોંચાડવા કે તેમનું અપમાન કરવા માટે કહ્યા ન હતા, તે મા'ફ કરનારો છે. શબ્દ اَوَّابِيْن (અવ્વાબીન) તે અત્રે تَوَّابِيْن (તવ્વાબીન)ના અર્થમાં છે. હદીષમાં મગરિબ પછીની છ રકા'તો અને ઈસ્રાકની નફલોને "સલાતુલ અવ્વાબીન" કહેવામાં આવ્યું છે, જેમાં ઈશારો છે કે આ નમાઝોની તવફીક એવા જ લોકોને થાય છે જેઓ "અવ્વાબીન" અને "તવ્વાબીન" છે.

---

## આયત : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૨૬-૨૭)

وَاٰتِ ذَا الْقُرْبٰى حَقَّهٗ وَالْمِسْكِيْنَ وَابْنَ السَّبِيْلِ وَلَا تُبَذِّرْ تَبْذِيْرًا ﴿٢٦﴾ اِنَّ الْمُبَذِّرِيْنَ كَانُوْٓا اِخْوَانَ الشَّيٰطِيْنِ ؕ وَكَانَ الشَّيْطٰنُ لِرَبِّهٖ كَفُوْرًا ﴿٢٧﴾

## તરજુમો :

*અને સગાં-વહાલાંઓને તેમનો હક આપો અને મોહતાજને અને મુસાફરને અને અંધાધૂંધ (અસ્થાને) ફૂઝૂલખર્ચી ન કરો. (૨૬) બેશક ! ફુઝૂલખર્ચ કરનારા શયતાનોના ભાઈ છે અને શયતાન પોતાના પરવરદિગારનો નાશુક્રો છે. (૨૭)*

## તફસીર :

(આ બંને આયતોમાં હુકૂકુલ ઈબાદ-બંદાઓના હકો વિશે બે વિશેષ હુકમો પ્રસ્તુત છે, પ્રથમ માતા-પિતા ઉપરાંત અન્ય સગાં-વહાલાંઓ તથા સામાન્ય મુસલમાનોના હકો અને અન્ય ખર્ચાઓ કરવામાં ફુઝૂલખર્ચી અને માલ વેડફવાની મનાઈ કરવામાં આવી છે, આ આયતોની ટૂંકી તફસીર જોઈ લઈએ.)

અને સગાંઓને તેમનો હક (આર્થિક અથવા બિનઆર્થિક) આપતા રહેજો અને મોહતાજ તથા મુસાફરને પણ (તેમના હકો) આપતા રહેજો અને (માલને) અસ્થાને ઉડાવશો નહીં, બેશક ! અસ્થાને માલ ઉડાવી ખર્ચ કરનાર શયતાનના ભાઈ-બંધુ છે (એટલે કે તેના સમકક્ષ હોય છે) અને શયતાન પોતાના પરવરદિગારનો ઘણો નાશુક્રો છે (કે અલ્લાહ તઆલાએ તેને બુદ્ધિની દોલત

આપી, તેણે તે બુદ્ધિની દોલતને અલ્લાહ તઆલાની નાફરમાનીમાં ખર્ચ કરી, તે પ્રમાણે ફુઝૂલખર્ચ કરનારાઓને અલ્લાહ તઆલાએ માલ-દોલત આપી પરંતુ તેઓ તેને અલ્લાહ તઆલાની નાફરમાનીમાં ખર્ચ કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### સામાન્ય સગાં-વહાલાંઓના હકોની કાળજી રાખવી :

પાછલી આયતોમાં માં-બાપના હકો, તેમનું માન-સન્માન અને મર્યાદા જાળવવાની તા'લીમ આપવામાં આવી હતી, આ આયતોમાં સામાન્ય સગાં-વહાલાંઓના હકોનું વર્ણન છે કે દરેક સગાંઓને તેમનો હક આપવામાં આવે જે ઓછામાં ઓછું તેમની સાથે સારો સામાજિક વ્યવહાર અને ઉત્તમ પ્રકારનું વર્તન છે અને જો જરૂરિયાતમંદ હોય તો તેમની આર્થિક મદદ પણ પોતાની શક્તિ અનુસાર કરવી તેમાં સામેલ છે, આ આયતથી એટલી વાત તો સાબિત થઈ ગઈ કે દરેક વ્યક્તિ ઉપર તેના સામાન્ય સગાં-વહાલાં અને સંબંધીઓનો પણ હક છે, તે શું અને કેટલો છે તેની વિગત અત્રે આપવામાં આવી નથી પરંતુ સીલારહમી અને સારો સામાજિક વ્યવહાર તેમાં સામેલ હોવું દેખીતું છે. ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ના મતે આ જ ફરમાન હેઠળ જે સગાં-વહાલાંઓ લોહીની સગાઈમાં "મહરમ" છે જો તે સ્ત્રી અથવા બાળક છે જેની પાસે પોતાના જીવન નિર્વાહનો સરસામાન નથી અને કમાવાની શક્તિ પણ નથી, એ જ પ્રમાણે જે સગાં-વહાલાં લોહીની રિશ્તેદારીમાં મહરમ છે અને તેઓ અપંગ અથવા આંધળા છે અને તેમની મિલકતમાં એટલો માલ નથી જેનાથી તેમનું ગુજરાન ચાલી શકે તો તેમના જે સગાં-વહાલાંઓ પાસે એટલી શક્તિ અને આર્થિક છૂટછાટ હોય કે તેઓ તેમની મદદ કરી શકે છે તો તેમના ઉપર તે બધાનો વઝીફો ફરજ છે, જો એક જ દરજ્જાના ઘણા બધા સગાં-વહાલાંઓ માલદાર અને આર્થિક રીતે સદ્ધર હોય તો તે બધા ઉપર વહેંચણી કરીને તેને જીવન-નિર્વાહનો વજીફો આપવામાં આવશે, સૂરએ બકરહની આયત وَعَلَى الْوَارِثِ مِثْلُ ذَالِكَ (૨:૨૩૩)થી પણ આ હુકમ સાબિત થાય છે. *(કુર્તુબી)*

આ આયતમાં સગાં-વહાલાંઓ અને મોહતાજો તથા મુસાફરોની આર્થિક મદદને તથા સીલારહમીને તેમનો હક બતાવીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો

છે કે આપનારને તેના ઉપર અહેસાન જતાવવાનો કોઈ હક નથી, કારણ કે આ તેમનો હક છે અને આપનારના માથે તે જવાબદારી સ્વરૂપે ફરજ છે અને પોતાનો ફરજ અદા કરવામાં તે કોઈના ઉપર અહેસાન નથી કરી રહ્યો.

**ફુઝૂલખર્ચી (ખોટો ખર્ચ) કરવાની મનાઈ :**

ફુઝૂલખર્ચીના અર્થને કુર્આને કરીમે બે શબ્દોથી ઓળખાવ્યો છે, એક تَبْـذِيْـر (તબઝીર) અને બીજો اِسْـرَافْ (ઈસ્રાફ) "તબઝીર"ની મનાઈ તો આ આયતમાં જ સ્પષ્ટ છે, "ઈસ્રાફ"ની મનાઈ આયત وَلَا تُسْرِفُوْا (વલા તુસ્રિફૂ)થી સાબિત છે. અમુક લોકોએ ફરમાવ્યું કે બંને શબ્દ સમાનાર્થી છે, આર્થિક વ્યવહારમાં અસ્થાને અને બિનજરૂરી ખર્ચ કરવાને "તબઝીર" અને "ઈસ્રાફ" કહેવામાં આવે છે અને અમુક લોકોએ આ વિગતનો એ ખુલાસો કર્યો છે કે કોઈ ગુનાહના કામમાં અથવા બિલકુલ અસ્થાને અયોગ્ય સ્થળે ખર્ચ કરવાને "તબઝીર" કહેવામાં આવે છે અને જ્યાં જાઈઝ ખર્ચ કરવાની આવશ્યકતા છે પરંતુ તેમાં જરૂરિયાતથી વધારે ખર્ચ કરવામાં આવે તો તેને "ઈસ્રાફ" કહે છે, એટલા માટે "તબઝીર" એ "ઈસ્રાફ" કરતા વધારે સખત છે અને "મુબઝ્ઝિરીન" એટલે કે આવો અસ્થાને ખર્ચ કરનાર શયતાનના ભાઈ ઠરાવવામાં આવ્યા.

તફસીરના ઈમામ હઝરત મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે કોઈ પોતાનો સમગ્ર માલ હક માટે ખર્ચ કરી નાંખે તો તે તબઝીર નથી અને જો ખોટા કામ માટે એક مُدّ (મુદ) "અડધો શેર" પણ ખર્ચ કરે તો તે તબઝીર છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે જ્યાં હક ન હોય એવી જગ્યાએ ખર્ચ કરવાનું નામ તબઝીર છે. (મઝહરી) ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે માનવી માલ તો પોતાના અધિકાર પ્રમાણે સાચી રીતે પ્રાપ્ત કરે પરંતુ તેને ખોટી જગ્યાએ ખોટી રીતે ખર્ચ કરે તો તેનું નામ ઈસ્રાફ પણ છે અને તે હરામ પણ છે. *(કુર્તુબી)*

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે હરામ અને નાજાઈઝ કામમાં એક દિરહમ પણ ખર્ચ કરવો તબઝીર છે અને જાઈઝ તથા મુબાહ ઈચ્છાઓમાં હદથી વધારે ખર્ચ કરવો જેનાથી ભવિષ્યમાં મોહતાજ અને ફકીર બની જવાનો ભય આવી પડે એ પણ તબઝીરમાં સામેલ છે, હા ! જો કોઈ વ્યક્તિ અસલ મુદ્દલ

માલને સુરક્ષિત રાખીને તેના નફાને પોતાની જાઈઝ ઈચ્છાઓમાં પોતાની શક્તિ પ્રમાણે ખર્ચ કરતો રહે તો તે તબઝીરમાં સામેલ નથી. *(કુર્તુબી, જિલ્દ:૧૦, પેજ:૪૮)*

---

## આયત : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૨૮)

وَإِمَّا تُعْرِضَنَّ عَنْهُمُ ابْتِغَاءَ رَحْمَةٍ مِّن رَّبِّكَ تَرْجُوهَا فَقُل لَّهُمْ قَوْلًا مَّيْسُورًا ﴿٢٨﴾

## તરજુમો :

*અને જો ક્યારેક પોતાના પરવરદિગારની મહેરબાનીની રાહ જોવામાં જેની તમને આશા છે તમારે તેમના તરફથી ધ્યાન હટાવવું પડે તો તેમને વિનમ્રતાથી વાત કહી આપો. (૨૮)*

## તફસીર :

(આ આયતમાં હુકૂકુલ ઈબાદ વિશે પાંચમો હુકમ આપવામાં આવ્યો છે કે, જો કોઈ સમયે જરૂરિયાતમંદને પોતાની જરૂરત પ્રમાણે આપવાની વ્યવસ્થા ન થઈ શકે તો તે સમયે પણ તેમને ઉદ્ધત જવાબ આપવામાં ન આવે બલકે, હમદર્દીથી ભવિષ્યમાં સહૂલતની ઉમ્મીદ અપાવવામાં આવે. આયતની તફસીર આ પ્રમાણે છે.)

અને જો (કોઈ સમયે તે લોકોને આપવા માટે તમારી પાસે માલ ન હોય અને એટલા માટે) તમને તે રોજીની રાહ જોવામાં જેની પોતાના પરવરદિગારથી આશા હોય (તેના ન આવવા સુધી) તેમનાથી કિનારો કરવો પડે (તો એટલો ખ્યાલ રાખજો કે) તેમની સાથે નરમીથી વાત કહી આપો (એટલે કે તેમને દિલાસો આપી વાયદો કરો કે ઈન્શાઅલ્લાહ ક્યાંકથી આવશે તો ચોક્કસ આપીશું અને તેમને મનદુ:ખ થાય તેવો જવાબ ન આપો).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં રસૂલે કરીમ ﷺ અને તેમના દ્વારા સમગ્ર ઉમ્મતની આશ્ચર્યજનક અખ્લાકની કેળવણી કરવામાં આવી છે કે જો કોઈ વખતે જરૂરિયાતમંદ લોકો પ્રશ્ન કરે અને તમારી પાસે આપવા માટે કંઈ જ ન હોય તેથી

તે લોકોથી અળગા થવા મજબૂર થવું પડે તો પણ તમારું આ અળગા થવું ઉદ્ધત અને જરૂરિયાતમંદ વ્યક્તિ માટે અપમાનજનક ન હોવું જોઈએ, બલકે તેને દિલાસો આપવો અને પોતાની લાચારી અને મજબૂરીને જાહેર કરી વિનમ્રતાથી વાતચીત કરવી જોઈએ.

આ આયતના શા'ને નુઝૂલમાં ઈબ્ને ઝૈદની રિવાયત એ છે કે અમુક લોકો રસૂલે કરીમ ﷺ પાસે માલનો સવાલ કર્યા કરતા હતા અને આપ ﷺને ખબર હતી કે જો તેમને આપવામાં આવશે તો તેઓ ફસાદમાં ખર્ચ કરશે, એટલા માટે રસૂલે કરીમ ﷺ તેમને આપવાથી ઈન્કાર કરી દેતા હતા કે આવું કરવું તેમના ફસાદને રોકવાનું માધ્યમ છે, તેના ઉપર આ આયત નાઝિલ થઈ. *(કુર્તુબી)*

મુસ્નદે સઈદ બિન મન્સૂરમાં સબા ઈબ્ને હકમની રિવાયત પ્રસ્તુત છે કે, "રસૂલે કરીમ ﷺની પાસે અમુક કપડાં આવ્યા હતા, આપ ﷺએ તેની હકદારોમાં વહેંચણી કરી દીધી, ત્યારબાદ બીજા લોકો આવ્યા જ્યારે કે આપ ﷺ પરવારી ચૂક્યા હતા અને કપડાં પૂરા થઈ ચૂક્યા હતા, તેમના વિશે આ આયત નાઝિલ થઈ."

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૨૯-૩૦)

وَلَا تَجْعَلْ يَدَكَ مَغْلُولَةً إِلَىٰ عُنُقِكَ وَلَا تَبْسُطْهَا كُلَّ الْبَسْطِ فَتَقْعُدَ مَلُومًا مَّحْسُورًا ﴿٢٩﴾ إِنَّ
رَبَّكَ يَبْسُطُ الرِّزْقَ لِمَن يَشَاءُ وَيَقْدِرُ ۚ إِنَّهُ كَانَ بِعِبَادِهِ خَبِيرًا بَصِيرًا ﴿٣٠﴾ ع

## તરજુમો :

*અને પોતાનો હાથ પોતાની ગરદન સાથે બાંધેલો ન રાખ (કંજૂસી ન કર) અને તેને બિલકુલ ખુલ્લો હોય એવો ન ખોલી નાંખ (ફુઝૂલખર્ચ ન કર કે) પછી તું બેસી રહે આક્ષેપ ખાધેલો, હારેલો (થાકેલો) ! (૨૯) તમારો પરવરદિગાર જેના માટે ઈચ્છે રોજી ખોલી આપે છે અને તંગ પણ એ જ કરે છે, તે જ પોતાના બંદાઓને સારી પેઠે જાણનારો જોનારો છે. (૩૦)*

## તફસીર :

ન તો પોતાનો હાથ ગરદન સાથે બાંધી લો (કે અંતિમ કક્ષાની કંજૂસી રાખી હાથખર્ચ કરવાથી પણ બિલકુલ જ રોકી રાખો) અને ન જ બિલકુલ ખોલી નાંખવા જોઈએ (કે જરૂરતથી વધારે ખર્ચ કરીને ફોગટ વેડફી નાંખી "ઈસ્રાફ" કરવામાં આવે) નહિતર ઠપકો પામી (અને) થાકેલો–હારેલો બેઠો રહી જઈશ (અને કોઈની ગરીબી તથા વંચિતતાથી એટલું બધું પ્રભાવિત થવું કે પોતાને મુશ્કેલીમાં નાંખી દેવું એ કોઈ યોગ્ય બાબત નથી કારણ કે) બેશક ! તારો પરવરદિગાર જેને ઇચ્છે છે વધારે રોજી આપે છે અને તે (જેના ઉપર ઇચ્છે છે) તંગ કરી દે છે, બેશક ! તે પોતાના બંદાઓ(ની હાલત અને તેમના હિત)ને સારી પેઠે જાણે છે જુએ છે (સમગ્ર જગતની આવશ્યકતાઓ પૂરી કરવી તો રબ્બુલ આલમીન પરવરદિગારનું જ કામ છે, તમે તેની ચિંતામાં શા માટે પડો છો કે પોતાનાથી ન થઈ શકતું હોય અને ન બની શકતું હોય તો પણ પોતાની જાતને મુસીબતમાં નાંખીને સૌની જરૂરિયાતો પૂરી કરો. આ સ્વરૂપ એટલા માટે બેકાર છે કે આ બધું કંઈ કર્યા પછી પણ સૌની જરૂરિયાતો પૂરી કરવી તમારા બસની વાત નથી, વળી તેનો અર્થ એવો પણ નથી કે કોઈ વ્યક્તિ કોઈ અન્યની ચિંતા જ ન રાખે, તેના માટે કોઈ આયોજન ન કરે બલકે તેનો મતલબ એ છે કે જરૂરિયાતો પૂરી કરવી કોઈ મનુષ્યના અધિકારમાં છે જ નથી ભલે તે પોતાના ઉપર કેટલીય મુસીબત સહન કરવા માટે તૈયાર થઈ જાય, એ કામ તો માત્ર સૃષ્ટિના માલિકનું જ છે કે સૌની જરૂરિયાતોને જાણે પણ છે અને બધાના હિતોથી વાકેફ પણ છે કે કયા સમયે કયા વ્યક્તિની કઈ જરૂરિયાત પૂરી કરવી જોઈએ એટલા માટે માણસનું કામ તો ફક્ત એટલું જ છે કે મધ્યમ માર્ગ અપનાવે, ન તો ખર્ચ કરવાની જગ્યાએ કંજૂસી કરે અને ન જ એટલો બધો ખર્ચ કરે કે આવતીકાલે પોતે જ ફકીર બની જાય તથા બાળ–બચ્ચાં કે જેમના હકો તેના માથે છે તેમના હકો પણ અદા ન થઈ શકે અને પાછળથી પસ્તાવું પડે).

## મસ્અલા અને બોધપાઠ :

### ખર્ચ કરવામાં મધ્યમ માર્ગ અપનાવવાનું માર્ગદર્શન :

આ આયતમાં સીધે–સીધું સંબોધન પોતે નબીએ કરીમ ﷺને છે અને

આપ ﷺના માધ્યમથી સમગ્ર ઉમ્મતને સંબોધન છે, તેમાં આર્થિક ખર્ચ કરવાની અને આર્થિક વ્યવહારની એવી તા'લીમ આપી છે કે બીજાઓની મદદ કરવાથી અળગા પણ ન રહે અને પોતે પોતાના માટે પણ મુસીબત ઊભી ન કરે. આ આયતના શા'ને નુઝૂલમાં ઈબ્ને મરદૂયાએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) અને બગવીએ હઝરત જાબીર (રદિ.)થી એક રિવાયતમાં એક ઘટના નકલ કરી છે કે, રસૂલે કરીમ ﷺની સેવામાં એક છોકરો હાજર થયો અને વિનંતી કરી કે મારી માતા આપનાથી એક કુરતાનો સવાલ કરે છે, તે સમયે રસૂલે કરીમ ﷺની પાસે કોઈ કુરતો એ સિવાય ન હતો જે આપ ﷺના બદન મુબારક ઉપર હતો. રસૂલે કરીમ ﷺએ છોકરાને કહ્યું કે ફરી કોઈ બીજા વખતે આવો જ્યારે અમારી પાસે એટલી છૂટછાટ હોય કે તમારી વાલિદહનો સવાલ પૂરો કરી શકીએ, છોકરો ઘરે ગયો અને પરત આવ્યો અને કહ્યું કે મારી વાલિદહ કહે છે કે તમારા બદન મુબારક ઉપર જે કુરતો છે તે જ મને આપી દો. આ સાંભળીને રસૂલે કરીમ ﷺએ પોતાના બદન મુબારક ઉપરથી કુરતો ઉતારી તેના હવાલે કરી દીધો. આપ ﷺ કુરતા વિનાના રહી ગયા, નમાઝનો સમય આવ્યો, હઝરત બિલાલ (રદિ.)એ અઝાન આપી પરંતુ રસૂલે કરીમ ﷺ ટેવ પ્રમાણે બહાર તશરીફ ન લાવ્યા તો લોકોને ચિંતા થઈ, અમુક લોકો અંદર હાજર થયા તો જોયું કે આપ ﷺકુરતા વિના જ બેઠા છે, આ ઘટના ઉપર આ આયત નાઝિલ થઈ.

## અલ્લાહના માર્ગમાં એટલો ખર્ચ ન કરવો કે પોતે પરેશાનીમાં પડી જાય અને તેની કક્ષા :

આ આયતથી દેખીતી રીતે એવા ખર્ચાઓ કરવાની મનાઈ જણાય છે જે ખર્ચ કર્યા પછી પોતે ફકીર અને મોહતાજ થઈ જાય તથા મુશ્કેલીમાં પડી જવાય. તફસીરના ઈમામ કુર્તુબીએ ફરમાવ્યું છે કે આ હુકમ મુસલમાનોની જાહેર પરિસ્થિતિ માટે છે કે જેમાં ખર્ચ કર્યા પછી તકલીફોથી પરેશાન થઈને પાછલા ખર્ચ કરેલા ઉપર પસ્તાવો અને અફસોસ થાય. કુર્આને કરીમમાં શબ્દ مَحۡسُوۡرًا (મહસૂરા)માં એ તરફ ઈશારો મોજૂદ છે. (મઝહરી પ્રમાણે) અને જે લોકો એટલા ઉચ્ચ ઈચ્છાશક્તિવાળા અને હિંમતવાળા હોય કે પાછળ પડનારી પરેશાનીઓથી ન ગભરાય અને હકદારોનો હક પણ અદા કરી શકે તેમના માટે આ પાબંદી નથી, એ જ કારણે રસૂલે કરીમ ﷺની સામાન્ય ટેવ એ હતી કે

આવતી કાલ માટે કોઈ સંગ્રહ કરતા ન હતા, જે કંઈ આજે આવ્યું આજે જ ખર્ચ કરી નાંખતા હતા અને અમુક વખતે ભૂખના દુઃખની તકલીફ પણ વેઠવી પડતી હતી, પેટ ઉપર પથ્થર બાંધવાની નોબત પણ આવી જતી હતી અને સહાબએ કિરામ (રદિ.)માં પણ ઘણા બધા એવા લોકો છે જેમણે રસૂલે કરીમ ﷺના સમયકાળમાં પોતાનો સઘળો માલ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરી દીધો, રસૂલે કરીમ ﷺએ ન તો તેની મનાઈ કરી અને ન જ તેની નીંદા કરી. એનાથી જાણ થઈ કે આ આયતની મનાઈ માત્ર તે લોકો માટે છે જેઓ ગરીબી અને ભૂખમરાની તકલીફ સહન ન કરી શકે અને ખર્ચ કર્યા પછી તેમને અફસોસ થાય કે કાશ ! અમે ખર્ચ ન કર્યો હોત ! આવી પરિસ્થિતિમાં તેમનું અગાઉ કરેલું ભલું કાર્ય પણ વ્યર્થ થઈ જશે, એટલા માટે એની મનાઈ કરવામાં આવી.

**ખર્ચમાં અવ્યવસ્થાની મનાઈ છે :**

મૂળ વાત એ છે કે આ આયતે અવ્યવસ્થિત રીતે ખર્ચ કરવાની મનાઈ કરી છે કે આગળ આવનાર પરિસ્થિતિઓને ઉપેક્ષિત કરીને જે કંઈ પાસે છે તેનો તે જ વખતે ખર્ચ કરી નાંખે, કાલે બીજા જરૂરિયાતમંદ લોકો આવે અને કોઈ મહત્ત્વની દીની જરૂરત આવી પડે તો તેની પાસે તે ખર્ચ કરવાની શક્તિ ન હોય. (કુર્તુબી) બાળ-બચ્ચાં જેમના હકો તેના માથે વાજિબ છે તેમનો હક અદા કરવાથી લાચાર થઈ જાય. (મઝહરી) مَلُومًا مَّحسُورًا (મલૂમમ્ મહશૂરા)ના શબ્દો વિશે તફસીરે મઝહરીમાં છે કે مَلُوم (મલૂમ)નો સંબંધ પ્રથમ પરિસ્થિતિ એટલે કે કંજૂસી સાથે છે કે જો હાથને બખીલાઈના કારણે બિલકુલ રોકી લેશે તો લોકો નીંદા કરશે અને مَحسُورًا (મહસૂરા)નો સંબંધ બીજી પરિસ્થિતિ સાથે છે કે ખર્ચ કરવામાં એટલો વધારો કરે કે પોતે ફકીર બની જાય તો આ "મહસૂરા" પણ થાકેલો-હારેલો, લાચાર અને અફસોસ કરતો રહી જશે.

---

## આયત : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૩૧)

وَلَا تَقْتُلُوٓا أَوْلَادَكُمْ خَشْيَةَ إِمْلَاقٍ ۖ نَّحْنُ نَرْزُقُهُمْ وَإِيَّاكُمْ ۚ إِنَّ قَتْلَهُمْ كَانَ خِطْـًٔا كَبِيرًا ﴿٣١﴾

**તરજુમો :**

*અને પોતાની અવલાદને મુફલીસી (ગરીબાઈ)ના ડરથી મારી ન નાંખો, અમે તેમને અને તમને રોજી આપીએ છીએ, બેશક ! તેમની હત્યા કરવી બહુ મોટી ખતા છે. (૩૧)*

**તફસીર :**

અને પોતાની અવલાદને મુફલિસી (ગરીબાઈ)ના ભયે કતલ ન કરો (કારણ કે સૌના પાલનહાર અને રોજી આપનાર અમે જ છે) અમે તેમને પણ રોજી આપીએ છીએ અને તમને પણ (જો રોજી આપનાર તમે હોત તો આવી વાતો ન વિચારી હોત), બેશક ! તેમની હત્યા કરવી ઘણો જઘન્ય અપરાધ છે.

**મસ્અલા અને બોધપાઠ :**

પાછલી આયતોમાં મનુષ્યના હકો વિશે માર્ગદર્શનની એક કડી ચાલતી આવે છે, આ છટ્ઠો હુકમ અજ્ઞાનતાના યુગની એક અત્યંત અત્યાચારી રિવાજની સુધારણા માટે છે, અજ્ઞાનતાના યુગમાં અમુક લોકો જન્મના સમયે પોતાની અવલાદને ખાસ કરીને પુત્રીઓને એ ડરે મારી નાંખતા હતા કે તેમના ખર્ચનો ભાર અમારે ઉઠાવવો પડશે. પ્રસ્તુત આયતમાં અલ્લાહ તઆલાએ તેમની અજ્ઞાનતાને સ્પષ્ટ કરી છે કે રોજી આપનારા તમે કોણ ? તે તો માત્ર અલ્લાહ તઆલાના કબ્જામાં છે તમને પણ તે જ રોજી આપે છે. જે તમને રોજી આપે છે તે જ તેમને પણ આપશે, તમે શા માટે તેની ચિંતામાં પડીને અવલાદની હત્યાના અપરાધી બનો છો ? બલકે આ સ્થળે અલ્લાહ તઆલાએ રોજી આપવાના વર્ણનને અગ્રસ્થાને કરીને એ તરફ ઈશારો કર્યો છે કે અમે પહેલાં તેમને આપીશું પછી તમને આપીશું, જેનો અર્થ વાસ્તવમાં એ છે કે અલ્લાહ તઆલા જે બંદાને જુએ છે કે તે પોતાના બાળ-બચ્ચાંનું પાલન-પોષણ અથવા બીજા ગરીબ-કમજોરોની મદદ કરે છે તો તેને એ જ હિસાબે આપે છે કે તે પોતાની જરૂરિયાત પણ પૂરી કરી શકે અને અન્યોની મદદ પણ કરી શકે, એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે, انَّمَا تُنْصَرُوْنَ و تُرْزَقُوْنَ بِضُعَفَائِكُمْ એટલે કે, તમારા અશક્ત અને કમજોર વર્ગના કારણે જ તમારી અલ્લાહ તરફથી મદદ થાય છે અને તમને રોજી આપવામાં આવે છે, એનાથી જાણ થઈ કે બાળ-બચ્ચાંના

પાલન–પોષણનો જે કંઈ ખર્ચ માં–બાપને મળે છે તે અશક્ત સ્ત્રીઓ અને બાળકોના કારણે જ મળે છે.

**મસ્અલો :**

કુર્આને કરીમના આ ઈરશાદથી એ બાબત ઉપર પણ પ્રકાશ પડે છે જેમાં આજની દુનિયા સપડાઈ ચૂકી છે કે વસ્તી વધારાના ડરથી કુટુંબ નિયોજન અને નસબંધી જેવા કાર્યક્રમો ચલાવે છે, તેનો પાયો પણ આ જ અજ્ઞાનતાપૂર્ણ ફિલોસોફી ઉપર છે કે લોકોએ રોજીના જવાબદાર પોતાની જાતને સમજી લીધી અને આ અવલાદની હત્યા કરવા સમાન ગુનોહ ભલે ન હોય પરંતુ તે નીંદાપાત્ર અને તિરસ્કૃત હોવામાં કોઈ શંકા નથી.

---

## આયત : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૩૨)

وَلَا تَقْرَبُوا الزِّنٰٓى اِنَّهٗ كَانَ فَاحِشَةً ۭ وَسَاۗءَ سَبِيْلًا ۝۳۲

**તરજુમો :**

*અને વ્યભિચારની પાસે પણ ન જાઓ, તે નિર્લજ્જતા (બેહયાઈ) છે અને ઘણો ખરાબ માર્ગ છે. (૩૨)*

**તફસીર :**

અને વ્યભિચારની પાસે પણ ન ફરકો, (એટલે કે વ્યભિચાર સુધી લઈ જતા માર્ગો અને કાર્યોથી પણ બચો) બેશક ! તે (પોતે પણ) ઘણી બેશરમીની વાત છે અને (બીજી બુરાઈઓ અને ફસાદોના આધારે પણ) બુરો માર્ગ છે (કારણ કે તેના કારણે દુશ્મનાવટ, ફિત્નાઓ તથા હરામ અને ગેરકાયદેસર વંશ ક્રમ પણ ચાલી પડે છે).

**મસ્અલા અને બોધપાઠ :**

આ સાતમો હુકમ વ્યભિચારના હરામ હોવાના સંદર્ભમાં છે, જેના હરામ હોવાના બે કારણો વર્ણન કરવામાં આવ્યા છે. પ્રથમ એ કે તે નિર્લજ્જતાનું કૃત્ય છે અને મનુષ્યમાં જો હયા કે શરમ ન રહી તો તે માનવતાથી વંચિત થઈ જશે, પછી

તેના માટે કોઈ સારા–નરસા કાર્યનો ભેદ નથી રહેતો, આ જ અર્થ માટે હદીષમાં ઈરશાદ છે, اِذَا فَاتَکَ الْحَيَاءُ فَافْعَلْ مَاشِئْتَ એટલે કે, "જ્યારે તારી હયા (શરમ) જ જતી રહે (તો કોઈ બુરાઈની રુકાવટનો કોઈ પડદો જ ન રહ્યો) તો તમે જે ઈચ્છશો તે કરશો." અને એટલા માટે જ રસૂલે કરીમ ﷺએ "હયા" (શરમ)ને ઈમાનનો એક મહત્ત્વનો વિભાગ ઠરાવ્યો છે. وَالْحَيَاءُ شُعْبَةٌ مِنَ الْإِيْمَانِ (બુખારી) બીજું કારણ સામાજિક ફસાદ છે જે વ્યભિચારના કારણે એટલી ફેલાય છે કે તેની કોઈ હદ નથી રહેતી અને તેના ખરાબ પરિણામો અમુક સમયે આખા કુટુંબો અને કોમોને બરબાદ કરી નાંખે છે; ચોરીના ફિત્નાઓ, લૂંટમાર, હત્યાની વારદાતોનું જેટલું પ્રમાણ આજે દુનિયામાં વધી ગયું છે તે પરિસ્થિતિની તહકીક કરો, અડધાથી વધારે ઘટનાઓનું કારણ કોઈ પુરુષ અને સ્ત્રીના અનૈતિક સંબંધો નીકળે છે, આ અપરાધનો સંબંધ જો કે પ્રત્યક્ષ રીતે હુકૂકુલ ઈબાદ નથી પરંતુ આ સ્થળે હુકૂકુલ ઈબાદ સંબંધિત હુકમના અનુસંધાને તેનું વર્ણન કરવું કદાચ એ બીનાએ છે કે આ અપરાધ ઘણા બધા અપરાધોને સાથે લાવે છે જેનાથી હુકૂકુલ ઈબાદ પ્રભાવિત થાય છે તથા હત્યા, ખૂનામરકીના તોફાનો ઉપસ્થિત થાય છે, એટલા માટે ઈસ્લામે આ ગુનાહને બધા જ અપરાધો કરતા કઠોર અને સખત ઠરાવી દીધો છે અને તેની સજા બધા ગુનાહોની સજા કરતાં સખત અને કઠોર રાખવામાં આવી છે, કારણ કે આ એક અપરાધે અનેક સેંકડો અપરાધોને પોતાનામાં સમાવી રાખ્યા છે.

હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે સાતેય આસમાન અને સાતેય જમીનો શાદીશુદા વ્યભિચારીઓ ઉપર ફિટકાર વરસાવે છે અને જહન્નમમાં એવા લોકોના ગુપ્તાંગોમાંથી એવી સખત દુર્ગંધ ફેલાશે કે જહન્નમના નિવાસીઓ પણ તેનાથી પરેશાન થઈ જશે અને આગના અઝાબની સાથે તેમનું અપમાન જહન્નમમાં પણ થતું રહેશે.

*(રવાહુલ બઝ્ઝાર અન બુરયદા રદિ. –મઝહરી)*

એક બીજી હદીષમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે વ્યભિચાર કરનારો વ્યભિચાર કરવાના સમયે મો'મિન નથી હોતો, ચોરી કરનારો ચોરી કરવાના સમયે મો'મિન નથી હોતો અને દારૂ પીનારો દારૂ પીવાના સમયે મો'મિન નથી હોતો." આ હદીષ બુખારી અને

મુસ્લિમમાં છે, તેની શરહ અબૂ દાવુદની રિવાયતમાં એ છે કે આ ગુનાહો કરનારા જે સમયે ગુનાહો કરી રહ્યા હોય છે તો તે સમયે તેમનું ઈમાન તેમના દિલમાંથી નીકળીને બહાર આવી જાય છે અને પછી જ્યારે તે પાછા ફરે છે તો ઈમાન પાછું આવી જાય છે. *(મઝહરી)*

---

## આયત : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. 33)

وَلَا تَقْتُلُوا النَّفْسَ الَّتِي حَرَّمَ اللّٰهُ إِلَّا بِالْحَقِّ ۗ وَمَنْ قُتِلَ مَظْلُومًا فَقَدْ جَعَلْنَا لِوَلِيِّهِ سُلْطٰنًا فَلَا يُسْرِفْ فِّي الْقَتْلِ ۖ إِنَّهُ كَانَ مَنْصُورًا ﴿٣٣﴾

## તરજુમો :

*અને તે જીવની હત્યા ન કરો જેની અલ્લાહે મનાઈ કરી છે પરંતુ હક્ક ઉપર; અને જે જુલમથી મરાયો તો અમે તેના વારસને અધિકાર આપ્યો, બસ કતલ કરવામાં હદથી ન નીકળી જાય તેને મદદ મળે છે. (૩૩)*

## તફસીર :

અને જે (વ્યક્તિની હત્યા કરવી) અલ્લાહ તઆલાએ હરામ ઠરાવ્યું છે તેની હત્યા ન કરો, હા ! પરંતુ હક ઉપર (કતલ કરવું જાઈઝ છે, એટલે કે જ્યારે કોઈ શરઈ હુકમ પ્રમાણે કતલ કરવું વાજિબ અથવા જાઈઝ થઈ જાય તો તે અલ્લાહના હરામના હુકમમાં સામેલ નથી) અને જે વ્યક્તિની નાહક હત્યા કરવામાં આવે તો અમે તેના વારસદારો (હકીકી અથવા હકમી)ને અધિકાર આપ્યો છે (કિસાસ લેવાનો) બસ, તેના કતલની બાબતમાં (શરીઅતની) હદથી આગળ ન વધવું જોઈએ (એટલે કે હત્યારા ઉપર હત્યાની પાકી સાબિતી મળ્યા વિના તેને કતલ ન કરો અને તેના સગાં–વહાલાં વગેરે જે હત્યામાં સામેલ ન હતા તેને માત્ર બદલો લેવાની ભાવનાથી કતલ ન કરો અને હત્યારાને જ માત્ર કતલ કરો, તેના નાક–કાન અથવા હાથ–પગ વગેરે કાપીને તેની લાશને ચૂંથી ન નાંખો કારણ કે) તે વ્યક્તિ (કિસાસમાં હદથી ન વધવાના સ્વરૂપમાં તો શરઈ રીતે) અલ્લાહનો મદદપાત્ર છે (અને જો મર્યાદાનું ઉલ્લંઘન કરી અતિરેક કરશો તો પછી સામો પક્ષ મજલૂમ બની અલ્લાહની મદદનો હકદાર બની જશે એટલા માટે

માર્યા ગયેલાના વારસદારો પોતાના અધિકારની કદર કરે અને મર્યાદા ઓળંગી હદથી આગળ વધી પોતાને મળેલ કિસાસના અધિકારને બરબાદ ન કરે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આઠમો હુકમ નાહક હત્યા કરવાના હરામ હોવા વિશે છે જે જઘન્ય અપરાધ હોવું દુનિયાના બધા જ વર્ગો, સમૂહો, ધર્મો અને સભ્યતાઓમાં માન્ય અને સ્વીકૃત છે. હદીષમાં રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, "સમગ્ર દુનિયાનો નાશ અલ્લાહ સમીપ એનાથી હલકો છે કે કોઈ મો'મિનની નાહક હત્યા કરવામાં આવે (અને અમુક રિવાયતોમાં તેની સાથે એવું પણ છે કે) જો સાતેય જમીનો અને સાતેય આસમાનોના નિવાસીઓ કોઈ મો'મિનની હત્યામાં નાહક ભાગીદાર થઈ જાય તો તે સૌને અલ્લાહ તઆલા જહન્નમમાં દાખલ કરશે." *(ઈબ્ને માજહ બ સનદે હસન વલ બયહકી અજ મઝહરી)*

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે જે વ્યક્તિએ કોઈ મુસલમાનની હત્યામાં હત્યારાની મદદ એક વાક્યથી પણ કરી તો હશ્રના મેદાનમાં જ્યારે તે અલ્લાહ તઆલાની સામે રજુ થશે તો તેના કપાળ ઉપર લખેલું હશે, اٰيِسٌ مِّنْ رَّحْمَةِ اللّٰهِ (એટલે કે આ વ્યક્તિ અલ્લાહ તઆલાની રહમતથી નિરાશ કરી દેવામાં આવ્યો છે). *(મઝહરી અન ઈબ્ને માજહ વ અસ્બહાની)*

બયહકીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) તથા હઝરત મુઆવિયહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, દરેક ગુનાહને આશા છે કે અલ્લાહ તઆલા મા'ફ કરી આપે પરંતુ તે વ્યક્તિ જે કુફ્રની હાલતમાં મરી ગયો અથવા જેણે જાણીબૂઝીને ઈરાદાપૂર્વક કોઈ મુસલમાનની નાહક હત્યા કરી.

### નાહક હત્યા કરવાની વિગત :

ઈમામ બુખારી અને મુસ્લિમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, કોઈ મુસલમાનનું ખૂન હલાલ નથી જે અલ્લાહ એક હોવાની અને મારા રસૂલ હોવાની ગવાહી આપતો હોય માત્ર ત્રણ સ્વરૂપો સિવાય, એક એ કે તેણે શાદીશુદા હોવા છતાં વ્યભિચાર કર્યો હોય (કે તેની શરઈ સજા એ છે કે તેને સંગસાર કરી મારી નાંખવામાં આવે),

બીજો તે, જેણે કોઈ વ્યક્તિની નાહક હત્યા કરી હોય (કે તેની સજા એ છે કે માર્યા ગયેલ વ્યક્તિના વારસદારો તેના કિસાસ સ્વરૂપે હત્યારાને કતલ કરી શકે છે), ત્રીજો તે વ્યક્તિ જે દીને ઇસ્લામથી મુર્તદ થઈ ગયો હોય (કે તેની સજા પણ કત્લ છે).

**કિસાસ (બદલો) લેવાનો હક કોને છે ? :**

પ્રસ્તુત આયતમાં બતાવવામાં આવ્યું છે કે કિસાસનો હક માર્યા ગયેલાના "વલી" (વાલી)નો છે, જો "નસબી વલી" (તદ્દન નજીકનો લોહીનો સગો) કોઈ ઉપસ્થિત ન હોય તો ઈસ્લામી હુકૂમતના શાસકને આ હક પ્રાપ્ત હશે કે તે પણ એક સ્વરૂપે બધા મુસલમાનોનો "વલી" છે, એટલા માટે તફસીરના ખુલાસામાં "વલીએ હકીકી અથવા હુકમી" લખવામાં આવ્યું છે.

**અત્યાચારનો જવાબ અત્યાચાર નથી, ઇન્સાફ છે; અપરાધીની સજામાં પણ ન્યાય હોવો જોઈએ :**

فَلَا يُسْرِفْ فِي الْقَتْلِ ઈસ્લામી કાયદાનું એક ખાસ માર્ગદર્શન છે જેનો ખુલાસો એ છે કે જુલમનો બદલો જુલમથી લેવો જાઈઝ નથી, બલકે બદલામાં પણ ઈન્સાફને નજર સમક્ષ રાખવો અત્યંત આવશ્યક છે, જ્યાં સુધી જેની હત્યા થઈ છે તેના વાલી-વારસો જો પોતાના માર્યા ગયેલ વ્યક્તિના બદલામાં કિસાસ ન્યાયપૂર્વક અને શરઈ રીતે લેવા ઈચ્છે તો શરીઅતનો કાનૂન તેની તરફેણમાં છે, આ સત્યનું બંધારણ છે, અલ્લાહ તઆલા તેનો મદદગાર છે અને જો તેણે બદલાના આવેગ અને ઉશ્કેરાટમાં શરઈ કિસાસની મર્યાદાઓને વટાવી અને અતિરેક કર્યો તો હવે તે મઝલૂમના બદલે જાલિમ થઈ ગયો અને જાલિમ તેનો મઝલૂમ બની ગયો, હવે મા'મલો બિલકુલ ઊલટો થઈ જશે, અલ્લાહ તઆલા અને તેનો કાયદો હવે તેને મદદ કરવાના બદલે સામા પક્ષની મદદ કરશે કે તેમને અત્યાચારથી બચાવશે.

અજ્ઞાનતાના સમયમાં અરબોમાં એ બાબત સામાન્ય હતી કે એક વ્યક્તિની હત્યા થઈ જાય તો તેના બદલામાં હત્યારાના કુટુંબ અથવા સાથીઓમાંથી જે કોઈ પણ હાથ લાગે તેને કતલ કરી નાંખવામાં આવતા હતા, અમુક સ્થળે એવી પરિસ્થિતિ ઉપસ્થિત થતી કે જેની હત્યા કરવામાં આવી તે કોમનો કોઈ મોટો વ્યક્તિ છે તો તેના બદલામાં માત્ર હત્યારાને કતલ કરવું પૂરતું

સમજવામાં ન આવતું બલકે, એક ખૂનના બદલામાં બે-ત્રણ અથવા તેનાથી પણ વધારે વ્યક્તિઓના પ્રાણ હણવામાં આવતા હતા, બલકે અમુક લોકો બદલાના આવેગ અને ક્રોધમાં હત્યારાને માત્ર કતલ કરવાથી રોકાતા ન હતા બલકે તેના નાક, કાન વગેરે અવયવો કાપીને તેની લાશને મુષલા કરી ચૂંથી નાખતા હતા. આ બધી વસ્તુઓ ઈસ્લામી કિસાસની મર્યાદાથી અતિરેક તથા હરામ છે, એટલા માટે આયત فَلَا يُسْرِفْ فِى الْقَتْلِ માં તેનાથી રોકવામાં આવ્યા છે.

**યાદ રાખવાપાત્ર એક ઘટના :**

અમુક મુજતહિદ ઈમામોની સામે કોઈ વ્યક્તિએ હજ્જાજ બિન યૂસુફ ઉપર કોઈ આક્ષેપ લગાવ્યો. હજ્જાજ બિન યૂસુફ ઈસ્લામી ઈતિહાસનો સૌથી મોટો જાલિમ અને અત્યંત બદનામ વ્યક્તિ છે જેણે હજારો સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ને નાહક કતલ કરી નાંખ્યા, એટલા માટે સામાન્ય રીતે તેને ખરાબ કહેવાની બુરાઈ લોકોના માનસમાં ઘર કરી ગઈ છે, જે બુઝૂર્ગની સામે આવો આક્ષેપ હજ્જાજ બિન યૂસુફ ઉપર લગાવવામાં આવ્યો હતો તેમણે આરોપ મૂકનારને પૂછ્યું કે તમારી પાસે આ આરોપની કોઈ દલીલ અથવા ગવાહી મોજૂદ છે ? તેણે કહ્યું કે ના નથી ! તે બુઝૂર્ગે ફરમાવ્યું, જો અલ્લાહ તઆલા હજ્જાજ બિન યૂસુફ જાલિમ પાસેથી હજારો બેગુનાહ હત્યાઓનો બદલો લેશે તો યાદ રાખજો કે જે વ્યક્તિ હજ્જાજ બિન યૂસુફ ઉપર કોઈ આક્ષેપ લગાવી જુલમ કરે છે તેને પણ બદલાથી છોડવામાં નહીં આવે, હજ્જાજનો બદલો અલ્લાહ તઆલા તેની પાસેથી પણ લેશે, અલ્લાહ તઆલાની અદાલતમાં કોઈ પક્ષપાત નથી કે ખરાબ અને ગુનેહગાર બંદાઓ ઉપર બીજાના ઉપર આક્ષેપ લગાવવા પર સ્વતંત્ર છોડી દેવામાં આવે અને તે જે ઈચ્છે તે આરોપ અને તોહમતો તેના ઉપર લગાવ્યા કરે.

———————————

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૩૪-૩૫)

وَلَا تَقْرَبُوْا مَالَ الْيَتِيْمِ اِلَّا بِالَّتِىْ هِىَ اَحْسَنُ حَتّٰى يَبْلُغَ اَشُدَّهٗ ۖ وَاَوْفُوْا بِالْعَهْدِ ۖ
اِنَّ الْعَهْدَ كَانَ مَسْـُٔوْلًا ﴿٣٤﴾ وَاَوْفُوا الْكَيْلَ اِذَا كِلْتُمْ وَزِنُوْا بِالْقِسْطَاسِ الْمُسْتَقِيْمِ ۭ
ذٰلِكَ خَيْرٌ وَّاَحْسَنُ تَاْوِيْلًا ﴿٣٥﴾

## તરજુમો :

*અને યતીમના માલની પાસે ન જાઓ પરંતુ જે રીતે કે ઉત્તમ હોય જ્યાં સુધી તે પોતાની યુવાનીએ પહોંચે; અને કરારને પૂરો કરો, બેશક ! કરારની પૂછ થશે. (૩૪) અને માપ પુરું ભરો જ્યારે માપ કરી દેવા લાગો અને સીધા ત્રાજવાથી તોલો, આ ઉત્તમ છે અને તેનું પરિણામ સારું છે. (૩૫)*

## તફસીર :

અને યતીમના માલની પાસે (પણ) ન જાઓ (એટલે કે તેમાંથી ખર્ચ ન કરો) પરંતુ એવા તરીકાથી જે (શરઈ રીતે) સારો છે અહીંયાં સુધી કે તે પોતાની બાલિગ (પુખ્ત) હોવાની ઉંમરે પહોંચી જાય અને (જાઈઝ) કરારને પૂરો કર્યા કરો, બેશક! કરારની કયામતમાં પૂછતાછ થવાની છે (કરારમાં તે બધા જ કરારો પણ સામેલ છે જે બંદાઓએ પોતાના પરવરદિગાર સાથે કર્યા છે અને તે પણ જે કોઈ વ્યક્તિ સાથે કર્યા છે) અને (માપવાની વસ્તુઓને) જ્યારે માપી આપો તો તો માપ પૂરું આપો અને (તોલવાની વસ્તુઓને) સીધા ત્રાજવે તોલ કરો, એ (સ્વાભાવિક રીતે પણ) સારી બાબત છે અને તેનું પરિણામ પણ ઘણું સારું છે (આખિરતમાં સવાબ અને દુનિયામાં સારું નામ સન્માન મળશે કે જે વેપારની પ્રગતિનું માધ્યમ બને છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ બે આયતોમાં ત્રણ હુકમો નવમો, દશમો અને અગિયારમો આર્થિક અધિકારો વિશે વર્ણન થયો છે, પાછલી આયતોમાં શારીરિક અને બદનને લગતા અધિકારનું વર્ણન હતું, અત્રે આર્થિક હકોનું વર્ણન થયું છે.

### યતીમો (અનાથ)ના માલમાં કાળજી રાખવી :

પહેલી આયતમાં નવમો હુકમ યતીમોના માલની સુરક્ષા અને તેમાં કાળજી રાખવાનો છે, જેમાં ખૂબ તાકીદપૂર્વક એ સૂચના આપવામાં આવી છે કે યતીમોના માલની પાસે પણ ન જાઓ, એટલે કે તેમાં શરીઅત વિરુદ્ધ અથવા યતીમ બાળકોના હિત વિરુદ્ધ કોઈ ખર્ચ ન થવા પામે. યતીમોના માલની સુરક્ષા અને વ્યવસ્થા જેની જવાબદારી છે તેના માટે જરૂરી છે કે તેમાં ખૂબ કાળજીથી

કામ લે, માત્ર યતીમોના હિતને નજર સમક્ષ રાખીને ખર્ચ કરે, પોતાની મહેચ્છા અને લાપરવાહીથી ખર્ચ ન કરે અને આ ક્રમ તે સમય સુધી જાળવી રાખે જ્યાં સુધી કે યતીમ બાળક યુવાન થઈને પોતાના માલનું રક્ષણ પોતે ન કરી શકે, જેનો નિમ્ન કક્ષાનો દરજ્જો પંદર વર્ષની ઉંમરે પહોંચવું અને વધારેમાં વધારે અઢાર વર્ષની ઉંમર સુધીનો છે.

નાજાઈઝ પદ્ધતિથી કોઈ યતીમનો માલ ખર્ચ કરવો પણ જાઈઝ નથી, અત્રે યતીમોનું વિશેષ પ્રકારે એટલા માટે વર્ણન કરવામાં આવ્યું કે તે તો પોતે કોઈ હિસાબ માંગવાના પાત્ર જ નથી, અન્યોને તેની ખબર પણ નથી પડી શકતી, જે સ્થળે કોઈ વ્યક્તિ પોતાના હકની માંગણી કરનારો ન હોય ત્યાં અલ્લાહ તઆલાની ઉઘરાણી કઠોર થઈ જાય છે, તેમાં ઉણપ રાખવી સામાન્ય લોકોના હકો કરતાં વધારે મોટો ગુનોહ બની જાય છે.

## કરારો પૂર્ણ કરવાનો અને શરતોનું પાલન કરવાનો હુકમ :

દશમો હુકમ કરાર પૂરો કરવાની તાકીદ સ્વરૂપે છે, કરાર બે પ્રકારના હોય છે, એક તે જે બંદા અને અલ્લાહની વચ્ચે છે જેમકે "અજલ"માં બંદાએ એ કરાર કર્યો હતો કે બેશક ! અલ્લાહ તઆલા અમારો પરવરદિગાર છે. આ કરારની આવશ્યક અસર તેના હુકમોનું આજ્ઞાપાલન અને તેની ખુશી પ્રાપ્ત કરવી છે, આ કરાર તો દરેક મનુષ્યએ અજલમાં અલ્લાહ તઆલા સાથે કર્યો છે ભલે દુનિયામાં તે મો'મિન હોય અથવા કાફિર. બીજો કરાર મો'મિનનો કરાર છે જે ગવાહી لَآاِلٰـهَ اِلَّا اللّٰـهُ (લા ઈલાહા ઈલ્લલ્લાહ) દ્વારા આપવામાં આવી છે, જેનો ખુલાસો અલ્લાહ તઆલાનું સંપૂર્ણ અનુસરણ અને તેની ખુશી પ્રાપ્ત કરવી છે.

બીજા પ્રકારનો કરાર તે છે જે કોઈ માનવી બીજા માનવી સાથે કરે છે જેમાં બધા જ કરારો સામેલ છે. રાજકીય, વેપારી, આર્થિક વગેરે જે વ્યક્તિગત અથવા બે જૂથો કે વર્ગો વચ્ચે કરાર થાય છે.

પ્રથમ પ્રકારના બધા જ કરારો પૂર્ણ કરવા મનુષ્યો ઉપર ફરજ છે અને બીજા પ્રકારમાં જે કરારો શરીઅત વિરુદ્ધના ન હોય તેનું પૂર્ણ કરવું વાજિબ અને જે શરીઅત વિરુદ્ધ હોય તેમાં સામા પક્ષે તેની જાણ કરીને તે કરાર રદ કરવો વાજિબ છે. જે કરારને પૂર્ણ કરવો વાજિબ છે જો કોઈ પક્ષ તેને પૂરો ન કરે તો

બીજા પક્ષને અધિકાર છે કે તે અદાલતમાં દાદ માંગીને તેને પૂરો કરવા માટે મજબૂર કરી શકે છે, કરારની હકીકત એ છે કે બે પક્ષો વચ્ચે કોઈ કાર્ય કરવા અથવા કોઈ કાર્ય ન કરવાનો કરાર હોય અને જે કોઈ વ્યક્તિ કોઈની સાથે એક પક્ષીય વાયદો કરી લે છે કે હું તમને ફલાણી વસ્તુ આપીશ અથવા ફલાણા સમયે આપને મળીશ અથવા આપનું ફલાણું કામ કરી આપીશ તે વાયદો પૂર્ણ કરવો પણ વાજિબ છે અને અમુક લોકોએ તેને પણ કરારના ભાવાર્થમાં સામેલ ગણ્યું છે, પરંતુ એક તફાવત સાથે કે બે પક્ષો વચ્ચેના કરારના સ્વરૂપમાં જો કોઈ એક પક્ષ કરારભંગ કરે તો બીજો પક્ષ તેને અદાલત દ્વારા તે કરાર પૂરો કરાવવા માટે મજબૂર કરી શકે છે પરંતુ એક પક્ષીય વાયદાને અદાલત દ્વારા જબરદસ્તી પૂરો કરી શકાતો નથી, હા ! શરઈ કારણ વિના કોઈને વાયદો કર્યા પછી જો તે તેનો ભંગ કરશે તો તે શરઈ રૂએ ગુનેહગાર થશે, હદીષમાં તેને "નિફાક" (Hypocrisy–દોગલાપણા)ની પ્રવૃત્તિ ઠરાવવામાં આવી છે.

આ આયતના અંતે ઈરશાદ ફરમાવ્યો, اِنَّ الْعَهْدَ كَانَ مَسْـُٔوْلًا એટલે કે કયામતમાં જેવા બીજા ફરજો અને વાજિબો તથા અલ્લાહના હુકમોને પૂર્ણ કરવા અથવા ન કરવાનો સવાલ થશે એ જ પ્રમાણે પરસ્પરના કરારો વિશે પણ સવાલ થશે, અત્રે માત્ર એટલું કહેવામાં આવ્યું છે કે તેની પૂછતાછ થશે, આગળ પૂછતાછ પછી શું થવાનું છે તેને મોઘમ અને ગુપ્ત રાખવાથી તે ભારે ખતરાની બાબત હોવાનો ઈશારો મળે છે.

અગિયારમો હુકમ લેવડ–દેવડના વ્યવહારોમાં માપ–તોલ પૂર્ણ કરવાનું માર્ગદર્શન અને તેમાં કમી કરવાની મનાઈનો છે, જેની પૂરી વિગત સૂરએ મુતફ્ફિફીનમાં વર્ણન થયેલ છે.

**મસ્અલો :**

ફુકહાએ ફરમાવ્યું છે કે આયતમાં માપ–તોલમાં કમીની મનાઈનો જે હુકમ અત્રે પ્રસ્તુત છે તેનો ખુલાસો એ છે કે જેનો જેટલો હક છે તેનાથી ઓછું આપવું હરામ છે તેથી તેમાં એ પણ સામેલ છે કે કોઈ કર્મચારી પોતાના નક્કી સમય અને નક્કી કાર્યમાં કમી કરે અથવા જેટલો સમય આપવો જોઈએ તેનાથી ઓછો આપે અથવા મજૂર પોતાની મજૂરીમાં કામચોરી કરે વગેરે પણ આ હુકમમાં સામેલ છે.

**માપ-તોલમાં કમી કરવાની મનાઈ :**

**મસ્અલો :**

اَوۡفُوا الۡكَيۡلَ اِذَا كِلۡتُمۡ તફસીરે બહરે મુહીતમાં અબૂ હય્યાન (રહ.)એ ફરમાવ્યું કે આ આયતમાં માપ-તોલ પૂરું કરવાની જવાબદારી વેચનાર ઉપર નાંખવામાં આવી છે, જેનાથી જાણ થાય છે કે માપ-તોલ અને તેને પૂર્ણ કરવાની જવાબદારી વેચનારની છે.

અંતિમ આયતમાં સાચું માપ-તોલ કરવા વિશે ذٰلِكَ خَيۡرٌ وَّاَحۡسَنُ تَاۡوِيۡلًا ફરમાવ્યું, તેમાં માપ-તોલ પૂરે-પૂરું અને સાચું કરવા વિશે બે બાબતો વર્ણન થઈ. એક, તેનું સારું અને ઉત્તમ હોવું અને તેનો ખુલાસો એ છે કે એવું કરવું આપમેળે જ સારું અને ઉત્તમ છે, શરઈ હુકમ ઉપરાંત બૌદ્ધિક અને તાર્કિક રીતે પણ કોઈ પ્રામાણિક વ્યક્તિ માપ-તોલની કમીને સારું નથી સમજતો, બીજી બાબત એ ફરમાવી કે તેનું પરિણામ સારું આવશે જેમાં આખિરતનું પરિણામ તથા સવાબની પ્રાપ્તિ અને જન્નતનો પ્રવેશ તો છે જ તેની સાથે-સાથે દુનિયાના ઉત્તમ પરિણામ તરફ એ ઈશારો મોજૂદ છે કે કોઈ વેપારની પ્રગતિ તે સમય સુધી નથી થઈ શકતી જ્યાં સુધી બજારમાં તેની શાખ અને ભરોસો સ્થાપિત ન થાય અને તે આ વેપારી પ્રમાણિકતા સિવાય શક્ય નથી.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૩૬ થી ૩૮)

وَلَا تَقۡفُ مَا لَيۡسَ لَكَ بِهٖ عِلۡمٌ ؕ اِنَّ السَّمۡعَ وَالۡبَصَرَ وَالۡفُؤَادَ كُلُّ اُولٰٓئِكَ كَانَ عَنۡهُ
مَسۡـُٔوۡلًا ﴿۳۶﴾ وَلَا تَمۡشِ فِى الۡاَرۡضِ مَرَحًا ۚ اِنَّكَ لَنۡ تَخۡرِقَ الۡاَرۡضَ وَلَنۡ تَبۡلُغَ الۡجِبَالَ
طُوۡلًا ﴿۳۷﴾ كُلُّ ذٰلِكَ كَانَ سَيِّئُهٗ عِنۡدَ رَبِّكَ مَكۡرُوۡهًا ﴿۳۸﴾

**તરજુમો :**

*અને પાછળ ન પડ જે વાતની તને ખબર નથી, બેશક ! કાન અને આંખ અને દિલ આ બધાની તેનાથી પૂછ થશે. (૩૬) અને જમીન ઉપર ઈતરાઈને (ઘમંડી ચાલે) ન ચાલ, તું જમીનને ફાડી શકીશ નહીં અને લાંબો થઈને*

*પહાડો(ની ઊંચાઈઓ) સુધી પહોંચીશ નહીં. (૩૭) આ જેટલી વાતો છે તે સૌમાં બુરી વસ્તુ છે તારા પરવરદિગારની બેઝારી (નાપસંદગી). (૩૮)*

## તફસીર :

અને જે વાતની તને તહકીક ન હોય તેના ઉપર અમલ ન કર્યા કર, (કારણ કે) કાન અને આંખ અને દિલ; દરેક વ્યક્તિને તે સૌની (કયામતના દિવસે) પૂછતાછ થશે (કે આંખ અને કાનનો ઉપયોગ કયા-કયા કામમાં કર્યો ? તે કામ સારા હતા કે ખરાબ ? અને દલીલ વિનાની વાતની માન્યતા દિલમાં કેમ જમાવી ?) અને જમીન ઉપર ઈતરાઈને ન ચાલ (કારણ કે) તું (જમીન ઉપર જોરથી પગ પછાડી ચાલવાથી) ન તો જમીનને ફાડી શકવાનો છે અને ન જ (પોતાના શરીરને લાંબું કરી) પહાડોની ઊંચાઈઓ સુધી પહોંચી શકે છે (પછી આ રીતે ઈતરાવું વગેરે) આ બધા બુરા કામો તારા પરવરદિગાર સમીપ (બિલકુલ) નાપસંદ (અપ્રિય) છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં બારમો અને તેરમો બે હુકમો સામાન્ય સામાજિક જીવનના સંદર્ભમાં છે, બારમા હુકમમાં તહકીક વિના કોઈ વાત ઉપર અમલ કરવાની મનાઈ કરવામાં આવી છે.

અત્રે એ વાત દૃષ્ટિ સમક્ષ રાખવી જરૂરી છે કે તહકીક (તપાસ)ની વિવિધ કક્ષાઓ હોય છે. એક, એવી તહકીક કે જે વિશ્વાસના પૂર્ણ દરજ્જે પહોંચી જાય અને તેના વિરુદ્ધ કોઈ શંકા-કુશંકા ન રહે, બીજું એ કે સંપૂર્ણ અનુમાન એ તરફ થઈ જાય (અને અભિપ્રાય પાકો થઈ જાય), જો કે તેનાથી વિપરીત હોવાની સંભાવના પણ ઉપસ્થિત હોય, એ જ પ્રમાણે હુકમોમાં પણ બે પ્રકાર છે. એક, કતઈ હુકમો એટલે કે સંપૂર્ણ વિશ્વાસપૂર્વક સદંતર બિનચૂક અનુસરવાના છે, જેમકે અકીદાઓ અને દીનના મૂળભૂત સિદ્ધાંતો (ઊસૂલે દીન), તેમાં પ્રથમ દરજ્જાની તહકીક ઈચ્છિત છે કે તેના વિના અમલ કરવો જાઈઝ નથી, તહકીકની બીજી કક્ષા ગૌણ બાબતો અને અમલો વિશેના હુકમો છે, તેની વિગત પછી પ્રસ્તુત આયતનો તકાદો એ છે કે ચોક્કસ અને કતઈ હુકમોમાં તહકીક પણ પ્રથમ કક્ષાની હોય, એટલે કે તેનો વિશ્વાસ અને યકીન સંપૂર્ણ કક્ષાએ પહોંચી જાય અને

જયાં સુધી એવું ન થાય અકીદાઓ અને ઈસ્લામના ઉસૂલોમાં તે તહકીક ભરોસાપાત્ર નથી, તેના તકાદાઓ ઉપર અમલ જાઈઝ નથી અને ગૌણ બાબતો અને હુકમોમાં બીજા કક્ષાની એટલે કે સચોટ દલીલોના દરજ્જાની તહકીક પૂરતી છે. *(બયાનુલ કુર્આન)*

**કાન, આંખ અને દિલ વિશે કયામતના દિવસે પૂછતાછ થશે :**

اِنَّ السَّمْعَ وَالْبَصَرَ وَالْفُؤَادَ كُلُّ اُولٰٓئِكَ كَانَ عَنْهُ مَسْئُوْلًا આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે કયામતના દિવસે કાન, આંખ અને દિલને સવાલ કરવામાં આવશે, મતલબ એ છે કે કાનને સવાલ થશે કે તેં જિંદગીમાં શું-શું સાંભળ્યું ? આંખને પ્રશ્ન થશે કે સમગ્ર જીવન શું-શું જોયું ? દિલને પ્રશ્ન થશે કે પૂરી જિંદગીમાં કેવા-કેવા વિચારો પકાવ્યા ? અને કઈ-કઈ બાબતો ઉપર વિશ્વાસ રાખ્યો ? જો કાને એવી વાતો સાંભળી હશે કે જેનું સાંભળવું શરઈ રીતે જાઈઝ ન હતું જેમકે કોઈની ગીબત અથવા હરામ ગીત-સંગીત વગેરે અથવા આંખે એવી વસ્તુઓ જોઈ જેનું જોવું શરઈ રીતે હલાલ ન હતું જેમકે ગેરમહરમ સ્ત્રી અથવા કોઈ પુરુષ ઉપર ખરાબ દૃષ્ટિ કરી વગેરે અથવા દિલમાં કોઈ એવો અકીદહ (માન્યતા) રાખે જે કુર્આન અથવા સુન્નતના વિરુદ્ધ હોય અથવા કોઈના વિશે પોતાના દિલમાં દલીલ વિના કોઈ ઈલ્જામ (આક્ષેપ) સ્થાપિત કરી લીધો તો તે પ્રશ્નના પરિણામરૂપે અઝાબમાં સપડાઈ જશે, કયામતના દિવસે અલ્લાહ તઆલાની આપેલી બધી જ નેઅ્મતોનો પ્રશ્ન થશે. لَتُسْئَلُنَّ يَوْمَئِذٍ عَنِ النَّعِيْمِ (૧૦૨:૮) એટલે કે, તમને કયામતના દિવસે અલ્લાહ તઆલાની બધી નેઅ્મતોનો પ્રશ્ન થશે. કાન, આંખ, દિલ તે નેઅ્મતોમાં સૌથી વધારે મહત્ત્વની નેઅ્મતો છે એટલા માટે તેનું અત્રે વિશિષ્ટતાપૂર્વક વર્ણન કરવામાં આવ્યું.

તફસીરે કુર્તુબી અને મઝહરીમાં તેનો એ ભાવાર્થ પણ વર્ણન કરવામાં આવ્યો છે કે એના પ્રથમ વાકયમાં જે આ પણ ઈશારો કરવામાં આવ્યો છે, لَا تَقْفُ مَا لَيْسَ لَكَ بِهٖ عِلْمٌ એટલે કે, જે વસ્તુનું તમને ઈલ્મ અને તહકીક નથી તેના ઉપર અમલ ન કરો. તેના સંદર્ભમાં કાન, આંખ અને દિલથી પ્રશ્નનો અર્થ એ છે કે જો કાનથી સાંભળવામાં આવે છે તો કાનથી સવાલ થશે અને આંખથી જોવાની વસ્તુ છે તો આંખથી સવાલ થશે અને જો દિલથી સમજવાની વસ્તુ છે તો દિલને પ્રશ્ન થશે કે આ વ્યક્તિ પોતાના આરોપ અને પોતાના દિલમાં જમાવેલ

માન્યતાઓમાં સાચો છે કે ખોટો ? આ બાબતે મનુષ્યના અવયવો પોતે ગવાહી આપશે જે હશ્રના મેદાનમાં વિના તહકીકે ઇલ્ઝામ લગાવનાર અને તહકીક વિનાની વાતો ઉપર અમલ કરનાર માટે ઘણા મોટા અપમાનનું કારણ બનશે, જેમકે સૂરએ યાસીનમાં છે, اَلْيَوْمَ نَخْتِمُ عَلٰى اَفْوَاهِهِمْ وَتُكَلِّمُنَآ اَيْدِيْهِمْ وَتَشْهَدُ اَرْجُلُهُمْ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ (એટલે કે, આજે કયામતના દિવસે અમે અપરાધીઓના મોઢાંઓને મહોર લગાવીને બંધ કરી દઈશું અને તેના હાથ બોલશે અને પગ ગવાહી આપશે કે તેણે આ અવયવોથી શું-શું સારું અથવા ખરાબ કામ લીધું છે ? -૩૬:૬૫)

અત્રે કાન, આંખ અને દિલનું વિશેષ સ્વરૂપે એટલા માટે વર્ણન કરવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાએ મનુષ્યને બુદ્ધિ અને સમજદારી તથા તર્કશક્તિ એટલા માટે અર્પણ કરી છે કે જે માન્યતા અથવા વિચાર દિલમાં આવે અને જે તેને પોતાની સૂઝબૂઝ દ્વારા પરખી શકે કે આ સાચું છે તો તેના ઉપર અમલ કરે અને ખોટું છે તો તેનાથી અળગો રહે, જે વ્યક્તિ તેનાથી કામ લીધા વિના જ અને તહકીક વિનાની વાતોનું જ અનુસરણ કરવામાં લાગી ગયો તો તે અલ્લાહ તઆલાની તે નેઅ્મતોની નાશુક્રી છે.

પછી તે ઈન્દ્રીયો (Senses) જેના દ્વારા મનુષ્ય વિવિધ વસ્તુઓને ઓળખે-પારખે છે તે પાંચ છે; કાન, આંખ, નાક, જીભ અને સ્પર્શ (સમગ્ર શરીરમાં એ અનુભૂતિ જેના દ્વારા વસ્તુ ઠંડી-ગરમ વગેરે જાણ થાય છે), પરંતુ સ્વાભાવિક રીતે વધારે જાણકારી મનુષ્યને કાન અને આંખ દ્વારા મળે છે, નાક દ્વારા સૂંઘવાથી અને જીભ દ્વારા ચાખવાથી, હાથ વગેરે દ્વારા સ્પર્શથી જે જ્ઞાન પ્રાપ્ત થાય છે તે સાંભળવા અને જોવાથી પ્રાપ્ત થતા જ્ઞાનના સંદર્ભમાં ઘણું ઓછું છે. આ સ્થળે જે આ પાંચ ઈન્દ્રિયોમાંથી માત્ર બેનું વર્ણન કરવાને પૂરતું સમજવામાં આવ્યું છે કદાચ એ કારણે જ છે, વળી તેમાં કાનને આંખ ઉપર અગ્રિમતા આપવામાં આવી છે તથા કુર્આને કરીમે બીજા ઠેકાણે પણ જ્યાં-જ્યાં આ બે વસ્તુઓનું વર્ણન કર્યું છે ત્યાં કાનને જ અગ્ર સ્થાને રાખવામાં આવ્યું છે, તેનું કારણ પણ લગભગ એ જ છે કે મનુષ્યની જાણકારીમાં સૌથી મોટો ભાર કાનથી સાંભળેલી વસ્તુઓનો હોય છે, આંખથી જોયેલી વસ્તુઓ તેના સંદર્ભમાં ઘણી ઓછી છે.

પ્રસ્તુત બે આયતોમાંથી બીજી આયતમાં તેરમો હુકમ એ છે કે જમીન ઉપર ઈતરાઈને ન ચાલો કે જેનાથી અભિમાન અને ગર્વ વગેરે પ્રગટ થતું હોય કે આ મૂર્ખામીભરી પ્રવૃત્તિ છે, જાણે કે જમીન ઉપર પગ પછાડી ચાલવાથી જમીનને ફાડી નાંખવા ઈચ્છે છે ! જે તેમના કાબૂમાં નથી અને છાતી તાણીને ચાલવાથી ઘણા ઊંચા થઈ જવા ઈચ્છે છે ! પરંતુ અલાહ તઆલાના પહાડો ઘણા ઊંચા છે, અભિમાનથી છાતી ફુલાવીને ચાલવાથી તે પહાડ જેટલો ઊંચો થઈ શકતો નથી, અભિમાન વાસ્તવમાં મનુષ્યના દિલનો ઘણો સખત કબીરહ ગુનોહ છે, મનુષ્યની ચાલ–ઢાલમાં જે વસ્તુઓ તકબ્બુરની ચાડી ખાતી હોય તે પણ નાજાઈઝ છે, અભિમાન ટપકતું હોય એ રીતે ચાલવું પોતે ભલે જમીન ઉપર તે પગ પછાડી ન પણ ચાલતો હોય અથવા છાતી તાણી ઊંચો ન પણ થતો હોય તો પણ તે નાજાઈઝ છે, અભિમાનનો અર્થ પોતાની જાતને અન્યો કરતા ઉચ્ચ કક્ષાનો અને શ્રેષ્ઠ સમજવું તથા બીજાઓને પોતાના મુકાબલામાં કમજોર અને તુચ્છ સમજવું છે, હદીષમાં તેના વિશે સખત ચેતવણીઓ અને ધમકીઓ આવેલી છે.

ઈમામ મુસ્લિમે હઝરત અયાઝ બિન અમ્માર (રદિ.)ની રિવાયતથી નકલ કર્યુ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાએ મારી પાસે વહી દ્વારા એ હુકમ મોકલ્યો છે કે હું વિનમ્રતા અને નરમાશ અપનાવું, કોઈ વ્યક્તિ કોઈ બીજા વ્યક્તિ ઉપર ફખ્ર અને પોતાની બડાઈની રીતભાત ન અપનાવે અને કોઈ કોઈના ઉપર અત્યાચાર ન કરે." *(મઝહરી)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "જન્નતમાં પ્રવેશ નહીં પામે તે વ્યક્તિ જેના દિલમાં રજકણ બરાબર પણ અભિમાન હશે." *(મઝહરી, સહીહ મુસ્લિમના હવાલાથી)*

એક હદીષે કુદ્સીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા ફરમાવે છે કે બડાઈ મારી ચાદર છે અને શ્રેષ્ઠતા મારી ઈજાર; જે વ્યક્તિ મારાથી તેને ઝૂટવવા ઈચ્છે તો હું તેને જહન્નમમાં દાખલ કરી દઈશ." (ચાદર અને ઈજારનો ભાવાર્થ પોષાક છે અને અલ્લાહ તઆલાને ન તો શરીર છે અને ન જ શરીરની જેમ કોઈ પોષાકની આવશ્યકતા છે, એટલા માટે અત્રે તેનો ભાવાર્થ અલ્લાહ તઆલાની મોટાઈ અને

બુઝૂર્ગીની સિફત વર્ણન કરવાનો છે, જે વ્યક્તિ આ સિફતમાં અલ્લાહ તઆલાનો ભાગીદાર બનવા ઇચ્છે છે તે જહન્નમી બને છે).

એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અભિમાન કરનાર કયામતના દિવસે નાની કીડીઓના સ્વરૂપમાં ઉઠાવવામાં આવશે, જેમના ઉપર દરેક પ્રકારનું અપમાન અને ફિટકાર વરસતી રહેશે, તેમને જહન્નમના એક કેદખાના તરફ હાંકવામાં આવશે જેનું નામ "બુલસ" છે, તેના ઉપર બધી આગ કરતાં વધારે પ્રજવલ્લિત આગ ચઢેલી હશે અને પીવા માટે તેમને જહન્નમના નિવાસીઓના શરીરમાંથી નીકળેલ પળું અને લોહી આપવામાં આવશે."

(تِرۡمِذِیۡ بِرِوَایَتِ عَمۡرِوبۡنِ شُعَیۡبٍ عَنۡ اَبِیۡهِ عَنۡ جَدِّهٖ. اَزۡمَظۡهَرِیۡ)

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ મિમ્બર ઉપર ખુત્બો આપતાં-આપતાં ફરમાવ્યું કે મેં રસૂલે કરીમ ﷺને સાંભળ્યા છે કે, "જે વ્યક્તિ વિનમ્રતા અપનાવે છે અલ્લાહ તઆલા તેનું માથું ઊંચું રાખે છે તો તે પોતાની જાતને તો નાનો સમજે છે પરંતુ લોકોની નજરોમાં મોટો હોય છે અને જે વ્યક્તિ અભિમાન કરે છે અલ્લાહ તઆલા તેને અપમાનિત કરે છે તો તે પોતે જ પોતાની નજરમાં તો મોટો હોય છે અને લોકોની નજરોમાં તે કૂતરાં અને ડુક્કરથી પણ વધારે બદ્તર હોય છે." *(મઝહરી)*

પ્રસ્તુત હુકમોની વિગત વર્ણન કર્યા પછી અંતિમ આયતોમાં ફરમાવ્યું, كُلُّ ذٰلِكَ كَانَ سَيِّئُهٗ عِنۡدَ رَبِّكَ مَكۡرُوۡهًا એટલે કે, પ્રસ્તુત બધા જ બુરા કર્મો અલ્લાહ સમીપ અપ્રિય અને મકરૂહ (સૂગપાત્ર) છે.

પ્રસ્તુત હુકમોમાં જે હરામ અને પ્રતિબંધિત વસ્તુઓનું વર્ણન છે તેનું ખરાબ અને અપ્રિય હોવું તો દેખીતું છે પરંતુ તેમાં અમુક હુકમો અને કર્મો બીજા પણ છે, જેમકે વાલિદૈન (માં-બાપ) અને રિશ્તેદારોના હકો અદા કરવા તથા વાયદો પૂરો કરવો વગેરે, તેમાં પણ જો કે હેતુ તેનો વિરોધ કરવાથી બચવાનું છે કે માતા-પિતાને પીડા કે દુઃખ ન થાય, સગાં-વહાલાંઓ સાથે સંબંધ ન તોડવામાં આવે, કરારનો ભંગ કરવાથી બચવું; આ બધી હરામ અને અપ્રિય વસ્તુઓ છે એટલા માટે આ બધી વસ્તુઓને સંયુક્ત રીતે મકરૂહ અને તિરસ્કૃત ઠરાવવામાં આવી. *(બયાનુલ કુર્આન)*

**ખુલાસો :**

પ્રસ્તુત પંદર આયતોમાં જે હુકમો વર્ણન કરવામાં આવ્યા છે તે એક સ્વરૂપે તે પ્રયત્ન અને પ્રવૃત્તિઓનો ખુલાસો છે જે અલ્લાહ તઆલા સમીપ સ્વીકાર્ય છે અને જેનું વર્ણન અઢાર આયતોથી પહેલાં આવી ચૂક્યું છે. وَسَعٰى لَهَا سَعْيَهَا જેમાં એ બતાવવામાં આવ્યું હતું કે દરેક પ્રયત્ન અને પ્રવૃત્તિ અલ્લાહ તઆલ સમીપ સ્વીકાર્ય નથી બલકે માત્ર તે જ જે રસૂલે કરીમ ﷺની સુન્નત અને તા'લીમ પ્રમાણે હોય, આ હુકમોમાં સ્વીકૃત પ્રયત્ન (મકબૂલ કોશીશ) અને પ્રવૃત્તિઓ વિશેના મહત્ત્વના વિષયોનું વર્ણન આવી ગયું છે જેમાં પ્રથમ અલ્લાહના હકોનું પછી બંદાઓના હકોનું વર્ણન છે.

**આ પંદર આયતો સંપૂર્ણ તવરાતનો ખુલાસો છે :**

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું છે કે સંપૂર્ણ તવરાતના હુકમો સૂરએ બની ઈસ્રાઈલની પંદર આયતોમાં ભેગા કરી દેવામાં આવ્યા છે. *(મઝહરી)*

---

**આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૩૯ થી ૪૪)**

ذٰلِكَ مِمَّآ اَوْحٰٓى اِلَيْكَ رَبُّكَ مِنَ الْحِكْمَةِ ؕ وَلَا تَجْعَلْ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ فَتُلْقٰى فِىْ جَهَنَّمَ
مَلُوْمًا مَّدْحُوْرًا ﴿۳۹﴾ اَفَاَصْفٰىكُمْ رَبُّكُمْ بِالْبَنِيْنَ وَاتَّخَذَ مِنَ الْمَلٰٓئِكَةِ اِنَاثًا ؕ
اِنَّكُمْ لَتَقُوْلُوْنَ قَوْلًا عَظِيْمًا ﴿۴۰﴾ ع وَلَقَدْ صَرَّفْنَا فِىْ هٰذَا الْقُرْاٰنِ لِيَذَّكَّرُوْا ؕ وَمَا يَزِيْدُهُمْ
اِلَّا نُفُوْرًا ﴿۴۱﴾ قُلْ لَّوْ كَانَ مَعَهٗٓ اٰلِهَةٌ كَمَا يَقُوْلُوْنَ اِذًا لَّابْتَغَوْا اِلٰى ذِى الْعَرْشِ
سَبِيْلًا ﴿۴۲﴾ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يَقُوْلُوْنَ عُلُوًّا كَبِيْرًا ﴿۴۳﴾ تُسَبِّحُ لَهُ السَّمٰوٰتُ السَّبْعُ
وَالْاَرْضُ وَمَنْ فِيْهِنَّ ؕ وَاِنْ مِّنْ شَىْءٍ اِلَّا يُسَبِّحُ بِحَمْدِهٖ وَلٰكِنْ لَّا تَفْقَهُوْنَ تَسْبِيْحَهُمْ ؕ
اِنَّهٗ كَانَ حَلِيْمًا غَفُوْرًا ﴿۴۴﴾

**તરજુમો :**

*આ તે વાતોમાંથી છે જે વહી તારા પરવરદિગારે તારા તરફ બુદ્ધિના*

*કામોમાંથી મોકલી અને અલ્લાહના સિવાય કોઈ બીજાની બંદગી ન ઠરાવ, પછી તું દોઝખમાં પડે આક્ષેપ ખાધેલો ધક્કા ખાઈને ! (૩૯) શું તમને તમારા પરવરદિગારે ચૂંટીને દિકરાઓ આપી દીધા અને પોતાના માટે ફરિશ્તાઓને દિકરીઓ કરી લીધી ? તમે ભારે વાત કહો છો ! (૪૦) અને અમે આ કુર્આનમાં ફેરવી ફેરવીને સમજાવ્યું જેથી તેઓ વિચારે અને તેમને (તો) વધારે થાય છે તે જ નફરત. (૪૧) કહો ! જો તેની સાથે બીજા હાકિમ (મઅ્બૂદ) હોત જેવું તેઓ બતાવે છે તો તેમણે અર્શ તરફનો માર્ગ કાઢયો હોત. (૪૨) તે પવિત્ર છે અને સૌથી ઉચ્ચ છે તેમની (વાહિયાત) વાતોથી. (૪૩) સાતેય આસમાનો અને જમીન તેની પવિત્રતા વર્ણન કરે છે અને જે કોઈ તેમાં છે અને કોઈ વસ્તુ (એવી) નથી જે તેની ખૂબીઓ વર્ણન ન કરતી હોય પરંતુ તમે તેમનું વર્ણન કરવું સમજતા નથી, બેશક ! તે ખૂબ સહનશીલ મા'ફ કરનારો છે. (૪૪)*

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ !) આ વાતો (અટલે કે પ્રસ્તુત હુકમો) તે હિકમતમાંની છે જેને અલ્લાહ તઆલાએ તમારા ઉપર વહી દ્વારા મોકલી છે (અને હે માનવી !) અલ્લાહની સાથે કોઈ અન્યને મઅ્બૂદ ન ઠરાવ નહિતર તિરસ્કૃત કરી ધક્કા મારી તને જહન્નમમાં ફેંકી દેવામાં આવશે (પ્રસ્તુત હુકમોની શરૂઆત તવહીદના વિષય સાથે જ કરવામાં આવી હતી અને તેની પૂર્ણતા પણ આ વિષય ઉપર જ કરવામાં આવી અને આગળ ઉપર પણ આ જ તવહીદનો વિષય વર્ણન થયો છે કે જ્યારે શિર્ક અત્યંત ધૃણાસ્પદ સૂગ ઉપજાવે એવું કૃત્ય હોવાનું સાંભળી લીધું) તો શું (તો પણ એવી માન્યતાઓ ધરાવો છો જે તવહીદના વિરુદ્ધ છે દાખલા તરીકે એ કે) તમારા પરવરદિગારે તમને તો પુત્રો માટે ખાસ કરી લીધા અને પોતે ફરિશ્તાઓને (અલ્લાહની) બેટીઓ બનાવી છે ?! (જેમકે અરબના અજ્ઞાન લોકો ફરિશ્તાઓને અલ્લાહની દિકરીઓ કહ્યા કરતા હતા, તે બે કારણોના લઈ સદંતર ખોટી માન્યતા છે. પ્રથમ તો અલ્લાહ માટે કોઈ સંતાન ઠરાવી લેવા અને પછી સંતાન પણ પુત્રીઓ ? એટલે કે નારી જાતિ ! જેને આ લોકો પોતે પણ પસંદ નથી કરતા અને તેને વેઠ સમજે છે, આ રીતે આવી માન્યતા દ્વારા તેઓ અલ્લાહ તરફ

એક એબની નિસ્બત જોડે છે) બેશક ! તમે ઘણી ભારે (ભયાનક) વાત કહો છો અને (અફસોસ તો એ છે કે આ તવહીદના વિષયને અને શિર્કના રદિયાને) અમે આ કુર્આનમાં વિભિન્ન પ્રકારે વર્ણન કરી આપીએ છીએ જેથી સારી રીતે સમજી લો (અને વિવિધ પદ્ધતિથી વારંવાર તવહીદની સાબિતીઓ મેળવો અને શિર્કના રદિયાથી વાકેફ થાઓ પરંતુ આ દુર્ભાગી લોકોની દલીલો દ્વારા તવહીદ સ્પષ્ટ અને જાહેર થઈ ગઈ છે છતાં તેનાથી) તેમની નફરત જ વધે છે, તમે (શિર્કના રદિયા માટે તેમને) ફરમાવી આપો કે જો એ (મઅ્બૂદે બરહક)ની સાથે અન્ય મઅ્બૂદ પણ (ભાગીદાર) હોત જેવું કે આ લોકો કહે છે તો એવી હાલતમાં અર્શવાળા (હકીકી અલ્લાહ) સુધી તેમણે (એટલે કે અન્ય મઅ્બૂદોએ ક્યારનોય) માર્ગ શોધી લીધો હોત (એટલે કે જેને તમે અલ્લાહની સાથે અલ્લાહના ભાગીદાર ઠરાવી રહ્યા છો ખરેખર જો તે ભાગીદાર હોત તો અર્શવાળા અલ્લાહ ઉપર આક્રમણ કર્યું હોત અને માર્ગ શોધી લીધો હોત અને જ્યારે મઅ્બૂદોમાં પરસ્પર યુદ્ધ થઈ ગયું હોત તો દુનિયાની વ્યવસ્થા કઈ રીતે ચાલી હોત ?! જેનું એક ખાસ લક્ષણ સ્થાયિત્વ અને સાતત્ય સાથે સમગ્ર વિશ્વની વ્યવસ્થા છે જેનો દરેક વ્યક્તિ જાત અનુભવ કરી રહ્યો છે એટલા માટે વિશ્વની વ્યવસ્થા વ્યવસ્થિત ચાલતી રહેવી પોતે પણ એ બાબતની દલીલ છે કે અલ્લાહ માત્ર એક જ છે અને તેના સિવાય કોઈ અન્ય તેનો ભાગીદાર નથી આથી સાબિત થયું કે) આ લોકો જે કંઈ કહે છે અલ્લાહ તઆલા તેનાથી પવિત્ર અને તેનાથી ઘણો જ ચઢિયાતો છે (તે એવો પવિત્ર છે કે), સાતેય આસમાનો અને જમીન અને જેટલા (સજીવ-નિર્જીવ, દૃષ્ય-અદૃષ્ય પદાર્થો, ફરિશ્તા, જિન્નાતો, માણસો) તેમાં (મોજૂદ) છે (તે સૌથી ચઢિયાતો અને ઉપરવટ છે) તેઓ તેની પવિત્રતા વર્ણન કરી રહ્યા છે અને (આ પવિત્રતા વર્ણન કરવી માત્ર મનુષ્ય અથવા જિન્નાતો કે બુદ્ધિ ધરાવનાર સજીવોની વિશેષતા નથી બલકે જમીન અને આસમાનની) કોઈ વસ્તુ એવી નથી જે વખાણની સાથે તેની પવિત્રતા વર્ણન ન કરતી હોય પરંતુ તમે લોકો તેમની તસ્બીહ (પવિત્રતા વર્ણન કરવાને) સમજતા નથી બેશક ! તે ઘણો જ સહનશીલ ખૂબ બખ્શનારો છે.

## મસ્અલા અને બોધપાઠ :

તવહીદની જે દલીલો આયત اِذًا لَّابْتَغَوْا માં વર્ણન થઈ છે કે જો તમામ

વિશ્વની સૃષ્ટિનો સર્જનહાર માલિક અને સંપૂર્ણ કાબૂ ધરાવનાર માત્ર એક જ હસ્તી અલ્લાહ તઆલાની ન હોત બલકે તેની ખુદાઈમાં અન્યો પણ ભાગીદાર હોત તો ચોક્કસ એવું જરૂર બન્યું હોત કે તેમનામાં ક્યારેક તો કોઈ વિરોધ કે મતભેદ ઊભા થયા જ હોત અને મતભેદની પરિસ્થિતિમાં સમગ્ર વિશ્વની વ્યવસ્થા નષ્ટ થઈ ગઈ હોત, કારણ કે તે બધામાં કાયમી સુલેહ–સંપ હંમેશા બાકી રહેવો સ્વાભાવિક રીતે અશક્ય છે, આ દલીલ અત્રે જો કે એક કલ્પના તરીકે નકારાત્મક સ્વરૂપે વર્ણન કરવામાં આવી છે પરંતુ ''ઇલ્મે કલામ'' (Scholastic Theology)ના પુસ્તકોમાં આ દલીલનું ''બુરહાની'' (Rationale) અને ''મન્તિકી'' (Logical-તાર્કિક) હોવાનો પણ ખુલાસો વર્ણન કરવામાં આવ્યો છે, વિદ્વાનો ત્યાં જોઈ શકે છે.

## જમીન અને આસમાન અને તેમાં ઉપસ્થિત તે સમગ્ર વસ્તુઓની તસ્બીહ કરવાનો ભાવાર્થ :

આ વસ્તુઓમાં બધા જ ફરિશ્તાઓ અને મનુષ્યો તથા જિન્નાતો જે મો'મિન છે તેમનું અલ્લાહની તસ્બીહ કરવું તો દેખીતું છે, બધા જ જાણે છે, કાફિર મનુષ્ય અને નાસ્તિક જે દેખીતી રીતે તસ્બીહ (પવિત્રતા વર્ણન) નથી કરતા તેઓ પણ; એ જ પ્રમાણે વિશ્વના બીજા પદાર્થો જેના વિશે કહેવામાં આવે છે કે તેમનામાં બુદ્ધિ કે સમજદારી નથી તેમની તસ્બીહ પઢવાનો અર્થ શું છે ? અમુક ઉલમાએ ફરમાવ્યું કે તેમની તસ્બીહ કરવાનો ભાવાર્થ ''તસ્બીહે હાલ'' એટલે કે તેમની પરિસ્થિતિની ગવાહી છે, કારણ કે અલ્લાહ તઆલા સિવાય દરેક વસ્તુની સમગ્ર પરિસ્થિતિ બતાવી રહી છે કે તે ન તો પોતાના અસ્તિત્વમાં સ્વતંત્ર છે અને ન જ પોતાના કાયમી ટકી રહેવામાં આઝાદ છે, બલકે તે કોઈ ઘણી જ મોટી શક્તિના તા'બે ચાલી રહી છે, આ જ પરિસ્થિતિની ગવાહી તેની તસ્બીહ છે.

પરંતુ અન્ય સંશોધનકારોના નિવેદનો છે કે આ તસ્બીહ એ છે કે, ''તસ્બીહે ઈખ્તિયારી'' (સ્વેચ્છાએ કરવામાં આવતું અલ્લાહની પવિત્રતાનું વર્ણન) તો માત્ર ફરિશ્તાઓ અને મો'મિન જિન્નાતો અને મનુષ્યો માટે ખાસ છે પરંતુ ''તક્વીની'' (અદષ્ય હુકમોના આધીન હોવાના) સ્વરૂપે અલ્લાહ

તઆલાએ સમગ્ર સૃષ્ટિના કણે-કણને પોતાની તસ્બીહ પઢનારો બનાવી રાખ્યો છે, કાફિર પણ પ્રથમ તો સામાન્ય રીતે અલ્લાહ તઆલાને જ માને છે અને તેની શ્રેષ્ઠતાનો સ્વીકાર પણ કરે છે અને જે ભૌતિકપરસ્ત નાસ્તિકો અથવા આધુનિક યુગના કૉમ્યુન્સ્ટિો અલ્લાહના અસ્તિત્વનો જ ઈન્કાર કરે છે અને દેખીતી રીતે અલ્લાહના અસ્તિત્વને જ નથી માનતા પરંતુ તેમના અસ્તિત્વનું દરેક અવયવ વિના ઈરાદે બળજબરીપૂર્વક અલ્લાહ તઆલાની તસ્બીહ કરી રહ્યું છે, જેમકે વૃક્ષ અને પથ્થર-માટી વગેરે બધી જ વસ્તુઓ અલ્લાહની તસ્બીહમાં પ્રવૃત્ત છે પરંતુ તેમની આ તસ્બીહ જે અદષ્ય અને અલ્લાહના હુકમને આધીન છે, તેને સામાન્ય લોકો સાંભળતા નથી. કુર્આને કરીમનો ઈરશાદ وَلٰكِنْ لَّا تَفْقَهُوْنَ تَسْبِيْحَهُمْ (૧૭:૪૪) આ બાબતે દલીલ કરે છે કે આ દરેક કણે-કણની તસ્બીહ તક્વીની અને કોઈ એવી વસ્તુ છે જેને સામાન્ય માણસ સમજી શકતો નથી. "તસ્બીહે હાલી" (Circumstantially discernable act of extolling) એ બાબત ઉપર દલીલ કરે છે કે આ સૃષ્ટિના કણે-કણની તસ્બીહ અદષ્ય (તક્વીની) સ્વરૂપે કોઈ એવી વસ્તુ છે જેને સામાન્ય મનુષ્ય સમજી શકતો નથી, "તસ્બીહે હાલી"ને દરેક બુદ્ધિશાળી અને સમજદાર વ્યક્તિ સમજી અને જાણી શકે છે. આથી જાણ થઈ કે આ તસ્બીહ માત્ર "તસ્બીહે હાલી" નથી બલકે વાસ્તવિક છે પરંતુ આપણી સમજ અને બુદ્ધિથી ઉપરવટ છે. *(કુર્તુબી)*

હદીષમાં રસૂલે કરીમ ﷺનો જે એ મોઅ્જિઝો ઉપસ્થિત છે કે આપ ﷺની મુઠ્ઠીમાં કાંકરીઓની તસ્બીહ કરવી સહાબએ કિરામ (રદિ.)ના કાનોએ સાંભળ્યું, તેનું મોઅ્જિઝો હોવું તો દેખીતું છે પરંતુ ખસાઈસે કુબરામાં શૈખ જલાલુદ્દીન સુયૂતિ (રહ.)એ ફરમાવ્યું કે કાંકરીઓનું તસ્બીહ પઢવું રસૂલે કરીમ ﷺનો મોઅ્જિઝો નથી, તે તો જ્યાં કંઈ પણ છે તસ્બીહ પઢી રહી છે, બલકે આપ ﷺનો મોઅ્જિઝો તો એ છે કે તે આપ ﷺના હાથ મુબારકમાં આવ્યા પછી તેની તે તસ્બીહ કરવું કાનોથી સંભળાવા લાવ્યું.

ઈમામ કુર્તુબી (રહ.)એ આ જ સંશોધનને વધારે વજનદાર ઠરાવ્યું છે અને તેના ઉપર કુર્આન અને સુન્નતની ઘણી બધી દલીલો વર્ણન કરી છે, દાખલા તરીકે સૂરએ યાસીનમાં હઝરત દાવુદ (અલયહિસ્સલામ) વિશે ઈરશાદ છે, اِنَّا سَخَّرْنَا الْجِبَالَ مَعَهٗ يُسَبِّحْنَ بِالْعَشِيِّ وَالْاِشْرَاقِ [એટલે કે, અમે પહાડોને કામે

લગાડ્યા કે તે દાવુદ (અલૈ.)ની સાથે સવાર અને સાંજ તસ્બીહ કરે છે. ૪૮:૧૮] અને સૂરએ બકરહમાં પહાડોના પથ્થરો વિશે اِنَّ مِنْهَا لَمَا يَهْبِطُ مِنْ خَشْيَةِ اللّٰهِ ઈરશાદ છે (પહાડના અમુક પથ્થર અલ્લાહના ડરથી નીચે ગબડી પડે છે.–૨:૭૪) જેમાં પથ્થરોમાં પણ એક પ્રકારની બૌદ્ધિક ક્ષમતા તથા અલ્લાહનો ડર હોવાનું સાબિત થાય છે તથા સૂરએ મરયમમાં નસારાનું હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહના બેટા કહેવાના રદિયામાં وَتَخِرُّ الْجِبَالُ هَدًّا اَنْ دَعَوْا لِلرَّحْمٰنِ وَلَدًا ફરમાવવામાં આવ્યું. "આ લોકો અલ્લાહના માટે બેટો ઠરાવે છે, તેમના તે કુફ્રના કલિમાથી પહાડો ઉપર ભય છવાય જાય છે અને તે ગબડવા લાગે છે." (૧૯:૯૦–૯૧) દેખીતું છે કે આ ડર તેમની સમજવાની ક્ષમતાની જાણકારી આપે છે અને સમજવાની ક્ષમતા હોવા પછી તસ્બીહ કરવું કોઈ અશક્ય બાબત નથી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, એક પહાડ બીજા પહાડને કહે છે કે હે ફલાણા ! શું તારા ઉપરથી કોઈ એવો વ્યક્તિ પસાર થયો છે જે અલ્લાહને યાદ કરનારો હોય ? જો તે કહે કે હા ! તો આ પહાડ તેનાથી ખુશ થાય છે. તેના ઉપર દલીલ માટે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ આ આયત પઢી. وَقَالُوا اتَّخَذَ الرَّحْمٰنُ وَلَدًا (૧૯:૮૮) અને પછી ફરમાવ્યું કે, જ્યારે આ આયતથી સાબિત થયું કે પહાડ કુફ્રનો કલિમો સાંભળવાથી પ્રભાવિત થાય છે અને તેના ઉપર ભય છવાય જાય છે તો શું તમારો એવો વિચાર છે કે તે બાતિલ નિવેદનોને સાંભળે છે અને સત્ય વાત તથા અલ્લાહના ઝિક્રને નથી સાંભળતા ? અને તેનાથી પ્રભાવિત નથી થતા ? (કુર્તુબી, બ હવાલએ રકાઈક ઈબ્ને મુબારક) અને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે "કોઈ જિન્નાત અને મનુષ્ય અને વૃક્ષ અને પથ્થર તથા ઢેફું એવું નથી જે મુઅજ્જિનનો અવાજ સાંભળે છે અને કયામતના દિવસે તેમના ઈમાન અને નેક હોવાની ગવાહી ન આપે."

*(મુઅત્તા ઈમામ માલિક વ સુનન ઈબ્ને માજહ, બ રિવાયતે અબૂ સઈદ ખુદરી)*

ઈમામ બુખારી (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે અમે ખાવાની (વાનગીનો) તસ્બીહનો અવાજ સાંભળ્યા કરતા હતા જ્યારે કે તે (વાનગી) ખાવામાં આવી રહી હોય અને એક બીજી રિવાયતમાં છે કે અમે રસૂલે કરીમ ﷺની સાથે ખાવું ખાતા (જમવા બેસતા) તો ખાવાની (વાનગીની) તસ્બીહનો અવાજ સાંભળ્યા કરતા હતા. સહીહ

મુસ્લિમમાં હઝરત જાબીર ઈબ્ને સુમરહ (રદિ.)ની રિવાયતથી નકલ થયું છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, હું મક્કએ મુકર્રમહને આ પથ્થરથી ઓળખું છું જે બઅ્ષત અને નુબુવ્વત પહેલાં મને સલામ કર્યા કરતો હતો અને હું હજુ પણ તેને ઓળખું છું. અમુક લોકોએ કહ્યું કે તેનાથી ઈશારો "હજ્રે અસ્વદ" છે. વલ્લાહુ અઅ્લમુ.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે હદીષની રિવાયતોમાં આ પ્રમાણેની ઘટનાઓ ઘણી બધી છે અને "ઉસ્તુવાનહ હમ્નાનહ" (એક સૂકા ઝાડનું થડ જેનો સહારો લઈ રસૂલે કરીમ ﷺ મસ્જિદમાં ખુત્બો આપ્યા કરતા હતા)ની હિકાયત તો ખૂબ પ્રચલિત અને મુસલમાનોની મુખે રમતી રહે છે જેના રડવાનો અવાજ સહાબએ કિરામ (રદિ.)એ સાંભળ્યો હતો જ્યારે કે રસૂલે કરીમ ﷺએ ખુત્બાના સમયે તેને છોડીને મિમ્બર ઉપર ખુત્બો આપવાની શરૂઆત કરી.

આ રિવાયતો પછી તે શું અસંભવ છે કે જમીન અને આસમાનની દરેક વસ્તુમાં તેની કક્ષા પ્રમાણેની બૌદ્ધિક ક્ષમતા અને સમજદારી હોય અને દરેક વસ્તુ સાચી પદ્ધતિથી અલ્લાહની તસ્બીહ કરે ! ઈબ્રાહીમ (રહ.)એ ફરમાવ્યું છે કે આ તસ્બીહ સજીવ અને નિર્જીવ બંને વસ્તુઓમાં સમાન છે, એટલે સુધી કે દરવાજાના કવચાંના અવાજમાં પણ તસ્બીહ છે. ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે જો તસ્બીહનો ભાવાર્થ "તસ્બીહે હાલી" હોત તો પ્રસ્તુત આયતમાં હઝરત દાવુદ (અલૈ.)ની કોઈ વિશિષ્ટતા શું રહે ? "તસ્બીહે હાલી" તો દરેક મનુષ્ય, દરેક સજીવ અને દરેક વસ્તુ વિશે જાણી શકાય છે, એટલા માટે દેખીતું એ જ છે કે આ "તસ્બીહે કવલી" (મૌખિક તસ્બીહ) હતી અને જેમકે ખસાઈસે કુબરાના હવાલાથી ઉપર નકલ કરવામાં આવ્યું છે કે કાંકરીઓનું તસ્બીહ કરવું મોઅ્જિઝો નથી, તે તો દરેક પરિસ્થિતિમાં અને દરેક સમયે સર્વસામાન્ય છે, તેના વિશે રસૂલે કરીમ ﷺનો મોઅ્જિઝો તો એ હતો કે તે આપ ﷺના હાથ મુબારકમાં આવ્યા પછી તેની તસ્બીહ એ પ્રમાણેની થઈ ગઈ કે સામાન્ય લોકોના કાનોએ સાંભળી, એ જ પ્રમાણે પહાડોની તસ્બીહ પણ હઝરત દાવુદ (અલૈ.)નો મોઅ્જિઝો એ જ સ્વરૂપે છે કે તેમના મોઅ્જિઝા વડે તેતસ્બીહ કાનોના સાંભળવાપાત્ર બની ગઈ. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૪૫ થી ૪૮)

وَإِذَا قَرَأْتَ الْقُرْآنَ جَعَلْنَا بَيْنَكَ وَبَيْنَ الَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ حِجَابًا
مَّسْتُورًا ﴿٤٥﴾ وَجَعَلْنَا عَلَىٰ قُلُوبِهِمْ أَكِنَّةً أَن يَفْقَهُوهُ وَفِي آذَانِهِمْ وَقْرًا ۚ وَإِذَا ذَكَرْتَ
رَبَّكَ فِي الْقُرْآنِ وَحْدَهُ وَلَّوْا عَلَىٰ أَدْبَارِهِمْ نُفُورًا ﴿٤٦﴾ نَّحْنُ أَعْلَمُ بِمَا يَسْتَمِعُونَ بِهِ
إِذْ يَسْتَمِعُونَ إِلَيْكَ وَإِذْ هُمْ نَجْوَىٰ إِذْ يَقُولُ الظَّالِمُونَ إِن تَتَّبِعُونَ إِلَّا رَجُلًا
مَّسْحُورًا ﴿٤٧﴾ انظُرْ كَيْفَ ضَرَبُوا لَكَ الْأَمْثَالَ فَضَلُّوا فَلَا يَسْتَطِيعُونَ سَبِيلًا ﴿٤٨﴾ ع

### તરજુમો :

*અને જ્યારે તમે કુર્આન પઢો છો અમે તમારા અને તે લોકોની વચ્ચે જેઓ આખિરતને માનતા નથી એક છુપો પડદો કરી દઈએ છીએ. (૪૫) અને અમે તેમના દિલો ઉપર પડદો રાખીએ છીએ કે તેને ન સમજે અને તેમના કાનોમાં ભાર અને જ્યારે તમે કુર્આનમાં પોતાના એકમાત્ર એવા પરવરદિગારનું વર્ણન કરો છો તો પોતાની પીઠ ફેરવી સૂગથી નાસવા માંડે છે. (૪૬) અમે સારી પેઠે જાણીએ છીએ જેના કારણે તેઓ સાંભળે છે, જે વખતે તમારા તરફ કાન ધરે છે અને જ્યારે તેઓ મશ્વરો કરે છે જ્યારે કે આ જાલિમો કહે છે (કે) જેમના કહ્યા ઉપર તમે ચાલો છો તે નથી પરંતુ એક પુરુષ છે જાદૂનો માર્યો. (૪૭) જોઈ લો, તમારા ઉપર કેવા ઉદાહરણો લગાવે છે અને ભટકતા ફરે છે, બસ માર્ગ પામી નથી શકતા. (૪૮)*

### તફસીર :

(પાછલી આયતોમાં એ વર્ણન હતું કે તવહીદનો વિષય કુર્આન મજીદમાં વિભિન્ન વિષયો અને વિવિધ દલીલો સાથે વારંવાર વર્ણન થયા છતાં આ બદ્નસીબ મુશ્રિકો તેને નથી માનતા. આ આયતોમાં તેમના ન માનવાનું કારણ બતાવવામાં આવ્યું છે કે આ લોકો તે આયતોમાં ચિંતન-મનન અને વિચાર કરતા જ નથી બલકે નફરત અને સૂગથી તેની ઠઠ્ઠો-મશ્કરી કરે છે એટલા માટે તેમને જ્ઞાનની વાસ્તવિકતાથી આંધળા કરી દેવામાં આવ્યા છે. તફસીરનો ખુલાસો આ

પ્રમાણે છે.)

(હે મુહમ્મદ ﷺ !) અને જ્યારે તમે (તબ્લીગ માટે) કુર્આન પઢો છો તો અમે તમારી અને તે લોકોની વચ્ચે એક પડદો ઊભો કરી આપીએ છીએ જેઓ આખિરત ઉપર ઈમાન નથી રાખતા (અને તે પડદો એ છે કે) અમે તેમના દિલો ઉપર પડદો નાંખીએ છીએ કે તેઓ એ (કુર્આનના મૂળ હેતુ)ને ન સમજે અને તેમના કાનોમાં ભાર નાંખી દીધો છે (કે તેઓ તેનાથી હિદાયત અને માર્ગદર્શન પ્રાપ્ત કરવા માટે સાંભળતા નથી, મતલબ એ છે કે તે પડદો તેમની અણસમજનો અને એ બાબતનો છે કે તેઓ સમજવાનો ઈરાદો જ કરતા નથી જેથી તેઓ આપ ﷺની નુબુવ્વતની શા'નને ઓળખી શકે) અને જ્યારે તમે કુર્આનમાં માત્ર પોતાના પરવરદિગાર(ની સિફતો અને વિશિષ્ટતાઓ)નું વર્ણન કરો છો તો (આ લોકો જે મઅ્બૂદોની ઈબાદત કરે છે તેમાં તે સિફતો નથી તેથી પોતાની અધૂરી સમજ વડે બલકે ખોટા ઈરાદાના કારણે તેનાથી) નફરત કરીને પૂંઠ ફેરવી ચાલતી પકડે છે (આગળ તેમના આ ખોટા અમલ ઉપર ચેતવણી આપવામાં આવી છે કે) જે સમયે આ લોકો તમારા તરફ કાન લગાવે છે તેને અમે સારી પેઠે જાણીએ છીએ જે હેતુથી તેઓ (કુર્આનને) સાંભળે છે (કે આ હેતુ માત્ર વાંધો ઉઠાવવાનો તથા કટાક્ષ અને મહેણા-ટોણા મારવાનો) અને જે વખતે આ લોકો (કુર્આન સાંભળ્યા પછી) પરસ્પર કાનાફૂસી કરે છે (અમે તેને પણ સારી પેઠે જાણીએ છીએ) જ્યારે કે આ જાલિમો એવું કહે છે કે તમે લોકો (એટલે કે તેમની જ્ઞાતિમાંથી જે લોકો રસૂલે કરીમ ﷺની સાથે લાગી ગયા છે તેઓ) માત્ર એવા વ્યક્તિનો સાથ આપી રહ્યા છે જેના ઉપર જાદૂનો (ખાસ) અસર (એટલે કે નઊઝુબિલ્લાહ ! તે પાગલ) થઈ ગયો છે (એટલે આ જે અજબ-ગજબની વાતો કરે છે તે બધી પોકળ વાતો છે જે મુહમ્મદ કરે છે; જરા) આપ જુઓ તો ! આ લોકો તમારા માટે કેવા-કેવા દૃષ્ટાંતો તજ્વીજ કરી રહ્યા છે, બસ આ લોકો (બિલકુલ જ) ગુમરાહ થઈ ગયા તો (હવે સત્યનો) માર્ગ પામી નથી શકતા (કારણ કે આવી હઠધર્મી અને નકામી જીદ પછી અલ્લાહના રસૂલ ﷺની સાથે આવો વ્યવહાર કરવો તેમની માણસ તરીકેની ક્ષમતાને અને બુદ્ધિ તથા હિદાયતને નષ્ટ કરી નાંખે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### પયગમ્બરો ઉપર જાદૂની અસર થઈ શકે છે :

કોઈ નબી અને પયગમ્બર ઉપર જાદૂની અસર થવી એવું જ શક્ય છે જેવી રીતે કે બીમારીની અસર થાય છે, કારણ કે અંબિયા (અલૈ.) માનવજાતિથી અલગ નથી, જે રીતે તેમને ઘા વાગી શકે છે, તાવ અને દુ:ખાવો થઈ શકે છે એવી જ રીતે જાદૂની અસર પણ થઈ શકે છે, કારણ કે તે પણ ખાસ સ્વાભાવિક અને શારીરિક પ્રભાવ હેઠળ જિન્નાત વગેરેથી આવી અસર પેદા થાય છે અને હદીષથી સાબિત પણ થાય છે કે એક વખતે રસૂલે કરીમ ﷺ ઉપર "સિહ્ર" (જાદૂ)ની અસર થઈ હતી. અંતિમ આયતમાં તે કાફિરોએ આપ ﷺને مَسۡحُوۡر "મસ્હૂર" (જેમના ઉપર જાદૂની અસર થઈ છે તે) કહ્યા અને કુર્આને તેનો રદિયો આપ્યો, તેનો ખુલાસો એ છે જેના તરફ તફસીરના ખુલાસામાં ઈશારો કરવામાં આવ્યો છે કે તેઓનો ભાવાર્થ વાસ્તવમાં "મસ્હૂર" કહેવાથી "મજનૂન" (પાગલ) કહેવાનો હતો, તેનો જ રદિયો કુર્આને કરીમે ફરમાવ્યો છે. એટલા માટે "હદીષે સિહ્ર" તેનાથી વિરોધાભાસી બાબત નથી. [ખુલાસો : જાદૂ અથવા સિહ્ર નબી (અલૈ.) માટે માત્ર શારીરિક બીમારીનું કારણ બની શકે છે, તેની ક્યારેય પોતાના નબી તરીકેના હોદ્દા અને ફરજો ઉપર કોઈ નકારાત્મક અસર પડી શકતી નથી. કાફિરો રસૂલે કરીમ ﷺને જાદૂની અસરથી પ્રભાવિત થયેલ વ્યક્તિ (Bewitched Person) કહેતા હતા જે માનસિક તંદુરસ્તીના અનુસંધાને બિલકુલ જ અશક્ય અને અસંભવ બાબત છે, જ્યારે કે આ હદીષ રસૂલે કરીમ ﷺની માત્ર શારીરિક બીમારી તરફ ઈશારો કરે છે જે જાદૂના કારણે આપ ﷺને થઈ હતી. -મુહમ્મદ તકી ઉસ્માની]

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ અને બીજી આયતોમાં જે વિષય આવ્યો છે તેનો એક ખાસ શા'ને નુઝૂલ છે જે કુર્તુબીએ સઈદ બિન ઝુબૈર (રહ.)થી નકલ કર્યો છે કે જ્યારે કુર્આનમાં "સૂરએ તબ્બત યદા અબી લહબ" تَبَّتۡ یَدَاۤ اَبِیۡ لَهَبٍ નાઝિલ થઈ જેમાં અબૂ લહબની પત્નીની પણ ટીકા કરવામાં આવી છે તો તેની પત્ની રસૂલે કરીમ ﷺની મજલિસમાં ગઈ, તે સમયે સિદ્દીકે અકબર (રદિ.) મજલિસમાં મોજૂદ હતા, તેને દૂરથી આવતી જોઈને રસૂલે કરીમ ﷺને વિનંતી

કરી કે તમે અહીંયાંથી હટી જાઓ તો સારું છે, કારણ કે આ સ્ત્રી ઘણી બદ્ઝબાન છે, આ એવી વાતો કહેશે જેનાથી તમને તકલીફ પહોંચશે. આપ ﷺએ ફરમાવ્યું, નહીં ! તેના અને મારા દરમિયાન અલ્લાહ તઆલાએ પડદો નાંખી દીધો છે એટલા માટે તે મજલિસમાં પહોંચી પરંતુ રસૂલે કરીમ ﷺને ન જોઈ શકી તો હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને સંબોધીને કહેવા લાગી કે તમારા ભાઈબંધે અમારું શાઈરીમાં અપમાન (હિજુ) કર્યું. સિદ્દીકે અકબર (રદિ.)એ ફરમાવ્યું કે, વલ્લાહ ! તે તો કોઈ શે'ર જ નથી કહેતા કે જેમાં સ્વાભાવિકપણે અપમાન (હિજુ) કરવામાં આવે ! તો તે એવું કહેતી-કહેતી ત્યાંથી નીકળી ગઈ કે તમે પણ તેમના સમર્થન કરનારાઓમાંથી છો, તેના ચાલ્યા ગયા પછી હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ વિનંતી કરી કે શું તેણે તમને જોયા નથી ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તે જ્યાં સુધી અહીંયાં રહી એક ફરિશ્તો મારા અને તેના દરમિયાન પડદો કરતો રહ્યો.

## દુશ્મનોની નજરથી અદૃષ્ય રહેવાનો એક કુર્આનિક અમલ :

હઝરત કઅ્બ (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺ જ્યારે દુશ્મનોની નજરોથી અદૃષ્ય રહેવા ઈચ્છતા હતા તો કુર્આને કરીમની ત્રણ આયતો પઢી લેતા હતા, તેની અસરથી કાફિરો રસૂલે કરીમ ﷺને જોઈ શકતા ન હતા, તે ત્રણ આયતો આ છે,

(૧) પ્રથમ આયત સૂરએ કહફમાં છે,

اِنَّا جَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ وَفِيْٓ اٰذَانِهِمْ وَقْرًا، (૧૮:૫૭)

(૨) બીજી આયત સૂરએ નહ્લમાં છે,

اُولٰٓئِكَ الَّذِيْنَ طَبَعَ اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ وَسَمْعِهِمْ وَاَبْصَارِهِمْ، (૧૬:૧૦૮)

(૩) ત્રીજી આયત સૂરએ જાષિઅહમાં છે,

اَفَرَأَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوَاهُ وَاَضَلَّهُ اللّٰهُ عَلٰى عِلْمٍ وَّخَتَمَ عَلٰى سَمْعِهٖ وَقَلْبِهٖ وَجَعَلَ عَلٰى بَصَرِهٖ غِشَاوَةً. (૪૫:૨૩)

હઝરત કઅ્બ (રદિ.) ફરમાવે છે કે મેં રસૂલે કરીમ ﷺના આ

મા'મલાને સિરીયા પ્રદેશમાં એક (મુસલમાન) વ્યક્તિને વર્ણન કર્યો, તેમને કોઈ જરૂરતથી રૉમનોના દેશમાં જવાનું હતું, તે ત્યાં ગયા અને એક સમય સુધી ત્યાં સ્થાયી રહ્યા, પછી રૉમન કાફિરોએ તેમને સતાવ્યા તો તેઓ ત્યાંથી નાસી છૂટ્યા, રૉમનોએ તેમનો પીછો કર્યો, આ વ્યક્તિને તે રિવાયત યાદ આવી ગઈ અને પ્રસ્તુત ત્રણ આયતો પઢી. અલ્લાહે રૉમનોની આંખો ઉપર એવો પડદો નાંખી દીધો કે તેઓ જે માર્ગ ઉપરથી પસાર થઈ રહ્યા હતા તે જ રસ્તા ઉપર દુશ્મનો પણ ચાલી રહ્યા હતા પરંતુ તે દુશ્મનો તેમને જોઈ શકતા ન હતા.

ઈમામ ષુઅ્લબી (રહ.) કહે છે કે હઝરત કઅ્બ (રદિ.)થી જે રિવાયત નકલ કરવામાં આવી છે તે મેં "રઈ"ના નિવાસી એક વ્યક્તિને બતાવી, અચાનક "વયલમ"ના કાફિરોએ તેમને કેદ પકડી લીધા. અમુક સમય તેમની કેદમાં રહ્યા પછી એક દિવસે તક જોઈને નાસી છૂટ્યા, આ લોકો તેમનો પીછો કરવા નીકળ્યા પરંતુ તે વ્યક્તિએ આ ત્રણ આયતો પઢી લીધી, તેની અસર એ થઈ કે અલ્લાહે તેમના દુશ્મનોની આંખો ઉપર એવો પડદો નાંખી દીધો કે તેઓ તેમને ન જોઈ શક્યા, જ્યારે કે તેઓ સાથે-સાથે ચાલી રહ્યા હતા અને તેમના કપડાં આ વ્યક્તિના કપડાંને અડી જતા હતા.

ઈમામ કુર્તુબી કહે છે કે આ ત્રણેની સાથે તે આયતો સૂરએ યાસીનની પણ મેળવવામાં આવે જેને રસૂલે કરીમ ﷺએ હિજરત સમયે પઢી હતી જ્યારે કે મુશ્રિકોએ રસૂલે કરીમ ﷺના મકાનને ઘેરી રાખ્યું હતું ત્યારે આપ ﷺએ આ આયતો પઢી હતી, જેથી તેઓ તેમની વચ્ચેથી નીકળીને ચાલ્યા ગયા પરંતુ તેમના માથા ઉપર માટી નાંખતા ગયા, તેમનામાંથી કોઈને પણ એની ખબર ન થઈ. તે આયતો (૩૬:૧ થી ૯) સૂરએ યાસીનની આ છે.

يٰسٓ ○ وَالْقُرْاٰنِ الْحَكِيْمِ اِنَّكَ لَمِنَ الْمُرْسَلِيْنَ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ تَنْزِيْلَ الْعَزِيْزِ الرَّحِيْمِ لِتُنْذِرَ قَوْمًا مَّآ اُنْذِرَ اٰبَآؤُهُمْ فَهُمْ غٰفِلُوْنَ ○ لَقَدْ حَقَّ الْقَوْلُ عَلٰٓى اَكْثَرِهِمْ فَهُمْ لَا يُؤْمِنُوْنَ ○ اِنَّا جَعَلْنَا فِيْٓ اَعْنَاقِهِمْ اَغْلٰلًا فَهِيَ اِلَى الْاَذْقَانِ فَهُمْ مُّقْمَحُوْنَ ○ وَجَعَلْنَا مِنْۢ بَيْنِ اَيْدِيْهِمْ سَدًّا وَّمِنْ خَلْفِهِمْ سَدًّا فَاَغْشَيْنٰهُمْ فَهُمْ لَا يُبْصِرُوْنَ ○

ઈમામ કુર્તુબી (રહ.) ફરમાવે છે કે મારી પોતાની સાથે મારા દેશ સ્પેનમાં

કોર્ડોવા નજીક મન્થૂર કિલ્લામાં આ ઘટના બની કે હું દુશ્મનોની સામેથી નાઠો અને એક ખૂણામાં બેસી ગયો, દુશ્મનોએ બે ઘોડેસવાર મારો પીછો કરવા માટે મોકલ્યા અને હું બિલકુલ ખુલ્લા મેદાનમાં હતો, કોઈ વસ્તુ પડદો કરનારી ન હતી પરંતુ હું સૂરએ યાસીનની આયતો પઢી રહ્યો હતો, આ બંને ઘોડેસવારો બિલકુલ મારી પાસેથી પસાર થયા, પછી એવું કહેતા-કહેતા જ્યાંથી આવ્યા હતા ત્યાં પાછા વળી ગયા કે આ વ્યક્તિ કોઈ શયતાન છે, કારણ કે તે મને દેખાઈ ન શક્યો, અલ્લાહ તઆલાએ તેમને મને જોવાથી આંધળા કરી દીધા હતા.

————————

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૪૯ થી ૫૨)

وَقَالُوٓا۟ ءَإِذَا كُنَّا عِظَٰمًا وَرُفَٰتًا أَءِنَّا لَمَبْعُوثُونَ خَلْقًا جَدِيدًا ﴿٤٩﴾ قُلْ كُونُوا۟ حِجَارَةً
أَوْ حَدِيدًا ﴿٥٠﴾ أَوْ خَلْقًا مِّمَّا يَكْبُرُ فِى صُدُورِكُمْ ۚ فَسَيَقُولُونَ مَن يُعِيدُنَا ۖ قُلِ ٱلَّذِى
فَطَرَكُمْ أَوَّلَ مَرَّةٍ ۚ فَسَيُنْغِضُونَ إِلَيْكَ رُءُوسَهُمْ وَيَقُولُونَ مَتَىٰ هُوَ ۖ قُلْ عَسَىٰٓ أَن
يَكُونَ قَرِيبًا ﴿٥١﴾ يَوْمَ يَدْعُوكُمْ فَتَسْتَجِيبُونَ بِحَمْدِهِۦ وَتَظُنُّونَ إِن لَّبِثْتُمْ إِلَّا قَلِيلًا ﴿٥٢﴾ ع

### તરજુમો :

*અને કહે છે કે જ્યારે અમે હાડકાં અને ચૂરેચૂરા થઈ જઈએ પછી નવા બનીને ઉઠીશું ! (૪૯) તમે કહો, તમે પથ્થર અથવા લોઢું થઈ જાઓ. (૫૦) અથવા કોઈ મખ્લૂક જેને તમે પોતાના મનમાં મુશ્કેલ સમજો, પછી હવે કહેશે અમને કોણ પાછા વાળીને લાવશે ? કહો, જેણે તમને પ્રથમ વખતે પેદા કર્યા, પછી હવે તમારા તરફ પોતાના માથાં હલાવશે અને કહેશે, એવું ક્યારે થશે ? તમે કહો, કદાચ નજીકમાં જ થશે. (૫૧) જે દિવસે તમને પોકારશે પછી તેના વખાણ કરતા(-કરતા) ચાલ્યા આવશો અને ધારશો કે તમને વાર નથી લાગી પરંતુ ઘણી થોડી ! (૫૨)*

### તફસીર :

આ લોકો કહે છે કે જ્યારે અમે (મૃત્યુ પામીને) હાડકાં અને (હાડકાંઓના પણ) ચૂરેચૂરા (એટલે કે ક્ષત-વિક્ષત) થઈ જઈશું તો શું (ત્યારબાદ કયામતમાં)

અમને નવેસરથી પેદા અને સજીવન કરવામાં આવશે ? (એટલે કે પ્રથમ તો મૃત્યુ પછી સજીવન થવું જ મુશ્કેલ છે કે શરીરમાં જીવનની ક્ષમતા જ નથી રહી, પછી જ્યારે તે શરીર પણ ચૂરેચૂરા થઈને તેના અવયવો ક્ષત-વિક્ષત થઈ વિખરાઈ જશે ત્યારે સજીવન થવાનું કોણ માની શકે છે ?) તમે (તેમના જવાબમાં) ફરમાવી આપો કે (તમે હાડકાંઓના ચૂરા થયા પછી સજીવન થવાને જ અસંભવ વાત સમજો છો પરંતુ અમે તો કહીએ છીએ કે) તમે પથ્થર અથવા લોખંડ અથવા કોઈ એવી મખ્લૂક બનીને જોઈ લો જે તમારા ધારવામાં (જીવનની ક્ષમતાથી) અસંભવ હોય (પછી જુઓ કે સજીવન કરવામાં આવે છે નહીં તથા પથ્થર અથવા લોખંડને તો સજીવન કરવું જીવનની ક્ષમતાથી અસંભવ હોવું એટલા માટે દેખીતું છે કે તેમાં કોઈપણ સમયે જીવન હતું જ નહીં, તેનાથી વિપરીત હાડકાંઓ કે તેનામાં પ્રથમ અમુક સમય સુધી જિંદગી રહી ચૂકી છે તો જ્યારે પથ્થર અને લોઢાને સજીવન કરવું અલ્લાહ તઆલા માટે કોઈ મુશ્કેલ કાર્ય નથી તો મનુષ્યના અવયવોને પુનઃ જીવીત કરી જિંદગી બખ્શવી શું મુશ્કેલ હોઈ શકે છે !? અને આયતમાં શબ્દ كُـــوْنُـــوْا આજ્ઞાર્થ સ્વરૂપે આવ્યો છે જેનો ભાવાર્થ અત્રે હુકમ નથી બલકે એક દૃષ્ટાંતરૂપી શરત છે કે જો તમે ધારી લો કે પથ્થર અથવા લોખંડ પણ બની ગયા તો અલ્લાહ તઆલા એ છતાં પણ તમને પુનઃ જીવીત કરવા માટે શક્તિમાન છે, તેના ઉપર) તેઓ પૂછશે કે તે કોણ છે જે બીજીવાર અમને સજીવન કરશે ? તમે ફરમાવી આપો કે એ તે જ છે જેણે તમને પ્રથમવાર પેદા કર્યા હતા (અસલ બાબત એ છે કે કોઈ વસ્તુના અસ્તિત્વમાં આવવા માટે બે વસ્તુઓ હોવી આવશ્યક છે, એક તત્ત્વ અને તે વસ્તુની અસ્તિત્વમાં આવવાની ક્ષમતા અને યોગ્યતા. બીજું, તેને અસ્તિત્વમાં લાવવા માટે જરૂરી શક્તિ. પ્રથમ સવાલ વસ્તુ અસ્તિત્વમાં આવવાની યોગ્યતા વિશે હતો કે મૃત્યુ પછી શરીર જીવનના પાત્ર નથી રહેતું તો તેનો જવાબ આપીને આ અસંભવ લાગતી બાબતની ક્ષમતા સાબિત કરી દીધી અને આ બીજો સવાલ "તે કોણ કરશે" વિશે કરવામાં આવ્યો કે એવો કોઈ શક્તિશાળી છે જે પોતાની કાર્ય કરવાની શક્તિ દ્વારા આ આશ્ચર્યજનક કામ કરી શકશે ? તેના જવાબમાં ફરમાવવામાં આવ્યું કે જેણે તમને પ્રથમ વખતે એવા તત્ત્વથી પેદા કર્યા હતા જેમાં જીવનની ક્ષમતા અને યોગ્યતાની કોઈને કલ્પના સુદ્ધાં ન હતી તો તે તમને બીજીવાર પેદા કરી આપે તે તેના માટે શું

મુશ્કેલ છે ? અને જ્યારે ક્ષમતા અને કાર્ય સંપન્ન કરનાર બંનેનો પ્રશ્ન હલ થઈ ગયો તો હવે આ લોકો તે ઘટના ક્યારે ઉપસ્થિત થશે તેની તહકીક કરવા માટે) તમારી સામે માથું હલાવી હલાવી કહેશે કે (સારું, એ બતાવો કે) આ (સજીવન થવું ક્યારે બંનશે) ! તમે ફરમાવી આપો કે સંભવ છે કે તે નજીકમાં જ આવી પહોંચ્યું હોય (આગળ તેમની હાલતનું વર્ણન છે જે તેમને નવજીવન મળવાના સમયે હશે) આ તે દિવસે થશે કે અલ્લાહ તઆલા તમને (સજીવન કરવા અને મેદાને હશ્રમાં ભેગા કરવા માટે ફરિશ્તા દ્વારા) પોકારશે અને તમે (સ્તબ્ધ થઈ) તેના વખાણ કરતાં કરતાં તેના હુકમનું અનુસરણ કરશો (એટલે કે સજીવન પણ થઈ જશો અને મેદાને હશ્રમાં ભેગા પણ થઈ જશો) અને (તે દિવસની ભયાનકતાથી હેબતાઈને તમે દુનિયામાં સમગ્ર જિંદગી અને કબરમાં રહ્યા તે બધા સમય વિશે) તમે એ વિચારશો કે તમે ઘણું ઓછું (જીવન દુનિયામાં) રહ્યા હતા (કારણ કે દુનિયા અને કબ્રમાં આજની ભયાનકતાના મુકાબલા પછી કંઈને કંઈ રાહત હતી અને રાહતનો સમય મનુષ્યને મુસીબત પડવાના સમયે ઘણો ટૂંકો લાગે છે).

## મસ્અલા અને બોધપાઠ :

يَوْمَ يَدْعُوكُمْ فَتَسْتَجِيبُونَ بِحَمْدِهِ માં શબ્દ يَدْعُوكُمْ (યદ્ઊકૂમ) "દુઆ"થી બને છે, જેનો અર્થ "કોઈને પોકારવું અથવા બોલાવવું" થાય છે અને ભાવાર્થ એ છે કે જે દિવસે અલ્લાહ તઆલા તમને બધાને મહશર તરફ બોલાવશે અને આ બોલાવવું ઈસ્રાફિલ ફરિશ્તાના માધ્યમથી હશે કે જ્યારે તે બીજો સૂર ફૂંકશે તો બધા મુરદાઓ સજીવન થઈને મેદાને હશ્રમાં ભેગા થઈ જશે અને એવું પણ બની શકે છે કે સજીવન થયા પછી સૌને મેદાને હશ્રમાં ભેગા કરવા માટે અવાજ આપવામાં આવે. *(કુર્તુબી)*

એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કયામતના દિવસે તમને તમારા પોતાના અને પિતાના નામથી પોકારવામાં આવશે, એટલા માટે પોતાનું નામ સારું રાખ્યા કરો. (બેહૂદા નામોથી બચેલા રહો) *(કુર્તુબી)*

### મહશરમાં કાફિરો પણ અલ્લાહના વખાણ કરતા-કરતા ઉઠશે :

فَتَسْتَجِيبُونَ بِحَمْدِهِ માં اِسْتِجَابَتْ (ઇસ્તિજાબત)નો અર્થ કોઈના

બોલાવવા ઉપર તેના હુકમનું અનુસરણ કરવા અથવા હાજર થઈ જવાનો થાય છે. આયતનો ભાવાર્થ એ છે કે મેદાને હશ્રમાં જ્યારે તમને બોલાવવામાં આવશે તો તમે સૌ તે પોકારનું અનુસરણ કરશો અને એકઠા થઈ જશો, بِحَمْدِهٖ એ تَسْتَجِيْبُوْنَ ના કર્તાનું વર્તમાનકાળ છે, જે حَامِدِيْنَ ના અર્થમાં છે, જેનો ભાવાર્થ એ છે કે આ મેદાનમાં આવવાના સમયે તમે સૌ અલ્લાહના વખાણ કરતા-કરતા હાજર થશો.

આ આયતથી દેખીતી એ જાણ થાય છે કે તે સમયે મો'મિન અને કાફિર સૌની એવી જ પરિસ્થિતિ હશે કે અલ્લાહ તઆલાના વાખણ કરતા કરતા ઊભા થશે, કારણ કે આ આયતમાં મૂળ સંબોધન કાફિરોને જ છે, તેમના જ વિશે આ વર્ણન થઈ રહ્યું છે તથા વખાણ કરતા-કરતા ઊઠશે. તફસીરના ઈમામ હઝરત સઈદ બિન ઝુબૈર (રહ.)એ ફરમાવ્યું કે, કાફિરો પણ પોતાની કબરોમાંથી નીકળવાના સમયે سُبْحَانَكَ وَبِحَمْدِكَ ના શબ્દો કહેતા-કહેતા નીકળશે પરંતુ તે સમયના વખાણ કરવા તેમને કોઈ લાભ નહીં પહોંચાડે. (કુર્તુબી) કારણ કે આ લોકો જ્યારે મર્યા પછીનું જીવન જોશે તો અનાયાસે તેમના મુખે અલ્લાહ તઆલાના વખાણ અને બડાઈના શબ્દો આપો-આપ નીકળશે, તે કોઈ એવી પ્રવૃત્તિ નથી જેના ઉપર કોઈ સારો બદલો આપવામાં આવે.

અને અમુક વિવરણકારોએ આ પરિસ્થિતિને મો'મિનો માટે વિશેષ સ્વરૂપે હોવાનું બતાવ્યું છે, તેમની દલીલ એ છે કે કાફિરો વિશે તો કુર્આને કરીમમાં એવું છે કે જ્યારે તેઓ સજીવન કરવામાં આવશે તો કહેશે, يٰوَيْلَنَا مَنْۢ بَعَثَنَا مِنْ مَّرْقَدِنَا (હાય અફસોસ ! અમને કોણે અમારી કબ્રથી સજીવન કરીને ઉઠાડ્યા છે ? -૩૬:૫૨) અને બીજી આયતમાં છે કે તેઓ આ કહેશે يٰحَسْرَتٰى عَلٰى مَا فَرَّطْتُّ فِىْ جَنْۢبِ اللّٰهِ (એટલે કે, હાય હસરત અને અફસોસ તેના ઉપર કે મેં અલ્લાહ તઆલા વિશે ઘણી મોટી કોતાહી કરી ! -૩૯:૫૬)

પરંતુ વાસ્તવિકતા એ છે કે આ બંને નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી, બની શકે છે કે શરૂઆતમાં સૌ વખાણ કરતા-કરતા ઊભા થાય અને પાછળથી જ્યારે કાફિરોને મો'મિનોથી અલગ કરવામાં આવે જેમકે સૂરએ યાસીનની આયતમાં છે وَامْتَازُوا الْيَوْمَ اَيُّهَا الْمُجْرِمُوْنَ (હે મુજરિમો ! તમે આજે બધા અલગ થઈને એકઠા થઈ જાઓ-૩૬:૫૯) તે સમયે તેમના મુખેથી આ શબ્દો પણ સરી

પડશે જે પ્રસ્તુત આયતમાં આવ્યા છે અને આ બાબત કુર્આન તથા સુન્નતના અનેક ખુલાસાઓથી જાણ થઈ છે અને સાબિત થઈ ચૂકી છે કે મહશરના વિવિધ સ્થળો હશે, દરેક પ્રસંગોમાં લોકોની વિવિધ પરિસ્થિતિ હશે, ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે હશ્રમાં ઊઠવાની શરૂઆત પણ વખાણથી થશે, સૌ વખાણ કરતા– કરતા ઊભા થશે અને બધા મા'મલાઓની પૂર્ણતા પણ અલ્લાહના વખાણથી જ થશે, જેમકે ઈરશાદ છે وَقُضِيَ بَيْنَهُمْ بِالْحَقِّ وَقِيْلَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ "સૌ મહશરના ઉપસ્થિતોનો ફેંસલો હક પ્રમાણે કરી આપવામાં આવ્યો છે અને એ કહેવામાં આવ્યું કે વખાણ અને શુક્ર છે અલ્લાહ રબ્બુલ આલમીનનો." ૩૯:૭૫

———————————

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૫૩ થી ૫૫)

وَقُلْ لِّعِبَادِيْ يَقُوْلُوا الَّتِيْ هِيَ اَحْسَنُ ؕ اِنَّ الشَّيْطٰنَ يَنْزَغُ بَيْنَهُمْ ؕ اِنَّ الشَّيْطٰنَ كَانَ
لِلْاِنْسَانِ عَدُوًّا مُّبِيْنًا ﴿۵۳﴾ رَبُّكُمْ اَعْلَمُ بِكُمْ ؕ اِنْ يَّشَاْ يَرْحَمْكُمْ اَوْ اِنْ يَّشَاْ يُعَذِّبْكُمْ ؕ وَمَآ
اَرْسَلْنٰكَ عَلَيْهِمْ وَكِيْلًا ﴿۵۴﴾ وَرَبُّكَ اَعْلَمُ بِمَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَلَقَدْ فَضَّلْنَا بَعْضَ
النَّبِيّٖنَ عَلٰى بَعْضٍ وَّاٰتَيْنَا دَاوٗدَ زَبُوْرًا ﴿۵۵﴾

## તરજુમો :

*અને મારા બંદાઓને કહી આપો કે વાત તે જ કહે જે બહેતર હોય, શયતાન તેમનામાં ઝઘડો કરાવે છે, બેશક ! શયતાન માનવીનો ઉઘાડો દુશ્મન છે. (૫૩) તમારો પરવરદિગાર સારી પેઠે તમને જાણે છે, જો ચાહે તમારા ઉપર રહમ કરે અને જો ઈચ્છે તમને અઝાબ આપે અને અમે તમને તેમના ઉપર જવાબદારી લેનારા નથી મોકલ્યા. (૫૪) અને તમારો પરવરદિગાર તેને સારી પેઠે જાણે છે જે આસમાનોમાં છે અને જમીનમાં અને અમે અમુક પયગમ્બરોને અમુકથી ફઝીલતવાળા કર્યા છે અને અમે દાવુદ (અલૈ.)ને ઝબૂર આપી. (૫૫)*

## તફસીર :

અને આ મારા (મુસલમાન) બંદાઓને કહી આપો કે (જો કાફિરો જવાબ

આપે તો) એવી વાત કહ્યા કરો જે (વર્તણૂકના આધારે) ઉત્તમ હોય (એટલે કે તેમાં કઠોર વાણી અથવા ઉશ્કેરાટ ઉપજાવે તેવી ભાષાનો ઉપયોગ ન થવા પામે કારણ કે) શયતાન (કઠોર વાત કહેવડાવીને) લોકોમાં ઝઘડો–ફસાદ નંખાવે છે, વાસ્તવમાં શયતાન મનુષ્યનો ખુલ્લો શત્રુ છે, (આ કારણે એ તા'લીમ આપવામાં આવી રહી છે કે કઠોર બનવામાં કોઈ લાભ નથી હોતો તથા હિદાયત અને ગુમરાહી તો અલ્લાહના નિર્ણયને તાબે હોય છે) તમારા સૌની હાલત તમારો પરવરદિગાર ઘણી સારી પેઠે જાણે છે (કે કોણ કઈ વસ્તુના યોગ્ય છે, બસ) જો તે ઈચ્છે તો તમારા(માંથી જેના) ઉપર (ઈચ્છે) રહમત કરે (એટલે કે હિદાયત આપે) અથવા જો તે ઈચ્છે તો તમારા(માંથી જેના) ઉપર (ઈચ્છે) અઝાબ આપે (એટલે કે તેને તવફીક અને હિદાયત ન આપે) અને અમે તમને તેમના જવાબદાર બનાવીને મોકલ્યા નથી (અને જ્યારે નબી હોવા છતાં આપને જવાબદાર નથી બનાવવામાં આવ્યા તો અન્યોની શું મજાલ છે, એટલા માટે કોઈની પાછળ પડવું અથવા તેના ઉપર સખ્તી કરવી લાભ વગરની બાબત છે).

અને તમારો પરવરદિગાર ઘણી સારી પેઠે જાણે છે તેને (પણ) જે આસમાનોમાં છે અને (તેને પણ કે જે) જમીનમાં છે (આસમાનવાળાઓનો ભાવાર્થ ફરિશ્તા અને જમીનવાળાઓનો ભાવાર્થ મનુષ્ય તથા જિન્નાત છે, મતલબ એ છે કે અમે સારી પેઠે વાકેફ છીએ તેમનામાંથી કોને નબી અને રસૂલ બનાવવું યોગ્ય છે અને કોને નહીં, એટલા માટે જો અમે તમને નબી બનાવ્યા તો તેમાં કોઈ આશ્ચર્યની વાત નથી) અને (એ જ પ્રમાણે જો અમે તમને અન્યો ઉપર શ્રેષ્ઠતા અર્પી તો તેમાં શું આશ્ચર્ય છે ? કારણ કે) અમે (પહેલાં પણ) અમુક નબીઓને અમુક ઉપર શ્રેષ્ઠતા આપી છે (અને એ જ પ્રમાણે જો અમે તમને કુર્આન આપ્યું તો તે કોઈ આશ્ચર્યની વાત નથી, કારણ કે તમારાથી અગાઉ) અમે દાવુદ (અલૈ.)ને ઝબૂર આપી ચૂક્યા છે.

## મસ્અલા અને બોધપાઠ :

### કઠોર ભાષામાં વાતચીત કરવી તથા અપશબ્દો કહેવા કાફિરો સાથે પણ યોગ્ય વર્તાવ નથી :

પ્રથમ આયતમાં મુસલમાનોને જે કાફિરો સાથે સખત ભાષામાં વાત

કરવાની મનાઈ કરવામાં આવી છે તેનો ભાવાર્થ એ છે કે વિના જરૂરતે કઠોર અને સખત ભાષા વાપરવામાં ન આવે, જો આવશ્યકતા હોય તો શરઈ જાઈઝ પદ્ધતિએ શરતો પૂર્ણ થતી હોય તો કતલ કરવા સુધીની પરવાનગી છે.

کہ بے حکم شرع آب خوردن خطاست وگر خون بفتویٰ بریزی رواست

શરીઅતના હુકમ વિના પાણી પીવું પણ ગુનોહ છે. (જેમકે રોઝામાં)
અને જો શરીઅત લોહી વહાવવાનો ફત્વો આપે તો લોહી વહાવવું જાઈઝ છે.

હલાલ પદ્ધતિ જિહાદ વગેરે દ્વારા કુફ્રના દબદબાને તથા ઈસ્લામના વિરોધને દબાવી શકાય છે એટલા માટે તેની પરવાનગી છે પરંતુ ગાળા-ગાળી કરવાથી અથવા સખત ભાષાનો ઉપયોગ કરવાથી ન તો કોઈ કિલ્લો જીતી શકાય છે અને ન જ કોઈને હિદાયત મળે છે, એટલા માટે તેની મનાઈ કરવામાં આવી છે. ઈમામ કુર્તુબીએ ફરમાવ્યું છે કે આ આયત હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ની એક ઘટના પ્રસંગે નાઝિલ થઈ, એવું બન્યું હતું કે કોઈ વ્યક્તિએ હઝરત ફારૂક (રદિ.)ને ગાળ આપી, તેના જવાબમાં તેમણે પણ તેને સખત જવાબ આપ્યો અને તેને કતલ કરવાનો ઈરાદો કર્યો, તેના પરિણામે ભય ઊભો થઈ ગયો કે બે કબીલાઓમાં યુદ્ધ છેડાઈ જાય, તેના ઉપર આ આયત નાઝિલ થઈ.

કુર્તુબીનું સંશોધન એ છે કે આ આયતમાં મુસલમાનોને પરસ્પર સંબોધન કરવા વિશે માર્ગદર્શન અને સૂચના છે કે પરસ્પર વિરોધ અને મતભેદના સમયે કઠોર ભાષાનો ઉપયોગ ન કર્યા કરો કે તેના દ્વારા શયતાન તે બંને વચ્ચે લડાઈ અને ફસાદ પેદા કરાવી દે છે.

وَاٰتَيْنَا دَاوٗدَ زَبُوْرًا અત્રે ખાસ વિશેષ સ્વરૂપે ઝબૂરનું વર્ણન કદાચ એટલા માટે કરવામાં આવ્યું છે કે ઝબૂરમાં રસૂલે કરીમ ﷺ વિશે એ ખબર આપવામાં આવી છે કે આપ ﷺ રસૂલ અને પયગમ્બર હોવાની સાથે-સાથે રાજ્ય શાસન અને સત્તાવાળા પણ થશે, જેમકે કુર્આને કરીમમાં છે, وَلَقَدْ كَتَبْنَا فِى الزَّبُوْرِ مِنْۢ بَعْدِ الذِّكْرِ اَنَّ الْاَرْضَ يَرِثُهَا عِبَادِىَ الصّٰلِحُوْنَ (૨૧:૧૦૫) અને હાલની ઝબૂરમાં પણ અમુક લોકોએ એ બાબત ઉપસ્થિત હોવાનું સાબિત કર્યું છે. *(તફસીરે હક્કાની)*

ઈમામ બગવી (રહ.)એ પોતાની તફસીરમાં આ સ્થળે લખ્યું છે કે, ઝબૂર

અલ્લાહ તઆલાની કિતાબ છે જે હઝરત દાવુદ (અલૈ.) ઉપર નાઝિલ થઈ, જેમાં ૧૫૦ સૂરતો છે અને બધી જ સૂરતો માત્ર દુઆ અને વખાણ ઉપર આધારિત છે, તેમાં હલાલ અને હરામ તથા વારસા–વહેંચણીના કાનૂન કે સજાઓનું વર્ણન નથી.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૫૬ થી ૫૮)

| |
|---|
| قُلِ ادْعُوا الَّذِيْنَ زَعَمْتُمْ مِّنْ دُوْنِهٖ فَلَا يَمْلِكُوْنَ كَشْفَ الضُّرِّ عَنْكُمْ وَلَا تَحْوِيْلًا ﴿٥٦﴾ |
| اُولٰٓئِكَ الَّذِيْنَ يَدْعُوْنَ يَبْتَغُوْنَ اِلٰى رَبِّهِمُ الْوَسِيْلَةَ اَيُّهُمْ اَقْرَبُ وَيَرْجُوْنَ |
| رَحْمَتَهٗ وَيَخَافُوْنَ عَذَابَهٗ ؕ اِنَّ عَذَابَ رَبِّكَ كَانَ مَحْذُوْرًا ﴿٥٧﴾ وَاِنْ مِّنْ قَرْيَةٍ اِلَّا نَحْنُ |
| مُهْلِكُوْهَا قَبْلَ يَوْمِ الْقِيٰمَةِ اَوْ مُعَذِّبُوْهَا عَذَابًا شَدِيْدًا ؕ كَانَ ذٰلِكَ فِى الْكِتٰبِ مَسْطُوْرًا ﴿٥٨﴾ |

## તરજુમો :

*કહો, પોકારો ! જેને તમે તેના સિવાય સમજો છો, બસ તેઓ અધિકાર નથી ધરાવતા કે તમારાથી તકલીફ ખોલી દે અને ન જ બદલી આપે. (૫૬) તે લોકો જેમને આ પોકારે છે તે પોતે પોતાના પરવરદિગાર સુધી વસીલો શોધે છે કે કયો બંદો ઘણો નજીક છે અને તેની મહેરબાનીની ઉમ્મીદ રાખે છે અને તેના અઝાબથી ડરે છે, બેશક ! તારા પરવરદિગારનો અઝાબ ડરવાની વસ્તુ છે. (૫૭) અને કોઈ વસ્તી નથી જેને અમે ખરાબ કરી દઈશું નહીં (પરંતુ) કયામતથી પહેલાં અથવા તેના ઉપર આફત નાંખીશું, કઠોર આફત; આ કિતાબમાં લખવામાં આવેલું છે. (૫૮)*

## તફસીર :

તમે (આ લોકોને) કહી આપો કે જેને તમે અલ્લાહ સિવાય (મઅ્બૂદ) ઠરાવી રહ્યા છો (જેમકે ફરિશ્તા અને જિન્નાત) જરા તેમને (પોતાની તકલીફ દૂર કરવા માટે) પોકારો તો ખરા ! બસ તેઓ ન તો તમારી તકલીફને દૂર કરવાનો અધિકાર ધરાવે છે અને ન જ તેને બદલી નાંખવાનો (દાખલા તરીકે તકલીફને બિલકુલ દૂર ન કરી શકે તો થોડી ઘણી હલકી પણ કરી શકે એટલો પણ અધિકાર

નથી) આ લોકો કે જેને મુશ્રિકો (પોતાની જરૂરિયાત પૂરી કરવા અથવા મુસીબતો દૂર કરવા માટે) પોકારી રહ્યા છે તેઓ પોતે જ પોતાના પરવરદિગાર તરફ (પહોંચવા માટેનું) માધ્યમ શોધી રહ્યા છે કે તેમાં કોણ વધારે નિકટતા પામે છે (એટલે કે તેઓ પોતે જ આજ્ઞાપાલન અને ઈબાદતમાં મશ્ગૂલ છે, જેથી અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત થઈ જાય અને ઇચ્છે છે કે નિકટતાની કક્ષા હજુ વધી જાય) અને તેની રહમતના આશાવાદી છે અને તેના અઝાબથી (નાફરમાનીના સ્વરૂપે) ડરે છે, ખરેખર તમારા પરવરદિગારનો અઝાબ ડરવાની જ વસ્તુ છે (મતલબ એ છે કે જ્યારે તે પોતે ઈબાદતગુઝાર છે તો તેઓ મઅ્બૂદો કઈ રીતે બની શકે છે અને જ્યારે તેઓ પોતે જ પોતાની જરૂરિયાતમાં અને તકલીફ દૂર કરવા માટે અલ્લાહ તઆલાના મોહતાજ છે તો તેઓ અન્યોની જરૂરિયાત કઈ રીતે પૂરી કરી શકે છે અથવા મુશ્કેલીઓ કઈ રીતે દૂર કરી શકે છે ? અને કાફિરોની) એવી વસ્તીઓ નથી જેને અમે કયામત પહેલાં હલાક ન કરીએ (અથવા કયામતના દિવસે) તેના નિવાસીઓને (દોઝખનો) સખત અઝાબ ન આપીએ, આ વાત કિતાબ (એટલે કે લવહે મહફૂઝ)માં લખાયેલી છે. (બસ, જે કોઈ કાફિર અહીંયાં હલાક થવાથી બચી ગયો તો કયામતના દિવસે મોટી આફતથી બચી શકશે નહીં અને સ્વાભાવિક મોતથી તેનું નાશ પામવું તો કાફિરો માટે કોઈ વિશેષ બાબત નથી, બધા જ સજીવો મૃત્યુ પામે છે એટલા માટે વસ્તીઓના હલાક થવાનો આ સ્થળે ભાવાર્થ એ છે કે કોઈ અઝાબ અથવા આફત દ્વારા તેમનો નાશ કરવામાં આવે, માટે ખુલાસો એ થયો કે કાફિરો ઉપર ક્યારેક તો દુનિયામાં અઝાબ થોપી દેવામાં આવે છે અને આખિરતનો અઝાબ તેના ઉપરાંત થશે અને કદી એવું પણ થશે કે દુનિયામાં કોઈ અઝાબ ન આવ્યો તો આખિરતના અઝાબથી કોઈપણ પરિસ્થિતિમાં છુટકારો નથી).

## મસ્અલા અને બોધપાઠ :

يَبْتَغُوْنَ اِلٰى رَبِّهِمُ الْوَسِيْلَةَ માં શબ્દ وَسِيْلَةُ (વસિલહ)નો અર્થ "દરેક તે વસ્તુ જેને કોઈ બીજા સુધી પહોંચવા માટેનું માધ્યમ બનાવવામાં આવે" અને અલ્લાહ માટે "વસિલહ" એ છે કે જ્ઞાન અને અમલમાં અલ્લાહ તઆલાની મરજીની દરેક સમયે કાળજી રાખે અને શરીઅતના હુકમોની પાબંદી કરે,

મતલબ એ છે કે આ સૌ લોકો પોતાના નેક આચરણ દ્વારા અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત કરવાની તલબમાં લાગેલા છે.

يَرْجُوْنَ رَحْمَتَهٗ وَيَخَافُوْنَ عَذَابَهٗ હઝરત સહલ ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)એ ફરમાવ્યું કે "રજાઅ્" અને "ખૌફ" એટલે કે, અલ્લાહ તઆલાની કૃપાના આશાવાદી પણ રહેવું અને તેનાથી ડરતા પણ રહેવું, આ મનુષ્યની બે વિવિધ પ્રકારની પરિસ્થિતિઓ છે, જ્યારે આ બંને સમાન કક્ષામાં રહે તો મનુષ્ય સીધા માર્ગ ઉપર ચાલતો રહે છે અને જો તેમાંથી કોઈ એકમાં ઉણપ રહી જાય તો એટલા પ્રમાણમાં માનવીની પરિસ્થિતિમાં ખરાબી આવી જાય છે. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૫૯-૬૦)

وَمَا مَنَعَنَآ اَنْ نُّرْسِلَ بِالْاٰيٰتِ اِلَّآ اَنْ كَذَّبَ بِهَا الْاَوَّلُوْنَ ۭ وَاٰتَيْنَا ثَمُوْدَ النَّاقَةَ مُبْصِرَةً فَظَلَمُوْا بِهَا ۭ وَمَا نُرْسِلُ بِالْاٰيٰتِ اِلَّا تَخْوِيْفًا ﴿۵۹﴾ وَاِذْ قُلْنَا لَكَ اِنَّ رَبَّكَ اَحَاطَ بِالنَّاسِ ۭ وَمَا جَعَلْنَا الرُّءْيَا الَّتِيْٓ اَرَيْنٰكَ اِلَّا فِتْنَةً لِّلنَّاسِ وَالشَّجَرَةَ الْمَلْعُوْنَةَ فِي الْقُرْاٰنِ ۭ وَنُخَوِّفُهُمْ ۙ فَمَا يَزِيْدُهُمْ اِلَّا طُغْيَانًا كَبِيْرًا ﴿۶۰﴾ ع

### તરજુમો :

*અને અમે નિશાનીઓ મોકલવી એટલા માટે મોકૂફ કરી કે આગલાઓએ તેને જૂઠાડયું અને અમે ષમૂદને તેમને સમજાવવા માટે ઊંટણી આપી, પછી તેના ઉપર જુલમ કર્યો અને નિશાનીઓ જે અમે મોકલીએ છીએ બસ ડરાવવા માટે ! (૫૯) અને જ્યારે અમે તમને કહી દીધું કે તમારા પરવરદિગારે લોકોને ઘેરી લીધા છે અને તે દશ્ય જે અમે તમને બતાવ્યું બસ લોકોને પારખવા માટે અને એ જ પ્રમાણે તે વૃક્ષ જેના ઉપર કુર્આનમાં ફિટકાર છે અને અમે તેમને ડરાવીએ છીએ તો તેમની મોટી શરારત વધતી જાય છે. (૬૦)*

### તફસીર :

અને અમને ખાસ (માંગણી મુજબના) મોઅ્જિઝાઓ મોકલવાથી માત્ર

એ જ વાત અટકાવે છે કે અગાઉના લોકો તે (આવા જ મોઅ્જિઝાઓ)ને જૂઠાડી ચૂક્યા છે (અને સ્વાભાવિક રીતે બધા જ કાફિરો કુફ્રની બાબતમાં એકસમાન છે તો દેખીતું છે કે તેઓ પણ તેને જૂઠાડશે જ) અને (નમૂના સ્વરૂપે એક કિસ્સો પણ સાંભળી લો કે) અમે કોમે ષમૂદને (તેમની ફરમાઈશ પ્રમાણે હઝરત સાલિહ અલૈ.ને મોઅ્જિઝા સ્વરૂપે) ઊંટણી આપી હતી (જે આશ્ચર્યજનક રીતે પેદા થઈ હતી અને) જે (મોઅ્જિઝો હોવાને કારણે આપમેળે જ) બોધપાઠ ગ્રહણ કરવાનું માધ્યમ હતું, બસ તે લોકોએ (તેનાથી બોધપાઠ ગ્રહણ ન કર્યો બલકે) તેની સાથે જુલમ કર્યો (કે તેને કતલ કરી નાંખી તો દેખીતું એ છે કે જો આ ઉપસ્થિત લોકોને પણ ફરમાઈશ મુજબના મોઅ્જિઝાઓ બતાવવામાં આવશે તો તેઓ પણ એવું જ કરશે) અને અમે એવા મોઅ્જિઝાઓ માત્ર (એ કારણે) ચેતવણી માટે મોકલ્યા કરીએ છીએ (કે જો આ લોકો પોતાની માંગણી મુજબના મોઅ્જિઝાઓ જોઈને પણ ઈમાન નહીં લાવે તો તાત્કાલિક તેમનો નાશ કરી નાંખવામાં આવશે અને પરાપૂર્વેથી એવું જ થતું રહ્યું છે કે જે લોકોને કોઈ નબી દ્વારા પોતાની ફરમાઈશ મુજબના મોઅ્જિઝાઓ બતાવવામાં આવ્યા તો પણ તેઓ ઈમાન ન લાવ્યા તો આ જ બાબત તેમના સર્વનાશ અને જાહેર અઝાબનું કારણ બની ગઈ અને અલ્લાહની હિકમતનો તકાદો એ છે કે આ લોકો હમણા હલાક કરવામાં નહીં આવે, એટલા માટે તેમના માંગણી મુજબના મોઅ્જિઝાઓ બતાવવામાં નથી આવતા, આ વાતનું સમર્થન એ ઘટનાથી થાય છે કે જે આ લોકોના અગાઉ બની ચૂકી છે જેનું વર્ણન એ છે કે) તમે તે સમય યાદ કરો જ્યારે અમે તમને કહ્યું હતું કે તમારા પરવરદિગારે (પોતાના જ્ઞાન વડે) સમગ્ર લોકો(ની પરિસ્થિતિ જાહેર હોય અથવા ગુપ્ત, મોજૂદ હોય અથવા ભવિષ્યની)ને ઘેરી રાખેલ છે અને (ભવિષ્યમાં પણ તેમનું ઈમાન ન લાવવું પણ અલ્લાહ તઆલાને ખબર જ છે જેની એક દલીલ આ ઘટના છે કે) અમે (મેઅ્રાજમાં) જે (શણગારેલા) દૃષ્યો (જાગૃતાવસ્થામાં) તમને બતાવ્યા હતા અને જે વૃક્ષની કુર્આનમાં લા'નત કરવામાં આવી છે (એટલે કે ઝકૂમ-થોર કે જે કાફિરોનો ખોરાક છે) અમે તે બંને વસ્તુઓને તે લોકો માટે ગુમરાહીનું કારણ બનાવી દીધી (એટલે કે તે લોકોએ આ બંને બાબતોને સાંભળીને તેને જૂઠાડી, મેઅ્રાજની બાબત તો એ બીનાએ જૂઠાડી કે એક રાતના ટૂંકા સમયગાળામાં સિરીયા જવું અને પછી ત્યાંથી આસમાન ઉપર

જવું તેમના મતે શક્ય ન હતું અને ઝકૂમના ઝાડને એ કારણે જૂઠાડ્યું કે તેને દોઝખની અંદર બતાવવામાં આવે છે તો આગમાં કોઈ વૃક્ષ કઈ રીતે રહી શકે છે, જો હોય તો પણ સળગી જાય જ્યારે કે ન તો એક રાતમાં આટલો લાંબો સફર કરવો બૌદ્ધિક રીતે અશક્ય છે અને ન જ આસમાન ઉપર જવું અસંભવ છે અને આગની અંદર વૃક્ષનું અસ્તિત્વ તેમની સમજમાં ન આવ્યું, જ્યારે કે એ પણ કોઈ અશક્ય બાબત નથી કે કોઈ વૃક્ષની ખાસિયતો જ અલ્લાહ તઆલા એવી બનાવી આપે કે પાણીના બદલે આગથી પોષણ પામે, પછી ફરમાવ્યું) અને અમે તે લોકોને ડરાવતા (ચેતવણી આપતા) રહીએ છીએ પરંતુ તેમની મોટી બળવાખોરી વધતી જ જાય છે (થોરના ઝાડનો ઈન્કાર કરવાની સાથે સાથે આ લોકો તેમની ઠઠ્ઠા મશ્કરી પણ કર્યા કરતા હતા જેનું વર્ણન વધારે તહકીકપૂર્વક સૂરએ સાફ્ફાતમાં આવશે).

## મસ્અલા અને બોધપાઠ :

وَمَا جَعَلْنَا الرُّءْيَا الَّتِىٓ اَرَيْنٰكَ اِلَّا فِتْنَةً لِّلنَّاسِ એટલે કે, શબે મેઅ્‌રાજના જે દૃષ્યો અમે તમને બતાવ્યા હતા તે લોકો માટે એક ફિત્નો હતો. શબ્દ فِتْـــنَـــةٌ (ફિત્નહ) અરબી ભાષામાં ઘણા બધા અર્થો માટે ઉપયોગ થાય છે, તેનો એક અર્થ એ છે જે તફસીરના ખુલાસામાં લેવામાં આવ્યો છે, એટલે કે "ગુમરાહી." અહીંયાં બધા જ અર્થોની સંભાવના હોઈ શકે છે. હઝરત આયશા (રદિ.) તથા હઝરત મુઆવીઆ (રદિ.), હસન (રહ.) અને મુજાહિદ (રહ.) વગેરે તફસીરના ઈમામોએ આ સ્થળે "ફિત્નહ"નો ભાવાર્થ આ જ અંતિમ અર્થ લીધો છે અને આ ફરમાવ્યું છે કે આ ફિત્નો મુર્તદ થવાનો હતો કે જ્યારે રસૂલે કરીમ ﷺએ શબે મેઅ્‌રાજમાં બયતુલ મુકદસ અને ત્યાંથી આસમાનો ઉપર જવાનું અને સવારથી પહેલાં પાછા આવવાનું વર્ણન કર્યું તો ઘણા બધા નવમુસ્લિમો જેમનું ઈમાન મજબૂત અને પાકું ન થયું હતું તેઓ આ બાબતને જૂઠાડવા લાગ્યા અને મુર્તદ થઈ ગયા. *(કુર્તુબી)*

આ ઘટનાથી એ પણ સાબિત થઈ ગયું કે શબ્દ رُؤْيَـــا (રુઅ્‌યા)નો અરબી ભાષામાં અર્થ જો કે "સ્વપ્ન'નો પણ થાય છે પરંતુ આ સ્થળે ભાવાર્થ સ્વપ્નનો કિસ્સો નથી, કારણ કે એવું હોત તો લોકોના મુર્તદ થઈ જવાનું કોઈ કારણ ન હતું,

સ્વપ્ન તો દરેક વ્યક્તિ એવું જોઈ શકે છે બલકે આ સ્થળે رُؤْيَـــــا (રુઅ્યા)નો ભાવાર્થ એક આશ્ચર્યજનક ઘટનાને જાગૃતાવસ્થામાં બતાવવાનો થાય છે, પ્રસ્તુત આયતની તફસીરમાં અમુક લોકોએ તેને મેઅ્રાજની ઘટના સિવાય બીજી ઘટનાઓ માટે પણ હોવાનું ઠરાવ્યું છે પરંતુ સમગ્રતઃ તે અહીંયાં લાગુ પડતું નથી, એટલા માટે જમહૂર (બહુમતી) લોકોએ મેઅ્રાજની ઘટના સાથે જ આ આયત સંલગ્ન હોવાનું ઠરાવ્યું છે. *(કુર્તુબી)*

———————————

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૬૧ થી ૬૫)

وَ اِذْ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ فَسَجَدُوْٓا اِلَّآ اِبْلِيْسَ ؕ قَالَ ءَاَسْجُدُ لِمَنْ خَلَقْتَ
طِيْنًا ﴿٦١﴾ قَالَ اَرَءَيْتَكَ هٰذَا الَّذِيْ كَرَّمْتَ عَلَيَّ ۫ لَئِنْ اَخَّرْتَنِ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ لَاَحْتَنِكَنَّ
ذُرِّيَّتَهٗٓ اِلَّا قَلِيْلًا ﴿٦٢﴾ قَالَ اذْهَبْ فَمَنْ تَبِعَكَ مِنْهُمْ فَاِنَّ جَهَنَّمَ جَزَآؤُكُمْ جَزَآءً
مَّوْفُوْرًا ﴿٦٣﴾ وَاسْتَفْزِزْ مَنِ اسْتَطَعْتَ مِنْهُمْ بِصَوْتِكَ وَاَجْلِبْ عَلَيْهِمْ بِخَيْلِكَ وَرَجِلِكَ
وَشَارِكْهُمْ فِي الْاَمْوَالِ وَالْاَوْلَادِ وَعِدْهُمْ ؕ وَمَا يَعِدُهُمُ الشَّيْطٰنُ اِلَّا غُرُوْرًا ﴿٦٤﴾
اِنَّ عِبَادِيْ لَيْسَ لَكَ عَلَيْهِمْ سُلْطٰنٌ ؕ وَكَفٰى بِرَبِّكَ وَكِيْلًا ﴿٦٥﴾

## તરજુમો :

*અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું, આદમ (અલૈ.)ને સિજ્દહ કરો તો સિજ્દહમાં પડી ગયા પરંતુ ઈબ્લીસ; બોલ્યો, શું હું એક વ્યક્તિને સિજ્દહ કરું જેને તેં માટીનો બનાવ્યો ? (૬૧) કહેવા લાગ્યો, ભલા જુઓ તો ! આ વ્યક્તિ જેને તેં મારાથી વધારી દીધો, જો તું મને કયામતના દિવસ સુધી ઢીલ આપે તો હું તેની અવલાદને વશમાં કરી લઉં ઘણા થોડા સિવાય. (૬૨) ફરમાવ્યું, જા ! પછી જે કોઈ તેમનામાંથી તારી સાથે થયો બસ તમારા સૌની સજા દોઝખ છે સંપૂર્ણ બદલો. (૬૩) અને ફોસલાવી લે જેના ઉપર તેમનામાંથી પોતાના અવાજથી તારું જોર ચાલે અને તેમના ઉપર પોતાના સવાર અને પ્યાદાં લઈ આવ અને તેમની સાથે માલ અને અવલાદમાં*

*ભાગીદારી કર અને તેમને વાયદો આપ અને શયતાન તેમને કંઈ વાયદો નથી આપતો પરંતુ માત્ર દગાબાજી. (૬૪) તે જે મારા બંદાઓ છે તેમના ઉપર તારી સત્તા નથી અને તારો પરવરદિગાર કામ બનાવનારો પૂરતો છે.(૬૫)*

## તફસીર :

અને (તે સમય યાદ કરવાપાત્ર છે) જ્યારે કે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજ્દહ કરો તો સૌએ સિજ્દહ કર્યો પરંતુ ઇબ્લીસે (ન કર્યો અને) કહ્યું કે શું હું એવા વ્યક્તિને સિજ્દહ કરું જેને તેં માટીથી બનાવ્યો છે ? (આથી તે તિરસ્કૃત-મરદૂદ થઈ ગયો, તે સમયે) કહેવા લાગ્યો કે આ વ્યક્તિ કે જેને તેં મારા ઉપર શ્રેષ્ઠતા અર્પી છે (અને એ બીના ઉપર તું તેને સિજ્દહ કરવાનો મને હુકમ આપે છે) તો ભલા બતાવ, (એમાં શું શ્રેષ્ઠતા છે જેના કારણે મને તિરસ્કૃત કર્યો ?) જો તું (મારી દરખાસ્ત પ્રમાણે) મને કયામતના સમય સુધી (મોતથી) મહોલત આપી દે તો હું (પણ) ઘણા થોડા લોકો (કે જેઓ નિખાલસ અને ફરમાંબરદાર હશે તેમના) સિવાય તેની બધી જ અવલાદને પોતાના વશમાં કરી લઈશ (એટલે કે ગુમરાહ કરી દઈશ), ઈરશાદ થયો (જા ! તારાથી જે થઈ શકે તે કરી લે) જે વ્યક્તિ તેમનામાંથી તારી સાથે થઈ જશે તો તમારા સૌની સજા જહન્નમ છે, પૂરેપૂરી સજા; અને તેમનામાંથી જેના ઉપર તારો કાબૂ ચાલે તારા બૂમ-બરાડાથી (એટલે કે તારા વસવસાઓ અને ભ્રમણાઓથી) તેમના કદમ (સીધા માર્ગેથી) ઉખેડી નાંખજે અને તેમના ઉપર પોતાના સવાર અને પ્યાદાંઓ ચઢાવી લાવજે (કે તું અને તારું લશ્કર બધા મળીને ખૂબ જોર લગાવો) અને તેમના માલ અને અવલાદમાં તારી ભાગીદારી કરજે (એટલે કે માલ અને અવલાદને ગુમરાહીનું માધ્યમ બનાવજે, જેમકે તે અનુભવે સિદ્ધ થયેલ બાબત છે) અને તેમને (જૂઠા-જૂઠા) વાયદા કરજે (કે કયામતમાં ગુનાહો ઉપર કોઈ પકડ થશે નહીં અને આ બધી વાતો શયતાનને ચેતવણી અને ધમકી સ્વરૂપે કહેવામાં આવી છે) અને શયતાન તે લોકો સાથે બિલકુલ જૂઠા વાયદાઓ કરે છે, (આ વાક્ય અહીંયાં રદિયા સ્વરૂપે હતું આગળ ફરી શયતાનને સંબોધન છે કે) મારા ખાસ બંદાઓ ઉપર તારો કાબૂ ચાલશે નહીં અને (હે મુહમ્મદ ﷺ ! તેનો કાબૂ અને

જોર મુખ્લિસ બંદાઓ ઉપર કઈ રીતે ચાલી શકે જ્યારે કે) તમારો પરવરદિગાર (તેમનો) કાર્યસાધક છે.

## મસ્અલા અને બોધપાઠ :

لَاَحۡتَنِكَنَّ માં اِحۡتِنَاكٌ (ઈહ્‌તિનાક)નો અર્થ કોઈ વસ્તુને નામશેષ અથવા ફના કરી દેવી અથવા તો સંપૂર્ણ રીતે તેના ઉપર છવાઈ જવું. (કુર્તુબી) وَاسۡتَفۡزِزۡ (વસ્તફ્‌ઝિઝ)માં اِسۡتِفۡزَازٌ (ઈસ્તિફ્‌ઝાઝ)નો મૂળ અર્થ કાપી નાંખવું થાય છે, આ સ્થળે ભાવાર્થ સત્યથી કાપી નાંખવાનો થાય છે. بِصَوۡتِكَ (બિ સવતિક)માં صَوۡت (સવ્‌ત) એ પ્રચલિત અવાજને કહે છે અને શયતાનનો અવાજ શું છે તેના વિશે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે ગીત-સંગીત અને અર્થહીન રમૂજ અને રમતો એ શયતાનના અવાજો છે જેનાથી તે લોકોને સત્યથી કાપી નાંખે છે. (કુર્તુબી) આથી જાણ થઈ કે સંગીત અને મ્યુઝીક તથા ગાવું-વગાડવું વગેરે હરામ છે. *(કુર્તુબી)*

ઈબ્લીસે હઝરત આદમ (અલૈ.)ને સિજ્દહ ન કરવાના સમયે બે વાતો કહી હતી, પ્રથમ એ કે આદમ (અલૈ.) માટીથી પેદા કરવામાં આવ્યા છે અને હું આગની મખ્લૂક છું, તેં માટીને આગ ઉપર કેમ શ્રેષ્ઠતા અને સન્માન આપ્યું ? આ સવાલ અલ્લાહના હુકમના મુકાબલામાં હકીમની હિકમત જાણવા વિશેનો હતો જેનો કોઈપણ તા'બા હેઠળના વ્યક્તિને અધિકાર નથી, અલ્લાહ તઆલા શા'નુહૂને તેના હિકમતના તકાદા વિશે સવાલ કરવાનો તેના ગુલામ બંદાઓને શું હક હોય ? દુનિયામાં પોતે મનુષ્યો પણ પોતાના નોકરોને એ હક નથી આપતો કે કોઈ નોકર-ચાકરને કોઈ હુકમ આપે તો તે સેવક કામ કરવાના બદલે માલિકની પૂછતાછ કરવા માંડે કે આ કામમાં શું હિકમત છે ? એટલા માટે શયતાનના આ સવાલને જવાબ આપવાને પાત્ર ઠરાવવામાં ન આવ્યો અને એ જ કારણે જવાબ આપવામાં આવ્યો નથી, તદુપરાંત દેખીતું છે કે કોઈ વસ્તુને કોઈ બીજી વસ્તુ ઉપર જ્યારે શ્રેષ્ઠતાનો હક તે જાત દ્વારા જ મળે જેણે તે બંનેને પેદા કર્યા અને પાલન-પોષણ કર્યું છે તો જે સમયે જે વસ્તુને અન્ય વસ્તુ ઉપર શ્રેષ્ઠતા આપી એ તે જ સમયે શ્રેષ્ઠ થઈ જશે.

શયતાને બીજી બાબત એ કહી હતી કે જો તું કયામત સુધીના જીવનની

મારી દરખાસ્ત મંજૂર કરી લે તો હું આદમની બધી જ અવલાદને અમુક થોડા લોકો સિવાય ગુમરાહ કરી નાંખીશ. પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાએ તેનો જવાબ આપ્યો કે મારા ખાસ બંદાઓ જે મુખ્લિસ છે તેના ઉપર તારો કોઈ કાબૂ ચાલશે નહીં, ભલે તું પોતાના સમગ્ર લાવ-લશ્કર લઈ આવે અને સંપૂર્ણ બળ વાપરી નાંખે, બાકી ગેરમુખ્લિસ જો તે તારા કાબૂમાં આવી ગયા તો તેમના પણ તે જ હાલ થશે જે તારો છે કે જહન્નમના અઝાબમાં તમને સૌને પકડી લેવામાં આવશે. તેમાં اَجْلِبْ عَلَيْهِمْ بِخَيْلِكَ وَرَجِلِكَ માં જે શયતાનના લશ્કરના સવારો અને પાયદળનું વર્ણન છે તેનાથી એ જરૂરી નથી કે વાસ્તવમાં પણ શયતાનના અમુક સવારો હોય, અમુક પાયદળ હોય બલકે આ રૂઢિપ્રયોગ અને મહાવરો સંપૂર્ણ લશ્કર અને સંપૂર્ણ શક્તિ વાપરી નાંખવા માટેના અર્થમાં બોલવામાં આવે છે અને જો વાસ્તવમાં પણ એવું જ હોય કે શયતાનના અમુક સવાર હોય, અમુક પ્યાદાં હોય તો તેમાં પણ કોઈ ઈન્કાર કરવાનું કારણ નથી તથા હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જેટલા વ્યક્તિઓ પણ કુફ્ર અને ગુનાહની હિમાયતમાં લડવા માટે ચાલે છે તે બધા જ સવારો અને પાયદળ સઘળા શયતાનના સવાર તથા પાયદળ છે, રહી બાબત એ કે શયતાનને આ કેવી રીતે ખબર થઈ કે તે આદમની અવલાદને બહેકાવીને ગુમરાહ કરવા ઉપર શક્તિશાળી થઈ જશે જેની બીના ઉપર તેણે આ દા'વો કર્યો ? તો શક્ય છે કે મનુષ્યના અસ્તિત્વના વિભાગો અને તેની બનાવટ જોઈને તેણે સમજી લીધું હોય કે તેનામાં મહેચ્છાઓ છવાયેલી રહેશે, એટલા માટે બહેકાવામાં આવી જવું કોઈ મુશ્કેલ નથી અને તે પણ કોઈ અશક્ય વાત નથી કે આ દા'વો પણ માત્ર જૂઠો જ હોય.

وَشَارِكْهُمْ فِى الْاَمْوَالِ وَالْاَوْلَادِ લોકોના માલ અને અવલાદમાં શયતાનની ભાગીદારીનો ભાવાર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ એ વર્ણન કર્યો કે જે માલ અને સામાન નાજાઈઝ અને હરામ પદ્ધતિથી પ્રાપ્ત કરવામાં આવે અથવા હરામ કામો ઉપર ખર્ચ કરવામાં આવે તો આ જ બાબત શયતાનની તેમાં ભાગીદારી છે અને અવલાદમાં શયતાનની ભાગીદારી હરામ અવલાદ થવાથી પણ થાય છે અને તેમાં પણ કે અવલાદના નામ મુશ્રિકો જેવા રાખે તથા તેમના

રક્ષણ માટે મુશ્રિકો જેવા કુરિવાજો અપનાવે તથા તેમના પાલન–પોષણ માટે હરામ માધ્યમો દ્વારા આવક મેળવે. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૬૬ થી ૭૦)

رَبُّكُمُ الَّذِيْ يُزْجِيْ لَكُمُ الْفُلْكَ فِي الْبَحْرِ لِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ ۭ اِنَّهٗ كَانَ بِكُمْ رَحِيْمًا ﴿٦٦﴾
وَاِذَا مَسَّكُمُ الضُّرُّ فِي الْبَحْرِ ضَلَّ مَنْ تَدْعُوْنَ اِلَّآ اِيَّاهُ ۚ فَلَمَّا نَجّٰىكُمْ اِلَى الْبَرِّ اَعْرَضْتُمْ ۭ
وَكَانَ الْاِنْسَانُ كَفُوْرًا ﴿٦٧﴾ اَفَاَمِنْتُمْ اَنْ يَّخْسِفَ بِكُمْ جَانِبَ الْبَرِّ اَوْ يُرْسِلَ عَلَيْكُمْ
حَاصِبًا ثُمَّ لَا تَجِدُوْا لَكُمْ وَكِيْلًا ﴿٦٨﴾ اَمْ اَمِنْتُمْ اَنْ يُّعِيْدَكُمْ فِيْهِ تَارَةً اُخْرٰى فَيُرْسِلَ
عَلَيْكُمْ قَاصِفًا مِّنَ الرِّيْحِ فَيُغْرِقَكُمْ بِمَا كَفَرْتُمْ ۙ ثُمَّ لَا تَجِدُوْا لَكُمْ عَلَيْنَا بِهٖ تَبِيْعًا ﴿٦٩﴾
وَلَقَدْ كَرَّمْنَا بَنِيْٓ اٰدَمَ وَحَمَلْنٰهُمْ فِي الْبَرِّ وَالْبَحْرِ وَرَزَقْنٰهُمْ مِّنَ الطَّيِّبٰتِ وَفَضَّلْنٰهُمْ
عَلٰي كَثِيْرٍ مِّمَّنْ خَلَقْنَا تَفْضِيْلًا ﴿٧٠﴾ ع

## તરજુમો :

*તમારો પરવરદિગાર તે છે જે તમારા માટે દરિયામાં વહાણ ચલાવે છે જેથી તેનો ફઝ્લ (રોજી) તલાશ કરો, તે જ તમારા ઉપર મહેરબાન છે. (૬૬) અને જ્યારે તમારા ઉપર દરિયામાં આફત આવે છે ભૂલી જાઓ છો જેને તમે અલ્લાહના સિવાય પોકાર્યા કરતા હતા; પછી જ્યારે તમને ખુશ્કી (ભૂ–ભાગ) તરફ બચાવી લાવ્યો ફરી જાઓ છો; અને મનુષ્ય ઘણો નાશુક્રો છે. (૬૭) બસ, શું તમે એનાથી નીડર થઈ ગયા કે તમને ખુશ્કી (ભૂ–ભાગ)ના કિનારે ધસાવી દે અથવા તમારા ઉપર પથ્થર વરસાવનારી આંધી મોકલે, પછી પોતાનો કોઈ સારસંભાળ લેનાર (નિગેહબાન) ન પામો. (૬૮) અથવા એનાથી નીડર થઈ ગયા કે ફરી તમને બીજી વખતે દરિયામાં લઈ જાય, પછી તમારા ઉપર હવાનું એક ભારે વાવાઝોડું મોકલે, પછી તમને તે નાશુક્રીના બદલામાં ડૂબાડી દે, પછી પોતાના તરફથી અમારા ઉપર તેનો*

*કોઈ પૂછતાછ કરનારો ન પામો. (૬૯) અને અમે આદમ (અલૈ.)ની અવલાદ (મનુષ્ય)ને ઈજ્જત આપી છે અને તેમને ખુશ્કી અને દરિયા (જમીન અને પાણી)માં સવારી આપી અને અમે તેમને સ્વચ્છ વસ્તુઓથી રોજી આપી અને તેમને ઘણાઓથી વધારી દીધા જેમને અમે મોટાઈ આપી પેદા કર્યા. (૭૦)*

## તફસીર :

(પાછલી આયતોમાં તવહીદની સાબિતીઓ તથા શિર્કનો રદિયો હતો, પ્રસ્તુત આયતોમાં આ જ વિષય એક ખાસ શૈલીથી વર્ણન કરવામાં આવ્યો છે, તેનો ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાની અસંખ્ય મહાન નેઅ્મતો જે મનુષ્ય ઉપર દરેક સમયે વરસતી રહે છે તેને વર્ણન કરીને એ બતાવવાનું મંજૂર હતું કે તે તમામ નેઅ્મતોનો બખ્શનારો એકમાત્ર અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્ય નથી હોઈ શકતો અને જ્યારે બધી જ નેઅ્મતો તેની છે તો તેની સાથે કોઈ બીજાને ભાગીદાર ઠરાવવું ઘણી મોટી ગુમરાહી છે. ઈરશાદ છે,)

તમારો પરવરદિગાર એવો (નેઅ્મતો આપનાર) છે કે તમારા (લાભ) માટે વહાણને દરિયામાં લઈને ચાલે છે જેથી તમે તેના દ્વારા રોજી તલાશ કરો (તેમાં ઈશારો છે કે સમુદ્રી સફર વેપાર માટે સામાન્યતઃ મોટા લાભનું કારણ હોય છે) બેશક ! તે તમારી હાલત ઉપર ઘણો મહેરબાન છે અને જ્યારે તમને દરિયામાં કોઈ તકલીફ પહોંચે છે (દાખલા તરીકે દરિયાના મોજાંઓ અથવા હવાના તોફાન વગેરે દ્વારા ડૂબવાનો ભય હોવો) તો અલ્લાહ સિવાય જેની તમે ઈબાદત કરતા હતા બધા ગાયબ થઈ જાય છે (કે ન તો તમને પોતે તે સમયે તેનું ભાન રહે છે અને ન જ તમે તેને પોકારો છો અને પોકારો છો તો પણ તેમનામાંથી કોઈની મદદની સંભાવના નથી, આ પોતે અમલી સ્વરૂપે તમારા તરફથી તવહીદનો સ્વીકાર અને શિર્કનો રદિયો છે), પછી જ્યારે તમને ભૂ–ભાગ તરફ બચાવી લાવે છે તો તમે ફરી રુખ ફેરવી લો છો અને મનુષ્ય ઘણો જ નગુણો છે (કે આટલી જલદી અલ્લાહના ઈનામને અને પોતાની વિનવણી અને કાકલૂદીને ભૂલી જાય છે અને તમે જે ભૂ–ભાગ ઉપર પહોંચીને તેનાથી પોતાનું રુખ ફેરવી લો છો) તો શું તમે એ વાતથી નચિંત થઈને બેઠા છો કે તમને ભૂ–ભાગમાં લાવીને જ

જમીનમાં ધસાવી દે (મતલબ એ છે કે અલ્લાહ તઆલા નજીક દરિયો અને જમીનમાં કોઈ ફરક નથી, તે જેવો દરિયામા ડૂબાડી શકે છે તેવી રીતે જમીન ઉપર પણ તમને ધરતીમાં ધસાવી શકે છે) અથવા તમારા ઉપર કોઈ એવી સખત હવા મોકલી દે જે કાંકરા–પથ્થર વરસાવવા લાગે (જેમકે કોમે આદ સાથે એવું જ થયું હતું કે તેમને તોફાનથી હલાક કરવામાં આવ્યા હતા), પછી તમે અલ્લાહ સિવાય કોને પોતાનો કાર્યસાધક માનશો ? અથવા તમે એનાથી નચિંત થઈ ગયા કે અલ્લાહ તઆલા તમને દરિયામાં જ ફરીવાર લઈ જાય પછી તમારા ઉપર હવાનું તોફાન મોકલી આપે, પછી તમને તમારા કુફ્રના કારણે ડૂબાડી દે, પછી આ વાત ઉપર (એટલે કે ડૂબાડવા ઉપર) કોઈ અમારો પીછો કરનારું પણ તમને ન મળે (જે અમારી પાસેથી તેનો બદલો લઈ શકે) અને અમે આદમની અવલાદને (વિશિષ્ટ ખાસિયતો અને લક્ષણો આપીને) સન્માન આપ્યું અને અમે તેમને ભૂ–ભાગ અને દરિયામાં (જાનવરો અને વહાણો ઉપર) સવાર કર્યા અને તેમને પવિત્ર વસ્તુઓ અર્પણ કરી અને અમે તેમને પોતાની ઘણી બધી મખ્લૂક ઉપર શ્રેષ્ઠતા અર્પી.

## મસ્અલા અને બોધપાઠ :

### માનવજાતની શ્રેષ્ઠતા અન્ય સર્જન ઉપર શા કારણે છે ? :

અંતિમ આયતમાં માનવજાતની ઘણી બધી મખ્લૂકો ઉપર શ્રેષ્ઠતા અને વિશેષતાનું વર્ણન છે તેમાં બે વાતો વિચારપાત્ર છે, પ્રથમ એ કે આ શ્રેષ્ઠતાની ખાસિયતો અને તેના શું કારણો છે ? બીજું એ કે તેને બધી મખ્લૂકો ઉપર શ્રેષ્ઠતા આપવાનું વર્ણન ફરમાવ્યું છે તેનો શું ભાવાર્થ છે ?

પ્રથમ બાબતનો ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાએ માનવજાતને વિવિધ સ્વરૂપોમાં એવી વિશિષ્ટતા અર્પણ કરી છે જે અન્ય મખ્લૂકોમાં નથી, દાખલા તરીકે ખૂબસુરતી, સમતોલ શરીર, સમતોલ સ્વભાવ, સમતોલ કદ–કાઠી જે મનુષ્યને અર્પણ થયું છે તે મોટા ભાગના પ્રાણીઓમાં નથી, તદુપરાંત બુદ્ધિ અને સમજદારીમાં તેને ખાસ વિશેષતા બખ્શવામાં આવી છે જેના દ્વારા તે સમગ્ર સૃષ્ટિની "ઉલ્યા" (ઉચ્ચ કક્ષાની) અને "સિફલિયા" (નિમ્ન કક્ષાની) મખ્લૂકો, પદાર્થોથી પોતાનું કામ કાઢે છે, તેને અલ્લાહ તઆલાએ એવી શક્તિ આપી છે કે

તે અલ્લાહના સર્જનમાંથી એવા ઢાંચાઓ અને કળાકારીગીરી દ્વારા વસ્તુઓ તૈયાર કરે છે જે તેના રહેવા-સહેવા અને તેના પ્રવાસ કરવા તથા ખાવા-પીવા અને પોશાકમાં વિવિધ સ્વરૂપે તેને કામ લાગે છે.

કથન અને શ્રવણશક્તિ, તર્ક અને બુદ્ધિશક્તિનો જે કોટો તેને અર્પણ થયો છે તે કોઈ બીજા પ્રાણીને નથી આપવામાં આવ્યો, ઈશારાઓ દ્વારા પોતાના દિલની વાત અન્યોને બતાવી દેવી, લખાણ અને પત્ર દ્વારા દિલની વાતને અન્યો સુધી પહોંચાડી દેવી આ બધું મનુષ્યની વિશેષતાઓમાંથી છે. અમુક વિદ્વાનોએ ફરમાવ્યું છે કે હાથની આંગળીઓથી ખાવું પણ મનુષ્યની વિશિષ્ટ સિફત છે, તેના સિવાય બધા જ જાનવરો મોઢાંથી ખાય છે, પોતાની ખાવાની વસ્તુઓને વિવિધ પદાર્થો દ્વારા બનાવીને સ્વાદિષ્ટ અને લાભદાયક બનાવવાનું કાર્ય પણ મનુષ્ય જ કરે છે બાકી બધા પ્રાણીઓ દરેક વસ્તુ અલગ-અલગ ખાય છે, કોઈ કાચો માંસ ખાય છે, કોઈ ઘાસ તો કોઈ ફળ વગેરે. મતલબ કે બધા જ ખાવાના પદાર્થો અલગ-અલગ ખાય છે, મનુષ્ય જ પોતાના ખોરાક માટે આ બધી વસ્તુઓનું મિશ્રણ તૈયાર કરે છે અને સૌથી મોટી શ્રેષ્ઠતા બુદ્ધિ અને સમજદારી છે જેનાથી તે પોતાના સર્જનહાર અને માલિકને ઓળખે છે અને તેની મરજી અને નામરજી જાણીને તેની મરજીનું અનુસરણ કરે છે અને તેની અનિચ્છાથી બચે છે તથા અક્કલ અને બુદ્ધિના આધારે સર્જનની વહેંચણી એ રીતે છે કે સામાન્ય જાનવરોમાં ઈચ્છાઓ (ખ્વાહિશાત) અને જાતીયતા છે પરંતુ તેમનામાં બુદ્ધિ કે સમજદારીની માત્રા મનુષ્ય જેટલી નથી, ફરિશ્તાઓમાં બુદ્ધિ અને સમજદારી છે પરંતુ જાતીય આવેગ કે મહેચ્છાઓ નથી, મનુષ્યમાં આ બંને વસ્તુઓનું મિશ્રણ છે, બુદ્ધિ અને સમજદારી પણ છે, જાતીયતા અને મહેચ્છાઓ પણ છે, એ જ કારણે જ્યારે તે જાતીય આવેગો અથવા મહેચ્છાઓને અક્કલ અને સમજદારી દ્વારા પરાજિત કરે છે અને અલ્લાહ તઆલાની નાપસંદ કરેલ વસ્તુઓથી પોતાને બચાવી લે છે તો તેનું સ્થાન ઘણા બધા ફરિશ્તાઓથી પણ ઊંચું થઈ જાય છે.

બીજી વાત એ છે કે આદમની અવલાદને મોટા ભાગની મખ્લૂકો ઉપર શ્રેષ્ઠતા આપવાનો શું અર્થ છે ? તેમાં તો કોઈ વિરોધાભાસ કે સંભાવના નથી કે દુનિયાની બધી જ મખ્લૂકો "ઉલ્યા" અને "સિફલિયા" તથા બધા જ પશુઓ ઉપર માનવજાતને શ્રેષ્ઠતા પ્રાપ્ત છે, એ જ પ્રમાણે જિન્નાત જે બુદ્ધિ અને

સમજદારીમાં મનુષ્યની જેમ જ છે તેના ઉપર પણ મનુષ્યની શ્રેષ્ઠતા હોવી સૌના સમીપ સ્વીકાર્ય છે, હવે માત્ર મા'મલો ફરિશ્તાઓનો રહી ગયો કે મનુષ્ય અને ફરિશ્તાઓમાં કોણ શ્રેષ્ઠ છે ? તેમાં તહકીક અને સંશોધનયુક્ત બાબત એ છે કે માનવજાતમાં સામાન્ય મો'મિનો અને નેક લોકો જેમકે "અવલિયા અલ્લાહ"; તો તેઓ સામાન્ય ફરિશ્તાઓ કરતા શ્રેષ્ઠ છે પરંતુ ખાસ–ખાસ ફરિશ્તાઓ જેમકે હઝરત જિબ્રઈલ (અલૈ.), હઝરત મિકાઈલ (અલૈ.) વગેરે; તો તેઓ સામાન્ય નેક લોકો કરતાં ઉચ્ચ દરજ્જાના અને શ્રેષ્ઠ છે તથા ખાસ–ખાસ મો'મિનો જેમકે અંબિયા (અલૈ.) તો તેઓ આ ખાસ–ખાસ ફરિશ્તાઓ કરતાં પણ શ્રેષ્ઠ છે, બાકી રહ્યા કાફિરો અને દુષ્ટ મનુષ્યો તો દેખીતું છે કે તેઓ ફરિશ્તાઓ કરતાં શ્રેષ્ઠ તો શું હોય બલકે તે તો પશુઓથી પણ પોતાના મૂળ હેતુ સફળતા અને છુટકારામાં શ્રેષ્ઠ નથી, તેમના વિશે કુર્આન શરીફનો ફેંસલો છે, اُولٰٓئِكَ كَالْاَنْعَامِ بَلْ هُمْ اَضَلُّ એટલે કે, "આ તો પશુઓ જેવા છે બલકે તેમનાથી પણ વધારે માર્ગ ભટકેલા છે." (૭:૧૭૯) વલ્લાહુ અઅ્લમુ. *(તફસીરે મઝહરી)*

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૭૧–૭૨)

يَوْمَ نَدْعُوْا كُلَّ اُنَاسٍۭ بِاِمَامِهِمْ ۚ فَمَنْ اُوْتِيَ كِتٰبَهٗ بِيَمِيْنِهٖ فَاُولٰٓئِكَ يَقْرَءُوْنَ كِتٰبَهُمْ وَلَا يُظْلَمُوْنَ فَتِيْلًا ۝٧١ وَمَنْ كَانَ فِيْ هٰذِهٖٓ اَعْمٰى فَهُوَ فِي الْاٰخِرَةِ اَعْمٰى وَاَضَلُّ سَبِيْلًا ۝٧٢

### તરજુમો :

*જે દિવસે અમે દરેક સમુદાયને તેમના સરદારો સાથે બોલાવીશું, બસ જેને તેનું આ'માલનામું તેના જમણા હાથમાં મળ્યું બસ તે લોકો પોતાનું લખાયેલું વાંચશે અને તેમના ઉપર એક દોરાનો જુલમ નહીં થાય. (૭૧) અને જે કોઈ આ દુનિયામાં આંધળો રહ્યો બસ તે આખિરતમાં પણ આંધળો છે અને માર્ગથી ઘણો દૂર જઈ પડેલો. (૭૨)*

### તફસીર :

(તે દિવસને યાદ કરવો જોઈએ) જે દિવસે અમે બધા જ માણસોને તેમના નામએ આ'માલ (સમગ્ર જીવનના સારા–નરસા કર્મોના હિસાબની ખાતાવહી)

સહિત (હશ્રના મેદાનમાં) બોલાવીશું (અને નામએ આ'માલ ઉડાવવામાં આવશે પછી કોઈના જમણા હાથમાં અને કોઈના ડાબા હાથમાં આવી જશે) પછી જેનું નામએ આ'માલ જમણા હાથમાં આપવામાં આવશે (અને તેઓ ઈમાનવાળા હશે) તો એવા લોકો પોતાનું આ'માલનામું (હરખભેર) વાંચશે અને તેમનું જરા પણ નુકસાન કરવામાં નહીં આવે (એટલે કે તેમને ઈમાન અને અમલનો પૂરે પૂરો સવાબ મળશે, જરા પણ ઓછું કરવામાં નહીં આવે, કદાચ વધારે પણ મળી જાય અને અઝાબથી છુટકારો પણ થશે, કદાચ પ્રથમથી જ અથવા તો ગુનાહોની સજા ભોગવ્યા પછી) અને જે લોકો દુનિયામાં (છુટકારાનો માર્ગ જોવાથી) આંધળા રહ્યા તો તેઓ આખિરતમાં પણ (છુટકારાની મંઝિલ સુધી પહોંચવાથી) આંધળા રહેશે અને (બલકે દુનિયાથી પણ) વધારે માર્ગ ભટકેલા હશે (કારણ કે દુનિયામાં તો ગુમરાહીનો ઈલાજ શક્ય હતો પરંતુ ત્યાં એ પણ થઈ શકશે નહીં અને આ તે લોકો છે જેમને તેમનું નામએ આ'માલ ડાબા હાથમાં આપવામાં આવશે).

## મસ્અલા અને બોધપાઠ :

يَوْمَ نَدْعُوْا كُلَّ اُنَاسٍ بِاِمَامِهِمْ આ આયતમાં શબ્દ اِمَامُ (ઈમામ) એ "ખાતાવહી-પુસ્તક"ના અર્થમાં છે, જેમકે સૂરએ યાસીનમાં ઈરશાદ થયો છે, وَكُلَّ شَيْءٍ اَحْصَيْنَاهُ فِيْٓ اِمَامٍ مُّبِيْنٍ (૩૬:૧૨) તેમાં اِمَامٍ مُبِيْن (ઈમામિમ્મુબીન)નો ભાવાર્થ "સ્પષ્ટ કિતાબ" છે અને "ખાતાવહી"ને "ઈમામ" એટલા માટે કહેવામાં આવે છે કે ભૂલચૂક અથવા મતભેદના સમયે કિતાબના શરણે જવામાં આવે છે, જેમકે કોઈ ઈમામ અથવા આગેવાનના શરણે જવામાં આવે છે. *(કુર્તુબી)*

તિરમિઝીની હદીષ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત થઈ છે (જેને તિરમિઝીએ "હસન ગરીબ" કહી છે) તેનાથી પણ આ જ જાણ થાય છે કે "ઈમામ"નો ભાવાર્થ આ આયતમાં "ખાતાવહી" છે. હદીષના શબ્દો આ પ્રમાણે છે.

يَوْمَ نَدْعُوْا كُلَّ اُنَاسٍ بِاِمَامِهِمْ قَالَ يُدْعٰى اَحدُهُمْ فَيُعْطٰى كِتَابُهٗ بِيَمِيْنِهٖ (اَلْحَدِيْثُ بِطُوْلِهٖ)

*"આયત يَوْمَ نَدْعُوْا كُلَّ اُنَاسٍ بِاِمَامِهِمْ ની તફસીરમાં પોતે રસૂલે કરીમ ﷺ એ ફરમાવ્યું છે કે, એક વ્યક્તિને બોલાવવામાં આવશે અને તેનું નામએ આ'માલ જમણા હાથમાં આપવામાં આવશે."*

આ હદીષથી એ પણ નક્કી થઈ ગયું કે ઈમામ અત્રે ખાતાવહી–પુસ્તકના અર્થમાં છે એટલા માટે ઉપરોક્ત તફસીરના ખુલાસામાં બયાનુલ કુર્આનના વર્ણન પ્રમાણે તેનો તરજુમો નામએ આ'માલનો કરવામાં આવ્યો છે.

હઝરત અલી મુર્તઝા (રદિ.) અને મુજાહિદ (રહ.) વગેરે મુફસ્સિરોએ અત્રે શબ્દ ઈમામનો અર્થ પેશ્વા અથવા જેમનું અનુસરણ કરવામાં આવે છે તે મુક્તદાનો નકલ કર્યો છે કે દરેક વ્યક્તિને તેના સરદાર અને પેશ્વાના નામ લઈને પોકારવામાં આવશે, ભલે તે પેશ્વા અથવા સરદાર અંબિયા (અલૈ.)ના નાયબ–મશાઈખ અથવા ઉલમા હોય અથવા ગુમરાહી અને ગુનાહ તરફ આમંત્રણ આપનારા આગેવાનો હોય. *(કુર્તુબી)*

આ અર્થના આધારે આયતનો ભાવાર્થ એ થશે કે હશ્રના મેદાનમાં દરેક વ્યક્તિને તેમના પેશ્વા અને આગેવાનના નામથી પોકારવામાં આવશે અને સૌને એક સ્થળે ભેગા કરવામાં આવશે, દાખલા તરીકે ઈબ્રાહીમ (અલૈ.)ના અનુયાયીઓ, હઝરત મૂસા (અલૈ.)ના અનુયાયીઓ, હઝરત ઈસા (અલૈ.)ના અનુયાયીઓ અને હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના અનુયાયીઓ, તેમના પછી શક્ય છે કે તેમના તાબે'દારોના સીધે–સીધા નામો પણ લેવામાં આવે.

## નામએ આમા'લ (જન્મથી મૃત્યુપર્યંત દુનિયામાં કરેલ કર્મોની ખાતાવહી) :

કુર્આન મજીદની અનેક આયતોથી જાણ થાય છે કે ડાબા હાથમાં નામએ આ'માલ ફક્ત કાફિરોને આપવામાં આવશે જેમકે એક આયતમાં ઈરશાદ થયો છે, اِنَّـهُ كَـانَ لَا يُـؤْمِـنُ بِـاللّٰـهِ الْعَظِيْمِ (૬૯:૩૩) અને એક બીજી આયતમાં છે, اِنَّـــهُ ظَــنَّ لَـنْ يَّـحُـوْرَ (૮૪:૧૪) પ્રથમ આયતમાં સ્પષ્ટ રીતે ઈમાનનો ઈન્કાર કરવામાં આવ્યો છે અને બીજી આયતમાં આખિરતનો ઈન્કાર પ્રસ્તુત છે, તે પણ કુફ્ર જ છે તથા આ સરખામણીથી જાણ થઈ કે જમણા હાથમાં નામએ આ'માલ ઈમાનવાળાઓને આપવામાં આવશે, ભલે મુત્તકી હોય અથવા ગુનેહગાર મો'મિન પોતાના નામએ આ'માલને ખુશીથી હરખભેર વાંચશે બલકે અન્યોને પણ વંચાવશે, આ ખુશી ઈમાનની અને કાયમી અઝાબથી છુટકારાની હશે ભલે અમુક અમલો ઉપર સજા પણ થાય.

કુર્આને કરીમમાં નામએ આ'માલ જમણા અથવા ડાબા હાથમાં આપવાનું સ્વરૂપ ઉપસ્થિત નથી પરંતુ અમુક હદીષોમાં تَطَائِرُ الْكُتُبُ નો શબ્દ આવ્યો છે. (રવાહે અહમદ અન આયશા રદિ. મરફૂઅન) અને અમુક હદીષની રિવાયતોમાં છે કે બધા નામએ આ'માલ અર્શની નીચે ભેગા હશે, પછી એક હવા ચાલશે જે બધા નામએ આ'માલને ઉડાવીને લોકોના હાથમાં પહોંચાડી દેશે, કોઈના ડાબા હાથમાં તો કોઈના જમણા હાથમાં. (અખ્રજલ અકીલી અન અનસ મરફૂઅન)

*(બયાનુલ કુર્આન, અજ રૂહુલ મઆની)*

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૭૩ થી ૭૭)

وَاِنْ كَادُوْا لَيَفْتِنُوْنَكَ عَنِ الَّذِىْٓ اَوْحَيْنَآ اِلَيْكَ لِتَفْتَرِىَ عَلَيْنَا غَيْرَهٗ ۖ وَاِذًا لَّاتَّخَذُوْكَ
خَلِيْلًا ﴿٧٣﴾ وَلَوْلَآ اَنْ ثَبَّتْنٰكَ لَقَدْ كِدْتَّ تَرْكَنُ اِلَيْهِمْ شَيْـًٔا قَلِيْلًا ﴿٧٤﴾ اِذًا لَّاَذَقْنٰكَ ضِعْفَ
الْحَيٰوةِ وَضِعْفَ الْمَمَاتِ ثُمَّ لَا تَجِدُ لَكَ عَلَيْنَا نَصِيْرًا ﴿٧٥﴾ وَاِنْ كَادُوْا لَيَسْتَفِزُّوْنَكَ
مِنَ الْاَرْضِ لِيُخْرِجُوْكَ مِنْهَا وَاِذًا لَّا يَلْبَثُوْنَ خِلٰفَكَ اِلَّا قَلِيْلًا ﴿٧٦﴾ سُنَّةَ مَنْ قَدْ اَرْسَلْنَا
قَبْلَكَ مِنْ رُّسُلِنَا وَلَا تَجِدُ لِسُنَّتِنَا تَحْوِيْلًا ﴿٧٧﴾ ع ٨

## તરજુમો :

*અને તે લોકો તો ઈચ્છતા હતા કે તમને તે વસ્તુથી ભમાવી દે જે વહી અમે તમારા તરફ મોકલી જેથી તમે અમારા ઉપર વહીના સિવાય જૂઠ બનાવી લાવો અને ત્યારે તો (તેમણે) તમને મિત્ર બનાવી લીધા હોત. (૭૩) અને જો એવું ન હોત કે અમે તમને સંભાળી રાખ્યા, તો તો તેમના તરફ થોડા-થોડા ઢળવા લાગ્યા હોત. (૭૪) ત્યારે તો અમે તમને જરૂર જિંદગીમાં બમણી મજા ચખાડી હોત અને મોતમાં (પણ) બમણી, પછી તમે પોતાના માટે અમારા ઉપર મદદ કરનાર પામત નહીં. (૭૫) અને તેઓ તો ઈચ્છતા હતા કે તમને આ જમીનથી ગભરાવી નાંખે જેથી તમને અહીંયાંથી કાઢી મૂકે અને તે સમયે તેઓ પણ તમારા પછી થોભવા પામશે નહીં પરંતુ થોડું. (૭૬) તે*

*રસૂલોની સુન્નત ચાલી આવી છે જે તમારાથી પહેલાં અમે પોતાના પયગમ્બર મોકલ્યા અને તમે અમારી સુન્નતમાં તફાવત પામશો નહીં.(૭૭)*

## તફસીર :

આ કાફિર લોકો (પોતાની મજબૂત યોજનાઓ દ્વારા) તમને તે વસ્તુથી ભમાવી (અને હટાવી) જ નાંખવાના હતા જે અમે તમારા ઉપર વહી દ્વારા મોકલીએ છીએ (એટલે કે એવા પ્રયત્નોમાં લાગેલા હતા કે આપ ﷺને અલ્લાહના હુકમ વિરુદ્ધ અમલ કરાવે અને) જેથી તમે એ (અલ્લાહના હુકમ) સિવાય અમારા તરફ ખોટી વાતની નિસ્બત કરો (કારણ કે નબીનું કૃત્ય શરીઅત વિરુદ્ધ હોતું જ નથી એટલા માટે જો નઊઝુબિલ્લાહ તમારાથી કોઈ પ્રવૃત્તિ શરીઅત વિરુદ્ધ થઈ જાય તો એ જરૂરી બની જાય છે કે શરીઅત વિરુદ્ધના અમલનો અલ્લાહ સાથે સંબંધ જોડી રહ્યા છો તેથી) અને એવી પરિસ્થિતિમાં તમને (તેઓએ) ગાઢ મિત્ર બનાવી લીધા હોત (અને તેમની આ શરારત એટલી સખત હતી કે) જો અમે તમને મક્કમ ન રાખ્યા હોત (એટલે કે માસૂમ ન બનાવ્યા હોત) તો તમે તેમના તરફ થોડા થોડા ઝૂકવાની નજીક જઈ પહોંચ્યા હોત (અને) જો એવું થયું હોત (કે તમારું અમુક વલણ તેમની વાત તરફ ઝૂકી ગયું હોત) તો અમે તમને (અલ્લાહના નિકટવર્તી વર્તુળના સ્થાને ખૂબ ઉચ્ચ કક્ષાના દરજ્જે હોવાથી) જિંદગીમાં પણ અને મોત પછી પણ બમણો અઝાબ ચખાડ્યો હોત પછી તમે અમારા મુકાબલામાં કોઈ મદદગાર પણ ન પામ્યા હોત (પરંતુ કારણ કે તમને અમે ગુનાહોથી માસૂમ અને મજબૂત ઈરાદાવાળા મક્કમ બનાવ્યા છે એટલા માટે તેમના તરફ જરા પણ વલણ સુદ્ધાં થયું નહીં અને આ અઝાબથી બચી ગયા)

અને આ (કાફિર) લોકો આ (મક્કા અથવા મદીનાની) સરજમીનથી તમારા કદમ જ ઊખેડવા લાગ્યા હતા જેથી તમને ત્યાંથી કાઢી મૂકે અને જો એવું થઈ ગયું હોત તો તમારા પછી તેઓ પણ ઘણું જ ઓછું (અહીંયાં) થોભવા પામ્યા હોત જેમકે આ (અમારો) કાયદો અંબિયા (અલૈ.) વિશે રહ્યો છે જેમને તમારાથી અગાઉ રસૂલો બનાવીને મોકલવામાં આવ્યા હતા (કે જ્યારે તેમની કોમે તેમને વતનમાંથી કાઢી મૂક્યા તો પછી તેમની કોમને પણ ત્યાં રહેવાનું નસીબ ન થયું) અને તમે અમારા કાયદામાં કોઈ પરિવર્તન પામશો નહીં.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ ત્રણ આયતો એક ખાસ ઘટના વિશે છે, તફસીરે મઝહરીમાં આ ઘટનાને નક્કી કરવાના સંદર્ભમાં અમુક રિવાયતો નકલ કરવામાં આવી છે જેમાંથી વધારે સંભવિત અને નિકટવર્તી કુર્આનના ઈશારા પ્રમાણે એ ઘટના છે જે ઈબ્ને અબી હાતિમના હવાલાથી ઝુબૈર ઈબ્ને નુફૈલ (રદિ.)એ નકલ કરી છે કે કુરૈશના અમુક સરદારો રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને વિનંતી કરી કે જો તમે ખરેખર અમારા તરફ મોકલવામાં આવ્યા છો તો પછી આપની મજલિસમાંથી તે ગરીબ અને દરિદ્ર લોકોને હટાવી દો જેમની સાથે બેસવું અમારા માટે અપમાન છે તો પછી અમે પણ તમારા મિત્રો અને સાથી બની જઈશું. તેમની આ વાત ઉપર રસૂલે કરીમ ﷺને અમુક એવો વિચાર પેદા થયો કે તેમની વાત પૂરી કરવામાં આવે કે કદાચ તેઓ મુસલમાન થઈ જાય, તેના અનુસંધાને આ આયત નાઝિલ થઈ.

આ આયતમાં રસૂલે કરીમ ﷺને ખબરદાર કરવામાં આવ્યા કે તેમની વાત એક ફિત્નો છે, તેમની મિત્રતા પણ ફિત્નો છે, તમારે તેમની વાત માનવી જોઈએ નહીં અને પછી ઈરશાદ ફરમાવ્યો કે જો અમારા તરફથી આપની કેળવણી અને અડગ નિર્ધાર રાખવાની કાળજી રાખવામાં ન આવી હોત તો એ કંઈ દૂર ન હતું કે તમારું તેમની વાત તરફ ઢળવાની નિકટ પહોંચવું સંભવ હતું.

તફસીરે મઝહરીમાં છે કે આ આયતથી એ વાત સ્પષ્ટ રીતે સમજવામાં આવે છે કે કુરૈશના કાફિરોની ખોટી વાત તરફ રસૂલે કરીમ ﷺની ઢળી જવાની તો કોઈ સંભાવના ન હતી, હા ! રસૂલે કરીમ ﷺનું વલણ તેમના તરફ ઝૂકી જવાની નિકટ પહોંચવાની સંભાવના હતી અને તે પણ ખૂબ ઓછા પ્રમાણમાં આ શક્યતા હતી પરંતુ અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને માસૂમ બનાવીને આ બાબતથી બચાવી લીધા, વિચાર કરવામાં આવે તો આ આયત અંબિયા (અલૈ.)ના ઉચ્ચ કક્ષાના પવિત્ર સ્વભાવ અને તેમના શ્રેષ્ઠ સર્જન હોવાની સૌથી મોટી દલીલ છે કે જો તેમને પયગમ્બરી ઈસ્મત પણ કદાચ પ્રાપ્ત ન થઈ હોત તો પણ નબીની પ્રકૃતિ એવી હતી કે કાફિરોની વ્યર્થ અને વાહિયાત વાતો તરફ તેમનું ઢળી જવું શક્ય ન હતું, હા ! તેમના તરફના વલણની નિકટ પહોંચવાની બહુ થોડી સંભાવના હતી જે પયગમ્બરી ઈસ્મતે ખતમ કરી દીધી.

اِذًا لَّاَذَقْنٰکَ ضِعْفَ الْحَیٰوةِ وَضِعْفَ الْمَمَاتِ એટલે કે, જો આ અશક્ય બાબત વિશે ધારો કે કદાચ તમે તેમના ખોટા વ્યવહાર તરફ વલણ રાખવાની નિકટ પણ થઈ જાઓ તો તમને દુનિયામાં પણ બમણો અઝાબ થયો હોત અને મોત પછી કબ્ર અથવા આખિરતમાં પણ ડબલ અઝાબ થયો હોત, કારણ કે અલ્લાહની બારગાહના નિકટવર્તી લોકોની મા'મૂલી ભૂલને પણ ઘણી મોટી સમજવામાં આવે છે અને આ વિષય લગભગ એવો જ છે જે અઝ્વાજે મુતહ્હરાત (આપ ﷺની પવિત્ર પત્નીઓ) વિશે કુર્આને કરીમમાં આવ્યો છે. یٰنِسَآءَ النَّبِیِّ مَنْ یَّاْتِ مِنْکُنَّ بِفَاحِشَةٍ مُّبَیِّنَةٍ یُّضٰعَفْ لَهَا الْعَذَابُ ضِعْفَیْنِ એટલે કે, હે નબીની સ્ત્રીઓ ! જો તમારામાંથી કોઈએ ખુલ્લી બેહયાઈ (નિર્લજ્જતા)નું કામ કર્યું તો તેનો બમણો અઝાબ આપવામાં આવશે. (૩૩:૩૦)

وَاِنْ کَادُوْا لَیَسْتَفِزُّوْنَکَ તેમાં اِسْتِفْزَازٌ (ઈસ્તિફ્ઝાઝ)નો શાબ્દિક અર્થ કાપી નાંખવાનો થાય છે, અહીંયાં ભાવાર્થ નબીએ કરીમ ﷺને પોતાના રહેઠાણ મક્કા અથવા મદીનાથી કાઢી મૂકવાનો થાય છે, આયતનો અર્થ એ છે કે "નિકટ હતું કે આ કાફિરો આપને પોતાની ભૂમિમાંથી કાઢી મૂકે અને જો તેઓએ એવું કર્યું હોત તો તેની સજા તેમને એ મળી હોત કે તેઓ પણ આપ (ﷺ) પછી લાંબો સમય આ શહેરમાં રહેવા ન પામ્યા હોત." આ બીજી ઘટનાનું વર્ણન છે અને તે નક્કી કરવામાં પણ બે રિવાયતો નકલ થઈ છે. એક મદીના તય્યિબહની ઘટના છે કે મદીનાના યહૂદીઓ એક દિવસે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને વિનંતી કરી કે "હે અબૂલ કાસિમ ﷺ ! જો તમે પોતાની નુબુવ્વતના દા'વામાં સાચા છો તો તમે મુલ્કે શામ (સિરીયા) જઈને રહો, કારણ કે સિરયા જ મહશરનો પ્રદેશ છે અને તે જ અંબિયા (અલૈ.)નો પ્રદેશ છે, રસૂલે કરીમ ﷺ ઉપર તેમની વાતચીતની અમુક અસર થઈ અને ગઝ્વએ તબૂકના સમયે જે સિરીયાનો સફર થયો હતો તો આપ ﷺનો ઈરાદો એવો હતો કે મુલ્કે શામને પોતાની થોભવાની જગ્યા બનાવે પરંતુ આ આયત નાઝિલ થઈ, وَاِنْ کَادُوْا لَیَسْتَفِزُّوْنَکَ જેમાં રસૂલે કરીમ ﷺને આ ઈરાદાથી રોકવામાં આવ્યા પરંતુ ઈબ્ને કષીરે આ રિવાયતને નકલ કરીને તેને સંતોષપાત્ર ઠરાવી નથી.

અને આ આયતનો સંબંધ એક બીજી ઘટના સાથે પણ બતાવવામાં આવે છે જે મક્કાએ મુકર્રમહમાં બની હતી અને એવી પરિસ્થિતિ મક્કામાં ઉપસ્થિત

થઈ હોવાનું એટલા માટે વધારે શક્ય અને સંભવ છે, તે ઘટના આ છે. એક વખતે કુરૈશના કાફિરોએ રસૂલે કરીમ ﷺને મક્કાએ મુકર્રમહમાંથી કાઢી મૂકવાનો ઈરાદો કર્યો તેના ઉપર અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી. وَاِنۡ كَادُوۡا لَيَسۡتَفِزُّوۡنَكَ અને તેમાં મક્કાના કાફિરોને એ બાબતની ચેતવણી આપી દેવામાં આવી કે જો તેઓ રસૂલે કરીમ ﷺને કાઢી મૂકશે તો પછી પોતે પણ મક્કામાં લાંબો સમય સુખચેનથી રહી શકશે નહીં. ઈબ્ને કષીર (રહ.)એ આ જ ઘટનાનો સંબંધ આ આયત સાથે હોવાનું વધારે પ્રચલિત અને નિકટ ઠરાવ્યું છે અને પછી બતાવ્યું કે કુર્આને કરીમની આ ધમકી પણ મક્કાના કાફિરોએ ખુલ્લી આંખોએ જોઈ લીધી કે જ્યારે રસૂલે કરીમ ﷺએ મક્કએ મુકર્રમહમાંથી હિજરત કરી ત્યારે મક્કાવાળાઓ એક દિવસ પણ ચેનથી બેસી શક્યા નથી, માત્ર દોઢ જ વર્ષ પછી અલ્લાહ તઆલાએ તેમને મેદાને બદ્રમાં ભેગા કરી દીધા, જ્યાં તેમના સિત્તેર સરદારો માર્યા ગયા અને તેમની તાકાત તૂટી ગઈ, પછી ગઝ્વએ ઉહદના અંતિમ પરિણામમાં તેમના ઉપર વધારે ભય છવાઈ ગયો અને ગઝ્વએ અહ્ઝાબના છેલ્લા યુદ્ધમાં તો તેમની કમર તૂટી ગઈ અને હિજરતના આઠ વર્ષોમાં જ રસૂલે કરીમ ﷺએ સંપૂર્ણ મક્કા મુકર્રમહ ઉપર વિજય પ્રાપ્ત કરી લીધો.

سُنَّةَ مَنۡ قَدۡ اَرۡسَلۡنَا આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલાની સામાન્ય સુન્નત (ટેવ) અને કાયદો પહેલેથી જ એ પ્રમાણે ચાલ્યો આવે છે કે જ્યારે કોઈ કોમ પોતાના નબીને તેના વતમાંથી કાઢી મૂકે અથવા તો કાઢી મૂકવા માટે મજબૂર કરે છે તો પછી તે કોમ પણ ત્યાં બાકી નથી રાખવામાં આવતી, તેમના ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ આવે છે.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૭૮ થી ૮૨)

| |
|---|
| اَقِمِ الصَّلٰوةَ لِدُلُوۡكِ الشَّمۡسِ اِلٰى غَسَقِ الَّيۡلِ وَقُرۡاٰنَ الۡفَجۡرِ ؕ اِنَّ قُرۡاٰنَ الۡفَجۡرِ كَانَ مَشۡهُوۡدًا ﴿۷۸﴾ |
| وَمِنَ الَّيۡلِ فَتَهَجَّدۡ بِهٖ نَافِلَةً لَّكَ ۖ عَسٰٓى اَنۡ يَّبۡعَثَكَ رَبُّكَ مَقَامًا مَّحۡمُوۡدًا ﴿۷۹﴾ وَقُلۡ |
| رَّبِّ اَدۡخِلۡنِىۡ مُدۡخَلَ صِدۡقٍ وَّاَخۡرِجۡنِىۡ مُخۡرَجَ صِدۡقٍ وَّاجۡعَلۡ لِّىۡ مِنۡ لَّدُنۡكَ |

سُلْطٰنًا نَّصِيْرًا ﴿٨٠﴾ وَقُلْ جَآءَ الْحَقُّ وَزَهَقَ الْبَاطِلُ ۚ اِنَّ الْبَاطِلَ كَانَ زَهُوْقًا ﴿٨١﴾ وَنُنَزِّلُ
مِنَ الْقُرْاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ۙ وَلَا يَزِيْدُ الظّٰلِمِيْنَ اِلَّا خَسَارًا ﴿٨٢﴾

## તરજુમો :

*નમાઝને કાયમ રાખો સૂરજ ઢળવાથી રાતના અંધારા સુધી અને ફજ્રનું કુર્આન પઢવું; બેશક ! ફજ્રનું કુર્આન પઢવું રૂબરૂ થાય છે. (૭૮) અને રાત(ના અમુક ભાગ)માં કુર્આનની સાથે જાગતા રહો, આ તમારા માટે વધારો છે; નજીક છે કે તમને તમારો પરવરદિગાર "મકામે મહમૂદ"માં ઊભા કરી દે. (૭૯) અને કહો, હે રબ્બ ! મને દાખલ કર, સાચું દાખલ કરવું અને મને કાઢ, સાચું કાઢવું અને મને પોતાની પાસેથી સત્તાની મદદ કર. (૮૦) અને કહો, સત્ય આવ્યું અને જૂઠ નાઠું, બેશક ! જૂઠ નાસવાવાળું જ છે. (૮૧) અને અમે કુર્આનમાંથી ઉતારીએ છીએ જેનાથી બીમારી દૂર થાય અને ઈમાનવાળાઓ માટે રહમત અને ગુનેહગારોને તો એનાથી નુકસાન જ વધે છે. (૮૨)*

## તફસીર :

સૂર્ય ઢળવાના સમય પછીથી રાતના અંધારા સુધી નમાઝો અદા કર્યા કરો (તેમાં ઝુહ્ર, અસ્ર, મગરિબ, ઈશા ચાર નમાઝો આવી ગઈ જેમકે, હદીષમાં તેનું વિગતવાર સામૂહિક વર્ણન આવ્યું છે) અને સવારની નમાઝ પણ (અદા કરો) બેશક ! સવારની નમાઝ (ફરિશ્તાઓનો) હાજર થવાનો સમય છે (સવારના સમયે કારણ કે ઊંઘમાંથી જાગવાનો સમય છે જેમાં સુસ્તીનો ભય હતો એટલા માટે તેને અલગ કરીને કાળજી સાથે વર્ણન કરવામાં આવ્યું અને તેની એક વિશેષ ફઝીલત પણ એ વર્ણન કરવામાં આવી કે આ સમયમાં ફરિશ્તાઓ ભેગા થાય છે, તેની વિગત હદીષમાં એ મુજબ છે કે મનુષ્યની સુરક્ષા અને તેના અમલોને લખનારા ફરિશ્તાઓ દિવસના અલગ અને રાત્રિના અલગ હોય છે, સવારની નમાઝમાં બંને ફરિશ્તાના ગૃપો ભેગા થઈ જાય છે, રાતના ફરિશ્તાઓ પોતાનું કાર્ય પૂરું કરે છે અને દિવસના ફરિશ્તાઓ પોતાનું કાર્ય સંભાળવા માટે ભેગા થઈ જાય છે, એ જ પ્રમાણે સાંજે અસરની નમાઝમાં બંને ગૃપો ભેગા થાય છે અને

દેખીતું છે કે ફરિશ્તાઓનું એકઠા થવું બરકતોનું કારણ હોય છે) અને અમુક વખતે રાતના સમયે પણ (નમાઝ અદા કરો) એટલે કે તેમાં તહજ્જુદની નમાઝ પઢયા કરો કે જે તમારા માટે (પાંચ નમાઝો ઉપરાંત) એક વધારાની વસ્તુ છે (આ વધારાનો ભાવાર્થ અમુકના મતે એક વધારાનો ફરજ છે જે ખાસ રસૂલે કરીમ ﷺ ઉપર ફરજ કરવામાં આવ્યો અને અમુકે આ વધારાનો અર્થ નફ્લ લીધો છે) આશા (એટલે કે વાયદો) છે કે તમારો પરવરદિગાર તમને "મકામે મહમૂદ"માં જગ્યા આપે (મકામે મહમૂદનો ભાવાર્થ "શફાઅતે કુબરા"નું સ્થાન છે જે મહશરમાં બધી જ માનવજાત માટે રસૂલે કરીમ ﷺને અર્પણ થશે) અને તમે આ દુઆ કરો કે હે મારા પરવરદિગાર ! (મક્કાથી ગયા પછી) મને (જ્યાં પણ લઈ જવાનો હોય) ખૂબી (એટલે કે રાહત)ની સાથે પહોંચાડજે (અને ત્યારે) એવો વિજય આપ કે જેની સાથે (તારી) મદદ હોય (જેનાથી તે સત્તા ટકાઉ અને પ્રગતિ પામી વિકાસ કરે નહિતર કામચલાઉ વિજય તો ક્યારેક કાફિરોનો પણ થઈ જાય છે પરંતુ તેની સાથે અલ્લાહની મદદ નથી હોતી એટલા માટે તે ટકાઉ નથી હોતો) અને કહી આપો કે (બસ આ દિવસે) સત્ય (વિજયી થઈને) આવ્યું અને બાતિલ નાબૂદ થઈ ગયું, ખરેખર બાતિલ વસ્તુ તો આમ જ આવતી-જતી રહે છે (હિજરત પછી મક્કા ફતેહ થયું તો આ બધા વાયદાઓ પૂરા થઈ ગયા) અને અમે આ વસ્તુ એટલે કે કુર્આન નાઝિલ કરીએ છીએ કે તે ઈમાનવાળાઓના માટે તો શિફા અને રહમત છે (કારણ કે જેઓ તેને માને છે અને તેના ઉપર અમલ કરે છે જેનાથી તેમના ઉપર કૃપા થાય છે અને બાતિલ અકીદાઓ અને માન્યતાઓથી તેમને શિફા થાય છે) અને જાલિમોને તેનાથી ઊલટાનું વધારે નુકસાન વધે છે (કે જ્યારે તેઓ તેને નથી માનતા તો અલ્લાહ તઆલાના ક્રોધ અને અઝાબના હકદાર બને છે).

## મસ્અલા અને બોધપાઠ :

### દુશ્મનોની ચાલબાજીઓ અને ષડયંત્રોથી બચવાનો શ્રેષ્ઠ ઉપાય નમાઝ છે :

પાછલી આયતોમાં ઈસ્લામના અકીદાઓ અને આદેશોનો વિરોધ તથા નબીએ કરીમ ﷺને વિવિધ પ્રકારની તકલીફોમાં સંડોવવાની યોજનાઓ તથા

તેનો જવાબ ઉપસ્થિત હતો, ત્યાર પછીની પ્રસ્તુત આયતોમાં રસૂલે કરીમ ﷺને નમાઝ કાયમ કરવાનો હુકમ આપવામાં એ બાજુ ઈશારો છે કે દુશ્મનોના ષડયંત્રો તથા તેમની પીડાઓથી બચવાનો ઉત્તમ ઈલાજ નમાઝ કાયમ કરવું છે, જેમકે સૂરએ હિજ્રની આયતમાં તેનાથી વધારે સ્પષ્ટ શબ્દોમાં આ ઈરશાદ થયો છે, وَلَقَدْ نَعْلَمُ اَنَّكَ يَضِيْقُ صَدْرُكَ بِمَا يَقُوْلُوْنَ فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَكُنْ مِّنَ السّٰجِدِيْنَ એટલે કે, અમે જાણીએ છીએ કે કાફિરોના મનદુઃખ પહોંચાડનાર નિવેદનોથી આપને મનદુઃખ થાય છે તો તમે અલ્લાહના વખાણની સાથે તસ્બીહ કર્યા કરો અને સિજ્દહ કરનારાઓમાંથી થઈ જાઓ. *(કુર્તુબી)*

આ આયતમાં દુશ્મનોની પીડાઓનો ઈલાજ અલ્લાહ તઆલાનો ઝિક્ર, અલ્લાહની તા'રીફ અને તસ્બીહ તથા નમાઝમાં મશ્ગૂલ થઈ જવાનો ઠરાવ્યો છે, અલ્લાહનો ઝિક્ર અને નમાઝ ખાસ કરીને આ ષડયંત્રોથી બચવાનો ઈલાજ છે અને એ પણ હોઈ શકે છે કે દુશ્મનોની પીડાઓથી બચવું અલ્લાહ તઆલાની મદદ ઉપર અવલંબિત છે અને અલ્લાહની મદદ પ્રાપ્ત કરવાનું સૌથી શ્રેષ્ઠ માધ્યમ નમાઝ છે જેમકે કુર્આને કરીમમાં ઈરશાદ છે وَاسْتَعِيْنُوْا بِالصَّبْرِ وَالصَّلٰوةِ (એટલે કે, મદદ પ્રાપ્ત કરો સબ્ર અને નમાઝના માધ્યમથી.–૨:૧૫૩)

**પાંચ સમયની નમાઝનો હુકમ :**

જમહૂર તફસીરના ઈમામોએ આ આયતને પાંચેય નમાઝો માટે મજબૂત હુકમ ઠરાવ્યો છે, કારણ કે دُلُوْكِ (દુલૂકિ)નો શબ્દ જો કે, વાસ્તવમાં ઢળવા અથવા નમવાના અર્થમાં આવે છે અને સૂર્યનું નમવું મધ્યાહ્ન (ઝવાલ) પછી શરૂ થાય છે અને સૂર્યાસ્તને પણ કહી શકાય છે પરંતુ જમહૂર સહાબા અને તાબિઈન આ સ્થળે શબ્દ دُلُوْكِ (દુલૂકિ)નો અર્થ સૂર્યના મધ્યાહ્ન પછીના ઢળવા માટે કરે છે. *(કમા ફસ્સલ કુર્તુબી વલ મઝહરી વ ઈબ્ને કષીર)*

اِلٰى غَسَقِ الَّيْلِમાં શબ્દ غَسَقُ (ગસક)નો અર્થ "રાતનો અંધકાર જ્યારે સંપૂર્ણ છવાઈ જાય" તેને કહે છે. ઈમામ માલિક (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી "ગસકિ"ની આ જ તફસીર નકલ કરી છે.

એ જ પ્રમાણે دُلُوْكِ الشَّمْسِ اِلٰى غَسَقِ الَّيْلِ માં ચાર નમાઝો આવી ગઈ. ઝુહ્ર, અસ્ર, મગરિબ અને ઈશા તથા તેમાંથી બે નમાઝોની શરૂઆતનો

સમય પણ બતાવવામાં આવ્યો કે ઝુહ્રનો સમય સૂર્ય નમવા (ઝવાલ) પછીથી શરૂ થાય છે અને ઈશાનો સમય غَسَقِ الَّيْل (ગસકિલયૂલિ)થી એટલે કે જે સમયે રાતનો અંધકાર સંપૂર્ણ છવાઈ જાય ત્યારે; એટલા માટે ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)એ ઈશાના સમયની શરૂઆત તે સમયને ઠરાવ્યો છે જ્યારે કે "શફકે અહમર" (ક્ષિતિજ પરની લાલી–Red Glow) અને "શફકે અબયઝ" (ક્ષિતિજ પરની સફેદી–White Glow) પણ અસ્ત પામે, આ બાબત સૌને ખબર છે કે સૂર્યાસ્ત પછી પશ્ચિમ દિશામાં સૂર્ય આથમવાની જગ્યાએ એક લાલાશ દેખાતી રહે છે અને તે લાલાશ પછી એક પ્રકારની સફેદી ક્ષિતિજ ઉપર ફેલાતી નજરે પડે છે, પછી તે સફેદી પણ અસ્ત થઈ જાય છે, એ દેખીતું છે કે રાતનો અંધકાર સંપૂર્ણ તે સમયે થશે જ્યારે કે ક્ષિતિજ પરની સફેદી પણ સમાપ્ત થઈ જાય, એટલા માટે આ શબ્દમાં ઈમામે આ'ઝમ અબૂહનીફા (રહ.)ના મસ્લક તરફ ઈશારો જોવા મળે છે; બીજું, ક્ષિતિજ ઉપર "શફકે અહમર"ના અસ્ત થવાના સમયે ઈશાની શરૂઆત ઠરાવવામાં આવે છે અને તેને غَسَقِ لَيْل (ગસકિલ્લયલ)ની તફસીર ઠરાવવામાં આવી છે.

وَقُرْآنَ الْفَجْرِ (કુર્આનલ ફજ્રિ) આ સ્થળે શબ્દ قرآن (કુર્આન) બોલીને નમાઝનો ભાવાર્થ લેવામાં આવ્યો છે, કારણ કે કુર્આન નમાઝનો એક મહત્ત્વનો વિભાગ છે, મોટા ભાગના તફસીરના ઈમામો ઈબ્ને કષીર, કુર્તુબી, મઝહરી વગેરે બધાએ આ જ અર્થ લખ્યો છે, એટલા માટે આયતનો ભાવાર્થ એ થયો કે, دُلُوْكِ الشَّمْسِ اِلٰى غَسَقِ اللَّيْل ના શબ્દોમાં ચાર નમાઝોનું વર્ણન હતું અને આ પાંચમી નમાઝ ફજ્રનું વર્ણન છે એટલા માટે તેને અલગ કરીને ઉલ્લેખ કરવામાં આવ્યો કે આ નમાઝનું ખાસ મહત્ત્વ અને તેની શ્રેષ્ઠતા તરફ ઈશારો થઈ જાય.

كَانَ مَشْهُوْدًا (કાન-મશ્હૂદન) આ શબ્દ شَهَادَتٌ (શહાદત)થી બને છે જેનો અર્થ "હાજર હોવું" થાય છે, સહીહ હદીષોના ખુલાસા પ્રમાણે રાત અને દિવસના તે સમયોમાં બંને ફરિશ્તાઓની જમાઅતો નમાઝમાં હાજર થાય છે, એટલા માટે તેમને مَشْهُوْد (મશ્હૂદ) કહેવામાં આવ્યા છે, આ આયતમાં પાંચ નમાઝોનો હુકમ સામૂહિક રીતે આપવામાં આવ્યો છે જેની સંપૂર્ણ તફસીર અને ખુલાસો નબીએ કરીમ ﷺએ પોતાના નિવેદનો અને પ્રવૃત્તિ દ્વારા બતાવી આપ્યો છે અને જ્યાં સુધી આ ખુલાસા ઉપર અમલ કરવામાં નહીં આવે કોઈ વ્યક્તિની

નમાઝ અદા થઈ નથી શકતી, ખબર નહિ કે જે લોકો કુર્આનને હદીષ અને રસૂલે કરીમ ﷺના ફરમાનો વિના સમજવાનો દા'વો કરે છે તેઓ નમાઝ કેવી રીતે પઢે છે ?! એ જ પ્રમાણે આ આયતમાં કુર્આનની કિરાઅતનું વર્ણન પણ એ સાથે થયું છે, તેની વિગત રસૂલે કરીમ ﷺના નિવેદનો અને અમલોથી સાબિત થયેલ છે કે ફજ્રની નમાઝમાં કિરાઅત પોતાની શક્તિ અને સામર્થ્ય અનુસાર લાંબી કરવામાં આવે તથા ઝુહ્ર અને જુમ્આમાં તેનાથી ઓછી તથા અસ્ર અને ઈશામાં તેનાથી ઓછી તથા મગરિબની નમાઝમાં ખૂબ ટૂંકી, મગરિબમાં કિરાઅત લાંબી કરવી તથા ફજ્રમાં ટૂંકી કરવી જે અમુક રિવાયતોમાં આવ્યું છે તે છોડી દીધેલો અમલ છે, એટલે કે મગરિબમાં ટૂંકી અને ફજરમાં લાંબી પઢવી જોઈએ. ઈમામ કુર્તુબી (રહ.)એ સહીહ મુસ્લિમની તે રિવાયતમાં જેમાં મગરિબની નમાઝમાં સૂરએ અઅ્રાફ તથા સૂરએ મુરસલાત વગેરે લાંબી સૂરતો પઢવાનું અથવા સવારની નમાઝમાં ફક્ત મુઅવ્વઝતય્ન ઉપર બસ કરવાનું નકલ થયું છે તેને નકલ કરીને તેમણે ફરમાવ્યું છે فَمَتْرُوْكٌ بِالْعَمَلِ وَلِإِنْكَارِهٖ عَلٰى مُعَاوَذَةِالتَّطْوِيْلِ وَبِاَمْرِهٖ الْاَئِمَّةَ بِالتَّخْفِيْفِ એટલે કે, આ અપવાદ સ્વરૂપ ઘટનાઓ છે કે મગરિબમાં લાંબી કિરાઅત અને ફજ્રમાં ટૂંકી કિરાઅત આપ ﷺના કાયમી અમલથી તેમજ મૌખિક ઈરશાદોના કારણે પણ મતરૂક (છોડી દેવામાં આવ્યું) છે. *(કુર્તુબી)*

**તહજ્જુદની નમાઝનો સમય અને તેના હુકમો તથા મસ્અલાઓ :**

وَمِنَ الَّيْلِ فَتَهَجَّدْبِهٖ શબ્દ تَهَجُّدُ (તહજ્જુદ) એ هَجُوْد (હજૂદ)થી બને છે અને આ શબ્દ બે વિરોધાભાસી અર્થો માટે ઉપયોગ થાય છે, તેનો અર્થ "સૂવા"નો પણ થાય છે અથવા "જાગૃત" રહેવાનો પણ થાય છે. આ સ્થળે وَمِنَ الَّيْلِ فَتَهَجَّدْ بِهٖ નો અર્થ એ છે કે, રાતના અમુક ભાગમાં કુર્આનની સાથે જાગૃત રહ્યા કરો કારણ કે, بِهٖ (બિહી)ની ઝમીર કુર્આન તરફ રાજેઅ્ છે. (મઝહરી) કુર્આનની સાથે જાગૃત રહેવાનો મતલબ નમાઝ અદા કરવી થાય છે. એ જ રાતની નમાઝને શરીઅતની પરિભાષામાં "તહજ્જુદની નમાઝ" કહેવામાં આવે છે અને સામાન્ય રીતે તેનો એ અર્થ લેવામાં આવ્યો છે કે અમુક સમય સૂઈને ઉઠયા પછી જે નમાઝ પઢવામાં આવે તે તહજ્જુદની નમાઝ છે પરંતુ તફસીરે મઝહરીમાં છે કે આ આયતનો ભાવાર્થ એ છે કે રાતનો અમુક ભાગ નમાઝ માટે સૂવાનું છોડી દો અને આ ભાવાર્થ જે પ્રમાણે અમુક સમય સૂતા પછી

જાગીને નમાઝ પઢવા માટે પણ સાચો છે એ જ પ્રમાણે શરૂઆતમાં જ નમાઝ માટે ઊંઘવાનું મુલતવી કરીને નમાઝ પઢવાનો ભાવાર્થ પણ સાચો છે, એટલા માટે તહજ્જુદની નમાઝ માટે પ્રથમ સૂઈ જવું કુર્આનની શરત પ્રમાણે દલીલ નથી પછી અમુક હદીષની રિવાયતો પણ તહજ્જુદના આ સામાન્ય અર્થ ઉપર દલીલ કરે છે.

ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ હઝરત હસન બસરી (રહ.)થી તહજ્જુદની નમાઝની જે વ્યાખ્યા નકલ કરી છે તે પણ આ જ સામાન્ય અર્થ ઉપર સાક્ષી છે, તેના શબ્દો આ છે,

قَالَ الْحَسَنُ الْبَصْرِیُّ هُوَمَا كَانَ بَعْدَ الْعِشَاءِ وَ يُحْمَلُ عَلٰى مَاكَانَ بَعْدَ النَّوْم (ابنِ کثیر)

*"હસન બસરી (રહ.) ફરમાવે છે કે તહજ્જુદની નમાઝ દરેક તે નમાઝ માટે હોવાનું સત્ય છે જે ઈશા પછી પઢવામાં આવે, અલબત્ત ખરેખરા અમલ (તઆમુલ)ના કારણે તેને થોડો સમય સૂઈ ગયા પછી અદા કરવામાં આવે."*

*(ઈબ્ને કષીર)*

તેનો ખુલાસો એ છે કે તહજ્જુદની નમાઝના મૂળ ભાવાર્થમાં અમુક સમય સૂવું શરત સ્વરૂપે નથી અને કુર્આનના શબ્દોમાં પણ આ શરત મોજૂદ નથી પરંતુ સામાન્યતઃ રસૂલે કરીમ ﷺની પોતાની ખરેખર ટેવ અને સહાબએ કિરામ (રદિ.)ની પણ ટેવ એ જ રહી છે કે તહજ્જુદની નમાઝને અંતિમ રાત્રિમાં સૂઈને ઊઠ્યા પછી પઢતા હતા એટલા માટે તેનું શ્રેષ્ઠ સ્વરૂપ આ જ હશે.

**તહજ્જુદની નમાઝ ફરજ છે કે પછી નફલ :**

نَافِلَةً لَّكَ (નાફિલતલ્લક) શબ્દ نَفْل (નફલ) અને શબ્દ نَافِلَةُ (નાફિલહ)નો શાબ્દિક અર્થ "વધારો" થાય છે, એટલા માટે એવી નમાઝ અને સદકહ-ખયરાત વગેરેને "નફલ" કહેવામાં આવે છે જે શરીઅતમાં વાજિબ અથવા જરૂરી ન હોય જેને કરવામાં સવાબ અને ન કરવામાં કોઈ ગુનોહ ન હોય અને ન જ કોઈ પ્રકારની બુરાઈ. આ આયતમાં તહજ્જુદની નમાઝની સાથે نَافِلَةً لَّكَ (નાફિલતલ્લક)ના શબ્દોથી દેખીતી રીતે એવું સમજવામાં આવે છે કે તહજ્જુદની નમાઝ વિશિષ્ટ સ્વરૂપે રસૂલે કરીમ ﷺ માટે "નફલ" છે જ્યારે કે

તેના નફ્લ હોવામાં આપ ﷺ અને સમગ્ર ઉમ્મત બધા જ સામેલ છે, એટલા માટે અમુક મુફસ્સિરોએ આ સ્થળે "નાફિલહ"ને સુન્નતની ફરજ ઠરાવી તેનો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે સામાન્ય ઉમ્મત ઉપર તો માત્ર પાંચ વખતની નમાઝો ફરજ છે પરંતુ રસૂલે કરીમ ﷺ ઉપર તહજ્જુદનો એક વધારે ફરજ પણ છે તો અત્રે શબ્દ "નાફિલહ" એ "વધારાના ફરજ"ના અર્થમાં ગણાશે અને સામાન્ય સ્વરૂપે "નફ્લ"નો જે અર્થ છે તે અર્થમાં નથી.

અને તેની સાચી તહકીક એ છે કે ઈસ્લામની શરૂઆતમાં જ્યારે સૂરએ મુઝ્ઝમ્મિલ નાઝિલ થઈ ત્યારે પાંચ સમયની નમાઝો તો ફરજ થઈ ન હતી, માત્ર તહજ્જુદની નમાઝ બધા ઉપર ફરજ હતી. આ જ ફરજનું વર્ણન સૂરએ મુઝ્ઝમ્મિલમાં છે, પછી શબે મેઅ્‌રાજમાં પાંચ નમાઝો ફરજ કરવામાં આવી ત્યારે તહજ્જુદની સામાન્ય ફરઝિય્યતને તો સામાન્ય ઉમ્મત ઉપરથી સર્વાનુમતે રદ કરવામાં આવી અને એ બાબતમાં મતભેદ રહ્યો કે રસૂલે કરીમ ﷺ ઉપર પણ તેનું ફરજ હોવું રદ થયું છે અથવા તે વિશિષ્ટ સ્વરૂપે તેમના માથે ફરજ રહ્યું? અને આ આયતમાં نَافِلَةً لَّكَ (નાફિલતલ્લક)નો એ જ અર્થ છે કે તહજ્જુદની નમાઝ રસૂલે કરીમ ﷺના માથે એક વધારાનો ફરજ છે પરંતુ તફસીરે કુર્તુબીમાં છે કે આ ઘણા કારણોના લઈ સાચું નથી, પ્રથમ એ કે ફરજને નફલ વડે ઓળખાવવાનું કોઈ કારણ ન હતું, અગર જો કહેવામાં આવ્યું હોત કે વધારાની ફરજ તરીકે છે તો એક વધારાનો ફરજ થશે જેની કોઈ વાસ્તવિકતા નથી, બીજું કે સહીહ હદીષોમાં માત્ર પાંચ ફરજ નમાઝોને ચોક્કસ નિશ્ચિત કરી ફરજ હોવાનું વર્ણન કર્યું છે અને એક હદીષમાં તેના અંતમાં એ પણ ઉપસ્થિત છે કે શબે મેઅ્‌રાજમાં જે પ્રથમ પચાસ નમાઝો ફરજ કરવામાં આવી હતી પછી તેમાં ઘટાડો કરી પાંચ કરી દેવામાં આવી તો જો કે સંખ્યા ઘટાડી દેવામાં આવી પરંતુ સવાબ પચાસનો જ મળશે અને પછી ફરમાવ્યું, لَا يُبَدَّلُ الْقَوْلُ لَدَىَّ એટલે કે, મારો કૌલ (નિવેદન) બદલાયા નથી કરતો, જ્યારે પચાસનો હુકમ આપ્યો હતો તો સવાબ પચાસનો જ આપવામાં આવશે, જો કે અમલમાં ઘટાડો કરી દેવામાં આવ્યો.

અને રિવાયતોનો ખુલાસો એ પણ છે કે સામાન્ય ઉમ્મત અને પોતે રસૂલે કરીમ ﷺ ઉપર પાંચ નમાઝો સિવાય કોઈ અન્ય નમાઝ ફરજ નથી, એક કારણ

એ પણ છે કે, نَافِلَۃً (નાફિલહ)નો શબ્દ જો આ સ્થળે વધારાનું પ્રમાણ દર્શાવવાના અર્થમાં આવ્યો હોય તો ત્યાર પછીના શબ્દ لَکَ (લ-ક)ના બદલે عَلَیْکَ (અલયૂક) હોવો જોઈતો હતો જે વાજિબ હોવાનો ઈશારો કરે છે, પરંતુ શબ્દ "લ-ક" તો માત્ર જાઈઝ અને પરવાનગી દર્શાવવા માટે ઉપયોગ થાય છે.

એ જ પ્રમાણે તફસીરે મઝહરીમાં સાચું તેને જ ઠરાવ્યું છે કે જયારે તહજ્જુદની ફરજિય્યત ઉમ્મત ઉપરથી રદ કરી દેવામાં આવી તો રસૂલે કરીમ ﷺ ઉપર પણ રદ થઈ ગઈ અને સૌના માટે નફલ રહી ગઈ પરંતુ આ સ્વરૂપમાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે પછી તેમાં આપ ﷺની વિશેષતા કયાં છે ? નફલ હોવું તો દરેકના માટે સાબિત થયેલ છે પછી نَافِلَۃً لَّکَ (નાફિલતલ્લક) કહેવાનો શું મતલબ છે ? જવાબ એ છે કે હદીષોના ખુલાસા સ્વરૂપે સમગ્ર ઉમ્મતની નવાફિલ અને બધી જ નફલી ઈબાદતો તેમના ગુનાહોનો કફ્ફારો અને જો ફરજ નમાઝમાં ઉણપ કે કમી રહી જાય તો તેની પૂર્ણતાનું કામ આપે છે પરંતુ રસૂલે કરીમ ﷺ ગુનાહોથી માસૂમ છે અને નમાઝના અદબોમાં ઉણપની પણ કોઈ સંભાવના નથી, એટલા માટે આપ ﷺ માટે નફ્લ ઈબાદત બિલકુલ વધારો જ છે જે કોઈ ઉણપ કે કોતાહીની પૂર્ણતા નથી બલકે માત્ર વધારાની નિકટતા પ્રાપ્ત કરવાનું માધ્યમ છે. *(કુર્તુબી અને મઝહરી)*

## તહજ્જુદની નમાઝ નફ્લ છે અથવા સુન્નતે મુઅક્કિદહ છે :

સુન્નતે મુઅક્કિદહ માટે ફુક્હાનો જે સામાન્ય નિયમ છે કે જે કાર્ય ઉપર રસૂલે કરીમ ﷺએ પોતે અમલમાં સાતત્ય જાળવ્યું હોય અને મજબૂરી વિના તેને છોડયું ન હોય તે સુન્નતે મુઅક્કિદહ છે તે સિવાય કે જેમાં શરઈ દલીલથી એવું સાબિત થઈ જાય કે એ કાર્ય રસૂલે કરીમ ﷺ માટે જ ખાસ હતું, સામાન્ય ઉમ્મત માટે ન હતું. આ નિયમનો તકાદો દેખીતી રીતે એ જ છે કે તહજ્જુદની નમાઝ પણ સૌના માટે સુન્નતે મુઅક્કિદહ ઠરાવવામાં આવે, ન કે માત્ર નફ્લ; કારણ કે રસૂલે કરીમ ﷺનું આ નમાઝ પઢવાની સુન્નત ઉપર સતત અમલ કરવું મજબૂત સ્વરૂપે (મુતવાતિર) સાબિત થઈ ગયું અને જો તે વિશિષ્ટ અમલ હોવાની કોઈ દલીલ ન હોય તો સામાન્ય ઉમ્મત માટે પણ તે સુન્નતે મુઅક્કિદહ હોવું જોઈએ, તફસીરે મઝહરીમાં તેને "મુખ્તાર" (ભારપૂર્વક પસંદ કરવામાં આવેલ બાબત)

અને "રાજેહ" (પ્રચલિત) ઠરાવ્યું છે અને તેના મુઅક્કિદહ હોવા ઉપર હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની આ દલીલ પણ રજુ કરે છે જેમાં રસૂલે કરીમ ﷺએ એક વ્યક્તિ વિશે જે પ્રથમ તહજ્જુદ પઢ્યા કરતો હતો પછી છોડી દીધી આ ઈરશાદ ફરમાવ્યો કે તેના કાનમાં શયતાને પેશાબ કરી દીધો છે. આ પ્રમાણેની ચેતવણી માત્ર નફ્લમાં નથી હોઈ શકતી, તેનાથી જાણ થઈ કે આ સુન્નતે મુઅક્કિદહ છે.

અને જે લોકોએ તહજ્જુદને માત્ર નફ્લ ઠરાવી છે તેઓ તેના સાતત્ય અને નિત્યક્રમને રસૂલે કરીમ ﷺની ખાસ વિશિષ્ટતા ઠરાવે છે તથા તહજ્જુદ પઢનારને તહજ્જુદ છોડવા ઉપર જે ઠપકાયુક્ત ચેતવણીના શબ્દો ફરમાવવામાં આવ્યા છે તે વાસ્તવમાં સદંતર છોડી દેવા માટે નથી, બલકે પ્રથમ ટેવ પાડ્યા પછી છોડી દેવા ઉપર છે, કારણ કે વ્યક્તિ જે નફ્લની ટેવ બનાવી લે ઉમ્મતના ઈજ્માઅ્ (સહમતી) પ્રમાણે તેના ઉપર સાતત્ય જાળવવું જોઈએ અને આદત પડી ગયા પછી છોડી દેશે તો તે ટીકાપાત્ર થશે, કારણ કે આદત પછી વિના કારણે છોડી દેવું એક પ્રકારનો વાંધો ઉઠાવવાની નિશાની છે અને જો શરૂઆતમાં ટેવ ન હોય તો તેની કોઈ ટીકા કે નીંદા નથી. વલ્લાહુ અઅ્લમુ.

### તહજ્જુદની રકા'તોની સંખ્યા :

સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺ રમઝાનમાં અથવા રમઝાન પછી ક્યારેય અગિયાર રકા'તથી વધારે પઢ્યા ન હતા. આ અગિયાર રકા'તોમાં હનફીઓ સમીપ ત્રણ રકા'તો વિત્રની હતી અને તહજ્જુદની નમાઝની આઠ રકા'તો અદા કરતા હતા.

### તહજ્જુદની નમાઝનું સ્વરૂપ :

જાહેર હદીષની રિવાયતોથી જે સાબિત છે તે એ છે કે શરૂઆતમાં બે રકા'તો ટૂંકી અને હલકી કિરાઅત સાથે પઢે પછી બાકીની રકા'તોમાં કિરાઅત પણ લાંબી કરે અને રુકૂઅ્-સિજ્દહ પણ લાંબા હોય અને આ લંબાણ અમુક વખતે વધારે થઈ જતું હતું અને અમુક વખતે ઓછું. (આ ખુલાસો હદીષની તે રિવાયતોનો છે જે આ સ્થળે તફસીરે મઝહરીમાંથી નકલ કરવામાં આવી છે).

**મકામે મહમૂદ :**

રસૂલે કરીમ ﷺને આ આયતમાં "મકામે મહમૂદ"નો વાયદો કરવામાં આવ્યો છે અને આ સ્થળ બધા જ અંબિયા (અલૈ.)માં માત્ર આપ ﷺની વિશેષતા છે, તેની તફસીરમાં વિવિધ નિવેદનો આવ્યા છે પરંતુ સાચું તે છે જે સહીહ હદીષોમાં પોતે રસૂલે કરીમ ﷺથી નકલ થયું છે. આ સ્થળ "શફાઅતે કુબરા"નું છે એટલે કે મેદાને હશ્રમાં જે સમયે બધી જ માનવજાત એકઠી થશે અને દરેક નબી અને પયગમ્બરને શફાઅતની દરખાસ્ત કરશે તો બધા જ અંબિયા (અલૈ.) ઉઝર રજુ કરશે, માત્ર રસૂલે કરીમ ﷺને એ પ્રતિષ્ઠા અર્પણ થશે કે બધી જ માનવજાતની શફાઅત કરશે, તેનો ખુલાસો હદીષની રિવાયતોમાં લાંબો છે જે આ સ્થળે ઈબ્ને કષીર અને મઝહરીમાં લખ્યો છે.

**અંબિયા (અલૈ.) અને નેક લોકોએ કરેલ ઉમ્મતની શફાઅત (સિફારીશ–Intercession) સ્વીકાર્ય હશે :**

ઈસ્લામી ફિરકાઓથી ખવારિઝ અને મોઅ્તઝિલા અંબિયા (અલૈ.)ની શફાઅતના ઈન્કારી છે, તેઓ કહે છે કે ગુનાહે કબીરહ કોઈની શફાઅતથી મા'ફ થતો નથી પરંતુ મુતવાતિર હદીષો એ બાબતની સાક્ષી છે કે અંબિયા (અલૈ.)ની બલકે ઉમ્મતના સુલહા (નેક લોકો)ની પણ સિફારસ ગુનેહગારોના હકમાં સ્વીકાર્ય હશે, ઘણા બધા લોકોના ગુનાહો સિફારસથી મા'ફ કરી દેવામાં આવશે.

ઈબ્ને માજહ અને બયહકીમાં હઝરત ઉસ્માન (રદિ.)ની રિવાયત નકલ થઈ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "કયામતના દિવસે પ્રથમ અંબિયા (અલૈ.) ગુનેહગારોની સિફારસ કરશે, પછી ઉલમા અને ત્યારબાદ શહીદો"; અને દયલમીએ ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "આલિમને કહેવામાં આવશે કે તમે પોતાના શાગિર્દો (વિદ્યાર્થીઓ)ની સિફારસ કરી શકો છો ભલે તેમની સંખ્યા આસમાનના તારાઓ જેટલી હોય !"

અબૂ દાવુદ અને ઈબ્ને હય્યાને અબી દરદહ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે, "શહીદની સિફારસ તેના કુટુંબના સિત્તેર વ્યક્તિઓ વિશે સ્વીકાર કરવામાં આવશે."

મુસ્નદે અહમદ, તબરાની અને બયહકીએ સહીહ સનદ દ્વારા હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "મારી ઉમ્મતના એક વ્યક્તિની સિફારસ ઉપર કબીલા રબિયા અને મુઝર બધા જ લોકોથી વધારે વ્યક્તિઓ જન્નતમાં દાખલ કરવામાં આવશે."

**એક પ્રશ્નનો ઉત્તર :**

અત્રે એ સવાલ પેદા થાય છે કે જ્યારે પોતે રસૂલુલ્લાહ ﷺ સિફારસ કરશે અને આપ ﷺની સિફારસથી કોઈ મો'મિન દોઝખમાં ન રહી જશે નહીં તો પછી ઉમ્મતના ઉલમા અને સુલહાની સિફારસ કોના માટે અને શા માટે હશે ? તફસીરે મઝહરીમાં છે કે લગભગ સ્વરૂપ એ હશે કે ઉલમા અને સુલહા ઉમ્મતના જે લોકોની સિફારસ કરવા ઈચ્છશે તે પોતાની સિફારસ રસૂલે કરીમ ﷺની સેવામાં રજુ કરશે, પછી રસૂલે કરીમ ﷺ અલ્લાહ તઆલાની બારગાહમાં સિફારસ ફરમાવશે.

**ખુલાસો :**

એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, شَفَاعَتِیْ لِاَهْلِ الْكَبَائِرِ مِنْ اُمَّتِیْ એટલે કે, "મારી શફાઅત (સિફારસ) ઉમ્મતના તે લોકો માટે હશે જેમણે કબીરહ ગુનાહ કર્યા હતા." તેનાથી દેખીતી એ જાણ થાય છે કે કબીરહ ગુનાહ કરનારાઓની શફાઅત રસૂલે કરીમ ﷺ સાથે વિશિષ્ટ સ્વરૂપે જોડાયેલ છે, કોઈ ફરિશ્તો અથવા ઉમ્મતનો કોઈ અન્ય વ્યક્તિ કબીરહ ગુનોહ કરનારાની સિફારસ કરી શકશે નહીં, ઉમ્મતના નેક લોકોની સિફારસ સગીરહ (નાના ગુનાહ)વાળાઓ માટે હશે.

**તહજ્જુદની નમાઝને સિફારસનું સ્થાન પ્રાપ્ત થવામાં ખાસ દખલગીરી છે :**

હઝરત મુજદ્દિદ અલફે ષાની (રહ.) ફરમાવે છે કે આ આયતમાં રસૂલે કરીમ ﷺને પ્રથમ તહજ્જુદની નમાઝનો હુકમ આપવામાં આવ્યો, પછી "મકામે મહમૂદ" એટલે કે "શફાઅતે કુબરા"નો વાયદો કરવામાં આવ્યો, તેનાથી જાણ થાય છે કે તહજ્જુદની નમાઝને સિફારસનું સ્થાન પ્રાપ્ત થવામાં ખાસ દખલગીરી છે.

وَقُلْ رَّبِّ اَدْخِلْنِىْ..... પાછલી આયતોમાં પ્રથમ મક્કાના કાફિરોની પીડા પહોંચાડવાની બાબત તથા તેમની ચાલબાજીઓ અને યોજનાઓનું વર્ણન હતું જેઓ તે રસૂલે કરીમ ﷺને તકલીફ પહોંચાડવા માટે કરતા હતા, તેની સાથે એ પણ વર્ણન થયું કે તેમની આ ચાલબાજીઓ કે ષડયંત્રો સફળ થશે નહીં અને તેના મુકાબલામાં રસૂલે કરીમ ﷺને અસલ તદ્‌બીરના દરજ્જામાં પાંચ વખતની નમાઝો કાયમ કરવાની અને તહજ્જુદની નમાઝ અદા કરવાની સૂચના અને પ્રેરણા આપવામાં આવી, ત્યારબાદ આખિરતમાં આપ ﷺને બધા અંબિયા (અલૈ.) કરતા શ્રેષ્ઠ સ્થાન એટલે કે મકામે મહમૂદ અર્પણ કરવાનો વાયદો કરવામાં આવ્યો જે આખિરતમાં પૂરો થશે. પ્રસ્તુત આયત وَقُـلْ رَّبِّ માં અલ્લાહ તઆલાએ આ જ દુનિયામાં પ્રથમ આપને કાફિરોના ષડયંત્રો અને પીડાઓથી મુક્તિ અપાવવાની યુક્તિ સ્વરૂપે મદીનાની હિજરતનો હુકમ આપ્યો અને ત્યારબાદ મક્કા ફતેહ થવાની ખુશખબરી وَقُـــلْ جَـــــآءَ الْـــحَـــقُّ માં ઈરશાદ ફરમાવવામાં આવી.

જામેઅ્ તિરમિઝીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે નબીએ કરીમ ﷺ મક્કએ મુઅજ્જમહમાં હતા, પછી આપને મદીનાની હિજરતનો હુકમ આપવામાં આવ્યો તેના ઉપર આ આયત નાઝિલ થઈ, وَقُلْ رَّبِّ اَدْ خِلْنِىْ مُدْ خَلَ صِدْقٍ وَّاَخْرِجْنِىْ مُخْرَجَ صِدْقٍ તેમાં શબ્દ مُدْخَلْ (મુદ્‌ખલ્) અને مُـــخْـــرَجَ (મુખ્રજ) દાખલ થવાના અને બહાર નીકળવાના સ્થળે "ઈસ્મે ઝર્ફ" છે અને તેની સાથે સિફતે સિદ્‌ક વધારવાનો ભાવાર્થ એ છે કે આ નીકળવું અને દાખલ થવું બધું અલ્લાહની મરજી મુજબ ભલાઈની સાથે હોય, કારણ કે સિદ્‌ક વિશેષણનો ઉપયોગ અરબી ભાષામાં દરેક એવા કામમાં કરવામાં આવે છે જે જાહેરમાં અને અંદરખાને યોગ્ય અને ઉત્તમ હોય, કુર્આનમાં قَدَمَ صِدْقٍ (કદમ સિદ્‌ક-૧૦:૨) તથા لِسَـانَ صِدْقٍ (લિસાન સિદ્‌ક-૨૬:૮૪) અને مَـقْعَدَ صِدْقٍ (મક્‌અદ સિદ્‌ક-૫૪:૫૫)ના શબ્દો આ જ અર્થમાં ઉપયોગ થયા છે.

પ્રવેશ પામવાના સ્થળથી ભાવાર્થ મદીના અને નીકળવાના સ્થળનો ભાવાર્થ મક્કએ મુકર્રમહ છે, અર્થ એ થયો કે, "યા અલ્લાહ ! મદીનામાં મારો પ્રવેશ ભલાઈ અને ખૂબી સાથે થઈ જાય, ત્યાં કોઈ સ્વભાવ વિરુદ્ધ અથવા અપ્રિય સ્વરૂપ સામે ન આવે અને મક્કએ મુકર્રમહથી મારું નીકળવું ભલાઈ અને ખૂબી

સાથે થઈ જાય કે વતન અને ઘરબાળની મહોબ્બતમાં આ નીકળવાથી દિલ ઉલઝેલું (મશ્ગૂલ) ન રહે.'' આ આયતની તફસીરમાં અમુક અન્ય નિવેદનો પણ આવ્યા છે પરંતુ આ તફસીર હઝરત હસન બસરી (રહ.) અને કતાદહથી નકલ થયેલ છે, ઈબ્ને કષીરે તેને જ વધારે સહીહ નિવેદન કહ્યું છે, ઈબ્ને જરીરે પણ તેને જ અપનાવ્યું છે. ક્રમનો તકાદો અસ હતો કે પ્રથમ નીકળવાનું અને પછી પ્રવેશ થવાનું વર્ણન થયું હોત પરંતુ અહીંયાં પ્રવેશ પામવાને અગ્રસ્થાને રાખી નીકળવાને પાછલા સ્થાને રાખવામાં કદાચ એ તરફ ઈશારો હોય કે મક્કએ મુકર્રમહથી નીકળવું પોતે કોઈ મકસદ કે હેતુ ન હતો, બલકે બયતુલ્લાહને છોડાવવું અત્યંત આઘાતની બાબત હતી પરંતુ ઈસ્લામ અને મુસલમાનો માટે સલામતીનું સ્થળ શોધવાનો મકસદ હતો જે મદીનામાં પ્રવેશ દ્વારા પ્રાપ્ત થવાની આશા હતી, એટલા માટે જે મૂળ હેતુ હતો તેને અગ્રસ્થાને રાખવામાં આવ્યો.

**ખુલાસો :**

**મહત્ત્વની હેતુપ્રાપ્તિ માટેની સ્વીકાર્ય દુઆ :**

મદીનાની હિજરતના સમયે રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલાએ એ દુઆની સૂચના અને પ્રેરણા આપી કે મક્કાથી નીકળવું અને પછી મદીનામાં પહોંચવું બંને ભલાઈ અને આફિયત સાથે હોય. આ જ દુઆના ફળ સ્વરૂપે હિજરત સમયે પીછો કરનારા કાફિરોની પહોંચથી અલ્લાહ તઆલાએ તેમને દરેક કદમ ઉપર બચાવી લીધા અન મદીના તય્યિબહને જાહેર અને અદષ્ય રીતે રસૂલે કરીમ ﷺ અને બધા જ મુસલમાનો માટે અનુકૂળ બનાવ્યું, એટલા માટે અમુક ઉલમાએ ફરમાવ્યું કે આ દુઆ દરેક મુસલમાને પોતાના બધા જ હેતુઓની પ્રાપ્તિ માટેની શરૂઆતમાં યાદ રાખવી જોઈએ અને દરેક મકસદ માટે આ દુઆ લાભદાયક છે, આ જ દુઆની પૂર્ણતા પછી આ વાક્ય છે, وَاجْعَلْ لِّي مِنْ لَّدُنْكَ سُلْطَانًا نَّصِيرًا હઝરત કતાદહ (રદિ.) ફરમાવે છે કે, રસૂલે કરીમ ﷺને એ ખબર હતી કે રિસાલતના હોદ્દાની ફરજોની અદાયગી તથા દુશ્મનોના ઘેરામાં કામ કરવું પોતાના બસની વાત નથી એટલા માટે અલ્લાહ તઆલા પાસે વિજય અને સહાયની દુઆ કરી જે સ્વીકારવામાં આવી અને તેની અસર સૌની સામે જાહેર થઈ ગઈ.

وَقُـلْ جَـآءَ الْحَقُّ وَزَهَقَ الْبَاطِلُ આ આયત હિજરત પછી ફત્હે મક્કા વિશે નાઝિલ થઈ. હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે મક્કા વિજયના દિવસે રસૂલે કરીમ ﷺ મક્કામાં દાખલ થયા ત્યારે તે સમયે બયતુલ્લાહની ફરતે ૩૬૦ મૂર્તિઓના પૂતળાં ઊભા હતા, અમુક ઉલમાએ આ ખાસ સંખ્યાનું કારણ એ બતાવ્યું છે કે મક્કાના મુશ્રિકો વર્ષભરના દિવસોમાં દરેક દિવસની એક મૂર્તિ અલગ રાખતા હતા, તે દિવસે તેની પૂજા કરતા હતા. (કુર્તુબી) રસૂલે કરીમ ﷺ જ્યારે ત્યાં પહોંચ્યા તો આ આયત તેમની જીભ મુબારક ઉપર હતી جَـآءَ الْـحَـقُّ وَزَهَـقَ الْبَـاطِـلُ અને પોતાની લાકડીથી એક-એક મૂર્તિની છાતીમાં મારતા જતા હતા. *(બુખારી અને મુસ્લિમ)*

અમુક રિવાયતોમાં છે કે આ લાકડીના છેડા ઉપર ધાતુનું અથવા લોખંડનું ખોરું (કડી-કવર) લગાડેલું હતું, જ્યારે રસૂલે કરીમ ﷺ કોઈ મૂર્તિની છાતીમાં મારતા તો તે ઊંધી પડી જતી હતી, એટલે સુધી કે આ બધી મૂર્તિઓ પડી ગઈ અને રસૂલે કરીમ ﷺએ તેને તોડી નાંખવાનો હુકમ આપ્યો.

*(કુર્તુબી બ હવાલએ કાઝી અયાઝ વ કુશયરી)*

## કુફ્ર અને શિર્ક તથા જૂઠા રિવાજોની નિશાનીઓને મિટાવવું વાજિબ છે:

ઈમામ કુર્તુબીએ ફરમાવ્યું કે આ આયતમાં એ બાબતની દલીલ છે કે મુશ્રિકોની મૂર્તિઓ અને બીજી શિર્કયુક્ત નિશાનીઓને મિટાવવું (નાશ કરવું) વાજિબ છે અને બધા જ તે જૂઠા બાતિલ સાધનો કે જેનો ઉપયોગ માત્ર ગુનાહો માટે થતો હોય તે પણ આ જ હુકમમાં છે. ઈબ્ને મંઝરે ફરમાવ્યું કે, તસવીરો અને પૂતળાંઓ જે લાકડાં અથવા પિત્તળ વગેરેની બનાવવામાં આવે છે તે પણ મૂર્તિઓના હુકમમાં સામેલ છે, રસૂલે કરીમ ﷺએ તે પડદાને ફાડી નાંખ્યો હતો જેના ઉપર (સજીવની) તસ્વીરો નક્શીકામ અને રંગથી બનાવવામાં આવી હતી, તેનાથી સામાન્ય (સજીવની) તસવીરો (ફોટાઓ-ચિત્રો)નો હુકમ પણ જાણ થઈ ગઈ. હઝરત ઈસા (અલૈ.) અંતિમ જમાનામાં તશરીફ લાવશે તો સહીહ હદીષ પ્રમાણે સલીબ (ક્રિશ્ચિયનોના ક્રોસ)ને તોડી નાંખશે, ડુક્કરને કતલ કરશે અને આ બધી બાબતો તે બાબતની દલીલ છે કે શિર્ક અને કુફ્ર તથા બાતિલના જેટલાય સાધનો છે તેને તોડવા અથવા તેનો નાશ કરી નાંખવો વાજિબ છે.

وَنُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ مَاهُوَ شِفَاءٌ કુર્આને કરીમનું દિલો માટે શિફા (ઉપચાર) હોવું તથા કુફ્ર-શિર્ક અને અધમ કૃત્યો તથા રૂહાની બીમારીઓથી નફ્સના છુટકારાનું માધ્યમ હોવું ખુલ્લું છે. આ વાત જગજાહેર છે અને સમગ્ર ઉમ્મત તેના ઉપર સહમત છે તથા અમુક ઉલમા સમીપ કુર્આન જે પ્રમાણે રૂહાની બીમારીઓનો ઉપચાર છે એ જ પ્રમાણે જાહેર બીમારીઓની પણ શિફા છે કે કુર્આનની આયતો પઢીને બીમાર ઉપર દમ (ફૂંક) કરવામાં આવે તથા તાવીજ બનાવી ગળામાં લટકાવવામાં આવે તો શારીરિક બીમારીઓથી પણ છુટકારો મળે છે, હદીષની રિવાયતો તેના ઉપર ગવાહ છે. બધી જ હદીષની કિતાબોમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની આ હદીષ મોજૂદ છે કે સહાબએ કિરામ (રદિ.)ની એક જમાઅત મુસાફરીમાં હતી, કોઈ ગામના માલદારને વીંછીએ ડંખ માર્યો હતો, લોકોએ સહાબા (રદિ.)ને પૂછ્યું કે તમે તેમનો ઈલાજ કરી શકો છો ? તેમણે સાત વખતે સૂરએ ફાતિહા પઢીને તેના ઉપર દમ કર્યો, બીમાર સારો થઈ ગયો, પછી રસૂલે કરીમ ﷺની સામે તેનો ઉલ્લેખ થયો તો આપ ﷺએ સહાબા (રદિ.)ના આ અમલને જાઇઝ ઠરાવ્યો.

એ જ પ્રમાણે હદીષની અન્ય અનેક રિવાયતોથી પોતે રસૂલે કરીમ ﷺનું "મુઅવ્વઝતયૂન" પઢીને દમ કરવું સાબિત છે તથા સહાબા (રદિ.) અને તાબિઈન (રદિ.)થી પણ "મુઅવ્વઝતયૂન" તથા કુર્આનની અન્ય આયતો દ્વારા બીમારોનો ઈલાજ કરવો અથવા તેને ગળામાં લટકાવવું સાબિત થયેલ છે, તેને આ આયત હેઠળ કુર્તુબીએ વિગતવાર લખ્યું છે.

وَلَا يَزِيْدُ الظّٰلِمِيْنَ اِلَّا خَسَارًا થી જાણ થાય છે કે, કુર્આને કરીમને જ્યારે શ્રદ્ધા અને સન્માનપૂર્વક પઢવામાં આવે છે તો તેનું શિફા હોવું જે રીતે ઉઘાડું અને સાબિત થયેલ બાબત છે એ જ પ્રમાણે કુર્આનનો ઈન્કાર કરવો અને તેની બેઅદબી કરવી નુકસાન આફતોનું કારણ બને છે.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૮૩-૮૪)

وَاِذَآ اَنْعَمْنَا عَلَى الْاِنْسَانِ اَعْرَضَ وَنَاٰ بِجَانِبِهٖ ۚ وَاِذَا مَسَّهُ الشَّرُّ كَانَ يَــُٔوْسًا ﴿٨٣﴾ قُلْ
كُلٌّ يَّعْمَلُ عَلٰى شَاكِلَتِهٖ ۭ فَرَبُّكُمْ اَعْلَمُ بِمَنْ هُوَ اَهْدٰى سَبِيْلًا ﴿٨٤﴾ ع

## તરજુમો :

*અને જ્યારે અમે માનવી ઉપર આરામ મોકલીએ છીએ તો ટાળી જાય અને પોતાનું પડખું બચાવે (અળગો થઈ જાય) અને જ્યારે તેને કોઈ બુરાઈ પહોંચે તો હતાશ થઈને રહી જાય. (૮૩) તમે કહો, દરેક પોતાની ઢબ ઉપર કામ કરે છે, બસ તમારો પરવરદિગાર સારી પેઠે જાણે છે કોણે સીધો માર્ગ પામી લીધો ! (૮૪)*

## તફસીર :

અને અમુક લોકો (એટલે કે કાફિરો એવા હોય) છે કે તેમને અમે નેઅ્મત અર્પણ કરીએ છીએ તો (અમારાથી અને અમારા હુકમોથી) મોઢું ફેરવી લે છે અને પાસું ફેરવી લે છે અને જ્યારે તેને કોઈ તકલીફ પહોંચે છે (તો રહમતથી બિલકુલ) નાઉમ્મીદ બની જાય છે (અને આ બંને બાબતો અલ્લાહ તઆલાથી સંબંધ ન હોવાની દલીલ છે અને આ જ આધાર છે દરેક કુફ્ર અને ગુમરાહીનો) તમે ફરમાવી આપો કે (મો'મિનો અને કાફિરો તથા ભલાઈ અને બુરાઈમાંથી) દરેક વ્યક્તિ પોતાના તરીકા ઉપર કામ કરી રહ્યો છે (એટલે કે પોત-પોતાની સાચી બુદ્ધિ ઉપર અને તર્ક ઉપર કાયમ છે તથા જ્ઞાન અથવા જહાલતની બુનિયાદ ઉપર વિવિધ તરીકાઓથી કામ કરે છે) તો તમારો પરવરદિગાર તેને સારી પેઠે જાણે છે જે વધારે ઠીક અને સીધા માર્ગ ઉપર છે (એ જ પ્રમાણે જે સાચા રસ્તા ઉપર ન હોય તેને પણ જાણે છે અને દરેકને તેના અમલ પ્રમાણે બદલો અથવા સજા આપશે, એવું નથી કે જેનું દિલ ઇચ્છે તે વિના દલીલે પોતાને સીધા માર્ગ ઉપર સમજવા લાગે).

## મસ્અલા અને બોધપાઠ :

كُلٌّ يَّعْمَلُ عَلٰى شَاكِلَتِهٖ માં શબ્દ شَاكِلَة (શાકિલહ)ની તફસીરમાં પુરોગામી ઇમામોના વિવિધ નિવેદનો નોંધવામાં આવ્યા છે. સ્વભાવ, ટેવ, કોઠાસૂઝ, નિય્યત, રૂઢિ વગેરે અને આ સૌનો ખુલાસો એ છે કે દરેક મનુષ્ય પોતાના માહોલ અને ટેવો તથા રસમો-રિવાજના આધારે પોતાની ટેવો અને સ્વભાવમાં વણાય જાય છે, તેનો અમલ તેના જ તા'બે રહે છે. (કુર્તુબી) તેમાં મનુષ્યને એ બાબતે ચેતવણી આપવામાં આવી છે કે ખરાબ મહોલ, ખરાબ સોબત અને ખરાબ આદતોથી બચવામાં આવે, નેક લોકોની સોબત અને સારી

ટેવોને અપનાવે. (જસ્સાસ) કારણ કે પોતાના માહોલ અને સોબત તથા સમાજના રસ્મો-રિવાજથી મનુષ્યનો એક પ્રકારનો સ્વભાવ વણાઈ જતો હોય છે, તેની દરેક પ્રવૃત્તિ તેના આધીન જ ચાલે છે. ઈમામ જસ્સાસ (રહ.)એ આ સ્થળે شَاكِلَةٌ (શાકિલહ)નો એક અર્થ "હમશકલ"નો પણ કર્યો છે, તેના અર્થના આધારે આયતનો ભાવાર્થ એ થશે કે દરેક વ્યક્તિ પોતાના સ્વભાવ પ્રમાણે બીજા વ્યક્તિ તરફ ઢળે છે, નેક વ્યક્તિ નેક તરફ આકર્ષાય છે અને ખરાબ વ્યક્તિ ખરાબ તરફ; તેના જ તરીકા ઉપર ચાલે છે અને તેને જ અલ્લાહ તઆલાએ આ રીતે ફરમાવ્યું છે, اَلْخَبِيْثَاتُ لِلْخَبِيْثِيْنَ અને والطَّيِّبٰتُ لِلطَّيِّبِيْنَ (૨૪:૨૬) એટલે કે, ખબીષ (બદ્કાર) સ્ત્રીઓ ખબીશ પુરુષો માટે અને પવિત્ર સ્ત્રીઓ પવિત્ર પુરુષો માટે છે, તેનો ભાવાર્થ એ છે કે દરેક પોતાના સ્વભાવ પ્રમાણે પુરુષ અથવા સ્ત્રી તરફ આકર્ષાય છે અને તેના ભાવાર્થનો ખુલાસો એ વાતની ચેતવણી પણ છે કે મનુષ્યએ ખરાબ સોબતો અને ખરાબ ટેવોથી હંમેશા બચવું જોઈએ.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૮૫ થી ૮૯)

| |
|---|
| وَيَسْـَٔلُوْنَكَ عَنِ الرُّوْحِ ۭ قُلِ الرُّوْحُ مِنْ اَمْرِ رَبِّيْ وَمَآ اُوْتِيْتُمْ مِّنَ الْعِلْمِ اِلَّا قَلِيْلًا ﴿٨٥﴾ |
| وَلَىِٕنْ شِئْنَا لَنَذْهَبَنَّ بِالَّذِيْٓ اَوْحَيْنَآ اِلَيْكَ ثُمَّ لَا تَجِدُ لَكَ بِهٖ عَلَيْنَا وَكِيْلًا ﴿٨٦﴾ اِلَّا |
| رَحْمَةً مِّنْ رَّبِّكَ ۭ اِنَّ فَضْلَهٗ كَانَ عَلَيْكَ كَبِيْرًا ﴿٨٧﴾ قُلْ لَّىِٕنِ اجْتَمَعَتِ الْاِنْسُ وَالْجِنُّ |
| عَلٰٓي اَنْ يَّاْتُوْا بِمِثْلِ هٰذَا الْقُرْاٰنِ لَا يَاْتُوْنَ بِمِثْلِهٖ وَلَوْ كَانَ بَعْضُهُمْ لِبَعْضٍ ظَهِيْرًا ﴿٨٨﴾ |
| وَلَقَدْ صَرَّفْنَا لِلنَّاسِ فِيْ هٰذَا الْقُرْاٰنِ مِنْ كُلِّ مَثَلٍ ۡ فَاَبٰٓى اَكْثَرُ النَّاسِ اِلَّا كُفُوْرًا ﴿٨٩﴾ |

## તરજુમો :

*અને તમને "રૂહ"નું પૂછે છે, કહી આપો ! "રૂહ" મારા પરવરદિગારના હુકમથી છે અને તમને થોડુંક જ જ્ઞાન આપવામાં આવ્યું છે. (૮૫) અને જો અમે ઈચ્છીએ તો તે વસ્તુને લઈ જઈએ જે અમે તમને વહી મોકલી, પછી તમે પોતાના માટે તેને લાવી આપવાને અમારા ઉપર કોઈ જિમ્મેદાર ન પામો. (૮૬) પરંતુ તમારા પરવરદિગારની મહેરબાનીથી તેની તમારા*

*ઉપર મોટી બખ્શીશ છે. (૮૭) કહો, જો મનુષ્ય અને જિન્નાત એના ઉપર ભેગા થાય કે આવું કુર્આન લાવે; કદાપિ આવું કુર્આન લાવી શકશે નહીં અને ભલે એકબીજાની મદદ કર્યા કરે. (૮૮) અને અમે આ કુર્આનમાં લોકોને દરેક દષ્ટાંત ફેરવી-ફેરવીને સમજાવ્યું, બસ ઘણા લોકો નાશુક્રી કર્યા વિના નથી રહેતા. (૮૯)*

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ !) અને આ લોકો તમને (કસોટી કરવા માટે) "રૂહ"(ની હકીકત) વિશે પૂછે છે, તમે (જવાબમાં) ફરમાવી આપો કે "રૂહ" (વિશે બસ સામાન્ય રીતે એટલું સમજી લો કે તે એક વસ્તુ છે જે) મારા પરવરદિગારના હુકમથી બની છે અને (બાકી તેની વિગતવાર હકીકત વિશે અલબત્ત) તમને ઘણું થોડું જ્ઞાન (તમારી સમજ અને આવશ્યકતા અનુસાર) આપવામાં આવ્યું છે (અને "રૂહ"ની હકીકત જાણવી કોઈ આવશ્યક વસ્તુ નથી અને ન જ તેની વાસ્તવિકતા સામાન્ય રીતે સમજમાં આવી શકે છે એટલા માટે કુર્આન તેની હકીકત વર્ણન કરતું નથી).

અને જો અમે ઇચ્છીએ તો જે પ્રમાણે તમારા ઉપર અમે વહી મોકલી છે (અને તેના દ્વારા તમને જ્ઞાન આપ્યું છે) બધું (છીનવીને) લઈ જઈએ, પછી તે (વહી)ને (પાછી લાવવા) માટે તમને અમારા મુકાબલામાં કોઈ હિમાયતી પણ ન મળશે પરંતુ (આ) તમારા પરવરદિગારની જ રહમત છે (કે એવું કર્યું નહીં) બેશક ! તમારા ઉપર તેની ઘણી મહાન બખ્શીશ છે (મતલબ એ છે કે મનુષ્યને "રૂહ" વગેરે દરેક વસ્તુની હકીકતનું જ્ઞાન તો શું હોય તેને જે થોડું જ્ઞાન વહી દ્વારા અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવ્યું છે તે પણ કોઈ તેની જાગીર નથી, અલ્લાહ તઆલા ઇચ્છે તો તેને એ જ્ઞાન આપ્યા પછી પણ છીનવી લઈ શકે છે પરંતુ તે પોતાની રહમતથી એવું કરતો નથી, તેનું કારણ એ છે કે આપ ﷺ ઉપર અલ્લાહ તઆલાની ઘણી મોટી મહેરબાની અને બખ્શીશ છે) તમે ફરમાવી આપો કે જો સઘળા મનુષ્ય અને જિન્નાત બધા એ વાત માટે એકઠા થઈ જાય કે આવું કુર્આન બનાવી લાવે તો પણ તેઓ એવું કરી શકશે નહીં, ભલે એકબીજાના મદદગાર પણ બની જાય (એટલે કે તેમનામાંથી દરેક અલગ-અલગ પ્રયત્ન કરીને તો શું સફળ થાય બલકે બધા જ એકબીજાની સહાયતાથી કાર્ય કરીને પણ

કુર્આન જેવું બનાવી શકતા નથી) અને અમે લોકોને (સમજાવવા માટે) આ કુર્આનમાં દરેક પ્રકારના ઉત્તમ વિષયો પ્રકારે-પ્રકારે વર્ણન કર્યા છે તો પણ ઘણા લોકો ઈન્કાર કર્યા વિના ન રહ્યા !

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં કાફિરો તરફથી "રૂહ" વિશે એક સવાલ અને અલ્લાહ તઆલા તરફથી તેનો જવાબ ઉપસ્થિત છે. શબ્દ "રૂહ" શબ્દકોષ અને રૂઢિપ્રયોગમાં વળી કુર્આને કરીમમાં અનેક અર્થો માટે ઉપયોગ થયો છે, પ્રચલિત અને પ્રખ્યાત અર્થ એ જ છે જે સામાન્ય રીતે સમજવામાં આવે છે, એટલે કે "પ્રાણ અથવા જીવ" જેમાં જીવન અને હયાત કાયમી છે. કુર્આને કરીમમાં આ શબ્દ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) માટે પણ ઉપયોગ થયો છે. نَزَلَ بِهِ الرُّوْحُ الْاَمِيْنُ عَلٰى قَلْبِكَ (૨૬:૧૯૩-૧૯૪) અને હઝરત ઈસા માટે પણ ઘણી આયતોમાં ઉપયોગ થયો છે અને પોતે કુર્આન અને વહીને પણ "રૂહ"ના શબ્દ વડે ઓળખાવવામાં આવેલ છે. اَوْحَيْنَآ اِلَيْكَ رُوْحًا مِّنْ اَمْرِنَا (૪૨:૫૨)

## "રૂહ"નો ભાવાર્થ શું છે ? :

અત્રે પ્રથમ બાબત વિચારપાત્ર એ છે કે પ્રશ્ન કરનારાઓએ "રૂહ" વિશે સવાલ કયા અર્થ આધારે કર્યો હતો ? અમુક વિવરણકાર લોકોએ વર્ણનશૈલી આધારે આ પ્રશ્ન વહી અને કુર્આન લાવનાર ફરિશ્તા હઝરત જિબ્રઈલ (અલૈ.) વિશે પૂછ્યો હોવાનું ઠરાવ્યું છે, કારણ કે તેનાથી પહેલાં પણ نُنَزِّلُ مِنَ الْقُرْاٰنِ માં કુર્આનનું વર્ણન હતું અને પછીની આયતોમાં ફરી કુર્આનનું જ વર્ણન છે. આ વર્ણનશૈલી એ યોગ્ય સમજી કે આ પ્રશ્નમાં પણ "રૂહ"નો ભાવાર્થ વહી અથવા કુર્આન અથવા હઝરત જિબ્રઈલ (અલૈ.) જ છે અને આ સવાલનો અર્થ હેતુ એ હતો કે, આપ ﷺ ઉપર વહી કઈ રીતે આવે છે અને કોણ લાવે છે ? કુર્આને કરીમે તેના જવાબમાં એટલું કહેવાને પૂરતું સમજ્યું કે અલ્લાહના હુકમથી વહી આવે છે, જે સવાલ હતો તે પ્રમાણે વિગતવાર ખુલાસાઓ અને તેના સ્વરૂપો વિશે બતાવ્યું નહીં.

પરંતુ પ્રચલિત સહીહ હદીષોમાં જે આ આયતનો શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) બતાવવામાં આવેલ છે જે લગભગ આ બાબતે સ્પષ્ટ છે કે, સવાલ કરનારાઓએ "રૂહે હયવાની" (સજીવના પ્રાણ)નો પ્રશ્ન કર્યો હતો

અને સવાલનો મકસદ "રૂહ"ની હકીકત જાણવાનો હતો કે તે શું વસ્તુ છે ? મનુષ્યના શરીરમાં કઈ રીતે આવે-જાય છે ? અને કઈ રીતે તેનાથી પશુ અને માણસ સજીવન થઈ જાય છે ? સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે હું એક દિવસે રસૂલુલ્લાહ ﷺની સાથે મદીનાના નિર્જન વિસ્તારમાં ચાલી રહ્યો હતો. રસૂલુલ્લાહ ﷺના હાથ મુબારકમાં ખજૂરની એક ડાળીની લાકડી હતી, આપ ﷺ અમુક યહૂદીઓ પાસેથી પસાર થયા તો એ લોકો પરસ્પર કહેવા લાગ્યા કે મુહમ્મદ ﷺ આવી રહ્યા છે તેમને રૂહ વિશે પ્રશ્ન કરો, બીજાઓએ મનાઈ કરી પરંતુ પ્રશ્ન કરનારાઓએ પ્રશ્ન કરી જ નાંખ્યો, આ પ્રશ્ન સાંભળીને રસૂલે કરીમ ﷺલાકડીનો ટેકો લગાવી મૌન ઊભા રહ્યા જેનાથી મને અંદાજો થયો કે આપ ﷺ ઉપર વહી નાઝિલ થવાની છે, અમુક સમય પછી વહી નાઝિલ થઈ તો આપ ﷺએ આ આયત પઢીને સંભળાવી, وَيَسْـئَلُوْنَكَ عَنِ الرُّوْحِ અહીંયાં દેખીતું છે કે કુર્આન અથવા વહીને "રૂહ" કહેવું તે કુર્આનની એક ખાસ પરિભાષા હતી, આ લોકોના પ્રશ્નને તે બાબતના સંદર્ભમાં જોવું ઘણી દૂરની વાત છે, અલબત્ત સજીવની તથા મનુષ્યની રૂહ (પ્રાણ)નો મા'મલો એવો છે કે તેનો પ્રશ્ન દરેક વ્યક્તિના દિલમાં પેદા થાય જ છે, એટલા માટે જમહૂર મુફસ્સિરીન ઈબ્ને કષીર, ઈબ્ને જરીર, કુર્તુબી, બહરે મુહીત, રૂહુલ મઆની બધાએ એને જ સાચું ઠરાવ્યું છે કે સવાલ સજીવની "રૂહ"ની હકીકત વિશે હતો, રહી એ વાત કે કુર્આનની વર્ણનશૈલી પ્રમાણે વર્ણન કુર્આન વિશે ચાલી રહ્યું છે, વચ્ચે "રૂહ"નો સવાલ-જવાબ તેના સંદર્ભ વિનાનો લાગે છે તો તેનો જવાબ સ્પષ્ટ છે કે આનાથી પહેલી આયતોમાં કાફિરો અને મુશ્રિકોના વિરોધ અને કષ્ટદાયક વાહિયાત સવાલોનું વર્ણન આવ્યું છે જેનો હેતુ રસૂલે કરીમ ﷺની રિસાલત વિશે કસોટી કરવાનો હતો, આ પ્રશ્ન પણ આ જ ક્રમની એક કડી સ્વરૂપે છે એટલા માટે તે સંદર્ભ કે અનુસંધાન વિનાનો નથી, ખાસ કરીને શા'ને નુઝૂલ વિશે એક બીજી સહીહ હદીષ નકલ થઈ છે તેમાં આ વાત વધારે ખુલાસાથી આવી છે કે સવાલ કરનારનો મતલબ રસૂલુલ્લાહ ﷺની રિસાલતની પરીક્ષા લેવાનો હતો.

મુસ્નદે અહમદમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે મક્કાના કુરૈશીઓ જેઓ વખતે કવખતે (વ્યર્થ) સવાલો રસૂલે કરીમ ﷺને

કરતા રહેતા હતા, તેમને વિચાર પેદા થયો કે યહૂદીઓ જ્ઞાનવાળા છે, તેમની પાછલી કિતાબોમાં પણ ઈલ્મ છે, તેમના પાસેથી અમુક સવાલો પ્રાપ્ત કરવામાં આવે જેના દ્વારા રસૂલે કરીમ ﷺની પરીક્ષા લેવામાં આવે, એટલા માટે કુરૈશે યહૂદીઓને પૂછવા માટે પોતાનો વ્યક્તિ મોકલ્યો, તેમણે કહ્યું કે તમે તેમને "રૂહ" વિશે પ્રશ્ન કરો. (ઈબ્ને કષીર) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ આયતની તફસીર આ પણ નકલ થઈ છે કે, યહૂદીઓએ રસૂલે કરીમ ﷺને પ્રશ્નમાં એવું પણ કહ્યું હતું કે આપ ﷺ અમને એ પણ બતાવો કે "રૂહ" ઉપર અઝાબ કઈ રીતે થાય છે ? એટલા માટે તે સમયે આપ ﷺએ તાત્કાલિક જવાબ ન આપ્યો, પછી હઝરત જિબ્રઈલ (અલૈ.) આ આયત લઈને નાઝિલ થયા قُلِ الرُّوْحُ مِنْ اَمْرِ رَبِّیْ *(ઈબ્ને કષીર)*

**સવાલ કરવાની ઘટના મક્કામાં બની હતી અથવા મદીનામાં :**

આનાથી પહેલાં અત્રે એક વાત ધ્યાનપાત્ર છે કે શા'ને નુઝૂલ વિશે જે બે હદીષો ઈબ્ને મસ્ઊદ (રદિ.) અને ઈબ્ને અબ્બાસ (રદિ.)ની ઉપર નકલ કરવામાં આવી છે તેમાંથી ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયત પ્રમાણે આ પ્રશ્ન કરવાની ઘટના મદીનામાં બની હતી અને એટલા જ માટે અમુક વિવરણકારોએ આ આયતને "મદની" ઠરાવી છે, જો કે સૂરએ બની ઈસ્રાઈલનો મોટો ભાગ "મક્કી" છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતનો સંબંધ મક્કએ મુકર્રમહની ઘટના સાથે છે, એ પ્રમાણે આ આયત પણ સંપૂર્ણ સૂરતની જેમ મક્કી બાકી રહે છે, એટલા માટે ઈબ્ને કષીર (રહ.)એ આ સંભાવનાને વધારે વજનદાર ઠરાવી છે અને ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયતનો જવાબ એ આપ્યો છે કે એ શક્ય છે કે આ આયતનું ઉતરાણ મદીનામાં બીજા વખતે થયું હોય જેમકે કુર્આનની ઘણી બધી આયતો પુનરાવર્તિત સ્વરૂપે નાઝિલ થવાનું ઉલમા નજીક સર્વસ્વીકાર્ય છે અને તફસીરે મઝહરીએ હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયતને વજનદાર ઠરાવીને મદીનાની ઘટના આધારે આ આયતને મદની ઠરાવી છે જેના બે કારણો બતાવ્યા છે, એક એ કે આ રિવાયત સહીહૈનમાં છે અને તેની સનદ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત કરતા વધારે મજબૂત છે, બીજું એ કે તેમાં પોતે ઘટના સાથે સંલગ્ન વ્યક્તિ હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.) પોતાની ઘટના વર્ણન કરી રહ્યા છે, તેનાથી વિપરીત હઝરત ઈબ્ને અબ્બાસ

(રદિ.)ની રિવાયતમાં દેખીતું એ જ છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ વાત કોઈ અન્ય પાસેથી સાંભળી છે.

**પ્રસ્તુત પ્રશ્નનો ઉત્તર :**

કુર્આને કરીમે આ પ્રશ્નનો ઉત્તર આ આપ્યો છે, قُلِ الرُّوْحُ مِنْ اَمْرِ رَبِّىْ આ જવાબના ખુલાસામાં વિવરણકાર વિદ્વાનોના શબ્દો અને વ્યાખ્યાઓ વિવિધ પ્રકારના છે, તેમાં સૌથી વધારે નિકટવર્તી અને સ્પષ્ટ તે છે જે તફસીરે મઝહરીમાં હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ અપનાવ્યું છે, તે એ છે કે આ જવાબમાં જેટલી વાત બતાવવી આવશ્યક હતી અને જે સામાન્ય લોકોની સમજમાં આવવાપાત્ર છે માત્ર તે બતાવવામાં આવ્યું અને "રૂહ"ની સંપૂર્ણ હકીકત જેના વિશે સવાલ હતો તેને એટલા માટે બતાવવામાં ન આવ્યું કે તે સામાન્ય લોકોની સમજથી ઉપર હતું અને તેની કોઈ આવશ્યકતા પણ નથી અને તેના સમજવા ઉપર કોઈ બાબત અવલંબિત પણ ન હતી. અત્રે રસૂલુલ્લાહ ﷺને એ હુકમ થયો કે તમે તેમના જવાબમાં એટલું ફરમાવી આપો કે "રૂહ મારા પરવરદિગારના હુકમમાંથી છે." એટલે કે તે સામાન્ય મખ્લૂકની જેમ નથી જે ભૌતિક તત્ત્વ અને પદાર્થો દ્વારા અથવા તો તેના મિશ્રણ અને સંયોજન દ્વારા અસ્તિત્વમાં આવે છે, બલકે તે સીધે-સીધી અલ્લાહ તઆલાના હુકમ "કુન" (થઈ જા)થી પેદા થનારી વસ્તુ છે. આ જવાબે તે સ્પષ્ટ કરી દીધું કે "રૂહ"ને સામાન્ય ભૌતિક પદાર્થો ઉપર અનુમાનિત કરી શકાતી નથી જેનાથી તે બધી જ શંકાઓ નિર્મૂળ થઈ ગઈ જે રૂહને સામાન્ય ભૌતિક પદાર્થો સાથે સરખામણી કરવાના પરિણામે ઉપસ્થિત થાય છે અને મનુષ્ય માટે રૂહ વિશેનું આટલું જ જ્ઞાન પૂરતું છે તેનાથી વધારે જ્ઞાનની સાથે તેનું કોઈ દીની અથવા દુનિયવી કામ અટકેલું નથી, એટલા માટે સવાલનો તે વિભાગ વ્યર્થ અને ફુઝૂલ ઠરાવીને તેનો જવાબ આપવામાં આવ્યો નથી, ખાસ કરીને તેની હકીકતને સમજવી સામાન્ય લોકો માટે તો શું મોટા-મોટા બુદ્ધિજીવીઓ, ફિલોસોફરો અને સાયન્ટિસ્ટો માટે પણ સરળ નથી.

**દરેક પ્રશ્નનો જવાબ દેવો જરૂરી નથી, પ્રશ્ન કરનારના દીની દષ્ટિકોણને નજર સમક્ષ રાખવો જરૂરી છે :**

ઈમામ જસ્સાસ (રહ.)એ આ પ્રશ્નના જવાબમાં એ મસ્અલો કાઢયો કે

મુફતી અને આલિમના માથે એ જવાબદારી નથી કે પ્રશ્ન કરનારના દરેક પ્રશ્ન અને તેની દરેક શંકાનો જવાબ ચોક્કસ આપે, બલકે દીની હિતને નજર સમક્ષ રાખી જવાબ દેવો જોઈએ. જો જવાબ સવાલ કરનારની સમજથી ઉપરવટ છે અથવા તેને કોઈ ગેરસમજમાં પડી જવાનો ભય છે તો તેને જવાબ ન આપવો જોઈએ, એ જ પ્રમાણે વિના જરૂરતે અથવા વ્યર્થ સવાલોના જવાબ પણ આપવા જોઈએ નહીં, અલબત્ત જે વ્યક્તિને કોઈ એવી ઘટના બને જેના વિશે અમુક અમલ કરવો જરૂરી છે અને તે પોતે આલિમ નથી તો મુફતી અને આલિમે પોતાના જ્ઞાન પ્રમાણે તેનો જવાબ આપવો જરૂરી છે. (જસ્સાસ) ઈમામ બુખારી (રહ.)એ "કિતાબુલ ઈલ્મ"માં આ મસ્અલાનો એક આગવો વિષય (તરજુમતુલ બાબ) રાખીને બતાવ્યું છે કે જે સવાલના જવાબથી ગેરસમજમાં સપડાવવાનો ભય હોય તેનો જવાબ આપવો જોઈએ નહીં.

**"રૂહ"ની વાસ્તવિકતાનું જ્ઞાન કોઈને હોઈ શકે છે અથવા નહીં ? :**

કુર્આને કરીમે આ પ્રશ્નનો જવાબ સંબોધકની જરૂરિયાત અને સમજદારી અનુસાર આપી દીધો, રૂહની હકીકત કે વાસ્તવિકતા વર્ણન કરી નહીં પરંતુ તેનાથી એ જરૂરી નથી બની જતું કે રૂહની વાસ્તવિકતા કોઈ મનુષ્ય સમજી જ નથી શકતો અને એ પણ જરૂરી નથી કે પોતે રસૂલે કરીમ ﷺને તેની હકીકતની જાણ ન હતી, સાચી વાત એ છે કે આ આયત ન તો એ બાબતનો નકાર કરે છે અને ન જ તેનું સમર્થન કરે છે, જો કોઈ નબી અથવા રસૂલને વહી દ્વારા અથવા કોઈ વલીને કશ્ફ અથવા ઈલ્હામ દ્વારા રૂહની હકીકતની જાણ થઈ જાય તો તે આ આયતથી વિપરીત નથી, બલકે બુદ્ધિ અને ફિલસુફીની રૂએ પણ તેના ઉપર કોઈ ચર્ચા અને સંશોધન કરવામાં આવે તો તેને નિરર્થક બાબત તો કહી શકાય છે પરંતુ તેને નાજાઈઝ કહી શકાતું નથી, એટલા માટે ઘણા બધા પુરોગામી અને અનુગામી, આગલા અને પાછલા વિદ્વાનોએ રૂહ વિશે આગવા પુસ્તકો લખ્યા છે, આધુનિક યુગમાં અમારા ઉસ્તાદ મોહતરમ શયખુલ ઈસ્લામ હઝરત મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)એ એક નાની પુસ્તિકામાં આ મસ્અલાને ઉત્તમ શૈલીથી લખ્યો છે અને તેમાં જેટલા પ્રમાણમાં સામાન્ય મનુષ્ય માટે હકીકત સમજવા માટે યોગ્ય અને શક્ય છે તે સમજાવી દીધું છે, તે એક ભણેલા-ગણેલા કેળવણી પામેલ માનવી માટે પૂરતું છે અને તેનાથી તે શંકાઓ અને વાંધાઓથી બચી શકે છે.

**ખુલાસો :**

ઈમામ બગવી (રહ.)એ આ સ્થળે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એક વિગતવાર રિવાયત આ પ્રમાણે નકલ કરી છે કે, આ આયત મક્કએ મુકર્રમહમાં નાઝિલ થઈ. જ્યારે મક્કાના કુરૈશી સરદારોએ ભેગા થઈને મશ્વરો કર્યો કે મુહમ્મદ (ﷺ) આપણા અંદર પેદા થયા અને યુવાન થયા, તેમની પ્રમાણિકતા અને નિષ્ઠા તથા સચ્ચાઈમાં ક્યારેય કોઈને શંકા નથી થઈ અને ક્યારેય તેમના વિશે જૂઠું બોલવાનો આક્ષેપ પણ કોઈએ નથી લગાવ્યો અને તે છતાં હવે તે જેઓ નુબુવ્વતનો દા'વો કરી રહ્યા છે તે આપણી સમજમાં આવતો નથી, એટલા માટે આપણે એવું કરો કે પોતાનું એક પ્રતિનિધિમંડળ મદીના તય્યિબહના યહૂદી ઉલમા પાસે મોકલીને તેમની પાસેથી એના વિશે તહકીક કરો, એટલા માટે કુરૈશનું એક પ્રતિનિધિમંડળ યહૂદના વિદ્વાનો પાસે મદીના પહોંચ્યું, યહૂદી આલિમોએ તેમને મશ્વરો આપ્યો કે અમે તમને ત્રણ વસ્તુઓ બતાવીએ છીએ, તમે તેમને ત્રણ પ્રશ્નો કરો જો તે ત્રણેનો જવાબ આપી દીધો તો તેઓ નબી નથી, એ જ પ્રમાણે જો ત્રણેમાંથી કોઈનો જવાબ ન આપ્યો તો પણ નબી નથી અને જો બેનો જવાબ આપ્યો, ત્રીજી વસ્તુનો જવાબ ન આપ્યો તો સમજી લો કે તે નબી છે. તે ત્રણ સવાલો આ પ્રમાણે બતાવ્યા કે એક તો તે લોકોની પરિસ્થિતિ વિશે પૂછો જેઓ પ્રાચીન યુગમાં શિર્કથી બચવા માટે કોઈ ગુફામાં સંતાઈ ગયા હતા, કારણ કે તેમની ઘટના આશ્ચર્યજનક છે, બીજું તે વ્યક્તિની હાલત વિશે પૂછો જેણે પૃથ્વીની પૂર્વથી પશ્ચિમ સુધી મુસાફરી કરી કે તેની શું ઘટના છે ? અને ત્રીજું, રૂહ વિશે પૂછો.

આ પ્રતિનિધિ મંડળ પાછું આવ્યું અને ત્રણે પ્રશ્નો રસૂલુલ્લાહ ﷺની સામે રજુ કરી દીધા. આપ ﷺએ ફરમાવ્યું કે, હું તેનો જવાબ કાલે આપીશ પરંતુ તેના ઉપર ઈન્શાઅલ્લાહ કહ્યું નહીં, તેનું પરિણામ એ આવ્યું કે અમુક દિવસો સુધી વહીનો ક્રમ સ્થગિત રહ્યો, બાર–પંદરથી લઈને ચાલીસ દિવસો સુધીની વિવિધ રિવાયતો છે કે જેમાં વહીનો ક્રમ બંધ રહ્યો, મક્કાના કુરૈશીઓને કટાક્ષ કરવાનો અને ઠઠ્ઠો કરવાનો મોકો મળી ગયો કે કાલે જવાબ આપવાનું કહ્યું હતું આજે આટલા દિવસો થઈ ગયા અમને ઉત્તર મળ્યો નથી, રસૂલે કરીમ ﷺને પણ પરેશાની થઈ, પછી હઝરત જિબ્રઈલ (અલૈ.) આ આયત લઈને નાઝિલ થયા, وَلَا تَقُوْلَنَّ لِشَيْءٍ اِنِّي فَاعِلٌ ذٰلِكَ غَدًا اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ

(૧૮:૨૩-૨૪) જેમાં આપને એ તાકીદ કરવામાં આવી કે હવે પછી કોઈ કામ કરવાનો વાયદો કરવામાં આવે તો "ઈન્શાઅલ્લાહ" કહીને કરવામાં આવે અને ત્યાર પછી રૂહ વિશે આ આયત સંભળાવી જે ઉપર વર્ણન થઈ છે અને ગુફામાં સંતાનારાઓ વિશે "અસ્હાબે કહફ"ની ઘટના તથા પૂર્વથી પશ્ચિમ સુધીની મુસાફરી કરનાર "ઝુલ્કરનૈન"ની ઘટના સંપૂર્ણ વિગત સાથે જવાબમાં વર્ણન કરી અને રૂહ વિશે કે જેની શું હકીકત છે જે સવાલ હતો તેનો જવાબ આપ્યો નહીં. (જેનાથી યહૂદીઓની બતાવેલી નુબુવ્વતની સાચી નિશાની જાહેર થઈ ગઈ). આ ઘટના તિરમિઝીએ પણ ટૂંકમાં વર્ણન કરી છે. *(મઝહરી)*

સૂરએ હિજ્રની આયત ૨૯ نَفَخْتُ فِيْهِ مِنْ رُّوْحِىْ હેઠળ "રૂહ" અને "નફ્સ" વગેરેની હકીકત વિશે એક સંશોધન તફસીરે મઝહરીના હવાલાથી અગાઉ આવી ચૂક્યું છે જેમાં રૂહના પ્રકારો અને દરેકની એક હકીકતને એક મર્યાદા સુધી સ્પષ્ટ કરવામાં આવી છે.

وَلَئِنْ شِئْنَا لَنَذْهَبَنَّ પાછલી આયતમાં રૂહના પ્રશ્ન ઉપર આવશ્યકતા પ્રમાણે જવાબ આપીને રૂહની હકીકત પૂછવાના પ્રયત્નને એવું કહીને અટકાવવામાં આવ્યો હતો કે માનવીનું જ્ઞાન કેટલુંય વધારે થઈ જાય પરંતુ દરેક પદાર્થોના સામૂહિક સંશોધનના અનુસંધાનમાં તે ઘણું અલ્પ જ રહે છે, એટલા માટે બિનજરૂરી ચર્ચાઓ અને સંશોધનોમાં ઉલઝેલા રહેવું પોતાના સમયને બરબાદ કરવા સમાન છે, આયત وَلَئِنْ شِئْنَا આ રીતે એ તરફ ઈશારો કરે છે કે મનુષ્યને જેટલા પ્રમાણમાં પણ જ્ઞાન મળે છે તે પણ તેની વ્યક્તિગત જાગીર નથી, અલ્લાહ તઆલા ઈચ્છે તો તેને પણ છીનવી લઈ શકે છે એટલા માટે તેણે પોતાના જ્ઞાન માટે અલ્લાહનો શુક્રિય્યહ અદા કરવો અને વ્યર્થ તથા બિનજરૂરી સંશોધનોમાં પોતાનો વખત બરબાદ ન કરવો જોઈએ, ખાસ કરીને ત્યારે જ્યારે કે આવા સંશોધનનો હેતુ કોઈ તહકીક કરવાનો ન હોય બલકે માત્ર કોઈની પરીક્ષા કરવાનો હોય, તેને નીચો દેખાડવાનો હેતુ હોય, જો તેણે એવું કર્યું તો કંઈ અશક્ય નથી કે આ ખોટી દાનતના પરિણામે જેટલું જ્ઞાન તેને પ્રાપ્ત થયું છે તે પણ તેની પાસેથી છીનવી લેવામાં આવે, આ આયતનું સંબોધન જો કે નબીએ કરીમ ﷺને કરવામાં આવ્યું છે પરંતુ તેને ઉમ્મતને સંભળાવવાનો મકસદ છે કે જ્યારે રસૂલે કરીમ ﷺનું જ્ઞાન પણ તેમના અધિકારમાં નથી તો પછી બીજાઓ વિશે તો કહેવું જ શું !?

قُلْ لَّئِنِ اجْتَمَعَتِ الْاِنْسُ وَالْجِنُّ આ વિષય કુર્આને મજીદની અમુક આયતોમાં આવ્યો છે જેમાં સમગ્ર માનવજાતિને સંબોધન કરીને એ દા'વો કરવામાં આવ્યો છે કે જો તમે કુર્આનને અલ્લાહનું કુર્આન નથી માનતા બલકે કોઈ મનુષ્યનું ઘડી કાઢેલું માનો છો તો તેનું ઉદાહરણ (મિસાલ) બનાવીને બતાવી આપો. આ આયતમાં આ દા'વાની સાથે એ પણ કહેવામાં આવ્યું કે માત્ર મનુષ્ય જ નહીં જિન્નાતને પણ પોતાની સાથે મેળવી લો અને પછી તમે બધા મળીને કુર્આનની એક સૂરત બલકે એક આયતનું ઉદાહરણ પણ બનાવી નહીં શકો.

આ વિષયને આ સ્થળે વર્ણન કરવું શક્ય છે કે એવું બતાવવા માટે હોય કે તમે જે અમારા રસૂલ ﷺથી વિવિધ પ્રકારના પ્રશ્નો રૂહ વગેરે વિશે તેમની રિસાલત અને નુબુવ્વતની કસોટી માટે કરો છો શા માટે આ ફુઝૂલ બાબતોમાં અડયા છો ? પોતે કુર્આને કરીમને જોઈ લો, આપ ﷺની નુબુવ્વત અને રિસાલતમાં કોઈ શંકા કે સંદેહની સંભાવના બાકી રહેશે નહીં, કારણ કે જ્યારે સમગ્ર દુનિયાના જિન્નાતો અને મનુષ્યો તેની એક નાની સરખી મિસાલ બનાવવાથી લાચાર છે તો તેના અલ્લાહના કલામ હોવામાં શું શંકા બાકી રહે છે અને જ્યારે કુર્આને કરીમનું અલ્લાહનું કલામ હોવું આ હિદાયત (માર્ગદર્શન)થી સાબિત થઈ ગયું તો આપ ﷺની નુબુવ્વત અને રિસાલતમાં કોઈ શંકા કે સંદેહની સંભાવના ક્યાં બાકી રહે છે ?

અંતિમ આયત وَلَقَدْ صَرَّفْنَا માં એ બતાવવામાં આવ્યું કે જો કે કુર્આને કરીમનો મોઅ્જિઝો એટલો ખુલ્લો છે કે તેના પછી કોઈ પ્રશ્ન, શંકા કે સંદેહની કોઈ સંભાવના બાકી નથી રહેતી પરંતુ થઈ એવું રહ્યું છે કે લોકો અલ્લાહની નેઅ્મતોનો શુક્ર અદા નથી કરતા, કુર્આનની નેઅ્મતની પણ કદર નથી જાણતા એટલા માટે ગુમરાહીમાં ભટકતા રહે છે.

---

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૯૦ થી ૯૫)

وَقَالُوْا لَنْ نُّؤْمِنَ لَكَ حَتّٰى تَفْجُرَ لَنَا مِنَ الْاَرْضِ يَنْۢبُوْعًا ﴿٩٠﴾ اَوْ تَكُوْنَ لَكَ جَنَّةٌ مِّنْ
نَّخِيْلٍ وَّعِنَبٍ فَتُفَجِّرَ الْاَنْهٰرَ خِلٰلَهَا تَفْجِيْرًا ﴿٩١﴾ اَوْ تُسْقِطَ السَّمَآءَ كَمَا زَعَمْتَ عَلَيْنَا كِسَفًا
اَوْ تَاْتِيَ بِاللّٰهِ وَالْمَلٰٓئِكَةِ قَبِيْلًا ﴿٩٢﴾ اَوْ يَكُوْنَ لَكَ بَيْتٌ مِّنْ زُخْرُفٍ اَوْ تَرْقٰى فِي السَّمَآءِ ؕ وَلَنْ نُّؤْمِنَ

لِرُقِيِّكَ حَتّٰى تُنَزِّلَ عَلَيْنَا كِتٰبًا نَّقْرَؤُهٗ ؕ قُلْ سُبْحَانَ رَبِّىْ هَلْ كُنْتُ اِلَّا بَشَرًا
رَّسُوْلًا ﴿۹۳﴾ وَمَا مَنَعَ النَّاسَ اَنْ يُّؤْمِنُوْۤا اِذْ جَآءَهُمُ الْهُدٰۤى اِلَّاۤ اَنْ قَالُوْۤا اَبَعَثَ اللّٰهُ
بَشَرًا رَّسُوْلًا ﴿۹۴﴾ قُلْ لَّوْ كَانَ فِى الْاَرْضِ مَلٰٓئِكَةٌ يَّمْشُوْنَ مُطْمَئِنِّيْنَ لَنَزَّلْنَا عَلَيْهِمْ
مِّنَ السَّمَآءِ مَلَكًا رَّسُوْلًا ﴿۹۵﴾

## તરજુમો :

*અને બોલ્યા, અમે તારું કહ્યું માનીશું નહીં જ્યાં સુધી તું અમારા માટે જમીનથી એક ઝરણું ન વહાવી દે. (૯૦) અથવા તારા માટે એક બાગ ખજૂર અને દ્રાક્ષનો થઈ જાય, પછી તું એની વચ્ચે નહેરો ચલાવીને વહાવે. (૯૧) અથવા અમારા ઉપર આસમાન પાડી દે જેમકે તું કહ્યા કરે છે, ટૂકડા-ટૂકડા; અથવા સામે લઈ આવ અલ્લાહને અને ફરિશ્તાઓને. (૯૨) અથવા તારા માટે એક સોનેરી ઘર થઈ જાય અથવા તું આસમાનમાં ચઢી જાય અને (છતાં) અમે તારા ચઢવાને માનીશું નહીં જ્યાં સુધી તું અમારા ઉપર એક કિતાબ ઉતારી ન લાવે જેને અમે પઢી લઈએ, તમે કહો ! સુબ્હાનલ્લાહ હું કોણ છું પરંતુ એક માનવ છું મોકલેલો. (૯૩) અને લોકોને ઈમાન લાવવાથી રોક્યા નથી જ્યારે તેમને હિદાયત પહોંચી પરંતુ એ જ વાતે કે કહેવા લાગ્યા, શું અલ્લાહે માનવીને સંદેશ આપીને મોકલ્યો ? (૯૪) કહો, જો જમીનમાં ફરિશ્તા ફરતા વસતા હોત તો અમે તેમના ઉપર આસમાનથી કોઈ ફરિશ્તો સંદેશ આપીને મોકલ્યો હોત. (૯૫)*

## તફસીર :

(પાછલી આયતોમાં કાફિરોના અમુક સવાલો અને જવાબોનું વર્ણન કરવામાં આવ્યું છે, પ્રસ્તુત આયતોમાં તેમના અમુક વાહિયાત સવાલો અને મ્હોં માથા વગરની વાતોનો ઉલ્લેખ કરી તેના જવાબનું વર્ણન કર્યું છે. -ઈબ્ને જરીર અને ઈબ્ને અબ્બાસ)

અને આ લોકો (કુર્આનની પ્રતિષ્ઠા દ્વારા તમારી નુબુવ્વત અને રિસાલત માટે પૂરતી હોવાની સ્પષ્ટ દલીલ અને સાબિતી મળી ચૂક્યા પછી પણ

દુશ્મનાવટના કારણે ઈમાન લાવતા નથી અને એવા બહાના કરી) કહે છે કે અમે તમારા ઉપર કદાપિ ઈમાન લાવીશું નહીં જ્યાં સુધી કે તમે અમારા માટે (મક્કાની) ભૂમિમાં કોઈ ઝરણું વહાવી ન આપો અથવા ખાસ તમારા માટે ખજૂર અને દ્રાક્ષનો કોઈ બાગ ન હોય પછી તે બાગની વચ્ચો-વચ્ચમાં સ્થળે-સ્થળે ઘણી બધી પાણીની નહેરો તમે વહાવી દો અથવા જેમકે તમે કહ્યા કરો છો તમે આસમાનના ટૂકડાં અમારા ઉપર કેમ પાડી ન દીધા (જેમકે આ આયત કુર્આનમાં વર્ણન થઈ છે اِنْ نَّشَاْ نَخْسِفْ بِهِمُ الْاَرْضَ اَوْنُسْقِطْ عَلَيْهِمْ كِسَفًا مِّنَ السَّمَاءِ એટલે કે અમે ઇચ્છીએ તો તેમને જમીનની અંદર ધસાવી દઈએ અથવા તેમના ઉપર આસમાનના ટૂકડા પાડી દઈએ) અથવા તમે અલ્લાહને અને ફરિશ્તાઓને (અમારી) સમક્ષ લાવીને ઊભા ન કરી દો (કે અમે તેમને ખુલ્લમ-ખુલ્લા જોઈ લઈએ) અથવા તમારી પાસે કોઈ સોનાનું બનેલું મકાન ન હોય અથવા તમે આસમાન ઉપર (અમારી સામે) ચઢી ન જાઓ અને અમે તો તમારા (આસમાન ઉપર) ચઢવાનો ક્યારેય વિશ્વાસ કરીશું નહીં જ્યાં સુધી કે (ત્યાંથી) તમે અમારી પાસે એક કિતાબ ન લાવી આપો જેને અમે પઢી પણ લઈએ (અને તેમાં આપના આસમાન ઉપર પહોંચવાના સમર્થનની ખરાઈ લખેલી પણ હોય) તમે (આ બધી વાહિયાત બકવાસના જવાબમાં) કહી આપો કે સુબ્હાનલ્લાહ ! હું એક મનુષ્ય સિવાય કંઈ નથી (પરંતુ) રસૂલ છું મોકલેલો (કે તમારી ફરમાઈશોને પૂરી કરવી મારી શક્તિમાં નથી, એ શક્તિ તો માત્ર અલ્લાહ તઆલાની જ સિફત છે, મનુષ્ય તો પોતાની જાતમાં પોતે જ લાચાર અને અધિકારવિહોણો છે હવે, રહી રિસાલતની બાબત તો તે પણ તેની જ ઇચ્છાને આધીન છે અને રિસાલત માટે જરૂરી નથી કે અલ્લાહનો રસૂલ કોઈ વસ્તુ ઉપર સંપૂર્ણ અધિકાર ધરાવતો હોય બલકે, નુબુવ્વત અને રિસાલત માટે તો એટલી વાત પૂરતી છે કે રિસાલતની કોઈ સ્પષ્ટ અને ખુલ્લી દલીલ આવી જાય જેના ઉપર બુદ્ધિશાળીઓને કોઈ વાંધો ન હોઈ શકે અને તે દલીલ કુર્આનની પ્રતિષ્ઠા અને બીજા મોઅ્જિઝાઓના સ્વરૂપમાં વારંવાર રજુ કરાઈ ચૂકી છે એટલા માટે નુબુવ્વત અને રિસાલત માટે આ ફરિશ્તાઓની માંગણી માત્ર બેકાર અને વ્યર્થ બાબત છે, હા ! અલ્લાહ તઆલાને બધી જ શક્તિ છે, તે સર્વકાંઈ કરી શકે છે પરંતુ તેની પાસે કોઈ વસ્તુની માંગણી કરવાનો અધિકાર નથી જે વસ્તુને તે હિકમત પ્રમાણે જુએ છે જાહેર પણ કરી

આપે છે પરંતુ એ જરૂરી નથી કે તમારી બધી જ માંગણીઓ અને ફરમાઈશો પૂરી કરવામાં આવે) અને જે સમયે આ લોકો પાસે હિદાયત (એટલે કે રિસાલતની સત્ય દલીલ કુર્આનની પ્રતિષ્ઠા સ્વરૂપે) પહોંચી ચૂકી તે સમયે તેમને ઈમાન લાવવાથી એ સિવાય બીજું (ધ્યાન આપવાપાત્ર કારણ) અવરોધ સ્વરૂપ નથી બન્યું કે (તેમણે માનવી હોવાને રિસાલતના અવરોધ સ્વરૂપ સમજ્યું એટલા માટે કહ્યું) શું અલ્લાહ તઆલાએ મનુષ્યને જ રસૂલ બનાવીને મોકલ્યો છે ? (એટલે કે એવું નથી થઈ શકતું) તમે (જવાબમાં અમારા તરફથી) ફરમાવી આપો કે જો ભૂમિ ઉપર ફરિશ્તાઓ (રહેતા કે) ચાલતા વસતા હોત તો અમે અલબત્ત તેમના ઉપર આસમાનથી ફરિશ્તાને રસૂલ બનાવીને મોકલ્યા હોત.

## મસ્અલા અને બોધપાઠ :

### મ્હોં-માથા વિનાના વાહિયાત સવાલોનો પયગમ્બરી જવાબ :

પ્રસ્તુત આયતોમાં જે પ્રશ્નો અને ફરમાઈશો રસૂલે કરીમ ﷺને પોતાના ઈમાન લાવવાની શરત ઠરાવીને કરવામાં આવી તે બધું એવું છે કે દરેક માનવી તેને સાંભળીને એક પ્રકારનો ઠઠ્ઠો-મશ્કરી અને ઈમાન ન લાવવાના બેહૂદા બહાના સિવાય બીજું કંઈ સમજી જ શકશે નહીં. આવા પ્રશ્નના જવાબમાં મનુષ્યને સ્વાભાવિકપણે ક્રોધ અને ચીઢ ચઢે છે તથા જવાબ પણ તે જ અંદાજથી આપવામાં આવે છે પરંતુ આ આયતોમાં તેમના આવા બેહૂદા પ્રશ્નોનો જે જવાબ અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺને આપવાની સૂચના આપી તે દાદપાત્ર અને ઉમ્મતના સુધારકો માટે હંમેશા યાદ રાખવા લાયક છે તથા દૃષ્ટાંતરૂપ અમલ બનાવવાની વસ્તુ છે કે તે સૌના જવાબમાં ન તો તે સવાલોને તેમની બેવકૂફી અને મૂર્ખામી જાહેર કરવામાં આવી અને ન જ તેમના વાહિયાત સવાલો અને શરારત માટે તેમની સાથે કોઈ કઠોર ભાષાનો ઉપયોગ કરવામાં આવ્યો, બલકે અત્યંત સાદા શબ્દોમાં મૂળ વાસ્તવિકતાને સ્પષ્ટ કરવામાં આવી કે તમે લોકો કદાચ એવું સમજો છો કે જે વ્યક્તિ અલ્લાહનો રસૂલ થઈને આવે એ સમગ્ર ખુદાઈ અધિકારોનો માલિક અને દરેક વસ્તુ જાહેર કરવા ઉપર કાબૂ ધરાવનાર હોવો જોઈએ, આ માન્યતા સદંતર ખોટી છે. રસૂલનું કાર્ય માત્ર અલ્લાહના સંદેશને પહોંચાડવાનું છે, અલ્લાહ તઆલા તેમની રિસાલતને સાબિત

કરવા માટે ઘણા બધા મોઅ્જિઝાઓ પણ મોકલે છે પરંતુ તે બધું માત્ર અલ્લાહ તઆલાની શક્તિ અને અધિકારથી થાય છે, રસૂલને ખુદાઈ અધિકારો નથી મળતા, તે માત્ર એક માનવી હોય છે અને માનવ પ્રકૃતિની સીમા અને મર્યાદાઓથી ઉપરવટ નથી હોતા એ સિવાય કે અલ્લાહ તઆલા પોતાની મદદ વડે પોતાની અદષ્ય શક્તિનો કોઈ કરિશ્મો તેમનાથી જાહેર કરાવી આપે.

**અલ્લાહના રસૂલ મનુષ્ય જ હોઈ શકે છે, ફરિશ્તા માણસો માટે રસૂલ નથી હોઈ શકતા :**

સામાન્ય રીતે કાફિરો અને મુશ્રિકોનો વિચાર એ હતો કે બશર એટલે કે માનવી અલ્લાહનો રસૂલ ન હોઈ શકે, કારણ કે તે તો આપણી જેમ બધી જ માનવપ્રકૃતિની મર્યાદાઓથી બંધાયેલો હોય છે પછી તેને અમારા ઉપર શું શ્રેષ્ઠતા પ્રાપ્ત છે કે અમે તેને અલ્લાહનો રસૂલ સમજીએ અને પોતાનો આગેવાન અને અનુસરણ કરવાપાત્ર બનાવી લઈએ ?! તેમની આ માન્યતાનો જવાબ કુર્આને કરીમમાં કેટલાય સ્થળોએ વિવિધ વિષયો હેઠળ આપવામાં આવ્યો છે, અત્રે આયત مَا مَنَعَ النَّاسَ માં જે જવાબ આપવામાં આવ્યો છે તેનો ખુલાસો એ છે કે અલ્લાહના રસૂલ જે લોકો તરફ મોકલવામાં આવે તે તેમની જ પ્રજાતિમાંથી હોવો જરૂરી છે, જો તેઓ મનુષ્યો છે તો રસૂલ પણ માનવી જ હોવો જોઈએ, કારણ કે કોઈ અન્ય પ્રજાતિને પરસ્પર સાનુકૂળતા હોતી નથી અને સાનુકૂળતા વિના માર્ગદર્શન તથા શિખામણનો લાભ પ્રાપ્ત નથી થતો, જો મનુષ્ય તરફ કોઈ ફરિશ્તાને રસૂલ બનાવીને મોકલવામાં આવે જેને ન તો ભૂખની ઓળખ છે અને ન જ તરસની, ન તો તેનામાં જાતીય ઈચ્છાઓ કે આવેગો હોય છે અને ન જ તેને ઠંડી-ગરમીની અનુભૂતિ થાય છે અને ન જ તેને કોઈ મહેનતથી થાક લાગે છે તો તે મનુષ્યોથી પણ એવા જ કાર્યોની અપેક્ષા રાખશે, તેમની અશક્તિ અને મજબૂરીનો તેનામાં અહેસાસ જ નહીં હોય, એ જ પ્રમાણે મનુષ્ય જ્યારે એવું સમજશે કે આ તો ફરિશ્તો છે અમે તેના કાર્યોની નકલ કરવાની ક્ષમતા જ ધરાવતા નથી તો તેનું અનુસરણ કઈ રીતે કરવાના હતા ? આ સુધારણા અને માર્ગદર્શનનો લાભ માત્ર એવી જ પરિસ્થિતિમાં હોઈ શકે છે કે અલ્લાહના રસૂલ માત્ર મનુષ્યજાતિમાંથી બનાવવામાં આવે જે સમગ્ર માનવીય લાગણીઓ, સ્વાભાવિક મહેચ્છાઓ અને આવેગોને પોતે પણ અનુભવી શકે પરંતુ સાથે જ

તેની એક એવી ઉચ્ચ કક્ષાની શા'ન પણ પ્રાપ્ત થાય કે તે સામાન્ય માનવો અને ફરિશ્તાઓ વચ્ચે એક સેતુ અને માધ્યમનું કામ કરી શકે, વહી લાવનાર ફરિશ્તાઓ પાસેથી વહી પ્રાપ્ત કરે અને પોતાની સમાન પ્રજાતિના મનુષ્યોને તે સંદેશ પહોંચાડી આપે.

આ ચર્ચાથી એ શંકા પણ દૂર થઈ ગઈ કે જ્યારે મનુષ્ય ફરિશ્તાઓ પાસેથી બોધપાઠ નથી ગ્રહણ કરી શકતો તો પછી રસૂલ મનુષ્ય હોવા છતાં કયા પ્રકારે તેમની પાસેથી વહીનો લાભ પ્રાપ્ત કરી શકશે ?

રહી એ શંકા કે જ્યારે રસૂલ અને ઉમ્મત એક જ પ્રજાતિ એટલે કે મનુષ્ય હોવાની શરત છે તો પછી રસૂલે કરીમ ﷺને જિન્નાતોના રસૂલ કઈ રીતે બનાવવામાં આવ્યા ? જિન્નાત તો માણસની સમાન પ્રજાતિમાંથી નથી; તો જવાબ એ છે કે રસૂલ માત્ર એક માનવી નથી બલકે તેમનામાં એક પ્રકારની ફરિશ્તા સિફતની શા'ન પણ હોય છે એના કારણે જિન્નાતોને પણ તેમની સાથે સાનુકૂળતા હોઈ શકે છે.

અંતિમ આયતમાં એ ઈરશાદ થયો કે તમે મનુષ્ય હોવા છતાં જે એવી માંગણી કરી રહ્યા છો કે અમારા રસૂલ ફરિશ્તા હોવા જોઈએ, આ માંગણી તો બિલકુલ અયોગ્ય છે અલબત્ત જો આ ભૂમિ ઉપર ફરિશ્તાઓ વસવાટ કરતા હોત અને તેમના તરફ રસૂલ મોકલવાની જરૂરત ઊભી થઈ હોત તો અવશ્ય ફરિશ્તાઓને જ રસૂલ બનાવીને મોકલવામાં આવ્યા હોત અને તેમાં જે જમીન ઉપર વસવાટ કરનાર ફરિશ્તાઓનું એ લક્ષણ વર્ણન કરવામાં આવ્યું છે કે, يَمْشُوْنَ مُطْمَئِنِّيْنَ તે ફરિશ્તાઓ ભૂમિ ઉપર ઈત્મિનાન (સંતોષ) પામી હરતા-ફરતા હોત. તેનાથી જાણ થાય છે કે ફરિશ્તાઓ તરફ ફરિશ્તાને રસૂલ બનાવીને મોકલવાની આવશ્યકતા તે જ સમયે હોઈ શકતી હતી જ્યારે કે પૃથ્વીના ફરિશ્તાઓ પોતે આસમાન ઉપર જઈ શકતા ન હોત બલકે જમીન ઉપર જ ચાલતા-ફરતા રહેતા હોત, નહિતર જો તેઓ પોતે આસમાન ઉપર જવાની શક્તિ ધરાવતા હોત તો ભૂમિ ઉપર રસૂલ મોકલવાની આવશ્યકતા રહી ન હોત.

———————————

————————

## આયતો : સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૯૬ થી ૧૦૦

قُلْ كَفٰى بِاللّٰهِ شَهِيْدًا بَيْنِيْ وَبَيْنَكُمْ ۭ اِنَّهٗ كَانَ بِعِبَادِهٖ خَبِيْرًا بَصِيْرًا ۝٩٦ وَمَنْ
يَّهْدِ اللّٰهُ فَهُوَ الْمُهْتَدِ ۚ وَمَنْ يُّضْلِلْ فَلَنْ تَجِدَ لَهُمْ اَوْلِيَاۗءَ مِنْ دُوْنِهٖ ۭ وَنَحْشُرُهُمْ
يَوْمَ الْقِيٰمَةِ عَلٰي وُجُوْهِهِمْ عُمْيًا وَّبُكْمًا وَّصُمًّا ۭ مَاْوٰىهُمْ جَهَنَّمُ ۭ كُلَّمَا خَبَتْ زِدْنٰهُمْ سَعِيْرًا ۝٩٧ النصف
ذٰلِكَ جَزَاۗؤُهُمْ بِاَنَّهُمْ كَفَرُوْا بِاٰيٰتِنَا وَقَالُوْٓا ءَاِذَا كُنَّا عِظَامًا وَّرُفَاتًا ءَاِنَّا
لَمَبْعُوْثُوْنَ خَلْقًا جَدِيْدًا ۝٩٨ اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ
قَادِرٌ عَلٰٓي اَنْ يَّخْلُقَ مِثْلَهُمْ وَجَعَلَ لَهُمْ اَجَلًا لَّا رَيْبَ فِيْهِ ۭ فَاَبَى الظّٰلِمُوْنَ اِلَّا كُفُوْرًا ۝٩٩
قُلْ لَّوْ اَنْتُمْ تَمْلِكُوْنَ خَزَاۗىِٕنَ رَحْمَةِ رَبِّيْٓ اِذًا لَّاَمْسَكْتُمْ خَشْيَةَ الْاِنْفَاقِ ۭ وَكَانَ
ع الْاِنْسَانُ قَتُوْرًا ۝١٠٠

### તરજુમો :

*કહો, અલ્લાહ પૂરતો છે સત્ય સાબિત કરનારો મારી અને તમારી વચ્ચે, તે પોતાના બંદાઓથી સંપૂર્ણ જાણકાર, જોનાર છે. (૯૬) અને જેને અલ્લાહ માર્ગ બતાવે તે જ માર્ગ પામનાર છે અને જેને ભટકાવે પછી તું તેમના માટે અલ્લાહના સિવાય કોઈ મિત્ર ન પામે અને અમે તેમને કયામતના દિવસે ઉઠાવીશું, મોઢાંભેર ઊંધા ચાલશે અને ગૂંગા અને બહેરા, તેમનું ઠેકાણું દોઝખ છે, જ્યારે હોલવાવા લાગશે તેમના ઉપર વધારે ભડકાવી દઈશું. (૯૭) આ તેમની સજા છે એટલા માટે કે અમારી આયતોથી ઈન્કારી થયા અને બોલ્યા, શું જ્યારે અમે હાડકાં અને ચૂરેચૂરા થઈ ગયા, શું અમને નવા બનાવીને ઉઠાવશે ? (૯૮) શું નથી જોઈ ચૂક્યા કે જે અલ્લાહે આસમાન અને જમીન બનાવ્યા તે આવાઓને બનાવી શકે છે અને તેમના માટે નિશ્ચિત કર્યો છે એક સમય નિઃશંક; બસ, જાલિમોથી નાશુક્રી કર્યા વિના રહેવાતું નથી. (૯૯) કહો, જો તમારા હાથમાં મારા પરવરદિગારની રહમતના ખજાના હોત તો અવશ્ય બંધ કરી રાખતા હોત એ ડરથી કે ખર્ચ ન થઈ જાય અને માનવી દિલનો તંગ છે. (૧૦૦)*

## તફસીર :

(જ્યારે આ લોકો રિસાલત અને નુબુવ્વતની સ્પષ્ટ અને ખુલ્લી દલીલો આવી ગયા પછી તથા બધી જ શંકાઓ દૂર થઈ ગયા પછી પણ નથી માનતા તો) તમે (અંતિમ વાત) કહી આપો કે અલ્લાહ તઆલા મારા અને તમારા દરમિયાન(માં મતભેદોમાં) ગવાહ તરીકે પૂરતો છે (એટલે કે અલ્લાહ જાણે છે કે હું ખરેખર અલ્લાહનો રસૂલ છું, કારણ કે) તે પોતાના બંદાઓ(ના અહેવાલ)ને સારી પેઠે જાણે જુએ છે (તમારી દુશ્મનાવટને પણ જોઈ રહ્યો છે) અને અલ્લાહ જેને સીધા માર્ગ ઉપર લાવી આપે તે જ સીધા માર્ગ ઉપર આવ્યો છે અને જેને તે માર્ગ ભટકાવી દે તો અલ્લાહ સિવાય તમે કોઈને પણ તેવાઓના સહાયક પામશો નહીં (અને કુફ્રના કારણે તેઓ અલ્લાહની મદદથી વંચિત રહ્યા, મતલબ એ છે કે જ્યાં સુધી અલ્લાહ તઆલા તરફથી મદદ ન થાય, ન તો હિદાયત પ્રાપ્ત થઈ શકે છે અને ન જ અઝાબથી છુટકારો) અને અમે કયામતના દિવસે તેમને આંધળા, ગૂંગા, બહેરા કરીને મોંઢાભેર ચલાવીશું, તેમનું ઠેકાણું જહન્નમ છે (જેનું એ સ્વરૂપ હશે કે) તે (જહન્નમની આગ) જ્યારે થોડી ધીમી થવા લાગશે તે સમયે અમે તેમના માટે હજું વધારે ભડકાવીશું, આ છે તેમની સજા એ કારણે કે તેમણે અમારી આયતોનો ઈન્કાર કર્યો હતો અને એવું કહ્યું હતું કે શું અમે હાડકાંઓ અને (તે પણ) બિલકુલ ચૂરેચૂરા થઈ જઈશું તો શું અમે નવેસરથી પેદા કરીને (કબ્રમાંથી) ઉઠાવવામાં આવીશું ? શું તે લોકોએ એટલું જાણ્યું નથી કે જે અલ્લાહે આસમાન અને પૃથ્વીને પેદા કરી તે એ વાત ઉપર (દરેક રીતે) કાબૂ ધરાવે છે કે તે તેમના જેવા મનુષ્ય ફરીવાર (જેવા હતા તેવા) પેદા કરી આપે અને (ઈન્કારીઓને કદાચ એવી ભ્રમણા હોય કે હજારો-લાખો મૃત્યુ પામ્યા પરંતુ હજુ સુધી તો આ પુનઃજીવીત થઈને ઊઠવાનો વાયદો પૂરો થયો નથી તો તેનું કારણ એ છે કે) તેમને (ફરીવાર પેદા કરવા) માટે એક નિશ્ચિત સમય નિર્માણ કરી રાખ્યો છે કે એ સમય (આવવા)માં લેશમાત્ર શંકા નથી છતાં પણ જાલિમ લોકોથી ઈન્કાર કર્યા વિના રહેવાતું નથી, તમે ફરમાવી આપો કે જો તમે મારા પરવરદિગારની રહમત (એટલે કે નુબુવ્વત)ના ખજાનાઓ (એટલે કે વિશેષતાઓ)ના મુખ્તિયાર હોત (કે જેને ઈચ્છે આપો, જેને ઈચ્છે ન આપો) તો આ સ્વરૂપમાં તમે (તેને) ખર્ચ થઈ જવાના ભયે અવશ્ય હાથ રોકી લીધો હોત

(ક્યારેય કોઈને ન આપ્યું હોત જ્યારે કે આ વસ્તુ કોઈને આપવાથી ઘટતી પણ નથી) અને મનુષ્ય છે જ ઘણો તંગદિલ ! (એવો લોભિયો કે ન ઘટનારી વસ્તુને પણ આપવાથી ખચકાટ અનુભવે છે જેના કારણે રસૂલો સાથે દુશ્મનાવટ અને કંજૂસી ઉપરાંત કદાચ એ પણ હોય કે જો કોઈને નબી અથવા રસૂલ બનાવી લીધો તો પછી તેમના હુકમોનું પાલન કરવું પડશે, જેમકે કોઈ કોમ પરસ્પર સહમતી સાધીને કોઈને પોતાનો બાદશાહ બનાવી લે તો ભલે બાદશાહ તેમણે બનાવ્યો છે પરંતુ જ્યારે તે બાદશાહ બની ગયો તો હવે તેના હુકમોનું પાલન સૌએ કરવું પડે છે).

## મસ્અલા અને બોધપાઠ :

અંતિમ આયતોમાં જે એવું ફરમાવવામાં આવ્યું છે કે જો તમે અલ્લાહની રહમતના ખજાનાના માલિક થઈ જાઓ તો પણ તમે કંજૂસી જ કરવાના છો, કોઈને આપવાના નથી એ ભયે કે જો લોકોને આપતા રહ્યા તો આ ખજાના પૂરા થઈ જશે, જો કે પરવરદિગારની રહમતના ખજાના ક્યારેય પૂરા થવાના નથી પરંતુ મનુષ્ય પોતાની પ્રકૃતિ પ્રમાણે તંગદિલ (લોભિયો, કંજૂસ) અને ઓછી ઈચ્છાશક્તિવાળો હોય છે, તેનામાં ઉદારતાથી લોકોને આપવાની હિંમત ઓછી હોય છે.

તેમાં પરવરદિગારના રહમતના ખજાના خَزَائِنَ رَحْمَتِ رَبِّ નો શબ્દ સામાન્ય રીતે તફસીરકારોએ માલ-દોલતના ખજાનાના ભાવાર્થમાં લીધો છે અને તેનો સંદર્ભ વિષય અનુરૂપ એ છે કે મક્કાના કાફિરોએ એવી ફરમાઈશ કરી હતી કે જો તમે ખરેખર સાચા નબી છો તો અમારા માટે મક્કાના સૂકા રણ પ્રદેશમાં નહેરો વહાવી તેને હર્યા-ભર્યા બગીચાઓમાં પરિવર્તિત કરી આપો, જેમકે મુલ્કે શામનો પ્રદેશ છે જેનો જવાબ પહેલાં આવી ચૂક્યો છે કે તમે તો જાણે મને અલ્લાહ જ સમજી લીધો કે અલ્લાહના અધિકારોની માંગણી મારી પાસે કરી રહ્યા છો, હું તો માત્ર એક રસૂલ છું, અલ્લાહ નથી કે જે ઈચ્છું કરું. આ આયત પણ જો એના જ વિશે ઠરાવવામાં આવે તો ભાવાર્થ એ થશે કે મક્કાની ભૂમિને નહેરોવાળી જમીન તથા હરીભરી બનાવવાની ફરમાઈશ જો મારી નુબુવ્વત અને રિસાલતની પરીક્ષા માટે છે તો તેના માટે કુર્આનની પ્રતિષ્ઠાનો મોઅ્જિઝો પૂરતો છે બીજી ફરમાઈશોની આવશ્યકતા નથી અને જો પોતાની કોમી અને પ્રાદેશિક આવશ્યકતા

દૂર કરવા માટે છે તો યાદ રાખો કે, જો તમારી માંગણી પ્રમાણે તમને મક્કાની ભૂમિમાં બધું જ કંઈ આપી પણ દેવામાં આવે અને તમને ખજાનાઓના માલિક બનાવી દેવામાં આવે તો તેનું પરિણામ પણ કોમ અને પ્રદેશની જનતાની ખુશહાલી અને સુખ નહીં હોય, બલકે મનુષ્યની સ્વભાવગત પ્રકૃતિ પ્રમાણે જેના કબ્જામાં આ ખજાનાઓ આવી જશે તે તેના ઉપર સાપ બનીને બેસી જશે, સામાન્ય લોકો ઉપર ખર્ચ કરવાથી ગરીબ થઈ જવાનો ડર તેનો માર્ગ અવરોધશે, આવી પરિસ્થિતિમાં અમુક મક્કાના ગણ્યા–ગાંઠયા રઈસો હજું વધારે સુખી અને ખુશહાલ થઈ જશે, તેનાથી સામાન્ય જનતાને શું લાભ થવાનો છે ? મોટા ભાગના વિવરણકારોએ આ આયતનો આ જ ભાવાર્થ ઠરાવ્યો છે.

સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ બયાનુલ કુર્આનમાં આ સ્થળે "રહમતે રબ્બ"નો ભાવાર્થ "નુબુવ્વત અને રિસાલત" તથા "ખઝાઈને રહમત"નો ભાવાર્થ "નુબુવ્વતની વિશિષ્ટતાઓ" લીધો છે. આ તફસીર પ્રમાણે આ આયતોનો સંદર્ભ પાછલી આયતો સાથે એવો થશે કે તમે જે નુબુવ્વત અને રિસાલત માટે મ્હોં–માથા વગરની બેહૂદા માંગણીઓ કરી રહ્યા છો તેનો ખુલાસો એ છે કે તમે મારી નુબુવ્વતને માનવા નથી ઈચ્છતા તો પછી શું તમારી ઈચ્છા એ છે કે નુબુવ્વતની વ્યવસ્થા તમારા હાથોમાં આપી દેવામાં આવે ? જેને તમે ઈચ્છો નબી બનાવી લો અને જો એવું કરવામાં આવે તો તેનું પરિણામ એ હશે કે તમે કોઈને પણ નુબુવ્વત અને રિસાલત નહીં આપો, કંજૂસી કરીને બેસી જશો. હઝરત થાનવી (રહ.)એ આ તફસીરને નકલ કરીને ફરમાવ્યું છે કે, આ તફસીર અલ્લાહ તઆલાની અર્પેલી દિવ્ય ભેટ છે કે આ બાબત વસ્તુસ્થિતિ અને સ્થળ અનુરૂપ ખૂબ બંધ બેસતી છે, તેમાં નુબુવ્વતને રહમત સાથે ઓળખાવવું એવું જ થશે જેમકે આયત اَهُمْ يَقْسِمُوْنَ رَحْمَةَ رَبِّكَ માં સર્વાનુમતે "રહમત"નો ભાવાર્થ "નુબુવ્વત" જ છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : સૂરએ બની ઇસ્રાઈલઃ આયત નં. ૧૦૧ થી ૧૦૯

وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى تِسْعَ اٰيٰتٍ بَيِّنٰتٍ فَسْـَٔلْ بَنِيْٓ اِسْرَآءِيْلَ اِذْ جَآءَهُمْ فَقَالَ لَهٗ فِرْعَوْنُ
اِنِّيْ لَاَظُنُّكَ يٰمُوْسٰى مَسْحُوْرًا ﴿١٠١﴾ قَالَ لَقَدْ عَلِمْتَ مَآ اَنْزَلَ هٰٓؤُلَآءِ اِلَّا رَبُّ السَّمٰوٰتِ

وَالْاَرْضِ بَصَآئِرَ ۚ وَاِنِّیْ لَاَظُنُّكَ يٰفِرْعَوْنُ مَثْبُوْرًا ﴿۱۰۲﴾ فَاَرَادَ اَنْ يَّسْتَفِزَّهُمْ مِّنَ الْاَرْضِ
فَاَغْرَقْنٰهُ وَمَنْ مَّعَهٗ جَمِيْعًا ﴿۱۰۳﴾ وَّقُلْنَا مِنْۢ بَعْدِهٖ لِبَنِیْۤ اِسْرَآءِيْلَ اسْكُنُوا الْاَرْضَ فَاِذَا
جَآءَ وَعْدُ الْاٰخِرَةِ جِئْنَا بِكُمْ لَفِيْفًا ﴿۱۰۴﴾ وَبِالْحَقِّ اَنْزَلْنٰهُ وَبِالْحَقِّ نَزَلَ ؕ وَمَاۤ
اَرْسَلْنٰكَ اِلَّا مُبَشِّرًا وَّنَذِيْرًا ﴿۱۰۵﴾ وَقُرْاٰنًا فَرَقْنٰهُ لِتَقْرَاَهٗ عَلَى النَّاسِ عَلٰى مُكْثٍ وَّنَزَّلْنٰهُ (ربع)
تَنْزِيْلًا ﴿۱۰۶﴾ قُلْ اٰمِنُوْا بِهٖۤ اَوْ لَا تُؤْمِنُوْا ؕ اِنَّ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ مِنْ قَبْلِهٖۤ اِذَا يُتْلٰى
عَلَيْهِمْ يَخِرُّوْنَ لِلْاَذْقَانِ سُجَّدًا ﴿۱۰۷﴾ وَّيَقُوْلُوْنَ سُبْحٰنَ رَبِّنَاۤ اِنْ كَانَ وَعْدُ رَبِّنَا
لَمَفْعُوْلًا ﴿۱۰۸﴾ وَيَخِرُّوْنَ لِلْاَذْقَانِ يَبْكُوْنَ وَيَزِيْدُهُمْ خُشُوْعًا ﴿۱۰۹﴾ ۩ (السجدة)

## તરજુમો :

*અને અમે મૂસા (અલૈ.)ને ખુલ્લી નવ નિશાનીઓ આપી, પછી બની ઈસ્રાઈલને પૂછો જ્યારે તેઓ તેમની પાસે આવ્યા તો તેમને ફિરઔને કહ્યું, હે મૂસા (અલૈ.)! મારી ધારણા મુજબ તો તારા ઉપર જાદૂ થયો છે. (૧૦૧) બોલ્યા, તું જાણી ચૂક્યો છે કે આ વસ્તુઓ કોઈએ નથી ઉતારી પરંતુ જમીન અને આસમાનના માલિકે (માર્ગ) સુઝાડવા માટે અને હે ફિરઔન ! મારી ધારણા મુજબ તું ગારત થવા (નાશ પામવા) ઈચ્છે છે. (૧૦૨) પછી (ફિરઔને) ઈચ્છયું કે બની ઈસ્રાઈલને તે ભૂમિમાં ચેન ન આપે, પછી અમે તેને, તેના સાથેવાળાઓને, સૌને ડૂબાડી દીધા. (૧૦૩) અને અમે તેમના પછી બની ઈસ્રાઈલને કહ્યું, તમે ભૂમિમાં આબાદ રહો પછી જ્યારે આખિરતનો વાયદો આવશે અમે તમને સમેટીને લઈ આવીશું. (૧૦૪) અને અમે આ (કુર્આન) સત્યની સાથે ઉતાર્યું અને સત્યની સાથે ઊતર્યું અને અમે તમને જે મોકલ્યા બસ ખુશખબરી અને ડર સંભળાવવા માટે. (૧૦૫) અને અમે કુર્આનને છૂટું છૂટું કરી પઢવાનું બનાવ્યું કે (જેથી) તમે તેને લોકોની આગળ થોભી થોભીને પઢો અને અમે તેને ઉતારવામાં ક્રમે ક્રમે ઉતાર્યું. (૧૦૬) કહો, તમે એને માનો અથવા ન માનો, જેમને એનાથી પહેલાં જ્ઞાન મળ્યું છે જ્યારે તેમની પાસે તેને પઢો (તો) હડપચીભેર*

*સિજ્દહમાં પડે છે. (૧૦૭) અને કહે છે, અમારો પરવરદિગાર પવિત્ર છે, બેશક ! અમારા પરવરદિગારનો વાયદો થઈને રહેશે. (૧૦૮) અને હડપચીભેર રડતાં(–રડતાં) પડે છે અને તેમને વિનમ્રતા (ખુશૂઅ્)માં વધારે છે. (૧૦૯)*

## તફસીર :

અને અમે મૂસા (અલૈ.)ને ખુલ્લા નવ મોઅ્જિઝાઓ આપ્યા (જેનું વર્ણન નવમાં સિપારાના આઠમાં રુકૂઅ્માં પ્રથમ આયતમાં આવ્યું છે) જ્યારે કે તે બની ઈસ્રાઈલની પાસે આવ્યા હતા, બસ તમે બની ઈસ્રાઈલને (પણ ઈચ્છો તો) પૂછી જુઓ (અને કારણ કે હઝરત મૂસા અલૈ.ને ફિરઔન તરફ મોકલવામાં આવ્યા હતા અને ફિરઔન તથા ફિરઔનવાળાઓના ઈમાન ન લાવવાના કારણે તે અજાયબીઓ અને મોઅ્જિઝાઓ જાહેર કરવામાં આવ્યા હતા, એટલા માટે હઝરત મૂસા અલૈ.એ ફિરઔનને ફરીવાર ઈમાન લાવવા માટે યાદ અપાવ્યું અને આ ખુલ્લી નિશાનીઓથી ચેતવ્યો) તો ફિરઔને તેમને કહ્યું, હે મૂસા ! મારા ધારવા મુજબ તો જરૂર તમારા ઉપર કોઈએ જાદૂ કરી દીધું છે (જેનાથી તમારી બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ છે એટલા માટે આવી બહેકી–બહેકી વાતો કરો છો) મૂસા (અલૈ.)એ ફરમાવ્યું, તું (દિલથી) સારી પેઠે જાણે છે (બસ, હઠધર્મીના કારણે મૌખિક રીતે સ્વીકાર નથી કરતો) કે આ ખાસ અજાયબીઓ આસમાન અને જમીનના પરવરદિગારે જ મોકલી છે જે સમજાવવા માટે (પૂરતું) માધ્યમ છે અને મારા ધારવા પ્રમાણે અવશ્ય તારી કમ્બખ્તીના દિવસો આવી ગયા છે (અને યા તો ફિરઔનની એવી પરિસ્થિતિ હતી કે હઝરત મૂસા અલૈ.ની દરખાસ્ત ઉપર પણ બની ઈસ્રાઈલને મિસ્ર જવાની પરવાનગી આપતો ન હતો અને) ફરી (એવું થયું કે) તેણે (આ સંભાવનાથી કે ક્યાંક બની ઈસ્રાઈલ હઝરત મૂસા અલૈ.ના પ્રભાવ હેઠળ શક્તિશાળી ન બની જાય) ઈચ્છ્યું કે બની ઈસ્રાઈલના આ ભૂમિ ઉપરથી કદમ (મૂળિયાં) ઉખેડી નાંખવામાં આવે (એટલે કે તેમને દેશનિકાલો આપવામાં આવે) બસ, અમે (તે પહેલાં કે તે સફળ થાય પોતે) તેને અને જે તેની સાથે હતા બધાને ડૂબાડી દીધા અને (તે ડૂબાડ્યા પછી) અમે બની ઈસ્રાઈલને કહી આપ્યું કે (હવે) આ ભૂમિ (કે જ્યાંથી તે તમને કાઢવા ઈચ્છતો હતો તેના માલિક છો તમે જ તે)માં રહો સહો (ભલે શક્તિનો ઉપયોગ કરી અથવા એમ જ પરંતુ આ માલિકી

માત્ર દુનિયાની જિંદગી સુધી જ છે) પછી જ્યારે આખિરતનો વાયદો આવી જશે તો અમે સૌને એકઠા કરીને (કયામતના મેદાનમાં બધા જ બંદાઓને અમારા અધિકારથી) હાજર કરીશું, (આ શરૂઆત હશે પછી મો'મિનો અને કાફિરોને નેક અને ખરાબને અલગ–અલગ કરવામાં આવશે અને જે પ્રમાણે અમે મૂસા અલૈ.ને મોઅ્જિઝા આપ્યા એ જ પ્રમાણે અમે આપ ﷺને પણ ઘણા બધા મોઅ્જિઝાઓ આપ્યા જેમાં મહાન મોઅ્જિઝો "કુર્આન" છે કે) અમે આ કુર્આનને સત્યતા સાથે જ નાઝિલ કર્યું અને તે સત્યની સાથે (આપ ﷺ ઉપર) નાઝિલ થયું (એટલે કે જે પ્રમાણે માલિક પાસેથી ચાલ્યું હતું એ જ પ્રમાણે રસૂલ સુધી પહોંચ્યું અને વચ્ચે કોઈ ફેરફાર કે પરિવર્તન થયું નથી બસ તે માત્ર સત્ય અને સત્ય જ છે) અને (જે પ્રમાણે મૂસા અલૈ.ને પયગમ્બર બનાવ્યા હતા અને હિદાયત તેમના અધિકારમાં ન હતી એ જ પ્રમાણે) અમે તમને (પણ) માત્ર (ઈમાન ઉપર સવાબની) ખુશખબરી આપનારા અને (કુફ્ર ઉપર અઝાબથી) ડરાવનારા બનાવીને મોકલ્યા છે (જો કોઈ ઈમાન ન લાવે તો કોઈ ગમ ન કરો) અને કુર્આન(માં સત્યના ગુણો હોવા ઉપરાંત રહમતના તકાદા મુજબ એવી વિશિષ્ટતાઓ સાથે કાળજી રાખવામાં આવી છે કે તેનાથી હિદાયત સરળ બને એટલા માટે એક તો એ કે તે)માં અમે (આયતો વગેરેના) સ્થળે–સ્થળે પ્રકરણો રાખ્યા છે જેથી તમે તેને લોકો સામે થોભી–થોભીને પઢો (જેમાં તે સારી રીતે સમજી શકે કારણ કે, લાંબી ચર્ચા તથા સતત વર્ણન અમુક સમયે સમજમાં નથી આવતું) અને (બીજું એ કે) અમે તેને ઊતરવામાં પણ (ઘટના પ્રમાણે) ક્રમે–ક્રમે ઉતાર્યું (જેથી અર્થ પણ સારી પેઠે સમજી શકાય અને આ બધી બાબતનો તકાદો એ હતો કે આ લોકો ઈમાન લઈ આવે પરંતુ તેના ઉપર પણ ઈમાન ન લાવ્યા પરંતુ તમે કોઈ પરવા ન કરો બલકે સ્પષ્ટ) કહી આપો કે તમે આ કુર્આન ઉપર ભલે ઈમાન લાવો અથવા ઈમાન ન લાવો (મને કોઈ પરવા નથી બે કારણોથી; એક એ કે મને શું જરૂર ? બીજું એ કે તમે ઈમાન ન લાવો તો શું થયું ? અન્ય લોકો તો ઈમાન લઈ આવ્યા એટલા માટે) જે લોકોને કુર્આન(ના નાઝિલ થવા)થી પહેલાં (દીનનું) ઇલ્મ આપવામાં આવ્યું હતું (એટલે કે અહલે કિતાબના લેખકો અને વિદ્વાનો) આ કુર્આન જ્યારે તેમની સામે પઢવામાં આવે છે તો હડપચીભેર સિજ્દહમાં પડી જાય છે અને કહે છે, અમારો પરવરદિગાર (વાયદાનો ભંગ

કરવાથી) પવિત્ર છે બેશક ! અમારા પરવરદિગારનો વાયદો જરૂર પૂરો થાય જ છે (બસ જે કિતાબને જે નબી ઉપર નાઝિલ કરવાનો વાયદો પાછલી કિતાબોમાં કર્યો હતો તેને પૂરો કર્યો) અને હડપચીભેર (જે) પડે છે (તો) રડતાં(–રડતાં પડે છે) અને આ કુર્આન (એટલે કે તેમનું સાંભળવું) તેમની (દિલની) આજિઝી (વિનમ્રતા)ને ઔર વધારી દે છે (કારણ કે જાહેર અને બાતિનની વિનમ્રતા માણસને વધારે વિનમ્ર બનાવે છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى تِسْعَ اٰيَاتٌ આ આયતમાં હઝરત મૂસા (અલૈ.)ને નવ ખુલ્લી નિશાનીઓ આપવાનું વર્ણન છે, آيَتٌ (આયત)નો શબ્દ "મોઅ્જિઝા"ના અર્થ તરીકે આવે છે અને કુર્આનની આયતો માટે પણ; એટલે કે અલ્લાહના હુકમોના અર્થ તરીકે પણ આવે છે, આ સ્થળે બંને અર્થ હોવાની સંભાવના છે એટલા માટે વિવરણકારોના એક સમૂહે આ સ્થળે آيَاتٌ (આયાત)નો ભાવાર્થ "મોઅ્જિઝા" લીધો છે અને "નવ"ની સંખ્યાથી એ જરૂરી નથી કે નવથી વધારે ન હોય પરંતુ આ સ્થળે નવનું વર્ણન કોઈ ખાસ મહત્ત્વ દર્શાવવા માટે કરવામાં આવ્યું છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ નવ મોઅ્જિઝાઓ આ પ્રમાણે ગણાવ્યા છે. (૧) હઝરત મૂસા (અલૈ.)ની લાઠી જે સાપ બની જતી હતી. (૨) "યદે બયદાં" (ચમકતો હાથ) જેને ગરેબાનમાં નાંખીને કાઢવાથી તે ચમકવા લાગતો હતો. (૩) જીભ તોતડાથી હતી તે દૂર કરવામાં આવી. (૪) બની ઈસ્રાઈલને દરિયો પાર કરવા માટે દરિયાને ફાડીને તેના બે વિભાગો અલગ કરવામાં આવ્યા અને સામે પાર જવાનો રસ્તો આપવામાં આવ્યો. (૫) તીડોના ઝુંડનો અઝાબ અસામાન્ય પરિસ્થિતિમાં મોકલવામાં આવ્યો. (૬) તોફાન મોકલવામાં આવ્યું. (૭) શરીરના કપડાંમાં જૂ પેદા કરી દીધી જેનાથી બચવાનો કોઈ માર્ગ ન રહ્યો. (૮) દેડકાઓનો એક અઝાબ થોપવામાં આવ્યો કે દરેક ખાવા–પીવાની વસ્તુઓમાં દેડકાં આવી જતા હતા. (૯) લોહીનો અઝાબ મોકલવામાં આવ્યો કે દરેક વાસણ અને ખાવા–પીવામાં લોહી ભળી જતું હતું.

એક સહીહ હદીષના વિષયથી એ જાણ થાય છે કે અત્રે آيَاتٌ (આયાત)નો ભાવાર્થ "અલ્લાહના હુકમો" છે, આ હદીષ અબૂ દાવુદ, નસાઈ, તિરમિઝી અને ઈબ્ને માજહમાં સહીહ સનદ સાથે હઝરત સફવાન બિન અસ્સાલ

(રદિ.) દ્વારા નકલ થઈ છે, તેઓ ફરમાવે છે કે એક યહૂદીએ પોતાના એક મિત્રને કહ્યું કે મને આ નબીની પાસે લઈ ચાલો, મિત્રએ કહ્યું કે નબી ના કહો ! જો તેમને ખબર થઈ જશે કે અમે પણ તેમને નબી કહીએ છીએ તો તેમની ચાર આંખો થઈ જશે, એટલે કે તેમને ગર્વ કરવાનો અને ખુશી કરવાનો મોકો મળી જશે, પછી તે બંને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને પૂછ્યું કે હઝરત મૂસા (અલૈ.)ને જે નવ "આયાતે બય્યિનાત" (ખુલ્લા મોઅ્જિઝાઓ– નિશાનીઓ) આપવામાં આવી હતી તે કઈ–કઈ છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, (૧) અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ન ઠરાવો, (૨) ચોરી ન કરો, (૩) વ્યભિચાર ન કરો, (૪) જે જીવને હણવું અલ્લાહે હરામ કર્યું છે તેની અન્યાયી હત્યા ન કરો, (૫) કોઈ નિર્દોષ ઉપર જૂઠો આક્ષેપ લગાવીને કતલ અથવા સજા માટે રજુ ન કરો, (૬) જાદૂ ન કરો, (૭) વ્યાજ ન ખાઓ, (૮) પવિત્ર સ્ત્રીઓ ઉપર બદ્કારીનું બોહતાન ન બાંધો, (૯) જિહાદના મેદાનમાંથી જીવ બચાવીને ન ભાગો અને હે યહૂદ ! તમારા માટે ખાસ કરીને એ પણ હુકમ છે કે "યવમે સબ્ત" (શનિવાર)ના જે ખાસ હુકમો તમને આપવામાં આવ્યા છે તેનો ભંગ ન કરો.

રસૂલુલ્લાહ ﷺની આ વાત સાંભળીને તે બંનેએ રસૂલે કરીમ ﷺના હાથો અને પગોને ચૂમ્યા (બોસો કર્યો) અને કહ્યું કે, અમે ગવાહી આપીએ છીએ કે તમે અલ્લાહના નબી છો. આપ ﷺએ ફરમાવ્યું કે તમને મારું અનુસરણ કરવામાં કઈ વસ્તુ અટકાવે છે ? કહેવા લાગ્યા કે હઝરત દાવુદ (અલૈ.)એ પોતાના પરવરદિગાર પાસે આ દુઆ કરી હતી કે તેમના વંશમાં હંમેશા નબી થતા રહે અને અમને ભય છે કે જો અમે તમારું અનુસરણ કરવા લાગીએ તો યહૂદીઓ અમને કતલ કરી નાંખશે.

આ તફસીર સહીહ હદીષથી સાબિત છે એટલા માટે ઘણા બધા મુફસ્સિરોએ તેને અગ્રિમતા આપી છે.

يَبْكُوْنَ يَزِيْدُهُمْ خُشُوْعًا તફસીરે મઝહરીમાં છે કે કુર્આનની તિલાવતના સમયે રડવું મુસ્તહબ છે, હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, તે વ્યક્તિ જહન્નમમાં જશે નહીં જે અલ્લાહની બીકથી રડ્યો જ્યાં સુધી કે દોહેલું દૂધ ફરીવાર આંચળમાં પાછું ન વળી જાય.

(એટલે કે, જેવી રીતે દોહેલું દૂધ આંચળમાં પાછું નથી મોકલી શકાતું એ જ પ્રમાણે અલ્લાહના ડરથી રડનારનું જહન્નમમાં જવું અશક્ય છે.) એક રિવાયતમાં છે કે અલ્લાહ તઆલાએ બે આંખો ઉપર જહન્નમની આગ હરામ કરી દીધી, એક તે જે અલ્લાહના ડરથી રડી અને બીજી તે જે ઈસ્લામી સરહદની સુરક્ષા માટે રાત્રે જાગતી રહી. (બયહકી અને હાકિમ) અને હઝરત નજર બિન સઅ્દ (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જે કોમમાં અલ્લાહના ડરથી રડનારો હોય તે કોમને તેના કારણે આગથી છુટકારો અર્પણ કરાશે.

*(રૂહ અન અલ હકીમુલ તિરમિઝી)*

આજે સૌથી મોટી મુસીબત જે મુસલમાનો ઉપર પડી છે તેનું કારણ એ જ છે કે તેમનામાં અલ્લાહના ડરથી રડનાર ઘણા ઓછા રહી ગયા, રૂહુલ મઆનીના કર્તાએ આ સ્થળે અલ્લાહના ડરથી રડવાની ફઝીલતો વિશે હદીષો નકલ કર્યા પછી ફરમાવ્યું છે وَيَنۡبَغِيۡ اَنۡ يَّكُوۡنَ ذٰلِكَ حَالَ الۡعُلَمَاءِ એટલે કે, ઉલમાએ દીનની આવી જ હાલત હોવી જોઈએ, કારણ કે ઈબ્ને જરીર, ઈબ્ને મંઝર વગેરેએ અબ્દુલ અઅ્લા તયમી (રહ.)થી આ કથન નકલ કર્યું છે કે, “જે વ્યક્તિને માત્ર એવું જ્ઞાન મળ્યું હોય જે તેને રડાવતું નથી તો સમજી લો કે તેનું જ્ઞાન નફાકારક નથી.”

## આયતો : (સૂરએ બની ઇસ્રાઈલ : આયત નં. ૧૧૦-૧૧૧)

قُلِ ادۡعُوا اللّٰهَ اَوِ ادۡعُوا الرَّحۡمٰنَ ؕ اَيًّا مَّا تَدۡعُوۡا فَلَهُ الۡاَسۡمَآءُ الۡحُسۡنٰى ۚ وَلَا
تَجۡهَرۡ بِصَلَاتِكَ وَلَا تُخَافِتۡ بِهَا وَابۡتَغِ بَيۡنَ ذٰلِكَ سَبِيۡلًا ﴿۱۱۰﴾ وَقُلِ الۡحَمۡدُ لِلّٰهِ الَّذِىۡ
لَمۡ يَتَّخِذۡ وَلَدًا وَّلَمۡ يَكُنۡ لَّهٗ شَرِيۡكٌ فِى الۡمُلۡكِ وَلَمۡ يَكُنۡ لَّهٗ وَلِىٌّ مِّنَ الذُّلِّ
وَكَبِّرۡهُ تَكۡبِيۡرًا ﴿۱۱۱﴾

### તરજુમો :

*કહો, અલ્લાહ કહીને પોકારો અથવા રહમાન કહીને, જે કહીને પોકારશો બસ ખાસ્સા સારા નામો સઘળા તેના જ છે અને પોતાની નમાઝ (ખૂબ) મોટેથી ન પઢો અને ન જ (ખૂબ) ધીમેથી પઢો અને તેની વચ્ચે માર્ગ શોધી*

*લો. (૧૧૦) અને કહો, બધા જ વખાણ અલ્લાહના માટે છે જે સંતાન ધારણ કરતો નથી અને ન જ સલતનત (બાદશાહત)માં એનો કોઈ ભાગીદાર અને ન જ (નબળો છે કે) તેનો કોઈ મદદગાર નબળાઈ (ઝિલ્લત)ના લીધે અને તેની મોટાઈ વર્ણન કરો મોટો જાણીને. (૧૧૧)*

## તફસીર :

તમે ફરમાવી આપો કે ભલે અલ્લાહ કહીને પોકારો અથવા રહમાન કહીને પોકારો જે નામથી પણ પોકારશો (તે ઉત્તમ છે કારણ કે) તેના ઘણા સારા–સારા નામો છે (અને તેને શિર્કથી કોઈ સંબંધ નથી, કારણ કે તે એક જ પવિત્ર હસ્તીના કેટલાય નામો છે અને તેના કારણે તેની તવહીદમાં કોઈ ફરક નથી પડતો) અને પોતાની (ઝહ્‌રી) નમાઝમાં ન તો ખૂબ મોટેથી પઢો (કે મુશ્રિકો સાંભળે અને ખોટી બકવાસ કરે અને નમાઝમાં દિલ પરેશાન થાય) અને ન જ બિલકુલ ધીમેથી પઢો (કે મુક્તદી નમાઝીઓને પણ ન સંભળાય, કારણ કે તેનાથી તેમની તા'લીમ અને કેળવણીમાં ઉણપ રહે છે) અને બંનેની વચ્ચેનો એક (મધ્યમ કક્ષાનો) માર્ગ અપનાવો (જેથી હિત પણ જળવાય રહે અને નુકસાન પણ ન થાય) અને (કાફિરોના રદિયા માટે ખુલ્લમ–ખુલ્લું) કહી આપો કે સઘળી ખુબીઓ તે અલ્લાહના જ માટે (ખાસ) છે જે ન તો અવલાદ રાખે છે, ન જ તેનો કોઈ બાદશાહીમાં ભાગીદાર છે અને ન જ નબળાઈના કારણે તેનો કોઈ મદદગાર છે અને તેની ખૂબ મોટાઈ વર્ણન કરો.

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરએ બની ઈસ્રાઈલની અંતિમ આયતો છે, આ સૂરતની શરૂઆતમાં પણ અલ્લાહ તઆલાની પવિત્રતા અને તવહીદનું વર્ણન હતું અને આ અંતિમ આયતોને પણ તેના ઉપર જ પૂર્ણ કરવામાં આવી રહી છે. આ આયતોના નાઝિલ થવાની અમુક ઘટનાઓ છે. પ્રથમ એ કે રસૂલે કરીમ ﷺએ એક દિવસે દુઆમાં યા અલ્લાહ ! યા રહમાન ! કહીને પોકાર્યું તો મુશ્રિકોએ સમજ્યું કે આ તો બે ખુદાઓને પોકારે છે, તેઓ કહેવા લાગ્યા કે અમને તો માત્ર એકના સિવાય કોઈ અન્યને પોકારવાની મનાઈ કરે છે અને પોતે બે મઅ્‌બૂદોને પોકારે છે. તેમનો જવાબ આયતના પ્રથમ ભાગમાં આપવામાં આવ્યો છે કે અલ્લાહ જલ્લ શા'નુહૂના બે જ નહીં પરંતુ ઘણા બધા સારા–સારા નામો છે જે નામથી પણ

પોકારો ભાવાર્થ એક પવિત્ર હસ્તી છે અને તમારો ભ્રમ ખોટો છે.

બીજી ઘટના એ છે કે જ્યારે મક્કએ મુકર્રમહમાં રસૂલે કરીમ ﷺ નમાઝમાં મોટા અવાજે કુર્આનની તિલાવત કરતા હતા તો મુશ્રિકો ઠટ્ઠો અને મશ્કરી કરતા હતા અને કુર્આન તથા જિબ્રઈલ અમીન (અલૈ.) અને પોતે અલ્લાહ તઆલાની શા'નમાં પણ ગુસ્તાખીભરી અપમાનજનક વાતો કરતા હતા. તેના જવાબમાં આ જ આયતનો અંતિમ ભાગ નાઝિલ થયો, તેમાં રસૂલે કરીમ ﷺને મોટા અવાજ તથા બિલકુલ ધીમા અવાજની વચ્ચેનો મધ્યમ માર્ગ અપનાવવાની સૂચના આપવામાં આવી કે જરૂરત તો મધ્યમ કક્ષાના અવાજથી પૂરી થઈ જાય છે અને મોટા અવાજના કારણે જે મુશ્રિકો તરફથી કષ્ટ આપવાનો મોકો મળે છે તેનાથી પણ છુટકારો થયો.

ત્રીજી ઘટના એ છે કે યહૂદ અને નસારા અલ્લાહ તઆલા માટે અવલાદ ઠરાવતા હતા તથા અરબો મૂર્તિઓને અલ્લાહના ભાગીદાર કહેતા હતા તથા શાબી અને અગ્નિપૂજકો કહ્યા કરતા હતા કે અલ્લાહ તઆલાના ખાસ નિકટવર્તી ન થવાથી તેની કદર અને સન્માનમાં ઉણપ આવી જાય છે, આ ત્રણે ફિરકાઓના જવાબમાં અંતિમ આયત નાઝિલ થઈ જેમાં ત્રણે વસ્તુઓના ઈન્કારનું વર્ણન કરવામાં આવ્યું છે.

દુનિયામાં જેનાથી મખ્લૂકને અમુક પ્રકારે શક્તિ પહોંચ્યા કરે છે તે ક્યારેક પોતાના કરતાં નાની હોય છે જેમકે અવલાદ અને ક્યારેક પોતાની સમકક્ષ હોય છે જેમકે પોતાનો કોઈ ભાગીદાર અને ક્યારેક પોતાનાથી મોટી હોય છે જેમકે કોઈ મદદગાર અને સહાયક. અલ્લાહ તઆલાએ આ આયતમાં આ ત્રણેનો પોતાના માટે ક્રમવાર નકાર કર્યો છે.

**મસ્અલો :**

પ્રસ્તુત આયતમાં નમાઝની અંદર તિલાવત કરવાની એ સભ્યતા બતાવવામાં આવી છે કે ઘણા ઊંચા અવાજે ન હોય અને ન જ બિલકુલ ધીમા અવાજે કે મુક્તદી પણ ન સાંભળી શકે. દેખીતું છે કે ઝહરી નમાઝો (જે નમાઝોમાં ઈમામનું મોટેથી તિલાવત કરવું જરૂરી છે જેમકે ફજ્ર, મગરિબ, ઈશા) માટે અને ઝુહ્ર–અસ્રની નમાઝોમાં તો બિલકુલ ધીમા અવાજે પઢવું મુતવાતિર (મજબૂત) સુન્નતથી સાબિત થયેલ છે.

ઝહ્રી નમાઝોમાં મગરિબ, ઈશા, ફજ્રની નમાઝો સામેલ છે અને

તહજ્જુદની નમાઝ પણ, જેમકે એક હદીષમાં છે કે એક વખતે રસૂલે કરીમ ﷺ તહજ્જુદની નમાઝના સમયે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) અને હઝરત ઉમર ફારૂક (રદિ.)ની પાસેથી પસાર થયા તો હઝરત અબૂબક્ર (રદિ.) તિલાવત ધીમેથી કરી રહ્યા હતા અને હઝરત ઉમર ફારૂક (રદિ.) તિલાવત ખૂબ મોટા અવાજે કરી રહ્યા હતા. રસૂલુલ્લાહ ﷺએ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને ફરમાવ્યું કે તમે આટલું ધીમું કેમ પઢો છો ? હઝરત સિદ્દીક (રદિ.)એ વિનંતી કરી કે જેને સંભળાવવું હતું તેને સંભળાવી દીધું, કારણ કે અલ્લાહ તઆલા તો દરેક ધીમાથી ધીમા અવાજને પણ સાંભળે છે. આપ ﷺએ ફરમાવ્યું કે થોડા મોટા અવાજે પઢયા કરો, પછી હઝરત ઉમર ફારૂક (રદિ.)ને ફરમાવ્યું કે તમે આટલા ઊંચા અવાજે કેમ પઢો છો ? હઝરત ઉમર (રદિ.)એ વિનંતી કરી કે, હું ઊંઘ અને શયતાનને ભગાડવા માટે ઊંચા અવાજે પઢું છું, આપ ﷺએ તેમને પણ એ હુકમ આપ્યો કે થોડા ધીમા અવાજે પઢયા કરો. *(તિરમિઝી અને મઝહરી)*

નમાઝમાં ન હોય એવી પરિસ્થિતિમાં કુર્આનની તિલાવતને મોટેથી અથવા ધીમા અવાજે પઢવા વિશેના મસ્અલાઓ સૂરએ અઅ્રાફમાં વર્ણન થઈ ચૂક્યા છે. અંતિમ આયત قُلِ الْحَمْدُلِلّٰهِ વિશે હદીષમાં છે કે, "આયતે ઈજ્જત" આ જ આયત છે, ....اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ (રવાહુ અહમદ વ તબરાની મિન મઆઝલ જહની કઝા ફિલ મઝહરી) આ આયતમાં એ સૂચના પણ છે કે કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાની કેટલીય ઈબાદત અથવા તા'રીફ કરે પરંતુ પોતાના અમલને અલ્લાહ તઆલાના ઈબાદત અને તા'રીફના હકના મુકાબલામાં ઓછી જ સમજે અને પોતાની ખામીનો સ્વીકાર કરવો તેના માટે જરૂરી છે. *(મઝહરી)*

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે બની અબ્દુલ મુત્તલિબમાં જ્યારે કોઈ બાળક મોઢું ખોલવા (બોલતા શીખવા) પાત્ર થઈ જતું તો તેને આપ આ આયત શિખવાડતા હતા. قُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ لَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِى الْمُلْكِ وَلَمْ يَكُنْ لَّهٗ وَلِىٌّ مِنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرًا *(મઝહરી)*

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે એક દિવસે હું રસૂલે કરીમ ﷺ સાથે બહાર નીકળ્યો એ રીતે કે મારો હાથ આપ ﷺના હાથમાં હતો, આપ ﷺ એક એવા વ્યક્તિ પાસેથી પસાર થયા જે ખૂબ દુઃખી અને પરેશાન હતો તો આપ ﷺએ પૂછ્યું કે તમારી આ હાલત કઈ રીતે થઈ ગઈ ? તે વ્યક્તિએ

જવાબ આપ્યો કે બીમારી અને તંગદસ્તી (ગરીબી)એ આ હાલત કરી નાંખી. રસૂલે કરીમ ﷺએ કહ્યું કે હું તમને અમુક વાક્યો બતાવું છું તે તમે પઢશો તો તમારી બીમારી અને તંગદસ્તી દૂર થઈ જશે. તે વાક્યો આ હતા, تَوَكَّلْتُ عَلَى الْحَيِّ الَّذِىْ لَايَمُوْتُ اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ لَمْ يَتَّخِذْ وَلَدًا..... ત્યાર પછી અમુક સમયે ફરી રસૂલે કરીમ ﷺ તેના તરફ તશરીફ લઈ ગયા તો તેને સારી હાલતમાં જોયો, આપ ﷺએ ખુશી પ્રગટ કરી. તેણે વિનંતી કરી કે જ્યારથી તમે મને આ વાક્યો બતાવ્યા હતા હું પાબંદીથી તેને પઢું છું. *(અબૂ યઅ્લા વ ઈબ્ને સુન્ની અજ મઝહરી)*

تَمَّ تَفْسِيْرُ سُوْرَةِ بَنِىْ اِسْرَائِيْلَ بِعَوْنِ اللّٰهِ وَحَمْدِهٖ بَعْدَ الْعِشَاءِ لِعَاشِرِ جُمَادِى الْاُوْلٰى ١٣٩٠ه‍ فَالْحَمْدُ لِلّٰهِ اَوَّلَهٗ وَاٰخِرَهٗ.

**લેખકની પોતાની આપવીતી :**

આજે ૨૯ શાબાન સન હિજરી ૧૩૯૦ શનિવારના દિવસે અલ્હમ્દુલિલ્લાહ "મઆરિફુલ કુર્આન"ની પ્રતો ઉપર બીજા વખતની સિહ્હતનું કામ (પ્રુફ રીડીંગ) પણ પૂર્ણ થયું જેની જાહેર સ્વરૂપે કોઈ આશા ન હતી, કારણ કે રમઝાન ૧૩૮૮ના અંતમાં મુજ નાચીઝ એવી બીમારીઓમાં સપડાયો હતો કે લગભગ એક વર્ષ તો ખાટલા ઉપર જિંદગી અને મોતની ખેંચતાણમાં જ પસાર થઈ, તે સમયે મજબૂરી અને લાચારીની હાલતમાં વારંવાર એવો અફસોસ થતો રહેતો હતો કે અમુક લખાણોની હસ્તપ્રતો જે લગભગ પૂર્ણ થઈ ચૂકી હતી કાશ તેની પૂર્ણતા થઈ જાય ! "મઆરિફુલ કુર્આન"ના નામથી જે દર્સે કુર્આન લાંબા સમય સુધી રૅડિયો પાકિસ્તાન ઉપરથી પ્રસારિત થતો રહ્યો ઘણા મિત્રોના તકાદાથી તેના ઉપર બીજી નજર નાંખવાનું કામ અને વચ્ચે બાકી રહી ગયેલ આયતોની તફસીરની પૂર્ણતાનો જે ક્રમ ચાલી રહ્યો હતો કોઈ રીતે તે પૂર્ણ થઈ જાય તો કેવું સારું ! એ જ પ્રમાણે સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ કુર્આને કરીમની બે મંઝિલો પાંચમી અને છટ્ઠીને અહકામુલ કુર્આનમાં અરબી ભાષામાં લખવા માટે મુજ નાચીઝને નિયુક્ત કર્યો હતો તેનો પણ અંતિમ ભાગ લખવાનો બાકી રહી ગયો હતો, મોત અને જિંદગીની ખેંચતાણ, ઊઠવા–બેસવાની મા'ઝૂરીની પરિસ્થિતિમાં કદાચ આ હસરતની સુનાવણી બારગાહે રબ્બુલ ઈજ્જતમાં થઈ ગઈ અને એ વિચાર પ્રબળ બન્યો કે જેટલું થઈ

શકે તે કામ કરી લેવામાં આવે, એ ફિકર છોડી દીધી કે જે રહી જશે તેનું શું થશે ? અને આ વિચારે એક મજબૂત ઈરાદાનું સ્વરૂપ ધારણ કરી લીધું. ખાટલામાં સૂતાં-સૂતાં જ તફસીર ઉપર બીજી નજર નાંખવાનું અને અહકામુલ કુર્આનની પૂર્ણતાનું કામ શરૂ કર્યું, કુદરતની અજાયબીમાંથી છે કે આ બીમારીના સમયમાં કામ એટલી ઝડપથી ચાલ્યું કે તંદુરસ્તીની હાલતમાં પણ આ ગતિ ન હતી અને પછી કદાચ તેની જ બરકતથી અલ્લાહ તઆલાએ આ મા'ઝૂર અને મજબૂર કરનારી બીમારીને પણ દૂર કરી દીધી અને એક હદ સુધી તંદુરસ્તીનું સ્વરૂપ પ્રાપ્ત થઈ ગયું તો હવે સમયની કદર જાણીને તે કામો ઉપર પોતાની ક્ષમતા અનુસાર સમય ખર્ચ કર્યો, એ માત્ર અલ્લાહ તઆલાની કૃપા અને ઈનામ જ હતું કે અહકામુલ કુર્આનની બંને મંઝિલોની પૂર્ણતા પણ થઈ ગઈ અને આ જ મુદતમાં આ બંને જિલ્દો છપાઈને પ્રકાશિત પણ થઈ ગઈ તથા તફસીરે મઆરિફુલ કુર્આનની બે જિલ્દો સૂરએ નિસાઅ્ સુધી છપાઈને પ્રકાશિત થઈ ગઈ છે અને ત્રીજી જિલ્દ સૂરએ અઅ્રાફ સુધી પ્રકાશન હેઠળ છે અને આજે અડધા કુર્આન સુધીની તફસીરની હસ્તપ્રતો ઉપર બીજી વખતની નજર નાંખવાનું કાર્ય પણ પૂર્ણ થઈ ગયું. (فَلِلّٰهِ الْحَمْدُ اَوَّلَهٗ وَاٰخِرَهٗ)

આ સમયે જ્યારે કે આ લખાણ લખી રહ્યો છું નાચીઝની જિંદગી ૭૫ વર્ષ પૂરા કરીને ૨૧ શાબાન સન હિજરી ૧૩૯૦ના દિવસે ૭૬મી મંઝિલ શરૂ કરી રહી છે. વિવિધ બીમારીઓમાં સપડાવાથી શારીરિક કમજોરી અને તેના ઉપર અનેક પ્રવૃત્તિઓ અને જવાબદારીઓનો ભાર છે, હવે આગળ કોઈ લખાણ કે સંપાદનની આશા રાખવી અશક્ય છે પરંતુ કુર્આનની સેવાના નામ ઉપર કંઈ પણ લખવું અને ગમે એટલી અધૂરી સેવા પણ સફળતા અને ઈનામ છે એ વિચારે મને એ બાબત ઉપર પ્રેર્યો કે સૂરએ કહફની તફસીર પણ અલ્લાહ તઆલાના નામથી શરૂ કરવામાં આવે અને બાકી જિંદગીમાં જે કંઈ થઈ શકે તેને ગનીમત સમજવામાં આવે, કારણ કે મકસદ કુર્આનને પૂર્ણ કરવાનો નથી પરંતુ પોતાની જિંદગી અને અશક્તિને કુર્આનની સેવામાં પૂર્ણ કરવાનો છે. وَاللّٰهُ الْمُوَفِّقُ وَالْمُعِيْنُ

*- (હઝરત મવલાના) મુફ્તી મુહમ્મદ શફીઅ્ ઉસ્માની (રહ.)*

સૂરએ બની ઈસ્રાઈલ પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લહ !

**તારીખ :** ૧૫ નવેમ્બર ૨૦૦૯ મુતાબિક ૨૭ જિલ્કદ ૧૪૩૦ હિજરી.

**અલ્હમ્દુલિલ્લાહ ! છઠ્ઠી જિલ્દ (ભાગ-૬) સમાપ્ત** ❑❑❑❑❑❑❑❑❑❑



કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૧૮)

# સૂરએ કહફ

સૂરએ કહફ મક્કામાં ઊતરી અને તેની ૧૧૦ આયતો અને ૧૨ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ કહફ : આયત નં. ૧ થી ૮)**

اٰیَاتُهَا ١١٠ — ١٨ سُوْرَةُ الْكَهْفِ مَكِّيَّةٌ ٦٩ — رُكُوْعَاتُهَا ١٢

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْۤ اَنْزَلَ عَلٰی عَبْدِهِ الْكِتٰبَ وَلَمْ یَجْعَلْ لَّهٗ عِوَجًا ۝١ قَیِّمًا لِّیُنْذِرَ
بَاْسًا شَدِیْدًا مِّنْ لَّدُنْهُ وَیُبَشِّرَ الْمُؤْمِنِیْنَ الَّذِیْنَ یَعْمَلُوْنَ الصّٰلِحٰتِ
اَنَّ لَهُمْ اَجْرًا حَسَنًا ۝٢ مّٰكِثِیْنَ فِیْهِ اَبَدًا ۝٣ وَّیُنْذِرَ الَّذِیْنَ قَالُوا اتَّخَذَ
اللّٰهُ وَلَدًا ۝٤ مَا لَهُمْ بِهٖ مِنْ عِلْمٍ وَّلَا لِاٰبَآىِٕهِمْ ؕ كَبُرَتْ كَلِمَةً تَخْرُجُ مِنْ اَفْوَاهِهِمْ ؕ اِنْ
یَّقُوْلُوْنَ اِلَّا كَذِبًا ۝٥ فَلَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ عَلٰۤی اٰثَارِهِمْ اِنْ لَّمْ یُؤْمِنُوْا بِهٰذَا الْحَدِیْثِ
اَسَفًا ۝٦ اِنَّا جَعَلْنَا مَا عَلَی الْاَرْضِ زِیْنَةً لَّهَا لِنَبْلُوَهُمْ اَیُّهُمْ اَحْسَنُ عَمَلًا ۝٧ وَاِنَّا
لَجٰعِلُوْنَ مَا عَلَیْهَا صَعِیْدًا جُرُزًا ۝٨

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*બધા વખાણ અલ્લાહના માટે જેણે પોતાના બંદા ઉપર કિતાબ ઉતારી અને તેમાં કોઈ વક્રતા ન રાખી. (૧) સીધી ઉતારી જેથી ડર સંભળાવી આપે અલ્લાહના તરફથી એક આફતનો અને ઈમાન લાવનારાઓને ખુશખબરી*

*આપે જેઓ નેકીઓ કરે છે કે તેમના માટે સારો બદલો છે. (૨) જેમાં હંમેશા રહ્યા કરે. (૩) અને તેમને ડર સંભળાવી દે જેઓ કહે છે અલ્લાહ સંતાન ધારણ કરે છે. (૪) તેમને એ વાતની કંઈ ખબર નથી અને ન જ તેમના બાપદાદાઓને; કેટલી મોટી વાત તેમના મોંઢેથી નીકળે છે ! બધું જૂઠું છે જે તેઓ કહે છે. (૫) બસ ક્યાંક તમે પોતાના પ્રાણને પસ્તાઈ પસ્તાઈને તેમની પાછળ ગૂંગળાવી નાંખશો જો તેઓ એ વાતને માનશે નહીં ! (૬) નિઃશંક ! અમે જે કંઈ જમીન ઉપર બનાવ્યું છે એ તેની રોનક છે જેથી લોકોને પારખીએ કે કોણ તેમાં સારું કામ કરે છે. (૭) અને અમારે જે કંઈ તે(જમીન)ના ઉપર છે ઉજ્જડ મેદાન કરવાનું છે. (૮)*

## સૂરએ કહ્ફની વિશેષતાઓ અને શ્રેષ્ઠતા :

મુસ્લિમ, અબૂ દાવુદ, તિરમિઝી, નસાઈ, મુસ્નદે અહમદમાં હઝરત અબૂ દરદઅ્ (રદિ.)થી રિવાયત છે કે જે વ્યક્તિએ સૂરએ કહ્ફની પહેલી દશ આયતો મોઢે કરી લીધી તે દજ્જાલના ફિત્નાથી સુરક્ષિત રહેશે અને પ્રસ્તુત કિતાબોમાં હઝરત અબૂ દરદઅ્ (રદિ.)ની જ બીજી આ વિષયની એક રિવાયત સૂરએ કહ્ફની અંતિમ દશ આયતો યાદ કરવા વિશે નકલ થઈ છે.

મુસ્નદે અહમદમાં હઝરત સહલ ઈબ્ને મઆઝ (રદિ.)થી આ નકલ થયું છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, જે વ્યક્તિ સૂરએ કહ્ફની પ્રથમ અને અંતિમ આયતો પઢી લે તેના માટે તેના પગથી લઈ માથા સુધી એક નૂર (પ્રકાશ) થઈ જાય છે અને જે પૂરી સૂરત પઢી લે તો તેના માટે જમીનથી આસમાન સુધી નૂર થઈ જાય છે.

અમુક રિવાયતોમાં છે કે જે વ્યક્તિ જુમ્આના દિવસે સૂરએ કહ્ફની તિલાવત કરે તેના પગથી લઈ આસમાનની ઊંચાઈઓ સુધી નૂર થઈ જશે, જે કયામતના દિવસે તેને પ્રકાશ આપશે અને પાછલી જુમ્આથી આ જુમ્આ સુધી તેના બધા ગુનાહો મા'ફ થઈ જશે. (ઈમામ ઈબ્ને કષીરે આ રિવાયતને مَوْقُوْف ઠરાવી છે).

હાફિઝ ઝિયા મકદસીએ પોતાની કિતાબ "મુખ્તારહ"માં હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુની રિવાયતથી નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે

જે વ્યક્તિ જુમ્આના દિવસે સૂરએ કહફ પઢી લે તે આઠ દિવસ સુધી ફિત્નાથી બચેલો રહેશે અને જો દજ્જાલ નીકળી આવે તો એ તેના ફિત્નાથી પણ બચેલો રહેશે. (આ બધી રિવાયતો તફસીરે ઈબ્ને કષીરમાંથી લેવામાં આવી છે.)

રૂહુલ મઆનીમાં વયલમીએ હઝરત અનસ (રદિ.)થી નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, સૂરએ કહફ આખે-આખી એક જ વખતમાં નાઝિલ થઈ અને સિત્તેર હજાર ફરિશ્તા તેની સાથે આવ્યા જેનાથી તેની મહાનતમ્ શાન જાહેર થાય છે.

**શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) :**

ઈમામ ઈબ્ને જરીર તબરી (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, (જ્યારે મક્કએ મુકર્રમહમાં રસૂલે કરીમ ﷺની ચર્ચા થઈ તથા મક્કાના કુરૈશ તેનાથી પરેશાન થયા તો) તેમણે પોતાના બે વ્યક્તિઓ નજર બિન હારિષ અને ઉકબા બિન અબી મુઈતને મદીના તય્યિબહ યહૂદીઓના ઉલમા પાસે મોકલ્યા કે આ લોકો અગાઉની કિતાબો તવરાત અને ઈન્જીલના વિદ્વાનો છે તે આપ ﷺ વિશે શું કહે છે ? યહૂદીઓના ઉલમાએ તેમને બતાવ્યું કે તમે લોકો તેમનાથી ત્રણ પ્રશ્નો કરો, જો તેમણે તેનો જવાબ સાચો આપ્યો તો સમજી લો કે તેઓ અલ્લાહના નબી અને રસૂલ છે અને જો તેઓ એવું ન કરી શકે તો સમજી લો કે આ વાતો બનાવનારા બનાવટી છે રસૂલ નથી. એક તો તેમને તે નવયુવાનોની હાલત વિશે પૂછો જેઓ પ્રાચીન સમયમાં કોઈ સમયે પોતાના શહેરથી નીકળી ગયા હતા તેમની શું ઘટના છે ? કારણ કે આ આશ્ચર્યજનક ઘટના છે અને બીજું, તેમને એવા વ્યક્તિની હાલત વિશે પૂછો જેણે દુનિયાના પૂર્વ અને પશ્ચિમ તથા સમગ્ર પૃથ્વીની મુસાફરી કરી તેની શું ઘટના છે ? ત્રીજું, તેમને "રૂહ" (આત્મા) વિશે સવાલ કરો કે તે શું વસ્તુ છે ?

આ બંને કુરૈશીઓ મક્કા મુકર્રમહ પાછા આવ્યા અને પોતાના જ્ઞાતિના લોકોને કહ્યું કે અમે એક નિર્ણાયક સ્વરૂપ લઈને આવ્યા છે અને યહૂદીઓના ઉલમા સાથે થયેલ વાતચીતની સંપૂર્ણ વિગત સંભળાવી. પછી આ લોકો રસૂલે કરીમ ﷺની સેવામાં આ સવાલો લઈને હાજર થયા, રસૂલે કરીમ ﷺએ સાંભળીને ફરમાવ્યું કે હું તેનો જવાબ કાલે આપીશ પરંતુ આપ ﷺ તે વખતે

ઈન્શાઅલ્લાહ કહેવાનું ભૂલી ગયા, આ લોકો પાછા વળ્યા અને રસૂલે કરીમ ﷺ અલ્લાહની વહીની રાહ જોવા લાગ્યા કે આ સવાલોનો જવાબ વહી દ્વારા બતાવવામાં આવશે પરંતુ વાયદા પ્રમાણે આગલા દિવસ સુધી કોઈ વહી ન આવી, બલકે પંદર દિવસ આવી જ પરિસ્થિતિમાં પસાર થઈ ગયા કે ન તો જિબ્રઈલ (અલૈ.) આવ્યા અને ન જ કોઈ વહી નાઝિલ થઈ, મક્કાના કુરૈશીઓએ મજાક ઉડાવવાનું શરૂ કર્યું અને રસૂલે કરીમ ﷺને તેનાથી સખત રંજ અને દિલગીરી થઈ.

પંદર દિવસ પછી હઝરત જિબ્રઈલ (અલૈ.) સૂરએ કહફ લઈને નાઝિલ થયા [જેમાં વહી મોડું થવાનું કારણ પણ વર્ણન કરવામાં આવ્યું છે કે હવે પછી ભવિષ્યમાં કોઈ કામ કરવાનો વાયદો કરવામાં આવે તો "ઈન્શાઅલ્લાહ" કહેવું જોઈએ. આ ઘટનામાં કારણ કે ઈન્શાઅલ્લાહ કહેવામાં આવ્યું ન હતું એટલે તેના ઉપર ચેતવણી આપવા માટે વહી આવવામાં મોડું થયું, આ પરિસ્થિતિમાં તે ઘટના વિશે આ આયતો આગળ આવશે. وَلَا تَقُوْلَنَّ لِشَیْءٍ اِنِّیْ فَاعِلٌ ذٰلِکَ غَدًا اِلَّآ اَنْ یَّشَآءَ اللّٰهُ (૧૮:૨૩-૨૪)] આ સૂરતમાં તે યુવાનોની ઘટના પણ સંપૂર્ણ બતાવવામાં આવી જેમને "અસ્હાબે કહફ" કહેવામાં આવે છે તથા પૂર્વ અને પશ્ચિમની મુસાફરી કરનાર ઝુલ્કરનૈનની ઘટના પણ વિગતપૂર્વક વર્ણન કરવામાં આવી તથા રૂહના સવાલનો જવાબ પણ. *(કુર્તુબી, મઝહરી, ઈબ્ને જરીરના હવાલાથી)*

(પરંતુ "રૂહ"ના સવાલનો જવાબ ગૌણ સ્વરૂપે આપવો હિકમતનો તકાદો હતો એટલા માટે તેને સૂરએ બની ઈસ્રાઈલના અંત ભાગમાં (૧૭:૮૫) અલગ કરીને વર્ણન કરવામાં આવ્યો છે અને એ જ કારણે સૂરએ કહફને સૂરએ બની ઈસ્રાઈલ પછી રાખવામાં આવી. -સુયૂતિ)

## તફસીર :

બધી જ ખુબીઓ તે અલ્લાહ માટે સાબિત છે જેણે પોતાના (ખાસ) બંદા (હઝરત મુહમ્મદ ﷺ) ઉપર આ કિતાબ નાઝિલ કરી અને એ (કિતાબ)માં (કોઈપણ પ્રકારની) જરા સરખી પણ વક્રતા ન રાખી (ન તો શાબ્દિક વર્ણનશૈલી અથવા સાહિત્યિક વ્યાકરણની દૃષ્ટિએ અથવા ન જ કોઈ અર્થના આધારે; એટલે કે તેનો કોઈપણ હુકમ હિકમતના વિરુદ્ધ નથી બલકે તેને) બિલકુલ મજબૂતી

પ્રદાન કરી (સીધી ઉતારી અને નાઝિલ એટલા માટે કરી) જેથી તે (કિતાબ કાફિરોને સામાન્ય રીતે) એક સખત અઝાબથી જે અલ્લાહ તઆલા તરફથી (તેમને આખિરતમાં થશે) ડરાવે અને ઈમાનવાળાઓ જે નેક કાર્યો કરે છે એ ખુશખબરી આપે કે તેમને (આખિરતમાં) સારો બદલો મળશે જેમાં તેઓ હંમેશા રહેશે અને જેથી (કાફિરોમાં ખાસ કરીને) તે લોકોને (અઝાબથી) ડરાવો જેઓ એવું કહે છે કે (નઊઝુબિલ્લાહ) અલ્લાહ તઆલા સંતાન રાખે છે (અને અલ્લાહ માટે અવલાદની માન્યતા ધરાવનારા કાફિરોને સામાન્ય કાફિરોથી અલગ કરીને એટલા માટે વર્ણન કરવામાં આવ્યા કે તેમના આ બાતિલ જૂઠા અકીદામાં અરબના સામાન્ય લોકો, મુશ્રિકો, યહૂદીઓ, નસારા બધા જ સંડોવાયેલા હતા) ન તો તેની કોઈ દલીલ તેમની પાસે છે અને ન જ તેમના બાપ–દાદાઓની પાસે હતી, ઘણી ભારે વાત છે જે તેમના મુખેથી નીકળે છે (અને) તે લોકો બિલકુલ (જ) જૂઠું બકે છે (જે બૌદ્ધિક રીતે પણ અશક્ય છે, કોઈ સામાન્ય બુદ્ધિ ધરાવનાર પણ તે માનવા માટે તૈયાર નથી થઈ શકતો અને તમે જે તે લોકોના કુફ્ર અને ઈન્કાર ઉપર આટલો બધો ગમ કરો છો કે) કદાચ તમે તેમની પાછળ જો આ લોકો આ (કુર્આની) વિષયો ઉપર ઈમાન ન લાવે તો ગમથી પોતાનો પ્રાણ આપી દો (એટલે કે એટલો ગમ ન કરો કે હલાકતને નજીક લાવી દો, કારણ એ છે કે દુનિયા પરીક્ષાની જગ્યા છે, તેમાં ઈમાન અને કુફ્ર તથા ભલાઈ અને બુરાઈ બંનેનું મિશ્રણ જ રહેશે, બધા જ મો'મિન થઈ જાય એવું ન થશે. આ જ કસોટી માટે) અમે જમીન ઉપરની વસ્તુઓને એ (જમીન) માટે રોનકનું કારણ બનાવ્યું જેથી અમે (તેના દ્વારા) લોકોની આજમાયશ કરીએ કે તેમનામાં વધારે સારા કર્મો કોણ કરે છે ? (એ કસોટી કરવી છે કે કોણ આ દુનિયાના શણગાર અને રોનક ઉપર ફિદા થઈને અલ્લાહ અને આખિરતથી ગાફેલ થઈ જાય છે અને કોણ નથી થતો ? મતલબ એ કે આ દુનિયા કર્મો કરવાનું સ્થળ છે, અલ્લાહના તકવીની હુકમ પ્રમાણે કોઈ તેમાં મો'મિન હશે તો કોઈ કાફિર રહેશે પછી ગમ કરવો બેકાર છે, તમે પોતાનું કામ કરીએ જ જાઓ અને તેમના કુફ્રનું પરિણામ દુનિયામાં જ જાહેર થવાની રાહ ન જુઓ કારણ કે તે અમારું કામ છે જે એક નિશ્ચિત સમય ઉપર થશે એટલા માટે એક દિવસ આવવાનો છે કે) અમે પૃથ્વી ઉપરની બધી જ વસ્તુઓને એક સાફ મેદાન કરી આપીશું (ન તો તેના ઉપર કોઈ વસવાટ કરનાર બાકી રહેશે

અને ન જ કોઈ વૃક્ષ અને ન જ પહાડ અને ન તો કોઈ મકાન અથવા બાંધકામ. ખુલાસો એ છે કે તમે પોતાનું તબ્લીગ અને પ્રચારનું કામ કરતા રહો, ઈન્કારીઓના ખરાબ પરિણામનો આટલો બધો ગમ ન કર્યા કરો).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَمۡ يَجۡعَلۡ لَّهٗ عِوَجًا ۜ قَيِّمًا શબ્દ عِوَج (ઈવજ)નો અર્થ "કોઈ પ્રકારની વક્રતા અથવા વાંકાપણું કે એક તરફ નમી ગયેલ વસ્તુ" થાય છે. કુર્આને કરીમ પોતાના શાબ્દિક અને અર્થની વિશેષતાઓમાં આવી વક્રતાથી પાક છે, ન તો તેની સાહિત્યિક ઉચ્ચતાના આધારે કોઈ સ્થળે લેશમાત્ર વક્રતા હોઈ શકે છે અને ન જ જ્ઞાન અને હિકમતના સંદર્ભમાં; જેનો ભાવાર્થ وَلَمۡ يَجۡعَلۡ لَّهٗ عِوَجًا દ્વારા એક નકારાત્મક સ્વરૂપે બતાવવામાં આવ્યો છે, પછી તાકીદ માટે આ વિષયને યોગ્ય સ્વરૂપે શબ્દ قَيِّمًا (કય્યિમન)થી સ્પષ્ટ કરવામાં આવ્યો છે, કારણ કે قَيِّمًا (કય્યિમન)નો અર્થ مُسۡتَقِيۡمًا (મુસ્તકીમન) છે અને "મુસ્તકીમ" તે જ છે જેમાં કોઈ નાની સરખી પણ વક્રતા કે એક બાજુએ ઢળેલું કે નમેલું ન હોય અને અત્રે "કય્યિમ"નો એક બીજો અર્થ પણ હોઈ શકે છે, એટલે કે "દેખરેખ રાખનાર અથવા રક્ષણ કરનાર" આ અર્થના આધારે આ શબ્દનો ભાવાર્થ એ થશે કે કુર્આને કરીમ જે પ્રમાણે પોતાની જાતમાં સંપૂર્ણ અને દરેક પ્રકારની વક્રતા અને ઉણપ કે અતિરેકથી પાક છે એ જ પ્રમાણે એ બીજાઓને પણ મક્કમ અને સીધું રાખનાર તથા બંદાઓના બધા જ હિતોની સુરક્ષા કરનાર છે. હવે, આ બંને શબ્દોનો ખુલાસો એ થયો કે કુર્આને કરીમ પોતે પણ સંપૂર્ણ છે અને અલ્લાહની મખ્લૂકને પણ સંપૂર્ણ બનાવનાર છે. *(મઝહરી)*

اِنَّا جَعَلۡنَا مَا عَلَى الۡاَرۡضِ زِيۡنَةً لَّهَا અત્રે પૃથ્વી ઉપર જે મખ્લૂકો, પશુઓ, વનસ્પતિ, જળચળ વગેરે અને જમીનની અંદર વિવિધ વસ્તુઓની ખાણો મોજૂદ છે તે સૌ જમીન માટે શણગાર અને રોનક બનાવવામાં આવી, અમુક મખ્લૂક વિશે એવી શંકા કરવામાં ન આવે કે તે નુકસાનકર્તા મખ્લૂકો છે, જેમકે સાપ, વીંછી, હિંસક પ્રાણીઓ અને ઘણી બધી નુકસાનકર્તા ભયાનક વસ્તુઓ; તેને જમીનની રોનક અને શણગાર કઈ રીતે કહી શકાય છે ? પરંતુ જેટલી વસ્તુઓ દુનિયામાં નુકસાનકર્તા, ખતરનાક અને ખરાબ સમજવામાં આવે છે તે એક સ્વરૂપે નિઃશંક ખરાબ કે નુકસાનકર્તા લાગે છે પરંતુ વિશ્વના સામૂહિક હિતના સંદર્ભમાં કોઈ

વસ્તુ ખરાબ નથી ! કારણ કે દરેક ખરાબમાં ખરાબ વસ્તુમાં પણ બીજી ઘણી લાભકારી ખાસિયતો અલ્લાહ તઆલાએ મૂકી છે. ઝેરી જાનવરો અને હિંસક પ્રાણીઓ માનવીય જરૂરિયાતો ઈલાજ વગેરેને પૂરી કરવામાં મદદરૂપ થાય છે, એટલા માટે જે વસ્તુઓ એક સ્વરૂપે ખરાબ લાગે પરંતુ સમગ્ર વિશ્વના કારખાનાના સંદર્ભમાં બીજા સ્વરૂપે તે પણ ખરાબ નથી.

કોઈએ ઘણું સારું કહ્યું છે.

نہیں ہے چیز نکمّی کوئی زمانے میں ؛ کوئی بُرا نہیں قدرت کے کارخانے میں

---

## આયતો : (સૂરએ કહ્ફ : આયત નં. ૯ થી ૧૨)

اَمۡ حَسِبۡتَ اَنَّ اَصۡحٰبَ الۡكَهۡفِ وَالرَّقِيۡمِ ۙ كَانُوۡا مِنۡ اٰيٰتِنَا عَجَبًا ۝٩ اِذۡ اَوَى الۡفِتۡيَةُ
اِلَى الۡكَهۡفِ فَقَالُوۡا رَبَّنَاۤ اٰتِنَا مِنۡ لَّدُنۡكَ رَحۡمَةً وَّهَيِّئۡ لَـنَا مِنۡ اَمۡرِنَا رَشَدًا ۝١٠ فَضَرَبۡنَا
عَلٰۤى اٰذَانِهِمۡ فِى الۡـكَهۡفِ سِنِيۡنَ عَدَدًا ۝١١ ثُمَّ بَعَثۡنٰهُمۡ لِنَعۡلَمَ اَىُّ الۡحِزۡبَيۡنِ اَحۡصٰى لِمَا
لَبِثُوۡۤا اَمَدًا ۝١٢ ع

## તરજુમો :

*શું તમે ધારો છો કે "અસ્હાબે કહ્ફ" (ગુફાવાળા) અને "રકીમવાળા" (શિલાલેખવાળા–People of Inscription) અમારી કુદરતોમાં અજબ અચંબો હતા ? (૯) જ્યારે તે નવયુવાનો પહાડની ગુફામાં જઈ બેઠા, પછી બોલ્યા, હે પરવરદિગાર ! અમને પોતાની પાસેથી રહમત આપ અને અમારા કામની દુરુસ્તી પૂરી કરી દે. (૧૦) પછી અમે તેમના કાન થાબડી (સૂવાડી) દીધા તે ગુફામાં ગણતરીના અમુક વર્ષો. (૧૧) પછી અમે તેમને ઉઠાડયા કે જાણીએ બે પક્ષોમાં કોણે યાદ રાખી છે જેટલી મુદ્દત તેઓ રહ્યા ? (૧૨)*

## શબ્દાર્થ :

كَهۡف (કહ્ફ) પહાડી ગુફા કે જે વિશાળ હોય તેને "કહ્ફ" કહે છે, જે

પહોળી ન હોય તેને غَـارٌ (ગાર) કહે છે. رَقِيْـم (રકીમ) શાબ્દિક અર્થના આધારે اَلْـمَرْقُوْمُ (અલ મરકૂમ) છે, એટલે કે "લખેલી વસ્તુ". આ સ્થળે તેનો શું ભાવાર્થ છે તેમાં વિવરણકારોના વિવિધ નિવેદનો નોંધાયા છે. જહ્હાક, સુદી અને ઈબ્ને ઝુબૈર (રહ.) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી તેનો અર્થ "એક લખેલી તખ્તી" ઠરાવે છે, જેના ઉપર સમકાલીન બાદશાહે અસ્હાબે કહફના નામો કોતરાવીને ગુફાના દરવાજા ઉપર લગાવી દીધી હતી. આ જ કારણે અસ્હાબે કહફને "અસ્હાબુર્રકીમ" પણ કહેવામાં આવે છે. કતાદહ, અતિય્યહ, અવફી, મુજાહિદ (રહ.)નું નિવેદન એ છે કે "રકીમ" તે પહાડની નીચેની ખીણનું નામ છે જેમાં અસ્હાબે કહફની ગુફા હતી, અમુકે પોતે તે પહાડને રકીમ કહ્યો છે. હઝરત ઈકરમા ફરમાવે છે કે મેં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને એવું કહેતા સાંભળ્યા છે કે, "મને ખબર નથી કે રકીમ કોઈ લખેલી તખ્તીનું નામ છે અથવા કોઈ વસ્તીનું." તેઓ અહબાર, વહબ બિન મુનબ્બહ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ રિવાયત નકલ કરે છે કે, રકીમ અયલિયા એટલે કે ઉક્બહની નજીક એક શહેરનું નામ છે જે રૉમન શાસિત પ્રદેશમાં આવ્યું છે.

فِتْيَةٌ (ફિત્યતુન) એ فَتٰى (ફતા)નું બહુવચન છે જેનો અર્થ "યુવાન" થાય છે.

فَـضَـرَبْنَـا عَلٰٓى اٰذَانِهِمْ નો શાબ્દિક અર્થ "કાન બંધ કરી દેવા" થાય છે. ગફલતની ઊંઘને આ શબ્દો દ્વારા ઓળખાવવામાં આવે છે, કારણ કે ઊંઘના સમયે સૌ પ્રથમ આંખો બંધ હોય છે પરંતુ કાન પોતાનું કામ કરતા રહે છે, અવાજ સંભળાતો રહે છે પરંતુ જ્યારે પૂરે-પૂરી ઊંઘ આવી જાય ત્યારે કાન પણ પોતાનું કામ છોડી દે છે અને પછી જાગતી વખતે સૌ પ્રથમ કાન પોતાનું કામ શરૂ કરે છે કે અવાજથી સૂતેલો વ્યક્તિ ચોંકી ઉઠે છે પછી જાગે છે.

## તફસીર :

શું તમે એ ધારી લીધું કે ગુફાવાળા અને પહાડવાળા (આ બંને એક જ સમૂહનો લકબ છે ?) અમારી અચંબો પમાડનારી (કુદરત)માંથી કોઈ આશ્ચર્યજનક વસ્તુ હતા (જે યહૂદીઓએ કહ્યું હતું કે તેમની ઘટના આશ્ચર્યજનક છે અથવા પોતે પ્રશ્ન કરનાર કુરૈશના કાફિરોએ તેને આશ્ચર્યજનક સમજીને પ્રશ્ન કર્યો હતો, તેમાં રસૂલે કરીમ ﷺને સંબોધીને બીજાઓને સંભળાવવાનો હેતુ છે કે આ

ઘટના પણ જો કે આશ્ચર્યજનક જરૂર છે પરંતુ અલ્લાહ તઆલાની બીજી કુદરતની નિશાનીઓ કરતા કોઈ મોટી આશ્ચર્યની બાબત નથી જેમકે આ લોકોએ સમજી લીધું છે કારણ કે પૃથ્વી, આસમાન, ચાંદ, સૂરજ તથા સમગ્ર સૃષ્ટિનું શૂન્યમાંથી સર્જન કરવું વધારે વિસ્મયકારી બાબતોમાંથી છે, અમુક નવયુવાનોનું લાંબા સમય સુધી સૂતા રહેવું પછી જાગવું તે સૃષ્ટિના સર્જન કરતાં વધારે વિસ્મયકારી નથી. આવી પ્રસ્તાવના બાંધ્યા પછી અસ્હાબે કહફની ઘટના આ પ્રમાણે વર્ણન કરી) અને તે વખત યાદ કરવાપાત્ર છે જ્યારે કે તે નવયુવાનોએ (એક બેદીન બાદશાહની પકડથી ભાગીને) એ ગુફામાં (જેનો કિસ્સો આગળ આવે છે) જઈને શરણ લીધું પછી (અલ્લાહ તઆલા પાસે આ પ્રમાણે દુઆ માંગી) કહ્યું કે હે અમારા પરવરદિગાર ! અમને પોતાની પાસેથી રહમતનો સામાન અર્પણ કર અને અમારા (આ) કામમાં દુરુસ્તીનો સામાન અર્પણ કર. (કદાચ રહમતનો ભાવાર્થ પોતાની હેતુપ્રાપ્તિનો છે અને દુરુસ્તીના સામાનનો ભાવાર્થ તે સામાન અને સરંજામ છે જે મકસદ પ્રાપ્ત કરવા માટે સ્વાભાવિક રીતે જરૂરી હોય છે. અલ્લાહ તઆલાએ તેમની દુઆને કબૂલ કરી અને તેમનું રક્ષણ તથા દરેક પ્રકારની પરેશાનીઓથી છુટકારો અપાવવાનું આ સ્વરૂપ એ રીતે વર્ણન કર્યું કે) અમે ગુફામાં તેમના કાનો ઉપર વર્ષો સુધી ઊંઘના પડદા નાંખી દીધા પછી અમે તેમને (ઊંઘમાંથી) ઉઠાડ્યા જેથી અમે (જાહેર સ્વરૂપે પણ) જાણી લઈએ કે (ગુફામાં રહેવાની મુદતમાં મતભેદ અને વિવાદ કરનારાઓમાંથી) કયો પક્ષ તેમના રહેવાના સમયથી વધારે વાકેફ હતો ? (ઊંઘમાંથી જાગ્યા પછી તેમનામાંથી એક પક્ષનું ધારવું તો એ હતું કે પૂરો એક દિવસ અથવા દિવસના અમુક ભાગ સૂતા છે અને બીજા પક્ષે કહ્યું કે તમે કેટલા દિવસ સૂતા છો ? આયતનો ઈશારો તેના જ તરફ છે કે આ બીજો પક્ષ તે જ વધારે વાસ્તવિકતાને ઓળખનારો હતો જેણે સમય નક્કી કરવાનું કામ અલ્લાહને હવાલે કર્યું કારણ કે તેની કોઈ દલીલ ન હતી).

## મસ્અલા અને બોધપાઠ :

### અસ્હાબે કહફનો કિસ્સો અને "રકીમ" :

આ કિસ્સામાં અમુક ચર્ચાઓ છે. પ્રથમ એ કે અસ્હાબે કહફ અને

અસ્હાબે રકીમ એક જ સમૂહના બે નામો છે અથવા તેઓ અલગ–અલગ બે સમૂહો હતા ? જો કે કોઈ સહીહ હદીષમાં તેનો કોઈ ખુલાસો નથી પરંતુ ઈમામ બુખારી (રહ.)એ પોતાની કિતાબ "સહીહ"માં અસ્હાબે કહફ અને અસ્હાબે રકીમ વિશે બે વિષયો અલગ–અલગ લખ્યા છે, પછી અસ્હાબે રકીમ હેઠળ ત્રણ વ્યક્તિઓનો મશ્હૂર કિસ્સો ગુફામાં બંધ થઈ જવાનો પછી દુઆઓ દ્વારા માર્ગ ખુલી જવાનો વર્ણન કર્યો છે જે બધી જ હદીષની કિતાબોમાં વિગતવાર મોજૂદ છે. ઈમામ બુખારીના આ લખાણથી એવું સમજવામાં આવે છે કે તેમના મતે અસ્હાબે કહફ એક જમાઅત છે અને અસ્હાબે રકીમ તે ત્રણ વ્યક્તિઓને કહેવામાં આવ્યા છે જે કોઈ સમયે એક ગુફામાં સંતાયા હતા, પછી પહાડના એક મોટા પથ્થરે તે ગુફાના મુખ ઉપર આવીને તેને બંધ કરી દીધી જેથી ગુફા બિલકુલ બંધ થઈ ગઈ, તેમાંથી નીકળવાનો માર્ગ ન રહ્યો. આ ત્રણેએ પોતાના ખાસ નેક અમલોનો વાસ્તો આપી અલ્લાહ પાસે દુઆ કરી કે જો આ કામ અમે માત્ર તારી ખુશી માટે કર્યું હોય તો તારી દયાથી અમારો માર્ગ ખોલી આપ. પ્રથમ વ્યક્તિની દુઆથી પથ્થર થોડો સરકી ગયો, પ્રકાશ આવવા લાગ્યો, બીજાની દુઆથી તે વધારે ખસ્યો પછી ત્રીજાની દુઆથી માર્ગ બિલકુલ ખુલી ગયો.

પરંતુ હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ "શર્હે બુખારી"માં એ સ્પષ્ટ કર્યું છે કે, હદીષની રિવાયતની રૂએ એની કોઈ સ્પષ્ટ દલીલ નથી કે અસ્હાબે રકીમ પ્રસ્તુત ત્રણ વ્યક્તિઓનું નામ છે, વાત માત્ર એટલી છે કે ગુફાની ઘટનાના એક રિવાયતકાર હઝરત નુઅ્માન બિન બશીર (રદિ.)ની રિવાયતમાં અમુક રિવાયત કરનારાઓએ આ વધારો નકલ કર્યો છે કે હઝરત નુઅ્માન બિન બશીર (રદિ.)એ ફરમાવ્યું કે, મેં રસૂલુલ્લાહ ﷺને રકીમનું વર્ણન કરતા સાંભળ્યા છે. આપ ﷺ ગુફામાં બંધ થઈ જનાર ત્રણ વ્યક્તિઓની ઘટના સંભળાવી રહ્યા હતા. આ વધારો "ફત્હુલ બારી"માં બઝાર અને તબરાનીની રિવાયતથી નકલ થયો છે પરંતુ પ્રથમ તો આ હદીષના જાહેર રાવીઓની રિવાયતો જે સિહાહ સિત્તહ અને હદીષની અન્ય કિતાબોમાં વિગતવાર મોજૂદ છે તેમાં કોઈએ હઝરત નુઅ્માન બિન બશીર (રદિ.)નું આ વાક્ય નકલ કર્યું નથી, પોતે બુખારીની રિવાયત પણ આ વાક્યથી ખાલી છે, પછી આ વાક્યમાં પણ એનો ખુલાસો નથી કે રસૂલુલ્લાહ ﷺએ ગુફામાં બંધ થનારા આ ત્રણ વ્યક્તિઓને "અસ્હાબુર્રકીમ" ફરમાવ્યા

હતા બલકે, શબ્દો આ પ્રમાણે છે કે, “આપ ﷺ રકીમનું વર્ણન કરી રહ્યા હતા.” આ સંદર્ભમાં આ ત્રણે વ્યક્તિઓનું વર્ણન કર્યું, શબ્દ "રકીમ"ના ભાવાર્થ વિશે સહાબા, તાબિઈન અને સામાન્ય વિવરણકારોના જે વિવિધ પ્રકારના નિવેદનો ઉપર નકલ કરવામાં આવ્યા છે તે પોતે એ બાબતની દલીલ છે કે રસૂલે કરીમ ﷺ દ્વારા "રકીમ"નો કોઈ ભાવાર્થ નક્કી કરવા વિશે હદીષની કોઈ રિવાયત ન હતી, નહિતર કેવી રીતે શક્ય હતું કે આપ ﷺ એક શબ્દનો ભાવાર્થ પોતે નક્કી કરી આપે પછી સહાબા, તાબિઈન અને બીજા વિવરણકારો તેનો વિરોધ કરે અને તેનાથી વિપરીત બીજો મત અપનાવે ! એટલા માટે બુખારીની શરાહ લખનાર હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ અસ્હાબે કહફ તથા અસ્હાબે રકીમ બે અલગ–અલગ સમૂહ હોવાનો ઈન્કાર કર્યો અને સાચું એ ઠરાવ્યું કે આ બંને એક જ સમૂહનું નામ છે, ગુફામાં બંધ થઈ જનાર ત્રણ વ્યક્તિઓનું વર્ણન રકીમના વર્ણનની સાથે આવી ગયું હોય તો તેનાથી એવું જરૂરી નથી કે આ જ ત્રણ વ્યક્તિઓ અસ્હાબે રકીમ હતા.

હાફિઝ ઈબ્ને હજરે આ સ્થળે એ પણ સ્પષ્ટ કર્યું છે કે, કુર્આને જે કિસ્સો અસ્હાબે કહફનો વર્ણન કર્યો છે તેની વર્ણનશૈલી પોતે એવું બતાવી રહી છે કે અસ્હાબે કહફ અને રકીમ એક જ સમૂહ છે, એ જ કારણ છે કે જમહૂર મુફસ્સિરીન અને મુહદ્દીસીન આ બંનેના એક જમાઅત હોવા ઉપર સહમત છે.

બીજો મસ્અલો આ સ્થળે પોતે તે ઘટનાની વિગતોનો છે જેના બે વિભાગો છે, એક તે જે આ કિસ્સાની રૂહ અને અસલ હેતુ છે જેનાથી યહૂદીઓના સવાલનો જવાબ પણ થઈ જાય છે અને મુસલમાનો માટે માર્ગદર્શન અને બોધપાઠ પણ; બીજો વિભાગ તે છે જેનો સંબંધ આ ઘટના સાથે ફક્ત ઐતિહાસિક અને ભૌગોલિક સ્વરૂપનો છે, મૂળ હેતુના વર્ણન કરવામાં તેની કોઈ ખાસ દખલગીરી નથી, દાખલા તરીકે આ ઘટના કયા યુગમાં અને કયા શહેરમાં અથવા કઈ વસ્તીમાં બની, જે કાફિર બાદશાહથી ભાગીને આ લોકોએ ગુફામાં શરણ લીધું હતું તે કોણ હતો ? તે લોકોના શું અકીદહ અને માન્યતાઓ હતી ? અને તેમની સાથે તે લોકોએ શું વ્યવહાર કર્યો જેના કારણે આ અસ્હાબે કહફ નાસી છૂટીને ગુફામાં સંતાવા મજબૂર થઈ ગયા ? પછી એ કે તે લોકોની સંખ્યા કેટલી હતી અને લાંબા સમય સુધી સૂતા રહેવાની કુલ મુદત કેટલી હતી અને

પછી આ લોકો હજુ સુધી જીવતા છે કે મૃત્યુ પામ્યા વગેરે...!

કુર્આને હકીમે પોતાના હિકમતપૂર્ણ સિદ્ધાંત અને શૈલી હેઠળ સમગ્ર કુર્આનમાં એક હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સા સિવાય કોઈ કિસ્સાની સમગ્ર વિગત આપી તેને ક્રમવાર વર્ણન નથી કર્યો, જેવી રીતે કે સામાન્ય ઐતિહાસિક પુસ્તકોની વર્ણનશૈલી હોય છે બલકે, દરેક કિસ્સાના માત્ર તે વિભાગો ભિન્ન-ભિન્ન સ્થળે વર્ણન કર્યા છે જેનાથી મનુષ્યની હિદાયત અને તા'લીમનો સંબંધ હતો. (હઝરત યૂસુફ અલૈ.ના કિસ્સાને આ વર્ણનશૈલીમાં અપવાદરૂપ કરવાનું કારણ સૂરએ યૂસુફની તફસીરમાં પસાર થઈ ચૂક્યું છે તે વાંચી લેવું.)

અસ્હાબે કહફના કિસ્સામાં પણ આ જ પદ્ધતિ અપનાવવામાં આવી છે કે કુર્આનમાં તેના માત્ર તે જ વિભાગો વર્ણન કરવામાં આવ્યા જે મૂળ હેતુ સાથે સંલગ્ન હતા, બાકી અન્ય વિભાગો જે માત્ર ઐતિહાસિક અને ભૌગોલિક હતા તેનું કોઈ વર્ણન કર્યું નથી, અસ્હાબે કહફની સંખ્યા અને સૂવાના સમયગાળાના પ્રશ્નનું તો વર્ણન કર્યું અને જવાબ તરફ ઈશારો પણ કરવામાં આવ્યો પરંતુ સાથે-સાથે એ માર્ગદર્શન અને સૂચના પણ આપવામાં આવી કે આવી બાબતોમાં વધારે ઊંડા ઊતરી ચર્ચા કે વાદ-વિવાદ કરવા યોગ્ય નથી, તેને અલ્લાહના હવાલે જ કરવું જોઈએ.

એ જ કારણ છે કે રસૂલે કરીમ ﷺ જેમના હોદ્દાની ફરજ કુર્આનના અર્થો વર્ણન કરવાની છે તેમણે પણ કોઈ હદીષમાં આ કિસ્સાના વિભાગો વર્ણન કર્યા નથી તથા અકાબીર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ કુર્આનની આ જ શૈલીની બીનાએ આવી ઘટનાઓમાં એવું જ વલણ અપનાવ્યું છે.

اَبۡهِمُوۡا مَا اَبۡهَمَهُ اللّٰهُ، (اِتۡقَانۡ، سُيُوۡطِیۡ)

*"જે અનાવશ્યક વસ્તુને અલ્લાહ તઆલાએ અસ્પષ્ટ રાખ્યું તમે પણ તેને અસ્પષ્ટ રહેવા દો (કે તેમાં બહસ અને સંશોધન કરવું લાભદાયક નથી)."*

*(ઈત્કાન, સુયૂતી)*

અકાબીર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ની આ નીતિરીતિનો તકાદો એ હતો કે આ તફસીરમાં પણ આ ઘટનાના તે વિભાગોને ઉપેક્ષિત

કરવામાં આવે જેને કુર્આન અને હદીષે નજરઅંદાજ કર્યા છે, પરંતુ આ તે યુગ છે જેમાં ઐતિહાસિક અને ભૌગોલિક સંશોધનોને જ ઘણી મોટી વિશિષ્ટતા સમજી લેવામાં આવી છે અને આધુનિક યુગના ઉલમાની તફસીરોમાં એટલા માટે જ ઓછું-વત્તું આ વિભાગો વિશે વર્ણન કરવામાં આવ્યું છે, આથી આ તફસીરમાં કિસ્સાના તે વિભાગો જે પોતે કુર્આને કરીમમાં ઉપસ્થિત છે તેનું વર્ણન કુર્આનની આયતોની તફસીર હેઠળ આવી જશે, બાકી ઐતિહાસિક અને ભૌગોલિક ઘટનાથી સંલગ્ન વિભાગોને અત્રે આવશ્યકતા અનુસાર વર્ણન કરવામાં આવે છે અને વર્ણન કર્યા પછી પણ અંતિમ પરિણામ એ જ રહેશે કે આ ઘટનાઓમાં કોઈ નિશ્ચિત ફેંસલો કરવો અશક્ય છે, કારણ કે ઈસ્લામ અને ક્રિશ્ચિયાનિટીના ઈતિહાસમાં તેના વિશે જે કંઈ લખવામાં આવ્યું છે તે પોતે એ પ્રમાણે વિરોધાભાસી અને એકબીજાથી વિરુદ્ધ છે કે એક લેખક પોતાના સંશોધન અને અભિપ્રાયને નજર સમક્ષ રાખી ઘટનાક્રમ તથા સાંયોગિક પુરાવાઓની મદદથી કોઈ એક વસ્તુને નક્કી કરે છે તો બીજો કોઈ લેખક તે જ પ્રમાણે બીજા સ્વરૂપને અગ્રિમતા આપે છે.

## દીનની સુરક્ષા માટે ગુફાઓમાં શરણ લેનારાઓની ઘટનાઓ વિવિધ શહેરોમાં અને વિવિધ પ્રદેશોમાં અસંખ્ય બની છે :

ઈતિહાસકારોના વિરોધાભાસોનું એક મોટું કારણ એ પણ છે કે હઝરત ઈસા (અલૈ.)ના દીનમાં રુહબાનિયત (દુનિયાનો ત્યાગ) કરવાને દીનનું સૌથી મોટું કામ સમજી લેવામાં આવ્યું હતું, એટલા માટે દરેક ખૂણા અને દરેક દેશમાં એવી અનેક ઘટનાઓ બની છે કે અમુક લોકોએ અલ્લાહની ઈબાદત માટે ગુફાઓમાં શરણ લીધું, ત્યાં જ જિંદગી પસાર કરી દીધી, હવે જ્યાં-જ્યાં આવી ઘટના બની છે ત્યાં-ત્યાં તેનું વલણ અસ્હાબે કહફ હોવાના અનુમાન તરફ વળી જવું કોઈ અશક્ય બાબત નથી.

## અસ્હાબે કહફનું સ્થળ અને તેનો સમયગાળો :

તફસીરના ઈમામ કુર્તુબી ઉન્દુલૂસીએ પોતાની તફસીરમાં આ સ્થળે અમુક ઘટનાઓ અમુક સાંભળેલી અમુક નજરે જોયેલી નકલ કરી છે જે વિવિધ શહેરો વિશે છે. કુર્તુબીએ સૌ પ્રથમ તો જહ્હાકની રિવાયતથી એ નકલ કર્યું છે કે

"રકીમ" રૉમના એક શહેરનું નામ છે જેની એક ગુફામાં એકવીસ વ્યક્તિઓ સૂતેલા છે, એવી જાણ થાય છે કે સૂઈ રહ્યા છે, ત્યારબાદ તફસીરના ઈમામ ઈબ્ને અતિય્યહ દ્વારા નકલ થયું છે કે મેં ઘણા બધા લોકોથી સાંભળ્યું છે કે સિરીયામાં એક ગુફા છે જેમાં અમુક મૃત લાશો છે, ત્યાંના મુજાવરો એવું કહે છે કે આ જ લોકો "અસ્હાબે કહફ" છે અને આ ગુફાની પાસે એક મસ્જિદ અને એક મકાનનું બાંધકામ થયેલું છે જેને રકીમ કહેવામાં આવે છે અને મૃત લાશોની સાથે એક મૃત કૂતરાનું હાડપિંજર પણ મોજૂદ છે.

બીજી એક ઘટના સ્પેન "ગરનાતા" (ગ્રેનેડા) વિશે નકલ કરવામાં આવી છે. ઈબ્ને અતિય્યહ કહે છે કે ગ્રેનેડામાં લવશાહ નામે એક ગામની નજીક એક ગુફા છે જેમાં અમુક મૃત લાશો છે અને તેમની સાથે એક મૃત્યુ પામેલા કૂતરાનો ઢાંચો પણ મોજૂદ છે અને તેમાંથી મોટા ભાગની લાશો ઉપર માંસ બાકી રહ્યો નથી, માત્ર હાડપિંજરોના કંકાલો છે અને અમુક ઉપર હજુ સુધી માંસ મોજૂદ છે, તેમના ઉપર સદીઓ પસાર થઈ ગઈ પરંતુ સાચી સનદ અને પ્રમાણ દ્વારા તેમની કોઈ પરિસ્થિતિની ખબર નથી, અમુક લોકો એવું કહે છે કે આ જ અસ્હાબે કહફ છે.

ઈબ્ને અતિય્યહ કહે છે કે આ ખબર સાંભળીને હું પોતે સન હિજરી ૫૦૪ માં ત્યાં પહોંચ્યો તો આ લાશો ખરેખર એવી જ હાલતમાં જોઈ અને તેની નજીક એક મસ્જિદ પણ હતી અને એક રૉમન સમયકાળનું સ્થાપત્ય (બાંધકામ) પણ છે જેને રકીમ કહેવામાં આવે છે, એવું લાગતું હતું કે આ કોઈ પ્રાચીન સમયમાં આલિશાન મહેલ હશે. આજ સુધી પણ તેની અમુક દિવાલો મોજૂદ છે અને આ એક ઉજ્જડ વેરાન જંગલમાં છે અને ફરમાવ્યું કે ગ્રેનેડાના ઉપરવાસના વિસ્તારોમાં એક પ્રાચીન શહેરની નિશાનીઓ અને અવશેષો ત્યાં જોવા મળે છે, જે રૉમન શૈલીના અવશેષો છે, આ શહેરનું નામ "રકયૂસ" બતાવવામાં આવે છે અને મેં તેના ખંડેરોમાં ઘણી બધી અજાયબીઓ અને કબરો જોઈ છે. કુર્તુબી જેઓ સ્પેનના જ નિવાસી છે આ બધી ઘટનાઓને નકલ કર્યા પછી પણ કોઈને પણ નિશ્ચિત "અસ્હાબે કહફ" કહેવાથી દૂર રહ્યા છે અને પોતે ઈબ્ને અતિય્યહે પણ પોતાના સાક્ષાત્કાર અને પ્રત્યક્ષ નજરે જોયા પછી પણ આ બાબતે નિશ્ચિત કશું જ કહ્યું નથી કે આ જ લોકો અસ્હાબે કહફ છે, માત્ર સામાન્ય રીતે જે પ્રચલિત

**બાબતો હતી તેને નકલ કરી છે પરંતુ સ્પેનના બીજા તફસીરકારો અબૂ હય્યાન કે જે સાતમી સદી સન હિજરી ૬૫૪માં ગ્રેનેડામાં પેદા થયા, ત્યાં જ રહ્યા અને વસ્યા છે, તેઓ પણ પોતાની તફસીર બહરે મુહીતમાં ગ્રેનેડાની આ ગુફાનું એ જ પ્રમાણે વર્ણન કરે છે જે પ્રમાણે કુર્તુબીએ કર્યું છે અને ઈબ્ને અતિય્યહે પણ પોતાની નજરે જોયેલી સાબિતીઓનું વર્ણન કર્યા પછી લખ્યું છે કે અમે જ્યારે સ્પેનમાં હતા (એટલે કે કાહિરહ-કૅરોથી ત્યાં જતાં પહેલાં) તો ત્યાં ઘણા લોકો આ ગુફાની ઝિયારત માટે આવ્યા કરતા હતા અને એવું કહેતા હતા કે જો કે આ લાશો અત્યાર સુધી ત્યાં મોજૂદ છે અને ઝિયારત કરનારા તેમને ગણે પણ છે પરંતુ હંમેશા તેમની સંખ્યા બતાવવામાં ભૂલ કરે છે, પછી ફરમાવ્યું કે ઈબ્ને અતિય્યહે જે શહેર રકયૂસનું વર્ણન કર્યું છે જે ગ્રેનેડામાં કિબ્લા તરફ ઉપસ્થિત છે તો આ શહેરમાં પણ પોતે હું અનેકવાર પસાર થયો છું અને તેમાં મોટા-મોટા અસામાન્ય પથ્થરો જોયા છે, ત્યારબાદ કહે છે, وَيَتَرَجَّحُ كَوْنُ اَهْلِ الْكَهْفِ بِالْاُ نْدُلُسِ لِكَثْرَةِ دِيْنِ النَّصَارٰى بِهَا حَتّٰى هِىَ بَلَا دُمَمْلُكَتِهِمُ الْعُظْمٰى (تَفْسِيْرِ بَحْرِ مُحِيْط ص۱۰۲، ج۶) એટલે કે, અસ્હાબે કહફના સ્પેનમાં હોવાની અગ્રિમતા માટે એ નિશાની પણ છે કે ત્યાં ઈસાઈઓની બહુમતી છે, અહીંયાં સુધી કે આ જ પ્રદેશ તેમનું સૌથી મોટું ધાર્મિક કેન્દ્ર પણ છે, તેમાં એ વાત સ્પષ્ટ છે કે અબૂ હય્યનના મતે અસ્હાબે કહફનું સ્પેનમાં હોવાનું વધારે વલણ છે.**

*(તફસીરે કુર્તુબી, પેજ : ૩૭૫-૩૭૬, જિલ્દ : ૯)*

**તફસીરના ઈમામ ઈબ્ને જરીર અને ઈબ્ને અબી હાતિમે અવફીની રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કરી છે કે, રકીમ એક ખીણનું નામ છે જે પૅલેસ્ટાઈનની નીચે "અઈલિયા" (અકૂબા)ની નજીક છે અને ઈબ્ને જરીર અને ઈબ્ને અબી હાતિમ તથા અમુક બીજા હદીષવેત્તાઓએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કર્યું છે કે તેમણે ફરમાવ્યું કે, હું નથી જાણતો કે રકીમ ક્યાં છે પરંતુ મેં કઅ્બ બિન અહ્‌બારને પૂછ્યું તો તેમણે બતાવ્યું કે રકીમ એવી વસ્તીનું નામ છે જેમાં અસ્હાબે કહફ ગુફામાં જતા પહેલાં રહેતા હતા.** *(રૂહુલ મઆની)*

**ઈબ્ને અબી શયબા, ઈબ્નુલ મંજર અને ઈબ્ને અબી હાતિમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, અમે હઝરત**

મુઆવીયા (રદિ.) સાથે રૉમનોના મુકાબલામાં એક જિહાદ કર્યો જેને "ગઝ્વતુલ મુઝીક" કહેવામાં આવે છે, તે સમયે અમે એક ગુફા પાસેથી પસાર થયા જેમાં અસ્હાબે કહફ છે જેનું વર્ણન અલ્લાહ તઆલાએ કુર્આનમાં ફરમાવ્યું છે. હઝરત મુઆવીયા (રદિ.)એ ઈરાદો કર્યો કે ગુફાની અંદર જઈએ અને અસ્હાબે કહફની લાશોને નજરે નિહાળીએ પરંતુ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે એવું ન કરવું જોઈએ, કારણ કે અલ્લાહ તઆલાએ તેને નજરો નજર જોવાથી તે હસ્તીને પણ મનાઈ કરી દીધી છે જે આપનાથી બહેતર હતી, એટલે કે નબીએ કરીમ ﷺ. કારણ કે અલ્લાહ તઆલાએ કુર્આનમાં ફરમાવ્યું છે, لَوِ اطَّلَعْتَ عَلَيْهِمْ لَوَلَّيْتَ مِنْهُمْ فِرَارًا وَّلَمُلِئْتَ مِنْهُمْ رُعْبًا ط એટલે કે, તમે તેમને જુઓ તો તમે તેમનાથી ભાગશો અને રુઆબ તથા પ્રભાવથી મગલૂબ (પ્રભાવ હેઠળ) થઈ જશો પરંતુ હઝરત મુઆવીયા (રદિ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની આ વાતને એટલા માટે સ્વીકારી નહીં કે કુર્આને કરીમે તેમની જે હાલત વર્ણન કરી છે એ તે છે જે તેમની જિંદગીના સમયે હતી, શું એ જરૂરી છે કે હજું પણ તેમની એવી જ પરિસ્થિતિ હોય ? એટલા માટે અમુક લોકોને જોવા માટે મોકલ્યા, તેઓ ગુફામાં પહોંચ્યા પરંતુ જ્યારે ગુફામાં દાખલ થવા ઈચ્છ્યું તો અલ્લાહ તઆલાએ તેમના ઉપર એક સખત હવા મોકલી જેણે તે બધાને ગુફામાંથી બહાર કાઢી નાંખ્યા. *(રૂહુલ મઆની, પેજ : ૨૨૭, જિલ્દ : ૧૫)*

પ્રસ્તુત રિવાયતો અને હિકાયતોથી એટલી વાત સાબિત થાય છે કે તફસીરકાર વિદ્વાનોમાંથી જે લોકોએ અસ્હાબે કહફની ગુફાના સ્થળનું સરનામું આપ્યું છે તેમના નિવેદનો ત્રણ સ્થળોનું સરનામું આપે છે; એક, પર્શીયન ગલ્ફના કિનારે "અક્બા" (અઈલિયા) નજીક; હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની મોટા ભાગની રિવાયતો તેના જ સમર્થનમાં છે જેમકે ઉપરોક્ત રિવાયતોમાં આવી ચૂક્યું છે.

ઈબ્ને અતિય્યહના સંશોધન અને અબૂ હય્યાનના સમર્થનથી એ બાબતનું વલણ વધારે જાણ થાય છે કે આ ગુફા ગ્રેનેડા-સ્પેનમાં છે, તે બંને સ્થળોમાંથી અક્બામાં એક શહેર અથવા કોઈ એક ખાસ ઈમારતનું નામ રકીમ હોવાનું પણ બતાવવામાં આવ્યું છે, એ જ પ્રમાણે ગ્રેનેડામાં ગુફાની સાથે જ એક આલીશાન ઈમારતના ખંડેરનું નામ રકીમ બતાવવામાં આવ્યું છે અને બંને પ્રકારની

રિવાયતોમાં કોઈએ પણ એ નિશ્ચિત ફૈંસલો અથવા નિશ્ચિત મત પ્રદર્શિત કર્યો નથી કે આ જ ગુફા અસ્હાબે કહફની ગુફા છે, બલકે બંને પ્રકારની રિવાયતોનો આધાર પ્રાદેશિક રિવાજ અને પ્રચલિત કહેલી–સાંભળેલી રિવાયતો ઉપર છે અને લગભગ બધી જ તફસીરો કુર્તુબી, અબૂ હય્યાન, ઈબ્ને જરીર વગેરેની રિવાયતોમાં અસ્હાબે કહફ જે શહેરમાં રહેતા હતા તેનું પ્રાચીન નામ "ઈફ્સૂસ" અથવા "તરતૂસ" હોવાનું બતાવવામાં આવ્યું છે, આ શહેર એશિયા માઈનૉરના પશ્ચિમી કિનારા ઉપર હોવાનું ઈતિહાસકારોના મતે વધારે શક્ય છે, આથી જાણ થાય છે કે આ ગુફા પણ એશિયા માઈનૉરમાં છે એટલા માટે કોઈ એકને નિશ્ચિત સ્વરૂપે સાચું અને બાકીનાને ખોટું કહેવાની કોઈ દલીલ નથી, સંભાવના ત્રણે સ્થળોની હોઈ શકે છે, બલકે એ સંભાવનાનો પણ કોઈ નકાર નથી કરી શકતું કે આ ગુફાઓની ઘટનાઓ સાચી હોવા છતાં પણ તેમનામાંથી કોઈપણ અસ્હાબે કહફની ગુફા ન પણ હોય જેનું વર્ણન કુર્આનમાં આવ્યું છે તે અન્ય કોઈ સ્થળે હોય અને એ પણ જરૂરી નથી કે રકીમ આ સ્થળે કોઈ શહેર અથવા ઈમારતનું જ નામ હોય બલકે, એ સંભાવનાનો પણ નકાર નથી કરી શકાતો કે રકીમનો ભાવાર્થ તે લખાણની તખ્તી હોય જેના ઉપર અસ્હાબે કહફના નામ કોતરીના ગુફાના મુખ ઉપર કોઈ બાદશાહે લગાવી દીધા હતા.

**આધુનિક ઇતિહાસકારોનું સંશોધન :**

આધુનિક યુગના અમુક ઈતિહાસકારોએ અને વિદ્વાનોએ ઈસાઈ ઈતિહાસો તેમજ યુરોપના ઈતિહાસની મદદ વડે અસ્હાબે કહફની ગુફાનું સ્થળ અને તેનો સમય નક્કી કરવા માટે ઘણી બધી ચર્ચા અને તહકીક કરી છે.

અબૂલ કલામ આઝાદ (રહ.)એ અઈલિયા (અકૂબા) નજીક હાલનું શહેર "પેટ્રા" (Petra) જેને અરબ ઈતિહાસકારો "બેટ્રા" (Betra) લખે છે તેને પ્રાચીન શહેર રકીમ હોવાનું ઠરાવ્યું છે અને આધુનિક ઈતિહાસકારોએ તેની નજીકના પહાડમાં એક ગુફાના ચિહ્નો પણ બતાવ્યા છે જેની સાથે કોઈ મસ્જિદના બાંધકામની નિશાનીઓ પણ બતાવવામાં આવે છે, તેની સાબિતી માટે લખ્યું છે કે બાઈબલની કિતાબ "યશૂઅ્" ભાગ : ૧૮, આયત : ૨૭ માં જે સ્થળને "રકીમ અથવા રાકીમ" કહે છે તે આ જ સ્થળ છે જેને હવે પેટ્રા અથવા બેટ્રા કહેવામાં

આવે છે પરંતુ એ બાબતે શંકા કરવામાં આવી છે જે યશૂઅ્‌ની બાઈબલમાં રકીમ અથવા રાકીમનું વર્ણન બની બિન યમીનના વારસાના સંદર્ભમાં આવ્યું છે તથા આ વિસ્તાર જોર્ડન નદી તથા મૃત સરોવરની પશ્ચિમમાં ઉપસ્થિત હતું જેના પેટ્રા શહેર હોવાની કોઈ સંભાવના નથી એટલા માટે હાલના પુરાતત્ત્વવિદોએ એ વાત માનવાથી સખત ધીર ખમી છે કે પેટ્રા અને રાકીમ એક જ વસ્તુ છે.

*(ઍન્સાઈક્લૉપિડિયા ઓફ બ્રિટાનિકા, પ્રકાશન વર્ષ : ૧૯૪૬, જિલ્દ : ૧૭, પેજ : ૬૫૮)*

હઝરત મવલાના સય્યિદ સુલયમાન નદવી (રહ.)એ પણ "અરજુલ કુર્આન"માં પેટ્રા શહેરનું વર્ણન કરીને "બયનુલ કવસીમ" (રકીમ) લખ્યું છે, પરંતુ તેની કોઈ સાક્ષી રજુ કરી નથી કે પેટ્રા શહેરનું જૂનું નામ "રકીમ" હતું, મવલાના હિફ્ઝુર્રહમાન સિહ્‌વારવીએ પોતાની કિતાબ "કસસુલ કુર્આન"માં તેને જ અપનાવ્યું છે અને તેની સાક્ષીમાં તવરાતના "ધ બૂક ઓફ નંબર્સ અને ધ બૂક ઓફ ઈસાઈયહ"ના હવાલાથી પેટ્રા શહેરનું નામ "રાકીમહ" વર્ણન કર્યું છે.

*(દાઈરલ મઆરિફલ અરબિય્યહના હવાલાથી)*

ઉર્દૂન (જોર્ડન)ના પ્રદેશમાં અમ્માન નજીક એક સુમસાન જંગલમાં એક ગુફા શોધાઈ ત્યારે સરકારના પુરાતત્ત્વ વિભાગે ૧૯૬૩ ઈ.સ.માં આ સ્થળે ખોદકામ શરૂ કર્યું તો તેમાં માટી અને પથ્થરો હટાવ્યા પછી હાડકાંઓ અને પથ્થરોથી ભરેલા છ તાબૂતો અને બે કબરો મળી આવી, ગુફાની દક્ષિણ દિશાએ પથ્થરો ઉપર એક શીલાલેખ કોતરેલો પણ મળ્યો જે બેઝેન્ટાઈન (રૉમન) લિપીમાં લખાયેલો હતો, અહીંયાંના લોકોનો મત એ છે કે આ જ સ્થળ રકીમ છે જેની પાસે અસ્હાબે કહફની આ ગુફા છે. વલ્લાહુ અઅ્‌લમુ.

હઝરત સય્યિદી હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ બયાનુલ કુર્આનમાં તફસીરે હક્કાનીના હવાલાથી અસ્હાબે કહફના સ્થળના ઈતિહાસનું સંશોધન આ પ્રમાણે નકલ કર્યું છે કે જાલિમ બાદશાહ કે જેના ડરથી નાસી છૂટી અસ્હાબે કહફે ગુફામાં શરણ લીધું હતું તેમનો સમયગાળો સન ઈસ્વી ૨૫૦ હતો. પછી ૩૦૦ વર્ષ સુધી આ લોકો સૂતા રહ્યા તો કુલ સન ઈસ્વી ૫૫૦ થઈ ગઈ અને રસૂલુલ્લાહ ﷺનો જન્મ સન ઈસ્વી ૫૭૦માં થયો, એટલા માટે રસૂલે કરીમ ﷺના જન્મથી ૨૦ વર્ષ પહેલાંની આ ઘટના તેમના જાગવા વિશેની બની હતી તથા તફસીરે હક્કાનીમાં પણ તેનું સ્થળ ઈફસૂસ અથવા તરસૂસ શહેરને ઠરાવ્યું છે જે

એશિયા માઈનૉરમાં હતું, હવે તેના ખંડેરો મોજૂદ છે. વલ્લાહુ અઅ્‌લમુ બિ હકીકતિલ હાલ. આ બધી ઐતિહાસિક અને ભૌગોલિક વિગતો છે જે જૂના મુફસ્સિરોની રિવાયતોમાંથી અને આધુનિક ઈતિહાસકારોના વર્ણનોમાંથી રજુ કરવામાં આવી છે. મુજ નાચીઝે પ્રથમ જ એ વિનંતી કરી આપી હતી કે ન તો કુર્આનની કોઈ આયતનું સમજવું તેના ઉપર અવલંબિત છે અને ન જ તેના હેતુનો કોઈ જરૂરી ભાગ તેનાથી સંબંધ ધરાવે છે કે જેના માટે કુર્આને કરીમે આ કિસ્સો વર્ણન કર્યો છે, ત્યારબાદ રિવાયતો અને હિકાયતો તથા તેમની નિશાનીઓ અને અનુમાનોના વિવિધ દરજ્જાઓ છે કે સમગ્ર સંશોધનો અને પ્રયત્નો આદર્યા પછી પણ તેનો કોઈ નિશ્ચિત ફૈંસલો શક્ય નથી, માત્ર અનુમાનો, અટકળો અને સાંયોગિક પુરાવાઓના આધારે થતા અભિપ્રાયોના વલણો જ હોઈ શકે છે પરંતુ આજકાલ શિક્ષિત વર્ગમાં ઐતિહાસિક સંશોધનોનું આકર્ષણ ખૂબ વધ્યું છે, તેમના સંતોષ માટે આટલી વિગત નકલ કરી આપી છે જેનાથી વર્ણન થયેલ આધારો અને અનુમાન દ્વારા એટલું ચોક્કસ જાણ થઈ જાય કે આ ઘટના હઝરત ઈસા (અલૈ.) પછી અને રસૂલે કરીમ ﷺના સમયગાળાની નજીક બની છે અને મોટા ભાગની રિવાયતો તે શહેર ઈફસૂસ અથવા તરસૂસ નજીક હોવા ઉપર સહમત દેખાય છે, વલ્લાહુ અઅ્‌લમુ. વાસ્તવિકતા એ છે કે આ બધા જ સંશોધનો પછી પણ આપણે ત્યાં જ ઊભા છે જ્યાંથી ચાલ્યા હતા, તે સ્થળ નક્કી કરવાની કોઈ આવશ્યકતા નથી અને ન જ કોઈ નિશ્ચિત આધારો કે પુરાવાઓ દ્વારા કરી શકાય છે. તફસીર અને હદીષના ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ તેના વિશે આવું જ લખ્યું છે.

قَدْ اَخْبَرَنَا اللّٰهُ تَعَالٰى بِذٰلِكَ وَاَرَادَ مِنَّا فَهْمَهٗ وَتَدَبُّرَهٗ وَلَمْ يُخْبِرْنَا بِمَكَانِ هٰذَا الْكَهْفِ فِىْ اَىِّ الْبِلَادِمِنَ الْاَرْضِ اِذْ لَا فَائِدَةَ لَنَا فِيْهِ وَلَاقَصْدٌ شَرْعِىٌّ، (ابن كثیر، ج۳، ص۷۵)

*"અલ્લાહ તઆલાએ આપણને અસ્હાબે કહ્ફની તે પરિસ્થિતિઓની ખબર આપી જેનું વર્ણન કુર્આનમાં છે જેથી આપણે તેને સમજીએ અને તેમાં ચિંતન–મનન કરીએ અને એ બાબતની ખબર નથી આપી કે આ કહ્ફ કઈ ભૂમિ અને કયા શહેરમાં છે કારણ કે તેનાથી આપણો કોઈ ફાયદો નથી અને ન જ કોઈ શરઈ હેતુ તેનાથી સંલગ્ન છે." (ઈબ્ને કષીર, જિલ્દ : ૩, પેજ : ૭૫)*

**અસ્હાબે કહ્ફની ઘટના કયા સમયમાં બની હતી અને ગુફામાં શરણ લેવાના કારણો શું હતા ? :**

કિસ્સાનો આ ટૂકડો પણ તે જ છે જેના ઉપર ન તો કોઈ કુર્આનની આયત સમજવી અવલંબિત છે અને ન જ આ કિસ્સાના મકસદ ઉપર તેનો કોઈ ખાસ પ્રભાવ છે અને ન જ કુર્આન તથા સુન્નતમાં તેનું કોઈ વર્ણન છે, માત્ર ઐતિહાસિક હિકાયતો છે એટલા માટે અબૂ હય્યાન (રહ.)એ તફસીરે બહરે મુહીતમાં ફરમાવ્યું,

وَالرُّوَاةُ مُخْتَلِفُوْنَ فِيْ قَصَصِهِمْ وَ كَيْفَ كَانَ اِجْتِمَاعُهُمْ وَ خُرُوْجُهُمْ وَلَمْ يَاْتِ فِى الْحَدِيْثِ الصَّحِيْحِ كَيْفِيَّةُ ذٰلِكَ وَلَا فِى الْقُرْاٰنِ، (بَحْرِمُحِيْط ص ١٠١، ج٦)

*"આ લોકોના કિસ્સામાં રિવાયત કરનારાઓનો સખત મતભેદ છે અને તે વિશે કે તેઓ કેવી રીતે ભેગા થયા અને ત્યાંથી નાસી છૂટયા ? તેની યોજના અને સ્વરૂપને ન તો કોઈ પ્રમાણિત હદીષમાં વર્ણન કરવામાં આવ્યું છે અને ન જ કુર્આનમાં."* *(અલ બહ્રે મુહીત, પેજ : ૧૧૧, જિલ્દ : ૬)*

અત્યાર સુધી આધુનિક લોકોની જિજ્ઞાસા સંતોષવા માટે જે રીતે અસ્હાબે કહ્ફના સ્થળ વિશે અમુક જાણકારીઓ લખવામાં આવી છે એ જ પ્રમાણે આ ઘટનાના સમયગાળા તથા તેના અસ્તિત્વમાં આવવાના કારણો વિશે પણ અમુક જાણકારી તફસીરી અને ઐતિહાસિક રિવાયતો દ્વારા નકલ કરવામાં આવે છે. આ કિસ્સાની પૂરી વિગત અને ખુલાસા સાથે હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)ની તફસીરે મઝહરીમાં વિવિધ રિવાયતો નકલ થઈ છે પરંતુ અત્રે માત્ર બે ટૂંકી ઘટનાઓ નકલ કરવામાં આવે છે જેને પુરોગામી અને અનુગામી વિદ્વાનોની ઘણી બધી તફસીરના હવાલાઓથી નકલ કરી છે, તેઓ ફરમાવે છે કે,

"અસ્હાબે કહ્ફ બાદશાહોની અવલાદ અને પોતાની કોમના સરદાર હતા, કોમ મૂર્તિપૂજક હતી, એક દિવસે તેમની કોમ પોતાના ખાસ ધાર્મિક મેળાવડા માટે શહેરની બહાર નીકળી જ્યાં તેમનો વાર્ષિક જલ્સો થતો હતો, ત્યાં પહોંચીને આ લોકો પોતાની મૂર્તિઓની પૂજાપાઠ કરતા હતા અને ત્યાં પશુઓની બલી ચઢાવતા હતા, તેમનો બાદશાહ એક અત્યાચારી, જાલિમ દકિયાનૂસ

નામનો હતો જે કોમને આ મૂર્તિપૂજા માટે મજબૂર કરતો હતો. તે વર્ષે જ્યારે કે તે સમગ્ર કોમ તે મેળા માટે એકઠી થઈ તો આ અસ્હાબે કહફ નવયુવાનો પણ ત્યાં પહોંચ્યા અને ત્યાં પોતાની કોમની આ પ્રવૃત્તિ જોઈને કે પોતાના હાથે ઘડી કાઢેલી મૂર્તિઓને તેઓ ખુદા સમજે છે અને તેમની ઈબાદત કરે છે અને તેમના માટે બલી ચઢાવે છે તે સમયે તેમને અલ્લાહ તઆલાએ "અકલે સલીમ" આપી અને કોમની આ મૂર્ખતાપૂર્ણ પ્રવૃત્તિથી તેમને નફરત થઈ ગઈ અને તેમણે બુદ્ધિથી કામ લીધું તો તેમની સમજમાં આવી ગયું કે આ ઈબાદત તો માત્ર તે હસ્તીની જ હોવી જોઈએ જેણે આસમાન, જમીન તથા સમગ્ર સૃષ્ટિ પેદા કરી છે. આ વિચાર એકી સાથે તે અમુક નવજુવાનોના દિલમાં આવ્યો અને તેમાંથી દરેકે કોમની આ મૂર્ખતાપૂર્ણ ઈબાદતથી બચવા માટે ત્યાંથી હટવાનું શરૂ કર્યું, ત્યાંથી સૌ પ્રથમ એક નવયુવાન એકઠા થયેલ લોકોથી દૂર એક ઝાડ નીચે જઈને બેસી ગયો, ત્યાર પછી એક બીજો વ્યક્તિ આવ્યો અને તે પણ આ ઝાડ નીચે બેસી ગયો, એ જ પ્રમાણે પછી ત્રીજો–ચોથો આવતો ગયો અને ઝાડ નીચે બેસતા રહ્યા પરંતુ તેમનામાંથી કોઈ એકબીજાને ઓળખતું ન હતું અને ન જ એ કે તેઓ અહીંયાં કેમ આવ્યા છે ? પરંતુ તેમને વાસ્તવમાં અલ્લાહની કુદરતે જ ત્યાં એકઠા કર્યા હતા કે જેમણે તેમના દિલોમાં ઈમાન પેદા કરી દીધું હતું.

### કોમિયત (સમાજ) અને સામૂહિકતાનો મૂળ પાયો :

ઈબ્ને કષીરે આ નકલ કરીને ફરમાવ્યું કે લોકોનું પરસ્પર એકઠા થવું રાષ્ટ્રીયતા, સામાજિકતા અને જ્ઞાતિની એકતા સમજવામાં આવે છે પરંતુ વાસ્તવિકતા એ છે જે સહીહ બુખારીની હદીષમાં છે કે વાસ્તવમાં એકતા અને અલગતા આત્મા (રૂહ)માં પેદા થાય છે, તેનો પ્રભાવ શારીરિક અને ભૌતિક દુનિયા ઉપર પડે છે, જે રૂહો વચ્ચે અજલમાં એકતા અને સહમતી પેદા થઈ તે અહીંયાં પણ પરસ્પર એકબીજા સાથે ભેગી થઈ એક સમૂહનું સ્વરૂપ અપનાવી લે છે અને જેમનામાં આ સહમતી અને એકતા નથી હોતી બલકે તેમનામાં ત્યાં અલગાવ રહ્યો તો તેમનામાં અહીંયાં પણ અલગાવ જ રહે છે, આ જ ઘટનાનું ઉદાહરણ જુઓ કે કઈ રીતે અલગ–અલગ દરેક વ્યક્તિના દિલમાં એક જ વિચાર પેદા થયો અને તે વિચારે તે સૌને કોઈપણ પ્રકારના પૂર્વનિયોજીત પ્લાન વિના એક જ સ્થળે ભેગા કરી દીધા.

ખુલાસો એ છે કે આ લોકો એક સ્થળે ભેગા તો થઈ ગયા પરંતુ દરેક પોતાના અકીદહ અને માન્યતાને બીજાથી એટલા માટે છુપાવતા હતા કે તે ક્યાંક બાદશાહને જઈને ખબર ન આપી દે અને જો એવું થાય તો હું પકડાઈ જઈશ. અમુક સમય સુધી બધા શાંત રહ્યા પછી તેમનામાંથી એક વ્યક્તિ બોલ્યો કે ભાઈઓ ! આપણા સૌનું આપણી કોમથી અલગ થઈને અહીંયાં પહોંચવાનું કોઈ કારણ તો અવશ્ય હશે જ ! યોગ્ય એ છે કે આપણે બધા પરસ્પર એકબીજાના વિચારોથી વાકેફ થઈ જઈએ, ત્યાર પછી એક વ્યક્તિ બોલી ઉઠયો કે હકીકત એ છે કે હું પોતાની કોમને જે દીન અને ધર્મ તથા જેની ઈબાદતમાં સપડાયેલો જોઈ રહ્યો છું મને તો ચોક્કસ વિશ્વાસ થઈ ગયો છે કે તે ખોટું છે, ઈબાદત તો માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂની જ હોવી જોઈએ, સૃષ્ટિના સર્જનમાં જેનો કોઈ ભાગીદાર અને જોડીદાર નથી. તેના આવું કહેવાથી બીજાઓને પણ મોકો મળી ગયો અને તેમાંથી દરેકે સ્વીકાર કર્યો કે આ જ અકીદહ અને માન્યતાના કારણે હું કોમથી અલગ થઈને અહીંયાં પહોંચ્યો છું.

હવે આ એક સમાન વિચાર ધરાવનાર જમાઅત (ગૃપ) એકબીજાના મિત્ર અને સહાયક બની ગયા અને તેમણે અલગ પોતાની એક ઈબાદતગાહ બનાવી લીધી જેમાં ભેગા થઈને આ લોકો અલ્લાહ વહ્દહુ લા શરીકલહુની ઈબાદત કરવા લાગ્યા.

પરંતુ પહોંચતા-પહોંચતા તેની ખબર શહેરમાં ફેલાઈ ગઈ અને ચાડીખોર લોકોએ બાદશાહના કાનો સુધી તેની ખબર પહોંચાડી દીધી. બાદશાહે તે સૌને હાજર થવાનો હુકમ આપ્યો, આ લોકો દરબારમાં હાજર થયા તો બાદશાહે તેમને પોતાની માન્યતા અને અકીદહ વિશે પ્રશ્ન કર્યો, અલ્લાહે તેમને હિંમત આપી, તેમણે કોઈપણ પ્રકારના ડર અને ભય વિના પોતાનો તવહીદનો અકીદહ વર્ણન કરી દીધો અને પોતે બાદશાહને પણ તેના પ્રતિ આમંત્રણ આપ્યું. તેનું વર્ણન કુર્આને કરીમની આયતોમાં આ પ્રમાણે આવ્યું છે, وَرَبَطْنَا عَلٰى قُلُوْبِهِمْ اِذْ قَامُوْا فَقَالُوْا رَبُّنَا رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ لَنْ نَّدْعُوَامِنْ دُوْنِهٖ اِلٰهًا لَقَدْ قُلْنَا اِذًا شَطَطًا (الٰى قَوْلِهٖ) كَذِبًا ط (૧૮ : ૧૪-૧૫)

જ્યારે તે લોકોએ બાદશાહને નીડર થઈને ઈમાનની દા'વત આપી તો બાદશાહે તેનો ઈન્કાર કર્યો અને તેમને ડરાવ્યા-ધમકાવ્યા અને તેમના શરીર

ઉપરથી તે ઉત્તમ પોશાક જે તે શાહજાદાઓએ ધારણ કર્યો હતો તે પણ કઢાવી લીધો જેથી આ લોકો પોતાના મા'મલામાં વિચાર કરે અને વિચાર કર્યા પછી અમુક દિવસની મહોલત એવું કહીને આપી કે તમે નવયુવાન છો, હું તમને કતલ કરવામાં એટલી ઉતાવળ નથી કરતો કે જેથી તમને વિચાર કરવાનો મોકો મળે. હજુ પણ જો તમે પોતાની કોમના ધર્મ અને સંપ્રદાય ઉપર પાછા આવી જાઓ છો તો તમે પોતાની હાલત ઉપર રહેશો નહિતર તમને કતલ કરી નાંખવામાં આવશે.

અલ્લાહ તબારક વ તઆલાની કૃપા અને તેનું ઈનામ પોતાના આ મો'મિન બંદાઓ ઉપર એ હતું કે આ જ મહોલતે તે લોકો માટે ભાગી છૂટવાનો માર્ગ ખોલી નાંખ્યો અને આ લોકો ત્યાંથી નાસી છૂટીને એક ગુફામાં સંતાઈ ગયા.

સામાન્ય તફસીરકારોની રિવાયતો એ બાબત ઉપર સહમત છે કે આ લોકો હઝરત ઈસા (અલૈ.)ના દીન ઉપર હતા. ઈબ્ને કષીર અને બીજા બધા જ વિવરણકારોએ તેનું વર્ણન કર્યું છે, જો કે ઈબ્ને કષીર (રહ.)એ આ બાબતનો સ્વીકાર એટલા માટે નથી કર્યો કે આ લોકો હઝરત ઈસા (અલૈ.)ના દીન ઉપર હોત તો મદીનાના યહૂદીઓએ તેમની દુશ્મનીના કારણે તેમની આ ઘટના વિશે પ્રશ્ન કરાવ્યો ન હોત અને તેને એટલું મહત્ત્વ આપ્યું ન હોત પરંતુ આ કોઈ એવો આધાર નથી જેના કારણે બધી જ રિવાયતો રદ કરવામાં આવે, મદીનાના યહૂદીઓએ તો માત્ર એક વિસ્મયકારી ઘટના હોવાના સ્વરૂપે તેનો પ્રશ્ન કરાવ્યો હતો જેમકે ઝુલ્કરનૈનનો પ્રશ્ન આ જ બીનાએ હતો, એ જ પ્રમાણેના પ્રશ્નોમાં યહૂદિયત અને નસ્રાનિયતની પરસ્પરની સૂગ અને નફરતનું તેમની વચ્ચે ન આવવું દેખીતું છે.

તફસીરે મઝહરીમાં ઈબ્ને ઈસ્હાકની રિવાયતમાં આ લોકોને તે "મુવહ્‌હિદીન" (એકશ્વરવાદી)માં ગણવામાં આવ્યા છે જે હઝરત ઈસા (અલૈ.)ના દીનના ખતમ થઈ જવા પછી તેમના સત્યવાદી અમુક ગણ્યા–ગાંઠ્યા લોકો બાકી રહી ગયા હતા કે જેઓ સાચા ઈસાઈ ધર્મ અને તવહીદ ઉપર કાયમ હતા. હઝરત ઈબ્ને ઈસ્હાક (રદિ.)ની રિવાયતમાં પણ આ જાલિમ રાજાનું નામ દકિયાનૂસ બતાવવામાં આવે છે અને જે શહેરમાં આ નવયુવાનો ગુફામાં સંતાતા પહેલાં રહેતા હતા તેનું નામ ઈફસૂસ બતાવે છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં પણ આ ઘટના આ જ પ્રમાણે વર્ણન કરવામાં આવી છે અને બાદશાહનું નામ દકિયાનૂસ બતાવવામાં આવ્યું છે, ઈબ્ને ઈસ્હાકની રિવાયતમાં એ પણ છે કે અસ્હાબે કહફના જાગૃત થવાના સમયે પ્રદેશ ઉપર હઝરત ઈસા (અલૈ.)ના દીનના પાબંદ જે લોકોનો કબ્જો થઈ ગયો હતો તેમના બાદશાહનું નામ બયદૂસીસ હતું.

આ સમગ્ર રિવાયતોથી એ વાત પાકા અનુમાન સાથે સાબિત થઈ જાય છે કે અસ્હાબે કહફ હઝરત ઈસા (અલૈ.)ના સાચા દીન ઉપર હતા અને તેમનો સમયગાળો હઝરત ઈસા (અલૈ.) પછીનો જ છે અને જે મુશ્રિક બાદશાહથી તેઓ નાસી છૂટયા હતા તેનું નામ દકિયાનૂસ હતું. ત્રણસો નવ વર્ષ પછી જાગવાના સમયે જે નેક મો'મિન બાદશાહની સત્તા હતી ઈબ્ને ઈસ્હાકની રિવાયતમાં તેનું નામ બયદૂસીસ બતાવ્યું છે, તેની સાથે આધુનિક યુગના ઈતિહાસને મેળવીને જોવામાં આવે તો અનુમાન અને ચોક્કસ ધારણા આધારે તેમના સમયકાળને નક્કી કરી શકાય છે, તેનાથી વધારે સમયકાળ નક્કી કરવાની ન તો આવશ્યકતા છે અને ન જ તેના જ્ઞાનમાં કોઈ વસ્તુ મોજૂદ છે.

## શું અસ્હાબે કહફ હજું પણ જીવે છે ? :

આ ઘટનામાં સાચી અને જાહેર બાબત એ જ છે કે તેમની વફાત થઈ ચૂકી છે, તફસીરે મઝહરીમાં ઈબ્ને ઈસ્હાકની વિગતવાર રિવાયતમાં છે કે અસ્હાબે કહફના જાગૃત થયા પછી અને શહેરમાં તેમની આ આશ્ચર્યકારક ઘટનાની શોહરત થયા પછી અને તે સમયના બાદશાહ બયદૂસીસની પાસે પહોંચીને મુલાકાત કર્યા પછી અસ્હાબે કહફે બયદૂસીસ બાદશાહ પાસેથી જવાની પરવાનગી માંગી અને સલામ સાથે રુખ્સત થવાની સાથે તેના માટે દુઆ કરી અને હજુ બાદશાહ તે જ સ્થળે મોજૂદ હતો કે આ લોકો પોતાની સૂવાની જગ્યાએ પાછા જઈને સૂઈ ગયા અને તે જ સમયે અલ્લાહ તઆલાએ તેમને મોત આપી દીધું.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની આ રિવાયત ઈબ્ને કષીર અને ઈબ્ને જરીર બધા જ મુફસ્સિરોએ નકલ કરી છે.

قَالَ قَتَادَةُ غَزَا ابْنُ عَبَّاسٍ مَعَ حَبِيْبِ بْنِ مَسْلَمَةَ فَمَرُّوْا بِكَهْفٍ فِيْ بِلَادِ الرُّوْمِ فَرَأَوْا فِيْهِ عِظَامًا فَقَالَ قَائِلٌ هٰذِهٖ عِظَامُ اَهْلِ الْكَهْفِ فَقَالَ ابْنُ عَبَّاسٍؓ لَقَدْ بَلِيَتْ عِظَامُهُمْ مِّنْ اَكْثَرَ مِنْ ثَلٰثِمِائَةِ سَنَةٍ (ابن كثير)

*"કતાદહ કહે છે કે ઈબ્ને અબ્બાસે હબીબ ઈબ્ને મુસ્લિમાની સાથે મળીને એક જિહાદ કર્યો તો જ્યારે તેઓ રૉમન સત્તા હેઠળના પ્રદેશમાં એક ગુફા પાસેથી પસાર થયા જેમાં મૃત લાશોના કંકાલો હતા, કોઈએ કહ્યું કે આ અસ્હાબે કહફના કંકાલ છે ત્યારે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેમના કંકાલ તો આજથી ત્રણસો વર્ષ પહેલાં માટી બની ચૂક્યા છે."*

આ બધા તે ઐતિહાસિક ઘટનાના એ વિભાગો હતા જેને ન તો કુર્આને વર્ણન કર્યા છે અને ન જ રસૂલે કરીમ ﷺની કોઈ હદીષમાં તેનો ઉલ્લેખ છે અને ન જ કોઈ ખાસ મકસદ અથવા કુર્આનની આયત સમજવી તેના ઉપર અવલંબિત છે અને ન તો ઐતિહાસિક રિવાયતોના આધારે આ બાબતોનો કોઈ નિશ્ચિત ફેંસલો કરી શકાય છે, બાકી રહ્યા કિસ્સાના તે વિભાગો જેને પોતે કુર્આને કરીમે વર્ણન કર્યા છે તેની વિગતો આ જ આયતો હેઠળ આવી છે.

અહીંયાં સુધી કુર્આને કરીમે આ કિસ્સાનું ટૂંકમાં વર્ણન કર્યું હતું, આગળ વિગતવાર વર્ણન આવે છે.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૧૩ થી ૧૬)

نَحْنُ نَقُصُّ عَلَيْكَ نَبَاَهُمْ بِالْحَقِّ ۭ اِنَّهُمْ فِتْيَةٌ اٰمَنُوْا بِرَبِّهِمْ وَزِدْنٰهُمْ هُدًى ۝۱۳
وَّرَبَطْنَا عَلٰي قُلُوْبِهِمْ اِذْ قَامُوْا فَقَالُوْا رَبُّنَا رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ لَنْ نَّدْعُوَا۟
مِنْ دُوْنِهٖٓ اِلٰـهًا لَّقَدْ قُلْنَآ اِذًا شَطَطًا ۝۱۴ هٰٓؤُلَاۗءِ قَوْمُنَا اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اٰلِهَةً ۭ لَوْلَا
يَاْتُوْنَ عَلَيْهِمْ بِسُلْطٰنٍۢ بَيِّنٍ ۭ فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَي اللّٰهِ كَذِبًا ۝۱۵ وَاِذِ
اعْتَزَلْتُمُوْهُمْ وَمَا يَعْبُدُوْنَ اِلَّا اللّٰهَ فَاْوٗٓا اِلَى الْكَهْفِ يَنْشُرْ لَكُمْ رَبُّكُمْ مِّنْ رَّحْمَتِهٖ
وَيُهَيِّئْ لَكُمْ مِّنْ اَمْرِكُمْ مِّرْفَقًا ۝۱۶

## તરજુમો :

*અમે તમને તેમની સાચી હકીકત સંભળાવીએ, તેઓ કેટલાય યુવાન છે કે પોતાના પરવરદિગાર ઉપર ઈમાન લાવ્યા અને અમે તેમને વધારે સૂઝબૂઝ આપી. (૧૩) અને તેમના દિલ ઉપર ગાંઠ (બાંધી) આપી જ્યારે ઊભા થયા પછી બોલ્યા, અમારો પરવરદિગાર છે આસમાનનો પરવરદિગાર અને જમીનનો, અમે તેના સિવાય કોઈને મઅ્બૂદ પોકારીશું નહીં નહિતર અમે બુદ્ધિવિહોણી વાત કહી. (૧૪) આ અમારી કોમ છે તેમણે અલ્લાહના સિવાય અન્ય મઅ્બૂદ ઠરાવી લીધા, કેમ તેમના ઉપર કોઈ ખુલ્લી સનદ (પ્રમાણ) નથી લાવતા ? પછી એનાથી મોટો ગુનેહગાર કોણ જેણે અલ્લાહ ઉપર જૂઠ બાંધ્યું ! (૧૫) અને જ્યારે તમે તેમનાથી અને જેમને તેઓ અલ્લાહના સિવાય પૂજે છે અળગા થઈ ગયા તો હવે તે ગુફામાં જઈ બેસો, તમારો પરવરદિગાર તમારા ઉપર પોતાની રહમતમાંથી કંઈ ફેલાવી દે અને તમારા માટે કામમાં આરામ બનાવી દે. (૧૬)*

## તફસીર :

અમે તેમની ઘટના તમને ઠીક ઠીક વર્ણન કરીએ છીએ (તેમાં ઈશારો કરવામાં આવ્યો છે કે તેમના વિરુદ્ધ જે કંઈ પણ દુનિયામાં મશહૂર છે તે સાચું નથી) તે લોકો (અસ્હાબે કહ્ફ) અમુક નવજુવાનો હતા જેઓ પોતાના પરવરદિગાર ઉપર (તે સમયના દીને ઈસ્વી પ્રમાણે) ઈમાન લાવ્યા હતા અને અમે તેમની હિદાયતમાં ઔર વધારો કરી આપ્યો (કે ઈમાનની સિફતો ઉપર વધારે મજબૂતી પ્રદાન કરી તથા બલાઓ અને આફતો ઉપર સબ્ર આપી તથા દુનિયાને ત્યાગ અને આખિરતની ચિંતા વગેરે પણ અર્પણ કરી અને ઈમાન અને હિદાયતની સિફતોમાં એક વાત એ પણ હતી કે) અમે તેમના દિલ મજબૂત કરી દીધા જ્યારે કે તે પાકા થઈને (પરસ્પર અથવા તો વિરોધી બાદશાહની રૂબરૂ) કહેવા લાગ્યા કે અમારો પરવરદિગાર તો તે છે જે આસમાનો અને જમીનનો પરવરદિગાર છે, અમે તો તેને છોડીને કોઈ મઅ્બૂદની ઈબાદત કરીશું નહીં (કારણ કે જો અલ્લાહ ન ચાહે અમે એવું કરીએ) તો એવા સ્વરૂપમાં અમે ચોક્કસ ઘણી અયોગ્ય વાત કરી અને આ અમારી કોમ છે તેમણે અલ્લાહને છોડીને અન્ય

મઅ્બૂદો ઠરાવી રાખ્યા છે (કારણ કે તેમની કોમ અને તે સમયનો બાદશાહ બધા મૂર્તિપૂજકો હતા, બસ) આ લોકો પોતાના મઅ્બૂદો(ના મઅ્બૂદ હોવા) ઉપર કોઈ ખુલ્લી દલીલ કેમ નથી લાવતા ? (જેમકે મુવહ્હિદીન-એકશ્વરવાદી તવહીદની સ્પષ્ટ અને ચોક્કસ દલીલો ધરાવે છે) તેનાથી વધારે કોણ અત્યાચાર કરનારો હશે જે અલ્લાહ તઆલા ઉપર જૂઠી તોહમત લગાવે ? (કે તેનો કોઈ ભાગીદાર અને જોડીદાર પણ છે !) અને પછી (પરસ્પર કહ્યું કે) જ્યારે તમે આ લોકોના અકીદહથી અલગ થઈ ગયા અને તેમના મઅ્બૂદો(ની ઈબાદત)થી પણ (અલગ થઈ ગયા છો) પરંતુ અલ્લાહથી (અળગા નથી થયા બલકે એના જ કારણે તમે આ બધું છોડ્યું છે) તો હવે (હિત એમાં જ છે કે) તમે (ફલાણી) ગુફામાં (જે મશ્વરાથી નક્કી થઈ હશે) ચાલીને આશ્રય લો (જેથી શાંતિથી નચિંત થઈને અલ્લાહની ઈબાદત કરી શકો), તમારા ઉપર તમારો પરવરદિગાર પોતાની રહમત ફેલાવી દેશે અને તમારા માટે આ કામમાં સફળતાનો સામાન દુરુસ્ત કરી દેશે (અલ્લાહ તઆલાથી આવી ઉમ્મીદ અને અપેક્ષાએ ગુફામાં જવાના સમયે તેમણે સૌથી પહેલાં આ દુઆ કરી કે,

رَبَّنَآ اٰتِنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً وَّهَيِّئْ لَنَا مِنْ اَمْرِنَا رَشَدًا

## મસ્અલા અને બોધપાઠ :

اِنَّهُمْ فِتْيَةٌ એ فتـٰـى (ફતા)નું બહુવચન છે, તે "નવયુવાન"ના અર્થ તરીકે આવે છે, તફસીરકાર વિદ્વાનોએ ફરમાવ્યું કે આ શબ્દમાં એ ઈશારો જોવા મળે છે કે અમલોની સુધારણા તથા અખ્લાક અને નૈતિક હિદાયતનો સમયગાળો નવયુવાનીની જ ઉંમર છે, ઘડપણમાં પાછલી જિંદગીના અમલો અને અખ્લાક એવા પાકા થઈ જાય છે કે તેના વિરુદ્ધ કેટલીય સત્ય વાત સ્પષ્ટ થઈ જાય પરંતુ તેનાથી બહાર નીકળવું ઘણું મુશ્કેલ હોય છે. સહાબએ કિરામ (રદિ.)માં રસૂલે કરીમ ﷺની દા'વત ઉપર ઈમાન લાવનારા મોટા ભાગના નવયુવાન લોકો જ હતા. *(ઈબ્ને કષીર, અબૂ હય્યાન)*

وَرَبَطْنَا عَلٰى قُلُوْبِهِمْ ઈબ્ને કષીરના હવાલાથી જે ઘટનાનું સ્વરૂપ ઉપર વર્ણન કરવામાં આવ્યું છે તેનાથી જાણ થાય છે કે અલ્લાહ તઆલા તરફથી તેમના દિલોને દઢ અને મજબૂત કરવાની ઘટના તે સમયે બની જ્યારે કે મૂર્તિપૂજક

જાલિમ બાદશાહે આ નવયુવાનોને પોતાના દરબારમાં હાજર કરાવી પ્રશ્ન કર્યો, તે જિંદગી અને મોતની ખેંચતાણ તથા કત્લ થવાનો ડર હોવા છતાં અલ્લાહ તઆલાએ તેમના દિલો ઉપર પોતાની મહોબ્બત અને પોતાની શ્રેષ્ઠતા એવી પ્રભાવી કરી દીધી હતી કે તેના મુકાબલામાં કત્લ અને મોત તથા દરેક પ્રકારની મુસીબતને સહન કરવા માટે તૈયાર થઈને પોતાના અકીદહની ખુલ્લમ-ખુલ્લી જાહેરાત કરી દીધી કે તેઓ એક અલ્લાહ સિવાય કોઈ અન્ય મઅ્બૂદની ઈબાદત નથી કરતા અને હવે પછી પણ કરશે નહીં, જે લોકો અલ્લાહ તઆલા માટે કોઈ કામનો પાકો નિર્ધાર કરી લે છે તો અલ્લાહ તઆલા તરફથી તેની આવી જ મદદ થતી હોય છે.

فَـأْوٗٓا اِلَـــى الْـكَهْفِ ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે, અસ્હાબે કહફે જે પરિસ્થિતિ અપનાવી હતી કે તે શહેરમાં રહીને અલ્લાહની ઈબાદત થઈ શકતી ન હતી તેને છોડીને ગુફામાં આશ્રય લીધો. બધા જ અંબિયા (અલૈ.)ની આ જ સુન્નત છે કે એવા સ્થળોએથી હિજરત કરીને એવા સ્થળને અપનાવે છે જ્યાં અલ્લાહની ઈબાદત કરી શકાય.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૧૭-૧૮)

وَتَرَى الشَّمْسَ اِذَا طَلَعَتْ تَّزٰوَرُ عَنْ كَهْفِهِمْ ذَاتَ الْيَمِيْنِ وَاِذَا غَرَبَتْ تَّقْرِضُهُمْ
ذَاتَ الشِّمَالِ وَهُمْ فِيْ فَجْوَةٍ مِّنْهُ ۭ ذٰلِكَ مِنْ اٰيٰتِ اللّٰهِ ۭ مَنْ يَّهْدِ اللّٰهُ فَهُوَ الْمُهْتَدِ ۚ
ع ۵ وَمَنْ يُّضْلِلْ فَلَنْ تَجِدَ لَهٗ وَلِيًّا مُّرْشِدًا ۝17ۧ وَتَحْسَبُهُمْ اَيْقَاظًا وَّهُمْ رُقُوْدٌ ڰ وَّنُقَلِّبُهُمْ
ذَاتَ الْيَمِيْنِ وَذَاتَ الشِّمَالِ ڰ وَكَلْبُهُمْ بَاسِطٌ ذِرَاعَيْهِ بِالْوَصِيْدِ ۭ لَوِ اطَّلَعْتَ عَلَيْهِمْ
لَوَلَّيْتَ مِنْهُمْ فِرَارًا وَّلَمُلِئْتَ مِنْهُمْ رُعْبًا ۝18

**તરજુમો :**

*અને તમે જુઓ જ્યારે તડકો નીકળે છે તેમની ગુફાથી જમણી બાજુએ બચીને જાય છે અને જ્યારે (સૂરજ) ઢળે છે તેમનાથી ડાબી બાજુએ કતરાઈ જાય છે*

*અને તેઓ એ(ગુફા)ની ખુલ્લી જગ્યામાં છે, આ છે અલ્લાહની નિશાનીઓમાંથી; જેને અલ્લાહ માર્ગ આપે તે જ માર્ગ ઉપર આવે અને જેને તે ભટકાવે પછી તમે તેનો કોઈ મિત્ર માર્ગ ઉપર લાવનારો નહીં પામો. (૧૭) અને તમે સમજી બેસો કે જાણે તેઓ જાગે છે અને તેઓ તો સૂઈ રહ્યા છે અને અમે તેમને જમણે અને ડાબે પાસાંઓ બદલાવીએ છીએ અને તેમનો કૂતરો પોતાની આગલી બાંહો (પગ) ઉંબરા ઉપર ફેલાવી રહેલ છે, જો તમે તેમને ડોકિયું કરી જુઓ તો તેમનાથી પીઠ ફેરવી નાસો અને તમારામાં તેની દહેશત (ભય) પેસી જાય. (૧૮)*

## તફસીર :

અને હે શ્રોતા ! (તે ગુફા એવી સ્થિતિ ઉપર આવેલી છે કે) જ્યારે તડકો નીકળે છે તો તું તેમને જોઈશ કે તે ગુફાની જમણી બાજુ (તડકાથી) બચેલી રહે છે (એટલે કે ગુફાના દરવાજેથી ડાબી તરફ અલગ થઈને રહે છે) અને જ્યારે તે અસ્ત થાય છે તો (ગુફાની) ડાબી બાજુ હટેલી રહે છે (એટલે કે તે સમયે પણ ગુફાની અંદર તડકો નથી જતો જેથી તેમને તડકાની ગરમીથી તકલીફ ન પહોંચે) અને તે લોકો આ ગુફાની એક ખુલ્લી જગ્યામાં છે (એટલે કે એવી ગુફાઓમાં જે સ્વાભાવિકપણે ક્યાંક સાંકડી તો ક્યાંક પહોળી હોય છે, આ ગુફા એવી જગ્યા ઉપર હતી કે જે પહોળી હતી જેથી હવા-ઉજાશ પણ પહોંચતો હતો અને જગ્યાની તંગીથી જીવ પણ ગભરાતો ન હતો) આ અલ્લાહ તઆલાની નિશાનીઓમાંથી છે (કે જાહેર કારણોથી વિપરીત તેમના માટે આરામનો સામાન પેદા કરવામાં આવ્યો હતો બસ, જાણ થઈ કે) જેને અલ્લાહ તઆલા આપે તે જ હિદાયત પામે છે અને જેને તે ગુમરાહ કરે તો તમે તેમના માટે કોઈ માર્ગ બતાવનાર મદદગાર પામશો નહીં (ગુફાની જે પરિસ્થિતિ બતાવી છે કે તેમાં ન તો સૂર્ય ચઢતી વખતે તડકો અંદર જાય છે અને ન સાંજે અસ્ત થતી વખતે, આ એવા સ્વરૂપમાં હોય છે કે જ્યારે ગુફા ઉત્તર અને દક્ષિણ દિશાએ હોય, કારણ કે ડાબે-જમણે ગુફામાં દાખલ થવાનો ભાવાર્થ હોય તો ગુફા ઉત્તર દિશાના મોંઢાની હશે અને જમણી બાજુ ગુફાથી નીકળવાનો ભાવાર્થ હોય તો ગુફા દક્ષિણ બાજુના મોંઢાની હશે).

અને હે શ્રોતા ! (તે સમયે કે જ્યારે તેઓ ગુફામાં ગયા અને અમે તેમના ઉપર ઊંઘ નાંખી દીધી અને તેં તેમને જોયા હોત તો) તેમને જાગતા ધારી લીધા હોત જ્યારે કે તેઓ સૂતા હતા (કારણ કે અલ્લાહ તઆલાની કુદરતે તેમને ઊંઘની પરિસ્થિતિ અને નિશાનીઓથી સુરક્ષિત રાખ્યા હતા જેમકે શ્વાસનું બદલાવું, બદનનું ઢીલું પડી જવું, આંખો જો બંધ પણ હોય તો પણ તે સૂવાની ચોક્કસ નિશાની નથી) અને (ઊંઘના આ લાંબા સમયગાળામાં) અમે તેમને (ક્યારેક) જમણી બાજુ અને (ક્યારેક) ડાબી બાજુ પાસાંઓ ફેરવી આપતા હતા (અને એ હાલતમાં) તેમનો કૂતરો (જે કોઈ કારણે તેમની સાથે આવી ગયો હતો ગુફાના) ઉંબરા ઉપર પોતાની બંને બાંહો ફેલાવીને (બેઠો) હતો (અને તેમના રુઆબ અને અલ્લાહ તરફથી મળેલ જલાલની એ હાલત હતી કે) જો (હે શ્રોતા !) તું તેમને ઝાંખીને જુએ તો તેમનાથી પીઠ ફેરવીને નાસી જાય અને તારા અંદર તેમની દહેશત (ધાક) પેસી જાય. (આ આયતમાં સંબોધન સામાન્ય રીતે દરેક વ્યક્તિને છે તેનાથી આપ ﷺનું પ્રભાવિત થવું જરૂરી નથી બનતું અને આ બધો જ સામાન અલ્લાહ તઆલાએ તેમની સુરક્ષા માટે એકઠો કર્યો હતો, કારણ કે જાગૃત વ્યક્તિ ઉપર હુમલો કરવો સરળ નથી હોતો અને ઊંઘના લાંબા સમયગાળામાં પાસાંઓ ન બદલવામાં આવે તો શરીર ઉપર ભાઠાં પડી જાય છે તથા ગુફાના દરવાજા ઉપર કૂતરાને બેસાડવું પણ હિફાઝતના પ્રબંધમાંથી જ હોવાનું જાહેર થાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં અલ્લાહ તઆલાએ અસ્હાબે કહફની ત્રણ પરિસ્થિતિઓ બતાવી છે અને ત્રણે આશ્ચર્યજનક છે જે આ લોકોની કરામત સ્વરૂપે સામાન્ય પ્રકૃતિના નિયમ વિરુદ્ધ હોવાનું જાહેર થાય છે.

પ્રથમ તો લાંબા સમય સુધી સતત ઊંઘ છવાયેલી રહેવી અને તેમાં પણ ખાધા–પીધા વિના જીવંત રહેવું સૌથી મોટી કરામત અને પ્રકૃતિના નિયમો વિરુદ્ધ છે, તેની વિગત આગલી આયતોમાં આવશે, અત્રે તેમની લાંબી ઊંઘની પરિસ્થિતિમાં તેમની એક હાલત તો એ બતાવી છે કે અલ્લાહ તઆલાએ તેમને ગુફાની અંદર એ રીતે સુરક્ષિત રાખ્યા હતા કે સવાર–સાંજ તડકો તેમની નજીકથી

પસાર થતો હતો પરંતુ ગુફાની અંદર તેમના શરીર ઉપર પડતો ન હતો, પાસેથી પસાર થવો એ જીવન માટે જરૂરી અને લાભકારી હતો તથા હવા અને ઠંડી–ગરમી મધ્યમ કક્ષાની હતી અને તેમના શરીર ઉપર તડકો ન પડવાથી શરીર અને તેમના કપડાંઓનું રક્ષણ પણ થતું હતું.

તડકો તેમના ઉપર ન પડવાનું કારણ આ ગુફા કોઈ એવી ખાસ જગ્યાએ અને પરિસ્થિતિ ઉપર બનેલી હોઈ શકે છે કે તેનું મુખ ઉત્તર અથવા દક્ષિણમાં એવી સ્થિતિ ઉપર હશે કે તડકો પ્રાકૃતિક રીતે તેમની ગુફાની અંદર તેમના ઉપર ન પડે. ઈબ્ને કુતયબહ (રહ.)એ ગુફાની આ ખાસ પરિસ્થિતિને નક્કી કરવા માટે ખગોળશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે આ સ્થળ પૃથ્વીથી ગુફાની ઊંચાઈ અને સૂર્યની ગતિ આધારે ગુફાના મુખનું સ્થાન નક્કી કર્યું છે. (મઝહરી) અને તેના મુકાબલામાં ઝજ્જાજે કહ્યું કે, તડકો તેમનાથી અલગ રહેવો કોઈ ખાસ પરિસ્થિતિ અથવા ખગોળશાસ્ત્રના સિદ્ધાંતો ઉપર ન હતો બલકે તેમની કરામતથી એ પણ પ્રકૃતિના સામાન્ય સિદ્ધાંતોથી અલગ હતો અને આ આયતના અંતે જે આ ઈરશાદ છે, ذٰلِكَ مِنْ اٰيٰتِ اللّٰهِ તે પણ દેખીતી રીતે એ બાબતની દલીલ કરે છે કે તડકાથી સુરક્ષિત રહેવાનો આ સામાન ગુફાના કોઈ ખાસ સ્થાન અને પરિસ્થિતિ ઉપર હોવાનું પરિણામ ન હતું, બલકે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની એક નિશાની હતી. *(કુર્તુબી)*

એ ચોખ્ખી વાત છે કે અલ્લાહ તઆલાએ તેમના માટે એવો સામાન નક્કી કર્યો હતો કે તડકો તેમના શરીર ઉપર ન પડે, ભલે આ સામાન ગુફાની ખાસ પરિસ્થિતિ અથવા સ્થાનના આધારે હોય અથવા વાદળ વગેરે તડકાના સમયે આવી જતું હોય અથવા સીધે–સીધા સૂર્યના કિરણો તેમનાથી પ્રકૃતિના સામાન્ય નિયમોથી વિરુદ્ધ હટાવી દેવામાં આવતા હોય, આ બધી જ શક્યતાઓ છે, કોઈ એકને નક્કી કરવા ઉપર ભાર મૂકવાની કોઈ આવશ્યકતા નથી.

## અસ્હાબે કહફ લાંબી ઊંઘના સમયગાળામાં એવી પરિસ્થિતિમાં હતા કે જોનારો તેમને જાગૃતાવસ્થામાં સમજે :

બીજી પરિસ્થિતિ એ બતાવી છે કે અસ્હાબે કહફ ઉપર આટલા લાંબા સમયગાળાની ઊંઘ નાંખી દીધા છતાં તેમના શરીર ઉપર ઊંઘની કોઈ નિશાનીઓ

ન હતી, બલકે એવી પરિસ્થિતિમાં હતા કે તેમને જોનારા એવી અનુભૂતિ કરે કે તે જાગી રહ્યા છે. સામાન્ય તફસીરકારોએ ફરમાવ્યું કે તેમની આંખો ખુલ્લી હતી, શરીરમાં ઢીલાપણું જે ઊંઘના કારણે હોય છે તે ન હતું, શ્વાસોમાં પણ જે ફેરફાર સૂનારાઓમાં થઈ જાય છે તે પણ ન હતો. દેખીતું એ છે કે આ પરિસ્થિતિ પણ અસામાન્ય રીતે એક પ્રકારની કરામત જ હતી જેમાં દેખીતી હિકમત તેમની સુરક્ષા કરવાની હતી કે કોઈ તેમને સૂતેલા સમજીને તેમના ઉપર હુમલો ન કરે અથવા જે સામાન તેમની સાથે હતો તેને ચોરી ન લે અને સમયે-સમયે પાસાં બદલવાથી પણ જોનારાઓને તેઓ જાગતા હોય એવો વિચાર આવી શકે છે અને પાસાંઓ બદલવામાં એ લાભ પણ હતો કે તેમના શરીર ઉપર એક બાજુએ સૂઈ રહેવાથી ભાઠાં ન પડી જાય.

**અસ્હાબે કહ્ફનો કૂતરો :**

અત્રે એક પ્રશ્ન એ પણ પેદા થાય છે, સહીહ હદીષમાં આવ્યું છે કે જે ઘરમાં કૂતરો અથવા સજીવનું ચિત્ર હોય ત્યાં ફરિશ્તા દાખલ નથી થતા. સહીહ બુખારીની એક હદીષમાં હઝરત ઉમર (રદિ.)થી વર્ણન થયું છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિ શિકારી કૂતરા અથવા જાનવરોના ચોકીદાર કૂતરાઓ સિવાયના કૂતરાઓ પાળે છે તો દરરોજ તેના સવાબમાં બે "કીરાત" (કીરાત એક વજનનું નાનું માપ છે) ઓછું થાય છે." અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતમાં એક ત્રીજા પ્રકારના કૂતરાને પણ બાકાત કરવામાં આવ્યો છે એટલે કે જે ખેતીની ચોકીદારી માટે પાળવામાં આવે છે.

આ હદીષની રિવાયતોની બીનાએ એ પ્રશ્ન પેદા થાય છે કે આ બુઝૂર્ગ અલ્લાહવાળાઓએ કૂતરાને સાથે કેમ લીધો ? તેનો એક જવાબ એ હોઈ શકે છે કે આ હુકમ એટલે કે કૂતરો પાળવાની મનાઈ શરીઅતે મુહમ્મદી ﷺનો હુકમ છે, શક્ય છે કે હઝરત ઈસા (અલૈ.)ના દીનમાં તેની મનાઈ ન પણ હોય. બીજી એ પણ અનુમાન આધારે ધારણા બાંધી શકાય છે કે આ લોકો ખેતી અને પશુપાલનવાળા હતા અને તેમની સુરક્ષા માટે તેઓએ કૂતરો પાળ્યો હોય અને જે રીતે કૂતરો વફાદારી માટે મશ્હૂર છે આ લોકો જ્યારે શહેરથી નીકળ્યા હોય તો તે પણ સાથે થઈ ગયો હોય.

**નેક સોબત (સથવારા)ની બરકતો કે તેનાથી કૂતરાનું પણ સન્માન વધારી દીધું :**

ઈબ્ને અતિય્યહ (રહ.) ફરમાવે છે કે મારા વાલિદ સાહબે બતાવ્યું કે, હું અબૂલ ફઝલ જોહરી (રહ.)ની એક વઅ્ઝ સન હિજરી ૪૬૯ માં મિસ્રની જામેઅ્ મસ્જિદની અંદર સાંભળી રહ્યો હતો, તેઓ મિમ્બર ઉપર ઊભા રહી ફરમાવતા હતા કે જે વ્યક્તિ નેક લોકો સાથે સોબત કરે છે તેમની નેકીનો હિસ્સો તેમને પણ મળે છે, જુઓ અસ્હાબે કહ્ફના કૂતરાએ તેમની સાથે મહોબ્બત કરી અને તેમની સાથે લાગી ગયો તો અલ્લાહ તઆલાએ કુર્આને કરીમમાં તેનું વર્ણન કર્યું.

કુર્તુબીએ પોતાની તફસીરમાં ઈબ્ને અતિય્યહની રિવાયત નકલ કર્યા પછી ફરમાવ્યું છે કે, જ્યારે એક કૂતરો નેક અને વલીઓની સોબતથી આવું સ્થાન પામી શકે છે તો તમે કલ્પના કરો કે જે મો'મિનો મુવહ્હિદીન, અવલિયા અલ્લાહ અને સાલિહીન સાથે મહોબ્બત રાખે છે તેમનું સ્થાન કેટલું ઊંચું હશે ? બલકે, આ ઘટનામાં તે મુસલમાનો માટે સાંત્વના અને ખુશખબરી છે જેઓ પોતાના અમલોમાં થોડી ઘણી ઉણપ રાખે છે પરંતુ રસૂલે કરીમ ﷺ સાથે સંપૂર્ણ મહોબ્બત રાખે છે.

સહીહ બુખારીમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત નકલ થઈ છે કે, “હું અને રસૂલે કરીમ ﷺ એક દિવસે મસ્જિદમાંથી નીકળી રહ્યા હતા, મસ્જિદના દરવાજા ઉપર એક વ્યક્તિ મળ્યો અને એ સવાલ કર્યો કે યા રસૂલુલ્લાહ ﷺ ! કયામત ક્યારે આવશે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે તમે કયામત માટે શું તૈયારી કરી રાખી છે ? (કે તેના આવવાની આટલી ઉતાવળ કરી રહ્યા છો ?) આ વાત સાંભળીને પેલો વ્યક્તિ દિલમાં કંઈક શરમાઈ ગયો અને પછી વિનંતી કરી કે મેં કયામત માટે ઘણી બધી નમાઝો, રોઝા અને સદકહ તો એકઠા નથી કર્યા પરંતુ હું અલ્લાહ અને તેના રસૂલ ﷺ સાથે મહોબ્બત રાખું છું. આપ ﷺએ ફરમાવ્યું કે જો એવું છે તો (સાંભળી રાખો કે) તમે (કયામતમાં) તેની જ સાથે હશો જેની સાથે મહોબ્બત રાખો છો.” હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે, અમે રસૂલે કરીમ ﷺના મુખેથી આ વાક્યો સાંભળીને એટલા ખુશ થયા કે ઈસ્લામ લાવ્યા પછી તેનાથી વધારે ખુશી ક્યારેય થઈ ન હતી અને ત્યારબાદ હઝરત અનસ

(રદિ.) ફરમાવે છે કે (અલ્હમ્દુલિલ્લાહ !) હું અલ્લાહ સાથે, તેના રસૂલ ﷺ સાથે, હઝરત અબૂબક્ર તથા હઝરત ઉમર (રદિ.) સાથે મહોબ્બત રાખું છું એટલા માટે હું એ બાબતનો આશાવાદી છું કે હું તેમની સાથે હોઈશ. *(કુર્તુબી)*

## અસ્હાબે કહફને અલ્લાહ તઆલાએ એવો રુઆબ અને જલાલ અર્પણ કર્યો હતો કે જોનાર ભયનો માર્યો નાસી જાય :

لَوِاطَّلَعْتَ عَلَيْهِمْ દેખીતું એ છે કે તેમાં સંબોધન સામાન્ય લોકોને જ છે એટલા માટે તેનાથી એ જરૂરી નથી કે અસ્હાબે કહફનો રુઆબ રસૂલે કરીમ ﷺ ઉપર પણ છવાઈ શકતો હતો, આ સામાન્ય શ્રોતાઓને ફરમાવવામાં આવ્યું છે કે જો તમે તેમને ઝાંકીને જુઓ તો ભયના માર્યા (હેબત ખાઈને) નાસી છૂટો અને તેમનો રુઆબ તથા ધાક તમારા ઉપર છવાઈ જાય.

આ રુઆબ અને ધાક કઈ બીના અને કયા કારણોના લઈને હતી તેમાં બહસ અને ચર્ચા કરવી વ્યર્થ છે અને એટલા માટે કુર્આન અને હદીષે તેનું વર્ણન કર્યુ નથી. હકીકત એ જ છે કે અલ્લાહ તઆલાએ તેમની હિફાઝત માટે એવી પરિસ્થિતિઓ ઉત્પન્ન કરી દીધી હતી કે તેમના શરીર ઉપર તડકો ન પડે અને જોનારને તેઓ જાગૃતાવસ્થામાં હોય એવું લાગે તથા જોનારાઓ ઉપર તેમની ધાક છવાઈ જાય કે તેમને સારી રીતે જોઈ પણ ન શકે, આ પરિસ્થિતિ ખાસ સ્વભાવગત કારણોના લીધે પણ હોવું શક્ય છે અને પ્રકૃતિ વિરુદ્ધ કરામત સ્વરૂપે હોવું પણ; જ્યારે કે કુર્આન અને હદીષે તેનું કોઈ ખાસ કારણ નક્કી નથી કર્યું તો માત્ર અનુમાન અને કલ્પના કરી, તર્ક લડાવી તેમાં ચર્ચા અને બહષ કરવી બેકાર છે, તફસીરે મઝહરીમાં આ જ બાબતને અગ્રિમતા આપવામાં આવી છે અને તેના સમર્થનમાં ઇબ્ને અબી શયબા, ઇબ્નુલ મંઝર, ઇબ્ને અબી હાતિમની સનદથી હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.)ની આ ઘટના નકલ કરવામાં આવી છે કે ઇબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "અમે રૉમના મુકાબલામાં હઝરત મુઆવિયા (રદિ.)ના સંગાથે જિહાદ કર્યો કે જે ગઝ્વતુલ મઝીકના નામથી મશ્હૂર છે, આ મુસાફરીમાં અમે એક ગુફા ઉપરથી પસાર થયા જેમાં અસ્હાબે કહફ છે, હઝરત મુઆવિયા (રદિ.)એ ઇરાદો કર્યો કે અસ્હાબે કહફની તહકીક કરીએ અને તેમને પ્રત્યક્ષ જોવા માટે ગુફામાં જઈએ. ઇબ્ને અબ્બાસ (રદિ.)એ મનાઈ કરી અને કહ્યું

કે અલ્લાહ તઆલાએ તમારાથી મોટી અને મહાન હસ્તી (એટલે કે રસૂલે કરીમ ﷺ)ને તેમના પ્રત્યક્ષ દર્શન કરવાથી મનાઈ કરી દીધી છે અને આ જ આયત પઢી. لَوِ اطَّلَعْتَ عَلَيْهِمْ'' (તેનાથી જાણ થઈ કે હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.ના મતે لَوِ اطَّلَعْتَ નું સંબોધન રસૂલે કરીમ ﷺ માટે હતું) પરંતુ હઝરત મુઆવિયા (રદિ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની સલાહનો સ્વીકાર ન કર્યો (કદાચ કારણ એ હતું કે તેમણે આયતનું સંબોધન રસૂલે કરીમ ﷺના બદલે સામાન્ય લોકોને હોવાનું ઠરાવ્યું હશે અથવા એ કે આ હાલત કુર્આને તે સમયે વર્ણન કરી છે જે સમયે અસ્હાબે કહફ જીવતા હતા અને સૂઈ રહ્યા હતા અને હવે તેમની વફાતને લાંબો સમય પસાર થઈ ચૂક્યો છે માટે જરૂરી નથી કે હજુ પણ તે જ રુઆબ અને હેબતનું સ્વરૂપ મોજૂદ રહ્યું હોય. ખૈર,) હઝરત મુઆવિયા (રદિ.)એ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની વાત કબૂલ ન કરી અને અમુક લોકોને તહકીક તથા પ્રત્યક્ષ જોવા માટે ત્યાં મોકલી આપ્યા, જ્યારે આ લોકો ગુફામાં દાખલ થયા તો અલ્લાહ તઆલાએ તેમના ઉપર ઘણી સખત ગરમ હવા મોકલી આપી જેના કારણે તેઓ કંઈ જ જોઈ ન શક્યા. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૧૯-૨૦)

وَكَذٰلِكَ بَعَثْنٰهُمْ لِيَتَسَآءَلُوْا بَيْنَهُمْ ؕ قَالَ قَآئِلٌ مِّنْهُمْ كَمْ لَبِثْتُمْ ؕ قَالُوْا لَبِثْنَا يَوْمًا اَوْ بَعْضَ
يَوْمٍ ؕ قَالُوْا رَبُّكُمْ اَعْلَمُ بِمَا لَبِثْتُمْ ؕ فَابْعَثُوْۤا اَحَدَكُمْ بِوَرِقِكُمْ هٰذِهٖۤ اِلَى الْمَدِيْنَةِ
فَلْيَنْظُرْ اَيُّهَاۤ اَزْكٰى طَعَامًا فَلْيَاْتِكُمْ بِرِزْقٍ مِّنْهُ وَلْيَتَلَطَّفْ وَلَا يُشْعِرَنَّ بِكُمْ اَحَدًا ﴿١٩﴾ اِنَّهُمْ
اِنْ يَّظْهَرُوْا عَلَيْكُمْ يَرْجُمُوْكُمْ اَوْ يُعِيْدُوْكُمْ فِيْ مِلَّتِهِمْ وَلَنْ تُفْلِحُوْۤا اِذًا اَبَدًا ﴿٢٠﴾

نصف القرآن باعتبار عدد الحروف بأن التاء بعد الياء من النصف الاول و اللام الثانية من النصف الاخير ١٢

**તરજુમો :**

*અને એ જ પ્રમાણે અમે તેમને જગાડી દીધા કે પરસ્પર પૂછવા લાગ્યા; તેમનામાંનો એક બોલ્યો, કેટલી કેટલી વાર તમે થોભ્યા ? બોલ્યા, આપણે એક દિવસ અથવા દિવસથી ઓછું થોભ્યા; બોલ્યા, તમારો પરવરદિગાર જ સારી પેઠે જાણે જેટલી વાર તમે રહ્યા છો, હવે પોતાનામાંથી એકને આ*

*પોતાનો સિક્કો આપી આ શહેરમાં મોકલો પછી જુએ કયું ભોજન સ્વચ્છ (પાક) છે, બસ તમારી પાસે તેમાંથી ખાવાનું લાવે અને વિનમ્રતાથી જાય અને કોઈને બધી ખબર ન પડવા દે. (૧૯) જો તે લોકો તમારી જાણકારી મેળવી લે તો તમને પથ્થરોથી મારી નાંખે અથવા તમને પોતાના ધર્મમાં પાછા ફેરવી લે અને ત્યારે તો તમારું ક્યારેય ભલું થશે નહીં. (૨૦)*

## તફસીર :

અને (જે રીતે અમે અમારી પોતાની સંપૂર્ણ કુદરત વડે તેમને લાંબા સમય સુધી સુવાડી રાખ્યા) એ જ પ્રમાણે (આ લાંબી ઊંઘ પછી) અમે તેમને જગાડ્યા જેથી તેઓ પરસ્પર પૂછતાછ કરે (જેથી પરસ્પર સવાલ–જવાબ પછી તેમને અલ્લાહ તઆલાની કુદરત અને હિકમતની જાણ થઈ જાય એટલા માટે) તેમનામાંથી એક કહેનારાએ કહ્યું કે (આ ઊંઘની હાલતમાં) તમે કેટલો સમય રહ્યા હશો ? (જવાબમાં) અમુકે કહ્યું કે કદાચ એક દિવસ અથવા એક દિવસથી પણ ઓછું રહ્યા હશે, બીજા અમુકે કહ્યું કે (તેની પળોજણમાં પડવાની જરૂર નથી) એ તો (ઠીક–ઠીક) તમારા પરવરદિગારને જ ખબર છે કે તમે કેટલું (સૂતેલા) રહ્યા ? હવે (આ વ્યર્થ ચર્ચાને છોડી જરૂરી કામ કરવું જોઈએ, તે એ કે) આપણામાંથી એકને આ સિક્કો (જે કહેનારાની પાસે હશે કારણ કે આ લોકો ખર્ચ કરવા માટે અમુક રકમ પણ સાથે લઈને આવ્યા હતા, મતલબ કે કોઈને આ સિક્કો) આપીને શહેર તરફ મોકલો પછી (તે ત્યાં પહોંચીને) તહકીક કરે કે કયું ખાવા હલાલ છે ? (આ સ્થળે શબ્દ اَزْكٰى "અઝકા"ની તફસીર ઈબ્ને જરીરની રિવાયત હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર રદિ.થી એ નકલ થઈ છે કે તેનો ભાવાર્થ "હલાલ ખોરાક" છે અને તેની જરૂરત એટલા માટે પડી કે તેમની મૂર્તિપૂજક કોમ મોટે ભાગે પોતાની મૂર્તિઓના નામ ઉપર પશુઓ બલિ ચઢાવ્યા કરતા હતા અને બજારમાં એ જ હરામ માંસ વેચાતું હતું) તો તે તેનાથી તમારી પાસે કંઈક ખાવાનું લઈ આવે અને કામ સારી યુક્તિથી કરે (કે એવી રીતે જાય કે કોઈ તેને ઓળખે નહીં અને ખોરાકની તહકીક કરવામાં પણ એવું જાહેર ન થવા દે કે અમે મૂર્તિના નામ ઉપર બલિ ચઢાવેલાને હરામ સમજીએ છીએ) અને કોઈને તમારી ખબર ન થવા દે (કારણ કે) જો તે લોકો (એટલે કે શહેરવાળા જેને પોતાના વિચારમાં પોતાના જમાનાના મુશ્રિકીન સમજતા હતા) ક્યાંક તમારી ખબર મેળવી લે તો

પથ્થરો મારીને મારી નાંખશે અથવા (બળજબરીથી) તમને પોતાના ધર્મમાં પાછા દાખલ કરી લેશે અને એવું થયું તો તમારું ક્યારેય ભલું નહીં થાય.

## મસ્અલા અને બોધપાઠ :

كَذٰلِكَ (કઝાલિક) આ શબ્દ સમાનતા બતાવવા માટે તથા ઉદાહરણ માટે છે, આ સ્થળે ભાવાર્થ બે ઘટનાઓની પરસ્પર સમાનતા વર્ણન કરવાનો છે. એક ઘટના અસ્હાબે કહફની ગાઢ નિંદ્રા અને લાંબા સમય સુધી સૂતા રહેવાની છે જેનું વર્ણન કિસ્સાની શરૂઆતમાં આવ્યું છે فَضَرَبْنَا عَلٰٓى اٰذَانِهِمْ فِى الْكَهْفِ سِنِيْنَ عَدَدًا બીજી ઘટના લાંબા સમયની ઊંઘ પછી સાજા નરવા અને ખોરાક ન મળ્યો હોવા છતાં તંદુરસ્ત અને શરીરમાં તાકાત હોવાની હાલતમાં જાગૃત થવાની છે, આ બંને ઘટનાઓ અલ્લાહ તઆલાની કુદરતની નિશાનીઓ હોવામાં સમાન છે. એટલા માટે આયતમાં જે તેમને જાગૃત કરવાનું વર્ણન કર્યું તો શબ્દ كَذٰلِكَ (કઝાલિક)થી ઈશારો કરવામાં આવ્યો કે જે પ્રમાણે તેમની ઊંઘ સામાન્ય મનુષ્યોની ટેવ છે તે પ્રમાણેની ઊંઘ ન હતી, એ જ પ્રમાણે તેમનું જાગૃત થવું પણ પ્રાકૃતિક નિયમો કરતાં શ્રેષ્ઠ હતું અને ત્યારબાદ જે لِيَتَسَآءَلُوْا (લિય તસાઅલૂ) ફરમાવ્યું જેનો અર્થ છે, “જેથી આ લોકો પરસ્પર એકબીજાને પૂછે કે કેટલો સમય ઊંઘનો રહ્યો ?” અને આ તેમની જાગૃત કરવાની શરત નથી બલકે સામાન્ય ટેવ પ્રમાણે રજુ થનારી એક ઘટનાનું વર્ણન છે, એટલા માટે તેના لَامْ (લામ)ને વિવરણકારોએ لَامِ عَاقِبَتْ (લામે આકિબત) "પરિણામ" અથવા لَامِ صَيْرُوْرَتْ (લામે સયરુરત) "અંજામ" કહ્યું છે, જેનો અર્થ "સ્વાભાવિક પ્રક્રિયા પ્રમાણે અથવા પ્રસંગ અનુસાર" થાય છે. *(અબૂ હય્યાન, કુર્તુબી)*

ખુલાસો એ છે કે જે પ્રમાણે તેમની લાંબી નિંદ્રા અલ્લાહની કુદરતની એક નિશાની હતી એ જ પ્રમાણે સેંકડો વર્ષો પછી વિના ખાધે–પીધે તંદુરસ્ત અને શક્તિશાળી જાગૃત થઈને બેઠા થવું પણ અલ્લાહની સંપૂર્ણ કુદરતની નિશાની હતી, કુદરતને એ જ મંજૂર હતું કે આ હકીકત તેમના ઉપર પણ જાહેર થઈ જાય એ કારણે સેંકડો વર્ષો સૂતા રહ્યા તો તેની શરૂઆત પરસ્પર સવાલ–જવાબથી થઈ અને વાતની પૂર્ણતા એવી ઘટનાથી થઈ જેનું વર્ણન આગલી આયતમાં وَكَذٰلِكَ اَعْثَرْنَا માં આવે છે કે, શહેરના લોકો સામે તેમનું રહસ્ય ખુલી ગયું અને મુદત

નક્કી કરવામાં મતભેદ હોવા છતાં લાંબા સમય સુધી ગુફામાં સૂતા રહેવાનો સૌને વિશ્વાસ થઈ ગયો.

قَـالَ قَـآئِلٌ مِّـنۡهُـمۡ શરૂ કિસ્સામાં જે વાત ટૂંકમાં કહેવામાં આવી હતી કે ગુફામાં રહેવાના સમયની મુદ્દત વિશે પરસ્પર અલગ-અલગ અભિપ્રાય હતો તેમાંથી એક જમાઅતનું કહેવું સાચું હતું આ તેનો ખુલાસો છે કે અસ્હાબે કહ્ફમાંથી એક વ્યક્તિએ પ્રશ્ન કર્યો કે તમે કેટલું સૂતા છો ? તો અમુકે જવાબ આપ્યો કે એક દિવસ અથવા એક દિવસનો અમુક ભાગ, કારણ કે આ લોકો સવારના સમયે ગુફામાં દાખલ થયા હતા અને જાગૃત થવાના સમયે સાંજનો વખત હતો એટલા માટે એ લોકોને એવો વિચાર આવ્યો કે આ તે જ દિવસ છે કે જે દિવસે તેઓ ગુફામાં દાખલ થયા હતા અને સૂવાનો સમય એક જ દિવસ છે પરંતુ તેમાંથી બીજા લોકોને કંઈક એવી અનુભૂતિ થઈ કે કદાચ આ તે દિવસ નથી જે દિવસે આપણે ગુફામાં દાખલ થયા હતા, પછી ખબર નહીં કેટલા દિવસો થઈ ગયા આથી તેમણે તે બાબતને અલ્લાહને હવાલે કરી. قَالُوۡا رَبُّكُمۡ اَعۡلَمُ بِمَا لَبِثۡتُمۡ અને આ બહસને બિનજરૂરી સમજીને અસલ કામ તરફ ધ્યાન અપાવ્યું કે શહેરમાંથી કંઈક ખાવા લેવા એક વ્યક્તિને મોકલવામાં આવે.

اِلَـى الۡـمَـدِيۡـنَةِ (ઈલલ્ મદીનતિ) આ શબ્દથી એટલું તો સાબિત થયું કે ગુફાની નજીક કોઈ મોટું શહેર હતું જ્યાં આ લોકો રહેતા હતા, એ શહેરના નામ વિશે અબૂ હય્યાને તફસીરે બહરે મુહીતમાં ફરમાવ્યું કે જે સમયગાળામાં અસ્હાબે કહ્ફ અહીંયાંથી નીકળ્યા હતા તે સમયે આ શહેરનું નામ "ઈફસૂસ" હતું હવે તેનું નામ "તરસૂસ" છે, કુર્તુબીએ પોતાની તફસીરમાં નોંધ્યું કે મૂર્તિપૂજકોનો આ શહેર ઉપર કબ્જો હતો તે સમયે અજ્ઞાનતાના કાળમાં તેનું નામ "ઈફસૂસ" હતું, જ્યારે હવે તેમના સમયના મુસલમાનો એટલે કે હઝરત ઈસા (અલૈ.)ના અનુયાયીઓનો તેના ઉપર કબ્જો થયો તો તેનું નામ "તરસૂસ" રાખવામાં આવ્યું.

بِـوَرِقِـكُـمۡ (બિવરિકિકુમ)થી જાણ થઈ કે આ લોકો ગુફામાં આવવાના સમયે પોતાની સાથે અમુક રકમ, સિક્કા વગેરે પણ સાથે લાવ્યા હતા જેનાથી જાણ થઈ કે જરૂરી ખોરાકનો બંદોબસ્ત કરવો "ઝુહ્દ અને તવક્કુલ"ની વિરોધી બાબત નથી. *(બહરે મુહીત)*

اَيُّهَآ اَزْكٰى طَعَامًا માં શબ્દ اَزْكٰى (અઝ્કા)નો શાબ્દિક અર્થ "પાક-સાફ" થાય છે, તેનો ભાવાર્થ ઈબ્ને ઝુબૈર (રહ.)ની તફસીર પ્રમાણે "હલાલ ખોરાક"નો થાય છે અને તેની જરૂરત એટલા માટે અનુભવવામાં આવી કે જે સમયમાં આ લોકો શહેરથી નીકળ્યા હતા ત્યાં મૂર્તિઓના નામની બલીઓ ચઢાવવામાં આવતી અને તે જ માંસ બજારોમાં વેચાતો હતો, એટલા માટે જનારને એ તાકીદ કરી કે એવી તહકીક કરીને ખાવા લાવે કે આ ખાવાનું હલાલ છે કે નથી ?

**મસ્અલો :**

આથી જાણ થઈ કે જે શહેર અથવા જે બજાર કે હૉટલમાં મોટા ભાગે હરામ ખાવાની વસ્તુઓ હોય ત્યાં તહકીક કર્યા વિના ખાવા ખાવું જાઈઝ નથી.

اَوْيَرْجُمُوْكُمْ માં رَجْم (રજમ)નો અર્થ "સંગસાર" કરવાનો થાય છે, બાદશાહે ગુફામાં જનારાઓને પ્રથમ એવી ધમકી આપી હતી કે જો તેઓ પોતાનો આ ધર્મ નહીં છોડે તો કતલ કરી નાંખવામાં આવશે. આ આયતથી જાણ થઈ કે તેમના ત્યાં તેમના દીનથી ફરી જનારાઓની સજા સંગસાર કરવાના સ્વરૂપે મૃત્યુદંડની આપવામાં આવતી હતી જેથી બધા લોકો તેમાં સામેલ થઈ શકે અને સમગ્ર કોમ પોતાના ગુસ્સા અને ક્રોધની જાહેરાત કરીને તેને મૃત્યુદંડ આપે.

કદાચ ઈસ્લામની શરીઅતમાં શાદીશુદા પુરુષ અને સ્ત્રીની વ્યભિચારની સજા પણ સંગસાર કરીને કતલ કરવાની જે નક્કી કરવામાં આવી છે તેનો હેતુ પણ આ જ હોય કે જે વ્યક્તિએ હયા, લજ્જાના બધા પડદાઓને તોડીને આ જઘન્ય અને દુષ્ટ કર્મ આચર્યું છે તેના મૃત્યુદંડને સરેઆમ બધા લોકોની ભાગીદારીથી કરવું જોઈએ, જેથી તેનું અપમાન પણ થાય અને બધા મુસલમાનો સ્વજાતે વ્યક્તિગત રીતે પણ પોતાના ક્રોધ અને ગુસ્સાને જાહેર કરે જેથી સમાજમાં આવું દુષ્ટ કર્મ આચરવાની કોઈ હિંમત ન કરી શકે.

فَابْعَثُوْٓا اَحَدَكُمْ (ફબ્અસૂ અહદકૂમ) આ ઘટનામાં અસ્હાબે કહફના લોકોએ પોતાનામાંથી એક વ્યક્તિને શહેર મોકલવા માટે નક્કી કર્યો અને રકમ તેના હવાલે કરી કે તે ખાવાનું ખરીદી લાવે. કુર્તુબીએ ઈબ્ને ખુવયૂઝમંદાદના હવાલાથી ફરમાવ્યું કે તેનાથી અમુક ફિક્હી મસ્અલાઓ પ્રાપ્ત થયા.

**અમુક મસ્અલાઓ :**

(૧) માલમાં ભાગીદારી જાઈઝ છે કારણ કે આ રકમ બધાની ભેગી હતી.

(૨) માલમાં વકીલાત જાઈઝ છે કે ભાગીદારીના માલમાં કોઈ એક વ્યક્તિને વકીલ બનાવી બીજાઓની પરવાનગી દ્વારા તેમાંથી ખર્ચ કરે.

(૩) અમુક સાથીઓ જો ખાવામાં ભાગીદારી ધરાવે તે જાઈઝ છે, જો કે ખાવાના પ્રમાણમાં સ્વાભાવિકપણે વિવિધતા હોય છે; કોઈ ઓછું ખાય છે, કોઈ વધારે ખાય છે.

---

## આયત : (સૂરએ કહફ : આયત નં. ૨૧)

وَكَذٰلِكَ اَعۡثَرۡنَا عَلَيۡهِمۡ لِيَعۡلَمُوۡۤا اَنَّ وَعۡدَ اللّٰهِ حَقٌّ وَّاَنَّ السَّاعَةَ لَا رَيۡبَ فِيۡهَا ۚ اِذۡ
يَتَنَازَعُوۡنَ بَيۡنَهُمۡ اَمۡرَهُمۡ فَقَالُوا ابۡنُوۡا عَلَيۡهِمۡ بُنۡيَانًا ؕ رَبُّهُمۡ اَعۡلَمُ بِهِمۡ ؕ قَالَ
الَّذِيۡنَ غَلَبُوۡا عَلٰٓى اَمۡرِهِمۡ لَنَتَّخِذَنَّ عَلَيۡهِمۡ مَّسۡجِدًا ﴿۲۱﴾

## તરજુમો :

*અને એ જ પ્રમાણે અમે તેમની ખબર જાહેર કરી દીધી જેથી લોકો જાણી લે કે અલ્લાહનો વાયદો સાચો છે અને કયામતના આવવામાં કોઈ શંકા નથી, જ્યારે પોતાની વાત ઉપર પરસ્પર વિવાદ કરી રહ્યા હતા પછી કહેવા લાગ્યા એના ઉપર એક ઈમારત બનાવો, તેમનો પરવરદિગાર તેમની હાલત સારી પેઠે જાણે છે; તે લોકો બોલ્યા કે જેમનું કાર્ય વર્ચસ્વવાળું હતું, અમે તેમની જગ્યા ઉપર મસ્જિદ (ઈબાદતખાનું) બનાવીશું. (૨૧)*

## તફસીર :

અને (અમે જે પ્રમાણે પોતાની કુદરતથી તેમને સુવાડ્યા અને પછી જગાડ્યા) એ જ પ્રમાણે અમે (પોતાની કુદરત અને હિકમતથી તે સમકાલીન) લોકોને તેમની (હાલત) ઉપર જાણકાર કરી દીધા જેથી (બધા લાભોમાંથી એક લાભ એ પણ થયો કે) તે લોકો (આ ઘટનાથી દલીલ કરીને) એ વાતનો વિશ્વાસ (અથવા દઢ શ્રદ્ધા) ધરાવે કે અલ્લાહ તઆલાનો વાયદો સાચો છે અને એ કે કયામત (આવવા)માં કોઈ શંકા નથી (આ લોકો જો પ્રથમથી કયામત ઉપર ઈમાન રાખતા હતા તો તેમનું યકીન આ ઘટનાથી વધારે દઢ થઈ ગયું અને જો

કયામતના ઈન્કારી હતા તો હવે તેના ઉપર ઈમાન પ્રાપ્ત થઈ ગયું, આ ઘટના તો અસ્હાબે કહફની જિંદગીમાં બની, ત્યાર પછી આ અસ્હાબે કહફની તે જ ગુફામાં વફાત થઈ તો તેમના વિશે સમકાલીન લોકોમાં મતભેદ પેદા થયો જેને આગળ વર્ણન કરવામાં આવ્યો છે કે) તે સમય પણ વર્ણન કરવાપાત્ર છે જ્યારે કે તે સમયના લોકો તેમના મા'મલામાં પરસ્પર મતભેદ કરી રહ્યા હતા (અને આ મા'મલો તે ગુફાનું મુખ બંધ કરવાનો હતો જેથી તેમની લાશો સુરક્ષિત રહે અથવા તેમની યાદગીરી કાયમ કરવાનો હેતુ હતો) બસ તે લોકોએ કહ્યું કે તેમની (ગુફા) પાસે કોઈ ઈમારત બનાવી આપો (પછી મતભેદ થયો કે તે ઈમારત કેવી હોય ? તેમાં પણ ઘણા મતભેદો થયા અને વિરોધાભાસી અભિપ્રાયો આવ્યા તો એવા મતભેદોના સમયે) તેમનો પરવરદિગાર તેમને (અને તેમની વિવિધ હાલતને) સારી પેઠે જાણતો હતો (અંતે) જે લોકો પોતાના કામ ઉપર ગાલિબ (સુસંગત) હતા (એટલે કે જેઓ સત્તાધિકારી અને તે સમયે સત્ય દીન ઉપર કાયમ હતા) તેમણે કહ્યું કે અમે તો તેની પાસે એક મસ્જિદ બનાવી દઈશું (જેથી મસ્જિદ એ વાતની પણ નિશાની રહે કે આ લોકો પોતે ઈબાદત કરનાર હતા મઅ્બૂદ ન હતા અને બીજી ઈમારત બાંધવામાં એ સંભાવનાનો ભય હતો કે આગળ આવનારા કોઈ સમયમાં લોકો તેમને જ ઈબાદતપાત્ર ન સમજી બેસે).

## મસ્અલા અને બોધપાઠ :

وَكَذٰلِكَ اَعْثَرْنَا عَلَيْهِمْ આ આયતમાં અસ્હાબે કહફનું રહસ્ય મક્કાવાળાઓ ઉપર જાહેર થઈ જવું અને તેમની હિકમત અને આખિરતનો અકીદહ તથા કયામત કે બધા જ મુરદાઓને કયામતમાં સજીવ કરવામાં આવશે તેના ઉપર ઈમાન અને શ્રદ્ધા પ્રાપ્ત થવાનું વર્ણન કરવામાં આવ્યું છે. તફસીરે કુર્તુબીમાં તેનો ટૂંકો કિસ્સો આ પ્રમાણે વર્ણન થયો છે.

### અસ્હાબે કહફની હાલતનું રહસ્ય શહેરવાળાઓ સામે જાહેર થઈ ગયું :

અસ્હાબે કહફના નીકળવાના સમયે જે જાલિમ અને મુશ્રિક બાદશાહ દકિયાનૂસ આ શહેર ઉપર સત્તાધીશ હતો તે મૃત્યુ પામ્યો અને તેના ઉપર સદીઓ વીતી ગઈ, એટલે સુધી કે આ પ્રદેશ ઉપર સાચા ધર્મવાળા અહલે હક્કનો કબજો થઈ ગયો કે જેઓ તવહીદ ઉપર યકીન રાખતા હતા, તેમનો બાદશાહ એક

નેક અને ભલો માણસ હતો. (જેનું નામ તફસીરે મઝહરીમાં ઐતિહાસિક રિવાયતો દ્વારા બયદુસીસ બતાવવામાં આવ્યું છે.) તેના સમયમાં અચાનક કયામત અને તેમનામાં બધા મુરદાઓના ફરીવાર સજીવન થવાના મસ્અલામાં કંઈક મતભેદ ફેલાઈ ગયો, એક પક્ષ (ફિરકો) તેનો ઈન્કારી થઈને એવી માન્યતા ધરાવવા લાગ્યો કે આ શરીર સડી–ગળી અને ક્ષત–વિક્ષત (કણ–કણ) થઈ ગયા પછી અને સમગ્ર દુનિયામાં તેના ફેલાઈ ગયા પછી ફરી સજીવન નહીં થાય, તે સમયના બાદશાહ બયદુસીસને આ બાબતે ચિંતા થઈ કે કઈ રીતે તેમની શંકાઓ અને સંદેહને દૂર કરવામાં આવે ? જ્યારે કોઈ યુક્તિ ન બની તો તેણે કંતાનના કપડાં પહેર્યા અને રાખના ઢગલા ઉપર બેસી અલ્લાહ તઆલા પાસે દુઆ કરી તથા કલ્પાંત અને રોક્કળ કરવાનું શરૂ કર્યું કે યા અલ્લાહ ! તું જ કોઈ એવું સ્વરૂપ ઉપસ્થિત કર કે આ લોકોનો અકીદહ સહીહ થઈ જાય અને તેઓ માર્ગ ઉપર આવી જાય, આ બાજુ આ બાદશાહ અહીંયાં આક્રંદ કરી દુઆમાં મશ્ગૂલ હતો અને બીજી બાજુ અલ્લાહ તઆલાએ તેની દુઆની સ્વીકૃતિનો એ સામાન કર્યો અસ્હાબે કહ્ફ જાગૃત થયા અને તેમણે પોતાના એક વ્યક્તિને (જેનું નામ તમલીખા બતાવવામાં આવે છે તેને) બજારમાં મોકલ્યો કે તે કંઈક ખાવાનું ખરીદી લાવે, દુકાન ઉપર પહોંચ્યો અને ૩૦૦ વર્ષ પહેલાંના બાદશાહ દકિયાનૂસના સમયકાળનો સિક્કો ખાવાની કિંમત સ્વરૂપે આપ્યો તો દુકાનદાર આશ્ચર્યમાં પડી ગયો કે આ સિક્કો ક્યાંથી આવ્યો ? અને કયા સમયનો છે ? તેણે બજારના બીજા દુકાનદારોને બતાવ્યો, બધાએ કહ્યું કે આ વ્યક્તિને કોઈ જુનો ખજાનો હાથ આવ્યો છે અને તેમાંથી આ સિક્કો કાઢીને તે લાવ્યો છે. તેણે ઈન્કાર કર્યો કે ન તો મને કોઈ ખજાનો મળ્યો છે અને ન જ હું ક્યાંકથી કાઢીને લાવ્યો છું, આ તો મારો પોતાનો સિક્કો છે.

બજારવાળાઓએ તેને પકડીને બાદશાહની સામે રજુ કર્યો, આ બાદશાહ જેમકે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે એક નેક અને ભલો અલ્લાહવાળો માણસ હતો, તેણે રાજ્યના જુના ખજાનાના પુરાતત્ત્વના નમૂનાઓમાંથી ક્યાંક આ તખ્તી પણ જોઈ હતી જેમાં અસ્હાબે કહ્ફનું નામ અને તેમના આરામ કરવાની ઘટના પણ લખેલી હતી. અમુકના મતે પોતે જાલિમ બાદશાહ દકિયાનૂસે આ તખ્તી લખાવી હતી કે આ ઈનામી મુજરિમો છે, તેમના નામ અને સરનામા સુરક્ષિત રહે, જ્યાં

કંઈ પણ તેઓ મળે તેમને પકડી લેવામાં આવે અને અમુક રિવાયતોમાં છે કે રાજ્યની કચેરીમાં અમુક એવા મો'મિનો પણ હતા જેઓ દિલથી મૂર્તિપૂજાને ખરાબ સમજતા હતા અને અસ્હાબે કહફને સત્ય ઉપર હોવાનું જાણતા હતા પરંતુ જાહેર કરવાની હિંમત ન હતી, તેમણે આ તખ્તી યાદગાર સ્વરૂપે બનાવી હતી. આ જ તખ્તીનું નામ રકીમ છે જેના કારણે અસ્હાબે કહફને "અસ્હાબે રકીમ" પણ કહેવામાં આવ્યા.

મતલબ કે આ બાદશાહને આ ઘટનાનું કંઈક જ્ઞાન પણ હતું અને તે સમયે તે એ દુઆમાં મશ્ગૂલ હતો કે કોઈપણ રીતે લોકોને એ વાતનો વિશ્વાસ અને યકીન આવી જાય કે મૃત શરીરને પુનઃસજીવન કરવું અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત સામે કંઈ બહુ મોટી વાત નથી.

એટલા માટે تَمْلِيْخَا (તમલીખા)થી આ પરિસ્થિતિની તહકીક કરી તો તેનાથી સંતોષ થઈ ગયો કે આ તે જ લોકોમાંથી છે અને તેણે કહ્યું કે હું તો અલ્લાહ તઆલાને દુઆ કર્યા કરતો હતો કે મારી તે લોકો સાથે મુલાકાત કરાવ જે દકિયાનૂસના સમયમાં પોતાનું ઈમાન બચાવીને નાસી છૂટયા હતા, બાદશાહ ખૂબ ખુશ થયો અને કહ્યું કે કદાચ અલ્લાહ તઆલાએ મારી દુઆ કબૂલ કરી અને તેમાં લોકો માટે કદાચ કોઈ એવી દલીલ હોય જેનાથી તેઓ તેમના હશ્રમાં ફરી સજીવન થવાનું પાકું યકીન કરી લે, એવું કહીને તે માણસને કહ્યું કે મને તે ગુફામાં લઈ ચાલો જ્યાંથી તમે આવ્યા છો.

બાદશાહ શહેરની ઘણી મોટી મેદની સાથે ત્યાં ગુફાએ પહોંચ્યો, ત્યાં ગુફાની નજીક આવ્યો તો પેલા અસ્હાબે કહફ تَمْلِيْخَا (તમ્લીખા)એ કહ્યું કે તમે થોડીવાર થોભો, હું અંદર જઈને સાથીઓને ઘટનાની જાણ કરું છું કે હવે બાદશાહ મુસલમાન અને એક અલ્લાહનો માનનારો છે તથા તેની કોમ પણ મુસલમાન છે અને તેઓ મળવા માટે આવ્યા છે, એવું ન થાય કે ખબર આપતા પહેલાં તમે પહોંચી જાઓ અને તેઓ એવું સમજે કે અમારો દુશ્મન બાદશાહ ચઢી આવ્યો છે, એ પ્રમાણે તમ્લીખાએ પ્રથમ ત્યાં પહોંચીને પોતાના સાથીઓને બધી પરિસ્થિતિથી વાકેફ કર્યા તો તે લોકો તેનાથી ઘણા ખુશ થયા, બાદશાહનો આ આવકાર ખૂબ સન્માન સાથે કર્યો પછી તેઓ પોતાની ગુફા તરફ પાછા ફરી ગયા

અને મોટાભાગની રિવાયતોમાં છે કે જે સમયે તમ્લીખાએ પોતાના સાથીઓને આ સમગ્ર કિસ્સો સંભળાવ્યો તે સમયે જ બધાની વફાત થઈ ગઈ, બાદશાહ સાથે મુલાકાત ન થઈ શકી. બહરે મુહીતમાં અબૂ હય્યાને આ સ્થળે આ રિવાયત નકલ કરી છે કે મુલાકાત પછી ગુફાવાળાઓએ બાદશાહ અને શહેરના નિવાસીઓને કહ્યું કે, હવે અમે તમારી રજા ઇચ્છીએ છીએ અને ગુફામાં ચાલ્યા ગયા, તે જ સમયે અલ્લાહ તઆલાએ સૌને વફાત આપી દીધી. વલ્લાહુ અઅ્‌લમુ બિ હકીકતિલ્‌ હાલ.

અલબત્ત, હવે શહેરના નિવાસીઓની સામે અલ્લાહની કુદરતની આશ્ચર્યજનક ઘટનાનો સાક્ષાત્કાર થઈ ગયો અને આ બાબત ખુલ્લી થઈને સામે આવી ગઈ અને સૌને યકીન થઈ ગયું કે જે જાતની શક્તિમાં એવું છે કે ત્રણસો વર્ષ સુધી જીવતા મનુષ્યને કોઈપણ પ્રકારના ખોરાક અથવા જીવનજરૂરી સામાન સિવાય જીવંત રાખ્યા અને આવી લાંબી મુદ્દત સુધી તેમને નિંદ્રાધીન રાખ્યા પછી પણ સાજા–નરવા, તંદુરસ્ત, મજબૂત ઉઠાડ્યા એટલા માટે એ કોઈ મુશ્કેલ કામ નથી કે મૃત્યુ પછી પણ ફરી તેમના શરીરને અને અવયવોને ભેગા કરી સજીવન કરી દે, આ ઘટનાથી એ બાબતના ઈન્કારનું કારણ દૂર થઈ ગયું કે હશ્રમાં પુનઃસજીવન થવું અશક્ય અને અસંભવ છે, આથી જાણ થઈ કે માલિકુલ મલકૂતની કુદરતને માનવની શક્તિ ઉપર અનુમાનિત કરવું આપમેળે એક અજ્ઞાનતા છે.

એના જ તરફ આ આયતમાં ઈશારો ફરમાવવામાં આવ્યો, لِيَعْلَمُوٓا اَنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّاَنَّ السَّاعَةَ لَا رَيْبَ فِيْهَا એટલે કે, અમે અસ્હાબે કહફને લાંબા સમય સુધી સુવાડી રાખ્યા પછી જગાડીને બેઠા કરી દીધા જેથી લોકો સમજી લે કે અલ્લાહનો વાયદો એટલે કે કયામતમાં બધા મુરદાઓના શરીરો સજીવન કરવાનો વાયદો સાચો છે અને કયામતના આવવામાં કોઈ સંદેહ નથી.

**અસ્હાબે કહફની વફાત પછી લોકોના વિવિધ અભિપ્રાયો :**

અસ્હાબે કહફની મોટાઈ, સન્માન તથા પવિત્રતાને તો બધા જ માની ચૂક્યા હતા, તેમની વફાત પછી સૌને વિચાર આવ્યો કે ગુફાની પાસે કોઈ ઈમારત તેમની સ્મૃતિમાં બનાવવામાં આવે. ઈમારત વિશે વિભિન્ન પ્રકારના અભિપ્રાયો

આવ્યા, અમુક રિવાયતોથી જાણ થાય છે કે આ શહેરમાં હજુપણ અમુક મૂર્તિપૂજક લોકો મોજૂદ હતા તેઓ પણ અસ્હાબે કહફના દર્શન માટે આવતા હતા, તે લોકોએ ઈમારત બનાવવામાં એવો અભિપ્રાય આપ્યો કે કોઈ સામાન્ય સામાજિક સેવાને લગતી ઈમારત બનાવવામાં આવે પરંતુ રાજ્યના સત્તાધારીઓ અને બાદશાહ મુસલમાન હતો અને તેમનો ડંકો વાગતો હતો, તેમનો અભિપ્રાય એ હતો કે અહીંયાં મસ્જિદ બનાવવામાં આવે જેથી તેમની યાદગારી પણ રહે અને ભવિષ્યમાં મૂર્તિપૂજાથી બચવાનું કારણ પણ બને. અત્રે આ વિવિધ અભિપ્રાયોના વર્ણનમાં વચ્ચે કુર્આનનું આ વાક્ય છે, رَبُّهُمْ اَعْلَمُ بِهِمْ એટલે કે, તેમનો પરવરદિગાર તેમની પરિસ્થિતિથી સારી પેઠે વાકેફ છે.

તફસીરે બહરે મુહીતમાં આ વાક્યના ભાવાર્થમાં બે સંભાવનાઓનું વર્ણન કર્યું છે, એક એ કે આ નિવેદન તે જ ઉપસ્થિત શહેરના નિવાસીઓનું હોઈ શકે, કારણ કે તેમની વફાત પછી જ્યારે તેમનું સ્મૃતિચિહ્ન બનાવવાનો અભિપ્રાય આવ્યો તો જેમકે સામાન્ય રીતે યાદગીરીની ઈમારતોમાં તે લોકોના નામ, તેમની ખાસ પરિસ્થિતિ વગેરે શીલાલેખો અને તખ્તીઓ લગાવવામાં આવે છે એ જ પ્રમાણે જેમની યાદગીરી સ્વરૂપે આ ઈમારત બનાવવામાં આવી હોય તેમનું પેઢીનામું, તેમની જિંદગીના પ્રસંગો અને બોધપાઠ વગેરે વિશે વિવિધ પ્રકારની વાતો થવા લાગી, જ્યારે કોઈ પરિણામ ઉપર ન પહોંચ્યા તો પોતે તેમણે જ અંતે લાચાર થઈને કહી દીધું, رَبُّهُمْ اَعْلَمُ بِهِمْ અને એવું કહીને મૂળ કામ એટલે કે યાદગીરી બનાવવા તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું અને જે લોકોનું વર્ચસ્વ હતું તેમના અભિપ્રાય પ્રમાણે મસ્જિદ બનાવવાનું નક્કી થયું.

બીજી સંભાવના એ હતી કે આ સત્ય કલામ અલ્લાહ તઆલા તરફથી છે જેમાં તે સમયના પરસ્પરના વિવાદ અને વિરોધ કરનારાઓને ચેતવણી આપવામાં આવી છે કે જ્યારે તમને વાસ્તવિકતાની ખબર જ નથી અને તેને જાણવાનું કોઈ માધ્યમ પણ તમારી પાસે ઉપસ્થિત નથી તો પછી શા માટે નકામી વ્યર્થ ચર્ચામાં સમય બરબાદ કરો છો ? અને શક્ય છે કે રસૂલે કરીમ ﷺના સમયમાં યહૂદીઓ વગેરે જે આ ઘટનામાં આ પ્રમાણે પાયા વગરની વાતો કરતા હતા અને બહસો કર્યા કરતા હતા તેમને ચેતવણી આપવાનો હેતુ હોય. વલ્લાહુ અઅ્‌લમુ.

**મસ્અલો :**

આ ઘટનાથી એટલી જાણ થાય છે કે અવલિયા અને અલ્લાહના નેક બંદાઓની કબરો પાસે નમાઝ માટે મસ્જિદ બનાવવી કોઈ ગુનોહ નથી અને જે હદીષમાં અંબિયા (અલૈ.)ની કબરોને મસ્જિદ બનાવનારઓ ઉપર લા'નતના શબ્દો આવ્યા છે તેનો ભાવાર્થ પોતે તે કબ્રોને સિજ્દહની જગ્યા બનાવી દેવું છે જે સર્વસહમતીથી શિર્ક અને હરામ છે. *(મઝહરી)*

———————

## આયત : (સૂરએ કહ્ફ : આયત નં. ૨૨)

سَيَقُولُونَ ثَلَاثَةٌ رَّابِعُهُمْ كَلْبُهُمْ وَيَقُولُونَ خَمْسَةٌ سَادِسُهُمْ كَلْبُهُمْ رَجْمًا بِالْغَيْبِ ۖ
وَيَقُولُونَ سَبْعَةٌ وَثَامِنُهُمْ كَلْبُهُمْ ۚ قُل رَّبِّي أَعْلَمُ بِعِدَّتِهِم مَّا يَعْلَمُهُمْ إِلَّا قَلِيلٌ ۗ
ع ٣ ٥ ١٥ فَلَا تُمَارِ فِيهِمْ إِلَّا مِرَاءً ظَاهِرًا وَلَا تَسْتَفْتِ فِيهِم مِّنْهُمْ أَحَدًا ﴿٢٢﴾

**તરજુમો :**

*હવે એવું જ કહેશે, તેઓ ત્રણ છે ચોથો તેમનો કૂતરો અને એ પણ કહેશે, તેઓ પાંચ છે છઠ્ઠો એમનો કૂતરો; નિશાન જોયા વિના પથ્થર ચલાવવા ! અને એ પણ કહેશે તેઓ સાત છે અને આઠમો તેમનો કૂતરો; તમે કહો ! મારો પરવરદિગાર તેમની ગણતરી સારી પેઠે જાણે છે, તેમની ખબર નથી ધરાવતા પરંતુ થોડા લોકો, બસ તેમની વાતમાં વિવાદ ન કરો માત્ર ઉપરછલ્લી ચર્ચા (સંવાદ) સિવાય અને તેમની હાલત વિશે તેમનામાં કોઈનાથી તહકીક ન કરો. (૨૨)*

**તફસીર :**

(જે સમયે અસ્હાબે કહફનો કિસ્સો વર્ણન કરીશું તો) અમુક લોકો તો કહેશે તેઓ ત્રણ છે ચોથો તેમનો કૂતરો છે અને અમુક કહેશે કે તેઓ પાંચ છે છઠ્ઠો તેમનો કૂતરો છે (અને) આ લોકો તહકીક વિના વાતો હાંકી રહ્યા છે અને અમુક કહેશે કે તેઓ સાત છે આઠમો તેમનો કૂતરો છે; તમે (તે મતભેદ કરનારાઓને) કહી આપો કે મારો પરવરદિગાર તેમની સંખ્યાને સારી પેઠે

(સાચી-સાચી) જાણે છે (કે આ વિવિધ નિવેદનોમાં કોઈ નિવેદન સાચું પણ છે અથવા બધા જ ખોટા છે), તેઓ(ની સંખ્યા)ને (સાચી-સાચી) ઘણા ઓછા લોકો જાણે છે (અને કારણ કે સંખ્યા નક્કી કરવામાં કોઈ ખાસ લાભ ન હતો એટલા માટે આયતમાં કોઈ સ્પષ્ટ ફેંસલો કરવામાં આવ્યો નથી પરંતુ રિવાયતોમાં હઝરત ઈબ્ને અબ્બાસ રદિ. અને ઈબ્ને મસ્ઊદ રદિ.થી આ નકલ થયું છે કે તેમણે ફરમાવ્યું, اَنَــا مِــنَ الْـقَـلِـيْـلِ كَـانُوْا سَبْعَةً એટલે કે, હું પણ તે થોડા લોકોમાં સામેલ છું જેમના વિશે કુર્આને ફરમાવ્યું કે ઘણા ઓછા લોકો જાણે છે, તેઓ સાત હતા. – કઝા ફિ દૂર્રે મન્ષૂર અન અબી હાતિમ વગેરે. – આરિવાયતમાં પણ આ નિવેદનની સચ્ચાઈનો ઈશારો જોવા મળે છે, કારણ કે આ નિવેદન નકલ કરીને તેને રદ નથી કર્યું, તેનાથી વિપરીત પ્રથમ બે નિવેદનો કે તેના રદિયામાં رَجْمًا ۢبِالْغَيْبِ ફરમાવવામાં આવ્યું છે. વલ્લાહુ અઅ્લમુ) બસ, (તેના ઉપર પણ જો આ લોકો વિવાદ કરવાથી ન અટકે તો) તમે આ મા'મલામાં ઉપરછલ્લી ચર્ચાથી વધારે બહસ ન કરો (એટલે કે ટૂંક સ્વરૂપે તેમની માન્યતાનો રદિયો કુર્આનની આયતોમાં આવી ચૂક્યો છે જે قُلْ رَّبِّىْٓ اَعْلَمُ ، رَجْــمًا ۢبِـالْـغَيْــبِ ના શબ્દો દ્વારા વર્ણન કરી આપવામાં આવ્યો છે, એનાથી વધારે તેમાં રચી પડવું અથવા પ્રવૃત્ત થઈ જવું અને પોતાના દા'વાની સાબિતીમાં વધારે પ્રયત્નો કરવા યોગ્ય નથી, કારણ કે આવી ચર્ચાથી કોઈ ખાસ લાભ થવાનો નથી) અને તમે તેઓ (અસ્હાબે કહફ)ના વિશે તે લોકોમાંથી કોઈને પણ કંઈ ન પૂછો (જે પ્રમાણે તમને તેમના વાંધાઓના જવાબમાં મર્યાદાથી વધારે પ્રયત્નો કરવાની મનાઈ કરવામાં આવી, એ જ પ્રમાણે એની પણ મનાઈ કરવામાં આવી કે હવે આ મા'મલા વિશે કોઈનાથી સવાલ કે તહકીક ન કરો, કારણ કે જેટલી વાત જરૂરી હતી તે વહી દ્વારા બતાવવામાં આવી અને બિનજરૂરી પ્રશ્ન અને તહકીક અંબિયા અલૈ.ની શા'નના વિરુદ્ધ છે).

## મસ્અલા અને બોધપાઠ :

### વિવાદાસ્પદ ચર્ચાઓમાં વાતચીતની સભ્યતા અને શિષ્ટાચાર :

سَيَـقُوْلُوْنَ (સયકૂલૂન) એટલે કે "તે લોકો કહેશે." તે કહેનારા કોણ લોકો છે તેમાં બે શક્યતાઓ છે. એક એ કે તેનો ભાવાર્થ તે જ લોકો છે જેઓ પરસ્પર

અસ્હાબે કહફના સમયગાળામાં જ તેમના વંશ વગેરે વિશે વાદ-વિવાદ કરતા હતા, જેમનું વર્ણન આનાથી અગાઉની આયતમાં આવ્યું છે. તે લોકોમાંથી સંખ્યા વિશે કેટલાકે પ્રથમ, અમુકે બીજો તો અમુકે ત્રીજા પ્રકારનો અભિપ્રાય અપનાવ્યો હતો. *(ઝિક્રહુ ફિલ્ બહ્ર અન અનિલ માવરડી)*

અને બીજી સંભાવના એ છે કે, سَيَقُوْلُوْنَ (સયકૂલૂ)ની જમીર નજરાનના ઈસાઈઓ તરફ પણ કરવામાં આવી હતી જેમણે રસૂલે કરીમ ﷺ સાથે તેમની સંખ્યા વિશે મુનાજરો કર્યો હતો તેમના ત્રણ ફિરકાઓ હતા, એક ફિરકો "મલકાનિયા"ના નામે પ્રખ્યાત હતો, તેમણે સંખ્યા વિશે પ્રથમ પ્રકારનો અભિપ્રાય અપનાવ્યો, એટલે કે અસ્હાબે કહફની સંખ્યા ત્રણની બતાવી હતી. બીજો ફિરકો "યાકૂબિયહ" હતો, તેણે બીજા પ્રકારનું નિવેદન એટલે કે પાંચની સંખ્યા અપનાવી હતી. ત્રીજો ફિરકો "નસ્તૂરિયહ" હતો, તેણે ત્રીજા પ્રકારનો અભિપ્રાય એટલે કે અસ્હાબે કહફની સાતની સંખ્યા બતાવી હતી અને અમુકે કહ્યું કે, આ ત્રીજો અભિપ્રાય મુસલમાનોનો હતો અને અંતે રસૂલે કરીમ ﷺની ખબર તથા કુર્આને કરીમના ઈશારાથી ત્રીજો અભિપ્રાય સાચો હોવાની જાણ થઈ.

وَثَامِنُهُمْ અત્રે એ મુદ્દો વિચારપાત્ર છે કે આ સ્થળે અસ્હાબે કહફની સંખ્યા વિશે ત્રણ અભિપ્રાયો નકલ કરવામાં આવ્યા છે; ત્રણ, પાંચ અને સાત; અને દરેકના પછી એક કૂતરાને ગણવામાં આવ્યો છે પરંતુ પ્રથમ બે અભિપ્રાયોમાં તેમની સંખ્યા અને કૂતરાને ગણવામાં وَاوِعَاطِفَهْ (વાવે આતિફહ) નથી લાવવામાં આવ્યો, ثَلٰثَةٌ رَّابِعُهُمْ كَلْبُهُمْ અને خَمْسَةٌ سَادِسُهُمْ كَلْبُهُمْ અહીંયાં وَاوِ عَاطِفَهْ (વાવે આતિફહ) વિના આવ્યું છે અને ત્રીજા અભિપ્રાયમાં سَبْعَةٌ (સબઅતુન) પછી "વાવે આતિફહ"ની સાથે وَثَامِنُهُمْ كَلْبُهُمْ આવ્યું છે.

તેનું કારણ તફસીરકાર વિદ્વાનોએ એ લખ્યું છે કે અરબના લોકોમાં પ્રથમ સાત સુધીની સંખ્યાના આંકડાઓ એકાંકી ગણાતા હતા. સાત પછી જે સંખ્યા આવે તેને અલગથી ગણવામાં આવતી હતી. જેમકે, આજકાલ નવની સંખ્યા તેના સ્થાને છે કે નવ સુધી એકાંકી સંખ્યા હોય છે અને દશથી દ્વિઅંકી શરૂ થઈ જાય છે જે એક અલગ આંકડો થઈ જાય છે, એટલા માટે ત્રણથી લઈ જે સાત સુધી સંખ્યા ગણતા હતા તો તેમાં "વાવે આતિફહ" લાવતા ન હતા, સાત પછી કોઈ સંખ્યા

બતાવવી હોય તો "વાવે આતિફહ"ની સાથે અલગ કરીને બતાવતા હતા અને એટલા માટે તે "વાવ"ને وَاوُ ثَـمَـانٍ (વાવે ષમાન) "આઠ"નો લકબ આપવામાં આવતો હતો. *(મઝહરી અને અન્ય)*

**અસ્હાબે કહ્ફના નામો :**

મૂળ વાત તો એ છે કે કોઈ સહીહ હદીષ દ્વારા અસ્હાબે કહ્ફના સાચે–સાચા નામો સાબિત થયા નથી. વિવરણો અને ઐતિહાસિક રિવાયતોમાં વિવિધ નામો વર્ણન કરવામાં આવ્યા છે, તેમાં સત્યની નજીક તે રિવાયતો છે જેને તબરાનીએ "મુઅ્જમે અવસત"માં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યુ છે કે તેમના નામો આ પ્રમાણે હતા.

(૧) مُكَسَلْمِينَا મુકસલ્મિના

(૨) تَمْلِيْخَا તમ્લિખા

(૩) مَرْطُوْنَسْ મરતૂનસ

(૪) سَنُوْنَسْ સનુનસ

(૫) سَارِيْنُوْنَسْ સારિનુનસ

(૬) ذُوْنَوَاسْ ઝુ–નવાસ

(૭) كَعَسْطَطَيُوْنَسْ કઅસ્ટટ્યુનસ

فَلَا تُـمَـارِفِيْهِـمْ اِلَّا مِرَآءً ظَاهِرًا ص وَّلَا تَسْتَـفْـتِ فِيْهِمْ مِّنْهُمْ اَحَدًا એટલે કે, તમે અસ્હાબે કહ્ફ વગેરેની સંખ્યા વિશે તેમની સાથે બહસ અને વિવાદમાં ન પડો, બલકે ઉપરછલ્લી ચર્ચા કરી લો અને તે લોકોથી તમે પોતે પણ કોઈ પ્રશ્ન તેના વિશે ન કરો.

**વિવાદાસ્પદ બાબતોમાં લાંબી બહસોથી બચવું જોઈએ :**

આ બંને વાક્યોમાં રસૂલે કરીમ ﷺને જે તા'લીમ આપવામાં આવી છે તે વાસ્તવમાં ઉમ્મતના ઉલમા માટે મહત્ત્વનો માર્ગદર્શક સિદ્ધાંત છે કે, જ્યારે કોઈ બાબતમાં મતભેદ ઊભો થાય તો જે પ્રમાણે જરૂરી વાત છે તેને સ્પષ્ટ રીતે વર્ણન કરી આપવામાં આવે ત્યાર પછી પણ લોકો અનાવશ્યક જીભાજોડીમાં ઉલઝેલા

રહે તો તેમની સાથે ઉપરછલ્લી વાતચીત કરીને ચર્ચા પૂરી કરી દેવામાં આવે, પોતાના દા'વાની સાબિતી માટે જાત-જાતના પ્રયત્નો કરવા તથા તેની વાતના રદિયા માટે ખૂબ જોર લગાવવાથી બચવું જોઈએ કે તેનાથી કોઈ ખાસ લાભ તો થવાનો નથી, વધારે બહસ અને તકરારમાં સમયની બરબાદી પણ છે અને પરસ્પર વધારે કડવાશ પેદા થવાનો ભય પણ.

બીજું માર્ગદર્શન બીજા વાક્યમાં એ આપવામાં આવ્યું કે અલ્લાહ તઆલાની વહી દ્વારા અસ્હાબે કહફના કિસ્સાની જેટલી જાણકારી રસૂલે કરીમ ﷺને આપવામાં આવી છે તેને પૂરતી સમજો અને તે તમારા માટે બિલકુલ પૂરતી છે, વધારાની તહકીક કરવામાં અને લોકોને પ્રશ્નો કરવા વગેરેમાં ન પડો અને અન્યોને સવાલ કરવાનું એક પાસું એ પણ હોઈ શકે છે કે તેમની અજ્ઞાનતા અને જહાલત વર્ણન કરવા માટે અને તેમને અપમાનિત કરવા માટે પ્રશ્ન કરવામાં આવે. એ પણ અંબિયા (અલૈ.)ના અખ્લાકથી વિપરીત બાબત છે એટલા માટે અન્ય લોકોને બંને રીતે સવાલ કરવાની મનાઈ કરવામાં આવી. એટલે કે વધારે તહકીક માટે હોય અથવા તો તેમની અજ્ઞાનતા અને અપમાન જાહેર કરવા માટે હોય, બંનેની મનાઈ છે.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૨૩ થી ૨૬)

وَلَا تَقُولَنَّ لِشَايْءٍ اِنِّيْ فَاعِلٌ ذٰلِكَ غَدًا ﴿٢٣﴾ اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ ۡ وَاذْكُرْ رَّبَّكَ اِذَا
نَسِيْتَ وَقُلْ عَسٰٓى اَنْ يَّهْدِيَنِ رَبِّيْ لِاَقْرَبَ مِنْ هٰذَا رَشَدًا ﴿٢٤﴾ وَلَبِثُوْا فِيْ كَهْفِهِمْ
ثَلٰثَ مِائَةٍ سِنِيْنَ وَازْدَادُوْا تِسْعًا ﴿٢٥﴾ قُلِ اللّٰهُ اَعْلَمُ بِمَا لَبِثُوْا ۚ لَهٗ غَيْبُ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ۭ اَبْصِرْ بِهٖ وَاَسْمِعْ ۭ مَا لَهُمْ مِّنْ دُوْنِهٖ مِنْ وَّلِيٍّ ۡ وَّلَا يُشْرِكُ فِيْ حُكْمِهٖٓ اَحَدًا ﴿٢٦﴾

## તરજુમો :

*અને કોઈ કાર્યને એવું ન કહેજો કે હું કાલે કરીશ. (૨૩) પરંતુ એ કે અલ્લાહ ચાહે અને પોતાના પરવરદિગારને યાદ કરી લો જ્યારે ભૂલી જાઓ અને કહો, આશા છે કે મારો પરવરદિગાર મને એનાથી વધારે નજીકનો નેકીનો*

*માર્ગ બતાવે. (૨૪) અને તેમના ઉપર પોતાની ગુફામાં મુદ્દત પસાર થઈ ત્રણસો વર્ષ અને તેના ઉપર નવ. (૨૫) તમે કહો ! અલ્લાહ સારી પેઠે જાણે છે જેટલી મુદ્દત તેમના ઉપર પસાર થઈ, તેની જ પાસે છે આસમાન અને જમીનના છુપા ભેદ, કેવું સારું જુએ છે અને (કેવું સારું) સાંભળે છે ! બંદાઓ ઉપર કોઈ તેના સિવાય મુખ્તિયાર નથી અને પોતાના હુકમમાં કોઈને ભાગીદાર નથી કરતો. (૨૬)*

## તફસીર :

(હે નબી ﷺ ! અને જો લોકો તમને કોઈ જવાબપાત્ર વસ્તુ પૂછે તો તમે વાયદો કરો તો તેની સાથે "ઈન્શાઅલ્લાહુ તઆલા" અથવા તેનો કોઈ સમાનાર્થી શબ્દ જરૂર મેળવી લો બલકે વાયદાની પણ કોઈ વિશિષ્ટતા નથી, દરેક કાર્યમાં એ જ કાળજી રાખો કે) તમે કોઈ કામ વિશે એવું ન કહ્યા કરો કે (દાખલા તરીકે) હું તેને કાલે કરી આપીશ પરંતુ અલ્લાહના ચાહવાને (તેની સાથે) મેળવી આપ્યા કરો (એટલે કે "ઈન્શાઅલ્લાહ" વગેરે પણ સાથે પઢ્યા કરો અને હવે પછી એવું ન થાય જેમકે આ ઘટનામાં બન્યું હતું કે તમને લોકોએ "રૂહ, અસ્હાબે કહફ અને ઝુલ્કરનૈન" વિશે પ્રશ્નો કર્યા તો તમે ઈન્શાઅલ્લાહ કહ્યા વિના તેમને કાલે જવાબ આપવાનો વાયદો કરી લીધો, પછી પંદર દિવસ સુધી વહી નાઝિલ ન થઈ તો તમને ખૂબ રંજ થયો. આ સૂચનાની સાથે તે લોકોના સવાલોના જવાબો પણ નાઝિલ થયા. -કઝા ફિલ બાબ અન ઈબ્ને અબ્બાસ રદિ.) અને જ્યારે તમે (સંજોગવસાત્ "ઈન્શાઅલ્લાહ" કહેવાનું) ભૂલી જાઓ (અને પછી કદાચ યાદ આવે) તો (તે જ સમયે ઈન્શાઅલ્લાહ કહીને) પોતાના પરવરદિગારનું વર્ણન કરી લો અને (તે લોકોથી એવું પણ) કહી આપો કે મને આશા છે કે મારો પરવરદિગાર મને (નુબુવ્વતની દલીલ બનાવવાના આધારે) આ (કિસ્સા)થી પણ વધારે નજીકની વાતો બતાવી આપે (મતલબ એ છે કે તમે મારી નુબુવ્વતની પરીક્ષા લેવા અસ્હાબે કહફ વગેરેનો કિસ્સો પૂછ્યો જે અલ્લાહ તઆલાએ મને વહી દ્વારા બતાવીને તમને સંતોષ અપાવ્યો પરંતુ મૂળ વાત એ છે કે આ કિસ્સાઓના સવાલ અને જવાબમાં નુબુવ્વતની સાબિતી માટે કોઈ બહુ મોટી દલીલ નથી બની શકતી, આ કામ તો કોઈ જે નબી ન હોય અને ઈતિહાસનો વિદ્વાન હોય તે પણ બતાવી શકે છે પરંતુ મને તો અલ્લાહ તઆલાએ મારી

નુબુવ્વતની સાબિતી સ્વરૂપે તેનાથી પણ મોટી નક્કર દલીલો અને મોઅ્જિઝાઓ અર્પણ કર્યા છે જેમાં સૌથી મોટી દલીલ તો પોતે કુર્આન છે જેની એક આયતની પણ સમગ્ર દુનિયા નકલ ન ઉતારી શકી.

તદુપરાંત હઝરત આદમ અલૈ.થી લઈ કયામત સુધીની જે જે ઘટનાઓ મને વહી દ્વારા બતાવવામાં આવી છે તે સમય અને કાળના આધારે અસ્હાબે કહફના કિસ્સાના સંદર્ભમાં તથા ઝુલ્કરનૈનના કિસ્સાથી પણ વધારે દૂરની છે અને તેમનું જ્ઞાન કોઈના માટે વહી સિવાય શક્ય નથી હોઈ શકતું. ખુલાસો એ છે કે તમે તો અસ્હાબે કહફ અને ઝુલ્કરનૈનની ઘટનાઓને સૌથી વધારે વિસ્મયકારી ઘટનાઓ સમજી રહ્યા છો અને તેને જ નુબુવ્વતની કસોટી માટે રજુ કરો છો પરંતુ અલ્લાહ તઆલાએ મને તેનાથી પણ વધારે આશ્ચર્યજનક હેરત ઉપજાવે એવી વસ્તુઓનું જ્ઞાન અર્પણ કર્યું છે) અને (જેવો મતભેદ તે લોકોનો અસ્હાબે કહફની સંખ્યામાં છે એવો જ તેમના સૂતા રહેવાની મુદત માટે પણ ઘણા મતભેદો છે તો અમે તમને સાચી વાત બતાવીએ છીએ કે) તે લોકો પોતાની ગુફામાં (નિંદ્રાધીન અવસ્થામાં) ત્રણસો વર્ષ સુધી રહ્યા અને નવ વર્ષ તેના ઉપર (અને જો આ સાચી વાત સાંભળ્યા પછી પણ તેઓ મતભેદ કરતા રહે તો) તમે કહી આપો કે અલ્લાહ તઆલા તેમના (ઊંઘતા) રહેવાની મુદતને (તો તમારાથી) સારી પેઠે જાણે છે (એટલા માટે જે મુદત બતાવી દીધી તે જ સાચી છે અને આ ઘટનાની શું વિશિષ્ટતા છે, અલ્લાહની શા'ન તો એ છે કે) બધું જ આસમાનો અને જમીનનું ગયૂબ તેનું જ છે, તે કેવો સારો જોનારો અને કેવો સારો સાંભળનારો છે, તેમનો અલ્લાહના સિવાય કોઈપણ મદદગાર નથી અને ન જ અલ્લાહ કોઈને પોતાના હુકમમાં ભાગીદાર (કર્યા) કરે છે (ખુલાસો એ છે કે ન તો તેના કોઈ મુકાબલાનો છે અને ન જ કોઈ ભાગીદાર, એવી મહાન જાતનો વિરોધ કરવાથી ડરવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત ચાર આયતો ઉપર અસ્હાબે કહફનો કિસ્સો પૂર્ણ થઈ રહ્યો છે, તેમાંથી પ્રથમ બે આયતોમાં રસૂલે કરીમ ﷺ અને આપ ﷺની ઉમ્મતને એ તા'લીમ આપવામાં આવી છે કે હવે પછીના સમયમાં કોઈ કાર્ય કરવાનો વાયદો

અથવા એકરાર કરવો હોય તો તેની સાથે "ઈન્શાઅલ્લાહુ તઆલા"નો શબ્દ મેળવ્યા કરો, કારણ કે આવનાર પરિસ્થિતિની તેને ખબર નથી કે જીવતો રહીશે અથવા નહીં, જિંદગી બાકી રહી તો પણ એ કામ કરી શકશે કે કેમ ? એટલા માટે મો'મિનોએ અલ્લાહ તઆલા ઉપર દિલથી પણ ભરોસો કરવો જોઈએ અને મૌખિક રીતે પણ તેનો સ્વીકાર કરવો જોઈએ કે હવે પછી કોઈ કામ કરવાનું કહે તો એવું કહે કે જો અલ્લાહ તઆલા ચાહશે તો હું આ કામ કાલે કરીશ, તેનો અર્થ એ છે કે તે વાયદાની સાથે "ઈન્શાઅલ્લાહ"નો શબ્દ કહે.

ત્રીજી આયતમાં એ વિવાદી ચર્ચાનો ફેંસલો કરવામાં આવ્યો કે જેમાં અસ્હાબે કહફના સમયના લોકોના અભિપ્રાયો પણ વિવિધ પ્રકારના હતા અને ચાલુ જમાનાના યહૂદ અને નસારાના નિવેદનો પણ અનેકવિધ હતા, એટલે કે ગુફામાં સૂતા રહેવાનો સમય આ આયતમાં બતાવી દેવામાં આવ્યો કે તે ત્રણસો નવ વર્ષ સૂતા રહ્યા હતા, મતલબ કે આ તે પરિસ્થિતિનું વર્ણન છે જે શરૂઆતના કિસ્સામાં વર્ણન થયું હતું. فَضَرَبْنَا عَلٰٓى اٰذَانِهِمْ فِى الْكَهْفِ سِنِيْنَ عَدَدًا

ત્યારબાદ ચોથી આયતમાં ફરી તે જ વિવાદ કરનારાઓને ચેતવણી આપવામાં આવી છે કે વાસ્તવિક પરિસ્થિતિ તો તમને ખબર નથી, તે જાણનારો માત્ર અલ્લાહ તઆલા જ છે જે આસમાનો અને જમીનના બધા જ છુપા ભેદ અને રહસ્યોને જાણનારો, સૌથી સારો સાંભળનારો અને સૌથી સારો જોનારો છે, તેણે જે સમયગાળો ત્રણસો નવ વર્ષનો બતાવ્યો છે તેના ઉપર તમારે સંતોષિત થઈ જવું જોઈએ.

### ભવિષ્યમાં કામ કરવા માટે "ઇન્શાઅલ્લાહ" કહેવું :

લુબાબમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ પ્રથમ બે આયતોના શા'ને નુઝૂલ વિશે એ નકલ કર્યું છે કે, જ્યારે મક્કાના યહૂદીઓની તા'લીમ પ્રમાણે રસૂલે કરીમ ﷺને અસ્હાબે કહફ વગેરે વિશે પ્રશ્ન કરવામાં આવ્યો તો આપ ﷺએ તેનો જવાબ કાલે દેવાનો વાયદો ઈન્શાઅલ્લાહ કહ્યા વગર કરી લીધો હતો. અલ્લાહના અતિનિકટવર્તી બંદાને નાની સરખી ભૂલ ઉપર પણ ચેતવણી મળતી હોય છે એટલા માટે પંદર દિવસ સુધી વહી ન આવી અને રસૂલે કરીમ ﷺને ઘણી દિલગીરી થઈ અને મક્કાના મુશ્રિકોને હસવાની તથા મઝાક કરવાની તક મળી, પંદર દિવસોના વિરામ પછી જ્યારે આ સૂરતમાં

પ્રશ્નોના ઉત્તર નાઝિલ થયા તો તેની સાથે જ આ બે આયતો માર્ગદર્શન માટે ઉતારવામાં આવી કે હવે પછી ભવિષ્યમાં કોઈ કામ કરવાનું કહેવું હોય તો ઈન્શાઅલ્લાહ કહીને તેનો એકરાર કરી લો કે દરેક કામ અલ્લાહ તઆલાના ઈરાદા અને તેની ઈચ્છા ઉપર અવલંબિત છે, આ બંને આ આયતો અસ્હાબે કહફના કિસ્સાની પૂર્ણતા ઉપર લાવવામાં આવી છે.

**મસ્અલો :**

આ આયતથી એક તો એ જાણ થાય છે કે આવી પરિસ્થિતિમાં ઈન્શાઅલ્લાહ કહેવું મુસ્તહબ છે, બીજું જો ભૂલથી ઈન્શાઅલ્લાહ કહેવાનું ભૂલી જાય તો જ્યારે યાદ આવે તે જ વખતે તેને કહી લે, આ હુકમ તે ખાસ ઘટનાના સંદર્ભમાં છે જેના માટે આ આયતો નાઝિલ થઈ છે, એટલે કે માત્ર બરકત અને પોતાના બંદા હોવાના સ્વીકાર તરીકે આ ઈન્શાઅલ્લાહ કહેવાનો હેતુ હોય છે. કોઈ શરત સ્વરૂપે અથવા સંભાવના સ્વરૂપે કહેવાનો હેતુ હોતો નથી એટલા માટે તેનાથી એ જરૂરી નથી બનતું કે કોઈ વ્યવહારો જેમકે ખરીદ–વેચાણ અથવા કરાર વગરેમાં જ્યાં શરતો લખવામાં આવે છે અને શરતો લગાવવી બંને પક્ષોના કરારનો આધાર હોય છે, ત્યાં પણ જો કરાર વખતે કોઈ શરત લગાવવાનું ભૂલી જાય તો જ્યારે કોઈ વખતે યાદ આવે તો તે વખતે (સહમતીથી) તે શરતનો ઉમેરો કરી દે. આ મસ્અલામાં અમુક ફુક્હાનો મતભેદ પણ છે જેની વિગત ફિક્હની કિતાબોમાં મોજૂદ છે.

ત્રીજી આયતમાં જે ગુફામાં સૂવાનો સમયગાળો ત્રણસો નવ વર્ષ બતાવવામાં આવ્યો છે દેખીતી રીતે કુર્આનની વર્ણનશૈલીથી એ જ સાબિત થાય છે કે તે મુદ્દત અલ્લાહ તઆલા તરફથી છે. ઈબ્ને કષીરે તેને જ જમહૂર મુફસ્સિરો, સલફ અને ખલફનો અભિપ્રાય ઠરાવ્યો છે, અબૂ હય્યાન અને કુર્તુબી વગેરેએ પણ તેને જ આધાર બનાવ્યો છે પરંતુ હઝરત કતાદહ વગેરેનું એક બીજું નિવેદન એ પણ નકલ થયું છે કે આ ત્રણસો નવ વર્ષની મુદતનો અભિપ્રાય પણ તે જ વિવાદ કરનારાઓમાંથી અમુકનો મત છે, જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન માત્ર એ છે કે જે પાછળથી ફરમાવ્યું, એટલે કે اَللّٰهُ اَعْلَمُ بِمَا لَبِثُوْا કારણ કે પ્રથમ નિવેદન ત્રણસો નવ વર્ષ નક્કી કરવું જો અલ્લાહે જ નક્કી કર્યું હોત તો ત્યારબાદ اَللّٰهُ اَعْلَمُ بِمَا لَبِثُوْا કહેવાનો મોકો ન હતો પરંતુ જમહૂર મુફસ્સિરોએ ફરમાવ્યું છે

કે આ બંને વાક્યો અલ્લાહ તઆલાનું જ કલામ છે, પહેલા વાક્યમાં ઘટનાની વાસ્તવિકતા જ વર્ણન કરવામાં આવી છે અને બીજામાં તેનો વિરોધ કરનારાઓને ચેતવણી છે કે જ્યારે અલ્લાહ તઆલા તરફથી આ મુદતનો ઉલ્લેખ કરવામાં આવ્યો તો હવે તેનો સ્વીકાર કરવો જરૂરી છે, તે જ સઘળું જાણનારો છે, માત્ર કલ્પના અને અનુમાન આધારિત અભિપ્રાયોથી તેનો વિરોધ કરવો મૂર્ખામી છે.

અત્રે એક પ્રશ્ન એ પેદા થાય છે કે કુર્આને કરીમે સમય વર્ણન કરવામાં પ્રથમ ત્રણસો વર્ષ વર્ણન કર્યા, ત્યારબાદ ફરમાવ્યું કે આ ત્રણસો ઉપર નવ વર્ષ વધારે થઈ ગયા, પ્રથમથી જ ત્રણસો નવ વર્ષ નથી કહ્યું જેનું કારણ વિવરણકાર વિદ્વાનોએ એ કહ્યું છે કે યહૂદ અને નસારામાં સૂર્ય આધારિત વર્ષનો રિવાજ હતો એટલા માટે હિસાબ લગાવવાથી સૂર્ય આધારિત કૅલેન્ડરના ત્રણસો વર્ષ થાય છે પરંતુ ઈસ્લામમાં ચંદ્ર આધારિત વર્ષ હોય છે અને ચંદ્ર આધારિત હિસાબમાં દર સો વર્ષે ત્રણ વર્ષ વધી જાય છે, એટલા માટે ત્રણસો વર્ષ સૂર્ય આધારિત કૅલેન્ડર ઉપર ચંદ્ર આધારિત કૅલેન્ડર પ્રમાણેના નવ વર્ષ વધી ગયા. આ બંને કૅલેન્ડરોનો તફાવત બતાવવા માટે વિષયના ઉલ્લેખની શૈલી આ રીતે બતાવવામાં આવી.

એક પ્રશ્ન એ પણ પેદા થાય છે કે અસ્હાબે કહ્ફના મા'મલામાં પોતે તેમના સમય પછી નબીએ કરીમ ﷺના સમયકાળમાં યહૂદ અને નસારામાં બે વાતો મતભેદવાળી અને વિવાદી હતી. એક અસ્હાબે કહ્ફની સંખ્યા અને બીજું ગુફામાં તેમના નિંદ્રાધીન રહેવાનો સમયગાળો. કુર્આને આ બંનેનું વર્ણન તો કરી દીધું પરંતુ એ ફરકની સાથે કે સંખ્યાનું વર્ણન સ્પષ્ટ શબ્દોમાં નથી આવ્યું, ઈશારા સ્વરૂપે આવ્યું છે કે જે અભિપ્રાય સાચો હતો તેનો રદિયો આપવામાં આવ્યો નથી અને સમય નક્કી કરવામાં ચોખ્ખા અને સ્પષ્ટ શબ્દો બતાવ્યા, وَلَبِثُوا فِي كَهْفِهِمْ ثَلَاثَ مِائَةٍ سِنِينَ وَازْدَادُوا تِسْعًا કારણ એ છે કે કુર્આને પોતાની આ શૈલીથી એ તરફ ઈશારો કર્યો છે કે સંખ્યાની ચર્ચા તો બિલકુલ જ ફુઝૂલ અને વ્યર્થ છે, તેનો કોઈ દુનિયવી અથવા દીની મસ્અલા સાથે કોઈ સંબંધ નથી. અલબત્ત, લાંબા સમય સુધી માનવ પ્રકૃતિ વિરુદ્ધ નિંદ્રાધીન રહેવું અને કોઈ ખોરાક લીધા વિના સાજા–નરવા રહેવું પછી આટલી મુદત સુધી તંદુરસ્ત અને શક્તિશાળી હોવાની હાલતમાં જાગૃત થવું એક વિસ્મયકારી અને અદ્ભૂત ઘટના છે, તેનાથી કયામત અને આખિરતના મસ્અલા ઉપર દલીલ થઈ શકે છે એટલા માટે તેને વિગતવાર વર્ણન કર્યું.

જે લોકો મોઅ્જિઝા અને પ્રકૃતિ વિરુદ્ધ ઘટનાઓના ઈન્કારી છે અથવા ઓછામાં ઓછું આજકાલના આધુનિકતાવાદીઓ અને રેસ્નાલિસ્ટો યહૂદીઓ અને નસારાના વિરોધથી પ્રભાવિત થઈને તેની તા'વીલો કરવામાં નિષ્ણાંત બની ગયા છે તેમણે આ આયતમાં પણ હઝરત કતાદહ (રદિ.)ની તફસીરનો સહારો લઈને ત્રણસો નવ વર્ષને પણ તે જ લોકોના નિવેદનો ઠરાવીને રદ કરવા ઈચ્છયું છે પરંતુ એના ઉપર વિચાર ન કર્યો કે કુર્આને કરીમના શરૂઆતના શબ્દોમાં જ سِنِيْنَ عَدَدًا (સિનીન અદદન્) શબ્દ આવ્યો છે તેને તો અલ્લાહ તઆલા સિવાય કોઈનું નિવેદન કહી શકાતું નથી. પ્રકૃતિ વિરુદ્ધ અને કરામતની સાબિતી માટે એટલું પણ પૂરતું છે કે વર્ષોના વર્ષો કોઈ સૂતો રહે અને પછી સાજો-નરવો અને તંદુરસ્ત જીવતો-જાગીને બેઠો થાય. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૨૭ થી ૩૧)

وَاتْلُ مَآ اُوْحِيَ اِلَيْكَ مِنْ كِتَابِ رَبِّكَ ۚ لَا مُبَدِّلَ لِكَلِمٰتِهٖ ۚ وَلَنْ تَجِدَ مِنْ دُوْنِهٖ مُلْتَحَدًا ﴿٢٧﴾
وَاصْبِرْ نَفْسَكَ مَعَ الَّذِيْنَ يَدْعُوْنَ رَبَّهُمْ بِالْغَدٰوةِ وَالْعَشِيِّ يُرِيْدُوْنَ وَجْهَهٗ وَلَا
تَعْدُ عَيْنٰكَ عَنْهُمْ ۚ تُرِيْدُ زِيْنَةَ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَلَا تُطِعْ مَنْ اَغْفَلْنَا قَلْبَهٗ عَنْ
ذِكْرِنَا وَاتَّبَعَ هَوٰىهُ وَكَانَ اَمْرُهٗ فُرُطًا ﴿٢٨﴾ وَقُلِ الْحَقُّ مِنْ رَّبِّكُمْ ۚ فَمَنْ شَآءَ فَلْيُؤْمِنْ
وَّمَنْ شَآءَ فَلْيَكْفُرْ ۙ اِنَّآ اَعْتَدْنَا لِلظّٰلِمِيْنَ نَارًا ۙ اَحَاطَ بِهِمْ سُرَادِقُهَا ۭ وَاِنْ يَّسْتَغِيْثُوْا
يُغَاثُوْا بِمَآءٍ كَالْمُهْلِ يَشْوِي الْوُجُوْهَ ۭ بِئْسَ الشَّرَابُ ۭ وَسَآءَتْ مُرْتَفَقًا ﴿٢٩﴾ اِنَّ
الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ اِنَّا لَا نُضِيْعُ اَجْرَ مَنْ اَحْسَنَ عَمَلًا ﴿٣٠﴾ اُولٰٓئِكَ لَهُمْ جَنّٰتُ
عَدْنٍ تَجْرِيْ مِنْ تَحْتِهِمُ الْاَنْهٰرُ يُحَلَّوْنَ فِيْهَا مِنْ اَسَاوِرَ مِنْ ذَهَبٍ وَّيَلْبَسُوْنَ ثِيَابًا
خُضْرًا مِّنْ سُنْدُسٍ وَّاِسْتَبْرَقٍ مُّتَّكِـِٕيْنَ فِيْهَا عَلَى الْاَرَآئِكِ ۭ نِعْمَ الثَّوَابُ ۭ
وَحَسُنَتْ مُرْتَفَقًا ﴿٣١﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) અને પઢો જે તમારા ઉપર તમારા પરવરદિગારની કિતાબથી વહી થઈ, કોઈ તેની વાતો બદલનાર નથી અને તમે એના સિવાય કોઈ સંતાવા (શરણ)ની જગ્યા પામશો નહીં. (૨૭) અને પોતાને તેમની સાથે રોકી રાખો જેઓ પોતાના પરવરદિગારને સવાર અને સાંજ પોકારે છે, તેના રાજીપાના ઈચ્છુક છે અને તમારી આંખો તેમને છોડીને દુનિયાની જિંદગીની રોનકની તલાશમાં ન દોડે અને તેનું કહ્યું ન માનો જેનું દિલ અમે અમારી યાદથી ગાફેલ કર્યું અને પોતાની મનેચ્છાની પાછળ પડયો છે અને તેનું કામ જ છે મર્યાદા ઉપર ન રહેવું. (૨૮) અને કહો, તમારા પરવરદિગાર તરફથી સાચી વાત છે પછી જે કોઈ ઈચ્છે માને અને જે કોઈ ઈચ્છે ન માને, અમે ગુનેહગારો (જાલિમો) માટે આગ તૈયાર કરી રાખી છે કે તેની રાવટીઓ (અગન જ્વાળાઓ) તેમને ઘેરી રહી છે અને જો ફરિયાદ કરશે તો પરું જેવું પાણી મળશે, મોઢાંને ભૂંજી નાંખે; કેટલું ખરાબ પીવાનું છે અને કેટલો ખરાબ વિસામો ! (૨૯) બેશક ! જે લોકો ઈમાન લાવ્યા અને નેકીઓ કરી અમે તેનો બદલો નથી ખોતા જેણે ભલું કામ કર્યું. (૩૦) એવા લોકો માટે વસવાને બગીચાઓ છે, તેની નીચે નહેરો વહે છે, તેમને ત્યાં સોનાના કંગન પહેરાવવામાં આવશે અને લીલા રંગના બારીક અને જાડા રેશમના કપડાંઓ પહેરશે, તેમાં બાજઠો ઉપર તકિયા લગાવેલ (બેઠા હશે); કેટલો સારો બદલો છે અને કેટલો સારો વિસામો ! (૩૧)*

## તફસીર :

અને (હે નબી ﷺ તમારું કામ માત્ર એટલું છે કે) તમારી પાસેથી તમારા પરવરદિગારની કિતાબ વહી દ્વારા આવી છે તે (લોકોની સામે) પઢયા કરો (તેનાથી વધારે એની ચિંતામાં ન પડો કે દુનિયાના મોટા લોકો જો ઈસ્લામનો વિરોધ કરતા રહ્યા તો દીનની પ્રગતિ કઈ રીતે થશે ? કારણ કે તેનો અલ્લાહ તઆલાએ પોતે વાયદો કરી લીધો છે અને) તેની વાતોને (એટલે કે વાયદાઓને) કોઈ નથી બદલી શકતું (એટલે કે સમગ્ર દુનિયાનો વિરોધ મળીને પણ અલ્લાહ તઆલાના વાયદાને પૂરો થવાથી કોઈ રોકી નથી શકતું અને અલ્લાહ તઆલા

પોતે દરેક પ્રકારના પરિવર્તન ઉપર શક્તિ ધરાવે છે પરંતુ તે એ વાયદામાં તબદીલી નહીં કરે) અને (જો તમે આ મોટા લોકોને રાજી રાખવા એવું કર્યું કે જેનાથી અલ્લાહના હુકમો છુટી જાય તો પછી) તમે અલ્લાહ સિવાય કોઈનું શરણું પામવાના નથી (જો કે રસૂલે કરીમ ﷺથી અલ્લાહના હુકમો છૂટવા શરીઅતની દલીલો દ્વારા અશક્ય છે, અત્રે માત્ર તાકીદ અને અતિશયોક્તિ અલંકાર સ્વરૂપે આ વર્ણન કાલ્પનિક ચિત્રણ દોરીને કરવામાં આવ્યું છે અને આ અશક્ય બાબતની કલ્પના એ રીતે કરવામાં આવી છે કે) અને (જેમકે કાફિરોના સરદારો અને માલદારોથી તમને બેપરવા રહેવાનો હુકમ આપવામાં આવ્યો છે એ જ પ્રમાણે ગરીબો અને ફકીરોની હાલત ઉપર વધારે ધ્યાન આપવાનો હુકમ છે બસ,) તમે પોતાને તે લોકોની સાથે (બેઠક ઉઠકમાં) રોકી રાખો જે સવાર અને સાંજ (એટલે કે હર ઘડી) પોતાના પરવરદિગારની ઈબાદત માત્ર તેની ખુશ્નૂદી માટે કરે છે (કોઈ દુનિયવી સ્વાર્થ નથી) અને દુનિયવી જિંદગીની રોનકના ખ્યાલથી તમારી આંખો (એટલે કે સમગ્ર ધ્યાન) તેમનાથી હટવા ન પામે (દુનિયાની રોનકના વિચારથી ભાવાર્થ એ છે કે માલદાર લોકો મુસલમાન થઈ જાય તો ઈસ્લામની રોનક વધી જાય, આ આયતમાં બતાવવામાં આવ્યું કે ઈસ્લામની રોનક માલ અને દોલતથી નથી બલકે નિખાલસતા અને આજ્ઞાપાલન ઉપર છે, તે ગરીબ–ફકીર લોકોમાં હોય તો પણ ઈસ્લામની રોનક વધશે.) અને એવા વ્યક્તિનું કહેવું (કે ગરીબોને મજલિસમાંથી હટાવી દો તો તેમનું કહ્યું) ન માનો જેના દિલને અમે (તેની દુશ્મનાવટની સજા સ્વરૂપે) પોતાની યાદથી ગાફેલ કરી રાખ્યું છે અને તે પોતાની મનેચ્છા ઉપર ચાલે છે અને તેની આ હાલત (એટલે કે નફ્સ પરસ્તી અને મનેચ્છાઓ પાછળ પડવાની વૃત્તિ) હદથી વધી ગઈ છે અને તમે (તે કાફિર માલદારોને સ્પષ્ટ શબ્દોમાં) કહી આપો કે (આ) સત્ય (દીન) તમારા પરવરદિગાર તરફથી (આવ્યો) છે, બસ જેનું મન ઈચ્છે ઈમાન લાવે અને જેનું મન ઈચ્છે કાફિર રહે (અમારો કોઈ નફો–નુકસાન નથી બલકે નફો–નુકસાન પોતે તેનું છે જેમકે વર્ણન કરવામાં આવ્યું કે) બેશક ! અમે એવા જાલિમો માટે (દોઝખની) આગ તૈયાર કરી રાખી છે કે તે આગના (પ્રજ્વલ્લિત જ્વાળાઓના) પડદાઓ તેમને ઘેરી લેશે (એટલે કે તે પડદાઓ પણ આગના છે જેમકે હદીષમાં છે કે આ લોકો તેના ઘેરામાંથી નીકળવા નહીં પામે) અને જો

(તરસની) ફરિયાદ કરશે તો એવા પાણીથી તેમની ફરિયાદ પૂરી કરવામાં આવશે જે (સૂગ ઉપજાવે એવા સ્વરૂપનું હશે કે) તેલના રગડા જેવું હશે (અને એવું તેજ ગરમ હશે કે પાસે લાવતા જ) મોઢું ભૂંજી નાંખશે (એટલે સુધી કે ચહેરાની ચામડી ઊતરીને પડી જશે જેમકે હદીષમાં છે) કેવું ખરાબ પાણી હશે અને તે દોઝખ પણ કેવી બુરી જગ્યા હશે ! (આ તો ઈમાન ન લાવવાનું નુકસાન થયું અને ઈમાન લાવવાનો લાભ એ છે કે) બેશક ! જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સારા કામો કર્યા તો અમે એવા લોકોનો બદલો વ્યર્થ કરીશું નહીં જે સારી રીતે અમલ કરે એવા લોકો માટે હંમેશા રહેવાના બગીચા છે, તેના (મહેલો) નીચે નહેરો વહેતી હશે, તેમને ત્યાં સોનાના કંગન પહેરાવવામાં આવશે અને લીલા રંગના કપડાં બારિક તથા ઘટ્ટ રેશમના પહેરાવવામાં આવશે (અને) ત્યાં બાંકડા ઉપર તકિયા લગાવીને બેઠા હશે, કેટલો સારો બદલો છે અને (જન્નત) કેટલું સારું સ્થળ છે !

## મસ્અલા અને બોધપાઠ :

### પ્રચાર અને પ્રસાર (દા'વત અને તબ્લીગ)ના ખાસ શિષ્ટાચાર :

وَاصۡبِرۡ نَفۡسَكَ આ આયતના શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા)માં અમુક ઘટનાઓ વર્ણન થઈ છે, બની શકે છે તે બધી જ આ ફરમાનના કારણ સ્વરૂપે હોય. બગવી (રહ.)એ નકલ કર્યું છે કે عُيَيۡنَه ઉયઈનહ બિન હિસ્ન અલ ફઝારી મક્કાનો મોટો રઈસ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો, આપ ﷺની પાસે હઝરત સલમાન ફારસી (રદિ.) બેઠા હતા જે ફકીર સહાબાઓમાંથી હતા, તેમનો પોશાક ખૂબ મેલો-ઘેલો અને તેમનો દેખાવ ગરીબડો હતો અને તેમના જેવા બીજા પણ ગરીબો અને ફકીરો મજલિસમાં બેઠા હતા, ઉયઈનહે કહ્યું કે અમને તમારી પાસે આવવાથી અને તમારી વાત સાંભળવાથી આ જ લોકો અવરોધ સ્વરૂપ છે, આવા તુચ્છ લોકોની પાસે અમે નથી બેસી શકતા, તમે તેમને પોતાની મજલિસમાંથી હટાવી દો અથવા તો ઓછામાં ઓછું અમારા માટે કોઈ અલગ મજલિસ બનાવો અને તેમના માટે કોઈ અલગ વ્યવસ્થા કરો.

ઈબ્ને મરદૂયાએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે ઉમય્યા બિન ખલફ ઝુમહીએ રસૂલે કરીમ ﷺને એ સલાહ આપી કે ગરીબ,

ફકીર તથા બેહાલ મુસલમાનોને પોતાની પાસે ન રાખો, બલકે મક્કા અને કુરૈશના સરદારોને સાથે લઈ લો, આ લોકો તમારો દીન સ્વીકારી લેશે તો દીનની પ્રગતિ થશે.

આ જ પ્રમાણેની ઘટનાઓ ઉપર આ અલ્લાહનો હુકમ નાઝિલ થયો જેમાં તેમની સલાહ સ્વીકારવાની સખત રીતે મનાઈ કરવામાં આવી અને માત્ર એટલું જ નહીં કે તેમને પોતાની મજલિસમાંથી હટાવ્યા નહીં, બલકે હુકમ એ આપવામાં આવ્યો કે, وَاصْبِرْ نَفْسَكَ (વસ્બિર નફ્સક) એટલે કે તમે પોતાના નફ્સને તે લોકોની સાથે બાંધીને રાખો. તેનો એ ભાવાર્થ નથી કે કોઈપણ વખતે તેમનાથી જુદા ન થાઓ બલકે ભાવાર્થ એ છે કે સંબંધો અને સમગ્ર ધ્યાન તે લોકોની સાથે સંલગ્ન રાખો, વ્યવહારમાં તેમનો જ મશ્વરો લો, તેમની જ મદદ અને સહાયતાથી કામ કરો અને તેનું કારણ અને હિકમત આ શબ્દોથી બતાવવામાં આવી કે આ લોકો સવાર-સાંજ એટલે કે દરેક પરિસ્થિતિમાં અલ્લાહને પોકારે છે અને તેનું જ વર્ણન કરે છે, તેમનો જે અમલ છે તે ખાલિસ અલ્લાહની ખુશ્નૂદી માટે છે અને આ બધી પરિસ્થિતિ એવી છે જે અલ્લાહ તઆલાની મદદ અને સહાયતાને ખેંચી લાવે છે, અલ્લાહ તઆલાની મદદ આવા જ લોકો માટે આવ્યા કરે છે, અમુક દિવસની કોઈ તંગીથી ન ગભરાઓ પરિણામે વિજય અને મદદ તમને જ પ્રાપ્ત થશે.

કુરૈશના રઈસોની સલાહ કબૂલ કરવાની મનાઈનું કારણ અંતિમ આયતોમાં એ બતાવ્યું કે તેમનું દિલ અલ્લાહની યાદથી ગાફેલ છે અને તેમના બધા કામો પોતાની મનેચ્છાઓના તા'બે છે અને આવી હાલત અલ્લાહની રહમત અને મદદને દૂર કરનારી છે.

અત્રે એ સવાલ થઈ શકે છે કે તેમનો આ મશ્વરો અને સલાહ તો અમલ કરવાપાત્ર હતી કે તેમના માટે એક અલગ મજલિસની વ્યવસ્થા કરવામા આવે જેથી તેમને ઈસ્લામની દા'વત પહોંચાડવામાં અને તે લોકોને ઈસ્લામ સ્વીકાર કરવામાં સહૂલત થાય પરંતુ આ રીતે વહેંચણીમાં બળવાખોર માલદારોનું એક ખાસ પ્રકારનું સન્માન હતું જેનાથી ગરીબ મુસલમાનોનું દિલ તૂટી શકતું હતું, તેઓ નિરુત્સાહી થઈ શકતા હતા, એટલા માટે અલ્લાહ તઆલાએ તેને પસંદ ન કર્યું, દા'વત અને તબ્લીગ (દીનના પ્રચાર અને પ્રસાર)નો આ સિદ્ધાંત ઠરાવી

દેવામાં આવ્યો કે તેમાં કોઈને કોઈ પ્રકારની વિશેષતા ન હોવી જોઈએ. વલ્લાહુ અઅ્‌લમુ.

**જન્નતના નિવાસીઓ માટે ઘરેણા :**

يُحَلَّوْنَ فِيْهَا આ આયતમાં જન્નતના પુરુષ નિવાસીઓને પણ સોનાના કંગન પહેરાવવાનું વર્ણન છે, તેનાથી એ સવાલ થઈ શકે છે કે ઘરેણા પહેરવા ન તો પુરુષોને શોભે છે અને ન જ કોઈ ખૂબસૂરતી અને શણગાર છે, જો જન્નતમાં તેમને કંગન પહેરાવવામાં આવ્યા તો તે તેમને બદ્‌સૂરત બનાવી શકે છે.

જવાબ એ છે કે શણગાર અને સજાવટ રિવાજ અને રૂઢિના તા'બે હોય છે, એક દેશ અથવા કોઈ પ્રદેશમાં જે વસ્તુ શણગાર અને સજાવટની સમજવામાં આવે છે ઘણી વખતે બીજા દેશો અને પ્રદેશોમાં તેને સૂગપાત્ર ઠરાવવામાં આવે છે અને એવું જ તેનાથી વિપરીત પણ છે, એ જ પ્રમાણે એક સમયકાળમાં એક ખાસ વસ્તુ શણગારની હતી અને બીજા સમયકાળમાં તેને એબ અને ખામી સમજવામાં આવે છે, જન્નતમાં પુરુષો માટે પણ ઘરેણા અને રેશમી કપડાંને શણગાર ઠરાવવામાં આવ્યો છે તો ત્યાં તેનાથી કોઈને અજનબીપણાની કોઈ અનુભૂતિ નહીં થાય. આ માત્ર દુનિયાનો કાયદો છે કે અહીંયાં પુરુષો માટે સોનાનું કોઈ ઘરેણું એટલે સુધી કે સોનાની વીંટી અથવા સોનાની ઘડિયાળની ચેન પણ ઉપયોગ કરવી જાઈઝ નથી, એ જ પ્રમાણે રેશમી કપડું પણ પુરુષો માટે જાઈઝ નથી, જન્નતમાં એવો કાનૂન હશે નહીં, તે આ દુનિયા કરતાં અલગ પ્રકારની દુનિયા છે એટલા માટે તેના વિશે દુનિયાની કોઈ વસ્તુ ઉપર ધારણા બાંધી અભિપ્રાય બાંધી શકાય નહીં.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૩૨ થી ૪૪)

وَاضْرِبْ لَهُمْ مَّثَلًا رَّجُلَيْنِ جَعَلْنَا لِأَحَدِهِمَا جَنَّتَيْنِ مِنْ أَعْنَابٍ وَّحَفَفْنٰهُمَا
بِنَخْلٍ وَّجَعَلْنَا بَيْنَهُمَا زَرْعًا ﴿٣٢﴾ كِلْتَا الْجَنَّتَيْنِ اٰتَتْ اُكُلَهَا وَلَمْ تَظْلِمْ مِّنْهُ شَيْـًٔا ۙ
وَّفَجَّرْنَا خِلٰلَهُمَا نَهَرًا ﴿٣٣﴾ وَّكَانَ لَهٗ ثَمَرٌ ۚ فَقَالَ لِصَاحِبِهٖ وَهُوَ يُحَاوِرُهٗٓ اَنَا اَكْثَرُ مِنْكَ
مَالًا وَّاَعَزُّ نَفَرًا ﴿٣٤﴾ وَدَخَلَ جَنَّتَهٗ وَهُوَ ظَالِمٌ لِّنَفْسِهٖ ۚ قَالَ مَآ اَظُنُّ اَنْ تَبِيْدَ هٰذِهٖٓ اَبَدًا ﴿٣٥﴾

وَّمَآ اَظُنُّ السَّاعَةَ قَآئِمَةً ۙ وَّلَئِنْ رُّدِدْتُّ اِلٰى رَبِّىْ لَاَجِدَنَّ خَيْرًا مِّنْهَا مُنْقَلَبًا ﴿۳۶﴾
قَالَ لَهٗ صَاحِبُهٗ وَهُوَ يُحَاوِرُهٗٓ اَكَفَرْتَ بِالَّذِىْ خَلَقَكَ مِنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ
ثُمَّ سَوّٰىكَ رَجُلًا ﴿۳۷﴾ لٰكِنَّا۠ هُوَ اللّٰهُ رَبِّىْ وَلَآ اُشْرِكُ بِرَبِّىْٓ اَحَدًا ﴿۳۸﴾ وَلَوْلَآ اِذْ دَخَلْتَ
جَنَّتَكَ قُلْتَ مَا شَآءَ اللّٰهُ ۙ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ۚ اِنْ تَرَنِ اَنَا اَقَلَّ مِنْكَ مَالًا وَّوَلَدًا ﴿۳۹﴾ ۚ
فَعَسٰى رَبِّىْٓ اَنْ يُّؤْتِيَنِ خَيْرًا مِّنْ جَنَّتِكَ وَيُرْسِلَ عَلَيْهَا حُسْبَانًا مِّنَ السَّمَآءِ فَتُصْبِحَ
صَعِيْدًا زَلَقًا ﴿۴۰﴾ اَوْ يُصْبِحَ مَآؤُهَا غَوْرًا فَلَنْ تَسْتَطِيْعَ لَهٗ طَلَبًا ﴿۴۱﴾ وَاُحِيْطَ بِثَمَرِهٖ
فَاَصْبَحَ يُقَلِّبُ كَفَّيْهِ عَلٰى مَآ اَنْفَقَ فِيْهَا وَهِىَ خَاوِيَةٌ عَلٰى عُرُوْشِهَا وَيَقُوْلُ يٰلَيْتَنِىْ لَمْ اُشْرِكْ
بِرَبِّىْٓ اَحَدًا ﴿۴۲﴾ وَلَمْ تَكُنْ لَّهٗ فِئَةٌ يَّنْصُرُوْنَهٗ مِنْ دُوْنِ اللّٰهِ وَمَا كَانَ مُنْتَصِرًا ﴿۴۳﴾ ۭ هُنَالِكَ
اَلْوَلَايَةُ لِلّٰهِ الْحَقِّ ۭ هُوَ خَيْرٌ ثَوَابًا وَّخَيْرٌ عُقْبًا ﴿۴۴﴾ ع ۱۳ ۱۷

## તરજુમો :

*(હે નબી ﷺ !) અને તેમને બે પુરુષોનું દષ્ટાંત બતાવો, અમે તેમનામાંથી એકના માટે દ્રાક્ષના બે બગીચાઓ અને તેની આસપાસ ખજૂરો કરી દીધા અને બંનેના વચ્ચે ખેતી રાખી. (૩૨) બંને બગીચાઓ પોતાના ફળ લાવે છે અને તેમાંથી કંઈ ઘટાડતા નથી અને અમે તે બંને વચ્ચે નહેર વહાવી દીધી. (૩૩) અને તેને ફળ મળ્યું પછી પોતાના મિત્રને કહ્યું જ્યારે તેની સાથે વાતો કરવા લાગ્યો, મારી પાસે તારાથી વધારે માલ અને આબરૂવાળા વ્યક્તિ છે. (૩૪) અને પોતાના બગીચામાં ગયો અને તે પોતાની જાત ઉપર ખરાબ કરી રહ્યો હતો; બોલ્યો, મને એવું લાગતું નથી કે આ બાગ ક્યારેય ખરાબ થાય. (૩૫) અને એવું ધારતો નથી કે કયામત આવવાની છે અને જો હું કદાચ પોતાના પરવરદિગાર પાસે પહોંચાડી દેવામાં પણ આવ્યો તો ત્યાં પહોંચીને આનાથી ઉત્તમ પામીશ. (૩૬) તેને બીજાએ (તેના મિત્રએ) કહ્યું જ્યારે વાત કરવા લાગ્યો, શું તું એનાથી ઈન્કારી થઈ ગયો જેણે તને માટીથી પેદા કર્યો પછી ટીપાંથી પછી તને (સર્વાંગ) સંપૂર્ણ પુરુષ બનાવી દીધો ! (૩૭) પછી*

*હું તો એ જ કહું છું તે જ અલ્લાહ છે મારો પરવરદિગાર અને હું પોતાના પરવરદિગારનો કોઈને શરીક (ભાગીદાર) નથી માનતો. (૩૮) અને જ્યારે તું પોતાના બગીચામાં આવ્યો હતો તેં કેમ એવું ન કહ્યું, જે અલ્લાહ ઈચ્છે બસ તે થાય, તાકાત નથી પરંતુ જે અલ્લાહ આપે (માશાઅલ્લાહુ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહ), જો તું મને જુએ છે કે હું તારાથી માલ અને અવલાદમાં ઓછો છું. (૩૯) તો આશા છે કે મારો પરવરદિગાર મને તારા બગીચાથી બહેતર આપે અને તે(તારા બગીચા)ના ઉપર લૂ(ગરમ હવા)નું એક ઝોકું આસમાનથી મોકલી આપે, પછી સવારમાં સફાચટ (ઉજ્જડ) મેદાન રહી જાય. (૪૦) અથવા સવારે તેનું પાણી સુકાઈ જાય, પછી તું તેને શોધીને ન લાવી શકે. (૪૧) અને તેના બધા ફળ સમેટી લેવામાં આવ્યા પછી સવારે હાથ મસળતો રહી ગયો તે માલ ઉપર જે તેમાં લગાવ્યો હતો અને તે (માલ) પોતાની છત્રીઓ ઉપર પડેલો હતો અને કહેવા લાગ્યો, કેવું સારું થયું હોત જો મેં પોતાના પરવરદિગારનો કોઈને ભાગીદાર ન બનાવ્યો હોત ! (૪૨) અને તેના સમુદાયથી ન બની શક્યું કે તેની મદદ કરે અલ્લાહના સિવાય અને ન બની શક્યું કે તે પોતે બદલો લઈ શકે. (૪૩) અહીંયાં સમગ્ર અધિકાર અલ્લાહ સાચાનો છે, તેનું જ ઈનામ ઉત્તમ છે અને તેનો જ આપેલો બદલો સારો છે. (૪૪)*

## તફસીર :

અને (હે નબી ﷺ !) તમે (નાશવંત દુનિયા અને આખિરતના કાયમીપણાને જાહેર કરવા માટે) બે વ્યક્તિઓની હાલત (જેમાં પરસ્પર દોસ્તી અને નજીકનો સંબંધ હતો) વર્ણન કરો (જેથી કાફિરોનો વિચાર ખોટો ઠરે અને મુસલમાનોને તસલ્લી થાય), તે બે વ્યક્તિઓમાંથી એકને (કે જે બેદીન હતો) અમે દ્રાક્ષના બે બાગ આપી રાખ્યા હતા અને બંને (બગીચાઓ) ખજૂરોના ઝાડોથી ઘેરાયેલા હતા અને તે બંને (બગીચાઓ)ની વચ્ચે ખેતી પણ હતી (અને) બંને બગીચાઓ પોતાના પૂરેપૂરા ફળ આપતા હતા અને કોઈના ફળમાં જરા પણ કમી રહેતી ન હતી (સામાન્ય બાગોથી વિપરીત કે તેમાં ક્યારેક કોઈ વૃક્ષમાં તો ક્યારેક કોઈ વર્ષે આખા બાગને ફળો નથી આવતા અથવા તો ઓછા આવે છે) અને તે બંને (બગીચાઓ)ની વચ્ચે નહેર વહેતી કરી હતી અને તે વ્યક્તિની પાસે

અન્ય પણ માલદારીનો સામાન હતો, બસ (એક દિવસે) પોતાના તે (બીજા) મિત્રની સાથે આમતેમની વાતો કરતો કરતો કહેવા લાગ્યો કે હું તારા કરતાં માલમાં પણ વધારે છું અને જથ્થો પણ મારો જબરદસ્ત છે, (મતલબ એ હતો કે તું મારી માન્યતાને બાતિલ અને અલ્લાહના નિકટ નાપસંદ કહે છે તો હવે તું જોઈ લે કે કોણ સારું છે ? જો તારો દા'વો સાચો હોત તો પરિસ્થિતિ આનાથી વિપરીત હોત ! કારણ કે દુશ્મનને તો કોઈ ઇનામ આપતું નથી અને દોસ્તને કોઈ નુકસાન પહોંચાડતું નથી) અને તે (પોતાના મિત્રને સાથે લઈને) પોતાના ઉપર જુલમ (કુફ્ર) કાયમ કરતો(-કરતો) પોતાના બાગમાં પહોંચ્યો (અને) કહેવા લાગ્યો કે મારું માનવું એવું નથી કે આ બગીચો (મારા જીવન દરમિયાન) ક્યારેય પણ બરબાદ થશે (તેનાથી જાણ થઈ કે તે અલ્લાહના અસ્તિત્વ અને દરેક વસ્તુ ઉપર તેના શક્તિ ધરાવવાની માન્યતાનો ઇન્કારી હતો, બસ જાહેર અને ભૌતિક સરસામાન જોઈને તેણે આ વાતચીત કરી) અને (એ જ પ્રમાણે) હું કયામતને નથી માનતો કે તે આવશે અને જો (ધારી લો કે કદાચ કયામત આવી પણ ગઈ અને) હું પોતાના પરવરદિગાર પાસે પહોંચી ગયો (જેમકે તારો અકીદહ છે) તો અવશ્ય આ બગીચાથી પણ ઘણી વધારે સારી જગ્યા મને મળશે (કારણ કે જન્નતનું સ્થળ દુનિયાથી સારું હોવું અને ઉત્તમ હોવાનો તો તું પણ સ્વીકાર કરે છે અને એ પણ સ્વીકારે છે કે જન્નત અલ્લાહના સ્વીકૃત બંદાઓને મળશે, મારી સ્વીકૃતિના ચિહ્નો અને નિશાનીઓ તો તું દુનિયામાં જ જોઈ રહ્યો છે, જો હું અલ્લાહ સમીપ સ્વીકૃત ન હોત તો મને આ બગીચાઓ ક્યાંથી મળવાના હતા ? એટલા માટે અમારા સ્વીકાર અને માન્યતા પ્રમાણે પણ મને ત્યાં સારું સ્થળ મળવાનું નક્કી છે) તે (વ્યક્તિની વાતો સાંભળી)ને તેના મિત્રએ (કારણ કે તે દુનિયામાં ઘણો ગરીબ વ્યક્તિ હતો પરંતુ દીનદાર હતો એટલે) જવાબ સ્વરૂપે કહ્યું કે તું (તવહીદ અને કયામતનો ઇન્કાર કરીને) તે જાતની સાથે કુફ્ર કરે છે જેણે તને (પ્રથમ) માટીથી (કે જે તારું મૂળ તત્ત્વ છે હઝરત આદમ અલૈ.ના માધ્યમથી) પેદા કર્યો પછી (તને) નુત્ફાથી (કે જે તારા પેદા થવાનું કારણ હતું), પછી તને સાજો નરવો પુરુષ બનાવ્યો (તે છતાં તું તવહીદ અને કયામતનો ઇન્કાર અને કુફ્ર કરે છે તો કર્યા કર) પરંતુ હું તો એ માન્યતા ધરાવું છું કે તે એટલે અલ્લાહ તઆલા મારો પરવરદિગાર (સાચો) છે અને હું તેની સાથે કોઈને

ભાગીદાર નથી ઠરાવતો (અને જ્યારે અલ્લાહ તઆલાની તવહીદ અને સંપૂર્ણ કુદરત દરેક વસ્તુ ઉપર હોવાનું સાબિત છે અને તેના પરિણામે એ કોઈ અસંભવ વાત નથી કે બગીચાની પ્રગતિ અને સુરક્ષાનો તારો બધો પ્રબંધ અને સામાન કોઈપણ સમયે બેકાર અને બરબાદ થઈ જાય એટલા માટે તારા માટે જરૂરી હતું કે તું બધા જ કાર્ય અને કારણના માલિક અલ્લાહ તઆલા ઉપર દૃષ્ટિ રાખે) તો તું જે વખતે પોતાના બાગમાં પહોંચ્યો હતો હવે તો તેં કેમ એવું ન કહ્યું કે જે અલ્લાહને મંજૂર હોય છે તે જ થાય છે (અને) અલ્લાહની મદદ વિના (કોઈનામાં) કોઈ શક્તિ નથી (જ્યાં સુધી અલ્લાહ તઆલા ઈચ્છશે આ બગીચો કાયમ રહેશે અને જ્યારે ઈચ્છશે વેરાન થઈ જશે) જો તું મને માલ અને અવલાદમાં ઓછો જુએ છે (તેનાથી તારી પોતે સ્વીકૃત હોવાની માન્યતા દઢ થઈ છે) તો મને તે વખત નજીક જણાય છે કે મારો પરવરદિગાર તારા બગીચાથી સારો બગીચો આપી દે (ભલે તે દુનિયામાં હોય અથવા તો આખિરતમાં) અને આ (તારા બગીચા)ના ઉપર કોઈ (તકદીરી) આફત આસમાનથી (એટલે કે સીધે-સીધી અથવા તો કોઈ અન્ય કારણ સ્વરૂપે) મોકલી આપે જેનાથી તે બાગ અચાનક એક ઉજ્જડ (ચટિયલ) મેદાન બની જાય અથવા તેનું પાણી (જે નહેરોમાં વહી રહ્યું છે) બિલકુલ અંદર (જમીનમાં) ઊતરી(ને સૂકાઈ) જાય, પછી તું તે(ને ફરીવાર લાવવા અને કાઢવા)ની કોશીશ પણ ન કરી શકે (અત્રે આ દુનિયાદાર સાથીએ તે બેદીનના બગીચાનો જવાબ તો આપી દીધો પરંતુ અવલાદ વિશે કંઈ જવાબ આપ્યો નહીં, કદાચ કારણ એ છે કે અવલાદનું વધારે હોવું ત્યારે જ ઉત્તમ જણાય છે જ્યારે તેમની કેળવણી માટે માલ મોજૂદ હોય નહિતર તે ઊલટી જીવનો વબાલ બની જાય છે, ખુલાસો એ થયો કે તારા બદ્અકીદહ હોવાનું કારણ એ હતું કે તને દુનિયામાં અલ્લાહે દોલત આપી, તેને તેં પોતાની સ્વીકૃત હોવાની નિશાની સમજી લીધી અને મારી પાસે દોલત ન હોવાથી મને અસ્વીકૃત સમજી લીધો તો દુનિયાની દોલત અને રાહત અલ્લાહ પાસે સ્વીકૃતિનો આધાર સમજી લેવું ઘણો મોટો ધોકો છે અને ભૂલ છે, દુનિયાની નેઅ્મતો તો પરવરદિગારે આલમ સાપ-વીંછીઓ અને વરૂઓને તથા દુષ્ટ અને અધમ લોકોને પણ આપે છે, અસલ આધાર સ્વીકૃતીનો આખિરતની નેઅ્મતો ઉપર છે જે હંમેશા બાકી રહેનારી છે અને દુનિયાની નેઅ્મતો બધી ફના થવાની છે) અને

(આ વાતચીત પછી ઘટના એ બની હતી કે) તે વ્યક્તિના સામાનને આફતે ઘેરી લીધો, બસ તેણે જે કંઈ બાગ ઉપર ખર્ચ કર્યું હતું તેના ઉપર હાથ મસળતો રહી ગયો અને તે બાગ પોતાના માંડવાઓ ઉપર પડેલો હતો અને તે કહેવા લાગ્યો, કેવું સારું થાત કે મેં પોતાના પરવરદિગારની સાથે કોઈને ભાગીદાર ઠરાવ્યો ન હોત ! (તેનાથી જાણ થાય છે કે બગીચા ઉપર આફત આવવાથી તે સમજી ગયો કે આ વબાલ અને આફત કુફ્ર અને શિર્કના કારણે આવી છે, જો કુફ્ર ન કર્યું હોત તો કદાચ પ્રથમ તો આ આફત જ ન આવી હોત અને જો આવી પણ હોત તો તેનો બદલો આખિરતમાં મળ્યો હોત, હવે દુનિયા અને આખિરત બંનેમાં નુકસાન જ નુકસાન રહી ગયું છે પરંતુ માત્ર એટલો અફસોસ અને દિલગીરીથી તેનું ઈમાન સાબિત નથી થતું કારણ કે આ અફસોસ અને પસ્તાવો તો દુનિયાના નુકસાનના કારણે થયો, આગળ અલ્લાહની તવહીદ અને કયામતનો ઈકરાર જ્યાં સુધી સાબિત ન થાય તેને મો'મિન કહી શકાય નહીં) અને તેની પાસે એવી કોઈ મંડળી ન હતી જે અલ્લાહના સિવાય તેની મદદ કરે (તેને પોતાના સમૂહ અને અવલાદ ઉપર ગર્વ હતો તે તો બધું નષ્ટ થઈ ગયું) અને ન જ તે પોતે (અમારી પાસેથી) બદલો લઈ શક્યો, આવી તકે મદદ કરવી તો માત્ર અલ્લાહ બરહકનું જ કામ છે (અને આખિરતમાં પણ) તેનો સવાબ (બદલો) સૌથી સારો છે અને (દુનિયામાં પણ) તેનું જ પરિણામ સૌથી સારું છે, (એટલે કે સ્વીકૃતિપ્રાપ્ત બંદાઓનું કોઈ નુકસાન થાય છે તો તેનો બદલો બંને દુનિયાઓમાં નેક અને ભલો મળે છે તેનાથી વિપરીત કાફિરો બિલકુલ નુકસાનમાં રહી ગયા છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَكَانَ لَهٗ ثَمَرٌ શબ્દ એ ثَمَرٌ (ષમરુન) ઝાડના ફળને પણ કહેવામાં આવે છે અને દરેક પ્રકારના માલ તથા ઉત્પાદનને પણ કહે છે. આ સ્થળે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ અને કતાદહથી આ જ બીજા પ્રકારનો અર્થ નકલ થયો છે. (ઈબ્ને કષીર) કામૂસમાં છે કે શબ્દ "ષમરહ" વૃક્ષના ફળ અને દરેક પ્રકારના માલ અને ઉત્પાદન વગેરેને કહેવામાં આવે છે, તેનાથી જાણ થઈ કે તેની પાસે માત્ર બગીચાઓ અને ખેતી જ ન હતી બલકે સોનું, ચાંદી અને ઐશ આરામની બધા જ પ્રકારની અન્ય દોલત પણ ઉપલબ્ધ હતી. પોતે તેના શબ્દોમાં

જે કુર્આન શરીફે નકલ કર્યું છે તે اَنَا اَكْثَرُ مِنْكَ مَالًا પણ આ જ ભાવાર્થ રજુ કરે છે. *(ઈબ્ને કષીર)*

مَاشَآءَ اللّٰهُ لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ શોઅ્બુલ ઈમાનમાં હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "જે વ્યક્તિ જે કોઈ વસ્તુ જુએ અને તે તેને પસંદ આવે તો જો તેણે આ કલિમો કહી દીધો مَاشَاءَ اللّٰهُ لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ (માશાઅલ્લાહુ લા કુવ્વત ઈલ્લા બિલ્લાહ) તો તેને કોઈ વસ્તુ નુકસાન પહોંચાડશે નહીં." (એટલે કે તે પસંદ આવેલી વસ્તુ સુરક્ષિત રહેશે) અને અમુક રિવાયતોમાં છે કે જ્યારે કોઈ પ્રિય અને પસંદ હોય એવી વસ્તુ જુએ તો આ શબ્દો કહેવાથી તેને ખરાબ નજર લાગતી નથી.

حُسْبَانًا (હુસ્બાનન્) આ શબ્દની તફસીર હઝરત કતાદહ (રદિ.)એ સમૂળગા અઝાબની કરી છે અને ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આગની અને અમુકે પથ્થર વરસવાની, ત્યાર પછી જે કુર્આનમાં આવ્યું છે, اُحِيْطَ بِثَمَرِهٖ (ઉહીત બિ-ષમરિહી) તેમાં દેખીતું એ જ છે કે તે બાગ અને બધી જ માલ-દોલત તથા રાહત અને આરામના સામાન ઉપર કોઈ આફત આવી પડી જેના કારણે બધું બરબાદ થઈ ગયું. કુર્આને કરીમે સ્પષ્ટ શબ્દોમાં કોઈ ખાસ આફતનું વર્ણન કર્યું નથી, દેખીતું એ છે કે આસમાનમાંથી કોઈ આગ આવી જેણે બધું સળગાવી દીધું જેમકે શબ્દ حُسْبَانٌ (હુસ્બાન)ની તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ આગ હોવાની નકલ થઈ છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૪૫ થી ૪૯)

وَاضْرِبْ لَهُمْ مَّثَلَ الْحَيٰوةِ الدُّنْيَا كَمَآءٍ اَنْزَلْنٰهُ مِنَ السَّمَآءِ فَاخْتَلَطَ بِهٖ
نَبَاتُ الْاَرْضِ فَاَصْبَحَ هَشِيْمًا تَذْرُوْهُ الرِّيٰحُ ؕ وَ كَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ
مُّقْتَدِرًا ﴿۴۵﴾ اَلْمَالُ وَ الْبَنُوْنَ زِيْنَةُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَالْبٰقِيٰتُ الصّٰلِحٰتُ خَيْرٌ
عِنْدَ رَبِّكَ ثَوَابًا وَّ خَيْرٌ اَمَلًا ﴿۴۶﴾ وَيَوْمَ نُسَيِّرُ الْجِبَالَ وَتَرَى الْاَرْضَ بَارِزَةً ۙ

وَّحَشَرْنٰهُمْ فَلَمْ نُغَادِرْ مِنْهُمْ اَحَدًا ﴿٤٧﴾ وَعُرِضُوْا عَلٰى رَبِّكَ صَفًّا ؕ لَقَدْ جِئْتُمُوْنَا
كَمَا خَلَقْنٰكُمْ اَوَّلَ مَرَّةٍۭ ؗ بَلْ زَعَمْتُمْ اَلَّنْ نَّجْعَلَ لَكُمْ مَّوْعِدًا ﴿٤٨﴾ وَوُضِعَ الْكِتٰبُ
فَتَرَى الْمُجْرِمِيْنَ مُشْفِقِيْنَ مِمَّا فِيْهِ وَيَقُوْلُوْنَ يٰوَيْلَتَنَا مَالِ هٰذَا الْكِتٰبِ لَا
يُغَادِرُ صَغِيْرَةً وَّلَا كَبِيْرَةً اِلَّاۤ اَحْصٰىهَا ۚ وَوَجَدُوْا مَا عَمِلُوْا حَاضِرًا ؕ وَلَا يَظْلِمُ رَبُّكَ اَحَدًا ﴿٤٩﴾ ع

## તરજુમો :

*(હે નબી ﷺ !) અને તેમને દુનિયાની જિંદગીનું દૃષ્ટાંત બતાવી આપો જેમકે અમે આસમાનથી પાણી ઉતાર્યું, પછી તેના કારણે ખૂબ ગીચ જમીનની હરિયાળી નીકળી, પછી કાલે કુશકી (ચૂરેચૂરા) થઈને હવામાં ઉડતું થઈ ગયું અને અલ્લાહને દરેક વસ્તુ ઉપર કુદરત (કાબૂ) છે. (૪૫) માલ અને સંતાન દુનિયાની જિંદગીમાં રોનક છે અને બાકી રહેનાર નેકીઓનો તારા પરવરદિગારના ત્યાં ઉત્તમ બદલો છે અને શ્રેષ્ઠ આશા (અભિલાષા) છે. (૪૬) અને જે દિવસે અમે પહાડ ચલાવીએ અને તમે જુઓ જમીનને ખુલ્લી (સપાટ મેદાન) અને અમે તેમને ઘેરી બોલાવીએ, પછી તેમાંથી એકને પણ ન છોડીએ. (૪૭) અને તમારા પરવરદિગારની સામે હારબંધ આવે; આવી પહોંચ્યા તમે અમારી પાસે જેમકે અમે તમને પ્રથમ વખતે બનાવ્યા હતા !? નહીં ! તમે તો કહેતા હતા કે અમે તમારા માટે કોઈ વાયદો નિશ્ચિત કરીશું નહીં ! (૪૮) અને હિસાબનો કાગળ મૂકવામાં આવશે, પછી તમે ગુનેહગારોને જુઓ તેનાથી ડરે છે જે એમાં લખ્યું છે અને કહે છે, હાય ખરાબી ! કેવો છે આ કાગળ ! એનાથી નાની વાત પણ છુપી નથી અને ન જ મોટી વાત કે જે એમાં ન આવી ગઈ અને સામે પામશે જે કંઈ કર્યું છે અને તમારો પરવરદિગાર કોઈના ઉપર જુલમ કરશે નહીં. (૪૯)*

## તફસીર :

(આથી પહેલા દુનિયાની જિંદગી અને તેના સરસામાનના બિનટકાઉપણા વિશે વ્યક્તિગત અને ગૌણ ઉદાહરણ આપીને વર્ણન કર્યું હતું, હવે જાહેર અને સમગ્રતઃ દૃષ્ટાંત દ્વારા સ્પષ્ટ કરવામાં આવે છે કે) અને તમે તે લોકોને દુનિયવી

જિંદગીની હાલત વર્ણન કરી આપો કે તે એવી છે જેમકે અમે આસમાનથી પાણી વરસાવ્યું, પછી તે (પાણીથી) જમીનની વનસ્પતિ ખૂબ ગીચ થઈ ગઈ હોય, પછી તે (હરિયાળી અને તાજીમાજી હતી અને સુકાઈને) ચૂરા ચૂરા થઈ જાય કે તેને હવા ઉડાવીને લઈને ફરતી હોય (આ જ હાલત દુનિયાની છે કે આજે હરીભરી નજરે પડે છે, કાલે તેનું નામોનિશાન પણ રહેશે નહીં) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કુદરત (કાબૂ) ધરાવે છે (જ્યારે ઈચ્છે પ્રગતિ અને વિકાસ કરે અને જ્યારે ઈચ્છે ફના અને બરબાદ કરી દે અને જ્યારે દુનિયાની જિંદગીની આ હાલત છે ત્યારે) માલ અને અવલાદ દુનિયાની જિંદગીની એક રોનક (અને તેના શણગારમાંથી) છે (માટે પોતે માલ અને અવલાદ પણ ફના થવાની છે) અને જે નેક અમલો (હંમેશાં હંમેશા માટે) બાકી રહેવાના છે તે તમારા પરવરદિગારની પાસે (એટલે કે આખિરતમાં અને દુનિયાથી) સવાબના આધારે પણ (હજાર ઘણા) બહેતર છે અને આશાના આધારે પણ (હજાર ઘણું) ઉત્તમ છે (એટલે કે નેક અમલોથી જે આશાઓ જોડાયેલી હોય છે તે આખિરતમાં અવશ્ય પૂરી થશે અને તેની આશાથી પણ વધારે સવાબ મળશે, તેનાથી વિપરીત દુનિયાનો માલ સામાન કે તેનાથી દુનિયામાં પણ મનુષ્યની બધી જ ઉમ્મીદો પૂરી નથી થતી અને આખિરતમાં પણ તેની કોઈ શક્યતા જ નથી) અને તે દિવસને યાદ કરવો જોઈએ જે દિવસે અમે પહાડોને (તેના સ્થાનોએથી) હટાવી દઈશું (આ શરૂઆતમાં થશે પછી તે કણ કણ બનીને ઉડી જશે) અને આ જમીનને જોશો કે એક ખુલ્લું મેદાન પડ્યું છે (કારણ કે પર્વત, વૃક્ષો, મકાનો કંઈ જ બાકી નહીં રહે) અને અમે તે સૌને (કબરોમાંથી ઉઠાડીને હિસાબના મેદાનમાં) એકઠા કરીશું અને તેમનામાંથી કોઈને છોડીશું નહીં (કે ત્યાં લાવવામાં નહીં આવે એવું બનશે નહીં) અને બધા જ તમારા પરવરદિગારની રૂબરૂ (એટલે કે હિસાબ માટે) ઊભા કરીને રજુ કરવામાં આવશે (એ સંભાવના નહીં હોય કે કોઈ કશાની આડસમાં સંતાઈ જાય અને તેમાં જે કયામતનો ઈન્કાર કરનારા હતા તેમને કહેવામાં આવશે કે) જુઓ, અંતે તમે અમારી પાસે (ફરીવાર સજીવન થઈને) આવ્યા જેવા કે અમે તમને પ્રથમ વખતે (એટલે કે દુનિયામાં) પેદા કર્યા હતા, (પરંતુ તમે પ્રથમ વખતની પેદાઈશનો સાક્ષાત્કાર કર્યા છતાં પણ આ બીજા વખતની પેદાઈશની માન્યતા ધરાવતા ન હતા) બલકે તમે એવું જ સમજતા રહ્યા કે અમે તમારા

(ફરીવાર સજીવન કરવા) માટે કોઈ સમય નિશ્ચિત લાવીશું નહીં અને નામએ આ'માલ (કોઈને જમણા હાથમાં તો કોઈને ડાબા હાથમાં આપીને તેની સામે ખુલ્લું કરી) મૂકી દેવામાં આવશે [જેમકે બીજી આયતમાં છે, وَنُخْرِجُ لَهُ يَوْمَ الْقِيٰمَةِ كِتَابًا يَّلْقَاهُ مَنْشُوْرًا] તો તમે મુજરિમોને જોશો કે તેમાં જે કંઈ (લખ્યું) હશે (તેને જોઈને) તેનાથી (એટલે કે સજાથી) ડરતા હશે અને કહેતા હશે કે હાય અમારી કમ્બખ્તી ! આ નામએ આ'માલની હાલત આશ્ચર્યજનક છે કે ન તો કોઈ નાનો ગુનોહ લખવાથી છૂટયો છે અને ન જ કોઈ મોટો ! જે કંઈ તેમણે (દુનિયામાં) કર્યું હતું તે બધું (લખેલું) ઉપસ્થિત પામશે અને તમારો પરવરદિગાર કોઈના ઉપર જુલમ કરશે નહીં (કે ન કર્યો હોય એવો ગુનોહ લખી લે અને કરેલી હોય તે નેકી જે શરતોની સાથે કરવામાં આવી હોય તેને ન લખે).

## મસ્અલા અને બોધપાઠ :

وَالْبٰقِيٰتُ الصّٰلِحٰتُ મુસ્નદે અહમદ, ઈબ્ને હબ્બાન અને હાકિમે હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, بَاقِيَاتِ صَالِحَاتُ (બાકિયાતેસાલિહાત) "હંમેશા બાકી રહેનાર નેકીઓ"ને વધારેમાં વધારે એકઠી કરો. વિનંતી કરવામાં આવી કે તે શું છે ? રસૂલે કરીમ ﷺએ કહ્યું, سُبْحَانَ اللّٰهِ لَآاِلٰهَ اِلَّااللّٰهُ، اَلْحَمْدُ لِلّٰهِ اَللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ હાકિમે આ હદીષને સહીહ કહી છે. અકીલીએ હઝરત નુઅ્માન બિન બશીર રદિયલ્લાહુ અન્હુથી રિવાયત નકલ કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآاِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ આ જ "બાકિયાતુસ્સાલિહાત" (હંમેશા બાકી રહેનારી નેકી) છે, આ જ વિષય તબરાનીએ હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.)થી રિવાયત કર્યો છે અને સહીહ મુસ્લિમ તથા તિરમિઝીએ હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત દ્વારા નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ કહ્યું છે કે, આ કલિમો سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآاِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ મારી સમીપ તે તમામ વસ્તુઓથી વધારે પસંદ છે જેના ઉપર સૂર્યનો પ્રકાશ પડે છે, એટલે કે સમગ્ર દુનિયાથી (વધારે પસંદ છે).

હઝરત જાબીર (રદિ.)એ ફરમાવ્યું لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِاللّٰهِ મોટા પ્રમાણમાં પઢયા કરો, કારણ કે એ નવ્વાણું વિભાગો બીમારી અને તકલીફથી દૂર કરી આપે

છે, જેમાં સૌથી ઓછા દરજ્જાની તકલીફ هَمٌّ (હમ્મ) એટલે કે રંજ ગમ છે.

આથી આ આયતમાં શબ્દ بَاقِيَاتِ صَالِحَاتُ (બાકિયાતેસાલિહાત)ની તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈકરમા, મુજાહિદ વગેરેએ પણ એ જ કરી છે કે તેનો ભાવાર્થ આ વાક્યો પઢવા છે અને સઈદ બિન ઝુબૈર મસ્રૂક તથા ઈબ્રાહીમે ફરમાવ્યું કે "બાકિયાતુસ્સાલિહાત"થી પાંચ નમાઝો ભાવાર્થ તરીકે છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એક બીજી રિવાયતમાં આ આયત વિશે છે કે, "બાકિયાતુસ્સાલિહાત"નો ભાવાર્થ બધા જ નેક અમલો છે જેમાં આ પ્રસ્તુત વાક્યો પણ સામેલ છે, પાંચેય નમાઝો પણ અને બીજા દરેક નેક અમલો પણ. હઝરત કતાદહ (રહ.)એ એ જ વિવરણ નકલ કર્યું છે. *(મઝહરી)*

કુર્આને કરીમના શબ્દો પ્રમાણે પણ એવું જ છે, કારણ કે આ શબ્દોનો શાબ્દિક ભાવાર્થ તે નેક અમલો છે જે હંમેશા બાકી રહેનારા છે અને એ દેખીતું છે કે નેક બધા જ અમલો અલ્લાહ તઆલા સમીપ બાકી અને કાયમ છે, ઈબ્ને જરીર, તબરી અને કુર્તુબીએ આ જ વિવરણને અગ્રિમતા આપી છે.

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ ફરમાવ્યું કે, ખેતી બે પ્રકારની હોય છે, દુનિયાની ખેતી તો માલ અને સંતાન છે તથા આખિરતની ખેતી "બાકિયાતુસ્સાલિહાત" છે. હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે બાકિયાતુસ્સાલિહાત મનુષ્યની નિય્યત અને ઈરાદો છે અને નેક અમલોની સ્વીકૃતી તેના ઉપર અવલંબિત છે.

ઉબય્દ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, બાકિયાતુસ્સાલિહાત નેક પુત્રીઓ છે કે તે પોતાના માતા–પિતા માટે સૌથી મોટા સવાબનો સંગ્રહ છે, એના ઉપર હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની એક રિવાયત નકલ કરી છે જે રસૂલે કરીમ ﷺથી નકલ થઈ છે કે આપ ﷺએ ફરમાવ્યું કે, મેં પોતાની ઉમ્મતના એક વ્યક્તિને જોયો કે તેને જહન્નમમાં લઈ જવાનો હુકમ આપી દેવામાં આવ્યો તો તેની નેક પુત્રીઓ તેને વળગી પડી અને રડવા અને કલ્પાંત કરવા લાગી અને અલ્લાહ તઆલાથી ફરિયાદ કરી કે યા અલ્લાહ ! તેમણે દુનિયામાં અમારા ઉપર ઘણું મોટું અહેસાન કર્યું અને અમારી કેળવણીમાં મહેનત કરી છે તો અલ્લાહ તઆલાએ તેના ઉપર રહમ કરીને મા'ફ કરી દીધો. *(કુર્તુબી)*

لَقَدْ جِئْتُمُوْنَا كَمَا خَلَقْنٰكُمْ اَوَّلَ مَرَّةٍ કયામતના દિવસે સૌને સંબોધન થશે કે આજે તમે એ જ પ્રમાણે ખાલી હાથ કોઈપણ પ્રકારના સરસામાન વિના અમારી સામે આવ્યા છો, જેમકે તમને પ્રથમ જન્મના સમયે પેદા કરવામાં આવ્યા હતા. બુખારી, મુસ્લિમ, તિરમિઝીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં નકલ થયું છે કે એક વખતે રસૂલે કરીમ ﷺએ ખુત્બો આપ્યો જેમાં ફરમાવ્યું કે હે લોકો ! તમે કયામતમાં પોતાના પરવરદિગારની સામે ઉઘાડા પગે, ઉઘાડા શરીરે પગપાળા ચાલતા-ચાલતા આવશો અને સૌથી પ્રથમ જેને કપડાં પહેરાવવામાં આવશે તે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) હશે. આ સાંભળીને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ પ્રશ્ન કર્યો, યા રસૂલુલ્લાહ ﷺ ! શું બધા પુરુષ અને સ્ત્રીઓ નગ્ન હશે ? અને એકબીજાને જોતા હશે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, તે દિવસે દરેકને એવી ચિંતા અને ફિકરે ઘેરી રાખ્યો હશે કે કોઈને કોઈના તરફ જોવાનો મોકો જ નહીં મળે, સૌની નજરો ઉપર ઉઠેલી હશે.

કુર્તુબીએ ફરમાવ્યું કે એક હદીષમાં જે એવું આવ્યું છે કે મુરદા બરઝખમાં એકબીજાથી પોતાના કફનો પહેરીને મુલાકાત કરશે, તેનાથી આ હદીષનો નકાર થતો નથી, કારણ કે તે મા'મલો કબ્ર અને બરઝખનો છે અને આ મેદાને હશ્રની ઘટનાઓ છે. અમુક હદીષની રિવાયતોમાં જે એવું નકલ થયું છે કે મચ્યિત પોતાના તે જ કપડાંમાં મેદાને હશ્રમાં ઉઠશે જેમાં તેને દફન કરવામાં આવ્યો હતો. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ફરમાવ્યું કે પોતાના મુરદાઓનું કફન સારું બનાવ્યા કરો, કારણ કે તે કયામતના દિવસે તે જ કફનમાં ઉઠશે, તેને અમુક લોકોએ શહીદો માટે હોવાનું કહ્યું છે અને અમુકે કહ્યું છે કે બની શકે છે કે મહશરમાં અમુક લોકો તે કપડાંમાં ઉઠશે અને અમુક ઉઘાડા બદને. આ પ્રમાણે બંને પ્રકારની રિવાયતો ભેગી થઈ જાય છે. *(મઝહરી)*

**બદલો અમલ પ્રમાણે :**

وَوَجَدُوْا مَا عَمِلُوْا حَاضِرًا એટલે કે, બધી મહશરમાં ભેગી થયેલ મેદની પોતાના કરેલા અમલોને ત્યાં પોતે પ્રત્યક્ષ નિહાળશે. તેનો ભાવાર્થ સામાન્ય રીતે વિવરણકાર વિદ્વાનોએ એ વર્ણન કર્યો છે કે કરેલા આચરણો અને અમલોના બદલાને પ્રત્યક્ષ ઉપસ્થિત જોશે. અમારા ઉસ્તાદ મોહતરમ મવલાના સચ્યિદ

મુહમ્મદ અનવરશાહ કશ્મિરી (રહ.)એ ફરમાવ્યું હતું કે તેની તા'વીલની કોઈ આવશ્યકતા નથી, હદીષમાં અનેક રિવાયતો એના ઉપર સાક્ષી છે કે આ જ અમલો દુનિયા અને આખિરતનો બદલો અને સજા બની જશે, તેમની શકલો ત્યાં બદલાઈ જશે, નેક અમલો જન્નતની નેઅ્મતોનું સ્વરૂપ અપનાવી લેશે અને બુરા અમલો જહન્નમની આગ અને સાપ તથા વીંછી બની જશે.

હદીષોમાં છે કે ઝકાત ન આપનારાનો માલ કબ્રમાં એક મોટા સાપના સ્વરૂપે આવીને તેને દંશ આપશે અને કહેશે, اَنَامَالُکَ (અન–માલુક) "હું તારો માલ છું." નેક અમલ એક ખુબસૂરત મનુષ્ય સ્વરૂપે માણસને કબ્રના એકાંતમાં તેનો ભય દૂર કરવા માટે અને તેને હૂંફ આપવા માટે આવશે, કુર્બાનીના જાનવરો પુલ સીરાતની સવારી બની જશે, મનુષ્યના ગુનાહ મહશરમાં ભાર સ્વરૂપે દરેકના માથા ઉપર લાદી દેવામાં આવશે.

કુર્આન મજીદમાં યતીમોના માલને નાહક ખાનારાઓ વિશે આવ્યું છે કે, اِنَّمَا يَاْكُلُوْنَ فِىْ بُطُوْنِهِمْ نَارًا (૪:૧૦) આ લોકો પોતાના પેટોમાં આગ ભરી રહ્યા છે. આ બધી આયતો અને રિવાયતોને સામાન્ય પરિસ્થિતિ ઉપર અનુમાનિત કરવામાં આવે અને જો તેનો એ જ ભાવાર્થ લેવામાં આવે તો તેમાં કોઈપણ જગ્યાએ તા'વીલ કે ખુલાસાની આશ્યકતા રહેતી નથી, બધું પોતાની વાસ્તવિક પરિસ્થિતિમાં રહે છે.

કુર્આને કરીમે યતીમના નાજાઈઝ માલને આગ કહ્યો છે તો હકીકત એ જ છે કે તે સમયે પણ તે આગ જ હશે પરંતુ તેની અસરનો અનુભવ કરવા માટે આ દુનિયામાંથી ગુજરી જવું શરત છે, જેમકે કોઈ દિવાસળીની પેટીને આગ કહે તો તે સાચું છે પરંતુ તેના આગ હોવાનું સાબિત કરવા માટે તેને ઘસવું શરત છે, એ જ પ્રમાણે કોઈ પેટ્રોલને આગ કહે તો સાચું સમજવામાં આવશે જો કે તેને થોડી આગ અડકવાની શરત છે.

એ જ પ્રમાણે આ સૌનો ખુલાસો એ થયો કે મનુષ્ય જે કંઈ નેક અથવા ખરાબ કૃત્યો દુનિયામાં આચરે છે, એ જ અમલો આખિરતમાં સારો બદલો અને સજાનું સ્વરૂપ ધારણ કરશે, તે સમયે તેની નિશાનીઓ, ગુણધર્મો અને ખાસિયતો તથા અસરો અલગ પ્રકારની થઈ જશે. વલ્લાહુ અઅ્લમુ.

## આયતો : (સૂરએ કહ્ફ : આયત નં. ૫૦ થી ૫૯)

وَإِذْ قُلْنَا لِلْمَلَٰٓئِكَةِ اسْجُدُوا لِآدَمَ فَسَجَدُوٓا إِلَّآ إِبْلِيسَ ط كَانَ مِنَ الْجِنِّ فَفَسَقَ عَنْ أَمْرِ رَبِّهِ ط
أَفَتَتَّخِذُونَهُ وَذُرِّيَّتَهُ أَوْلِيَآءَ مِنْ دُونِي وَهُمْ لَكُمْ عَدُوٌّ ط بِئْسَ لِلظَّٰلِمِينَ بَدَلًا ﴿٥٠﴾ مَآ
أَشْهَدْتُّهُمْ خَلْقَ السَّمَٰوَٰتِ وَالْأَرْضِ وَلَا خَلْقَ أَنْفُسِهِمْ ص وَمَا كُنْتُ مُتَّخِذَ الْمُضِلِّينَ
عَضُدًا ﴿٥١﴾ وَيَوْمَ يَقُولُ نَادُوا شُرَكَآءِيَ الَّذِينَ زَعَمْتُمْ فَدَعَوْهُمْ فَلَمْ يَسْتَجِيبُوا لَهُمْ
وَجَعَلْنَا بَيْنَهُمْ مَّوْبِقًا ﴿٥٢﴾ وَرَءَا الْمُجْرِمُونَ النَّارَ فَظَنُّوٓا أَنَّهُمْ مُّوَاقِعُوهَا وَلَمْ يَجِدُوا عَنْهَا
ع ١٩ مَصْرِفًا ﴿٥٣﴾ وَلَقَدْ صَرَّفْنَا فِي هَٰذَا الْقُرْءَانِ لِلنَّاسِ مِنْ كُلِّ مَثَلٍ ط وَكَانَ الْإِنْسَٰنُ
أَكْثَرَ شَيْءٍ جَدَلًا ﴿٥٤﴾ وَمَا مَنَعَ النَّاسَ أَنْ يُؤْمِنُوٓا إِذْ جَآءَهُمُ الْهُدَىٰ وَيَسْتَغْفِرُوا
رَبَّهُمْ إِلَّآ أَنْ تَأْتِيَهُمْ سُنَّةُ الْأَوَّلِينَ أَوْ يَأْتِيَهُمُ الْعَذَابُ قُبُلًا ﴿٥٥﴾ وَمَا نُرْسِلُ
الْمُرْسَلِينَ إِلَّا مُبَشِّرِينَ وَمُنْذِرِينَ ج وَيُجَٰدِلُ الَّذِينَ كَفَرُوا بِالْبَٰطِلِ
لِيُدْحِضُوا بِهِ الْحَقَّ وَاتَّخَذُوٓا ءَايَٰتِي وَمَآ أُنْذِرُوا هُزُوًا ﴿٥٦﴾ وَمَنْ أَظْلَمُ مِمَّنْ
ذُكِّرَ بِـَٔايَٰتِ رَبِّهِ فَأَعْرَضَ عَنْهَا وَنَسِيَ مَا قَدَّمَتْ يَدَاهُ ط إِنَّا جَعَلْنَا عَلَىٰ قُلُوبِهِمْ
أَكِنَّةً أَنْ يَفْقَهُوهُ وَفِيٓ ءَاذَانِهِمْ وَقْرًا ط وَإِنْ تَدْعُهُمْ إِلَى الْهُدَىٰ فَلَنْ يَهْتَدُوٓا إِذًا أَبَدًا ﴿٥٧﴾
وَرَبُّكَ الْغَفُورُ ذُو الرَّحْمَةِ ط لَوْ يُؤَاخِذُهُمْ بِمَا كَسَبُوا لَعَجَّلَ لَهُمُ الْعَذَابَ ط بَلْ لَّهُمْ
مَّوْعِدٌ لَّنْ يَجِدُوا مِنْ دُونِهِ مَوْئِلًا ﴿٥٨﴾ وَتِلْكَ الْقُرَىٰٓ أَهْلَكْنَٰهُمْ لَمَّا ظَلَمُوا وَ
ع ٢٠ جَعَلْنَا لِمَهْلِكِهِمْ مَّوْعِدًا ﴿٥٩﴾ ع

### તરજુમો :

*અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું આદમને સિજ્દહ કરો તો સિજ્દહમાં પડી ગયા પરંતુ ઈબ્લીસ; જિન્નાતના પ્રકારમાંથી હતો, બસ પોતાના પરવરદિગારના હુકમથી નીકળી નાઠો, બસ શું હજુ પણ તમે તેને અને તેની*

*અવલાદને દોસ્ત ઠરાવો છો મને છોડીને ? અને તેઓ તમારા દુશ્મન છે, ખરાબ બદલો અન્યાયીઓ (જુલમીઓ)ના હાથ લાગ્યો. (૫૦) મેં તેમને આસમાન અને જમીનનું બનાવવું બતાવ્યું ન હતું અને ન જ તેમનું પોતાનું સર્જન કરવું અને હું એ નથી કે બહેકાવનારાઓને પોતાનો સહાયક બનાવું. (૫૧) અને જે દિવસે કહેશે, મારા ભાગીદારોને પોકારો જેને તમે માનતા હતા, પછી પોકારશે બસ તેઓ તેમને જવાબ આપશે નહીં અને અમે એમના અને તેમના દરમિયાન વિપત્તિનું સ્થળ કરી દઈશું. (૫૨) અને ગુનેહગારો આગને જોશે પછી સમજી લેશે કે તેમને એમાં પડવાનું છે અને તેનાથી માર્ગ બદલી શકશે નહીં. (૫૩) અને બેશક ! અમે આ કુર્આનમાં લોકોને દરેક દષ્ટાંત ફેરવી ફેરવીને સમજાવ્યું અને માનવી બધી વસ્તુઓથી વધારે ઝઘડાખોર છે. (૫૪) અને લોકોને (કોઈ વાતે) ઈમાન લાવવાથી નથી રોક્યા જ્યારે કે તેમની પાસે હિદાયત આવી ગઈ અને પોતાના પરવરદિગાર પાસે બખ્શાવવાથી એ સિવાય કે તેમના ઉપર આગલા લોકો જેવો મા'મલો આવી લાગે અથવા તેમના ઉપર પ્રત્યક્ષ (સામેથી) અઝાબ આવે. (૫૫) અને અમે જે રસૂલ મોકલીએ છીએ બસ ખુશખબરી અને ડર સંભળાવવા માટે અને કાફિર ઝઘડો કરે છે; જૂઠ્ઠો ઝઘડો કે તેનાથી સાચી વાતને ટાળી દે અને તેમણે મારા કલામને અને જે કંઈ ડર સંભળાવવામાં આવ્યા તેને ઠઠ્ઠો ઠરાવી દીધો. (૫૬) અને એનાથી વધીને જાલિમ કોણ જેને તેના પરવરદિગારના કલામ દ્વારા સમજાવવામાં આવ્યો, પછી તેના તરફથી મોઢું ફેરવી લીધું; અને ભૂલી ગયો જે કંઈ એના હાથ આગળ મોકલી ચૂક્યા છે, અમે તેમના દિલો ઉપર પડદા નાંખી દીધા છે કે તેને ન સમજે અને તેમના કાનોમાં ભાર છે અને જો તમે તેમને માર્ગ ઉપર બોલાવો તો ત્યારે કદાપિ માર્ગ ઉપર ન આવે. (૫૭) અને તમારો પરવરદિગાર મોટો મા'ફ કરનારો છે રહમતવાળો, જો તેમને તેમના કર્યા ઉપર પકડ કરે તો તેમના ઉપર જલદી જ અઝાબ નાંખે પરંતુ તેમના માટે એક વાયદો છે તેનાથી છટકી જવાની જગ્યા ક્યાંય પામશે નહીં. (૫૮) અને આ બધી વસ્તીઓ છે જેનો અમે નાશ કર્યો જ્યારે તેઓ જાલિમ થઈ ગયા અને અમે તેમના વિનાશનો એક વાયદો નિશ્ચિત કર્યો હતો. (૫૯)*

## તફસીર :

અને (તે સમય પણ યાદ કરવાપાત્ર છે) જ્યારે કે અમે ફરિશ્તાઓને હુકમ આપ્યો કે આદમ (અલૈ.)ની સામે સિજ્દહ કરો તો સૌએ સિજ્દહ કર્યો અને જે જિન્નાતમાંથી હતો તેણે પોતાના પરવરદિગારના હુકમનો વિરોધ કર્યો (કારણ કે જિન્નાતોનું મોટા ભાગનું તત્ત્વ જેનાથી તેઓ પેદા કરવામાં આવ્યા છે તે આગ છે અને આગનો તકાદો નિયંત્રણમાં ન રહેવું છે પરંતુ ઈબ્લીસને પોતાના આ પ્રાકૃતિક તત્ત્વના કારણે મા'ઝૂર કે લાચાર સમજવામાં નહીં આવે, કારણ કે આ પ્રાકૃતિક તત્ત્વને અલ્લાહના ડરથી નિયંત્રિત કરી શકાતું હતું) તો શું ફરી પણ તમે તેને અને તેના વંશજો (એટલે કે તેની અવલાદ અને તેના તાબે'દારો)ને મિત્ર બનાવો છો ? મને છોડીને ? (એટલે કે મારું આજ્ઞાપાલન છોડીને શયતાનના કહ્યા ઉપર ચાલો છો ?) જ્યારે કે તે (ઈબ્લીસ અને તેનો સમૂહ) તમારો દુશ્મન છે (કે દરેક સમયે તમને નુકસાન પહોંચાડવાની ચિંતામાં જ રહે છે) આ (ઈબ્લીસ અને તેના પરિવારની દોસ્તી) જાલિમો માટે ઘણો ખરાબ બદલો છે (બદલો એટલા માટે કહ્યો કે મિત્ર તો મને બનાવવો જોઈતો હતો પરંતુ તેમણે મારા બદલે શયતાનને મિત્ર બનાવી લીધો બલકે મિત્ર જ નહીં તેને ખુદાઈનો ભાગીદાર પણ માની લીધો જ્યારે કે) મેં તેમને ન તો આસમાન અને જમીન પેદા કરવાના સમયે (પોતાની મદદ અથવા સલાહ મશ્વરા માટે બોલાવ્યા) અને ન જ પોતે તેમને પેદા કરવાના સમયે (બોલાવ્યા, એટલે કે એકને પેદા કરવાના સમયે બીજાને નથી બોલાવ્યા) અને હું એવો (લાચાર) ન હતો કે (કોઈને ખાસ કરીને) ગુમરાહ કરનારાઓને (એટલે કે શયતાનોને) પોતાનો (મિત્ર અને) બાહુબળ બનાવું (એટલે કે મદદની આવશ્યકતા તો તેને હોય છે જે પોતે શક્તિશાળી ન હોય) અને (તમે અત્રે તેમને ખુદાઈના ભાગીદાર સમજો છો, કયામતમાં હકીકતની જાણ થઈ જશે) તે દિવસને યાદ કરો કે અલ્લાહ તઆલા (મુશ્રિકોને) ફરમાવશે કે જેને તમે તમારા ભાગીદાર સમજ્યા કરતા હતા તેમને (પોતાની મદદ માટે) પોકારો તો તેઓ પોકારશે તો તે તેમને જવાબ જ આપશે નહીં અને અમે તમેની વચ્ચે એક આડશ કરી દઈશું (જેનાથી તેઓ બિલકુલ જ હતાશ થઈ જશે નહિતર આડશ ન હોત તો પણ તેમની મદદ કરવા તેઓ સક્ષમ ન હતા અને તે શક્ય પણ ન હતું) અને મુજરિમ લોકો દોઝખને જોશે પછી યકીન કરશે કે તે તેમાં પડનારા છે અને

તેનાથી બચવાનો કોઈ માર્ગ પામશે નહીં અને અમે આ કુર્આનમાં લોકો(ની હિદાયત) માટે દરેક પ્રકારના ઉત્તમ વિષયો પ્રકારે પ્રકારે વર્ણન કર્યા છે અને (તેના ઉપર પણ ઇન્કારી) વ્યક્તિ ઝઘડામાં સૌથી વધીને છે (જિન્નાત અને પ્રાણીઓમાં જો કે બુદ્ધિ અને સમજદારી છે પરંતુ તે આ ઇન્કારીઓ જેવા ઝઘડાખોર નથી) અને લોકોને હિદાયત પહોંચી ચૂક્યા પછી (જેનો તકાદો એ હતો કે ઈમાન લઈ આવ્યા હોત) ઈમાન લાવવાથી અને પોતાના પરવરદિગારથી (કુફ્ર અને ગુનાહોની) મા'ફી માંગવાથી બીજી કોઈ વસ્તુ અવરોધરૂપ નથી એના સિવાય કે તેમને એ બાબતનો ઇન્તેઝાર છે કે આગલા લોકો જેવો મા'મલો (વિનાશ અને અઝાબનો) તેમની સાથે પણ બને અથવા એ કે અઝાબ તેમની સમક્ષ આવીને ઊભો થઈ જાય (મતલબ એ છે કે તેમની હાલતથી એવું સમજી શકાય છે કે તેઓ માત્ર અઝાબની જ રાહ જોઈ રહ્યા છે નહિતર બધા જ પ્રકારની દલીલો તેમના ઉપર પૂર્ણ થઈ ચૂકી છે) અને રસૂલોને તો માત્ર ખુશખબરી આપનારા અને ડરાવનારા બનાવીને મોકલ્યા કરીએ છીએ (જેના માટે મોઅ્જિઝા વગેરે દ્વારા પૂરતી દલીલો તેમની સાથે આપવામાં આવી છે, તેનાથી વધારે તેમની કોઈ ફરમાઈશ અને માંગણી કરવી નરી અજ્ઞાનતા છે) અને કાફિર લોકો નાહકની વાતો પકડી પકડીને ઝઘડા (વિવાદ) કરતા રહે છે જેથી તેના દ્વારા સત્ય વાતને ટાળી દે અને તેમણે મારી આયતોને અને જેનાથી (એટલે કે અઝાબથી) તેમને ડરાવવામાં આવ્યા હતા તેને મજાક બનાવી રાખ્યું છે અને તેનાથી વધારે કોણ જાલિમ હશે જેને તેના પરવરદિગારની આયતોથી બોધપાઠ આપવામાં આવે અને તે તેનાથી મોઢું ફેરવે અને જે કંઈ પોતાના હાથો(થી ગુનાહો) સમેટી રહ્યો છે તે(ના પરિણામ)ને ભૂલી જાય, અમે એ (સત્ય વાત)ને સમજવાથી તેમના દિલો ઉપર પડદો નાંખી રાખ્યો છે (અને તેના સાંભળવાથી) તેમના કાનોમાં દાટા મારી રાખ્યા છે અને (એ કારણે તેમની હાલત એવી છે કે) જો તમે તેમને સીધા માર્ગ તરફ બોલાવો તો ક્યારેય માર્ગ ઉપર આવશે નહીં (કારણ કે કાનોથી સત્યની દા'વત સાંભળતા નથી અને દિલોથી સમજતા નથી એટલા માટે તમે દિલગીર ન થાઓ) અને (અઝાબના મોડા થવાના કારણે તેઓ એવી ભ્રમણામાં ન રાચે કે અઝાબ આવશે જ નહીં, મોડું થવાનું કારણ એ છે કે) તમારો પરવરદિગાર મહાન મા'ફ કરનારો મહાકૃપાળુ છે (એટલા માટે મહોલત

પણ આપે છે કે હવે તેમને હોશ આવી જાય અને ઈમાન લઈ આવે તો તેમને મા'ફ કરવામાં આવે નહિતર તેમના અમલો તો એવા છે કે) જો તેમને તેમના અમલો ઉપર પકડ કરવામાં આવે તો તેમના ઉપર તરત જ અઝાબ મોકલી આપે (પરંતુ એવું નથી કરતો), તેમના (અઝાબના) માટે એક નક્કી સમય (ઠરાવી રાખ્યો) છે (એટલે કે કયામતનો દિવસ) કે તેનાથી તે તરફ (એટલે કે પ્રથમ) કોઈ શરણની જગ્યા જ નહીં પામી શકે (એટલે કે તે સમયના આવતા પહેલાં કોઈ શરણની જગ્યામાં સંતાઈ શકે અથવા તેનાથી સુરક્ષિત રહે) અને (આ જ નિયમ આગલા કાફિરોની સાથે પણ લાગુ પાડવામાં આવ્યો હતો એટલા માટે) વસ્તીઓ (જેમના કિસ્સાઓ પ્રખ્યાત છે) જયારે તેમણે (એટલે કે ત્યાંના નિવાસીઓએ) શરારત કરી તો અમે તેમનો નાશ કરી નાંખ્યો અને અમે તેમના નાશ કરવા માટે સમય નિશ્ચિત કરી રાખ્યો છે (એ જ પ્રમાણે આ ઉપસ્થિત લોકો માટે પણ એક સમય નિર્ધારિત છે).

## મસ્અલા અને બોધપાઠ :

### ઇબ્લીસને સંતાન અને વંશજો પણ છે :

وَذُرِّيَّتَهُ (વઝુર્રિય્યતહુ) આ શબ્દથી સમજવામાં આવે છે કે શયતાનને સંતાન અને વંશજો છે. અમુક લોકોએ ફરમાવ્યું કે આ સ્થળે "ઝુર્રિય્યત"નો ભાવાર્થ "મદદગાર અને સહાયક" છે, એ જરૂરી નથી કે શયતાનને પેઢીગત સંતાનો પણ હોય પરંતુ એક સહીહ હદીષ જેને હુમૈદીએ "કિતાબુલ ઝમહ બયનુસ્સહીહૈન"માં હઝરત સલમાન ફારસી (રદિ.)થી રિવાયત કરી છે તેમાં છે કે રસૂલે કરીમ ﷺએ તેમને એ શિખામણ આપી કે તમે તે લોકોમાંથી ન બનો જેઓ સૌથી પહેલાં બજારમાં પ્રવેશ કરે છે અથવા તે લોકો જેઓ સૌથી અંતે બજારમાંથી નીકળે છે, કારણ કે બજાર એવું સ્થળ છે જ્યાં શયતાને ઈંડા-બચ્ચાં આપી રાખ્યા છે. એનાથી જાણ થાય છે કે શયતાનના વંશજો તેના ઈંડાથી ફેલાય છે. કુર્તુબીએ આ રિવાયત વર્ણન કર્યા પછી ફરમાવ્યું કે શયતાનના મદદગારો હોવા અને તેનું લશ્કર હોવું તો કતઈ દલીલોથી સાબિત છે, પેઢીગત અવલાદ હોવા વિશે પણ એક સહીહ હદીષ ઉપરોક્ત વર્ણન કરવામાં આવી. વલ્લાહુ અઅ્લમુ.

وَكَانَ الْاِنْسَانُ اَكْثَرَ شَیْءٍ جَدَلًا ط સમગ્ર મખ્લૂકોમાં સૌથી વધારે ઝઘડાખોર મનુષ્ય ઠરાવવામાં આવ્યો છે, તેની ગવાહીમાં એક હદીષ હઝરત અનસ (રદિ.)થી નકલ થઈ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કયામતના દિવસે એક વ્યક્તિ કાફિરોમાંથી રજુ કરવામાં આવશે, તેને પ્રશ્ન થશે કે અમે જે રસૂલ મોકલ્યા હતા તેના વિશે તારો શું અમલ રહ્યો ? તે કહેશે કે હે મારા પરવરદિગાર ! હું તો તારા ઉપર પણ ઈમાન લાવ્યો અને તારા રસૂલ ઉપર પણ અને આચરણમાં તેમનું અનુસરણ કર્યું. અલ્લાહ તઆલા ફરમાવશે કે આ તારું આ'માલનામું તારી સામે મૂક્યું છે તેમાં તો એવું કંઈ પણ નથી. આ વ્યક્તિ કહેશે કે હું તો આ આ'માલનામાને નથી માનતો. અલ્લાહ તઆલા ફરમાવશે કે આ અમારા ફરિશ્તા તો તારી દેખરેખ રાખતા હતા તે તારા વિરુદ્ધ ગવાહી આપે છે. તે કહેશે કે હું તો તેમની ગવાહીને પણ નથી માનતો અને ન જ તેમને ઓળખું છું, ન જ મેં તેમને કોઈ પ્રવૃત્તિ કરવાના સમયે જોયા છે. અલ્લાહ તઆલા ફરમાવશે તો આ "લવહે મહફૂઝ" સામે છે તેમાં પણ તારી આ જ હાલત લખેલી છે. તે કહેશે કે હે મારા પરવરદિગાર ! તેં મને અત્યાચારથી શરણ આપ્યું છે અથવા નહીં ? અલ્લાહ તઆલા ફરમાવશે, બેશક ! જુલમથી તું અમારા શરણમાં છે, તો હવે તે કહેશે કે હે મારા પરવરદિગાર ! હું આવી ગુપ્ત ગવાહીઓને કેવી રીતે માનું જેને મેં જોઈ પણ નથી ? હું તો એવી ગવાહીને માની શકું છું જે મારી પોતાની જાત (નફ્સ) તરફથી હોય ! તે સમયે તેના મોઢાં ઉપર મહોર (સીલ) મારી દેવામાં આવશે અને તેના હાથ–પગ તેના કુફ્ર અને શિર્ક ઉપર ગવાહી આપશે, ત્યારબાદ તેને (મહોરથી) મુક્ત કરવામાં આવશે અને જહન્નમમાં નાંખી દેવામાં આવશે. આ રિવાયતનો વિષય સહીહ મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)થી નકલ થયો છે.

*(કુર્તુબી)*

———————————

—————

——

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૬૦ થી ૭૦)

| |
|---|
| وَ اِذْ قَالَ مُوْسٰى لِفَتٰىهُ لَاۤ اَبْرَحُ حَتّٰۤى اَبْلُغَ مَجْمَعَ الْبَحْرَيْنِ اَوْ اَمْضِىَ حُقُبًا ﴿٦٠﴾ |
| فَلَمَّا بَلَغَا مَجْمَعَ بَيْنِهِمَا نَسِيَا حُوْتَهُمَا فَاتَّخَذَ سَبِيْلَهٗ فِى الْبَحْرِ سَرَبًا ﴿٦١﴾ فَلَمَّا جَاوَزَا |
| قَالَ لِفَتٰىهُ اٰتِنَا غَدَآءَنَا ۫ لَقَدْ لَقِيْنَا مِنْ سَفَرِنَا هٰذَا نَصَبًا ﴿٦٢﴾ قَالَ اَرَءَيْتَ اِذْ اَوَيْنَاۤ |
| اِلَى الصَّخْرَةِ فَاِنِّىْ نَسِيْتُ الْحُوْتَ ۫ وَمَاۤ اَنْسٰنِيْهُ اِلَّا الشَّيْطٰنُ اَنْ اَذْكُرَهٗ ۚ وَاتَّخَذَ |
| سَبِيْلَهٗ فِى الْبَحْرِ ۖ عَجَبًا ﴿٦٣﴾ قَالَ ذٰلِكَ مَا كُنَّا نَبْغِ ۖ فَارْتَدَّا عَلٰۤى اٰثَارِهِمَا قَصَصًا ﴿٦٤﴾ |
| فَوَجَدَا عَبْدًا مِّنْ عِبَادِنَاۤ اٰتَيْنٰهُ رَحْمَةً مِّنْ عِنْدِنَا وَعَلَّمْنٰهُ مِنْ لَّدُنَّا عِلْمًا ﴿٦٥﴾ |
| قَالَ لَهٗ مُوْسٰى هَلْ اَتَّبِعُكَ عَلٰۤى اَنْ تُعَلِّمَنِ مِمَّا عُلِّمْتَ رُشْدًا ﴿٦٦﴾ قَالَ اِنَّكَ لَنْ |
| تَسْتَطِيْعَ مَعِىَ صَبْرًا ﴿٦٧﴾ وَكَيْفَ تَصْبِرُ عَلٰى مَا لَمْ تُحِطْ بِهٖ خُبْرًا ﴿٦٨﴾ قَالَ سَتَجِدُنِىْۤ |
| اِنْ شَآءَ اللّٰهُ صَابِرًا وَّلَاۤ اَعْصِىْ لَكَ اَمْرًا ﴿٦٩﴾ قَالَ فَاِنِ اتَّبَعْتَنِىْ فَلَا تَسْـَٔلْنِىْ عَنْ شَىْءٍ حَتّٰۤى |
| اُحْدِثَ لَكَ مِنْهُ ذِكْرًا ﴿٧٠﴾ ع |

ع ۱۱/۲۱

### તરજુમો :

*અને જ્યારે મૂસા (અલૈ.)એ પોતાના યુવાનને કહ્યું, હું પાછો નહીં હટું જ્યાં સુધી કે પહોંચી જાઉં જ્યાં બે સમુદ્રોનો સંગમ થાય છે અથવા વર્ષો સુધી ચાલ્યો જાઉં. (૬૦) પછી જ્યારે બંને સમુદ્રોના સંગમ સુધી પહોંચ્યા પોતાની માછલી ભૂલી ગયા, પછી તેણે દરિયામાં સુરંગ બનાવીને પોતાનો માર્ગ કરી લીધો. (૬૧) પછી જ્યારે આગળ ચાલ્યા મૂસા (અલૈ.)એ પોતાના યુવાનને કહ્યું, આપણી પાસે આપણું ખાવા લાવો, આપણે પોતાના આ સફરમાં તકલીફ પામી. (૬૨) તે બોલ્યો, જોયું ! જ્યારે આપણે તે પથ્થરની પાસે થોભ્યા બસ હું માછલી ભૂલી ગયો અને એ મને શયતાને જ ભૂલાવી દીધું કે તેનું વર્ણન કરું અને તેણે સમુદ્રમાં આશ્ચર્યજનક રીતે પોતાનો માર્ગ કરી લીધો. (૬૩) કહ્યું, એ જ છે જે આપણે ઈચ્છતા હતા, પછી પોતાના*

*પગલાં(ની નિશાનીઓ) ઓળખતા(-ઓળખતા) પાછા ફર્યા. (૬૪) પછી અમારા બંદાઓમાંનો એક બંદો પામ્યો જેને અમે પોતાની પાસેથી રહમત આપી હતી અને અમારી પાસેથી એક જ્ઞાન શિખવાડ્યું હતું. (૬૫) મૂસા (અલૈ.)એ તેને કહ્યું, કહે તો એ વાત ઉપર તારી સાથે રહું કે મને કંઈક શિખવાડી આપ જે તને સીધો માર્ગ શિખવાડ્યો છે. (૬૬) બોલ્યો, તમે મારી સાથે થોભી નહીં શકો (સબ્ર નહીં કરી શકો). (૬૭) અને કેવી રીતે થોભશો (સબ્ર કરશો) એવી વસ્તુને જોઈને કે તેને સમજવું તમારા કાબૂમાં નથી. (૬૮) કહ્યું, જો અલ્લાહે ઈચ્છ્યું તો મને સબ્ર કરનારો (થોભનારો) પામીશ અને તારો હુકમ ટાળીશ નહીં. (૬૯) બોલ્યો, પછી જો મારી સાથે રહેવું છે તો મને કોઈ વસ્તુ પૂછશો નહીં જ્યાં સુધી હું તમારી સામે તેનું વર્ણન શરૂ ન કરું. (૭૦)*

**તફસીર :**

અને તે સમય યાદ કરો જ્યારે કે મૂસા (અલૈ.)એ પોતાના સેવકને (જેમનું નામ યૂશઅ્ હતું. -રવાહુલ બુખારી) ફરમાવ્યું કે હું (આ મુસાફરીમાં) બરાબર ચાલતો જઈશ એટલે સુધી કે એવા સ્થળ ઉપર ન પહોંચી જાઉં જ્યાં બે સમુદ્રો પરસ્પર મળે છે અથવા આમ જ લાંબા સમય સુધી ચાલતો રહીશ (અને આ કારણે તે મુસાફરી એ પ્રમાણે થઈ હતી કે એક વખતે હઝરત મૂસા અલૈ.એ પોતાની કોમમાં વઅ્ઝ કરી તો કોઈએ પૂછ્યું કે હાલમાં મનુષ્યોમાં સૌથી મોટો વિદ્વાન કોણ વ્યક્તિ છે ? તેમણે કહ્યું, "હું !" મતલબ એ હતો કે એ જ્ઞાન કે જેની અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત થવામાં ખાસ દખલગીરી છે તેમાં મારા સમકક્ષ કોઈ નથી અને એવું કહેવું સાચું હતું એટલા માટે કે તેઓ ઉચ્ચ કક્ષાના નબી હતા, તેમના સમકક્ષ બીજાઓ પાસે એ જ્ઞાન ન હતું પરંતુ દેખીતું તેમના શબ્દો મોઘમ-એટલે કે દરેક પ્રકારના જ્ઞાન માટે હતા તેથી અલ્લાહ તઆલાને મંજૂર થયું કે તેમને વાતચીતમાં કાળજી રાખવાની તા'લીમ આપવામાં આવે, મતલબ કે ઈરશાદ થયો કે અમારો એક બંદો બે સમુદ્રોના સંગમ ઉપર છે તે તમારાથી વધારે જ્ઞાન ધરાવે છે, હેતુ એ હતો કે અમુક જ્ઞાનમાં તે વધારે છે જો કે તે જ્ઞાનને અલ્લાહની નિકટતા પ્રાપ્ત કરવામાં દખલગીરી ન પણ હોય, જેમકે ઘણું જ જલદી તમારી સામે સ્પષ્ટ થઈ જશે, મતલબ કે આ બીના ઉપર જવાબમાં

બધા જ પ્રકારના જ્ઞાનના જાણકાર કહેવું જોઈતું ન હતું એટલા માટે હઝરત મૂસા અલૈ.ને તે વ્યક્તિને મળવા માટેની જિજ્ઞાસા થઈ અને પૂછ્યું કે ત્યાં સુધી પહોંચવાનું શું સ્વરૂપ છે ? ઈરશાદ થયો કે એક નિર્જીવ માછલી પોતાની સાથે લઈને મુસાફરી કરો જ્યાં તે માછલી ગુમ થઈ જાય ત્યાં જ તે વ્યક્તિ છે.

તે સમયે હઝરત મૂસા અલૈ.એ હઝરત યૂશઅ્ અલૈ.ને સાથે લીધા અને આ વાત કહી) બસ જ્યારે (ચાલતા ચાલતા) બંને દરિયાઓના મિલન (સંગમ) સ્થળે પહોંચ્યા (ત્યાં કોઈ પથ્થરને અડીને સૂઈ રહ્યા અને તે માછલી અલ્લાહ તઆલાના હુકમથી સજીવન થઈને સમુદ્રમાં જઈને પડી. યૂશઅ્ અલૈ.એ જાગ્યા પછી માછલી ન જોઈ, ઈરાદો કર્યો કે હઝરત મૂસા અલૈ. જાગશે તો તેમને તેનું વર્ણન કરીશ પરંતુ તેમને તે સદંતર યાદ ન રહ્યું, કદાચ બાળબચ્ચાં અને વતન વગેરેના વિચારોના કારણે વર્ણન કરવાનું ભૂલી ગયા હશે નહિતર આવી આશ્ચર્યજનક વાતને ભૂલી જવાની ઘટના ઓછી બનતી હોય છે પરંતુ જે વ્યક્તિ દરેક સમયે મોઅ્જિઝાઓ જોતો હોય તેના દિમાગમાંથી કોઈ નાના દરજ્જાની આશ્ચર્યજનક વાત નીકળી જવી વિચારોના વમળના કારણે કોઈ અજબ વાત નથી અને મૂસા અલૈ.ને પણ પૂછવાનો વિચાર ના આવ્યો. એ પ્રમાણે) તે બંને પોતાની માછલીને ભૂલી ગયા અને માછલીએ (તેનાથી પહેલાં સજીવન થઈને) સમુદ્રમાં પોતાનો માર્ગ કરી લીધો અને ચાલી નીકળી, પછી જ્યારે બંને (ત્યાંથી) આગળ વધી ગયા (અને દૂર નીકળી ગયા) ત્યારે મૂસા (અલૈ.)એ પોતાના સેવકને કહ્યું કે આપણો નાસ્તો તો લાવો ! આપણને તો આ મુસાફરી (એટલે કે આજની મંઝિલ)માં ઘણી તકલીફ પહોંચી (અને તેનાથી અગાઉની મંઝિલોમાં આટલું થાક્યા ન હતા જેનું કારણ દેખીતું છે કે તેઓ મૂળ સ્થળેથી આગળ નીકળી ગયા હતા) સેવકે કહ્યું કે લ્યો જુઓ ! (આશ્ચર્યજનક ઘટના બની) જ્યારે આપણે તે પથ્થરની પાસે થોભ્યા હતા (અને સૂઈ ગયા હતા તે સમયે એ માછલીની એક ઘટના બની અને મારો ઈરાદો તમને વર્ણન કરવાનો થયો પરંતુ હું કોઈ બીજા વિચારમાં પડી ગયો) બસ હું તે માછલી(નું વર્ણન કરવાનું) ભૂલી ગયો અને મને શયતાને જ ભુલાવી દીધું કે હું તેનું વર્ણન કરું અને (તે ઘટના એ બની કે) તે માછલીએ (સજીવન થયા પછી) સમુદ્રમાં આશ્ચર્યજનક રીતે પોતાનો માર્ગ કર્યો (આ આશ્ચર્યજનક બાબત તો તે માછલીનું પોતે સજીવન થઈ જવું હતું, બીજી

વિસ્મયકારી ઘટના એ બની કે તે માછલી સમુદ્રમાં જ્યાંથી પસાર થઈ ત્યાંનું પાણી પ્રકૃતિના નિયમો વિરુદ્ધ એ જ પ્રમાણે સુરંગ સ્વરૂપે થઈ ગયું, પછી લગભગ ભેગું થઈ ગયું હશે) મૂસા (અલૈ.)એ (આ ઘટના સાંભળીને) ફરમાવ્યું કે તે જ એ સ્થળ છે જેને આપણે શોધીએ છીએ (ત્યાં જ પાછા વળવું જોઈએ), બસ બંને પોતાના ડગલાંઓના નિશાન જોતા જોતા પાછા વળ્યા, (લગભગ તે સડકમાર્ગ નહીં હોય એટલા માટે પગલાંના નિશાન જોવા પડ્યાં) બસ (ત્યાં પહોંચીને) તેમણે અમારા બંદાઓમાંથી એક બંદો (એટલે કે હઝરત ખિજર અલૈ.ને) જોયો જેને અમે પોતાની ખાસ રહમત (એટલે કે સ્વીકૃતિ) આપી હતી (સ્વીકૃતિનો અર્થ વિલાયત હોવું, નબી હોવું કે નુબુવ્વત હોવું બંનેની શક્યતા છે) અને અમે તેને પોતાની પાસેથી (સીધે સીધું અથવા પરોક્ષ રીતે) એક ખાસ પ્રકારનું જ્ઞાન શિખવાડ્યું હતું (તેનો ભાવાર્થ એવું ગુપ્ત જ્ઞાન અને રહસ્યપૂર્ણ ભેદ હતો જેની હઝરત મૂસા અલૈ.ને ભવિષ્યમાં ઘટનાર ઘટનાઓથી જાણ થશે અને આ જ્ઞાનને અલ્લાહની નિકટતા પ્રાપ્ત કરવામાં કોઈ દખલગીરી નથી, જે જ્ઞાનને અલ્લાહની નિકટતા પ્રાપ્ત કરવામાં દખલગીરી છે તે અલ્લાહનું ઈલ્મ છે જેમાં હઝરત મૂસા અલૈ. ખૂબ આગળ વધેલા હતા, મતલબ કે) મૂસા (અલૈ.)એ (તેમને સલામ કરી અને તેમને) ફરમાવ્યું કે શું હું તમારી સાથે રહી શકું છું ? (એટલે કે તમે મને પોતાની સાથે રહેવાની પરવાનગી આપો) એ શરતે કે જે તમને (અલ્લાહ તરફથી) ફાયદાકારક જ્ઞાન શિખવાડવામાં આવ્યું છે તેમાંથી તમે મને પણ શીખવાડી આપો, તે બુઝુર્ગે જવાબ આપ્યો, તમારાથી મારી સાથે રહીને (મારી પ્રવૃત્તિઓ ઉપર) ધૈર્ય રાખી શકાશે નહીં (એટલે કે તમે મને રોકટોક કરશો અને શિક્ષક ઉપર શિક્ષણ વિશે વિદ્યાર્થીની રોકટોક કરવી સભ્યતાના વિરુદ્ધ છે) અને (ભલા) એવી પ્રવૃત્તિઓ ઉપર (રોકટોક કરવાથી) તમે કેવી રીતે ધૈર્ય રાખશો જે તમારા સમજણના વર્તુળની જ બહાર છે ? (એટલે કે જાહેરમાં તે પ્રવૃત્તિઓની પાછળનું કારણ જાણતા ન હોવાને કારણે તે શરીઅત વિરુદ્ધ નજરે પડશે અને તમે શરીઅત વિરુદ્ધ પ્રવૃત્તિઓ ઉપર મૌન નહીં રહી શકો) મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે (નહીં !) ઈન્શાઅલ્લાહ ! તમે મને સબ્ર કરનારો (એટલે કે ધૈર્ય દાખવનાર) પામશો અને હું કોઈ વાતમાં તમારા હુકમ વિરુદ્ધ કરીશ નહીં (એટલે કે દાખલા તરીકે જો રોકટોકથી મનાઈ કરશો તો હું રોકટોક કરીશ નહીં,

એ જ પ્રમાણે અન્ય કોઈ બાબતમાં પણ તમારો વિરોધ નહીં કરું) તે બુઝુર્ગે ફરમાવ્યું કે (સારું) તો જો તમે મારી સાથે રહેવા ઈચ્છતા હોય તો (એટલું ધ્યાન રાખજો કે) મારી કોઈ વાત વિશે કંઈજ પૂછવું નહીં જ્યાં સુધી કે જ્યારે હું પોતે જ શરૂઆતમાં તેનું વર્ણન ન કરું.

## મસ્અલા અને બોધપાઠ :

وَاِذْ قَالَ مُوْسٰى لِفَتٰهُ આ ઘટનામાં હઝરત "મૂસા"થી ભાવાર્થ મશ્હૂર પયગમ્બર હઝરત મૂસા ઈબ્ને ઈમરાન (અલૈ.) છે, નવફલ બકાલીએ જે કોઈ બીજા મૂસા તરફ આ ઘટનાનો સંબંધ જોડ્યો છે સહીહ બુખારીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) તરફથી તેનો સખત રદિયો નકલ થયો છે.

فَتٰى (ફતા)નો શાબ્દિક અર્થ "નવયુવાન"નો થાય છે, જ્યારે આ શબ્દ કોઈ ખાસ વ્યક્તિ તરફ સંબંધ કરીને ઉપયોગ કરવામાં આવે તો તેનો ભાવાર્થ "સેવક" તરીકે લેવામાં આવે છે, કારણ કે સેવક મોટા ભાગે મજબૂત અને યુવાન જોઈને રાખવામાં આવે છે જેથી તે દરેક કામ સારી રીતે પૂરું કરી શકે અને નોકર-ચાકરને પણ તેમના નામથી પોકારવું ઈસ્લામની સારી શૈલી અને નીતિ છે કે નોકરોને પણ નોકર અથવા ગુલામ કહીને સંબોધન ન કરો બલકે તેમને સારા ઉપનામથી પોકારો. આ સ્થળે فَتٰى (ફતા)નો સંબંધ હઝરત મૂસા (અલૈ.) તરફથી છે, એટલા માટે ભાવાર્થ છે કે હઝરત મૂસા (અલૈ.)નો સેવક અને હદીષની રિવાયતોમાં છે કે આ સેવક હઝરત યૂશઅ્ બિન નૂન ઈબ્ને ઈફરાઈમ બિન યૂસુફ (અલૈ.) હતા. અમુક રિવાયતોમાં છે કે તેઓ હઝરત મૂસા (અલૈ.)ના ભાણેજ હતા પરંતુ તેનો કોઈ નિશ્ચિત ફેંસલો કરી શકાતો નથી. સહીહ રિવાયતોથી તેમનું નામ યૂશઅ્ બિન નૂન હોવાનું સાબિત થાય છે, બાકી તેમની ખાસિયતો અને પરિસ્થિતિ વગેરેની સાબિતી નથી. *(કુર્તુબી)*

مَجْمَعَ الْبَحْرَيْنِ (મજ્મઅલ બહરયૂન)નો શાબ્દિક અર્થ દરેક તે સ્થળ છે જ્યાં સમુદ્રોનો સંગમ થાય છે અને એ દેખીતું છે કે આવા સ્થળો દુનિયામાં અનેક ઠેકાણે છે, અહીંયાં આ સમુદ્રોના સંગમ સ્થાનથી કયું સ્થળ છે ? કારણ કે કુર્આન અને હદીષમાં તે નક્કી કરીને બતાવવામાં આવ્યું નથી, એટલા માટે નિશાનીઓ અને મજબૂત અનુમાનના આધારે વિવરણકારોના નિવેદનો આ બાબતે વિવિધ

પ્રકારના છે. કતાદહ (રહ.)એ ફરમાવ્યું કે બહરે ફારિસ (પર્શીયન ગલ્ફ-ઈરાનની ખાડી) અને રૉમનું મિલન સ્થળ છે. ઈબ્ને અતિય્યહ (રહ.)એ અઝરબયઝાન નજીક એક સ્થળને કહ્યું છે, અમુકે જોર્ડનમાં અકૂબહ ગલ્ફ અને રાતા સમુદ્ર (રેડ સી)ના મિલન સ્થળ (શર્મ અલ શયખ)ને કહ્યું છે, અમુક બીજાઓએ કહ્યું છે કે આ સ્થળ "તાન્જા" (ઉત્તર આફ્રિકાનું Tangirs) છે. હઝરત ઉબય ઈબ્ને કઅ્બથી નકલ થયું છે કે તે આફ્રિકામાં છે, સુદ્દીએ આર્મેનિયામાં બતાવ્યું છે, અમુકે સ્પેનના સમુદ્ર જ્યાં ઍટલાન્ટિક મહાસાગરને મળે છે તેને (એટલે કે જિબ્રાલ્ટરની સામુદ્રધુનીને) બતાવ્યું છે. વલ્લાહુ અઅ્લમુ.

મતલબ કે એટલી વાત ચોક્કસ છે કે અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને આ સ્થળ નક્કી કરીને બતાવ્યું હતું જેના તરફ આ મુસાફરી થઈ હતી.

*(કુર્તુબી)*

## હઝરત મૂસા અને હઝરત ખિજર (અલૈ.)નો કિસ્સો :

આ ઘટનાની સાચી વિગત બુખારી અને મુસ્લિમમાં હઝરત ઉબય ઈબ્ને કઅ્બની રિવાયત પ્રમાણે એ આવી છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે એક વખતે હઝરત મૂસા (અલૈ.) પોતાની કોમ બની ઈસ્રાઈલમાં ખુત્બો આપવા માટે ઊભા થયા ત્યારે લોકોએ તેમને એ પ્રશ્ન કર્યો કે સમગ્ર મનુષ્યજાતિમાં સૌથી વધારે વિદ્વાન વ્યક્તિ કોણ છે ? (હઝરત મૂસા અલૈ.ની જાણમાં પોતાનાથી વધારે કોઈ જ્ઞાની હતો નહીં એટલા માટે) ફરમાવ્યું કે, "હું સૌથી વધારે જ્ઞાનવાળો છું." (અલ્લાહ તઆલા પોતાના નિકટવર્તી અંબિયા અલૈ.ને ખાસ કેળવણી આપે છે એટલા માટે એ વાત પસંદ કરવામાં ન આવી, બલકે અદબનો તકાદો એ હતો કે તેને અલ્લાહના જ્ઞાનના હવાલે કરી આપ્યું હોત, એટલે કે એમ કહી આપ્યું હોત કે અલ્લાહ તઆલા જ સૌથી બહેતર જાણે છે કે સમગ્ર મખ્લૂકમાં સૌથી વધારે જ્ઞાની કોણ છે ?) હઝરત મૂસા (અલૈ.)નો આ જવાબ અલ્લાહ તઆલાને નાપસંદ પડ્યો અને તેમના ઉપર વહી આવી કે અમારો એક બંદો બે સમુદ્રોના સંગમ સ્થાન ઉપર છે તે તમારા કરતાં વધારે જ્ઞાની છે. (હઝરત મૂસા અલૈ.ને જાણ થઈ તો અલ્લાહ તઆલાને દરખાસ્ત કરી કે જ્યારે તે મારાથી વધારે જ્ઞાની છે તો મારે તેમનાથી લાભ પ્રાપ્ત કરવા માટે મુસાફરી કરવી જોઈએ) એટલા માટે

વિનંતી કરી, યા અલ્લાહ ! મને તેમનું ઠેકાણું અને નિશાની બનાવી આપ, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે એક માછલી પોતાના થેલામાં રાખી લો અને બે સમુદ્રોના સંગમ સ્થાન તરફ પ્રવાસ ખેડો, જે સ્થળે પહોંચીને આ માછલી ગુમ થઈ જાય બસ તે જગ્યા અમારા બંદાને મળવાની છે, હઝરત મૂસા (અલૈ.)એ હુકમ પ્રમાણે એક માછલી થેલામાં રાખી લીધી અને ચાલી પડ્યા, તેમની સાથે તેમના સેવક હઝરત યૂશઅ્ બિન નૂન પણ હતા, મુસાફરી દરમિયાન એક પથ્થર પાસે પહોંચીને તેના ઉપર માથું ટેકવી સૂઈ ગયા. અહીંયાં અચાનક આ માછલી હરકતમાં આવી ગઈ અને થેલામાંથી નીકળીને સમુદ્રમાં ચાલી ગઈ અને (માછલીના હરકતમાં આવી સમુદ્રમાં ચાલ્યા જવાની સાથે એક બીજો મોઅ્જિઝો એ ઉપસ્થિત થયો કે) જે માર્ગેથી માછલી સમુદ્રમાં ગઈ અલ્લાહ તઆલાએ પાણીનું વહેણ અટકાવી દીધું જેનાથી સમુદ્રમાં સુરંગ જેવું બની ગયું. (હઝરત યૂશઅ્ બિન નૂન અલૈ. આ આશ્ચર્યજનક ઘટનાને જોઈ રહ્યા હતા જ્યારે કે હઝરત મૂસા અલૈ. સૂઈ રહ્યા હતા) જ્યારે જાગ્યા તો હઝરત યૂશઅ્ બિન નૂન (અલૈ.) માછલીની આ આશ્ચર્યજનક ઘટના તેમને બતાવવાનું ભૂલી ગયા અને એ સ્થળેથી ફરી રવાના થઈ ગયા. આખો એક દિવસ અને એક રાતની વધારે મુસાફરી કરી, જ્યારે બીજા દિવસે સવાર થઈ ગઈ ત્યારે હઝરત મૂસા (અલૈ.)એ પોતાના સાથીને કહ્યું કે આપણો નાસ્તો લાવો, કારણ કે આ મુસાફરીથી ઘણો થાકી ચૂક્યો છું. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે (અલ્લાહના હુકમથી) હઝરત મૂસા (અલૈ.)ને તેનાથી પહેલાં ક્યારેય થાક લાગ્યો ન હતો, એટલે સુધી કે જે સ્થળે પહોંચવાનું હતું તેનાથી પણ આગળ નીકળી ગયા, જ્યારે હઝરત મૂસા (અલૈ.)એ નાસ્તો માંગ્યો તો હઝરત યૂશઅ્ બિન નૂન (અલૈ.)ને માછલીની ઘટના યાદ આવી અને પોતાના ભૂલી જવાની મા'ફી માંગી કે શયતાને મને ભૂલવી દીધું હતું કે તે સમયે આપને તે ઘટનાની જાણકારી ન આપી અને પછી બતાવ્યું કે તે મૃત માછલી સજીવન થઈને દરિયામાં આશ્ચર્યજનક રીતે ચાલી ગઈ. આથી હઝરત મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે તે જ તો આપણો મકસદ હતો. (એટલે કે આપણી ઈચ્છિત મંઝિલ તે જ હતી જ્યાં માછલી સજીવન થઈને ગૂમ થઈ ગઈ).

આથી તરત જ પાછા રવાના થઈ ગયા અને ઠીક તે જ માર્ગે પાછા આવ્યા જેના ઉપર પહેલાં ચાલ્યા હતા જેથી તે સ્થળ પાછું મળી જાય, હવે જ્યારે અહીંયાં

પથ્થરની પાસે જઈને જોયું તો એક વ્યક્તિ આ પથ્થર પાસે માથાથી પગ સુધી ચાદર લપેટીને સૂઈ રહ્યો છે. હઝરત મૂસા (અલૈ.)એ (એ જ હાલતમાં) સલામ કરી તો હઝરત ખિજર (અલૈ.)એ કહ્યું કે, આ (નિર્જન) જંગલમાં સલામ ક્યાંથી આવી ? આથી હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું કે, હું મૂસા છું. ત્યારે હઝરત ખિજર (અલૈ.)એ સવાલ કર્યો કે મૂસા બની ઈસ્રાઈલ ? તેમણે જવાબ આપ્યો કે હા ! હું મૂસા બની ઈસ્રાઈલ છું, એટલા માટે આવ્યો છું કે તમે મને તે ખાસ જ્ઞાન શિખવાડો જે અલ્લાહે તમને આપ્યું છે.

હઝરત ખિજર (અલૈ.)એ કહ્યું કે તમે મારી સાથે સબ્ર કરી શકશો નહીં, હે મૂસા ! મારી પાસે એક જ્ઞાન છે જે અલ્લાહે મને આપ્યું છે તે આપની પાસે નથી અને એક જ્ઞાન તમને આપ્યું છે જે હું નથી જાણતો, હઝરત મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે ઈન્શાઅલ્લાહુ તઆલા ! તમે મને ધૈર્ય (સબ્ર) દાખવનારો પામશો અને હું કોઈ કાર્યમાં તમારો વિરોધ નહીં કરું.

હઝરત ખિજર (અલૈ.)એ ફરમાવ્યું કે જો તમે મારી સાથે ચાલવા માટે તૈયાર જ છો તો કોઈ ઘટના વિશે મને કંઈપણ પૂછવું નહીં જ્યાં સુધી કે હું પોતે તમને તેની હકીકત ન બતાવું.

એવું કહીને તેઓ સમુદ્રના કિનારે–કિનારે ચાલવા લાગ્યા, અચાનક એક નૌકા આવી તો નૌકાના લોકોથી તેના ઉપર સવાર થવાની વાતચીત કરી, તે લોકોએ હઝરત ખિજર (અલૈ.)ને ઓળખી લીધા અને તે સૌ લોકોએ કોઈપણ પ્રકારનું ભાડું કે બદલો માંગ્યા વિના તેમને નૌકામાં સવાર કરી લીધા. નાવમાં સવાર થતાં જ હઝરત ખિજર (અલૈ.)એ એક કુહાડીથી નાવનું એક પાટિયું કાઢી નાંખ્યું, હઝરત મૂસા (અલૈ.)થી રહેવાયું નહીં, કહેવા લાગ્યા કે આ લોકોએ કોઈ જાતનું વળતર લીધા વિના આપણને નાવમાં સવાર કરી લીધા તમે તેનો આ બદલો આપ્યો !? તેમની નાવ તોડી નાંખી કે આ બધા ડૂબી જાય !? આ તો તમે ઘણું જ ખરાબ કામ કર્યું. હઝરત ખિજર (અલૈ.)એ કહ્યું કે, મેં તમને પહેલેથી જ કહ્યું હતું કે તમે મારી સાથે સબ્ર નહીં રાખી શકો, તેના ઉપર હઝરત મૂસા (અલૈ.)એ મા'ફી માંગી કે હું મારો વાયદો ભૂલી ગયો હતો એ ભૂલની પકડ ન કરો.

રસૂલે કરીમ ﷺએ આ કિસ્સો નકલ કરીને ફરમાવ્યું કે, હઝરત મૂસા (અલૈ.)નો હઝરત ખિજર (અલૈ.) ઉપર પ્રથમ વાંધો ઉઠાવવો ભૂલથી બન્યું હતું અને બીજો શરત પ્રમાણે અને ત્રીજો જાણીબૂઝીને. (આ દરમિયાન) એક પક્ષી આવ્યું અને નૌકાના કિનારા (થોભ) ઉપર બેસી ગયું, તેણે દરિયામાંથી ચાંચ ભરીને પાણી લીધું. ખિજર (અલૈ.)એ હઝરત મૂસા (અલૈ.)ને સંબોધીને કહ્યું કે મારું ઈલ્મ અને તમારું ઈલ્મ બંને મળીને પણ અલ્લાહના ઈલ્મના મુકાબલામાં આટલી હેસિયત પણ ધરાવતા નથી જેટલી આ પક્ષીના ચાંચમાંના પાણીનો (મુકાબલો) આ સમંદરના પાણી સાથે છે.

પછી નાવમાંથી ઊતરીને સમુદ્રના કિનારા ઉપર ચાલવા લાગ્યા, અચાનક ખિજર (અલૈ.)એ એક છોકરાને જોયો કે બીજા છોકરાઓ સાથે રમી રહ્યો છે, હઝરત ખિજર (અલૈ.)એ પોતાના હાથથી તે છોકરાનું માથું તેના ધડથી અલગ કરી દીધું, છોકરો મૃત્યુ પામ્યો. હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું કે તમે એક નિર્દોષ જીવની વિના કોઈ અપરાધે હત્યા કરી નાંખી, આ તો તમે ઘણો જ મોટો ગુનોહ કર્યો. હઝરત ખિજર (અલૈ.)એ કહ્યું કે, મેં તમને પ્રથમથી જ નહોતું કહ્યું કે તમે મારી સાથે ધીરજ નહીં રાખી શકો ? હઝરત મૂસા (અલૈ.)એ જોયું કે આ મા'મલો પ્રથમ મા'મલા કરતાં વધારે સખત છે એટલા માટે કહ્યું કે જો હવે પછી હું તમને કોઈ વાત પૂછું તો તમે મને પોતાની સાથેથી અલગ કરી આપજો, તમે મારા તરફથી ઉજરની હદ સુધી પહોંચી ચૂક્યા છો.

ત્યારબાદ ફરી ચાલવાનું શરૂ કર્યું એટલે સુધી કે એક ગામ ઉપરથી પસાર થયા, તેમણે ગામવાળાઓને દરખાસ્ત કરી કે અમને અહીંયાં મહેમાન રાખી લો, તેમણે ઈન્કાર કર્યો. તે વસ્તીમાં તેમણે એક દિવાલ જોઈ કે તે પડું–પડું થઈ રહી હતી. હઝરત ખિજર (અલૈ.)એ તેને પોતાના હાથોથી સીધી ઊભી કરી દીધી. હઝરત મૂસા (અલૈ.)એ આશ્ચર્યથી કહ્યું કે, આપણે આ લોકો પાસે મહેમાન રહેવા ઈચ્છ્યું ત્યારે તેમણે ઈન્કાર કરી દીધો અને તમે આટલું મોટું કામ કરી દીધું!? જો તમે ઈચ્છ્યું હોત તો આ કામનું વળતર તેમની પાસેથી લઈ શક્યા હોત. ખિજર (અલૈ.)એ કહ્યું, هٰذَا فِرَاقُ بَيْنِىْ وَبَيْنِكَ (એટલે કે હવે શરત પૂરી થઈ ચૂકી આથી મારા અને તમારા છૂટા પડવાનો વખત આવી ગયો છે.)

ત્યારબાદ હઝરત ખિજર (અલૈ.)એ ત્રણે ઘટનાઓની હકીકત હઝરત મૂસા (અલૈ.)ને બતાવીને કહ્યું, ذٰلِکَ تَاْوِیْلُ مَالَمْ تَسْطِعْ عَّلَیْهِ صَبْرًا એટલે કે, આ છે હકીકત તે ઘટનાઓની જેના ઉપર તમે ધીરજ ન રાખી શક્યા. રસૂલે કરીમ ﷺએ આ સંપૂર્ણ ઘટનાનું વર્ણન કર્યા પછી ફરમાવ્યું, મન ઈચ્છે છે કે હઝરત મૂસા (અલૈ.)એ હજુ થોડીવાર સબ્ર કરી લીધી હોત તો તે બંનેની કંઈ થોડી વધારે ખબરો જાણ થઈ ગઈ હોત.

સહીહ બુખારી અને મુસ્લિમમાં આ લાંબી હદીષ આ પ્રમાણે આવી છે જેમાં હઝરત મૂસા (અલૈ.)ને મૂસા બિન ઈસ્રાઈલ અને નવયુવાન સાથીનું નામ યૂશઅ્ બિન નૂન હોવું અને જે બંદા તરફ હઝરત મૂસા (અલૈ.)ને બે સમુદ્રોના સંગમ સ્થાન તરફ મોકલવામાં આવ્યા હતા તેમનું નામ ખિજર હોવું સ્પષ્ટ રીતે પ્રસ્તુત છે, આગળ કુર્આનની આયતો, તેનો ભાવાર્થ અને તેની તફસીર જોઈ લઈએ.

## મુસાફરીના અમુક શિષ્ટાચાર અને પયગમ્બરી દઢ નિર્ધારનો એક નમૂનો :

لَآاَبْرَحُ حَتّٰی اَبْلُغَ مَجْمَعَ الْبَحْرَیْنِ اَوْاَمْضِیَ حُقُبًا આ વાક્ય હઝરત મૂસા (અલૈ.)એ પોતાના મુસાફરીના સાથી હઝરત યૂશઅ્ બિન નૂનને કહ્યા જેનો હેતુ પોતાના સફરની દિશા અને ઈચ્છિત મંઝિલ પોતાના સાથીને બતાવવાનો હતો, તેના ઉપર અદબ અને સભ્યતાની એક સારી વર્તણૂક ઉજાગર થાય છે કે મુસાફરીની જરૂરી વાતોની પોતાના સાથી અને સેવકને પણ જાણકારી આપવી જોઈએ, અભિમાની લોકો પોતાના સેવકો અને નોકર–ચાકરને ન તો સંબોધનના પાત્ર સમજે છે અને ન જ પોતાની મુસાફરી વિશે તેમને કશું બતાવે છે.

حُقُبًا (હુકુબન) એ حُقُبَہ (હુકુબહ)નું બહુવચન છે. શબ્દકોષના નિષ્ણાતોએ કહ્યું છે કે "હુકબહ" ૮૦ વર્ષનો સમયગાળો છે, અમુકે તેનાથી વધારે સમયગાળાને "હુકબહ" ઠરાવ્યું છે. સાચું એ છે કે હુકબહ તે લાંબી મુદતને કહેવામાં આવે છે જેની કોઈ સીમા કે નિશ્ચિત સમય નિર્ધારિત કરવામાં આવ્યો નથી. હઝરત મૂસા (અલૈ.)એ પોતાના સાથીને એ બતાવ્યું કે મારે બે સમુદ્રોના સંગમસ્થાન ઉપર પોતાની જગ્યાએ પહોંચવાનું છે જેના માટે અલ્લાહ તઆલાનો

હુકમ થયો છે અને ઈરાદો એ છે કે આ જ મુસાફરીમાં કેટલોય લાંબો સમય પસાર થઈ જાય જ્યાં સુધી ઈચ્છિત મંઝિલ સુધી ન પહોંચી જાઉં મુસાફરી ચાલુ રહેશે, અલ્લાહ તઆલાના હુકમને પૂર્ણ કરવામાં પયગમ્બરી નિર્ધાર અને ઈરાદો આવો જ મક્કમ હોય છે.

## હઝરત મૂસા (અલૈ.)નું હઝરત ખિજર (અલૈ.) કરતાં શ્રેષ્ઠ હોવું; મૂસા (અલૈ.)ની ખાસ કેળવણી અને તેમના મોઅ્જિઝા :

فَلَمَّا بَلَغَامَجْمَعَ بَيْنِهِمَا نَسِيَا حُوتَهُمَا فَاتَّخَذَ سَبِيلَهُ فِى الْبَحْرِ سَرَبًا ط કુર્આને કરીમ અને સુન્નતના ખુલાસાઓથી સ્પષ્ટ છે કે હઝરત મૂસા (અલૈ.)ને અંબિયા (અલૈ.)ના વર્ગમાં પણ એક વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત થયેલ છે, અલ્લાહ તઆલાની સાથે વાતચીત કરવાની ખાસ પ્રતિષ્ઠા તેમની વિશિષ્ટ પ્રકારની શ્રેષ્ઠતા છે તથા હઝરત ખિજર (અલૈ.)ની નુબુવ્વતમાં તો મતભેદ પણ છે અને જો તેમની નુબુવ્વતનો સ્વીકાર કરવામાં આવે તો તેમને રિસાલતનું સ્થાન પ્રાપ્ત નથી થયું, ન તો તેમની કોઈ કિતાબ છે અને ન જ તેમની કોઈ ખાસ ઉમ્મતનો ઉલ્લેખ છે એટલા માટે હઝરત મૂસા (અલૈ.) હઝરત ખિજર (અલૈ.)થી દરેક રીતે શ્રેષ્ઠ અને અફઝલ છે પરંતુ અલ્લાહ તઆલા પોતાના પ્રિય બંદાઓની નાની સરખી ત્રુટી અને ઉણપની પણ સુધારણા કરે છે, તેમની કેળવણી માટે નાની સરખી ત્રુટી કે ઉણપ ઉપર પણ સખત પકડ થાય છે અને તેની સુધારણા પણ એ જ પ્રકારે કરવામાં આવે છે. આ સમગ્ર કિસ્સો એક ખાસ કેળવણી અને સુધારણાનું તાદષ્ય દષ્ટાંત છે, તેમના મુખેથી એ વાક્ય સરી પડ્યું કે હું દુનિયામાં સૌથી વધારે મોટો જ્ઞાની છું, અલ્લાહ તઆલાને એ પસંદ ન આવ્યું તો તેમને ચેતવણી માટે પોતાના એક ખાસ બંદાનું સરનામું આપ્યું જેની પાસે અલ્લાહનું આપેલું એક ખાસ પ્રકારનું જ્ઞાન હતું જે હઝરત મૂસા (અલૈ.)ની પાસે ન હતું, જો કે હઝરત મૂસા (અલૈ.)નું જ્ઞાન તે જ્ઞાનના દરજ્જાથી ખૂબ આગળ વધેલું હતું પરંતુ અલબત્ત ખિજર (અલૈ.)ને આપવામાં આવેલું જ્ઞાન હઝરત મૂસા (અલૈ.)ની પાસે ન હતું. આ બાજુ હઝરત મૂસા (અલૈ.)ને અલ્લાહ તઆલાએ ઈલ્મ પ્રાપ્ત કરવાની એવી ઉત્કંઠા અને ભાવના અર્પણ કરી હતી કે જ્યારે એવી જાણ થઈ કે કોઈ અન્ય સ્થળે એવું જ્ઞાન છે જે મને મળ્યું નથી તો તે જ્ઞાન પ્રાપ્ત કરવા માટેની મુસાફરી

કરવા તૈયાર થઈ ગયા અને અલ્લાહ તઆલા પાસેથી જ તે બંદા (હઝરત ખિજર અલૈ.)નું સરનામું પૂછ્યું. હવે અત્રે એ વાત ધ્યાપાત્ર છે કે જો અલ્લાહ તઆલાએ ઈચ્છ્યું હોત તો હઝરત ખિજર (અલૈ.) અને મૂસા (અલૈ.)ની મુલાકાત અહીંયાં જ સરળતાથી કરાવી આપી હોત અથવા મૂસા (અલૈ.)ને જો વિદ્યાર્થી બનાવીને મુસાફરી કરાવવાની હતી તો તે બંદાનું સરનામું ચોખ્ખે-ચોખ્ખું બતાવવામાં આવ્યું હોત જ્યાં પહોંચવામાં કોઈ મુશ્કેલી ન પડે પરંતુ થયું એવું કે સરનામું એવું સંદિગ્ધ અને મોઘમ રીતે બતાવવામાં આવ્યું કે જે સ્થળે પહોંચીને મૃત માછલી સજીવન થઈને ગુમ થઈ જાય તે સ્થળે અમારો બંદો મળશે.

સહીહ બુખારીની હદીષથી આ માછલી વિશે એટલું સાબિત થયું કે અલ્લાહ તઆલા જ તરફથી એ હુકમ થયો હતો કે એક માછલી પોતાના ઝંબીલમાં રાખી લો અને તેનાથી વધારે એની કંઈ જ ખબર નથી કે આ માછલી ખાવા માટે સાથે રાખવાનો હુકમ થયો હતો અથવા પોતાના ભાથા કરતાં એક અલગ રીતે, બંને સંભાવનાઓ છે એટલા માટે વિવરણકારોમાંથી મોટા ભાગનાઓએ કહ્યું છે કે આ તળેલી માછલી ખાવા માટે રાખવામાં આવી હતી અને આ મુસાફરીમાં બંને સાથીઓ મુસાફરી દરમિયાન તેમાંથી ખાતા પણ રહ્યા, તેનો અડધો ભાગ ખાઈ ચૂક્યા હતા. ત્યારબાદ મોઅ્જિઝા સ્વરૂપે તે તળેલી અને અડધી ખાધેલી માછલી સજીવન થઈને સમુદ્રમાં ચાલી ગઈ.

ઈબ્ને અતિય્યહ અને અમુક અન્ય લોકોએ એ પણ વર્ણન કર્યું છે કે આ માછલી મોઅ્જિઝા સ્વરૂપે પછી દુનિયામાં બાકી પણ રહી અને ઘણા જોનારાઓએ જોયું પણ કે તેમાં ફક્ત એક બાજુનું પાસું છે અને બીજું અડધું ખવાયેલું છે, ઈબ્ને અતિય્યહે પોતે પણ તેને જોયાનું વર્ણન કર્યું છે. *(કુર્તુબી)*

અમુક વિવરણકારોએ કહ્યું કે, નાસ્તો ખાવા ઉપરાંત એક અલગ ઝંબીલમાં માછલી રાખવાનો હુકમ થયો હતો અને એ જ પ્રમાણે તે માછલી રાખવામાં આવી હતી, તેમાં પણ એટલી વાત તો નિશ્ચિત છે કે માછલી મૃત હતી, જીવતી થઈને સમુદ્ર ચાલી જવી એક મોઅ્જિઝો હતો.

મતલબ કે હઝરત ખિજર (અલૈ.)નું સરનામું એવું સંદિગ્ધ અને મોઘમ આપવામાં આવ્યું હતું કે સરળતાથી તે સ્થળ નક્કી ન થાય. દેખીતું એ છે કે આ

પણ હઝરત મૂસા (અલૈ.)ની કસોટી અને ધૈર્યની પરીક્ષા જ હતી, ઉપરથી વિશેષ પરીક્ષાનું સ્વરૂપ એ રીતે ઉપસ્થિત કરવામાં આવ્યું કે જ્યારે ચોક્કસ સ્થળે આ લોકો પહોંચી ગયા તો માછલીને ભૂલી ગયા. કુર્આનની આયતમાં આ ભૂલની હઝરત મૂસા (અલૈ.) અને તેમના મિત્ર બંને તરફ નિસ્બત કરવામાં આવી છે, نَسِيَاحُوْتَهُمَا (નસિયાહૂતહુમા) પરંતુ બુખારીની હદીષથી જે કિસ્સો સાબિત થયો છે તેનાથી જાણ થાય છે કે જે વખતે માછલીના સજીવન થઈને સમુદ્રમાં જવાનો સમય આવ્યો ત્યારે હઝરત મૂસા (અલૈ.) સૂતા હતા, માત્ર હઝરત યૂશઅ્ બિન નૂને આ આશ્ચર્યજનક ઘટના જોઈ હતી અને એવો ઈરાદો કર્યો હતો કે હઝરત મૂસા (અલૈ.) જાગશે તો તેમને બતાવીશ પરંતુ તેમના જાગ્યા પછી અલ્લાહ તઆલાએ તેમના ઉપર ભૂલકણાપણું સવાર કરી દીધું અને તેઓ ભૂલી ગયા તો અત્રે બંને તરફ ભૂલાવાની નિસ્બત એવી થઈ ગઈ જેમકે, કુર્આન મજીદમાં يَخْرُجُ مِنْهُمَا اللُّؤْلُؤُوَالْمَرْجَانُ (૫૫:૨૨)માં મીઠા અને ખારા સમુદ્ર બંનેમાંથી મોતી અને મરજાન (Coral) નીકળવાનું વર્ણન આવ્યું છે, જ્યારે કે મોતી અને મરજાન માત્ર ખારા પાણીના સમુદ્રમાંથી જ નીકળે છે પરંતુ રૂઢિપ્રયોગમાં આ પ્રમાણેની શૈલી અપનાવવાનું સર્વસામાન્ય છે અને એવું પણ બની શકે છે કે આ સ્થળેથી આગળ મુસાફરી કરવાના સમયે તો માછલીને સાથે લેવી બંને બુઝૂર્ગો ભૂલી ગયા હતા એટલા માટે બંને તરફ આ ભૂલવાનો સંબંધ જોડવામાં આવ્યો.

અલબત્ત આ એક બીજી આજમાયશ હતી કે ઈચ્છિત મંઝિલ ઉપર પહોંચીને માછલીના સજીવન થઈને પાણીમાં ગુમ થઈ જવાથી હકીકત ખુલી જાય છે અને નિશ્ચિત સ્થળ નક્કી થઈ જાય છે પરંતુ હજુ પણ આ સત્યના તલબગારોની કંઈક વધારે કસોટીઓ લેવાની બાકી હતી, એટલા માટે બંને ઉપર ભૂલકણાપણું છવાઈ ગયું અને એક આખો દિવસ અને રાત્રિની વધારે મુસાફરી કર્યા પછી ભૂખ અને થકાવટનો અનુભવ થવા લાગ્યો, આ ત્રીજી કસોટી હતી. કારણ કે સ્વાભાવિક થકાવટ અને ભૂખનો અનુભવ તે અગાઉ જ થઈ જવો જોઈતો હતો, ત્યાં જ માછલી યાદ આવી ગઈ હોત તો આટલી લાંબી મુસાફરીની વધારે તકલીફ ન ભોગવવી પડી હોત પરંતુ અલ્લાહ તઆલાને એ જ મંજૂર હતું કે કંઈક વધારે તકલીફ ઉઠાવે, આટલી લાંબી મુસાફરી કર્યા પછી ભૂખ–તરસનો અહેસાસ થયો અને ત્યાં માછલી યાદ આવી અને એ જાણ થઈ કે આપણે ઈચ્છિત

સ્થાન કરતાં ઘણા આગળ નીકળી આવ્યા છે એટલા માટે ફરી તે જ પોતાના પગલાંઓના નિશાનો જોઈને પાછા ફર્યા.

માછલીનું સમુદ્રમાં ચાલ્યા જવું પ્રથમ વખતે તો سَـرَبًـا (સરબન)ના શબ્દ વડે આવ્યું છે. سَـــــــرَبٌ (સરબ)નો અર્થ "સુરંગ" થાય છે જે પહાડોમાં માર્ગ બનાવવા માટે ખોદવામાં આવે છે અથવા શહેરોમાં જમીન હેઠળ માર્ગો બનાવવા માટે ખોદવામાં આવે છે, એનાથી જાણ થાય છે કે આ માછલી જ્યારે સમુદ્રમાં ગઈ તો જે તરફ પણ જતી એક સુરંગ જેવું પાણીમાં બનતું ચાલ્યું કે તેનાથી જવાનો માર્ગ પાણીથી ખુલ્લો રહ્યો, જેમકે સહીહ બુખારીની રિવાયતથી ખુલાસો થયો છે. બીજી વખતે જ્યારે હઝરત યૂશઅ્ બિન નૂને હઝરત મૂસા (અલૈ.)ને આ ઘટનાનું વર્ણન લાંબી મુસાફરી પછી કર્યું ત્યાં وَاتَّـخَـذَ سَبِيْلَــهٗ فِـى الْبَحْرِ عَجَباً ના શબ્દો સાથે આ ઘટનાનું વર્ણન કર્યું, આ બંનેમાં કોઈ ખાસ વિરોધાભાસ નથી કારણ કે પાણીની અંદર સુરંગ બનતી ચાલી જવી પોતે એક આશ્ચર્યજનક અને ભૌતિક–પ્રાકૃતિક નિયમોની વિરુદ્ધ બાબત છે.

**હઝરત ખિજર (અલૈ.)ની મુલાકાત અને તેમની નુબુવ્વતનો મસ્અલો :**

કુર્આને કરીમમાં જો કે આ ઘટનામાં ઉપસ્થિત વ્યક્તિનું નામ આપવામાં આવ્યું નથી બલકે, عَبْـــدًا مِّــنْ عِبَـــادِنَـــا કહેવામાં આવ્યું છે. સહીહ બુખારીની હદીષમાં તેમનું નામ "ખિજર" બતાવવામાં આવ્યું છે. "ખિજર"નો શાબ્દિક અર્થ "હર્યુ–ભર્યુ" હોવાનો થાય છે, તેમનું નામ ખિજર હોવાનું કારણ સામાન્ય રીતે વિવરણકારોએ એ બતાવ્યું છે કે તેઓ જે સ્થળે બેસી જતા તો ગમે તેવી જમીન હોય ત્યાં ઘાસ ઊગી જતું હતું, જમીન હરિયાળી બની જતી હતી. કુર્આને કરીમે એ પણ સ્પષ્ટ નથી કર્યું કે ખિજર કોઈ પયગમ્બર હતા અથવા અલ્લાહના વલીમાંથી કોઈ વ્યક્તિ હતા પરંતુ જમહૂર ઉલમાના મતે તેમનું નબી હોવાનું વર્ણન પોતે કુર્આનમાં થયાનું ઘટનાઓથી સાબિત છે, કારણ કે હઝરત ખિજર (અલૈ.)થી આ મુસાફરીમાં જેટલી ઘટનાઓ સાબિત થઈ છે તેમાંથી અમુક તો ઉઘાડી શરીઅત વિરુદ્ધ હતી અને શરીઅતના હુકમમાં કોઈ અપવાદ અલ્લાહની વહી સિવાય નથી હોઈ શકતો જે નબી અને પયગમ્બર માટે વિશિષ્ટ સ્વરૂપે હોય છે, વલીને પણ કશ્ફ અથવા ઈલ્હામથી અમુક વસ્તુઓની જાણ થઈ શકે છે પરંતુ

તે કોઈ દલીલ નથી હોતી, આ બીનાએ જાહેર સ્વરૂપે શરીઅતના કોઈ હુકમને બદલી શકાય નહીં એટલા માટે એ નક્કી થઈ જાય છે કે ખિજર (અલૈ.) અલ્લાહના નબી અને પયગમ્બર હતા. તેમને અલ્લાહની વહી દ્વારા અમુક ખાસ હુકમો તે આપવામાં આવ્યા હતા જે જાહેર શરીઅતની વિરુદ્ધ હતા, તેમણે જે કંઈ કર્યું તે અપવાદ સ્વરૂપના હુકમો હેઠળ કર્યું, પોતે તેમના તરફથી તેની જાહેરાત પણ કુર્આનના આ શબ્દોમાં થઈ ગઈ. وَمَافَعَلْتُهٗ عَنْ اَمْرِىْ (એટલે કે મેં જે કંઈ કર્યું પોતાના તરફથી નથી કર્યું બલકે અલ્લાહ તઆલાના હુકમથી કર્યું છે.)

ખુલાસો એ છે કે જમહૂર ઉમ્મતના મતે હઝરત ખિજર (અલૈ.) પણ એક નબી અને પયગમ્બર છે પરંતુ તેમને અમુક તક્વીની (અદષ્ય, રહસ્યપૂર્ણ અને ભેદયુક્ત) સેવાઓ અલ્લાહ તબારક વ તઆલા તરફથી સોંપવામાં આવી હતી. તેનું જ જ્ઞાન તેમને આપવામાં આવ્યું હતું તથા હઝરત મૂસા (અલૈ.)ને તેની જાણકારી ન હતી એટલા માટે તેનો વાંધો ઉઠાવ્યો. તફસીરે કુર્તુબી, બહરે મુહીત, અબૂ હય્યાન અને મોટા ભાગની તફસીરોમાં આ વિષય વિવિધ વિષયો હેઠળ વર્ણન થયો છે.

## કોઈ વલી માટે જાહેર શરીઅતના હુકમનો ભંગ કરવો હલાલ (જાઇઝ) નથી :

અત્રે એ વાત પણ જાણ થઈ કે ઘણા બધા જાહિલ, અજ્ઞાની બની બેઠેલા લોકો તસવ્વુફને બદનામ કરનારા કહેવાતા સૂફીઓ જેઓ કહેવા લાગ્યા છે કે શરીઅત બીજી બાબત છે અને "તરીકત" અલગ બાબત છે, ઘણી બધી વસ્તુઓ શરીઅતમાં હરામ હોય છે પરંતુ તરીકતમાં જાઈઝ હોય છે, એટલા માટે કોઈ વલીને ઉઘાડા ખુલ્લા ગુનાહે કબીરહમાં સંડોવાયેલા જોઈને પણ તેના ઉપર વાંધો નથી ઉઠાવી શકાતો, આ ખુલ્લમ–ખુલ્લું જિન્દીકપણું અને બાતિલ છે, હઝરત ખિજર (અલૈ.) ઉપર કોઈ દુનિયાના વલીને અનુમાનિત કરી શકાતો નથી અને ન જ જાહેર શરીઅત વિરુદ્ધ કોઈ કૃત્યને જાઈઝ કહી શકાય છે.

## શાગિર્દ માટે ઉસ્તાદ (વિદ્યાર્થી માટે શિક્ષક)નું આજ્ઞાપાલન કરવું જરૂરી છે :

هَلْ اَتَّبِعُكَ عَلٰٓى اَنْ تُعَلِّمَنِ مِمَّا عُلِّمْتَ رُشْدًا તેમાં હઝરત મૂસા (અલૈ.)

નબી અને રસૂલ તથા ઉચ્ચ કક્ષાના પયગમ્બર હોવા છતાં હઝરત ખિજર (અલૈ.)ને સન્માન અને આદરપૂર્વક દરખાસ્ત કરી કે હું આપની પાસેથી આપનું ઈલ્મ શિખવા માટે સાથે ચાલવા ઈચ્છું છું, તેનાથી જાણ થઈ કે જ્ઞાન પ્રાપ્ત કરવાનું શિસ્ત એ જ છે કે શાગિર્દ પોતાના ઉસ્તાદનું સન્માન અને આદર કરે તથા તેમનું અનુસરણ કરે, ભલે શાગિર્દ પોતાના ઉસ્તાદ કરતાં ઉચ્ચ કક્ષાની શ્રેષ્ઠતા ભોગવતો હોય. *(કુર્તુબી, મઝહરી)*

## શરીઅતના આલિમ (વિદ્વાન) માટે જાઇઝ નથી કે તે શરીઅત વિરુદ્ધ કોઈ બાબત ઉપર ધીરજ દાખવે :

اِنَّکَ لَنْ تَسْتَطِیْعَ مَعِیَ صَبْرًا ۝ وَکَیْفَ تَصْبِرُ عَلٰی مَالَمْ تُحِطْ بِهٖ خُبْرًا ۝

હઝરત ખિજર (અલૈ.)એ હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું કે, તમે મારી સાથે ધીરજ નહીં રાખી શકો અને કેવી રીતે સબ્ર કરશો જ્યારે કે તમને ઘટનાની હકીકતની જાણકારી ન હોય !? મતલબ એ હતો કે મને જે ઈલ્મ અર્પણ કરવામાં આવ્યું છે તેનું સ્વરૂપ અને પ્રકાર આપના જ્ઞાન કરતાં અલગ પ્રકારનો છે એટલા માટે તમને મારા કાર્યો વાંધાજનક લાગશે જ્યાં સુધી કે હું તમને તેની હકીકતની જાણકારી ન આપું, તમે પોતાના નુબુવ્વતના હોદ્દાની ફરજની બીનાએ તેના ઉપર વાંધો ઉઠાવશો.

હઝરત મૂસા (અલૈ.)ને પોતે અલ્લાહ તઆલા તરફથી તેમની પાસે જવાનો અને તેમની પાસેથી જ્ઞાન શિખવાનો હુકમ થયો હતો એટલા માટે એ સંતોષ હતો કે તેમનું કોઈપણ કાર્ય વાસ્તવમાં શરીઅત વિરુદ્ધ હશે નહીં, ભલે જાહેરમાં તે સમજમાં ન આવે તેથી સબ્ર કરવાનો વાયદો કરી લીધો, નહિતર આવો વાયદો કરવો પણ કોઈ દીનના વિદ્વાન (આલિમ) માટે જાઈઝ નથી પરંતુ પછી શરીઅત વિશે દીની ગયરતની ભાવનાના કારણે તેઓ આ વાયદો ભૂલી ગયા.

પ્રથમ ઘટના તો વધારે સંગીન ન હતી, માત્ર નાવવાળાઓનું આર્થિક નુકસાન હતું કે તે નાવ ડૂબી જવાનો માત્ર ભય હતો જે પાછળથી દૂર થઈ ગયો પરંતુ ત્યાર પછીની ઘટનાઓમાં હઝરત મૂસા (અલૈ.)એ એ વાયદો પણ ન કર્યો કે હું વાંધો ઉઠાવીશ નહીં અને જ્યારે છોકરાની હત્યાની ઘટના જોઈ તો ખૂબ

સખત રીતે વાંધો ઉઠાવ્યો અને પોતાના વિરોધ માટે કોઈ ક્ષમા કે મા'ફી પણ ન માંગી, માત્ર એટલું કહ્યું કે હવે પછી જો વિરોધ કરું તો તમને અધિકાર છે કે મને સાથે ન રાખજો, કારણ કે કોઈ નબી અને પયગમ્બરથી એ સહન જ નથી થઈ શકતું કે શરીઅત વિરુદ્ધ કોઈ કાર્ય થતું જુએ અને ધીરજ દાખવે, અલબત્ત કારણ કે સામે પક્ષે પણ પયગમ્બર જ હતા એટલા માટે અંતે હકીકતનો ખુલાસો એ પ્રમાણે થયો કે આ ઘટનાઓ હઝરત ખિજર (અલૈ.) માટે ગૌણ સ્વરૂપે શરીઅતના સામાન્ય નિયમોમાં અપવાદ સ્વરૂપ ઠરાવવામાં આવી હતી, તેમણે જે કંઈ કર્યું અલ્લાહની વહી પ્રમાણે કર્યું. *(મઝહરી)*

## હઝરત મૂસા (અલૈ.)ના જ્ઞાન અને હઝરત ખિજર (અલૈ.)ના જ્ઞાનમાં એક પાયાનો તફાવત અને બંનેમાં જાહેર વિરોધાભાસનો હલ :

અત્રે સ્વાભાવિક રીતે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે હઝરત ખિજર (અલૈ.)ના ખુલાસા પ્રમાણે તેમને જે જ્ઞાન આપવામાં આવ્યું હતું તેનું સ્વરૂપ હઝરત મૂસા (અલૈ.)ના જ્ઞાન કરતાં ભિન્ન પ્રકારનું હતું, પરંતુ જ્યારે આ બંને જ્ઞાન અલ્લાહ તઆલા તરફથી જ અર્પણ થયું હતું તો તે બંનેના હુકમોમાં વિરોધાભાસ અને મતભેદ કેમ થયો ? તેની તહકીક તફસીરે મઝહરીમાં હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ લખી છે તે ઘણી સંતોષપૂર્વકની અને દિલને અસર કરનારી છે, તેમની ચર્ચાનો હેતુ જે હું સમજ્યો છું તેનો ખુલાસો આ પ્રમાણે છે કે,

અલ્લાહ તઆલા જે લોકોને પોતાની વહી અને નુબુવ્વતથી પ્રતિષ્ઠિત કરે છે તેઓ સામાન્ય રીતે તો તે જ લોકો હોય છે જેમને મખ્લૂકની સુધારણાની સેવા કરવાની હોય છે, તેમના ઉપર કિતાબ અને શરીઅત નાઝિલ કરવામાં આવે છે જેમાં અલ્લાહની મખ્લૂક માટે સુધારણાના સિદ્ધાંતો અને કાયદા–કાનૂન હોય છે, જેટલા અંબિયા (અલૈ.)નું વર્ણન કુર્આને કરીમમાં નુબુવ્વત અને રિસાલતના ખુલાસા સાથે આવ્યું છે તે બધા એવા જ હતા જેમને શરીઅતની અને સુધારણાની સેવાઓ સોંપવામાં આવી હતી, તેમના ઉપર જે વહી આવતી હતી તે પણ બધી આ જ સંદર્ભમાં હતી પરંતુ બીજી બાજુ અમુક તક્વીની (અલ્લાહ તરફથી વિશ્વની રહસ્યપૂર્ણ વ્યવસ્થાના અદષ્ય તંત્ર વિશેની) સેવાઓ પણ છે જેના માટે

સામાન્ય રીતે અલ્લાહે ફરિશ્તાઓ નક્કી કર્યા છે પરંતુ અંબિયા (અલૈ.)ના સમૂહમાંથી પણ અલ્લાહ તઆલાએ અમુકને આ તક્વીની સેવાઓ માટે ખાસ કરી લીધા છે, હઝરત ખિજર (અલૈ.) આ જ વિભાગમાંથી છે. તક્વીની સેવાઓ અદષ્ય ઘટનાઓ સાથે સંબંધ ધરાવે છે કે ફલાણા ડૂબનારા વ્યક્તિને બચાવી લેવામાં આવે અથવા ફલાણાને હલાક કરવામાં આવે, ફલાણાને પ્રગતિ આપવામાં આવે અથવા ફલાણાને જેર કરવામાં આવે, આ જાણકારીઓનો ન તો સામાન્ય લોકો સાથે કોઈ સંબંધ હોય છે અને ન જ તેના હુકમો જનસમૂહથી સંલગ્ન હોય છે. આવી અતિઆવશ્યક ઘટનાઓમાં અમુક એવા સ્વરૂપો પણ સામે આવે છે કે એક વ્યક્તિને હલાક કરવો શરીઅતના કાયદા વિરુદ્ધ હોય છે પરંતુ તક્વીની કાયદા પ્રમાણે આ ખાસ ઘટનાને સામાન્ય શરીઅતના કાયદાઓ કરતાં અપવાદ સ્વરૂપે કરીને તે વ્યક્તિ માટે જાઈઝ ઠરાવવામાં આવે છે જેને આ તક્વીની સેવાઓ ઉપર નક્કી કરવામાં આવ્યો હોય છે, આવી પરિસ્થિતિમાં શરઈ કાયદાઓના વિદ્વાનો આ અપવાદ સ્વરૂપ હુકમથી વાકેફ નથી હોતા અને તેઓ તેને હરામ કહેવા માટે મજબૂર હોય છે અને જે વ્યક્તિને તક્વીની સ્વરૂપે આ કાયદાથી બાકાત કરવામાં આવ્યો હોય છે તે પોતાની જગ્યાએ હક અને સચ્ચાઈ ઉપર હોય છે.

ખુલાસો એ છે કે જ્યાં આવો વિરોધાભાસ નજરે પડે છે તે વાસ્તવમાં કોઈ વિરોધાભાસ નથી હોતો, અમુક અતિઆવશ્યક ઘટનાઓ શરીઅતના સામાન્ય કાનૂનોમાંથી બાકાત હોય છે. અબૂ હય્યાને બહરે મુહીતમાં ફરમાવ્યું, اَلْجُمْهُوْرُ عَلٰى اَنَّ الْخَضِرَ نَبِىٌّ وَكَانَ عِلْمُهٗ مَعْرِفَةَ بِوَاطِنَ قَدْاُوْحِيَتْ اِلَيْهِ وَعِلْمُ مُوْسَى الْاَحْكَامَ وَالْفُتْيَابِالظَّاهِرِ. (بَحْرِمُحِيْط ص١٤٧ ج٦) "જમહૂરનો મત એ છે કે ખિઝર (અલૈ.) નબી હતા અને અલ્લાહે એમને ઈલ્મે બાતિની (અદષ્ય જ્ઞાન)ની સમજ વહી મારફતે શીખવાડી હતી અને હઝરત મૂસા (અલૈ.)ને જાહિરી હુકમો અને ફતવાઓ શિખવાડયા." એટલા માટે એ પણ જરૂરી છે કે આ અપવાદો નુબુવ્વતની વહી દ્વારા હોય, કોઈ વલીનો કશ્ફ અથવા ઈલ્હામ આવા અપવાદ માટે કદાપિ પૂરતો નથી, એટલા માટે હઝરત ખિજર (અલૈ.)એ છોકરાની જે હત્યા કરી તે જાહેર શરીઅતની રૂએ હરામ હતું પરંતુ હઝરત ખિજર (અલૈ.)ને તક્વીની સ્વરૂપે આ કાયદાથી બાકાત રાખીને આ સેવા માટે નક્કી કરવામાં

આવ્યા હતા, તેના ઉપર કોઈ ગેરનબીના કશ્ફ અથવા ઈલ્હામને અનુમાનિત કરીને હરામને હલાલ સમજવું જેમકે અમુક જાહિલ સૂફીઓમાં મશ્હૂર છે બિલકુલ બેદીની અને ઈસ્લામથી બળવા સમાન છે.

ઈબ્ને અબી શયબાએ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની આ ઘટના નકલ કરી છે કે નજદા હરૂરી (ખારજી)એ ઈબ્ને અબ્બાસ (રદિ.)ને પત્ર લખ્યો કે હઝરત ખિજર (અલૈ.)એ નાબાલિગ છોકરાને કઈ રીતે કતલ કરી નાંખ્યો જ્યારે કે નબીએ કરીમ ﷺએ નાબાલિગને કતલ કરવાની મનાઈ કરી છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ જવાબમાં લખ્યું છે કે જો કોઈ બાળક વિશે એવું જ્ઞાન પ્રાપ્ત થઈ જાય જે હઝરત મૂસા (અલૈ.)ના ઉસ્તાદ (એટલે કે હઝરત ખિજર અલૈ.)ને પ્રાપ્ત થયું હતું તો તમારા માટે પણ નાબાલિગને કતલ કરવું જાઈઝ થઈ જશે, મતલબ એ હતો કે ખિજર (અલૈ.)ને તો નુબુવ્વતની વહી દ્વારા તેનું ઈલ્મ આપ્યું હતું તે હવે કોઈનાથી નથી થઈ શકતું, કારણ કે નુબુવ્વત સમાપ્ત થઈ ચૂકી છે. રસૂલે કરીમ ﷺ પછી કોઈ નબી નથી કે વહી દ્વારા આ પ્રકારની ઘટનાઓ વિશે કોઈ અલ્લાહનો હુકમ કોઈ ખાસ વ્યક્તિને અપવાદ સ્વરૂપ આપવામાં આવે. (મઝહરી) આ ઘટનાથી પણ એ હકીકત સ્પષ્ટ થઈ ગઈ કે કોઈ વ્યક્તિને કોઈ શરીઅતના હુકમમાં બાકાત ઠરાવવાનો નબી અથવા વહી સિવાય કોઈને હક નથી.

---

---

## આયતો : (સૂરએ કહ્ફ : આયત નં. ૭૧ થી ૭૮)

فَانْطَلَقَا ۫ حَتّٰۤى اِذَا رَكِبَا فِى السَّفِيْنَةِ خَرَقَهَا ؕ قَالَ اَخَرَقْتَهَا لِتُغْرِقَ اَهْلَهَا ۚ لَقَدْ
جِئْتَ شَيْـًٔا اِمْرًا ۝ قَالَ اَلَمْ اَقُلْ اِنَّكَ لَنْ تَسْتَطِيْعَ مَعِىَ صَبْرًا ۝ قَالَ لَا تُؤَاخِذْنِىْ
بِمَا نَسِيْتُ وَلَا تُرْهِقْنِىْ مِنْ اَمْرِىْ عُسْرًا ۝ فَانْطَلَقَا ۫ حَتّٰۤى اِذَا لَقِيَا غُلٰمًا فَقَتَلَهٗ ۙ
قَالَ اَقَتَلْتَ نَفْسًا زَكِيَّةًۢ بِغَيْرِ نَفْسٍ ؕ لَقَدْ جِئْتَ شَيْـًٔا نُّكْرًا ۝

પારહ : ૧૬

قَالَ اَلَمْ اَقُلْ لَّكَ اِنَّكَ لَنْ تَسْتَطِيْعَ مَعِيَ صَبْرًا ﴿٧٥﴾ قَالَ اِنْ سَاَلْتُكَ عَنْ
شَيْءٍۭ بَعْدَهَا فَلَا تُصٰحِبْنِيْ ۚ قَدْ بَلَغْتَ مِنْ لَّدُنِّيْ عُذْرًا ﴿٧٦﴾ فَانْطَلَقَا ۫ حَتّٰٓى اِذَآ
اَتَيَآ اَهْلَ قَرْيَةِ ِۨاسْتَطْعَمَآ اَهْلَهَا فَاَبَوْا اَنْ يُّضَيِّفُوْهُمَا فَوَجَدَا فِيْهَا جِدَارًا يُّرِيْدُ اَنْ
يَّنْقَضَّ فَاَقَامَهٗ ۭ قَالَ لَوْ شِئْتَ لَتَّخَذْتَ عَلَيْهِ اَجْرًا ﴿٧٧﴾ قَالَ هٰذَا فِرَاقُ بَيْنِيْ وَ
بَيْنِكَ ۚ سَاُنَبِّئُكَ بِتَاْوِيْلِ مَا لَمْ تَسْتَطِعْ عَّلَيْهِ صَبْرًا ﴿٧٨﴾

## તરજુમો :

*પછી બંને ચાલ્યા એટલે સુધી કે જ્યારે નાવમાં સવાર થયા તેને (તોડીને) છેદ કર્યો; મૂસા (અલૈ.) બોલ્યા, શું તેં એને તોડી નાંખી કે તેના લોકોને ડૂબાડી દે ? અલબત્ત તેં એક ભારે વસ્તુ કરી. (૭૧) બોલ્યો, મેં કહ્યું ન હતું તમે મારી સાથે થોભી શકશો નહીં (સબ્ર કરી શકશો નહીં) ! (૭૨) (મૂસા અલૈ.એ) કહ્યું, મારી ભૂલ ઉપર મને ન પકડ અને મારા ઉપર મારું કાર્ય મુશ્કેલ ન કર. (૭૩) પછી બંને ચાલ્યા એટલે સુધી કે જ્યારે એક છોકરાને મળ્યા તો એને મારી નાંખ્યો; (મૂસા અલૈ.) બોલ્યા, શું તેં એક પાકસાફ (નિર્દોષ) જીવને મારી નાંખ્યો કોઈ જીવના બદલા વિના જ ? બેશક ! તેં એક અયોગ્ય વસ્તુ કરી. (૭૪) બોલ્યો, મેં તમને કહ્યું ન હતું કે તમે મારી સાથે સબ્ર કરી શકશો નહીં ! (૭૫) (મૂસા અલૈ.એ) કહ્યું, જો હવે પછી તને કોઈ વસ્તુ પૂછું તો મને સાથે ન રાખજે, તું મારા તરફથી દરગુજર(ની મર્યાદા) સુધી પહોંચી ચૂક્યો. (૭૫) પછી બંને ચાલ્યા એટલે સુધી કે જ્યારે એક ગામના લોકો સુધી પહોંચ્યા, ત્યાંના લોકો પાસેથી ખાવા માંગ્યું, તેમણે ન માન્યું કે તેમને મહેમાન બનાવે, પછી ત્યાં એક દિવાલ જોઈ જે પડું પડું થઈ રહી હતી તેને સીધી કરી દીધી; (મૂસા અલૈ.) બોલ્યા, જો તેં ઈચ્છયું હોત તો એના ઉપર મજુરી લઈ લીધી હોત; કહ્યું, હવે તમારા અને મારા દરમિયાન જુદાઈ છે, હવે તે વસ્તુઓનો ખુલાસો (તા'વીલ) તમને બતાવી દઉં છું જેના ઉપર તમે સબ્ર ન કરી શક્યા. (૭૮)*

## તફસીર :

(મતલબ કે પરસ્પર કોલ કરાર થઈ ગયા) પછી બંને (કોઈ દિશા તરફ) ચાલ્યા (લગભગ તેમની સાથે યૂશઅ્ અલૈ. પણ હશે પરંતુ તેઓ હઝરત મૂસા અલૈ.ના તા'બામાં હતા એટલા માટે અહીંયાં વર્ણન બે નું કરવામાં આવ્યું) ત્યાં સુધી કે (ચાલતા ચાલતા કોઈ એવા સ્થળે પહોંચ્યા જ્યાં નાવ ઉપર સવાર થવાની જરૂર ઊભી થઈ) જ્યારે બંને નાવમાં સવાર થયા તો તે બુઝુર્ગે એ નાવ(નો એક તખ્તો કાઢીને તે નાવ)માં છેદ કર્યો, મૂસા (અલૈ.)એ કહ્યું, શું તમે આ નાવમાં એટલા માટે છેદ કર્યો છે કે તેમાં બેઠેલાઓને ડૂબાડી દો ? તમે ઘણી ભારે (ખતરનાક) વાત કરી; તે બુઝુર્ગે કહ્યું, શું મેં કહ્યું ન હતું કે તમારાથી મારી સાથે સબ્ર નહીં થઈ શકે ? (અંતે તે જ થયું, તમે પોતાના વાયદા ઉપર કાયમ ન રહ્યા) મૂસા (અલૈ.)એ કહ્યું કે (હું ભૂલી ગયો હતો) તમે મારી ભૂલચૂક ઉપર પકડ ન કરો અને મારા આ મા'મલા (એટલે કે અનુસરણ કરવાની બાબત)માં મારા ઉપર વધારે તંગી ન નાંખો (કે ભૂલચૂક પણ મા'ફ ન કરો, વાત ગઈ-ગુઝરી થઈ ગઈ) પછી બંને (નાવમાંથી ઊતરીને આગળ) ચાલ્યા ત્યાં સુધી કે જ્યારે એક (નાબાલિગ) છોકરાને મળ્યા તો આ બુઝુર્ગે તેને મારી નાંખ્યો, (મૂસા અલૈ. ગભરાઈને) કહેવા લાગ્યા, તમે એક બેગુનાહ જીવની હત્યા કરી નાંખી (અને તે પણ) કોઈ જીવના બદલા સિવાય, બેશક ! તમે ઘણી અયોગ્ય હરકત કરી (કે પ્રથમ તો એવા નાબાલિગને કતલ કર્યો કે જેને કિસાસ સ્વરૂપે પણ કતલ કરવો જાઈઝ ન હતો, પછી તેણે કોઈને મારી પણ નાંખ્યો ન હતો. આ કૃત્ય પ્રથમ કરેલા કૃત્ય કરતાં પણ વધારે કઠોર છે કારણ કે તેમાં ચોક્કસ નુકસાન તો માત્ર માલનું હતું કે પ્રથમ ઘટનામાં બેસનારાઓને જો કે ડૂબવાનો ભય હતો પરંતુ તેઓએ તે નાવનું સમારકામ કરી નાંખ્યું, પછી છોકરો તો નાબાલિગ અને દરેક ગુનાહથી નિર્દોષ હતો), તે બુઝુર્ગે ફરમાવ્યું કે મેં તમને કહ્યું ન હતું કે તમારાથી મારી સાથે સબ્ર થઈ શકશે નહીં ? મૂસા (અલૈ.)એ ફરમાવ્યું (કે ખૈર, આ વખતે દરગુઝર કરો પરંતુ) જો હું હવે પછી તમારી કોઈ પ્રવૃત્તિ વિશે પૂછું તો તમે મને પોતાની સાથે ન રાખજો, બેશક ! તમે મારા તરફથી ઉઝ્ર(ની પરાકાષ્ઠા) ઉપર પહોંચી ચૂક્યા છો (આ વખતે હઝરત મૂસા અલૈ.એ ભૂલી જવાનું કારણ રજુ ન કર્યું તેનાથી જાણ થાય છે કે આ સવાલ તેમણે જાણીબૂઝીને પોતાની પયગમ્બર

તરીકેની હેસિયત પ્રમાણે કર્યો હતો) પછી બંને (આગળ) ચાલ્યા ત્યાં સુધી કે જ્યારે એક ગામવાળા ઉપર પસાર થયા તો ગામવાળાઓ પાસે જમવાનું માંગ્યું (કે અમે મહેમાન છીએ) તો તેમણે તેમની મહેમાની કરવાથી ઈન્કાર કરી દીધો એટલામાં તેમને ત્યાં એક દિવાલ મળી જે પડું પડું થઈ રહી હતી તો તે બુઝુર્ગે તેને (હાથના ઈશારાથી પ્રકૃતિના સિદ્ધાંતો વિરુદ્ધ) સીધી કરી દીધી, મૂસા (અલૈ.)એ કહ્યું કે જો તમે ઈચ્છયું હોત તો આ(કામ)નું વળતર જ લઈ લીધું હોત ! (કે તે વખતે આપણું કામ પણ તેનાથી ચાલી જાત અને તેમની બદ્અખ્લાકીની સુધારણા પણ થઈ ગઈ હોત) તે બુઝુર્ગે કહ્યું, આ વખત મારી અને તમારી જુદાઈનો છે (જેમકે તમે પોતે શરત કરી હતી), હવે હું આ વસ્તુઓની હકીકત બતાવી આપું છું જેના ઉપર તમારાથી સબ્ર ન થઈ શકી (જેમકે હવે પછીની આયતોમાં તેનું વર્ણન આવી રહ્યું છે).

## મસ્અલા અને બોધપાઠ :

اَخَرَقْتَهَا لِتُغْرِقَ اَهْلَهَا સહીહૈનની હદીષમાં છે કે ખિઝર (અલૈ.)એ કુહાડી દ્વારા નૌકાનું એક પાટિયું કાઢી નાંખ્યું હતું જેના કારણે નૌકામાં પાણી ભરાઈને ડૂબી જવાનો ભય ઊભો થઈ ગયો હતો, એટલા માટે હઝરત મૂસા (અલૈ.)એ તેના ઉપર વાંધો ઉઠાવ્યો. ઐતિહાસિક રિવાયતોમાં છે કે પાણી આ નૌકામાં દાખલ ન થયું ભલે એટલા માટે હોય કે ખિઝર (અલૈ.)એ જ પછી તેનું કોઈ સમારકામ કરી દીધું હોય જેમકે બગવીએ એક રિવાયતમાં નકલ કર્યું છે કે તે પાટિયાની જગ્યાએ હઝરત ખિઝર (અલૈ.)એ એક કાચ લગાવી દીધો હતો અથવા તો એવું પણ હોઈ શકે છે કે મોઅ્જિઝા સ્વરૂપે પાણી નૌકામાં ન આવ્યું હોય. આટલી વાત પોતે કુર્આને કરીમની શૈલીથી જાણ થઈ રહી છે કે આ નૌકા ડૂબવાની કોઈ દુર્ઘટના બની નથી જેનાથી તે રિવાયતોને સમર્થન મળે છે.

حَتّٰى اِذَا لَقِيَا غُلٰمًا શબ્દ غُلَامٌ (ગુલામ) અરબી ભાષાના આધારે "નાબાલિગ છોકરા" (કાચી વયના કિશોર)ને પણ કહેવામાં આવે છે. આ છોકરો જેને હઝરત ખિઝર (અલૈ.)એ કતલ કર્યો તેના વિશે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને મોટા ભાગના મુફસ્સિરોએ એ જ કહ્યું છે કે તે નાબાલિગ હતો અને આગળ જે તેના વિશે આવ્યું છે نَفْسًا زَكِيَّةً (નફ્સન્ ઝકિય્યહ) તેનાથી પણ તે

નાબાલિગ હોવાની વાતનું સમર્થન થાય છે, કારણ કે "ઝકિય્યહ"નો અર્થ "ગુનાહોથી પાક હોવું" છે અને આ ખાસિયત માત્ર પયગમ્બરોની હોઈ શકે છે અથવા નાબાલિગ બાળકની જેની પ્રવૃત્તિઓ અને અમલો ઉપર પકડ નથી તેના નામએ આ'માલમાં કોઈ ગુનોહ પણ લખવામાં નહીં આવે.

اَهْلَ قَرْيَةٍ આ વસ્તી જેમાં હઝરત મૂસા અને હઝરત ખિઝર (અલૈ.) પસાર થયા અને ત્યાંના લોકોએ તેમની મહેમાની કરવાથી ઈન્કાર કર્યો હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં ઈન્તાકિયા અને ઈબ્ને સિરીનની રિવાયતમાં "અઈકહ" હતી અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયું છે કે તે સ્પેનની કોઈ વસ્તી હતી. વલ્લાહુ અઅ્લમુ. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૭૯ થી ૮૨)

اَمَّا السَّفِيْنَةُ فَكَانَتْ لِمَسٰكِيْنَ يَعْمَلُوْنَ فِي الْبَحْرِ فَاَرَدْتُّ اَنْ اَعِيْبَهَا وَكَانَ
وَرَآءَهُمْ مَّلِكٌ يَّاْخُذُ كُلَّ سَفِيْنَةٍ غَصْبًا ﴿٧٩﴾ وَاَمَّا الْغُلٰمُ فَكَانَ اَبَوٰهُ مُؤْمِنَيْنِ فَخَشِيْنَآ
اَنْ يُّرْهِقَهُمَا طُغْيَانًا وَّكُفْرًا ﴿٨٠﴾ فَاَرَدْنَآ اَنْ يُّبْدِلَهُمَا رَبُّهُمَا خَيْرًا مِّنْهُ زَكٰوةً
وَّاَقْرَبَ رُحْمًا ﴿٨١﴾ وَاَمَّا الْجِدَارُ فَكَانَ لِغُلٰمَيْنِ يَتِيْمَيْنِ فِي الْمَدِيْنَةِ وَكَانَ تَحْتَهٗ
كَنْزٌ لَّهُمَا وَكَانَ اَبُوْهُمَا صَالِحًا ۚ فَاَرَادَ رَبُّكَ اَنْ يَّبْلُغَآ اَشُدَّهُمَا وَيَسْتَخْرِجَا
كَنْزَهُمَا ۖ رَحْمَةً مِّنْ رَّبِّكَ ۚ وَمَا فَعَلْتُهٗ عَنْ اَمْرِيْ ۭ ذٰلِكَ تَاْوِيْلُ مَا لَمْ تَسْطِعْ
عَّلَيْهِ صَبْرًا ﴿٨٢﴾

ع ١٠

### તરજુમો :

*તે નાવ બસ જે અમુક મોહતાજોની હતી જેઓ દરિયામાં મહેનત કરતા હતા, બસ મેં ઈચ્છયું કે તેમાં ખામી નાંખી દઉં અને તેમની આગળ એક બાદશાહ હતો જે દરેક નાવને ઝૂંટવીને લઈ લેતો હતો. (૭૯) અને તે જે છોકરો હતો બસ તેના માં બાપ ઈમાનવાળા હતા, પછી અમને અંદેશો થયો કે તેમને*

*વિવશ કરી દે બળજબરી અને કુફ્ર કરીને. (૮૦) પછી અમે ઈચ્છયું કે તેમને તેમનો પરવરદિગાર પવિત્રતામાં આનાથી ઉત્તમ બદલો આપે અને દયામાં વધારે નિકટ. (૮૧) અને જે દિવાલ હતી બસ તે એ શહેરમાં બે યતીમ છોકરાઓની હતી અને તેની નીચે તેમનો માલ પડેલો હતો અને તેમનો પિતા નેક હતો, પછી તમારા પરવરદિગારે ઈચ્છયું કે તેઓ પોતાની યુવાનીએ પહોંચી જાય અને પોતાનો પડેલો (દાટેલો) માલ તમારા પરવરદિગારની મહેરબાનીથી કાઢી લે અને મેં આ મારા હુકમ (મરજી)થી નથી કર્યું, આ છે તે વસ્તુઓની તા'વીલ (ખુલાસો) જેના ઉપર તમે સબ્ર ન કરી શક્યા. (૮૨)*

## તફસીર :

અને જે નાવ હતી બસ અમુક ગરીબ લોકોની હતી (જે તેના દ્વારા) સમુદ્રમાં મહેનત મજૂરી કરતા હતા (તેના ઉપર જ તેમની રોજી રોટી હતી) બસ, મેં ઈચ્છયું કે તેને ખામીવાળી બનાવી દઉં અને (તેનું કારણ એ હતું કે) તે લોકોથી આગળની તરફ એક (જાલિમ) રાજા હતો જે દરેક (સારી) નાવને બળજબરીથી ઝૂંટવી લેતો હતો (જો મેં નાવમાં ખામી નાંખીને તેને જાહેર સ્વરૂપમાં બેકાર ન બનાવી દીધી હોત તો આ નાવ પણ ઝૂંટવી લેવામાં આવી હોત અને તે ગરીબોની મજૂરીનો સહારો પણ ખતમ થઈ ગયો હોત એટલા માટે તેને તોડવામાં આ મસ્લિહત હતી) અને રહ્યો તે છોકરો, બસ તેના માં-બાપ ઈમાનવાળા હતા (અને જો તે મોટો થયો હોત તો કાફિર અને જાલિમ બન્યો હોત અને તેની માંને તેની સાથે ખૂબ મહોબ્બત હતી) બસ અમને અંદેશો થયો કે આ તે બંને ઉપર સરકશી અને કુફ્રની અસર ન નાંખી દે (એટલે કે પુત્રની મહોબ્બતના કારણે તેઓ પણ બેદીનીમાં તેનો સાથ ન આપવા લાગે) પછી અમને એ મંજૂર થયું કે (તેનું કામ તમામ કરી નાંખવામાં આવે પછી) તેના બદલે તેમનો પરવરદિગાર તેમને એવી અવલાદ આપે (ભલે પુત્ર હોય અથવા પુત્રી) કે જેની પવિત્રતા (એટલે કે દીનમાં) તેનાથી બહેતર હોય અને (માં-બાપની સાથે) મહોબ્બત કરવામાં તેનાથી વધીને હોય અને રહી દિવાલ, બસ તે બે યતીમ છોકરાઓની હતી જે આ શહેરમાં (રહે) છે અને તેમનો બાપ (જે મૃત્યુ પામ્યો છે તે) એક નેક વ્યક્તિ હતો (તેના નેક હોવાની બરકતથી અલ્લાહ તઆલાએ તેના સંતાનોના માલને સુરક્ષિત રાખવા ઈચ્છયું, જો દિવાલ હમણા પડી ગઈ હોત તો લોકોએ આ માલ લૂંટી લીધો

હોત અને લગભગ જે વ્યક્તિ આ યતીમ પુત્રોનો સરપરસ્ત હતો તેને આ ખજાનાનું જ્ઞાન હશે અને તે કદાચ અહીંયાં ઉપસ્થિત નહીં હોય કે જેથી તેની વ્યવસ્થા કરી લે) એટલા માટે તમારા પરવરદિગારે પોતાની મહેરબાનીથી ઇચ્છ્યું કે તે બંને પોતાની યુવાની(ની વયમર્યાદા)એ પહોંચી જાય અને પોતાનો ખજાનો કાઢી લે અને (આ બધા કામ મેં અલ્લાહના હુકમથી કર્યા છે તેમાંથી) કોઈ કામ મેં પોતાના અભિપ્રાયથી નથી કર્યું, આ છે હકીકત તે વાતોની જેના ઉપર તમે ધૈર્ય ન દાખવી શક્યા (જેને હું વાયદા પ્રમાણે બતાવી ચૂક્યો છું એટલા માટે હઝરત મૂસા અલૈ. હઝરત ખિઝર અલૈ. પાસેથી રવાના થઈ ગયા).

## મસ્અલા અને બોધપાઠ :

اَمَّا السَّفِيْنَةُ فَكَانَتْ لِمَسٰكِيْنَ આ નાવ જે ગરીબોની હતી તેના વિશે કઅ્બ બિન અહ્બારથી નકલ થયું છે કે તે દશ ભાઈઓ હતા જેમાંથી પાંચ અપંગ અને મા'ઝૂર હતા. બીજા પાંચ મહેનત-મજૂરી કરીને બધાના માટે રોજી-રોટીની વ્યવસ્થા કરતા હતા અને તેમની મજૂરી એ હતી કે સમુદ્રમાં એક નાવ ચલાવતા અને તેનું ભાડું મેળવતા હતા.

### مِسْكِيْن (મિસ્કીન)ની વ્યાખ્યા :

અમુક લોકોએ "મિસ્કીન"ની વ્યાખ્યા એ કરી છે કે જેની પાસે કંઈ પણ ન હોય પરંતુ આ આયતથી જાણ થઈ છે કે મિસ્કીનની સાચી વ્યાખ્યા એ છે કે જેની પાસે એટલો માલ ન હોય કે તેની મૂળભૂત જરૂરી જરૂરિયાતોથી વધારે નિસાબ પ્રમાણે થઈ જાય, એનાથી ઓછો માલ હોય તો તે પણ મિસ્કીનની વ્યાખ્યામાં સામેલ છે, જે લોકોને આ આયતમાં مَسَاكِيْن (મસાકીન) કહેવામાં આવ્યા છે તેમની પાસે ઓછામાં ઓછી એક નાવ તો હતી જ જેની કિંમત નિસાબના પ્રમાણ કરતા ઓછી ન હતી, પરંતુ કારણ કે તે પોતાના જરૂરી જીવનનિર્વાહનો ખર્ચ કમાવામાં લાગેલી હતી એટલા માટે તેમને પણ "મસાકીન" જ કહેવામાં આવ્યા.

*(મઝહરી)*

مَلِكٌ يَّاْخُذُ كُلَّ سَفِيْنَةٍ غَصْبًا બગવી (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે આ નાવ જે દિશામાં જઈ રહી હતી ત્યાં એક જાલિમ રાજા હતો જે ત્યાંથી પસાર થનારા વહાણોને બળજબરીથી ઝૂંટવી લેતો

હતો, હઝરત ખિઝર (અલૈ.)એ એ મસ્લિહત હેઠળ નાવનું એક પાટિયું ઉખેડી નાંખ્યું કે તે જાલિમ બાદશાહ આ વહાણને તૂટેલું જોઈને છોડી દે અને આ ગરીબો એ મુસીબતથી બચી જાય. રૉમના બુદ્ધિશાળીએ સાચું જ કહ્યું છે,

گر خضر در بحر کشتی را شکست ؛ صد درستی در شکستِ خضر ہست

જો હઝરત ખિઝર (અલૈ.)એ સમુદ્રમાં વહાણ તોડી નાંખ્યું,
તો એમના તોડવામાં સો સો ભલાઈઓ છુપાયેલી છે.

وَاَمَّا الْغُلَامُ (વઅમ્મલ્ ગુલામુ) તે છોકરો જેને હઝરત ખિઝર (અલૈ.)એ મારી નાંખ્યો તેની હકીકત એવી વર્ણન કરી છે કે આ છોકરાના સ્વભાવમાં કુફ્ર અને માતા-પિતા વિરુદ્ધ બળવાખોરી હતી, તેના માતા-પિતા નેક અને ભલા હતા. હઝરત ખિઝર (અલૈ.)એ ફરમાવ્યું કે અમને ભય હતો કે આ છોકરો મોટો થઈને આ નેક અને ભલા માં-બાપને સતાવશે તથા તકલીફ પહોંચાડશે અને તેમને કુફ્રમાં સંડોવીને માં-બાપ માટે પણ એક ફિત્નો બનશે અને તેની મહોબ્બતમાં માં-બાપનું ઈમાન પણ ખતરામાં પડી જશે.

فَاَرَدْنَآ اَنْ يُّبْدِلَهُمَا رَبُّهُمَا خَيْرًا مِّنْهُ زَكٰوةً وَّاَقْرَبَ رُحْمًا એટલા માટે અમે ઈરાદો કર્યો કે અલ્લાહ તઆલા તે નેક માં-બાપને આ છોકરાના બદલામાં તેનાથી ઉત્તમ અવલાદ આપે જે અમલ અને અખ્લાકમાં પવિત્ર પણ હોય અને માં-બાપના હકો પણ પૂરા કરે.

આ ઘટનામાં خَشِيْنَا (ખશીના) અને اَرَدْنَا (અરદ્‌ના)માં અરબી વ્યાકરણ પ્રમાણે જમઅ્ મુતકલ્લિમ (બહુવચન)ના સેગાનો ઉપયોગ થયો છે, તેનું એક કારણ એ હોઈ શકે છે કે આ ઈરાદો અને ખતરો હઝરત ખિઝર (અલૈ.)એ પોતાના અને અલ્લાહ તઆલા બંને તરફ નિસ્બત કર્યો છે અને એ પણ હોઈ શકે છે કે પોતે પોતાના તરફ તેની નિસ્બત કરી હોય તો પછી اَرَدْنَا (અરદ્‌ના)નો અર્થ એ થશે કે અમે અલ્લાહને દુઆ કરી, કારણ કે કોઈ છોકરાના બદલામાં તેનાથી સારી અવલાદ આપવાનો મા'મલો માત્ર અલ્લાહ તઆલાનું જ કામ છે, તેમાં હઝરત ખિઝર (અલૈ.) કે કોઈ બીજો વ્યક્તિ ભાગીદાર નથી બની શકતો.

અને અત્રે એ શંકા કરવી યોગ્ય નથી કે જો અલ્લાહ તઆલાના જ્ઞાનમાં એ વાત હતી કે આ છોકરો કાફિર થશે અને માં-બાપને પણ ગુમરાહ કરશે તો

પછી આ ઘટના અલ્લાહ તઆલાના જ્ઞાન પ્રમાણે એવી જ બનવી જરૂરી હતી કારણ કે અલ્લાહ તઆલાના જ્ઞાનના વિરુદ્ધ કોઈ વસ્તુ નથી થઈ શકતી.

તેનો જવાબ એ છે કે અલ્લાહના જ્ઞાનમાં ઘટનાનું ઉપસ્થિત થવું શરતની સાથે હતું કે જો આ છોકરો બાલિગ થશે તો કાફિર થશે અને બીજા મુસલમાનો માટે પણ ખતરો બનશે, પછી કારણ કે તેને બાલિગ (પુખ્ત વયનો) થતાં પહેલાં મારી નાંખવામાં આવ્યો તો જે ઘટના બની તે અલ્લાહના જ્ઞાનના વિરુદ્ધ નથી.

*(મઝહરી)*

ઈબ્ને અબી શયબા, ઈબ્નુલ મંઝર અને ઈબ્ને અબી હાતિમે અતિય્યહની રિવાયત નકલ કરી છે કે માર્યા ગયેલ છોકરાના માતા–પિતાને અલ્લાહ તઆલાએ તેના બદલે એક પુત્રી આપી, જેના પેટથી એક નબી પેદા થયા અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં છે કે તેમના પેટથી બે નબી પેદા થયા, અમુક રિવાયતમાં છે કે તેમના પેટથી પેદા થનાર નબી દ્વારા અલ્લાહ તઆલાએ એક મોટી ઉમ્મતને હિદાયત આપી.

وَتَحْتَهٗ كَنْزٌ لَّهُمَا આ ખજાનો જે યતીમ બાળકો માટે દિવાલ નીચે દટાયેલો હતો તેના વિશે હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)એ રસૂલે કરીમ ﷺથી આ રિવાયત કરી છે કે તે સોના અને ચાંદીનો જથ્થો હતો.

*(રવાહુલ તિરમિઝી વલ હાકિમ વ સહીહહ્ અજ મઝહરી)*

ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, સોનાની એક તખ્તી હતી જેના ઉપર નીચે પ્રમાણેની શિખામણના શબ્દો લખવામાં આવ્યા હતા. આ રિવાયત હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.)થી રાવીઓના ક્રમ દ્વારા રસૂલુલ્લાહ ﷺથી નકલ કરી છે. (કુર્તુબી)

(૧) બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

(૨) તાજ્જુબ છે તે વ્યક્તિ ઉપર જે તકદીર ઉપર ઈમાન ધરાવે છે પછી ગમગીન શા માટે થાય છે ?

(૩) તાજ્જુબ છે તે વ્યક્તિ ઉપર જે એવું ઈમાન ધરાવે છે કે રોજીનો જવાબદાર અલ્લાહ તઆલા છે, પછી જરૂરતથી વધારે તકલીફ ઉઠાવી વ્યર્થ પ્રકારના પ્રયત્નોમાં કેમ લાગે છે ?

(૪) તાજ્જુબ છે તે વ્યક્તિ ઉપર કે જે મોત ઉપર ઈમાન ધરાવે છે, પછી કઈ રીતે ખુશીઓ મનાવે છે ?

(૫) તાજ્જુબ છે તે વ્યક્તિ ઉપર જે આખિરતના હિસાબ ઉપર ઈમાન ધરાવે છે, પછી ગફલતથી કઈ રીતે વર્તે છે ?

(૬) તાજ્જુબ છે તે વ્યક્તિ ઉપર જે દુનિયાને અને તેના પરિવર્તનોને જાણે છે, પછી કઈ રીતે તેના ઉપર સંતોષ પામીને બેસે છે ?

(૭) લા-ઈલાહા ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ (ﷺ).

**માતા-પિતાની નેકીનો લાભ અવલાદ અને પેઢી દર પેઢી પણ પહોંચે છે**

وَكَانَ اَبُوْهُمَا صَالِحًا તેમાં ઈશારો છે કે યતીમ બાળકો માટે દટાયેલા ખજાનાની રક્ષણની વ્યવસ્થા હઝરત ખિઝર (અલૈ.) દ્વારા એટલા માટે કરવામાં આવી હતી કે તે યતીમ બાળકોનો પિતા કોઈ અલ્લાહનો નેક અને સ્વીકૃતિપ્રાપ્ત બંદો હતો, એટલા માટે અલ્લાહ તઆલાએ તેની તમન્ના પૂરી કરવા તેની અવલાદને લાભ પહોંચાડવા માટે આવી વ્યવસ્થા કરી. મુહમ્મદ બિન મુન્કદિર (રહ.) ફરમાવે છે કે અલ્લાહ તઆલા એક બંદાની નેકી અને તેની આવડતના કારણે તેની અવલાદ અને અવલાદની અવલાદ અને તેના કુટુંબની અને તેની આસપાસના મકાનોની હિફાઝત કરે છે. *(મઝહરી)*

કુર્તુબીમાં છે કે હઝરત શિબલી (રહ.) ફરમાવ્યા કરતા હતા કે આ શહેર અને સમગ્ર વિસ્તાર માટે સલામતી થાય, જ્યારે તેમની વફાત થઈ ગઈ તો તેમના દફન થતાં જ દયલમના કાફિરોએ દજલા નદી પાર કરીને બગદાદ ઉપર કબ્જો કરી લીધો, તે સમયે લોકોના મુખે એ હતું કે અમારા ઉપર બે પ્રકારની મુસીબત પડી છે, એક શિબલી (રહ.)નું મૌત અને બીજું દયલમનો કબ્જો.

*(કુર્તુબી, પેજ : ૨૬, જિલ્દ : ૧૧)*

તફસીરે મઝહરીમાં છે કે આ આયતમાં એ બાજુ પણ ઈશારો છે કે, લોકોએ પણ ઉલમા અને નેક લોકોની અવલાદની ત્યાં સુધી દેખરેખ રાખવી જોઈએ અને તેમના ઉપર દયાભાવ રાખવો જોઈએ જ્યાં સુધી કે તેઓ બિલકુલ જ કુફ્ર તથા ખરાબ અને દુષ્ટ કૃત્યોમાં પોતે ન સંડોવાઈ જાય, એટલે કે જો તે આવા કૃત્યોમાં સંડોવાય તો તેમનો સાથ છોડી દે.

اَنۡ یَّبۡلُغَآ اَشُدَّهُمَا શબ્દ اَشُدَّ (અશુદ) એ شِدَّةٌ (શિદત્)નું બહુવચન છે, તેનો ભાવાર્થ "શક્તિ" છે અને તે ઉંમર જેમાં માણસ પોતાની સમગ્ર શક્તિ અને પોતાના ભલા–બુરા ઉપર પોતે કાબૂ ધરાવતો થઈ જાય છે. અબૂ હનીફહ (રહ.)ના મતે તે પચ્ચીસ વર્ષની ઉંમર છે અને અમુક લોકોએ ફરમાવ્યું, ચાલીસ વર્ષની ઉંમર છે, કારણ કે કુર્આને કરીમમાં છે, حَتّٰی اِذَا بَلَغَ اَشُدَّهٗ وَبَلَغَ اَرۡبَعِیۡنَ سَنَةً (અલ અહ્કાફ–૪૬ : ૧૫) *(મઝહરી)*

**પયગમ્બરી વાક્છટા તથા શિસ્તનું એક ઉદાહરણ :**

આ ઉદાહરણ સમજવા માટે પ્રથમ એ વાત સમજી લેવી જરૂરી છે કે દુનિયામાં કોઈ સારું અથવા ખરાબ કામ અલ્લાહ તઆલાની મરજી અને ઈરાદા વિના નથી થઈ શકતું, ભલાઈ અને બુરાઈ બધી જ તેની મખ્લૂક અને તેના ઈરાદા તથા ઈચ્છાના આધીન હોય છે, જે કાર્યોને ખરાબ અથવા અધમ સમજવામાં આવે તે ખાસ વ્યક્તિ અને ખાસ પરિસ્થિતિના આધારે ચોક્કસ ખરાબ અને અધમ કહેડાવવાના હકદાર હોય છે પરંતુ સમગ્ર વિશ્વ અને વિશ્વની પ્રકૃતિ માટે બધું જરૂરી અને અલ્લાહની મખ્લૂક માટે બધી ભલાઈ જ ભલાઈ હોય છે. આ બધી બાબતો હિકમત ઉપર આધારિત હોય છે (જરૂરી નથી કે બધાની સમજમાં આવી શકે).

کوئی بُرا نہیں قدرت کے کارخانے میں

ખુલાસો એ છે કે જે આફતો અને દુર્ઘટનાઓ દુનિયામાં બનતી રહે છે તે અલ્લાહ તઆલાની ઈચ્છા અને ઈરાદા વિના નથી થઈ શકતી, આ આધારે દરેક ભલાઈ અને બુરાઈનો સંબંધ પણ અલ્લાહ તઆલા તરફ હોઈ શકે છે પરંતુ વાસ્તવિકતા એ છે કે અલ્લાહ તઆલાના સર્જનના આધારે કોઈ બુરાઈ એ બુરાઈ હોતી જ નથી, એટલા માટે સભ્યતાનો તકાદો એ જ છે કે બુરાઈનો સંબંધ અલ્લાહ તઆલા તરફ કરવામાં ન આવે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના વાક્યો જે કુર્આને કરીમમાં ઉપસ્થિત છે وَالَّذِیۡ هُوَ یُطۡعِمُنِیۡ وَیَسۡقِیۡنِ وَاِذَا مَرِضۡتُ فَهُوَ یَشۡفِیۡنِ (૨૬:૭૯–૮૦) તે જ તા'લીમ અને શિસ્તનું શિક્ષણ આપે છે કે ખવાડવા–પીવાડવાનો સંબંધ અલ્લાહ તઆલા સાથે જોડ્યો, પછી બીમારીના વખતે શીફા આપવાનો સંબંધ પણ તેની જ સાથે જોડ્યો, વચ્ચે બીમાર થવાને

પોતાની તરફ નિસ્બત કરીને કહ્યું, وَاِذَا مَرِضۡتُ فَهُوَ يَشۡفِيۡنِ એટલે કે, "જ્યારે હું બીમાર થઈ જાઉં છું તો અલ્લાહ તઆલા મને શીફા આપે છે." એવું નથી કહ્યું કે "જ્યારે તે મને બીમાર કરે છે તો શીફા પણ આપે છે."

હવે હઝરત ખિઝર (અલૈ.)ની વાતચીત ઉપર વિચાર કરો, તેમણે જ્યારે નાવ તોડવાનો ઈરાદો કર્યો તો તેઓ કારણ કે તે કૃત્ય જાહેરમાં એક ખરાબ કામ અને બુરાઈ છે તો તેના ઈરાદાનો સંબંધ પોતાની સાથે જોડીને કહ્યું, اَرَدۡتُّ(અરદ્તુ) પછી છોકરાને કતલ કરવાનું અને તેના બદલામાં તેનાથી સારી અવલાદ આપવાનું વર્ણન કર્યું તો તેમાં કતલ કરવું તો એક બુરાઈ હતી અને બદલામાં ઉત્તમ અવલાદ આપવી એક ભલાઈ હતી, બંને સંયુક્ત કાર્યો હોવાના કારણે અહીંયાં બહુવચનના સર્વનામ દ્વારા ફરમાવ્યું, اَرَدۡنَـــا (અરદ્ના) એટલે કે, "અમે ઈરાદો કર્યો" જેથી તેમાં જેટલી પણ જાહેર બુરાઈ છે તે પોતાના તરફ અને જેટલી ભલાઈ છે તે અલ્લાહ તરફ જોડવામાં આવી. ત્રીજી ઘટનામાં દિવાલ ઊભી કરીને યતીમોનો માલ સુરક્ષિત કરી દેવો બિલકુલ ભલાઈ જ ભલાઈ છે તો તેની નિસ્બત સંપૂર્ણ અલ્લાહ તઆલા તરફ કરીને ફરમાવ્યું, فَـــــــــاَرَادَرَبُّكَ (ફ–અરાદ રબ્બુક) એટલે કે "તમારા પરવરદિગારે ઈરાદો કર્યો."

**હઝરત ખિઝર (અલૈ.) જીવીત છે કે તેમની વફાત થઈ ચૂકી છે :**

કુર્આને કરીમમાં હઝરત ખિઝર (અલૈ.)ની જે ઘટના વર્ણન થઈ છે તેને એ બાબત સાથે કોઈ સંબંધ નથી કે હઝરત ખિઝર (અલૈ.) આ ઘટના પછી વફાત પામ્યા અથવા જીવીત રહ્યા, એટલા માટે કુર્આન અને સુન્નતમાં એના વિશે કોઈ સ્પષ્ટ વાત જોવા મળતી નથી. અમુક રિવાયતો અને નિશાનીઓ દ્વારા તેમના હજુ સુધી જીવંત હોવાની જાણ થાય છે, અમુક રિવાયતોમાંથી તેની વિરુદ્ધ જાણકારી પણ મળે છે એટલા માટે આ બાબતે હંમેશા ઉલમાનો અભિપ્રાય વિરોધાભાસી રહ્યો છે, જે લોકો તેઓ હયાત હોવાનું માને છે તેમની દલીલ એક તો એ રિવાયત છે જેને હાકિમે મુસ્તદરકમાં હઝરત અનસ (રદિ.) દ્વારા નકલ કરી છે કે, જ્યારે રસૂલે કરીમ ﷺની વફાત થઈ તો એક વ્યક્તિ કાળી–સફેદ દાઢીવાળો દાખલ થયો અને લોકોના સમૂહને ફાંદતો અંદર પહોંચી ગયો અને રડવા લાગ્યો, પછી સહાબએ કિરામ (રદિ.) તરફ કેન્દ્રિત થયો અને આ વાક્યો કહ્યા,

اِنَّ فِی اللّٰهِ عَزَاءً مِّنْ كُلِّ مُصِيْبَةٍ وَعِوَضًا مِّنْ كُلِّ فَائِتٍ وَخَلَفًا مِّنْ كُلِّ هَالِكٍ فَاِلَی اللّٰهِ فَاَنِيْبُوْا وَاِلَيهِ فَارْغَبُوْا فَاِنَّمَا الْمَحْرُوْمُ مَنْ حُرِمَ الثَّوَابَ

*"ખરેખર અલ્લાહની બારગાહમાં દરેક મુસીબતની સામે સહનશક્તિ (ધૈર્ય) છે અને દરેક લઈ લેવામાં આવેલ વસ્તુનો બદલો છે અને તે (અલ્લાહ) જ સાચી સારસંભાળ લેનાર છે, માત્ર તે જ દરેક મૃત્યુ પામનારનો નાયબ છે. બસ, અલ્લાહ તરફ પાછા ફરો, માત્ર તેના જ તરફ ધ્યાન આકર્ષિત કરો કારણ કે, વંચિત તે વ્યક્તિ છે જે મુસીબત સહન કરવાના બદલાથી વંચિત રહી ગયો."*

આ આવનાર વ્યક્તિ આ વાક્યો કહીને રવાના થઈ ગયો તો હઝરત અબૂબક્ર (રદિ.)એ હઝરત અલી મુર્તઝા (રદિ.)ને ફરમાવ્યું કે આ ખિઝર (અલૈ.) હતા. આ રિવાયતને જઝરીએ "હિસ્નેહસીન"માં પણ નકલ કરી છે જેની શરત એ છે કે માત્ર સહીહ અને પ્રમાણભૂત રિવાયતો તેમાં નોંધવામાં આવી છે.

સહીહ મુસ્લિમની હદીષમાં છે કે દજ્જાલ મદીના તય્યિબહની પાસે એક સ્થળ સુધી પહોંચશે તો મદીનામાંથી એક વ્યક્તિ તેના મુકાબલામાં નીકળશે જે તે સમયે બધા માણસોમાં સૌથી સારો હશે અથવા સારા લોકોમાંથી હશે, અબૂ ઈસ્હાકે ફરમાવ્યું કે તે વ્યક્તિ હઝરત ખિઝર (અલૈ.) હશે. *(કુર્તુબી)*

ઈબ્ને અબીદુનિયાએ "કિતાબુલ હવાતીફ"માં સનદ સાથે નકલ કર્યું છે કે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ હઝરત ખિઝર (અલૈ.) સાથે મુલાકાત કરી ત્યારે હઝરત ખિઝર (અલૈ.)એ તેમને એક દુઆ બતાવી કે જેને તેઓ દરેક નમાઝ પછી પઢ્યા કરે, તેના માટે મહાન સવાબ અને મગફિરત તથા રહમત છે, તે દુઆ આ પ્રમાણે છે.

يَامَنْ لَا يُشْغِلُهُ سَمْعٌ عَنْ سَمْعٍ وَيَامَنْ لَا تُغْلِطُهُ الْمَسَائِلُ وَيَامَنْ لَا يَبْرَمُ مِنْ اِلْحَاحِ الْمُلِحِّيْنَ اَذِقْنِیْ بَرْدَعَفْوِکَ وَحَلَاوَةَ مَغْفِرَتِکَ، (قُرْطُبِی)

*"હે તે હસ્તી ! જેને એક વાત સાંભળવી બીજી વાત સાંભળવાથી અટકાવતી નથી અને હે તે હસ્તી ! જેને એકી સાથે થનારા (લાખો–કરોડો) સવાલોમાં કોઈ ભૂલ નથી થતી અને હે તે હસ્તી ! જે દુઆઓમાં આજિઝી અને વિનંતી*

*કરવાથી અથવા તો વારંવાર કહેવાથી કંટાળી નથી જતી, મને પોતાની દયા અને કૃપાની મજા ચખાડી આપ અને પોતાની મગફિરતનો સ્વાદ નસીબ ફરમાવ.''* *(કુર્તુબી)*

પછી આ જ કિતાબમાં આ જ પ્રમાણેની આ ઘટના અને આ જ દુઆ હઝરત ખિઝર (અલૈ.) સાથે મુલાકાતના પ્રસંગમાં હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની પણ નકલ કરી છે. *(કુર્તુબી)*

એ જ પ્રમાણે અવલિયાએ ઉમ્મતમાં હઝરત ખિઝર (અલૈ.)ના અનેક પ્રસંગો નકલ થયા છે.

અને જે લોકો હઝરત ખિઝર (અલૈ.)ને હયાત હોવાનું સ્વીકારતા નથી તેમની મોટી દલીલ એ હદીષથી છે જે સહીહ મુસ્લિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી નકલ થઈ છે. તેઓ ફરમાવે છે કે એક રાત્રે રસૂલે કરીમ ﷺએ ઈશાની નમાઝ પોતાની અંતિમ જિંદગીમાં પઢાવી સલામ ફેરવ્યા પછી આપ ﷺ ઊભા થયા અને આ શબ્દો કહ્યા,

اَرَأَيْتَكُمْ لَيْلَتَكُمْ هٰذِهٖ فَاِنَّ عَلٰى رَأْسِ مِائَةِ سَنَةٍ مِنْهَا لَايَبْقٰى مِمَّنْ هُوَ عَلٰى ظَهْرِ الْاَرْضِ اَحَدٌ،

*''શું તમે પોતાની આજની આ રાતને જોઈ રહ્યા છો આ રાતના સો વર્ષો પસાર થયા પછી કોઈપણ વ્યક્તિ તેમનામાંથી જીવીત ન રહેશે જે આજે જમીન ઉપર છે.''*

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ આ રિવાયત નકલ કરીને ફરમાવ્યું કે, આ રિવાયત વિશે લોકો અનેક વાતો કર્યા કરે છે પરંતુ રસૂલે કરીમ ﷺનો ભાવાર્થ એ હતો કે સો વર્ષ પછી આ યુગ સમાપ્ત થઈ જશે.

આ રિવાયત મુસ્લિમમાં હઝરત જાબીર ઈબ્ને અબ્દુલ્લાહથી પણ લગભગ આ જ શબ્દો સાથે નકલ થઈ છે પરંતુ અલ્લામહ કુર્તુબી (રહ.)એ આ રિવાયત નકલ કર્યા પછી ફરમાવ્યું કે તેમાં તે લોકો માટે કોઈ દલીલ નથી જેઓ હઝરત ખિઝર (અલૈ.)ના હયાત હોવાને ખોટું કહે છે, કારણ કે આ રિવાયતમાં સમગ્ર માનવજાત માટે સામાન્યપણાના શબ્દો છે અને સામાન્યપણાને પણ ખૂબ નક્કર રીતે સામાન્ય હોવાનું બતાવવામાં આવ્યું છે પરંતુ તો પણ તેમાં ''નસ''

નથી કે આ સામાન્યપણામાં સમગ્ર માનવજાતિ સામેલ જ હોય, કારણ કે માનવજાતિમાં તો હઝરત ઈસા (અલૈ.) પણ છે જેમની ન તો વફાત થઈ છે અને ન જ કતલ કરવામાં આવ્યા છે. એટલા માટે જાહેર એ જ છે કે હદીષના શબ્દો عَلَى الْاَرْضِ (અલલ્ અરદિ)માં "અલિફ-લામ" એ અહદ છે (જેમને સંબોધન કરવામાં આવે છે તેની સાથે સરખાપણાનો અંગૂલીનિર્દેશ કરે છે) અને તેના اَرْض (અર્દ)નો ભાવાર્થ "અર્દે અરબ" એટલે કે "અરબની ભૂમિ" છે જેમાં "અર્દે યાઝૂઝ વ માઝૂઝ" અને પૂર્વીય ભૂ-ભાગ તથા અન્ય ટાપુઓ કે જેમનું નામ પણ અરબોએ તે વખતે સાંભળ્યું નહિ હોય તેમાં સામેલ નથી. આ અલ્લામહ કુર્તુબી (રહ.)નું સંશોધન છે.

એ જ પ્રમાણે અમુક લોકોએ ખત્મે નુબુવ્વતના મસ્અલાથી હઝરત ખિઝર (અલૈ.)ની હયાતને વિપરીત સમજ્યું છે, તેનો જવાબ પણ દેખીતો છે કે જે પ્રમાણે હઝરત ઈસા (અલૈ.)ની જિંદગી ખત્મે નુબુવ્વતથી વિપરીત નથી એ જ પ્રમાણે હઝરત ખિઝર (અલૈ.)ની જિંદગી પણ એવી જ હોઈ શકે છે.

અમુક લોકોએ હઝરત ખિઝર (અલૈ.)ની જિંદગી ઉપર શંકા કરી છે કે જો તે રસૂલે કરીમ ﷺના સમયગાળામાં મોજૂદ હોત તો તેમના માટે જરૂરી હતું કે તેઓ આપ ﷺની સેવામાં હાજર થયા હોત અને તેમના તાબે થઈને ઈસ્લામની સેવાઓમાં પ્રવૃત્ત થયા હોત, કારણ કે હદીષમાં ઈરશાદ છે, لَوْ كَانَ مُوْسٰى حَيًّا لَمَا وَسِعَهٗ اِلَّا اتِّبَاعِىْ એટલે કે, જો હઝરત મૂસા (અલૈ.) આજે (કદાચ) જીવતા હોત તો તેમણે પણ મારું જ અનુસરણ કરવું પડયું હોત. (કારણ કે મારા આવવાથી દીને મૂસવી મન્સૂખ-રદ થઈ ચૂક્યો છે) પરંતુ એ પણ કોઈ મુશ્કેલ વાત નથી કે હઝરત ખિઝર (અલૈ.)નું જીવન તથા તેમની નુબુવ્વત સામાન્ય અંબિયાઓની નુબુવ્વત કરતાં ભિન્ન પ્રકારની હોય, તેમને તક્વીની સેવાઓ અલ્લાહ તઆલા તરફથી સોંપવામાં આવી છે, તેના માટે તેઓ મખ્લૂકથી અલગ રહીને પોતાના કાર્યો ઉપર નિયુક્ત છે. રહી શરીઅતે મુહમ્મદિય્યહના અનુસરણની વાત તો તેમણે પોતાનો અમલ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺ અનુસાર શરૂ કરી દીધો હોઈ શકે છે. વલ્લાહુ અઅ્લમુ.

અબૂ હય્યાને તફસીરે બહરે મુહીતમાં વિવિધ બુઝૂર્ગોની ઘટનાઓ હઝરત ખિઝર (અલૈ.) સાથે મુલાકાત થયાની પણ નકલ કરી છે પરંતુ સાથે આ પણ ફરમાવ્યું છે,

وَالْجُمْهُوْرُ عَلٰى اَنَّهٗ مَاتَ، (بَحرِ مُحِیطْ، ص۱۴۷ ج۲)

*"જમહૂર ઉલમાનો અભિપ્રાય છે કે ખિઝર (અલૈ.)ની વફાત થઈ ગઈ છે."*

તફસીરે મઝહરીમાં હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ ફરમાવ્યું છે કે બધી જ શંકાઓનો હલ એમાં છે કે હઝરત સય્યિદ અહમદ સરહિન્દી મુજદ્દીદ અલ્ફે ષાની (રહ.)એ પોતાના કશ્ફથી ફરમાવ્યું છે, તે એ કે મેં પોતે હઝરત ખિઝર (અલૈ.)ની બાબતને કશ્ફની પરિસ્થિતિમાં પૂછી, તેમણે ફરમાવ્યું કે હું અને ઈલ્યાસ (અલૈ.) અમે બંને જીવતા નથી પરંતુ અલ્લાહ તઆલાએ અમને એવી શક્તિ આપી છે કે અમે સજીવન વ્યક્તિઓની શકલમાં રૂપ બદલીને લોકોને વિવિધ સ્વરૂપે મદદ કરીએ છીએ. (વલ્લાહુ સુબ્હાનહુ વ તઆલા અઅ્‌લમુ)

આ બાબતે પ્રથમ લખી ચૂક્યો છું કે હઝરત ખિઝર (અલૈ.)ની મોત અને જિંદગીથી આપણી કોઈ અકાઈદી માન્યતા અથવા કોઈ અમલ સંબંધિત મસ્અલો જોડાયેલો નથી, એટલા માટે કુર્આન અને સુન્નતમાં તેના વિશે કોઈ ખુલાસો કે સ્પષ્ટતા કરવામાં નથી આવી, તેથી આપણે એનાથી વધારે બહસ અને સંશોધનમાં પડવાની કોઈ આવશ્યકતા નથી અને ન જ કોઈ એક બાજુનો વિશ્વાસ રાખવો આપણા માટે જરૂરી છે પરંતુ કારણ કે મસ્અલો સામાન્ય જનતા સુધી ચાલ્યો છે એટલા માટે પ્રસ્તુત વિગતો વર્ણન કરી દેવામાં આવી છે.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૮૩ થી ૮૮)

وَيَسْـَٔلُوْنَكَ عَنْ ذِي الْقَرْنَيْنِ ؕ قُلْ سَاَتْلُوْا عَلَيْكُمْ مِّنْهُ ذِكْرًا ﴿۸۳﴾ اِنَّا مَكَّنَّا لَهٗ
فِي الْاَرْضِ وَاٰتَيْنٰهُ مِنْ كُلِّ شَيْءٍ سَبَبًا ﴿۸۴﴾ فَاَتْبَعَ سَبَبًا ﴿۸۵﴾ حَتّٰۤى اِذَا بَلَغَ مَغْرِبَ
الشَّمْسِ وَجَدَهَا تَغْرُبُ فِيْ عَيْنٍ حَمِئَةٍ وَّوَجَدَ عِنْدَهَا قَوْمًا ؕ قُلْنَا يٰذَا الْقَرْنَيْنِ
اِمَّاۤ اَنْ تُعَذِّبَ وَاِمَّاۤ اَنْ تَتَّخِذَ فِيْهِمْ حُسْنًا ﴿۸۶﴾ قَالَ اَمَّا مَنْ ظَلَمَ فَسَوْفَ
نُعَذِّبُهٗ ثُمَّ يُرَدُّ اِلٰى رَبِّهٖ فَيُعَذِّبُهٗ عَذَابًا نُّكْرًا ﴿۸۷﴾ وَاَمَّا مَنْ اٰمَنَ وَعَمِلَ صَالِحًا
فَلَهٗ جَزَآءَ ۨالْحُسْنٰى ۚ وَسَنَقُوْلُ لَهٗ مِنْ اَمْرِنَا يُسْرًا ﴿۸۸﴾

## તરજુમો :

*અને તમને ઝુલ્કરનૈન વિશે પૂછે છે; કહો, હવે તમારી સામે તેનો કંઈક અહેવાલ પઢું છું. (૮૩) અમે તેને પ્રદેશમાં જમાવ્યો હતો અને અમે તેને દરેક વસ્તુનો સબબ (સામાન) આપ્યો હતો. (૮૪) પછી એક સબબ (સામાન)ની પાછળ પડયો. (૮૫) એટલે સુધી કે જ્યારે સૂરજ ડૂબવાના સ્થળે પહોંચ્યો જોયું કે તે એક દલદલની નદી (Miry Spring)માં ડૂબે છે અને તેની પાસે લોકોને જોયા; અમે કહ્યું, હે ઝુલ્કરનૈન ! યા તો તું લોકોને તકલીફ઼ (સજા) આપ અથવા તેમની સાથે ભલાઈ કર. (૮૬) બોલ્યો, જે કોઈ અન્યાયી (જુલ્મી) હશે બસ અમે તેને સજા આપીશું પછી પોતાના પરવરદિગાર પાસે પાછો વળશે, તે તેને બુરો અઝાબ આપશે. (૮૭) અને જે કોઈ ઈમાન લાવ્યો અને તેણે ભલું કામ કર્યું બસ તેનો બદલો ભલાઈ છે અને અમે તેને પોતાના કામમાં સરળતાનો હુકમ આપીશું. (૮૮)*

## તફ઼સીર :

### ઝુલ્કરનૈનની પહેલી મુસાફ઼રી :

અને (હે નબી ﷺ !) તમને ઝુલ્કરનૈનની હાલત વિશે પૂછે છે (આ પૂછવાનું કારણ એ લખ્યું છે કે તેનો ઈતિહાસ લગભગ ભૂલાઈ ચૂક્યો હતો અને એટલા માટે આ કિસ્સાના જે વિભાગો કુર્આનમાં ઉપસ્થિત નથી કે તે અસલ કિસ્સા કરતા વધારે હતા તે વિભાગો વિશે આજ સુધી ઈતિહાસકારોમાં સખત મતભેદ જોવા મળે છે, એ જ કારણે મક્કાના કુરૈશે મદીનાના યહૂદીઓની સલાહથી આ કિસ્સાને પ્રશ્ન કરવા માટે નક્કી કર્યો હતો એટલા માટે આ ઘટનાની વિગતો જે કુર્આનમાં ઉપસ્થિત છે તે નબીએ કરીમ ﷺની નુબુવ્વતની સ્પષ્ટ દલીલ છે) તમે કહી આપો કે હું તેનો અહેવાલ પણ તમારી સામે વર્ણન કરું છું (આગળ અલ્લાહ તઆલા તરફ઼થી તે ઘટનાનો અહેવાલ વર્ણન થયો કે ઝુલ્કરનૈન એવો શક્તિશાળી બાદશાહ થઈ ચૂક્યો છે કે) અમે તેને પૃથ્વી ઉપર સત્તા આપી હતી અને અમે તેને દરેક પ્રકારનો (પૂરતો) સામાન આપ્યો હતો (જેનાથી તે પોતાની શાહી યોજનાઓ પૂર્ણ કરી શક્યો) એટલા માટે તે (પશ્ચિમના પ્રદેશોની વિજયયાત્રા માટે) એક માર્ગ ઉપર ચાલ્યો (અને મુસાફ઼રી કરવાનું શરૂ કર્યું)

એટલે સુધી કે જ્યારે (મુસાફરી કરતાં કરતાં વચ્ચે આવતા શહેરો ઉપર વિજય પ્રાપ્ત કરતો કરતો) સૂર્ય આથમવાના સ્થળ (એટલે કે પશ્ચિમની અંતિમ આબાદીઓ અને વસ્તીઓ) ઉપર પહોંચ્યો તો સૂર્ય તેમને એક કાળા પાણીમાં ડૂબતો દેખાયો (તેનો ભાવાર્થ એ છે કે લગભગ કોઈ સમંદર છે કે તેનું પાણી મોટા ભાગે કાળા રંગનું નજરે પડે છે અને જો કે સૂર્ય વાસ્તવમાં સમુદ્રમાં નથી ડૂબતો પરંતુ તે ક્ષિતિજની આગળ નજર નથી પહોંચતી માટે તે સૂર્ય તે સમુદ્રમાં જ ડૂબતો હોય એવો ભાસ થયો હશે) અને આ સ્થળે તેમણે એક કોમ જોઈ (જેના કાફિર હોવા ઉપર આગલી આયત اَمَّا مَنْ ظَلَمَ દલીલ કરે છે), અમે (ઈલ્હામના સ્વરૂપે અથવા તે સમયના કોઈ પયગમ્બરના માધ્યમ દ્વારા) એવું કહ્યું કે હે ઝુલ્કરનૈન ! (આ કોમ વિશે તને બે અધિકાર છે) ચાહે તો (તેમને શરૂઆતથી જ કતલ વગેરે દ્વારા) શિક્ષા આપ, ચાહે તો તેમના વિશે નરમીનો વર્તાવ અપનાવ (એટલે કે તેમને ઈમાનની દા'વત આપ પછી ન માને તો કતલ કરી નાંખ અને દા'વત વિના શરૂઆતમાં કતલ કરવાનો અધિકાર કદાચ એટલા માટે આપવામાં આવ્યો હોય કે તેમને તેના અગાઉ કોઈના દ્વારા ઈમાનની દા'વત પહોંચી ચૂકી હશે પરંતુ બીજા સ્વરૂપે એટલે કે પ્રથમ દા'વત પછી કત્લ કરવાનું બહેતર હોવાનો ઈશારો આપી વર્ણન કર્યું કે આ બીજું સ્વરૂપ એટલે કે ભલાઈથી વર્તન કરવાનું ફરમાવ્યું છે) ઝુલ્કરનૈને કહ્યું કે (હું બીજા સ્વરૂપને જ અપનાવીને પ્રથમ તેમને ઈમાનની દા'વત આપીશ) પરંતુ (ઈમાનની દા'વત પછી) જો જાલિમો (એટલે કે તેઓ કાફિરો જ) રહેશે બસ તો અમે લોકો તેમને (કત્લ વગેરેની) શિક્ષા આપીશું (અને આ સજા તો દુનિયામાં થશે) પછી તે (મૃત્યુ પછી) પોતાના હકીકી માલિકની પાસે પહોંચાડી દેવામાં આવશે પછી તે તેને (દોઝખની) સખત સજા આપશે અને જે વ્યક્તિ (ઈમાનની દા'વત પછી) ઈમાન લઈ આવશે અને નેક અમલ કરશે તો તેમના માટે (આખિરતમાં પણ) બદલામાં ભલાઈ મળશે અને અમે પણ (દુનિયામાં) પોતાના વર્તાવમાં તેમને સરળ (અને વિનમ્ર) વાત કહીશું (એટલે કે તેમના ઉપર કોઈ અમલની કઠોરતા અથવા તો મૌખિક સખ્તી કરવામાં નહીં આવે).

## મસ્અલા અને બોધપાઠ :

يَسْـَٔلُوْنَكَ એટલે કે, "તે લોકો તમને સવાલ કરે છે." આ સવાલ

કરનારા લોકો કોણ છે ? રિવાયતોથી જાહેર થાય છે કે તેઓ મક્કાના કુરૈશીઓ હતા જેમને યહૂદીઓએ રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને સચ્ચાઈની પરીક્ષા કરવા માટે ત્રણ પ્રશ્નો બતાવ્યા હતા. એક, રૂહ (પ્રાણ) વિશે, બીજો પ્રશ્ન અસ્હાબે કહફ વિશે અને ત્રીજો પ્રશ્ન ઝુલ્કરનૈન વિશે. તેમાં બે પ્રશ્નોના જવાબ આવી ચૂક્યા છે. હમણા-હમણા અસ્હાબે કહફનો કિસ્સો પસાર થયો છે અને રૂહના પ્રશ્નનો જવાબ પાછલી સૂરતના અંતિમ વિભાગમાં આવી ચૂક્યો છે. અત્રે ત્રીજા પ્રશ્નનો ઉત્તર છે કે ઝુલ્કરનૈન કોણ હતા અને તેમનો કેવી પરિસ્થિતિઓથી સામનો થયો?

*(બહરે મુહીત)*

## ઝુલ્કરનૈન કોણ હતા ? કયા યુગમાં અને કયા દેશમાં અને તેમને ઝુલ્કરનૈન કહેવાનું કારણ શું છે ? :

ઝુલ્કરનૈનનું નામ ઝુલ્કરનૈન કેમ છે ? તેના કારણોમાં અનેક નિવેદનો અને સખત મતભેદો છે. અમુકે કહ્યું કે તેને બે ઝુલ્ફો હતી એટલા માટે તે ઝુલ્કરનૈન કહેવાય છે. અમુકે કહ્યું કે પૂર્વ અને પશ્ચિમના લોકો ઉપર તેની સત્તા હતી એટલા માટે તેનું નામ ઝુલ્કરનૈન રાખવામાં આવ્યું, કોઈએ એવું પણ કહ્યું છે કે તેના માથા ઉપર અમુક એવી નિશાનીઓ હતી જેમકે શિંગડા હોય છે, અમુક રિવાયતોમાં છે કે તેના માથા ઉપર બંને બાજુ વાગેલાનું નિશાન હતું એટલા માટે તેને ઝુલ્કરનૈન કહેવામાં આવ્યા. વલ્લાહુ અઅ્લમુ. પરંતુ એટલી વાત ચોક્કસ છે કે કુર્આને પોતે તેમનું નામ ઝુલ્કરનૈન નથી રાખ્યું બલકે આ નામ યહૂદીઓએ બતાવ્યું, તેઓ આ જ નામથી પ્રખ્યાત હશે. ઝુલ્કરનૈનની ઘટનાના જેટલા વિભાગ કુર્આને કરીમે બતાવ્યા છે તે માત્ર એટલા છે કે,

*"તેઓ એક નેક ન્યાયપ્રિય બાદશાહ હતા જેઓ પૂર્વ અને પશ્ચિમમાં પહોંચ્યા અને તેમના પ્રદેશો ઉપર વિજય પ્રાપ્ત કર્યો અને તેમનામાં ન્યાય અને ઈન્સાફથી રાજ્યશાસન ચલાવ્યું, અલ્લાહ તઆલા તરફથી તેમને દરેક પ્રકારના સાધનો પોતાના હેતુઓને પૂર્ણ કરવા માટે આપવામાં આવ્યા હતા, તેમણે વિજય પ્રાપ્ત કરતાં-કરતાં ત્રણ દિશાઓમાં મુસાફરી કરી. સુદૂર પશ્ચિમ સુધી, સુદૂર પૂર્વ સુધી પછી ઉત્તરમાં પહાડોની હારમાળા સુધી. આ સ્થળે તેમણે બે પહાડની વચ્ચેની ખીણ (ઘાટ)ને ધાતુ પીગળાવી તેને દિવાલ દ્વારા*

*બંધ કરી દીધી, જેનાથી યાજૂજ-માજૂજની વિનાશકારી તારાજીથી આ વિસ્તારના લોકો સુરક્ષિત થઈ ગયા."*

યહૂદીઓએ જે સવાલ રસૂલે કરીમ ﷺની સચ્ચાઈ અને પરીક્ષા લેવા માટે રજુ કર્યો હતો તે આ જવાબથી સંતોષિત થઈ ગયા, તેમણે વધારે પ્રશ્નો ન કર્યા કે તેમનું નામ ઝુલ્કરનૈન કેમ હતું ? તેઓ કયા પ્રદેશના અને કયા સમયકાળમાં હતા ? આથી જાણ થાય છે કે આ સવાલોને પોતે યહૂદીઓએ પણ બિનમહત્ત્વના અને વ્યર્થ સમજ્યા અને એ દેખીતું છે કે કુર્આને કરીમ ઈતિહાસ કે કિસ્સાઓનો માત્ર એટલો જ વિભાગ વર્ણન કરે છે જેનાથી દીન અને દુનિયાનો કોઈ ફાયદો હોય અથવા જેના ઉપર કોઈ જરૂરી વસ્તુને સમજવું અવલંબિત હોય, એટલા માટે ન તો કુર્આને કરીમે આ વસ્તુઓને બતાવી અને ન જ સહીહ હદીષોમાં તેની આ વિગતોનું વર્ણન કરવામાં આવ્યું અને ન જ કુર્આન મજીદની કોઈ આયતોને સમજવી આ વસ્તુઓના જ્ઞાન ઉપર નિર્ભર છે એટલા માટે સલફે સાલિહીન સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ પણ તેના ઉપર કોઈ ખાસ ધ્યાન આપ્યું નથી.

હવે વાત માત્ર ઐતિહાસિક રિવાયતો અથવા હાલની તવરાત અને ઈન્જીલની રહી ગઈ તો એ પણ દેખીતું છે કે હાલની તવરાત અને ઈન્જીલ પણ સતત ફેરફાર થવાથી મૂળ આસમાની કિતાબના સ્વરૂપમાં નથી રહી, તે કિતાબોનું સ્થાન પણ હવે વધારેમાં વધારે એક ઈતિહાસનું જ હોઈ શકે છે અને પ્રાચીન સમયની ઐતિહાસિક રિવાયતો મોટે ભાગે ઈસ્રાઈલી કિસ્સા-કહાણીઓથી ભરેલી પડેલી છે, જેની ન તો કોઈ સનદ છે ન જ કોઈ સમયના બુદ્ધિશાળીઓ અને ફિલોસોફરો નજીક ભરોસાપાત્ર સમજવામાં આવે છે. વિવરણકાર વિદ્વાનોએ આ ઘટનાઓ વિશે જે કંઈ લખ્યું છે બધું તેમના જ ઈતિહાસ અને રિવાયતોનું મિશ્રણ છે એટલા માટે તેમાં અસંખ્ય વિરોધાભાસો છે. યુરોપના લોકોએ તે સમયના ઈતિહાસને ઘણું મહત્ત્વ આપ્યું, તેના ઉપર સંશોધનો અને શોધખોળમાં નિઃસંદેહ ઘણી મહેનત અને સંઘર્ષથી કામ લીધું, પ્રાચીન સમયના અવશેષોના ખોદકામ દ્વારા અને ત્યાંના પ્રાચીન અવશેષો, શીલાલેખો, તામ્રપત્રો વગેરે ભેગા કરીને કોઈ ઘટનાના સમર્થનમાં જે કંઈ પણ પુરાવા અથવા મદદ

મળી શકતી હોય તેમણે લીધી છે પરંતુ પોતે તેનાથી કોઈ ઘટનાને સંપૂર્ણપણે વાંચી નથી શકાતી, તેના માટે તો ઐતિહાસિક રિવાયતો જ આધાર બની ગઈ છે અને આ ઘટનાઓમાં પ્રાચીન સમયની ઐતિહાસિક રિવાયતોની હાલત અત્યારે જાણ થઈ ચૂકી છે કે તે એક વાર્તાથી વધારે કોઈ મોટું સ્વરૂપ ધરાવતી નથી, પ્રાચીન અને આધુનિક તફસીરના વિદ્વાનોએ પણ પોતાની કિતાબોમાં આ રિવાયતોને એક ઐતિહાસિક સ્વરૂપે જ વર્ણન કરી છે જેની સચ્ચાઈ ઉપર કુર્આનનો કોઈ હેતુ કે મકસદ નિર્ભર નથી, અત્રે પણ એ જ સ્વરૂપે આવશ્યકતા અનુસાર લખવામાં આવી રહ્યું છે. આ ઘટનાનું સંપૂર્ણ સંશોધન અને તહકીક મવલાના હિફ્ઝુર્રહમાન સાહબ (રહ.)ની પોતાની કિતાબ "કસસુલ કુર્આન"માં લખવામાં આવી છે, ઇતિહાસનો રસ ધરાવનાર લોકો તેને ત્યાં જોઈ શકે છે.

અમુક રિવાયતોમાં છે કે સમગ્ર દુનિયા ઉપર બાદશાહત અને હુકૂમત કરનારા ચાર બાદશાહો થયા છે, બે મો'મિન અને બે કાફિર. મો'મિન બાદશાહો હઝરત સુલયમાન (અલૈ.) અને ઝુલ્કરનૈન છે તથા કાફિર બાદશાહો નમરૂદ અને બુખ્તે નસર છે.

ઝુલ્કરનૈન વિશે એ આશ્ચર્યજનક સંયોગ છે કે તેના નામથી દુનિયામાં અનેક વ્યક્તિઓ મશહૂર થયા છે અને એ પણ વિસ્મયકારી બાબત છે કે પ્રત્યેક યુગમાં ઝુલ્કરનૈનની સાથે લકબ "સિકંદર" પણ સામેલ છે.

હઝરત મસીહ (અલૈ.)થી લગભગ ત્રણસો વર્ષ પહેલાં એક બાદશાહ સિકંદરના નામથી ખૂબ પ્રખ્યાત અને મશહૂર હતો જેને સિકંદર યુનાની (Alexander of Greek), મક્દુની (Macedonian) અને રૂમ (Roman) વગેરે ઉપનામો (ઇલ્કાબો)થી યાદ કરવામાં આવે છે, જેનો વઝીર અરસ્તુ (Aristotle) હતો અને જેનું યુદ્ધ દારા (Darius) સાથે થયું અને તેને કતલ કરીને તેના દેશ ઉપર વિજય પ્રાપ્ત કર્યો. સિકંદરના નામથી દુનિયામાં મશહૂર થનાર છેલ્લો વ્યક્તિ આ જ હતો, તેના જ કિસ્સા દુનિયામાં વધારે મશહૂર છે. અમુક લોકોએ તેને પણ કુર્આનમાં વર્ણન થયેલ ઝુલ્કરનૈન કહી દીધું છે તે સદંતર ખોટું છે, કારણ કે આ વ્યક્તિ અગ્નિપૂજક મુશ્રિક હતો. કુર્આને કરીમે જે ઝુલ્કરનૈનનું વર્ણન કર્યું છે તેના નબી હોવામાં તો મતભેદો છે પરંતુ મો'મિન

હોવામાં બધાની સહમતી છે અને પોતે કુર્આનની નુસૂસ તેના ઉપર સાક્ષી છે.

હાફિઝ ઈબ્ને કષીરે "અલ બિદાયા વન્નિહાયા"માં હઝરત ઈબ્ને અસાકીર (રહ.)ના હવાલાથી તેનું આખું પેઢીનામું લખ્યું છે જે ઉપર પહોંચીને હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.) સાથે મળે છે અને ફરમાવ્યું કે આ જ તે સિકંદર છે જે ગ્રીક, મેસેડોનિયન કે રૉમન નામોથી પ્રખ્યાત છે જેને પોતાના નામ ઉપર એક શહેર "ઈસ્કન્દરિયા" (Alexandria) વસાવ્યું અને રૉમન ઈતિહાસ તે જ સમયથી ચાલ્યો આવે છે અને આ સિકંદર એ ઝુલ્કરનૈન પહેલા કરતાં એક લાંબા સમય પછી થયો છે તે સમયગાળો બે હજાર વર્ષથી વધારે બતાવવામાં આવે છે. તેણે જ દારાને કતલ કર્યો અને ઈરાનના રાજાઓને પરાજિત કરીને તેમના પ્રદેશ ઉપર વિજય પ્રાપ્ત કર્યો પરંતુ આ વ્યક્તિ મુશ્રિક હતો એટલા માટે કુર્આનમાં જે ઝુલ્કરનૈનનું વર્ણન છે તે આ સિકંદરને ઠરાવવો એ સખત ભૂલ છે. ઈબ્ને કષીરના પોતાના શબ્દો આ પ્રમાણે છે.

فَاَمَّا ذُوالْقَرْنَيْنِ الثَّانِىْ فَهُوَاِسْكَنْدَرُبْنُ فَيْلَبَس بْنِ مَصْرِيْحِ بْنِ بَرْس بْنِ مَيْطُوْنَ بْنِ رُوْمِى بْنِ نَعْطِى بْنِ يُوْنَانَ بْنِ يَافِثٍ بْنِ بُوْنَهُ بِنْ شَرْخُوْنَ بْنِ رُوْمَهُ بِنْ شَرْخَطَ بْنِ تَوْفِيْلَ بْنِ رُوْمِى بْنِ الْاَصْفَرِبْنِ يَقْزَبْنِ الْعِيْصِ بْنِ اِسْحٰقَ بْنِ اِبْرٰهِيْمَ الْخَلِيْلِ عَلَيْهِ الصَّلٰوةُ وَالسَّلَامُ كَذَا نَسَبَهُ الْحَافِظُ ابْنُ عَسَاكِرَ فِىْ تَارِيْخِهِ الْمَقْدُوْنِىُّ الْيُوْنَانِى الْمِصْرِىُّ بَانِى الْاِسْكَنْدَ رِيَّةِ الَّذِىْ يُؤَرَّخُ بِاَيَّامِهِ الرُّوْمُ وَكَانَ مُتَأَخِّرًا عَنِ الْاَوَّلِ بِدَهْرٍ طَوِيْلٍ وَكَانَ هٰذَا قَبْلَ الْمَسِيْحِ بِنَحْوٍمِّنْ ثَلٰثِمَائَةِ سَنَةٍوَّكَانَ اَرَسْطَاطَا لِيْسُ الْفَيْلَسُوْفُ وَزِيْرَهُ وَهُوَالَّذِىْ قَتَلَ دَارَا وَاَذَلَّ مُلُوْكَ الْفُرْسِ وَاَوْطَأَ اَرْضَهُمْ وَاِنَّمَا نَبَّهْنَا عَلَيْهِ لِاَنَّ كَثِيْرًا مِّنَ النَّاسِ يَعْتَقِدُ اَنَّهُمَا وَاحِدٌ وَاَنَّ الْمَذْكُوْرَفِى الْقُرْاٰنِ هُوَالَّذِىْ كَانَ اَرَسْطَاطَا لِيْسُ وَزِيْرَهُ فَيَقَعُ بِسَبَبِ ذٰلِكَ خَطَأٌ كَبِيْرٌ وَفَسَادٌ عَرِيْضٌ طَوِيْلٌ فَاِنَّ الْاَوَّلَ كَانَ عَبْدًامُؤْمِنًاصَا لِحًا وَمَلِكًا عَادِلًا وَكَانَ وَزِيْرُهُ الْخَضِرَوَ قَدْكَانَ نَبِيًّا عَلٰى مَاقَرَّرْنَاهُ قَبْلَ هٰذَا ٥ وَاَمَّا الثَّانِىْ فَكَانَ مُشْرِكًا كَانَ وَزِيْرُهٗ

فَيْلَسُوْفًا وَقَدْ كَانَ بَيْنَ زَمَانَيْهِمَا اَزْيَدُ مِنْ اَلْفَىْ سَنَةٍ فَاَيْنَ هٰذَا مِنْ هٰذَا ○ لَا يَسْتَوِيَانِ وَلَا يَشْتَبِهَانِ اِلَّا عَلٰى غَبِيٍّ لَا يَعْرِفُ حَقَائِقَ الْاُمُوْرِ. (اَلْبِدَايَةُ وَالنِّهَايَةُ ص١٠٦، ج٢)

હદીષ અને ઈતિહાસના ઈમામ હઝરત ઈબ્ને કષીર (રહ.)ની આ તહકીકથી તો એ ગેરસમજ દૂર થઈ ગઈ કે આ સિકંદર એ હઝરત મસીહ (અલૈ.)થી ત્રણસો વર્ષ પહેલાં થઈ ગયો છે અને જેનું દરાયસ અને ઈરાન સાથે યુદ્ધ થયું હતું તથા જેણે એલેક્ઝાન્ડ્રિયા વસાવ્યું છે તે એ ઝુલ્કરનૈન નથી જેનું કુર્આન શરીફમાં વર્ણન આવ્યું છે. આ ગેરસમજ અમુક મોટા તફસીરકારોને પણ થઈ ગઈ છે, અબૂ હય્યાને બહરે મુહીતમાં તથા અલ્લામહ આલૂસીએ રૂહુલ મઆનીમાં તેને જ કુર્આનમાં વર્ણન થયેલ ઝુલ્કરનૈન કહી દીધું છે.

બીજી વાત وَاِنَّهٗ كَانَ نَبِيًّا (વઈન્નહુ કાન નબિય્યન)ના વાક્યથી એ જાણ થઈ કે ઈબ્ને કષીરના મતે તેમના નબી હોવાની સંભાવના વધારે છે, જો કે જમહૂરના મતે મજબૂત અભિપ્રાય એ જ છે જે પોતે ઈબ્ને કષીરે અબૂ તુફૈલથી હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુની રિવાયત નકલ કરી છે કે ન તો તેઓ નબી હતા અને ન જ ફરિશ્તા બલકે એક નેક અને ભલા મુસલમાન હતા, એટલા માટે અમુક ઉલમાએ એવો ખુલાસો કર્યો કે اِنَّهٗ كَانَ (ઈન્નહુ કાન)ની જમીર ઝુલ્કરનૈન તરફ નહીં બલકે હઝરત ખિઝર (અલૈ.) તરફ પ્રબળ છે.

હવે એ સમસ્યા બાકી રહે છે કે તો પછી તે ઝુલ્કરનૈન જેનું વર્ણન કુર્આનમાં છે તે કોણ છે અને કયા યુગમાં થઈ ગયા છે ? તેના વિશે પણ ઉલમાઓના ઘણા બધા વિવિધ પ્રકારના નિવેદનો છે. ઈબ્ને કષીરના મતે તેમનો સમયગાળો ગ્રીકના સિકંદર (મેસૅડોનિયન) કરતાં બે હજાર વર્ષ પહેલાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો સમયગાળો છે અને તેમના વઝીર હઝરત ખિઝર (અલૈ.) હતા. ઈબ્ને કષીર (રહ.)એ "અલ બિદાયા વન્નિહાયા"માં સલફે સાલિહીનથી એ રિવાયત પણ નકલ કરી છે કે ઝુલ્કરનૈન પગપાળા હજ્જ માટે પહોંચ્યા જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને તેમના આવવાની જાણ થઈ તો તેઓએ મક્કાથી બહાર નીકળીને તેમનું સ્વાગત કર્યું અને હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ તેમના માટે દુઆ પણ કરી અને અમુક વસિય્યતો તથા નસીહતો પણ તેમને કરી.

*(અલ બિદાયા, પેજ : ૧૦૮, જિલ્દ : ૨)*

તફસીરે ઈબ્ને કષીરમાં ઝરકીના હવાલાથી નકલ કર્યું છે કે તેમણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે તવાફ કર્યો પછી કુર્બાની કરી.

અબૂ રયહાન બિરૂનીએ પોતાની કિતાબ ''અલ આષારૂલ બાકિયતુ અનિલ કૂરુનિલ ખાલિયહ''માં કહ્યું છે કે આ ઝુલ્કરનૈન જેમનું વર્ણન કુર્આનમાં છે તે અબૂબક્ર ઈબ્ને ષમ્મા ઈબ્ને ઉમર ઈબ્ને ઈફરીકીસ અલ હિમયરી છે, જેણે પૂર્વ અને પશ્ચિમનો વિજય પ્રાપ્ત કર્યો અને તુબ્બા અલ હિમયરી અલ યમનીએ પોતાની શે'રોમાં તેનો ગર્વ પણ કર્યો છે કે મારા દાદા ઝુલ્કરનૈન મુસલમાન હતા, તેની શે'રો આ પ્રમાણે છે.

قَدْ كَانَ ذُوالْقَرْنَيْنِ جَدِّىْ مُسْلِمًا ؛ مَلِكًا عَلَافِى الْاَرْضِ غَيْرَ مُبَعَّدِ

بَلَغَ الْمَشَارِقَ وَالْمَغَارِبَ يَبْتَغِىْ ؛ اَسْبَابَ مُلْكٍ مِّنْ كَرِيْمٍ سَيِّدِ

ઝુલ્કરનૈન મારા દાદા મુસલમાન હતા પૃથ્વી પટ ઉપર બહાદૂર બાદશાહ હતા;
જેમને કોઈ શાસનધૂરાથી હટાવી નથી શક્યું, દેશ માટે સાધન-સામગ્રીની શોધમાં
પૂર્વ-પશ્ચિમ સુધી પહોંચ્યા, તે ઉદાર અને સરદાર હતા.

આ રિવાયત બહરે મુહીતમાં અબૂ હય્યાને નકલ કરી છે. ઈબ્ને કષીરે પણ અલ બિદાયા વન્નિહાયામાં તેનું વર્ણન કર્યા પછી કહ્યું કે આ ઝુલ્કરનૈન તબાબિયહ (તુબ્બાનું બહુવચન) રાજાઓમાંથી પહેલો તુબ્બા (યમનના રાજાઓનો લકબ) છે જેણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની તરફેણમાં બીરે સબ્અ (સાત કૂવા) વિશે ફેંસલો આપ્યો હતો. *(અલ બિદાયા, પેજ : ૧૦૫, જિલ્દ : ૨)*

આ બધી જ રિવાયતોમાં તેમનું વ્યક્તિત્વ, નામ અને પેઢી વિશે ઘણા મતભેદો હોવા છતાં તેમનો સમય હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો યુગ બતાવવામાં આવ્યો છે.

મવલાના હિફ્ઝુર્રહમાન સાહબે પોતાની કિતાબ ''કસસુલ કુર્આન''માં જે ઝુલ્કરનૈન વિશે ઘણી વિગતવાર ચર્ચા કરી છે તેનો ખુલાસો એ છે કે ઝુલ્કરનૈન કે જેમનું વર્ણન કુર્આનમાં આવ્યું છે તે ઈરાનનો તે રાજા છે જેમને યહૂદીઓ દ્વારા ખોરસ, ગ્રીક દ્વારા સાઈરસ અને ફારસના લોકો દ્વારા ગોરસ અને અરબો દ્વારા કૈ-ખુસરો કહેવામાં આવે છે જેનો સમયગાળો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)થી ઘણો

પછી બની ઈસ્રાઈલના નબીઓમાં દાનિયાલ (અલૈ.)નો છે, જે મેસેડોનિયન સિકંદર એટલે કે દરાયસના હત્યારાના સમયગાળાથી નજીક-નજીકનો થઈ જાય છે પરંતુ મવલાના સાહેબે પણ ઈબ્ને કષીર વગેરેની જેમ ઘણી સખ્તીથી એ બાબતનો ઈન્કાર કર્યો છે કે તે મેસૅડોનિયન સિકંદર (અલેક્ઝાન્ડર) કે જેનો વઝીર અરસ્તુ (એરિસ્ટોટલ) હતો તે કુર્આનમાં વર્ણન કરેલ ઝુલ્કરનૈન નથી હોઈ શકતો, તે મુશ્રિક અગ્નિપૂજક હતો અને ઝુલ્કરનૈન તો મો'મિન અને નેક હતા.

મવલાના હિફ્ઝુર્રહમાન સાહેબની તહકીકનો ખુલાસો એ છે કે કુર્આને કરીમની સૂરત બની ઈસ્રાઈલમાં જે બે વખતે બની ઈસ્રાઈલની શરારત અને ફસાદમાં સંડોવાવાનું અને બંને વખતની સજાનું વિગતવાર વર્ણન આવ્યું છે તેમાં બની ઈસ્રાઈલના પ્રથમ વખતની ફસાદના મોકા ઉપર કુર્આન શરીફે જે ફરમાવ્યું છે بَعَثْنَا عَلَيْكُمْ عِبَادًا لَّنَآ اُولِىْ بَاسٍ شَدِيْدٍ فَجَاسُوْا خِلٰلَ الدِّيَارِ એટલે કે, "તમારી ફસાદની સજામાં તમારા ઉપર પોતાના અમુક એવા બંદાઓ જે ઘણી શક્તિ અને દબદબાવાળા છે તેમને થોપી દઈશું, તેઓ તમારા ઘરોમાં ઘુસી જશે." (૧૭:૫) તેમાં આ શક્તિ અને દબદબાવાળા લોકો બુખ્તે નસર અને તેના વિશે જેણે બયતુલ મુકદ્દસમાં ચાલીસ હજાર અને અમુક રિવાયતોમાં સિત્તેર હજાર બની ઈસ્રાઈલને કતલ કર્યા અને ત્યારબાદ ثُمَّ رَدَدْنَا لَكُمُ الْكَرَّةَ عَلَيْهِمْ (૧૭:૬) કુર્આને કરીમે ફરમાવ્યું. એટલે કે, "અમે ફરી લોટાવી દીધો તમારો વિજય તેમના ઉપર." આ ઘટના તે જ કે ખુસરો અથવા ખોરસ બાદશાહના હાથે જાહેર થઈ, તે મો'મિન અને નેક હતો, તેણે બુખ્તે નસરનો મુકાબલો કરીને તેની કેદ અને કબ્જામાંથી બની ઈસ્રાઈલને છોડાવ્યા અને ફરીવાર પૅલેસ્ટાઈનમાં વસાવ્યા, બયતુલ મુકદ્દસ કે જે વેરાન કરી દેવામાં આવ્યું હતું તેને પણ ફરી આબાદ કર્યું તથા બયતુલ મુકદ્દસના ખજાનાઓ તથા મહત્ત્વનો સામાન જે બુખ્તે નસર અહીંયાંથી લઈ ગયો હતો તે બધો સામાન બુખ્તે નસરે પાછો બની ઈસ્રાઈલના કબ્જામાં આપ્યો એટલા માટે આ વ્યક્તિ યહૂદીઓને છુટકારો અપાવનાર સાબિત થયો.

એ વાતનું પ્રબળ અનુમાન છે કે મદીનાના યહૂદીઓએ નુબુવ્વતની પરીક્ષા માટે મક્કાના કુરૈશીઓ દ્વારા જે પ્રશ્નો પૂછવાના નક્કી કર્યા તેમાં ઝુલ્કરનૈનના પ્રશ્નને આ મહત્ત્વ પણ પ્રાપ્ત હતું, કારણ કે યહૂદીઓ તેને પોતાને છુટકારો અપાવનાર માનીને તેનું સન્માન અને આદર કરતા હતા.

મવલાના હિફ્ઝુર્રહમાન સાહેબે પોતાની આ તહકીક ઉપર હાલની તવરાતના હવાલાથી બની ઈસ્રાઈલના અંબિયાઓની ભવિષ્યવાણીઓ પછી ઐતિહાસિક રિવાયતોથી એ બાબતની પૂરતી ગવાહીઓ રજુ કરી છે. જે વ્યક્તિને વધારે સંતોષિત થવાનો શોખ હોય તે તેનો અભ્યાસ કરી શકે છે. મારો હેતુ આ બધી રિવાયતોને વર્ણન કરવા પાછળ માત્ર એટલો જ હતો કે ઝુલ્કરનૈનના વ્યક્તિત્વ અને તેના સમયકાળ વિશે ઉમ્મતના ઉલમા અને ઈતિહાસ તથા તફસીરના ઈમામોના નિવેદનો સામે આવી જાય, તેમાંથી પ્રબળ કોનો અભિપ્રાય છે તે મારા વર્ણન કરવા પાછળના મકસદનો કોઈ વિભાગ નથી, કારણ કે જે બાબતોનો ન તો કુર્આને કોઈ દા'વો કર્યો અને ન જ કોઈ હદીષમાં જેનું વર્ણન થયું તેને નક્કી અને નિશ્ચિત કરવાની જવાબદારી આપણા ઉપર નથી અને તેમાં જે પણ અભિપ્રાય વધારે પ્રબળ અને સાચો ઠરે કુર્આનના મકસદ અને હેતુપ્રાપ્તિ દરેક હાલતમાં મળવાની જ છે. વલ્લાહુ સુબ્હાનહુ વ તઆલા અઅ્લમુ. આગળ આયતોનું વિવરણ જોઈ લઈએ.

قُلْ سَاَتْلُوْ عَلَيْكُمْ مِّنْهُ ذِكْرًا તેમાં ધ્યાનપાત્ર બાબત એ છે કે કુર્આને કરીમે આ સ્થળે ذِكْرَهٗ (ઝિક્રહુ)નો ટૂંકો શબ્દ છોડીને مِنْهُ ذِكْرًا (મિન્હુ ઝિક્રન)ના બે શબ્દો શા માટે અપનાવ્યા ? વિચાર કરો તો આ બંને શબ્દોમાં એ બાજુ ઈશારો કરવામાં આવ્યો છે કે, કુર્આને ઝુલ્કરનૈનનો સમગ્ર કિસ્સો અને તેનો ઈતિહાસ વર્ણન કરવાનો વાયદો નથી કર્યો. બલકે, તેના એક વિભાગને વર્ણન કરવા માટે કહ્યું છે જેના ઉપર શબ્દ مِنْ (મિન) અને ذِكْرًا (ઝિક્રન)ની તનવીન (Nunnation) અરબી વ્યાકરણની ઉચ્ચતાની સાક્ષી છે. ઉપર ઝુલ્કરનૈનના નામ, પેઢી અને સમયગાળા વિશે જે ઐતિહાસિક ચર્ચા કરવામાં આવી છે કુર્આને કરીમે તેને અનાવશ્યક સમજીને પ્રથમથી જ છોડી દેવાની જાહેરાત કરી છે.

وَاٰتَيْنٰهُ مِنْ كُلِّ شَيْءٍ سَبَبًا શબ્દ سَبَبٌ (સબબ) અરબી શબ્દકોષમાં દરેક એવી વસ્તુ માટે બોલવામાં આવે છે જેનાથી પોતાની હેતુપ્રાપ્તિમાં મદદ લેવામાં આવે છે, તેમાં સાધનો તથા ભૌતિક માધ્યમો પણ સામેલ છે તથા ઈલ્મ, સમજદારી તથા અનુભવ વગેરે પણ. (બહરે મુહીત) અને مِنْ كُلِّ شَيْءٍ (મિન કુલ્લી શયઈન)નો ભાવાર્થ તે બધી જ બાબતો છે જેની આવશ્યકતા રાજ્યની વ્યવસ્થા માટે એક શાસકને હોય છે. ભાવાર્થ એ છે કે હઝરત ઝુલ્કરનૈનને

પોતાની ન્યાય આધારિત વ્યવસ્થા તથા દુનિયામાં શાંતિ અને સલામતીની સ્થાપના અને પ્રદેશો ઉપર વિજય માટે જે જે સાધનો અને ભૌતિક સરસામાનની આવશ્યકતા તે જમાના પ્રમાણે હતી તે બધી જ તેમને અલ્લાહ તઆલાએ અર્પણ કરી હતી.

فَاَتْبَعَ سَبَبًا ભાવાર્થ એ છે કે સામાન તો દરેક પ્રકારનો અને દુનિયાના દરેક ખૂણામાં પહોંચવાનો તેમને આપી દેવામાં આવ્યો હતો, તેમણે સૌ પ્રથમ પશ્ચિમ દિશા તરફ મુસાફરીના સાધનોથી કામ લીધું.

حَتّٰٓى اِذَا بَلَغَ مَغْرِبَ الشَّمْسِ ભાવાર્થ એ છે કે તેઓ પશ્ચિમ દિશાએ એ સીમાએ પહોંચી ગયા કે જેની આગળ કોઈ વસ્તી ન હતી.

فِىْ عَيْنٍ حَمِئَةٍ શબ્દ حَمِئَةٍ (હમીઅતિન)નો શાબ્દિક અર્થ "કાળું દલદલ અથવા કીચડ" થાય છે, તેનો ભાવાર્થ એ છે કે એક પાણી છે જેની નીચે કાળો કાદવ-કીચડ છે જેના કારણે પાણીનો રંગ પણ કાળો લાગે છે તથા સૂર્યને એવા ઝરણામાં ડૂબતો જોવાનો ભાવાર્થ એ છે કે જોનારાઓને એવો ભાસ થતો હતો કે જાણે સૂર્ય ઝરણામાં ડૂબી રહ્યો છે, કારણ કે હવે તેની આગળ ન તો કોઈ વસ્તી હતી, ન જ કોઈ જમીનનો ભૂ-ભાગ સામે હતો, જેમકે તમે કોઈ એવા મેદાનમાં સૂર્યાસ્ત સમયે પહોંચી જાઓ જ્યાં દૂર સુધી પશ્ચિમ દિશામાં કોઈ પહાડ, વૃક્ષ કે ઈમારત ન હોય તો જોનારને એવો ભાસ થાય છે કે સૂર્ય જમીનની અંદર ઘુસી રહ્યો છે.

وَوَجَدَ عِنْدَهَا قَوْمًا એટલે કે, આ કાળા ઝરણાની પાસે ઝુલ્કરનૈને એક કોમને જોઈ. આયતના આગલા ભાગથી જાણ થાય છે કે આ કોમ કાફિર હતી, એટલા માટે આગલી આયતમાં અલ્લાહ તઆલાએ ઝુલ્કરનૈનને અધિકાર આપ્યો હતો કે તમે ઈચ્છો તો તે બધાને પહેલાં જ તેમના કુફ્રની શિક્ષા આપો અને ઈચ્છો તો તેમની સાથે ભલાઈનો વર્તાવ કરો કે પહેલાં દા'વત અને તબ્લીગ તથા નસીહત અને બોધપાઠ આપીને તેમને ઈસ્લામ અને ઈમાન સ્વીકાર કરવા માટે પ્રોત્સાહિત કરો, પછી માનનાર લોકોને તેનો બદલો અને ન માનનારાઓને શિક્ષા આપો જેના જવાબમાં ઝુલ્કરનૈને બીજા પ્રકારના અધિકારનો જ ઉપયોગ કર્યો કે પ્રથમ તેમને નસીહત અને બોધપાઠ દ્વારા સીરાતે મુસ્તકીમ (સીધા માર્ગ) ઉપર

લાવવાનો પ્રયત્ન કરીશ પછી જેઓ કુફ્ર ઉપર કાયમ રહેશે તેમને સજા આપીશ અને જો ઈમાન લાવશે અને સારા કામો કરશે તો તેમને સારો બદલો આપીશ.

قُلْنَا يَاذَا الْقَرْنَيْنِ આથી જાણ થઈ કે ઝુલ્કરનૈનને અલ્લાહ તઆલાએ પોતે સંબોધન કરીને આ હુકમ આપ્યો હતો. જો ઝુલ્કરનૈનને નબી ઠરાવવામાં આવે તો તેમાં કોઈ શંકા નથી કે વહી દ્વારા તેમને આ પ્રમાણે કહેવામાં આવ્યું હોય અને જો તેમની નુબુવ્વતનો સ્વીકાર ન કરવામાં આવે તો પછી قُلْنَا અને يَاذَاالْقَرْنَيْنِ સંબોધનનું સ્વરૂપ એ હોઈ શકે છે કે કોઈ પયગમ્બર દ્વારા તેમને આ સંબોધન કરવામાં આવ્યું હોય. જેમકે, રિવાયતોમાં હઝરત ખિઝર (અલૈ.)નું તેમની સાથે હોવાનું વર્ણન થયું છે અને એ પણ શક્ય છે કે આ વહી નુબુવ્વત અને રિસાલત ન પણ હોય અને એવી જ કોઈ વહીનો પ્રકાર હોય જેમકે હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહ માટે કુર્આનમાં وَاَوْحَيْنَا (વઅવ્હયના)ના શબ્દો આવ્યા છે, જ્યારે કે તેમના નબી અથવા રસૂલ હોવાની કોઈ શક્યતા જ નથી પરંતુ અબૂ હય્યાને બહરે મુહીતમાં ફરમાવ્યું છે કે ઝુલ્કરનૈનને અત્રે જે હુકમ આપવામાં આવ્યો છે તે તે કોમની કતલ અને સજાનો હુકમ છે, એ જ પ્રમાણેનો હુકમ નુબુવ્વતની વહી વિના આપી નથી શકાતો, આ કામ ન તો કશ્ફ અને ઈલ્હામથી થઈ શકે છે અને ન જ નુબુવ્વતની વહી સિવાય કોઈ અન્ય માધ્યમથી એટલા માટે એના સિવાય કોઈ સંભાવના સાચી નથી કે યા તો ઝુલ્કરનૈનને પોતે જ નબી માની લેવામાં આવે અથવા પછી કોઈ નબી તેમના સમયકાળમાં મોજૂદ હોય અને તેમના દ્વારા તેમને સંબોધન થતું હોય. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૮૯-૯૦-૯૧)

ثُمَّ اَتْبَعَ سَبَبًا ﴿٨٩﴾ حَتّٰٓى اِذَا بَلَغَ مَطْلِعَ الشَّمْسِ وَجَدَهَا تَطْلُعُ عَلٰى قَوْمٍ لَّمْ نَجْعَلْ لَّهُمْ مِّنْ دُوْنِهَا سِتْرًا ﴿٩٠﴾ كَذٰلِكَ ۭ وَقَدْ اَحَطْنَا بِمَا لَدَيْهِ خُبْرًا ﴿٩١﴾

**તરજુમો :**

*પછી એક સબબ (સામાન) પાછળ પડયો. (૮૯) એટલે સુધી કે જ્યારે સૂર્યોદય થવાના સ્થળ ઉપર પહોંચ્યો, તેને જોયો કે તે એક (એવી) કોમ*

*ઉપર ઊગી રહ્યો છે કે અમે તેમના માટે તે (સૂરજ)ની સામે કોઈ ઓથો નથી રાખ્યો. (૯૦) એમ જ છે (હકીકત) અને તેની પાસે જે કંઈ હતું તેની ખબર અમારા ઘેરામાં (કાબૂમાં) હતી. (૯૧)*

## તફસીર :

પછી (પશ્ચિમના પ્રદેશો ઉપર વિજય પ્રાપ્ત કરીને પૂર્વના દેશો ઉપર વિજય પ્રાપ્ત કરવાના ઈરાદે પૂર્વ તરફ) એક માર્ગ ઉપર પડ્યો ત્યાં સુધી કે જ્યારે સૂર્યોદય થવાના સ્થળ ઉપર (એટલે કે પૂર્વની અંતિમ વસ્તી ઉપર) પહોંચ્યો તો સૂર્યને એક એવી કોમ ઉપર ઊગતો જોયો જેના માટે અમે સૂર્યને તે બાજુ કોઈ આડશ રાખી ન હતી (એટલે કે તે સ્થળે એક એવી કોમ વસવાટ કરતી હતી તે તડકાથી બચવા માટે કોઈ મકાન અથવા તંબુ વગેરે બનાવતી ન હતી, બલકે કદાચ કપડાં પણ ન પહેરતી હોય, કદાચ પ્રાણીઓની જેમ ખુલ્લા મેદાનમાં રહેતા હતા) આ કિસ્સો એ પ્રમાણે છે અને ઝુલ્કરનૈન પાસે જે કંઈ (સરસામાન વગેરે) હતું અમને તેની સંપૂર્ણ ખબર છે (તેમાં નુબુવ્વતની પરીક્ષા માટે ઝુલ્કરનૈન વિશે સવાલ કરનારાઓને તેના ઉપર ચેતવણી આપવામાં આવી છે કે અમે જે કંઈ બતાવી રહ્યા છે તે જ્ઞાન અને ખબરના આધાર ઉપર છે, સામાન્ય ઐતિહાસિક કિસ્સા કહાણીઓની જેમ નથી જેથી નુબુવ્વતે મુહમ્મદિય્યહ ﷺની સચ્ચાઈ સ્પષ્ટ રીતે જાહેર થઈ જાય).

## મસ્અલા અને બોધપાઠ :

ઝુલ્કરનૈને પૂર્વ દિશાએ જે કોમ વસવાટ કરતી જોઈ તેની એ હાલત તો કુર્આને કરીમે વર્ણન કરી કે તેઓ તડકાથી બચવા માટે કોઈ સામાન, મકાન, તંબુ, કપડાં વગેરેનો ઉપયોગ કરતા ન હતા પરંતુ તેમના ધર્મ અને અમલોનું કોઈ વર્ણન કર્યું નથી અને ન જ એ કે ઝુલ્કરનૈને તે લોકો સાથે શું વ્યવહાર કર્યો ? અને દેખીતું એ છે કે એ લોકો પણ કાફિર જ હતા અને ઝુલ્કરનૈને તેમની સાથે પણ તે જ વ્યવહાર કર્યો જે પશ્ચિમની કોમ સાથે કર્યો હતો જેનું વર્ણન ઉપર આવી ચૂક્યું છે, પરંતુ તેનો ઉલ્લેખ કરવાની અત્રે આવશ્યકતા એટલા માટે સમજવામાં નથી આવી કે પાછલી ઘટનાઓ ઉપર અનુમાન કરીને તેનું પણ જ્ઞાન થઈ શકે છે.

*(કઝા ફિલ બહરે મુહીત અન ઈબ્ને અતિય્યહ)*

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૯૨ થી ૯૮)

ثُمَّ اَتْبَعَ سَبَبًا ﴿٩٢﴾ حَتّٰٓى اِذَا بَلَغَ بَيْنَ السَّدَّيْنِ وَجَدَ مِنْ دُوْنِهِمَا قَوْمًا ۙ لَّا
يَكَادُوْنَ يَفْقَهُوْنَ قَوْلًا ﴿٩٣﴾ قَالُوْا يٰذَا الْقَرْنَيْنِ اِنَّ يَاْجُوْجَ وَمَاْجُوْجَ
مُفْسِدُوْنَ فِي الْاَرْضِ فَهَلْ نَجْعَلُ لَكَ خَرْجًا عَلٰٓى اَنْ تَجْعَلَ بَيْنَنَا وَبَيْنَهُمْ
سَدًّا ﴿٩٤﴾ قَالَ مَا مَكَّنِّيْ فِيْهِ رَبِّيْ خَيْرٌ فَاَعِيْنُوْنِيْ بِقُوَّةٍ اَجْعَلْ بَيْنَكُمْ وَبَيْنَهُمْ
رَدْمًا ۙ ﴿٩٥﴾ اٰتُوْنِيْ زُبَرَ الْحَدِيْدِ ۭ حَتّٰٓى اِذَا سَاوٰى بَيْنَ الصَّدَفَيْنِ قَالَ انْفُخُوْا ۭ حَتّٰٓى
اِذَا جَعَلَهٗ نَارًا ۙ قَالَ اٰتُوْنِيْٓ اُفْرِغْ عَلَيْهِ قِطْرًا ﴿٩٦﴾ۭ فَمَا اسْطَاعُوْٓا اَنْ يَّظْهَرُوْهُ
وَمَا اسْتَطَاعُوْا لَهٗ نَقْبًا ﴿٩٧﴾ قَالَ هٰذَا رَحْمَةٌ مِّنْ رَّبِّيْ ۚ فَاِذَا جَاۗءَ وَعْدُ رَبِّيْ
جَعَلَهٗ دَكَّاۗءَ ۚ وَكَانَ وَعْدُ رَبِّيْ حَقًّا ﴿٩٨﴾ۭ

## તરજુમો :

*પછી એક સબબ (સામાન) પાછળ પડ્યો. (૯૨) એટલે સુધી કે જ્યારે બે પહાડો વચ્ચે પહોંચ્યો તેની આ બાજુ એવા લોકો જોયા જે એવા લાગતા ન હતા કે કોઈ વાત સમજે. (૯૩) બોલ્યા, હે ઝુલ્કરનૈન ! આ યાજૂજ અને માજૂજ પ્રદેશમાં ફસાદી છે, બસ જો તું કહે તો અમે તારા માટે કંઈક મહેસૂલ નક્કી કરી દઈએ એ શરતે કે તું અમારા અને તેમના વચ્ચે એક આડશ બનાવી દે. (૯૪) બોલ્યો, જે મારા પરવરદિગારે મને શક્તિ (કાબૂમાં વસ્તુઓ) આપી છે તે ઉત્તમ છે બસ મહેનતમાં મારી મદદ કરો, તમારા અને તેમના દરમિયાન એક જાડી દિવાલ બનાવી આપું. (૯૫) મને લોઢાની પ્લેટો લાવી આપો એટલે સુધી કે જ્યારે બંને પહાડની ટોચ સુધી સમથળ કરી દીધું; કહ્યું, તપાવો ! એટલે સુધી કે જ્યારે તેને લાલચોળ (આગ) કરી દીધું; કહ્યું, લાવો મારી પાસે કે તેના ઉપર પીગળેલું તાંબુ નાંખું. (૯૬) પછી તેના ઉપર (યાજૂજ-માજૂજ) નહીં ચઢી શકે અને એમાં કાણું નહીં કરી શકે. (૯૭) બોલ્યો, આ એક મહેરબાની છે મારા પરવરદિગારની, પછી જ્યારે*

*મારા પરવરદિગારનો વાયદો આવે તેને ધ્વંસ્ત કરી પાડી નાંખે અને મારા પરવરદિગારનો વાયદો સાચો છે. (૯૮)*

**તફસીર :**

પછી (પશ્ચિમ અને પૂર્વનો વિજય કરીને) એક અન્ય માર્ગ ઉપર પડ્યો (કુર્આનમાં તે દિશાનું નામ નથી લેવામાં આવ્યું પરંતુ વસ્તી વધારે ઉત્તર દિશાએ જ છે એટલા માટે વિવરણકારોએ આ મુસાફરીને ઉત્તરના દેશોની મુસાફરી ઠરાવી છે, ઐતિહાસિક સાબિતીઓ પણ તેને જ સમર્થન આપે છે) ત્યાં સુધી કે જ્યારે એવા સ્થળે કે જે બે પહાડો વચ્ચે હતું પહોંચ્યો તો તે પહાડોની આગળ એક કોમને જોઈ જે (ભાષા અને તેના ઉપયોગથી નાવાકેફ હતી, કદાચ જંગલી જીવનશૈલીના કારણે) કોઈ વાત સમજવાની નજીક પણ પહોંચતી ન હતી (આ શબ્દોથી એ જાણ થાય છે કે તેઓ ભાષાથી નાવાકેફ ન હતી કારણ કે સમજબૂઝ હોવી તો જે ભાષા નથી જાણતો અને વાત નથી કરી શકતો તે પણ ઈશારાઓથી કોઈ બાબત સમજી શકે છે, આ કોમને જંગલી જીવનશૈલીએ સમજદારીથી દૂર રાખ્યા હતા પરંતુ તે છતાં પણ કદાચ કોઈ દુભાષિયાની મદદથી) તેમણે વિનંતી કરી, હે ઝુલ્કરનૈન ! યાજૂજ–માજૂજની કોમ (જે આ ખીણની પેલી તરફ રહે છે અમારી) આ ભૂમિમાં (ક્યારેક ક્યારેક આવીને) ઘણી ફસાદ મચાવે છે (એટલે કે ખૂનામરકી કરે છે અને અમારામાં તેમના મુકાબલાની શક્તિ નથી) બસ, શું અમે લોકો તમારા માટે ફંડ–ફાળો કરી રકમ એકઠી કરીએ એ શરતે કે તમે અમારા અને તેમના દરમિયાન કોઈ આડશ બનાવી આપો (કે તેઓ આ તરફ ન આવવા પામે); ઝુલ્કરનૈને જવાબ આપ્યો કે જે માલમાં મારા પરવરદિગારે મને (મદદ કરવાનો) અધિકાર આપ્યો છે તે ઘણો વિશાળ છે (એટલા માટે ફંડ–ફાળો ભેગો કરીને રકમ એકત્રિત કરવાની જરૂર તો નથી બલકે) જાત મહેનતની શક્તિ (એટલે કે મહેનત મજૂરી)થી મારી મદદ કરો તો હું તમારા અને તેમના વચ્ચે ખૂબ મજબૂત દિવાલ બનાવી આપીશ, (સારું તો) તમે લોકો મારી પાસે લોખંડની ચાદરો લાવો (કિંમત અમે આપીશું. દેખીતું છે કે આ લોખંડની દિવાલ બનાવવા માટે અન્ય પણ જરૂરિયાતની વસ્તુઓ મંગાવવી પડશે પરંતુ અહીંયાં જંગલ અને ખીણ પ્રદેશમાં સૌથી વધારે ઓછી માત્રામાં લોખંડની ચાદરો મળતી હતી એટલા માટે તેનું વર્ણન કરીને બસ કર્યું, બધો સામાન ભેગો થઈ ગયા પછી બંને પહાડો

વચ્ચે લોખંડની દિવાલ ઊભી કરવાનું કામ શરૂ કરવામાં આવ્યું) અહીંયાં સુધી કે જ્યારે (આ દિવાલના સાંધે–સાંધા મેળવતા મેળવતા) તે (બંને પહાડો)ની બંને ટોચ સમાંતર (ખાલી જગ્યા) સરખી કરી દેવામાં આવી તો હુકમ આપ્યો કે તપાવો (તપાવવાનું શરૂ થઈ ગયું) ત્યાં સુધી કે જ્યારે (તપાવતા તપાવતા) તેને લાલ અંગારા જેવી કરી દેવામાં આવી તો હુકમ આપવામાં આવ્યો કે હવે મારી પાસે પીગળેલું તાંબુ લાવો (જે કદાચ પ્રથમથી જ તૈયાર કરી રાખ્યું હશે) તે તેના ઉપર રેડી દઉં (એટલા માટે આ પીગળેલું તાંબુ લાવવામાં આવ્યું અને સાધનો દ્વારા તેના ઉપર રેડવામાં આવ્યું (જેથી દિવાલના બધા જ સાંધાઓમાં પહોંચીને તે એક આખી દિવાલ એકસમાન થઈ ગઈ, હવે તેની લંબાઈ પહોળાઈ માત્ર અલ્લાહને જ ખબર છે) તો (તેની ઊંચાઈ અને ચીકણી હોવાના કારણે) ન તો યાજૂજ–માજૂજ તેના ઉપર ચઢી શકશે અને ન જ તેમાં (તે અત્યંત મજબૂત હોવાના કારણે) કાણું પાડી શકશે, ઝુલ્કરનૈને (જ્યારે આ દિવાલને તૈયાર થયેલી જોઈ કે જેનું તૈયાર થવું કોઈ સરળ કામ ન હતું તો શુક્રિય્યહ સ્વરૂપે) કહ્યું કે આ મારા પરવરદિગારની એક રહમત છે (કે મારા હાથે આ કામ થયું અને તે કોમ માટે પણ જેમને યાજૂજ–માજૂજ સતાવતા હતા) પછી જે સમયે પરવરદિગારનો વાયદો આવશે (એટલે કે તેનો નાશ થવાનો સમય આવશે) તો તેને પાડીને (જમીનની) સમથળ કરી આપશે અને મારા પરવરદિગારનો વાયદો સદા સાચો છે (અને તે પોતાના નિશ્ચિત સમયે આવશ્ય પૂર્ણ થાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

### મુશ્કેલ શબ્દોનો હલ :

بَيْنَ السَّدَّيْنِ શબ્દ سَدّ (સદ) એ અરબી ભાષામાં દરેક એવી વસ્તુ માટે બોલવામાં આવે છે જે કોઈ વસ્તુ માટે અવરોધ બની જાય, ભલે દિવાલ હોય, પહાડ હોય અથવા કોઈ કૃત્રિમ અથવા માનવસર્જિત વસ્તુ હોય. અહીંયાં سَدَّيْنِ (સદયની)થી બે પહાડ ભાવાર્થ તરીકે છે જે યાજૂજ–માજૂજના માર્ગમાં અવરોધ સ્વરૂપ હતા પરંતુ તે બંને વચ્ચેના ઘાટમાંથી તેઓ આક્રમણ કરતા હતા જેને ઝુલ્કરનૈને બંધ કર્યો. زُبَرَ الْحَدِيْدِ માં زُبَرُ (ઝુબર) એ زُبْرَةٌ (ઝુબરહ)નું બહુવચન છે, જેનો અર્થ "તખ્તો અથવા ચાદર"નો થાય છે, તેનો ભાવાર્થ લોઢાની પ્લેટો છે

જેના દ્વારા તે ઘાટને બંધ કરવા માટે ભીંત ચણવામાં ઈંટ–પથ્થરના બદલે ઉપયોગ કરવાનો હતો.

الصَّدَفَيْنِ બે પહાડોની બે બાજુઓ જે એકબીજાની પરસ્પર વિરોધી દિશાએ હોય છે તેને કહેવામાં આવે છે.

قِطْرًا (કિતરન)નો અર્થ મોટે ભાગે વિવરણકારો નજીક "પીગળેલું તાંબુ" છે, અમુક દ્વારા પીગળેલા લોખંડને અથવા તો પીગળેલી બધી જ મિશ્ર ધાતુને કહેવામાં આવે છે. *(કુર્તુબી)*

دَكَّاءَ (દક્કાઅ્) એટલે ટૂકડે–ટૂકડા થઈ જમીન સાથે સમથળ થઈ જવું.

## યાજૂજ–માજૂજ કોણ છે અને ક્યાં છે ? ઝુલ્કરનૈને ચણેલી લોખંડની દિવાલ કયા સ્થળે છે ? :

આ વિશે ઈસ્રાઈલી રિવાયતો અને ઐતિહાસિક કિસ્સા–કહાણીઓમાં ઘણી બધી મ્હોં–માથા વગરની અજબ–ગજબની વાતો મશહૂર છે જેને અમુક વિવરણકાર લોકોએ ઐતિહાસિક સ્વરૂપે નકલ પણ કર્યું છે, પરંતુ તે પોતે તેમના મતે પણ ભરોસાપાત્ર નથી. કુર્આને કરીમે તેનો ટૂંકમાં સંક્ષિપ્ત અહેવાલ વર્ણન કર્યો અને રસૂલે કરીમ ﷺએ આવશ્યકતા મુજબની વિગતની ઉમ્મતને પણ જાણકારી આપી. ઈમાન લાવવા અને અકીદહ ધરાવવાની વસ્તુ માત્ર એટલી જ છે જે કુર્આને કરીમ અને સહીહ હદીષોમાં આવી છે તેનાથી વધારે ઐતિહાસિક અથવા ભૌગોલિક પરિસ્થિતિઓ જે તફસીરકારો અથવા હદીષવેત્તાઓ કે ઈતિહાસવિદોએ વર્ણન કરી છે તે સાચી પણ હોઈ શકે છે અને ખોટી પણ હોઈ શકે છે, તેમાં જે ઈતિહાસકારોના વિવિધ નિવેદનો અને અભિપ્રાયો અનુમાન તથા સાંયોગિક પુરાવાઓ ઉપર આધારિત છે તેના સાચા અથવા ખોટા હોવાની કુર્આનના હુકમો ઉપર અસર પડતી નથી.

હું આ સ્થળે પ્રથમ તે હદીષો નકલ કરું છું જે આ બાબતે મુહદ્દીસોના મતે સહીહ અથવા ભરોસાપાત્ર છે ત્યાર પછી આવશ્યકતા પ્રમાણે ઐતિહાસિક રિવાયતો પણ લખવામાં આવશે.

## યાજૂજ અને માજૂજ વિશે હદીષની રિવાયતો :

કુર્આન અને સુન્નતના ખુલાસાઓથી એટલી વાત તો નિઃસંદેહ નક્કી છે કે

યાજૂજ અને માજૂજ મનુષ્યજાતિની જ કોમ છે. સામાન્ય માનવોની જેમ નૂહ (અલૈ.)ની અવલાદમાંથી છે, કારણ કે કુર્આને કરીમની સ્પષ્ટ નસ وَجَعَلْنَا ذُرِّيَّتَهٗ هُمُ الْبَاقِيْنَ પ્રમાણે એટલે કે નૂહ (અલૈ.)ના તોફાન પછી જેટલા પણ મનુષ્યો જમીન ઉપર બાકી છે અથવા રહેશે તે બધા હઝરત નૂહ (અલૈ.)ની અવલાદમાં હશે. ઐતિહાસિક રિવાયતો એના ઉપર સહમત છે કે તે યાફિષની અવલાદમાંથી છે. એક ઝઈફ હદીષથી પણ તેનું સમર્થન થાય છે. તેમની બાકી પરિસ્થિતિ વિશે સૌથી વધારે વિગતવાર અને સહીહ હદીષ હઝરત નવ્વાસ બિન સમઆન (રદિ.) દ્વારા નકલ થઈ છે જેને સહીહ મુસ્લિમ તથા બધી જ પ્રમાણિત હદીષની કિતાબોમાં નકલ કરવામાં આવી છે તથા મુહદ્દીસોએ તેને સહીહ ઠરાવી છે, તેમાં દજ્જાલનું નીકળવું, હઝરત ઈસા (અલૈ.)નું નાઝિલ થવું, પછી યાજૂજ–માજૂજનું નીકળવું વગેરેની પૂરી વિગત ઉપસ્થિત છે. આ સમગ્ર હદીષનો અનુવાદ નીચે પ્રમાણે છે.

"હઝરત નવ્વાસ બિન સમઆન (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ એક દિવસે સવારના સમયે દજ્જાલનું વર્ણન કરતાં–કરતાં અમુક વાતો તેના વિશે એવી કહી કે જેનાથી તેના હલકટ અને અપમાનિત હોવાની જાણ થતી હતી. (દાખલા તરીકે એ કે તે કાણો છે) અને અમુક વાતો તેના વિશે એવી કહી જેના વિશે જાણ થતી હતી કે તેનો ફિત્નો સખત અને ઘણો મોટો છે (દાખલા તરીકે જન્નત અને દોઝખનું તેની સાથે હોવું અને બીજી અમુક પ્રકૃતિના નિયમ વિરુદ્ધની બાબતો). આપ ﷺના વર્ણનથી (અમારા ઉપર એવો ડર છવાઈ ગયો કે) જાણે દજ્જાલ ખજૂરોના ઝૂંડમાં છે. (એટલે કે નજીકમાં જ મોજૂદ છે) જ્યારે અમે સાંજે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા ત્યારે આપ ﷺ અમારા દિલની હાલત સમજી ગયા અને પૂછ્યું કે તમે શું સમજ્યા ? અમે વિનંતી કરી કે તમે દજ્જાલનું વર્ણન કર્યું અને અમુક વાતો તેના વિશે એવી કહી જેનાથી તેનો મા'મલો તુચ્છ અને સરળ જણાતો હતો અને અમુક વાતો એવી કહી જેનાથી જાણ થાય છે કે તેની ઘણી મોટી શક્તિ હશે, તેનો ફિત્નો ઘણો મોટો છે, અમને તો એવી અનુભૂતિ થવા લાગી કે અમારી પાસે જ તે ખજૂરોના ઝૂંડમાં મોજૂદ છે. રસૂલે કરીમ ﷺ ફરમાવવા લાગ્યા, તમારા વિશે મને જે ફિત્નાઓનો ડર છે તેમાં દજ્જાલ કરતા બીજા ફિત્નાઓ વધારે ડરવાપાત્ર છે. (એટલે કે દજ્જાલનો ફિત્નો

એટલો મોટો નથી જેટલો તમે સમજી લીધો છે) જો મારી ઉપસ્થિતિમાં તે નીકળ્યો તો તેનો મુકાબલો હું પોતે કરીશ. (તમારે તેની ફિકર કરવાની જરૂર નથી) અને જો તે મારા પછી આવ્યો તો દરેક વ્યક્તિ પોતાની હિંમત પ્રમાણે તેને પરાજિત કરવાનો પ્રયત્ન કરશે. અલ્લાહ તઆલા મારી અનુપસ્થિતિમાં દરેક મુસલમાનનો સહાયક અને મદદગાર છે (તેની નિશાની એ છે) કે તે નવયુવાન સખત વાંકુડિયા બાલવાળો છે, તેની એક આંખ ઉપર ઊભરેલી છે (અને બીજી આંખે કાણો છે જેમકે બીજી રિવાયતોમાં આવ્યું છે) અને જો હું (તેની ખરાબ શકલમાં) કોઈની સાથે તેની સરખામણી આપી શકું છું તો તે અબ્દુલ ઉજ્જા બિન કતન છે (આ અજ્ઞાનતાના સમયમાં બનુ ખુઝાઆ કબીલાનો એક બદસૂરત વ્યક્તિ હતો). જો તમારામાંથી કોઈ મુસલમાનનો દજ્જાલથી મુકાબલો થઈ જાય તો તેણે સૂરએ કહફની શરૂઆતની આયતો પઢી લેવી જોઈએ. (તેનાથી દજ્જાલના ફિત્નાથી સુરક્ષિત થઈ જશે) દજ્જાલ શામ (સિરીયા) અને ઈરાક વચ્ચેથી નીકળશે અને દરેક બાજુ ફસાદ મચાવશે, હે અલ્લાહના બંદાઓ ! તેના મુકાબલા માટે મક્કમ રહેજો.

અમે વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! તે જમીનમાં કેટલો સમય રહેશે? આપ ﷺએ ફરમાવ્યું, તે ચાલીસ દિવસ રહેશે પરંતુ પ્રથમ દિવસ એક વર્ષ સમાન હશે અને બીજો દિવસ એક મહિના સમાન હશે અને ત્રીજો દિવસ એક અઠવાડિયા સમાન હશે અને બાકી દિવસો સામાન્ય દિવસો સમાન હશે. અમે વિનંત કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! જે દિવસ એક વર્ષ સમાન હશે, શું અમે તેમાં ફક્ત એક દિવસની (પાંચ નમાઝો) પઢીએ ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, નહીં ! બલકે સમયનો અંદાજો લગાવીને પૂરા એક વર્ષની નમાઝો અદા કરવાની રહેશે. પછી અમે વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! તે પૃથ્વીમાં કેટલી ઝડપથી મુસાફરી કરશે ? ફરમાવ્યું, તે વાદળની જેમ ઝડપથી ચાલશે જેની પાછળ યોગ્ય હવા લાગેલી હશે, પછી દજ્જાલ કોઈ કોમની પાસેથી પસાર થશે, તેમને પોતાના જૂઠા અકીદહની દા'વત આપશે, તેઓ તેના ઉપર ઈમાન લાવશે તો તે વાદળોને હુકમ આપશે તો તે વરસવા લાગશે અને જમીનને હુકમ આપશે તો તે હરિયાળી બની જશે (અને તેમના ઢોરો તેમાં ચરશે) અને સાંજે જ્યારે પાછા આવશે તો તેમની ખૂંધ પહેલાં કરતા ઘણી ઊંચી હશે અને તેમના થાન દૂધથી ભરેલા હશે

અને તેમની કૂંખો ભરેલી હશે, પછી દજ્જાલ બીજી કોમ પાસેથી પસાર થશે, દજ્જાલ તેમને પણ પોતાના કુફ્ર અને ગુમરાહીની દા'વત આપશે પરંતુ તેઓ તેની વાતોને રદ કરશે તો તે નિરાશ થઈને ચાલ્યો જશે ત્યારે આ મુસલમાન લોકો દુષ્કાળમાં સપડાઈ જશે અને તેમની પાસે કંઈ માલ રહેશે નહીં તથા ઉજ્જડ જમીનની પાસેથી જ્યારે તે પસાર થશે ત્યારે તેને સંબોધીને કહેશે કે પોતાના ખજાનાઓને બહાર લઈ આવ, એટલા માટે જમીનના ખજાનાઓ તેની પાછળ-પાછળ થઈ જશે જેમકે મધની માંખીઓ પોતાના સરદારની પાછળ થઈ જાય છે, પછી દજ્જાલ એક વ્યક્તિને બોલાવશે, તેના ઉપર નવયુવાનીનું જોમ અને જુસ્સો હશે તેને તલવારથી મારીને બે ટૂકડા કરી નાંખશે અને બંને ટૂકડા એટલા દૂર અંતરે જઈને પડશે જે પ્રમાણે તીર મારનાર અને તેના શિકારની વચ્ચે અંતર હોય છે, પછી તે તેને બોલાવશે તો તે (સજીવન થઈને) દજ્જાલ તરફ તેની પ્રવૃત્તિ ઉપર હસતો-હસતો તેજસ્વી ચહેરે સાથે આવી જશે, દરમિયાન અલ્લાહ તઆલા હઝરત ઈસા (અલૈ.)ને નાઝિલ કરશે. એટલા માટે તે બે રંગની ચાદર પહેરીને દમાસ્કસની પૂર્વ દિશાએ સફેદ મિનારા ઉપર એવી રીતે નાઝિલ થશે કે પોતાના બંને હાથોને ફરિશ્તાઓની પાંખો ઉપર રાખ્યા હશે. જ્યારે પોતાનું માથું નીચે કરશે તો તેમાંથી પાણીના ટીપાંઓ ટપકશે (જેમકે કોઈ હમણા જ સ્નાન કરીને આવ્યો હોય) અને જ્યારે માથાને ઉપર કરશે તો તે સમયે પણ પાણીના વિવિધ ટીપાંઓ જે મોતીઓની જેમ સ્વચ્છ હશે ટપકશે, જે કાફિરને હઝરત ઈસા (અલૈ.)ના શ્વાસની હવા લાગશે તે ત્યાં જ મરી જશે અને તેમનો શ્વાસ એટલે દૂર પહોંચશે જેટલે દૂર તેમની નજર પહોંચશે. હઝરત ઈસા (અલૈ.) દજ્જાલની શોધખોળ કરશે, એટલે સુધી કે તેઓ તેને "બાબુલ્લુદ" (બયતુલ મુકદસની પાસે આજે પણ આ વસ્તી આ જ નામથી ઓળખાય છે) ત્યાં તેને કતલ કરશે, પછી હઝરત ઈસા (અલૈ.) લોકોની પાસે આવશે અને (લાગણી સ્વરૂપે) તેમના ચહેરા ઉપર હાથ ફેરવશે અને જન્નતમાં ઉચ્ચ દરજ્જાઓની ખુશખબરી સંભળાવશે.

હઝરત ઈસા (અલૈ.) હજુ એ જ હાલતમાં હશે કે અલ્લાહ તઆલાનો હુકમ થશે કે હું મારા બંદાઓમાં એવા લોકોને કાઢીશ જેના મુકાબલાની કોઈનામાં શક્તિ નથી, તેઓ મુસલમાનોને એકઠા કરીને કોહે તૂર ઉપર ચાલ્યા જાય (એટલા માટે હઝરત ઈસા અલૈ. એવું જ કરશે) અને અલ્લાહ તઆલા

યાજૂજ–માજૂજને ખોલી નાંખશે તો તેઓ ઝડપથી મુસાફરીના કારણે દરેક ઊંચાઈએથી સરકતા દેખાશે, તેમાંથી પ્રથમ રેલો "બુહયરએ તબરિય્યહ" ઉપરથી પસાર થશે અને તેનું બધું પાણી પી જઈને એવું કરી નાંખશે કે જ્યારે તેમનામાંથી બીજા લોકો આ બુહયરાથી પસાર થશે તો નદીની સુક્કી જગ્યા જોઈને કહેશે કે ક્યારેક અહીંયાં પાણી હશે.

હઝરત ઈસા (અલૈ.) અને તેમના સાથીઓ કોહે તૂર ઉપર આશ્રય લેશે અને બીજા મુસલમાનો પોતાના કિલ્લાઓમાં સુરક્ષિત સ્થળોમાં શરણ લેશે, ખાવા–પીવાનો સામાન સાથે હશે પરંતુ તે ઓછો પડી જશે તો એક બળદના માથાને સો દિનારથી ઉત્તમ સમજવામાં આવશે. હઝરત ઈસા (અલૈ.) અને બીજા મુસલમાનો પોતાની તકલીફ દૂર કરવા માટે અલ્લાહ તઆલા પાસે દુઆ કરશે (અલ્લાહ તઆલા દુઆ કબૂલ કરશે) અને તેમના ઉપર ચેપી રોગના સ્વરૂપે એક બીમારી મોકલશે તો યાજૂજ–માજૂજ થોડા જ સમયમાં બધા જ મૃત્યુ પામશે, પછી હઝરત ઈસા (અલૈ.) અને તેમના સાથીઓ તૂર પર્વત ઉપરથી નીચે આવશે તો જોશે કે જમીનની એક વેંત જગ્યા પણ તેમની લાશોથી ખાલી નથી, (અને તે લાશોના સડવાના કારણે) સખત દુર્ગંધ ફેલાયેલી હશે (આ પરિસ્થિતિ જોઈને ફરીવાર) હઝરત ઈસા (અલૈ.) અને તેમના સાથીઓ અલ્લાહ તઆલા પાસે દુઆ કરશે (કે આ મુસીબત પણ દૂર થાય તો અલ્લાહ તઆલા તે દુઆ કબૂલ કરશે) અને ઘણા ભારે–ભરખમ પક્ષીઓ મોકલશે જેમની ડોક ઊંટની ડોક જેવી હશે અને તેમની લાશોને ઉઠાવીને જ્યાં અલ્લાહની મરજી હશે ત્યાં ફેંકી દેશે. અમુક રિવાયતોમાં છે કે દરિયામાં ફેંકી દેશે પછી અલ્લાહ તઆલા વરસાદ વરસાવશે, કોઈ શહેર અથવા જંગલ એવું હશે નહીં જ્યાં વરસાદ થયો ન હોય. સમગ્ર જમીન ધોવાઈ જશે અને કાચ જેવી સાફ થઈ જશે, પછી અલ્લાહ તઆલા જમીનને હુકમ ફરમાવશે કે પોતાના પેટાળમાંના ફળો અને ફૂલોને ઉગાડે અને (ફરી નવેસરથી) પોતાની બરકતોને જાહેર કરી દે (એટલા માટે એવું જ થશે અને એ પ્રમાણે બરકતો જાહેર થશે) કે એક દાડમ એક સમૂહના ખાવા માટે પૂરતી હશે અને લોકો તેની છાલને છત્રી બનાવીને છાંયડો પ્રાપ્ત કરશે અને દૂધમાં એ પ્રમાણે બરકત હશે કે એક ઊંટણીનું દૂધ એક ઘણા મોટા સમૂહ માટે પૂરતું હશે અને એક ગાયનું દૂધ એક કબીલાના બધા લોકો માટે પૂરતું થઈ જશે અને એક

બકરીનું દૂધ સમગ્ર જ્ઞાતિ માટે પૂરતું થઈ જશે. (આ અસામાન્ય બરકતો તથા શાંતિ અને સલામતીનો સમયગાળો ચાલીસ વર્ષ રહ્યા પછી જ્યારે કયામતનો સમય આવશે તો) તે સમયે અલ્લાહ તઆલા એક ઘણી જ ખુશ્નૂમા હવા ચલાવશે જેના કારણે બધા મુસલમાનોની બગલો નીચે એક ખાસ બીમારી જાહેર થશે અને બધા જ મૃત્યુ પામશે અને બાકી માત્ર બદમાશો અને કાફિરો રહી જશે જેઓ પૃથ્વી ઉપર ખુલ્લમ–ખુલ્લા હરામ કામો જાનવરોની જેમ કરશે, આવા જ લોકો ઉપર કયામત આવશે.

હઝરત અબ્દુર્રહમાન બિન યઝીદની રિવાયતમાં યાજૂજ અને માજૂજના કિસ્સાની વધારે વિગત આવી છે અને એ કે બુહયરએ તબરિય્યહને પસાર કર્યા પછી યાજૂજ અને માજૂજ બયતુલ મુકદસના પહાડોમાંથી એક પહાડ "જબલુલ ખમ્ર" ઉપર ચઢી જશે અને કહેશે કે અમે બધા જમીનવાળાઓને કતલ કરી નાંખ્યા છે, લ્યો ! હવે અમે આસમાનવાળાઓને ખતમ કરીશું એટલા માટે તેઓ પોતાના તીર આસમાન ઉપર ફેંકશે અને તે તીર અલ્લાહ તઆલાના હુકમથી લોહીવાળા થઈને જમીન તરફ પાછા આવશે (જેથી તે મૂર્ખાઓ એવું સમજીને ખુશ થશે કે અમે આસમાનવાળાઓને પણ ખતમ કરી દીધા).

દજ્જાલના કિસ્સામાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની રિવાયતમાં આ વધારો પણ છે કે દજ્જાલ મદીના મુનવ્વરહથી દૂર રહેશે અને મદીનાના માર્ગો ઉપર પણ તેનું આવવું શક્ય બનશે નહીં, ત્યારે તે મદીનાની પાસે એક ખારી જમીન તરફ આવશે તે સમયે એક વ્યક્તિ દજ્જાલની પાસે આવશે અને તે વ્યક્તિ તે સમયના સારા લોકોમાંથી હશે અને તેને સંબોધન કરીને કહેશે કે હું વિશ્વાસપૂર્વક કહું છું કે તું તે જ દજ્જાલ છે જેની અમારા રસૂલે કરીમ ﷺએ ખબર આપી હતી. (આ સાંભળીને) દજ્જાલ કહેવા લાગશે કે હે લોકો મને એ બતાવો કે જો હું આ વ્યક્તિને કતલ કરી નાંખું અને પછી સજીવન કરી દઉં તો મારા ખુદા હોવામાં શક કરશો ? તો તેઓ જવાબ આપશે, નહીં ! એટલા માટે દજ્જાલ તે વ્યક્તિને કતલ કરશે અને પછી તેને જીવતો કરશે ત્યારે તે વ્યક્તિ દજ્જાલને કહેશે કે હવે મને તારા દજ્જાલ હોવાનું પહેલાંથી વધારે પાકું યકીન થઈ ગયું છે, દજ્જાલ તેને ફરીવાર કતલ કરવાનો ઈરાદો કરશે પરંતુ તે તેના ઉપર કાબૂ નહીં મેળવી શકે. *(સહીહ મુસ્લિમ)*

સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કયામતના દિવસે અલ્લાહ તઆલા આદમ (અલૈ.)ને ફરમાવશે કે તમે પોતાની અવલાદમાંથી بَعْثُ النَّارُ એટલે કે, જહન્નમી લોકોને ઉઠાડો. તેઓ વિનંતી કરશે, હે મારા પરવરદિગાર ! તેઓ કોણ લોકો છે ? તો હુકમ થશે કે દરેક હજારમાંથી નવસો નવ્વાણું જહન્નમી છે, માત્ર એક જન્નતી છે. સહાબએ કિરામ (રદિ.) ભોંચક્કા થઈ ગયા અને પૂછ્યું, યા રસૂલુલ્લાહ ﷺ ! અમારામાંથી તે એક જન્નતી કોણ હશે ? આપ ﷺએ ફરમાવ્યું, ગમ ન કરો કારણ કે આ નવસો નવ્વાણું જહન્નમી તમારામાંથી એક અને યાજૂજ–માજૂજમાંથી એક હજારની નિસ્બતથી હશે અને મુસ્તદરક હાકિમમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતથી છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ બધા જ મનુષ્યોના દશ હિસ્સા કર્યા, તેમાંથી નવ હિસ્સા યાજૂજ–માજૂજના છે અને બાકી એક હિસ્સામાં સમગ્ર દુનિયાના મનુષ્યો છે. *(રૂહુલ મઆની)*

ઈબ્ને કષીરે અલ બિદાયા વન્નિહાયામાં આ રિવાયતોને વર્ણન કરીને લખ્યું છે કે એનાથી જાણ થઈ કે યાજૂજ–માજૂજની સંખ્યા સમગ્ર મનુષ્યની વસ્તી કરતાં અત્યંત વધારે છે.

મુસ્નદે અહમદ અને અબૂ દાવુદમાં સહીહ સનદ દ્વારા હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે હઝરત ઈસા (અલૈ.) નાઝિલ થયા પછી ચાલીસ વર્ષ જમીન ઉપર રહેશે. મુસ્લિમની એક રિવાયતમાં જે સાત વર્ષોની મુદત બતાવવામાં આવી છે હાફિઝે "ફત્હુલ બારી"માં તેને مُؤَوَّلْ (મુઅવ્વલ) અથવા مَرْجُوْحْ (મરજૂહ) ઠરાવીને ચાલીસ વર્ષોની મુદત જ સાચી બતાવી છે અને હદીષના ખુલાસા પ્રમાણે આ સમગ્ર સમયગાળામાં શાંતિ, સલામતી અને બરકતો જાહેર થતી રહેશે, દુશ્મનાવટ અને વેરભાવ પરસ્પર બિલકુલ રહેશે નહીં, ક્યારેય બે વ્યક્તિઓમાં ઝઘડો અને વેરભાવ રહેશે નહીં. (મુસ્લિમ અને અહમદ)

બુખારીએ અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે બયતુલ્લાહની હજ્જ અને ઉમરહ યાજૂજ–માજૂજના નીકળ્યા પછી પણ ચાલુ રહેશે. *(તફસીરે મઝહરી)*

બુખારી અને મુસ્લિમને હઝરત ઝયનબ બિન્તે જહસ ઉમ્મુલ મુઅ્મિનીન (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺ (એક દિવસ) ઊંઘમાંથી એવી પરિસ્થિતિમાં જાગ્યા કે ચહેરો મુબારક લાલ થઈ રહ્યો હતો અને આપની મુબારક જીભ ઉપર આ વાક્યો હતા.

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَيۡلٌ لِّلۡعَرَبِ مِنۡ شَرٍّ قَدِ اقۡتَرَبَ فَتۡحُ الۡيَوۡمِ مِنۡ رَدۡمِ يَاۡجُوۡجَ وَمَاۡجُوۡجَ مِثۡلُ هٰذِهٖ وَحَلَّقَ تِسۡعِيۡنَ

*"અલ્લાહના સિવાય કોઈ મઅ્બૂદ નથી, અરબની ખરાબી છે તે શરારતથી જે નજીક આવી ચૂકી છે આજના દિવસે યાજૂજ અને માજૂજની દિવાલ આટલી ખુલી ગઈ છે (અને તેમણે પોતાની શહાદતની આંગણી અને અંગૂઠાથી ગોળ કુંડાળુ બનાવી તે કાણાનું માપ બતાવ્યું)."*

ઉમ્મુલ મુઅ્મિનીન ફરમાવે છે કે આ ઈરશાદથી અમે વિનંતી કરી કે, યા રસૂલુલ્લાહ ﷺ ! શું અમે એવી હાલતમાં હલાક થઈ શકીએ છીએ ? જ્યારે કે અમારામાં નેક લોકો મોજૂદ હશે ? આપ ﷺએ ફરમાવ્યું, હા ! હલાક થઈ શકો છો જ્યારે કે ખબષ (એટલે કે બુરાઈ)નું પ્રમાણ વધી જાય. (મષલહુ ફિસ્સહીહૈન અન અબી હુરયરહ રદિ. કઝા ફિલ બિદાયા વન્નિહાયા –ઈબ્ને કષીર) અને યાજૂજ–માજૂજની ભીંતમાં અંગૂઠા અને આંગળીના ગોળ વર્તુળ જેટલું કાણું થઈ જવું પોતાના સાચા અર્થમાં પણ હોઈ શકે છે અથવા તો દૃષ્ટાંત સ્વરૂપ હઝરત ઝુલ્કરનૈનની બનાવેલી દિવાલના કમજોર થઈ જવાના ભાવાર્થ તરીકે પણ હોઈ શકે છે. *(ઈબ્ને કષીર, અબૂ હય્યાન)*

મુસ્નદે અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહે હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, યાજૂજ અને માજૂજ દરરોજ ઝુલ્કરનૈનની લોખંડની દિવાલને ખોદતા રહે છે એટલે સુધી કે તે લોઢાની દિવાલમાં અંતિમ ભાગ સુધી એટલા નજીક પહોંચી જાય છે કે બીજી બાજુનો પ્રકાશ દેખાવા લાગે છે પરંતુ એવું કહીને પાછા ચાલ્યા જાય છે કે બાકીનું કાલે ખોદીને પાર કરી લઈશું પરંતુ અલ્લાહ તઆલા તેને ફરી એવું જ મજબૂત અને ઠીકઠાક કરી આપે છે અને બીજા દિવસે નવી મહેનત તેને ખોદવાનું કામ કરે

છે. ખોદવાનો અને મહેનતનો આ ક્રમ અને પછી અલ્લાહ તરફથી તેનું ઠીકઠાક કરવું તે સમય સુધી ચાલતું રહેશે જે સમય સુધી યાજૂજ–માજૂજને બંધ રાખવાનો ઈરાદો છે અને જ્યારે અલ્લાહ તઆલા તેને ખોલવાનો ઈરાદો કરશે ત્યારે મહેનત કરીને અંતિમ હદે પહોંચશે તે દિવસે એવું કહેશે કે જો અલ્લાહે ઈચ્છ્યું તો (ઈન્શાઅલ્લાહ !) આપણે તેને કાલે પાર કરી લઈશું (અલ્લાહનું નામ અને તેના ઈરાદા ઉપર વાતને મોકૂફ રાખવાથી આજે તવફીક થઈ જશે) તો આગલા દિવસે દિવાલનો બાકી હિસ્સો પોતાની પરિસ્થિતિ ઉપર મળશે અને તેને તોડી પાર કરી લેશે.

તિરમિઝીએ આ રિવાયત અબૂ અવાનહ, કતાદહ, અબી રાફેઅ્, અબૂ હુરયરહ (રદિ.)થી નકલ કરીને ફરમાવ્યું છે غَـرِيْبٌ لَانَعْرِفُهٗ اِلَّامِنْ هٰذَاالْوَجْهِ અને ઈબ્ને કષીરે પોતાની તફસીરમાં આ રિવાયતને નકલ કરીને ફરમાવ્યું,

اِسْنَادُهٗ جَيِّدٌ قَوِىٌّ وَلٰـكِنَّ مَتَنَهٗ فِىْ رَفْعِهٖ نَكَارَةٌ،

*"તેની સનદ પ્રમાણિત અને મજબૂત છે પરંતુ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી તે મરફૂઅ્ છે અથવા તો તેને રસૂલુલ્લાહ ﷺ તરફ નિસ્બત કરવામાં એક નકાર અને અજનબીપણું દેખાય છે."*

ઈબ્ને કષીરે અલ બિદાયા વન્નિહાયામાં આ હદીષ વિશે ફરમાવ્યું છે કે એ વાત સાચી માની લેવામાં આવે કે આ હદીષ મરફૂઅ્ નથી બલકે કઅ્બ બિન અહબારની રિવાયત છે ત્યારે તો એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે આ કોઈ ભરોસાપાત્ર વસ્તુ નથી અને જો આ રિવાયતને રાવીની ભૂલથી સુરક્ષિત ઠરાવીને રસૂલે કરીમ ﷺનો જ ઈરશાદ ઠરાવવામાં આવે તો પછી તેનો અર્થ એ થશે કે યાજૂજ–માજૂજની પ્રવૃત્તિ એટલે કે દિવાલને ખોદવાનું કામ તે સમયે શરૂ થશે જ્યારે કે તેમના બહાર નીકળવાનો વખત નજીક આવશે અને કુર્આની ઈરશાદ કે આ દિવાલમાં કાણું લગાવી નથી શકાતું તે એવા સમયની પરિસ્થિતિ છે જ્યારે કે ઝુલ્કરનૈને તેને બાંધી હોય, એટલા માટે કોઈ વિરોધાભાસ રહેતો નથી. વળી એ પણ કહી શકાય છે કે કાણાનો ભાવાર્થ દિવાલમાં તે તિરાડ અથવા કાણું છે કે જે આરપાર થઈ જાય અને તે રિવાયતમાં તેનો ખુલાસો મોજૂદ છે કે આ કાણું આરપાર નથી થતું. *(બિદાયા, પેજ : ૧૧૨, જિલ્દ : ૨)*

હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ ફત્હુલ બારીમાં આ હદીષને અબ્દ બિન હમીદ અને ઈબ્ને હબ્બાનના હવાલાથી પણ નકલ કરીને કહ્યું છે કે તે બધાની રિવાયત હઝરત કતાદહ (રદિ.)થી છે અને તેમાંથી અમુકની સનદના "રિજાલ" સહીહ બુખારીના રિજાલ છે. આ હદીષને મરફૂઅ્ ઠરાવી દેવા ઉપર પણ કોઈ શંકા નથી કરી અને ઈબ્ને અરબીના હવાલાથી વર્ણન કર્યું કે આ હદીષમાં અલ્લાહની ત્રણ નિશાનીઓ એટલે કે મોઅ્જિઝાઓ છે, પ્રથમ એ કે અલ્લાહ તઆલાએ તેમના દિમાગોને એ તરફ આકર્ષિત જ નથી કર્યા કે તેઓ દિવાલ ખોદવાનું કામ રાત–દિવસ સતત ચાલુ રાખે નહિતર આટલી મોટી કોમ માટે શું મુશ્કેલ હતું કે દિવસ અને રાતની અલગ–અલગ ડ્યુટી નક્કી કરી કામ કરે.

બીજું તેમના માનસને એવી રીતે ફેરવી દેવામાં આવ્યું કે આ દિવાલ ઉપર ચઢવાનો પ્રયત્ન કરે, તેના માટે યંત્રોની મદદ લે જ્યારે કે વહબ બિન મુનબ્બહની રિવાયતથી એ પણ જાણ થાય છે કે આ લોકો ખેતીવાડી અથવા ઉદ્યોગવાળા છે, દરેક પ્રકારના સાધનો ધરાવે છે, તેમની જમીનમાં વૃક્ષો પણ પુષ્કાળ પ્રમાણમાં છે, કોઈ મુશ્કેલ કામ ન હતું કે ઉપર ચઢવાના માધ્યમો અને સ્ત્રોતો પેદા કરી લે, ત્રીજું એ કે આ સમગ્ર મુદતમાં તેમના દિલોમાં એ વાત ન આવી કે "ઈન્શાઅલ્લાહ !" કહે, માત્ર તે સમયે આ વાક્ય તેમના મુખેથી નીકળશે જ્યારે તેમના બહાર નીકળવાનો નિશ્ચિત સમય આવી જશે.

ઈબ્ને અરબીએ ફરમાવ્યું કે આ હદીષથી એ પણ જાણ થાય છે કે યાજૂજ–માજૂજમાં અમુક લોકો એવા પણ છે જે અલ્લાહના અસ્તિત્વ અને તેની ઈચ્છા તથા ઈરાદાને માને છે અને એ પણ શક્ય છે કે કોઈ અકીદહ વિના આમ જ તેમની જીભ ઉપર અલ્લાહ તઆલાનો આ કલિમો નીકળી જાય અને એની બરકતથી તેમનું કામ બની જાય. (અશરાતુસ્સાઅહ લિલ અજ સય્યિદ મુહમ્મદ) પરંતુ દેખીતું એ જ છે કે તેમની પાસે પણ અંબિયા (અલૈ.)ની દા'વત પહોંચી ચૂકી છે નહિતર કુર્આનની નસ પ્રમાણે તેમને જહન્નમનો અઝાબ ન થવો જોઈએ. وَمَا كُنَّا مُعَذِّبِيْنَ حَتّٰى نَبْعَثَ رَسُوْلًا (૧૭:૧૫) જાણ થઈ કે ઈમાનની દા'વત તેમને પણ પહોંચી છે પરંતુ આ લોકો કુફ્ર ઉપર મક્કમ રહ્યા અને તેમનામાંથી અમુક લોકો એવા હશે જેઓ અલ્લાહના અસ્તિત્વ અને તેના ઈરાદા તથા ઈચ્છાને માનનારા હશે અને જો કે આટલો અકીદહ ઈમાન માટે પૂરતો નથી જ્યાં સુધી

રિસાલત અને આખિરત ઉપર ઈમાન ન હોય, બલકે "ઈન્શાઅલ્લાહ" કુફ્રની હાલતમાં કહેવું પણ કોઈ અશક્ય બાત નથી.

**હદીષની રિવાયતોથી પ્રાપ્ત થતા પરિણામો :**

પ્રસ્તુત હદીષોમાં યાજૂજ-માજૂજ વિશે જે વાતો રસૂલે કરીમ ﷺના વર્ણનથી સાબિત થઈ તે નીચે પ્રમાણે છે.

(૧) યાજૂજ-માજૂજ સામાન્ય માનવોની જેમ માનવજાતિ જ છે અને હઝરત નૂહ (અલૈ.)ની અવલાદમાંથી હશે.

(૨) જમહૂર હદીષવેત્તાઓ, ઈતિહાસકારો તેમને યાફિસ ઈબ્ને નૂહ (અલૈ.)ની અવલાદ ઠરાવે છે અને એ પણ દેખીતું છે કે યાફિસ ઈબ્ને નૂહની અવલાદ નૂહ (અલૈ.)ના સમયકાળથી ઝુલ્કરનૈનના સમયગાળા સુધી દૂર-દૂર સુધી વિવિધ કબીલાઓ, વિવિધ કોમો અને વિવિધ વસ્તીઓમાં ફેલાઈ ચૂકી હતી. યાજૂજ-માજૂજ જે કોમોનું નામ છે તો એ પણ જરૂરી નથી કે તે બધી ઝુલ્કરનૈને દિવાલ પાછળ બંધ કરેલી કોમો થઈ ગઈ હોય, તેમના અમુક કબીલાઓ અને કોમો ઝુલ્કરનૈનની દિવાલની પેલી તરફ પણ હશે. અલબત્ત, તેમનામાંથી જે ખૂનામરકી કરનારા જંગલી લોકો હતા તેઓને ઝુલ્કરનૈનની દિવાલ દ્વારા અટકાવી દેવામાં આવ્યા. ઈતિહાસકારો સામાન્ય રીતે તૂર્ક અથવા મૉગલ કે મોંગોલિયન લખે છે પરંતુ તેમનામાંથી યાજૂજ-માજૂજ નામ માત્ર તે જંગલી અને અસભ્ય ખૂંખાર અત્યાચારી લોકોનું છે જેઓ સભ્યતા કે સંસ્કૃતિથી બિલકુલ બેખબર છે, તેમની જ્ઞાતિમાંથી મુગલ અને તુર્ક કે મોંગોલિયન જેઓ સભ્યતા અને સુસંસ્કૃત થઈ ગયા તેમના નામો તેનાથી બાકાત છે.

(૨) યાજૂજ-માજૂજની સંખ્યા સમગ્ર દુનિયાના મનુષ્યોની સંખ્યા કરતા વધારે છે, ઓછામાં ઓછા એક બરાબર દશનું પ્રમાણ છે. (હદીષ નં. ૨)

(૩) યાજૂજ-માજૂજની જે કૌમો અને કબીલાઓ ઝુલ્કરનૈન દ્વારા આ તરફ આવવાથી રોકી દેવામાં આવ્યા છે તે કયામતની બિલકુલ નજીક સુધી એ જ પ્રમાણે કેદ રહેશે. તેમના નીકળવાનો નિશ્ચિત સમય હઝરત મહેંદી (અલૈ.)ના જાહેર થવા પછી દજ્જાલના નીકળ્યા પછી તે હશે જ્યારે હઝરત

ઈસા (અલૈ.) નાઝિલ થઈને દજ્જાલને કતલ કરી ચૂકશે. (હદીષ નં. ૧)

(૪) યાજૂજ–માજૂજના ખુલવાના સમયે ઝુલ્કરનૈનની દિવાલ જમીનદોસ્ત થઈને સમથળ થઈ જશે. (કુર્આનની આયત) તે વખતે આ યાજૂજ–માજૂજની અસંખ્ય કોમો પહાડની ઊંચાઈઓએથી ઊતરીને ઝડપના કારણે એવું લાગશે કે જાણે તેઓ લપસી–લપસીને પડી રહ્યા છે અને આ અસંખ્ય જંગલી માનવો સામાન્ય માનવોની વસ્તી તથા સમગ્ર જમીન ઉપર તૂટી પડશે અને તેમને કતલ કરશે તથા તેમની ખૂનામરકીનો કોઈ મુકાબલો કરી શકશે નહીં. અલ્લાહના રસૂલ હઝરત ઈસા (અલૈ.) પણ અલ્લાહ તઆલાના હુકમથી પોતાના મુસલમાન સાથીઓને લઈને કોહે તૂર ઉપર આશ્રય લેશે અને સમગ્ર દુનિયાની વસ્તીઓમાં જ્યાં કંઈ પણ સુરક્ષિત વસ્તીઓ અને કિલ્લાઓ છે તેમાં સુરક્ષિત થઈને પોતાના પ્રાણ બચાવશે, ખાવા–પીવાનો સામાન ખતમ થઈ ગયા પછી જીવન જરૂરી વસ્તુઓની અત્યંત તંગી થઈ જશે. બાકીની માનવ વસ્તી આ જંગલી કોમ ખતમ કરી નાંખશે અને તેમની નદીઓને પણ પી જશે. (હદીષ નં. ૧)

(૫) હઝરત ઈસા (અલૈ.) અને તેમના સાથીદારોની દુઆથી ફરી તીડોના ટોળાની જેમ અસંખ્ય કોમોનો એકી સાથે નાશ કરી નાંખવામાં આવશે, તેમની લાશોથી સમગ્ર જમીન ભરાઈ જશે અને તેની દુર્ગંધના કારણે પૃથ્વી ઉપર રહેવું મુશ્કેલ થઈ જશે. (હદીષ નં. ૧)

(૬) પછી હઝરત ઈસા (અલૈ.) અને તેમના સાથીદારોની દુઆથી તેમની લાશો દરિયામાં સમાવી અથવા ગાયબ કરી દેવામાં આવશે અને સમગ્ર વિશ્વમાં વરસાદ દ્વારા પૃથ્વીને ધોઈને પાક–સાફ અને સ્વચ્છ કરી નાંખવામાં આવશે. (હદીષ નં. ૧)

(૭) ત્યારબાદ લગભગ ચાલીસ વર્ષો શાંતિ અને સલામતીનો યુગ હશે, પૃથ્વી પોતાની બરકતો ઓકી નાંખશે, કોઈ ગરીબ મોહતાજ નહીં રહે, કોઈ કોઈને સતાવશે નહીં, શાંતિ અને સલામતી, આરામ અને રાહત સર્વસામાન્ય થઈ જશે.

(૮) આ શાંતિ અને સલામતીના સમયમાં બયતુલ્લાહની હજ્જ અને ઉમરહ

વગેરે ચાલુ રહેશે. (હદીષ નં. ૪) હઝરત ઈસા (અલૈ.)ની વફાત અને રોઝએ અક્દસમાં દફન થવું હદીષની રિવાયતોથી સાબિત છે, તેનું પણ એ સ્વરૂપ હશે કે તેઓ હજ્જ અથવા ઉમરહમાં હિજાજની મુસાફરી કરશે. (રવાહે મુસ્લિમ અન અબી હુરયરહનો ખુલાસો) ત્યારબાદ મદીના તય્યિબહમાં વફાત થશે અને રોઝએ અક્દસમાં દફન કરવામાં આવશે.

(૯) રસૂલે કરીમ ﷺને અંતિમ સમયમાં સ્વપ્નમાં વહી દ્વારા બતાવવામાં આવ્યું કે, ઝુલ્કરનૈનની દિવાલમાં એક કાણું થઈ ગયું છે તેને આપ ﷺએ અરબ માટે ફિત્નો અને શરારતની નિશાની ઠરાવી. આ દિવાલમાં કાણું થઈ ગયા પછી હદીષવેત્તાઓએ પોતાના સંશોધનો વર્ણન કર્યા છે અને અમુકે તેનો ભાવાર્થ દૃષ્ટાંત અને ઉદાહરણ સ્વરૂપે હોવાનું ઠરાવ્યું છે કે હવે આ ઝુલ્કરનૈનની દિવાલ કમજોર થઈ ચૂકી છે અને યાજૂજ-માજૂજના બહાર નીકળવાનો સમય નજીક આવી ગયો છે અને તેની નિશાનીઓ અરબ કોમની પડતી તથા તેમની અધોગતિ સ્વરૂપે જાહેર થશે. વલ્લાહુ અઅ્લમુ.

(૧૦) હઝરત ઈસા (અલૈ.)ના નાઝિલ થયા પછી તેઓ પૃથ્વી ઉપર ચાલીસ વર્ષો રહેશે. (હદીષ નં. ૩) તેનાથી પહેલાં હઝરત મહેંદી (અલૈ.)નો સમયગાળો પણ ચાલીસ વર્ષનો રહેશે, તેમાં અમુક ભાગ બંનેનો સંયુક્ત અને સમકાલીન હશે. સય્યિદ શરીફ બરઝંજીએ પોતાની કિતાબ "અશ્રાતુલ સાઅહ્"ના પેજ નં. ૧૪૫ ઉપર લખ્યું છે કે દજ્જાલના કતલ થયા પછી હઝરત ઈસા (અલૈ.)ના સ્થાયી થવાના શાંતિ અને સલામતીના ચાલીસ વર્ષો હશે અને કુલ સ્થાયી થવાના ૪૫ વર્ષો હશે તથા પેજ નં. ૧૧૩ ઉપર છે કે મહેંદી (અલૈ.) હઝરત ઈસા (અલૈ.)થી ૩૦ થી અમુક વર્ષો પહેલાં જાહેર થશે અને તેમનો કુલ સમયગાળો ચાલીસ વર્ષોનો હશે, આ જ પ્રમાણે પાંચ અથવા સાત વર્ષો સુધી બંને બુઝૂર્ગોનો સમયગાળો સમકાલીન રહેશે અને તે બંને સમયગાળાની એ ખાસિયત હશે કે સમગ્ર પૃથ્વી ઉપર ન્યાય અને ઈન્સાફનું શાસન હશે, પૃથ્વી પોતાની બરકતો અને ખજાનાઓ બહાર કાઢી દેશે, કોઈ ફકીર અને મોહતાજ નહીં રહે, લોકોમાં પરસ્પર કીનો-કપટ કે દુશ્મનાવટ સદંતર રહેશે નહીં, હા ! હઝરત મહેંદી (અલૈ.)ના અંતિમ સમયમાં દજ્જાલના મહાન ફિત્ના સિવાય મક્કા અને મદીના તથા બયતુલ

મુકદસ સિવાય અને તૂર પર્વત અને સમગ્ર વિશ્વમાં છવાઈ જશે અને આ ફિત્નો દુનિયાના બધાજ ફિત્નાઓ કરતાં ઘણો મોટો હશે. દજ્જાલનો સમય અને તેની ફસાદ માત્ર ચાલીસ દિવસ રહેશે પરંતુ આ ચાલીસ દિવસોમાંથી પ્રથમ દિવસ એક વર્ષનો, બીજો દિવસ એક મહિનાનો અને ત્રીજો દિવસ એક અઠવાડિયાનો, બાકીના દિવસો સામાન્ય દિવસોની જેમ હશે, જેનું સ્વરૂપ એ પણ હોઈ શકે છે કે હકીકતમાં આ દિવસો એટલા લાંબા કરી દેવામાં આવે, કારણ કે આ અંતિમ સમયગાળામાં લગભગ બધી જ ઘટનાઓ પ્રકૃતિના ભૌતિક નિયમો વિરુદ્ધ મોઅ્જિઝા સ્વરૂપે હશે અને એ પણ શક્ય છે કે દિવસ–રાત તો પોતાના નિશ્ચિત સમય પ્રમાણે જ રહે પરંતુ દજ્જાલ મોટો જાદૂગર હોવાનું હદીષથી સાબિત છે, બની શકે છે કે તેના જાદૂના પ્રભાવથી સામાન્ય મખ્લૂકોની નજર આ દિવસ–રાતના પરિવર્તન અને તેનો બદલાવ જાહેર ન થાય, એટલા માટે તેઓ તેને એક જ દિવસ જોતા અથવા સમજતા રહે. હદીષમાં જે આ દિવસની અંદર સામાન્ય દિવસો પ્રમાણે અંદાજો લગાવીને નમાઝો પઢવાનો હુકમ આવ્યો છે તેનાથી પણ એ બાબતનું સમર્થન થાય છે કે વાસ્તવિકતા આધારે તો દિવસ અને રાત બદલાતા રહેશે પરંતુ લોકોને એવી અનુભૂતિ થશે કે તે બદલાતા જ નથી. એટલા માટે આ એક વર્ષના દિવસમાં ૩૬૦ દિવસોની નમાઝો અદા કરવાનો હુકમ આપવામાં આવ્યો છે, નહિતર જો દિવસ વાસ્તવમાં એક જ દિવસ હોત તો શરીઅતના કાયદાની રૂએ તેમાં માત્ર એક જ દિવસની પાંચ નમાઝો ફરજ હોત, ખુલાસો એ છે કે દજ્જાલનો કુલ સમય આ પ્રમાણે ચાલીસ દિવસનો હશે.

ત્યારબાદ હઝરત ઈસા (અલૈ.) નાઝિલ થઈને દજ્જાલને કતલ કરીને આ ફિત્નાને ખતમ કરશે પરંતુ તેની સાથે જ યાજૂજ અને માજૂજ નીકળશે જે સમગ્ર દુનિયામાં અરાજકતા અને ફસાદ, ખૂનામરકી અને સત્યાનાશ આચરશે પરંતુ તેમનો સમયગાળો માત્ર થોડા જ દિવસોનો હશે, પછી હઝરત ઈસા (અલૈ.)ની દુઆથી આ બધા એકી સાથે નાશ પામશે. મતલબ કે હઝરત મહદી (અલૈ.)ના સમયના અંતમાં અને હઝરત ઈસા (અલૈ.)ના સમયની શરૂઆતમાં બે ફિત્ના એક દજ્જાલનો અને બીજો યાજૂજ–માજૂજનો ઊભા થશે જે સમગ્ર પૃથ્વીના

લોકોને ઉપર–નીચે, અસ્તવ્યસ્ત કરી નાંખશે. આ ગણતરીના દિવસોથી પહેલાં અને પછી સમગ્ર દુનિયાની અંદર ન્યાય, ઈન્સાફ તથા શાંતિ અને સલામતી તથા બરકતો અને છૂટછાટની બોલબાલા હશે. હઝરત ઈસા (અલૈ.)ના સમયમાં ઈસ્લામ સિવાય કોઈ કલિમો અને ધર્મ પૃથ્વી ઉપર રહેશે નહીં. પૃથ્વી પોતાના ખજાનાઓ અને પોતાના પેટાળમાં ધરબાયેલ પદાર્થો બહાર કાઢશે, કોઈ ફકીર અને મોહતાજ નહીં રહે, જંગલી અને ઝેરીલા જાનવરો પણ કોઈને તકલીફ નહીં પહોંચાડે.

યાજૂજ–માજૂજ અને ઝુલ્કરનૈનની દિવાલ વિશે આ જાણકારી તો તે છે જે કુર્આન અને નબવી હદીષોએ ઉમ્મતને બતાવી છે, તેના ઉપર અકીદહ રાખવો જરૂરી છે અને તેનો વિરોધ કરવો નાજાઈઝ છે. બાકી રહી તેની ભૌગોલિક પરિસ્થિતિની ચર્ચા કે તે ઝુલ્કરનૈનની દિવાલ કયા સ્થળે આવેલી છે ? અને યાજૂજ–માજૂજની કોમ કઈ કોમ છે ? અથવા હાલના સમયમાં ક્યાં–ક્યાં તેમની વસ્તીઓ છે ? જો કે તેના ઉપર ન તો કોઈ ઈસ્લામી અકીદહ મોકૂફ છે અને ન જ કુર્આનની કોઈ આયતનો અર્થ સમજવો આ બાબત ઉપર અવલંબિત છે પરંતુ વિરોધીઓની શંકા અને સંદેહનો જવાબ તથા તેની વધારે સ્પષ્ટતા માટે ઉમ્મતના ઉલમાએ આ બાબતની ચર્ચા કરી છે, તેનો અમુક ભાગ અત્રે વર્ણન કરવામાં આવે છે.

કુર્તુબીએ પોતાની તફસીરમાં સુદીના હવાલાથી નકલ કર્યું છે કે યાજૂજ–માજૂજના બાવીસ કબીલાઓમાંથી એકવીસ કબીલાઓને ઝુલ્કરનૈનની દિવાલ દ્વારા બંધ કરી દેવામાં આવ્યા, તેનો એક કબીલો ઝુલ્કરનૈનની દિવાલની આ તરફ રહી ગયો તે તૂર્ક છે, ત્યારબાદ કુર્તુબીએ ફરમાવ્યું કે રસૂલે કરીમ ﷺએ તૂર્ક વિશે જે વાતો બતાવી છે તે યાજૂજ–માજૂજને મળતી આવે છે અને અંતિમ સમયમાં તેમનું મુસલમાનો સાથે યુદ્ધ થવું સહીહ મુસ્લિમની હદીષમાં છે, પછી ફરમાવ્યું કે તે સમયગાળામાં તૂર્ક કોમની ઘણી ભારે સંખ્યા મુસલમાનોના મુકાબલામાં નીકળેલી છે જેની સાચી સંખ્યા અલ્લાહ તઆલાને જ ખબર છે અને તે જ તેમના ફિત્નાથી મુસલમાનોને બચાવી શકે છે. એ જાણ થાય છે કે તેઓ જ યાજૂજ–માજૂજ છે અથવા તો ઓછામાં ઓછું તેમની પ્રસ્તાવના છે. (કુર્તુબી, પેજ:૫૮, જિલ્દ:૧૧) [કુર્તુબીનો સમય છઠ્ઠી સદી હિજરીનો છે જેમાં

તાતારીઓનો ફિત્નો જાહેર થયો અને ઈસ્લામી ખિલાફતને તબાહ-બરબાદ કરી, તેમનો મહાન ફિત્નો ઈસ્લામના ઈતિહાસમાં મશ્હૂર અને તાતારીઓનું મોંગલ તૂર્કમાંથી હોવું મશ્હૂર છે] પરંતુ કુર્તુબીએ તેમને યાજૂજ-માજૂજ સમાન અથવા તો તેની પ્રસ્તાવના ઠરાવી છે તેમના ફિત્નાને યાજૂજ-માજૂજનો ફિત્નો નથી બતાવ્યો જે કયામતની નિશાનીઓમાંથી છે, કારણ કે સહીહ મુસ્લિમની હદીષમાં તેનો ખુલાસો આવ્યો છે કે તેમનું બહાર નીકળવું હઝરત ઈસા (અલૈ.)ના નાઝિલ થયા પછી તેમના જ સમયકાળમાં હશે.

એટલા માટે અલ્લામહ આલૂસી (રહ.)એ પોતાની તફસીર રૂહુલ મઆનીમાં તે લોકો ઉપર સખત ટીકા કરી છે જેમણે તાતારીઓને જ યાજૂજ-માજૂજ ઠરાવી દીધી અને ફરમાવ્યું કે આવી માન્યતા ધરાવવી ઉઘાડી ગુમરાહી છે અને હદીષની નુસૂસનો વિરોધ છે, અલબત્ત તેમણે એ પણ કહ્યું છે કે નિઃશંક આ ફિત્નો યાજૂજ-માજૂજના ફિત્ના સમાન અવશ્ય છે. (રૂહ, પેજ : ૪૪, જિલ્દ : ૧૬) તેનાથી સાબિત થયું કે તે સમયમાં જે અમુક ઈતિહાસકારો હાલના રશીયા અથવા ચીન અથવા બંનેને યાજૂજ-માજૂજ ઠરાવે છે જો તેનાથી તેમનો ભાવાર્થ તે જ હોય જે કુર્તુબી અને આલૂસીએ ફરમાવ્યું કે તેમનો ફિત્નો યાજૂજ-માજૂજના ફિત્ના સમાન છે તો એવું કહેવું કંઈ ખોટું નથી પરંતુ તેમને જ યાજૂજ-માજૂજ ઠરાવી દેવી જેની ખબર કુર્આન અને હદીષમાં કયામતની નિશાનીઓમાંથી આપવામાં આવી છે અને જેમનો નીકળવાનો સમય હઝરત ઈસા (અલૈ.) પછીનો બતાવવામાં આવ્યો છે તે સદંતર ખોટું અને ગુમરાહી છે તથા હદીષની નુસૂસનો ઈન્કાર છે.

મશ્હૂર ઈતિહાસકાર ઈબ્ને ખલ્દૂને પોતાના ઈતિહાસની પ્રસ્તાવનામાં અકિલમે સાદિસ (છટ્ઠા ખંડ-Kingdom)ની ચર્ચામાં ઝુલ્કરનૈનની દિવાલ અને તેમના મહેલ અને સ્થળ વિશે ભૌગોલિક સંશોધન આ રીતે કર્યું છે.

*સાતમાં રાજ્ય (Kingdom)ના નવમાં ભાગમાં પશ્ચિમ દિશાએ તૂર્કોના તે કબીલાઓ વસે છે જે* قِــنْــجَــاقْ *(કિન્ઝાક-Qipcaq or Qypchaq as in Bertold Spuler) અને* چَرْكِسْ *(ચરકિસ Circassians the Caucasian people as in Spuler) કહેવાય છે અને પૂર્વ બાજુ યાજૂજ-માજૂજની*

*વસ્તીઓ છે અને તે બંને વચ્ચે 'કોહે કા'ફ' (કોકેસસ Mount Caucasus)ની હારમાળાઓ આવેલી છે જેનો ઉલ્લેખ પાછલા વર્ણનમાં આવી ચૂક્યો છે કે તે બહરે મુહીતથી શરૂ થાય છે જે ચોથા રાજ્યની પૂર્વએ સ્થિત છે અને તેની સાથે ઉત્તર દિશાએ ખંડના અંત સુધી ચાલી જાય છે અને પછી બહરે મુહીતથી અલગ થઈને ઉત્તર-પશ્ચિમમાં થતી એટલે કે પશ્ચિમ તરફ ઝૂકીને પાંચમાં રાજ્યના નવમાં ભાગમાં પ્રવેશ પામે છે. અહીંયાંથી તે ફરી પોતાની પ્રથમ દિશા તરફ વળી જાય છે ત્યાં સુધી કે સાતમાં રાજ્યના નવમાં ભાગમાં દાખલ થઈ જાય છે અને અહીંયાં પહોંચીને દક્ષિણથી ઉત્તર-પશ્ચિમે થઈને જાય છે અને આ જ પર્વતીય હારમાળાની વચ્ચે સિકંદરી દિવાલ સ્થિત છે અને સાતમાં રાજ્યના નવમાં ભાગની મધ્યમાં તે સિકંદરી દિવાલ છે જેનો અમે અહીંયાં ઉલ્લેખ કરતા આવ્યા છે અને જેનો ઉલ્લેખ કુર્આને પણ કર્યો છે.*

*અબ્દુલ્લાહ ઈબ્ને ખુરદાઝબીહે પોતાના ભૂગોળના પુસ્તકમાં વાષિકબિલ્લાહ અબ્બાસી ખલીફાનું તે સ્વપ્ન વર્ણન કર્યું છે જેમાં તેણે એવું જોયું હતું કે દિવાલ ખુલી ગઈ છે, એટલા માટે તે ગભરાઈને ઉઠયો અને પરિસ્થિતિને જાણવા માટે સલ્લામ દુભાષિયાને (સત્યશોધક મિશન માટે) રવાના કર્યો, તેણે પાછા આવીને તે જ દિવાલની પરિસ્થિતિ અને તેના ચિહ્નો વર્ણન કર્યા.* *(પ્રસ્તાવના – ઈબ્ને ખલદૂન, પેજ : ૭૯)*

વાષિકબિલ્લાહ અબ્બાસી ખલીફાનું ઝુલ્કરનૈનની દિવાલની તહકીક કરવા માટે એક ગ્રુપનું મોકલવું અને તેઓની તહકીક કરીને આવવાની વિગત ઈબ્ને કષીરે પણ અલ બિદાયા વન્નિહાયામાં પણ નકલ કરી છે અને એ કે આ દિવાલ લોઢાથી ચણવામાં આવી છે અને તેમાં મોટા-મોટા દરવાજા પણ છે જેના ઉપર તાળાં લાગેલા છે અને તે ઉત્તરપૂર્વમાં સ્થિત છે અને તફસીરે કબીર તથા તબરીએ આ ઘટનાને વર્ણન કરીને એ પણ લખ્યું છે કે જે વ્યક્તિ આ દિવાલનું નિરીક્ષણ કરીને પાછું આવવા ઈચ્છે છે તો ભોમિયાઓ તેમને એવા ઉજ્જડ મેદાનમાં પહોંચાડે છે જે સમરકંદને અડીને છે. *(તફસીરે કબીર, જિલ્દ : ૫, પેજ : ૫૧૩)*

અમારા ઉસ્તાદ હુજ્જતુલ ઈસ્લામ સય્યિદી હઝરત મવલાના અનવરશાહ કશ્મિરી કુદ્દિસ્સિર્રુહુએ પોતાની કિતાબ "અકીદતુલ ઈસ્લામ ફી

હયાત ઈસા (અલૈ.)"માં યાજૂજ–માજૂજ અને ઝુલ્કરનૈનની દિવાલની હાલત જો કે ગૌણ સ્વરૂપે વર્ણન કરી છે પરંતુ જે કંઈ વર્ણન કર્યું છે તે તહકીક અને રિવાયતમાં ઉચ્ચ મહત્ત્વપૂર્ણ પ્રમાણો ઉપર આધારિત છે. તેમણે ફરમાવ્યું કે ફસાદખોર અને જંગલી મનુષ્યોની બર્બરતા અને તારાજીથી સુરક્ષા માટે પૃથ્વી ઉપર એક નહીં અનેક સ્થળોએ દિવાલો બનાવવામાં આવી છે, જે અનેક બાદશાહોએ અનેક સ્થળોએ વિવિધ યુગોમાં બનાવી છે, તેમાંથી સૌથી વધારે અને પ્રખ્યાત ચીનની દિવાલ છે જેની લંબાઈ અબૂ હય્યાન ઉન્દુલૂસીએ (જે ઈરાનના દરબારના શાહી ઈતિહાસકાર હતા) બારસો માઈલ બતાવી છે અને એ કે તેનો સ્થાપક ચીનનો સમ્રાટ ફગફૂર છે અને તેના બાંધકામની તારીખ હઝરત આદમ (અલૈ.)ના નાઝિલ થવાના ત્રણ હજાર ચારસો સાંઈઠ વર્ષો પછી બતાવી છે અને એ પણ કે તે ચીનની દિવાલને મોંગોલ લોકો (Mongol or Mongkhol) અત્કૂવહ અને તૂર્ક લોકો બુરકુરકહ કહે છે અને ફરમાવ્યું કે આ જ પ્રમાણેની અન્ય ઘણી બધી દિવાલો વિવિધ સ્થળોએ જોવા મળે છે.

અમારા એક સાથી મવલાના હિફ્ઝુર્રહમાન સહવારી (રહ.)એ પોતાની કિતાબ "કસસુલ કુર્આન"માં હઝરત શૈખ (રહ.)ના આ વર્ણનનો ઐતિહાસિક ખુલાસો ઘણી વિગત અને તહકીકપૂર્વક લખ્યો છે જેનો ખુલાસો આ છે કે,

યાજૂજ–માજૂજનો ઉત્પાત, ઉપદ્રવ, શરારત અને ફસાદનું વર્તુળ એટલું વિશાળ હતું કે એક બાજુ કોકેસિયાની નીચે વસનારા તેમના અત્યાચાર અને જુલમનો શિકાર બનતા હતા અને બીજી બાજુ તિબેટ અને ચીનના નિવાસીઓ પણ દરેક સમયે તેમનો શિકાર બનતા હતા, તે જ યાજૂજ–માજૂજની શરારત અને ફસાદથી બચવા માટે વિવિધ સમયમાં વિવિધ સ્થળોએ દિવાલો બનાવવામાં આવી છે જેમાં સૌથી મોટી અને સૌથી મશ્હૂર "ચીનની દિવાલ" છે જેનું વર્ણન ઉપર આવી ચૂક્યું છે.

બીજી દિવાલ મધ્ય એશિયામાં બુખારા અને તિરમિઝ પાસે આવેલ છે અને તેના સ્થાન અને સ્થળને "દરબન્દ" કહેવામાં આવે છે. આ દિવાલ મોંગલના પ્રખ્યાત બાદશાહ તયમુરલંગના સમય સુધી મોજૂદ હતી રૉમના બાદશાહના ખાસ વિશ્વાસુ જર્મન સેલા બર્ગરે પણ તેનું વર્ણન પોતાના પુસ્તકમાં કર્યું છે અને

સ્પેનના રાજા કૉસ્ટિલના સંદેશાવાહક કિલાફ્ચુએ પણ પોતાના સફરનામામાં તેનું વર્ણન કર્યું છે, તે ઇ.સ. ૧૪૦૩માં પોતાના બાદશાહનો એલચી બનીને જ્યારે તયમુરલંગની સેવામાં હાજર થયો ત્યારે આ સ્થળેથી પસાર થયો હતો, તે લખે છે કે બાબુલ હદીદ (લોખંડની દિવાલ) મોસુલના તે માર્ગ ઉપર છે જે સમરકંદ અને હિન્દુસ્તાનની વચ્ચે છે.

*(તફસીરે ઝવાહિરુલ કુર્આન, તનતાનવીમાંથી, પેજ નં. ૧૯૮, જિલ્દ : ૯)*

ત્રીજી દિવાલ રશીયન વિસ્તારમાં દાગીસ્તાનમાં સ્થિત છે, આ પણ દરબંદ અને બાબુલ અબવાબના નામથી મશ્હૂર છે. યાકૂત હમવીએ "મુઅજ્જમુલ બલદાન"માં ઇદ્રીસીની ભૂગોળમાં અને બસ્તાનીએ "દાઇરતુલ મઆરિફ"માં તેની પરિસ્થિતિ ઘણી વિગતપૂર્વક લખી છે, તેનો ખુલાસો આ પ્રમાણે છે.

*દાગિસ્તાનમાં દરબંદ એક રશીયન શહેર છે, આ શહેર કાસ્પિયન સમુદ્રના પશ્ચિમ કિનારા ઉપર સ્થિત છે, તેનો વિસ્તાર ૩-૪૩ ઉત્તર અક્ષાંશમાં અને પૂર્વ રેખાંશમાં ૧૫-૪૮ છે અને તેને દરબંદ નૌશેરવાન પણ કહેવામાં આવે છે અને બાબુલ અબવાબના નામથી ઘણું મશ્હૂર છે.*

ચોથી દિવાલ આ જ બાબુલ અબવાબની પશ્ચિમ દિશાએ કોકેસિયાની ઘણી ઊંચાઈના ભાગોમાંથી છે, જ્યાં બે પહાડો વચ્ચે એક ઘાટી "દારિયલ પાસ" (Daryal Pass)ના નામે મશ્હૂર છે, આ સ્થળે તે ચોથી દિવાલ જે કફકાઝ અથવા તો માઉન્ટ કોકા અથવા કોહે કાફ (કોકેસસ)ની દિવાલ તરીકે ઓળખાય છે, બસ્તાનીએ તેના વિશે લખ્યું છે,

*અને તેની જ (એટલે કે બાબુલ અબવાબની દિવાલ) નજીક એક બીજી દિવાલ છે જે પશ્ચિમ દિશાએ આગળ વધતી જાય છે, લગભગ તેને ઈરાનના નિવાસીઓએ ઉત્તરના બર્બરોથી રક્ષણ મેળવવા માટે બનાવી હશે, કારણ કે તેના સ્થાપકની સાચી પરિસ્થિતિ કોઈને જાણ થઈ શકી નથી, અમુકે તેનો સંબંધ સિકંદર (એલૅક્ઝાન્ડર) સાથે જોડયો છે અને અમુકે કિસ્રા (સાયરસ) અને નૌશેરવાન તરફ અને યાકૂત કહે છે કે તાંબુ પીગાળીને તેને બાંધવામાં આવી છે. (દાઈરતુલ મઆરિફ, જિ.:૭, પે.:૬૫૧, મુઅજ્જમુલ મલદાન, જિ.:૮, પે.:૯)*

કારણ કે આ બધી દિવાલો ઉત્તરમાં જ છે અને લગભગ એક જ જરૂરત માટે બનાવવામાં આવી છે એટલા માટે તેમાંથી ઝુલ્કરનૈનની દિવાલ કઈ છે તેને નિશ્ચિત કરવામાં ઘણી બધી શંકાઓ ઉપસ્થિત થાય છે અને મોટો ગૂંચવાડો અંતિમ બે દિવાલો વિશે ઊભો થયો, કારણ કે આ બંને સ્થળોનું નામ પણ દરબંદ છે અને બંને સ્થળોએ દિવાલ પણ મોજૂદ છે, પ્રસ્તુત ચાર દિવાલોમાંથી ચીનની દિવાલ જે સૌથી લાંબી અને મોટી છે અને સૌથી વધારે પ્રાચીન પણ છે તેના વિશે તો ઝુલ્કરનૈનની દિવાલ હોવાની કોઈપણ માન્યતા ધરાવતું નથી અને તે ઉપરાંત તે ઉત્તર પૂર્વમાં સ્થિત છે જ્યારે કુર્આનનો ઈશારો તે ઉત્તરમાં હોવાનું જાહેર છે.

હવે ત્રણ દિવાલોની વાતનો મા'મલો બાકી રહી ગયો જે ઉત્તરમાં જ છે અને તેને સામાન્ય રીતે ઈતિહાસકારો જેમકે મસ્ઊદી ઈસ્તખરી, હમવી અને બીજાઓએ તે દિવાલને ઝુલ્કરનૈનની દિવાલ બતાવી છે જે દાગીસ્તાન અથવા કોકેસસના વિસ્તાર બાબુલ અબવાબના દરબંદમાં કાસ્પિયન સમુદ્ર ઉપર સ્થિત છે. બુખારા અને તિરમિઝના દરબંદ અને તેની દિવાલને જે ઈતિહાસકારોએ ઝુલ્કરનૈનની દિવાલ કહી છે તે લગભગ શબ્દ "દરબંદ"ની સમાનતાના કારણે આવી ભેળસેળ થઈ ગઈ હોઈ શકે છે, હવે લગભગ તેનું સ્થાન નક્કી થઈ ગયું કે દાગીસ્તાનના વિસ્તારમાં કોકેસસના દરબંદ બાબુલ અબવાબમાં અથવા તેનાથી પણ ઉપર માઉન્ટ કફકાઝ અથવા કોકેસસ પર્વતમાળાની ઊંચાઈ ઉપર છે અને તે બંને સ્થળો ઉપર દિવાલ હોવું ઈતિહાસકારો નજીક સાબિત છે.

આ બંનેમાંથી ઉસ્તાદ હઝરત મવલાના સય્યિદ મુહમ્મદ અનવરશાહ કુદિસ્સિર્રુહૂએ "અકીદતુલ ઈસ્લામ"માં કોહે કાફ, કફકાઝ એટલે કે કોકેસસની દિવાલને અગ્રિમતા આપી છે કે આ દિવાલ ઝુલ્કરનૈને બનાવી હોવી જોઈએ.

*(અકીદતુલ ઈસ્લામ, પેજ : ૨૯૭)*

## ઝુલ્કરનૈનની દિવાલ અત્યાર સુધી મોજૂદ છે અથવા તો કયામત સુધી રહેશે કે પછી તૂટી ચૂકી છે ? :

આજકાલ ઈતિહાસ અને ભૂગોળના નિષ્ણાતો યુરોપના નિવાસીઓ અત્યારે તે ઉત્તરની દિવાલોમાંથી કોઈનો પણ હાલમાં મોજૂદ હોવાનો સ્વીકાર કરતા નથી અને ન જ એવું સ્વીકારે છે કે હજુ પણ યાજૂજ–માજૂજનો માર્ગ બંધ

છે. આ બીનાએ અમુક ઈસ્લામિક ઈતિહાસકારોએ પણ એવું કહેવાનું અને લખવાનું શરૂ કરી દીધું છે કે યાજૂજ-માજૂજ જેમના નીકળવાનું કુર્આન અને હદીષમાં વર્ણન છે તે થઈ ચૂક્યું છે, અમુકે છટ્ટી સદી હિજરીમાં તોફાનની જેમ ઉઠનારી કોમ તાર્તારીઓને તે જ કોમ હોવાનું ઠરાવી દીધું છે, અમુકે આ હાલની પરિસ્થિતિમાં દુનિયા ઉપર છવાઈ જનારી કોમો રશીયા, ચીન અને યુરોપને યાજૂજ-માજૂજ (ગોગ-મેગોગ) ઠરાવીને આ મા'મલાને ખતમ કરી દીધો છે પરંતુ જેમકે ઉપર રૂહુલ મઆનીના હવાલાથી વર્ણન થઈ ચૂક્યું છે કે આ સદંતર ખોટું છે, સહીહ હદીષોના ઈન્કાર વિના કોઈ એ નથી કહી શકતું કે જે યાજૂજ-માજૂજના નીકળવાને કુર્આને કરીમે કયામતની નિશાની સ્વરૂપે વર્ણન કર્યું અને જેના વિશે સહીહ મુસ્લિમની હદીષ નવાસ બિન સમઆન વગેરેમાં તેનો ખુલાસો છે કે આ ઘટના દજ્જાલના નીકળવાના તથા હઝરત ઈસા (અલૈ.)ના નાઝિલ થવાના તથા દજ્જાલના કતલ થયા પછી બનશે તેનું વર્ણન આવી ચૂક્યું છે, હવે કારણ કે દજ્જાલનું નીકળવું અને હઝરત ઈસા (અલૈ.)નું નાઝિલ થવું નિઃસંદેહ હજુ સુધી બન્યું નથી.

અલબત્ત એ વાત પણ કુર્આન અને સુન્નતની સ્પષ્ટ નસની વિરુદ્ધ નથી કે ઝુલ્કરનૈનની દિવાલ હાલના સમયમાં તૂટી ચૂકી છે અને યાજૂજ-માજૂજની અમુક કોમો તેની આ તરફ આવી ચૂકી છે, એ શરતે તેને સ્વીકાર કરવામાં આવે કે તેમનો અંતિમ અને મોટો હુમલો જે સમગ્ર માનવવસ્તીઓને તબાહ અને બરબાદ કરવાનો સાબિત થશે તે હજુ સુધી બન્યું નથી, બલકે કયામતની તે મોટી નિશાની પછી થશે જેનું વર્ણન ઉપર આવી ચૂક્યું છે, એટલે કે દજ્જાલના નીકળ્યા પછી અને હઝરત ઈસા (અલૈ.)ના નાઝિલ થયા પછી વગેરે...

ઉસ્તાદ હઝરત હુજ્જતુલ ઈસ્લામ અલ્લામહ કશ્મિરી (રહ.)ની તહકીક એના વિશે એ છે કે યુરોપના નિષ્ણાતોનું એવું કહેવું તો કોઈ વજન ધરાવતું નથી કે અમે સમગ્ર દુનિયા ખૂંદી નાંખી અમને ક્યાંય આવો પતો મળ્યો નથી કારણ કે પ્રથમ તો તે પોતે જ એ લોકોનો આ ખુલાસો મોજૂદ છે કે મુસાફરી અને પૃથ્વીભ્રમણ તથા સંશોધનની અંતિમ પરાકાષ્ઠાએ પહોંચ્યા છતાં આજે પણ કેટલાય જંગલો અને દરિયાઓ તથા ટાપુઓ એવા બાકી છે જેમનું અમને જ્ઞાન નથી થઈ શક્યું, બીજી એ પણ સંભાવના દૂર નથી કે હવે તે દિવાલ મોજૂદ હોવા

છતાં પહાડો પડવાથી અથવા પરસ્પર મળી જવાના કારણે પોતે જ એક પહાડનું સ્વરૂપ અપનાવી ચૂક્યું હોય પરંતુ કોઈ નક્કર "નસ"થી તેનો પણ નકાર થતો નથી કે કયામત પહેલાં આ દિવાલ તૂટી જાય અથવા કોઈ દૂર-સુદૂરના લાંબા માર્ગોએથી યાજૂજ-માજૂજની કોમો આ તરફ આવી શકે.

આ ઝુલ્કરનૈનની દિવાલ કયામત સુધી બાકી રહેવા ઉપરની દલીલ તો પોતે કુર્આન શરીફમાં આ કરવામાં આવે છે, فَاِذَا جَآءَ وَعْدُ رَبِّیْ جَعَلَهٗ دَكَّآءَ એટલે કે, ઝુલ્કરનૈનનું એ નિવેદન કે જ્યારે મારા પરવરદિગારનો વાયદો આવી પહોંચશે (એટલે કે યાજૂજ-માજૂજના નીકળવાનો વખત આવી પહોંચશે) તો અલ્લાહ તઆલા તે લોખંડની દિવાલને ટૂકડે-ટૂકડા કરીને જમીનની સમથળ કરી નાંખશે. આ આયતનો وَعْدُ رَبِّیْ (વઅ્દુ રબ્બી)નો ભાવાર્થ તે લોકોએ "કયામત" ઠરાવ્યો છે, જ્યારે કે કુર્આનના શબ્દો આ વિષયમાં કતઈ (નિશ્ચિત) નથી, કારણ કે "વઅ્દુ રબ્બી"નો સ્પષ્ટ ભાવાર્થ તો એ છે કે યાજૂજ-માજૂજનો માર્ગ રોકવાની જે વ્યવસ્થા ઝુલ્કરનૈને કરી છે એ કોઈ જરૂરી નથી કે તે હંમેશા એ પ્રમાણે રહે, જ્યારે અલ્લાહ તઆલા ચાહશે કે તેમનો માર્ગ ખુલી જાય તો આ દિવાલ જમીનદોસ્ત થઈને સમથળ થઈ જશે, એના માટે જરૂરી નથી કે તે બિલકુલ કયામતની સાથે જ થાય, કારણ કે બધા જ વિવરણકારોએ وَعْدُ رَبِّ (વઅ્દુ રબ્બી)ના ભાવાર્થમાં બંને શક્યતાઓનું વર્ણન કર્યું છે. તફસીરે બહરે મુહીતમાં وَالْوَعْدُ يَحْتَمِلُ اَن يُّرَادَبِهٖ يَوْمُ الْقِيٰمَةِ وَاَنْ يُّرَادَبِهٖ وَقْتُ خُرُوْجِ يَاْجُوْجَ وَمَاْجُوْجَ، છે.

એની તહકીક એ પણ હોઈ શકે છે કે દિવાલ જમીનદોસ્ત થઈને માર્ગ પણ ખુલી ગયો હોય અથવા યાજૂજ અને માજૂજના હુમલાઓની શરૂઆત પણ થઈ ચૂકી હોય, ભલે તેની શરૂઆત છટ્ઠી સદી હિજરીના તાર્તારીઓના ફિત્નાને ઠરાવવામાં આવે અથવા તો યુરોપની પ્રજાઓ તથા રશીયા અને ચીનની પ્રજાઓમાં છવાઈ જવાથી શરૂ થયા હોય પરંતુ એ દેખીતું છે કે આ વિકસિત જાતીઓનું નીકળવું અને તેમની ફસાદ જે બંધારણીય અને કાયદાકીય રંગમાં રંગીને થઈ રહી છે તેને તે ફસાદ ઠરાવી નથી શકાતી જેની જાણકારી કુર્આન અને હદીષ આપી રહી છે કે ખૂનામરકી અને સર્વનાશ એવી બર્બરતા સાથે થશે કે સમગ્ર માનવવસ્તીઓનો સત્યાનાશ કરી નાંખશે, બલકે તેનું પરિણામ પછી એ આવશે કે આ જ ફસાદખોર યાજૂજ-માજૂજની અમુક કોમો આ તરફ આવીને

સુસંસ્કૃત બની ગઈ હતી. ઈસ્લામી પ્રદેશો માટે નિઃશંક તે મોટો ફિત્નો અને મહાન ફસાદ સાબિત થઈ પરંતુ હજુ તેમની લોહી તરસી કોમો જે ખૂનામરકી અને હત્યાઓ સિવાય કશું જ નથી જાણતી તે તકદીરી સ્વરૂપે આ તરફ નથી આવી અને મોટી સંખ્યા તેમની એવી જ છે, તેઓ કયામતની બિલકુલ નજીક નીકળશે.

બીજી દલીલ તિરમિઝી અને મુસ્નદે અહમદની એ હદીષથી કરવામાં આવે છે જેમાં એવું વર્ણન છે કે યાજૂજ અને માજૂજ આ દિવાલને દરરોજ ખોદતા રહે છે પરંતુ પ્રથમ તો ઈબ્ને કષીરે આ હદીષને મઅ્લૂલ (ખામીયુક્ત તે છતાં કે તેના રાવીઓનો ક્રમ દેખીતી રીતે સાચો છે) ઠરાવી છે, બીજું તેનો કોઈ ખુલાસો નથી કે જ્યારે યાજૂજ–માજૂજ ઈન્શાઅલ્લાહ કહેવાની બરકતથી તેને પાર કરી લેશે તે કયામતની બિલકુલ સાથે જ થશે અને તેની પણ આ હદીષમાં કોઈ દલીલ નથી કે બધા જ યાજૂજ–માજૂજ આ જ દિવાલની પાછળ રોકાયેલા રહેશે અથવા તેમના અમુક જૂથો અથવા કોમો કોઈ દૂર–સુદૂરના માર્ગે આ તરફ આવી જાય જેમકે આજકાલ તો શક્તિશાળી દરિયાઈ જહાજો દ્વારા આવું થવું કોઈ અઘરું કામ નથી અને અમુક ઈતિહાસકારોએ લખ્યું પણ છે કે યાજૂજ–માજૂજને લાંબો દરિયાઈ સફર ખેડીને આ બાજુ આવવા માર્ગ મળી ગયો છે તો આ હદીષથી તેનો પણ બિલકુલ નકાર થતો નથી.

ખુલાસો એ છે કે કુર્આન અને સુન્નતમાં કોઈ એવી ખુલ્લી અને કતઈ દલીલ નથી જેનાથી એ સાબિત થાય કે ઝુલ્કરનૈનની દિવાલ કયામત સુધી બાકી રહેશે અથવા યાજૂજ–માજૂજના શરૂઆતના અથવા નાના હુમલાઓ કયામતથી પહેલાં આ બાજુની માનવજાતિ ઉપર નહીં થઈ શકે. અલબત્ત, બે ભયાનક અને સર્વનાશકારી આક્રમણો જે સમગ્ર માનવીય વસ્તીઓનો સત્યાનાશ કરી નાંખશે તેનો સમય બિલકુલ કયામતની સાથેનો તે જ સમય હશે જેનું વર્ણન વારંવાર આવી ચૂક્યું છે. ખુલાસો એ છે કે કુર્આન અને સુન્નતની નુસૂસની બીનાએ ન તો એ નિશ્ચિત ફેંસલો કરી શકાય છે કે યાજૂજ–માજૂજની દિવાલ તૂટી ચૂકી છે અને માર્ગ ખુલી ગયો છે અને ન જ એ કહી શકાય છે કે કુર્આન અને સુન્નતની રૂએ તેનું કયામત સુધી રહેવું જરૂરી છે, સંભાવના બંને છે. વલ્લાહુ સુબ્હાનહુ વ તઆલા અઅ્લમુ બિ હકીકતિલ હાલ.

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૯૯–૧૦૦–૧૦૧)

وَتَرَكْنَا بَعْضَهُمْ يَوْمَئِذٍ يَّمُوْجُ فِيْ بَعْضٍ وَّنُفِخَ فِي الصُّوْرِ فَجَمَعْنٰهُمْ جَمْعًا ﴿٩٩﴾ وَّ عَرَضْنَا جَهَنَّمَ يَوْمَئِذٍ لِّلْكٰفِرِيْنَ عَرْضَا ﴿١٠٠﴾ الَّذِيْنَ كَانَتْ اَعْيُنُهُمْ فِيْ غِطَآءٍ عَنْ ذِكْرِيْ وَكَانُوْا لَا يَسْتَطِيْعُوْنَ سَمْعًا ﴿١٠١﴾ ع

## તરજુમો :

*અને અમે મખ્લૂકને તે દિવસે એકબીજામાં ઘુસી જતા છોડી દઈશું અને સૂરમાં ફૂંક મારીશું, પછી અમે તે સૌને એકઠા કરી લાવીશું. (૯૯) અને અમે તે દિવસે કાફિરોને દોઝખ સામે બતાવીએ. (૧૦૦) જેમની આંખો ઉપર મારી યાદથી પડદો પડયો હતો અને ન જ સાંભળી શકતા હતા. (૧૦૧)*

## તફસીર :

અને અમે તે દિવસે (એટલે કે જ્યારે આ દિવાલનો જમીનદોસ્ત થવાનો નિશ્ચિત સમય આવશે અને યાજૂજ–માજૂજ નીકળશે તો અમે તે દિવસે) તેમની એ હાલત કરીશું કે એકમાં એક ઘુસી જશે (કારણ કે તે એટલા વિશાળ પ્રમાણમાં થશે અને એકી સાથે નીકળી પડશે અને બધા એકબીજાની આગળ વધવાની ચિંતામાં હશે) અને (આ કયામતનો બિલકુલ નજીકનો સમય હશે, પછી તરત જ કયામતનો સામાન શરૂ થઈ જશે, એક વખતે પ્રથમ સૂર ફૂંકવામાં આવશે જેનાથી સમગ્ર દુનિયા ફના થઈ જશે, પછી બીજીવારનો) સૂર ફૂંકવામાં આવશે (જેનાથી બધા જીવતા થઈ જશે) પછી અમે સૌને એક–એક કરીને (મેદાને હશ્રમાં) ભેગા કરી લાવીશું અને દોઝખને તે દિવસે કાફિરોની સામે રજુ કરીશું જેમની આંખો ઉપર (દુનિયામાં) અમારી યાદથી (એટલે કે સત્ય દીન જોવાથી) પડદા પડ્યા હતા અને જે રીતે તેઓ સત્ય જોતા ન હતા એ જ પ્રમાણે તેઓ) તેને સાંભળી પણ શકતા ન હતા (એટલે કે સત્યને જાણવાના માધ્યમો અને જોવા તથા સાંભળવાના બધા માર્ગો તેમણે પોતે જ બંધ કરી રાખ્યા હતા).

## મસ્અલા અને બોધપાઠ :

بَعْضَهُمْ يَوْمَئِذٍ يَّمُوْجُ فِيْ بَعْضٍ માં بَعْضَهُمْ (બઅ્દહુમ)ની ઝમીરથી

દેખીતું એ જ છે કે યાજૂજ અને માજૂજ તરફ તેની નિસ્બત થાય છે અને તેની જે પરિસ્થિતિ તેમાં વર્ણન થઈ છે કે તે એકબીજાઓમાં ઘુસી જશે, દેખીતું એ છે કે તે એ સમયની હાલત છે જ્યારે કે તેમનો માર્ગ ખુલી જશે અને તેઓ જમીન ઉપર પહાડોની ઊંચાઈએથી ઉતાવળે ઉતરશે. વિવરણકારોએ બીજી સંભાવનાઓ પણ લખી છે.

وَجَمَعۡنٰهُمۡ (વજમઅ્નાહુમ)ની ઝમીર સામાન્ય મખ્લૂક જિન્નાત અને મનુષ્યો તરફ વધારે છે. ભાવાર્થ એ છે કે મેદાને હશ્રમાં બધી જ જવાબદાર મખ્લૂક જિન્નાત અને ઈન્સાનને ભેગી કરવામાં આવશે.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૧૦૨ થી ૧૦૮)

| |
|---|
| اَفَحَسِبَ الَّذِيۡنَ كَفَرُوۡۤا اَنۡ يَّتَّخِذُوۡا عِبَادِىۡ مِنۡ دُوۡنِىۡۤ اَوۡلِيَآءَ ؕ اِنَّاۤ اَعۡتَدۡنَا |
| جَهَنَّمَ لِلۡكٰفِرِيۡنَ نُزُلًا ﴿١٠٢﴾ قُلۡ هَلۡ نُنَبِّئُكُمۡ بِالۡاَخۡسَرِيۡنَ اَعۡمَالًا ﴿١٠٣﴾ؕ اَلَّذِيۡنَ ضَلَّ |
| سَعۡيُهُمۡ فِى الۡحَيٰوةِ الدُّنۡيَا وَهُمۡ يَحۡسَبُوۡنَ اَنَّهُمۡ يُحۡسِنُوۡنَ صُنۡعًا ﴿١٠٤﴾ اُولٰٓئِكَ الَّذِيۡنَ كَفَرُوۡا |
| بِاٰيٰتِ رَبِّهِمۡ وَلِقَآئِهٖ فَحَبِطَتۡ اَعۡمَالُهُمۡ فَلَا نُقِيۡمُ لَهُمۡ يَوۡمَ الۡقِيٰمَةِ وَزۡنًا ﴿١٠٥﴾ ذٰلِكَ جَزَآؤُهُمۡ |
| جَهَنَّمُ بِمَا كَفَرُوۡا وَاتَّخَذُوۡۤا اٰيٰتِىۡ وَرُسُلِىۡ هُزُوًا ﴿١٠٦﴾ اِنَّ الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ |
| كَانَتۡ لَهُمۡ جَنّٰتُ الۡفِرۡدَوۡسِ نُزُلًا ﴿١٠٧﴾ۙ خٰلِدِيۡنَ فِيۡهَا لَا يَبۡغُوۡنَ عَنۡهَا حِوَلًا ﴿١٠٨﴾ |

## તરજુમો :

*હવે ઈન્કારીઓ શું સમજે છે કે મારા બંદાઓને મારા સિવાય હિમાયતી ઠરાવે ? અમે તૈયાર કરી છે દોઝખને કાફિરોની મહેમાની. (૧૦૨) તમે કહો, અમે તમને બતાવીએ કોના અમલો (કર્યા કારવ્યા) ઘણા વ્યર્થ ગયા ! (૧૦૩) તે લોકો જેમની કોશીશ દુનિયાની જિંદગીમાં ભટકતી રહી અને તેઓ સમજતા રહ્યા કે અમે સારા કામ બનાવીએ છીએ. (૧૦૪) તે જ (તો) છે જે પોતાના પરવરદિગારની નિશાનીઓથી ઈન્કારી થયા અને તેને મળવાથી, બસ તેમના અમલો બરબાદ થયા પછી અમે કયામતના દિવસે*

*તેમના માટે વજન (તોલ) ઊભું કરીશું નહીં. (૧૦૫) આ તેમનો બદલો છે દોઝખ એના ઉપર કે ઈન્કારી થયા અને મારી વાતો અને મારા રસૂલોને ઠટ્ઠો (મશ્કરી) ઠરાવ્યા. (૧૦૬) જે લોકો ઈમાન લાવ્યા છે અને ભલા કામ કર્યા છે તેમના માટે ઠંડા છાંયડાઓના બાગની મહેમાની છે. (૧૦૭) તેમાં રહ્યા કરે, ત્યાંથી જગ્યા બદલવા ન ઈચ્છે. (૧૦૮)*

## તફસીર :

શું પછી પણ આ કાફિરો એવું સમજે છે કે મને છોડીને મારા બંદાઓને (એટલે કે જે મારી આજ્ઞાના આધીન છે અને મારા ગુલામ છે, સ્વૈચ્છિક રીતે અથવા મજબૂર થઈને તેમને) પોતાના કાર્યસાધક (એટલે કે મઅ્બૂદ અને પોતાની જરૂરિયાતો પૂરી કરનાર) ઠરાવી દે ? (જે શિર્ક અને ઉઘાડું કુફ્ર છે) અમે કાફિરોની મહેમાની માટે દોઝખને તૈયાર કરી રાખી છે (અહીંયાં મહેમાની માટે શબ્દ હકારત અને કટાક્ષ સ્વરૂપે વાપરવામાં આવ્યો છે) અને જો (તેમને પોતાના તે અમલો ઉપર ગર્વ છે જેને તેઓ ભલાઈ અને નેકી સમજે છે અને તેના કારણે પોતાને છુટકારો પામેલા અને અઝાબથી સુરક્ષિત સમજે છે તો) તમે (તેમને) કહી આપો કે શું અમે તમને એવા લોકો બતાવીએ જે કાર્યોના આધારે બિલકુલ નુકસાનમાં છે ? તે એ લોકો છે જેમની દુનિયામાં કરેલી–કારવેલી મહેનત વ્યર્થ થઈ ગઈ (જે તેમના નજીક સારા કાર્યો માટે હતી) અને તેઓ (અજ્ઞાનતાના કારણે) એવું જ સમજતા રહ્યા કે તેઓ સારું કામ કરી રહ્યા છે (આગળ તે લોકો વિશે એ બાબત બતાવવામાં આવે છે કે જેના કારણે તેમની મહેનત બેકાર થઈ ગઈ અને પછી તે કાર્યોનો ખુલાસો પણ ઉપરછલ્લી રીતે કરવામાં આવ્યો એટલે કે) આ તે લોકો છે જેઓ પોતાના પરવરદિગારની આયતોનો અને તેને મળવાનો (એટલે કે કયામતનો) ઈન્કાર કરી રહ્યા છે, બસ (એટલા માટે) તેમના બધા (નેક) કાર્યો બેકાર ગયા અને કયામતના દિવસે અમે તેમ(ના નેક અમલો)નું જરા પણ વજન કરીશું નહીં, (બલકે) તેમની સજા તે જ હશે (જે ઉપર વર્ણન થઈ) એટલે કે દોઝખ; એટલા માટે કે તેમણે કુફ્ર કર્યું હતું અને (તે કુફ્રનો એક વિભાગ એ પણ હતો કે) મારી આયતો અને પયગમ્બરોને મજાક બનાવ્યા હતા (આગળ તેના મુકાબલામાં ઈમાનવાળાઓની હાલત વર્ણન કરવામાં આવી છે કે) બેશક ! જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે નેક કામો કર્યા તેમની મહેમાની માટે ફિરદૌસ

(એટલે કે જન્નત)ના બગીચાઓ હશે જેમાં તેઓ હંમેશા રહેશે, (ન તો તેમને તેમાંથી કોઈ બહાર કાઢશે) અને ન જ તેઓ ત્યાંથી ક્યારેય અન્યત્ર જવા ઈચ્છશે.

## મસ્અલા અને બોધપાઠ :

اَفَحَسِبَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنْ يَّتَّخِذُوْا عِبَادِىْ مِنْ دُوْنِىْٓ اَوْلِيَآءَ તફસીરે બહરે મુહીતમાં છે કે આ સ્થળે ઈબારતમાં હઝ્ફ છે (વાક્યમાં સુષુપ્ત શબ્દ–Elision in the text) એટલે કે, فَيُجْدِيْهِمْ نَفْعًا وَيَنْتَفِعُوْنَ بِذٰلِكَ الْاِتِّخَاذِ ; તેનો અર્થ એ છે કે શું આ કુફ્ર કરનારાઓ જેમણે મારા બદલે મારા બંદાઓને પોતાના મઅ્બૂદ અને કાર્યસાધક બનાવી લીધા છે એવું સમજે છે કે તેમને મઅ્બૂદ અને કાર્યસાધક બનાવી લેવા(ની પ્રવૃત્તિ) તેમને કોઈ લાભ પહોંચાડશે ? અને તેઓ તેનાથી કોઈ ફાયદો ઉઠાવશે ? અને આ નકારવાચક (Form of interrogative meant for negation-Disapproval) વાક્ય છે જેનો ખુલાસો એ છે કે એવું સમજવું ખોટું અને અજ્ઞાનતાભર્યું છે.

عِبَادِىْ (ઈબાદી)નો ભાવાર્થ આ સ્થળે ફરિશ્તા અને તે અંબિયા છે જેમની દુનિયામાં લોકોએ પૂજા કરી અને તેમને અલ્લાહના ભાગીદાર ઠરાવ્યા. જેમકે, હઝરત ઉઝૈર (અલૈ.) અને હઝરત મસીહ (અલૈ.) તથા ફરિશ્તાઓની ઈબાદત કરનારા અમુક અરબો હતા તથા ઉઝૈર (અલૈ.)ને યહૂદીઓએ અને ઈસા (અલૈ.)ને નસારાએ અલ્લાહના ભાગીદાર ઠરાવી લીધા એટલા માટે اَلَّذِيْنَ كَفَرُوْا (અલ્લઝીન કફરૂ)થી આ આયતમાં કાફિરોના આ જ ફિરકાઓ ભાવાર્થ તરીકે છે અને અમુક મુફસ્સિરોએ આ સ્થળે "ઈબાદી"નો ભાવાર્થ "શયતાનો" અને اَلَّذِيْنَ كَفَرُوْا (અલ્લઝીન કફરૂ)નો ભાવાર્થ તે કાફિરો તરીકે લીધો છે જે જિન્નાતો અને શયતાનોની પૂજા કરતા હતા. અમુકે આ સ્થળે શબ્દ "ઈબાદી"ને મખ્લૂક (સર્જન) તથા મમલૂક (તાબા હેઠળનું)ના અર્થમાં લઈને તેને સર્વસામાન્ય ઠરાવી દીધું જેમાં બધા જ જૂઠા મઅ્બૂદો જેમકે મૂર્તિઓ, અગ્નિ, તારાઓ, પ્રકૃતિ વગેરે પણ સામેલ થઈ ગયા. તફસીરના ખુલાસામાં શબ્દ "મહકૂમ" અને "મમલૂક"થી તે તરફ જ ઈશારો છે. બહરે મુહીત વગેરેમાં પ્રથમ તફસીરને જ યોગ્ય ઠરાવી અગ્રતા આપવામાં આવી છે. વલ્લાહુ અઅ્લમુ.

اَوْلِيَآءُ (અવલિયાઅ્) એ "વલી"નું બહુવચન છે. આ શબ્દ અરબી

ભાષામાં ઘણા બધા અર્થો માટે ઉપયોગ થાય છે. આ સ્થળે તેનો ભાવાર્થ "કારસાઝ" (કાર્યસાધક) જરૂરિયાતો પૂરી કરનાર છે જે મઅ્બૂદે બરહક અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની ખાસ સિફત છે.

بِالْاَخْسَرِيْنَ اَعْمَالًا આ સ્થળે પ્રથમ બે આયતો પોતાના સામાન્ય ભાવાર્થના આધારે દરેક વ્યક્તિ અથવા ગ્રુપને સામેલ કરે છે જેમાં કોઈ વ્યક્તિ પોતાના અમલો નેક સમજીને તેમાં સંઘર્ષ અને મહેનત કરે છે પરંતુ અલ્લાહ સમીપ તેની મહેનત બરબાદ અને અમલ બેકાર અને વ્યર્થ છે. કુર્તુબીએ ફરમાવ્યું કે આ સ્વરૂપ બે વસ્તુઓથી પેદા થાય છે, એક અકીદાઓમાં ફસાદ અને બીજું, રિયાકારી (દેખાડો). એટલે કે જે વ્યક્તિનો અકીદહ અને ઈમાન દુરુસ્ત ન હોય તે કેટલોય સારો અમલ કરે અને કેટલીય મહેનત અને સંઘર્ષ કરે તે આખિરતમાં બેકાર અને વ્યર્થ છે.

એ જ પ્રમાણે જેનો અમલ મખ્લૂકને ખુશ કરવા માટે રિયાકારી (દેખાડા) માટે હોય તે પણ અમલના સવાબથી વંચિત છે. આ જ ભાવાર્થના આધારે અમુક સહાબા (રદિ.)એ ખ્વારજીઓને આ બાબત લાગુ પડતી હોવાની બતાવી. અમુક મુફસ્સિરોએ મોઅ્તઝિલા અને રવાફિઝ વગેરે ગુમરાહ ફિરકાઓને તે લાગુ પડતું હોવાનું બતાવ્યું પરંતુ આગલી આયતમાં એ નક્કી કરી દેવામાં આવ્યું છે કે આ સ્થળે ભાવાર્થ તે કાફિરો છે જે અલ્લાહ તઆલાની આયતો (નિશાનીઓ) અને કયામત તથા આખિરતના ઈન્કારી છે. اُولٰٓئِكَ الَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِ رَبِّهِمْ وَلِقَآئِهٖ એટલા માટે કુર્તુબી, અબૂ હય્યાન, મઝહરી વગેરેમાં એ બાબતને અગ્રિમતા આપવામાં આવી છે કે અસલ ભાવાર્થ આ સ્થળે તે જ કાફિરો હોવાનો છે જે અલ્લાહ તઆલા, કયામત તથા હિસાબ–કિતાબના ઈન્કારી હોય પરંતુ જાહેર સ્વરૂપે તે લોકો પણ તેના સામાન્ય ભાવાર્થથી બાકાત નથી રહી શકતા, તેમના અમલો ફાસિદ અકીદાઓએ બરબાદ કરી નાંખ્યા અને તેમની મહેનત બેકાર થઈ ગઈ. અમુક સહાબએ કિરામ (રદિ.) દાખલા તરીકે હઝરત અલી (રદિ.) અને હઝરત સઅદ (રદિ.) દ્વારા જે એવા નિવેદનો નોંધવામાં આવ્યા છે તેનો આ જ ભાવાર્થ છે. *(કુર્તુબી)*

فَلَا نُقِيْمُ لَهُمْ يَوْمَ الْقِيٰمَةِ وَزْنًا એટલે કે, તેમના અમલો જે જાહેરમાં

મોટા-મોટા દેખાતા લાગે છે પરંતુ હિસાબના ત્રાજવામાં તેનું કોઈ વજન હશે નહીં, કારણ કે આ અમલો કુફ્ર અને શિર્કના કારણે બેકાર અને વજન વિનાના થઈ જશે.

સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કયામતના દિવસે એક કદાવર અને બળવાન વ્યક્તિ આવશે જે અલ્લાહ સમીપ મચ્છરની પાંખ સમાન પણ વજનદાર નહીં હોય અને પછી ફરમાવ્યું કે તેની ખરાઈ કરવા ઈચ્છો તો કુર્આનની આ આયત પઢો. فَلَا نُقِيْمُ لَهُمْ يَوْمَ الْقِيٰمَةِ وَزْنًا

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે (કયામતના દિવસે) એવા-એવા અમલો લાવવામાં આવશે જે કદના આધારે તિહામહના પહાડો જેટલા મોટા હશે પરંતુ ઈન્સાફના ત્રાજવામાં તેનું કોઈ વજન હશે નહીં. *(કુર્તુબી)*

جَنّٰتُ الْفِرْدَوْسِ માં فِرْدَوْس (ફિરદૌસ)નો અર્થ "હરિયાળો બગીચો" છે, એમાં મતભેદ છે કે આ અરબી શબ્દ છે અથવા બિનઅરબી, જે લોકોએ બિનઅરબી કહ્યો છે તેમાં આ શબ્દ ફારસી અથવા (ગ્રીકો) રૉમન કે સુરયાની (સિરિયાક) વગેરે હોવાના મંતવ્યો છે.

સહીહ બુખારી અને મુસ્લિમની હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જ્યારે તમે અલ્લાહ પાસે માંગો તો જન્નતુલ ફિરદૌસ માંગો, કારણ કે તે જન્નતનો સૌથી ઉચ્ચ અને શ્રેષ્ઠ દરજ્જો છે, તેના ઉપર અર્શે રહમાન છે અને તેમાંથી જ જન્નતની બધી નહેરો નીકળે છે. *(કુર્તુબી)*

لَا يَبْغُوْنَ عَنْهَا حِوَلًا તેમાં એ બતાવવાનો હેતુ છે કે જન્નતનું આ સ્થળ તેમના માટે કાયમી અને કદી ન પૂર્ણ થનાર નેઅ્મત છે, કારણ કે અલ્લાહ તઆલાએ એ હુકમ લાગુ પાડી દીધો છે કે જે વ્યક્તિ જન્નતમાં દાખલ થઈ ગયો તે ત્યાંથી ક્યારેય કાઢવામાં નહીં આવે પરંતુ અહીંયાં એક ભય કોઈના દિલમાં આવી શકે છે કે મનુષ્યની પ્રકૃતિ અને ટેવ એવી છે કે એક સ્થળે રહેતાં-રહેતાં તે અકળાઈ ઉઠે છે, ત્યાંથી બહાર બીજા સ્થળે જવાની ઈચ્છા થાય છે, જો જન્નતમાંથી ક્યાંક બહાર જવાની પરવાનગી ન મળી તો એક પ્રકારની કેદ અનુભવવા લાગશે, એનો જવાબ આ આયતમાં આપવામાં આવ્યો છે કે જન્નતને

બીજા સ્થાનો ઉપર અનુમાનિત કરવું અજ્ઞાનતા છે. જે વ્યક્તિ જન્નતમાં ચાલ્યો ગયો પછી દુનિયામાં જે કંઈ જોયું અને વર્ત્યુ હતું જન્નતની નેઅ્મતો અને આકર્ષક મનમોહક દૃષ્યો સામે તે બધી વસ્તુઓ નકામી લાગશે અને અહીંયાંથી ક્યાંય બહાર જવાનો કોઈના દિલમાં વિચાર સુદ્ધાં નહીં આવે.

---

## આયતો : (સૂરએ કહફ : આયત નં. ૧૦૯-૧૧૦)

قُلْ لَّوْ كَانَ الْبَحْرُ مِدَادًا لِّكَلِمٰتِ رَبِّيْ لَنَفِدَ الْبَحْرُ قَبْلَ اَنْ تَنْفَدَ كَلِمٰتُ رَبِّيْ وَلَوْ
جِئْنَا بِمِثْلِهٖ مَدَدًا ﴿١٠٩﴾ قُلْ اِنَّمَاۤ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰۤى اِلَيَّ اَنَّمَاۤ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ
فَمَنْ كَانَ يَرْجُوْا لِقَآءَ رَبِّهٖ فَلْيَعْمَلْ عَمَلًا صَالِحًا وَّلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖۤ اَحَدًا ﴿١١٠﴾

### તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહો, જો સમુદ્ર સ્યાહી (ink) હોય કે મારા પરવરદિગારની વાતો લખે, બેશક ! દરિયો ખર્ચ થઈ ચૂકે તો પણ મારા પરવરદિગારની વાતો પૂરી ન થાય અને ભલે બીજો પણ અમે એવો જ તેની મદદ માટે લાવીએ ! (૧૦૯) તમે કહો, નિઃશંક હું પણ એક માનવી (બશર) છું જેવા કે તમે, મારા ઉપર હુકમ (વહી) આવે છે કે મઅ્બૂદ તમારો એકમાત્ર મઅ્બૂદ છે, બસ પછી જેને પોતાના પરવરદિગારથી મળવાથી ઉમ્મીદ હોય બસ તેઓ કંઈ નેક કામ કરે અને પોતાના પરવરદિગારની બંદગીમાં કોઈને શરીક (ભાગીદાર) ન કરે.(૧૧૦)*

### તફસીર :

(હે નબી ﷺ !) તમે લોકોને કહી આપો કે જો મારા પરવરદિગારની વાતો (એટલે કે તે શબ્દો અને લખાણ જે અલ્લાહ તઆલાની સિફતો અને વિશેષતાઓ ઉપર દલીલ કરે છે અને તેનાથી અલ્લાહ તઆલાની ખાસિયતો અને વિશેષતાઓ કોઈ વર્ણન કરવા લાગે તો આવા શબ્દોને) લખવા માટે સમંદર(નું પાણી) શાહી(ની જગ્યાએ) હોય (અને તેનાથી લખવાનું શરૂ કરે) તો પણ મારા પરવરદિગારની વાતો પૂર્ણ થતાં પહેલાં સમંદર ખતમ થઈ જશે (અને બધી વાતો

લખી નહીં શકાય, અધૂરી રહેશે) ભલે આ સમંદરના જેવો જ એક બીજો સમંદર (તેની) મદદ માટે અમે લઈ આવીએ (તો પણ તેની વાતો પૂરી નહીં થાય અને બીજો સમંદર પણ ખતમ થઈ જાય, જાણ થઈ કે અલ્લાહ તઆલાના શબ્દો અનંત છે તેના સિવાય જે વસ્તુઓને કાફિરોએ અલ્લાહના ભાગીદાર માન્યા છે તેમાંથી કોઈ પણ એવું નથી એટલા માટે અલ્લાહનું ઈલાહી, માલિક તથા પરવરદિગાર હોવું તેની જ હસ્તી સાથે ખાસ છે એટલા માટે આ લોકોને) તમે (એ પણ) કહી આપો કે હું તો તમારા સૌની જેમ જ માનવ છું, (ન તો ખુદાઈનો દા'વેદાર છું અને ન જ ફરિશ્તા હોવાનો; હા !) મારી પાસે (અલ્લાહ તઆલા તરફથી) વહી આવે છે (અને) તમારો મઅ્બૂદ બરહક એક જ મઅ્બૂદ છે તો જે વ્યક્તિ પોતાના પરવરદિગારને મળવાની આરઝુ રાખે (અને તેનો પ્રિય બનવા ઈચ્છે) તો (મને રસૂલ માનીને મારી શરીઅત પ્રમાણે) નેક કર્મો કરતો રહે અને પોતાના પરવરદિગારની ઈબાદતમાં કોઈને ભાગીદાર ન કરે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ કહફની અંતિમ આયતોમાં وَلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖٓ اَحَدًا નો શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) જે હદીષની રિવાયતોમાં ઉપસ્થિત છે તેનાથી જાણ થાય છે કે તેમાં શિર્કનો ભાવાર્થ "શિર્કે ખફી" (નાનું શિર્ક) એટલે કે "રિયાકારી" (દેખાડો) છે.

ઈમામ હાકિમે મુસ્તદરકમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા આ રિવાયત નકલ કરી છે અને તેને બુખારી અને મુસ્લિમના માપદંડ આધારે મજબૂત અને સહીહ ઠરાવી છે. રિવાયત એ છે કે મુસલમાનોમાંથી એક વ્યક્તિ અલ્લાહના માર્ગમાં જિહાદ કરતો હતો, તેની સાથે તેની ઈચ્છા એ પણ હતી કે લોકોમાં તેની બહાદૂરી અને વીરતાના કાર્યો ઓળખવામાં આવે, તેના વિશે આ આયત નાઝિલ થઈ (જેનાથી જાણ થાય છે કે જિહાદમાં આવી નિય્યત કરવાથી જિહાદનો સવાબ મળતો નથી).

ઈબ્ને અબી હાતિમ તથા ઈબ્ને અબિદુનિયાએ "કિતાબુલ ઈખ્લાસ"માં તાઉસ (રહ.) દ્વારા નકલ કર્યું છે કે એક સહાબીએ રસૂલે કરીમ ﷺને કહ્યું કે અમુક સમયે હું કોઈ નેક કાર્ય માટે અથવા ઈબાદત માટે ઊભો થાઉં છું અને

મારો ઈરાદો તેનાથી અલ્લાહ તઆલાની ખુશી જ હોય છે પરંતુ તેની સાથે દિલમાં એ ઈચ્છા પણ હોય છે કે લોકો મારા અમલને જુએ. રસૂલે કરીમ ﷺ આ સાંભળીને મૌન રહ્યા ત્યાં સુધી કે આ પ્રસ્તુત આયત નાઝિલ થઈ.

અબૂ નઈમ અને ઈબ્ને અસાકિરના ઈતિહાસમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ રિવાયતમાં લખ્યું છે કે ઝુન્દુબ બિન ઝુહૈર સહાબી જ્યારે નમાઝ પઢતા તો રોઝા રાખતા અથવા સદકહ કરતા, પછી જોતા કે લોકો તેમના તે કાર્યોના વખાણ અને તા'રીફ કરી રહ્યા છે તો તેનાથી તેમને ખુશી થતી હતી અને પોતાના આ અમલને ઔર વધારી દેતા હતા, તેના ઉપર આ આયત નાઝિલ થઈ.

આ બધી જ રિવાયતોનો ખુલાસો એ છે કે આ આયતમાં જે શિર્કની મનાઈ કરવામાં આવી છે તે રિયાકારી-દેખાડાનું નાનું શિર્ક (શિર્કે ખફી) છે અને એ કે અમલ જો કે માત્ર અલ્લાહ માટે જ હોય પરંતુ તેની સાથે કોઈ મનેચ્છાનો હેતુ જેમકે શોહરત અને નામના વગેરે પણ સામેલ હોય તો આ પણ એક પ્રકારનું "શિર્કે ખફી" છે જે મનુષ્યના અમલને બરબાદ કરે છે બલકે નુકસાનકર્તા બનાવી દે છે.

પરંતુ અમુક બીજી સહીહ હદીષો દેખીતી રીતે તેનાથી વિરોધી હોવાની જાણ થાય છે, દાખલા તરીકે તિરમિઝીએ હઝરત અબૂ હુરયરહ (રદિ.) દ્વારા રિવાયત કરી છે કે તેમણે રસૂલે કરીમ ﷺને કહ્યું કે હું અમુક સમયે પોતાના ઘરની અંદર પોતાની નમાઝ પઢવાની જગ્યા ઉપર (નમાઝમાં મશ્ગૂલ) હોઉં છું, અચાનક કોઈ વ્યક્તિ આવી જાય તો મને એ સારું લાગે છે કે તેણે મને આવી હાલતમાં જોયો (તો શું આ રિયા-દેખાડો થઈ ગયો ?) રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, અબૂ હુરયરહ ! અલ્લાહ તઆલા તમારા ઉપર રહમત ફરમાવે, તમને તે સમયે બે અજ્ર મળે છે. એક છાના અમલનો જે પ્રથમથી જ કરી રહ્યા હતા અને બીજો જાહેર અમલનો જે તે વ્યક્તિના આવી ગયા પછી થઈ ગયો (આ રિયા નથી).

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂઝર ગિફારી (રદિ.) દ્વારા રિવાયત છે કે રસૂલે કરીમ ﷺને પૂછવામાં આવ્યું કે એવા વ્યક્તિ વિશે ફરમાવો જે કોઈ નેક અમલ કરે છે પછી લોકોને સાંભળે કે તેઓ તે અમલના વખાણ અને તા'રીફ કરી

રહ્યા છે. આપ ﷺએ ફરમાવ્યું, تِلْكَ عَاجِلُ بُشْرَى الْمُؤْمِنِ એટલે કે, એ તો મો'મિનના માટે રોકડ ખુશખબરી છે (કે તેનો અમલ અલ્લાહ તઆલા સમીપ કબૂલ થયો તેણે પોતાના બંદાઓના મુખેથી તેના વખાણ કરાવ્યા).

તફસીરે મઝહરીમાં આ બંને પ્રકારની રિવાયતોમાં જે દેખીતો વિરોધાભાસ નજરે પડે છે તેનું સમાધાન આ રીતે કરવામાં આવ્યું છે કે પ્રથમ રિવાયતો જેના વિશે આ આયત નાઝિલ થઈ, એ સ્વરૂપમાં છે જ્યારે કે મનુષ્ય પોતાના અમલથી અલ્લાહ તઆલાની ખુશીની સાથે મખ્લૂકની ખુશી અથવા પોતાની નામના અને શોહરતની નિય્યત પણ સામેલ કરી લે, ત્યાં સુધી કે લોકોના વખાણ કરવાથી પોતાની આ પ્રવૃત્તિને ઑર વધારી દે, નિઃશંક ! આ રિયા અને શિર્કે ખફી છે.

અને ત્યાર પછીની તિરમિઝી અને મુસ્લિમની રિવાયતો એ સ્વરૂપ માટે છે જ્યારે કે વ્યક્તિનો અમલ એકમાત્ર ખાલિસ અલ્લાહ માટે કર્યો હોય, લોકોમાં તેની નામના અને વખાણ કે શોહરત તરફ તેનું કોઈ ધ્યાન ન હોય, પછી અલ્લાહ તઆલા તેને પોતાની કૃપાથી મશહૂર કરી દે અને લોકોના મુખે તેના વખાણ કરાવી દે તો તેનો રિયા (દેખાડા)થી કોઈ સંબંધ નથી. આ મો'મિન માટે (અમલના કબૂલ થવાની) રોકડ ખુશખબરી છે.

## રિયાકારી (દેખાડા)ના ખરાબ પરિણામો અને તેના ઉપર હદીષની સખત ધમકી :

હઝરત મહમૂદ બિન લુબય્દ (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, હું તમારા વિશે જે વસ્તુનો સૌથી વધારે ડર રાખું છું તે નાનું શિર્ક છે. સહાબા (રદિ.)એ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! નાનું શિર્ક શું વસ્તુ છે ? આપ ﷺએ ફરમાવ્યું કે રિયા ! *(રવાહુ અહમદ ફી મુસ્નદહ)*

બયહકીએ શોઅ્બૂલ ઈમાનમાં આ હદીષને નકલ કરીને તેમાં આ ઉમેરો પણ નકલ કર્યો છે કે કયામતના દિવસે જ્યારે અલ્લાહ તઆલા બંદાઓના અમલોનો બદલો અર્પણ કરશે તો રિયાકાર લોકોને ફરમાવવામાં આવશે કે તમે પોતાના અમલનો બદલો લેવા માટે તે લોકો પાસે જાઓ જેમને બતાવવા માટે તમે આ અમલ કર્યો હતો, પછી જુઓ કે તેમની પાસે તમારા માટે કોઈ બદલો છે અથવા નહીં ?

હઝરત અબૂ હુરયરહ (રદિ.) દ્વારા રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે હું ભાગીદારોમાં ભાગીદાર થવાથી ગની (બે પરવા) અને ઉપરવટ છું, જે વ્યક્તિ કોઈ નેક અમલ કરે છે પછી તેમાં મારી સાથે અન્ય કોઈને પણ ભાગીદાર કરે છે તો હું તે સમગ્ર અમલ તે જ ભાગીદાર માટે છોડી દઉં છું અને એક રિવાયતમાં છે કે હું તે અમલથી મુક્ત છું, તેને તો માત્ર તે જ વ્યક્તિનો કરી આપું છું જેને મારી સાથે ભાગીદાર કર્યો હતો.

*(રવાહુ મુસ્લિમ)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે તેમણે રસૂલે કરીમ ﷺને એવું કહેતા સાંભળ્યા કે જે વ્યક્તિ પોતાના નેક અમલને લોકોમાં નામના માટે કરે છે તો અલ્લાહ તઆલા પણ તેમની સાથે એવો જ વર્તાવ કરે છે કે લોકોમાં તે ફકીર અને અપમાનિત થઈ જાય છે.

*(રવાહુ અહમદ વલ બયહકી ફી શોઅ્બુલ ઈમાન અજ તફસીરે મઝહરી)*

કુર્તુબીમાં છે કે હઝરત હસન બસરી (રહ.)ને ઈખ્લાસ અને રિયા વિશે પ્રશ્ન કરવામાં આવ્યો તો તેમણે કહ્યું કે ઈખ્લાસનો તકાદો એ છે કે તમને પોતાના નેક અને સારા અમલોને ગુપ્ત રાખવા પ્રિય હોય અને ખરાબ અમલોને ગુપ્ત રાખવા પ્રિય ન હોય, પછી જો અલ્લાહ તઆલા તમારા અમલો લોકો ઉપર જાહેર કરી દે તો તમે એવું કહો કે યા અલ્લાહ ! આ બધી તારી કૃપા છે, અહેસાન છે, મારા અમલ અને પ્રયત્નની અસર નથી.

હકીમ તિરમિઝીએ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ એક વખતે શિર્કનું વર્ણન કરીને ફરમાવ્યું, هُوَ فِيكُمْ اَخْفٰى مِنْ دَبِيْبِ النَّمْلِ એટલે કે, શિર્ક તમારી અંદર એવું ગુપ્ત રીતે આવી જાય છે જેમકે કીડીની ગતિ અવાજ વિના; અને કહ્યું કે હું તમને એક એવું કામ બતાવું છું કે જ્યારે તમે તે કામ કરી લો તો "શિર્કે અકબર અને શિર્કે અસગર" (એટલે કે રિયા વગેરે) બધાથી સુરક્ષિત થઈ જશો, તમે ત્રણ વખતે દરરોજ આ દુઆ કર્યા કરો.

اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ اَنْ اُشْرِكَ بِكَ وَاَنَا اَعْلَم وَاَسْتَغْفِرُكَ لِمَالَااَعْلَمُ

**સૂરએ કહફની અમુક ફઝીલતો અને વિશેષતાઓ :**

હઝરત અબૂ દરદઅ્ (રદિ.) રિવાયત કરે છે કે રસૂલે કરીમ ﷺએ

ફરમાવ્યું કે જે વ્યક્તિએ સૂરએ કહફની પ્રથમ દશ આયતો યાદ રાખી તે દજ્જાલના ફિત્નાથી સુરક્ષિત રહેશે.

*(રવાહુ અહમદ, મુસ્લિમ, અહમદ, અબૂ દાવુદ અને નસાઈ)*

ઈમામ અહમદ, મુસ્લિમ અને નસાઈએ હઝરત અબૂ દરદઅ્ (રદિ.)થી જ આ રિવાયતમાં આ શબ્દો વર્ણવ્યા છે કે, જે વ્યક્તિએ સૂરએ કહફની અંતિમ દશ આયતો યાદ રાખી તે દજ્જાલના ફિત્નાથી સુરક્ષિત રહેશે.

હઝરત અનસ (રદિ.)ની રિવાયત એ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જે વ્યક્તિએ સૂરએ કહફની શરૂઆતની અને અંતિમ દશ આયતો પઢી લીધી તો તેના માટે એક નૂર (પ્રકાશ) થઈ જશે તેના પગથી લઈ માથા સુધી; અને જેણે આ સંપૂર્ણ સૂરત પઢી તેના માટે જમીનથી આસમાન સુધી નૂર થઈ જશે.

*(અખ્રજા ઈબ્નુસ્સુન્ની વ અહમદ ફી મુસ્નદહ)*

હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિએ જુમ્આના દિવસે સંપૂર્ણ સૂરએ કહફ પઢી લીધી તો બીજી જુમ્આ સુધી તેના માટે નૂર થઈ જશે.

*(રવાહુલ હાકિમ વ સહ્હહૂ વલ બયહકી ફીદઅ્વાત અજ મઝહરી)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એક વ્યક્તિએ કહ્યું કે હું દિલમાં ઈરાદો કરું છું કે અંતિમ રાત્રિમાં જાગીને નમાઝ પઢું પરંતુ ઊંઘ છવાઈ જાય છે. આપ ﷺએ ફરમાવ્યું કે જ્યારે તમે સૂવા માટે પથારી ઉપર જાઓ તો સૂરએ કહફની અંતિમ આયતો قُلْ لَّوْ كَانَ الْبَحْرُ مِدَادًا થી સૂરતના અંત સુધી પઢ્યા કરો તો જે સમયે જાગવાની નિય્યત કરશો અલ્લાહ તઆલા તે જ સમયે તમને જગાડી દેશે. *(રવાહુષ્ષુઅ્લબી)*

મુસ્નદે દારમીમાં છે કે ઝિર્ર બિન હુબય્શ (રહ.)એ હઝરત અબ્દહને બતાવ્યું કે જે વ્યક્તિ સૂરએ કહફની આ અંતિમ આયતો પઢીને સૂઈ જશે તો જે સમયે જાગવાની નિય્યત કરશે તે જ સમયે જાગી જશે. અબ્દહ કહે છે કે અમે વારંવાર તેનો અનુભવ કર્યો, બિલકુલ એવું જ થાય છે.

**એક મહત્ત્વની નસીહત (શિખામણ) :**

ઈબ્ને અરબી (રહ.) ફરમાવે છે કે અમારા શૈખ તુર્તુશી (રહ.) ફરમાવ્યા

કરતા હતા કે તમારી ઉંમરના મુબારક સમયને પોતાના સમકાલીનોના મુકાબલા અને મિત્રો સાથે મેળ-મિલાપમાં જ ન પસાર થઈ જાય, જુઓ ! અલ્લાહ તઆલાએ પોતાના વર્ણનને આ આયત ઉપર પૂર્ણ કર્યું છે. فَمَنۡ كَانَ يَرۡجُوۡا لِقَآءَ رَبِّهٖ فَلۡيَعۡمَلۡ عَمَلًا صَالِحًا وَّ لَا يُشۡرِكۡ بِعِبَادَةِ رَبِّهٖۤ اَحَدًا એટલે કે, જે વ્યક્તિ પોતાના પરવરદિગારથી મળવાની આરઝુ રાખે છે તેણે નેક અમલ કરવા જોઈએ અને અલ્લાહની ઈબાદતમાં કોઈને ભાગીદાર ન બનાવવો જોઈએ. *(કુર્તુબી)*

اَلۡحَمۡدُ لِلّٰهِ حَمۡدًا كَثِيۡرًا طَيِّبًا مُبَارَكًا فِيۡهِ *આજે ૮ જિલ્કદ સન હિજરી ૧૩૯૦ જુમેરાતના દિવસે* ضُحٰی *ઝુહાના સમયે સૂરએ કહફની આ તફસીર સંપૂર્ણ થઈ અને એ અલ્લાહ તઆલાની કૃપા અને ઈનામ જ છે કે આ સમયે કુર્આને કરીમના પ્રથમ અડધા ભાગથી કંઈક વધારે પૂર્ણ થઈ ગયું જ્યારે કે ઉંમરનું ૭૬મું વર્ષ ચાલી રહ્યું છે અને તબિયતની કમજોરીની સાથે બે વર્ષથી વિવિધ બીમારીઓથી પણ ઘેરાયેલો છું અને જવાબદારીઓનો જમાવડો પણ અસામાન્ય છે, કંઈ આશ્ચર્યની વાત નથી કે અલ્લાહ તઆલા પોતાની કૃપાથી બાકી કુર્આનની પણ પૂર્ણતા કરાવે.* وَمَا ذٰلِكَ عَلَى اللّٰهِ بِعَزِيۡزٍ (-મુહમ્મદ શફીઅ્)

સૂરએ કહફ અને મૂળ કિતાબની પાંચમી જિલ્દ પૂર્ણ થઈ.

અલ્હમ્દુલિલ્લાહ !



**તારીખ :** ૩ ડિસેમ્બર ૨૦૦૯ મુતાબિક ૧૫ જિલ્હજ્જ ૧૪૩૦ હિજરી.




### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






પ્રકરણ (૧૯)

# સૂરએ મરયમ

સૂરએ મરયમ મક્કામાં નાઝિલ થઈ અને તેમાં અઠ્ઠાણું આયતો છે તથા ૭ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૧ થી ૧૫)**

آياتها ٩٨ — ١٩ سُوْرَةُ مَرْيَمَ مَكِّيَّةٌ ٤٤ — ركوعاتها ٦

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

كٓهٰيٰعٓصٓ (١) ذِكْرُ رَحْمَتِ رَبِّكَ عَبْدَهٗ زَكَرِيَّا (٢) اِذْ نَادٰى رَبَّهٗ نِدَآءً خَفِيًّا (٣)
قَالَ رَبِّ اِنِّيْ وَهَنَ الْعَظْمُ مِنِّيْ وَاشْتَعَلَ الرَّاْسُ شَيْبًا وَّلَمْ اَكُنْۢ بِدُعَآئِكَ رَبِّ
شَقِيًّا (٤) وَاِنِّيْ خِفْتُ الْمَوَالِيَ مِنْ وَّرَآءِيْ وَكَانَتِ امْرَاَتِيْ عَاقِرًا فَهَبْ
لِيْ مِنْ لَّدُنْكَ وَلِيًّا (٥) يَّرِثُنِيْ وَيَرِثُ مِنْ اٰلِ يَعْقُوْبَ ۖ وَاجْعَلْهُ رَبِّ
رَضِيًّا (٦) يٰزَكَرِيَّآ اِنَّا نُبَشِّرُكَ بِغُلٰمِ ۨاسْمُهٗ يَحْيٰى ۙ لَمْ نَجْعَلْ لَّهٗ مِنْ قَبْلُ سَمِيًّا (٧)
قَالَ رَبِّ اَنّٰى يَكُوْنُ لِيْ غُلٰمٌ وَّكَانَتِ امْرَاَتِيْ عَاقِرًا وَّقَدْ بَلَغْتُ مِنَ الْكِبَرِ
عِتِيًّا (٨) قَالَ كَذٰلِكَ ۚ قَالَ رَبُّكَ هُوَ عَلَيَّ هَيِّنٌ وَّقَدْ خَلَقْتُكَ مِنْ قَبْلُ وَلَمْ تَكُ
شَيْـًٔا (٩) قَالَ رَبِّ اجْعَلْ لِّيْٓ اٰيَةً ۭ قَالَ اٰيَتُكَ اَلَّا تُكَلِّمَ النَّاسَ ثَلٰثَ لَيَالٍ
سَوِيًّا (١٠) فَخَرَجَ عَلٰى قَوْمِهٖ مِنَ الْمِحْرَابِ فَاَوْحٰٓى اِلَيْهِمْ اَنْ سَبِّحُوْا بُكْرَةً وَّعَشِيًّا (١١)
يٰيَحْيٰى خُذِ الْكِتٰبَ بِقُوَّةٍ ۭ وَاٰتَيْنٰهُ الْحُكْمَ صَبِيًّا (١٢) وَّحَنَانًا مِّنْ لَّدُنَّا وَزَكٰوةً ۭ وَكَانَ
تَقِيًّا (١٣) وَّبَرًّۢا بِوَالِدَيْهِ وَلَمْ يَكُنْ جَبَّارًا عَصِيًّا (١٤) وَسَلٰمٌ عَلَيْهِ يَوْمَ وُلِدَ وَيَوْمَ
ع ١٥/٤ يَمُوْتُ وَيَوْمَ يُبْعَثُ حَيًّا (١٥)

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*કાફ–હા–યા–ઐન–સુઆદ. (૧) આ વર્ણન છે તારા પરવરદિગારની રહમતનું પોતાના બંદા ઝકરિય્યા ઉપર. (૨) જ્યારે તેમણે પોતાના પરવરદિગારને છુપા અવાજે પોકાર્યું. (૩) બોલ્યા, હે મારા પરવરદિગાર ! મારા હાડકાં ઘરડા થઈ ગયાં અને માથેથી ઘડપણનો (ભૂખરા બાલોનો) ભડકો નીકળ્યો અને તારાથી માંગીને હે મારા પરવરદિગાર હું ક્યારેય વંચિત નથી રહ્યો. (૪) અને હું મારા પછી ભાઈબંધુઓથી ડરું છું અને મારી ઓરત વાંઝ છે, બસ તું મને પોતાની પાસેથી એક કામ ઉઠાવી લેનાર (વારિસ) બખ્શી દે. (૫) જે મારી જગ્યાએ બેસે અને યાકૂબ (અલૈ.)ની અવલાદની (જગ્યાએ); અને હે પરવરદિગાર તેને માનીતો કરી લે. (૬) હે ઝકરિય્યા (અલૈ.) ! અમે તમને ખુશખબરી સંભળાવીએ છીએ એક પુત્રની જેનું નામ યહ્યા છે, અમે પહેલાં તેના નામનું કોઈ કર્યું નથી. (૭) બોલ્યા, હે પરવરદિગાર ! મને પુત્ર ક્યાંથી થશે અને મારી ઓરત વાંઝ છે અને હું ઘરડો થઈ ગયો એટલે સુધી કે અકડાઈ (વૃદ્ધાવસ્થાની અંતિમ કક્ષાએ પહોંચી) ગયો છું. (૮) કહ્યું, એમ જ થશે, તમારા પરવરદિગારે કહી દીધું, તે મારા માટે સરળ છે અને તમને મેં આ પહેલાં પેદા કર્યા અને તમે કોઈ વસ્તુ ન હતા. (૯) બોલ્યા, હે મારા પરવરદિગાર ! મારા માટે કોઈ નિશાની ઠરાવી દે; કહ્યું, તમારી નિશાની એ કે તમે લોકો સાથે સાજા નરવા (હોવા છતાં) ત્રણ રાત સુધી વાત કરી શકશો નહીં. (૧૦) પછી મિહરાબમાંથી પોતાના લોકો પાસે નીકળ્યા તો તેમને ઈશારાથી કહ્યું કે સવાર અને સાંજ તસ્બીહ કરો. (૧૧) (જ્યારે પુત્ર પેદા થયો તો અલ્લાહે તેને કહ્યું) હે યહ્યા (અલૈ.) ! જોશભેર (મજબૂતીથી) કિતાબ ઉઠાવી લે; અને અમે તેને નાનપણમાં સૂઝબૂઝ આપી. (૧૨) અને પોતાના તરફથી પ્રેમભાવ (ઉત્સાહ) અને પવિત્રતા આપી અને તેઓ પરહેઝગાર હતા. (૧૩) અને પોતાના માં બાપ સાથે નેકી કરનારા હતા અને અત્યાચારી નાફરમાન (આપખુદ) ન હતા. (૧૪) અને તેમના ઉપર સલામ છે જે દિવસે પેદા થયા અને જે દિવસે મૃત્યુ પામે અને જે દિવસે જીવીત થઈને ઊભા થાય. (૧૫)*

## તફસીર :

કાફ–હા–યા–ઐન–સુઆદ (આ હુરૂફે મુકત્તઆતનો અર્થ અલ્લાહને ખબર છે) આ (હવે પછી જે કિસ્સો આવે છે તે) તો તમારા પરવરદિગારની મહેરબાની કરવાનું વર્ણન છે પોતાના (સ્વીકૃત) બંદા (હઝરત) ઝકરિય્યા (અલૈ.ની હાલત) ઉપર જ્યારે કે તેમણે પોતાના પરવરદિગારને ગુપ્ત રીતે પોકાર્યા (જેમાં એ) વિનંતી કરી કે હે મારા પરવરદિગાર ! મારા હાડકાં (વૃદ્ધાવસ્થાને કારણે) કમજોર થઈ ગયા છે અને (મારા) માથાના બાલોની સફેદી ફેલાઈ પડી છે (એટલે કે બધા જ બાલ સફેદ થઈ ગયા છે અને આ હાલતનો તકાદો એ છે કે હું આવી હાલતમાં અવલાદની દરખાસ્ત ન કરું પરંતુ કારણ કે તારી કુદરત અને રહમત ઘણી વિશાળ અને સંપૂર્ણ છે) અને (હું આ કુદરત અને રહમતની જાહેરાતનો હંમેશા જાત અનુભવ કરતો રહ્યો છું એટલા માટે આનાથી પહેલાં ક્યારેય) તારી પાસે (કોઈ વસ્તુ) માંગવામાં હે મારા પરવરદિગાર ! હું નિષ્ફળ નથી રહ્યો (એ બીનાએ આ કોઈ અસંભવ વાત નથી કે હું પ્રસ્તુત માંગણી કરું અને તેમાં કોઈ વાંધો નથી) અને (આ માંગણીનું ખાસ કારણ એ છે કે) હું મારા (મર્યા) પછી (મારા) સગાં–વહાલાં (તરફ)થી (એ) અંદેશો રાખું છું (કે મારી મરજી પ્રમાણે શરીઅત અને દીનની સેવા કરશે નહીં, એ જ કારણે હું અવલાદ માંગું છું જેમાં ખાસ ખાસ સિફતો અને ખાસિયતો હોય જેની દીનની સેવા કરવામાં ખાસ દખલગીરી હોય) અને (કારણ કે મારી વૃદ્ધાવસ્થાની સાથે સાથે) મારી પત્ની (પણ) વાંઝ છે (જેને ક્યારેય સારી નરવી હોવા છતાં અવલાદ નથી થઈ એટલા માટે જાહેર સબબો પણ અવલાદ થવા માટે અનુકૂળ નથી) બસ, (આવા સ્વરૂપમાં) તું મને ખાસ પોતાની પાસેથી (એટલે કે પ્રત્યક્ષ કોઈ જાહેર સબબ વિના) એક એવો વારિસ (એટલે કે પુત્ર) અર્પણ કર કે તે (મારા ખાસ ઈલ્મમાં) મારો વારિસ બને અને (મારા બાપ) યાકૂબ (અલૈ.)ના કુટુંબ(ના જ્ઞાનના વારસામાં તેઓ)નો વારિસ બને (એટલે કે પાછલા જ્ઞાનનો હિસ્સો પણ તેને પ્રાપ્ત થયો હોય) અને (બાઅમલ હોવાના કારણે) તેને હે મારા પરવરદિગાર (પોતાનો) પસંદ કરેલ (અને સ્વીકૃત) બનાવી લે (એટલે કે આલિમ પણ હોય અને અમલ કરનાર પણ હોય. અલ્લાહ તઆલાએ ફરિશ્તા દ્વારા ઈરશાદ ફરમાવ્યો કે) હે ઝકરિય્યા ! અમે તમને એક પુત્રની ખુશખબરી આપીએ છીએ કે

જેનું નામ યહ્યા હશે કે તેનાથી પહેલાં (ખાસ સિફતોમાં) અમે કોઈને તેના સમાન સિફતવાળો નથી બનાવ્યો (એટલે કે જે જ્ઞાન અને અમલની તમે દુઆ કરો છો તે ખાસિયતો આ પુત્રને જરૂર આપવામાં આવશે અને વિશેષ એ કે અમુક ખાસ લક્ષણો પણ અર્પણ કરવામાં આવશે, દાખલા તરીકે અલ્લાહના ડરનો એવો ખાસ દરજ્જો અને દિલની તે પવિત્ર પરિસ્થિતિ વગેરે –કારણ કે જ્યારે દુઆ માંગવામાં આવી તો પુત્ર પેદા થવાનું કોઈ ખાસ લક્ષણ માંગવામાં આવ્યું ન હતું એટલા માટે) ઝકરિય્યા (અલૈ.)એ વિનંતી કરી કે હે મારા પરવરદિગાર ! મને અવલાદ કઈ રીતે થશે જ્યારે કે મારી પત્ની વાંઝ છે અને (આ બાજુ) હું વૃદ્ધાવસ્થાની અંતિમ કક્ષાએ પહોંચી ચૂક્યો છું (બસ, ખબર નહીં કે અમે ફરી જવાન થઈશું અથવા મારે બીજા નિકાહ કરવા પડશે અથવા આવી જ પરિસ્થિતિ રહેશે અને અવલાદ થશે ?) ઈરશાદ થયો કે (આ જ પ્રમાણેની) પરિસ્થિતિ યથાવત્ રહેશે (અને પછી અવલાદ થશે, હે ઝકરિય્યા !) તમારા પરવરદિગારનું કહેવું છે કે આ (કાર્ય કરવું) મારા માટે ઘણું સહેલું છે અને (આનાથી મોટું કામ હું કરી ચૂક્યો છું દાખલા તરીકે) મેં તમને (પણ) પેદા કર્યા છે જ્યારે કે (પેદા થતા પહેલાં) તમે પણ કંઈ ન હતા (એ જ પ્રમાણે કાર્યકારણના સંબંધો પણ કોઈ વસ્તુ ન હતી જ્યારે ન હોવામાંથી અસ્તિત્વમાં લાવવું સરળ છે તો મારા માટે એક ઉપસ્થિત વસ્તુમાંથી બીજી વસ્તુ ઉત્પન્ન કરવી કોઈ મુશ્કેલ કામ નથી, આ બધો ઈરશાદ પોતાની કુદરતનો પરચો બતાવવા માટે હતો ન કે શંકા દૂર કરવા માટે કારણ કે ઝકરિય્યા અલૈ.ને અલ્લાહની શક્તિમાં કોઈ શંકા ન હતી, જ્યારે) ઝકરિય્યા (અલૈ.ને પાકી ઉમ્મીદ થઈ ગઈ તો તેઓ)એ વિનંતી કરી, હે મારા પરવરદિગાર ! (વાયદા ઉપર તો સંતોષ થઈ ગયો પરંતુ હવે આ વાયદાના પૂર્ણ થવાની (એટલે કે ગર્ભ ધારણ કરવાની પણ) કોઈ નિશાની પણ મારા માટે નક્કી કરી આપ (જેથી વધારે શુક્ર અદા કરું) ઈરશાદ થયો કે તમારી (તે) નિશાની એ છે કે તમે ત્રણ રાત (અને ત્રણ દિવસ સુધી) લોકો સાથે વાત(ચીત) કરી શકશો નહીં જ્યારે કે તંદુરસ્ત હશો (કોઈ બીમારી વગેરે પણ નહીં હોય અને એ જ કારણે અલ્લાહના ઝિક્ર માટે બોલવાની શક્તિ રહેશે એટલા માટે અલ્લાહ તઆલાના હુકમથી હઝરત ઝકરિય્યા અલૈ.ની પત્ની ગર્ભવતી બની અને અલ્લાહના હુકમ પ્રમાણે હઝરત ઝકરિય્યા અલૈ.ની તમન્ના પૂર્ણ થઈ) પછી

મિહરાબમાંથી પોતાની કોમની પાસે નીકળીને તેમને ઈશારાથી ફરમાવ્યું (કારણ કે જીભથી બોલી શકતા ન હતા એટલા માટે ઈશારાથી ફરમાવ્યું) કે તમે લોકો સવાર અને સાંજ અલ્લાહની પવિત્રતા વર્ણન કર્યા કરો (આ વખાણ કરવા અને અલ્લાહની તા'રીફ કરવી તો હંમેશાનો નિત્યક્રમ હતો કે જેની તેઓ તેની મૌખિક રીતે સૂચના આપ્યા કરતા હતા પરંતુ આજે ઈશારાથી કહ્યું અથવા તે પુત્ર અવતરવાની નવી નેઅ્મત મળવાના શુક્રમાં પોતે પણ તસ્બીહમાં વધારો કર્યો અને અન્યોને પણ એ જ પ્રમાણે કરવાનું કહ્યું, મતલબ કે પછી યહ્યા અલૈ. પેદા થયા અને સમજણા થયા તો તેમને હુકમ થયો કે) હે યહ્યા ! કિતાબને (એટલે કે તવરાતને કે તે જ તે સમયે શરીઅતની કિતાબ હતી અને ઈન્જીલ તો ત્યાર પછી નાઝિલ થઈ હતી) મજબૂતીથી પકડી લો (એટલે કે ખાસ કોશીશ કરી અમલ કરો) અને અમે તેમને (તેમના) બાળપણમાં જ (દીનની) સમજદારી અને ખાસ પોતાની પાસેથી رِقَّتِ قَلْبٌ "રિક્કતે કલ્બ" (ની સિફત) અને (અખ્લાકની) પવિત્રતા અર્પણ કરી હતી (હુકમમાં ઈલ્મ તરફ તથા ભલાઈ અને સમજદારીમાં અખ્લાક તરફ ઈશારો થઈ ગયો) અને (આગળ જાહેર અમલો તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે) તે ઘણા પરહેઝગાર અને પોતાના માં–બાપના ખિદમતગુઝાર હતા (તેમાં અલ્લાહના હકો અને બંદાના હકો બંને તરફ ઈશારો થઈ ગયો) અને તે (અલ્લાહની મખ્લૂક સાથે) અત્યાચાર કરનારા (અથવા અલ્લાહ તઆલાની) નાફરમાની કરનારા ન હતા અને (અલ્લાહ તઆલા પાસે એવા મકબૂલ અને સ્વીકૃત હતા કે તેમના માટે અલ્લાહ તઆલા તરફથી એ ઈરશાદ થાય છે કે) તેમને (અલ્લાહ તઆલાના) સલામ પહોંચે જે દિવસે તેઓ પેદા થયા અને જે દિવસે તેઓ ઈન્તેકાલ કરશે અને જે દિવસે (કયામતમાં) જીવીત થઈને ઉઠાડવામાં આવશે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ કહફ પછી સૂરએ મરયમ કદાચ એ યોગ્યતા આધારે રાખવામાં આવી છે કે જે રીતે સૂરએ કહફ ઘણી બધી આશ્ચર્યજનક ઘટનાઓ ઉપર આધારિત હતી એ જ પ્રમાણે સૂરએ મરયમ પણ આવી વિસ્મયકારી ઘટનાઓ ઉપર આધારિત છે. *(રૂહુલ મઆની)*

كٓهٰيٰعٓصٓ (કાફ-હા-યા-ઐન-સુઆદ) આ હુરૂફે મુકત્તઅહ અને મુતશાબિહાતમાંથી છે જેનું જ્ઞાન અલ્લાહ તઆલાને છે, બંદાઓ માટે તેના સંશોધનમાં પડવું સારું નથી. نِدَآءً خَفِيًّا (નિદાઅન્ ખફિય્યન્ -૧૯:૩)થી જાણ થઈ કે દુઆનું ધીમેથી અને ગુપ્ત રીતે કરવું શ્રેષ્ઠ છે. હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِنَّ خَيْرَ الذِّكْرِ الْخَفِيُّ وَخَيْرَ الرِّزْقِ مَا يَكْفِيْ એટલે કે, શ્રેષ્ઠ "ઝિક્રે ખફી" (ધીમેથી કરવામાં આવેલ ઝિક્ર) છે અને શ્રેષ્ઠ રોજી તે છે જે પૂરતી થઈ જાય (એટલે કે જરૂરતથી ન ઘટે અથવા ન વધે). *(કુર્તુબી)*

اِنِّىْ وَهَنَ الْعَظْمُ مِنِّىْ وَاشْتَعَلَ الرَّاْسُ شَيْبًا (૧૯:૪) તેમાં કમજોર હાડકાંઓનું વર્ણન કરવામાં આવ્યું, કારણ કે તે જ શરીરનો મુખ્ય આધાર છે. જ્યારે હાડકાં જ કમજોર થઈ જાય તો સમગ્ર શરીર કમજોર થઈ જાય છે. اِشْتِعَالُ (ઈશ્તિઆલ)નો શાબ્દિક અર્થ "ભડકી ઊઠવું અથવા ઉશ્કેરાઈ જવું" થાય છે. આ સ્થળે બાલોની સફેદીની આગના પ્રકાશ સાથે સરખામણી કરીને તેને સમગ્ર માથા ઉપર ફેલાયેલી બતાવવાનો હેતુ છે.

## દુઆમાં પોતાની જરૂરિયાતની જાહેરાત કરવી મુસ્તહબ છે :

આ સ્થળે દુઆથી પહેલાં હઝરત ઝકરિય્યા (અલૈ.)એ પોતાની કમજોરી અને ઘડપણનું વર્ણન કર્યું, તેનું એક કારણ તો એ જ છે કે જે પ્રમાણે તફસીરના ખુલાસામાં ઈશારો કરવામાં આવ્યો છે કે તેમની હાલતનો તકાદો એ હતો કે તેઓ સંતાનપ્રાપ્તિની ઈચ્છા ન કરે, એક બીજું કારણ ઈમામ કુર્તુબીએ પોતાની તફસીરમાં એ પણ વર્ણન કર્યું છે કે દુઆ માંગવાના સમયે પોતાની બદ્હાલી અને જરૂરિયાત તથા કમજોરીનું વર્ણન કરવું દુઆની સ્વીકૃતી માટે વધારે પસંદ કરવામાં આવેલ છે, એટલા માટે ઉલમાએ ફરમાવ્યું કે માણસે દુઆ કરતા પહેલાં અલ્લાહ તઆલાની નેઅ્મતો અને પોતાની જરૂરિયાતોનું વર્ણન કરવું જોઈએ.

مَوَالِىَ (મવાલિય) એ مَوْلٰى (મવલા)નું બહુવચન છે, અરબી ભાષામાં આ શબ્દ ઘણા બધા અર્થોમાં ઉપયોગ થાય છે, તેમાંથી એક અર્થ કાકાભાઈ (એટલે કે, પિત્રાઈ ભાઈ અથવા પોતાના સગાં-વહાલાંનો પણ થાય છે, આ સ્થળે એ જ ભાવાર્થ તરીકે છે).

**અંબિયા (અલૈ.)ની માલમાં વારસાઈ ચાલતી નથી :**

يَـرِثُـنِـىْ وَيَرِثُ مِنْ اٰلِ يَعْقُوْبَ (૧૯:૬) જમહૂર ઉલમાની સર્વસહમતીથી આ સ્થળે વિરાસતથી માલી વારસો ભાવાર્થ તરીકે નથી, કારણ કે પ્રથમ તો હઝરત ઝકરિય્યા (અલૈ.)ની પાસે કોઈ મોટી દોલત હોવાનું સાબિત પણ નથી થતું કે જેની ચિંતા હોય કે તેનો વારિસ કોણ થશે અને એક પયગમ્બરની શા'નથી પણ એ બાબત વિપરીત છે, એટલે કે આવી ફિકર–ચિંતા કરવી નબી માટે અસંભવ બાબત છે, ઉપરાંત સહીહ હદીષ કે જેના ઉપર સહાબએ કિરામ (રદિ.)નો ઈજ્માઅ્ સાબિત થયો છે તેમાં છે કે,

اِنَّ الْعُلَمَاءَ وَرَثَةُ الْاَنْبِيَاءِ وَاِنَّ الْاَنْبِيَاءَ لَمْ يُوَرِّثُوْا دِيْنَارًا وَّلَا دِرْهَمًا اِنَّمَا وَرَّثُوا الْعِلْمَ فَمَنْ اَخَذَهُ اَخَذَ بِحَظٍّ وَافِرٍ رَوَاهُ اَحْمَدُ وَاَبُوْدَاؤُدَ وَابْنُ مَاجَهْ وَالتِّرْمِذِىُّ

*"બેશક ! અંબિયા (અલૈ.)ના વારિસ ઉલમા છે, કારણ કે અંબિયા (અલૈ.) દિનાર અને દિરહમનો વારસો નથી છોડતા, બલકે તેમનો વારસો ઈલ્મ (જ્ઞાન) હોય છે જેણે જ્ઞાન પ્રાપ્ત કરી લીધું તેણે મોટી દોલત પ્રાપ્ત કરી લીધી."*

આ હદીષ શીઆઓની મશ્હૂર કિતાબો કાફી અને કુલયનીમાં પણ વર્ણન થયેલ છે તથા સહીહ બુખારીમાં હઝરત આયશા સિદીકા (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

لَا نُوَرِّثُ وَمَاتَرَكْنَاصَدَقَةٌ

*"અમારા અંબિયાઓનો માલી (આર્થિક) વારસો કોઈને નથી મળતો, અમે જે માલ છોડી દઈએ તે બધો સદકહ છે."*

અને પોતે આ આયતમાં يَرِثُنِىْ (યરીષુની) પછી وَيَرِثُ مِنْ اٰلِ يَعْقُوْبَ (વ યરિષુ મિન આલિ યાકૂબ –૧૯:૬) એ બાબતની દલીલ છે કે અત્રે માલી વારસો ભાવાર્થ તરીકે નથી, કારણ કે જે પુત્રની પેદાઈશની દુઆ કરવામાં આવી રહી છે તેનું આલિ યાકૂબ માટે માલી વારસદાર બનવું દેખીતી રીતે શક્ય નથી, કારણ કે યાકૂબ (અલૈ.)ના વંશજોના વારસદાર તેમના નજીકના સગાં–વહાલાં થશે અને તે જ مَـوَالِىْ (મવાલી) છે, જેમનું વર્ણન આ આયતમાં કરવામાં આવ્યું છે કે નિઃશંક!

નજીકના સગાં અને હકદારોમાં હઝરત યહ્યા (અલૈ.) કરતાં વધારે નજીકના (અકરબ) છે અને વધારે નજીકના હોવાથી દૂરના સગાંઓને વારસો મળવો વારસાઈના શરઈ નિયમો વિરુદ્ધની બાબત છે.

રૂહુલ મઆનીમાં શીઆ કિતાબમાંથી નકલ કરવામાં આવ્યું છે,

رَوَى الْكَلِيْنِى فِى الْكَافِىْ عَنْ اَبِى الْبُخْتَرِىْ عَنْ اَبِىْ عَبْدِ اللّٰهِ قَالَ اِنَّ سُلَيْمَانَ وَرِثَ دَاوُدَ وَاِنَّ مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَرِثَ سُلَيْمَانَ

*"સુલયમાન (અલૈ.) દાવુદ (અલૈ.)ના વારિસ થયા અને મુહમ્મદ ﷺ સુલયમાન (અલૈ.)ના વારિસ થયા."*

એ દેખીતું છે કે રસૂલે કરીમ ﷺને હઝરત સુલયમાન (અલૈ.)નો માલી વારસો મળવાની કોઈ શક્યતા કે સંભાવના મૂળેથી નથી, તેનો ભાવાર્થ તેમના નુબુવ્વતના ઈલ્મનો વારસો છે. એનાથી જાણ થઈ કે, وَرِثَ سُلَيْمَانَ دَاوُدَ માં પણ માલી વિરાસત ભાવાર્થ તરીકે નથી. لَمْ نَجْعَلْ لَّهٗ مِنْ قَبْلُ سَمِيًّا (૧૯:૭)માં શબ્દ سَمِىٌ (સમી)નો અર્થ "સરખા નામ"નો પણ થાય છે અથવા "તેના જેવી સમાનતા"નો પણ થાય છે. આ સ્થળે જો કે પ્રથમ અર્થ ભાવાર્થ તરીકે લેવામાં આવે તો અર્થ સ્પષ્ટ છે કે તેમનાથી પહેલાં يَحْيٰى (યહ્યા) નામ કોઈપણ વ્યક્તિનું ન હતું, આ નામ એકમાત્ર અને વિશિષ્ટપણે અમુક ખાસ લક્ષણોમાં તેમની વિશેષતા તરફ ઈશારો કરતું હતું, એટલા માટે તેને તેમની ખાસ સિફતોમાંથી વર્ણન કરવામાં આવ્યું અને જો બીજો અર્થ ભાવાર્થ તરીકે લેવામાં આવે તો અર્થ એ થશે કે તેમની અમુક ખાસ સિફતો અને પરિસ્થિતિઓ એવી છે જે અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)માંથી કોઈમાં પણ ન હતી, તેમની ખાસ સિફતોમાં તેઓ અનોખા હતા. દાખલા તરીકે, તેમનું حَصُوْر (હસૂર) હોવું વગેરે એટલા માટે તેનાથી એ જરૂરી નથી કે હઝરત યહ્યા (અલૈ.) અગાઉ થઈ ચૂકેલા બધા અંબિયા (અલૈ.) કરતાં શ્રેષ્ઠ હોય, કારણ કે તેમનામાં હઝરત ખલીલુલ્લાહ ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત કલીમુલ્લાહ મૂસા (અલૈ.) તેમનાથી શ્રેષ્ઠ હોવાનું વધારે પ્રચલિત અને મશ્હુર છે. *(મઝહરી)*

عِتِيًّا (ઈતિય્યન) એ عَتُوٌّ (અતવુન)થી બનેલ શબ્દ છે જેનો મૂળ અર્થ

શરીરના અવયવોની સંવેદનશક્તિ મંદ પડી જાય એવો થાય છે, તેનો ભાવાર્થ હાડકાંઓ સુકાઈને કમજોર થઈ જવાનો છે. سَوِيًّا (સવિય્યન)નો અર્થ તંદુરસ્તીનો છે. આ શબ્દ એટલા માટે વધારવામાં આવ્યો છે કે ઝકરિય્યા (અલૈ.) ઉપર આ હાલતનું છવાઈ જવું કે તેઓ કોઈ મનુષ્યથી વાત ન કરી શકે એ કોઈ બીમારીના કારણે ન હતું, એ જ કારણે અલ્લાહના ઝિક્ર અને ઈબાદત માટે તે ત્રણે દિવસોમાં પણ તેમની જીભ બરાબર ખુલતી હતી, બલકે આવી પરિસ્થિતિ એક મોઅ્જિઝા સ્વરૂપે (તેમની પત્નીને) ગર્ભ રહ્યાની નિશાની માટે તેમના ઉપર છવાઈ હતી. حَنَانًا (હનાનન્) આ શબ્દનો શાબ્દિક અર્થ "મનની શાંતિ તથા દયાભાવ કે પ્રેમભાવ"નો થાય છે જે હઝરત યહ્યા (અલૈ.)ને એક વિશિષ્ટ સ્વરૂપે આપવામાં આવી હતી.

———————

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૧૬ થી ૨૧)

وَاذْكُرْ فِي الْكِتٰبِ مَرْيَمَ ۘ اِذِ انْتَبَذَتْ مِنْ اَهْلِهَا مَكَانًا شَرْقِيًّا ﴿١٦﴾ فَاتَّخَذَتْ
مِنْ دُوْنِهِمْ حِجَابًا ۫ فَاَرْسَلْنَآ اِلَيْهَا رُوْحَنَا فَتَمَثَّلَ لَهَا بَشَرًا سَوِيًّا ﴿١٧﴾ قَالَتْ
اِنِّيْٓ اَعُوْذُ بِالرَّحْمٰنِ مِنْكَ اِنْ كُنْتَ تَقِيًّا ﴿١٨﴾ قَالَ اِنَّمَآ اَنَا رَسُوْلُ رَبِّكِ ۖ لِاَهَبَ
لَكِ غُلٰمًا زَكِيًّا ﴿١٩﴾ قَالَتْ اَنّٰى يَكُوْنُ لِيْ غُلٰمٌ وَّلَمْ يَمْسَسْنِيْ بَشَرٌ وَّلَمْ اَكُ بَغِيًّا ﴿٢٠﴾ قَالَ
كَذٰلِكِ ۚ قَالَ رَبُّكِ هُوَ عَلَيَّ هَيِّنٌ ۚ وَلِنَجْعَلَهٗٓ اٰيَةً لِّلنَّاسِ وَرَحْمَةً مِّنَّا ۚ وَكَانَ اَمْرًا مَّقْضِيًّا ﴿٢١﴾

**તરજુમો :**

*અને કિતાબમાં મરયમ (અલૈ.)નું વર્ણન કરો જ્યારે પોતાના લોકોથી એક પૂર્વના મકાનમાં અલગ થયાં. (૧૬) પછી તેમની સામેની બાજુએ એક પરદો કરી લીધો, પછી અમે તેમની પાસે પોતાનો ફરિશ્તો મોકલ્યો, પછી તેમની સામે સંપૂર્ણ માણસ બનીને આવ્યો. (૧૭) બોલ્યાં, મને તારાથી રહમાનની પનાહ જો તું ડરનારો હોય. (૧૮) બોલ્યો, હું તો તમારા પરવરદિગારનો મોકલેલો છું કે તમને એક પવિત્ર પુત્ર આપી જાઉં. (૧૯)*

*બોલ્યાં, મને ક્યાંથી પુત્ર થશે અને મને કોઈ પુરુષે સ્પર્શ નથી કર્યો અને હું ચરિત્રહીન (બદકાર) ન હતી. (૨૦) બોલ્યો, એવું જ છે, તમારા પરવરદિગારે ફરમાવી દીધું તે મારા ઉપર સરળ છે અને અમે તે(પુત્ર)ને લોકો માટે નિશાની અને પોતાના તરફથી મહેરબાની કરવા ઈચ્છીએ છીએ અને આ કામ નક્કી થઈ ચૂક્યું છે. (૨૧)*

## તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ) અલ્હમ્દુલિલ્લાહ ! આ કિતાબ (એટલે કે કુર્આનનો આ ખાસ ભાગ એટલે કે આ સૂરત)માં (હઝરત) મરયમ (અલૈ.)નો કિસ્સો પણ વર્ણન કરો (કે તેઓ ઝકરિય્યા અલૈ.ના પ્રસ્તુત કિસ્સા સાથે ખાસ સમાનતા ધરાવે છે અને તે એવા વખતે બન્યું) જ્યારે કે તેઓ પોતાના ઘરવાળાઓથી અલગ (થઈને) એક એવા મકાનમાં કે જે પૂર્વ તરફ હતું (ગુસ્લ કરવા માટે) ગયાં, પછી તે (ઘરવાળા) લોકોની સામે તેમણે (વચ્ચે) પડદો નાંખી દીધો (જેથી તેની આડશમાં ગુસ્લ કરી શકે) બસ, (આવી હાલતમાં) અમે પોતાના ફરિશ્તા (હઝરત જિબ્રઈલ અલૈ.)ને મોકલ્યા અને તે (ફરિશ્તો) તેમની સામે (હાથ પગ અને ચહેરે મ્હોરે) એક સંપૂર્ણ માણસ બનીને જાહેર થયો (કારણ કે હઝરત મરયમ અલૈ. તેમને માનવ સમજી બેઠાં એટલા માટે ગભરાઈને) કહેવા લાગ્યા કે હું તારાથી મારા રહમાનની પનાહ માંગું છું જો તું (કંઈક) અલ્લાહનો ડર રાખતો હોય (તો અહીંયાંથી હટી જા), ફરિશ્તાએ કહ્યું કે (હું માનવી નથી કે જેથી તમે મારાથી ડરો બલકે) હું તો તમારા પરવરદિગારનો મોકલેલો (ફરિશ્તો) છું (એટલા માટે આવ્યો છું) જેથી તમને એક પવિત્ર પુત્ર આપું (એટલે કે તમારા મોંઢામાં અથવા ગરેબાનમાં ફૂંક મારી દઉં જેની અસરથી અલ્લાહના હુકમથી તમને ગર્ભ રહી જશે અને પુત્ર પેદા થશે) તે (આશ્ચર્યથી) કહેવા લાગ્યા (ન કે ઈન્કારથી) કે મને પુત્ર કેવી રીતે થશે જ્યારે કે (પ્રકૃતિના નિયમ આધારે તેની શરત પ્રમાણે) મને કોઈ માણસે સ્પર્શ પણ કર્યો નથી (એટલે કે ન તો મારા નિકાહ થયા છે) અને ન જ હું બદ્કાર છું, ફરિશ્તાએ કહ્યું કે (બસ કોઈ પુરુષના સ્પર્શ કર્યા વિના જ) એમ જ (પુત્ર) થઈ જશે (અને એવું હું પોતાના તરફથી નથી કહેતો બલકે) તમારા પરવરદિગારે ઈરશાદ ફરમાવ્યો છે કે આ વાત (કે કોઈ પ્રાકૃતિક નિયમો વિના જ પુત્ર પેદા કરી આપું) મારા માટે તો

સરળ છે અને (એ પણ ફરમાવ્યું કે તે પુત્રને પ્રકૃતિના નિયમો વિના પણ) એક ખાસ રીતે એટલા માટે પેદા કરીશું જેથી અમે તે પુત્રને લોકો માટે (કુદરતની) એક નિશાની બનાવી આપીએ (વળી તેના દ્વારા લોકોને હિદાયત પામવા માટે) તેને રહમતનું માધ્યમ બનાવીએ અને આ (બાપ વિના બાળકનું પેદા થવું) એક નિર્ધારિત થયેલ બાબત છે (જે જરૂર થઈને રહેશે).

## મસ્અલા અને બોધપાઠ :

اِنْتَبَذَتْ (ઈન્તબઝત્) એ نَبْذ (નબઝ)થી બનેલ શબ્દ છે, જેનો મૂળ અર્થ "દૂર નાંખવું અથવા ફેંકવું" થાય છે. اِنْتِبَاذ (ઈન્તેબાઝ)નો અર્થ "જાહેર ભીડથી હટીને દૂર ચાલ્યા જવું" પણ થાય છે. مَكَانًا شَرْقِيًّا (મકાનન્ શરકિય્યન) એટલે કે, ઘરની અંદર પૂર્વ દિશાના કોઈ ખૂણામાં ચાલ્યા ગયા, તે ખૂણામાં જવાનો શું હેતુ હતો તેમાં શક્યતાઓ અને વિવિધ પ્રકારની સંભાવનાઓ વિશેના વિવિધ નિવેદનો નોંધવામાં આવ્યા છે, અમુકે કહ્યું કે ગુસ્લ કરવા માટે તે ખૂણામાં ગયા હતા, અમુકે કહ્યું કે પોતાની ટેવ મુજબ અલ્લાહની ઈબાદતમાં પ્રવૃત્ત થવા માટે મિહરાબની પશ્ચિમ દિશાએ કોઈ ખૂણો પકડ્યો હતો. કુર્તુબીએ આ જ બીજી શક્યતાને વધારે સારી ઠરાવી છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે નસારાએ જે પૂર્વ દિશાને પોતાનો કિબ્લો બનાવ્યો અને તે દિશાનું સન્માન કરે છે તેનું કારણ આ જ છે.

فَاَرْسَلْنَآ اِلَيْهَا رُوْحَنَا (ફઅર્સલના ઈલયહા રૂહના)માં رُوْح (રૂહ)નો ભાવાર્થ જમહૂર નજીક હઝરત જિબ્રઈલ (અલૈ.) છે અને અમુકે કહ્યું કે પોતે હઝરત ઈસા (અલૈ.) ભાવાર્થ તરીકે છે. અલ્લાહ તઆલાએ હઝરત મરયમ (અલૈ.)ની સામે તે પુરુષ સમાન વ્યક્તિને ઊભા કરી દીધા જે તેમના પેટે પેદા થવાના હતા પરંતુ પહેલું કથન વધુ યોગ્ય છે, પાછલા વાક્યોથી એને ટેકો મળે છે.

فَتَمَثَّلَ لَهَا بَشَرًا سَوِيًّا ફરિશ્તાને એની અસલ શકલમાં જોવું ઈન્સાન માટે આસાન નથી, તેનો પ્રભાવ છવાઈ જાય છે જેમકે રસૂલુલ્લાહ ﷺને ગારે હિરામાં આવી જ બાબતનો અનુભવ થયો હતો. આ મસ્લિહતથી હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) હઝરત મરયમ (અલૈ.)ની સામે મનુષ્યની શકલમાં જાહેર થયા, જ્યારે હઝરત મરયમ (અલૈ.)એ માણસને પોતાની પાસે જોયો જે પડદાની અંદર

આવી ગયો તો ડર લાગ્યો કે તેનો ઈરાદો ખરાબ લાગે છે એટલા માટે ફરમાવ્યું,

اِنِّیۡۤ اَعُوۡذُ بِالرَّحۡمٰنِ مِنۡکَ એટલે કે, હું અલ્લાહ રહમાનની પનાહ માંગું છું તારાથી. અમુક રિવાયતોમાં છે કે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ આ વાક્ય સાંભળ્યું તો અલ્લાહના નામના સન્માન માટે થોડા પાછા હટી ગયા.

اِنۡ کُنۡتَ تَقِیًّا આ વાક્ય એવું છે જેમકે કોઈ વ્યક્તિ કોઈ જાલિમથી મજબૂર થઈને ફરિયાદ કરે કે જો તું મો'મિન છે તો મારા ઉપર અત્યાચાર ન કર, વળી તારું ઈમાન તારા આ અત્યાચારથી તને રોકવા માટે પૂરતું હોવું જોઈએ. મતલબ એ થયો કે તમારા માટે યોગ્ય છે કે અલ્લાહથી ડરો, ખોટું પગલું ભરવાથી બચો. ખુલાસો એ છે કે اِنۡ کُنۡتَ تَقِیًّا એ અલ્લાહથી શરણ માંગવાની પૂર્વ શરત નથી બલકે, પોતાની દુઆને વધારે અસરકારક બનાવવા માટે એક પ્રેરણાદાયી બાબત છે અને અમુક વિવરણકારોએ ફરમાવ્યું કે આ વાક્ય અતિશયોક્તિ સ્વરૂપે લાવવામાં આવ્યું છે કે જો તમે પણ અલ્લાહથી ડરનાર હોય તો પણ હું તમારાથી અલ્લાહની પનાહ માંગું છું અને જો પરિસ્થિતિ તેનાથી વિપરીત હોય તો મા'મલો જાહેર છે. *(મઝહરી)*

لِاَهَبَ لَكِ તેમાં પુત્ર અર્પણ કરવાની હઝરત જિબ્રઈલ (અલૈ.)એ પોતાના તરફ એટલા માટે નિસ્બત કરી છે કે અલ્લાહ તઆલાએ તેમને આ કામ માટે મોકલ્યા હતા કે તેમના ગરેબાનમાં ફૂંક મારી આપે. આ ફૂંક પુત્ર અર્પણ કરવાનું માધ્યમ બની જશે, જો કે આ પુત્ર અર્પણ કરવું વાસ્તવમાં અલ્લાહનું જ કાર્ય છે.

---

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૨૨ થી ૨૬)

فَحَمَلَتۡهُ فَانۡتَبَذَتۡ بِهٖ مَكَانًا قَصِیًّا ﴿۲۲﴾ فَاَجَآءَهَا الۡمَخَاضُ اِلٰى جِذۡعِ النَّخۡلَةِ ۚ
قَالَتۡ یٰلَیۡتَنِیۡ مِتُّ قَبۡلَ هٰذَا وَكُنۡتُ نَسۡیًا مَّنۡسِیًّا ﴿۲۳﴾ فَنَادٰىهَا مِنۡ تَحۡتِهَاۤ اَلَّا
تَحۡزَنِیۡ قَدۡ جَعَلَ رَبُّكِ تَحۡتَكِ سَرِیًّا ﴿۲۴﴾ وَهُزِّیۡۤ اِلَیۡكِ بِجِذۡعِ النَّخۡلَةِ تُسٰقِطۡ
عَلَیۡكِ رُطَبًا جَنِیًّا ﴿۲۵﴾ فَكُلِیۡ وَاشۡرَبِیۡ وَقَرِّیۡ عَیۡنًا ۚ فَاِمَّا تَرَیِنَّ مِنَ الۡبَشَرِ اَحَدًا ۙ
فَقُوۡلِیۡۤ اِنِّیۡ نَذَرۡتُ لِلرَّحۡمٰنِ صَوۡمًا فَلَنۡ اُكَلِّمَ الۡیَوۡمَ اِنۡسِیًّا ﴿۲۶﴾ ۚ

## તરજુમો :

*પછી તેમણે ગર્ભ ધારણ કર્યો, પછી તેને લઈને એક દૂરના સ્થળે એકાંતવાસી થયાં. (૨૨) પછી તેમને પ્રસવ પીડા એક ખજૂરીના થડ પાસે લઈ આવી; બોલ્યાં, (કાશ !) હું કોઈ રીતે આનાથી પહેલાં મરી ચૂકી હોત અને ભૂલાયેલી વિસરાયેલી થઈ ચૂકી હોત. (૨૩) બસ તેમને તેમની નીચાણેથી અવાજ આપ્યો કે ગમગીન ન થાઓ, તમારા પરવરદિગારે તમારી નીચે એક ઝરણું કરી દીધું. (૨૪) અને પોતાના તરફ ખજૂરનું થડ હલાવો તેનાથી તમારા ઉપર પાકી ખજૂરો પડશે. (૨૫) હવે ખાઓ અને પીઓ અને આંખ ઠંડી રાખો, પછી જો તમે કોઈ માણસ જુઓ તો કહો, મેં રહમાનનો રોઝો રાખ્યો છે, બસ આજે કોઈ માણસથી વાત કરીશ નહીં. (૨૫)*

## તફસીર :

પછી (આ વાતચીત પછી હઝરત જિબ્રઈલ અલૈ.એ તેમના ગરેબાનમાં ફૂંક મારી જેનાથી) તેમના પેટમાં ગર્ભ રહી ગયો પછી (જ્યારે પોતાના સમય ઉપર હઝરત મરયમ અલૈ.ને બાળકની પેદાઈશના ચિહ્નો અનુભવાવા લાગ્યા ત્યારે) તે ગર્ભને લઈને (પોતાના ઘરેથી) કોઈ દૂર સ્થળે (જંગલ–પહાડમાં) અલગ ચાલ્યા ગયાં, પછી (જ્યારે પ્રસવ પીડા શરૂ થઈ ત્યારે) પ્રસવ પીડાના કારણે ખજૂરના ઝાડ તરફ આવ્યા (કે તેના સહારે બેસે–ઊઠે, હવે હાલત એવી હતી કે તેઓ દર્દ અને પીડાથી બેચેન થઈ ગયા એવા સમયે રાહત અને જરૂરતનો જે સામાન હોવો જોઈએ તે ન હતો, આ બાજુ બાળક થવાથી બદનામીનો વિચાર આવ્યો અંતે ગભરાઈને) કહેવા લાગ્યાં, કાશ ! હું આ (હાલત)થી પહેલાં મરી ગઈ હોત અને એવી વિસરાઈ ગઈ હોત કે કોઈને યાદ પણ ન રહી હોત; બસ (તે જ સમયે અલ્લાહ તઆલાના હુકમથી હઝરત) જિબ્રઈલ (અલૈ. પહોંચ્યા અને તેઓ સન્માનના કારણે સામે ન ગયા, બલકે જે સ્થળે હઝરત મરયમ અલૈ. હતા તેનાથી નીચેના સ્થળે આડશમાં આવ્યા અને તેઓ)એ તેમને તેમની નીચે(ના સ્થળે)થી પોકાર્યા (જેને હઝરત મરયમ અલૈ.એ ઓળખ્યા તે આ જ ફરિશ્તાનો અવાજ છે જે પ્રથમ વખતે જાહેર થયો હતો) કે તમે (સામાન ન હોવાથી અથવા બદનામીના ડરથી) દિલગીર ન થાઓ (કારણ કે સામાન ન હોવાની તો એ વ્યવસ્થા થઈ છે કે) તમારા પરવરદિગારે તમારા નીચે(ના સ્થળે) એક ઝરણું પેદા

કરી દીધું છે (જેને જોવાથી અને પાણી પીવાથી શરીરમાં રાહત અને રૂહુલ મઆનીની રિવાયત પ્રમાણે તેમને તે સમયે તરસ પણ લાગી હતી અને પ્રસવ પીડાના કારણે ગરમ વસ્તુઓનો ઉપયોગ જન્મ પહેલાં અથવા જન્મ પછી તથા ગંદકીને સાફ કરવાની જરૂરત પણ છે તો પાણી એવું હુંફાળુ પણ હોવું જોઈએ કે અમુક ઝરણાંઓ આવા ગરમ પાણીના જોવા મળે છે તો તે ઝરણું વધારે રાહત આપનારું અને જરૂરત પ્રમાણે હશે, વળી ખજૂર પોષ્ટિક આહાર તથા લોહીવર્ધક અને કમર વગેરેને બાંધનાર અને મજબૂત કરનાર હોવાના કારણે નવજાત શીશુ અને તેની માતા માટે ખોરાક અને દવા માટે ઉત્તમ છે તથા ગરમ હોવાના કારણે જે તેના નુકસાનની સંભાવના છે તો પાણીના કારણે તે દૂર થઈ શકે છે, ત્રીજું નુકસાન ત્યારે જાહેર થઈ શકે જ્યારે શરીરના અવયવમાં કોઈ કમજોરી હોય નહિતર કોઈપણ વસ્તુ કોઈને કોઈ નુકસાનથી ખાલી નથી હોતી, વળી પ્રાકૃતિક નિયમોથી વિપરીત كَرَامَتْ "કરામત"ની જાહેરાત અલ્લાહ સમીપ સ્વીકૃતિની નિશાની હોવાના કારણે રૂહાની ખુશીનું કારણ પણ છે) અને આ ખજૂરના થડને (પકડીને) પોતાના તરફ હલાવો તેનાથી તમારા ઉપર તાજી પાકી ખજૂરો ખડી પડશે (કે તેના ફળને ખાવામાં શારીરિક લિજ્જત અને પ્રાકૃતિક નિયમો પ્રમાણે ફળ મળવાથી રૂહાની લિજ્જત પણ મળે છે) પછી (એ ફળને) ખાઓ અને (તે પાણી) પીઓ અને આંખો ઠંડી કરો (એટલે કે બાળકને જોવાથી અને ખાવા–પીવાથી અને અલ્લાહની નજીક આ નિશાની સ્વીકૃત હોવાથી ખુશ રહો) પછી (જ્યારે બદનામીની શંકા થાય ત્યારે કોઈ વ્યક્તિ આ ઘટનાની જાણકારી મેળવે તો તેની એ વ્યવસ્થા થઈ છે કે) જો તમે માણસોમાંથી કોઈને પણ (આવતો અથવા વાંધો ઉઠાવતો) જુઓ તો (તમે કશું બોલશો નહીં બલકે ઈશારાથી તેને) કહી આપજો કે મેં તો અલ્લાહના માટે (એવા) રોઝાની મન્નત માની રાખી છે (જેમાં બોલવાની પાબંદી છે), બસ (એ કારણે) હું આજે (દિવસભર) કોઈ માણસ સાથે બોલીશ નહીં (અને અલ્લાહનો ઝિક્ર અને દુઆમાં મશ્ગૂલ રહેવું બીજી બાબત છે, બસ તમે એટલો જવાબ આપીને નચિંત થઈ જાઓ. અલ્લાહ તઆલા તે નવજાત શીશુને પ્રાકૃતિક નિયમો વિરુદ્ધ બોલતો કરી દેશે જેનાથી તમારી પવિત્રતા અને ઈસ્મતની પાકી જાહેર થઈ જશે, મલતબ કે તમારા દરેક ગમનો ઈલાજ થઈ ગયો).

## મસ્અલા અને બોધપાઠ :

### મોતની તમન્ના કરવાનો હુકમ :

મોતની તમન્ના કરવી જો દુનિયાના ગમના કારણે હતી તો પરિસ્થિતિ આધારે તેને એક કારણ કહી શકાય જેમાં તેમના કાબૂમાં કોઈ પરિસ્થિતિ રહી ન હતી અને તેઓ પરિસ્થિતિથી લાચાર હતા અને જો દીનના ગમના કારણે હતું કે લોકો બદનામ કરશે અને કદાચ મારાથી તેના ઉપર સબ્ર નહીં થઈ શકે તો બેસબ્રીમાં ગુનાહમાં સંડોવાઈ જઈશ તો મૃત્યુ દ્વારા આવા ગુનાહથી હું સુરક્ષિત રહીશ તો આવી તમન્ના કરવાની મનાઈ નથી અને જો શંકા છે કે હઝરત મરયમ (અલૈ.)ને જે કહેવામાં આવ્યું કે તમે કહી દેજો કે મેં મન્નત માની છે. બસ, તેમણે મન્નત તો ન કરી હતી તો જવાબ એ છે કે તેનાથી આ હુકમનો ભાવાર્થ પણ થઈ ગયો કે તમે મન્નત પણ માની લેજો અને તેને જાહેર પણ કરી આપજો.

### મોન રહેવાનો રોઝો (મૌનવ્રત) શરીઅતે ઇસ્લામમાં મન્સૂખ (રદ) થઈ ગયો :

ઈસ્લામ પહેલાં મૌનવ્રત પણ ઈબાદતમાં સામેલ હતું કે ન બોલવાનો રોઝો રાખવામાં આવે, સવારથી સાંજ સુધી કોઈની સાથે વાતચીત ન કરે. ઈસ્લામે તેને રદ કરીને એ જરૂરી ઠરાવી દીધું કે માત્ર ખરાબ વાતચીત, ગાળો બકવી, જૂઠું બોલવું, ગીબત કરવી, ચાડી–ચૂગલી કરવી વગેરેથી બચવામાં આવે. સામાન્ય વાતચીત કરવાનું છોડી દેવું ઈસ્લામમાં કોઈ ઈબાદત નથી રહી એટલા માટે તેની મન્નત માનવી પણ જાઈઝ નથી. لِمَا رَوَاهُ اَبُوْدَاوُدَ مَرْفُوْعًا لَايُتْمَ بَعْدَ احْتِلَام وَلَاصُمَاتَ يَوْمٍ اِلَى اللَّيْلِ وَحَسَّنَهُ السُّيُوْطِىُّ وَالْعَزِيْزِىُّ એટલે કે, બાળક બાલિગ (પુખ્ત વય) થયા પછી પિતાના મૃત્યુ થવાથી યતીમ કહેવાશે નહીં, તેના ઉપર યતીમના હુકમો લાગુ નહીં રહે અન સવારથી સાંજ સુધી મૌન રહેવું (ઈસ્લામમાં) કોઈ ઈબાદત નથી. પ્રસવ પીડામાં પાણી અને ખજૂરનો ઉપયોગ કરવો પવિત્ર, સ્વચ્છ અને લાભદાયક છે તથા ખાવા અને પીવાનો હુકમ જાહેર રીતે પ્રસવ પીડામાં રાહત માટે હોવાની જાણ થાય છે.

### પુરુષ વિના માત્ર સ્ત્રીથી બાળક પેદા થઈ જવું તર્ક અને બુદ્ધિ વિરુદ્ધની અશક્ય બાબત નથી :

ગર્ભ અને બાળકનો જન્મ કોઈ પુરુષના માધ્યમ વિના પ્રાકૃતિક નિયમોથી

વિરુદ્ધ મોઅ્જિઝા સ્વરૂપે છે અને મોઅ્જિઝો એક દુર્લભ ઘટના હોય છે પરંતુ તે અલ્લાહની કાબૂની બહારની વાત નથી બલકે આવી દુર્લભ ઘટનાઓ અલ્લાહની શક્તિનો પરચો વધારે જાહેર કરે છે અને આ બાબતને સંપૂર્ણ અશક્ય બાબત કહી શકાય નહીં, કારણ કે મૅડિકલ સાયન્સ પ્રમાણે સ્ત્રીના જનન અવયવોમાં જે પ્રવાહી હોય છે તે બાળકના જન્મ માટે માત્ર નિષ્ક્રિય તત્ત્વ નથી બલકે તે સક્રિય છે અને તેનામાં એવી ક્ષમતા છે કે તે કોઈ પુરુષના સ્પર્શ વિના પણ આપમેળે ગર્ભ ધારણ કરી શકે છે. (ઈબ્ને સીના) પ્રખ્યાત મૅડિકલ સાયન્ટીસ્ટે તેના પુસ્તક "અલ કાનૂન"માં લખ્યું છે કે અમુક ખાસ પ્રકારના રોગમાં જેને "રજા" (Raja) કહેવામાં આવે છે તેમાં અધૂરો ગર્ભ સ્ત્રીના ગર્ભાશયમાં કોઈ પુરુષના માધ્યમ વિના જ આકાર પામે છે, બસ તો જ્યાં સુધી શક્યતાની વાત છે પુરુષના માધ્યમ વિના ફક્ત સ્ત્રીથી બાળક પેદા થવું તદ્દન અશક્ય બાબત નથી કારણ કે અમુક અસામાન્ય કારણો આ શક્યતાને વધારે છે. *(બયાનુલ કુર્આન)*

આ આયતમાં અલ્લાહ તઆલાએ હઝરત મરયમ (અલૈ.)ને ખજૂરનું ઝાડ હલાવવાનો હુકમ આપ્યો, જ્યારે કે તેની કુદરતમાં એ પણ હતું કે તેને હલાવ્યા વિના પોતે જ ખજૂરો તેમના ખોળામાં આવી જાય પરંતુ હિકમત એ છે કે તેમાં રોજી પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવાનો પાઠ મળે છે અને એ પણ બતાવ્યું છે કે રોજી પ્રાપ્ત કરવામાં કોશીશ અને મહેનત કરવું તવક્કુલ (અલ્લાહ ઉપરના ભરોસા)ની વિરોધી બાબત નથી. *(રૂહુલ મઆની)*

سَرِيًّا (સરિય્યન) શબ્દ سَرِیٌ (સરી)થી બન્યો છે જેનો શાબ્દિક અર્થ "નાની નહેર" (ઝરણું) થાય છે. આ સ્થળે અલ્લાહ તઆલાએ એક ઝરણું પોતાની કુદરતથી સીધે–સીધું વહાવી દીધું અથવા હઝરત જિબ્રઈલ (અલૈ.) દ્વારા ઝરણું વહાવ્યું હોઈ શકે, બંને પ્રકારની રિવાયતો ઉપસ્થિત છે. અત્રે એ બાબત વિચાર કરવાપાત્ર છે કે હઝરત મરયમ (અલૈ.)ની સાંત્વના અને દિલાસા માટેના સામાનનું વર્ણન કરવાના સમયે પ્રથમ પાણીનો ઉલ્લેખ કર્યો, પછી ખાવાની વસ્તુ ખજૂરનો; અને જ્યારે તે વસ્તુઓ ઉપયોગ કરવાનો ઉલ્લેખ થયો તો એ ક્રમ બદલીને પ્રથમ ખાવાનો હુકમ કર્યો પછી પાણીનો. كُلِيْ وَاشْرَبِیْ (કુલી વશ્રબી) તેનું કારણ કદાચ એ છે કે માણસની સ્વાભાવિક ટેવ હોય છે કે પાણીની વ્યવસ્થા ખાતાં પહેલાં કરે છે, ખાસ કરીને કોઈ એવો ખોરાક જેને ખાધા પછી તરસ

લાગતી જ હોય છે તેને ખાતાં પહેલાં પાણી ઉપલબ્ધ કરે છે, પરંતુ ઉપયોગનો ક્રમ આ હોય છે કે પ્રથમ ખોરાક ખાય છે પછી પાણી પીએ છે. *(રૂહુલ મઆની)*

---

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૨૭ થી ૩૩)

فَاَتَتْ بِهٖ قَوْمَهَا تَحْمِلُهٗ ؕ قَالُوْا يٰمَرْيَمُ لَقَدْ جِئْتِ شَيْـًٔا فَرِيًّا ﴿۲۷﴾ يٰۤاُخْتَ هٰرُوْنَ مَا
كَانَ اَبُوْكِ امْرَاَ سَوْءٍ وَّمَا كَانَتْ اُمُّكِ بَغِيًّا ﴿۲۸﴾ فَاَشَارَتْ اِلَيْهِ ؕ قَالُوْا كَيْفَ نُكَلِّمُ
مَنْ كَانَ فِى الْمَهْدِ صَبِيًّا ﴿۲۹﴾ قَالَ اِنِّىْ عَبْدُ اللّٰهِ ؕ اٰتٰنِىَ الْكِتٰبَ وَجَعَلَنِىْ نَبِيًّا ﴿۳۰﴾ وَّجَعَلَنِىْ
مُبٰرَكًا اَيْنَ مَا كُنْتُ ۪ وَاَوْصٰنِىْ بِالصَّلٰوةِ وَالزَّكٰوةِ مَا دُمْتُ حَيًّا ﴿۳۱﴾ وَّبَرًّۢا بِوَالِدَتِىْ ۫
وَلَمْ يَجْعَلْنِىْ جَبَّارًا شَقِيًّا ﴿۳۲﴾ وَالسَّلٰمُ عَلَىَّ يَوْمَ وُلِدْتُّ وَيَوْمَ اَمُوْتُ وَيَوْمَ
اُبْعَثُ حَيًّا ﴿۳۳﴾

## તરજુમો :

*પછી તેઓ તે(નવજાત બાળક)ને ખોળામાં પોતાના લોકો પાસે લાવ્યાં; તેઓ તેમને કહેવા લાગ્યા, હે મરયમ (અલૈ.) ! તેં આ વસ્તુ ગઝબની કરી. (૨૭) હે હારૂનની બહેન ! તારો બાપ બુરો માણસ ન હતો અને તારી માં બદકાર (ચરિત્રહીન) ન હતી. (૨૮) પછી તે પુત્રને (હાથના) ઈશારાથી બતાવ્યો, બોલ્યા, અમે તેની સાથે વાત કઈ રીતે કરીએ ? તે તો ખોળામાંનું (પારણામાંનું) બાળક છે ! (૨૯) તે (બાળક) બોલ્યો, હું અલ્લાહનો બંદો છું, તેણે મને કિતાબ આપી છે અને તેણે મને નબી કર્યો. (૩૦) અને મને બરકતવાળો બનાવ્યો જે જગ્યાએ હું છું અને મને તાકીદ કરી નમાઝની અને ઝકાતની જ્યાં સુધી હું જીવીત રહું. (૩૧) અને પોતાની માં સાથે સદ્‌વર્તાવ કરનાર; અને મને અત્યાચારી, બદબખ્ત (શકી) નથી બનાવ્યો. (૩૨) અને સલામ છે મારા ઉપર જે દિવસે હું પેદા થયો અને જે દિવસે મૃત્યુ પામું અને જે દિવસે જીવીત થઈને ઊભો થાઉં. (૩૩)*

## તફસીર :

(મતલબ કે મરયમ અલૈ.ને આ વાતચીતથી સંતોષ થઈ ગયો અને હઝરત ઈસા અલૈ.નો જન્મ થયો) પછી તેઓ તેને ખોળામાં લઈને (ત્યાંથી વસ્તીમાં આવ્યા અને) પોતાની કોમ પાસે લાવ્યા, લોકોએ (જ્યારે જોયું કે તેમના નિકાહ તો થયા નથી તો આ બાળક ક્યાંથી આવ્યું ? તેથી બદ્‌ગુમાન થઈને) કહ્યું, હે મરયમ (અલૈ.) તમે તો ભારે ગઝબનું કામ કર્યું !? (એટલે કે નઊઝુબિલ્લાહ! વ્યભિચાર કર્યો અને આમ તો વ્યભિચાર કોઈપણ કરે ઘણું ખરાબ કૃત્ય છે પરંતુ તમે તો આવું કૃત્ય કરીને વધારે ગઝબની વાત કરી કારણ કે) હે હારૂનની બહેન! (તમારા કુટુંબમાં ક્યારેય કોઈએ આવું કાર્ય કર્યું નથી એટલા માટે કે) તમારા બાપ કોઈ બુરા વ્યક્તિ ન હતા (કે તેમની કોઈ આવી અસર તમારામાં આવી હોય) અને ન જ તમારા માતા બદ્‌કાર હતા (કે તેની આ અસર તમારામાં આવી હોય પછી હારૂન જે તમારા સગાઈમાં ભાઈ છે જેમનું નામ તે હારૂન નબીના નામ ઉપરથી રાખવામાં આવ્યું છે તે કેટલા સારા માણસ છે ?! મતલબ કે જેમનું કુટુંબ આટલું નેક અને પાક હોય તેમનાથી આવી હરકત થવી કેટલા મોટા ગઝબની વાત છે ?) બસ, મરયમ (અલૈ.)એ (આ બધી વાતો સાંભળીને કંઈ જવાબ ન આપ્યો બલકે) બાળક તરફ ઈશારો કરી દીધો (કે તેમને જ કહો જે કંઈ કહેવું હશે તે બાળક જવાબ આપશે) તે લોકો (સમજ્યા કે આ અમારી સાથે ઠટ્ઠો કરે છે) કહેવા લાગ્યા કે શું અમે એવા વ્યક્તિ સાથે કઈ રીતે વાત કરીએ જે હજું ખોળામાં નાનું બાળક જ છે ? (કારણ કે વાત તો એવા વ્યક્તિ સાથે કરવામાં આવે છે કે જે વાતચીત કરી શકતો હોય, બસ જ્યારે આ તો નાનું બાળક છે અને વાત કરવાની શક્તિ ધરાવતું નથી તો પછી અમે તેની સાથે કઈ રીતે વાત કરીએ ? એટલામાં) તે બાળક (પોતે જ) બોલી ઊઠ્યું કે હું અલ્લાહનો (ખાસ) બંદો છું (ન તો હું ખુદા છું જેમકે અજ્ઞાની નસારા સમજે છે અને ન જ કોઈ અસ્વીકૃત બંદો છું જેમકે યહૂદીઓ સમજે છે અને મારા અલ્લાહનો બંદો હોવાની તથા તેના ખાસ હોવાની એ નિશાની છે કે) તેણે મને કિતાબ (એટલે કે ઈન્જીલ) આપી (એટલે કે ભલે હવે પછી આપશે પરંતુ એ ચોક્કસ બાબત છે કે તે મને મળવાની જ છે અને જાણે એવું જ છે કે તે મને મળી ગઈ) અને તેણે મને નબી બનાવ્યો (એટલે કે મને નુબુવ્વત મળવાની જ છે) અને મને બરકતવાળો બનાવ્યો (એટલે કે મારાથી

અલ્લાહની મખ્લૂકને અને દીનને લાભ પહોંચશે) હું જ્યાં કંઈ પણ હોઉં (મારાથી બરકત પહોંચશે અને તે લાભ દીનની તબ્લીગનો છે ભલે તેનો કોઈ સ્વીકાર કરે અથવા ન કરે હું તો અવશ્ય તેમને આ લાભ પહોંચાડવાનો જ છું) અને તેણે મને નમાઝ અને ઝકાતનો હુકમ આપ્યો જ્યાં સુધી હું (દુનિયામાં) જીવતો રહું (અને દેખીતું છે કે આસમાન ઉપર પહોંચ્યા પછી તકલીફ નહીં રહે અને તેમના બંદા હોવાની એ દલીલ કરી જેમકે અન્ય દલીલો પોતાના ખાસ લક્ષણો વિશે કરી) અને મને મારી માતાનો સેવક બનાવ્યો (અને કારણ કે મને વિના બાપે પેદા કર્યો છે એટલા માટે અહીંયાં માતાનું નામ લેવામાં આવ્યું) અને તેણે મને બળવાખોર અને બદ્નસીબ નથી બનાવ્યો (કે અલ્લાહના હકો અદા કરવામાં અથવા મારી વાલિદહના હકો અદા કરવામાં સરકશી કરું અથવા હકો અને અમલોને છોડીને બદ્બખ્તી ખરીદી લઉં) અને મારા ઉપર (અલ્લાહ તરફથી) સલામ છે જે દિવસે હું પેદા થયો અને જે દિવસે હું મૃત્યુ પામીશ (કે તે સમય કયામતની નજીકનો છે જ્યારે હું આસમાન ઉપરથી ફરીવાર નાઝિલ થઈશ) અને જે દિવસે હું (કયામતમાં) જીવીત કરીને ઉઠાડવામાં આવીશ (અને અલ્લાહની સલામ કરવી તેનો ખાસ બંદો હોવાની દલીલ છે).

## મસ્અલા અને બોધપાઠ :

فَاَتَتْ بِهٖ قَوْمَهَا تَحْمِلُهٗ આ શબ્દોથી દેખીતું એ જ છે કે હઝરત મરયમ (અલૈ.)ને જ્યારે ગયૂબી ખુશખબરીઓ દ્વારા સંતોષ થઈ ગયો કે અલ્લાહ તઆલા મને બદ્નામી અને અપમાનથી બચાવશે તો પોતે જ પોતાના નવજાત શિશુને લઈને પોતાના ઘરે પાછા આવી ગયા, પછી આ પાછા આવવાની ઘટના પેદાઈશના કેટલાય દિવસો પછી બની, એના વિશે ઈબ્ને અસાકીરની રિવાયત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એ છે કે જન્મના ચાલીસ દિવસ પછી જ્યારે નિફાસથી ફારિગ થઈને પવિત્ર થઈ ચૂક્યા ત્યારે તેઓ પોતાના કુટુંબીજનો પાસે આવ્યા. *(રૂહુલ મઆની)*

شَيْـًٔـا فَرِيًّا (શઈઅન્ ફરિય્યન્) શબ્દ فَرِیٌ (ફરી) અરબી ભાષામાં વાસ્તવમાં "કાપવા અથવા ફાડવા"ના અર્થમાં આવે છે, જે કામ અથવા જે વસ્તુ જાહેર થવામાં અસામાન્ય કાપકૂપ થાય તેને "ફરા" કહેવામાં આવે છે.

અબૂહય્યાને ફરમાવ્યું કે દરેક મહાન કામને "ફરા" કહેવામાં આવે છે ભલે તે ભલાઈના આધારે મહાન હોય અથવા બુરાઈના કારણે જઘન્ય અપરાધ હોય અને આ સ્થળે તે મોટી બુરાઈના અર્થમાં ઉપયોગ થયો છે અને આ શબ્દનો મોટાભાગનો ઉપયોગ એવી જ વસ્તુઓ માટે થવાનું પ્રચલિત છે જે પોતાની બુરાઈ અને દુષ્ટતાના આધારે અસામાન્ય અને અત્યંત જઘન્ય અપરાધિક સમજવામાં આવે છે.

يَـٰٓأُخْتَ هَـٰرُونَ (યા ઉખ્ત હારૂન) હઝરત હારૂન (અલૈ.) કે જેઓ હઝરત મૂસા (અલૈ.)ના ભાઈ અને સાથી હતા તેઓ હઝરત મરયમ (અલૈ.)ના સમયથી સેંકડો વર્ષો પહેલાં ગુઝરી ચૂક્યા હતા. અહીંયાં હઝરત મરયમ (અલૈ.)ને હારૂનના બહેન ઠરાવવા દેખીતું છે કે પોતાના તે જાહેર અર્થના આધારે નથી હોઈ શકતું એટલા માટે જ્યારે હઝરત મુગયરહ ઈબ્ને શોઅ્બા (રદિ.)ને રસૂલે કરીમ ﷺએ નજરાનના નિવાસીઓ પાસે મોકલ્યા તો તેમણે પ્રશ્ન કર્યો કે તમારા કુર્આનમાં તો હઝરત મરયમ (અલૈ.)ને હારૂનના બહેન કહેવામાં આવ્યા છે જ્યારે કે હારૂન (અલૈ.) તો તેમનાથી સેંકડો વર્ષો પહેલાં ગુઝરી ચૂક્યા છે. હઝરત મુગયરહ (રદિ.)ને તેનો જવાબ ખબર ન હતી, જ્યારે પરત આવ્યા તો રસૂલે કરીમ ﷺને આ બાબતનું વર્ણન કર્યું. આપ ﷺએ ફરમાવ્યું કે તમે તેમને એવું કેમ ન કહી દીધું કે ઈમાનવાળાઓની ટેવ એ છે કે બરકત માટે અંબિયા (અલૈ.)ના નામો ઉપર પોતાના નામ રાખે છે અને તેમના તરફ સંબંધ જોડ્યા કરે છે. *(રવાહુ અહમદ વ મુસ્લિમ વ તિરમિઝી વ નસાઈ)*

આ હદીષના અર્થમાં બે સંભાવનાઓ છે, એક એ કે હઝરત મરયમ (અલૈ.)નો સંબંધ હઝરત હારૂન (અલૈ.) તરફ એટલા માટે કરવામાં આવ્યો કે તેઓ તેમની નસ્લ અને અવલાદમાંથી છે, જો કે સમય કેટલોય દૂર થઈ ગયો હોય, જેમકે અરબોની ટેવ મુજબ કબીલએ તમીમના વ્યક્તિને "અખાતમીમ" અને અરબના વ્યક્તિને "અખાઅરબ" કહે છે. બીજી સંભાવના એ પણ છે કે અત્રે હારૂનનો ભાવાર્થ હારૂન નબી કે જેઓ હઝરત મૂસા (અલૈ.)ના સાથી છે તે ભાવાર્થ સ્વરૂપે નથી બલકે, હઝરત મરયમ (અલૈ.)ના પોતાના ખુદના ભાઈનું નામ હારૂન હતું જે બરકત માટે હઝરત હારૂન નબી (અલૈ.)ના નામ ઉપરથી

રાખવામાં આવ્યું હતું, આ પ્રમાણે હઝરત મરયમ (અલૈ.)ને اُخْتَ هَارُوْنَ (ઉખ્ત હારૂન) કહેવું પોતાના સાચા ભાવાર્થના આધારે બિલકુલ યોગ્ય છે.

مَا كَانَ اَبُوْكِ امْرَاَسَوْءٍ કુર્આનના આ શબ્દોથી એ તરફ ઈશારો છે કે જે વ્યક્તિ અલ્લાહના વલી અથવા નેક લોકોની અવલાદમાંથી હોય જો તેઓ કોઈ દુષ્ટ કૃત્યો આચરે તો સામાન્ય લોકોના ગુનાહોથી તે વધારે મોટો ગુનાહ હોય છે, કારણ કે તેનાથી તેના વડીલોનું અપમાન અને બદ્નામી થાય છે એટલા માટે નેક લોકોની અવલાદે પોતે પોતાના નેક અમલોની અને તક્વાની (અલ્લાહનો ડર રાખવાની) વધારે ફિકર કરવી જોઈએ.

اِنِّىْ عَبْدُاللّٰهِ (ઈન્ની અબ્દુલ્લાહિ) એક રિવાયતમાં છે કે જે વખતે કુટુંબના લોકોએ હઝરત મરયમ (અલૈ.)ની નીંદા કરવાનું શરૂ કર્યું ત્યારે હઝરત ઈસા (અલૈ.) દૂધ પી રહ્યા હતા, જ્યારે તેમણે તે લોકોની નીંદા સાંભળી તો દૂધ પીવાનું છોડી દીધું અને પોતાની ડાબી કરવટનો સહારો લઈને તેમના તરફ ધ્યાન કેન્દ્રિત કર્યું અને શહાદતની આંગળીથી ઈશારો કરીને આ શબ્દો કહ્યા, اِنِّىْ عَبْدُاللّٰه (ઈન્ની અબ્દુલ્લાહ) હું અલ્લાહનો બંદો છું. આ પ્રથમ શબ્દમાં જ હઝરત ઈસા (અલૈ.)એ તે ગેરસમજનો રદિયો આપી દીધો કે જો કે મારી પેદાઈશ મોઅ્જિઝા સ્વરૂપે થઈ છે પરંતુ હું ખુદા નથી, હું અલ્લાહનો બંદો છું જેથી લોકો મારી પૂજામાં સપડાઈ ન જાય.

اٰتٰنِىَ الْكِتَابَ وَجَعَلَنِىْ نَبِيًّا આ શબ્દોમાં હઝરત ઈસા (અલૈ.)ને પોતાની દૂધ પીવાની ઉંમરમાં અલ્લાહ તઆલા તરફથી નુબુવ્વત અને કિતાબ મળવાની ખબર આપી, જ્યારે કે કોઈ પયગમ્બરને ચાલીસ વર્ષની ઉંમર પહેલાં નુબુવ્વત અને કિતાબ નથી મળતી એટલા માટે તેનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાએ નક્કી કરી દીધું છે કે મને સમય આવ્યે નુબુવ્વત અને કિતાબ આપશે અને એ બિલકુલ એવું જ છે જેમકે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, મને નુબુવ્વત તે સમયે અર્પણ કરી દેવામાં આવી હતી જ્યારે કે હઝરત આદમ (અલૈ.) પેદા પણ થયા ન હતા, તેમનું ખમીર (ગાળો) તૈયાર થઈ રહ્યું હતું અને દેખીતું છે કે તેનો ભાવાર્થ એ સિવાય નથી કે નુબુવ્વત અર્પણ કરવાનો વાયદો હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ માટે નિશ્ચિત અને યકીની હતો. અહીંયાં પણ આ જ નુબુવ્વત અતા કરવાનું યકીન

અને વિશ્વાસ ભૂતકાળના શબ્દ દ્વારા વર્ણન કરવામાં આવ્યું છે. નુબુવ્વત અતા કરવાની જાહેરાત કરવાથી તે લોકોની બદ્‌ગુમાની દૂર કરી દેવામાં આવી કે મારી વાલિદહ ઉપર વ્યભિચારનો આક્ષેપ લગાવવો બિલકુલ ખોટું છે, કારણ કે મારું નબી હોવું અને મને રિસાલત મળવી એ બાબતની દલીલ છે કે મારી પેદાઈશમાં કોઈ ગુનાહની દખલગીરી નથી.

اَوْصٰنِیْ بِالصَّلٰوةِ وَالزَّكٰوةِ કોઈ વસ્તુનો હુકમ જ્યારે વધારે તાકીદ સાથે કરવામાં આવે તો તેને "વસિય્યત"ના શબ્દથી ઉલ્લેખ કરવામાં આવે છે. હઝરત ઈસા (અલૈ.)એ આ સ્થળે ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ મને નમાઝ અને ઝકાતની વસિય્યત ફરમાવી છે. તેનો ભાવાર્થ એ જ છે કે ઘણી તાકીદ સાથે આ બંને વસ્તુઓનો મને હુકમ કરવામાં આવ્યો છે.

નમાઝ અને ઝકાત એવી ઈબાદતો છે કે હઝરત આદમ (અલૈ.)થી લઈને ખાતમુલ અંબિયા ﷺ સુધી દરેક નબી અને રસૂલની શરીઅતમાં તે ફરજ રહ્યું છે, અલબત્ત વિવિધ શરીઅતોમાં અનેક ખુલાસાઓ અને ગૌણ બાબતો વિવિધ પ્રકારની રહી છે. હઝરત ઈસા (અલૈ.)ની શરીઅતમાં પણ નમાઝ અને ઝકાત ફરજ હતી, રહી વાત એ કે હઝરત ઈસા (અલૈ.) તો ક્યારેય માલદાર થયા જ નથી, ન તો તેમણે ઘર બનાવ્યું અને ન જ કંઈ ભેગું કર્યું પછી તેમને ઝકાતનો હુકમ આપવો કઈ બીનાએ છે ? તો તેનો હેતુ સ્પષ્ટ છે કે તેમની શરીઅતમાં એ કાનૂન બનાવી દેવામાં આવ્યો હતો કે જે વ્યક્તિની પાસે માલ હોય તેના ઉપર ઝકાત ફરજ છે. હઝરત ઈસા (અલૈ.) પણ તે હુકમ હેઠળ આવે છે કે જ્યારે પણ તેમની પાસે ઝકાતના નિસાબ (પ્રમાણ) પ્રમાણે માલ ભેગો થઈ જાય તો ઝકાત અદા કરે, પછી જો જિંદગીભર માલ ભેગો ન થાય તો એનાથી આ બાબતનો નકાર થતો નથી. *(રૂહુલ મઆની)*

مَا دُمْتُ حَيًّا (મા દુમ્તુ હય્યન્) એટલે કે, નમાઝ અને ઝકાતનો હુકમ મારા માટે કાયમી છે જ્યાં સુધી જીવીત રહું. દેખીતું છે કે તેનો ભાવાર્થ તે જિંદગી છે જે આ દુનિયામાં પૃથ્વી ઉપર છે, કારણ કે આ અમલો આ જ પૃથ્વી ઉપર થઈ શકે છે અને અહીંયાંથી જ સંબંધિત છે, આસમાન ઉપર ઉઠાવી લીધા પછી નાઝિલ થવાના સમય સુધી રુખ્સત (છૂટ)નો સમયગાળો છે.

بَـرًّا بِـوَالِـدَتِـىْ આ સ્થળે માત્ર વાલિદહ (માતા)નું વર્ણન કર્યું, વાલિદૈનનું (એટલે કે માતા–પિતા)નું નહીં, એમાં એ ઈશારો કરવામાં આવ્યો છે કે મારી પેદાઈશ મોઅ્જિઝા સ્વરૂપે વિના બાપે થઈ છે અને બાળપણમાં આ ચમત્કારિક વાતચીત કરવી તેની પૂરતી ગવાહી અને દલીલ છે.

———————————

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૩૪ થી ૪૦)

ذٰلِكَ عِيسَى ابْنُ مَرْيَمَ ۚ قَوْلَ الْحَقِّ الَّذِىْ فِيْهِ يَمْتَرُوْنَ ﴿٣٤﴾ مَا كَانَ لِلّٰهِ
اَنْ يَّتَّخِذَ مِنْ وَّلَدٍ ۙ سُبْحٰنَهٗ ۭ اِذَا قَضٰٓى اَمْرًا فَاِنَّمَا يَقُوْلُ لَهٗ كُنْ فَيَكُوْنُ ﴿٣٥﴾
وَاِنَّ اللّٰهَ رَبِّىْ وَرَبُّكُمْ فَاعْبُدُوْهُ ۭ هٰذَا صِرَاطٌ مُّسْتَقِيْمٌ ﴿٣٦﴾ فَاخْتَلَفَ الْاَحْزَابُ
مِنْۢ بَيْنِهِمْ ۚ فَوَيْلٌ لِّلَّذِيْنَ كَفَرُوْا مِنْ مَّشْهَدِ يَوْمٍ عَظِيْمٍ ﴿٣٧﴾ اَسْمِعْ بِهِمْ وَاَبْصِرْ ۙ
يَوْمَ يَاْتُوْنَنَا لٰكِنِ الظّٰلِمُوْنَ الْيَوْمَ فِىْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٣٨﴾ وَاَنْذِرْهُمْ يَوْمَ الْحَسْرَةِ اِذْ قُضِىَ
الْاَمْرُ ۘ وَهُمْ فِىْ غَفْلَةٍ وَّهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿٣٩﴾ اِنَّا نَحْنُ نَرِثُ الْاَرْضَ وَمَنْ عَلَيْهَا وَاِلَيْنَا
يُرْجَعُوْنَ ﴿٤٠﴾ ع

## તરજુમો :

*આ છે ઈસા મરયમના પુત્ર, તદ્દન સાચી વાત ! જેમાં લોકો ઝઘડે છે. (૩૪) અલ્લાહ એવો નથી કે સંતાન ધારણ કરે, તે પવિત્ર જાત છે; જ્યારે કોઈ કામનું કરવું ધારી લે છે તો બસ તેને એવું જ કહે છે કે થઈ જા ! તે થઈ જાય છે ! (૩૫) અને કહ્યું, બેશક ! અલ્લાહ મારો પરવરદિગાર છે અને તમારો પરવરદિગાર, બસ તેની બંદગી કરો, આ છે સીધો માર્ગ. (૩૬) પછી તેમનામાંના સમુદાયોએ ભિન્ન ભિન્ન માર્ગ અપનાવ્યો, બસ ઈન્કારીઓને ખરાબી છે જે વખતે એક મોટો દિવસ જોશે. (૩૭) કેટલું સ્પષ્ટ સાંભળતા અને જોતા હશે જે દિવસે અમારી પાસે આવશે પરંતુ અન્યાયી (જાલિમો) આજના દિવસે ઉઘાડા ભટકેલા રહ્યા છે. (૩૮) અને તેમને તે પસ્તાવાના*

*દિવસનો ડર સંભળાવી દો જ્યારે કામનો ફેંસલો થઈ ચૂકશે; અને તેઓ ભૂલી રહ્યા છે અને તેઓ ઈમાન નથી લાવતા. (૩૯) અમે જમીનના વારિસ થઈશું અને જે કોઈ જમીન ઉપર છે અને તેઓ અમારા તરફ પાછા આવશે. (૪૦)*

## તફસીર :

આ છે ઈસા ઈબ્ને મરયમ (અલૈ. જેમની હાલત અત્રે પ્રસ્તુત થઈ જેનાથી તેઓ અલ્લાહના સ્વીકૃત બંદા હોવાની જાણ થાય છે, ન કે ઈસાઈઓની જેમ તેમને અલ્લાહના બંદાઓની યાદીમાંથી બાકાત કરીને ખુદા સુધી પહોંચાડી દીધા છે અને ન જ એવા જેમકે યહૂદીઓએ તેમની સ્વીકૃતિને જ બાકાત કરીને જાતજાતની તોહમતો લગાવી છે) હું (બિલકુલ) સાચી વાત કહી રહ્યો છું જેમાં આ (ઈફરાત અને તફરીત કરનારા એટલે કે અતિશયોક્તિ કરનારા અથવા કમી કરનારા) લોકો ઝઘડી રહ્યા છે (એટલા માટે યહૂદીઓ અને નસારાના નિવેદનો અને માન્યતાઓની જાણ થઈ કે યહૂદીઓની માન્યતા જાહેરમાં પણ નબીના દરજ્જાનું અપમાન અને તેમના હોદ્દાને ઓછું કરીને બતાવવાની હતી જ્યારે કે તે ખુલ્લમ ખુલ્લું જૂઠ છે એટલા માટે તેના રદિયા તરફ આ સ્થળે ધ્યાન આપવામાં આવ્યું નથી, જ્યારે કે તેનાથી વિપરીત નસારાઓનું નિવેદન કે જાહેરમાં તેમના દરજ્જામાં અતિશયોક્તિ કરવાની હતી કે નુબુવ્વતની સાથે સાથે તેમને ખુદાનો બેટો સાબિત કરતા હતા એટલા માટે આગળ તેનો રદિયો આપવામાં આવી રહ્યો છે જેનો ખુલાસો એ છે કે તેમાં તવહીદના ઈન્કારના કારણે અલ્લાહ તઆલાના મરતબાનું અપમાન થાય છે જ્યારે કે) અલ્લાહ તઆલાની શા'ન એ નથી કે તે (કોઈને) અવલાદ બનાવે તે (બિલકુલ) પવિત્ર છે, (કારણ કે તેની શા'ન એ છે કે) તે જ્યારે કોઈ કામ કરવા ઈચ્છે છે તો બસ તેને એટલું ફરમાવી આપે છે કે થઈ જા ! બસ તે થઈ જાય છે (અને આવી ખાસિયતના કારણે અવલાદનું હોવું તાર્કિક રીતે પણ એક ખામી છે) અને (તવહીદની સાબિતી સ્વરૂપે તમે લોકોને કહી આપો અને મુશ્રિકો પણ સાંભળી લે કે) બેશક ! અલ્લાહ મારો પણ પરવરદિગાર છે અને તમારો પણ પરવરદિગાર છે, બસ (માત્ર) તેની જ ઈબાદત કરો (અને માત્ર) તે જ (અલ્લાહની ઈબાદત કરવી એટલે કે તવહીદના અકીદહને અપનાવવો દીનનો) સીધો માર્ગ છે, બસ (તવહીદ ઉપર તેની બૌદ્ધિક અને વર્ણન થયેલ દલીલો ઉપર કાયમ થયા પછી પણ) વિવિધ ફિરકાઓએ (એ

વિશે) પરસ્પર મતભેદ ઊભો કર્યો (એટલે કે તવહીદનો ઈન્કાર કરીને જાતજાતના ધર્મો ઘડી કાઢયા) બસ તે કાફિરો માટે એક મોટો (ભારે) દિવસ આવી જવાથી મોટી ખરાબી (થનારી) છે, (તેનો ભાવાર્થ કયામતનો દિવસ છે કે તે દિવસ એક હજાર વર્ષનો લાંબો અને ખૂબ ભયાનક હોવાના કારણે ઘણો જ મોટો હશે) જે દિવસે આ લોકો (હિસાબ અને બદલા માટે) અમારી પાસે આવશે (તે દિવસે) કેવું કંઈ સાંભળશે અને કેવું કંઈ જોશે ! (કારણ કે કયામતમાં આ હકીકતો સામે આવી જશે અને બધી જ ભૂલો ખબર પડી જશે) પરંતુ આ જાલિમો આજે (દુનિયામાં કેવી) ખુલ્લી ભૂલમાં (સંડોવાઈ રહ્યા) છે અને તમે તે લોકોને પસ્તાવાના દિવસથી ડરાવો (જ્યારે જન્નત અને દોઝખનો) અંતિમ ફેંસલો કરી આપવામાં આવશે (જેનું વર્ણન હદીષમાં છે કે જન્નત અને દોઝખવાળાઓને મોત બતાવીને તે મોતને ઝબહ કરી નાંખવામાં આવશે અને બંનેને હંમેશા–હંમેશ જીવંત રહેવાનો હુકમ સંભળાવી દેવામાં આવશે. –રવાહુશ્શયખાન વ તિરમિઝી. –અને તે સમયે બેહદ પસ્તાવો થવો દેખીતું છે) અને તે લોકો (આજે દુનિયામાં) ગફલતમાં (પડ્યા) છે અને તે લોકો ઈમાન નથી લાવતા (પરંતુ અંતે એક દિવસ મૃત્યુ પામશે જ) અને સમગ્ર પૃથ્વી અને પૃથ્વી ઉપર રહેનારાઓના વારિસ (એટલે કે અંતિમ માલિક) અમે જ રહી જઈશું અને આ બધા અમારી જ પાસે પાછા લાવવામાં આવશે (પછી પોતાના કુફ્ર અને શિર્કની સજા ભોગવશે).

## મસ્અલા અને બોધપાઠ :

ذٰلِكَ عِيۡسَى ابۡنُ مَرۡيَمَ હઝરત ઈસા (અલૈ.) વિશે યહૂદીઓ અને નસારા બેહૂદા અને વાહિયાત માન્યતાઓમાં ઈફરાત અને તફરીત (મર્યાદાથી આગળ વધારવા અને મર્યાદાથી ઘટાડવા)માં એ કક્ષાએ પહોંચ્યા હતા કે નસારાએ તો સન્માનમાં એટલો વધારો કર્યો કે તેમને ખુદાના બેટા બનાવી દીધા અને યહૂદીઓ તો તેમનું અપમાન કરવામાં એ હદે પહોંચી ગયા કે તેમને યૂસુફ નજ્જારની નાજાઇઝ અવલાદ કહી દીધા. નઊઝુબિલ્લાહ ! અલ્લાહ તઆલાએ તે બંને જૂઠાઓની ભૂલ બતાવીને સાચી પરિસ્થિતિ આ આયતમાં સ્પષ્ટ કરી છે. *(કુર્તુબી)*

قَوۡلَ الۡحَقِّ (કવ્લલ્ હક્કિ) બ ફત્હે લામ તેની સ્પષ્ટ નહ્વી તરકીબ આ છે اَقُوۡلُ قَوۡلَ الۡحَقِّ તેનું મૂળ છે અને અમુક કિરાઅતોમાં قَوۡلُ الۡحَقِّ બ ઝમ્મે લામ

પણ છે તો આ સ્વરૂપમાં ભાવાર્થ એ થશે કે ઈસા (અલૈ.) પોતે قَوْلِ حَقٌّ છે, જેમકે તેમને "કલિમતુલ્લાહ"નો લકબ પણ આપવામાં આવ્યો છે, કારણ કે તેમની પેદાઈશ કોઈ માધ્યમ વિના જાહેર નિયમોથી વિપરીત અલ્લાહ તઆલાના કોલથી થઈ છે. *(કુર્તુબી)*

يَوْمُ الْحَسْرَةِ તે દિવસને "યવમુલ હસ્રત" એટલા માટે કહેવામાં આવ્યો છે કે જહન્નમવાળાઓને તો એ પસ્તાવો થવો દેખીતો છે કે જો તેઓ મો'મિન સાલિહ હોત તો તેમને જન્નત મળી હોત પરંતુ હવે જહન્નમના અઝાબમાં સપડાયા છે અને એક ખાસ પ્રકારનો પસ્તાવો જન્નતવાળાઓને પણ થશે, જેમકે તબરાની અને અબૂ યઅ્લાએ હઝરત મઆઝની હદીષથી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જન્નતવાળાઓને કોઈ વસ્તુને પસ્તાવો હશે નહીં એ સિવાય કે જે સમય અલ્લાહની યાદ વિના પસાર કર્યો હોય અને બગવી (રહ.)એ અબૂહુરયરહ (રદિ.)ની રિવાયતથી વર્ણન કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, દરેક મૃત્યુ પામનારને અફસોસ અને પસ્તાવાથી વાસ્તો પડશે. સહાબએ કિરામ (રદિ.)એ પ્રશ્ન કર્યો કે આ અફસોસ અને પસ્તાવો કઈ બાબત ઉપર થશે ? તો આપ ﷺએ ફરમાવ્યું કે નેક અમલ કરનારને એ બાબત ઉપર પસ્તાવો થશે કે હજુ વધારે નેક અમલો કેમ ન કરી લાવ્યો કે જન્નતના દરજ્જાઓ ઔર વધારે મળ્યા હોત અને દુષ્ટ વ્યક્તિને એ બાબત ઉપર પસ્તાવો થશે કે તે પોતાની બદ્કારી (દુષ્ટતા)થી પાછો કેમ ન વળ્યો ? *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૪૧ થી ૫૦)

وَاذْكُرْ فِي الْكِتٰبِ اِبْرٰهِيْمَ ۬ؕ اِنَّهٗ كَانَ صِدِّيْقًا نَّبِيًّا ﴿٤١﴾ اِذْ قَالَ لِاَبِيْهِ يٰۤاَبَتِ لِمَ
تَعْبُدُ مَا لَا يَسْمَعُ وَلَا يُبْصِرُ وَلَا يُغْنِيْ عَنْكَ شَيْـًٔا ﴿٤٢﴾ يٰۤاَبَتِ اِنِّيْ قَدْ جَآءَنِيْ مِنَ الْعِلْمِ
مَا لَمْ يَاْتِكَ فَاتَّبِعْنِيْۤ اَهْدِكَ صِرَاطًا سَوِيًّا ﴿٤٣﴾ يٰۤاَبَتِ لَا تَعْبُدِ الشَّيْطٰنَ ؕ اِنَّ الشَّيْطٰنَ
كَانَ لِلرَّحْمٰنِ عَصِيًّا ﴿٤٤﴾ يٰۤاَبَتِ اِنِّيْۤ اَخَافُ اَنْ يَّمَسَّكَ عَذَابٌ مِّنَ الرَّحْمٰنِ فَتَكُوْنَ
لِلشَّيْطٰنِ وَلِيًّا ﴿٤٥﴾ قَالَ اَرَاغِبٌ اَنْتَ عَنْ اٰلِهَتِيْ يٰۤاِبْرٰهِيْمُ ۚ لَئِنْ لَّمْ تَنْتَهِ لَاَرْجُمَنَّكَ

وَاهْجُرْنِيْ مَلِيًّا ﴿٤٦﴾ قَالَ سَلٰمٌ عَلَيْكَ ۚ سَاَسْتَغْفِرُ لَكَ رَبِّيْ ؕ اِنَّهٗ كَانَ بِيْ حَفِيًّا ﴿٤٧﴾
وَاَعْتَزِلُكُمْ وَمَا تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ وَاَدْعُوْا رَبِّيْ ۖ عَسٰۤى اَلَّاۤ اَكُوْنَ
بِدُعَآءِ رَبِّيْ شَقِيًّا ﴿٤٨﴾ فَلَمَّا اعْتَزَلَهُمْ وَمَا يَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ۙ وَهَبْنَا لَهٗۤ اِسْحٰقَ
وَيَعْقُوْبَ ؕ وَكُلًّا جَعَلْنَا نَبِيًّا ﴿٤٩﴾ وَوَهَبْنَا لَهُمْ مِّنْ رَّحْمَتِنَا وَجَعَلْنَا لَهُمْ لِسَانَ
ع صِدْقٍ عَلِيًّا ﴿٥٠﴾ ع

## તરજુમો :

*અને કિતાબમાં ઈબ્રાહીમ (અલૈ.)નું વર્ણન કરો, નિઃશંક તે સાચા નબી હતા. (૪૧) જ્યારે પોતાના પિતાને કહ્યું, હે મારા પિતાજી ! કેમ પૂજો છો જે ન તો સાંભળે અને ન જુએ અને ન જ તમારા કંઈ કામ આવે !? (૪૨) હે મારા પિતાજી ! મને એક વસ્તુની ખબર આવી છે જે તમને નથી આવી, બસ મારા માર્ગે ચાલો, તમને સીધો માર્ગ બતાવી દઉં. (૪૩) હે મારા પિતાજી ! શયતાનની પૂજા ન કરો, બેશક શયતાન રહમાનનો નાફરમાન છે. (૪૪) હે મારા પિતાજી ! હું ડરું છું ક્યાંક તમને રહમાનથી એક આફત (અઝાબ) આવી લાગે, પછી તમે શયતાનના સાથી થઈ જાઓ. (૪૫) તે બોલ્યો, શું તું મારા પૂજ્યોથી ફરી ગયેલો છે હે ઈબ્રાહીમ !? જો તું પાછો નહીં આવે તો તને સંગસાર કરી નાંખીશ અને મારી પાસેથી એક મુદ્દત સુધી દૂર થઈ જા. (૪૬) (ઈબ્રાહીમ અલૈ.એ) કહ્યું, તમારી સલામતી રહે, હું તમારા ગુનાહ પોતાના પરવરદિગારથી મા'ફ કરાવીશ, બેશક ! તે મારા ઉપર મહેરબાન છે. (૪૭) અને તમને અને જેને તમે અલ્લાહના સિવાય પૂજો છો છોડી દઉં છું અને હું મારા પરવરદિગારની બંદગી કરીશ, આશા છે કે પોતાના પરવરદિગારની બંદગી કરીને વંચિત રહીશ નહીં. (૪૮) પછી જ્યારે તેમનાથી અને જેમની તેઓ અલ્લાહના સિવાય પૂજા કરતા હતા અલગ થયા, અમે તેમને ઈસ્હાક અને યાકૂબ બખ્શ્યા અને બંનેને નબી કર્યા. (૪૯) અને અમે તેમને પોતાની રહમતથી આપ્યું અને તેમના માટે સાચો બોલ ઊંચો કર્યો (તેમનું નેક નામ બુલંદ કર્યું). (૫૦)*

**તફસીર :**

અને (હે મુહમ્મદ ﷺ !) તમે આ કિતાબ (એટલે કે કુર્આન)માં (લોકોની સામે હઝરત ઈબ્રાહીમ અલૈ.)નો (કિસ્સો) વર્ણન કરો (જેથી તેમને તવહીદ અને રિસાલતનો મસ્અલો વધારે સારી રીતે જાણ થઈ જાય) તેઓ (દરેક કથની અને કરણીમાં) મોટા સાચા (હતા અને) પયગમ્બર હતા (અને તે કિસ્સો જેનું વર્ણન કરવાનો આ સ્થળે હેતુ છે તે સમયે બન્યું હતું) જ્યારે કે તેમણે પોતાના બાપને (કે જેઓ મુશ્રિક હતા) કહ્યું કે હે મારા પિતા ! તમે એવી વસ્તુની કેમ ઈબાદત કરો છો જે ન તો કંઈ સાંભળે, ન જ કંઈ જુએ અને ન જ તમારા કોઈ કામ આવી શકે ? (તેનો ભાવાર્થ મૂર્તિ છે જ્યારે કે જો કોઈ જોતો હોય અથવા સાંભળતો હોય અથવા કંઈ કામ પણ આવતો હોય પરંતુ તો પણ તે અલ્લાહને છોડીને ઈબાદતપાત્ર નથી, હવે જ્યારે કે મૂર્તિમાં આ ગુણ પણ નથી હોતા તો તે તો પ્રથમ કક્ષાએ જ ઈબાદતપાત્ર ઠરશે નહીં) હે મારા બાપ ! મારી પાસે એવું જ્ઞાન પહોંચ્યું છે જે તમારી પાસે નથી આવ્યું (તેનો ભાવાર્થ વહી છે જેમાં ભૂલની કોઈ સંભાવના જ નથી હોઈ શકતી, બસ હું જે કંઈ કહી રહ્યો છું તે સદંતર સત્ય છે, જ્યારે વાત એમ જ છે) તો તમે મારા કહ્યા ઉપર ચાલો હું તમને સીધો માર્ગ બતાવીશ (અને તે તવહીદ છે), હે મારા પિતા ! તમે શયતાનની પૂજા ન કરો (એટલે કે શયતાનને અને તેની પૂજાને તો તમે પણ ખરાબ સમજો છો અને મૂર્તિપૂજા એ શયતાનની પૂજા જ છે, કારણ કે આવી હરકત તે જ કરાવે છે અને કોઈનું આવું અલ્લાહના મુકાબલામાં અનુસરણ કરવું પણ તેની જ તા'લીમને સત્ય સમજવા સમાન છે અને તે જ તેની ઈબાદત છે માટે મૂર્તિપૂજા એ શયતાનની જ પૂજા છે અને) બેશક ! શયતાન રહમાનનો નાફરમાની કરનાર છે (તો તે કઈ રીતે અનુસરણપાત્ર ઠર્યો ?) હે મારા બાપ ! હું ભય સેવું છું (અને તે ભય યકીની છે) કે તમારા ઉપર રહમાન તરફથી કોઈ અઝાબ આવી પડે (ભલે દુનિયામાં અથવા આખિરતમાં), પછી તમે (અઝાબમાં) શયતાનના સાથી થઈ જાઓ (એટલે કે જ્યારે આજ્ઞાપાલનમાં તેનો સાથ આપશો તો આખિરતમાં પણ તેની જ સાથે રહેશો, ભલે શયતાનને દુનિયામાં અઝાબ ન થયો હોય અને શયતાનની મિત્રતા અને ભાગીદારી આખિરતમાં કોઈ પોતાની ભલાઈ ઈચ્છનારો પસંદ કરશે નહીં.

હઝરત ઈબ્રાહીમ અલૈ.ની આ બધી નસીહત સાંભળીને) બાપે જવાબ આપ્યો કે શું તું મારા મઅ્બૂદોથી ફરી ગયેલો છે હે ઈબ્રાહીમ ? (અને એટલા માટે તું મને મનાઈ કરે છે ? યાદ રાખ !) જો તું (આ મૂર્તિઓની નીંદાથી અને મને તેની ઈબાદતની મનાઈ કરવાથી) પાછો વળ્યો નહીં તો હું અવશ્ય તને પથ્થર મારી સંગસાર કરી નાંખીશ (બસ તું તેનાથી પાછો વળી જા) અને હંમેશા–હંમેશ માટે મારા (કહેવા–સાંભળવા)થી દૂર થઈ જા; ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, (સારું) મારી સલામ લો (હવે તમને કહેવા–સાંભળવાનો કોઈ ફાયદો નથી) હવે હું તમારા માટે મારા પરવરદિગારથી મગફિરતની (એ પ્રમાણે) દરખાસ્ત કરીશ (કે તમને હિદાયત કરે જેના ઉપર મગફિરત મળે છે) બેશક ! તે મારા ઉપર ઘણો મહેરબાન છે (એટલા માટે એવી જ વિનંતી કરીશ જેનું કબૂલ કરવું ન કરવું દરેક પ્રકારે અલ્લાહની રહમત અને મહેરબાની જ છે) અને (તમે અને તમારા ધર્મવાળા જ્યારે મારી સત્ય વાતને પણ નથી માનતા તો તમારામાં રહેવું પણ બેકાર છે એટલા માટે) હું તમારા લોકોથી અને જેની તમે અલ્લાહને છોડીને ઈબાદત કરી રહ્યા છો (તેનાથી શારીરિક રીતે પણ) અળગો થઈ જાઉં છું (જેવી રીતે કે દિલથી પ્રથમથી જ અળગો થઈ ગયો છું એટલે કે હવે હું અહીંયાં રહેવાનો પણ નથી) અને (સંતોષપૂર્વક અલગ થઈને) પોતાના પરવરદિગારની ઈબાદત કરીશ (કારણ કે અહીંયાં રહીને તેનો પણ તમે વિરોધ કરશો), આશા છે (એટલે કે ચોક્કસ યકીન છે) કે હું મારા પરવરદિગારની ઈબાદત કરીને વંચિત રહીશ નહીં (જેમકે મૂર્તિપૂજકો પોતાના જૂઠા મઅ્બૂદોની પૂજા કરીને વંચિત રહે છે, મતલબ કે આ વાતચીત પછી તેમનાથી એ રીતે અલગ થઈ ગયા કે મુલ્કે શામ તરફ હિજરત કરીને ચાલ્યા ગયા) બસ, જ્યારે તે લોકોથી અને જે લોકો અલ્લાહને છોડીને ઈબાદત કરતા હતા તેમનાથી (એ રીતે) અલગ થઈ ગયા (તો) અમે તેમને ઈસ્હાક (પુત્ર) અને યાકૂબ (પૌત્ર) અર્પણ કર્યા (જે સાથી તરીકે પણ આ મૂર્તિપૂજક જ્ઞાતિભાઈઓ કરતા બધી રીતે ઉત્તમ હતા) અને અમે (તે બંનેમાં) દરેકને નબી બનાવ્યા અને તે બધાને અમે (જાતજાતની વિશેષતાઓ આપીને) પોતાની રહમતનો હિસ્સો આપ્યો અને (હવે પછીની પેઢીઓમાં) અમે તેમનું નામ નેક અને ઊંચું કર્યું (કે બધા તેમનું નામ સન્માન અને ઈજ્જત સાથે વર્ણન કરે છે અને ઈસ્હાકથી પહેલાં ઈસ્માઈલ અલૈ.ને આ જ સિફતો અર્પણ થઈ ચૂકી હતી).

## મસ્અલા અને બોધપાઠ :

### صِدِّيْق (સિદ્દીક)ની વ્યાખ્યા :

صِدِّيْقًا نَّبِيًّا (સિદ્દીકન્નબિય્યા)માં શબ્દ صِدِّيْق (સિદ્દીક) સર્વાનુમતે કુર્આનનો એક પારિભાષિક શબ્દ છે, તેની વ્યાખ્યામાં ઉલમા (વિદ્વાનો)ના વિવિધ નિવેદનો થયા છે. અમુકે ફરમાવ્યું કે જે વ્યક્તિ જિંદગીમાં ક્યારેય જૂઠું ન બોલ્યો હોય તે સિદ્દીક છે, અમુકે ફરમાવ્યું કે જે વ્યક્તિ અકીદહ અને કથની તથા કરણી દરેક વસ્તુમાં સાચો હોય એટલે કે જે દિલમાં અકીદહ હોય ઠીક એવું જ મુખ ઉપર હોય અને તેની દરેક પ્રવૃત્તિ તથા દરેક વર્તણૂક અને મૌન આ જ અકીદહ અને માન્યતાના તા'બે હોય. રૂહુલ મઆની અને મઝહરી વગેરેમાં આ જ અંતિમ અર્થને અપનાવવામાં આવ્યો છે અને પછી صِدِّيْقِيَتُ (સિદ્દીકિયત)ના દરજ્જાઓ વર્ણન કર્યા છે. વાસ્તવમાં સિદ્દીક તો નબી અને રસૂલ જ હોય શકે છે અને દરેક નબી અને રસૂલ માટે સિદ્દીક હોવું જરૂરી લક્ષણ છે પરંતુ એ બાબત જરૂરી નથી કે જે સિદ્દીક હોય તે નબી હોવો જ જોઈએ, બલકે નબી ન હોય તો પણ જે પોતે નબી અને રસૂલના અનુસરણમાં સિદ્દીકનું આ સ્થાન પ્રાપ્ત કરી લે તો તે પણ સિદ્દીક કહેવાશે. હઝરત મરયમ (અલૈ.)ને પોતે કુર્આને કરીમે اُمُّهٗ صِدِّيْقَةٌ (ઉમ્મુહુ સિદ્દીકહ)નો ખિતાબ આપ્યો છે, જ્યારે જમહૂર ઉમ્મત નજીક તે નબી ન હતાં અને કોઈ સ્ત્રી નબી નથી હોઈ શકતી.

### પોતાના વડીલોને નસીહત કરવાનો તરીકો અને તેનું શિસ્ત અને સભ્યતા :

يَاَبَتِ (યા અબતિ) અરબી શબ્દકોષના આધારે આ શબ્દ બાપના સન્માન અને મહોબ્બત માટેનું સંબોધન છે. હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ જે ઉચ્ચ કક્ષાના સ્થાન અને શ્રેષ્ઠ ગુણ–લક્ષણોથી નવાજ્યા હતા તેમનું આ સંબોધન જે પોતાના પિતા સામે થઈ રહ્યું છે તે સ્વભાવની સાલસતા અને સન્માનપૂર્વક વડીલની ભૂલને બતાવવાનો એક ઉચ્ચ કક્ષાનો વાર્તાલાપ છે કે એક બાજુ બાપને શિર્કની ખુલ્લી ગુમરાહીમાં જોઈ રહ્યા છે, બલકે તેના પ્રચારક જોઈ રહ્યા છે જેને મિટાવવા માટે જ હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ને પેદા કરવામાં આવ્યા છે તો બીજી બાજુ બાપનો અદબ, સન્માન અને મહોબ્બત છે, તે બંને

વિરોધાભાસોને હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ કઈ રીતે ભેગા કર્યા તે ધ્યાન આપવાપાત્ર છે. પ્રથમ તો يَـــاَبَـــتِ (યા અબતિ)નો શબ્દ જે પિતાની મહોબ્બત અને સન્માનનું પ્રતીક છે દરેક વાક્યની શરૂઆતમાં આ શબ્દથી સંબોધન કર્યું, પછી કોઈ વાક્યમાં બાપ તરફ કોઈ શબ્દ એવો નથી જોડ્યો જેનાથી તેમનું અપમાન થાય અથવા તેમનું મનદુઃખ થાય કે તેમને ગુમરાહ અથવા કાફિર કહ્યા હોય, બલકે પયગમ્બરી હિકમતની સાથે માત્ર તેમની મૂર્તિઓની લાચારી અને નિઃસહાયતાની જાહેરાત કરી તેઓનું ખોટી પદ્ધતિ તરફ હોવા વિશે તેમનું ધ્યાન દોરવામાં આવ્યું. બીજા વાક્યમાં પોતાની તે નેઅ્મતની જાહેરાત કરી જે અલ્લાહે તેમને નુબુવ્વતના જ્ઞાન સ્વરૂપે અર્પણ કરી હતી. ત્રીજા અને ચોથા વાક્યમાં તે ખરાબ પરિણામથી ડરાવ્યા જે આ શિર્ક અને કુફ્રના પરિણામ સ્વરૂપે આવવાનું હતું, તેના ઉપર પણ તેમના પિતાએ વિચાર અને ચિંતન કરવાના બદલે અથવા પોતાના પુત્રની વિનંતી ઉપર કોઈ વિનમ્રતાનું વલણ અપનાવવાના બદલે ખૂબ કઠોરતાથી સંબોધન કર્યું, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તો પોતાના સંબોધનમાં يَـــــاَبَـــتِ (યા અબતિ)નો લાગણીસભર શબ્દ ઉપયોગ કર્યો હતો પરંતુ તેના જવાબમાં સામાન્ય રીતે પ્રચલિત يَا بُـنَـيَّ (યા બુનય્ય)નો શબ્દ હોવો જોઈતો હતો પરંતુ ઈબ્રાહીમ (અલૈ.)ના બાપ આઝરે તેમને નામ લઈને બોલાવ્યા અને يَـــآاِبْـــرَاهِيْــمُ (યા ઈબ્રાહીમુ)થી સંબોધન કર્યું અને તેમને સંગસાર કરી (પથ્થર મારીને મારી) નાંખવાની ધમકી આપી અને ઘરમાંથી નીકળી જવાનો હુકમ આપ્યો, તેનો જવાબ હઝરત ખલીલુલ્લાહ (અલૈ.) તરફથી શું મળે છે તે સાંભળો અને તે યાદ રાખવાપાત્ર છે.

سَلَامٌ عَـــــلَيْكَ (સલામુન અલયક) અહીંયાં શબ્દ سَلَامْ (સલામ) બે અર્થમાં હોઈ શકે છે. પ્રથમ એ કે આ સલામ "સલામે મુકાતઅહ" હોઈ શકે છે, એટલે કે કોઈની સાથે સંબંધ વિચ્છેદ કરવા માટે વિનમ્રતા અને સભ્યતાની પદ્ધતિ એ છે કે વાતનો જવાબ દેવાના બદલે સલામ કહીને અલગ થઈ જાઓ, જેમકે કુર્આને કરીમમાં પોતાના સ્વીકૃત અને નેક બંદાઓના લક્ષણ વર્ણન કર્યા છે કે وَاِذَاخَـاطَبَهُـمُ الْـجَـاهِلُوْنَ قَالُوْا سَلَامًا (૨૫:૬૩) અને જ્યારે જાહિલ લોકો તેમનું અજ્ઞાનતાભર્યું સંબોધન કરે છે તો આ તેમનાથી જીભાજોડી કરવાના બદલે માત્ર સલામ કહે છે જેનો હેતુ એ છે કે તમારો વિરોધ હોવા છતાં હું તમને કોઈ તકલીફ

કે પીડા પહોંચાડીશ નહીં અને બીજો ભાવાર્થ એ છે કે અહીંયાં સલામ "સલામે ઉર્ફી" હોઈ શકે છે, જેમાં ફિક્હી આધારે એ શંકા ઉપસ્થિત થાય છે કે કોઈ કાફિરને શરૂઆતમાં જ સલામ કરવાની હદીષમાં મનાઈ છે. સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَاتَبۡدَاُوا الۡيَهُوۡدَ وَالنَّصَارٰى بِالسَّلَامِ (એટલે કે, યહૂદ અને નસારાને શરૂઆતમાં સલામ ન કરો) પરંતુ તેના મુકાબલામાં અમુક હદીષની રિવાયતોમાં એક એવા સમૂહને શરૂઆતમાં સલામ કરવાનું પોતે રસૂલે કરીમ ﷺથી સાબિત થયેલ છે જેમાં કાફિરો, મુશ્રિકો અને મુસલમાનો બધા ભેગા હતા, જેમકે સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત ઉસામા (રદિ.)ની રિવાયતથી સાબિત છે.

આથી ઉમ્મતના ફુક્હાનો તે જાઈઝ અને નાજાઈઝ હોવામાં મતભેદ છે, અમુક સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા મુજ્તહિદ ઈમામોના નિવેદનો અને અમલથી તે જાઈઝ હોવાનું સાબિત થાય છે, અમુકે જાઈઝ ન હોવાનું કહ્યું છે જેની વિગત કુર્તુબીએ અહકામુલ કુર્આનમાં આ જ આયત હેઠળ વર્ણન કરી છે અને ઈમામ નખ્ઈએ એ ફેંસલો કર્યો છે કે જો તમારે કોઈ કાફિર, યહૂદી અથવા નસરાનીને મળવાની કોઈ દીની અથવા દુનિયવી આવશ્યકતા ઊભી થાય તો તેમને શરૂઆતમાં સલામ કરવામાં વાંધો નથી અને વિના જરૂરતે સલામની શરૂઆત કરવાથી બચવું જોઈએ, તેમાં પ્રસ્તુત બંને હદીષોનો ખુલાસો થઈ જાય છે. વલ્લાહુ અઅ્લમુ. *(કુર્તુબી)*

سَاَسۡتَغۡفِرُ لَكَ رَبِّىۡ અહીંયાં પણ એ શંકા છે કે કોઈ કાફિર માટે મગફિરતની દુઆ કરવી શરઈ રૂએ નાજાઈઝ છે. રસૂલે કરીમ ﷺએ પોતાના કાકા અબૂ તાલીબને ફરમાવ્યું હતું કે, وَاللّٰهِ لَاَسۡتَغۡفِرَنَّ لَكَ مَالَمۡ اُنۡهَ عَنۡهُ (એટલે કે, ખરેખર હું તમારા માટે ત્યાં સુધી જરૂર મગફિરત–મા'ફીની દુઆ કરતો રહીશ જ્યાં સુધી અલ્લાહ તઆલા તરફથી મને એની મનાઈ કરવામાં ન આવે), ત્યારબાદ આ આયત નાઝિલ થઈ, مَا كَانَ لِلنَّبِىِّ وَالَّذِيۡنَ اٰمَنُوۡۤا اَنۡ يَّسۡتَغۡفِرُوۡا لِلۡمُشۡرِكِيۡنَ (એટલે કે, નબી અને ઈમાનવાળાઓ માટે એ જાઈઝ નથી કે મુશ્રિકો માટે મગફિરતની દુઆ કરે –૯:૧૧૩). આ આયત નાઝિલ થયા બાદ રસૂલે કરીમ ﷺએ તેમના કાકા માટે મગફિરતની દુઆ કરવાનું છોડી દીધું.

શંકાનો જવાબ એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો પોતાના બાપને

એવો વાયદો કરવો કે તમારા માટે હું મગફિરતની દુઆ કરીશ, તે કદાચ મનાઈ થતાં પહેલાંની ઘટના હોય અને ત્યાર પછી એવી દુઆ માંગવાની મનાઈ કરવામાં આવી હોય. સૂરએ મુમ્તહિનામાં અલ્લાહ તઆલાએ પોતે આ ઘટનાને અપવાદ સ્વરૂપે વર્ણન કરીને તેની ખબર આપી છે. اِلَّاقَوْلَ اِبْرَاهِيْمَ لِاَبِيْهِ لَاَسْتَغْفِرَنَّ لَكَ (૬૦:૪)અને એનાથી વધારે સૂરએ તવબહમાં પ્રસ્તુત આયત مَاكَانَ لِلنَّبِيِّ وَالَّذِيْنَ اٰمَنُوْٓا اَنْ يَّسْتَغْفِرُوْا પછી બીજી આયતમાં ફરમાવ્યું છે, وَمَا كَانَ اسْتِغْفَارُ اِبْرَاهِيْمَ لِاَبِيْهِ اِلَّا عَنْ مَّوْعِدَةٍ وَّعَدَهَا اِيَّاهُ فَلَمَّا تَبَيَّنَ لَهٗ اَنَّهٗ عَدُوٌّلِّلّٰهِ تَبَرَّاَمِنْهُ (૯:૧૧૪) જેનાથી જાણ થાય છે કે આ ઈસ્તિગફાર અને તેનો વાયદો બાપના કુફ્ર ઉપર મક્કમ રહેવાનો અને અલ્લાહનો દુશ્મન સાબિત થતાં પહેલાંનો હતો, જ્યારે વાસ્તવિકતા સ્પષ્ટ થઈ ગઈ તો તેમણે પણ પોતે એ બાબતથી અળગા રહેવાની જાહેરાત કરી દીધી.

وَاَعْتَزِلُكُمْ وَمَا تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ وَاَدْعُوْرَبِّىْ એક તરફ તો હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ બાપનો અદબ અને મહોબ્બતનું સન્માન જાળવવામાં હદ કરી દીધી અને જેનું વર્ણન ઉપર આવી ચૂક્યું છે અને બીજી બાજુ એવું પણ નથી થવા દીધું કે સત્યની જાહેરાત અને તેના ઉપર મજબૂતીથી મક્કમ રહેવામાં કોઈ નાની સરખી કમી પણ થઈ હોય, બાપે જ્યારે ઘરમાંથી નીકળી જવાનો હુકમ આપ્યો હતો ત્યારે તેમણે તે વાક્યને ખુશીથી મંજૂર કરી લીધું અને સાથે જ એ પણ બતાવ્યું કે હું તમારી મૂર્તિઓથી બેઝાર (અળગો) છું, માત્ર મારા પરવરદિગારને પોકારું છું.

فَلَمَّا اعْتَزَلَهُمْ وَمَا يَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ وَهَبْنَالَهٗ اِسْحٰقَ وَيَعْقُوْبَ આ વાક્યથી અગાઉના વાક્યમાં ઈબ્રાહીમ (અલૈ.)નું એ નિવેદન આવ્યું છે કે હું આશા રાખું છું કે હું મારા પરવરદિગારથી દુઆ કરવામાં નિષ્ફળ અને કમભાગી નહીં બનું, દેખીતું એ છે કે ઘર અને કુટુંબથી જુદાઈ પછી એકાંતનું કોરી ખાવું વગેરે અસરોથી બચવા માટે આ દુઆ કરવાનો ભાવાર્થ હતો, પ્રસ્તુત વાક્યમાં આ દુઆની સ્વીકૃતી એ રીતે વર્ણન કરવામાં આવી છે કે જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહ માટે પોતાનું ઘર, કુટુંબ અને તેમના જૂઠા મઅ્બૂદોને છોડી દીધા તો અલ્લાહ તઆલાએ તેમની સાર સંભાળ એ રીતે કરી લીધી કે તેમને ઈસ્હાક પુત્ર અર્પણ કર્યો અને સાથે જ તેઓ લાંબી ઉંમરવાળા અને અવલાદવાળા હોવાનું પણ "યાકૂબ" શબ્દથી વર્ણન કરી દીધું અને પુત્રપ્રાપ્તિ થવી એ બાબતની

દલીલ છે કે તેના અગાઉ નિકાહ થઈ ચૂકયા હતા તો તેનો ખુલાસો એ થયો કે પિતાના કુટુંબથી ઉત્તમ એક અલગ કુટુંબ આપવામાં આવ્યું જે અંબિયા અને નેક લોકો ઉપર આધારિત હતું.

―――――――――

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૫૧ થી ૫૮)

وَاذْكُرْ فِي الْكِتٰبِ مُوْسٰىٓ اِنَّهٗ كَانَ مُخْلَصًا وَّكَانَ رَسُوْلًا نَّبِيًّا ۝٥١ وَنَادَيْنٰهُ مِنْ
جَانِبِ الطُّوْرِ الْاَيْمَنِ وَقَرَّبْنٰهُ نَجِيًّا ۝٥٢ وَوَهَبْنَا لَهٗ مِنْ رَّحْمَتِنَآ اَخَاهُ
هٰرُوْنَ نَبِيًّا ۝٥٣ وَاذْكُرْ فِي الْكِتٰبِ اِسْمٰعِيْلَ اِنَّهٗ كَانَ صَادِقَ الْوَعْدِ وَكَانَ رَسُوْلًا نَّبِيًّا ۝٥٤
وَكَانَ يَاْمُرُ اَهْلَهٗ بِالصَّلٰوةِ وَالزَّكٰوةِ وَكَانَ عِنْدَ رَبِّهٖ مَرْضِيًّا ۝٥٥ وَاذْكُرْ فِي
الْكِتٰبِ اِدْرِيْسَ اِنَّهٗ كَانَ صِدِّيْقًا نَّبِيًّا ۝٥٦ وَّرَفَعْنٰهُ مَكَانًا عَلِيًّا ۝٥٧ اُولٰٓئِكَ الَّذِيْنَ
اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ مِنْ ذُرِّيَّةِ اٰدَمَ وَمِمَّنْ حَمَلْنَا مَعَ نُوْحٍ وَّمِنْ ذُرِّيَّةِ
اِبْرٰهِيْمَ وَاِسْرَآءِيْلَ وَمِمَّنْ هَدَيْنَا وَاجْتَبَيْنَا اِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُ الرَّحْمٰنِ
خَرُّوْا سُجَّدًا وَّبُكِيًّا ۩ ۝٥٨

السجدة

## તરજુમો :

*અને કિતાબમાં મૂસા (અલૈ.)નું વર્ણન કરો, બેશક ! તે મુખ્લિસ (ચૂંટી કાઢેલ) હતા અને રસૂલ, નબી હતા. (૫૧) અને અમે તેમને તૂર પહાડની જમણી બાજુએથી પોકાર્યા અને તેમને રહસ્ય કહેવા માટે નજીક બોલાવ્યા. (૫૨) અને અમે તેમને પોતાની મહેરબાનીથી તેમના ભાઈ હારૂન નબી બખ્શ્યા. (૫૩) અને કિતાબમાં ઈસ્માઈલ (અલૈ.)નું વર્ણન કરો, તે વાયદાના સાચા હતા અને રસૂલ, નબી હતા. (૫૪) અને પોતાના ઘરવાળાઓને નમાઝનો હુકમ કરતા હતા અને ઝકાતનો અને પોતાના પરવરદિગારના ત્યાં પસંદ કરવામાં આવેલ હતા. (૫૫) અને કિતાબમાં ઈદ્રીસ (અલૈ.)નું વર્ણન કરો, તે સાચા નબી હતા. (૫૬) અને અમે તેમને*

*એક ઊંચા મકાન ઉપર ઉઠાવી લીધા. (૫૭) આ તે લોકો છે જેમના ઉપર અલ્લાહે ઈનામ કર્યું પયગમ્બરોમાં, આદમની અવલાદમાં અને તેમનામાં જેમને અમે નૂહ (અલૈ.)ની સાથે સવાર કરી લીધા અને ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદમાં અને ઈસ્રાઈલ (અલૈ.)ની; અને તેમનામાં જેમને અમે હિદાયત આપી અને પસંદ કર્યા જ્યારે તેમને રહમાનની આયતો સંભળાવે સિજ્દહમાં પડી જાય છે અને રડતાં રડતાં ! (૫૮)*

**તફસીર :**

અને આ કિતાબ (એટલે કે કુર્આન)માં મૂસા (અલૈ.)નું પણ વર્ણન કરો (એટલે કે લોકોને સંભળાવો, જો કે કુર્આનમાં વર્ણન કરનાર તો વાસ્તવમાં અલ્લાહ તઆલા જ છે) તે નિઃશંક ! અલ્લાહ તઆલાના ખાસ કરેલા (બંદા) હતા અને તેઓ રસૂલ પણ હતા, નબી પણ હતા અને અમે તેમને કોહે તૂરની જમણી બાજુથી પોકાર્યા અને અમે તેમને ભેદની વાતો કરવા માટે નજીક કર્યા અને અમે તેમને પોતાની રહમતથી (અને ઈનામ સ્વરૂપે) તેમના ભાઈ હારૂન (અલૈ.)ને નબી બનાવીને અર્પણ કર્યા (એટલે કે તેમની દરખાસ્ત પ્રમાણે તેમને નબી બનાવ્યા કે જેથી તેઓ તેમની મદદ કરે) અને આ કિતાબમાં ઈસ્માઈલ (અલૈ.)નું પણ વર્ણન કરો નિઃશંક ! તે વાયદાના (ઘણા) સાચા હતા અને તેઓ રસૂલ પણ હતા, નબી પણ હતા અને પોતાના સંબંધીઓને નમાઝ અને ઝકાતનો (ખાસ સ્વરૂપે અને બીજા અહકામોનો પણ સામાન્ય રીતે) હુકમ કરતા રહેતા હતા અને તેઓ પોતાના પરવરદિગારની નજીક પસંદ કરવામાં આવેલા હતા અને આ કિતાબમાં ઈદ્રીસ (અલૈ.)નું પણ વર્ણન કરો, બેશક ! તેઓ ઘણા સિદ્દીક (સત્યવાદી) નબી હતા અને અમે તેમને (વિશિષ્ટતાઓમાં) ઊંચા રુત્બા સુધી પહોંચાડી દીધા, આ (લોકો જેમનું સૂરતની શરૂથી અહીંયાં સુધી વર્ણન થયું, એટલે કે ઝકરિય્યા અલૈ.થી અહીંયાં સુધી આ) તે લોકો છે જેમના ઉપર અલ્લાહ તઆલાએ (ખાસ) ઈનામ કર્યા છે, (એટલા માટે કે નુબુવ્વતથી વધીને કોઈ નેઅ્મત નથી હોઈ શકતી) તેમની સાથે (અન્ય) અંબિયા (અલૈ.)ને (આ તે લક્ષણો બધા જ પ્રસ્તુત લોકોમાં સમાન છે અને આ બધા) આદમ (અલૈ.)ના વંશજોમાંથી (હતા) અને (અમુક તેમનામાં) તે લોકોના વંશજોમાંથી (હતા) જેમને અમે નૂહ (અલૈ.)ની સાથે (વહાણમાં) સવાર કર્યા હતા (એટલે કે ઈદ્રીસ અલૈ. કે

નૂહ અલૈ. તેમના વડવા છે અને બાકી બધામાં આ લક્ષણ છે) અને (અમુક તેમનામાં) ઈબ્રાહીમ (અલૈ.) અને યાકૂબ (અલૈ.)ની નસ્લમાંથી (હતા, એટલા માટે હઝરત ઝકરિય્યા અને યહ્યા, ઈસા અને મૂસા અલૈ. બંનેની અવલાદમાંથી હતા અને ઈસ્હાક અને ઈસ્માઈલ અને યાકૂબ અલૈ. માત્ર હઝરત ઈબ્રાહીમ અલૈ.ની અવલાદમાંથી હતા) અને (આ બધા લોકો) તે લોકોમાંથી (હતા) જેમને અમે હિદાયત આપી અને તેમને સ્વીકૃત બનાવ્યા (અને તેઓ સ્વીકૃત અને ખાસ હોવા છતાં તે બધા પ્રસ્તુત અંબિયા અલૈ.ની અબ્દિય્યતની પરિસ્થિતિ એવી હતી કે) જયારે તેમની સામે રહમાનની આયતો પઢવામાં આવતી હતી તો (ભાવાવેશમાં અને વિનમ્રતાથી તથા પોતાની અલ્લાહ પ્રત્યેની મહોબ્બતની જાહેરાત માટે) સિજ્દહ કરતા અને રડતાં(-રડતાં જમીન ઉપર) પડી જતા હતા.

## મસ્અલા અને બોધપાઠ :

كَانَ مُخْلَصًا (કાન મુખ્લસન્)માં શબ્દ مُخْلَصُ (મુખ્લસ) બ ફત્હે લામ તે વ્યક્તિ છે કે જેને અલ્લાહ તઆલાએ પોતાના માટે ખાસ કરી લીધો હોય, જેનું અલ્લાહ સિવાય કોઈ અન્ય તરફ ધ્યાન ન હોય તેણે પોતાની મહેચ્છાઓ (નફ્સ) અને બધી જ ઈચ્છાઓને અલ્લાહની મરજી માટે ખાસ કરી લીધી હોય. આવી શા'ન વિશેષ રીતે અંબિયા (અલૈ.)ની હોય છે, જેમકે કુર્આનમાં અન્ય સ્થળે ઈરશાદ છે اِنَّـا اَخْلَصْنَاهُمْ بِخَالِصَةٍ ذِكْرَى الدَّارْ (૩૮:૪૬) એટલે કે, અમે તેમને ખાસ કરી દીધા છે એક ખાસ કામ એટલે કે આખિરતના ઘરની યાદ માટે; ઉમ્મતમાં જે લોકો સંપૂર્ણપણે અંબિયા (અલૈ.)ના બતાવેલ માર્ગે ચાલતા હોય તેમને પણ આ સ્થાનનો એક દરજ્જો મળે છે. તેની નિશાની એ હોય છે કે તેઓને કુદરતી રીતે ગુનાહો અને બુરાઈઓથી બચાવવામાં આવે છે અને અલ્લાહ તઆલાની સુરક્ષા તેમની સાથે હોય છે.

مِـنْ جَـانِـبِ الطُّوْرِ (મિન જાનિબિત્તૂરિ) તૂર એક પ્રખ્યાત પહાડ છે તે સિરીયામાં ઈજિપ્ત અને મદયન વચ્ચે આવેલ છે, આજે પણ આ જ નામથી પ્રખ્યાત છે. અલ્લાહ તઆલાએ તેને પણ ઘણી બધી વસ્તુઓમાં એક વિશેષતા પ્રદાન કરી છે.

الْاَيْمَنِ (અલ અયમનિ) તૂરની આ જમણી બાજુ હઝરત મૂસા (અલૈ.)ના

આધારે બતાવવામાં આવી છે, કારણ કે તેઓ મદયનથી ચાલ્યા હતા, જ્યારે તૂર પાસે પહોંચ્યા તો તૂર તેમની જમણી બાજુએ હતો. نَجِيًّا (નજિય્યન) એ કાનમાં વાત કહેવાને અને مُنَاجَاتٌ (મુનાઝાત) ખાસ વાતચીતને કહેવામાં આવે છે અને જે વ્યક્તિ સાથે આવી વાતચીત કરવામાં આવે તેને نَجِيُّ (નજી) કહેવામાં આવે છે.

هِبَةُ (હિબહ) નો શાબ્દિક અર્થ "ભેટ" છે, હઝરત મૂસા (અલૈ.)એ દુઆ કરી હતી કે તેમની મદદ માટે હઝરત હારૂન (અલૈ.)ને નબી બનાવવામાં આવે એ દુઆનો સ્વીકાર કરવામાં આવ્યો, તેને જ શબ્દ وَهَبْنَا(વહબના)થી ઓળખાવવામાં આવ્યો છે, એટલે કે "અમે મૂસા (અલૈ.)ને હારૂન ભેટમાં આપ્યા" એટલા માટે હઝરત હારૂન (અલૈ.)ને هِبَةُاللّٰهُ (હિબતુલ્લાહ) પણ કહેવામાં આવે છે.

وَاذْكُرْفِى الْكِتٰبِ اِسْمٰعِيْلَ દેખીતું એ જ છે કે આનો ભાવાર્થ હઝરત ઈસ્માઈલ બિન ઈબ્રાહીમ (અલૈ.) છે પરંતુ તેમનું વર્ણન તેમના પિતા ઈબ્રાહીમ (અલૈ.) અને ભાઈ ઈસ્હાક (અલૈ.)ના વર્ણન સાથે નથી કર્યું, બલકે હઝરત મૂસા (અલૈ.)નું વર્ણન વચ્ચે આવ્યા પછી તેમનો ઉલ્લેખ કર્યો છે. કદાચ તેનો હેતુ તેમના ઉલ્લેખને ખાસ મહત્ત્વ આપવાનો હોય કે ક્રમમાં લાવવાના બદલે અલગથી આગવો ઉલ્લેખ કરવામાં આવ્યો અને અત્રે જેટલા અંબિયા (અલૈ.)નું વર્ણન કરવામાં આવ્યું છે તે સૌનો તેમના સમયકાળ અને બઅ્‌ષતના ક્રમ પ્રમાણે ઉલ્લેખ થયો નથી, કારણ કે ઈદ્રીસ (અલૈ.) કે જેમનો ઉલ્લેખ તે બધા પછી આવી રહ્યો છે તે સમયકાળના આધારે આ બધાથી અગ્ર ક્રમે છે.

كَانَ صَادِقَ الْوَعْدِ (કાન સાદિકલ વઅ્‌દિ) વાયદાનું પાલન કરવું એક એવી સારી ટેવ છે કે દરેક સારા સ્વભાવના વ્યક્તિ તેને આવશ્યક સમજે છે અને તેનાથી વિપરીત કરવાને એક નીચ કક્ષાનું કૃત્ય ગણે છે. હદીષમાં વાયદા ખિલાફી કરવી એ નિફાક (દોગલાપણા)ની નિશાની બતાવી છે એટલા માટે અલ્લાહના કોઈ નબી અથવા રસૂલ એવા નથી જે વાયદો વફા કરનારા ન હોય, પરંતુ આ કલામના ક્રમમાં ખાસ-ખાસ અંબિયા (અલૈ.)ના વર્ણનની સાથે-સાથે તેમનું કોઈ ખાસ લક્ષણ અને સિફત પણ વર્ણન કરવામાં આવી છે, તેનો અર્થ એ નથી કે આ સિફત અને લક્ષણ અન્યોમાં નથી બલકે, ઈશારો એ વાત તરફ છે કે તેમનામાં આ ખાસ લક્ષણ એક વિશિષ્ટ સ્વરૂપ ધરાવે છે, જેમકે હમણા હઝરત મૂસા

(અલૈ.)ના વર્ણનની સાથે તેમના "મુખ્લસ" હોવાનો ઉલ્લેખ કર્યો છે, જ્યારે એ લક્ષણ પણ સામાન્ય રીતે બધા જ અંબિયા (અલૈ.)માં હોય છે પરંતુ હઝરત હઝરત મૂસા (અલૈ.)ને તેમાં એક ખાસ વિશેષતા પ્રાપ્ત હતી આથી તેના ઉલ્લેખમાં એ બાબતનું વર્ણન કરવામાં આવ્યું.

હઝરત ઈસ્માઈલ (અલૈ.) વાયદામાં સાચા હોવાની વિશેષતા એ બીનાએ છે કે તેમણે જે વસ્તુનો વાયદો અલ્લાહ અથવા કોઈ બંદા સાથે કર્યો તેને ઘણી મજબૂતી અને કાળજીથી પૂરો કર્યો, તેમણે અલ્લાહ તઆલાને વાયદો કર્યો હતો કે પોતાને ઝબહ કરવા માટે રજુ કરીશ અને તેના ઉપર સબ્ર કરીશ, તેમાં ખરા ઊતર્યા. એક વ્યક્તિને એક સ્થળે મળવાનો વાયદો કર્યો તે સમય ઉપર ન આવ્યો તો તેની રાહ જોવામાં ત્રણ દિવસ અને અમુક રિવાયતોમાં એક વર્ષ પસાર કર્યું. (મઝહરી) અને આપણા રસૂલે કરીમ ﷺની પણ તિરમિઝીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય અલ ખમસાની રિવાયતમાં આવી જ રીતે વાયદો કરીને ત્રણ દિવસ સુધી તે સ્થળે રાહ જોવાની ઘટના વર્ણન થઈ છે. *(કુર્તુબી)*

**વાયદો પૂરો કરવાનું મહત્ત્વ અને તેના દરજ્જા :**

અંબિયા (અલૈ.) તથા નેક લોકોની ખાસ સિફત વાયદો પૂરો કરવાની હોય છે અને બધા જ ડાહ્યા મનુષ્યોની પણ ટેવ હોય છે, વાયદાનો ભંગ કરવો નીચ અને દુષ્ટ લોકોની ખસલત હોય છે. હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اَلْعِدَةُ دَيْن વાયદો એક કરજ છે, એટલે કે જે રીતે કરજ અદા કરવું માણસના માથે જરૂરી છે એ જ પ્રમાણે વાયદો પૂરો કરવાની કાળજી રાખવી પણ જરૂરી છે. બીજી એક હદીષમાં આ શબ્દો છે, وَأْىُ الْمُؤْمِنِ وَاجِبٌ એટલે કે, વાયદો મો'મિનનો વાજિબ છે.

ફુક્હાએ સર્વાનુમતે કહ્યું છે કે વાયદાનું કરજ હોવું અને વાયદો પૂરો કરવો વાજિબ હોવું એ અર્થમાં છે કે શરઈ કારણ વિના તેને પૂરો ન કરવો ગુનોહ છે પરંતુ તે એવું કરજ નથી જેની કોઈ અદાલતમાં ફરિયાદ કરી શકાય અથવા તે બળજબરીથી વસૂલ કરી શકાય, જેને ફુક્હાની પરિભાષામાં એ પ્રમાણે વ્યાખ્યિત કરવામાં આવે છે કે તે નૈતિક રીતે વાજિબ છે અને તેની કઝા વાજિબ નથી.

*(કુર્તુબી વગેરે)*

**સુધારકનું કામ છે કે તે સુધારણાનું કાર્ય પોતાના ઘરબારથી શરૂ કરે**

كَانَ يَأْمُرُ اَهْلَهٗ بِالصَّلٰوةِ وَالزَّكٰوةِ હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની ખાસ સિફતોમાંથી એક એ પણ વર્ણન કરવામાં આવે છે કે તેઓ પોતાના ઘરવાળાઓને નમાઝ અને ઝકાતનો હુકમ આપતા હતા. અહીંયાં એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ કાર્ય તો દરેક મો'મિન મુસલમાનના માથે વાજિબ છે કે તે પોતાના ઘરવાળાઓને નેક કાર્યોનું માર્ગદર્શન અને સૂચના આપતો રહે. કુર્આને હકીમમાં સામાન્ય મુસલમાનોને સંબોધન છે, قُوْٓا اَنْفُسَكُمْ وَاَهْلِيْكُمْ نَارًا (૬૬:૬) "પોતાને અને પોતાના ઘરવાળાઓને આગથી બચાવો." પછી તેમાં હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની શું વિશેષતા છે ? વાત એમ છે કે આ હુકમ જો કે જાહેર હુકમ છે અને બધા જ મુસલમાનો ઉપર તે લાગુ પડે છે પરંતુ હઝરત ઈસ્માઈલ (અલૈ.) તેની કાળજી અને વ્યવસ્થામાં વિશિષ્ટ પ્રકારે પ્રયત્ન કરતા હતા, જેમકે રસૂલુલ્લાહ ﷺને પણ આ ખાસ હિદાયત મળી હતી કે وَاَنْذِرْ عَشِيْرَتَكَ الْاَقْرَبِيْنَ એટલે કે, પોતાના ખાનદાન અને નજીકના સગાં-વહાલાંઓને અલ્લાહના અઝાબથી ડરાવો. આપ ﷺએ તેનો અમલ કરવા માટે પોતાના ખાનદાનના લોકોને ભેગા કરીને એક ખાસ પ્રકારે સંબોધન કર્યું.

બીજી વાત અત્રે વિચારપાત્ર છે કે અંબિયા (અલૈ.) સમગ્ર કોમની હિદાયત માટે મબઊષ થાય છે અને તેઓ સૌને સત્યનો સંદેશ પહોંચાડે છે અને અલ્લાહના હુકમના પાબંદ બનાવે છે. ઘરવાળાઓની ખાસિયતમાં અત્રે હિકમતની વાત એ છે કે પયગમ્બરી દા'વતના ખાસ નિયમો છે, તેમાં એ મહત્ત્વની બાબત છે કે જે હિદાયત સામાન્ય અલ્લાહની મખ્લૂકને આપવામાં આવે તેની પ્રથમ પોતાના ઘરેથી શરૂઆત કરે, પોતાના ઘરવાળાઓને તેનું માનવું અને મનાવવું ખરૂં જોતાં સરળ પણ હોય છે, તેમની દેખરેખ પણ દરેક સમયે રાખી શકાય છે અને તેઓ જ્યારે કોઈ ખાસ વિચારસરણી અપનાવી લે અને તેમાં પાકા થઈ જાય તો તેનાથી એક પ્રકારનો દીની માહોલ પેદા થઈને દા'વતને આમ કરવામાં અને અન્યોની સુધારણા કરવામાં ઘણી શક્તિ પેદા થઈ જશે. મખ્લૂકની સુધારણા માટે સૌથી વધારે અસરકારક વસ્તુ એક સાચા દીની માહોલ (વાતાવરણ)નું અસ્તિત્વમાં લાવવું છે. અનુભવ સાક્ષી છે કે દરેક ભલાઈ અથવા

બુરાઈ તા'લીમ તથા શિક્ષણ અને તેની સમજથી વધારે માહોલ દ્વારા ફેલાય છે અને પ્રસરે છે.

وَاذْكُرْ فِى الْكِتٰبِ اِدْرِيْسَ હઝરત ઈદ્રીસ (અલૈ.) હઝરત નૂહ (અલૈ.)ના એક હજાર વર્ષ પહેલાં હઝરત નૂહ (અલૈ.)ના વડવાઓમાંથી છે. (રૂહુલ મઆની બ હવાલએ મુસ્તદરક હાકિમ) અને તેઓ હઝરત આદમ (અલૈ.) પછી પ્રથમ નબી અને રસૂલ છે, જેમના ઉપર અલ્લાહ તઆલાએ ત્રીસ સહીફા નાઝિલ કર્યા. (કમા ફિ હદીષ અબૂઝર ઝમખશરી) અને હઝરત ઈદ્રીસ (અલૈ.) સૌથી પહેલાં માનવી છે જેમને ઈલ્મે નુજૂમ અને હિસાબ (ખગોળશાસ્ત્ર તથા ગણિતશાસ્ત્ર) મોઅ્જિઝા સ્વરૂપે અર્પણ કરવામાં આવ્યું. (બહરે મુહીત) અને સૌથી પહેલાં મનુષ્ય છે જેમણે કલમથી લખવાની અને કપડાં સીવવાની શોધ કરી. તેમના આવતા પહેલાં લોકો સામાન્ય રીતે જાનવરોના ચામડાંનો પોશાકની જગ્યાએ ઉપયોગ કરતા હતા અને સૌ પ્રથમ તોલ-માપની પદ્ધતિ પણ તેમણે જ શોધી હતી તથા હથિયારોનું સંશોધન પણ તેમનાથી જ શરૂ થયું, તેમણે હથિયારો શરૂ કરીને બનૂ કાબિલ સાથે જિહાદ કર્યો. *(બહરે મુહીત, કુર્તુબી, મઝહરી, રૂહ)*

وَرَفَعْنٰهُ مَكَانًا عَلِيًّا એટલે કે, અમે હઝરત ઈદ્રીસ (અલૈ.)ને ઉચ્ચ સ્થાન ઉપર ઉઠાવી લીધા, તેનો અર્થ એ છે કે તેમની નુબુવ્વત અને રિસાલત તથા અલ્લાહની સમીપતાનું ખાસ સ્થાન અર્પણ કરવામાં આવ્યું અને અમુક રિવાયતોમાં જે તેમને આસમાન ઉપર ઉઠાવી લેવાની બાબત નકલ થઈ છે તેના વિશે ઈબ્ને કષીર ફરમાવે છે,

هٰذَا مِنْ اَخْبَارِ كَعْبِ الْاَحْبَارِ الْاِسْرَائِيْلِيَّاتِ وَفِىْ بَعْضِهِ نَكَارَةٌ

*"આ કઅ્બ અહ્બારની ઈસ્રાઈલી રિવાયતમાંથી છે અને તેમાંથી અમુકમાં ઘણું બધું નકારાત્મક અને અપરિચિત છે."*

કુર્આને કરીમના પ્રસ્તુત શબ્દો જો કે એ બાબતે સ્પષ્ટ નથી કે અહીંયાં દરજ્જાઓ ઊંચા કરવાનો ભાવાર્થ છે અથવા આસમાનમાં જીવતા ઉઠાવી લેવાનો ભાવાર્થ છે, એટલા માટે તેમને આકાશ તરફ ઉઠાવી લેવાની બાબત કતઈ નથી અને કુર્આનની તફસીર તેના ઉપર અવલંબિત નથી. *(બયાનુલ કુર્આન)*

**રસૂલ અને નબીની વ્યાખ્યામાં તફાવત અને પરસ્પર સંબંધ :**

મુજ નાચીઝના મતે તહકીક થયેલ બાબત એ છે કે આ બંનેના ભાવાર્થમાં સામાન્ય સંબંધ અને વિશિષ્ટતાના કારણો છે. "રસૂલ તે છે જે સંબોધકોને નવી શરીઅત પહોંચાડે, તે શરીઅત ભલે પોતે તે રસૂલ હોવાના આધારે પણ નવી હોય, જેમકે તવરાત વગેરે અથવા ફક્ત તેમની ઉમ્મતના આધારે નવી હોય જેમકે ઈસ્માઈલ (અલૈ.)ની શરીઅત, તે વાસ્તવમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની જૂની શરીઅત જ હતી પરંતુ ઝુરહમ કોમ કે જેમના તરફ તેમને મોકલવામાં આવ્યા હતા તેમને આ શરીઅતનું જ્ઞાન પ્રથમથી હતું નહીં, હઝરત ઈસ્માઈલ (અલૈ.) દ્વારા જ તેમને તેનું ઈલ્મ પ્રાપ્ત થયું. આ અર્થના આધારે રસૂલ માટે નબી હોવું જરૂરી નથી, જેમકે ફરિશ્તા કે તેઓ રસૂલ તો છે પરંતુ નબી નથી અથવા જેમકે હઝરત ઈસા (અલૈ.)ના મોકલેલા તે સંદેશાવાહકો જેને કુર્આને કરીમની આયતમાં اِذْ جَآءَهَا الْمُرْسَلُوْنَ (ઈઝ્ જાઅહલ્ મુરસલૂન્ -૩૬:૧૩)માં રસૂલ કહેવામાં આવ્યા છે જ્યારે કે તેઓ અંબિયા ન હતા.

અને નબી તે છે જેઓ "સાહિબે વહી" એટલે કે જેમના ઉપર વહી આવતી હોય, ભલે તેઓ નવી શરીઅતની તબ્લીગ કરે અથવા જૂની શરીઅતની, જેમકે મોટા ભાગના બની ઈસ્રાઈલના અંબિયા (અલૈ.) હઝરત મૂસા (અલૈ.)ની શરીઅતની તબ્લીગ કરતા હતા. તેનાથી જાણ થઈ કે એક આધારે શબ્દ "રસૂલ" તે નબી કરતા વધારે જાહેર છે અને બીજા આધારે શબ્દ "નબી" તે રસૂલ કરતા વધારે જાહેર છે, જે સ્થળે આ બંને શબ્દો એકી સાથે ઉપયોગ કરવામાં આવે જેમકે પ્રસ્તુત આયતમાં رَسُوْلًا نَّبِيًّا (રસૂલન્નબિય્યા) આવ્યું છે ત્યાં તો કોઈ સંદેહ નથી, ખાસ અને જાહેર બંને ભેગું થઈ શકે છે. કોઈ વિરોધાભાસ નથી પરંતુ જે સ્થળે આ બંને શબ્દો પરસ્પર એકબીજાના મુકાબલામાં આવ્યા હોય, જેમકે وَمَآ اَرْسَلْنَا مِنْ رَّسُوْلٍ وَّلَا نَبِيٍّ માં તો આ સ્થળે સંભવિત સ્થાન શબ્દ "નબી"ને ખાસ તે વ્યક્તિના અર્થમાં લેવામાં આવશે જે પાછલી શરીઅતોની તબ્લીગ કરે છે.

اُولٰٓئِكَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ مِنْ ذُرِّيَّةِ اٰدَمَ આનો ભાવાર્થ માત્ર હઝરત ઈદ્રીસ (અલૈ.) છે. وَمِمَّنْ حَمَلْنَا مَعَ نُوْحٍ આનો ભાવાર્થ માત્ર હઝરત

ઈબ્રાહીમ (અલૈ.) છે. وَمِنْ ذُرِّيَّتِ اِبْرٰهِيْمَ આનો ભાવાર્થ હઝરત ઈસ્માઈલ અને હઝરત ઈસ્હાક (અલૈ.) તથા હઝરત યાકૂબ (અલૈ.) છે. وَاِسْرَآئِيْلَ આનો ભાવાર્થ હઝરત મૂસા, હઝરત હારૂન, હઝરત ઝકરિય્યા, હઝરત યહ્યા તથા હઝરત ઈસા (અલૈ.) છે.

اِذَاتُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُ الرَّحْمٰنِ خَرُّوْا سُجَّدًا وَّبُكِيًّا પાછલી આયતોમાં અમુક મોટા અંબિયા (અલૈ.)નું વર્ણન ખાસ સ્વરૂપે કરવામાં આવ્યું છે જેમાં તેમની ઉચ્ચ કક્ષાની શા'ન વર્ણન કરવામાં આવી છે, કારણ કે અંબિયા (અલૈ.)ના સન્માન અને આદરમાં સામાન્ય લોકો માટે "ગુલૂ" (સન્માનમાં આગળ વધી જવા)નો ભય હતો, જેમકે યહૂદીઓએ હઝરત ઉઝૈર (અલૈ.)ને અને નસારાએ હઝરત ઈસા (અલૈ.)ને ખુદા જ બનાવી દીધા, એટલા માટે આ બધા નામો ભેગા કર્યા પછી તે બધાને અલ્લાહ તઆલાની સામે સિજ્દહ કરનાર અને ડર તથા ભયથી ભરપૂર હોવાનું આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું જેથી અતિશયોક્તિ અને ઉણપની વચ્ચેનો મધ્યમ માર્ગ કાયમ રહે. *(બયાનુલ કુર્આન)*

**કુર્આનની તિલાવતના સમયે આંખો ભીની થવી અંબિયા (અલૈ.)ની સુન્નત છે :**

આથી જાણ થઈ કે કુર્આનની આયતોની તિલાવતના સમયે પાંપણો ભીની થવાનું સ્વરૂપ પેદા થવું ઉચ્ચ કક્ષાનું અને અંબિયા (અલૈ.)નું લક્ષણ છે, રસૂલે કરીમ ﷺથી અને સહાબા તથા તાબિઈન અને અવલિયા દ્વારા એ બાબતે અનેક ઘટનાઓ નકલ થઈ છે.

કુર્તુબીએ ફરમાવ્યું કે ઉલમાએ એ બાબતને મુસ્તહબ ઠરાવી દીધી છે કે કુર્આને કરીમમાં જે સિજ્દહની આયતની તિલાવત કરવામાં આવે તેના સિજ્દહમાં તેના યોગ્ય દુઆ કરવામાં આવે. દાખલા તરીકે, સૂરએ સિજ્દહમાં આ દુઆ કરે,

اَللّٰهُمَّ اجْعَلْنِىْ مِنَ السَّاجِدِيْنَ لِوَجْهِكَ الْمُسَبِّحِيْنَ بِحَمْدِكَ وَاَعُوْذُبِكَ اَنْ اَكُوْنَ مِنَ الْمُسْتَكْبِرِيْنَ عَنْ اَمْرِكَ

અને سُبْحَانَ الَّذِىْ (સુબ્હાનલ્લઝી)ના સિજ્દહમાં આ દુઆ કરે,

خَرُّوْا سُجَّدًا અને પ્રસ્તુત આયત اَللّٰهُمَّ اجْعَلْنِىْ مِنَ الْبَاكِيْنَ اِلَيْكَ الْخَاشِعِيْنَ لَكَ ના સિજ્દહમાં આ દુઆ કરે

اَللّٰهُمَّ اجْعَلْنِىْ مِنْ عِبَادِكَ الْمُنْعَمِ عَلَيْهِمُ الْمَهْدِيِّيْنَ السَّاجِدِيْنَ لَكَ الْبَاكِيْنَ عِنْدَ تِلَاوَةِ اٰيَاتِكَ

*(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૫૯ થી ૬૩)

فَخَلَفَ مِنْۢ بَعْدِهِمْ خَلْفٌ اَضَاعُوا الصَّلٰوةَ وَاتَّبَعُوا الشَّهَوٰتِ فَسَوْفَ يَلْقَوْنَ غَيًّا ﴿٥٩﴾
اِلَّا مَنْ تَابَ وَاٰمَنَ وَعَمِلَ صَالِحًا فَاُولٰٓئِكَ يَدْخُلُوْنَ الْجَنَّةَ وَلَا يُظْلَمُوْنَ شَيْئًا ﴿٦٠﴾
جَنّٰتِ عَدْنِ ِۨالَّتِىْ وَعَدَ الرَّحْمٰنُ عِبَادَهٗ بِالْغَيْبِ ؕ اِنَّهٗ كَانَ وَعْدُهٗ مَاْتِيًّا ﴿٦١﴾ لَا يَسْمَعُوْنَ
فِيْهَا لَغْوًا اِلَّا سَلٰمًا ؕ وَلَهُمْ رِزْقُهُمْ فِيْهَا بُكْرَةً وَّعَشِيًّا ﴿٦٢﴾ تِلْكَ الْجَنَّةُ الَّتِىْ نُوْرِثُ
مِنْ عِبَادِنَا مَنْ كَانَ تَقِيًّا ﴿٦٣﴾

## તરજુમો :

*પછી તેમની પાછળ (નાલાયક) ઉત્તરાધિકારીઓ આવ્યા, નમાઝ ખોઈ બેઠા અને મનેચ્છાઓની (અય્યાશીઓ) પાછળ પડી ગયા, બસ આગળ ગુમરાહીને જોઈ લેશે. (૫૯) પરંતુ જેણે તવબહ કરી અને ઈમાન લાવ્યો અને નેકી કરી બસ તે લોકો જન્નતમાં જશે અને તેમનો હક કંઈપણ બરબાદ થશે નહીં. (૬૦) વસવાના બગીચાઓમાં જેનો રહમાને પોતાના બંદાઓથી વાયદો કર્યો છે તેમના જોયા વિના, નિઃશંક તેના વાયદા ઉપર પહોંચવાનું છે. (૬૧) ત્યાં સલામ સિવાય બેહૂદી વાત (બકવાસ) સાંભળશે નહીં અને તેમના માટે ત્યાં સવાર અને સાંજ તેમની રોજી છે. (૬૨) આ તે જન્નત છે જે અમે પોતાના બંદાઓમાં જે કોઈ પરહેઝગાર હશે તેને વારસામાં આપીશું. (૬૩)*

## તફસીર :

પછી તેમના (એટલે કે જેમનો ઉલ્લેખ થયો છે તે લોકો) પછી (અમુક) એવા અનુગામી પેદા થયા જેમણે નમાઝને બરબાદ કરી (માન્યતાની દષ્ટિએ ઈન્કાર કર્યો અથવા અમલ દ્વારા નમાઝ અદા કરવામાં અથવા તેના હકો અને જરૂરી અદબોમાં ઉણપ રાખી) અને (નાજાઈઝ મનેચ્છાઓ) ખ્વાહિશોની પેરવી કરી (જે જરૂરી આજ્ઞાપાલનથી ગાફેલ કરનારી હતી), બસ એ લોકો ઘણા જ જલદી (આખિરતમાં) ખરાબી જોશે, (હંમેશા હોય અથવા હંમેશા માટે ન પણ હોય) હા ! પરંતુ જેણે (કુફ્ર અને ગુનાહથી) તવબહ કરી લીધી (અને કુફ્રથી તવબહ કરવાનો મતલબ એ છે કે) ઈમાન લઈ આવ્યા અને (ગુનાહથી તવબહ કરવાનો અર્થ એ છે કે) નેક કામ કરવા લાગ્યા બસ તે લોકો (ખરાબી વિના) જન્નતમાં જશે અને (બદલો મળવાના સમયે) તેમનું જરા જેટલું નુકસાન કરવામાં નહીં આવે, (એટલે કે દરેક નેક અમલનો પૂરેપૂરો બદલો મળશે એટલે કે) તેઓ હંમેશા રહેવાના બગીચાઓમાં (જશે) જેનો રહમાને પોતાના બંદાઓથી ગાઈબાના વાયદો કર્યો છે (અને) તેનો વાયદો કરેલી વસ્તુએ તે લોકો અવશ્ય પહોંચશે, તે (જન્નત)માં તે લોકો કોઈ નકામી વાત સાંભળવા પામશે નહીં (કારણ કે ત્યાં નકામી વાત જ નહીં હોય ફરિશ્તાઓ અને એકબીજાને) સલામ (કરવા) સિવાય (અને દેખીતું છે કે કુર્આનથી ઘણી ખુશી અને રાહત મળે છે માટે આ સલામ કરવી કોઈ નકામી વાત નથી) અને તેમને સવાર અને સાંજ રિઝ્ક મળ્યા કરશે (એટલે કે એ તો નિશ્ચિત મળશે જ અને એમ તો કોઈપણ સમયે જે ઈચ્છશે તે મળશે) આ જન્નત (જેનું વર્ણન થયું) એવી છે કે અમે પોતાના બંદાઓમાંથી તેના માલિક એવા લોકોને બનાવીશું કે જેઓ અલ્લાહથી ડરનારા હોય (જે ઈમાન અને નેક કર્મો ઉપર આધારિત હોય).

## મસ્અલા અને બોધપાઠ :

خَــــــلْفٌ (ખલ્ફ) આ શબ્દનો અર્થ "ખરાબ અનુગામી અથવા ખરાબ અવલાદ" થાય છે અને خَلَفٌ (ખલફ) સારા અનુગામી અને સારી અવલાદ માટે ઉપયોગ થાય છે. (મઝહરી) મુજાહિદ (રહ.)નું નિવેદન છે કે, આ ઘટના કયામતની નજીક ઉમ્મતના નેક લોકોના ખતમ થઈ ગયા પછી થશે કે નમાઝ તરફ ધ્યાન રહેશે નહીં તથા દુષ્ટતા અને ગુનાખોરી ખુલ્લમ–ખુલ્લી થવા લાગશે.

**નમાઝ સમયે કસમયે પઢવી અથવા જમાઅત વિના પઢવી નમાઝને બરબાદ કરવા સમાન છે અને મોટો ગુનોહ છે :**

اَضَاعُوا الصَّلٰوةَ નમાઝને બરબાદ કરવાનો ભાવાર્થ જમહૂર મુફસ્સિરો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.), નખઈ, કાસિમ, મુજાહિદ, ઈબ્રાહીમ, ઉમર બિન અબ્દુલ અઝીઝ વગેરેના મતે નમાઝને તેના સમયથી મોડું કરીને પઢવાનો છે અને અમુક લોકોએ ફરમાવ્યું કે નમાઝના અદબો અને શરતોમાંથી કોઈમાં ઉણપ કરવી જેમાં સમય પણ સામેલ છે "ઈજાઅતે નમાઝ" (નમાઝને બરબાદ કરવા)માં સામેલ છે અને અમુક લોકોએ કહ્યું કે ઈજાઅતે નમાઝનો ભાવાર્થ જમાઅત વિના ઘરમાં નમાઝ પઢી લેવું થાય છે. *(કુર્તુબી, બહરે મુહીત)*

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પોતાના રાજ્યના બધા અધિકારીઓને આ આદેશ લખીને મોકલ્યો હતો,

اِنَّ اَهَمَّ اَمْرِكُمْ عِنْدِى الصَّلٰوةُ . فَمَنْ ضَيَّعَهَا فَهُوَ لِمَا سِوَاهَا اَضْيَعُ (مُؤَطَّاءُ مَالِكْ)

*"મારા મતે તમારા બધા કામોમાં સૌથી વધારે મહત્ત્વનું કામ નમાઝ છે તો જે વ્યક્તિ નમાઝને બરબાદ કરે છે તે બીજા બધા જ દીનના હુકમોને પણ ઓર વધારે બરબાદ કરશે."*

હઝરત હુઝયફા (રદિ.)એ એક વ્યક્તિને જોયો કે નમાઝના અદબો અને તેના જરૂરી અરકાનોમાં કોતાહી કરે છે તો તેને પૂછ્યું કે તમે ક્યારથી નમાઝ પઢો છો ? તેણે કહ્યું કે ચાલીસ વર્ષથી, હઝરત હુઝયફા (રદિ.)એ ફરમાવ્યું કે તમે એક પણ નમાઝ નથી પઢી અને જો તમે આ જ પ્રમાણેની નમાઝ પઢતાં–પઢતાં મરી ગયા તો યાદ રાખજો કે રસૂલે કરીમ ﷺના તરીકા વિરુદ્ધ મરશો.

તિરમિઝીમાં અબૂ મસ્ઊદ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, તે વ્યક્તિની નમાઝ થતી નથી જે નમાઝમાં ઈકામત ન કરે. ભાવાર્થ એ છે કે જે રુકૂઅ્ અને સિજ્દહમાં તથા રુકૂઅ્થી ઊભા થઈને અથવા બંને સિજ્દાઓની વચ્ચે સીધા ઊભા થવાની અથવા સીધા બેસવાની કાળજી ન રાખે તેની નમાઝ થતી નથી.

ખુલાસો એ છે કે જે વ્યક્તિએ વુઝૂ અથવા પાકીમાં ઉણપ રાખી અથવા

નમાઝના રુકૂઅ્–સિજ્દહમાં અથવા તે બંને વચ્ચે સીધા ઊભા થવા–બેસવામાં ઉતાવળ કરી તેણે નમાઝને બરબાદ કરી.

હઝરત હસન (રહ.)એ નમાઝને બરબાદ કરવા વિશે અને મનેચ્છાઓની પેરવી કરવા વિશે ફરમાવ્યું કે તેમણે મસ્જિદોને સ્થગિત કરી દીધી તથા ઉદ્યોગ, વેપાર, લિજ્જતો અને ખ્વાહિશોમાં રાચી પડ્યા.

ઈમામ કુર્તુબી આ આયતોને નકલ કરીને ફરમાવે છે કે આજે ઈલ્મવાળા તથા પ્રખ્યાત સુધારક ગણાતા લોકોમાંથી એવા લોકો જોવા મળે છે જેઓ નમાઝના અદબોથી ગાફેલ રહીને માત્ર હલન ચલન કરે છે, આ તો છઠ્ઠી સદી હિજરીની હાલત હતી જેમાં એવા અમુક અમુક લોકો જોવા મળતા હતા, આજે તો આ પરિસ્થિતિ નમાઝીઓમાં સામાન્ય થઈ પડી છે, ભાગ્યે જ કદાચ કોઈ ! نَعُوْذُبِاللّٰهِ مِنْ شُرُوْرِاَنْفُسِنَا وَاَعْمَالِنَا

وَاتَّبَعُوا الشَّهَوٰتِ (વત્તબઊશ્શહવાતિ) شَهَوَاتُ (શહવાત)નો ભાવાર્થ દુનિયાની તે લિજ્જતો અને મજાઓ છે જે મનુષ્યને અલ્લાહની યાદ અને નમાઝથી ગાફેલ કરી દે. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ ફરમાવ્યું કે આલિશાન મકાનોના બાંધકામ અને એવી શા'નદાર સવારીઓની સવારી જેના ઉપર લોકોની નજરો ઉઠે અને એવો પોશાક જેમાં સામાન્ય લોકોમાં આગવા તરી આવે તે પ્રસ્તુત મનેચ્છાઓમાં સામેલ છે. *(કુર્તુબી)*

فَسَوْفَ يَلْقَوْنَ غَيًّا માં غَيّ (ગય્ય) શબ્દ અરબી ભાષામાં رَشَادُ (રશાદ) શબ્દનો વિરુદ્ધાર્થી છે, દરેક ભલાઈ અને સારી બાબતને رَشَادُ અને દરેક બુરાઈ અને ખરાબીને غَيّ કહેવામાં આવે છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી નકલ થયેલ છે કે, غَيّ જહન્નમની એક ગુફાનું નામ છે જેમાં બધી જહન્નમથી વધારે પ્રકાર પ્રકારનો અઝાબ ભેગો છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, غَيّ (ગય્ય) જહન્નમની એક ગુફાનું નામ છે જેનાથી જહન્નમ પણ પનાહ માંગે છે, તેને અલ્લાહ તઆલાએ તે વ્યભિચારીઓ માટે તૈયાર કરી છે જે પોતાના વ્યભિચાર ઉપર સતત કાયમ રહી ટેવ ધરાવે છે અને તે શરાબખોર (દારૂડિયા) માટે કે જે શરાબનો બંધાણી (Addict–વ્યસની) છે અને તે વ્યાજખોર કે જે વ્યાજ ખાવાથી

પાછો નથી વળતો અને તે લોકો માટે જેઓ માં–બાપની નાફરમાની કરે છે અને જૂઠી ગવાહી દેનારાઓ માટે અને તે સ્ત્રી માટે જે કોઈ બીજાના બાળકને પોતાના પતિનું બાળક બનાવે. *(કુર્તુબી)*

لَايَسْمَعُوْنَ فِيْهَا لَغْوًا માં لَغْوَ (લગ્વ)નો ભાવાર્થ નકામી વાતચીત અથવા ગાળા–ગાળી અથવા કોઈને પીડા આપનારી વાતચીત છે, જન્નતવાળાઓ તેનાથી પાક સાફ રહેશે, કોઈ વાત તેમના કાનમાં એવી પડશે નહીં કે જે તેમને ગમ અને તકલીફ પહોંચાડે.

اِلَّا سَلٰمًا (ઈલ્લા સલામન) આ "ઈસ્તિસ્નાએ મુન્કતિઅ્" છે જેનો ભાવાર્થ છે કે ત્યાં જેની જે વાત સાંભળવામાં આવશે તે સલામતી, ભલાઈ અને ખુશીમાં વધારો કરશે. (જન્નતની) પારિભાષિક સલામ પણ તેમાં સામેલ છે જે જન્નતવાળા પરસ્પર એકબીજાને કરશે અને અલ્લાહના ફરિશ્તાઓ તે બધાને કરશે. *(કુર્તુબી)*

وَلَهُمْ رِزْقُهُمْ فِيْهَا بُكْرَةً وَّعَشِيًّا જન્નતમાં સૂર્યનું ઋતુચક્ર કે ઊગવા–આથમવાનું તથા રાત–દિવસનું ચક્ર હશે નહીં, એક પ્રકારનો પ્રકાશ હંમેશા દરેક સમયે રહેશે પરંતુ રાત અને દિવસ તથા સવાર અને સાંજનો તફાવત કોઈ ખાસ અંદાજા પ્રમાણે થશે. આ જ સવાર અને સાંજમાં જન્નતવાળાઓને તેમાં રિઝ્ક પહોંચશે. એ તો દેખીતું છે કે જન્નતના નિવાસીઓને જે સમયે જે વસ્તુની ઈચ્છા થશે તે તે જ સમયે કોઈ પણ પ્રકારનું મોડું કર્યા વિના પૂરી કરવામાં આવશે. وَلَهُمْ مَّا يَشْتَهُوْنَ (૧૬:૫૭) જાહેર એ'લાન છે, પછી સવાર અને સાંજનો ખાસ એટલા માટે ઉલ્લેખ કરવામાં આવ્યો કે માણસની ટેવ અને પ્રકૃતિની બીનાએ સવારે અને સાંજે ખાવાની ટેવ ધરાવતો હોય છે. અરબો કહે છે કે જે વ્યક્તિને સવાર–સાંજનો ખોરાક પૂરો મળે તે આરામ અને ઐશવાળો છે.

હઝરત અનસ બિન માલિક (રહ.)એ આ આયત તિલાવત કરીને કહ્યું કે એનાથી જાણ થાય છે કે મો'મિનોનું ખાવું દિવસમાં બે વખતે હોય છે, સવારે અને સાંજે.

અમુક લોકોએ ફરમાવ્યું કે અહીંયાં સવાર અને સાંજનો શબ્દ કહીને સામાન્યપણું ભાવાર્થ તરીકે છે, જેમકે રાત અને દિવસનો શબ્દ પણ અથવા પૂર્વ

અને પશ્ચિમનો શબ્દ પણ સામાન્ય રીતે બોલવામાં આવે છે, કોઈ ખાસ નિશ્ચિત સ્થળ કે સમય ભાવાર્થ તરીકે હોતું નથી. આથી અર્થ એ થશે કે તેમનું રિઝ્ક તેમની ઈચ્છા પ્રમાણે દરેક સમયે ઉપસ્થિત રહેશે. વલ્લાહુ અઅ્લમુ. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૬૪ થી ૭૨)

وَمَا نَتَنَزَّلُ إِلَّا بِأَمْرِ رَبِّكَ ۖ لَهُ مَا بَيْنَ أَيْدِينَا وَمَا خَلْفَنَا وَمَا بَيْنَ ذَٰلِكَ ۚ
وَمَا كَانَ رَبُّكَ نَسِيًّا ﴿٦٤﴾ رَبُّ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا فَاعْبُدْهُ وَاصْطَبِرْ
لِعِبَادَتِهِ ۚ هَلْ تَعْلَمُ لَهُ سَمِيًّا ﴿٦٥﴾ وَيَقُولُ الْإِنسَانُ أَإِذَا مَا مِتُّ لَسَوْفَ أُخْرَجُ حَيًّا ﴿٦٦﴾ ع
أَوَلَا يَذْكُرُ الْإِنسَانُ أَنَّا خَلَقْنَاهُ مِن قَبْلُ وَلَمْ يَكُ شَيْئًا ﴿٦٧﴾ فَوَرَبِّكَ لَنَحْشُرَنَّهُمْ
وَالشَّيَاطِينَ ثُمَّ لَنُحْضِرَنَّهُمْ حَوْلَ جَهَنَّمَ جِثِيًّا ﴿٦٨﴾ ثُمَّ لَنَنزِعَنَّ مِن كُلِّ شِيعَةٍ
أَيُّهُمْ أَشَدُّ عَلَى الرَّحْمَٰنِ عِتِيًّا ﴿٦٩﴾ ثُمَّ لَنَحْنُ أَعْلَمُ بِالَّذِينَ هُمْ أَوْلَىٰ بِهَا صِلِيًّا ﴿٧٠﴾
وَإِن مِّنكُمْ إِلَّا وَارِدُهَا ۚ كَانَ عَلَىٰ رَبِّكَ حَتْمًا مَّقْضِيًّا ﴿٧١﴾ ثُمَّ نُنَجِّي الَّذِينَ اتَّقَوا
وَّنَذَرُ الظَّالِمِينَ فِيهَا جِثِيًّا ﴿٧٢﴾

## તરજુમો :

*અને (ફરિશ્તાએ નબીને કહ્યું) અમે તમારા પરવરદિગારના હુકમ વિના ઊતરતા નથી, તેનું જ છે જે અમારી આગળ છે અને જે અમારી પાછળ અને જે તેની વચ્ચે છે અને તમારો પરવરદિગાર ભૂલી જનારો નથી. (૬૪) પરવરદિગાર આસમાનોનો અને જમીનનો અને જે તેની વચ્ચે છે બસ તેની જ બંદગી કરો અને તેની બંદગી ઉપર કાયમ રહો; કોઈને તમે તેના નામનો ઓળખો છો ? (૬૫) અને માનવી કહે છે, શું હું જ્યારે મરી જાઉં તો ફરી સજીવન થઈને નીકળીશ !? (૬૬) શું માનવી યાદ નથી રાખતો કે અમે તેને પહેલી વખતે બનાવ્યો અને તે કોઈપણ વસ્તુ ન હતો !? (૬૭) બસ કસમ છે તમારા પરવરદિગારની ! અમે તેમને અને શયતાનોને ઘેરી બોલાવીશું,*

*પછી સામે લાવીશું દોઝખની ચોમેર ઘૂંટણિયે પડેલા. (૬૮) પછી અમે દરેક ટોળામાંથી તેમને ખેંચી કાઢીશું જે તેમનામાં રહમાન સાથે ઘણા વધારે બળવાખોરી કરનારા હતા. (૬૯) પછી અમને સારી પેઠે ખબર છે જે તેમાં દાખલ થવાની ખૂબ પાત્રતા ધરાવે છે. (૭૦) અને તમારામાં કોઈ નથી જે તેના ઉપર ન પહોંચે, આ વાયદો તમારા પરવરદિગાર ઉપર જરૂરી થઈ ચૂક્યો, નિર્ધારિત ! (૭૧) પછી અમે તેમને બચાવીશું જેઓ ડરતા રહ્યા અને જાલિમોને (ગુનેહગારોને) તેમાં ઊંધા પડેલા છોડી દઈશું. (૭૨)*

## તફસીર :

### શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) :

સહીહ બુખારીમાં હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ જિબ્રઈલ (અલૈ.)ની સામે એવી ઈચ્છા જાહેર કરી કે થોડા વધારે વખત આવ્યા કરો તેના ઉપર આ આયત નાઝિલ થઈ.

અને (અમે તમારી દરખાસ્તનો હઝરત જિબ્રઈલ અલૈ. તરફથી જવાબ આપીએ છીએ, સાંભળો ! તે આ છે કે) અમે (એટલે કે ફરિશ્તાઓ) તમારા પરવરદિગારના હુકમ વિના ગમે ત્યારે નથી આવી શકતા, તેની જ (મિલ્કત) છે અમારી આગળની બધી વસ્તુઓ (મકાન હોય અથવા જમીન હોય, સમય હોય કે સ્થળ હોય) અને (એ જ રીતે) અમારી પાછળની બધી વસ્તુઓ અને જે વસ્તુઓ તેની વચ્ચે છે (આગળના મકાન તો જે મોંઢાની સામેની દિશાએ હોય તે, પાછળના જે પીઠ દિશાએ હોય તે અને તેની વચ્ચેના જેમાં આ હસ્તી પોતે પણ અથવા તેનો ભાવાર્થ ભૂતકાળ અથવા ભવિષ્ય પણ હોય શકે છે અને مَا بَيْنَ ذٰلِكَ "મા બય્ન ઝાલિક"નો અર્થ વર્તમાનકાળ હોઈ શકે છે) અને તમારો પરવરદિગાર ભૂલી જનારો નથી (એટલા માટે આ બધા હુકમો તમને પ્રથમથી જાણ છે, મતલબ એ છે કે અમે તક્વીની સ્વરૂપે હુકમના બંધાયેલા છે, પોતાના અભિપ્રાયથી એક મકાનથી બીજા મકાનમાં અથવા અમે જ્યારે ઈચ્છીએ ક્યાંય પણ આવી જઈ શકતા નથી, જ્યારે અમારા મોકલવાની મસ્લિહત હોય છે તો અલ્લાહ તઆલા અમને મોકલી આપે છે, એવી સંભાવના નથી કે તે કોઈ મસ્લિહતના સમયે ભૂલી જાય) તે પરવરદિગાર છે આસમાનોનો અને જમીનનો

અને તે બધી વસ્તુઓનો જે તે બંનેની વચ્ચે છે, બસ (જ્યારે આવો હાકિમ અને માલિક છે તો હે શ્રોતા !) તું તેની ઈબાદત (અને આજ્ઞાપાલન) કર્યા કર અને (એક વખતે નહીં બલકે) તેની ઈબાદત ઉપર કાયમ રેહ (અને જો તેની ઈબાદત નહીં કરે તો શું તું બીજા કોઈની ઈબાદત કરવાનો છે ?) ભલા ! તું કોઈને તેની સિફત પ્રમાણેનું જાણે છે ? (એટલે કે કોઈ તેની સિફતના સમકક્ષ નથી માટે ઈબાદતના લાયક કોઈ જ નથી બસ, તેની જ ઈબાદત કરવી જરૂરી છે) અને મનુષ્ય (કે જે આખિરતનો ઈન્કારી છે તે) એવું કહે છે કે હું જ્યારે મરી જઈશ તો શું ફરી જીવતો કરીને કબરમાંથી કાઢવામાં આવીશ ? (અલ્લાહ તઆલા જવાબ આપે છે કે) શું (આ) માણસ એ વાતને નથી સમજતો કે અમે તેને આથી પહેલાં (ન હોવામાંથી) અસ્તિત્વમાં લાવી ચૂક્યા છે અને એ (તે વખતે) કંઈપણ ન હતો (જ્યારે એવી પરિસ્થિતિમાંથી જિંદગી આપી અસ્તિત્વમાં લાવવું અલ્લાહ માટે સરળ છે તો ફરીવાર જીવન આપવું તો તેના કરતાં વધારે સહેલું છે) બસ, કસમ છે તમારા પરવરદિગારની ! અમે તેમને (કયામતમાં સજીવન કરીને હશ્રના સ્થળે) ભેગા કરીશું અને (તેમની સાથે) શયતાનોને પણ (જેઓ દુનિયામાં તેમની સાથે રહીને તેમને બહેકાવતા અને શિખવાડતા હતા જેમકે બીજી આયતમાં છે ( قَالَ قَرِيۡنُهٗ رَبَّنَا مَاۤ اَطۡغَيۡتُهٗ ) પછી તેઓ (સૌ)ને દોઝખની ચોમેર એવી સ્થિતિમાં હાજર કરીશું કે (હેબતના માર્યા) ઘૂંટણીયે પડી ગયેલા હશે, પછી (તે કાફિરોના) દરેક ટોળા (જેમકે યહૂદીઓ, નસારા, અગ્નિપૂજકો, મૂર્તિપૂજકો વગેરે)માંથી તે લોકોને અલગ તારવીશું જે તેમનામાં સૌથી વધારે અલ્લાહની સાથે બળવાખોરી કર્યા કરતા હતા (જેથી તેઓને અન્યોથી પહેલાં દોઝખમાં દાખલ કરે) પછી (એવું નથી કે તેને અલગ તારવવામાં અમને કોઈ તહકીકની જરૂરત પડવાની છે, કારણ કે) અમે (પોતે) એવા લોકોને સારી પેઠે જાણીએ છીએ જેઓ દોઝખમાં જવાના વધારે (એટલે કે વહેલાં જવાના) હકદાર છે (બસ પોતાના જ્ઞાન વડે આવા લોકોને અલગ તારવીને પ્રથમ તેમને પછી બીજા કાફિરોને દોઝખમાં દાખલ કરીશું અને આ ક્રમ માત્ર શરૂઆતનો છે અને જહન્નમનું અસ્તિત્વ એવું ચોક્કસ છે કે તેનું નિરીક્ષણ બધા મો'મિન અને કાફિરને કરાવવામાં આવશે, બસ તેના નિરીક્ષણનો હેતુ અને સ્વરૂપ ભિન્ન ભિન્ન પ્રકારનું હશે, કાફિરોને તેમાં પ્રવેશ કરાવવા માટે તથા હંમેશા–હંમેશના અઝાબ માટે તથા મો'મિનોને પુલ સીરાત

પસાર કરાવી વધારે શુક્ર અને ખુશી માટે કે તેને જોઈને જે જન્નતમાં પહોંચશે તે વધારે શુક્રિય્યહ અદા કરશે અને ખુશ થશે) અને (અમુક ગુનેહગારોને મર્યાદિત સજા માટે કે જે વાસ્તવમાં તેમને પવિત્ર કરવા માટે છે એવા સામાન્ય નિરીક્ષણની ખબર આપવામાં આવે છે કે) તમારામાંથી કોઈ પણ નથી જે તેના ઉપર પસાર ન થાય (કોઈને દાખલ કરીને અને કોઈને તેના ઉપરથી પસાર કરીને) આ (વાયદા પ્રમાણે કરવું) તમારા પરવરદિગારે પોતાના માટે જરૂરી કર્યું છે જે (અવશ્ય) પૂરો થઈને રહેશે, પછી (આ જહન્નમ ઉપરથી પસાર થવામાં એવું ન સમજવામાં આવે કે તેમાં મો'મિનો અને કાફિરો એકસમાન છે બલકે) અમે તે લોકોને છુટકારો આપીશું જેઓ અલ્લાહથી ડરતા હતા (અને ઈમાન લાવ્યા હતા ભલે તેમને પ્રથમથી છુટકારો મળી જાય જેમકે કામિલ મો'મિનોને મળશે અથવા તો પાછળથી અમુક તકલીફ સહન કર્યા પછી જેમકે અમુક નાકિસ મો'મિનોને) અને જાલિમોને (એટલે કે કાફિરોને) અમે (હંમેશા માટે) એવી હાલતમાં રહેવા દઈશું કે (રંજ અને ગમના માર્યા) ઘૂંટણભેર (ઊંધા) પડશે.

## મસ્અલા અને બોધપાઠ :

وَاصْطَبِرْ لِعِبَادَتِهٖ (વસ્તબિર્ લિ ઈબાદતિહી) શબ્દ اِصْطِبَار (ઈસ્તિબાર)નો અર્થ "મહેનત અને તકલીફ ઉપર અડગ રહેવું" થાય છે જેમાં ઈશારો છે કે ઈબાદતનું સાતત્ય જાળવવું એ મહેનત માંગી લેતું કામ છે, ઈબાદતગુઝાર બંદાએ તેના માટે તૈયાર રહેવું જોઈએ.

هَلْ تَعْلَمُ لَهٗ سَمِيًّا માં શબ્દ سَمِیُّ (સમી)નો પ્રખ્યાત અર્થ "સમાન નામ" છે અને આ આશ્ચર્યજનક સંયોગ છે કે મુશ્રિકો અને મૂર્તિપૂજકોએ જો કે ઈબાદતમાં અલ્લાહ તઆલાની સાથે ઘણા બધા મનુષ્યો, ફરિશ્તાઓ, પથ્થરો અને મૂર્તિઓને સામેલ કરી રાખ્યા હતા અને તે સૌને اِلٰهُ (ઈલાહ) એટલે કે, મઅ્બૂદ કહેતા હતા પરંતુ કોઈ પણ બાતિલ મઅ્બૂદનું નામ શબ્દ اَللّٰهُ (અલ્લાહ) રાખ્યું ન હતું, આ એક તક્વીની અને તકદીરી બાબત હતી કે દુનિયામાં અલ્લાહના નામથી કોઈ મૂર્તિ, કોઈ જૂઠા મઅ્બૂદને પોકારવામાં આવ્યો નથી આથી આ અર્થના આધારે પણ આયતનો વિષય સ્પષ્ટ અને ખુલ્લો છે કે, દુનિયામાં અલ્લાહ નામ ધરાવનાર અલ્લાહ સિવાય કોઈ અન્ય નથી.

મોટા ભાગના વિવરણકારો મુજાહિદ, ઈબ્ને ઝુબૈર, કતાદહ, ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ સ્થળે આ શબ્દનો અર્થ "ઉદાહરણ અથવા મિસાલ" હોવાનો પણ નકલ થયો છે, એનો ભાવાર્થ સ્પષ્ટ છે કે અલ્લાહની વિશિષ્ટ સિફતોમાં અલ્લાહ તઆલાનો કોઈ સમકક્ષ કે તેના જેવું કોઈનું દષ્ટાંત શક્ય જ નથી.

لَـنَـحْشُرَنَّهُمْ وَالشَّيٰطِيْنَ ثُمَّ لَنُحْضِرَنَّهُمْ આ સ્થળે وَالشَّيَاطِيْنَ (વશ્શયાતિન)નો وَ (વાવ) એ مَعَ (મઅ)ના અર્થમાં છે, એનો ભાવાર્થ એ છે કે દરેક કાફિરને તેના શયતાનની સાથે એક ક્રમમાં બાંધીને ઉઠાવવામાં આવશે. આ સ્વરૂપમાં આ માત્ર કાફિરોના પરિણામનું વર્ણન હશે અને જો ભાવાર્થ સામાન્ય લેવામાં આવે જેમાં મો'મિનો અને કાફિરો બધા સામેલ છે તો શયાતીનની સાથે તે સૌના હશ્રનો અર્થ એ થશે કે દરેક કાફિર તો પોતાના શયતાનની સાથે બાંધેલો હાજર થશે અને મો'મિનોમાં પણ આ હશ્રના સ્થળે અલગ નહીં હોય, એ આધારે સૌની સાથે શયતાનનો જમાવડો થઈ જશે. *(કુર્તુબી)*

حَوْلَ جَهَنَّمَ جِثِيًّا હશ્રની શરૂઆતના સમયે મો'મિનો અને કાફિરો તથા નેક લોકો અને બુરા લોકો બધા જ જહન્નમની ચોમેર ભેગા કરવામાં આવશે અને સૌના ઉપર એક હેબત છવાયેલી હશે, બધા જ ઘૂંટણીયેભેર પડેલા હશે, પછી મો'મિનો અને ભલા લોકોને જહન્નમ પાર કરાવીને જન્નતમાં દાખલ કરવામાં આવશે જેથી જહન્નમના બિહામણા દષ્યો જોયા પછી તેમને સંપૂર્ણ ખુશી થશે તથા તેમને દીનનો વિરોધ કરવા ઉપર થનારા કાયમી અઝાબથી બચી જવાના કારણે અલ્લાહ તઆલાનો વધારે આભાર માનવાનો મોકો મળશે.

ثُمَّ لَنَنْزِعَنَّ مِنْ كُلِّ شِيْعَةٍ માં શબ્દ شِيْعَهُ (શીઅહ) અસલ શબ્દાર્થમાં "કોઈ ખાસ વ્યક્તિ અથવા ખાસ અકીદહ ધરાવનાર અનુયાયી"ને કહેવામાં આવે છે એટલા માટે તેને કોઈ ચોક્કસ ફિરકાની ઓળખના શબ્દ તરીકે પણ ઉપયોગ થાય છે અને આ આયતનો ભાવાર્થ એ છે કે કાફિરોના વિવિધ ફિરકાઓમાં જે સૌથી વધારે બળવાખોર હશે તેને તે સૌમાં અલગ તારવીને આગળ કરવામાં આવશે, અમુક વિવરણકારોએ ફરમાવ્યું કે જહન્નમમાં તેઓ એ ક્રમમાં દાખલ કરવામાં આવશે કે જેના ગુનાહ સૌથી વધારે હશે તે સૌથી પહેલાં ત્યારબાદ બીજા અને ત્રીજા દરજ્જાના અપરાધીઓ જહન્નમમાં દાખલ કરવામાં આવશે. *(મઝહરી)*

وَاِنۡ مِّنۡكُمۡ اِلَّا وَارِدُهَا એટલે કે, કોઈ મનુષ્ય મો'મિન અથવા કાફિર એવો રહેશે નહીં જે જહન્નમ ઉપરથી પસાર ન થાય. અત્રે وُرُوۡدُ નો ભાવાર્થ પ્રવેશ કરવો નથી બલકે તેને પાર કરવાનો છે, જેમકે ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની એક રિવાયતમાં શબ્દ مُــــــرُوۡرُ પણ આવ્યો છે અને જો તેનાથી પ્રવેશ ભાવાર્થ તરીકે લેવામાં આવે તો મો'મિનો અને મુત્તકીઓનો પ્રવેશ એ રીતે થશે કે જહન્નમ તેમના માટે સલામતી અને ઠંડકવાળી બની જશે, તેમને તેમની કોઈ તકલીફની અનુભૂતિ થશે નહીં, જેમકે હઝરત અબૂ સુમૈયાની રિવાયતમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કોઈ નેક વ્યક્તિ અથવા દુષ્ટ માણસ બાકી રહેશે નહીં જે શરૂઆતમાં જહન્નમમાં દાખલ ન થાય પરંતુ તે સમયે મો'મિનો અને મુત્તકીઓ માટે જહન્નમ ઠંડી અને સલામતીવાળી બની જશે, જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે નમરૂદની આગ ઠંડકવાળી અને સલામતીવાળી બનાવવામાં આવી હતી, ત્યારબાદ મો'મિનોને અહીંયાંથી છુટકારો આપીને જન્નતમાં લઈ જવામાં આવશે. આયતનો આ જ અર્થ તેના આગલા વાક્યમાં છે. ثُــمَّ نُنَجِّى الَّذِيۡنَ اتَّقَوۡا આ વિષય હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ નકલ થયેલ છે અને કુર્આને કરીમમાં જે શબ્દ ورود આવ્યો છે જો તેનો અર્થ પ્રવેશ કરવાનો લેવામાં આવે તો પણ પ્રવેશ તેના ઉપરથી પસાર થવાના ભાવાર્થ તરીકે હશે એટલા માટે તેમાં કોઈ વિરોધાભાસ નથી.

————————

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૭૩ થી ૭૬)

| |
|---|
| وَاِذَا تُتۡلٰى عَلَيۡهِمۡ اٰيٰتُنَا بَيِّنٰتٍ قَالَ الَّذِيۡنَ كَفَرُوۡا لِلَّذِيۡنَ اٰمَنُوۡۤا ۙ اَىُّ الۡفَرِيۡقَيۡنِ |
| خَيۡرٌ مَّقَامًا وَّاَحۡسَنُ نَدِيًّا ﴿٧٣﴾ وَكَمۡ اَهۡلَكۡنَا قَبۡلَهُمۡ مِّنۡ قَرۡنٍ هُمۡ اَحۡسَنُ اَثَاثًا وَّرِءۡيًا ﴿٧٤﴾ |
| قُلۡ مَنۡ كَانَ فِى الضَّلٰلَةِ فَلۡيَمۡدُدۡ لَهُ الرَّحۡمٰنُ مَدًّا ۚ حَتّٰۤى اِذَا رَاَوۡا مَا يُوۡعَدُوۡنَ اِمَّا الۡعَذَابَ |
| وَاِمَّا السَّاعَةَ ؕ فَسَيَعۡلَمُوۡنَ مَنۡ هُوَ شَرٌّ مَّكَانًا وَّاَضۡعَفُ جُنۡدًا ﴿٧٥﴾ وَيَزِيۡدُ اللّٰهُ |
| الَّذِيۡنَ اهۡتَدَوۡا هُدًى ؕ وَالۡبٰقِيٰتُ الصّٰلِحٰتُ خَيۡرٌ عِنۡدَ رَبِّكَ ثَوَابًا وَّخَيۡرٌ مَّرَدًّا ﴿٧٦﴾ |

## તરજુમો :

*અને જ્યારે અમારી સ્પષ્ટ આયતો સંભળાવે તો જે લોકો ઈન્કારી છે ઈમાનવાળાઓને કહે છે, બંને પક્ષોમાં કોનું મકાન બહેતર છે અને કોની મજલીસ સારી લાગે છે ? (૭૩) અને અમે તેમનાથી પહેલાં કેટલાય જૂથોનો નાશ કરી ચૂક્યા તે એમનાથી માલ-મિલકત અને દેખાવમાં ચઢિયાતા હતા. (૭૪) તમે કહો ! જે ભટકતો રહ્યો રહમાન તેને લાંબો ખેંચી (ઢીલ આપી) રહ્યો છે એટલે સુધી કે જ્યારે જોશે જે વાયદો તેમને થયો હતો અથવા આફત અને અથવા કયામત, બસ ત્યારે જાણી લેશે કોનું મકાન ખરાબ છે અને કોની ફોજ કમજોર છે ! (૭૫) અને અલ્લાહ વધારતો જાય છે હિદાયતવાળાઓની હિદાયત અને બાકી રહેનારી નેકીઓ તમારા પરવરદિગારના ત્યાં સારો બદલો ધરાવે છે અને પાછા જવાનું સારું સ્થળ. (૭૬)*

## તફસીર :

અને જ્યારે તે ઈન્કારી લોકોની સામે અમારી (તે) ખુલ્લમ ખુલ્લી આયતો પઢવામાં આવે છે (જેમાં મો'મિનોના સત્ય ઉપર હોવાનો અને કાફિરોના બાતિલ ઉપર હોવાનો ઉલ્લેખ હોય છે) તો આ કાફિર લોકો મુસલમાનોને કહે છે કે (એ બતાવો આપણા) બંને પક્ષોમાં (એટલે કે અમારામાંથી અને તમારામાંથી દુનિયાની અંદર) મકાન કોનું વધારે સારું છે અને મહેફિલ કોની સારી છે ? (એટલે કે દેખીતું છે કે વ્યક્તિગત અને જાહેર સાધન સામગ્રી તથા સામાજિકતામાં અમે વધેલા છે, અમારી અગ્રતાની બાબત તો અનુભવી શકાય છે અને બીજી અગ્ર બાબત એ છે કે ઈનામો અને અહેસાત તથા નેઅ્મતોની પ્રાપ્તિ તે જ વ્યક્તિ માટે હોય છે જે દેનારાને વધારે પસંદ અને પ્રિય હોય, આ બંને પ્રકારની દલીલોથી સાબિત થાય છે કે અમે જ અલ્લાહના પ્રિય અને સ્વીકૃત છે તથા તમે તેના અપ્રિય અને અપમાનિત બંદાઓ છો, આ બાબતનો આગળ અલ્લાહ તઆલા જવાબ આપે છે જેમાં એક જવાબ ઈલ્ઝામી-આક્ષેપરૂપ અને બીજો જવાબ સંશોધન આધારિત છે, પ્રથમ જવાબ તો એ છે કે આ લોકો એવી વાતો કહે છે) અને (એ જોતા નથી કે) અમે તેમનાથી પહેલાં ઘણા બધા એવા

એવા જૂથોનો (હેબતનાક સજાઓથી કે જે ચોક્કસ અલ્લાહનો અઝાબ જ હતો) નાશ કર્યો છે જે સામાન અને દેખાવમાં તેમનાથી પણ (કેટલાય ઘણા) સારા હતા (એનાથી જાણ થઈ કે બીજા પ્રકારની બાબત ખોટી છે બલકે કોઈ હિકમત અને મસ્લિહતથી દુનિયાની નેઅ્મત અલ્લાહનો ક્રોધનો ભોગ બનેલને અથવા મરદૂદને પણ આપવામાં આવી શકે છે. આગળ બીજો જવાબ છે કે હે પયગમ્બર ﷺ !) તમે કહી આપો કે જે લોકો ગુમરાહીમાં છે (એટલે કે તમે;) અલ્લાહ તઆલા તેમને ઢીલ આપતો રહે છે (એટલે કે આ દુનિયાની નેઅ્મતમાં એ હિકમત છે કે મહોલત આપીને હુજ્જત પૂરી કરવામાં આવે જેમકે બીજી આયતમાં છે, .....اَوَ لَمۡ نُعَمِّرۡكُمۡ مَّا يَتَذَكَّرُ فِيۡهِ مَنۡ تَذَكَّرَ અને આ મહોલત અમુક દિવસની છે) એટલે સુધી કે જે વસ્તુનો તેમને વાયદો કરવામાં આવ્યો છે જ્યારે તેને જોઈ લેશે યા તો અઝાબને (દુનિયામાં) અથવા તો કયામતને (બીજા વિશ્વમાં) બસ (તે સમયે) તેમને જાણ થઈ જશે કે કોનું મકાન દૂર છે અને કોના કમજોર મદદગાર છે ? (એટલે કે દુનિયામાં જે પોતાની મજલિસવાળાઓને પોતાના સહાયક સમજે છે અને ગર્વ કરે છે ત્યાં જાણ થઈ જશે કે તેમનામાં કેટલું જોર છે ? કારણ કે ત્યાં તો કોઈનું કંઈ જોર ચાલશે જ નહીં તેને જ اَضۡعَفُ કહ્યું હતું) અને (મુસલમાનોની એ હાલત છે કે) અલ્લાહ તઆલા હિદાયતવાળાઓને (દુનિયામાં તો) હિદાયત વધારે છે (એટલે કે અસલ મૂડી એ જ છે ભલે તેમની સાથે માલ અને દોલત ન હોય કોઈ વાંધો નથી) અને (આખિરતમાં જાહેર થઈ જશે કે) જે નેક કામ હંમેશા બાકી રહેવાનું છે તે તમારા પરવરદિગાર નજીક સવાબની રૂએ પણ ઉત્તમ અને પરિણામમાં પણ બહેતર છે (બસ, તેમને સવાબમાં મોટી મોટી નેઅ્મતો મળશે જેમાં મકાન અને બગીચાઓ બધું જ કંઈ હશે અને આ અમલોનું પરિણામ હંમેશા–હંમેશ માટેનું છે માટે આ નેઅ્મતોમાં અંતે તો મુસલમાનોની જ છેલ્લી પરિસ્થિતિ ઉત્તમ હશે અને અંતિમ પરિણામને જ લક્ષમાં લેવામાં આવે છે અને તે જ ભરોસાપાત્ર હોય છે).

## મસ્અલા અને બોધપાઠ :

خَيۡرٌ مَّقَامًا وَّاَحۡسَنُ نَدِيًّا અહીંયાં કાફિરોએ મુસલમાનોને ભૂલમાં નાંખવા માટે બે વસ્તુઓ રજૂ કરી, પ્રથમ દુનિયાનો માલ અને દોલત તથા

સાધન-સામગ્રી અને બીજું પોતાનો સામાજિક દરજ્જો, પોતાનું જૂથ અને મજલિસ કે આ બાબતોમાં દેખીતી રીતે મુસલમાનોના મુકાબલામાં કાફિરોને તે વધારે પ્રમાણમાં પ્રાપ્ત હતું અને આ જ બે વસ્તુઓ છે જે મનુષ્ય માટે નશાનું કામ કરે છે અને તેનો ગર્વ અને અભિમાન મોટા-મોટા બુદ્ધિશાળીઓ અને તેજસ્વી લોકોને ખોટા માર્ગોના રવાડે ચઢાવી દે છે અને અગાઉના યુગના મોટા-મોટા મૂડીપતિઓ અને હુકૂમત તથા રાજપાટવાળાઓના ઈબ્રતનાક ઈતિહાસથી ગાફેલ કરીને પોતાના વર્તમાનને પોતાની વ્યક્તિગત વિશેષતા અને કાયમી રાહતનું માધ્યમ હોવાનું ઠસાવી દે છે માત્ર તે લોકો સિવાય કે જેઓ કુર્આને કરીમની તા'લીમ પ્રમાણે દુનિયાના માલ અને દોલત તથા ઈજ્જત અને હોદ્દા કોઈને પણ પોતાની વ્યક્તિગત વિશેષતા અથવા કાયમ રહેનાર પરિસ્થિતિ ન સમજે અને તેના ઉપર અલ્લાહનો શુક્ર મુખેથી પણ અદા કર્યા કરે અને તેની દીધેલી નેઅ્મતોને ખર્ચ કરવામાં પણ તેના હુકમોની પાબંદી કરે અને તેના ફના થઈ જવાના અથવા ઓછા થઈ જવાના ભયથી પણ કોઈ સમયે ગાફેલ ન રહે ત્યારે તે જ વ્યક્તિ તેની બુરાઈથી સુરક્ષિત રહે છે, જેમકે અંબિયા (અલૈ.) છે. હઝરત સુલયમાન અને દાવુદ (અલૈ.) તથા સહાબએ કિરામ (રદિ.)માં ઘણા બધા માલદાર સહાબા (રદિ.) અને એ જ પ્રમાણે ઉમ્મતમાં લાખો અવલિયા નેક અને સાલિહ લોકો જેઓને અલ્લાહ તઆલાએ દુનિયાનો માલ અને દોલત પણ મોટા પ્રમાણમાં અર્પણ કર્યો અને દીનની દોલત તથા પોતાનો ડર પણ.

કાફિરોની આ ખોટી ભ્રમણાઓને કુર્આને હકીમે એ રીતે દૂર કરી કે દુનિયાની અમુક દિવસની નેઅ્મતો કે દોલત ન તો અલ્લાહ તરફ સ્વીકૃત હોવાની નિશાની હોઈ શકે છે અને ન જ દુનિયામાં તે કોઈ વ્યક્તિગત વિશિષ્ટતાની નિશાની સમજવામાં આવી શકે છે, કારણ કે ઘણા બધા મૂર્ખ અને અજ્ઞાની લોકોને દુનિયામાં આ વસ્તુઓ બુદ્ધિશાળીઓ અને સમજદારો કરતાં વધારે મળી જાય છે, પાછલો ઈતિહાસ ઉઠાવીને જોશો તો આ વાસ્તવિકતા ખુલીને સામે આવી જશે કે એવા-એવા બલકે તેમનાથી પણ વધારે કેટલાય દોલતમંદ લોકો અને દબદબાવાળાઓના ઢગલા જમીન ઉપર પથરાતા જોવા મળ્યા છે.

રહી વાત મિત્રતા, સામજિકતા અને મજલિસની શ્રેષ્ઠતાની ! તો તેની વાસ્તવિકતા પણ પ્રથમ તો દુનિયામાં જ જાહેર થઈ જાય છે કે કપરા કાળમાં તે

કોઈ કામ લાગતું નથી, પછી જો દુનિયામાં તેઓ બરાબર સેવા-ચાકરી પણ કરતા રહે તો કેટલા દિવસ ! ત્યાર પછી મહશરના મેદાનમાં તેમનો સાથી કોણ હશે ?

بَاقِيَاتِ صَالِحَاتُ માં وَالْبٰقِيٰتُ الصّٰلِحٰتُ خَيْرٌ عِنْدَ رَبِّكَ ثَوَابًا وَّخَيْرٌ مَّرَدًّا ની તફસીરમાં વિવિધ નિવેદનો છે જેની વિગત સૂરએ કહફમાં પસાર થઈ ચૂકી છે અને પ્રચલિત મત એ જ પ્રવર્તે છે કે તેનો ભાવાર્થ તે બધી જ ફરમાંબરદારીઓ અને નેક કાર્યો છે જેના લાભ બાકી રહેનારા છે, શબ્દ مَـرَدًّا (મરદ્દન) مَـرْجَعُ (મરજઅ્) છે, તેનો ભાવાર્થ "પરિણામ અને આકિબત" છે, આયતનો ભાવાર્થ સ્પષ્ટ છે કે નેક અમલો જ મૂળ દોલત છે જેનો સવાબ ઘણો મોટો અને તેનું પરિણામ કાયમી રાહત છે.

---

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૭૭ થી ૮૨)

اَفَرَءَيْتَ الَّذِىْ كَفَرَ بِاٰيٰتِنَا وَقَالَ لَاُوْتَيَنَّ مَالًا وَّوَلَدًا ﴿٧٧﴾ اَطَّلَعَ الْغَيْبَ اَمِ اتَّخَذَ
عِنْدَ الرَّحْمٰنِ عَهْدًا ﴿٧٨﴾ كَلَّا ؕ سَنَكْتُبُ مَا يَقُوْلُ وَنَمُدُّ لَهٗ مِنَ الْعَذَابِ مَدًّا ﴿٧٩﴾ وَّنَرِثُهٗ
مَا يَقُوْلُ وَيَاْتِيْنَا فَرْدًا ﴿٨٠﴾ وَاتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اٰلِهَةً لِّيَكُوْنُوْا لَهُمْ عِزًّا ﴿٨١﴾
كَلَّا ؕ سَيَكْفُرُوْنَ بِعِبَادَتِهِمْ وَيَكُوْنُوْنَ عَلَيْهِمْ ضِدًّا ﴿٨٢﴾ ع

### તરજુમો :

*ભલા તમે તેને જોયો જે અમારી આયતોથી ઈન્કારી થયો અને કહ્યું, મને તો માલ અને અવલાદ મળીને જ રહેશે ? (૭૭) શું ગય્બને જાણી લાવ્યો છે અથવા રહમાનથી કરાર લઈ રાખ્યો છે ? (૭૮) એવું નથી ! અમે લખી રાખીશું જે તે કહે છે અને તેને અઝાબમાં વધારતા જઈશું, લાંબે સુધી. (૭૯) અને અમે તેના મરવા ઉપર લઈ લઈશું જે કંઈ તે બતાવી રહ્યો છે અને અમારી પાસે એકલો(-અટૂલો) આવશે. (૮૦) અને લોકોએ અલ્લાહ સિવાય અન્યોને મઅ્બૂદ બનાવી રાખ્યા છે જેથી તે તેમના માટે મદદ (ઈજ્જત) થાય ! (૮૧) કદાપિ નહીં ! તેઓ તેમની બંદગીથી ઈન્કારી થશે અને તેમના વિરોધી થઈ જશે. (૮૨)*

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ !) શું તમે તે વ્યક્તિ(ની હાલત)ને પણ જોઈ ? તે અમારી આયનો સાથે (જેનો હક એ છે કે તેના ઉપર ઈમાન લાવવામાં આવે જેમાંથી આયતે બઅ્ષ-મોત પછી ઉઠવાની આયત પણ છે તેનાથી) કુફ્ર કરે છે અને (ઠઠ્ઠા-મશ્કરી સ્વરૂપે) કહે છે કે મને (આખિરતમાં) માલ અને અવલાદ મળશે (મતલબ એ છે કે તેની હાલત પણ તાજ્જુબ કરવાપાત્ર છે, આગળ તેમની વાતનો રદિયો છે કે) શું આ વ્યક્તિ ગયૂબનો જાણકાર થઈ ગયો છે અથવા તેણે અલ્લાહ તઆલા સાથે કોઈ કરાર (એ વાતનો) લઈ લીધો છે ? (એટલે કે આ દા'વતનું જ્ઞાન આવ્યું કોઈ પ્રકારના માધ્યમથી અથવા ઈલ્મે ગયૂબ છે કે જે કોઈ પ્રકારના માધ્યમ વિના સીધે સીધું આવ્યું છે ? વળી આ દા'વો કોઈ તર્કસંગત પણ નથી તો શું તે વહી થયેલ બાબત છે ? અલ્લાહ તઆલાએ ખબર આપી હોય તે જ માત્ર દલીલ બની શકે છે તો પછી આ ખોટા દા'વા દરેક રીતે જૂઠા છે બુદ્ધિની રૂએ પણ અને અન્ય માધ્યમો દ્વારા આ ખબર થઈ હોવાની રૂએ પણ) કદાપિ નહીં (માત્ર ગપ્પા હાંકે છે અને બકવાસ કરે છે) અમે તેનું કહેલું પણ લખી લઈએ છીએ (અને સમય આવ્યે સજા આપીશું કે) તેના માટે અઝાબ વધતો ચાલ્યો જશે અને તેની કહેલી વસ્તુઓના અમે માલિક રહી જઈશું (એટલે કે તે તો દુનિયામાંથી મરી જશે અને માલ તથા અવલાદ ઉપર તેનો અધિકાર રહેશે નહીં, અમે જ બધાના માલિક રહીશું અને કયામતમાં અમે તેને કંઈ આપીશું નહીં બલકે તે અમારી પાસે માલ અને અવલાદ વિના) એકલો થઈને આવશે અને તે લોકોએ અલ્લાહને છોડીને અન્ય મઅ્બૂદો બનાવી રાખ્યા છે જેથી તેમના માટે તે (અલ્લાહ પાસે) ઈજ્જતનું કારણ હોય (જેમકે આ આયતમાં હિકાયત છે, يَقُوْلُوْنَ هٰٓؤُلَآءِ شُفَعَآؤُنَا عِنْدَ اللّٰهِ બસ એવું) કદાપિ થશે નહીં (બલકે) તે તો (કયામતમાં પોતે) તેમની ઈબાદતનો જ ઈન્કાર કરશે (જેમકે સુરએ યૂનુસમાં ત્રીજા રુકૂઅ્માં આવી ચૂક્યું છે, قَالَ شُرَكَآءُ هُمْ مَّا كُنْتُمْ اِيَّانَا تَعْبُدُوْنَ) અને (ઊલટા) તેમના વિરોધી થઈ જશે (અંતે તેઓ પરિણામે બેઈજ્જત અને અપમાનિત થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

لَاُوْتَيَنَّ مَالًا وَّوَلَدًا બુખારી અને મુસ્લિમમાં હઝરત ખબ્બાબ બિન અલ

અરતથી રિવાયત છે કે તેમનું અમુક કરજ આસ બિન વાઈલના માથે હતું, તેઓ તેમની પાસે ઉઘરાણી માટે ગયા, તેમણે કહ્યું, હું તો તમારું કરજ ત્યાં સુધી નહીં આપું જ્યાં સુધી તમે હઝરત મુહમ્મદ ﷺ સાથે કુફ્ર અને ઈન્કારનો મા'મલો ન કરો, તેમણે જવાબ આપ્યો કે હું એ કામ નથી કરી શકતો જ્યાં સુધી કે તમે મરો અથવા જીવતા રહો. આસ બિન વાઈલે કહ્યું કે સારું ! શું હું મર્યા પછી જીવતો થઈશ ? જો એવું છે તો પછી તમારું કરજ પણ તે વખતે જ ચૂકવી આપીશ જ્યારે કે હું ફરીવાર જીવતો થઈશ કારણ કે તે વખતે પણ મારી પાસે માલ અને અવલાદ હશે. *(કુર્તુબી)*

કુર્આને કરીમે આ મૂર્ખના જવાબમાં ફરમાવ્યું કે તેને એ કેવી રીતે ખબર થઈ કે તે ફરીવાર જીવતો થવાના સમયે પણ માલ અને અવલાદવાળો હશે ? اَطَّلَعَ الْغَيْبَ શું તેણે ગયબની વાતોને ઝાંકીને જાણી લીધી છે ? اَمِ اتَّخَذَ عِنْدَ الرَّحْمٰنِ عَهْدًا અથવા અલ્લાહ રહમાન સાથે તેણે માલ અને અવલાદના માટે કોઈ કરાર કે વાયદો કરી લીધો છે ? અને એ દેખીતું છે કે આવી કોઈ વાત નથી પછી તેણે આ વિચાર કેવી રીતે પકાવી લીધો ? وَنَرِثُهٗ مَا يَقُوْلُ એટલે કે, જે માલ અને અવલાદનું તે વર્ણન કરી રહ્યો છે તે આખિરતમાં મળવાની વાત તો ઘણી દૂર દુનિયામાં પણ જે કંઈ તેને મળેલ છે તેને પણ છોડવું પડશે અને તેના વારિસ અંતે અમે થઈશું, એટલે કે આ માલ અને અવલાદ તેની પાસેથી ઝૂંટવી લેવામાં આવશે અને અંતે અલ્લાહ તરફ પાછું વાળવામાં આવશે.

وَيَاْتِيْنَا فَرْدًا અને કયામતના દિવસે તે એકલો અતૂલો અમારા દરબારમાં હાજર થશે, ન તો કોઈ અવલાદ સાથે હશે અને ન જ કોઈ માલ وَيَكُوْنُوْنَ عَلَيْهِمْ ضِدًّا એટલે કે, તે પોતે ઘડી કાઢેલ મૂર્તિઓ અને બાતિલ મૂર્તિઓ જેની ઈબાદત એટલા માટે કરતા હતા કે તેઓ તેના મદદગાર બને જ્યારે કે મહશરમાં તેનાથી બિલકુલ ઊંધું થશે કે તેઓ તેમના દુશ્મન બની જશે. અલ્લાહ તઆલા તેમને સાંભળવાની અને બોલવાની શક્તિ આપશે અને તેઓ બોલશે કે, યા અલ્લાહ ! તેમને અઝાબ અને સજા આપ કે તેમણે તને છોડીને અમને મઅ્બૂદ બનાવી લીધા હતા. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૮૩ થી ૮૭)

| |
|---|
| اَلَمْ تَرَ اَنَّاۤ اَرْسَلْنَا الشَّيٰطِيْنَ عَلَى الْكٰفِرِيْنَ تَؤُزُّهُمْ اَزًّا ﴿۸۳﴾ فَلَا تَعْجَلْ عَلَيْهِمْ ؕ |
| اِنَّمَا نَعُدُّ لَهُمْ عَدًّا ﴿۸۴﴾ يَوْمَ نَحْشُرُ الْمُتَّقِيْنَ اِلَى الرَّحْمٰنِ وَفْدًا ﴿۸۵﴾ وَّنَسُوْقُ الْمُجْرِمِيْنَ |
| اِلٰى جَهَنَّمَ وِرْدًا ﴿۸۶﴾ لَا يَمْلِكُوْنَ الشَّفَاعَةَ اِلَّا مَنِ اتَّخَذَ عِنْدَ الرَّحْمٰنِ عَهْدًا ﴿۸۷﴾ |

### તરજુમો :

*તમે જોયું નહીં કે અમે ઈન્કારીઓ ઉપર શયતાન છોડી રાખ્યા છે ? તેમને ઉશ્કેરીને ઉછાળે છે ! (૮૩) બસ તમે તેમના ઉપર જલદી ન કરો, અમે તો એમની ગણતરી (count down) પૂરી કરીએ છીએ. (૮૪) જે દિવસે અમે પરહેઝગારોને એકઠા કરી લાવીશું રહમાનની પાસે બોલાવેલા મહેમાન (બનાવી). (૮૫) અને મુજરીમોને દોઝખ તરફ (ઢોરોની જેમ) હાંકી લઈ જઈશું, તરસ્યા ! (૮૬) લોકો સિફારસનો અધિકાર નથી ધરાવતા પરંતુ જેણે રહમાનથી વાયદો લઈ લીધો છે. (૮૭)*

### તફસીર :

(હે નબી ﷺ તમે તેમની ગુમરાહીથી ગમ કરો છો તો) શું તમને ખબર નથી કે અમે શયતાનોને કાફિરો ઉપર (ગુમરાહ કરવા માટે) છોડી રાખ્યા છે કે તેઓ તેમની (કુફ્ર અને ગુમરાહી ઉપર) ખૂબ ઉશ્કેરણી (કરે છે અને પ્રોત્સાહિત) કરતા રહે છે (પછી જે પોતે જ પોતાના અધિકારથી પોતાના બુરું ઈચ્છનારના બહેકાવામાં આવી જાય તેનો ગમ શા માટે કરવામાં આવે ?) બસ, (જ્યારે શયતાનો તેમને ગુમરાહ કરવા માટે છોડવામાં આવ્યા છે અને જ્યાં સુધી તેઓ સજાના સંપૂર્ણ હકદાર ન થાય ત્યાં સુધી) તમે તેઓ(ની સજાની દરખાસ્ત)ના માટે ઉતાવળ ન કરો અમે તેમની વાતો (જેના ઉપર સજા થશે) પોતે ગણી રહ્યા છે (અને તે સજા તે દિવસે થશે) જે દિવસે અમે મુત્તકીઓને રહમાન(ના નેઅ્મતોવાળા ઘર)ના તરફ મહેમાન બનાવીને એકઠા કરીશું અને પાપીઓને દોઝખ તરફ તરસ્યા હાંકી જઈશું (અને કોઈ તેમની ભલામણ કરનાર પણ હશે નહીં કારણ કે ત્યાં) કોઈ સિફારસનો અધિકાર ધરાવતો ન હશે પરંતુ હા ! જેણે

રહમાનની પાસેથી પરવાનગી લીધી છે (તે અંબિયા અને સાલિહીન છે અને પરવાનગી માત્ર મો'મિનો સાથે ખાસ છે માટે કાફિરો માટે સિફારસ થશે નહીં).

## મસ્અલા અને બોધપાઠ :

تَؤُزُّهُمْ اَزًّا અરબી શબ્દકોષમાં શબ્દ هَزَّ (હઝ્ઝ), اَزَّ (અઝ્ઝ), فَزَّ (ફઝ્ઝ) અને حَضَّ (હઝ્ઝ) બધા એક જ અર્થ માટે આવે છે, એટલે કે "કોઈ કાર્ય કરવા માટે ઉશ્કેરવું અથવા પ્રોત્સાહિત કરવું." ઘટનાની કઠોરતા અને સરળતા એટલે કે વધારા–ઘટાડાના આધારે તેમાં પરસ્પર તફાવત છે. શબ્દ اَزَّ (અઝ્ઝ)નો અર્થ સંપૂર્ણ શક્તિ અને યોજનાબદ્ધ આંદોલન દ્વારા કોઈ વ્યક્તિને કોઈ કાર્ય કરવા માટે તૈયાર કરવો બલકે મજબૂર કરી દેવો થાય છે. આયતનો ભાવાર્થ એ છે કે આ શયતાનો તેમને દુષ્કૃત્યો કરવા માટે ઉશ્કેરતા રહે છે અને તે દુષ્કૃત્યોના શણગારને તેમના દિલોમાં ઘર કરાવી દે છે, તેની બુરાઈઓ તેને જોવા દેતા નથી.

اِنَّمَا نَعُدُّ لَهُمْ عَدًّا અર્થ એ છે કે તમે તેમના અઝાબના વિષયમાં ઉતાવળ ન કરો નહિ તો તે ઘણો જ જલદી થવાનો છે, કારણ કે અમે તેમની ગણતરીના દિવસો અને જે સમય દુનિયામાં રહેવાનો આપ્યો છે તે ઘણો જ જલદી પૂર્ણ થવાનો છે ત્યારબાદ તેમના માટે અઝાબ જ અઝાબ છે. نَعُدُّ لَهُمْ એટલે કે, અમે તેમના માટે ગણતરી (Count Down) કરીએ છીએ, જેનો ભાવાર્થ એ છે કે તેમની કોઈ બાબત સ્વતંત્ર નથી, તેમની જિંદગીના દિવસ–રાત ગણાઈ રહ્યા છે, તેમના શ્વાસ, તેમનું હલન–ચલન, તેમનું એક–એક ડગલું, તેમની લિજ્જતો, તેમની જિંદગીની એક–એક લઢણ ગણાય રહી છે, આ ગણતરી (Count Down) પૂરી થતાં જ તેમના ઉપર અઝાબ તૂટી પડશે.

મામૂન રશીદે એક વખતે સૂરએ મરયમ પઢી, જ્યારે આ આયત ઉપર પહોંચ્યો તો મજલિસમાં હાજર જે ઉલમા અને ફુકહા હતા, તેમાંથી ઈબ્ને સિમાક તરફ ઈશારો કર્યો કે તેના વિશે કંઈક કહો. તેમણે કહ્યું કે જ્યારે આપણા શ્વાસ ગણતરીના છે અને તેમાં કોઈ વધારો થઈ શકતો નથી તો વિચારો એ કેટલા જલદી પૂર્ણ થઈ જશે ! તેને જ અમુક શાઈરોએ કહ્યું છે.

حَیَاتُکَ اَنْفَاسٌ تُعَدُّ فَکُلَّمَا مَضٰی نَفَسٌ مِنْکَ اِنْتَقَصَتْ بِهِ جُزْءًا

*તારી જિંદગીના શ્વાસ ગણતરીના છે, જ્યારે તું એક શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયા પૂરી કરે છે તો તારી જિંદગીનો એક અંશ ઓછો થઈ જાય છે કે મનુષ્ય દિવસ–રાતમાં ચોવીસ હજાર સ્વાસોચ્છ્વાસ કરે છે.* *(કુર્તુબી)*

અને અમુક લોકોએ ફરમાવ્યું,

وَکَیْفَ یَفْرَحُ بِالدُّنْیَا وَلَذَّتِهَا فَتًی یُعَدُّ عَلَیْهِ اللَّفْظُ وَالنَّفَسُ

*દુનિયા અને તેની લિજ્જતો ઉપર તે વ્યક્તિ કઈ રીતે મગ્ન અને નચિંત થઈ શકે છે જેના શબ્દો અને શ્વાસોનો પણ હિસાબ રાખવામાં આવી રહ્યો છે ! (રૂહ)*

یَوْمَ نَحْشُرُ الْمُتَّقِیْنَ اِلَی الرَّحْمٰنِ وَفْدًا શબ્દ وَفْدًا એવા આવનાર માટે બોલવામાં આવે છે જે કોઈ મોટા રાજા અથવા અમીનની પાસે સન્માન અને ઈજ્જતની સાથે જાય. અમુક હદીષની રિવાયતોમાં છે કે આ લોકો સવારીઓ ઉપર સવાર થઈને પહોંચશે અને દરેક વ્યક્તિની સવારી તે હશે જે તે દુનિયામાં પોતાના માટે પસંદ કરતો હતો; ઊંટ, ઘોડા અથવા અન્ય સવારીઓ. અમુક લોકોએ કહ્યું છે કે તેમના નેક અમલો તેમની પ્રિય સવારીઓનું સ્વરૂપ અપનાવી લેશે, હદીષની આ રિવાયતો રૂહુલ મઆની અને કુર્તુબીએ નકલ કરી છે.

اِلٰی جَهَنَّمَ وِرْدًا માં શબ્દ وِرْد (વિર્દ)નો શાબ્દિક અર્થ પાણી તરફ જવાનો થાય છે અને દેખીતું એ છે કે તરસ્યા હોવાના સમયે જ કોઈ વ્યક્તિ અથવા જાનવર પાણી તરફ જાય છે એટલા માટે وِرْدًا (વિર્દન)નો અનુવાદ "તરસ્યો" કરવામાં આવ્યો.

مَنِ اتَّخَذَ عِنْدَ الرَّحْمٰنِ عَهْدًا હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે عَهْد (અહદ)નો ભાવાર્થ "લા ઈલાહા ઈલ્લલ્લાહ"ની શહાદત છે, અમુકે ફરમાવ્યું કે "અહદ"નો ભાવાર્થ અલ્લાહની કિતાબને હિફ્ઝ કરવું છે, ખુલાસો એ છે કે સિફારસ કરવાનો હક દરેકને નહીં મળે માત્ર તે લોકો સિવાય કે જેઓ ઈમાનના કરાર ઉપર મજબૂત રહ્યા હોય. *(રૂહુલ મઆની)*

———————

## આયતો : (સૂરએ મરયમ : આયત નં. ૮૮ થી ૯૮)

وَقَالُوا اتَّخَذَ الرَّحْمٰنُ وَلَدًا ﴿٨٨﴾ لَقَدْ جِئْتُمْ شَيْئًا إِدًّا ﴿٨٩﴾ تَكَادُ السَّمٰوٰتُ يَتَفَطَّرْنَ
مِنْهُ وَتَنْشَقُّ الْأَرْضُ وَتَخِرُّ الْجِبَالُ هَدًّا ﴿٩٠﴾ أَنْ دَعَوْا لِلرَّحْمٰنِ وَلَدًا ﴿٩١﴾ وَمَا يَنْبَغِي
لِلرَّحْمٰنِ أَنْ يَتَّخِذَ وَلَدًا ﴿٩٢﴾ إِنْ كُلُّ مَنْ فِي السَّمٰوٰتِ وَالْأَرْضِ إِلَّا آتِي الرَّحْمٰنِ
عَبْدًا ﴿٩٣﴾ لَقَدْ أَحْصٰهُمْ وَعَدَّهُمْ عَدًّا ﴿٩٤﴾ وَكُلُّهُمْ آتِيهِ يَوْمَ الْقِيٰمَةِ فَرْدًا ﴿٩٥﴾ إِنَّ
الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصّٰلِحٰتِ سَيَجْعَلُ لَهُمُ الرَّحْمٰنُ وُدًّا ﴿٩٦﴾ فَإِنَّمَا يَسَّرْنٰهُ بِلِسَانِكَ
لِتُبَشِّرَ بِهِ الْمُتَّقِينَ وَتُنْذِرَ بِهِ قَوْمًا لُدًّا ﴿٩٧﴾ وَكَمْ أَهْلَكْنَا قَبْلَهُمْ مِنْ قَرْنٍ هَلْ تُحِسُّ
مِنْهُمْ مِنْ أَحَدٍ أَوْ تَسْمَعُ لَهُمْ رِكْزًا ﴿٩٨﴾

النصف

### તરજુમો :

*અને તેઓ કહે છે રહમાન સંતાન ધરાવે છે. (૮૮) નિઃશંક ! તમે ભારે વસ્તુમાં આવી ફસાયા છો. (૮૯) નિકટ છે આસમાન ફાટી પડે એ વાતથી અને જમીન ટૂકડા થાય અને પહાડ તૂટીને ધસી પડે. (૯૦) એ વાત ઉપર કે રહમાનના નામ ઉપર સંતાન પોકારે છે ! (૯૧) અને રહમાન માટે યોગ્ય જ નથી કે સંતાન ધરાવે. (૯૨) આસમાન અને જમીનમાં કોઈ નથી જે રહમાનનો બંદો બનીને ન આવે. (૯૩) તેની પાસે તેમની ગણતરી છે અને તેમની ગણતરી ગણી રાખી છે. (૯૪) અને તેમનામાં દરેક તેની સામે કયામતના દિવસે એકલો આવશે. (૯૫) અલબત્ત જે ઈમાન લાવ્યા છે અને તેમણે નેકીઓ કરી છે રહમાન તેમને મહોબ્બત આપશે. (૯૬) બસ અમે આ કુર્આન તમારી ઝુબાન (ભાષા)માં સરળ કરી દીધું એટલા જ માટે કે તમે ડરનારાઓને ખુશખબરી સંભળાવી દો અને ઝઘડાખોર લોકોને ડરાવો. (૯૭) અને ઘણા સમુદાયોનો આનાથી પહેલાં અમે નાશ કરી ચૂક્યા, તમે તેમનામાંથી કોઈની (હાજરીની) અનુભૂતિ કરો છો ? અથવા તેમનો ગણગણાટ સાંભળો છો ? (૯૮)*

## તફસીર :

અને આ (કાફિર) લોકો કહે છે કે (નઊઝુબિલ્લાહ) અલ્લાહ તઆલાએ અવલાદ (પણ) અપનાવી રાખી છે (એટલા માટે નસારા મોટા પ્રમાણમાં અને યહૂદીઓ ઓછા પ્રમાણમાં તથા અરબના બધા જ મુશ્રિકો એ જૂઠી માન્યતામાં સંડોવાયેલા હતા, અલ્લાહ તઆલા ફરમાવે છે કે) તમે (જે) આ (વાત કહી છે તો તે) એવી કઠોર હરકત કરી છે કે તેના કારણે કંઈ દૂર નથી કે આસમાનો ફાટી પડે અને જમીનના ટૂકડા ટૂકડા ઊડી જાય અને પર્વતો તૂટીને ગબડી પડે એ વાતના કારણે કે આ લોકો અલ્લાહ તઆલા સાથે અવલાદનો સંબંધ જોડે છે જ્યારે કે અલ્લાહ તઆલાની શા'ન એવી નથી કે તે અવલાદ ધારણ કરે (કારણ કે) જે કંઈ પણ આસમાનો અને જમીનમાં છે બધું અલ્લાહ તઆલાની રૂબરૂ ગુલામ બનીને હાજર થાય છે (અને) તેણે સૌને (પોતાની કુદરતમાં) ઘેરી રાખ્યા છે અને (પોતાના જ્ઞાનથી) સૌની ગણતરી કરી રાખી છે (આ હાલત તો તેમની અત્યારની છે) અને કયામતના દિવસે બધા જ તેની પાસે એકલા અટૂલા હાજર થશે (કે દરેક વ્યક્તિ અલ્લાહનો જ મોહતાજ અને તેના તાબા હેઠળ હશે, બસ જો અલ્લાહની અવલાદ હોય તો તે અલ્લાહની જેમ જ પોતાના અસ્તિત્વની ખાસિયતો અને લક્ષણો સાથે હાજર થવો જોઈએ અને આ સિફતો તો માત્ર અલ્લાહની જ થઈ જેમકે સર્વત્ર છવાયેલી કુદરત, સર્વત્ર છવાયેલું જ્ઞાન વગેરે; માટે અલ્લાહ તઆલા સિવાય કોઈનામાં આ સિફતો અને ખાસિયતો કે ગુણ લક્ષણો નથી તો પછી તેના પોતાના અસ્તિત્વમાં ઉણપો અને વિરોધાભાસોનો જમાવડો કઈ રીતે થઈ શકે છે?)

નિઃશંક ! જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સારા કામો કર્યા અલ્લાહ તઆલા (તેમને પ્રસ્તુત આખિરતની નેઅ્મતો સિવાય દુનિયામાં એ નેઅ્મતો આપશે કે) તેમના માટે (મખ્લૂકના દિલમાં) મહોબ્બત પેદા કરી દેશે બસ (તમે તેમને આ ખુશખબરી સંભળાવી દો કારણ કે) અમે આ કુર્આનને તમારી જીભ ઉપર (અરબીમાં) એટલા માટે સરળ કરી દીધું છે કે તમે તેનાથી મુત્તકીઓને ખુશખબરી સંભળાવી આપો અને (વળી) તેનાથી ઝઘડાખોર (જિદ્દી) લોકોને ડરાવો અને (આ ડરવાની વસ્તુઓમાં દુનિયામાં ઘટેલી ઘટનાઓની

નિશાનીઓમાંથી એ પણ છે કે) અમે તેમના અગાઉ ઘણા બધા જૂથોને (અઝાબ અને ક્રોધથી) હલાક કરી નાંખ્યા છે (બસ), શું તમે તેમનામાંથી કોઈને જુઓ છો અથવા તેઓ(નામાંથી કોઈ)નો ધીમો અવાજ સુદ્ધાં સાંભળો છો ? (આ નિશાનીઓ છે નામ નિશાન મિટાવી દેવાની, બસ કાફિરો દુનિયાના આ અઝાબના પણ હકદાર થશે, જો કે કોઈ મસ્લિહતના કારણે કોઈ કાફિર ઉપર આ અઝાબ આવી ન પડે તો બીજી વાત છે પરંતુ હંમેશા તે અઝાબનો ભોગ બનવાની પાત્રતા તો ધરાવે જ છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَتَخِرُّ الْجِبَالُ هَدًّا આ આયતોથી જાણ થઈ કે જમીન અને પહાડ તથા તેની બધી વસ્તુઓમાં એક ખાસ પ્રકારની બુદ્ધિ અને સમજદારી ઉપસ્થિત છે, જો કે તે દરેકના સ્વરૂપો જુદા–જુદા છે જેના ઉપર અલ્લાહના હુકમો લાગુ પડે છે તે બાબતો પણ ભિન્ન–ભિન્ન છે, જેમકે મનુષ્યની બુદ્ધિ અને સમજદારી ! આ બુદ્ધિ અને સમજદારીના કારણે જ વિશ્વનો દરેક પદાર્થ અલ્લાહની તસ્બીહ કરે છે જેમકે કુર્આને કરીમમાં ઈરશાદ છે, وَاِنْ مِّنْ شَيْءٍ اِلَّا يُسَبِّحُ بِحَمْدِهٖ એટલે કે, "કોઈ વસ્તુ વિશ્વમાં એવી નથી જે અલ્લાહના વખાણની સાથે તેની તસ્બીહ ન કરતી હોય." (૧૭:૪૪) આ પદાર્થોમાં બુદ્ધિ છે અને તેમનામાં જીવનતત્ત્વ અસ્તિત્વ ધરાવે છે જેનું વર્ણન આ પ્રસ્તુત આયતોમાં આવ્યું છે કે અલ્લાહ તઆલાની સાથે કોઈને ભાગીદાર ઠરાવી દેવું, ખાસ કરીને અલ્લાહ તઆલા માટે અવલાદ ઠરાવી દેવાથી જમીન અને પર્વતો વગેરે સખત ભય પામે અને ડરે છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જિન્નાતો અને મનુષ્યો ઉપરાંત બધી જ મખ્લૂક અલ્લાહ તઆલા સાથે ભાગીદાર કરવાથી ઘણી ડરે છે અને એ ભય અનુભવે છે કે તેઓ ટૂકડા–ટૂકડા થઈ જશે. *(રૂહુલ મઆની)*

وَعَدَّهُمْ عَدًّا એટલે કે, અલ્લાહ તઆલા શા'નુહૂ બધા જ મનુષ્યોના અમલોનું સંપૂર્ણ જ્ઞાન ધરાવે છે. તેમના શ્વાસ, તેમના ડગલાં, તેમના ખોરાક અને તેમના ઘૂંટડા જે ગળા નીચે ઊતરે છે અલ્લાહ નજીક ન તો ઓછા થઈ શકે છે અને ન જ વધી શકે છે.

سَيَجْعَلُ لَهُمُ الرَّحْمٰنُ وُدًّا એટલે કે, ઈમાન અને અમલે સાલિહ (સારા

કૃત્યો) ઉપર કાયમ રહેનારા માટે અલ્લાહ તઆલા દોસ્તી અને મહોબ્બત પેદા કરી દે છે, એટલે કે ઈમાન અને અમલે સાલિહ જ્યારે સંપૂર્ણ થાય અને કીના-કપટથી ખાલી હોય તો તેનું રક્ષણ એ છે કે મો'મિનીન અને નેક લોકો વચ્ચે પરસ્પર મહોબ્બત અને લાગણીના સંબંધો બંધાઈ જાય છે. એક નેક વ્યક્તિ બીજા નેક વ્યક્તિની લાગણી ધરાવતો થઈ જાય છે અને અન્ય બધા જ લોકો તથા મખ્લૂકના દિલોમાં પણ અલ્લાહ તઆલા તેમના પ્રત્યે મહોબ્બત પેદા કરી દે છે.

બુખારી, મુસ્લિમ, તિરમિઝી વગેરેએ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા જ્યારે કોઈ બંદાને પસંદ કરે છે તો જિબ્રઈલ અમીન (અલૈ.)ને કહે છે કે હું ફલાણા વ્યક્તિથી મહોબ્બત કરું છું, તમે પણ તેમનાથી મહોબ્બત કરો ! જિબ્રઈલ અમીન (અલૈ.) સમગ્ર આસમાનોમાં તેનું એ'લાન કરે છે અને સમગ્ર આસમાનોવાળા તેનાથી મહોબ્બત કરવા લાગે છે, પછી આ મહોબ્બત જમીન ઉપર નાઝિલ થાય છે (તો જમીનવાળા પણ બધા તે અલ્લાહના મહબૂબથી મહોબ્બત કરવા લાગે છે) અને ફરમાવ્યું કે કુર્આને કરીમની આ આયત તેના ઉપર સાક્ષી છે, એટલે اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ سَيَجْعَلُ لَهُمُ الرَّحْمٰنُ وُدًّا (રૂહુલ મઆની) અને હરમ બિન હય્યાનને ફરમાવ્યું કે જે વ્યક્તિ પોતાનું ધ્યાન દિલપૂર્વક અલ્લાહ તઆલા તરફ કેન્દ્રિત કરે છે તો અલ્લાહ તઆલા બધા જ ઈમાનવાળાઓનું ધ્યાન તેના તરફ કેન્દ્રિત કરાવી આપે છે. *(કુર્તુબી)*

હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)એ જ્યારે પોતાની પત્ની હઝરત હાજરા અને દૂધ પીતા બાળક હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને મક્કાના સૂક્કા પહાડો વચ્ચે રણમાં અલ્લાહના હુકમથી છોડીને સિરીયા તરફ પરત જવાનો ઈરાદો કર્યો ત્યારે તેમના માટે પણ દુઆ માંગી હતી. فَاجْعَلْ اَفْئِدَةً مِّنَ النَّاسِ تَهْوِىْٓ اِلَيْهِمْ (૧૪:૩૭) એટલે કે, યા અલ્લાહ ! મારા લાચાર ઘરવાળાઓ માટે તું અમુક લોકોના દિલોને કેન્દ્રિત કર, આ દુઆનું જ એ પરિણામ હતું કે હજારો વર્ષ ગુઝરી ચૂક્યા છે છતાં મક્કા અને સમગ્ર મક્કાવાળાઓની મહોબ્બત સમગ્ર દુનિયામાં ભરી દેવામાં આવી છે અને દુનિયાના દરેક ખૂણામાંથી ઘણી મહેનત અને તકલીફ ઉઠાવીને સમગ્ર જિંદગીની મૂડી ખર્ચીને લોકો ત્યાં પહોંચતા રહે છે અને દુનિયાના દરેક ખૂણાની વસ્તુઓ ત્યાં મક્કાએ મુઅજ્જમહમાં ઉપલબ્ધ હોય છે.

اَوْ تَسْمَعُ لَهُمْ رِكْزًا માં શબ્દ رِكْز (રિકઝ) તે "ગુપ્ત અવાજ અથવા ધીમા અવાજ"ને કહેવામાં આવે છે કે જે સમજવામાં ન આવે, જેમકે મૃત્યુ પામી રહેલ વ્યક્તિના થોથવાવાનો અવાજ નીકળે છે. આયતનો ભાવાર્થ એ છે કે બધી જ હુકૂમત અને બાદશાહતવાળા તથા દબદબા અને શાનો-શૌકતવાળા શક્તિશાળી લોકો જ્યારે અલ્લાહના અઝાબમાં પકડવામાં આવ્યા અને તેમનો નાશ કરવામાં આવ્યો તો એવા થઈ ગયા કે તેમનો ગુપ્ત કે ધીમો અવાજ અથવા તેમનું હલન-ચલન પણ સંભળાતું નથી.

સૂરએ મરયમ પૂરી થઈ, અલ્હમ્દુલિલ્લાહ !



**તારીખ :** ૧૦ ડિસેમ્બર ૨૦૦૯ મુતાબિક ૨૨ જિલ્હજ્જ ૧૪૩૦ હિજરી.



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

## પ્રકરણ (૨૦)

# સૂરએ તા–હા

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

સૂરએ તા–હા મક્કામાં નાઝિલ થઈ અને તેની ૧૩૫ આયતો છે તથા ૮ રુકૂઅ્ છે.

આ સૂરતનું બીજું નામ سُوۡرَۃُ کَلِیۡمٌ (સૂરએ કલીમ) પણ છે. (સખાવીના વર્ણન પ્રમાણે) કારણ એ છે કે તેમાં હઝરત કલીમુલ્લાહ મૂસા (અલૈ.)ની વિગતવાર ઘટના વર્ણન થઈ છે.

મુસ્નદે દારમીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ પૃથ્વી અને આસમાન પેદા કરવાથી બે હજાર વર્ષ પહેલાં સૂરએ તા'હા અને સૂરએ યાસીન પઢી (એટલે કે ફરિશ્તાઓને સંભળાવી) તો ફરિશ્તાઓએ કહ્યું કે ઘણી જ ખુશનસીબ અને મુબારક છે તે ઉમ્મત જેમના ઉપર આ સૂરત નાઝિલ થશે અને મુબારક છે તે દિલો જે તેને યાદ રાખશે અને મુબારક છે તે જીભો જે તેને પઢશે, આ જ તે મુબારક સૂરત છે જેણે રસૂલે કરીમ ﷺને કત્લ કરવાના નિર્ધાર સાથે નીકળેલ હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)ને ઈમાન સ્વીકારવા અને રસૂલે કરીમ ﷺના કદમોમાં પડી જવા મજબૂર કરી દીધા, જેની ઘટના સીરત (રસૂલે કરીમ ﷺના જીવન ચરિત્ર)ની કિતાબોમાં ખૂબ પ્રખ્યાત છે.

ઈબ્ને ઈસ્હાક (રદિ.)ની રિવાયત આ પ્રમાણે છે કે હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) એક દિવસે તલવાર લઈને રસૂલે કરીમ ﷺને કતલ કરવાના ઈરાદે ઘરેથી નીકળ્યા, માર્ગમાં નુઈમ બિન અબ્દુલ્લાહ મળી ગયા, પૂછ્યું, ક્યાંનો ઈરાદો છે ? હઝરત ઈબ્ને ખત્તાબ (રદિ.)એ કહ્યું કે હું તે માર્ગ ભટકેલ વ્યક્તિનું કામ તમામ કરવા માટે જઈ રહ્યો છું જેણે કુરૈશમાં વિખવાદ નાંખી દીધો છે, તેમના દીન અને ધર્મને બુરું–ભલું કહે છે, તેમને મૂર્ખ બનાવ્યા છે અને તેમની

મૂર્તિઓને બુરું–ભલું કહે છે. નુઈમ ઈબ્ને અબ્દુલ્લાહે કહ્યું કે ઉમર ! તમે તમારી જાતને ધોકામાં સંડોવી રાખી છે, શું તમે એવું સમજો છો કે તમે મુહમ્મદ ﷺને કતલ કરી નાંખશો અને તેમનો કબીલો બનૂ અબ્દે મુનાફ તમને જીવતા છોડશે કે તમે જમીન ઉપર ચાલતા–ફરતા રહો ? જો તમારામાં બુદ્ધિ છે તો પોતાની બહેન અને બનેવીની ખબર લો કે તેઓ મુસલમાન અને મુહમ્મદ ﷺના દીનના તા'બે થઈ ચૂક્યા છે. હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) ઉપર તેમની વાત અસર કરી ગઈ અને અહીંયાંથી જ પોતાની બહેન અને બનેવીના મકાન તરફ વળી ગયા, તેમના મકાનમાં હઝરત ખબ્બાબ બિન અરત (રદિ.) જે એક સહાબી હતા તેઓ તે બંનેને કુર્આનની સૂરત "સૂરએ તા–હા" પઢાવી રહ્યા હતા જે એક સહીફામાં લખેલી હતી.

તે લોકોએ જ્યારે અનુભવ્યું કે હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) આવી રહ્યા છે તો હઝરત ખબ્બાબ ઘરના કોઈ ખૂણા અથવા રૂમમાં સંતાઈ ગયા અને તેમની બહેને આ સહીફા પોતાની જાંઘો નીચે છુપાવી લીધા પરંતુ હઝરત ઉમર ઈબ્ને ખત્તાબના કાનોમાં ખબ્બાબ બિન અરતના પઢવાનો કંઈક અવાજ પડી ચૂક્યો હતો, તેમણે પૂછ્યું કે આ પઢવા–પઢાવવાનો અવાજ કેવો હતો જે મેં સાંભળ્યો છે ? તેમણે (પ્રથમ વાતને ટાળવા માટે) કહ્યું કે, કંઈ નહીં ! પરંતુ હવે ઉમર ઈબ્ને ખત્તાબે વાત ખોલી નાંખી કે મને એ ખબર મળી છે કે તમે બંને મુહમ્મદ ﷺના તાબે'દાર અને મુસલમાન થઈ ગયા છો અને એવું કહીને પોતાના બનેવી સઈદ ઈબ્ને ઝેદ ઉપર તૂટી પડ્યા, તેમની બહેન ફાતિમાએ જ્યારે આ જોયું તો પતિને બચાવવા માટે ઊભા થઈ ગયા, ઉમર ઈબ્ને ખત્તાબે તેમને પણ મારીને ઘાયલ કરી નાંખ્યા.

જ્યારે નોબત ત્યાં સુધી થઈ કે બહેન અને બનેવી બંનેએ એકી સાથે કહ્યું કે, સાંભળી લો ! અમે નિઃશંક મુસલમાન થઈ ચૂક્યા છે, અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર ઈમાન લઈ આવ્યા છે, હવે તમારાથી જે કંઈ બની શકે કરી લો! બહેનના ઝખમમાંથી લોહી વહી રહ્યું હતું, આ પરિસ્થિતિ જોઈને હઝરત ઉમર ઈબ્ને ખત્તાબને કંઈક પસ્તાવો થયો અને બહેનને કહ્યું કે તે સહીફા મને બતાવો જે તમે પઢી રહ્યા હતા જેથી હું જોઉં કે હઝરત મુહમ્મદ ﷺ શું તા'લીમ લાવ્યા છે?

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) ભણેલા–ગણેલા વ્યક્તિ હતા એટલા માટે સહીફા જોવા માંગ્યા, બહેને કહ્યું કે અમને ભય છે કે અમે આ સહીફા જો તમને આપી દીધા તો તમે તેને બરબાદ કરી નાંખશો અથવા તેની બેઅદબી કરશો, ઉમર ઈબ્ને ખત્તાબે પોતાની મૂર્તિઓની કસમ ખાઈને કહ્યું કે તમે એ ડર ન રાખો, હું તેને પઢીને તમને પરત આપી દઈશ. તેમની બહેન હઝરત ફાતિમા (રદિ.)એ જ્યારે તેમનું આવું વલણ જોયું તો તેમને કંઈક આશા થઈ ગઈ કે કદાચ ઉમર પણ મુસલમાન થઈ જાય. તે જ વખતે કહ્યું કે, ભાઈ ! વાત એમ છે કે તમે નાપાક છો અને આ સહીફાને એક પાક વ્યક્તિ સિવાય કોઈ હાથ લગાવી શકતું નથી, તમે જો જોવા જ ઈચ્છતા હોય તો ગુસ્લ કરી લો. હઝરત ઉમર (રદિ.)એ ગુસ્લ કરી લીધું, પછી આ સહીફા તેમના હવાલે કરવામાં આવ્યા તો તેમાં સૂરએ તા–હા લખેલી હતી, તેની શરૂઆતનો ભાગ પઢીને જ ઉમર (રદિ.)એ કહ્યું કે આ કલામ તો ઘણું જ સારું અને ખૂબ આદરપાત્ર છે. હઝરત ખબ્બાબ બિન અરત જે હજુ સુધી મકાનમાં સંતાયેલા હતા આ બધું કંઈ સાંભળી રહ્યા હતા, હઝરત ઉમર (રદિ.)નો અવાજ સાંભળતા જ સામે આવી ગયા અને કહ્યું, હે ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.) ! મને આશા છે કે અલ્લાહ તઆલાએ તમને પોતાના રસૂલની દુઆ માટે ચૂંટી લીધા છે, કારણ કે ગઈ કાલે મેં રસૂલે કરીમ ﷺને એ દુઆ કરતા સાંભળ્યા છે કે, اَللّٰهُمَّ اَيِّدِ الْاِسْلَامَ بِاَبِى الْحَكَمِ بْنِ هِشَامٍ اَوْ بِعُمَرَبْنِ الْخَطَّابِ યા અલ્લાહ ! ઈસ્લામને સમર્થન અને મજબૂતી અતા કર, અબૂલ હકમ ઈબ્ને હિશામ (એટલે કે અબૂજહલ) દ્વારા અથવા પછી ઉમર ઈબ્ને ખત્તાબ દ્વારા. મતલબ એ હતો કે તે બંનેમાંથી કોઈ મુસલમાન થઈ જાય તો મુસલમાનોના કમજોર વર્ગમાં જીવ પડી જાય, પછી હઝરત ખબ્બાબ (રદિ.)એ કહ્યું કે હે ઉમર ! હવે તો આ તકને ગનીમત સમજો. હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ કહ્યું કે મને મુહમ્મદ ﷺ પાસે લઈ ચાલો. આગળ તેમનું નબીએ કરીમ ﷺની સેવામાં હાજર થવું અને ઈસ્લામનો સ્વીકાર કરવો વગેરે ઘટના પ્રખ્યાત છે.

———————————

—————————

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૧ થી ૮)

آياتها ١٣٥ ٢٠ سُوْرَةُ طٰهٰ مَكِّيَّةٌ ٤٥ رکوعاتها ٨

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

طٰهٰ ﴿١﴾ مَآ اَنْزَلْنَا عَلَيْكَ الْقُرْاٰنَ لِتَشْقٰٓى ﴿٢﴾ اِلَّا تَذْكِرَةً لِّمَنْ يَّخْشٰى ﴿٣﴾
تَنْزِيْلًا مِّمَّنْ خَلَقَ الْاَرْضَ وَالسَّمٰوٰتِ الْعُلٰى ﴿٤﴾ اَلرَّحْمٰنُ عَلَى الْعَرْشِ اسْتَوٰى ﴿٥﴾
لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ وَمَا بَيْنَهُمَا وَمَا تَحْتَ الثَّرٰى ﴿٦﴾ وَاِنْ تَجْهَرْ
بِالْقَوْلِ فَاِنَّهٗ يَعْلَمُ السِّرَّ وَاَخْفٰى ﴿٧﴾ اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ لَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ﴿٨﴾

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છુ જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

*તા–હા. (૧) અમે તમારા ઉપર એટલા માટે કુર્આન નથી ઉતાર્યું કે તમે કઠણાઈમાં પડો. (૨) પરંતુ એની નસીહત માટે જે ડરે છે. (૩) તેનું ઉતારેલું છે જેણે જમીન બનાવી અને ઊંચા આસમાન. (૪) તે ઘણો મહેરબાન છે અર્શ ઉપર સ્થાપિત થયેલ. (૫) તેનું જ છે જે કંઈ આસમાન અને જમીનમાં અને તે બંનેની વચ્ચે અને નીચે (તહતુષ્ષરા–પૃથ્વીના પેટાળની) ભીની માટીમાં છે. (૬) અને જો તમે મોટા અવાજે વાત કહો તો તેને ખબર છે ભેદની અને એનાથી પણ ગુપ્ત વાતની ! (૭) અલ્લાહ છે જેના સિવાય કોઈની બંદગી નથી, તેના જ બધા સારા નામો (અસ્માઉલ હુસ્ના) છે. (૮)*

## તફસીર :

તા–હા (તેનો અર્થ અલ્લાહને ખબર છે), અમે તમારા ઉપર કુર્આન એટલા માટે નથી ઉતાર્યું કે તમે તકલીફ ઉઠાવો બલકે એવા વ્યક્તિના બોધપાઠ માટે (ઉતાર્યું છે) જે (અલ્લાહથી) ડરે છે, આ તે (જાત)ના તરફથી નાઝિલ કરવામાં આવ્યું છે જેણે જમીનને અને ઊંચા આસમાનોને પેદા કર્યા છે (અને) તે

મહાન રહમતવાળો (રહમાન) અર્શ ઉપર (જે બાદશાહના તખ્તનું ઉદાહરણ સ્વરૂપ સમજી શકાય) કાયમ (અને બિરાજમાન) છે, (જે તેની શા'નના લાયક છે અને તે એવો છે કે) તેની જ મિલકત છે જે વસ્તુઓ આસમાનોમાં છે અને જે વસ્તુઓ જમીનમાં છે અને જે વસ્તુઓ તે બંનેની વચ્ચે છે (એટલે કે આસમાનોની નીચે અને જમીનથી ઉપર) અને જે વસ્તુઓ "તહ્તષ્ષરા"માં છે (એટલે કે જમીનની અંદર જે ભીની માટી છે જેને "ષરા" કહેવામાં આવે છે, જે વસ્તુ તેની નીચે છે તેનો ભાવાર્થ એ છે કે જમીનના પેટાળમાં જે કંઈ પણ વસ્તુઓ છે એ બધી અલ્લાહની કુદરત અને બાદશાહત છે) અને (તેના જ્ઞાનની શા'ન એવી છે કે) જો તમે (હે શ્રોતા !) પોકારીને વાત કહો તો (તેને સાંભળવામાં તો શું શંકા છે? પરંતુ) એ તો (એવો છે કે) છાનેથી કહેલી વાતને અને (બલકે) તેનાથી પણ વધારે ગુપ્ત વાતને (એટલે કે જે હમણા દિલમાં છે તેને પણ) જાણે છે (તે) અલ્લાહ એવો છે કે તેના સિવાય કોઈ મઅ્બૂદ (એટલે કે ઈબાદતપાત્ર હોવાનો હકદાર જ) નથી, તેના (મોટા) સારા સારા નામ છે (જે ખાસિયતો અને ગુણ લક્ષણો ઉપર દલીલ કરે છે, બસ કુર્આન આવી મહાન હસ્તી અને નક્કર સિફતોવાળા અલ્લાહે નાઝિલ કર્યું છે તે ખરેખર સાચું છે).

## મસ્અલા અને બોધપાઠ :

'طٰهٰ' (તા–હા) આ શબ્દની તફસીરમાં વિવરણકારોના ઘણા બધા નિવેદનો છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ તેનો અર્થ يَا رَجُلُ (યા રજુલ–હે માનવી !) અને ઈબ્ને ઉમર (રદિ.) દ્વારા તેનો અર્થ يَاحَبِيْبِىْ (યા હબીબી–હે મારા વહાલા!) નકલ થયો છે. અમુક હદીષની રિવાયતોથી જાણ થાય છે કે 'طٰهٰ' (તા–હા) અને يٰسٓ (યાસીન) રસૂલે કરીમ ﷺના મુબારક નામોમાંથી છે અને એ બાબત શંકારહિત છે તથા એવું હઝરત સિદ્દીકે અકબર (રદિ.) તથા જમહૂર ઉલમાએ કહ્યું છે કે જે પ્રમાણે કુર્આનની ઘણી બધી સૂરતોની શરૂઆતમાં આવા શબ્દો આવ્યા છે તે હુરૂફે મુકત્તઅહ દાખલા તરીકે, الٓمٓ (અલીફ–લામ– મીમ) વગેરે તેમજ મુતશાબિહાત એટલે કે એવા ગૂઢાર્થોમાંથી છે કે જેને અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી જાણતું; આ શબ્દ 'طٰهٰ' (તા–હા) પણ તેમાં જ સામેલ છે.

مَآ اَنْزَلْنَا عَلَيْكَ الْقُرْاٰنَ لِتَشْقٰٓى માં શબ્દ لِتَشْقٰى (લિતશ્કા) એ شَقَاءٌ

(શકાઅ્)થી બનેલ શબ્દ છે જેનો અર્થ ''તકલીફ અને વિકટ પરિસ્થિતિમાં મૂકાવું'' થાય છે. કુર્આન નાઝિલ થવાની શરૂઆતમાં રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) આખી રાત ઈબાદત માટે ઊભા રહેતા હતા અને તહજ્જુદની નમાઝમાં તથા કુર્આનની તિલાવતમાં મશ્ગૂલ રહેતા હતા, એટલે સુધી કે આપ ﷺના પગ મુબારક ઉપર સોજા ચઢી જતા અને દિનભર એ બાબતની ફિકરમાં રહેતા હતા કે કઈ રીતે કાફિરોને હિદાયત પ્રાપ્ત થાય અને તેઓ કુર્આનની દા'વતનો સ્વીકાર કરી લે. આ આયતમાં રસૂલે કરીમ ﷺને તે બંને પ્રકારની તકલીફોથી બચાવવા માટે ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે અમે તમારા ઉપર આ કુર્આન એટલા માટે નાઝિલ નથી કર્યું કે તમે તકલીફ અને પરેશાનીમાં પડી જાઓ, આખી રાત જાગવામાં અને કુર્આનની તિલાવતમાં મશ્ગૂલ રહેવાની આવશ્યકતા નથી, એટલા માટે આ આયત નાઝિલ થયા પછી રસૂલે કરીમ ﷺનો નિત્યક્રમ એવો બની ગયો હતો કે રાતની શરૂઆતમાં આરામ કરી લેતા હતા અને રાત્રિના અંત ભાગમાં જાગીને તહજ્જુદ અદા કરતા હતા.

એ જ પ્રમાણે આ આયતમાં એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે તમારી ફરજ માત્ર તબ્લીગ અને દા'વત (પ્રચાર–પ્રસાર)ની છે, જ્યારે તમે એ કામ કરી લીધું તો પછી તેની ફિકર આપના માથે નથી કે કોણ ઈમાન લાવ્યું અને કોણે દા'વતનો સ્વીકાર ન કર્યો ? *(કુર્તુબીમાંથી)*

اِلَّا تَذْكِرَةً لِّمَنْ يَّخْشٰى ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે કુર્આન નાઝિલ થવાની શરૂઆતમાં સમગ્ર રાત્રિ તહજ્જુદ અને તિલાવતમાં પ્રવૃત્ત રહ્યા પછી કાફિરોએ મુસલમાનો માટે એવી વાતો બનાવવાનું શરૂ કર્યું કે આ લોકો ઉપર કુર્આન શું નાઝિલ થયું બલકે એક મુસીબત નાઝિલ થઈ ગઈ છે, ન તો રાત્રે આરામ કરે છે અને ન જ દિવસે ચેન છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ ઈશારો કર્યો કે આ અજ્ઞાન બદ્નસીબ લોકો સચ્ચાઈથી બેખબર છે, તેઓ શું જાણે કે કુર્આન અને તેના દ્વારા અલ્લાહે આપેલું જ્ઞાન ભલાઈ જ ભલાઈ તથા ખુશનસીબી જ ખુશનસીબી છે, તેને મુસીબત સમજનારા અજ્ઞાની અને મૂર્ખાઓ છે. સહીહૈનની હદીષમાં હઝરત મુઆવીઆ (રદિ.)ની રિવાયતમાં આવ્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, مَنْ يُّرِدِ اللّٰهُ بِهٖ خَيْرًا يُّفَقِّهْهُ فِى الدِّيْنِ એટલે કે,

અલ્લાહ તઆલા જે વ્યક્તિ સાથે ભલાઈનો ઈરાદો કરે છે તેને દીનનું ઇલ્મ તથા સમજબૂઝ અર્પણ કરે છે.

આ સ્થળે ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ એક બીજી હદીષ પણ નકલ કરી છે જે ઉલમા માટે ઘણી મોટી ખુશખબરી છે, આ હદીષ તબરાનીએ હઝરત ષુઅ્લબા બિન હકમ (રદિ.) દ્વારા રિવાયત કરી છે. ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું કે તેની સનદો જય્યદ (મજબૂત) છે. હદીષ આ પ્રમાણે છે,

قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اللّٰهُ تَعَالٰى لِلْعُلَمَاءِ يَوْمَ الْقِيَامَةِ اِذَاقَعَدَ عَلٰى كُرْسِيِّهِ لِقَضَاءِ عِبَادِهٖ اِنِّىْ لَمْ اَجْعَلْ عِلْمِىْ وَحِكْمَتِىْ فِيْكُمْ اِلَّا وَاَنَا اُرِيْدُ اَنْ اَغْفِرَ لَكُمْ عَلٰى مَاكَانَ مِنْكُمْ وَلَا اُبَالِىْ (ابْنِ كَثِيْرُ ص ۱۴۱ ج۳)

*"રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કયામતના દિવસે જ્યારે અલ્લાહ તઆલા બંદાઓના અમલોનો ફૈસલો કરવા માટે પોતાની કુર્સી ઉપર બિરાજમાન થશે ત્યારે ઉલમાથી કહેશે કે મેં પોતાનું જ્ઞાન અને હિકમત તમારા દિલોમાં માત્ર એટલા માટે મૂકી હતી કે હું તમારી મગફિરત કરવા ઈચ્છું છું તમારી તે ભૂલો છતાં કે જે તમારાથી થઈ છે અને મને કોઈ પરવા નથી."*

*(ઈબ્ને કષીર, પેજ : ૧૪૧, જિલ્દ : ૩)*

પરંતુ એ દેખીતું છે કે અત્રે ઉલમાથી ભાવાર્થ એ જ ઉલમા છે જેમાં કુર્આની જ્ઞાનની નિશાનીઓ અને અલ્લાહનો ડર મોજૂદ હોય. આ આયતમાં શબ્દ لِمَنْ يَّخْشٰى (લિમય્યંખ્શા) તેના જ તરફ ઈશારો કરે છે જેનામાં આ નિશાની ન હોય તે તેનો હકદાર નથી. વલ્લાહુ અઅ્લમુ.

عَلَى الْعَرْشِ اسْتَوٰى વિશે સાચી અને નિર્વિવાદ વાત એ જ છે જે જમહૂર સલફે સાલિહીન (પુરોગામી વિદ્વાનો) દ્વારા નકલ થઈ છે તેની હકીકત અને સ્વરૂપ કોઈને ખબર નથી, આ આયત મુતશાબિહાતમાંથી છે. માત્ર એટલો અકીદહ રાખવો જરૂરી છે કે اِسْتِوَاءُ عَلَى الْعَرْشِ એટલે કે, અર્શ ઉપર સ્થાપિત થવું હક્ક–સત્ય છે, તેનું સ્વરૂપ અલ્લાહ જલ્લ શા'નુહૂની શા'ન પ્રમાણે અને તેના યોગ્ય હશે જેને દુનિયામાં કોઈ જાણી શકતું નથી.

وَمَا تَحۡتَ الثَّرٰى તેમાં ثَرٰى (ષરા) ભીની અને પોચી માટીને કહે છે જે જમીન ખોદવાથી નીકળે છે, મખ્લૂક (સર્જન)નું જ્ઞાન તો માત્ર "ષરા" સુધી પહોંચીને સમાપ્ત થઈ જાય છે, આગળ આ "ષરા"ની નીચે પૃથ્વીના પેટાળમાં શું સંગ્રહાયેલું છે તે માત્ર અલ્લાહના જ્ઞાનમાં છે, તેને કોઈ જાણતું નથી. નવા-નવા સંશોધનો અને રિસર્ચ તથા નવા-નવા યંત્રો અને વિજ્ઞાનની અસાધારણ પ્રગતિ છતાં હમણાથી થોડા વર્ષો પહેલાં જમીનની આરપાર કાણું કરી જમીનની એક તરફથી સામેની બાજુના ગોળાર્ધમાં નીકળવાના પ્રયત્નો લાંબા સમય સુધી ચાલતા રહ્યા અને આ બધા સંશોધનો અને અનથક કોશીશોનું પરિણામ સમાચારપત્રોમાં સૌની સામે આવી ચૂક્યું છે કે માત્ર છ માઈલની ઊંડાઈ સુધી આ નવા-નવા યંત્રો કામ કરી શક્યા. આગળ એક એવો અવરોધ ઉપસ્થિત થયો કે જ્યાં ખોદકામના બધા જ યંત્રો અને આધુનિક વિજ્ઞાનના બધા જ સંશોધનો નિષ્ફળ અને લાચાર થઈ ગયા. આમ આ રીતે માત્ર છ માઈલ સુધીની ઊંડાઈ સુધીનું જ્ઞાન મનુષ્ય પ્રાપ્ત કરી શક્યો છે, જ્યારે પૃથ્વીનું પેટાળ હજારો માઈલની ઊંડાઈ ધરાવે છે. એટલા માટે એ બાબતનો સ્વીકાર કર્યા વિના છૂટકો નથી કે "તહ્તષ્ષરા" એટલે કે "પૃથ્વીના પેટાળ"નું જ્ઞાન માત્ર અલ્લાહ તઆલાની જ ખાસ સિફત છે.

يَعۡلَمُ السِّرَّ وَاَخۡفٰى માં سِرّ (સિર્ર)નો ભાવાર્થ તે વસ્તુ છે જે મનુષ્યના પોતાના દિલમાં છુપાયેલી હોય છે, તેણે કોઈના ઉપર તેને જાહેર નથી કરી અને اَخۡفٰى (અખ્ફા)નો ભાવાર્થ તે વાત છે જે હમણા સુધી તમારા દિલમાં પણ નથી આવી, ભવિષ્યમાં કોઈ સમયે દિલમાં આવશે. અલ્લાહ તઆલા આ બધી વસ્તુઓથી વાકેફ અને બાખબર છે કે કયા સમયે કયા વ્યક્તિના દિલમાં શું છે અને કાલે શું હશે ? કાલની બાબત એવી છે કે પોતે તે વ્યક્તિને પણ આજે તેની ખબર નથી કે કાલે મારા દિલમાં શું વાત આવશે ? *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ તા-હા : આયત નં. ૯ થી ૧૬)

وَهَلۡ اَتٰىكَ حَدِيۡثُ مُوۡسٰى ۘ ﴿۹﴾ اِذۡ رَاٰ نَارًا فَقَالَ لِاَهۡلِهِ امۡكُثُوۡۤا اِنِّىۡۤ اٰنَسۡتُ نَارًا
لَّعَلِّىۡۤ اٰتِيۡكُمۡ مِّنۡهَا بِقَبَسٍ اَوۡ اَجِدُ عَلَى النَّارِ هُدًى ﴿۱۰﴾ فَلَمَّاۤ اَتٰٮهَا نُوۡدِىَ

يٰمُوْسٰى ۝ اِنِّيْٓ اَنَا رَبُّكَ فَاخْلَعْ نَعْلَيْكَ ۚ اِنَّكَ بِالْوَادِ الْمُقَدَّسِ طُوًى ۝ وَاَنَا اخْتَرْتُكَ فَاسْتَمِعْ لِمَا يُوْحٰى ۝ اِنَّنِيْٓ اَنَا اللّٰهُ لَآ اِلٰهَ اِلَّآ اَنَا فَاعْبُدْنِيْ ۙ وَاَقِمِ الصَّلٰوةَ لِذِكْرِيْ ۝ اِنَّ السَّاعَةَ اٰتِيَةٌ اَكَادُ اُخْفِيْهَا لِتُجْزٰى كُلُّ نَفْسٍۢ بِمَا تَسْعٰى ۝ فَلَا يَصُدَّنَّكَ عَنْهَا مَنْ لَّا يُؤْمِنُ بِهَا وَاتَّبَعَ هَوٰىهُ فَتَرْدٰى ۝

## તરજુમો :

*અને તમને મૂસા (અલૈ.)ની વાત પહોંચી છે. (૯) જ્યારે તેમણે એક આગ જોઈ તો પોતાના ઘરવાળાઓને કહ્યું, થોભો; મેં એક આગ જોઈ છે, કદાચ તમારી પાસે એમાંથી સળગાવીને લઈ આવું અથવા આગ ઉપર પહોંચીને માર્ગનો પત્તો પામું. (૧૦) પછી જ્યારે (ત્યાં) પહોંચ્યા, અવાજ આવ્યો, હે મૂસા ! (૧૧) હું છું તમારો પરવરદિગાર ! બસ પોતાના જોડાં ઉતારી નાંખો તમે તુવાના મુકદ્દસ (પવિત્ર) મેદાનમાં છો. (૧૨) અને મેં તમને પસંદ કર્યા છે, બસ જે હુકમ થાય તે સાંભળતા રહો. (૧૩) હું જ અલ્લાહ છું, મારા સિવાય કોઈની બંદગી નથી, બસ મારી જ બંદગી કરો અને નમાઝ કાયમ કરો મારી યાદ માટે. (૧૪) નિઃશંક ! કયામત આવવાની છે, હું તેને ગુપ્ત રાખવા માંગું છું જેથી દરેક વ્યક્તિને જે તે કમાયો છે તેનો બદલો મળે. (૧૫) બસ ક્યાંક તમને તે માણસ એ વાતથી ન અટકાવી દે જે તેનું યકીન નથી ધરાવતો અને પોતાની મનેચ્છાઓ પાછળ પડી રહ્યો છે (કે) પછી તમે પટકી (હલાક કરી) દેવામાં આવો. (૧૬)*

## તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ !) શું તમને મૂસા (અલૈ.ના કિસ્સા)ની ખબર પહોંચી છે (એટલે કે તે સાંભળવાપાત્ર છે કે તેમાં તવહીદ અને નુબુવ્વત વિશે જ્ઞાન છે જેનો પ્રચાર લાભદાયક થશે, તે કિસ્સો આ પ્રમાણે છે કે) જ્યારે કે તેમણે (મદયનથી આવતા એક રાત્રે જેમાં ઠંડી પણ હતી અને પોતે માર્ગ પણ ભૂલી ગયા હતા તૂર પર્વત ઉપર) એક આગ જોઈ (કે ત્યાં વાસ્તવમાં તે નૂર હતું પરંતુ સ્વરૂપ આગનું હતું) બસ, પોતાના ઘરવાળાઓને (જે માત્ર પોતાના પત્ની હતા

અથવા સેવક વગેરે પણ હશે) કહ્યું કે તમે (અહીંયાં જ) થોભ્મેલા રહેજો (એટલે કે મારી પાછળ પાછળ ન આવશો કારણ કે એ તો માત્ર શક્યતા જ છે કે મારા સિવાય જ આગળ મુસાફરી કરવા લાગો) મેં એક આગ જોઈ છે (હું ત્યાં જઈ રહ્યો છું) કદાચ હું ત્યાંથી તમારી પાસે કોઈ અંગારો (કોઈ લાકડાં વગેરેનો) લઈ આવું (જેથી ઠંડીનો ઈલાજ થાય) અથવા (ત્યાં) આગની પાસે માર્ગનો પત્તો (જાણનારો કોઈ વ્યક્તિ પણ) મને મળી જાય, બસ તેઓ જ્યારે તે (આગ)ની પાસે પહોંચ્યા તો (તેમને અલ્લાહ તરફથી) અવાજ આપવામાં આવ્યો કે હે મૂસા! હું તમારો પરવરદિગાર છું, બસ તમે પોતાના જોડાં ઉતારી નાંખો (કારણ કે) તમે એક પવિત્ર મેદાન એટલે કે "તૂવા"માં છો (આ એક મેદાનનું નામ છે) અને મેં તમને (નબી બનાવવા માટે બધી જ મખ્લૂકમાંથી) ચૂંટી કાઢ્યા છે, બસ (હવે) જે કંઈ પણ વહી કરવામાં આવી રહી છે તેને (ધ્યાનથી) સાંભળી લો (તે એ છે કે) **હું જ અલ્લાહ છું,** મારા સિવાય કોઈ મઅ્બૂદ (બનવાપાત્ર જ) નથી તો તમે મારી ઈબાદત કર્યા કરો અને મારી જ યાદ માટે નમાઝ પઢ્યા કરો (બીજી વાત એ સાંભળો કે) નિઃસંદેહ ! કયામત આવવાની છે, હું તેને (સમગ્ર મખ્લૂકથી) ગુપ્ત રાખવા ઈચ્છું છું (અને કયામત એટલા માટે આવશે) જેથી દરેક વ્યક્તિને તેને કર્યાનો બદલો મળી જાય, બસ (જ્યારે કયામતનું આવવું ચોક્કસ છે તો) તમને કયામત (માટે તૈયાર રહેવા)થી એવો વ્યક્તિ અટકાવી ન રાખવા પામે જે તેના ઉપર ઈમાન ધરાવતો નથી અને પોતાની (મનેચ્છાઓ અને) ખ્વાહિશો ઉપર ચાલે છે (એટલે કે તમે એવા વ્યક્તિના પ્રભાવથી કયામતની તૈયારી કરવાથી બેફિકર ન થઈ જશો) ક્યાંક તમે (આવી બેફિકીના કારણે) તબાહ ન થઈ જાઓ !

## મસ્અલા અને બોધપાઠ :

هَلْ اَتٰـكَ حَدِيْثُ مُوْسٰى પાછલી આયતોમાં કુર્આને કરીમની શ્રેષ્ઠતા અને તેના સંદર્ભમાં રસૂલે કરીમ ﷺના સન્માનનું વર્ણન થયું હતું, ત્યારબાદ હઝરત મૂસા (અલૈ.)નો કિસ્સો તે ક્રમમાં યોગ્યતાના આધારે વર્ણન કરવામાં આવ્યો કે રિસાલતના અને દા'વતના હોદ્દાની ફરજ અદા કરવામાં જે મુશ્કેલીઓ અને તકલીફો પડતી હોય છે અને પાછલા અંબિયા (અલૈ.)ને પણ તે સહન કરવી પડી છે તે આપ ﷺની જાણમાં આવી જાય જેથી આપ ﷺને પ્રથમથી જ તેના

માટે તૈયાર રહેવાની માનસિકતા અને અડગતા પ્રાપ્ત થાય, જેમકે એક આયતમાં ઈરશાદ છે, وَكُلًّا نَّقُصُّ عَلَيْكَ مِنْ اَنْبَآءِ الرُّسُلِ مَا نُثَبِّتُ بِهٖ فُؤَادَكَ (૧૧:૧૨૦) એટલે કે, રસૂલોના આ બધા કિસ્સાઓ અમે તમને એટલા માટે વર્ણન કરીએ છીએ જેથી તમારું દિલ મજબૂત થઈ જાય અને તમે નુબુવ્વતના હોદ્દાનો ભાર ઉઠાવવા માટે તૈયાર થઈ જાઓ.

હઝરત મૂસા (અલૈ.)નો આ કિસ્સો જે અત્રે વર્ણન થયો છે તેની શરૂઆત એ રીતે થઈ કે જ્યારે તેઓ મદયન પહોંચીને હઝરત શુઅય્બ (અલૈ.)ના મકાનમાં એ કરાર કરીને સ્થાયી થયા હતા કે આઠ અથવા દશ વર્ષો સુધી તેમની સેવા કરશે અને તેમણે તફસીરે બહરે મુહીત વગેરેની રિવાયત પ્રમાણે اَبْعَدُ الْاَجَلَيْنِ એટલે કે દશ વર્ષો પૂરા કરવા માટેનો કરાર કર્યો હતો; તો હવે હઝરત શુઅય્બ (અલૈ.) પાસેથી છૂટછાટ ઈચ્છી કે હું હવે પોતાની વાલિદહ અને બહેનને મળવા માટે મિસ્ર જાઉં છું અને જે ભયના કારણે મિસ્ર છોડીને આવ્યો હતો કે ફિરઔની સૈનિકો તેમની ધરપકડ માટે અને કતલ કરવા માટે તેમની શોધખોળ કરી રહ્યા હતા, હવે લાંબો સમય વીતી ગયા પછી તે ભય બાકી છે કે કેમ ? હઝરત શુઅયબ (અલૈ.)એ તેમને પોતાની પત્ની એટલે કે હઝરત શુઅયબ (અલૈ.)ની પોતાની પુત્રી અને થોડો માલ–સામાન આપીને રજા આપી. માર્ગમાં સિરીયાના રાજાઓનો ભય હતો એટલા માટે સામાન્ય રસ્તો છોડીને ઓછો પ્રચલિત માર્ગ અપનાવ્યો, ઠંડીની ઋતુ હતી અને પોતાની પત્ની ગર્ભવતી અને બાળક પેદા થવાની અવસ્થામાં હતાં, બલકે સવાર–સાંજના કોઈપણ સમયે બાળક જન્મ થવાની સંભાવના લાગતી હતી. પ્રમાણમાં ઓછા પ્રચલિત માર્ગે જંગલમાં થઈને પ્રખ્યાત માર્ગથી હટીને તૂર પહાડના પશ્ચિમી અને જમણી દિશામાં જઈ નીકળ્યા, રાત્રે અંધારામાં બરફીલી ઠંડી હતી એવી જ પરિસ્થિતિમાં પત્નીને પ્રસવ પીડા ઉપડી. હઝરત મૂસા (અલૈ.)એ ઠંડીથી રક્ષણ માટે આગ સળગાવવા ઈચ્છયું તે સમયમાં દિવાસળી કે માચીસના બદલે ચકમક અને પથ્થરનો ઉપયોગ કરવામાં આવતો હતો જેને ઘસીને આગ પેદા કરવામાં આવતી હતી, તેનો ઉપયોગ કર્યો પરંતુ તેમાંથી આગ ન નીકળી. આ જ હેરાન અને પરેશાન કરી નાંખનારી પરિસ્થિતિમાં તૂર પહાડ ઉપર આગ દેખાઈ જે વાસ્તવમાં નૂર હતું, તેમણે ઘરવાળાઓને કહ્યું કે મેં આગ જોઈ છે ત્યાં જાઉં છું જેથી આગ

લાવું અને શક્ય છે કે આગની પાસે કોઈ માર્ગ જાણનારો પણ મળી જાય તો રસ્તાની પણ ખબર કાઢી લઉં અને પત્તો લગાવી લઉં, ઘરવાળાઓમાં પોતાના પત્નીનું તો હોવું નક્કી છે અને અમુક રિવાયતોથી જાણ થાય છે કે કોઈ સેવક વગરે પણ સાથે હતા તે પણ આ સંબોધનમાં સામેલ છે, અમુક રિવાયતોમાં છે કે અમુક લોકો મુસાફરીમાં સાથીદાર તરીકે પણ સાથે આવ્યા હતા પરંતુ માર્ગ ભૂલવાથી તેઓ તેમનાથી છૂટા પડી ગયા હતા. *(બહરે મુહીત)*

فَلَمَّآ اَتٰهَا એટલે કે, જે આગ દૂરથી જોઈ જ્યારે તેની પાસે પહોંચ્યા એ વિશે મુસ્નદે અહમદ વગેરેમાં વહબ બિન મુનબ્બહની રિવાયત છે કે હઝરત મૂસા (અલૈ.) તે આગ તરફ ચાલ્યા અને તેની પાસે પહોંચ્યા તો એક આશ્ચર્યજનક દૃષ્ય જોયું કે એક ઘણી મોટી આગ છે જે એક હર્યા–ભર્યા વૃક્ષની ઉપર લપકારા મારી રહી છે પરંતુ આશ્ચર્ય એ છે કે તે વૃક્ષની કોઈ ડાળ અથવા પાંદડુ સળગતું નથી, બલકે આગે વૃક્ષની ખૂબસૂરતી તથા તેની હરિયાળી અને તરોતાજગીને વધારે રોનકવાળી બનાવી દીધી છે, આ આશ્ચર્યજનક દૃષ્ય અમુક સમય સુધી એક રાહ જોવામાં જોતા રહ્યા કે કદાચ કોઈ ચિંગારી આગમાંથી જમીન ઉપર પડે અને હું તેને ઉઠાવી લઉં, જ્યારે મોડે સુધી એવું થયું તો હઝરત મૂસા (અલૈ.)એ ઘાસ વગેરેના અમુક તણખલા ભેગા કરીને તેને આગની નજીક કરી લીધા કે તે આગથી સળગી જશે તો મારું કામ થઈ જશે પરંતુ જ્યારે આ ઘાસ અને તણખલા આગની નજીક કર્યા તો આગ પાછળ હતી ગઈ અને અમુક રિવાયતોમાં છે કે આગ તેના તરફ વધી અને તેઓ ગભરાઈને પાછળ હટી ગયા, મતલબ કે આગ પ્રાપ્ત કરવાનો હેતુ પૂરો ન થયો. આ આશ્ચર્યજનક આગની વિસ્મયકારી પરિસ્થિતિ દરમિયાન એક ગયૂબી અવાજ આવ્યો. (રૂહુલ મઆની) આ ઘટના હઝરત મૂસા (અલૈ.) સાથે પહાડની તળેટીમાં ઘટી હતી જે તેમની જમણી બાજુ હતો અને જેનું નામ "તૂવા" હતું.

نُوْدِىَ يٰمُوْسٰى ۝ اِنِّىْٓ اَنَا رَبُّكَ فَاخْلَعْ نَعْلَيْكَ બહરે મુહીત, રૂહુલ મઆની વગેરેમાં છે કે હઝરત મૂસા (અલૈ.)એ આ અવાજ એ પ્રમાણે સાંભળ્યો કે તે દરેક દિશાએથી સમાન રીતે આવી રહ્યો હતો, તેની કોઈ દિશા નક્કી ન હતી અને તે એક આશ્ચર્યજનક સ્વરૂપે સંભળાયો કે માત્ર કાનોથી નહીં બલકે શરીરના બધા જ અવયવો દ્વારા તેને સાંભળવામાં આવ્યો જે એક મોઅ્જિઝાનું સ્વરૂપ

ધરાવે છે, અવાજનો ખુલાસો એ હતો કે જે વસ્તુને તમે આગ સમજી રહ્યા છો તે આગ નથી અલ્લાહ તઆલાનો એક મોઅ્જિઝો છે અને તેમાં ફરમાવ્યું કે હું જ તમારો પરવરદિગાર છું. હઝરત મૂસા (અલૈ.)ને આ અવાજ વિશે કઈ રીતે વિશ્વાસ થયો કે તે અલ્લાહ તઆલાનો જ અવાજ છે ? તેનો મૂળ જવાબ તો એ છે કે અલ્લાહ તઆલાએ તેમના દિલને એ બાબતે સંતોષિત કરી દીધું હતું કે તેઓ યકીન કરી લે કે આ અવાજ અલ્લાહ તઆલાનો જ છે, બીજું આ આગની એક આશ્ચર્યજનક પરિસ્થિતિ જોઈને કે તે વૃક્ષને સળગાવવાને બદલે તેની તાજગી અને ખૂબસૂરતીને વધારી રહી છે અને આ અવાજ પણ સામાન્ય માનવોના અવાજ જેવો નથી કે એક દિશાએથી આવે બલકે દરેક દિશાએથી સમાન રીતે સાંભળવામાં આવ્યો, બીજું એ કે માત્ર કાનોથી નહીં બલકે હાથ-પગ અને શરીરના બધા જ અવયવોથી સાંભળવાની અનુભૂતિ થઈ, જયારે કે આ અવયવોમાં શ્રવણ શક્તિ નથી હોતી, આમ બધા જ અવયવોનું આ અવાજ સાંભળવામાં સામેલ થવાથી પણ તેમની સમજમાં આવ્યું કે આ અવાજ અલ્લાહ તઆલા તરફથી જ છે.

**હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહ તઆલાનું કલામ શબ્દોમાં પ્રત્યક્ષ સાંભળ્યું :**

રૂહુલ મઆનીમાં મુસ્નદે અહમદના હવાલાથી વહબની રિવાયત છે કે હઝરત મૂસા (અલૈ.)ને જયારે "યા મૂસા !" (હે મૂસા !) શબ્દથી અવાજ આપવામાં આવ્યો તો તેમણે "લબ્બયક" (હાજર છું) કહીને જવાબ આપ્યો અને કહ્યું કે હું અવાજ સાંભળી રહ્યો છું પરંતુ બોલાવનારનું સ્થળ ખબર નથી, તમે ક્યાં છો ? તો જવાબ આવ્યો કે હું તારી ઉપર, સામે, પાછળ અને તારી સાથે છું. પછી હઝરત મૂસા (અલૈ.)એ વિનંતી કરી કે હું આ કલામ પોતે તમારું પોતાનું સાંભળી રહ્યો છું અથવા તમારા મોકલેલા કોઈ ફરિશ્તાનું ? તો જવાબ આવ્યો કે હું પોતે જ તારી સાથે વાતચીત કરી રહ્યો છું, આ બાબત ઉપર રૂહુલ મઆનીના કર્તા લખે છે કે આથી જાણ થઈ કે હઝરત મૂસા (અલૈ.)એ આ વાતચીત શબ્દોમાં કોઈ પ્રકારના ફરિશ્તાના માધ્યમ વિના પોતે સીધે-સીધી સાંભળી છે. જેમકે અહલે સુન્નત વલ જમાઅતમાંથી એક ફિરકાનો મસ્લક એ જ છે કે قَدِيْم (કદીમ-જૂનું)

શાબ્દિક વાતચીત પણ સાંભળી શકાય છે, આ બાબતે જે حُـدُوۡثٌ (હુદુષ) "નવી ઉત્પન્ન થયેલી વસ્તુ" (જૂના–કદીમનો વિરુદ્ધાર્થી શબ્દ)ની શંકા કરવામાં આવે છે તેનો જવાબ તેમના તરફથી એ છે કે كَلَامِ لَـفۡـظِـیۡ (કલામે લફ્ઝી) "શાબ્દિક વાતચીત" તે સમયે حَادِثٌ (હાદિષ) હોય છે જ્યારે કે તે ભૌતિક શારીરિક જીભ દ્વારા બોલવમાં આવે જેના માટે શરીર અને દિશા શરત છે, વળી સાંભળવા માટે માત્ર કાન જરૂરી છે જ્યારે કે હઝરત મૂસા (અલૈ.)એ જે પ્રમાણે સાંભળ્યું કે ન તો તેમને અવાજની કોઈ દિશા જણાઈ હતી અને ન જ સાંભળવા માટે માત્ર કાનનો ઉપયોગ થયો હતો, બલકે સમગ્ર શરીર સાંભળી રહ્યું હતું. દેખીતું છે કે આ સ્વરૂપ حُدُوۡثٌ (હુદુષ)ની સંભાવનાથી પાક છે. વલ્લાહુ અઅ્લમુ.

## સન્માન અને અદબ ખાતર જોડા (બૂટ–ચપ્પલ) ઉતારવા અદબ અને શિસ્તનો તકાદો છે :

فَـاخۡـلَـعۡ نَـعۡـلَيۡـكَ જોડા ઉતારવાનો હુકમ યા તો એટલા માટે આપવામાં આવ્યો કે યા તો આ અદબનું સ્થળ છે અથવા જોડા ઉતારીને ઉઘાડા પગે થઈ જવું અદબનો તકાદો છે અને યા તો એટલા માટે કે જોડા મૃત પ્રાણીના ચામડાંના બનેલા હશે જેમકે અમુક રિવાયતોમાં છે. હઝરત અલી (રદિ.), હસન બસરી (રહ.) અને ઈબ્ને ઝુરયઝ (રહ.) દ્વારા પ્રથમ કારણ નકલ થયું છે કે જોડા ઉતારવાની મસ્લિહત એ બતાવવામાં આવી કે તેમના પગ ઉપર આ મુબારક ખીણની માટી લાગી જાય જેથી તેનાથી બરકત પ્રાપ્ત થાય અને અમુકે ફરમાવ્યું કે આ હુકમ વિનમ્રતા અને સન્માનનું સ્વરૂપ પેદા કરવા માટે આપવામાં આવ્યું હતું, જેમકે પૂરોગામી (સલફે સાલિહીન) બુઝૂર્ગો બયતુલ્લાહના તવાફ વખતે એવું જ કરતા હતા.

એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ બશીર ઈબ્ને ખસાસીયાને કબરો વચ્ચે જોડા પહેરીને ચાલતા જોયા તો ફરમાવ્યું, اِذَا كُنۡـتَ فِـیۡ مِثۡلِ هٰـذَاالۡمَكَـانِ فَـاخۡـلَـعۡ نَعۡلَيۡـكَ એટલે કે, જ્યારે તમે આના જેવા મકાનથી પસાર થાઓ (જ્યારે કે સન્માન જાળવવાનો હેતુ હોય) તો પોતાના જોડા ઉતારી લો.

જોડા જો પાક હોય તો તેમાં નમાઝ દુરુસ્ત થઈ જવા ઉપર બધા જ ફુક્હાની સહમતી છે અને રસૂલે કરીમ ﷺ તથા સહાબએ કિરામ (રદિ.)નું પાક

જોડા પહેરીને નમાઝ પઢવું સહીહ રિવાયતો દ્વારા સાબિત પણ થયું છે પરંતુ સામાન્ય ટેવ અને સુન્નત એ જ જણાય છે કે જોડા–ચપ્પલ ઊતારીને નમાઝ પઢવામાં આવતી હતી કે તે સન્માન અને વિનમ્રતાની વધારે નિકટની બાબત છે. *(કુર્તુબી)*

اِنَّکَ بِالۡوَادِ الۡمُقَدَّسِ طُوًی અલ્લાહ તઆલાએ જમીનના ખાસ–ખાસ વિભાગોને પોતાની હિકમતથી ખાસ વિશેષતા અને શ્રેષ્ઠતા અર્પી છે જેમકે બયતુલ્લાહ, મસ્જિદે અક્સા, મસ્જિદે નબવી ﷺ. એ જ પ્રમાણે "વાદી–એ–તૂવા" (તૂવાની ખીણ) પણ આ જ પવિત્ર સ્થળોમાંથી છે જે તૂર પર્વતની તળેટીમાં આવેલ છે. *(કુર્તુબી)*

**કુર્આન સાંભળવાનો અદબ (શિસ્ત) :**

فَاسۡتَمِعۡ لِمَا یُوۡحٰی હઝરત વહબ બિન મુનબ્બહ (રદિ.)થી નકલ થયેલ છે કે કુર્આન સાંભળવાના અદબોમાંથી એ છે કે માનવી પોતાના બધા જ અવયવોને વ્યર્થ હલન–ચલનથી રોકે કે કોઈ બીજી પ્રવૃત્તિમાં કોઈ અવયવ લાગેલું ન રહે અને નજર પણ નીચી રાખે તથા કલામ સમજવા તરફ ધ્યાન લગાવે અને જે વ્યક્તિ આ અદબ સાથે કોઈ કલામ સાંભળે છે તો અલ્લાહ તઆલા તેને તે સમજવાની પણ તવફીક આપી દે છે. *(કુર્તુબી)*

اِنَّنِیۡۤ اَنَا اللّٰہُ لَاۤ اِلٰہَ اِلَّاۤ اَنَا فَاعۡبُدۡنِیۡ وَاَقِمِ الصَّلٰوۃَ لِذِکۡرِیۡ આ કલામમાં હઝરત મૂસા (અલૈ.)ને દીનના બધા સિંદ્ધાતોની તા'લીમ આપવામાં આવી, એટલે કે તવહીદ, રિસાલત, આખિરત. فَاسۡتَمِعۡ لِمَا یُوۡحٰی (ફસ્તમિઅ્ લિમા યૂહા)માં રિસાલત તરફ ઈશારો છે અને فَاعۡبُدۡنِیۡ (ફઅ્બુદ્‌ની)નો અર્થ એ છે કે માત્ર મારી ઈબાદત કરો, મારા સિવાય કોઈ અન્યની ઈબાદત ન કરો. આ વિષય તવહીદનો થઈ ગયો. આગળ اِنَّ السَّاعَۃَ اٰتِیَۃٌ (ઈન્નસ્સાઅત આતિયતુન)માં આખિરતનું વર્ણન છે. فَاعۡبُدۡنِیۡ (ફઅ્બુદ્‌ની)ના હુકમમાં જો કે નમાઝનો હુકમ પણ સામેલ છે પરંતુ તેને અલગથી એટલા માટે વર્ણન કર્યો છે કે નમાઝ બધી જ ઈબાદતોમાં શ્રેષ્ઠ અને ઉચ્ચ પણ છે તથા હદીષના ખુલાસા પ્રમાણે દીનનો સ્તંભ અને ઈમાનનું નૂર છે તથા નમાઝ છોડવી કાફિરોની નિશાની છે.

اَقِمِ الصَّلٰوۃَ لِذِکۡرِیۡ (અકિમિસ્સલાત લિઝિક્રી)નો અર્થ એ છે કે નમાઝની

રૂહ (આત્મા) અલ્લાહનો ઝિક્ર છે અને નમાઝ પ્રથમથી અંત સુધી અલ્લાહનું ઝિક્ર જ ઝિક્ર છે, જીભથી પણ, દિલથી પણ અને અન્ય અવયવો દ્વારા પણ. એટલા માટે નમાઝમાં અલ્લાહના ઝિક્ર પ્રત્યે દુર્લક્ષ ન સેવવું જોઈએ અને તેના ભાવાર્થમાં એ પણ સામેલ છે કે જો કોઈ વ્યક્તિ ઉપર ઊંઘ છવાઈ ગઈ હોય અથવા કોઈ પ્રવૃત્તિમાં લાગીને ભૂલી ગયો હોય અને નમાઝનો સમય નીકળી જાય તો જ્યારે ઊંઘમાંથી જાગે અથવા ભૂલી ગયા પછી યાદ આવે કે તરત તે સમયે નમાઝની કઝા પઢી લે જેમકે હદીષની અમુક રિવાયતોમાં આ પ્રમાણે આવ્યું છે.

اَكَادُ اُخۡفِيۡهَا (અકાદુ ઉખ્ફીહા) એટલે કે, કયામતના મા'મલાને હું સમગ્ર મખ્લૂકથી ગુપ્ત રાખવા ઇચ્છું છું અહીંયાં સુધી કે અંબિયા (અલૈ.) અને ફરિશ્તાઓથી પણ; તથા اَكَادُ થી એ તરફ ઈશારો છે કે જો લોકોને કયામત અને આખિરતની ચિંતા અપાવીને ઈમાન અને નેક કાર્યો ઉપર પ્રોત્સાહિત કરવાનો હેતુ ન હોત તો એટલી વાત પણ જાહેર કરવામાં આવી ન હોત કે કયામત આવવાની છે, જેમકે ઉપરોક્ત આયતમાં આવ્યું છે اِنَّ السَّاعَةَ اٰتِيَةٌ અને તેના વર્ણનનો હેતુ કયામતને ગુપ્ત રાખવાની બાબતને વધારે સ્પષ્ટ કરવાનો છે.

لِتُجۡزٰى كُلُّ نَفۡسٍ ۢبِمَا تَسۡعٰى (જેથી બદલો આપવામાં આવે દરેક વ્યક્તિને પોતાના અમલનો) આ વાક્યનો સંબંધ જો શબ્દ اٰتِيَةٌ (આતિયતુન) સાથે છે તો તેનો અર્થ દેખીતું છે કે કયામત આવવાની હિકમત અને મસ્લિહત એ છે કે દુનિયા તો બદલાનું સ્થળ નથી, અહીંયાં સારા અને નરસા કૃત્યોનો બદલો કોઈને સંપૂર્ણ નથી મળતો અને જો ક્યારેક દુનિયામાં અમુક બદલો મળી પણ જાય છે તો તે બદલો અમલનો સંપૂર્ણ બદલો નથી હોતો, એક નમૂનો માત્ર હોય છે એટલા માટે જરૂરી છે કે કોઈ એવો વખત આવે જ્યાં દરેક સારા કૃત્યોનો સંપૂર્ણ નેક બદલો અને નરસા કૃત્યોની સંપૂર્ણ શિક્ષા આપવામાં આવે.

અને જો આ વાક્યનો સંબંધ اَكَادُ اُخۡفِيۡهَا (અકાદુ ઉખ્ફીહા) ઠરાવવામાં આવે તો એ પણ શક્ય છે અને અર્થ તેનો એ છે કે કયામત અને મોતના સમયને અને તારીખને ગુપ્ત રાખવામાં હિકમત એ છે કે લોકો પોત–પોતાના અમલ અને પ્રયત્નોમાં લાગેલા રહે, પોતાની વ્યક્તિગત કયામત એટલે કે મોત; તથા સંપૂર્ણ દુનિયાની કયામત એટલે કે હશ્રના દિવસને દૂર સમજીને નિષ્કાળજી દાખવી બેસી ન રહે. *(રૂહુલ મઆની)*

فَلَا يَصُدَّنَّكَ عَنْهَا તેમાં હઝરત મૂસા (અલૈ.)ને સંબોધન કરીને તાકીદ કરવામાં આવી છે કે ક્યાંક એવું ન થવું જોઈએ કે તમે કાફિરો અને બેઈમાનોના કહેવાથી કયામત વિશે નિષ્કાળજી દાખવવા લાગો અને તે તમારી બરબાદીનું કારણ બની જાય. દેખીતું છે કે કોઈ નબી અને રસૂલ કે જેઓ માસૂમ (નિર્દોષ) હોય છે આવી નિષ્કાળજી નથી દાખવતા તેમ છતાં આવું સંબોધન કરવું વાસ્તવમાં તેમની ઉમ્મત અને સામાન્ય મખ્લૂકને સંભળાવવાનો હેતુ છે કે જ્યારે અલ્લાહના પયગમ્બરોને પણ આવી તાકીદ કરવામાં આવે છે તો પછી તમારે તો તેની કેટલી કાળજી રાખવી જોઈએ !

————————

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૧૭ થી ૨૪)

وَمَا تِلْكَ بِيَمِينِكَ يٰمُوسٰى ﴿١٧﴾ قَالَ هِيَ عَصَايَ ۚ أَتَوَكَّؤُا عَلَيْهَا وَأَهُشُّ بِهَا عَلٰى
غَنَمِي وَلِيَ فِيهَا مَآرِبُ أُخْرٰى ﴿١٨﴾ قَالَ أَلْقِهَا يٰمُوسٰى ﴿١٩﴾ فَأَلْقٰهَا فَإِذَا هِيَ حَيَّةٌ
تَسْعٰى ﴿٢٠﴾ قَالَ خُذْهَا وَلَا تَخَفْ ۖ سَنُعِيدُهَا سِيرَتَهَا الْأُولٰى ﴿٢١﴾ وَاضْمُمْ يَدَكَ إِلٰى
جَنَاحِكَ تَخْرُجْ بَيْضَاءَ مِنْ غَيْرِ سُوءٍ آيَةً أُخْرٰى ﴿٢٢﴾ لِنُرِيَكَ مِنْ آيٰتِنَا الْكُبْرٰى ﴿٢٣﴾
اِذْهَبْ إِلٰى فِرْعَوْنَ إِنَّهُ طَغٰى ﴿٢٤﴾

## તરજુમો :

*અને આ તમારા જમણા હાથમાં શું છે ? હે મૂસા ? (૧૭) બોલ્યા, આ મારી લાઠી છે, તેના ઉપર ટેક લગાવું છું અને તેનાથી મારી બકરીઓ ઉપર પાંદડા ખેરવું છું અને તેમાં મારા બીજા પણ અમુક કામ છે. (૧૮) કહ્યું, હે મૂસા ! તેને નાંખી દો. (૧૯) તો તેને નાંખી દીધી, પછી તે જ વખતે તે દોડતો સાપ બની ગયો. (૨૦) કહ્યું, તેને પકડી લો અને ડરો નહીં, અમે હમણા તેને પ્રથમ પરિસ્થિતિ ઉપર ફેરવી દઈશું. (૨૧) અને પોતાનો હાથ પોતાની બગલથી મેળવો (બગલમાં નાંખો) કે સફેદ (ચળકતો) થઈને નીકળે કોઈ બીમારી વિના, આ બીજી નિશાની ! (૨૨) જેથી અમે તમને પોતાની મોટી*

*નિશાનીઓ બતાવતા જઈએ. (૨૩) ફિરઔન તરફ જાઓ કે તેણે ઘણું માથું ઊંચક્યું છે. (૨૪)*

## તફસીર :

અને (અલ્લાહ તઆલાએ મૂસા અલૈ.ને એ પણ ફરમાવ્યું કે) હે મૂસા (અલૈ.) ! આ તમારા જમણા હાથમાં શું વસ્તુ છે ? તેમણે કહ્યું કે આ મારી લાઠી છે, હું (ક્યારેક) તેના ઉપર ટેક લગાવું છું અને (ક્યારેક) તેનાથી પોતાની બકરીઓ ઉપર (ઝાડના) પાંડદાઓ ખંખેરું છું અને તેમાં મારા અન્ય કામો પણ (નીકળે) છે (દાખલા તરીકે ખભા ઉપર મૂકીને સામાન વગેરે લટકાવું છું અથવા તો કોઈ તકલીફ આપનાર જાનવરને દૂર કરવા વગેરેનું કામ લઉં છું); ઈરશાદ થયો કે તે (લાઠી)ને (જમીન ઉપર) ફેંકી દો હે મૂસા (અલૈ.) ! બસ, તેમણે તેને (જમીન ઉપર) નાંખી દીધી તો અચાનક તે (અલ્લાહની કુદરતથી) એક દોડતો સાપ બની ગયો (જેના કારણે હઝરત મૂસા અલૈ. ડરી ગયા), ઈરશાદ થયો કે તેને પકડી લો અને ડરો નહીં અમે હમણાં (પકડતાની સાથે જ) તેને પ્રથમ સ્થિતિ ઉપર કરી દઈશું (એટલે કે તે ફરી લાઠી બની જશે અને તમને કોઈ નુકસાન પહોંચશે નહીં, એક મોઅ્જિઝો તો આ થયો) અને (બીજો મોઅ્જિઝો એ આપવામાં આવે છે કે) તમે પોતાનો (જમણો) હાથ પોતાની (ડાબી) બગલમાં નાંખી દો (પછી કાઢો) તે કોઈ ખામી વિના (એટલે કે કોઈ બીમારી વગેરે વિના) જ (અત્યંત) ચમકતો થઈને નીકળશે કે આ બીજી નિશાની (અમારી કુદરત અને તમારી નુબુવ્વતની) હશે (અને આ લાઠી નાંખવાનો હુકમ તથા હાથને ગરેબાનમાં લગાવવાનો હુકમ એટલા માટે આપવામાં આવે છે) જેથી અમે તમને પોતાની (કુદરતની) મોટી નિશાનીઓમાંથી અમુક નિશાનીઓ બતાવીએ (તો હવે આ નિશાનીઓ લઈને) તમે ફિરઔનની પાસે જાઓ, તે ઘણો હદથી નીકળી ગયો છે (કે ખુદાઈનો દા'વેદાર બની ગયો છે, તમે તેને તવહીદનું આમંત્રણ આપો અને તમારી નુબુવ્વતમાં શંકા કરે તો તેમને આ મોઅ્જિઝા બતાવો).

## મસ્અલા અને બોધપાઠ :

وَمَا تِلْكَ بِيَمِيْنِكَ يٰمُوْسٰى બારગાહે રબ્બુલ આલમીન તરફથી હઝરત મૂસા (અલૈ.)ને એ પ્રશ્ન કરવો કે "તમારા હાથમાં શું વસ્તુ છે ?" એ હઝરત મૂસા

(અલૈ.) ઉપર અમીદષ્ટિ અને ખાસ કૃપાની શરૂઆત છે જેથી વિસ્મયકારી (અજીબો ગરીબ) દષ્યો જોઈને અને ઈલાહી કલામ સાંભળવાથી જે હેબત અને ભય તેમના ઉપર છવાઈ ગયો હતો તે દૂર થઈ જાય. આ એક મિત્રતાપૂર્ણ શૈલીનું સંબોધન છે કે તમારા હાથમાં શું વસ્તુ છે ? તદુપરાંત આ પ્રશ્નમાં એ હિકમત પણ છે કે આગળ આ લાઠીને જે તેમના હાથમાંથી એક સાપ અને અજગર બનાવવો હતો. એટલા માટે પ્રથમ તેમને આગાહ કરવામાં આવ્યા કે જોઈ લો ! તમારા હાથમાં શું વસ્તુ છે ? જ્યારે તેમણે જોઈ લીધું કે તે લાકડાની લાઠી છે ત્યારે તેને સાપ બનાવવાનો મોઅ્જિઝો જાહેર કરવામાં આવ્યો, નહિતર હઝરત મૂસા (અલૈ.)ને એવો ભ્રમ થવાની શક્યતા હતી કે મેં કદાચ રાતના અંધારામાં લાઠીના બદલે સાપ પકડી લીધો છે.

قَالَ هِيَ عَصَايَ હઝરત મૂસા (અલૈ.)ને સવાલ માત્ર એટલો કરવામાં આવ્યો હતો કે હાથમાં શું વસ્તુ છે ? તેનો જવાબ એટલો પૂરતો હતો કે લાઠી છે પરંતુ હઝરત મૂસા (અલૈ.)એ તેના બદલે ત્રણ વાતો મૂળ સવાલના જવાબ કરતાં વધારે કહી, પ્રથમ એ કે આ લાઠી મારી છે, બીજું એ કે હું તેનાથી ઘણા બધા કામ લઉં છું, એક એ કે હું તેના ઉપર ટેકો લગાવી લઉં છું, બીજું એ કે તેનાથી પોતાની બકરીઓ માટે ઝાડના પાંદડા ખંખેરું છું, ત્રીજું એ કે તેનાથી અન્ય પણ મારા ઘણા બધા કામો નીકળે છે. આ લાંબા અને વિગતપૂર્વકના જવાબમાં પ્રેમ અને મહોબ્બત તથા તેની સાથે શિસ્ત, અદબ તથા સન્માનના મિશ્રણની વિશેષતા જાહેર થાય છે. પ્રેમ અને મહોબ્બતનો તકાદો એ છે કે જ્યારે મહબૂબ મહેરબાન થઈને ધ્યાન કેન્દ્રિત કરે તો વાત લાંબી કરવામાં આવે જેથી તેનો વધારેથી વધારે લાભ ઉઠાવી શકાય પરંતુ સાથે-સાથે અદબનો તકાદો એ પણ છે કે ઘણી છૂટછાટ વાપરીને વાતચીત કરવામાં ન આવે અને વાતચીત ખૂબ લાંબી પણ ન થઈ જાય, આ બીજા તકાદા ઉપર અમલ કરવા માટે અંતે ટૂંકાવી દીધું કે, وَلِيَ فِيهَا مَآرِبُ أُخْرَىٰ એટલે કે, હું તેનાથી અન્ય પણ ઘણા બધા કામો લેતો રહું છું અને તે કામોની વિગત વર્ણન કરી નહીં. *(રૂહુલ મઆની અને મઝહરી)*

તફસીરે કુર્તુબીમાં આ આયત દ્વારા એ મસ્અલો પ્રતિપાદિત કરવામાં આવ્યો છે કે આવશ્યકતા અને મસ્લિહતથી એવું કરવું પણ જાઈઝ છે કે જે વાત સવાલમાં પૂછવામાં ન આવી હોય તેનો પણ જવાબમાં ઉલ્લેખ કરી દેવો જોઈએ.

**મસ્અલો :**

આ આયતથી જાણ થઈ કે હાથમાં લાકડી (લાઠી) રાખવી અંબિયા (અલૈ.)ની સુન્નત છે, રસૂલે કરીમ ﷺની પણ એ જ સુન્નત હતી અને તેમાં અસંખ્ય દીન–દુનિયાના લાભ છે. *(કુર્તુબી)*

فَـاِذَا هِـىَ حَيَّةٌ تَسۡعٰـى હઝરત મૂસા (અલૈ.)ના હાથમાં જે લાઠી હતી અલ્લાહના હુકમથી જ્યારે તેમણે તે નાંખી દીધી ત્યારે તે સાપ બની ગઈ. આ સાપ વિશે કુર્આને કરીમની આયતોમાં એક ઠેકાણે તો આ આવ્યું છે, كَـاَنَّهَـا جَـانٌّ (૨૮:૩૧) અરબી શબ્દકોષની લુગતમાં جَانّ (જાન્ન) પાતળા સાપને કહે છે અને અન્ય સ્થળે આવ્યું છે, فَاِذَا هِـىَ ثُعۡبَانٌ (૨૬:૩૨) તેમાં ثُـعۡبَانُ (ષુઅ્બાન)નો અર્થ અજગર અને ઘણા મોટા સાપનો થાય છે અને આ આયતમાં જે શબ્દ حَيَّةٌ (હય્યતુન) આવ્યો છે તે સામાન્ય છે. દરેક નાના–મોટા, પાતળા–જાડા સાપને "હય્યતુન" કહેવામાં આવે છે. આ આયતોનો ખુલાસો એ રીતે થઈ શકે છે કે આ સાપ શરૂમાં પાતળો અને નાનો હોય પછી મોટો અને જાડો થતો ગયો હોય અને એવું પણ શક્ય છે કે સાપ મોટો અને અજગર જ હતો પરંતુ તેને جَـــانّ (જાન્ન) એટલે કે, નાનો પાતળો સાપ એ આધારે કહેવામાં આવ્યો છે કે આ મોટા અજગર સ્વરૂપ અને દેખાવ આધારે નાના સાપ જેવો હતો, એટલે કે સામાન્ય ટેવ વિરુદ્ધ મોટા સાપો ઝડપથી ચાલી શકતા નથી પરંતુ આ ઝડપથી ચાલતો હતો અને આયતમાં શબ્દ كَـاَنَّهَـا (ક–અન્નહા) કે જે સરખામણીના અર્થમાં છે તેનો ઈશારો એ તરફ પણ હોઈ શકે છે કે જાન્નથી તેને સરખાવવાનો હેતુ એક ખાસ લક્ષણ અને તેના ચાલવાની ઝડપના કારણે હોય. *(મઝહરી)*

وَاضۡـمُـمۡ يَـدَكَ اِلٰـى جَـنَـاحِـكَ માં શબ્દ جَـنَـاحُ (જનાહ) વાસ્તવમાં જાનવરના પાસાંને કહેવામાં આવે છે. આ સ્થળે પોતાની બગલમાં હાથ લગાવી લેવાનો હુકમ થયો છે જેથી આ બીજો મોઅ્જિઝો હઝરત મૂસા (અલૈ.)ને અર્પણ કરવામાં આવે કે તેઓ જ્યારે બગલની નીચે હાથ નાંખીને કાઢે તો સૂર્યની જેમ ચમકવા લાગે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી تَخۡرُجۡ بَيۡضَآءَ ની આ જ તફસીર નકલ થઈ છે.

اِذۡهَـبۡ اِلٰـى فِرۡعَـوۡنَ પોતાના રસૂલને બે મહાન મોઅ્જિઝાઓથી તૈયાર

કર્યા પછી તેમને હુકમ આપવામાં આવ્યો કે ફિરઔન બાગી બની ગયો છે તેને ઈમાનની દા'વત આપવા માટે જાઓ.

———————————

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૨૫ થી ૩૬)

| |
|---|
| قَالَ رَبِّ اشْرَحْ لِي صَدْرِي ﴿٢٥﴾ وَيَسِّرْ لِي أَمْرِي ﴿٢٦﴾ وَاحْلُلْ عُقْدَةً مِّن لِّسَانِي ﴿٢٧﴾ |
| يَفْقَهُوا قَوْلِي ﴿٢٨﴾ وَاجْعَل لِّي وَزِيرًا مِّنْ أَهْلِي ﴿٢٩﴾ هَارُونَ أَخِي ﴿٣٠﴾ اشْدُدْ بِهِ أَزْرِي ﴿٣١﴾ |
| وَأَشْرِكْهُ فِي أَمْرِي ﴿٣٢﴾ كَيْ نُسَبِّحَكَ كَثِيرًا ﴿٣٣﴾ وَنَذْكُرَكَ كَثِيرًا ﴿٣٤﴾ إِنَّكَ كُنتَ |
| بِنَا بَصِيرًا ﴿٣٥﴾ قَالَ قَدْ أُوتِيتَ سُؤْلَكَ يَا مُوسَىٰ ﴿٣٦﴾ |

## તરજુમો :

*કહ્યું, હે પરવરદિગાર ! મારી છાતી ખોલી નાંખ. (૨૫) અને મારું કામ સરળ કર. (૨૬) અને મારી જીભેથી ગાંઠ ખોલી નાંખ. (૨૭) કે મારી વાત સમજે. (૨૮) અને મને મારા કામમાં સાથ આપનાર એક (વઝીર) મારા ઘરનો આપ. (૨૯) હારૂન મારો ભાઈ. (૩૦) તેનાથી મારી પીઠ મજબૂત કર. (૩૧) અને મારા કામમાં તેને ભાગીદાર કર. (૩૨) કે તારી પવિત્ર જાતનું અમે ઘણું ઘણું વર્ણન કરીએ. (૩૩) અને અમે તને ઘણો ઘણો યાદ કરીએ. (૩૪) તું તો અમને સારી પેઠે જુએ છે. (૩૫) કહ્યું, હે મૂસા ! તમને માંગ્યા મુજબ મળ્યું. (૩૬)*

## તફસીર :

(જ્યારે હઝરત મૂસા અલૈ.ને જાણ થઈ કે મને પયગમ્બર બનાવીને ફિરઔનને દીનનું આમંત્રણ આપવા માટે મોકલવામાં આવી રહ્યો છે તો તે સમયે આ મહાન હોદ્દાની મુશ્કેલીઓની સરળતા માટે દરખાસ્ત કરી અને) વિનંતી કરી કે હે મારા પરવરદિગાર ! મારો ઉત્સાહ (ઔર વધારે) વિશાળ કરી આપ (કે તબ્લીગમાં કોઈ ઉણપ અથવા લોકો તરફથી તેના વિરોધ અને તેના જૂઠાડવાના સમયે મક્કમ રહું) અને મારું (આ) કામ (એટલે કે તબ્લીગનું) સરળ કરી આપ (કે તબ્લીગનો સામાન ભેગો કરી દે અને તબ્લીગ માટે અનુકૂળ પરિસ્થિતિઓ

ઊભી કરી દે) અને મારી જીભ ઉપરથી (તોતડાવાની) ગાંઠ હટાવી દે જેથી લોકો મારી વાત સમજી શકે અને મારા માટે મારા કુટુંબમાંથી એક મદદગાર નક્કી કરી આપ એટલે કે હારૂનને કે જે મારો ભાઈ છે તેના દ્વારા મારા પીઠબળને મજબૂત કરી આપ અને તેને મારા (આ તબ્લીગના) કાર્યમાં ભાગીદાર બનાવી આપ (એટલે કે તેમને પણ નબી બનાવીને તબ્લીગના કાર્યમાં મારા સહાયક બનાવી દે જેથી મારા હૃદયને બળ અને પ્રોત્સાહન મળે) જેથી અમે બંને (મળીને તબ્લીગ અને દા'વતના સમયે) તારી ખૂબ વધારે પ્રમાણમાં (શિર્ક અને કુફ્ર વગેરેના વિરુદ્ધ) પવિત્રતા વર્ણન કરીએ અને તને (એટલે કે તારી સિફતો અને વિશિષ્ટતાઓને) ખૂબ વધારે પ્રમાણમાં વર્ણન કરીએ (કારણ કે જો બે વ્યક્તિ પ્રચારક હશે તો તેમાંથી દરેકનું વર્ણન બીજાને સમર્થન કરશે અને તેનાથી લોકો પ્રભાવિત થશે) બેશક ! તું અમને (અને અમારી હાલતને) ઘણી સારી રીતે જોઈ રહ્યો છે (આ હાલતથી અમારા દીનના પ્રચારના કાર્યમાં એકબીજાને સહાયક બનાવી દે) ઈરશાદ થયો કે તમારી (દરેક) દરખાસ્ત (કે જે رَبِّ اشْرَحْ لِیْ માં ઉપસ્થિત છે) મંજૂર કરવામાં આવી હે મૂસા (અલૈ.) !

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત મૂસા (અલૈ.)ને જ્યારે ઈલાહી કલામની પ્રતિષ્ઠા વિશેષ સ્વરૂપે પ્રાપ્ત થઈ અને નુબુવ્વતનો હોદ્દો તથા રિસાલત અર્પણ કરવામાં આવી તો પોતાની જાત અને શક્તિ ઉપર ભરોસો છોડીને પોતે અલ્લાહ તબારક વ તઆલા ઉપર જ ધ્યાન ધર્યું કે આ મહાન હોદ્દાની જવાબદારીઓ તેની મદદથી જ પૂર્ણ થઈ શકે છે અને તેના ઉપર જે તકલીફો અને મુસીબતો આવવી જરૂરી છે તેને સહન કરવાની શક્તિ પણ અલ્લાહ તબારક વ તઆલા તરફથી જ અર્પણ થઈ શકે છે એટલા માટે તે વખતે પાંચ દુઆઓ માંગી. اِشْرَحْ لِیْ صَدْرِیْ એટલે કે મારી છાતી ખોલી નાંખ, તેમાં એવી વિશાળતા અર્પણ કર જે નુબુવ્વતના જ્ઞાનને વેઠી શકે અને ઈમાનની દા'વત લોકો સુધી પહોંચાડવામાં તેમના તરફથી જે જે તકલીફો અને ખરું–ખોટું સાંભળવું પડે તેને સહન કરવું પણ આ દુઆમાં સામેલ છે.

બીજી દુઆ وَیَسِّرْلِی اَمْرِیْ એટલે કે, મારું કામ મારા માટે સહેલું બનાવી

દે. આ સમજ અને દીર્ઘદષ્ટિ પણ નુબુવ્વતનું જ પરિણામ હતું કે કોઈ કામનું મુશ્કેલ હોવું અથવા સરળ હોવું પણ જાહેર યોજનાઓના આધારે નથી હોતું, તે પણ અલ્લાહ તઆલા તરફથી જ અર્પણ થતું હોય છે, જો તે ઈચ્છે તો કોઈના માટે મુશ્કેલથી મુશ્કેલ અને ભારેથી ભારે કાર્ય પણ સરળ બનાવી આપે છે અને જ્યારે ઈચ્છે છે તો સહેલામાં સહેલું કામ પણ મુશ્કેલ થઈ જાય છે, એટલા માટે હદીષ શરીફમાં મુસલમાનોને આ દુઆ કરવાની તાકીદ કરવામાં આવી છે કે પોતાના કાર્યોમાં અલ્લાહ તઆલા પાસે જ દુઆ માંગ્યા કરો. اَللّٰهُمَّ الْطُفْ بِنَا فِىْ تَيْسِيْرِ كُلِّ عَسِيْرٍ فَاِنَّ تَيْسِيْرَ كُلِّ عَسِيْرٍ عَلَيْكَ يَسِيْرٌ એટલે કે, યા અલ્લાહ ! અમારા ઉપર મહેરબાની ફરમાવ દરેક મુશ્કેલ કાર્યને સરળ બનાવવા માટે, કારણ કે દરેક મુશ્કેલ કાર્યને સરળ બનાવી દેવું તારા જ કાબૂમાં છે.

ત્રીજી દુઆ وَاحْلُلْ عُقْدَةً مِّنْ لِّسَانِىْ يَفْقَهُوْا قَوْلِىْ એટલે કે, મારી જીભના બંધનોને ખોલી નાંખ જેથી લોકો મારી વાતચીત સમજવા લાગે. આ બંધનની ઘટના એવી છે કે જ્યારે હઝરત મૂસા (અલૈ.) શીશુ અવસ્થામાં હતા તો પોતાની વાલિદહની પાસે જ રહ્યા અને ફિરઔનના દરબારમાંથી તેમને દૂધ પીવડાવવાનું મહેનતાણુ અને બદલો મળતો રહ્યો, જ્યારે દૂધ છોડાવવામાં આવ્યું ત્યારે ફિરઔન અને તેની પત્ની આસીયાએ તેમને પોતાનો બેટો બનાવી લીધા હતા એટલા માટે તેમની માતા પાસેથી તેમને પાછા લઈને પોતાના ત્યાં પાલવવા લાગ્યા, આ જ અરસામાં એક દિવસે હઝરત મૂસા (અલૈ.)એ ફિરઔનની દાઢી પકડી લીધી અને તેના મોંઢા ઉપર એક તમાચો મારી દીધો અને અમુક રિવાયતોમાં છે કે એક લાકડી હાથમાં હતી જેનાથી તેઓ રમી રહ્યા હતા તે ફિરઔનના માથામાં મારી દીધી, ફિરઔનને ગુસ્સો આવ્યો અને તેથી તેમને કતલ કરવાનો ઈરાદો કરી લીધો, તેની પત્ની આસીયાએ કહ્યું કે હે રાજા ! તમે બાળકની વાતને ધ્યાન પર લો છો જેનામાં કોઈ બાબતની અક્કલ નથી અને જો તમે ઈચ્છો તો તેનો અનુભવ કરી લો કે તેમનામાં ભલા–બુરાના ભેદની કોઈ સમજ નથી. ફિરઔને અનુભવ કરાવવા માટે એક થાળીમાં આગના અંગારા અને બીજામાં હીરા–ઝવેરાત લાવીને હઝરત મૂસા (અલૈ.)ની સામે મૂકી દીધા, તેનો વિચાર એવો હતો કે આ બાળક છે જેથી આ બાળકની આદત પ્રમાણે આગના અંગારાને ચમકતો ખૂબસૂરત સમજીને તેના તરફ હાથ વધારશે, ઝવેરાતની રોનક બાળકોની

દૃષ્ટિમાં એવી નથી હોતી કે તેના તરફ તે ધ્યાન આપે. તેનાથી ફિરઔનને અનુભવ થઈ જશે કે તેણે જે કંઈ કર્યું તે બાળપણની અણસમજમાં કર્યું હતું પરંતુ આ તો કોઈ સામાન્ય બાળક ન હતા, અલ્લાહ તઆલાના રસૂલ થવાના હતા જેમની પ્રકૃતિ પેદાઈશથી જ અસામાન્ય હોય છે. હઝરત મૂસા (અલૈ.)એ આગના બદલે ઝવેરાત ઉપર હાથ નાંખવા ચાહ્યું પરંતુ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ તેમના હાથને આગની થાળીમાં નાંખી દીધો અને તેમણે આગનો અંગારો ઉઠાવીને મોંઢામાં મૂકી દીધો જેનાથી તેમની જીભ બળી ગઈ અને ફિરઔનને વિશ્વાસ થઈ ગયો કે મૂસા (અલૈ.)ની આ પ્રવૃત્તિ કોઈ શરારતના કારણે ન હતી બલકે બાલ્યાવસ્થાની અણસમજની પરિસ્થિતિના કારણે હતી, આ જ કારણે હઝરત મૂસા (અલૈ.)ની જીભમાં એક પ્રકારની તકલીફ થઈ ગઈ તેને જ કુર્આનમાં عُقْدَةً (ઉક્દહ) કહેવામાં આવ્યું છે અને તેને ખોલી નાંખવાની દુઆ હઝરત મૂસા (અલૈ.)એ માંગી. *(કુર્તુબી, મઝહરી)*

પ્રથમ બે દુઆઓ તો સામાન્ય હતી, બધા જ કાર્યોમાં અલ્લાહ તઆલાની મદદ પ્રાપ્ત કરવામાં આવી હતી અને ત્રીજી દુઆમાં પોતાની એક ખાસ કમજોરી દૂર કરવાની દરખાસ્ત કરવામાં આવી કે રિસાલત અને દા'વત માટે વાક્છટા તથા વાત કરવાની ઉચ્ચ કક્ષાની શૈલી પણ એક આવશ્યક વસ્તુ છે, આગળ એક આયતમાં બતાવવામાં આવ્યું છે કે હઝરત મૂસા (અલૈ.)ની આ બધી દુઆઓ કબૂલ કરી લેવામાં આવી જેનું બાહ્ય સ્વરૂપ એ છે કે જીભનું તે તોતડાપણું પણ સમાપ્ત થઈ ગયું હશે પરંતુ પોતે હઝરત મૂસા (અલૈ.)એ હઝરત હારૂન (અલૈ.)ને પોતાની સાથે રિસાલતમાં ભાગીદાર થવાની જે દુઆ કરી હતી તેમાં એ ફરમાવ્યું કે, هُوَ اَفْصَحُ مِنِّيْ لِسَانًا (૨૮:૩૪) એટલે કે, હારૂન (અલૈ.) જીભના આધારે મારા કરતાં વધારે સારી રીતે બોલી શકે છે, તેનાથી જાણ થાય છે કે હજુ પણ તોતડાપણાની કંઈક અસર બાકી હતી, વળી ફિરઔને હઝરત મૂસા (અલૈ.) ઉપર જે ખામીઓ ગણાવી હતી તેમાં એ પણ હતું, وَلَا يَكَادُ يُبِيْنُ (૪૩:૫૨) એટલે કે તેઓ પોતાની વાતને સાફ-સાફ વર્ણન કરી શકતા નથી, અમુક લોકોએ તેનો જવાબ એ આપ્યો છે કે હઝરત મૂસા (અલૈ.)એ પોતે પોતાની દુઆમાં એટલી જ બાબતની દરખાસ્ત કરી હતી કે ઝુબાનના બંધનો એટલા ખુલી જાય કે લોકો મારી વાતને સમજી શકે, એટલું તોતડાપણું દૂર કરી દેવામાં આવ્યું જો કે

હજુ અમુક મા'મૂલી અસર તો પણ બાકી રહી હોય તો તે આ દુઆની સ્વીકૃતિનો નકાર નથી, ચોથી દુઆ وَاجْعَلْ لِّيْ وَزِيْرًا مِّنْ اَهْلِيْ એટલે કે, મારો એક વઝીર મારા જ કુટુંબમાંથી હોય; પછી ત્રણ દુઆઓ પોતાની જાત અને પોતાના નફ્સ વિશે કરી હતી, આ ચોથી દુઆ રિસાલતની પ્રવૃત્તિઓને પૂર્ણ કરવા માટે કારણો ભેગા કરવાના સંદર્ભમાં છે અને તે કારણોમાં હઝરત મૂસા (અલૈ.)એ સૌ પ્રથમ મહત્ત્વનું તેને ઠરાવ્યું કે તેમનો કોઈ નાયબ અને વઝીર હોય જે તેમની મદદ કરી શકે, "વઝીર"નો અર્થ શબ્દકોષમાં "ભાર ઉઠાવનારો" થાય છે, રાજાના વઝીર કારણ કે પોતાના આગેવાન અથવા રાજાના કામનો ભાર જવાબદારીપૂર્વક ઉઠાવે છે એટલા માટે તેને પણ "વઝીર" કહેવામાં આવે છે, તેનાથી હઝરત મૂસા (અલૈ.)ની બૌદ્ધિક વિશિષ્ટતાની પણ જાણ થાય છે કે કોઈ કાર્ય અથવા આંદોલન કે ચળવળ ચલાવવા માટે સૌ પ્રથમ વસ્તુ મનુષ્યને પોતાની ચળવળમાં એવા મદદગારો અને સહાયકો મળી જાય જે તેની ઇચ્છા પ્રમાણેના હોય ત્યારે આગળ ઉપર બધા કાર્યો સરળ બની જાય છે અને તે ખોટા હોય તો સમગ્ર માધ્યમો અને સામાન પણ વ્યર્થ બનીને રહી જાય છે. આજકાલની શાસનવ્યવસ્થા અને હુકૂમતોમાં જેટલી પણ ખરાબીઓ જોવા મળે છે જો વિચાર કરવામાં આવે તો તે બધાનું મૂળ કારણ રાજ્યના વડાના સહાયકો તથા પ્રધાનો અને પ્રશાસનના વહીવટદારોની ખરાબી, તેમનો ભ્રષ્ટાચાર અને તેમની કામચોરી અથવા તો તેમનામાં ક્ષમતાની ઉણપ વગેરે જ છે.

આથી રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે અલ્લાહ તઆલા જ્યારે કોઈ વ્યક્તિને કોઈ સત્તા અથવા આગેવાની સોંપે છે અને તે ઇચ્છે છે કે તે સારું કામ કરે, રાજ્યશાસન સારી રીતે ચલાવે તો તેને નેક પ્રધાનો (વઝીરો) આપી દે છે જેઓ તેમની મદદ કરે છે, જો તે કોઈ જરૂરી કામ ભૂલી જાય તો પ્રધાન યાદ અપાવી દે છે અને જે કાર્યનો તે ઇરાદો કરે પ્રધાન તેમાં તેની મદદ કરે છે.

*(રવાહુન્નસાઈ અનલ કાસિમ બિન મુહમ્મદ)*

આ દુઆમાં હઝરત મૂસા (અલૈ.)એ જે વઝીર માટેની દરખાસ્ત કરી તેની સાથે એક શરત مِنْ اَهْلِيْ (મિન અહ્‌લી) પણ લગાવી કે આ વઝીર મારા કુટુંબનો અને સગાં-વહાલાંમાંથી હોય, કારણ કે પોતાના કુટુંબના વ્યક્તિની આદતો અને અખ્લાકથી વાકેફ અને એકબીજાની પ્રકૃતિમાં પરસ્પર પ્રેમ-મહોબ્બતનો જોડ

હોય છે જેનાથી તે કાર્યમાં મદદ મળે છે, શરત માત્ર એટલી છે કે તેનામાં તે કાર્યની ક્ષમતા અન્યો કરતાં વધારે જોઈને તેની નિમણૂંક કરવામાં આવી હોય, માત્ર પોતાના સગાં–વહાલાંઓની લાગવગનો હેતુ ન હોવો જોઈએ. આજના યુગમાં દરેક ઠેકાણે પ્રમાણિકતા તથા નિખાલસતા પંગુ બની ગઈ છે તથા અસલ કાર્યની ચિંતા દષ્ટિગોચર થતી નથી એટલા માટે કોઈ અમીર કે આગેવાન માટે તેના સગાં અને સંબંધીઓ તથા તેમના વઝીર અને નાયબો બનાવવાને નીંદાપાત્ર સમજવામાં આવે છે અને જ્યાં પ્રમાણિકતા ઉપર સંપૂર્ણ ભરોસો હોય તો નેક તથા ઉચ્ચ અખ્લાકવાળા સગાં–સંબંધીને કોઈ હોદ્દો સોંપી દેવો કોઈ એબની વાત નથી, બલકે વહીવટ અને કાર્યની પૂર્ણતા માટે વધારે બહેતર છે. રસૂલુલ્લાહ ﷺ પછી ખુલફાએ રાશિદીન ખાસ કરીને તે જ લોકો થયા જેઓ નુબુવ્વતના ઘર સાથે સગાઈ–સંબંધ પણ ધરાવતા હતા.

હઝરત મૂસા (અલૈ.)એ પોતાની દુઆમાં પ્રથમ સામાન્ય દરખાસ્ત કરી કે મારા કુટુંબ અને ઘરવાળામાંથી હોય, પછી નક્કી કરીને કહ્યું કે તે મારો ભાઈ હારૂન છે જેને હું વઝીર બનાવવા ઈચ્છું છું જેનાથી હું તેને રિસાલતની મુહીમ (આંદોલન)માં પીઠબળ મેળવું.

હઝરત હારૂન (અલૈ.) હઝરત મૂસા (અલૈ.)થી ત્રણ અથવા ચાર વર્ષ મોટા હતા અને તેમનાથી ત્રણ વર્ષ પહેલાં મૃત્યું પામ્યા. જે સમયે હઝરત મૂસા (અલૈ.)એ આ દુઆ માંગી ત્યારે તેઓ મિસ્રમાં હતા, અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ની દુઆ ઉપર તેમને નબી બનાવી દીધા તો તેમને પણ ફરિશ્તા દ્વારા મિસ્રમાં જ તેની ખબર મળી ગઈ અને જ્યારે હઝરત મૂસા (અલૈ.)ને મિસ્રમાં ફિરઔનની તબ્લીગ માટે રવાના કરવામાં આવ્યા તો તેમને એ સૂચના આપવામાં આવી હતી કે તેઓ મિસ્રની બહાર નીકળી તેમનું સ્વાગત કરે અને થયું પણ એવું જ ! *(કુર્તુબી)*

وَاَشۡرِكۡهُ فِىۡۤ اَمۡرِىۡ હઝરત મૂસા (અલૈ.)એ હઝરત હારૂન (અલૈ.)ને પોતાના વઝીર (નાયબ) બનાવવા ઈચ્છ્યું તો આ અધિકાર પોતે તેમને પ્રાપ્ત હતો. બરકત માટે અલ્લાહ તઆલા પાસે દુઆ કરી પરંતુ સાથે જ એ પણ ઈચ્છ્યું હતું કે તેમની નુબુવ્વત અને તેમની રિસાલતમાં હઝરત હારૂન (અલૈ.)ને

પણ પોતાનો ભાગીદાર ઠરાવી દે જે અધિકાર માત્ર અલ્લાહનો છે, કોઈ રસૂલ અથવા નબીને આ અધિકાર પ્રાપ્ત નથી હોતો એટલા માટે તેની અલગથી દુઆ કરી કે મારા રિસાલતના કાર્યમાં ભાગીદાર બનાવી આપ.

**નેક સાથીદાર ઝિક્ર અને ઇબાદતમાં પણ સહાયક હોય છે :**

كَیْ نُسَبِّحَکَ کَثِیْرًا وَّنَذْکُرَکَ کَثِیْرًا એટલે કે, હઝરત હારૂન (અલૈ.)ને વઝીર અને નુબુવ્વતના ભાગીદાર બનાવવાનો લાભ એ થશે કે અમે મોટા પ્રમાણમાં તારી તસ્બીહ અને ઝિક્ર કર્યા કરીશું, અત્રે એ સવાલ થઈ શકે છે કે તસ્બીહ અને ઝિક્ર તો એવી બાબત છે જે દરેક વ્યક્તિ વ્યક્તિગત રીતે પણ જેટલું ઈચ્છે કરી શકે છે, તેના માટે કોઈ સાથીના અમલની કોઈ દખલગીરી નથી હોતી પરંતુ વિચાર કરવામાં આવે તો જાણ થશે કે ઝિક્ર અને તસ્બીહમાં પણ અનુકૂળ પરિસ્થિતિ અને અલ્લાહવાળા સાથીદારોની ઘણી મોટી દખલગીરી હોય છે જેનો મિત્ર અલ્લાહવાળો ન હોય તે એટલી ઈબાદત નથી કરી શકતો જેટલી કે તે વ્યક્તિ કરી શકે છે જેનો માહોલ અલ્લાહવાળાઓનો અને જેના મિત્રો ઝિક્ર કરવામાં પ્રવૃત્ત રહેનારા છે, આથી જાણ થઈ કે જે વ્યક્તિ અલ્લાહના ઝિક્રમાં પ્રવૃત્ત રહેવા ઈચ્છે તેણે અનુકળ માહોલ પણ શોધવો જોઈએ.

દુઆઓ અત્રે પૂર્ણ થઈ, અંતે અલ્લાહ તઆલા તરફથી આ બધી દુઆઓનો સ્વીકાર થવાની ખુશખબરી આપવામાં આવી. قَالَ قَدْ اُوْتِیْتَ سُؤْلَکَ یٰمُوْسٰی એટલે કે, તમારી માંગેલી બધી જ વસ્તુઓ તમને આપવામાં આવી.

---

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૩૭ થી ૪૪)

وَلَقَدْ مَنَنَّا عَلَيْكَ مَرَّةً اُخْرٰٓى ﴿٣٧﴾ اِذْ اَوْحَيْنَآ اِلٰٓى اُمِّكَ مَا يُوْحٰٓى ﴿٣٨﴾ اَنِ اقْذِفِيْهِ
فِى التَّابُوْتِ فَاقْذِفِيْهِ فِى الْيَمِّ فَلْيُلْقِهِ الْيَمُّ بِالسَّاحِلِ يَاْخُذْهُ عَدُوٌّ لِّىْ وَعَدُوٌّ لَّهٗ
وَاَلْقَيْتُ عَلَيْكَ مَحَبَّةً مِّنِّىْ ۚ وَلِتُصْنَعَ عَلٰى عَيْنِىْ ﴿٣٩﴾ اِذْ تَمْشِىْٓ اُخْتُكَ فَتَقُوْلُ
هَلْ اَدُلُّكُمْ عَلٰى مَنْ يَّكْفُلُهٗ ؕ فَرَجَعْنٰكَ اِلٰٓى اُمِّكَ كَىْ تَقَرَّ عَيْنُهَا وَلَا تَحْزَنَ ؕ
وَقَتَلْتَ نَفْسًا فَنَجَّيْنٰكَ مِنَ الْغَمِّ وَفَتَنّٰكَ فُتُوْنًا ۬ فَلَبِثْتَ سِنِيْنَ فِىْٓ اَهْلِ

مَرَّةً أُخْرَىٰٓ ﴿٣٧﴾ إِذْ أَوْحَيْنَآ إِلَىٰٓ أُمِّكَ مَا يُوحَىٰٓ ﴿٣٨﴾ ... مَدْيَنَ ۙ ثُمَّ جِئْتَ عَلَىٰ قَدَرٍ يَّٰمُوسَىٰ ﴿٤٠﴾ وَاصْطَنَعْتُكَ لِنَفْسِي ﴿٤١﴾ اِذْهَبْ أَنْتَ

وَأَخُوكَ بِآيَاتِي وَلَا تَنِيَا فِي ذِكْرِي ﴿٤٢﴾ اِذْهَبَآ إِلَىٰ فِرْعَوْنَ إِنَّهُ طَغَىٰ ﴿٤٣﴾ فَقُولَا لَهُ

قَوْلًا لَّيِّنًا لَّعَلَّهُ يَتَذَكَّرُ أَوْ يَخْشَىٰ ﴿٤٤﴾

## તરજુમો :

*અને અમે તમારા ઉપર એક વખતે બીજું પણ અહેસાન કર્યું હતું. (૩૭) જ્યારે અમે તમારી માંને હુકમ મોકલ્યો જે આગળ સંભળાવીએ છીએ. (૩૮) કે તેને પેટીમાં નાંખ પછી તેને નદીમાં નાંખ, પછી નદી તેને કિનારા ઉપર લઈ આવે, તેને એક મારો અને તેનો દુશ્મન ઉઠાવી લે અને મેં પોતાના તરફથી તમારા ઉપર મહોબ્બત નાંખી દીધી અને જેથી તમે મારી આંખો સામે પરવરીશ પામો. (૩૯) જ્યારે તમારી બહેન ચાલવા લાગી અને કહેવા લાગી, હું તમને એવી વ્યક્તિ બતાવું જે તેને પાલવે, પછી અમે તમને તમારી માં પાસે પહોંચાડી દીધા કે તેની આંખ ઠંડી રહે અને ગમ ન ખાય અને તમે એક વ્યક્તિને મારી નાંખ્યો, પછી અમે તમને તે ગમથી બચાવી લીધા અને અમે તમારી કસોટી કરી, એક થોડી અજમાયશ; પછી તમે ઘણા વર્ષો મદયનવાળાઓમાં રહ્યા, પછી હે મૂસા તમે તકદીરથી આવ્યા. (૪૦) અને મેં તમને પોતાના માટે ખાસ બનાવ્યા. (૪૧) તમે અને તમારા ભાઈ મારી નિશાનીઓ લઈને જાઓ અને મારી યાદમાં સુસ્તી (આળસ) ન કરજો. (૪૨) જાઓ ફિરઓન તરફ ! તેણે ઘણું માથું ઊંચક્યું છે. (૪૩) બસ તેને વિનમ્ર વાત કહો કદાચ તે વિચારે અથવા ડરે. (૪૪)*

## તફસીર :

અમે તો તે સમયે બીજો પણ (આનાથી પહેલાં વિના દરખાસ્તે જ) તમારા ઉપર ઉપકાર કરી ચૂક્યા છે જ્યારે કે તમારી વાલિદહને તે વાત ઈલ્હામ દ્વારા બતાવી જે (વાત ખૂબ મહત્ત્વની હોવાના કારણે) ઈલ્હામથી બતાવવાની હતી (તે) એ કે મૂસાને (જલ્લાદોના હાથોથી બચાવવા માટે) એક પેટીમાં મૂકી દો પછી તેમને (પેટી સહિત) નદીમાં (જેનો એક કિનારો ફિરઔનના મહેલ સુધી

પણ પહોંચતો હતો) નાંખી દો, પછી નદી તેમને (પેટી સહિત) કિનારા(ની પાસે) સુધી લઈ આવશે કે (અંતે) તેમને એક એવો વ્યક્તિ પકડશે જે (કાફિર હોવાના કારણે) મારો પણ દુશ્મન છે અને તેમનો પણ દુશ્મન હશે (અને જો કે હાલ અત્યારે તે બધા બાળકોને કતલ કરી રહ્યો છે અને ખાસ આવનારા સમયે કદાચ તેમનો ખાસ સ્વરૂપે દુશ્મન બનશે) અને (જ્યારે પેટી પકડાઈ ગઈ અને તેમાંથી તમને કાઢવામાં આવ્યા ત્યારે) મેં તમારા (ચહેરા) ઉપર પોતાના તરફથી એક મહોબ્બતની અસર નાંખી દીધી (જેથી જે કોઈ તમને જુએ વહાલ કરવા માંડે) અને જેથી તમે મારી (ખાસ) દેખરેખ હેઠળ ઉછેર પામો, (આ તે વખતની ઘટના છે) જ્યારે કે તમારી બહેન (તમારી શોધખોળમાં ફિરઔનના ઘરે) ચાલતી આવી પછી (તમને જોઈને અંજાણ બનીને) કહેવા લાગી (જ્યારે કે તમે કોઈપણ દાયાનું દૂધ પીતા ન હતા) શું તમને લોકોને એવી વ્યક્તિનો પત્તો આપું જે તેને (સારી રીતે) પાલવે ? (તે લોકોને એવી વ્યક્તિની જરૂર હતી એટલે તેમની દરખાસ્ત મંજૂર કરી લીધી અને તમારી બહેન તમારી માંને બોલાવી લાવ્યા), પછી (આ જ યોજના હેઠળ) અમે તમને તમારી માં પાસે પહોંચાડી દીધા જેથી તેમની આંખો ઠંડી થાય અને તેમને ગમ ન રહે (જેમકે થોડા સમય સુધી તમારી જુદાઈથી તે દિલગીર થઈ હતી) અને (મોટા થયા પછી એક બીજો ઉપકાર એ કર્યો કે) તમે (ભૂલથી) એક (કીબતી) વ્યક્તિને જાનથી મારી નાંખ્યો, (જેનો કિસ્સો સૂરએ કસસમાં છે અને મારીને તમને ગમ થયો તથા બદલાના ભયથી ડરવા લાગ્યા) પછી અમે તમને તે ગમથી છુટકારો આપ્યો (આખિરતના ભયથી તો એ રીતે છુટકારો આપ્યો કે તમને ઈસ્તિગફાર કરવાની તવફીક આપી અને તેને કબૂલ કરવામાં આવી તથા બદલાના ભયથી એ પ્રમાણે છુટકારો આપ્યો કે મિસ્રથી મદયન પહોંચાડી દીધા) અને (મદયન પહોંચ્યા સુધી) અમે તમને ખૂબ ખૂબ મહેનતોમાં નાંખ્યા (અને પછી તેને પણ દૂર કરી જેનું વર્ણન સૂરએ કસસમાં છે કે છુટકારો અપાવવો પણ એક ઉપકાર છે અને આ મુસીબતો આપમેળે પણ ઉચ્ચ કક્ષાના અખ્લાકની પ્રાપ્તિ અને વિશિષ્ટ ગુણો પેદા કરવાનું માધ્યમ હોવાથી એ પણ એક આગવું અહેસાન છે)

પછી (મદયન પહોંચ્યા અને) મદયનવાળાઓમાં કેટલાય વર્ષો રહ્યા પછી એક ખાસ સમય ઉપર (જે મારા જ્ઞાનમાં તમારી નુબુવ્વત અને સીધે સીધી

વાતચીત માટે નિર્ધારિત હતો) તમે (અહીંયાં) આવ્યા હે મૂસા (અલૈ.) ! અને (અહીંયાં આવવા ઉપર) મેં તમને પોતાના (નબી બનાવવા) માટે ચૂંટી લીધા (બસ હવે) તમે અને તમારા ભાઈ બંને મારી નિશાનીઓ (એટલે કે મોઅ્જિઝાઓ કે જે અસલમાં બે મોઅ્જિઝા હતા, એક લાઠી અને બીજો "યદે બયદાં" એટલે કે ચળકતો હાથ અને બંનેમાં એક પ્રકારની વિશિષ્ટતા અને શ્રેષ્ઠતા છે) લઈને (જે સ્થળ માટે હુકમ થાય છે) જાઓ અને મારી યાદગીરીમાં (ભલે એકાંતમાં અથવા તબ્લીગના સમયે) સુસ્તી કરશો નહીં (હવે જવા માટેનું સ્થળ બતાવવામાં આવે છે કે) બંને ફિરઔનની પાસે જાઓ તે ઘણો બાગી બની ચૂક્યો છે પછી (તેની પાસે જઈને) તેની સાથે વિનમ્રતાથી વાત કરજો કદાચ તે (આકર્ષિત થઈને) બોધપાઠ સ્વીકારી લે અથવા (અલ્લાહના અઝાબથી) ડરી જાય (અને તેનાથી માની જાય).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَقَدْ مَنَنَّا عَلَيْكَ مَرَّةً اُخْرٰىٓ હઝરત મૂસા (અલૈ.) ઉપર મહાન ઈનામો અને અહેસાનો તે સમયે નાઝિલ થયા કે તેમને સીધે–સીધી વાતચીતની પ્રતિષ્ઠાથી નવાજવામાં આવ્યા, નુબુવ્વત અને રિસાલત અર્પણ થઈ, ખાસ મોઅ્જિઝાઓ અર્પણ થયા, તેની સાથે–સાથે અલ્લાહ તઆલાની બે નેઅ્મતો પણ તેમને યાદ અપાવવામાં આવે છે જે તેમના જન્મથી લઈ તે વખત સુધી જિંદગીના દરેક દોરમાં તેમના ઉપર નાઝિલ થતી રહી અને સતત કસોટીઓ તથા જીવન ભયમાં હોવાની વચ્ચે પણ અલ્લાહની કુદરતે આશ્ચર્યજનક રીતે તેમની સુરક્ષા કરી, આ નેઅ્મતો જેનું વર્ણન આગળ આવે છે સમયના ક્રમના આધારે પ્રથમ છે, અહીંયાં જે તેમને اُخْرٰی (ઉખરા)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે તેનો અર્થ એ નથી કે આ નેઅ્મતો તેના પછીની છે બલકે શબ્દ "ઉખરા" ક્યારેક સદંતર "બીજી બાબત"ના અર્થમાં પણ આવે છે જેમાં અગ્ર ક્રમ અથવા ત્યાર પછીના ક્રમનો કોઈ અર્થ સમજવામાં આવતો નથી, અહીંયાં પણ આ શબ્દનો અર્થ આ જ છે. *(રૂહુલ મઆની)*

હઝરત મૂસા (અલૈ.)નો આ સમગ્ર કિસ્સો હદીષના હવાલાથી વિગતવાર આગળ આવશે.

إِذْ أَوْحَيْنَآ إِلَىٰ أُمِّكَ مَا يُوحَىٰ એટલે કે, જ્યારે વહી મોકલી અમે આપની વાલિદહ પાસે એક એવી બાબતની જે માત્ર વહી દ્વારા જ જાણ થઈ શકતી હતી, તે એ કે ફિરઔની સૈનિકો જે ઈસ્રાઈલી છોકરાઓને કતલ કરવા ઉપર નિયુક્ત કરવામાં આવ્યા હતા તેમનાથી બચાવવા માટે તેમની વાલિદહને અલ્લાહની વહી દ્વારા બતાવવામાં આવ્યું કે નવજાત શીશુ હઝરત મૂસા (અલૈ.)ને એક લાકડાની પેટીમાં બંધ કરીને નદીમાં નાંખી દે અને તેમના હલાક થવાનો ભય ન સેવે, અમે તેમની સુરક્ષા કરીશું અને પછી તમારસ પાસે જ પાછા પહોંચાડી દઈશું. દેખીતું છે કે આ વાતો બુદ્ધિ કે તર્કની નથી, અલ્લાહ તઆલાના વાયદા અને તેની હિફાઝતનું અકલ્પનીય વ્યવસ્થાતંત્ર માત્ર તેના તરફથી બતાવવાથી જ જાણ થાય છે, તે કોઈ તર્કની બાબત નથી.

## શું વહી કોઈ ગેરનબી અથવા રસૂલ તરફ પણ આવી શકે છે ? :

સાચી વાત એ છે કે શબ્દ "વહી"નો શબ્દકોષ પ્રમાણેનો અર્થ એવી ગુપ્ત વાતચીત છે જે માત્ર સંબોધન કરનારને જ ખબર છે અને બીજાને તેનું કોઈ જ્ઞાન નથી. આ શાબ્દિક અર્થના આધારે વહી કોઈના માટે ખાસ નથી. નબી અને રસૂલ તથા આમ મખ્લૂક બલકે જાનવરો પણ તેમાં સામેલ હોઈ શકે છે.

أَوْحَىٰ رَبُّكَ إِلَى النَّحْلِ (૧૬:૬૮)માં મધની માંખીઓને વહી દ્વારા તલ્કીન અને તા'લીમ કરવાનું વર્ણન એ જ આધારે આવ્યું છે અને આ આયતમાં أَوْحَيْنَآ إِلَىٰ أُمِّكَ પણ આ જ શાબ્દિક અર્થના આધારે ઉલ્લેખ થયેલ છે, તેનાથી તેમનું નબી અથવા રસૂલ બની જવું જરૂરી નથી બનતું. જેમકે, હઝરત મરયમ (અલૈ.) અલ્લાહના ઈરશાદો પહોંચવા છતાં જમહૂર ઉમ્મતની સર્વસહમતી પ્રમાણે નબી અથવા રસૂલ હતાં નહીં એટલા માટે જે શાબ્દિક અર્થ પ્રમાણેની વહી સામાન્ય રીતે ઈલ્હામની હોય છે કે અલ્લાહ તઆલા કોઈના દિલમાં એવી વાત નાંખી દે અને તેના ઉપર એવો સંતોષિત કરી આપે કે તે અલ્લાહ તરફથી છે, જેમકે સામાન્ય રીતે અલ્લાહના વલીઓને આ પ્રકારના ઈલ્હામો થતા રહે છે બલકે, અબૂહય્યાન અને બીજા અમુક ઉલમાએ કહ્યું છે કે આ પ્રમાણેની વહી અમુક સમયે ફરિશ્તાઓ દ્વારા પણ હોઈ શકે છે, જેમકે હઝરત મરયમ (અલૈ.)ની ઘટનામાં તેની સ્પષ્ટતા છે કે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ

માણસની શકલમાં આવીને તેમને તલ્કીન કરી પરંતુ તેનો સંબંધ માત્ર તે વ્યક્તિની વ્યક્તિગત જાત સાથે હોય છે જેને આ વહી અથવા ઈલ્હામ થાય છે, તેને મખ્લૂકની સુધારણા તથા દા'વત અને તબ્લીગથી કોઈ સંબંધ નથી હોતો, તેનાથી વિપરીત નુબુવ્વતની વહી છે કે તેનો હેતુ જ મખ્લૂકની સુધારણા માટે કોઈને ઊભો કરી ચૂંટી કાઢી નુબુવ્વત અને રિસાલત અર્પણ કરી તબ્લીગ અને દા'વત માટે નીમવાનો હોય છે, તેના માથે એ જવાબદારી હોય છે કે તે પોતાની વહી ઉપર પોતે પણ ઈમાન લાવે અને અન્યોને પણ પોતાની નુબુવ્વતને અને પોતાની વહીને માનવાના પાબંદ બનાવે અને જે તેને ન માને તેને કાફિર ઠરાવે.

આ ફરક છે "વહીએ ઈલ્હામ" એટલે કે શાબ્દિક અર્થ પ્રમાણેની વહી અને "વહીએ નુબુવ્વત" એટલે કે પારિભાષિક અર્થ પ્રમાણેની વહીનો ! "વહીએ લુગ્વી" એટલે કે શાબ્દિક અર્થ પ્રમાણેની વહી હંમેશાથી ચાલુ છે અને હંમેશા ચાલુ રહેશે પરંતુ નુબુવ્વત અને વહીએ નુબુવ્વત ખાતમુલ અંબિયા હઝરત મુહમ્મદ ﷺ ઉપર પૂર્ણ થઈ ચૂકી છે, અમુક બુઝુર્ગોની નોંધોમાં તેને وَحْيِ تَشْرِيْعِىْ (વહીએ તશરીઈ) અને وَحْيِ غَيْرُ تَشْرِيْعِىْ (વહીએ ગેરતશરીઈ)ના વિષય હેઠળ વિવરણ કરવામાં આવી છે. નુબુવ્વતના જૂઠા દા'વેદાર કાદિયાનીએ શૈખ મુહ્યુદ્દીન અરબી (રહ.)ના અમુક લખાણોના હવાલાથી પોતાની નુબુવ્વતનો દા'વો જાઈઝ હોવાની દલીલ બનાવી છે જે પોતે ઈબ્ને અરબી (રહ.)ના ખુલાસાઓથી બાતિલ અને જૂઠું છે. આ મસ્અલાની સંપૂર્ણ ચર્ચા અને ખુલાસો મારી કિતાબ "ખત્મે નુબુવ્વત"માં વિગતવાર વર્ણન થયો છે.

**હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહનું નામ :**

રૂહુલ મઆનીમાં છે કે તેમનું પ્રખ્યાત નામ يُوْحَانِذْ (યુહાનજ) છે અને ઈત્કાનમાં તેમનું નામ لِحْيَانَهُ بِنْتِ يَصْمُدَ بْنِ لَاوِىْ (લિહ્યાના બિન્તે યસ્મદ બિન લાદી) લખવામાં આવ્યું છે અને અમુક લોકોએ તેમનું નામ بَارْخَا (બારખા) અને અમુકે بَاذْخَتْ (બાઝખત) બતાવ્યું છે, અમુક તાવીજ, દોરા–ધાગાવાળાઓએ તેમના નામની અજબ પ્રકારની ખાસિયત વર્ણવી છે. રૂહુલ મઆનીના કર્તાએ ફરમાવ્યું કે અમને તેનું કોઈ પ્રમાણ મળ્યું નથી અને વધારે પડતી શક્યતા એ જ છે કે તે બધી ઉપજાવી કાઢેલી બાબતોમાંથી છે.

فَلْيُلْقِهِ الْيَمُّ بِالسَّاحِلِ શબ્દ يَمّ (યમ્મ) દેખીતી રીતે "નદી"ના અર્થમાં છે, જેનાથી નાઇલ નદી ભાવાર્થ તરીકે છે, આયતમાં એક હુકમ તો હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહને આપવામાં આવ્યો છે કે આ બાળક મૂસા (અલૈ.)ને પેટીમાં બંધ કરીને નદીમાં વહાવી દો, બીજો હુકમ આજ્ઞાર્થ સ્વરૂપે નદીનું નામ છે કે તે પેટીને કિનારા ઉપર મૂકી દો. فَلْيُلْقِهِ الْيَمُّ بِالسَّاحِلِ દેખીતું છે કે નદીમાં કોઈ સમજદારી કે બુદ્ધિ નથી એટલે તેને હુકમ દેવાનો ભાવાર્થ સમજમાં નથી આવતો, એટલા માટે અમુક લોકોએ આ ઠરાવ્યું છે કે જો કે અહીંયાં આજ્ઞાર્થ સ્વરૂપે હુકમના અર્થમાં ઉપયોગ થયો છે પરંતુ તેનો ભાવાર્થ હુકમ નથી બલકે "ખબર આપવી" છે કે નદી તેને કિનારા ઉપર નાંખી દેશે પરંતુ સંશોધનકાર વિદ્વાનોના મતે આ હુકમ પોતાના જાહેર સ્વરૂપ ઉપર હુકમના અર્થમાં જ છે અને નદીને જ તેનું સંબોધન થયું છે, કારણ કે તેમના મતે દુનિયાની કોઈ મખ્લૂક વૃક્ષ અથવા પથ્થર સુદ્ધાં સમજદારી અથવા બુદ્ધિથી પર નથી બલકે દરેકમાં પોત-પોતાના પ્રમાણમાં અને સ્વરૂપમાં તે ઉપસ્થિત છે અને એ જ પ્રમાણે જે તે મખ્લૂકની આગવી બુદ્ધિ કે સમજદારીના કારણે જ બધી વસ્તુઓ કુર્આનના ખુલાસા પ્રમાણે અલ્લાહની તસ્બીહમાં મશ્ગૂલ છે. હા ! એ ફરક અવશ્ય છે કે મનુષ્ય અને જિન્નાત તથા ફરિશ્તાઓ ઉપરાંત કોઈ મખ્લૂકમાં બુદ્ધિ અને સમજદારી એટલી સંપૂર્ણ નથી હોતી કે જેના ઉપર હલાલ-હરામના હુકમો લગાવીને તેમને તેના જવાબદાર બનાવવામાં આવે. રૉમના વિદ્વાને ઘણું સારું કહ્યું છે,

خاک و باد و آب و آتش بندہ اند    با من و تو مُردہ با حق زندہ اند

માટી, હવા, પાણી, આગ અલ્લાહના બંદા (સેવકો) છે;

મારી, તારી સમક્ષ મૃત સમાન છે પરંતુ અલ્લાહ નજીક જીવંત છે.

يَأْخُذْهُ عَدُوٌّ لِّي وَعَدُوٌّ لَّهُ એટલે કે, આ પેટી અને તેમાં બંધ કરેલ બાળકને નદીના કિનારેથી એવો વ્યક્તિ ઉઠાવશે જે મારો પણ દુશ્મન છે અને મૂસા (અલૈ.)નો પણ; તેનો ભાવાર્થ ફિરઔન છે, ફિરઔનનું અલ્લાહનો દુશ્મન હોવું તેના કુફ્રના કારણે જાહેર છે પરંતુ તેને હઝરત મૂસા (અલૈ.)નો દુશ્મન કહેવો એટલા માટે વિચાર માંગી લેતો મુદ્દો છે કે તે સમયે તો ફિરઔન હઝરત મૂસા (અલૈ.)નો દુશ્મન ન હતો, બલકે તેમના ભરણપોષણ ઉપર ખર્ચ કરી રહ્યો હતો,

પછી તેને હઝરત મૂસા (અલૈ.)નો દુશ્મન કહેવો તો પરિણામના આધારે છે કે અંતે ફિરઔનનું દુશ્મન થઈ જવું અલ્લાહના ઈલ્મમાં હતું અને એવું કહેવામાં આવે તો પણ ખોટું નથી કે જ્યાં સુધી ફિરઔનની વ્યક્તિગત જાતનો સંબંધ છે તો તે પોતે પણ તે વખતે દુશ્મન જ હતો, તે હઝરત મૂસા (અલૈ.)નો ઉછેર માત્ર પોતાની પત્ની આસિયહ માટે જ કરતો હતો અને તેમાં પણ જ્યારે તેને શંકા થઈ તો તે જ વખતે કતલ કરવાનો હુકમ આપી દીધો હતો જે હઝરત આસિયહની બુદ્ધિ અને સમજદારીના કારણે રદ થયો. *(રૂહુલ મઆની અને મઝહરી)*

وَاَلْقَيْتُ عَلَيْكَ مَحَبَّةً مِّنِّىْ આ સ્થળે શબ્દ مَحَبَّتُ (મહબ્બત) ક્રિયાપદ છે જે مَحْبُوْبِيَتُ (મહબુબિયત)ના અર્થમાં છે, એનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે અમે પોતાની કૃપા અને રહમતથી તમારા અસ્તિત્વમાં એક એવા પ્રકારની "મહબુબિયત"ની શા'ન નાંખી દીધી હતી કે જે કોઈ પણ તમને જુએ તમારી સાથે મહોબ્બત કરવા લાગે. હઝરત ઈબ્ને અબ્બાસ અને ઈકરમા (રદિ.)થી આ જ તફસીર નકલ થઈ છે. *(મઝહરી)*

وَلِتُصْنَعَ عَلٰى عَيْنِىْ શબ્દ صَنْعَتُ (સનઅત)થી આ સ્થળે "ઉત્તમ ઉછેર"નો ભાવાર્થ લેવામાં આવ્યો છે જેમકે અરબમાં صَنَعْتُ فَرَسِىْ નો રૂઢિપ્રયોગ આ અર્થમાં મશહૂર છે કે મેં મારા ઘોડાની સારી તરબિયત કરી અને عَلٰى عَيْنِىْ નો ભાવાર્થ عَلٰى حِفْظِىْ છે, એટલે કે અલ્લાહ તઆલાએ ઈરાદો કરી લીધો હતો કે હઝરત મૂસા (અલૈ.)નો ઉત્તમ ઉછેર સીધે સીધો અલ્લાહ તઆલાની દેખરેખ હેઠળ થાય, એટલા માટે મિસ્રની સૌથી મોટી હસ્તી એટલે કે ફિરઔનના હાથે તેમના ઘરમાં જ આ કામ એ રીતે લેવામાં આવ્યું કે તે એ બાબતથી બેખબર હતો કે હું પોતાના હાથોથી જ પોતાના દુશ્મનને પાળી રહ્યો છું. *(મઝહરી)*

اِذْ تَمْشِىٓ اُخْتُكَ હઝરત મૂસા (અલૈ.)ની બહેનનું આ પેટીની પાછળ–પાછળ જવું અને ત્યાર પછીનો કિસ્સો જેનું ટૂંકમાં આ આયતમાં વર્ણન થયું છે જેના અંતે ફરમાવ્યું છે, وَفَتَنّٰكَ فُتُوْنًا એટલે કે, અમે તમારી વારંવાર કસોટી કરી અથવા તો હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદન પ્રમાણે તમને વારંવાર અજમાઈશોમાં નાંખ્યા. (ઝહ્હાક પ્રમાણે) તેની સંપૂર્ણ વિગત સુનને

નસઈની એક લાંબી હદીષમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત પ્રમાણે આવી છે જે નીચે પ્રમાણે છે.

**હઝરત મૂસા (અલૈ.)નો વિગતવાર કિસ્સો :**

حَـدِيْـثُ الْـفُتُوْنُ "હદીષુલ ફુતૂન"ના નામથી એક લાંબી હદીષ સુનને નસઈએ વિવરણના વિભાગમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કરી છે અને ઈબ્ને કષીરે પોતાની તફસીરમાં તેને સંપૂર્ણ નકલ કર્યા પછી નોંધ્યું છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ રિવાયતને مَـرْفُـوْعٌ (મરફૂઅ્) ઠરાવી છે, એટલે કે રસૂલે કરીમ ﷺનું વર્ણન ઠરાવ્યું છે તથા ઈબ્ને કષીરે પણ હદીષને મરફૂઅ્ હોવાનું સમર્થન કર્યું છે.

وَصَـدَقَ ذٰلِکَ عِنْدِیْ એટલે કે, આ હદીષનું મરફૂઅ્ હોવું મારા મતે ખરું છે, પછી તેના માટે એક દલીલ પણ વર્ણન કરી પરંતુ ત્યારબાદ એ પણ ફરમાવ્યું કે ઈબ્ને જરીર અને ઈબ્ને અબી હાતિમે પણ પોત–પોતાની તફસીરોમાં આ રિવાયત નકલ કરી છે પરંતુ તે مَـوْقُـوْفٌ (મવકૂફ) એટલે કે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું પોતાનું કલામ છે, મરફૂઅ્ હદીષના વાક્યો તેમાં ક્યાંક–ક્યાંક આવ્યા છે. એવું જાણ થાય છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ રિવાયત કઅ્બ બિન અહ્બારથી લીધેલી છે જેમકે ઘણા પ્રસંગોએ આવું બન્યું છે, પરંતુ ઈબ્ને કષીર જેવા હદીષના મહાન વિદ્વાન અને નસઈ જેવા હદીષના મહાન ઈમામ તેને મરફૂઅ્ માને છે અને જેમણે મરફૂઅ્ હોવાનો સ્વીકાર કર્યો નથી તેઓ પણ તેના વિષય ઉપર કોઈ ઈન્કાર કરતા નથી અને તેનો મોટા ભાગનો વિભાગ પોતે કુર્આને કરીમની આયતોમાં આવ્યો છે એટલા માટે સંપૂર્ણ હદીષનો અનુવાદ લખવામાં આવે છે જેમાં હઝરત મૂસા (અલૈ.)ના વિગતવાર કિસ્સાના સંદર્ભમાં ઘણા બધા જ્ઞાનપૂર્ણ અને અમલી ફાયદાઓ પણ છે. "હદીષુલ ફુતૂન" હઝરત ઈમામ નસઈ, કાસિમ બિન અબી અય્યૂબ (રહ.) ફરમાવે છે કે મને સઈદ બિન ઝુબૈર (રહ.)એ ખબર આપી કે મેં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એ આયતની તફસીર પૂછી કે જે હઝરત મૂસા (અલૈ.) વિશે આવી છે, એટલે કે وَفَتَنّـاکَ فُتُوْنًـا મેં પૂછ્યું કે તેમાં فُتُوْنٌ (ફુતૂન)નો શું ભાવાર્થ છે ? હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, તેની ઘટના ઘણી લાંબી છે, સવાર–સવારમાં

આવી જાઓ તો બતાવીશ. જ્યારે બીજા દિવસે સવાર થઈ તો હું સવારમાં જ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની સેવામાં હાજર થઈ ગયો જેથી કાલે જે વાયદો કર્યો હતો તે પૂરો કરાવું. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, સાંભળો ! (એક દિવસે) ફિરઔન અને તેના ઉઠક–બેઠકવાળાઓમાં એ વાતનું વર્ણન આવ્યું કે અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને વાયદો કર્યો છે કે તેમના વંશમાં અંબિયા (અલૈ.) તથા બાદશાહો પેદા ફરમાવશે, મજલિસમાં બેઠેલા અમુક હાજરજનોએ કહ્યું કે હા ! બની ઈસ્રાઈલ તો તેની રાહ જોઈ રહ્યા છે જેમાં તેમને જરા પણ શંકા નથી કે તેમની અંદર કોઈ નબી અથવા રસૂલ પેદા થશે અને પહેલાં તે લોકોનો વિચાર હતો કે તે નબી હઝરત યૂસુફ બિન યાકૂબ (અલૈ.) છે, જ્યારે તેમની વફાત થઈ ગઈ તો કહેવા લાગ્યા કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) સાથે જે વાયદો કરવામાં આવ્યો હતો તે તેમના માટે ન હતો. (કોઈ અન્ય નબી અને રસૂલ પેદા થશે જે આ વાયદાને પૂરો કરશે). ફિરઔને આ સાંભળ્યું તો તેને ચિંતા થવા લાગી કે બની ઈસ્રાઈલમાં કે જેમને તેણે ગુલામ બનાવી રાખ્યા હતા જો કોઈ નબી અથવા રસૂલ પેદા થઈ ગયો તો તે તેમને મારી પાસેથી આઝાદ કરાવશે, એટલા માટે મજલિસમાં હાજરજનોને પૂછ્યું કે આ આફતથી બચવાનો શું માર્ગ છે ? તે લોકો પરસ્પર મશવરો કરતા રહ્યા અને અંતે બધા એ અભિપ્રાય ઉપર સહમત થઈ ગયા કે (બની ઈસ્રાઈલમાં જે છોકરો પેદા થાય તેને કાપી નાંખવામાં આવે એટલા માટે) એવા સૈનિકો નક્કી કરવામાં આવ્યા જેમના હાથોમાં છરીઓ હતી અને તે બની ઈસ્રાઈલના એક–એક ઘરમાં જઈને જોતા હતા, જ્યાં પણ કોઈ છોકરો દેખાતો તેને તેઓ કાપી નાંખતા હતા.

અમુક સમય સુધી આ ક્રમ ચાલતો રહ્યો, ત્યાર પછી તેમને એવો હોશ આવ્યો કે અમારી બધી સેવા અને મહેનત મજૂરીનું કામ તો બની ઈસ્રાઈલ જ કરે છે, જો આ હત્યાનો ક્રમ ચાલુ રહ્યો તો તેમના ઘરડાઓ તો પોતાની મોતે મરી જશે અને બાળકો કતલ થતા રહ્યા તો આવનારી બની ઈસ્રાઈલની પેઢીમાં કોઈ પુરુષ બાકી રહેશે નહીં જે અમારી સેવા કરી શકે, પરિણામ એ આવશે કે સમગ્ર મહેનત અને મજૂરીનું કામ આપણે પોતે કરવાનો વારો આવશે એટલા માટે હવે એવો નિર્ણય લેવાયો કે એક વર્ષમાં પેદા થનારા છોકરાઓને છોડી દેવામાં આવે અને બીજા વર્ષે પેદા થનારાઓને કાપી નાંખવામાં આવે, એ જ પ્રમાણે બની

ઈસ્રાઈલમાં અમુક જવાન પણ રહેશે જે પોતાના ઘરડાઓનું સ્થાન લઈ શકે અને તેમની સંખ્યા એટલી વધારે પણ નહીં હોય જેનાથી ફિરઔનની હુકૂમતને ભય ઊભો થાય, આ વાત સૌને પસંદ આવી અને આ જ કાયદો લાગુ પાડવામાં આવ્યો. (હવે અલ્લાહ તઆલાની કુદરત અને હિકમતની જાહેરાત એ પ્રમાણે થઈ કે) હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહને એક ગર્ભ એવા સમયે રહ્યો જ્યારે કે બાળકોને જીવતા છોડી દેવાનું વર્ષ હતું, તેમાં હઝરત હારૂન (અલૈ.) પેદા થયા. ફિરઔની કાનૂનની રૂએ તેમના માટે કોઈ ભય હતો નહીં, આગલું વર્ષ કે જે છોકરાઓનું કતલ થવાનું વર્ષ હતું તેમાં હઝરત મૂસા (અલૈ.)નો ગર્ભ રહ્યો, આથી તેમની વાલિદહને ગમ અને ચિંતા થવા લાગી કે હવે આ બાળક પેદા થશે તો તેને કતલ કરી નાંખવામાં આવશે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કિસ્સાને અહીંયાં સુધી પહોંચીને ફરમાવ્યું કે હે ઈબ્ને ઝુબૈર ! فُتُـــــــــــوْنً (ફુતૂન) એટલે કે, આજમાઈશનો આ પ્રથમ મોકો હતો કે હઝરત મૂસા (અલૈ.) હજુ દુનિયામાં પેદા પણ થયા ન હતા કે તેમને કતલ કરવાની યોજના તૈયાર હતી, તે સમયે અલ્લાહ તઆલાએ તેમની વાલિદહને વહીએ ઈલ્હામ દ્વારા એ દિલાસો આપી દીધો કે لَاتَـخَـافِىْ وَلَا تَحْزَنِىْ اِنَّارَادُّوْهُ اِلَيْكِ وَجَاعِلُوْهُ مِنَ الْمُرْسَلِيْنَ (૨૮:૭) એટલે કે, તમે કોઈ ડર અથવા ચિંતા ન સેવો (અમે તેની હિફાઝત કરીશું અને અમુક દિવસો જુદા થયા પછી) તેમને તમારી પાસે પરત કરી આપીશું, પછી તેમને પોતાના રસૂલોમાં દાખલ કરી લઈશું. જ્યારે હઝરત મૂસા (અલૈ.) પેદા થઈ ગયા તો તેમની વાલિદહને અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો કે તેમને એક પેટીમાં મૂકીને (નાઈલ) નદીમાં વહાવી દો. હઝરત મૂસા (અલૈ.)ની વાલિદાએ આ હુકમ ઉપર અમલ કર્યો, જ્યારે તે પેટી નદીને હવાલે કરાઈ ચૂકી ત્યારે શયતાને તેમના દિલમાં એ વસવસો નાંખ્યો કે આ તેં કેવું કામ કર્યું ? જો બાળક તારી પાસે રહેશે અને કદાચ કાપી પણ નાંખવામાં આવે તો તું તેને પોતાના હાથે કફન-દફન કરીને કંઈક તો સાંત્વના મેળવી શકી હોત ? હવે તો નદીના જાનવરો તેને ખાઈ જશે. (હઝરત મૂસા અલૈ.ની વાલિદહ એ જ ચિંતા અને ગમમાં પડી ગયા હતા કે) નદીના વહેણે પેટીને એક એવા પથ્થર ઉપર લાવીને મૂકી દીધી જ્યાં ફિરઔનની બાંદીઓ અને દાસીઓ ન્હાવા-ધોવા માટે જતી હતી, તેમણે આ પેટી જોઈ તો ઉઠાવી લીધી અને ખોલવાનો ઈરાદો કર્યો તો તેમનામાંથી કોઈએ કહ્યું કે જો તેમાં

કોઈ માલ હશે અને આપણે તેને ખોલી નાંખી તો ફિરઔનની પત્ની એવું ધારશે કે આપણે તેમાંથી છુપાવીને અમુક અલગ રાખી મૂક્યું છે, આપણે કંઈ પણ કહીશું તેને વિશ્વાસ આવશે નહીં એટલા માટે સૌનો અભિપ્રાય એ આવ્યો કે આ પેટીને આવી જ બંધ ઉઠાવીને ફિરઔનની પત્ની સામે રજુ કરવામાં આવે.

ફિરઔનની પત્નીએ પેટી ખોલી તો તેમાં એક એવો છોકરો જોયો જેને જોતાં જ તે બાળક પ્રત્યે તેને એટલી મહોબ્બત થઈ ગઈ જે તેનાથી પહેલાં કોઈ બાળક સાથે થઈ ન હતી. (જે વાસ્તવમાં અલ્લાહ તઆલાના પોતાના આ ઈરશાદની જ જાહેરાત હતી وَاَلْقَيْتُ عَلَيْكَ مَحَبَّةً مِّنِّىْ) બીજી બાજુ હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહ શયતાની વસવસાના કારણે અલ્લાહના તે વાયદાને ભૂલી ગયાં અને પરિસ્થિતિ આવી થઈ ગઈ કે وَاَصْبَحَ فُؤَادُ اُمِّ مُوْسٰى فَارِغًا (૨૮:૧૦) એટલે કે, હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહનું દિલ દરેક ખુશી અને દરેક વિચારથી ખાલી થઈ ગયું. (માત્ર હઝરત મૂસા અલૈ.ની ચિંતા સતાવવા લાગી) આ બાજુ જયારે છોકરાઓની હત્યા કરવા ઉપર નિમણૂક કરવામાં આવેલ સૈનિકોને ફિરઔનના ઘરમાં એક બાળક આવી જવાની ખબર મળી તો તે છરીઓ લઈને ત્યાં ફિરઔનની પત્ની પાસે પહોંચી ગયા કે આ બાળક અમને આપો જેથી અમે તેને કાપી નાંખીએ.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ અહીંયાં પહોંચીને પછી હઝરત ઈબ્ને ઝુબૈર (રહ.)ને સંબોધન કરીને કહ્યું, હે ઈબ્ને ઝુબૈર ! ફુતૂન એટલે કે આજમાઈશનો આ (બીજો) પ્રસંગ છે.

ફિરઔનની પત્નીએ તે લશ્કરી લોકોને જવાબ આપ્યો કે હમણા થોભી જાઓ કે માત્ર આ એક બાળકથી તો બની ઈસ્રાઈલની શક્તિ નથી વધી જવાની, હું ફિરઔનની પાસે જાઉં છું અને બાળકના પ્રાણ મા'ફ કરાવી લાવું છું, જો ફિરઔને તેને મા'ફ કરી દીધું તો ઠીક છે નહિતર હું તમારા મા'મલામાં દખલગીરી નહીં કરું, આ બાળક તમારા હવાલે કરવામાં આવશે. એવું કહીને તે ફિરઔનની પાસે ગઈ અને કહ્યું કે આ બાળક અમારા અને તમારા આંખોની ઠંડક છે, ફિરઔને કહ્યું કે હા ! આંખોની ઠંડક હોવાની તો ખબર છે પરંતુ મારે તેની કોઈ જરૂર નથી.

ત્યારબાદ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કસમ છે તે પાક જાતની જેની કસમ ખાઈ શકાય છે, જો ફિરઔને પણ તે વખતે પોતાની પત્નીની જેમ મૂસા (અલૈ.)ને قُرَّةُ الْعَيْنُ (કુર્રતુલ ઐન) આંખોની ઠંડક હોવાનો સ્વીકાર કરી લીધો હોત તો અલ્લાહ તઆલાએ તેને પણ હિદાયત આપી દીધી હોત જેમકે તેની પત્નીને ઈમાનની હિદાયત અર્પણ કરી.

(ખૈર, પત્નીના કહેવાથી ફિરઔને આ છોકરાને કતલ કરવાથી મુક્ત કરી દીધો). હવે, ફિરઔનની પત્નીએ તેને દૂધ પીવડાવવા માટે પોતાની આસપાસની સ્ત્રીઓને બોલાવી, સૌએ ઇચ્છ્યું કે હઝરત મૂસા (અલૈ.)ને દૂધ પીવાડવાની સેવા આપે પરંતુ હઝરત મૂસા (અલૈ.)એ કોઈનું દૂધ પીધું નહીં. (وَحَرَّمْنَا عَلَيْهِ الْمَرَاضِعَ مِنْ قَبْلُ) હવે, ફિરઔનની પત્નીને એ ચિંતા થઈ કે જો તે કોઈનું દૂધ લેશે નહીં તો કઈ રીતે જીવતો રહેશે ? એટલા માટે પોતાની નોકરાણીઓને સોંપ્યું કે તેને બજાર અને લોકો ભેગા થયા હોય ત્યાં લઈ જાય, કદાચ કોઈ સ્ત્રીનું દૂધ સ્વીકારી લે.

આ બાજુ હઝરત મૂસા (અલૈ.)ની વાલિદાએ બેચેન થઈને પોતાની દિકરીને કહ્યું કે જરા બહાર જઈને તપાસ કરો અને લોકોને પૂછો કે તે પેટી અને બાળકનું શું થયું ? તે જીવીત છે અથવા નદીના જાનવરોનો ખોરાક બની ચૂક્યું છે? તે સમય સુધી તેમને અલ્લાહ તઆલાનો વાયદો યાદ આવ્યો ન હતો જે તેમને ગર્ભાવસ્થા દરમિયાન હઝરત મૂસા (અલૈ.)ની સુરક્ષા અને અમુક દિવસની જુદાઈ પછી પાછો આપવાનો કરવામાં આવ્યો હતો. હઝરત મૂસા (અલૈ.)ની બહેન બહાર નીકળ્યાં તો (અલ્લાહની કુદરતનો એ કરિશ્મો જોયો કે) ફિરઔનની નોકરાણીઓ આ બાળકને લઈને દૂધ પીવાડનારી સ્ત્રીની શોધખોળમાં છે, જ્યારે તેણે આ દષ્ય જોયું કે આ બાળક કોઈ સ્ત્રીનું દૂધ લેતો નથી અને આ નોકરાણીઓ પરેશાન છે તો તેણે તેમને કહ્યું કે હું તમને એક એવા ઘરનો પતો આપું છું જ્યાં આ તેમનું દૂધ પણ લેશે અને તેમને ભલાઈ અને મહોબ્બત સાથે ઉછેરશે, આ સાંભળી તે નોકરાણીઓ તેનાથી શંકામાં સપડાઈ ગઈ કે આ સ્ત્રી કદાચ આ બાળકની માં અથવા કોઈ ખાસ સગી છે જે ખૂબ વિશ્વાસપૂર્વક આવું કહી રહી છે કે તે ઘરવાળા તેની ભલાઈના ઇચ્છુક અને હમદર્દ છે (તે સમયે આ બહેન પણ પરેશાન થઈ ગઈ).

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ સ્થળે પહોંચીને હઝરત ઈબ્ને ઝુબૈરને સંબોધન કર્યું કે આ (ત્રીજો પ્રસંગ) "ફુતૂન" એટલે કે આજમાઈશનો છે, તે સમયે હઝરત મૂસા (અલૈ.)ની બહેને વાત બનાવી અને કહ્યું કે મારો ભાવાર્થ તે ઘરવાળાઓના હમદર્દ અને ભલાઈના ઈચ્છુક હોવાનો એ જ હતો કે ફિરઔની દરબાર સુધી તેમની પહોંચ થશે, તેનાથી તેમને ફાયદો પહોંચવાની આશા રહેશે એટલા માટે તે આ બાળક સાથે મહોબ્બત અને હમદર્દી રાખવામાં કોઈ કસર બાકી રાખશે નહીં, આ સાંભળીને નોકરાણીઓએ તેમને છોડી દીધા, તે પાછા પોતાના ઘેર પહોંચ્યાં અને હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહને આ ઘટનાની ખબર આપી, તેઓ તેની સાથે તે સ્થળે પહોંચ્યા જ્યાં આ નોકરાણીઓ ભેગી થઈ હતી. નોકરાણીઓના કહેવાથી તેમણે પણ બાળકને ખોળામાં લઈ લીધા, હઝરત મૂસા (અલૈ.) તરત તેમની છાતીથી લાગીને દૂધ પીવા લાગ્યા એટલે સુધી કે તેમનું પેટ ભરાઈ ગયું. આ ખુશખબરી ફિરઔનની પત્નીને મળી કે આ બાળક માટે દૂધ પીવાડનાર મળી ગઈ છે, ફિરઔનની પત્નીએ હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહને બોલાવ્યા, તેમણે આવીને પરિસ્થિતિ જોઈ અને એવું અનુભવ્યું કે ફિરઔનની પત્ની મારી જરૂરિયાત અને હાજતને મહેસૂસ કરી રહી છે તો જરા ખુદારીથી કામ લઉં. ફિરઔનની પત્નીએ કહ્યું કે તમે અહીંયાં રહીને આ બાળકને દૂધ પીવડાવો, કારણ કે મને આ બાળક સાથે એટલી મહોબ્બત છે કે હું તેને મારી નજરોએથી દૂર રાખી શકતી નથી. હઝરત મૂસા (અલૈ.)ની વાલિદાએ કહ્યું કે હું તો પોતાનું ઘર છોડીને અહીંયાં રહી શકતી નથી, કારણ કે મારા ખોળામાં પોતે એક બાળક છે હું તેને દૂધ પીવડાવું છું, હું તેને કઈ રીતે છોડી દઉં ? હા ! જો તમે એ બાબતે રાજી હોય કે બાળક મને સોંપી દો, હું તેને પોતાના ઘરે રાખીને દૂધ પીવડાવીશ અને એ વાયદો કરું છું કે આ બાળકની દેખરેખ અને હિફાઝતમાં જરા પણ ઉણપ રાખું નહીં. હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહને અલ્લાહ તઆલાનો એ વાયદો પણ યાદ આવી ગયો જેમાં એ ફરમાવ્યું હતું કે અમુક દિવસની જુદાઈ પછી અમે તેને પરત મોકલી દઈશું એટલા માટે તે પોતાની વાત ઉપર મક્કમ રહ્યા. ફિરઔનની પત્નીએ મજબૂર થઈને તેમની વાત માની લીધી અને તેઓ તે જ દિવસે હઝરત મૂસા (અલૈ.)ને લઈને પોતાના ઘરે આવી ગયા તથા અલ્લાહ તઆલાએ તેમનો ઉછેર ખાસ પદ્ધતિથી કર્યો.

જ્યારે હઝરત મૂસા (અલૈ.) જરા શક્તિવાળા થઈ ગયા તો ફિરઔનની પત્નીએ તેમની વાલિદહને કહ્યું કે હવે આ બાળક મને લાવીને બતાવવામાં આવે (કે હું તેને જોવા માટે બેચેન છું) તથા ફિરઔનની પત્નીએ પોતાના બધા દરબારીઓને હુકમ આપ્યો કે આ બાળક આજે અમારા ઘરમાં આવી રહ્યું છે, તમારામાંથી કોઈ એવું ન રહે જે તેનું સન્માન ન કરે અને કોઈ હદિયો (ભેટ) રજુ ન કરે અને હું પોતે તેની દેખરેખ રાખીશ કે તમે લોકો આ બાબતમાં શું કરો છો. તેની એવી અસર થઈ કે જે વખતે હઝરત મૂસા (અલૈ.) પોતાની વાલિદહની સાથે ઘરેથી નીકળ્યા તે જ વખતથી તેમના ઉપર ભેટ–સોગાતોનો વરસાદ થવા લાગ્યો, એટલે સુધી કે ફિરઔનની પત્નીની પાસે પહોંચ્યા તો તેણે પોતાની પાસેથી ખાસ ભેટ અને સોગાતો અલગથી રજુ કર્યા. ફિરઔનની પત્ની તેમને જોઈને ખૂબ ખુશ થઈ અને આ બધી ભેટ હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહને આપી દીધી, ત્યારબાદ ફિરઔનની પત્નીએ કહ્યું કે હવે હું તેને ફિરઔનની પાસે લઈ જાઉં છું તે તેમને ઈનામો અને ભેટ–સોગાત આપશે, જ્યારે તેમને લઈને ફિરઔનની પાસે પહોંચ્યા તો ફિરઔને તેમને પોતાના ખોળામાં લઈ લીધા, હઝરત મૂસા (અલૈ.)એ ફિરઔનની દાઢી પકડીને જમીન તરફ ઝુકાવી દીધા, તે સમયે દરબારના લોકોએ કહ્યું કે તમે જોઈ લીધું કે અલ્લાહ તઆલાએ પોતાના નબી ઈબ્રાહીમ (અલૈ.)ને જે વાયદો કર્યો હતો કે બની ઈસ્રાઈલમાં એક નબી પેદા થશે જે આપના પ્રદેશ અને માલનો વારસ બનશે અને તમારા ઉપર વિજેતા બનશે અને આપને પછાડી દેશે, આ વાયદો કઈ રીતે પૂરો થઈ રહ્યો છે ?!

ફિરઔન ચોકન્નો થઈ ગયો અને તે જ સમયે છોકરાઓને કતલ કરનાર સૈનિકોને બોલાવી મંગાવ્યા જેથી તેને ઝબહ કરી નાંખે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ અહીંયાં પહોંચીને ફરી ઈબ્ને ઝુબૈરને સંબોધન કર્યું કે આ (ચોથો) પ્રસંગ "ફુતૂન" એટલે કે આજમાઈશનો છે કે ફરીવાર મોત માથા ઉપર મંડળાવા લાગ્યું.

ફિરઔનની પત્નીએ આ જોયું તો કહ્યું કે તમે તો આ બાળક મને આપી ચૂક્યા છો પછી હવે આ શું થઈ રહ્યું છે ? ફિરઔને કહ્યું કે તમે આ જોતા નથી કે આ છોકરો પોતાની પ્રવૃત્તિથી જાણે કે એવો દા'વો કરી રહ્યો છે કે તે મને જમીન ઉપર પછાડીને મારા ઉપર વિજયી થશે ? ફિરઔનની પત્નીએ કહ્યું કે તમે એક

વાતને પોતાના અને મારા દરમિયાન ફેંસલા માટે માની લો જેનાથી સત્ય વાત જાહેર થઈ જશે (કે બાળકે આ પ્રવૃત્તિ બાળપણની અણસમજમાં કરી છે અથવા જાણીબૂઝીને). તમે બે અંગારા અને બે મોતીઓ મંગાવી લો અને બંનેને તેમની સામે કરી દો, જો તે મોતીઓ તરફ હાથ લંબાવે અને આગના અંગારાથી બચે તો તમે સમજી લો કે તેણે આ પ્રવૃત્તિ બુદ્ધિપૂર્વક અને જાણીબૂઝીને કરી છે અને જો તેણે મોતીઓના બદલે અંગારા હાથમાં ઉઠાવી લીધા તો એ વિશ્વાસ થઈ જશે કે આ કાર્ય કોઈ બુદ્ધિ અથવા સમજદારીથી નથી કરવામાં આવ્યું, કારણ કે કોઈ બુદ્ધિવાળો માનવી આગને હાથમાં નથી ઉઠાવી શકતો. (ફિરઔને આ કસોટી કરવાનું માની લીધું). બે અંગારા અને બે મોતીઓ હઝરત મૂસા (અલૈ.)ની સામે મૂકવામાં આવ્યા તો હઝરત મૂસા (અલૈ.)ને અંગારા ઉઠાવી લીધા (અમુક બીજી રિવાયતોમાં છે કે હઝરત મૂસા અલૈ. મોતીઓ તરફ હાથ લંબાવવા ઇચ્છતા હતા પરંતુ હઝરત જિબ્રઈલ અલૈ.એ તેમનો હાથ અંગારાઓ તરફ ફેરવી દીધો) ફિરઔને આ દૃષ્ય જોયું તો તરત તેમના હાથમાંથી અંગારા છીનવી લીધા કે તેમનો હાથ સળગી ન જાય (હવે તો ફિરઔનની પત્નીની વાત બની ગઈ). તેણે કહ્યું કે તમે ઘટનાની વાસ્તવિકતા જોઈ લીધી છે. એ જ પ્રમાણે અલ્લાહ તઆલાએ ફરી મોતને હઝરત મૂસા (અલૈ.) ઉપરથી ટાળી દીધું, કારણ કે અલ્લાહની કુદરતને તેમની પાસેથી આગળ કામ લેવાનું હતું.

(હઝરત મૂસા અલૈ. એ જ પ્રમાણે ફિરઔનના શાહી સન્માન અને માન-મર્યાદાથી તથા શાહી ખર્ચાથી પોતાની વાલિદહની દેખરેખમાં જ ઉછેર પામતા રહ્યા એટલે સુધી કે તેઓ યુવાન થઈ ગયા).

તેમના શાહી સન્માન અને ઇજ્જતને જોઈને ફિરઔનના લોકોને બની ઈસ્રાઈલ ઉપર તે જુલમ અને જબરદસ્તી તથા અપમાન અને તેમની માન-મર્યાદા ભંગ કરવાની હિંમત ન રહી જે આથી અગાઉ ફિરઔનીઓ તરફથી હંમેશા બની ઈસ્રાઈલ ઉપર થતું રહેતું હતું, એક દિવસે હઝરત મૂસા (અલૈ.) શહેરના ખૂણામાં ચાલી રહ્યા હતા તો જોયું કે બે વ્યક્તિઓ પરસ્પર લડી રહ્યા છે જેમાંથી એક ફિરઔની છે અને બીજો ઈસ્રાઈલી છે, ઈસ્રાઈલીએ હઝરત મૂસા (અલૈ.)ને જોઈને મદદ માટે બોલાવ્યા. હઝરત મૂસા (અલૈ.)ને ફિરઔની વ્યક્તિની હિંમત ઉપર ખૂબ ગુસ્સો આવ્યો કે તેણે શાહી દરબારમાં હઝરત મૂસા

(અલૈ.)ની ઈજ્જત અને પ્રતિષ્ઠાને જાણતો હોવા છતાં એક ઈસ્રાઈલીને તેમની સામે પકડી રાખ્યો છે જ્યારે કે તે એ પણ જાણે છે કે હઝરત મૂસા (અલૈ.) ઈસ્રાઈલીઓની હિફાઝત કરે છે અને લોકોને તો માત્ર એવી જ જાણ હતી કે તેમનો સંબંધ ઈસ્રાઈલી લોકો સાથે દૂધનો સંબંધ છે અને દૂધ પીવાડવાના કારણે જ છે, હઝરત મૂસા (અલૈ.)ને શક્ય છે કે તેમની વાલિદહ અથવા અન્ય કોઈ માધ્યમ દ્વારા એવી ખબર આપી દીધી હોય કે આ દૂધ પીવાડનાર સ્ત્રીના પેટે જ તમે પેદા થયા છો અને તમે ઈસ્રાઈલી છો.

મતલબ કે હઝરત મૂસા (અલૈ.)એ ગુસ્સામાં આવીને તે ફિરઔનીને એક મુક્કો મારી દીધો જેને તે સહન ન કરી શક્યો અને ત્યાં જ મરી ગયો, અચાનક ત્યાં કોઈ અન્ય વ્યક્તિ હઝરત મૂસા (અલૈ.) અને તે બંને લડનારાઓ સિવાય ઉપસ્થિત હતો નહીં. ફિરઔની તો કતલ થઈ ગયો, ઈસ્રાઈલી પોતાનો વ્યક્તિ હતો તેનાથી તેમને ભય ન હતો કે તે ભેદ ખોલી દેશે.

જ્યારે આ ફિરઔની હઝરત મૂસા (અલૈ.)ના હાથે માર્યો ગયો ત્યારે હઝ. મૂસા (અલૈ.)એ કહ્યું, هٰذَا مِنْ عَمَلِ الشَّيْطَانِ اِنَّهٗ عَدُوٌّ مُّضِلٌّ مُّبِيْنٌ (૨૮:૧૫) આ કામ શયતાન તરફથી થયું છે તે ખુલ્લો દુશ્મન અને ગુમરાહ કરનારો છે. (પછી અલ્લાહ તઆલાની બારગાહમાં વિનંતી કરી) ظَلَمْتُ نَفْسِيْ فَاغْفِرْلِيْ فَغَفَرَلَهٗ (૨૮:૧૬) હે મારા પરવરદિગાર ! મેં પોતાની જાત ઉપર જુલમ કર્યો (કે ભૂલથી ફિરઔની મારા હાથે માર્યો ગયો), મને મા'ફ કરી આપ. અલ્લાહ તઆલાએ મા'ફ કરી દીધું, કારણ કે તે જ મહાન મા'ફ કરનારો અમર્યાદ રહમતવાળો છે.

હઝરત મૂસા (અલૈ.) આ ઘટના પછી ડર અને ભયના માર્યા એવી ખબર કાઢતા રહેતા હતા (કે તેના માર્યા જવાથી ફિરઔનીઓની પ્રતિક્રિયા શું થઈ ? અને ફિરઔનના દરબાર સુધી આ મા'મલો પહોંચ્યો છે અથવા નહીં ?)

જાણ થઈ કે આ મા'મલો ફિરઔનના દરબાર સુધી પહોંચી ગયો છે અને એ રીતે પહોંચ્યો છે કે કોઈ ઈસ્રાઈલીએ ફિરઔનીઓના એક વ્યક્તિની હત્યા કરી નાંખી છે એટલા માટે ઈસ્રાઈલીઓ પાસેથી તેનો બદલો લેવામાં આવે. આ ઘટનામાં તેમની સાથે કોઈ નરમાશ વર્તવામાં ન આવે. ફિરઔને જવાબ આપ્યો કે તેના હત્યારાને નક્કી કરીને ગવાહીઓ સાથે રજુ કરો, કારણ કે બાદશાહ જો કે

તમારો જ છે પરંતુ તેના માટે એ કોઈ યોગ્ય બાબત નથી કે ગવાહી અને સાબિતી વિના જ કોઈની પણ પાસેથી બદલો લઈ લે, તમે તેના હત્યારાને શોધો અને સાબિતી રજૂ કરો, હું અવશ્ય તમારો બદલો કિસાસ સ્વરૂપે તેમની પાસેથી લઈશ. ફિરઔની લોકો આ સાંભળીને ગલી–મહોલ્લા અને બજારોમાં ઘુમવા લાગ્યા કે ક્યાંક તેની હત્યા કરનારની ભાળ મળી જાય પરંતુ તેમને કોઈ જગ્યાએથી પત્તો મળી રહ્યો ન હતો. અચાનક એ ઘટના બની કે બીજા દિવસે હઝરત મૂસા (અલૈ.) ઘરેથી નીકળ્યા તો તે જ ઈસ્રાઈલીને જોયો, તે કોઈ બીજા ફિરઔની વ્યક્તિ સાથે ઝઘડો કરી રહ્યો છે અને ફરી તે ઈસ્રાઈલીએ હઝરત મૂસા (અલૈ.)ને મદદ માટે પોકાર્યા પરંતુ હઝરત મૂસા (અલૈ.) ગઈકાલની ઘટના ઉપર જ પસ્તાવો કરી રહ્યા હતા અને તે વખતે તે જ ઈસ્રાઈલીને પાછો લડતો જોઈને નારાજ થઈ ગયા (કે ભૂલ આ વ્યક્તિની જ લાગે છે, કારણ કે આ વ્યક્તિ તો ઝઘડાખોર લાગે છે અને લડતો રહે છે) પરંતુ તે છતાં હઝરત મૂસા (અલૈ.)એ ઈરાદો કર્યો કે ફિરઔની વ્યક્તિને તેના ઉપર હુમલો કરવાથી રોકે પરંતુ ઈસ્રાઈલીને પણ ચેતવણી સ્વરૂપે કહેવા લાગ્યા કે તેં કાલે પણ ઝઘડો કર્યો હતો આજે ફરી લડી રહ્યો છે, તું જ જાલિમ છે. ઈસ્રાઈલીએ હઝરત મૂસા (અલૈ.)ને જોયા કે તેઓ આજે પણ એ જ પ્રમાણે ગુસ્સામાં છે જેવા કાલે હતા તો તેને હઝરત મૂસા (અલૈ.)ના આ શબ્દોમાં શંકા ગઈ કે તેઓ આજે મને જ મારી નાંખશે તો તરત જ બોલી ઉઠયો કે શું તમે ઈચ્છો છો કે તમે મારી હત્યા કરી નાંખો જેમકે કાલે તમે એક વ્યક્તિને મારી નાંખ્યો હતો ?

આ વાતો થયા પછી આ બંને એકબીજાથી અલગ થઈ ગયા પરંતુ ફિરઔની વ્યક્તિએ આલે ફિરઔનના તે લોકોને કે જેઓ ગઈકાલથી હત્યારાની શોધમાં હતા જઈને આ ખબર પહોંચાડી દીધી કે પોતે ઈસ્રાઈલીએ હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું છે કે તમે ગઈકાલે એક વ્યક્તિને મારી નાંખ્યો છે, આ ખબર ફિરઔનના દરબાર સુધી તરત જ પહોંચાડી દેવામાં આવી. ફિરઔને પોતાના સૈનિકોને હઝરત મૂસા (અલૈ.)ને કતલ કરવા માટે મોકલી દીધા. આ સૈનિકો જાણતા હતા કે તેઓ અમારાથી બચીને ક્યાં જશે ? શાંતિથી શહેરની મોટી સડક ઉપર હઝરત મૂસા (અલૈ.)ને શોધવા માટે નીકળ્યા, આ બાજુ એક વ્યક્તિને હઝરત મૂસા (અલૈ.)ના અનુયાયીઓમાંથી જે શહેરના કોઈ દૂરના ભાગમાં રહેતો

હતો આ બાબતની ખબર મળી ગઈ કે ફિરઓની સિપાહી હઝરત મૂસા (અલૈ.)ની શોધમાં તેમને કતલ કરવા માટે નીકળી ચૂક્યા છે, તેણે કોઈ ગલીકૂચાના નાના માર્ગેથી આગળ પહોંચીને હઝરત મૂસા (અલૈ.)ને તેની ખબર આપી દીધી.

અત્રે પહોંચીને પછી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ઈબ્ને ઝુબૈરને સંબોધન કર્યું કે હે ઈબ્ને ઝુબૈર ! આ (પાંચમી) ઘટના "ફુતૂન" એટલે કે આજમાઈશની છે કે મોત માથા ઉપર આવી ચૂક્યું હતું અને અલ્લાહ તઆલાએ તેનાથી છુટકારાનો સામાન તૈયાર કરી દીધો.

હઝરત મૂસા (અલૈ.) આ ખબર સાંભળીને તરત જ શહેરથી નીકળી ગયા અને મદયનની દિશાએ પ્રયાણ કર્યું, તેઓ આજદિન સુધી શાહી ઠાઠ–માઠમાં જીવતા હતા કોઈ મહેનત–મજૂરીનું નામ પણ આવ્યું ન હતું, મિસ્રથી નીકળી ગયા અને કોઈ જગ્યાના માર્ગની પણ ખબર ન હતી પરંતુ પોતાના પરવરદિગાર ઉપર ભરોસો હતો عَسٰى رَبِّىٓ اَنۡ يَّهۡدِيَنِىۡ سَوَآءَ السَّبِيۡلِ (૨૮:૨૨) આશા છે કે મારો પરવરદિગાર મને માર્ગ બતાવશે, જ્યારે મદયન શહેરની નજીક પહોંચ્યા તો શહેરની બહાર એક કૂવા ઉપર લોકોને ભેગા થયેલા જોયા જે તે કૂવા ઉપર પોતાના જાનવરોને પાણી પીવડાવી રહ્યા હતા અને જોયું કે બે સ્ત્રીઓ પોતાની બકરીઓને ઘેરીને અલગ ઊભેલી છે, હઝરત મૂસા (અલૈ.)એ તે સ્ત્રીઓને પૂછ્યું કે તમે અલગ કેમ ઊભી છો ? તેમણે જવાબ આપ્યો કે અમારાથી એ નથી બની શકતું કે આ બધા લોકોની સાથે ધક્કામુક્કી અને મુકાબલો કરીએ, એટલા માટે અમે એ રાહ જોઈ રહ્યા છે કે જ્યારે બધા લોકો ફારેગ થઈ જાય તો જે કંઈ પાણી બચેલું હશે તેનાથી અમે પોતાનું કામ કાઢી લઈશું.

હઝરત મૂસા (અલૈ.)એ તેમની શરાફત જોઈને પોતે તેમના માટે કૂવામાંથી પાણી કાઢવાનું શરૂ કરી દીધું, અલ્લાહ તઆલાએ તેમને શક્તિ અને તાકાત બખ્શી હતી, ખૂબ જલદી તેમની બકરીઓ ધરાઈ ગઈ. આ સ્ત્રીઓ પોતાની બકરીઓને લઈને પોતાના ઘરે ગઈ અને હઝરત મૂસા (અલૈ.) એક ઝાડના છાંડયામાં ચાલ્યા ગયા તથા અલ્લાહ તબારક વ તઆલા પાસે દુઆ કરી, رَبِّ اِنِّىۡ لِمَاۤ اَنۡزَلۡتَ اِلَىَّ مِنۡ خَيۡرٍ فَقِيۡرٌ (૨૮:૨૪) એટલે કે, હે મારા પરવરદિગાર ! હું મોહતાજ છું તે નેઅ્મતનો જે તું મારા તરફ મોકલે. (મતલબ એ હતો કે

ખાવાના અને રહેવાના ઠેકાણાની કોઈ વ્યવસ્થા થઈ જાય). આ છોકરીઓ જ્યારે દરરોજના સમયથી પહેલાં બકરીઓને પાણી પીવડાવીને ઘરે પહોંચી તો તેમના પિતાને આશ્ચર્ય થયું અને ફરમાવ્યું આજે તો કોઈ નવી વાત છે ! છોકરીઓએ હઝરત મૂસા (અલૈ.)ના પાણી ખેંચવાનો અને પાણી પીવડાવવાનો કિસ્સો પોતાના વાલિદને સંભળાવી દીધો, તેમના વાલિદે તેમનામાંથી એકને હુકમ આપ્યો કે જે વ્યક્તિએ આ અહેસાન કર્યું છે તેને અહીંયાં બોલાવી લાવો, તે બોલાવી લાવ્યાં, છોકરીઓના પિતાએ હઝરત મૂસા (અલૈ.)ની હાલત વિશે પૂછ્યું અને ફરમાવ્યું, لَا تَخَفْ نَجَوْتَ مِنَ الْقَوْمِ الظّٰلِمِيْنَ એટલે કે, હવે તમે ડર અને ભય પોતાના દિલમાંથી કાઢી નાંખો, તમે જાલિમોના હાથથી છુટકારો પામી ચૂક્યા છો, અમે ન તો ફિરઔનના રાજ્યમાં છે અને ન જ તેનો અમારા ઉપર કોઈ હુકમ ચાલી શકે છે.

હવે તે બંને છોકરીઓમાંથી એકે પોતાના પિતાને કહ્યું, يَا اَبَتِ اسْتَاْجِرْهُ اِنَّ خَيْرَ مَنِ اسْتَاْجَرْتَ الْقَوِيُّ الْاَمِيْنُ (૨૮:૨૬) એટલે કે, હે અબ્બાજાન ! તેમને તમે નોકર તરીકે રાખી લો કારણ કે નોકર તરીકે તેઓ ઉત્તમ વ્યક્તિ છે જે મજબૂત પણ છે અને અમાનતદાર પણ છે. પિતાને પોતાની દિકરીની આ વાત સાંભળીને ગયરત જેવું થયું કે મારી દિકરીને આ કેવી રીતે જાણ થઈ કે તે મજબૂત પણ છે અને અમાનતદાર પણ ? એટલા માટે તેને સવાલ કર્યો કે તમને તેની શક્તિનો અંદાજો કેવી રીતે થયો અને તમને તેનામાં અમાનતદારીની કઈ વાત જાણી ? છોકરીએ વિનંતી કરી કે તેમની શક્તિ તો પ્રત્યક્ષ અમે કૂવાના પાણી ખેંચવાના સમયે જોઈ છે કે બધા ગોવાળિયાઓથી પહેલાં તેમણે પોતાનું કામ કરી લીધું, બીજો કોઈ તેમની સમાન આવી શક્યો નહીં અને પ્રમાણિકતાની હાલત એ રીતે જાણ થઈ કે જ્યારે હું તેમને બોલાવવા માટે ગઈ અને પ્રથમ દૃષ્ટિમાં તેમને જોયા કે હું એક ઓરત છું તો તેમણે તરત જ પોતાનું માથું નમાવી લીધું અને ત્યાં સુધી માથું ઉઠાવ્યું નહીં જ્યાં સુધી કે મેં આપનો સંદેશ પહોંચાડી ન દીધો, ત્યારબાદ તેમણે મને કહ્યું કે તમે પાછળ–પાછળ ચાલો પરંતુ મને પોતાના ઘરનો રસ્તો પાછળથી બતાવતા રહો અને આ વાત માત્ર તે જ પુરુષ કરી શકે છે જે પ્રમાણિક હોય. પિતાને દિકરીની આ સમજદારીની વાતથી ખુશી થઈ અને તેનું સમર્થન કર્યું અને પોતાને પણ તેમની શક્તિ અને તેમની પ્રમાણિકતાનો વિશ્વાસ થઈ ગયો, તે

સમયે છોકરીઓના પિતાએ (કે જેઓ અલ્લાહના રસૂલ હઝરત શુઅયૂબ અલૈ. હતા) હઝરત મૂસા (અલૈ.)ને એવું કહ્યું છે કે તમને મંજૂર છે કે હું બંને છોકરીઓમાંથી એકના નિકાહ તમારી સાથે કરાવી આપું ? જેની શરત એ હશે કે તમે આઠ વર્ષો સુધી અમારા ત્યાં મજૂરી કરો અને જો તમે દશ વર્ષો પૂરા કરો તો તે પોતાના અધિકારથી સ્વૈચ્છિક રીતે કરી દેવું ઉત્તમ હશે પરંતુ અમે એ પાબંદી તમારા ઉપર લગાવતા નથી કે જેથી તમને વધારે તકલીફ ન થાય. હઝરત મૂસા (અલૈ.)એ તેને મંજૂર કરી લીધું જેની રૂએ હઝરત મૂસા (અલૈ.) ઉપર આઠ વર્ષોની સેવા કરાર પ્રમાણે જરૂરી થઈ ગઈ, બાકી બે વર્ષોનો વાયદો તેમનો સ્વૈચ્છિક રહ્યો. અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બર હઝરત મૂસા (અલૈ.)થી તે વાયદો પૂરો કરાવીને દશ વર્ષો પણ પૂરા કરાવી દીધા.

હઝરત સઈદ બિન ઝુબૈર (રહ.) ફરમાવે છે કે એક વખતે એક નસ્રાની આલિમ મને મળ્યો, તેણે પ્રશ્ન કર્યો કે તમે જાણો છો હઝરત મૂસા (અલૈ.)એ બંને મુદતોમાંથી કઈ મુદત પૂરી કરી ? મેં કહ્યું કે મને ખબર નથી, કારણ કે તે સમય સુધી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની આ હદીષ મને જાણ ન હતી, ત્યારબાદ હું હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને મળ્યો તેમને પ્રશ્ન કર્યો, તેમણે ફરમાવ્યું કે, આઠ વર્ષોની મુદત પૂરી કરવી તો હઝરત મૂસા (અલૈ.) ઉપર વાજિબ હતી તેમાં કોઈ કમી કરવાની તો સંભાવના જ ન હતી અને એ પણ જાણવું જોઈએ કે અલ્લાહ તઆલાને પોતાના રસૂલનો સ્વૈચ્છિક વાયદો પણ પૂરો જ કરાવવાનું મંજૂર હતું એટલા માટે દશ વર્ષોની મુદત પૂરી કરી, ત્યારબાદ હું તે નસ્રાની આલિમને મળ્યો અને તેને એ ખબર આપી કે તમે જે વ્યક્તિથી આ વાત જાણી છે શું તે તમારાથી પણ વધારે જ્ઞાની છે ? મેં કહ્યું કે બેશક ! તે ઘણા મોટા વિદ્વાન અને અમારા બધા કરતાં શ્રેષ્ઠ છે ?

(દશ વર્ષોની સેવાની મુદત પૂરી કર્યા પછી જ્યારે) હઝરત મૂસા અલૈ. પોતાની સન્માનનીય પત્નીને સાથે લઈને હઝરત શુઅયૂબ અલૈ.ના વતનથી મદયન રવાના થયા, માર્ગમાં સખત ઠંડી, અંધારી રાત, અજાણ્યો માર્ગ તથા લાચારી અને મજબૂરીની દશામાં અચાનક કોહે તૂર ઉપર આગ જોવાનો પછી ત્યાં જઈને વિસ્મયકારી નજારો જોયા પછી ''અસા અને યદે બયદાં''નો મોઅ્જિઝો અને તેની સાથે નુબુવ્વત અને રિસાલતનો હોદ્દો અર્પણ થયા પછી (કે

જેનો સંપૂર્ણ કિસ્સો કુર્આનમાં ઉપર વર્ણન થઈ ચૂક્યો છે) હઝરત મૂસા (અલૈ.)ને એ ચિંતા થઈ કે હું ફિરઔનના દરબારનો એક ફરાર મુજરિમ ઠરાવવામાં આવ્યો છું, મારા વિશે કિબતીના કિસાસના બદલાનો હુકમ ત્યાંથી થઈ ચૂક્યો છે, હવે મને તેની પાસે રિસાલતની દા'વત લઈને જવાનો હુકમ થાય છે, વળી પોતાની ઝુબાનની તોતડાપણાની ખામી પણ સામે આવી તો અલ્લાહ તઆલાની બારગાહમાં વિનંતી અને દુઆ રજુ કરી, અલ્લાહ તઆલાએ તેમની દરખાસ્ત પ્રમાણે તેમના ભાઈ હઝરત હારૂન (અલૈ.)ને રિસાલતના ભાગીદાર બનાવીને તેમની પાસે વહી મોકલી આપી અને એ હુકમ આપ્યો કે તેઓ હઝરત મૂસા (અલૈ.)નું મિસ્રની બહાર સ્વાગત કરે, એ રીતે હઝરત મૂસા (અલૈ.) પણ ત્યાં પહોંચ્યા. હારૂન (અલૈ.)ની મુલાકાત થઈ, બંને ભાઈઓ (હુકમ પ્રમાણે) ફિરઔનને સત્યની દા'વત આપવા માટે તેના દરબારમાં પહોંચ્યા, અમુક સમય સુધી તો તેના દરબારમાં હાજર થવાની તક આપવામાં ન આવી, તેઓ બંને દરવાજા ઉપર થોભેલા રહ્યા, પછી ઘણા બધા પડદાઓમાંથી પસાર કરીને તેમને હાજર થવાની પરવાનગી મળી અને બંનેએ ફિરઔનને કહ્યું, اِنَّا رَسُوْلَا رَبِّكَ એટલે કે, અમે બંને તારા પરવરદિગાર તરફથી સંદેશવાહક અને પયગમ્બર છે, ફિરઔને પૂછ્યું, فَمَنْ رَّبُّكُمَا (તો બતાવો તમારો પરવરદિગાર કોણ છે ?) હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.)એ એ વાત કહી જેનું કુર્આને પોતે વર્ણન કર્યું છે, رَبُّنَا الَّذِىْٓ اَعْطٰى كُلَّ شَىْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى તેથી ફિરઔને પૂછ્યું કે પછી તમે બંને શું ઈચ્છો છો ? અને સાથે જ કિબતીની હત્યાનું વર્ણન કરીને હઝરત મૂસા (અલૈ.)ને અપરાધી ઠરાવ્યા (અને પોતાના ઘરમાં તેમનો ઉછેર કરવાનું અહેસાન જતાવ્યું). હઝરત મૂસા (અલૈ.)એ બંને વાતોનો તે જવાબ આપ્યો જે કુર્આનમાં મોજૂદ છે, (એટલે કે હત્યાના મા'મલામાં તો પોતાની ભૂલ અને ગલતીનો ઈકરાર કરીને તેનાથી અજાણ હોવાની બાબત જાહેર કરી અને ઘરમાં ઉછેર પામવાનું અહેસાન જતાવવાનો જવાબ એ આપ્યો કે તમે સમગ્ર બની ઈસ્રાઈલની કોમને પોતાનો ગુલામ બનાવી રાખી છે, તેના ઉપર જાત–જાતના જુલમ કરી રહ્યા છો, તેના જ પરિણામે તકદીરના ચક્રવ્યુહથી હું તમારા ઘરમાં પહોંચાડવામાં આવ્યો અને જે કંઈ અલ્લાહને મંજૂર હતું તે થઈ ગયું, તેમાં તમારું કોઈ અહેસાન નથી, પછી હઝરત મૂસા (અલૈ.)એ ફિરઔનને સંબોધન કરીને પૂછ્યું કે શું તમે એના

ઉપર રાજી છો કે અલ્લાહ ઉપર ઈમાન લઈ આવો અને બની ઈસ્રાઈલને ગુલામીમાંથી મુક્ત કરી દો ? ફિરઔને તેનો ઈન્કાર કર્યો અને કહ્યું કે જો તમારી પાસે પરવરદિગારના રસૂલ હોવાની કોઈ નિશાની છે તો બતાવો ? હઝરત મૂસા (અલૈ.)એ પોતાની લાઠી જમીન ઉપર નાંખી દીધી તો તે મહાન અજગરના સ્વરૂપમાં મોંઢું ખોલીને ફિરઔન તરફ લપક્યો, ફિરઔન ભય પામી પોતાના સિંહાસન નીચે છુપાઈ ગયો અને હઝરત મૂસા (અલૈ.)ની પાસે શરણ માંગ્યું કે તેને રોકી લે, હઝરત મૂસા (અલૈ.)એ તેને પકડી લીધો પછી પોતાના ગરેબાનમાં હાથ નાંખીને કાઢ્યો તો તે ચમકવા લાગ્યો, આ બીજો મોઅ્જિઝો ફિરઔનની સામે આવ્યો, પછી ફરીવાર ગરેબાનમાં હાથ નાંખ્યો તો તે પોતાની મૂળ સ્થિતિ ઉપર આવી ગયો.

ફિરઔને ભયના ઓથાર હેઠળ પોતાના દરબારીઓ સાથે સલાહ મશ્વરો કર્યો (કે તમે જોઈ રહ્યા છો કે શું બની રહ્યું છે અને આપણે શું કરવું જોઈએ ?). દરબારીઓએ સર્વસહમતીથી કહ્યું કે (ચિંતાની કોઈ વાત નથી) આ બંને જાદૂગર છે, પોતાના જાદૂ દ્વારા તમને તમારા દેશમાંથી કાઢી મૂકવા ઈચ્છે છે, તમારા સારા દીન અને ધર્મને (જે તેમની દષ્ટિમાં ફિરઔનની પૂજાપાઠ કરવાનો હતો) આ લોકો મિટાવવા ઈચ્છે છે, તમે તેમની કોઈ વાત ન માનો (અને કોઈ ચિંતા ન કરો) કારણ કે તમારા રાજ્યમાં મોટા મોટા જાદૂગરો છે, તમે તેમને બોલાવી લો તેઓ પોતાના જાદૂથી તેમના જાદૂ ઉપર વિજય પ્રાપ્ત કરશે.

ફિરઔને પોતાના રાજ્યના બધા જ શહેરોમાં હુકમ આપી દીધો કે જેટલા વ્યક્તિઓ જાદૂગરીમાં નિષ્ણાત હોય તે સૌને દરબારમાં હાજર કરવામાં આવે, રાજ્યભરમાંથી જાદૂગરો ભેગા થયા તો તેમણે ફિરઔનને પૂછ્યું કે જે જાદૂગરથી તમે અમારો મુકાબલો કરાવવા ઈચ્છો છો તે શું પ્રવૃત્તિ કરે છે ? તો તેણે કહ્યું કે તે પોતાની લાઠીનો સાપ બનાવી દે છે, જાદૂગરોએ ઘણી બેફિક્રીથી કહ્યું કે આ કોઈ નવી વાત નથી, લાઠીઓ અને દોરડાઓના સાપ બનાવી દેવાનો જાદૂનો જે કમાલ અમને પ્રાપ્ત છે તેનો કોઈ મુકાબલો કરી શકતું નથી પરંતુ એ નક્કી કરી આપો કે જો અમે તેના ઉપર વિજય પ્રાપ્ત કરીએ તો અમને શું મળશે ?

ફિરઔને કહ્યું કે તમે વિજય પ્રાપ્ત કરો તો તમે મારા કુટુંબનો ભાગ તથા

ખાસ સંબંધીઓમાં સામેલ થઈ જશો અને તમને તે બધું જ કંઈ મળશે જે તમે ઈચ્છશો.

હવે, જાદૂગરોના મુકાબલાનો વખત અને સ્થળે હઝરત મૂસા (અલૈ.) સાથે નક્કી કરીને પોતાની ઈદના દિવસે ચાસ્તનો વખત નક્કી કરવામાં આવ્યો. ઈબ્ને ઝુબૈર (રહ.) ફરમાવે છે કે ઈબ્ને અબ્બાસ (રદિ.)એ મને વર્ણન ફરમાવ્યું કે, તેમનો (يَــوْمُ الــــزِّيْــنَةِ) ઈદનો દિવસ દશમી મુહર્રમ હતી જેમાં અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને ફિરઔન અને તેના જાદૂગરો ઉપર વિજય અપાવ્યો તે આશૂરહ એટલે કે મુહર્રમની દશમી તારીખ હતી. જ્યારે બધા લોકો એક વિશાળ મેદાનમાં મુકાબલો જોવા માટે ભેગા થયા ત્યારે ફિરઔનના લોકો એકબીજાને પરસ્પર કહેવા લાગ્યા, لَعَلَّـنَا نَتَّبِـعُ السَّـحَـرَةَ اِنْ كَانُوْا هُمُ الْغَالِبِيْنَ (૨૬:૪૦) એટલે કે, આપણે અહીંયાં જરૂર રહેવું જોઈએ જેથી આ જાદૂગર એટલે કે હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.) વિજયી થઈ જાય તો આપણે પણ તેના ઉપર ઈમાન લઈ આવીએ, તે લોકોની આ વાતચીત ઠઠ્ઠા-મશ્કરી અને મજાક સ્વરૂપે હતી. (તેમને વિશ્વાસ હતો કે અમારા આ જાદૂગરો ઉપર મૂસા અલૈ. વિજય પ્રાપ્ત નહીં કરી શકે.)

મુકાબલાનું મેદાન સંપૂર્ણ રીતે શણગારવામાં આવ્યું ત્યારે જાદૂગરોએ મૂસા (અલૈ.)ને સંબોધન કર્યું કે પ્રથમ આપ કંઈક નાંખો (એટલે કે પોતાનો જાદૂ બતાવો) અથવા પછી અમે નાંખીને શરૂઆત કરીએ. હઝરત મૂસા (અલૈ.)એ તેમને કહ્યું કે તમે જ પહેલ કરો પોતાનો જાદૂ બતાવો, તે લોકોએ પોતાની લાઠીઓ અને અમુક દોરડાંઓ જમીન ઉપર એવું કહીને નાંખ્યા, بِـعِـزَّةِ فِرْعَوْنَ اِنَّا لَـنَــحْـنُ الْغَــالِبُـوْنَ (૨૬:૪૪) ફિરઔનના પ્રતાપે અમે જ વિજયી થઈશું. (આ લાઠીઓ નજરે જોવામાં સાપ બનીને ચાલવા માંડી) આ જોઈને હઝરત મૂસા (અલૈ.) ઉપર એક પ્રકારનો ભય છવાઈ ગયો (فَاَوْجَسَ فِيْ نَفْسِهٖ خِيْفَةً مُّوْسٰى).

આ ભય સ્વાભાવિક પણ હોઈ શકે છે જે માનવ પ્રકૃતિનો તકાદો છે, અંબિયા (અલૈ.) પણ તેનાથી બાકાત નથી અને એવું પણ હોઈ શકે છે કે એ વાતનો ડર હોય કે હવે ઈસ્લામની દા'વત જેને હું લઈને આવ્યો છું તેમાં અવરોધ પેદા થઈ જશે.

હઝરત મૂસા (અલૈ.)ને અલ્લાહ તઆલાએ વહી દ્વારા હુકમ આપ્યો કે પોતાની લાઠી નાંખો, હઝરત મૂસા (અલૈ.)એ પોતાની લાઠી નાંખી તો એક મોટો અજગર બની ગઈ જેનું મોઢું ખુલેલું હતું અને આ અજગર તે બધા જ સાપોને ગળી ગયો કે જે જાદૂગરોએ દોરડાંઓ અને લાઠીઓના બનાવેલા હતા.

ફિરઔની જાદૂગરો જાદૂની કળાના નિષ્ણાત હતા આ જોઈને તેમને વિશ્વાસ થઈ ગયો કે હઝરત મૂસા (અલૈ.)ના આ અસા (લાઠી)નો આ અજગર કોઈ જાદૂથી નથી બલકે અલ્લાહ તરફથી છે, એટલા માટે જાદૂગરોએ તે જ વખતે એ'લાન કરી દીધું કે અમે અલ્લાહ ઉપર અને હઝરત મૂસા (અલૈ.)ના લાવેલા દીન ઉપર ઈમાન લઈ આવ્યા અને અમે પાછલી વિચારસરણી અને માન્યતાઓથી તવબહ કરીએ છીએ, એ જ પ્રમાણે અલ્લાહ તઆલાએ ફિરઔન અને તેના સાથીઓની કમ્મર તોડી નાંખી અને તેમણે જે જાળ ફેલાવેલી હતી તે બધી બેકાર ગઈ. (فَغُلِبُوْا هُنَالِكَ وَانْقَلَبُوْا صَاغِرِيْنَ –૭:૧૧૯) ફિરઔન અને તેના સાથી પરાજિત થઈ ગયા તથા અપમાનિત થઈને મેદાનમાં હારી ગયા.

જે સમયે આ મુકાબલો થઈ રહ્યો હતો ફિરઔનની પત્ની આસિયા ફાટેલાં જૂનાં કપડાં પહેરીને અલ્લાહ તઆલા પાસે હઝરત મૂસા (અલૈ.)ની મદદ માટે દુઆ કરી રહ્યા હતાં અને ફિરઔની લોકો એવું સમજી રહ્યા હતા કે તે ફિરઔનના કારણે પરેશાનીમાં છે એટલા માટે દુઆ માંગી રહી છે જ્યારે કે તેમનો ગમ અને ચિંતા બધું જ હઝરત મૂસા (અલૈ.) માટે હતું (અને તેણી હઝરત મૂસા અલૈ.ના વિજયી થવાની દુઆ માંગી રહી હતી), ત્યારબાદ હઝરત મૂસા (અલૈ.) જ્યારે કોઈ મોઅ્જિઝો બતાવતા અને અલ્લાહ તઆલા તરફથી તેના ઉપર કોઈ દલીલ પૂર્ણ થઈ જતી તો તે જ વખતે ફિરઔન વાયદો કરી લેતો હતો કે હું હવે બની ઈસ્રાઈલને આપની સાથે મોકલી આપીશ પરંતુ જ્યારે હઝરત મૂસા (અલૈ.)ની દુઆથી તે અઝાબનો ભય ટળી જતો તો પોતાના વાયદાથી ફરી જતો હતો.

અને એવું કહી દેતા હતા કે શું તમારો પરવરદિગાર કોઈ અન્ય પણ નિશાની રાખી શકે છે ? આ ક્રમ ચાલતો રહ્યો, અંતે અલ્લાહ તઆલાએ ફિરઔનની કોમ ઉપર તોફાન અને તીડોના ટોળાઓ તથા કપડાંમાં જૂ અને વાસણો તથા ખાવામાં દેડકાઓ તથા લોહી વગેરેનો અઝાબ મોકલ્યો જેનું કુર્આનની આયતોમાં વિગતવાર વિષય અનુસાર વર્ણન કરવામાં આવ્યું છે અને

ફિરઔનની હાલત એ હતી કે જ્યારે તેમનામાં કોઈ અઝાબ આવતો અને તેનાથી તેઓ લાચાર થઈ જતા ત્યારે હઝરત મૂસા (અલૈ.)ને ફરિયાદ કરતા હતા કે કોઈપણ રીતે આ અઝાબ હટાવી દે તો અમે વાયદો કરીએ છીએ કે બની ઈસ્રાઈલને મુક્ત કરી દઈશું, પછી જ્યારે અઝાબ ટળી જતો તો ફરી પાછા વાયદાનો ભંગ કરતા એટલે સુધી કે અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને એ હુકમ આપી દીધો કે પોતાની કોમ બની ઈસ્રાઈલને સાથે લઈને મિસ્રથી નીકળી જાય, હઝરત મૂસા (અલૈ.) તેમને સૌને લઈને રાતના સમયે શહેરથી નીકળી ગયા, ફિરઔને જ્યારે સવારે જોયું કે આ બધા લોકો ચાલ્યા ગયા છે તો પોતાના લશ્કરને ચારે બાજુથી ભેગું કરીને તેમનો પીછો કરવા માંડ્યા, આ બાજુ અલ્લાહ તઆલાએ તે દરિયાને કે જે હઝરત મૂસા (અલૈ.) અને બની ઈસ્રાઈલના માર્ગમાં હતો એ હુકમ આપ્યો કે જ્યારે હઝરત મૂસા (અલૈ.) તારા ઉપર લાઠી મારે તો દરિયામાં બાર માર્ગો બની જવા જોઈએ જેનાથી બની ઈસ્રાઈલના બાર કબીલાઓ અલગ–અલગ પસાર થઈ શકે અને જ્યારે તેઓ પસાર થઈ જાય તો તેમનો પીછો કરવામાં આવી રહેલ લોકો ઉપર આ બાર ભાગ ભેગા મળી જવા જોઈએ.

હઝરત મૂસા (અલૈ.) જ્યારે દરિયાની નજીક પહોંચ્યા તો એ યાદ ન રહ્યું કે લાઠી મારવાથી દરિયામાં માર્ગ પેદા થઈ જશે અને તેમની કોમે તેમને ફરિયાદ કરી. اِنَّا لَمُدْرَكُوْنَ (૨૬:૬૧) અમે તો પકડી લેવામાં આવ્યા (કારણ કે પાછળથી ફિરઔનની સેનાને આવતી જોઈ રહ્યા હતા અને આગળ આ દરિયો અવરોધ હતો). તે વખતે હઝરત મૂસા (અલૈ.)ને અલ્લાહ તઆલાએ એ વાયદો યાદ અપાવ્યો કે દરિયા ઉપર લાઠી મારવાથી તેમાં માર્ગો પેદા થઈ જશે અને તરત જ દરિયા ઉપર તેમણે લાઠી મારી, આ તે વખત હતો કે બની ઈસ્રાઈલના પાછલા ભાગોમાં ફિરઔની ફૌજીઓનો આગલો ભાગ લગભગ ભેગો થઈ ચૂક્યો હતો, હઝરત મૂસા (અલૈ.)ના મોઅ્જિઝાથી દરિયાના અલગ–અલગ વિભાગ થઈને અલ્લાહના વાયદા પ્રમાણે બાર માર્ગો બની ગયા અને હઝરત મૂસા (અલૈ.) તથા સમગ્ર બની ઈસ્રાઈલ તે માર્ગોએથી પસાર થઈ ગયા, ફિરઔની સૈનિકોએ કે જે તેમનો પીછો કરી રહ્યા હતા તેમણે દરિયામાં માર્ગ જોઈને તેમનો પીછો કરવા માટે પોતાના ઘોડાઓ અને પાયદળ તેમાં નાંખી દીધું તો દરિયાના આ વિવિધ

**વિભાગો અલ્લાહના હુકમથી ફરી પરસ્પર ભેગા મળી ગયા, જ્યારે હઝરત મૂસા (અલૈ.) અને ઈસ્રાઈલ સામેના કિનારા ઉપર પહોંચી ગયા ત્યારે તેમના સાથીઓએ કહ્યું કે અમને એ ભય છે કે ફિરઔન તેમની સાથે ડૂબી નહીં ગયો હોય અને તેણે પોતાને બચાવી લીધો હશે ત્યારે હઝરત મૂસા (અલૈ.)એ દુઆ કરી કે ફિરઔનનું નાશ પામવું અમારા ઉપર જાહેર કરી દે, અલ્લાહ તઆલાની કુદરતે ફિરઔનની મૃત લાશને દરિયાની બહાર ફેંકી દીધી અને સૌએ તેના નાશ પામવાનો નજારો પોતાની આંખોથી જોઈ લીધો.**

**ત્યારબાદ આ બની ઈસ્રાઈલ હઝરત મૂસા (અલૈ.)ની સાથે આગળ ચાલ્યા તો માર્ગમાં તેઓ એક કોમ પાસેથી પસાર થયા જે પોતાની બનાવેલી મૂર્તિઓની બંદગી અને પૂજા કરી રહ્યા હતા ત્યારે આ બની ઈસ્રાઈલ કોમ હઝરત મૂસા (અલૈ.)ને કહેવા લાગી, ( يَـامُوْسَى اجْعَلْ لَّنَا اِلٰهًا كَمَا لَهُمْ اٰلِهَةٌ قَالَ اِنَّكُمْ قَوْمٌ تَجْهَلُوْنَ اِنَّ هٰٓؤُلَآءِ مُتَبَّرٌ مَّاهُمْ فِيْهِ -૭:૧૩૮) હે મૂસા (અલૈ.) ! અમારા માટે કોઈ આવા જ મઅ્બૂદ બનાવી આપો જેમકે તેમણે પોતાના માટે ઘણા બધા મઅ્બૂદ બનાવી રાખ્યા છે. હઝરત મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે, તમે અજબ પ્રકારની કોમ છો કે આવી અજ્ઞાનતાભરી વાતો કરો છો. આ લોકો જેઓ મૂર્તિઓની ઈબાદતમાં મશ્ગૂલ છે તેમનો પૂજાપાઠ બરબાદ થવાનો છે (હઝરત મૂસા અલૈ.એ ફરમાવ્યું) કે તમે તમારા પરવરદિગારના આટલા બધા મોઅ્જિઝાઓ અને પોતાના ઉપર ઈનામોને જોઈ ચૂક્યા છો તો પણ તમારી આ અજ્ઞાનતાપૂર્ણ માન્યતા બદલતા નથી ? એવું કહીને હઝરત મૂસા (અલૈ.) પોતાના તે સાથીઓ સહિત ત્યાંથી આગળ વધ્યા અને એક સ્થળ ઉપર પહોંચીને તેમને થોભાવ્યા પછી ફરમાવ્યું, તમે બધા અહીંયાં થોભો હું પોતાના પરવરદિગારની પાસે જાઉં છું, ત્રીસ દિવસ પછી પાછો આવી જઈશ અને મારી પાછળ હઝરત હારૂન (અલૈ.) મારા નાયબ અને ખલીફા રહેશે દરેક કામમાં તેમની આજ્ઞાનું પાલન કરજો.**

**હઝરત મૂસા (અલૈ.) ત્યાંથી રવાના થઈને તૂર પહાડ ઉપર ગયા અને (અલ્લાહના ઈશારા પ્રમાણે) ત્રીસ દિવસ રાતમાં સતત રોઝા રાખ્યા જેથી ત્યાર પછી અલ્લાહ તઆલાના કલામથી લાભ ઉઠાવી શકે પરંતુ ત્રીસ દિવસના સતત રોઝાથી જે એક પ્રકારની વાસ રોઝેદારના મોંઢામાંથી આવવા લાગે છે તેનાથી એ ચિંતા થઈ કે આ ગંધાતા મોંઢા સાથે અલ્લાહ તઆલા સાથે વાતચીત કરવી**

અયોગ્ય છે તો પહાડી ઘાસ દ્વારા દાંતણ કરીને મોંઢુ સાફ કરી લીધું, જ્યારે બારગાહે હક્કમાં હાજર થયા તો અલ્લાહ તઆલા તરફથી ઈરશાદ થયો કે તમે ઈફતાર કેમ કરી લીધો (અને અલ્લાહ તઆલાને ખબર હતી કે હઝરત મૂસા અલૈ.એ કંઈ જ ખાધું–પીધું નથી, માત્ર મોંઢુ સાફ કરી લેવાને પયગમ્બરી વિશિષ્ટતાના કારણે ઈફતાર કરી લેવાથી ઓળખાવ્યું). હઝરત મૂસા (અલૈ.)એ એ હકીકતને સમજીને વિનંતી કરી કે હે મારા પરવરદિગાર ! મારો એવો વિચાર હતો કે તારાથી વાતચીત કરવા માટે મોંઢાની વાસ દૂર કરીને સાફ કરી લઉં; હુકમ થયો કે મૂસા ! શું તમને ખબર નથી કે રોઝેદારના મોંની વાસ અમારા સમીપ કસ્તુરી (મુશ્ક)ની સુગંધથી પણ વધારે પ્રિય છે ? હવે તમે પાછા જાઓ અને દશ દિવસના વધારે રોઝા રાખીને પછી અમારી પાસે આવો. હઝરત મૂસા (અલૈ.)એ આજ્ઞાનું પાલન કર્યું.

આ બાજુ જ્યારે હઝરત મૂસા (અલૈ.)ની કોમ બની ઈસ્રાઈલે જોયું કે નક્કી ત્રીસ દિવસનો સમય પસાર થઈ ચૂક્યો છે અને હઝરત મૂસા (અલૈ.) પાછા નથી આવ્યા તો તેમને એ વાત પસંદ ન આવી. આ બાજુ હઝરત હારૂન (અલૈ.)એ હઝરત મૂસા (અલૈ.)ના રવાના થયા પછી પોતાની કોમમાં એક પ્રવચન કર્યું કે ફિરઔનની કોમના લોકોની ઘણી બધી વસ્તુઓ જે તમે વાપરવા માટે માંગી રાખી હતી અથવા તેમણે તમારી પાસે وَدِيْعَتٌ (અમાનત) તરીકે મૂકી હતી તે બધી તમે પોતાની સાથે લઈ આવ્યા છો, જો કે તમારી પણ ઘણી બધી વસ્તુઓ ફિરઔનની કોમ પાસે વાપરવા અને અમાનત તરીકે હતી અને તમે લોકો એવું સમજી રહ્યા છો કે તેમની આ વસ્તુઓ અમારી વસ્તુઓના વળતર સ્વરૂપે અમે રાખી લીધી છે પરંતુ હું તેને હલાલ નથી સમજતો કે તેમની વાપરવા આપેલી વસ્તુઓ અથવા અમાનતનો સામાન તમે પોતાના ઉપયોગમાં લાવો અને આપણે તેને પરત પણ નથી કરી શકતા એટલા માટે એક ખાડો ખોદાવીને સૌને હુકમ આપ્યો કે આ વસ્તુઓ ભલે ઘરેણા હોય અથવા બીજી વપરાશની વસ્તુઓ બધી આ ખાડામાં નાંખી દો. (તે લોકોએ આ હુકમનું પાલન કર્યું). હઝરત હારૂન (અલૈ.)એ આ બધા સામાનની ઉપર આગ સળગાવી દીધી જેનાથી એ બધો સામાન સળગી ગયો અને ફરમાવ્યું કે હવે ન તો એ આપણો રહ્યો અને ન જ તેમનો.

તેમની સાથે એક વ્યક્તિ સામિરી એક એવી કોમનો વ્યક્તિ હતો જે ગાયની પૂજા કર્યા કરતા હતા, તે બની ઈસ્રાઈલમાંથી ન હતો પરંતુ હઝરત મૂસા (અલૈ.) અને બની ઈસ્રાઈલ મિસ્રથી નીકળ્યા તો તે પણ તેમની સાથે થઈ ગયો, તેની સાથે એક આશ્ચર્યજનક સંયોગ બન્યો હતો કે તેણે (જિબ્રઈલ અલૈ.ની) એક અસર જોઈ (એટલે કે જ્યાં તેમના કદમ પડે છે તેમાં જીવનની નિશાનીઓ પેદા થઈ જતી હતી). તેણે આ સ્થળેથી એક મુટ્ઠી માટી ઉઠાવી લીધી અને તેને હાથમાં લઈને આવી રહ્યો હતો કે હઝરત હારૂન (અલૈ.)થી મુલાકાત થઈ, હઝરત હારૂન (અલૈ.)એ વિચાર્યું કે તેની મુટ્ઠીમાં કોઈ ફિરઔની ઘરેણું વગેરે છે, તેને કહ્યું કે જે પ્રમાણે સૌએ આ ખાડામાં નાંખી દીધું છે તમે પણ નાંખી દો, તેણે કહ્યું આ તો તે રસૂલ (હઝરત જિબ્રઈલ અલૈ.)ના પગલાંના નિશાનની માટી છે જેણે તમને દરિયાથી પાર ઉતારાવ્યા છે અને હું તેને કોઈપણ રીતે નાંખીશ નહીં એ સિવાય કે તમે એ દુઆ કરો કે હું જે મકસદ માટે નાંખું તે હેતુ પૂર્ણ થઈ જાય, હઝરત હારૂન (અલૈ.)એ દુઆનો વાયદો કરી લીધો અને તેણે તે મુટ્ઠી માટીને તે ખાડામાં નાંખી દીધી અને વાયદા પ્રમાણે હઝરત હારૂન (અલૈ.)એ દુઆ કરી કે યા અલ્લાહ ! જે કંઈ સામિરી ઈચ્છે છે તે પૂરું કરી આપ. જ્યારે તેઓ દુઆ કરી ચૂક્યા તો સામિરીએ કહ્યું કે હું એવું ઈચ્છું છું કે આ સોનું–ચાંદી, લોઢું–પિત્તળ જે કંઈ આ ખાડામાં નાંખવામાં આવ્યું છે એક ગાયનું વાછરડું બની જાય, હઝરત હારૂન (અલૈ.) દુઆ કરી ચૂક્યા હતા અને તે કબૂલ થઈ ચૂકી હતી, જે કંઈ ઝવેરાત અને તાંબુ–પિત્તળ, લોઢું વગેરે તેમાં નાંખવામાં આવ્યું હતું બધું જ એક વાછરડું બની ગયું જેમાં કોઈ રૂહ તો ન હતી પરંતુ ગાયની જેમ અવાજ કાઢતું હતું. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ રિવાયતને નકલ કરીને ફરમાવ્યું કે વલ્લાહ ! તે કોઈ જીવતો અવાજ ન હતો બલકે હવા તેના પાછળના રસ્તેથી દાખલ થઈને મોંઢામાંથી નીકળતી હતી તેનાથી એવો અવાજ પેદા થતો હતો.

આ આશ્ચર્યજનક કિસ્સો જોઈને બની ઈસ્રાઈલ કેટલાય ફિરકાઓમાં વહેંચાઈ ગયા, એક ફિરકાએ સામિરીને પૂછ્યું કે આ શું છે ? તેણે કહ્યું, આ જ તમારો ખુદા છે પરંતુ મૂસા (અલૈ.) માર્ગ ભૂલીને બીજી બાજુ ચાલ્યા ગયા, એક ફિરકાએ એવું કહ્યું કે અમે સામિરીની આ વાતને ત્યાં સુધી જૂઠાડી નથી શકતા જ્યાં સુધી હઝરત મૂસા (અલૈ.) વાસ્તવિકતા ન બતાવે, જો વાસ્તવમાં આ જ

અમારો ખુદા છે તો અમે તેનો વિરોધ કરીને ગુનેહગાર બનીશું નહીં અને આ ખુદા નથી તો અમે હઝરત મૂસા (અલૈ.)ના અભિપ્રાયની પેરવી કરીશું.

એક અન્ય ફિરકાએ કહ્યું કે આ બધો શયતાની ધોકો છે, આ આપણો પરવરદિગાર હોઈ જ નથી શકતો અને ન તો આપણે તેના ઉપર ઈમાન લાવી શકીએ છીએ અને ન જ તેનું સમર્થન કરી શકીએ છીએ. એક અન્ય ફિરકાના દિલમાં સામિરીની વાત ઊતરી ગઈ અને તેમણે સામિરીનું સમર્થન કરીને તેને પોતાનો ખુદા માની લીધો.

હઝરત હારૂન (અલૈ.)એ આ મહાન ફસાદ જોઈ તો ઈરશાદ ફરમાવ્યું, يَاقَوْمِ اِنَّمَا فُتِنْتُمْ بِهٖ وَاِنَّ رَبَّكُمُ الرَّحْمٰنُ فَاتَّبِعُوْنِىْ وَاَطِيْعُوْٓا اَمْرِىْ (૨૦:૯૦) હે મારી કોમ ! તમે ફિત્નામાં પડી ગયા છો, બેશક ! તમારો પરવરદિગાર અને ખુદા તો રહમાન છે, તમે મારું અનુસરણ કરો અને મારો હુકમ માનો; તેમણે કહ્યું કે એ બતાવો કે હઝરત મૂસા (અલૈ.)ને શું થયું કે અમને ત્રીસ દિવસનો વાયદો કરીને ગયા હતા અને તેમણે વાયદાનો ભંગ કર્યો એટલે સુધી કે હવે ચાલીસ દિવસ પૂરા થઈ રહ્યા છે, તેમનામાંના અમુક મૂર્ખાઓએ કહ્યું કે હઝરત મૂસા (અલૈ.) પોતાના પરવરદિગારને ભૂલી ગયા એટલે તેમની શોધખોળમાં ફરતા હશે.

આ બાજુ જ્યારે ચાલીસ દિવસ પૂરા કર્યા પછી હઝરત મૂસા (અલૈ.)ને વાતચીતની પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ ત્યારે અલ્લાહે તેમને આ ફિત્નાની ખબર આપી જેમાં તેમની કોમ સંડોવાઈ ગઈ હતી. فَرَجَعَ مُوْسٰى اِلٰى قَوْمِهٖ غَضْبَانَ اَسِفًا (૨૦:૮૬) હઝરત મૂસા (અલૈ.) ત્યાંથી ખૂબ ગુસ્સામાં અને અફસોસની હાલતમાં પરત આવ્યા અને આવીને બે વાતો કહી જે કુર્આનમાં તમે પઢી છે. وَاَلْقَى الْاَلْوَاحَ وَاَخَذَ بِرَاْسِ اَخِيْهِ يَجُرُّهٗٓ اِلَيْهِ એટલે કે, હઝરત મૂસા (અલૈ.)એ તે ક્રોધમાં પોતાના ભાઈ હારૂન (અલૈ.)ને માથાના બાલથી પકડીને પોતાના તરફ ખેંચ્યા અને اَلْوَاحِ تَوْرَاتْ (તવરાતની તખ્તીઓ) કે જે તૂર પહાડ ઉપરથી સાથે લાવ્યા હતા હાથમાંથી મૂકી દીધી, પછી ક્રોધ શાંત થયા પછી પોતાના ભાઈનું કારણ સાચું જણાયું અને તેનો સ્વીકાર કર્યો અને તેમના માટે અલ્લાહથી મા'ફી માંગી પછી સામિરી પાસે ગયા અને કહ્યું કે તેં આ હરકત કેમ કરી ? તેણે જવાબ આપ્યો, قَبَضْتُ قَبْضَةً مِّنْ اَثَرِ الرَّسُوْلِ (૨૦:૯૬) મેં અલ્લાહના રસૂલ (હઝરત જિબ્રઈલ અલૈ.)ના કદમોના નિશાનમાંથી માટી ઉઠાવી લીધી હતી અને મેં સમજી

લીધું હતું (કે જે વસ્તુ ઉપર તેને નાંખવામાં આવશે તેમાં જીવનના ચિહ્નો પેદા થઈ જશે), પછી મેં તમારા લોકોથી તે વાતને છુપાવી રાખી فَنَبَذْتُهَا وَكَذٰلِكَ سَوَّلَتْ لِيْ نَفْسِيْ એટલે કે, મેં આ માટીને (ઝવેરાત વગેરેના ઢગલા ઉપર નાંખી દીધી) મારા નફસએ મારા માટે આ કામ શણગારેલ સ્વરૂપે બતાવ્યું. قَالَ فَاذْهَبْ فَاِنَّ لَكَ فِي الْحَيٰوةِ اَنْ تَقُوْلَ لَا مِسَاسَ وَاِنَّ لَكَ مَوْعِدًا لَّنْ تُخْلَفَهٗ وَانْظُرْ اِلٰٓى اِلٰهِكَ الَّذِيْ ظَلْتَ عَلَيْهِ عَاكِفًا لَنُحَرِّقَنَّهٗ ثُمَّ لَنَنْسِفَنَّهٗ فِي الْيَمِّ نَسْفًا (૨૦:૯૭) એટલે કે, મૂસા (અલૈ.)એ સામિરીને બતાવ્યું કે જા ! હવે તારી સજા એ છે કે તું જિંદગીભર એવું કહેતો ફરે કે મને કોઈ સ્પર્શ ન કરે (નહિતર તે પણ અઝાબમાં સપડાઈ જશે) અને તારા માટે તે સમય નિશ્ચિત છે જેના વિરુદ્ધ થવાનું નથી (કે જિંદગીભર તું આ અઝાબ ચાખતો રહીશ) અને તારા તે મઅ્બૂદને જેની તેં પૂજા કરી છે અમે તેને આગમાં સળગાવીશું પછી તેની આગને દરિયામાં વહાવી દઈશું, જો એ ખુદા હોત તો અમને આવું કરવાની શક્તિ પ્રાપ્ત ન થઈ હોત.

એ સમયે બની ઈસ્રાઈલને વિશ્વાસ થઈ ગયો કે અમે ફિત્નામાં સપડાઈ ચૂક્યા હતા અને સૌ તે સમૂહ સાથે સહમત થયા જેમનો અભિપ્રાય હઝરત હારૂન (અલૈ.) પ્રમાણે હતો (એટલે કે આ વાછરડું આપણો ખુદા નથી હોઈ શકતું). બની ઈસ્રાઈલ પોતાના આ મહાન ગુનાહ ઉપર ચેતી ગયા ત્યારે હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું કે પોતાના પરવરદિગારની પાસે દુઆ કરો કે તમારા માટે તવબહનો દરવાજો ખોલી દે જેનાથી તમારા ગુનાહોનો કફ્ફારો થઈ જાય.

હઝરત મૂસા (અલૈ.)એ આ કાર્ય માટે બની ઈસ્રાઈલમાંથી સિત્તેર એવા નેક અને સાલિહ લોકોને ચૂંટી કાઢ્યા જે સમગ્ર કોમમાં નેકી અને ભલાઈમાં શ્રેષ્ઠ હતા અને જે તેમની જાણ પ્રમાણે વાછરડાની પૂજાથી પણ અલગ રહ્યા હતા, આ ચૂંટી કાઢવામાં ઘણી છાનબીનથી કામ લીધું અને સિત્તેર ચૂંટી કાઢેલા સારા લોકો બની ઈસ્રાઈલને સાથે લઈને કોહે તૂર ઉપર ચાલ્યા જેથી અલ્લાહ તઆલા પાસે તેમની તવબહ કબૂલ કરવા બાબતે વિનંતી કરે. હઝરત મૂસા (અલૈ.) કોહે તૂર ઉપર પહોંચ્યા ત્યારે પૃથ્વી ઉપર ધરતીકંપ આવ્યો જેનાથી હઝરત મૂસા (અલૈ.)ને તે પ્રતિનિધિ મંડળ સામે ઘણી શરમિંદગી થઈ અને કોમની સામે પણ ! એટલા માટે વિનંતી કરી, رَبِّ لَوْ شِئْتَ اَهْلَكْتَهُمْ مِّنْ قَبْلُ وَاِيَّايَ اَتُهْلِكُنَا بِمَا فَعَلَ السُّفَهَآءُ مِنَّا (૭:૧૫૫) એટલે કે, હે મારા પરવરદિગાર ! જો તું તેમને હલાક જ

કરવા ઈચ્છતો હતો તો આ લોકોના આવતા પહેલાં જ હલાક કરી દીધા હોત અને મને પણ તેમની સાથે હલાક કરી દીધો હોત, શું તું અમને સૌને એટલા માટે હલાક કરે છે કે અમારામાંથી અમુક મૂર્ખાઓએ ગુનોહ કર્યો છે અને વાસ્તવમાં આ ધરતીકંપનું કારણ એ હતું કે આ પ્રતિનિધિ મંડળમાં પણ હઝરત મૂસા (અલૈ.)ની ખૂબ તહકીક અને છાનબીન પછી પણ અમુક લોકો તેમાં સામેલ થઈ ગયા હતા જેઓ પહેલાં વાછરડાની પૂજા કરી ચૂક્યા હતા અને તેમના દિલોમાં વાછરડાની પ્રતિષ્ઠા બેસી ગઈ હતી.

હઝરત મૂસા (અલૈ.)ની આ દુઆ અને ફરિયાદના જવાબમાં ઈરશાદ થયો, وَرَحْمَتِىْ وَسِعَتْ كُلَّ شَىْءٍ فَسَاَكْتُبُهَا لِلَّذِيْنَ يَتَّقُوْنَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَالَّذِيْنَ هُمْ بِاٰيٰتِنَا يُؤْمِنُوْنَ اَلَّذِيْنَ يَتَّبِعُوْنَ الرَّسُوْلَ النَّبِىَّ الْاُمِّىَّ الَّذِىْ يَجِدُوْنَهٗ مَكْتُوْبًا عِنْدَهُمْ فِى التَّوْرٰىةِ وَالْاِنْجِيْلِ (૭:૧૫૬-૧૫૭) એટલે કે, અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે મારી રહમત તો સૌને સામેલ છે અને હું ઘણો જ જલદી લખી લઈશ પોતાની રહમત(નો પરવાનો તે લોકોના માટે જેઓ તકવો અપનાવે છે અને ઝકાત અદા કરે છે અને જે અમારી આયતો ઉપર ઈમાન રાખે છે અને જે અનુસરણ કરે છે તે રસૂલે ઉમ્મીનું જેનું વર્ણન લખેલું જોવા મળે છે પોતાની પાસે તવરાત અને ઈન્જીલમાં. આ સાંભળીને હઝરત મૂસા અલૈ.એ વિનંતી કરી, હે મારા પરવરદિગાર ! મેં આપની પાસે મારી કોમની તવબહ વિશે વિનંતી કરી હતી, તેં જવાબમાં રહમત અર્પણ કરવાનો મારી કોમ સિવાય બીજી કોમના માટે ઈરશાદ ફરમાવ્યો તો પછી તેં મારી પેદાઈશને પાછળ કેમ ન રાખી કે મને પણ તે નબીએ ઉમ્મીની ઉમ્મતે મરહૂમાની અંદર પેદા ફરમાવી આપ્યો હોત ! તેના ઉપર અલ્લાહ તઆલા તરફથી બની ઈસ્રાઈલની તવબહ કબૂલ થવાનો એક તરીકો ઈરશાદ થયો કે તેમની તવબહ કબૂલ થવાનું સ્વરૂપ એ છે કે તેમનામાં દરેક વ્યક્તિ પોતાના સગામાંથી બાપ અથવા બેટો જેનાથી મળે તેને તલવારથી કતલ કરી નાંખે તે જ સ્થળે જ્યાં તેમણે ગાયની પૂજાનો ગુનોહ કર્યો હતો.

તે સમયે હઝરત મૂસા (અલૈ.)ના બે સાથીઓ જેમની હાલત હઝરત મૂસા (અલૈ.)ને ખબર ન હતી અને તેમને બેકુસૂર અને નેક સમજીને સાથે લીધા હતા પરંતુ વાસ્તવમાં તેમના દિલમાં વાછરડાની પૂજાની ભાવના હજુ સુધી ઉપસ્થિત હતી, તે પણ પોતાના દિલમાં પસ્તાવો કરીને તવબહ કરનાર થઈ ગયા અને

તેમણે તે કઠોર હુકમ ઉપર અમલ કર્યો જે તેમની તવબહ કબૂલ કરવા માટે કફ્ફારા સ્વરૂપે લાગુ પાડવામાં આવ્યો હતો. (એટલે કે પોતાના સગાં–સંબંધીઓને કતલ કરવાના હુકમ ઉપર અમલ કર્યો) અને જ્યારે તેમણે આ અમલ કરી લીધો ત્યારે અલ્લાહ તઆલાએ મારનાર અને મરનાર બંનેની ભૂલો મા'ફ કરી દીધી, ત્યારબાદ હઝરત મૂસા (અલૈ.)એ તવરાતની તખ્તીઓ જેને ગુસ્સામાં હાથમાંથી મૂકી દીધી ઉઠાવીને પોતાની કોમને લઈને "અરજે મુકદ્દસા" (પવિત્ર ભૂમિ–સિરીયા) તરફ ચાલી નીકળ્યા, ત્યાં એક એવા શહેર ઉપર પહોંચ્યા જેના ઉપર جَبَّارِيْنَ (જબ્બારીન)નો કબ્જો હતો જેઓ કદ–કાઠી અને શક્તિ તથા બાંધામાં ભારે હેબતનાક હતા, તેમના અત્યાચાર અને જુલમ તથા તેમની શક્તિ અને દબદબાના આશ્ચર્યજનક કિસ્સાઓ તેમને સંભળાવવામાં આવ્યા. (હઝરત મૂસા અલૈ. આ શહેરમાં દાખલ થવા ઈચ્છતા હતા પરંતુ બની ઈસ્રાઈલ ઉપર આ જબ્બારીનની હાલત સાંભળીને ડર છવાઈ ગયો અને) કહેવા લાગ્યા, હે મૂસા (અલૈ.) ! આ શહેરમાં તો મોટા જબ્બાર અને જાલિમ લોકો છે જેમના મુકાબલાની અમારામાં શક્તિ નથી અને અમે તો આ શહેરમાં તે સમય સુધી દાખલ થઈશું નહીં જ્યાં સુધી આ જબ્બારીન ત્યાં મોજૂદ છે, હા ! તેઓ અહીંયાંથી નીકળી જાય તો પછી અમે તે શહેરમાં દાખલ થઈ શકીએ છીએ.

قَالَ رَجُلَانِ مِنَ الَّذِيْنَ يَخَافُوْنَ આ રિવાયતના રા'વીઓમાં જે યઝીદ બિન હારૂન છે તેને પૂછવામાં આવ્યું કે શું ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ આયતની કિરાઅત આ જ પ્રમાણે કરી છે ? યઝીદ બિન હારૂને કહ્યું કે હા ! હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની કિરાઅત એવી જ છે. رَجُلَانِ مِنَ الَّذِيْنَ يَخَافُوْنَ નો ભાવાર્થ "કોમે જબ્બારીન"ના બે વ્યક્તિઓ છે જે આ શહેરમાંથી આવીને હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લઈ આવ્યા હતા, તેમણે બની ઈસ્રાઈલ ઉપર પોતાની કોમનો રુઆબ છવાયેલો જોઈને કહ્યું કે અમે અમારી કોમની હાલતથી સારી પેઠે વાકેફ છીએ, તમે તેમને કદ–કાઠીમાં અને તેમના દિલડોળ અને મોટી સંખ્યાથી ડરી રહ્યા છો, વાસ્તવિકતા એ છે કે તેમનામાં ઈચ્છાશક્તિ બિલકુલ નથી અને તેમનામાં મુકાબલો કરવાની હિંમત જ નથી, તમે જરા શહેરના દરવાજા સુધી ચાલીને જોઈ લેજો (કે તેઓ હથિયાર નાંખી દેશે) અને તમે જ તેમના ઉપર વિજયી થશો. અમુક લોકોએ رَجُلَانِ مِنَ الَّذِيْنَ يَخَافُوْنَ નું વિવરણ એ કર્યું છે કે

આ બે વ્યક્તિઓ હઝરત મૂસા (અલૈ.)ની જ કોમના અને બની ઈસ્રાઈલમાંથી હતા. قَالُوْا يَامُوْسٰى اِنَّا لَنْ نَّدْ خُلَهَآ اَبَدًا مَّادَامُوْا فِيْهَا فَاذْهَبْ اَنْتَ وَرَبُّكَ فَقَاتِلَا اِنَّا هٰهُنَـا قَـاعِدُوْنَ (૫:૨૪) એટલે કે, બની ઈસ્રાઈલે તે બંને વ્યક્તિઓની નસીહત સાંભળ્યા પછી હઝરત મૂસા (અલૈ.)ને કોરોકટ જવાબ એવી બેહૂદગી સાથે આપ્યો કે હે મૂસા (અલૈ.)! અમે તો આ શહેરમાં ત્યાં સુધી કદાપિ જઈશું નહીં જ્યાં સુધી જબ્બારીન લોકો ત્યાં મોજૂદ છે, જો તમે તેમનો મુકાબલો જ કરવા ઈચ્છો છો તો તમે અને તમારો પરવરદિગાર જઈને તેમની સાથે લડી લો અમે તો અહીંયાં બેઠા છીએ.

હઝરત મૂસા (અલૈ.) પોતાની કોમ બની ઈસ્રાઈલ ઉપર અલ્લાહ તઆલાના બેશુમાર ઈનામોની સાથે દરેક ડગલેને પગલે તેમની બળવાખોરી અને વાહિયાતપણાનો અનુભવ કરતા આવી રહ્યા હતા પરંતુ તે વખત સુધી સબ્ર અને ધીરજથી કામ લેતા રહ્યા, ક્યારેય તેમના માટે બદ્દુઆ કરી નહીં પરંતુ તે વખતે તેમના આવા વાહિયાત જવાબથી ખૂબ દિલગીર અને ગમગીન થઈ ગયા અને તેમના માટે બદ્દુઆ કરી, તેમના હકમાં فَاسِقِيْنَ (ફાસિકીન)ના શબ્દનો ઉપયોગ કર્યો, અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ની દુઆ કબૂલ કરી લીધી અને તેમને અલ્લાહ તઆલાએ પણ ફાસિકીનનું નામ આપી દીધું અને તે પવિત્ર ભૂમિથી તે લોકોને ચાલીસ વર્ષો સુધી વંચિત કરી દીધા અને આ ખુલ્લા મેદાનમાં તેમને એવા કેદ કરી દીધા કે સવારથી સાંજ સુધી ચાલતા રહેતા હતા પરંતુ ક્યાંય જપ ન હતી (પરંતુ કારણ કે અલ્લાહ તઆલાના રસૂલ હઝરત મૂસા અલૈ. પણ તેમની સાથે હતા એટલે તેમની બરકત અને તેમના પ્રતાપે જ આ ફાસિકીન કોમ ઉપર શિક્ષા દરમિયાન પણ અલ્લાહ તઆલાની ઘણી બધી નેઅ્મતો વરસતી રહી કે તે તીહના મેદાનમાં તેઓ જે બાજુએ ચાલતા હતા વાદળ તેમના માથા ઉપર છાંયડો કરી દેતું હતું, તેમના ખાવા માટે મન્ન અને સલવા ઊતરતા હતા, તેમના કપડાં મોઅ્જિઝા સ્વરૂપે ન તો મેલા થતા હતા અને ન જ ફાટતાં હતાં અને તેમને એક ચોરસ પથ્થર આપવામાં આવ્યો હતો અને હઝરત મૂસા (અલૈ.)ને હુકમ આપવામાં આવ્યો હતો કે જ્યારે તેમને પાણીની જરૂરત હોય તો આ પથ્થર ઉપર લાઠી મારવાથી તેમાંથી બાર ઝરણા વહેતાં થઈ જશે, આથી પથ્થરની દરેક બાજુએથી ત્રણ–ત્રણ ઝરણા વહેવા લાગતા હતા અને બની ઈસ્રાઈલના બાર

કુટુંબોમાં આ ઝરણાઓ નક્કી કરીને વહેંચણી કરી દેવામાં આવતી હતી, જેથી ઝઘડો ન થાય અને જ્યારે પણ આ લોકો કોઈ સ્થળેથી મુસાફરી કરતા અને પછી ક્યાંક પહોંચીને થોભતા તો આ પથ્થરને ત્યાં ઉપસ્થિત જોતા હતા. *(કુર્તુબી)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ હદીષને મરફૂઅ્ કહીને રસૂલે કરીમ ﷺનો ઈરશાદ ઠરાવ્યો છે અને મારા સમીપ આ દુરુસ્ત છે, કારણ કે હઝરત મુઆવીયા (રદિ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને આ હદીષ રિવાયત કરતા સાંભળ્યા ત્યારે તે વાતને ખોટી અને ગલત ઠરાવી જે આ હદીષમાં આવી છે કે હઝરત મૂસા (અલૈ.)એ જે કિબતીને મારી નાંખ્યો હતો અને તેની ભાળ ફિરઔનની કોમને મળતી ન હતી તો તેની ખબર તે જ બીજા ફિરઔની વ્યક્તિએ કરી જેની સાથે બીજા દિવસે આ ઈસ્રાઈલી લડી રહ્યો હતો, કારણ એ હતું કે તે ફિરઔનીને તો કાલની આ હત્યાની ઘટનાનું જ્ઞાન ન હતું તે તેની મુખબીરી કેવી રીતે કરી શકતો હતો ? તેની ખબર તો માત્ર તે જ લડનારા ઈસ્રાઈલીને હતી.

જ્યારે હઝરત મુઆવીયા (રદિ.)એ તેમની આ હદીષનો ઈન્કાર કર્યો ત્યારે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને ગુસ્સો આવ્યો અને હઝરત મુઆવીયા (રદિ.)નો હાથ પકડીને સઅ્દ બિન માલિક ઝહરીની પાસે લઈ ગયા અને તેમને કહ્યું કે હે અબૂ ઈસ્હાક ! શું તમને યાદ છે જ્યારે આપણને રસૂલે કરીમ ﷺએ મૂસા (અલૈ.)ના હાથે મરાયેલ વ્યક્તિ વિશે હદીષ વર્ણન કરી ? તે ભેદને ખોલી નાંખનાર અને ફિરઔનની પાસે મુખબીરી કરનાર ઈસ્રાઈલી હતો કે ફિરઔની ? સઅ્દ બિન માલિકે ફરમાવ્યું કે તે ફિરઔની હતો, કારણ કે તેણે ઈસ્રાઈલી પાસેથી સાંભળી લીધું હતું કે કાલની હત્યાની ઘટના મૂસા (અલૈ.)ના હાથે જ થઈ હતી, તેણે તેની ગવાહી ફિરઔનની પાસે આપી દીધી. ઈમામ નસાઈએ આ સમગ્ર લાંબી હદીષ પોતાની કિતાબ "સુનને કુબરા"ની કિતાબુત્તફસીરમાં નકલ કરી છે.

અને આ પૂરી હદીષને ઈબ્ને જરીર તબરીએ પોતાની તફસીરમાં અને ઈબ્ને અબી હાતિમે પોતાની તફસીરમાં આ જ યઝીદ બિન હારૂનની સનદથી નકલ કરીને કહ્યું છે કે આ હદીષ મરફૂઅ્ નથી, બલકે ઈબ્ને અબ્બાસ (રદિ.)નું

પોતાનું કલામ છે જેને તેમણે કઅ્બ બિન અહ્બારની તે જ ઈસ્રાઈલી રિવાયતોથી લીધું છે જેને નકલ કરવા અને વર્ણન કરવાને જાઈઝ રાખવામાં આવ્યું છે, હા ! ક્યાંક–ક્યાંક આ કલામમાં મરફૂઅ્ હદીષના વાક્યો પણ સામેલ છે. ઈમામ ઈબ્ને કષીરે પોતાની તફસીરમાં આ સમગ્ર હદીષ અને તેના ઉપર ઉપરોક્ત સંશોધન અને સમર્થન લખ્યા પછી નોંધ્યું છે કે અમારા શૈખ અબૂલ હજ્જાજ મિઝ્ઝી (રહ.) પણ ઈબ્ને જરીર અને ઈબ્ને અબી હાતિમની જેમ આ રિવાયતને "મૌકૂફ ઈબ્ને અબ્બાસ (રદિ.)"નું કલામ ઠરાવે છે.

*(તફસીર ઈબ્ને કષીર, પેજ : ૧૪૮ થી ૧૫૩, જિલ્દ : ૩)*

## હઝરત મૂસા (અલૈ.)ના પ્રસ્તુત કિસ્સા દ્વારા પ્રાપ્ત થયેલ પરિણામો તથા બોધપાઠ અને તેના લાભો :

કુર્આને કરીમમાં હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સાની એ પ્રમાણે દરકાર રાખવામાં આવી છે કે મોટા ભાગની સૂરતોમાં તેમનું કંઈને કંઈ વર્ણન આવી જ જાય છે, કારણ એ છે કે આ કિસ્સાઓ હજારો બોધપાઠ અને હિકમતો ઉપર તથા અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની સંપૂર્ણ કુદરતના વિસ્મયકારી સાક્ષાત્કારો ઉપર આધારિત છે જેનાથી મનુષ્યનું ઈમાન પરિપક્વ થાય છે અને તેમનામાં અમલી અને નૈતિક માર્ગદર્શનો પણ બેશુમાર છે, કારણ કે આ સ્થળે આ કિસ્સો સંપૂર્ણ વિગત સાથે આવી ગયો છે તો યોગ્ય એ જ ગણાય છે કે તેના સંદર્ભમાં આવેલ નસીહતો, બોધપાઠ અને માર્ગદર્શનોનો અમુક વિભાગ પણ લખી દેવામાં આવે.

## ફિરઔનની મૂર્ખતાપૂર્ણ યોજના અને તેની અલ્લાહ તબારક વ તઆલા તરફથી આશ્ચર્યજનક પ્રતિક્રિયા :

ફિરઔનને જ્યારે એ જાણ થઈ કે બની ઈસ્રાઈલમાં કોઈ છોકરો પેદા થશે જે ફિરઔનની સલતનતની અધોગતિનું કારણ બનશે ત્યારે ઈસ્રાઈલી છોકરાઓનો વંશ બંધ કરવા માટે તેણે પુત્રવંશ નિકંદનનો હુકમ આપ્યો, પછી પોતાની રાજકીય અને વ્યક્તિગત પૉલીસી પ્રમાણે એક વર્ષના પુત્રોને બાકી રાખવા અને બીજા વર્ષે પેદા થનાર પુત્રોને કતલ કરવાનો કાયદો લાગુ પાડ્યો. અલ્લાહ તઆલા એવી કુદરત ધરાવતો હતો કે હઝરત મૂસા (અલૈ.)ને તે જ વર્ષે પેદા કરવામાં આવ્યા હોત કે જે વર્ષે બાળકોને બાકી છોડી દેવામાં આવતા હતા

પરંતુ કુદરતને એ મંજૂર હતું કે આ મૂર્ખની તે અત્યાચારી યોજનાને સંપૂર્ણ રીતે તેના ઉપર જ ઊલટાવી દેવામાં આવે અને તેને સારી પેઠે મૂર્ખ બનાવવામાં આવે એટલા માટે હઝરત મૂસા (અલૈ.)ને તે વર્ષમાં જ પેદા કર્યા જે છોકરાઓની હત્યા કરવાનું વર્ષ હતું અને પોતાની ઉચ્ચ કક્ષાની હિકમતથી એવું સ્વરૂપ ઉત્પન્ન કરવામાં આવ્યું કે હઝરત મૂસા (અલૈ.) પોતે તે જબ્બાર જાલિમના ઘરમાં ઉછેર પામે, ફિરઔન અને તેની પત્નીએ હઝરત મૂસા (અલૈ.)ને શોખ અને ઉત્સાહથી પોતાના ઘરમાં ઉછેર્યા, સમગ્ર શહેરના ઈસ્રાઈલી છોકરાઓ હઝરત મૂસા (અલૈ.) હોવાની શંકામાં કતલ થઈ રહ્યા હતા અને હઝરત મૂસા (અલૈ.) પોતે ફિરઔનના ઘરમાં આરામ, ચૈન અને ઈજ્જત તથા માન–સન્માન સાથે તેના જ ખર્ચે પાલન–પોષણ પામી રહ્યા હતા.

در بہ بندو دشمن اندر خانہ بُود　　حیلۂ فرعون زیں افسانہ بُود

દુશ્મન ઘરમાં હતો અને દરવાજો બંધ કરી લીધો,

એથી જ તો ફિરઔનની યુક્તિ કિસ્સા–કહાણી બની ગઈ !

## હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહ ઉપર ચમત્કારિક ઇનામ અને ફિરઔનની યોજનાનો એક અન્ય બદલો :

હઝરત મૂસા (અલૈ.)એ જો સામાન્ય બાળકોની જેમ કોઈ દાયાનું દૂધ સ્વીકારી લીધું હોત તો તેનું પાલન–પોષણ પોતાના દુશ્મન ફિરઔનના ઘરમાં પણ આરામથી થયું હોત પરંતુ હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહ તેમની જુદાઈથી પરેશાન રહ્યા હોત અને હઝરત મૂસા (અલૈ.)ને પણ કોઈ કાફિર સ્ત્રીનું દૂધ મળ્યું હોત, અલ્લાહ તઆલાએ પોતાના પયગમ્બરને કાફિર સ્ત્રીના દૂધથી બચાવી લીધા અને તેમની વાલિદહને પણ જુદાઈની પરેશાનીથી છુટકારો આપ્યો અને છુટકારો પણ એ પ્રમાણે કે ફિરઔનના ઘરના લોકો તેમનું અહેસાન માની આભારી થયા, તેમના ઉપર ભેટ–સોગાતોનો વરસાદ થયો અને પોતાના જ પ્રિય સંતાનને દૂધ પીવાડવાના બદલામાં ફિરઔનના દરબારમાંથી વળતર પણ મળ્યું અને સામાન્ય સેવકોની જેમ ફિરઔનના ઘરમાં પણ રહેવું ન પડ્યું.

فَتَبَارَکَ اللّٰهُ اَحۡسَنُ الۡخَالِقِيۡنَ

**ઉદ્યોગપતિઓ તથા વેપારીઓ માટે એક ખુશખબરી :**

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે જે ઉદ્યોગપતિઓ પોતાના ઉદ્યોગ અને ઉત્પાદનમાં નેક નિય્યત સવાબની રાખે તો તેનું ઉદાહરણ હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહ જેવું થઈ જાય છે કે પોતાના જ બાળકને દૂધ પીવાડવામાં આવે અને તેનું વળતર અન્યોથી લે. (ઈબ્ને કષીર) મતલબ એ છે કે કોઈ કડિયો મસ્જિદ, ખાનકાહ, મદ્રસો અથવા કોઈ જાહેર-સામાજિક સંસ્થાનું બાંધકામ કરે છે જો તેની નિય્યત મજૂરી કરવાની અને પૈસા કમાવવાની છે તો તેને માત્ર તે જ મળશે અને જો તેણે નિય્યત એવી પણ કરી લીધી કે એ પોતે બાંધકામના નેક કામોમાં કામ લાગશે જેનાથી દીનવાળાઓને લાભ પહોંચશે એટલા માટે બીજા પ્રકારના બાંધકામો ઉપર તેને અગ્રિમતા આપી તો તેને હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહની જેમ મજૂરી પણ મળશે અને પોતાનો દીની લાભ પણ.

**અલ્લાહ તઆલાના ખાસ બંદાઓને મહબૂબિયતની એક પ્રકારની શા'ન અર્પણ થતી હોય છે કે દરેક જોનાર તેમનાથી મહોબ્બત કરવા લાગે છે :**

وَاَلْقَيْتُ عَلَيْكَ مَحَبَّةً مِّنِّىْ માં એ તરફ ઈશારો છે કે અલ્લાહ તઆલા પોતાના ખાસ બંદાઓને મહબૂબિયતની એક ખાસ શા'ન અતા ફરમાવે છે, તેમને જોવાથી પોતાનો કે પારકો દોસ્ત અને દુશ્મન બધા મહોબ્બત કરવા લાગે છે, અંબિયા (અલૈ.)નું તો ઘણું ઊંચું સ્થાન છે, ઘણા બધા અવલિયાઅ્ અલ્લાહથી પણ આવી મહબૂબિયતનો જાત અનુભવ થતો રહે છે.

**ફિરઔની કાફિર વ્યક્તિની હત્યા જે હઝરત મૂસા (અલૈ.)ના હાથે થઈ ગઈ હતી તેને કઈ બીના ઉપર ભૂલ ઠરાવવામાં આવી ? :**

હઝરત મૂસા (અલૈ.)એ એક ઈસ્રાઈલી મુસલમાન સાથે એક ફિરઔની કાફિરને લડતો જોઈને ફિરઔનીને મુક્કો માર્યો જેનાથી તે મરી ગયો તેને હઝરત મૂસા (અલૈ.)એ પોતે પણ શયતાનનું કૃત્ય ઠરાવ્યું અને અલ્લાહ તઆલા પાસે એ ભૂલની મા'ફી માંગી અને તે મા'ફ પણ કરી દેવામાં આવ્યું.

પરંતુ અત્રે એક ફિક્હી પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ ફિરઔની

વ્યક્તિ એક કાફિર હરબી હતો, તેની સાથે હઝરત મૂસા (અલૈ.)ને કોઈ સુલેહનો કરાર પણ ન હતો અને ન જ તેને જિમ્મી કાફિરોની યાદીમાં સામેલ કરી શકાતો હતો કે જેના પ્રાણ, માલ અને આબરૂની સુરક્ષા મુસલમાનો ઉપર વાજિબ હોય છે, આ તે હરબી કાફિર હતો જેનો હુકમ ઈસ્લામી શરીઅતમાં એ છે કે તે مُبَــاحُ الـدَّمُ (મુબાહુદમ) છે, તેને કતલ કરવો કોઈ ગુનોહ નથી પછી અત્રે તેને શયતાનનો અમલ અને ભૂલ કઈ બીનાએ ઠરાવવામાં આવી ?

સામાન્ય તફસીરની કિતાબોમાં કોઈએ આ પ્રશ્નથી વાંધો નથી ઉઠાવ્યો, મુજ નાચીઝ જ્યારે સય્યિદી હકીમુલ ઉમ્મત હઝરત મવલાના થાનવી (રહ.)ના હુકમથી અહકામુલ કુર્આનના લેખનમાં પ્રવૃત્ત હતો અને તેમાં આ ઘટના લખાણ હેઠળ આવી ત્યારે હઝરતે આ પ્રશ્નનો જવાબ એ આપ્યો હતો કે જો કે આ ફિરઔની વ્યક્તિ સાથે સીધે–સીધો કોઈ સ્પષ્ટ સુલેહનો કરાર થયો ન હતો અથવા તો તે જિમ્મી ન હતો પરંતુ કારણ કે તે સમયે હઝરત મૂસા (અલૈ.)ની સત્તા ન હતી અને ન જ તે ફિરઔનીની, બલકે બંને ફિરઔનના રાજયના નાગરિક હતા, તે એકબીજાના તરફથી સંતોષિત હતા. આ એક પ્રકારનો અમલી કરાર હતો, ફિરઔનીની હત્યામાં તે અમલી કરારનો ભંગ થયો એટલા માટે તેને ભૂલ ઠરાવવામાં આવી અને આ ભૂલ કારણ કે જાણીબૂઝીને કરી ન હતી બલકે અચાનક થઈ ગઈ એટલા માટે હઝરત મૂસા (અલૈ.)ની નુબુવ્વતની ઈસ્મત (પ્રતિષ્ઠા)થી વિપરીત નથી.

સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) આ જ બીના ઉપર સંયુક્ત ભારતમાં જ્યારે કે મુસલમાનો અને હિંદુ બંને અંગ્રેજોની હુકૂમત હેઠળ રહેતા હતા કોઈ મુસલમાન માટે એવું જાઈઝ ઠરાવતા ન હતા કે કોઈ હિંદુના પ્રાણ અને માલ ઉપર જુલમ કરવામાં આવે.

## અશક્તોની મદદ તથા મખ્લૂકની સેવા દીન અને દુનિયા માટે ફાયદાકારક અને લાભદાયક છે :

હઝરત મૂસા (અલૈ.)એ મદયન શહેરની બહાર કૂવા ઉપર બે સ્ત્રીઓને જોઈ જે પોતાની કમજોરીના કારણે પોતાની બકરીઓને પાણી પીવાડી શકતી ન હતી, આ સ્ત્રીઓ બિલકુલ અજનબી અને હઝરત મૂસા (અલૈ.) એક મુસાફિર

હતા પરંતુ કમજોરો અને અશક્તોની મદદ તથા સેવા વિવેકનો તકાદો એ અલ્લાહ સમીપ પ્રિય પ્રવૃત્તિ હતી એટલા માટે તેમણે તેમના માટે પરિશ્રમ કર્યો અને તેમની બકરીઓને પાણી પીવડાવી દીધું, તેનો સવાબ અને બદલો તો અલ્લાહની પાસે મોટો છે, દુનિયામાં પણ અલ્લાહ તઆલાએ તેમના આ જ અમલને મુસાફિર તરીકેની વંચિતતાની દશામાં એવો ઈલાજ બનાવી દીધો જે તેમની આગળની જિંદગીની એક શા'ન પ્રમાણે શણગારનું માધ્યમ બની ગયું કે હઝરત શુઅયૂબ (અલૈ.)ની સેવા કરવાની અને તેમના જમાઈ બનવાની પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ, યુવાન થયા પછી જે કાર્ય તેમની વાલિદાએ કરવાનું હતું અલ્લાહ તઆલાએ ગરીબીની પરિસ્થિતિમાં પોતાના એક નબીના હાથે તેને પૂર્ણ કરાવ્યું.

**બે પયગમ્બરોમાં એક સેવક અને બીજા સેવા લેનારની ઘટના, તેની હિકમતો અને તેના આશ્ચર્યજનક લાભો :**

હઝરત મૂસા (અલૈ.) હઝરત શુઅયૂબ (અલૈ.)ના મકાન ઉપર મહેમાન બનીને ફિરઔની સૈનિકોના ડરથી સંતોષિત થઈ ગયા ત્યારે હઝરત શુઅયૂબ (અલૈ.)એ પોતાની દિકરીઓની સલાહથી તેમને પોતાના ત્યાં નોકરીએ રાખવાનો વિચાર જાહેર કર્યો, તેમાં અલ્લાહ તઆલાની ઘણી બધી હિકમતો અને અલ્લાહ તઆલાના સર્જન માટે મહાન માર્ગદર્શન છે.

પ્રથમ એ કે હઝરત શુઅયૂબ (અલૈ.) અલ્લાહ તઆલાના નબી અને રસૂલ હતા, એક મુસાફર વતનથી બેવતન થયેલાની એટલી મદદ કરવી એ કોઈ મોટી વાત ન હતી કે અમુક સમય સુધી પોતાના ત્યાં કોઈપણ પ્રકારની સેવાના વળતર વિના મહેમાન બનાવીને રાખી લીધા હોત પરંતુ લગભગ તેમાં તેમની પયગમ્બર તરીકેની દિર્ઘદષ્ટિ અને સમજદારી હતી અને તે એ કે હઝરત મૂસા (અલૈ.)નું ઉચ્ચ પ્રકારનું નૈતિક બળ અને તેમની ખુદારી જાણીને એ સમજી લીધું હતું કે તેઓ લાંબા સમય સુધી મહેમાનીને સ્વીકારશે નહીં અને કોઈ અન્ય સ્થળે ચાલ્યા ગયા તો તેમને તકલીફ થશે એટલા માટે તેમણે એક એવું સ્વરૂપ અપનાવ્યું કે જેમાં અન્યોના માટે પણ આ માર્ગદર્શન છે કે કોઈના ઘરે જઈને પોતાનો ભાર તેના ઉપર નાંખવો એ શરાફત અને નૈતિકતાથી વિપરીત છે.

બીજું તેમાં એ હિકમત પણ હતી કે અલ્લાહ તઆલા હઝરત મૂસા

(અલૈ.)ને નુબુવ્વત અને રિસાલતથી પ્રતિષ્ઠિત કરવા ઈચ્છતા હતા જેના માટે જો કે કોઈ સંઘર્ષ ન તો શરત છે અને ન જ કોઈ અમલ અથવા સંઘર્ષ દ્વારા તેને પ્રાપ્ત કરી શકાય છે, તે તો માત્ર અલ્લાહ તઆલા તરફથી અર્પણ થયેલ ઈનામ હોય છે પરંતુ અલ્લાહની ટેવ એ છે કે તે પોતાના પયગમ્બરોને પણ સંઘર્ષ, મહેનત અને તકલીફના દૌરમાંથી પસાર કરે છે જે અખ્લાક મનુષ્યની પૂર્ણતાનું માધ્યમ અને અન્યો માટે સુધારણાનું મોટું કારણ બને છે, હઝરત મૂસા (અલૈ.)ની જિંદગી તે સમય સુધી શાહી પ્રતિષ્ઠા અને સન્માનમાં પસાર થઈ હતી, હવે આગળ ઉપર તેમને અલ્લાહની મખ્લૂક માટે હાદી (માર્ગદર્શક) અને રેહબર તથા તેમના સુધારક બનાવવાના હતા, હઝરત શુઅય્બ (અલૈ.)ની સાથે આ મહેનત–મજૂરીના કરારમાં તેમના અખ્લાક અને વર્તણૂકની કેળવણીનું રહસ્ય પણ છુપાયેલું હતું, આરીફ સિરાઝીએ તેને ઘણી સારી રીતે કહ્યું છે.

شُبَّان وادیٔ ایمن گہے رسد بمراد    کہ چندسال بجاں خدمتِ شعیب کند

અયમન નામી ખીણનો ગોવાળીયો ક્યારેક મુરાદ પામી લે છે
કે અમુક વર્ષ દિલપૂર્વક શોએબ (અલૈ.)ની ખિદમત કરીને જોઈ લે.

ત્રીજું એ કે જે સેવા તેમની પાસેથી લેવામાં આવી તે બકરીઓ ચરાવવાની હતી, એ તઅજ્જુબની વાત છે કે આ કામ મોટા ભાગના અંબિયા (અલૈ.) પાસેથી લેવામાં આવ્યું છે, કદાચ તેમાં એ રહસ્ય હશે કે બકરી એક એવું જાનવર છે જે પોતાના ટોળામાંથી ખસીને અનાજ (ઘાસ)ની આગળ–પાછળ દોડવાની ટેવ ધરાવે છે જેનાથી ચરાવનારને વારંવાર ગુસ્સો આવે છે. આ ગુસ્સાના પરિણામે જો તે દોડનારી બકરીઓ ઉપરથી નજર હટાવી લે તો બકરી હાથમાંથી જતી રહે છે અને તે વરૂનો કોળિયો બની જાય છે અને પોતાની મરજીના તા'બે ચલાવવા માટે તેને મારપીટ કરે તો તે એટલી અશક્ત અને કમજોર છે કે થોડો પણ માર વાગતા તેનો પગ તૂટી જાય છે, એટલા માટે ગોવાળીયાએ ખૂબ ધીરજ અને સહનશીલતાથી કામ લેવું પડે છે. સામાન્ય અલ્લાહની મખ્લૂકનો પણ અંબિયા (અલૈ.)ની સાથે આવો જ વ્યવહાર હોય છે જેમાં અંબિયા (અલૈ.) ન તો તેમનાથી અલિપ્ત અને બેપરવા થઈ શકે છે અને ન જ તેમની ઉપર વધારે સખ્તી કરીને તેમને માર્ગ ઉપર લાવી શકે છે, બલકે તેમણે ધીરજ અને સહનશીલતાને જ પોતાનું હથિયાર બનાવવું પડે છે.

**કોઈને કોઈ હોદ્દો અથવા નોકરી સોંપવા માટેની ઉત્તમ રીત :**

આ કિસ્સામાં હઝરત શુઅયૂબ (અલૈ.)ની દિકરીએ જ્યારે પોતાના પિતાને સલાહ આપી કે મૂસા (અલૈ.)ને નોકર તરીકે રાખી લેવામાં આવે, આ સલાહની દલીલ એ વર્ણન કરી કે ઉત્તમ સેવક તે જ વ્યક્તિ હોઈ શકે છે જે શક્તિશાળી પણ હોય અને પ્રમાણિક પણ હોય. قَوِىٌّ (કવી) "શક્તિશાળી"નો ભાવાર્થ તે સોંપેલ કામ કરવાની શક્તિ અને ક્ષમતાવાળો હોવું અને اَمِيْنٌ (અમીન) "પ્રમાણિક"નો ભાવાર્થ એ છે કે તેના ભૂતકાળની જિંદગીની હાલતો તેની અમાનતદારી (પ્રમાણિકતા) અને દયાનતદારી (નિષ્ઠા) ઉપર ગવાહ હોય. આજકાલ વિવિધ સરકારી અને ગેરસરકારી નોકરીઓ અને હોદ્દાઓ માટે નિમણૂકનો જે સિદ્ધાંત રાખવામાં આવે છે, તેના માટે અરજદારોમાં જે ખાસિયતો અને લક્ષણો જોવામાં આવે છે, જો વિચાર કરીએ તો બધું જ માત્ર બે શબ્દોમાં ભેગું થાય છે, બલકે તેની શરતોની વિગતમાં પણ આ પ્રકારનું ઠોસપણું હોતું નથી કારણ કે પ્રમાણિકતા અને નિષ્ઠા તો ક્યાંય લક્ષમાં લેવામાં જ નથી આવતી, માત્ર ડિગ્રીની યોગ્યતા માપદંડ હોય છે અને આજકાલ જ્યાં કંઈપણ સરકારી અથવા ગેરસરકારી સંસ્થાઓની વ્યવસ્થામાં ભ્રષ્ટાચાર જોવા મળે છે તે મોટેભાગે આ જ નિષ્ઠાના સિદ્ધાંતને ઉપેક્ષિત કરવાનું પરિણામ હોય છે, યોગ્ય અને બુદ્ધિશાળી વ્યક્તિ જ્યારે પ્રમાણિકતા અને નિષ્ઠાથી કોરો હોય છે તો પછી તે કામચોરી અને લાંચ-રુશ્વતના પણ એવા-એવા માર્ગો શોધી કાઢે છે કે કોઈ કાયદાની પકડમાં પણ આવતા નથી, આ જ બાબતે આજે દુનિયાની મોટાભાગની સરકારી અને ગેરસરકારી સંસ્થાઓને બેકાર અને નુકસાનકારક બનાવી રાખી છે, ઈસ્લામી વ્યવસ્થામાં એટલા માટે જ એ બાબતને ઘણું જ મહત્ત્વ આપવામાં આવ્યું છે કે જેની બરકતો દુનિયાએ સદીઓ સુધી જોઈ છે.

**જાદૂગરો અને પયગમ્બરોના વ્યવહારોમાં ઉઘાડો તફાવત :**

ફિરઔને જ્યારે જાદૂગરોને ભેગા કર્યા હતા અને સમગ્ર રાજ્ય અને કોમનો ભય તેમની સામે મૂકીને કાર્ય કરવાનું કહ્યું હતું તેનો તકાદો એ હતો કે પોતે પોતાનું કાર્ય સમજીને તે સેવાને દિલોજાનથી અંજામ આપે પરંતુ ત્યાં થયું એ કે ખિદ્‌મત શરૂ કરતાં પહેલાં જ સોદાબાજી શરૂ થઈ ગઈ હતી કે જાદૂગરોએ સવાલ કર્યો કે અમને શું મળશે ?

એનાથી વિપરીત બધા જ અંબિયા (અલૈ.)નું જાહેર એ'લાન આ હોય છે, وَلَا اَسۡـَٔـلُـكُمۡ عَلَيۡـهِ مِنۡ اَجۡرٍ (૨૬:૧૦૯) એટલે કે, "હું તમારી પાસેથી પોતાની સેવાનું કોઈ વળતર નથી માંગતો." અને અંબિયા (અલૈ.)ની તબ્લીગ તથા દા'વતના અસરકારક હોવામાં તેમની આ "ગિના"ની સિફતની ભારે દખલગીરી છે, જ્યારથી દીનના ઉલમા, મુફતીઓ, ખતીબો અને વઅ્ઝની સેવાની ઈસ્લામી વ્યવસ્થા બયતુલ માલ વગેરે ન રહી; તેમની તા'લીમ, વઅ્ઝ તથા ઈમામત ઉપર પગાર લેવાની મજબૂરી આવી પડી, તેને જો કે પાછળથી આવનાર ફુકૂહાના મતે મજબૂરીના દરજ્જામાં જાઈઝ ઠરાવવામાં આવ્યું છે પરંતુ એમાં શંકા નથી કે આ વળતર લેવાની અસર દા'વતો-તબ્લીગ તથા મખ્લૂકની સુધારણા ઉપર અત્યંત ખરાબ થઈ જેણે તેમના પ્રયત્નોનો લાભ ઘણો જ ઓછો કરી નાંખ્યો.

## ફિરઔની જાદૂગરોના જાદૂની હકીકત :

તે લોકોએ પોતાની લાઠીઓ અને દોરડાંઓને દેખાવમાં સાપ બનાવીને બતાવ્યા હતા, શું તે ખરેખર સાપ બની ગયા હતા ? આ બાબતે કુર્આનના શબ્દો يُـخَيَّـلُ اِلَيۡهِ مِنۡ سِحۡرِهِمۡ اَنَّهَا تَسۡعٰى (૨૦:૬૬)થી એ જાણ થાય છે કે તે વાસ્તવમાં સાપ બન્યા ન હતા બલકે તે એક પ્રકારનું મેસ્મેરિઝમ હતું, જેણે ઉપસ્થિત લોકોના વિચારો ઉપર કાબૂ મેળવીને એક પ્રકારની નજરબંદી કરી દીધી હતી જેથી ઉપસ્થિત લોકોને તે હરતા-ફરતા સાપ દેખાવા લાગ્યા હતા.

એનાથી એ જરૂરી નથી થતું કે કોઈ જાદૂથી કોઈ વસ્તુની વાસ્તવિકતાનું પરિવર્તન જ નથી થઈ શકતું ? એટલી જાણ થાય છે કે આ જાદૂગરોનો જાદૂ મૂળ પદાર્થનું પરિવર્તન કરવાની કક્ષાનો ન હતો.

## કૌટુંબિક વહેંચણી સામાજિક વ્યવહારોની મર્યાદા સુધી કોઈ નીંદાપાત્ર પ્રવૃત્તિ નથી :

ઈસ્લામે વતન, ભાષા, વંશ અને જ્ઞાતિની વહેંચણીઓને કોમિયતનો આધાર બનાવવાનો સખત ઈન્કાર કર્યો છે અને આવી પક્ષાપક્ષીને મિટાવવાનો દરેક ડગલેને પગલે દરેક કાર્યમાં પ્રયત્ન કર્યો છે, બલકે ઈસ્લામી રાજકરણનો પાયાનો પથ્થર જ ઈસ્લામની દીની કોમિયત છે જેમાં અરબી, બિનઅરબી, ફારસી, હિન્દી, સિન્ધી બધા એક જ કોમના લોકો છે, રસૂલે કરીમ ﷺએ

મદીનામાં ઈસ્લામી હુકૂમતનો પાયો મૂકવા માટે સૌ પ્રથમ કાર્ય મુહાજિરો અને અન્સારમાં એકતા તથા ભાઈચારો કાયમ કરવાથી શરૂ કર્યું હતું તથા હજ્જતુલ વદાઅ્ના ખુત્બામાં કયામત સુધી એ બંધારણ આપ્યું હતું કે પ્રાદેશિકતા, વંશ, ભાષા વગેરે ભેદભાવ બધી મૂર્તિઓ છે જેને ઈસ્લામે તોડી નાંખી છે પરંતુ સામાજિક મા'મલાઓમાં એક મર્યાદા સુધી આ ફરકને માન્ય રાખવામાં આવ્યો છે કારણ કે ખાવા–પીવા, રહેવા–સહેવાની પદ્ધતિઓ વિવિધ જ્ઞાતિઓ અને વિવિધ પ્રદેશના લોકોની અલગ–અલગ હોય છે તેનાથી વિરુદ્ધ કરવું તેમના માટે પીડાદાયક હોય છે.

હઝરત મૂસા (અલૈ.) જયારે બની ઈસ્રાઈલીઓને લઈને મિસ્રથી નીકળ્યા હતા ત્યારે તેમના બાર કબીલા હતા, અલ્લાહ તઆલાએ આ કબીલાઓના ફરકને સામાજિક બાબતોમાં જાઈઝ ઠરાવ્યો તથા દરિયામાં પણ મોઅ્જિઝા સ્વરૂપે જે માર્ગો બનાવ્યા તે બાર માર્ગો દરેક કબીલા માટે અલગ–અલગ બનાવ્યા, એ જ પ્રમાણે તીહની ખીણમાં જે પથ્થરમાંથી મોઅ્જિઝા સ્વરૂપે પાણીના ઝરણા વહેતા હતા તે પણ બાર હતાં જેથી કબીલાઓમાં પરસ્પર વિવાદ કે ઝઘડો ન થાય, દરેક કબીલો પોતાનું નક્કી પાણી પ્રાપ્ત કરે. વલ્લાહુ અઅ્લમુ.

**સામૂહિક વ્યવસ્થા માટે ખલીફા અને નાયબ બનાવવા :**

હઝરત મૂસા (અલૈ.)એ જયારે એક મહિના માટે પોતાની કોમથી અલગ થઈને કોહે તૂર ઉપર ઈબાદતમાં પ્રવૃત્ત થવા ઈચ્છયું ત્યારે હઝરત હારૂન (અલૈ.)ને પોતાના ખલીફા અને નાયબ બનાવીને સૌને સૂચના આપી કે મારા પછી બધા તેમની આજ્ઞાનું પાલન કરજો જેથી પરસ્પર વિરોધ અને વિવાદ ન થાય, એનાથી જાણ થાય છે કે કોઈ સમૂહ અથવા કુટુંબનો વડો જો ક્યાંક મુસાફરી ઉપર જાય તો અંબિયા (અલૈ.)ની સુન્નત એ છે કે કોઈને પોતાના સ્થાને ખલીફા બનાવીને જાય જે તેમની વ્યવસ્થાને કાયમ રાખે.

**મુસલમાનોના વર્ગમાં વિખવાદથી બચવા માટે મોટામાં મોટી બુરાઈને કામચલાઉ ધોરણે સહન કરી શકાય છે :**

બની ઈસ્રાઈલમાં હઝરત મૂસા (અલૈ.)ની ગેરહાજરીના સમયે જે

વાછરડાની પૂજાનો ફિત્નો ફૂટી નીકળ્યો અને તેઓ ત્રણ પક્ષોમાં વહેંચાઈ ગયા ત્યારે હઝરત હારૂન (અલૈ.)એ સૌને સત્યની દા'વત તો આપી પરંતુ તેમનામાંથી કોઈ ફિરકા સાથે ખુલ્લમ–ખુલ્લો બાયકૉટ અને અલગાવનું હઝરત મૂસા (અલૈ.) આવતા સુધી એ'લાન ન કર્યું, એના ઉપર હઝરત મૂસા (અલૈ.) નારાજ થયા તો તેમણે એ જ કારણ રજુ કર્યું કે મેં સખ્તી કરી હોત તો બની ઈસ્રાઈલના ટૂકડા થઈ ગયા હોત, તેમનામાં વિખવાદ ફેલાઈ ગયો હોત. اِنِّیۡ خَشِیۡتُ اَنۡ تَقُوۡلَ فَرَّقۡتَ بَیۡنَ بَنِیۡۤ اِسۡرَآءِیۡلَ وَلَمۡ تَرۡقُبۡ قَوۡلِیۡ (૨૦:૯૪) એટલે કે, મેં એટલા માટે કોઈ પણ પક્ષથી અલગતા અને બેઝારીની કઠોરતાપૂર્વક જાહેરાત ન કરી કે ક્યાંક તમે પરત આવીને મારો એ વાંક ન કાઢો કે તમે બની ઈસ્રાઈલમાં વિખવાદ ઊભો કરી દીધો અને મારા માર્ગદર્શનના પાબંદ રહ્યા નહીં.

હઝરત મૂસા (અલૈ.)એ પણ તેમણે આપેલા કારણને ખોટું ઠરાવ્યું નહીં બલકે સાચું સ્વીકારીને તેમના માટે દુઆ અને ઈસ્તિગફાર કર્યો, તેનાથી એ માર્ગદર્શન નીકળે છે કે મુસલમાનોમાં વિખવાદથી બચવા માટે કામચલાઉ ધોરણે જો કોઈ બુરાઈની ઘટનામાં નરમી વર્તવામાં આવે તો તે દુરુસ્ત છે. વલ્લાહુ અઅ્લમુ.

હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સાની જે આયતો ઉપર લખવામાં આવી છે તેના અંતે હઝરત મૂસા અને હારૂન (અલૈ.)ને ફિરઔનની હિદાયત માટે મોકલવાનો હુકમ એક ખાસ સૂચના સાથે આપવામાં આવ્યો છે, એટલે કે

قُوۡلَا لَهٗ قَوۡلًا لَّيِّنًا لَّعَلَّهٗ يَتَذَكَّرُ اَوۡ يَخۡشٰى

**પયગમ્બરની દા'વતનો એક મહત્ત્વનો સિદ્ધાંત :**

તેમાં એ વાત વર્ણન થઈ છે કે વિરોધી પક્ષ કેટલોય બાગી અને ગમે તેવા અકીદાઓ અથવા માન્યતાઓ ધરાવતો હોય સુધારણા અને હિદાયતની ફરજ અદા કરનારાઓ માટે જરૂરી છે કે તેમની સાથે પણ હમદર્દી અને ભલાઈના અંદાજથી વિનમ્ર વાત કરે, તેનું પરિણામ એ હોઈ શકે છે કે જેને સંબોધન કરવામાં આવે છે તે કંઈક વિચાર અને ચિંતન કરવા મજબૂર થઈ જાય અને તેના દિલમાં અલ્લાહનો ડર બેસી જાય.

ફિરઔન જે ખુદાઈનો દા'વેદાર જબ્બાર અને જાલિમ છે જે પોતાની જાતની સુરક્ષા માટે હજારો બની ઈસ્રાઈલના બાળકોની હત્યા કરવાનો અપરાધી છે તેના તરફ પણ અલ્લાહ તઆલા પોતાના ખાસ પયગમ્બરોને મોકલે છે ત્યારે એ માર્ગદર્શક સિદ્ધાંતો આપીને મોકલે છે કે તેમની સાથે વિનમ્ર વાત કરો જેથી તેમને ચિંતન–મનનનો મોકો મળે અને આ તેના ઉપર છે કે જ્યારે અલ્લાહ તઆલાની જાણમાં હતું કે ફિરઔન પોતાની બગાવતથી અને ગુમરાહીથી અટકવાનો નથી પરંતુ પોતાના પયગમ્બરોને એ સિદ્ધાંતના પાબંદ બનાવવાના હતા જેના દ્વારા અલ્લાહની મખ્લૂક વિચારવા અને સમજવા ઉપર મજબૂર થઈને અલ્લાહના ડર તરફ આવી જાય, ફિરઔનની હિદાયત થાય કે ન થાય પરંતુ સિદ્ધાંત અને નિયમ એ જ હોવો જોઈએ જે હિદાયત અને સુધારણાનું માધ્યમ બની શકે.

આજકાલ જે ઘણા બધા શિક્ષિતો પોતાના મતભેદોમાં એકબીજાના વિરુદ્ધ બોલે છે તથા આક્ષેપ–પ્રતિઆક્ષેપને ઈસ્લામની સેવા સમજી બેઠા છે તેમણે આ બાબતે વિચાર કરવો જોઈએ.

————————

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૪૫ થી ૫૦)

قَالَا رَبَّنَآ اِنَّنَا نَخَافُ اَنْ يَّفْرُطَ عَلَيْنَآ اَوْ اَنْ يَّطْغٰى ﴿٤٥﴾ قَالَ لَا تَخَافَآ اِنَّنِيْ مَعَكُمَآ
اَسْمَعُ وَاَرٰى ﴿٤٦﴾ فَاْتِيٰهُ فَقُوْلَآ اِنَّا رَسُوْلَا رَبِّكَ فَاَرْسِلْ مَعَنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ ۙ
وَلَا تُعَذِّبْهُمْ ۭ قَدْ جِئْنٰكَ بِاٰيَةٍ مِّنْ رَّبِّكَ ۭ وَالسَّلٰمُ عَلٰي مَنِ اتَّبَعَ الْهُدٰى ﴿٤٧﴾
اِنَّا قَدْ اُوْحِيَ اِلَيْنَآ اَنَّ الْعَذَابَ عَلٰي مَنْ كَذَّبَ وَتَوَلّٰى ﴿٤٨﴾ قَالَ فَمَنْ رَّبُّكُمَا
يٰمُوْسٰى ﴿٤٩﴾ قَالَ رَبُّنَا الَّذِيْٓ اَعْطٰي كُلَّ شَيْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى ﴿٥٠﴾

**તરજુમો :**

*બોલ્યા, હે અમારા પરવરદિગાર ! અમે ડરીએ છીએ કે તે અમારા ઉપર એકદમ વરસી પડે અથવા જોશમાં આવી જાય. (૪૫) કહ્યું, ડરો નહીં; હું*

*તમારી સાથે છું, સઘળું સાંભળું છું અને જોઉં છું. (૪૬) બસ તેની પાસે જાઓ અને કહો, અમે બંને તારા પરવરદિગારના મોકલેલા છે, બસ અમારી સાથે બની ઈસ્રાઈલને મોકલી દે અને તેમને ન સતાવ, અમે તારી પાસે તારા પરવરદિગારની નિશાની લઈને આવ્યા છે અને તેની સલામતી થાય જે સીધા માર્ગે ચાલે. (૪૭) અમને હુકમ મળ્યો છે કે તેના ઉપર અઝાબ છે જે જૂઠાડે અને મોઢું ફેરવી લે. (૪૮) બોલ્યો, હે મૂસા ! પછી તમારા બંનેનો પરવરદિગાર કોણ છે ? (૪૯) કહ્યું, અમારો પરવરદિગાર તે છે જેણે દરેક વસ્તુને તેનું સ્વરૂપ આપ્યું પછી માર્ગ સૂઝાડયો. (૫૦)*

## તફસીર :

(જ્યારે આ હુકમ બંને પયગમ્બરોને પહોંચી ચૂક્યો તો) બંનેએ વિનંતી કરી કે હે અમારા પરવરદિગાર ! (અમે તબ્લીગ માટે હાજર છે પરંતુ) અમને સંદેહ છે કે (ક્યાંક) તે અમારા ઉપર (દા'વત આપતા પહેલાં જ) જબરદસ્તી ન કરી બેસે (કે અમે દા'વત જ ન આપી શકીએ) અથવા એ કે (તબ્લીગ કરવાના સમયે પોતાના કુફ્રમાં) વધારે શરારત ન કરવા લાગે (કે પોતાની બકવાસમાં તબ્લીગ જ ન સાંભળે અથવા ન સાંભળવા દે જેનાથી તે તબ્લીગ કરવી અને ન કરવી બધું સરખું થઈ જાય), ઈરશાદ થયો કે (આ બાબતે બિલકુલ) સંદેહ ન રાખો (કારણ કે) હું તમારા બંનેની સાથે છું બધું સાંભળું જોઉં છું (હું તમારું રક્ષણ કરીશ અને તેને પ્રભાવિત કરી દઈશ જેના કારણે તબ્લીગ પૂર્ણ કરી શકશો જેમકે બીજી આયતમાં છે (نَجۡعَلُ لَكُمَا سُلۡطَانًا) બસ તમે (ડર રાખ્યા વિના) તેની પાસે જાઓ અને (તેને) કહો કે અમે બંને તારા પરવરદિગારના મોકલેલા છે (કે અમને નબી બનાવીને મોકલવામાં આવ્યા છે) બસ (તું અમારું કહ્યું માન અને અકીદહમાં પણ તવહીદનું સમર્થન કર તથા વર્તનની સુધારણામાં પણ અને જુલમ કરવા વગેરેથી પાછો વળી જા અને) બની ઈસ્રાઈલને (જેના ઉપર તું અન્યાયી અત્યાચાર કરે છે તેમને પોતાના અત્યાચારના પંજામાંથી મુક્ત કરીને) અમારી સાથે આવવા દે (કે અમે જ્યાં ઈચ્છીએ અને જેવી રીતે ઈચ્છીએ રહીએ) અને તેમને ત્રાસ ન આપ (અને) અમે (જે નુબુવ્વતનો દા'વો કરીએ છીએ તો તે ખાલી એમ જ નથી કરતા બલકે અમે) તારી પાસે તારા પરવરદિગાર તરફથી (પોતાની નુબુવ્વતની) નિશાની (એટલે કે મોઅ્જિઝા પણ) લાવ્યા છીએ અને (ખરાઈ તથા

સત્યના સ્વીકારનો લાભ આ મજબૂત કાયદાથી જાણ થશે કે) એવા વ્યક્તિ માટે (અલ્લાહના અઝાબથી) સલામતી છે જે (સીધા) માર્ગ ઉપર ચાલે (અને જૂઠાડવા તથા સત્ય બાબતમાં) અમારી પાસે એ હુકમ પહોંચ્યો છે કે (અલ્લાહનો) અઝાબ (અને ક્રોધ) તે વ્યક્તિ ઉપર હશે જે (સત્યને) જૂઠાડશે અને (તેનાથી) મોંઢું ફેરવશે (મતલબ કે આ સમગ્ર વિષય ત્યાં જઈને તેને કહો એટલા માટે બંને બુઝુર્ગો તશરીફ લઈ ગયા અને ત્યાં જઈને બધું તેને કહી દીધું), તે કહેવા લાગ્યો કે પછી (એ તો બતાવો કે) તમારા બંનેનો પરવરદિગાર કોણ છે (જેણે તમને મોકલ્યા હોવાનું તમે કહી રહ્યા છો) હે મૂસા ! (જવાબમાં) મૂસા (અલૈ.)એ કહ્યું કે અમારો (બંનેનો બલકે સૌનો) પરવરદિગાર તે છે જેણે દરેક વસ્તુને તેની બનાવટનું યોગ્ય સ્વરૂપ અર્પણ કર્યું પછી (તેમાં જે સજીવ વસ્તુઓ હતી તેમને તેમના લાભ અને સુધારણા તરફ) માર્ગદર્શન કર્યું (એટલા માટે દરેક સજીવો પોતાના માટે યોગ્ય ખોરાક અને જોડું તથા નિવાસ વગેરે શોધી લે છે, બસ તે આ બધું કરનાર જ અમારો પણ પરવરદિગાર છે).

## મસ્અલા અને બોધપાઠ :

### હઝરત મૂસા (અલૈ.)ને ડર કેમ લાગ્યો ? :

اِنَّـنَـا نَخَافُ (ઈન્નના નખાફુ) હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.)એ આ સ્થળે અલ્લાહ તઆલા સમક્ષ બે પ્રકારના ભયની જાહેરાત કરી. એક, اَنْ يَّـفْـرُطَ (અંય્યફરુત)ના શબ્દથી જેનો મૂળ અર્થ "મર્યાદા વટાવી જવું" થાય છે, માટે ભાવાર્થ એ થયો કે કદાચ ફિરઔન અમારી વાત સાંભળ્યા પહેલાં જ અમારા ઉપર હુમલો કરી દે અને બીજો ભય اَنْ يَّـطْـغٰـى (અંય્યત્ગા)ના શબ્દથી વર્ણન કર્યો, તેનો ભાવાર્થ એ છે કે શક્ય છે કે તે તેનાથી પણ વધારે બગાવત ઉપર ઊતરી આવે કે તમારી શા'ન વિરુદ્ધ અયોગ્ય શબ્દો બકવા માંડે.

અત્રે એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે શરૂઆતની વાતચીતમાં જ્યારે હઝ. મૂસા (અલૈ)ને નુબુવ્વત અને રિસાલતનો હોદ્દો અર્પણ કરવામાં આવ્યો અને તેમણે હારૂન (અલૈ.)ને પોતાની સાથે ભાગીદાર કરવાની દરખાસ્ત કરી અને એ દરખાસ્ત સ્વીકારવામાં આવી તો તે જ સમયે અલ્લાહે તેમને આ પણ બતાવી દીધું હતું سَـنَشُـدُّ عَـضُـدَكَ بِـاَخِيْكَ وَنَـجْـعَـلُ لَـكُمَا سُلْطَانًا فَلَا يَصِلُوْنَ اِلَيْكُمَا

(૨૮:૩૫) વળી એ પણ સંતોષ અપાવ્યો હતો કે તમે દરખાસ્તમાં જે જે વસ્તુઓની માંગણી કરી છે તે બધી અમે તમને આપી દીધી. قَدْ اُوْتِيْتَ سُؤْلَكَ يٰمُوْسٰى આ ઇચ્છિત વસ્તુઓમાં شَرْحِ صَدْر (મનની શાંતિ) પણ હતી જેનો હેતુ એ જ હતો કે વિરોધીઓથી કોઈ ડર કે ખૌફ પેદા ન થાય.

અલ્લાહ તઆલાના તે વાયદાઓ પછી આ ડર અને તેની જાહેરાત કેવી છે તેનો એક જવાબ એ છે કે પ્રથમ વાયદો કે અમે તમને વિજય અર્પણ કરીશું અને તે લોકો તમારા સુધી નહીં પહોંચી શકે. આ એક એવો મોઘમ વાયદો છે કે આ વિજયનો અર્થ દલીલ અને હુજ્જતમાં વિજય પણ હોઈ શકે છે અને ફિઝીકલ (ભૌતિક) વિજય પણ શક્ય છે, વળી એ વિચાર પણ હોઈ શકે છે કે તેમના ઉપર વિજય તો ત્યારે જ થશે કે જ્યારે તેઓ તેમની દલીલો સાંભળે, મોઅ્જિઝાઓ જુએ પરંતુ ભય એ છે કે તે વાતચીત સાંભળતા પહેલાં જ તેમના ઉપર આક્રમણ કરી બેસે અને شَرْحِ صَدْر (મનની શાંતિ) માટે એ જરૂરી નથી કે સ્વાભાવિક ડર પણ દૂર થઈ જાય.

બીજી વાત એ છે કે ડરની વસ્તુઓથી સ્વાભાવિક ડર તો બધા જ અંબિયા (અલૈ.)ની સુન્નત છે, આ સ્વાભાવિક ડર અલ્લાહના વાયદાઓ ઉપર સંપૂર્ણ ઈમાન અને શ્રદ્ધા હોવા છતાં પણ હોય છે, પોતે હઝરત મૂસા (અલૈ.) પોતાની જ લાઠીનો સાપ બની ગયા પછી તેને પકડવાથી ડરવા લાગ્યા ત્યારે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, لَا تَخَفْ (લા તખફ) "ડરો નહીં !" અને બીજા બધા ડરના પ્રસંગોમાં એવું જ થતું રહ્યું કે સ્વાભાવિક અને માનવ સ્વાભાવગત ડર ઉપસ્થિત થતો રહ્યો પછી અલ્લાહ તઆલાની ખુશખબરી દ્વારા તે દૂર થયો. આ જ ઘટનાની આયતોમાં فَاَصْبَحَ فِى الْمَدِيْنَةِ خَائِفًا يَّتَرَقَّبُ (૨૮:૨૧) અને فَخَرَجَ مِنْهَا خَائِفًا يَّتَرَقَّبُ (૨૮:૧૮) અને فَاَوْجَسَ فِىْ نَفْسِهٖ خِيْفَةً مُّوْسٰى (૨૦:૬૭)ની આયતો એ વિષય ઉપર સાક્ષી છે કે હઝરત ખાતમુન્નબિય્યીન સય્યિદુલ અંબિયા ﷺએ પણ માનવ પ્રકૃતિના સ્વાભાવિક ડરના કારણે અલ્લાહના હુકમથી મદીના શરીફ તરફ અને અમુક સહાબએ કિરામ (રદિ.)એ પ્રથમ હબશા તરફ અને પછી મદીના શરીફ તરફ હિજરત કરી, ગઝ્વએ અહ્ઝાબમાં એ જ ડરથી બચવા માટે ખંડક (ખાઈ) ખોદવામાં આવી જ્યારે કે અલ્લાહ તરફથી મદદ અને વિજયનો વાયદો વારંવાર આવી ચૂક્યો હતો પરંતુ વાસ્તવિકતા એ છે કે અલ્લાહ તઆલાના વાયદામાં શ્રદ્ધા

તો તે સૌને સંપૂર્ણપણે હતી પરંતુ સ્વાભાવિક ડર જે માનવ પ્રકૃતિનું અવિભાજ્ય અંગ છે તે અંબિયા (અલૈ.)માં પણ હોય છે, તેનાથી તેમના સંપૂર્ણ યકીનનો નકાર થતો નથી.

اِنَّنِىۡ مَعَكُمَاۤ اَسۡمَعُ وَاَرٰى અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે હું તમારા બંનેની સાથે છું, સઘળું સાંભળતો અને જોતો રહીશ. مَعِيَّتُ (મઈય્યત)નો ભાવાર્થ મદદ અને સહાયતા છે જેની સંપૂર્ણ હકીકત અને પરિસ્થિતિનો તાગ મનુષ્ય નથી મેળવી શકતો.

## હઝરત મૂસા (અલૈ.)એ ફિરઔનને ઈમાનના આમંત્રણની સાથે પોતાની કોમને સામાજિક મુસીબતમાંથી પણ મુક્ત કરવાની દા'વત આપી :

આ બાબતથી જાણ થઈ કે અંબિયા (અલૈ.) જે રીતે અલ્લાહની મખ્લૂક માટે માર્ગદર્શન કરવાનો અને ઈમાનથી લાભાન્વિત કરવાનો હોદ્દો ધરાવે છે એ જ પ્રમાણે પોતાની ઉમ્મતને દુનિયવી અને સામાજિક મુસીબતોથી મુક્ત કરાવવું પણ તેમના હોદ્દામાં સામેલ છે, એટલા માટે કુર્આને કરીમમાં હઝરત મૂસા (અલૈ.)ની ફિરઔનની દા'વતમાં બંને વસ્તુઓ સામેલ છે, પ્રથમ અલ્લાહ ઉપર ઈમાન અને બીજું બની ઈસ્રાઈલની મુક્તિ; ખાસ કરીને આ પ્રસ્તુત આયતોમાં તો માત્ર આ જ બીજા વિભાગનું વર્ણન કરવા ઉપર બસ કરવામાં આવ્યું.

## અલ્લાહ તઆલાએ દરેક વસ્તુને પેદા કરી અને પછી દરેકના અસ્તિત્વ પ્રમાણે તેના યોગ્ય માર્ગદર્શન કર્યું જેનાથી તે પોતાના કાર્યમાં લાગી જાય :

તેની વિગત એ છે કે એક માર્ગદર્શન જે અંબિયા (અલૈ.)ની જવાબદારી અને હોદ્દાની ફરજ છે તે તો ખાસ માર્ગદર્શન (હિદાયત) છે જેનું લક્ષ્ય બુદ્ધિ ધરાવનાર મનુષ્ય અને જિન્નાત હોય છે, એક બીજા પ્રકારની તક્વીની (ગુપ્ત-અદષ્ય) હિદાયત (માર્ગદર્શન) પણ છે જે પ્રત્યેક સર્જનમાં દરેક પ્રદાર્થમાં સર્વસામાન્ય રીતે સામેલ છે. આગ, પાણી, માટી, હવા અને આ તત્ત્વોથી બનનાર દરેક પદાર્થોને અલ્લાહ તઆલાએ એક ખાસ પ્રકારની સમજદારી અને તેની કક્ષા પ્રમાણેની બુદ્ધિ આપી રાખી છે, તે જો કે મનુષ્ય અને જિન્નાત જેવા સ્વરૂપની નથી હોતી એટલા માટે તેમના ઉપર હરામ-હલાલના હુકમો વગેરે લાગુ પડતા નથી

પરંતુ તેઓ પોતાની કક્ષા પ્રમાણેની બુદ્ધિ કે સમજદારીથી ખાલી નથી, આ જ બુદ્ધિ અને સમજદારીના માર્ગે અલ્લાહ તઆલાએ દરેક વસ્તુને એ બાબતની સૂચના આપી રાખી છે કે તેને કયા કાર્ય માટે અસ્તિત્વમાં લાવવામાં આવી છે અને તારે શું કરવાનું છે અને આ જ તક્વીની હુકમ અને માર્ગદર્શનના તા'બે પૃથ્વી અને આકાશો તથા સમગ્ર વિશ્વના બધા જ પદાર્થો પોતપોતાના કાર્યો અને પોતપોતાની ડ્યુટી ઉપર લાગેલા છે, ચાંદ–સૂરજ પોતાનું કાર્ય કરી રહ્યા છે તથા અન્ય ગ્રહો, તારાઓ પોતપોતાના કાર્યમાં એ રીતે પ્રવૃત્ત છે કે તેમના કાર્યમાં એક મિનિટ કે સેકંડનો પણ ક્યારેય તફાવત નથી હોતો, હા ! જ્યારે તેમને હુકમ થાય છે તો ક્યારેક આગ પણ બાગ બની જાય છે જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે બની હતી. اُغْرِقُوْا فَاُدْخِلُوْا نَارًا બાળકના જન્મના સમયે જ્યારે કે તેને કોઈ વાત શિખવાડવી કોઈના કાબૂમાં નથી હોતું જેમકે તેને કોણે શિખવાડ્યું કે માંની છાતીમાંથી પોતાનો ખોરાક પ્રાપ્ત કરે અને તેને છાતી ચૂસવાની કળા કોણે શિખવાડી ? ભૂખ, તરસ, ઠંડી–ગરમીની તકલીફ હોય તો રડવું તેની સમગ્ર જરૂરિયાતો પૂર્ણ કરવા માટે પૂરતું થઈ જાય છે પરંતુ આ રડવાનું તેને કોણે શિખવાડ્યું ? આ તે જ રબ્બાની માર્ગદર્શન છે જે દરેક મખ્લૂકને તેના સ્વરૂપ અને જરૂરિયાત પ્રમાણે ગયૂબથી વિના કોઈ શિક્ષણે અર્પણ થાય છે.

ખુલાસો એ છે કે અલ્લાહ તઆલા તરફથી એક ખાસ તક્વીની માર્ગદર્શન દરેકે દરેક મખ્લૂક માટે હોય છે જેની દરેક મખ્લૂક (સર્જન) તક્વીની સ્વરૂપે બંધનકર્તા હોય છે અને તેનો વિરોધ કરવો તેમની શક્તિમાં હોતું નથી, બીજું એક ખાસ પ્રકારનું માર્ગદર્શન બુદ્ધિ ધરાવનાર મનુષ્ય અને જિન્નાત માટે હોય છે, આ તક્વીની માર્ગદર્શન જબરદસ્તીનું નથી બલકે સ્વૈચ્છિક હોય છે. એ જ સ્વૈચ્છિક અધિકારના પરિણામે તેના ઉપર અઝાબ અને સવાબ લાગુ પડે છે. اَعْطٰی كُلَّ شَیْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰی માં પ્રથમ પ્રકારની હિદાયત (માર્ગદર્શન) ઉપસ્થિત છે. હઝરત મૂસા (અલૈ.)એ ફિરઔનને સૌ પ્રથમ રબ્બુલ આલમીનના તે કાર્યો બતાવ્યા જે સમગ્ર સર્જન ઉપર છવાયેલા છે અને કોઈ નથી કહી શકતું કે આ કાર્ય અમે અથવા કોઈ બીજા મનુષ્યએ કર્યું છે, ફિરઔન તેનો તો કોઈ જવાબ ન આપી શક્યો અને તેને આમતેમની વાતો કરીને ટાળવા માંડ્યો અને એક સવાલ હઝરત મૂસા (અલૈ.)ને કર્યો કે જેનો વાસ્તવિક જવાબ સામાન્ય જનતા સાંભળે તો હઝરત

મૂસા (અલૈ.)થી બદ્‌ગુમાન થઈ જાય, તે એ કે પાછલા સમયકાળની બધી જ ઉમ્મતો અને વિશ્વની કોમો જેઓ મૂર્તિઓની પૂજા કરતા રહ્યા છે તમારા સમીપ તેમનો શું હુકમ છે ? તેઓ કેવા છે ? તેમનું પરિણામ શું થયું ? આવું પૂછવાનો હેતુ એ હતો કે તેના જવાબમાં હઝરત મૂસા (અલૈ.) ફરમાવશે કે આ બધા ગુમરાહ અને જહન્નમી છે ત્યારે મને એવું કહેવાની તક મળશે કે લ્યો ! આ તો સમગ્ર દુનિયાને જ બેવકૂફ, માર્ગ ભટકેલા અને જહન્નમી સમજે છે અને લોકો એવું સાંભળીને તેમનાથી બદ્‌ગુમાન થઈ જશે તો આપણો હેતુ પૂર્ણ થશે પરંતુ અલ્લાહના પયગમ્બર હઝરત મૂસા (અલૈ.)એ તેનો એવો વિવેકપૂર્ણ જવાબ આપ્યો કે જેનાથી તેનો મનસૂબો ખોટો ઠર્યો.

---

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૫૧ થી ૫૯)

قَالَ فَمَا بَالُ الْقُرُوْنِ الْاُوْلٰى ﴿٥١﴾ قَالَ عِلْمُهَا عِنْدَ رَبِّيْ فِيْ كِتٰبٍ ۚ لَا يَضِلُّ رَبِّيْ
وَلَا يَنْسَى ﴿٥٢﴾ الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ مَهْدًا وَّسَلَكَ لَكُمْ فِيْهَا سُبُلًا وَّ اَنْزَلَ
مِنَ السَّمَآءِ مَآءً ۭ فَاَخْرَجْنَا بِهٖٓ اَزْوَاجًا مِّنْ نَّبَاتٍ شَتّٰى ﴿٥٣﴾ كُلُوْا وَارْعَوْا اَنْعَامَكُمْ ۭ
اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّاُولِي النُّهٰى ﴿٥٤﴾ مِنْهَا خَلَقْنٰكُمْ وَفِيْهَا نُعِيْدُكُمْ وَمِنْهَا ع ٢ ٣٠ ١١
نُخْرِجُكُمْ تَارَةً اُخْرٰى ﴿٥٥﴾ وَلَقَدْ اَرَيْنٰهُ اٰيٰتِنَا كُلَّهَا فَكَذَّبَ وَاَبٰى ﴿٥٦﴾
قَالَ اَجِئْتَنَا لِتُخْرِجَنَا مِنْ اَرْضِنَا بِسِحْرِكَ يٰمُوْسٰى ﴿٥٧﴾ فَلَنَاْتِيَنَّكَ بِسِحْرٍ
مِّثْلِهٖ فَاجْعَلْ بَيْنَنَا وَبَيْنَكَ مَوْعِدًا لَّا نُخْلِفُهٗ نَحْنُ وَلَآ اَنْتَ مَكَانًا سُوًى ﴿٥٨﴾
قَالَ مَوْعِدُكُمْ يَوْمُ الزِّيْنَةِ وَاَنْ يُّحْشَرَ النَّاسُ ضُحًى ﴿٥٩﴾

## તરજુમો :

*બોલ્યો, પછી તે આગલી પેઢીઓની શું હકીકત છે ? (૫૧) કહ્યું, તેમની ખબર મારા પરવરદિગારની પાસે લખેલી છે, મારો પરવરદિગાર ન તો ભટકે છે અને ન જ ભૂલે છે. (૫૨) તે છે જેણે તમારા માટે જમીનને પાથરણું*

*બનાવી દીધું અને તમારા માટે તેમાં રસ્તાઓ ચલાવ્યા અને આસમાનથી પાણી ઉતાર્યું, પછી અમે તેનાથી પ્રકાર પ્રકારની વનસ્પતિ ઉગાડી. (૫૩) ખાઓ અને પોતાના પશુઓને ચરાવો, અલબત્ત તેમાં બુદ્ધિશાળીઓ માટે નિશાનીઓ છે. (૫૪) આ જ જમીનથી અમે તમને બનાવ્યા અને તેમાં જ ફરી પહોંચાડી આપીએ છીએ અને એનાથી જ તમને બીજીવાર કાઢીશું. (૫૫) અને અમે ફિરઔનને પોતાની બધી નિશાનીઓ બતાવી દીધી પછી તેણે જૂઠાડયું અને ન માન્યું. (૫૬) બોલ્યો, શું તું અમને અમારા પ્રદેશથી પોતાના જાદૂના બળે કાઢી મૂકવા આવ્યો છે ? હે મૂસા ! (૫૭) બસ અમે પણ તારા મુકાબલામાં એક એવો જ જાદૂ લાવીશું, બસ અમારી અને તારી વચ્ચે એક વાયદો નિશ્ચિત કરી લે, ન તો અમે તેના વિરુદ્ધ કરીએ અને ન જ તું; એક ખુલ્લા મેદાનમાં. (૫૮) કહ્યું, તે વાયદો તમારો ઉત્સવનો દિવસ છે અને એ કે લોકો દિવસ ચઢયે એકઠા થાય. (૫૯)*

## તફસીર :

ફિરઔને (એ બાબતે શંકા કરી اَنَّ الْعَذَابَ عَلٰى مَنْ كَذَّبَ وَتَوَلّٰى અને) કહ્યું કે સારું તો અગાઉના લોકોના શું હાલ થયા ? (જે અંબિયા અલૈ.નું સમર્થન કરતા ન હતા તેમના ઉપર કયો અઝાબ નાઝિલ થયો ?) મૂસા (અલૈ.)એ ફરમાવ્યું (કે હું એ દા'વો નથી કરતો કે તે અઝાબ દુનિયામાં જ આવવો જરૂરી છે બલકે ક્યારેક દુનિયામાં પણ આવી જાય છે અને આખિરતમાં તો અવશ્ય થશે જ એટલા માટે) તે લોકો(ના બુરા અમલો)નું ઈલ્મ મારા પરવરદિગારની પાસે (અમલોના) દફતરમાં (સુરક્ષિત) છે (બસ તેને દફતરની પણ જરૂરત નથી પરંતુ અમુક હિકમતોથી એવું જ કરવામાં આવ્યું છે મતલબ એ કે અલ્લાહ તઆલાને તેમના અમલો ખબર છે અને) મારો પરવરદિગાર (એવો જાણનારો છે કે) ન તો ભૂલ કરે છે અને ન જ ભૂલે છે (બસ તેમના અમલોનું સાચે સાચું જ્ઞાન તેને પ્રાપ્ત છે પરંતુ અઝાબ માટે સમય નિશ્ચિત કરી રાખ્યો છે જ્યારે તે સમય આવી જશે તો અઝાબ તેમના ઉપર લાગુ પાડી દેવામાં આવશે, બસ દુનિયામાં અઝાબ ન થવાથી એ જરૂરી નથી થઈ જતું કે કુફ્ર અને જૂઠાડવાથી અઝાબ થશે નહીં, એટલે સુધી કે હઝરત મૂસા અલૈ.નું પ્રવચન થઈ ચૂક્યું આગળ અલ્લાહ તઆલા પોતાના પરવરદિગારની શા'નની અમુક વિગત વર્ણન કરે છે જેનું વર્ણન ટૂંકમાં

હઝરત મૂસા અલૈ.ની આ વાતચીતમાં હતું, رَبُّنَا الَّذِیٓ اَعۡطٰی.... عِلۡمُهَا عِنۡدَ رَبِّی.... لَا یَضِلُّ رَبِّی.... એટલા માટે ઈરશાદ છે કે) તે (પરવરદિગાર) એવો છે જેણે તમારા માટે જમીનને પાથરણું (એટલે કે પાથરણા સમાન) બનાવી (કે તેના ઉપર આરામ કરો છો) અને એ (જમીન)માં તમારા (ચાલવા) માટે માર્ગો બનાવ્યા અને આસમાનથી પાણી વરસાવ્યું અને તે (પાણી) દ્વારા વિવિધ પ્રકારની વનસ્પતિ પેદા કરી (અને તમને રજા આપી કે) પોતે (પણ) ખાઓ અને પોતાના ઢોરોને (પણ) ચરાવો, આ બધી (પ્રસ્તુત) વસ્તુઓમાં બુદ્ધિશાળીઓ માટે (અલ્લાહની કુદરતની દલીલો અને) નિશાનીઓ છે (અને જે પ્રમાણે વનસ્પતિને જમીનમાંથી કાઢે છે એ જ પ્રમાણે) અમે તેમને આ જ જમીનથી (શરૂઆતમાં) પેદા કર્યા (જેમકે આદમ અલૈ. માટીથી બનાવવામાં આવ્યા હતા બસ તેમના વાસ્તાથી બધા મનુષ્યોનું મૂળ તત્ત્વ માટી જ ગણાય) અને તેમાં જ અમે તમને (મોત પછી) લઈ જઈશું (એટલા માટે કોઈ મુરદુ કોઈપણ હાલતમાં હોય પરંતુ અંતે ભલે ગમે તેટલો સમય વીતી જાય પરંતુ માટીમાં જરૂર ભળી જશે) અને (કયામતના દિવસે) ફરી બીજીવાર તેનાથી જ અમે તમને કાઢીશું (જેમકે પ્રથમવાર તેનાથી પેદા કરી ચૂક્યા છે)

અને અમે એ (ફિરઔન)ને પોતાની (તે) બધી જ નિશાનીઓ બતાવી (કે જે હઝરત મૂસા અલૈ.ને આપવામાં આવી હતી) બસ તે (ત્યારે પણ) જૂઠાડ્યા જ કર્યો અને ઈન્કાર જ કરતો રહ્યો (અને) કહેવા લાગ્યો કે હે મૂસા (અલૈ.) ! તમે અમારી પાસે (આ દા'વો લઈને) એટલા માટે આવ્યા છો કે અમને અમારી ભૂમિ (પ્રદેશ)માંથી પોતાના જાદૂ(ના બળ)થી બહાર કાઢો (અને પોતે સામાન્ય જનતાને તમારા પ્રતિ આકર્ષિત કરીને તેમને તાબે'દાર બનાવીને રઈસ બની જાઓ) બસ, હવે અમે પણ તમારા મુકાબલામાં એવો જ જાદૂ લાવીએ છીએ તો અમારી અને તમારી વચ્ચે એક વાયદો નક્કી કરી લો જેનો ન તો અમે ભંગ કરીએ અને ન જ તમે ભંગ કરો કોઈ સપાટ મેદાનમાં (જેથી બધા જોઈ લે), મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે તમારા (મુકાબલાના) વાયદાનો સમય તે દિવસ છે જેમાં (તમારો) મેળો હોય છે અને (જેમાં) દિવસ ચઢતાં લોકો એકઠા થઈ જાય છે (અને દેખીતું છે કે મેળો મોટા ભાગે સપાટ જમીન ઉપર જ હોય છે તેનાથી આ مَکَانٍ سُوًی ની શરત પણ પૂર્ણ થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

قَالَ عِلْمُهَا عِنْدَ رَبِّیْ فِیْ كِتٰبٍ لَا يَضِلُّ رَبِّیْ وَلَا يَنْسٰی ફિરઔને પાછલી ઉમ્મતોના પરિણામ વિશે સવાલ કર્યો હતો, જો તેના જવાબમાં હઝરત મૂસા (અલૈ.)એ તેમને ગુમરાહ અને જહન્નમી હોવાની સ્પષ્ટ રીતે જાહેરાત કરી હોત તો ફિરઔનને આ તકે કટાક્ષ કરવાનો મોકો મળી ગયો હોત કે આ તો માત્ર અમને જ નહીં સમગ્ર દુનિયાને ગુમરાહ અને જહન્નમી સમજે છે અને સામાન્ય જનતા એ કારણે શંકામાં પડી ગઈ હોત. હઝરત મૂસા (અલૈ.)એ એવો વિવેકબુદ્ધિથી જવાબ આપ્યો કે વાત પણ સંપૂર્ણ આવી ગઈ અને ફિરઔનને કોઈ બહેકાવવાનો મોકો પણ ન મળ્યો, ફરમાવ્યું કે તેનું જ્ઞાન મારા પરવરદિગાર પાસે છે કે તેમનો શું અંજામ આવ્યો. મારો પરવરદિગાર ન તો ભૂલ કરે છે અને ન જ ભૂલે છે. ભૂલ કરવાનો ભાવાર્થ એ છે કે કરવા કંઈક બીજું જાય અને થઈ જાય કંઈ બીજું અને ભૂલવાનો ભાવાર્થ તો જગજાહેર છે.

اَزْوَاجًا مِّنْ نَّبَاتٍ شَتّٰی માં اَزْوَاجُ (અઝ્વાઝ)નો અર્થ "પ્રકાર" અને "વિવિધ જાતો" છે અને شَتّٰی (શત્તા) એ شَتِيْتُ (શતીત)નું બહુવચન છે, જેનો અર્થ "ભિન્ન–ભિન્ન" થાય છે. ભાવાર્થ એ છે કે વનસ્પતિના એટલા અસંખ્ય પ્રકારો પેદા કર્યા કે તેમના પ્રકારોનો તાગ પણ મનુષ્ય મેળવી શકતો નથી, પછી દરેક વનસ્પતિ, જડીબુટ્ટી, ફૂલ, ફળ, વૃક્ષની છાલ વગેરેમાં અલ્લાહ તઆલાએ એવી એવી ખાસિયતો મૂકી છે કે તબીબી વિદ્યાના નિષ્ણાતો આશ્ચર્યમાં પડી ગયા છે અને હજારો વર્ષોથી તેમના આ સંશોધનનો ક્રમ ચાલુ હોવા છતાં એવું કોઈ નથી કહી શકતું કે તેના વિશે જે કંઈ લખવામાં આવ્યું છે તે અંતિમ શબ્દ છે અને આ સમગ્ર વનસ્પતિના વિવિધ પ્રકારો મનુષ્યનો અને તેના પાલતું જાનવરોનો તથા જંગલી પશુઓનો ખોરાક અથવા દવા હોય છે, તેના લાકડાંથી મનુષ્યો પોતાના મકાનો બનાવે છે અને ઘરના રાચરચીલાના ઉપયોગમાં તેના હજારો પ્રકારો હોય છે. فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ એટલા માટે તેના અંતે ફરમાવ્યું, اِنَّ فِیْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّاُولِی النُّهٰی એટલે કે, એમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતની ઘણી બધી નિશાનીઓ રહેલી છે બુદ્ધિશાળીઓ માટે. نُهٰی (નુહા) એ نُهْيَةٌ (નુહ્યતુન)નું બહુવચન છે. نُهْيَهٗ (નુહ્યહ્) બુદ્ધિને એટલા માટે કહેવામાં આવે છે કે તે મનુષ્યને ખરાબ અને નુકસાનકારક કાર્યોથી અટકાવે છે.

**દરેક મનુષ્યના મૂળ ઢાંચામાં નુત્ફહની સાથે તે સ્થળની માટી પણ સામેલ હોય છે જ્યાં તે દફન થશે :**

مِنْهَا خَلَقْنٰكُمْ માં مِنْهَا (મિન્હા)ની ઝમીર જમીન તરફ જાય છે અને તેનો અર્થ એ છે કે અમે તમને જમીનની માટીથી પેદા કર્યા, તેનું સંબોધન સમગ્ર મનુષ્યો માટે છે. જ્યારે કે સામાન્ય રીતે માણસોની પેદાઈશ માટીથી નથી થઈ બલકે નુત્ફહથી થઈ છે, માત્ર હઝરત આદમ (અલૈ.)ની પેદાઈશ સીધે–સીધી માટી દ્વારા થઈ છે તો આ સંબોધન યા તો એ બીનાએ હોઈ શકે છે કે માનવોના મૂળ પિતા હઝરત આદમ (અલૈ.) છે અને તેમના માધ્યમથી સમગ્ર માનવજાતના સર્જનને માટી સાથે જોડી દેવું કંઈ ખોટું નથી. અમુક લોકોએ ફરમાવ્યું કે દરેક નુત્ફહનું માટીમાંથી જ સર્જન થતું હોય છે એટલા માટે નુત્ફહથી પેદા થવું વાસ્તવમાં માટીથી જ પેદા થવું ગણાય છે. ઈમામ કુર્તુબીએ ફરમાવ્યું કે કુર્આનના જાહેર શબ્દો એ જ છે કે દરેક મનુષ્યનું સર્જન માટીથી થયું છે અને અમુક લોકોએ ફરમાવ્યું કે દરેક મનુષ્યના સર્જનમાં અલ્લાહ તઆલા પોતાની સંપૂર્ણ શક્તિથી માટી સામેલ કરી દે છે એટલા માટે દરેક મનુષ્યના સર્જનને સીધે–સીધું માટી સાથે જોડી દેવામાં આવ્યું છે.

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે કુર્આનના જાહેર શબ્દો એ જ છે કે દરેક મનુષ્યનું સર્જન માટી દ્વારા જ અસ્તિત્વમાં આવ્યું છે અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની હદીષ આ બાબતે સાક્ષી છે કે જેમાં રસૂલે કરીમ ﷺનો એ ઈરશાદ નકલ થયો છે કે દરેક જન્મ લેનાર મનુષ્ય ઉપર માતાના ગર્ભમાં તે સ્થળની માટીનો અમુક હિસ્સો નાંખવામાં આવે છે જે સ્થળે તેનું દફન થવું અલ્લાહ તઆલાના જ્ઞાનમાં નક્કી છે. આ હદીષ અબૂ નઈમે ઈબ્ને સીરીનના વર્ણનમાં નકલ કરીને ફરમાવ્યું છે, هٰذَاحَدِيْثٌ غَرِيْبٌ مِنْ حَدِيْثِ عَوْنٍ لَمْ نَكْتُبْهُ اِلَّامِنْ حَدِيْثِ عَاصِمِ بْنِ نَبِيْلٍ وَهُوَاَحَدُ الثِّقَاتِ الْاَعْلَامِ مِنْ اَهْلِ بَصَرَةَ અને આ વિષયની રિવાયત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી પણ નકલ થઈ છે અને અતાઅ્ ખુરાસાનીએ ફરમાવ્યું કે જ્યારે ગર્ભમાં નુત્ફહ સ્થાયી થાય છે તો જે ફરિશ્તો તેના સર્જન ઉપર નક્કી કરવામાં આવ્યો હોય છે તે જઈને તે સ્થળની માટી લાવે છે જે સ્થળે તેને દફન થવાનું નક્કી છે અને આ માટી તે નુત્ફહમાં સામેલ કરી દે છે એટલા માટે નુત્ફહ અને માટી બંનેથી તેનું સર્જન થાય છે અને

આ જ આયતથી તેમણે દલીલ કરી. مِنۡهَا خَلَقۡنٰكُمۡ وَفِيۡهَا نُعِيۡدُكُمۡ *(કુર્તુબી)*

તફસીરે મઝહરીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે દરેક જન્મ લેનાર બાળકની નાભિમાં એક ભાગ માટીનો નાંખવામાં આવે છે અને જ્યારે મૃત્યુ પામે છે તો તે જ જમીનમાં દફન થાય છે જ્યાંની માટી તેના ખમીર (ગાળા)માં સામેલ કરવામાં આવી હતી અને ફરમાવ્યું કે હું, અબૂબક્ર અને ઉમર એક જ માટીથી પેદા કરવામાં આવ્યા છે અને તેમાં જ દફન થઈશું. આ રિવાયત ખતીબે નકલ કરીને ફરમાવ્યું છે કે આ હદીષ ગરીબ છે અને ઈબ્ને જવ્ઝીએ તેને મવઝૂઆત (તદ્દન કમજોર–ઘડી કાઢેલી)માં સામેલ કરી છે પરંતુ શૈખ મુહદ્દીસ મિરઝાં મુહમ્મદ હારષી બદખ્શી (રહ.)એ ફરમાવ્યું કે આ હદીષની ઘણી બધી ગવાહીઓ હઝરત ઈબ્ને ઉમર, ઈબ્ને અબ્બાસ, અબૂ સઈદ, અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થઈ છે જેનાથી આ રિવાયતને બળ મળે છે એટલા માટે આ હદીષ હસન (لِغَيۡرِهٖ–લિગયરિહી)થી ઓછી નથી. *(મઝહરી)*

مَكَانًا سُوًى ફિરઔને હઝરત મૂસા (અલૈ.) અને જાદૂગરોના મુકાબલા માટે એ બાબત પોતે નક્કી કરી કે તે મુકાબલો એવા સ્થળે હોવો જોઈએ કે જ્યાં ફિરઔનની કોમ અને હઝરત મૂસા (અલૈ.) તથા બની ઈસ્રાઈલ માટે અંતરના આધારે સરખી હોય જેથી કોઈ પક્ષ ઉપર વધારે દૂર જવાની તકલીફ ન પડે. હઝરત મૂસા (અલૈ.)એ તેને કબૂલ કરીને દિવસ અને સમય એ રીતે નક્કી કર્યો કે مَوۡعِدُكُمۡ يَوۡمُ الزِّيۡنَةِ وَاَنۡ يُّحۡشَرَ النَّاسُ ضُحًى એટલે કે, આ મુકાબલો يَوۡمُ الزِّيۡنَةِ (યવમુઝ્ઝીનતિ)માં હોવો જોઈએ જેનો ભાવાર્થ કોઈ ઈદ, તહેવાર અથવા કોઈ મેળા વગેરેનો લોકોનો એકઠા થવાનો દિવસ છે. એ બાબતે મતભેદ છે કે તે કયો દિવસ હતો ? અમુકે કહ્યું કે ફિરઔનની કોમનો કોઈ તહેવાર નક્કી હતો જેમાં તેઓ શણગારના કપડાં પહેરીને શહેરથી બહાર નીકળવાની ટેવ ધરાવતા હતા, અમુક લોકોએ કહ્યું કે તે نِيۡرُوۡزۡ (નીરૂઝ)નો દિવસ હતો, કોઈએ કહ્યું કે તે "યૌમુસ્સબ્ત" એટલે કે "શનિવાર"નો દિવસ હતો જેનું આ લોકો સન્માન કર્યા કરતા હતા, અમુકે કહ્યું કે તે આશૂરા એટલે કે મુહર્રમની દશમી તારીખ હતી.

**ખુલાસો :**

હઝરત મૂસા (અલૈ.)એ દિવસ અને સમય નક્કી કરવામાં ઘણી

હિકમતથી કામ લીધું કે દિવસ તેમના તહેવારનો નક્કી કર્યો જેમાં દરેક નાના–મોટા વર્ગના લોકોનું ત્યાં ભેગા થવું પ્રથમથી જ નક્કી હતું, જેનું પરિણામ અવશ્ય એ હતું કે આ એકઠા થયેલા લોકોનો મેળાવડો ઘણો મોટો બલકે સમગ્ર શહેરના લોકો ઉપર આધારિત થઈ જાય અને સમય પણ મધ્યાહ્ન પહેલાંનો એટલે કે ચાસ્તના સમયનો રાખવામાં આવ્યો એટલે કે જ્યારે સૂર્ય થોડો ઊંચો થઈ જાય છે, જેમાં એક મસ્લિહત એ હતી કે આ સમય પ્રકાશ અને દૃષ્ટિ માટે આખા દિવસમાં સૌથી ઉત્તમ છે, આવા સમયે શાંતિ અને સંતોષની સાથે મહત્ત્વના કામ કરવામાં આવે છે અને એવા વખતે ભેગા થયેલા લોકો જ્યારે વિખરાય છે તો વાત દૂર–દૂર સુધી ફેલાઈ જાય છે, એટલા માટે તે દિવસે જ્યારે અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને ફિરઔની જાદૂગરો ઉપર વિજય અપાવ્યો તો એક જ દિવસમાં આખા શહેરમાં બલકે દૂર–દૂર સુધી તેની પ્રસિદ્ધિ થઈ ગઈ.

**જાદૂની વાસ્તવિકતા, તેના પ્રકારો અને તેના શરઈ હુકમો :**

આ વિષય સંપૂર્ણ વિગત સાથે સૂરએ બકરહ હારૂત અને મારૂતના કિસ્સામાં "મઆરિફુલ કુર્આન (ગુજરાતી)"ની પ્રથમ જિલ્દ પેજ નંબર ૩૯૫ થી ૪૧૨ સુધી વર્ણન થઈ ચૂક્યો છે ત્યાં જોઈ લેવામાં આવે.

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૬૦ થી ૭૬)

فَتَوَلّٰى فِرْعَوْنُ فَجَمَعَ كَيْدَهٗ ثُمَّ اَتٰى ﴿٦٠﴾ قَالَ لَهُمْ مُّوْسٰى وَيْلَكُمْ لَا تَفْتَرُوْا عَلَى اللّٰهِ
كَذِبًا فَيُسْحِتَكُمْ بِعَذَابٍ ۚ وَقَدْ خَابَ مَنِ افْتَرٰى ﴿٦١﴾ فَتَنَازَعُوْٓا اَمْرَهُمْ بَيْنَهُمْ
وَاَسَرُّوا النَّجْوٰى ﴿٦٢﴾ قَالُوْٓا اِنْ هٰذٰنِ لَسٰحِرٰنِ يُرِيْدٰنِ اَنْ يُّخْرِجٰكُمْ مِّنْ اَرْضِكُمْ
بِسِحْرِهِمَا وَيَذْهَبَا بِطَرِيْقَتِكُمُ الْمُثْلٰى ﴿٦٣﴾ فَاَجْمِعُوْا كَيْدَكُمْ ثُمَّ ائْتُوْا صَفًّا ۚ وَقَدْ اَفْلَحَ
الْيَوْمَ مَنِ اسْتَعْلٰى ﴿٦٤﴾ قَالُوْا يٰمُوْسٰٓى اِمَّآ اَنْ تُلْقِيَ وَاِمَّآ اَنْ نَّكُوْنَ اَوَّلَ مَنْ اَلْقٰى ﴿٦٥﴾
قَالَ بَلْ اَلْقُوْا ۚ فَاِذَا حِبَالُهُمْ وَعِصِيُّهُمْ يُخَيَّلُ اِلَيْهِ مِنْ سِحْرِهِمْ اَنَّهَا تَسْعٰى ﴿٦٦﴾
فَاَوْجَسَ فِيْ نَفْسِهٖ خِيْفَةً مُّوْسٰى ﴿٦٧﴾ قُلْنَا لَا تَخَفْ اِنَّكَ اَنْتَ الْاَعْلٰى ﴿٦٨﴾ وَاَلْقِ

مَا فِي يَمِينِكَ تَلْقَفْ مَا صَنَعُوا ۖ إِنَّمَا صَنَعُوا كَيْدُ سٰحِرٍ ۖ وَلَا يُفْلِحُ السَّاحِرُ
حَيْثُ أَتَىٰ ﴿٦٩﴾ فَأُلْقِيَ السَّحَرَةُ سُجَّدًا قَالُوا آمَنَّا بِرَبِّ هٰرُونَ وَمُوسَىٰ ﴿٧٠﴾ قَالَ آمَنتُمْ
لَهُ قَبْلَ أَنْ آذَنَ لَكُمْ ۖ إِنَّهُ لَكَبِيرُكُمُ الَّذِي عَلَّمَكُمُ السِّحْرَ ۖ فَلَأُقَطِّعَنَّ أَيْدِيَكُمْ
وَأَرْجُلَكُم مِّنْ خِلَافٍ وَلَأُصَلِّبَنَّكُمْ فِي جُذُوعِ النَّخْلِ وَلَتَعْلَمُنَّ أَيُّنَا أَشَدُّ عَذَابًا
وَأَبْقَىٰ ﴿٧١﴾ قَالُوا لَن نُّؤْثِرَكَ عَلَىٰ مَا جَاءَنَا مِنَ الْبَيِّنٰتِ وَالَّذِي فَطَرَنَا فَاقْضِ مَا
أَنتَ قَاضٍ ۖ إِنَّمَا تَقْضِي هٰذِهِ الْحَيٰوةَ الدُّنْيَا ﴿٧٢﴾ إِنَّا آمَنَّا بِرَبِّنَا لِيَغْفِرَ لَنَا خَطٰيٰنَا
وَمَا أَكْرَهْتَنَا عَلَيْهِ مِنَ السِّحْرِ ۗ وَاللَّهُ خَيْرٌ وَأَبْقَىٰ ﴿٧٣﴾ إِنَّهُ مَن يَأْتِ رَبَّهُ مُجْرِمًا
فَإِنَّ لَهُ جَهَنَّمَ ۖ لَا يَمُوتُ فِيهَا وَلَا يَحْيَىٰ ﴿٧٤﴾ وَمَن يَأْتِهِ مُؤْمِنًا قَدْ عَمِلَ
الصّٰلِحٰتِ فَأُولٰئِكَ لَهُمُ الدَّرَجٰتُ الْعُلَىٰ ﴿٧٥﴾ جَنّٰتُ عَدْنٍ تَجْرِي مِن تَحْتِهَا
الْأَنْهٰرُ خٰلِدِينَ فِيهَا ۚ وَذٰلِكَ جَزَاءُ مَن تَزَكَّىٰ ﴿٧٦﴾ ع

## તરજુમો :

*પછી ફિરઔન પાછો ફર્યો, પછી પોતાના બધા દાવ એકઠા કર્યા પછી આવ્યો. (૬૦) તેમને મૂસા (અલૈ.)એ કહ્યું, તમારી કમ્બખ્તી ! અલ્લાહ ઉપર જૂઠું ન બોલો, પછી તમને કોઈ આફતથી ગારત કરી (મૂળિયાં કાપી) દે અને તે નિષ્ફળ જ રહ્યો જેણે જૂઠ બાંધ્યું. (૬૧) પછી પોતાના કામ ઉપર પરસ્પર વિવાદ કરવા લાગ્યા અને ગુપ્ત રીતે મશ્વરો કર્યો. (૬૨) બોલ્યા, ચોક્કસ આ બંને જાદૂગર છે, એવું ઈચ્છે છે કે પોતાના જાદૂના બળે તમને તમારા પ્રદેશમાંથી કાઢી મૂકે અને તમારા સારા એવા તરીકાને સ્થગિત કરાવી દે. (૬૩) બસ પોતાની યુક્તિ નક્કી કરી લો પછી હારબંધ આવો અને આજે તે જીતી ગયો જે ઉપરવટ રહ્યો. (૬૪) બોલ્યા, હે મૂસા (અલૈ.)! યા તો તું નાંખ અથવા અમે પ્રથમ નાંખનારા હોઈએ. (૬૫) કહ્યું, નહીં; તમે નાંખો ! પછી ત્યારે જ તેમના દોરડાં અને લાઠીઓ તેમના જાદૂથી તેમના*

*(મૂસા અલૈ.ના) ખ્યાલમાં આવી કે દોડી રહી છે. (૬૬) પછી મૂસા (અલૈ.) પોતાના મનમાં ડર પામવા લાગ્યા. (૬૭) અમે કહ્યું, તમે ડરો નહીં! નિશ્ચિત તમે જ ઉપરવટ (વિજયી) રહેશો. (૬૮) અને નાંખો જે તમારા જમણા હાથમાં છે કે ગળી જાય જે કંઈ તેમણે બનાવ્યું; તેમનું બનાવેલું તો જાદૂગરનો ફરેબ છે અને જાદૂગરનું ભલું નથી થતું જ્યાં પણ હોય. (૬૯) પછી જાદૂગર સિજ્દહમાં પડી ગયા; બોલ્યા, અમે હારૂન અને મૂસા (અલૈ.)ના પરવરદિગાર ઉપર ઈમાન લાવ્યા. (૭૦) ફિરઔન બોલ્યો, તમે તેને માની લીધો !? હજુ મેં હુકમ આપ્યો ન હતો, ચોક્કસ તે જ તમારો મોટો છે જેણે તમને જાદૂ શીખવાડ્યો, બસ હવે હું તમારા હાથ અને બીજી બાજુના પગ કપાવીશ અને તમને ખજૂરના થડ ઉપર સૂળીએ ચઢાવીશ અને જાણી લેશો અમારામાં કોનો અઝાબ કઠોર અને મોડે સુધી રહેનારો છે. (૭૧) તેઓ બોલ્યા, અમે તને તે વસ્તુથી વધારે સમજીશું નહીં જે અમને સ્પષ્ટ દલીલ પહોંચી અને એનાથી જેણે અમને પેદા કર્યા, બસ તું કરી નાંખ જે કંઈ તારે કરવું છે, તું એવું જ કરીશ આ દુનિયાની જિંદગીમાં. (૭૨) અમે પોતાના પરવરદિગાર ઉપર ઈમાન લાવ્યા છે જેથી અમને અમારા ગુનાહ મા'ફ કરે અને જે તેં અમારાથી આ જાદૂ બળજબરીથી કરાવ્યું અને અલ્લાહ બહેતર અને હંમેશા બાકી રહેનારો છે. (૭૩) વાત એ જ છે કે જે કોઈ પોતાના પરવરદિગારની પાસે ગુનાહ લઈને આવ્યો બસ તેના માટે દોઝખ છે, ન તો તેમાં મૃત્યું પામે અને ન જ જીવે. (૭૪) અને જે તેની પાસે ઈમાન લઈને નેકીઓ કરીને આવ્યો બસ, તે લોકો માટે ઊંચા દરજ્જાઓ છે. (૭૫) વસવાના બગીચાઓ છે, તેની નીચે નહેરો વહે છે, તેમાં હંમેશા રહ્યા કરશે અને આ તેનો બદલો છે જે પવિત્ર થયો. (૭૬)*

## તફ્સીર :

મતલબ કે (આ સાંભળીને) ફિરઔન (દરબારથી પોતાના સ્થળે) પાછો વળ્યો પછી પોતાના દા'વનો (એટલે કે જાદૂનો) સામાન એકઠો કરવાનો શરૂ કર્યું પછી (બધાને લઈને તે મેદાનમાં જ્યાંનો વાયદો ઠર્યો હતો) આવ્યો, (તે સમયે) મૂસા (અલૈ.)એ તે (જાદૂગર) લોકોને કહ્યું કે અરે કમ્બખ્તીના માર્યા ! અલ્લાહ

તઆલા ઉપર જૂઠો આક્ષેપ ન ઘડો (કે તેનું અસ્તિત્વ અથવા તવહીદનો ઈન્કાર કરવા લાગો, તેના જાહેર કરેલ મોઅ્જિઝાને જાદૂ બતાવવા માંડો), ક્યાંક અલ્લાહ તઆલા તમને કોઈ પ્રકારના અઝાબથી બિલકુલ નેસ્તનાબૂદ જ કરી નાંખે અને જે જૂઠું ઘડો છો તે (અંતે) નિષ્ફળ રહે છે, બસ જાદૂગર (આ વાત સાંભળીને તે બંને બુઝૂર્ગો વિશે) પરસ્પર પોતાના અભિપ્રાયમાં મતભેદ કરવા લાગ્યા અને ગુપ્ત વાતચીત કરતા રહ્યા (અંતે બધા સહમત થઈને) કહેવા લાગ્યા કે બેશક ! આ બંને જાદૂગર છે તેમનો હેતુ એ છે કે પોતાના જાદૂ(ના જોર)થી તમારી ભૂમિમાંથી કાઢી મૂકે અને તમારા ઉત્તમ (ધાર્મિક) તરીકાને જ ઉઠાવી લે તો હવે તમે મળીને પોતાની યુક્તિની વ્યવસ્થા કરો અને હરોળ બનાવીને (મુકાબલામાં) આવો અને આજે તે જ સફળ છે જે ઉપરવટ છે (પછી) તેમણે (મૂસા અલૈ.ને) કહ્યું કે હે મૂસા ! (કહો) તમે (પોતાનો અસો) પ્રથમ નાંખશો અથવા અમે પ્રથમ નાંખનારા બનીએ ? તેમણે (અત્યંત બેફિક્રીથી) કહ્યું, નહીં ! તમે જ પ્રથમ નાંખો (એટલા માટે તેમણે પોતાના દોરડાંઓ અને લાઠીઓ નાંખી અને નજરબંદી કરી દીધી) બસ અચાનક તે દોરડાંઓ અને લાઠીઓ તેમની નજરબંદીથી મૂસા (અલૈ.)ના વિચારમાં એવી જણાવા લાગી જેમકે (સાપની જેમ) ચાલતી દોડતી હોય, બસ મૂસા (અલૈ.)ના દિલમાં થોડો ડર થયો (કે જ્યારે જોવામાં આ દોરડાંઓ અને લાઠીઓ સાપ જણાય છે અને મારો અસો પણ મોટામાં મોટો સાપ બની જશે તો જોનારાઓને તો બંને વસ્તુઓ એક જ સમાન સમજશે તો સત્ય અને જૂઠમાં તફાવત કઈ રીતે કરશે ? અને આ ડર સ્વાભાવિક તકાદા પ્રમાણે હતો નહિતર હઝરત મૂસા અલૈ.ને વિશ્વાસ હતો કે જ્યારે અલ્લાહ તઆલાએ આ હુકમ આપ્યો છે તો તેની તમામ મર્યાદાઓ અને ઊંચ–નીચની પણ વ્યવસ્થા કરી આપશે અને પોતાના રસૂલની પૂરતી મદદ કરશે અને આવો સ્વાભાવિક ડર જે ભ્રમના દરજ્જામાં હતો તે શ્રેષ્ઠતાની શાનનો નકાર કરતો નથી. મતલબ કે જ્યારે આ ડર ઉદ્ભવ્યો તે સમયે) અમે કહ્યું, તમે ડરો નહીં તમે જ ઉપરવટ રહેશો અને (તેનું સ્વરૂપ એ છે કે) આ તમારા ડાબા હાથમાં જે (અસો) છે તેને નાંખી દો તે લોકોએ જે કંઈ (સાંગ રચ્યો અને) બનાવ્યું છે આ (અસો) બધાને ગળી જશે, આ જે કંઈ બનાવ્યું છે જાદૂગરોનો ફરેબ છે અને જાદૂગર ક્યાંય જાય (મોઅ્જિઝાના મુકાબલામાં ક્યારેય) સફળ થતા નથી (મૂસા અલૈ.ને સંતોષ

થઈ ગયો કે હવે આ તફાવત સારી પેઠે થઈ શકે છે એટલા માટે તેમણે અસો નાંખ્યો અને ખરેખર તે બધાને ગળી ગયો) બસ, જાદૂગરો(એ જ્યારે આ પ્રવૃત્તિ કે જે જાદૂ કરતાં શ્રેષ્ઠ કક્ષાની હતી જોઈ તો સમજી ગયાં કે આ બેશક ! મોઅ્જિઝો છે અને તરત જ બધા) સિજ્દહમાં પડી ગયા (અને ઊંચા અવાજમાં) કહેવા લાગ્યા કે અમે તો ઈમાન લઈ આવ્યા હારૂન અને મૂસા (અલૈ.)ના પરવરદિગાર ઉપર, ફિરઔને (આ ઘટના જોઈને જાદૂગરોને ધમકાવ્યા અને) કહ્યું કે હું તમને પરવાનગી આપું તે પહેલાં (મારી મરજી વિરુદ્ધ) તમે મૂસા (અલૈ.) ઉપર ઈમાન લઈ આવ્યા ? ખરેખર, (જાણ થાય છે કે) તે (જાદૂમાં) તમારો પણ મોટો (અને ગુરુ) છે કે તેમણે તમને જાદૂ શિખવાડ્યો છે (અને ગુરુ ચેલાઓએ સાથે ષડયંત્ર કરીને ચાલબાજી કરી છે જેથી તમને સત્તા પ્રાપ્ત થાય) બસ (હવે હકીકત જાણ થતી જાય છે) હું તમારા બધાના હાથ અને પગ કપાવું છું એક તરફના હાથ અને એક તરફનો પગ અને તમને બધાને ખજૂરોના ઝાડો ઉપર (શૂળીએ) ટીંગાડું છું (જેથી બધા જોઈને ઈબ્રત પ્રાપ્ત કરે) અને એ પણ તમને જાણ થઈ જશે કે અમારા બંનેમાં (એટલે કે મારામાં અને મૂસા અલૈ.ના પરવરદિગારમાં) કોનો અઝાબ વધારે કઠોર અને લાંબો સમય રહેનાર છે ? તે લોકોએ સ્પષ્ટ જવાબ આપ્યો કે અમે તને ક્યારેય અગ્રિમતા નહીં આપીએ તે દલીલોના મુકાબલામાં જે અમને મળી છે અને તે જાતના મુકાબલામાં જેણે અમને પેદા કર્યા છે, તારે જે કંઈ કરવાનું હોય (દિલ ખોલીને) કરી નાંખ, તું આ દુનિયવી જિંદગીમાં કંઈ કરવું હોય કરી લે બીજું કરી પણ શું શકે છે !? બસ, અમે તો પોતાના પરવરદિગાર ઉપર ઈમાન લાવી ચૂક્યા જેથી અમારા (પાછલા) ગુનાહ (કુફ્ર વગેરે) મા'ફ કરી દે અને તેં જે જાદૂ (વગેરે બાબત)માં અમને મજબૂર કર્યા તેને પણ મા'ફ કરી દે અને અલ્લાહ તઆલા (જાત અને સિફાતની દષ્ટિએ પણ તારાથી) દરેક રીતે સારો છે અને (સવાબ અને અઝાબ આપવામાં પણ) હંમેશા બાકી રહેનારો છે (અને તને ન તો ભલાઈ પ્રાપ્ત છે અને ન જ તું હંમેશા બાકી રહેવાનો છે, તારા ઈનામની શું વિસાત કે જેનો વાયદો અમારાથી કર્યો હતો અને તારો શું અઝાબ જેની તું હમણા ધમકી સંભળાવી રહ્યો છે ! અને અલ્લાહ તઆલાના સવાબ અને અઝાબનો એ કાયદો છે કે) જે વ્યક્તિ (બગાવતનો) અપરાધી થઈને (એટલે કે કાફિર બનીને) પોતાના પરવરદિગારની પાસે હાજર થશે બસ તેના માટે દોઝખ (નક્કી) છે,

તેમાં ન તો મરશે અને ન જ જીવશે (ન મરવાનું તો દેખીતું છે અને ન જીવવાનું એવું કે એ જીવનમાં ક્યાંય આરામ અને ચૈન નહીં હોય) અને જે વ્યક્તિ તેની પાસે મો'મિન થઈને હાજર થશે જેણે નેક કામ પણ કર્યા હોય બસ એવાઓ માટે ઘણા ઊંચા દરજ્જાઓ છે (એટલે કે) હંમેશા રહેનારા બગીચાઓ જેની નીચે નહેરો વહેતી હશે અને તેમાં હંમેશા હંમેશ માટે રહેશે અને જે વ્યક્તિ (કુફ્ર અને ગુનાહથી) પાક હોય તેનું આ જ ઈનામ છે (બસ આ કાયદા પ્રમાણે અમે કુફ્રને છોડીને ઈમાન અપનાવી લીધું).

## મસ્અલા અને બોધપાઠ :

فَجَمَعَ كَيْدَهٗ ફિરઔને પોતાનો દા'વ એટલે કે હઝરત મૂસા (અલૈ.)ના મુકાબલાની યુક્તિમાં જાદૂગરો અને તેમના સામાનને એકઠો કરી લીધો. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ જાદૂગરોની સંખ્યા ૭૨ નકલ થઈ છે અને બીજા નિવેદનો તેમની સંખ્યામાં ઘણા વિવિધતાભર્યા છે, ચારસોથી લઈને નવ લાખ સુધી તેમની સંખ્યા બતાવવામાં આવી છે અને આ બધા પોતાના એક સરદાર શમઊનના નેજા હેઠળ તેના હુકમ પ્રમાણે કામ કરતા હતા અને કહેવામાં આવે છે કે તેમનો સરદાર એક આંધળો વ્યક્તિ હતો. વલ્લાહુ અઅ્લમુ. *(કુર્તુબી)*

## મૂસા (અલૈ.)નું જાદૂગરોને પયગમ્બરી સંબોધન :

જાદૂનો મુકાબલો મોઅ્જિઝાથી કરતા પહેલાં હઝરત મૂસા (અલૈ.)એ જાદૂગરોને લાગણીપૂર્વક બોધપાઠના અમુક શબ્દો કહીને અલ્લાહના અઝાબથી ડરાવ્યા. તે શબ્દો આ હતા, وَيْلَكُمْ لَا تَفْتَرُوْا عَلَى اللّٰهِ كَذِبًا فَيُسْحِتَكُمْ بِعَذَابٍ وَقَدْ خَابَ مَنِ افْتَرٰى એટલે કે, "તમારો સત્યાનાશ સામે આવી ચૂક્યો છે, અલ્લાહ તઆલા ઉપર જૂઠ અને બોહતાન ન બાંધો કે તેની સાથે ખુદાઈમાં ફિરઔન અથવા કોઈ અન્ય સામેલ છે, જો તમે એવું કરશો તો તે તમને અઝાબમાં નાંખી દેશે અને તમારા મૂળિયાં ઊખેડી નાંખશે અને જે વ્યક્તિ અલ્લાહ તઆલા ઉપર જૂઠું બોહતાન બાંધે છે તે પરિણામે નિષ્ફળ અને વંચિત રહે છે."

દેખીતું છે કે ફિરઔનની શયતાની શક્તિ તથા તેનો દબદબો અને સામ, દામ, દંડ અને ભેદની નીતિના કારણે જે લોકો મુકાબલો કરવા માટે મેદાનમાં

આવી ચૂક્યા હતા તેઓ ઉપર આ નસીહતના શબ્દોની અસર થવી ઘણી મુશ્કેલ વાત હતી પરંતુ અંબિયા (અલૈ.) અને તેમના અનુયાયીઓની સાથે અલ્લાહ તઅલાની એક ગુપ્ત શક્તિ અને દબદબો હોય છે, તેમના સાદા શબ્દો પણ કઠોરથી કઠોર હૃદય ઉપર તીર અને નસ્તરનું કામ કરે છે. હઝરત મૂસા (અલૈ.)ના આ વાક્યો સાંભળીને જાદૂગરોની હરોળમાં એક ધરતીકંપ આવી ગયો અને તેઓ પરસ્પર મતભેદ કરવા લાગ્યા કે આ શબ્દો કોઈ જાદૂગર નથી કહી શકતો આ તો અલ્લાહ તઆલા તરફથી જ હોવાનું કાર્ય છે, એટલા માટે અમુકે કહ્યું કે તેમનો મુકાબલો કરવો યોગ્ય નથી અને અમુક પોતાની વાત ઉપર મક્કમ રહ્યા. (فَتَنَازَعُوٓا اَمۡرَهُمۡ بَيۡنَهُمۡ)નો એ જ અર્થ છે, પછી આ વિવાદને દૂર કરવા માટે પરસ્પર ગુપ્ત મંત્રણા અને ધીમેથી મશ્વરો કરવા લાગ્યા (وَاَسَرُّوا النَّجۡوٰى) પરંતુ અંતે સામૂહિક અભિપ્રાય મુકાબલો કરવા ઉપર જ નક્કી થયો અને કહેવા લાગ્યા, اِنۡ هٰذٰنِ لَسٰحِرٰنِ يُرِيۡدٰنِ اَنۡ يُّخۡرِجٰكُمۡ مِّنۡ اَرۡضِكُمۡ بِسِحۡرِهِمَا وَيَذۡهَبَا بِطَرِيۡقَتِكُمُ الۡمُثۡلٰى (આ દેખીતી રીતે અરબી ભાષાના નહ્‌વ–વ્યાકરણના નિયમ વિરુદ્ધ છે પરંતુ તેનો જવાબ એ છે કે અરબીના અમુક શબ્દકોષમાં આ સ્વરૂપ પણ જાઈઝ છે. –કુર્તુબીનો ફેંસલો) એટલે આ બંને જાદૂગર છે અને ઈચ્છે છે કે પોતાના જાદૂ દ્વારા તમને એટલે કે ફિરઔનને અને ફિરઔનની કોમને તેમની ભૂમિ એટલે કે મિસ્રથી કાઢી મૂકે, મતલબ એ કે જાદૂ દ્વારા તમારા પ્રદેશ ઉપર પોતાનો કબ્જો કરવા ઈચ્છે છે અને એ કે તમારો તરીકો જે સૌથી શ્રેષ્ઠ અને ઉત્તમ છે તેને મિટાવી દે. مُثۡلٰى (મુષ્લા) એ اَمۡثَلُ (અમષલ)નું સ્ત્રીવાચક સર્વનામ છે જેનો અર્થ "શ્રેષ્ઠ" અથવા "ઉચ્ચ કક્ષાનું" થાય છે, મતલબ એ થયો કે તમારો ધર્મ અને માન્યતા કે ફિરઔનને પોતાનો ખુદા, અન્નદાતા તથા સર્વાધિકારી માનો છે એ જ બધાથી ઉત્તમ અને શ્રેષ્ઠ તરીકો છે, આ લોકો તેને નેસ્તોનાબૂદ કરી પોતાનો દીન અને ધર્મ ફેલાવવા ઈચ્છે છે, આ શબ્દ طَرِيۡقَةُ (તરીકહ)નો એક અર્થ એ પણ આવે છે કે કોમના સરદારો અને તેમના આગેવાન લોકોને કોમનો તરીકો કહેવામાં આવે છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને અલી મુર્તઝા (રદિ.)થી આ સ્થળે તરીકાની આ જ તફસીર નકલ થઈ છે કે આ લોકો ઈચ્છે છે કે તમારી કોમના સરદારો અને સન્માનનીય લોકોને ખતમ કરી નાંખે એટલા માટે તમારે મુકાબલા માટે પોતાની સંપૂર્ણ યોજના અને શક્તિ ખર્ચ કરવી જોઈએ અને બધા જાદૂગરો

હારબંધ થઈને એકીસાથે તેમના મુકાબલા ઉપર અમલ કરો. (فَاَجۡمِعُوۡا كَيۡدَكُمۡ ثُمَّ ائۡتُوۡا صَفًّا) હારબંધ થવાથી વિરોધી પક્ષમાં રુઆબ નાંખવાનો હેતુ હતો જે એક ખાસ પ્રકારનો પ્રભાવ હોય છે એટલા માટે જાદૂગરોએ પોતે હારબંધ થઈને મુકાબલો કર્યો.

જાદૂગરોએ પોતાની બેફિકી અને લાપરવાહીનું પ્રદર્શન કરવા માટે હઝરત મૂસા (અલૈ.)ને પહેલું જ કહી દીધું કે પહેલ તમે કરો છો અથવા અમે ? એટલે કે પહેલાં તમે તમારો અમલ કરો છો અથવા અમે કરીએ ? હઝરત મૂસા (અલૈ.)એ જવાબમાં ફરમાવ્યું, بَلۡ اَلۡقُوۡا (બલ અલ્કૂ) એટલે કે પહેલાં તમે જ નાંખો અને પોતાના જાદૂનો ચમત્કાર બતાવો. હઝરત મૂસા (અલૈ.)ના આ જવાબમાં ઘણી બધી હિકમતો છુપાયેલી હતી, પ્રથમ તો સભાના શિસ્ત અને સભ્યતાની રૂએ હઝરત મૂસા (અલૈ.)એ એવું કહ્યું કે જ્યારે જાદૂગરોએ પોતાનો શિષ્ટાચાર બતાવ્યો કે વિરોધીને પ્રથમ આક્રમણ કરવાની પરવાનગી આપી તો તેનો સભ્યતાપૂર્વક જવાબ એ જ હતો કે તેમના તરફથી તેનાથી વધારે હિંમતનું પ્રદર્શન થાય અને શરૂઆત કરવાની પરવાનગી આપવામાં આવે, બીજું એ કે જાદૂગરોનું એ કહેવું પોતાના સંતોષ અને બેફિકીનું પ્રદર્શન હતું. હઝરત મૂસા (અલૈ.)એ તેમને જ શરૂઆત કરવાનો મોકો આપીને પોતાની નચિંતતા અને સંતોષની સાબિતી આપી દીધી, ત્રીજું એ કે હઝરત મૂસા (અલૈ.)ની સામે તેમના જાદૂના બધા ચમત્કારો આવી જાય ત્યારબાદ પોતાના મોઅ્જિઝાઓની જાહેરાત કરે તો એકી સાથે સત્યની જાહેરાત સ્પષ્ટ રીતે થઈ જાય, જાદૂગરોએ હઝરત મૂસા (અલૈ.)ના કહેવા ઉપર અમલ શરૂ કર્યો અને પોતાની લાઠીઓ તથા દોરડાંઓ જે ઘણી મોટી સંખ્યામાં હતા એકી સાથે જમીન ઉપર નાંખી દીધા અને તે બધા જ જાહેરમાં સાપ બનીને દોડતા હોય એવા દેખાવા લાગ્યા.

يُخَيَّلُ اِلَيۡهِ مِنۡ سِحۡرِهِمۡ اَنَّهَا تَسۡعٰى તેનાથી જાણ થાય છે કે ફિરઔની જાદૂગરોનો જાદૂ એક પ્રકારની નજરબંદી હતી જે મેસ્મેરિઝમ દ્વારા પણ થઈ જાય છે કે જોનારાઓને આ લાઠીઓ અને દોરડાંઓ સાપ બનીને દોડતાં નજરે પડે છે પરંતુ વાસ્તવમાં તેઓ સાપ બન્યા ન હતા અને મોટા ભાગના જાદૂ આ જ પ્રકારના હોય છે.

فَاَوْجَسَ فِىْ نَفْسِهٖ خِيْفَةً مُّوْسٰى એટલે કે, હઝરત મૂસા (અલૈ.) ઉપર આ પરિસ્થિતિ જોઈને ભય છવાયો જેને તેમણે પોતાની જાતમાં છુપાવી રાખ્યો અને અન્ય ઉપર જાહેર ન થવા દીધો. આ ડર જો કે હઝરત મૂસા (અલૈ.)ને પોતાના પ્રાણ માટે થયો હોય તો માનવ પ્રકૃતિના તકાદાથી કોઈ નવી બાબત અથવા નુબુવ્વતના ખિલાફ નથી પરંતુ દેખીતું છે કે આ ડર પોતાના પ્રાણનો ન હતો બલકે એવો હતો કે આ ભરી મહેફિલ સામે જાદૂગરોને ઉપરવટ સમજવામાં આવ્યા તો જે મકસદ નુબુવ્વતની દા'વતનો હતો તે પૂરો થઈ શકશે નહીં એટલા માટે તેના જવાબમાં અલ્લાહ તઆલા તરફથી જે ઈરશાદ થયો તેમાં એ સંતોષ અપાવવામાં આવ્યો કે જાદૂગરો ઉપરવટ થશે નહીં, તમને જ વિજય અને શ્રેષ્ઠતા પ્રાપ્ત થશે. આગલી આયતમાં لَا تَخَفْ اِنَّكَ اَنْتَ الْاَعْلٰى કહીને આ ભયને દૂર કરવામાં આવ્યો.

وَاَلْقِ مَافِىْ يَمِيْنِكَ મૂસા (અલૈ.)ને વહી દ્વારા સંબોધન થયું કે તમારા હાથમાં જે વસ્તુ છે તેને નાંખી દો. તેનો ભાવાર્થ હઝરત મૂસા (અલૈ.)નો અસો (લાઠી) હતો પરંતુ અત્રે عَصَا (અસા)નું વર્ણન કર્યું નથી. ઈશારો એ વાત તરફ હતો કે તેમના જાદૂની કોઈ હકીકત નથી, તેની પરવા ન કરો અને જે કંઈ પણ તમારા હાથમાં છે નાંખી દો તે તેમના બધા સાપોને ગળી જશે, એટલા માટે એવું જ થયું. હઝરત મૂસા (અલૈ.)એ પોતાની લાઠી નાંખી દીધી તો એક મોટો અજગર બનીને તે બધા જાદૂના સાપોને ગળી ગયો.

## ફિરઔની જાદૂગરોનું મુસલમાન થઈને સિજ્દહમાં પડી જવું :

હઝરત મૂસા (અલૈ.)ની લાઠી જ્યારે અજગર બનીને માત્ર દેખાવના સાપોને ગળી ગઈ તો કારણ કે આ લોકો જાદૂના નિષ્ણાત હતા, તેમને વિશ્વાસ થઈ ગયો કે આ કામ જાદૂ દ્વારા થઈ શકતું નથી, બલકે આ નિઃશંક ! મોઅ્જિઝો છે જે ખાસ અલ્લાહ તઆલાની કુદરતથી જાહેર થયો છે એટલા માટે સિજ્દહમાં પડી ગયા અને જાહેરાત કરી દીધી કે અમે હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.)ના પરવરદિગાર ઉપર ઈમાન લઈ આવ્યા. હદીષની અમુક રિવાયતોમાં છે કે આ જાદૂગરોએ સિજ્દહમાંથી ત્યાં સુધી માથું ન ઉઠાવ્યું જ્યાં સુધી કે તેમને જન્નત અને દોઝખનો સાક્ષાત્કાર કુદરતે કરાવી ન દીધો.

*(રવાહુ અબ્દ ઈબ્ને હમીદ અન અબી હાતિમ વ ઈબ્નુલ મંઝર અન ઈકરમા -રૂહુલ મઆની)*

قَالَ اٰمَنْتُمْ لَهٗ قَبْلَ اَنْ اٰذَنَ لَكُمْ ફિરઔનનું અપમાન અલ્લાહ તઆલાએ તે મોટી ભીડની સામે સ્પષ્ટ કરી દીધું ત્યારે તે હક્કો-બક્કો થઈને પ્રથમ તો જાદૂગરોને એવું કહેવા લાગ્યો કે મારી પરવાનગી વિના તમે કેવી રીતે તેના ઉપર ઈમાન લઈ આવ્યા ? જાણે લોકોને એવું બતાવવું હતું કે મારી પરવાનગી વિના આ જાદૂગરોનું કોઈ નિવેદન અને પ્રવૃત્તિ ભરોસાપાત્ર નથી પરંતુ એ દેખીતું કે આ ઉઘાડા મોઅ્જિઝા જોયા પછી કોઈની પરવાનગીની જરૂરત પણ બુદ્ધિશાળી વ્યક્તિ સમીપ કોઈ હેસિયત ધરાવતી નથી, એટલા માટે હવે જાદૂગરો ઉપર ષડયંત્રનો આક્ષેપ મૂક્યો કે હવે જાણ થાય છે કે તમે બધા હઝરત મૂસા (અલૈ.)ના ચેલાઓ છો અને તે જ જાદૂગરે તમને જાદૂ શિખવાડ્યું છે અને તમે ષડયંત્ર કરીને પોતાની હાર માની લીધી છે.

فَلَاُ قَطِّعَنَّ اَيْدِيَكُمْ وَاَرْجُلَكُمْ مِّنْ خِلَافٍ હવે, જાદૂગરોને સખત સજાથી ધમકાવી ડરાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો કે તમારા હાથ પગ કાપવામાં આવશે, જેનું સ્વરૂપ એ હશે કે જમણો હાથ કાપવામાં આવશે તો ડાબો પગ કાપી નાંખવામાં આવશે. એવું સ્વરૂપ યા તો એટલા માટે ઠરાવ્યું કે ફિરઔની કાયદામાં સજાની આ જ પદ્ધતિ પ્રચલિત હતી, આ સ્વરૂપમાં માણસ એક ઈબ્રતનો નમૂનો બની જાય છે.

وَلَاُوصَلِّبَنَّكُمْ فِىْ جُذُوْعِ النَّخْلِ એટલે કે, હાથ-પગ કાપીને પછી તમને ખજૂરના વૃક્ષો ઉપર શૂળીએ આપવામાં આવશે કે તમે તેના ઉપર એ જ પ્રમાણે લટકેલા રહેશો એટલે સુધી કે ભૂખે અને તરસે મરી જશો.

قَالُوْا لَنْ نُّؤْثِرَكَ عَلٰى مَا جَآءَنَا مِنَ الْبَيِّنٰتِ وَالَّذِىْ فَطَرَنَا જાદૂગરોએ ફિરઔનની આ સખત ધમકી અને કઠોર સજાનું એ'લાન સાંભળીને પોતાના ઈમાન ઉપર મજબૂતીની સાબિતી આપી કહેવા લાગ્યા કે અમે તને અથવા તારા કોઈ નિવેદનને તે ઉઘાડા મોઅ્જિઝા ઉપર અગ્રિમતા નથી આપી શકતા જે હઝરત મૂસા (અલૈ.) દ્વારા અમારી સામે આવી ચૂક્યો છે. હઝરત ઈકરમાં (રદિ.)એ ફરમાવ્યું કે જાદૂગરો જ્યારે સિજ્દહમાં પડ્યા ત્યારે અલ્લાહ તઆલાએ તેમને જન્નતના તે ઉચ્ચ સ્થળો અને નેઅ્મતોના પ્રત્યક્ષ દર્શન કરાવી દીધા જે તેમને મળવાનું હતું, તેથી તે લોકોએ કહ્યું કે આ ઉઘાડી નિશાનીઓના મુકાબલામાં અમે તારી વાત નથી માની શકતા. (કુર્તુબી) વળી, સૃષ્ટિના

સર્જનહાર રબ્બુલ આલમીનને છોડીને તને પોતાનો રબ નથી માની શકતા. فَاقۡضِ مَآ اَنۡتَ قَاضٍ હવે, જે તારું મન ઈચ્છે અમારા વિશે ફેંસલો કર અને જે ચાહે સજા નક્કી કર. اِنَّمَا تَقۡضِىۡ هٰذِهِ الۡحَيٰوةَ الدُّنۡيَا એટલે કે, જો તું અમને સજા આપી પણ દે તો તે સજા માત્ર આ જ દુનિયાની અમુક દિવસની જિંદગી હશે. મર્યા પછી તો તારો અમારા ઉપર કબ્જો રહેશે નહીં, તેનાથી વિપરીત અલ્લાહ તઆલા કે અમે તેના કબ્જામાં મર્યા પહેલાં પણ છે અને મૃત્યુ પછી પણ રહેવાના છે તેની સજાની ફિકર સૌથી વધારે અગ્રસ્થાને છે.

وَمَآ اَكۡرَهۡتَنَا عَلَيۡهِ مِنَ السِّحۡرِ ؕ જાદૂગરોએ હવે ફિરઔન ઉપર એ આક્ષેપ લગાવ્યો કે અમને જાદૂગરી ઉપર તેં જ મજબૂર કરી રાખ્યા હતા નહિતર અમે આ વાહિયાત કામની પાસે પણ ન ગયા હોત, હવે અમે ઈમાન લાવીને અલ્લાહ તઆલા પાસે આ જાદૂના ગુનાહની મા'ફી માંગીએ છીએ. અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થઈ શકે કે આ જાદૂગરો તો પોતે પોતાના અધિકારથી મુકાબલો કરવા માટે આવ્યા હતા અને આ મુકાબલાની સોદાબાજી પણ ફિરઔન સાથે કરી ચૂક્યા હતા કે અમે જીતીએ તો અમને શું મળશે ? પછી તેનો આક્ષેપ ફિરઔન ઉપર લગાવવો કે તેં જ અમને જાદૂ કરવા માટે મજબૂર કરી રાખ્યા હતા એ કેટલે અંશે સાચું છે ? તેનું એક કારણ તો એ હોઈ શકે છે કે આ જાદૂગરો શરૂઆતમાં તો શાહી ઈનામો અને સન્માનની લાલચમાં મુકાબલો કરવા માટે તૈયાર થયા હતા, પાછળથી તેમનામાંથી અમુકને એવો અહેસાસ થયો કે આપણે મોઅ્જિઝાનો મુકાબલો કરી શકતા નથી, તે સમયે ફિરઔને તેમને મજબૂર કર્યા હોય શકે છે. બીજું કારણ એ પણ વર્ણન કરવામાં આવ્યું છે કે ફિરઔને પોતાના દેશમાં જાદૂગરીના શિક્ષણને ફરિજયાત કર્યું હતું એટલા માટે દરેક વ્યક્તિ જાદૂ શિખવા માટે મજબૂર હતો. *(રૂહુલ મઆની)*

## ફિરઔનની પત્ની આસિયાનો સારો અંજામ :

તફસીરે કુર્તુબીમાં છે કે સત્ય અને અસત્યના આ સંઘર્ષના સમયે ફિરઔનની પત્ની બરાબર ખબર રાખી રહી હતી કે પરિણામ શું આવ્યું ? જ્યારે તેને બતાવવામાં આવ્યું કે મૂસા અને હારૂન (અલૈ.) જીતી ગયા છે તો તરત તેણે એ'લાન કરી દીધું કે હું પણ મૂસા અને હારૂન (અલૈ.)ના પરવરદિગાર ઉપર

ઈમાન લઈ આવી. ફિરઔનને પોતાના ઘરની ખબર થઈ તો હુકમ આપ્યો કે એક મોટા પથ્થરની શીલા ઉઠાવીને તેના ઉપર નાંખી દો. આસિયાએ જ્યારે એ જોયું તો આસમાન તરફ નજર ઉઠાવી અને અલ્લાહ તઆલાને ફરિયાદ કરી. અલ્લાહ તઆલાએ પથ્થર તેના ઉપર પડતાં પહેલાં જ તેની રૂહ કબ્જે કરી લીધી, પછી તે પથ્થર તેમના નિર્જીવ શરીર ઉપર પડ્યો.

**ફિરઔની જાદૂગરોમાં આશ્ચર્યજનક પરિવર્તન :**

اِنَّهٗ مَنْ يَّاْتِ رَبَّهٗ مُجْرِمًا.... اِلٰی.... ذٰلِكَ جَزٰٓؤُا مَنْ تَزَكّٰى આ શબ્દો અને વાસ્તવિકતાઓ જેનો સંબંધ માત્ર ઈસ્લામી માન્યતાઓ અને આખિરત સાથે સંબંધ ધરાવે છે તે એવા જાદૂગરોના મુખેથી નીકળી રહ્યા છે જે હમણાં–હમણાં જ મુસલમાન થયા છે અને ઈસ્લામી અકીદાઓ તથા અમલોની કોઈ તા'લીમ પણ તેમને મળી નથી. આ બધી હઝરત મૂસા (અલૈ.)ની સોબતની બરકત અને તેમના ઈખ્લાસની અસર હતી કે અલ્લાહ તઆલાએ તેમના ઉપર દીનની બધી જ સચ્ચાઈઓ તાત્કાલિક એવી ખોલી દીધી કે તેમના મુકાબલામાં ન તો પોતાના પ્રાણની પરવા કરી અને ન જ કોઈ મોટામાં મોટી સજા તથા તકલીફનો ડર બાકી રહ્યો, જાણે કે ઈમાનની સાથે–સાથે જ તેમને વલીનો દરજ્જો પ્રાપ્ત થઈ ગયો જે અન્યોને સમગ્ર જિંદગીના સંઘર્ષો અને મુજાહિદાઓ પછી પણ પ્રાપ્ત થવો મુશ્કેલ હોય છે. فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હઝરત ઉબૈદ ઈબ્ને ઉમૈર (રદિ.)એ ફરમાવ્યું કે અલ્લાહની કુદરતનો એ ચમત્કાર જુઓ કે આ લોકો દિવસની શરૂઆતમાં કાફિરો અને જાદૂગરો હતા અને દિવસ ચઢતાં અલ્લાહના વલી અને શહીદો.

————————

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૭૭ થી ૮૨)

| |
|---|
| وَلَقَدْ اَوْحَيْنَآ اِلٰى مُوْسٰٓى ۙ اَنْ اَسْرِ بِعِبَادِىْ فَاضْرِبْ لَهُمْ طَرِيْقًا فِى الْبَحْرِ |
| يَبَسًا ۙ لَّا تَخٰفُ دَرَكًا وَّلَا تَخْشٰى ﴿٧٧﴾ فَاَتْبَعَهُمْ فِرْعَوْنُ بِجُنُوْدِهٖ فَغَشِيَهُمْ مِّنَ |
| الْيَمِّ مَا غَشِيَهُمْ ﴿٧٨﴾ وَاَضَلَّ فِرْعَوْنُ قَوْمَهٗ وَمَا هَدٰى ﴿٧٩﴾ يٰبَنِىْٓ اِسْرَآءِيْلَ قَدْ |

اَنۡجَيۡنٰكُمۡ مِّنۡ عَدُوِّكُمۡ وَوٰعَدۡنٰكُمۡ جَانِبَ الطُّوۡرِ الۡاَيۡمَنَ وَنَزَّلۡنَا عَلَيۡكُمُ الۡمَنَّ
وَالسَّلۡوٰى ۝٨٠ كُلُوۡا مِنۡ طَيِّبٰتِ مَا رَزَقۡنٰكُمۡ وَلَا تَطۡغَوۡا فِيۡهِ فَيَحِلَّ عَلَيۡكُمۡ غَضَبِىۡ ۚ
وَمَنۡ يَّحۡلِلۡ عَلَيۡهِ غَضَبِىۡ فَقَدۡ هَوٰى ۝٨١ وَاِنِّىۡ لَغَفَّارٌ لِّمَنۡ تَابَ وَاٰمَنَ وَعَمِلَ صَالِحًا
ثُمَّ اهۡتَدٰى ۝٨٢

## તરજુમો :

*અને અમે મૂસા (અલૈ.)ને હુકમ મોકલ્યો કે મારા બંદાઓને રાત્રે લઈને નીકળ, પછી તેમના માટે સમંદરમાં સૂક્કો રસ્તો નાંખી દે, ન તો પકડાઈ જવાનો ભય પામ અને ન જ ડૂબવાથી ડર. (૭૭) પછી ફિરઔને પોતાના લશ્કરો લઈને તેમનો પીછો કર્યો, પછી તેમને પાણીએ ઢાંકી લીધા જેવી રીતે કે ઢંકાઈ ગયા. (૭૮) અને ફિરઔને પોતાની કોમને ભટકાવી અને સમજાવી નહીં. (૭૯) હે ઈસ્રાઈલની અવલાદ ! અમે તમને તમારા દુશ્મનથી છોડાવી લીધા અને તમારાથી વાયદો ઠરાવી લીધો તૂર (પહાડ)ની જમણી બાજુએ અને તમારા ઉપર મન્ન અને સલવા ઉતાર્યું. (૮૦) સાફ સુથરી વસ્તુઓ ખાઓ જે અમે તમને રોજી આપી અને તેમાં અતિરેક ન કરો, પછી તો તમારા ઉપર મારો ગઝબ (ક્રોધ) ઊતરશે અને જેના ઉપર મારો ગઝબ ઊતર્યો બસ તે પટકી દેવામાં આવ્યો. (૮૧) અને મારી મોટી બખ્શીશ છે તેના ઉપર જે તવબહ કરે અને ઈમાન લાવે અને ભલા કામ કરે, પછી સીધા માર્ગ ઉપર રહે. (૮૨)*

## તફસીર :

અને (જ્યારે ફિરઔન તેના ઉપર પણ ઈમાન ન લાવ્યો અને એક મુદત સુધી વિવિધ ઘટનાઓ અને અનુભવો થતા રહ્યા તે વખતે) અમે મૂસા (અલૈ.)ની પાસે વહી મોકલી કે અમારા (તે) બંદાઓને (એટલે કે બની ઈસ્રાઈલને મિસ્રથી) રાતોરાત (બહાર) લઈ જાઓ (અને દૂર ચાલ્યા જાઓ જેથી ફિરઔનના અત્યાચાર અને સખ્તીથી તેમનો છુટકારો થાય), પછી (માર્ગમાં જે દરિયો મળશે તો) તેના માટે દરિયામાં (અસો મારીને) સૂક્કો રસ્તો બનાવી

આપજો (એટલે કે લાઠી મારતાં જ તેનાથી સૂક્કો માર્ગ બની જશે), ન તો તમને કોઈના પીછો કરવાનો ભય હશે (કારણ કે પીછો કરનારા સફળ થશે નહીં ભલે તે પીછો કરે) અને ન જ અન્ય કોઈ પ્રકારનો (દાખલા તરીકે ડૂબવા વગેરેનો) ભય હશે (બલકે શાંતિ અને સલામતીથી પાર ઊતરી જશો એટલા માટે હઝરત મૂસા અલૈ. હુકમ પ્રમાણે તેમને રાતોરાત કાઢીને લઈ ગયા અને સવારમાં મિસ્રમાં એ ખબર મશ્હૂર થઈ ગઈ) બસ, ફિરઔન પોતાના લશ્કરોને લઈને તેમની પાછળ ચાલ્યો (અને બની ઈસ્રાઈલ અલ્લાહના વાયદા પ્રમાણે દરિયાની પાર ઊતરી ગયા અને હજુ તે દરિયાઈ માર્ગ એવો જ પોતાની હાલત ઉપર હતો જેમકે બીજી આયતમાં છે وَاتْرُكِ الْبَحْرَ رَهْوًا اِنَّهُمْ جُنْدٌ مُّغْرَقُوْنَ ફિરઔનીઓ ઉતાવળમાં કંઈ પણ આગળ–પાછળનું વિચાર્યા વિના તે માર્ગો ઉપર ચાલી પડ્યા, જ્યારે બધા અંદર આવી ગયા) ત્યારે (તે સમયે ચારે તરફથી) દરિયો(એટલે કે દરિયાનું પાણી સમેટાઈને) તેમના ઉપર જેવો મળવાનો હતો આવીને મળી ગયો (અને બધા ડૂબી ગયા) અને ફિરઔને પોતાની કોમને ખરાબ માર્ગ ઉપર લગાવી તથા ભલો માર્ગ તેમને ન બતાવ્યો (જેનો તેને દા'વો હતો وَمَآ اَهْدِيْكُمْ اِلَّا سَبِيْلَ الرَّشَادِ અને બુરો માર્ગ હોવું જાહેર છે કે દુનિયાનું પણ નુકસાન થયું કે બધા નાશ પામ્યા અને આખિરતનું પણ કારણ કે જહન્નમમાં ગયા જેમકે આયતમાં છે اَدْخِلُوْٓا اٰلَ فِرْعَوْنَ اَشَدَّ الْعَذَابِ પછી બની ઈસ્રાઈલને ફિરઔનના પીછાથી તથા દરિયામાં ડૂબવાથી છુટકારો અપાવ્યા પછી અન્ય બીજી નેઅ્મતો અર્પણ થઈ, દાખલા તરીકે તવરાત આપવામાં આવી, "મન્ન" અને "સલવા" આપવામાં આવ્યું; આ નેઅ્મતો અર્પણ કરીને અમે બની ઈસ્રાઈલને ફરમાવ્યું કે), હે બની ઈસ્રાઈલ ! (જુઓ) અમે (તમને કેવી કેવી નેઅ્મતો આપી કે) તમને તમારા (એવા મોટા) દુશ્મનથી છુટકારો અપાવ્યો અને અમે તમને (એટલે કે તમારા પયગમ્બર દ્વારા તમને લાભ પહોંચાડવા માટે) તૂર પર્વતની જમણી બાજુ આવવાનો (અને ત્યાં આવ્યા પછી તવરાત આપવાનો) વાયદો કર્યો અને (તીહની ખીણમાં) અમે તમારા ઉપર "મન્ન અને સલવા" નાઝિલ કર્યું (અને પરવાનગી આપી કે) અમે જે પવિત્ર વસ્તુઓ (શરીઅતની રૂએ પણ હલાલ અને સ્વાભાવિક રીતે પણ સ્વાદિષ્ટ છે) તમને આપી છે તેને ખાઓ અને તે (ખાવા)માં (શરઈ) હદથી આગળ ન વધો (દાખલા તરીકે એ કે હરામ પદ્ધતિથી તેને પ્રાપ્ત કરવામાં આવે

–અથવા તો આવી નેઅ્મતો ખાઈને ગુનાહ કરવામાં આવે તેથી) ક્યાંક મારો ક્રોધ તમારા ઉપર ન આવી પડે અને જે વ્યક્તિ ઉપર મારો ક્રોધ પડે છે તે બિલકુલ ગયો ગુઝરો થઈ ગયો અને (વળી તેની સાથે એ પણ છે કે) હું એવા લોકો માટે મોટો બખ્શનારો પણ છું જેઓ (કુફ્ર અને ગુનાહથી) તવબહ કરી લે અને ઈમાન લઈ આવે તથા નેક અમલો કરે પછી તે (માર્ગ) ઉપર કાયમ (પણ) રહે (એટલે કે ઈમાન અને નેક અમલો ઉપર કાર્યરત રહે, આ વિષય અમે બની ઈસ્રાઈલને કહ્યો હતો, કારણ કે નેઅ્મતોનું વર્ણન તથા પાડ માનવો ઉપરાંત ગુનાહોથી બચવું તથા ચેતવણી અને ખુશખબરી પણ દીની નેઅ્મત જ છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَاَوْحَيْنَآ اِلٰى مُوْسٰى સત્ય અને અસત્ય, મોઅ્જિઝા અને જાદૂના નિર્ણાયક મુકાબલાએ ફિરઔન અને તેની કોમની કમર તોડી નાંખી તથા બની ઈસ્રાઈલ હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન (અલૈ.)ની આગેવાનીમાં એકઠા થઈ ગયા ત્યારે હવે તેમને અહીંયાંથી હિજરત કરવાનો હુકમ મળે છે, કારણ કે ફિરઔનનો પીછો હતો અને આગળ માર્ગમાં દરિયો અવરોધ હોવાનો ભય સામે હતો એટલા માટે બંને વસ્તુઓથી હઝરત મૂસા (અલૈ.)ને સંતોષ અપાવવામાં આવ્યો કે દરિયા ઉપર પોતાની લાઠી મારશો તો વચ્ચેથી સૂક્કા માર્ગ નીકળી આવશે અને પાછળથી ફિરઔનના પીછાનો ભય રહેશે નહીં જેની વિગતપૂર્વકની ઘટના حَدِيْثُ الْفُتُوْنُ (હદીષુલ ફુતૂન) હેઠળ આ જ સૂરતમાં વર્ણન થઈ ચૂકી છે.

હઝરત મૂસા (અલૈ.)એ દરિયા ઉપર લાઠી મારી તો તેમાં બાર માર્ગો એ રીતે બની ગયા કે પાણીનો જથ્થો બાઝેલા બરફની જેમ બંને બાજુ પહાડ જેમ ઊભો રહ્યો અને વચ્ચેથી સૂક્કો માર્ગ નીકળી આવ્યો જેમકે સૂરએ શૂઅ્રામાં છે, فَكَانَ كُلُّ فِرْقٍ كَالطَّوْدِ الْعَظِيْمِ (૨૬:૬૩) હવે જે આ પાણીની દિવાલો તે બાર સડકો વચ્ચે હતી તેને કુદરતે એવી બનાવી દીધી કે એક માર્ગ ઉપરથી પસાર થનારા બીજા માર્ગ ઉપરથી પસાર થનારાઓને જોતા પણ જતા હતા અને પરસ્પર વાતો પણ કરી રહ્યા હતા, જેથી તેમના દિલોમાં ભય અને બીક પણ ન રહી કે અમારા અન્ય કબીલાઓની શું હાલત થઈ ?

*(કુર્તુબી)*

**મિસ્રથી નીકળતી વખતે બની ઇસ્રાઈલની અમુક હાલતો અને તેમની સંખ્યા તથા ફિરઔનના લશ્કરની સંખ્યા :**

તફસીરે રૂહુલ મઆનીમાં એ રિવાયત છે કે હઝરત મૂસા (અલૈ.) રાત્રિના શરૂઆતના સમયમાં બની ઈસ્રાઈલને મિસ્રથી પોતાની સાથે લઈને રાતા સમુદ્ર (Red Sea) તરફ નીકળ્યા, બની ઈસ્રાઈલે તે અગાઉ શહેરના લોકોમાં એવો પ્રચાર કર્યો હતો કે અમારી ઈદ છે, અમે ઈદ મનાવવા માટે બહાર જઈશું અને તે બહાને કિબ્તી લોકો પાસેથી અમુક ઘરેણા પણ વાપરવા માટે માંગી લાવ્યા કે ઈદ મનાવી પાછા આપી દઈશું. બની ઈસ્રાઈલની સંખ્યા તે વખતે છ લાખ ત્રણ હજાર અને બીજી રિવાયતમાં છ લાખ સિત્તેર હજાર હતી. (આ ઈસ્રાઈલી રિવાયતો છે જેમાં અતિશયોક્તિ હોઈ શકે છે પરંતુ એટલી વાત કુર્આને કરીમની આયતો અને હદીષની રિવાયતોના ઈશારાઓથી સાબિત થાય છે કે તેમના બાર કબીલા હતા અને દરેક કબીલાની ઘણી મોટી સંખ્યા હતી.) એ પણ અલ્લાહ તઆલાની કુદરતનો મહાન નમૂનો હતો કે જ્યારે તેઓ હઝરત યૂસુફ (અલૈ.)ના સમયકાળમાં મિસ્રમાં આવ્યા તો બાર ભાઈ હતા, હવે બાર ભાઈઓના બાર કબીલાઓ આટલી મોટી સંખ્યામાં મિસ્રથી નીકળ્યા જે છ લાખથી વધારે બતાવવામાં આવે છે. ફિરઔનને જ્યારે તેમના નાસી છૂટવાની ખબર મળી તો પોતાનું લશ્કર એકઠું કર્યું જેમાં સિત્તેર હજાર કાળા ઘોડાઓ હતા અને લશ્કરની આગલી હરોળમાં સાત લાખ સવારો હતા, જ્યારે પાછળથી આ લશ્કરે દરિયાને અને આગળ રાતા સમુદ્રને બની ઈસ્રાઈલે જોયો તો ગભરાઈ ઉઠયા અને હઝરત મૂસા (અલૈ.)ને ફરિયાદ કરી, اِنَّا لَمُدْرَكُوْنَ કે "અમે તો પકડી લેવામાં આવ્યા." હઝરત મૂસા (અલૈ.)એ સાંત્વના આપી કે, اِنَّ مَعِىَ رَبِّىْ سَيَهْدِيْنِ (૨૬:૬૨) "મારી સાથે મારો પરવરદિગાર છે જે મને માર્ગ આપશે." પછી અલ્લાહના હુકમથી દરિયા ઉપર લાઠી મારી અને પછી તેમાં બાર સૂક્કા માર્ગો નીકળી આવ્યા, બની ઈસ્રાઈલના બાર કબીલાઓ તેના ઉપરથી પસાર થઈ ગયા, જે સમયે ફિરઔન અને તેનું લશ્કર અહીં પહોંચ્યું તો ફિરઔનનું લશ્કર આ વિસ્મયકારી દૃષ્ય જોઈને સ્તબ્ધ થઈ ગયું કે તેમના માટે દરિયામાં કઈ રીતે માર્ગ બની ગયા ? પરંતુ ફિરઔને તેમને કહ્યું કે આ બધો ચમત્કાર મારી હેબતનો છે જેનાથી દરિયાનું વહેણ રોકાઈને માર્ગો બની ગયા છે, એવું કહીને તરત આગળ

વધ્યા અને પોતાનો ઘોડો દરિયાના તે જ માર્ગ ઉપર નાંખી દીધો અને બધા લશ્કરને પાછળ આવવાનો હુકમ આપ્યો, જે સમયે ફિરઔન પોતાના સમગ્ર લશ્કર સહિત તે દરિયાના માર્ગો ઉપર સમાઈ ચૂક્યો તે જ સમયે અલ્લાહ તઆલાએ દરિયાના વહેણને હુકમ આપ્યો અને દરિયાના બધા વિભાગો પરસ્પર ભળી ગયા. فَغَشِيَهُمْ مِّنَ الْيَمِّ مَاغَشِيَهُمْ નો આ જ ખુલાસો છે. *(રૂહુલ મઆની)*

وَوٰعَدْنٰكُمْ جَانِبَ الطُّوْرِ الْاَيْمَنَ ફિરઔનથી છુટકારો મેળવ્યા પછી અને દરિયો પાર થયા પછી અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને અને તેમના થકી સમગ્ર બની ઈસ્રાઈલને એ વાયદો કર્યો કે તેઓ કોહે તૂરની જમણી બાજુ ચાલ્યા આવે જેથી હઝરત મૂસા (અલૈ.)ને તવરાત અર્પણ કરવામાં આવે અને બની ઈસ્રાઈલ પોતે પણ તેનાથી વાતચીત કરવાની પ્રતિષ્ઠાનો જાતઅનુભવ કરી લે.

وَنَزَّلْنَا عَلَيْكُمُ الْمَنَّ وَالسَّلْوٰى આ ઘટના તે સમયની છે જ્યારે બની ઈસ્રાઈલ દરિયો પાર કર્યા પછી આગળ વધ્યા અને એક પવિત્ર શહેરમાં પ્રવેશ કરવાનો તેમને હુકમ મળ્યો તો તેમણે તેનો વિરોધ કર્યો, તેની એ સજા આપવામાં આવી કે એ ખીણમાં કે જેને "તીહની ખીણ" કહેવામાં આવે છે કુદરતી રીતે કેદ કરી લેવામાં આવ્યા, અહીંયાંથી ચાલીસ વર્ષો સુધી બહાર ન નીકળી શક્યા આ સજા છતાં હઝરત મૂસા (અલૈ.)ની બરકતથી તેમના ઉપર આ કેદની સજામાં જાત–જાતના ઈનામો થતા રહ્યા તેમાં જ "મન્ન અને સલવા"નું ઈનામ પણ હતું જે તેમના ખોરાક માટે હતું.

---

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૮૩ થી ૮૯)

| |
|---|
| وَمَآ اَعْجَلَكَ عَنْ قَوْمِكَ يٰمُوْسٰى ﴿٨٣﴾ قَالَ هُمْ اُولَآءِ عَلٰٓى اَثَرِىْ وَعَجِلْتُ اِلَيْكَ رَبِّ |
| لِتَرْضٰى ﴿٨٤﴾ قَالَ فَاِنَّا قَدْ فَتَنَّا قَوْمَكَ مِنْۢ بَعْدِكَ وَاَضَلَّهُمُ السَّامِرِىُّ ﴿٨٥﴾ |
| فَرَجَعَ مُوْسٰٓى اِلٰى قَوْمِهٖ غَضْبَانَ اَسِفًا ۚ قَالَ يٰقَوْمِ اَلَمْ يَعِدْكُمْ رَبُّكُمْ وَعْدًا |
| حَسَنًا ۬ اَفَطَالَ عَلَيْكُمُ الْعَهْدُ اَمْ اَرَدْتُّمْ اَنْ يَّحِلَّ عَلَيْكُمْ غَضَبٌ مِّنْ |

رَّبِّكُمْ فَاَخْلَفْتُمْ مَّوْعِدِىْ ﴿٨٦﴾ قَالُوْا مَاۤ اَخْلَفْنَا مَوْعِدَكَ بِمَلْكِنَا وَلٰكِنَّا حُمِّلْنَاۤ

اَوْزَارًا مِّنْ زِيْنَةِ الْقَوْمِ فَقَذَفْنٰهَا فَكَذٰلِكَ اَلْقَى السَّامِرِىُّ ﴿٨٧﴾ فَاَخْرَجَ لَهُمْ

عِجْلًا جَسَدًا لَّهٗ خُوَارٌ فَقَالُوْا هٰذَاۤ اِلٰهُكُمْ وَاِلٰهُ مُوْسٰى ۥ فَنَسِىَ ﴿٨٨﴾ اَفَلَا

يَرَوْنَ اَلَّا يَرْجِعُ اِلَيْهِمْ قَوْلًا ۙ وَّلَا يَمْلِكُ لَهُمْ ضَرًّا وَّلَا نَفْعًا ﴿٨٩﴾ ع ١٣/١٣

## તરજુમો :

*અને કેમ તમે પોતાની કોમ કરતાં ઉતાવળ કરી હે મૂસા (અલૈ.) ? (૮૩) બોલ્યા, આ તેઓ મારી પાછળ આવી રહ્યા છે અને હું તારા તરફ જલદી આવ્યો હે મારા પરવરદિગાર જેથી તું રાજી થાય. (૮૪) કહ્યું, અમે તો તમારા પછી તમારી કોમને અજમાયશમાં નાંખી અને તેમને સામિરીએ ભટકાવ્યા. (૮૫) પાછા ફર્યા મૂસા (અલૈ.) પોતાની કોમ તરફ પાછા, ગુસ્સાથી ભરાયેલા, પસ્તાતા(–પસ્તાતા); કહ્યું, હે કોમ ! શું તમારાથી તમારા પરવરદિગારે વાયદો કર્યો ન હતો ? શ્રેષ્ઠ વાયદો ! શું તમારા ઉપર મુદ્દત લાંબી થઈ ગઈ અથવા તમે એવું ઈચ્છયું કે તમારા ઉપર તમારા પરવરદિગારનો ક્રોધ ઉતરે એટલા માટે તમે મારો વાયદો તોડયો ? (૮૬) બોલ્યા, અમે તમારો વાયદો પોતાની મરજીથી નથી તોડયો અને પરંતુ અમારા ઉપર મોટો ભાર ફિરઔનની કોમના ઘરેણાઓનો લાદવામાં આવ્યો, બસ અમે તેને ફેંકી દીધા પછી આ રીતે સામિરીએ બીબામાં ઘડયું. (૮૭) પછી તેમના માટે એક વાછરડું બનાવી કાઢયું, એક ધડ જેમાં ગાયનો અવાજ; પછી કહેવા લાગ્યા, આ તમારો મઅ્બૂદ છે અને મૂસા (અલૈ.)નો મઅ્બૂદ છે, બસ તે ભૂલી ગયો. (૮૮) વારું, આ લોકો જોતા નથી કે તેમને કોઈ વાતનો જવાબ સુદ્ધાં આપતું નથી ! અને અધિકાર નથી ધરાવતું તેમના બુરાનો અને ન જ ભલાનો. (૮૯)*

## તફસીર :

અને (જ્યારે અલ્લાહ તઆલાને તવરાત દેવાનું મંજૂર થયું ત્યારે હઝરત મૂસા અલૈ.ને કોહે તૂર ઉપર આવવાનો હુકમ થયો અને કોમને પણ એટલે કે

અમુકને સાથે આવવાનો હુકમ કર્યો. كَذَافِىُ فَتحِ الْمَنَّانِ عَنِ الْبَابِ التَّاسِعِ عَشَرَمِنْ سَفَرِالْخُرُوْجِ હઝરત મૂસા અલૈ. શોખમાં બધાની આગળ એકલા જઈ પહોંચ્યા અને અન્ય લોકો પોતાની જગ્યાએ રહી ગયા, તૂર તરફ પ્રયાણ જ ન કર્યુ. અલ્લાહ તઆલાએ પૂછ્યું કે) હે મૂસા (અલૈ.)! તમારું પોતાની કોમથી આગળ જલદી આવવાનું શું કારણ બન્યું ? તેમણે (પોતાની ધારણા પ્રમાણે) કહ્યું કે તે લોકો અહીંયાં જ તો મારી પાછળ પાછળ (આવી રહ્યા) છે અને (સૌથી પહેલાં) તારી પાસે (એટલે કે તે સ્થળે જ્યાં વાતચીત અને સંબોધનનો વાયદો તેં કર્યો હતો) જલદીથી એટલા માટે ચાલ્યો આવ્યો કે તું (વધારે) ખુશ થઈશ (કારણ કે સારા કાર્યમાં ઉતાવળ કરવી વધારે ખુશી પ્રાપ્ત કરવાનું કારણ હોય છે), ઈરશાદ થયો કે તમારી કોમને તો અમે તમારા (ચાલ્યા આવ્યા) પછી એક બલામાં સપડાવી દીધા અને તેમને સામિરીએ ગુમરાહ કર્યા (જેનું વર્ણન આગળ આવે છે, فَاَخْرَجَ لَهُمْ عِجْلًا.... અને فَتَنَّاમાં આ કૃત્યને અલ્લાહ તઆલાએ પોતાના તરફ એટલા માટે સંબંધિત કર્યું છે કે દરેક પ્રવૃત્તિનો સર્જનહાર તે જ છે નહિતર આ કૃત્યનો મૂળ સંબંધ સામિરી સાથે જોડવામાં આવે છે જેને اَضَلَّهُمُ السَّامِرِىُّમાં જાહેર કરવામાં આવ્યું છે) મતલબ કે મૂસા (અલૈ. મુદત પૂર્ણ થયા પછી) ગુસ્સા અને ક્રોધમાં ભરાયેલા પોતાની કોમ તરફ પરત આવ્યા (અને) ફરમાવવા લાગ્યા કે હે મારી કોમ ! શું તમારાથી તમારા પરવરદિગારે એક સારો (અને સાચો) વાયદો કર્યો ન હતો ? (કે અમે તમને હુકમોની એક કિતાબ આપીશું તો તે કિતાબની રાહ જોવી તમારા માટે વાજિબ હતી) શું તમારા ઉપર (તે નક્કી સમય મર્યાદાથી) વધારે મુદત પસાર થઈ ચૂકી હતી ? (કે તેના મળવાથી તમે નાઉમ્મીદ થઈને) તમને એવું મંજૂર થયું કે તમારા ઉપર તમારા પરવરદિગારનો ક્રોધ થાય એટલા માટે તમે મારી સાથે જે વાયદો કર્યો હતો (કે મારા પાછા આવવા સુધી કોઈ નવું કામ નહીં કરીએ અને તમારા નાયબ હારૂન અલૈ.નું આજ્ઞાપાલન કરીશું) તેના ખિલાફ કર્યું ? ત્યારે કહેવા લાગ્યા કે અમે જે તે વાયદો કર્યો હતો તેનો પોતાની મરજીથી ભંગ કર્યો ન હતો (એ અર્થ નથી કે કોઈએ તેમને જબરદસ્તી આ કૃત્ય કરાવ્યું બલકે તેનો ભાવાર્થ એ છે કે જે સલાહને અમે શરૂઆતમાં જ્યારે કે અમારું દિમાગ ખાલી હતું અપનાવી લીધું હતું તેના વિરુદ્ધ સામિરીનું કૃત્ય અમારા માટે સ્વૈચ્છિક સંદેહયુક્ત અને શંકાસ્પદ બની ગયું

જેનાથી અમારો પાછલો અભિપ્રાય બદલાઈ ગયો એટલે કે તવહીદ ન અપનાવી બલકે અમારો અભિપ્રાય બદલાઈ ગયો, બસ એ પ્રમાણે આ અમલ પણ સ્વૈચ્છિક રીતે જ થયો એટલા માટે આગળ કહેવામાં આવ્યું) અને પરંતુ (કિબ્તી) કોમના ઘરેણાઓનો ભાર અમારા ઉપર લદાયેલો રહ્યો હતો, બસ અમે તેને (સામિરીના કહેવાથી) નાંખી દીધા પછી એ જ પ્રમાણે સામિરીએ (પણ પોતાની પાસેના ઘરેણાઓ) નાંખી દીધા (આગળ અલ્લાહ તઆલા કિસ્સાની પૂર્ણતા આ પ્રમાણે કરે છે) પછી તેણે (સામિરીએ) તે લોકો માટે એક વાછરડો (ઘડી કાઢીને) જાહેર કર્યો કે તે એક પૂતળું (કોઈપણ વિશેષતાઓથી વંચિત) હતું જેમાં એક (અર્થરહિત) અવાજ હતો, બસ (તેના વિશે તે મૂર્ખ) લોકો (એકબીજાને) કહેવા લાગ્યા કે તમારો અને મૂસા (અલૈ.)નો મઅ્બૂદ તો આ છે, (તેની ઈબાદત કરો) મૂસા (અલૈ.) તો ભૂલી ગયા (કે તૂર ઉપર અલ્લાહને શોધવા ગયા છે; અલ્લાહ તઆલા તેમની આ મૂર્ખતાપૂર્ણ હિંમત વિશે ફરમાવે છે કે) શું તે લોકો એટલું પણ જોતા ન હતા કે તે (વાછરડો પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે) ન તો તેમની કોઈ વાતનો જવાબ આપી શકે છે અને ન જ તેમને કોઈ નફો કે નુકસાન પહોંચાડવાની શક્તિ ધરાવે છે ! (આવું વ્યર્થ અને નકામું પૂતળું ખુદા કેવી રીતે બની ગયું ? અને અલ્લાહ તઆલા પોતાના અંબિયા અલૈ. દ્વારા સંબોધન અને વાતચીત અવશ્ય કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

જ્યારે હઝરત મૂસા (અલૈ.) અને બની ઈસ્રાઈલ ફિરઔનના પીછાથી અને દરિયાથી છુટકારો પામ્યા પછી આગળ વધ્યા તો તેઓ એક મૂર્તિપૂજક કોમ પાસેથી પસાર થયા અને તેમની ઈબાદત અને પૂજાને જોઈને બની ઈસ્રાઈલ કહેવા લાગ્યા કે જે રીતે તેમણે હાજર અને અનુભવી શકાય એવી વસ્તુઓને એટલે કે મૂર્તિઓને પોતાના ખુદા બનાવ્યા છે એવી જ રીતે અમારા માટે પણ કોઈ એવો જ મઅ્બૂદ બનાવી આપો. હઝરત મૂસા (અલૈ.)એ તેમના મૂર્ખતાપૂર્ણ પ્રશ્નના જવાબમાં કહ્યું કે તમે ખૂબ જાહિલ–અજ્ઞાની છો. આ મૂર્તિપૂજક લોકો બધા નાશ થવાના છે અને આ તેમની ખોટી રીતભાત છે. اِنَّكُمْ قَوْمٌ تَجْهَلُوْنَ اِنَّ هٰٓؤُلَآءِ مُتَبَّرٌ مَّا هُمْ فِيْهِ وَبَاطِلٌ مَّا كَانُوْا يَعْمَلُوْنَ (૭૮:૧૩૯) તે સમયે અલ્લાહ તઆલાએ મૂસા (અલૈ.)ને એ વાયદો કર્યો કે પોતાની કોમની સાથે તૂર પર્વ ઉપર

આવી જાઓ તો અમે તમને પોતાની કિતાબ તવરાત અર્પણ કરીએ, જે તમારા અને તમારી કોમના માટે કાર્યબંધારણ હશે, પરંતુ તવરાત મળતા પહેલાં તમે ત્રીસ દિવસ અને ત્રીસ રાતના સતત રોઝા રાખો, પછી ત્યારબાદ આ મુદતમાં દશ દિવસનો ઔર વધારો કરીને ચાલીસ દિવસ કરી દેવામાં આવ્યા અને હઝરત મૂસા (અલૈ.) પોતાની કોમ સહિત તૂર પર્વત ઉપર જવા માટે રવાના થઈ ગયા. હઝરત મૂસા (અલૈ.)ને અલ્લાહના આ વાયદાના કારણે ખૂબ શોખ અને ઉત્સાહ ભડકી ઉઠયો હતો અને પોતાની કોમને એ વસિય્યત કરીને આગળ નીકળી ગયા કે તમે પણ મારી પાછળ આવી જાઓ, હું આગળ જઈને રોઝા, ઈબાદત વગેરેમાં પ્રવૃત્ત થાઉં છું જેની મુદત મને ત્રીસ દિવસ બતાવવામાં આવી છે, મારી અનુપસ્થિતિમાં હઝરત હારૂન (અલૈ.) મારા નાયબ છે અને મારી જગ્યાએ હશે, બની ઈસ્રાઈલ હારૂન (અલૈ.) સહિત પોતાની ગતિએ પાછળ ચાલતા રહ્યા અને હઝરત મૂસા (અલૈ.) ઉતાવળ કરીને આગળ વધી ગયા અને તેમને એવો વિચાર હતો કે કોમના લોકો પણ પાછળ–પાછળ તૂર પહાડ નજીક પહોંચી જશે પરંતુ ત્યાં તો સામિરીના ફિત્નાથી વાછરડાની પૂજા શરૂ થઈ ત્યારે બની ઈસ્રાઈલના ત્રણ પક્ષો પડી ગયા અને તેઓ વર્ગવિગ્રહમાં સંડોવાઈ ગયા, હઝરત મૂસા (અલૈ.)ની પાછળ–પાછળ પહોંચવાનો મા'મલો અટકી ગયો.

હઝરત મૂસા (અલૈ.) જ્યારે ત્યાં હાજર થયા તો અલ્લાહ તઆલાએ આ સંબોધન કર્યું, وَمَآ اَعۡجَلَكَ عَنۡ قَوۡمِكَ يٰمُوۡسٰى એટલે કે, હે મૂસા (અલૈ.) ! તમે પોતાની કોમ કરતાં આગળ જલદી કરીને કેમ આવી ગયા ?

## હઝરત મૂસા (અલૈ.)ની ઉતાવળ કરવાનો પ્રશ્ન અને તેની હિકમત :

પ્રશ્નનો હેતુ દેખીતો એ હતો કે હઝરત મૂસા (અલૈ.) પોતાની કોમની હાલતથી બેખબર રહીને એવી અપેક્ષા રાખતા હતા કે તેઓ પણ તૂર પર્વતની નજીક પહોંચી ગયા હશે અને આ બાજુ કોમ ફિત્નામાં સંડોવાઈ ચૂકી હતી, તેની ખબર હઝરત મૂસા (અલૈ.)ને આપવા માટે પ્રશ્ન કર્યો. *(તફસીરે ઈબ્ને કષીરમાંથી)*

રૂહુલ મઆનીમાં કશ્ફના હવાલાથી આ સવાલનું કારણ હઝરત મૂસા (અલૈ.)ને પોતાની કોમની કેળવણી વિશે એક ખાસ સૂચના આપવાનું અને તેમની આ ઉતાવળ ઉપર ચેતવણી આપવાનું હતું કે તમારા રિસાલતના હોદ્દાનો તકાદો

એ હતો કે તમે કોમની સાથે રહ્યા હોત અને તેમને પોતાની નજર સમક્ષ રાખ્યા હોત અને સાથે લાવ્યા હોત, આપની ઉતાવળ કરવાનું પરિણામ એ આવ્યું છે કે કોમને સામિરીએ ગુમરાહ કરી દીધી, તેમાં પોતે ઉતાવળની પ્રવૃત્તિની નીંદા તરફ પણ ઈશારો છે કે આ અંબિયા (અલૈ.)ની શા'ન ન હોવી જોઈએ અને ઈન્તેસાફના હવાલાથી નકલ કર્યું છે કે તેમાં હઝરત મૂસા (અલૈ.)ને કોમની સાથે સફર કરવાનો તરીકો બતાવવામાં આવ્યો છે કે કોમના આગેવાને કોમની પાછળ રહેવું જોઈએ, જેમકે લૂત (અલૈ.)ની ઘટનામાં અલ્લાહ તઆલાએ તેમને હુકમ આપ્યો હતો કે મો'મિનોને પોતાની સાથે લઈને શહેરથી નીકળી જાઓ, તેમને આગળ રાખીને પોતે તેમની પાછળ રહો. وَاتَّبِعْ اَدْبَارَهُمْ (૧૫:૬૫)

અલ્લાહ તઆલાના પ્રસ્તુત પ્રશ્નના ઉત્તરમાં હઝરત મૂસા (અલૈ.)એ પોતાની ધારણામાં વિનંતી કરી કે મારી કોમના લોકો પણ પાછળ–પાછળ પહોંચવા જઈ રહ્યા છે અને હું થોડી ઉતાવળ કરીને આવી ગયો એટલા માટે વહેલો આવી ગયો કે હુકમના પાલનમાં ઉતાવળ કરવી હુકમ આપનારના વધારે ખુશ થવાનું કારણ હોય છે, તે સમયે અલ્લાહ તઆલાએ તેમની કોમ બની ઈસ્રાઈલમાં બનેલા વાછરડાના ફિત્નાની જાણકારી આપી અને એ કે તેમને તો સામિરીએ ગુમરાહ કરી નાંખ્યા છે અને તેઓ ફિત્નામાં સંડોવાઈ ચૂક્યા છે.

**સામિરી કોણ હતો ? :**

અમુક લોકોએ કહ્યું છે કે તે ફિરઔનની કોમનો કિબ્તી વ્યક્તિ હતો જે હઝરત મૂસા (અલૈ.)ની પાડોશમાં રહેતો હતો. હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લઈ આવ્યો અને જ્યારે બની ઈસ્રાઈલને લઈને હઝરત મૂસા (અલૈ.) મિસ્રથી નીકળ્યા ત્યારે તે પણ સાથે થઈ ગયો, અમુકે કહ્યું કે તે બની ઈસ્રાઈલના એક કબીલા સામિરહનો આગેવાન હતો અને કબીલએ સામિરહ સિરીયામાં પ્રખ્યાત છે. હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.) ફરમાવે છે કે તે એક ફારસી વ્યક્તિ હતો જે કિરમાનનો નિવાસી હતો, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તે એક એવી કોમનો વ્યક્તિ હતો કે જેઓ ગાયની પૂજા કરતા હતા, તે કોઈ પણ રીતે મિસ્ર પહોંચી ગયો અને જાહેરમાં બની ઈસ્રાઈલના દીનમાં સામેલ થઈ ગયો પરંતુ તેના દિલમાં નિફાક (ડોગલાપણુ)

હતો. (કુર્તુબી) કુર્તુબીના હાસિયામાં છે કે આ વ્યક્તિ હિન્દુસ્તાનનો હિન્દુ હતો જેઓ ગાયની પૂજા કરે છે, હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લઈ આવ્યો પછી પોતાના કુફ્ર તરફ પાછો વળી ગયો, તેણે પ્રથમથી મુનાફિક સ્વરૂપે જ ઈમાનની જાહેરાત કરી હતી. વલ્લાહુ અઅ્લમુ.

પ્રખ્યાત છે કે સામિરીનું નામ મૂસા ઈબ્ને ઝફર હતું, ઈબ્ને જરીરે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે મૂસા સામિરી પેદા થયો ત્યારે ફિરઔન તરફથી બધા જ ઈસ્રાઈલી છોકરાઓને કતલ કરવાનો હુકમ લાગુ પાડવામાં આવ્યો હતો, તેની માતાને ડર લાગ્યો કે ફિરઔની સૈનિકો તેની હત્યા કરી નાંખશે એટલે તેણે બાળકને પોતાની આંખો સમક્ષ કતલ થવાની મુસીબત જોવા કરતાં એ બહેતર સમજ્યું કે તેને જંગલની એક ગુફામાં છોડીને તેને ઉપરથી બંધ કરી દીધી. (ક્યારેક–ક્યારેક તેની ખબર કાઢી લેતી હતી) અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ને તેની હિફાઝત અને ખોરાક આપવાની જવાબદારી સોંપી અને તેઓ પોતાની એક આંગળી ઉપર મધ અને એક આંગળી ઉપર માખણ અને એક આંગળી ઉપર દૂધ લાવતા અને તે બાળકને ચટાવી દેતા હતા, એટલે સુધી કે તે ગુફામાં જ ઉછેર પામ્યો અને તેનો અંતિમ અંજામ એ આવ્યો કે તે કુફ્રમાં સંડોવાઈ ગયો અને બની ઈસ્રાઈલને પણ કુફ્રમાં સંડોવી દીધી, પછી અલ્લાહ તઆલાના ક્રોધનો ભોગ બન્યો. આ વિષયને કોઈ શાયરે બે શે'રોમાં આ પ્રમાણે વર્ણન કર્યું છે. (રૂહુલ મઆની પ્રમાણે)

اِذَاالْمَرْءُ لَمْ يُخْلِقْ سَعِيْدًا تَحَيَّرَتْ عُقُوْلُ مُرَبِّيْهِ وَخَابَ الْمُؤَمِّلُ

فَمُوْسَى الَّذِىْ رَبَّاهُ جِبْرِيْلُ كَافِرٌ وَمُوْسَى الَّذِىْ رَبَّاهُ فِرْعَوْنُ مُرْسَلُ

*"જ્યારે કોઈ વ્યક્તિ મૂળ પ્રકૃતિમાં નેકબખ્ત ન હોય તો તેનો ઉછેર કરનારાઓની બુદ્ધિ પણ દંગ રહી જાય છે અને તેનાથી અપેક્ષા રાખનારાઓ વંચિત થઈ જાય છે, જુઓ ! જે મૂસા સામિરીને જિબ્રઈલ અમીન (અલૈ.)એ પાલવ્યા હતા તે તો કાફિર થઈ ગયો અને જે મૂસા (અલૈ.)ને દુષ્ટ ફિરઔને પાલવ્યા હતા તેઓ અલ્લાહના રસૂલ બની ગયા."*

اَلَمْ يَعِدْكُمْ رَبُّكُمْ وَعْدًا حَسَنًا હઝરત મૂસા (અલૈ.)એ આક્રોશ અને

પીડાની પરિસ્થિતિમાં પરત આવીને કોમને સંબોધન કર્યું અને પહેલાં તો તેમને અલ્લાહનો વાયદો યાદ અપાવ્યો જેના માટે તેઓ સમગ્ર કોમને લઈને તૂરની દિશાએ અયમન તરફ નીકળ્યા હતા કે ત્યાં પહોંચીને અલ્લાહ પોતાની હિદાયતની કિતાબ અર્પણ કરશે અને જેના દ્વારા તમારા દીન અને દુનિયાના હેતુઓ પૂર્ણ થશે.

اَفَطَالَ عَلَيْكُمُ الْعَهْدُ એટલે કે, અલ્લાહ તઆલાના આ વાયદા ઉપર કોઈ લાંબો સમય પસાર ન થયો હતો જેમાં તમને ભૂલી જવાની કોઈ સંભાવના હતી કે તમે વાયદાની રાહ લાંબા સમય સુધી જોયા પછી નિરાશ થઈ ગયા અને એટલા માટે બીજો તરીકો અપનાવી લીધો હોય.

اَمْ اَرَدْتُّمْ اَنْ يَّحِلَّ عَلَيْكُمْ غَضَبٌ مِّنْ رَّبِّكُمْ એટલે કે, ભૂલી જવાની અથવા રાહ જોઈને થાકી જવાની તો કોઈ સંભાવના ન હતી તો હવે એ સિવાય શું કહી શકાય છે કે તમે પોતે જ પોતાના ઈરાદા અને સ્વેચ્છાએ પોતાના પરવરદિગારના ક્રોધને નોતર્યો છે.

قَالُوْا مَآ اَخْلَفْنَا مَوْعِدَكَ بِمَلْكِنَا માં શબ્દ مَلْكٌ (મલ્ક) બ ફત્હે મીમ અને બઝમ્મે મીમ બંનેનો અર્થ લગભગ સરખો છે અને તેનો ભાવાર્થ આ સ્થળે પોતાની "સ્વેચ્છા અને અધિકાર" હોવાનું બતાવવાનો છે, તેમાં મકસદ એ છે કે અમે વાછરડાની પૂજાની પ્રવૃત્તિ પોતાની સ્વેચ્છાએ નથી કરી બલકે સામિરીની પ્રવૃત્તિ જોઈને અમે મજબૂર થઈ ગયા. દેખીતું છે કે તેમનો આ દા'વો જૂઠો અને પાયા વિહોણો છે, સામિરી અથવા તેની પ્રવૃત્તિએ તેમને મજબૂર કર્યા ન હતા, પોતે જ સ્વેચ્છાએ અને પોતાની મરજીથી આ પ્રવૃત્તિમાં સંડોવાયા હતા. આગળ સામિરીની તે ઘટનાનું વર્ણન કર્યું.

وَلٰكِنَّا حُمِّلْنَآ اَوْزَارًا مِّنْ زِيْنَةِ الْقَوْمِ માં શબ્દ اَوْزَارٌ (અવઝાર) એ وِزْر (વિઝ્ર)નું બહુવચન છે જેનો અર્થ "ભાર અથવા વજન" થાય છે. મનુષ્યના ગુનાહ પણ કયામતના દિવસે તેના ઉપર ભાર બનાવીને લાદવામાં આવશે. એ કારણે ગુનાહને وزر (વિઝ્ર) અને ગુનાહોને اَوْزَارٌ (અવઝાર) કહેવામાં આવ્યું છે. زِيْنَةُ الْقَوْمِ (ઝીનતુલ કોમ) શબ્દમાં زِيْنَتٌ (ઝીનત)નો અર્થ "ઘરેણા" છે અને "કોમ"થી ભાવાર્થ ફિરઔનની કોમ "કિબ્ત" છે જેમની પાસેથી બની ઈસ્રાઈલે

ઈદનું બહાનું કાઢીને ઘરેણા વાપરવા માટે લીધા હતા અને પછી તે તેમની પાસે જ રહ્યા, તેને "અવઝાર" ગુનાહોનો ભાર એટલા માટે કહેવામાં આવ્યો છે કે વાપરવાનું બહાનું કરીને તે લોકોએ આ ઘરેણા લીધા હતા, તેનો હક એ હતો કે તે તેમને પાછા આપવામાં આવે કારણ કે આ ઘરેણા તેમણે પાછા આપ્યા નહીં તેથી તેને ગુનોહ ઠરાવવામાં આવ્યો તથા હદીષે ફુતૂનના નામથી જે લાંબી હદીષ આગળ વર્ણન થઈ ચૂકી છે તેનાથી જાણ થાય છે કે હઝરત હારૂન (અલૈ.)એ તે લોકોને તેમના ગુનાહ ઉપર ચેતવી દીધા હતા અને એક ખાડામાં આ બધા ઘરેણા નાંખી દેવાનો હુકમ કર્યો. અમુક રિવાયતોમાં છે કે સામિરીએ પોતાનો ઉદ્દેશ્ય સિદ્ધ કરવા માટે તેમને કહ્યું કે આ ઘરેણાઓ બીજાનો માલ છે તમારા માટે તેને રાખવું મુસીબત છે આથી તેના કહેવાથી ખાડામાં નાંખી દેવામાં આવ્યા.

**કાફિરોનો માલ મુસલમાનો માટે કયા સ્વરૂપમાં હલાલ છે ? :**

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે કાફિરો જે જવાબદાર લોકો છે એટલે કે મુસલમાનોની હુકૂમતમાં તેમના કાનૂનની પાબંદી કરીને વસે છે, એ જ પ્રમાણે તે કાફિરો જેમની સાથે મુસલમાનોનો કોઈ જાન, માલ અથવા શાંતિનો કરાર થઈ જાય તે કાફિરોનો માલ તો દેખીતું છે કે મુસલમાનો માટે હલાલ નથી પરંતુ જે કાફિરોની ન તો મુસલમાનોના માથે જવાબદારી છે અને ન જ તેમની સાથે કોઈ કરાર થયો છે જેને ફુક્હાની પરિભાષામાં "કાફિર હરબી" કહેવામાં આવે છે તેમનો માલ મુસલમાનો માટે مُبَاحُ الْاَصْلُ اَشْیَاءُ (મબાહુલ અસલ અશ્યાઅ્)ની જેમ હલાલ છે, પછી હારૂન (અલૈ.)એ તેને وِزْر (વિઝ્ર) અને ગુનોહ કઈ રીતે ઠરાવ્યો અને તેમના કબ્જામાંથી તેને કાઢીને ખાડામાં નાંખવાનો કેમ હુકમ આપ્યો? તેનો એક જવાબ તો એ મશ્હૂર છે જે સામાન્ય મુફસ્સિરોએ લખ્યો છે કે હરબી કાફિરોનો માલ લેવો જો કે મુસલમાનો માટે જાઈઝ છે પરંતુ તે માલ "માલે ગનીમત"ના હુકમમાં છે અને માલે ગનીમતનો કાયદો શરીઅતે ઈસ્લામ પહેલાં એ હતો કે કાફિરોના કબ્જામાંથી કાઢી લેવો તો તે જાઈઝ હતો પરંતુ મુસલમાનો માટે તેનો ઉપયોગ કરવો અને તેનાથી લાભ ઉઠાવવો હલાલ ન હતો, બલકે માલે ગનીમતમાં જમા કરીને કોઈ ટેકરી વગેરે ઉપર મૂકી દેવામાં આવતો હતો અને આસમાની આગ (વીજળી વગેરે) આવીને તેને ખાઈ જતી હતી, આ જ નિશાની તે જિહાદ કબૂલ થવાની હતી અને જે માલે ગનીમતને આસમાની આગ ખાતી ન

હતી તે એ બાબતની નિશાની હતી કે આ જિહાદ કબૂલ થયો નથી, એટલા માટે તે માલને પણ મનહૂસ સમજવામાં આવતો હતો આથી તે માલ પાસે પણ કોઈ જતું ન હતું, રસૂલે કરીમ ﷺની શરીઅતમાં જે ખાસ–ખાસ છૂટછાટો અને સહૂલતો આપવામાં આવી છે તેમાંથી એક એ પણ છે કે ગનીમતના માલને મુસલમાનો માટે હલાલ કરી દેવામાં આવ્યો જેમકે સહીહ મુસ્લિમની હદીષમાં તેની સ્પષ્ટતા આવી છે.

આ કાયદાના આધારે બની ઈસ્રાઈલના કબ્જામાં આવેલો માલ કે જે તેમણે ફિરઔનની કોમ પાસેથી લીધો હતો તે માલે ગનીમતના હુકમમાં ઠરાવવામાં આવે તો પણ તેનો ઉપયોગ કરવો તેમના માટે જાઈઝ ન હતો, એ જ કારણે તે માલને "અવઝાર"ના શબ્દથી ઓળખાવવામાં આવ્યો અને હઝરત હારૂન (અલૈ.)ના હુકમથી તેને એક ખાડામાં નાંખી દેવામાં આવ્યો.

**ખુલાસો :**

પરંતુ ફિક્હી દૃષ્ટિએ આ બાબતની જે તહકીક ઈમામ મુહમ્મદ (રહ.)ની કિતાબ سِيَرُ (સિયર) અને તેની શરહ "સરખસી"માં વર્ણન કરવામાં આવી છે જે ખૂબ મહત્ત્વની અને સચોટ લાગે છે, તે એ કે કાફિર હરબીનો માલ પણ દરેક પરિસ્થિતિમાં માલે ગનીમત નથી હોતો બલકે, તેની શરત એ છે કે તે બાકાયદા જિહાદ અને પવિત્ર યુદ્ધ દ્વારા તલવારના જોરે તેમની પાસેથી પ્રાપ્ત કરવામાં આવ્યો હોય એટલા માટે "શર્હે સિયર"માં مُغَالَبَةُ بِالْمُحَارَبَةُ (મુગાલબા બિલ્મુહારબા–પવિત્ર યુદ્ધ દ્વારા વિજય)ની શરત ઠરાવવામાં આવી છે અને કાફિર હરબીનો જે માલ જિહાદ દ્વારા પ્રાપ્ત ન થયો હોય તે માલે ગનીમત નથી, બલકે તે فَيْئ (ફઈ) કહેવાય છે પરંતુ તેના હલાલ હોવામાં તે કાફિરોની પરવાનગી અને રજામંદી શરત છે, જેમકે કોઈ ઈસ્લામી હુકૂમત તેમના ઉપર ટેક્ષ નાંખે અને તેનાથી રાજી થઈને તે ટેક્ષ આપી દે તો જો કે આ કોઈ જિહાદ અથવા યુદ્ધ દ્વારા પ્રાપ્ત થયેલ માલ નથી પરંતુ તેમની મરજીથી આપેલો માલ છે આથી તે "ફઈ"ના માલના હુકમમાં આવે છે આથી તે પણ હલાલ છે.

અત્રે ફિરઔનની કોમ પાસેથી લીધેલા ઘરેણાઓ આ બંને પ્રકારોમાં સામેલ નથી, કારણ કે એ તેમની પાસેથી વાપરવા માટે લેવામાં આવ્યા હતા, તે તેમને માલિક બનાવીને આપવા માટે રાજી ન હતા કે જેથી તેમનો માલ "ફઈ"

કહેવામાં આવે અને કોઈ જિહાદ અથવા પવિત્ર યુદ્ધ તો ત્યાં થયું જ નથી કે તેને ગનીમતના માલમાં ગણવામાં આવે એટલા માટે શરીઅતે ઈસ્લામની રૂએ પણ આ માલ તેમના માટે હલાલ ન હતો.

હિજરતની ઘટનામાં રસૂલે કરીમ ﷺએ જ્યારે મદીના તય્યિબહ જવાનો ઈરાદો કરી લીધો અને આપની પાસે અરબના કાફિરોની ઘણી બધી અમાનતો મૂકેલી હતી, કારણ કે સમગ્ર અરબ રસૂલે કરીમ ﷺ અમાનતદાર હોવાનો વિશ્વાસ રાખતા હતા અને તેમને ''અમીન'' (અમાનતદાર– પ્રમાણિક)ના શબ્દથી સંબોધન કરતા હતા. રસૂલે કરીમ ﷺએ તેમની અમાનતો પરત આપવા માટે એટલી કાળજી રાખી કે તે અમાનતો હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુને સોંપીને તેમની પાછળ છોડી ગયા અને હુકમ આપ્યો કે જેમની–જેમની અમાનતો છે તેમને પરત આપવામાં આવે અને તેનાથી ફારેગ થઈને હિજરત કરે. આ માલને રસૂલે કરીમ ﷺએ માલે ગનીમત હેઠળ હલાલ ઠરાવ્યો ન હતો નહિતર તે મુસલમાનોનો હક હોત, કાફિરોને પરત કરવાનો કોઈ પ્રશ્ન જ ઉપસ્થિત ન થયો હોત. વલ્લાહુ અઅ્લમુ.

فَقَذَفْنٰهَا (ફકઝફ્નાહા) એટલે કે, અમે આ ઘરેણાઓને ફેંકી દીધા. ઉપરોક્ત વર્ણવેલ હદીષે ફુતૂનની રૂએ આ કાર્ય હઝરત હારૂન (અલૈ.)ના હુકમથી કર્યું અને અમુક રિવાયતોમાં છે કે સામિરીએ તેમને બહેકાવીને ઘરેણા ખાડામાં નખાવી દીધા અને બંને વાતો ભેગી થઈ ગઈ હોય એ પણ શક્ય છે.

فَكَذٰلِكَ اَلْقَى السَّامِرِيُّ ઉપરોક્ત હદીષે ફુતૂનમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી જાણ થાય છે કે હઝરત હારૂન (અલૈ.)એ જ્યારે બની ઈસ્રાઈલના બધા ઘરેણા ખાડામાં નંખાવી દીધા અને તેમાં આગ સળગાવી દીધી કે બધા ઘરેણાઓ પીગળીને એક થઈ જાય, પછી હઝરત મૂસા (અલૈ.) આવ્યા પછી તેનું શું કરવું તે નક્કી કરવામાં આવે, જ્યારે બધા લોકો પોત–પોતાના ઘરેણા તેમાં નાંખી ચૂક્યા તો સામિરી પણ પોતાની બંધ મુઠ્ઠી લઈને આવ્યો, હઝરત હારૂન (અલૈ.)ને કહ્યું કે હું પણ નાંખું છું. હઝરત હારૂન (અલૈ.) એવું સમજ્યા કે તેના હાથમાં પણ કોઈ ઘરેણા હશે માટે એવું કહ્યું કે નાંખી દો, તો સામિરીએ હારૂન (અલૈ.)ને કહ્યું કે હું જ્યારે નાંખુ ત્યારે એ દુઆ કરો કે હું જે કંઈ ઇચ્છું છું તે ઇચ્છા પૂરી થઈ જાય. હઝરત હારૂન (અલૈ.)ને તેના નિફાક અને

કુફ્રની જાણ ન હતી, તેમણે એ પ્રમાણે દુઆ કરી. હવે જ્યારે તેણે પોતાના હાથમાં હતું તે નાંખ્યું તો તે ઘરેણાના બદલે માટી હતી જેને તેણે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)ના ઘોડાના પગ નીચેથી ક્યાંક એ વિસ્મયકારી ઘટના જોઈને ઉઠાવી લીધી હતી કે જે જગ્યાએ તેના કદમ પડે છે ત્યાંની માટીમાં જિંદગીના ચિહ્નો ઉપસ્થિત થઈ જાય છે જેનાથી તે સમજ્યો કે આ માટીમાં જીવનના ચિહ્નો અને અસર રહી છે અને શયતાને તેને એ બાબત ઉપર ઉશ્કેર્યો કે તેના દ્વારા એક વાછરડો જીવીત કરીને બતાવી દે, જો કે તે આ માટીનો પોતાનો પ્રભાવ હોય અથવા હઝરત હારૂન (અલૈ.)ની દુઆની અસર હોય કે આ પીગળેલા સોના–ચાંદીના જથ્થામાં તે માટી નાંખી અને હારૂન (અલૈ.)એ દુઆ કરી તે સાથે જ એક વાછરડું જીવીત થઈને બોલવા લાગ્યું, જે રિવાયતોમાં આવ્યું છે કે સામિરીએ જ બની ઈસ્રાઈલના ઘરેણાઓ એક ખાડામાં નાંખવાની સલાહ આપી હતી, તેમાં પણ એવું છે કે તેણે ઘરેણાઓને પીગળાવીને એક વાછરડાની મૂર્તિ તૈયાર કરી લીધી હતી પરંતુ તેમાં જીવનના કોઈ ચિહ્નો ન હતા, પછી આ જિબ્રઈલ (અલૈ.)ના પગલાંના નિશાનની માટી નાંખ્યા પછી તેમાં જીવનના ચિહ્નો પેદા થઈ ગયા. (આ બધી રિવાયતો તફસીરે કુર્તુબી વગેરેમાં ઉપસ્થિત છે અને દેખીતું છે કે આ ઈસ્રાઈલી રિવાયતો છે જેના ઉપર કોઈ ભરોસો કરી શકાતો નથી પરંતુ તેને જૂઠી કહેવાની પણ કોઈ દલીલ મોજૂદ નથી).

فَاَخْرَجَ لَهُمْ عِجْلًا جَسَدًا لَّهٗ خُوَارٌ એટલે કે, સામિરીએ કાઢી લીધું તે ઘરેણામાંથી એક વાછરડાનું શરીર જેમાં ગાયનો અવાજ હતો. શબ્દ جَسَدًا (જસદન)ને અમુક તફસીરકારોએ ફરમાવ્યું છે કે આ માત્ર એક جَسَدُ (જસદ) એટલે કે શરીર હતું, તેમાં જીવન ન હતું અને અવાજ પણ એક ખાસ લક્ષણના કારણે તેમાંથી નીકળતો હતો. સામાન્ય તફસીરકારોનું નિવેદન એ જ છે જે ઉપર વર્ણન કરવામાં આવ્યું છે કે તેમાં જિંદગીના ચિહ્નો હતા.

فَقَالُوْا هٰذَآ اِلٰهُكُمْ وَاِلٰهُ مُوْسٰى فَنَسِىَ એટલે કે, સામિરી અને તેના મિત્રો આ વાછરડાને બોલતો જોઈને અન્ય બની ઈસ્રાઈલને કહેવા લાગ્યા કે આ જ તમારો અને મૂસા (અલૈ.)નો ખુદા છે, મૂસા (અલૈ.) ભૂલી ભટકીને ક્યાંક અન્યત્ર ચાલ્યા ગયા છે. અહીંયાં સુધી કે બની ઈસ્રાઈલે તે મજબૂરીનું બહાનું કાઢ્યું હતું જે તેમણે મૂસા (અલૈ.)ના ક્રોધિત થવાના સમયે કાઢ્યું હતું. ત્યાર પછી

اَفَلَا يَرَوْنَ اَلَّا يَرْجِعُ اِلَيْهِمْ قَوْلًا ۙ وَّلَا يَمْلِكُ لَهُمْ ضَرًّا وَّلَا نَفْعًاના તેમની મૂર્ખામી અને ગુમરાહીનું વર્ણન ફરમાવ્યું કે જો આ ખરેખર એક જીવંત વાછરડું જ બની ગયું હોય અને ગાયની જેમ બોલવા લાગ્યું હોય તો પણ અક્કલના દુશ્મનો એ તો સમજો કે ખુદાઈનો તેની સાથે શું સંબંધ ! જ્યારે કે ન તો તે તમારી કોઈ વાતનો જવાબ આપી શકે છે અને ન જ તમને કોઈ લાભ અથવા નુકસાન પહોંચાડી શકે છે તો તેને ખુદા માનવાની મૂર્ખામી કઈ રીતે યોગ્ય છે !?

———————————

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૯૦ થી ૯૪)

وَلَقَدْ قَالَ لَهُمْ هٰرُوْنُ مِنْ قَبْلُ يٰقَوْمِ اِنَّمَا فُتِنْتُمْ بِهٖ ۚ وَاِنَّ رَبَّكُمُ الرَّحْمٰنُ
فَاتَّبِعُوْنِيْ وَاَطِيْعُوْٓا اَمْرِيْ ۝٩٠ قَالُوْا لَنْ نَّبْرَحَ عَلَيْهِ عٰكِفِيْنَ حَتّٰى يَرْجِعَ اِلَيْنَا مُوْسٰى ۝٩١
قَالَ يٰهٰرُوْنُ مَا مَنَعَكَ اِذْ رَاَيْتَهُمْ ضَلُّوْٓا ۝٩٢ اَلَّا تَتَّبِعَنِ ۭ اَفَعَصَيْتَ اَمْرِيْ ۝٩٣ قَالَ
يَبْنَؤُمَّ لَا تَاْخُذْ بِلِحْيَتِيْ وَلَا بِرَاْسِيْ ۚ اِنِّيْ خَشِيْتُ اَنْ تَقُوْلَ فَرَّقْتَ بَيْنَ بَنِيْٓ
اِسْرَاۗءِيْلَ وَلَمْ تَرْقُبْ قَوْلِيْ ۝٩٤

## તરજુમો :

*અને તેમને હારૂન (અલૈ.)એ પહેલેથી કહ્યું હતું, હે કોમ ! વાત એ જ છે કે તમે આ વાછરડાથી ભટકી ગયા (ફિત્નામાં પડયા) અને તમારો પરવરદિગાર તો રહમાન છે, બસ મારા માર્ગે ચાલો અને મારી વાત માનો. (૯૦) બોલ્યા, અમે બરાબર એના જ ઉપર અડેલા રહીશું જ્યાં સુધી અમારી પાસે મૂસા (અલૈ.) પાછા ન આવે. (૯૧) (મૂસા અલૈ.એ) કહ્યું, હે હારૂન ! કઈ વસ્તુએ તમને અટકાવ્યા જ્યારે તમે જોયું હતું કે તેઓ ભટકી ગયા ? (૯૨) કે તમે મારી પાછળ ન આવ્યા ? શું તમે મારો હુકમ રદ કર્યો ? (૯૩) તેઓ બોલ્યા, ઓ મારા માડીજાયા ! મારી દાઢી ન પકડો અને ન જ માથું, હું ડર્યો કે તમે કહેશો કે બની ઈસ્રાઈલમાં ફૂટ નાંખી દીધી અને મારી વાત યાદ ન રાખી. (૯૪)*

## તફસીર :

અને તે લોકોને હારૂન (અલૈ.)એ (હઝરત મૂસા અલૈ.ના પાછા આવવાથી) પહેલાં પણ કહ્યું હતું કે હે મારી કોમ ! તમે એ(વાછરડા)ના કારણે ગુમરાહીમાં ફસાઈ ગયા છો (એટલે કે તેની પૂજા કોઈપણ રીતે યોગ્ય નથી હોઈ શકતી આ ઉઘાડી ગુમરાહી છે) અને તમારો (સાચો) પરવરદિગાર રહમાન છે (ન કે આ વાછરડું) બસ, તમે (દીન વિશે) મારા માર્ગ ઉપર ચાલો અને (તે વિશે) મારું કહ્યું માનો (એટલે કે મારા સૂચનો અને હુકમોનું અનુસરણ કરો) તેમણે જવાબ આપ્યો કે અમે તો જ્યાં સુધી મૂસા (અલૈ.) પાછા (વળીને) આવે તે(ની પૂજા) ઉપર બરાબર અડીને બેસી રહીશું (મતલબ કે હારૂન અલૈ.નું કહેવું ન માન્યું હતું એટલે સુધી કે હઝરત મૂસા અલૈ. પણ આવી ગયા અને પ્રથમ કોમને સંબોધન કર્યું જે ઉપર આવી ચૂક્યું છે ત્યારબાદ તેમણે હઝરત હારૂન અલૈ. તરફ ધ્યાન આપ્યું અને) કહ્યું, હે હારૂન ! જ્યારે તમે (તેમનું આ કૃત્ય) જોયું હતું કે આ (બિલકુલ) ગુમરાહ થઈ ગયા (અને બોધપાઠ પણ ન સાંભળ્યો) તો (તે સમયે) તમને મારી પાસે ચાલી આવવાથી કઈ બાબતે અટકાવી રાખ્યા હતા ? (એટલે કે તે વખતે મારી પાસે ચાલ્યા આવવું જોઈતું હતું જેથી તે લોકોને ઔર વધારે વિશ્વાસ થઈ ગયો હોત કે તમે તેમની આ પ્રવૃત્તિને ખૂબ નાપસંદ કરો છો અને વળી આવા બાગીઓથી સંબંધ વિચ્છેદ કરવો જેટલી હદે હોઈ શકે ઉત્તમ છે) બસ, શું તમે મારા કહેવાથી વિરુદ્ધ કર્યું ? (કે મેં કહ્યું હતું لَا تَتَّبِعْ سَبِيْلَ الْمُفْسِدِيْنَ જેમકે નવમાં સિપારામાં છે જેનો અર્થ એ છે કે તમે ફસાદખોરોના માર્ગનું અનુસરણ ન કરો જેના સામાન્યપણામાં એ પણ સામેલ છે કે ફસાદખોરોની સાથે સંબંધ ન રાખો અને તે બધાથી અલગ થઈ જાઓ) હારૂન (અલૈ.)એ કહ્યું કે હે મારા માડીજાયા (એટલે કે મારા ભાઈ) ! તમે મારી દાઢી ન પકડો અને ન જ માથું (એટલે કે વાળ) પકડો (અને મારી મજબૂરી સાંભળી લો, મારું તમારી પાસે ન આવવાનું કારણ એ હતું કે) મને તો એ સંદેહ થઈ ગયો કે (જો હું તમારી તરફ ચાલ્યો આવ્યો તો મારી સાથે તે લોકો પણ આવશે જે વાછરડાની પૂજાથી અલગ રહ્યા તો બની ઈસ્રાઈલના સમૂહમાં બે ટૂકડા થઈ જશે કારણ કે વાછરડાની પૂજાને બુરું સમજનારા મારી સાથે થશે અને બીજા લોકો તેની ઈબાદત ઉપર જ અડેલા રહેશે અને આવી પરિસ્થિતિમાં) તમે કહેવા લાગો કે તમે બની ઈસ્રાઈલ

વચ્ચે ફાટફૂટ નાંખી દીધી (જે લગભગ તેમની સાથે ન રહેવાથી વધારે નુકસાનકારક હોત કે ફસાદખોરો ખાલી મેદાન જોઈ નિર્ભય થઈ ફસાદમાં પ્રગતિ કરી ગયા હોત) અને તમે મારી વાતનું ધ્યાન ન રાખ્યું (કે મેં કહ્યું હતું, اَصْلِحْ "અસ્લિહ" એટલે કે આવા સ્વરૂપમાં તમે મારા ઉપર આક્ષેપ કર્યો હોત કે મેં તમને સુધારણા કરવાનો હુકમ આપ્યો હતો અને તમે બની ઈસ્રાઈલમાં વિખવાદ નાંખીને ફસાદ ઊભી કરી દીધી ?)

## મસ્અલા અને બોધપાઠ :

બની ઈસ્રાઈલમાં વાછરડાની પૂજાનો ફિત્નો ફૂટી પડ્યો ત્યારે હઝરત હારૂન (અલૈ.)એ હઝરત મૂસા (અલૈ.)ની ખિલાફત અને નાયબગીરીનો હક અદા કરીને કોમને સમજાવી પરંતુ જેમકે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે તેમનામાં ત્રણ જૂથો પડી ગયા, એક વર્ગ તો હઝરત હારૂન (અલૈ.) સાથે રહ્યો, તેમનું અનુસરણ કર્યું અને તેમણે વાછરડાની પૂજા કરવાને ગુમરાહી સમજી, તેમની સંખ્યા બાર હજારની બતાવવામાં આવે છે. (કઝા ફિલ કુર્તુબી) બાકીના બે જૂથ વાછરડાની પૂજામાં તો સામેલ થઈ ગયા ફરક એટલો રહ્યો કે તે બંનેમાંથી એક જૂથે એ સ્વીકાર કર્યો કે હઝરત મૂસા (અલૈ.) પાછા આવીને તેનાથી અટકાવશે તો અમે વાછરડાની પૂજા છોડી દઈશું, બીજું જૂથ એટલું પાકું હતું કે તેમનો વિશ્વાસ એ હતો કે મૂસા (અલૈ.) પણ પાછા આવીને તેને જ મઅ્બૂદ બનાવી દેશે અને અમે કોઈ પણ હાલતમાં આ તરીકો છોડવાના નથી. જ્યારે આ બંને પક્ષોનો આવો જવાબ હઝરત હારૂન (અલૈ.)એ સાંભળ્યો કે હઝરત મૂસા (અલૈ.)ના પાછા આવવા સુધી તેઓ વાછરડાની પૂજા કરવા ઉપર જ અડેલા રહેશે ત્યારે હઝરત હારૂન (અલૈ.) પોતાની આજ્ઞાનું પાલન કરનાર બાર હજાર સાથીઓને લઈને તેમનાથી અલગ તો થઈ ગયા પરંતુ રહેવા–સહેવા વગેરેનું સ્થળ તે જ હતું તેમાં તેમની સાથે સામેલ રહ્યા.

હઝરત મૂસા (અલૈ.)એ પાછા આવીને પ્રથમ તો બની ઈસ્રાઈલને એ સંબોધન કર્યું જે પાછલી આયતોમાં વર્ણન થઈ ચૂક્યું છે, પછી પોતાના નાયબ હઝરત હારૂન (અલૈ.) તરફ ધ્યાન આપી તેમના ઉપર ખૂબ ક્રોધ અને નારાજગી દર્શાવી, તેમની દાઢી અને માથાના વાળ પકડી લીધા અને કહ્યું કે જ્યારે તે બની

ઈસ્રાઈલને તમે જોઈ લીધા કે ઉઘાડી ગુમરાહી, શિર્ક તથા કુફ્રમાં સંડોવાઈને ગુમરાહ થઈ ગયા તો તમે મારું અનુસરણ કેમ ન કર્યું ? મારા હુકમનો ભંગ કેમ કર્યો ?

مَا مَنَعَكَ اِذْ رَاَيْتَهُمْ ضَلُّوْٓا اَلَّا تَتَّبِعَنِ ط આ સ્થળે મૂસા (અલૈ.)નો ઈરશાદ કે તમને મારી اتباع ઈત્તિબાઅ્ (અનુસરણ) કરવાથી કઈ વસ્તુએ અટકાવ્યા ? આ اتباع (ઈત્તિબાઅ્)નો ભાવાર્થ તો એ જ છે જે તફસીરના ખુલાસામાં અપનાવવામાં આવ્યો છે કે "ઈત્તિબાઅ્–અનુસરણ"નો ભાવાર્થ હઝરત મૂસા (અલૈ.) સાથે તૂર ઉપર ચાલ્યા જવાનો છે અને અમુક વિવરણકારોએ "ઈત્તિબાઅ્"નો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે જ્યારે આ લોકો ગુમરાહ થઈ ગયા તો તમે તેમનો મુકાબલો કેમ ન કર્યો ? કારણ કે મારી ઉપસ્થિતિમાં આવું થયું હોત તો મેં અવશ્ય આ કુફ્ર અને શિર્ક ઉપર અડગ રહેનારાઓની સામે જિહાદ અને યુદ્ધ કર્યું હોત, તમે એવું કેમ ન કર્યું ? બંને સ્વરૂપોમાં હઝરત મૂસા (અલૈ.) તરફથી હઝરત હારૂન (અલૈ.) ઉપર એ આક્ષેપ હતો કે આવી ગુમરાહીના સ્વરૂપમાં યા તો તેમની સાથે યુદ્ધ અને જિહાદ કરવામાં આવ્યો હોત અથવા તો પછી તેમનાથી અલગતા અને જુદાઈ અપનાવીને મારી પાસે ચાલ્યા આવ્યા હોત, તેમની સાથે રહેવું અને વસવું હઝરત મૂસા (અલૈ.) સમીપ તેમની ભૂલ અને ગલતી હતી. હઝરત હારૂન (અલૈ.)એ આ મા'મલામાં સંપૂર્ણ અદબ, શિસ્ત તથા સભ્યતાની સાથે હઝરત મૂસા (અલૈ.)ને શાંત કરવા માટે સંબોધન કર્યું, يَـا ابْنَ اُمَّ (યબ્ન ઉમ્મ) "હે માડીજાયા !" આ શબ્દોનો અર્થ "હે મારી માંના પુત્ર" થાય છે. આ સંબોધનમાં એક ખાસ ઈશારો કઠોર રીતે વર્તન ન કરવા વિશેનો હતો કે હું તમારો ભાઈ જ છું, કોઈ વિરોધી નથી એટલા માટે તમે મારી મજબૂરી સાંભળો અને પછી મજબૂરી એ વર્ણન કરી કે મને એ ડર પેદા થઈ ગયો હતો કે જો હું તે લોકોનો મુકાબલો અથવા યુદ્ધ કરવા વિશે તમારા આવતા પહેલાં કોઈ કાર્ય કરું અગર તેમને છોડીને પોતે બાર હજાર બની ઈસ્રાઈલની સાથે ચાલ્યો આવું તો બની ઈસ્રાઈલમાં વર્ગવિગ્રહ પેદા થઈ જશે અને તમે નીકળતી વખતે મને આ સૂચના આપી હતી اُخْـلُـفْـنِـىْ فِـىْ قَـوْمِىْ وَاَصْلِحْ (૭:૧૪૨) તેમાં તે સુધારણાનો તકાદો એ સમજ્યો હતો કે તેમનામાં વિખવાદ પેદા ન થવા દઉં (શક્ય છે કે તમારા પાછા આવ્યા પછી એ બધા જ સમજી જાય તથા ઈમાન અને તવહીદ

ઉપર પાછા આવી જાય) તથા કુર્આને કરીમમાં બીજા સ્થળે હઝરત હારૂન (અલૈ.)ના ઉજરમાં આ નિવેદન પણ છે, اِنَّ الۡقَوۡمَ اسۡتَضۡعَفُوۡنِىۡ وَكَادُوۡا يَقۡتُلُوۡنَنِىۡ (૭:૧૫૦) એટલે કે બની ઈસ્રાઈલની કોમે મને કમજોર અને અશક્ત સમજ્યો કારણ કે મારા સાથી અન્યોના મુકાબલામાં ઘણા થોડા હતા એટલા માટે શક્ય હતું કે તેઓ મને કત્લ કરી નાંખે.

હઝરત હારૂન (અલૈ.)એ પોતાના ઉપરના આરોપનો ખુલાસો એ કર્યો કે હું તેમની ગુમરાહીનો સાથી ન હતો જેટલું તેમને સમજાવવું અને સીધા માર્ગ ઉપર રાખવું મારા કાબૂમાં હતું તે મેં પૂરું કર્યું, આ લોકોએ મારી વાત ન માની અને મારી હત્યા કરવા તૈયાર થઈ ગયા. આવી પરિસ્થિતિમાં તેમની સાથે યુદ્ધ કર્યું હોત અથવા તેમને છોડીને તમારી પાસે આવી જવાનો ઈરાદો કર્યો હોત તો માત્ર આ બાર હજાર બની ઈસ્રાઈલ મારી સાથે હોત, બાકી બધા યુદ્ધ અને મુકાબલા માટે આવી ગયા હોત અને પરસ્પર ખૂનામરકી થઈ ગઈ હોત, મેં તેનાથી બચવા માટે તમારા પરત આવતા સુધી અમુક પ્રકારનું હળવું વલણ અપનાવ્યું. હઝરત મૂસા (અલૈ.)એ આ ખુલાસો સાંભળીને હઝરત હારૂન (અલૈ.)ને છોડી દીધા અને ફસાદના મૂળ કર્તાધર્તા સામિરીની ખબર લીધી. કુર્આનમાં તેનું ક્યાંય વર્ણન નથી કે હઝરત મૂસા (અલૈ.)એ હઝરત હારૂન (અલૈ.)ના અભિપ્રાયને સાચો માની લીધો અથવા માત્ર તેમની ઈજ્તિહાદી ખતા સમજીને તેમને છોડી દીધા.

## બે પયગમ્બરોમાં ભિન્ન પ્રકારના અભિપ્રાય અને બંનેનું સત્ય હોવું :

આ ઘટનામાં હઝરત મૂસા (અલૈ.)નો અભિપ્રાય ઈજ્તિહાદની રૂએ એ હતો કે આવી હાલતમાં હઝરત હારૂન (અલૈ.) અને તેમના સાથીઓએ આ મુશ્રિક કોમની સાથે રહેવું જોઈતું ન હતું, તેમને છોડીને હઝરત મૂસા (અલૈ.)ની પાસે આવી ગયા હોત જેનાથી તેમની આ પ્રવૃત્તિથી સંપૂર્ણ અલગાવની જાહેરાત થઈ ગઈ હોત.

હઝરત હારૂન (અલૈ.)નો અભિપ્રાય પોતાના ઈજ્તિહાદની રૂએ એ હતો કે જો એવું કરવામાં આવ્યું હોત તો હંમેશા માટે બની ઈસ્રાઈલના ટૂકડા થઈ જશે અને વર્ગવિગ્રહ સ્થાપિત થઈ જશે, તેમની સુધારણાની સંભાવના મોજૂદ હતી કે હઝરત મૂસા (અલૈ.) પરત આવીને તેમના પ્રભાવથી ફરી આ સૌને ઈમાન અને

તવહીદ તરફ પાછા વાળી લાવશે એટલા માટે અમુક દિવસો માટે તેમની સાથે હળવી અને થોભ્મો તથા રાહ જોવાની નીતિ તેમની સુધારણાની આશાએ પસંદ કરી. બંનેનો મકસદ અલ્લાહ તઆલાના હુકમોનું પાલન ઈમાન અને તવહીદ ઉપર લોકોને કાયમ કરવાનું હતું પરંતુ એક પયગમ્બરે તેમનાથી અલગાવ અને સંબંધ વિચ્છેદને યોગ્ય સમજ્યું અને બીજા પયગમ્બરે તેમની સુધારણાની આશા સુધી તેમની સાથે હળવા અને નમ્રતાથી વર્તાવ કરવાને આવા હેતુ માટે લાભકારક સમજ્યો. બંને બાજુ બુદ્ધિ, સમજદારી, ચિંતન, દિર્ઘદષ્ટિ તથા શુભ હેતુ રહ્યો છે, બંનેમાંથી કોઈ ભૂલમાં હોવાનું કહેવું સરળ નથી. ઉમ્મતના મુજ્તહિદોના ઈજ્તિહાદી વિરોધી અભિપ્રાયો મોટે ભાગે આ જ પ્રમાણે હોય છે, તેમનામાં કોઈને ગુનેહગાર અથવા નાફરમાન કહી શકાય નહીં, રહી વાત હઝરત મૂસા (અલૈ.)નો હારૂન (અલૈ.)ના બાલ પકડવાનો મા'મલો તો એ દીનના મા'મલામાં અલ્લાહ તઆલા માટે મક્કમ અને મજબૂતીથી વળગી રહેવાની અસર હતી કે પરિસ્થિતિની તહકીક પહેલાં તેમણે હઝત હારૂન (અલૈ.)ને એક સ્પષ્ટ ભૂલ ઉપર સમજ્યા અને જ્યારે તેમનો ખુલાસો જાણી લીધો તો પછી પોતાના માટે અને તેમના માટે મા'ફીની દુઆ કરી.

————————

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૯૫ થી ૯૮)

قَالَ فَمَا خَطْبُكَ يٰسَامِرِيُّ ﴿٩٥﴾ قَالَ بَصُرْتُ بِمَا لَمْ يَبْصُرُوْا بِهٖ فَقَبَضْتُ قَبْضَةً
مِّنْ اَثَرِ الرَّسُوْلِ فَنَبَذْتُهَا وَكَذٰلِكَ سَوَّلَتْ لِيْ نَفْسِيْ ﴿٩٦﴾ قَالَ فَاذْهَبْ فَاِنَّ
لَكَ فِي الْحَيٰوةِ اَنْ تَقُوْلَ لَا مِسَاسَ ۠ وَاِنَّ لَكَ مَوْعِدًا لَّنْ تُخْلَفَهٗ ۚ وَانْظُرْ اِلٰٓى
اِلٰهِكَ الَّذِيْ ظَلْتَ عَلَيْهِ عَاكِفًا ؕ لَنُحَرِّقَنَّهٗ ثُمَّ لَنَنْسِفَنَّهٗ فِي الْيَمِّ نَسْفًا ﴿٩٧﴾ اِنَّمَآ
اِلٰهُكُمُ اللّٰهُ الَّذِيْ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ وَسِعَ كُلَّ شَيْءٍ عِلْمًا ﴿٩٨﴾

**તરજુમો :**

*(મૂસા અલૈ.એ) કહ્યું, હવે તારી શું હકીકત છે હે સામિરી ? (૯૫) બોલ્યો,*

*મેં તે જોઈ લીધું જે અન્યોએ નથી જોયું, પછી મેં એક મુઠ્ઠી તે સંદેશાવાહક (ફરિશ્તા)ના પગ નીચેથી ભરી લીધી, પછી મેં તે જ (પીગળાવેલા ઘરેણામાં) નાંખી દીધી અને મારા નફ્સે મને એવી જ સલાહ આપી. (૯૬) (મૂસા અલૈ.એ) કહ્યું, દૂર થા ! તારા માટે જિંદગીભર તો એટલી સજા છે કે તું કહ્યા કરે, મને અડકશો નહીં; અને તારા માટે એક વાયદો છે તે કદાપિ તારાથી ટળશે થશે નહીં અને પોતાના મઅ્બૂદને જો જેના ઉપર તું સદા સમર્પિત (અડી બેઠો) રહેતો હતો, અમે તેને (વાછરડાને) સળગાવી દઈશું, પછી દરિયામાં ઉડાવીને વિખેરી દઈશું. (૯૭) તમારો મઅ્બૂદ તો તે જ અલ્લાહ છે જેના સિવાય કોઈની બંદગી નથી, બધી જ વસ્તુઓ તેના જ્ઞાનમાં સમાયેલી છે. (૯૮)*

## તફસીર :

(પછી સામિરી તરફ ધ્યાન આપ્યું અને તેને હઝરત મૂસા અલૈ.એ) કહ્યું કે હે સામિરી ! તારો શું મા'મલો છે ? (એટલે કે તેં આવી પ્રવૃત્તિ કેમ કરી ?) તેણે કહ્યું કે મને એવી વસ્તુ દેખાઈ હતી જે અન્યોને દેખાઈ ન હતી (એટલે કે હઝરત જિબ્રઈલ અલૈ. ઘોડા ઉપર ચઢતાં જે દિવસે દરિયાની પાર ઊતર્યા જે કદાચ મો'મિનોની મદદ કરવા અને કાફિરોને હલાક કરવા માટેની મસ્લિહતથી આવ્યા હશે અને તબરીના ઈતિહાસમાં સુદ્દીની સનદ દ્વારા એ નકલ કરવામાં આવ્યું છે કે હઝરત જિબ્રઈલ અલૈ. હઝરત મૂસા અલૈ. પાસે એ હુકમ લઈને ઘોડા ઉપર સવાર થઈને આવ્યા હતા કે તમે તૂર ઉપર જાઓ અને તે સમયે સામિરીએ જોયું હતું) પછી મેં તે સંદેશાવાહક (અલ્લાહના ફરિશ્તાની સવારી)ના પગના નિશાનની એક મુઠ્ઠી (માટી) ઉઠાવી લીધી હતી (અને આ વાત આપમેળે મારા દિલમાં આવી કે તેમાં જીવનના ચિહ્નો હશે જે વસ્તુમાં નાંખવામાં આવશે તેમાં જીવન પેદા થઈ જશે) બસ, મેં તે મુઠ્ઠી (માટી તે વાછરડાના પૂતળાની અંદર) નાંખી દીધી અને મારા જીવે એ જ વાત પસંદ કરી; તેમણે (એટલે કે હઝરત મૂસા અલૈ.એ) કહ્યું, તો બસ દૂર હટ ! તારા માટે આ (દુનિયવી) જિંદગીમાં એ સજા (નક્કી કરવામાં આવી) છે કે તું એવું કહેતો ફરીશ કે મને કોઈ હાથ ન લગાવશો અને તારા માટે (આ સજા ઉપરાંત) એક અન્ય વાયદો (અલ્લાહ તઆલાના અઝાબનો) છે જે તારાથી ટળવાનો નથી (એટલે કે આખિરતમાં અઝાબ થશે તે

જુદો !) અને તું તારા તે (જૂઠા) મઅ્બૂદને જો જેની (ઈબાદત) ઉપર તું અડીને બેઠો હતો (જોઈ લે !) અમે તેને સળગાવી દઈએ છીએ પછી તે(ની રાખ)ને દરિયામાં વિખેરીને વહાવી દઈશું (જેથી તેનું નામોનિશાન ન રહે) બસ, તમારો (સાચો) મઅ્બૂદ તો માત્ર અલ્લાહ જ છે તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી, તેણે (પોતાના) જ્ઞાનમાં બધી વસ્તુઓને સમાવી રાખી છે.

## મસ્અલા અને બોધપાઠ :

بَصُرْتُ بِمَا لَمْ يَبْصُرُوْابِهٖ (એટલે કે, મેં તે વસ્તુ જોઈ જે બીજાઓએ જોઈ નથી.) તેનો ભાવાર્થ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) છે અને તેમના જોવાની ઘટનામાં એક રિવાયત તો એ છે કે જે વખતે હઝરત મૂસા (અલૈ.)ની પ્રતિષ્ઠાથી રાતા સમુદ્રમાં સુક્કા રસ્તાઓ બની ગયા અને બની ઈસ્રાઈલ તે માર્ગોએથી પસાર થઈ ગઈ તથા ફિરઔની લશ્કર દરિયામાં દાખલ થઈ જ રહ્યું હતું કે હઝરત જિબ્રઈલ (અલૈ.) ઘોડા ઉપર સવાર અહીંયાં મોજૂદ હતા. બીજી રિવાયતમાં એવું છે કે દરિયો પસાર કર્યા પછી હઝરત મૂસા (અલૈ.)ને તૂર ઉપર આવવાની દા'વત આપવા માટે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) ઘોડા ઉપર સવાર થઈને આવ્યા હતા, તેમને સામિરીએ જોઈ લીધા જે અન્ય લોકોને ખબર ન થઈ શકી, તેનું કારણ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં એ છે કે સામિરીનો ઉછેર પોતે હઝરત જિબ્રઈલ (અલૈ.) દ્વારા થયો હતો, જે સમયે તેની માતાએ તેને ગુફામાં નાંખી દીધો હતો ત્યારે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) દરરોજ તેને ખોરાક આપવા માટે આવતા હતા એ કારણે તે તેમનાથી પરિચીત હતો અને ઓળખતો હતો અને અન્ય લોકો તેમને ઓળખી શકતા ન હતા.

*(બયાનુલ કુર્આન)*

فَقَبَضْتُ قَبْضَةً مِّنْ اَثَرِ الرَّسُوْلِ માં رَسُوْل (રસૂલ)નો ભાવાર્થ આ સ્થળે અલ્લાહના મોકલેલ હઝરત જિબ્રઈલ (અલૈ.) છે, સામિરીના દિલમાં શયતાને એ વાત નાંખી કે હઝરત જિબ્રઈલ (અલૈ.)ના કદમ જે સ્થળે પડે છે ત્યાંની માટીમાં જીવનની અમુક ખાસ અસરો હોય છે, આ માટી ઉઠાવી લે, આથી તેણે તે પગલાંની માટી ઉઠાવી લીધી. આ વાત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં છે. اُلْقِىَ فِىْ رَوْعِهٖ اِنَّهٗ لَايُلْقِيْهَا عَلٰى شَيْئٍ فَيَقُوْلَ كُنْ كَذَااِلَّاكَانَ એટલે

કે, સામિરીના દિલમાં ખુદબખુદ એ વાત પેદા થઈ કે પગલાંના નિશાનની આ માટીને જે વસ્તુ ઉપર નાંખીને એવું કહેવામાં આવશે કે ફલાણી વસ્તુ બની જાય તો તે એવી જ વસ્તુ બની જશે અને અમુક લોકોએ કહ્યું છે કે સામિરીએ ઘોડાના નિશાનની આ અસરને એ રીતે પ્રત્યક્ષ જોઈ કે જે સ્થળે તેના કદમ પડતા હતા ત્યાં તરત જ હરિયાળી ઊગી જતી હતી, જેનાથી એવી દલીલ કરી કે આ માટીમાં જીવનના ચિહ્નો છે. (કઝા ફિલ કમાલૈન) આ જ તફસીરને રૂહુલ મઆનીમાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા જમહૂર મુફસ્સિરીનથી નકલ થયેલ કહ્યું છે અને તેમાં આજકાલ ભૌતિકતાના પૂજારીઓ જે શંકાઓ કરે છે તે સૌનો જવાબ આપવામાં આવ્યો છે. فَجَزَاهُ اللّٰهُ خَيْرَ الْجَزَاءِ *(બયાનુલ કુર્આન)*

પછી જ્યારે બની ઈસ્રાઈલના ભેગા કેરલા ઘરેણાઓમાંથી તેણે એક વાછરડાનું પૂતળું બનાવ્યું તો પોતાની ધારણા પ્રમાણે કે આ માટીમાં જીવનના ચિહ્નો છે જે વસ્તુમાં નાંખવામાં આવશે તેમાં જિંદગી આવી જશે તેણે આ માટી તે વાછરડાની અંદર નાંખી દીધી, અલ્લાહની કુદરતથી તેમાં જીવનના ચિહ્નો પેદા થઈ ગયા અને તે બોલવા લાગ્યું તથા હદીષે ફુતૂન જે આગળ વિગતવાર આવી ચૂકી છે તેમાં એવું આવ્યું છે કે તેણે હઝરત હારૂન (અલૈ.) પાસે દુઆ કરાવી કે હું પોતાના હાથમાં જે કંઈ છે તેને નાંખું છું શરત માત્ર એટલી છે કે તમે એ દુઆ કરી આપો કે હું જે ઈચ્છું છું તે થઈ જાય. હઝરત હારૂન (અલૈ.) તેના નિફાક અને વાછરડાની પૂજાથી વાકેફ ન હતા એટલા માટે દુઆ કરી દીધી અને તેણે તે પગલાંના નિશાનમાંથી ઉઠાવેલી માટી તેમાં નાંખી દીધી તો હઝરત હારૂન (અલૈ.)ની દુઆથી તેમાં જિંદગીના ચિહ્નો પેદા થઈ ગયા. એક રિવાયતના હવાલાથી આ પહેલાં લખવામાં આવી ચૂક્યું છે કે સામિરી ઈરાન અથવા હિન્દુસ્તાનનો તે કોમનો કાફિર હતો જે ગાયની પૂજા કરે છે. મિસ્ર પહોંચીને હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લઈ આવ્યો, પાછળથી ફરી મુર્તદ બની ગયો અથવા પહેલેથી જ ઈમાનની જાહેરાત મુનાફિક સ્વરૂપે કરતો રહ્યો હતો, પછી તેનો નિફાક જાહેર થઈ ગયો. આ ઈમાનની જાહેરાતનો ફાયદો એ થયો કે બની ઈસ્રાઈલની સાથે તે દરિયાની પાર ઊતરી ગયો.

فَاِنَّ لَكَ فِى الْحَيٰوةِ اَنْ تَقُوْلَ لَا مِسَاسَ હઝરત મૂસા (અલૈ.)એ સામિરી માટે દુનિયાની જિંદગીમાં એ સજા નક્કી કરી કે બધા લોકો તેની સાથે સંબંધ

વિચ્છેદ કરે, કોઈ તેની પાસે ન જાય અને તેને પણ એ હુકમ આપ્યો કે કોઈને હાથ ન લગાડે અને જિંદગીભર એ જ પ્રમાણે જંગલી જાનવરોની જેમ સૌથી અલગ રહ્યો. આ સજા બની શકે છે કે એક કાયદા સ્વરૂપે પણ હોય જેની પાબંદી તેના ઉપર અને અન્ય બધા જ બની ઈસ્રાઈલ ઉપર હઝરત મૂસા (અલૈ.) તરફથી લગાવવામાં આવી હોય અથવા એ પણ શક્ય છે કે આ કાનૂની સ્વરૂપની સજાથી આગળ વધીને પોતે તેની વ્યક્તિગત જાતમાં અલ્લાહની કુદરતથી કોઈ એવી બાબત પેદા કરવામાં આવી હોય કે ન તો તે અન્યોને સ્પર્શ કરી શકે અને ન જ કોઈ બીજો તેને સ્પર્શી શકે, જેમકે અમુક રિવાયતોમાં છે કે હઝરત મૂસા (અલૈ.)ની બદ્દુઆથી તેનામાં એવી બીમારી પેદા થઈ ગઈ હતી કે જો તે કોઈને હાથ લગાવે અથવા કોઈ તેને હાથ લગાવે તો બંનેને તાવ ચઢી જતો હતો. (કઝા ફિલ મઆલિમ) આ ડરના માર્યા તે સૌથી અલગ નાસતો ફરતો હતો અને જ્યારે કોઈને નજીક આવતો જોતો તો દૂરથી બૂમ પાડતો, لَا مِسَاسَ (લા મિસાસ) એટલે કે, ''કોઈ મને અડકે નહીં.''

**સામિરીની સજા વિશે એક નોંધપાત્ર બાબત :**

રૂહુલ મઆનીમાં બહરે મુહીતના હવાલાથી નકલ કર્યું છે કે હઝરત મૂસા (અલૈ.)એ સામિરીને કતલ કરી નાંખવાનો ઈરાદો કર્યો હતો પરંતુ અલ્લાહ તઆલાએ તેની સખાવત અને લોકોની સેવા કરવાના કારણે કતલ કરવાની મનાઈ કરી દીધી. *(બયાનુલ કુર્આન)*

لَنُحَرِّقَنَّهٗ (એટલે કે, અમે તેને આગમાં સળગાવીશું.) અત્રે એ પ્રશ્ન પેદા થાય છે કે આ વાછરડું સોના–ચાંદીનુ ઘડેલું હતું તો તેને આગમાં સળગાવવાનું શું સ્વરૂપ હશે ? સોનું–ચાંદી પીગળનારી વસ્તુ છે સળગનારી વસ્તુ નથી, તેનો જવાબ એ છે કે પોતે એમાં જ મતભેદ છે કે વાછરડામાં જીવનના ચિહ્નો પેદા થયા પછી પણ તે સોના–ચાંદીનું રહ્યું હતું અથવા તેનું ભૌતિક સ્વરૂપ બદલાઈને માંસ અને લોહીનું બની ગયું, જો તે માંસ અને લોહીનું શરીર બની ગયું હોય તો તેને સળગાવવાનો અર્થ એ થશે કે તેને ઝબહ કરીને સળગાવી દેવામાં આવશે અને જો બીજું નિવેદન લેવામાં આવે તો તેને સળગાવવાનો ભાવાર્થ એ થશે કે તેને આરાથી વહેરી નાંખી કણ–કણ કર્યા પછી સળગાવવામાં આવશે. (કમા ફિ દૂર્રે મન્થૂર)

અથવા કોઈ અન્ય સ્વરૂપે (રસાયણ વગેરેનો ઉપયોગ કરી) સળગાવી દેવામાં આવશે. (કમા ફિ રૂહુલ મઆની) અને આ પણ કોઈ અસંભવ વાત નથી કે સળગાવવું અને ભસ્મ કરી દેવું પ્રકૃતિ વિરુદ્ધ મોઅ્જિઝા સ્વરૂપે પણ હોય. વલ્લાહુ અઅ્લમુ. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ તા-હા : આયત નં. ૯૯ થી ૧૧૪)

كَذٰلِكَ نَقُصُّ عَلَيْكَ مِنْ اَنْۢبَآءِ مَا قَدْ سَبَقَ ۚ وَقَدْ اٰتَيْنٰكَ مِنْ لَّدُنَّا ذِكْرًا ﴿۹۹﴾

مَنْ اَعْرَضَ عَنْهُ فَاِنَّهٗ يَحْمِلُ يَوْمَ الْقِيٰمَةِ وِزْرًا ﴿۱۰۰﴾ خٰلِدِيْنَ فِيْهِ ؕ وَسَآءَ لَهُمْ

يَوْمَ الْقِيٰمَةِ حِمْلًا ﴿۱۰۱﴾ يَّوْمَ يُنْفَخُ فِى الصُّوْرِ وَنَحْشُرُ الْمُجْرِمِيْنَ يَوْمَئِذٍ زُرْقًا ﴿۱۰۲﴾

يَّتَخَافَتُوْنَ بَيْنَهُمْ اِنْ لَّبِثْتُمْ اِلَّا عَشْرًا ﴿۱۰۳﴾ نَحْنُ اَعْلَمُ بِمَا يَقُوْلُوْنَ اِذْ يَقُوْلُ

اَمْثَلُهُمْ طَرِيْقَةً اِنْ لَّبِثْتُمْ اِلَّا يَوْمًا ﴿۱۰۴﴾ وَيَسْـَٔلُوْنَكَ عَنِ الْجِبَالِ فَقُلْ يَنْسِفُهَا ع

رَبِّىْ نَسْفًا ﴿۱۰۵﴾ فَيَذَرُهَا قَاعًا صَفْصَفًا ﴿۱۰۶﴾ لَّا تَرٰى فِيْهَا عِوَجًا وَّلَاۤ اَمْتًا ﴿۱۰۷﴾

يَوْمَئِذٍ يَّتَّبِعُوْنَ الدَّاعِىَ لَا عِوَجَ لَهٗ ۚ وَخَشَعَتِ الْاَصْوَاتُ لِلرَّحْمٰنِ فَلَا تَسْمَعُ اِلَّا هَمْسًا ﴿۱۰۸﴾

يَوْمَئِذٍ لَّا تَنْفَعُ الشَّفَاعَةُ اِلَّا مَنْ اَذِنَ لَهُ الرَّحْمٰنُ وَرَضِىَ لَهٗ قَوْلًا ﴿۱۰۹﴾ يَعْلَمُ مَا بَيْنَ

اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ وَلَا يُحِيْطُوْنَ بِهٖ عِلْمًا ﴿۱۱۰﴾ وَعَنَتِ الْوُجُوْهُ لِلْحَىِّ

الْقَيُّوْمِ ؕ وَقَدْ خَابَ مَنْ حَمَلَ ظُلْمًا ﴿۱۱۱﴾ وَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ وَهُوَ

مُؤْمِنٌ فَلَا يَخٰفُ ظُلْمًا وَّلَا هَضْمًا ﴿۱۱۲﴾ وَكَذٰلِكَ اَنْزَلْنٰهُ قُرْاٰنًا عَرَبِيًّا وَّصَرَّفْنَا فِيْهِ

مِنَ الْوَعِيْدِ لَعَلَّهُمْ يَتَّقُوْنَ اَوْ يُحْدِثُ لَهُمْ ذِكْرًا ﴿۱۱۳﴾ فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ ۚ

وَلَا تَعْجَلْ بِالْقُرْاٰنِ مِنْ قَبْلِ اَنْ يُّقْضٰۤى اِلَيْكَ وَحْيُهٗ ۫ وَقُلْ رَّبِّ زِدْنِىْ عِلْمًا ﴿۱۱۴﴾

## તરજુમો :

*આમ અમે તમને તેમના અહેવાલ સંભળાવીએ છીએ જે અગાઉ થઈ ચૂક્યા અને અમે તમને પોતાની પાસેથી નસીહત (પઢવાની કિતાબ) આપી. (૯૯) જે કોઈ તેનાથી મોઢું ફેરવી લે બસ તે કયામતના દિવસે એક ભાર વેંઢારશે. (૧૦૦) તેમાં સદાય રહેશે અને તેમના ઉપર કયામતમાં બુરો છે તે ભાર વેંઢારવો ! (૧૦૧) જે દિવસે સૂરમાં ફૂંકીશું અને અમે તે દિવસે ઘેરી લાવીશું અપરાધીઓને નીલવર્ણી આંખો(વાળા). (૧૦૨) છાના છાના પરસ્પર કહેશે, તમે નથી રહ્યા પરંતુ (માત્ર) દશ દિવસ. (૧૦૩) અમને સારી પેઠે ખબર છે જે કંઈ કહે છે; જ્યારે તેમનામાંનો એક સારી રીતભાતવાળો કહેશે, તમે નથી રહ્યા પરંતુ (માત્ર) એક દિવસ. (૧૦૪) અને તમને પહાડોની હાલત વિશે પૂછે છે, બસ તમે કહો તેમને મારો પરવરદિગાર ઉડાવીને વિખેરી નાંખશે. (૧૦૫) પછી જમીનને સાફ મેદાન બનાવી દેશે. (૧૦૬) તમે તેમાં ન તો વળાંક જુઓ અને ન જ ટેકરો. (૧૦૭) તે દિવસે પોકારનારાની પાછળ દોડશે જેની વાત વાંકી નથી અને રહમાનના ડરથી અવાજો દબાઈ જશે, પછી તમે સાંભળશો નહીં પરંતુ માત્ર પદ્ચાપ. (૧૦૮) તે દિવસે સિફારસ કામ આવશે નહીં પરંતુ જેને રહમાને પરવાનગી આપી અને તેની વાત પસંદ કરી. (૧૦૯) તે (અલ્લાહ) જાણે છે જે કંઈ તેમની આગળ છે અને તેમની પાછળ અને તેઓ તેને કાબૂમાં નથી લાવી શકતા જાણી લઈને. (૧૧૦) અને હય્યુ કય્યુમ (સદાય જીવંત અને કાયમ ટકી રહેનાર)ની સામે ચહેરા ઝુકેલા (ઉતરેલા) હશે અને ખરાબ થયો જેણે જુલમનો ભાર વેંઢાર્યો. (૧૧૧) અને જે કોઈ કંઈ ભલાઈઓ કરે અને તે ઈમાન પણ ધરાવતો હોય, બસ તેને અન્યાયનો ડર નથી અને ન જ નુકસાન પહોંચવાનો. (૧૧૨) અને આ જ રીતે અમે કુર્આન અરબી ભાષાનું ઉતાર્યું અને ફેરવી ફેરવીને તેમાં વઈદો (ચેતવણીઓ) સંભળાવી જેથી તેઓ બચે અથવા તેમના દિલમાં વિચાર નાંખે. (૧૧૩) બસ, બુલંદ દરજ્જો અલ્લાહનો તે સાચા બાદશાહનો અને તમે કુર્આનને લેવામાં ઉતાવળ ન કરો જ્યાં સુધી તેનું ઊતરવું પૂરું ન થઈ ચૂકે અને કહો, હે પરવરદિગાર ! મને ઈલ્મમાં વધારે કર. (૧૧૪)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સૂરએ તા–હામાં મૂળ વર્ણન તવહીદ, રિસાલત અને આખિરતના સૈદ્ધાંતિક વિષયોનું છે. અંબિયા (અલૈ.)ની ઘટનાઓ આ જ ક્રમમાં વર્ણન થઈ છે અને હઝરત મૂસા (અલૈ.)નો કિસ્સો ખૂબ વિગતવાર વર્ણન થયો છે અને ત્યાં સંદર્ભમાં હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની રિસાલતની સાબિતી પણ છે, આ જ રિસાલતે મુહમ્મદિય્યહની સાબિતીનો એક ભાગ એ છે જે આગળની આયતોમાં વર્ણન થયો છે કે આ ઘટનાઓ અને કિસ્સાઓની જાહેરાત એક નબી ઉમ્મીના મુખેથી જાહેર થવી જે પોતે રિસાલત અને નુબુવ્વતની દલીલ છે તથા અલ્લાહની વહી છે તથા તે સૌનો સ્ત્રોત કુર્આન છે અને કુર્આનની હકીકતના સંદર્ભમાં અમુક વિગત આખિરતની પણ અને કયામતની પણ આવી ગઈ છે.

## તફસીર :

(જે પ્રમાણે અમે મૂસા અલૈ.નો કિસ્સો વર્ણન કર્યો) એ જ પ્રમાણે અમે તમને અગાઉ અન્ય થઈ ચૂકેલ ઘટનાઓની ખબરો (અને તેની હકીકતો) પણ વર્ણન કરતા રહીએ છીએ (જેથી હે નબી ﷺ નુબુવ્વતની દલીલોમાં વધારો થતો ચાલ્યો જાય) અને અમે તમને પોતાની પાસેથી એક નસીહતનામું આપ્યું છે (એટલે કે કુર્આન; તેમાં તે ખબરો છે અને તે પોતે પણ પોતાની પ્રતિષ્ઠા અને નુબુવ્વતની દલીલ હોવાનું તાર્કિક રીતે પણ જગજાહેર છે અને તે નસીહતનામું એવું છે કે) જે લોકો તે(ના વિષયો માનવા)થી મોંઢું ફેરવશે બસ તે કયામતના દિવસે ઘણો મોટો ભાર (અઝાબનો) વેંઢારશે, (અને) તે એ (અઝાબ)માં હંમેશા રહેશે અને આ ભાર કયામતના દિવસે તેમના માટે મોટો (ભાર) હશે જે દિવસે સૂરમાં ફૂંક મારવામાં આવશે (જેનાથી મુરદાઓ જીવતા થઈ જશે) અને અમે તે દિવસે મુજરીમ (એટલે કે કાફિર) લોકોને (કયામતના મેદાનમાં) એવી હાલતમાં એકઠા કરીશું કે (અત્યંત કદરૂપા હશે કે ભૂરી આંખોથી) زُرْقًا હશે (જે આંખોના સૌથી ખરાબ રંગમાં ગણવામાં આવશે અને એ પ્રમાણે ભયગ્રસ્ત હશે કે) છાના છાના પરસ્પર વાતો કરતા હશે (અને એકબીજાને કહેતા હશે) કે તમે લોકો (કબરોમાં) માત્ર દશ દિવસ રહ્યા હશો (મતલબ એ છે કે અમે તો એવું સમજતા હતા કે મર્યા પછી જીવતા થવાનું જ નથી એ ધારણા તો બિલકુલ ખોટી

નીકળી, જીવતા ન થવું તો બાજુ પર રહ્યું એવું પણ ન થયું કે મોડેથી જીવતા થયા હોત બલકે ઘણા જલદી સજીવન થઈ ગયા કે તે મુદત માત્ર દશ દિવસ જેટલી લાગે છે, આ મુદત આટલા સમય સમાન લાગવાનું કારણ તે દિવસની લંબાઈ અને ભયાનકતા તથા પરેશાની છે કે કબરમાં રહેવાની મુદત તેમને અત્યારે આટલી ઓછી લાગે છે, અલ્લાહ તઆલા ફરમાવે છે કે) જે (મુદત) વિશે તેઓ વાતચીત કરશે તેને અમે સારી પેઠે જાણીએ છીએ (કે તે વાતચીત કેવી છે) જ્યારે કે તે સૌમાંનો વધારે ઠીક મત ધરાવનાર એવું કહેતો હશે કે નહીં ! તમે તો એક જ દિવસ (કબ્રમાં) રહ્યા છો (તેને ઠીક મત ધરાવનાર એટલા માટે કહ્યો કે દિવસની લંબાઈ અને ભયાનકતાના આધારે એ જ બાબત વધારે સત્યની નજીક છે, બસ તે વ્યક્તિનો મુદત વિશેનો અભિપ્રાય વધારે ઠીક છે એટલા માટે તે વ્યક્તિનો અભિપ્રાય પ્રથમ વ્યક્તિ કરતા ઉત્તમ છે અને એ હેતુ નથી કે તે વ્યક્તિની વાત બિલકુલ સાચી છે, કારણ કે દેખીતું છે કે બંને મુદતોની ધારણા મૂળ મુદત કરતા સાચી નથી અને ન જ તે માનનારાઓનો એવો મત હતો) અને (હે નબી ﷺ કયામતની હાલત સાંભળીને અમુક) લોકો તમને પહાડો વિશે પૂછે છે (કે કયામતમાં તેમના શું હાલ થશે ?) બસ, તમે (જવાબમાં) ફરમાવી આપો કે મારો પરવરદિગાર તેમને (ચૂરેચૂરા કરીને) બિલકુલ ઉડાવી દેશે, પછી જમીનને એક સમથળ મેદાન બનાવી દેશે કે જેમાં તું (હે શ્રોતા !) ન તો વાંકાચૂકાપણું જોઈશ અને ન જ કોઈ ઊંચાઈ (એટલે કે પહાડ, ટેકરો વગેરે) જોઈશ, તે દિવસે સમગ્ર (મખ્લૂક) પોકારનાર (એટલે કે સૂર ફૂંકનાર ફરિશ્તા)ના કહેવા પાછળ થઈ જશે (એટલે કે તે પોતાની સૂર ફૂંકવાના અવાજથી સૌને કબરોમાંથી બોલાવશે તો બધા નીકળી પડશે) તેની સામે (કોઈનું) કોઈ વાંકાપણું રહેશે નહીં (કે કબરથી જીવતા થઈને ન નીકળે જેમકે દુનિયામાં અંબિયા અલૈ.ની સામે વંકાયેલા રહેતા હતા કે તેમનું સમર્થન કરતા ન હતા એવું કરી શકશે નહીં) અને (ભયના માર્યા) બધા અવાજો અલ્લાહ તઆલાની સામે દબાઈ જશે, બસ (હે શ્રોતા !) તું પદ્ચાપ(ના ધીમા અવાજો કે જે હશ્રના મેદાન તરફ ચાલવાના હશે તેના) સિવાય અન્ય કંઈ (અવાજ) સાંભળીશ નહીં (યા તો એ કારણે કે તે સમયે બોલતા જ નહીં હોય, બસ અન્ય પરિસ્થિતિ ઉપર ધીમે ધીમે બોલે જેમકે ઉપર આવ્યું છે, يَتَخَافَتُوْنَ અને યા તો એ કારણે કે ખૂબ ધીમેથી બોલતા હશે એટલે કે ગણગણાટ કરતા હશે

કે જે થોડા અંતરેથી પણ સાંભળી ન શકાય), તે દિવસે (કોઈને કોઈની) સિફારસ લાભ આપશે નહીં પરંતુ એવા વ્યક્તિને (અંબિયા અને નેક લોકોની સિફારીસ લાભ આપશે) કે જે(ની સિફારસ) કરવા માટે અલ્લાહ તઆલાએ (સિફારસ કરનારને) પરવાનગી આપી દીધી હોય અને તે વ્યક્તિ માટે (સિફારસ કરનારનું) બોલવાનું પસંદ કરી લેવામાં આવ્યું હોય (તેનો ભાવાર્થ મો'મિનો છે કે સિફારસ કરનારને તેમની સિફારસ કરવા માટે પરવાનગી આપવામાં આવશે અને આ વિષયમાં સિફારસ કરનારનું બોલવું અલ્લાહને પસંદ હશે અને કાફિરોની સિફારસ કરવાની કોઈને પરવાનગી હશે નહીં એટલા માટે તેમની સિફારસ ન થવાના કારણે તેમને કોઈ લાભ થશે નહીં, તેમાં વાંધા ઉઠાવનાર કાફિરોને ડરાવવામાં આવે છે કે તમે સિફારસથી પણ વંચિત રહેવાના છો અને) તે (એટલે કે અલ્લાહ તઆલા) એ સૌના આગલા પાછલા સઘળા અહેવાલને જાણે છે અને તે(ની જાણકારી)ને તેમનું જ્ઞાન ઘેરી શકતું નથી (એટલે કે એવી કોઈ બાબત હોઈ નથી શકતી જે મખ્લૂકને તો જાણ હોય પરંતુ અલ્લાહ તઆલાને જાણ ન હોય ! બલકે ઘણી એવી બાબતો હોય છે જે અલ્લાહ તઆલાને જાણ છે અને મખ્લૂક તેને નથી જાણતી, બસ મખ્લૂકના તે બધા અહેવાલ પણ તેને ખબર છે જે સિફારસની પાત્રતા અથવા અપાત્રતા ધરાવે છે બસ જે તેનો હકદાર હશે તેના માટે સિફારસ કરવાની સિફારસ કરનારને પરવાનગી આપવામાં આવશે અને જે હકદાર નહીં હોય તેના માટે પરવાનગી નહીં હોય) અને (તે દિવસે) બધા જ ચહેરાઓ તે હય્યુ કય્યુમ (અલ્લાહ)ની સામે ઝૂકેલા હશે (અને બધા અભિમાનીઓ અને ઈન્કારીઓનું અભિમાન અને ઈન્કાર સમાપ્ત થઈ જશે) અને (આ સિફતમાં તો બધા સમાન હશે પછી આગળ તેમનામાં એ તફાવત હશે કે) એવો વ્યક્તિ તો (દરેક રીતે) નિષ્ફળ રહેશે જે અત્યાચાર (એટલે કે શિર્ક) લઈને આવ્યો હશે અને જેણે નેક કાર્યો કર્યા હશે અને તે ઈમાન પણ ધરાવતો હશે બસ તેને (સંપૂર્ણ સવાબ મળશે) ન તો કોઈ અત્યાચારનો ડર હશે (અને) ન જ કોઈ નુકસાનનો (દાખલા તરીકે એ કે કોઈ ગુનાહ તેના નામએ આ'માલમાં વધારે લખી દેવામાં આવ્યા હોય અથવા કોઈ નેકી ઓછી લખી દેવામાં આવી હોય અને આ એ બાબતને સમજવા માટે છે કે જે રીતે સવાબનો બદલો છે એ જ પ્રમાણે તેના મુકાબલામાં કાફિરોને ગુનાહનો અઝાબ થશે, મતલબ કે કાફિરો ઉપર તો કોઈ

વધારાનો જુલમ ન થશે અને કાફિરોના નેક અમલોને હિસાબમાં ન લખવા એ પણ કોઈ જુલમ નથી બલકે તે એટલા માટે છે કે તેમના અમલો ઈમાનની શરતથી ખાલી હોવાના કારણે વ્યર્થ થઈ ગયા) અને અમે (જે પ્રમાણે આ પ્રસ્તુત વિષયો સ્પષ્ટ રીતે વર્ણન કરીએ છીએ) એ જ પ્રમાણે તેને (સૌને) અરબી કુર્આન કરીને નાઝિલ કર્યું છે (જેના શબ્દો સ્પષ્ટ છે) અને તેમાં અમે અનેક પ્રકારની વઈદો (ચેતવણીઓ કયામતની અને અઝાબની) વર્ણન કરી છે (જેનો અર્થ પણ સ્પષ્ટ થઈ ગયો મતબલ એ છે કે સમગ્ર કુર્આનના વિષયોમાં અમે સ્પષ્ટપણે ચોખ્ખે ચોખ્ખું બતાવીએ છીએ) જેથી તે (સાંભળનાર) લોકો (તેના દ્વારા બિલકુલ) ડરી જાય (અને તેનાથી ઈમાન લઈ આવે) અથવા (જો બિલકુલ ન ડરે તો એવું પણ થાય કે) આ કુર્આન તેમના માટે કોઈ પ્રકારે (પણ) સમજ પેદા કરી દે (એટલે કે જો સંપૂર્ણ અસર ન થાય તો થોડો પ્રભાવ એવો જ થાય કે અમુક અસરો એ પ્રમાણે પેદા થાય કે અંતે આ અસરોનો પ્રભાવ વધી જાય અને કોઈ વખતે મુસલમાન થઈ જાય) બસ, અલ્લાહ તઆલા જે સાચો બાદશાહ છે આલિશાન છે (કે આવું ફાયદાકારક કલામ નાઝિલ કર્યું) અને (જે પ્રમાણે અમલ કરવો અને નસીહત માનવાની બાબત જે ઉપર વર્ણન થઈ કુર્આનની તબ્લીગનો હક વાજિબ છે જેને અદા કરવો બધા મુસલમાનો ઉપર કે જેઓ હુકમો અદા કરવાના જવાબદાર છે તેમના ઉપર ફરજ છે, એ જ પ્રમાણે અમુક અદબો કુર્આનના નાઝિલ થવાથી પણ સંબંધિત છે જેને અદા કરવાનો સંબંધ આપ ﷺ સાથે છે તેમાંથી એક એ છે કે) કુર્આન (પઢવા)માં તે પહેલાં કે તે તમારા ઉપર સંપૂર્ણ વહી નાઝિલ થઈ ચૂકે ઉતાવળ ન કર્યા કરો (કે તેમાં તમને તકલીફ થાય છે કે હઝરત જિબ્રઈલ અલૈ. પાસેથી સાંભળવું અને તેને પઢવું બંને સાથે સાથે કરવું પડે છે, બસ એવું ન કરો અને એવો ભય ન સેવો કે કદાચ યાદ રહેશે નહીં બલકે યાદ કરાવી દેવું એ અમારી જવાદારી છે) અને તમે (પણ યાદ રાખવા માટે અમારાથી) એ દુઆ કરો કે હે મારા પરવરદિગાર ! મારું જ્ઞાન વધારી દે (તેમાં જે જ્ઞાન પ્રાપ્ત થઈ ચૂક્યું છે તેના યાદ રહી જવાની અને જે પ્રાપ્ત થયું નથી અથવા થવાનું જ નથી તેમાં તે પ્રાપ્ત ન થવું જ ભલાઈ અને મસ્લિહત સમજવાની અને બધા જ પ્રકારના જ્ઞાનમાં સારી સમજણની આ બધી દુઆઓ સામેલ છે તો لَا تَعْجَلْ પછી તેનું આવવું ખૂબ જ યોગ્ય થઈ ગયું, જેનો ખુલાસો એ છે કે યાદ

રાખવાની તદ્‌બીરમાં આ ઉતાવળ કરવાની નીતિને છોડી આપો અને દુઆ કરવાની નીતિ અપનાવો).

## મસ્અલા અને બોધપાઠ :

قَدۡ اٰتَیۡنٰکَ مِنۡ لَّدُنَّا ذِکۡرًا માં ذِکۡر (ઝિક્ર)નો ભાવાર્થ આ સ્થળે જમહૂર તફસીરકારોના મતે કુર્આન છે. مَنۡ اَعۡرَضَ عَنۡهُ فَاِنَّهٗ یَحۡمِلُ یَوۡمَ الۡقِیٰمَةِ وِزۡرًا એટલે કે, જે વ્યક્તિ કુર્આનથી મોંઢું ફેરવશે તેના ઉપર કયામતના દિવસે ગુનાહોનો ભારે બોઝ લદાયેલો હશે. કુર્આનથી મોંઢું ફેરવી લેવાના વિવિધ સ્વરૂપો છે, જેમકે તેની તિલાવત તરફ કોઈ ધ્યાન જ ન આપે, કુર્આન પઢવાની અથવા શિખવાની ક્યારેય ફિકર-ચિંતા ન કરે અથવા કુર્આનને પઢે પરંતુ ખોટું-ખોટું પઢે, શબ્દોને સહીહ પઢવાની ચિંતા જ ન કરે અથવા સાચું પઢે પણ પરંતુ બેદિલી અને લાપરવાહીથી પઢે અથવા કોઈ દુનિયવી માલ અને ઈજ્જતની તમન્નાથી પઢે, એ જ પ્રમાણે કુર્આનના હુકમોને સમજવા તરફ ધ્યાન જ ન આપે. આ બધા કુર્આનથી મોંઢું ફેરવવાના સ્વરૂપો છે અને સમજ્યા પછી પણ તેના ઉપર અમલ કરવામાં આળસ અથવા તેના હુકમોથી વિરુદ્ધ પ્રવૃત્તિ કરવી એ તો કુર્આનથી મોંઢું ફેરવવાની અંતિમ કક્ષા છે. મતલબ કે કુર્આનના હકોથી લાપરવાહી કરવાનો મોટો વબાલ છે જે કયામતના દિવસે ભારે બોઝ બનીને તેની ગરદનમાં લાદવામાં આવશે જેમકે હદીષની રિવાયતમાં છે કે મનુષ્યના ખરાબ અમલો અને ગુનાહો કયામતના દિવસે એક ભારે બોઝ બનાવીને તેના ઉપર લાદવામાં આવશે.

یُنۡفَخُ فِی الصُّوۡرِ હઝરત ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે એક ગામવાળાઓએ રસૂલે કરીમ ﷺને એ પ્રશ્ન કર્યો કે "સૂર શું વસ્તુ છે ?" ત્યારે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે એક શિંગડું છે જેમાં ફૂંક મારવામાં આવશે. ભાવાર્થ એ છે કે શિંગડા જેવી કોઈ વસ્તુ છે જેમાં ફરિશ્તાના ફૂંક મારવાથી તેનો પ્રભાવ સમગ્ર વિશ્વ ઉપર એ પડશે કે બધા જ મુરદાઓ સજીવન થઈને ઊભા થઈ જશે, આ સૂરની સાચી હકીકત અલ્લાહ તઆલા જ જાણે છે.

وَلَا تَعۡجَلۡ بِالۡقُرۡاٰنِ مِنۡ قَبۡلِ اَنۡ یُّقۡضٰۤی اِلَیۡکَ وَحۡیُهٗ સહીહ હદીષમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે શરૂઆતમાં હઝરત જિબ્રઈલ (અલૈ.) વહીમાં કુર્આનની કોઈ આયત લઈને આવતા અને રસૂલુલ્લાહ ﷺને સંભળાવતા

ત્યારે આપ ﷺ તેમની સાથે–સાથે તે આયતને પણ પઢવાનો પ્રયત્ન કરતા હતા કે ક્યાંક એવું ન થાય કે યાદશક્તિમાંથી નીકળી જાય, તેમાં રસૂલે કરીમ ﷺને બમણી તકલીફ પડતી હતી. પ્રથમ તો કુર્આનને હઝરત જિબ્રઈલ (અલૈ.) પાસેથી સાંભળવા અને સમજવા અને તેની સાથે–સાથે તેને યાદ રાખવા માટે પોતાની જીભ મુબારકથી અદા કરવાની; અલ્લાહ તઆલાએ આ આયતમાં વળી સૂરએ કિયામહની આયત لَا تُحَرِّكْ بِهٖ لِسَانَكَ માં રસૂલે કરીમ ﷺ માટે એ સરળતા પેદા કરી કે જે કુર્આનની આયતો તમારા ઉપર નાઝિલ કરવામાં આવે છે તેને યાદ રાખવું તમારી જવાબદારી નથી, તે અમારી જવાબદારી છે, અમે પોતે તે તમને યાદ કરાવી આપીશું; એટલા માટે તમને જિબ્રઈલ અમીન (અલૈ.)એ પઢાવવાની અને જીભને હલાવવાની જરૂર નથી, તમે તે સમયે માત્ર શાંતિથી સાંભળ્યા કરો અલબત્ત એ દુઆ કરતા રહો કે, رَبِّ زِدْنِيْ عِلْمًا એટલે કે, હે મારા પરવરદિગાર ! મારું જ્ઞાન વધારી આપ. આ ઉચ્ચ કક્ષાની દુઆમાં નાઝિલ થયેલ કુર્આન શરીફ યાદ રાખવું પણ સામેલ છે અને જે નાઝિલ થયું નથી તેની ઈચ્છા પણ દર્શાવવામાં આવી છે અને તેને સમજવાની તવફીક પણ સામેલ છે.

―――――――――――――

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૧૧૫ થી ૧૨૭)

وَلَقَدْ عَهِدْنَآ اِلٰٓى اٰدَمَ مِنْ قَبْلُ فَنَسِيَ وَلَمْ نَجِدْ لَهٗ عَزْمًا ﴿١١٥﴾ وَ اِذْ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ
اسْجُدُوْا لِاٰدَمَ فَسَجَدُوْٓا اِلَّآ اِبْلِيْسَ ؕ اَبٰى ﴿١١٦﴾ فَقُلْنَا يٰٓاٰدَمُ اِنَّ هٰذَا عَدُوٌّ لَّكَ
وَ لِزَوْجِكَ فَلَا يُخْرِجَنَّكُمَا مِنَ الْجَنَّةِ فَتَشْقٰى ﴿١١٧﴾ اِنَّ لَكَ اَلَّا تَجُوْعَ فِيْهَا وَ لَا
تَعْرٰى ﴿١١٨﴾ وَاَنَّكَ لَا تَظْمَؤُا فِيْهَا وَلَا تَضْحٰى ﴿١١٩﴾ فَوَسْوَسَ اِلَيْهِ الشَّيْطٰنُ قَالَ يٰٓاٰدَمُ هَلْ
اَدُلُّكَ عَلٰى شَجَرَةِ الْخُلْدِ وَمُلْكٍ لَّا يَبْلٰى ﴿١٢٠﴾ فَاَكَلَا مِنْهَا فَبَدَتْ لَهُمَا سَوْاٰتُهُمَا وَطَفِقَا
يَخْصِفٰنِ عَلَيْهِمَا مِنْ وَّرَقِ الْجَنَّةِ ۫ وَعَصٰٓى اٰدَمُ رَبَّهٗ فَغَوٰى ﴿١٢١﴾ ثُمَّ اجْتَبٰهُ رَبُّهٗ فَتَابَ
عَلَيْهِ وَهَدٰى ﴿١٢٢﴾ قَالَ اهْبِطَا مِنْهَا جَمِيْعًۢا بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ ۚ فَاِمَّا يَاْتِيَنَّكُمْ مِّنِّيْ
هُدًى ۬ فَمَنِ اتَّبَعَ هُدَايَ فَلَا يَضِلُّ وَلَا يَشْقٰى ﴿١٢٣﴾ وَمَنْ اَعْرَضَ عَنْ ذِكْرِيْ فَاِنَّ

لَهٗ مَعِيْشَةً ضَنْكًا وَّ نَحْشُرُهٗ يَوْمَ الْقِيٰمَةِ اَعْمٰى ﴿١٢٤﴾ قَالَ رَبِّ لِمَ حَشَرْتَنِيْۤ
اَعْمٰى وَقَدْ كُنْتُ بَصِيْرًا ﴿١٢٥﴾ قَالَ كَذٰلِكَ اَتَتْكَ اٰيٰتُنَا فَنَسِيْتَهَا ۚ وَكَذٰلِكَ الْيَوْمَ
تُنْسٰى ﴿١٢٦﴾ وَكَذٰلِكَ نَجْزِيْ مَنْ اَسْرَفَ وَلَمْ يُؤْمِنْ بِاٰيٰتِ رَبِّهٖ ؕ وَلَعَذَابُ الْاٰخِرَةِ
اَشَدُّ وَاَبْقٰى ﴿١٢٧﴾

## તરજુમો :

*અને અમે આદમ (અલૈ.)ને આનાથી પહેલાં તાકીદ કરી દીધી હતી, પછી ભૂલી ગયા અને અમે તેમનામાં કંઈ દઢતા ન જોઈ. (૧૧૫) અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું, આદમ (અલૈ.)ને સિજ્દહ કરો તો સિજ્દહમાં પડી ગયા પરંતુ ઈબ્લીસે ન માન્યું. (૧૧૬) પછી અમે કહી દીધું, હે આદમ (અલૈ.) ! આ તમારો દુશ્મન છે અને તમારી પત્નીનો, બસ તમને જન્નતમાંથી કાઢી ન મૂકાવે, પછી તમે તકલીફમાં પડી જાઓ. (૧૧૭) તમને આ મળ્યું છે કે ન તો તેમાં તમે ભૂખ્યા રહો અને ન જ નિર્વસ્ત્ર. (૧૧૮) અને એ કે ન તો તેમાં તમે તરસ વેઠશો અને ન જ તડકો. (૧૧૯) પછી શયતાને તેમના મનમાં નાંખ્યું; કહ્યું, હે આદમ (અલૈ.) ! હું તમને સદા જીવીત રહેવાનું ઝાડ બતાવું અને બાદશાહી જે જૂની ન થાય ? (૧૨૦) પછી બંને (આદમ અને હવ્વા અલૈ.)એ તેમાંથી ખાઈ લીધું, પછી તેમના ઉપર તેમની શર્મગાહો ખુલી ગઈ અને તેઓ પોતાના ઉપર ઝાડના પાંદડા ગૂંથવા લાગ્યા અને આદમ (અલૈ.)એ પોતાના પરવરદિગારનો હુકમ ટાળ્યો પછી માર્ગથી ભટક્યા. (૧૨૧) પછી તેમને તેમના પરવરદિગારે નવાજી દીધા, પછી તેમના ઉપર ધ્યાન આપ્યું અને માર્ગ ઉપર લાવ્યો. (૧૨૨) કહ્યું, અહીંયાંથી ઊતરો, બંને એકઠા રહો એકબીજાના દુશ્મન ! પછી જો તમને મારા તરફથી હિદાયત પહોંચે પછી જે મારા બતાવેલા માર્ગ ઉપર ચાલ્યો બસ તે ભટકશે નહીં અને ન જ તે તકલીફમાં પડશે. (૧૨૩) અને જેણે મારી યાદથી મોઢું ફેરવ્યું તો તેને તંગીનું ગુજરાન મળશે અને અમે તેને કયામતના દિવસે આંધળો લાવીશું. (૧૨૪) તે કહેશે, હે પરવરદિગાર ! તું કેમ મને આંધળો*

*ઉઠાવી લાવ્યો અને હું તો દેખતો હતો !? (૧૨૫) કહ્યું, આમ જ તને અમારી આયતો પહોંચી હતી, પછી તેં તેને ભૂલાવી દીધી અને એ જ રીતે આજે તને ભૂલાવી દઈશું. (૧૨૬) અને એ જ રીતે અમે તેને બદલો આપીશું જે હદથી નીકળ્યો અને પોતાના પરવરદિગારની વાતો ઉપર ઈમાન ન લાવ્યો અને આખિરતનો અઝાબ ઘણો કઠોર છે અને ઘણો બાકી રહેનારો. (૧૨૭)*

**તફસીર :**

અને તેનાથી (ઘણા સમય) પહેલાં અમે આદમ (અલૈ.)ને એક હુકમ આપી ચૂક્યા હતા (જેનું વર્ણન આગળ આવે છે) બસ તેમનાથી ગફલત (અને બેદરકારી) થઈ ગઈ અને અમે (આ હુકમની કાળજી માટે) તેમનામાં પરિપક્વતા (અને મજબૂતી) ન જોઈ અને તે સમય યાદ કરો જ્યારે કે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમ (અલૈ.)ની સામે (સન્માનનો) સિજ્દહ કરો, સૌએ સિજ્દહ કર્યો ઈબ્લીસ સિવાય (કે) તેણે ઈન્કાર કર્યો, પછી અમે (આદમ અલૈ.ને) કહ્યું, હે આદમ (અલૈ. યાદ રાખો) નિઃશંક આ તમારો અને તમારી પત્નીનો (એ કારણે) દુશ્મન છે (કે તમારા મા'મલામાં મરદૂદ થયો) બસ, ક્યાંક તમને બંનેને જન્નતમાંથી કઢાવી ન મૂકે (એટલે કે તેના કહેવાથી કોઈ એવું કામ ન કરી બેસજો કે જન્નતમાંથી બહાર કાઢી મૂકવામાં આવો) પછી મુસીબત (તંગી)માં પડી જાઓ (અને સાથે તમારી પત્નીને પણ મુસીબત ઉઠાવવી પડે અને) અહીંયાં જન્નતમાં તો તમારા માટે એ (આરામ) છે કે તમે ન તો ક્યારેય ભૂખ્યા રહેશો (જેનાથી તકલીફ થાય અથવા તેને મેળવવામાં મોડું અથવા પરેશાની થાય) અને ન જ નાગા રહેશો (કે કપડાં ન મળે અથવા તેનો બંદોબસ્ત કરવામાં ખૂબ તકલીફ અને મુશ્કેલી પડે) અને ન જ તરસ્યા રહેશો (કે પાણી ન મળે અથવા મોડું થવાથી તકલીફ થાય) અને ન જ તડકામાં તપશો (કારણ કે જન્નતમાં તડકો જ નથી અને મકાન પણ દરેક રીતે સુરક્ષિત છે, તેનાથી વિપરીત એ પરિસ્થિતિ કે જો જન્નતમાંથી નીકળીને દુનિયામાં ગયા તો આ બધી મુસીબતો અને મુશ્કેલીઓ આવી પડશે એટલા માટે આ બાબતોને સામે રાખીને ખૂબ હોશિયારી અને જાગૃત થઈ રહેજો) પછી તેમને શયતાને (ધોકામાં નાંખ્યા એટલે કે) બહેકાવ્યા, કહેવા લાગ્યો કે હે આદમ (અલૈ.) ! શું હું તમને કાયમ ટકી રહેવાનું (ખાસિયતવાળું) ઝાડ બતાવું (કે તેના ખાવાથી હંમેશા આ સુખ ટકી રહેશે) અને એવી બાદશાહી

જેમાં ક્યારેય કોઈ કમજોરી ન આવશે, બસ (તેના બહેકાવવાથી) બંનેએ તે ઝાડથી ખાઈ લીધું (જેની મનાઈ કરવામાં આવી હતી અને શયતાને તેને હંમેશા ટકી રહેવાનો ગુણ ધરાવનાર ઝાડ شَجَرَةُ الْخُلْدِ કહીને બહેકાવ્યા હતા) તો (તેના ખાતાં જ) તે બંનેના સતર એકબીજા સામે ખુલી ગયા અને (પોતાના બદન ઢાંકવા માટે) બંને પોતાના (બદન) ઉપર જન્નત(ના ઝાડો)ના પાંદડાઓ ચોંટાડવા લાગ્યા અને આદમ (અલૈ.)થી પોતાના પરવરદિગારનો (હુકમ માનવામાં) કુસૂર થઈ ગયો બસ (જન્નતમાં હંમેશા રહેવાનો હેતુ પ્રાપ્ત કરવા વિશે) ગલતીમાં પડી ગયા, પછી (જ્યારે તેમણે મા'ફી માંગી ત્યારે) તેમના પરવરદિગારે (તેમને વધારે) સ્વીકૃત બનાવી લીધા બસ તેમના ઉપર (મહેરબાનીથી) ધ્યાન આપ્યું અને (સીધા) માર્ગ ઉપર હંમેશા કાયમ રાખ્યા (કે પછી ફરી આવી ભૂલ ન થઈ અને જ્યારે ઝાડ ખાઈ લીધું તો) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે બંને જન્નતમાંથી ઉતરી જાઓ (અને દુનિયામાં) એવી હાલતમાં જાઓ કે (તમારા વંશજોમાં) પરસ્પર એકબીજાના દુશ્મન હશો, પછી જો તમારી પાસે મારા તરફથી કોઈ હિદાયત(નું માધ્યમ એટલે કે રસૂલ અથવા કિતાબ) પહોંચે તો (તમારામાં) જે વ્યક્તિ મારી એ હિદાયતનું અનુસરણ કરશે તો તે ન તો (દુનિયામાં) ગુમરાહ થશે અને ન જ (આખિરતમાં) નુકસાનમાં હશે અને જે વ્યક્તિ મારી આ નસીહતથી મોઢું ફેરવશે તો તેના માટે (કયામતથી પહેલાં દુનિયા અને કબરમાં) તંગીનું જીવન હશે અને કયામતના દિવસે અમે તેને આંધળો કરીને (કબરથી) ઉઠાડીશું, તે (આશ્ચર્યથી) કહેશે કે હે મારા પરવરદિગાર ! તેં મને આંધળો કરીને કેમ ઉઠાડ્યો ? હું તો (દુનિયામાં) આંખોવાળો હતો (મારાથી એવી શું ભૂલ થઈ ?) કહેવામાં આવશે કે (જેવી તને સજા થઈ છે) એવા જ (તારા અમલ હતા, તે એ કે) તારી પાસે (અંબિયા અલૈ. અને ઉલમા દ્વારા) અમારા હુકમો પહોંચ્યા હતા પછી તેં તેનો કંઈ જ ખ્યાલ ન કર્યો અને એવો જ આજે તારો કંઈ ખ્યાલ રાખવામાં આવશે નહીં (જેવો તેં કોઈ ખ્યાલ રાખ્યો ન હતો) અને (જે રીતે આ યોગ્ય સજા આપવામાં આવી) એવી જ રીતે (દરેક) તે વ્યક્તિને અમે (તેના અમલના યોગ્ય) સજા આપીશું જે (આજ્ઞાપાલનની) હદથી વધી જાય અને પોતાના પરવરદિગારની આયતો ઉપર ઈમાન ન લાવે અને ખરેખર આખિરતનો અઝાબ ઘણો સખત અને લાંબો સમય ટકી રહેનાર છે (કે તેનો કોઈ અંત જ નથી તો

તેનાથી બચવાની ઘણી જ કાળજી રાખવી જરૂરી છે).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

અહીંયાંથી હઝરત આદમ (અલૈ.)નો કિસ્સો વર્ણન થાય છે, આ કિસ્સો આથી અગાઉ સૂરએ બકરહ અને સૂરએ અઅ્રાફમાં અને અમુક ભાગ સૂરએ હિજ્ર અને સૂરએ કહફમાં પસાર થઈ ચૂક્યો છે અને અંતે સૂરએ સુઆદ صٓ માં આવશે, દરેક જગ્યાએ સ્થળની યોગ્યતાના આધારે કિસ્સાના અમુક ભાગ માર્ગદર્શનના સંદર્ભમાં વર્ણન કરવામાં આવ્યા છે.

આ સ્થળે પાછલી આયતોના સંદર્ભના આધારે વિવરણકારોએ આ કિસ્સાના વિવિધ પાસાઓને વર્ણન કર્યા છે, તેમાં સૌથી વધારે પ્રખ્યાત અને વજનવાળી વાત એ છે કે પાછલી આયતોમાં આ ફરમાન છે كَذٰلِكَ نَقُصُّ عَلَيْكَ مِنْ اَنْۢبَآءِ مَاقَدْ سَبَقَ (૨૦:૯૯) તેમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ફરમાવવામાં આવ્યું છે કે તમારી નુબુવ્વત અને રિસાલતની સાબિતીઓ તથા તમારી ઉમ્મતને ચેતવવા માટે અમે અગાઉના અંબિયા (અલૈ.)ની ઘટનાઓ તમને વર્ણન કરીએ છીએ, તેમાં હઝરત મૂસા (અલૈ.)નો વિગતવાર કિસ્સો આ આયત પહેલાં વર્ણન થઈ ચૂક્યો છે અને તે બધા જ કિસ્સાઓમાં સૌ પ્રથમ અને અંતે સ્વરૂપમાં સૌથી મહત્ત્વનો હઝરત આદમ (અલૈ.)નો કિસ્સો છે. અત્રેથી તેને શરૂ કરવામાં આવે છે જેમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને એ બાબતે આગાહ કરવાનો હેતુ છે કે શયતાન સમગ્ર માનવજાતિનો જૂનો દુશ્મન છે, તેણે સૌ પ્રથમ તમારા માં-બાપ (હઝરત આદમ અલૈ. અને હઝરત હવ્વા અલૈ.) સાથે દુશ્મની નિભાવી અને જાતજાતની યુક્તિઓ અને બહાનાઓથી તથા હમદર્દીનો ડોળદંભ કરી સલાહ-મશ્વરાની જાળ બિછાવી તેમને એક ભૂલમાં સપડાવી દીધા જેના પરિણામે જન્નતથી ઉતરવાનો હુકમ થઈ ગયો અને જન્નતનો પોશાક તેમની પાસેથી છીનવાઈ ગયો પછી અલ્લાહ તઆલાના શરણે જવાથી અને ભૂલની મા'ફી થઈ જવાથી તેમને રિસાલત અને નુબુવ્વતનું ઉચ્ચ સ્થાન અર્પણ કરવામાં આવ્યું, એટલા માટે સમગ્ર માનવજાતિએ શયતાનના ષડયંત્રોથી ક્યારેય નચિંત ન થવું જોઈએ, દીનના હુકમના મા'મલામાં શયતાનના વસવસાઓ અને

છેતરપિંડીથી બચવાની ઘણી કાળજી રાખવી જોઈએ.

وَلَقَدْ عَهِدْنَاۤ اِلٰۤى اٰدَمَ مِنْ قَبْلُ فَنَسِىَ وَلَمْ نَجِدْلَهٗ عَزْمًا તેમાં શબ્દ عَهِدْنَا (અહિદ્ના) એ اَمَرْنَا (અમર્ના) અથવા وَصَّيْنَا (વસ્સયૂના)ના અર્થમાં છે. (બહરે મુહીત) ભાવાર્થ એ છે કે અમે આ ઘટના વિશે તમારાથી ઘણા પહેલાં હઝરત આદમ (અલૈ.)ને એક વસિય્યત કરી હતી, એટલે કે તાકિદી હુકમ આપ્યો હતો (જેનું વર્ણન સૂરએ બકરહ વગેરેમાં પણ આવી ચૂક્યું અને આગળ પણ આવી રહ્યું છે) કે એક ઝાડને નક્કી કરીને બતાવ્યું હતું કે આ ઝાડને એટલે કે તેના ફળ, ફૂલ કે કોઈ વસ્તુને ન ખાશો અને તેની પાસે પણ ન જશો, બાકી સમગ્ર જન્નતના બગીચાઓ અને નેઅ્મતો તમારા માટે ખુલ્લી છે, તેનો ઉપયોગ કરતા રહો અને જેમકે આગળ આવે છે એ પણ બતાવી દીધું હતું કે ઈબ્લીસ તમારો ઉઘાડો દુશ્મન છે, ક્યાંક તેના બહેકાવવામાં ન આવી જાઓ કે તમારા માટે મુસીબત બને પરંતુ હઝરત આદમ (અલૈ.) ભૂલી ગયા અને તેમનામાં અમે ઈરાદાની દઢતા ન જોઈ. અહીંયાં બે શબ્દો આવે છે. એક نِسْيَانْ (નિસયાન), બીજો عَزْمٌ (અઝ્મ) "નિસયાન"નો અર્થ પ્રખ્યાત છે, "ભૂલી જવું, ગફલતમાં પડી જવું" અને "અઝ્મ"નો શાબ્દિક અર્થ "કોઈ કાર્ય માટે પોતાના ઈરાદાને મજબૂતીથી બાંધી લેવો". તે બંને શબ્દોનો ભાવાર્થ આ સ્થળે શું છે તેને સમજતા પહેલાં એ જાણી લેવું જરૂરી છે કે હઝરત આદમ (અલૈ.) અલ્લાહના "ઉલૂલ્ અઝ્મ" ઉચ્ચ કક્ષાના પયગમ્બરોમાંથી છે અને બધા જ પયગમ્બરો ગુનાહોથી માસૂમ હોય છે.

પ્રથમ શબ્દમાં હઝરત આદમ (અલૈ.) ઉપર નિસયાન છવાઈ જવાનું અથવા ભૂલી જવાનું વર્ણન છે અને કારણ કે ભૂલી જવું અથવા નિસયાન વગેરે કાબૂ બહારની બાબત છે, એટલા માટે તેને ગુનાહમાં સામેલ જ કરવામાં આવ્યું નથી, જેમકે સહીહ હદીષમાં છે, رُفِعَ عَنْ اُمَّتِى الْخَطَاُ وَالنِّسْيَانُ એટલે કે, મારી ઉમ્મત માટે ખતા અને નિસયાનનો ગુનોહ મા'ફ કરી દેવામાં આવ્યો છે અને કુર્આને કરીમમાં જાહેર ઈરશાદ છે لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا (૨:૨૮૬) એટલે કે, અલ્લાહ તઆલા કોઈ વ્યક્તિને એવો હુકમ નથી આપતો જે તેના અધિકાર અને શક્તિની બહાર હોય પરંતુ સૌને એ પણ ખબર છે કે અલ્લાહ તઆલાએ આ વિશ્વમાં એવા સબબો પણ બનાવી રાખ્યા છે કે તેનો સંપૂર્ણ

કાળજી સાથે ઉપયોગ કરવામાં આવે તો મનુષ્ય ભૂલ અને ખતાથી બચી શકે છે. અંબિયા (અલૈ.) અલ્લાહ તઆલાના ખૂબ નિકટવર્તી અને ખાસ હોવાના કારણે તેમની એટલી વાત ઉપર પણ પકડ થઈ શકે છે કે તેમણે અધિકારના માધ્યમોથી કેમ કામ ન લીધું જેના દ્વારા તેઓ આ ભૂલથી બચી શકતા હતા. ઘણા વખતે એક રાજ્યશાસનના કોઈ પ્રધાનનું તે કામ પકડ કરવા લાયક સમજવામાં આવે છે જે સામાન્ય નોકરો માટે ઈનામને પાત્ર હોય છે, તેને જ હઝરત જુનૈદ બગદાદી (રહ.)એ ફરમાવ્યું છે, حَسَنَاتُ الْاَبْرَارِ سَيِّئَاتُ الْمُقَرَّبِيْنَ એટલે કે, ઉમ્મતના નેક અને ભલા લોકોના ઘણા બધા નેક અમલો અલ્લાહની બારગાહના નિકટવર્તી હોવાના હકમાં سَيِّئَاتُ (સય્યિઆત) અને ચૂક સમજવામાં આવે છે.

હઝરત આદમ (અલૈ.)નો આ કિસ્સો પ્રથમ તો નુબુવ્વત અને રિસાલતથી પહેલાંનો છે જેમાં કોઈ ગુનાહ થઈ જવો અમુક અહલે સુન્નતના ઉલમા સમીપ નુબુવ્વતની ઈસ્મત અને પવિત્રતાના વિરુદ્ધ નથી, બીજું વાસ્તવમાં આ ભૂલ છે; જે કોઈ ગુનોહ નથી પરંતુ હઝરત આદમ (અલૈ.)નું ઉચ્ચ સ્થાન કારણે અને હક સુબ્હાનહુ વ તઆલાના નિકટવર્તી હોવાના સંદર્ભમાં તેને પણ તેમના માટે એક ચૂક ઠરાવવામાં આવી જેના ઉપર અલ્લાહ તઆલા તરફથી ક્રોધ થયો અને તેમને ચેતવવા માટે આ ચૂકને عِصْيَانٌ (ઈસ્યાન) ના શબ્દથી ઓળખાવવામાં આવી જેમકે આગળ આવે છે.

બીજો શબ્દ عَزْمٌ (અઝ્મ) છે અને આ જ આયતમાં એ ફરમાવ્યું કે હઝરત આદમ (અલૈ.)માં અમે "અઝ્મ" ન જોયો. તેના ઉપરથી જાણ થઈ ચૂકી કે "અઝ્મ"નો અર્થ કોઈ કાર્યના ઈરાદા ઉપર મજબૂત નિર્ધાર વડે કાયમ રહેવું, હઝરત આદમ (અલૈ.) અલ્લાહના હુકમને પૂર્ણ કરવામાં સંપૂર્ણ ફેંસલો અને ઈરાદો કરી ચૂક્યા હતા પરંતુ શયતાનના વસવસાઓથી તેમના આ પાકા નિર્ધારમાં ફરક પડી ગયો અને ચૂક થવાથી તેઓ તેમના ઉપર કાયમ ન રહી શક્યા. વલ્લાહુ અઅ્લમુ.

وَاِذْ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ આ તે કરારનું ટૂંકું વર્ણન છે જે અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલૈ.) પાસેથી લીધો હતો જે હઝરત આદમ (અલૈ.)ના સર્જન પછી બધા ફરિશ્તાઓ માટે પણ અને તેના સંદર્ભમાં ઈબ્લીસ માટે પણ હતો, કારણ કે તે વખત સુધી ઈબ્લીસ જન્નતમાં ફરિશ્તાઓ સાથે જ રહેતો હતો. એ

હુકમ આપવામાં આવ્યો કે બધા જ હઝરત આદમ (અલૈ.)ને સિજ્દહ કરે, બધા ફરિશ્તાઓએ સિજ્દહ કરી લીધો પરંતુ ઈબ્લીસે ઈન્કાર કર્યો જેનું કારણ બીજી આયતોમાં બતાવ્યા પ્રમાણે તેનું અભિમાન હતું કે હું આગથી બનેલો છું અને આ તો માટીથી બનેલા છે તથા આગ માટી કરતાં શ્રેષ્ઠ અને ઉચ્ચ છે, હું તેને સિજ્દહ કેમ કરું ? તેના કારણે ઈબ્લીસ નીંદાપાત્ર થયો અને જન્નતમાંથી કાઢી મૂકવામાં આવ્યો, હઝરત આદમ (અલૈ.) અને હવ્વા માટે જન્નતના બધા બગીચાઓ અને સમગ્ર નેઅ્મતોના દરવાજાઓ ખોલી નાંખવામાં આવ્યા અને દરેક વસ્તુના ઉપયોગની પરવાનગી આપવામાં આવી, માત્ર એક નિશ્ચિત ઝાડ વિશે એ સૂચના આપવામાં આવી કે તેને (એટલે કે તેના ફળ-ફૂલ વગેરેને) ખાશો નહીં અને તેની પાસે પણ જશો નહીં. આ વિષય પણ સૂરએ બકરહ અને સૂરએ અઅ્રાફની આયતોમાં આવી ચૂક્યો છે, અત્રે તેનું વર્ણન કરવાના બદલે અલ્લાહ તઆલાએ માત્ર તે હુકમનું વર્ણન કર્યું છે જે આ કરારને સુરક્ષિત રાખવા માટે અને તેના ઉપર કાયમ રહેવા બાબતે ફરમાવ્યો કે, જુઓ ! શયતાન ઈબ્લીસ જેવી રીતે કે સિજ્દહની ઘટના સમયે જાહેર થઈ ચૂક્યું છે કે તમારા બંને એટલે કે હઝરત આદમ (અલૈ.) અને હવ્વાનો દુશ્મન છે એવું ન થાય કે તે કોઈ ષડયંત્ર રચીને અથવા યુક્તિથી ધોકો આપીને તમને આ કરારનો ભંગ કરવા માટે પ્રેરે, જેનું પરિણામ એ આવે કે તમને જન્નતમાંથી કાઢી મૂકાવે فَلَا يُخْرِجَنَّكُمَا مِنَ الْجَنَّةِ فَتَشْقٰى એટલે કે, આ શયતાન ક્યાંક તમને જન્નતમાંથી ન કઢાવે જેના કારણે તમે મુસીબત અને તકલીફમાં પડી જાઓ. تَشْقٰى (તશ્કી) એ شَقَاوَتٌ (શકાવત્)થી બનેલ છે, આ શબ્દ બે અર્થો માટે ઉપયોગ થાય છે. એક شَقَاوَتِ آخِرَتٌ (શકાવતે આખિરત) અને બીજો شَقَاوَتِ دُنْيَا (શકાવતે દુનિયા) એટલે કે, શારીરિક તકલીફો અને મુસીબતો આ સ્થળે આ જ બીજો અર્થ ભાવાર્થ સ્વરૂપે હોઈ શકે છે, કારણ કે પ્રથમ અર્થમાં કોઈ પયગમ્બર માટે તો શું કોઈ નેક મુસલમાન માટે પણ આ શબ્દ બોલી શકાતો નથી એટલા માટે તફસીરકારોએ આ "શકાવત્"ની તફસીર આ કરી هُوَانْ يُّأْكُلَ مِنْ كَدِّ يَدَيْهِ એટલે કે, શકાવતથી આ સ્થળે ભાવાર્થ એ છે કે પોતાના હાથની મહેનત વડે ખોરાક પ્રાપ્ત કરવો પડે. (કુર્તુબી) અને આ સ્થળે ઈશારો પણ બીજા જ અર્થ તરફ સાક્ષી છે, કારણ કે તેના પછીની આયતમાં જન્નતની નેઅ્મતોમાં તે ચાર નેઅ્મતોનું વર્ણન કર્યું છે જે દરેક

મનુષ્યની જિંદગી માટે ખૂબ મહત્ત્વનું સ્વરૂપ ધરાવે છે અને જિંદગીની જરૂરિયાતોમાં મહત્ત્વની બાબતો છે. એટલે કે ખાવું-પીવું, કપડાં અને રહેઠાણ. આ આયતમાં એ ઈરશાદ ફરમાવ્યો કે આ બધી નેઅ્મતો જન્નતમાં તો કોઈપણ પ્રકારની મહેનત અને તકલીફ વિના જ મળે છે, તેમાં ઈશારો જોવા મળે છે કે જો અહીંયાંથી કાઢી મૂકવામાં આવ્યા તો આ નેઅ્મતો છીનવાઈ જશે અને કદાચ આ જ ઈશારો આપવા માટે જન્નતની મોટી-મોટી નેઅ્મતોનું વર્ણન કરવામાં આવ્યું નથી, માત્ર તેનું જ વર્ણન કરવામાં આવ્યું છે જેના ઉપર મનુષ્યની જિંદગીનો આધાર હોય છે અને તેનાથી ડરાવવામાં આવ્યા કે શયતાનના ધોકામાં આવીને ક્યાંક એવું ન થાય કે જન્નતમાંથી કાઢી મુકવામાં આવો અથવા આ બધી નેઅ્મતો છીનવી લેવામાં આવે અને પછી જમીન ઉપર જીવનની જરૂરિયાત માટે ઘણી જ મહેનત અને મુસીબત ઉઠાવીને તેને પ્રાપ્ત કરવી પડે. આ ભાવાર્થ શબ્દ فَتَشْقٰى (ફતશ્કા)નો છે જે જમહૂર તફસીરકારોએ લખ્યો છે. ઈમામ કુર્તુબીએ આ સ્થળે એ પણ લખ્યું છે કે હઝરત આદમ (અલૈ.) જ્યારે જમીન ઉપર આવ્યા ત્યારે હઝરત જિબ્રઈલ (અલૈ.)એ જન્નતના અમુક દાણાઓ ઘઉં, ચોખા વગેરે લાવીને આપ્યા કે તેને જમીનમાં વાવો, પછી જ્યારે તે છોડ નીકળ્યા અને તેના ઉપર દાણા લાગ્યા તો તેને લણીને પછી તેને દળીને રોટલી બનાવો અને તે બધા કાર્યોની રીત પણ હઝરત આદમ (અલૈ.)ને બતાવી દીધી, એ જ પ્રમાણે હઝરત આદમ (અલૈ.)એ રોટલી પકાવી અને ખાવા બેઠા હતા કે રોટલી હાથમાંથી છૂટીને પહાડ નીચે સરકી ગઈ, હઝરત આદમ (અલૈ.) તેની પાછળ ચાલ્યા અને ખૂબ મહેનત કરીને પાછી લાવ્યા ત્યારે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ કહ્યું કે, હે આદમ (અલૈ.) ! તમારી અને તમારી અવલાદની રોજી આ જ રીતે જમીન ઉપર મહેનત અને સંઘર્ષથી જ પ્રાપ્ત થશે. *(કુર્તુબી)*

**પત્નીનું ભરણ-પોષણ પતિના માથે એક જરૂરી જવાબદારી છે :**

આ સ્થળે આયતની શરૂઆતમાં અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલૈ.) સાથે હઝરત હવ્વાને પણ સંબોધનમાં સામેલ કર્યા, عَدُوٌّ لَّكَ وَلِزَوْجِكَ فَلَا يُخْرِجَنَّكُمَا مِنَ الْجَنَّةِ જેમાં બતાવ્યું કે શયતાન તમારો પણ દુશ્મન છે અને તમારી પત્નીનો પણ અને એ કે એવું ન થાય કે તમને બંનેને તે જન્નતમાંથી કઢાવી મૂકે પરંતુ આયતમાં અંતિમ શબ્દ فَتَشْقٰى (ફતશ્કા) શબ્દનો એકવચનમાં

ઉપયોગ કરવામાં આવ્યો છે, પત્નીને તેમાં સામેલ કરવામાં આવ્યાં નથી નહિતર સ્થળના તકાદા પ્રમાણે فَتَشْقَيَا (ફતશ્કયા) કહેવામાં આવ્યું હોત. ઈમામ કુર્તુબીએ તેનાથી એ મસ્અલો પ્રતિપાદિત કર્યો છે કે પત્નીની જિંદગીની જરૂરિયાતો પણ પુરુષની જવાબદારી છે, તેને પ્રાપ્ત કરવામાં જે મહેનત અને તકલીફ ઉઠાવવી પડે છે તે માત્ર પુરુષની જવાબદારી છે, એટલા માટે فَتَشْقٰى (ફતશ્કા)ને એકવચનમાં લાવીને ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે પૃથ્વી ઉપર ઉતારવામાં આવ્યા તો તે જિંદગીની જરૂરિયાતોની પ્રાપ્તિમાં જે કંઈ મહેનત અને સંઘર્ષ કરવો પડે તે હઝરત આદમ (અલૈ.)ને કરવો પડશે, કારણ કે હઝરત હવ્વાના ભરણપોષણની જવાબદારી અને જીવન જરૂરિયાત પૂરી કરવી હઝરત આદમ (અલૈ.)ની જ જવાબદારી છે.

**જરૂરી ભરણપોષણ માત્ર ચાર વસ્તુઓ છે :**

કુર્તુબીએ નોંધ્યું છે કે આ જ આયતે તમને એ પણ બતાવી આપ્યું કે સ્ત્રીના ભરણપોષણની જવાબદારી જે પુરુષના માથે છે તે માત્ર ચાર વસ્તુઓ છે ખાવું, પીવું, કપડાં અને નિવાસ. તેનાથી વધારે પતિ પોતાની પત્નીને જે કંઈ આપે અથવા તેના ઉપર ખર્ચ કરે તે અહેસાન અને વધારાનું છે, તેના માથે વાજિબ અથવા જરૂરી નથી, તેનાથી એ પણ જાણ થઈ કે પત્નીને માટે શરીઅતે પતિ ઉપર જે કંઈ ભરણપોષણ નક્કી કર્યું છે તેમાં પણ માત્ર આ ચાર વસ્તુઓ તેના માથે વાજિબ હોય છે, જેવી રીતે માં–બાપનું ભરણપોષણ અવલાદના માથે હોય છે જ્યારે કે તેઓ મોહતાજ અને મા'જૂર થઈ જાય વગેરે... આ બાબતોની વિગત ફિક્હની કિતાબોમાં જોઈ શકાય છે.

اِنَّ لَكَ اَلَّا تَجُوْعَ فِيْهَا وَلَا تَعْرٰى જન્નતમાં જિંદગીની જરૂરિયાતની આ ચારે વસ્તુઓ વણમાગ્યે વગર મહેનતે મળે છે અને જન્નતમાં ભૂખ લાગવાથી એ શંકા ન થઈ જાય કે જ્યાં સુધી ભૂખ ન લાગે ત્યાં ખાવાનો સ્વાદ કે લિજ્જત જ આવી શકતી નથી, એવી રીતે જ્યાં સુધી તરસ ન લાગે ત્યાં સુધી ઠંડા પાણીની લિજ્જત અને રાહત અનુભવી શકાતી નથી પરંતુ જન્નતમાં તેનાથી વિપરીત ભૂખ અને તરસ ન લાગવાનો અર્થ એ છે કે ભૂખ અને તકલીફ ઉઠાવવી નહીં પડે, એટલે કે ભૂખ લાગશે તો ખાવાનું અને તરસ લાગશે તો પીવાનું ન મળવાની અથવા મોડેથી મળવાની કોઈ સંભાવના નથી, બલકે દરેક તે વસ્તુ જેનું દિલ

ઇચ્છશે તરત હાજર અને ઉપસ્થિત થઈ જશે.

فَوَسْوَسَ اِلَيْهِ الشَّيْطٰنُ اِلٰى قوله وَعَصٰٓى اٰدَمُ رَبَّهٗ فَغَوٰى આ આયતમાં જે આ પ્રશ્ન પેદા થાય છે કે જ્યારે અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલૈ.) અને હઝરત હવ્વાને કોઈ ખાસ ઝાડ ખાવાથી અને તેની પાસે જવાથી પણ રોકી દીધા હતા અને તેના ઉપર વધારે એ ચેતવણી પણ આપી હતી કે શયતાન તમારા બંનેનો દુશ્મન છે, તેના ફરેબજાળથી બચતા રહેવું, તે ક્યાંક તમને જન્નતમાંથી બહાર કઢાવી ન મૂકે, આટલી સ્પષ્ટ સૂચના અને માર્ગદર્શન પછી પણ આ ઉચ્ચ કક્ષાના પયગમ્બર શયતાનના આવા ધોકામાં કઈ રીતે આવી ગયા અને એ કે એ ખુલ્લી નાફરમાની અને ગુનોહ છે, હઝરત આદમ (અલૈ.) અલ્લાહના નબી અને રસૂલ છે તેમનાથી આવો ગુનોહ કેવી રીતે થઈ શકે છે ? જ્યારે કે જમહૂર ઉમ્મતની એ બાબત ઉપર સહમતી છે કે અંબિયા (અલૈ.) દરેક નાના–મોટા ગુનાહથી માસૂમ હોય છે, આ બધા પ્રશ્નોના જવાબ સૂરએ બકહની તફસીર "મઆરિફુલ કુર્આન"ની પ્રથમ જિલ્દમાં પસાર થઈ ચૂક્યા છે ત્યાં જોઈ લેવામાં આવે અને આયતમાં હઝરત આદમ (અલૈ.)નો સંબંધ સ્પષ્ટ શબ્દોમાં عَصٰى (અસા) અને પછી غَوٰى (ગવા) ફરમાવવામાં આવ્યો છે, તેનું કારણ પણ સૂરએ બકરહમાં વર્ણન થઈ ચૂક્યું છે કે હઝરત આદમ (અલૈ.)નો આ અમલ શરઈ કાયદાની રૂએ ગુનાહમાં સામેલ ન હતો પરંતુ હઝરત આદમ (અલૈ.) અલ્લાહ તઆના રસૂલ અને નિકટવર્તી ખાસ બંદાઓમાંથી છે એટલા માટે તેમની નાની ચૂકને પણ ભારે શબ્દોમાં عِصْيَانٌ (ઇસ્યાન) કહીને ઓળખાવવામાં આવ્યું અને એના ઉપર ક્રોધ કરવામાં આવ્યો અને શબ્દ غَوٰى (ગવા) બે અર્થ માટે ઉપયોગ થાય છે, એક અર્થ જિંદગી કડવી બની જવાનો તથા આરામ ખરાબ થઈ જવાનો છે અને બીજો અર્થ ગુમરાહ થઈ જવાનો અને ગાફેલ થઈ જવાનો છે. અઈમ્મએ તફસીરે કુશયરી અને કુર્તુબી (રહ.) વગેરેએ આ સ્થળે શબ્દ "ગવા"નો પ્રથમ અર્થ જ અપનાવ્યો છે અને તેનો ભાવાર્થ એ છે કે હઝરત આદમ (અલૈ.)ને જે રાહત જન્નતમાં પ્રાપ્ત હતી તે ન રહી તેમની જિંદગી સંઘર્ષવાળી બની ગઈ.

**અંબિયા (અલૈ.) વિશે એક મહત્ત્વની સૂચના, તેમના અદબ અને સન્માનની સુરક્ષા :**

કાઝી અબૂબક્ર ઇબ્ને અરબી (રહ.)એ અહકામુલ કુર્આનમાં પ્રસ્તુત

આયતના જે શબ્દો عَصٰـى (અસા) વગેરે જે હઝરત આદમ (અલૈ.) વિશે આવ્યા છે તે બાબતે એક મહત્ત્વની વાત કહી છે, તે તેમના શબ્દોમાં નીચે પ્રમાણે છે.

لَا يَـجُـوْزُلَا حَدِنَاالْيَوْمَ اَنْ يُّخْبِرَ بِذٰلِكَ عَنْ اٰدَمَ اِلَّااِذَاذَكَرْنَاهُ فِىْ اَثْنَاءِ قَوْلِهٖ تَعَالٰى عَـنْـهُ اَوْقَـوْلِ نَبِيّـهٖ، فَـاَمَّـااَنْ يَّبْتَـدِئَ ذٰلِكَ مِنْ قِبَلِ نَفْسِهٖ فَلَيْسَ بِجَائِزٍلَنَا فِىْ اٰبَائِنَا الْاَدْنِيْـنَ اِلَيْـنَـا الْـمُمَاثِلِيْنَ لَنَا فَكَيْفَ فِىْ اَبِيْنَا الْاَقْدَمِ الْاَعْظَمِ الْاَكْرَمِ النَّبِيِّ الْمُقَدَّمِ الَّذِىْ عَذَرَهُ اللّٰهُ سُبْحَانَهٗ وَتَعَالٰى وَتَابَ عَلَيْهِ وَغَفَرَلَهٗ،

(اَزْتَفْسِيْرِ قُرْطُبِىْ وَذَكَرَهٗ فِى الْبَحْرِالْمُحِيْطِ اَيْضًا)

*"આપણામાંથી કોઈના માટે આજે એવું જાઈઝ નથી કે હઝરત આદમ (અલૈ.) તરફ આ શબ્દ عِصْيَانْ (ઈસ્યાન)નો સંબંધ જોડે એ સિવાય કે તે કુર્આનની આ આયતમાં અથવા હદીષે નબવીના સંદર્ભમાં આવ્યો હોય તે વર્ણન કરે, પરંતુ એ કે પોતાના તરફથી આ શબ્દ.... નો સંબંધ જોડવો આપણા પોતાના નજીકના બાપ–દાદા માટે પણ જાઈઝ નથી, પછી આપણા સૌથી પ્રથમ પિતા જે દરેક સ્વરૂપે આપણા બાપ–દાદા કરતા શ્રેષ્ઠ અને સન્માનનીય છે તથા અલ્લાહ તઆલાના વહાલા પયગમ્બર છે જેમનો ઉજર અલ્લાહ તઆલાએ કબૂલ ફરમાવ્યો અને તેમની મા'ફીની જાહેરાત કરી દીધી, તેમના માટે તો કોઈપણ હાલતમાં જાઈઝ નથી."*

એટલા માટે કુશયરી અબૂ નશ્રએ ફરમાવ્યું કે આ શબ્દના કારણે હઝરત આદમ (અલૈ.)ને عَاصِىْ (આસી) અથવા غَاوِىْ (ગાવી) કહેવું જાઈઝ નથી તથા કુર્આને કરીમમાં જ્યાં કોઈપણ સ્થળે કોઈ નબી અથવા રસૂલ વિશે આવા શબ્દો આવ્યા છે યા તો તે કાર્ય ઉચ્ચ કક્ષાની પદવીની સાથે બંધબેસતું ન હતું અથવા તો નુબુવ્વત પહેલાંનું હતું એટલા માટે; આથી કુર્આનની અને હદીષની રિવાયતોના સંદર્ભમાં તો તેનું વર્ણન જાઈઝ છે પરંતુ પોતાના તરફથી તેમની શા'ન અને અદબમાં આવા શબ્દોનો ઉપયોગ કરવાની પરવાનગી નથી. *(કુર્તુબી)*

اِهْبِـطَـامِـنْهَـا جَـمِيْعًا એટલે કે, ઊતરી જાઓ જન્નતમાંથી (તમે બંને). આ સંબોધન હઝરત આદમ (અલૈ.) અને ઈબ્લીસ બંને માટે હોઈ શકે છે અને આ

સ્વરૂપમાં بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ નો વિષય સ્પષ્ટ છે કે દુનિયામાં આવીને પણ શયતાનની દુશ્મની ચાલુ રહેશે અને જો એવું કહેવામાં આવે કે શયતાનને તો આ ઘટનાથી પહેલાં જ કાઢી મૂકવામાં આવ્યો હતો હવે તેને આ સંબોધનમાં સામેલ ઠરાવવામાં આવવો એ અશક્ય વાત છે તો બીજી સંભાવના એ પણ હોઈ શકે છે કે આ સંબોધન હઝરત આદમ (અલૈ.) અને બીબી હવ્વા બંનેને હોય. આ સ્વરૂપમાં પરસ્પર દુશ્મનીનો ભાવાર્થ તેમની અવલાદમાં પરસ્પર દુશ્મની હોવાનું વર્ણન કરવાનો છે અને દેખીતું છે કે અવલાદમાં પરસ્પર દુશ્મની માં–બાપની જિંદગી પણ કડવી કરી નાંખે છે.

وَمَنْ اَعْرَضَ عَنْ ذِكْرِىْ અત્રે ذِكْر (ઝિક્ર)નો ભાવાર્થ "કુર્આન" હોઈ શકે છે અને રસૂલે કરીમ ﷺની જાત મુબારક પણ; જેમકે એક બીજી આયતમાં ذِكْرًا رَّسُوْلًا (૬૫:૧૦) આવ્યું છે. બંનેનો ખુલાસો એ છે કે જે વ્યક્તિ કુર્આનથી અથવા રસૂલે કરીમ ﷺથી મોઢું ફેરવે એટલે કે કુર્આનની તિલાવત અને તેના હુકમો ઉપર અમલ કરવાથી અથવા રસૂલે કરીમ ﷺની આજ્ઞાનું પાલન કરવાથી મોઢું ફેરવે તેનો અંજામ એ છે કે, فَاِنَّ لَهٗ مَعِيْشَةً ضَنْكًا وَّنَحْشُرُهٗ يَوْمَ الْقِيٰمَةِ اَعْمٰى એટલે કે તેની જિંદગી مَعِيْشَتُ (મઈશત) તંગ થઈ જશે અને કયામતમાં તેને આંધળો કરીને ઉઠાડવામાં આવશે. પ્રથમ અઝાબ દુનિયામાં જ તેને મળી જશે અને બીજો એટલે કે આંધળો થવાનો અઝાબ કયામતમાં થશે.

## કાફિર અને દુષ્ટની જિંદગી દુનિયામાં કડવી અને તંગ થઈ જવાની હકીકત :

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે દુનિયામાં "મઈશત" (જિંદગી) તંગ થઈ જવાનું તો કાફિરો અને દુષ્ટ લોકો માટે ખાસ નથી. મો'મિન નેક બંદાઓ પણ આવી પરિસ્થિતિનો ભોગ બને છે બલકે, અંબિયા (અલૈ.)ને સૌથી વધુ તકલીફો અને મુસીબતો દુનિયામાં ઉઠાવવી પડી છે. સહીહ બુખારી અને હદીષની બધી જ કિતાબોમાં હઝરત સઅદ (રદિ.) વગેરેથી આ હદીષ નકલ થઈ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, દુનિયાની બલાઓ અને મુસીબતો સૌથી વધારે અંબિયા (અલૈ.) ઉપર કઠોર હોય છે, ત્યારબાદ જે જેવા દરજ્જાનો નેક અને વલી છે તેના આધારે તેને આવી તકલીફો પહોંચે છે, તેનાથી વિપરીત મોટે ભાગે

કાફિરો અને દુષ્ટ લોકો ખુશહાલી, રાહત તથા આરામમાં જોવા મળે છે તો પછી કુર્આનનું એ ફરમાન કે તેમની જિંદગી તંગ થઈ ગઈ આખિરતના માટે તો હોઈ શકે છે પરંતુ દુનિયામાં તેનાથી વિપરીત દષ્ય જોવા મળે છે.

તેનો સાફ અને સ્પષ્ટ જવાબ એ છે કે અહીંયાં દુનિયાના અઝાબથી કબ્ર (બરઝખ)નો અઝાબ ભાવાર્થ તરીકે છે કે કબ્રમાં તેમની જિંદગી તંગ કરી દેવામાં આવશે, પોતે કબ્ર જે તેમનું નિવાસ સ્થાન હશે તે તેમને એવી દબાવશે કે તેમની પાંસળીઓ તૂટવા લાગશે જેમકે અમુક હદીષોમાં તેનો ખુલાસો છે અને મુસ્નદે બઝારમાં મજબૂત સનદથી હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની આ હદીષ નકલ થઈ છે કે રસૂલે કરીમ ﷺએ પોતે આ શબ્દ مَعِيْشَةً ضَنْكًا ની તફસીર એ કરી છે કે તેનો ભાવાર્થ કબ્ર (બરઝખ)ની દુનિયા છે. *(મઝહરી)*

હઝરત સઈદ બિન ઝુબૈર (રહ.)એ જિંદગીની તંગીનો એ ભાવાર્થ પણ વર્ણન કર્યો છે તેમનામાં કરકસરની સિફત નષ્ટ કરી નાંખવામાં આવશે અને દુનિયાની લાલચ વધારી દેવામાં આવશે (મઝહરી) જેનું પરિણામ એ આવશે કે તેમની પાસે ગમે એટલી માલ–દોલત ભેગી થઈ જાય તેમને ક્યારેય મનની શાંતિ પ્રાપ્ત થશે નહીં, હંમેશા માલ વધારવાની ફિકર અને ચિંતા તથા તેના નકુસાનનો ભય તેમને બેચેન રાખશે અને આ વાત જાહેર રીતે દુનિયાના લોભી એવા માલદારોમાં મોટે ભાગે જોવા મળે છે અને ખુલાસો એ છે કે તે લોકોની પાસે દુનિયાની જિંદગીની રાહતનો સામાન તો ઘણો બધો ભેગો થઈ જાય છે પરંતુ જેનું નામ રાહત છે તે તેમને પ્રાપ્ત થતી નથી કારણ કે તે મનની શાંતિ અને સંતોષ વિના પ્રાપ્ત થતી નથી.

———————

## આયતો : (સૂરએ તા–હા : આયત નં. ૧૨૮ થી ૧૩૫)

اَفَلَمْ يَهْدِ لَهُمْ كَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنَ الْقُرُوْنِ يَمْشُوْنَ فِىْ مَسٰكِنِهِمْ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ
لِّاُولِى النُّهٰى ﴿۱۲۸﴾ وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ لَكَانَ لِزَامًا وَّاَجَلٌ مُّسَمًّى ﴿۱۲۹﴾
فَاصْبِرْ عَلٰى مَا يَقُوْلُوْنَ وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ قَبْلَ طُلُوْعِ الشَّمْسِ وَقَبْلَ غُرُوْبِهَا ۚ

وَمِنْ اٰنَآئِ الَّيْلِ فَسَبِّحْ وَاَطْرَافَ النَّهَارِ لَعَلَّكَ تَرْضٰى ﴿١٣٠﴾ وَلَا تَمُدَّنَّ عَيْنَيْكَ
اِلٰى مَا مَتَّعْنَا بِهٖٓ اَزْوَاجًا مِّنْهُمْ زَهْرَةَ الْحَيٰوةِ الدُّنْيَا ۙ لِنَفْتِنَهُمْ فِيْهِ ۭ وَرِزْقُ
رَبِّكَ خَيْرٌ وَّاَبْقٰى ﴿١٣١﴾ وَاْمُرْ اَهْلَكَ بِالصَّلٰوةِ وَاصْطَبِرْ عَلَيْهَا ۭ لَا نَسْـَٔلُكَ رِزْقًا ۭ نَحْنُ
نَرْزُقُكَ ۭ وَالْعَاقِبَةُ لِلتَّقْوٰى ﴿١٣٢﴾ وَقَالُوْا لَوْلَا يَاْتِيْنَا بِاٰيَةٍ مِّنْ رَّبِّهٖ ۭ اَوَلَمْ تَاْتِهِمْ
بَيِّنَةُ مَا فِي الصُّحُفِ الْاُوْلٰى ﴿١٣٣﴾ وَلَوْ اَنَّآ اَهْلَكْنٰهُمْ بِعَذَابٍ مِّنْ قَبْلِهٖ لَقَالُوْا
رَبَّنَا لَوْلَآ اَرْسَلْتَ اِلَيْنَا رَسُوْلًا فَنَتَّبِعَ اٰيٰتِكَ مِنْ قَبْلِ اَنْ نَّذِلَّ وَنَخْزٰى ﴿١٣٤﴾
قُلْ كُلٌّ مُّتَرَبِّصٌ فَتَرَبَّصُوْا ۚ فَسَتَعْلَمُوْنَ مَنْ اَصْحٰبُ الصِّرَاطِ السَّوِيِّ وَمَنِ اهْتَدٰى ﴿١٣٥﴾ ع ٨

## તરજુમો :

*તો શું તેમને સમજ ન આવી એ વાતથી કે કેટલાય સમુદાયોનો અમે તેમના પહેલાં વિનાશ કર્યો ! આ લોકો તેમના સ્થળોમાં ફરે છે, તેમાં બુદ્ધિશાળીઓ માટે ઘણી નિશાનીઓ છે. (૧૨૮) અને જો એક વાત ન હોત કે તમારા પરવરદિગાર તરફથી નીકળી ચૂકી તો અવશ્ય મૂઠભેડ થઈ ગઈ હોત અને જો નિશ્ચિત કરવામાં આવેલો વાયદો ન હોત. (૧૨૯) બસ તમે વેઠતા રહો જે તેઓ કહે અને પોતાના પરવરદિગારની ખૂબીઓ વર્ણન કરતા રહો સૂરજ નીકળવાથી પહેલાં અને આથમવાથી પહેલાં અને રાતના અમુક પહોરમાં પઢ્યા કરો અને દિવસની હદો ઉપર, કદાચ તમે ખુશ થઈ જાઓ. (૧૩૦) અને પોતાની આંખોને તે વસ્તુ ઉપર ન પાથરો જે અમે તે જાતજાતના લોકોને લાભ ઉઠાવવા માટે આપી, દુનિયાની જિંદગીની રોનક તેમને અજમાવવા માટે અને તમારા પરવરદિગારની દીધેલી રોજી ઉત્તમ છે અને ઘણી બાકી રહેનારી. (૧૩૧) અને પોતાના ઘરવાળાઓને નમાઝનો હુકમ કરો અને પોતે પણ તેના ઉપર કાયમ રહો, અમે તમારાથી રોજી નથી માંગતા, અમે તમને રોજી આપીએ છીએ અને પરહેઝગારીનું પરિણામ સારું છે. (૧૩૨) અને લોકો કહે છે, એ અમારી પાસે પોતાના પરવરદિગાર પાસેથી કોઈ નિશાની કેમ નથી લઈ આવતો ? શું તેમને આગલી કિતાબોમાંની નિશાની*

*નથી પહોંચી ચૂકી ? (૧૩૩) અને જો અમે તેમનો કોઈ આફતમાં એથી પહેલાં નાશ કરી નાંખ્યો હોત તો કહ્યું હોત, હે પરવરદિગાર ! કેમ અમારા સુધી કોઈને સંદેશ આપીને ન મોકલ્યો કે અમે તારી કિતાબ ઉપર ઝલીલ અને અપમાનિત થતા પહેલાં ચાલ્યા હોત ? (૧૩૪) તમે કહો, દરેક કોઈ રાહ જુએ છે બસ તમે પણ રાહ જુઓ, આગળ જાણી લેશો કોણ સીધા માર્ગવાળા છે અને કોણે માર્ગ પામ્યો. (૧૩૫)*

## તફસીર :

આ (વાંધો ઉઠાવનારા કે જેઓ પોતાની વાત ઉપર અડેલા છે આગ્રહ કરી રહ્યા છે તો) શું તે લોકોને (હજુ સુધી) તેનાથી પણ માર્ગદર્શન મળ્યું નથી કે અમે તેમનાથી અગાઉ ઘણા બધા સમૂહોનો (આવા વિરોધ અને ઈન્કારના કારણે અઝાબથી) નાશ કરી ચૂક્યા છે કે તેઓ(માંથી ઘણા)ના રહેવાના સ્થળોમાં આ લોકો પણ ચાલે(–ફરે) છે (કારણ કે સિરીયા જવાના માર્ગ ઉપર મક્કાવાળાઓ અમુક તે લોકોના મકાનો પાસેથી પસાર થતા હતા) એ (પ્રસ્તુત બાબત)માં તો બુદ્ધિશાળીઓ(ને સમજવા) માટે (ઘણી) દલીલો (વિરોધ અને ઈન્કાર કરવાના ખરાબ પરિણામોની) મોજૂદ છે અને (તેના ઉપર તાત્કાલિક અઝાબ ન આવવાથી જે તેઓ પોતાનો ધર્મ નીંદાપાત્ર ન હોવાનો મત લઈ બેઠા છે તેની હકીકત એ છે કે) જો તમારા પરવરદિગાર તરફથી એક વાત પ્રથમથી થઈ ચૂકી ન હોત (તે એ કે અમુક મસ્લિહતોના કારણે તેમને મહોલત આપવામાં આવશે) અને (અઝાબના માટે) એક નિર્ધારિત સમયસીમા ન હોત (કે તે કયામતનો દિવસ છે) તો (તેમના કુફ્ર અને વિરોધનો તકાદો તો એ હતો કે) અઝાબ અવશ્ય આવી ગયો હોત (ખુલાસો એ છે કે કુફ્ર તો અઝાબના માટે હકદાર જ છે પરંતુ તેના અટકી રહેવાનું એક કારણ તેમને મહોલત આપવામાં આવી રહી છે તે છે, બસ તેનાથી તેમને એવી શંકા ન થઈ જાય કે તાત્કાલિક અઝાબ આવતો નથી એટલે અમે સત્ય ઉપર છે, તેમની આ દલીલ ખોટી છે મતલબ એ કે મહોલત આપવામાં આવી છે છુટકારો નહીં) બસ, (જ્યારે અઝાબ આવવાનો યકીની છે તો) તમે તેમની (કુફ્રયુક્ત) વાતો ઉપર સબ્ર કરો (અને અલ્લાહની દુશ્મનીના કારણે જે તેમના ઉપર ક્રોધ થાય છે તેનાથી અઝાબમાં મોડું થવાથી જે બેચેની થાય છે તે બેચેનીને છોડી દો) અને પોતાના પરવરદિગારની પવિત્રતા (અને વખાણ)ની

સાથે (તેની) તસ્બીહ (અને પવિત્રતા વર્ણન) કરો (તેમાં નમાઝ પણ આવી ગઈ) સૂર્ય નીકળતા પહેલાં (દાખલા તરીકે ફજ્રની નમાઝ) અને તેના આથમતા પહેલાં (દાખલા તરીકે ઝુહ્ર અને અસ્રની નમાઝ) અને રાત્રિના સમયમાં (પણ) કર્યા કરો (દાખલા તરીકે મગરિબ અને ઈશાની નમાઝ) અને દિવસના પ્રથમ અને અંતમાં (તસ્બીહ કરવા માટે કાળજી લઈને ફરીવાર કહેવામાં આવે છે જેનાથી ફજ્ર અને મગરિબની નમાઝનું પુનરાવર્તિત વર્ણન થઈ ગયું) જેથી (તમને સવાબ મળે) તમે (તેનાથી) ખુશ થાઓ (મતલબ એ છે કે તમે પોતાનું સંપૂર્ણ ધ્યાન મઅ્બૂદે હકીકી તરફ રાખો લોકોની ચિંતા ન કરો) અને કદાપિ તે વસ્તુઓની તરફ તમે આંખ ઉઠાવીને પણ ન જુઓ (જેમકે અત્યાર સુધી જોયું નથી) જેનાથી અમે કાફિરોના વિવિધ ટોળાઓને (દાખલા તરીકે યહૂદ, નસારા અને મુશ્રિકોને) તેમની કસોટી માટે માલદાર બનાવી રાખ્યા છે કે તે (માત્ર) દુનિયવી જિંદગીની રોનક છે (મતલબ કે અન્યોને સંભળાવવાનો હેતુ છે કે જ્યારે નબીએ માસૂમ માટે આ મનાઈ છે જેમાં શક્યતા પણ નથી તો પછી જેઓ માસૂમ નથી તેમના માટે તેની કાળજી રાખવી કેમ જરૂરી નહીં હોય ! અને કસોટી એ છે કે કોણ અહેસાન માને છે અને કોણ બળવાખોરી કરે છે ?) અને તમારા પરવરદિગારની ભેટ (જે આખિરતમાં મળશે તે તેનાથી) ઘણી વધારે ઉત્તમ અને લાંબો સમય ટકનારી છે (કે ક્યારેય ફના થશે નહીં કે ખુલાસો એ છે કે ન તો તેમના વિરોધ અને વાંધા ઉઠાવવા તરફ બિલકુલ ધ્યાન આપવામાં આવે અને ન જ તેમના વાંધાઓનું કારણ એટલે કે અય્યાશીઓ તરફ, કારણ કે તે બધાનો અંજામ તે અઝાબ છે) અને પોતાના સંબંધીઓને (એટલે કે ઘરવાળાઓને અથવા મો'મિનોને) પણ નમાઝનો હુકમ કરતા રહો અને પોતે પણ તેના પાબંદ રહો (એટલે કે વધારે ધ્યાનપાત્ર આ પ્રવૃત્તિ હોય) અમે તમારાથી (અને એ જ પ્રમાણે અન્યોથી આવી) રોજી (કમાવા) નથી ઈચ્છતા (જે જરૂરી અનુસરણ કરવા માટે અવરોધરૂપ બને) રિઝ્ક તો તમને (અને એ જ પ્રમાણે અન્યોને) અમે આપીશું (એટલે કે અસલ હેતુ રોજી રોટી કે આર્થિક બાબતો નથી બલકે દીન અને અનુસરણ છે, આર્થિક બાબતોની તો તે જ હાલતમાં પરવાનગી છે કે તે જરૂરી હુકમોનું અનુસરણ કરવામાં અવરોધરૂપ ન હોય) અને સારું પરિણામ તો પરહેઝગારીનું જ છે (એટલા માટે અમે હુકમ આપીએ છીએ لَا تَمُدَّنَّ અને .... وَاْمُرْ اَهْلَكَ અને

વાંધો ઉઠાવનારના અમુક અહેવાલો અને નિવેદનો જે ઉપર જાણ થઈ તે જ પ્રમાણે તેમનું એક નિવેદન આ પણ છે કે) તે લોકો (દુશ્મનાવટના કારણે) એવું કહે છે કે આ રસૂલ અમારી પાસે કોઈ નિશાની (પોતાની નુબુવ્વતની) કેમ નથી લાવતા (આગળ જવાબ છે કે) શું તેમની પાસે અગાઉની કિતાબોના વિષયોની જાહેરાત નથી પહોંચી ? (ભાવાર્થ તેનાથી કુર્આન છે કે તેમાં અગાઉની કિતાબોના વિષયોની ખુશખબરીની જાહેરાત થઈ ગઈ ? શું તેમની પાસે કુર્આન નથી પહોંચ્યું જેની પહેલેથી જ શોહરત હતી કે તે નુબુવ્વતની પૂરતી દલીલ છે) અને જો અમે તેમને કુર્આન આવવાથી પહેલાં (કુફ્રની સજામાં) કોઈ અઝાબથી હલાક કરી નાંખ્યા હોત (અને પછી કયામતના દિવસે કુફ્રની અસલી સજા આપવામાં આવી હોત કે તે જરૂરી જ હતું) તો આ લોકો (બહાના સ્વરૂપે) એવું કહેત કે હે અમારા પરવરદિગાર ! તેં અમારી પાસે (દુનિયામાં) કોઈ રસૂલ કેમ મોકલ્યો ન હતો કે અમે તારા હુકમો ઉપર ચાલ્યા હોત તે પહેલાં કે અમે (અહીંયાં પોતે) અપમાનિત અને બેઆબરૂ (તથા અન્યોની નજરમાં રુસ્વા) થયા (બસ હવે તેમને આ બહાનાની પણ ગુંજાઈશ ન રહી, જો તેઓ એવું કહે કે આ અઝાબ ક્યારે થશે) તો એ કહી આપો કે (અમે) બધા રાહ જોઈ રહ્યા છે બસ (વારું) થોડો ઈન્તેઝાર કરી લો અને ઘણું જ નજીક તમને (પણ) ખબર પડી જશે કે સીધા માર્ગવાળા કોણ છે અને કોણ છે જે (ઈચ્છિત) મંઝિલ સુધી પહોંચ્યા (એટલે કે તે ફેંસલો ઘણો જ જલદી મોત પછી હશ્રમાં જાહેર થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

اَفَلَمْ يَهْدِ لَهُمْ માં يَهْدِ શબ્દના સંદર્ભથી કુર્આન ભાવાર્થ તરીકે છે અથવા રસૂલ છે તો તેનો અર્થ એ છે કે શું કુર્આન અથવા રસૂલે કરીમ ﷺએ તેમને એટલે કે મક્કાવાળાઓને એ માર્ગદર્શન નથી આપ્યું અને તેમને જાણકારી નથી આપી કે તમારાથી અગાઉ કેટલી ઉમ્મતો અને કોમો પોતાના નાફરમાનીના કારણે અલ્લાહના અઝાબમાં સપડાઈને નાશ થઈ ચૂકી છે જેમના ઘરો અને જમીનોમાં હવે તમે ચાલો-ફરો છો ? અને એ પણ શક્ય છે કે આ શબ્દ વ્યાકરણની દષ્ટિએ અલ્લાહ તઆલા માટે હોય, એટલે કે શું અલ્લાહ તઆલાએ આ લોકોને માર્ગદર્શન નથી આપ્યું ?

فَاصْبِرْ عَلٰى مَايَقُوْلُوْنَ મક્કાના નિવાસીઓ જે ઈમાનથી દૂર ભાગવા માટે પ્રકાર–પ્રકારની યુક્તિઓ અને બહાના બનાવ્યા કરતા હતા તથા રસૂલે કરીમ ﷺને ખરાબ–ખરાબ શબ્દોથી યાદ કરતા હતા, કોઈ જાદૂગર કહેતા તો કોઈ શાયર, વળી કોઈ જૂઠા કહેતા હતા. (નઊઝુબિલ્લાહ !) તો તેમની પીડાવૃત્તિનો ઈલાજ કુર્આને કરીમે આ સ્થળે બે બાબતોથી બતાવ્યો છે, પ્રથમ એ કે તમે તેમના કહેવા તરફ ધ્યાન ન આપો બલકે સબ્ર કરો ધૈર્ય દાખવો, બીજી વસ્તુ અલ્લાહ તઆલાની ઈબાદતમાં મશ્ગૂલ થઈ જવું છે જે આગલા વાક્યમાં فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ ના શબ્દોથી વર્ણન કરવામાં આવ્યું છે.

## દુશ્મનોની પીડાઓથી બચવાનો ઇલાજ સબ્ર અને અલ્લાહની યાદમાં મશ્ગૂલ થઈ જવું છે :

દુશ્મનોથી આ દુનિયામાં કોઈ નાના–મોટા, સારા–ખરાબ વ્યક્તિને છુટકારો નથી મળતો, દરેક વ્યક્તિનો કોઈને કોઈ દુશ્મન હોય જ છે અને દુશ્મન કેટલોય તુચ્છ અથવા કમજોર હોય પોતાના વિરોધીને કંઈને કંઈ તકલીફ પહોંચાડી જ આપે છે, જીભથી ગાળો આપવાની સામે હિંમત ન હોય તો પીઠ પાછળ પણ આપે છે એટલા માટે દુશ્મનની પીડાઓથી બચવાની ફિકર દરેક વ્યક્તિને હોય છે. કુર્આને કરીમે તેનો ઉત્તમ અને કામિયાબ ઈલાજ એ વસ્તુ વર્ણન કર્યો છે કે પ્રથમ સબ્ર કરો એટલે કે પોતાના નફ્સને કાબૂમાં રાખો અને બદલો લેવાની ચિંતામાં ન પડો, બીજું અલ્લાહ તઆલાની યાદ અને ઈબાદતમાં મશ્ગૂલ થઈ જાઓ, અનુભવ સાક્ષી છે કે માત્ર આ જ નુસ્ખો એવો છે જેનાથી તે તકલીફો અને પીડાઓથી છુટકારો મળી શકે છે નહિતર બદલો લેવાની ચિંતામાં પડનારા કેટલાય મજબૂત અને બહાદૂર કે મોટા સત્તાધિકારીઓ કેમ ન હોય ! ઘણી વખતે વિરોધીથી બદલો લેવા માટે શક્તિમાન હોતા નથી અને આ બદલો લેવાની ચિંતા પણ તેમના માટે એક આગવો અઝાબ બની જાય છે અને જ્યારે મનુષ્યનું સંપૂર્ણ ધ્યાન અલ્લાહ તઆલા તરફ થઈ જાય અને તે એવું ધ્યાન કરે કે આ દુનિયામાં કોઈ પણ કોઈને પણ કોઈ પણ પ્રકારનું નુકસાન અથવા ઈજા અલ્લાહની ઈચ્છા વિના પહોંચાડી શકતું નથી અને અલ્લાહ તઆલાના કાર્યો અને હુકમો બધા હિકમત ઉપર આધારિત હોય છે, એટલા માટે જે સ્વરૂપ સામે

આવે છે તેમાં ચોક્કસ કોઈ હિકમત હશે, આથી વિરોધીની તકલીફ અને પીડાઓથી ઉત્પન્ન થનાર ક્રોધ અને ઉશ્કેરાટ પણ આપોઆપ દૂર થઈ જાય છે, એટલા માટે અંતિમ આયતમાં ફરમાવ્યું, لَعَلَّكَ تَرْضٰى એટલે કે, આ યુક્તિથી તમે રાજી-ખુશીથી બસર કરી શકશો. وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ એટલે કે, તમે અલ્લાહ તઆલાની પવિત્રતા વર્ણન કરો તેના વખાણ અને શુક્રની સાથે. એમાં ઈશારો છે કે જે બંદાને અલ્લાહ તઆલાનું નામ લેવા અથવા અમુક ઈબાદત કરવાની તવફીક થઈ જાય તેણે પોતાના અમલો ઉપર નાઝ અથવા ગર્વ કરવાના બદલે અલ્લાહ તઆલાના વખાણ અને શુક્રનો વઝીફો પઢવો જોઈએ તથા અલ્લાહ તઆલાનો ઝિક્ર અને ઈબાદત તેની જ તવફીકના પરિણામનું ફળ છે.

આ શબ્દ سَبِّحْ بِحَمْدِ (સબ્બિહ બિહમ્દિ) સામાન્ય ઝિક્ર અને સ્તુતિના અર્થમાં પણ હોઈ શકે છે અને ખાસ નમાઝના અર્થમાં પણ; લગભગ બધા જ મુફસ્સિરોએ આ જ અર્થ લીધો છે અને ત્યારબાદ જે સમય નક્કી કરવાનું બતાવ્યું છે તે પણ નમાઝના સમયો જ ઠરાવવામાં આવ્યા છે. જેમકે, قَبْلَ طُلُوْعِ الشَّمْسِ નો ભાવાર્થ ફજ્રની નમાઝ અને قَبْلَ غُرُوْبِهَا નો ભાવાર્થ ઝુહ્ર અને અસ્રની નમાઝ અને مِنْ اٰنَآءِ الَّيْلِ નો ભાવાર્થ રાત્રિની બધી નમાઝો મગરિબ, ઈશા એટલે કે તહજ્જુદ પણ તેમાં સામેલ છે અને પછી શબ્દ اَطْرَافِ النَّهَارْ થી તેની વધારે તાકીદ બતાવવામાં આવી છે.

## દુનિયાની દોલત અમુક દિવસની છે, તે અલ્લાહ તઆલા નજીક સ્વીકૃતિની નિશાની નથી બલકે મો'મિન માટે ખતરાની વસ્તુ છે :

તેમાં રસૂલે કરીમ ﷺને સંબોધન છે અને વાસ્તવમાં આ સૂચના તેમના દ્વારા ઉમ્મતને આપવામાં આવી છે કે દુનિયાના માલદારો અને મૂડીપતિઓને જાતજાતની અને ભાતભાતની દુનિયાની રોનકો અને નેઅ્મતો પ્રાપ્ત થયેલ છે, તમે તેમના તરફ દૃષ્ટિ પણ ન ઉઠાવજો કારણ કે આ બધી અય્યાશીઓ થોડા દિવસની છે અને ફના થવાની છે, અલ્લાહ તઆલાએ જે નેઅ્મત તમને અને તમારા થકી મો'મિનોને અર્પણ કરી છે તે તેના કરતા ઉત્તમ અને જિંદગીની થોડા દિવસની રોનક કરતાં શ્રેષ્ઠ છે.

દુનિયામાં કાફિરો અને દુષ્ટોની અય્યાશીઓ અને રેલમછેલ તથા દોલત અને દબદબો હંમેશા જ દરેક વ્યક્તિ માટે એ પ્રશ્ન બનતો રહ્યો છે કે જ્યારે આ લોકો કાફિર અને અલ્લાહ નજીક નીંદનીય તથા તુચ્છ છે તો તેમની પાસે આ નેઅ્મતો કેવી રીતે અને કેમ છે ? તથા આજ્ઞાપાલક મો'મિનોની ગરીબાઈ તથા તેમની મુફલિસી શા માટે ? એટલે સુધી કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) જેવા ઉચ્ચ કક્ષાના મો'મિનને પણ આ પ્રશ્નએ પ્રભાવિત કર્યા હતા, જ્યારે તેઓ રસૂલે કરીમ ﷺ પાસે તેમના ખાસ રૂમમાં દાખલ થયા જેમાં રસૂલે કરીમ ﷺ એકાંત પસાર કરતા હતા અને એ જોયું કે આપ ﷺ એક જાડા કંતાન ઉપર સૂતેલા છે અને તે કંતાનના તાણા–વાણાના નિશાનો આપના શરીર ઉપર પડી ગયા છે તો અનાયાસે રડી પડ્યા અને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! આ કયૂસર અને કિસ્રા અને તેમના અમીર ઉમરાવો કેવી–કેવી નેઅ્મતો અને રાહતોમાં છે અને તમે સમગ્ર ઉમ્મતમાં અલ્લાહ તઆલાના ચૂંટી કાઢેલા રસૂલ અને અતિપ્રિય છો અને તમારી આર્થિક દશાની આ હાલત છે !?

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, હે ઈબ્ને ખત્તાબ ! શું તમે હજુ સુધી શંકા અને સંદેહમાં સપડાયેલા છો ? આ લોકો તો તે છે જેમની લિજ્જતો અને પ્રિય વસ્તુઓ અલ્લાહે આ દુનિયામાં તેમને આપી દીધી છે, આખિરતમાં તેમનો કોઈ હિસ્સો નથી, ત્યાં અઝાબ જ અઝાબ છે. (જ્યારે મો'મિનોનો મા'મલો તેનાથી ઊલટો છે). એ જ કારણ છે કે રસૂલે કરીમ ﷺ દુનિયાના શણગાર અને રાહતની મહેચ્છાથી બિલકુલ બેપરવા અને બેઝાર જીવનને પસંદ કરતા હતા એ છતાં કે આપ ﷺને સંપૂર્ણ શક્તિ પ્રાપ્ત હતી કે પોતાના માટે ઉત્તમમાં ઉત્તમ રાહતનો સામાન એકઠો કરી લે અને જ્યારે કદી પણ દુનિયાની દોલત રસૂલે કરીમ ﷺ પાસે વિના કોઈ મહેનત અને તકલીફ કે ઈચ્છા વિના જ આવી જતી હતી તો તરત જ તેને અલ્લાહના માર્ગમાં ગરીબો અને ફકીરો ઉપર ખર્ચ કરી નાંખતા હતા અને પોતાના માટે આવતીકાલ માટે પણ કંઈ બાકી રાખતા ન હતા. ઈબ્ને અબી હાતીમે અબૂ સઈદ ખુદરી (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

اِنَّ اَخْوَفَ مَا اَخَافُ عَلَيْكُمْ مَا يَفْتَحِ اللّٰهُ لَكُمْ مِنْ زَهْرَةِ الدُّنْيَا (ابن كثير)

*"મને તમારા લોકો વિશે જે વસ્તુનો સૌથી વધારે ડર અને ભય છે તે દોલત અને દુનિયાનો શણગાર છે જે તમારા ઉપર ખોલી નાંખવામાં આવશે."*

આ હદીષમાં રસૂલે કરીમ ﷺએ ઉમ્મતને પ્રથમથી જ ખબર આપી દીધી છે કે આવનાર સમયમાં દુનિયામાં તમારા વિજયો થશે અને માલ–દોલત તથા ઐશ અને ઈશરતની છૂટછાટ થઈ જશે, એવી પરિસ્થિતિથી વધારે ખુશ થવાની જરૂરત નથી બલકે ડરવાની વસ્તુ છે કે તેમાં સપડાઈને અલ્લાહ તઆલાની યાદ અને તેના હુકમોથી ગફલત ન થઈ જાય.

**પોતાના બાળ–બચ્ચાં અને સંબંધીઓને નમાઝની પાબંદીની તાકીદ અને તેની હિકમત :**

وَاْمُرْ اَهْلَكَ بِالصَّلٰوةِ وَاصْطَبِرْ عَلَيْهَا એટલે કે તમે પોતાના ઘરવાળાઓને પણ નમાઝનો હુકમ કર્યા કરો અને પોતે પણ તેના ઉપર કાયમ રહો. આ બે હુકમો દેખીતી રીતે અલગ–અલગ છે. એક બાળ–બચ્ચાંને નમાઝની તાકીદ, બીજું પોતે તેની પાબંદી પરંતુ વિચાર કરવામાં આવે તો પોતે પોતાની નમાઝની સંપૂર્ણ પાબંદી માટે પણ એ જરૂરી છે કે પોતાનો માહોલ એટલે કે પોતાના બાળ–બચ્ચાં અને સંબંધીઓ પણ નમાઝના પાબંદ હોય, કારણ કે જો માહોલ તેનાથી વિપરીત હશે તો સ્વાભાવિક રીતે મનુષ્ય પોતે પણ આળસનો શિકાર બની જાય છે.

શબ્દ اَهْـل (અહ્‌લ)માં પત્ની અને અવલાદ તથા સંબંધીઓ બધા સામેલ છે જેનાથી માનવીનો આજુબાજુનો માહોલ અને સમાજ બને છે, રસૂલે કરીમ ﷺ ઉપર જ્યારે આ આયત નાઝિલ થઈ તો આપ ﷺ દરરોજ સવારની નમાઝના સમયે હઝરત અલી (રદિ.) અને હઝરત ફાતિમા (રદિ.)ના મકાન ઉપર જઈને અવાજ આપ્યા કરતા હતા, اَلصَّلَاةُ اَلصَّلٰوةُ (અસ્સલાતુ અસ્સલાતુ). *(કુર્તુબી)*

હઝરત ઉરવહ ઈબ્ને ઝુબૈર (રદિ.)ની જ્યારે કદી પણ કોઈ અમીર અથવા બાદશાહની દોલત તથા દબદબા ઉપર નજર પડતી તો તરત પોતાના

ઘરમાં પાછા વળી જતા, ઘરવાળાઓને નમાઝની દા'વત આપતા અને આ આયત પઢીને સંભળાવતા. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) જ્યારે રાત્રે તહજ્જુદ માટે જાગતા તો પોતાના ઘરવાળાઓને પણ જગાડતા હતા અને આ જ આયત પઢીને સંભળાવતા હતા. *(કુર્તુબી)*

**જે વ્યક્તિ નમાઝ અને અલ્લાહની ઇબાદતમાં લાગી જાય છે અલ્લાહ તઆલા તેના માટે રોજીનો મા'મલો સરળ બનાવી દે છે :**

لَا نَسْـئَلُكَ رِزْقًا એટલે કે, અમે તમારાથી એ માંગણી નથી કરતા કે તમે પોતાના અને પોતાના બાળ–બચ્ચાંઓની રોજી પોતાના જ્ઞાનના બળે અથવા અમલના બળે પેદા કરો બલકે આ મા'મલો અમે પોતાના માથે ઠરાવી રાખ્યો છે, કારણ કે રોજીની પ્રાપ્તિ વાસ્તવમાં મનુષ્યના બસની વાત જ નથી, તે વધારેથી વધારે એ જ કરી શકે છે કે જમીનને નરમ બનાવી ખેતી લાયક બનાવી શકે છે અને અમુક દાણા તેમાં નાંખી શકે છે પરંતુ દાણાની અંદરથી વનસ્પતિ કાઢવામાં અને પેદા કરવામાં અને તેની કોઈ જ મા'મૂલી દખલગીરી પણ નથી, આ બધું કરવું તથા જે ફળ–ફૂલ કુદરતે તેની અંદર પેદા ફરમાવ્યા છે તે સીધે–સીધી અલ્લાહની પ્રવૃત્તિ છે, વૃક્ષ નીકળ્યા પછી પણ મનુષ્યનું કાર્ય તો તેની સુરક્ષા કરવી અને જે ફળ–ફૂલ અલ્લાહે પેદા કર્યા છે તેનાથી લાભ ઉઠાવવાનું છે અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાની ઈબાદતમાં મશ્ગૂલ થઈ જાય અલ્લાહ તઆલા આ મહેનતનો ભાર પણ તેના માથે સરળ અને હલકો બનાવી દે છે. *(તિરમિઝી)*

ઈબ્ને માજહે હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

يَقُوْلُ اللّٰهُ تَعَالٰى يَا ابْنَ اٰدَمَ تَفَرَّغْ لِعِبَادَتِيْ اَمْلَأْ صَدْرَكَ غِنًى وَاَسُدَّ فَقْرَكَ وَاِنْ لَّمْ تَفْعَلْ مَلَأْتُ صَدْرَكَ شُغْلًا وَلَمْ اَسُدَّ فَقْرَكَ (اِبْنِ كَثِيْر)

*"અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે, હે ઈબ્ને આદમ ! તું મારી ઈબાદત માટે પોતાને ફારેગ કરી લે તો હું તારા સીનાને ગીના (સંતોષ) અને ઈસ્તિગના (અપરિગ્રહ–બેફિકી)થી ભરી દઈશ અને તારી મોહતાજીને દૂર કરી દઈશ અને જો તેં એવું ન કર્યું તો તારા હૃદયને ચિંતા અને મહેચ્છાથી ભરી દઈશ તથા*

*મોહતાજી દૂર નહીં કરું. (એટલે કે જેટલો માલ વધતો જશે તેટલી લાલચ પણ વધતી ચાલી જશે એટલા માટે તે હંમેશા મોહતાજ જ રહેશે).''*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે મેં રસૂલે કરીમ ﷺને ફરમાવતા સાંભળ્યા છે કે,

مَنْ جَعَلَ هُمُوْمَهُ هَمًّا وَاحِدًا هَمَّ الْمَعَادِ كَفَاهُ اللّٰهُ هَمَّ دُنْيَاهُ وَمَنْ تَشَعَّبَتْ بِهِ

الْهُمُوْمُ فِيْ اَحْوَالِ الدُّنْيَا لَمْ يُبَالِ اللّٰهُ فِيْ اَىِّ اَوْدِيَةٍ هَلَكَ (رَوَاهُ ابْنُ مَاجَهْ، اِبْنُ كَثِيْر)

*''જે વ્યક્તિ પોતાની સમગ્ર ચિંતાઓને એક ચિંતા એટલે કે આખિરતની ચિંતા બનાવી દે તો અલ્લાહ તઆલા તેની દુનિયાની ચિંતાઓની પોતે જવાબદારી ઉઠાવી લે છે અને જે કોઈ દુનિયાની ચિંતામાં અને વિવિધ કામોમાં લાગેલો રહે તો અલ્લાહ તઆલાને કોઈ પરવા નથી કે તે ચિંતાઓથી કોઈ જંગલમાં હલાક થઈ જાય.''*

بَيِّـنَةُ مَـا فِـى الصُّحُفِ الْاُوْلٰى એટલે કે, અગાઉની આસમાની કિતાબ તવરાત અને ઈન્જીલ તથા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફા વગેરે બધા જ રસૂલે આખિરુઝ્ઝમાં હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની નુબુવ્વત અને રિસાલતની સાક્ષી આપે છે, શું આ ઉઘાડી દલીલો ઈન્કારીઓ માટે પૂરતાથી વધારે સાબિતીઓ નથી ?

فَسَتَعْلَمُوْنَ مَنْ اَصْحٰبُ الصِّرَاطِ السَّوِىِّ وَمَنِ اهْتَدٰى એટલે કે, આજે તો અલ્લાહ તઆલાએ દરેક વ્યક્તિને જીભ આપી છે જેનાથી દરેક પોતાનો તરીકો અને પોતાનો અમલ ઉત્તમ અને શ્રેષ્ઠ હોવાનો દા'વો કરી શકે છે પરંતુ આ દા'વો કંઈ કામ આવવાનો નથી, ઉત્તમ અને સાચો તરીકો તો એ જ હોઈ શકે છે જે અલ્લાહ તઆલા નિકટ સાચો અને સ્વીકાર્ય હોય અને તેની ખબર કયામતના દિવસે સૌને પડી જશે કે કોણ ભૂલમાં અને ગુમરાહી ઉપર હતો અને કોણ સાચો અને સીધા માર્ગ ઉપર.

اَللّٰهُمَّ اهْدِنَا لِمَا اخْتُلِفَ فِيْهِ اِلَى الْحَقِّ بِاِذْنِكَ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِكَ وَلَا

مَلْجَاً وَلَا مَنْجَاً مِنْكَ اِلَّا اِلَيْكَ

اَلْحَمْدُ اللّٰهِ الَّذِىْ وَفَّقَنِى لِتَكْمِيْلِ سُوْرَةِ طٰهٰ ضُحٰى يَومِ الْخَمِيْسِ لِاَ رْبَعَةَ عَشَرَ خَلَتْ مِنْ ذِى الْحِجَّةِ الْحَرَامِ ۱۳۹۰ھ وَاللّٰهَ سُبحَانَهٗ وَتَعَالٰى اَسْاَلُ لِتَكْمِيْلِ بَاقِى الْقُرْاٰنِ وَاللّٰهُ الْمُسْتَعَانُ وَعَلَيْهِ الْتَكْلَانُ

❑❑❑❑❑❑❑❑❑❑❑

સૂરએ તા–હા પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ !

**તારીખ :** ૨૬ ડિસેમ્બર ૨૦૦૯ મુતાબિક ૮ મુહર્રમ ૧૪૩૧ હિજરી.



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૨૧)

# સૂરએ અંબિયા (અલૈ.)

સૂરએ અંબિયા મક્કામાં નાઝિલ થઈ અને તેની ૧૧૨ આયતો છે તથા સાત રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૧ થી ૧૦)

પારહ (૧૭)

ایاتها ١١٢ ۲١ سُوْرَةُ الْاَنْبِيَآءِ مَكِّيَّةٌ ٧٣ رکوعاتها ٧

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

١٧ اِقْتَرَبَ لِلنَّاسِ حِسَابُهُمْ وَهُمْ فِيْ غَفْلَةٍ مُّعْرِضُوْنَ ۝١ مَا يَاْتِيْهِمْ مِّنْ ذِكْرٍ مِّنْ
رَّبِّهِمْ مُّحْدَثٍ اِلَّا اسْتَمَعُوْهُ وَهُمْ يَلْعَبُوْنَ ۝٢ لَاهِيَةً قُلُوْبُهُمْ ۭ وَاَسَرُّوا
النَّجْوَى ۖ الَّذِيْنَ ظَلَمُوْا ۖ هَلْ هٰذَآ اِلَّا بَشَرٌ مِّثْلُكُمْ ۚ اَفَتَاْتُوْنَ
السِّحْرَ وَاَنْتُمْ تُبْصِرُوْنَ ۝٣ قٰلَ رَبِّيْ يَعْلَمُ الْقَوْلَ فِي السَّمَاۗءِ وَالْاَرْضِ
وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝٤ بَلْ قَالُوْٓا اَضْغَاثُ اَحْلَامٍۢ بَلِ افْتَرٰىهُ بَلْ هُوَ
شَاعِرٌ ښ فَلْيَاْتِنَا بِاٰيَةٍ كَمَآ اُرْسِلَ الْاَوَّلُوْنَ ۝٥ مَآ اٰمَنَتْ قَبْلَهُمْ مِّنْ قَرْيَةٍ
اَهْلَكْنٰهَا ۚ اَفَهُمْ يُؤْمِنُوْنَ ۝٦ وَمَآ اَرْسَلْنَا قَبْلَكَ اِلَّا رِجَالًا نُّوْحِيْٓ اِلَيْهِمْ
فَسْــَٔـلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ ۝٧ وَمَا جَعَلْنٰهُمْ جَسَدًا لَّا
يَاْكُلُوْنَ الطَّعَامَ وَمَا كَانُوْا خٰلِدِيْنَ ۝٨ ثُمَّ صَدَقْنٰهُمُ الْوَعْدَ فَاَنْجَيْنٰهُمْ وَمَنْ نَّشَاۗءُ
وَاَهْلَكْنَا الْمُسْرِفِيْنَ ۝٩ لَقَدْ اَنْزَلْنَآ اِلَيْكُمْ كِتٰبًا فِيْهِ ذِكْرُكُمْ ۭ اَفَلَا تَعْقِلُوْنَ ۝١٠ ع

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*લોકોથી તેમના હિસાબનો સમય નજીક આવી ગયો અને બેખબર તેઓ ટાળી રહ્યા છે. (૧) તેમને તેમના પરવરદિગાર તરફથી કોઈ નવી નસીહત નથી પહોંચતી પરંતુ તેને રમતાં રમતાં સાંભળે છે. (૨) તેમના દિલ રમતમાં પડયા છે અને અન્યાયીઓ (જાલિમો)એ ગુપ્ત કાનાફૂસી કરી, આ વ્યક્તિ (મુહમ્મદ ﷺ) કોણ છે ? એક તમારા જ જેવો માણસ છે પછી આંખે દેખ્યા તેના જાદૂમાં કેમ ફસાઓ છો ? (૩) તેમણે કહ્યું, મારા પરવરદિગારને વાતની ખબર છે આસમાનમાં હોય અથવા જમીનમાં અને તે સઘળું સાંભળનારો જાણનારો છે. (૪) તેઓ તેને છોડીને કહે છે કે, વાહિયાત વિચારો (દીવાસ્વપ્નો) છે; બલકે જૂઠ ઘડી લીધું છે; બલકે શે'ર કહે છે, પછી તેને જોઈએ કે અમારી પાસે કોઈ નિશાની લઈને આવે જેમકે આગલા રસૂલો લઈને આવ્યા છે. (૫) નથી માન્યું તેમનાથી પહેલાં કોઈ વસ્તીએ જેનો અમે નાશ કરી નાંખ્યો, તો શું હવે આ લોકો માની લેશે !? (૬) અને સંદેશ નથી મોકલ્યો અમે તમારાથી પહેલાં પરંતુ આ જ પુરુષોના હાથે અમે તેમને વહી મોકલતા હતા, બસ પૂછી લો યાદ રાખનારાઓને જો તમે જાણતા નથી. (૭) અને અમે તેમના (રસૂલોના) શરીર એવા બનાવ્યા ન હતા કે તેઓ ભોજન ન કરે અને તેઓ હંમેશા (અમર) રહી જનારા ન હતા. (૮) પછી અમે તેમનાથી વાયદો સાચો કરી દીધો, બસ અમે તેમને તથા જેમને ઈચ્છયું બચાવ્યા અને મર્યાદા ઓળંગનારાઓનો નાશ કરી નાંખ્યો. (૯) અમે તમારા તરફ કિતાબ ઉતારી કે તેમાં તમારું વર્ણન છે, શું તમે સમજતા નથી ? (૧૦)*

## તફસીર :

તે (ઈન્કારી) લોકોથી તેમનો હિસાબ(નો સમય) નજીક આવી પહોંચ્યો (એટલે કે કયામત ધીમે ધીમે નજીક આવતી જઈ રહી છે) અને તેઓ (હજુ) ગફલતમાં (જ પડયા) છે (અને તેનું યકીન કરવાથી અને તેના માટે તૈયારી કરવાથી) મોઢું ફેરવી રહ્યા છે (અને તેમની ગફલત એટલે સુધી વધી ગઈ છે કે) તેમની પાસે તેમના પરવરદિગાર તરફથી જે નવો બોધપાઠ (પરિસ્થિતિ પ્રમાણે

તેમની પાસે) આવે છે (તો તેનાથી ચેતવાને બદલે) તેઓ તેને એવી રીતે સાંભળે છે કે (તેની સાથે) ઠટ્ઠો કરી રહ્યા છે (અને) તેમના દિલ (વાસ્તવમાં તે બાજુ) ધ્યાનિત નથી થતા અને આ જાલિમ લોકો (અને કાફિરો પરસ્પર) છાના છાના કાનાફૂસી કરે છે (એટલા માટે નહીં કે તેમને ઈસ્લામના અનુયાયીઓનો ડર હતો કારણ કે મક્કામાં કાફિરો કમજોર ન હતા માત્ર એટલા માટે કે ઈસ્લામ વિરુદ્ધ ગુપ્ત ષડયંત્ર કરી તેને મિટાવી દે) કે આ (એટલે કે મુહમ્મદ ﷺ) માત્ર તમારા જેવા એક (મા'મૂલી) વ્યક્તિ છે (એટલે કે નબી નથી અને આ જે તેઓ એક રસપ્રદ અને મનને ગમી જાય એવું કલામ સંભળાવે છે તો તેની સાહિત્યિક ઉચ્ચતા અને પ્રતિષ્ઠાના કારણે તેમની નુબુવ્વતનો ભ્રમ ન રાખશો કારણ કે વાસ્તવમાં તે એક જાદૂયુક્ત કલામ છે) તો શું (આવી વાત હોવા) પછી પણ તમે જાદૂની વાત સાંભળવા (તેમની પાસે) જશો જ્યારે કે તમે (આ વાતને સારી પેઠે) જાણો છો ? પયગમ્બરે (એટલે કે નબી ﷺને જવાબ દેવાનો હુકમ થયો અને તેમણે તેના યોગ્ય જવાબમાં) કહ્યું કે મારો પરવરદિગાર દરેક વાતને (ભલે) આસમાનમાં હોય અથવા (ભલે) જમીનમાં (હોય અને ભલે જાહેર હોય અથવા ગુપ્ત હોય સારી પેઠે) જાણે છે અને તે સઘળું સાંભળનારો છે અને સઘળું જાણનારો છે (બસ તમારી આ કુફ્રિય્યહ વાતચીતને પણ સારી પેઠે જાણે છે અને તમને ખૂબ સજા આપશે અને તમે સત્ય કલામને માત્ર જાદૂ કહેવાથી બસ નથી કર્યું) બલકે એવું (પણ) કહ્યું કે આ (કુર્આન) વિચિત્ર વિચારો છે (કે વાસ્તવમાં રસપ્રદ પણ નથી) બલકે (તેનાથી વધીને એ છે કે) તેણે (એટલે કે પયગમ્બરે) તેને (આપમેળે જાણીબૂઝીને પોતાની મરજીથી) ઘડી લીધું છે (અને સ્વપ્નમાં તો મનુષ્ય અમુક હદે મા'ઝૂર હોય છે તથા સંદેહમાં પણ પડી જઈ શકે છે, તેમનું આવું જૂઠાણું કંઈ કુર્આન માટે જ ખાસ નથી) બલકે આ તો એક શાયર વ્યક્તિ છે (તેની બધી વાતો એવી છે જે ઘડી કાઢેલી અને કલ્પનાતિત વાતો છે, ખુલાસો એ છે કે તે રસૂલ નથી અને તે ફોગટમાં રિસાલતનો દા'વેદાર બન્યો છે તો) તેણે કોઈ એવી (મોટી) નિશાની લાવવી જોઈએ જેમકે અગાઉના લોકો રસૂલ બનાવવામાં આવ્યા (અને મોટા મોટા મોઅ્જિઝાઓ પણ જાહેર કર્યા અને ત્યારે જ અમે તેમને રસૂલ માનીશું અને ઈમાન લાવીશું પરંતુ આવું કહેવું આ કાફિરોનું એક બહાનું હતું નહિતર તે કાફિરો તો પાછલા અંબિયા અલૈ.ને પણ માનતા ન હતા,

અલ્લાહ તઆલા જવાબમાં ફરમાવે છે કે) તેમનાથી અગાઉ કોઈ વસ્તીવાળા જેમને અમે હલાક કર્યા છે (તેમના ફરમાઈશી મોઅ્જિઝાઓ જાહેર થવા છતાં) ઈમાન લાવ્યા ન હતા બસ શું આ લોકો (તે મોઅ્જિઝાઓ જાહેર થવાથી) કેવી રીતે ઈમાન લઈ આવશે (અને આવી હાલતમાં ઈમાન ન લાવવાથી અઝાબ નાઝિલ થઈ જશે એટલા માટે અમે તે મોઅ્જિઝાઓ જાહેર કરતા નથી, તેમના માટે કુર્આનનો મોઅ્જિઝો પૂરતો છે) અને (રિસાલત વિશે જે તેમને એ શંકા છે કે રસૂલ મનુષ્ય ન હોવા જોઈએ તો તેનો જવાબ એ છે કે) અમે તમારાથી અગાઉ માત્ર પુરુષોને પયગમ્બર બનાવ્યા છે જેમની પાસે અમે વહી મોકલ્યા કરતા હતા, બસ (હે ઈન્કારીઓ !) જો તમને (આ વાત) જાણ ન હોય તો અહલે કિતાબને પૂછી લો (કારણ કે આ લોકો જો કે કાફિર છે પરંતુ મુતવાતિર ખબરમાં રાવીનું મુસલમાન અથવા ષિક્કા હોવું શરતમાં નથી, પછી તેમને તમે પોતાના દોસ્ત સમજો છો તો તમારા નજીક તેમની વાત ભરોસાપાત્ર હોવી જોઈએ) અને (એ જ પ્રમાણે રિસાલત વિશે જે આ બીજી શંકા કરો છો કે રસૂલ ફરિશ્તો હોવો જોઈએ તેનો જવાબ એ છે કે) અમે તે રસૂલોના (જેઓ ગુઝરી ચૂક્યા છે) એવા શરીર ન બનાવ્યા હતા જેઓ ખાવું ન ખાતા હોય (એટલે કે ફરિશ્તા ન બનાવ્યા હતા) અને (આ લોકો જે તમારી વફાતના ઈન્તેઝારમાં ખુશીઓ મનાવી રહ્યા છે અલ્લાહ તઆલાના કહેવા પ્રમાણે نَتَرَبَّصُ بِهٖ رَيْبَ الْمَنُوْنِ – કઝા ફિલ મઆલિમ. આ વફાતથી પણ નુબુવ્વતનો નકાર થતો નથી કારણ કે) તે (પાછલા) લોકો (પણ દુનિયામાં) હંમેશા રહેનારા ન હતા (બસ જો તમારી પણ વફાત થઈ જાય તો નુબુવ્વતમાં કોઈ વાંધો જરૂરી બનતો નથી, મતલબ એ કે જે પ્રમાણે અગાઉના રસૂલો હતા એવા જ તમે પણ છો અને આ લોકો જે રીતે તમને જૂઠાડી રહ્યા છે એ જ પ્રમાણે તે લોકોને પણ તેમના સમયના કાફિરોએ જૂઠાડ્યા હતા) પછી અમે જે તેમને વાયદો કર્યો હતો (કે જૂઠાડનારાઓનો અઝાબથી નાશ કરી નાંખવામાં આવશે અને તમને અને મો'મિનોને સુરક્ષિત રાખવામાં આવશે અમે) તે (વાયદો) સાચો કરી બતાવ્યો, એટલે કે તેમને અને જેમને જેમને (છુટકારો આપવો) મંજૂર થયું (તે અઝાબથી) અમે છુટકારો આપ્યો અને (આ અઝાબથી અનુસરણની) મર્યાદા વટાવનારાઓનો નાશ કર્યો (બસ આ લોકોએ ડરવું જોઈએ, હે મુન્કિરો ! આ જૂઠાડવા પછી તમારા ઉપર દુનિયા અને આખિરતનો કોઈ અઝાબ આવે તો

આશ્ચર્યની વાત નથી કારણ કે) અમે તમારી પાસે એવી કિતાબ મોકલી ચૂક્યા છે કે તેમાં તમારી (પૂરતી) નસીહત મોજૂદ છે, શું (આ નસીહત અને તબ્લીગ) પછી પણ તમે સમજતા નથી ? (અને નથી માનતા ?)

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ અંબિયાની ફઝીલત (મહત્ત્વ) :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે સૂરએ કહફ, સૂરએ મરયમ, સૂરએ તા–હા અને સૂરએ અંબિયા; આ ચારે સૂરતો નાઝિલ થવાના આધારે શરૂઆતની સૂરતો છે અને મારી જૂની દોલત અને કમાણી છે જેનું હું હંમેશા રક્ષણ કરું છું. *(કુર્તુબી)*

اِقْتَرَبَ لِلنَّاسِ حِسَابُهُمْ એટલે કે, તે સમય નજીક આવી ગયો જ્યારે કે લોકો પાસેથી તેમના અમલનો હિસાબ લેવામાં આવશે, તેનો ભાવાર્થ કયામત છે અને તેનું નજીક આવી જવું દુનિયાના પાછલા યુગોના આધારે છે કારણ કે આ ઉમ્મત અંતિમ ઉમ્મત છે અને જો હિસાબનો જાહેર ભાવાર્થ લેવામાં આવે તો કબ્રનો હિસાબ પણ તેમાં સામેલ છે કે જે દરેક મનુષ્યને મૃત્યુ પછી તરત આપવાનો હોય છે અને એટલા જ માટે દરેક મનુષ્યના મોતને તેની વ્યક્તિગત કયામત કહેવામાં આવી છે. مَنْ مَّاتَ فَقَدْقَامَتْ قِيَامَتُهٗ એટલે કે, જે વ્યક્તિ મરી ગયો તેની કયામત પણ હમણાંથી જ કાયમ થઈ ગઈ. આ અર્થના આધારે હિસાબનો સમય નજીક આવી જવો બિલકુલ જ સ્પષ્ટ અને જાહેર છે કે દરેક વ્યક્તિનું મૃત્યુ ભલે ગમે તે ઉંમરમાં થાય લાંબુ દૂર નથી, ખાસ કરીને જ્યારે કે જીવનનો અંત થવાનો છે એ ખબર જ છે માટે દરેક દિવસ, દરેક કલાક મોતનો ભય સામે જ હોય છે.

આયતનો હેતુ નિષ્કાળજીથી ગફલતમાં પડેલ લોકોને ચેતવવાનો છે જેમાં બધા જ મો'મિનો અને કાફિરો સામેલ છે કે દુનિયાની ઈચ્છાઓમાં મશ્ગૂલ થઈને તે હિસાબના દિવસને ન ભૂલાવી દો, કારણ કે તેને ભૂલાવી દેવું જ સમગ્ર બુરાઈઓ અને ખરાબીઓ તથા ગુનાહોની જડ છે.

مَايَاْتِيْهِمْ مِّنْ ذِكْرٍمِّنْ رَّبِّهِمْ مُّحْدَثٍ اِلَّا اسْتَمَعُوْهُ وَهُمْ يَلْعَبُوْنَ ۙ لَاهِيَةً قُلُوْبُهُمْ

જે લોકો આખિરત અને કબ્રના અઝાબથી ગફલત સેવનારા અને તેના માટે તૈયારીથી મોઢું ફેરવનારા છે આ તેમની હાલતનું વિશેષ વર્ણન છે કે જ્યારે તેમની સામે કુર્આનની કોઈ નવી આયત આવે છે અને પઢવામાં આવે છે તો તેઓ તેને એવી હાલતમાં સાંભળે છે કે રમત કરતા હોય અને ઠઠ્ઠો–મશ્કરી કરતા હોય અને તેમના દિલ અલ્લાહથી અને આખિરતથી બિલકુલ ગાફેલ હોય છે; એનાથી એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે કુર્આનની આયતો સાંભળવાના સમયે આ લોકો પોતાની રમતિયાળ પ્રવૃત્તિમાં એ જ પ્રમાણે પ્રવૃત્ત રહે છે કે કુર્આન તરફ કોઈ ધ્યાન જ આપતા નથી, તેનો એ અર્થ પણ હોઈ શકે છે કે પોતે કુર્આનની આયતો સાથે જ રમત અને ઠઠ્ઠો–મશ્કરી કરવા લાગે છે.

اَفَتَاْتُوْنَ السِّحْرَ وَاَنْتُمْ تُبْصِرُوْنَ એટલે કે, આ લોકો પરસ્પર ધીમે–ધીમે કાનાફૂસી કરીને એવું કહે છે કે આ વ્યક્તિ જે પોતાને નબી અને રસૂલ કહે છે તે તો અમારા જેવો જ મનુષ્ય છે, કોઈ ફરિશ્તો નથી કે આપણે તેની વાત માની લઈએ અને પછી અલ્લાહના કલામને કે જે તેમની સામે પઢવામાં આવતું હતું અને તેના રસાસ્વાદ તથા સાહિત્યિક શ્રેષ્ઠતા અને તેનાથી દિલોમાં ઉત્પન્ન થતા પ્રભાવોથી કોઈ કાફિર પણ ઈન્કાર કરી શકતો ન હતો તેનાથી લોકોને દૂર કરવાનું એ સ્વરૂપ કાઢયું કે તેને જાદૂ અને સિહ્‌ર ઠરાવી દીધું અને પછી લોકોને ઈસ્લામથી રોકવા માટે એવું કહ્યું કે જ્યારે તમે સમજી ગયા કે આ જાદૂ છે તો પછી તેની પાસે જવું અને આ કલામ સાંભળવું સમજદારીના વિરુદ્ધ છે, કદાચ આ વાતચીત પરસ્પર ધીમે–ધીમે એટલા માટે કરતા હતા કે મુસલમાનો સાંભળી લેશે તો તેમના મૂર્ખતાપૂર્ણ વાંધાની પોલ ખોલી નાંખશે.

بَلْ قَالُوْٓا اَضْغَاثُ اَحْلَامٍ માં શબ્દ اَضْغَاثِ اَحْلَامْ (અદ્‌ગાષે અહ્‌લામ) તે સ્વપ્નોને કહેવામાં આવે છે જેમાં કોઈ નફસાની અથવા શયતાની વિચારો સામેલ થઈ જાય છે એટલા માટે તેનો તરજુમો "પરેશાન ખયાલાત–વિચિત્ર વિચારો"થી કરવામાં આવ્યો છે, એટલે કે આ ઈન્કારીઓએ પ્રથમ તો કુર્આનને જાદૂ કહ્યો પછી તેનાથી આગળ વધ્યા તો તેને વિચિત્ર સ્વપ્નો કહેવા લાગ્યા, પછી તેનાથી પણ આગળ વધ્યા તો કહેવા લાગ્યા કે આ તો અલ્લાહ તઆલા ઉપર જૂઠાણું અને આક્ષેપ છે કે આ તેનું કલામ છે, પછી કહેવા લાગ્યા કે વાસ્તવિક વાત એ છે કે આ કોઈ શાયર વ્યક્તિ છે જેમાં પોતાની શાઈરીયુક્ત કલ્પનાઓ હોય છે.

فَلْيَاْتِنَا بِاٰيَةٍ એટલે કે, જો તે વાસ્તવમાં નબી અથવા રસૂલ છે તો આપણી માંગણી મુજબના ખાસ ખાસ મોઅ્જિઝાઓ બતાવે, તેના જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે પાછલી ઉમ્મતોમાં તેનો પણ અનુભવ અને સાક્ષાત્કાર થઈ ચૂક્યો છે કે જે રીતે મોઅ્જિઝા તેમણે પોતે માંગ્યા અલ્લાહ તઆલાએ રસૂલોના હાથે તે જ મોઅ્જિઝાઓ બતાવી દીધા પરંતુ ત્યાર પછી પણ તેઓ ઈમાન ન લાવ્યા અને મ્હોં માંગ્યા મોઅ્જિઝાઓ જોયા પછી પણ જે કોમ ઈમાન લાવવાથી દૂર ભાગે છે તેમના માટે અલ્લાહનો નિયમ એ છે કે દુનિયામાં જ તેમના ઉપર અઝાબ નાઝિલ કરીને તેમને નષ્ટ કરી નાંખવામાં આવે છે અને કારણ કે આ ઉમ્મતને અલ્લાહ તઆલા દ્વારા રસૂલે કરીમ ﷺની પ્રતિષ્ઠાથી દુનિયાના જાહેર અઝાબથી સુરક્ષિત કરવામાં આવી છે એટલા માટે તેમને તેમના મ્હોં માંગ્યા મોઅ્જિઝાઓ બતાવવામાં મસ્લિહત કે હિત નથી. اَفَهُمْ يُؤْمِنُوْنَ માં એના તરફ જ ઈશારો કરવામાં આવ્યો છે કે શું મ્હોં માંગ્યા મોઅ્જિઝાઓ જોઈને તેઓ ઈમાન લઈ આવશે ? ભાવાર્થ એ છે કે તેની કોઈ આશા અપેક્ષા નથી કરી શકાતી એટલા માટે તેમના માંગણી મુજબના મોઅ્જિઝાઓ બતાવવામાં આવતા નથી.

اَهْلِ ذِكْر فَسْئَلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ માં શબ્દ (અહ્લઝ્ઝિક્ર)નો ભાવાર્થ આ સ્થળે તવરાત અને ઈન્જીલના વિદ્વાનો છે જે રસૂલુલ્લાહ ﷺ ઉપર ઈમાન લઈ આવ્યા હતા, મતલબ એ છે કે જો તમે પાછલા અંબિયા (અલૈ.)ની હાલત જાણતા ન હોય કે તેઓ મનુષ્ય હતા અથવા ફરિશ્તા તો તવરાત અને ઈન્જીલના ઉલમાથી જાણી લો, કારણ કે તેઓ બધું જ જાણે છે કે પાછલા બધા જ અંબિયા (અલૈ.) માનવજાતિમાંથી હતા એટલા માટે જો અત્રે اَهْلِ ذِكْر નો અર્થ અહલે કિતાબ યહૂદી અને નસારાનો ભાવાર્થ છે તો એ કંઈ ખોટું નથી, કારણ કે આ મા'મલાના તે બધા જ સાક્ષીઓ છે, તફસીરના ખુલાસામાં આ જ સંભાવનાને અપનાવવામાં સ્પષ્ટતા કરવામાં આવી છે.

**મસ્અલો :**

તફસીરે કુર્તુબીમાં છે કે આ આયતથી જાણ થઈ કે અજ્ઞાની વ્યક્તિ જેને શરીઅતના હુકમોની જાણ ન હોય તેના ઉપર આલિમની તકલીદ વાજિબ છે કે આલિમને પૂછીને તેના ઉપર અમલ કરે.

**કુર્આને કરીમ અરબો માટે ઇજ્જત અને ગર્વ છે :**

كِتَابًا فِيْهِ ذِكْرُكُمْ માં શબ્દ كِتَابٌ (કિતાબ)થી ભાવાર્થ કુર્આને કરીમ છે અને ذِكْر (ઝિક્ર) આ સ્થળે પ્રતિષ્ઠા, સન્માન તથા શોહરતના અર્થમાં છે. ભાવાર્થ એ છે કે આ કુર્આન જે તમારી અરબી ભાષામાં નાઝિલ થયું છે તે તમારા માટે એક ઘણી મોટી ઈજ્જત અને કાયમી શોહરતની વસ્તુ છે, તમારે તેની કદર કરવી જોઈએ જેમકે દુનિયાએ જોઈ લીધું કે અરબોને અલ્લાહ તઆલાએ કુર્આનની બરકતથી સમગ્ર દુનિયા ઉપર ઉપરવટ અને વિજયી બનાવી દીધા અને સમગ્ર દુનિયામાં તેમની ઈજ્જત અને પ્રતિષ્ઠાનો ડંકો વાગ્યો અને એ પણ સૌને ખબર છે કે આવું અરબોની વ્યક્તિગત અથવા કબીલાઈ અથવા ભાષાકીય વિશેષતાઓના કારણે ન હતું બલકે માત્ર કુર્આનના કારણે જ હતું, જો કુર્આન ન હોત તો બની શકે છે કે કદાચ આજે કોઈ અરબ કોમનું નામ લેનારો પણ ન હોત.

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૧૧ થી ૧૫)

وَكَمْ قَصَمْنَا مِنْ قَرْيَةٍ كَانَتْ ظَالِمَةً وَّاَنْشَاْنَا بَعْدَهَا قَوْمًا اٰخَرِيْنَ ⑪ فَلَمَّآ
اَحَسُّوْا بَاْسَنَآ اِذَا هُمْ مِّنْهَا يَرْكُضُوْنَ ⑫ لَا تَرْكُضُوْا وَارْجِعُوْٓا اِلٰى مَآ اُتْرِفْتُمْ فِيْهِ
وَمَسٰكِنِكُمْ لَعَلَّكُمْ تُسْـَٔلُوْنَ ⑬ قَالُوْا يٰوَيْلَنَآ اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ⑭ فَمَا زَالَتْ
تِّلْكَ دَعْوٰىهُمْ حَتّٰى جَعَلْنٰهُمْ حَصِيْدًا خٰمِدِيْنَ ⑮

## તરજુમો :

*અને અમે કેટલીય વસ્તીઓ પીસી નાંખી જે ગુનેહગાર (જાલિમ) હતા અને તેમના પછી બીજા લોકો ઊભા કર્યા. (૧૧) પછી જ્યારે તેમણે અમારી આફતને મહેસૂસ કરી ત્યારે ત્યાંથી નાસવા લાગ્યા. (૧૨) નાસો નહીં ! અને પાછા વળો જ્યાં તમે અય્યાશી કરી હતી અને પોતાના ઘરોમાં, કદાચ કોઈ તમને પૂછે ! (૧૩) કહેવા લાગ્યા, હાય અમારી કમ્બખ્તી ! નિ:શંક અમે ગુનેહગાર (જાલિમ) હતા. (૧૪) પછી બરાબર આ જ એમની ફરિયાદ રહી એટલે સુધી કે કાપીને ઢગલા કરી નાંખવામાં આવ્યા હોલવાયેલી આગ જેવા (નિશ્ચેતન પડેલા). (૧૫)*

## તફસીર :

અને અમે ઘણી બધી વસ્તીઓ જ્યાંના રહેનારાઓ જાલિમ (એટલે કે કાફિર) હતા તબાહ કરી દીધી અને તેમના પછી બીજી કોમ પેદા કરી દીધી અને જ્યારે તે જાલિમોએ અમારો અઝાબ જોયો તો નાસવાનું શરૂ કર્યું (જેથી અઝાબથી બચી જાય, અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે કે), નાસો નહીં ! અને પોતાના અય્યાશીના સામાન અને પોતાના મકાનોના સામાન તરફ પાછા ચાલો, કદાચ તમારી કોઈ પૂછતાછ કરે (કે તમારા ઉપર શું ગુઝરી ? હેતુ એ છે કે કટાક્ષ સ્વરૂપે કે તેમની મૂર્ખતાપૂર્ણ હિંમત ઉપર ચેતવણી છે કે જે સામાન અને મકાનો ઉપર નાઝ અને ગર્વ હતો ન તો તે સામાન રહ્યો અને ન જ તે મકાનો, ન તો કોઈ દોસ્ત છે અને ન જ કોઈ હમદર્દનું નામોનિશાન રહ્યું), તે લોકો (અઝાબ નાઝિલ થવાના સમયે) કહેવા લાગ્યા કે હાય અમારી કમ્બખ્તી ! બેશક અમે લોકો જાલિમો હતા અને તેમનો એ જ શોરબકોર રહ્યો એટલે સુધી કે અમે તેમને એવા (નેસ્તોનાબૂદ) કરી દીધા જે પ્રમાણે ખેતી કપાઈ ગઈ હોય અથવા આગ બુઝાઈ ગઈ હોય.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં જે વસ્તીઓની તબાહીનું વર્ણન છે અમુક તફસીરકારો તેમને યમનની વસ્તીઓ "હજૂરા અને કિલાબહ"ની વસ્તીઓ ઠરાવી છે, જ્યાં અલ્લાહ તઆલાએ પોતાના એક રસૂલ મોકલ્યા હતા જેમના નામ વિશે વિવિધ રિવાયતો નકલ થઈ છે, અમુકમાં તેમનું નામ મૂસા બિન મીશા અને અમુકમાં શુઅયૂબ વર્ણન કરવામાં આવ્યું છે અને જો શુઅયૂબ નામ છે તો તે મદયનવાળા શુઅયૂબ (અલૈ.) સિવાય કોઈ અન્ય શુઅયૂબ છે. તે લોકોએ અલ્લાહ તઆલાના રસૂલને કતલ કરી નાંખ્યા. અલ્લાહ તઆલાએ તેમને એક કાફિર રાજા બુખ્તે નસરના હાથે તબાહ કરાવ્યા, બુખ્તે નસરને તેમના માથે થોપી દીધો જેમકે બની ઈસ્રાઈલ માટે; જ્યારે ફલસ્તીનમાં બની ઈસ્રાઈલે અવળો માર્ગ અપનાવ્યો તો તેમના ઉપર પણ બુખ્તે નસરને થોપી દીધો હતો અને સજા અપાવી હતી પરંતુ સ્પષ્ટ અને ચોખ્ખી વાત એ છે કે કુર્આને અત્રે કોઈ ખાસ વસ્તીને નક્કી કરી નથી, વાત મોઘમ છે એટલે તેને મોઘમ જ રાખવામાં આવે, તેમાં કદાચ યમનની વસ્તીઓ પણ સામેલ હોઈ શકે છે. વલ્લાહુ અઅ્લમુ.

————————

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૧૬ થી ૨૯)

| |
|---|
| وَمَا خَلَقْنَا السَّمَآءَ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا لٰعِبِيْنَ ﴿١٦﴾ لَوْ اَرَدْنَآ اَنْ نَّتَّخِذَ لَهْوًا لَّاتَّخَذْنٰهُ |
| مِنْ لَّدُنَّآ ۖ اِنْ كُنَّا فٰعِلِيْنَ ﴿١٧﴾ بَلْ نَقْذِفُ بِالْحَقِّ عَلَى الْبَاطِلِ فَيَدْمَغُهٗ فَاِذَا هُوَ |
| زَاهِقٌ ۭ وَلَكُمُ الْوَيْلُ مِمَّا تَصِفُوْنَ ﴿١٨﴾ وَلَهٗ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَمَنْ |
| عِنْدَهٗ لَا يَسْتَكْبِرُوْنَ عَنْ عِبَادَتِهٖ وَلَا يَسْتَحْسِرُوْنَ ﴿١٩﴾ يُسَبِّحُوْنَ الَّيْلَ وَالنَّهَارَ |
| لَا يَفْتُرُوْنَ ﴿٢٠﴾ اَمِ اتَّخَذُوْٓا اٰلِهَةً مِّنَ الْاَرْضِ هُمْ يُنْشِرُوْنَ ﴿٢١﴾ لَوْ كَانَ فِيْهِمَآ |
| اٰلِهَةٌ اِلَّا اللّٰهُ لَفَسَدَتَا ۚ فَسُبْحٰنَ اللّٰهِ رَبِّ الْعَرْشِ عَمَّا يَصِفُوْنَ ﴿٢٢﴾ لَا يُسْـَٔلُ |
| عَمَّا يَفْعَلُ وَهُمْ يُسْـَٔلُوْنَ ﴿٢٣﴾ اَمِ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اٰلِهَةً ۭ قُلْ هَاتُوْا بُرْهَانَكُمْ ۚ |
| هٰذَا ذِكْرُ مَنْ مَّعِيَ وَذِكْرُ مَنْ قَبْلِيْ ۭ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ۙ الْحَقَّ فَهُمْ |
| مُّعْرِضُوْنَ ﴿٢٤﴾ وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رَّسُوْلٍ اِلَّا نُوْحِيْٓ اِلَيْهِ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّآ |
| اَنَا فَاعْبُدُوْنِ ﴿٢٥﴾ وَقَالُوا اتَّخَذَ الرَّحْمٰنُ وَلَدًا سُبْحٰنَهٗ ۭ بَلْ عِبَادٌ مُّكْرَمُوْنَ ﴿٢٦﴾ لَا |
| يَسْبِقُوْنَهٗ بِالْقَوْلِ وَهُمْ بِاَمْرِهٖ يَعْمَلُوْنَ ﴿٢٧﴾ يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا |
| خَلْفَهُمْ وَلَا يَشْفَعُوْنَ ۙ اِلَّا لِمَنِ ارْتَضٰى وَهُمْ مِّنْ خَشْيَتِهٖ مُشْفِقُوْنَ ﴿٢٨﴾ وَمَنْ |
| يَّقُلْ مِنْهُمْ اِنِّىْٓ اِلٰهٌ مِّنْ دُوْنِهٖ فَذٰلِكَ نَجْزِيْهِ جَهَنَّمَ ۭ كَذٰلِكَ نَجْزِي الظّٰلِمِيْنَ ﴿٢٩﴾ |

**તરજુમો :**

*અને અમે આસમાન અને જમીનને અને જે કંઈ તેની વચ્ચે છે રમતાં રમતાં નથી બનાવ્યું. (૧૬) જો અમે ઈચ્છયું હોત કે કંઈ રમકડું બનાવી લઈએ તો અમે પોતાની પાસેથી બનાવી લીધું હોત જો અમારે કરવું હોત તો ! (૧૭) એવું નથી પરંતુ અમે સચ્ચાઈને જૂઠ ઉપર ફેંકી મારીએ છીએ, પછી તે (સચ્ચાઈ) તે(જૂઠ)નું માથું ફોડી નાંખે છે, પછી તે જતું રહે છે અને તમારા*

*માટે તે વાતોથી ખરાબી છે જે તમે બતાવો છો. (૧૮) અને એનું જ છે જે કંઈ આસમાન અને જમીનમાં અને જે તેની પાસે રહે છે ઘમંડ નથી કરતા તેની ઈબાદતથી અને નથી કરતા સુસ્તી. (૧૯) રાત અને દિવસ યાદ (અલ્લાહની તસ્બીહ) કરે છે અને થાકતા નથી. (૨૦) શું તેમણે જમીનમાંના બીજા મઅ્બૂદ ઠરાવ્યા છે કે તે તેમને જીવાડી ઉઠાડશે ? (૨૧) જો તે બંનેમાં અલ્લાહ સિવાય અન્ય મઅ્બૂદ હોત તો બંને ખરાબ થઈ ગયાં હોત, બસ પવિત્ર છે અલ્લાહ અર્શનો માલિક એ વાતોથી જે આ (લોકો) બતાવે છે. (૨૨) તેનાથી પૂછવામાં ન આવે જે તે કરે; અને તેમને પૂછવામાં આવે. (૨૩) શું તેમણે એના સિવાય અન્ય મઅ્બૂદ ઠરાવ્યા છે ? તમે કહો, લાવો પોતાનું પ્રમાણ આ જ વાત છે મારી સાથેવાળાઓની અને આ જ વાત છે મારાથી આગલાઓની, કંઈ નથી પરંતુ તે ઘણા લોકો સાચી વાત સમજતા નથી, બસ ટાળી રહ્યા છે. (૨૪) અને અમે તમારાથી પહેલાં કોઈ રસૂલ નથી મોકલ્યા પરંતુ તેમને એ જ હુકમ મોકલ્યો કે વાત એમ છે કે મારા સિવાય કોઈની બંદગી નથી, બસ મારી બંદગી કરો. (૨૫) અને કહે છે રહમાને કોઈને બેટો કરી લીધો, તે કદાપિ એના લાયક નથી પરંતુ તે બંદા છે જેમને ઈજ્જત આપી છે. (૨૬) તેનાથી વધીને નથી બોલી શકતા અને તેઓ તેના જ હુકમ ઉપર કામ કરે છે. (૨૭) તેને ખબર છે જે તેમની આગળ છે અને પાછળ અને તે સિફારસ નથી કરતા પરંતુ તેની જેનાથી અલ્લાહ રાજી હોય અને તે તેની હેબત (પ્રભાવ)થી ડરે છે. (૨૮) અને જે કોઈ તેમનામાં કહે કે તેના સિવાય મારી બંદગી છે બસ અમે તેને જહન્નમ બદલો આપીશું, એમ જ અમે અન્યાયીઓ (જાલિમો)ને બદલો આપીએ છીએ. (૨૯)*

## તફસીર :

અને (અમારા એકમાત્ર હોવા ઉપર અમારી બનાવેલી મખ્લૂક દલીલ કરી રહી છે કારણ કે) અમે આસમાન અને જમીનને અને જે કંઈ તેમની વચ્ચે છે તેને એવી રીતે નથી બનાવ્યું કે અમે કોઈ રમત કરતા હોય (બલકે તેમાં ઘણી બધી હિકમતો છે જેમાં સૌથી મોટી હિકમત સત્ય તવહીદ ઉપર દલીલ કરી રહી છે અને) જો અમે (એટલે કે અમારો આસમાન અને જમીનને બનાવવામાં કોઈ હિકમતનો હેતુ ન હોત બલકે અમે માત્ર) રમત કરવાનું જ મંજૂર રાખ્યું હોત

(જેમાં કોઈ ન તો લાભનો હેતુ હોય માત્ર દિલ બહેલાવવું મંજૂર હોત) તો અમે ખાસ પોતાની પાસેથી રમવાની વસ્તુ બનાવી લીધી હોત (દાખલા તરીકે પોતાની વિશિષ્ટ સિફતોના સાક્ષાત્કારને); જો અમારે એવું કરવું હોત (કારણ કે રમત એ રમનારની શા'ન મુજબ તેની યોગ્યતા પ્રમાણે હોવી જોઈએ તો ક્યાં તે સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર અલ્લાહ તઆલા અને ક્યાં આ નષ્ટ થનાર વસ્તુઓ ! મતલબ કે બૌદ્ધિક અને તાર્કિક રીતે પણ આ માત્ર રમત ગમત હોવું અશક્ય છે, બલકે આ ફના થનારી વસ્તુઓમાંથી કોઈને એવી કલ્પના સુદ્ધાં ન થવી જોઈએ કે તે માત્ર રમત ગમત માટે છે, આથી સાબિત થયું કે આ બધી સૃષ્ટિ ફોગટ પેદા કરવામાં નથી આવી) બલકે (સત્યની સાબિતી અને જૂઠના રદિયા માટે પેદા કરવામાં આવી છે) અમે (આ) સત્ય વાતને (જેની સાબિતી ઉપર બધી સૃષ્ટિ દલીલ કરી રહી છે તે) જૂઠી વાત ઉપર (એવી રીતે છવાઈ જાય છે જેમકે એવું સમજો કે અમે તેને તેના ઉપર) ફેંકી મારીએ છીએ, બસ તે (સત્ય) તે (બાતિલ)નો ભેજો કાઢી નાંખે છે (એટલે કે તેને પરાજિત કરે છે) બસ તે (બાતિલ પરાજિત થઈને) બિલકુલ જતું રહે છે (એટલે કે તવહીદની દલીલો જે આ સૃષ્ટિની વસ્તુઓમાંથી પ્રાપ્ત થાય છે શિર્કનો બિલકુલ નકાર કરે છે કે જેનો વિરોધ કરવાની પણ સંભાવના બાકી નથી રહેતી) અને (તમે જે આ ઉઘાડી દલીલો હોવા છતાં પણ શિર્ક કરો છો તો) તમારા માટે તે વાતથી પણ મોટી ખરાબી છે જે તમે (સત્યના વિરોધમાં) ઘડો છો અને (અલ્લાહ તઆલાની તો એ શા'ન છે કે) જે કંઈ આસમાનો અને જમીનમાં છે બધું જ તેનું છે (એટલે કે તેની મિલકત છે) અને (તેમાંથી) જે અલ્લાહની નજીક (મોટા સ્વીકૃત અને સન્માનનીય) છે (તેમની બંદગીની એ પરિસ્થિતિ છે કે) તેઓ તેમની ઈબાદતમાં આળસ કરતા નથી અને થાકતા નથી (બલકે) રાત અને દિવસ (અલ્લાહની) તસ્બીહ (અને પવિત્રતા વર્ણન) કરે છે, (કોઈ સમય) મોકૂફ કરતા નથી (જ્યારે તેમની આ હાલત છે તો સામાન્ય મખ્લૂક તો શું ગણતરીમાં છે બસ ઈબાદતના લાયક તે જ છે અને જ્યારે બીજો કોઈ એવો નથી તો પછી ઈબાદતમાં કોઈને શરીક સમજવો કેટલી મૂર્ખતાપૂર્ણ વાત છે) શું (આ તવહીદની દલીલો હોવા છતાં) તે લોકોએ અલ્લાહ સિવાય અન્યોને અલ્લાહના મઅ્બૂદ બનાવી રાખ્યા છે (ખાસ કરીને) જમીનની વસ્તુઓમાંથી (કે જે એનાથી પણ વધારે તુચ્છ અને બોદી છે જેમકે પથ્થર અથવા

મૂર્તિઓ વગેરે) જે કોઈને જીવંત કરી શકતા નથી (એટલે કે તેઓ પ્રાણ પણ ફૂંકી શકતા ન હોય એવા લાચાર કઈ રીતે મઅ્બૂદ થવાના પાત્ર બની જશે ?) અને જમીન(માં અથવા) આસમાનમાં જો અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્ય મઅ્બૂદ (મોજૂદ) હોત તો બંને (ક્યારનાય) બરબાદ થઈ ગયા હોત (કારણ કે સ્વાભાવિક બંનેના ઈરાદાઓ અને પ્રવૃત્તિઓમાં ક્યારેક તો સંઘર્ષ થયો હોત, એકબીજાથી ટકરાયા હોત અને તેનાથી અવશ્ય અવ્યવસ્થા ફેલાઈ ગઈ હોત પરંતુ વિશ્વના સમવાયી તંત્રમાં ક્યારેય અવ્યવસ્થા ફેલાતી નથી એટલા માટે એક કરતા અનેક મઅ્બૂદો પણ હોઈ શકતા નથી) બસ, (આ દલીલોથી સાબિત થયું કે) અલ્લાહ તઆલા કે જે અર્શનો માલિક છે તે એ બધી બાબતોથી પવિત્ર છે જે કંઈ આ લોકો વર્ણન કરી રહ્યા છે (કે નઊઝુબિલ્લાહ તેના ભાગીદારો પણ છે જ્યારે કે તેની એવી ઉચ્ચતા છે કે) તે જે કંઈ કરે છે તેને કોઈ પૂછી શકશે નહીં અને અન્યોને પૂછતાછ કરવામાં આવશે (એટલે કે અલ્લાહ તઆલા પૂછતાછ કરી શકે છે, બસ ઉચ્ચતામાં તેનો કોઈ ભાગીદાર નથી પછી કોઈ મઅ્બૂદ હોવામાં કઈ રીતે તેનો ભાગીદાર હોઈ શકે છે ? અહીંયાં સુધી તો શિર્કના રદિયા માટે અને તે અશક્ય હોવા માટેની દલીલો હતી આગળ સવાલ સ્વરૂપે અને નકાર સ્વરૂપે કલામ છે), શું અલ્લાહને છોડીને તેમણે અન્યોને મઅ્બૂદ બનાવી રાખ્યા છે ? (તેમને) કહો કે તમે પોતાની દલીલ (આ દા'વા ઉપર) રજુ કરો (અહીંયાં સુધી તો સવાલ અને બૌદ્ધિક દલીલથી શિર્કનો રદિયો હતો, આગળ એક દલીલ એ છે કે) આ મારી સાથેવાળાઓની કિતાબ (એટલે કે કુર્આન) અને મારાથી અગાઉના લોકોની કિતાબો (એટલે કે તવરાત, ઈન્જીલ અને ઝબૂર) મોજૂદ છે (જેની સચ્ચાઈ અને અલ્લાહ તરફથી ઊતરેલ હોવું પણ બૌદ્ધિક દલીલોથી સાબિત થઈ ચૂક્યું છે અને અન્ય કિતાબોમાં હેરફેર થઈ ચૂકી હોય પરંતુ કુર્આનમાં હેરફેર થવાની સંભાવના પણ નથી, બસ જે વિષય તે કિતાબોનો કુર્આન પ્રમાણે હશે તે અવશ્ય સાચો છે અને તેમાં બધી ઉપસ્થિત દલીલોનો તકાદો એ હતો કે આ લોકો તવહીદને માનનારા બની ગયા હોત પરંતુ તો પણ માન્યું નહીં) બલકે તેમાં વધારે તે જ છે જે સત્ય વાતનું યકીન નથી કરતા, બસ (આ કારણથી) તે (તેને કબૂલ કરવાથી) વિરોધ કરી રહ્યા છે (અને આ તવહીદ કોઈ નવી વાત નથી જેનો વિરોધ કરવામાં આવે પરંતુ તે તો પરાપૂર્વેથી શરૂથી જ છે એટલા

માટે) અમે તમારાથી પહેલાં કોઈ એવા પયગમ્બર નથી મોકલ્યા જેમની પાસે અમે એ વહી ન મોકલી હોય કે મારા સિવાય કોઈ મઅ્બૂદ (હોવાના પાત્ર) નથી, બસ મારી (જ) ઈબાદત કર્યા કરો અને આ (મુશ્રિક) લોકો (છે જેમનામાં અમુક) એવું કહે છે કે (નઊઝુબિલ્લાહ !) અલ્લાહ તઆલાએ (ફરિશ્તાઓને) અવલાદ બનાવી રાખી છે (તવબહ ! તવબહ !) તે (અલ્લાહ તઆલા તેનાથી) પાક છે (અને તે ફરિશ્તાઓ તેની અવલાદ નથી) બલકે (તેના) સેવકો છે (હા !) સન્માનનીય (સેવકો છે, તેનાથી આ બુદ્ધિહીન લોકોને એ શંકા થઈ ગઈ અને તેમની ઈબાદત કરવા લાગી પડ્યા જ્યારે કે તેમની અલ્લાહની આજ્ઞા અને અદબની આ કેફિયત છે કે) તેઓ તેનાથી આગળ વધીને વાત નથી કરી શકતા (બલકે હંમેશા હુકમની રાહ જોતા રહે છે) અને તેઓ તેના જ હુકમ ઉપર અમલ કરે છે (તેના વિરુદ્ધ કરી શકતા નથી કારણ કે તેઓ જાણે છે કે) અલ્લાહ તઆલા તેમના આગલા પાછલા અહેવાલને (ઘણી સારી રીતે) જાણે છે (બસ જે હુકમ હશે અને જ્યારે હુકમ હશે તે હિકમત પ્રમાણે જ હશે એટલા માટે ન તો તે હુકમનો અમલ કરવામાં વિરોધ કરે છે અને ન જ કોઈ નિવેદન કરવામાં આગળ વધે છે) અને (તેમના અદબની એ કેફિયત છે કે) તેઓ તે (વ્યક્તિ) સિવાય જેના માટે (સિફારસ કરવાની) અલ્લાહ તઆલાની મરજી હશે અને અન્ય કોઈની સિફારસ નહીં કરી શકે અને તે બધા અલ્લાહ તઆલાથી ડરતા રહે છે અને (આ તો વર્ણન હતું તેમના અલ્લાહ પ્રતિ સમર્પણનું અને અલ્લાહના સેવકો હોવાનું, આગળ વર્ણન છે કે અલ્લાહ તઆલા એવો હાકિમ અને ગાલિબ છે બસ બંનેનો હેતુ એક જ છે એટલે કે) તેમનામાંથી જે વ્યક્તિ (માની લો કે) એવું કહે કે (નઊઝુબિલ્લાહ !) હું અલ્લાહ સિવાય મઅ્બૂદ છું અમે તેને જહન્નમની સજા આપીશું (અને) અમે જાલિમોને એવી જ સજા આપીએ છીએ. (એટલે કે અલ્લાહ તઆલાનો તેમના ઉપર સંપૂર્ણ કાબૂ છે જેમકે અન્ય મખ્લૂકો ઉપર પણ અલ્લાહનો કાબૂ છે, પછી તે અલ્લાહની અવલાદ કેવી રીતે હોઈ શકે છે !?)

## મસ્અલા અને બોધપાઠ :

وَمَا خَلَقْنَا السَّمَآءَ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا لٰعِبِيْنَ એટલે કે, અમે આસમાન અને જમીન અને તેની વચ્ચેની વસ્તુઓને માત્ર ખેલકૂદ માટે નથી બનાવી.

પાછલી આયતોમાં અમુક વસ્તીઓને તબાહ અને નાશ કરવાનું વર્ણન આવ્યું હતું. આ આયતમાં ઈશારો એ વાત તરફ છે કે જે પ્રમાણે જમીન અને આસમાન અને તેમની બધી જ મખ્લૂકોનું સર્જન મોટી મોટી અને મહત્ત્વની હિકમતો તથા મસ્લિહતો ઉપર આધારિત છે; જે વસ્તીઓને તબાહ કરવામાં આવી તેમનો નાશ કરવો પણ હિકમત પ્રમાણે હતું. આ વિષયને આ આયતમાં આ રીતે વ્યાખ્યિત કરવામાં આવ્યું છે કે આ તવહીદ અને રિસાલતના ઈન્કારીઓ શું અમારી સંપૂર્ણ કુદરત, જ્ઞાન તથા સર્વત્ર છવાયેલ કુદરતની એ સ્પષ્ટ અને ખુલ્લી નિશાનીઓ કે જે જમીન અને આસમાનના સર્જનમાં અને બધી જ મખ્લૂકની બનાવટમાં પ્રત્યક્ષ રીતે જોઈ શકાય છે તેનાથી પણ જોતા અને સમજતા નથી ? અથવા એવું સમજે છે કે અમે આ બધી વસ્તુઓ માત્ર વ્યર્થ રમતગમત માટે જ પેદા કરી છે ?!

لَاعِبِيۡنَ (લાઈબીન) શબ્દ لَعِبٌ (લઈબ)થી બન્યો છે. لَعِبٌ (લઈબ) એવા કાર્યને કહેવામાં આવે છે જેનાથી કોઈ સાચો હેતુ સંબંધિત ન હોય. (રાગિબ) અને لَهْو (લહ્‌વ) તેને કહેવામાં આવે છે કે તેનો કોઈ સાચો અથવા ખોટો મકસદ જ ન હોય, માત્ર સમય પસાર કરવાની (ટાઈમ પાસ) પ્રવૃત્તિ હોય. ઈસ્લામના ઈન્કારીઓ રસૂલે કરીમ ﷺ અને કુર્આન ઉપર જે વાંધાઓ ઉઠાવે છે અને તવહીદનો ઈન્કાર કરે છે, અલ્લાહની કુદરતની આ મહાન નિશાનીઓ હોવા છતાં પણ નથી માનતા તો તેમની આ પ્રવૃત્તિ જાણે કે તેમનો દા'વો છે કે આ બધી વસ્તુઓ ફુઝૂલ અને વ્યર્થ ખેલ તમાશા માટે બનાવવામાં આવી છે, તેમના જવાબમાં એ ઈરશાદ થયો કે આ ખેલકૂદ કે રમતગમત નથી, થોડું પણ ચિંતન અને મનનથી કામ લેવામાં આવે તો સૃષ્ટિના એક એક કણમાં અને કુદરતની એક એક બનાવટમાં હજારો હિકમતો છે અને બધાનો પરિચય હક સુબ્હાનહુ અને તેની તવહીદની મૌન શિખામણ છે.

ہر گیاہے کہ از زمیں روید          وحدہٗ لاشریک لہٗ گوید

જે પણ ઘાસ જમીનમાંથી ઊગે છે

તે અલ્લાહ એક હોવાની અને તેનો કોઈપણ શરીક ન હોવાની ગવાહી આપે છે.

لَوۡ اَرَدۡنَاۤ اَنۡ نَّتَّخِذَ لَهۡوًا لَّا تَّخَذۡنٰهُ مِنۡ لَّدُنَّاۤ اِنۡ كُنَّا فٰعِلِيۡنَ એટલે કે, જો અમે કોઈ પ્રવૃત્તિ ખેલ તમાશા માટે બનાવવા જ ઈચ્છયું હોત અને અમારે એવું જ કામ

કરવું હોત તો અમારે એની શું જરૂરત હતી કે જમીન અને આસમાન વગેરેને પેદા કરીએ ? આ કામ પોતાની પાસેની વસ્તુઓથી પણ થઈ શકતું હતું.

અરબી ભાષામાં શબ્દ لَوْ (લવ) કાલ્પનિક વસ્તુઓ માટે બોલવામાં આવે છે જેનું કોઈ અસ્તિત્વ જ ન હોય. આ સ્થળે આ શબ્દ દ્વારા એ વિષય વર્ણન થયો છે કે જે મૂર્ખ આ સમગ્ર સૃષ્ટિ પૃથ્વી અને આકાશ તથા બધી જ મખ્લૂક અને અલ્લાહની આશ્ચર્યકારક અને વિસ્મયકારી બનાવટોને વ્યર્થ અને રમત ગમત સમજી રહ્યો છે, શું તેનામાં એટલી પણ બુદ્ધિ નથી કે આટલા મોટા મોટા કાર્યો વ્યર્થ અને બેકાર નથી હોતા ? આ કાર્ય જેણે કર્યું છે તે એવું નથી કર્યા કરતો, તેમાં ઈશારો એ તરફ છે કે વ્યર્થ અને બેકાર કોઈ પણ કામ કરતાં અલ્લાહ તઆલાની ઉચ્ચતા, શ્રેષ્ઠતા અને ખૂબ જ ઉચ્ચ કક્ષાથી ઉપરવટ છે, કોઈ સારો અને યોગ્ય વ્યક્તિ પણ આવી કલ્પના કરતો નથી.

لَهْــــو (લહ્‌વ)નો અસલી અને પ્રખ્યાત અર્થ "બેકાર પ્રવૃત્તિ" છે, એ જ પ્રમાણે પ્રસ્તુત શબ્દની તફસીર કરવામાં આવી છે. અમુક વિવરણકાર લોકોએ ફરમાવ્યું કે, શબ્દ لَهْــــو (લહ્‌વ) ક્યારેક પત્ની માટે પણ અથવા અવલાદ માટે પણ બોલવામાં આવે છે અને અત્રે એ ભાવાર્થ લેવામાં આવે તો આયતનો અર્થ યહૂદ અને નસારાની માન્યતાનો રદિયો આપવું થાય છે કે તેઓ હઝરત મસીહ અથવા ઉઝૈર (અલૈ.)ને અલ્લાહના બેટા કહે છે કે જો અમારે અવલાદ જ બનાવવી હોત તો મનુષ્ય મખ્લૂકની શા માટે બનાવી હોત ? પોતાની પાસેની મખ્લૂકની જ બનાવી લીધી હોત.

بَلْ نَقْذِفُ بِالْحَقِّ عَلَى الْبَاطِلِ فَيَدْمَغُهٗ فَاِذَا هُوَ زَاهِقٌ માં શબ્દ قَذْف (કઝ્‌ફ)નો શાબ્દિક અર્થ ફેંકવું અથવા ફેંકી મારવું થાય છે. يَــدْمَــغُ (યદ્‌મગુ)નો અર્થ "દિમાગ ઉપર મારવા"નો થાય છે અને زَاهِــقٌ (ઝાહિક)નો અર્થ "જનારો અને જેનું નામોનિશાન મટી જાય" તે થાય છે. આયતનો અર્થ એ થશે કે જમીન અને આસમાનની વિસ્મયકારી સૃષ્ટિ અમે રમત ગમત માટે નથી બનાવી, બલકે ઘણી હિકમતો ઉપર આધારિત બનાવી છે. તેમાંથી એક એ પણ છે કે તેના દ્વારા સત્ય અને અસત્યનો તફાવત થાય છે, કુદરતની બનાવટનો જાતઅનુભવ મનુષ્યને સત્ય તરફ એવું માર્ગદર્શન કરે છે કે અસત્ય તેની સામે ટકી શકતું નથી.

આ જ વિષયને આ રીતે વ્યાખ્યિત કરવામાં આવ્યો છે કે સત્યને અસત્ય ઉપર ફેંકી મારવામાં આવે છે જેનાથી બાતિલ (અસત્ય)નું દિમાગ (ભેજો) નીકળી જાય છે અને તે નેસ્તોનાબૂદ થઈને રહી જાય છે.

وَمَنْ عِنْدَهٗ لَا يَسْتَكْبِرُوْنَ عَنْ عِبَادَتِهٖ وَلَا يَسْتَحْسِرُوْنَ એટલે કે, અમારા જે બંદાઓ અમારી પાસે છે તેનો ભાવાર્થ ફરિશ્તાઓ છે, તે દરેક સમયે અમારી ઈબાદતમાં કોઈપણ પ્રકારના વિરામ વિના હંમેશા પ્રવૃત્ત રહે છે જો તમે અમારી ઈબાદત ન કરો તો અમારી ખુદાઈમાં કોઈ ફરક આવવાનો નથી, મનુષ્ય કારણ કે અન્યોને પણ પોતાની પરિસ્થિતિ ઉપર અનુમાનિત કરવાની આદત ધરાવનાર હોય છે તેને કાયમી ઈબાદતથી બે વસ્તુઓ અટકાવી શકે છે, એક તો એ કે તે કોઈની ઈબાદત કરવાને પોતાના દરજ્જા અને સ્થાનના વિરુદ્ધ સમજે એટલા માટે ઈબાદતની પાસે પણ નથી જતો, બીજું એ કે ઈબાદત તો કરવા ઈચ્છે છે પરંતુ કાયમ અને સતત એટલા માટે નથી કરી શકતો કે માનવ પ્રકૃતિના તકાદાઓના કારણે તે થોડા કાર્યથી પણ થાકી જાય છે, તેને આરામ કરવા અને સૂવાની આવશ્યકતા આવી પડે છે એટલા માટે અંતિમ આયતમાં ફરિશ્તાઓ માટે આ બંને અવરોધોનો નકાર કરવામાં આવ્યો છે કે તેઓ ન તો અમારી ઈબાદતથી થાકે છે અને ન જ અભિમાન કે ગર્વ કરે છે કે તેને પોતાની શા'ન અને દરજ્જાની વિરુદ્ધ સમજે છે. આ જ વિષયની પૂર્ણતા ત્યાર પછીની આયતમાં આ રીતે કરવામાં આવી. يُسَبِّحُوْنَ الَّيْلَ وَالنَّهَارَ لَا يَفْتُرُوْنَ એટલે કે, ફરિશ્તાઓ રાત–દિવસ તસ્બીહ કરતા રહે છે, કોઈપણ સમયે આળસુ બનતા નથી.

અબ્દુલ્લાહ ઈબ્ને હારિષ કહે છે કે મેં કઅ્બ બિન અહ્બાર (રદિ.)ને પૂછ્યુ કે ફરિશ્તાઓને તસ્બીહ કરવા સિવાય કોઈ જ કામ નથી ? જો છે તો બીજા કામોની સાથે દરેક સમયે તસ્બીહ કેવી રીતે ચાલુ રહે છે ? હઝરત કઅ્બ (રદિ.)એ ફરમાવ્યું કે, હે મારા ભત્રીજા ! શું તમારું કોઈ કામ અને પ્રવૃત્તિ તમને શ્વાસ લેવાથી રોકે છે અને તેનાથી કામ કરવામાં દખલગીરી કે અવરોધ ઉત્પન્ન થાય છે ? હકીકત એ જ છે કે તસ્બીહ ફરિશ્તાઓ માટે એવી છે જેમકે આપણા માટે શ્વાસ અથવા આંખના પલકારા કે આ બંને વસ્તુઓ દરેક સમયે દરેક હાલતમાં ચાલું રહે છે અને કોઈ કાર્યમાં અવરોધ અથવા દખલગીરી ઉત્પન્ન કરતું નથી. *(કુર્તુબી, બહરે મુહીત)*

اَمِ اتَّخَذُوۡۤا اٰلِهَةً مِّنَ الۡاَرۡضِ هُمۡ يُنۡشِرُوۡنَ તેમાં મુશ્રિકોની અજ્ઞાનતાને અનેક પ્રકારે જાહેર કરવામાં આવી છે, પ્રથમ એ કે આ કેવા મૂર્ખ છે કે ખુદા બનાવ્યો તો જમીનની મખ્લૂકને બનાવ્યો !? એ તો અવકાશી અને આસમાની મખ્લૂકથી પણ દરેક રીતે તુચ્છ અને હલકી છે, બીજું એ કે જેને ખુદા બનાવ્યો તેમણે તેમને એ કામ કરતા જોયા છે કે કોઈને સજીવન કરે છે અથવા કોઈનામાં પ્રાણ ફૂંકે છે ? મઅ્બૂદ માટે તો એ વાત જરૂરી છે કે મોત અને જિંદગી આપવી તેના કાબૂમાં હોય.

لَوۡ كَانَ فِيۡهِمَاۤ اٰلِهَةٌ આ તવહીદની સ્વાભાવિક દલીલ છે જે સામાન્ય ટેવોના સંદર્ભ ઉપર આધારિત છે અને બૌદ્ધિક દલીલ તરફ પણ ઈશારો છે, જેની વિવિધ ચર્ચાઓ "ઈલ્મે કલામ"ની કિતાબોમાં ઉપસ્થિત છે અને دَلِيۡلِ عَادِىۡ (દલીલે આદી) એ બીના પર છે કે જો જમીન અને આસમાનના બે ખુદા હોય અને બંને માલિક અને મુખ્તિયાર હોય તો દેખીતું એ જ છે કે બંનેના હુકમો સંપૂર્ણપણે જમીન અને આસમાન ઉપર લાગુ પડવા જોઈએ અને સ્વાભાવિકપણે એ શક્ય જ નથી કે જે હુકમ એક આપે તે હુકમ બીજો પણ આપે અથવા એક જે વસ્તુને પસંદ કરે બીજો પણ તેને જ પસંદ કરે, એટલા માટે ક્યારેક–ક્યારેક અભિપ્રાયમાં અને હુકમોમાં મતભેદ થવો આવશ્યક છે અને જ્યારે બે ખુદાઓના હુકમો જમીન અને આસમાનમાં અલગ અલગ થાય તો પરિણામ બંનેનું અવ્યવસ્થા સિવાય શું હોઈ શકે છે ? એક ખુદા ઈચ્છે કે આ સમયે દિવસ હોય અને બીજો ઈચ્છે કે ના, રાત હોય. એક ઈચ્છે કે વરસાદ થાય, બીજો ઈચ્છે કે ના, ન થાય; તો બંનેના વિરોધાભાસી હુકમો કઈ રીતે લાગુ પડશે ? અને જો એક પરાજિત થઈ ગયો તો માલિક અને મુખ્તિયાર અને ખુદા ન રહ્યો, તેના ઉપર એવી કલ્પના કરવી કે પરસ્પર સલાહ–મશ્વરો કરીને હુકમો જારી કર્યા કરે તેમાં શું ખોટું છે ? પરંતુ આ બાબતના જવાબો પણ "ઈલ્મે કલામ"ની કિતાબોમાં વિગતવાર આવ્યા છે, આટલી વાત અત્રે પણ સમજી લેવામાં આવે કે જો બંને સલાહ–મશ્વરાના પાબંદ હોય કે તેઓ એકબીજાના મશ્વરા વિના કામ ન કરી શકે તો તેનાથી એ જરૂરી બને છે કે તેમનામાંથી એકપણ માલિક અને મુખ્તિયાર નથી, બંને અધૂરા છે અને અધૂરો ખુદા નથી હોઈ શકતો અને કદાચ આગલી આયત لَا يُسۡـَٔلُ عَمَّا يَفۡعَلُ وَهُمۡ يُسۡـَٔلُوۡنَ માં પણ તે તરફ જ ઈશારો જોવા મળે છે

કે જે વ્યક્તિ કોઈ કાયદાનો પાબંદ હોય, જેની પ્રવૃત્તિ અને અમલો ઉપર કોઈને પૂછતાછ કરવાનો અધિકાર હોય તે ખુદા નથી હોઈ શકતો, ખુદા તે જ છે જે કોઈનો પણ પાબંદ ન હોય, જેનાથી કોઈને સવાલ કરવાનો હક ન હોય, જો બે ખુદા હોય અને બંને મશ્વરાના પાબંદ હોય તો દરેકને બીજાને પ્રશ્ન કરવાનો અને તેના મશ્વરાને છોડવાનો અથવા પૂછતાછ કરવાનો હક જરૂરી બને છે જે પોતે જ ખુદાનો ખુદા હોવાનો નકાર કરે છે.

هٰذَا ذِكْرُ مَنْ مَّعِيَ وَذِكْرُ مَنْ قَبْلِيْ તેનો એક ભાવાર્થ એ છે જે તફસીરના ખુલાસામાં વર્ણન થયો છે કે ذِكْرُ مَنْ مَّعِيَ નો ભાવાર્થ 'કુર્આન' અને ذِكْرُ مَنْ قَبْلِيْ નો ભાવાર્થ "તવરાત, ઈન્જીલ અને ઝબૂર વગેરે તથા આગલી કિતાબો" છે. આયતનો અર્થ એ છે કે મારા અને મારા સાથેવાળાઓનું કુર્આન અને પાછલી ઉમ્મતોની કિતાબ તવરાત અને ઈન્જીલ વગેરે મોજૂદ છે, શું તેમનામાંથી કોઈ કિતાબમાં અલ્લાહ સિવાય કોઈ અન્યની ઈબાદત કરવાનો હુકમ મોજૂદ છે ? તવરાત અને ઈન્જીલ વગેરેમાં અનેક હેરફેર થઈ જવા છતાં આજદિન સુધી ક્યાંય સ્પષ્ટ નથી થતું કે અલ્લાહની સાથે ભાગીદાર કરીને કોઈ બીજાને મઅ્બૂદ બનાવી લો. બહરે મુહીતમાં તેનો એ ભાવાર્થ પણ વર્ણન કરવામાં આવ્યો છે કે આ ઝિક્ર (કુર્આન) છે મારી સાથેવાળાઓ માટે પણ અને ઝિક્ર છે મારાથી પહેલાંઓ માટે પણ. મતલબ એ છે કે પોતાની સાથેવાળાઓ માટે તો દા'વત અને હુકમોની સ્પષ્ટતાના આધારે ઝિક્ર છે અને આગલાઓ માટે એ અર્થમાં ઝિક્ર છે કે તેના દ્વારા આગલાઓના અહેવાલો અને તેમની સાથે ઘટેલી ઘટનાઓ અને તેમના કિસ્સાઓ જીવંત છે.

لَا يَسْبِقُوْنَهٗ بِالْقَوْلِ وَهُمْ بِاَمْرِهٖ يَعْمَلُوْنَ એટલે કે, ફરિશ્તા અલ્લાહ તઆલાની અવલાદ તો શું હોઈ શકે ? તે તો અલ્લાહથી એવા ડરે અને અદબથી રહે છે કે ન તો પોતાના નિવેદનમાં અલ્લાહ તઆલાથી આગળ વધે છે અને ન જ અમલમાં તેના વિરુદ્ધ ક્યારેય કોઈ કાર્ય કરે છે. નિવેદનમાં આગળ ન વધવાનો અર્થ એ છે કે જ્યાં સુધી અલ્લાહ તઆલા તરફથી કોઈ ઈરશાદ ન થાય પોતે જ કોઈ કલામમાં આગળ વધવાની હિંમત નથી કરતા, તેનાથી એ પણ જાણ થઈ કે વડીલોની એક ઈજ્જત અને અદબ એ છે કે જ્યારે મજલિસમાં કોઈ વાત આવે

તો જે આ મજલિસનો વડીલ છે તેની વાતની રાહ જોવામાં આવે, પ્રથમ જ કોઈ અન્યનો બોલ પડવો અદબ વિરુદ્ધ છે.

————————————

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. 30 થી 33)

اَوَلَمْ يَرَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّ السَّمٰوٰتِ وَالْاَرْضَ كَانَتَا رَتْقًا فَفَتَقْنٰهُمَا ۭ وَجَعَلْنَا
مِنَ الْمَاۗءِ كُلَّ شَيْءٍ حَيٍّ ۭ اَفَلَا يُؤْمِنُوْنَ ۝۳۰ وَجَعَلْنَا فِي الْاَرْضِ رَوَاسِيَ اَنْ تَمِيْدَ بِهِمْ ۠
وَجَعَلْنَا فِيْهَا فِجَاجًا سُبُلًا لَّعَلَّهُمْ يَهْتَدُوْنَ ۝۳۱ وَجَعَلْنَا السَّمَاۗءَ سَقْفًا
مَّحْفُوْظًا ښ وَّهُمْ عَنْ اٰيٰتِهَا مُعْرِضُوْنَ ۝۳۲ وَهُوَ الَّذِيْ خَلَقَ الَّيْلَ وَالنَّهَارَ وَالشَّمْسَ
وَالْقَمَرَ ۭ كُلٌّ فِيْ فَلَكٍ يَّسْبَحُوْنَ ۝۳۳

### તરજુમો :

*અને શું નથી જોયું તે ઈન્કારીઓએ કે આસમાન અને જમીન (મોઢા)બંધ હતા, પછી અમે તેમને ખોલી નાંખ્યા અને અમે દરેક વસ્તુ પાણીથી બનાવી જેમાં જીવ છે, પછી શું યકીન નથી કરતા !? (૩૦) અને અમે જમીનમાં ભારે ભાર (પહાડ) મૂકી દીધા ક્યાંક તેમને લઈને ઝૂકી ન પડે (હાલક–ડોલક ન થાય) અને તેમાં પહોળા માર્ગો બનાવ્યા જેથી તેઓ માર્ગ પામે. (૩૧) અને અમે આસમાનને સુરક્ષિત છત બનાવ્યું અને તે આસમાનની નિશાનીઓને ધ્યાનમાં નથી લાવતા. (૩૨) અને તે જ છે જેણે રાત અને દિવસ બનાવ્યા અને સૂરજ અને ચંદ્ર બધા પોત પોતાની કક્ષામાં ભ્રમણ કરે છે (Each floating in an orbit). (૩૩)*

### તફસીર :

શું તે કાફિરોને ખબર નથી થઈ કે આસમાનો અને જમીન (પ્રથમ) બંધ હતા (એટલે કે ન તો આસમાનથી વરસાદ થતો હતો અને ન જ જમીનથી કંઈ પેદા થતું હતું, તેને જ બંધ હોવાનું કહ્યું છે જેમકે હજુ પણ જો કોઈ સ્થળે અથવા કોઈ યુગમાં આસમાનથી વરસાદ ન પડે અને જમીનથી ઉત્પાદન ન થાય તો તે

સ્થળને તે સમયના આધારે તે બંધ હોવાનું કહી શકાય છે. –"જો કે આ આયતમાં આ સિવાયના ઘણા વૈજ્ઞાનિક તથ્યો અને સત્યો પણ છુપાયેલા છે. વલ્લાહુ અઅ્લમુ." –અનુવાદક) પછી અમે બંનેને (પોતાની કુદરતથી) ખોલી નાંખ્યા (કે આસમાનથી વરસાદ પડવાનું અને જમીનમાંથી વનસ્પતિ ઊગવાનું શરૂ થઈ ગયું) અને (વરસાદથી માત્ર વનસ્પતિ જ પેદા નથી થતી બલકે) અમે (વરસાદના) પાણીથી દરેક સજીવ વસ્તુને બનાવી છે (એટલે કે દરેક સજીવ પ્રાણીના અસ્તિત્વમાં આવવામાં તથા તેના ટકી રહેવામાં પાણીની દખલગીરી અવશ્ય છે ભલે તે પ્રત્યક્ષ રીતે હોય અથવા પરોક્ષ રીતે, જેમકે બીજી આયતમાં وَمَآ اَنْزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنْ مَّاءٍ فَاَحْيَابِهِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا وَبَثَّ فِيْهَا مِنْ كُلِّ دَابَّةٍ આવ્યું છે) શું (આ વાતો સાંભળ્યા) પછી પણ તેઓ ઈમાન નથી લાવતા ? અને અમે (પોતાની કુદરતથી) જમીનમાં પહાડ એટલા માટે બનાવ્યા કે જમીન તે લોકોને લઈને હલવા ન માંડે અને અમે તે (જમીન)માં પહોળા પહોળા માર્ગો બનાવ્યા જેથી તે લોકો (તેના દ્વારા ઈચ્છિત) મંઝિલે પહોંચી જાય અને અમે (પોતાની કુદરતથી) આસમાનને (જમીનના મુકાબલામાં તેના ઉપર એક) છાપરું (એટલે કે છત જેવું) બનાવ્યું જે (દરેક રીતે) સુરક્ષિત છે (એટલે કે પડવાથી કે તૂટી જવાથી અથવા શયતાનના ત્યાં પહોંચવાથી કે તે આસમાનની વાતો સાંભળી નહીં શકે એક નિશ્ચિત સમય સુધી સુરક્ષિત અને મજબૂત બનાવ્યું છે, એક નિશ્ચિત સમય સુધી એટલા માટે કે તે મજબૂત છે પણ કાયમી નથી) અને આ લોકો એ (આસમાન)ની (અંદર ઉપસ્થિત) નિશાનીઓથી મોઢું ફેરવી રહ્યા છે (એટલે કે તેમાં ચિંતન અને મનન કરતા નથી) અને તે એવો (શક્તિશાળી) છે કે તેણે રાત અને દિવસ અને સૂર્ય અને ચંદ્ર બનાવ્યા (અને તે નિશાનીઓ આસમાનના દરેક પદાર્થો એટલે સુધી કે સૂર્ય અને ચંદ્રમાં પણ મોજૂદ છે) દરેક એક એક વર્તુળમાં (એ રીતે ગતિ કરી રહ્યા છે કે જાણે) તરી રહ્યા છે.

## મસ્અલા અને બોધપાઠ :

اَوَلَمْ يَرَالَّذِيْنَ كَفَرُوْا આ સ્થળે શબ્દ رُؤْيَتُ (રૂઅ્યત) સામાન્ય જ્ઞાનના અર્થમાં આવે છે, ભલે તે આંખોથી જોઈને પ્રાપ્ત થતું હોય અથવા તો બૌદ્ધિક દલીલો દ્વારા, કારણ કે આગળ જે વિષય આવી રહ્યો છે તેનો સંબંધ અમુક નજરે જોયેલ વસ્તુઓ આધારે છે અને અમુક દલીલો આધારે પ્રાપ્ત થતું જ્ઞાન પણ છે.

اَنَّ السَّمٰوٰتِ وَالْاَرْضَ كَانَتَا رَتْقًا فَفَتَقْنٰهُمَا ط માં શબ્દ رَتْق (રત્ક)નો અર્થ "બંધ હોવું" અને فَتْق (ફત્ક)નો અર્થ "ખોલી નાંખવું" થાય છે. આ બંને શબ્દોનું મિશ્રણ رَتْق (રત્ક) અને فَتْق (ફત્ક)નો કોઈ કામની વ્યવસ્થા અને તેનો સંપૂર્ણ અધિકાર હોવાના અર્થમાં ઉપયોગ થાય છે, આયતના શબ્દનો અનુવાદ એ થશે કે, "આસમાન અને જમીન બંધ હતા, અમે તેમને ખોલી નાંખ્યા." તેમાં "બંધ હોવા અને ખોલી નાંખવા"નો ભાવાર્થ શું છે ? તેના ભાવાર્થમાં વિવરણકાર ઈમામોએ વિવિધ નિવેદનો નકલ કર્યા છે પરંતુ તે સૌમાં જે અર્થ સહાબએ કિરામ (રદિ.) અને જમહૂર તફસીરકારોએ અપનાવ્યો છે તે એ જ છે જે તફસીરના ખુલાસામાં લેવામાં આવ્યો છે કે બંધ હોવાનો ભાવાર્થ આસમાનથી વરસાદ અને જમીનથી ઉત્પાદન બંધ થવાનો છે અને ખોલી નાંખવાનો ભાવાર્થ તે બંનેને ખોલી નાંખવાનો છે.

તફસીરે ઈબ્ને કષીરમાં ઈબ્ને અબી હાતિમની સનદથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)નો આ કિસ્સો નકલ થયો છે કે એક વ્યક્તિ તેમની પાસે આવ્યો અને તેમને આ આયતની તફસીર પૂછી, તેમણે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) તરફ ઈશારો કરીને ફરમાવ્યું કે, આ શૈખની પાસે જાઓ તેમને પૂછી લો અને તે જે જવાબ આપે મને પણ તેની જાણ કરો. તે વ્યક્તિ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની પાસે ગયા અને પૂછ્યું કે આ આયતમાં શબ્દ رَتْقًا (રત્કન) અને فَفَتَقْنَا (ફફતક્ના)નો શું ભાવાર્થ છે ? હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે પ્રથમ આસમાન બંધ હતું, વરસાદ વરસતો ન હતો અને જમીન પણ બંધ હતી કે તેમાં વનસ્પતિ ઊગતી ન હતી, પછી જ્યારે અલ્લાહ તઆલાએ જમીન ઉપર ઈન્સાનને વસાવ્યો ત્યારે આસમાનનો વરસાદ ખોલી નાંખ્યો અને જમીનની હરિયાળી; તે વ્યક્તિ આયતની તફસીર જાણીને હઝરત ઈબ્ને ઉમર (રદિ.) પાસે પાછો ગયો અને જે કંઈ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) પાસેથી સાંભળ્યું હતું તે વર્ણન કરી દીધું ત્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, હવે મારા માટે સાબિત થઈ ગયું કે ખરેખર ઈબ્ને અબ્બાસ (રદિ.)ને કુર્આનનું જ્ઞાન અર્પણ કરવામાં આવ્યું છે તેનાથી પહેલાં હું કુર્આનની તફસીર વિશે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના વર્ણનોને એક હિંમત સમજ્યા કરતો હતો જે મને પસંદ ન હતું, હવે જાણ થઈ કે અલ્લાહ તઆલાએ તેમને કુર્આનના

જ્ઞાનનો ખાસ લગાવ અર્પણ કર્યો છે તેમણે "રત્ક" અને "ફત્ક"ની તફસીર સાચી કરી છે.

રૂહુલ મઆનીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની આ રિવાયતને ઈબ્નુલ મંઝર, અબૂ નઈમ તથા હદીષવેત્તાઓના એક વર્ગના હવાલાથી નકલ કરવામાં આવી છે જેમાં હાકિમ સાહિબે મુસ્તદરક પણ છે, હાકિમે આ રિવાયતને સહીહ કહી છે.

ઈબ્ને અતિય્યહ અવફી આ રિવાયતને નકલ કરીને કહે છે કે આ તફસીર હસન અને જામેઅ્ છે તથા કુર્આનની શૈલી પ્રમાણે યોગ્ય છે, તેમાં ઈન્કારીઓના વિરુદ્ધ નસીહત તથા દલીલ પણ છે અને અલ્લાહ તઆલાની ખાસ નેઅ્મતો તથા તેની સંપૂર્ણ કુદરતની જાહેરાત છે, તે મઅ્રિફત (અલ્લાહનો પરિચય) અને તવહીદનો આધાર છે અને ત્યાર પછીની આયતમાં જે وَجَعَلْنَا مِنَ الْمَآءِ كُلَّ شَيْءٍ حَيٍّ ફરમાવ્યું છે તેનું આ અર્થના આધારે તેની સાથે જોડાણ છે, બહરે મુહીતમાં પણ તેને જ અપનાવવામાં આવ્યું છે, કુર્તુબીએ તેને જ ઈકરમાનું નિવેદન ઠરાવ્યું છે અને ફરમાવ્યું છે કે એક બીજી આયતથી પણ આ અર્થનું સમર્થન થાય છે, એટલે કે وَالسَّمَآءِ ذَاتِ الرَّجْعِ وَالْاَرْضِ ذَاتِ الصَّدْعِ તબરીએ પણ આ જ તફસીરને અપનાવી છે.

وَجَعَلْنَا مِنَ الْمَآءِ كُلَّ شَيْءٍ حَيٍّ નો ભાવાર્થ એ છે કે દરેક પ્રાણવાળી વસ્તુમાં પાણીની દખલગીરી અવશ્ય છે અને પ્રાણ તથા સજીવ વસ્તુ સંશોધનકર્તાઓ નજીક માત્ર મનુષ્ય કે પ્રાણીઓ જ નથી બલકે, વનસ્પતિ અને પ્રવાહી તત્ત્વોમાં પણ રૂહ અને જીવન હોય છે અને દેખીતું એ છે કે પાણીની આ બધી વસ્તુઓના સર્જન અને ઉત્પાદન તથા તેમના અસ્તિત્વને ટકાવી રાખવામાં મોટી દખલગીરી છે.

ઈબ્ને કષીર (રહ.)એ ઈમામ અહમદ (રહ.)ની સનદથી હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત નકલ કરી છે કે હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ ફરમાવ્યું, મેં રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કહ્યું કે યા રસૂલુલ્લાહ ﷺ ! હું જ્યારે તમારા દર્શન કરું છું તો મારું દિલ બાગ બાગ થઈ જાય છે અને આંખો ઠંડી થઈ જાય છે, તમે મને દરેક વસ્તુ(ના સર્જન) વિશે બતાવી આપો. રસૂલે કરીમ

ﷺએ ફરમાવ્યું કે, દરેક વસ્તુ પાણીથી પેદા કરવામાં આવી છે. ત્યાર પછી અબૂ હુરયરહ (રદિ.)એ પ્રશ્ન કર્યો કે મને કોઈ એવો અમલ બતાવો જેના ઉપર અમલ કરવાથી હું જન્નતમાં પહોંચી જાઉં. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَفْشِ السَّلَامَ وَاَطْعِمِ الطَّعَامَ وَصِلِ الْاَرْحَامَ وَقُمْ بِاللَّيْلِ وَالنَّاسُ نِيَامٌ ثُمَّ ادْخُلِ الْجَنَّةَ بِسَلَامٍ تَفَرَّدَبِهٖ اَحْمَدُ وَهٰذَااِسْنَادٌ عَلٰى شَرْطِ الشَّيْخَيْنِ......

*“સલામ કરવાને જાહેર (રિવાજ) બનાવી લો (ભલે જેને સલામ કરવામાં આવે છે તે અજનબી હોય) અને ખાવું ખવડાવ્યા કરો (તેને પણ હદીષમાં સામાન્ય રાખ્યું છે, દરેક વ્યક્તિને ખાવું ખવડાવવું ભલે કાફિરને કે ફાસિકને; સવાબથી ખાલી નથી) અને સીલારહમી (સદ્‌વર્તાવ) કર્યા કરો તથા રાત્રે તહજ્જુદની નમાઝ પઢ્યા કરો જ્યારે કે બધા લોકો સૂતા હોય તો જન્નતમાં સલામતીની સાથે દાખલ થઈ જશો.”*

وَجَعَلْنَا فِى الْاَرْضِ رَوَاسِىَ اَنْ تَمِيْدَبِهِمْ માં શબ્દ مَيْد (મય્દ) અરબી ભાષામાં ''ઈજ્તિરાબી હરકત'' (હાલક–ડોલક થવા)ને કહેવામાં આવે છે, આયતનો ભાવાર્થ એ છે કે જમીન ઉપર પહાડોના ભાર અલ્લાહ તઆલાએ તેના સ્થાયીત્વને ટકાવી રાખવા માટે નાંખી દીધા છે જેથી તે હાલક–ડોલક ન થઈ શકે, જેનાથી તેના ઉપર વસનારાઓને નુકસાન ન પહોંચે. આજના સંશોધકોએ સાબિત કર્યું છે કે પહાડોના ભારની જમીનને સ્થિર રાખવામાં ભારે દખલગીરી છે. તફસીરે કબીર વગેરેમાં તેનું વિગતવાર વર્ણન વિદ્વાનો જોઈ શકે છે અને આવશ્યકતા અનુસાર સૂરએ નમ્‌લની તફસીરમાં હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ તફસીરે બયાનુલ કુર્આનમાં પણ લખ્યું છે.

كُلٌّ فِىْ فَلَكٍ يَّسْبَحُوْنَ માં શબ્દ فَلَكْ (ફલક) વાસ્તવમાં દરેક ઘેરાવવાળી અને ગોળ વસ્તુને કહેવામાં આવે છે, એ જ કારણ છે ચરખા મશીનમાં જે ગોળ ચામડું લગાવેલું હોય છે તેને فَلَكَةُ الْمِغْزَلْ (ફલકતુલ્ મિગ્ઝલ) કહેવામાં આવે છે. (રૂહુલ મઆની) અને એ જ કારણથી આસમાનને પણ ''ફલક'' કહેવામાં આવે છે, અત્રે ભાવાર્થ સૂર્ય અને ચંદ્રની તે કક્ષાઓ છે જેના ઉપર તે અવકાશમાં ગતિ કરે છે. કુર્આનના શબ્દોમાં એની કોઈ સ્પષ્ટતા નથી કે આ

કક્ષાઓ આસમાનની અંદર છે અથવા બહારના અવકાશમાં. તાજેતરમાં અવકાશી સંશોધનોએ સ્પષ્ટ કરી દીધું છે કે આ કક્ષાઓ અવકાશમાં અને આસમાનથી ખૂબ નીચે છે.

આ આયતના જાહેરથી પણ એ જ ભાવાર્થ નીકળે છે કે સૂર્ય પણ એક નિશ્ચિત ભ્રમણ કક્ષામાં ગતિ કરે છે, આધુનિક ફિલોસોફરો, ખગોળશાસ્ત્રીઓ પ્રથમ તેના ઈન્કારીઓ હતા હવે તેઓ પણ તેને પણ માનવા લાગ્યા છે. વધારે વિગતનું અત્રે સ્થાન નથી. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૩૪ થી ૪૭)

وَمَا جَعَلْنَا لِبَشَرٍ مِّنْ قَبْلِكَ الْخُلْدَ ۖ أَفَإِنْ مِّتَّ فَهُمُ الْخٰلِدُوْنَ ﴿٣٤﴾ كُلُّ نَفْسٍ ذَآئِقَةُ
الْمَوْتِ ۖ وَنَبْلُوْكُمْ بِالشَّرِّ وَالْخَيْرِ فِتْنَةً ۖ وَإِلَيْنَا تُرْجَعُوْنَ ﴿٣٥﴾ وَإِذَا رَاٰكَ الَّذِيْنَ
كَفَرُوْٓا إِنْ يَّتَّخِذُوْنَكَ إِلَّا هُزُوًا ۖ أَهٰذَا الَّذِيْ يَذْكُرُ اٰلِهَتَكُمْ ۚ وَهُمْ بِذِكْرِ
الرَّحْمٰنِ هُمْ كٰفِرُوْنَ ﴿٣٦﴾ خُلِقَ الْإِنْسَانُ مِنْ عَجَلٍ ۖ سَأُورِيْكُمْ اٰيٰتِيْ فَلَا تَسْتَعْجِلُوْنِ ﴿٣٧﴾
وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ إِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٣٨﴾ لَوْ يَعْلَمُ الَّذِيْنَ كَفَرُوْا حِيْنَ
لَا يَكُفُّوْنَ عَنْ وُّجُوْهِهِمُ النَّارَ وَلَا عَنْ ظُهُوْرِهِمْ وَلَا هُمْ يُنْصَرُوْنَ ﴿٣٩﴾ بَلْ تَأْتِيْهِمْ
بَغْتَةً فَتَبْهَتُهُمْ فَلَا يَسْتَطِيْعُوْنَ رَدَّهَا وَلَا هُمْ يُنْظَرُوْنَ ﴿٤٠﴾ وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّنْ
قَبْلِكَ فَحَاقَ بِالَّذِيْنَ سَخِرُوْا مِنْهُمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٤١﴾ ع قُلْ مَنْ يَّكْلَؤُكُمْ
بِالَّيْلِ وَالنَّهَارِ مِنَ الرَّحْمٰنِ ۖ بَلْ هُمْ عَنْ ذِكْرِ رَبِّهِمْ مُّعْرِضُوْنَ ﴿٤٢﴾ أَمْ لَهُمْ اٰلِهَةٌ
تَمْنَعُهُمْ مِّنْ دُوْنِنَا ۖ لَا يَسْتَطِيْعُوْنَ نَصْرَ أَنْفُسِهِمْ وَلَا هُمْ مِّنَّا يُصْحَبُوْنَ ﴿٤٣﴾ بَلْ
مَتَّعْنَا هٰٓؤُلَآءِ وَاٰبَآءَهُمْ حَتّٰى طَالَ عَلَيْهِمُ الْعُمُرُ ۖ أَفَلَا يَرَوْنَ أَنَّا نَأْتِي الْأَرْضَ
نَنْقُصُهَا مِنْ أَطْرَافِهَا ۖ أَفَهُمُ الْغٰلِبُوْنَ ﴿٤٤﴾ قُلْ إِنَّمَآ أُنْذِرُكُمْ بِالْوَحْيِ ۖ وَلَا يَسْمَعُ

الصُّمُّ الدُّعَآءَ اِذَا مَا يُنْذَرُوْنَ ﴿۴۵﴾ وَلَئِنْ مَّسَّتْهُمْ نَفْحَةٌ مِّنْ عَذَابِ رَبِّكَ
لَيَقُوْلُنَّ يٰوَيْلَنَآ اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ﴿۴۶﴾ وَنَضَعُ الْمَوَازِيْنَ الْقِسْطَ لِيَوْمِ الْقِيٰمَةِ
فَلَا تُظْلَمُ نَفْسٌ شَيْئًا ؕ وَ اِنْ كَانَ مِثْقَالَ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ اَتَيْنَا بِهَا ؕ
وَكَفٰى بِنَا حٰسِبِيْنَ ﴿۴۷﴾

## તરજુમો :

*અને અમે તમારાથી અગાઉ કોઈ માનવીને હંમેશના માટે જીવીત (અમર) રહેવાનું આપ્યું નથી, પછી શું જો તમે મૃત્યુ પામ્યા તો તેઓ (બાકી) રહી જશે ? (૩૪) દરેક જીવને મોત ચાખવાની છે અને અમે તમને પારખીએ છીએ બુરાઈથી અને ભલાઈથી અજમાવવા માટે અને અમારી તરફ પાછા વળીને આવી જશો. (૩૫) અને જ્યાં તમને ઈન્કારીઓએ જોયા તો તેમને તમારાથી કોઈ કામ નથી પરંતુ (માત્ર) ઠઠ્ઠો મશ્કરી કરવી ! શું આ જ વ્યક્તિ છે જે તમારા મઅ્બૂદોનું નામ લે છે !? અને તેઓ રહમાનના નામથી ઈન્કારી છે. (૩૬) માનવી ઉતાવળનો બન્યો છે, હવે તમને પોતાની નિશાનીઓ બતાવું છું બસ મારાથી ઉતાવળ ન કરો. (૩૭) અને કહે છે, આ વાયદો ક્યારે થશે જો તમે સાચા હોવ ? (૩૮) જો આ ઈન્કારી તે વખતને જાણી લે કે પોતાના મોઢાંથી આગને રોકી શકશે નહીં અને ન જ પોતાની પીઠથી અને ન તો તેમને મદદ પહોંચશે. (૩૯) કંઈ નથી, તે તેમના ઉપર અચાનક આવશે, પછી તેમના હોશ ખોઈ નાંખશે, પછી તેને ફેરવી શકશે નહીં અને ન જ તેમને ફુરસદ મળશે. (૪૦) અને તમારાથી પહેલા રસૂલોની ઠઠ્ઠા–મશ્કરી થઈ ચૂકી છે, પછી ઠઠ્ઠા–મશ્કરી કરનારાઓ ઉપર ઊલટી પડી તેમાંથી તે વસ્તુ જેની ઠઠ્ઠા–મશ્કરી કરતા હતા. (૪૧) તમે કહો, કોણ તમારી દેખભાળ રાખે છે રાતમાં અને દિવસમાં રહમાનથી; કંઈ નથી, તેઓ પોતાના પરવરદિગારના ઝિક્રથી મોઢું ફેરવે છે. (૪૨) અથવા તેમના માટે કોઈ મઅ્બૂદ છે કે તેમને અમારા સિવાય બચાવે છે ? તેઓ પોતાની પણ મદદ નથી કરી શકતા અને ન જ તેમની અમારા તરફથી કોઈ મિત્રતા થાય.*

*(૪૩) કંઈ નથી પણ અમે તેમને ઐશ આપી અને તેમના બાપદાદાઓને એટલે સુધી કે વધી ગઈ તેમના ઉપર જિંદગી, પછી કેમ જોતા નથી કે અમે જમીનને તેના કિનારાઓએથી ઘટાડતા ચાલ્યા આવીએ છીએ, હવે શું તેઓ જીતનારા છે ? (૪૪) તમે કહો, હું જે તમને ડરાવું છું બસ હુકમ પ્રમાણે અને બહેરા પોકારવાને સાંભળતા નથી જ્યારે કોઈ તેમને ડરની વાત સંભળાવે. (૪૫) અને ક્યાંક તેમના સુધી એક બાષ્પ તમારા પરવરદિગારના અઝાબની પહોંચી જાય તો અવશ્ય કહેવા લાગશે, હાય અમારી કમ્બખ્તી ! બેશક અમે ગુનેહગાર (જાલિમ) હતા. (૪૬) અને અમે કયામતના દિવસે ઈન્સાફના ત્રાજવાઓ મૂકીશું, પછી કોઈ જીવ ઉપર એક રજકણ પણ જુલમ થશે નહીં અને જો રાઈના દાણા સમાન હશે તો અમે તેને લઈ આવીશું અને અમે હિસાબ કરવા માટે પૂરતા છીએ. (૪૭)*

## તફસીર :

અને (આ લોકો જે રસૂલે કરીમ ﷺની વફાતની ખુશી મનાવે છે અલ્લાહ તઆલાના કહેવા પ્રમાણે نَتَرَبَّصُ بِهٖ رَيْبَ الْمَنُوْنِ કે આ વફાત પણ નુબુવ્વતનો નકાર કરતી નથી કારણ કે) અમે તમારાથી અગાઉ પણ કોઈ મનુષ્ય માટે (ભલે તે નબી હોય અથવા નબી ન હોય દુનિયામાં) કાયમ રહેવાની જોગવાઈ કરી નથી (અલ્લાહ તઆલાનું ફરમાન છે, وَمَا كَانُوْا خٰلِدِيْنَ બસ, જેવી રીતે તમારાથી અગાઉના અંબિયા અલૈ.નું મોત આવ્યું અને તે મોતના કારણે તેમની નુબુવ્વતમાં કોઈ સંદેહ નથી એ જ પ્રમાણે તમારી વફાતથી તમારી નુબુવ્વતમાં કોઈ શંકા નથી ઉપજી શકતી, ખુલાસો એ છે કે નુબુવ્વત અને મોત બંને એક જ વ્યક્તિમાં ભેગા થઈ શકે છે) પછી (એ કે) જો તમારો ઈન્તેકાલ થઈ જાય તો શું આ લોકો (દુનિયામાં) હંમેશા હંમેશ રહેશે ? (અંતે તેઓ પણ મૃત્યુ પામશે પછી ખુશી કઈ વાતની મનાવે છે ? મતલબ એ કે તમારી વફાતથી તેમની ખુશી જો નુબુવ્વતના રદિયા માટે હોય તો તો ....مَا جَعَلْنَا لِبَشَرٍ તેનો જવાબ છે અને જો કોઈ વ્યક્તિગત અદાવત અને વેર છે તો તેનો જવાબ ....اَفَائِنْ مِّتَّ છે, મતલબ કે દરેક પરિસ્થિતિમાં આ રાહ જોવી ખોટી અને વ્યર્થ છે તથા મોત તો એવી વસ્તુ છે કે તમારામાં) દરેક સજીવ મોતની મજા ચાખશે અને (આ જે અમે અમુક દિવસ તમને જીવન આપી રાખ્યું છે તો તેનો હેતુ માત્ર એ છે કે) અમે તમને બુરી ભલી

પરિસ્થિતિઓથી સારી રીતે અજમાવીએ છીએ (બુરી હાલતનો ભાવાર્થ કે જે સ્વભાવ વિરુદ્ધ બાબતો હોય જેમકે બીમારી, તંગી અને સારી હાલતનો ભાવાર્થ કે જે મરજી પ્રમાણે હોય જેમકે તંદુરસ્તી, માલદારી વગેરે... જીવનમાં આ જ હાલતો વિવિધ સ્વરૂપે સામે આવતી રહે છે, કોઈ તેમાં ઈમાન અને આજ્ઞાપાલન કરે છે અને કોઈ તેનાથી કુફ્ર અને ગુનાહ કરે છે, મતલબ એ કે જિંદગી એટલા માટે આપી રાખી છે કે જોવામાં આવે કે કોણ કેવો અમલ કરે છે) અને (આ જિંદગી પૂર્ણ થવા) પછી તમે બધા અમારી પાસે ચાલ્યા આવશો (અને દરેકને તેની યોગ્ય સજા અને બદલો આપવામાં આવશે, બસ મૃત્યુ અને મૃત્યુ પછીનું જીવન અસલ છે અને જિંદગી તો માત્ર એક કામચલાઉ અને થોડા સમય માટે છે પછી આ લોકો તેના ઉપર શા માટે ઈતરાય છે ? અને પયગમ્બરની વફાત ઉપર ખુશીઓ મનાવે છે, એવું ન થયું કે આ થોડા દિવસની જિંદગીમાં ઈમાન અને આજ્ઞાપાલનની દોલત કમાઈ લે કે જે તેમના કામ આવ્યું હોત પરંતુ આ લોકો તો તેનાથી વિપરીત પોતાના આ'માલનામાને કાળું અને આખિરતની મંઝિલને ભારે કરી રહ્યા છે અને ડરતા નથી) અને (આ મુન્કિરોની હાલત એ છે કે) આ કાફિર લોકો જ્યારે તમને જુએ છે તો બસ તમારી ઠઠ્ઠો મશ્કરી કરવા લાગે છે (બસ હે નબી ﷺ ! તમારા ઉપર તો મૂર્તિઓનો ઈન્કાર કરવાનો વાંધો પણ ઉઠાવે છે) અને (પોતે) આ લોકો રહમાન (અલ્લાહ જલ્લ શા'નુહૂ)ના વર્ણનથી ઈન્કાર (અને કુફ્ર) કર્યા કરે છે (તો તેમનો વાંધો ઉઠાવવાની હકીકત તો વાસ્તવમાં એ છે કે તેમણે પોતાનો જ ઠઠ્ઠો મશ્કરી કરવી જોઈએ અને તેમની તો એવી હાલત છે કે જ્યારે કુફ્રની સજાનો વિષય સાંભળે છે જેમકે ઉપર વર્ણન થયું اِلَيۡنَا تُرۡجَعُوۡنَ તો તેને જૂઠાડવા માટે તકાદો કરે છે કે આ સજા જલદી આવી જાય અને આ તકાદા ઉપર ઉતાવળ મનુષ્યની પ્રકૃતિ પ્રમાણે સ્વભાવગત છે, બસ તેનું સ્વભાવગત હોવું એવું છે જાણે) મનુષ્ય ઉતાવળિયો (એટલે કે ઉતાવળિયા ખમીરથી) બનાવવામાં આવ્યો છે (એટલા માટે ઉતાવળ અને જલદી આ જ ઉતાવળિયાપણાના ભાગ સ્વરૂપે છે તેથી આ લોકો અઝાબ જલદી જલદી માંગી રહ્યા છે અને તેમાં મોડું થવાને તે અઝાબ ન આવવાની દલીલ સમજે છે પરંતુ હે કાફિરો ! આ તમારી ભૂલ છે કારણ કે તેનો સમય નિશ્ચિત છે, થોડી ધીરજ ધરો) અમે નિકટમાં જ (તેને સમય ઉપર) તમને પોતાની નિશાનીઓ (અઝાબની અને

સજાની) બતાવી આપીએ છીએ, બસ તમે મારાથી ઉતાવળ ન કરો (કારણ કે અઝાબ સમયથી પહેલાં આવતો નથી અને સમયથી પહેલાં ટળતો નથી) અને આ લોકો (જ્યારે આ વિષય સાંભળે છે કે નિશ્ચિત સમયે અઝાબ આવશે તો રસૂલ અને મો'મિનોને એવું) કહે છે કે એ વાયદો કયા સમયે આવશે જો તમે (અઝાબ આવવાની ખબર આપવામાં) સાચા છો ? (તો તે જલદી કેમ નથી આવી જતો ? શા માટે મોડું કરવામાં આવે છે ? મૂળ વાત એ છે કે તેમને તે મુસીબતની ખબર જ નથી જેથી આવી નીડરતાની વાતો કરે છે) કાશ ! આ કાફિરોને તે ઘડીની ખબર હોત જ્યારે કે (તેમને ચારે બાજુથી દોઝખની આગ ઘેરી લેશે અને) એ લોકો (તે) આગને ન તો પોતાની સામેથી રોકી શકશે અને ન જ પોતાની પાછળથી અને ન જ તેમની કોઈ મદદ કરશે (એટલે કે જો આ મુસીબતનું જ્ઞાન હોત તો આવી વાતો ન બનાવતા હોત અને જે આ દુનિયામાં જ દોઝખના અઝાબની ફરમાઈશ કરી રહ્યા છે તો એ જરૂરી નથી કે તેમની માંગણી પ્રમાણે આગનો અઝાબ આવી જ જાય) બલકે તે આગ (તો) તેમને અચાનક આવી પકડશે, બસ તેમને બદ્હવાસ કરી મૂકશે પછી ન તો તેને હટાવવાની કોઈ શક્તિ હશે અને ન જ તેમને કોઈ મહોલત આપવામાં આવશે અને (જો તે એવું કહે કે આ અઝાબ આખિરતમાં આવવાના કારણે દુનિયામાં નથી થતો તો વારું, દુનિયામાં તેનો કોઈ નમૂનો તો બતાવો ? તો ભલે કાયદેસર રીતે નમૂનો બતાવવો પણ જરૂરી નથી પરંતુ ક્યારેક ક્યારેક નમૂનો પણ બતાવી દેવામાં આવે છે તે એ કે) તમારાથી પહેલાં જે પયગમ્બરો ગુઝરી ચૂક્યા છે તેમની સાથે પણ (કાફિરો તરફથી) ઠઠ્ઠો કરવામાં આવ્યો, બસ જે લોકોએ ઠઠ્ઠો કર્યો હતો તેમના ઉપર અઝાબ આવી પડ્યો જેની સાથે તેઓ ઠઠ્ઠો કર્યા કરતા હતા (તે અઝાબ ક્યાં છે ? બસ તેનાથી જાણ થઈ કે કાફિરો અઝાબપાત્ર છે, ભલે દુનિયામાં ન આવે તો આખિરતમાં અવશ્ય થશે અને આ પણ તેમને) કહી આપો (કે દુનિયામાં જે તમે અઝાબથી સુરક્ષિત છો બસ આ સુરક્ષા પણ એ રહમાન જ કરી રહ્યો છે, તેમાં પણ એનું જ અહેસાન અને તવહીદની દલીલો છે અને જો તમે તેનો સ્વીકાર નથી કરતા તો પછી બતાવો) કે તે કોણ છે જે રાત અને દિવસમાં રહમાન(ના અઝાબ)થી તમારી હિફાઝત કરે છે ? (અને આ વિષયનો તકાદો તો એ હતો કે તેઓ તવહીદની માન્યતા ધરાવતા થઈ ગયા હોત પરંતુ તેઓ હજુ પણ એવી

માન્યતા ધરાવતા નથી) બલકે તે લોકો (હજુ પણ કાયદેસર રીતે) પોતાના (સાચા) પરવરદિગારના વર્ણન (એટલે કે તવહીદને કબૂલ કરવા)થી મોઢું ફેરવે છે (હા ! અમે مَنۡ يَّكۡلَؤُكُمۡ ના ખુલાસા માટે હેતુ પૂછીએ છીએ કે) શું તેમની પાસે અમારા સિવાય અન્ય એવા મઅ્બૂદ છે કે (પ્રસ્તુત અઝાબથી) તેમની સુરક્ષા કરી લેતા હોય ? (તે બીચારા તો તેમની શું હિફાઝત કરે ?! તેમની લાચારી અને પરવશતાની એ હાલત છે કે) તે પોતે પોતાના રક્ષણની શક્તિ ધરાવતા નથી (દાખલા તરીકે કોઈ તેમને તોડી ફોડી નાંખે તો તેનો બચાવ પણ કરી શકતા નથી وَاِنۡ يَّسۡلُبۡهُمُ الذُّبَابُ.... બસ, ન જ તે તેમના મઅ્બૂદ તેમની હિફાઝત કરી શકે છે) અને ન જ અમારા મુકાબલમાં કોઈ તેમનો સાથ આપી શકે છે (અને આ લોકો સ્પષ્ટ દલીલો હોવા છતાં સત્યને કબૂલ કરતા નથી, તેનું એ કારણ નથી કે દા'વા અથવા દલીલમાં કોઈ દમ નથી) બલકે (મૂળ કારણ એ છે કે) મેં તેમને અને તેમના બાપ દાદાઓને (દુનિયાનો) ખૂબ માલ સામાન આપ્યો એટલે સુધી કે તેમના ઉપર (આવી જ હાલતમાં) એક લાંબો કાળ પસાર થઈ ગયો (કે પેઢીઓની પેઢીઓ એશોઆરામ કરતી રહી છે, બસ તેઓ ખાઈ પીને ઘોરવા લાગ્યા અને આંખો પથરાઈ ગઈ, મતલબ એ કે તેમનામાં આ ગફલત ન હોવી જોઈતી હતી એટલા માટે એક સ્પષ્ટ નિશાની આપવામાં આવે છે કે) શું તેમને એ દેખાતું નથી કે અમે (તેમની) જમીનને (ઈસ્લામના વિજય દ્વારા) ચારે બાજુથી બરાબર ઘટાડતા જઈ રહ્યા છીએ, બસ શું આ લોકો (એ આશા રાખે છે કે રસૂલુલ્લાહ ﷺ અને મો'મિનો ઉપર) ગાલિબ આવી જશે ? (કારણ કે સામાન્ય નિશાનીઓ અને દલીલોથી વળી તાર્કિક રીતે પણ તેમનું પરાજિત થઈ જવું અને સત્યવાદીઓના વિજેતા બનવું નક્કી છે ત્યાં સુધી કે મુસલમાનો અલ્લાહના આજ્ઞાપાલનથી મોઢું ન ફેરવે અને ઈસ્લામનું સમર્થન કરવાનું ન છોડે, બસ આ બાબતમાં અમારા તરફથી ધીરજ ધરવી એ તમારા માટે ચેતવણીરૂપે પૂરતું જ છે, તે છતાં પણ દુશ્મનાવટ અને જહાલતથી અઝાબ આવવાની ફરમાઈશ કરે તો) તમે કહી આપો કે હું તો માત્ર વહી દ્વારા તમને ડરાવું છું (અઝાબનું આવવું મારી કાબૂની બહાર વાત છે) અને (સત્યના આમંત્રણ માટે આટલી ચેતવણી પૂરતી છે પરંતુ) આ બહેરાઓ જે સમયે (સત્ય તરફ બોલાવવા માટે અઝાબથી) ડરાવવામાં આવે છે તો સાંભળતા જ નથી (અને સત્યના સીધા માર્ગને

અપનાવતા જ નથી, બલકે તે જ પોતાની હઠધર્મી અને અઝાબ માંગવાનું રટણ ચાલુ રાખે છે) અને (આ તેમની ગાંડી નીડરતાનું સ્વરૂપ છે) જો તેમને તમારા પરવરદિગારના અઝાબની એક ફૂંકાર પણ લાગી જાય તો (તેમની બધી જ બહાદૂરી સમાપ્ત થઈ જશે અને) એવું કહેવા લાગશે કે હાય અમારી કમ્બખ્તી (કેવી અમારી સામે આવી ગઈ) ! ખરેખર અમે ગુનેહગાર હતા (બસ, આ ખોટી હિંમત છે કે તેઓ અઝાબની માંગણી કરી રહ્યા છે, વાસ્તવમાં તેમની શરારતનો તકાદો તો એ જ હતો કે દુનિયામાં જ તેનો ફેંસલો કરી દેવામાં આવે પરંતુ અમે ઘણી બધી હિકમતોથી દુનિયામાં તે ગુપ્ત રાખેલ સજા આપવા નથી ઈચ્છતા પરંતુ આખિરતના માટે તેને તૈયાર રાખી છે) અને (ત્યાં) કયામતના દિવસે અમે ન્યાયનું ત્રાજવું કાયમ કરીશું (અને સૌના અમલોનું વજન કરીશું) બસ કોઈના ઉપર મૂળેથી જુલમ થશે નહીં અને (જુલમ ન થવાની બાબત એ છે કે) જો (કોઈ વ્યક્તિનો કોઈ) અમલ રાઈના દાણા બરાબર પણ હશે તો અમે તેને (ત્યાં) હાજર કરીશું (અને તેનું પણ વજન કરીશું) અને અમે હિસાબ લેવા માટે પૂરતા છે (અમારા આ વજન અને હિસાબ કર્યા પછી કોઈ હિસાબ કિતાબની જરૂરત રહેશે નહીં, બલકે તેના ઉપર જ બધો ફેંસલો થઈ જશે બસ ત્યાં લોકોની શરારતોની પણ યોગ્ય અને પૂરતી સજા લાગુ પાડવામાં આવશે).

## મસ્અલા અને બોધપાઠ :

وَمَا جَعَلْنَا لِبَشَرٍ مِّنْ قَبْلِكَ الْخُلْدَ ط પાછલી આયતોમાં કાફિરો અને મુશ્રિકોના ખોટા દા'વાઓ અને શિર્કયુક્ત માન્યતાઓ કે જેમાં હઝરત મસીહ (અલૈ.) અથવા હઝરત ઉઝૈર (અલૈ.)ને ખુદાઈમાં ભાગીદાર ઠરાવતા હતા અથવા ફરિશ્તાઓ તથા હઝરત મસીહ (અલૈ.)ને અલ્લાહની અવલાદ કહેતા હતા તેમની જૂઠી અને દિશાવિહોણી માન્યતાઓનો રદિયો અને નકાર સ્પષ્ટ દલીલો સાથે આવ્યો છે જેનો વિરોધીઓ પાસે કોઈ જવાબ ન હતો. આવી પરિસ્થિતિઓમાં કે જ્યારે વિરોધીઓ દલીલ અને હુજ્જતમાં પરાજિત થઈ જાય તો એક પ્રકારની મૂંઝવણ અને ચીડ પેદા થાય છે જેનું પરિણામ એ હતું કે મક્કાના મુશ્રિકો એવી ઈચ્છા કરતા હતા કે રસૂલુલ્લાહ ﷺની જલદીથી વફાત થઈ જાય, જેમકે અમુક આયતોમાં છે نَتَرَبَّصُ بِهٖ رَيْبَ الْمَنُوْنِ (૫૨:૩૦) આ

આયતમાં અલ્લાહ તઆલાએ તેમની આ વાહિયાત ઈચ્છા અને તમન્નાના બે જવાબો આપ્યા છે, તે એ કે જો અમારા રસૂલ ﷺની વહેલી વફાત થઈ ગઈ તો તમને શું લાભ થવાનો છે ? જો તમારો હેતુ એ છે કે તેમની મોત થઈ જશે તો અમે લોકોને બતાવીશું કે આ નબી અને રસૂલ ન હતા, નહિતર તેમને મોત આવ્યું ન હોત; તો તેનો જવાબ એ આપ્યો કે જે અંબિયાઓની નુબુવ્વતને તમે પણ માનો છો શું તેમને મોત નથી આવી ? જ્યારે તેમની મોતથી તેમની નુબુવ્વત અને તેમની રિસાલતમાં કોઈ ફરક ન પડયો તો રસૂલે કરીમ ﷺની વફાતથી તેમની નુબુવ્વતના વિરુદ્ધ કોઈ પ્રોપેગંડો કઈ રીતે કરી શકાય છે ? અને જો તમારો હેતુ રસૂલે કરીમ ﷺની વહેલી વફાતથી પોતાનો ગુસ્સો ઠંડો કરવાનો છે તો યાદ રાખો કે મોતના મરહલામાંથી દરેકને પસાર થવાનું છે, અંતે તમને પણ મોત આવશે, પછી કોઈની મોતથી ખુશ થવાનો તમારો શું અર્થ ?

اگر بمُرد عدُوّ جائے شادمانی نیست    کہ زندگانی ما نیز جاودانی نیست

જો દુશ્મન મરી જાય તો પણ ખુશીની વાત નથી,
કારણ કે આપણી જિંદગી પણ હંમેશાની નથી.

**મોત શું વસ્તુ છે ? :**

પછી ઈરશાદ થયો, کُلُّ نَفۡسٍ ذَآئِقَةُ الۡمَوۡتِ એટલે કે, દરેક સજીવને મોતનો સ્વાદ ચાખવાનો છે, અત્રે نَفۡس (નફ્સ) શબ્દનો ભાવાર્થ نُفُوۡسِ اَرۡضِیَۃُ (નુફૂસે અરજિય્યહ) એટલે કે પૃથ્વીના સજીવો છે, તેમને સૌને મોત અવશ્ય આવવાની છે. نُفُوۡسِ مَلَائِکَۃُ (નુફૂસે મલાઈકહ) ફરિશ્તાઓના પ્રાણ તેમાં સામેલ નથી. એ બાબતમાં મતભેદ છે કે કયામતના દિવસે ફરિશ્તાઓને પણ મોત આવશે કે નહીં ? અમુક લોકોએ કહ્યું કે થોડીક વાર માટે તો બધા ઉપર મોત છવાઈ જ જશે, ભલે મનુષ્ય અથવા પૃથ્વી પરના સજીવો હોય અથવા ફરિશ્તા કે આસમાનના સજીવો; અમુક લોકોએ ફરમાવ્યું છે કે ફરિશ્તા અને જિન્નાત તથા જન્નતની હૂરો અને સેવકો મોતમાંથી બાકાત છે. વલ્લાહુ અઅ્‌લમુ. (રૂહુલ મઆની) અને મોતની વાસ્તવિકતા જમહૂર ઉલમાના મતે "રૂહ" (આત્મા)નું શરીરમાંથી નીકળી જવું છે અને રૂહ પોતે એક નૂરાની, સુંદર તથા હલન–ચલન કરતી જિંદગીનું નામ છે જે મનુષ્યના સમગ્ર શરીરમાં એવી રીતે સમાવિષ્ટ રહે છે

કે જેમકે ગુલાબનો અર્ક તેના ફૂલોમાં, ઈબ્ને કય્યિમે રૂહની હકીકત વર્ણન કરીને તેને સો દલીલો દ્વારા સાબિત કર્યું છે. *(રૂહુલ મઆની)*

શબ્દ ذَائِقَةُ الْمَوْتُ (ઝાઈકતુલ મોત)થી ઈશારો તે તરફ જોવા મળે છે કે દરેક સજીવ મોતની ખાસ તકલીફનો અનુભવ કરશે, કારણ કે સ્વાદ ચાખવાનો રૂઢિપ્રયોગ એવા જ સ્થળોએ ઉપયોગ થાય છે અને એ દેખીતું છે કે રૂહનો સંબંધ જેવી રીતે શરીર સાથે જોડાયેલો છે તો તેના નીકળવાના સમયે તકલીફ અને દર્દનો અહેસાસ સ્વાભાવિક બાબત છે, રહી વાત અમુક અલ્લાહવાળાઓની કે તેમને મોતથી લિજ્જત અને રાહત પ્રાપ્ત થાય છે કે દુનિયાની તંગીઓથી છુટકારો મળ્યો અને મહાન પ્રિય અલ્લાહથી મુલાકાતનો સમય આવી ગયો તો એ એક બીજા પ્રકારની લિજ્જત છે કે જે શરીરના સ્વાભાવિક દર્દ અને તકલીફનો નકાર કરતું નથી, કારણ કે જ્યારે કોઈ મોટી રાહત અને મોટો ફાયદો સામે હોય છે તો તેના માટે નાની તકલીફ સહન કરવી સરળ બની જાય છે, તેને અર્થના આધારે અમુક અલ્લાહવાળાઓએ દુનિયાનો ગમ, રંજ અને મુસીબતોને પણ મહબૂબ ઠરાવી દીધી છે કે, اَزْمُحَبَّتْ تَلْخَهَاشِيْرِيْں شَوَنْد મહોબ્બતથી કડવાપણું પણ મીઠું બની જાય છે.

غم چہ استادۂ تو بردرِ ما اندر آ یارِ ما برادرِ ما

હે ગમ તું અમારા દરવાજા પર કેમ ઊભો છે ?
અંદર આવી જા કારણ કે તું તો મારો દોસ્ત અમારો ભાઈ છે.

તથા મવલાના રૂમીએ ફરમાવ્યું,

رنج راحت شد چو مطلب شد بزرگ گردگلہ توتیائے چشم گرگ

જ્યારે મોટો હેતુ પ્રાપ્ત થતો હોય તો તકલીફ પણ આરામજનક લાગે છે,
બકરીઓના ટોળાંની ધૂળ પણ વરૂની આંખને સુરમારૂપે દેખાય છે.

**દુનિયાની દરેક તકલીફ અને રાહત એક આજમાયશ (કસોટી) છે :**

وَنَبْلُوْكُمْ بِالشَّرِّ وَالْخَيْرِ فِتْنَةً એટલે કે, અમે બુરાઈ અને ભલાઈ બંને દ્વારા મનુષ્યને અજમાવીએ છીએ. شَـرٌ (શર)નો ભાવાર્થ દરેક સ્વભાવ વિરુદ્ધની વસ્તુ છે જેમકે બીમારી, રંજ–ગમ, ગરીબી, ભૂખમરો વગેરે અને خَيْـــرٌ (ખયૂર) તેનો

વિરુદ્ધાર્થી શબ્દ છે જે દરેક મનને ગમે અને સ્વભાવને અનુકૂળ હોય તેવી બાબત છે, દાખલા તરીકે તંદુરસ્તી, રાહત, ખુશી, માલદારી અને ઐશ–આરામનો સામાન વગેરે. આ બંને પ્રકારની વસ્તુઓ આ દુનિયામાં મનુષ્યને કસોટી માટે આપવામાં આવે છે કે "શર" એટલે કે સ્વભાવ વિરુદ્ધની બાબતો ઉપર ધૈર્ય દાખવીને તેનો હક અદા કરવો અને ખયૂર એટલે કે સ્વભાવને અનુકૂળ બાબતો ઉપર ઉપકાર માનીને તેનો હક અદા કરવાનો છે, કસોટી એ છે કે કોણ આ બાબત ઉપર મક્કમ રહે છે અને કોણ નથી રહેતો ? બુઝૂર્ગોએ ફરમાવ્યું છે કે તકલીફ અને પરેશાનીના હકો અદા કરવા કરતાં શુક્રના હકો અદા કરવા વધારે મુશ્કેલ છે. મનુષ્યને તકલીફ અને મુસીબત ઉપર ધીરજ ધરવું એટલું ભારે નથી હોતું જેટલું કે ઐશ, રાહત અને આરામના સમયે તેના શુક્રનો હક અદા કરવા ઉપર મક્કમ રહેવું મુશ્કેલ હોય છે, એ જ બીનાએ હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ફરમાવ્યું છે,

بُلِيْنَا بِالضَّرَاءِ فَصَبَرْنَا وَبُلِيْنَا بِالسَّرَّاءِ فَلَمْ نَصْبِرْ (رُوْحُ الْمَعَانِىْ)

*"અમને તકલીફોમાં સપડાવવામાં આવ્યા તેના ઉપર તો અમે સબ્ર કરી લીધી, જ્યારે રાહત અને ઐશમાં નાંખવામાં આવ્યા તો તેના ઉપર સબ્ર ન કરી શક્યા, અટલે કે તેના હકો અદા કરવા ઉપર મક્કમ ન રહી શક્યા."*

## ઉતાવળિયાપણું નીંદનીય છે :

خُلِقَ الْاِنْسَانُ مِنْ عَجَلٍ ط માં શબ્દ عَجَلُ (અજલ) એ عُجْلَتُ (ઉજલત્) "ઉતાવળ"ના અર્થમાં છે, જેની વાસ્તવિકતા કોઈ વસ્તુને સમય પહેલાં માંગવાની ટેવ છે અને આ ખાસિયત આપમેળે નીંદનીય છે. કુર્આનમાં બીજા સ્થળે પણ તેને મનુષ્યની કમજોરી બતાવીને વર્ણન કરવામાં આવ્યું છે, وَكَانَ الْاِنْسَانُ عَجُوْلًا એટલે કે, "મનુષ્ય ઘણો ઉતાવળિયો છે." હઝરત મૂસા (અલૈ.) જ્યારે કોહે તૂરથી આગળ વધીને અલ્લાહ તઆલાની બારગાહમાં હાજર થયા ત્યારે તેમને ત્યાં પણ તેમની કોમ કરતાં ઉતાવળ કરવાથી ઠપકો અપાયો હતો (જુઓ પારહ–૯, રૂકૂઅ્–૯ اِنَّ الَّذِيْنَ اتَّخَذُوا الْعِجْلَ) અને હા ! અંબિયા (અલૈ.)ના વિશે જે ભલાઈઓમાં જલદી અને ઉતાવળ કરવાનું વખાણ સ્વરૂપે વર્ણન કરવામાં આવ્યું છે તે ઉતાવળ અથવા ઉજ્લતના ભાવાર્થમાં સામેલ નથી, કારણ કે તે

સમયથી પહેલાં કોઈ વસ્તુની માંગણી નથી, બલકે સમય ઉપર ભલાઈ અને નેક કાર્યો કરવાનો પ્રયત્ન છે. વલ્લાહુ અઅ્લમુ.

અને خُلِقَ الْاِنْسَانُ مِنْ عَجَلٍ નો અર્થ એ છે કે મનુષ્યના સ્વભાવમાં જે પ્રમાણે અમુક અન્ય કમજોરીઓ મૂકવામાં આવી છે તેમાં એક કમજોરી ઉતાવળની પણ છે અને જે વસ્તુ સ્વભાવ અને પ્રકૃતિમાં સામેલ થઈ જાય છે અરબો તેને એ જ રીતે ઓળખે છે કે આ વ્યક્તિ તે વસ્તુથી પેદા કરવામાં આવ્યો છે, જેમકે કોઈના સ્વભાવમાં ગુસ્સાનું પ્રમાણ વધારે હોય તો કહેવામાં આવશે કે તે ક્રોધ અથવા ગુસ્સાથી બનેલો વ્યક્તિ છે, આમ આ એક પ્રકારનો રૂઢિપ્રયોગ છે.

سَاُورِيْكُمْ اٰيٰتِىْ તેમાં آيَاتٌ (આયાત)નો ભાવાર્થ તે મોઅ્જિઝાઓ અને પરિસ્થિતિઓ છે જે રસૂલે કરીમ ﷺની સત્યતા અને હક્કાનિયત ઉપર સાક્ષી આપે છે. (કુર્તુબી) જેમકે ગઝ્વએ બદ્ર વગેરેમાં આ નિશાનીઓ ખુલ્લા સ્વરૂપે જાહેર થઈ અને પરિણામે તે મુસલમાનોનો વિજય સૌએ આંખો સામે જોઈ લીધો જેમને સૌથી વધારે કમજોર અને અપમાનિત સમજવામાં આવતા હતા.

## કયામતમાં અમલોનું વજન અને તેનું ત્રાજવું :

وَنَضَعُ الْمَوَازِيْنَ الْقِسْطَ لِيَوْمِ الْقِيٰمَةِ માં શબ્દ مَوَازِيْن (મવાઝીન) એ مِيْـــزَانٌ (મીઝાન)નું બહુવચન છે જે "ત્રાજવા"ના અર્થમાં આવે છે, આ સ્થળે ત્રાજવા માટે બહુવચનનો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેનાથી અમુક તફસીરકાર લોકોએ ઠરાવ્યું છે કે અમલોના વજન માટે ઘણા બધા ત્રાજવાઓનો ઉપયોગ કરવામાં આવશે, ભલે દરેક વ્યક્તિ માટે અલગ–અલગ ત્રાજવું હોય અથવા ખાસ–ખાસ અમલો માટે અલગ–અલગ ત્રાજવાઓ હોય પરંતુ જમહૂર ઉલમા એના ઉપર સહમત છે કે ત્રાજવું એક જ હશે તેને બહુવચનમાં એટલા માટે લાવવામાં આવ્યું છે કે તે ઘણા બધા ત્રાજવાઓનું કામ આપશે, કારણ કે સમગ્ર મખ્લૂક હઝરત આદમ (અલૈ.)થી લઈ કયામત સુધી કે જેમની સંખ્યા માત્ર અલ્લાહ તઆલાને જ ખબર છે તે સૌના અમલોને આ જ ત્રાજવું તોલશે અને قِسْط (કિસ્ત)નો અર્થ "ન્યાય અને ઈન્સાફ" છે, અર્થ એ છે કે ત્રાજવું ન્યાય અને ઈન્સાફની સાથે વજન કરશે, થોડું પણ ઓછું–વત્તું થશે નહીં. મુસ્તદ્રક

હાકિમમાં હઝરત સલમાન (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કયામતના દિવસે જે ત્રાજવું અમલોના વજન માટે મૂકવામાં આવશે એટલું મોટું અને વિશાળ હશે કે તેમાં આસમાન અને જમીનને તોલવામાં આવે તો તે પણ તેમાં સમાઈ જાય. *(મઝહરી)*

હાફિઝ અબૂલ કાસિમ લાલકાયીએ પોતાની સુનનમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, ત્રાજવા ઉપર એક ફરિશ્તો નક્કી હશે અને દરેક મનુષ્યને આ ત્રાજવાની સામે લાવવામાં આવશે, જો તેની નેકીઓનું પલ્લું ભારે થઈ ગયું તો ફરિશ્તો અવાજ આપશે જેને બધા જ મહશરવાળા સાંભળશે કે ફલાણો વ્યક્તિ સફળ થઈ ગયો, હવે ક્યારેય તેના માટે મહરૂમી (વંચિતતા) હશે નહીં અને જો નેકીઓનું પલ્લું હલકું રહ્યું તો આ ફરિશ્તો અવાજ આપશે કે ફલાણો વ્યક્તિ નિષ્ફળ અને મહરૂમ (વંચિત) થઈ ગયો, હવે ક્યારેય તે સફળ કે ઈચ્છિત મંઝિલ પ્રાપ્ત કરશે નહીં તથા હાફિઝ અબૂલ કાસિમે પ્રસ્તુત સુનનમાં હઝરત હુઝયફા (રદિ.)થી રિવાયત કરી છે કે આ ફરિશ્તો જે ત્રાજવા ઉપર નક્કી હશે તે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) છે. *(કુર્તુબી)*

હાકિમ, બયહકી તથા આજરીએ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત કરી છે, તેમણે કહ્યું કે મેં રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું કે શું કયામતના દિવસે પણ તમે પોતાના ઘરવાળાઓ અને અવલાદને યાદ રાખશો ? તો ફરમાવ્યું કે કયામતમાં ત્રણ સ્થળો તો એવા હશે કે તેમાં કોઈ કોઈને યાદ કરશે નહીં, એક તે સમયે જ્યારે ન્યાયના ત્રાજવા સામે અમલોના વજન માટે હાજર થશે, જ્યાં સુધી તે પરિણામ પ્રાપ્ત ન થઈ જાય કે તેનું નેકીઓનું પલ્લું ભારે રહ્યું અથવા હલકું કોઈપણ કોઈને યાદ આવશે નહીં અને બીજું સ્થળ તે છે જ્યારે નામએ આ'માલ ઉડાવવામાં આવશે કે જ્યાં સુધી તે નક્કી ન થઈ જાય કે નામએ આ'માલ જમણા હાથમાં આવ્યું (જે છુટકારાની નિશાની) છે અથવા ડાબા હાથમાં અથવા પીઠ તરફ આવ્યું ? (જે અઝાબની નિશાની છે) અને ત્રીજું સ્થળ "પુલ સીરાત" ઉપર પસાર થવાનો સમય છે, જ્યાં સુધી તે પાર ઊતરી જશે નહીં કોઈ કોઈને યાદ કરશે નહીં. *(મઝહરી)*

وَاِنْ كَانَ مِثْقَالَ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ اَتَيْنَا بِهَا એટલે કે, હિસાબના દિવસે અને

અમલોના ત્રાજવાના સમયે મનુષ્યના સમગ્ર નાના–મોટા, સારા–ખરાબ અમલો હાજર કરવામાં આવશે જેથી હિસાબ અને વજનમાં સામેલ થાય.

**અમલોના વજનનું સ્વરૂપ :**

એવું પણ બની શકે છે કે ફરિશ્તાઓના લખેલા આ'માલનામા તોલવામાં આવે, જેમકે "હદીષે બિતાકહ"માં એના તરફ ઈશારો થયો છે અને એવું પણ બની શકે છે કે અમલોને જ પ્રત્યક્ષ સ્વરૂપે ત્યાં એક યોગ્ય સ્વરૂપ આપવામાં આવે અને તેનું વજન કરવામાં આવે. સામાન્ય રીતે રિવાયતો એના ઉપર સાક્ષી છે અને જમહૂર ઉલમા આ જ સ્વરૂપને અપનાવે છે. કુર્આનમાં وَوَجَدُوْا مَا عَمِلُوْا حَاضِرًا (૧૮:૪૯) વગેરે આયતો અને ઘણી બધી હદીષની રિવાયતો તેના સમર્થનમાં જોવા મળે છે.

**અમલોનો હિસાબ :**

તિરમિઝીએ હઝરત આયશા (રદિ.)થી રિવાયત કરી છે કે એક વ્યક્તિએ રસૂલુલ્લાહ ﷺને વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! મારા બે ગુલામ છે જે મને જૂઠો કહે છે અને વ્યવહારમાં ખયાનત કરે છે અને મારા હુકમોનો ભંગ કરે છે, તેના મુકાબલામાં હું તેમને મૌખિક રીતે બુરું–ભલું કહું છું અને હાથથી મારું પણ છું તો મારો અને તે ગુલામોનો ન્યાય કેવી રીતે થશે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, તેમની નાફરમાની, ખયાનત અને બળવાખોરીને તોલવામાં આવશે, પછી તમારી બુરું–ભલું કહેવાને અને મારઝૂડને તોલવામાં આવશે, જો તમારી શિક્ષા અને તેમનો ગુનોહ બરાબર થયો તો મા'મલો બરાબર થઈ જશે અને જો તમારી શિક્ષા તેમના અપરાધથી ઓછી રહી તો તે તમારું અહેસાન ગણવામાં આવશે અને જો તેમના અપરાધથી વધી ગઈ તો જેટલો તમે અતિરેક કર્યો છે તેનો તમારી પાસેથી બદલો અને વળતર લેવામાં આવશે. આ વ્યક્તિ ત્યાંથી ઊઠીને અલગ થઈ બેસી ગયો અને રડવા લાગ્યો. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, તમે કુર્આનમાં આ આયત નથી પઢી ? وَنَضَعُ الْمَوَازِيْنَ الْقِسْطَ لِيَوْمِ الْقِيٰمَةِ તેણે વિનંતી કરી કે હવે તો મારા માટે એના સિવાય કોઈ માર્ગ નથી કે હું તેમને આઝાદ કરીને આ હિસાબના ગમથી નચિંત થઈ જાઉં. *(કુર્તુબી)*

————————————

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૪૮–૪૯–૫૦)

وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى وَهٰرُوْنَ الْفُرْقَانَ وَضِيَآءً وَّذِكْرًا لِّلْمُتَّقِيْنَ ﴿٤٨﴾ الَّذِيْنَ يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ وَهُمْ مِّنَ السَّاعَةِ مُشْفِقُوْنَ ﴿٤٩﴾ وَهٰذَا ذِكْرٌ مُّبٰرَكٌ اَنْزَلْنٰهُ ۭ اَفَاَنْتُمْ لَهٗ مُنْكِرُوْنَ ﴿٥٠﴾

## તરજુમો :

*અને અમે મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)ને ફુરકાન (વિવાદનું સમાધાન કરનાર) કિતાબ આપી અને પ્રકાશ અને નસીહત ડરનારાઓને. (૪૮) જેઓ પોતાના પરવરદિગારથી વિના દેખ્યે ડરે છે અને તેઓ કયામતનો ભય સેવે છે. (૪૯) અને આ એક બરકતની નસીહત છે જે અમે ઉતારી, બસ શું તમે તેને માનતા નથી ? (૫૦)*

## તફસીર :

અને અમે (આપ ﷺ અગાઉ) મૂસા અને હારૂન (અલૈ.)ને એક ફેંસલાની અને રોશનીની તથા મુત્તકીઓ માટે નસીહતની વસ્તુ (એટલે કે તવરાત) અર્પણ કરી હતી જે (મુત્તકી) પોતાના પરવરદિગારથી જોયા વિના જ ડરે છે અને (અલ્લાહથી જ ડરવાના કારણે) તે લોકો કયામતથી (પણ) ડરે છે (કારણ કે કયામતમાં એ બાબતનો ડર છે કે ક્યાંક અલ્લાહની નારાજગી અને સજાનો ભોગ ન બનવું પડે) અને (જેમકે તેમને તે કિતાબ અમે આપી હતી એ જ પ્રમાણે) આ (કુર્આન પણ) એક લાભકારી નસીહત(ની કિતાબ) છે જે અમે નાઝિલ કરી, બસ શું (આ કિતાબ નાઝિલ થયા પછી અને તે અલ્લાહ તરફથી હોવાનું સાબિત થઈ ગયા) પછી પણ તમે તેના (અલ્લાહ તરફથી હોવાના) ઈન્કારી છો ?

## મસ્અલા અને બોધપાઠ :

اَلْفُرْقَانَ وَضِيَآءً وَّذِكْرًا لِّلْمُتَّقِيْنَ આ ત્રણે સિફતો (ખાસિયતો) તવરાતની છે કે ફુરકાન એટલે કે તે સત્ય અને જૂઠમાં તફાવત કરનારી તથા દિલો માટે પ્રકાશ અને નૂર છે અને લોકો માટે ઝિક્ર તથા હિદાયતનું માધ્યમ છે અને અમુક

લોકોએ ફરમાવ્યું કે, فُرْقَانُ (ફુરકાન)નો ભાવાર્થ અલ્લાહ તઆલાની મદદ છે જે દરેક સમયે હઝરત મૂસા (અલૈ.)ની સાથે રહી કે ફિરઔનના ઘરમાં ઉછેર થયો અને પછી તેના મુકાબલાના સમયે અલ્લાહ તઆલાએ ફિરઔનને અપમાનિત કર્યો, પછી ફિરઔનના લશ્કરના પીછા વખતે દરિયામાં માર્ગ પેદા કરાવીને તેમને છુટકારો અપાવ્યો અને ફિરઔનના લશ્કરને ડૂબાડી દેવામાં આવ્યું. એ જ પ્રમાણે ત્યાર પછીના દરેક મોકા ઉપર અલ્લાહ તઆલાની મદદનો તેમને જાત અનુભવ થતો રહ્યો તથા રોશની અને વર્ણન તે બંને તવરાતની ખાસિયતો વિશે કુર્તુબીએ આ જ બાબતને અગ્રિમતા આપી છે, કારણ કે "ફુરકાન" પછીના واؤ (વાવ) દ્વારા અંતર વધારવાથી એ તરફ ઈશારો થયાની જાણ થાય છે કે ફુરકાન તવરાત ઉપરાંત કોઈ અન્ય વસ્તુ છે. વલ્લાહુ અઅ્લમુ.

———————

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૫૧ થી ૭૩)

وَلَقَدْ اٰتَيْنَآ اِبْرٰهِيْمَ رُشْدَهٗ مِنْ قَبْلُ وَكُنَّا بِهٖ عٰلِمِيْنَ ﴿۵۱﴾ اِذْ قَالَ لِاَبِيْهِ وَقَوْمِهٖ
مَا هٰذِهِ التَّمَاثِيْلُ الَّتِيْٓ اَنْتُمْ لَهَا عٰكِفُوْنَ ﴿۵۲﴾ قَالُوْا وَجَدْنَآ اٰبَآءَنَا لَهَا عٰبِدِيْنَ ﴿۵۳﴾
قَالَ لَقَدْ كُنْتُمْ اَنْتُمْ وَاٰبَآؤُكُمْ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿۵۴﴾ قَالُوْٓا اَجِئْتَنَا بِالْحَقِّ اَمْ اَنْتَ مِنَ
اللّٰعِبِيْنَ ﴿۵۵﴾ قَالَ بَلْ رَّبُّكُمْ رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ الَّذِيْ فَطَرَهُنَّ ۖ وَاَنَا عَلٰى
ذٰلِكُمْ مِّنَ الشّٰهِدِيْنَ ﴿۵۶﴾ وَتَاللّٰهِ لَاَكِيْدَنَّ اَصْنَامَكُمْ بَعْدَ اَنْ تُوَلُّوْا مُدْبِرِيْنَ ﴿۵۷﴾
فَجَعَلَهُمْ جُذٰذًا اِلَّا كَبِيْرًا لَّهُمْ لَعَلَّهُمْ اِلَيْهِ يَرْجِعُوْنَ ﴿۵۸﴾ قَالُوْا مَنْ فَعَلَ هٰذَا بِاٰلِهَتِنَآ
اِنَّهٗ لَمِنَ الظّٰلِمِيْنَ ﴿۵۹﴾ قَالُوْا سَمِعْنَا فَتًى يَّذْكُرُهُمْ يُقَالُ لَهٗٓ اِبْرٰهِيْمُ ﴿۶۰﴾ قَالُوْا
فَاْتُوْا بِهٖ عَلٰٓى اَعْيُنِ النَّاسِ لَعَلَّهُمْ يَشْهَدُوْنَ ﴿۶۱﴾ قَالُوْٓا ءَاَنْتَ فَعَلْتَ هٰذَا بِاٰلِهَتِنَا
يٰٓاِبْرٰهِيْمُ ﴿۶۲﴾ قَالَ بَلْ فَعَلَهٗ ۖ كَبِيْرُهُمْ هٰذَا فَسْـَٔلُوْهُمْ اِنْ كَانُوْا يَنْطِقُوْنَ ﴿۶۳﴾ فَرَجَعُوْٓا
اِلٰٓى اَنْفُسِهِمْ فَقَالُوْٓا اِنَّكُمْ اَنْتُمُ الظّٰلِمُوْنَ ﴿۶۴﴾ ثُمَّ نُكِسُوْا عَلٰى رُءُوْسِهِمْ ۚ لَقَدْ عَلِمْتَ

مَا هٰٓؤُلَآءِ يَنْطِقُوْنَ ﴿٦٥﴾ قَالَ اَفَتَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَنْفَعُكُمْ شَيْئًا وَّلَا يَضُرُّكُمْ ﴿٦٦﴾
اُفٍّ لَّكُمْ وَلِمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ۭ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٦٧﴾ قَالُوْا حَرِّقُوْهُ وَانْصُرُوْٓا
اٰلِهَتَكُمْ اِنْ كُنْتُمْ فٰعِلِيْنَ ﴿٦٨﴾ قُلْنَا يٰنَارُ كُوْنِيْ بَرْدًا وَّسَلٰمًا عَلٰٓي اِبْرٰهِيْمَ ﴿٦٩﴾ وَاَرَادُوْا بِهٖ
كَيْدًا فَجَعَلْنٰهُمُ الْاَخْسَرِيْنَ ﴿٧٠﴾ وَنَجَّيْنٰهُ وَلُوْطًا اِلَى الْاَرْضِ الَّتِيْ بٰرَكْنَا فِيْهَا
لِلْعٰلَمِيْنَ ﴿٧١﴾ وَوَهَبْنَا لَهٗٓ اِسْحٰقَ ۭ وَيَعْقُوْبَ نَافِلَةً ۭ وَكُلًّا جَعَلْنَا صٰلِحِيْنَ ﴿٧٢﴾
وَجَعَلْنٰهُمْ اَىِٕمَّةً يَّهْدُوْنَ بِاَمْرِنَا وَاَوْحَيْنَآ اِلَيْهِمْ فِعْلَ الْخَيْرٰتِ وَاِقَامَ
الصَّلٰوةِ وَاِيْتَاۗءَ الزَّكٰوةِ ۚ وَكَانُوْا لَنَا عٰبِدِيْنَ ﴿٧٣﴾

## તરજુમો :

*અને અગાઉ અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તેમનો નેક માર્ગ આપ્યો હતો અને અમે તેમની ખબર રાખીએ છીએ. (૫૧) જ્યારે તેમણે પોતાના પિતાને અને પોતાની કોમને કહ્યું, આ કેવી મૂર્તિઓ છે જેના ઉપર તમે મુજાવર (ભક્ત) બની બેઠા ? (૫૨) તેઓ બોલ્યા, અમે પોતાના બાપદાદાઓને તેમની જ પૂજા કરતા પામ્યા. (૫૩) (ઈબ્રાહીમ અલૈ.એ) કહ્યું, નિશ્ચિત તમે અને તમારા બાપદાદા ખુલ્લી ગુમરાહીમાં રહ્યા. (૫૪) તેઓ બોલ્યા, તું અમારી પાસે સાચી વાત લાવ્યો છે અથવા તું રમત (દિલ્લગી) કરે છે ? (૫૫) તેમણે કહ્યું, નહીં ! તમારો પરવરદિગાર તે જ છે આસમાન અને જમીનનો પરવરદિગાર જેણે તેમને બનાવ્યા અને હું એ જ વાતના ગવાહોમાંથી છું. (૫૬) અને અલ્લાહની કસમ હું તમારી મૂર્તિઓનો ઈલાજ કરીશ જ્યારે તમે પીઠ ફેરવી પરત ચાલ્યા જશો. (૫૭) બસ તેમણે એક મોટા સિવાય બધાના ટૂકડે ટૂકડા કરી નાંખ્યા જેથી તેઓ તેના તરફ રુજૂઅ્ કરે. (૫૮) કહેવા લાગ્યા, કોણે અમારા મઅ્બૂદોની સાથે આ કામ કર્યું ? એ તો કોઈ જાલિમ છે. (૫૯) તેઓ બોલ્યા, અમે સાંભળ્યું છે એક યુવાન મૂર્તિઓને કંઈક કહ્યા કરે છે, તેને ઈબ્રાહીમ કહે છે. (૬૦) તેઓ બોલ્યા, એને લોકોની સામે લઈ આવો કદાચ તેઓ જુએ. (૬૧) તેઓએ કહ્યું, અમારા મઅ્બૂદોની સાથે આ*

*તેં કર્યું છે હે ઈબ્રાહીમ ? (૬૨) બોલ્યા, નહીં; પરંતુ આ તેમના આ મોટાએ કર્યું છે, બસ તેમને પૂછી લો જો તેઓ બોલે છે. (૬૩) પછી તેઓ પોતાના મનમાં વિચારમાં પડી ગયા, પછી તેમણે કહ્યું, બેશક ! તમે જ અન્યાયી છો. (૬૪) પછી પોતાના માથાં ઝૂકાવી ઊંધા થઈ ગયા, તું તો જાણે છે જેમકે એ (મઅ્બૂદ) બોલતા નથી. (૬૫) (ઈબ્રાહીમ અલૈ.એ) કહ્યું, પછી શું તમે અલ્લાહના સિવાય એવાઓને પૂજો છો જે તમારું ન કંઈ ભલું કરે ન બુરું !? (૬૬) ધિક્કાર છે તમારા ઉપર અને તમે જેની પૂજા કરો છો અલ્લાહના સિવાય, શું તમને સમજ નથી !? (૬૭) તેઓ બોલ્યા, આને સળગાવો અને પોતાના મઅ્બૂદોની મદદ કરો જો કંઈ કરતા હોય. (૬૮) અમે કહ્યું, હે આગ ! ઠંડી થઈ જા અને આરામવાળી ઈબ્રાહીમ ઉપર. (૬૯) અને તેમનું બુરું ઈચ્છવા લાગ્યા પછી અમે જ તેમને નુકસાનમાં નાંખ્યા. (૭૦) અને અમે બચાવી કાઢી લાવ્યા તેમને અને લૂત (અલૈ.)ને તે જમીન તરફ જેમાં અમે સમગ્ર વિશ્વ માટે બરકત રાખી. (૭૧) અને અમે તેમને ઈસ્હાક બખ્શ્યા અને ઈનામમાં યાકૂબ (અલૈ.) આપ્યા અને સૌને નેક બનાવ્યા. (૭૨) અને અમે તેમને ઈમામ બનાવ્યા, અમારા હુકમથી માર્ગ બતાવતા હતા અને અમે તેમને કહેવાડી મોકલ્યું નેકીઓ કરવાનું અને નમાઝ કાયમ રાખવાનું અને ઝકાત આપવાનું અને તેઓ અમારી બંદગીમાં લાગેલા હતા. (૭૩)*

## તફસીર :

અને અમે તે (હઝરત મૂસા અલૈ.ના સમયકાળ)થી પહેલાં ઈબ્રાહીમ (અલૈ.)ને તેમની (શા'ન પ્રમાણે) સદ્‌બુદ્ધિ અર્પણ કરી હતી અને અમે તેમને (ખાસિયતો તથા તેના જ્ઞાન અને અમલ દ્વારા) સારી પેઠે જાણતા હતા (એટલે કે તેઓ ઘણા પહોંચેલા નેક વ્યક્તિ હતા તેમનો તે સમય યાદ કરવાપાત્ર છે) જ્યારે કે તેમણે તેમના બાપ અને પોતાની જ્ઞાતિને (મૂર્તિપૂજામાં પ્રવૃત્ત જોઈને) ફરમાવ્યું કે કેવી (વાહિયાત) મૂર્તિઓ છે જેની (પૂજા કરવા) ઉપર તમે અડીને બેઠા છો !? (એટલે કે તે ક્યારેય ઈબાદતપાત્ર નથી), તે લોકો (જવાબમાં) કહેવા લાગ્યા કે અમે જ પોતાના વડવાઓને તેની પૂજા કરતા જોયા છે (અને તે લોકો બુદ્ધિશાળી હતા, આથી જાણ થાય છે કે આ મૂર્તિઓ પૂજાપાત્ર છે) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું,

બેશક ! તમે અને તમારા વડવા (તેને પૂજાપાત્ર સમજવામાં) ઉઘાડી ભૂલમાં (સપડાયા) છો (એટલે કે પોતે તેમની પાસે આ મૂર્તિઓની મઅ્બૂદ હોવાની કોઈ દલીલ કે પ્રમાણ નથી એટલા માટે ઉઘાડી ભૂલમાં છો અને તમે તેમનું અનુસરણ કરો છો જે વિના દલીલે, વિના સાબિતીએ માત્ર કપોળ કલ્પિત ભ્રમણાઓની પાછળ ચાલે છે એટલા માટે તમે ખુલ્લી ભૂલમાં છો, કારણ કે તે લોકોએ આવી વાતો સાંભળી ન હતી એટલા માટે ખૂબ જ આશ્ચર્યથી) તે લોકો કહેવા લાગ્યા કે શું તમે (પોતાના સમીપ) સાચી વાત (સમજીને) અમારી સામે રજુ કરી રહ્યા છો અથવા (આમ જ) દિલ્લગી કરી રહ્યા છો ? ઈબ્રાહીમ (અલૈ.)એ ફરમાવ્યું કે નહીં! (દિલ્લગી નથી બલકે સાચી વાત છે અને માત્ર મારી નજીક નથી બલકે વાસ્તવમાં પણ સાચી વાત એ જ છે કે તે મૂર્તિઓ પૂજાપાત્ર નથી) બલકે તમારો પરવરદિગાર (હકીકી જે ઈબાદતપાત્ર છે) તે છે જે સમગ્ર આસમાનોનો અને જમીનનો માલિક છે જેણે (આ બધા વિરાટ વિશ્વના વ્યવસ્થાપન ઉપરાંત) તે બધા (આસમાનો અને જમીન અને તેમાં જે કંઈ મખ્લૂક છે જેમાં આ તમારી મૂર્તિઓ પણ સામેલ છે બધા)ને પેદા કર્યા અને હું એ(દા'વા)ના ઉપર દલીલ પણ ધરાવું છું (તમારી જેમ કોરીકટ કપોળ કલ્પના કે ભ્રમણામાં રાચતો નથી) અને અલ્લાહની કસમ ! હું તમારી તે મૂર્તિઓની ગત બનાવીશ જ્યારે તમે (તેમની પાસેથી) ચાલ્યા જશો (જેથી તે મૂર્તિઓના લાચાર અને કમજોર હોવાની વધારે સાબિતી સામે આવી જાય, તે લોકોએ એવું સમજીને કે આ એકલો અમારા વિરુદ્ધ શું કાર્યવાહી કરી શકવાનો છે; કંઈ ધ્યાન આપ્યું નહીં હોય અને ચાલ્યા ગયા) તો (તેમના ચાલ્યા ગયા પછી) તેમણે તે મુર્તિઓના (કુહાડા કે હથોડા વગેરેથી તોડી ફોડીને) ટૂકડા ટૂકડા કરી નાંખ્યા તેમની એક મોટી મૂર્તિ સિવાય (જે સન્માનમાં અથવા તો તે લોકોની દષ્ટિમાં ઘણી મહાન અને સન્માનનીય હતી અને તેને છોડી દીધી જેનાથી એક પ્રકારનો કટાક્ષ કરવાનો હેતુ હતો કે એક મૂર્તિના સલામત રહેવાથી એવી શંકા અને સંદેહ થાય છે કે ક્યાંક તેણે જ તો બધી મૂર્તિઓને નથી તોડી નાંખી ?! શરૂઆતમાં એ જ શંકા ઉપજાવવાનો હેતુ છે, પછી જ્યારે તે લોકો આ શંકા કે સંદેહની તહકીક કરશે અને તે મોટી મૂર્તિ આવું કર્યાનું માનશે પણ નહીં તો તેમના તરફથી તે મૂર્તિઓની લાચારીનો સ્વીકાર પણ થઈ જશે અને દલીલ પણ કાયમ થઈ જશે, બસ અંતે આ પ્રવૃત્તિ એટલા માટે કરી કે તેમના

મોઢાં બંધ કરવા છે અને તેનો હેતુ આ મૂર્તિઓની લાચારી દર્શાવવાનો છે, મતલબ કે એક મૂર્તિને આ મસ્લિહતના કારણે છોડીને બાકીની બધી મૂર્તિઓને તોડી નાંખી) કે કદાચ આ લોકો ઈબ્રાહીમ (અલૈ.) તરફ (પૂછવા માટે) રુજૂઅ્ કરે (અને પછી તે સવાલના જવાબથી સત્યને પુનરાવર્તિત સ્વરૂપે સારી રીતે સ્પષ્ટ કરી શકે, મતલબ કે તે લોકો જ્યારે મંદિરમાં આવ્યા તો મૂર્તિઓની ખરાબ ગત બનેલી જોઈ અને પરસ્પર) કહેવા લાગ્યા કે આ (નિર્લજ્જ અને બેઅદબીનું કામ) અમારી મૂર્તિઓની સાથે કોણે કર્યું છે ? એમાં કોઈ શંકા નથી કે તેણે ઘણો જ ગજબ કર્યો (આ વાત એવા લોકોએ પૂછી જેમને એ બાબતની જાણકારી ન હતી ....تَاللّٰهِ لَاَكِيْدَنَّ અથવા તો એ કારણે કે તે સમયે ઈબ્રાહીમ અલૈ. મોજૂદ ન હતા, કારણ કે આ ઘટના સમયે બધી જ કોમ ભેગી હોવી જરૂરી નથી અથવા તો ત્યાં ઉપસ્થિત પણ હોય અને કદાચ તેમણે ઈબ્રાહીમ અલૈ.નું કહેલું સાંભળ્યું ન હોય, એવું બને અને કદાચ અમુકે ઈબ્રાહીમ અલૈ.ની મૂર્તિઓને ગત બનાવવાની વાત સાંભળી પણ લીધી હોય. –કઝા ફિ દૂર્રે મન્થૂર અન ઈબ્ને મસ્ઊદ) અમુકે કહ્યું, (જેમને ઈબ્રાહીમ અલૈ.ના આ નિવેદનની જાણકારી હતી) કે અમે એક નવયુવાન વ્યક્તિને જેને ઈબ્રાહીમ કહીને બોલાવવામાં આવે છે આ મૂર્તિઓનું (બુરાઈની સાથે) વર્ણન કરતા સાંભળ્યા છે (પછી) તે (બધા) લોકો (અથવા જેમણે પ્રથમ સાંભળ્યું હતું) બોલ્યા કે (જ્યારે વાત એમ જ છે) તો સારું ! તેને બધા લોકો સામે હાજર કરો જેથી (કદાચ તેઓ સ્વીકાર કરી લે અને) તે લોકો (આ સ્વીકારના) ગવાહ બની જાય (પછી તેમનો ગુનોહ સાબિત થયા પછી તેમને શિક્ષા આપવામાં આવે જેથી કોઈ નીંદા પણ ન કરી શકે, મતલબ કે તેઓ સૌની રૂબરૂ આવ્યા અને હઝરત ઈબ્રાહીમ અલૈ.ને) તે લોકોએ કહ્યું કે શું અમારી મૂર્તિઓની સાથે તમે આ હરકત કરી છે હે ઈબ્રાહીમ ? તેમણે (જવાબમાં) ફરમાવ્યું કે (તમને એ શંકા કેમ નથી જતી ? તમે એવી પણ શંકા કરી શક્યા હોત કે મેં હરકત) નથી કરી બલકે તેમના આ મોટા (ગુરૂ મૂર્તિ)એ કરી (અને જ્યારે આ મોટી મૂર્તિમાં આ પ્રવૃત્તિ કરવાની શક્યતા હોય તો આ મૂર્તિઓમાં કોઈ શક્તિ હોવાની દલીલ બનશે) બસ તેને (જ) પૂછી લો જો તે બોલતો હોય ! (અને જો મોટી મૂર્તિએ આ પ્રવૃત્તિ કર્યા હોવાનું અને અન્ય મૂર્તિઓમાં બોલવાની શક્તિ હોવું શક્ય નથી તો તેમની લાચારી અને નિઃસહાયતા તમારી સામે સાબિત થઈ

ચૂકી, પછી તેમના ઈલાહી હોવાની માન્યતા કયા આધારે ધરાવો છો ?) તેના ઉપર તે લોકોએ પોતાના મનમાં વિચાર્યું, પછી (પરસ્પર) કહેવા લાગ્યા કે હકીકતમાં તમે જ લોકો અસત્ય ઉપર છો (અને ઈબ્રાહીમ હક ઉપર છે કે જે આવો લાચાર અને નિઃસહાય હોય તે ક્યાંથી પૂજાપાત્ર ઠર્યો ?) પછી (શરમના માર્યા) પોતાના માથાઓને નમાવી લીધા (ઈબ્રાહીમ અલૈ.ને અત્યંત પરાજિત ભાવે કહ્યું કે) હે ઈબ્રાહીમ ! તમને તો ખબર જ છે કે આ મૂર્તિ (કંઈ) બોલતી જ નથી (અમે તેમને શું પૂછીએ ? અને તે મૂર્તિઓના મોટાએ આ પ્રવૃત્તિ ન કરી હોવાનું તો જાહેર જ છે, તે સમયે) ઈબ્રાહીમ (અલૈ.)એ (તેમને બરાબર સંભળાવ્યું અને) કહ્યું કે (અફસોસ ! જ્યારે આ એવું જ છે) તો શું અલ્લાહને છોડીને તમે એવી વસ્તુની ઈબાદત કરો છો જે ન તો તમને કોઈ લાભ પહોંચાડી શકે અને ન જ કોઈ નુકસાન પહોંચાડી શકે ? થૂ છે તમારા ઉપર (કે સત્ય જાહેર થઈ ચૂક્યું છે અને જૂઠ ઉઘાડું થઈ ચૂક્યું છે છતાં જૂઠ ઉપર અડીને બેઠા છો ?) અને તેમના ઉપર (પણ થૂ છે) જેમને તમે ખુદા સિવાય પૂજો છો; શું તમે (એટલું પણ) સમજતા નથી ? (અને આ બધી ચર્ચા દરમિયાન ક્યારેય મૂર્તિ તોડવા ફોડવાનો ઈન્કાર કર્યો નહીં એ છતાં કે તેમનો બદલો લેવાનો તકાદો એ હતો કે હઝરત ઈબ્રાહીમ અલૈ. ઈન્કાર કરે તેથી તેમની સામે સાબિત થઈ ગયું કે આ કામ હઝરત ઈબ્રાહીમ અલૈ.એ જ કર્યું છે પરંતુ તેમની વાતોનો તેમનાથી કોઈ જવાબ ન આપી શકાયો તો અંતે આ શાયરની જેમ કહ્યું કે,

چوحجّت نماند جفا جوئے را          بہ پرخاش درہم کشد روئے را

જ્યારે જાલિમની પાસે કોઈ દલીલ હોતી નથી તો લડાઈ ઝઘડા પર ઊતરી આવે છે.

એટલે કે જ્યારે જાહિલ વ્યક્તિ પાસે કોઈ જવાબ ન હોય અને જવાબ આપવાની શક્તિ પણ ન હોય ત્યારે લડવા તૈયાર થઈ જાય છે એટલા માટે પરસ્પર) તે લોકો કહેવા લાગ્યા કે આ (ઈબ્રાહીમ અલૈ.)ને આગમાં બાળી મૂકો અને પોતાના મઅ્બૂદોનો (તેમની પાસેથી) બદલો લો જો તમારે કંઈક કરવું જ છે (તો આ કામ કરો નહિતર વાત બિલકુલ ડૂબી જશે, મતલબ કે બધાએ સહમત થઈને તેની તૈયારી કરી અને તેમને મોટી આગમાં નાંખી દીધા તે સમયે) અમે (આગને) હુકમ આપ્યો કે હે આગ ! તું ઠંડી અને સલામતીવાળી થઈ જા ઈબ્રાહીમ (અલૈ.) માટે ! (એટલે કે ન તો એવી ગરમ રહે કે જેમાં બળવાની

નોબત આવે અને ન જ એટલી ઠંડી થઈ જા કે બરફ બની જાય કે જેની ઠંડકથી તકલીફ પહોંચે, બલકે મધ્યમ કક્ષાની વાતાવરણ પ્રમાણે બની જાય એટલા માટે એવું જ થયું) અને તે લોકોએ તેમની સાથે બુરાઈ કરવા ઈચ્છયું હતું (કે ઈબ્રાહીમ અલૈ.ને હલાક કરી નાંખે), બસ અમે તેમના જ લોકોને નિષ્ફળ કરી દીધા (કે તેમનો હેતુ બર ન આવ્યો બલકે તેનાથી વિપરીત ઈબ્રાહીમ અલૈ.ની સચ્ચાઈની વધારે સાબિતી થઈ ગઈ) અને અમે ઈબ્રાહીમ (અલૈ.)ને અને (તેમના પિત્રાઈ ભાઈ –*કઝા ફી દૂર્રે મન્ષૂર અન ઈબ્ને અબ્બાસ*) લૂત (અલૈ.)ને (કે તેમની કોમથી વિરુદ્ધ હઝરત ઈબ્રાહીમ અલૈ.નું સમર્થન કર્યુ હતું, قَالَ تَعَالٰى فَاٰمَنَ لَهٗ لُوْطٌ અને એ કારણે લોકો તેમના પણ વિરોધી અને દુશ્મન બની ગયા) અને તેમને અન્ય પ્રદેશ (એટલે કે શામ) તરફ મોકલી (કાફિરોની શરારતો અને ઈજાઓથી) બચાવી લીધા જેમાં અમે દુનિયાવાળાઓ માટે (ખયૂર અને) બરકત રાખી છે (દુનિયાના પણ દરેક પ્રકારના ઉમદા ફળ ફૂલ મોટા પ્રમાણમાં પેદા થાય છે અને બીજા લોકો પણ તેનાથી ફાયદો ઉઠાવી શકે છે અને દીની રીતે પણ મોટા ભાગના નબીઓ ત્યાં થયા છે જેમની શરીઅતોની બરકતો દૂર દૂર વિશ્વમાં ફેલાઈ, એટલે અહીંયાંથી શામ પ્રદેશ તરફ અલ્લાહના હુકમથી હિજરત કરી) અને (હિજરત પછી) અમે તેમને ઈસ્હાક (પુત્ર) અને યાકૂબ (પૌત્ર) અર્પણ કર્યા અને અમે એ સૌ (બાપ, બેટા અને પૌત્ર)ને (ઉચ્ચ કક્ષાના) નેક બનાવ્યા (ઉચ્ચ કક્ષાની નેકી તેમની ઈસ્મત છે જે મનુષ્યમાં નુબુવ્વતથી ઉપસ્થિત થાય છે. ભાવાર્થ એ છે કે તે સૌને નબી બનાવ્યા) અને અમે તેઓ(સૌ)ને ઈમામો બનાવ્યા (કે જે નુબુવ્વતના તકાદાઓમાંથી છે) કે અમારા હુકમથી (મખ્લૂકને) માર્ગદર્શન કરતા હતા (કે જે નુબુવ્વતના હોદાઓમાંથી છે) અને અમે તેમની પાસે નેક કાર્યો કરવાનો અને (ખાસ કરીને) નમાઝની પાબંદીનો અને ઝકાત અદા કરવાનો હુકમ મોકલ્યો (એટલે કે એ હુકમ મોકલ્યો કે આ કામો કર્યા કરો) અને તે (બુઝુર્ગો) અમારી (ખૂબ) ઈબાદત કર્યા કરતા હતા (એટલે કે તેમને જે હુકમ થયો હતો તેના ઉપર સારી પેઠે અમલ કરતા હતા, બસ صَالِحِيْنَ "સાલિહીન"માં નુબુવ્વતની વિશેષતા તરફ અને اَوْحَيْنَآ اِلَيْهِمْ فِعْلَ الْخَيْرَاتِ માં જ્ઞાનની વિશેષતા તરફ અને كَانُوْا لَنَا عَابِدِيْنَ માં અમલની વિશેષતા તરફ અને اَئِمَّةً يَّهْدُوْنَ માં અન્યોની હિદાયત અને કેળવણી તરફ પૂરતો ઈશારો છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَتَاللّٰهِ لَاَكِيْدَنَّ اَصْنَامَكُمْ આયતના શબ્દોથી જાહેર એ જ થાય છે કે આ વાત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના સમાજ સામે કહી હતી પરંતુ તેના ઉપર શંકા એ થાય છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને اِنِّىْ سَقِيْمٌ (હું બીમાર છું)નો ઉજર કરીને તેમની સાથે ઈદના મેળામાં ગયા ન હતા અને જ્યારે મૂર્તિઓને તોડવાની ઘટના બની તો તેમની બિરાદરી એ શોધવા માંડી કે આવું કોણે કર્યું ? જો ઈબ્રાહીમ (અલૈ.)ની આ વાતચીત પ્રથમથી જ તેમની કોમના લોકોને ખબર હતી તો આ બધી વાતો કેમ બની ? તેનો જવાબ ઉપર તફસીરના ખુલાસામાં આપવામાં આવ્યો છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) આવા વિચારના એકલા વ્યક્તિ હતા જેથી સમગ્ર કોમના મુકાબલામાં તેમની કોઈ હેસિયત ન હોવાનું સમજીને શક્ય છે કે તેમની વાતચીત તરફ ધ્યાન ન આપ્યું હોય અને ભૂલી પણ ગયા હોય. (બયાનુલ કુર્આન) અને એ પણ શક્ય છે કે આ શોધખોળ અને તહકીક કરનારા બીજા લોકો હોય કે જેમને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આ વાતચીતની જાણકારી ન હતી, તફસીરકારોમાં મુજાહિદ અને કતાદહનો મત એ છે કે આ વાતચીત હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ બિરાદરી (જ્ઞાતિ)ની સામે નથી કહી બલકે, પોતાના દિલમાં કહી અથવા તેમની કોમના માણસો ચાલ્યા ગયા પછી એક–બે કમજોર વ્યક્તિઓ રહી ગયા હતા તેમને કહી, પછી જ્યારે મૂર્તિઓ તોડવાની ઘટના બની અને કોમના લોકો એવું કરનારને શોધવા માંડ્યા તો તે કમજોર લોકોએ તેમની જાણકારી આપી દીધી. *(કુર્તુબી)*

فَجَعَلَهُمْ جُذَاذًا માં શબ્દ جُذَاذً (જૂઝાઝન) એ جِذّ (જીઝ્ઝ) એ ج ના સુષુપ્ત સ્વરૂપનું બહુવચન છે જેનો અર્થ "ટૂકડા" થાય છે. ભાવાર્થ એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તે બધી મૂર્તિઓને તોડીને ટૂકડા કરી નાંખ્યા.

اِلَّا كَبِيْرًا لَّهُمْ એટલે કે, માત્ર મોટી મૂર્તિને તોડ્યા વિના છોડી દીધી, તેનું મોટું હોવું યા તો સન્માનના આધારે હોય અથવા તો શરીરના આધારે અથવા તો માન્યતાના આધારે આ બીજી મૂર્તિઓનો વડો ગણાતો હોય અને એ પણ શક્ય છે કે તેનું શરીર અથવા દિલડોળ બધાના સમાન હોવા છતાં તે મૂર્તિ મૂર્તિપૂજકો પાસે માન્યતામાં વધારે મોટી માનવામાં આવતી હોય.

لَعَلَّهُمْ اِلَيْهِ يَرْجِعُوْنَ તેમાં اِلَيْهِ (ઈલયહી)ની જમીરમાં બે શક્યતાઓ છે, એક એ કે જમીર ઈબ્રાહીમ (અલૈ.) તરફ વધારે હોય જેનો ખુલાસો તફસીરમાં એવો જ વર્ણન થયો છે અને તેના આધારે આયતનો ખુલાસો કરવામાં આવ્યો છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો હેતુ આ પ્રવૃત્તિ દ્વારા એ હતો કે, આ લોકો મારા તરફ રુજૂઅ્ કરે અને મને પૂછે કે તમે આવું કેમ કર્યું ? તો હું તેમને તેમની મૂર્ખતાની જાણકારી આપું અને اِلَيْهِ يَرْجِعُوْنَ નો એક ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે, આ પ્રવૃત્તિ એવી આશાએ કરી કે કદાચ પોતાની મૂર્તિઓના ટૂકડે–ટૂકડા જોઈને તેમનામાં બુદ્ધિ આવી જાય કે આ મૂર્તિઓ તો પૂજાપાત્ર છે જ નથી, પછી તેઓ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના દીનના શરણે આવે. કલ્બીએ ફરમાવ્યું છે કે "ઈલયહી"ની જમીર મોટા તરફ વધારે છે, તેનો અર્થ એ છે કે જ્યારે આ લોકો પાછા આવીને બધી મૂર્તિઓના ટૂકડા જુએ અને મોટી મૂર્તિને સાજી સમી જુએ અને તેના ખભા ઉપર કુહાડો મૂકેલો જુએ તો કદાચ આ મોટી મૂર્તિ તરફ રુજૂઅ્ કરે અને તેને પૂછે કે આવું કેમ થયું ? અને તે કોઈ જવાબ આપશે નહીં તો તેનું પણ લાચાર અને અશક્ત હોવું પણ સ્પષ્ટ થઈ જશે.

## હઝરત ઇબ્રાહીમ (અલૈ.)નું નિવેદન જૂઠ આધારિત ન હતું બલકે આ એક યુક્તિ હતી; તેની વિગત અને તહકીક :

قَالَ بَلْ فَعَلَهٗ كَبِيْرُهُمْ هٰذَا فَسْئَلُوْهُمْ اِنْ كَانُوْا يَنْطِقُوْنَ એટલે કે, જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)ને તેમના કોમના લોકોએ પકડીને બોલાવ્યા અને તેમને કબૂલ કરવા માટે સવાલ કર્યો કે શું અમારી મૂર્તિઓની સાથે આ ગત તમે કરી છે ? ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જવાબ આપ્યો કે મેં નહીં ! બલકે આ કામ તેમના મોટાએ કર્યું છે તમે તેને પૂછી લો જો તે બોલતો હોય !

અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ કામ તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતે કર્યું હતું પછી તેમણે તે પ્રવૃત્તિની તેમના મોટા બુત સાથે શા માટે જોડી ? આવું કરવું ઘટનાથી વિપરીત હતું જેને જૂઠ કહેવામાં આવે અને હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ની શા'ન તેનાથી ઉપરવટ છે, આ પ્રશ્નના જવાબ માટે વિવરણકાર લોકોએ ઘણી બધી શક્યતાઓ અને સંભાવનાઓ વર્ણન કરી છે, તેમાંથી એક એ પણ છે કે જેનો ખુલાસો તફસીરે બયાનુલ કુર્આનમાં આપવામાં

આવ્યો છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું આ નિવેદન એક ધારણા અને કલ્પના કરવા માટેનું હતું, એટલે કે તમે એવું કેમ નથી ધારી લેતા કે આ કામ મોટી મૂર્તિએ કર્યું હશે અને ધારણા સ્વરૂપે કોઈ પરિસ્થિતિથી વિપરીત વાત કહેવી જૂઠમાં સામેલ નથી, જેમકે પોતે કુર્આનમાં اِنْ كَانَ لِلرَّحْمٰنِ وَلَدٌ فَاَنَا اَوَّلُ الْعَابِدِيْنَ (૪૩:૮૧) આવ્યું છે, એટલે કે "જો અલ્લાહ રહમાનને કોઈ પુત્ર હોત તો હું બધાથી પહેલાં તેની ઈબાદત કરનારાઓમાં સામેલ હોત" પરંતુ સ્પષ્ટ અને ચોખ્ખી તથા તા'વીલ અને ખુલાસા વિનાની વાત એ છે જેને બહરે મુહીત, કુર્તુબી, રૂહુલ મઆની વગેરેએ નોંધી છે કે આ اِسْنَادِ مَجَازِىْ (ઈસ્નાદે મજાઝી– રૂપક સ્વરૂપે –Metaphoric Attribution) છે જે કાર્ય હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના હાથે કર્યું હતું તેને મોટી મૂર્તિ તરફ "ઈસ્નાદે મજાઝી" માટે જોડ્યું, કારણ કે આ કાર્ય ઉપર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આ મૂર્તિઓ તોડવા માટે ઉશ્કેરનાર આ જ મૂર્તિ હતી અને તેને તોડવાનું એટલા માટે કદાચ નક્કી કર્યું કે કોમના લોકો તે મૂર્તિની ઈજ્જત સૌથી વધારે કર્યા કરતા હતા, તેનો દાખલો એવો થશે જેમકે કોઈ ચોરની સજામાં તેના હાથ કાપી નાંખવામાં આવે અને પછી કહે, મેં નથી કાપ્યા બલકે તારી પ્રવૃત્તિ અને તારી ચોરીએ તારા હાથ કાપ્યા છે, કારણ કે હાથ કપાવવાનું કારણ તેની ચોરીની પ્રવૃત્તિ છે.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પણ અમલી રીતે મૂર્તિઓને તોડવાનો સંબંધ મોટી મૂર્તિ તરફ જોડ્યો હતો, જેમકે રિવાયતોમાં છે કે જે હથોડા અથવા કૂહાડાથી તેમણે મૂર્તિઓ તોડી હતી તે કૂહાડો મોટી મૂર્તિના ખભા ઉપર અથવા તેના હાથમાં મૂકી દીધો હતો કે જોનારાઓને એવો વિચાર પેદા થાય કે તેણે જ આ કામ કર્યું છે અને મૌખિક રીતે પણ આ પ્રવૃત્તિનો સંબંધ તે મૂર્તિ સાથે જોડ્યો તો આ બાબત એક اِسْنَادِ مَجَازِىْ (ઈસ્નાદે મજાઝી) છે, જેમકે અરબીની મશહૂર કહેવત اَنْبَتَ الرَّبِيْعُ الْبَقْلَةَ તેનું પ્રખ્યાત ઉદાહરણ છે. (એટલે કે મોસમી વરસાદે આ ખેતી ઉગાડી છે) કે જો કે ખેતી ઉગાડવી તો હકીકતમાં અલ્લાહ તઆલાનું જ કાર્ય છે પરંતુ તેનો સંબંધ એક જાહેર માધ્યમ તરફ જોડી દેવામાં આવ્યો છે અને તેને કોઈ જૂઠું કહી શકતું નથી, એ જ પ્રમાણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું મોટી મૂર્તિ તરફ આ પ્રવૃત્તિનો સંબંધ જોડી દેવું કદાપિ જૂઠું નથી પરંતુ ઘણી બધી દીની મસ્લિહતો ઉપર આધારિત છે, તેમાં એક મસ્લિહત તો એ જ હતી કે જોનારાઓને

એવું ધ્યાન થાય કે કદાચ આ મોટી મૂર્તિને ગુસ્સો આવ્યો હશે કે મારી સાથે ઈબાદતમાં આ નાની મૂર્તિઓને કેમ સામેલ કરવામાં આવે છે ? જો આ વિચાર તેમના દિલોમાં પેદા થાય તો તવહીદ અને હકનો માર્ગ ખુલી જાય છે કે જ્યારે એક મોટી મૂર્તિ પોતાની સાથે નાની મૂર્તિઓની ભાગીદારી પસંદ નથી કરતી તો રબ્બુલ આલમીન આ પથ્થરોની ભાગીદારી પોતાની સાથે કઈ રીતે પસંદ કરશે ?

બીજું એ કે તેમને આ વિચાર તે વખતે પેદા થવો તર્કબદ્ધ છે કે જેમને અમે ખુદા અને સર્વશક્તિમાન કુલમુખ્તિયાર કહીએ છીએ જો એ એવો જ હોય તો તેને તોડવા માટે કોઈ કેવી રીતે શક્તિ ધરાવતો હોત, ત્રીજું એ કે આ પ્રવૃત્તિને તે મોટી મૂર્તિ તરફ જોડવામાં આવી; તો જે મૂર્તિ આ કામ કરી શકે કે બીજી મૂર્તિઓને તોડી નાંખે તેમાં વાત કરવાની પણ શક્તિ હોવી જોઈએ એટલા માટે ફરમાવ્યું, فَسْــئَــلُوْهُــمْ اِنْ كَــانُـوْا يَـنْـطِـقُـوْنَ ખુલાસો એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પ્રસ્તુત નિવેદનને તા'વીલ કે કોઈ ખુલાસા વિના તેના જાહેર અર્થ ઉપર યથાવત્ રાખીને એવું કહી શકાય છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ પ્રવૃત્તિને મોટી મૂર્તિ તરફ જોડીને ફરમાવ્યું તે اِسْـنَـادِ مَـجَازِىْ (ઈસ્નાદે મજાઝી – રૂપક સ્વરૂપે – Metaphoric Attribution) કહેવામાં આવ્યું છે તો તેમાં કોઈ જૂઠ અથવા પરિસ્થિતિથી વિરુદ્ધ વાત હોવાનો સંદેહ રહેતો નથી, માત્ર આ એક પ્રકારનું ભાષાકીય રૂપક છે.

## હદીષમાં હઝરત ઇબ્રાહીમ (અલૈ.) તરફ ત્રણ જૂઠાણા જોડવાની વાસ્તવિકતા :

એક પ્રશ્ન હજુ પણ રહી જાય છે કે સહીહ હદીષોમાં પોતે રસૂલ ﷺએ ફરમાવ્યું છે, اِنَّ اِبْـرَاهِيْـمَ عَـلَيْـهِ السَّلَامُ لَمْ يَكْذِبْ غَيْرَ ثَلَاثٍ (رَوَاهُ الْبُخَارِىْ وَمُسْلِمْ) એટલે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ક્યારેય જૂઠું બોલ્યા નથી માત્ર ત્રણ સ્થળોએ; આ ત્રણેની વિગત આ જ હદીષમાં આ રીતે વર્ણન કરવામાં આવી છે, તેમાંથી બે જૂઠાણા તો માત્ર અલ્લાહ તઆલા માટે બોલવામાં આવ્યા, એક જે આ આયતમાં بَلْ فَعَلَهُ كَبِيْرُهُمْ કહ્યું છે, બીજું ઈદના દિવસે બિરાદરીના લોકોને બહાનું કાઢ્યું કે اِنِّــىْ سَـقِيْـمٌ "હું બીમાર છું" અને ત્રીજું (પોતાની પત્નીની સુરક્ષા માટે બોલવામાં આવ્યું) એ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાની પત્ની હઝરત સારાની સાથે મુસાફરીમાં હતા તો એક એવી વસ્તી પાસેથી પસાર થયા ત્યાંનો

શાસક જાલિમ અને બદ્કાર હતો, જે કોઈ વ્યક્તિની સાથે તેની પત્નીને જોતો તો તેની પત્નીને પકડી લેતો અને તેની સાથે બદ્કારી કરતો, પરંતુ આ બદ્કારી એવી પરિસ્થિતિમાં ન કરતો હતો જ્યારે કે કોઈ દિકરી પોતાના બાપની સાથે અથવા બહેન પોતાના ભાઈ સાથે હોય. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની તે વસ્તીમાં પોતાની પત્ની સાથે પહોંચવાની આ જાલિમ અને વ્યભિચારી બાદશાહને ખબર આપવામાં આવી તો તેણે હઝરત સારા (અલૈ.)ને પકડીને બોલાવી મંગાવ્યાં. પકડનારાઓએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પૂછ્યું કે આ સ્ત્રી સગાઈમાં તમારી સાથે શું સંબંધ ધરાવે છે ? હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જાલિમના અત્યાચારથી બચવા માટે એ ફરમાવ્યું કે તે મારી બહેન છે. (આ જ તે વસ્તુ છે જેને હદીષમાં ત્રીજા જૂઠાણા તરીકે ઓળખાવવામાં આવ્યું છે) પરંતુ તે છતાં તેમને પકડી લેવામાં આવ્યા અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ હઝરત સારહને કહ્યું કે મેં તમને બહેન કહી છે, તમે પણ તેનાથી વિરુદ્ધ ન કહેશો અને કારણ એ છે કે ઈસ્લામી સગાઈથી તમે મારી બહેન છો, કારણ કે આ સમયે આ પ્રદેશમાં આપણે બે જ મુસલમાન છીએ અને ઈસ્લામી ભાઈચારાનો સંબંધ ધરાવીએ છીએ. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની મુકાબલો કરવાની શક્તિ ન હતી એટલા માટે અલ્લાહ તઆલા સામે આજિઝી અને વિનંતી માટે નમાઝ પઢવાનું શરૂ કરી દીધું, હઝરત સારહ તે જાલિમની પાસે પહોંચ્યા, તે જાલિમ બુરી નિય્યતે તેમના તરફ આગળ વધ્યો તો અલ્લાહે તેને અપંગ અને પંગુ બનાવી દીધો અને તેણે હઝરત સારહને દરખાસ્ત કરી કે તમે મારી દુઆ કરો કે મારી આ અપંગતા અને મા'ઝૂરી દૂર થઈ જાય હું તમને કંઈ જ કહીશ નહીં, તેમની દુઆથી અલ્લાહ તઆલાએ ફરી તેને સાજો–નરવો કરી દીધો પરંતુ તેણે વચનનો ભંગ કર્યો અને ફરીવાર બુરી નિય્યતે તેમના ઉપર હાથ નાંખવા ઈચ્છ્યું, ફરી અલ્લાહ તઆલાએ તેની સાથે તે જ મા'મલો કર્યો, એ જ પ્રમાણે ત્રીજી વખતે આ ઘટના બની ત્યારે તેણે હઝરત સારહને પાછા મોકલી દીધા. (આ ખુલાસો હદીષના વિષયનો છે). આ હદીષમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તરફ ત્રણ જૂઠાણાના સંબંધનો ખુલાસો કરવામાં આવ્યો છે જે નુબુવ્વતની શાન અને ઈસ્મત (પ્રતિષ્ઠા)ના વિરુદ્ધ છે પરંતુ તેનો જવાબ પોતે આ જ હદીષની અંદર મોજૂદ છે અને તે એ કે વાસ્તવમાં તેમાંથી એક પણ સાચા અર્થમાં જૂઠાણુ ન હતું, આ તો તે હતું જે જુલમથી બચવા માટે જાઈઝ

અને હલાલ હોય છે, તે જૂઠના હુકમમાં નથી હોતું, તેની દલીલ પોતે પ્રસ્તુત હદીષમાં એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ હઝરત સારહને કહ્યું કે હું તમને પોતાની બહેન બતાવું છું, તમને પૂછવામાં આવે તો તમે પણ મને ભાઈ બતાવજો અને બહેન કહેવાનું કારણ પણ તેમણે બતાવી આપ્યું કે આપણે બંને ઈસ્લામી ભાઈચારાના આધારે ભાઈ–બહેન છે, તેનું જ નામ "રૂપક" (Metaphoric Attribution) છે કે શબ્દો એવા બોલવામાં આવે કે જેના બે અર્થો હોય છે, એટલે કે સાંભળનાર તેનો એક અર્થ સમજે છે અને બોલનારની નિય્યત બીજા અર્થની હોય છે. આ અત્યાચારથી બચવા માટે એક યુક્તિપૂર્વકનું રૂપક (દેખાવ) હોય છે જેને સર્વસહમતીથી ફુકૂહાએ જાઈઝ કહ્યું છે, આ બાબત શીઆઓના "તકિયહ"થી બિલકુલ અલગ બાબત છે. "તકિયહ"માં ખુલ્લમ ખુલ્લું જૂઠું બોલવામાં આવે છે અને તેના ઉપર અમલ પણ કરવામાં આવે છે, જયારે "તવરિયહ" (રૂપક)માં સ્પષ્ટ જૂઠાણું હોતું નથી બલકે જે અર્થથી બોલનાર બોલી રહ્યો છે તે બિલકુલ સાચો અને ખરો હોય છે, જેમકે ઈસ્લામી બિરાદરીના આધારે તેમનું ભાઈ–બહેન હોવું; આ કારણ તો પ્રસ્તુત હદીષના શબ્દોમાં ખુલ્લમ ખુલ્લા ઉપસ્થિત છે, જેનાથી જાણ થઈ કે આ વાસ્તવમાં જૂઠાણું ન હતું બલકે એક પ્રકારનું શાબ્દિક રૂપક હતું, ઠીક એ જ પ્રમાણેનો ખુલાસો પ્રથમ બંને બાબતોનો હોઈ શકે છે. بَلْ فَعَلَهُ كَبِيْرُهُمْ નો ખુલાસો પણ ઉપર લખવામાં આવ્યો છે તેમાં اِسْنَادِ مَجَازِىْ (ઈસ્નાદે મજાઝી) સ્વરૂપે તે પ્રવૃત્તિને મોટી મૂર્તિ તરફ જોડવામાં આવી છે, એ જ પ્રમાણે اِنِّىْ سَقِيْمٌ નો શબ્દ છે કારણ કે سَقِيْمٌ (સકીમ)નો શબ્દ જે રીતે જાહેર સ્વરૂપે બીમારના અર્થમાં આવે છે, એ જ પ્રમાણે રંજ, ગમ અને દિલગીર હોવાના અર્થમાં પણ બોલવામાં આવે છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ બંને અર્થોના આધારે اِنِّىْ سَقِيْمٌ ફરમાવ્યું હતું, સાંભળનારાઓએ તેને બીમારીના અર્થમાં સાંભળ્યું. હદીષમાં પણ આ જ શબ્દો આવ્યા છે કે આ ત્રણ જૂઠાણામાં બે અલ્લાહની જાત માટે હતા, તેનો મજબૂત ઈશારો એ છે કે તે કોઈ ગુનાહનું કામ ન હતું નહિતર ગુનાહનું કામ અલ્લાહ માટે કરવાનો કોઈ અર્થ જ નથી હોઈ શકતો અને ગુનાહનું કામ ન હોવું ત્યારે જ હોઈ શકે છે જ્યારે કે તે વાસ્તવમાં જૂઠાણું ન હોય, બલકે એવી વાતચીત હોય જેના બે અર્થો હોઈ શકે છે એક ખોટો અને બીજો સાચો.

**حَدِيْثِ كَذِبَاتْ (હદીષે કઝિબાત)ના કારણે હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ને જૂઠા ઠરાવવા નરી અજ્ઞાનતા છે :**

મિરઝા કાદિયાની અને અમુક બીજા પશ્ચિમી ઑરિએન્ટાલિસ્ટોથી પ્રભાવિત મુસલમાનોએ આ હદીષને સહીહ સનદ હોવા છતાં એટલા માટે ખોટી અને જૂઠી કહી દીધી છે કે તેનાથી હઝરત ખલીલુલ્લાહ (અલૈ.) સાથે જૂઠનો સંબંધ જોડાય છે અને બધા રાવીઓને જૂઠા કહી દેવું તેનાથી બહેતર છે કે હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ને જૂઠા ઠરાવવામાં આવે, કારણ કે તે કુર્આનના વિરુદ્ધ છે અને પછી તેનાથી એક સર્વમાન્ય કાયદો એ કાઢી લીધો છે કે જે હદીષ કુર્આનના ખિલાફ હોય, ભલે તે ગમે તેટલી મજબૂત અને સાચી તથા ભરોસાપાત્ર સનદોથી સાબિત થઈ હોય તે ખોટી ઠરાવવામાં આવે, આ વાત પોતાની જગ્યાએ તો બિલકુલ સાચી અને સમગ્ર ઉમ્મત નજીક નકારી ન શકાય તેવો મજબૂત ફરજ છે પરંતુ ઉલમાએ ઉમ્મતે હદીષના બધા જ સંગ્રહોમાં પોતાની જિંદગીઓ ખર્ચીને એક–એક હદીષને અલગ તારવી લીધી છે જે હદીષની સાબિતી મજબૂત અને સાચી સનદથી હોય તેમાં એક પણ એવી નથી હોઈ શકતી જેને કુર્આનના ખિલાફ કહી શકાય, બલકે તે પોતાની ઓછી સમજણ અથવા ખોટી સમજણનું પરિણામ હોય છે કે જે હદીષને રદ અને બાતિલ કરવાનું ઈચ્છયું તેને કુર્આનથી ટકરાવી દીધી અને એવું કહીને ફારેગ થઈ ગયા કે આ હદીષ કુર્આનના ખિલાફ હોવાના કારણે બિનભરોસાપાત્ર છે, જેમકે આ જ હદીષમાં આપ જોઈ ચૂક્યા છો કે શબ્દ كَذِبَاتْ (કઝિબાત)થી تَوْرِيَةُ (તવરિયહ) રૂપક ભાવાર્થ હોવું પોતે હદીષની અંદર મોજૂદ છે, રહી એ વાત કે પછી હદીષમાં تَوْرِيَةُ ને كَذِبَاتْ ના શબ્દોથી કેમ ઓળખાવવામાં આવ્યું ? તેનું કારણ એ જ છે જે હઝરત આદમ (અલૈ.)ની ભૂલ અને લગ્ઝીસને عَصٰى (અસા–૨૧:૧૨૧) અને غَوٰى (ગવા–૨૦:૧૨૧)ના શબ્દો દ્વારા ઓળખાવવાનું અગાઉ સૂરએ તા–હામાં હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સામાં પસાર થઈ ચૂક્યું છે, અલ્લાહ તઆલાના અતિનિકટવર્તી બંદાઓ માટે સામાન્ય કમજોરી અને માત્ર છૂટ તથા જાઈઝ ઉપર અમલ કરી લેવું અને ઉચ્ચ કક્ષાને છોડી દેવું પણ પકડપાત્ર સમજવામાં આવે છે અને એવી વસ્તુઓ ઉપર કુર્આનમાં અલ્લાહ તઆલાનો ઠપકો અંબિયા (અલૈ.) વિશે મોટી સંખ્યામાં નકલ થયો છે. "હદીષે શફાઅત" જે મશ્હૂર અને પ્રખ્યાત છે કે મહશરમાં સમગ્ર

મખ્લૂક ભેગી થઈને હિસાબ જલદી કરવા વિશે અંબિયા (અલૈ.)થી શફાઅત કરવાની માંગણી કરશે, હઝરત આદમ (અલૈ.)થી લઈને ખાતમુલ અંબિયા ﷺ સુધી બધા જ અંબિયાઓ પાસે પહોંચશે, પયગમ્બરો પોત–પોતાના કુસૂર અને કોતાહીઓનું વર્ણન કરીને શફાઅતની હિંમત કરશે નહીં, અંતે બધા જ ખાતમુલ અંબિયા ﷺની સેવામાં હાજર થશે અને આપ ﷺ "શફાઅતે કુબરા" માટે ઊભા થશે. આ હદીષમાં હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)ના શબ્દો કે જે تَوْرِيَة (તવરિયહ) તરીકે બોલવામાં આવ્યા હતા વાસ્તવમાં તે જૂઠ ન હતું પરંતુ પયગમ્બરી શ્રેષ્ઠતાના વિરુદ્ધ હતું, તેઓ તેને પોતાનો કુસૂર અને કોતાહી ઠરાવીને પોતાની અસમર્થતા પ્રગટ કરશે. આ જ કોતાહી તરફ ઈશારો કરવા માટે હદીષમાં તેને كَذِبَات (કઝિબાત)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે જેનો રસૂલે કરીમ ﷺને હક હતો અને આપ ﷺની હદીષ રિવાયત કરવાની અને બયાન કરવાની સીમા સુધી આપણને પણ એ હક છે પરંતુ પોતાના તરફથી હઝરત ઈબ્રાહીમ (અલૈ.) વિશે કોઈ એવું કહે કે તેઓ જૂઠું બોલ્યા હતા તે જાઈઝ નથી, જેમકે હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સાની સાથે સૂરએ તા–હાની તફસીરમાં કુર્તુબી અને બહરે મુહીતના હવાલાથી વર્ણન થઈ ચૂક્યું છે કે કુર્આન અથવા હદીષમાં જે એ પ્રમાણેના શબ્દો કોઈ પયગમ્બર વિશે આવ્યા છે તેનું વર્ણન કુર્આનની તિલાવત અથવા કુર્આનની તા'લીમ અથવા હદીષન રિવાયત સ્વરૂપે તો કરી શકાય છે પરંતુ પોતે પોતાના તરફથી તે શબ્દોને કોઈ પયગમ્બર તરફ જોડવા બેઅદબી (અસભ્યતા) છે જે કોઈપણ સ્વરૂપે જાઈઝ નથી.

**પ્રસ્તુત હદીષમાં એક મહત્ત્વનું માર્ગદર્શન અને અમલની નિખાલસતાની બારીકીનું વર્ણન :**

હદીષમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) વિશે જે ત્રણ જૂઠાણાનું વર્ણન આવ્યું છે હદીષમાં તેમાંથી પ્રથમ બે વિશે તો આવ્યું છે કે તે અલ્લાહ માટે હતા પરંતુ ત્રીજી વાત જે હઝરત સારહ વિશે કહેવામાં આવી તેને અલ્લાહના માટે કહેવામાં આવ્યું નથી, એટલે કે પ્રથમ તો તે તેમની આબરૂના રક્ષણનો જ એક ભાગ છે તેના ઉપર તફસીરે કુર્તુબીમાં કાઝી અબૂબક્ર બિન અરબીએ એક મોટો મુદ્દો નોંધ્યો છે જેના વિશે ઈબ્ને અરબીએ ફરમાવ્યું કે આ નેક લોકો અને અવલિયાઓની કમર તોડી નાંખનારી બાબત છે, તે એ કે ત્રીજી વાત જો કે તે

દીનનું જ કામ હતું પરંતુ તેમાં પત્નીની ઈજ્જત અને તેની આબરૂની સુરક્ષાનો પોતાના નફસનો પણ થોડો સ્વાર્થ હતો, આટલા નાના દુનિયવી સ્વાર્થ સામેલ થવાના કારણે તેને فِی اللّٰہِ (ફિલ્લાહ) અથવા لِلّٰہِ (લિલ્લાહ)ની યાદીમાંથી અલગ કરી નાંખવામાં આવ્યું, કારણ કે અલ્લાહનો ઈરશાદ છે, اَلَا لِلّٰہِ الدِّیۡنُ الۡخَالِصُ (૩૯:૩) આ મા'મલો પત્નીની ઈજ્જતની સુરક્ષાનો જો આપણા અથવા કોઈ અન્યની તરફથી હોત તો નિઃશંક ! તેને પણ "ફિલ્લાહ અથવા લિલ્લાહ"માં જ સામેલ કરવામાં આવ્યું હોત, પરંતુ અંબિયા (અલૈ.)ની ઉચ્ચ કક્ષાની શાન અને તેમના મહાન દરજ્જાઓ સૌથી ઉચ્ચતમ્ છે, તેમના માટે આવો નાનો સરખો સ્વાર્થ પણ સામેલ થઈ જવો સંપૂર્ણ કામિલ ઈખ્લાસ વિરુદ્ધ સમજવામાં આવ્યો.

وَاللّٰہُ اَعۡلَمُ وَفَّقَنَا اللّٰہُ لِلۡاِخۡلَاصِ فِیۡ کُلِّ عَمَلٍ

## નમરૂદની આગ હઝરત ઇબ્રાહીમ (અલૈ.) ઉપર બાગ બની જવાની હકીકત :

મોઅ્જિઝાઓ પ્રકૃતિના ભૌતિક નિયમો આધીન હોવાના જે લોકો ઈન્કારી છે તેમણે તો તેમાં આશ્ચર્યજનક ફેરફાર કર્યા છે, વાત એ છે કે ફિલોસોફીનો એ નિયમ છે કે જે તત્ત્વની કોઈ નિશ્ચિત ખાસિયત અને ગુણલક્ષણ હોય છે તે ક્યારેય તે પદાર્થથી અલગ થતું નથી, આ પોતે જ એક ગલત અને દલીલ વિહોણો નિયમ છે. હકીકત એ છે કે આ દુનિયામાં અને સમગ્ર મખ્લૂકમાં કોઈપણ પદાર્થના ગુણલક્ષણો અને ખાસિયતો કાયમી ધોરણે સ્થાયી નથી, બલકે માત્ર અલ્લાહની ટેવ પ્રમાણે તે અત્યારે ચાલુ છે કે આગમાં ગરમી અને સળગાવવાનું લક્ષણ છે, પાણીમાં ઠંડા કરવાનો ગુણ છે તથા આગને બુઝાવી દેવાનો ગુણ છે પરંતુ આ ગુણલક્ષણો માત્ર તેનામાં રહેલ ખાસિયતો છે પરંતુ તે તાર્કિક દષ્ટિએ ક્યારેય તેનાથી છૂટી ન જ પડી શકે એવું નથી, કારણ કે ભૌતિકશાસ્ત્રીઓ પણ આ તર્ક ખોટો હોવાની કોઈ યોગ્ય દલીલ આપી શક્યા નથી, એટલે કે જ્યારે કોઈ પદાર્થમાં કોઈ ગુણલક્ષણ અલ્લાહ તઆલાની ખાસ હિકમતથી તે પદાર્થમાંથી બદલી નાંખવામાં આવે તો તેના બદલવામાં તર્કની દષ્ટિએ તે અશક્ય નથી કે જો અલ્લાહ તઆલા જ ઈચ્છે તો આગ બુઝાવાનું અને ઠંડા કરવાનું કામ કરવા લાગે અને પાણી સળગાવવાનું; જ્યારે કે આગ પોતાની

હકીકતમાં આગ જ હોય છે અને પાણી પણ પાણી જ હોય છે પરંતુ કોઈ ખાસ વ્યક્તિ અથવા ગૃપના માટે તે પોતાના ગુણલક્ષણો અને ખાસિયતો છોડી છે, અંબિયા (અલૈ.)ની નુબુવ્વતની સાબિતીમાં જે મોઅ્જિઝાઓ અલ્લાહ તઆલા જાહેર ફરમાવે છે તે સૌનો ખુલાસો આ જ હોય છે, એટલા માટે અલ્લાહ તઆલાએ તે આગને હુકમ આપ્યો કે ઠંડી થઈ જા ! અને તે ઠંડી થઈ ગઈ અને જો بَـرْدً (બર્દ)ની સાથે وَسَلَامًـا (સલામન)નો શબ્દ ન આવ્યો હોત તો આગ બરફ જેવી ઠંડી થવાના કારણે કષ્ટદાયક થઈ ગઈ હોત. કોમે નૂહ (અલૈ.) જેમને પાણીમાં ડૂબાડી દેવામાં આવી હતી તેમના વિશે વિશે કુર્આને કરીમે ફરમાવ્યું, اُغْـرِقُـوْا فَـاُدْخِلُوْا نَـارًا (૭૧:૨૫) એટલે કે, આ લોકો પાણીમાં ડૂબીને આગમાં સામેલ થઈ ગયા. حَـرِّقُوْهُ એટલે કે, સંપૂર્ણ બિરાદરી અને નમરૂદે એ ફેંસલો કરી લીધો કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં બાળી મૂકવામાં આવે. ઐતિહાસિક રિવાયતોમાં છે કે એક મહિના સુધી સમગ્ર શહેરના લોકો આ કાર્ય માટે લાકડાં વગેરે સળગાવવાનો સામાન એકઠા કરતા રહ્યા, પછી તેમાં આગ લગાવીને સાત દિવસ સુધી તે પ્રજળતી અને ભડકતી રહી, એટલે સુધી કે તેના ભડકા આકાશમાં એટલા ઊંચા થઈ ગયા કે જો કોઈ પક્ષી તેના ઉપરથી પસાર થઈ જાય તો તેની આંચથી સળગી જાય, તે સમયે ઈરાદો કર્યો કે ઈબ્રાહીમ (અલૈ.)ને તેમાં નાંખવામાં આવે તો હવે તેમને ફિકર થઈ કે તેમને નાંખીએ તો કઈ રીતે ? આ આગ પાસે જવું કોઈના બસમાં નથી, ત્યારે શયતાને તેમને ગોફણમાં મૂકીને ફેંકવાની યુક્તિ બતાવી, જે સમયે અલ્લાહ તઆલાના ખલીલ ગોફણ દ્વારા તે આગના દરિયામાં ફેંકવામાં આવી રહ્યા હતા ત્યારે બધા ફરિશ્તા બલકે જમીન અને આસમાન અને તેમની મખ્લૂક બધા ચીસો પાડવા લાગ્યા કે યા પરવરદિગાર! આપના ખલીલ ઉપર આ શું ગુઝરી રહ્યું છે ? અલ્લાહ તઆલાએ તે સૌને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની મદદ કરવાની પરવાનગી આપી દીધી, ફરિશ્તાઓએ મદદ કરવા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પૂછ્યું તો ઈબ્રાહીમ (અલૈ.)એ જવાબ આપ્યો કે મારા માટે અલ્લાહ તઆલા પૂરતો છે, તે મારી હાલત જોઈ રહ્યો છે. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ વિનંતી કરી કે તમને મારી કોઈ મદદની આવશ્યકતા હોય તો હું સેવા માટે તૈયાર છું, જવાબ આપ્યો કે જરૂરત તો છે પરંતુ તમારા તરફથી નહીં બલકે મારા પરવરદિગારના તરફથી. *(મઝહરી)*

قُلْنَا يٰنَارُ كُوْنِىْ بَرْدًا وَّسَلٰمًا عَلٰٓى اِبْرٰهِيْمَ ઉપર લખાઈ ચૂક્યું છે કે આગનું હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ઉપર بَــــــرْدُوَسَلَامُ ઠંડી અને સલામતીવાળી હોવાનું સ્વરૂપ એ પણ શક્ય છે કે આગ એ આગ જ ન રહી હોય બલકે હવાઓ બદલાઈ ગઈ હોય પરંતુ જાહેર એ છે કે આગ પોતાની જગ્યાએ આગ જ રહી અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને આસપાસની વસ્તુઓને છોડીને બીજી વસ્તુઓને સળગાવતી રહી, બલકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને જે દોરડાંઓમાં બાંધીને આગમાં નાંખવામાં આવ્યા હતા, તે દોરડાંઓને પણ આગે સળગાવીને બાળી મૂક્યા પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના શરીર મુબારક સુધી કોઈ આંચ પણ પહોંચી નહીં. *(અમુક રિવાયતોના આધારે)*

ઐતિહાસિક રિવાયતોમાં છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તે આગમાં સાત દિવસ રહ્યા અને એવું કહ્યા કરતા હતા કે મને જિંદગીમાં એવી રાહત ક્યારેય નથી મળી જેટલી તે સાત દિવસોમાં મળી હતી. *(મઝહરી)*

وَنَجَّيْنٰهُ وَلُوْطًا اِلَى الْاَرْضِ الَّتِىْ بٰرَكْنَا فِيْهَا لِلْعٰلَمِيْنَ એટલે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને તેમના સાથી હઝરત લૂત (અલૈ.)ને આ ભૂમિમાંથી જેના ઉપર નમરૂદની સત્તા હતી (એટલે કે ઈરાકની ભૂમિમાંથી) છુટકારો અપાવીને એક એવા પ્રદેશમાં પહોંચાડી દીધા જેમાં અમે સમગ્ર દુનિયાના નિવાસીઓ માટે બરકતો મૂકી છે, તેનો ભાવાર્થ શામ (સિરીયા)નો પ્રદેશ છે કે તે પોતાના જાહેર સ્વરૂપે અને ગુપ્ત હેસિયતથી ઘણી બધી બરકતોનો સંગ્રહ છે, ગુપ્ત બરકતો તો એ છે કે આ જમીન અંબિયા (અલૈ.)ની ભૂમિ છે, મોટા ભાગના અંબિયા (અલૈ.) આ જ પ્રદેશમાં પેદા થયા અને જાહેર બરકતો આબોહવાનું મધ્યમ પ્રમાણ, નહેરો અને ઝરણાઓનું મોટા પ્રમાણમાં હોવું, ફળ–ફૂલ અને દરેક પ્રકારની વનસ્પતિનો અસામાન્ય રીતે વિકાસ થવો વગેરે છે જેના લાભ માત્ર તે પ્રદેશના રહેનારાઓને નથી મળતા બલકે સમગ્ર દુનિયાના લોકો સુધી પહોંચે છે.

وَوَهَبْنَا لَهٗٓ اِسْحٰقَ وَيَعْقُوْبَ نَافِلَةً એટલે કે, અમે તેમને દિકરો ઈસ્હાક અર્પણ કર્યો (તેમની દુઆ અને દરખાસ્ત પ્રમાણે) અને તેમના ઉપર વધારી દીધા પૌત્રા યાકૂબ (અલૈ.) એટલે કે દુઆ તો માત્ર પુત્ર માટે કરી હતી પરંતુ અલ્લાહે પોતાની કૃપાથી પુત્ર પણ આપ્યો પછી તેનાથી પૌત્ર પણ પોતાના તરફથી વધારામાં અર્પણ કર્યો એટલા માટે તેને نافله (નાફિલહ) કહેવામાં આવ્યું છે.

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૭૪–૭૫)

وَلُوۡطًا اٰتَيۡنٰهُ حُكۡمًا وَّعِلۡمًا وَّنَجَّيۡنٰهُ مِنَ الۡقَرۡيَةِ الَّتِىۡ كَانَتۡ تَّعۡمَلُ الۡخَبٰٓئِثَ‌ؕ
اِنَّهُمۡ كَانُوۡا قَوۡمَ سَوۡءٍ فٰسِقِيۡنَۙ ۝٧٤ وَاَدۡخَلۡنٰهُ فِىۡ رَحۡمَتِنَا‌ ؕ اِنَّهٗ مِنَ الصّٰلِحِيۡنَ ۝٧٥

## તરજુમો :

*અને અમે લૂત (અલૈ.)ને હિકમત (વિવેકબુદ્ધિ) અને સમજ આપી અને તેમને તે વસ્તીથી બચાવી કાઢ્યા જેઓ ગંદા કામ કરતા હતા, ખરેખર તે ઘણા નાફરમાન લોકો હતા. (૭૪) અને તેમને અમે પોતાની રહમતમાં લઈ લીધા, નિઃશંક તે નેકબખ્તોમાં છે. (૭૫)*

## તફસીર :

અને લૂત (અલૈ.)ને અમે હિકમત અને જ્ઞાન (અંબિયા અલૈ.ની શાન પ્રમાણે) અર્પણ કર્યું અને અમે તેમને તે વસ્તીથી છુટકારો આપ્યો જેના રહેનારા ગંદા કાર્યો કર્યા કરતા હતા, (જેમાં સૌથી બદ્તર પ્રવૃત્તિ સજાતીય સંબંધોની હતી અને બીજી ઘણી બેહૂદા અને નાપાક પ્રવૃત્તિઓ કરવાની આ લોકો ટેવ ધરાવતા હતા, દારૂ પીવું, નાચ–ગાન, દાઢી મૂંડાવવી, મૂછો વધારવી, કબૂતરબાઝી કરવી, ઢેફાં ફેંકવા, સીટી વગાડવી, રેશમી કપડાં પહેરવા اَخۡرَجَهٗ اِسۡحٰقُ بۡنُ بِشۡرٍ وَالۡخَطِيۡبُ وَابۡنُ عَسَاكِرَعَنِ الۡحَسَنِ مَرۡفُوۡعًا كَذَافِى الرُّوۡحِ) નિઃશંક ! તે લોકો ઘણા બદ્જાત બદ્કાર હતા અને અમે લૂત (અલૈ.)ને પોતાની રહમતમાં (એટલે કે જે બંદાઓ ઉપર અલ્લાહની રહમત હોય છે તેમાં) સામેલ કર્યા (કારણ કે) નિઃશંક ! તે ઉચ્ચ (દરજ્જાના) નેક લોકોમાંથી હતા (ઉચ્ચ કક્ષાના નેક લોકોથી ભાવાર્થ "માસૂમ" હોવું છે જે દરેક નબીની વિશેષતા છે).

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત લૂત (અલૈ.)ને જે વસ્તીથી છુટકારો અપાવવાનું વર્ણન પ્રસ્તુત આયતોમાં આવ્યું છે, તે વસ્તીનું નામ "સદૂમ" હતું, તેના તા'બામાં સાત વસ્તીઓ અન્ય પણ હતી જેને હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ઊલટાવીને તળે–ઉપર કરી નાંખી હતી, માત્ર એક વસ્તી છોડી દીધી હતી જેમાં હઝરત લૂત (અલૈ.) પોતાના સંબંધીઓ અને મો'મિનો સાથે રહી શક્યા. *(ઈબ્ને અબ્બાસ–કુર્તુબી)*

تَعْمَلُ الْخَبٰٓئِثَ માં શબ્દ خَبَائِثُ (ખબાઈષ) એ خَبِيْثَةُ (ખબીષહ)નું બહુવચન છે, ઘણી બધી ગંદકીઓ, દુષ્ટ આચરણો અને આદતોને "ખબાઈષ" કહેવામાં આવે છે, અત્રે તેમની સૌથી મોટી ગંદી અને જુગુપ્સા ઉપજાવે તેવી આદત કે જેનાથી જંગલી જાનવરો પણ પરહેઝ કરે છે તે સજાતીય સંબંધો હતા, એટલે કે પુરુષ–પુરુષ સાથે સજાતીય સંબંધ બાંધતા હતા, અત્રે તે જ એક આદતને સૌથી મોટો અપરાધ હોવાના કારણે "ખબાઈષ" કહેવામાં આવ્યું હોય તો પણ તે ખોટું નથી, જેમકે અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું છે તદુપરાંત બીજી ખરાબ આદતો તેમનામાં હોવાનું રિવાયતોમાં વર્ણન થયું છે, જેમકે તફસીરના ખુલાસામાં રૂહુલ મઆનીના હવાલામાં પસાર થઈ ચૂક્યું છે, આ જ આધારે તે બધી બુરી આદતોને "ખબાઈષ" કહેવું તો જાહેર છે. વલ્લાહુ અઅ્લમુ.

————————

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૭૬–૭૭)

وَنُوْحًا اِذْ نَادٰى مِنْ قَبْلُ فَاسْتَجَبْنَا لَهٗ فَنَجَّيْنٰهُ وَاَهْلَهٗ مِنَ الْكَرْبِ الْعَظِيْمِ ۝٧٦ وَنَصَرْنٰهُ
مِنَ الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۭ اِنَّهُمْ كَانُوْا قَوْمَ سَوْءٍ فَاَغْرَقْنٰهُمْ اَجْمَعِيْنَ ۝٧٧

### તરજુમો :

*અને (યાદ કરો) નૂહ (અલૈ.)ને; જ્યારે તેમણે આથી પહેલાં પોકાર્યું પછી અમે તેમની દુઆ કબૂલ કરી લીધી, બસ તેમને અને તેમના ઘરવાળાઓને મોટી ગભરામણથી બચાવી લીધા. (૭૬) અને તેમની તે લોકો ઉપર મદદ કરી જે અમારી આયતો જૂઠાડતા હતા, તેઓ ખરાબ લોકો હતા, પછી અમે તે સૌને ડૂબાડી દીધા. (૭૭)*

### તફસીર :

અને નૂહ (અલૈ.ના કિસ્સા)નું વર્ણન કરો જ્યારે કે એ(ઈબ્રાહીમ અલૈ.ના સમયકાળ)થી પહેલાં તેમણે (અલ્લાહ તઆલાથી) દુઆ કરી (કે આ કાફિરોથી મારો બદલો લઈ લો) બસ, અમે તેમની દુઆ કબૂલ કરી અને તેમને અને તેમનું અનુસરણ કરનારાઓને ઘણા ભારે ગમથી છુટકારો આપ્યો (આ ગમ કાફિરોના

જૂઠાડવાથી અને તેમના તરફથી જાતજાતની પીડાઓ અને કષ્ટ પહોંચવાથી ઉત્પન્ન થયો હતો) અને (છુટકારો એ પ્રમાણે આપ્યો કે) અમે એવા લોકો પાસેથી તેનો બદલો લઈ લીધો જેમણે અમારા હુકમોને (કે જે હઝરત નૂહ અલૈ. લાવ્યા હતા) જૂઠા બતાવ્યા હતા, નિઃશંક ! તે લોકો ઘણા બુરા હતા એટલા માટે અમે તે સૌને ડૂબાડી દીધા.

## મસ્અલા અને બોધપાઠ :

وَنُوۡحًا اِذۡ نَادٰی مِنۡ قَبۡلُ માં مِنۡ قَبۡلُ (મિન્ કબ્લુ)નો ભાવાર્થ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત લૂત (અલૈ.)થી પહેલાંનો સમયકાળ છે જેનું વર્ણન ઉપરની આયતોમાં આવ્યું છે અને હઝરત નૂહ (અલૈ.)ની જે પોકારનું વર્ણન આ સ્થળે ટૂંકમાં આવ્યું છે તેનું વર્ણન સૂરએ નૂહમાં એ પ્રમાણે છે કે નૂહ (અલૈ.)એ કોમ માટે બદ્દુઆ કરી, رَبِّ لَا تَذَرۡ عَلَی الۡاَرۡضِ مِنَ الۡکٰفِرِیۡنَ دَیَّارًا (૭૧:૨૬) એટલે કે, હે મારા પરવરદિગાર ! પૃથ્વીના પટ ઉપર કાફિરોમાં કોઈપણ વસનારાને ન છોડ અને એક સ્થળે એ પણ છે કે જ્યારે હઝરત નૂહ (અલૈ.)ની કોમે તેમનું કહેવું કોઈપણ રીતે ન માન્યું તો તેમણે અલ્લાહ તઆલાની બારગાહમાં વિનંતી કરી, اَنِّیۡ مَغۡلُوۡبٌ فَانۡتَصِرۡ એટલે કે, હું પરાજિત અને લાચાર થઈ ચૂક્યો છું, તું જ તે લોકો પાસેથી બદલો લઈ લે.

فَاسۡتَجَبۡنَا لَهٗ فَنَجَّیۡنٰهُ وَاَهۡلَهٗ مِنَ الۡکَرۡبِ الۡعَظِیۡمِ માં શબ્દ کَرۡبِ عَظِیۡمٌ (કર્બિલ અઝીમ)નો ભાવાર્થ યા તો તોફાનમાં ડૂબી જવું છે જેમાં સમગ્ર કોમ સપડાઈ અથવા તો તે કોમની પીડાઓ અને કષ્ટો પહોંચાડવાનો ભાવાર્થ છે જે તે તોફાન આવતા પહેલાં હઝરત નૂહ (અલૈ.) અને તેમના ખાનદાનને પહોંચાડતા હતા.

---

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૭૮ થી ૮૨)

وَدَاوٗدَ وَسُلَیۡمٰنَ اِذۡ یَحۡکُمٰنِ فِی الۡحَرۡثِ اِذۡ نَفَشَتۡ فِیۡهِ غَنَمُ الۡقَوۡمِ ۚ وَکُنَّا لِحُکۡمِهِمۡ
شٰهِدِیۡنَ ﴿۷۸﴾ فَفَهَّمۡنٰهَا سُلَیۡمٰنَ ۚ وَکُلًّا اٰتَیۡنَا حُکۡمًا وَّعِلۡمًا ۫ وَّسَخَّرۡنَا مَعَ دَاوٗدَ الۡجِبَالَ
یُسَبِّحۡنَ وَالطَّیۡرَ ؕ وَکُنَّا فٰعِلِیۡنَ ﴿۷۹﴾ وَعَلَّمۡنٰهُ صَنۡعَةَ لَبُوۡسٍ لَّکُمۡ لِتُحۡصِنَکُمۡ

مِّنۢ بَاۡسِكُمۡ‌ۚ فَهَلۡ اَنۡتُمۡ شٰكِرُوۡنَ ۝٨٠ وَلِسُلَيۡمٰنَ الرِّيۡحَ عَاصِفَةً تَجۡرِىۡ بِاَمۡرِهٖۤ اِلَى
الۡاَرۡضِ الَّتِىۡ بٰرَكۡنَا فِيۡهَا‌ ؕ وَكُنَّا بِكُلِّ شَىۡءٍ عٰلِمِيۡنَ ۝٨١ وَمِنَ الشَّيٰطِيۡنِ مَنۡ
يَّغُوۡصُوۡنَ لَهٗ وَيَعۡمَلُوۡنَ عَمَلًا دُوۡنَ ذٰلِكَ‌ۚ وَكُنَّا لَهُمۡ حٰفِظِيۡنَ ۝٨٢

## તરજુમો :

*અને (યાદ કરો) દાવુદ અને સુલયમાન (અલૈ.)ને; જ્યારે ખેતીના ઝઘડાનો ફેંસલો કરવા લાગ્યા, જ્યારે તેને એક કોમની બકરીઓ રાતમાં ચરીને ખૂંદી ગઈ અને તેમનો ફેંસલો અમારી સામે હતો. (૭૮) પછી અમે તે ફેંસલો સુલયમાન (અલૈ.)ને સમજાવી દીધો અને અમે બંનેને હિકમત (વિવેકબુદ્ધિ) અને સમજ આપી હતી અને અમે દાવુદ (અલૈ.)ની સાથે પહાડ તા'બે કર્યા તસ્બીહ પઢ્યા કરતા અને ઉડતા પક્ષીઓ અને આ બધું કંઈ અમે કર્યું. (૭૯) અને અમે તેમને તમારો એક લિબાસ (બખ્તર) બનાવતાં શીખવ્યું કે તમને તમારી લડાઈમાં બચાવ થાય, બસ તમે કંઈ આભાર માનો છો ! (૮૦) અને સુલયમાન (અલૈ.)ના તા'બે તેજ ગતિએ ચાલનારી હવા કરી કે તેમના હુકમથી ચાલે છે તે જમીનની તરફ જ્યાં અમે બરકત આપી છે અને અમને બધી વસ્તુની ખબર છે. (૮૧) અને કેટલાય શયતાન (જિન્ન) તા'બે કર્યા જે તેમના માટે દરિયામાં ડૂબકી લગાવતા અને તેના સિવાય ઘણા કામ કરતા અને અમે તેમને દેખરેખ (કાબૂ)માં રાખ્યા હતા. (૮૨)*

## તફસીર :

અને દાવુદ તથા સુલયમાન (અલૈ.ના કિસ્સા)નું વર્ણન કરો જ્યારે કે બંને કોઈ ખેતી વિશે (જેમાં અનાજ હતું અથવા દ્રાક્ષના વેલાઓ હતા –કઝા ફિ દૂર્રે મન્ષૂર) ફેંસલો કરવા લાગ્યા જ્યારે કે તે (ખેતીમાં) અમુક લોકોની બકરીઓ રાત્રિના સમયે જઈ પડી (અને તેને ચરી ગઈ) અને અમે તે ફેંસલાને જે (મુકદમાવાળા) લોકો વિશે થયો હતો જોઈ રહ્યા હતા, બસ અમે આ ફેંસલા(ના સરળ સ્વરૂપ)ની સમજ સુલયમાન (અલૈ.)ને આપી દીધી અને (એ રીતે) અમે બંનેને હિકમત અને જ્ઞાન અર્પણ કર્યું હતું (એટલે કે દાવુદ અલૈ.નો ફેંસલો પણ

શરીઅત વિરુદ્ધ ન હતો. આ મુકદમાની વિગત એ હતી કે જે પ્રમાણે ખેતીનું નુકસાન થયું હતું તેની કિંમત બકરીઓની કિંમત બરાબર હતી, હઝરત દાવુદ અલૈ.એ વળતર સ્વરૂપે ખેતીવાળાને તે બકરીઓ અપાવી અને મૂળ શરીઅતના કાયદાનો તકાદો પણ એ જ હતો જેમાં દાવે'દાર અને જેના ઉપર દા'વો કરવામાં આવ્યો છે તે બંનેની ખુશી શરતમાં સામેલ નથી પરંતુ કારણ કે તેમાં બકરીવાળાને સંપૂર્ણ નુકસાન થતું હતું એટલા માટે હઝરત સુલયમાન અલૈ.એ સમાધાન સ્વરૂપે કે જે મહોલત આપી તેમાં બંને પક્ષોની રજામંદી ઉપર એ સ્વરૂપ અપનાવ્યું જેમાં બંનેને સહૂલત અને સરળતા હતી કે અમુક દિવસ માટે બકરીઓ ખેતીવાળાને આપવામાં આવે કે તેના દૂધ વગેરેથી પોતાનું ગુજરાન ચલાવે અને બકરીવાળાને તે ખેતી સોંપવામાં આવી કે તેની સેવા પાણી પાવું, ખેડવું વગેરેથી કરે, જ્યારે ખેતી પ્રથમ હાલત ઉપર આવી જાય તો ખેતી અને બકરીઓ પોતપોતાના માલિકોને સોંપવામાં આવે. كَذَافِى الدُّرِّالْمَنْثُوْرِ عَنْ مُرَّةَ وَابْنِ مَسْعُوْدٍ وَمَسْرُوْقٍ وَابْنِ عَبَّاسٍ وَمُجَاهِدٍ وَقَتَادَةَ وَالزُّهْرِىّ બસ, તેનાથી જાણ થઈ ગઈ કે બંનેમાંથી ફેંસલામાં કોઈને વાંધો ન હતો, એકની તંદુરસ્તી બીજાની બીમારી ન બની એટલા માટે كُلًّا اٰتَيْنَا حُكْمًا وَعِلْمًا વાક્ય વધારવામાં આવ્યું) અને (આટલે સુધી તો જાહેર મોઅ્જિઝાઓનું વર્ણન હતું જે બંને નબીઓમાં સમાન હતું, આગળ બંનેની ખાસ ખાસ કરામતોનું વર્ણન છે) અમે દાવુદ (અલૈ.)ની સાથે પહાડોને વશમાં કર્યા કે (તેમની તસ્બીહની સાથે) તે (પણ) તસ્બીહ કર્યા કરતા હતા અને (એ જ પ્રમાણે) પક્ષીઓને પણ (જેમકે સૂરએ સબામાં છે, يَاجِبَالُ اَوِّبِىْ مَعَهُ وَالطَّيْرَ) અને (કોઈ એ વાત ઉપર આશ્ચર્ય ન કરે કારણ કે) આ કામોને કરનારા અમે હતા (અને અમારી કુદરત મહાન હોવું જાહેર બાબત છે, પછી તે મોઅ્જિઝાઓમાં આશ્ચર્ય શું છે ?) અને અમે તેમને બખ્તર (બનાવવા)ની કારીગીરી તમારા લોકોના (લાભ) માટે શિખવાડી (એટલે કે) જેથી તે (બખ્તર) તમને (લડાઈમાં) એકબીજાના મારથી બચાવે (અને આ મહાન લાભનો તકાદો એ છે કે તમે શુક્ર અદા કરો) બસ, તમે (આ નેઅ્મતનો) શુક્ર કરશો (કે નહીં) અને અમે સુલયમાન (અલૈ.) માટે તેજ હવાને તા'બે બનાવી દીધી હતી કે તેમના હુકમથી તે એ ભૂમિ તરફ ચાલતી હતી જેમાં અમે બરકતો રાખી છે (ભાવાર્થ શામનો પ્રદેશ છે જે તેમનું સ્થાન હતું. كَذَافِى الدُّرِّعَنِ السُّدِّىْ وَيَدُلُّ عَلَيْهِ عِمَارَتُهُ بَيْتَ الْمَقْدِسِ

એટલે કે, જ્યારે શામથી કોઈ જગ્યાએ ચાલ્યા જતા અને ફરી પાછા આવતા તો આવવું અને જવું હવા દ્વારા જ થતું હતું જેમકે દૂર્રે મન્ષૂરમાં હાકિમની રિવાયત અને સિહ્હતથી હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.થી તેનું સ્વરૂપ રિવાયત થયું છે કે હઝરત સુલયમાન અલૈ. પોતાના રાજ્યના અધિકારીઓ સાથે ખુરશીઓ ઉપર બેસી જતા અને પછી હવાને બોલાવી હુકમ આપતા હતા તે સૌને ઉઠાવીને થોડીવારમાં એક એક મહિનાની મુસાફરી જેટલું અંતર કાપી નાંખતી હતી) અને અમે દરેક વસ્તુને જાણીએ છીએ (અમારા જ્ઞાનમાં સુલયમાન અલૈ.ને આ વસ્તુઓ આપવામાં હિકમત હતી એટલે તેમને એ આપવામાં આવી) અને અમુક અમુક શયતાનો (એટલે કે જિન્નાતો) એવા હતા કે સુલયમાન (અલૈ.) માટે (સમુદ્રોમાં) ડૂબકીઓ લગાવતા હતા (જેથી મોતી કાઢીને તેમની પાસે લાવી આપે) અને તેઓ અન્ય કામ પણ તે ઉપરાંત (સુલયમાન અલૈ. માટે) કર્યા કરતા હતા અને (જો કે આ જિન્નાતો ઘણા બળવાખોર અને બાગી હતા પરંતુ) તેમની દેખરેખ રાખનાર અમે હતા (એટલા માટે ચૂં ચા કરી શકતા ન હતા).

## મસ્અલા અને બોધપાઠ :

نَفَشَتْ فِيْهِ غَنَمُ الْقَوْمِ માં શબ્દ نَفَشْ (નફશ)નો અરબી શબ્દકોષના આધારે અર્થ એ છે કે રાત્રિના સમયે કોઈ જાનવર કોઈની ખેતીમાં ઘુસી જાય અને નુકસાન પહોંચાડે.

فَفَهَّمْنٰهَا سُلَيْمٰنَ માં فَفَهَّمْنٰهَا ની જમીર દેખીતી રીતે મુકદ્દમા અને તેના ફેંસલા તરફ વધારે છે અને અર્થ એ છે કે જે ફેંસલો અલ્લાહ નજીક પસંદ હતો અલ્લાહ તઆલાએ તે હઝરત સુલયમાન (અલૈ.)ને સમજાવી દીધો, આ મુકદ્દમા અને ફેંસલાનું સ્વરૂપ ઉપર તફસીરમાં આવી ચૂક્યું છે જેનાથી જાણ થાય છે કે હઝરત દાવુદ (અલૈ.)નો ફેંસલો પણ શરઈ કાનૂન પ્રમાણે ખોટો ન હતો પરંતુ જે ફેંસલો અલ્લાહ તઆલાએ હઝરત સુલયમાન (અલૈ.)ને સમજાવ્યો તેમાં બંને પક્ષોનું હિત અને સહૂલત હતી એટલા માટે અલ્લાહ તઆલા સમીપ તેને પસંદ કરવામાં આવ્યો. ઈમામ બગવીએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) તથા કતાદહ અને ઝહરીથી આ રિવાયત એ પ્રમાણે નકલ કરી છે કે બે વ્યક્તિઓ હઝરત

દાવુદ (અલૈ.)ની સેવામાં હાજર થયા, તેમાં એક વ્યક્તિ બકરીઓવાળો અને બીજો ખેતીવાળો હતો. ખેતીવાળાએ બકરીઓવાળા ઉપર એવો દા'વો કર્યો કે તેની બકરીઓ રાત્રે છૂટીને મારા ખેતરમાં ઘુસી ગઈ અને ખેતર બિલકુલ સફાચટ કરી નાંખ્યું અને કંઈ જ છોડ્યું નહીં (કદાચ જેના ઉપર દા'વો કરવામાં આવ્યો હતો તેણે સ્વીકારી લીધું હશે અને બધી બકરીઓની કુલ કિંમત તેમણે બરબાદ કરેલ ખેતીની કિંમત બરાબર હશે એટલા માટે) હઝરત દાવુદ (અલૈ.)એ એવો ફેંસલો સંભળાવી આપ્યો કે બકરીઓવાળો પોતાની બધી બકરીઓ ખેતીવાળાને આપી દે. (કારણ કે જે વસ્તુ કિંમત દ્વારા લેવાતી અને દેવાતી હોય છે તેને ફુક્હાની પરિભાષામાં ذَوَاتُ الْقِيَمْ "ઝવાતુલ કિયમ" કહેવામાં આવે છે, તે જો કોઈએ બરબાદ કરી દીધી તો તેનું વળતર કિંમત પ્રમાણે જ આપવામાં આવે છે. બકરીઓની કિંમત કારણ કે બરબાદ કરવામાં આવેલ ખેતીની કિંમત સમાન હતી એટલા માટે આ નિયમ પ્રમાણેનો ફેંસલો કરવામાં આવ્યો.) હવે આ બંને દા'વેદાર અને જેના ઉપર દા'વો કરવામાં આવ્યો હતો તે પક્ષકારો હઝરત દાવુદ (અલૈ.)ની અદાલતથી પરત ફરવા લાગ્યા તો (દરવાજા ઉપર તેમના દિકરા) હઝરત સુલયમાન (અલૈ.)થી મુલાકાત થઈ, તેમણે પૂછ્યું કે તમારા મુકદ્દમાનો શું ફેંસલો થયો ? તે લોકોએ વર્ણન કરી દીધું તો હઝરત સુલયમાન (અલૈ.)એ કહ્યું કે જો આ મુકદ્દમાનો ફેંસલો મેં કર્યો હોત તો આ ફેંસલા સિવાય કંઈ અન્ય ફેંસલો કર્યો હોત જે બંને પક્ષકારો માટે લાભદાયી અને સારો હોત, પછી પોતે પોતાના પિતા હઝરત દાવુદ (અલૈ.)ની સેવામાં હાજર થઈને આ જ વાત કહી. હઝરત દાવુદ (અલૈ.)એ તાકીદ સાથે પૂછ્યું કે તે કયો ફેંસલો છે જે બંને માટે આ ફેંસલા કરતા બહેતર છે ? ત્યારે હઝરત સુલયમાન (અલૈ.)એ ફરમાવ્યું કે તમે બકરીઓ તો ખેતીવાળાને આપી દો કે તે તેના દૂધ અને ઊન વગેરેથી લાભ ઉઠાવતો રહે અને ખેતીની જમીન બકરીઓવાળાને સોંપી દો કે તેમાં ખેતી કરી ખેતી ઉગાડે. જ્યારે આ ખેતી એવી હાલતમાં આવી જાય કે જે પ્રમાણે બકરીઓએ ખાઈ નાંખ્યું હતું તો ખેતર ખેતીવાળાને સોંપી દો અને બકરીઓ બકરીવાળાને. હઝરત દાવુદ (અલૈ.)એ આ ફેંસલાને પસંદ કર્યો અને કહ્યું કે, બસ હવે ફેંસલો આ જ રહેવો જોઈએ અને પક્ષકારોને બોલાવીને બીજો ફેંસલો લાગુ પાડી દીધો.

*(મઝહરી અને કુર્તુબી વગેરે)*

**શું ફૈંસલો આપ્યા પછી ન્યાયાધીશ (કાઝી)નો ફૈંસલો ફેરવી અથવા બદલી શકાય છે ? :**

અત્રે એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે હઝરત દાવુદ (અલૈ.) જ્યારે એક ફૈંસલો આપી ચૂક્યા હતા તો હઝરત સુલયમાન (અલૈ.)ને એ ફૈંસલો ફેરવવાનો શું હક હતો ? અને પોતે હઝરત દાવુદ (અલૈ.)એ તેમના તે ફૈંસલાને સાંભળીને પોતાના પ્રથમ આપેલા ફૈંસલાને બદલ્યો અને બીજું ફરમાન જારી કર્યું તો કાઝી (ન્યાયાધીશ)ને એવું કરવાનો અધિકાર છે કે એક ફૈંસલો આપી દીધા પછી ફૈંસલાને ફેરવી નાંખે અથવા બદલી નાંખે ?

કુર્તુબી (રહ.)એ આ સ્થળે આ જ પ્રમાણેના મસ્અલાઓની ઘણી જ લંબાણપૂર્વક ચર્ચા કરી છે, તેનો ખુલાસો એ છે કે જો કોઈ કાઝીએ શરીઅતની નુસૂસ અને જમહૂર ઉમ્મતના વિરુદ્ધ કોઈ ખોટો ફૈંસલો માત્ર અટકળ અને અનુમાનથી આપી દીધો તો તે ફૈંસલો ઉમ્મતની સર્વસહમતીએ નીંદનીય અને ખોટો છે, બીજું એ કે ન્યાયાધીશ માટે તેના વિરુદ્ધ ફૈંસલો આપવો ન જ માત્ર જાઈઝ છે બલકે વાજિબ છે અને એવો ખોટો ફૈંસલો આપનાર કાઝીને સેવાનિવૃત્ત કરવો પણ વાજિબ છે પરંતુ જો એક ન્યાયાધીશનો ફૈંસલો શરઈ ઈજ્તિહાદ ઉપર આધારિત અને ઈજ્તિહાદના સિદ્ધાંતો હેઠળ હતો તો કોઈ બીજા કાઝી માટે તે ફૈંસલાને ફેરવવો જાઈઝ નથી, કારણ કે જો એવું કરવામાં આવશે તો મોટો ફિત્નો થશે અને ઈસ્લામી કાયદા કાનૂન એક રમત બની જશે તથા દરરોજ હલાલ અને હરામ બદલાયા કરશે, અલબત્ત જો પોતે તે ફૈંસલો આપનાર કાઝી જ પાછળથી ઈજ્તિહાદના સિદ્ધાંતો હેઠળ પોતાનો એક ફૈંસલો લાગુ પાડી ચૂક્યો છે હવે ઈજ્તિહાદ આધારે એવું નજરમાં આવે કે પ્રથમ ફૈંસલો અને પ્રથમ ઈજ્તિહાદમાં ભૂલ થઈ ગઈ હતી તો તેના માટે તે ફૈંસલાને બદલવો જાઈઝ છે બલકે બહેતર છે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ જે એક લંબાણપૂર્વકનો કાગળ હઝરત અબૂ મૂસા અશઅરીના નામ ન્યાયપાલિકા અને મુકદમાઓના ફૈંસલાના સિદ્ધાંતો ઉપર લખ્યો હતો તેનો ખુલાસો એ છે કે ફૈંસલો આપ્યા પછી ઈજ્તિહાદ બદલાઈ જાય તો પ્રથમ ફૈંસલો બદલી નાંખવો જોઈએ. આ પત્ર દારેકુતનીએ સનદ સાથે વર્ણન કર્યો છે. (કુર્તુબી) અને સમશુલ અઈમ્મહ સરખસીએ મબસૂત બાબુલ કઝામાં પણ આ પત્ર વિગતપૂર્વક આપ્યો છે.

તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)નું નિવેદન એવું છે કે હઝરત દાવુદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.) બંનેના ફેંસલા પોતપોતાની જગ્યાએ અને વાસ્તવમાં બરાબર છે અને તેની હકીકત એ છે કે હઝરત દાવુદ (અલૈ.)એ જે ફેંસલો આપ્યો હતો તે કાયદેસરનો ફેંસલો હતો અને હઝરત સુલયમાન (અલૈ.)એ જે કહ્યું તે વાસ્તવમાં મુકદ્દમાનો ફેંસલો ન હતો બલકે પક્ષકારોમાં સુલેહ કરવાની એક પદ્ધતિ હતી અને કુર્આનમાં وَالصُّلْحُ خَيْرٌ (૪:૧૨૯) આવ્યું છે આથી આ બંને સ્વરૂપ અલ્લાહ સમીપ પસંદ કરવામાં આવ્યા. *(મઝહરી)*

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પોતાના ન્યાયાધીશો (કાઝીઓ)ને એવી સૂચના આપી રાખી હતી કે જ્યારે તમારી પાસે બે પક્ષકારોનો મુકદ્દમો આવે તો પ્રથમ તે બંનેમાં પરસ્પરની રાજી–ખુશી સાથે સુલેહ કરાવવાનો પ્રયત્ન કરો, જો એ અશક્ય હોય તો પોતાનો શરઈ ફેંસલો લાગુ પાડો અને તેની હકીકત એ વર્ણન કરી કે અદાલતની સત્તાના ફેંસલાથી તે વ્યક્તિ કે જેના ખિલાફ આ ફેંસલો થયો છે તે દબાઈ તો જાય છે પરંતુ તે બંને પક્ષકારોમાં એક પ્રકારનો વેરભાવ અને દુશ્મનીનું બીજ કાયમ થઈ જાય છે જે મુસલમાનોમાં ન હોવું જોઈએ, તેનાથી વિપરીત સુલેહના સ્વરૂપથી તેમના દિલોની નફરત પણ દૂર થઈ જાય છે.

*(અજ મુઈનુલ હુક્કામ)*

મુજાહિદ (રહ.)ના આ નિવેદન આધારે એ મા'મલો કાઝીના ફેંસલાને તોડવાનો અને બદલવાનો નથી રહ્યો બલકે પક્ષકારોને જે હુકમ સંભળાવ્યો હતો તે હજુ ત્યાંથી ગયા પણ ન હતા કે તેમનામાં સુલેહનું એક સ્વરૂપ નીકળી આવ્યું અને બંને તેના ઉપર રાજી થઈ ગયા.

**બે મુજ્તહિદ જો પોતપોતાના ઇજ્તિહાદથી બે ભિન્ન પ્રકારના ફેંસલા કરે તો શું તેમનામાંથી દરેક સાચો અથવા યોગ્ય છે અથવા કોઈ એકનો ફેંસલો ખોટો કહી શકાય છે ? :**

આ સ્થળે કુર્તુબીએ ઘણી વિગતથી અને અન્ય મુફસ્સિરોએ લંબાણપૂર્વક અથવા ટૂંકમાં એ ચર્ચા કરી છે કે દરેક મુજ્તહિદ હંમેશા સાચા જ (مُصِيْبٌ) સમજવામાં આવશે, બે વિરોધાભાસી ઈજ્તિહાદ હોય તો બંનેને સત્ય સમજવામાં આવશે, તેમાંથી એકના ફેંસલા ઉપર અમલ કરવામાં નહીં આવે અને બીજાના

ફેંસલાને સ્વીકારવામાં આવશે, આ બાબતે જૂના સમયથી ઉલમાના નિવેદનો વિવિધ પ્રકારના છે, પ્રસ્તુત આયતથી બંને જૂથોએ દલીલ કરી છે જે લોકો એવું કહે છે કે બંને ઈજ્તિહાદ સત્ય છે જો કે ભલે તે વિરોધાભાસી હોય ! તેમની દલીલો આયતના છેલ્લા વાક્યથી છે જેમાં ફરમાવ્યું, وَكُلًّا اٰتَيْنَاهُ حُكْمًا وَّعِلْمًا તેમાં હઝરત દાવુદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.) બંનેને હિકમત અને જ્ઞાન અર્પણ કરવાનો ઈરશાદ છે. હઝરત દાવુદ (અલૈ.)ને કોઈ ઠપકો આપવામાં આવ્યો નથી અને ન જ એવું કહેવામાં આવ્યું છે કે તેમનાથી કોઈ ભૂલ થઈ ગઈ. એનાથી જાણ થઈ કે હઝરત દાવુદ (અલૈ.)નો ફેંસલો સત્ય હતો અને હઝરત સુલયમાન (અલૈ.)નો ફેંસલો પણ; અલબત્ત હઝરત સુલયમાન (અલૈ.)ના ફેંસલાને પક્ષકારો માટે સુલેહ હોવાની બીનાએ અગ્રિમતા આપવામાં આવી અને જે લોકોએ એવું કહ્યું છે કે વિરોધાભાસી ઈજ્તિહાદના સમયે સત્ય એક તરફ હોય છે અને બીજો ખોટો હોય છે, તેમની દલીલો આ જ આયતના પ્રથમ વાક્યથી છે એટલે فَفَهَّمْنٰهَا سُلَيْمٰنَ કે તેમાં ખાસ કરીને હઝરત સુલયમાન (અલૈ.) વિશે ફરમાવ્યું છે કે અમે તેમને સત્ય ફેંસલો સમજાવી દીધો, તેનાથી સાબિત થાય છે કે હઝરત દાવુદ (અલૈ.)નો ફેંસલો હક ન હતો, જો કે તે પોતાના ઈજ્તિહાદના કારણે તેમાં મા'ઝૂર પણ હોય અને તેમની તેના વિશે કોઈ પકડ પણ ન થાય. આ ચર્ચા ફિક્હના કાયદાની કિતાબોમાં ઘણા વિસ્તારપૂર્વક આવી છે ત્યાં જોઈ શકાય છે, અત્રે માત્ર એટલું સમજી લેવું પૂરતું છે કે હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે જે વ્યક્તિએ ઈજ્તિહાદ કર્યો અને કોઈ હુકમ દીની ઈજ્તિહાદના સિદ્ધાંતો હેઠળ વર્ણન કર્યો જો તેનો ઈજ્તિહાદ સાચો હોય તો તેને બે સવાબ મળશે, એક ઈજ્તિહાદ કરવાની મહેનતનો તથા બીજો સાચા અને ખરા હુકમ સુધી પહોંચવાનો અને જો આ ઈજ્તિહાદ સાચો ન થયો તેનાથી ભૂલ થઈ ગઈ તો પછી તેનાથી તેને એક સવાબ ઈજ્તિહાદની મહેનતનો મળશે, બીજો સવાબ જે અસલ મૂળ સાચા હુકમ સુધી પહોંચવાનો હતો તે મળશે નહીં. (આ હદીષ મોટા ભાગની પ્રમાણિત હદીષની કિતાબોમાં નકલ થઈ છે). આ હદીષથી તે ઉલમાના મતભેદની હકીકત પણ સ્પષ્ટ થઈ જાય છે કે વાસ્તવમાં આ મતભેદ એક દૃષ્ટિકોણના તફાવત જેવો છે, કારણ કે બંને બાજુ સત્ય હોવાનો ખુલાસો એ છે કે ઈજ્તિહાદમાં ભૂલ કરનાર મુજ્તહિદ અને તેના અનુયાયીઓ માટે પણ

ઈજ્તિહાદ સત્ય અને સાચો છે, તેના ઉપર અમલ કરવાથી તેમનો છુટકારો થઈ જશે ભલે આ ઈજ્તિહાદ પોતે જ એક ભૂલ હોય પરંતુ તેના ઉપર અમલ કરનારાઓને કોઈ ગુનોહ નથી અને જે લોકોએ એવું કહ્યું છે કે સત્ય તે બંનેમાંથી એક જ હોય છે બીજો ખોટો અને ભૂલ ઉપર હોય છે તેનો ખુલાસો પણ એનાથી વધારે કંઈ નથી કે અસલ ભાવાર્થ સુધી અને અલ્લાહ તઆલાના નિર્ધારિત કરેલ ઉદ્દેશ્યો સુધી ન પહોંચવાના કારણે તે મુજ્તહિદના સવાબમાં કમી થશે અને આ કમી એ કારણે છે કે તે પોતાના ઈજ્તિહાદમાં સત્ય વાત સુધી ન પહોંચી શક્યો પરંતુ તેનો અર્થ એ નથી કે મુજ્તહિદ કે જેણે ભૂલ કરી છે તેને નીંદનીય ગણવામાં આવે અથવા તેના અનુયાયીઓને ગુનેહગાર કહેવામાં આવે. તફસીરે કુર્તુબીમાં આ સ્થળે તે બધી જ ચર્ચાઓની સંપૂર્ણ વિગત લખવામાં આવી છે જાણકાર લોકો ત્યાં જોઈ શકે છે.

**એક ફિક્હી મસ્અલો કે જો કોઈના જાનવરો બીજા વ્યક્તિના પ્રાણ અથવા માલનું નુકસાન કરે તો ફૈંસલો શું હોવો જોઈએ ? :**

હઝરત દાવુદ (અલૈ.)ના ફૈંસલાથી જાણ થાય છે કે જાનવરના માલિકે વળતર ચૂકવવું પડશે જો આ ઘટના રાત્રે થઈ હોય પરંતુ એ જરૂરી નથી કે હઝરત દાવુદ (અલૈ.)ની શરીઅતનો જે ફૈંસલો હોય તે જ શરીઅતે મુહમ્મદિય્યહમાં પણ બાકી રહે એટલા માટે આ મસ્અલામાં મુજ્તહિદ ઈમામોનો મતભેદ છે. ઈમામ શાફઈ (રહ.)નો મસ્લક એ છે કે જો રાત્રિના સમયે કોઈના જાનવર કોઈ બીજાના ખેતરમાં દાખલ થઈને નુકસાન પહોંચાડે તો જાનવરોના માલિક ઉપર વળતર આવશે અને જો દિવસમાં આવું થાય તો તેનું વળતર નહીં આવે, તેની દલીલ હઝરત દાવુદ (અલૈ.)ના ફૈંસલાથી પણ થઈ શકે છે પરંતુ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺના સિદ્ધાંતો હેઠળ તેમણે એક હદીષને દલીલ બનાવી છે જે મુઅત્તા ઈમામ માલિક (રહ.)માં નકલ થઈ છે કે હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.)ની ઊંટણી એક વ્યક્તિના બાગમાં દાખલ થઈ ગઈ અને તેને નુકસાન પહોંચાડયું તો રસૂલે કરીમ ﷺએ એ ફૈંસલો કર્યો કે બગીચાઓ અને ખેતીઓનું રક્ષણ રાત્રે તેમના માલિકોની જવાબદારી છે અને તેમની સુરક્ષા છતાં જો રાત્રે કોઈનું જાનવર નુકસાન પહોંચાડી દે તો જાનવરના માલિકે વળતર ચૂકવવું પડશે અને ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને કુફાના ફુક્હાનો એ મસ્લક છે કે જે સમયે

જાનવરોની સાથે તેનો ચરાવનાર અથવા વ્યક્તિ મોજૂદ હોય અને તેની બેદરકારીના કારણે જાનવરો કોઈ અન્યના બગીચા અથવા ખેતરને નુકસાન પહોંચાડે તેવા સ્વરૂપમાં તો જાનવરોના માલિક ઉપર વળતર આવે છે, ભલે આ ઘટના રાત્રે બની હોય અથવા દિવસે અને જો માલિક અથવા રખેવાળ જાનવરોની સાથે ન હોય, જાનવરો પોતે જ નીકળી ગયા અને કોઈના ખેતરને નુકસાન પહોંચાડી દીધું તો જાનવરોના માલિક ઉપર વળતર નથી. મા'મલો દિવસ અને રાતનો તેના ઉપર સમાન છે. ઈમામે આ'ઝમ (રદિ.)ની દલીલ તે હદીષ છે જે બુખારી અને મુસ્લિમ તથા બધા જ હદીષવેત્તાઓએ રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, جَرَحُ الْعَجْمَاءِ جِبَارٌ એટલે કે, જાનવર જે કોઈનું નુકસાન પહોંચાડે તે પકડને પાત્ર નથી, એટલે કે જાનવરના માલિક ઉપર તેનું વળતર નથી. (એ શરતે કે જાનવરનો માલિક અથવા તેનો રખેવાળ તેની સાથે ન હોય જેમકે બીજી દલીલોથી સાબિત થયું છે). આ હદીષમાં દિવસ–રાતના તફાવત વિના સામાન્ય શરઈ કાયદો એ ઠરાવવામાં આવ્યો છે કે જો જાનવરોના માલિકે જાણી જોઈને કોઈના ખેતરમાં નથી છોડ્યું, જાનવરો પોતે છૂટીને ત્યાં ચાલ્યા ગયા તો તેના નુકસાનનું વળતર જાનવરોના માલિક ઉપર હશે નહીં અને હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.)ના કિસ્સાની રિવાયતની સનદમાં ફુક્હાએ હનફિય્યહે કહ્યું છે કે તેને સહીહૈનની હદીષના મુકાબલામાં કોઈ દલીલ ઠરાવી શકાતી નથી. વલ્લાહુ અઅ્લમુ.

**પહાડો અને પક્ષીઓની તસ્બીહ :**

وَسَخَّرْنَا مَعَ دَاوُدَ الْجِبَالَ يُسَبِّحْنَ وَالطَّيْرَ وَكُنَّا فٰعِلِيْنَ હઝરત દાવુદ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ ઘણી બધી વિશેષતાઓમાંથી એક વિશેષતા સુમધુર કંઠ (અવાજ) સ્વરૂપ પણ આપી હતી. જ્યારે તેઓ ઝબૂર પઢતા હતા તો પક્ષીઓ હવામાં થોભવા લાગતા હતા અને તેમની સાથે તસ્બીહ કરવા લાગતા હતા, એ જ પ્રમાણે પહાડ અને દરેક વૃક્ષો પણ તસ્બીહના અવાજ કાઢવા લાગતા હતા, તેમના સુમધુર અવાજની વિશિષ્ટતા તો જાહેર વિશેષતાઓમાંથી હતી તથા પક્ષીઓનું અને પહાડોનું તસ્બીહમાં સામેલ થઈ જવું અલ્લાહ તઆલાએ તેમને અર્પેલ મોઅ્જિઝામાંથી હતું. આ મોઅ્જિઝા માટે એ પણ જરૂરી નથી કે પક્ષીઓ અને પહાડોમાં જિંદગી અથવા માનવ જેવી સભાનતા હોય બલકે મોઅ્જિઝા

સ્વરૂપે દરેક નિર્જીવ પદાર્થમાં પણ સભાનતા પેદા થઈ શકે છે, તદુપરાંત તેની હકીકત એ છે કે પહાડો અને પથ્થરોમાં પણ જિંદગી અને સભાનતા તેમની હેસિયત પ્રમાણે મોજૂદ છે. સહાબએ કિરામ (રદિ.)માંથી હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) ઘણો જ સુમધુર અવાજ ધરાવતા હતા, એક દિવસે કુર્આન પઢી રહ્યા હતા, રસૂલે કરીમ ﷺ તે તરફથી પસાર થયા તો આપ ﷺ તેમની તિલાવત સાંભળવા માટે થોભી ગયા અને સાંભળતા રહ્યા, પછી ફરમાવ્યું કે તેમને અલ્લાહ તઆલાએ સુમધુર કંઠ હઝરત દાવુદ (અલૈ.) જેવો અર્પણ કર્યો છે. જ્યારે હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)ને જાણ થઈ કે, આપ ﷺ તેમની તિલાવત સાંભળી રહ્યા હતા તો વિનંતી કરી કે જો મને આપ ﷺના સાંભળવાની ખબર થઈ ગઈ હોત તો મેં તેને ઔર વધારે સારી રીતે પઢવાનો પ્રયત્ન કર્યો હોત.

*(ઈબ્ને કષીર)*

**ખુલાસો :**

આથી જાણ થઈ કે કુર્આનની તિલાવતમાં حُسْنِ صَوْت સુમધુર અવાજ અને સારી લઢણ કે જેનાથી આકર્ષણ પેદા થાય એક દરજ્જામાં ઈચ્છનીય અને પસંદ કરવામાં આવેલ બાબત છે, એ શરતે કે આજકાલના અમુક કારીઓની જેમ તેમાં ગુલૂ (અતિશયોક્તિ) કરવામાં ન આવે કે માત્ર અવાજને જ શણગારવામાં આવે છે અને તેને શણગારવાની તથા લોકોને ખુશ કરવાની ફિકર માત્ર રહી જાય છે જેનાથી તિલાવતનો મૂળ હેતુ જ ગાયબ થઈ જાય છે. વલ્લાહુ અઅ્લમુ.

**બખ્તર બનાવવાની કારીગીરી હઝરત દાવુદ (અલૈ.)ને અલ્લાહ તરફથી આપવામાં આવી :**

وَعَلَّمْنٰهُ صَنْعَةَ لَبُوْسٍ لَّكُمْ માં શબ્દ لَبُوْسُ (લબૂસ) શબ્દકોષના આધારે શસ્ત્ર–સરંજામમાંથી દરેક તે વસ્તુને કહેવામાં આવે છે જે મનુષ્ય ઓઢીને અથવા ગળામાં નાંખીને ઉપયોગ કરે, ભાવાર્થ આ સ્થળે લોખંડનું બખ્તર છે જે યુદ્ધમાં સુરક્ષા માટે પહેરવામાં આવે છે, બીજી આયતમાં وَاَلَنَّا لَهُ الْحَدِيْدَ (૩૪:૧૦) છે, અમે તેમના માટે લોઢાને નરમ કરી દીધું હતું ભલે એ રીતે કે લોઢું તેમના હાથમાં આવીને આપમેળે નરમ થઈ જતું હોય કે તેને જેવી રીતે વાળવું હોય વળી જાય અને બારીક તથા જાડું કરવું હોય તો એવું થઈ જાય જેમકે મીણ હોય છે અથવા એ

પ્રમાણે કે તેને આગમાં પીગળાવીને નરમ કરવાની યુક્તિ બતાવી દીધી જે બધા લોખંડના કારખાનાઓમાં આજે પણ ઉપયોગ કરવામાં આવે છે.

## એવી કારીગીરી કે જેનાથી લોકોને લાભ પહોંચે ઇચ્છનીય છે અને અંબિયા (અલૈ.)ની પ્રવૃત્તિ છે :

આ આયતમાં બખ્તર બનાવવાની કળા દાવુદ (અલૈ.)ને શિખવાડવાના વર્ણનની સાથે તેની હિકમત પણ એ બતાવી કે لِتُحْصِنَكُم مِّنۢ بَأْسِكُمْ એટલે કે, જેથી આ બખ્તર તમને યુદ્ધના સમયે તેજ તલવારના ભયથી સુરક્ષિત રાખી શકે. આ એક એવી આવશ્યકતા છે કે જેનાથી દીનવાળા અને દુનિયાવાળા સૌને કામ પડે છે એટલા માટે આ કળાને શિખવાડવાને અલ્લાહ તઆલાએ પોતાનું એક ઈનામ ઠરાવ્યું છે, તેનાથી જાણ થઈ કે જે ઉદ્યોગ દ્વારા લોકોની જરૂરિયાતો પૂરી થાય તેને શીખવું અને શિખવાડવું સવાબમાં સામેલ છે એ શરતે કે નિય્યત મખ્લૂકની સેવાની હોય માત્ર કમાવવાનો હેતુ ન હોય. અંબિયા (અલૈ.) દ્વારા વિવિધ પ્રકારની કળાઓનો અમલ કરવાનું નકલ થયું છે. હઝરત આદમ (અલૈ.)એ ખેતી વાવવા અને લણવાનું કાર્ય કર્યું, રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો છે કે જે કારીગર પોતાની કારીગીરીમાં નિય્યત નેક અને મખ્લૂકની સેવાની રાખે તેનું ઉદાહરણ હઝરત મૂસા (અલૈ.)ની વાલિદહ જેવું થઈ જાય છે કે તેમણે પોતાના જ બાળકને દૂધ પીવડાવ્યું અને વળતર ફિરઔન તરફથી મફતમાં મળ્યું, એ જ પ્રમાણે મખ્લૂકની સેવાની નિય્યતથી કારીગીરી કરનારાઓને મખ્લૂકની સેવા કરવાનો પોતાનો મકસદ પ્રાપ્ત થશે જ સાથે જ દુનિયાનો લાભ વિશેષ સ્વરૂપે તેને મળશે. આ હદીષ હઝરત મૂસા (અલૈ.)ના કિસ્સામાં સૂરએ તા–હામાં પસાર થઈ ચૂકી છે.

## હઝરત સુલયમાન (અલૈ.) માટે હવાને તેમના વશમાં કરવું અને તેનાથી સંબંધિત મસ્અલાઓ :

હઝરત હસન બસરી (રહ.)થી નકલ થયું છે જ્યારે હઝરત સુલયમાન (અલૈ.)ની એ ઘટના બની કે લશ્કરના ઘોડાઓનું નિરીક્ષણ કરવામાં તેઓના પ્રવૃત્ત થવાથી તેમની અસરની નમાઝ છૂટી ગઈ ત્યારે પોતાની આ ગફલત ઉપર અફસોસ થયો અને ઘોડાઓ કે જે આ નિષ્કાળજીનું કારણ બન્યા હતા તેમને છૂટા

મૂકી દીધા, કારણ કે તેમની આ પ્રવૃત્તિ અલ્લાહની ખુશી માટે હતી એટલા માટે અલ્લાહે તેમને ઘોડાઓથી વધારે તેજ ગતિવાળી સવારી હવાના સ્વરૂપમાં અર્પણ કરી. આ ઘટનાની વિગત અને તેના વિશેની આયતોની તફસીર સૂરએ સુઆદ صٓ માં આવશે. ઈન્શાઅલ્લાહુ તઆલા.

عَطْف સવાર سَخَّرْنَامَعَ دَاوٗدَ આ પાછલા વાક્ય وَلِسُلَيْمَانَ الرِّيْحَ عَاصِفَةً ઉપર عَطْف છે. એટલે કે, જેમકે અલ્લાહ તઆલાએ હઝરત દાવુદ (અલૈ.) માટે પહાડો અને પક્ષીઓને તેમના વશમાં કરી દીધા હતા જેના ઉપર સવાર થઈને તેઓ જ્યાં ઈચ્છતા હતા ઘણા જ જલદી સરળતાથી પહોંચી જતા હતા. આ સ્થળે એ બાબત વિચારવાપાત્ર છે કે હઝરત દાવુદ (અલૈ.)ને વશમાં આપેલ બાબતો માટે તો શબ્દ مَــــعَ (મ–અ) ઉપયોગ કરવામાં આવ્યો છે તેની સાથે પહાડો, પક્ષીઓને વશમાં કરી દીધા હતા અને અહીંયાં શબ્દ لَامْ (લામ)ની સાથે ફરમાવ્યું કે, હવાને હઝરત સુલયમાન (અલૈ.) માટે "મુસખ્ખર" (તા'બે) કરી દીધી હતી, તેમાં રસપ્રદ ઈશારો એ વાત તરફ છે કે બંને "તસ્ખીર" (તા'બા હેઠળ કરવા)માં ફરક હતો. હઝરત દાવુદ (અલૈ.) જ્યારે તિલાવત કરતા હતા તો પહાડો અને પક્ષીઓ આપમેળે તસ્બીહ કરવા લાગતા હતા, તેમના હુકમની રાહ જોતા ન હતા અને હઝરત સુલયમાન (અલૈ.) માટે હવાને તેમના હુકમના તા'બે બનાવી દેવામાં આવી કે જ્યારે ઈચ્છે, જે વખતે ઈચ્છે, જે રીતે ઈચ્છે હવાને હુકમ આપી દેવામાં આવ્યો તો તેણે તેમને પહોંચાડી દીધા અને જ્યારે જ્યાં ઊતરવા ઈચ્છ્યું ઉતારી દીધા, પછી જ્યારે પરત ચાલવાનો હુકમ આપ્યો તો પરત પહોંચાડી દીધા.

*(રૂહ અનલ બયઝાવી)*

તફસીર ઈબ્ને કષીરે "તખ્તે સુલયમાન (અલૈ.)" કે જે હવા ઉપર ગતિ કરતો હતો તેનું સ્વરૂપ એ વર્ણન કર્યું છે કે હઝરત સુલયમાન (અલૈ.)એ લાકડાનો એક ઘણો પહોળો તખ્ત (પ્લેટફોર્મ) બનાવ્યો હતો જેના ઉપર પોતે અને પોતાના રાજ્યના અધિકારીઓ, લશ્કર શસ્ત્ર–સરંજામ સાથે બધા જ સવાર થઈ જતા, પછી હવાને હુકમ આપતા હતા કે આ મહાન અને વિશાળ તખ્તને પોતાના ખભા ઉપર ઉઠાવીને જ્યાંનો હુકમ થતો ત્યાં જઈને ઊતારી દેતી હતી. આ હવાઈ તખ્ત સવારથી બપોર સુધી એક મહિના પગપાળા ચાલવાની મુસાફરી જેટલું અંતર કાપતી હતી અને બપોરથી સાંજ સુધી એક મહિનાની મુસાફરીનું અંતર

કાપતી હતી, એટલે કે એક દિવસમાં બે મહિનાઓની મુસાફરીનું અંતર હવા દ્વારા કાપવામાં આવતું હતું. ઈબ્ને અબી હાતિમે હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)થી નકલ કર્યું છે કે આ તખ્તે સુલયમાની ઉપર છ લાખ ખુરશીઓ મૂકવામાં આવતી હતી જેમાં હઝરત સુલયમાન (અલૈ.)ની સાથે ઈમાનવાળા લોકો સવાર થતા હતા અને તેમની પાછળ ઈમાનવાળા જિન્નાતો બેસતા હતા, પછી ફરિશ્તાઓને હુકમ થતો કે તેઓ આ સમગ્ર તખ્ત ઉપર છાંયડો કરી દેતા હતા કે સૂર્યના તડકાથી તકલીફ ન પહોંચે, પછી હવાને હુકમ આપવામાં આવતો હતો તે આ મહાન સમૂહને ઉઠાવીને જ્યાંનો હુકમ થતો ત્યાં પહોંચાડી દેતી હતી. અમુક રિવાયતોમાં છે કે આ હવાઈ મુસાફરીના સમયે સંપૂર્ણ માર્ગમાં હઝરત સુલયમાન (અલૈ.) માથું ઝુકાવીને અલ્લાહના ઝિક્ર અને શુક્રમાં મશ્ગૂલ રહેતા હતા, ડાબે–જમણે કંઈ જ જોતા ન હતા અને પોતાના અમલથી વિનમ્રતાની જાહેરાત કરતા હતા.

*(ઈબ્ને કષીર)*

عَاصِفَةً (આસિફતન) رِيْحٌ عَاصِفَةٌ નો શાબ્દિક અર્થ "સખત તેજ ગતિવાળી હવા" થાય છે. કુર્આને કરીમની બીજી આયતોમાં આ હવાનું લક્ષણ رُخَاءً (રુખાઅ્) વર્ણન કરવામાં આવ્યું છે જેનો અર્થ "નરમ હવા" છે, જેનાથી ન તો ધૂળ ઉડે અને ન જ વાતાવરણમાં વાવાઝોડું પેદા થાય. દેખીતી રીતે આ બે વિરોધાભાસી લક્ષણો છે પરંતુ બંને લક્ષણોનું મિશ્રણ હોવું એ રીતે શક્ય છે કે આ હવા પોતાના અસ્તિત્વમાં ઘણી સખત અને તેજ ગતિવાળી હોય જેના કારણે અમુક કલાકોમાં એક મહિનાની મુસાફરીનું અંતર કાપી શકે પરંતુ અલ્લાહ તઆલાની કુદરતે તેને એવી બનાવી દીધી હોય કે તેનાથી વાતાવરણમાં વાવાઝોડું પેદા ન થાય એટલા માટે તેની એવી પરિસ્થિતિ વર્ણન કરવામાં આવી છે કે જે વાતાવરણમાં આ તખ્ત પસાર થતો હતો ત્યાં કોઈ પક્ષીને પણ કોઈ નુકસાન પહોંચતું ન હતું.

## અલ્લાહના હુકમથી જિન્નાતો અને શયતાનો હઝરત સુલયમાન (અલૈ.)ના તા'બે હતા :

وَمِنَ الشَّيٰطِيْنِ مَنْ يَّغُوْصُوْنَ لَهٗ وَيَعْمَلُوْنَ عَمَلًا دُوْنَ ذٰلِكَ وَكُنَّا لَهُمْ حٰفِظِيْنَ એટલે કે, અમે હઝરત સુલયમાન અલૈહિસ્સલામ માટે શયતાન જિન્નાતોમાંથી એવા

લોકોને કે જે દરિયાઓમાં ડૂબકી લગાવીને હઝરત સુલયમાન અલૈહિસ્સલામ માટે ઝવેરાત (મોતીઓ) કાઢી લાવતા હતા તેમને તા'બે કરી લીધા અને તે ઉપરાંત અન્ય કામો પણ તેઓ કરતા હતા જેમાંથી અમુકનું વર્ણન અન્ય આયતોમાં આવ્યું છે.

يَعْمَلُوْنَ لَهٗ مَايَشَاءُ مِنْ مَّحَارِيْبَ وَتَمَاثِيْلَ وَجِفَانٍ كَالْجَوَابِ (૩૪:૧૩) એટલે કે, હઝરત સુલયમાન (અલૈ.) માટે મેહરાબો અને શા'નદાર મકાનો તથા પૂતળાં અને પથ્થરના મોટા–મોટા પ્યાલા જે હોઝ જેવું કામ આપતા હતા; તેમની પાસેથી હઝરત સુલયમાન (અલૈ.) ઘણી મહેનતનું કામ પણ લેતા હતા અને આશ્ચર્યજનક કારીગીરી પણ; અને અમે જ તેમના રક્ષક હતા.

شَيَاطِيْنُ (શયાતીન) તે આગના બનેલા અલૌકિક શરીરો છે જે બુદ્ધિ અને સમજદારી પણ ધરાવે છે અને મનુષ્યોની જેમ તેમના ઉપર શરીઅતના હુકમો પણ લાગુ પડે છે. આ પ્રજાતિ માટે અસલ શબ્દ جِنّ (જિન્ન) અથવા جِنَّاتٌ (જિન્નાત) ઉપયોગ થાય છે, તેમાં જેઓ ઈમાનનો સ્વીકાર ન કરે તે કાફિર છે તેમને શયાતીન કહેવામાં આવે છે, દેખીતું એ છે કે હઝરત સુલયમાન (અલૈ.) માટે તા'બે તો બધા જ જિન્નાતો હતા, ભલે તે મો'મિન હોય અથવા કાફિર પરંતુ મો'મિનોને વશમાં કર્યા વિના જ હઝરત સુલયમાન (અલૈ.)ના હુકમો ઉપર ધાર્મિક ફરજના સ્વરૂપે અમલ કરતા હતા, તેમના માટે તા'બે કરવાનો ઉલ્લેખ કરવાની કોઈ આવશ્યકતા નથી એટલા માટે તા'બે કરવા માટે માત્ર કાફિર જિન્નાતોનું વર્ણન કરવામાં આવ્યું કે તેઓ પોતાના કુફ્ર અને બળવાખોરી છતાં બળજબરીએ હઝરત સુલયમાન (અલૈ.)ના ફરમાનના તા'બે રહેતા હતા અને કદાચ એટલા માટે જ આયતના અંતે એ વાક્ય વધારવામાં આવ્યું કે અમે તેમના રક્ષક હતા નહિતર કાફિર જિન્નાતોથી તેમને દરેક સમયે ભય હતો કે તેમને કોઈ નુકસાન પહોંચાડે પરંતુ અલ્લાહની હિફાઝતનો પહેરો તેમના ઉપર લાગેલો હતો એટલા માટે તેમને કોઈ નુકસાન પહોંચી શકતું ન હતું.

**એક રસપ્રદ ઘટના :**

હઝરત દાવુદ (અલૈ.) માટે તો અલ્લાહ તઆલાએ સૌથી વધારે કઠણ અને મજબૂત પદાર્થોને તા'બા હેઠળ કર્યા કે જેમાં પહાડો અને લોઢા જેવી કઠણ

વસ્તુઓ સામેલ છે, એથી વિરુદ્ધ હઝરત સુલયમાન (અલૈ.)ના માટે એવા નરમ પદાર્થો તા'બામાં કર્યા કે જે નજરે પડી પણ ન શકે, જેમકે હવા અને જિન્નાત. તેમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત દરેક પ્રકારની મખ્લૂક ઉપર છવાયેલી હોવાનું સ્પષ્ટ કરવામાં આવ્યું છે. *(તફસીરે કબીર)*

―――――――――――

## આયત : (સુરએ અંબિયા : આયત નં. ૮૩–૮૪)

| |
|---|
| وَاَيُّوْبَ اِذْ نَادٰى رَبَّهٗٓ اَنِّىْ مَسَّنِىَ الضُّرُّ وَاَنْتَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿٨٣﴾ فَاسْتَجَبْنَا لَهٗ |
| فَكَشَفْنَا مَا بِهٖ مِنْ ضُرٍّ وَّاٰتَيْنٰهُ اَهْلَهٗ وَمِثْلَهُمْ مَّعَهُمْ رَحْمَةً مِّنْ عِنْدِنَا وَذِكْرٰى لِلْعٰبِدِيْنَ ﴿٨٤﴾ |

## તરજુમો :

*અને (યાદ કરો) ઐયૂબ (અલૈ.)ને; જે સમયે તેમણે પોતાના પરવરદિગારને પોકાર્યો કે મારા ઉપર તકલીફ પડી છે અને તું સૌ રહમ કરનારાઓથી રહમ કરનારો છે. (૮૩) પછી અમે તેમની ફરિયાદ સાંભળી લીધી, બસ દૂર કરી દીધી જે તેમના ઉપર તકલીફ હતી અને તેમને તેમના ઘરવાળાઓ અર્પણ કર્યા અને એટલા જ (બીજા) તેમની સાથે, પોતાના તરફથી રહમત અને નસીહત બંદગી કરનારાઓને. (૮૪)*

## તફસીર :

અને ઐયુબ (અલૈ.)ના કિસ્સાનું વર્ણન કરો જયારે કે તેમણે (સખત બીમારીમાં સપડાયા પછી) પોતાના પરવરદિગારને પોકાર્યા કે મને આ તકલીફ પહોંચી રહી છે અને તું બધા મહેરબાનો કરતા વધારે મહેરબાન છે (તો પોતાની મહેરબાનીથી મારી આ તકલીફ દૂર કરી આપો) તો અમે તેમની દુઆ કબૂલ કરી અને તેમને જે તકલીફ હતી તેને દૂર કરી દીધી અને (તેમની કોઈ દરખાસ્ત વિના) અમે તેમનું કુટુંબ (એટલે કે તેમની અવલાદ જે તેમનાથી ગાયબ થઈ ગઈ હતી. –કાલલ્ હસન કઝા ફિલ દૂર્રે મન્ષૂર. –અથવા મરી ગયા હતા. કમા કાલ વગેરે) અર્પણ કર્યુ (એ જ પ્રમાણે કે તે તેમની પાસે આવી ગયા અથવા એ અર્થમાં કે એટલા જ અન્ય પેદા થઈ ગયા. –કાલ ઈકરીમા કમા ફિ ફત્હુલ મન્નાન) અને તેમની સાથે (ગણતરીમાં) તેના સમાન બીજા પણ (આપી દીધા એટલે કે જેટલી

અવલાદ પહેલાં હતી તેના બરાબર અન્ય પણ આપી દીધી, ભલે પોતે પોતાની સીધી અવલાદ હોય અથવા તો અવલાદની અવલાદ હોવાના સ્વરૂપમાં હોય. –કઝા ફિ ફત્હુલ મન્નાન મિન કિતાબિલ ઐયૂબ) પોતાની ખાસ રહમતના કારણથી અને ઈબાદત કરનારાઓના માટે એક યાદગાર રહેવાના કારણથી !

## મસ્અલા અને બોધપાઠ :

### હઝરત ઐયુબ (અલૈ.)નો કિસ્સો :

હઝરત ઐયુબ (અલૈ.)ના કિસ્સામાં ઈસ્રાઈલી રિવાયતો ઘણી લાંબી છે, તેમાંથી જેમને હદીષવેત્તાઓએ ઐતિહાસિક દરજ્જામાં ભરોસાપાત્ર સમજી છે અત્રે તે નકલ કરવામાં આવે છે. કુર્આને કરીમથી તો માત્ર એટલી વાત સાબિત થાય છે કે તેમને કોઈ સખત બીમારી થઈ હતી જેના ઉપર તેઓ સબ્ર કરતા રહ્યા, અંતે અલ્લાહ તઆલા પાસે દુઆ કરી તો તેનાથી છુટકારો મળ્યો અને એ કે તે બીમારીના સમયમાં તેમની અવલાદ અને પ્રિયજનો બધા તેમને છોડી ગયા, કદાચ મૃત્યુના કારણે હોય અથવા કોઈ બીજા કારણે, પછી અલ્લાહ તઆલાએ તેમને તંદુરસ્તી અને રાહત આપી અને જેટલી અવલાદ હતી તે બધી તેમને આપી દીધી, બલકે એટલી જ અન્ય પણ વધારે આપી દીધી. બાકી કિસ્સાના વિભાગો અમુક તો પ્રમાણિત હદીષોમાં મોજૂદ છે, ઐતિહાસિક રિવાયતોમાં હાફિઝ ઈબ્ને કષીરે આ કિસ્સાની વિગત આ મુજબ લખી છે કે,

હઝરત ઐયુબ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ શરૂઆતમાં માલ–દોલત, મિલકત, શા'નદાર મકાનો, સવારીઓ, અવલાદ તથા જાહોજલાલી ઘણું બધું અર્પણ કર્યું હતું, પછી અલ્લાહ તઆલાએ તેમને પયગમ્બરી આજમાયશમાં નાંખી દીધા. આ બધી વસ્તુઓ તેમના હાથમાંથી નીકળી ગઈ અને બદનમાં પણ એવી સખત બીમારી લાગી ગઈ જેમકે રક્તપિત્ત હોય છે કે શરીરનો કોઈ ભાગ જીભ અને હૃદય સિવાય આ બીમારીથી ન બચ્યો અને તે એવી હાલતમાં દિલ અને જીભને અલ્લાહની યાદમાં મશ્ગૂલ રાખતા અને શુક્ર અદા કરતા રહેતા હતા, આ સખત બીમારીના કારણે બધા સગાં–વહાલાં, દોસ્તો અને પાડોશીઓએ તેમને અલગ કરીને વસ્તીની બહાર એક કચરો નાંખવાના સ્થળે નાંખી દીધા, કોઈ તેમની પાસે જતું ન હતું, ફક્ત તેમની પત્ની તેમની સાળ સંભાળ રાખતી હતી

જેઓ હઝરત યુસૂફ (અલૈ.)ની પુત્રી અથવા પૌત્રી હતાં, જેમનું નામ લય્યા બિન્તે નિશાઅ્ ઈબ્ને યુસૂફ (અલૈ.) બતાવવામાં આવે છે. (ઈબ્ને કષીર) માલ અને મિલકત તો બધી સમાપ્ત થઈ ચૂકી હતી, તેમની પત્ની મોહતરમાં મહેનત–મજૂરી કરીને પોતાના માટે તથા તેમના માટે રોજી અને જરૂરિયાતનો સામાન પૂરો પાડતા હતા અને તેમની સેવા કરતા હતા. હઝરત ઐયુબ (અલૈ.)ની આ કસોટી અને પરીક્ષા કોઈ આશ્ચર્ય અથવા તાજ્જુબની વાત નથી, નબીએ કરીમ ﷺનો ઈરશાદ છે, اَشَدُّ النَّاسِ بَلاءً اَلْاَنْبِيَاءُ ثُمَّ الصَّالِحُوْنَ ثُمَّ الاَمْثَلُ فَالْاَمْثَلُ એટલે કે, સૌથી વધારે બલાઓ અને આજમાયશો અંબિયા (અલૈ.) ઉપર આવી છે, ત્યાર પછી બીજા સાલિહીનને દરજ્જા પ્રમાણે અને એક રિવાયતમાં છે કે દરેક મનુષ્યનું દુઃખ અને આજમાયશ તેની દીની સમજ અને મજબૂતીના અંદાજા ઉપર હોય છે જેની દીનમાં જેટલી સમજ અને મજબૂતી હોય છે તેની તેટલી જ આજમાયશ અને મુસીબત વધારે હોય છે. (જેથી તે જ પ્રમાણે તેના દરજ્જાઓ અલ્લાહ નજીક ઊંચા થાય). હઝરત ઐયુબ (અલૈ.)ને અલ્લાહ તઆલાએ અંબિયા (અલૈ.)ના સમૂહમાં દીની મજબૂતી અને સબ્રનું એક વિશેષ સ્થાન અર્પણ કર્યું હતું. (જેમકે હઝરત દાવુદ અલૈ.ના લશ્કરને એવી જ વિશેષતા અર્પણ કરવામાં આવી હતી). દુઃખ–દર્દો અને કઠણાઈઓ ઉપર સબ્ર કરવામાં હઝરત ઐયુબ (અલૈ.) ઉદાહરણ સ્વરૂપ હતા. યઝીદ બિન મયસરહ ફરમાવે છે કે જ્યારે અલ્લાહ તઆલાએ ઐયુબ (અલૈ.)ને માલ અને દોલત વગેરે દુનિયાની બધી જ નેઅ્મતોથી ખાલી કરીને આજમાયશ કરી તો તેમણે ફારેગ થઈને અલ્લાહ તઆલાની યાદ અને ઈબાદતમાં ઔર વધારે મહેનત શરૂ કરી દીધી અને અલ્લાહ તઆલાને વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! હું તારો શુક્ર અદા કરું છું કે તેં મને માલ–મિલ્કત તથા દુનિયાની દોલત અને અવલાદ અર્પણ કરી જેની મહોબ્બત મારા દિલના એક એક અંશ ઉપર છવાઈ ગઈ, પછી તેના ઉપર પણ શુક્ર અદા કરું છું કે તેં મને તે બધી વસ્તુઓથી ફારેગ અને ખાલી કરી દીધો અને હવે મારા અને તારા દરમિયાન અડચણ બનનારી કોઈ વસ્તુ બાકી ન રહી.

હાફિઝ ઈબ્ને કષીર પ્રસ્તુત રિવાયત નકલ કર્યા પછી લખે છે કે વહબ બિન મુનબ્બહથી આ કિસ્સાની ઘણી લાંબી રિવાયતો નકલ થઈ છે, જેમાં غَرَائِبُ (નવાઈ પમાડે એવી વાતો) જોવા મળે છે અને લાંબી છે તેથી અમે તેને છોડી દીધી છે.

**હઝરત ઐયુબ (અલૈ.)ની દુઆ સબ્રના ખિલાફ નથી :**

હઝરત ઐયુબ (અલૈ.) આ સખત બલામાં કે બધી જ માલ-જાયદાદ અને દુનિયાની દોલતથી અલગ થઈને એવી શારીરિક બીમારીમાં સપડાઈ ગયા કે લોકો પાસે આવતાં પણ ગભરાવા માંડ્યા, વસ્તીની બહાર એક કચરો-પૂંજો નાંખવાની જગ્યાએ સાત વર્ષો અને અમુક મહિના પડ્યા રહ્યા, ક્યારેય હાય-વેલા, વિલાપ કે શિકાયતનું કોઈ વાક્ય જીભ ઉપર આવ્યું નહીં, નેક પત્ની લય્યા મોહતરમાએ વિનંતી પણ કરી કે તમારી તકલીફ ઘણી વધી ગઈ છે અલ્લાહ તઆલા પાસે દુઆ કરો કે આ તકલીફ દૂર થઈ જાય ! તો ફરમાવ્યું કે મેં સિત્તેર વર્ષો બિલકુલ તંદુરસ્ત અલ્લાહ તઆલાની અગણિત નેઅ્‌મતો અને દોલતમાં પસાર કર્યા, શું તેના મુકાબલામાં સાત વર્ષો મુસીબતમાં ગુઝારવા મુશ્કેલ છે ? પયગમ્બરી દૃઢ નિશ્ચય, સહનશીલતા, સબ્ર અને મજબૂતીની એ પરિસ્થિતિ હતી કે દુઆ કરવાની પણ હિંમત કરતા ન હતા કે ક્યાંક તે સબ્ર વિરુદ્ધ ન થઈ જાય. (જ્યારે કે અલ્લાહ તઆલા પાસે દુઆ કરવી અને પોતાની માંગણી અને તકલીફ રજુ કરવી બેસબ્રીમાં સામેલ નથી). અંતે એવું કારણ બન્યું કે જેણે તેમને દુઆ કરવા માટે મજબૂર કરી દીધા અને જેમકે ઉપર લખવામાં આવ્યું છે આ દુઆ માત્ર દુઆ જ હતી કોઈ બેસબ્રી ન હતી, અલ્લાહે તેમની સબ્રની વિશેષતા ઉપર પોતાના કલામમાં મંજૂરીની મહોર મારી દીધી છે. ફરમાવ્યું, اِنَّـا وَجَـدْنَـاهُ صَـابِرًا (૩૮:૪૪) તે કારણના વર્ણનમાં ઘણી બધી રિવાયતો વિવિધ પ્રકારની અને લંબાણમાં છે આથી અત્રે તેનો ઉલ્લેખ છોડી દેવામાં આવે છે.

ઈબ્ને અબી હાતિમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે (જ્યારે હઝરત ઐયુબ અલૈ.ની દુઆ કબૂલ થઈ અને તેમને હુકમ થયો કે જમીન ઉપર એડી મારો ત્યાંથી સ્વચ્છ પાણીનું ઝરણું ફૂટશે, તેનાથી ગુસ્‌લ-સ્નાન કરો અને તેનું પાણી પીઓ તો આ સઘળો રોગ તેનાથી દૂર થઈ જશે. હઝરત ઐયુબ અલૈ.એ તે પ્રમાણે કર્યું, સમગ્ર શરીર જે જખ્મોથી ચૂર હતું અને હાડકાંઓ સિવાય કંઈ રહ્યું ન હતું તે ઝરણાંના પાણીથી સ્નાન કરતાં જ સમગ્ર શરીર, ચામડી અને બાલ એકાએક પોતાની મૂળ પરિસ્થિતિ ઉપર આવી ગયા) અલ્લાહ તઆલાએ તેમના માટે જન્નતના વસ્ત્રો મોકલી દીધા, તે પરિધાન કર્યા અને તે કચરા-પૂંજાથી અલગ થઈને એક ખૂણામાં બેસી ગયા, પત્ની

મોહતરમા ટેવ પ્રમાણે તેમની દેખરેખ રાખવા માટે આવ્યાં તો તેમને પોતાના સ્થળે ન જોઈને રડવા લાગ્યાં. હઝરત ઐયુબ (અલૈ.) જેઓ એક ખૂણામાં બેઠા હતા તેમની પત્નીએ તેમને ઓળખ્યા નહીં કારણ કે તેમની હાલત બદલાઈ ગઈ હતી. તેમણે પૂછ્યું કે હે ખુદાના બંદા શું તમને ખબર છે કે તે બીમારીમાં સપડાયેલ વ્યક્તિ જે અહીંયાં પડ્યો રહેતો હતો તે ક્યાં ચાલ્યો ગયો ? શું કૂતરા અથવા વરૂએ ફાડી ખાધો ? અને અમુક સમય સુધી તે બાબતે તેમનાથી વાતચીત કરતી રહી, આ બધું સાંભળીને ઐયુબ (અલૈ.)એ બતાવ્યું કે હું જ ઐયુબ છું પરંતુ પત્નીએ હજુ સુધી પણ ઓળખ્યા નહીં, કહેવા લાગી, અલ્લાહના બંદા ! શું તમે મારી સાથે મઝાક કરો છો ? ત્યારે ફરી ઐયુબ (અલૈ.)એ ફરમાવ્યું કે વિચાર કરો! હું જ ઐયુબ છું. અલ્લાહ તઆલાએ મારી દુઆ કબૂલ કરી મારું શરીર તંદુરસ્ત કરી દીધું. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે ત્યારબાદ અલ્લાહે તેમની માલ અને દોલત પણ તેમને પરત આપી દીધી અને અવલાદ પણ અને અવલાદની સંખ્યા સમાન વધારે અવલાદ પણ આપી દીધી. *(ઈબ્ને કષીર)*

હઝરત ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે હઝરત ઐયુબ (અલૈ.)ના સાત પુત્રો અને સાત પુત્રીઓ હતી, આ મુસીબતના સમયમાં તે બધા મૃત્યુ પામ્યા હતા, જયારે અલ્લાહ તઆલાએ તેમને રાહત આપી તો તેમને પણ ફરીવાર સજીવન કરી દીધા અને તેમની પત્નીને બીજી અવલાદ પણ એટલી વધારે પેદા થઈ જેને કુર્આનમાં وَمِثْلَهُمْ مَعَهُمْ વડે ફરમાવવામાં આવ્યું છે. ષુઅ્લબીએ ફરમાવ્યું છે કે આ નિવેદન જાહેર કુર્આનની આયત સાથે વધારે નિકટ છે. *(કુર્તુબી)*

અમુક લોકોએ ફરમાવ્યું કે નવી અવલાદ ભલે ખુદ પોતાનાથી એટલી જ મળી ગઈ હોય જેટલી પહેલાં હતી અને એટલા પ્રમાણમાં અવલાદનો ભાવાર્થ અવલાદની અવલાદ છે. વલ્લાહુ અઅ્લમુ.

———————

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૮૫–૮૬)

وَإِسْمٰعِيلَ وَإِدْرِيسَ وَذَا الْكِفْلِ ۖ كُلٌّ مِّنَ الصّٰبِرِينَ ﴿٨٥﴾ وَأَدْخَلْنٰهُمْ فِي رَحْمَتِنَا ۖ

إِنَّهُمْ مِّنَ الصّٰلِحِينَ ﴿٨٦﴾

## તરજુમો :

*અને (યાદ કરો) ઈસ્માઈલ અને ઈદ્રીસ અને ઝુલ્કિફ્લને; આ બધા સબ્રવાળા હતા. (૮૫) અને અમે તેમને પોતાની રહમતમાં લઈ લીધા, ખરેખર તેઓ નેકબખ્તોમાંથી છે. (૮૬)*

## તફસીર :

અને ઈસ્માઈલ અને ઈદ્રીસ અને ઝુલ્કિફ્લ (અલૈ.ના કિસ્સા)નું વર્ણન કરો, આ બધા (અલ્લાહની શરીઅતના હુકમો અને તક્વીની હુકમો ઉપર) મજબૂત રહેનારા લોકોમાંથી હતા, અમે તેમને પોતાની (ખાસ) રહમતમાં સામેલ કરી લીધા હતા, બેશક ! તે (બધા) નેકીમાં ઉચ્ચ દરજ્જાવાળાઓમાંથી હતા.

## મસ્અલા અને બોધપાઠ :

### હઝરત ઝુલ્કિફ્લ નબી હતા કે વલી !? તેમનો આશ્ચર્યજનક કિસ્સો :

પ્રસ્તુત આયતોમાં ત્રણ વ્યક્તિઓનું નામ છે જેમાં હઝરત ઈસ્માઈલ અને હઝરત ઈદ્રીસ (અલૈ.)નું નબી હોવું કુર્આને કરીમની ઘણી બધી આયતોમાં આવ્યું છે અને તેમનું વર્ણન પણ કુર્આનમાં અનેક ઠેકાણે આવ્યું છે, ત્રીજા વ્યક્તિ ઝુલ્કિફ્લ છે. ઈબ્ને કષીરે ફરમાવ્યું કે તેમનું નામ આ બંને પયગમ્બરો સાથે સામેલ કરવાથી દેખીતું એ જ છે કે તેઓ પણ અલ્લાહના કોઈ નબી અને પયગમ્બર હતા પરંતુ અમુક બીજી રિવાયતોથી જાણ થાય છે કે તેઓ અંબિયા (અલૈ.)ના સમૂહમાંથી ન હતા બલકે, એક નેક વ્યક્તિ અને અલ્લાહના વલીઓમાંથી હતા. તફસીરના ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ પોતાની સનદની સાથે મુજાહિદ (રહ.)થી નકલ કર્યું છે કે હઝરત યશઅ્ (જેમનું નબી અને પયગમ્બર હોવું કુર્આનમાં ઉપસ્થિત છે) જ્યારે તેઓ વૃદ્ધ અને કમજોર થઈ ગયા તો ઈરાદો કર્યો કે કોઈને પોતાના ખલીફા (નાયબ) બનાવી દે જે તેમના જીવનમાં બધા કાર્યો તેમના તરફથી કરે જે નબીની ફરજોમાં સામેલ છે.

આ હેતુ માટે હઝરત યુશઅ્ (અલૈ.)એ પોતાના સહાબાઓને ભેગા કર્યા કે હું પોતાનો ખલીફા બનાવવા ઈચ્છું છું જેના માટે ત્રણ શરતો છે, જે વ્યક્તિ આ શરતોમાં પાવરધો હોય તેને ખલીફા બનાવીશ. તે ત્રણ શરતો એ છે કે તે હંમેશા

રોઝા રાખતો હોય, રાત્રે ઈબાદતમાં જાગતો રહેતો હોય અને ક્યારેય ગુસ્સો ન કરતો હોય. એકઠા થયેલા લોકોમાંથી એક એવો અંજાણ વ્યક્તિ ઊભો થયો જેને લોકો ઝલીલ અને તુચ્છ સમજતા હતા, તેણે કહ્યું હું આ સેવા માટે હાજર છું. હઝરત યશઅ્ (અલૈ.)એ પૂછ્યું કે શું તમે હંમેશા રોઝા રાખો છો અને હંમેશા જાગો (ઈબાદત કરો) છો અને ક્યારેય ગુસ્સો નથી કરતા ? તે વ્યક્તિએ વિનંતી કરી, બેશક ! હું આ ત્રણે વસ્તુઓ ઉપર અમલ કરું છું. હઝરત યશઅ્ (અલૈ.ને કદાચ તેના નિવેદન ઉપર કંઈક ભરોસો ન થયો એટલા માટે) તે દિવસે તેમને રદ કરી નાંખ્યા, પછી કોઈ બીજા દિવસે એ જ પ્રમાણે એકઠા થયેલ લોકોને સંબોધન કર્યું અને બધા હાજરજનો મૌન રહ્યા અને એ જ વ્યક્તિ ફરી ઊભો થઈ ગયો, તે સમયે હઝરત યશઅ્ (અલૈ.)એ તેમને પોતાના ખલીફા તરીકે નીમી લીધા. શયતાને આ જોયું કે ઝુલ્કિફ્લ તેમાં સફળ થઈ ગયો તો પોતાના શયતાન સાથીઓને કહ્યું કે જાઓ ! કોઈપણ રીતે આ વ્યક્તિ ઉપર પ્રભાવ પાડો કે તે કોઈ એવું કામ કરી બેસે જેનાથી તેનો આ હોદ્દો છીનવાઈ જાય. શયતાનના સાથીઓએ બહાનું કાઢ્યું કે તે અમારા કાબૂમાં આવવાનો નથી, શયતાન ઈબ્લીસે કહ્યું કે સારું! તમે તેને મારા ઉપર છોડી દો. (હું તેને જોઈ લઈશ). તેઓ પોતાના એકરાર પ્રમાણે દિવસભર રોઝા રાખતા અને રાતભર જાગતા હતા, માત્ર બપોરે "કયલુલ્લાહ" (બપોરની નિંદ્રાને કહે છે) કરતા હતા, શયતાન બિલકુલ બપોરે તેમના કયલુલ્લાહના સમયે આવ્યો અને દરવાજા ઉપર ટકોરા કર્યા, તેઓ જાગી ગયા અને પૂછ્યું કે કોણ છે ? કહ્યું કે હું વૃદ્ધ મઝલૂમ છું, તેમણે દરવાજો ખોલી દીધો, તેણે અંદર પહોંચીને એક વાર્તા કહેવાનું શરૂ કર્યું કે મારી બિરાદરીએ મારી સાથે ઝઘડો કર્યો છે, તેમણે મારા ઉપર આ જુલમ કર્યો, તે જુલમ કર્યો વગેરે લાંબી દાસ્તાન શરૂ કરી દીધી, એટલે સુધી કે તે બપોરનો સૂવાનો સમય પૂરો થઈ ગયો. હઝરત ઝુલ્કિફ્લએ કહ્યું કે હું જ્યારે બહાર આવું ત્યારે તમે મારી પાસે આવજો હું તમને તમારો હક અપાવીશ.

હઝરત ઝુલ્કિફ્લ (અલૈ.) બહાર આવ્યા અને પોતાની અદાલતની મજલિસમાં તેની રાહ જોતા રહ્યા પરંતુ તે આવ્યો નહીં, બીજા દિવસે જ્યારે ફરી તે અદાલતમાં મુકદ્દમાઓના ફેંસલા માટે બેઠા તો તે ઘરડા વ્યક્તિની રાહ જોતા રહ્યા પણ તે ન આવ્યો, જ્યારે ફરી બપોરે "કયલુલ્લાહ" માટે ગયા તો તે વ્યક્તિ ફરી

આવ્યો અને ટકોરા મારવા લાગ્યો, તેમણે ફરી પૂછ્યું, કોણ છે ? જવાબ આપ્યો કે એક વૃદ્ધ મજલૂમ છું, તેમણે ફરી દરવાજો ખોલી નાંખ્યો અને ફરમાવ્યું કે શું મેં તમને કાલે કહ્યું ન હતું કે જ્યારે હું પોતાની મજલિસમાં બેસું તો તમે આવજો ? (તમે ન તો કાલે આવ્યા અને ન જ આજે સવારે આવ્યા) તેણે કહ્યું, હઝરત મારા વિરોધીઓ ભારે નાપાક લોકો છે, જ્યારે તેમણે જોયું કે તમે પોતાની મજલિસમાં બેઠા છો અને હું હાજર હોવું તો તમે મારો હક અપાવવા ઉપર તેમને મજબૂર કરશો તો તેમણે તે સમયે સ્વીકાર કરી લીધો કે અમે તારો હક આપીએ છીએ, પછી જ્યારે તમે મજલિસમાંથી ઊઠી ગયા તો તેમણે ઈન્કાર કરી દીધો, તેમણે ફરી તેને તે જ કહ્યું કે હવે જાઓ, જ્યારે હું મજલિસમાં બેસું તો મારી પાસે આવજો. આ જ વાતચીતમાં આજે બપોરનો સૂવાનો સમય પણ પસાર થઈ ગયો અને તે બહાર મજલિસમાં ચાલ્યા ગયા અને તે વૃદ્ધની રાહ જોતા રહ્યા. બીજા દિવસે પણ બપોર સુધી રાહ જોઈ, તે ન આવ્યો. પછી જ્યારે ત્રીજા દિવસે બપોરનો સમય થયો અને સૂવાનો ત્રીજો દિવસ થઈ ગયો હતો, ઊંઘનું જોર હતું તો ઘરવાળાઓને એ વિશે નક્કી કર્યા કે કોઈ વ્યક્તિ દરવાજા ઉપર ટકોરા ન આપી શકે. આ ઘરડો વ્યક્તિ ફરી ત્રીજા દિવસે દરવાજા ઉપર ટકોરા મારવા ઈચ્છ્યું તો લોકોએ મનાઈ કરી તો એક રોશનદાન–બારીના માર્ગથી ઘરમાં દાખલ થઈ ગયો અને અંદર પહોંચી ગયો અને દરવાજો ખખડાવવાનું શરૂ કર્યું. તેઓ ફરી ઊંઘમાંથી જાગી ઉઠયા અને જોયું કે આ વ્યક્તિ ઘરની અંદર છે અને દરવાજો તો કાયદેસર બંધ છે તેને પૂછ્યું, તું ક્યાંથી અંદર આવ્યો ? તે સમયે ઝુલ્કિફ્લએ તેને ઓળખી લીધો કે આ શયતાન છે અને ફરમાવ્યું કે, શું તું ખુદાનો દુશ્મન ઈબ્લીસ છે ? તેણે સ્વીકાર કરી લીધો કે હા ! અને કહેવા લાગ્યો કે હા તેં મને મારી દરેક યુક્તિમાં થકાવી દીધો અને મારી જાળમાં ન ફસાયો, હવે મેં તે પ્રયત્ન કર્યો કે તને કોઈપણ રીતે ગુસ્સે કરું જેથી તું પોતાના ઈકરારમાં જૂઠો સાબિત થઈ જાય, જે ઈકરાર તેં હઝરત યશઅ્ (અલૈ.) સામે કર્યો છે એટલા માટે મેં આ બધી હરકતો કરી. આ ઘટના હતી જેના કારણે તેમને "ઝુલ્કિફ્લ"નો ખિતાબ આપવામાં આવ્યો, કારણ કે "ઝુલ્કિફ્લ"નો અર્થ છે જે પોતાના વચન અને જવાબદારીને પૂરી કરે. હઝરત ઝુલ્કિફ્લ પોતાના આ વાયદા અને વચન ઉપર ખરા ઊતર્યા. *(ઈબ્ને કષીર)*

મુસ્નદે અહમદની બીજી પણ એક રિવાયત છે પરંતુ તેમાં ઝુલ્કિફ્લના બદલે અલકિફ્લનું નામ આવ્યું છે એટલા જ માટે ઈબ્ને કષીરે તે રિવાયતને નકલ કરીને કહ્યું કે, આ કિફ્લ નામનો બીજો કોઈ વ્યક્તિ છે અને જે ઝુલ્કિફ્લનું વર્ણન આ આયતમાં આવ્યું છે તે નથી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ફરમાવે છે કે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી એક હદીષ સાંભળી છે અને એક–બે વખતે નહીં બલકે સાત વખતથી વધારે સાંભળી છે અને તે એ કે તેમણે ફરમાવ્યું, કિફ્લ બની ઈસ્રાઈલનો એક વ્યક્તિ હતો જે કોઈ ગુનાહથી બચતો રહેતો હતો, તેની પાસે એક સ્ત્રી આવી તેણે તેને સાંઈઠ (૬૦) દીનાર (ગિન્નીઓ) આપી અને હરામ કાર્ય કરવા માટે રાજી કરી લીધી, જ્યારે તે દુષ્કર્મ આચરવા માટે બેઠો તો તે સ્ત્રી ધ્રુજવા અને રડવા લાગી, તેણે કહ્યું કે રડવાની શું વાત છે ? શું હું તારા ઉપર કોઈ બળજબરી કે બળાત્કાર કરું છું ? તેણે કહ્યું, બળાત્કાર તો નથી કર્યો પરંતુ આ એક એવો ગુનોહ છે જે મેં સમગ્ર જિંદગીમાં ક્યારેય નથી કર્યો અને અત્યારે મને મારી જરૂરિયાતે મજબૂર કરી દીધી એટલા માટે હું એના ઉપર રાજી થઈ ગઈ. આવું સાંભળીને તે વ્યક્તિ એ જ હાલતમાં તે સ્ત્રીથી અલગ થઈને ઊભો થઈ ગયો અને કહ્યું કે, જા ! આ દીનાર પણ તારા છે અને હવેથી કિફ્લ પણ કોઈ ગુનોહ નહીં કરે, સંજોગવસાત્ એવું બન્યું કે તે જ રાત્રિએ કિફ્લનું મૃત્યું થયું અને સવારે તેના દરવાજા ઉપર ગય્બથી આ લખાણ જોવા મળ્યું, غَفَرَ اللّٰهُ لِلْكِفْلِ એટલે કે, અલ્લાહે કિફ્લને મા'ફ કરી દીધો છે.

ઈબ્ને કષીરે મુસ્નદે અહમદની આ રિવાયત નકલ કર્યા પછી કહ્યું છે કે તેને સિહાહ્સિત્તામાંથી કોઈએ પણ રિવાયત નથી કરી અને તેની સનદો કમજોર છે અને અલબત્ત જો રિવાયત સાબિત પણ થાય છે તો તેમાં વર્ણન કિફ્લનું છે ઝુલ્કિફ્લનું નથી, આ કોઈ બીજો વ્યક્તિ હોવાનું જાણ થાય છે. વલ્લાહુ અઅ્લમુ.

ખુલાસો એ છે કે ઝુલ્કિફ્લ અલ્લાહના નબી હઝરત યસઅ્ (અલૈ.)ના ખલીફા, નાયબ તથા નેક સાલિહ વ્યક્તિ હતા, બની શકે છે કે તેમના ખાસ સારા અમલની બીનાએ તેમનું વર્ણન આ આયતમાં અંબિયા (અલૈ.)ના સમૂહમાં કરવામાં આવ્યું અને એ પણ કોઈ અસંભવ જણાતું નથી કે શરૂઆતમાં તેઓ

હઝરત યસઅ્ (અલૈ.)ના ખલીફા જ હોય પછી અલ્લાહ તઆલાએ તેમને નુબુવ્વતનો હોદ્દો અર્પણ કર્યો હોય. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૮૭–૮૮)

وَذَا النُّوْنِ اِذْ ذَّهَبَ مُغَاضِبًا فَظَنَّ اَنْ لَّنْ نَّقْدِرَ عَلَيْهِ فَنَادٰى فِى الظُّلُمٰتِ
اَنْ لَّآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحٰنَكَ ۖ اِنِّىْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ ﴿٨٧﴾ فَاسْتَجَبْنَا لَهٗ ۙ وَنَجَّيْنٰهُ
مِنَ الْغَمِّ ۭ وَكَذٰلِكَ نُـنْجِي الْمُؤْمِنِيْنَ ﴿٨٨﴾

## તરજુમો :

*અને (યાદ કરો) માછલીવાળા (યૂનુસ અલૈ.)ને; જ્યારે ગુસ્સે થઈને ચાલ્યા ગયા પછી સમજ્યા કે અમે તેમને પકડીશું નહીં, પછી તે અંધારાઓમાં પોકાર્યું કે તારા સિવાય કોઈ મઅ્બૂદ નથી, તું બેઐબ છે, ખરેખર હું ગુનેહગારોમાંથી હતો. (૮૭) પછી અમે તેમની ફરિયાદ સાંભળી લીધી અને અમે તેમને આ ઘૂંટાવાથી બચાવી લીધા અને અમે ઈમાનવાળાઓને આ જ રીતે બચાવી લઈએ છીએ. (૮૮)*

## તફસીર :

અને માછલીવાળા (પયગમ્બર એટલે કે યૂનુસ અલૈ.ના કિસ્સા)નું વર્ણન કરો જ્યારે તેઓ (પોતાની કોમથી જ્યારે કે તે ઈમાન ન લાવી) ખફા થઈને ચાલી નીકળ્યા (અને તેમની કોમ ઉપર અઝાબ ટળ્યા પછી પણ પોતે પાછા ન આવ્યા અને આ સફર માટે અમારા હુકમની રાહ ન જોઈ) અને તેમણે (પોતાના ઈજ્તિહાદથી) એવું સમજ્યું કે અમે (તે ચાલ્યા જવામાં) તેમને કોઈ પૂછ કરીશું નહીં (એટલે કે કારણ કે આ ચાલી નીકળવાને તેમણે પોતાના ઈજ્તિહાદથી જાઈઝ સમજ્યું એટલા માટે વહીની રાહ ન જોઈ પરંતુ કેમકે વહીની ઉમ્મીદ સુધી વહીની રાહ જોવી અંબિયા અલૈ. માટે યોગ્ય હોય છે અને આ યોગ્ય કામ તેમનાથી છૂટી ગયું એટલા માટે તેમને એ હાદસો પેશ આવ્યો કે માર્ગમાં તેમને કોઈ દરિયો મળ્યો અને ત્યાં હોડીમાં સવાર થયા અને હોડી ચાલતાં ચાલતાં થોભી

ગઈ, હઝરત યૂનુસ અલૈ. સમજી ગયા કે મારું આ વિના પરવાનગીએ નીકળવું પસંદ કરવામાં આવ્યું નથી એટલે એ કારણે આ હોડી થોભી ગઈ છે, હોડીવાળાઓને કહ્યું કે મને દરિયામાં નાંખી દો, તેઓ રાજી ન થયા. મતલબ કે ચિઠ્ઠી નાંખવા વિશે સહમતી સધાઈ તો પણ તેમનું જ નામ નીકળ્યું, અંતે તેમને દરિયામાં નાંખી દીધા અને અલ્લાહના હુકમથી તેમને એક માછલી ગળી ગઈ. –અખ્રજહુ ઈબ્ને અબી હાતિમ અન ઈબ્ને અબ્બાસ કઝા ફિ દૂર્રે મન્સૂર) બસ, તેમણે અંધારાઓમાં પોકાર્યું (એક અંધારું માછલીના પેટનું, બીજું અંધારું દરિયાના પાણીનું; બંને ગાઢ અંધકાર જે ઘણા બધા અંધારાઓ સમાન હોય છે અથવા ત્રીજું અંધારું રાત્રિનું. –કાલહુ ઈબ્ને મસ્ઊદ રદિ. કમા ફિ દૂર્રે મન્સૂર. –મતલબ કે આ અંધારાઓમાં દુઆ કરી) કે તારા સિવાય કોઈ મઅ્બૂદ નથી (આ તવહીદ છે) તું (બધી ખામીઓથી) પવિત્ર છે (અને) બેશક ! હું કુસૂરવાર છું (આ મા'ફીની યાચના છે જેનો હેતુ એ છે કે મારો કુસૂર મા'ફ કરીને આ કઠણાઈમાંથી છુટકારો આપ) બસ અમે તેમની દુઆ કબૂલ કરી અને તેમને તે ઘૂંટાવાથી છુટકારો આપ્યો (જેનો કિસ્સો સૂરએ સાફ્ફાતમાં فَنَبَذْنَاهُ بِالْعَرَآءِ....માં ઉપસ્થિત છે) અને અમે એ જ પ્રમાણે (અન્ય) ઈમાનવાળાઓને (પણ ગમ અને તકલીફથી) છુટકારો આપ્યા કરીએ છીએ (જ્યારે કે તેમને દિલગીર રાખવામાં હિત ન હોય).

## મસ્અલા અને બોધપાઠ :

وَذَاالنُّوْنِ (વઝન્નૂન) હઝરત યૂનુસ બિન મત્તા (અલૈ.)નો કિસ્સો કુર્આને કરીમમાં સૂરએ યૂનુસ, સૂરએ અંબિયા, સૂરએ સાફ્ફાત અને સૂરએ નૂનમાં વર્ણન કર્યો, ક્યાંક તેમનું અસલ નામ વર્ણન કર્યું તો ક્યાંક ذَاالنُّوْنِ (ઝન્નૂન) અથવા صَاحِبَ الْحُوْتِ (સાહિબલ્ હૂત)ના શબ્દોથી ઓળખાવવામાં આવ્યા.

### હઝરત યૂનુસ (અલૈ.)નો કિસ્સો :

તફસીરે ઈબ્ને કષીરમાં છે કે હઝરત યૂનુસ (અલૈ.)ને મોસલના ઈલાકાની એક વસ્તી નૈનવાના લોકોની હિદાયત માટે મોકલવામાં આવ્યા હતા. યૂનુસ (અલૈ.)એ તેમને ઈમાન અને સદ્કૃત્યોનું આમંત્રણ આપ્યું, તેમણે અક્કડ વલણ અપનાવ્યું અને બળવાખોરીથી કામ લીધું. હઝરત યૂનુસ (અલૈ.) તેમનાથી

નારાજ થઈને વસ્તીમાંથી નીકળી ગયા અને તેમને કહી આપ્યું કે ત્રણ દિવસની અંદર તમારા ઉપર અઝાબ આવી જશે. યૂનુસ (અલૈ.) વસ્તી છોડીને નીકળી ગયા તો તેમની કોમને ફિકર થઈ કે હવે અઝાબ આવી જ જશે (અને અમુક રિવાયતોથી જાણ થાય છે કે અઝાબના અમુક ચિહ્નોનો તેમને અનુભવ પણ થઈ ગયો) તો તેમણે પોતાના શિર્ક અને કુફ્રથી તવબહ કરી અને વસ્તીના બધા જ પુરુષો, સ્ત્રીઓ અને બાળકો જંગલ તરફ નીકળી ગયા અને પોતાના ઢોર–ઢાંખર અને તેમના બચ્ચાંઓને પણ સાથે લઈ ગયા અને બચ્ચાંઓને તેમની માતાઓથી અલગ કરી દીધા અને સૌએ રોક્કળ કરવાનું ચાલુ કરી દીધું અને ખૂબ વિલાપ કરીને આક્રંદ સાથે અલ્લાહનું શરણ માગ્યું. જાનવરોના બચ્ચાંઓએ કે જેમને તેમની માતાઓથી જુદા કરી દેવામાં આવ્યા હતા એક અલગ પ્રકારનો કોલાહલ મચાવી દીધો, અલ્લાહ તઆલાએ તેમની સાચી તવબહ અને મા'ફીની દરખાસ્તને કબૂલ કરી લીધી અને તેમના ઉપરથી અઝાબ હટાવી દીધો. આ બાજુ હઝરત યૂનુસ (અલૈ.) એ રાહ જોવામાં રહ્યા કે કોમ ઉપર અઝાબ આવી રહ્યો છે અને તે નાશ પામી ચૂકી હશે, જ્યારે તેમને એવી જાણ થઈ કે અઝાબ આવ્યો નથી અને કોમ સહી સલામત પોતાના ઠેકાણે છે તો (તેમને એ ફિકર થઈ કે હવે હું જૂઠો સમજવામાં આવીશ અને અમુક રિવાયતોમાં છે કે તેમની કોમમાં એવો રિવાજ હતો કે કોઈનું જૂઠું હોવું સાબિત થઈ જાય તો તેને કતલ કરી નાંખવામાં આવતો હતો.–મઝહરી. આથી હઝરત યૂનુસ અલૈ.ને પોતાના પ્રાણનો ભય ઉપસ્થિત થઈ ગયો તો) યૂનુસ (અલૈ.)એ પોતાની કોમમાં પાછા જવાના બદલે કોઈ અન્ય ઠેકાણે હિજરત કરવાના ઈરાદે મુસાફરી શરૂ કરી અને માર્ગમાં દરિયો હતો તેને પાર કરવા માટે એક નાવમાં સવાર થયા, સંજોગવસાત્ તે નાવ એવા વમળમાં ફસાઈ ગઈ કે ડૂબી જવાનો ભય ઉપસ્થિત થઈ ગયો ત્યારે નાવિકોએ એવું નક્કી કર્યું કે નાવમાં સવાર લોકોમાંથી કોઈ એકને દરિયામાં નાંખી દેવામાં આવે તો બાકી લોકો ડૂબવાથી સુરક્ષિત રહી જશે. આ કામ માટે નાવવાળાઓએ નામ નક્કી કરવા ચિઠ્ઠીઓ નાંખી તેમાં પણ હઝરત યૂનુસ (અલૈ.)નું નામ નીકળી આવ્યું, (નાવવાળાઓ કદાચ તેમની મોટાઈથી વાકેફ હતા તેથી) તેમને દરિયામાં નાંખવાનો ઈન્કાર કર્યો અને ફરીવાર ચિઠ્ઠીઓ નાંખી તો ફરીવાર પણ તેમાં હઝરત યૂનુસ (અલૈ.)નું જ નામ નીકળ્યું. આ ચિઠ્ઠીઓ નાંખવાનું વર્ણન કુર્આને કરીમમાં

બીજે ઠેકાણે આ શબ્દોથી આવ્યું છે. فَسَاهَمَ فَكَانَ مِنَ الْمُدْ حَضِيْنَ (૩૭:૧૪૧) એટલે કે ચિઠ્ઠીઓ નાંખવામાં આવી તો હઝરત યૂનુસ (અલૈ.)નું જ નામ તેમાં નક્કી થયું, તે વખતે હઝરત યૂનુસ (અલૈ.) ઊભા થઈ ગયા અને પોતાના વધારાના કપડાં ઉતારીને પોતાની જાતને દરિયામાં નાંખી દીધી. આ બાજુ અલ્લાહ તઆલાએ કાસ્પિયન સમુદ્રની એક માછલીને હુકમ આપ્યો, તે દરિયાઓને ચીરતી–ફાડતી તરત ત્યાં પહોંચી ગઈ. (કમા કાલહુ ઈબ્ને મસઊદ રદિ.) અને યૂનુસ (અલૈ.)ને પોતાની અંદર લઈ લીધા. અલ્લાહ તઆલાએ માછલીને એ સૂચના આપી હતી કે ન તો તેમના માંસને કોઈ નુકસાન પહોંચે અને ન જ હાડકાંને, તે તારો ખોરાક નથી બલકે તારું પેટ અમુક દિવસો માટે તેમનું કેદખાનું છે. (આટલે સુધી આ ઘટનાની રિવાયત ઈબ્ને કષીરમાં છે તે વાક્યો સિવાય કે જે કૌંસમાં લેવામાં આવ્યા છે અને બીજી કિતાબોમાંથી પણ લીધા છે). કુર્આને કરીમના ઈશારાઓ અને અમુક ખુલાસાઓથી એટલી જાણ થાય છે કે હઝરત યૂનુસ (અલૈ.)નું અલ્લાહના સ્પષ્ટ હુકમ વિના પોતાની કોમને છોડીને નીકળી જવું અલ્લાહ તઆલા સમીપ નાપસંદ થયું અને તેના ઉપર જ અણગમો વ્યક્ત થયો અને તેમને દરિયામાં માછલીમાં પેટમાં રહેવાની નોબત આવી.

હઝરત યૂનુસ (અલૈ.)એ જે કોમને ત્રણ દિવસની અંદર અઝાબ આવવાથી ડરાવ્યા હતા દેખીતું એ છે કે તો તે તેમના પોતાના અભિપ્રાયથી ન હતું, બલકે અલ્લાહની વહીના કારણે કહ્યું હતું અને તે સમયે કોમને છોડીને અલગ થઈ જવું પણ કે જે અંબિયા (અલૈ.)ની જૂની ટેવ છે, દેખીતું એ છે કે એ પણ અલ્લાહના હુકમથી જ થયું હશે. આટલે સુધી કોઈ વાત ભૂલની કે ક્રોધપાત્ર ન હતી પરંતુ જ્યારે કોમની સાચી તવબહ અને વિનવણીને અલ્લાહ તઆલાએ કબૂલ કરીને તેમના ઉપરથી અઝાબ હટાવી દીધો તે સમયે હઝરત યૂનુસ (અલૈ.)નું પોતાની કોમમાં પાછું ન જવું અને હિજરતના ઈરાદે સફર કરવી એ પોતાના ઈજ્તિહાદની બીનાએ કર્યું હતું કે આવી પરિસ્થિતિમાં જો હું ત્યાં પોતાની કોમમાં પાછો જઈશ તો જૂઠો સમજવામાં આવીશ અને મારી દા'વત બિનઅસરકારક અને લાભવિહોણી થઈ જશે બલકે, પોતાના પ્રાણનો પણ ભય છે અને જો હું તેમને છોડીને અન્યત્ર ચાલ્યો જાઉં તો એ વાત અલ્લાહ નજીક પકડપાત્ર કે પૂછપાત્ર ન હશે. આમ પોતાના ઈજ્તિહાદની બીનાએ હિજરતનો

ઈરાદો કરી લેવો અને અલ્લાહ તઆલાના સ્પષ્ટ હુકમની રાહ ન જોવી જો કે કોઈ ગુનોહ ન હતો પરંતુ અલ્લાહ તઆલાને હઝરત યૂનુસ (અલૈ.)નો આ વ્યવહાર પસંદ ન પડ્યો કે વહીની રાહ જોયા વિના જ એક ફેંસલો કરી લીધો, એ જો કે કોઈ ગુનોહ ન હતો પરંતુ શ્રેષ્ઠતાની કક્ષાનો પણ ન હતો. અંબિયા (અલૈ.) અને અલ્લાહ તઆલાની બારગાહમાં નિકટવર્તી લોકોની શા'ન ઘણી ઉચ્ચ હોય છે, તેમણે પરિસ્થિતિથી વાકેફ હોવું જોઈએ, તેમના કોઈ મા'મલામાં મા'મૂલી કોતાહી થાય છે તો તેના ઉપર પણ અણગમો અને પકડ થાય છે. આ જ તે મા'મલો હતો જેના ઉપર ઈતાબ (અણગમો) થયો.

તફસીરે કુર્તુબીમાં કુશયરીથી પણ આ નકલ થયું છે, દેખીતું એ છે કે આ ઈતાબનું સ્વરૂપ હઝરત યૂનુસ (અલૈ.) માટે તે સમયે ઉપસ્થિત થયું જ્યારે કે કોમ ઉપરથી અઝાબ હટી ગયો તેમને એ પસંદ ન હતું તથા માછલીના પેટમાં અમુક દિવસ રહેવું પણ કોઈ અઝાબ ન હતો બલકે એક ટકોર સ્વરૂપે હતું, જેમકે નાના બાળકોને ઠપકો કે ચેતવણી આપવી એ કોઈ અઝાબ નથી હોતો બલકે ટકોર હોય છે જેથી હવે પછી તે કાળજીથી કામ લે. (કુર્તુબી) ઘટના સમજી લીધા પછી પ્રસ્તુત આયતોના શબ્દોની તફસીર જોઈ લઈએ.

ذَهَبَ مُغَاضِبًا એટલે કે, "ચાલ્યા ગયા ગુસ્સામાં આવીને." દેખીતું છે કે તેનો ભાવાર્થ પોતાની કોમ ઉપર ગુસ્સો છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એ જ નકલ થયું છે અને જે લોકોએ مُغَاضِبًا નો મફઊલ رَبّ (રબ્બ)ને ઠરાવ્યો છે તેનો ભાવાર્થ પણ مُغَاضِبًا لِرَبِّهِ છે, એટલે કે પોતાના પરવરદિગાર માટે ગુસ્સે ભરાઈને ચાલ્યા ગયા અને કાફિરો દુષ્ટો ઉપર ગુસ્સે થવું ઈમાનની નિશાનીમાંથી છે. *(કઝા ફિલ કુર્તુબી વલ બહરુલ મુહીત)*

فَظَنَّ اَنْ لَّنْ نَّقْدِرَ عَلَيْهِ માં શબ્દ نَقْدِرَ (નક્દિર)માં શાબ્દિક અર્થના આધારે એક સંભાવના એ છે કે ક્રિયાપદ શક્તિના અર્થમાં હોય તો અર્થ એ થશે કે તેમણે એવું ધારી લીધું કે અમે (એટલે કે અલ્લાહ તઆલા) તેમના ઉપર શક્તિ અને કાબૂ પામી શકીશું નહીં, દેખીતું છે કે આ વાત કોઈ પયગમ્બર તો શું કોઈ મુસલમાન પણ એવું અનુમાન કરી શકે નહીં, કારણ કે એવું સમજવું ખુલ્લું કુફ્ર છે એટલા માટે અહીંયાં આ અર્થ બિલકુલ નથી. બીજી સંભાવના એ છે કે આ

ક્રિયાપદ قَــــدُر (કદ્ર)થી બન્યું હોય જેનો અર્થ તંગી કરવાનો (અથવા સંકુચિત કરી દેવાનો) છે. જેમકે કુર્આનમાં છે اَللّٰهُ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ وَيَقْدِرُ એટલે કે, "અલ્લાહ તઆલા રોજીમાં છૂટછાટ કરી દે છે જેના માટે ઈચ્છે અને તંગ (સંકુચિત) કરી દે છે જેના માટે ઈચ્છે." તફસીરના ઈમામોમાંથી અતા, સઈદ બિન ઝુબૈર, હસન બસરી અને ઘણા બધા ઉલમાએ આ આયતમાં આ જ અર્થ લીધો છે અને આયતનો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે હઝરત યુનૂસ (અલૈ.)એ પોતાના અનુમાન અને ઈજ્તિહાદથી એવું ધારી લીધું હતું કે આવી પરિસ્થિતિમાં પોતાની કોમને છોડીને ક્યાંક ચાલ્યા જવા વિશે મારા ઉપર કોઈ તંગી કરવામાં આવશે નહીં.

અને ત્રીજી સંભાવના એ હતી કે આ શબ્દ قَــدُر (કદ્ર) તકદીરના અર્થમાં હોય, જેનો અર્થ قَضَا (કઝા) અને ફેંસલો આપવાનો છે તો આયતનો અર્થ એ થશે કે હઝરત યૂનુસ (અલૈ.)ને એ અનુમાન થઈ ગયું કે આ મા'મલામાં મારા ઉપર કોઈ પકડ કે પૂછતાછ થશે નહીં. તફસીરના ઈમામોમાંથી કતાદહ, મુજાહિદ અને ફુર્રાએ આ જ અર્થને અપનાવ્યો છે. મતલબ કે પ્રથમ અર્થની તો આ સ્થળે કોઈ સંભાવના નથી, બીજો અને ત્રીજો અર્થ હોઈ શકે છે.

## હઝરત યૂનુસ (અલૈ.)ની દુઆ દરેક વ્યક્તિ માટે દરેક યુગમાં દરેક હેતુ માટે સ્વીકાર્ય છે :

وَكَـذٰلِكَ نُنْجِى الْمُؤْمِنِيْنَ એટલે કે જે પ્રમાણે અમે યૂનુસ (અલૈ.)ને ગમ અને મુસીબતથી છુટકારો આપ્યો એ જ પ્રમાણે અમે બધા મો'મિનોની સાથે પણ એવો જ વ્યવહાર કરીએ છીએ જ્યારે કે તે સચ્ચાઈ અને ઈખ્લાસની સાથે અમારા તરફ ધ્યાન ધરે છે અને અમારું શરણ માંગે છે. હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ઝન્નૂનની તે દુઆ જે તેમણે માછલીના પેટની અંદર કરી હતી એટલે કે, لَآ اِلٰـهَ اِلَّآ اَنْـتَ سُبْـحٰنَكَ اِنِّىْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ જો મુસલમાન પોતાના કોઈ હેતુ માટે આ શબ્દોની સાથે દુઆ કરશે તો અલ્લાહ તઆલા તેને કબૂલ ફરમાવશે. (رَوَاهُ اَحْمَدُ وَالتِّرْمِذِىُّ وَالْحَاكِمُ وَصَحَّحَهٗ مِنْ حَدِيْثِ سَعْدِ بْنِ وَقَّاصٍ. اَزْمَظْهَرِىْ)

———————————

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૮૯–૯૦)

وَزَكَرِيَّآ إِذْ نَادٰى رَبَّهٗ رَبِّ لَا تَذَرْنِىْ فَرْدًا وَّاَنْتَ خَيْرُ الْوٰرِثِيْنَ ﴿٨٩﴾
فَاسْتَجَبْنَا لَهٗ ۡ وَوَهَبْنَا لَهٗ يَحْيٰى وَاَصْلَحْنَا لَهٗ زَوْجَهٗ ؕ اِنَّهُمْ كَانُوْا يُسٰرِعُوْنَ
فِى الْخَيْرٰتِ وَيَدْعُوْنَنَا رَغَبًا وَّرَهَبًا ؕ وَكَانُوْا لَنَا خٰشِعِيْنَ ﴿٩٠﴾

### તરજુમો :

*અને (યાદ કરો) ઝકરિય્યા (અલૈ.)ને; જ્યારે તેમણે પોતાના પરવરદિગારને પોકાર્યો, હે પરવરદિગાર ! તું મને એકલો ન છોડ અને તું સૌથી બહેતર વારસ છે. (૮૯) પછી અમે તેમની દુઆ સાંભળી લીધી અને તેમને યહ્યા (અલૈ.) બખ્શ્યા અને તેમની પત્નીને સારું કરી દીધું, તે લોકો ભલાઈઓ ઉપર દોડતા હતા અને અમને પોકારતા હતા ઉમ્મીદથી અને ડરથી અને અમારી સામે આજિઝ (વિનમ્ર) હતા. (૯૦)*

### તફસીર :

અને ઝકરિય્યા (અલૈ.ના કિસ્સા)નું વર્ણન કરો જ્યારે કે તેમણે પોતાના પરવરદિગારને પોકાર્યું કે હે મારા પરવરદિગાર ! મને લાવારિસ ન રાખો (એટલે કે મને પુત્ર આપો જે મારો વારિસ થાય) અને (આમ તો) બધા વારિસોથી બહેતર (એટલે કે હકીકી વારિસ) તું જ છે (એટલા માટે પુત્ર પણ હકીકી વારિસ ન હશે બલકે એક સમયે તે પણ ફના થઈ જશે પરંતુ આ જાહેર વારિસથી અમુક દીની લાભો અને ફાયદાઓ પ્રાપ્ત થશે એટલા માટે તેની માંગણી છે) બસ અમે તેમની દુઆ કબૂલ કરી લીધી અમે તેમને યહ્યા (પુત્ર) અર્પણ કર્યો અને તેમના માટે તેમની પત્નીને પણ (જે વાંઝ હતી) અવલાદને પાત્ર કરી દીધી, આ બધા (અંબિયા અલૈ. જેમનું આ સૂરતમાં વર્ણન થયું છે) નેક કામોમાં દોડતા હતા અને આશા તથા ડર સાથે અમારી ઈબાદત કર્યા કરતા હતા અમારી સામે દબાઈને રહેતા હતા.

### મસ્અલા અને બોધપાઠ :

હઝરત ઝકરિય્યા (અલૈ.)ની ઈચ્છા હતી કે એક પુત્ર વારિસ સ્વરૂપે

અર્પણ થાય, એના માટે દુઆ માંગી પરંતુ સાથે જ એ વિનંતી પણ કરી કે, اَنْتَ خَيْرُ الْوَارِثِيْنَ કે બેટો મળે અથવા ન મળે દરેક પરિસ્થિતિમાં તું તો બહેતર જ વારિસ છે. આ પયગમ્બરી શિસ્તની પરાકાષ્ઠા છે કે હઝરત અંબિયા (અલૈ.)નું અસલ ધ્યાન અલ્લાહ તઆલા તરફ જ હોવું જોઈએ, ગયરૂલ્લાહ તરફ તેમનું ધ્યાન થાય ત્યારે પણ તે મૂળ કેન્દ્રથી હટવા ન પામે.

يَدْعُوْنَنَا رَغَبًا وَّرَهَبًا તે આશા અને ડર એટલે કે રાહત અને તકલીફની દરેક પરિસ્થિતિમાં અલ્લાહ તઆલાને પોકારે છે અને તેનો એ અર્થ પણ હોઈ શકે છે કે તેઓ પોતાની ઈબાદત અને દુઆના સમયે આશા અને ડર બંનેની વચ્ચે રહે છે, અલ્લાહ તઆલાથી કબૂલ થવાની અને સવાબની ઉમ્મીદ પણ રહે છે અને પોતાના ગુનાહો અને ખામીઓના કારણે ડર પણ ! *(કુર્તુબી)*

———————————

## આયત : (સૂરએ અંબિયા : આયત નં. ૯૧)

وَالَّتِيْٓ اَحْصَنَتْ فَرْجَهَا فَنَفَخْنَا فِيْهَا مِنْ رُّوْحِنَا وَجَعَلْنٰهَا وَابْنَهَآ اٰيَةً لِّلْعٰلَمِيْنَ ﴿٩١﴾

## તરજુમો :

*અને (યાદ કરો) તે સ્ત્રી જેણે પોતાની શહવત (વાસના) કાબૂમાં રાખી, પછી અમે તે સ્ત્રીમાં પોતાની રૂહ ફૂંકી દીધી અને તેમને તથા તેમના બેટાને દુનિયાવાળાઓ માટે નિશાની બનાવી. (૯૧)*

## તફસીર :

અને તે સ્ત્રી (મરયમના કિસ્સા)નું પણ વર્ણન કરો જેમણે પોતાના સીલને (પુરુષોથી) બચાવ્યું (પુરુષો સાથે નિકાહથી પણ અને નાજાઈઝ કામથી પણ) પછી અમે તેમનામાં (હઝરત જિબ્રઈલ અલૈ. દ્વારા) પોતાની રૂહ ફૂંકી દીધી (જેનાથી તેમને વિના પતિએ ગર્ભ રહી ગયો) અને તેમને અને તેમના પુત્ર (હઝરત ઈસા અલૈ.)ને દુનિયા જહાનવાળાઓ માટે (પોતાની સંપૂર્ણ કુદરતની) નિશાની બનાવી દીધા (કે જેથી તેમને જોઈ સાંભળી સમજી લે કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર શક્તિ ધરાવે છે, તે વિના પિતાએ પણ અવલાદ પેદા કરી શકે છે અને વિના માતાએ અને બાપે પણ જેમકે હઝરત આદમ અલૈ !)

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૯૨ થી ૧૦૫)

إِنَّ هَٰذِهِۦٓ أُمَّتُكُمْ أُمَّةً وَٰحِدَةً وَأَنَا۠ رَبُّكُمْ فَٱعْبُدُونِ ﴿٩٢﴾ وَتَقَطَّعُوٓا۟ أَمْرَهُم
بَيْنَهُمْ ۖ كُلٌّ إِلَيْنَا رَٰجِعُونَ ﴿٩٣﴾ فَمَن يَعْمَلْ مِنَ ٱلصَّٰلِحَٰتِ وَهُوَ مُؤْمِنٌ فَلَا كُفْرَانَ ع ١٨ ٦
لِسَعْيِهِۦ وَإِنَّا لَهُۥ كَٰتِبُونَ ﴿٩٤﴾ وَحَرَٰمٌ عَلَىٰ قَرْيَةٍ أَهْلَكْنَٰهَآ أَنَّهُمْ لَا يَرْجِعُونَ ﴿٩٥﴾
حَتَّىٰٓ إِذَا فُتِحَتْ يَأْجُوجُ وَمَأْجُوجُ وَهُم مِّن كُلِّ حَدَبٍ يَنسِلُونَ ﴿٩٦﴾ وَٱقْتَرَبَ
ٱلْوَعْدُ ٱلْحَقُّ فَإِذَا هِىَ شَٰخِصَةٌ أَبْصَٰرُ ٱلَّذِينَ كَفَرُوا۟ ۖ يَٰوَيْلَنَا قَدْ كُنَّا فِى غَفْلَةٍ مِّنْ
هَٰذَا بَلْ كُنَّا ظَٰلِمِينَ ﴿٩٧﴾ إِنَّكُمْ وَمَا تَعْبُدُونَ مِن دُونِ ٱللَّهِ حَصَبُ جَهَنَّمَ ۖ
أَنتُمْ لَهَا وَٰرِدُونَ ﴿٩٨﴾ لَوْ كَانَ هَٰٓؤُلَآءِ ءَالِهَةً مَّا وَرَدُوهَا ۖ وَكُلٌّ فِيهَا خَٰلِدُونَ ﴿٩٩﴾
لَهُمْ فِيهَا زَفِيرٌ وَهُمْ فِيهَا لَا يَسْمَعُونَ ﴿١٠٠﴾ إِنَّ ٱلَّذِينَ سَبَقَتْ لَهُم مِّنَّا ٱلْحُسْنَىٰٓ أُو۟لَٰٓئِكَ
عَنْهَا مُبْعَدُونَ ﴿١٠١﴾ لَا يَسْمَعُونَ حَسِيسَهَا ۖ وَهُمْ فِى مَا ٱشْتَهَتْ أَنفُسُهُمْ خَٰلِدُونَ ﴿١٠٢﴾
لَا يَحْزُنُهُمُ ٱلْفَزَعُ ٱلْأَكْبَرُ وَتَتَلَقَّىٰهُمُ ٱلْمَلَٰٓئِكَةُ ۖ هَٰذَا يَوْمُكُمُ ٱلَّذِى كُنتُمْ
تُوعَدُونَ ﴿١٠٣﴾ يَوْمَ نَطْوِى ٱلسَّمَآءَ كَطَىِّ ٱلسِّجِلِّ لِلْكُتُبِ ۚ كَمَا بَدَأْنَآ أَوَّلَ خَلْقٍ نُّعِيدُهُۥ ۚ
وَعْدًا عَلَيْنَآ ۚ إِنَّا كُنَّا فَٰعِلِينَ ﴿١٠٤﴾ وَلَقَدْ كَتَبْنَا فِى ٱلزَّبُورِ مِنۢ بَعْدِ ٱلذِّكْرِ أَنَّ
ٱلْأَرْضَ يَرِثُهَا عِبَادِىَ ٱلصَّٰلِحُونَ ﴿١٠٥﴾

## તરજુમો :

*ખરેખર આ લોકો તમારા દીનના છે, સૌ એક દીન ઉપર; અને હું તમારો પરવરદિગાર છું, બસ મારી બંદગી કરો. (૯૨) અને લોકોએ પોતાના કામ (દીન) પરસ્પર ટૂકડે ટૂકડે વહેંચી લીધા, બધા અમારી પાસે પાછા ફરીને આવશે. (૯૩) બસ જે કોઈ કંઈ નેક કામ કરે અને તે ઈમાન ધરાવતો હોય બસ, તેના પ્રયત્નને વ્યર્થ કરીશું નહીં અને અમે તેને લખી લઈએ છીએ.*

*(૯૪) અને દરેક વસ્તી ઉપર નિશ્ચિત થઈ ચૂક્યું જેનો અમે નાશ કરી નાંખ્યો કે તેઓ પરત આવશે નહીં. (૯૫) એટલે સુધી કે જ્યારે યાજૂજ અને માજૂજ ખોલી નાંખવામાં આવે અને તે દરેક ઊંચાઈએથી સરકતા ચાલ્યા આવે. (૯૬) અને સાચો વાયદો નજીક આવી લાગે પછી તે સમયે ઈન્કારીઓની આંખો ઉપર લાગેલી (ફાટી) રહી જાય, હાય અમારી કમ્બખ્તી ! અમે એનાથી બેખબર રહ્યા; નહીં ! પરંતુ અમે ગુનેહગાર હતા. (૯૭) તમે અને જે કંઈ તમે અલ્લાહના સિવાય પૂજો છો દોઝખનું ઈંધણ છે, તમારે એના ઉપર પહોંચવાનું છે. (૯૮) જો આ મૂર્તિઓ મઅ્બૂદ હોત તો તેના ઉપર પહોંચ્યા ન હોત અને સઘળા તેમાં પડ્યા રહેશે. (૯૯) તેમને ત્યાં બરાડા પાડવાના છે અને તેઓ તેમાં કંઈ ન સાંભળશે. (૧૦૦) ખરેખર જેમના માટે અમારા તરફથી પહેલેથી નેકી નક્કી થઈ ચૂકી તેઓ તેનાથી દૂર રહેશે. (૧૦૧) તેની આહટ (નાનો સરખો અવાજ પણ) સાંભળશે નહીં અને તેઓ પોતાની મનગમતી મજામાં સદાય રહેશે. (૧૦૨) તેમને તે મોટી ગભરામણમાં ગમ ન હશે અને તેમને ફરિશ્તા લેવા આવશે; આજે તમારો દિવસ છે જેનો તમને વાયદો કરવામાં આવ્યો હતો. (૧૦૩) જે દિવસે અમે આસમાનને લપેટી લઈએ જેવી રીતે ટીપણા(તુમાર)માં કાગળ લપેટવામાં આવે છે, જેવી અમે પ્રથમ વખતે ઉત્પત્તિ કરી હતી પછી ફરી તેનું સર્જન કરીશું, વાયદો અમારા ઉપર છે અવશ્ય અમારે પૂરો કરવાનો છે. (૧૦૪) અને અમે ઝબૂરમાં નસીહત પછી લખી દીધું છે કે અંતે જમીન ઉપર મારા નેક બંદાઓ માલિક થશે. (૧૦૫)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અહીંયાં સુધી અંબિયા (અલૈ.)ના કિસ્સાઓ, પ્રસંગો અને તેના સંદર્ભમાં ઘણા બધા સૈદ્ધાંતિક ગૌણ મસ્અલાઓનું વર્ણન હતું, સિદ્ધાંતો દાખલા તરીકે તવહીદ (અલ્લાહ એકમાત્ર હોવાની માન્યતા), રિસાલત (અલ્લાહના પયગમ્બરો) અને આખિરતની માન્યતા; આ બધા સિદ્ધાંતો તમામ અંબિયા (અલૈ.)માં સર્વસામાન્ય છે જે તેમની દા'વત (ઈસ્લામના આમંત્રણ)નો મૂળ પાયો છે જેમકે પ્રસ્તુત ઘટનાઓમાં તે બુઝુર્ગોના બધા પ્રયત્નોનો નીચોડ હક સુબ્હાનહુ

વ તઆલાની તવહીદનો વિષય હતો, આગલી આયતોમાં કિસ્સાઓના પરિણામ સ્વરૂપે તવહીદની સાબિતીઓ તથા શિર્કની નીંદાનું વર્ણન કરવામાં આવ્યું છે.

## તફસીર :

હે લોકો (ઉપરોક્ત જે અંબિયા અલૈ.ના તરીકાઓ અને તવહીદના અકીદાઓ જાણ થઈ ચૂક્યા છે) આ તમારો તરીકો છે (જેના ઉપર તમારે રહેવું જરૂરી છે) કે તે એક જ તરીકો છે (જેમાં કોઈ નબી અને કોઈ શરીઅતને મતભેદ નથી થયો) અને (આ તરીકાનો ખુલાસો એ છે કે) હું તમારો પરવરદિગાર છું તો તમે મારી ઈબાદત કર્યા કરો અને (લોકોએ ઈચ્છયું હતું કે જ્યારે એ સાબિત થઈ ચૂક્યું કે સઘળા અંબિયા અલૈ. અને તમામ આસમાની કિતાબો અને શરીઅતો આ જ આસમાની તરીકાના આમંત્રણ આપનારા છે તો તેઓએ પણ આ જ તરીકા ઉપર રહેવું જોઈતું હતું પરંતુ તેમણે તેવું ન કર્યું બલકે) તે લોકોએ પોતાના દીનમાં મતભેદ પેદા કરી લીધો (પરંતુ તેની સજા જોશે કારણ કે) બધા અમારી પાસે આવવાના છે (અને આવ્યા પછી દરેકને તેના અમલનો બદલો મળશે) તો જે વ્યક્તિ નેક કામ કરતો હશે અને તે ઈમાનવાળો પણ હશે તો તેની મહેનત બેકાર જવાની નથી અને અમે તેને લખી લઈએ છીએ (જેમાં ભૂલ થવાની અથવા ખતા થવાની શક્યતા નથી રહેતી, તે લખેલા પ્રમાણે તેને સવાબ મળશે) અને (અમે જે એ કહ્યું છે કે સઘળા અમારી પાસે આવવાના છે તેમાં ઈન્કારીઓ એવી શંકા કરે છે કે દુનિયાની આટલી જિંદગી પસાર થઈ ચૂકી છે હજુ સુધી તો એવું થયું નથી કે મૃત વ્યક્તિ જીવીત થયો હોય, તેનો હિસાબ થયો હોય ! તેમની આ શંકા એટલા માટે ખોટી છે કે અલ્લાહ તઆલા તરફ પાછા વળવા માટે કયામતનો એક દિવસ નિશ્ચિત છે તેનાથી પહેલાં કોઈ પાછું આવતું નથી, એ જ કારણ છે કે) અમે જે વસ્તીઓને (અઝાબ અથવા મોતથી) ફના કરી ચૂક્યા છે તેમના માટે એ વાત (શરીઅતની શરઈ સાબિતી પ્રમાણે) અશક્ય છે કે તેઓ (દુનિયામાં હિસાબ કિતાબ માટે) ફરી પાછા વળીને આવે (પરંતુ આ પાછા ન વળવું કાયમી નથી બલકે એક નિશ્ચિત સમય એટલે કે કયામત સુધી છે) અહીંયાં સુધી કે જ્યારે (તે નિશ્ચિત સમય આવી પહોંચશે જેની શરૂઆતનો સામાન એ હશે કે) યાજૂજ–માજૂજ (જેમનો હમણા ઝુલ્કરનૈનની દિવાલ દ્વારા માર્ગ રોકાયેલો છે તેને) ખોલી નાંખવામાં આવશે અને તેઓ (ખૂબ મોટી સંખ્યામાં હોવાના કારણે)

દરેક ઊંચાઈ (ટેકરા અને પહાડ) ઉપર ઉતરતા (નજરે પડતા) હશે અને (અલ્લાહ તરફ પાછા વળવાનો સાચો વાયદો) નજીક આવી પહોંચ્યો હશે તો બસ ફરી અચાનક એ હાલત થઈ જશે કે ઈન્કારીઓની આંખો ફાટેલી રહી જશે (અને તેઓ એવું કહેતા નજરે પડશે) હાય અમારી કમ્બખ્તી ! અમે તેનાથી ગફલતમાં હતા (પછી કંઈક વિચારીને કહેશે કે તેને ગફલત તો ત્યારે કહી શકાય છે કે કોઈએ અમને ચેતવ્યા ન હોત) બલકે, (વાસ્તવિકતા એ છે કે) અમે જ કુસૂરવાર હતા (ખુલાસો એ થયો કે જે લોકો કયામતમાં ફરીવાર જીવીત થવાના ઈન્કારી હતા તેઓ પણ તે સમયે એવું માનનારા બની જશે, આગળ મુશ્રિકો માટે વાયદો છે) નિઃશંક ! તમે અને જેને તમે અલ્લાહના સિવાય પૂજી રહ્યા છો બધા જહન્નમમાં ઝોંકવામાં આવશો (અને) તમે સૌ તેમાં દાખલ થશો (તેમાં તે અંબિયા અને ફરિશ્તા દાખલ નહીં થઈ શકે જેમને દુનિયામાં અમુક મુશ્રિકોએ ખુદા અને મઅ્બૂદ બનાવી લીધા હતા, કારણ કે તેમનામાં એક શરઈ અવરોધ મોજૂદ છે કે તેઓ તેના હકદાર નથી અને ન જ તેમાં તેમનો કોઈ કુસૂર છે. આગલી આયતમાં اِنَّ الَّـذِيْـنَ سَبَـقَـتْ لَهُـمْ થી પણ આ શંકાને દૂર કરવામાં આવી છે અને આ વાત સમજવાની છે કે) જો (આ તમારા મઅ્બૂદ) વાસ્તવમાં મઅ્બૂદ હોત તો તે (જહન્નમ)માં કેમ જાત ? (અને જવું પણ એવું કે અમુક દિવસો માટે નહીં બલકે) બધા (પૂજા કરનારા અને તે મઅ્બૂદો) તેમાં હંમેશા રહેશે (અને) તેમાં તેમના બૂમબરાડા હશે અને ત્યાં (પોતાના બૂમબરાડામાં) કોઈ કોઈની વાત સાંભળશે પણ નહીં (આ તો દોઝખીઓની હાલત થઈ અને) જેમના માટે અમારા તરફથી ભલાઈ નક્કી થઈ ચૂકી છે (અને તેની જાહેરાત તેમના અમલો અને પ્રવૃત્તિઓથી થઈ) તે લોકો તે (દોઝખ)થી (એ પ્રમાણે) દૂર રાખવામાં આવશે કે તેની આહટ પણ સાંભળશે નહીં (કારણ કે આ લોકો જન્નતમાં હશે અને જન્નત–દોઝખમાં ઘણી દૂરી છે) અને તે લોકો પોતાની મનગમતી વસ્તુઓમાં હંમેશા રહેશે (અને) તેમને મોટી ગભરામણ (એટલે કે કયામતમાં જીવીત થવા અને મહશરના ભયાનક દૃષ્યો જોવાની પરિસ્થિતિ) ગમમાં નાંખશે નહીં અને (કબ્રથી નીકળતાં જ) ફરિશ્તા તેમનું સ્વાગત કરશે (અને કહેશે) આ છે તમારો તે દિવસ જેનો તમને વાયદો કરવામાં આવ્યો હતો (આ કૃપાનો મા'મલો અને ખુશખબરી તેમના માટે વધારે ખુશી અને આનંદનું કારણ બની જશે અને જો કોઈ રિવાયતથી સાબિત

થઈ જાય કે કયામતના ભય અને ડરથી કોઈ બાકી નથી તેમાંથી બધાને પસાર થવું પડશે તો કારણ કે નેક બંદાઓ માટે તેનો સમય ઘણો થોડો હશે એટલા માટે તે ગણતરીમાં નથી અને) તે દિવસ (પણ) યાદ કરવાપાત્ર છે જે દિવસે અમે (પ્રથમ સૂર ફૂંકાયા પછી) આસમાનોને એ પ્રમાણે લપેટી દઈશું જે પ્રમાણે લખેલ વિષયોનો કાગળ લપેટી દેવામાં આવે છે (પછી લપેટયા પછી ભલે તેને નામશેષ કરી નાંખવામાં આવે અથવા બીજા સૂર ફૂંકાતા સુધી આવી જ પરિસ્થિતિમાં પડી રહે, બંને વાતો શક્ય છે અને) અમે જે પ્રમાણે પ્રથમ વખત પેદા કરવાના સમયે (દરેક વસ્તુની) શરૂઆત કરી હતી એ જ પ્રમાણે (સરળતાથી) તેને ફરીવાર પેદા કરી આપીશું, આ અમારા શિરે વાયદો છે અમે અવશ્ય (તેને પૂરો) કરીશું અને (ઉપર જે નેક બંદાઓથી સવાબ અને નેઅ્મતનો વાયદો થયો છે તે બધો જૂનો અને નક્કી વાયદો છે કારણ કે) અમે (બધી આસમાની) કિતાબોમાં લવહે મહફૂઝ(માં લખ્યા) પછી લખી ચૂક્યા છે કે આ જમીન (જન્નત)ના માલિક મારા નેક બંદા થશે (આ વાયદો જૂનો હોવાનું તો તેનાથી જાહેર છે કે લવહે મહફૂઝમાં લખી ચૂક્યા છે અને તે વાતની તાકીદથી કોઈ આસમાની કિતાબ તેનાથી ખાલી નથી).

## મસ્અલા અને બોધપાઠ :

وَحَـرَامٌ عَلٰى قَرْيَةٍ اَهْلَكْنٰهَآ اَنَّهُمْ لَا يَرْجِعُوْنَ આ સ્થળે શબ્દ حَرَامُ (હરામ) مُـمْتَنِعْ شَرْعِىْ ના અર્થમાં છે, જેનો તરજુમો તફસીરના ખુલાસાઓમાં "અશક્ય" કરવામાં આવ્યો છે અને لَا يَـــــرْجِـــعُـــوْنَ (લા યરજિઊન)માં મોટા ભાગના તફસીરકારો નજીક શબ્દ لَا (લા) વધારે છે અને આયતનો અર્થ એ છે કે જે વસ્તી અને તેના નિવાસીઓને અમે હલાક કરી દીધા છે તેમના માટે અશક્ય છે કે તેઓ ફરીવાર દુનિયામાં પાછા આવી જાય અને ઉપરોક્ત તફસીરકારોએ શબ્દ حَـــرَامُ (હરામ)ને આ સ્થળે વાજિબના અર્થમાં ઠરાવીને لَا (લા)ને પોતાના પ્રખ્યાત અર્થ એટલે કે નકાર માટે રાખ્યો છે અને આયતનો ભાવાર્થ એ લખ્યો છે કે વાજિબ છે તે વસ્તી ઉપર જેમનો અમે અઝાબથી નાશ કરી નાંખ્યો છે કે તેઓ દુનિયામાં પાછા આવશે નહીં.'' (કુર્તુબી) આયતનો અર્થ એ છે કે મૃત્યુ પછી તવબહનો દરવાજો બંધ થઈ જાય છે, જો કોઈ દુનિયામાં આવીને નેક અમલ કરવા ઈચ્છે તો તેને તક મળશે નહીં હવે તો માત્ર કયામતના દિવસની જિંદગી હશે.

حَتّٰىٓ اِذَا فُتِحَتْ يَاْجُوْجُ وَمَاْجُوْجُ وَهُمْ مِّنْ كُلِّ حَدَبٍ يَّنْسِلُوْنَ માં શબ્દ حَتّٰى (હત્તા) પાછલા વિષય ઉપર ક્રમ અને વર્ણન તરફ ઈશારો કરે છે, પાછલી આયતમાં એ કહેવામાં આવ્યું હતું કે જે લોકો કુફ્ર ઉપર મૃત્યુ પામી ચૂક્યા છે તેમનું ફરીવાર દુનિયામાં જીવીત થઈને પાછા ફરવું અશક્ય છે. આ અસંભવિતતાની પરાકાષ્ઠા એ બતાવવામાં આવી છે કે પુનઃજીવીત થઈને પાછા ફરવું તે સમય સુધી અશક્ય છે જ્યાં સુધી કે આ યાજૂજ–માજૂજની ઘટના બની ન જાય જે કયામતની નજીકની નિશાની છે, જેમકે સહીહ મુસ્લિમમાં હઝરત હુઝયફા (રદિ.)થી રિવાયત છે કે અમે અમુક સહાબા (રદિ.) એક દિવસે પરસ્પર અમુક ચર્ચા કરી રહ્યા હતા, રસૂલે કરીમ ﷺ ત્યાં પધાર્યા અને પૂછ્યું કે તમારી વચ્ચે શું ચર્ચા ચાલે છે ? અમે અરજ કરી કે કયામતનું વર્ણન કરી રહ્યા છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કયામત ત્યાં સુધી કાયમ ન થશે જ્યાં સુધી દશ નિશાનીઓ તેના પહેલાં જાહેર ન થઈ જાય, તે દશ નિશાનીઓમાં યાજૂજ–માજૂજના નીકળવાનું પણ વર્ણન કર્યું.

આયતમાં યાજૂજ–માજૂજ માટે فُتِحَتْ (ફુતિહત) એટલે કે "ખોલવું" શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે જેનો જાહેર અર્થ એ જ છે કે એ સમયથી પહેલાં તેઓ કોઈ પ્રકારના બંધન અને અવરોધમાં રહેશે. કયામતના નજીકના સમયે જયારે અલ્લાહ તઆલાને તેમનું નીકળવું મંજૂર હશે તો આ બંધન માર્ગમાંથી હટાવી દેવામાં આવશે અને જાહેર કુર્આને કરીમથી પણ એ છે કે આ અવરોધ ઝુલ્કરનૈનની દિવાલ છે જે કયામતના નજીકના સમયમાં ખતમ થઈ જશે, ભલે તેનાથી પહેલાં પણ તે તૂટી ચૂકી હોય પરંતુ તેમના માટે માર્ગ બિલકુલ તે સમયે સમથળ થઈ જશે. સૂરએ કહફમાં યાજૂજ–માજૂજ અને ઝુલ્કરનૈનની દિવાલનું અસ્તિત્વમાં આવવું અને અન્ય મસ્અલાઓ તેના સંદર્ભમાં વિગતવાર ચર્ચામાં આવી ચૂક્યા છે ત્યાં જોઈ લેવામાં આવે.

مِنْ كُلِّ حَدَبٍ يَّنْسِلُوْنَ માં શબ્દ حَدَبٌ (હદબ) દરેક ઊંચી જગ્યાને કહેવામાં આવે છે, તે ઊંચા પહાડો હોય અથવા નાના–નાના ડુંગરા. સૂરએ કહફમાં જ્યાં યાજૂજ–માજૂજના સ્થાન વિશે જે ચર્ચા થઈ છે તેનાથી જાણ થઈ ચૂકી છે કે તેમનું સ્થળ દુનિયાના ઉત્તરના પહાડોની પાછળ છે એટલા માટે

નીકળવાના સમયે તે જ તરફથી પહાડો અને ટેકરાઓ ઉપરથી રેલાતા નજરે પડશે.

اِنَّكُمْ وَمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ حَصَبُ جَهَنَّمَ ؕ એટલે કે, તમે અને તમારા મઅ્બૂદો અલ્લાહ સિવાય બધા જ જહન્નમનું ઈંધણ બનશો. આ આયતમાં બધા જ જૂઠા મઅ્બૂદો (પૂજ્યો) કે જેમની નાજાઇઝ પૂજા કાફિરોના વિવિધ સમૂહોએ દુનિયામાં કરી બધાને જહન્નમમાં દાખલ થવાનું વર્ણન કરવામાં આવ્યું છે. એ બાબત ઉપર એવી શંકા થઈ શકે છે કે નાજાઇઝ પૂજાપાઠ તો હઝરત મસીહ (અલૈ.) અને ઉઝૈર (અલૈ.) તથા ફરિશ્તાઓની પણ કરવામાં આવી છે તો સૌના જહન્નમમાં જવાનો શું મતલબ હશે ? તેનો જવાબ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આપ્યો છે તેમની રિવાયત તફસીરે કુર્તુબીમાં આ પ્રમાણે છે કે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે કુર્આનની એક આયત એવી છે કે જેમાં લોકો શંકા કરે છે પરંતુ આશ્ચર્યજનક સંયોગ છે કે તેના વિશે લોકો મને પ્રશ્ન કરતા નથી, ખબર નહીં કે શંકાનો જવાબ તે લોકોને જાણ થઈ ગઈ છે એટલા માટે પ્રશ્ન નથી કરતા અથવા તેમને શંકા અને જવાબ તરફ ધ્યાન જ નથી થયું ? લોકોએ અરજ કરી, તે શું છે ? તેમણે કહ્યું કે તે આયત .....اِنَّكُمْ وَمَا تَعْبُدُوْنَ છે જ્યારે આ આયત નાઝિલ થઈ તો કુરૈશના કાફિરોને સખત નાપસંદ પડ્યું અને કહેવા લાગ્યા કે તેમાં તો અમારા મઅ્બૂદોનું સખત અપમાન કરવામાં આવ્યું છે. આ લોકો (અહલે કિતાબના આલિમો) ઈબ્નલ ઝિબ્રાની પાસે ગયા અને તેમને ફરિયાદ કરી અને તેણે કહ્યું કે જો હું ત્યાં ઉપસ્થિત હોત તો તેમને તેનો જવાબ આપત. તે લોકોએ પૂછ્યું કે તમે શું જવાબ આપ્યો હોત ? તેમણે કહ્યું કે મેં તેમને એવું કહ્યું હોત કે નસારા હઝરત મસીહ (અલૈ.)ની અને યહૂદીઓ હઝરત ઉઝૈર (અલૈ.)ની ઈબાદત કરે છે તેમના વિશે તમે શું કહેશો ? શું મઆઝલ્લાહ ! તેઓ પણ જહન્નમમાં જશે ? કુરૈશના કાફિરો આ સાંભળીને ઘણા ખુશ થયા કે ખરેખર આ વાત તો એવી છે કે મુહમ્મદ (ﷺ) તેનો કોઈ જવાબ આપી નથી શકતા. તેના ઉપર અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી જે આગળ આવે છે. اِنَّ الَّذِيْنَ سَبَقَتْ لَهُمْ مِنَّا الْحُسْنٰى ۙ اُولٰٓئِكَ عَنْهَا مُبْعَدُوْنَ એટલે કે, ‘‘જે લોકો માટે અમારા તરફથી ભલાઈ અને સારું પરિણામ મુકદર થઈ ચૂક્યું છે તેઓ તે જહન્નમથી ઘણા દૂર રહેશે.’’

અને આ જ ઈબ્નલ ઝિબ્રા વિશે કુર્આનની આ આયત નાઝિલ થઈ, وَلَمَّا ضُرِبَ ابْنَ مَرْيَمَ مَثَلًا اِذَا قَوْمُكَ مِنْهُ يَصِدُّوْنَ એટલે કે, જ્યારે ઈબ્નલ ઝિબ્રાએ હઝરત ઈબ્ને મરયમનો દાખલો રજુ કર્યો તો તમારી કોમના લોકો કુરૈશ ખુશીથી શોર મચાવવા લાગ્યા.

لَا يَحْزُنُهُمُ الْفَزَعُ الْاَكْبَرُ فَزَعِ اَكْبَرُ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું (ફઝ્એ અકબર)નો ભાવાર્થ સૂરનું બીજીવાર ફૂંકાવું છે, જેનાથી બધા જીવીત થઈને હિસાબ માટે ઊભા થઈ જશે. અમુક લોકોએ પ્રથમ સૂરને نَفْخَةً اُوْلٰى (નફ્ખએ ઊલા) ઠરાવ્યું છે. ઈબ્ને અરબીનું નિવેદન છે કે સૂર ત્રણ હશે, પ્રથમ સૂર نَفْخَةً فَزَعُ હશે જેનાથી સમગ્ર દુનિયાના લોકો ગભરાઈ ઉઠશે, તેને જ અહીંયાં فَزَعِ اَكْبَرُ કહેવામાં આવ્યું છે, બીજો સૂર نَفْخَةً صَعَقْ (નફ્ખએ સઅક) હશે તેનાથી બધા મૃત્યુ પામશે અને ફના થઈ જશે અને ત્રીજો સૂર نَفْخَةً بَعْث (નફ્ખએ બઅ્ષ) હશે, જેનાથી બધા મુરદા સજીવન થઈ જશે. તેની સાક્ષીમાં મુસ્નદ અબૂ યઅ્લા, બયહકી, અબ્દ ઈબ્ને હુમય્દ, અબૂ અલ શય્ખ ઈબ્ને જરીર અલ તબરી વગેરેથી હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી એક હદીષ નકલ કરવામાં આવી છે. વલ્લાહુ અઅ્લમુ. *(મઝહરી)*

يَوْمَ نَطْوِى السَّمَآءَ كَطَيِّ السِّجِلِّ لِلْكُتُبِ માં શબ્દ سِجِلُ (સિજિલ)નો અર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ "સહીફા" (કિતાબ)નો નકલ કર્યો છે. અલી ઈબ્ને તલ્હા, અવફી, મુજાહિદ, કતાદહ વગેરેએ પણ આ જ અર્થ વર્ણન કર્યો છે. ઈબ્ને જરીર, ઈબ્ને કષીર વગેરેએ પણ તેને જ અપનાવ્યું છે તથા કિતાબો આ સ્થળે اَلْمَكْتُوْبُ (અલ મક્તૂબ)ના અર્થમાં છે. અર્થ એ છે કે આસમાનને એ રીતે લપેટી લેવામાં આવશે જેવી રીતે કોઈ સહીફાને પોતાની અંદર લખેલા લખાણ સહિત લપેટી લેવામાં આવે છે. (કઝા કાલહુ ઈબ્ને કષીર વ ઝિક્રહુ ફિર્ઉહ) سِجِلُ (સિજિલ) વિશે બીજી રિવાયતો કે તે કોઈ વ્યક્તિ અથવા ફરિશ્તાનું નામ છે હદીષવેત્તાઓ સમીપ સાબિત નથી. (ફૈસલએ ઈબ્ને કષીર) આયતના ભાવાર્થ વિશે સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમરથી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા કયામતના દિવસે બધી જ જમીનો અને આસમાનોને લપેટીને પોતાના હાથમાં રાખશે. ઈબ્ને અબી હાતિમે પોતાની સનદથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે કયામતના

દિવસે અલ્લાહ તઆલા સાતેય આસમાનોને તેની અંદરની બધી જ મખ્લૂકો સાથે અને સાતેય જમીનોને તેની અંદરની બધી જ મખ્લૂકોની સાથે લપેટીને એક સ્થળે કરી દેશે અને તે સૌ અલ્લાહ તઆલાના હાથમાં એક રાઈના દાણાના દષ્ટાંત સ્વરૂપે હશે. *(ઈબ્ને કષીર)*

وَلَقَدْ كَتَبْنَا فِى الزَّبُوْرِمِنْ بَعْدِ الذِّكْرِ اَنَّ الْاَرْضَ يَرِثُهَا عِبَادِىَ الصّٰلِحُوْنَ

શબ્દ زَبُوْرُ (ઝબૂર) એ زُبُرُ (ઝુબૂર)નું બહુવચન છે જેનો અર્થ "કિતાબ" થાય છે અને ઝબૂર તે ખાસ કિતાબનું નામ પણ છે જે હઝરત દાવુદ (અલૈ.) ઉપર નાઝિલ થઈ. આ સ્થળે "ઝબૂર"થી શું ભાવાર્થ છે તેમાં વિવિધ અભિપ્રાયો છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં આ છે કે, ذِكْر (ઝિક્ર)નો ભાવાર્થ આયતમાં "તવરાત" છે અને "ઝબૂર"નો ભાવાર્થ તે બધી કિતાબો છે જે તવરાત પછી નાઝિલ થઈ જેમકે ઈન્જીલ, દાવુદ (અલૈ.)ની ઝબૂર અને કુર્આન. (અખ્રજહુ ઈબ્ને જરીર) આ જ તફસીર ઝહ્હાકથી પણ નકલ થઈ છે અને ઈબ્ને ઝૈદે ફરમાવ્યું કે "ઝિક્ર"નો ભાવાર્થ "લવહે મહફૂઝ" છે અને ઝબૂરનો ભાવાર્થ બધી જ કિતાબો છે જે અંબિયા (અલૈ.) ઉપર નાઝિલ થઈ, જઝ્ઝાઝે તેને જ અપનાવ્યું છે. *(રૂહુલ મઆની)*

اَلْاَرْض (અલ અર્દ) આ સ્થળે اَرْض (અર્દ)થી ભાવાર્થ જમહૂર તફસીરકારો નજીક اَرْضِ جَنَّتْ (અર્દે જન્નત) "જન્નતની ભૂમિ" છે, ઈબ્ને જરીરે ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ તફસીર નકલ કરી છે અને આ જ તફસીર મુજાહિદ, ઈબ્ને ઝુબૈર, ઈકરીમા, સુદ્દી અને અબુલ આલિયાથી પણ નકલ થઈ છે. ઈમામ રાઝી (રહ.)એ ફરમાવ્યું કે કુર્આનની બીજી આયત તેના જ સંદર્ભમાં છે જેમાં ફરમાવ્યું છે, وَاَوْرَثَنَا الْاَرْضَ نَتَبَوَّاُ مِنَ الْجَنَّةِ حَيْثُ نَشَآءُ અને આ આયતમાં જે એ ફરમાવ્યું કે આ ભૂમિના વારિસ નેક લોકો હશે એ પણ તેનો જ ઈશારો છે. "અર્દ"નો ભાવાર્થ "અર્દે જન્નત" છે, દુનિયાની જમીનના વારિસ તો મો'મિન અને કાફિર બધા થઈ જાય છે, વળી એ કે અહીંયાં નેક લોકોનું ભૂમિના વારિસ થવાનું વર્ણન કયામત પછી આવ્યું છે અને કયામત પછી જન્નતની જમીન સિવાય બીજી કોઈ જમીન નથી. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયત એ પણ છે કે આ અર્દનો ભાવાર્થ સામાન્ય ભૂમિ છે; દુનિયાની જમીન પણ અને આખિરતની જમીન પણ ! જન્નતની જમીનના તો એકલા વારસદાર

સાલિહીન–નેક લોકો હોવું દેખીતું છે, દુનિયાની સમગ્ર જમીનના વારિસ હોવું પણ એક સમયમાં મો'મિનીન સાલિહીનના માટે નક્કી છે જેની ખબર કુર્આને કરીમની વિવિધ આયતોમાં આપવામાં આવી છે. એક આયતમાં છે, اِنَّ الْاَرْضَ لِلّٰهِ يُوْرِثُهَا مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ એક બીજી આયતમાં છે, وعداللّٰه الَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ وَعَمِلُوا الصّٰلِحٰتِ لَيَسْتَخْلِفَنَّهُمْ فِى الْاَرْضِ ત્રીજી આયતમાં છે, اِنَّا لَنَنْصُرُ رُسُلَنَا وَالَّذِيْنَ اٰمَنُوْا فِى الْحَيٰوةِ الدُّنْيَا وَيَوْمَ يَقُوْمُ الْاَشْهَادُ મો'મિનીન સાલિહીનનું દુનિયાના વહીવટીતંત્ર અને સત્તા ઉપર કબ્જેદાર તથા વારસદાર થયાનું એક વખતે દુનિયા જોઈ ચૂકી છે અને લાંબા સમય સુધી એ સ્વરૂપ બાકી રહ્યું અને પછી મહેદી (અલૈ.)ના યુગમાં ફરી થવાનું છે.

*(રૂહુલ મઆની અને ઈબ્ને કષીર)*

---

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૧૦૬ થી ૧૧૨)

اِنَّ فِيْ هٰذَا لَبَلٰغًا لِّقَوْمٍ عٰبِدِيْنَ ﴿١٠٦﴾ وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا رَحْمَةً لِّلْعٰلَمِيْنَ ﴿١٠٧﴾
قُلْ اِنَّمَا يُوْحٰٓى اِلَيَّ اَنَّمَآ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَهَلْ اَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿١٠٨﴾ فَاِنْ تَوَلَّوْا فَقُلْ
اٰذَنْتُكُمْ عَلٰى سَوَآءٍ ۗ وَاِنْ اَدْرِيْٓ اَقَرِيْبٌ اَمْ بَعِيْدٌ مَّا تُوْعَدُوْنَ ﴿١٠٩﴾ اِنَّهٗ يَعْلَمُ
الْجَهْرَ مِنَ الْقَوْلِ وَيَعْلَمُ مَا تَكْتُمُوْنَ ﴿١١٠﴾ وَاِنْ اَدْرِيْ لَعَلَّهٗ فِتْنَةٌ لَّكُمْ وَمَتَاعٌ اِلٰى
حِيْنٍ ﴿١١١﴾ قٰلَ رَبِّ احْكُمْ بِالْحَقِّ ۗ وَرَبُّنَا الرَّحْمٰنُ الْمُسْتَعَانُ عَلٰى مَا تَصِفُوْنَ ﴿١١٢﴾ ع

### તરજુમો :

*નિઃશંક આ(કુર્આન)માં અર્થ સુધી બંદગી કરનારા લોકો પહોંચે છે. (૧૦૬) અને અમે તમને જે મોકલ્યા બસ મહેરબાની કરીને તમામ જગત ઉપર. (૧૦૭) તમે કહો, મને તો એ જ હુકમ આવ્યો છે કે તમારો મઅ્બૂદ એક મઅ્બૂદ છે, પછી શું તમે આજ્ઞાનું પાલન કરનાર (સમર્પિત) છો ? (૧૦૮) પછી જો તેઓ મોઢું ફેરવે તો તમે કહી આપો, મેં તમને બંને બાજુ બરાબર ખબર કરી દીધી અને હું નથી જાણતો નજીક છે કે દૂર છે જે તમારાથી વાયદો*

*થયો. (૧૦૯) તે પરવરદિગાર જાણે છે જે વાત પોકારીને કરો અને જાણે છે જે તમે છુપાવો છો. (૧૧૦) અને હું નથી જાણતો કદાચ મોડું કરવામાં તમારી કસોટી કરે છે અને એક મુદ્દત સુધી લાભ આપવું છે. (૧૧૧) તેમણે (રસૂલે) કહ્યું, હે પરવરદિગાર ! ન્યાયનો ફેંસલો કર અને અમારો પરવરદિગાર રહમાન છે, તેનાથી જ મદદ માંગીએ છીએ તે વાતો ઉપર જે તમે બતાવો છો. (૧૧૨)*

## તફસીર :

નિઃશંક ! આ (કુર્આન અથવા તેના અંશો એટલે કે પ્રસ્તુત સૂરત)માં પૂરતા વિષય છે તે લોકો માટે જેઓ ઈબાદત કરનારા છે (અને જે ઈબાદત અને આજ્ઞાપાલનથી બળવો કરનારા છે આ હિદાયત તો તેમના માટે પણ છે પરંતુ તેમણે હિદાયતની તલબ કરી નહીં એટલા માટે તેના ફાયદાથી વંચિત છે) અને અમે તમને કોઈ અન્ય વાતના માટે (રસૂલ બનાવીને) નથી મોકલ્યા પરંતુ દુનિયા જહાનના લોકો ઉપર (પોતાની) મહેરબાની કરવા માટે; (તે મહેરબાની એ જ છે કે લોકો રસૂલ ﷺના બતાવેલા આ વિષયોનો સ્વીકાર કરે અને હિદાયતનો લાભ પ્રાપ્ત કરે અને જે કબૂલ ન કરે તો તે તેનો કુસૂર છે અને તેનાથી આ વિષયની સત્યતામાં કોઈ ફરક નથી પડતો. હે નબી ﷺ !) તમે તે લોકોને (વાતચીતના ખુલાસા સ્વરૂપે અને પુનરાવર્તિત રીતે) કહી આપો કે મારી પાસે તો (તવહીદવાળા અને મુશ્રિકોના પરસ્પરના મતભેદ વિશે) માત્ર એ વહી આવી છે કે તમારો મઅ્બૂદ એક જ મઅ્બૂદ છે તો (તેની સચ્ચાઈ સાબિત થઈ ગયા પછી) હવે પણ તમે માનો છો (અથવા નથી માનતા ? એટલે કે હવે તો માની લો !) પછી પણ જો આ લોકો તેનાથી (એટલે કે તેનો સ્વીકાર કરવાથી) મોઢું ફેરવે તો તમે (હુજ્જત પૂરી કરવા માટે) કહી આપો કે હું તમને ખૂબ સ્પષ્ટ ખબર કરી ચૂક્યો છું (જેમાં રજકણ માત્ર ગુપ્તતા કે છૂપું રાખ્યું નથી, તવહીદ અને ઈસ્લામની સચ્ચાઈની ખબર પણ અને તેનો ઈન્કાર કરવાથી જે સજા મળશે તે પણ ખુલ્લમ ખુલ્લી વર્ણન થઈ ચૂકી છે, હવે ન તો મારા ઉપર કોઈ તબ્લીગના હકની જવાબદારી બાકી રહી અને ન જ તમારું કોઈ બહાનું બાકી રહ્યું) અને જો (તેના સત્ય હોવામાં તમને એ કારણે શંકા હોય કે જે સજા બતાવવામાં આવી છે તે

કેમ મળી નથી જતી ? તો સમજી લો કે સજાનું મળવું તો નિશ્ચિત છે પરંતુ) હું એ નથી જાણતો કે જે (સજા)નો તમને વાયદો થયો છે તે નજીક(માં આવનાર છે) અથવા દૂર સુદૂર (સમયમાં આવનાર) છે (અલબત્ત તેનું આવવું જરૂરી છે કારણ કે) અલ્લાહ તઆલાને (તમારી) પોકારીને કહેલી વાતની પણ ખબર છે અને જે તમે દિલમાં રાખો છો તેની પણ ખબર છે અને (અઝાબનું મોડું થવાથી તે આવશે જ નહીં એવા ધોકામાં ન રહેજો, આ મોડું કોઈ નસીહત અને હિકમત ખાતર થઈ રહ્યું છે) હું નથી જાણતો (કે તે મસ્લિહત શું છે, હા ! એટલું કહી શકું છું કે) કદાચ (આ અઝાબનું મોડું થવું) તમારા માટે કસોટી હોય (કે કદાચ ચેતવણી મળવાથી ઈમાન લઈ આવે) અને એક સમય (સીમા એટલે કે મોતના સમયે) લાભ પહોંચાડવું હોય (કે ખૂબ ગફલત વધે અને અઝાબ વધતો ચાલ્યો જાય, પ્રથમ મા'મલો એટલે કે કસોટી કે રહમત છે અને બીજો મા'મલો એટલે કે લાંબી ઉંમર અને તેની સહૂલતો આપવી તે ક્રોધ અને સજા છે અને જ્યારે આ બધા વિષયોથી હિદાયત ન થઈ તો) પયગમ્બર (ﷺ)એ (અલ્લાહના હુકમથી) કહ્યું કે હે મારા પરવરદિગાર ! (અમારી અને અમારી કોમ વચ્ચે) ફેંસલો કરી આપ (કે જે હંમેશા) સત્ય પ્રમાણે (હોય છે, મતલબ એ છે કે અમલી ફેંસલો કરી આપ કે મુસલમાનોથી જે વિજય અને મદદનો વાયદો છે તે થઈ જાય જેથી તેમના ઉપર ઔર વધારે હુજ્જત પૂરી થઈ જાય) અને (રસૂલ ﷺએ કાફિરોને એ પણ ફરમાવ્યું કે) અમારો પરવરદિગાર મોટો મહેરબાન છે જેનાથી તે વાતોના મુકાબલામાં મદદ માંગવામાં આવે જે તમે બનાવ્યા કરો છો (કે મુસલમાન જલદી નેસ્તોનાબૂદ થઈ જશે, એટલે કે અમે તે મહેરબાન પરવરદિગારથી તમારા મુકાબલામાં મદદ માંગીએ છીએ).

## મસ્અલા અને બોધપાઠ :

وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا رَحْمَةً لِّلْعٰلَمِيْنَ માં عٰلَمِيْنَ (આલમીન) એ عَالَمٌ (આલમ)નું બહુચવન છે તેમાં સમગ્ર મખ્લૂકો, મનુષ્યો, જિન્નાતો, પ્રાણીઓ, વનસ્પતિ, જળચર, ભૂચર, ખેચર બધા સામેલ છે. રસૂલુલ્લાહ ﷺનું આ બધી વસ્તુઓ માટે રહમત હોવું એ પ્રમાણે છે કે સમગ્ર સૃષ્ટિની વાસ્તવિક રૂહ અલ્લાહનો ઝિક્ર અને તેની ઈબાદત છે. એ જ કારણ છે કે જે સમયે જમીનથી આ

રૂહ નીકળી જશે અને જમીન ઉપર કોઈ અલ્લાહ કહેનારો રહેશે નહીં તો તે બધી વસ્તુઓની મોત એટલે કે કયામત આવી જશે અને જ્યારે અલ્લાહનો ઝિક્ર અને ઈબાદતનું તે બધી વસ્તુઓની રૂહ હોવાની જાણ થઈ તો રસૂલુલ્લાહ ﷺ તે બધી વસ્તુઓ માટે રહમત હોવું આપોઆપ જાહેર થઈ ગયું. કારણ કે, આ દુનિયામાં કયામત સુધી અલ્લાહનો ઝિક્ર અને ઈબાદત રસૂલે કરીમ ﷺના જ માર્ગદર્શન અને તા'લીમથી કાયમ છે, એટલા જ માટે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું છે, اَنَا رَحْمَةٌ مُهْدَاةٌ હું અલ્લાહ તરફથી મોકલેલી રહમત છે. (અખ્રજહુ ઈબ્ને અષાકીર અન અબી હુરયરહ) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે આપ ﷺએ ફરમાવ્યું, اَنَا رَحْمَةٌ مُهْدَاةٌ بِرَفْعِ قَوْمٍ وَخَفْضِ اٰخَرِيْنَ એટલે કે, હું અલ્લાહની મોકલેલી રહમત છું જેથી અલ્લાહના હુકમ માનનારી એક કોમને સરબુલંદ કરું અને બીજી કોમ (જે અલ્લાહના હુકમને માનનારી નથી તેમને) પરાસ્ત કરું. *(ઈબ્ને કષીર)*

આથી જાણ થાય છે કે કુફ્ર અને શિર્કને મિટાવવા માટે કાફિરોને પરાસ્ત કરવું અને તેમના મુકાબલામાં જિહાદ કરવી પણ રહમત જ છે જેના દ્વારા બળવાખોરોને હોશ આવી જાય અને તેમના ઈમાન અને નેક કાર્યોના પાબંદ થવાની આશા કરી શકાય છે. વલ્લાહુ અઅ્‌લમુ.

تَمَّ تَفْسِيْرُ سُوْرَةِ الْاَنْبِيَآءِ وَلِلّٰهِ الْحَمْدُ لَيْلَةَ الرَّابِعِ وَالْعِشْرِيْنَ مِنْ ذِى الْحِجَّةِ الْحَرَامِ ۱۳۹۰ھ مِنَ الْهِجْرَةِ النَّبْوِيَّةِ قَبْلَ الْعِشَاءِ وَلَهُ الْحَمْدُ اَوَّلًا وَّاٰخِرًا وَظَاهِرًا وَبَاطِنًا وَهُوَالْمَرْجُوُّ لِاِتْمَامِ الْبَاقِىْ وَمَا ذٰلِكَ عَلَيْهِ بِعَزِيْزٍ رَبَّنَا تَقَبَّلْ مِنَّا اِنَّكَ اَنْتَ السَّمِيْعُ الْعَلِيْمُ



અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ અંબિયા પૂર્ણ થઈ.

**તારીખ :** ૭ જાન્યુઆરી ૨૦૧૦ મુતાબિક ૨૧ મુહર્રમ ૧૪૩૧ હિજરી



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)



પ્રકરણ (૨૨)

# સૂરએ હજ્જ

સૂરએ હજ્જ મદીનામાં નાઝિલ થઈ અને તેની ૭૮ આયતો છે અને ૧૦ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૧–૨)




## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરો, બેશક કયામતનો ધરતીકંપ એક ઘણી મોટી વસ્તુ છે. (૧) જે દિવસે તેને જોશો દરેક દૂધ પીવાડનારી દરેક દૂધ પીતા (બાળક)ને ભૂલી જશે અને દરેક સગર્ભા પોતાનો ગર્ભ નાંખી દેશે અને તમે જુઓ લોકો ઉપર (જાણે) નશો (કેફથી ઉન્મત્ત થયેલા હોય એવા) ! અને તેમના ઉપર કેફ ચઢયો નથી પરંતુ અલ્લાહની સખત આફત છે. (૨)*

## તફસીર :

હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરો (અને ઈમાન અને આજ્ઞાપાલન અપનાવો કારણ કે) અવશ્ય કયામતનો ધરતીકંપ ઘણી ભારે વસ્તુ હશે (જે

અવશ્ય આવશે અને તે દિવસની કઠણાઈથી બચવાની ફિકર કરો જેની રીત અલ્લાહનો ડર છે, આગળ આ ધરતીકંપની કઠણાઈનું વર્ણન છે) જે દિવસે તમે લોકો તે(ધરતીકંપ)ને જોશો તે દિવસે (એવી હાલત હશે કે) બધી જ દૂધ પીવાડનારીઓ (હેબતાઈને ભયના કારણે) પોતાના દૂધ પીનાર(બાળક)ને ભૂલી જશે અને બધી જ ગર્ભવતી પોતાના ગર્ભ (દિવસો પૂર્ણ થતા પહેલાં) પાડી દેશે અને તને (હે શ્રોતા !) લોકો નશા જેવી હાલતમાં દેખાશે જ્યારે કે તેઓ નશામાં હશે નહીં (કારણ કે ત્યાં કોઈ નશાની વસ્તુ ઉપયોગ કરવાની શક્યતા કે સંભાવના જ નથી) પરંતુ અલ્લાહનો અઝાબ જ સખત વસ્તુ છે (જેના ડરના કારણે તેમની હાલત નશાવાળાઓ જેવી થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરતની વિશેષતાઓ :

આ સૂરત મક્કી અથવા મદની હોવામાં તફસીરકારોમાં મતભેદ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી બંને રિવાયતો નકલ થઈ છે. જમહૂર તફસીરકારોનું નિવેદન એ છે કે આ સૂરત મક્કી અને મદની આયતો મિશ્રિત સૂરત છે. કુર્તુબીએ તેને જ સત્યની નજીક ઠરાવ્યું છે, વળી ફરમાવ્યું કે આ સૂરતની અજાયબીઓમાંથી એ વાત છે કે તેની આયતોનું ઊતરાણ અમુકનું રાતમાં અમુકનું દિવસમાં, અમુકનું મુસાફરીમાં, અમુકનું સ્થાયી હોવાની પરિસ્થિતિમાં, અમુકનું મક્કામાં, અમુકનું મદીનામાં, અમુકનું યુદ્ધ અને જિહાદના સમયે તથા અમુકનું સુલેહ અને શાંતિની પરિસ્થિતિમાં થયું છે અને તેમાં અમુક આયતો નાસિખ (રદ કરનાર) છે અને અમુક મન્સૂખ (રદ થનાર) છે. અમુક "મુહકમ" (સ્પષ્ટ અર્થવાળી) છે, અમુક "મુતશાબિહાત" (અનેક અર્થોવાળી) છે કારણ કે બધા જ લક્ષણો નાઝિલ થવાની પરિસ્થિતિ ઉપર આધારિત છે.

يَـٰٓأَيُّهَـا النَّـاسُ اتَّقُوا رَبَّكُمْ આ આયત નબીએ કરીમ ﷺ ઉપર સફરની હાલતમાં નાઝિલ થઈ ત્યારે રસૂલે કરીમ ﷺએ મોટા અવાજે તેની તિલાવત કરવાનું શરૂ કર્યુ. મુસાફરીના સાથી સહાબએ કિરામ (રદિ.) રસૂલે કરીમ ﷺનો અવાજ સાંભળીને એકઠા થઈ ગયા, આપ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને સંબોધન કરીને ફરમાવ્યું કે કયામતનો ઝલઝલો (મહાવિનાશ) જેનું વર્ણન આ આયતમાં છે તમે જાણો છો કે કયા દિવસે થશે ? સહાબએ કિરામ (રદિ.)એ

વિનંતી કરી કે અલ્લાહ અને રસૂલ જ વધારે જાણે છે. આપ ﷺએ ફરમાવ્યું કે આ તે દિવસ હશે જ્યારે અલ્લાહ તઆલા આદમ (અલૈ.)ને સંબોધન કરીને ફરમાવશે કે જહન્નમમાં જનારાઓને ઉઠાવો. આદમ (અલૈ.) પૂછશે કે જહન્નમમાં જનારા કોણ લોકો છે ? તો હુકમ થશે કે દરેક હજારમાં નવસો નવ્વાણું અને ફરમાવ્યું કે આ જ તે સમય હશે કે ભય અને ડરથી બાળકો વૃદ્ધ થઈ જશે અને ગર્ભવતી મહિલાઓનો ગર્ભપાત થઈ જશે. સહાબએ કિરામ (રદિ.) આ સાંભળીને કાંપી ઉઠયા અને પૂછવા લાગ્યા, પછી યા રસૂલુલ્લાહ ﷺ ! અમારામાંથી તે કોણ હશે જે છુટકારો પામશે ? તો ફરમાવ્યું કે, તમે નચિંત રહો, જહન્નમમાં જનારા યાજૂજ–માજૂજમાંથી એક હજાર અને તમારામાંથી એક હશે. આ વિષય સહીહ મુસ્લિમ વગેરેની રિવાયતોમાં અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત થઈ છે અને અમુક રિવાયતોમાં છે કે તે દિવસે તમે એવી બે મખ્લૂકોની સાથે હશો કે તે જ્યારે કોઈ સમૂહની સાથે હોય તો તે સંખ્યાની દષ્ટિએ ઉપરવટ અને વધારે રહેશે, એક યાજૂજ–માજૂજ અને બીજા ઈબ્લીસ અને તેમના વંશજો તથા આદમની અવલાદમાંથી જે અગાઉ મૃત્યુ પામી ચૂક્યા છે (એટલા માટે નવસો નવ્વાણુમાં મોટી સંખ્યા તેમની હશે). તફસીરે કુર્તુબી વગેરેમાં આ બધી રિવાયતો નકલ થઈ છે.

**કયામતનો ઝલઝલો ક્યારે થશે ? :**

કયામતનો ઝલઝલો એ કયામત કાયમ થવાના સમયે અને લોકોના ફરીવાર સજીવન થયા પછી અથવા તેનાથી પહેલાં થશે ? અમુકે ફરમાવ્યું કે એવું કયામતથી પહેલાં આ જ દુનિયામાં થશે અને કયામતની તે અંતિમ નિશાનીઓમાં ગણતરી થશે જેનું વર્ણન કુર્આને કરીમની ઘણી બધી આયતોમાં આવ્યું છે. وَحُمِلَتِ الْاَرْضُ وَالْجِبَالُ فَدُكَّتَادَ كَّةً وَّاحِدَةً (૬૯:૧૪), اِذَا زُلْزِلَتِ الْاَرْضُ زِلْزَالَهَا (૯૯:૧), اِذَا رُجَّتِ الْاَرْضِ رَجًّا (૫૬:૪) વગેરે. અને અમુક લોકોએ પ્રસ્તુત હદીષ જેમાં હઝરત આદમ (અલૈ.)ને સંબોધન કરવાનું વર્ણન છે તેની દલીલ કરીને એ ઠરાવ્યું છે કે ધરતીકંપ હશ્ર અને નશ્ર તથા ફરીવાર સજીવન થયા પછી થશે અને હકીકત એ છે કે બંનેમાં કોઈ ખોટું નથી, કયામતથી પહેલાં ધરતીકંપ થવો પણ કુર્આનની આયતો અને સહીહ હદીષોથી સાબિત છે તથા હશ્ર અને નશ્ર પછી આ પ્રસ્તુત હદીષથી સાબિત છે. વલ્લાહુ અઅ્લમુ.

આ કયામતના ધરતીકંપનું જે સ્વરૂપ આગળની આયતોમાં વર્ણન કરવામાં આવ્યું છે કે બધી જ ગર્ભવતી મહિલાઓના ગર્ભ પડી જશે અને દૂધ પીવાડનારી સ્ત્રીઓ પોતાના દૂધ પીતા બાળકોને ભૂલી જશે, જો આ ધરતીકંપ આ જ દુનિયામાં કયામત પહેલાં છે તો આવી ઘટના બનવામાં કોઈ શંકા નથી અને જો હશ્ર અને નશ્ર કયામત પછી છે તો તેનો ખુલાસો એ થશે કે જે સ્ત્રી આ દુનિયામાં ગર્ભની હાલતમાં મરી છે કયામતના દિવસે તે જ હાલતમાં તેનો હશ્ર થશે અને જે દૂધ પીવાડવાના સમયકાળમાં મૃત્યુ પામી છે તે એ જ પ્રમાણે બાકળની સાથે જ ઉઠાડવામાં આવશે. વલ્લાહુ અઅ્લમુ. *(કુર્તુબીના વર્ણન પ્રમાણે)*

————————

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૩ થી ૧૦)

وَمِنَ النَّاسِ مَنْ يُّجَادِلُ فِي اللّٰهِ بِغَيْرِ عِلْمٍ وَّ يَتَّبِعُ كُلَّ شَيْطٰنٍ مَّرِيْدٍ ۙ﴿٣﴾
كُتِبَ عَلَيْهِ اَنَّهٗ مَنْ تَوَلَّاهُ فَاَنَّهٗ يُضِلُّهٗ وَيَهْدِيْهِ اِلٰى عَذَابِ السَّعِيْرِ ﴿٤﴾ يٰۤاَيُّهَا
النَّاسُ اِنْ كُنْتُمْ فِيْ رَيْبٍ مِّنَ الْبَعْثِ فَاِنَّا خَلَقْنٰكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ
ثُمَّ مِنْ عَلَقَةٍ ثُمَّ مِنْ مُّضْغَةٍ مُّخَلَّقَةٍ وَّغَيْرِ مُخَلَّقَةٍ لِّنُبَيِّنَ لَكُمْ ؕ وَنُقِرُّ فِي
الْاَرْحَامِ مَا نَشَآءُ اِلٰۤى اَجَلٍ مُّسَمًّى ثُمَّ نُخْرِجُكُمْ طِفْلًا ثُمَّ لِتَبْلُغُوْۤا اَشُدَّكُمْ ۚ
وَمِنْكُمْ مَّنْ يُّتَوَفّٰى وَمِنْكُمْ مَّنْ يُّرَدُّ اِلٰۤى اَرْذَلِ الْعُمُرِ لِكَيْلَا يَعْلَمَ مِنْۢ بَعْدِ عِلْمٍ
شَيْـًٔا ؕ وَتَرَى الْاَرْضَ هَامِدَةً فَاِذَاۤ اَنْزَلْنَا عَلَيْهَا الْمَآءَ اهْتَزَّتْ وَرَبَتْ وَاَنْۢبَتَتْ
مِنْ كُلِّ زَوْجٍۢ بَهِيْجٍ ﴿٥﴾ ذٰلِكَ بِاَنَّ اللّٰهَ هُوَ الْحَقُّ وَاَنَّهٗ يُحْيِ الْمَوْتٰى وَاَنَّهٗ عَلٰى كُلِّ شَيْءٍ
قَدِيْرٌ ۙ﴿٦﴾ وَّاَنَّ السَّاعَةَ اٰتِيَةٌ لَّا رَيْبَ فِيْهَا ۙ وَاَنَّ اللّٰهَ يَبْعَثُ مَنْ فِي الْقُبُوْرِ ﴿٧﴾
وَمِنَ النَّاسِ مَنْ يُّجَادِلُ فِي اللّٰهِ بِغَيْرِ عِلْمٍ وَّلَا هُدًى وَّلَا كِتٰبٍ مُّنِيْرٍ ۙ﴿٨﴾ ثَانِيَ عِطْفِهٖ
لِيُضِلَّ عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ لَهٗ فِي الدُّنْيَا خِزْيٌ وَّنُذِيْقُهٗ يَوْمَ الْقِيٰمَةِ عَذَابَ
الْحَرِيْقِ ﴿٩﴾ ذٰلِكَ بِمَا قَدَّمَتْ يَدٰكَ وَاَنَّ اللّٰهَ لَيْسَ بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿١٠﴾ ع ١٠ ٨

## તરજુમો :

*અને અમુક લોકો તે છે જે અલ્લાહની વાતમાં જ્ઞાન વિના ઝઘડે છે અને દરેક બળવાખોર શયતાનનું અનુસરણ કરે છે. (૩) જેના હકમાં લખી દેવામાં આવ્યું છે કે જે કોઈ તેનો સાથી હોય બસ તે તેને ભટકાવે અને દોઝખના અઝાબમાં લઈ જાય. (૪) હે લોકો ! જો તમને ફરી સજીવન થવામાં શંકા છે તો અમે તમને માટીથી બનાવ્યા, પછી નુત્ફહ (વીર્યના ટીપાં)થી, પછી બાઝેલા લોહીથી, પછી માંસના સ્વરૂપ બનેલા અને સ્વરૂપ ન બનેલા લોચાથી; એટલા માટે કે તમને ખોલીને સંભળાવી આપીએ અને અમે પેટમાં થોભાવી રાખીએ છીએ જે કંઈ ઈચ્છીએ એક નિશ્ચિત સમય સુધી, પછી તમને કાઢીએ છીએ બાળક, પછી જ્યાં સુધી કે પોતાની યુવાનીના જોશમાં પહોંચો અને કોઈ તમારામાંથી કબ્જે કરી લેવામાં આવે છે અને કોઈ તમારામાંથી નકામી ઉંમર સુધી ચલાવવામાં આવે છે જેથી સમજ્યા પછી કંઈ ન સમજવા લાગે અને તમે જુઓ છો ખરાબ પડેલી જમીન, પછી જ્યાં અમે તેના ઉપર પાણી ઉતાર્યું, તાજી થઈ ગઈ અને ઉભરી અને દરેક પ્રકાર પ્રકારની રોનકની વસ્તુઓ ઉગાડી. (૫) આ બધું કંઈ એટલા માટે કે અલ્લાહ તે જ છે હક્ક અને તે મૃતને જીવન આપે છે અને તે દરેક વસ્તુ કરી શકે છે. (૬) અને એ કે કયામત આવવાની છે એમાં શંકા નથી અને એ કે અલ્લાહ કબરોમાં પડેલાઓને ઉઠાડશે. (૭) અને અમુક વ્યક્તિ તે છે જે અલ્લાહની વાતમાં જ્ઞાન વિના ઝઘડે છે અને વિના દલીલે અને રોશન કિતાબ વિના. (૮) અને પોતાના પાસાં ફેરવીને જેથી અલ્લાહના માર્ગથી ભટકાવે તેના માટે દુનિયામાં અપમાન છે અને અમે તેને કયામતના દિવસે બળતા રહેવાનો અઝાબ ચખાડીશું. (૯) આ એના કારણે કે જે તારા બે હાથ આગળ મોકલી ચૂક્યા છે અને એ કારણે કે અલ્લાહ બંદાઓ ઉપર જુલમ કરતો નથી. (૧૦)*

## તફસીર :

અને લોકો એવા છે કે અલ્લાહ તઆલા વિશે (એટલે કે તેની જાત અને સિફતો વિશે અથવા તેના કાર્યોના સંદર્ભમાં) જાણ્યા વિના વિવાદ કરે છે અને

દરેક સરકશ (બળવાખોર) શયતાનની પાછળ થઈ જાય છે (એટલે કે ગુમરાહીની એવી નિપૂણતા છે કે શયતાન જે બાજુ બહેકાવે તેના બહેકાવવામાં આવી જાય છે, બસ એ વ્યક્તિમાં અંતિમ કક્ષાની ગુમરાહી થઈ કે તેના ઉપર દરેક શયતાનનો કાબૂ થઈ જાય છે) જેના વિશે (અલ્લાહ તઆલાના ત્યાંથી) એ વાત લખાઈ ચૂકી છે (અને નિશ્ચિત થઈ ચૂકી છે) કે જે વ્યક્તિ તેનાથી સંબંધ રાખશે (એટલે કે તેનું અનુસરણ કરશે) તેનું કામ જ એ છે કે તે તેને (સત્ય માર્ગથી) ભટકાવી દેશે અને તેને દોઝખના અઝાબનો માર્ગ બતાવશે (આગળ આ ઝઘડાખોર લોકોથી સંબોધન છે કે) હે લોકો ! જો તમને (કયામતના દિવસે) ફરીવાર સજીવન થવા(ની સંભાવના)થી શંકા હોય તો (જરા આગલા વિષયમાં વિચાર કરી લો જેથી શંકા નિર્મૂળ થઈ જાય, તે એ છે કે) અમે (પ્રથમ વખતે) તમને માટીથી બનાવ્યા (કારણ કે જે ખોરાક ખાઓ છો તેનાથી નુત્ફો બને છે જે પ્રથમ તત્ત્વ પેદા થાય છે તેમાં માટી પણ એક ભાગ છે) પછી નુત્ફાથી (કે જે ખોરાકથી પેદા થાય છે) પછી લોહીના લોથડાથી (કે નુત્ફામાં ગટ્ઠો અને લાલાશ આવવાથી પ્રાપ્ત થાય છે) પછી માંસના ટૂકડાથી (કે ગટ્ઠો કઠણ બની જવાથી પ્રાપ્ત થાય છે) કે (અમુક) સંપૂર્ણ થાય છે (કે તેમાં સમગ્ર અવયવો બની જાય છે) અને (અમુક) અધૂરું પણ (રહે છે કે અમુક અવયવો અધૂરા રહી જાય છે, આ એ પ્રમાણેનો ક્રમ અને સ્વરૂપ છે અને આ તફાવતથી એટલા માટે બનાવ્યું કે) જેથી અમે તમારી સામે (પોતાની કુદરત) જાહેર કરી આપીએ (અને તેનાથી જાહેર છે કે તે અલ્લાહ ફરીવાર પેદા કરવા ઉપર પણ શક્તિમાન છે) અને (આ વિષયનો ખુલાસો એ છે કે જેનાથી ઔર વધારે કુદરત જાહેર થાય છે કે) અમે (માંના) ગર્ભમાં જે(નુત્ફા)ને ઈચ્છીએ છીએ એક નિશ્ચિત સમય (એટલે કે ગર્ભ પુખ્ત થવાના સમય) સુધી થોભાવી રાખીએ છીએ (અને જેને થોભાવવા ઈચ્છતા નથી તે ગર્ભ પડી જાય છે) પછી (આ નિશ્ચિત મુદત સુધી) અમે તમને બાળક બનાવીને (માંના પેટમાંથી) બહાર લાવીએ છીએ, પછી (ત્યારબાદ ત્રણ પ્રકારો બની જાય છે, એક પ્રકાર એ કે તમારામાંથી અમુકને યુવાની સુધી મહોલત મળે છે) જેથી તમે પોતાની ભરી જવાની(ની ઉંમર) સુધી પહોંચી જાઓ અને અમુક તમારામાં એ પણ છે જે (યુવાનીથી પહેલાં) મૃત્યું પામે છે (આ બીજો પ્રકાર થયો) અને અમુક તમારામાં તે છે જે નકામી ઉંમર (એટલે કે અતિવૃદ્ધાવસ્થા) સુધી પહોંચાડી

દેવામાં આવે છે જેની અસર એ છે કે એક વસ્તુથી જાણકાર થઈને પછી બેખબર બની જાય છે (જેમકે મોટા ભાગના વૃદ્ધોને જોવામાં આવે છે કે હમણાં એક વાત બતાવી પછી થોડીવાર પછી પૂછે છે કે આ શું છે ? આ ત્રીજો પ્રકાર થયો, આ બધા અહેવાલ પણ અલ્લાહ તઆલાની કુદરતની મહાન નિશાનીઓ છે, એક દલીલ તો આ હતી) અને (આગળ બીજી દલીલ છે કે) હે શ્રોતા ! તું જમીનને જુએ છે કે સુક્કી (પડેલી) છે પછી જ્યારે અમે તેના ઉપર પાણી વરસાવીએ છીએ તો તે ઊભરે છે અને ફુલે છે અને દરેક પ્રકાર (એટલે કે પ્રકાર પ્રકાર)ની ખુશ્નુમાં વનસ્પતિ ઉગાડે છે (બસ આ પણ દલીલ છે સંપૂર્ણ કુદરતની, આગળ દલીલને વધારે સ્પષ્ટ કરવા માટે પ્રસ્તુત વસ્તુઓની હકીકત અને હિકમતનું વર્ણન કરે છે, એટલે કે) આ (જે કંઈ ઉપર બંને દલીલોના સંદર્ભમાં પ્રસ્તુત વસ્તુઓનું ઉત્પાદન અને તેની જાહેરાત થઈ તે બધું) એ કારણે થયું કે માત્ર અલ્લાહ તઆલા જ પોતાની જાતમાં સંપૂર્ણ છે (આ તો તેની જાતની વિશિષ્ટતા છે) અને તે જ નિર્જીવોમાં જીવ નાંખે છે (આ તેના કાર્યોની વિશેષતા છે) અને તે જ દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે (આ તેના લક્ષણો અને સિફતોની વિશિષ્ટતા છે અને આ ત્રણે બાબતો મળીને પ્રસ્તુત કાર્યોની દલીલ છે, કારણ કે જો આ ત્રણે ખાસિયતોમાંથી એક પણ અસ્થાયી હોત તો ઉત્પાદન જોવા ન મળ્યું હોત એટલા માટે દેખીતું છે) અને (વળી આ એ કારણથી થયું કે) કયામત આવવાની છે તેમાં લેશમાત્ર શંકા નથી અને અલ્લાહ તઆલા (કયામતમાં) કબ્રવાળાઓને ફરીવાર જીવીત કરશે (આ પ્રસ્તુત કાર્યોની હિકમત છે, એટલે કે અમે તે પ્રસ્તુત કાર્યોને એટલા માટે જાહેર કર્યા કે તેમાં ઘણી બધી અન્ય હિકમતો ઉપરાંત એક હિકમત અને મસ્લિહત એ હતી કે અમને કયામતનું લાવવું અને મુરદાઓને સજીવન કરવું મંજૂર હતું તો આ બાબતોથી તેમની સંભાવના લોકો ઉપર જાહેર થઈ જશે, બસ પ્રસ્તુત વસ્તુઓના ઉત્પાદનના ત્રણ કારણો અને બે હિકમતો વર્ણન થઈ અને તેના સામાન્ય જાહેર કારણનો પણ ખુલાસો થયો, આથી بَاءِ سَبَبِيَة نો بِاَنَّ اللّٰه નો બધામાં સામેલ થઈ ગયો) અને (આટલે સુધી તો ઝઘડાખોરોની અને ગુમરાહોની ગુમરાહી અને તેના રદિયા માટેની દલીલો પ્રસ્તુત હતી આગળ તેમનું ગુમરાહ હોવું અને અન્યોને ગુમરાહ કરવું તે બંને ગુમરાહીઓ અને ગુમરાહ કરવાની મહાન વબાલનું વર્ણન પ્રસ્તુત થાય છે) અમુક લોકો એવા હોય છે કે અલ્લાહ

તઆલા વિશે (એટલે કે તેની જાત અને સિફતો અથવા કાર્યો વિશે) જાણકારી વિના (એટલે કે આવશ્યક જ્ઞાન વિના) અને દલીલ વિના (એટલે કે તાર્કિક અને બૌદ્ધિક દલીલોના જ્ઞાન વિના) અને કોઈ પ્રકાશિત કિતાબ વિના (એટલે કે કોઈ આકાશી કિતાબની દલીલના જ્ઞાન વિના અને અન્ય સંશોધકોના અનુસરણ અને તેમની તકલીદ કરવાથી) અભિમાન કરીને વિવાદ કરે છે જેથી (બીજા લોકોને પણ) અલ્લાહના માર્ગથી (એટલે કે સત્ય દીને હકથી) ભટકાવી દે, આવા લોકો માટે દુનિયામાં અપમાન છે (ભલે કોઈ પણ પ્રકારનું અપમાન હોય એટલા માટે અમુક ગુમરાહ કતલ અને કેદ વગેરેથી અપમાનિત થાય છે, અમુક સત્ય અકીદાવાળા લોકોના મુનાજરામાં પરાજિત થઈને બૌદ્ધિકોની દૃષ્ટિમાં અપમાનિત થાય છે) અને અમે કયામતના દિવસે તેમને સળગતી આગનો અઝાબ ચખાડીશું (અને તેને કહેવામાં આવશે) કે આ તારા હાથના કરેલા કામોનો બદલો છે અને આ વાત સાબિત જ છે કે અલ્લાહ તઆલા પોતાના બંદાઓ ઉપર જુલમ કરનારો નથી (બસ તને વિના અપરાધે સજા આપવામાં નહીં આવે).

## મસ્અલા અને બોધપાઠ :

وَمِنَ النَّاسِ مَنْ يُّجَادِلُ فِى اللّٰهِ بِغَيْرِ عِلْمٍ આ આયત નજર બિન હારિષ વિશે નાઝિલ થઈ જે ઘણો ઝઘડાખોર હતો, ફરિશ્તાઓને અલ્લાહ તઆલાની પુત્રીઓ અને કુર્આનને અગાઉના લોકોની વાર્તાઓ કહ્યા કરતો હતો તથા કયામત અને ફરીવાર જીવંત થવાનો ઈન્કારી હતો.

*(કઝા રવાહુ ઈબ્ને અબી હાતિમ અન અબી માલિક –મઝહરી)*

જો કે આયતતનો નુઝૂલ એક ખાસ વ્યક્તિ વિશે થયો પરંતુ તેનો હુકમ તે સૌના માટે લાગુ પડે છે જેમાં આ પ્રમાણેની ખરાબ ટેવો જોવા મળે.

## માતાના ગર્ભમાં માનવભૃણનો વિકાસ, તેના તબક્કાઓ અને વિવિધ અહેવાલ :

فَاِنَّا خَلَقْنٰكُمْ مِّنْ تُرَابٍ આ આયતમાં માતાના ઉદરની અંદર માનવીના સર્જનના વિવિધ તબક્કાઓનું વર્ણન છે, તેની વિગત સહીહ બુખારીની એક હદીષમાં છે જે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી નકલ થઈ છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, અને તેઓ સાચું બોલનાર અને સાચા સમજવામાં

આવે છે કે માનવીનો ભ્રૂણ ચાલીસ દિવસ સુધી ગર્ભમાં ભેગો રહે છે, પછી ચાલીસ દિવસ પછી عَلَقَهُ (અલકહ) એટલે કે જામેલા લોહીનો ગઠ્ઠો બની જાય છે, પછીના ચાલીસ દિવસમાં તે مُضْغَهُ (મુદ્ગહ) એટલે કે માંસ બની જાય છે, ત્યારબાદ અલ્લાહ તઆલા તરફથી એક ફરિશ્તો મોકલવામાં આવે છે જે તેમાં રૂહ ફૂંકી આપે છે અને તેના વિશે ચાર વાતો તે જ સમયે ફરિશ્તાને લખાવી દેવામાં આવે છે, પ્રથમ એ કે તેની ઉંમર કેટલી છે, બીજું, તેની રોજી કેટલી છે, ત્રીજું, તે શું શું પ્રવૃત્તિ કરશે, ચોથું એ કે પરિણામ; તે દુર્જન અને દુષ્ટ હશે અથવા સજ્જ અને ખુશનસીબ. *(કુર્તુબી)*

બીજી એક રિવાયતમાં જેને ઈબ્ને અબી હાતિમ અને ઈબ્ને જરીરે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરી છે તેમાં પણ આવ્યું છે કે નુત્ફો જ્યારે કેટલાય તબક્કાઓમાંથી પસાર થયા બાદ مُضْغَهُ (મુદ્ગહ) એટલે કે માંસ બની જાય છે તો તે સમયે તે ફરિશ્તો જે દરેક મનુષ્યની પેદાઈશ ઉપર નીમવામાં આવ્યો છે તે અલ્લાહ તઆલાને પૂછે છે يَا رَبِّ مُخَلَّقَةً اَوْغَيْرَ مُخَلَّقَةٍ (એટલે કે આ માંસથી મનુષ્યને પેદા કરવું તારા સમીપ નક્કી છે અથવા નહીં ?) જો અલ્લાહ તઆલા તરફથી એવો જવાબ મળે છે કે આ غَيْرِ مُخَلَّقَهُ (ગયૂરિ મુખલ્લકહ) છે તો પેટ તે ગર્ભને પાડી નાંખે છે અને ભ્રૂણ બીજા તબક્કા સુધી પહોંચતો નથી અને જો હુકમ થાય છે કે આ مُخَلَّقَهُ (મુખલ્લકહ) છે તો પછી ફરિશ્તો પ્રશ્ન કરે છે કે પુત્ર છે અથવા પુત્રી અને દુર્જન છે કે સજ્જન; અને તેની ઉંમર કેટલી છે અને તેના કર્મો કેવા છે અને ક્યાં મૃત્યું પામશે ? (આ બધી વસ્તુઓ તે જ સમયે ફરિશ્તાને બતાવી દેવામાં આવે છે. –ઈબ્ને કષીર રહ., مُخَلَّقَهُ وَ غَيْرِ مُخَلَّقَهُ ની આ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.થી પણ નકલ થઈ છે.) *(કુર્તુબી)*

مُخَلَّقَهُ وَغَيْرِ مُخَلَّقَهُ પ્રસ્તુત હદીષથી તે બંને તફસીર એ જાણ થઈ કે જે મનુષ્યના નુત્ફાને પેદા થવાનું હોય છે તે مُخَلَّقَهُ (મુખલ્લકહ) હોય છે અને જેનું બેકાર થઈ જવું અથવા ગર્ભપાત થઈ જવાનું મુકદ્દરમાં હોય છે તો તે غَيْرِ مُخَلَّقَهُ (ગયૂરમુખલ્લકહ) છે અને અમુક તફસીરકારોએ مُخَلَّقَهُ અને غَيْرِ مُخَلَّقَهُ ની તફસીર એ કરી છે કે જે બાળકનું પેદા થવું સંપૂર્ણ અને બધા જ અવયવો

સાજાસમા અને યોગ્ય પ્રમાણમાં હોય તે તે "મુખલ્લકહ" અને જેના અમુક અવયવો અધૂરા હોય અથવા કદ અને રંગ વગેરે યોગ્ય પ્રમાણમાં ન હોય તો તે "ગયૂરમુખલ્લકહ" છે. તફસીરના પ્રસ્તુત ખુલાસામાં આ જ તફસીરને લેવામાં આવી છે. વલ્લાહુ અઅ્લમુ.

ثُمَّ نُخْرِجُكُمْ طِفْلًا એટલે કે, પછી માતાના ઉદરમાંથી તમને કાઢે છે કમજોર બાળકના સ્વરૂપમાં, તેનું શરીર પણ કમજોર હોય છે, તેનું સાંભળવું અને સમજ પણ કમજોર હોય છે, બુદ્ધિ અને સભાનતા પણ, હલન–ચલન અને પકડવાની શક્તિ પણ; મતલબ કે બધી જ શક્તિઓ અત્યંત કમજોર હોય છે પછી તબક્કાવાર તેનામાં પ્રગતિ થતી રહે છે એટલે સુધી કે સંપૂર્ણ તાકાત સુધી પહોંચી જાય છે. ثُمَّ لِتَبْلُغُوْآ اَشُدَّكُمْ નો આ જ અર્થ છે. શબ્દ اَشُدّ (અસુદ) એ شِدَّةٌ (સિદહ) નું બહુવચન છે. જેમકે اَنْعُمْ (અન્ઉમ) એ نِعْمَةٌ (નિઅ્મહ)નું બહુવચન છે, તેનો અર્થ એ થયો કે તબક્કાવાર પ્રગતિનો ક્રમ ત્યાં સુધી ચાલતો રહે છે જ્યાં સુધી કે તમારી દરેક શક્તિ સંપૂર્ણ ન થઈ જાય જે યુવાનીના સમયમાં હોય છે.

اَرْذَلِ الْعُمُرِ (અર્ઝલિલ્ઉમુરિ) એટલે કે તે ઉંમર જેમાં મનુષ્યની બુદ્ધિ અને સભાનતા તથા સમજશક્તિમાં ખલેલ ઉત્પન્ન થાય છે, નબીએ કરીમ ﷺએ એવી લાંબી ઉંમરથી પનાહ માંગી છે. નસાઈની રિવાયતમાં હઝરત સઅદ (રદિ.)થી નકલ થયું છે કે રસૂલુલ્લાહ ﷺ નીચેના શબ્દો ઉપર આધારિત આ દુઆ મોટે ભાગે માંગતા હતા અને હદીષના રિવાયતકર્તા સઅદ (રદિ.) પોતાની બધી અવલાદને યાદ કરાવતા હતા, તે દુઆ આ છે.

اَللّٰهُمَّ اِنِّیْٓ اَعُوْذُبِکَ مِنَ الْبُخْلِ وَاَعُوْذُبِکَ مِنَ الْجُبْنِ وَاَعُوْذُبِکَ مِنْ اَنْ اُرَدَّ
اِلٰی اَرْذَلِ الْعُمُرِ وَاَعُوْذُبِکَ مِنْ فِتْنَةِ الدُّنْیَا وَعَذَابِ الْقَبْرِ

*(કુર્તુબી)*

**મનુષ્યના શરૂઆતના સર્જન પછીની જિંદગીના વિવિધ તબક્કાઓ અને તેનો અહેવાલ :**

મુસ્નદે અહમદ અને મુસ્નદે અબૂ યઅ્લામાં હઝરત અનસ બિન માલિક

(રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે બાળક જ્યાં સુધી બાલિગ (પુખ્ત વયનું) નથી થતું તેના નેક અમલો તેના માતા–પિતાના હિસાબમાં લખવામાં આવે છે અને જો કોઈ ખરાબ અમલ કરે તો તે ન તો તેના હિસાબમાં લખવામાં આવે છે અને ન જ તેના માતા–પિતાના. પછી જ્યારે તે બાલિગ થઈ જાય છે ત્યારે હિસાબની કલમ તેના માટે ચાલુ થઈ જાય છે અને બે ફરિશ્તા જે તેની સાથે રહેવાના છે તેમને હુકમ આપી દેવામાં આવે છે કે તેનું રક્ષણ કરે અને શક્તિ પહોંચાડે. જ્યારે ઈસ્લામની હાલતમાં ચાલીસ વર્ષની ઉંમરે પહોંચી જાય છે તો અલ્લાહ તઆલા તેને (ત્રણ પ્રકારની બીમારીઓથી) સુરક્ષિત કરી આપે છે, એટલે કે ગાંડપણ, રક્તપિત્ત અને લ્યુકોદરમા (Leucoderma)થી સુરક્ષા કરે છે. જ્યારે તે પચાસ વર્ષની ઉંમરે પહોંચે છે તો અલ્લાહ તઆલા તેનો હિસાબ હલકો કરી આપે છે, જ્યારે તે સાંઈઠ વર્ષે પહોંચે છે તો અલ્લાહ તઆલા તેને પોતાના શરણમાં પહોંચવાની તવફીક આપે છે, જ્યારે સિત્તેર વર્ષની ઉંમરે પહોંચે છે તો બધા આસમાનવાળા તેની સાથે મહોબ્બત કરવા લાગે છે અને જ્યારે એંસી વર્ષની ઉંમરે પહોંચે છે તો અલ્લાહ તઆલા તેની ભલાઈઓને લખે છે અને બુરાઈઓને મા'ફ કરી દે છે અને પછી જ્યારે નેવું વર્ષની ઉંમરે પહોંચે છે તો અલ્લાહ તઆલા તેના બધા આગળના–પાછળના ગુનાહો મા'ફ કરી દે છે અને તેને પોતાના ઘરવાળાઓના મા'મલામાં સિફારસ કરવાનો હક આપે છે અને તેની સિફારસ સ્વીકાર કરવામાં આવે છે અને તેનો લકબ اَمِيْنُ اللّٰهُ (અમીનુલ્લાહ) અને اَسِيْرُ اللّٰهِ فِى الْاَرْضِ ("અસીરુલ્લાહિ ફિલ્ અર્દ" –એટલે કે જમીનમાં અલ્લાહનો કેદી) થઈ જાય છે. કારણ કે તે ઉંમરે પહોંચીને મોટા ભાગે મનુષ્યની શક્તિ નષ્ટ થઈ જાય છે, કોઈ વસ્તુમાં સ્વાદ રહેતો નથી, કેદીની જેમ જિંદગી પસાર કરે છે અને જ્યારે અતિવૃદ્ધાવસ્થાએ પહોંચે છે તો તેના તે બધા જ નેક કાર્યો આ'માલનામામાં બરાબર લખવામાં આવે છે, જે પોતાની તંદુરસ્તી અને શક્તિના સમયકાળમાં કર્યા કરતો હતો અને જો તેનાથી કોઈ ગુનોહ થઈ જાય છે તો તેને લખવામાં આવતો નથી.

આ રિવાયત હાફિઝ ઈબ્ને કષીરે મુસ્નદે અબૂ યઅ્લાથી નકલ કર્યા પછી ફરમાવ્યું છે, هٰذَا حَدِيْثٌ غَرِيْبٌ جِدًّا وَفِيْهِ نَكَارَةٌ شَدِيْدَةٌ [એટલે કે, આ હદીષ ગરીબ–એક જ રાવીથી વર્ણન થયેલ છે અને તેમાં સખ્ત મુન્કર (પ્રમાણિત

રાવીઓના મુકાબલામાં) કમજોર રાવીથી વર્ણન થયેલ છે] પછી ફરમાવ્યું, وَمَعَ هٰذَا قَدْ رَوَاهُ الْإِمَامُ اَحْمَدُ بْنُ حَنْبَلٍ فِيْ مُسْنَدِهٖ مَوْقُوْفًا وَمَرْفُوْعًا (એટલે કે, તેનું કમજોરપણું અને મુન્કર હોવા છતાં ઈમામ અહમદે પોતાની મુસ્નદમાં તેને "મવકૂફન અને મરફૂઅન" બંને રીતે રિવાયત કરી છે, પછી ઈબ્ને કષીરે આ બંને પ્રકારની રિવાયતો નકલ કરી છે જેનો વિષય લગભગ તે જ છે જે મુસ્નદે અબૂ યઅ્‌લાના હવાલાથી ઉપર નકલ થયો છે. વલ્લાહુ અઅ્‌લમુ.

ثَانِيَ عِطْفِهٖ માં શબ્દ عِطْفٌ (ઈત્ફ)નો અર્થ "પાસું અથવા એક તરફ" થાય છે, એટલે કે "પાસું ફેરવનારા" તેનો ભાવાર્થ "વાંધો ઉઠાવનારા" થાય છે.

---

## આયતો : (સૂરએ અંબિયા : આયત નં. ૧૧–૧૨–૧૩)

وَمِنَ النَّاسِ مَنْ يَّعْبُدُ اللّٰهَ عَلٰى حَرْفٍ ۚ فَاِنْ اَصَابَهٗ خَيْرُ ۨ اطْمَاَنَّ بِهٖ ۚ وَاِنْ
اَصَابَتْهُ فِتْنَةُ ۨ انْقَلَبَ عَلٰى وَجْهِهٖ ۚ خَسِرَ الدُّنْيَا وَالْاٰخِرَةَ ؕ ذٰلِكَ هُوَ الْخُسْرَانُ الْمُبِيْنُ ﴿۱۱﴾
يَدْعُوْا مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَضُرُّهٗ وَمَا لَا يَنْفَعُهٗ ؕ ذٰلِكَ هُوَ الضَّلٰلُ الْبَعِيْدُ ﴿۱۲﴾ ۚ
يَدْعُوْا لَمَنْ ضَرُّهٗۤ اَقْرَبُ مِنْ نَّفْعِهٖ ؕ لَبِئْسَ الْمَوْلٰى وَلَبِئْسَ الْعَشِيْرُ ﴿۱۳﴾

## તરજુમો :

*અને અમુક વ્યક્તિ તે છે જે અલ્લાહની બંદગી કરે છે કિનારા ઉપર, પછી જો તેને ભલાઈ પહોંચી તો તે ઈબાદત ઉપર કાયમ થઈ ગયો અને જો તેને કસોટી પહોંચી પોતાના મોઢાં ઉપર ઊલટો ફરી ગયો, દુનિયા ગુમાવી અને આખિરત (પણ); આ જ છે ઉઘાડું નુકસાન ! (૧૧) અલ્લાહના સિવાય એવી વસ્તુને પોકારે છે કે ન તેનું નુકસાન કરે અને ન તેને ફાયદો કરે, આ જ છે ગુમરાહ થઈને દૂર જઈ પડવું. (૧૨) તેને પોકાર્યે જાય છે જેનું નુકસાન લાભ કરતાં પહેલું પહોંચે, ખરેખર ખરાબ દોસ્ત (સરપરસ્ત) છે અને ખરાબ સાથી. (૧૩)*

## તફસીર :

અને અમુક વ્યક્તિ અલ્લાહની ઈબાદત (એવી રીતે) કરે છે (જેમકે કોઈ

વસ્તુના) કિનારા ઉપર (ઊભો છે અને મોકો જોઈને ચાલવા તૈયાર રહે છે) પછી જો તેને કોઈ (દુનિયવી) લાભ પહોંચી ગયો તો તેના કારણે (જાહેર) કાયમીપણું મેળવી લે અને જો તેને કોઈ કસોટી પહોંચી ગઈ તો મોઢું ઉઠાવીને (કુફ્ર તરફ) ચાલી પડે (જેનાથી) દુનિયા અને આખિરત બંને ખોઈ બેઠો, આ જ છે ઉઘાડું નુકસાન, (દુનિયાનું નુકસાન તો દુનિયવી કસોટી જે કંઈ મુસીબતથી હોય તે જાહેર છે અને આખિરતનું નુકસાન એ થયું કે ઈસ્લામ અને) અલ્લાહને છોડીને તે જ વસ્તુની ઈબાદત કરવા લાગ્યો જે (એ પ્રમાણે લાચાર બેબસ છે કે) ન તો તેને નુકસાન પહોંચાડી શકે છે (અને) ન જ નફો પહોંચાડી શકે છે (એટલે કે તેની ઈબાદત ન કરો તો તેનામાં કોઈ નુકસાન પહોંચાડવાની અને કરો તો લાભ પહોંચાડવાની કોઈ શક્તિ નથી, દેખીતું છે કે સર્વશક્તિમાનને છોડીને આવા બેબસ અને લાચારને અપનાવવું નુકસાન જ નુકસાન છે) આ અંતિમ કક્ષાની ગુમરાહી છે (માત્ર એટલું જ નહીં કે તેની ઈબાદતથી કોઈ લાભ પહોંચે બલકે ઊલટાનું ગેરલાભ અને નુકસાન છે કારણ કે) તે એવાઓની ઈબાદત કરી રહ્યો છે કે તેનું નુકસાન તેના નફાથી વધારે નજીક છે, આવો કાર્યસાધક પણ બુરો અને આવો સાથી પણ બુરો ! (જે કોઈ રીતે કોઈપણ પરિસ્થિતિમાં કોઈ કામ ન આવે કે તેને કાર્યસાધક અને માલિક બનાવી લેવામાં આવે તથા દોસ્ત કે સાથી બનાવી લેવામાં આવે, કોઈપણ હાલતમાં તેનાથી કંઈ જ નફો નથી).

## મસ્અલા અને બોધપાઠ :

وَمِنَ النَّاسِ مَنْ يَّعْبُدُ اللّٰهَ عَلٰى حَرْفٍ બુખારી અને ઈબ્ને હાતિમે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે જ્યારે રસૂલુલ્લાહ ﷺ હિજરત કરીને મદીના તય્યિબહમાં સ્થાયી થયા તો અમુક એવા લોકો પણ આવીને મુસલમાન થઈ જતા હતા (જેમના દિલમાં ઈમાન પાકટ ન હતું), જો ઈસ્લામ લાવ્યા પછી તેમને અવલાદ અને માલમાં પ્રગતિ થઈ ગઈ તો કહેતા હતા કે આ દીન સારો છે અને જો તેના વિરુદ્ધ થઈ જાય તો કહેતા હતા કે આ દીન ખરાબ છે. એવા જ લોકો વિશે આ આયત નાઝિલ થઈ છે કે આ લોકો ઈમાનના એક કિનારા ઉપર ઊભા છે કે જો તેમને ઈમાન પછી દુનિયવી રાહત અને માલ–સામાન મળી ગયો તો ઈસ્લામ ઉપર ડટી ગયા અને જો કસોટી સ્વરૂપે કોઈ તકલીફ અને પરેશાનીમાં સપડાઈ ગયા તો દીનથી ફરી ગયા.

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૧૪–૧૫–૧૬)

إِنَّ اللَّهَ يُدْخِلُ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصَّالِحَاتِ جَنَّاتٍ تَجْرِي مِنْ تَحْتِهَا
الْأَنْهَارُ ۚ إِنَّ اللَّهَ يَفْعَلُ مَا يُرِيدُ ﴿١٤﴾ مَنْ كَانَ يَظُنُّ أَنْ لَنْ يَنْصُرَهُ اللَّهُ فِي الدُّنْيَا
وَالْآخِرَةِ فَلْيَمْدُدْ بِسَبَبٍ إِلَى السَّمَاءِ ثُمَّ لْيَقْطَعْ فَلْيَنْظُرْ هَلْ يُذْهِبَنَّ كَيْدُهُ
مَا يَغِيظُ ﴿١٥﴾ وَكَذَٰلِكَ أَنْزَلْنَاهُ آيَاتٍ بَيِّنَاتٍ وَأَنَّ اللَّهَ يَهْدِي مَنْ يُرِيدُ ﴿١٦﴾

## તરજુમો :

*નિઃશંક અલ્લાહ તેમને દાખલ કરશે જેઓ ઈમાન લાવ્યા અને ભલાઈઓ કરી બગીચાઓમાં તેની નીચે નહેરો વહે છે; બેશક અલ્લાહ જે ઈચ્છે કરે છે. (૧૪) જેનું એવું વિચારવું છે કે અલ્લાહ તેને (રસૂલે કરીમ ﷺને) કદાપિ દુનિયામાં અને આખિરતમાં મદદ કરશે નહીં તો આસમાન સુધી એક દોરડું ખેંચી લે પછી (અલ્લાહનો સંદેશ રસૂલે કરીમ ﷺથી) કાપી નાંખે, હવે જુએ તેની આ યુક્તિથી તેની કંઈ ખીજ દૂર થઈ ? (૧૫) અને અમે આ રીતે ઉતાર્યું આ કુર્આન ખુલ્લી વાતો અને એમ છે કે અલ્લાહ સૂઝાડી (હિદાયત) આપે છે જેને ઈચ્છે. (૧૬)*

## તફસીર :

નિઃશંક ! અલ્લાહ તઆલા એવા લોકોને જેઓ ઈમાન લાવ્યા અને સારા કર્મો કર્યા (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહેતી હશે (અને અલ્લાહ જે વ્યક્તિ અથવા કોમને કોઈ સવાબ અથવા અઝાબ આપવા ઈચ્છે તો તેને કોઈ રોકનારો નથી કારણ કે) અલ્લાહ તઆલા (સર્વશક્તિમાન છે, તે) જે ઈરાદો કરે છે કરી ગુઝરે છે (અને જે લોકોનું સત્ય દીનમાં વિવાદ કરવાનું વર્ણન આવ્યું છે આગલી આયતમાં તેમની નિષ્ફળતા અને વંચિતતાનું વર્ણન છે, ફરમાવ્યું) જે વ્યક્તિ (રસૂલુલ્લાહ ﷺની સાથે વિરોધ અને દુશ્મની કરીને) એ વાતનો વિચાર રાખતો હોય કે (હું ઉપરવટ થઈ જઈશ અને આપ ﷺના દીનની પ્રગતિને રોકી લઈશ અને એ કે) અલ્લાહ તઆલા રસૂલ (ﷺ)ની (અને આપ ﷺની) દુનિયા અને આખિરતમાં મદદ કરશે નહીં તો તેણે જોઈએ કે એક દોરડું

આસમાન સુધી ખેંચી લે (અને આસમાન સાથે બાંધી દે) પછી (તે દોરડા દ્વારા જો આસમાન ઉપર પહોંચી શકે તો પહોંચી જાય જેથી) તે વહીને મોકૂફ કરાવી દે (અને દેખીતું છે કે આવું કોઈ કરી શકતું નથી) તો પછી વિચાર કરવો જોઈએ, ભલા તેની (આ) યુક્તિ (જે કરવાથી તે બિલકુલ લાચાર છે) તેના ક્રોધ અને ગુસ્સાની વસ્તુને (એટલે કે વહીને) મોકૂફ કરી શકે છે ? અને અમે આ (કુર્આન)ને આ જ પ્રમાણે ઊતાર્યું છે (કે તેમાં અમારા ઈરાદા અને કુદરત સિવાય કોઈની દખલગીરી નથી) જેમાં ખુલ્લી ખુલ્લી દલીલો (સત્યને નિશ્ચિત કરવાની) છે અને અલ્લાહ તઆલા જેને ઈચ્છે છે હિદાયત કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

مَنْ كَانَ يَظُنُّ ખુલાસો એ છે કે ઈસ્લામનો માર્ગ રોકવાનો ઈરાદો ધરાવનારા જેઓ એવું ઈચ્છે છે કે અલ્લાહ તઆલા પોતાના રસૂલ અને તેના દીનને મદદ ન કરે, તેમણે સમજવું જોઈએ કે એવું તો ત્યારે જ થઈ શકે છે જ્યારે કે મઆઝલ્લાહ ! રસૂલે કરીમ ﷺ પાસેથી નુબુવ્વતનો હોદ્દો ઝૂંટવી લેવામાં આવે અથવા આપ ﷺ ઉપર વહી આવવાનો ક્રમ કપાઈ જાય, કારણ કે અલ્લાહ તઆલા જેને નુબુવ્વત અને રિસાલત સોંપે છે તેને વહીએ ઈલાહીથી નવાઝે છે, તેની મદદ તો દુનિયા અને આખિરતમાં કરવાનો તેના તરફથી પાકો વાયદો છે અને બૌદ્ધિક રીતે પણ એનાથી વિરુદ્ધ ન થવું જોઈએ તો જે વ્યક્તિ આપ ﷺની અને આપ ﷺના દીનની પ્રગતિને રોકવા ઈચ્છે છે તેણે જો તેના કબ્જામાં હોય તો એવી યુક્તિ કરવી જોઈએ કે આ નુબુવ્વતનો હોદ્દો તેમનાથી ઝૂંટવાઈ જાય અને વહીએ ઈલાહીનો ક્રમ કપાઈ જાય. આ વિષયને એક અસંભવિત બાબતના વિષય હેઠળ એ રીતે વ્યાખ્યિત કર્યું છે કે જે રસૂલે કરીમ ﷺથી વહીનો ક્રમ કપાઈ જવાનું કાર્ય કરવા ઈચ્છે છે તો તે કોઈ રીતે આસમાન ઉપર પહોંચીને ત્યાં જઈને આ વહીના ક્રમને સમાપ્ત કરી દે અને દેખીતું છે કે ન તો કોઈનું એવી રીતે આસમાન ઉપર જવું શક્ય છે અને ન જ અલ્લાહ તઆલા તરફથી વહી કપાઈ જવાનું કહેવું સંભવ છે તો પછી જ્યારે કોઈ યુક્તિ કારગર નથી તો ઈસ્લામ અને ઈમાનના વિરુદ્ધ ક્રોધ અને ખીજનું શું પરિણામ ? -આ તફસીર અક્ષરસઃ દૂર્રે મન્થૂરમાં ઈબ્ને ઝૈદ (રદિ.)એ રિવાયત કરી છે અને મારી સમીપ આ સૌથી ઉત્તમ અને ચોખ્ખી તફસીર છે. *(બયાનુલ કુર્આન)*

કુર્તુબીએ આ જ તફસીરને અબૂ જાફર નહાસથી નકલ કરીને ફરમાવ્યું કે, આ સૌથી સારી તફસીર છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ આ તફસીરને નકલ કરી છે અને અમુક લોકોએ આ આયતની તફસીર એ કરી છે કે سَمَاءٌ (સમાઅ્)નો ભાવાર્થ પોતાના મકાનનું છાપરું છે અને આયતનો ભાવાર્થ એ છે કે જો કોઈ અજ્ઞાની વાંધો કાઢનારની ઈચ્છા એ જ છે કે અલ્લાહ તઆલા પોતાના રસૂલ અને તેના દીનની મદદ ન કરે અને તે ઈસ્લામ વિરુદ્ધ ક્રોધિત અને ખીજવાયેલો છે તો સમજી લે કે તેની આ મનેચ્છા તો ક્યારેય પૂરી થશે નહીં, આ જ મૂર્ખતાપૂર્ણ ક્રોધ અને ખીજનો ઈલાજ તો એ છે કે છાપરાં ઉપર દોરડું બાંધીને ફાંસી ખાઈ લે અને મરી જાય. *(મઝહરી વગેરે)*

---

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૧૭–૧૮)

إِنَّ الَّذِينَ آمَنُوا وَالَّذِينَ هَادُوا وَالصَّابِئِينَ وَالنَّصَارَىٰ وَالْمَجُوسَ وَالَّذِينَ
أَشْرَكُوا إِنَّ اللَّهَ يَفْصِلُ بَيْنَهُمْ يَوْمَ الْقِيَامَةِ ۚ إِنَّ اللَّهَ عَلَىٰ كُلِّ شَيْءٍ شَهِيدٌ ﴿١٧﴾
أَلَمْ تَرَ أَنَّ اللَّهَ يَسْجُدُ لَهُ مَنْ فِي السَّمَاوَاتِ وَمَنْ فِي الْأَرْضِ وَالشَّمْسُ وَالْقَمَرُ
وَالنُّجُومُ وَالْجِبَالُ وَالشَّجَرُ وَالدَّوَابُّ وَكَثِيرٌ مِنَ النَّاسِ ۖ وَكَثِيرٌ حَقَّ عَلَيْهِ
الْعَذَابُ ۗ وَمَنْ يُهِنِ اللَّهُ فَمَا لَهُ مِنْ مُكْرِمٍ ۚ إِنَّ اللَّهَ يَفْعَلُ مَا يَشَاءُ ۩ ﴿١٨﴾ السجدة

### તરજુમો :

*નિઃશંક જે લોકો મુસલમાન છે અને જે યહૂદી છે અને સાબિઈન અને નસારા અને અગ્નિપૂજક અને જેઓ શિર્ક કરે છે નિશ્ચિત અલ્લાહ તેમનામાં કયામતના દિવસે ફેંસલો કરશે, અલ્લાહની સામે દરેક વસ્તુ છે. (૧૭) તમે જોયું નથી કે અલ્લાહને સિજ્દહ કરે છે જે કોઈ આસમાનમાં છે અને જે કોઈ જમીનમાં છે અને સૂર્ય અને ચંદ્ર અને તારા અને પહાડ અને વૃક્ષો અને પ્રાણીઓ અને ઘણા બધા માણસો; અને ઘણા એવા છે કે તેમના ઉપર અઝાબ નિશ્ચિત થઈ ચૂક્યો અને જેને અલ્લાહ અપમાનિત કરે તેને કોઈ ઈજ્જત આપનારું નથી, અલ્લાહ જે ઈચ્છે કરે છે. (૧૮)*

## તફસીર :

એમાં કોઈ શંકા નથી કે મુસલમાન અને યહૂદી અને સાબિઈન અને નસારા અને મજૂસી અને મુશ્રિકો; અલ્લાહ તઆલા તે સૌની વચ્ચે કયામતના દિવસે (અમલી સ્વરૂપે) ફેંસલો કરી આપશે (કે મુસલમાનોને જન્નતમાં અને બીજા બધા પ્રકારના કાફિરોને જહન્નમમાં દાખલ કરશે) બેશક ! અલ્લાહ દરેક વસ્તુથી વાકેફ છે;

હે શ્રોતા ! શું તને એ વાત ખબર નથી કે અલ્લાહ તઆલાની સામે (પોતપોતાની પરિસ્થિતિને યોગ્ય) બધા વિનવણી કરે છે જે કંઈ આસમાનોમાં છે અને જે જમીનમાં છે અને સૂરજ અને ચંદ્ર અને તારાઓ અને પહાડો અને વૃક્ષો અને પ્રાણીઓ અને (બધી જ મખ્લૂક આજ્ઞાપાલક અને ફરમાંબરદાર હોવા છતાં મનુષ્ય કે જે ખાસ કક્ષાની બુદ્ધિ પણ ધરાવે છે તે બધા જ આજ્ઞાપાલક અને ફરમાંબરદાર નથી, બલકે) ઘણા બધા માનવો પણ (આજ્ઞાપાલન અને આજિઝી કરે છે) અને ઘણા એવા (પણ) છે જેમના ઉપર અઝાબનું લાગુ પડવું સાબિત થઈ ચૂક્યું છે અને (સાચી વાત છે કે) જેને અલ્લાહ અપમાનિત કરે (કે તેને હિદાયતની તવફીક ન થાય) તેને કોઈ ઇજ્જત આપનાર નથી (અને) અલ્લાહ તઆલા(ને અધિકાર છે પોતાની હિકમતથી) જે ઇચ્છે કરે !

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં દુનિયાની બધી જ કોમો મો'મિનો અને કાફિરો અને પછી કાફિરોમાંથી જે વિવિધ પ્રકારની માન્યતા ધરાવનાર જુથો છે તે સૌના વિશે એ ઇરશાદ ફરમાવ્યો કે અલ્લાહ તઆલા તે બધાનો ફેંસલો ફરમાવશે અને તે દરેકના જાહેર અને ગુપ્તથી ખબરદાર છે. ફેંસલો શું હશે તેનું વર્ણન વારંવાર કુર્આનમાં આવી ચૂક્યું છે કે મો'મિનીન સાલિહીન (નેક કાર્ય કરનારા મો'મિનો) માટે હંમેશાની અને કદી નષ્ટ કે પૂર્ણ ન થનારી રાહત છે અને કાફિરો માટે કાયમી અઝાબ, બીજી આયતમાં સઘળી મખ્લૂકો ભલે સજીવ અથવા રૂહ ધરાવતી હોય અથવા વનસ્પતિ કે અન્ય પ્રકારની હોય સૌને અલ્લાહ તઆલા માટે આજ્ઞાપાલક અને ફરમાંબરદાર હોવું સિજ્દહના વિષયથી વર્ણન કરીને મનુષ્યજાતિના બે પ્રકારો વર્ણન કરવામાં આવ્યા છે. એક આજ્ઞાપાલક અને

ફરમાંબરદાર સિજ્દહમાં સૌની સાથે સામેલ અને બીજો બળવાખોર, બાગી અને સિજ્દહથી મોઢું ફેરવનાર. આજ્ઞાપાલક હોવાને સિજ્દહ કરવાથી ઓળખાવવામાં આવ્યું છે જેનો અનુવાદ તફસીરના ખુલાસામાં આજિઝી કરવાથી કર્યો છે, જેથી મખ્લૂકનો દરેક પ્રકાર અને દરેક વિભાગનો સિજ્દહ સામેલ થઈ જાય કારણ કે, તેમાંથી દરેકના સિજ્દહ તેના પરિસ્થિતિ અને સ્વરૂપ પ્રમાણે યોગ્ય હોય છે, મનુષ્યનો સિજ્દહ જમીન ઉપર માથું મૂકવાનું નામ છે અને બીજી મખ્લૂકોના સિજ્દહ પોત–પોતાની સેવા કે જેના માટે તેમને પેદા કરવામાં આવ્યા છે તેને પૂર્ણ કરવાનું અને સેવાનો હક અદા કરવાનું નામ છે.

**બધી જ મખ્લૂકના આજ્ઞાપાલક અને ફરમાંબરદાર હોવાની હકીકત :**

સમગ્ર સૃષ્ટિ અને મખ્લૂકને પોતાના સર્જનહારની આજ્ઞાને આધીન અને ઈચ્છાના તા'બે હોવું એ તકવીની અને તકદીરી સ્વરૂપે અનિચ્છાવર્તી બાબત છે જેમાં કોઈપણ મખ્લૂક મો'મિન અથવા કાફિર, સજીવ અથવા નિર્જીવ, ભૂચર અથવા ખેચર અથવા વનસ્પતિ બાકાત નથી. આ સ્વરૂપમાં બધા જ સમાન સ્વરૂપે અલ્લાહ તઆલાના હુકમ અને ઈચ્છાના આધીન છે. દુનિયાનો કોઈ અણુ અથવા પહાડ તેના હુકમ અને ઈચ્છા વિના કોઈ મા'મૂલી હલનચલન પણ કરી શકે નહીં. બીજું આજ્ઞાપાલન અને ફરમાંબરદારી ઈચ્છાવર્તી છે કે કોઈ મખ્લૂક પોતાના ઈરાદા અને અધિકારથી અલ્લાહ તઆલાના હુકમોની ઈતાઅત કરે તેમાં મો'મિન અને કાફિરનો ફરક હોય છે કે મો'મિન આજ્ઞાપાલક અને ફરમાંબરદાર હોય છે સાથે જ કાફિર તેનાથી ફરી જનાર અને ઈન્કારી હોય છે. આ આયતમાં કારણ કે મો'મિન અને કાફિરનો તફાવત વર્ણન કરવામાં આવ્યો છે. તે એ બાબતની નિશાની છે કે તેમાં સિજ્દહ અને ફરમાંબરદારીનો ભાવાર્થ માત્ર તકદીરી અને તકવીની આજ્ઞાપાલન નથી બલકે, ઈચ્છાવર્તી અને પોતાના ઈરાદાથી કરવામાં આવતું આજ્ઞાપાલન પણ છે, તેમાં એવી શંકા કરવામાં ન આવે છે કે ઈચ્છાવર્તી અને ઈરાદાથી કરવામાં આવતા આજ્ઞાપાલનમાં તો માત્ર બુદ્ધિશાળી મનુષ્ય અને જિન્નાત વગેરે હોય છે. પ્રાણીઓ, વનસ્પતિ અને અન્ય મખ્લૂકમાં બુદ્ધિ અને સમજદારી જ નથી તો પછી ઈરાદાપૂર્વક નિર્ધાર કરીને તેઓ કઈ રીતે પોતાના અધિકારથી આજ્ઞાપાલન અપનાવી શકે છે ? કારણ કે કુર્આને કરીમની અનેક નુસૂસ અને ખુલાસાઓથી એ વાત સાબિત છે કે બુદ્ધિ અને

સમજદારી તથા પોતાના ઈરાદા અને નિર્ણય કરવાની શક્તિથી પોત–પોતાના સ્વરૂપે કોઈપણ મખ્લૂક ખાલી નથી. ઓછા–વત્તાનો ફરક હોય છે, મનુષ્ય અને જિન્નાતને અલ્લાહ તઆલાએ બુદ્ધિ અને સમજદારીનો એક સંપૂર્ણ દરજ્જો અર્પણ કર્યો છે અને એટલા માટે તેમને હલાલ અને હરામના હુકમો માટે જવાબદાર ઠરાવવામાં આવ્યા છે. તેમના સિવાય બાકી સર્જનમાંથી દરેક પ્રકાર અને દરેક સ્વરૂપને તેની અસ્તિત્વની આવશ્યકતા પ્રમાણે બુદ્ધિ અને સમજદારી આપવામાં આવી. મનુષ્ય પછી સૌથી વધારે બુદ્ધિ અને સમજદારી પ્રાણીઓમાં હોય છે, ત્યાર પછી બીજા નંબરે વનસ્પતિ છે અને ત્રીજા નંબરે અન્ય વસ્તુઓ છે. પ્રાણીઓની બુદ્ધિ અને સમજદારી તો સામાન્ય રીતે અનુભવી શકાય છે, વનસ્પતિની બુદ્ધિ અને સમજદારી પણ થોડો વિચાર કરવાથી અને સંશોધન કરવાથી ઓળખી શકાય છે પરંતુ નિર્જીવ વસ્તુઓની બુદ્ધિ અને સમજદારી એટલી અલ્પ પ્રમાણમાં અને ગુપ્ત હોય છે કે સામાન્ય મનુષ્ય તેને ઓળખી નથી શકતો પરંતુ તેના સર્જનહાર અને માલિકે ખબર આપી છે કે તે પણ બુદ્ધિ અને સમજદારી તથા નિર્ણય અને ઈરાદાના માલિક છે. કુર્આને કરીમે આસમાન અને જમીન વિશે ફરમાવ્યું છે, قَالَتَا اَتَيۡنَا طَآئِعِيۡنَ (૪૧:૧૧) એટલે કે, જ્યારે અલ્લાહ તઆલાએ આસમાન અને જમીનને હુકમ આપ્યો કે તમારે અમારા ફરમાનના તા'બે રહેવાનું છે પોતાની ખુશીથી ફરમાંબરદારી અપનાવો નહિતર બળજબરીથી હુકમના તા'બે રહેવાનું જ છે તો આસમાન અને જમીને વિનંતી કરી કે અમે પોતાના ઈરાદા અને ખુશીથી આજ્ઞાપાલન અને ફરમાંબરદારી સ્વીકારીએ છીએ અને બીજા સ્થળે પહાડના પથ્થરો વિશે કુર્આનમાં છે وَاِنَّ مِنۡهَا لَمَا يَهۡبِطُ مِنۡ خَشۡيَةِ اللّٰهِ (૨:૭૪) એટલે કે, અમુક પથ્થર એવા છે જે અલ્લાહ તઆલાના ડર અને ભયના માર્યા ઉપરથી નીચે ગબડી જાય છે, એ જ પ્રમાણે મોટા ભાગની હદીષોમાં પહાડોની પરસ્પરની વાતચીત અને અન્ય મખ્લૂકોમાં બુદ્ધિ અને તેમની કક્ષા પ્રમાણેની સમજદારીની ઘણી બધી સાક્ષીઓ જોવા મળે છે. એટલા માટે આ આયતમાં આજ્ઞાપાલન અને ફરમાંબરદારીને જે સિજ્દહના શબ્દથી ઓળખાવવામાં આવ્યો છે તેનાથી પોતાના ઈરાદાથી સ્વીકારવામાં આવેલ આજ્ઞાપાલનનો ભાવાર્થ છે અને આયતનો ભાવાર્થ એ છે કે મનુષ્યજાતિ સિવાય (જેના સંદર્ભમાં જિન્નાતો પણ સામેલ છે) બાકી બધી જ મખ્લૂક પોતાના

ઈરાદાથી અલ્લાહ તઆલાની બારગાહમાં સિજદ્‌હ કરે છે, એટલે કે તેની આજ્ઞાના આધીન છે, માત્ર મનુષ્ય અને જિન્નાત એવા છે જેમનામાં બે વિભાગો થઈ ગયા. એક મો'મિન અને આજ્ઞાપાલક સિજ્દહ કરનારા અને બીજા અવજ્ઞાકારી કાફિર અને સિજ્દહથી મોઢું ફેરવનારા જેમને અલ્લાહે અપમાનિત કરી દીધા છે કે તેમને સિજ્દહની તવફીક અર્પણ નથી થઈ. વલ્લાહુ અઅ્‌લમુ.

---

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૧૯ થી ૨૪)

هٰذٰنِ خَصْمٰنِ اخْتَصَمُوْا فِیْ رَبِّهِمْ ؗ فَالَّذِیْنَ كَفَرُوْا قُطِّعَتْ لَهُمْ ثِیَابٌ مِّنْ
نَّارٍ ؕ یُصَبُّ مِنْ فَوْقِ رُءُوْسِهِمُ الْحَمِیْمُ ﴿۱۹﴾ یُصْهَرُ بِهٖ مَا فِیْ بُطُوْنِهِمْ
وَالْجُلُوْدُ ﴿۲۰﴾ؕ وَلَهُمْ مَّقَامِعُ مِنْ حَدِیْدٍ ﴿۲۱﴾ كُلَّمَاۤ اَرَادُوْۤا اَنْ یَّخْرُجُوْا مِنْهَا مِنْ غَمٍّ
اُعِیْدُوْا فِیْهَا ۗ وَذُوْقُوْا عَذَابَ الْحَرِیْقِ ﴿۲۲﴾ؑ اِنَّ اللّٰهَ یُدْخِلُ الَّذِیْنَ اٰمَنُوْا وَعَمِلُوا
الصّٰلِحٰتِ جَنّٰتٍ تَجْرِیْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ یُحَلَّوْنَ فِیْهَا مِنْ اَسَاوِرَ مِنْ ذَهَبٍ
وَّلُؤْلُؤًا ؕ وَلِبَاسُهُمْ فِیْهَا حَرِیْرٌ ﴿۲۳﴾ وَهُدُوْۤا اِلَى الطَّیِّبِ مِنَ الْقَوْلِ ۚۖ وَهُدُوْۤا اِلٰى
صِرَاطِ الْحَمِیْدِ ﴿۲۴﴾

### તરજુમો :

*આ તે દા'વેદાર છે પોતાના પરવરદિગાર ઉપર ઝઘડે છે, બસ જેઓ ઈન્કારી થયા તેમના માટે આગના કપડાં વણાય છે, તેમના માથા ઉપર છળછળતું પાણી રેડાતું હશે. (૧૯) તેનાથી પીગળીને નીકળી જાય છે જે કંઈ તેમના પેટમાં છે અને ચામડી પણ. (૨૦) અને તેમના માટે લોઢાના હથોડા છે. (૨૧) જ્યારે ઈચ્છે કે દોઝખમાંથી નીકળી પડે ગૂંગળામણના માર્યા ફરી તેની અંદર નાંખી દેવામાં આવે અને સળગવાનો અઝાબ ચાખતા રહો. (૨૨) નિઃશંક ! અલ્લાહ તેમને દાખલ કરશે જેઓ ઈમાન લાવ્યા અને ભલાઈઓ કરી બગીચાઓમાં તેની નીચે નહેરો વહે છે, તેમને ઘરેણું પહેરાવીશું ત્યાં*

*કંગન સોનાના અને મોતી અને ત્યાં તેમનો પોશાક રેશમનો છે. (૨૩) અને તેમણે પવિત્ર વાતનો માર્ગ પામ્યો અને તે વખાણોવાળાનો માર્ગ પામ્યો. (૨૪)*

## તફસીર :

(જે લોકોનું વર્ણન ઉપર આયત اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا માં થયું છે) આ બે પક્ષો છે (એક મો'મિન અને બીજો કાફિર; પછી કાફિરોના સમૂહના ઘણા પ્રકાર છે જેમકે યહૂદી, નસારા, સાબિઈન, અગ્નિપૂજકો, મૂર્તિપૂજકો વગેરે... જેમણે પોતાના પરવરદિગાર વિશે માન્યતા સ્વરૂપે અને ક્યારેક ક્યારેક રિવાજ સ્વરૂપે પરસ્પર મતભેદ કર્યો, આ મતભેદનો ફેંસલો કયામતમાં એ પ્રમાણે થશે કે) જે લોકો કાફિર હતા તેમને (પહેરવા માટે) આગના કપડાં વેતરવામાં આવશે (એટલે કે આગ તેમના પૂરા શરીરને એ પ્રમાણે ઘેરી લેશે જેમકે કપડાં) અને તેમના માથા ઉપર તેજ ગરમ પાણી છોડવામાં આવશે જેનાથી તેમના પેટની વસ્તુઓ (એટલે કે આંતરડા) અને ચામડી બધું ઓગળી જશે (એટલે કે આ છછળતું ગરમ પાણી થોડું પેટની અંદર ચાલ્યું જશે જેનાથી આંતરડા અને પેટની અંદરના બધા અવયવો ખરી પડશે, અમુક ઉપર વહેશે જેનાથી ચામડી ખરી પડશે) અને તેમને (મારવા માટે) લોઢાના હથોડા હશે (અને તેમને મુસીબતથી ક્યારેય છુટકારો ન થશે) તે લોકો જ્યારે (દોઝખમાં) ગૂંગળાઈને (ગભરાશે અને) તેમાંથી બહાર નીકળવા ઈચ્છશે તો પછી તેમાં ધકેલી દેવામાં આવશે અને કહેવામાં આવશે કે સળગવાનો અઝાબ (હંમેશા માટે) ચાખતા રહો (ક્યારેય નીકળવાનું નસીબ થશે નહીં અને) અલ્લાહ તઆલા તે લોકોને જેઓ ઈમાન લાવ્યા અને તેમણે નેક કામ કર્યા (તેમને જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહેતી હશે, તેમને ત્યાં સોનાના કંગન અને મોતી પહેરાવવામાં આવશે અને તેમનો પોષાક ત્યાં રેશમ હશે અને (આ બધું ઈનામ તેમના માટે એ કારણે છે કે દુનિયામાં તેમને) કલિમએ તય્યિબહ(ની માન્યતા)ની હિદાયત થઈ ગઈ હતી અને તેમને તે (અલ્લાહ)ના માર્ગની હિદાયત થઈ ગઈ હતી જે વખાણવા લાયક છે (અને તે માર્ગ ઈસ્લામ છે).

## મસ્અલા અને બોધપાઠ :

هٰذٰنِ خَصْمٰنِ اخْتَصَمُوْا આ બંને પક્ષો જેમનું વર્ણન આ આયતમાં છે

સામાન્ય મો'મિનો અને કાફિરોના બધા જ જૂથો છે, ભલે તે શરૂઆતના યુગના હોય અથવા તો પાછલા યુગના, અલબત્ત આ આયતનું ઊતરાણ તે બે પક્ષો વિશે થયું છે જે બદ્રના મેદાનમાં શરૂઆતની ઝડપમાં એકબીજાની સામસામે ઊભા હતા. મુસલમાનોમાંથી હઝરત અલી, હઝરત હમ્ઝહ, હઝરત ઉબયદહ (રદિ.) હતા અને કાફિરોમાં ઉત્બા બિન રબીઆ અને તેનો પુત્ર વલીદ અને તેનો ભાઈ શયબહ હતો જેમાંથી કાફિરો તો ત્રણે–ત્રણ માર્યા ગયા અને મુસલમાનોમાંથી હઝરત અલી, હઝરત હમ્ઝહ (રદિ.) સહી–સલામત પાછા આવ્યા ઉબયદહ સખત જખ્મી થઈને આવ્યા અને આપ ﷺના ખોળામાં પહોંચીને દમ તોડયો. આયતનું ઊતરાણ તે શરૂઆતની બદ્રની ઝડપ વિશે બુખારી અને મુસ્લિમની હદીષોથી સાબિત છે પરંતુ દેખીતું છે કે આ હુકમ તેમની સાથે ખાસ નથી, સમગ્ર ઉમ્મત માટે સર્વસામાન્ય છે ભલે તે કોઈપણ યુગમાં હોય.

### જન્નતના નિવાસીઓને કંગન પહેરાવવાની હિકમત :

અત્રે એ શંકા થાય છે કે હાથોમાં કંગન પહેરવા સ્ત્રીઓનું કામ અને તેનું આભૂષણ છે, પુરુષો માટે તેને ઐબ સમજવામાં આવે છે. જવાબ એ છે કે દુનિયાના બાદશાહોની એ વિશિષ્ટ શા'ન રહી છે કે માથા ઉપર તાજ અને હાથોમાં કંગનનો ઉપયોગ કરતા હતા જેમકે હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺને સુરાકા બિન અરકમે કે જ્યારે તે મુસલમાન ન થયા હતા અને હિજરતની સફરમાં રસૂલે કરીમ ﷺને પકડવા માટે પીછો કરવા માટે નીકળ્યા હતા, જ્યારે તેમનો ઘોડો અલ્લાહના હુકમથી જમીનમાં ધસી ગયો અને તેમણે તવબહ કરી ત્યારે રસૂલે કરીમ ﷺની દુઆથી ઘોડો નીકળી ગયો અને તે જ સમયે સુરાકા (રદિ.)ને વાયદો કરવામાં આવ્યો હતો કે ઈરાનના શાહ કિસ્રાના કંગન માલે ગનીમતમાં મુસલમાનોની પાસે આવશે તે તમને આપવામાં આવશે અને જ્યારે ફારૂકે આ'ઝમ (રદિ.)ના સમયકાળમાં ઈરાન દેશ ઉપર વિજય પ્રાપ્ત થયો અને ઈરાનના આ કંગન બીજા ગનીમતના માલની સાથે આવ્યા ત્યારે સુરાકા (રદિ.)એ માંગણી કરી અને તે તેમને આપવામાં આવ્યા. ખુલાસો એ છે કે જે પ્રમાણે માથા ઉપર તાજ પહેરવો સામાન્ય પુરુષોનો રિવાજ નથી શાહી પ્રતિષ્ઠા છે એ જ પ્રમાણે હાથોમાં કંગન પણ શાહી પ્રતિષ્ઠા સમજવામાં આવે છે. એટલા

માટે જન્નતના નિવાસીઓને કંગન પહેરાવવામાં આવશે. કંગન વિશે આ આયતમાં અને સૂરએ ફાતિરમાં એ આવ્યું છે કે તે સોનાના હશે અને સૂરએ નિસાઅ્માં આ કંગન ચાંદીના બતાવવામાં આવ્યા છે એટલા માટે તફસીરકાર લોકોએ ફરમાવ્યું કે જન્નતના નિવાસીઓના હાથમાં ત્રણ પ્રકારના કંગન પહેરાવવામાં આવશે; એક સોનાનો, બીજા ચાંદીનો, ત્રીજો મોતીઓનો જેમકે આયતમાં મોતીઓનું પણ વર્ણન છે. *(કુર્તુબી)*

**રેશમના કપડાં પુરુષો માટે હરામ છે :**

પ્રસ્તુત આયતમાં છે કે જન્નતના નિવાસીઓનો પોષાક રેશમનો હશે, ભાવાર્થ એ છે કે તેમના તમામ કપડાં અને ફર્શ તથા પદડાં વગેરે રેશમના હશે જે દુનિયામાં સૌથી વધારે ઉત્તમ પોષાક સમજવામાં આવે છે અને જન્નતનું રેશમ દુનિયાના રેશમ કરતાં માત્ર નામ પુરતી ભાગીદારી ધરાવે છે નહિતર દુનિયાના રેશમની જન્નતના રેશમ સામે ઉત્તમ હોવામાં અને તેના શ્રેષ્ઠ હોવામાં કોઈ ગણના નથી.

ઈમામ નસઈ, બઝાર અને બયહકીએ જય્યદ સનદથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની આ રિવાયત નકલ કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જન્નતનો રેશમી પોષાક જન્નતના ફળોમાંથી નીકળશે અને હઝરત જાબીર (રદિ.)ની એક રિવાયતમાં છે કે જન્નતમાં એક ઝાડ એવું હશે જેનાથી રેશમ પેદા થશે, જન્નતના નિવાસીઓનો પોષાક તેમાંથી જ તૈયાર થશે. *(મઝહરી)*

હદીષમાં ઈમામ નસાઈએ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું,

مَنْ لَبِسَ الْحَرِيْرَ فِى الدُّنْيَا لَمْ يَلْبَسْهُ فِى الْاٰخِرَةِ وَمَنْ شَرِبَ الْخَمْرَ فِى الدُّنْيَا لَمْ يَشْرَبْهَا فِى الْاٰخِرَةِ وَمَنْ شَرِبَ فِى اٰنِيَةِ الذَّهَبِ وَالْفِضَّةِ لَمْ يَشْرَبْ فِيْهَا فِى الْاٰخِرَةِ ثُمَّ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لِبَاسُ اَهْلِ الْجَنَّةِ وَشَرَابُ اَهْلِ الْجَنَّةِ وَاٰنِيَةُ اَهْلِ الْجَنَّةِ (اَزْقُرْطُبِىْ بَحَوَالَۂ نَسَائِى)

*"જે વ્યક્તિ રેશમના કપડાં દુનિયામાં પહેરશે તે આખિરતમાં પહેરશે નહીં અને જે દુનિયામાં શરાબ પીશે તે આખિરતના શરાબથી વંચિત રહેશે અને જે દુનિયામાં સોના–ચાંદીના વાસણોમાં (ખાશે) પીશે તે આખિરતમાં સોના–ચાંદીના વાસણોમાં ખાશે નહીં, પછી રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે આ ત્રણે વસ્તુઓ જન્નતવાળાઓ માટે વિશિષ્ટ સ્વરૂપે છે."*

ભાવાર્થ એ છે કે જે વ્યક્તિએ આ કામ કર્યું અને તવબહ ન કરી તે જન્નતની આ ત્રણ વસ્તુઓથી વંચિત રહેશે જો કે જન્નતમાં દાખલ પણ થઈ જાય, જેમકે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિએ દુનિયામાં શરાબ પીધી પછી તેનાથી તવબહ ન કરી તે આખિરતમાં જન્નતની શરાબથી વંચિત રહેશે. (રવાહુલ અઈમ્મહ –કુર્તુબી) વળી એક બીજી હદીષમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

مَنْ لَبِسَ الْحَرِيْرَ فِى الدُّنْيَا لَمْ يَلْبَسْهُ فِى الْاٰخِرَةِ وَاِنْ دَخَلَ الْجَنَّةَ، لَبِسَهٗ اَهْلُ الْجَنَّةِ وَلَمْ يَلْبَسْهُ هُوَ، رَوَاهُ اَبُوْدَاوٗدَ الطِّيَالِسِىُّ فِىْ مُسْنَدِهٖ وَقَالَ الْقُرْطُبِىْ اِسْنَادُهٗ صَحِيْحٌ

*"જે વ્યક્તિએ દુનિયામાં રેશમ પહેર્યું તે આખિરતમાં પહેરશે નહીં ભલે તે જન્નતમાં દાખલ પણ થઈ જશે અને બીજા જન્નતના નિવાસીઓ રેશમ પહેરશે; આ પહેરી શકશે નહીં."*

અત્રે એ શંકા થઈ શકે છે કે જ્યારે એક વ્યક્તિને જન્નતમાં પ્રવેશ અપાઈ ચૂક્યો પછી જો તે કોઈ વસ્તુથી વંચિત કરવામાં આવ્યો તો તેને અફસોસ અને હસરત રહેશે અને જન્નત તેનું સ્થળ નથી, ત્યાં કોઈ વ્યક્તિને કોઈ પ્રકારનો ગમ અને અફસોસ ન થવો જોઈએ અને જો આ હસરત અને અફસોસ ન થાય તો પછી આ વંચિતતાનો કોઈ ફાયદો નથી રહેતો. તેનો જવાબ કુર્તુબીએ સારો આપ્યો છે કે જન્નતવાળાઓ જે પ્રમાણે કક્ષાઓ અને તબક્કાઓમાં વિવિધ તથા દરજ્જાઓમાં ઉચ્ચ અને તેનાથી ઊતરતી કક્ષાના છે તેના તફાવતની અનુભૂતિ પણ દરેકને થશે પરંતુ તેની સાથે જ અલ્લાહ તઆલા શા'નુહૂ જન્નતીઓના દિલો એવા બનાવી દેશે કે તેનામાં હસરત કે અફસોસ કોઈ વસ્તુ રહેશે નહીં. વલ્લાહુ અઅ્લમુ.

وَهُدُوٓا اِلَى الطَّيِّبِ مِنَ الْقَوْلِ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેનાથી ભાવાર્થ કલિમએ તય્યિબહ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ (લા ઈલાહા ઈલ્લલ્લાહ) છે. અમુકે ફરમાવ્યું કે તેનો ભાવાર્થ કુર્આન છે. (કુર્તુબી) સાચું એ છે કે આ બધી વસ્તુઓ તેમાં સામેલ છે.

---

## આયત : (સૂરએ હજ્જ : આયત નં. ૨૫)

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ وَالْمَسْجِدِ الْحَرَامِ الَّذِيْ
جَعَلْنٰهُ لِلنَّاسِ سَوَآءَ ۨالْعَاكِفُ فِيْهِ وَالْبَادِ ۭ وَمَنْ يُّرِدْ فِيْهِ بِاِلْحَادٍۢ بِظُلْمٍ
نُّذِقْهُ مِنْ عَذَابٍ اَلِيْمٍ ﴿٢٥﴾ ع

## તરજુમો :

*નિ:શંક જે લોકો ઈન્કારી થયા અને અલ્લાહના માર્ગથી રોકે છે અને મસ્જિદે હરામથી જે અમે બધા લોકો માટે બનાવી, તેમાં રહેનારા અને બહારથી આવનારા સમાન છે અને જે તેમાં શરારતથી વાંકો માર્ગ ઈચ્છે તેને અમે એક દર્દનાક અઝાબ ચખાડીશું. (૨૫)*

## તફસીર :

બેશક ! જે લોકો કાફિર થયા અને (મુસલમાનોને) અલ્લાહના માર્ગથી અને મસ્જિદે હરામથી રોકે છે (જેથી મુસલમાન ઉમરહ અદા ન કરી શકે, જ્યારે કે હરમની હેસિયત એ છે કે તેમાં કોઈને વિશેષ અધિકાર પ્રાપ્ત નથી બલકે) તેને અમે બધા જ લોકો માટે મુકર્રર કર્યું છે કે તેમાં બધા સમાન છે, તે (હરમમાં સામેલ હદો)માં રહેનારા પણ (એટલે કે જે લોકો ત્યાં સ્થાયી છે) અને બહારથી આવનારા (મુસાફર) પણ અને જે કોઈ તેમાં (એટલે કે હરમ શરીફમાં) જુલમની સાથે કોઈ દીન વિરુદ્ધ કાર્ય કરવાનો ઈરાદો કરશે તો અમે તે વ્યક્તિને દર્દનાક અઝાબ ચખાડીશું.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં મો'મિનો અને કાફિરોના બે પક્ષોના પરસ્પર

મુકાબલાનું વર્ણન હતું, આ મુકાબલાનું એક ખાસ સ્વરૂપ એ વર્ણન કરવામાં આવ્યું છે કે તેમનામાં અમુક કાફિરો એવા પણ છે જેઓ પોતે ગુમરાહી ઉપર મક્કમ રહ્યા છે અને બીજાઓને પણ અલ્લાહના માર્ગ ઉપર ચાલવાથી રોકે છે. આવા જ લોકોને રસૂલે કરીમ ﷺ અને તેમના સહાબાને જ્યારે કે તેઓ ઉમરહનો અહેરામ બાંધીને હરમ શરીફમાં દાખલ થવા ઈચ્છતા હતા મસ્જિદે હરામમાં દાખલ થવાથી રોક્યા જ્યારે કે મસ્જિદે હરામ અને તેનો તે ભાગ જેનાથી લોકોની ઈબાદત, ઉમરહ તથા હજ્જનો સંબંધ છે તેમની મિલકતમાં સામેલ ન હતું જે બીનાએ તેમને અટકાવવાનો અને દખલગીરી કરવાનો કોઈ અધિકાર ન હતો, બલકે તે બધા લોકો માટે સરખું છે, જ્યાં હરમના નિવાસીઓ અને બહારના મુસાફરો તથા શહેરવાળા અને પરદેશીઓ બધા સમાન છે. આગળ તેમની સજાનું વર્ણન છે કે જે વ્યક્તિ મસ્જિદે હરામ (એટલે કે સંપૂર્ણ હરમ શરીફ)માં કોઈ બેદીનીનું કાર્ય કરશે જેમકે લોકોને હરમમાં દાખલ થવાથી રોકવું અથવા કોઈ દીન વિરુદ્ધનું કાર્ય કરવું વગેરે તેને દર્દનાક અઝાબ ચખાડવામાં આવશે, ખાસ કરીને જ્યારે કે આ બેદીનીના કાર્ય સાથે જુલમ એટલે કે શિર્ક પણ ભરેલું હોય, જેમકે મક્કાના મુશ્રિકોની હાલત હતી જેમણે મુસલમાનોને હરમમાં દાખલ થવાથી રોક્યા કે તેમની આ પ્રવૃત્તિ પણ દીન વિરુદ્ધ અયોગ્ય બાબત હતી, પછી તેની સાથે–સાથે તેઓ કુફ્ર અને શિર્કમાં પણ સંડોવાયેલા હતા અને જો કે દરેક દીન વિરુદ્ધનું કાર્ય ખાસ કરીને શિર્ક અને કુફ્ર દરેક સ્થળે, દરેક યુગમાં હરામ અને અત્યંત જઘન્ય અપરાધ તથા નીંદાપાત્ર અને અઝાબપાત્ર ગુનોહ છે પરંતુ જે એવા કામ સન્માનનીય હરમની અંદર કરે તેનો ગુનોહ બમણો થઈ જાય છે એટલા માટે હરમનું ખાસ કરીને વિશેષ સ્વરૂપે વર્ણન કરવામાં આવ્યું છે.

يَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ માં سَبِيْلِ اللّٰهِ (સબીલિલ્લાહ)નો ભાવાર્થ "ઈસ્લામ" છે, આયતનો ભાવાર્થ એ છે કે આ લોકો પોતે તો ઈસ્લામથી દૂર જ છે પરંતુ અન્યોને પણ ઈસ્લામથી રોકે છે.

وَالْمَسْجِدِ الْحَرَامِ આ તેમનો બીજો ગુનોહ છે કે મુસલમાનોને મસ્જિદે હરામમાં દાખલ થવાથી રોકે છે, મસ્જિદે હરામ વાસ્તવમાં તે મસ્જિદનું નામ છે જે બયતુલ્લાહની આસપાસ બનાવવામાં આવ્યું છે અને આ હરમ મક્કાનું એક મહત્ત્વનું અંગ છે પરંતુ અમુક સમયે મસ્જિદે હરામ કહીને સમગ્ર મક્કાને

હરમના ભાવાર્થ સ્વરૂપે લેવામાં આવે છે જેમકે પોતે આ જ ઘટના એટલે કે મુસલમાનોને ઉમરહ માટે હરમમાં દાખલ થવાથી રોકવાનું જે સ્વરૂપ સામે આવ્યું તે એ જ હતું કે મક્કાના કાફિરોએ રસૂલે કરીમ ﷺને માત્ર મસ્જિદમાં જવાથી જ ન રોક્યા બલકે હરમની હદો એટલે કે મક્કામાં દાખલ થવાથી રોકી લીધા હતા જે સહીહ હદીષોથી સાબિત છે અને કુર્આને કરીમે આ ઘટનામાં મસ્જિદે હરામનો શબ્દ "સંપૂર્ણ હરમ"ના અર્થમાં ઉપયોગ કર્યો છે.

وَصَدُّ وُكُمْ عَنِ الْمَسْجِدِ الْحَرَامِ (૪૮:૨૫)

તફસીરે દૂર્રે મન્ષૂરમાં આ સ્થળે મસ્જિદે હરામની તફસીરમાં સમગ્ર હરમ ભાવાર્થ હોવું હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી આવેલ છે.

**હરમે મક્કામાં બધા મુસલમાનોનો સરખો હક હોવાનો અર્થ :**

એટલી વાત ઉપર સમગ્ર ઉમ્મત અને ફકીહ ઈમામોની સર્વસહમતી છે કે મસ્જિદે હરામ અને મક્કાના હરમ શરીફમાં તે તમામ વિભાગો જેનાથી હજ્જના અરકાનોનો સંબંધ છે જેમકે સફા–મરવહ વચ્ચેનું મેદાન જેમાં "સઈ" થાય છે અને મિનાનું સમગ્ર મેદાન એ જ પ્રમાણે અરફાતનું સમગ્ર મેદાન તથા મુજદલિફાનું સમગ્ર મેદાન, આ બધો ભૂ–ભાગ સમગ્ર દુનિયાના મુસલમાનો માટે જાહેર વકફ છે, કોઈ વ્યક્તિની તે પોતાની વ્યક્તિગત મિલ્કત ક્યારેય થઈ નથી અને ન જ થઈ શકે છે, તદુપરાંત મક્કા મુકર્રમહના જાહેર મકાનો અને બાકી હરમની ભૂમિ તેના વિશે પણ અમુક ફકીહ ઈમામોએ એ જ અભિપ્રાય આપ્યો છે કે તે પણ જાહેર વકફ છે, તેને વેચવું અથવા ભાડે આપવું હરામ છે. દરેક મુસલમાન દરેક સ્થળે થોભી શકે છે પરંતુ બીજા ફુક્હાનો મજબૂત મસ્લક એ છે કે મક્કાના મકાનો ખાસ મિલ્કત હોઈ શકે છે, તેનું ખરીદવું–વેચવું અને તેને ભાડે આપવું જાઈઝ છે. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)થી સાબિત છે કે તેમણે સફવાન બિન ઉમય્યાનું મકાન મક્કા મુકર્રમહમાં ખરીદીને તેને અપરાધીઓ માટે કેદખાનું બનાવ્યું હતું, ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.)થી તેની બે રિવાયતો નકલ થઈ છે, એક પ્રથમ અભિપ્રાય પ્રમાણે અને બીજી બીજા અભિપ્રાય પ્રમાણે; તથા ફત્વો બીજા અભિપ્રાય ઉપર છે. (કઝા ફિ રૂહુલ મઆની) આ ચર્ચા ફિક્હની કિતાબોમાં વિસ્તારપૂર્વક પ્રસ્તુત છે પરંતુ આ આયતમાં હરમના જે ભાગોથી

રોકવાનું વર્ણન છે તે ભાગ જો કે સૌના મતે જાહેર વકફ છે, તેનાથી રોકવું હરામ છે, પ્રસ્તુત આયતથી તેનું હરામ હોવું સાબિત થાય છે. વલ્લાહુ અઅ્‌લમુ.

وَمَنۡ يُّرِدۡ فِيۡهِ بِالۡحَادٍۢ بِظُلۡمٍ માં اِلۡحَادُ (ઈલ્હાદ)નો અર્થ શબ્દકોષમાં સીધા માર્ગથી હટી જવાનો છે, આ સ્થળે ઈલ્હાદનો ભાવાર્થ મુજાહિદ અને કતાદહ (રદિ.) નજીક કુફ્ર અને શિર્ક છે પરંતુ બીજા તફસીરકારોએ તેને પોતાના જાહેર અર્થમાં હોવાનું ઠરાવ્યું છે જેમાં દરેક ગુનાહ તથા અલ્લાહ અને રસૂલે કરીમ ﷺની નાફરમાની સામેલ છે, એટલે સુધી કે પોતાના નોકર–ચાકરોને ગાળ આપવી, ખરાબ કહેવું વગેરે પણ અને આ જ અર્થના આધારે હઝરત અતાએ ફરમાવ્યું કે હરમમાં ઈલ્હાદનો ભાવાર્થ તેમાં અહેરામ વિના દાખલ થઈ જવું અથવા હરમમાં પ્રતિબંધિત બાબતોમાંથી કોઈ પ્રવૃત્તિ કરવી છે, જેમકે હરમમાં શિકાર મારવો અથવા તેનું ઝાડ કાપવું વગેરે અને જે વસ્તુઓ શરીઅતમાં પ્રતિબંધિત અને નાજાઈઝ છે તે દરેક સ્થળે ગુનાહ અને અઝાબનું કારણ છે, હરમની વિશિષ્ટતા એ બીના ઉપર કરવામાં આવી છે કે જે રીતે હરમે મક્કામાં નેકીનો સવાબ ઘણો વધી જાય છે એ જ પ્રમાણે ગુનાહનો અઝાબ પણ ઘણો વધી જાય છે. (કાલહુ મુજાહિદ) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી તેની એક તફસીર પણ નકલ થઈ છે કે હરમ ઉપરાંત અન્ય સ્થળોએ માત્ર ગુનાહનો ઈરાદો કરવાથી ગુનોહ લખવામાં નથી આવતો જ્યાં સુધી કે અમલ ન કરે અને હરમમાં માત્ર પાકો ઈરાદો કરી લેવાથી પણ ગુનોહ લખવામાં આવે છે. કુર્તુબીએ આ જ તફસીર ઈબ્ને ઉમર (રદિ.)થી પણ નકલ કરી છે અને આ તફસીરને સાચી કહી છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) હજ્જ માટે જતા તો બે તંબુ લગાવતા હતા, એક હરમની અંદર અને બીજો બહાર. હરમમાં જો પોતાના બાળ–બચ્ચાં અથવા સેવકો તથા સંબંધીઓમાં કોઈને કોઈ વાત ઉપર સંભળાવવું અથવા ઠપકો આપવો પડે તો બહારના તંબુમાં જઈને એ કામ કરતા હતા, લોકોએ તેની મસ્લિહત પૂછી તો ફરમાવ્યું કે એ વર્ણન કરવામાં આવ્યું હતું કે મનુષ્ય જે ઠપકો અને નારાજગીના સમયે كَلَّا وَاللّٰهِ بَلٰى وَاللّٰهِ ના શબ્દો બોલે છે તે પણ اِلۡحَادُ فِى الۡحَرَمۡ (ઈલ્હાદ ફીલ્ હરમ)માં સામેલ છે.

*(મઝહરી)*

———————

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૨૬ થી ૨૯)

| |
|---|
| وَاِذْ بَوَّاْنَا لِاِبْرٰهِيْمَ مَكَانَ الْبَيْتِ اَنْ لَّا تُشْرِكْ بِيْ شَيْـًٔا وَّطَهِّرْ بَيْتِيَ لِلطَّآئِفِيْنَ |
| وَالْقَآئِمِيْنَ وَالرُّكَّعِ السُّجُوْدِ ﴿٢٦﴾ وَاَذِّنْ فِي النَّاسِ بِالْحَجِّ يَاْتُوْكَ رِجَالًا وَّعَلٰى كُلِّ |
| ضَامِرٍ يَّاْتِيْنَ مِنْ كُلِّ فَجٍّ عَمِيْقٍ ﴿٢٧﴾ لِّيَشْهَدُوْا مَنَافِعَ لَهُمْ وَيَذْكُرُوا اسْمَ اللّٰهِ |
| فِيْٓ اَيَّامٍ مَّعْلُوْمٰتٍ عَلٰى مَا رَزَقَهُمْ مِّنْۢ بَهِيْمَةِ الْاَنْعَامِ ۚ فَكُلُوْا مِنْهَا وَاَطْعِمُوا |
| الْبَآئِسَ الْفَقِيْرَ ﴿٢٨﴾ ثُمَّ لْيَقْضُوْا تَفَثَهُمْ وَلْيُوْفُوْا نُذُوْرَهُمْ وَلْيَطَّوَّفُوْا بِالْبَيْتِ الْعَتِيْقِ ﴿٢٩﴾ |

### તરજુમો :

*અને જ્યારે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તે ઘરની જગ્યા ઠીકઠાક કરી દીધી કે મારી સાથે કોઈને શરીક ન કરજો અને મારું ઘર પાક રાખો તવાફ કરનારાઓ માટે અને ઊભા રહેનારાઓ માટે અને રુકૂઅ્ અને સિજ્દહવાળાઓ માટે. (૨૬) અને લોકોમાં હજ્જ માટે પોકાર (એ'લાન) આપો કે તમારા તરફ પગે ચાલીને આવે અને સવાર થઈને દુબળા પાતળા ઊંટો ઉપર ચાલ્યા આવે દૂર–સુદૂર માર્ગોએથી. (૨૭) જેથી પોતાના લાભના સ્થળોએ પહોંચે અને અલ્લાહનું નામ કેટલાય દિવસ પઢે જે ખબર છે ચો–પગા જાનવરોના ઝબહ ઉપર જે તેમને અલ્લાહે આપ્યા છે, બસ તેમાંથી ખાઓ અને ખવડાવો ખરાબ હાલતના મોહતાજને. (૨૮) પછી જોઈએ કે પોતાનો મેલ–કુચેલ ખતમ કરી આપે અને પોતાની મન્નતો પૂરી કરી આપે અને તે પ્રાચીન ઘરનો તવાફ કરે. (૨૯)*

### તફસીર :

અને (એ કિસ્સાનું વર્ણન કરો) જ્યારે કે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને ખાનએ કા'બાનું સ્થળ બતાવ્યું (કારણ કે તે વખતે ખાનએ કા'બા બન્યું ન હતું અને હુકમ આપ્યો) કે (આ મકાનને ઈબાદત માટે તૈયાર કરો અને તે ઈબાદતમાં) મારી સાથે કોઈ વસ્તુને ભાગીદાર ન કરજો (આ વાસ્તવમાં તેમના પછીના લોકોને સંભળાવવું હતું અને બયતુલ્લાહની ઘટના સાથે ભાગીદારીની મનાઈનું એક ખાસ

કારણ એ પણ છે કે બયતુલ્લાહ તરફ નમાઝ અને તેનો તવાફ કરવાથી કોઈ જાહિલને એ શંકા ન થઈ જાય કે આ જ મઅ્બૂદ છે) અને મારા ઘરના તવાફ કરનારાઓને અને નમાઝ અને (નમાઝમાં) કિયામ અને રુકૂઅ્ અને સિજ્દહ કરનારાઓ માટે (જાહેર અને બાતિની નાપાકીઓ એટલે કે કુફ્ર અને શિર્કથી) પાક રાખજો (આ પણ વાસ્તવમાં અન્યોને સંભળાવવા માટે હતું, ઈબ્રાહીમ અલૈ.થી તો તેના વિરુદ્ધ કરવાની સંભાવના પણ ન હતી) અને (ઈબ્રાહીમ અલૈ.ને એ પણ કહેવામાં આવ્યું કે) લોકોમાં હજ્જ (ફરજ હોવા)નું એ'લાન કરી દો (આ એ'લાનથી) લોકો તમારી પાસે (એટલે કે તમારી આ પવિત્ર ઈમારતની પાસે) ચાલ્યા આવશે પગપાળા પણ અને (લાંબી મુસાફરીના કારણે) દૂબળી થઈ જનારી ઊંટણીઓ ઉપર પણ કે જે દૂર સુદૂરના માર્ગોએથી પહોંચી હશે (અને તે લોકો એટલા માટે આવશે) જેથી પોતપોતાના (દીની અને દુનિયવી) ફાયદાઓ માટે હાજર થઈ જાય (દીની ફાયદાઓ વિશે તો ખબર મશ્હૂર છે, દુનિયવી ફાયદાઓ પણ જો ઈચ્છિત હોય દાખલા તરીકે ખરીદ–વેચાણ અને કુર્બાનીનો ગોશ્ત વગેરે તો એ પણ કોઈ ટીકાપાત્ર નથી) અને (એટલા માટે આવશે) જેથી નક્કી દિવસોમાં (જે કુર્બાનીના દિવસો દશમીથી બારમી જિલ્હજ્જ સુધીમાં) તે ખાસ ચોપગા (પશુઓ) ઉપર (એટલે કે કુર્બાનીના જાનવરો ઉપર ઝબહના સમયે) અલ્લાહનું નામ લો જે અલ્લાહ તઆલાએ તમને અર્પણ કર્યા છે (ઈબ્રાહીમ અલૈ.ને સંબોધનનો વિષય પૂરો થઈ ચૂક્યો, આગળ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને સંબોધન છે કે) આ (કુર્બાનીના) જાનવરોમાંથી તમે પણ ખાતા રહો (કે આ જાઈઝ છે અને મુસ્તહબ એ છે કે) મુસીબતના માર્યા મોહતાજોને પણ ખવડાવ્યા કરો, પછી (કુર્બાની પછી) લોકોએ પોતાનો મેલ કુચેલ દૂર કરવો જોઈએ (એટલે કે અહેરામ ખોલી નાંખે, માથું મુંડાવી લે) અને પોતાના વાજિબોને (ભલે મન્નતથી કુર્બાની વગેરે વાજિબ કરી લીધી હોય અથવા મન્નત વિના જે હજ્જના અરકાનો વાજિબ છે તે બધાને) પૂરા કરે અને (આ જ ગણત્રીના દિવસોમાં) આ સલામતીવાળા અને સુરક્ષિત ઘર (એટલે કે બયતુલ્લાહ)નો તવાફ કરે (આ તવાફે ઝિયારત કહેવાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

આનાથી અગાઉની આયતમાં મસ્જિદે હરામથી રોકનારાઓ ઉપર સખત

અઝાબની ચેતવણી આવી છે, આગળ તેના સંદર્ભથી બયતુલ્લાહની ખાસ વિશિષ્ટતાઓ અને સન્માનનું વર્ણન છે જેનાથી તેમના દુષ્ટ કર્મોની દુષ્ટતા વધારે સ્પષ્ટ થઈ જાય છે.

**બયતુલ્લાહના બાંધકામની શરૂઆત :**

وَاِذْ بَوَّ اْنَا لِاِبْرٰهِيْمَ مَكَانَ الْبَيْتِ માં શબ્દ بَوَّءُ (બવ્વઅ્) શબ્દકોષમાં કોઈને ઠેકાણું અને રહેવાનું મકાન દેવાના અર્થમાં આવે છે, આયતનો ભાવાર્થ એ છે કે આ વાત વર્ણનપાત્ર અને યાદ રાખવાની છે કે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તે સ્થળે ઠેકાણું આપ્યું જ્યાં બયતુલ્લાહ છે, જેમાં ઈશારો છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પહેલેથી આ ભૂમિ ઉપર વસતા ન હતા, જેમકે રિવાયતોથી સાબિત છે તેમના દેશ શામ (સિરીયા)થી હિજરત કરાવીને અહીંયાં લાવવામાં આવ્યા હતા અને مَكَانَ الْبَيْتُ (મકાનુલ બય્ત)માં તે તરફ ઈશારો છે કે બયતુલ્લાહ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)થી પહેલાં મોજૂદ હતું જેમકે ભરોસાપાત્ર રિવાયતોમાં છે કે તેનું પ્રથમ બાંધકામ તો હઝરત આદમ (અલૈ.)ને જમીન ઉપર લાવતા પહેલાં અથવા તેની સાથે થયું હતું અને હઝરત આદમ (અલૈ.) અને તેમના પછીના અંબિયા (અલૈ.) બયતુલ્લાહનો તવાફ કરતા હતા, હઝરત નૂહ (અલૈ.)ના તોફાનના સમયે બયતુલ્લાહને ઉઠાવી લેવામાં આવ્યું હતું, તેના પાયા અને તેનું નિશ્ચિત સ્થળ મોજૂદ હતું, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અહીંયાં લાવીને થોભાવવામાં આવ્યા અને તેમને હુકમ આપવામાં આવ્યો, اَنْ لَّا تُشْرِكْ بِىْ شَيْئًا એટલે કે, મારી ઈબાદતમાં કોઈને ભાગીદાર ન ઠરાવો, દેખીતું છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)થી શિર્ક કરવાની કોઈ સંભાવના ન હતી. તેમની મૂર્તિઓ તોડવાની અને શિર્ક કરનારાઓનો મુકાબલો કરવાની અને તેમાં સખત કસોટીમાંથી પસાર થવાની ઘટનાઓ પ્રથમ બની ચૂકી હતી એટલા માટે તેનો ભાવાર્થ સામાન્ય લોકોને સંભળાવવાનો છે કે શિર્કથી પરહેઝ કરો, બીજો હુકમ આ આપવામાં આવ્યો, وَطَهِّرْ بَيْتِىَ (એટલે કે મારા ઘરને પાક કરો) તે સમયે જો કે ઘર મોજૂદ ન હતું પરંતુ બયતુલ્લાહ વાસ્તવમાં ભીંતો અને બારી–બારણાના બાંધકામનું નામ નથી, તે તો એ પવિત્ર સ્થળનું નામ છે જેમાં બયતુલ્લાહ પ્રથમથી બનાવવામાં આવ્યું હતું અને હવે ફરીવાર બનાવવાનો હુકમ આપવામાં આવી રહ્યો છે અને بُقْعَةٌ مُقَدَّسَةٌ (પવિત્ર જમીન) અને મકાન જો કે મોજૂદ હતું તેને પાક કરવાનો

હુકમ એટલા માટે આપવામાં આવ્યો કે તે યુગમાં પણ ઝુરહમ અને અમાલિકા કોમની અહીંયાં અમુક મૂર્તિઓ મુકેલી હતી જેનો પૂજાપાઠ થતો હતો. (કુર્તુબીના વર્ણન પ્રમાણે) અને એ પણ હોઈ શકે છે કે આ હુકમ હવે પછી આવનારાઓને સંભળાવવા માટે હોય અને પવિત્ર કરવાનો ભાવાર્થ જેમકે કુફ્ર–શિર્કથી પાક રાખવું છે, એવી જ રીતે જાહેર ગંદકી અને નજાસતથી પાક રાખવાનો પણ ભાવાર્થ છે તથા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને તેનું સંબોધન કરવાથી બીજા લોકોને કાળજી રાખવાની ફિકર અપાવવાનો હેતુ છે કે જ્યારે ખલીલુલ્લાહ (અલૈ.)ને તેનો હુકમ થયો તો પોતે જ તેના ઉપર અમલ કરતા હતા તો આપણે તેમની કેટલી વધારે કાળજી રાખવી જોઈએ ?!

ત્રીજો હુકમ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આ આપવામાં આવ્યો કે, اَذِّنۡ فِی النَّاسِ بِالۡحَجِّ એટલે કે, લોકોમાં એ'લાન કરી આપો કે આ બયતુલ્લાહની હજ્જ તમારા ઉપર ફરજ કરવામાં આવી છે. બગવી અને ઈબ્ને અબી હાતિમે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ કર્યું છે કે જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)ને હજ્જ ફરજ હોવાનું એ'લાન કરવાનો હુકમ થયો ત્યારે તેમણે અલ્લાહ તઆલાને વિનંતી કરી કે (અહીંયાં તો જંગલી મેદાન છે, કોઈ સાંભળનારું નથી) જ્યાં વસ્તી છે ત્યાં મારો અવાજ કઈ રીતે પહોંચશે ? અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે તમારી જવાબદારી માત્ર એ'લાન કરવાની છે, તેને સમગ્ર દુનિયામાં પહોંચાડવાની અને ફેલાવવાની જવાબદારી અમારા ઉપર છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ "મકામે ઈબ્રાહીમ" ઉપર ઊભા થઈને એ એ'લાન કર્યું જેને અલ્લાહ તઆલાએ ઘણું ઊંચું કરી દીધું અને અમુક રિવાયતોમાં છે કે ઈબ્રાહીમ (અલૈ.)એ جَبَلِ اَبِیۡ قُبَیۡسٍ (અબી કુબય્સના પહાડ) ઉપર ચઢીને આ એ'લાન કર્યું, કાનોમાં આંગળીઓ નાંખીને ડાબે અને જમણે તથા પૂર્વ અને પશ્ચિમ દરેક બાજુ આ પોકાર કર્યો કે હે લોકો ! તમારા પરવરદિગારે પોતાનું ઘર બનાવ્યું છે અને તે ઘરની હજ્જ ફરજ કરી છે તો તમે બધા પોતાના પરવરદિગારના હુકમનું પાલન કરો.

આ રિવાયતમાં એ પણ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો આ અવાજ અલ્લાહ તઆલાએ સમગ્ર દુનિયામાં પહોંચાડી દીધો અને માત્ર તે સમયે જીવીત મનુષ્યો નહીં પરંતુ જે મનુષ્યો હવે પછી કયામત સુધી પેદા થનારા હતા મોઅ્જિઝા સ્વરૂપે તેમના સુધી આ અવાજ પહોંચાડી દેવામાં આવ્યો અને જેની

જેની કિસ્મતમાં અલ્લાહ તઆલાએ હજ્જ કરવાનું લખી દીધું છે તેમનામાંથી દરેકે આ અવાજના જવાબમાં لَبَّيْكَ اَللّٰهُمَّ لَبَّيْكَ (લબ્બયૂક ! અલ્લાહુમ્મ લબ્બયૂક) એટલે કે હાજર થવાનો એકરાર કર્યો. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, હજ્જના تَلْبِيَةُ (તલબિય્યહ)નો મૂળ પાયો આ જ ઈબ્રાહીમ (અલૈ.)ના પોકારનો જવાબ છે. *(કુર્તુબી અને મઝહરી)*

આગળ આયતમાં એ અસરનું વર્ણન છે જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના એ'લાને સમગ્ર માનવો સુધી અલ્લાહ તરફથી પહોંચાડવાથી કયામત સુધી કાયમ થઈ ગઈ અને તે એ છે يَاْتُوْكَ رِجَالًا وَّعَلٰى كُلِّ ضَامِرٍ يَّاْتِيْنَ مِنْ كُلِّ فَجٍّ عَمِيْقٍ એટલે કે, સમગ્ર જગતમાંથી ચારે બાજુએથી બયતુલ્લાહ તરફ ચાલ્યા આવશે કોઈ પગપાળા, કોઈ સવારીથી આવનારા પણ દૂર–સુદૂરના પ્રદેશોએથી આવશે જેનાથી તેમની સવારીઓ પણ દુબળી થઈ જશે એટલા માટે તે સમયથી આજદિન સુધી હજારો વર્ષો પસાર થઈ ચૂક્યા બયતુલ્લાહ તરફ હજ્જ માટે આવનારાઓની આ જ પરિસ્થિતિ છે, પાછળથી આવનારા બધા જ અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતો પણ તેની પાબંદ રહી અને હઝરત ઈસા (અલૈ.) પછી જે લાંબો સમય અજ્ઞાનતાનો પસાર થયો છે તેમાં પણ અરબના નિવાસીઓ જો કે મૂર્તિપૂજાની બલામાં સંડોવાઈ ગયા હતા પરંતુ હજ્જના અરકાનોના એ જ પ્રમાણે પાબંદ હતા જે પ્રમાણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)થી નકલ અને નક્કી થયેલ ચાલ્યા આવતા હતા.

لِيَشْهَدُوْا مَنَافِعَ لَهُمْ એટલે કે, તેમની આ હાજરી દૂર–સુદૂર મુસાફરી પૂરી કરીને પોતાના જ લાભ માટે છે. કુર્આનમાં مَنَافِعُ (મનાફેઅ્)નો સેગો نَكِرَةُ (નકિરહ) લાવીને તેના સર્વસામાન્યપણા તરફ ઈશારો કરવામાં આવ્યો છે જેમાં દીની "મનાફેઅ્" (લાભો) પણ અગણિત છે, દુનિયવી લાભો પણ ઘણા જોવા મળે છે. ઓછામાં ઓછું એટલી વાત તો આશ્ચર્યજનક તથા વિસ્મય પમાડનારી છે કે હજ્જની મુસાફરી ઉપર મોટે ભાગે ઘણી મોટી રકમ ખર્ચ થઈ જાય છે જે અમુક લોકો સમગ્ર જિંદગી થોડા–થોડા બચાવીને ભેગા કરતા રહે છે અને ત્યાં એકી સાથે ખર્ચ કરી નાંખે છે પરંતુ સમગ્ર દુનિયાના ઈતિહાસમાં કોઈ એવી ઘટના નથી બતાવી શકાતી કે કોઈ વ્યક્તિ હજ્જ અથવા ઉમરહમાં ખર્ચ કરવાના કારણે ફકીર અને મોહતાજ થઈ ગયો હોય, તેના સિવાય બીજા કામો દાખલા

તરીકે શાદી–વ્યાહ વગેરેના રિવાજોમાં, મકાન બાંધવાના ખર્ચમાં હજારો વ્યક્તિઓ મોહતાજ અને ફકીર થયાના દાખલા દરેક જગ્યાએ નજરે પડશે. અલ્લાહ તઆલાએ હજ્જની મુસાફરી અને ઉમરહમાં એ ખાસિયત પણ મૂકી છે કે તેનાથી કોઈ વ્યક્તિ દુનિયાના ભૂખમરા અને ફકીરીમાં સપડાતો નથી, બલકે અમુક રિવાયતોમાં છે કે હજ્જ અને ઉમરહમાં ખર્ચ કરવો ગરીબી અને મોહતાજીને દૂર કરી દે છે. વિચાર કરવામાં આવે તો તે પણ પ્રત્યક્ષ જોઈ શકાય છે અને હજ્જના દીની લાભ તો ઘણા બધા છે તેમાંથી એક આ જ કંઈ ઓછો નથી !

અબૂ હુરયરહ (રદિ.)ની હદીષમાં છે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિએ અલ્લાહ તઆલા માટે હજ્જ કરી અને તેમાં બેહયાઈ (નિર્લજ્જતા)ની વાતોથી અને ગુનાહના કામોથી બચતો રહ્યો તો તે હજ્જથી એવી હાલતમાં પાછો આવશે કે જાણે તે પોતાની માતાના પેટથી આજે જ પેદા થયો હોય, એટલે કે જેવી રીતે શરૂઆતના જન્મના સમયે બાળક બેગુનાહ અને માસૂમ હોય છે આ પણ એવો જ થઈ જશે. (રવાહુ અલ બુખારી વ મુસ્લિમ –મઝહરી) બયતુલ્લાહની પાસે ભેગા થનાર હાજીઓના આવવાનો એક ફાયદો તો ઉપર વર્ણન થયો કે તેઓ પોતાના દીની અને દુનિયવી લાભો અને ફાયદાઓનો જાત અનુભવ કરી લે, બીજો ફાયદો આ બતાવવામાં આવ્યો છે કે, وَيَذْكُرُوا اسْمَ اللّٰهِ فِيْٓ اَيَّامٍ مَّعْلُوْمٰتٍ عَلٰى مَا رَزَقَهُمْ مِّنْۢ بَهِيْمَةِ الْاَنْعَامِ એટલે કે, જેથી તે અલ્લાહનું નામ વર્ણન કરે ગણત્રીના દિવસોમાં તે ચોપગા જાનવરો ઉપર જે અલ્લાહે તેમને અર્પણ કર્યા છે. તેમાં સૌથી પહેલી વાત તો એ છે કે કુર્બાનીના માંસ અને તેનાથી પ્રાપ્ત થનાર ફાયદાઓ ઉપર નજર ન હોવી જોઈએ, બલકે અસલ વસ્તુ અલ્લાહ તઆલાનો ઝિક્ર છે જે તેમના દિલોમાં કુરબાની કરવાના સમયે જાનવરો ઉપર કરવામાં આવે છે જે ઈબાદતની રૂહ (આત્મા) છે, કુર્બાનીનો માંસ તેમના માટે હલાલ કરવામાં આવ્યો, આ વધારાનું ઈનામ છે અને اَيَّامٍ مَّعْلُوْمٰتٍ (અય્યામે મઅ્લૂમાત) "ગણતરીના દિવસો"નો ભાવાર્થ તે જ દિવસો છે જેમાં કુર્બાની જાઈઝ છે એટલે કે જિલ્હજ્જાની દશમી, અગિયારમી અને બારમી તારીખો તથા مَا رَزَقَهُمْ مِّنْۢ بَهِيْمَةِ الْاَنْعَامِ ના શબ્દો જાહેર છે જેમાં દરેક પ્રકારની કુર્બાની સામેલ છે ભલે વાજિબ હોય અથવા મુસ્તહબ فَكُلُوْا مِنْهَا અત્રે શબ્દ كُلُوْا (કુલૂ) "ખાઓ" જો કે આજ્ઞાર્થ

સ્વરૂપે આવ્યું છે પરંતુ તેનો ભાવાર્થ વાજિબ તરીકેનો નથી બલકે મુબાહ અને જાઈઝના સ્વરૂપે છે, જેમકે કુર્આને કરીમની આયત وَاِذَا حَلَلْتُمْ فَاصْطَادُوْا (૫:૨)માં શિકાર કરવાનો હુકમ પરવાનગીના અર્થમાં છે.

**મસ્અલા :**

મક્કએ મુઅજ્જમહ અને હજ્જના સમયમાં વિવિધ પ્રકારના જાનવરો ઝબહ કરવામાં આવે છે, એક પ્રકાર તે છે જેમાં કોઈ ગુનાહની શિક્ષા (દમ)ના સ્વરૂપે જાનવરની કુર્બાની વાજિબ થઈ જાય છે, જેમકે કોઈએ હરમ શરીફની અંદર શિકાર માર્યો તો તેના ઉપર તેના બદલામાં કોઈ જાનવરની કુર્બાની વાજિબ થાય છે જેની વિગત ફિક્હની કિતાબોમાં છે કે કયા જાનવરના બદલામાં કયા પ્રકારનું જાનવર કુર્બાન કરવાનું છે, એ જ પ્રમાણે જે કાર્ય અહેરામની હાલતમાં પ્રતિબંધિત છે જો કોઈએ તે કામ કરી લીધું તો તેના ઉપર પણ જાનવર ઝબહ કરવું જરૂરી અને વાજિબ થઈ જાય છે જેને ફુક્હાની પરિભાષામાં دَمِ جِنَايَتْ (દમે જિનાયત) કહે છે, તેની પણ અમુક વિગતો છે. અમુક પ્રતિબંધિત બાબતો કરી બેસવાથી ગાય અને ઊંટની જ કુરબાની આપવી જરૂરી બની જાય છે અને અમુકના માટે બકરું કે ઘેટું પૂરતું હોય છે, અમુકમાં "દમ" (શિક્ષા સ્વરૂપે આપવામાં આવતી કુરબાની) વાજિબ નથી માત્ર સદકહ દેવો પૂરતો હોય છે. આ બધા ખુલાસાઓ કરવાનું આ સ્થળ નથી. નાચીઝે પોતાની કિતાબ "અહકામુલ હજ્જ"માં આવશ્યકતા પ્રમાણે તેને લખ્યું છે, આ "દમ"ના પ્રકારોની જે કંઈ જિનાયત અને શિક્ષાની સજા સ્વરૂપે જરૂરી થાય છે તેનો માંસ ખાવું પોતે અને તે વ્યક્તિ માટે જાઈઝ નથી બલકે એ માત્ર ફકીરો અને મિસ્કીનોનો હક છે, કોઈ બીજા માલદાર વ્યક્તિ માટે પણ તેનો માંસ ખાવો જાઈઝ નથી, આ બાબત ઉપર બધા જ ફુક્હા સર્વસહમત છે, બાકીના કુર્બાનીના પ્રકારો ભલે વાજિબ હોય અથવા નફ્લ, વાજિબમાં હનફી, માલિકી અને શાફઈના મતે دَمِ تَمَتُّعْ (દમે તમત્તઅ્) અને دَمِ قِرَانْ (દમે કિરાન્) પણ સામેલ છે, તે બધાનો ગોશ્ત કુર્બાની કરનાર અને તેના સગાં–સંબંધીઓ ભલે માલદાર હોય તે પણ ખાઈ શકે છે. આ આયતમાં એનું વર્ણન છે અને તેની સંપૂર્ણ વિગત ફિક્હના મસ્અલાઓની કિતાબોમાં જોઈ શકાય છે. સામાન્ય કુર્બાનીનો ગોશ્ત અને ખાસ હજ્જની કુર્બાનીઓ તે સૌનો હુકમ એ જ છે કે કુર્બાની કરનાર પોતે અને દરેક મુસલમાન

માલદાર હોય અથવા ફકીર તેમાંથી ખાઈ શકે છે પરંતુ મુસ્તહબ એ છે કે ઓછામાં ઓછું એક તૃત્યાંશ ભાગ ગરીબ ફકીરોને આપવામાં આવે. આ જ મુસ્તહબનું વર્ણન આયતના આગલા વાક્યમાં આ પ્રમાણે છે وَاَطْعِمُوا الْبَائِسَ الْفَقِيْرَ તેમાં بَـــائِـــسُ (બઈસ)નો અર્થ ઘણો જ મોહતાજ અને મુસીબતનો માર્યો અને ફકીરનો અર્થ حَـاجَـتْـمَنْدُ (જરૂરતમંદ) છે; મતલબ એ છે કે કુર્બાનીના માંસમાંથી તેમને પણ ખવાડવું અને આપવું મુસ્તહબ અને અપેક્ષિત છે.

ثُـمَّ لْيَـقْضُوْا تَفَثَهُمْ માં શબ્દ تَفَثٌ (તફસ્)નો શાબ્દિક અર્થ "મેલ–કુચેલ" છે જે મનુષ્યના શરીર ઉપર ભેગો થાય છે, એહરામની હાલતમાં બાલોને મૂંડવા, કાપવા, તોડવા એ જ પ્રમાણે નખો કાપવા, ખુશ્બૂ લગાવવી આ બધી વસ્તુઓ હરામ હોય છે એટલા માટે અહેરામ નીચે શરીર ઉપર મેલ–કુચેલ ભેગો થવો સ્વાભાવિક વસ્તુ છે. આ આયતમાં ફરમાવ્યું કે જ્યારે હજ્જમાં કુર્બાનીથી ફારેગ થઈ જાઓ તો આ મેલ–કુચેલને દૂર કરો, મતલબ એ છે કે હવે એહરામ ખોલી નાંખો અને માથું મુંડાવી લો, નખો કાપી લો, દૂંટી નીચેના બાલ સાફ કરો. પ્રસ્તુત આયતમાં પ્રથમ કુર્બાની કરવાનું વર્ણન આવ્યું, ત્યારબાદ એહરામ ખોલવાનું, તેનાથી જાણ થાય છે કે આ જ ક્રમથી કામ કરવું જોઈએ, કુર્બાનીથી પહેલાં હલક કરવી અથવા નખ કાપવા વગેરેની મનાઈ છે અને જે એવું કરશે તેના ઉપર "દમ્મે જિનાયત" વાજિબ થશે.

**હજ્જના અરકાનોમાં ક્રમનો દરજ્જો :**

જે ક્રમ હજ્જના અરકાનોમાં કુર્આન અને હદીષમાં આવ્યો છે અને ફુક્હાઓએ જેને નિશ્ચિત કર્યો છે તે જ ક્રમથી હજ્જના અરકાનો અદા કરવા ઉમ્મતની સહમતીથી ઓછામાં ઓછું સુન્નત તો જરૂર છે, વાજિબ હોવામાં પણ કોઈ મતભેદ નથી. ઈમામે આ'ઝમ અબૂ હનીફહ તથા ઈમામ માલિક (રહ.) સમીપ વાજિબ છે જેના વિરુદ્ધ પ્રવૃત્તિ કરનારને એક "દમ્મે જિનાયત" જરૂર થઈ જાય છે, ઈમામ શાફઈ (રહ.) નજીક સુન્નત છે. એટલા માટે તેના વિરુદ્ધ કરવાથી સવાબ ઓછો થઈ જાય છે, પરંતુ "દમ" જરૂરી નથી હોતો. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની હદીષમાં છે مَـنْ قَـدَّمَ شَيْـئًا مِّنْ نُسُكِهٖ اَوْاَخَّرَهٗ فَلْيُهْرِقْ دَمًا رَوَاهُ ابْـنُ اَبِـى شَيْبَةَ مَـوْقُـوْفًـا وَهُـوَ فِـىْ حُكْمِ الْمَرْفُوْعِ (مَـظْهَرِىْ) એટલે કે જે વ્યક્તિએ

હજ્જના અરકાનોમાં કોઈને આગળ–પાછળ કરી દીધું તેના ઉપર જરૂરી છે કે એક "દમ" (કુર્બાની) આપે. આ રિવાયત તહાવીએ પણ વિવિધ રીતે નકલ કરી છે અને હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.), કતાદહ (રહ.), નખઈ (રહ.), હસન બસરી (રહ.)નો પણ એ જ મત છે કે ક્રમ વિરુદ્ધ ઊલટ–સુલટ કરનાર ઉપર દમ જરૂરી થાય છે, તફસીરે મઝહરીમાં આ સ્થળે આ મસ્અલાની સંપૂર્ણ વિગત અને તહકીક પ્રસ્તુત છે વળી, હજ્જના બીજા મસ્અલાઓ પણ વિગતવાર લખ્યા છે.

وَلْيُوْفُوْا نُذُوْرَهُمْ માં نُذُوْرَ (નૂઝુર) એ نَذَرٌ (નઝર)નું બહુવચન છે જે "મન્નત"ને કહેવામાં આવે છે, તેની હકીકત એ છે કે જે કામ શરઈ રીતે કોઈ વ્યક્તિ ઉપર જરૂરી અને વાજિબ ન હતું જો તે મૌખિક રીતે એ "નઝર" કરી લે અને "મન્નત" માની લે કે હું આ કાર્ય કરીશ અથવા અલ્લાહ માટે મારા ઉપર જરૂરી છે કે ફલાણું કાર્ય કરું ત્યારે આ નઝર થઈ ગઈ અને તેનો હુકમ એ છે કે તેને પૂરી કરવી વાજિબ થઈ જાય છે, જો કે વાસ્તવમાં તે વાજિબ ન હતું પરંતુ તેના વાજિબ થઈ જવા માટે આ શરતમાં ઉમ્મતની સહમતી છે કે તે કાર્ય શરઈ ગુનોહ અને નાજાઈઝ ન હોય. જો કોઈ વ્યક્તિએ ગુનાહના કાર્યની નઝર માની લીધી તો તેના ઉપર તે ગુનાહ કરવો તેનાથી જરૂરી નથી બની જતો, બલકે તેના વિરુદ્ધ કરવું વાજિબ છે બલકે તેના ઉપર કસમનો કફ્ફારો જરૂરી બની જાય છે અને અબૂ હનીફહ (રહ.) વગેરે ફિક્હના ઈમામો સમીપ એ પણ શરત છે કે તે કાર્ય એવું હોય જેના પ્રકારોમાં શરીઅતની કોઈ ઈબાદતે મકસૂદહ (ઈચ્છિત ઈબાદત) જોવા મળતી હોય, જેમકે નમાઝ, રોઝા, સદકહ, કુર્બાની વગેરેને તેની નઝર માની લે તો તે નફલ તેના માથે વાજિબ થઈ જાય છે તેનું પૂરું કરવું તેના માટે જરૂરી અને વાજિબ છે, પ્રસ્તુત આયતથી આ જ હુકમ સાબિત થાય છે કારણ કે તેમાં નઝરને પૂર્ણ કરવાનો હુકમ આપવામાં આવ્યો છે.

**મસ્અલો :**

એ યાદ રહે કે માત્ર દિલમાં કોઈ કામને કરવાનો ઈરાદો કરવાથી નઝર નથી થઈ જતી જ્યાં સુધી જીભ મુખથી નઝરના શબ્દો ન કહે. તફસીરે મઝહરીમાં આ સ્થળે નઝર અને મન્નતના હુકમો અને મસ્અલાઓ ઘણા વિગતપૂર્વક ભેગા કરવામાં આવ્યા છે જે પોતાના સ્થળે ઘણા જ અગત્યના છે પરંતુ અત્રે તેની ગુંજાઈશ નથી.

**એક પ્રશ્ન અને તેનો ઉત્તર :**

આ આયતથી પહેલાં પણ હજ્જના અમલો કુર્બાની અને અહેરામ ખોલવા વગેરેનું વર્ણન થયું છે અને આગળ પણ "તવાફે ઝિયારત"નું વર્ણન છે. વચ્ચે "નઝર" પૂર્ણ કરવાનું વર્ણન કયા સંદર્ભમાં આવ્યું જ્યારે કે નઝર પૂર્ણ કરવી એક આગવો હુકમ છે, હજ્જમાં હોય અથવા હજ્જ વિના, હરમ શરીફમાં હોય અથવા બહાર બીજા કોઈ દેશમાં.

ઉત્તર એ છે કે જો કે નઝર પૂર્ણ કરવી એક આગવો શરઈ હુકમ છે, હજ્જના દિવસો અને હજ્જના અરકાનો અથવા હરમની સાથે ખાસ નથી પરંતુ તેનું વર્ણન અત્રે હજ્જના અરકાનોના સંદર્ભમાં એટલા માટે આવ્યું છે કે મનુષ્ય જ્યારે હજ્જ માટે નીકળે છે તો દિલમાં એવી ભાવના હોય છે કે આ મુસાફરીમાં વધારેમાં વધારે નેક કાર્યો અને ઈબાદતો અદા કરું, તેમાં ઘણી બધી વસ્તુઓની મન્નત પણ માની લે છે, ખાસ કરીને જાનવરોની કુર્બાની કરવાની નઝર કરવાનો તો સામાન્ય રિવાજ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ અત્રે નઝરનો ભાવાર્થ કુર્બાનીની જ નઝર ઠરાવી છે અને એક યોગ્યતા આધારે હજ્જના હુકમોમાં નઝરના ઉલ્લેખનો એક સંદર્ભ એ પણ છે કે જે પ્રમાણે નઝર અને કસમથી મનુષ્ય ઉપર ઘણી બધી વસ્તુઓ જે અસલ શરીઅતની રૂએ વાજિબ નથી હોતી તે પણ વાજિબ થઈ જાય છે અને ઘણી બધી વસ્તુઓ મૂળ શરઈ હુકમની રૂએ હરામ અને નાજાઈઝ નથી હોતી તે પણ આ વ્યક્તિ ઉપર નાજાઈઝ અને હરામ થઈ જાય છે, અહેરામના બધા જ હુકમો લગભગ એવા છે કે મેલાં કપડાં, ખુશ્બૂનો ઉપયોગ, બાલ મૂંડવા, નખ કાપવા વગેરે આપમેળે કોઈ નાજાઈઝ કામ ન હતું પરંતુ તેણે અહેરામ બાંધીને આ બધા કાર્યો પોતાના ઉપર હરામ કરી લીધા એ જ પ્રમાણે હજ્જના બીજા કાર્યો અને પ્રવૃત્તિઓ જે જિંદગીમાં ફરજ તો એક જ વખતે હોય છે પરંતુ પાછળથી હજ્જ ઉમરહ માટે અહેરામ બાંધીને આ બધા કાર્યો તેના માટે ફરજ થઈ જાય છે, એટલા માટે હઝરત ઈકરમા (રદિ.)એ આ સ્થળે નઝરની તફસીરમાં ફરમાવ્યું કે તેનાથી હજ્જના વાજિબો ભાવાર્થ તરીકે છે જે હજ્જના કારણે તેના ઉપર જરૂરી થઈ જાય છે.

وَلْيَطَّوَّفُوْا بِالْبَيْتِ الْعَتِيْقِ અત્રે સવાબનો ભાવાર્થ "તવાફે ઝિયારત" છે જે

જિલ્હજ્જાની દશમી તારીખે "રમીએ જમરહ" અને કુર્બાની પછી કરવામાં આવે છે, આ તવાફ હજ્જનો બીજો રુક્ન અને ફરજ છે. પ્રથમ રુક્ન અરફાતમાં થોભવું છે જે તેના પહેલાં અદા થઈ જાય છે. તવાફે ઝિયારત પર અહેરામના બધા હુકમો સંપૂર્ણ થઈને પૂરો અહેરામ ખુલી જાય છે.

[رُوِیَ ذٰلِکَ عَنِ ابْنِ عَبَّاسٍ وَمُجَاهِدٍ وَالضَّحَّاکِ وَجَمَاعَةٍ بَلْ قَالَ الطَّبْرِیُّ وَاِنْ لَّمْ یُسَلَّمْ لَهٗ لَاخِلَافَ بَیْنَ الْمُتَاَوِّلِیْنَ فِیْ اَنَّهٗ طَوَافُ الْاِفَاضَةِ وَیَکُوْنُ ذٰلِکَ یَوْمَ النَّحَرِ اَزْرُوْحُ الْمَعَانِیْ]

بَیْتِ عَتِیْقِ બયતુલ્લાહનું નામ "બયૂતે અતીક" છે જેનો અર્થ "સ્વતંત્ર અને આઝાદ થવું" છે તથા રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ પોતાના ઘરનું નામ "બયૂતે અતીક" એટલા માટે રાખ્યું છે કે અલ્લાહ તઆલાએ તેને કાફિરો અને અત્યાચારીઓના વિજય અને કબ્જાથી આઝાદ કરાવ્યું છે. [رَوَاهُ التِّرْمِذِیُّ وَحَسَّنَهٗ وَالْحَاکِمُ وَصَحَّحَهٗ ابْنُ جَرِیْرٍ وَالطَّبْرَانِیُّ وَغَیْرُهُمْ اَزْرُوْحُ الْمَعَانِیْ] કોઈ કાફિરની મજાલ નથી કે, તેના ઉપર કબ્જો કરે અથવા વિજય પ્રાપ્ત કરે. "અસ્હાબે ફીલ"ની ઘટના તેના ઉપર સાક્ષી છે. વલ્લાહુ અઅ્લમુ. તફસીરે મઝહરીમાં આ સ્થળે વિગતવાર હુકમો અને મસ્અલાઓ ભેગા કરવામાં આવ્યા છે જે ઘણા મહત્ત્વના અને ધ્યાન આપવાપાત્ર છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. 30 થી 33)

ذٰلِكَ وَمَنْ يُّعَظِّمْ حُرُمٰتِ اللّٰهِ فَهُوَ خَيْرٌ لَّهٗ عِنْدَ رَبِّهٖ ؕ وَاُحِلَّتْ لَكُمُ الْاَنْعَامُ اِلَّا مَا يُتْلٰى عَلَيْكُمْ فَاجْتَنِبُوا الرِّجْسَ مِنَ الْاَوْثَانِ وَاجْتَنِبُوْا قَوْلَ الزُّوْرِ ﴿۳۰﴾ حُنَفَآءَ لِلّٰهِ غَيْرَ مُشْرِكِيْنَ بِهٖ ؕ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَكَاَنَّمَا خَرَّ مِنَ السَّمَآءِ فَتَخْطَفُهُ الطَّيْرُ اَوْ تَهْوِيْ بِهِ الرِّيْحُ فِيْ مَكَانٍ سَحِيْقٍ ﴿۳۱﴾ ذٰلِكَ وَمَنْ يُّعَظِّمْ شَعَآئِرَ اللّٰهِ فَاِنَّهَا مِنْ تَقْوَى الْقُلُوْبِ ﴿۳۲﴾ لَكُمْ فِيْهَا مَنَافِعُ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى ثُمَّ مَحِلُّهَآ اِلَى الْبَيْتِ الْعَتِيْقِ ﴿۳۳﴾ ع

## તરજુમો :

*આ સાંભળી ચૂક્યા અને જે કોઈ અલ્લાહના હુરુમાત (માનનીય હુકમો)ની આમાન્યા (તાઝીમ) રાખે બસ તે તેના માટે પોતાના પરવરદિગાર પાસે બહેતર છે અને તમને ચોપગા હલાલ છે પરંતુ જે તમને સંભળાવીએ છીએ બસ મૂર્તિઓની ગંદકીથી બચતા રહો અને જૂઠી વાતથી બચતા રહો. (૩૦) એક અલ્લાહના થઈને ન કે તેની સાથે ભાગીદાર બનાવીને અને જેણે અલ્લાહનો ભાગીદાર બનાવ્યો બસ જેમકે આસમાનથી પડી ગયો, પછી તેને (મરેલું ખાનારા) પક્ષીઓ ખેંચી કાઢે છે અથવા તેને હવાએ લઈ જઈ નાંખી દીધો કોઈ દૂર–સુદૂર મકાનમાં. (૩૧) આ સાંભળી ચૂક્યા અને જે કોઈ અલ્લાહના પ્રતીકો (યાદગારો)નો અદબ રાખે બસ તે દિલની પરહેઝગારીની વાત છે. (૩૨) તમારા માટે તેમનામાં (પશુઓમાં) લાભ છે એક નિશ્ચિત વાયદા સુધી, પછી તેમને તે પ્રાચીન ઘર સુધી પહોંચવાનું છે.(૩૩)*

## તફસીર :

આ વાત તો થઈ ચૂકી (જે હજ્જના ખાસ હુકમો હતા) અને (હવે તે જાહેર હુકમો જેમાં હજ્જ અને હજ્જ સિવાયના બીજા મસ્અલાઓ પણ છે સાંભળી લો કે) જે વ્યક્તિ અલ્લાહના સન્માનનીય હુકમોની આમાન્યા રાખશે બસ એ તેના હકમાં તેના પરવરદિગાર સમીપ ઉત્તમ છે (હુકમોની આમાન્યા રાખવામાં એ પણ સામેલ છે કે તેનું જ્ઞાન પણ પ્રાપ્ત કરે અને એ પણ કે તેના ઉપર અમલ કરવાની કાળજી રાખે અને અલ્લાહના હુકમોનું તેના માટે ઉત્તમ હોવું એટલા માટે છે કે તે અઝાબથી છુટકારો અને કાયમી રાહતનો સામાન છે) અને તે ખાસ ચોપગા જાનવરોને (અમુક અમુક) બાકાત રાખવામાં આવેલા સિવાય જે તમને પઢીને સંભળાવવામાં આવ્યા છે (એટલે કે સૂરએ અન્આમ વગેરેની આયત قُلْ لَّآ اَجِدُ فِيْمَآ اُوْحِيَ اِلَيَّ مُحَرَّمًا માં હરામ જાનવરોની વિગત બતાવી દેવામાં આવી છે તેના સિવાય બીજા જાનવરો) તમારા માટે હલાલ કરવામાં આવ્યા છે (આ સ્થળે ચોપગા જાનવરોના હલાલ હોવાનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું છે કે અહેરામની હાલતમાં શિકારની મનાઈથી કોઈને

અહેરામની હાલતમાં સામાન્ય ચોપગા જાનવરોની મનાઈ હોવાની શંકા ન થઈ જાય અને જ્યારે દીન અને દુનિયાની ભલાઈ અલ્લાહના હુકમોના સન્માન ઉપર આધારિત છે) તો તમે લોકો ગંદકીથી એટલે કે મૂર્તિઓથી અળગા રહો (કારણ કે મૂર્તિઓને અલ્લાહની સાથે ભાગીદાર કરો તો અલ્લાહના હુકમથી ખુલ્લો બળવો છે, આ સ્થળે શિર્કથી બચવાની હિદાયત ખાસ સ્વરૂપે એટલા માટે કરવામાં આવી છે કે મક્કાના મુશ્રિકો પોતાના હજ્જમાં જે તલબિય્યહ પઢતા હતા તેમાં اِلَّا شَرِيْكًا هُوَ لَكَ મિલાવી દેતા હતા, એટલે કે અલ્લાહનો કોઈ ભાગીદાર આ મૂર્તિઓ સિવાય નથી જે પોતે તે જ અલ્લાહના છે) અને જૂઠી વાતથી બચતા રહો (ભલે તે માન્યતાઓનું જૂઠ હોય, જેમકે મુશ્રિકોની શ્રદ્ધા શિર્ક અને બીજા પ્રકારનું જૂઠ) એ પ્રમાણે કે અલ્લાહ તરફ ઝૂકેલા રહો, તેની સાથે (કોઈને) ભાગીદાર ન ઠરાવો અને જે વ્યક્તિ અલ્લાહ સાથે ભાગીદાર કરે છે તો (તેની હાલત એવી હશે જેમકે) જાણે તે આસમાનથી પડી ગયો, પછી પક્ષીઓએ તેની બોટીઓ તોડી ખાધી, તેને હવાએ કોઈ દૂર સુદૂર સ્થળે લઈ જઈ પટકી દીધો, આ વાત પણ (જે સામાન્ય કાયદા પ્રમાણે હતી) થઈ ચૂકી અને (હવે એક જરૂરી વાત કુર્બાનીના જાનવરો વિશે બીજી સાંભળી લો કે) જે વ્યક્તિ અલ્લાહના દીનની (આ પ્રસ્તુત) યાદગારોની પૂરી આમાન્યા રાખશે તો તેની આમાન્યા રાખવું દિલથી અલ્લાહથી ડરવા સબબ પ્રાપ્ત થાય છે (યાદગારોની આમાન્યા રાખવાનો ભાવાર્થ અલ્લાહના હુકમોની પાબંદી છે જે કુર્બાની વિશે છે, ભલે ઝબહ કરતા પહેલાંના હુકમો હોય અથવા ઝબહના સમયે હોય જેમકે તેના ઉપર અલ્લાહનું નામ લેવું અથવા અમુક ઝબહ કર્યા પછીના હુકમો હોય જેમકે તેનું ખાવું અથવા ન ખાવું કે જેમકે તે જેના માટે ખાવું હલાલ છે તે ખાય અને જેનું ખાવું તેના માટે હલાલ નથી તે ન ખાય, આ હુકમોમાં અમુક તો અગાઉ પણ વર્ણન થઈ ચૂક્યા અને અમુક એ છે કે) તમને તેનાથી એક નક્કી સમય સુધી ફાયદો પ્રાપ્ત કરવો જાઈઝ છે (એટલે કે જ્યાં સુધી તે શરીઅતના નિયમો પ્રમાણે هَدْىْ ન બનાવવામાં આવે તો તેમનું દૂધ અથવા સવારી અથવા માલવહન વગેરેનો ફાયદો ઉઠાવવો જાઈઝ છે પરંતુ જ્યારે તેમને બયતુલ્લાહ અને હજ્જ અને ઉમરહ માટે هَدْىْ બનાવવામાં આવે તો પછી તેમનાથી કોઈ લાભ ઉઠાવવો જાઈઝ નથી) પછી (એટલે કે هَدْىْ બન્યા પછી) તેનું હલાલ હોવાનું સ્થળ "બયતે અતીક" પાસે છે (તેનો ભાવાર્થ સમગ્ર

હરમ છે એટલે કે હરમની બહાર ઝબહ ન કરે).

## મસ્અલા અને બોધપાઠ :

حُـرُمٰـتِ الـلّٰـهِ થી ભાવાર્થ અલ્લાહની સન્માનનીય અને ઈજ્જતવાળી વસ્તુઓ એટલે કે શરીઅતના હુકમો છે, તેનું સન્માન એટલે કે તેનું જ્ઞાન પ્રાપ્ત કરવું અને તેના ઉપર અમલ કરવો દુનિયા અને આખિરતની ભલાઈની મૂડી છે.

اَنۡعَامُ માં اُحِـلَّـتۡ لَـكُـمُ الۡاَنۡعَامُ اِلَّا مَا يُتۡلٰى عَلَيۡكُمۡ (અન્આમ)નો ભાવાર્થ ઊંટ, ગાય, બકરાં, ઘેટાં વગેરે છે કે આ જાનવરો અહેરામની હાલતમાં પણ હલાલ છે અને اِلَّا مَــايُتۡـلٰـى (ઈલ્લા મા યુત્લા)માં જે જાનવરોને બાકાત કરવાનું વર્ણન છે તેમનું વર્ણન બીજી આયતોમાં આવ્યું છે, જે મૃત પ્રાણીઓ અને مَـوۡقُـوۡذَةٌ (મવકૂઝહ) અને જેના ઉપર અલ્લાહનું નામ લેવામાં ન આવ્યું હોય અથવા જેના ઉપર ગયરુલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય એ બધા કાયમી ધોરણે હરામ છે અહેરામની હાલતમાં હોય અથવા અહેરામની હાલતમાં ન હોય.

رِجۡسٌ માં فَـاجۡتَنِبُوا الرِّجۡسَ مِنَ الۡاَوۡثَانِ (રિજ્સ)નો અર્થ નાપાકી અથવા ગંદકી થાય છે અને اَوۡثَــــانٌ (અવષાન) એ وَثَــنٌ (વષન)નું બહુવચન છે જે "મૂર્તિ"ના અર્થમાં આવે છે, મૂર્તિઓને ગંદકી એટલા માટે ઠરાવવામાં આવી છે કે તે મનુષ્યના માહ્યલાને શિર્કની ગંદકીથી ભરી દે છે.

قَوۡلِ زُّوۡرُ માં وَاجۡتَـنِبُـوۡا قَـوۡلَ الزُّوۡرِ (કવ્લિઝ્ઝૂર)થી ભાવાર્થ "જૂઠ" છે, સત્ય વિરુદ્ધ જે કંઈ પણ છે તે બાતિલ અને જૂઠમાં સામેલ છે ભલે ખોટા અકીદાઓ (માન્યતાઓ) જેમકે શિર્ક અને કુફ્ર હોય અથવા વ્યવહારમાં અને સાક્ષીમાં જૂઠું બોલવાની બાબત હોય. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે બધા કબીરહ ગુનાહોમાંથી મોટા કબીરહ ગુનાહ એ છે કે અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ઠરાવે અને માં–બાપની નાફરમાની કરે અને જૂઠી ગવાહી આપે અને સામાન્ય વાતોમાં જૂઠું બોલે, રસૂલુલ્લાહ ﷺએ અંતિમ શબ્દ وَقَــوۡلَ الـزُّوۡرُ (વ કવ્લઝ્ઝૂર)ને વારંવાર કહ્યો. *(રવાહુ બુખરી)*

شَـعَـائِرُ માં وَمَـنۡ يُّـعَـظِّـمۡ شَـعَآئِرَ اللّٰهِ (શઆઈર) એ شَـعِيۡرَةٌ (શઈરહ)નું બહુવચન છે જેનો અર્થ "નિશાની" છે, જે વસ્તુઓ કોઈ ખાસ ધર્મ અથવા સમૂહની નિશાનીઓ કે ચિહ્નો સ્વરૂપે ખાસ સમજવામાં આવે છે તે તેના પ્રતીકો

કહેવામાં આવે છે, ઈસ્લામના પ્રતીકો તે ખાસ હુકમોનું નામ છે જે સામાન્ય રીતે મુસલમાન હોવાની નિશાની સમજવામાં આવે છે. હજ્જના મોટા ભાગના હુકમો આવા જ છે.

مِنۡ تَقۡوَى الۡقُلُوۡبِ એટલે કે, અલ્લાહ તઆલાના પ્રતીકોનું સન્માન દિલના તકવાની નિશાની છે, તેનું સન્માન તે જ કરે છે જેના દિલમાં તકવો અને અલ્લાહનો ડર હોય. આથી જાણ થઈ કે તકવાનો સંબંધ વાસ્તવમાં મનુષ્યના દિલ સાથે છે, જ્યારે તેમાં અલ્લાહનો ડર હોય છે તો તેની અસર બધા અમલો અને પ્રવૃત્તિઓ ઉપર જોવા મળે છે.

لَكُمۡ فِيۡهَا مَنَافِعُ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى એટલે કે, ચોપગા જાનવરોનું દૂધ, સવારી, ભારવહન, દરેક પ્રકારના લાભ પ્રાપ્ત કરવા તમારા માટે તે સમય સુધી હલાલ છે જ્યાં સુધી તેમને હરમે મક્કામાં ઝબહ કરવા માટે નિશ્ચિત કરીને هَدۡى (હદ્‌ય) ન બનાવી લીધા હોય. هَدۡى (હદ્‌ય) તે જ જાનવરને કહે છે જે હજ્જ અથવા ઉમરહ કરનાર પોતાની સાથે લઈ જાય કે તેને હરમ શરીફમાં ઝબહ કરવામાં આવશે, જ્યારે તેને هَدۡىِ حَرَمۡ (હદ્‌યે હરમ)ના માટે નિશ્ચિત અને નક્કી કરી આપે તો પછી તેનાથી કોઈ પ્રકારનો લાભ ઉઠાવવો કોઈ ખાસ મજબૂરી વિના જાઈઝ નથી, જેમકે ઊંટને هَدۡى બનાવીને સાથે લીધું અને પોતે પગપાળા ચાલી રહ્યા છે, સવારી માટે કોઈ બીજું જાનવર મોજૂદ નથી અને પગપાળા ચાલવું તેના માટે મુશ્કેલ થઈ જાય તો મજબૂરી અને જરૂરતની બીનાએ તે સમયે સવારીની પરવાનગી છે.

ثُمَّ مَحِلُّهَآ اِلَى الۡبَيۡتِ الۡعَتِيۡقِ અત્રે "બયતે અતીક"નો ભાવાર્થ સમગ્ર હરમ શરીફ છે જે વાસ્તવમાં બયતુલ્લાહનું જ ખાસ હરમ છે, જેમકે પાછલી આયતોમાં મસ્જિદે હરામના શબ્દથી સમગ્ર હરમ શરીફ ભાવાર્થ સ્વરૂપે લેવામાં આવ્યું છે. અત્રે બયતે અતીકના શબ્દથી પણ સંપૂર્ણ હરમ ભાવાર્થ તરીકે છે અને مُحِلُّهَا (મુહિલ્લુહા)માં مَحِلّ (મુહિલ્લ)નો અર્થ مَوۡضَعِ حُلُوۡلِ اَجَلۡ (મવઝએ હુલૂલે અજલ)નો છે, તેનો ભાવાર્થ હદ્‌યના જાનવરને ઝબહ કરવાનું સ્થળ બયતે અતીકની પાસે છે અને તેનો મતલબ સમગ્ર હરમ છે કે તે બયતે અતીકના જ હુકમમાં છે, તેનાથી જાણ થઈ કે હદ્‌યનું ઝબહ કરવું હરમની અંદર જાઈઝ છે

અને હરમની બહાર જાઈઝ નથી અને પછી હરમ સામાન્ય અર્થમાં છે ભલે તે મીનાનું મેદાન હોય અથવા મક્કા મુકર્રમહનું કોઈ અન્ય સ્થળ હોય.

*(રૂહુલ મઆની)*

———————

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૩૪ થી ૩૭)

| |
|---|
| وَلِكُلِّ اُمَّةٍ جَعَلْنَا مَنْسَكًا لِّيَذْكُرُوا اسْمَ اللّٰهِ عَلٰى مَا رَزَقَهُمْ مِّنْ بَهِيْمَةِ الْاَنْعَامِ ؕ |
| فَاِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ فَلَهٗٓ اَسْلِمُوْا ؕ وَبَشِّرِ الْمُخْبِتِيْنَ ﴿٣٤﴾ الَّذِيْنَ اِذَا ذُكِرَ اللّٰهُ وَجِلَتْ |
| قُلُوْبُهُمْ وَالصّٰبِرِيْنَ عَلٰى مَآ اَصَابَهُمْ وَالْمُقِيْمِى الصَّلٰوةِ ۙ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ﴿٣٥﴾ |
| وَالْبُدْنَ جَعَلْنٰهَا لَكُمْ مِّنْ شَعَآئِرِ اللّٰهِ لَكُمْ فِيْهَا خَيْرٌ ۖ فَاذْكُرُوا اسْمَ اللّٰهِ عَلَيْهَا صَوَآفَّ ۚ |
| فَاِذَا وَجَبَتْ جُنُوْبُهَا فَكُلُوْا مِنْهَا وَاَطْعِمُوا الْقَانِعَ وَالْمُعْتَرَّ ؕ كَذٰلِكَ سَخَّرْنٰهَا |
| لَكُمْ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٣٦﴾ لَنْ يَّنَالَ اللّٰهَ لُحُوْمُهَا وَلَا دِمَآؤُهَا وَلٰكِنْ يَّنَالُهُ التَّقْوٰى |
| مِنْكُمْ ؕ كَذٰلِكَ سَخَّرَهَا لَكُمْ لِتُكَبِّرُوا اللّٰهَ عَلٰى مَا هَدٰىكُمْ ؕ وَبَشِّرِ الْمُحْسِنِيْنَ ﴿٣٧﴾ |

### તરજુમો :

*અને દરેક ઉમ્મત માટે અમે કુર્બાની નિશ્ચિત કરી દીધી છે કે જાનવરોના ઝબહ ઉપર અલ્લાહનું નામ યાદ કરે જે તેમને અલ્લાહે આપ્યા, બસ અલ્લાહ તમારો એક અલ્લાહ છે, બસ તેના જ હુકમમાં રહો અને આજિઝી (વિનવણી) કરનારાઓને ખુશખબરી સંભળાવી દો. (૩૪) તે કે જ્યારે અલ્લાહનું નામ લેવામાં આવે તેમના દિલ ડરી જાય અને સહન કરનારા જે તેમને (વિપત્તિ) પડે અને નમાજને કાયમ રાખનારા અને અમારું આપેલું કંઈ ખર્ચ કરતા રહે છે. (૩૫) અને અમે તમારા માટે કુર્બાનીના મોટા જાનવરો (જેમકે ઊંટો)ને અલ્લાહના નામની નિશાની (પ્રતીક) ઠરાવી રાખ્યા છે તમારા માટે તેમાં ભલાઈ છે, બસ તેમના ઉપર અલ્લાહનું નામ પઢો કતાર બાંધીને, પછી જ્યારે તેમના પડખાં પડી જાય તો તેમાંથી ખાઓ અને*

*ખવડાવો ધીરજથી બેઠાને અને અધીરા થઈ રહેલા (મોહતાજ)ને, એ જ રીતે અમે તમારા વશમાં તે જાનવરોને કરી દીધાં જેથી તમે અહેસાન માનો. (૩૬) અલ્લાહને તેમનો માંસ નથી પહોંચતો અને ન તેમનું લોહી પરંતુ તેને તમારો તકવો (દિલનો અદબ) પહોંચે છે, એ જ રીતે તેમને તમારા વશમાં કરી દીધાં કે અલ્લાહની મોટાઈ પઢો એ વાત ઉપર કે તમને માર્ગ સૂઝાડયો અને નેકીવાળાઓને ખુશખબરી સંભળાવી દો. (૩૭)*

## તફસીર :

અને (ઉપર જે કુર્બાનીને હરમમાં ઝબહ કરવાનો હુકમ છે તેનાથી કોઈ એ ન સમજે કે મૂળ હેતુ હરમના સન્માનનું છે, બલકે અસલ હેતુ અલ્લાહનું જ સન્માન અને તેની સાથે નિકટતા છે તથા ઝબહ કરનાર અને ઝબહ થનાર તેનું એક માધ્યમ માત્ર છે અને અમુક હિકમતોના કારણે તેમની આ વિશેષતા છે અને જો આ વિશિષ્ટતા જ અસલી હેતુ હોત તો કોઈપણ શરીઅતમાં ન બદલાઈ હોત પરંતુ તેનું બદલાતા રહેવું જગ જાહેર છે, અલબત્ત અલ્લાહની નિકટતા પ્રાપ્ત કરવી જે અસલી હેતુ હતો તે બધી જ શરીઅતોમાં સુરક્ષિત રહ્યો એટલા માટે) અમે (જેટલી શરીઅતોવાળા થયા છે તેમનામાંથી) દરેક ઉમ્મત માટે કુર્બાની કરવી એ હેતુથી નિશ્ચિત કરી હતી કે તેઓ તે ખાસ ચોપગા (જાનવરો) ઉપર અલ્લાહનું નામ લે જે તેમને અર્પણ કરવામાં આવ્યા હતા (બસ અસલી હેતુ આ નામ લેવાનો હતો) બસ, (તેનાથી એ વાત નીકળી આવી કે) તમારો મઅ્બૂદ (સાચો) એક જ અલ્લાહ છે (જેનું વર્ણન કરીને બધાને નિકટતા મેળવવાનો હુકમ થતો રહ્યો છે) તો તમે સંપૂર્ણ રીતે તેના જ થઈને રહો (એટલે કે ખાસ તવહીદના માનનારા રહો, કોઈ મકાન વગેરેને પોતાની જાતમાં મહાન સમજવાની જરા જેટલા શિર્કની છાંટ પણ પોતાના અમલમાં ન આવવા દો) અને (હે મુહમ્મદ ﷺ ! જે લોકો અમારી આ તા'લીમ ઉપર અમલ કરે) તમે (એવા અલ્લાહના હુકમો સામે) ગરદન ઝૂકાવી દેનારાઓને (જન્નત વગેરેની) ખુશખબરી સંભળાવી આપો જે (આ ખાલિસ તવહીદની બરકતથી) એવા છે કે જ્યારે (તેમની સામે) અલ્લાહ(ના હુકમો અને સિફતો અને વાયદાઓ તથા ચેતવણીઓ)નું વર્ણન કરવામાં આવે છે તો તેમના દિલ ડરી જાય છે અને જે આ મુસીબતો ઉપર કે

તેમના ઉપર પડે છે સબ્ર કરે છે અને જે નમાઝની પાબંદી કરે છે અને જે કંઈ અમે તેમને આપ્યું છે તેમાંથી (હુકમ પ્રમાણે અને તવફીકથી) ખર્ચ કરે છે (એટલે કે ખાલિસ તવહીદ એવી બરકતવાળી વસ્તુ છે કે તેના પ્રતાપે વ્યક્તિની જાતમાં, શરીરમાં અને માલમાં વિશેષતાઓ પેદા થઈ જાય છે) અને (એ જ પ્રમાણે ઉપર જે અલ્લાહના પ્રતીકોમાં અમુક બાબતોની મનાઈ હોવાની જાણ થાય છે તેનાથી પણ તે કુર્બાનીઓ પોતાની જાતમાં મહાન હોવા વિશેની શંકા ન કરવામાં આવે, કારણ કે તેનાથી પણ અસલ તે જ અલ્લાહ તઆલાનું અને તેના દીનનું સન્માન છે અને આ વિશિષ્ટતા તેનો એક તરીકો માત્ર છે બસ) કુર્બાનીના ઊંટ અને ગાયને (અને એ જ પ્રમાણે બકરાં, ઘેટાંને પણ) અમે અલ્લાહ(ના દીન)ની યાદગાર બનાવ્યા છે (કે તેના વિશે હુકમોના જ્ઞાન અને અમલથી અલ્લાહની મોટાઈ અને દીનનું સન્માન જાહેર થાય છે કે તેના નામ ઉપર કરેલ વસ્તુથી લાભ ઉઠાવવામાં مَـالِكِ مَجَـازِىُ –માલિકે મજાઝીનો અભિપ્રાય ભરોસાપાત્ર ન રહે જેનાથી તેનું સંપૂર્ણ બંદાપણું અને હકીકી માલિકનું મઅ્બૂદ હોવું જાહેર થાય છે અને આ દીનની હિકમત ઉપરાંત) તે જાનવરોમાં તમારા (અન્ય પણ) ફાયદા છે (દાખલા તરીકે દુનિયવી ફાયદો ખાવું અને ખવડાવવું તથા આખિરતનો ફાયદો સવાબ છે) બસ, (જ્યારે તેમાં આ હિકમતો છે તો) તમે તેના ઉપર ઊભા કરીને (ઝબહ કરવાના સમયે) અલ્લાહનું નામ લેતા રહો (આ માત્ર ઊંટોના માટે ફરમાવ્યું કે તેમને ઊભા કરવા કારણ કે તેનાથી સરળતા રહે છે અને રૂહ કબ્જે થવામાં બહેતર છે, બસ તેનાથી તે આખિરતનો ફાયદો એટલે કે સવાબ પ્રાપ્ત થયો અને વળી અલ્લાહની મોટાઈ જાહેર થઈ કે તેના નામ ઉપર એક જીવ કુર્બાન થયો જેનાથી તે અલ્લાહનું ખાલિક હોવું અને જાનવર તથા ઝબહ કરનારનું મખ્લૂક હોવું જાહેર કરવામાં આવ્યું) બસ જ્યારે તે (કોઈ) પડખાભેર પડી જાય (અને ઠંડુ થઈ જાય) તો તમે પોતે પણ ખાઓ અને સવાલ ન કરનાર અને સવાલ કરનાર (મોહતાજ)ને (કે જે ફકીરોના બે પ્રકારો છે) પણ ખાવા માટે આપો (કે આ દુનિયવી ફાયદો પણ છે અને) અમે તે જાનવરોને આ રીતે તમારા હુકમને આધીન કરી દીધા (કે તમારી કમજોરી હોવા છતાં અને તેઓ શક્તિશાળી હોવા છતાં આ પ્રમાણે તેમના ઝબહ કરવા માટે શક્તિશાળી થઈ ગયા) જેથી તમે (આ નેઅ્મત ઉપર અલ્લાહ તઆલાનો) શુક્ર કરો (આ હિકમત ઝબહમાં છે તેનાથી વિપરીત કે

કુર્બાની હોવાની અને આગળ ઝબહની વિશેષતાનો પોતાની જાતમાં કોઈ હેતુ ન હોવાની એક બૌદ્ધિક કાયદાથી પણ દલીલ વર્ણન કરી છે કે જુઓ જાહેર વાત છે કે) અલ્લાહ તઆલા પાસે ન તો તેમનો માંસ પહોંચે છે અને ન (જ) તેમનું લોહી અને પરંતુ તેની પાસે તમારા તકવા(ની નિય્યત અને નિખાલસતા જે તેની કક્ષા પ્રમાણે હોય) પહોંચે છે (બસ આ જ અલ્લાહના સન્માનનો હેતુ હોવાનું સાબિત થઈ ગયું અને જેના ઉપર ....كَذٰلِكَ سَخَّرْنٰهَا માં તમારા આધીન કાબૂમાં આપવાની એક જાહેર હિકમત એટલે કે કુર્બાની હોવાની વિશેષતાના સંદર્ભમાં વર્ણન થઈ હતી, આગળ કાબૂમાં આપવાની એક ખાસ હિકમત એટલે કે કુર્બાનીના સંદર્ભમાં ઈરશાદ કરે છે કે) એ જ પ્રમાણે અલ્લાહ તઆલાએ તે જાનવરોને તમારા હુકમને આધીન કરી દીધા કે તમે (અલ્લાહના માર્ગમાં તેમની કુર્બાની કરીને) એ વાત ઉપર અલ્લાહની મોટાઈ (વર્ણન) કરો કે તેણે તમને (આ રીતે કુર્બાની કરવાની) તવફીક આપી (નહિતર જો અલ્લાહની તવફીક ન હોત તો યા તો ઝબહમાં જ શંકા કાઢીને તેની ઈબાદતથી વંચિત રહ્યા હોત અથવા તો ગયરૂલ્લાહના નામ ઉપર ઝબહ કરવા લાગ્યા હોત) અને (હે મુહમ્મદ ﷺ) ઈખ્લાસવાળાઓને ખુશખબરી સંભળાવી આપો (આથી પહેલાં ખુશખબરી ઈખ્લાસના વિભાગમાં હતી, આ ખાસ પ્રકારના ઈખ્લાસ ઉપર ખુશખબરી છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَلِكُلِّ اُمَّةٍ جَعَلْنَا مَنْسَكًا માં શબ્દ مَنْسَكُ (મનસક) અને نُسُكُ (નુસુક) અરબી ભાષાના આધારે ઘણા અર્થો માટે બોલવામાં આવે છે, એક અર્થ જાનવરની કુર્બાનીનો, બીજો અર્થ બધા જ હજ્જના અરકાનોનો અને ત્રીજો અર્થ ફક્ત ઈબાદતનો છે. કુર્આને કરીમમાં વિવિધ સ્થળોએ આ શબ્દ આ ત્રણે અર્થોમાં ઉપયોગ થયો છે, અત્રે ત્રણે અર્થો ભાવાર્થ હોઈ શકે છે એટલા માટે વિવરણકાર ઈમામોમાંથી મુજાહિદ વગેરેએ આ સ્થળે مَنْسَكُ (મનસક)ને "કુર્બાની"ના અર્થમાં લીધું છે, એથી આયતનો અર્થ એ થશે કે કુર્બાનીનો હુકમ જે આ ઉમ્મતના લોકોને આપવામાં આવ્યો છે તે કોઈ નવો હુકમ નથી, પાછલી બધી જ ઉમ્મતોના માથે પણ કુર્બાનીની ઈબાદત લગાવવામાં આવી હતી અને કતાદહ (રહ.)એ બીજા અર્થમાં લીધું છે જેનાથી આયતનો ભાવાર્થ એ થશે કે હજ્જના અરકાનો જેમકે આ ઉમ્મત ઉપર લાગુ પાડવામાં આવ્યા છે પાછલી ઉમ્મતો ઉપર પણ

હજ્જ ફરજ કરવામાં આવી હતી. ઈબ્ને અરફાએ ત્રીજો અર્થ લીધો છે, આ આધારે આયતનો ભાવાર્થ એ થશે કે અમે અલ્લાહની ઈબાદત કરી જે બધી પાછલી ઉમ્મતો ઉપર પણ ફરજ કરવામાં આવી હતી. ઈબાદતના તરીકામાં અમુક અમુક તફાવત બધી ઉમ્મતોમાં રહ્યો છે પરંતુ અસલ ઈબાદત સૌમાં સમાન રહી છે.

وَبَشِّرِ الْمُخْبِتِيْنَ માં શબ્દ خَبُت (ખબ્ત) અરબી ભાષામાં "નીચાણવાળી જમીન"ના અર્થમાં આવે છે એટલા માટે خَبِيْت (ખબીત) તે વ્યક્તિને કહેવામાં આવે છે જે પોતાને તુચ્છ સમજે, એટલા માટે હઝરત કતાદહ અને મુજાહિદ (રહ.)એ مُخْبِتِيْنَ (મુખ્બિતીન)નો અનુવાદ مُتَوَاضِعِيْنَ (મુતવાઝિઈન)થી કર્યો છે. અમ્ર બિન ઔસ ફરમાવે છે કે "મુખ્બિતીન" તે લોકો છે જેઓ લોકો ઉપર જુલમ નથી કરતા અને કોઈ તેમના ઉપર જુલમ કરે તો તેનો બદલો નથી લેતા. સુફિયાને ફરમાવ્યું કે આ તે લોકો છે જેઓ અલ્લાહની મરજી અને તકદીર ઉપર, રાહત અને તકલીફમાં તથા છૂટછાટ અને તંગીમાં દરેક હાલતમાં રાજી રહે છે.

وَجِلَتْ قُلُوْبُهُمْ માં وَجَلْ (વજલ)નો મૂળ અર્થ તે ડર અને હેબતનો છે જે કોઈની મોટાઈના કારણે દિલમાં પેદા થાય. અલ્લાહના નેક બંદાઓ અને ભલા લોકોની એ જ પરિસ્થિતિ હોય છે કે અલ્લાહ તઆલાનું વર્ણન અને તેનું નામ સાંભળીને તેમના દિલો ઉપર તેની મોટાઈ અને સન્માનના કારણે એક ખાસ પ્રકારની હેબત છવાઈ જાય છે.

وَالْبُدْنَ جَعَلْنٰهَا لَكُمْ مِّنْ شَعَآئِرِ اللّٰهِ પ્રથમ વર્ણન થઈ ચૂક્યું છે કે شَعَائِرُ (શઆઈર) એ ખાસ હુકમો અને ઈબાદતોનું નામ છે જે ઈસ્લામ ધર્મની નિશાનીઓ (પ્રતીકો) સમજવામાં આવે છે, કુર્બાની પણ તેમાંથી જ એક છે. આવા હુકમોની પાબંદી વધારે અગત્યની છે.

فَاذْكُرُوا اسْمَ اللّٰهِ عَلَيْهَا صَوَآفَّ માં صَوَافُ (સવાફ) مَصْفُوْفَةٌ (મસ્ફૂફહ)ના અર્થમાં છે એટલે કે "એક હરોળમાં–એક કતારમાં." હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ તેની તફસીર એ વર્ણન કરી છે કે જાનવર ત્રણ પગે ઊભા હોય અને એક પગ બાંધેલો હોય આ પરિસ્થિતિ કુર્બાનીના ઊંટ સાથે ખાસ હોય છે, તેની કુર્બાની ઊભા હોવાની પરિસ્થિતિમાં સુન્નત અને બહેતર છે

બાકીના જાનવરોને સૂવડાવીને ઝબહ કરવું સુન્નત અને બહેતર છે.

فَاِذَا وَجَبَتْ جُنُوْبُهَا અત્રે وَجَبَتْ (વજબત્) એ سَقَطَتْ (સકતત્)ના અર્થમાં આવ્યું છે જેમકે, وَجَبَتِ الشَّمْسُ માં سَقَطَتْ અર્થનો રૂઢિપ્રયોગ પ્રખ્યાત છે તેનો ભાવાર્થ જાનવરના પ્રાણ નીકળી જવાનો છે.

اَلْقَانِعَ وَالْمُعْتَرَّ પાછલી આયતમાં જે લોકોને કુર્બાનીનો માંસ આપવા ઈચ્છે તેમને بَائِسِ فَقِيْرُ ના શબ્દથી યાદ કરવામાં આવ્યા છે જેનો અર્થ "મુસીબતનો માર્યો મોહતાજ" છે. આ આયતમાં તેની જગ્યાએ قَانِعُ (કાનેઅ્) અને مُعْتَرُّ (મુઅ્તર)ના બે શબ્દોમાં તેની તફસીર અને ખુલાસો કરવામાં આવ્યો છે. قَانِعُ (કાનેઅ્)નો ભાવાર્થ તે મોહતાજ અને ફકીર છે જે લોકોથી સવાલ કર્યા કરતો નથી, પોતાની ગરીબી અને ફકીરી હોવા છતાં પોતાની જગ્યાએ બેસીને જે મળી જાય તેના ઉપર કરકસર કરી ચલાવી લે છે અને مُعْتَرُّ (મુઅ્તર) જે એવા સ્થળોએ જાય જ્યાંથી કંઈ મળવાની ઉમ્મીદ હોય ભલે જીભથી સવાલ કરે અથવા ન કરે. *(મઝહરી)*

**ઇબાદતોના ખાસ સ્વરૂપો અસલ હેતુ નથી બલકે દિલનો ઇખ્લાસ અને આજ્ઞાપાલન ઇચ્છિત છે :**

لَنْ يَّنَالَ اللّٰهَ لُحُوْمُهَا માં એ બતાવવાનો હેતુ છે કે કુર્બાની જે એક મહાન ઈબાદત છે, અલ્લાહની પાસે તેનો માંસ અને લોહી નથી પહોંચતું, ન જ તે કુર્બાનીનો હેતુ છે બલકે મૂળ હેતુ તેના ઉપર અલ્લાહનું નામ લેવું અને અલ્લાહના હુકમને દિલી ઈખ્લાસ સાથે પૂર્ણ કરવાનો છે. આ જ હુકમ બીજી બધી જ ઈબાદતોનો છે કે નમાઝની ઉઠક–બેઠક, રોઝામાં ભૂખું–તરસ્યું રહેવું મૂળ હેતુ નથી, બલકે અસલી હેતુ અલ્લાહ તઆલાના હુકમોનો નિખાલસતા અને મહોબ્બત સાથે અમલ કરવાનો છે. જો આ ઈબાદતો આ ઈખ્લાસ અને મહોબ્બતથી ખાલી છે તો માત્ર એક સ્વરૂપ અને માળખું છે, તેની રૂહ (આત્મા) ગાયબ છે પરંતુ ઈબાદતોનું શરઈ સ્વરૂપ અને માળખું પણ એટલા માટે જરૂરી છે કે અલ્લાહના હુકમના માટે તેના તરફથી આ સ્વરૂપો નક્કી કરવામાં આવ્યા છે. વલ્લાહુ અઅ્લમુ.

———————

## આયત : (સૂરએ હજ્જ : આયત નં. ૩૮)

إِنَّ ٱللَّهَ يُدَٰفِعُ عَنِ ٱلَّذِينَ ءَامَنُوٓا۟ ۗ إِنَّ ٱللَّهَ لَا يُحِبُّ كُلَّ خَوَّانٍ كَفُورٍ ﴿٣٨﴾ ع ٥ ١٢

## તરજુમો :

*બેશક ! અલ્લાહ ઈમાનવાળાઓનો (દુશ્મનોથી) બચાવ કરશે, અલ્લાહને કોઈ દગાબાજ નાશુક્ર પસંદ નથી આવતો. (૩૮)*

## તફસીર :

નિ:શંક ! અલ્લાહ તઆલા (તે મુશ્રિકોના વિજય અને કષ્ટો પહોંચાડવાની શક્તિને) ઈમાનવાળાઓથી (ઘણા જલદી) હટાવી આપશે (કે પછી હજ્જ વગેરેથી તેઓ રોકી જ નહીં શકે) બેશક ! અલ્લાહ તઆલા કોઈ દગાબાજ કુફ્ર કરનારને ચાહતો નથી. (બલકે એવા લોકોથી નારાજ છે એટલા માટે પરિણામે તે લોકોને પરાજિત તથા મો'મિનો અને નિખાલસ લોકોને વિજયી કરશે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં એ બાબતનું વર્ણન હતું કે મુશ્રિકોએ રસૂલે કરીમ ﷺ અને આપ ﷺના સહાબા (રદિ.) ઉમરહનો અહેરામ બાંધીને મક્કાની નજીક હુદૈબિય્યહના સ્થળે પહોંચી ચૂક્યા હતા, તેમને મક્કાના કાફિરોએ હરમ શરીફ અને મસ્જિદે હરમમાં જવા અને ઉમરહ કરવાથી અટકાવી દીધા હતા. આ આયતમાં મુસલમાનોને તે વાયદા સાથે તસલ્લી આપવામાં આવી છે કે અલ્લાહ તઆલા નિકટમાં જ તે મુશ્રિકોની શક્તિને તોડી નાંખશે જેના દ્વારા તેઓ મુસલમાનો ઉપર અત્યાચાર કરે છે. આ ઘટના સન હિજરી ૬ માં બની હતી, ત્યારબાદ કાફિરો અને મુશ્રિકોની શક્તિ સતત કમજોર થતી ગઈ અને તેમની હિંમત તૂટતી ચાલી ગઈ, એટલે સુધી કે સન હિજરી આઠમાં મક્કહ મુકર્રમહ ફતેહ થઈ ગયું. આગલી આયતોમાં તેની વિગત આવી રહી છે.

———————————

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૩૯ થી ૪૧)

أُذِنَ لِلَّذِيْنَ يُقٰتَلُوْنَ بِاَنَّهُمْ ظُلِمُوْا ؕ وَاِنَّ اللّٰهَ عَلٰى نَصْرِهِمْ لَقَدِيْرُ ۙ﴿۳۹﴾ الَّذِيْنَ
اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ بِغَيْرِ حَقٍّ اِلَّاۤ اَنْ يَّقُوْلُوْا رَبُّنَا اللّٰهُ ؕ وَلَوْلَا دَفْعُ اللّٰهِ النَّاسَ
بَعْضَهُمْ بِبَعْضٍ لَّهُدِّمَتْ صَوَامِعُ وَبِيَعٌ وَّصَلَوٰتٌ وَّمَسٰجِدُ يُذْكَرُ فِيْهَا اسْمُ اللّٰهِ
كَثِيْرًا ؕ وَلَيَنْصُرَنَّ اللّٰهُ مَنْ يَّنْصُرُهٗ ؕ اِنَّ اللّٰهَ لَقَوِيٌّ عَزِيْزٌ ﴿۴۰﴾ اَلَّذِيْنَ اِنْ مَّكَّنّٰهُمْ
فِي الْاَرْضِ اَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ وَاَمَرُوْا بِالْمَعْرُوْفِ وَنَهَوْا عَنِ الْمُنْكَرِ ؕ
وَلِلّٰهِ عَاقِبَةُ الْاُمُوْرِ ﴿۴۱﴾

## તરજુમો :

*હુકમ થયો (લડવાની છૂટ મળી) તે લોકોને જેમની સાથે કાફિરો લડે છે એટલા માટે કે તેમના ઉપર જુલમ થયો અને અલ્લાહ તેમની મદદ કરવા ઉપર શક્તિમાન છે. (૩૯) તે લોકો જેમને તેમના ઘરોમાંથી (વિના કારણે) કાઢવામાં આવ્યા અને એ સિવાય (તેમનો) કોઈ દા'વો નથી કે તેઓ કહે છે અમારો પરવરદિગાર અલ્લાહ છે અને જો અલ્લાહ લોકોને એકને બીજાથી હટાવ્યા ન કરતો હોત તો મઠો (Monasteries), ચર્ચો, સીનેગોગ અને મસ્જિદો (સ્થાનકો અને મદ્રસાઓ અને ઈબાદતખાનાઓ અને મસ્જિદો) જેમાં અલ્લાહનું ઘણું નામ પઢવામાં આવે છે તોડી પાડવામાં આવ્યા હોત; અને અલ્લાહ તેની અવશ્ય મદદ કરશે જે તેની મદદ કરશે, બેશક ! અલ્લાહ જબરદસ્ત બળવાન છે. (૪૦) તે લોકો કે જો અમે તેમને પ્રદેશમાં શક્તિ આપીએ તો તેઓ નમાઝ કાયમ રાખે અને ઝકાત આપે અને નેક કામનો હુકમ કરે અને બુરાઈથી અટકાવે અને અંતે અલ્લાહના અધિકારમાં દરેક કાર્યનું પરિણામ છે. (૪૧)*

## તફસીર :

(જો કે અત્યાર સુધી કાફિરો સાથે મસ્લિહતના કારણે યુદ્ધની મનાઈ હતી પરંતુ હવે) લડવાની તે લોકોને પરવાનગી આપવામાં આવી જેમની સાથે (કાફિરો

તરફથી) લડાઈ કરવામાં આવે છે એ કારણથી કે તેમના ઉપર (ઘણો) જુલમ કરવામાં આવ્યો છે (આ જિહાદની શરતોમાંથી છે) અને (હુકમ થવાની પરિસ્થિતિમાં મુસલમાનોની ઓછી સંખ્યા અને કાફિરોની મોટી સંખ્યા ઉપર નજર ન કરવી જોઈએ કારણ કે) નિઃશંક ! અલ્લાહ તઆલા તેમને વિજયી કરવા ઉપર સંપૂર્ણ શક્તિ ધરાવે છે (આગળ તેમના ઉપર થયેલ અત્યાચારનું વર્ણન છે કે) જે (બીચારા) પોતાના ઘરોએથી વિના કારણે કાઢી મૂકવામાં આવ્યા માત્ર એટલી વાત ઉપર કે તેઓ એવું કહે છે કે અમારો પરવરદિગાર અલ્લાહ છે (એટલે કે તવહીદના અકીદહ ઉપર કાફિરોનો આ બધો ક્રોધ અને ગુસ્સો હતો કે તેમને એટલા બધા પરેશાન કરવામાં આવ્યા કે વતન છોડવું પડ્યું, આગળ જિહાદની હિકમત છે) અને જો એ વાત ન હોત કે અલ્લાહ તઆલા (હંમેશાથી) લોકોને એકબીજા(ના હાથ)થી જોર ન ઘટાડતો રહેતો હોત (એટલે કે સાચાઓને જૂઠાઓ ઉપર સમયે સમયે વિજય ન આપતો રહેતો હોત) તો (પોતપોતાના સમયકાળમાં) નસારાના ચર્ચો અને ઈબાદતખાના અને યહૂદીઓના ઈબાદતખાના અને (મુસલમાનોની) તે મસ્જિદો જેમાં અલ્લાહનું નામ ઘણું લેવામાં આવે છે બધા જમીનદોસ્ત (અને અદૃશ્ય) થઈ ગયા હોત (આગળ ઈખ્લાસપૂર્વક જિહાદ કરવાથી વિજયની ખુશખબરી છે) અને બેશક ! અલ્લાહ તઆલા તેમની મદદ કરશે કે જે અલ્લાહ(ના દીન)ની મદદ કરશે (એટલે કે તેમના લડવામાં નિય્યત માત્ર اِعْلَاءِ كَلِمَةِ اللّٰهِ ની હોય) બેશક ! અલ્લાહ તઆલા બળવાન (અને) જોરાવર છે (તે જેને ઈચ્છે શક્તિ અને વિજય આપી શકે છે, આગળ તેમની શ્રેષ્ઠતા છે), આ લોકો એવા છે કે જો અમે તેમને દુનિયામાં હુકૂમત આપીએ તો આ લોકો પોતે પણ નમાઝની પાબંદી કરે અને ઝકાત આપે અને (અન્યોને પણ) નેક કાર્યો કરવાનું કહે અને ખરાબ કાર્યોની મનાઈ કરે અને બધા કાર્યોનું પરિણામ તો અલ્લાહના જ હાથમાં છે (બસ મુસલમાનોની હાલની પરિસ્થિતિ જોઈને એ કેવી રીતે કોઈ કહી શકે છે કે પરિણામ તેમનું જ રહેશે બલકે શક્ય છે કે તેનું પ્રતિબિંબ થઈ જાય અને પ્રતિબિંબ–ઊલટું થયું પણ એવું જ)

## મસ્અલા અને બોધપાઠ :

### કાફિરોની સાથે જિહાદનો પ્રથમ હુકમ :

મક્કા મુકર્રમહમાં મુસલમાનો ઉપર કાફિરોના જુલમો–સિતમની એવી

પરિસ્થિતિ હતી કે કોઈ દિવસ એવો ખાલી જતો ન હતો કે કોઈ મુસલમાન તેમના હાથે ઘાયલ થઈને અથવા માર ખાઈને ન આવ્યો હોય. મક્કા નિવાસના અંતિમ દૌરમાં મુસલમાનોની સંખ્યા ખાસ્સી થઈ ચૂકી હતી, તેઓ કાફિરોના અત્યાચાર અને બળજબરીની શિકાયત અને તેમના મુકાબલામાં યુદ્ધ કરવાની પરવાનગી માંગતા હતા, રસૂલે કરીમ ﷺ જવાબમાં કહેતા હતા કે સબ્ર કરો, મને હજુ સુધી લડવાની પરવાનગી આપવામાં આવી નથી. આ ક્રમ દશ વર્ષો સુધી એ જ પ્રમાણે ચાલતો રહ્યો. *(કુર્તુબી અન ઈબ્ને અરબી)*

જે સમયે રસૂલે કરીમ ﷺ મક્કા વતન છોડવા માટે અને હિજરત કરવા માટે મજબૂર કરવામાં આવ્યા અને હઝરત સિદ્દીકે અકબર (રદિ.) આપના સાથી હતા ત્યારે મક્કા મુકર્રમહથી નીકળતી વખતે રસૂલે કરીમ ﷺની જીભ મુબારક ઉપર આ વાક્ય નીકળ્યું اَخۡـرَجُوۡا نَبِيَّهُمۡ لَيُهۡلَكُنَّ એટલે કે, "તે લોકોએ પોતાના નબીને કાઢ્યા છે હવે તેમની હલાકતનો સમય આવી ગયો છે." એના ઉપર મદીના પહોંચ્યા પછી પ્રસ્તુત આયત નાઝિલ થઈ (જેમાં મુસલમાનોને કાફિરો સાથે યુદ્ધની પરવાનગી આપવામાં આવી).

*(રવાહુ નસાઈ વ તિરમિઝી અન ઈબ્ને અબ્બાસ, કુર્તુબી)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી તિરમિઝી, નસાઈ, ઈબ્ને માજહ, ઈબ્ને હબ્બાન અને હાકિમ વગેરેએ રિવાયત કરી છે અને તિરમિઝીએ તેને હસન કહી છે, રિવાયત એ છે કે ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આ પ્રથમ આયત છે જે કાફિરો સાથે યુદ્ધના મા'મલામાં નાઝિલ થઈ જ્યારે કે તેનાથી પહેલાં સિત્તેરથી વધારે આયતોમાં યુદ્ધનો પ્રતિબંધ કરવામાં આવ્યો હતો.

### જિહાદ અને યુદ્ધની હિકમત :

وَلَوۡ لَا دَفۡعُ اللّٰهِ النَّاسَ તેમાં જિહાદ અને યુદ્ધની હિકમતનું અને એનું વર્ણન છે કે આ કોઈ નવો હુકમ નથી, પાછલા અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતોને પણ કાફિરો સાથે યુદ્ધના હુકમો આપવામાં આવ્યા છે અને જો એવું ન કરવામાં આવ્યું હોત તો કોઈ ધર્મ અને દીનની ખૈર ન હતી, બધા જ ધર્મ અને દીન અને તેમના ઈબાદતખાનાઓ તોડી પાડવામાં આવ્યા હોત.

لَهُدِّمَتۡ صَوَامِعُ وَبِيَعٌ وَّصَلَوٰتٌ وَّمَسٰجِدُ જેટલા દીન અને ધર્મો દુનિયામાં

એવા થયા છે કે કોઈ સમયમાં તેમનો મૂળ પાયો અલ્લાહ તરફથી અને વહી દ્વારા કાયમ થયો હતો, પછી તે મન્સૂખ (રદ) થઈ ગયું અને તેમાં હેરફેર કરીને કુફ્ર અને શિર્કમાં પરિવર્તિત કરી નાંખવામાં આવ્યું પરંતુ પોતપોતાના સમયમાં તે જ સત્ય હતું તે સૌની ઈબાદતગાહોનું સન્માન અને લક્ષણ ફરજ હતું, તે ધર્મના ઈબાદતખાનાઓનું વર્ણન નથી કર્યું જેમની બુનિયાદ કોઈ સમયે પણ નુબુવ્વત અને વહીએ ઈલાહી ઉપર ન હતી, જેમકે અગ્નિપૂજક મજૂસીઓ (પારસીઓ) અને મૂર્તિપૂજક હિંદુઓ કારણ કે તેમના ઈબાદતખાના કોઈપણ સમયે અલ્લાહ નિકટ સન્માનપાત્ર ન હતા.

આયતમાં صَوَامِعُ (સવામિઅ્) એ صَوْمَعَةُ (સવ્મઅહ)નું બહુવચન છે જે નસારાના દુનિયા છોડી બેઠેલા રાહિબોના ખાસ મઠોને કહેવામાં આવે છે અને بِيَعٌ (બિયઉન) એ بِيْعَةُ (બીઅહ)નું બહુવચન છે જે ખ્રીસ્તીઓના જાહેર ચર્ચોનું નામ છે અને صَلَوٰتٌ (સલવાત) એ صَلُوٰتٌ (સલૂત)નું બહુવચન છે જે યહૂદીઓના ઈબાદતખાના (સિનેગોગ)નું નામ છે અને مسٰجِدُ (મસાજિદ) એ મુસલમાનોના ઈબાદતખાનાઓનું નામ છે.

આયતનો ભાવાર્થ એ છે કે જો કાફિરો સાથે યુદ્ધ અને જિહાદના હુકમો ન આવ્યા હોત તો કોઈપણ સમયકાળમાં કોઈપણ ધર્મ અને મિલ્લત માટે શાંતિનું સ્થળ ન હોત. હઝરત મૂસા (અલૈ.)ના જમાનામાં صَلَوٰتٌ (સિનેગોગ) અને હઝરત ઈસા (અલૈ.)ના સમયકાળમાં صَوَامِعُ અને بِيَعٌ (મઠો–ચર્ચો) અને ખાતમુલ અંબિયા ﷺના સમયકાળમાં મસ્જિદો તોડી પાડવામાં આવી હોત.

*(કુર્તુબી)*

**ખુલફાએ રાશિદીનના સંદર્ભમાં કુર્આનની આગાહી અને તેનું જાહેર થવું**

اَلَّذِيْنَ اِنْ مَّكَّنّٰهُمْ فِى الْاَرْضِ આ આયતમાં اَلَّذِيْنَ (અલ્લઝીન) તે લોકોની ખાસિયત છે જેમનું વર્ણન આનાથી અગાઉની આયતમાં આ શબ્દોમાં આવ્યું છે. اَلَّذِيْنَ اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ بِغَيْرِ حَقٍّ એટલે કે, તે લોકો જેમને તેમના ઘરોમાંથી વિના કારણે અત્યાચારપૂર્વક કાઢી મૂકવામાં આવ્યા તે લોકો વિશે આ આયતમાં એવું ફરમાવ્યું છે કે, આ એવા લોકો છે કે જો તેમને જમીન ઉપર હુકૂમત અને સત્તા આપી દેવામાં આવે તો આ લોકો પોતાની સત્તાને એવા કાર્યોમાં વાપરશે કે

નમાઝો કાયમ કરશે અને ઝકાત અદા કરશે અને નેક કાર્યો તરફ લોકોને આમંત્રણ આપશે, ખરાબ કાર્યોથી રોકશે અને ઉપરોક્ત જાણ થઈ ચૂકી છે કે આ આયતો મદીનાની હિજરત પછી તરત તે સમયે નાઝિલ થઈ છે જ્યારે કે મુસલમાનોને કોઈપણ ભૂમિમાં હુકૂમત અને સત્તા પ્રાપ્ત ન હતી પરંતુ અલ્લાહ તઆલાએ તેમના વિશે પ્રથમથી એ ખબર આપી દીધી કે જ્યારે તેમને હુકૂમત અને સત્તા મળશે તો આ લોકો દીનની પ્રસ્તુત મહત્ત્વની સેવાઓને અંજામ આપશે એટલા માટે હઝરત ઉસ્માને ગની (રદિ.)એ ફરમાવ્યું, ثَـنَـــاءٌ قَبْـلَ بَلَاءٍ એટલે કે અલ્લાહ તઆલાનું આવું ફરમાવવું એ કાર્યના અસ્તિત્વમાં આવવાથી પહેલાં તે કાર્ય કરનારાઓના વખાણ છે, પછી અલ્લાહ તઆલાની આ ખબરને જેનું અસ્તિત્વમાં આવવું નિશ્ચિત હતું આ દુનિયામાં એ પ્રમાણે અસ્તિત્વમાં આવ્યું કે ચારે ખુલફાએ રાશિદીન અને મુહાજિરો اَلَّـــذِيْـــنَ اُخْـــرِجُـــوْا (અલ્લઝીન ઉખ્રિજૂ)ના સાચા સંદર્ભ હતા, પછી અલ્લાહ તઆલાએ તેમને સૌથી પ્રથમ જમીનની સત્તા અને શક્તિ એટલે કે હુકૂમત અને સલતનત અર્પણ કરી અને કુર્આન મજીદની આગાહી પ્રમાણે તેમના અમલો અને કિરદાર તથા કારનામાઓએ દુનિયાને બતાવી આપ્યું કે તેમણે પોતાની સત્તાનો તે જ કાર્ય માટે ઉપયોગ કર્યો કે નમાઝો કાયમ કરી, ઝકાતની વ્યવસ્થા મજબૂત કરી, સારા કાર્યોનો રિવાજ પાડ્યો અને ખરાબ કાર્યોનો માર્ગ બંધ કર્યો.

એટલા માટે ઉલમાએ ફરમાવ્યું કે આ આયત તેની દલીલ છે કે ખુલફાએ રાશિદીન બધા તે જ ખુશખબરીના સંદર્ભ છે અને જે ખિલાફતની વ્યવસ્થા તેમના સમયકાળમાં સ્થાપિત થઈ તે સત્ય અને સાચી તથા અલ્લાહ તઆલાના ઈરાદા અને તેની મરજી અને પ્રથમથી આપેલ ખબર પ્રમાણે છે. *(રૂહુલ મઆની)*

આ તો આ આયતની શા'ને નુઝૂલનું ઘટનાક્રમ આધારિત પાસું છે પરંતુ એ દેખીતું છે કે કુર્આનના શબ્દો જ્યારે જાહેર હોય તો તે કોઈ ખાસ ઘટના સાથે અવલંબિત નથી હોતા, તેમનો હુકમ જાહેર હોય છે એટલા માટે તફસીરના ઈમામોમાંથી જહ્હાક (રહ.)એ ફરમાવ્યું કે આ આયતમાં તે લોકો માટે માર્ગદર્શન પણ છે જેમને અલ્લાહ તઆલાએ દેશ અને સલતનત અર્પણ કરી છે કે તે પોતાનું કાર્ય એ પ્રમાણે અંજામ આપે જે પ્રમાણે ખુલફાએ રાશિદીને પોતાના સત્તાકાળમાં અંજામ આપ્યું હતું. *(કુર્તુબી– ખુલાસા સાથે)*

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૪૨ થી ૫૧)

وَاِنْ يُّكَذِّبُوْكَ فَقَدْ كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ وَّعَادٌ وَّثَمُوْدُ ﴿٤٢﴾ وَقَوْمُ اِبْرٰهِيْمَ وَقَوْمُ
لُوْطٍ ﴿٤٣﴾ وَّاَصْحٰبُ مَدْيَنَ ۚ وَكُذِّبَ مُوْسٰى فَاَمْلَيْتُ لِلْكٰفِرِيْنَ ثُمَّ اَخَذْتُهُمْ ۚ
فَكَيْفَ كَانَ نَكِيْرِ ﴿٤٤﴾ فَكَاَيِّنْ مِّنْ قَرْيَةٍ اَهْلَكْنٰهَا وَهِيَ ظَالِمَةٌ فَهِيَ خَاوِيَةٌ عَلٰى عُرُوْ
شِهَا وَبِئْرٍ مُّعَطَّلَةٍ وَّقَصْرٍ مَّشِيْدٍ ﴿٤٥﴾ اَفَلَمْ يَسِيْرُوْا فِي الْاَرْضِ فَتَكُوْنَ لَهُمْ قُلُوْبٌ
يَّعْقِلُوْنَ بِهَآ اَوْ اٰذَانٌ يَّسْمَعُوْنَ بِهَا ۚ فَاِنَّهَا لَا تَعْمَى الْاَبْصَارُ وَلٰكِنْ تَعْمَى الْقُلُوْبُ
الَّتِيْ فِي الصُّدُوْرِ ﴿٤٦﴾ وَيَسْتَعْجِلُوْنَكَ بِالْعَذَابِ وَلَنْ يُّخْلِفَ اللّٰهُ وَعْدَهٗ ۭ وَاِنَّ
يَوْمًا عِنْدَ رَبِّكَ كَاَلْفِ سَنَةٍ مِّمَّا تَعُدُّوْنَ ﴿٤٧﴾ وَكَاَيِّنْ مِّنْ قَرْيَةٍ اَمْلَيْتُ لَهَا وَهِيَ
ظَالِمَةٌ ثُمَّ اَخَذْتُهَا ۚ وَاِلَيَّ الْمَصِيْرُ ﴿٤٨﴾ قُلْ يٰٓاَيُّهَا النَّاسُ اِنَّمَآ اَنَا لَكُمْ نَذِيْرٌ مُّبِيْنٌ ﴿٤٩﴾ ۚ ع ٦ ١٢
فَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ مَّغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ ﴿٥٠﴾ وَالَّذِيْنَ سَعَوْا
فِيْٓ اٰيٰتِنَا مُعٰجِزِيْنَ اُولٰۗئِكَ اَصْحٰبُ الْجَحِيْمِ ﴿٥١﴾

## તરજુમો :

*અને જો તમને જૂઠાડે તો આથી પહેલાં જૂઠાડી ચૂકી છે નૂહ (અલૈ.)ની કોમ અને આદ અને ષમૂદ. (૪૨) અને ઈબ્રાહીમ (અલૈ.)ની કોમ અને લૂત (અલૈ.)ની કોમ. (૪૩) અને મદયનના લોકો અને મૂસા (અલૈ.)ને જૂઠાડ્યા, પછી મેં ઈન્કારીઓને ઢીલ આપી, પછી તેમને પકડી લીધા તો મારો ઈન્કાર કેવો થયો !? (૪૪) બસ કેટલીય વસ્તીઓ અમે નાશ કરી નાંખી અને તેઓ ગુનેહગાર હતી, હવે તે પોતાના છાપરાંઓ ઉપર પડેલી છે અને કેટલાય નકામા પડેલા કૂવાઓ અને કેટલાય પાકા ચણેલા મહેલો ! (૪૫) શું પ્રદેશનો પ્રવાસ નથી કર્યો જો તેમના દિલ હોત જેનાથી સમજતા હોત અથવા કાન હોત જેનાથી સાંભળતા હોત, બસ કંઈ આંખો આંધળી નથી હોતી પણ દિલ આંધળા થઈ જાય છે જે સીનાઓમાં છે. (૪૬) અને*

*તમારાથી અઝાબ જલદી માંગે છે અને અલ્લાહ કદાપિ પોતાનો વાયદો ટાળશે નહીં અને તમારા પરવરદિગારના ત્યાં એક દિવસ હજાર વર્ષ બરાબર હોય છે જો તમે ગણતા હોય. (૪૭) અને કેટલીય વસ્તીઓ છે કે મેં તેમને ઢીલ આપી અને તેઓ ગુનેહગાર હતી, પછી મેં તેમને પકડયા અને મારા તરફ પાછા વળીને આવવાનું છે. (૪૮) તમે કહો, હે લોકો ! હું તો તમને ખોલીને ડર સંભળાવનારો છું. (૪૯) બસ જે લોકો ઈમાન લાવ્યા અને ભલાઈઓ કરી તેમના ગુનાહ મા'ફ કરી આપીએ છીએ અને તેમને ઈજ્જતની રોજી છે. (૫૦) અને જે અમારી આયતોને હરાવવા માટે દોડે તે જ છે દોઝખમાં રહેનારા. (૫૧)*

## તફસીર :

અને તેઓ (વિવાદ કરનાર લોકો) જો તમને જૂઠાડ્યા કરતા હોય (તો તમે દિલગીર ન થાઓ કારણ કે) આ લોકોથી પહેલાં કોમે નૂહ અને આદ અને ષમૂદ અને કોમે ઈબ્રાહીમ (અલૈ.) તથા કોમે લૂત અને મદયનવાળાઓ પણ (પોતપોતાના અંબિયા અલૈ.ને) જૂઠાડી ચૂક્યા છે અને મૂસા (અલૈ.)ને પણ જૂઠા ઠરાવવામાં આવ્યા (પરંતુ જૂઠાડ્યા પછી) મેં તે કાફિરોને (અમુક દિવસ) મહોલત આપી જેમકે આજના ઈન્કારીઓને મહોલત આપી રાખી છે પછી મેં તેમને (અઝાબમાં) પકડી લીધા તો (જુઓ) મારો અઝાબ કેવો થયો !? મતલબ કેટલીય વસ્તીઓ છે જેને અમે (અઝાબથી) નષ્ટ કરી જેની એ હાલત હતી કે તે નાફરમાની કરતા હતા તો (હવે તેમની એ પરિસ્થિતિ છે કે) તે પોતાના છાપરાંઓ ઉપર પડેલા છે (એટલે કે વેરાન છે, કારણ કે મોટે ભાગે પ્રથમ છાપરું પડતું હોય છે પછી દિવાલો આવીને પડે છે) અને (એ પ્રમાણે તે વસ્તીઓમાં) ઘણા બધા બેકાર કૂવા (જે પ્રથમ આબાદ હતા) ઘણા બધા પાકા કિલ્લામાં ચણેલા મહેલો (જે હવે તૂટીફૂટીને ખંડેર થઈ ગયા છે આ બધું તે વસ્તીઓની સાથે તબાહ થયું, બસ નિશ્ચિત સમયે હાલના સમયના લોકો પણ અઝાબમાં પકડી લેવામાં આવશે) તો શું આ (સાંભળીને) લોકો જમીનમાં ચાલ્યા ફર્યા નથી ? જેનાથી તેમના દિલ એવા થઈ જાય કે તેનાથી સમજવા લાગે અથવા તેમના કાન એવા થઈ જાય કે તેનાથી સાંભળવા લાગે, વાત એ છે કે (ન સમજવાવાળાઓની કંઈ)

આંખો આંધળી નથી થઈ જતી બલકે દિલ જે છાતીઓમાં છે તે આંધળા થઈ જાય છે (અને ઉપસ્થિત ઈન્કારીઓના દિલ પણ આંધળા થઈ ગયા નહિતર પાછલી ઉમ્મતોની હાલતોથી સબક શીખી લીધો હોત) અને આ લોકો (નુબુવ્વતમાં શંકા કરવા માટે) તમારાથી અઝાબનો તકાદો કરે છે (અને અઝાબ જલદી ન આવવાથી તેઓ દલીલ કરે છે કે અઝાબ આવવાનો જ નથી) જ્યારે કે અલ્લાહ તઆલા ક્યારેય પોતાના વાયદાના વિરુદ્ધ કરશે નહીં (એટલે કે વાયદાના સમયે જરૂર અઝાબ આવી જશે) અને તમારા પરવરદિગાર પાસેનો એક દિવસ (જેમાં અઝાબ આવવાનો હશે એટલે કે કયામતનો દિવસ પોતાની કઠણાઈ અને સખ્તીમાં) એક હજાર વર્ષ સમાન છે તમારા લોકોની ગણતરી પ્રમાણે (તો આ લોકો મહામૂર્ખ છે કે આવી મોટી મુસીબતનો તકાદો કરે છે) અને (પ્રસ્તુત જવાબનો ખુલાસો ફરી સાંભળી લો કે) ઘણી બધી વસ્તુઓ છે જેમને મેં મહોલત આપી હતી અને તે નાફરમાની કરતા હતા પછી મેં તેમને (અઝાબમાં) પકડી લીધા અને બધાને મારા જ તરફ પાછા વળવાનું થશે (તે સમયે પૂરેપૂરી સજા થશે) અને તમે (એ પણ) કહી આપો કે હે લોકો ! હું તો તમારા માટે એક સ્પષ્ટ ડરાવનારો છું (અઝાબ લાગુ કરવામાં મારી કોઈ દખલગીરી નથી, ન જ મેં તેનો દા'વો કર્યો છે) તો જે લોકો (આ ડર સાંભળીને) ઈમાન લઈ આવે અને સારા કાર્ય કરવા લાગે તેમના માટે મગફિરત અને ઈજ્જતની રોજી (એટલે કે જન્નત) છે અને જે લોકો અમારી આયતો વિશે (તેના ઈન્કાર અને રદિયાની) કોશીશ કરતા રહે છે (નબીને અને ઈમાનવાળાઓને) હરાવવા (એટલે કે તેમને લાચાર કરી મૂકવા) માટે; એવા લોકો દોઝખમાં (રહેવાવાળા) છે.

## મસ્અલા અને બોધપાઠ :

### દુનિયામાં સૈર–સપાટા (સહેલગાહ) જો બોધપાઠ અને સમજ પ્રાપ્ત કરવા માટે હોય તો દીનમાં ઇચ્છનીય છે :

اَفَلَمْ يَسِيْرُوْا فِى الْاَرْضِ فَتَكُوْنَ لَهُمْ قُلُوْبٌ આ આયતમાં દુનિયાની સહેલગાહ જ્યારે કે બોધપાઠ ગ્રહણ કરવાના હેતુથી હોય તો તેને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે અને فَتَكُوْنَ لَهُمْ قُلُوْبٌ થી એ તરફ ઈશારો છે કે ભૂતકાળના સમયની દુનિયાની પાછલી કોમોની પરિસ્થિતિઓ અને તેમના અંજામના સ્થળનું

પ્રત્યક્ષ દર્શન મનુષ્યને બુદ્ધિ અને સમજદારી અર્પણ કરનાર હોય છે, એ શરતે કે તેમની પરિસ્થિતિને માત્ર ઐતિહાસિક ઘટનાઓ સ્વરૂપે નહીં બલકે બોધપાઠ ગ્રહણ કરવાની દષ્ટિએ જોવામાં આવે તો દરેક ઘટના એક ઊંડી સૂઝની શિખામણ આપશે. ઈબ્ને અબી હાતિમે "કિતાબુલ તફક્કુર"માં હઝરત માલિક બિન દીનાર (રદિ.)થી નકલ કર્યું છે કે અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને હુકમ આપ્યો કે લોઢાના જોડા બનાવો અને લોઢાની લાઠી હાથમાં લો અને અલ્લાહની દુનિયામાં એટલા ફરો કે આ લોઢાના જોડા ઘસાય જાય અને લોઢાની લાકડી તૂટી જાય. (રૂહુલ મઆની) જો આ રિવાયત સાચી છે તો આ સહેલગાહનો હેતુ અને મકસદ તે જ ઈબ્રત અને સમજદારી પ્રાપ્ત કરવાનો છે.

## આખિરતનો એક દિવસ એક હજાર વર્ષ હોવાનો અર્થ :

પ્રસ્તુત આયતમાં જે એ કહેવામાં આવ્યું છે, اِنَّ يَوْمًا عِنْدَ رَبِّكَ كَاَلْفِ سَنَةٍ એટલે કે આપ ﷺના પરવરદિગારની પાસે એક દિવસ દુનિયાના એક હજાર વર્ષ બરાબર હશે, તેમાં બે શક્યતાઓ છે, એક એ કે તે દિવસનો ભાવાર્થ કયામતનો દિવસ લેવામાં આવે અને તેના એક હજાર વર્ષ હોવાનો મતલબ એ છે કે તે દિવસના ભયાનક ડરામણી ઘટનાઓ અને હેબતનાક પરિસ્થિતિઓના કારણે આ દિવસ એટલો લાંબો લાગશે જેમકે એક હજાર વર્ષ. પ્રસ્તુત તફસીરના ખુલાસામાં તેને જ اِشْتِدَادْ (ઈશ્તિદાદ)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યો છે, ઘણા બધા મુફસ્સિરોએ આ જ અર્થ ઠરાવ્યો છે.

બીજું એ કે વાસ્તવમાં આખિરતની દુનિયાનો એક દિવસ હંમેશા માટે દુનિયાના એક હજાર વર્ષ સમાન હોય. હદીષની અમુક રિવાયતોથી આ અર્થની સાક્ષી મળે છે. મુસ્નદે અહમદ, તિરમિઝીમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ એક દિવસ મુહાજિરીન ફકીરોને સંબોધન કરીને ફરમાવ્યું કે તમને હું કયામતના દિવસે સંપૂર્ણ નૂરની ખુશખબરી આપું છું અને એ કે તમે માલદારો અને અમીરોથી અડધો દિવસ પહેલાં જન્નતમાં જશો અને અલ્લાહ તઆલાના ત્યાં એક દિવસ એક હજાર વર્ષનો હશે એટલા માટે ફકીરો અમીરોથી પાંચસો વર્ષ પહેલાં જન્નતમાં દાખલ થશે.

*(રવાહુ તિરમિઝી વ હસનહુ મઝહરી)*

તફસીરના આ જ ખુલાસામાં આ જ બીજા અર્થને اِمۡتِـــدَادٌ (ઈમ્તિદાદ)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યો છે. વલ્લાહુ અઅ્લમુ.

**એક શંકા અને તેનો જવાબ :**

સૂરએ મઆરિજમાં જે આખિરતના દિવસને પચાસ હજાર વર્ષ બરાબર ઠરાવવામાં આવ્યો છે, كَـانَ مِـقۡـدَارُهٗ خَمۡسِيۡنَ اَلۡفَ سَنَةٍ (૭૦:૪) તેમાં પણ બંને તફસીરો اِشۡتِـــدَادٌ (સખ્તાઈ) અને اِمۡتِـــدَادٌ (લંબાઈ)ની પરિસ્થિતિ હોઈ શકે છે અને દરેક વ્યક્તિની કઠણાઈ અને મુસીબત કારણ કે બીજાઓથી અલગ પ્રકારની અને ઓછી–વત્તી હશે એટલા માટે તે દિવસ કોઈને એક હજાર વર્ષનો લાગશે તો કોઈને પચાસ હજાર વર્ષનો અને જો બીજો અર્થ લેવામાં આવે કે વાસ્તવમાં આખિરતનો દિવસ પચાસ હજાર વર્ષનો હશે તો આ બંને આયતોમાં દેખીતો વિરોધાભાસ થાય છે કે એકમાં એક હજાર અને બીજામાં પચાસ હજાર વર્ષનું વર્ણન છે તો તેનો ખુલાસો સય્યિદી હકીમુલ ઉમ્મત (રહ.)એ બયાનુલ કુર્આનમાં વર્ણન કર્યો છે જે જ્ઞાની લોકો માટે જ્ઞાનપૂર્ણ અને પારિભાષિત શબ્દોમાં જ નકલ કરવામાં આવે છે અને તે એ કે આ તફાવત એક હજાર વર્ષથી પચાસ હજાર વર્ષ સુધી અવકાશી પદાર્થોની ગતિઓની વિવિધતા પ્રમાણે હોય જે પ્રમાણે દુનિયામાં વિવિધ અવકાશી પદાર્થોની ગતિ ક્યાંક લાંબી છે, ક્યાંક ટૂંકી અને આ જ કારણે વિષુવવૃત ઉપર એક રાત–દિવસ ૨૪ કલાકનો હોય છે અને ઉત્તર ધ્રુવ ઉપર એક વર્ષનો (છ મહિના રાત અને છ મહિના દિવસ) અને આ બંને વચ્ચેના સ્થળોએ આ તફાવત અને વિવિધતા જુદી–જુદી જોવા મળે છે, એ જ પ્રમાણે શક્ય છે કે પ્રથમ સૂર્યની ગતિ જે પોતાની કક્ષામાં નિયત સમય પ્રમાણે ચાલે, પછી ભૌતિક નિયમો વિરુદ્ધ તેની ગતિ એવી ધીમી થઈ જાય કે એક ક્ષિતિજ ઉપર એક હજાર વર્ષનો એક દિવસ થાય અને તે ક્ષિતિજ તેનાથી પચાસ ઘણી દૂર હોય તેના ઉપર પચાસ હજાર વર્ષનો હોય અને વચ્ચે આ જ સંદર્ભે જુદા–જુદા સ્થળોએ દિવસની લંબાઈ જુદી–જુદી હોઈ શકે છે. વલ્લાહુ અઅ્લમુ.

*(બયાનુલ કુર્આન)*

————————————

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. પર થી પ૭)

وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رَّسُوْلٍ وَّ لَا نَبِيٍّ اِلَّآ اِذَا تَمَنّٰٓى اَلْقَى الشَّيْطٰنُ فِيْٓ
اُمْنِيَّتِهٖ ۚ فَيَنْسَخُ اللّٰهُ مَا يُلْقِى الشَّيْطٰنُ ثُمَّ يُحْكِمُ اللّٰهُ اٰيٰتِهٖ ؕ وَاللّٰهُ عَلِيْمٌ
حَكِيْمٌ ﴿۵۲﴾ لِّيَجْعَلَ مَا يُلْقِى الشَّيْطٰنُ فِتْنَةً لِّلَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ وَّالْقَاسِيَةِ
قُلُوْبُهُمْ ؕ وَاِنَّ الظّٰلِمِيْنَ لَفِيْ شِقَاقٍۭ بَعِيْدٍ ﴿۵۳﴾ وَّلِيَعْلَمَ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ
اَنَّهُ الْحَقُّ مِنْ رَّبِّكَ فَيُؤْمِنُوْا بِهٖ فَتُخْبِتَ لَهٗ قُلُوْبُهُمْ ؕ وَاِنَّ اللّٰهَ لَهَادِ الَّذِيْنَ
اٰمَنُوْٓا اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۵۴﴾ وَلَا يَزَالُ الَّذِيْنَ كَفَرُوْا فِيْ مِرْيَةٍ مِّنْهُ حَتّٰى
تَاْتِيَهُمُ السَّاعَةُ بَغْتَةً اَوْ يَاْتِيَهُمْ عَذَابُ يَوْمٍ عَقِيْمٍ ﴿۵۵﴾ اَلْمُلْكُ يَوْمَئِذٍ لِّلّٰهِ ؕ
يَحْكُمُ بَيْنَهُمْ ؕ فَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فِيْ جَنّٰتِ النَّعِيْمِ ﴿۵۶﴾ وَالَّذِيْنَ
كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَا فَاُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ﴿۵۷﴾ ع

### તરજુમો :

*અને અમે તમારાથી અગાઉ નથી મોકલ્યા કોઈ રસૂલ અથવા નબી પરંતુ (તેમણે એવી પરિસ્થિતિનો સામનો કર્યો કે) જ્યારે તેઓ કોઈ વિચાર કરવા (પઢવા) લાગ્યા શયતાને તેમના વિચારમાં (વસવસો) ભેળવી દીધો, પછી અલ્લાહ નષ્ટ કરી નાંખે છે શયતાનનું ભેળવેલું, પછી પોતાની વાતો (આયતો) પાકી કરી આપે છે અને અલ્લાહ સઘળી ખબર રાખે છે હિકમતોવાળો. (પર) એટલા માટે કે જે કંઈ શયતાને ભેળવ્યું તેનાથી તેમની કસોટી કરે કે જેમના દિલોમાં રોગ છે અને જેમના દિલો કઠણ છે અને ગુનેહગાર તો વિરોધમાં દૂર જઈ પડયા છે. (પ૩) અને એટલા માટે કે તે લોકો જાણી લે જેમને સમજ મળી (જ્ઞાન પ્રાપ્ત થયેલ) છે કે આ (રસૂલ ﷺનું કુર્આન તિલાવત કરવું) તારા પરવરદિગાર તરફથી સત્ય છે, પછી તેના ઉપર ઈમાન લાવે અને તેમના દિલો તેની આગળ નરમ થઈ જાય અને*

*બેશક ! અલ્લાહ ઈમાનવાળાઓને સીધો માર્ગ સૂઝાડનાર છે. (૫૪) અને ઈન્કારીઓને તે (કુર્આન)માં હંમેશા ધોકો રહેશે જ્યાં સુધી તેમના ઉપર અજાણતામાં (અચાનક) કયામત આવી પહોંચે અથવા તેમના ઉપર એવા દિવસની આફત આવી પહોંચે જેમાં છુટકારાનો માર્ગ નથી. (૫૫) તે દિવસે અલ્લાહનું જ શાસન છે, તેમની વચ્ચે ફેંસલો કરશે; બસ જેઓ ઈમાન લાવ્યા અને સારા કર્મ કર્યા નેઅ્મતના બાગોમાં છે. (૫૬) અને જેઓએ કુફ્ર કર્યું અને અમારી આયતોને જૂઠાડી બસ તેમના માટે ઝિલ્લત (અપમાન)નો અઝાબ છે. (૫૭)*

## તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ આ લોકો જે શયતાનના પ્રભાવના કારણે તમારી સાથે વિવાદ કરે છે એ કોઈ નવી વાત નથી બલકે) અમે તમારા પહેલાં કોઈ રસૂલ અને કોઈ નબી એવા નથી મોકલ્યા જેમને એ પરિસ્થિતિ સામે ન આવી હોય કે જ્યારે તેણે (અલ્લાહ તઆલાના હુકમોમાંથી) કંઈક પઢ્યું (ત્યારે જ) શયતાને તેના પઢવામાં (કાફિરોના દિલોમાં) શંકા (અને વાંધાઓ) નાંખી દીધા (અને કાફિરો આ જ શંકાઓ અને વાંધાઓ રજુ કરીને અંબિયા અલૈ. સાથે વિવાદ કર્યા કરતા, જેમકે બીજી આયતોમાં ઈરશાદ છે, وَكَذٰلِكَ جَعَلْنَا لِكُلِّ نَبِيٍّ عَدُوًّا شَيٰطِيْنَ الْاِنْسِ وَالْجِنِّ يُوْحِىْ بَعْضُهُمْ اِلٰى بَعْضٍ زُخْرُفَ الْقَوْلِ غُرُوْرًا، وَاِنَّ الشَّيٰطِيْنَ لَيُوْحُوْنَ اِلٰٓى اَوْلِيَآئِهِمْ لِيُجَادِلُوْكُمْ ( પછી અલ્લાહ તઆલા શયતાનની નાંખેલી શંકાઓને (ઠોસ દલીલો અને સ્પષ્ટ જવાબોથી) નેસ્તોનાબૂદ કરી આપે છે (જેમકે દેખીતું છે કે સાચા જવાબ પછી વાંધાઓ નિર્મૂળ થઈ જાય છે) પછી અલ્લાહ તઆલા પોતાની આયતો(ના વિષયો)ને વધારે મજબૂત કરી આપે છે (બસ તે આપમેળે પોતાની જાતમાં પણ મજબૂત છે પરંતુ વાંધાઓના જવાબથી તેની મજબૂતી વધારે જાહેર થઈ ગઈ) અને અલ્લાહ તઆલા (આ વાંધાઓ વિશે) સઘળું જ્ઞાન ધરાવે છે (અને તેના જવાબની તા'લીમમાં) ખૂબ હિકમતવાળો છે (અને આ સમગ્ર બાબત એટલા માટે વર્ણન કરવામાં આવી છે કે) જેથી અલ્લાહ તઆલા શયતાનની નાંખેલી શંકાઓને એવા લોકો માટે આજમાયશ(નું માધ્યમ) બનાવી આપે જેમના દિલોમાં (શંકાની) બીમારી છે અને જેમના દિલ (બિલકુલ જ) કઠોર છે (કે તે શંકામાં વધીને જૂઠનું યકીન કરે છે, બસ તેમની

કસોટી થાય છે કે જોઈ લેવામાં આવે કે જવાબ આપ્યા પછી પણ તેઓ શંકાઓનું અનુસરણ કરે છે અથવા તો જવાબને સમજીને સત્યનો સ્વીકાર કરે છે ?) અને ખરેખર (આ) જાલિમ લોકો (એટલે કે શંકામાં પડેલાઓ પણ અને બાતિલ ઉપર આસ્થા ધરાવનારાઓ પણ) ઘણા વિરોધમાં છે (કે સત્ય સ્પષ્ટ હોવા છતાં માત્ર દુશ્મનાવટના કારણે સ્વીકાર કરતા નથી, શયતાનને વસવસા નાંખવાનું તો તેમની કસોટી માટે હતું કે તેમની આજમાયશ થાય) અને (આ શંકાઓમાં સત્ય અને હિદાયતના પ્રકાશથી રદિયો થઈ જાય છે) જેથી જે લોકોને (સાચી) સમજદારી અર્પણ થઈ છે તે (આ જવાબ અને હિદાયતના પ્રકાશથી) એ બાબતનું વધારે યકીન કરી લે કે (જે નબીએ પઢ્યું છે) તે તમારા પરવરદિગાર તરફથી સત્ય છે, બસ ઈમાન ઉપર વધારે કાયમ થઈ જાઓ પછી (વધારે યકીનની બરકતથી) તેના (ઉપર અમલ કરવા) તરફ તેમના દિલ ઔર પણ ઝૂકી જાય અને વાસ્તવમાં તે ઈમાનવાળાઓને અલ્લાહ તઆલા જ સીધો માર્ગ બતાવે છે (પછી કેમ કરીને તેમની હિદાયત ન થાય ? આ તો ઈમાનવાળાઓની પરિસ્થિતિ થઈ) અને (રહી ગયા) કાફિર લોકો (બસ તેઓ) હંમેશા તે (પઢેલા હુકમ) તરફ શંકામાં જ રહેશે (જે તેમના દિલમાં શયતાને નાંખ્યું હતું) એટલે સુધી કે તેમના ઉપર અચાનક કયામત આવી જાય (જેની ભયાનકતા જ પૂરતી છે) અથવા (તેનાથી વધીને એ કે) તેમના ઉપર કોઈ બેબરકત (એટલે કે કયામતના) દિવસનો અઝાબ આવી પહોંચે (અને બંનેનું ભેગું થવું કે જે વાસ્તવમાં થવાનું જ છે વધારે સખત મુસીબત છે, મતલબ એ છે કે આ બદ્દીન લોકો અઝાબને નજરે જોયા વિના કુફ્રથી પાછા નહીં આવે પરંતુ તે વખતે કંઈ જ લાભ થશે નહીં) બાદશાહી તે દિવસે અલ્લાહની જ હશે અને તે બધા (પ્રસ્તુત લોકો) વચ્ચે (પ્રેક્ટિકલ) ફેંસલો કરી આપશે, બસ જે લોકો ઈમાન લાવ્યા હશે અને સારા કર્મ કર્યા હશે તે રાહતના બાગોમાં હશે અને જેમણે કુફ્ર કર્યું હશે અને અમારી આયતોને જૂઠાડી હશે તો તેમના માટે ઝિલ્લત (અપમાન)નો અઝાબ થશે.

## મસ્અલા અને બોધપાઠ :

مِـنْ رَّسُوْلٍ وَّلَا نَبِـيٍّ આ શબ્દો સાંભળેલા અને જાણીતા લાગે છે કે રસૂલ અને નબી બે અલગ–અલગ અર્થો ધરાવે છે, બંને એક નથી આ બંનેમાં તફાવત શું છે ? તેમાં વિવિધ નિવેદનો પ્રખ્યાત અને સ્પષ્ટ એ છે કે નબી તો તે વ્યક્તિને

કહેવામાં આવે છે જેને અલ્લાહ તઆલા તરફથી નુબુવ્વતનો હોદ્દો કોમની સુધારણા માટે પ્રાપ્ત થયો અને તેની પાસે અલ્લાહ તરફથી વહી આવતી હોય, ભલે તેને કોઈ આગવી કિતાબ અથવા શરીઅત આપવામાં આવે અથવા અગાઉના નબીની જ કિતાબ અને શરીઅતના પ્રચાર માટે નિમણૂક થાય. પ્રથમ પ્રકારનું ઉદાહરણ હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ખાતમુન્નબિય્યિન ﷺ છે અને બીજા પ્રકારનું ઉદાહરણ હઝરત હારૂન (અલૈ.) છે જે હઝરત મૂસા (અલૈ.)ની કિતાબ તવરાત અને તેમની જ શરીઅત અને તેના પ્રચાર અને તેની તા'લીમ ઉપર નિમાયેલા હતા; અને રસૂલ તે છે જેને આગવી શરીઅત અને કિતાબ મળી હોય, આથી એ પણ જાણ થઈ ગઈ કે દરેક રસૂલનું નબી હોવું જરૂરી નથી, તેની વિગત સૂરએ મરયમમાં આવી ચૂકી છે.

تَمَنّٰی اَلْقَى الشَّيْطٰنُ فِيْٓ اُمْنِيَّتِهٖ શબ્દ تَمَنّٰی (તમન્ના) આ સ્થળે قَرَاَ (કરઅ)ના અર્થમાં છે અને اُمْنِيَّةٌ (ઉમ્નિય્યતુન)નો અર્થ قِرَائَتٌ (કિરાઅત) થાય છે. અરબી શબ્દકોષના આધારે આ અર્થ પણ પ્રખ્યાત છે. આ આયતની જે તફસીર ઉપર તફસીરના ખુલાસામાં લખવામાં આવી છે તે ઘણી સ્પષ્ટ અને ચોખ્ખી છે. અબૂહય્યાને બહરે મુહીતમાં અને ઘણા બધા બીજા તફસીરકાર લોકોએ તેને જ અપનાવ્યું છે. હદીષની કિતાબોમાં આ સ્થળે એક ઘટના નકલ કરવામાં આવી છે જે غَرَانِيْق (ગરાનીક)ના નામથી પ્રખ્યાત છે, આ ઘટના જમહૂર હદીષવેત્તાઓ નજીક સાબિત નથી, અમુક લોકોએ તેને ઘડી કાઢેલ ઠરાવી છે જે મુલ્હિદો અને નાસ્તિકોએ ઘડી કાઢ્યાનું ઠરાવ્યું છે અને જે લોકોએ તેને ભરોસાપાત્ર પણ ઠરાવી છે તો તેના જાહેર શબ્દોથી જે શંકા કુર્આન અને સુન્નતના કતઈ અને નિશ્ચિત હુકમો ઉપર થાય છે તેના વિવિધ જવાબો આપ્યા છે પરંતુ એટલી વાત બિલકુલ સ્પષ્ટ છે કે આ કુર્આનની તફસીર તે ઘટના ઉપર અવલંબિત નથી બલકે તેનો સીધો–સાદો અર્થ એ છે જે ઉપર વર્ણન થઈ ચૂક્યો છે, વિના કારણે તેને આયતની તફસીરનો ભાગ બનાવીને શંકા અને સંદેહના દરવાજા ખોલવા અને પછી તેના જવાબ આપવાની ચિંતા કરવી કોઈ લાભદાયી બાબત નથી એટલા માટે અત્રે તેને છોડી દેવામાં આવે છે. વલ્લાહુ અઅ્લમુ.

————————

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૫૮–૫૯)

وَالَّذِينَ هَاجَرُوا فِي سَبِيلِ اللَّهِ ثُمَّ قُتِلُوا أَوْ مَاتُوا لَيَرْزُقَنَّهُمُ اللَّهُ رِزْقًا حَسَنًا ۚ وَإِنَّ
اللَّهَ لَهُوَ خَيْرُ الرَّازِقِينَ ﴿٥٨﴾ لَيُدْخِلَنَّهُم مُّدْخَلًا يَرْضَوْنَهُ ۗ وَإِنَّ اللَّهَ لَعَلِيمٌ حَلِيمٌ ﴿٥٩﴾

## તરજુમો :

*અને જે લોકો અલ્લાહના માર્ગમાં ઘર છોડી (હિજરત કરી) આવ્યા, પછી માર્યા ગયા અથવા મરી ગયા, અલબત્ત અલ્લાહ તેમને (આખિરતમાં) સારી રોજી આપશે અને અલ્લાહ સૌથી ઉત્તમ રોજી આપનારો છે. (૫૮) અલબત્ત, તેમને એક સ્થળે પહોંચાડશે જેને તેઓ પસંદ કરશે અને અલ્લાહ સઘળું જાણે છે ઘણો સહનશીલ. (૫૯)*

## તફસીર :

અને જે લોકોએ અલ્લાહના માર્ગમાં (એટલે કે દીનની હિફાઝત માટે) પોતાનું વતન છોડ્યું (જેમનું વર્ણન પાછલી આયતોમાં اَلَّذِيْنَ اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ ના શબ્દોમાં આવી ચૂક્યું છે) પછી તે લોકો (કાફિરોના મુકાબલામાં) કતલ કરવામાં આવ્યા અથવા (આમ જ સ્વાભાવિક મોતે) મૃત્યુ પામ્યા (તેઓ નિષ્ફળ અથવા વંચિત નથી, બસ તેમને દુનિયવી લાભ ન મળ્યા પરંતુ આખિરતમાં) અલ્લાહ તઆલા તેમને અવશ્ય એક ઉત્તમ રોજી આપશે (એટલે કે જન્નતની અસંખ્ય નેઅ્મતો) અને ખરેખર અલ્લાહ તઆલા બધા આપનારાઓથી સારો (આપનારો) છે (અને આ સારી રોજીની સાથે) અલ્લાહ તઆલા તેમને (સારું ઠેકાણું પણ આપશે એટલે કે) એવા સ્થળે લઈ જઈને પ્રવેશ કરાવશે જેને તેઓ (ઘણું જ) પસંદ કરશે (રહી એ વાત કે અમુક મુહાજિરો આ રીતે દુનિયામાં જ વિજય, મદદ અને તેના લાભોથી વંચિત કેમ થયા અને તેમના મુકાબલામાં કાફિરો તેમને કતલ કરવા માટે શક્તિમાન કેમ થઈ ગયા ? તે કાફિરો અલ્લાહના ક્રોધથી કેમ હલાક કરવામાં ન આવ્યા ? તો તેનું કારણ એ છે કે) નિઃશંક ! અલ્લાહ તઆલા (દરેક કાર્યની હિકમત અને મસ્લિહતને) સારી પેઠે જાણનારો છે (તેમની આ જાહેર રીતે દેખાતી બાહ્ય નિષ્ફળતામાં પણ ઘણી બધી મસ્લિહતો અને હિકમતો છે અને અલ્લાહ) ઘણો જ સહનશીલ છે (એટલા માટે દુશ્મનોને તાત્કાલિક સજા આપતો નથી).

## આયત : (સૂરએ હજ્જ : આયત નં. ૬૦)

ذٰلِكَ ۚ وَمَنْ عَاقَبَ بِمِثْلِ مَا عُوْقِبَ بِهٖ ثُمَّ بُغِيَ عَلَيْهِ لَيَنْصُرَنَّهُ اللّٰهُ ۗ اِنَّ اللّٰهَ لَعَفُوٌّ غَفُوْرٌ ۝

## તરજુમો :

*આ સાંભળી ચૂક્યા અને જેણે બદલો લીધો જેવું કે તેને દુઃખ આપવામાં આવ્યું હતું, પછી તેના ઉપર કોઈ અતિરેક કરે તો અલબત્ત અલ્લાહ તેની મદદ કરશે, બેશક અલ્લાહ દરગુઝર કરનારો મહાન બખ્શનારો છે. (૬૦)*

## તફસીર :

આ (વર્ણન તો) થઈ ચૂક્યું, હવે (આગળ એ સાંભળો કે) જે વ્યક્તિ (દુશ્મનને) એ જ પ્રમાણે તકલીફ પહોંચાડે જે પ્રમાણે (દુશ્મન તરફથી) તેને તકલીફ પહોંચાડવામાં આવી હતી પછી (તે સરખું થઈ ગયા પછી પણ જો તે દુશ્મન તરફથી) તે વ્યક્તિ ઉપર અતિરેક (અત્યાચાર) કરવામાં આવે તો અલ્લાહ તઆલા તે વ્યક્તિને અવશ્ય મદદ કરશે, બેશક ! અલ્લાહ તઆલા ઘણો જ મા'ફ કરનારો ઘણો જ બખ્શનારો છે.

## મસ્અલા અને બોધપાઠ :

અમુક આયતો પહેલાં આ વિષય આવ્યો છે કે અલ્લાહ તઆલા મજલૂમોની મદદ કરે છે. وَاِنَّ اللّٰهَ عَلٰى نَصْرِهِمْ لَقَدِيْرٌ પરંતુ મજલૂમના બે પ્રકારો છે, એક તો તે જેણે દુશ્મનના જુલ્મનો કોઈ બદલો લીધો જ નથી કે વેર વાળ્યું નથી બલકે મા'ફ કરી દીધું અથવા છોડી દીધો, બીજો તે વ્યક્તિ જેણે પોતાના દુશ્મનથી બરાબર સરખો બદલો લીધો અને વેર વાળ્યું, તેનો તકાદો એ હતો કે હવે બંને સરખા થઈ ગયા. આગળ આ ક્રમ સમાપ્ત થયો પરંતુ દુશ્મને તેના વેર વાળવાના કારણે ઉશ્કેરાઈને ફરીવાર હુમલો કર્યો અને વધારે જુલ્મ કર્યો તો આ વ્યક્તિ ફરી મજલૂમ થઈ ગયો. આ આયતમાં આ બીજા પ્રકારના મજલૂમની મદદનો પણ વાયદો છે પરંતુ કારણ કે અલ્લાહ તઆલા નજીક પસંદ એ જ છે કે વ્યક્તિ પ્રથમથી જ જુલમ ઉપર સબ્ર કરે અને મા'ફ કરી આપે, બદલો ન લે, વેર ન વાળે જેમકે ઘણી બધી આયતોમાં તેનું વર્ણન છે, દાખલા તરીકે فَمَنْ عَفَا وَ اَصْلَحَ فَاَجْرُهٗ عَلَى اللّٰهِ અને وَاَنْ تَعْفُوْٓا اَقْرَبُ لِلتَّقْوٰى અને وَلَمَنْ صَبَرَ وَغَفَرَ اِنَّ

ذٰلِکَ لَمِنْ عَزْمِ الْاُمُوْرُ આ બધી આયતોમાં પ્રોત્સાહન એ વાતમાં આપવામાં આવ્યું છે કે અત્યાચારનો બદલો ન લો બલકે ક્ષમા કરો અને ધૈર્ય દાખવો. કુર્આને કરીમના આ માર્ગદર્શનોથી આ જ તરીકો શ્રેષ્ઠ અને ઉત્તમ હોવાનું સાબિત થયું. પ્રસ્તુત વ્યક્તિ જેણે પોતાના દુશ્મન પાસેથી સરખો બદલો લઈ લીધો તેણે આ શ્રેષ્ઠ અને ઉત્તમ અને કુર્આનની પ્રસ્તુત સૂચનાઓ ઉપર અમલ છોડી દીધો તો એનાથી એવી શંકા થઈ શકતી હતી કે હવે કદાચ અલ્લાહની મદદથી તે વંચિત થઈ જશે, આથી અંતિમ આયતમાં આ ઈશારો ફરમાવ્યો, اِنَّ اللّٰہَ لَعَفُوٌّ غَفُوْرٌ એટલે કે, અલ્લાહ તઆલા તે વ્યક્તિની તે કોતાહી ઉપર કે તેણે શ્રેષ્ઠ અને ઉત્તમ બાબત ઉપર અમલ ન કર્યો તેની કોઈ પકડ કરવામાં આવશે નહીં, બલકે હજુ પણ જો વિરોધીઓ તેના ઉપર ફરીવાર જુલમ કરે તો તેની મદદ અલ્લાહ તઆલા તરફથી થશે. *(રૂહુલ મઆની)*

---

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૬૧ થી ૬૬)

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ يُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ وَيُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ وَاَنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ﴿۶۱﴾
ذٰلِكَ بِاَنَّ اللّٰهَ هُوَ الْحَقُّ وَاَنَّ مَا يَدْعُوْنَ مِنْ دُوْنِهٖ هُوَ الْبَاطِلُ وَاَنَّ اللّٰهَ هُوَ الْعَلِيُّ
الْكَبِيْرُ ﴿۶۲﴾ اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً ۡ فَتُصْبِحُ الْاَرْضُ مُخْضَرَّةً ؕ
اِنَّ اللّٰهَ لَطِيْفٌ خَبِيْرٌ ﴿۶۳﴾ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَاِنَّ اللّٰهَ
لَهُوَ الْغَنِيُّ الْحَمِيْدُ ﴿۶۴﴾ اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ سَخَّرَ لَكُمْ مَّا فِي الْاَرْضِ وَالْفُلْكَ تَجْرِيْ فِي ع
الْبَحْرِ بِاَمْرِهٖ ؕ وَيُمْسِكُ السَّمَآءَ اَنْ تَقَعَ عَلَى الْاَرْضِ اِلَّا بِاِذْنِهٖ ؕ اِنَّ اللّٰهَ بِالنَّاسِ
لَرَءُوْفٌ رَّحِيْمٌ ﴿۶۵﴾ وَهُوَ الَّذِيْٓ اَحْيَاكُمْ ۡ ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ ؕ اِنَّ الْاِنْسَانَ لَكَفُوْرٌ ﴿۶۶﴾

## તરજુમો :

*આ એટલા માટે કે અલ્લાહ રાત્રિને દિવસમાં લઈ લે છે અને દિવસને રાતમાં અને અલ્લાહ સઘળું સાંભળે જુએ છે. (૬૧) આ એટલા માટે કે*

*અલ્લાહ તે જ છે સત્ય અને જેને તેના સિવાય પોકારે છે તે જ છે ગલત ! અને અલ્લાહ તે જ છે સર્વોપરી સૌથી મહાન. (૬૨) તમે જોયું નથી કે અલ્લાહે આસમાનથી પાણી ઉતાર્યુ ? પછી જમીન હરિયાળી થઈ જાય છે ? બેશક અલ્લાહ ગુપ્ત યુક્તિઓ જાણે છે (બધી જ) ખબર રાખનાર છે. (૬૩) તેનું જ છે જે કંઈ આસમાન અને જમીનમાં છે અને અલ્લાહ તે જ છે બેપરવા સઘળા વખાણપાત્ર. (૬૪) તમે જોયું નથી કે અલ્લાહે તમારા કાબૂમાં કરી દીધું જે કંઈ જમીનમાં છે અને વહાણને જે દરિયામાં તેના હુકમથી ચાલે છે અને આસમાનને તેના જમીન ઉપર તૂટી પડવાથી થોભાવી રાખે છે પરંતુ તેના હુકમથી (જો ઈચ્છે તો તૂટી પડે), બેશક ! અલ્લાહ લોકો ઉપર નરમી કરનાર મહાકૃપાળુ છે. (૬૫) અને તેણે જ તમને જીવાડયા પછી મારે છે, ફરી જીવતા કરશે; બેશક માનવી નગુણો છે. (૬૬)*

## તફસીર :

એ (મો'મિનોને ઉપરવટ કરી દેશે કારણ) કે અલ્લાહ તઆલા(ની કુદરત ઘણી સંપૂર્ણ છે, તે) રાત(ના વિભાગો)ને દિવસમાં અને દિવસ(ના વિભાગો)ને રાતમાં દાખલ કરી આપે છે (આ સૃષ્ટિમાં થતું પરિવર્તન એક કોમને બીજી કોમ ઉપર વિજય અપાવીને પરિવર્તન લાવવા કરતાં વધારે આશ્ચર્યજનક છે) અને એ કારણે છે કે અલ્લાહ તઆલા (તે સૌની પરિસ્થિતિઓ અને અહેવાલોને) સારી પેઠે સાંભળનારો અને સારી પેઠે જોનારો છે (તે કાફિરોના જુલમ અને મો'મિનોની મજલૂમિયતને સાંભળે અને જુએ છે એટલા માટે તે બધી જ પરિસ્થિતિઓથી જ્ઞાત પણ છે અને શક્તિ તથા સામર્થ્ય પણ તેનું જ સૌથી મોટું છે, આ બાબતો કમજોરોને ઉપરવટ કરવાનું કારણ બની ગયું) અને (વળી) આ (મદદ) એ કારણથી (નિશ્ચિત) છે કે (તેમાં કોઈ શક્તિની મજાલ નથી કે તેમાં અલ્લાહ તઆલાનો મુકાબલો કરી શકે કારણ કે) અલ્લાહ જ પોતાની જાતમાં સંપૂર્ણ છે અને જે વસ્તુઓની આ લોકો ઈબાદત કરી રહ્યા છે તે બિલકુલ જ બાતિલ છે (કે તે પોતે પોતાના અસ્તિત્વ માટે લાચાર છે અને કમજોર પણ છે, તેઓ શું અલ્લાહનો મુકાબલો કરી શકવાના છે ?) અને અલ્લાહ જ આલીશાન સૌથી મહાન છે (તેમાં ચિંતન કરવાથી તવહીદનું સત્ય હોવું અને શિર્કનું જૂઠ હોવું દરેક

વ્યક્તિ સમજી શકે છે, તદુપરાંત) શું તમને ખબર નથી કે અલ્લાહ તઆલાએ આસમાનથી પાણી વરસાવ્યું જેનાથી જમીન હરિયાળી થઈ ગઈ (પછી) બેશક ! અલ્લાહ તઆલા ઘણો જ મહેરબાન સઘળી વાતોની ખબર રાખનારો છે (એટલા માટે બંદાઓની જરૂરતોને જાણે છે અને તેના યોગ્ય કૃપા કરે છે), બધું તેનું જ છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે અને બેશક ! અલ્લાહ તઆલા જ એવો છે જે કોઈનો મોહતાજ નથી, દરેક પ્રકારના વખાણપાત્ર છે (અને હે શ્રોતા !) શું તને ખબર નથી કે અલ્લાહ તઆલાએ તમારા લોકોના કામમાં જમીનની વસ્તુઓને લગાવી રાખી છે અને વહાણને (પણ) કે તે દરિયામાં તેના હુકમથી ચાલે છે અને તે જ આસમાનોને જમીન ઉપર પડવાથી થોભાવી રાખે છે, હા ! પરંતુ એ કે તેનો હુકમ થઈ જાય (તો આ બધું કંઈ થઈ શકે છે અને બંદાઓના ગુનાહ અને બુરા આ'માલનો તકાદો તો એ જ છે કે એવો હુકમ થઈ જાય પરંતુ તો પણ એવો હુકમ નથી આપતો, કારણ એ છે કે) બેશક ! અલ્લાહ તઆલા લોકો ઉપર ઘણો માયાળુ અને રહમત કરનારો છે અને તે જ છે જેણે તમને જિંદગી આપી પછી (નિશ્ચિત સમય ઉપર) મોત આપશે, પછી (કયામતમાં) તમને જીવીત કરશે (આ ઇનામ અને અહેસાનનો તકાદો હતો કે લોકો તવહીદ અને અલ્લાહનો શુક્ર અપનાવે પરંતુ) ખરેખર મનુષ્ય ઘણો જ નગુણો છે (કે હજુપણ કુફ્ર અને શિર્કથી અટકતો નથી, ભાવાર્થમાં બધા મનુષ્યો નથી બલકે તે જ છે જે આ નાશુક્રી અને નગુણાપણામાં સંડોવાયેલા છે).

## મસ્અલા અને બોધપાઠ :

سَخَّرَ لَكُمۡ مَّا فِى الۡاَرۡضِ એટલે કે, જમીનની બધી વસ્તુઓને મનુષ્યના તા'બે કરી દીધી. مُسَخَّر (મુસખ્ખર) કરવાનો અર્થ જાહેર અને સામાન્ય રીતે સમજમાં એ જ આવે છે કે તે તેના હુકમના તા'બે ચાલે પરંતુ આ અર્થના આધારે એ શંકા થઈ શકે છે કે જમીનના પહાડો અને દરિયા અને હિંસક પ્રાણીઓ, પક્ષીઓ અને હજારો અન્ય વસ્તુઓ મનુષ્યના હુકમના તા'બે તો નથી ચાલતા ! પરંતુ કોઈ વસ્તુને કોઈ વ્યક્તિની સેવામાં લગાવી દેવી જે દરેક સમયે એ સેવામાં કાર્યરત રહે એ પણ વાસ્તવમાં તેના માટે તા'બે કરેલું જ કહેવાશે, જો કે તે તેના હુકમના આધીન ન હોય બલકે હકીકી માલિકના હુકમથી તેની સેવા કરતું રહેતું હોય, એટલા માટે અત્રે تَسۡخِيۡر (તસ્ખીર)નો તરજુમો "કામમાં લગાવી દેવું"

કરવામાં આવ્યો છે. અલ્લાહ તઆલાના કાબૂમાં એ પણ હતું કે આ બધી વસ્તુઓને મનુષ્યના હુકમના તા'બે પણ બનાવી દીધી હોત પરંતુ તેનું પરિણામ પોતે મનુષ્યના હકમાં નુકસાનકર્તા સાબિત થયું હોત, કારણ કે મનુષ્યનો સ્વભાવ, ઈચ્છાઓ, જરૂરિયાતો વિવિધ પ્રકારની હોય છે, એક મનુષ્ય નદીની દિશા પોતાના તરફ વાળવાનો હુકમ આપતો હોત તો બીજો તેનો વિરોધ કરતો હોત, પરિણામ ફસાદ સિવાય શું આવ્યું હોત !? અલ્લાહ તઆલાએ એટલા માટે જ આ બધી વસ્તુઓને પોતાના હુકમના તા'બે રાખી પરંતુ તેનો મૂળ ફાયદો મનુષ્યને જ પહોંચાડ્યો.

————————

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૬૭ થી ૭૦)

لِكُلِّ أُمَّةٍ جَعَلْنَا مَنسَكًا هُمْ نَاسِكُوهُ فَلَا يُنَازِعُنَّكَ فِي الْأَمْرِ وَادْعُ إِلَىٰ رَبِّكَ إِنَّكَ
لَعَلَىٰ هُدًى مُّسْتَقِيمٍ ﴿٦٧﴾ وَإِن جَادَلُوكَ فَقُلِ اللَّهُ أَعْلَمُ بِمَا تَعْمَلُونَ ﴿٦٨﴾ اللَّهُ يَحْكُمُ
بَيْنَكُمْ يَوْمَ الْقِيَامَةِ فِيمَا كُنتُمْ فِيهِ تَخْتَلِفُونَ ﴿٦٩﴾ أَلَمْ تَعْلَمْ أَنَّ اللَّهَ يَعْلَمُ مَا
فِي السَّمَاءِ وَالْأَرْضِ إِنَّ ذَٰلِكَ فِي كِتَابٍ إِنَّ ذَٰلِكَ عَلَى اللَّهِ يَسِيرٌ ﴿٧٠﴾

## તરજુમો :

*દરેક ઉમ્મત માટે અમે બંદગીનો એક માર્ગ નિશ્ચિત કરી દીધો કે તેઓ એ જ પ્રમાણે બંદગી કરે છે; બસ તેઓએ તમારી સાથે આ કામમાં ઝઘડો ન કરવો જોઈએ અને તમે પોતાના પરવરદિગાર તરફ બોલાવતા જાઓ, બેશક ! તમે જ સીધા માર્ગ ઉપર છો સૂઝવાળા. (૬૭) અને જો તમારી સાથે ઝઘડો કરવા લાગે તો તમે કહો, અલ્લાહ સારી પેઠે જાણે છે જે તમે કરો છો. (૬૮) કયામતના દિવસે અલ્લાહ તમારા વચ્ચે ફૈસલો કરશે જે વસ્તુમાં તમારો માર્ગ અલગ અલગ હતો. (૬૯) શું તમને ખબર નથી કે અલ્લાહ જાણે છે જે કંઈ આસમાનમાં છે અને જમીનમાં ? બેશક આ બધું કિતાબમાં લખેલું છે, નિઃશંક આ અલ્લાહ માટે સરળ છે. (૭૦)*

## તફસીર :

(જેટલી ઉમ્મતો શરીઅતવાળી પસાર થઈ છે તેમનામાં) અમે દરેક ઉમ્મત માટે ઝબહ કરવાના તરીકા નિશ્ચિત કર્યા છે કે તેઓ તે જ તરીકા ઉપર ઝબહ કર્યા કરતા હતા તો (વાંધો ઉઠાવનારા) લોકોએ આ (ઝબહની) બાબતમાં તમારી સાથે ઝઘડો ન કરવો જોઈએ (તેમને તો તમારી સાથે વિવાદ અથવા ઝઘડો કરવાનો હક નથી પરંતુ તમને હક છે એટલા માટે) તમે (તેમને) પોતાના પરવરદિગાર (એટલે કે તેના દીન)ની તરફ બોલાવતા રહો, તમે ખરેખર સાચા માર્ગ ઉપર છો (સીધા માર્ગ ઉપર ચાલનારાને હક હોય છે કે ખોટા માર્ગે ચાલનારાને પોતાના તરફ બોલાવે, ખોટા માર્ગવાળાને એ હક નથી હોતો) અને જો (તેના ઉપર પણ) આ લોકો તમારી સાથે ઝઘડો કરતા રહે તો તમે એ કહી આપો કે અલ્લાહ તઆલા તમારા કામોને સારી પેઠે જાણે છે (તે જ તમને સમજી લેશે. આગળ તેનો જ ખુલાસો એ છે કે) અલ્લાહ તઆલા તમારી વચ્ચે કયામતના દિવસે (અમલી) ફૈસલો કરી આપશે જે વસ્તુઓમાં તમે મતભેદ કરતા હતા (આગળ આ જ વાતનું સમર્થન છે કે) હે શ્રોતા ! શું તને ખબર નથી કે અલ્લાહ તઆલા બધી વસ્તુઓને જાણે છે જે કંઈ આસમાન અને જમીનમાં છે (અને અલ્લાહના જ્ઞાનમાં સુરક્ષિત હોવાની સાથે એ પણ) નિશ્ચિત વાત છે કે આ (એટલે કે આ બધા નિવેદનો અને અમલો) નામએ આ'માલમાં (પણ સુરક્ષિત) છે, (બસ) ખરેખર (સાબિત થઈ ગયું કે) આ (ફૈસલો કરવો) અલ્લાહ તઆલા સમીપ સરળ છે.

## મસ્અલા અને બોધપાઠ :

لِكُلِّ اُمَّةٍ جَعَلْنَا مَنْسَكًا આ જ વિષય લગભગ આ જ શબ્દો સાથે આ જ સૂરતની આયત નં. ૩૪ માં પસાર થઈ ચૂક્યો છે પરંતુ બંને સ્થળે શબ્દ مَنْسَكٌ (મન્સક)ના અર્થ અને ભાવાર્થમાં તફાવત છે, ત્યાં نُسُكٌ (નુસુક) અને مَنْسَكٌ (મન્સક) કુર્બાનીના અર્થમાં નથી, આ વિષય ત્યાં હજ્જના હુકમના અર્થમાં આવ્યો હતો અને એટલા માટે ત્યાં وَاؤ (વાવ)ની સાથે وَلِكُلِّ اُمَّةٍ (વલિ કુલ્લિ ઉમ્મતિન્) કહેવામાં આવ્યું, અત્રે مَنْسَكٌ (મન્સક)ને બીજા અર્થ (એટલે કે ઝબહ કરવાના હુકમો અથવા તો શરીઅતના હુકમોના જ્ઞાન) અને બીજા ભાવાર્થ

તરીકે છે અને આ એક આગવો હુકમ છે એટલા માટે તેને عَطْف (અત્ફ) કરીને વર્ણન કર્યો નથી. આ આયતની તફસીરમાં એક નિવેદન તે છે જે તફસીરના ખુલાસામાં લેવામાં આવ્યું છે કે અમુક કાફિરો મુસલમાનો સાથે તેમના ઝબહ કરવા વિશે બેકાર ઝઘડો અને વિવાદ કર્યા કરતા હતા અને કહેતા હતા કે તમારા ધર્મનો આ હુકમ અજબ છે કે જે જાનવરોને તમે પોતે પોતાના હાથથી કતલ કરો તે તો હલાલ ! અને જેને સીધે–સીધું અલ્લાહ તઆલા મારે એટલે કે સામાન્ય મૃત જાનવરો; તે હરામ ! તેમના આ ઝઘડાના જવાબમાં આ આયત નાઝિલ થઈ.

[كَمَا رَوَاهُ الْحَاكِمُ وَصَحَّحَهُ وَالْبَيْهَقِيُّ فِى الشِّعَبِ عَنْ عَلِى بْنِ حَسَنٍ وَابْنِ عَبَّاسٍ اِنَّهَانَزَلَتْ بِسَبَبِ قَوْلِ الْخُزَا عِيِّيْنَ، رُوْحُ الْمَعَانِىْ]

અત્રે ''મન્સક''નો અર્થ ''ઝબહની પદ્ધતિ''નો થશે અને જવાબનો ખુલાસો એ થશે કે અલ્લાહ તઆલાએ દરેક ઉમ્મત અને શરીઅત માટે ઝબહના હુકમો અલગ–અલગ રાખ્યા છે. નબીએ કરીમ ﷺની શરીઅત એક આગવી શરીઅત છે, તેના હુકમોની સરખામણી કોઈ પહેલી શરીઅતના હુકમો સાથે કરવી પણ જાઈઝ નથી તો પછી તમે આ સરખામણી માત્ર પોતાના અભિપ્રાય અને ખોટી ધારણાઓથી કરી રહ્યા છો, એટલે કે મૃત જાનવરનું હલાલ ન હોવું તો આ ઉમ્મત અને શરીઅતની સાથે તો ખાસ નથી બલકે તે બધી જ પાછલી શરીઅતોમાં હરામ રહ્યું છે તો તમારું આ નિવેદન તો બિલકુલ જ પાયાવિહોણું છે. આ બેબુનિયાદ કપોળકલ્પિત ધારણાઓ ઉપર સાહિબે શરીઅત નબીએ કરીમ ﷺથી ઝઘડો અને વિવાદ કરવો નરી મુર્ખામી છે.

(هٰكَذَابُيِّنَ فِىْ رُوْحِ الْمَعَانِىْ مَعَنَى الْاٰيَةِ)

જમહૂર મુફસ્સિરોએ આ સ્થળે શબ્દ مَنْسَك (મન્સક) શરીઅતના સામાન્ય હુકમોના અર્થમાં લીધો છે, કારણ કે અસલ શબ્દકોષમાં ''મન્સક''નો અર્થ ''એક નિશ્ચિત જગ્યા'' થાય છે જે કોઈ ખાસ સારા કૃત્ય અથવા બુરાઈના માટે નિશ્ચિત હોય, એટલા માટે હજ્જના હુકમોને مَنَاسِكُ الْحَجِّ(મનાસિકલ હજ્જ) કહેવામાં આવે છે કે તેમાં ખાસ–ખાસ સ્થળો એ ખાસ–ખાસ અમલો અને હુકમો માટે નિશ્ચિત છે. *(ઈબ્ને કષીર)*

કામૂસમાં શબ્દ ''મન્સક''નો અર્થ ''ઈબાદત હોવા''નું લખ્યું છે, કુર્આનમાં اَرِنَامَنَاسِكَنَا (૨:૧૨૮) આ જ અર્થ માટે આવ્યું છે. مَنَاسِك (મનાસિક)નો

ભાવાર્થ "શરીઅતના હુકમો" છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ બીજી તફસીર પણ રિવાયત કરવામાં આવી છે. ઈબ્ને જરીર, ઈબ્ને કષીર, કુર્તુબી, રૂહુલ મઆની વગેરેમાં આ જ જાહેર અર્થની તફસીરને અપનાવવામાં આવી છે. આ આયતની વર્ણનશૈલી અને તેનું સ્થાન પણ તેનો જ ઈશારો કરે છે કે અત્રે "મન્સક"નો ભાવાર્થ શરીઅત અને તેના જાહેર હુકમો છે અને આયતનો ભાવાર્થ એ છે કે મુશ્રિકો અને ઈસ્લામના વિરોધીઓ જે શરીઅતે મુહમ્મદિય્યહ ﷺના હુકમોમાં વિવાદ અને ઝઘડો કરે છે અને તેનો આધાર એ છે કે તેમના બાપ–દાદાના ધર્મોમાં તે હુકમો ન હતા તો તેઓ સાંભળી લે કે પાછલી કોઈ કિતાબ અને શરીઅતથી નવી શરીઅત અને કિતાબની સરખામણી કરી વિવાદ કરવો ખોટું છે, કારણ કે અલ્લાહ તઆલાએ દરેક ઉમ્મતને તેના સમયમાં એક ખાસ શરીઅત અને કિતાબ આપી છે જેનું અનુસરણ તે ઉમ્મત ઉપર તે સમય સુધી યોગ્ય હતું જ્યાં સુધી કોઈ બીજી ઉમ્મત અને બીજી શરીઅત અલ્લાહ તઆલા તરફથી ન આવી જાય અને જ્યારે બીજી શરીઅત આવી ગઈ તો અનુસરણ તે નવી શરીઅતનું કરવાનું છે, જો તેનો કોઈ હુકમ પાછલી શરીઅતોથી વિરોધાભાસી છે તો પ્રથમ હુકમને રદ (મન્સૂખ) અને તે નવી શરીઅતના હુકમને રદ કરનાર (નાસિખ) સમજવામાં આવશે, એટલા માટે આ સાહિબે શરીઅતથી કોઈને વિવાદ અને ઝઘડાની પરવાનગી નથી હોઈ શકતી. આયતના અંતિમ શબ્દો فَلَا يُنَازِعُنَّكَ فِي الْأَمْرِ નો આ જ ખુલાસો છે કે હાલના ઝમાનામાં જ્યારે કે ખાતમુલ અંબિયા ﷺ એક આગવી શરીઅત લઈને આવ્યા તો કોઈને હક નથી કે તેમની શરીઅતમાં વિવાદ અને ઝઘડો ઉપસ્થિત કરે.

એનાથી પણ જાણ થઈ ગઈ કે આ પ્રથમ તફસીર અને આ બીજી તફસીરમાં વાસ્તવમાં કોઈ વિરોધાભાસ નથી હોઈ શકતો કે આયતનું ઊતરાણ કોઈ ખાસ ઝબહની પદ્ધતિના ઝઘડાના કારણે થયું હોય, પરંતુ આયતના જાહેર શબ્દો બધા જ શરીઅતના હુકમો ઉપર સમાન રીતે લાગુ પડે છે અને તેના જાહેરપણાના આધારે શબ્દનો સામાન્ય અર્થ થાય છે અને તેનાથી કોઈ ખાસ કૃત્ય ભાવાર્થ તરીકે નથી હોતું, તો ખુલાસો બંને તફસીરોનો એ જ થઈ જશે કે જ્યારે અલ્લાહ તઆલાએ દરેક ઉમ્મતને અલગ–અલગ શરીઅત આપી છે જેમના ગૌણ હુકમો ભિન્ન પ્રકારના હોય છે તો કોઈ પાછલી શરીઅત ઉપર અમલ

કરનારાને નવી શરીઅતથી ઝઘડો કે વિવાદનો કોઈ હક નથી, બલકે તેના ઉપર તે નબીની શરીઅતનું અનુસરણ વાજિબ છે એટલા માટે અંતિમ આયતમાં ફરમાવવામાં આવ્યું, اُدْعُ اِلٰى رَبِّكَ اِنَّكَ لَعَلٰى هُدًى مُّسْتَقِيْمٍ એટલે કે, તમે તે લોકોની ચૂં–ચા અને વિવાદ તથા ઝઘડાથી પ્રભાવિત ન થાઓ બલકે બરાબર પોતાના હોદ્દાની ફરજ એટલે કે હક તરફ આમંત્રણ આપવામાં પ્રવૃત્ત રહો, કારણ કે તમે સત્ય ઉપર અને સિરાતે મુસ્તકીમ (સીધા માર્ગ) ઉપર છો, તમારા વિરોધીઓ જ માર્ગથી ભટકી ગયેલા છે.

**એક શંકા અને તેનો જવાબ :**

એનાથી એ વાત પણ સ્પષ્ટ થઈ ગઈ કે શરીઅતે મુહમ્મદિય્યહ ﷺના આવ્યા પછી કોઈ આગલી શરીઅત ઉપર ઈમાન રાખનાર દાખલા તરીકે યહૂદી, નસ્રાની વગેરેને એવું કહેવાનો અધિકાર નથી કે પોતે કુર્આને તમારા માટે આ આયતમાં આવું કહીને એક સંભાવના ઉપસ્થિત કરી છે કે દરેક શરીઅત અલ્લાહ તરફથી જ છે, એટલા માટે જો ઈસ્લામના સમયમાં પણ અમે શરીઅતે મુસ્વિય્યહ અથવા તો ઈસ્વિય્યહ ઉપર અમલ કરતા રહીએ તો મુસલમાનોએ અમારી સાથે મતભેદ ન કરવો જોઈએ, કારણ કે આયતમાં દરેક ઉમ્મતને એક ખાસ શરીઅત આપવાનું વર્ણન કર્યા પછી સમગ્ર દુનિયાના લોકોને એ હુકમ પણ આપવામાં આવ્યો છે કે શરીઅતે મુહમ્મદિય્યહ ﷺના સ્થાપિત થઈ ગયા પછી તેઓ આ શરીઅતનો વિરોધ ન કરે, એવું નથી કહ્યું કે મુસલમાનો તે પાછલી શરીઅતના હુકમના વિરોધમાં ન બોલે અને આ આયત પછીની આયતોમાંથી એ વિષય વધારે ખુલ્લો અને સ્પષ્ટ થઈ જાય છે કે જેમાં શરીઅતે ઈસ્લામના વિરુદ્ધ વિવાદ અને ઝઘડો કરનારાને ચેતવણી આપવામાં આવી છે કે અલ્લાહ તઆલા તમારી આવી પ્રવૃત્તિઓ અને હરકતોને સારી પેઠે જાણે છે, તે જ તેની સજા આપશે.

وَاِنْ جَادَلُوْكَ فَقُلِ اللّٰهُ اَعْلَمُ بِمَا تَعْمَلُوْنَ

———————

—————

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૭૧ થી ૭૪)

| |
|---|
| وَيَعْبُدُونَ مِنْ دُونِ اللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ سُلْطٰنًا وَّمَا لَيْسَ لَهُمْ بِهٖ عِلْمٌ ؕ وَمَا |
| لِلظّٰلِمِيْنَ مِنْ نَّصِيْرٍ ۝٧١ وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا بَيِّنٰتٍ تَعْرِفُ فِيْ وُجُوْهِ الَّذِيْنَ |
| كَفَرُوا الْمُنْكَرَ ؕ يَكَادُوْنَ يَسْطُوْنَ بِالَّذِيْنَ يَتْلُوْنَ عَلَيْهِمْ اٰيٰتِنَا ؕ قُلْ اَفَاُنَبِّئُكُمْ |
| بِشَرٍّ مِّنْ ذٰلِكُمْ ؕ اَلنَّارُ ؕ وَعَدَهَا اللّٰهُ الَّذِيْنَ كَفَرُوْا ؕ وَبِئْسَ الْمَصِيْرُ ۝٧٢ يٰٓاَيُّهَا ع |
| النَّاسُ ضُرِبَ مَثَلٌ فَاسْتَمِعُوْا لَهٗ ؕ اِنَّ الَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ لَنْ يَّخْلُقُوْا |
| ذُبَابًا وَّلَوِ اجْتَمَعُوْا لَهٗ ؕ وَاِنْ يَّسْلُبْهُمُ الذُّبَابُ شَيْـًٔا لَّا يَسْتَنْقِذُوْهُ مِنْهُ ؕ |
| ضَعُفَ الطَّالِبُ وَالْمَطْلُوْبُ ۝٧٣ مَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖ ؕ اِنَّ اللّٰهَ لَقَوِيٌّ عَزِيْزٌ ۝٧٤ |

## તરજુમો :

*અને અલ્લાહના સિવાય તે વસ્તુને પૂજે છે જે વસ્તુનું તેણે પ્રમાણ નથી ઉતાર્યું અને જેની તેમને ખબર નથી અને અન્યાયીઓ (જાલિમો)નો કોઈ મદદગાર નથી. (૭૧) અને જ્યારે તેમને અમારી સ્પષ્ટ આયતો સંભળાવે તો તમે (કાફિર) ઈન્કારીઓનું ચઢેલું મોઢું (અણગમો) ઓળખી લો, નિકટ હોય છે કે તેમના ઉપર હુમલો કરી બેસે જેઓ તેમની પાસે અમારી આયતો પઢે છે; તમે કહો, હું તમને બતાવું તેનાથી બદ્તર એક વસ્તુ; તે આગ છે, અલ્લાહે ઈન્કારીઓને તેનો વાયદો કરી આપ્યો છે અને તે પાછા વળવાનું અતિશય ખરાબ ઠેકાણું છે. (૭૨) હે લોકો ! એક ઉદાહરણ કહ્યું છે બસ તેના ઉપર કાન ધરો, જેમને તમે અલ્લાહના સિવાય પૂજો છો કદાપિ એક માંખી બનાવી શકશે નહીં ભલે બધા જ ભેગા થઈ જાય; અને જો માંખી તેમની પાસેથી કંઈ ઝૂંટવી લે તો તેની પાસેથી છોડાવી ન શકે (એવો) બોદો છે ચાહનારો (પૂજક) અને જેને ચાહે છે (તે પૂજ્ય). (૭૩) અલ્લાહની કદર નથી સમજ્યા જેવી તેની કદર છે, બેશક ! અલ્લાહ મહાબળવાન જબરદસ્ત છે. (૭૪)*

## તફસીર :

અને આ (મુશ્રિક) લોકો અલ્લાહ તઆલા સિવાય એવી વસ્તુઓની ઈબાદત કરે છે જે(ના ઈબાદતની યોગ્યતા) ઉપર અલ્લાહ તઆલાએ કોઈ દલીલ (પોતાની કિતાબમાં) નથી મોકલી અને ન જ તેમની પાસે તેની કોઈ (બૌદ્ધિક) દલીલ છે અને (કયામતમાં) જ્યારે (તેમને શિર્કની સજા થવા લાગશે તો) તે જાલિમોનો કોઈ મદદગાર હશે નહીં (ન તો મૌખિક રીતે મદદ કરનાર કે તેમની પ્રવૃત્તિના બદલામાં કોઈ દલીલ રજુ કરી શકે અને ન જ પ્રેક્ટિકલી કે તેમને અઝાબથી બચાવી લે) અને (તે લોકો આ જ ગુમરાહી અને સત્ય વાતની દુશ્મનાવટ રાખવામાં એટલા બધા ઓતપ્રોત છે કે) જ્યારે તે લોકોની સામે અમારી આયતો સંભળાવવામાં આવે છે તો તમે કાફિરોના ચહેરાઓમાં (દિલમાં છુપાયેલી નાપસંદગીના કારણે) ખરાબ ચિહ્નો જુઓ છો (જેમકે ચહેરા ઉપર કરચલીઓ પડવી, નાક ચઢાવવું, તેવર બદલાઈ જવા અને આ ચિહ્નો એવા લાગે છે કે) નિકટ છે કે તે લોકો ઉપર (હવે) હુમલો કરી બેસશે જેઓ અમારી આયતો તેમની સામે પઢી રહ્યા છે (એટલે કે હુમલાની શંકા હંમેશા હોય છે અને અમુક વખતે આવો હુમલો કર્યો પણ છે, બસ, يَكَادُوْنَ ના આધારે આવું કહેવામાં આવ્યું) તમે (આ મુશ્રિકોને) કહી આપો કે (તમને જો કુર્આનની આયતો સાંભળવી નાપસંદ હોય તો) શું હું તમને એથી (પણ) વધારે અપ્રિય વસ્તુ બતાવી આપું ? તે દોઝખ છે (કે) તેનો અલ્લાહ તઆલાએ કાફિરોને વાયદો કર્યો છે અને તે ખરાબ ઠેકાણું છે (એટલે કે કુર્આન નાપસંદ કરવાના પરિણામે તમને અપ્રિય અને નાપસંદ પડે એવી દોઝખ તૈયાર છે, આ કુર્આન કે જે તમને નાપસંદ છે તેના વિશે તો તમે ગુસ્સા અને ક્રોધ દ્વારા અથવા તો વેર વાળીને અમુક મુકાબલો પણ કરી લો છો પરંતુ તે અપ્રિય દોઝખનો શું ઈલાજ કરશો જે નક્કી છે ? આગળ એક જાહેર અને સ્પષ્ટ દલીલ શિર્કના રદિયા માટે છે કે) હે લોકો ! એક અજબ વાત વર્ણન કરવામાં આવે છે જેને કાન લગાવીને સાંભળો (તે એ કે) એમાં કોઈ શંકા નથી કે જેની તમે લોકો અલ્લાહને છોડીને ઈબાદત કરો છો તે એક (મા'મૂલી) માંખીને તો પેદા કરી જ નથી શકતા ભલે સઘળા ભેગા (કેમ ન) થઈ જાય અને (પેદા કરવી તો બહુ મોટી વાત છે તેઓ તો એનાથી પણ લાચાર છે કે) જો તેમની પાસેથી માંખી કંઈ (તેમના ચઢાવેલા ચઢાવામાંથી) ઝૂંટવીને લઈ જાય તો તેને

(તો) તેની પાસેથી છોડાવી (જ) નથી શકતા, આવા પૂજકો પણ બોદા અને આવા પૂજ્યો પણ બોદા (અફસોસ છે) ! તે લોકોએ અલ્લાહ તઆલાનું સન્માન કરવું જોઈતું હતું (કે તેના સિવાય કોઈની ઈબાદત ન કરે) તે ન કર્યું (કે શિર્ક કરવા લાગ્યા જ્યારે કે) અલ્લાહ તઆલા મહાન શક્તિવાળો બધા ઉપર વર્ચસ્વવાળો છે (તો ઈબાદત માત્ર તેનો જ હક હતો, ન કે અશક્ત અને અપ્રિય લાચારનો જેની લાચારી અને અશક્તિ જાહેર અને સ્પષ્ટ થઈ ચૂકી છે).

## મસ્અલા અને બોધપાઠ :

### શિર્ક અને મૂર્તિપૂજાની મૂર્ખતાપૂર્ણ પ્રવૃત્તિનો એક ઉદાહરણ દ્વારા આપવામાં આવેલ ખુલાસો :

ضُـرِبَ مَثَلٌ (દુરિબ મષલુન)નો શબ્દ સામાન્ય રીતે કોઈ જે પ્રમાણે કોઈ ખાસ ઘટનાના ઉદાહરણ માટે ઉપયોગ થાય છે અત્રે ضُـــــــرِبَ مَثَـــــلٌ (દુરિબ મષલુન)થી તે સ્વરૂપ ભાવાર્થ તરીકે નથી બલકે શિર્ક અને મૂર્તિપૂજાની મૂર્ખામીને એક સ્પષ્ટ ઉદાહરણથી વર્ણન કરી છે કે આ મૂર્તિ જેને તમે લોકો પોતાનો કાર્યસાધક સમજી રહ્યા છો તે તો એવા લાચાર અને નિઃસહાય છે કે તે બધા મળીને એક માંખી જેવી તુચ્છ વસ્તુ પણ બનાવી શકતા નથી અને માંખી બનાવવી તો બહુ મોટું કામ છે તમે દરરોજ તેની સામે મિઠાઈઓ, ફળો વગેરે ખાવાની વસ્તુઓ ચઢાવો છો અને માંખીઓ તેને ખાય છે, તેમનામાં તો એટલી પણ તાકાત નથી કે તે માંખીઓથી પોતાની વસ્તુને બચાવી લે તો પછી તમને કોઈ આફતથી કેવી રીતે બચાવી શકવાના છે ?! એટલા માટે અંતિમ આયતમાં આ જ મૂર્ખતાપૂર્ણ બેવકૂફીને આ શબ્દોથી ઓળખાવ્યા છે. ضَـعُفَ الـطَّـالِـبُ وَالْمَطْلُوْبُ એટલે કે, જેનો પૂજ્ય જ એવો છે બસ તેનો પૂજક તેનાથી વધારે કમજોર હશે, مَـاقَـدَرُوْاالـلّٰهَ حَقَّ قَدْرِهٖ એટલે કે, કેવા મૂર્ખ અને નગુણા છે કે તે લોકોએ અલ્લાહ તઆલાની કંઈ જ કદર ન જાણી કે આવા મહાન શક્તિશાળીની સાથે આવા નિઃસહાય નિર્જીવ પથ્થરોને તેના સમકક્ષ બનાવી દીધા. વલ્લાહુ અઅ્લમુ.

———————

——————

## આયતો : (સૂરએ હજ્જ : આયત નં. ૭૫ થી ૭૮)

| |
|---|
| اَللّٰهُ يَصْطَفِىْ مِنَ الْمَلٰٓئِكَةِ رُسُلًا وَّمِنَ النَّاسِ ۭ اِنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ﴿٧٥﴾ يَعْلَمُ مَا |
| بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ ۭ وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿٧٦﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا |
| ارْكَعُوْا وَاسْجُدُوْا وَاعْبُدُوْا رَبَّكُمْ وَافْعَلُوا الْخَيْرَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٧٧﴾ |
| وَجَاهِدُوْا فِى اللّٰهِ حَقَّ جِهَادِهٖ ۭ هُوَ اجْتَبٰىكُمْ وَمَا جَعَلَ عَلَيْكُمْ فِى الدِّيْنِ |
| مِنْ حَرَجٍ ۭ مِلَّةَ اَبِيْكُمْ اِبْرٰهِيْمَ ۭ هُوَ سَمّٰىكُمُ الْمُسْلِمِيْنَ ڏ مِنْ قَبْلُ وَفِيْ هٰذَا |
| لِيَكُوْنَ الرَّسُوْلُ شَهِيْدًا عَلَيْكُمْ وَتَكُوْنُوْا شُهَدَاۗءَ عَلَي النَّاسِ ښ فَاَقِيْمُوا الصَّلٰوةَ |
| وَاٰتُوا الزَّكٰوةَ وَاعْتَصِمُوْا بِاللّٰهِ ۭ هُوَ مَوْلٰىكُمْ ۚ فَنِعْمَ الْمَوْلٰى وَنِعْمَ النَّصِيْرُ ﴿٧٨﴾ |

عند الشافعي السجدة

### તરજુમો :

*અલ્લાહ ફરિશ્તાઓ અને માનવીઓમાંથી સંદેશ પહોંચાડનારા તારવી લે છે, અલ્લાહ સઘળું સાંભળે જુએ છે. (૭૫) સઘળું જાણે છે જે કંઈ તેમની આગળ છે અને જે કંઈ તેમની પાછળ અને સૌ કામો અલ્લાહના જ તરફ રજુ થાય છે. (૭૬) હે ઈમાનવાળાઓ ! રુકૂઅ્ કરો અને સિજ્દહ કરો અને પોતાના પરવરદિગારની બંદગી કરો અને ભલાઈની પ્રવૃત્તિ કરો જેથી તમે સફળ થાઓ. (૭૭) અને અલ્લાહના માટે મહેનત કરો જેવો કે તેના માટે મહેનતન કરવાનો હક છે, તેણે તમને પસંદ કર્યા અને તમારા ઉપર દીનમાં કોઈ મુશ્કેલી નથી રાખી, દીન તમારા પિતા ઈબ્રાહીમ (અલૈ.)નો, તેમણે જ તમારું નામ "મુસલમાન" રાખ્યું પહેલેથી; અને આ કુર્આનમાં (પણ); જેથી તમારા ઉપર રસૂલ બતાવનાર (ગવાહ) થાય અને તમે (અન્ય) લોકો ઉપર બતાવનારા (ગવાહ) થાઓ; બસ નમાઝ કાયમ રાખો અને ઝકાત આપતા રહો અને અલ્લાહને મજબૂતીથી પકડો, તે તમારો માલિક છે; બસ ઘણો સારો માલિક (કાર્યસાધક) છે અને ઘણો સારો સહાયક. (૭૮)*

## તફસીર :

અલ્લાહ તઆલા(ને અધિકાર છે રિસાલત માટે જેને ઈચ્છે છે) ચૂંટી લે છે ફરિશ્તાઓમાંથી (જે ફરિશ્તાને ઈચ્છે ઈલાહી) હુકમો (નબીઓ પાસે) પહોંચાડવા માટે (નક્કી કરી આપે છે) અને (એ જ પ્રમાણે) મનુષ્યોમાંથી (પણ જેને ઈચ્છે સામાન્ય લોકો માટે હુકમ પહોંચાડનારા નક્કી કરી આપે છે, એટલે કે રિસાલતનો આધાર અલ્લાહ તરફથી નક્કી થાય છે, તેમાં ફરિશ્તા હોવું ખાસ નથી બલકે જે પ્રમાણે ફરિશ્તાની સાથે રિસાલત ભેગી થઈ શકે છે જેને મુશ્રિકો પણ માને છે એટલા માટે ફરિશ્તાઓમાં રસૂલ હોવાનો તેઓ પોતે ઠરાવ રજુ કરતા હતા, એ જ પ્રમાણે મનુષ્યની સાથે પણ તે ભેગી થઈ શકે છે, હા ! એ નક્કી થવું કોઈ એકની સાથે ખાસ કેમ બને ? તો તેના કારણો તો તે રસૂલોના અહેવાલના ખાસ હોવા ઉપર છે અને આ) યકીની વાત છે કે અલ્લાહ તઆલા ખૂબ સાંભળનારો ખૂબ જોનારો છે, (એટલે કે) તે એ (બધા ફરિશ્તાઓ અને મનુષ્યો)ની આગલી અને પાછલી હાલતોને (સારી પેઠે) જાણે છે (તો વર્તમાન પરિસ્થિતિને તો પ્રથમ કક્ષાએ જાણશે, મતલબ કે બધી જાહેર અને ગુપ્ત હાલતોની તેને ખબર છે, તેમાંથી અમુકની હાલતનો તકાદો આ નિમણૂકનો થઈ ગયો) અને (વાસ્તવિક કારણ તેનું એ છે કે) બધા કાર્યોનો આધાર અલ્લાહ ઉપર જ છે (એટલે કે તે માલિક છે અને તેનો જ સંપૂર્ણ આગવો અધિકાર છે, તેનો ઈરાદો તેનો પોતાનો છે, તેના ઈરાદા માટે કોઈની દખલગીરીની કે સલાહની જરૂર નથી, બસ સાચો પાકો ઈરાદો અલ્લાહનો જ છે અને તેનું કારણ પૂછવું વાહિયાત અને વ્યર્થ છે. وَهُوَ مَعْنٰى قَوْلِهٖ تَعَالٰى لَا يُسْئَلُ عَمَّا يَفْعَلُ એટલે કે અલ્લાહ તઆલાને તેની કોઈ પ્રવૃત્તિનું કારણ કોઈને પૂછવાનો અધિકાર નથી. આગળ સૂરત પૂર્ણ થવા ઉપર પ્રથમ શરીઅતના સિદ્ધાંતોનું વર્ણન છે અને મિલ્લતે ઈબ્રાહીમ અલૈ. ઉપર કાયમ રહેવાનો હુકમ આપવામાં આવ્યો છે અને તેના પ્રોત્સાહન અને પ્રેરણા માટે અમુક વિષયો વર્ણન કરવામાં આવ્યા છે) હે ઈમાનવાળાઓ ! (તમે મુખ્ય સિદ્ધાંતનો સ્વીકાર કર્યા પછી તેના વિભાગોની પાબંદી રાખો ખાસ કરીને નમાઝની, બસ તમે) રુકૂઅ્ કર્યા કરો અને સિજ્દહ કર્યા કરો અને (ખાસ કરીને બીજા વિભાગોને પણ અદા કર્યા કરો) પોતાના પરવરદિગારની બંદગી કર્યા કરો, નેક કામ કર્યા કરો, આશા (એટલે કે વાયદો)

છે કે તમે સફળતા પામશો અને અલ્લાહના કાર્યમાં ખૂબ પ્રયત્ન કર્યા કરો જેવો કે પ્રયત્ન કરવાનો હક છે, તેણે તમને (બીજી ઉમ્મતોથી) વિશિષ્ટતા આપી (જેમકે આયત جَعَلْنٰكُمْ اُمَّةً وَّسَطًا માં ઉપસ્થિત છે) અને તમારા ઉપર દીનમાં કોઈ પ્રકારની તંગી ન રાખી (અને હે ઈમાનવાળાઓ ! જે ઈસ્લામનો હુકમ તમને આપવામાં આવ્યો છે કે હુકમોને સંપૂર્ણ રીતે પૂર્ણ કરો અને આ જ મિલ્લતે ઈબ્રાહીમી છે) તમે પોતાના બાપ ઈબ્રાહીમની મિલ્લત ઉપર કાયમ રહો, તેણે તમારો લકબ "મુસલમાન" રાખ્યો પહેલાં પણ અને આ (કુર્આન)માં પણ જેથી તમારા માટે રસૂલુલ્લાહ ગવાહ બને અને (આ રસૂલની ગવાહીથી પહેલાં) તમે (એક મોટા મુકદ્દમામાં જેમાં એક પક્ષ અંબિયા અલૈ.નો હશે અને બીજો પક્ષ તેમનો વિરોધ કરનાર કોમોનો હશે, આ વિરોધી) લોકોના મુકાબલામાં ગવાહ થાઓ (અને રસૂલની ગવાહીથી તમારી ગવાહીનું સમર્થન થાય અને અંબિયા અલૈ.ના હકમાં ફેંસલો થાય) બસ, (અમારા હુકમોને સંપૂર્ણ રીતે અદા કરો બસ) તમે લોકો (વિશેષરૂપે) નમાઝની પાબંદી રાખો અને ઝકાત આપતા રહો અને (બાકી હુકમોમાં પણ) અલ્લાહને જ મજબૂત પકડી રાખો (એટલે કે હિંમત અને ઉત્સાહની સાથે દીનના હુકમો પૂરા કરો, ગયરૂલ્લાહની ખુશી અને નાખુશી તથા પોતાના નફ્સની મસ્લિહત અને નુકસાન તરફ ધ્યાન ન આપો) તે તમારો કાર્યસાધક છે, બસ કેવો સારો કાર્યસાધક છે અને કેવો સારો મદદગાર છે !

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ હજ્જનો સિજ્દએ તિલાવત્ :

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا ارْكَعُوْا وَاسْجُدُوْا وَاعْبُدُوْا رَبَّكُمْ સૂરએ હજ્જમાં એક આયત તો પ્રથમ પસાર થઈ ચૂકી છે જેના ઉપર "સિજ્દએ તિલાવત્" કરવો સર્વસહમતીથી વાજિબ છે, આ આયત ઉપર જે અત્રે "સિજ્દએ તિલાવત્" આવ્યો છે તેના વાજિબ હોવામાં ઈમામોનો મતભેદ છે, ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.), ઈમામ માલિક (રહ.), સુફિયાન થૌરી (રહ.) સમીપ આ આયત ઉપર સિજ્દએ તિલાવત્ વાજિબ નથી, કારણ કે તેમાં સિજ્દહનું વર્ણન રુકૂઅ્ વગેરેની સાથે આવ્યું છે જેનાથી નમાઝનો સિજ્દહ ભાવાર્થ તરીકે જાહેર છે, જેમકે وَاسْجُدِىْ وَارْكَعِىْ مَعَ الرّٰكِعِيْنَ (૩:૪૩)માં સૌની સહમતી છે કે

તેનાથી નમાઝનો સિજ્દહ ભાવાર્થ તરીકે છે તેની તિલાવત કરવાથી સિજ્દએ તિલાવત્ વાજિબ નથી થતો. ઈમામ શાફઈ (રહ.), ઈમામ અહમદ (રહ.) વગેરે નજીક આ આયત ઉપર પણ સિજ્દએ તિલાવત્ વાજિબ છે, તેમની દલીલ એક હદીષ છે જેમાં એ ઈરશાદ છે કે સૂરએ હજ્જને બીજી સૂરતો ઉપર એ વિશિષ્ટતા પ્રાપ્ત છે કે તેમાં બે સિજ્દએ તિલાવત્ છે, ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક આ રિવાયતની સાબિતીમાં નિવેદન નોંધાયું છે તેની વિગત ફિક્હ અને હદીષોની કિતાબોમાં જોઈ શકાય છે.

وَجَاهِدُوْا فِى اللّٰهِ حَقَّ جِهَادِهٖ શબ્દ "જિહાદ" અને "મુજાહિદ" કોઈ ખાસ હેતુની પ્રાપ્તિ માટે પોતાની સંપૂર્ણ શક્તિ ખર્ચ કરવાના અને તેના માટે મુશ્કેલી સહન કરવાના અર્થમાં આવે છે, કાફિરોની સાથે યુદ્ધમાં પણ મુસલમાનો પોતાની પ્રવૃત્તિ અને નિવેદન અને પોતાની દરેક પ્રકારની શક્તિ ખર્ચ કરે છે એટલા માટે તેને પણ "જિહાદ" કહેવામાં આવે છે અને حَقَّ جِهَادٌ (હક્ક જિહાદ)થી ભાવાર્થ તેમાં સંપૂર્ણ ઈખ્લાસ અને તે માત્ર અલ્લાહ માટે જ હોવું જોઈએ તે બતાવે છે, આ સંઘર્ષમાં કોઈ દુનિયાની નામના કે શોહરત અથવા માલે ગનીમત જમા કરવાની લાલચનો અંશ પણ ન હોવો જોઈએ.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જિહાદનો હક એ છે કે જિહાદમાં પોતાની સંપૂર્ણ શક્તિ ખર્ચ કરે, કોઈ ટીકા કરનારની ટીકા ઉપર ધ્યાન ન આપે અને અમુક મુફસ્સિરોએ આ સ્થળે જિહાદનો અર્થ સામાન્ય ઈબાદતો અને અલ્લાહના હુકમોને પૂરા કરવામાં પોતાની સંપૂર્ણ શક્તિ સંપૂર્ણ ઈખ્લાસની સાથે ખર્ચ કરવા માટેનો લીધો છે, ઝહ્હાક અને મકાતિલે ફરમાવ્યું કે આયતનો ભાવાર્થ એ છે કે, اِعْمَلُوْا لِلّٰهِ حَقَّ عَمَلِهٖ وَاعْبُدُوْهُ حَقَّ عِبَادَتِهٖ એટલે કે, "અમલ કરો અલ્લાહના માટે જેવો કે તેનો હક છે અને અલ્લાહની ઈબાદત કરો જેવો તેનો હક છે." હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.)એ ફરમાવ્યું કે અત્રે જિહાદનો ભાવાર્થ પોતાના નફ્સ અને તેની અઘટિત ઈચ્છાઓના મુકાબલામાં સંઘર્ષ કરવાનો છે અને આ જ حَقَّ جِهَادٌ છે. ઈમામ બગવી (રહ.) વગેરેએ આ નિવેદનના સમર્થનમાં એક હદીષ પણ હઝરત જાબીર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી નકલ કરી છે કે એક વખતે સહાબએ કિરામ (રદિ.)નું એક જૂથ જે

કાફિરો સાથે જિહાદમાં ગયું હતું પાછું આવ્યું તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, قَدَ مْتُمْ خَيْرَ مَقْدَمٍ مِنَ الْجِهَادِ الْاَصْغَرِ اِلَى الْجِهَادِ الْاَكْبَرِ قَالَ (الرَّاوِىْ) مُجَاهَدَةُ الْعَبْدِ لِهَوَاهُ رَوَاهُ الْبَيْهَقِىُّ وَقَالَ هٰذَا اِسْنَادٌ فِيْهِ ضُعْفٌ એટલે કે વારૂં, તમે લોકો નાના જિહાદથી મોટા જિહાદ તરફ પાછા આવ્યા પોતાના નફ્સની અયોગ્ય ઈચ્છાઓના મુકાબલામાં જિહાદ હજુ પણ ચાલુ છે. આ રિવાયતને બયહકીએ રિવાયત કરી છે પરંતુ કહ્યું છે કે તેની સનદો ઝઈફ (કમજોર) છે.

**ખુલાસો :**

તફસીરે મઝહરીમાં આ બીજી તફસીરને અપનાવીને આ આયતથી એ મસ્અલો કાઢવામાં આવ્યો છે કે જ્યારે સહાબએ કિરામ (રદિ.) કાફિરોના મુકાબલામાં જિહાદ કરી રહ્યા હતા નફ્સની ખ્વાહિશોના મુકાબલાનો જિહાદ તો તે સમયે પણ ચાલુ હતો પરંતુ હદીષમાં તેને પરત આવ્યા પછી વર્ણન કર્યું છે, તેમાં ઈશારો એ છે કે નફ્સની ઈચ્છાઓના મુકાબલાનો જિહાદ જો કે રણભૂમિમાં પણ ચાલુ હતો પરંતુ સ્વાભાવિક રીતે આ જિહાદ શૈખે કામિલની સોબત ઉપર અવલંબિત છે, એટલા માટે તે જિહાદથી પરત આવવા અને આપ ﷺની સેવામાં હાજર થવાના સમયે જ શરૂ થયો.

**ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ અલ્લાહ તઆલાની ચૂંટી કાઢેલી ઉમ્મત છેઃ**

هُوَ اجْتَبٰكُمْ હઝરત વાષિલા ઈબ્ને અસ્કઅ્ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાએ સમગ્ર બની ઈસ્માઈલમાં કનાનહને ચૂંટી કાઢયા, પછી કનાનહમાંથી કુરૈશને, પછી કુરૈશમાંથી બની હાશિમને, પછી બની હાશિમમાંથી મારી નિમણૂક કરી. *(રવાહુ મુસ્લિમ, મઝહરી)*

وَمَا جَعَلَ عَلَيْكُمْ فِى الدِّيْنِ مِنْ حَرَجٍ એટલે કે, અલ્લાહ તઆલાએ દીનના મા'મલામાં તમારા ઉપર કોઈ તંગી નથી રાખી, દીનમાં તંગી ન હોવાનો અર્થ અમુક લોકોએ એ વર્ણન કર્યો છે કે આ દીનમાં એવો કોઈ ગુનોહ નથી જે તવબહથી મા'ફ ન થઈ શકે અને આખિરતના અઝાબથી છુટકારાનું કોઈ સ્વરૂપ ન નીકળે, પાછલી ઉમ્મતોથી વિપરીત કે તેમનામાં અમુક ગુનાહ એવા પણ હતા જે તવબહ કરવાથી પણ મા'ફ થતા ન હતા.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તંગીનો ભાવાર્થ તે સખત અને કઠણ હુકમો છે જે બની ઈસ્રાઈલ ઉપર લાગુ પાડવામાં આવ્યા હતા જેને કુર્આને કરીમમાં اِصۡـر (ઈસ્ર) અને اَغۡلَال (અગ્લાલ)થી ઓળખાવવામાં આવ્યા છે, આ ઉમ્મત ઉપર એવો કોઈ હુકમ ફરજ કરવામાં નથી આવ્યો. અમુક લોકોએ ફરમાવ્યું કે તંગીનો ભાવાર્થ તે તંગી છે જેને મનુષ્ય સહન ન કરી શકે, આ દીનના હુકમોમાં કોઈ હુકમ એવો નથી જે વેઠી ન શકાય એવો હોય, બાકી રહી થોડી ઘણી મહેનત અને તકલીફ તો તે દુનિયાના દરેક કાર્યમાં હોય છે, શિક્ષણ પ્રાપ્ત કરવા, પછી નોકરી, વેપાર કે ઉદ્યોગમાં કેવી–કેવી મહેનતો વેઠવી પડતી હોય છે પરંતુ તેના કારણે એવું નથી કહી શકાતું કે આ કાર્ય ઘણું સખત અને કઠોર છે, વાતાવરણ પ્રતિકૂળ હોવાના કારણે અથવા દેશ કે શહેરમાં તેનો રિવાજ ન હોવાના કારણે જો કોઈ કાર્યમાં મુશ્કેલી પડે છે તો અમલની તંગી અને કઠોરતા કહેવાશે નહીં, કરનારને તેના માટે ભારે જાણ થાય છે કે વાતાવરણ તેનો સાથ આપતું નથી, જે દેશમાં રોટી ખાવા–પકાવવાનો રિવાજ જ ન હોય ત્યાં રોટી પ્રાપ્ત કરવી કેટલી મુશ્કેલ થઈ જાય છે તે બધાને જ ખબર છે પરંતુ તે છતાં એવું નથી કહી શકાતું કે રોટી પકાવવી ઘણું કઠોર કાર્ય છે.

હઝરત કાઝી ષનાઉલ્લાહ (રહ.)એ તફસીરે મઝહરીમાં ફરમાવ્યું કે દીનમાં તંગી ન હોવાનો એ અર્થ પણ હોઈ શકે છે કે અલ્લાહ તઆલાએ આ ઉમ્મતને સમગ્ર ઉમ્મતોમાંથી પોતાના માટે ચૂંટી કાઢી છે, તેની બરકતથી આ ઉમ્મતના લોકોને દીનના રસ્તામાં મોટામાં મોટી તકલીફ ઉઠાવવી પણ સરળ બલકે પ્રિય થઈ જાય છે, મહેનતથી જ રાહત મળવા લાગે છે ખાસ કરીને જ્યારે દિલમાં ઈમાનની "હલાવત" (રસાસ્વાદ) પેદા થઈ જાય તો બધા જ ભારે કામો પણ હલકા–ફૂલકા લાગવા માંડે છે. સહીહ હદીષમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, جُعِلَتۡ قُرَّةُ عَيۡنِىۡ فِى الصَّلٰوةِ એટલે કે નમાઝમાં મારી આંખોની ઠંડક કરી આપવામાં આવી છે.

*(રવાહુ અહમદ વ નસાઈ વ હાકિમ સહહહૂ)*

مِـلَّةَ اَبِيۡـكُـمۡ اِبۡرٰهِيۡمَ એટલે કે, આ મિલ્લત તમારા બાપ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની છે, આ ખિતાબ વાસ્તવમાં કુરૈશના મો'મિનોને છે જે ઈબ્રાહીમ (અલૈ.)ની નસ્લમાંથી છે, પછી બધા લોકો કુરૈશના તા'બે થઈને તેમની

શ્રેષ્ઠતામાં સામેલ થઈ જાય છે, જેમકે હદીષમાં છે, اَلنَّاسُ تَبَعٌ لِّقُرَيْشٍ فِى هٰذَاالشَّانِ مُسْلِمُهُمْ تَبَعٌ لِّمُسْلِمِهِمْ وَكَافِرُهُمْ تَبَعٌ لِّكَافِرِهِمْ رَوَاهُ الْبُخَارِىُ وَمُسْلِمٌ (مَظْهَرِىْ) એટલે કે, બધા લોકો આ દીનમાં કુરૈશના તા'બે છે, મુસલમાન એ મુસલમાન કુરૈશના તા'બે અને કાફિર લોકો કાફિર કુરૈશના તા'બે છે અને અમુક લોકોએ ફરમાવ્યું, اَبِيْكُمْ اِبْرَاهِيْمَ નું સંબોધન બધી ઉમ્મતના મુસલમાનોને છે તથા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને તે બધાના બાપ હોવું એ આધારે છે કે રસૂલે કરીમ ﷺ ઉમ્મતના રૂહાની (આધ્યાત્મિક) બાપ છે, જેમકે પવિત્ર પત્નીઓ ઉમ્મતની માતાઓ છે અને નબીએ કરીમ ﷺ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદમાંથી હોવું જાહેર અને મશ્હૂર છે.

هُوَ سَمّٰكُمُ الْمُسْلِمِيْنَ مِنْ قَبْلُ وَفِىْ هٰذَا એટલે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના બધા જ ઈમાનવાળાઓનું નામ કુર્આનથી પહેલાં મુસ્લિમ ઠરાવ્યું છે અને પોતે કુર્આનમાં પણ; જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ કુર્આને કરીમમાં આ પ્રમાણે નકલ થઈ છે, رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ وَمِنْ ذُرِّيَّتِنَا اُمَّةً مُّسْلِمَةً لَّكَ (૨:૧૨૮) અને કુર્આનમાં જે ઈમાનવાળાઓનું નામ મુસ્લિમ રાખવામાં આવ્યું છે તો તે નામ રાખનારા જો કે સીધે સીધા હઝરત ઈબ્રાહીમ (અલૈ.) નથી પરંતુ કુર્આનથી પહેલાં તેમનું આ નામ ઠરાવી દેવું કુર્આનમાં તે જ નામને યથાવત્ રાખવાનું કારણ બન્યું, એટલા માટે તેનો સંબંધ પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તરફ જોડવામાં આવ્યો.

لِيَكُوْنَ الرَّسُوْلُ شَهِيْدًاعَلَيْكُمْ وَتَكُوْنُوْا شُهَدَآءَ عَلَى النَّاسِ એટલે કે, આપ ﷺ મહશરમાં ગવાહી આપશો કે મેં અલ્લાહ તઆલાના હુકમો આ ઉમ્મતને પહોંચાડી દીધા હતા અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ તેનો એકરાર કરશે પરંતુ બીજા અંબિયા (અલૈ.) જ્યારે એવું કહેશે ત્યારે તેમની ઉમ્મતો ફરી જશે, તે સમયે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ ગવાહી આપશે કે બેશક ! બધા અંબિયા (અલૈ.)એ પોતપોતાની કોમને અલ્લાહના હુકમો પહોંચાડી દીધા હતા, બીજી ઉમ્મતો તરફથી આ ગવાહી વિરુદ્ધ એવી દલીલ કરવામાં આવશે કે અમારા સમયમાં તો ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺનું અસ્તિત્વ પણ ન હતું, તેઓ અમારા મા'મલામાં કેવી રીતે ગવાહ બની શકે છે ? તેમના તરફથી આપવામાં આવેલ આ દલીલનો જવાબ એ હશે કે બેશક ! અમે ઉપસ્થિત ન હતા પરંતુ અમે આ વાત અમારા

રસૂલ નબીએ કરીમ ﷺ પાસેથી સાંભળી છે જેમના સત્ય હોવામાં કોઈ શંકા કે સંદેહ નથી એટલા માટે અમે આ ગવાહી આપી શકીએ છીએ તો તેમની ગવાહી સ્વીકારવામાં આવશે. આ વિષય આ હદીષનો છે જેને બુખારી વગેરેએ હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત કર્યો છે.

فَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ ભાવાર્થ એ છે કે જ્યારે અલ્લાહ તઆલાએ તમારા ઉપર એવા મહાન અહેસાનો કર્યા છે જેનું વર્ણન ઉપર આવ્યું છે તો તમારી ફરજ છે કે અલ્લાહ તઆલાના હુકમોની પાબંદીમાં સંપૂર્ણ પ્રયત્ન કરો, તેમાંથી આ સ્થળે નમાઝ અને ઝકાતના વર્ણન ઉપર એટલા માટે અટકવામાં આવ્યું છે કે શરીરથી સંબંધ ધરાવનાર અમલો અને હુકમોમાં નમાઝ સૌથી અગત્યની છે અને માલથી સંબંધ ધરાવનાર ઈબાદતમાં ઝકાત સૌથી વધારે મહત્ત્વની છે, મતલબ કે ભાવાર્થ શરીઅતના બધા જ હુકમોની પાબંદી કરવાનો છે.

وَاعْتَصِمُوْا بِاللّٰهِ એટલે કે, પોતાના બધા કાર્યોમાં માત્ર અલ્લાહ તઆલા ઉપર જ ભરોસો કરો, તેનાથી જ મદદ માંગો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, اِعْتِصَامٌ (ઈઅ્તિસામ)નો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાથી દુઆ માંગ્યા કરો કે તમને દુનિયા અને આખિરતની બધી જ અપ્રિય બાબતોથી સુરક્ષિત રાખે અને અમુક લોકોએ કહ્યું છે, وَاعْتَصِمُوْ بِاللّٰهِ નો અર્થ એ છે કે કુર્આન અને સુન્નતની સાથે લગાવ પેદા કરો અને તેમને દરેક પરિસ્થિતિમાં મજબૂતીથી પકડી રાખો, જેમકે હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે,

تَرَكْتُ فِيْكُمْ اَمْرَيْنِ لَنْ تَضِلُّوْا مَا تَمَسَّكْتُمْ بِهِمَا كِتَابُ اللّٰهِ وَسُنَّةُ رَسُوْلِهٖ رَوَاهُ مَالِكٌ فِى الْمُؤَطَّاءُ مُرْسَلًا (مَظْهَرِى)

*“મેં તમારા માટે બે વસ્તુઓ એવી છોડી છે કે તમે જ્યાં સુધી તે બંનેને પકડી રાખશો ગુમરાહ થશો નહીં, એક અલ્લાહની કિતાબ અને બીજી તેના રસૂલ (ﷺ)ની સુન્નત.”*

تَمَّ تَفْسِيْرُ سُوْرَةِ الْحَجِّ بِعَوْنِ اللّٰهِ سُبْحَانَهٗ وَبِهٖ نَعْتَصِمُ هُوَمَوْلَانَا وَنِعْمَ النَّصِيْرُ
અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ હજ્જની તફસીર પૂર્ણ થઈ, તફસીરનો મોટો ભાગ

હજ્જના અંતિમ મહિના જિલ્હજ્જમાં પૂરો થયો. સમગ્ર સૂરતની તફસીર સાત દિવસમાં પૂર્ણ થઈ, પાંચ દિવસ જિલ્હજ્જ હિજરી ૧૩૯૦ના અને બે દિવસ મુહર્રમ હિજરી ૧૩૯૧ના.

وَلِلّٰهِ الْحَمْدُ اَوَّلَهٗ وَ آخِرَهٗ وَبِهٖ اَسْتَعِيْنُ فِىْ تَكْمِيْلِ الْبَاقِىْ وَمَاذٰلِكَ عَلَى اللّٰهِ بِعَزِيْزٍ

❑❑❑❑❑❑❑❑❑❑❑

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ હજ્જનો અનુવાદ પૂર્ણ થયો.

**તારીખ :** ૧૭ જાન્યુઆરી ૨૦૧૦ બ મુતાબિક ૧ સફર ૧૪૩૧ હિજરી.




### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)





**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)




## પ્રકરણ (૨૩)

# સૂરએ મુઅ્મિનૂન

સૂરએ મુઅ્મિનૂન મક્કામાં ઊતરી, તેની ૧૧૮ આયતો છે અને ૬ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૧ થી ૧૧)**

اٰياتها ١١٨ ٢٣ سُوْرَةُ الْمُؤْمِنُوْنَ مَكِّيَّةٌ ٧٤ ركوعاتها ٦

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

١٨ قَدْ اَفْلَحَ الْمُؤْمِنُوْنَ ۙ﴿۱﴾ الَّذِيْنَ هُمْ فِيْ صَلَاتِهِمْ خٰشِعُوْنَ ۙ﴿۲﴾ وَالَّذِيْنَ هُمْ عَنِ
اللَّغْوِ مُعْرِضُوْنَ ۙ﴿۳﴾ وَالَّذِيْنَ هُمْ لِلزَّكٰوةِ فٰعِلُوْنَ ۙ﴿۴﴾ وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ
حٰفِظُوْنَ ۙ﴿۵﴾ اِلَّا عَلٰٓى اَزْوَاجِهِمْ اَوْ مَا مَلَكَتْ اَيْمَانُهُمْ فَاِنَّهُمْ غَيْرُ مَلُوْمِيْنَ ۚ﴿۶﴾ فَمَنِ
ابْتَغٰى وَرَآءَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْعٰدُوْنَ ۚ﴿۷﴾ وَالَّذِيْنَ هُمْ لِاَمٰنٰتِهِمْ وَعَهْدِهِمْ
رٰعُوْنَ ۙ﴿۸﴾ وَالَّذِيْنَ هُمْ عَلٰى صَلَوٰتِهِمْ يُحَافِظُوْنَ ۘ﴿۹﴾ اُولٰٓئِكَ هُمُ الْوٰرِثُوْنَ ۙ﴿۱۰﴾
الَّذِيْنَ يَرِثُوْنَ الْفِرْدَوْسَ ۭ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۱۱﴾

**તરજુમો :**

**પારહ : ૧૮**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*ખરેખર ઈમાનવાળા સફળ થયા (૧) જેઓ પોતાની નમાઝમાં ઝૂકનારા (ડરનારા) છે (૨) અને જેઓ નકામી વાતોથી અળગા રહેનાર છે (૩) અને જેઓ ઝકાત આપ્યા કરે છે (૪) અને જેઓ પોતાના ગુપ્તાંગોનું*

*(હરામકારીથી) રક્ષણ કરનારા છે (૫) પરંતુ પોતાની પત્નીઓ ઉપર અથવા પોતાના હાથની (માલિકીની) બાંદીઓ ઉપર બસ તેમના ઉપર કંઈ આક્ષેપ નથી. (૬) પછી જો કોઈ તેના સિવાય શોધે બસ તે જ હદથી વધી જનારા છે (૭) અને જેઓ પોતાની અમાનતોથી અને પોતાના કરારોથી ખબરદાર છે (૮) અને જેઓ પોતાની નમાઝોની ખબર રાખે છે (૯) તે જ છે વારસો લેનારા (૧૦) જેઓ વારસો પામશે શીતળ છાંયડાઓના બાગનો, તેઓ તેમાં જ હંમેશા રહેશે. (૧૧)*

## સૂરએ મુઅ્મિનૂનની ફઝીલતો અને વિશિષ્ટતાઓ :

મુસ્નદે અહમદમાં હઝરત ફારૂકે આ'ઝમ ઉમર બિન ખત્તાબ (રદિ.)થી રિવાયત છે, તેમણે ફરમાવ્યું કે રસૂલે કરીમ ﷺ ઉપર જ્યારે વહી નાઝિલ થતી હતી તો પાસેવાળાઓના કાનમાં એવો અવાજ આવતો હતો જેમકે મધમાખીઓનો (ભણભણવાનો) અવાજ હોય છે. એક દિવસે રસૂલે કરીમ ﷺની પાસે એવો જ અવાજ સાંભળવામાં આવ્યો તો અમે થોભી ગયા કે તાજી આવેલી વહી સાંભળી લઈએ, જ્યારે વહીની ખાસ પરિસ્થિતિથી ફારેગ થયા તો રસૂલે કરીમ ﷺ કિબ્લારૂખ બેસી ગયા અને આ દુઆ કરવા લાગ્યા, اَللّٰهُمَّ زِدْنَا وَلَا تَنْقُصْنَا وَاَكْرِمْنَا وَلَا تُهِنَّا وَاَعْطِنَا وَلَا تَحْرِمْنَا وَاٰثِرْنَا وَلَا تُؤْثِرْ عَلَيْنَا وَارْضَ عَنَّا وَاَرْضِنَا (એટલે કે, યા અલ્લાહ ! અમને વધારે આપ, ઓછું ન કર અને અમારી ઈજ્જત વધાર, અપમાનિત ન કર અને અમારા ઉપર બખ્શીશ કર, વંચિત ન કર; અને અમને બીજાઓ ઉપર અગ્રિમતા આપ, બીજાઓને અમારા ઉપર અગ્રિમતા ન આપ; અને અમારાથી રાજી થા અને અમને પણ પોતાની રજામંદીથી રાજી કરી આપ.) ત્યારબાદ ફરમાવ્યું કે મારા ઉપર અત્યારે દશ આયતો એવી નાઝિલ થઈ છે કે જે વ્યક્તિ તેના ઉપર સંપૂર્ણ અમલ કરે તો તે (સીધો) જન્નતમાં જશે પછી આ દશ આયતો જે ઉપર આવી ચૂકી છે પઢીને સંભળાવી. *(ઈબ્ને કષીર)*

નસઈએ "કિતાબુત્તફસીર"માં યઝીદ બિન બાબનૂસથી નકલ કર્યું છે કે તેમણે હઝરત આયશા સિદીકા (રદિ.)ને સવાલ કર્યો કે રસૂલે કરીમ ﷺનો સ્વભાવ કેવો અને શું હતો ? તેમણે ફરમાવ્યું, રસૂલે કરીમ ﷺનો સ્વભાવ એટલે કે તેમની સ્વભાવિક આદતો તે હતી જે કુર્આનમાં છે, ત્યારબાદ આ દશ આયતો

તિલાવત કરીને ફરમાવ્યું કે બસ આ જ રસૂલે કરીમ ﷺનો સ્વભાવ અને આદતો હતી. *(ઈબ્ને કષીર)*

## તફસીર :

ખરેખર તે મુસલમાનોએ (આખિરતમાં) સફળતા પામી જે (સહીહ અકીદાઓ સાથે નીચે પ્રમાણેના લક્ષણો પણ ધરાવતા હોય, એટલે કે તે) પોતાની નમાઝોમાં (ભલે ફરજ હોય અથવા ફરજ ન હોય) ખુશૂઅ્ કરનાર છે અને જે બેકાર (એટલે કે વ્યર્થ) વાતોથી (ભલે મૌખિક રીતે હોય અથવા તો પ્રવૃત્તિ દ્વારા) દૂર રહેનાર છે અને જે (અમલો અને અખ્લાકમાં) પોતાની પવિત્રતા કરનાર છે અને જે પોતાના ગુપ્તાંગોની (હરામ વાસના અને ઈચ્છાપૂર્તિથી) હિફાઝત રાખનાર છે પરંતુ પોતાની પત્નીઓથી અથવા પોતાની (શરઈ) બાંદીઓથી (હિફાઝત નથી કરતો) કારણ કે તેમના ઉપર (તેમાં) કોઈ ઈલ્ઝામ નથી, હા ! જે તેના સિવાય (અન્ય જગ્યાએ વાસના સંતોષવાનો) તલબગાર હોય એવા લોકો (શરઈ) હદથી નીકળી જનારા છે અને જે પોતાની (જવાબદારીમાં લીધેલી હોય એવી) અમાનતો અને પોતાના કરારનો (કે જે કોઈ વાયદાના સંદર્ભમાં કર્યો હોય અથવા આમ જ જવાબદારી લીધી હોય તેનો) ખ્યાલ રાખનાર છે અને જે પોતાની (ફરજ) નમાઝોની પાબંદી કરે છે એવા જ લોકો વારસ થનારા છે, જે ફિરદૌસના વારસ થશે (અને) તેઓ તેમાં હંમેશા હંમેશા રહેશે.

## મસ્અલા અને બોધપાઠ :

### સફળતા શું વસ્તુ છે ? ક્યાં અને કેવી રીતે મળે છે ? :

قَدْ اَفْلَحَ الْمُؤْمِنُوْنَ માં શબ્દ فَلَاحُ (ફલાહ) કુર્આન અને સુન્નતમાં મોટા પ્રમાણમાં ઉપયોગ થયો છે, અઝાન અને ઈકામતમાં પાંચ વખતે દરેક મુસલમાનને "ફલાહ" તરફ આમંત્રણ આપવામાં આવે છે. "ફલાહ"નો અર્થ એ છે કે દરેક મનોકામના પૂર્ણ થાય અને દરેક તકલીફ દૂર થાય. (કામૂષ) આ શબ્દ જેટલો ટૂંકો છે એટલો જ ઠોસ છે, નક્કર એવો છે કે કોઈ મનુષ્ય તેનાથી વધારેની તમન્ના જ નથી કરી શકતો અને એ દેખીતું છે કે સંપૂર્ણ સફળતા કે જેમાં એક મનોકામના પણ એવી બાકી ન રહે કે જે પૂર્ણ ન થાય અને એક પણ તકલીફ એવી બાકી ન રહે જે દૂર ન થાય એ દુનિયામાં કોઈ મોટામાં મોટા વ્યક્તિના

કાબૂમાં જ નહીં બલકે દુનિયાના સૌથી મોટા બાદશાહ કે સર્વસત્તાધિકારી હોય કે સૌથી મોટા રસૂલ અને પયગમ્બર હોય આ દુનિયામાં કોઈના માટે એ શક્ય જ નથી કે કોઈપણ બાબત પોતાના સ્વભાવ અથવા ઈચ્છાથી વિપરીત ન બને અને જે ઈચ્છા જે સમયે દિલમાં પેદા થાય કોઈપણ પ્રકારનું મોડું થયા વિના પૂર્ણ થઈ જાય. જો અન્ય કંઈ પણ નહીં તો દરેક નેઅ્મત માટે તેનું પૂર્ણ થવાનો અથવા નષ્ટ થઈ જવાનો ફટકો અને ડર તથા દરેક તકલીફ આવી પડવાના ભયથી કોણ ખાલી હોઈ શકે છે ? આથી જાણ થઈ કે સંપૂર્ણ સફળતા એવી વસ્તુ છે જે આ દુનિયા અથવા તો પૃથ્વી ગ્રહ ઉપર પ્રાપ્ત જ નથી થઈ શકતી. કારણ કે દુનિયા તો તકલીફનું અને મહેનતનું ઘર છે અને તેની કોઈપણ વસ્તુ કાયમી અથવા હંમેશા ટકી રહેનાર પણ નથી. આ કીંમતી દોલત એક બીજી દુનિયામાં મળે છે જેનું નામ "જન્નત" છે, તે જ એવો દેશ છે જેમાં મનુષ્યની દરેક મનોકામના દરેક સમયે રાહ જોયા વિના પૂર્ણ થશે. وَلَهُمْ مَّا يَدَّعُوْنَ (એટલે કે, તેમને દરેક તે વસ્તુ મળશે જે તેઓ ઈચ્છશે–૩૬:૫૭) અને ત્યાં કોઈ સામાન્ય મા'મૂલી ગમ અથવા તકલીફનું અસ્તિત્વ સુદ્ધાં નથી અને દરેક વ્યક્તિ એવું કહેતો–કહેતો ત્યાં પ્રવેશ પામશે, اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْٓ اَذْهَبَ عَنَّا الْحَزَنَ اِنَّ رَبَّنَا لَغَفُوْرٌ شَكُوْرٌ ۙ الَّذِىْٓ اَحَلَّنَا دَارَ الْمُقَامَةِ مِنْ فَضْلِهٖ (૩૫:૩૪–૩૫) એટલે કે, શુક્ર છે અલ્લાહનો જેમણે અમારાથી ગમને દૂર કરી દીધો અને અમને પોતાની કૃપાથી એક સ્થળે પહોંચાડી દીધા જેની દરેક વસ્તુ કાયમી અને હંમેશા ટકી રહેનારી છે. આ આયતમાં એ ઈશારો પણ મોજૂદ છે કે દુનિયાના ઘરમાં કોઈપણ એવું ન હશે જેને ક્યારેય કોઈપણ રંજ કે ગમ ન પહોંચ્યો હોય, એટલા માટે જન્નતમાં કદમ મૂકતાં જ દરેક વ્યક્તિ એવું કહેશે કે હવે અમારો ગમ દૂર થઈ ગયો. કુર્આને કરીમે સૂરએ અઅ્લામાં જ્યાં સફળતા પ્રાપ્ત કરવાનો એ નુસ્ખો બતાવ્યો કે પોતાને ગુનાહોથી પાક કરો, قَدْ اَفْلَحَ مَنْ تَزَكّٰى તેની સાથે જ એ પણ ઈશારો ફરમાવ્યો કે સંપૂર્ણ સફળતાનું સ્થળ વાસ્તવમાં આખિરત છે, માત્ર દુનિયાથી દિલ લગાવવું એ સફળતા ઈચ્છનારનું કાર્ય નથી. ફરમાવ્યું, بَلْ تُؤْثِرُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا وَالْاٰخِرَةُ خَيْرٌ وَّاَبْقٰى (૮૭:૧૬–૧૭) એટલે કે તમે લોકો દુનિયાને જ આખિરત ઉપર અગ્રિમતા આપો છો જ્યારે કે આખિરત ઉત્તમ પણ છે કે તેમાં જ દરેક મનોકામના પ્રાપ્ત થાય છે અને દરેક તકલીફ દૂર થઈ શકે છે અને તે બાકી રહેનાર પણ છે.

ખુલાસો એ છે કે સંપૂર્ણ અને પૂરે-પૂરી સફળતા તો માત્ર જન્નતમાં જ મળી શકે છે દુનિયા તેનું સ્થળ જ નથી, અલબત્ત મોટા ભાગની પરિસ્થિતિઓના આધારે સફળતા એટલે તમન્ના પૂરી થવી અથવા તકલીફોથી છુટકારો પામવું અને તે આ દુનિયામાં અલ્લાહ તઆલા પોતાના બંદાઓને અર્પણ કરે છે. પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાએ સફળતા પામવાનો વાયદો તે મો'મિનોને કર્યો છે જેમનામાં આ સાત લક્ષણો ઉપસ્થિત હોય જેનું વર્ણન આ આયતોમાં કરવામાં આવ્યું છે, આ જાહેર સફળતા છે જેમાં આખિરતની સંપૂર્ણ સફળતા પણ સામેલ છે અને દુનિયામાં જેટલા પ્રમાણમાં સફળતા મળવી શક્ય છે તે પણ સામેલ છે.

અત્રે એક પ્રશ્ન એ ઉપસ્થિત થઈ શકે છે કે પ્રસ્તુત લક્ષણો ધરાવનાર મો'મિનોને આખિરતની સંપૂર્ણ સફળતા મળવી તો સમજમાં આવે છે પરંતુ દુનિયામાં સફળતા તો દેખીતી રીતે કાફિરો અને દુષ્ટોનો હિસ્સો બનેલી છે અને દરેક યુગમાં અંબિયા (અલૈ.) અને તેમના પછી ઉમ્મતના નેક લોકો મોટે ભાગે તકલીફોમાં સપડાયેલા રહ્યા છે પરંતુ તેનો જવાબ જાહેર છે કે દુનિયામાં સંપૂર્ણ સફળતાનો તો વાયદો જ નથી કે કોઈ તકલીફ જ ન પડે બલકે કંઈને કંઈ તકલીફ તો અત્રે નેક અને મુત્તકી લોકો ઉપર પણ તથા દરેક કાફિર અને દુષ્ટ ઉપર પણ આવવી આવશ્યક છે અને આ જ પરિસ્થિતિ મનોકામનાની પ્રાપ્તિની છે કે કંઈને કંઈ આ મકસદ પણ દરેક મનુષ્યને ભલે તે નેક અને મુત્તકી હોય અથવા કાફિર અને દુષ્ટ હોય પ્રાપ્ત થાય જ છે, પછી તે બંનેમાં સફળતા પામનારા કોને કહેવામાં આવે ? તો તેનો આધાર પરિણામ અને અંત ઉપર છે.

દુનિયાનો અનુભવ અને સાક્ષાત્કાર ગવાહ છે કે જે નેક લોકો આ સાત લક્ષણો ધરાવતા હશે અને તેનાથી સજ્જ થયેલા તથા તેના ઉપર ડટેલા રહેશે ભલે દુનિયામાં કામચલાઉ ધોરણે કોઈ તેમને તકલીફ આવી પડે પરંતુ પરિણામે તેમની તકલીફ જલદી દૂર થાય છે અને મનોકામના પૂર્ણ થઈ જાય છે, સમગ્ર દુનિયા તેમની ઈજ્જત કરવા મજબૂર થાય છે અને દુનિયામાં નેક નામ તેમનું જ બાકી રહે છે, જેટલી દુનિયાની પરિસ્થિતિઓનો વિચાર અને ન્યાયની માંગણી કરવામાં આવશે દરેક દૌરમાં, દરેક યુગમાં, દરેક ખૂણામાં તેની ગવાહીઓ મળતી ચાલી જશે.

**સંપૂર્ણ મો'મિનની તે સાત ખાસિયતો જેના ઉપર પ્રસ્તુત આયતોમાં દુનિયા અને આખિરતની સફળતાનો વાયદો છે :**

સૌ પ્રથમ લક્ષણ તો મો'મિન હોવું છે પરંતુ તે એક પાયાની વસ્તુ અને મૂળ સિદ્ધાંત છે, તે ઉપરાંત બાકીની સાત સિફતો નીચે પ્રમાણે વર્ણન કરવામાં આવી છે.

**(૧) નમાઝમાં ખુશૂઅ્ :**

"ખુશૂઅ્"નો શાબ્દિક અર્થ "સંતોષ" થાય છે, શરીઅતની પરિભાષામાં ખુશૂઅ્ તે છે જેને મનમાં પણ સંતોષ હોય એટલે કે ગયરૂલ્લાહનો વિચાર દિલમાં ઈરાદાપૂર્વક હાજર ન કરે અને શરીરના અવયવોમાં પણ શાંતિ અને સંતોષ જાળવે તથા વ્યર્થ હલન–ચલન કે હરકતો ન કરે. (બયાનુલ કુર્આન) ખાસ કરીને તે હરકતો કે પ્રવૃત્તિઓ જેની રસૂલે કરીમ ﷺએ નમાઝમાં મનાઈ કરી છે અને ફુક્હાએ નમાઝના મકરૂહોના વિષય હેઠળ ભેગી કરી આપી છે. તફસીરે મઝહરીમાં ખુશૂઅ્ની આ જ વ્યાખ્યા હઝરત અમ્ર બિન દીનારથી નકલ થઈ છે, તે વાસ્તવમાં આ જ મનના સંતોષ અને શાંતિની વિગતો છે. દાખલા તરીકે, હઝરત મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે દૃષ્ટિ અને અવાજને ધીમો રાખવાનું નામ ખુશૂઅ્ છે. હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું કે ડાબે–જમણે ધ્યાન આપવું અથવા ત્રાંસી આંખે જોવાથી બચવાનું નામ ખુશૂઅ્ છે. હઝરત અતાઅ્ (રદિ.)એ ફરમાવ્યું કે શરીરના કોઈ ભાગથી રમત ન રમવી ખુશૂઅ્ છે. હદીષમાં અબૂઝર (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા નમાઝના સમયે પોતાના બંદાઓ તરફ બરાબર ધ્યાનિત રહે છે જ્યાં સુધી તે બીજી બાજુ ધ્યાન ન આપે, બસ જ્યારે તે બીજી તરફ ધ્યાન કરે છે એટલે કે ત્રાંસી આંખે જુએ છે તો અલ્લાહ તઆલા તેનાથી રૂખ ફેરવી લે છે.

*(રવાહુ અહમદ વ નસાઈ, અબૂ દાવુદ, મઝહરી વગેરે)*

નબીએ કરીમ ﷺએ હઝરત અનસ (રદિ.)ને હુકમ આપ્યો કે પોતાની નિગાહ તે સ્થળે રાખો જે સ્થળે સિજ્દહ કરો છો અને એ કે નમાઝમાં ડાબે–જમણે ધ્યાન ન આપો. *(રવાહુ બયહકી ફી સુનનિલ કુબરા, મઝહરી)*

હઝરત અબૂ હુરયરહ (રદિયલ્લાહુ તઆલા અન્હુ) ફરમાવે છે કે રસૂલે

કરીમ ﷺએ એક વ્યક્તિને જોયો કે નમાઝમાં પોતાની દાઢીથી રમી રહ્યો છે તો ફરમાવ્યું, لَوْ خَشَعَ قَلْبُ هٰذَا لَخَشَعَتْ جَوَارِحُهٗ (રવાહુલ હાકિમ અત્તિરમિઝી બ સનદે ઝઈફ) એટલે કે, જો આ વ્યક્તિના દિલમાં ખુશૂઅ્ હોત તો તેના અવયવોમાં પણ શાંતિ હોત. *(મઝહરી)*

## નમાઝમાં ખુશૂઅ્ (એકાગ્રતા અને અલ્લાહનો ડર)ની આવશ્યકતાનો દરજ્જો :

ઈમામ ગઝાલી અને કુર્તુબી (રહ.) તથા અમુક બીજા લોકોએ ફરમાવ્યું કે નમાઝમાં ખુશૂઅ્ ફરજ છે, જો સંપૂર્ણ નમાઝ ખુશૂઅ્ વિના પસાર થઈ જાય તો નમાઝ જ અદા થશે નહીં, બીજા લોકોએ ફરમાવ્યું કે એમાં શંકા નથી કે ખુશૂઅ્ નમાઝની રૂહ છે, તેના વિના નમાઝ નિર્જીવ છે પરંતુ તેને નમાઝના ફરજ હોવાના સ્વરૂપે એ નથી કહી શકાતું કે ખુશૂઅ્ ન હોય તો નમાઝ જ થશે નહીં અને તેનું હોવું ફરજ ઠરાવવામાં આવે.

હઝરત સય્યિદી હકીમુલ ઉમ્મત (રહ.) બયાનુલ કુર્આનમાં ફરમાવે છે કે નમાઝ સહીહ થવી ખુશૂઅ્ ઉપર અવલંબિત નથી અને દરજ્જામાં તે ફરજ નથી પરંતુ નમાઝની સ્વીકૃતિનું અવલંબન તેના ઉપર છે અને તે એ દરજ્જામાં ફરજ છે. હદીષમાં તબરાનીએ મુઅજ્જમ કબીરમાં હઝરત અબૂ દરદઅ્ (રદિ.)થી હસન સનદ સાથે રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, સૌ પહેલાં જે વસ્તુ આ ઉમ્મત પાસેથી ઉઠી જશે એટલે કે છીનવાઈ જશે તે ખુશૂઅ્ છે એટલે સુધી કે કોમમાં કોઈ ખુશૂઅ્ કરનાર નજરે પડશે નહીં.

*(કઝા ફી મજ્મઊઝ્ઝવાઈઝ –બયાન)*

## (૨) સંપૂર્ણ મો'મિન હોવાનું બીજું લક્ષણ વ્યર્થ બાબતોથી બચવું :

વ્યર્થ બાબતોથી બચવું મો'મિનનું બીજું લક્ષણ છે. وَالَّذِيْنَ هُمْ عَنِ اللَّغْوِ مُعْرِضُوْنَ માં لَغْو (લગ્વ)નો અર્થ બેકાર વાતચીત અથવા કાર્ય જેમાં કોઈ દીની લાભ ન હોય, લગ્વ એટલે કે વ્યર્થ નકામી બાબતોની ઉપલી કક્ષા ગુનાહો છે જેમાં દીનનો લાભ ન હોવાની સાથે દીનનો ગેરલાભ અને નુકસાન છે અને તેનાથી બચવું વાજિબ છે તથા નિમ્ન દરજ્જો એ છે કે ન તો લાભ હોય અને ન જ નુકસાન, તેને છોડી દેવું ઓછામાં ઓછું ઉત્તમ બાબત અને વખાણવાપાત્ર છે.

હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, مِنْ حُسْنِ اِسْلَامِ الْمَرْءِ تَرْكُهُ مَالَا يَعْنِيْهِ એટલે કે, માનવીનો ઈસ્લામ ત્યારે જ સારો હોઈ શકે છે જ્યારે કે તે લાભવિહોણી વસ્તુને છોડી દે, એટલા માટે આ આયતમાં તેને સંપૂર્ણ મો'મિનનું ખાસ લક્ષણ (સિફત) બતાવવામાં આવ્યું છે.

## (૩) ત્રીજું લક્ષણ ઝકાત છે :

શબ્દ زَكٰوةٌ (ઝકાત)નો અર્થ શબ્દકોષમાં "પાક કરવું" થાય છે, શરીઅતની પરિભાષામાં માલના એક ખાસ વિભાગને અમુક શરતો સાથે અલ્લાહના રસ્તામાં સદકહ કરવાને ઝકાત કહેવામાં આવે છે અને કુર્આને કરીમમાં સામાન્ય રીતે આ જ પરિભાષા સ્વરૂપે "ઝકાત" શબ્દનો ઉપયોગ થયો છે. આ આયતમાં આ અર્થ પણ ભાવાર્થ તરીકે હોઈ શકે છે અને તેના ઉપર જે સંદેહ કરવામાં આવે છે કે આ આયત મક્કી છે, મક્કામાં ઝકાત ફરજ થઈ ન હતી મદીનાની હિજરત પછી ફરજ થઈ હતી, તેનો જવાબ ઈબ્ને કષીર વગેરે તફસીરકારો તરફથી એ આપવામાં આવ્યો છે કે ઝકાત મક્કામાં જ ફરજ થઈ ચૂકી હતી. સૂરએ મુઝ્ઝમ્મિલ જે સર્વસહમતીએ મક્કી સૂરહ છે તેમાં પણ اَقِيْمُوا الصَّلٰوةَ ની સાથે اٰتُوا الزَّكٰوةَ નું વર્ણન મોજૂદ છે પરંતુ સરકારી સ્વરૂપે તેને વસૂલ કરવાની જાહેર વ્યવસ્થા અને તેના પ્રમાણ વગેરેની વિગતો મદીના તય્યિબહ ગયા પછી લાગુ પાડવામાં આવી, જે લોકોએ ઝકાતને મદની હુકમોમાં ગણી છે તેમનું એ જ ધારવું છે અને જે લોકોએ ઝકાત ફરજ થવાને મદીના પહોંચ્યા પછીનો હુકમ ઠરાવ્યો છે તેમણે આ સ્થળે ઝકાતનો વિષય જાહેર શાબ્દિક અર્થમાં પોતાના નફ્સને પવિત્ર કરવાનો ઠરાવ્યો છે. તફસીરના ખુલાસામાં પણ એ જ અર્થ લેવામાં આવ્યો છે. આ અર્થનો ઈશારો તે આયતમાં એ પણ છે કે સામાન્ય રીતે કુર્આને કરીમમાં જ્યાં ઝકાત ફરજ હોવાનું વર્ણન આવ્યું છે તો તેને اٰتُوا الزَّكٰوةَ اِيْتَاءُ الزَّكٰوةِ يُؤْتُوْنَ الزَّكٰوةَ અને اٰتُوا الزَّكٰوةَ ના વિષયથી વર્ણન કરવામાં આવ્યું છે, અત્રે વિષય બદલીને لِلزَّكٰوةِ فَاعِلُوْنَ ફરમાવ્યું તેનો ઈશારો એ છે કે અહીંયાં ઝકાતના બે પારિભાષિક અર્થો ભાવાર્થ તરીકે નથી તે ઉપરાંત فَاعِلُوْنَ (ફાઈલૂન)નો સીધો સંબંધ પ્રવૃત્તિ સાથે હોય છે અને ઝકાત એ કોઈ પારિભાષિક પ્રવૃત્તિ નથી બલકે માલનો એક ભાગ છે અને તે ભાગના માલ માટે فَاعِلُوْنَ કહેવું કોઈપણ જાતની તા'વીલ વિના નથી હોઈ શકતું. જો આયતમાં

"ઝકાત"નો અર્થ પારિભાષિક ઝકાતનો લેવામાં આવે તો તેનું ફરજ હોવું અને મો'મિન માટે જરૂરી હોવું ખુલ્લી બાબત છે અને જો ઝકાતનો ભાવાર્થ નફ્સને પવિત્ર અને પાક કરવું છે એટલે કે પોતાના નફ્સને બુરાઈઓથી પવિત્ર કરવો તો તે પણ ફરજ જ છે, કારણ કે શિર્ક, રિયા (દેખાડો), તકબ્બુર (અભિમાન), હસદ (ઈર્ષ્યા), બુગ્ઝ (વેરભાવ), હિર્સ (લોભ–લાલસા), બુખ્લ (કંજુસાઈ) જેનાથી નફ્સને પવિત્ર કરવાને "તઝ્કિય્યએ નફ્સ" (નફ્સને પવિત્ર કરવું–પોતાની જાતનું શુદ્ધિકરણ) કહેવામાં આવે છે; આ બધી વસ્તુઓ હરામ અને ગુનાહે કબીરહ છે, નફ્સને તેનાથી પાક કરવું ફરજ છે.

### (૪) ચોથું લક્ષણ હરામકારીથી ગુપ્તાંગોની હિફાઝત :

وَالَّذِيۡنَ هُمۡ لِفُرُوۡجِهِمۡ حَافِظُوۡنَ اِلَّا عَلٰٓى اَزۡوَاجِهِمۡ اَوۡمَامَلَكَتۡ اَيۡمَانُهُمۡ એટલે કે, તે લોકો જેઓ પોતાની પત્નીઓ અને શરઈ લોંડીઓ સિવાય અન્યથી પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરે છે તે બંનેની સાથે શરઈ નિયમ પ્રમાણે પોતાની જાતીય ઈચ્છા પૂર્ણ કરવા ઉપરાંત અન્ય કોઈનાથી કોઈ નાજાઈઝ પદ્ધતિ ઉપર વાસનાતૃપ્તિમાં સંડોવાતો નથી. આ આયતની પૂર્ણતા ઉપર ઈરશાદ ફરમાવ્યો, فَاِنَّهُمۡ غَيۡرُ مَلُوۡمِيۡنَ એટલે કે, શરઈ કાયદા પ્રમાણે પોતાની પત્ની અથવા બાંડીઓથી જાતીય ઈચ્છાની પૂર્તિથી સંતોષ પામનાર વ્યક્તિ ઉપર કોઈ ટીકા કે નીંદા નથી, તેના ઉપર ઈશારો છે કે એ જરૂરતના દરજ્જામાં જ રાખવાનું છે, તેને જિંદગીનો હેતુ બનાવવાનો નથી, તેનું સ્થાન માત્ર એટલું જ છે કે જો આવી ઈચ્છા જાઈઝ પદ્ધતિથી કરે તો તે ટીકાપાત્ર નથી. વલ્લાહુ અઅ્લમુ.

فَمَنِ ابۡتَغٰى وَرَآءَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الۡعٰدُوۡنَ એટલે કે, નિકાહમાં રહેલ પત્ની અથવા શરઈ કાયદા પ્રમાણે પ્રાપ્ત કરેલ બાંદી સાથે શરઈ નિયમ પ્રમાણે જાતીય ઈચ્છા સંતોષવા ઉપરાંત જો કોઈ વાસનાતૃપ્તિનું અન્ય સ્વરૂપ અપનાવે તો તે હલાલ નથી, તેમાં વ્યભિચાર પણ સામેલ છે અને જે સ્ત્રી શરઈ રીતે તેના માટે હરામ છે તેની સાથે નિકાહ પણ વ્યભિચારના હુકમમાં છે અને પોતાની પત્ની અથવા શરઈ બાંદી સાથે માસિકચક્ર અથવા નિફાસની હાલતમાં અથવા તો અસ્વાભાવિક પદ્ધતિથી વાસનાતૃપ્તિ કરવી પણ તેમાં સામેલ છે, એટલે કે કોઈ પુરુષ અથવા છોકરા સાથે અથવા કોઈ પ્રાણી સાથે વાસનાતૃપ્તિ કરવી પણ

હરામ છે અને જમહૂર સમીપ اِسْتِمْنَاءُ بِالْيَدِ એટલે કે, સૃષ્ટિ વિરુદ્ધનું કૃત્ય અથવા હસ્તમૈથુન વગેરે પણ તેમાં સામેલ છે.

*(તફસીરે બયાનુલ કુર્આન, કુર્તુબી, બહરે મુહીત વગેરે)*

## (૫) પાંચમું લક્ષણ અમાનતનો હક અદા કરવો :

وَالَّذِيْنَ هُمْ لِاَمٰنٰتِهِمْ وَعَهْدِهِمْ رٰعُوْنَ માં શબ્દ اَمَانَتُ (અમાનત)ના શાબ્દિક અર્થમાં દરેક તે વસ્તુ સામેલ છે જેની જવાબદારી કોઈ વ્યક્તિએ ઉઠાવી રાખી હોય અને તેના ઉપર ભરોસો અને વિશ્વાસ કર્યો હોય, તેના પ્રકારો અસંખ્ય છે એટલા માટે આ ક્રિયાપદ હોવા છતાં તેને બહુવચનના સર્વનામમાં લાવવામાં આવ્યું છે જેથી અમાનતના બધા પ્રકારો સામેલ થઈ જાય, ભલે તે અલ્લાહના હકો વિશે હોય અથવા તે બંદાના હકો વિશે; અલ્લાહના હકોની અમાનત જેમકે બધા જ શરઈ ફરજો, વાજિબોને અદા કરવું અને બધા જ હરામ કામો તથા મકરૂહોથી બચવું જરૂરી છે અને બંદાના હકો વિશેની અમાનતોમાં આર્થિક અમાનતો પણ સામેલ હોવી તો જાણીતું છે કે કોઈ વ્યક્તિએ કોઈની પાસે પોતાનો કોઈ માલ અમાનત સ્વરૂપે મૂક્યો હોય અથવા તેની અમાનત છે તેને તે અમાનત પરત કરતાં સુધી સુરક્ષિત રાખવી તેની જવાબદારી છે. તદુપરાંત કોઈએ કોઈને રાઝની ગુપ્ત વાત કહી તો તે પણ તેની અમાનત છે. શરીઅતના હુકમ વિના કોઈનું કોઈ રહસ્ય જાહેર કરવું અમાનતમાં ખયાનત છે. મજૂર, નોકરિયાત વગેરેને જે કામ સોંપવામાં આવે છે તે તેમાં પોતાનો જેટલો સમય ખર્ચ કરવાનો હોય છે એટલે કે જેટલો સમય બંને વચ્ચે નક્કી થયો છે તેમાં તે કામ પૂર્ણ કરવાનો હક અદા કરવો, એટલે કે મજૂર અને નોકરિયાતે પોતાનો નિશ્ચિત સમય તે જ કામમાં પણ લગાવવો અમાનત છે, કામચોરી અથવા વખતની ચોરી એ અમાનતમાં ખયાનત છે. એનાથી જાણ થઈ કે અમાનતની હિફાઝત અને તેનો હક અદા કરવો ઘણો મહત્વનો છે, બધી જ ઉપરોક્ત વિગતો તેમાં સામેલ છે.

## (૬) છઠ્ઠું લક્ષણ વાયદો-કરાર પૂરો કરવો :

વાયદો એક તો કરાર હોય છે જે બંને તરફથી કોઈ મા'મલાના સંબંધમાં જરૂરી ઠરાવવામાં આવે છે તેને પૂરો કરવો ફરજ છે અને તેના વિરુદ્ધ કરવું ગદારી અને ધોકો છે જે હરામ છે. બીજું તે જેને વાયદો કહે છે એટલે કે એક તરફી

સ્વરૂપે કોઈ વ્યક્તિ કોઈ અન્ય વ્યક્તિથી કોઈ વસ્તુને આપવાનો અથવા કોઈ કામ કરવાનો વાયદો કરી લે તેને પૂરો કરવો પણ શરીઅતમાં જરૂરી અને વાજિબ થઈ જાય છે, હદીષમાં છે العدة دين એટલે કે, વાયદો એક પ્રકારનું કરજ છે જે પ્રમાણે કરજ અદા કરવું વાજિબ છે એ જ પ્રમાણે વાયદો પૂરો કરવો ફરજ છે. કોઈ શરઈ કારણ વિના તેના વિરુદ્ધ કરવું ગુનોહ છે. બંને પ્રકારોમાં ફરક એ છે કે પ્રથમ પ્રકારને પૂરો કરવા ઉપર બીજો વ્યક્તિ તેને અદાલત દ્વારા મજબૂર કરી શકે છે, જ્યારે એક તરફી વાયદામાં પૂરો ન કરનારને અદાલત દ્વારા મજબૂર કરી શકાતો નથી, નૈતિક ધોરણે તેનું પૂરું કરવું પણ વાજિબ અને કોઈ પ્રકારના શરઈ કારણ વિના તેનો ભંગ કરવો ગુનોહ છે.

**(૭) સાતમું લક્ષણ તેઓ નમાઝના રક્ષક છે :**

وَالَّذِيْنَ هُمْ عَلٰى صَلَوٰتِهِمْ يُحَافِظُوْنَ નમાઝના રક્ષણથી ભાવાર્થ તેની પાબંદી કરવી અને દરેક નમાઝને તેના મુસ્તહબ સમયમાં અદા કરવી (كَذَافَسَّرَهُ ابْنُ مَسْعُوْدٍ-رُوْحُ) અત્રે صَلَوَاتُ (સલવાત)નો શબ્દ બહુવચનમાં એટલા માટે લાવવામાં આવ્યો છે કે તેનો ભાવાર્થ પાંચ સમયની નમાઝો છે જેને પોતપોતાના મુસ્તહબ સમયમાં પાબંદી સાથે અદા કરવાનો હેતુ છે અને શરૂઆતમાં જ્યાં હેતુ خُشُوْعُ (ખુશૂઅ્)ના વર્ણનનો હતો ત્યાં શબ્દ مُفْرَدْ (મુફરદ) લાવવામાં આવ્યો કે તેમાં માત્ર નમાઝ કોઈપણ પ્રકારની હોય ભલે ફરજ હોય અથવા વાજિબ, સુન્નત હોય અથવા નફલ, બધાની રૂહ ખુશૂઅ્ છે એવું દર્શાવવામાં આવ્યું છે. વિચાર કરવામાં આવે તો આ પ્રસ્તુત સાત લક્ષણોમાં અલ્લાહના બધા જ હકો અને બંદાના હકો અને તેનાથી સંલગ્ન હુકમો આવી જાય છે, જે વ્યક્તિ આવા ગુણ–લક્ષણોથી પોતાને શણગારી લે તેના ઉપર અડગ રહે તો મો'મિન કામિલ અને દુનિયા–આખિરતની સફળતાનો હકદાર થઈ જાય છે.

આ વાત ધ્યાન આપવાપાત્ર છે કે આ સાત ગુણ–લક્ષણોની શરૂઆત પણ નમાઝથી કરવામાં આવી અને તેની પૂર્ણતા પણ નમાઝ ઉપર કરવામાં આવી, તેમાં ઈશારો છે કે જો નમાઝને નમાઝની જેમ પાબંદી અને નમાઝના અદબોની સાથે અદા કરવામાં આવે તો બાકી લક્ષણો તેમાં આપોઆપ પેદા થતા ચાલ્યા જાય છે.

أُولٰٓئِكَ هُمُ الْوٰرِثُوْنَ ﴿۱۰﴾ الَّذِيْنَ يَرِثُوْنَ الْفِرْدَوْسَ ط ઉપરોક્ત ગુણ–લક્ષણોથી સજ્જ લોકોને આ આયતમાં જન્નતુલ ફિરદૌસના વારિસ ફરમાવ્યા છે, શબ્દ وَارِثٌ (વારિસ)માં ઈશારો એ તરફ છે કે જે રીતે વારસને તેના હકનો વારસો પહોંચવો જરૂરી અને આવશ્યક છે એ જ પ્રમાણે આ ગુણ–લક્ષણો ધરાવનારનો જન્નતમાં પ્રવેશ નિશ્ચિત છે અને قَدْ اَفْلَحَ (કદ અફ્લહ) અને ત્યાર પછીના ગુણ–લક્ષણો مُفْلِحِيْنَ (મુફ્લિહીન)ને સંપૂર્ણ વર્ણન કર્યા પછી આ વાક્યમાં એ તરફ ઈશારો છે કે સંપૂર્ણ સફળતા અને અસલી સફળતાનું સ્થળ જન્નત જ છે.

---

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૧૨ થી ૨૨)

وَلَقَدْ خَلَقْنَا الْاِنْسَانَ مِنْ سُلٰلَةٍ مِّنْ طِيْنٍ ﴿۱۲﴾ ثُمَّ جَعَلْنٰهُ نُطْفَةً فِيْ قَرَارٍ مَّكِيْنٍ ﴿۱۳﴾
ثُمَّ خَلَقْنَا النُّطْفَةَ عَلَقَةً فَخَلَقْنَا الْعَلَقَةَ مُضْغَةً فَخَلَقْنَا الْمُضْغَةَ عِظٰمًا
فَكَسَوْنَا الْعِظٰمَ لَحْمًا ثُمَّ اَنْشَاْنٰهُ خَلْقًا اٰخَرَ فَتَبٰرَكَ اللّٰهُ اَحْسَنُ الْخٰلِقِيْنَ ﴿۱۴﴾
ثُمَّ اِنَّكُمْ بَعْدَ ذٰلِكَ لَمَيِّتُوْنَ ﴿۱۵﴾ ثُمَّ اِنَّكُمْ يَوْمَ الْقِيٰمَةِ تُبْعَثُوْنَ ﴿۱۶﴾ وَلَقَدْ خَلَقْنَا
فَوْقَكُمْ سَبْعَ طَرَآئِقَ وَمَا كُنَّا عَنِ الْخَلْقِ غٰفِلِيْنَ ﴿۱۷﴾ وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً
بِقَدَرٍ فَاَسْكَنّٰهُ فِي الْاَرْضِ وَاِنَّا عَلٰى ذَهَابٍ بِهٖ لَقٰدِرُوْنَ ﴿۱۸﴾ فَاَنْشَاْنَا لَكُمْ
بِهٖ جَنّٰتٍ مِّنْ نَّخِيْلٍ وَّاَعْنَابٍ لَكُمْ فِيْهَا فَوَاكِهُ كَثِيْرَةٌ وَّمِنْهَا تَاْكُلُوْنَ ﴿۱۹﴾ وقف لازم
وَشَجَرَةً تَخْرُجُ مِنْ طُوْرِ سَيْنَآءَ تَنْۢبُتُ بِالدُّهْنِ وَصِبْغٍ لِّلْاٰكِلِيْنَ ﴿۲۰﴾ وَاِنَّ لَكُمْ فِي
الْاَنْعَامِ لَعِبْرَةً نُسْقِيْكُمْ مِّمَّا فِيْ بُطُوْنِهَا وَلَكُمْ فِيْهَا مَنَافِعُ كَثِيْرَةٌ وَّمِنْهَا
ع تَاْكُلُوْنَ ﴿۲۱﴾ وَعَلَيْهَا وَعَلَى الْفُلْكِ تُحْمَلُوْنَ ﴿۲۲﴾ ع

## તરજુમો :

*અને અમે મનુષ્યને માટીના સત્વથી બનાવ્યો. (૧૨) પછી અમે તેને*

*વીર્યબિંદુ બનાવીને એક મજબૂત થોભવાના સ્થળે (ગર્ભાશયમાં) મૂક્યો. (૧૩) પછી તે વિર્યબિંદુ (ટીપાં)થી જામેલું લોહી (Clot) બનાવ્યું, પછી તે જામેલા લોહી (ગઠ્ઠા)માંથી માંસનો લોથડો બનાવ્યો, પછી તે લોથડામાંથી હાડકાં બનાવ્યા, પછી તે હાડકાંઓ ઉપર માંસ પહેરાવ્યો, પછી તેને એક નવા સ્વરૂપમાં ઊભો કરી દીધો, બસ મોટી બરકત અલ્લાહની જે સૌથી ઉત્તમ બનાવનારો છે. (૧૪) પછી ત્યારબાદ તમે મૃત્યુ પામશો. (૧૫) પછી તમે કયામતના દિવસે ઊભા કરવામાં આવશો. (૧૬) અને અમે તમારા ઉપર સાત માર્ગો બનાવ્યા અને અમે સર્જન (સૃષ્ટિ)થી બેખબર નથી. (૧૭) અને અમે આસમાનથી પાણી માપીને ઊતાર્યું, પછી તેને જમીનમાં થોભાવી દીધું અને નિઃશંક અમે તેને લઈ જવા ઈચ્છીએ તો લઈ જઈ શકીએ છીએ. (૧૮) પછી તમારા માટે તેમાંથી ખજૂર અને દ્રાક્ષના બગીચા ઉગાડી દીધા, તમારા માટે તેમાં ઘણા ફળો (મેવા) છે અને તેમાંથી જ ખાઓ છો. (૧૯) અને તે ઝાડ (ઝયતૂન–Olive) જે તૂરે સીનાએથી નીકળે છે તેલ લઈને ઊગે છે અને રોટલી બોળવું ખાનારાઓ માટે ! (૨૦) અને તમારા માટે જાનવરોમાં ધ્યાન આપવાની વાત છે, અમે તમને તેમના પેટની વસ્તુથી (દૂધ) પીવાડીએ છીએ અને તમારા માટે તેમાં ઘણા ફાયદા છે અને અમુકને ખાઓ છો. (૨૧) અને તેમના ઉપર અને વહાણો ઉપર લદાયેલા ફરો છો. (૨૨)*

## તફસીર :

(પ્રથમ મનુષ્યના સર્જનનું વર્ણન છે) અને અમે મનુષ્યને માટીના સત્વ (એટલે કે ખોરાક)થી બનાવ્યો (એટલે કે પ્રથમ માટી હોય છે પછી તેના દ્વારા વનસ્પતિથી ખોરાક પ્રાપ્ત થાય છે), પછી અમે તેને નુત્ફહ (વીર્યબિંદુ)થી બનાવ્યો કે જે (એક નિશ્ચિત સમય સુધી) એક સુરક્ષિત સ્થળ (એટલે કે ગર્ભ)માં રહ્યો (અને તે ખોરાકથી પ્રાપ્ત થયો હતો) પછી અમે આ નુત્ફહને લોહીનો લોથડો બનાવ્યો, પછી અમે તે લોહીના લોથડાથી (માંસની) બોટી બનાવી દીધી, પછી અમે આ બોટી(ના અમુક અંશો)ને હાડકાં બનાવી દીધા, પછી અમે આ હાડકાંઓ ઉપર માંસ પહેરાવી દીધો (જેનાથી તે હાડકાંઓ ઢંકાય ગયા) પછી

(આ બધા પરિવર્તનો પછી) અમે (તેમાં રૂહ નાંખીને) તેને એક બીજી જ (સ્વરૂપની) મખ્લૂક બનાવી દીધી (જે પાછલી પરિસ્થિતિઓથી તદ્દન ભિન્ન પ્રકારની અને ઉચ્ચ પ્રકારની છે, કારણ કે તેનાથી પહેલાં બધા પરિવર્તનો એક નિર્જીવ સ્વરૂપે થઈ રહ્યા હતા અને હવે આ એક જીવતો જાગતો મનુષ્ય બની ગયો) બસ કેવી શા'ન છે અલ્લાહની જે તમામ બનાવનારાઓથી વધીને છે (કારણ કે બીજા બનાવનારાઓ તો અલ્લાહની પેદા કરેલી વસ્તુઓને જ જોડીતોડીને કંઈ વસ્તુ બનાવી શકે છે પરંતુ જીવતી વસ્તુ પેદા કરવી એ માત્ર અલ્લાહનું જ કાર્ય છે અને નુત્ફહ ઉપર જે પરિવર્તનોની વિગત આ ક્રમ સાથે વર્ણન થઈ છે તે મૅડિકલ સાયન્સના પુસ્તકોમાં પણ ઉપસ્થિત છે, આગળ મનુષ્યના અંતિમ પરિણામ એટલે કે તેના મૃત્યુનું વર્ણન છે) પછી તમે ત્યારબાદ (બધી જ આશ્ચર્યજનક ઘટનાઓના અંતે) અવશ્ય મરવાના છો (આગળ પુનઃ સજીવન થવાનું વર્ણન છે કે) ફરી તમે કયામતના દિવસે ફરીવાર જીવતા કરવામાં આવશો (અને જે પ્રમાણે અમે તમને શરૂઆતમાં અસ્તિત્વ અર્પણ કર્યું એ જ પ્રમાણે તમારા ટકી રહેવાનો સામાન પણ કર્યો કે) અમે તમારા ઉપર સાત આસમાન (જેમાં ફરિશ્તાઓના આવવા જવા માટે માર્ગો છે) બનાવ્યા (કે તેનાથી તમારી પણ અમુક મસ્લિહતો સંબંધ ધરાવે છે) અને અમે મખ્લૂક(ની મસ્લિહતો)થી બેખબર ન હતા (બલકે મખ્લૂકની મસ્લિહતો અને હુકમની સાળસંભાળ રાખીને બનાવ્યા) અને અમે (મનુષ્યના અસ્તિત્વ અને તેના પાલન પોષણ માટે) આસમાનથી (નિશ્ચિત) પ્રમાણસર પાણી વરસાવ્યું, પછી અમે તેને (એક મુદ્દત સુધી) જમીનમાં થોભાવ્યું (જેથી થોડું પાણી તો જમીનની ઉપર રહે છે અને થોડું જમીનની અંદર ઊતરે છે જે સમયે સમયે નીકળતું રહે છે) અને અમે (જે પ્રમાણે તેને વરસાવવા માટે શક્તિ ધરાવીએ છીએ એ જ પ્રમાણે) તે(પાણી)ને અપ્રાપ્ય કરવા ઉપર (પણ) શક્તિ ધરાવીએ છીએ (ભલે તેને હવાની દિશા તરફ ધકેલી જઈને અથવા જમીનમાં એટલી ઊંડાઈએ ઊતારી દઈએ કે તમે યંત્રો દ્વારા પણ કાઢી ન શકો પરંતુ અમે તેને બાકી રાખ્યું) પછી અમે તે (પાણી) દ્વારા બાગ પેદા કર્યા ખજૂરોના અને દ્રાક્ષના અને તમારા માટે તે (ખજૂરો અને દ્રાક્ષ)માં ઘણા બધા મેવાઓ પણ છે (જ્યારે કે તેમને તાજી તાજી ખાવામાં આવે તો ફળ સમજવામાં આવે છે) અને તેમાંથી (જે બચાવીને સૂકવીને

સંગ્રહી લેવામાં આવે છે તેને ખોરાક તરીકે) પણ ખાઓ છો અને (તે જ પાણીથી) એક (ઝયતૂનનું) ઝાડ પણ (અમે પેદા કર્યું) કે જે તૂરે સીનામાં (મોટા પ્રમાણમાં) પેદા થાય છે જે તેલ સહિત ઊગે છે અને ખાનારાઓ માટે રસાવાળું શાક લઈને (એટલે કે તેના ફળથી બંને ફાયદાઓ પ્રાપ્ત થાય છે, તેના તેલથી અજવાળું કરીને અથવા તેને માલિશના કામમાં લઈને અથવા તો તેમાં રોટલી બોળીને ખાવાના કામમાં, આ પ્રસ્તુત સામાન અલ્લાહે પાણી અને વનસ્પતિથી પેદા કર્યો) અને (આગળ પશુઓ દ્વારા મનુષ્યના લાભો અને તેની સહૂલતનું વર્ણન છે કે) તમારા માટે પ્રાણીઓમાં (પણ) વિચાર કરવાની તક છે કે અમે તમને તેમના પેટમાંની વસ્તુ (એટલે કે દૂધ) પીવા માટે આપીએ છીએ અને તમારા માટે તેમાં અન્ય પણ ઘણા બધા લાભો છે (કે તેમના બાલ અને ઊન કામ લાગે છે) અને (વળી) તેમાંથી અમુકને ખાઓ પણ છો અને તે(માં જે ભારવહન કરવાની ક્ષમતા ધરાવે છે તે)ના ઉપર અને વહાણ ઉપર લદાયેલા લદાયેલા ફરો (પણ) છો.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં મનુષ્યની દુનિયા અને આખિરતની સફળતાનો તરીકો અલ્લાહ તઆલાની ઈબાદત અને તેના હુકમોના અમલીકરણમાં પોતાના જાહેર, ગુપ્તને પવિત્ર રાખવા અને બધા જ મનુષ્યોના હકો અદા કરવા વગેરેનું વર્ણન કર્યું હતું, પ્રસ્તુત આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ અને માનવજાતિના સર્જનમાં તેની ખાસ કુદરતનું વર્ણન છે જેનાથી સ્પષ્ટ થઈ જાય છે કે માનવી કે જેમાં બુદ્ધિ અને સમજદારી છે તે તેના માર્ગ સિવાય બીજો માર્ગ અપનાવી જ નથી શકતો.

وَلَقَدْ خَلَقْنَا الْإِنْسَانَ مِنْ سُلَالَةٍ مِّنْ طِيْنٍ માં શબ્દ سُلَالَةُ (સુલાલહ) "સત્વ" (ખુલાસા)ના અર્થમાં અને طِيْن (તીન) એ "ભીની માટી" જેનો અર્થ એ છે કે જમીનની માટીના ખાસ તત્ત્વોને કાઢીને તેનાથી મનુષ્યને પેદા કર્યો. મનુષ્યના સર્જનની શરૂઆત હઝરત આદમ (અલૈ.)થી અને તેમનું સર્જન માટીના સત્વથી થયું એટલા માટે શરૂઆતના સર્જનને માટી સાથે જોડવામાં આવ્યું, ત્યારબાદ એક મનુષ્યનો નુત્ફો બીજા મનુષ્યના સર્જનનું કારણ બન્યો, આગલી આયતમાં તેનું જ વર્ણન ثُمَّ جَعَلْنٰهُ نُطْفَةً દ્વારા કરવામાં આવ્યું છે. વર્ણન એ છે કે

શરૂઆતનું સર્જન માટીથી કર્યું પછી આગળ તબક્કાવાર સર્જન આ જ માટીના શ્રેષ્ઠ સત્વ એટલે કે નુત્ફહથી ચાલુ કરવામાં આવ્યું. જમહૂર તફસીરકારોએ પ્રસ્તુત આયતનું વિવરણ આ જ લખ્યું છે અને એવું પણ કહી શકાય છે કે, سُلٰلَةٍ مِّـــنْ طِيْـــنٍ નો ભાવાર્થ મનુષ્યનો નુત્ફહ (વીર્યનું ટીપું) છે, કારણ કે તે ખોરાકથી પેદા થાય છે અને મનુષ્યનો ખોરાક માટીથી બને છે. વલ્લાહુ અઅ્લમુ.

## મનુષ્યના સર્જનના સાત તબક્કાઓ :

પ્રસ્તુત આયતમાં મનુષ્યના સર્જનના સાત તબક્કાઓનું વર્ણન કરવામાં આવ્યું છે, સૌ પ્રથમ سُلٰلَةٍ مِّـنْ طِيْـنٍ (સુલાલતિન મિન તીન) "માટીનું સત્ત્વ," બીજા તબક્કામાં نُطْفَةً (નુત્ફહ) "વીર્યનું ટીપું," ત્રીજા તબક્કામાં عَلَقَةً (અલકહ) "લોહીનો ગઠ્ઠો," ચોથા તબક્કામાં مُـضْـغَـةً (મુદ્ગહ) "માંસનો લોથડો," પાંચમાં તબક્કામાં عِـــظٰـــامً (ઈઝામ) "હાડકાં," છઠ્ઠા તબક્કામાં હાડકાંઓ ઉપર માંસ ચઢાવવો અને સાતમો તબક્કો સર્જનની પૂર્ણતાનો છે એટલે કે રૂહ ફૂંકવી.

## હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા વર્ણન કરવામાં આવેલ એક રસપ્રદ ઘટના :

તફસીરે કુર્તુબીમાં આ સ્થળે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા આ જ આયતથી દલીલ કરીને એક વિસ્મયકારી ઘટના શબેકદ્રને નિશ્ચિત કરવા વિશે નકલ કરવામાં આવી છે, તે એ છે કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એક વખતે સહાબાના અગ્રણીઓને ભેગા કરીને પ્રશ્ન કર્યો કે શબેકદ્ર રમઝાનની કઈ તારીખમાં છે ? સૌએ જવાબમાં માત્ર એટલું કહ્યું કે "વલ્લાહુ અઅ્લમુ" (અલ્લાહ જાણે), કોઈ નક્કી વાત કહી નહીં. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) તે બધામાં નાના હતા, તેમને પૂછ્યું કે તમે શું કહો છો ? તો ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે અમીરુલ મુઅ્મિનીન અલ્લાહે આસમાન સાત પેદા કર્યા, જમીનો સાત પેદા કરી મનુષ્યનું સર્જન સાત તબક્કાઓમાં કર્યું, મનુષ્યનો ખોરાક સાત વસ્તુઓ બનાવી એટલા માટે મારી સમજમાં તો એવું આવે છે કે શબેકદ્ર ૨૭ મી રાત્રી હશે. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ આશ્ચર્યજનક દલીલ સાંભળીને સહાબાઓના અગ્રણીઓને કહ્યું કે તમારાથી એવી વાત ન થઈ શકી જે આ છોકરાએ કરી જેના માથાના બાલ પણ હજુ પૂરા ઉગ્યા નથી. આ લાંબી

હદીષ ઈબ્ને અબી શયબાની મુસ્નદમાં છે. ઈબ્ને અબ્બાસ (રદિ.)એ મનુષ્યની પેદાઈશના સાત તબક્કાઓનો ભાવાર્થ તે જ લીધો છે જે આ આયતમાં છે અને મનુષ્યના ખોરાકની સાત વસ્તુઓ સૂરએ અબસની આયતમાં છે, فَاَنۡبَتۡنَا فِيۡهَا حَبًّاوَّعِنَبًاوَّ قَضۡبًاوَّزَيۡتُوۡنًا وَّنَخۡلًاوَّحَدَآئِقَ غُلۡبًاوَّفَاكِهَةً وَّاَبًّا (૨૯:૨૭–૩૧) આ આયતમાં આઠ વસ્તુઓ વર્ણન થઈ છે જેમાં પ્રથમ સાત મનુષ્યનો ખોરાક છે અને અંતિમ એટલે કે اَبّ (અબ્બ) "ઘાસચારો" તે પ્રાણીઓનો ખોરાક છે. *(કુર્તુબી)*

પછી મનુષ્યના સર્જનના જે સાત તબક્કાઓ પસાર થાય છે કુર્આને કરીમની વર્ણનશૈલીની ઉચ્ચતા જુઓ કે તે સૌને એક જ શૈલીથી વર્ણન નથી કર્યું, બલકે ક્યાંક એક તબક્કાથી બીજા તબક્કાને દૂર સુધી પરિવર્તનનો શબ્દ ثُمَّ (ષુમ્મ)થી ઓળખાવ્યો છે જે "અમુક સમય પછી અથવા થોડી વાર" હોવા ઉપર દલીલ કરે છે તો ક્યાંક આ પરિવર્તનનું વર્ણન શબ્દ فَاء (ફાઅ્)થી કર્યું છે જે કોઈ વાર લાગ્યા વિના તરત જ એક ક્રમ પછી બીજા ક્રમે તાત્કાલિક હોવાની દલીલ કરે છે, તેમાં ઈશારો એ ક્રમ તરફ છે જે એક પરિવર્તનથી બીજા પરિવર્તન વચ્ચે સ્વાભાવિક વાર લાગતી હોય છે કે અમુક પરિવર્તન મનુષ્યની બુદ્ધિના આધારે ઘણા મુશ્કેલ અને ઘણા લાંબા હોય છે જ્યારે અમુક એટલા લાંબા હોતા નથી, એટલા માટે કુર્આને કરીમે શરૂઆતના ત્રણ તબક્કાઓને ثُمَّ (ષુમ્મ) સાથે વર્ણન કર્યા છે. પ્રથમ سُلٰلَةٍ طِيۡنٍ પછી તેને નુત્ફહના સ્વરૂપમાં પરિવર્તિત કરવું, તેને શબ્દ ثُمَّ થી ફરમાવ્યું. ثُمَّ جَعَلۡنٰهُ نُطۡفَةً કારણ કે માટીથી ખોરાક પેદા થવો, પછી ખોરાકથી શરીરના અંગો બનવા પછી તેના ખાસ અંગોમાંથી નુત્ફહ પેદા થવો મનુષ્યની કલ્પનાની રૂએ ઘણો લાંબો સમય માંગી લે છે, એટલા માટે ત્યાર પછી ત્રીજો તબક્કો નુત્ફહનું માંસના ટૂકડાના સ્વરૂપમાં પરિવર્તિત થવું, આ પરિવર્તન પણ એક લાંબો સમય માંગી લે છે, તેને પણ ثُمَّ خَلَقۡنَا النُّطۡفَةَ عَلَقَةً થી ઓળખાવ્યું, ત્યારબાદ ત્રણ તબક્કાઓ عَلَقَهُ થી مُضۡغَهُ مُضۡغَهُ સુધી એટલે કે લોથડાથી લઈ હાડકાંઓ અને હાડકાંઓ ઉપર માંસ ચઢાવવો, આ બધું થોડી–થોડી મુદતમાં થઈ જવું દૂરની વાત નથી લાગતી તો આ ત્રણેને શબ્દ فَاء (ફાઅ્)થી વર્ણન કર્યું છે, પછી અંતિમ તબક્કો જે نَفۡخ رُوۡح (રૂહ ફૂંકવી) અને જિંદગી પેદા કરવાનો છે તેને પણ શબ્દ ثُمَّ (ષુમ્મ)થી ઓળખાવ્યો, કારણ કે એક

નિર્જીવ શરીરમાં જિંદગી અને રૂહ પેદા કરવી તાર્કિક રીતે પણ ઘણો લાંબો સમય માંગી લે છે એટલા માટે અહીંયાં પણ શબ્દ ثُمَّ (ષુમ્મ) લાવવામાં આવ્યો.

ખુલાસો એ છે કે એક તબક્કાથી બીજા તબક્કા તરફ પરિવર્તન જે સ્વરૂપોમાં મનુષ્યની બુદ્ધિ અને કલ્પના પ્રમાણે સમય માંગી લે છે ત્યાં શબ્દ ثُمَّ (ષુમ્મ)થી તે તરફ ઈશારો કરવામાં આવ્યો છે અને જ્યાં સામાન્ય માણસની કલ્પનાની રૂએ વધારે સમય દરકાર નથી ત્યાં શબ્દ فَاءْ (ફાઅ્) લાવીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો એટલા માટે તેના ઉપર આ હદીષથી સંદેહ ન થઈ શકે જેમાં એ વર્ણન કરવામાં આવ્યું છે કે દરેક તબક્કાથી બીજો તબક્કો પરિવર્તિત થવામાં ચાલીસ–ચાલીસ દિવસ પસાર થાય છે, કારણ કે આ અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનું કાર્ય છે જે મનુષ્યના અનુમાનના તા'બે નથી.

## મનુષ્યના સર્જનનો અંતિમ તબક્કો એટલે કે તેની રૂહ (આત્મા) અને જિંદગી પેદા કરવી :

કુર્આને કરીમમાં એક ખાસ અને ઉચ્ચ શૈલીમાં આ વર્ણન એ પ્રમાણે થયું છે, ثُمَّ اَنْشَاْنٰهُ خَلْقًا اٰخَرَ એટલે કે, પછી અમે તેને એક ખાસ પ્રકારની પેદાઈશ અર્પણ કરી, તેની વિશિષ્ટતા વર્ણન કરવાનું કારણ એ છે કે પ્રથમ સર્જનના છ તબક્કાઓ ભૌતિક દુનિયા અને ભૌતિક સિદ્ધાંતો પ્રમાણેના પરિવર્તનો અને ફેરફારો સાથે સંબંધો ધરાવતા હતા અને આ અંતિમ સાતમો તબક્કો બીજી દુનિયા એટલે કે "આલમે અરવાહ"થી રૂહને શરીરમાં સ્થાપિત કરવાનો તબક્કો હતો એટલા માટે તેને મનુષ્યના સર્જનના "અંતિમ તબક્કા" તરીકે ઓળખાવવામાં આવ્યો.

## રૂહે હયવાની અને રૂહે હકીકી (Biological spirit & Real spirit) :

અત્રે સર્જનના અંતની તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ, શુઅ્બી, ઈકરમા, ઝહ્હાક, અબૂલ આલિયહ (રહ.) વગેરેએ "રૂહ ફૂંકવાની" કરી છે. તફસીરે મઝહરીમાં છે કે લગભગ ભાવાર્થ આ રૂહથી "રૂહે હયવાની" (બાયોલૉજિકલ–ભૌતિક આત્મા) છે, તે પણ ભૌતિક અને એક રસપ્રદ શરીર છે જે સજીવના શરીરના દરેકે–દરેક અંગમાં સમાયેલ હોય છે, જેને મૅડિકલ સાયન્સ અને ફિલોસોફરોએ રૂહ તરીકે ઓળખાવી છે અને "રૂહે હકીકી" એટલે કે રીયલ

અને સાચી રૂહ જેનો આલમે અરવાહથી લાવીને આ "રૂહે હયવાની"ની સાથે કોઈ સંબંધ અલ્લાહ તઆલા પોતાની કુદરતથી પેદા કરી દે છે જેની વાસ્તવિકતાને ઓળખવું મનુષ્યના કાબૂની વાત નથી. આ રૂહે હકીકીનું સર્જન તો બધા જ મનુષ્યના સર્જનથી ઘણું પહેલાંનું છે, તે જ "અરવાહ" (આત્માઓ)ને અલ્લાહ તઆલાએ "અજલ"માં ભેગા કરીને اَلَسْتُ بِرَبِّكُمْ (શું હું તમારો પરવરદિગાર નથી ?) ફરમાવી પ્રશ્ન કર્યો હતો અને બધાએ بَلٰى (બલા) "હા !" કહીને અલ્લાહ તઆલાની "રબૂબિયત"નો સ્વીકાર કર્યો હતો. હા ! તેનો સંબંધ મનુષ્યના શરીરની સાથે માનવ અંગોના સર્જન પછી હોય છે અને આ સ્થળે રૂહ ફૂંકવાથી જો એ ભાવાર્થ લેવામાં આવે કે "રૂહે હયવાની"ની સાથે "રૂહે હકીકી"નો સંબંધ તે સમયે સ્થાપિત કરવામાં આવ્યો તો એ પણ શક્ય છે અને વાસ્તવમાં મનુષ્યની જિંદગી તે જ વાસ્તવિક રૂહ (રૂહે હકીકી)થી સંબંધિત છે, જ્યારે તેનો સંબંધ રૂહે હયવાની (ભૌતિક રૂહ) સાથે થઈ જાય છે ત્યારે મનુષ્ય સજીવ કહેવાય છે અને જ્યારે તે કપાઈ જાય છે તો મનુષ્ય મૃત કહેવાય છે અને તે ભૌતિક રૂહ પણ પોતાનું કાર્ય છોડી દે છે.

فَتَبٰرَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ સર્જન અને ઉત્પત્તિનો અસલ અર્થ વસ્તુને પ્રથમ વખતે વિના કોઈ ભૌતિક પદાર્થ અથવા કોઈ તત્ત્વથી પેદા કરવાનો છે જે અલ્લાહ જલ્લ શા'નુહૂની ખાસ સિફત (લક્ષણ) છે. આ અર્થના આધારે "સર્જક" માત્ર અલ્લાહ તઆલા જ છે, કોઈ બીજો વ્યક્તિ અથવા ફરિશ્તો અથવા મનુષ્ય કોઈ તુચ્છ વસ્તુનો સર્જક પણ બની શકતો નથી, કારણ કે ક્યારેક ક્યારેક આ શબ્દ خَلْقُ وَتَخْلِيْقُ (સર્જક અને સર્જન) ઉદ્યોગ અને કળા–કારીગીરી સાથે પણ સંલગ્ન હોય છે અને ઉત્પાદક કે ઉત્પાદનના સંદર્ભમાં પણ વાપરવામાં આવે છે અને કળા–કારીગીરી કે ઉદ્યોગની વાસ્તવિકતા તેનાથી વધારે નથી કે અલ્લાહ જલ્લ શા'નુહૂએ જે તત્ત્વો અને પદાર્થો આ સૃષ્ટિમાં પોતાની સંપૂર્ણ શક્તિ વડે પેદા કર્યા છે તેને જોડી–તોડીને, તેને એકને બીજા સાથે સંયોજન કે મિશ્રણ કરીને એક નવી વસ્તુ બનાવે. આ કાર્ય દરેક મનુષ્ય કરી શકે છે અને તે જ અર્થના આધારે કોઈ મનુષ્યને કોઈ ખાસ વસ્તુનો "સર્જક" કહેવામાં આવે છે, પોતે કુર્આને કરીમે પણ કહ્યું છે, تَخْلُقُوْنَ اِفْكًا અને હઝરત ઈસા (અલૈ.) વિશે ફરમાવ્યું, اِنِّىْ اَخْلُقُ لَكُمْ مِنَ الطِّيْنِ كَهَيْئَةِ الطَّيْرِ આ બધા જ સ્થળોએ શબ્દ خَلْقُ

(સર્જન અને સર્જક) એક રૂપક સ્વરૂપે કળા–કારીગીરીના અર્થમાં બોલવામાં આવે છે.

એ જ પ્રમાણે અત્રે શબ્દ خَالِقِيۡنَ (ખાલિકીન) એ બહુવચનના સર્વનામમાં એટલા માટે લાવવામાં આવ્યું છે કે સામાન્ય મનુષ્ય જે પોતાની કળા–કારીગીરીના આધારે પોતાને કોઈ વસ્તુનો સર્જક સમજે છે, જો તેને રૂપક સ્વરૂપે સર્જક કહેવામાં પણ આવે તો અલ્લાહ તઆલા આ બધા સર્જકો એટલે કે કળા–કારીગીરી કરનારાઓમાં સૌથી ઉત્તમ કારીગર છે. વલ્લાહુ અઅ્લમુ.

ثُمَّ اِنَّكُمۡ بَعۡدَ ذٰلِكَ لَمَيِّتُوۡنَ પાછલી ત્રણ આયતોમાં મનુષ્યનું مَبۡدأ (મબ્દઅ્) એટલે કે, શરૂઆતથી અંત સુધીનું વર્ણન હતું, હવે બે આયતોમાં તેના અંતનું અને પરિણામનું વર્ણન છે. પ્રસ્તુત આયતમાં ફરમાવ્યું કે, પછી તમે બધા આ દુનિયામાં આવ્યા અને રહ્યા પછી મોતને ભેટવાના છો જેનાથી કોઈ બાકાત નથી હોઈ શકતું, પછી ફરમાવ્યું, ثُمَّ اِنَّكُمۡ يَوۡمَ الۡقِيٰمَةِ تُبۡعَثُوۡنَ એટલે કે, મર્યા પછી કયામતના દિવસે તમને સૌને સજીવન કરીને ઉઠાડવામાં આવશે જેથી તમારા કર્મોનો હિસાબ લઈને તમારા અસલી ઠેકાણા જન્નત અથવા દોઝખ તરફ પહોંચાડવામાં આવે, આ મનુષ્યનો અંતિમ અંજામ થયો. આગળ શરૂઆત અને પરિણામ એટલે કે, مَبۡدَأۡوَمَعَادۡ (શરૂઆત અને અંત) વચ્ચેની પરિસ્થિતિઓ અને તેમાં મનુષ્ય ઉપર અલ્લાહ તઆલાના અહેસાનો અને ઈનામોની થોડી વિગત છે જેને આગલી આયતમાં આસમાનના સર્જનના વર્ણનથી શરૂ કર્યું છે.

وَلَقَدۡ خَلَقۡنَا فَوۡقَكُمۡ سَبۡعَ طَرَآئِقَ માં શબ્દ طَرَائِقُ (તરાઈક) એ طَرِيۡقَةُ (તરીકહ)નું બહુવચન છે, તે તબક્કાઓના અર્થમાં પણ લઈ શકાય છે જેનો અર્થ એ થશે કે તબક્કાવાર ઉપર–નીચે સાત આસમાનો તમારા ઉપર બનાવવામાં આવ્યા અને طَرِيۡقَةُ (તરીકહ)નો અર્થ "પ્રખ્યાત માર્ગનો" છે. એ અર્થ પણ હોઈ શકે છે કે આ બધા આસમાન ફરિશ્તાઓના માર્ગો છે જે હુકમો લઈને જમીન ઉપર આવે–જાય છે.

وَمَا كُنَّا عَنِ الۡخَلۡقِ غٰفِلِيۡنَ જેમાં એ બતાવવામાં આવ્યું છે કે અમે માનવીને માત્ર પેદા કરીને નથી છોડી દીધો અને અમે તેનાથી બેખબર કે ગાફેલ નથી હોઈ શકતા બલકે તેને વૃદ્ધિ અને વિકાસનો તથા તેને રહેઠાણ અને સહૂલતનો સામાન

પણ ઉપલબ્ધ કરાવ્યો જેની શરૂઆત આસમાનોની ઉત્પત્તિથી થઈ, પછી આકાશથી પાણી વરસાવીને મનુષ્ય માટે ખોરાક અને તેની સહૂલતનો સામાન ફળ–ફળાદિ પેદા કરી જેનું વર્ણન પછીની આયતમાં આ પ્રમાણે આવ્યું,

وَاَنۡزَلۡنَا مِنَ السَّمَآءِ مَآءًۢ بِقَدَرٍ فَاَسۡكَنّٰهُ فِى الۡاَرۡضِ ۖ وَاِنَّا عَلٰى ذَهَابٍۢ بِهٖ لَقٰدِرُوۡنَ

## મનુષ્યને પાણી પહોંચાડવાની કુદરતી આશ્ચર્યજનક વ્યવસ્થા :

આ આયતમાં આસમાનથી પાણી વરસાવવાના વર્ણનની સાથે એક શરત بقدر (બકદ્ર)ની વધારીને એ તરફ ઈશારો કર્યો છે કે મનુષ્ય એટલું કમજોર સર્જન છે કે જે વસ્તુઓ તેના માટે જીવનનો આધાર છે જો તે યોગ્ય પ્રમાણથી વધારે થઈ જાય તો તે જ તેના માટે જીવની આફત અને અઝાબ બની જાય છે. પાણી જેવી વસ્તુ જેના વિના કોઈ મનુષ્ય અથવા પ્રાણી જીવીત નથી રહી શકતો જો આવશ્યકતાથી વધારે વરસી જાય તો પ્રલય આવી જાય છે અને મનુષ્ય તથા તેના સરસામાન માટે આફત અને અઝાબ બની જાય છે, એટલા માટે આસમાનથી પાણી વરસાવવું પણ એક ખાસ પ્રમાણમાં હોય છે જે મનુષ્યની આવશ્યકતા પૂરી કરી આપે અને પ્રલયનું સ્વરૂપ ન અપનાવે અને તેના ખાસ સ્થળો સિવાય કે જેના ઉપર અલ્લાહની હિકમતનો તકાદો જ છે કોઈ કારણે તોફાન અથવા પ્રલયનું કારણ બની જાય; ત્યારબાદ થોડો વિચાર માંગી લેતો મુદો એ હતો કે પાણી જે દરરોજની જરૂરત પ્રમાણે વરસ્યા કરે તો પણ મનુષ્ય માટે મુસીબત બની જાય, દરરોજનો વરસાદ તેના કારોબાર અને સ્વભાવની વિરુદ્ધ છે અને જો વર્ષભર અથવા છ મહિના અથવા ત્રણ મહિનાની જરૂરતનું પાણી એકી સાથે વરસાવવામાં આવે અને લોકોને એ હુકમ આપવામાં આવે કે પોતપોતાનું પ્રમાણસરનું કોટા પ્રમાણેનું પાણી છ મહિના માટે ભેગું કરી રાખો અને જરૂરતનું પાણી ઉપયોગ કરતા રહો તો દરેક મનુષ્ય તો શું ઘણા લોકો આ પાણીને એકઠું કરવાની વ્યવસ્થા કેવી રીતે કરી શક્યા હોત !? અને કઈ રીતે તેને મોટા મોટા હોઝ અને ખાડાઓમાં ભરી લેવાની વ્યવસ્થા કરી લીધી હોત ?! બલકે થોડા દિવસ પછી આ પાણી સડી જઈ શકે છે જેનું પીવું બલકે ઉપયોગ કરવું મુશ્કેલ થઈ શકે છે, એટલા માટે અલ્લાહ જલ્લા શા'નુહૂની કુદરત માટે તેની એ વ્યવસ્થા બનાવી રાખી છે કે પાણી જે સમયે વરસે છે તે જ સમયે કામચલાઉ ધોરણે જેટલા

વૃક્ષો અને જમીનો તેનાથી સીંચાવાના પાત્ર હોય છે તે સીંચાઈ જાય છે, પછી જમીનના વિવિધ તળાવો, સરોવરો અને કુદરતી ખાડાઓમાં આ પાણી એકઠું રહે છે જેને મનુષ્ય અને જાનવરો જરૂરતના સમયે ઉપયોગ કરે છે પરંતુ દેખીતું એ છે કે આ પાણી અમુક દિવસમાં પૂરું થઈ જાય છે, કાયમી ધોરણે દરરોજ મનુષ્યને તાજું પાણી કઈ રીતે મળે જે દરેક પ્રદેશના નિવાસીઓને મળી શકે ? તેની વ્યવસ્થા કુદરતે એવી કરી કે પાણીનો ઘણો મોટો જથ્થો બરફ સ્વરૂપે એક સફેદ સમંદર બનાવીને પહાડોના શિખરો ઉપર એવા ચોખ્ખા અને સ્વચ્છ વાતાવરણમાં મૂકી દીધો જ્યાં ન તો ધૂળ કે ગંદકી પહોંચી શકે છે અને ન જ કોઈ વ્યક્તિ કે જાનવરની પહોંચ છે, ન તો તેના સડી જવાની શક્યતા છે કે અને ન જ તેના નાપાક થવાની કે ખરાબ થવાની કોઈ સંભાવના છે, પછી આ બરફનું પાણી ધીમે–ધીમે પીગળીને પહાડોના પોલાણો દ્વારા જમીનની અંદર ફેલાતું રહે છે. આ કુદરતી પાઈપલાઈન સમગ્ર પૃથ્વીના ખૂણે–ખૂણામાં પહોંચેલી છે, જેનાથી અમુક જગ્યાએ તો ઝરણા ફૂટી નીકળે છે, અમુક નદી–નાળા કે નહેરોના સ્વરૂપમાં પૃથ્વી ઉપર વહેવા લાગે છે અને તાજા–તાજા પાણીથી કરોડો મનુષ્યો અને પ્રાણીઓ ધરાતા રહે છે અને આ જ પહાડી બરફથી વહેનારું અમુક પાણી જમીનના પેટાળમાં ઊતરીને નીચે–નીચે વહેતું રહે છે અને તેને કૂવાઓ ખોદીને દરેક સ્થળેથી કાઢી શકાય છે. કુર્આને કરીમમાં આ સમગ્ર વ્યવસ્થાને એક શબ્દ فَاَسْكَنّٰهُ فِى الْاَرْضِ થી વર્ણન કરી દીધું છે, અંતે એ તરફ પણ ઈશારો કરી દીધો છે કે જમીનના પેટાળમાંથી જે પાણી કૂવાઓ દ્વારા કાઢવામાં આવે છે એ પણ કુદરત તરફથી એક સરળતા છે કે તે ખૂબ ઊંડાઈમાં નથી બલકે થોડી ઊંડાઈમાં આ પાણી રાખવામાં આવ્યું છે, નહિતર એ પણ પ્રાપ્ત થવું શક્ય ન હતું બલકે પાણીની સ્વભાવિક ખાસિયતનો તકાદો જ એ હતો કે આ પાણી જમીનની ખૂબ ઊંડાઈમાં ઊતરતું ચાલ્યું ગયું હોત કે જ્યાં મનુષ્યની પહોંચ શક્ય નથી. આ જ વિષયને આયતના અંતિમ વાક્યમાં ઈરશાદ ફરમાવ્યું, وَاِنَّا عَلٰى ذَهَابٍۭ بِهٖ لَقٰدِرُوْنَ

આગળ પાણી દ્વારા ઉત્પન્ન થનારી ખાસ–ખાસ વસ્તુઓને અરબના રિવાજ અને સ્વભાવ પ્રમાણે વર્ણન કર્યું કે ખજૂરો અને દ્રાક્ષના બગીચાઓ તેનાથી પેદા થયા અને બીજા ફળોને એક જાહેર શબ્દમાં ભેગા કરીને વર્ણન કર્યું. لَكُمْ فِيْهَا فَوَاكِهُ كَثِيْرَةٌ એટલે કે, આ બગીચાઓમાં તમારા માટે ખજૂર અને દ્રાક્ષ

સિવાય હજારો પ્રકારના ફળો પેદા કર્યા જેને તમે માત્ર શોખથી સ્વાદ માટે પણ ખાઓ છો અને તેમાંથી અમુક ફળોનો જથ્થો સંગ્રહ કરીને તમારા ભવિષ્યના ખોરાક માટે પણ તૈયાર રાખો છો, وَمِنۡهَا تَأۡكُلُوۡنَ નો આ જ અર્થ છે. આગળ વિશેષરૂપે ઝયતૂનના વૃક્ષનું વર્ણન છે કે તેમાંથી તેલ પેદા થાય છે, કારણ કે તેના અનેક ફાયદાઓ છે અને કારણ કે ઝયતૂનના વૃક્ષો તૂર પહાડ ઉપર મોટા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે એટલા માટે તેનો સંબંધ તેની સાથે જોડી દેવામાં આવ્યો. وَشَجَرَةً تَخۡرُجُ مِنۡ طُوۡرِ سَيۡنَآءَ માં سَيۡنَاءُ (સયનાઅ્) અને سِيۡنِيۡنَ (સિનીન) તે સ્થળનું નામ છે જ્યાં કોહેતૂર આવેલો છે, ઝયતૂનના તેલની જરૂરિયાત દાખલા તરીકે માલીશ કરવામાં અથવા દીવા સળગાવવામાં પણ કામ લાગે છે અને ખાવામાં રસાવાળા શાક તરીકે પણ કામ આપે છે એટલા માટે ફરમાવ્યું, تَنۡۢبُتُ بِالدُّهۡنِ وَصِبۡغٍ لِّلۡاٰكِلِيۡنَ ઝયતૂનના વૃક્ષ માટે કોહેતૂરની વિશિષ્ટતા એ છે કે આ ઝાડ સૌ પ્રથમ કોહેતૂર ઉપર પેદા થયું છે અને અમુકે કહ્યું છે કે હઝરત નૂહ (અલૈ.)ના પ્રલય પછી સૌ પ્રથમ પૃથ્વી ઉપર જે ઝાડ ઊગ્યું તે ઝયતૂનનું ઝાડ હતું.

ત્યાર પછી તે નેઅ્મતોનું વર્ણન કર્યું જે અલ્લાહ તઆલાએ ચોપગા જાનવરો દ્વારા મનુષ્યને અર્પણ કર્યું જેથી મનુષ્ય તેનાથી બોધપાઠ ગ્રહણ કરે અને અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને સંપૂર્ણ રહમત ઉપરથી દલીલ પ્રાપ્ત કરી તવહીદ અને ઈબાદતમાં મશ્ગૂલ થઈ જાય એટલા માટે ફરમાવ્યું, وَاِنَّ لَكُمۡ فِى الۡاَنۡعَامِ لَعِبۡرَةً એટલે કે, તમારા માટે ચોપગા પ્રાણીઓમાં એક બોધપાઠ અને શિખામણ છે. આગળ તેની કંઈક વિગત આ પ્રમાણે બતાવી نُسۡقِيۡكُمۡ مِّمَّا فِىۡ بُطُوۡنِهَا કે આ જાનવરોના પેટમાં અમે તમારા માટે પવિત્ર દૂધ તૈયાર કર્યું જે મનુષ્યનો શ્રેષ્ઠ ખોરાક છે અને પછી ફરમાવ્યું કે માત્ર દૂધ જ નહીં ! આ જાનવરોમાં તમારા માટે અસંખ્ય ફાયદાઓ છે. وَلَكُمۡ فِيۡهَا مَنَافِعُ كَثِيۡرَةٌ વિચાર કરો તો જાનવરોના શરીરનું એક–એક અંગ, તેનું રુવે–રુવું મનુષ્યના કામ લાગે છે અને તેનાથી મનુષ્યની આર્થિક બાબતો માટે પણ અસંખ્ય લાભો ઉપરાંત એક મોટો લાભ એ પણ છે કે તેમાંથી જે જાનવરો હલાલ છે તેનું માંસ પણ મનુષ્યનો ઉત્તમ ખોરાક છે. وَمِنۡهَا تَاۡكُلُوۡنَ અંતે આ જાનવરોના એક અન્ય મહાન ફાયદાનું વર્ણન કરવામાં આવ્યું કે તમે તેના ઉપર સવાર પણ થાઓ છો અને ભારવહન

કરવાનું કાર્ય પણ તેનાથી જ લો છો અને અંતિમ લાભમાં કારણ કે જાનવરોની સાથે દરિયામાં ચાલનારા વહાણો પણ સામેલ છે કે સવારી અને ભારવહન કરવાનું મોટું કાર્ય તેનાથી લેવામાં આવે છે એટલા માટે વહાણોનું પણ તેની સાથે વર્ણન કર્યું. وَعَلَيْهَا وَعَلَى الْفُلْكِ تُحْمَلُوْنَ માં فُلْكْ (ફુલ્ક) એટલે કે, વહાણોના જ હુકમમાં તે બધી સવારીઓ પણ છે જે પૈડાંઓ ઉપર ચાલનારી છે.

———————

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૨૩ થી ૩૦)

وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ فَقَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اَفَلَا تَتَّقُوْنَ ﴿۲۳﴾ فَقَالَ الْمَلَؤُا الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ مَا هٰذَآ اِلَّا بَشَرٌ مِّثْلُكُمْ ۙ يُرِيْدُ اَنْ يَّتَفَضَّلَ عَلَيْكُمْ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ لَاَنْزَلَ مَلٰٓئِكَةً ۚۖ مَّا سَمِعْنَا بِهٰذَا فِيْٓ اٰبَآئِنَا الْاَوَّلِيْنَ ﴿۲۴﴾ اِنْ هُوَ اِلَّا رَجُلٌۢ بِهٖ جِنَّةٌ فَتَرَبَّصُوْا بِهٖ حَتّٰى حِيْنٍ ﴿۲۵﴾ قَالَ رَبِّ انْصُرْنِيْ بِمَا كَذَّبُوْنِ ﴿۲۶﴾ فَاَوْحَيْنَآ اِلَيْهِ اَنِ اصْنَعِ الْفُلْكَ بِاَعْيُنِنَا وَوَحْيِنَا فَاِذَا جَآءَ اَمْرُنَا وَفَارَ التَّنُّوْرُ ۙ فَاسْلُكْ فِيْهَا مِنْ كُلٍّ زَوْجَيْنِ اثْنَيْنِ وَاَهْلَكَ اِلَّا مَنْ سَبَقَ عَلَيْهِ الْقَوْلُ مِنْهُمْ ۚ وَلَا تُخَاطِبْنِيْ فِي الَّذِيْنَ ظَلَمُوْا ۚ اِنَّهُمْ مُّغْرَقُوْنَ ﴿۲۷﴾ فَاِذَا اسْتَوَيْتَ اَنْتَ وَمَنْ مَّعَكَ عَلَى الْفُلْكِ فَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ نَجّٰنَا مِنَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿۲۸﴾ وَقُلْ رَّبِّ اَنْزِلْنِيْ مُنْزَلًا مُّبٰرَكًا وَّاَنْتَ خَيْرُ الْمُنْزِلِيْنَ ﴿۲۹﴾

اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ وَّاِنْ كُنَّا لَمُبْتَلِيْنَ ﴿۳۰﴾

## તરજુમો :

*અને અમે નૂહ (અલૈ.)ને તેમની કોમ પાસે મોકલ્યા તો તેમણે કહ્યું, હે કોમ ! અલ્લાહની બંદગી કરો, તમારો તેના સિવાય કોઈ મઅ્બૂદ (હાકિમ) નથી, શું તમે ડરતા નથી ?! (૨૩) ત્યારે તેમની કોમમાં જે કાફિર સરદારો હતા, બોલ્યા; આ શું છે ! પરંતુ માત્ર તમારા જેવો એક માનવી છે; ઈચ્છે છે કે*

*તમારા ઉપર મોટાઈ (સ્થાપિત) કરે અને જો અલ્લાહે ઈચ્છ્યું હોત તો ફરિશ્તાઓ ઊતાર્યા હોત, અમે પોતાના પૂર્વજોમાં આવું નથી સાંભળ્યું ! (૨૪) અને કંઈ નથી આ માત્ર એક પુરુષ છે કે તેને વળગાડનું ગાંડપણ થઈ ગયું છે; બસ એક મુદ્દત સુધી તેની રાહ જુઓ. (૨૫) (નૂહ અલૈ.) બોલ્યા, હે પરવરદિગાર ! તું મારી સહાયતા કર કે તેમણે મને જૂઠાડ્યો. (૨૬) પછી અમે તેમને હુકમ મોકલ્યો કે અમારી આંખો સામે અને અમારા હુકમથી વહાણ બનાવો, પછી જ્યારે અમારો હુકમ પહોંચે અને "તન્નૂર" ઉભરાવા માંડે તો તમે વહાણમાં દરેક વસ્તુના બે બે જોડાં નાંખી લો અને પોતાના ઘરના લોકો પરંતુ (તેઓ સિવાય કે) જેમની કિસ્મતમાં પ્રથમથી વાત નિશ્ચિત થઈ ચૂકી છે અને મારી સાથે તે જાલિમો માટે વાત ન કરો, બેશક ! તેમને ડૂબવાનું છે. (૨૭) પછી જ્યારે તમે અને જે તમારી સાથે છે વહાણ ઉપર ચઢી (સવાર થઈ) ચૂકો તો કહો, "અલ્હમ્દુલિલ્લાહ !" (સઘળા વખાણ અલ્લાહના માટે જ છે) જેણે અમને ગુનેહગાર (જાલિમ) લોકોથી છોડાવ્યા. (૨૮) અને કહો, હે પરવરદિગાર ! મને બરકતનું ઉતારવું ઊતારજે અને તું જ બહેતર ઉતારનાર છે. (૨૯) નિઃશંક ! તેમાં નિશાનીઓ છે અને (લોકોની) અમે ચકાસણી કરનાર છે. (૩૦)*

## તફસીર :

(આનાથી અગાઉ આવી ચૂકેલી આયતોમાં મનુષ્યના સર્જન અને તેના અસ્તિત્વને ટકાવી રાખવા અને તેની સહૂલત માટે વિવિધ પ્રકારનો સામાન પેદા કરવાનું વર્ણન હતું, આગળ તેની આધ્યાત્મિક કેળવણી અને દીની સફળતાની જે વ્યવસ્થા કરી છે તેનું વર્ણન છે) અને અમે નૂહ (અલૈ.)ને તેમની કોમ તરફ પયગમ્બર બનાવીને મોકલ્યા, બસ તેમણે (પોતાની કોમને) ફરમાવ્યું કે હે મારી કોમ ! અલ્લાહની જ ઈબાદત કર્યા કરો, તેના સિવાય તમારા માટે કોઈ મઅ્બૂદ બનાવવાના પાત્ર નથી (અને જ્યારે આ એક સાબિત થઈ ચૂકેલ વાત છે તો) પછી શું તમે (અન્યોને મઅ્બૂદ બનાવવાથી) ડરતા નથી ? બસ (નૂહ અલૈ.ની આ વાત સાંભળીને) તેમની કોમમાં જે કાફિર રઈસ હતા (સામાન્ય જનતાને) કહેવા લાગ્યા કે આ વ્યક્તિ એ સિવાય નથી કે તમારી જેમ એક (મા'મૂલી) માનવી છે અને કંઈ (રસૂલ કે પયગમ્બર) નથી (તેના દા'વાથી) તેનો (મૂળ)

મતલબ એ છે કે તમારાથી મોટો બનીને રહે (એટલે કે તેનો મકસદ માત્ર પોતાની ઈજ્જત અને સન્માનનો છે) અને જો અલ્લાહને (રસૂલ મોકલવાનું) મંજૂર હોત તો (આ કામ માટે) ફરિશ્તાઓને મોકલ્યા હોત (બસ તેનો દા'વો ખોટો છે, એ જ પ્રમાણે તેનું તવહીદ તરફ આમંત્રણ આપવું એ બીજી ભૂલ છે કારણ કે) અમે આ વાત (કે અન્ય કોઈને મઅ્બૂદ ન ઠરાવો તે) અમારા પહેલાં પૂર્વજોમાં (ક્યારેય) નથી સાંભળી, આ એક વ્યક્તિ છે જેને ગાંડપણ થઈ ગયું છે (એટલા માટે સમગ્ર દુનિયા વિરુદ્ધ વાતો કરે છે કે હું રસૂલ છું અને મઅ્બૂદ–પૂજાપાત્ર માત્ર એક છે) બસ એક ખાસ મુદ્દત (એટલે કે નૂહના મૃત્યુ) સુધી તે(ની હાલત)નો ઈન્તેજાર કરી લો (અંતે એક નિશ્ચિત સમય ઉપર પહોંચીને બધું ખતમ થઈ જશે અને બધા પાપ ધોવાઈ જશે) નૂહ (અલૈ.)એ (તેમના ઈમાન લાવવાથી નિરાશ થઈને અલ્લાહ તઆલાને) વિનંતી કરી કે હે મારા પરવરદિગાર ! (તેમની પાસેથી) મારો બદલો લે એ કારણે કે તેમણે મને જૂઠાડ્યો છે, બસ અમે (તેની દુઆ કબૂલ કરી અને) તેમની પાસે હુકમ મોકલ્યો કે તમે અમારી દેખરેખમાં અને અમારી આજ્ઞાથી વહાણ તૈયાર કરી લો, (અઝાબ નજીક) આવી પહોંચે અને (તેની નિશાની એ છે કે) જમીનથી પાણી ઉભરવાનું શરૂ થઈ જાય તો (તે સમયે) દરેક પ્રકાર(ના પ્રાણીઓ)માંથી (કે જે મનુષ્યના કામમાં આવે છે અને પાણીમાં જીવીત નથી રહી શકતા જેમકે બકરાં, ઘેટાં, ગાય, બળદ, ઊંટ, ઘોડા, ગધેડા વગેરે) એક એક નર અને એક એક માદા એટલે કે બે બે સંખ્યામાં આ(વહાણ)માં દાખલ કરી લો અને પોતાના ઘરવાળાઓને પણ (સવાર કરી લો) તેમના સિવાય કે જેના ઉપર તેમનામાંથી (ડૂબવાનો) હુકમ લાગુ પડી ચૂક્યો છે (એટલે કે પોતાના બાળ બચ્ચાંઓમાં જે કાફિર હોય તેને સવાર ન કરો) અને (એ સાંભળી લો કે અઝાબ આવવાના સમયે) મારાથી કાફિરો(ના છુટકારા) વિશે કંઈ વાતચીત ન કરજો (કારણ કે) તે બધા ડૂબાડવામાં આવશે, પછી જે વખતે તમે અને તમારા સાથી (મુસલમાન) વહાણમાં બેસી ચૂકો તો એવું કહેજો કે અલ્લાહનો શુક્ર છે જેણે અમને કાફિર લોકોથી (એટલે કે તેમની પ્રવૃત્તિઓથી અને તેમના વબાલથી) છુટકારો આપ્યો અને (જ્યારે પ્રલય પૂર્ણ થઈ ગયા પછી વહાણથી જમીન તરફ આવવા લાગો તો) એવું કહેજો કે હે મારા પરવરદિગાર ! મને (જમીન ઉપર) બરકતનું ઊતારવું ઉતારજે (એટલે કે જાહેર અને બાતિનને સાથે રાખજે) અને તું

બધા (પોતાની પાસે મહેમાની સ્વરૂપે) ઉતારવાવાળાઓ કરતાં સારો છે (એટલે કે અન્ય લોકો જે મહેમાનોને ઉતારો આપે છે તે પોતાના મહેમાનને તેની હેતુ સિદ્ધિ માટેનો કે તેને નુકસાનમાંથી છુટકારો અપાવવાનો અધિકાર નથી ધરાવતો, તારો તે બધી વસ્તુઓ ઉપર કાબૂ છે) આ (પ્રસ્તુત ઘટના)માં (બુદ્ધિશાળીઓ માટે કુદરતની) ઘણી બધી નિશાનીઓ છે અને અમે (આ નિશાનીઓની જાણ કરાવીને પોતાના બંદાઓને) અજમાવીએ છીએ (કે જોઈ લઈએ કે કોણ તેનાથી લાભ ઉઠાવે છે અને કોણ નથી ઉઠાવતું અને નિશાનીઓ આ છે, રસૂલ મોકલવા, ઈમાનદારોને બચાવી લેવા, કાફિરોનો નાશ કરી નાંખવો, અચાનક પ્રલય કે તોફાન ઉપસ્થિત કરવું, વહાણને સુરક્ષિત રાખવું વગેરે...વગેરે....).

## મસ્અલા અને બોધપાઠ :

وَفَارَ التَّنُّوْرُ માં تَنُّوْرُ (તન્નૂર) શબ્દ તે ખાસ સ્થળ માટે પણ બોલવામાં આવે છે જે રોટલી પકાવવા માટે બનાવવામાં આવે છે અને આ જ અર્થ વધારે પ્રખ્યાત અને મશ્હૂર છે, બીજા અર્થમાં તન્નૂર સમગ્ર પૃથ્વી માટે પણ બોલવામાં આવે છે. તફસીરના ખુલાસામાં આ અર્થના આધારે અનુવાદ કરવામાં આવ્યો છે અને અમુક લોકોએ તેને એક ખાસ "રોટી પકાવનાર તન્નૂર" ભાવાર્થ તરીકે લીધું છે જે કુફાની મસ્જિદમાં અને અમુકના મતે શામ દેશમાં કોઈ સ્થળે હતું, આ તન્નૂરથી પાણી ઉભરાવા લાગવું હઝરત નૂહ (અલૈ.) માટે પ્રલયની નિશાની ઠરાવવામાં આવી હતી. (મઝહરી) હઝરત નૂહ (અલૈ.) અને તેમના પ્રલય તથા વહાણની ઘટના પાછલી સૂરતમાં વિગતવાર વર્ણન થઈ ચૂકી છે.

---

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૩૧ થી ૪૧)

ثُمَّ اَنْشَاْنَا مِنْۢ بَعْدِهِمْ قَرْنًا اٰخَرِيْنَ ﴿۳۱﴾ فَاَرْسَلْنَا فِيْهِمْ رَسُوْلًا مِّنْهُمْ اَنِ اعْبُدُوا
اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اَفَلَا تَتَّقُوْنَ ﴿۳۲﴾ وَ قَالَ الْمَلَاُ مِنْ قَوْمِهِ ع
الَّذِيْنَ كَفَرُوْا وَ كَذَّبُوْا بِلِقَآءِ الْاٰخِرَةِ وَاَتْرَفْنٰهُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا ۙ
مَا هٰذَآ اِلَّا بَشَرٌ مِّثْلُكُمْ ۙ يَاْكُلُ مِمَّا تَاْكُلُوْنَ مِنْهُ وَيَشْرَبُ مِمَّا تَشْرَبُوْنَ ﴿۳۳﴾

وَلَئِنْ اَطَعْتُمْ بَشَرًا مِّثْلَكُمْ اِنَّكُمْ اِذًا لَّخٰسِرُوْنَ ﴿٣٤﴾ اَيَعِدُكُمْ اَنَّكُمْ اِذَا
مِتُّمْ وَكُنْتُمْ تُرَابًا وَّعِظَامًا اَنَّكُمْ مُّخْرَجُوْنَ ﴿٣٥﴾ هَيْهَاتَ هَيْهَاتَ لِمَا
تُوْعَدُوْنَ ﴿٣٦﴾ اِنْ هِيَ اِلَّا حَيَاتُنَا الدُّنْيَا نَمُوْتُ وَنَحْيَا وَمَا نَحْنُ بِمَبْعُوْثِيْنَ ﴿٣٧﴾
اِنْ هُوَ اِلَّا رَجُلُ ِۨافْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا وَّمَا نَحْنُ لَهٗ بِمُؤْمِنِيْنَ ﴿٣٨﴾ قَالَ
رَبِّ انْصُرْنِيْ بِمَا كَذَّبُوْنِ ﴿٣٩﴾ قَالَ عَمَّا قَلِيْلٍ لَّيُصْبِحُنَّ نٰدِمِيْنَ ﴿٤٠﴾
فَاَخَذَتْهُمُ الصَّيْحَةُ بِالْحَقِّ فَجَعَلْنٰهُمْ غُثَآءً ۚ فَبُعْدًا لِّلْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٤١﴾

## તરજુમો :

*પછી અમે તેમના પાછળ એક બીજી પેઢી પેદા કરી. (૩૧) પછી અમે તેમનામાં તેમનામાંનો એક રસૂલ મોકલ્યો કે અલ્લાહની બંદગી કરો, તમારો મઅ્બૂદ (પૂજ્ય) તેના સિવાય કોઈ નથી, પછી શું તમે ડરતા નથી ? (૩૨) અને બોલ્યા તેમની કોમના સરદાર જેઓ કાફિર હતા અને આખિરતની મુલાકાતને જૂઠાડતા હતા અને અમે તેમને દુનિયાની જિંદગીમાં રાહત આપી હતી; બીજું કંઈ નથી આ એક માણસ છે જેમકે તમે ! ખાય છે જે પ્રકારથી તમે ખાઓ છો અને પીએ છે જે પ્રકારથી તમે પીઓ છો ! (૩૩) અને ક્યાંક તમે પોતાના સમાન એક માનવીના કહેવા ઉપર ચાલવા લાગ્યા તો તમે નિઃશંક ખરાબ થયા (નુકસાનમાં પડ્યા). (૩૪) શું તમને વાયદો આપે છે કે જ્યારે તમે મૃત્યુ પામો અને માટી અને હાડકાં થઈ જાઓ તો તમારે નીકળવાનું છે ?! (૩૫) ક્યાં થઈ શકે છે ? ક્યાં થઈ શકે છે જે તમને વાયદો થાય છે ? (૩૬) બીજું કંઈ નથી કે આ જ અમારું દુનિયાનું જીવન છે, મરીએ છીએ અને જીવીએ છીએ અને અમારે ફરી ઉઠવાનું નથી. (૩૭) બીજું કંઈ નથી આ એક પુરુષ છે, અલ્લાહ ઉપર જૂઠ ઘડી લાવ્યો છે અને અમે તેને માનનાર નથી. (૩૮) બોલ્યા, હે પરવરદિગાર ! મારી મદદ કર કે તેમણે મને જૂઠાડ્યો. (૩૯) કહ્યું, હવે થોડા દિવસમાં સવારે પસ્તાતા રહી જશે. (૪૦) પછી તેમને (ભયાનક) ચિત્કારે પકડી લીધા સાચે જ પછી અમે*

*તેમને કચરો કરી નાંખ્યો, બસ ગુનેહગાર (જાલિમ) લોકો દૂર થઈ જાય.(૪૧)*

## તફસીર :

પછી (કોમે નૂહ અલૈ. પછી) અમે બીજો સમૂહ પેદા કર્યો (ભાવાર્થ આદ અથવા ષમૂદ છે) પછી અમે તેમનામાં એક પયગમ્બરને મોકલ્યા જે તેમનામાંના હતા (ભાવાર્થ હૂદ અલૈ. અથવા સાલિહ અલૈ. છે. તે પયગમ્બરે કહ્યું કે) તમે લોકો અલ્લાહની જ ઈબાદત કરો અને તેના સિવાય તમારો કોઈ (સાચો) મઅ્બૂદ નથી, શું તમે (શિર્કથી) ડરતા નથી ? અને અમે તેમને દુનિયાની જિંદગીમાં રાહત પણ આપી હતી, કહેવા લાગ્યા કે બસ આ તો તમારી જેમ જ એક (મા'મૂલી) માનવી છે, (એટલા માટે) આ તે જ ખાય છે જે તમે ખાઓ છો અને તે જ પીએ છે જે તમે પીઓ છો અને (જ્યારે એ તમારા જ જેવો માનવી છે તો) જો તમે પોતાના જેવા એક (મા'મૂલી) માનવીના કહેવા ઉપર ચાલવા લાગો તો બેશક તમે (અક્કલના) નુકસાનમાં છો (એટલે કે મોટી મૂર્ખાઈ છે) શું આ વ્યક્તિ તમને એવું કહે છે કે જ્યારે તમે મરી જશો અને (મૃત્યુ પામીને) માટી અને હાડકાં થઈ જશો (એટલા માટે જ્યારે બધા શરીરના અંગો માટી થઈ જાય છે તો હાડકાં માંસ વિહોણા રહી જાય છે, પછી અમુક મુદત પછી તે પણ માટી બની જાય છે તો આ વ્યક્તિ કહે છે કે પછી આવી પરિસ્થિતિ ઉપર પહોંચી જશો) તો (ફરી બીજીવાર જીવીત કરીને જમીનથી) કાઢવામાં આવશો (તો ભલા એવો વ્યક્તિ અનુસરણ અને આજ્ઞાપાલન કરવા લાયક કઈ રીતે હોઈ શકે છે ? અને) ઘણું જ અસંભવિત અને ઘણું જ અસંભવિત છે જે વાત તમને કહેવામાં આવે છે, બસ જિંદગી તો આપણી દુનિયાની જિંદગી છે કે આપણામાં કોઈ મરે છે અને કોઈ પેદા થાય છે અને આપણે ફરીવાર સજીવન કરવામાં નહીં આવીએ, બસ આ એક એવો વ્યક્તિ છે જે અલ્લાહ ઉપર જૂઠ ઘડે છે (કે તેણે મને રસૂલ બનાવીને મોકલ્યો છે અને બીજો કોઈ મઅ્બૂદ નથી અને કયામત આવશે) અને અમે તો કદાપિ તેને સાચો સમજીશું નહીં, પયગમ્બરે દુઆ કરી કે હે મારા પરવરદિગાર ! મારો બદલો લે એ કારણે કે તેમણે મને જૂઠાડ્યો, ઈરશાદ થયો કે આ લોકો નિકટમાં પસ્તાશે એટલા માટે તેમને એક સખત અવાજે (અથવા સખત અઝાબે) સત્ય વાયદા પ્રમાણે (એટલે કે لَيُصْبِحُنَّ نٰدِمِيْنَ) આવી પકડ્યા (જેમાં

તે બધા નાશ પામ્યા) પછી (નાશ પામ્યા પછી) અમે તેમને કચરો (એટલે કે કચરા જેવા પાયમાલ) કરી દીધા, બસ અલ્લાહનો માર કાફિર લોકો ઉપર !

## મસ્અલા અને બોધપાઠ :

આનાથી અગાઉની આયતોમાં હઝરત નૂહ (અલૈ.)નો કિસ્સો હિદાયતના ક્રમમાં વર્ણન કરવામાં આવ્યો, આગળ બીજા પયગમ્બરો અને તેમની ઉમ્મતોની અમુક પરિસ્થિતિઓ ટૂંકમાં નામ નક્કી કર્યા વગર વર્ણન કરવામાં આવી છે. નિશાનીઓ અને પ્રતીકોથી વિવરણકાર લોકોએ ફરમાવ્યું કે આ ઉમ્મતોથી ભાવાર્થ આદ અથવા ષમૂદ અથવા તે બંને છે. એમના જ તરફ હઝરત હૂદ (અલૈ.)ને મોકલવામાં આવ્યા હતા અને ષમૂદના પયગમ્બર હઝરત સાલિહ (અલૈ.) હતા. આ કિસ્સામાં તે લોકોનો નાશ એક صَیْحَۃُ (સયહહ્) એટલે કે ગય્બી સખત અવાજ દ્વારા થયાનું વર્ણન છે. બીજી આયતોમાં કોમે ષમૂદનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનાથી અમુક લોકોએ ફરમાવ્યું કે આ આયતોમાં قَرْنًا اٰخَرِیْنَ થી ભાવાર્થ ષમૂદ છે પરંતુ એ પણ હોઈ શકે છે કે صَیْحَۃُ નો શબ્દ આ સ્થળે જાહેર અઝાબના અર્થમાં લેવામાં આવ્યો હોત તો પછી એ કોમે ષમૂદ સાથે પણ સંલગ્ન હોઈ શકે છે. વલ્લાહુ અઅ્લમુ.

اِنْ هِیَ اِلَّا حَیَا تُنَا الدُّنْیَا نَمُوْتُ وَنَحْیَاوَمَا نَحْنُ بِمَبْعُوْثِیْنَ (આ દુનિયાની જિંદગી સિવાય અન્ય કોઈ જિંદગી નથી બસ, મરવું–જીવવું આ દુનિયાનું જ છે અને ફરીવાર જીવતા થવાનું નથી.) આ જ મત સામાન્ય કાફિરોનો છે જે કયામતના ઈન્કારી છે, આ ઈન્કાર જેઓ જીભ દ્વારા કરે છે તેઓ તો ખુલ્લા કાફિર છે જ પરંતુ અફસોસ અને ઘણી ચિંતાની વાત એ છે કે ઘણા મુસલમાનોમાં પણ અમલી સ્વરૂપે આ ઈન્કાર તેમના દરેક કાર્ય અને પ્રવૃત્તિથી જાહેર થતો માલમ પડે છે કે આખિરત અને કયામતના હિસાબ તરફ ક્યારેય ધ્યાન જ થતું નથી. અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને આ મુસીબતથી છુટકારો અપાવે. આમીન.

———————————

————

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૪૨ થી ૫૦)

ثُمَّ اَنْشَاْنَا مِنْۢ بَعْدِهِمْ قُرُوْنًا اٰخَرِيْنَ ۝٤٢ مَا تَسْبِقُ مِنْ اُمَّةٍ اَجَلَهَا وَمَا
يَسْتَاْخِرُوْنَ ۝٤٣ ثُمَّ اَرْسَلْنَا رُسُلَنَا تَتْرَا ۚ كُلَّمَا جَآءَ اُمَّةً رَّسُوْلُهَا
كَذَّبُوْهُ فَاَتْبَعْنَا بَعْضَهُمْ بَعْضًا وَّجَعَلْنٰهُمْ اَحَادِيْثَ ۚ فَبُعْدًا لِّقَوْمٍ لَّا يُؤْمِنُوْنَ ۝٤٤
ثُمَّ اَرْسَلْنَا مُوْسٰى وَاَخَاهُ هٰرُوْنَ ۙ بِاٰيٰتِنَا وَسُلْطٰنٍ مُّبِيْنٍ ۝٤٥ اِلٰى فِرْعَوْنَ
وَمَلَا۟ئِهٖ فَاسْتَكْبَرُوْا وَكَانُوْا قَوْمًا عَالِيْنَ ۝٤٦ فَقَالُوْٓا اَنُؤْمِنُ لِبَشَرَيْنِ
مِثْلِنَا وَقَوْمُهُمَا لَنَا عٰبِدُوْنَ ۝٤٧ فَكَذَّبُوْهُمَا فَكَانُوْا مِنَ الْمُهْلَكِيْنَ ۝٤٨
وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ لَعَلَّهُمْ يَهْتَدُوْنَ ۝٤٩ وَجَعَلْنَا ابْنَ مَرْيَمَ
ع وَاُمَّهٗٓ اٰيَةً وَّاٰوَيْنٰهُمَآ اِلٰى رَبْوَةٍ ذَاتِ قَرَارٍ وَّمَعِيْنٍ ۝٥٠

### તરજુમો :

*ત્યારબાદ અમે તેમના પછી (બીજી) પેઢીઓ પેદા કરી. (૪૨) ન તો આગળ જાય કોઈ કોમ પોતાના વાયદા (નિશ્ચિત સમય)થી અને ન જ પાછળ રહે. (૪૩) પછી અમે અમારા રસૂલ લગાતાર મોકલતા રહ્યા, જ્યાં કોઈ ઉમ્મતની પાસે તેમનો રસૂલ પહોંચ્યો તેમને જૂઠા ઠેરવ્યા, પછી અમે એકની પાછળ બીજાને ચલાવતા ગયા અને તેમને (ઈતિહાસની) કહાણીઓ કરી દીધી, બસ દૂર થઈ જાય જે લોકો ઈમાન ન લાવે (ન માને). (૪૪) પછી અમે મૂસા (અલૈ.)ને અને તેમના ભાઈ હારૂન (અલૈ.)ને મોકલ્યા પોતાની નિશાનીઓ આપીને અને ખુલ્લી સનદ (પ્રમાણ). (૪૫) ફિરઔન અને તેના સરદારો પાસે, પછી તે લોકો અભિમાન કરવા લાગ્યા અને તે લોકો મિથ્યાભિમાની (અહંકારી) હતા. (૪૬) બસ બોલ્યા, શું અમે અમારા સમાન બે વ્યક્તિઓને માનીશું ?! અને (જ્યારે કે) તેમની કોમ અમારા તા'બામાં (ગુલામ) છે. (૪૭) પછી તે બંનેને જૂઠાડયા, પછી નાશ પામનારાઓમાંના થઈ ગયા. (૪૮) અને અમે મૂસા (અલૈ.)ને કિતાબ*

*આપી જેથી તેઓ સીધો માર્ગ પામે. (૪૯) અને અમે મરયમના પુત્ર અને તેની માતાને એક નિશાની બનાવ્યા અને તેમને એક ટેકરી ઉપર ઠેકાણું આપ્યું જ્યાં થોભવાનું સ્થળ અને સ્વચ્છ (નીતર્યું) પાણી હતું. (૫૦)*

## તફસીર :

પછી તે(આદ અને ષમૂદ)ના (હલાક થયા) પછી અમે અન્ય ઉમ્મતોને પેદા કરી (કે તેઓ પણ રસૂલોના જૂઠાડવાના કારણે નાશ પામ્યા અને તેમના નાશ પામવાની મુદત અલ્લાહ તઆલાના જ્ઞાનમાં નિશ્ચિત હતી) કોઈ ઉમ્મત (તે ઉમ્મતોમાંથી) પોતાની (આ) નિશ્ચિત મુદતથી (નાશ પામવામાં) ન આગળ વધી શકતી હતી અને ન (જ આ મુદતથી) તે લોકો પાછળ હટી શકતા હતા (બલકે નિશ્ચિત સમય ઉપર તેમનો નાશ કરવામાં આવ્યો, મતલબ કે તે ઉમ્મતો અગાઉ પેદા કરવામાં આવી) પછી (તેમની પાસે) અમારા પોતાના પયગમ્બરો એક પછી એક (તેમની હિદાયત માટે) મોકલ્યા (જે પ્રમાણે તે ઉમ્મતો એક પછી એક પેદા થઈ પરંતુ તેમની પરિસ્થિતિ એ થઈ કે) જ્યારે કદી કોઈ ઉમ્મત પાસે તે ઉમ્મતનો (ખાસ) રસૂલ (અલ્લાહના હુકમો લઈને) આવ્યો તેમણે તેને જૂઠાડ્યો, બસ અમે (પણ નાશ કરવામાં) એક પછી એકનો ક્રમ બાંધી દીધો અને તેમની કહાણીઓ બનાવી દીધી (એટલે કે તેઓ એવા નેસ્તોનાબૂદ થઈ ગયા કે તેમની વાર્તાઓ અને ઈતિહાસ સિવાય તેમનું નામોનિશાન બાકી ન રહ્યું) બસ, અલ્લાહનો માર તે લોકો ઉપર જેઓ (અંબિયા અલૈ.ના સમજાવવાથી પણ) ઈમાન લાવતા ન હતા, પછી અમે મૂસા (અલૈ.) અને તેમના ભાઈ હારૂન (અલૈ.)ને પોતાના હુકમો અને ખુલ્લી દલીલ (એટલે કે ઉઘાડા મોઅ્જિઝાઓ નુબુવ્વતની દલીલ સ્વરૂપે) આપીને ફિરઔન અને તેના દરબારીઓની પાસે (પણ પયગમ્બર બનાવીને) મોકલ્યા (અને બની ઈસ્રાઈલ તરફ તેમનું નાઝિલ થવું તો ખબર જ છે) બસ, તે લોકોએ (તેમનું સમર્થન અને આજ્ઞાપાલન કરવાથી) અભિમાન કર્યું અને તે લોકો અહંકારી જ હતા (એટલે કે પ્રથમથી જ તેમનું દિમાગ સડેલા વિચારોથી ભરેલું હતું) એટલા માટે તેઓ (પરસ્પર) કહેવા લાગ્યા કે શું અમે એવા બે વ્યક્તિઓ ઉપર કે જે અમારી જેમ જ માનવો છે (કે તેમનામાં કોઈ વાત વિશિષ્ટતાની નથી) ઈમાન લઈ આવીએ ?! (અને તેમના

આજ્ઞાપાલક બની જઈએ ?) જ્યારે કે તેમની કોમના લોકો (તો પોતે) અમારી સત્તા હેઠળ છે (એટલે કે અમને પોતે તેમની કોમ ઉપર સત્તા પ્રાપ્ત છે, પછી તે બંનેની આજ્ઞાનું પાલન અને તેમનું શાસન અમે કઈ રીતે સ્વીકારી શકીએ છીએ ? તે લોકોએ ધર્મસત્તાને દુનિયાના શાસન અને સત્તા ઉપર અનુમાનિત કર્યું કે અમને એક પ્રકારની સત્તા એટલે કે દુનિયવી સત્તા પ્રાપ્ત છે તો બીજા પ્રકારની સત્તાના પણ અમે જ હકદાર છે અને જ્યારે તેમને દુનિયવી સત્તા ન મળી તો દીની સત્તા કઈ રીતે મળી શકે છે ? અને આ અનુમાનનો ફસાદ જાહેર છે) મતલબ કે તે લોકો તે બંનેને જૂઠાડતા જ રહ્યા, બસ (આ જૂઠાડવાના કારણે તેમનો) નાશ કરવામાં આવ્યો અને (તેમના હલાક થયા પછી) અમે મૂસા (અલૈ.)ને કિતાબ (એટલે કે તવરાત) અર્પણ કરી જેથી (તેના દ્વારા) તે લોકો (એટલે કે હઝરત મૂસા અલૈ.ની કોમ બની ઈસ્રાઈલ) હિદાયત મેળવે અને અમે (પોતાની કુદરત અને તવહીદ ઉપર દલીલ સ્વરૂપે અને વળી બની ઈસ્રાઈલની હિદાયત માટે) મરયમના પુત્ર (હઝરત ઈસા અલૈ.)ને અને તેમની માં (હઝરત મરયમ)ને મોટી નિશાની (પોતાની કુદરતની અને તેની સચ્ચાઈની) બનાવી (કે હઝરત ઈસા અલૈ.નું વિના બાપે જન્મ થવું બંને વિશે મહાન નિશાનીઓ છે) અને (તેમને નબી બનાવવું મંજૂર હતું અને એક જાલિમ બાદશાહ બાળપણથી જ તેમની હત્યા કરવા તત્પર હતો એટલા માટે) અમે (તેનાથી બચાવીને) તે બંનેને એક એવી ઊંચી જમીન ઉપર લઈ જઈને શરણ આપ્યું જે (અનાજ અને ભિન્ન ભિન્ન પ્રકારની ફળફળાદિ પેદા થવાની) થોભવાપાત્ર અને (નહેર વહેતી હોવાના કારણે) હરીભરી જગ્યા હતી (એટલે સુધી કે શાંતિ અને સલામતીથી તેઓ યુવાન થયા અને તેમને નુબુવ્વત અર્પણ થઈ, તવહીદ અને રિસાલતના દા'વામાં તેમનું સમર્થન જરૂરી હતું પરંતુ અમુકે ન કર્યું).

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૫૧ થી ૫૬)

| |
|---|
| يَآيُّهَا الرُّسُلُ كُلُوْا مِنَ الطَّيِّبٰتِ وَاعْمَلُوْا صَالِحًا ۭ اِنِّىْ بِمَا تَعْمَلُوْنَ عَلِيْمٌ ﴿٥١﴾ |
| وَاِنَّ هٰذِهٖٓ اُمَّتُكُمْ اُمَّةً وَّاحِدَةً وَّاَنَا رَبُّكُمْ فَاتَّقُوْنِ ﴿٥٢﴾ فَتَقَطَّعُوْٓا اَمْرَهُمْ |
| بَيْنَهُمْ زُبُرًا ۭ كُلُّ حِزْبٍۢ بِمَا لَدَيْهِمْ فَرِحُوْنَ ﴿٥٣﴾ فَذَرْهُمْ فِيْ غَمْرَتِهِمْ |

حَتّٰى حِيْنٍ ﴿٥٤﴾ اَيَحْسَبُوْنَ اَنَّمَا نُمِدُّهُمْ بِهٖ مِنْ مَّالٍ وَّبَنِيْنَ ﴿٥٥﴾ نُسَارِعُ لَهُمْ
فِى الْخَيْرٰتِ ۭ بَلْ لَّا يَشْعُرُوْنَ ﴿٥٦﴾

## તરજુમો :

*હે રસૂલો ! તય્યિબ (પવિત્ર–સ્વચ્છ) વસ્તુઓ ખાઓ અને નેક કર્મ કરો, નિઃશંક તમે જે કરો છો હું સઘળું જાણું છું. (૫૧) અને આ લોકો છે તમારા દીનના સૌ એક જ દીન ઉપર અને હું જ તમારો પરવરદિગાર (માલિક) છું બસ મારાથી ડરતા રહો. (૫૨) પછી ફૂટફાટ નાંખીને પોતાનું કામ પરસ્પર ટૂકડે ટૂકડા કરી લીધું, દરેક જૂથ જે તેમની પાસે છે તેના ઉપર હરખાય રહ્યું છે. (૫૩) બસ તેમને તેમની બેહોશી (અજ્ઞાનતા)માં એક મુદ્દત સુધી ડૂબેલા છોડી દો. (૫૪) શું તેઓ એવું વિચારે છે કે અમે તેમને આ જે માલ અને અવલાદ આપતા જઈ રહ્યા છે (૫૫) બસ દોડી દોડીને અમે તેમને ભલાઈઓ પહોંચાડી રહ્યા છીએ ? એવી વાત નથી (પરંતુ) તેઓ સમજતા નથી ! (૫૬)*

## તફસીર :

(અમે જે પ્રમાણે તેમને પોતાની નેઅ્મતો ઉપયોગ કરવાની પરવાનગી આપી અને ઈબાદત કરવાનો હુકમ આપ્યો એ જ પ્રમાણે બધા પયગમ્બરોને અને તેમની ઉમ્મતોને પણ હુકમ આપ્યો કે) હે પયગમ્બરો ! તમે (અને તમારી ઉમ્મતો) પવિત્ર વસ્તુઓ ખાઓ (કે તે અલ્લાહની નેઅ્મત છે) અને (ખાઈને શુક્ર અદા કરો) નેક કામ કરો (એટલે કે ઈબાદત કરો અને) હું તમારા સૌના કરેલા કર્મોને સારી પેઠે જાણું છું (તો ઈબાદત અને નેક કર્મો ઉપર તેમને સારો બદલો અને સારો લાભ અર્પણ કરીશ) અને (અમે તેમને એ પણ કહ્યું કે જે તરીકો હમણા તમને બતાવવામાં આવ્યો છે) એ તમારો તરીકો છે (જેના ઉપર તમારે ચાલવું અને રહેવું આવશ્યક છે) કે તે એક જ તરીકો છે (બધા અંબિયા અલૈ. અને તેમની ઉમ્મતોનો; કોઈ શરીઅતમાં આ તરીકો બદલાયો નથી) અને (આ તરીકાનો ખુલાસો એ છે કે) હું તમારો પરવરદિગાર છું, તમે મારાથી ડરતા રહો (એટલે કે મારા હુકમનો વિરોધ ન કરો કારણ કે પરવરદિગાર હોવાના સ્વરૂપે

તમારો સર્જનહાર અને માલિક પણ છું અને તમારો ઉપકારક હોવાના સ્વરૂપે તમને અસંખ્ય નેઅ્મતો પણ આપું છું, આ બધી વસ્તુઓનો તકાદો આજ્ઞાપાલન અને ફરમાંબરદારી છે) બસ, (તેનું પરિણામ તો એ હોવું જોઈતું હતું કે બધા એક જ પ્રસ્તાવિક તરીકા ઉપર રહ્યા હોત પરંતુ તેમણે એવું ન કર્યું બલકે) તે લોકોએ પોતાનો દીન પોતાની રીતે અલગ અલગ કરીને મતભેદો પેદા કરી લીધા, દરેક જૂથની પાસે જે દીન (એટલે કે પોતપોતાનો બનાવેલો તરીકો) છે તે તેનામાં જ મગ્ન અને ખુશ છે (તેના બાતિલ અને જૂઠા હોવા છતાં તેને જ સત્ય સમજે છે) તો તમે તેમને તેમની અજ્ઞાનતામાં એક ખાસ મુદત સુધી રહેવા દો (એટલે કે તેમની અજ્ઞાનતા ઉપર દિલગીર ન થાઓ, જ્યારે તેમની મોતનો નિશ્ચિત સમય આવી જશે ત્યારે બધી હકીકત છતી થઈ જશે અને અત્યારે જે તાત્કાલિક તેમના ઉપર અઝાબ નથી આવતો તો) શું (તેનાથી) આ લોકો એવું ધારી રહ્યા છે કે અમે તેમને જે કંઈ માલ અને અવલાદ આપીએ છીએ તો અમે તેમને જલદી જલદી લાભ પહોંચાડી રહ્યા છીએ ? (એવું કદાપિ નથી) બલકે આ લોકો (આ ઢીલ આપવાનું કારણ) જાણતા નથી (એટલે કે આ ઢીલ તો તેમને એક કસોટી માટે આપવામાં આવી રહી છે જે અંતે તેમના માટે વધારે અઝાબનું કારણ બનશે, કારણ કે તમારી મહોલત અને ઢીલ દેવાથી આ લોકો અભિમાનમાં અને બળવાખોરીમાં તથા ગુનાહોમાં વધારો કરતા જશે અને તેથી તેમને વધારે અઝાબ થશે).

## મસ્અલા અને બોધપાઠ :

يَآيُّهَالرُّسُلُ كُلُوْا مِنَ الطَّيِّبٰتِ وَاعْمَلُوْا صَا لِحًا શબ્દ طَيِّبَاتُ (તય્યિબાત)નો શાબ્દિક અર્થ "પવિત્ર અને સ્વચ્છ વસ્તુઓ" છે અને કારણ કે શરીઅતે ઈસ્લામમાં જે વસ્તુઓ હરામ કરવામાં આવી છે ન તો તે પવિત્ર છે અને ન જ બુદ્ધિશાળીઓ માટે આકર્ષણ પેદા થાય એવી સ્વચ્છ છે, એટલા માટે طَيِّبَـــــاتُ (તય્યિબાત)નો ભાવાર્થ માત્ર હલાલ વસ્તુઓ છે જે જાહેર અને બાતિન દરેક આધારે પવિત્ર અને સ્વચ્છ છે. આ આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે બધા જ અંબિયા (અલૈ.)ને પોતપોતાના સમયમાં બે માર્ગદર્શન આપવામાં આવ્યા છે. એક એ કે ખોરાક હલાલ અને પવિત્ર ખાઓ, બીજું એ કે નેક અને સારા કર્મો કરો અને જ્યારે અંબિયા (અલૈ.)ને આ સંબોધન કરવામાં આવ્યું છે જેમને અલ્લાહ

તઆલાએ માસૂમ બનાવ્યા છે તો તેમની ઉમ્મતના લોકો માટે આ હુકમ વધારે કાળજીપાત્ર છે અને અસલ હેતુ પણ ઉમ્મતોને આ હુકમો ઉપર ચલાવવાનો છે.

ઉલમાએ ફરમાવ્યું કે આ બંને હુકમોને એક સાથે લાવવામાં એક તરફ ઈશારો છે કે હલાલ ખોરાકની સદ્‌કૃત્યોમાં ઘણી દખલગીરી છે, જ્યારે ખોરાક હલાલ થાય છે તો તે અમલોની તવફીક આપમેળે થવા લાગે છે અને ખોરાક હરામ હોય તો નેક કાર્યોનો ઈરાદો કરવા છતાં પણ તેમાં મુશ્કેલીઓ પેદા થઈ જાય છે, હદીષમાં છે કે અમુક લોકો લાંબી–લાંબી મુસાફરીઓ કરે છે અને ધૂળે ભરેલા (મેલા–ઘેલા) રહે છે પરંતુ અલ્લાહની સામે દુઆ માટે હાથ ફેલાવે છે અને યા રબ ! યા રબ ! પોકારે છે પરંતુ તેમનું ખાવું પણ હરામ હોય છે, પીવું પણ, પોશાક પણ હરામથી તૈયાર થયો હોય છે અને હરામનો જ તેમને ખોરાક મળે છે, આવા લોકોની દુઆ કેવી રીતે કબૂલ થઈ શકે છે ?! *(કુર્તુબી)*

તેનાથી જાણ થાય છે કે ઈબાદતો અને દુઆની સ્વીકૃતિમાં હલાલ ખોરાકની મોટી દખલગીરી છે. જ્યારે ખોરાક હલાલ ન હોય તો ઈબાદતો અને દુઆની સ્વીકૃતિનો પણ હક રહેતો નથી.

وَاِنَّ هٰـذِهٖٓ اُمَّتُـكُـمۡ اُمَّةً وَّاحِدَةً માં શબ્દ اُمَّتٌ (ઉમ્મત) એક સમૂહ અથવા કોઈ ખાસ પયગમ્બરની કોમના અર્થમાં પ્રખ્યાત છે અને ક્યારેક આ શબ્દ "તરીકા અને દીન"ના અર્થમાં પણ આવે છે, જેમકે કુર્આને કરીમની એક આયત وَجَـدۡنَـآ اٰبَـآءَ نَـا عَلٰٓى اُمَّةٍ માં "ઉમ્મત"નો ભાવાર્થ "એક દીન અને એક તરીકો" (પદ્ધતિ) છે, આ જ અર્થ આ સ્થળે પણ ભાવાર્થ તરીકે છે.

فَتَـقَـطَّـعُـوۡٓا اَمۡـرَهُـمۡ بَيۡـنَهُـمۡ زُبُـرًا માં શબ્દ زُبُـرٌ (ઝુબુર) એ શબ્દ زَبُـوۡرٌ (ઝબૂર)નું બહુવચન છે જે કિતાબ (પુસ્તક)ના અર્થમાં આવે છે, આ અર્થના આધારે આયતનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાએ તો બધા અંબિયા (અલૈ.)ને તેમની ઉમ્મતોના બુનિયાદી નિયમો અને માન્યતાઓના મસ્અલાઓમાં એક જ દીન અને તરીકા ઉપર ચાલવાનું માર્ગદર્શન આપ્યું હતું પરંતુ ઉમ્મતોએ તેને ન માન્યું અને પરસ્પરમાં વિવિધ ટૂકડાઓમાં વહેંચાઈ ગયા, દરેકે પોતપોતાનો અલગ તરીકો (પદ્ધતિ–માર્ગ) અને પોતાનું આગવું ધર્મપુસ્તક બનાવી લીધું અને "ઝુબુર" ત્યારે "ઝુબરહ"ના બહુવચન તરીકે પણ આવે છે

જેનો અર્થ "એક ટૂકડો અથવા પક્ષ" (જૂથ કે ફિરકો) પણ થાય છે. આ જ અર્થ આ સ્થળે વધારે સ્પષ્ટ છે અને આયતનો ભાવાર્થ એ છે કે આ લોકો માન્યતાઓ અને સિદ્ધાંતોમાં પણ વિવિધ ફિરકાઓ બની ગયા, એટલે કે ગૌણ મતભેદો જે મુજ્તહિદીન ઈમામો વચ્ચે હોય છે તે તેમાં સામેલ નથી, કારણ કે આ મતભેદોથી દીન અને મિલ્લત અલગ નથી થઈ જતી અને આવો મતભેદ રાખનાર અલગ–અલગ ફિરકા નથી કહેવાતા અને આ ઈજ્તિહાદી અને ગૌણ મતભેદોને ફિરકાબંધીનો રંગ આપવો માત્ર અજ્ઞાનતા છે જે કોઈપણ મુજ્તહિદ સમીપ જાઈઝ નથી.

---

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૫૭ થી ૬૨)

إِنَّ الَّذِينَ هُم مِّنْ خَشْيَةِ رَبِّهِم مُّشْفِقُونَ ﴿٥٧﴾ وَالَّذِينَ هُم بِآيَاتِ رَبِّهِمْ
يُؤْمِنُونَ ﴿٥٨﴾ وَالَّذِينَ هُم بِرَبِّهِمْ لَا يُشْرِكُونَ ﴿٥٩﴾ وَالَّذِينَ يُؤْتُونَ مَا آتَوا
وَّقُلُوبُهُمْ وَجِلَةٌ أَنَّهُمْ إِلَىٰ رَبِّهِمْ رَاجِعُونَ ﴿٦٠﴾ أُولَٰئِكَ يُسَارِعُونَ فِي الْخَيْرَاتِ
وَهُمْ لَهَا سَابِقُونَ ﴿٦١﴾ وَلَا نُكَلِّفُ نَفْسًا إِلَّا وُسْعَهَا وَلَدَيْنَا كِتَابٌ يَنطِقُ بِالْحَقِّ
وَهُمْ لَا يُظْلَمُونَ ﴿٦٢﴾

## તરજુમો :

*અલબત્ત જે લોકો પોતાના પરવરદિગારના ખૌફથી ડરતા રહે છે (ચિંતિત રહે છે). (૫૭) અને જે લોકો પોતાના પરવરદિગારની વાતો ઉપર ઈમાન ધરાવે છે. (૫૮) અને જે લોકો પોતાના પરવરદિગારની સાથે કોઈને ભાગીદાર નથી માનતા. (૫૯) અને જે લોકો કે આપે છે જે કંઈ આપે છે અને તેમના દિલ ડરી રહ્યા છે એટલા માટે કે તેમને પોતાના પરવરદિગાર તરફ પાછા વળીને જવાનું છે. (૬૦) તે લોકો દોડી દોડીને ભલાઈઓ કરી લે છે અને તેઓ તે ઉપર સૌથી આગળ પહોંચ્યા. (૬૧) અને અમે કોઈના ઉપર ભાર નથી નાંખતા પરંતુ તેની ક્ષમતા પ્રમાણે અને અમારી પાસે લખ્યું છે જે સત્ય બોલે છે અને તેમના ઉપર અત્યાચાર થશે નહીં. (૬૨)*

## તફસીર :

એમાં કોઈ શંકા નથી કે જે લોકો પોતાના પરવરદિગારની હેબતથી ડરતા રહે છે અને જે લોકો પોતાના પરવરદિગારની આયતો ઉપર ઈમાન ધરાવે છે અને જે લોકો (અલ્લાહના માર્ગમાં) આપે છે જે કંઈ આપે છે અને (અલ્લાહના માર્ગમાં આપવા ઉપરાંત અન્ય ખર્ચ કરવામાં) તેમના દિલ એનાથી ભયભીત રહે છે કે તેઓ પોતાના પરવરદિગારની પાસે જનારા છે (જુઓ ત્યાં જઈને તે સદકાઓનું શું ફળ જાહેર થશે ? ક્યાંક એવું ન થાય કે આ આપવું હુકમ પ્રમાણે ન હોય, દાખલા તરીકે હલાલ માલ ન હોય અથવા નિય્યત અલ્લાહના માટે નિખાલસ ન હોય અને નિય્યતમાં સંપૂર્ણ નિખાલસતા ન હોવું અથવા માલનું હરામ હોવું તેમને ખબર ન હોય તો ઉલટું તેના ઉપર પકડ થવા લાગે; તો જે લોકોમાં ઉપરોક્ત ખાસિયતો હોય) આ લોકો પોતાનો લાભ જલદી જલદી પ્રાપ્ત કરી રહ્યા છે અને તેના તરફ દોડી રહ્યા છે અને (આ પ્રસ્તુત અમલો કંઈ કઠોર પણ નથી જેનું કરવું મુશ્કેલ હોય કારણ કે) અમે કોઈને તેની ક્ષમતાથી વધારે કાર્ય કરવાનું નથી કહેતા (એટલા માટે આ બધા કામ સરળ છે અને તેની સાથે તેનું સારું પરિણામ અને ફળ નિશ્ચિત છે કારણ કે) અમારી પાસે લખેલું (નામએ આ'માલમાં સુરક્ષિત) છે જે ઠીક ઠીક (બધાની હાલત) બતાવશે અને લોકો ઉપર જરા પણ જુલમ ન થશે.

## મસ્અલા અને બોધપાઠ :

وَالَّـذِيْـنَ يُؤْتُوْنَ مَآاٰتَوْا وَّقُلُوْبُهُمْ وَجِلَةٌ માં શબ્દ يُؤْتُوْنَ (યુઅ્તૂન) એ اِيْتَاءٌ (ઈતાઅ્)થી બનેલ છે, જેનો અર્થ "આપવું અથવા ખર્ચ કરવું" થાય છે એટલા માટે તેની તફસીર "સદકાત" (સદકાઓ)થી કરવામાં આવી છે અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી તેની એક કિરાઅત يَـاْتُـوْنَ مَـآاَتَوْا પણ નકલ થઈ છે, એટલે કે "અમલ કરે છે જે કંઈ કરે છે." તેમાં સદ્કહ (દાન), નમાઝ, રોઝા અને બધા જ નેક કાર્યો સામેલ થઈ જાય છે અને મશ્હૂર કિરાઅત ઉપર જો કે અહીંયાં સદ્કહનું જ વર્ણન થશે પરંતુ ભાવાર્થ અલબત્ત જાહેર નેક કર્મો છે જેમકે એક હદીષથી સાબિત છે, હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે મેં આ આયતનો અર્થ રસૂલે કરીમ ﷺને પૂછ્યો કે આ કાર્ય કરીને ડરનારા લોકો તે છે જેઓ દારૂ પીએ

અથવા ચોરી કરે છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, હે સિદ્દીકની પુત્રી ! વાત એમ નથી બલકે, આ તે લોકો છે જેઓ રોઝા રાખે અને નમાઝ પઢે છે અને સદ્કહ આપે છે અને તે છતાં તેનાથી ડરતા રહે છે કે કદાચ અમારો આ અમલ અલ્લાહ સમીપ (અમારી કોઈ બેદરકારીના કારણે) કબૂલ ન થાય, એવા જ લોકો નેક કાર્યોમાં ઉતાવળ કરનાર અને અગ્રેસર રહેનાર હોય છે.

*(રવાહુ અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહ, મઝહરી)*

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે અમે એવા લોકો જોયા છે જે નેક કર્મ કરીને એટલા ડરતા હતા કે તમે ખરાબ કૃત્યો આચરીને પણ એટલા નથી ડરતા. *(કુર્તુબી)*

مُسَارَعَتُ فِی الْخَیْرَاتُ માં اُولٰٓئِکَ یُسَارِعُوْنَ فِی الْخَیْرٰتِ وَهُمْ لَهَا سٰبِقُوْنَ (મુસારઅત ફિલ્ ખયરાત)થી ભાવાર્થ એ છે કે જે પ્રમાણે સામાન્ય લોકો દુનિયાના લાભની પાછળ દોડે છે અને અન્યોથી આગળ વધવાની ચિંતામાં રહે છે આ લોકો દીનના લાભોમાં એવો જ અમલ કરે છે એટલા માટે તેઓ દીનના કામોમાં અન્યો કરતાં આગળ રહે છે.

---

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૬૩ થી ૭૭)

| |
|---|
| بَلْ قُلُوْبُهُمْ فِیْ غَمْرَةٍ مِّنْ هٰذَا وَلَهُمْ اَعْمَالٌ مِّنْ دُوْنِ ذٰلِكَ هُمْ لَهَا عٰمِلُوْنَ ﴿٦٣﴾ |
| حَتّٰۤى اِذَاۤ اَخَذْنَا مُتْرَفِیْهِمْ بِالْعَذَابِ اِذَا هُمْ یَجْـَٔرُوْنَ ﴿٦٤﴾ لَا تَجْـَٔرُوا الْیَوْمَ اِنَّكُمْ |
| مِّنَّا لَا تُنْصَرُوْنَ ﴿٦٥﴾ قَدْ كَانَتْ اٰیٰتِیْ تُتْلٰى عَلَیْكُمْ فَكُنْتُمْ عَلٰۤى اَعْقَابِكُمْ تَنْكِصُوْنَ ﴿٦٦﴾ |
| مُسْتَكْبِرِیْنَ ۖۗ بِهٖ سٰمِرًا تَهْجُرُوْنَ ﴿٦٧﴾ اَفَلَمْ یَدَّبَّرُوا الْقَوْلَ اَمْ جَآءَهُمْ مَّا لَمْ |
| یَاْتِ اٰبَآءَهُمُ الْاَوَّلِیْنَ ﴿٦٨﴾ اَمْ لَمْ یَعْرِفُوْا رَسُوْلَهُمْ فَهُمْ لَهٗ مُنْكِرُوْنَ ﴿٦٩﴾ اَمْ |
| یَقُوْلُوْنَ بِهٖ جِنَّةٌ ؕ بَلْ جَآءَهُمْ بِالْحَقِّ وَاَكْثَرُهُمْ لِلْحَقِّ كٰرِهُوْنَ ﴿٧٠﴾ وَلَوِ |
| اتَّبَعَ الْحَقُّ اَهْوَآءَهُمْ لَفَسَدَتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ وَمَنْ فِیْهِنَّ ؕ بَلْ اَتَیْنٰهُمْ |

بِذِكْرِهِمْ فَهُمْ عَن ذِكْرِهِم مُّعْرِضُونَ ﴿٧١﴾ أَمْ تَسْأَلُهُمْ خَرْجًا فَخَرَاجُ رَبِّكَ خَيْرٌ

وَّهُوَ خَيْرُ الرَّازِقِينَ ﴿٧٢﴾ وَإِنَّكَ لَتَدْعُوهُمْ إِلَىٰ صِرَاطٍ مُّسْتَقِيمٍ ﴿٧٣﴾ وَإِنَّ

الَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ عَنِ الصِّرَاطِ لَنَاكِبُونَ ﴿٧٤﴾ وَلَوْ رَحِمْنَاهُمْ وَكَشَفْنَا

مَا بِهِم مِّن ضُرٍّ لَّلَجُّوا فِي طُغْيَانِهِمْ يَعْمَهُونَ ﴿٧٥﴾ وَلَقَدْ أَخَذْنَاهُم بِالْعَذَابِ فَمَا

اسْتَكَانُوا لِرَبِّهِمْ وَمَا يَتَضَرَّعُونَ ﴿٧٦﴾ حَتَّىٰ إِذَا فَتَحْنَا عَلَيْهِم بَابًا ذَا عَذَابٍ

شَدِيدٍ إِذَا هُمْ فِيهِ مُبْلِسُونَ ﴿٧٧﴾

## તરજુમો :

*કંઈ નથી, તેમના દિલ એ તરફથી બેહોશ (અજાણ) છે અને તેમને તેના સિવાય અન્ય (દુષ્ટ) કાર્યો લાગેલા છે કે તેઓ તેને કરી રહ્યા છે. (૬૩) અહીંયાં સુધી કે જ્યારે અમે તેમના સમૃદ્ધ (અય્યાશ) લોકોને આફતમાં પકડીશું ત્યારે જ તેઓ બૂમબરાડા પાડવા લાગશે. (૬૪) આજના દિવસે બૂમબરાડા ન પાડો, તમે અમારાથી છૂટી શકશો નહીં. (૬૫) તમને મારી આયતો સંભળાવવામાં આવતી હતી તો તમે એડીઓભેર અવળા નાસતા હતા. (૬૬) તેનાથી અભિમાન કરી એક વાર્તા કહેનાર ગણી છોડીને ચાલ્યા ગયા ! (૬૭) બસ શું તેમણે આ કલામમાં ધ્યાન નથી આપ્યું અથવા તેમની પાસે એવી વસ્તુ આવી છે જે તેમના પૂર્વજો (અગાઉના વડવાઓ) પાસે ન આવી હતી ? (૬૮) અથવા તેમણે પોતાના સંદેશ લાવનારને ન ઓળખ્યો ? તેથી તેઓ તેનો ઈન્કાર કરે છે ? (૬૯) અથવા કહે છે, તેના ઉપર ભૂત સવાર છે; કંઈ નથી, એ તો તમારી પાસે સાચી વાત લાવ્યો છે અને તેમનામાં ઘણા બધાને સાચી વાત ખરાબ લાગે છે. (૭૦) અને જો સાચો પરવરદિગાર તેમની ખુશી ઉપર ચાલે તો આસમાન અને જમીન અને જે કોઈ તેમાં છે (તેમાં) ફસાદ (અવ્યવસ્થા) ફેલાય જાય; કંઈ નથી, અમે તેમને તેમનો બોધપાઠ પહોંચાડ્યો છે, બસ તેઓ પોતાના બોધપાઠ ઉપર ધ્યાન આપતા નથી. (૭૧) અથવા તમે તેમની પાસેથી કંઈક આવક ઈચ્છો છો ? બસ*

*તમારા પરવરદિગારની આવક ઉત્તમ છે અને તે ઉત્તમ રોજી આપનારો છે. (૭૨) અને તમે તો તેમને સીધા માર્ગનું આમંત્રણ આપો છો. (૭૩) અને જે લોકો આખિરત ઉપર ઈમાન નથી ધરાવતા માર્ગથી વંકાઈ ગયા છે. (૭૪) અને જો અમે તેમના ઉપર દયા કરીએ અને જે તકલીફો તેમને પહોંચી ખોલી નાંખીએ તો પણ પોતાની શરારતમાં બરાબર લાગેલા રહેશે બહેકેલા ! (૭૫) અને અમે તેમને આફતમાં પકડયા હતા, પછી ન તો આજિઝી (વિનવણી) કરી પોતાના પરવરદિગારની આગળ અને ન જ કાકલુદી. (૭૬) અહીંયાં સુધી કે અમે તેમના ઉપર એક કઠોર આફતનો દરવાજો ખોલી નાંખીએ ત્યારે તેમાં તેમની (સઘળી) આશાઓ (અભિલાષાઓ) તૂટવા લાગી. (૭૭)*

## તફસીર :

(ઉપરોક્ત આયતોમાં મો'મિનોની પરિસ્થિતિ સાંભળી પરંતુ કાફિરો એવા નથી) બલકે (તેનાથી વિપરીત) આ કાફિરોના દિલો આ દીન તરફથી (જેનું વર્ણન بِـــاٰیٰـتِ رَبِّهِـمۡ માં છે) અજ્ઞાનતા (અને શંકા)માં (ડૂબેલા) છે (જેની હાલત ઉપર પણ જાણ થઈ ચૂકી فَـذَرۡهُـمۡ فِـىۡ غَـمۡـرَتِهِـمۡ) અને આ (અજ્ઞાનતા અને ઈન્કાર) ઉપરાંત તે લોકોના બીજા પણ (દુષ્ટ અને બુરા) કર્મ છે જેને (તેઓ સતત) કરતા રહે છે (આ લોકો શિર્ક અને ગુપ્ત કર્મોમાં ઓતપ્રોત રહેશે) એટલે સુધી કે જ્યારે અમે તેમના સમૃદ્ધ લોકોને (જેમની પાસે માલ, દોલત, નોકર, ચાકર બધું કંઈ છે) અઝાબ (એટલે કે મોત પછી આવનાર અઝાબ)માં પકડીશું (અને ગરીબ ગુરબા તો કઈ ગણતરીમાં છે અને તેઓ તો અઝાબથી શું બચાવ કરી શકવાના છે ? મતલબ એ કે જ્યારે તે લોકો ઉપર અઝાબ નાઝિલ થશે) તો તરત બૂમબરાડા પાડી ઉઠશે (અને બધો ઈન્કાર અને અભિમાન જેને અત્યારે ટેવ બનાવી ચૂક્યા છે સઘળું સમાપ્ત થઈ જશે, તેમને કહેવામાં આવશે) હવે બૂમો ન પાડો (કે કોઈ લાભ નથી કારણ કે) અમારા તરફથી તમારી મદદ ન થશે (કારણ કે આ બદલાનું સ્થળ છે અને કર્મ કરવાનું સ્થળ નથી જેમાં બૂમબરાડા પાડવા અથવા વિનવણી કરવી લાભાન્વિત નથી જે કર્મનું સ્થળ હતું તેમાં તો તમારી એ પરિસ્થિતિ હતી કે) મારી આયતો તમને પઢી પઢીને (રસૂલના મુખે)

સંભળાવવામાં આવતી હતી તો તમે પાછા પગે નાસતા હતા તકબ્બુર કરીને, કુર્આનની ઠેકડી ઉડાવીને (અને આ કુર્આનની શા'નમાં વાહિયાત વાતો) બકીને (કે કોઈ તેને જાદૂ કહેતું હતું તો કોઈ શાયરી કહેતું હતું અને دَارُالْعَمَلِ નો આ જ અર્થ છે, બસ તમે કર્મના સ્થળે જેવું કર્યું આજે બદલાના સ્થળે એવું જ ભોગવો અને આ લોકો જે કુર્આનને અને સાહિબે કુર્આનને જૂઠાડી રહ્યા છે તો તેનું શું કારણ છે ?) શું આ લોકો આ (ઈલાહી) કલામમાં વિચાર કરતા નથી (જેનાથી તેની પ્રતિષ્ઠા જાહેર થઈ ગઈ હોત અને તેઓ ઈમાન લઈ આવ્યા હોત) અથવા (જૂઠાડવાનું એ કારણ છે કે) તેમની પાસે કોઈ એવી વસ્તુ આવી છે જે તેમના પ્રથમ વડવાઓની પાસે ન આવી હતી (ભાવાર્થ તેનાથી અલ્લાહના હુકમોનું આવવું છે જે કોઈ નવી વાત નથી, હંમેશાથી અંબિયા અલૈ. દ્વારા તેમની ઉમ્મતોને આ જ હુકમો આપવામાં આવતા રહ્યા છે જેમકે مَا كُنْتُ بِدْعًا مِنَ الرُّسُلِ બસ જૂઠાડવાનું આ કારણ પણ ખોટું ઠર્યું અને આ બે કારણો તો કુર્આન વિશે છે, આગળ સાહિબે કુર્આન રસૂલે કરીમ ﷺ વિશે ફરમાવે છે) અથવા (જૂઠાડવાનું કારણ એ છે કે) આ લોકો પોતાના રસૂલ(ની પ્રમાણિકતા અને સચ્ચાઈ તથા અમાનતદારીના ગુણલક્ષણો)થી વાકેફ ન હતા એ કારણથી તેમના ઈન્કારી છે ? (ના એ કારણ પણ જૂઠું છે કારણ કે રસૂલે કરમ ﷺની સચ્ચાઈ અને પ્રમાણિકતા ઉપર સૌની સહમતી હતી) અથવા (એ કારણ છે કે) આ લોકો (નઊઝુબિલ્લાહ !) તમારા વિશે ગાંડપણની માન્યતા ધરાવે છે (તમારું ઉચ્ચ દરજ્જાનું બુદ્ધિશાળી હોવું અથવા શ્રેષ્ઠ ઉપદેશક હોવું પણ જાહેર છે, બસ વાસ્તવમાં તેમાંથી કોઈપણ કારણ યોગ્ય નથી) બલકે (અસલી કારણ એ છે કે) આ રસૂલ તેમની પાસે સત્ય વાત લઈને આવ્યા છે અને તેમનામાંના ઘણા લોકો સત્ય વાતથી સૂગ રાખે છે (બસ આ બધા જ કારણો છે જૂઠાડવાના અને સત્યના અનુસરણ ન કરવાના અને આ લોકો આ સત્ય દીનનું અનુસરણ તો શું કરે આ તો તેનાથી અવળું ઈચ્છે છે કે તેઓ દીને હકને જ તેમની વિચારસરણી અને મનેચ્છાઓના તા'બે કરવા માંગે છે અને જે વિષયો કુર્આનમાં તેમની મનેચ્છા વિરુદ્ધ છે તેને રદબાતલ કરવા અથવા સુધારો વધારો કરવા ઈચ્છે છે. સૂરએ યૂનુસમાં અલ્લાહ કહે છે (قَالَ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآئَنَا ائْتِ بِقُرْاٰنٍ غَيْرِ هٰذَا اَوْبَدِّلْهُ) અને (જો કે અશક્ય છે છતાં ધારી લો કે) જો (એવું જ થયું હોત અને) સત્ય દીન

તેમની મનેચ્છાઓના તા'બે (અને તે પ્રમાણે) થઈ ગયો હોત તો (સમગ્ર વિશ્વમાં કુફ્ર અને શિર્ક ફેલાઈ ગયું હોત અને તેનો પ્રભાવ એવો હોત કે અલ્લાહ તઆલાના ક્રોધથી સમગ્ર વિશ્વ પ્રભાવિત થઈ ગયું હોત અને તેનો તકાદો એ હતો કે) બધા જ આસમાન અને જમીન અને જે કંઈ તેમાં (ઉપસ્થિત) છે બધું તબાહ થઈ ગયું હોત (જેમકે કયામતમાં બધા જ મનુષ્યોમાં ગુમરાહી સામાન્ય થઈ જવાના કારણે અલ્લાહ તઆલાનો ક્રોધ પણ બધા ઉપર સર્વસામાન્ય હશે અને અલ્લાહનો ક્રોધ સર્વસામાન્ય હોવાથી બધાનું નષ્ટ થવું પણ જાહેર હશે અને પ્રથમ તો કોઈ બાબતનું સત્ય હોવાનો તકાદો છે કે તેને સ્વીકારવું ફરજ છે ભલે તે લાભદાયી હોય કે ન હોય અને તેનો સ્વીકાર ન કરવો પોતે એક ઉણપ છે પરંતુ આ લોકોમાં માત્ર આ જ એક ઉણપ કે ખામી નથી કે તેઓને સત્યથી સૂગ છે) બલકે (તેનાથી વધીને બીજી ખામી એ પણ છે કે સત્યનું અનુસરણ જે તેમના લાભનો સામાન છે તેનાથી દૂર નાસે છે, બસ) અમે તેમની પાસે તેમના બોધપાઠ (અને લાભ)ની વાત મોકલી, બસ આ લોકો પોતાની નસીહતથી પણ મોઢું ફેરવે છે (અથવા પ્રસ્તુત કારણો સિવાય તેમનું જૂઠાડવાનું કારણ એ પણ છે કે તેમને એ શંકા થઈ ગઈ છે કે) તમે તેમની પાસેથી કંઈક આવક ઈચ્છો છો તો (એ પણ ખોટું છે કારણ કે જ્યારે તમે જાણો છો કે) આવક તો તમારા પરવરદિગારની સૌથી ઉત્તમ છે અને તે બધા આપનારાઓથી સારો છે (તો આપ ﷺ લોકોથી શા માટે માંગે ?) અને (ખુલાસો તેમની પરિસ્થિતિનો એ છે કે) તમે તો તેમને સીધા માર્ગ તરફ (જેને ઉપર "હક્ક" કહેવામાં આવ્યું છે) બોલાવી રહ્યા છો અને તે લોકોની કે જે આખિરત ઉપર ઈમાન નથી રાખતા એવી હાલત છે કે એ (સીધા) માર્ગથી હટી જાય છે (મતલબ એ છે કે હક્ક–સત્ય દીન ઉપર હોવું અને મુસ્તકીમ–તેના ઉપર કાયમ રહેવું તથા લાભાન્વિત થવું આ બધા ઈમાનના તકાદાઓ છે, જે કારણો અવરોધ હોઈ શકતા હતા તે કોઈ ઉપસ્થિત નથી પછી ઈમાન ન લાવવું છેલ્લી કક્ષાની અજ્ઞાનતા અને ગુમરાહી છે) અને (તેમના કઠોર હૃદય અને દુશ્મનાવટની એવી પરિસ્થિતિ છે કે જે પ્રમાણે આ લોકો શરીઅતની નિશાનીઓથી પ્રભાવિત થતા નથી એ જ પ્રમાણે જાહેર નિશાનીઓ, મુસીબતો અને આફતોથી પણ આંખો ખોલતા નથી, બસ મુસીબતના સમયે સ્વાભાવિક રીતે અમને પોકારે પણ છે પરંતુ તે કામચલાઉ ધોરણે હોય છે એટલા માટે) જો

અમે તેમના ઉપર દયા ફરમાવીએ અને તેમના ઉપર જે તકલીફ છે તેને અમે દૂર પણ કરીએ તો આ લોકો (ફરી પાછા) પોતાની ગુમરાહીમાં ભટકતા જ રહે (અને તે કોલ કરાર જે મુસીબતના સમયે કર્યો હતો બધું પૂરું થઈ જાય, જેમકે اِذَا مَسَّ الْاِنْسَانَ الضُّرُّ دَعَانَا.... અને (اِذَا رَكِبُوْا فِى الْفُلْكِ..... અને (તેની સાક્ષી એ છે કે અમુક સમયે) અમે તેમને અઝાબમાં પકડ્યા પણ છે, બસ તે લોકોએ ન તો પોતાના પરવરદિગારની સામે (સંપૂર્ણ રીતે) વિનવણી કરી અને ન જ કાકલૂદી અપનાવી (બસ જ્યારે મુસીબતના સમયે અને મુસીબત પણ એવી સખત જેને અઝાબ કહી શકાય છે જેમકે દુષ્કાળ જે મક્કામાં પડ્યો હતો; તેમણે આજિઝી અને કાકલૂદી ન અપનાવી તો પછી મુસીબત અને પડતીના સમયે પણ તેમનાથી કોઈ અપેક્ષા નથી પરંતુ તેમની આ બધી લાપરવાહી અને મિથ્યાભિમાન તે મુસીબતો સુધી જ છે જેની તેઓ ટેવ બનાવી ચૂક્યા છે) એટલે સુધી કે જ્યારે અમે તેમના ઉપર કઠોર અઝાબનો દરવાજો ખોલી નાંખીશું (કે જે તેમના સ્વભાવ વિરુદ્ધ હશે ભલે આ દુનિયામાં જ કોઈ અદષ્ય આફત આવી પડે અથવા મોત પછી તો તે અવશ્ય થવાનું જ છે) તો તે સમયે બિલકુલ આશ્ચર્યચકિત્ રહી જશે (કે આ શું થઈ ગયું અને તેમનો બધો નશો ઊતરી જશે).

## મસ્અલા અને બોધપાઠ :

غَمْرَةٌ (ગમરહ) એવા ઊંડા પાણીને કહેવામાં આવે છે જેમાં માણસ ડૂબી જાય અને જે તેમાં પ્રવેશ કરનારાને પોતાનામાં સંતાડી દે એટલા માટે શબ્દ غَمْرَةٌ (ગમરહ) પડદો અથવા દરેક ઢાંકી લેનારી વસ્તુ માટે પણ બોલવામાં આવે છે, અત્રે તેમની શિર્કયુક્ત અજ્ઞાનતાને "ગમરહ" કહેવામાં આવ્યું છે જેમાં તેમના દિલ ડૂબેલા અને સંતાયેલા છે કે કોઈ તરફથી તેમને પ્રકાશનું કિરણ પહોંચતું નથી.

وَلَهُمْ اَعْمَالٌ مِّنْ دُوْنِ ذٰلِكَ એટલે કે, તેમની ગુમરાહીના માટે તો એક કુફ્ર અને શિર્કના ગફલતનો પડદો પૂરતો હતો પરંતુ તે તેનાથી પણ બસ નથી કરતા, તેની સાથે–સાથે બીજા દુષ્ટ કર્મો પણ સતત કરતા જ રહે છે.

مُتْرَفِيْهِمْ (મુતરફીહિમ) એ مُتْرَفٌ (મુત્રફ) અને તે تَرَفٌ (તરફ)થી બન્યો છે, તેનો અર્થ "સમૃદ્ધિ અથવા સંપન્નતા" છે. આ સ્થળે આ કોમને

અઝાબમાં પકડવાનું વર્ણન છે જેમાં અમીર, ગરીબ, સમૃદ્ધ અને રંક બધા જ સામેલ થશે પરંતુ مُتْــــرَفِيْـــنَ (મુત્‌રફીન) એટલે કે સમૃદ્ધ લોકોનું વર્ણન વિશેષ સ્વરૂપે એટલા માટે કરવામાં આવ્યું કે આવા લોકો જ દુનિયાની મુસીબતથી પોતાને બચાવવાનો કંઈક સામાન કરી લેતા હોય છે પરંતુ અલ્લાહ તઆલાનો અઝાબ જ્યારે આવે છે તો સૌ પ્રથમ આ જ લોકો નિરાધાર બનીને રહી જાય છે. આ આયતમાં જે અઝાબની અંદર તેમને પકડવાનું વર્ણન છે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેનાથી ભાવાર્થ તે અઝાબ છે જે ગઝ્‌વએ બદ્રમાં મુસલમાનોની તલવારથી પડ્યો હતો અને અમુક લોકોએ આ અઝાબથી દુષ્કાળનો અઝાબ ભાવાર્થ તરીકે લીધો છે જે મક્કાવાળાઓ ઉપર અઝાબ સ્વરૂપે આવ્યો હતો, એટલે સુધી કે લોકો મૃત પ્રાણીઓ, કૂતરાઓ અને હાડકાં ખાવા મજબૂર થઈ ગયા. નબીએ કરીમ ﷺએ કાફિરો માટે ઘણી ઓછી બદ્‌દુઆ કરી છે પરંતુ આ તકે મુસલમાનો ઉપર તેમના જુલમોની સખ્તીથી કહ્યું હતું, اَللّٰهُمَّ اشْدُدْ وَطْأَتَكَ عَلٰى مُضَرَوَاجْعَلْهَا عَلَيْهِمْ سِنِيْنَ كَسِنِىْ يُوْسُفَ (رَوَاهُ الْبُخَارِىْ وَمُسْلِمٌ، قُرْطُبِىْ وَمَظْهَرِىْ) અર્થાત્‌: અય અલ્લાહ ! કબીલએ મુઝરના ઉપર દોરડું તંગ કરી આપ અને તેમના ઉપર હઝરત યૂસુફ (અલૈ.)ના વખત જેવો દુકાળ લાગુ કરી દે. (હદીષનો ભાવાર્થ)

*(રવાહુ બુખારી અને મુસ્લિમ, કુર્તુબી અને મઝહરી)*

مُسْتَكْبِرِيْنَ بِهٖ سٰمِرًا تَهْجُرُوْنَ માં શબ્દ بِهٖ (બિહી)ની ઝમીર મોટા ભાગના વિવરણકારોએ "હરમ" તરફ વધારે હોવાનું વર્ણવ્યું છે, જો કે ઉપર ક્યાંય એવું વર્ણન થયું નથી પરંતુ હરમથી મક્કાના કુરૈશીઓને ઊંડો સંબંધ હતો અને તેના ઉપર તેમને એટલો ગર્વ હતો જે બધાને જ વિદિત્‌ છે, તેનું વર્ણન કરવાની આવશ્યકતા નથી અને તેનો અર્થ એ છે કે મક્કાના કુરૈશ અલ્લાહની આયતો સાંભળીને પાછલા પગે નાસતા અને ન માનવાનું કારણ મક્કાના હરમનો સંબંધ અને તેની સેવા કરવાનું તેમનું મિથ્યાભિમાન અને ગર્વ જ હતું અને سَامِرًا (સામિરન) એ سَمَرٌ (સમર)થી બનેલ છે જેનો અસલી અર્થ "ચાંદની રાત" થાય છે. અરબની ટેવ હતી કે ચાંદની રાત્રે કિસ્સા–કહાણીઓ કહ્યા કરતા હતા એટલા માટે શબ્દ سَمَرٌ (સમર) કિસ્સા–કહાણીઓના અર્થમાં ઉપયોગ થવા લાગ્યો અને سَامِرٌ (સામિર) કિસ્સા–કહાણીઓ કહેનારને કહેવામાં આવે છે. આ શબ્દ જો કે

એકવચન છે પરંતુ અર્થમાં બહુવચન માટે પણ બોલવામાં આવે છે. આ સ્થળે "સામિર" سَامِرِيْنَ (સામિરીન) બહુવચનના અર્થમાં ઉપયોગ થયો છે. મુશ્રિકોની એક હાલત જે અલ્લાહની આયતોના ઈન્કારનું કારણ બનેલી હતી તે મક્કાના હરમનો સંબંધ અને તેમની સેવા ઉપર તેમનો ગર્વ હતો, બીજી હાલત એ વર્ણન કરી કે આ લોકો નિર્મૂળ અને બેબુનિયાદ કિસ્સા–કહાણીઓમાં રહેવાની ટેવ ધરાવે છે, તેમને અલ્લાહની આયતો સાથે કોઈ લગાવ નથી.

تَهْجُرُوْنَ (તહજુરૂન) આ શબ્દ هُجْرُ بِضَمِّ الْهَاءِ થી બન્યો છે જેનો સંબંધ "વ્યર્થ બકવાસ અને ગાળા–ગાળી કરવા"નો છે. આ મુશ્રિકોની ત્રીજી પરિસ્થિતિ એ વર્ણન કરવામાં આવી કે આ લોકો વાહિયાત બકવાસ અને ગાળા–ગાળીની ટેવ ધરાવનાર છે, રસૂલે કરીમ ﷺની શા'નમાં અમુક આવા જ અપમાનજનક વાક્યો કહેતા રહે છે.

**ઇશા પછી કિસ્સા–કહાણીઓની મનાઈ અને તેનું ખાસ માર્ગદર્શન :**

રાતના કિસ્સા–કહાણીઓની મહેફિલોની પ્રવૃત્તિ અરબ અને બિનઅરબોમાં પ્રાચીન સમયથી ચાલી આવે છે અને તેમાં ઘણા બધા ફિત્નાઓ અને સમયની બરબાદી હતી, નબીએ કરીમ ﷺએ આ રિવાજને નાબૂદ કરવા માટે ઈશાથી પહેલાં સૂવાને અને ઈશા પછી વાહિયાત કિસ્સા–કહાણીઓ કહેવાની મનાઈ કરી, તેમાં હિકમત એ હતી કે ઈશાની નમાઝ ઉપર મનુષ્યના આખા દિવસના અમલો પૂર્ણ થઈ રહ્યા હોય છે જે દિવસભરના ગુનાહોનો પણ કફ્ફારો હોય છે, આ જ તેની અંતિમ પ્રવૃત્તિ તે દિવસની હોય તો બહેતર છે, જો ઈશા પછી વ્યર્થ કિસ્સા–કહાણીઓમાં લાગી ગયો તો પ્રથમ તો આ પોતે વાહિયાત પ્રવૃત્તિ અને અનિચ્છનિય બાબત છે તદુપરાંત તેના સંદર્ભમાં કોઈનું ભૂંડુ બોલવું, જૂઠું બોલવું વગેરે જાત–જાતના ગુનાહો આ મહેફિલમાં થઈ જતા હોય છે અને તેનું એક ખરાબ પરિણામ એ છે કે રાત્રે મોડે સુધી જાગશે તો સવારમાં વહેલો ઊઠી નહીં શકે એટલા માટે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) જ્યારે કોઈને ઈશા પછી વાહિયાત કિસ્સા–કહાણીઓમાં પ્રવૃત્ત જોતા તો ચેતવણી પણ આપતા હતા અને અમુકને સજા પણ આપતા હતા અને ફરમાવતા હતા કે જલદી સૂઈ જાઓ કદાચ અંતિમ રાત્રે તહજ્જુદની તવફીક થઈ જાય. *(કુર્તુબી)*

اَمْ يَقُوْلُوْنَ بِهٖ جِنَّةٌ થી اَفَلَمْ يَدَّبَّرُوا الْقَوْلَ સુધી એવી પાંચ વસ્તુઓનું વર્ણન છે જે મુશ્રિકો માટે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાથી કોઈ દરજ્જામાં અવરોધક બની શકતું હતું અને તેમાંથી દરેક કારણ નકારાત્મક હોવાનું વર્ણન તેની જ સાથે કરવામાં આવ્યું છે, તેનો ખુલાસો એ છે કે જે કારણો આ લોકો માટે ઈમાનના અવરોધક હોઈ શકતા હતા તેમાંથી કોઈપણ કારણ ઉપસ્થિત જ નથી અને ઈમાન લાવવા માટે જે કારણો અને સબબો આમંત્રણના સંદર્ભમાં હોવા જોઈએ તે બધા જ ઉપસ્થિત છે, એટલા માટે હવે પછી જો તેઓ ઈન્કાર કરે છે તો તે ઈન્કાર માત્ર દુશ્મનાવટ અને હઠધર્મી સિવાય કંઈ જ નથી, જેનું વર્ણન ત્યાર પછીની આયતમાં આ રીતે કર્યું છે. بَلْ جَائَهُمْ بِالْحَقِّ وَاَكْثَرُهُمْ لِلْحَقِّ كٰرِهُوْنَ એટલે કે, રિસાલતના ઈન્કારનું કોઈ તાર્કિક અથવા સ્વાભાવિક કારણ તો ઉપસ્થિત નથી પછી ઈન્કારનું કારણ તેના સિવાય કંઈ નથી કે રસૂલે કરીમ ﷺ સત્ય વાત લઈને આવ્યા છે અને આ લોકો સત્ય વાતને જ ખરાબ સમજે છે અને સાંભળવા નથી માંગતા જેનું કારણ મનેચ્છાઓનો પ્રભાવ અને અજ્ઞાની લોકોને જે પ્રદેશ અને સત્તા પ્રાપ્ત છે તેની મહોબ્બત અને અજ્ઞાનીઓનું અનુસરણ છે. આ પાંચ કારણો જેનું વર્ણન ઈમાન અને નુબુવ્વતના સ્વીકારના અવરોધક પરિબળો હોવાના સ્વરૂપમાં કરવામાં આવ્યું છે તેમાંથી એક આ પણ વર્ણન કરવામાં આવ્યું છે.

اَمْ لَمْ يَعْرِفُوْا رَسُوْلَهُمْ એટલે કે, તેમના ઈન્કારનું એક કારણ આ હોઈ શકતું હતું કે જે વ્યક્તિ સત્યનું આમંત્રણ અને નુબુવ્વતનો દા'વો લઈને આવ્યો છે તે ક્યાંક બહારથી આવ્યો હોત જેથી આ લોકો તેના નામ, વંશ અને ટેવો, ખસલતો અને ચારિત્ર્યથી વાકેફ ન હોત તો તેઓ એવું કહી શકતા હતા કે અમે તો આ દા'વેદારની પરિસ્થિતિથી વાકેફ નથી તેને કઈ રીતે નબી કે રસૂલ માનીને તેને અનુસરણ કરવાપાત્ર સમજીએ ? પરંતુ અત્રે તો આ વાત ઉઘાડી છે કે રસૂલે કરીમ ﷺ કુરૈશના જ એક સન્માનનીય વંશમાં આ જ શહેર મક્કામાં પેદા થયા અને બાળપણથી લઈને યુવાની અને ત્યાર પછીનો સમગ્ર સમય તે જ લોકોની સામે પસાર થયો, આપ ﷺની કોઈ પ્રવૃત્તિ, કોઈ આદત તેમનાથી ગુપ્ત ન હતી અને નુબુવ્વતના દા'વાથી પહેલાં સુધી સમગ્ર મક્કાના કાફિરો આપ ﷺને "સાદિક" (સાચા) અને "અમીન" (પ્રમાણિક) કહ્યા કરતા હતા, આપના કહેલા

ઉપર ક્યારેય કોઈએ કોઈ શંકા જાહેર કરી ન હતી તો હવે તેમનું એ બહાનું પણ ચાલી નથી શકતું કે તેઓ તેમને ઓળખતા નથી.

وَلَقَدْ اَخَذْنٰهُمْ بِالْعَذَابِ فَمَا اسْتَكَانُوْا لِرَبِّهِمْ وَمَا يَتَضَرَّعُوْنَ તેનાથી અગાઉની આયતમાં મુશ્રિકો વિશે એવું કહેવામાં આવ્યું હતું કે આ લોકો જે અઝાબમાં સપડાવવાના સમયે અલ્લાહથી અથવા રસૂલથી ફરિયાદ કરવા લાગે છે તો અમે તેમની ફરિયાદ ઉપર દયા ખાઈને અઝાબ હટાવી આપીએ તો તેમની શરારતો અને બળવાખોરીની એ પરિસ્થિતિ છે કે તેઓ અઝાબથી છુટકારો પામ્યા પછી પોતાની બળવાખોરી અને નાફરમાનીમાં પ્રવૃત્ત થઈ જશે. આ આયતમાં તેમના એક આવા જ કિસ્સાનું વર્ણન છે કે તેમને એક અઝાબમાં પકડવામાં આવ્યા પરંતુ અઝાબથી નબીએ કરીમ ﷺની દુઆ દ્વારા છુટકારો પામ્યા પછી પણ અલ્લાહ સામે ઝૂક્યા નહીં અને બરાબર પોતાના કુફ્ર અને શિર્ક ઉપર રાચેલા રહ્યા.

## મક્કાના નિવાસીઓ ઉપર દુષ્કાળનો અઝાબ અને રસૂલુલ્લાહ ﷺની દુઆથી તેનું દૂર થવું :

પ્રથમ જાણ થઈ ચૂકી છે કે રસૂલે કરીમ ﷺએ મક્કાના નિવાસીઓ ઉપર દુષ્કાળનો અઝાબ થોપવાની દુઆ કરી હતી તે કારણે તેઓ સખત દુકાળમાં સપડાઈ ગયા અને મૃત પ્રાણીઓ વગેરે ખાવા ઉપર મજબૂર થઈ ગયા, આ જોઈને અબૂ સુફિયાન રસૂલે કરીમ ﷺની સેવામાં મદીના તય્યિબહ હાજર થયા કહેવા લાગ્યા કે હું તમને અલ્લાહના સોગંદ આપું છું અને સીલારહમીની; શું તમે એવું નથી કહ્યું કે હું દુનિયાવાળાઓ માટે રહમત બનાવીને મોકલવામાં આવ્યો છું? આપ ﷺએ ફરમાવ્યું, બેશક ! કહ્યું છે અને હકીકત પણ એમ જ છે. અબૂ સુફિયાને કહ્યું કે તમે તમારી કોમના મોટાઓને તો બદ્રની લડાઈમાં તલવારથી કતલ કરી નાંખ્યા અને જે હવે રહી ગયા છે તેમને ભૂખથી કતલ કરી રહ્યા છો, અલ્લાહથી દુઆ કરો કે આ અઝાબ અમારાથી હટી જાય. રસૂલે કરીમ ﷺએ દુઆ કરી, આ અઝાબ તે જ સમયે દૂર થઈ ગયો, તેના ઉપર જ આ પ્રસ્તુત આયત નાઝિલ થઈ, وَلَقَدْ اَخَذْنٰهُمْ بِالْعَذَابِ فَمَا اسْتَكَانُوْا لِرَبِّهِمْ

આ આયતમાં એ ઈરશાદ છે કે અઝાબમાં સંડોવાયા પછી તેનાથી

છુટકારો પામ્યા પછી પણ આ લોકો પોતાના પરવરદિગારની સામે ઝૂક્યા નહીં. એટલા માટે ઘટના એવી જ બની હતી કે રસૂલે કરીમ ﷺની દુઆથી દુષ્કાળ દૂર થઈ ગયો પરંતુ મક્કાના મુશ્રિકો પોતાના શિર્ક અને કુફ્ર ઉપર એ જ પ્રમાણે મક્કમ રહ્યા. *(મઝહરી વગેરે)*

---

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૭૮ થી ૯૨)

وَهُوَ الَّذِيْٓ اَنْشَاَ لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ۭ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ﴿٧٨﴾ وَهُوَ
الَّذِيْ ذَرَاَكُمْ فِي الْاَرْضِ وَاِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٧٩﴾ وَهُوَ الَّذِيْ يُحْيٖ وَيُمِيْتُ وَلَهُ اخْتِلَافُ
الَّيْلِ وَالنَّهَارِ ۭ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٨٠﴾ بَلْ قَالُوْا مِثْلَ مَا قَالَ الْاَوَّلُوْنَ ﴿٨١﴾ قَالُوْٓا
ءَاِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ ﴿٨٢﴾ لَقَدْ وُعِدْنَا نَحْنُ وَاٰبَاۗؤُنَا
هٰذَا مِنْ قَبْلُ اِنْ هٰذَآ اِلَّآ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿٨٣﴾ قُلْ لِّمَنِ الْاَرْضُ وَمَنْ
فِيْهَآ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٨٤﴾ سَيَقُوْلُوْنَ لِلّٰهِ ۭ قُلْ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿٨٥﴾ قُلْ مَنْ
رَّبُّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ﴿٨٦﴾ سَيَقُوْلُوْنَ لِلّٰهِ ۭ قُلْ اَفَلَا
تَتَّقُوْنَ ﴿٨٧﴾ قُلْ مَنْۢ بِيَدِهٖ مَلَكُوْتُ كُلِّ شَيْءٍ وَّهُوَ يُجِيْرُ وَلَا يُجَارُ عَلَيْهِ اِنْ
كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٨٨﴾ سَيَقُوْلُوْنَ لِلّٰهِ ۭ قُلْ فَاَنّٰى تُسْحَرُوْنَ ﴿٨٩﴾ بَلْ اَتَيْنٰهُمْ بِالْحَقِّ
وَاِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿٩٠﴾ مَا اتَّخَذَ اللّٰهُ مِنْ وَّلَدٍ وَّمَا كَانَ مَعَهٗ مِنْ اِلٰهٍ اِذًا
لَّذَهَبَ كُلُّ اِلٰهٍۢ بِمَا خَلَقَ وَلَعَلَا بَعْضُهُمْ عَلٰي بَعْضٍ ۭ سُبْحٰنَ اللّٰهِ عَمَّا
يَصِفُوْنَ ﴿٩١﴾ عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ﴿٩٢﴾

## તરજુમો :

*અને તેણે જ તમારા કાન અને આંખો અને દિલ બનાવ્યા, તમે ઘણો થોડો શુક્ર અદા કરો છો. (૭૮) અને તેણે જ તમને જમીનમાં ફેલાવી રાખ્યા છે અને*

*તેના જ તરફ એકઠા થઈને જશો. (૭૯) અને તે જ જીવાડે અને મારે છે અને તેનું જ કામ છે રાત અને દિવસનું બદલવું; બસ શું તમને સમજ નથી ? (૮૦) કોઈ (નવી) વાત નથી, આ તો તેવું જ કહી રહ્યા છે જેવું આગલા કહ્યા કરતા હતા. (૮૧) તેઓ કહે છે, શું જ્યારે અમે મરી ગયા અને માટી અને હાડકાં થઈ ગયા, શું અમારે જીવીત થઈને ઊઠવાનું છે ? (૮૨) અમને વાયદો આપવામાં આવે છે અને અમારા પૂર્વજોને (પણ) આવું જ પહેલેથી; અને કંઈ પણ નથી ફક્ત આગલાઓની (પ્રાચીન) કહાણીઓ છે. (૮૩) તમે કહો, કોની છે જમીન અને જે કંઈ તેમાં છે બતાવો ! જો તમે જાણતા હોવ. (૮૪) હવે કહેશે, બધું જ અલ્લાહનું છે; તમે કહો, પછી તમે વિચારતા નથી ? (૮૫) તમે કહો, કોણ છે સાતેય આસમાનોનો માલિક અને માલિક આ મહાન અર્શ (તખ્ત)નો ? (૮૬) હવે કહેશે અલ્લાહનું ! તમે કહો, પછી તમે ડરતા નથી ? (૮૭) તમે કહો, કોના હાથમાં બધી વસ્તુની હુકૂમત (સત્તા) છે ? અને તે (સૌને) બચાવી લે (રક્ષણ કરે) છે અને તેનાથી કોઈ બચાવી (રક્ષણ કરી) નથી શકતું; બતાવો જો તમે જાણતા હોવ ! (૮૮) હવે કહેશે અલ્લાહને જ (સઘળી સત્તા છે) ! તમે કહો, પછી ક્યાંથી તમારા ઉપર જાદૂ આવી પડે છે ? (૮૯) બલકે અમે તેમને સત્ય પહોંચાડ્યું અને અલબત્ત તેઓ જૂઠા છે. (૯૦) અલ્લાહે કોઈ બેટો (સંતાન) નથી કર્યો અને ન જ તેની સાથે કોઈનો હુકમ ચાલે, એવું હોત તો દરેક હુકમવાળો (મઅ્બૂદ) પોતાના સર્જનને લઈ જાત અને એકબીજા ઉપર ચઢાઈ કરત; અલ્લાહ તેમની બતાવેલી (વાહિયાત) વાતોથી નિરાલો છે. (૯૧) સઘળું જાણનારો ગુપ્ત અને જાહેરને; તે ઘણો ઉચ્ચ છે તેનાથી જેને આ (લોકો) ભાગીદાર હોવાનું બતાવે છે. (૯૨)*

## તફસીર :

અને તે (અલ્લાહ) એવો (સર્વશક્તિમાન અને નેઅ્મત આપનાર) છે જેણે તમારા માટે કાન અને આંખો અને દિલ બનાવ્યા (કે આરામ પણ કરો અને દીનને પણ ઓળખો પરંતુ) તમે લોકો ઘણો જ ઓછો શુક્ર કરો છો (કારણ કે અસલી શુક્રિય્યહ એ હતો કે તે નેઅ્મતો આપનારના પ્રિય દીનનો સ્વીકાર કર્યો હોત અને કયામતમાં પુનઃસજીવન થવાનો ઈન્કાર ન કર્યો હોત) અને તે એવો છે

જેણે તમને જમીનમાં ફેલાવી રાખ્યા છે અને તમે બધા (કયામતમાં) તેની જ પાસે લાવવામાં આવશો (તે સમયે તે નેઅ્મતોના ઈન્કારની વાસ્તવિકતા ખબર પડી જશે) અને તે એવો છે જે જીવાડે છે અને મારે છે અને તેના જ અધિકારમાં છે રાત અને દિવસનું ઘટવું વધવું, બસ શું તમે (આટલી વાત) નથી સમજતા ? (કે આ કુદરતની દલીલો તવહીદ અને કયામતમાં બીજા જીવન વિશેની સાબિતી છે પરંતુ) છતાં પણ માનતા નથી બલકે આ પણ એવી જ વાત કહે છે જે અગાઉના (કાફિર) લોકો કહેતા ચાલ્યા આવ્યા છે (એટલે કે) એવું કહે છે કે શું અમે જ્યારે મૃત્યુ પામીશું અને અમે માટી અને હાડકાં રહી જઈશું તો શું અમે પુનઃસજીવન કરવામાં આવીશું ? તેનો તો અમારાથી અને (અમારાથી) પહેલાં અમારા મોટાઓથી વાયદો થતો ચાલ્યો આવે છે, આ કંઈ પણ નથી માત્ર પ્રમાણ વિનાની વાતો છે જે અગાઉનાઓથી નકલ થતી ચાલી આવે છે (કારણ કે આ નિવેદનથી કુદરતનો ઈન્કાર હોવાનું સાબિત થાય છે અને આ ફરી સજીવન થવાના ઈન્કારના કારણે તવહીદનો ઈન્કાર પણ થાય છે એટલા માટે આ નિવેદનના જવાબમાં કુદરતની સાબિતીઓની સાથે તવહીદની સાબિતીઓનો પણ ઈરશાદ છે, એટલે કે) તમે (જવાબમાં) એવું કહી આપો કે (સારું, એ બતાવો કે) આ જમીન અને જે તેના ઉપર રહે છે કોની મિલ્કત છે જો તમને ખબર છે ! તેઓ જરૂર એવું જ કહેશે કે અલ્લાહનું છે (તો) તેમને કહો કે કેમ વિચાર કરતા નથી ? (કે પછી સજીવન કરવાની અને તવહીદ બંનેના હુકમની સાબિતી થઈ જાય અને) તમે એ પણ કહી આપો કે (વારું, એ બતાવો કે) આ સાત આસમાનોનો માલિક અને આલીશાન અર્શનો માલિક કોણ છે ? (તેનો પણ) તે જરૂર એ જ જવાબ આપશે કે આ પણ (બધું) અલ્લાહનું છે, તમે (તે સમયે) કહો કે પછી તમે (તેનાથી) કેમ નથી ડરતા? (કે તેની કુદરતનો અને આયતોનો અને પુનઃજીવીત કરવાનો ઈન્કાર કરો છો અને) તમે (તેમને) એ પણ કહો કે (વારું) તે કોણ છે જેના હાથમાં બધી વસ્તુઓનો અધિકાર છે ? અને તે (જેને ઈચ્છે છે) શરણ આપે છે અને તેના મુકાબલામાં કોઈ કોઈને શરણ નથી આપી શકતું જો તમને કંઈ ખબર છે (તો પણ જવાબમાં) તે અવશ્ય એવું જ કહેશે કે આ બધા લક્ષણો પણ અલ્લાહના જ છે, તમે (તે સમયે) કહો કે પછી તમારા ઉપર કેવું જાદૂ થઈ ગયું છે ?! (કે આ બધી પ્રસ્તાવનાઓને તો માનો છો અને પરિણામને કે તવહીદ અને કયામતની શ્રદ્ધા છે

તેને નથી માનતા, આ તો દલીલો હતી હેતુ ઉપર તેમનો જવાબ; આગળ તેમની પ્રસ્તાવનાની દલીલ એટલેકે, .....اِنْ هٰـذَآ اِلَّآ اَسَـاطِيْـرُ الْاَوَّلِيْـنَ નો રદિયો છે, એટલે કે આ જે તેમને બતાવવામાં આવી રહ્યું છે કે કયામત આવશે અને મૃતકો પુનઃજીવીત થશે, આ اَسَـــاطِيْـــرُ الْاَوَّلِيْـنَ નથી) બલકે અમે તેમને સત્ય વાત પહોંચાડી છે અને ખરેખર તેઓ (પોતે જ) જૂઠા છે (આટલે સુધી સંવાદ પૂર્ણ થઈ ચૂક્યો અને તવહીદ તથા પુનઃસજીવન થવાની બાબત સાબિત થઈ ચૂકી પરંતુ આ બંને બાબતોમાં તવહીદની બાબત વધારે અગત્યની હોઈ તે ઉચ્ચ કક્ષાની અને વાસ્તવમાં કયામત અને આખિરતની હકીકતમાં પણ સંપૂર્ણ આધાર હોવા સમાન છે અને વાતચીતનું કેન્દ્ર પણ વધારે તે જ હતું એટલા માટે વાતચીત પૂર્ણ થવા ઉપર તેને આગવી રીતે કહેવામાં આવ્યું છે કે) અલ્લાહ તઆલાએ કોઈને અવલાદ ઠરાવી નથી (જેમકે મુશ્રિકો ફરિશ્તાઓ બાબતે કહેતા હતા) અને ન તેની સાથે કોઈ અન્ય મઅ્બૂદ છે, જો એવું હોત તો દરેક મઅ્બૂદ પોતાની મખ્લૂકના (ભાગલા પાડીને) અલગ કરી લેત અને (પછી દુનિયાઓના બાદશાહોની ટેવ પ્રમાણે બીજાની મખ્લૂકોને ઝૂંટવવા માટે) એકબીજા ઉપર ચઢાઈ કરત (પછી મખ્લૂકની તબાહીની તો શું વાત કરવી પરંતુ વિશ્વની વ્યવસ્થા એ નિરંતર ચાલે છે, તેનાથી સાબિત થયું કે) અલ્લાહ તઆલા આ (અપ્રિય) વાતોથી પાક છે જે આ લોકો (તેના વિશે) વર્ણન કરે છે, જાણનારો છે બધા ગુપ્ત અને જાહેરને, અલબત્ત આ લોકોના શિર્કથી તે અતિઉચ્ચ છે (અને પવિત્ર છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَهُـوَيُـجِيْـرُ وَلَا يُـجَارُعَلَيْهِ એટલે કે, અલ્લાહ તઆલા જેને ઈચ્છે અઝાબ અને મુસીબત, રંજ અને તકલીફથી રક્ષણ આપે અને એ કોઈની મજાલ નથી કે તેના મુકાબલામાં કોઈને રક્ષણ આપીને તેના અઝાબ અને તકલીફથી બચાવી લે. આ વાત દુનિયાના સંદર્ભમાં પણ સત્ય છે કે અલ્લાહ તઆલા જેને કોઈ લાભ પહોંચાડવા ઈચ્છે તેને કોઈ રોકી નથી શકતું અને જેને કોઈ અઝાબ અને તકલીફ આપવા ઈચ્છે તો તેને કોઈ બચાવી નથી શકતું અને આખિરતના સંદર્ભમાં પણ આ વિષય સાચો છે કે જેને તે અઝાબમાં સપડાવશે તેને કોઈ બચાવી શકશે નહીં અને જેને જન્નત અને રાહત આપશે તેને કોઈ રોકી શકશે નહીં. *(કુર્તુબી)*

———————

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૯૩ થી ૧૦૦)

قُلْ رَّبِّ اِمَّا تُرِيَنِّيْ مَا يُوْعَدُوْنَ ﴿٩٣﴾ رَبِّ فَلَا تَجْعَلْنِيْ فِي الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٩٤﴾
وَاِنَّا عَلٰٓى اَنْ نُّرِيَكَ مَا نَعِدُهُمْ لَقٰدِرُوْنَ ﴿٩٥﴾ اِدْفَعْ بِالَّتِيْ هِيَ اَحْسَنُ السَّيِّئَةَ ۭ
نَحْنُ اَعْلَمُ بِمَا يَصِفُوْنَ ﴿٩٦﴾ وَقُلْ رَّبِّ اَعُوْذُ بِكَ مِنْ هَمَزٰتِ الشَّيٰطِيْنِ ﴿٩٧﴾ وَاَعُوْذُ بِكَ
رَبِّ اَنْ يَّحْضُرُوْنِ ﴿٩٨﴾ حَتّٰٓى اِذَا جَاۗءَ اَحَدَهُمُ الْمَوْتُ قَالَ رَبِّ ارْجِعُوْنِ ﴿٩٩﴾
لَعَلِّيْٓ اَعْمَلُ صَالِحًا فِيْمَا تَرَكْتُ كَلَّا ۭ اِنَّهَا كَلِمَةٌ هُوَ قَاۗىِٕلُهَا ۭ وَمِنْ وَّرَاۗىِٕهِمْ
بَرْزَخٌ اِلٰى يَوْمِ يُبْعَثُوْنَ ﴿١٠٠﴾

### તરજુમો :

*તમે કહો, હે પરવરદિગાર ! જો તું મને બતાવવા માંડે જે તેમનાથી વાયદો થયો છે (૯૩) તો હે પરવરદિગાર ! મને તે ગુનેહગાર લોકોમાં (સામેલ) ન કરજે. (૯૪) અને અમને અધિકાર છે કે તમને બતાવી આપીએ જે તેમને વાયદો કરી આપ્યો છે. (૯૫) ખરાબ વાતના જવાબમાં તે કહો જે ઉત્તમ છે, અમે સારી પેઠે જાણીએ છીએ જે તેઓ બતાવે છે. (૯૬) અને કહો, હે પરવરદિગાર ! હું તારું શરણ ઈચ્છું છું શયતાનોના પ્રહારથી (વસવસાથી). (૯૭) અને તારું શરણ ઈચ્છું છું હે પરવરદિગાર તેનાથી કે મારી પાસે આવે. (૯૮) અહીંયાં સુધી કે જ્યારે તેમનામાં કોઈને મોત આવી લાગે; કહેશે, હે પરવરદિગાર ! મને ફરી મોકલી આપ. (૯૯) કદાચ હું તેમાં કંઈ ભલું કામ કરી લઉં જે પાછળ છોડી આવ્યો ! કદાપિ નહીં ! આ એક વાત છે કે એવું જ કહે છે અને તેમની પાછળ પડદો છે તે દિવસ સુધી કે ઉઠાડવામાં આવે. (૧૦૦)*

### તફસીર :

તમે (અલ્લાહ તઆલાથી) દુઆ કરો કે હે મારા પરવરદિગાર ! જે અઝાબનો આ કાફિરોને વાયદો કરવામાં આવી રહ્યો છે (જેમકે اِذَا فَتَحْنَا عَلَيْهِمْ થી ઉપર જાણ થઈ) જો તું મને બતાવે (દાખલા તરીકે તે અઝાબ તેમના ઉપર

**મારા જીવનમાં એ રીતે આવે કે હું પણ જોઉં, કારણ કે આ વાયદો કરવામાં આવેલ અઝાબનો કોઈ નિશ્ચિત સમય નક્કી કરીને બતાવવામાં નથી આવ્યો એટલા માટે પ્રસ્તુત આયતમાં પણ તેના વિશે સંદિગ્ધ ઈશારો છે જેની સંભાવના ઉપસ્થિત પણ છે પરંતુ સમય નિશ્ચિત નથી એટલા માટે જો એવું થાય) તો હે મારા પરવરદિગાર ! મને તે જાલિમ લોકોમાં સામેલ ન કરજે; અને એ વાત ઉપર કે જે તેમને વાયદો કરી રહ્યો છે તમને પણ બતાવી આપવા સમર્થ છે (બાકી જ્યાં સુધી તેમના ઉપર અઝાબ ન આવે) તમે (તેમની સાથે એવો વ્યવહાર રાખો કે) તેમની બુરાઈનો બચાવ એવા વર્તાવથી કર્યા કરો જે ઘણો જ સારો (અને વિનમ્ર) હોય (અને પોતાની જાત માટે બદલો ન લો બલકે અમારા હવાલે કરી આપો) અમે સારી પેઠે જાણીએ છીએ જે કંઈ આ (તમારા વિશે) કહ્યા કરે છે અને (જો તમને માનવીય તકાદાઓના કારણે ક્રોધ આવી જાય તો) તમે એવી દુઆ કર્યા કરો કે હે મારા પરવરદિગાર ! હું તારું શરણ માંગું છું શયતાનોના વસવસાથી (કે કોઈ એવી બાબત તરફ રૂખ થઈ જાય કે જે મસ્લિહતના વિરુદ્ધ હોય, જો કે શરીઅત વિરુદ્ધ ન પણ હોય) અને હે મારા પરવરદિગાર ! હું તારું શરણ માંગું છું એનાથી કે શયતાન મારી પાસે પણ આવે (અને વસવસો નાંખવો તો દૂરની વાત બસ તેનાથી તે ક્રોધ દૂર થઈ જશે; આ કાફિરો પોતાના કુફ્ર અને ઈન્કારથી પાછા નથી ફરતા) એટલે સુધી કે જ્યારે તેમનામાંથી કોઈ(ના માથા) ઉપર મોત આવી(ને ઊભી થઈ) જાય છે (અને આખિરતના દર્શન થવા લાગે છે) તે સમયે (આંખો ખુલે છે અને પોતાની અજ્ઞાનતા અને કુફ્ર ઉપર અફસોસ કરીને) હે મારા પરવરદિગાર ! (મારા ઉપરથી મોત ટાળી આપ અને) મને (દુનિયામાં) ફરી પાછો મોકલી આપ જેથી જે (દુનિયા)ને હું છોડી આવ્યો છું તેમાં (ફરી પાછો જઈને) નેક કાર્ય કરું (એટલે કે સત્યનું સમર્થન અને અનુસરણ કરું, અલ્લાહ તઆલા આ દરખાસ્તને રદ કરે છે કે) કદાપિ (એવું થશે) નહીં ! આ (તેની) એક વાત જ વાત છે જેને તે કહેતો જઈ રહ્યો છે (અને તે પૂરી થનારી નથી) અને (તેનું કારણ એ છે કે) તે લોકોની આગળ એક (વસ્તુ) અવરોધ(ની આવનારી) છે (કે જેનું આવવું આવશ્યક છે અને તે જ દુનિયામાં પાછા આવવાથી અવરોધ સ્વરૂપ છે, ભાવાર્થ તેનો મોત છે કે તેનું આવવું પણ નિશ્ચિત સમયે આવશ્યક છે وَلَنْ يُّؤَخِّرَ اللّٰهُ نَفْسًا اِذَا جَآءَ اَجَلُهَا અને મૃત્યુ પછી દુનિયામાં પાછા આવવું)**

કયામતના દિવસ સુધી (ઈલાહી કાનૂનના વિરુદ્ધ છે).

## મસ્અલા અને બોધપાઠ :

قُلْ رَّبِّ اِمَّا تُرِيَنِّىْ مَا يُوْعَدُوْنَ ○ رَبِّ فَلَا تَجْعَلْنِىْ فِى الْقَوْمِ الظّٰلِمِيْنَ ○

આ બંને આયતોનો અર્થ એ છે કે કુર્આને કરીમની ઘણી બધી આયતોમાં મુશ્રિકો અને કાફિરો ઉપર અઝાબની ધમકીઓ પ્રસ્તુત છે જે જાહેર છે, કયામતમાં તો તેનું અસ્તિત્વમાં આવવું નિશ્ચિત અને ચોક્કસ છે, દુનિયામાં તેનું આવવું પણ સંભવિત છે પછી આ અઝાબ જો દુનિયામાં તેમના ઉપર આવી પડે તો તેમાં એ સંભાવના પણ છે કે રસૂલે કરીમ ﷺના સમયકાળ પછી આવે અને એ પણ સંભાવના છે કે રસૂલે કરીમ ﷺના સમયમાં જ આપ ﷺની હયાતીમાં તેમની નજર સમક્ષ તેમના ઉપર અલ્લાહનો કોઈ અઝાબ આવી જાય અને દુનિયામાં કોઈ કોમ ઉપર જ્યારે અઝાબ આવે છે તો અમુક સમયે તે અઝાબનો પ્રભાવ માત્ર જાલિમો ઉપર જ નથી પડતો બલકે નેક લોકો પણ તેનાથી દુનિયવી તકલીફોમાં પ્રભાવિત થાય છે, ભલે આખિરતમાં તેમને કોઈ અઝાબ ન થાય બલકે આ દુનિયાની તકલીફ ઉપર જે તેમના ઉપર આવી પહોંચે છે સવાબ પણ મળે. કુર્આને કરીમનો ઈરશાદ છે, اِتَّقُوْا فِتْنَةً لَّا تُصِيْبَنَّ الَّذِيْنَ ظَلَمُوْا مِنْكُمْ خَاصَّةً (૮:૨૫) એટલે કે એવા અઝાબથી ડરો જે જો આવી ગયો તો માત્ર જાલિમો સુધી જ રહેશે નહીં અન્ય લોકો પણ તેની ઝપટમાં આવી જશે.

આ આયતોમાં રસૂલે કરીમ ﷺને એ દુઆ કરવાની સૂચના આપવામાં આવી છે કે યા અલ્લાહ ! જો આ લોકો ઉપર તારો અઝાબ મારી સામે જ મારા જોતાં જ આવવાનો છે તો મને આ જાલિમોની સાથે ન રાખજે. રસૂલે કરીમ ﷺનું માસૂમ અને અલ્લાહના અઝાબથી સુરક્ષિત હોવું જો કે આપ ﷺ માટે નિશ્ચિત હતું પરંતુ તે છતાં પણ આ દુઆની સૂચના એટલા માટે આપવામાં આવી છે કે તમે દરેક પરિસ્થિતિમાં પોતાના પરવરદિગારને યાદ રાખો તેનાથી દાદ–ફરિયાદ કરતા રહો જેથી આપનો સવાબ વધે. *(કુર્તુબી)*

وَاِنَّا عَلٰٓى اَنْ نُّرِيَكَ مَا نَعِدُهُمْ لَقٰدِرُوْنَ એટલે કે, અમને તેના ઉપર સંપૂર્ણ શક્તિ છે કે અમે તમારી સામે જ તમને તેમના ઉપર અઝાબ આવતો બતાવી આપીએ. અમુક વિવરણકારોએ નોંધ્યું છે કે જો કે આ ઉમ્મત ઉપર આપ ﷺની

બરકતથી સર્વવ્યાપી જાહેર અઝાબ ન આવવાનો વાયદો અલ્લાહ તરફથી થઈ ચૂક્યો છે. وَمَا كَانَ اللّٰهُ لِيُعَذِّبَهُمْ وَاَنْتَ فِيْهِمْ (૮:૩૩) એટલે કે, અમે તે લોકોનો એવી પરિસ્થિતિઓમાં નાશ કરવાના નથી કે આપ ﷺ તેમની અંદર મોજૂદ છો પરંતુ ખાસ–ખાસ લોકો ઉપર ખાસ પરિસ્થિતિઓમાં અઝાબ દુનિયામાં જ આવી જવાનો તેનાથી નકાર નથી થતો. આ આયતમાં જેમકે ફરમાવ્યું છે, અમે તેના ઉપર શક્તિ ધરાવીએ છીએ કે તમને પણ તેમના ઉપર અઝાબ બતાવી આપીએ. તે મક્કાના નિવાસીઓ ઉપર દુષ્કાળ અને ભૂખનો અઝાબ, પછી ગઝ્વએ બદ્રમાં મુસલમાનોની તલવારોનો અઝાબ રસૂલે કરીમ ﷺની સામે જ તેમના ઉપર પડી ચૂક્યો હતો. *(કુર્તુબી)*

اِدْفَعْ بِالَّتِىْ هِىَ اَحْسَنُ السَّيِّئَةَ ط એટલે કે, તમે બુરાઈને ભલાઈ દ્વારા, અન્યાયને ઈન્સાફ દ્વારા અને નિર્દયતાને દયા વડે દૂર કરો. આ અખ્લાક (નૈતિક મૂલ્યો)ની ઉચ્ચતાનું શિક્ષણ છે જે નબીએ કરીમ ﷺને આપવામાં આવ્યું છે જે મુસલમાનોના પરસ્પર વ્યવહારો માટે હંમેશા લાગુ પાડવામાં આવ્યું છે, અલબત્ત કાફિરો અને મુશ્રિકોથી તેમના મુકાબલામાં ક્ષમા અને દરગુજર કરતા રહેવું, તેમના ઉપર હાથ ન ઉઠાવવો આ હુકમ જિહાદની આયતોથી રદ (મન્સૂખ) થઈ ગયો પરંતુ જિહાદની રણભૂમિમાં પણ આ ઉચ્ચ વર્તણૂકના ઘણા બધા પાસાંઓ બાકી રાખવામાં આવ્યા કે સ્ત્રીઓને કતલ કરવામાં ન આવે, બાળકોને કતલ કરવામાં ન આવે, જે ધાર્મિક લોકો મુસલમાનોના મુકાબલામાં યુદ્ધમાં સામેલ નથી તેમને કતલ કરવામાં ન આવે અને જેને પણ કતલ કરવામાં આવે તેની લાશનો મુષલા مُثْـلَـةٌ કરવામાં ન આવે, એટલે કે નાક–કાન કાપી લે વગેરે.... આ નૈતિકતાના ઉચ્ચ આદર્શો છે એટલા જ માટે પછીની આયતમાં આપ ﷺને શયતાન અને તેના વસવસાઓ (ભ્રમણાઓ)થી શરણની દુઆ માંગવાની સૂચના આપવામાં આવી છે. યુદ્ધના મેદાનમાં પણ રસૂલે કરીમ ﷺ તરફથી ન્યાય અને ઈન્સાફ તથા ઉચ્ચ આદર્શો વિરુદ્ધ કોઈ બાબત શયતાનનો ગુસ્સો અપાવવાથી ન થઈ જવા પામે તે દુઆ આ છે,

وَقُلْ رَّبِّ اَعُوْذُبِكَ مِنْ هَمَزٰتِ الشَّيٰطِيْنِ ۝ وَاَعُوْذُبِكَ رَبِّ اَنْ يَّحْضُرُوْنِ

તેમાં શબ્દ هَمْز (હમ્ઝ)નો અર્થ "ધક્કો મારવો અથવા દબાવવું" થાય છે

અને "પાછલા ભાગેથી પોકાર કરવા"ના અર્થમાં પણ ઉપયોગ થાય છે. આ દુઆ પોતાના જાહેર અર્થના આધારે શયતાન અને તેની યુક્તિઓ અને તેની શરારતથી બચવાની એક અગત્યની દુઆ છે. રસૂલે કરીમ ﷺએ મુસલમાનોને આ દુઆ કરવાની સૂચના આપી છે જેથી એવા ગુસ્સા અને ક્રોધની પરિસ્થિતિમાં કે જ્યારે માનવીનો પોતાની જાત ઉપર કાબૂ નથી રહેતો અને તેમાં هَمْز શયતાનના વસવસાઓ દાખલ થઈ જાય છે તેનાથી સુરક્ષિત રહે છે, તદુપરાંત શયતાનો અને જિન્નાતોની બીજી અસરો અને હુમલાઓથી બચવા માટે આ બીજી દુઆ ખૂબ અગત્યની છે. હઝરત ખાલીદ (રદિ.)ને રાત્રે ઊંઘ આવતી ન હતી, રસૂલે કરીમ ﷺએ તેમને આ દુઆના વાક્યો પઢવાની સૂચના આપી કે આ પઢીને સૂઈ જાઓ, તેમણે આ દુઆ પઢી તો આ ફરિયાદ દૂર થઈ ગઈ, તે દુઆ આ છે

اَعُوْذُبِكَلِمَاتِ اللّٰهِ التَّامَّةِ مِنْ غَضَبِ اللّٰهِ وَعِقَابِهٖ وَمِنْ شَرِّ عِبَادِهٖ وَمِنْ هَمَزٰتِ الشَّيٰطِيْنِ وَاَنْ يَّحْضُرُوْنِ

اَنْ يَّحْضُرُوْنِ સહીહ મુસ્લિમમાં હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે શયતાન તમારા દરેક કાર્યમાં, દરેક પરિસ્થિતિમાં તમારી પાસે આવે છે અને દરેક કાર્યમાં ગુનાહો અને ખોટા કર્મોનો વસવસો દિલમાં નાંખતો રહે છે. (કુર્તુબી) તેનાથી શરણ માંગવા માટે આ દુઆ કરવાની સૂચના કરવામાં આવી છે.

رَبِّ ارْجِعُوْنِ એટલે કે, મોતના સમયે કાફિર ઉપર જ્યારે આખિરતનો અઝાબ સામે આવી લાગે છે તો તે એવી ઈચ્છા વ્યક્ત કરે છે કે કાશ ! હું ફરી દુનિયામાં પાછો જાઉં અને ભલા કૃત્યો આચરી આ અઝાબથી છુટકારો પ્રાપ્ત કરી લઉં.

ઈબ્ને જરીરે ઈબ્ને જુરૈજ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, મોતના સમયે મો'મિન જ્યારે રહમતના ફરિશ્તા અને રહમતનો સામાન સામે જોવા લાગે છે તો શયતાન તેને પૂછે છે કે શું તમે ઈચ્છો છો કે ફરી તમને દુનિયામાં પાછા મોકલવામાં આવે ? તો તે કહે છે કે હું આ દુઃખો

અને તકલીફોની પરિસ્થિતિમાં જઈને શું કરીશ ? મને તો હવે અલ્લાહની પાસે લઈ જાઓ અને કાફિરથી પૂછે છે તો તેઓ કહે છે, رَبِّ ارْجِعُوْنِ એટલે કે મને દુનિયામાં પાછો મોકલો.

بَرْزَخْ માં كَلَّا اِنَّهَا كَلِمَةٌ هُوَ قَآئِلُهَا ۚ وَمِنْ وَّرَآئِهِمْ بَرْزَخٌ اِلٰى يَوْمِ يُبْعَثُوْنَ (બરઝખ)નો શાબ્દિક અર્થ "અવરોધ અને બે વસ્તુ વચ્ચે આડશ" થાય છે. બે વસ્તુઓ અને બે પરિસ્થિતિઓ વચ્ચે જે વસ્તુઓ આડશ કે અવરોધ હોય તેને "બરઝખ" કહેવામાં આવે છે, એટલા માટે મૃત્યુ પછી કયામત અને હશ્ર સુધીના સમયને બરઝખ કહેવામાં આવે છે કે તે દુનિયવી જિંદગી અને આખિરતની જિંદગી વચ્ચે એક દિવાલ છે અને આયતનો અર્થ એ છે કે જ્યારે મૃત્યુ પામનાર કાફિર ફરિશ્તાઓને ફરીવાર દુનિયામાં મોકલવાનું કહે છે તો આ વાત તો તે કહેવાનો જ હતો, કારણ કે હવે અઝાબ સામે આવી ચૂક્યો છે પરંતુ આ વાતનો હવે કોઈ લાભ નથી હોઈ શકતો કે હવે તે બરઝખમાં પહોંચી ચૂક્યો છે જેનો નિયમ એ છે કે બરઝખથી પાછા ફરીને દુનિયામાં કોઈ નથી આવતું અને કયામત અને ફરીવાર જીવતા થતા પહેલાં અને દુનિયામાં કોઈ પુનર્જીવન મળતું નથી. વલ્લાહુ અઅ્લમુ.

————————————

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૧૦૧ થી ૧૧૫)

فَاِذَا نُفِخَ فِي الصُّوْرِ فَلَآ اَنْسَابَ بَيْنَهُمْ يَوْمَئِذٍ وَّلَا يَتَسَآءَلُوْنَ ﴿١٠١﴾ فَمَنْ ثَقُلَتْ
مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿١٠٢﴾ وَمَنْ خَفَّتْ مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ الَّذِيْنَ خَسِرُوْٓا
اَنْفُسَهُمْ فِيْ جَهَنَّمَ خٰلِدُوْنَ ﴿١٠٣﴾ تَلْفَحُ وُجُوْهَهُمُ النَّارُ وَهُمْ فِيْهَا كٰلِحُوْنَ ﴿١٠٤﴾ اَلَمْ تَكُنْ اٰيٰتِيْ
تُتْلٰى عَلَيْكُمْ فَكُنْتُمْ بِهَا تُكَذِّبُوْنَ ﴿١٠٥﴾ قَالُوْا رَبَّنَا غَلَبَتْ عَلَيْنَا شِقْوَتُنَا وَكُنَّا
قَوْمًا ضَآلِّيْنَ ﴿١٠٦﴾ رَبَّنَآ اَخْرِجْنَا مِنْهَا فَاِنْ عُدْنَا فَاِنَّا ظٰلِمُوْنَ ﴿١٠٧﴾ قَالَ اخْسَـُٔوْا
فِيْهَا وَلَا تُكَلِّمُوْنِ ﴿١٠٨﴾ اِنَّهٗ كَانَ فَرِيْقٌ مِّنْ عِبَادِيْ يَقُوْلُوْنَ رَبَّنَآ اٰمَنَّا فَاغْفِرْ
لَنَا وَارْحَمْنَا وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿١٠٩﴾ فَاتَّخَذْتُمُوْهُمْ سِخْرِيًّا حَتّٰٓى اَنْسَوْكُمْ

ذِكْرِىْ وَكُنْتُمْ مِّنْهُمْ تَضْحَكُوْنَ ﴿١١٠﴾ اِنِّىْ جَزَيْتُهُمُ الْيَوْمَ بِمَا صَبَرُوْٓا ۙ
اَنَّهُمْ هُمُ الْفَآئِزُوْنَ ﴿١١١﴾ قٰلَ كَمْ لَبِثْتُمْ فِى الْاَرْضِ عَدَدَ سِنِيْنَ ﴿١١٢﴾ قَالُوْا لَبِثْنَا
يَوْمًا اَوْ بَعْضَ يَوْمٍ فَسْئَلِ الْعَآدِّيْنَ ﴿١١٣﴾ قٰلَ اِنْ لَّبِثْتُمْ اِلَّا قَلِيْلًا لَّوْ اَنَّكُمْ كُنْتُمْ
تَعْلَمُوْنَ ﴿١١٤﴾ اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّاَنَّكُمْ اِلَيْنَا لَا تُرْجَعُوْنَ ﴿١١٥﴾

## તરજુમો :

*પછી જ્યારે સૂરમાં ફૂંકવામાં આવે તો ન સગાઈ સંબંધો છે તે દિવસે અને ન જ એકબીજાને પૂછે. (૧૦૧) બસ જેનું તોલમાપ ભારે થયું તો તે જ લોકો સફળ થયા. (૧૦૨) અને જેનું તોલમાપ હલકું નીકળ્યું તો તે જ લોકો છે જેઓ પોતાની જાત હારી બેઠા; દોઝખમાં જ રહ્યા કરશે. (૧૦૩) તેમના ચહેરાને આગ બાળી મૂકશે અને તેઓ તેમાં કદરૂપા થઈ રહ્યા હશે. (૧૦૪) શું તમને સંભળાવી ન હતી અમારી આયતો પછી તમે તેને જૂઠાડતા હતા ? (૧૦૫) બોલ્યા, હે પરવરદિગાર ! અમારી કમ્બખ્તી (દુર્ભાગ્ય)એ અમારા ઉપર જોર કર્યું (ઘેરી લીધા) અને અમે લોકો બહેકેલા રહ્યા. (૧૦૬) હે અમારા પરવરદિગાર ! અમને આમાંથી કાઢી લે જો અમે પાછા એવું કરીએ તો બેશક અમે (પૂરા) ગુનેહગાર થઈએ. (૧૦૭) કહ્યું, તેમાં પડયા રહો નિંદનીય થઈને અને મારા સાથે વાત જ ન કરો ! (૧૦૮) ખરેખર મારા બંદાઓમાં એક જૂથ હતું જે કહેતું હતું, હે અમારા પરવરદિગાર અમે ઈમાન લાવ્યા, બસ અમને મા'ફ કર અને અમારા ઉપર રહમ કર અને તું બધા રહમવાળાઓથી ઉત્તમ છે. (૧૦૯) પછી તમે તેમને મશ્કરીમાં લીધા, અહીંયાં સુધી કે તેની પાછળ મારી યાદ ભૂલી ગયા અને તમે તેમનાથી હસતા રહ્યા. (૧૧૦) મેં આજે તેમને તેમના ધૈર્ય (સબ્ર) દાખવવાનો બદલો આપ્યો કે તે જ છે ઈચ્છાઓને પામનારા (સફળ થનારા) ! (૧૧૧) કહ્યું, તમે વર્ષોની ગણતરીથી જમીનમાં કેટલી મુદ્દત રહ્યા ? (૧૧૨) બોલ્યા, અમે એક દિવસ અથવા દિવસથીય ઓછું; તું પૂછી લે ગણતરીવાળા (ફરિશ્તા)ઓને. (૧૧૩) કહ્યું, તમે તેમાં વધારે નહીં થોડું જ રહ્યા છો જો તમે*

*જાણતા હોત ! (૧૧૪) બસ, શું તમે વિચાર ધરાવો છો કે અમે તમને રમવા બનાવ્યા અને તમે અમારી પાસે પાછા વળીને નહીં આવો ? (૧૧૫)*

## તફસીર :

પછી જ્યારે (કયામતનો દિવસ હશે અને) સૂર ફૂંકવામાં આવશે તો (એવી ભયાનકતા અને હેબતમાં પકડાયા હશે કે) તેમનામાં (જે) પરસ્પર સગાઈ સગપણ (હતું) તે દિવસે (તે પણ જાણે) ન રહેશે (એટલે કે કોઈ કોઈની હમદર્દી ન કરશે જેમકે અજનબી હોય છે) અને ન જ કોઈ કોઈને પૂછશે (કે ભાઈ તમે કેવી હાલતમાં છો ? મતલબ કે ન તો સગાઈ સગપણ કામ લાગશે, ન જ દોસ્તી અને ન જ ઓળખાણ; બસ ત્યાં કામની વસ્તુ એક ઈમાન હશે જેની જાહેર ઓળખાણ માટે તે બધા ઉપર જાહેર કરવામાં આવશે, એક ત્રાજવું ઉભું કરવામાં આવશે અને તેનાથી અમલ અને અકીદાઓનું વજન થશે) બસ, જે વ્યક્તિનું પલ્લું (ઈમાનનું) ભારે હશે (એટલે કે તે મો'મિન હશે) તો એવા લોકો સફળ (એટલે કે છુટકારો પામનારા) હશે (અને પ્રસ્તુત ભયાનકતા અને હેબતની પરિસ્થિતિ કે ન તો કોઈ સગાઈ કામ આવશે, ન જ મિત્રતા અને ન જ કોઈ કોઈને પૂછશે કે શું હાલતમાં છો ? આવું મો'મિનો સાથે બનશે નહીં અલ્લાહ તઆલાના ફરમાન પ્રમાણે) અને જે વ્યક્તિનું પલ્લું (ઈમાનનું) હલકું હશે (એટલે કે તે કાફિર હશે) બસ આ તે લોકો હશે જેમણે પોતાનું નુકસાન કરી લીધું અને જહન્નમમાં હંમેશા માટે રહેશે, તેમના ચહેરાઓને (આ જહન્નમની) આગ બાળશે અને તે (જહન્નમ)માં તેમના મોઢાં બગડેલા હશે (અને તેનાથી હક તઆલા પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે ઈરશાદ ફરમાવશે કે) કેમ શું મારી આયતો (દુનિયામાં) તમને પઢીને સંભળાવવામાં આવતી ન હતી અને તમે તેને જૂઠાડ્યા કરતા હતા ? (આ તેની સજા મળી રહી છે) તેઓ કહેશે કે હે અમારા પરવરદિગાર ! (ખરેખર) અમારા દુર્ભાગ્યે અમને (અમારા હાથોથી) ઘેરી લીધા હતા અને (બેશક !) અમે માર્ગ ભટકેલા લોકો હતા (એટલે કે અમે ગુનાહનો સ્વીકાર કરીએ છીએ અને તેના ઉપર અફસોસ અને મા'ફીની જાહેરાત કરી દરખાસ્ત કરીએ છીએ કે) હે અમારા પરવરદિગાર અમને આ(જહન્નમ)માંથી (હવે) બહાર કાઢ (અને ફરીવાર દુનિયામાં મોકલી આપ જેમકે અલ્લાહ ફરમાવે છે فَارْجِعْنَا نَعْمَلْ صَالِحًا (الٓمٓ اَلسَّجْدَةُ) પછી જો અમે ફરીવાર (આવું) કરીએ તો

અમે બેશક પૂરા કુસૂરવાર છે (તે સમયે અમને ખૂબ શિક્ષા આપજે અને હમણા છોડી આપ) ઈરશાદ થશે કે આ(જહન્નમ)માં જ પડ્યા રહો અને મારી સાથે વાત ન કરો (એટલે કે અમે દરખાસ્ત મંજૂર નથી કરતા, શું તમને યાદ ન રહ્યું કે) મારા બંદાઓમાંથી એક જૂથ (ઈમાનવાળાઓનું) હતું જે (બીચારા અમારાથી) અરજ કર્યા કરતા હતા કે હે અમારા પરવરદિગાર અમે ઈમાન લઈ આવ્યા બસ અમને બખ્શી આપ અને અમારા ઉપર દયા કર અને તું બધા દયા કરનારાઓમાં વધીને દયા કરનારો છે, બસ તમે (માત્ર આ વાત ઉપર જે દરેક રીતે કદર કરવા લાયક હતી) તેને મજાક ઠરાવી લીધી હતી (અને) એટલે સુધી (તેમાં પ્રવૃત્ત થયા) કે તમે અમારી યાદ પણ ભૂલાવી દીધી અને તમે તેમાં હસતા રહેતા હતા (બસ, તેમનું તો કંઈ ન બગડ્યું, અમુક દિવસની તકલીફ હતી કે સબ્ર કરવી પડી જેનું એ પરિણામ મળ્યું કે) મેં તેમને આજે તેમના સબ્રનો એ બદલો આપ્યો કે તેઓ જ સફળ થયા (અને તમે આ નિષ્ફળતામાં સપડાયા, જવાબનો મતલબ એ થયો કે તમારો કુસૂર એ પાત્ર નથી કે સજાના સમયે સ્વીકાર કરવાથી સજા મા'ફ કરવામાં આવે, કારણ કે તમે એવો વ્યવહાર કર્યો તેનાથી અમારા હકો પણ માર્યા ગયા અને બંદાના હકો પણ અને બંદા પણ કેવા કે અમારા સર્વસ્વીકૃત અને પ્રિય બંદા જેને અમે પોતાના ખાસ રાખતા હતા, કારણ કે તેમની ઠેકડી ઉઠાવવાથી તેમની તકલીફમાં વધારે હુકૂકુલ ઈબાદનો ભંગ થતો હતો અને સત્યનું જૂઠાડવું પણ જે ઠેકડી ઉડાવવાનો મૂળ હેતુ છે, બસ તેની સજા માટે કાયમીપણુ અને બધા જ પ્રકારની સજા યોગ્ય છે અને મો'મિનોને તેમની સામે જન્નતની નેઅ્મતોથી સફળ કરવું આ પણ કાફિરો માટે એક સજા છે, કારણ કે પોતાના દુશ્મનોની સફળતાથી માનસિક પીડા થાય છે, આ તો તેમની દરખાસ્તોનો જવાબ થઈ ગયો આગળ તેમના અકીદાઓના રદિયામાં જવાબ છે જેથી અપમાન ઉપર અપમાન અને અફસોસ ઉપર અફસોસ થવાથી તેમની સજા કઠોર બને એટલા માટે) ઈરશાદ થશે કે (વારું, એ બતાવો) તમે વર્ષોની ગણતરીથી કેટલી મુદત જમીનમાં રહ્યા હશો ? (કારણ કે ત્યાંની ભયાનકતા અને હેબતથી તેમના હોશ કોશ ઉડી ચૂક્યા હશે અને તે દિવસની લંબાઈ પણ નજર સમક્ષ હશે) તેઓ જવાબ આપશે કે (વર્ષો કેવા ! જો બહુ રહ્યા હશે તો) એક દિવસ અથવા એક દિવસથી પણ ઓછું અમે રહ્યા હશે (અને સાચું એ છે કે અમને યાદ નથી), બસ ગણનારાઓથી

(એટલે કે ફરિશ્તાઓથી કે તેઓ અમલો અને કર્મોનો બધો હિસાબ કરતા હતા) પૂછી લો, ફરમાન થશે કે (દિવસ અને અમુક દિવસ તો ખોટું છે પરંતુ એટલું તો તમારા સ્વીકારથી કે જે સાચું પણ છે સાબિત થઈ ગયું કે) તમે (દુનિયામાં) થોડી જ મુદત રહ્યા (પરંતુ) ઘણું સારું થાત કે તમે (આ વાત તે સમયે) સમજ્યા હોત (કે દુનિયાનું અસ્તિત્વ ભરોસાપાત્ર નથી અને તેના સિવાય અન્ય કોઈ થોભવાનું સ્થાન પણ છે પરંતુ ત્યાં તો તમે દુનિયાના અસ્તિત્વને જ સર્વસ્વ સમજી લીધું અને આ આખિરતનો ઈન્કાર કરતા રહ્યા, وَقَالُوْٓا اِنْ هِیَ اِلَّا حَيَاتُنَا الدُّنْيَا وَمَا نَحْنُ بِمَبْعُوْثِيْنَ અને હવે જે ભૂલ જાહેર થઈ અને સાચી સમજી તો બધું બેકાર છે અને પોતાની માન્યતાની ભૂલ ઉપર ચેતવણી પછી આગળ ફરી આ માન્યતા ઉપર આઘાત કરવામાં આવે છે જે વિષયના ખુલાસા સ્વરૂપે તેમના ગુનાહની સજારૂપે છે) હા ! તો શું તમે એ ધારી લીધું હતું કે અમે તમને એમ જ ફોગટ (કોઈ હિકમત વિના જ) પેદા કરી દીધા છે અને એ (વિચાર શું હતો ?) કે તમે અમારી પાસે લાવવામાં આવશો નહીં ? (મતલબ એ છે કે જ્યારે અમે આયતોમાં જેની સચ્ચાઈ સાચી દલીલોથી સાબિત છે કયામત અને તેના અમલોના બદલાની ખબર આપી હતી તો જાણ થઈ ગઈ કે સર્જનની હિકમતોમાંથી એક હિકમત એ પણ છે કે તેનું ઈન્કારી થવું કેટલી મોટી ઈન્કારની બીના હતી ?)

## મસ્અલા અને બોધપાઠ :

فَاِذَا نُفِخَ فِی الصُّوْرِ فَلَآ اَنْسَابَ بَيْنَهُمْ કયામતના દિવસે સૂર બે વખતે ફૂંકવામાં આવશે, પ્રથમ ફૂંક نَفْخَةٌ اُوْلٰی (નફ્ખએ ઊલા) એટલે કે પ્રથમ સૂરની એ અસર થશે કે સમગ્ર વિશ્વ, જમીન અને આસમાન અને જે કંઈ તેની વચ્ચે છે ફના થઈ જશે અને نَفْخَةٌ ثَانِيَةٌ (નફ્ખએ ષાનિયહ) બીજીવારની ફૂંકથી બધા જ મુરદા જીવીત થઈને ઊભા થઈ જશે. કુર્આને કરીમની આયત ثُمَّ نُفِخَ فِيْهِ اُخْرٰی فَاِذَا هُمْ قِيَامٌ يَّنْظُرُوْنَ (૩૯:૬૮)માં તેનો ખુલાસો ઉપસ્થિત છે, આ આયતમાં સૂરની પ્રથમ ફૂંક ભાવાર્થ તરીકે છે અથવા તો બીજી ફૂંક તેમાં મતભેદ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી હઝરત ઈબ્ને ઝુબૈર (રદિ.)ની રિવાયત નકલ થઈ છે કે આ આયતમાં પ્રથમ ફૂંક ભાવાર્થ તરીકે છે અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું તથા અતાઅ્ (રદિ.)થી આ જ વાત હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થઈ છે કે આ સ્થળે ભાવાર્થ બીજા વખતની ફૂંક છે. તફસીરે

મઝહરીમાં તેને જ સાચું ઠરાવવામાં આવ્યું છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)નું નિવેદન એ છે કે કયામતના દિવસે એક–એક બંદો પુરુષ અને સ્ત્રીને મહશરના મેદાનમાં લાવવામાં આવશે અને બધા જ આગલા અને પાછલાઓથી આ જમાવડાની સામે જ ઊભા કરવામાં આવશે, પછી અલ્લાહ તઆલાનો પોકાર કરનાર એ પોકારશે કે આ વ્યક્તિ ફલાણા–ફલાણાનો પુત્ર છે, જો કોઈનો કોઈ હક તેના માથે છે તો સામે આવી જાય અને તેની પાસેથી પોતાનો હક વસૂલ કરી લે. આ તે વખતે થશે કે બેટો તે વાત ઉપર ખુશ થશે કે મારો હક બાપના માથે નીકળી આવ્યો અને બાપનો કોઈ હક બેટા ઉપર હોય તો બાપ ખુશ થશે કે હું તેનાથી વસૂલ કરી લઈશ. એ જ પ્રમાણે પતિ–પત્ની અને ભાઈ–બહેન જેનો જેના ઉપર કોઈ હક હશે એ અવાજ સાંભળીને તેની પાસેથી વસૂલ કરવા માટે તૈયાર અને ખુશ થઈ જશે. આ જ તે સમય છે જેના વિશે આ પ્રસ્તુત આયતમાં વર્ણન થયું છે, لَآ اَنۡسَابَ بَيۡنَهُمۡ એટલે કે, તે સમયે પરસ્પર સગાઈ, રિશ્તા અને સંબંધો કામ ન લાગશે, કોઈ કોઈના ઉપર દયા કરશે નહીં, દરેક વ્યક્તિને પોતપોતાની ચિંતા લાગેલી હશે, એ જ વિષય આ આયતનો છે. يَوۡمَ يَفِرُّ الۡمَرۡءُ مِنۡ اَخِيۡهِ وَاُمِّهٖ وَاَبِيۡهِ وَصَاحِبَتِهٖ وَبَنِيۡهِ (૮૦:૩૪) એટલે કે, તે દિવસ જેમાં દરેક મનુષ્ય પોતાના ભાઈથી, માં અને બાપથી, પત્ની અને અવલાદથી દૂર ભાગશે.

**મહશરમાં મો'મિનો અને કાફિરોની પરિસ્થિતિમાં તફાવત :**

પરંતુ આ કાફિરોની હાલત વર્ણન કરવામાં આવી છે જેમકે ઉપર તેનું વર્ણન મોજૂદ છે, મો'મિનોની આવી હાલત નહીં થાય કારણ કે મો'મિનોની હાલત પોતે કુર્આને એ વર્ણન કરી છે, اَلۡحَقۡنَا بِهِمۡ ذُرِّيَّتَهُمۡ (૫૨:૨૧) એટલે કે નેક મો'મિન લોકોની અવલાદને પણ અલ્લાહ તઆલા (ઈમાન હોવાની શરતે) પોતાના નેક વડવાઓની સાથે લગાવશે અને હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે કયામતના દિવસે જે સમયે મહશરમાં બધા તરસ્યા હશે તો મુસલમાન બાળકો જે નાબાલિગ હોવાની (બાળપણની) હાલતમાં મૃત્યુ પામ્યા હતા તે જન્નતનું પાણી લઈને નીકળશે, લોકો તેમની પાસે પાણી માંગશે તો તેઓ કહેશે કે અમે તો અમારા માં–બાપને શોધી રહ્યા છે આ પાણી તેમના માટે છે.

*(રવાહુ ઈબ્ને અબીદુનિયા અન અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર વ અન અબીઝર –મઝહરી)*

એ જ પ્રમાણે એક સહીહ હદીષમાં જેને ઇબ્ને અષાકીરે સહીહ સનદ

સાથે હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી નકલ કર્યું છે તે એ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કયામતના દિવસે દરેક સગાઈ–સંબંધો અથવા લગ્નસંબંધોના સંબંધથી જે સગપણ પેદા થશે તે બધા કપાઈ જશે (કોઈ કોઈના કામ લાગશે નહીં) માત્ર મારા વંશ અને મારા લગ્નસંબંધોના સગપણ; ઉલમાએ ફરમાવ્યું કે આ નબવી વંશમાં સમગ્ર ઉમ્મતના મુસલમાનો પણ સામેલ છે, કારણ કે રસૂલુલ્લાહ ﷺ ઉમ્મતના બાપ અને આપ ﷺની પવિત્ર પત્નીઓ ઉમ્મતની માતાઓ છે. ખુલાસો એ છે કે સગાઈ અને મિત્રતાનો કોઈ સંબંધ કોઈના કામ ન લાગવો એ પરિસ્થિતિ મહશરમાં કાફિરોની હશે, મો'મિનો એકબીજાની સિફારસ અને મદદ કરશે અને તેમના સંબંધો એકબીજાના કામ લાગશે.

وَلَا يَتَسَآءَ لُوْنَ એટલે કે, પરસ્પર કોઈ કોઈના વિશે પૂછશે નહીં અને બીજી એક આયતમાં આ વર્ણન થયું છે, وَاَقْبَلَ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ يَّتَسَآءَ لُوْنَ (૩૭:૨૭) એટલે કે, મહશરમાં લોકો પરસ્પર એકબીજાને પ્રશ્નો કરશે અને તેમની હાલત પૂછશે, તેના વિશે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે મહશરમાં વિવિધ થોભવાના સ્થળો છે, દરેક સ્થળોની પરિસ્થિતિ અલગ–અલગ હશે. એક સમય એવો પણ આવશે કે કોઈ કોઈને પૂછશે નહીં પછી કોઈ બીજા સ્થળે આ પરિસ્થિતિ અને ભયાનકતાનું વાતાવરણ ઓછું થઈ જશે તો પરસ્પર એકબીજાની હાલત પણ પૂછશે. *(મઝહરી)*

فَمَنْ ثَقُلَتْ مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ○ وَمَنْ خَفَّتْ مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ الَّذِيْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ فِيْ جَهَنَّمَ خَالِدُوْنَ

એટલે કે, અમલના ત્રાજવામાં જે વ્યક્તિની નેકીઓનું પલ્લું ભારે હશે તે જ સફળતા પામનારા છે અને જેનું નેકીઓનું પલ્લું હલકું રહેશે તો આ તે લોકો છે જેમણે દુનિયામાં પોતે પોતાના હાથોએ પોતાનું નુકસાન કર્યું અને હવે તેઓ હંમેશા માટે જહન્નમમાં રહેનારા છે. આ આયતમાં મુકાબલો માત્ર કામિલ મો'મિનો અને કાફિરોનો છે અને તેમના આ'માલોનું વજન અને તેમના દરેકના પરિણામનું વર્ણન કરવામાં આવ્યું છે કે કામિલ મો'મિનોનું પલ્લું ભારે હશે તેમને સફળતા પ્રાપ્ત થશે અને કાફિરોનું પલ્લું હલકું રહેશે તેમને હંમેશા માટે જહન્નમમાં રહેવું પડશે.

કુર્આને કરીમના બીજા ખુલાસાઓથી જાણ થાય છે કે આ સ્થળે કામિલ મો'મિનોનું પલ્લું ભારે હોવાનો અર્થ એ છે કે બીજું પલ્લું એટલે કે બુરાઈ અને ગુનાહોના પલ્લામાં કોઈ વજન જ નહીં હોય તે ખાલી નજરે પડશે અને કાફિરોનું પલ્લું હલકું હોવાનો અર્થ એ છે કે નેકીઓના પલ્લામાં કોઈ વજન જ હશે નહીં બિલકુલ ખાલી જેવું હલકું રહેશે, જેમકે કુર્આનમાં છે, فَلَا نُقِيْمُ لَهُمْ يَوْمَ الْقِيٰمَةِ وَزْنًا (૧૮:૧૦૫) એટલે કે, અમે કાફિરો અને તેમના અમલોનું કયામતના દિવસે કોઈ વજન જ સ્થાપિત કરીશું નહીં. આ હાલત તો કામિલ મો'મિનોની થઈ અને જેનાથી ગુનાહ થતા જ ન હોય અથવા તવબહ વગેરેથી મા'ફ કરી દેવામાં આવ્યા હોય તે કર્મોના વજન સમયે બુરાઈના પલ્લામાં તેમના નામે કંઈ નહીં હોય. બીજી બાજુ કાફિરો છે જેમના નેક કર્મો પણ ઈમાનની શરત ન હોવાને કારણે ન્યાયના ત્રાજવામાં વજનવિહોણા હશે, બાકી રહ્યો ગુનેહગાર મુસલમાનોનો મા'મલો કે જેમની નેકીઓના પલ્લામાં પણ અમલો હશે અને બુરાઈના પલ્લામાં પણ અમલો હશે તેમનું વર્ણન આ આયતમાં સ્પષ્ટ સ્વરૂપે કરવામાં આવ્યું નથી બલકે કુર્આને કરીમમાં સામાન્ય રીતે ગુનેહગાર મુસલમાનોની શિક્ષા અને બદલા માટે મૌન જ ધારણ કરવામાં આવ્યું છે, તેનું કારણ કદાચ એ છે કે કુર્આન નાઝિલ થવાના સમયમાં જેટલા મો'મિન સહાબએ કિરામ (રદિ.) હતા તે બધા ન્યાયપ્રિય હતા, એટલે કે મોટે ભાગે તો તેઓ ગુનાહે કબીરહથી પાક જ રહ્યા અને જો કોઈનાથી કોઈ ગુનોહ થઈ પણ ગયો તો તેણે તવબહ કરી લીધી અને તવબહથી તે ગુનોહ મા'ફ થઈ ગયો. *(મઝહરી)*

કુર્આને કરીમની એક આયત خَلَطُوْا عَمَلًا صَالِحًا وَّاٰخَرَ سَيِّئًا (૯:૧૦૨)માં એવા લોકોનું વર્ણન છે જેમનામાં નેક અને ખરાબ અમલોનું મિશ્રણ છે, તેમના વિશે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે કયામતના દિવસે તે લોકોના અમલોનો હિસાબ એ પ્રમાણે થશે કે જે વ્યક્તિની નેકીઓ તેના ગુનાહોથી વધી જાય ભલે એક જ નેકીના પ્રમાણથી વધે તે જન્નતમાં જશે અને જે વ્યક્તિની બુરાઈઓ અને ગુનાહ નેકીઓથી વધી જાય ભલે એક જ ગુનાહના પ્રમાણ જેટલી વધે તે દોઝખમાં જશે પરંતુ આ મો'મિન ગુનેહગારનો દોઝખમાં પ્રવેશ તેને પવિત્ર અને પાક કરવા માટે થશે, જેમકે લોઢું, સોનું વગેરેને આગમાં નાંખીને મેલ અને તેનો કાટ સાફ કરવામાં આવે છે તેનું જહન્નમમાં જવું પણ એવું જ હશે, જે સમયે

જહન્નમની આગથી તેના ગુનાહોનો કાટ દૂર થઈ જશે તો જન્નતમાં પ્રવેશ કરવાપાત્ર થઈ જશે અને તેને જન્નતમાં મોકલી દેવામાં આવશે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે કયામતના અમલના ત્રાજવા એવા સાચું વજન કરનારા હશે કે એક રાઈના દાણા બરાબર પણ ઓછું–વત્તું હશે તો પલ્લું નમી જશે અને જે વ્યક્તિના ભલા કામો અને બુરાઈઓ અમલના ત્રાજવામાં બિલકુલ સરખી રહેશે તો તેઓ ''અઅ્રાફ''વાળાઓમાં સામેલ થશે અને એક સમયકાળ સુધી દોઝખ અને જન્નતની વચ્ચે બીજા હુકમની રાહ જોતા હશે અને અંતે તેમને પણ જન્નતમાં પ્રવેશ મળી જશે. *(રવાહુ ઈબ્ને અબી હાતિમ, મઝહરી)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદનમાં કાફિરોનું વર્ણન નથી માત્ર મો'મિન ગુનેહગારોનું વર્ણન છે.

**અમલોના વજનનું સ્વરૂપ :**

હદીષની અમુક રિવાયતોથી જાણ થાય છે કે પોતે મનુષ્ય મો'મિન અને કાફિરોને ન્યાયના ત્રાજવામાં મૂકીને તોલવામાં આવશે, કાફિરનું કોઈ વજન જ ન હશે ભલે તે ગમે એટલો કદાવર અને તાજો–માજો હોય. (બુખારી વ મુસ્લિમ મિન હદીષ અબી હુરયરહ રદિ.) અને હદીષની અમુક રિવાયતોથી જાણ થાય છે કે તેમના નામએ આ'માલ તોલવામાં આવશે. તિરમિઝી, ઈબ્ને માજહ, ઈબ્ને હબ્બાન અને હાકિમ (રહ.)એ આ વિષય હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી વર્ણન કર્યો છે અને અમુક રિવાયતોથી એ જાણ થાય છે કે દરેક મનુષ્યના અમલો જે દુનિયામાં વજનવિહોણા, શરીરવિહોણા હોય છે મહશરમાં તેમને એક કદ આપીને અમલના ત્રાજવામાં મૂકવામાં આવશે અને તે તોલવામાં આવશે. તબરાની વગેરેએ આ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત દ્વારા રસૂલે કરીમ ﷺથી નકલ કર્યું છે, તે બધી હદીષની રિવાયતોના શબ્દો અને વાક્યો તફસીરે મઝહરીમાં સંપૂર્ણ રીતે મોજૂદ છે તેનો અભ્યાસ કરી શકાય છે, આ જ અંતિમ નિવેદનના સમર્થનમાં એક હદીષ અબ્દુર્રઝઝાકે ''ફઝ્લુલ્ ઈલ્મ''માં હઝરત ઈબ્રાહીમ નખઈ (રહ.)થી નકલ કરી છે કે કયામતના દિવસે એક વ્યક્તિના અમલો વજન માટે લાવવામાં આવશે અને ત્રાજવાના પલ્લામાં રાખવામાં આવશે તો એ પલ્લું હલકું રહેશે, પછી એક વસ્તુ એવી લાવવામાં

આવશે જે વાદળ જેવી હશે તેને પણ તેના ભલાઈઓના પલ્લામાં મૂકવામાં આવશે તો એ પલ્લું ભારે થઈ જશે, તે સમયે તે વ્યક્તિને કહેવામાં આવશે કે તમે જાણો છો આ વસ્તુ શું છે ? (જેણે તમારી નેકીઓનું પલ્લું ભારે કરી દીધું ?) તે કહેશે, મને ખબર નથી; તો બતાવવામાં આવશે કે આ તારું ઈલ્મ છે જે તું લોકોને શિખવાડતો હતો અને ઝહરીએ ફઝ્લુલ્ ઈલ્મમાં હઝરત ઈમરાન બિન હુસૈન (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે કયામતના દિવસે શહીદોનું લોહી અને ઉલમાની શાહી (જેનાથી તેમણે દીનના ઈલ્મની કિતાબો લખી હતી) પરસ્પર તોલવામાં આવશે તો ઉલમાની શાહીનું વજન શહીદોના લોહીથી વધારે હશે. *(મઝહરી)*

અમલોના વજનના સ્વરૂપ વિશે ત્રણે પ્રકારની રિવાયતો નકલ કર્યા પછી તફસીરે મઝહરીમાં લખ્યું છે કે તે કોઈ અશક્ય વાત નથી કે પોતે મનુષ્ય અને તેના અમલોને ભૌતિક સ્વરૂપમાં તોલવામાં આવે અથવા તેમના નામએ આ'માલને તેની સાથે રાખીને તોલવામાં આવે એટલા માટે આ ત્રણે રિવાયતોમાં કોઈ વિરોધાભાસ અને ટકરાવ નથી.

وَهُمْ فِيهَا كَالِحُونَ માં શબ્દ كَالِحُ (કાલિહ) શબ્દકોષ પ્રમાણે તે વ્યક્તિને કહેવામાં આવે છે જેના બંને હોઠ તેના દાંતોને છુપાવી ન શકે. એક હોઠ ઉપર રહે અને બીજો નીચે પરંતુ દાંત નીકળેલા દેખાય જે અત્યંત કદરૂપો લાગે, જહન્નમીનો ઉપરનો હોઠ ઉપર ચઢી જશે અને નીચેનો હોઠ નીચે લટકી જશે અને તેના દાંત ખુલ્લા દેખાશે.

وَلَا تُكَلِّمُونَ હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે જહન્નમવાળાઓથી આ અંતિમ વાતચીત હશે જેના જવાબમાં હુકમ થશે કે અમારી સાથે વાતચીત ન કરો, પછી તે કોઈનાથી કોઈ વાત કરી શકશે નહીં, પશુઓની જેમ એકબીજા તરફ ભોંકશે. બયહકી વગેરેએ મુહમ્મદ બિન કઅ્બ (રહ.)થી નકલ કર્યું છે કે જહન્નમવાળાઓની પાંચ દરખાસ્તો નકલ કરવામાં આવી છે તેમાંથી ચારનો જવાબ આપવામાં આવ્યો અને પાંચમાંમાં હુકમ થઈ ગયો, لَا تُكَلِّمُونَ બસ આ તેમની અંતિમ વાતચીત હશે ત્યારબાદ તેઓ કંઈ જ બોલી નહીં શકે. *(મઝહરી)*

———————————

## આયતો : (સૂરએ મુઅ્મિનૂન : આયત નં. ૧૧૬ થી ૧૧૮)

| |
|---|
| فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ﴿۱۱۶﴾ وَمَنْ يَّدْعُ |
| مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ ۙ لَا بُرْهَانَ لَهٗ بِهٖ ۙ فَاِنَّمَا حِسَابُهٗ عِنْدَ رَبِّهٖ ۗ اِنَّهٗ لَا يُفْلِحُ |
| الْكٰفِرُوْنَ ﴿۱۱۷﴾ وَقُلْ رَّبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿۱۱۸﴾ |

### તરજુમો :

*બસ અલ્લાહ ઘણો ઉચ્ચ છે તે સાચો બાદશાહ, કોઈ તેના સિવાય મઅ્બૂદ નથી, માલિક ઈજ્જતવાળા તખ્ત (અર્શ)નો. (૧૧૬) અને જે કોઈ અલ્લાહની સાથે બીજા મઅ્બૂદને પોકારે જેનું તેની પાસે પ્રમાણ નથી, બસ તેનો હિસાબ તેના પરવરદિગારની પાસે છે, બેશક ઈન્કારીઓ સફળ થશે નહીં ! (૧૧૭) અને તમે કહો, હે પરવરદિગાર ! મા'ફ કર અને રહમ કર અને તું જ બધા રહમવાળાઓથી ઉત્તમ છે. (૧૧૮)*

### તફસીર :

(અને આ બધા વિષયો જેની જાણ થઈ ચૂકી) બસ (તેનાથી એ સંપૂર્ણ રીતે સાબિત થઈ ગયું કે) અલ્લાહ તઆલા ઘણો જ ઉચ્ચ છે કે જે બાદશાહ (છે અને બાદશાહી પણ) હકીકી છે, તેના સિવાય કોઈપણ ઈબાદતપાત્ર નથી (અને તે) મહાન અર્શનો માલિક છે અને જે વ્યક્તિ (આ બાબત ઉપર દલીલો કાયમ થઈ ગયા પછી) અલ્લાહ તઆલાની સાથે કોઈ અન્ય મઅ્બૂદની પણ ઈબાદત કરે કે જે(ના મઅ્બૂદ હોવા) ઉપર તેની પાસે કોઈપણ દલીલ નથી બસ તેનો હિસાબ તેના પરવરદિગારના ત્યાં થશે (જેનું આવશ્યક પરિણામ એ છે કે) ખરેખર, કાફિરોને સફળતા ન મળશે (બલકે તેઓ હંમેશા હંમેશના અઝાબમાં રહેશે) અને (જ્યારે અલ્લાહ તઆલાની એ શા'ન છે તો) તમે (અને અન્ય લોકો ખાસ કરીને) એવું કહ્યા કરો કે હે મારા પરવરદિગાર ! (મારી ભૂલો) મા'ફ કર અને (દરેક હાલતમાં મારા ઉપર) રહમ કર (રોજી રોટીમાં પણ અને ફરમાંબરદારીની તવફીકમાં પણ તથા આખિરતમાં છુટકારામાં પણ અને જન્નત અર્પણ કરવામાં પણ) અને તું બધા રહમ કરનારાઓથી વધીને રહમ કરનારો છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરએ મુઅ્મિનૂનની અંતિમ આયતો اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّاَنَّكُمْ اِلَيْنَا لَا تُرْجَعُوْنَ થી સૂરતના અંત સુધી ખાસ શ્રેષ્ઠતા ધરાવે છે. બગવી અને શુઅ્લબી (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરી છે કે તેઓ એક એવા બીમાર પાસેથી પસાર થયા જે સખત બીમારીમાં સપડાયેલા હતા, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ તેમના કાનમાં સૂરએ મુઅ્મિનની આ આયતો اَفَحَسِبْتُمْ થી અંત સુધી પઢી દીધી તો તે જ સમયે તે સારો થઈ ગયો. રસૂલે કરીમ ﷺએ તેને પૂછ્યું કે તમે તેમના કાનમાં શું પઢયા? હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ કહ્યું કે આ આયતો પઢી છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કસમ છે તે જાતની જેના કબ્જામાં મારા પ્રાણ છે ! જો કોઈ વ્યક્તિ જે શ્રદ્ધા ધરાવનારો હોય આ આયત પહાડ ઉપર પઢી આપે તો પહાડ પણ પોતાની જગ્યાએથી હટી શકે છે.

*(કુર્તુબી અને મઝહરી)*

رَبِّ اغْفِرْ وَارْحَمْ અત્રે اِغْفِرْ (ઈગ્ફિર્) અને اِرْحَمْ (ઈરહમ્) બંનેના કર્મનું વર્ણન કરવામાં આવ્યું નથી કે શું મા'ફ કરે ? અને કઈ વસ્તુ ઉપર દયા કરે ? તેનો ઈશારો જાહેર તરફ થાય છે કે તે દુઆ મગફિરતમાં સામેલ છે, દરેક નુકસાનકારક અને તકલીફ પહોંચાડનારી વસ્તુથી છુટકારાની આ દુઆ "દુઆએ રહમત"માં સામેલ છે, દરેક ઈચ્છા અને પ્રિય વસ્તુને પ્રાપ્ત કરવામાં પણ સામેલ છે, કારણ કે મુસીબતથી છુટકારો અને નફો પ્રાપ્ત કરવો જે મનુષ્યની જિંદગી અને તેના હેતુઓનો ખુલાસો છે તે બંને તેમાં સામેલ થઈ ગયા. (મઝહરી) રસૂલુલ્લાહ ﷺની દુઆએ મગફિરત અને રહમતની તાકીદ એ છતાં કે તેઓ માસૂમ અને બેગુનાહ જ છે વાસ્તવમાં ઉમ્મતને શિખવાડવા માટે છે કે તમારે આ દુઆની કેટલી કાળજી રાખવી જોઈએ.

*(કુર્તુબી)*

قَدْ اَفْلَحَ الْمُؤْمِنُوْنَ થી સૂરએ મુઅ્મિનૂનની શરૂઆત اِنَّهٗ لَا يُفْلِحُ الْكٰفِرُوْنَ થઈ હતી અને અંત لَايُفْلِحُ الْكٰفِرُوْنَ ઉપર કરવામાં આવ્યો. જેનાથી જાણ થઈ કે

**સફળતા એટલે કે સંપૂર્ણ કામિયાબી મો'મિનોના જ ફાળે છે અને કાફિરો તેનાથી વંચિત છે.**

**تَمَّتْ سُوْرَةُ الْمُؤْمِنُوْنَ فِيْ ثَمَانِيَةِ اَيَّامٍ مَنْ اَوَّلَ الْمُحَرَّمِ ١٣٩١ھ وَذٰلِكَ فِيْ يَوْمِ عَاشُوْرَاءَ يَوْمَ الْاِثْنَيْنِ وَلِلّٰهِ الْحَمْدُ اَوَّ لَهٗ وَاٰخِرَهٗ وَاِيَّاهُ اَسْأَلُ التَّوْفِيْقَ لِاِ تْمَامِ الْبَاقِيْ كَمَا يُحِبُّ وَيَرْضَاهُ وَاَنْ يَّتَقَبَّلَ مِنِّيْ وَيَجْعَلَهٗ ذُخْرًا لِاٰخِرَتِيْ وَهُوَالْمُسْتَعَانُ**



**અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ મુઅ્મિનૂનનો અનુવાદ પૂર્ણ થઈ.**

**તારીખ : ૨૬ જાન્યુઆરી ૨૦૧૦ બ મુતાબિક ૧૦ સફર ૧૪૩૧ હિજરી.**



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ (૨૪)

# સૂરએ નૂર

સૂરએ નૂર મદીનામાં નાઝિલ થઈ, તેની ૬૪ આયતો અને ૯ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૧–૨)



## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*આ એક સૂરત છે કે અમે ઊતારી અને જવાબદારી ઉપર આવશ્યક કરી અને તેમાં સ્પષ્ટ વાતો ઊતારી જેથી તમે યાદ રાખો. (૧) વ્યભિચાર કરનારી સ્ત્રી અને પુરુષ બસ બંનેમાંથી દરેકને સો સો દુર્રા (કોરડા) મારો અને તમને તેમના ઉપર અલ્લાહનો હુકમ ચલાવવામાં દયા ન આવે જો તમે ઈમાન ધરાવો છો અલ્લાહ ઉપર અને પાછલા (કયામતના) દિવસ ઉપર; અને તેમને માર પડતો અમુક મો'મિનો જુએ (શિક્ષા વખતે હાજર રહે). (૨)*

## સૂરએ નૂરની અમુક વિશિષ્ટતાઓ :

આ સૂરતમાં મોટા ભાગના હુકમો પાક દામની (ચારિત્ર્ય)ના રક્ષણ અને સતર તથા હિજાબ (પડદા વ્યવસ્થા) વિશે છે અને તેની જ પૂર્ણતા માટે વ્યભિચારની હદ (શિક્ષા)નું વર્ણન આવ્યું છે, પાછલી સૂરત અટલે કે સૂરએ મુઅ્મિનૂનમાં મુસલમાનોની દુનિયા અને આખિરતની સફળતાને જે લક્ષણો ઉપર અવલંબિત રાખવામાં આવી છે તેમાં એક મહત્ત્વનું લક્ષણ ગુપ્તાંગોના લક્ષણનું હતું જે ચારિત્ર્ય અને આબરૂના લક્ષણનો વિભાગ છે, આ સૂરતમાં આબરૂની કાળજી માટે સંબંધિત હુકમો વર્ણન કરવામાં આવ્યા છે એટલા માટે સ્ત્રીઓને આ સૂરતની તા'લીમ આપવાની ખાસ સૂચનાઓ આપવામાં આવી છે.

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ કુફાવાળાઓના નામે એક ફરમાન લખી મોકલ્યું, عَلِّمُوْا نِسَائَكُمْ سُوْرَةَ النُّوْرِ એટલે કે, પોતાની સ્ત્રીઓને સૂરએ નૂરની તા'લીમ આપો.

પોતે આ સૂરતની પ્રસ્તાવના જે શબ્દોથી કરવામાં આવી છે તે سُوْرَةٌ اَنْزَلْنٰهَا وَفَرَضْنٰهَا પણ સૂરતની ખાસ કાળજી તરફ ઈશારો કરે છે.

## તફસીર :

આ એક સૂરત છે જે(ના શબ્દો)ને (પણ) અમે (જ) નાઝિલ કરેલ છે અને તે(ના અર્થો એટલે કે હુકમો)ને (પણ) અમે (જ) નક્કી કરેલ છે (ભલે તે ફરજ હોય અથવા વાજિબ અથવા મુસ્તહબ કે શિષ્ટાચાર) અને અમે (આ હુકમો ઉપર દલીલ સ્વરૂપે) આ(સૂરત)માં સ્પષ્ટ સ્પષ્ટ આયતો નાઝિલ કરી છે જેથી તમે સમજો (અને અમલ કરો) વ્યભિચાર કરનારી સ્ત્રીઓ અને વ્યભિચાર કરનાર પુરુષો (બંનેનો હુકમ એ છે કે) તેમાંથી દરેકને સો કોરડા મારો અને તમને તે બંને ઉપર અલ્લાહના મા'મલામાં જરાય દયા ન આવવી જોઈએ (કે દયા ખાઈને છોડી દો અથવા શિક્ષામાં ઓછું કરો) જો તમે અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન ધરાવતા હોવ અને બંનેની શિક્ષાના સમયે મુસલમાનોનો એક વર્ગ હાજર રહેવો જોઈએ (જેથી તે વ્યભિચારીઓનું અપમાન થાય અને જોનાર સાંભળનારને બોધપાઠ મળે).

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરતની પ્રથમ આયત પ્રસ્તાવના સ્વરૂપે છે જેનાથી તેના હુકમોની

ખાસ કાળજી રાખવા બાબત વર્ણન કરવાનો હેતુ છે અને હુકમોમાં સૌથી પ્રથમ વ્યભિચારની શિક્ષાનું વર્ણન જે સૂરતનો હેતુ છે તે આવ્યો છે. આબરૂ અને ચારિત્ર્યનું રક્ષણ તથા તેના માટે આંખોની પણ હિફાઝત કરવી તથા વિના પરવાનગીએ કોઈના ઘરમાં ન જવું અને કોઈના ઘરમાં નજર નાંખવાની મનાઈના હુકમો આગળ આવશે. વ્યભિચાર સુધી દોરી જનાર તે તમામ બાબતોથી કાળજી ન રાખીને ચારિત્ર્ય અને આબરૂના પ્રત્યેક ભયસ્થાનની પરાકાષ્ઠાએ પહોંચી જવું એ અલ્લાહ તઆલાના હુકમો સાથે ખુલ્લી બગાવત છે એટલા માટે ઈસ્લામમાં માનવ દ્વારા આચરાયેલ અપરાધ ઉપર જે સખત અને કઠોર સજાઓ (હુદૂદ) કુર્આનમાં નિશ્ચિત કરવામાં આવી છે, વ્યભિચારની સજા તે બધા જ અપરાધોની સજામાં સૌથી કઠોર છે. વ્યભિચાર પોતે એક ઘણો જ મોટો જઘન્ય અપરાધ છે તદુપરાંત પોતાની સાથે સેંકડો અપરાધો લઈને આવે છે અને તેના પરિણામો સમગ્ર માનવતાની તબાહી છે, દુનિયામાં જેટલી હત્યાઓ અને ખૂનામરકીની ઘટનાઓ બનતી હોય છે જો તેમાં ઊંડા ઊતરવામાં આવે તો તેમાંથી મોટા ભાગનું કારણ કોઈ સ્ત્રી અને તેની સાથેના હરામ નાજાઈઝ સંબંધો હોય છે એટલા માટે સૂરતની શરૂઆતમાં આ જઘન્ય અપરાધ અને નિર્લજ્જતાનો કિલ્લો ધ્વંસ કરવા માટે તેના ઉપર શરીઅતની હદ બતાવવામાં આવી છે.

## વ્યભિચાર એક જઘન્ય અપરાધ છે અને ઘણા બધા અપરાધોનું મિશ્રણ છે એટલા માટે ઇસ્લામમાં તેની સજા પણ સૌથી કઠોર રાખવામાં આવી છે :

કુર્આને કરીમ અને મજબૂત હદીષોએ ચાર અપરાધોની સજા અને તેની પદ્ધતિ પોતે નક્કી કરી આપી છે, કોઈ ન્યાયાધીશ અને સત્તાધિકારીના અભિપ્રાય ઉપર તેને છોડવામાં નથી આવ્યું, આ જ નિશ્ચિત સજાઓને શરઈ પરિભાષામાં "હુદૂદ" કહેવામાં આવે છે તદુપરાંત બાકીના અપરાધોની સજાઓ આ રીતે નક્કી કરવામાં નથી આવી બલકે, સત્તાધિકારી અથવા ન્યાયાધીશ અપરાધીની પરિસ્થિતિ અને તેના અપરાધનું સ્વરૂપ તથા વાતાવરણ વગેરે ઉપર દષ્ટિ કરીને જે પ્રમાણે અપરાધના ખાત્મા માટે પૂરતું સમજે સજા આપી શકે છે, આવી સજાઓને શરીઅતની પરિભાષામાં تَعْزِيْرَاتْ (તઅ્ઝીરાત) "કલમ"

(Criminal Procedure Code) કહેવામાં આવે છે. શરીઅતની હદો (સજાઓ) ચાર છે. (૧) ચોરી, (૨) કોઈ પવિત્ર સ્ત્રી ઉપર તોહમત મૂકવી, (૩) શરાબ–દારૂ પીવું અને (૪) વ્યભિચાર કરવો. તેમાંથી દરેક અપરાધ પોતપોતાની રીતે જઘન્ય અને દુનિયાની શાંતિ તથા સલામતીને નષ્ટ કરનારો તથા ઘણી બધી ખરાબીઓનું મિશ્રણ છે પરંતુ આ બધામાં વ્યભિચારના પરિણામો અને ખરાબ નતીજા જે રીતે દુનિયાની માનવવ્યવસ્થાને નષ્ટ અને બરબાદ કરનારો છે તે કદાચ અન્ય કોઈ ગુનાહમાં નથી.

(૧) કોઈ વ્યક્તિની દિકરી, બહેન અથવા પત્ની ઉપર હાથ નાંખવો તેની હત્યા કરવા સમાન છે, ડાહ્યા માણસ માટે સમગ્ર માલ–દોલત તથા પોતાનું સર્વસ્વ લૂંટાવી દેવું એટલું અઘરું નથી હોતું જેટલું પોતાની સ્ત્રીઓની આબરૂ ઉપર કોઈનો હાથ નાંખવો. એ જ કારણ છે કે દુનિયામાં દરરોજ એવી ઘટનાઓ બનતી રહે છે કે જે લોકોની સ્ત્રીઓની આબરૂ ઉપર હાથ નાંખવામાં આવ્યો છે તેઓ પોતાના પ્રાણની પરવા કર્યા વિના વ્યભિચારીની હત્યા કરવા માટે અને તેનો નાશ કરવા માટે તૈયાર થઈ જાય છે અને આ બદલાની ભાવના પેઢીઓ સુધી ચાલતી રહે છે અને કુટુંબોને છિન્નભિન્ન કરી દે છે.

(૨) જે કોમમાં વ્યભિચાર સામાન્ય થઈ જાય ત્યાં કોઈનો વંશ સુરક્ષિત નથી રહેતો. માં, બહેન, દિકરી વગેરે જેની સાથે નિકાહ હરામ છે જ્યારે આ સગાઈ–સગપણ પણ ગાયબ થઈ જાય તો પોતાની દિકરી અને બહેનને પણ પોતાના લગ્નસંબંધોમાં જોડે છે જે વ્યભિચાર કરતાં પણ વધારે જઘન્ય અપરાધ છે.

(૩) વિચાર કરવામાં આવે તો દુનિયામાં જ્યાં કંઈ પણ અરાજકતા અને ફિત્ના–ફસાદ થાય છે તેનું મોટું કારણ સ્ત્રી અને તેનાથી ઓછું વંચિતતાની દશા છે, જે કાયદો સ્ત્રી અને માલ–દોલતની સુરક્ષા સાચી રીતે કરી શકે, તેમને તેની નિશ્ચિત હદોથી બહાર ન નીકળવા દે તે જ કાનૂન દુનિયાની શાંતિનો જામીન બની શકે છે. આ સ્થળ વ્યભિચારની બધી જ ફસાદો અને ખરાબીઓને ભેગી કરીને વિગતવાર વર્ણન કરવાનું નથી, માનવસમાજ માટે તેની તબાહકારીઓ જાણવા માટે એટલું પણ પૂરતું છે કે ઈસ્લામે

વ્યભિચારની શિક્ષાને બીજા બધા જ અપરાધોની સજાઓ કરતાં વધારે કઠોર ઠરાવી છે જે સજા આ પ્રસ્તુત આયતમાં વર્ણન કરવામાં આવી છે. اَلزَّانِيَةُ وَالزَّانِىْ فَاجْلِدُوْا كُلَّ وَاحِدٍ مِّنْهُمَا مِائَةَ جَلْدَةٍ (૨૪:૨) તેમાં વ્યભિચાર આચરનારી સ્ત્રીનું વર્ણન પ્રથમ અને વ્યભિચારી પુરુષનું વર્ણન બીજા નંબરે કરવામાં આવ્યું છે, શિક્ષા બંનેની એકસમાન છે. હુકમોના વર્ણનનું સામાન્ય અનુમાન એ છે કે મોટા ભાગે તો માત્ર પુરુષોને સંબોધન કરીને વર્ણન કરવામાં આવે છે સ્ત્રીઓ તેમાં સ્વભાવિક રીતે સામેલ હોય છે, તેમનું અલગથી વર્ણન કરવાની આવશ્યકતા જ સમજવામાં આવતી નથી. સમગ્ર કુર્આને કરીમમાં يٰاَيُّهَاالَّذِيْنَ آمَنُوْا (યા અય્યુહલ્લઝીન આમનૂ)ના પ્રસ્તુત સંબોધનથી હુકમો વર્ણન કરવામાં આવ્યા છે, સ્ત્રીઓ પણ તેમાં વિશેષ ઉલ્લેખ વિના સામેલ ઠરાવવામાં આવી છે, કદાચ તેની હિકમત એ છે કે જે પ્રમાણે અલ્લાહ તઆલાએ સ્ત્રીઓને પડદામાં રહેવાનો હુકમ આપ્યો છે તેમનું વર્ણન પણ પુરુષોના સંદર્ભમાં પડદે કરીને વર્ણન કરવામાં આવ્યું છે અને કારણ કે આ શૈલીથી એ સંભાવના હતી કે કોઈને આ શંકા થઈ જાય કે આ બધા હુકમો પુરુષો માટે જ છે સ્ત્રીઓ તેનાથી બાકાત છે, એટલા માટે ખાસ–ખાસ આયતોમાં સ્ત્રીઓનું આગવું વર્ણન પણ કરવામાં આવે છે. اَقِمْنَ الصَّلٰوةَ وَاٰتِيْنَ الزَّكٰوةَ (૩૩:૩૩) અને જ્યાં પુરુષ અને સ્ત્રીઓ બંનેનું વર્ણન કરવાનું હોય છે તો ક્રમ સ્વાભાવિક રીતે એ હોય છે કે પુરુષોનું વર્ણન પ્રથમ અને સ્ત્રીઓનું પાછળથી થાય છે, ચોરીની સજામાં આ જ પ્રખ્યાત શૈલી પ્રમાણે اَلسَّارِقُ وَالسَّارِقَةُ فَاقْطَعُوْا اَيْدِيَهُمَا ફરમાવ્યું છે જેમાં પુરુષ ચોરનું અગ્ર સ્થાને અને સ્ત્રીનું પાછલા ક્રમે વર્ણન કરવામાં આવ્યું છે પરંતુ વ્યભિચારની સજામાં પ્રથમ સ્ત્રીનું વર્ણન ગૌણ સ્વરૂપે આવી જવાને પૂરતું સમજવામાં આવ્યું નથી બલકે સ્પષ્ટ રીતે વર્ણન કરવાનું યોગ્ય સમજવામાં આવ્યું, બીજું, સ્ત્રીનું વર્ણન પુરુષો કરતાં અગ્ર ક્રમે કરવામાં આવ્યું તેમાં ઘણી બધી હિકમતો છે, પ્રથમ તો સ્ત્રી કમજોર સર્જન અને સ્વાભાવિક રીતે દયાપાત્ર સમજવામાં આવે છે, જો તેનું સ્પષ્ટ વર્ણન ન હોત તો કોઈને એ શંકા ઉપજી શકતી હતી કે કદાચ સ્ત્રીઓ આ શિક્ષાથી બાકાત છે અને સ્ત્રીઓનું વર્ણન અગ્ર ક્રમે એટલા માટે કરવામાં આવ્યું કે વ્યભિચારની પ્રવૃત્તિ એક એવી નિર્લજ્જતા છે

જે સ્ત્રી તરફથી થવી અત્યંત ધૃણાસ્પદ અને લાપરવાહીથી કરવામાં આવેલ કૃત્ય છે, કારણ કે કુદરતે સ્ત્રીના સ્વભાવમાં પ્રાકૃતિક રીતે હયા અને શરમ તથા પોતાની આબરૂની સુરક્ષાની ભાવના મજબૂત અને ખૂબ મોટા પ્રમાણમાં આપી છે અને તેની સુરક્ષા માટે ઘણા બધા સબબો પણ ભેગા કરી આપ્યા છે, તેના તરફથી આવી પ્રવૃત્તિનું આચરણ પુરુષ કરતાં વધારે સખત છે તેનાથી વિપરીત ચોર માટે કે પુરુષને અલ્લાહ તઆલાએ રોજી–રોજગાર અને કમાવવાની શક્તિ આપી છે, પોતાની આવશ્યકતાઓ પોતાના કાર્ય દ્વારા પ્રાપ્ત કરવાની તકો તેને આપવામાં આવી છે, એવું નથી કે તેને છોડીને તે ચોરી કરવા ઉપર ઊતરી આવે. આ બાબત પુરુષ માટે ઘણી લજ્જાની અને ખરાબ બાબત છે, સ્ત્રીની જો કે એવી પરિસ્થિતિ નથી, જો તેનાથી ચોરીનું કૃત્ય થઈ જાય તો તે પુરુષ કરતાં ઓછા દરજ્જામાં છે.

فَاجْلِدُوْا (ફજ્લિદૂ) એ શબ્દ جَلْد (જલ્દ)થી બન્યો છે જે "કોરડા મારવા"ના અર્થમાં આવે છે, કારણ કે કોરડા મોટે ભાગે ચામડામાંથી બનતા હોય છે. અમુક વિવરણમારોએ ફરમાવ્યું કે શબ્દ جَلْد (જલ્દ)ને વ્યાખ્યિત કરવામાં તે તરફ ઈશારો છે કે આ કોરડાઓ અથવા દુર્રાઓનો માર એટલી હદે રહેવો જોઈએ કે તેની અસર માનવીની ચામડી સુધી રહે તેની માંસપેશીઓ સુધી ન પહોંચે, પોતે રસૂલે કરીમ ﷺએ કોરડા મારવાની શિક્ષામાં એ જ મધ્યમ માર્ગ અને એઅ્તેદાલની પ્રેરણા પોતાની પ્રવૃત્તિ દ્વારા કરી છે કે કોરડા ન તો ઘણા સખત હોય કે જેનાથી માંસ પણ ઊતરી જાય અને ન જ ખૂબ નરમ હોય કે તેનાથી કોઈ ખાસ તકલીફ જ ન થાય. આ સ્થળે મોટા ભાગના વિવરણકારોએ આ હદીષની રિવાયતો સનદ અને શબ્દો સાથે લખી છે.

**સો કોરડાની પ્રસ્તુત શિક્ષા માત્ર બિનશાદીશુદા પુરુષ અને સ્ત્રીઓ માટે ખાસ છે, શાદીશુદા લોકોની સજા સંગસાર (પથ્થર મારી મારીને મારી નાંખવાની એક ખાસ પદ્ધતિ) છે :**

આ વાત યાદ રાખવાની છે કે વ્યભિચારની સજાના હુકમો ક્રમવાર આવ્યા છે અને ડરથી કઠોરતા તરફ વધતા ચાલ્યા ગયા છે, જેમકે દારૂના હરામ હોવામાં પણ એ જ ક્રમ પોતે કુર્આનમાં ઉપસ્થિત છે જેની વિગત અગાઉ આવી ચૂકી છે,

**વ્યભિચારની સજાનો સૌથી પહેલો હુકમ તો તે હતો જે સૂરએ નિસાઅ્ની આયત ૧૫ અને ૧૬ માં પ્રસ્તુત છે જે આ છે,**

**وَالّٰتِيْ يَاْتِيْنَ الْفَاحِشَةَ مِنْ نِّسَآئِكُمْ فَاسْتَشْهِدُوْا عَلَيْهِنَّ اَرْبَعَةً مِّنْكُمْ ۚ فَاِنْ شَهِدُوْا فَاَمْسِكُوْهُنَّ فِي الْبُيُوْتِ حَتّٰى يَتَوَفّٰهُنَّ الْمَوْتُ اَوْ يَجْعَلَ اللّٰهُ لَهُنَّ سَبِيْلًا ○ وَالَّذٰنِ يَاْتِيٰنِهَا مِنْكُمْ فَاٰذُوْهُمَا ۚ فَاِنْ تَابَا وَاَصْلَحَا فَاَعْرِضُوْا عَنْهُمَا ۗ اِنَّ اللّٰهَ كَانَ تَوَّابًا رَّحِيْمًا ○**

*"અને તમારી ઓરતોમાંથી જે બદ્કારી (વ્યભિચાર) આચરે તેના ઉપર ગવાહ લાવો ચાર પોતાનાઓમાંથી; પછી જો તે ગવાહી આપે તો તે સ્ત્રીઓને ઘરોમાં બંધ રાખો એટલે સુધી કે મોત તેમને ઉઠાવી લે અથવા અલ્લાહ તેમના માટે કોઈ "સલીબ" (રસ્તો) કરી આપે અને જે બે પુરુષો તમારામાંથી સૃષ્ટિ વિરુદ્ધ કૃત્ય આચરે તો તેમને પીડા આપો, પછી જો તેઓ બંને તવબહ કરે અને પોતાની સુધારણા કરી લે તો તેમનો પીછો છોડી દો; બેશક ! અલ્લાહ તવબહ સ્વીકાર કરનારો ઘણો જ કૃપાળુ છે."* *(૪:૧૫–૧૬)*

**આ બંને આયતોની સંપૂર્ણ તફસીર અને જરૂરી વર્ણન સૂરએ નિસાઅ્માં આવી ચૂક્યું છે, અત્રે તેનું એટલા માટે પુનરાવર્તન કરવામાં આવ્યું છે કે વ્યભિચારની સજાનો શરૂઆતનો સમય સામે આવી જાય, આ આયતોમાં એક તો વ્યભિચારની સાબિતીની ખાસ પદ્ધતિ ચાર પુરુષોની સાક્ષીની સાથે હોવાનું વર્ણન થયું છે, બીજું, વ્યભિચારની સજા સ્ત્રીઓ માટે ઘરોમાં કેદ રાખવું અને બંને માટે પીડા આપવાનું વર્ણન પ્રસ્તુત છે અને તેમાં સાથે એ પણ વર્ણન કરવામાં આવ્યું છે કે વ્યભિચારની શિક્ષાનો આ હુકમ અંતિમ નથી હવે પછી અન્ય કોઈ હુકમ આવવાનો છે اَوْ يَجْعَلَ اللّٰهُ لَهُنَّ سَبِيْلًا (૪:૧૫)નો આ જ ભાવાર્થ છે.**

**પ્રસ્તુત શિક્ષામાં સ્ત્રીઓને ઘરોમાં કેદ રાખવી તે સમય સુધી પૂરતું ઠરાવવામાં આવ્યું અને બંનેને પીડા આપવાની સજા પૂરતી ઠરાવવામાં આવી પરંતુ આ પીડા અને તકલીફનું કોઈ ખાસ સ્વરૂપ અને ખાસ પ્રમાણ કે હદ વર્ણન કર્યું નથી, બલકે કુર્આનના શબ્દોથી જાણ થાય છે કે વ્યભિચારની શરૂઆતની શિક્ષા માત્ર تَعْزِيْرِیْ (તઅ્ઝીરી) હતી જેનું પ્રમાણ શરીઅતથી નક્કી ન થયું હતું**

બલકે ન્યાયાધીશ અથવા સત્તાધિકારીની કોઠાસૂઝ ઉપર અવલંબિત હતું એટલા માટે પીડા આપવાનો સંદિગ્ધ (અસ્પષ્ટ) શબ્દ અપનાવવામાં આવ્યો પરંતુ સાથે જ اَوْيَجْعَلَ اللّٰهُ لَهُنَّ سَبِيْلًا (૪:૧૫) કહીને તે તરફ ઈશારો કરવામાં આવ્યો કે એવું થઈ શકે છે કે હવે પછી આ અપરાધીઓ માટે સજાની કોઈ અન્ય પદ્ધતિ લાગુ પાડવામાં આવે, જ્યારે સૂરએ નૂરની પ્રસ્તુત આયતો નાઝિલ થઈ તો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે સૂરએ નિસાઅ્માં જે વાયદો કરવામાં આવ્યો હતો, اَوْيَجْعَلَ اللّٰهُ لَهُنَّ سَبِيْلًا એટલે એ કે અલ્લાહ તઆલા તેમના માટે કોઈ અન્ય સબીલ (માર્ગ) બતાવી આપે તો સૂરએ નૂરની આ આયતે તે "સબીલ" બતાવી આપી, એટલે કે સો કોરડા મારવાની શિક્ષા સ્ત્રી–પુરુષ બંને માટે નિશ્ચિત થઈ. તેની સાથે જ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ સો કોરડા મારવાની સજાને ગેરશાદીશુદા પુરુષ અને સ્ત્રી માટે ખાસ હોવાનું ઠરાવીને ફરમાવ્યું,

يَعْنِىْ اَلرَّجْمُ لِلثَّيِّبِ وَالْجَلْدُ لِلْبِكْرِ (صَحِيْحُ بُخَارِىْ كِتَابُ التَّفْسِيْرُ صَفْحَه ٦٥٧)

*"તે સબીલ અને વ્યભિચારની સજાને નિશ્ચિત કરવું એ છે કે શાદીશુદા પુરુષ અને સ્ત્રીથી આ ગુનોહ થઈ ગયો હોય તો તેમને સંગસાર કરીને ખતમ કરવામાં આવે અને ગેરશાદીશુદાને સો કોરડા મારવાની શિક્ષા છે."*

દેખીતું છે કે સૂરએ નૂરની પ્રસ્તુત આયતમાં તો કોઈ ખુલાસા વિના વ્યભિચારની સજા સો કોરડા મારવાની પ્રસ્તુત છે, આ હુકમનું ગેરશાદીશુદા પુરુષ અને સ્ત્રી માટે ખાસ હોવું અને શાદીશુદા માટે "રજમ" એટલે કે સંગસાર કરવાની સજા હોવી તેમને કોઈ હદીષની દલીલથી જાણ થઈ હશે અને તે હદીષ સહીહ મુસ્લિમ, મુસ્નદે અહમદ, સુનને નસાઈ, અબૂ દાવુદ, તિરમિઝી, ઈબ્ને માજહમાં હઝરત ઉબાદહ ઈબ્ને સામિતની રિવાયતથી આ રીતે આવી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

خُذُوْاعَنِّىْ خُذُوْا عَنِّىْ قَدْ جَعَلَ اللّٰهُ لَهُنَّ سَبِيْلًا اَلْبِكْرُ بِالْبِكْرِ جَلْدُ مِائَةٍ وَتَغْرِيْبُ عَامٍ وَالثَّيِّبُ بِالثَّيِّبِ جَلْدُ مِائَةٍ وَالرَّجْمَ (اِبْنِ كَثِيْر)

*"મારી પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરી લો કે અલ્લાહ તઆલાએ વ્યભિચારી પુરુષ*

*અને સ્ત્રી માટે તે સબીલ જેનો વાયદો સૂરએ નિસાઅ્ની આયતમાં થયો હતો હવે સૂરએ નૂરમાં ફરમાવી આપ્યો છે, તે એ છે કે ગેરશાદીશુદા પુરુષ અને સ્ત્રી માટે સો કોરડા અને એક વર્ષનો તડીપાર અને શાદીશુદા પુરુષ અને સ્ત્રી માટે સો કોરડા અને સંગસાર છે."*

બિનશાદીશુદા પુરુષ અને સ્ત્રીની શિક્ષા સો કોરડા જે સૂરએ નૂરની આયતમાં પ્રસ્તુત છે આ હદીષમાં તેની સાથે એક વધારે સજાનું વર્ણન છે કે પુરુષને એક વર્ષ માટે તડીપાર પણ કરવામાં આવે, તેમાં ફુક્હાનો મતભેદ છે કે આ આખા વર્ષના તડીપારની સજા વ્યભિચારી પુરુષને સો કોરડાની જેમ આવશ્યક છે અથવા ન્યાયાધીશની મુન્સફી ઉપર અવલંબિત છે કે તે જરૂરી સમજે તો વર્ષભર માટે તડીપાર પણ કરી આપે. ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.)ના મતે આ જ અંતિમ સ્વરૂપ સાચું છે, એટલે કે સત્તાધિકારીના અભિપ્રાય ઉપર અવલંબિત છે. બીજી વાત આ હદીષમાં એ છે કે શાદીશુદા પુરુષ અને સ્ત્રી માટે સંગસારની સજા પહેલાં સો કોરડાની સજા પણ છે પરંતુ હદીષની બીજી રિવાયતો અને નબીએ કરીમ ﷺ તથા મોટા ભાગના ખુલફાએ રાશિદીનની પ્રવૃત્તિઓથી એ સાબિત થયેલ છે કે આ બંને સજાઓ ભેગી થશે નહીં, શાદીશુદા ઉપર માત્ર સંગસાર કરવાની સજા લાગુ પાડવામાં આવશે. આ હદીષમાં ખાસ સ્વરૂપે એ વાત ધ્યાન આપવાપાત્ર છે કે રસૂલ ﷺએ તેમાં اَوْيَجْعَلُ اللّٰهُ لَهُنَّ سَبِيْلًا ની તફસીર કરી છે અને તફસીરમાં જે વાત સૂરએ નૂરની આયતમાં ઉપસ્થિત છે એટલે કે સો કોરડા મારવા તેના ઉપર કંઈક વધારે વસ્તુઓનો વધારો પણ છે, પ્રથમ સો કોરડાની શિક્ષા ગેરશાદીશુદા પુરુષ અને સ્ત્રી માટે ખાસ હોવું, બીજું વર્ષભર માટે તડીપાર કરવાનો વધારો, ત્રીજું શાદીશુદા પુરુષ અને સ્ત્રી માટે "રજમ એટલે કે સંગસાર" કરવાનો હુકમ; દેખીતું છે કે તેમાં સૂરએ નૂરની આયત ઉપર જે વસ્તુઓનો વધારો રસૂલે કરીમ ﷺએ કર્યો છે તે પણ અલ્લાહની વહી અને હુકમે રબ્બાની પ્રમાણે જ હતું. اِنْ هُوَ اِلَّا وَحْىٌ يُّوْحٰى (૫૩:૪) અને પયગમ્બર તથા તેમનાથી પ્રત્યક્ષ સાંભળનારાઓના માટે વહીનું તે સ્વરૂપ જે કુર્આનની તિલાવત કરવામાં આવે છે અને તે વહી જેની તિલાવત નથી થતી બંને સમાન છે, પોતે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ની જાહેર સભા સામે તેના ઉપર અમલ કર્યો. مَاعِزْ (માઈઝ) અને غَامِدِيَّةُ

(ગામિદિય્યહ) ઉપર રજમ અને સંગસારની સજા લાગુ કરી જે બધી જ હદીષની કિતાબોમાં સહીહ સનદ સાથે પ્રસ્તુત છે અને હઝરત અબૂ હુરયરહ (રદિ.) અને ઝૈદ બિન ખાલિદ જુહાનીની રિવાયત સહીહૈનમાં છે કે એક બિન શાદીશુદા પુરુષે જે એક શાદીશુદા સ્ત્રીનો નોકર હતો તેની સાથે વ્યભિચાર કર્યો, વ્યભિચારી છોકરાના બાપે તેને આપ ﷺની સેવામાં હાજર કર્યો, ઘટના સ્વીકારથી સાબિત થઈ ગઈ ત્યારે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَاَقْضِيَنَّ بَيْنَكُمَا بِكِتَابِ اللّٰهِ એટલે કે, હું તમારા બંનેની બાબત અલ્લાહની કિતાબ પ્રમાણે ફેંસલો કરીશ, પછી એ હુકમ આપ્યો કે વ્યભિચારી છોકરો જે બિન શાદીશુદા હતો તેને સો કોરડા લગાવવામાં આવે અને જે શાદીશુદા સ્ત્રી હતી તેને રજમ અને સંગસારી કરવા માટે હઝરત ઉનૈસ (રદિ.)ને હુકમ આપ્યો, તેમણે પોતે સ્ત્રી પાસેથી નિવેદન લીધું, તેણે સ્વીકાર કરી લીધો તો તેના ઉપર નબીએ કરીમ ﷺના હુકમથી રજમ અને સંગસારીની શિક્ષા લાગુ પાડવામાં આવી. *(ઈબ્ને કષીર)*

આ હદીષમાં રસૂલે કરીમ ﷺએ એકને સો કોરડા લગાવવાની અને બીજા પક્ષને સંગસાર કરવાની સજા આપી અને બંને સજાઓને અલ્લાહ તઆલાની કિતાબ પ્રમાણે હોવાનું ઠરાવ્યું જ્યારે કે સૂરએ નૂરની આયતમાં માત્ર કોરડા મારવાની સજાનું વર્ણન છે, સંગસાર કરવાની સજા ઉપસ્થિત નથી. કારણ એ જ છે કે રસૂલે કરીમ ﷺએ જે આ આયતની સંપૂર્ણ તફસીર અને ખુલાસો તથા વિગતવારનો હુકમ અલ્લાહની વહી દ્વારા બતાવી આપ્યો હતો તે બધું અલ્લાહની કિતાબના જ હુકમમાં છે, ભલે તેમાંથી અમુક ભાગ અલ્લાહની કિતાબમાં ઉપસ્થિત અને مَتْلُوْ (મત્લૂ) ન હોય. સહીહ બુખારી અને સહીહ મુસ્લિમ વગેરે હદીષની કિતાબોમાં હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નો ખુત્બો (પ્રવચન) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયો છે, સહીહ મુસ્લિમના શબ્દો આ પ્રમાણે છે.

قَالَ عُمَرُ بْنُ خَطَّابٍؓ وَهُوَ جَالِسٌ عَلٰى مِنْبَرِ رَّسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ اللّٰهَ بَعَثَ مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِالْحَقِّ وَاَنْزَلَ عَلَيْهِ الْكِتَابَ فَكَانَ مِمَّا اَنْزَلَ اللّٰهُ عَلَيْهِ اٰيَةُ الرَّجْمِ قَرَأْنَاهَا وَوَعَيْنَاهَا وَعَقَلْنَاهَا فَرَجَمَ رَسُوْلُ اللّٰهِ صَلَّى

اللّٰـهُ عَـلَيْـهِ وَسَـلَّـمَ وَرَجَـمْـنَـا بَـعْدَهٗ فَاَخْشٰى اِنْ طَالَ بِالنَّاسِ زَمَانٌ اَنْ يَّقُوْلَ قَائِلٌ مَـانَـجِدُالرَّجْمَ فِىْ كِتَابِ اللّٰهِ تَعَالٰى فَيَضِلُّوْا بِتَرْكِ فَرِيْضَةٍ اَنْزَلَهَا اللّٰهُ وَاِنَّ الرَّجْمَ فِـىْ كِتَـابِ الـلّٰـهِ حَـقٌّ عَلٰى مَنْ زَنَااِذَا اَحْصَنَ مِنَ الرِّجَالِ وَالنِّسَاءِ اِذَا قَامَتِ الْبَيِّنَةُ اَوْكَانَ الْحَبَلُ اَوِالْاِ عْتِرَافُ (مُسْلِمْ... ص٦٥ ج٢)

*"હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ ફરમાવ્યું જ્યારે કે તેઓ રસૂલે કરીમ ﷺના મિમ્બર ઉપર બિરાજમાન હતા કે અલ્લાહ તઆલાએ મુહમ્મદ ﷺને સત્યની સાથે મોકલ્યા અને તેમના ઉપર કિતાબ ઉતારી તો જે કંઈ અલ્લાહની કિતાબમાં રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ થયું તેમાં "રજમ"ની આયત પણ છે જેને અમે પઢી, યાદ કરી અને સમજી; પછી રસૂલે કરીમ ﷺએ પણ રજમ કર્યો અને અમે આપ ﷺ પછી રજમ કર્યો. હવે મને એ ભય છે કે સમય પસાર થવા ઉપર કોઈ એવું ન કહેવા લાગે કે અમે રજમનો હુકમ અલ્લાહની કિતાબમાં જોતા નથી તો તે એક દીની ફરજ છોડવાથી ગુમરાહ થઈ જાય જે અલ્લાહે નાઝિલ કર્યું છે અને સમજી લો કે રજમનો હુકમ અલ્લાહની કિતાબમાં સત્ય છે તે વ્યક્તિ ઉપર જે પુરુષો અને સ્ત્રીઓમાંથી مُحْصِنْ (મુહ્‌સિન) હોય એટલે કે શાદીશુદા જ્યારે કે તેના વ્યભિચાર ઉપર શરઈ ગવાહીઓ સ્થાપિત થઈ જાય અથવા ગર્ભ, અને તે પોતે (પોતાનો ગુનાહ) સ્વીકારી લે."*

આ રિવાયત સહીહ બુખારીમાં પણ વધારે વિગતથી ઉપસ્થિત છે. (બુખારી, પેજ : ૧૦૦૯, જિલ્દ : ૨) અને નસાઈમાં આ રિવાયત પછી આ શબ્દો છે,

اِنَّـا لَانَـجِـدُمِـنَ الرَّجْمِ بُدًّا فَاِنَّهٗ حَدٌّمِّنْ حُدُوْدِ اللّٰهِ، اَلَا؛ وَاِنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَـلَيْـهِ وَسَلَّمَ قَدْ رَجَمَ وَرَجَمْنَا بَعْدَهٗ وَلَوْلَا اَنْ يَّقُوْلَ قَائِلُوْنَ اِنَّ عَمَرَ زَادَ فِىْ كِتَابِ اللّٰـهِ مَـا لَيْـسَ فِيْـهِ لَـكَتَبْـتُ فِىْ نَاحِيَةِ الْمُصْحَفِ وَشَهِدَ عُمَرُ بْنُ الْخَطَّابِ وَعَبْدُ

الـرَّحْـمٰـنِ بْـنُ عَـوْفٍ وَفُلَانٌ وَفُلَانٌ اَنَّ رَسُـوْلَ الـلّٰـهِ صَـلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ رَجَمَ وَرَجَمْنَا بَعْدَهُ اَلْحَدِيْثُ (اِبْنِ كَثِيْرٌ)

*"વ્યભિચારની સજામાં અમે શરઈ સ્વરૂપે રજમ કરવા ઉપર મજબૂર છે કારણ કે તે અલ્લાહની હદોમાંથી એક હદ છે, સારી પેઠે સમજી લો કે રસૂલે કરીમ ﷺએ પોતે રજમ કર્યો અને અમે તેમના પછી પણ રજમ કર્યો અને જો એ ભય ન હોત કે કહેનારાઓ કહેશે કે ઉમરે અલ્લાહની કિતાબમાં પોતાના તરફથી કંઈક વધારી દીધું છે તો હું કુર્આનના કોઈ ખૂણામાં પણ તેને લખી આપત અને ઉમર ઈબ્ને ખત્તાબ ગવાહ છે, અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ ગવાહ છે અને ફલાણા–ફલાણા સહાબા ગવાહ છે કે રસૂલુલ્લાહ ﷺએ રજમ કર્યો અને તેમના પછી અમે પણ રજમ કર્યો."* *(ઈબ્ને કષીર)*

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના આ ખુત્બાથી દેખીતી રીતે એ સાબિત થાય છે કે રજમનો હુકમ કોઈ આગવી આયત છે જે સૂરએ નૂરની પ્રસ્તુત આયત સિવાયની છે પરંતુ હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ તે આયતના શબ્દો બતાવ્યા નથી કે શું હતા અને ન જ એ કહ્યું કે જો આ આયતે નૂર સિવાય તે કોઈ આગવી આયત છે તો કુર્આને કરીમમાં કેમ નથી ? અને શા માટે તેની તિલાવત નથી કરવામાં આવતી ? માત્ર એટલું જ કહ્યું કે જો મને એ ભય ન હોત કે લોકો મારા ઉપર અલ્લાહની કિતાબમાં વધારો કરવાનો આક્ષેપ લગાવે તો મેં આ આયતને કુર્આનના હાસિયા ઉપર લખી દીધી હોત. *(કમા રવાહુન્નસાઈ)*

આ રિવાયતમાં એ વાત ધ્યાનપાત્ર છે કે જો તે ખરેખર કુર્આનની કોઈ આયત છે અને બીજી આયતોની જેમ તેની તિલાવત વાજિબ છે તો હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ લોકોનું બુરું કહેવાના ડરથી તેને શા માટે છોડી દીધી જ્યારે કે તેમાં અલ્લાહના હુકમની કઠોરતા ખૂબ પ્રખ્યાત અને જાણીતી છે અને એ પણ ધ્યાન આપવાપાત્ર બાબત છે કે પોતે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એવું નથી ફરમાવ્યું કે હું આ આયતને કુર્આનમાં દાખલ કરી આપું, જો કે ઈરશાદ એવો કર્યો છે કે હું તેને કુર્આનમાં હાસિયા ઉપર લખી આપત.

આ બધી બાબતો તે સમયે તેના ઈશારાઓ છે કે હઝરત ફારૂકે આ'ઝમ

(રદિ.)એ સૂરએ નૂરની પ્રસ્તુત આયતનું વિવરણ જે રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું જેમાં તેમણે સો કોરડા લગાવવાના હુકમને બિનશાદીશુદા પુરુષ અને સ્ત્રી માટે ખાસ હોવાનું કહ્યું અને શાદીશુદા માટે રજમનો હુકમ આપ્યો આ સમગ્ર તફસીરનો અને પછી તેના ઉપર રસૂલે કરીમ ﷺના અમલને અલ્લાહની કિતાબ અને અલ્લાહની કિતાબની આયત..... ના શબ્દોથી ઓળખાવી. એ અર્થમાં કે તેમની આ તફસીર અને વિગત અલ્લાહની કિતાબનો હુકમ છે, તે કોઈ આગવી આયત નથી નહિતર હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને કોઈ તાકાત એ બાબતે રોકી શકતી ન હતી કે કુર્આને કરીમની જે આયત રહી ગઈ છે તેને તેના સ્થળે લખી આપે, હાસિયા ઉપર લખવાનો જે ઈરાદો જાહેર કર્યો તે પણ એ બાબતની જ દલીલ છે કે વાસ્તવમાં તે કોઈ આગવી આયત નથી, બલકે સૂરએ નૂરની આયતના ખુલાસામાં કંઈક વિગતો છે અને અમુક રિવાયતોમાં જે આ સ્થળે એક આગવી આયતના શબ્દો પ્રસ્તુત છે તે સનદની સાબિતીના આધારે તે દરજ્જામાં નથી કે તે બીનાએ કુર્આનમાં તેનો વધારો કરવામાં આવી શકે. ફુક્હાએ જે તેને مَنْسُوْخُ التِّلَاوَةِ (મન્સૂખુત્તિલાવત) "તિલાવત માટે રદ થયેલ" અને غَيْرُ مَنْسُوْخِ الْحُكْمِ (ગયરુમન્સૂખિલ હુક્મિ) "રદ ન થયેલ હુકમ"ના ઉદાહરણમાં રજુ કર્યું છે તે માત્ર ઉદાહરણના જ સ્વરૂપમાં છે, તેનાથી વાસ્તવમાં તે કુર્આનની આયત હોવાનું સાબિત નથી થતું.

ખુલાસો એ છે કે સૂરએ નૂરની પ્રસ્તુત આયતમાં વ્યભિચારણી અને વ્યભિચારીની સજા સો કોરડા લગાવવાનું જે વર્ણન થયું છે એ રસૂલે કરીમ ﷺના સંપૂર્ણ ખુલાસા અને સ્પષ્ટતાની બીનાએ ગેરશાદીશુદા લોકો માટે ખાસ છે અને શાદીશુદાની શિક્ષા રજમ છે. આ વિગત જો કે આયતના શબ્દોમાં ઉપસ્થિત નથી પરંતુ જે જાતે અકદસ ﷺ ઉપર આ આયત નાઝિલ થઈ પોતે તેમના તરફથી નકાર ન કરી શકાય એવી સ્પષ્ટતા સાથે આ વિગત ઉપસ્થિત છે અને માત્ર મૌખિક તા'લીમ અને ફરમાન નથી બલકે, અનેકવાર આ જ વિગત ઉપર સહાબએ કિરામ (રદિ.)ના સમૂહ સામે અમલ કર્યાનું પણ સાબિત છે અને આ સાબિતીઓ આપણા સુધી મજબૂત પ્રમાણો દ્વારા પહોંચેલ છે એટલા માટે શાદીશુદા પુરુષ અને સ્ત્રી ઉપર રજમની શિક્ષાનો હુકમ વાસ્તવમાં અલ્લાહની કિતાબનો જ હુકમ છે અને એ જ.... પ્રમાણે કતઈ અને નિશ્ચિત છે, તેને એવું પણ

કહી શકાય છે કે રજમ અલ્લાહની કિતાબનો હુકમ છે અને એ પણ કહી શકાય છે કે રજમ મુતવાતિર સુન્નત દ્વારા કતઈ સાબિતીઓ દ્વારા સાબિત થયેલ છે જેમકે હઝરત અલી (રદિ.) દ્વારા આ જ શબ્દો નકલ થયા છે કે રજમનો હુકમ સુન્નતથી સાબિત છે અને બંનેનો ખુલાસો એક જ છે.

**એક જરૂરી સૂચના :**

આ સ્થળે જ્યાં જ્યાં "શાદીશુદા અને ગેરશાદીશુદા"ના શબ્દો નાચીઝે લખ્યા છે તે શબ્દોને એક સરળ વ્યાખ્યા સ્વરૂપે લખવામાં આવ્યા છે, અસલી શબ્દો હદીષમાં مُحْصِنْ (મુહ્સિન) અને غَيْرُمُحْصِنْ (ગય્રમુહ્સિન) અથવા ثَيِّبْ (ષય્યિબ) અને بِكْرٌ (બિક્ર) આવ્યા છે અને مُحْصِنْ ની શરઈ વ્યાખ્યા અસલમાં એ છે કે જે વ્યક્તિએ સહીહ નિકાહની સાથે પોતાની પત્ની સાથે સહશયન કરી લીધું હોય અને તે સભાન પણ હોય (ગાંડો ન હોય), બધા સ્થળોએ હુકમોના ભાવાર્થ તરીકે આ જ મફહૂમ છે, વ્યાખ્યાની સરળતા માટે શાદીશુદાનો શબ્દ લખવામાં આવ્યો છે.

**વ્યભિચારની સજાના ક્રમાનુસાર ત્રણ દરજ્જા :**

પ્રસ્તુત ઉપરોક્ત હદીષની રિવાયતો અને કુર્આનની આયતોમાં વિચાર કરવાથી જાણ થાય છે કે શરૂઆતમાં તો વ્યભિચારની સજા હલકી રાખવામાં આવી કે કાઝી અથવા અમીર પોતાની કોઠાસૂઝ પ્રમાણે આ અપરાધ આચરનાર પુરુષ અને સ્ત્રીને તકલીફ પહોંચાડે અને સ્ત્રીને ઘરમાં કેદ રાખવામાં આવે જેમકે સૂરએ નિસાઅ્માં તેનો હુકમ આવ્યો છે, બીજો દૌર તે છે જેનો હુકમ સૂરએ નૂરની આ આયતમાં આવ્યો છે કે બંનેને સો–સો કોરડા મારવામાં આવે અને ત્રીજો દરજ્જો તે છે જે રસૂલે કરીમ ﷺએ પ્રસ્તુત આયત નાઝિલ થયા પછી કહ્યું કે સો કોરડાની સજા ઉપર તે લોકો માટે બસ કરવામાં આવે જે શાદીશુદા ન હોય અને શાદીશુદા પુરુષ અને સ્ત્રી જો અપરાધ આચરે તો તેમની સજા રજમ અને સંગસાર છે.

**ઇસ્લામિક કાયદામાં જે અપરાધની સજા કઠોર છે તેની સાબિતી માટે શરતો પણ ઘણી કઠોર રાખવામાં આવી છે :**

જેમકે ઉપર વર્ણન કરવામાં આવ્યું કે વ્યભિચારની સજા ઈસ્લામમાં બધા

જ અપરાધોની સજા કરતાં વધારે કઠોર છે તેની સાથે સાથે ઈસ્લામિક કાયદામાં તેની સાબિતી માટેની શરતો પણ ઘણી સખત રાખવામાં આવી છે જેમાં જરા પણ ઉણપ રહે અથવા શંકા પેદા થઈ જાય તો વ્યભિચારની અંતિમ સજા કે જેને "હદ" કહેવામાં આવે છે તે મા'ફ થઈ જાય છે, માત્ર તા'ઝીરી સજા અપરાધના પ્રમાણમાં બાકી રહી જાય છે. બધા જ મા'મલાઓમાં બે પુરુષ અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓની ગવાહી સાબિતી માટે પૂરતી થઈ જાય છે પરંતુ ઝીનાની હદ લાગુ પાડવા માટે ચાર પુરુષ ગવાહો નજરે દેખી સાક્ષી જેમાં કોઈ શંકા કે સંદેહ ન હોય તે શરત આવશ્યક છે, જેમકે સૂરએ નિસાઅ્ની આયતમાં પસાર થઈ ચૂક્યું. બીજી કાળજી અને કઠોરતા આ ગવાહીમાં એ છે કે જો વ્યભિચારની ગવાહીની કોઈ શરત પૂર્ણ ન થવાના કારણે ગવાહી રદ કરવામાં આવી તો પછી ગવાહી આપનારાઓની ખૈર નથી, તેમના ઉપર قَـــذْفٌ (કઝ્ફ) એટલે કે વ્યભિચારની જૂઠી તોહમત લગાવવાનો અપરાધ સ્થાપિત થઈને حَـدِّ قَـذْفٌ (હદ્દે કઝ્ફ) ૮૦ કોરડા મારવાના સ્વરૂપે સજા લાગુ પાડવામાં આવે છે, એટલા માટે થોડી પણ શંકા હોવાના સ્વરૂપમાં કોઈ વ્યક્તિ તેની ગવાહી આપવાનું પગલું ભરી શકશે નહીં, અલબત્ત જે સ્વરૂપમાં ખુલ્લી વ્યભિચારની સાબિતી ન હોય પરંતુ ગવાહીઓ આધારે જે પુરુષ અને સ્ત્રીનું કઢંગી હાલતમાં જોઈ લેવાનું સાબિત થઈ જાય તો ન્યાયાધીશ તેમના ગુનાહના સ્વરૂપના આધારે તેમને તા'ઝીરી સજા કોરડા વગેરે લગાવવાની લાગુ પાડી શકે છે, વ્યભિચારની સજા અને તેની શરતો વગેરેના વિગતવાર હુકમો ફિક્હની કિતાબોમાં પ્રસ્તુત છે ત્યાં જોઈ શકાય છે.

**જરૂરી સૂચના :**

એ મસ્અલો કે કોઈએ પુરુષની સાથે અથવા કોઈ પ્રાણીની સાથે આવી પ્રવૃત્તિ આચરી તો તે વ્યભિચારમાં સામેલ છે અથવા નહીં ? અને તેની સજા પણ વ્યભિચારની સજા છે અથવા કંઈક બીજું ? તેની વિગત સૂરએ નિસાઅ્ની તફસીરમાં આવી ચૂકી છે, જો કે શબ્દકોષ અને પરિભાષામાં આવી પ્રવૃત્તિ વ્યભિચાર નથી કહેવાતી અને એટલા માટે તેના ઉપર વ્યભિચારની હદ લાગુ નથી પડતી પરંતુ તેની સજા પણ પોતાની કઠોરતામાં વ્યભિચારની સજા કરતાં ઓછી નથી, સહાબએ કિરામ (રદિ.)એ આવા વ્યક્તિને જીવતા સળગાવવાની સજા પણ આપી છે.

لَا تَاْخُذْ كُمْ بِهِمَا رَاْفَةٌ فِىْ دِيْنِ اللّٰهِ વ્યભિચારની સજા કારણ કે ઘણી સખત છે અને તે સંભાવના છે કે સજા લાગુ કરનારને તેમના ઉપર દયા આવી જાય અને સજા કરવાનું છોડી બેસે અથવા ઓછી કરી નાંખે એટલા માટે તેની સાથે એ હુકમ પણ આપવામાં આવ્યો કે દીનના આવા મહત્ત્વના ફરજની અદાયગીમાં અપરાધીઓ ઉપર દયા ખાવી જાઈઝ નથી; લાગણી, દયા, મા'ફી, મહેરબાની દરેક સ્થળે શ્રેષ્ઠ છે પરંતુ અપરાધીઓ ઉપર દયા ખાવાનું પરિણામ અલ્લાહની સમગ્ર મખ્લૂકની સાથે નિર્દયતા છે એટલા માટે તે પ્રતિબંધિત અને નાજાઈઝ છે.

وَلْيَشْهَدْ عَذَابَهُمَا طَآئِفَةٌ مِّنَ الْمُؤْمِنِيْنَ એટલે કે, વ્યભિચારની સજા લાગુ કરતી વખતે મુસલમાનોનો એક સમૂહ ત્યાં હાજર રહેવો જોઈએ. ઈસ્લામમાં બધી જ શિક્ષાઓ અને ખાસ કરીને "હુદૂદ"ને જાહેરમાં સરેઆમ આપવાની પદ્ધતિ પ્રચલિત છે જેથી જોનારાઓને બોધપાઠ મળે પરંતુ એક સમૂહને તેમાં હાજર અને ઉપસ્થિત રહેવાનો હુકમ એ પણ વ્યભિચારની સજાની ખાસ બાબતોમાંથી છે.

**ઇસ્લામમાં શરૂઆતમાં અપરાધોની પરદાપોશી (આંખ આડા કાન કરવા)નો હુકમ છે પરંતુ જ્યારે મા'મલો ગવાહીઓથી સાબિત થઈ જાય તો પછી અપરાધીઓનું સંપૂર્ણ અપમાન પણ હિકમત ઠરાવવામાં આવી :**

નિર્લજ્જતા અને બેહયાઈની રોકથામ માટે ઈસ્લામી શરીઅતે દૂર દૂર સુધી પહેરા બેસાડ્યા છે; સ્ત્રીઓ ઉપર પડદો જરૂરી ઠરાવ્યો, પુરુષોને નજર નીચી રાખવાનો હુકમ આપવામાં આવ્યો, ઘરેણાના અવાજ અથવા સ્ત્રીના ગીત ગાવાના અવાજને પ્રતિબંધિત ઠરાવવામાં આવ્યો કે તે નિર્લજ્જતા તરફ દોરી જાય છે, તેની સાથે જ જે વ્યક્તિમાં આ મા'મલાઓમાં ઉણપ જોવામાં આવે તેને એકાંતમાં તો સમજાવવાનો હુકમ છે પરંતુ તેને અપમાનિત કરવાની પરવાનગી નથી પરંતુ જે વ્યક્તિ આ બધા જ શરઈ બંધનો અને કાળજીઓને તોડીને એ દરજ્જાએ પહોંચી ગયો કે તેનો અપરાધ શરઈ ગવાહીથી સાબિત થઈ ગયો તો હવે તેની પરદાપોશી અન્ય લોકોની હિંમત વધારવાનું કારણ બની શકે છે. એટલા માટે જેટલી કાળજી અને પરદાપોશી શરીઅતે કરી હતી, હવે એટલી જ કાળજી

તેની ફજેતી અને અપમાન માટે લેવામાં આવે છે. એટલા જ માટે વ્યભિચારની સજાને માત્ર સરેઆમ લાગુ પાડવાને પૂરતું નથી સમજવામાં આવ્યું, બલકે મુસલમાનોના એક સમૂહને તેમાં હાજર રહેવાનો હુકમ આપવામાં આવ્યો છે.

———————————

## આયત : (સૂરએ નૂર : આયત નં. 3)

اَلزَّانِيْ لَا يَنْكِحُ اِلَّا زَانِيَةً اَوْ مُشْرِكَةً ۡ وَّالزَّانِيَةُ لَا يَنْكِحُهَآ اِلَّا زَانٍ اَوْ مُشْرِكٌ ۚ وَحُرِّمَ ذٰلِكَ عَلَى الْمُؤْمِنِيْنَ ۝۳

## તરજુમો :

*વ્યભિચારી પુરુષ નિકાહ નથી કરતો પરંતુ વ્યભિચારીણી સ્ત્રી સાથે અથવા મુશ્રિક સ્ત્રી સાથે અને વ્યભિચારીણી સ્ત્રી સાથે નિકાહ નથી કરતો પરંતુ વ્યભિચારી પુરુષ અથવા મુશ્રિક; અને આ ઈમાનવાળાઓ ઉપર હરામ થયું છે. (૩)*

## તફસીર :

(વ્યભિચાર એવું ગંદુ કૃત્ય છે કે તેનાથી મનુષ્યનો સ્વભાવ અને તેનો મિજાઝ બગડી જાય છે અને તેનું આકર્ષણ ખરાબ વસ્તુઓ તરફ થઈ જાય છે, આવા વ્યક્તિઓ તરફ આકર્ષણ પણ કોઈ આવા જ ગંદા સ્વભાવ ધરાવનારને હોઈ શકે છે જેમનું ચારિત્ર્ય અને નૈતિકતા બગડી ચૂકી હોય છે એટલા માટે) વ્યભિચારી (પોતાના વ્યભિચાર અને વ્યભિચાર તરફ આકર્ષિત હોવાના સ્વરૂપે) નિકાહ પણ કોઈની સાથે નથી કરતો માત્ર વ્યભિચારિણી અથવા મુશ્રિક સ્ત્રીથી અને (એ જ પ્રમાણે) વ્યભિચારિણીની સાથે પણ (તેના વ્યભિચાર અને વ્યભિચાર તરફ આકર્ષિત હોવાના કારણે) અન્ય કોઈ નિકાહ નથી કરતો વ્યભિચારી અથવા મુશ્રિક સિવાય; અને આ (એવા નિકાહ જે વ્યભિચારીના વ્યભિચારીની સાથે થયા જેનું પરિણામ હવે પછી પણ વ્યભિચારમાં સંડોવાયેલા રહેવાનું હોય છે અથવા કોઈ મુશ્રિક ઓરતની સાથે હોય એ) મુસલમાનો ઉપર હરામ (અને ગુનાહનો સબબ) કરવામાં આવ્યું છે (વ્યભિચારિણીએ વ્યભિચારિણી સ્વરૂપે કોઈ નિકાહ કરી લીધા તો ગુનોહ હોવા છતાં નિકાહ થઈ

જશે અને મુશ્રિક સાથે નિકાહ કર્યો તો તે નાજાઈઝ અને ગુનોહ હોવા ઉપરાંત તે નિકાહ થશે નહીં બલકે તે નિકાહ બાતિલ હશે).

## મસ્અલા અને બોધપાઠ :

### વ્યભિચાર સંબંધિત બીજો હુકમ :

પ્રથમ હુકમ વ્યભિચારની સજાનો હતો જે આનાથી પહેલી આયતમાં વર્ણન થઈ ચૂક્યો, આ બીજો હુકમ વ્યભિચારી અને વ્યભિચારીણીની સાથે નિકાહ કરવાના સંદર્ભમાં છે તેની સાથે સાથે મુશ્રિક પુરુષ અને મુશ્રિક ઓરત સાથે નિકાહના હુકમો પણ વર્ણન કરવામાં આવ્યા. આ આયતની તફસીરમાં તફસીરના ઈમામોના વિવિધ નિવેદનો નોંધાયા છે, તે સૌમાં સરળ અને સ્વીકૃત તફસીર તે જ ગણાય છે જેનો ખુલાસો ઉપરોક્ત તફસીરમાં કૌંસમાં આપેલ ખુલાસાઓ દ્વારા વર્ણન કરવામાં આવ્યો છે, તેનો ખુલાસો એ છે કે આયતનો શરૂ ભાગ કોઈ શરઈ હુકમ નથી બલકે એક જાહેર સાક્ષાત્કાર અને અનુભવનું વર્ણન છે જેમાં વ્યભિચારની પ્રવૃત્તિ અત્યંત નિર્લજ્જ અને ગંદુ કૃત્ય હોવું તથા તેનો પ્રભાવ અને નુકસાનો દૂર સુધી અને લાંબાગાળાના હોવાનું વર્ણન છે, આયતનો ભાવાર્થ એ છે કે વ્યભિચાર એક નૈતિક ઝેર છે તેના ઝેરીલા પ્રભાવથી મનુષ્યનું ચારિત્ર્ય અને નૈતિકતા બગડી જાય છે, તેને ભલા–બુરાની ઓળખ નથી રહેતી બલકે બુરાઈ અને ગંદકી તરફ જ આકર્ષિત થઈ જાય છે, હલાલ અને હરામનો તફાવત નથી રહેતો અને જે સ્ત્રી તેને પસંદ આવે છે તેનો અસલી હેતુ તેની સાથે વ્યભિચાર કરવાનો અને તેને વ્યભિચાર કરવા માટે રાજી કરવાનો હોય છે, જો વ્યભિચારના ઈરાદામાં નિષ્ફળ થઈ જાય તો મજબૂરીથી નિકાહ માટે રાજી થાય છે પરંતુ નિકાહને દિલથી પસંદ નથી કરતો, કારણ કે નિકાહના જે હેતુઓ છે કે મનુષ્ય પવિત્ર રહે અને આબરૂ સાચવીને રહે તથા નેક સાલિહ અવલાદ પેદા કરે અને તેના માટે પત્નીના હકો ખાધા–ખોરાકી વગેરેનો હંમેશા માટે પાબંદ થઈ જાય, આ બધું આવા વ્યક્તિને વબાલ અને આફત લાગે છે અને કારણ કે આવા વ્યક્તિને વાસ્તવમાં નિકાહથી કોઈ મતલબ જ નથી હોતો એટલા માટે તેનું આકર્ષણ માત્ર મુસલમાન સ્ત્રીઓ તરફ જ નથી હોતું બલકે મુશ્રિક સ્ત્રીઓ તરફ પણ હોય છે અને મુશ્રિક સ્ત્રી જો પોતાના ધર્મના કારણે અથવા કોઈ જ્ઞાતિના

રિવાજના કારણે નિકાહની શરત લગાવે તો મજબૂરીથી તે તેની સાથે નિકાહ કરવા પણ તૈયાર થઈ જાય છે, તેને કંઈ પડી જ નથી હોતી કે આ નિકાહ હલાલ અને સાચા થશે અથવા શરીઅતની રૂએ તે બાતિલ ઠરશે, એટલા માટે તેના ઉપર એ વાત સાચી ઠરે છે કે તેનું જે સ્ત્રી તરફ મૂળ આકર્ષણ હશે જો તે મુસલમાન હશે તો વ્યભિચારણી તરફ આકર્ષણ થશે ભલે પ્રથમથી જ વ્યભિચારની ટેવવાળો હોય અથવા તેની સાથે વ્યભિચાર કરીને વ્યભિચારી કહેવાય અથવા પછી કોઈ મુશ્રિક સ્ત્રી તરફ લગાવ થઈ જાય જેની સાથે નિકાહ પણ વ્યભિચારના જ હુકમમાં છે, આયતના પ્રથમ વાક્યનો આ અર્થ થયો એટલે કે,

اَلزَّانِیُ لَا یَنۡکِحُ اِلَّا زَانِیَۃً اَوۡ مُشۡرِکَۃً

એ જ પ્રમાણે જે સ્ત્રી વ્યભિચારની ટેવવાળી છે અને તે તેનાથી તવબહ નથી કરતી તો સાચો મો'મિન મુસલમાન જેનો અસલી હેતુ નિકાહ અને નિકાહના શરઈ લાભો તથા મકસદો છે તે આવી સ્ત્રી તરફ ક્યારેય આકર્ષિત થતો નથી, એટલા માટે તેને એવી સ્ત્રી તરફ અસલી આકર્ષણ ઉપજી શકતું નથી, ખાસ કરીને જ્યારે કે એ પણ જાણતો હોય કે આ સ્ત્રી નિકાહ પછી પણ પોતાની વ્યભિચારની ખરાબ આદત છોડશે નહીં, હા ! આવી સ્ત્રી તરફ આકર્ષણ યા તો વ્યભિચારી પુરુષનું થશે અથવા જેનો અસલી હેતુ પોતાની વાસના પૂર્ણ કરવાનો છે, નિકાહનો હેતુ નથી; તેનું થશે. તેમાં જો તે વ્યભિચારણી કોઈ પોતાની દુનિયવી મસ્લિહતથી તેની સાથે મળવા માટે નિકાહની શરત લગાવી દે તો અનિચ્છાએ પણ તે નિકાહને પસંદ કરી લે છે અથવા તો પછી આવી સ્ત્રીથી નિકાહ માટે તે વ્યક્તિ રાજી થાય છે જે મુશ્રિક હોય છે અને કારણ કે મુશ્રિક સાથે નિકાહ શરઈ રૂએ પણ વ્યભિચાર જ છે એટલા માટે તેમાં બે વસ્તુઓ ભેગી થઈ ગઈ કે મુશ્રિક પણ છે અને વ્યભિચારી પણ, આયતના બીજા વાક્યનો આ અર્થ છે એટલે કે,

وَالزَّانِیَۃُ لَا یَنۡکِحُہَاۤ اِلَّا زَانٍ اَوۡ مُشۡرِکٌ

પ્રસ્તુત તફસીરથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે આ આયતમાં زَانِیۡ (ઝાની) વ્યભિચારી પુરુષ અને زَانِیَۃ (ઝાનિયહ) વ્યભિચારણી સ્ત્રીથી તે ભાવાર્થ છે જે વ્યભિચારથી તવબહ ન કરે અને પોતાની આ બુરી ટેવ ઉપર કાયમ રહે અને જો

તેમનામાંથી કોઈ પુરુષ ઘરગૃહસ્થી અથવા અવલાદની મસ્લિહતથી કોઈ પાકદામન શરીફ સ્ત્રી સાથે નિકાહ કરી લે અથવા એવી સ્ત્રી કોઈ નેક પુરુષ સાથે નિકાહ કરી લે તો આ આયતથી તે નિકાહનો નકાર આવશ્યક નથી બનતો, આ નિકાહ શરઈ રીતે દુરુસ્ત થઈ જશે. જમહૂર ફુકહા ઈમામે આ'જમ અબૂ હનીફહ (રહ.), ઈમામ માલિક, શાફઈ (રહ.) વગેરેનો આ જ મત છે અને સહાબએ કિરામ (રદિ.)થી આવા નિકાહ કરવાના પ્રસંગો સાબિત છે, તફસીરે ઈબ્ને કષીરમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નો પણ આ જ ફત્નો નકલ થયો છે. હવે રહ્યું આયતનું અંતિમ વાક્ય, وَحُـرِّمَ ذٰلِکَ عَلَی الْمُؤْمِنِيْنَ તેમાં અમુક તફસીરકાર લોકો તો ذَالِکَ (ઝાલિક)નો ઈશારો વ્યભિચાર તરફ ઠરાવે છે તો વાક્યનો અર્થ એ થઈ ગયો કે જ્યારે વ્યભિચાર આવું ધૃણાસ્પદ અને ગંદુ કૃત્ય છે તો વ્યભિચાર મો'મિનો ઉપર હરામ કરવામાં આવ્યો. આ તફસીર ઉપર અર્થમાં તો કોઈ શંકા નથી રહેતી પરંતુ ذٰلِکَ (ઝાલિક)થી વ્યભિચાર ભાવાર્થ તરીકે લેવો આયતની વર્ણનશૈલીથી અમુક પ્રમાણમાં છેટું જરૂર છે એટલા માટે બીજા વિવરણકારોએ ذٰلِکَ (ઝાલિક)નો ઈશારો વ્યભિચારી પુરુષ અને વ્યભિચારી સ્ત્રીના નિકાહ અને મુશ્રિક પુરુષ તથા મુશ્રિક સ્ત્રી તરફ ઠરાવ્યો છે, એ સ્વરૂપમાં મુશ્રિક સ્ત્રી સાથે મુસલમાન પુરુષના નિકાહ અને મુશ્રિક પુરુષ સાથે મુસલમાન સ્ત્રીના નિકાહ હરામ થવું તો બીજી કુર્આનની નુસૂસથી પણ સાબિત છે અને સમગ્ર ઉમ્મત સમીપ સામૂહિક રીતે ઠોસ મસ્અલો છે તથા વ્યભિચારી પુરુષ સાથે પાક દામન ઓરતના નિકાહ અથવા વ્યભિચારણી સ્ત્રી સાથે પાક અને આબરૂ સાચવનાર પુરુષ સાથે નિકાહ હરામ હોવું જે આ વાક્યથી સમજાશે તે એ સ્વરૂપ સાથે ખાસ છે કે પવિત્ર અને શરીફ પુરુષ વ્યભિચારી સ્ત્રી સાથે નિકાહ કરીને જો તેને વ્યભિચારથી ન રોકે બલકે નિકાહ પછી પણ તેના વ્યભિચાર ઉપર રાજી રહે તો આ કે આવા સ્વરૂપમાં આ دَيُّـــوْثِيَـــتْ (દય્યૂષિયત) થશે જે શરઈ હરામ છે, એટલા માટે કોઈ શરીફ પાક દામન સ્ત્રી વ્યભિચારમાં લિપ્ત રહેનાર પુરુષ સાથે નિકાહ કરે અને નિકાહ પછી પણ તેના વ્યભિચાર ઉપર રાજી રહે એ પણ હરામ છે, એટલે કે તે લોકોની આ પ્રવૃત્તિ હરામ અને ગુનાહે કબીરહ છે પરંતુ તેનાથી એ જરૂરી નથી બનતું કે તેમના પરસ્પરના નિકાહ સહીહ ન થશે, બાતિલ થઈ જશે. શબ્દ "હરામ" શરીઅતની પરિભાષામાં બે અર્થોમાં ઉપયોગ થાય છે, એક

એ કે તે ગુનોહ છે, તેને કરનારો આખિરતમાં સજાનો હકદાર છે અને દુનિયામાં પણ આ અમલ બિલકુલ બાતિલ અને રદપાત્ર છે, તેના ઉપર કોઈ શરઈરૂએ દુનિયવી લાભોના હુકમો પણ માન્ય રહેશે નહીં, જેમકે કોઈ મુશ્રિક સ્ત્રી સાથે અથવા જે સ્ત્રી હંમેશા માટે તેના માટે હરામ છે તેની સાથે નિકાહ કરી લે તો એ મહાન ગુનોહ પણ છે અને આવા નિકાહ શરઈ રૂએ બાતિલ અને અમાન્ય છે તથા વ્યભિચારમાં અને આ નિકાહમાં કોઈ તફાવત નથી, બીજું એ કે આ પ્રવૃત્તિ હરામ છે, એટલે કે ગુનાહ અને સજાપાત્ર છે પરંતુ દુનિયામાં આવા કૃત્યના કોઈ લાભો રહે છે કે જે માન્ય છે તે એ છે કે જેમકે કોઈ સ્ત્રીને ધોકો આપીને અથવા અપહરણ કરીને લઈ આવ્યો પછી શરઈ કાયદા પ્રમાણે બે ગવાહો સામે તેની મરજીથી નિકાહ કરી લીધા તો આ પ્રવૃત્તિ તો નાજાઈઝ હરામ હતી પરંતુ નિકાહ થઈ ગયા અને અવલાદનો વંશ પણ સાબિત અને માન્ય રહેશે, એ જ પ્રમાણે વ્યભિચારી સ્ત્રી અને વ્યભિચારી પુરુષના નિકાહ જ્યારે કે તેમનો મૂળ હેતુ વ્યભિચાર જ હતો અને નિકાહ તો માત્ર દુનિયાની કોઈ મસ્લિહત ખાતર કર્યા હોય તથા વ્યભિચારથી તવબહ પણ નથી કરતા તો આવા નિકાહ હરામ છે પરંતુ દુનિયવી હુકમોમાં બાતિલ અને અમાન્ય નથી. નિકાહના શરઈ લાભો જેમકે ખાધા–ખોરાકી, મહર, અવલાદની સાચી પેઢી અને વારસો, બધું જ લાગુ પડશે. આ પ્રમાણે શબ્દ حُــــــرِّمَ (હુર્રિમ) આ આયતમાં મુશ્રિક સ્ત્રીના હકમાં પ્રથમ અર્થના સંદર્ભમાં અને زَانِيَــــةُ (ઝાનિયહ) અને زَانِــــیُ (ઝાની)ના હકમાં બીજા અર્થના સંદર્ભથી સાચા અને દુરુસ્ત થઈ ગયા. આ તફસીર ઉપર આયતને મન્સૂખ (રદ) કહેવાની આવશ્યકતા ન રહી જેમકે અમુક તફસીરકારોએ કહ્યું છે. વલ્લાહુ અઅ્‌લમુ.

———————

## આયત : (સૂરએ નૂર : આયત નં. ૪–૫)

وَالَّذِيْنَ يَرْمُوْنَ الْمُحْصَنٰتِ ثُمَّ لَمْ يَأْتُوْا بِاَرْبَعَةِ شُهَدَآءَ فَاجْلِدُوْهُمْ
ثَمٰنِيْنَ جَلْدَةً وَّلَا تَقْبَلُوْا لَهُمْ شَهَادَةً اَبَدًا ۚ وَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ۝٤ اِلَّا الَّذِيْنَ
تَابُوْا مِنْۢ بَعْدِ ذٰلِكَ وَاَصْلَحُوْا ۚ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٥

## તરજુમો :

*અને જે લોકો હિફાઝતવાળી (પાકદામન સ્ત્રી)ઓ ઉપર ઐબ (તોહમત) લગાવે છે પછી ચાર પુરુષ ગવાહ ન લાવી શકે તો તેમને એંસી દુર્રા (કોરડા) મારો અને તેમની કોઈ ગવાહી ક્યારેય ન માનો અને તે જ લોકો ફાસિકીન (નાફરમાન) છે. (૪) પરંતુ જેમણે ત્યારબાદ તવબહ કરી લીધી અને સુધરી ગયા તો અલ્લાહ મહાન મા'ફ કરનારો મહેરબાન છે. (૫)*

## તફસીર :

અને જે લોકો (વ્યભિચારની) તોહમત લગાવે પાકદામન સ્ત્રીઓને (જેમનું વ્યભિચારિણી હોવું કોઈ દલીલ અથવા શરઈ રૂએ સાબિત નથી થતું) અને પછી ચાર ગવાહ (પોતાના દા'વા ઉપર) ન લાવી શકે તો એવા લોકોને એંસી દુર્રાહ (કોરડા) લગાવો અને તેમની કોઈ ગવાહી કદાપિ કબૂલ ન કરો, (આ પણ તોહમત લગાવવાની સજાનો જ એક ભાગ છે કે તે હંમેશા માટે ગવાહીથી વંચિત થઈ ગયો, આ તો દુનિયાની સજાનું વર્ણન હતું) અને આ લોકો (આખિરતમાં પણ સજાના હકદાર છે કારણ કે) ફાસિક છે પરંતુ જે લોકો ત્યારબાદ (અલ્લાહની સામે) તવબહ કરી લે (કારણ કે તોહમત લગવાવવામાં તેમણે અલ્લાહની નાફરમાની કરી અને અલ્લાહનો હક બરબાદ કર્યો) અને (જેના ઉપર તોહમત લગાવી હતી તેનાથી મા'ફી કરાવીને પણ) પોતાની (હાલતની) સુધારણા કરી લે (કારણ કે તેનો હક બરબાદ કર્યો હતો) તો અલ્લાહ તઆલા અવશ્ય મા'ફ કરનારો રહમતવાળો છે (એટલે કે સાચી તવબહ કરવાથી આખિરતનો અઝાબ મા'ફ થઈ જશે, જો કે તેની ગવાહી કબૂલ ન થવી જે દુનિયાની જ સજા હતી એ બાકી રહેશે, કારણ કે તે "શરઈ હદ"નો એક ભાગ છે અને અપરાધના સાબિત થયા પછી તવબહ કરવાથી શરઈ હદ મુલતવી થતી નથી).

## મસ્અલા અને બોધપાઠ :

### વ્યભિચાર વિશે ત્રીજો હુકમ જૂઠી તોહમત એ અપરાધ છે અને તેની શરઈ હદ (શિક્ષા) :

જેમકે અગાઉ વર્ણન કરવામાં આવ્યું છે કે વ્યભિચાર કારણ કે સમગ્ર

અપરાધોથી વધારે સમાજમાં બગાડ અને ફસાદનું માધ્યમ છે એટલા માટે તેની સજા ઈસ્લામી શરીઅતે અન્ય બધા અપરાધો કરતાં વધારે કઠોર રાખી છે આથી ન્યાય અને ઈન્સાફનો તકાદો એ હતો કે આ મા'મલાની સાબિતીની ઘણી કાળજી રાખવામાં આવે, શરઈ સાબિતીઓ વિના કોઈ પુરુષ અથવા સ્ત્રી ઉપર વ્યભિચારનો આક્ષેપ અથવા તોહમત લગાવવાની હિંમત ન કરે, એટલા માટે ઈસ્લામી શરીઅતે શરઈ સાબિતીઓ વિના જેનું પ્રમાણ ચાર પુરુષ ગવાહો આદિલ હોવાનું નક્કી કર્યું છે. હવે જો કોઈ કોઈના ઉપર સ્પષ્ટ ખુલ્લી વ્યભિચારની તોહમત લગાવે તો એ તોહમત લગાવવાને પણ સખત અપરાધ ઠરાવવામાં આવ્યો છે અને આ અપરાધ ઉપર પણ શરઈ હદ એંસી કોરડા નક્કી કર્યા છે જેની આવશ્યક અસર આ થશે કે કોઈ વ્યક્તિ ઉપર વ્યભિચારનો આક્ષેપ કોઈ વ્યક્તિ તે જ સમયે લગાવવાની હિંમત કરશે જ્યારે કે તેના આ નિર્લજ્જ અને ગંદા કૃત્યને પોતે પોતાની આંખોથી જોયું પણ હોય અને માત્ર એટલું જ નહીં બલકે તેને એ વિશ્વાસ હોય કે મારી સાથે અન્ય ત્રણ પુરુષોએ પણ જોયું છે અને તે ગવાહી આપશે કારણ કે જો બીજા ગવાહો જ નથી અથવા ચારથી ઓછા છે અથવા તેમની ગવાહી આપવામાં શંકા છે તો એકલો આ વ્યક્તિ ગવાહી આપીને વ્યભિચારની તોહમતની સજાનો હકદાર બનવાને કોઈ હાલતમાં પસંદ કરશે નહીં.

**એક શંકા અને તેનો જવાબ :**

રહી એ બાબત કે જ્યારે વ્યભિચારની સાક્ષી માટે આવી કઠોર શરતો લગાવવામાં આવી છે તો અપરાધીઓને ખુલ્લી છુટ્ટી મળી ગઈ, ન તો કોઈની ગવાહી આપવાની હિંમત થશે અને ન જ કોઈ શરઈ સાબિતી પ્રસ્થાપિત થશે અને ન જ આવા અપરાધીઓને ક્યારેય સજા થઈ શકશે પરંતુ આ વિચાર એટલા માટે ખોટો છે કે વ્યભિચારની શરઈ હદ એટલે કે સો કોરડા અથવા રજમ અથવા સંગસાર કરવાની સજા આપવા માટે તો આ શરતો છે પરંતુ બે ગેરમહરમ પુરુષ અને સ્ત્રીઓને એક સ્થળે વાંધાજનક પરિસ્થિતિમાં અથવા નિર્લજ્જતાની વાતો કરતા જોઈને તેમની ગવાહી આપવા ઉપર કોઈ પાબંદી નથી અને આવી તમામ બાબતો જે વ્યભિચારની પ્રસ્તાવના હોય છે એ પણ શરીઅતમાં સજાપાત્ર જ ગુનોહ છે પરંતુ શરઈ હદની સજા નથી, તેના માટે તા'ઝીરી સજા ન્યાયાધીશ

અથવા સત્તાધિકારીની કોઠાસૂઝ પ્રમાણે કોરડા લગાવવાની આપવામાં આવે છે, એટલા માટે પુરુષ અને સ્ત્રીને વ્યભિચારમાં સપડાયેલા જોયા પરંતુ બીજા ગવાહ નથી તો સ્પષ્ટ વ્યભિચારના શબ્દો તો ગવાહીમાં ન લાવે પરંતુ બેપર્દગીથી મળવાની ગવાહી આપી શકે છે અને ન્યાયધીશ કે સત્તાધિકારી તેના ઉપર ગુનાહની સાબિતી પછી તા'ઝીરી સજાનો હુકમ લાગુ પાડી શકે છે.

**مُحْصَنٰتُ (મુહસનાત) કોણ છે ? :**

આ શબ્દ اِحْصَانٌ (ઇહસાન)થી બન્યો છે, શરીઅતની પરિભાષામાં "ઇહસાન"ના બે પ્રકારો છે, એક તે જે વ્યભિચારની શરઈ હદના આધાર તરીકે છે તે એ છે કે જેના ઉપર વ્યભિચારની સાબિતી થઈ જાય તે સૂઝબૂઝ ધરાવનાર, પુખ્ત વયનો, સ્વતંત્ર મુસલમાન હોય અને કોઈ ઓરતની સાથે સહીહ નિકાહ કરી ચૂક્યો હોય અને તેની સાથે સહશયન પણ કરી ચૂક્યો હોય તો તેના ઉપર રજમ અને સંગસારીની સજા લાગુ થશે, બીજો પ્રકાર તે છે જેને حَدِّ قَذَفْ (હદ્દે કઝફ)માં આધાર લેવામાં આવે છે એટલે કે વ્યભિચારની તોહમતમાં; તે એ છે કે જે વ્યક્તિ ઉપર વ્યભિચારનો આક્ષેપ લગાવવામાં આવ્યો છે તે સૂઝબૂઝવાળો પુખ્ત વયનો અને સ્વતંત્ર મુસલમાન હોય તથા પવિત્ર અને આબરૂદાર હોય, એટલે કે અગાઉ તેના ઉપર ક્યારેય વ્યભિચાર સાબિત ન થયો હોય, આ આયતમાં مُحْصَنٰتُ (મુહસનાત)નો આ જ અર્થ છે.

*(જસ્સાસ)*

**મસ્અલો :**

આ કુર્આનની આયતમાં જાહેર પ્રચલિત શૈલી પ્રમાણે અથવા તો તે ઘટનાના કારણે જે આ આયતનો શા'ને નુઝૂલ છે વ્યભિચારની તોહમત અને તેની સજાનું વર્ણન એ પ્રમાણે કરવામાં આવ્યું છે કે તોહમત લગાવનાર પુરુષ હોય અને જેના ઉપર તોહમત લગાવવામાં આવી તે પાકદામન સ્ત્રી હોય પરંતુ શરઈ હુકમ સમાન હોવાના કારણે જાહેર હુકમ છે, એટલે કે કોઈ સ્ત્રી બીજી સ્ત્રી ઉપર અથવા કોઈ પુરુષ અન્ય પુરુષ ઉપર ઝીનાની તોહમત લગાવે અને શરઈ સાબિતી મોજૂદ ન હોય તો આ બધા પણ આ જ શરઈ સજાના હકદાર થશે.

*(જસ્સાસ અને હિદાયા)*

**મસ્અલો :**

વ્યભિચારની તોહમતની જે શરઈ હદ ઉપર વર્ણન કરવામાં આવી છે માત્ર આ જ તોહમત સાથે ખાસ છે, કોઈ બીજા ગુનાહની તોહમત કોઈ વ્યક્તિ ઉપર લગાવવામાં આવે તો આ શરઈ હદ તેના ઉપર લાગુ પડશે નહીં, હા ! કાઝીની સજા સત્તાધિકારીની કોઠાસૂઝ અને મુન્સફી પ્રમાણે દરેક અપરાધની તોહમત ઉપર આપી શકાય છે, કુર્આનના શબ્દોમાં જો કે સ્પષ્ટતા આ હદની વ્યભિચારની તોહમત સાથે ખાસ સંલગ્ન હોવાનું વર્ણન નથી પરંતુ ચાર ગવાહોની સાક્ષીનું વર્ણન તેના ખાસ હોવાની દલીલ છે, કારણ કે ચાર ગવાહોની શરત માત્ર વ્યભિચારની સાબિતી માટે જ ખાસ છે. *(જસ્સાસ અને હિદાયા)*

**મસ્અલો :**

"હદ્દે કઝફ"માં કારણ કે બંદાનો હક એટલે કે જેના ઉપર તોહમત લગાવવામાં આવી છે તેનો પણ હક સામેલ છે એટલા માટે આ હક ત્યારે જ લાગુ પાડવામાં આવશે જ્યારે કે مَقْذُوْف (મકઝૂફ) એટલે કે જેના ઉપર તોહમત લગાવવામાં આવી તે સજાની હદ લાગુ પાડવાની માંગણી કરે નહિતર શરઈ હદ મુલતવી થઈ જશે. (હિદાયા) તેનાથી વિપરીત વ્યભિચારની હદ કે તે માત્ર અલ્લાહનો હક છે એટલા માટે કોઈ માંગણી કરે કે ન કરે વ્યભિચારનો ગુનોહ સાબિત થવાથી તેને લાગુ પાડવામાં આવશે.

وَلَا تَقْبَلُوْا لَهُمْ شَهَادَةً اَبَدًا એટલે કે, જે વ્યક્તિ ઉપર વ્યભિચારની જૂઠી તોહમત લગાવવાનો અપરાધ સાબિત થઈ જાય અને "મકઝૂફ"ની માંગણીથી તેના ઉપર "હદ્દે કઝફ" (તોહમતની સજા) લાગુ પાડવામાં આવે તો તેની એક સજા પણ તાત્કાલિક થઈ ગઈ કે તેને એંસી કોરડા લગાવવામાં આવે, બીજી સજા હંમેશા માટે લાગુ પડેલી રહેશે તે એ કે તેની ગવાહી કોઈપણ બાબતમાં સ્વીકારવામાં આવશે નહીં જ્યાં સુધી કે આ વ્યક્તિ અલ્લાહ તઆલાની સામે પસ્તાવાની સાથે તવબહ ન કરે અને મકઝૂફ વ્યક્તિ (જેના ઉપર તોહમત લગાવવામાં આવી છે તે)ની મા'ફી પ્રાપ્ત કરીને તવબહની પૂર્ણતા ન કરે તે વખત સુધી તો ઉમ્મતના ઈજ્માઅ્ (સર્વસહમતી)થી તેની ગવાહી કોઈપણ બાબતમાં સ્વીકૃત થશે નહીં અને જો તવબહ કરી લે તો પણ હનફીઓ સમીપ તેની ગવાહી

સ્વીકાર્ય નથી હોતી, હા ! ગુનોહ મા'ફ થઈ જાય છે જેમકે તફસીરના ખુલાસામાં આવી ચૂક્યું છે, اِلَّا الَّـذِيۡـنَ تَابُوۡا مِنۡۢ بَـعۡدِ ذٰلِکَ وَاَصۡلَحُوۡا ۚ فَـاِنَّ الـلّٰهَ غَفُوۡرٌ رَّحِيۡمٌ એટલે કે, તે લોકો જેમના ઉપર વ્યભિચારની તોહમતની શરઈ હદ લાગુ પાડવામાં આવી છે જો તેઓ તવબહ કરી લે અને પોતાની હાલત દુરુસ્ત કરી લે કે હવે પછી આવા પ્રકારની પ્રવૃત્તિનો તેનાથી ભય ન રહે અને જેના ઉપર તોહમત લગાવવામાં આવી હતી તે પણ મા'ફ કરી દે તો અલ્લાહ તઆલા મા'ફ કરનારો અને દયા કરનારો છે.

આ અપવાદ اِلَّا الَّذِيۡنَ تَابُوۡا ને ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) અને અમુક બીજા ઈમામોના મતે પાછલી આયતના માત્ર છેલ્લા વાક્ય તરફ રાજેઅ્ છે, એટલે કે وَاُولٰٓـئِکَ هُـمُ الۡـفٰسِـقُوۡنَ અને તેનો ભાવાર્થ એ અપવાદ છે કે જેના ઉપર "હદ્દે કઝફ" (તોહમતની સજા) લાગુ થઈ છે તે ફાસિક છે પરંતુ જો તે સાચા દિલથી તવબહ કરી લે અને પોતાની હાલતની સુધારણા પણ "મકઝૂફ"થી મા'ફી માંગીને કરી લે તો પછી તે ફાસિક રહેશે નહીં અને આખિરતની સજા તેના ઉપરથી મા'ફ થઈ જશે, તેનું પરિણામ એ છે કે દુનિયામાં જે તેના ઉપર બે સજાઓનું વર્ણન આ આયતની શરૂઆતમાં છે એટલે કે એંસી કોરડા લગાવવા તથા તેની ગવાહી અસ્વીકૃત કરવી; આ સજાઓ તવબહ છતાં પોતાના સ્થળે બાકી રહેશે, કારણ કે તેમાં એક મોટી સજા કોરડા મારવાની તે તો લાગુ થઈ જ ચૂકી છે અને બીજી સજા કારણ કે તે સજા પણ આ જ શરઈ હદનો એક ભાગ છે અને આ બાબત સૌના નજીક સ્વીકૃત છે કે તવબહથી શરઈ હદ મા'ફ નથી થતી જો કે આખિરતનો ગુનાહનો અઝાબ મા'ફ થઈને ટળી જાય છે કે તો જ્યારે તેની ગવાહી અસ્વીકૃત હોવી પણ શરઈ હદનો જ ભાગ છે તો તે તવબહથી મા'ફ થશે નહીં, ઈમામ શાફઈ (રહ.) અને અમુક બીજા ઈમામોએ પ્રસ્તુત અપવાદને પાછલી આયતમાં બધા વાક્યો તરફ રાજેઅ્ કર્યું છે જેનો ભાવાર્થ એ થશે કે તવબહ કરી લેવાથી જેમકે તે ફાસિક નથી રહ્યો એટલા માટે તેની ગવાહી અસ્વીકૃત પણ રહેશે નહીં. જસ્સાસ અને મઝહરીમાં બંને પક્ષોની દલીલો અને જવાબોની વિગતો પ્રસ્તુત છે, જ્ઞાનીઓ ત્યાં જોઈ શકે છે. વલ્લાહુ અઅ્લમુ.

———————————

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૬ થી ૧૦)

وَالَّذِيْنَ يَرْمُوْنَ اَزْوَاجَهُمْ وَلَمْ يَكُنْ لَّهُمْ شُهَدَآءُ اِلَّآ اَنْفُسُهُمْ فَشَهَادَةُ
اَحَدِهِمْ اَرْبَعُ شَهٰدٰتٍۭ بِاللّٰهِ ۙ اِنَّهٗ لَمِنَ الصّٰدِقِيْنَ ۝ وَالْخَامِسَةُ اَنَّ لَعْنَتَ
اللّٰهِ عَلَيْهِ اِنْ كَانَ مِنَ الْكٰذِبِيْنَ ۝ وَيَدْرَؤُا عَنْهَا الْعَذَابَ اَنْ تَشْهَدَ اَرْبَعَ
شَهٰدٰتٍۭ بِاللّٰهِ ۙ اِنَّهٗ لَمِنَ الْكٰذِبِيْنَ ۝ وَالْخَامِسَةَ اَنَّ غَضَبَ اللّٰهِ عَلَيْهَآ اِنْ
كَانَ مِنَ الصّٰدِقِيْنَ ۝ وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَرَحْمَتُهٗ وَاَنَّ اللّٰهَ تَوَّابٌ حَكِيْمٌ ۝ ع

## તરજુમો :

*અને જે લોકો પોતાની પત્નીઓ ઉપર ઍબ (વ્યભિચારની તોહમત) લગાવે અને તેમની પાસે તેમની જાત સિવાય ગવાહ ન હોય તો એવી વ્યક્તિની ગવાહીનું એ સ્વરૂપ છે કે ચાર વખતે અલ્લાહની કસમ ખાઈને ગવાહી આપે કે ચોક્કસ તે (એટલે કે હું) સાચાઓમાંથી છે. (૬) અને પાંચમી વખતે એ કે અલ્લાહની ફિટકાર થાય તેના (એટલે કે મારા) ઉપર જો તે (એટલે કે હું) જૂઠો હોય. (૭) અને સ્ત્રી ઉપરથી શિક્ષા ટળી જશે એ રીતે કે તે ગવાહી આપે; ચાર ગવાહીઓ અલ્લાહની કસમ ખાઈને કે ચોક્કસ તે વ્યક્તિ (એટલે કે મારો ધણી) જૂઠો છે ! (૮) અને પાંચમી વખતે એ કે અલ્લાહનો ગઝબ (ક્રોધ) આવે તે સ્ત્રી (એટલે કે મારા) ઉપર જો તે વ્યક્તિ (એટલે કે મારો ધણી) સાચો હોય. (૯) અને જો તમારા ઉપર અલ્લાહની કૃપા અને તેની રહમત ન હોત અને એ કે અલ્લાહ મા'ફ કરનારો છે હિકમતો જાણનારો (તો શું કંઈ ન થયું હોત ?) (૧૦)*

## તફસીર :

અને જે લોકો પોતાની પત્નીઓ ઉપર (વ્યભિચારની) તોહમત લગાવે અને તેમની પાસે પોતાના સિવાય (આ દા'વા માટે) અન્ય કોઈ ગવાહ ન હોય (જે સંખ્યામાં ચાર હોવા જરૂરી છે) તો તેમની ગવાહી (કે જે دَافِعِ حَبْسْ અથવા حَدِّقَذَفْ હોય) એ જ છે કે ચાર વખતે અલ્લાહની કસમ ખાઈને એવું કહી આપે

કે બેશક ! હું સાચો છું અને પાંચમી વખતે એવું કહે કે મારા ઉપર અલ્લાહની લા'નત થાય જો હું જૂઠો હોઉં અને (ત્યારબાદ) તે સ્ત્રી ઉપરથી સજા (એટલે કે વ્યભિચારની હદ અથવા حَبْــــس) એ રીતે ટળી શકે છે કે તે ચાર વખતે કસમ ખાઈને કહે કે બેશક ! આ પુરુષ જૂઠો છે અને પાંચમી વખતે એવું કહે કે મારા ઉપર અલ્લાહનો ગઝબ થાય જો આ પુરુષ સાચો હોય (આ પદ્ધતિથી બંને પતિ પત્ની દુનિયાની સજાથી બચી શકે છે, અલબત્ત તે સ્ત્રી આ પુરુષ ઉપર હરામ થઈ જશે) અને જો એ વાત ન હોત કે તમારા ઉપર અલ્લાહ તઆલાનો ફઝ્લ અને તેનો કરમ છે (કે એવા હુકમો નક્કી કર્યા જેમાં મનુષ્યની પ્રાકૃતિક લાગણીઓને સંપૂર્ણ સન્માન આપવામાં આવ્યું છે) અને એ કે અલ્લાહ તઆલા તવબહ સ્વીકાર કરનાર હિકમતવાળો છે તો તમે મોટા સંકટોમાં પડી ચૂક્યા હોત (જેનું વર્ણન આગળ આવે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### વ્યભિચારના સંદર્ભમાં ચોથો હુકમ لِعَانْ (લિઆન)નો છે :

لِــعَـانْ (લિઆન) અને مُلَاعَــنَــتْ (મુલાઅનત)નો અર્થ એકબીજા ઉપર લા'નત અને અલ્લાહના ગઝબ (ક્રોધ)ની બદ્દુઆ કરવાનો છે, શરીઅતની પરિભાષામાં પતિ—પત્ની બંને દ્વારા અમુક ખાસ કસમો આપવાને "લિઆન" કહેવામાં આવે છે જેનું સ્વરૂપ એ છે કે જ્યારે કોઈ પતિ પોતાની પત્ની ઉપર વ્યભિચારની તોહમત લગાવે અથવા પોતાના બાળકને કહે કે આ મારું બાળક નથી અને એ સ્ત્રી જેના ઉપર આ તોહમત લગાવવામાં આવી છે તેણી તેને જૂઠો બતાવે અને એ બાબતની માંગણી કરે કે મારા ઉપર તોહમત લગાવવામાં આવી છે એટલા માટે પતિ ઉપર વ્યભિચારની તોહમત લગાવવાની સજા એંસી કોરડા લાગુ પાડવામાં આવે તો એવા સમયે પતિ પાસે માંગણી કરવામાં આવશે કે વ્યભિચારની તોહમત સ્વરૂપે ચાર ગવાહ રજુ કરો અને જો તે ગવાહ રજુ કરી આપે તો સ્ત્રી ઉપર વ્યભિચારની હદ (સજા) લાગુ પાડવામાં આવશે અને જો તે ચાર ગવાહો ન લાવી શકે તો તે બંનેમાં لِــعَـــانْ (લિઆન) કરાવવામાં આવશે, એટલે કે પ્રથમ પુરુષને કહેવામાં આવશે કે તે ચાર વખતે તે શબ્દોથી કે જે કુર્આનમાં ઉપસ્થિત છે એ ગવાહી આપે કે હું આ તોહમત લગાવવામાં સાચો છું

અને પાંચમી વખત એવું કહે કે જો હું જૂઠું બોલતો હોય તો મારા ઉપર અલ્લાહની લા'નત (ફિટકાર) થાય.

જો પુરુષ આ શબ્દો કહેવાથી રોકાઈ જાય તો તેને કેદ કરી લેવામાં આવશે અને તેને કહેવામાં આવશે કે યા તો પ્રસ્તુત શબ્દો સાથે પાંચ વખતે આ કસમો ખાય અથવા તો તે પોતાના જૂઠા હોવાનો સ્વીકાર કરી લે અને જ્યાં સુધી તે બંનેમાંથી કોઈ કાર્ય ન કરે તેને જેલમાં રાખવામાં આવશે, જો તેણે પોતાના જૂઠા હોવાનો સ્વીકાર કરી લીધો તો તેના ઉપર "હદ્દે કઝફ" (તોહમતની સજા) એટલે કે વ્યભિચારની તોહમતની શરઈ સજા લાગુ પાડવામાં આવશે અને જો પ્રસ્તુત શબ્દો સાથે પાંચ વખતે કસમો ખાઈ લીધી તો પછી ત્યારબાદ સ્ત્રી પાસેથી આ જ શબ્દોમાં પાંચ કસમો લેવામાં આવશે જે કુર્આનમાં સ્ત્રી માટે ઉપસ્થિત છે, જો તે કસમો ખાવાથી ઈન્કાર કરે તો તેને ત્યાં સુધી કેદમાં રાખવામાં આવશે જ્યાં સુધી કે તે યા તો પતિની વાતનું સમર્થન કરે અને પોતાના વ્યભિચારનો સ્વીકાર કરે તો તેના ઉપર વ્યભિચારની શરઈ સજા લાગુ પાડવામાં આવશે યા તો પછી પ્રસ્તુત શબ્દોની સાથે પાંચ કસમો ખાય, જો તે પ્રસ્તુત શબ્દો સાથે કસમો ખાવા ઉપર રાજી થઈ જાય અને કસમો ખાઈ લે તો હવે "લિઆન" પૂરું થઈ ગયું જેના પરિણામે દુનિયાની સજાથી તે બંને બચી ગયા, આખિરતનો મા'મલો અલ્લાહ તઆલાને જ ખબર છે કે તેમનામાંથી કોણ જૂઠું છે અને જૂઠાને આખિરતમાં સજા મળશે પરંતુ દુનિયામાં પણ જ્યારે તે બંને પતિ–પત્ની વચ્ચે લિઆનનો મા'મલો થઈ ગયો તો તેઓ એકબીજા ઉપર હંમેશા માટે હરામ થઈ જાય છે, પતિએ તેણીને તલાક આપીને આઝાદ કરી દેવી જોઈએ, જો તે તલાક ન આપે તો સત્તાધિકારી તે બંનેમાં અલગાવ કરાવી શકે છે જે તલાકના હુકમમાં જ હશે, અલબત્ત તે બંનેના પરસ્પર પુનઃ લગ્ન ક્યારેય થઈ શકતા નથી. લિઆનના મા'મલાની આ વિગત ફિક્હની કિતાબોમાં ઉપસ્થિત છે.

લિઆનનો કાનૂન ઈસ્લામની શરીઅતમાં પતિની લાગણીઓ અને તેની પ્રકૃતિના સન્માનના કારણે લાગુ થયો છે કારણ કે કોઈ વ્યક્તિ ઉપર વ્યભિચારની તોહમતનો કાયદો લાગુ કરવામાં આવી ચૂક્યો છે તેની રૂએ એ જરૂરી છે કે વ્યભિચારની તોહમત લગાવનાર ચાર પ્રત્યક્ષ ગવાહો રજુ કરે અને જે આવું ન કરી શકે તો ઊલટાનું તેના જ ઉપર વ્યભિચારની તોહમતની શિક્ષા લાગુ

પાડવામાં આવશે. સામાન્ય વ્યક્તિ માટે તો એ શક્ય છે કે જ્યારે ચાર ગવાહો પ્રાપ્ત ન હોય તો તે વ્યભિચારની તોહમત લગાવવાથી મૌન રહેશે જેથી તે વ્યભિચારની તોહમતની સજાથી સુરક્ષિત રહી શકે પરંતુ પતિ માટે આ બાબત ખૂબ સંગીન છે, જ્યારે તેણે આવું કૃત્ય પોતાની આંખે જોઈ લીધું અને તેની પાસે ગવાહ મોજૂદ નથી જો તે બોલે તો વ્યભિચારની તોહમતની સજા પામે અને ન બોલે તો આખી જિંદગી લોહીના ઘૂંટડા પીતો રહે અને તેની જિંદગી વબાલ બની જાય એટલા માટે પતિના મા'મલાને સામાન્ય કાયદાથી અલગ કરીને તેનો આગવો કાયદો બનાવવામાં આવ્યો, તેનાથી પણ એ જાણ થાય છે કે "લિઆન" માત્ર પતિ–પત્નીના મા'મલામાં જ થઈ શકે છે બીજાઓ માટે હુકમ તે જ છે જે આગલી આયતોમાં આવી ચૂક્યો છે. હદીષની કિતાબોમાં આ સ્થળે બે ઘટનાઓ વર્ણન કરવામાં આવી છે તેમાંથી લિઆનની આયતોનો શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) કઈ ઘટના છે તેમાં તફસીરના ઈમામોના વિવિધ નિવેદનો છે, કુર્તુબીએ આ આયતનું નાઝિલ થવું પુનરાવર્તિત માનીને બંનેને શા'ને નુઝૂલ ઠરાવ્યું છે, હાફિઝ ઈબ્ને હજર શારેહ બુખારી અને નવવી શારેહ મુસ્લિમે બંનેમાં સુમેળ સાધીને એક જ નુઝૂલમાં બંનેનો શા'ને નુઝૂલ "આયાતે લિઆન" ઠરાવી દીધી છે, તેનો ખુલાસો વધારે સ્પષ્ટ છે જે આગળ આવશે. એક ઘટના હિલાલ બિન ઉમય્યા અને તેમની પત્નીની છે જે સહીહ બુખારીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થઈ છે અને આ ઘટનાનો શરૂઆતનો ભાગ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી મુસ્નદે અહમદમાં આ પ્રમાણે આવ્યો છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે જ્યારે કુર્આને કરીમમાં હદ્દે કઝફના હુકમોની આયતો નાઝિલ થઈ, એટલે કે وَالَّذِيْنَ يَرْمُوْنَ الْمُحْصَنٰتِ ثُمَّ لَمْ يَاْتُوْا بِاَرْبَعَةِ شُهَدَآءَ فَاجْلِدُوْهُمْ ثَمٰنِيْنَ جَلْدَةً જેમાં કોઈ સ્ત્રી ઉપર વ્યભિચારની તોહમત લગાવનાર પુરુષ માટે જરૂરી ઠરાવવામાં આવ્યું કે યા તો ચાર ગવાહ આ તોહમત વિશે રજુ કરે જેમાંથી એક તે પોતે હશે અને જો એવું ન કરી શકે તો તેને જુઠો ઠરાવીને તેના ઉપર એંસી કોરડાની સજા અને હંમેશા માટે તેની ગવાહી અસ્વીકૃત થવાની શિક્ષા લાગુ પાડવામાં આવશે, આ આયતો સાંભળીને મદીનાના અન્સારના સરદાર હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! શું આયતો આ જ પ્રમાણે નાઝિલ થઈ છે ?

રસૂલે કરીમ ﷺ(ને સઅદ બિન ઉબાદહ રદિ.ના મુખેથી આવી વાત સાંભળીને ઘણું આશ્ચર્ય થયું)એ અન્સારોને સંબોધન કરીને ફરમાવ્યું કે આપ સાંભળી રહ્યા છો કે આપના સરદાર શું વાત કહી રહ્યા છે ? લોકોને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! આપ તેમની ટીકા ન કરો, તેમના આ કહેવાનું કારણ તેમની ગયરત (આત્મસન્માન)ની પરાકાષ્ઠા છે. પછી સઅદ બિન ઉબાદહ (રદિ.)એ પોતે વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! મારા બાપ અને માં આપના ઉપર કુરબાન, હું સારી પેઠે જાણું છું આ આયતો સાચી છે અને અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થઈ છે પરંતુ મને એ વાત ઉપર આશ્ચર્ય છે કે જો હું બેહયા (નિર્લજ્જ) પત્નીને એવી હાલતમાં જોઉં કે પરપુરુષ તેના ઉપર ચઢ્યો છે તો શું મારા માટે એ જાઈઝ નહીં હોય કે હું ત્યાં ટોકું અને તેને ત્યાંથી હટાવી દઉં ? બલકે મારા માટે એ જરૂરી હશે કે હું ચાર વ્યક્તિઓને લાવીને આ હાલત બતાવું અને તેના ઉપર ગવાહ બનાવું અને જ્યાં સુધી હું ગવાહોને ભેગા કરું તે પોતાનું કામ કરીને નાસી છૂટે. (હઝરત સઅદ રદિ.ના શબ્દો આ સ્થળે જુદા પ્રકારના નકલ થયા છે તે બધાનો ખુલાસો એક જ છે. –કુર્તુબી)

હદ્દે કઝફની આયતો નાઝિલ થયા પછી અને સઅદ બિન ઉબાદહની આ વાતચીતને થોડો જ સમય પસાર થયો હતો કે હિલાલ બિન ઉમૈયા (રદિ.)ની સાથે એ ઘટના બની કે તેઓ ઈશાના સમયે પોતાની જમીનેથી પરત આવ્યા તો પોતાની પત્નીની સાથે એક પરપુરુષને પોતાની આંખે જોયો અને તેમની વાતો પોતાના કાનોથી સાંભળી પરંતુ કોઈ પગલાં ન લીધા એટલે સુધી કે સવાર થઈ ગઈ તો રસૂલે કરીમ ﷺની સેવામાં આ ઘટના કહી સંભળાવી, રસૂલે કરીમ ﷺને આ સાંભળીને દિલમાં બુરું લાગ્યું અને ઘણું ભારે મહેસૂસ થયું, આ બાજુ અન્સાર લોકો ભેગા થઈ ગયા અને પરસ્પર વર્ણન કરવા લાગ્યા કે જે વાત આપણા સરદાર હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.)એ કહી હતી અમે તેમાં સપડાઈ ગયા, હવે શરઈ કાયદા પ્રમાણે રસૂલે કરીમ ﷺ હિલાલ બિન ઉમૈયા (રદિ.)ને હદ્દે કઝફ (તોહમતની સજા)ના એંસી કોરડા લગાવશે અને લોકોમાં હંમેશા માટે તેમની ગવાહી અસ્વીકૃત ઠરાવી આપશે પરંતુ હિલાલ બિન ઉમૈયા (રદિ.)એ કહ્યું કે અલ્લાહની કસમ ! મને પૂરી આશા છે કે અલ્લાહ તઆલા મને આ મુસીબતમાંથી બહાર કાઢશે અને સહીહ બુખારીની રિવાયતમાં પણ છે કે

રસૂલે કરીમ ﷺએ હિલાલની ઘટના સાંભળીને કુર્આની હુકમ પ્રમાણે હિલાલ (રદિ.)ને ફરમાવી પણ દીધું કે યા તો પોતાના દા'વા ઉપર "બય્યિનહ" (ચાર ગવાહ) લાવો નહિતર તમારી પીઠ ઉપર હદ્દે કઝફ લાગુ પાડવામાં આવશે. હિલાલ ઈબ્ને ઉમૈયા (રદિ.)એ રસૂલે કરીમ ﷺને જ વિનંતી કરી કે કસમ છે તે જાતની જેણે તમને સત્યની સાથે મોકલ્યા છે, હું પોતાના કલામમાં સાચો છું અને જરૂરથી અલ્લાહ તઆલા કોઈ એવો હુકમ નાઝિલ કરશે જે મારી પીઠને હદ્દે કઝફની સજાથી મુક્તિ આપશે, આ વાતચીત ચાલુ જ હતી કે હઝરત જિબ્રઈલ (અલૈ.) આ આયતો જેમાં "લિઆન"નો કાનૂન છે લઈને નાઝિલ થયા.

وَالَّذِيْنَ يَرْمُوْنَ اَزْوَاجَهُمْ.....

અબૂ યાઅ્લાએ આ જ રિવાયત હઝરત અનસ (રદિ.)થી પણ નકલ કરી છે, તેમાં એ પણ છે કે જ્યારે "લિઆન"ની આયતો નાઝિલ થઈ તો રસૂલે કરીમ ﷺએ હિલાલ ઈબ્ને ઉમૈયા (રદિ.)ને ખુશખબરી આપી કે અલ્લાહ તઆલાએ તમારી મુશ્કેલીનો હલ નાઝિલ ફરમાવી દીધો, હિલાલ (રદિ.)એ વિનંતી કરી કે હું અલ્લાહ તઆલાથી આ જ આશા રાખી રહ્યો હતો, હવે રસૂલે કરીમ ﷺએ હિલાલ ઈબ્ને ઉમૈયા (રદિ.)ની પત્નીને પણ બોલાવ્યા અને જ્યારે બંને પતિ–પત્ની ભેગા થઈ ગયા તો પત્નીને ઘટના વિશે પૂછવામાં આવ્યું, તેણે કહ્યું કે મારો પતિ હિલાલ ઈબ્ને ઉમૈયા મારા ઉપર જૂઠી તોહમત લગાવે છે, આપ ﷺએ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા જાણે છે કે તમારામાંથી કોઈ એક જૂઠું છે, જો તમારામાં કોઈ છે જે (અલ્લાહના અઝાબથી ડરીને) તવબહ કરે અને સાચી વાત જાહેર કરી આપે ? તેના ઉપર હિલાલ ઈબ્ને ઉમૈયા (રદિ.)એ વિનંતી કરી કે મારા માં–બાપ આપના ઉપર કુરબાન થાય, મેં બિલકુલ સાચી વાત કહી છે અને જે કંઈ કહ્યું છે સત્ય કહ્યું છે. જ્યારે રસૂલે કરીમ ﷺએ હુકમ આપ્યો કે નાઝિલ થયેલ આયતો વિશે બંને પતિ–પત્નીથી "લિઆન" કરાવવામાં આવે. પ્રથમ હઝરત હિલાલ (રદિ.)ને કહેવામાં આવ્યું કે તમે ચાર વખતે આ શબ્દોથી ગવાહી આપો જે કુર્આનમાં ઉપસ્થિત છે, એટલે કે હું અલ્લાહ તઆલાને હાજર–નાજર સમજીને કહું છું કે હું મારા ઈલ્ઝામ(ના દા'વા)માં સાચો છું. હિલાલ (રદિ.)એ તે પ્રમાણે ચાર વખતે ગવાહી આપી, જ્યારે પાંચમી ગવાહીનો નંબર આવ્યો જેના

કુર્આની શબ્દો આ છે કે "જો હું જૂઠું બોલતો હોય તો મારા ઉપર અલ્લાહની લા'નત થાય." તે સમયે રસૂલે કરીમ ﷺએ તાકીદ સ્વરૂપે હિલાલ ઈબ્ને ઉમૈયા (રદિ.)ને ફરમાવ્યું કે જુઓ હિલાલ ! અલ્લાહથી ડરો કારણ કે દુનિયાની સજા આખિરતની સજાથી હલકી છે અને અલ્લાહનો અઝાબ લોકોની આપેલી સજાથી કેટલોય વધારે કઠોર છે અને આ પાંચમી ગવાહી અંતિમ ગવાહી છે તેના ઉપર ફેંસલો થવાનો છે પરંતુ હિલાલ ઈબ્ને ઉમૈયા (રદિ.)એ વિનંતી કરી કે હું કસમ ખાઈને કહી શકું છું કે અલ્લાહ તઆલા મને આખિરતમાં આ ગવાહી ઉપર અઝાબ આપશે નહીં. (કારણ કે તે બિલકુલ સાચી ગવાહી છે) જેમકે અલ્લાહના રસૂલ ﷺ મને દુનિયામાં હદ્દે કઝફની સજા આપશે નહીં અને પછી આ પાંચમી ગવાહીના શબ્દો કહી આપ્યા, ત્યારબાદ આપ ﷺએ હિલાલની પત્નીથી એ જ પ્રમાણે ચાર ગવાહીઓ અને ચાર કસમો લીધી, તેણે પણ દરેક વખતે કુર્આની શબ્દો પ્રમાણે એ ગવાહી આપી કે મારો પતિ જૂઠો છે, જ્યારે પાંચમી ગવાહીનો નંબર આપ્યો તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, જરા થોભો ! પછી આ સ્ત્રીને ફરમાવ્યું કે અલ્લાહથી ડરો કે આ પાંચમી ગવાહી અંતિમ વાત છે અને અલ્લાહનો અઝાબ લોકોના અઝાબ એટલે કે વ્યભિચારની શરઈ હદ કરતાં કેટલોય ઘણો કઠોર છે, આ સાંભળીને તે કસમ ખાવાથી ખચકાવા લાગી, થોડીવાર એવી જ પરિસ્થિતિમાં રહી, પછી અંતે કહ્યું કે અલ્લાહની કસમ ! હું પોતાની કોમને અપમાનિત કરીશ નહીં અને પાંચમી ગવાહી પણ તે શબ્દો સાથે અદા કરી દીધી કે જો મારો પતિ સાચો હોય તો મારા ઉપર અલ્લાહનો ગઝબ થાય. આ "લિઆન"ની કાર્યવાહી સંપૂર્ણ થઈ ગઈ તો રસૂલે કરીમ ﷺએ તે બંને પતિ–પત્નીમાં જુદાઈ કરાવી દીધી, એટલે કે તેમના નિકાહ તોડાવી નાંખ્યા અને આ ફેંસલો કર્યો કે આ ગર્ભથી જે બાળક પેદા થાય તે આ સ્ત્રીનું કહેવાશે, બાપ તરફ તેનો સંબંધ જોડવામાં આવશે નહીં પરંતુ બાળકની પણ નીંદા કરવામાં આવશે નહીં. (ઈન્તહા)

*(તફસીરે મઝહરી બ હવાલએ મુસ્નદે અહમદ અન ઈબ્ને અબ્બાસ રદિ.)*

બીજી ઘટના પણ સહીહેન, બુખારી અને મુસ્લિમમાં ઉપસ્થિત છે અને ઘટનાની વિગત ઈમામ બગવી (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી એ રીતે નકલ કરી છે કે વ્યભિચારની તોહમત લગાવનાર ઉપર હદ્દે

કઝફ લાગુ પાડવાના હુકમો જે આ આયતોમાં નાઝિલ થયા છે એટલે કે, وَالَّذِيْنَ يَرْمُوْنَ الْمُحْصَنٰتِ.... તો રસૂલે કરીમ ﷺએ મિમ્બર ઉપર ઊભા થઈને આ આયતો લોકોને સંભળાવી, સભામાં આસિમ બિન અદી અન્સારી (રદિ.) પણ મોજૂદ હતા તેઓ ઊભા થઈ ગયા અને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! મારા પ્રાણ આપના ઉપર કુરબાન થાય જો અમારામાંથી કોઈ વ્યક્તિ પોતાની સ્ત્રીને કોઈ પરપુરુષ સાથે સંડોવાયેલી જુએ તો જો તે પોતાની જોયેલી ઘટના વર્ણન કરે તો શું તેને સો કોરડા લગાવવામાં આવશે અને હંમેશા માટે તેની ગવાહી અસ્વીકૃત કરવામાં આવશે ? તથા મુસલમાન તેને ફાસિક કહ્યા કરશે ? આવી હાલતમાં અમે ગવાહો ક્યાંથી લાવીશું ? અને જો ગવાહોની શોધમાં નીકળીશું તો તે પોતાનું કામ કરીને નાસી ચૂક્યો હશે. આ તે જ સવાલ હતો જે પ્રથમ ઘટનામાં હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.)એ કર્યો હતો અને બીજી ઘટનામાં આસિમ બિન અદીએ કર્યો છે.

આ સવાલ એક જુમ્અહના દિવસે કરવામાં આવ્યો હતો ત્યારબાદ આ ઘટના બની, આસીમ બિન અદીના એક પિતળાઈ ભાઈ અવીમીર હતા જેમના નિકાહ પણ આસીમ બિન અદીના બીજા પિતળાઈ બહેન ખવલહ સાથે થયા હતા. અવીમીર (રદિ.)એ એક દિવસે જોયું કે તેમની પત્ની ખવલહ શરીક બિન સહમાની સાથે લિપ્ત છે અને આ શરીક બિન સહમા પણ આસીમના એક અન્ય પિતળાઈ ભાઈ હતા, અવીમીરે આ ઘટના આવીને આસીમ બિન અદીને વર્ણન કરી, આસીમે "ઈન્નલિલ્લાહી વઈન્ના ઈલયહિર્રાજીઊન" પઢ્યા અને પછીની જુમ્અહમાં રસૂલે કરીમ ﷺની સેવામાં ફરી હાજર થયા અને વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! ગઈ જુમ્અહમાં મેં તમને જે સવાલ કર્યો હતો અફસોસ છે કે હું પોતે તેમાં સંડોવાઈ ગયો, કારણ કે મારા જ ઘરમાં એક એવી ઘટના બની છે. બગવી (રહ.)એ આ બંનેને હાજર કરવાનો અને પરસ્પર લિઆન કરાવવાનો પ્રસંગ ઘણી વિગત સાથે વર્ણન કર્યો છે. (મઝહરી) અને સહીહૈનમાં તેનો ખુલાસો હઝરત સહલ બિન સઅદ સાઅદી (રદિ.)ની રિવાયતથી આ પ્રમાણે પ્રસ્તુત છે કે અવીમીર અજલાની (રદિ.)એ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! જો કોઈ વ્યક્તિ પોતાની પત્ની સાથે કોઈ પરપુરુષને જુએ તો તે તેની હત્યા કરી નાંખે ? જેના પરિણામમાં લોકો તેને કતલ કરી નાંખશે અથવા પછી તે શું

કરે? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ તમારા અને તમારી પત્નીના મા'મલામાં હુકમ નાઝિલ કરી દીધો છે, જાઓ ! પત્નીને લઈ આવો. હઝરત સહલ બિન સઅદ (રદિ.) હદીષના રિવાયત કરનાર ફરમાવે છે કે તે બંનેને બોલાવીને રસૂલે કરીમ ﷺએ મસ્જિદની અંદર લિઆન કરાવ્યું. (જેનું સ્વરૂપ પાછલી ઘટનામાં વર્ણન થઈ ચૂક્યું છે). જ્યારે બંને તરફથી પાંચમી ગવાહી પૂરી થઈને લિઆન પૂર્ણ થયું તો અવીમીર અજલાનીએ કહ્યું, યા રસૂલુલ્લાહ ﷺ ! જો હું હવે તેને પત્ની તરીકે રાખું તો જાણે મેં તેના ઉપર જૂઠો ઈલ્ઝામ લગાવ્યો છે એટલા માટે હું તેને ત્રણ તલાક આપું છું.

*(મઝહરી બ હવાલએ સહીહૈન)*

અને બંને કિસ્સાઓમાંથી દરેકમાં આ પ્રસ્તુત છે કે "આયતે લિઆન" તેના વિશે નાઝિલ થઈ છે, હાફિઝ ઈબ્ને હજર (રહ.) અને શયખુલ ઈસ્લામ નવવી (રહ.)એ બંનેમાં સુમેળનું એ સ્વરૂપ વર્ણન કર્યું છે કે એવું જણાય છે કે પ્રથમ ઘટના હિલાલ ઈબ્ને ઉમય્યાની હતી અને લિઆનની આયતોનું ઉતરાણ આ જ ઘટના વિશે થયું, ત્યારબાદ અવીમીર (રદિ.)ની એવી જ ઘટના બની અને તેમણે રસૂલે કરીમ ﷺને વિનંતી કરી, તેમને હિલાલ ઈબ્ને ઉમય્યાની પાછલી ઘટના જાણ હશે નહીં તેથી રસૂલે કરીમ ﷺએ તેમને બતાવ્યું કે તમારા મા'મલામાં ફેંસલો આ છે અને તેનું સ્વરૂપ એ છે કે હિલાલ બિન ઉમય્યા (રદિ.)ના કિસ્સામાં તો હદીષના શબ્દો આ છે, فَنَزَلَ جِبْرَئِيْلُ અને અવીમીર (રદિ.)ના કિસ્સામાં શબ્દો આ છે, قَدْ اَنْزَلَ اللّٰهُ فِيْكَ જેનો અર્થ એ હોઈ શકે છે કે અલ્લાહ તઆલાએ તમારી સાથે ઘટેલ ઘટના જેવી એક ઘટનામાં તેનો હુકમ નાઝિલ ફરમાવી દીધો છે. વલ્લાહુ અઅ્લમુ. *(મઝહરી)*

**મસ્અલો :**

જ્યારે બે પતિ–પત્ની વચ્ચે સત્તાધિકારીની સામે લિઆન થઈ જાય તો તે સ્ત્રી તે પુરુષ માટે હંમેશા માટે હરામ થઈ જાય છે જેવી રીતે કે "હુરમતે રજાઅત" (દૂધ શરીક ભાઈ–બહેન એકબીજા માટે હરામ હોવું) કાયમી હોય છે, હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اَلْمُتَلَاعِنَانِ لَا يَجْتَمِعَانِ اَبَدًا હરામ હોવું તો લિઆન થવાથી જ સાબિત થઈ જાય છે પરંતુ સ્ત્રીના બીજા વ્યક્તિ સાથે

ઈદ્દત પછી નિકાહ કરવું હઝરત ઈમામે આ'ઝમ (રહ.)ની નિકટ ત્યારે જ જાઈઝ થશે જ્યારે કે પુરુષ તલાક આપી દે અથવા તો મોઢેથી કહી આપે કે મેં તેને છોડી દીધી અને જો પુરુષ એવું ન કરે તો સત્તાધિકારી કાઝી તે બંનેમાં જુદાઈનો હુકમ કરી આપશે, તે પણ તલાકનો હુકમ થઈ જશે પછી તલાકની ઈદ્દત ત્રણ માસિકધર્મ પૂરા થયા પછી સ્ત્રી આઝાદ થશે અને અન્ય કોઈ પુરુષ સાથે નિકાહ કરી શકશે. *(મઝહરી વગેરે)*

**મસ્અલો :**

જ્યારે લિઆન થઈ ચૂક્યા પછી તે ગર્ભથી બાળક જો પેદા થાય તો તેનો પતિ તરફ સંબંધ જોડવામાં નહીં આવે બલકે તેનો સંબંધ તેની માં તરફ કરવામાં આવશે. રસૂલે કરીમ ﷺએ હિલાલ ઈબ્ને ઉમય્યા અને અવીમીર અજલાની (રદિ.) બંનેની ઘટનાઓમાં આ જ ફેંસલો ફરમાવ્યો.

**મસ્અલો :**

લિઆન પછી જો કે તેમનામાં જે જૂઠો છે તેમનો આખિરતનો અઝાબ પહેલેથી જ વધારે વધી ગયો પરંતુ દુનિયાની સજા તેનાથી રદ થઈ ગઈ, એ જ પ્રમાણે દુનિયામાં તેને વ્યભિચારણી (જાનીયહ) અને બાળકને હરામી (વલદુલ ઝીના) કહેવું પણ કોઈના માટે જાઈઝ થશે નહીં, હિલાલ ઈબ્ને ઉમય્યા (રદિ.)ના મા'મલામાં રસૂલે કરીમ ﷺએ આ હુકમ પણ ફરમાવ્યો,

وَقَضٰى بِاَنْ لَّا تُرْمٰى وَلَا وَلَدُهَا

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૧૧ થી ૨૬)

اِنَّ الَّذِيْنَ جَآءُوْ بِالْاِفْكِ عُصْبَةٌ مِّنْكُمْ ۭ لَا تَحْسَبُوْهُ شَرًّا لَّكُمْ ۭ بَلْ هُوَ
خَيْرٌ لَّكُمْ ۭ لِكُلِّ امْرِئٍ مِّنْهُمْ مَّا اكْتَسَبَ مِنَ الْاِثْمِ ۚ وَالَّذِيْ تَوَلّٰى كِبْرَهٗ
مِنْهُمْ لَهٗ عَذَابٌ عَظِيْمٌ ﴿۱۱﴾ لَوْلَآ اِذْ سَمِعْتُمُوْهُ ظَنَّ الْمُؤْمِنُوْنَ وَالْمُؤْمِنٰتُ
بِاَنْفُسِهِمْ خَيْرًا ۙ وَّقَالُوْا هٰذَآ اِفْكٌ مُّبِيْنٌ ﴿۱۲﴾ لَوْلَا جَآءُوْ عَلَيْهِ بِاَرْبَعَةِ شُهَدَآءَ ۚ
فَاِذْ لَمْ يَاْتُوْا بِالشُّهَدَآءِ فَاُولٰۗىِٕكَ عِنْدَ اللّٰهِ هُمُ الْكٰذِبُوْنَ ﴿۱۳﴾ وَلَوْلَا فَضْلُ اللّٰهِ

عَلَيْكُمْ وَرَحْمَتُهٗ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ لَمَسَّكُمْ فِيْ مَآ اَفَضْتُمْ فِيْهِ عَذَابٌ عَظِيْمٌ ۝١٤

اِذْ تَلَقَّوْنَهٗ بِاَلْسِنَتِكُمْ وَتَقُوْلُوْنَ بِاَفْوَاهِكُمْ مَّا لَيْسَ لَكُمْ بِهٖ عِلْمٌ وَّتَحْسَبُوْنَهٗ

هَيِّنًا ۖ وَّهُوَ عِنْدَ اللّٰهِ عَظِيْمٌ ۝١٥ وَلَوْلَآ اِذْ سَمِعْتُمُوْهُ قُلْتُمْ مَّا يَكُوْنُ لَنَآ اَنْ نَّتَكَلَّمَ

بِهٰذَا ۖ سُبْحٰنَكَ هٰذَا بُهْتَانٌ عَظِيْمٌ ۝١٦ يَعِظُكُمُ اللّٰهُ اَنْ تَعُوْدُوْا لِمِثْلِهٖٓ اَبَدًا اِنْ

كُنْتُمْ مُّؤْمِنِيْنَ ۝١٧ ۚ وَيُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ ۗ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝١٨ اِنَّ الَّذِيْنَ

يُحِبُّوْنَ اَنْ تَشِيْعَ الْفَاحِشَةُ فِي الَّذِيْنَ اٰمَنُوْا لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۙ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۗ

وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ۝١٩ وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَرَحْمَتُهٗ وَاَنَّ اللّٰهَ

رَءُوْفٌ رَّحِيْمٌ ۝٢٠ ع يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ۗ وَمَنْ يَّتَّبِعْ

خُطُوٰتِ الشَّيْطٰنِ فَاِنَّهٗ يَاْمُرُ بِالْفَحْشَآءِ وَالْمُنْكَرِ ۗ وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ

وَرَحْمَتُهٗ مَا زَكٰى مِنْكُمْ مِّنْ اَحَدٍ اَبَدًا ۙ وَّلٰكِنَّ اللّٰهَ يُزَكِّيْ مَنْ يَّشَآءُ ۗ وَاللّٰهُ سَمِيْعٌ

عَلِيْمٌ ۝٢١ وَلَا يَاْتَلِ اُولُوا الْفَضْلِ مِنْكُمْ وَالسَّعَةِ اَنْ يُّؤْتُوْٓا اُولِي الْقُرْبٰى وَالْمَسٰكِيْنَ

وَالْمُهٰجِرِيْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ ۖ وَلْيَعْفُوْا وَلْيَصْفَحُوْا ۗ اَلَا تُحِبُّوْنَ اَنْ يَّغْفِرَ

اللّٰهُ لَكُمْ ۗ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٢٢ اِنَّ الَّذِيْنَ يَرْمُوْنَ الْمُحْصَنٰتِ الْغٰفِلٰتِ

الْمُؤْمِنٰتِ لُعِنُوْا فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۠ وَلَهُمْ عَذَابٌ عَظِيْمٌ ۝٢٣ ۙ يَّوْمَ تَشْهَدُ عَلَيْهِمْ

اَلْسِنَتُهُمْ وَاَيْدِيْهِمْ وَاَرْجُلُهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ۝٢٤ يَوْمَئِذٍ يُّوَفِّيْهِمُ اللّٰهُ دِيْنَهُمُ

الْحَقَّ وَيَعْلَمُوْنَ اَنَّ اللّٰهَ هُوَ الْحَقُّ الْمُبِيْنُ ۝٢٥ اَلْخَبِيْثٰتُ لِلْخَبِيْثِيْنَ وَالْخَبِيْثُوْنَ

لِلْخَبِيْثٰتِ ۚ وَالطَّيِّبٰتُ لِلطَّيِّبِيْنَ وَالطَّيِّبُوْنَ لِلطَّيِّبٰتِ ۚ اُولٰٓئِكَ مُبَرَّءُوْنَ مِمَّا يَقُوْلُوْنَ ۗ

لَهُمْ مَّغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ ۝٢٦ ع

## તરજુમો :

*નિઃશંક જે લોકો આ તોફાન (તોહમત–Imputation) લાવ્યા છે તમારામાં જ એક જૂથ છે, તમે તેને પોતાના હકમાં ખરાબ ન સમજો બલકે એ તમારા હકમાં ઉત્તમ છે, દરેક વ્યક્તિ માટે તેમાંથી તે છે જેટલું તેણે પાપ કમાયું અને જેણે તેનો મોટો ભાર ઉઠાવ્યો છે તેના માટે મોટો અઝાબ છે. (૧૧) જ્યારે તમે તેને સાંભળ્યું (ત્યારે) ઈમાનવાળા પુરુષો અને ઈમાનવાળી સ્ત્રીઓએ પોતાના લોકો ઉપર શા માટે સારું અનુમાન ન કર્યું ? અને કહ્યું હોત કે આ ઉઘાડું તોફાન (તોહમત–Imputation) છે. (૧૨) શા માટે તે વાત ઉપર ચાર ગવાહ ન લાવ્યા ? પછી જ્યારે ગવાહ ન લાવ્યા તો તે લોકો અલ્લાહના ત્યાં તે જ છે; જૂઠા ! (૧૩) અને જો તમારા ઉપર અલ્લાહની કૃપા અને તેની રહમત દુનિયા અને આખિરતમાં ન હોત તો તમારા ઉપર આ ચર્ચા કરવામાં કોઈ મોટી આફત પડી હોત. (૧૪) જ્યારે તમે તેને પોતાની જીભો ઉપર લેવા માંડ્યા અને પોતાના મોઢાંથી બોલવા લાગ્યા જે વસ્તુની તમને ખબર નથી અને તમે તેને હલકી વાત સમજો છો અને એ અલ્લાહના ત્યાં ઘણી મોટી છે. (૧૫) અને શા માટે જ્યારે તમે તેને સાંભળ્યું હતું એવું ન કહ્યું કે અમારા માટે યોગ્ય નથી કે આ વાત મોઢાં ઉપર લાવીએ, અલ્લાહ તો પવિત્ર છે, આ તો ઘણું મોટું બોહતાન (તોહમત) છે. (૧૬) અલ્લાહ તમને સમજાવે છે કે ફરી ક્યારેય આવું કામ ન કરો જો તમે ઈમાન ધરાવતા હોવ. (૧૭) અને અલ્લાહ તઆલા તમારા માટે નિશાનીઓ (મુદ્દાની વાતો) ખુલ્લી કરે છે અને અલ્લાહ સઘળું જાણે છે હિકમતવાળો છે. (૧૮) બેશક જે લોકો ઈચ્છે છે કે ઈમાનવાળાઓમાં બદ્કારી (વ્યભિચાર)ની ચર્ચા થાય તેમના માટે દુનિયા અને આખિરતમાં દર્દનાક અઝાબ છે અને અલ્લાહ જાણે છે અને તમે નથી જાણતા. (૧૯) અને જો અલ્લાહની કૃપા અને તેની રહમત તમારા ઉપર ન હોત અને એ કે અલ્લાહ નરમી કરનાર મહેરબાન છે (તો તમારો સર્વનાશ થયો હોત !) (૨૦) હે ઈમાનવાળાઓ શયતાનના પગલે ન ચાલો અને જે કોઈ શયતાનના પગલે ચાલશે બસ તે તો આ જ બેહયાઈ (નિર્લજ્જતા) અને બુરી વાત બતાવશે અને જો અલ્લાહની કૃપા અને તેની રહમત તમારા ઉપર ન હોત તો તમારામાંથી એક પણ વ્યક્તિ ક્યારેય*

*પવિત્ર ન થયો હોત અને પરંતુ અલ્લાહ જેને ઈચ્છે પવિત્ર કરે છે અને અલ્લાહ સઘળું સાંભળે, જાણે છે. (૨૧) અને તમારામાંથી મોટા દરજ્જાવાળા કસમ ન ખાય અને (આર્થિક) છૂટછાટવાળા એના ઉપર કે સગાંઓને નહિ આપે અને મોહતાજોને અને વતન છોડનારાઓને અલ્લાહના રસ્તામાં; અને જોઈએ કે મા'ફ કરે અને દરગુઝર કરે, શું તમે નથી ઈચ્છતા કે અલ્લાહ તમને મા'ફ કરે ? અને અલ્લાહ બખ્શનારો મહાદયાળુ છે. (૨૨) બેશક જે લોકો (આબરૂનું) રક્ષણ કરનારીઓ બેખબર ઈમાનવાળીઓ ઉપર ઐબ (તોહમત) લગાવે છે તેમના ઉપર દુનિયા અને આખિરતમાં લા'નત (ફિટકાર) છે અને તેમના માટે મોટો અઝાબ છે. (૨૩) જે દિવસે કે તેમની જીભો અને હાથ અને પગ જાહેર કરી આપશે જે કંઈ તેઓ કરતા હતા. (૨૪) તે દિવસે અલ્લાહ તેમને તેમની સજા પૂરેપૂરી આપશે જે હોવી જોઈએ અને તેઓ જાણી લેશે કે અલ્લાહ તે જ છે હક્ક (સાચો), ખુલ્લું કરનારો. (૨૫) ગંદી (નાપાક) સ્ત્રીઓ ગંદા (નાપાક) પુરુષો માટે છે અને ગંદા પુરુષો ગંદી સ્ત્રીઓ માટે અને પાકસાફ સ્ત્રીઓ પાકસાફ પુરુષો માટે અને પાકસાફ પુરુષો પાકસાફ સ્ત્રીઓ માટે; તે લોકોને એ વાતોથી સંબંધ નથી જે આ લોકો કહે છે, તેમના માટે બખ્શિશ છે અને ઈજ્જતની રોજી છે. (૨૬)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

જેમકે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે સૂરએ નૂરનો મોટા ભાગનો હિસ્સો તે હુકમો વિશે છે જે ચારિત્ર્ય અને આબરૂની સુરક્ષા માટે લાગુ પાડવામાં આવ્યા છે, તેનાથી વિપરીત ચારિત્ર્ય અને આબરૂ ઉપર હાથ ઉગામવાથી અને તે નિયમોનો ભંગ કરવાની દુનિયવી સજાઓ અને તેના ઉપર આખિરતના મહાન વબાલનું વર્ણન કરવામાં આવ્યું છે, આ ક્રમમાં પ્રથમ વ્યભિચારની સજા (હદ્દે ઝીના) પછી તોહમત લગાવવાની સજા (હદ્દે કઝફ) ત્યારબાદ ''લિઆન''નું વર્ણન આવી ચૂક્યું છે, હદ્દે કઝફના સંદર્ભમાં કોઈ પવિત્ર સ્ત્રી ઉપર જ્યાં સુધી ચાર ગવાહોની સાક્ષી ન હોય વ્યભિચારની તોહમત લગાવવી મહાન ગુનોહ ઠરાવવામાં આવ્યું છે અને એવું કરનાર માટે શરઈ હદ (સજા) એંસી કોરડા મારવાની લાગુ પાડવામાં આવી છે. આ મસ્અલો જાહેર પવિત્ર મુસલમાન

સ્ત્રીઓ વિશે હતો. સન હિજરી ૬માં અમુક મુનાફિકોએ ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ઉપર એવી તોહમત ઘડી કાઢી હતી અને દેખાદેખી અમુક મુસલમાનો પણ તેની ચર્ચા કરવા લાગી ગયા હતા, આ મા'મલો સામાન્ય રીતે મુસલમાન પવિત્ર સ્ત્રીઓના મા'મલા કરતાં ઘણો વધારે કઠોર હતો એટલા માટે કુર્આને કરીમમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની પવિત્રતાની સાબિતી સ્વરૂપે આ સ્થળે દશ આયતો નાઝિલ થઈ જેમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.) પવિત્ર હોવાનું તથા તેમની આબરૂની સુરક્ષાનું જાહેર એ'લાન તથા આ મા'મલામાં જે લોકોએ તોહમત અને બોહતાન લગાવવામાં કોઈપણ સ્વરૂપે ભાગ લીધો હતો તે બધાને ચેતવણી અને દુનિયા તથા આખિરતમાં તેના વબાલનું વર્ણન કરવામાં આવ્યું છે, આ તોહમત લગાવવાની ઘટના કુર્આને કરીમ અને હદીષમાં وَاقِعَةُ اِفْكُ (વાકિયએ ઈફ્ક)ના નામથી મશ્હૂર છે. اِفْكُ (ઈફ્ક) અત્યંત નીચ કક્ષાના જૂઠ અને તોહમતને કહે છે, આ આયતોની તફસીર સમજવા માટે "કિસ્સએ ઈફ્ક"ની જાણકારી હોવાની મોટી દખલગીરી છે એટલા માટે યોગ્ય એ છે કે પ્રથમ ટૂંકમાં આ ઘટના વર્ણન કરવામાં આવે છે.

**قِصَّةُ اِفْكُ (કિસ્સએ ઇફ્ક) અને બોહતાન :**

સહીહૈન અને બીજી હદીષની કિતાબોમાં આ ઘટના ખૂબ લાંબી વિગત સાથે વર્ણન કરવામાં આવી છે, તેનું ટૂંકમાં વર્ણન એ છે કે જ્યારે રસૂલે કરીમ ﷺ ગઝ્વએ બની મુસ્તલકમાં જેને ગઝ્વએ مُرَيْسِيْعُ (મુરયસીઅ્) પણ કહેવામાં આવે છે સન હિજરી ૬માં સ્વજાતે ભાગ લીધો તો ઉમ્મહાતુલ મુઅ્મિનીન (ઉમ્મતની માતાઓ–રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓ)માંથી હઝરત આયશા સિદ્દીકા (રદિ.) સાથે હતા. હઝરત આયશા (રદિ.)નું ઊંટ જેના ઉપર હઝરત આયશા (રદિ.)ની ડોલી (પરદો કરેલ ઊંટની પીઠ ઉપર બેસવાની બેઠક) હતી અને કારણ કે તે વખતે પરદાનો હુકમ નાઝિલ થઈ ચૂક્યો હતો તો નિત્યક્રમ એ હતો કે હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ડોલીમાં સવાર થઈ જતાં પછી તે લોકો ડોલીને ઉઠાવીને ઊંટની પીઠ ઉપર મૂકી દેતા હતા. ગઝ્વહથી ફારેગ થયા પછી મદીના તરફ પરત આવવામાં એક દિવસે એવી ઘટના બની કે એક મંઝિલે કાફલો થોભ્યો, અંતિમ રાત્રિએ કૂચ કરવાથી અમુક સમય પહેલાં એ'લાન કરવામાં આવ્યું કે કાફલો રવાના થવાનો છે, તેથી લોકો પોતપોતાની

જરૂરિયાતોથી ફારેગ થઈને તૈયાર થઈ જાય. હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને હાજતે જવાની જરૂરત હતી તેનાથી ફારેગ થવા માટે જંગલ તરફ ચાલ્યા ગયા, ત્યાં અચાનકથી તેમનો હાર તૂટીને પડી ગયો તેને શોધવામાં તેમને થોડું મોડું થઈ ગયું, જ્યારે પાછા પોતાના સ્થળે પહોંચ્યા તો જોયું કે કાફલો રવાના થઈ ચૂક્યો છે, તેમના ઊંટની ઘટના એવી બની કે જ્યારે કૂચ થવા લાગી તો ટેવ પ્રમાણે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની ડોલીને એવું સમજીને ઊંટ ઉપર સવાર કરી દેવામાં આવી કે તેમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.) હાજર છે, ઉઠાવતી વખતે પણ કોઈ શંકા એટલા માટે ન થઈ કે તે સમયે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની ઉંમર નાની અને તેઓ શરીરે હલકાં હતાં. કોઈને એ અંદાજો જ ન થયો કે ડોલી ખાલી છે એટલા માટે ઊંટને હાંકવામાં આવ્યું. હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ પોતાના સ્થળે પાછા આવીને કાફલાને ન જોયો તો ઘણી સમજદારી, કોઠાસૂઝ અને ધીરજથી કામ લીધું કે કાફલાની પાછળ દોડવા કરતાં અથવા આમ તેમ શોધખોળ કરવાના બદલે પોતાના સ્થળે ચાદર ઓઢીને બેસી ગયા અને એવું વિચાર્યું કે જ્યારે રસૂલે કરીમ ﷺ અને તેમના સાથીઓને એ જાણ થશે કે હું ડોલીમાં નથી તો મને શોધવા માટે અહીં આવશે અને જો હું ક્યાંક આમ તેમ અન્યત્ર ગઈ તો તેમને શોધવામાં મુશ્કેલી પડશે, એટલા માટે પોતાના સ્થળે ચાદરમાં લપેટાઈને બેસી રહ્યા, રાતનો અંતિમ પહોર હતો, ઊંઘનું જોર હતું અને ત્યાં જ સૂવાથી આંખ લાગી ગઈ.

બીજી બાજુ કુદરતે એ પરિસ્થિતિ ઊભી કરી કે હઝરત સફવાન બિન મુઅ્તલ સહાબી (રદિ.) જેમને રસૂલે કરીમ ﷺએ આ જ સેવા માટે નક્કી કરી રાખ્યા હતા કે તેઓ કાફલાની પાછળ રહે અને કાફલો રવાના થયા પછી કોઈની પડી ગયેલી, રહી ગયેલી વસ્તુ હોય તો તેને ઉઠાવીને સુરક્ષિત કરી લે, તેઓ સવારના સમયે આ સ્થળે પહોંચ્યા. હજું પ્રકાશ સંપૂર્ણ ન હતો એટલું જોયું કે કોઈ સૂઈ રહ્યું છે, નજીક આવ્યા તો હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને ઓળખી લીધા કારણ કે તેમણે પરદાના હુકમો નાઝિલ થતા પહેલાં તેમને જોયા હતા. ઓળખ્યા પછી ખૂબ અફસોસ સાથે તેમની જીભથી ઈન્નાલિલ્લાહી વઈન્ના ઈલયહિરાજીઊન નીકળ્યું, આ વાક્યો હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના કાનમાં પડ્યા તો તેમની આંખ ખુલી ગઈ અને તેમણે ચહેરો ઢાંકી લીધો. હઝરત સફવાન (રદિ.)એ

પોતાનું ઊંટ નજીક લાવીને બેસાડી દીધું. હઝરત આયશા સિદ્દીકા (રદિ.) તેના ઉપર સવાર થઈ ગયા અને પોતે ઊંટની લગામ પકડીને પગપાળા ચાલવા લાગ્યા એટલે સુધી કે કાફલામાં આવીને ભળી ગયા.

અબ્દુલ્લાહ બિન ઉબય ઘણો નાપાક મુનાફિક અને રસૂલે કરીમ ﷺનો દુશ્મન હતો, તેને એક વાત હાથ ચઢી ગઈ અને તે કમ્બખ્તે શોરબકોર કરી બકવાનું શરૂ કરી દીધું અને અમુક ભોળાભાળા મુસલમાનો પણ કહેલી સાંભળેલી વાતોની ચર્ચા કરવા લાગ્યા જેમકે હઝરત હસ્સાન, હઝરત મિસ્તહ પુરુષોમાંથી અને હઝરત હમ્નહ સ્ત્રીઓમાંથી. તફસીરે દૂર્રે મન્થૂરમાં હઝરત ઈબ્ને મરદૂયાના હવાલાથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું આ જ નિવેદન નકલ કરવામાં આવ્યું છે, اَعَانَهُ اَىْ عَبْدَاللّٰهِ ابْنِ اُبَىْ حَسَّانٌ وَمِسْطَحٌ وَحَمَنَةُ

જ્યારે આ મુનાફિકના બોહતાનની ચર્ચા થઈ તો પોતે રસૂલે કરીમ ﷺને તેનાથી સખત આઘાત લાગ્યો. હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને તો ભારે આઘાત પહોંચવો ઉઘાડી બાબત છે, સામાન્ય મુસલમાનોને પણ તેનાથી સખત રંજ અને અફસોસ થયો. એક મહિના સુધી આ જ કિસ્સો ચાલતો રહ્યો. અંતે અલ્લાહ તઆલાએ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની મુક્તિ અને બોહતાન બાંધનારા અથવા તેમાં ભાગીદાર થનારાઓની નીંદામાં પ્રસ્તુત આયતો નાઝિલ ફરમાવી જેની તફસીર આગળ આવે છે, કુર્આની શૈલી પ્રમાણે જેનું વર્ણન હમણા હદ્દે કઝફ (તોહમતની સજા) હેઠળ આવી ચૂક્યું છે એ પ્રમાણે તોહમત લગાવનારાઓની પાસેથી ગવાહીની માંગણી કરવામાં આવી, તે તો એક બિલકુલ જ પાયાવિહોણી ખબર હતી એટલે ગવાહો ક્યાંથી આવવાના હતા ? પરિણામ એ આવ્યું કે નબીએ કરીમ ﷺએ તોહમત લગાવનારાઓ ઉપર શરઈ નિયમ અનુસાર હદ્દે કઝફ લાગુ પાડી, દરેકને એંસી–એંસી કોરડા લગાવ્યા. બઝાર અને ઈબ્ને મરદૂયાએ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે તે વખતે રસૂલે કરીમ ﷺએ ત્રણ મુસલમાનો ઉપર હદ્દે કઝફ લાગુ કરી; મિસ્તહ, હમ્નહ અને હસ્સાન તથા તબરાનીએ હઝરત ઉમર (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ આ તકે અબ્દુલ્લાહ બિન ઉબય મુનાફિક કે વાસ્તવમાં જેણે આ તોહમત ઘડી કાઢી હતી તેના ઉપર બમણી હદ લાગુ પાડી, પછી મો'મિનોએ તવબહ કરી લીધી અને મુનાફિકો તેમની હાલત ઉપર કાયમ રહ્યા. *(બયાનુલ કુર્આન)*

**તફસીર :**

(હે મુસલમાનો ! તમે જે હઝરત આયશા સિદ્દીકા રદિ. વિશે જૂઠી તોહમતોના પ્રચલિત થવાથી ગમગીન થયા તેમાં પોતે હઝરત આયશા સિદ્દીકા રદિ. પણ ગમગીન છે તો તમે વધારે ગમ ન કરો કારણ કે) જે લોકોએ આ તોફાન (હઝરત આયશા સિદ્દીકા રદિ. વિશે) ઉઠાવી રાખ્યું છે તેઓ તમારામાંથી એક (નાનું) જૂથ છે, (કારણ કે તોહમત લગાવનારા કુલ ચાર હતા, એક પોતે જૂઠી તોહમત ઘડનારો મુનાફિક અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય અને ત્રણ પરોક્ષ રીતે જે આ ખબરથી પ્રભાવિત થયા હતા એટલે કે હસ્સાન, મિસ્તહ અને હમ્નહ અને જે મો'મિનો નિખાલસ હતા તે બધાને કુર્આને مِنْكُمْ માં સામેલ કર્યા એટલે કે મુસલમાનોને, જ્યારે કે અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય મુનાફિક હતો, તેનું કારણ તેનો ઈસ્લામ વિશેનો જાહેર દા'વો હતો. આયતનો હેતુ દિલાસો આપવાનો છે કે વધારે ગમ ન કરો, પ્રથમ તો ખબર જ જૂઠી છે અને ઉપરથી અસ્વીકાર્ય પણ. કુલ ચાર જ વ્યક્તિ આ અફવા ફેલાવવામાં સંડોવાયેલા છે અને બાકીના લોકો તો આ અફવાના વિરોધમાં જ છે એટલા માટે જાહેર રીતે પણ આ બાબત વધારે ગમ કરવાની ન હોવી જોઈએ. આગળ એક અન્ય તરીકા ઉપર તસલ્લી આપવામાં આવી છે કે) તમે એ(બોહતાન)ને પોતાના હકમાં બુરું ન સમજો (ભલે તે જાહેરમાં ગમ કરવાની વાત છે પરંતુ વાસ્તવમાં તેનાથી તમારું કોઈ નુકસાન નથી) બલકે એ (પરિણામના આધારે) તમારા હકમાં સારું જ સારું છે (કારણ કે આ ગમથી તમને સબ્ર કરવાનો સવાબ મળ્યો, તમારા દરજ્જા વધ્યા ખાસ કરીને તોહમત લાગી છે તેની કતઈ નસ સ્વરૂપે પવિત્રતા અને મુક્તિ માટે આયતો નાઝિલ થઈ અને હવે પછી પણ મુસલમાનોના હકમાં ભલાઈ છે કે આવી મુસીબતમાં સપડાયેલ લોકો આ ઘટનાથી દિલાસો પ્રાપ્ત કર્યા કરશે, બસ તમારું તો કોઈ નુકસાન ન થયું, અલબત્ત તે ચર્ચા કરનારાઓને જ નુકસાન થયું કે) તેમાંથી દરેક વ્યક્તિને જેટલું કોઈએ કંઈ કર્યું હતું ગુનોહ થયો (દાખલા તરીકે મુખેથી કહેનારાઓને વધારે ગુનોહ અને સાંભળીને મૌન રહેનારાઓને અથવા દિલથી બદ્ગુમાની કરનારાઓને તે પ્રમાણે ગુનોહ થયો) અને તેમાં જેણે એ(બોહતાન)માં સૌથી વધારે ભાગ લીધો (કે તેનો પ્રચાર કર્યો, તેનાથી ભાવાર્થ અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય મુનાફિક છે) તેને (સૌથી વધીને) સખત સજા થશે

(ભાવાર્થ તેનાથી જહન્નમ છે જેનો હકદાર તે પ્રથમથી જ કુફ્ર, નિફાક તથા રસૂલે કરીમ ﷺની દુશ્મનીના કારણે પણ હતો, હવે ઔર વધારે સજાનો હકદાર બની ગયો. આ તો ગમમાં પડેલ લોકોના નુકસાનનો નકાર અને બોહતાન બાંધનારાઓના નુકસાનની સાબિતી હતી, આગળ તેમાં જે મો'મિનો હતા તેમની બોધપાઠ સ્વરૂપે ટીકા થઈ છે કે) જ્યારે તમે લોકોએ આ વાત સાંભળી હતી તો મુસલમાન પુરુષો (જેમાં હસ્સાન અને મિસ્તહ પણ આવી ગયા) અને મુસલમાન સ્ત્રીઓએ (જેમાં હમ્નહ પણ આવી ગયા) પોતાના આસપાસવાળાઓ સાથે (એટલે કે હઝરત આયશા સિદ્દીકા રદિ. અને તે સહાબી સાથે દિલથી) નેક ગુમાન કેમ ન કર્યું અને (જીભથી) એવું કેમ ન કહ્યું કે આ ઉઘાડું જૂઠ છે (જેમકે દૂર્રે મન્ષૂરમાં હઝરત અબૂ ઐયૂબ રદિ. અને તેમની પત્નીનું આવું જ નિવેદન રિવાયત થયું છે જેમાં તેમણે કહ્યું કે "એમાં તોહમત લગાવનારાઓની સાથે તેઓ પણ સામેલ છે જેઓ સાંભળીને મૌન રહ્યા અથવા શંકામાં પડી ગયા તે સૌના ઉપર પણ મલામત છે જેમાં સામાન્ય મુસ્લિમ પુરુષો અને મુસ્લિમ સ્ત્રીઓ પણ સામેલ થઈ ગયા." આગળ આ તોહમતને રદ કરવા અને નેક ગુમાન રાખવાના કારણો દર્શાવ્યા છે કે) આ (બોહતાન લગાવનાર) લોકો તે(પોતાના નિવેદન)ના ઉપર ચાર ગવાહ કેમ ન લાવ્યા ? (કે જે વ્યભિચારની સાબિતી માટેની શરત છે) બસ જે હાલતમાં આ લોકો ગવાહ (કાયદા પ્રમાણે) નથી લાવતા તો બસ અલ્લાહ સમીપ (જે કાયદો છે તેના આધારે) એ જૂઠા છે (આગળ બોહતાન લગાવનારાઓમાં જે મો'મિનો હતા તેમના ઉપર પણ દયાનું વર્ણન છે) અને જો (એ હસ્સાન, મિસ્તહ અને હમ્નહ) તમારા ઉપર અલ્લાહ તઆલાની કૃપા અને દયા ન હોત દુનિયામાં (પણ કે તવબહની મહોલત આપી) અને આખિરતમાં (પણ કે તવબહની તવફીક આપી અને તેનો સ્વીકાર પણ કરી લીધો અને જો આવું ન થયું હોત) તો જે ચર્ચામાં તમે પડ્યા હતા તેમાં તમારા ઉપર સખત અઝાબ આવી પડ્યો હોત (જેમકે અબ્દુલ્લાહ ઈબ્ને ઉબયને તવબહ નસીબ ન થવાને કારણે થશે, બસ તે સમયે દુનિયામાં તેને પણ મહોલત આપવામાં આવી પરંતુ છેવટે દુનિયા આખિરતમાં તેના માટે દયા નથી અને તેનાથી જાણ થઈ ગઈ કે સહાબા રદિ.ની તવબહનો સ્વીકાર થવાથી તેઓ પવિત્ર થઈને આખિરતમાં સન્માનનીય છે અને عَلَيْكُمْ માં સંબોધન મો'મિનીનનું હોવાથી ઈશારો પ્રથમ

ઉપરની આયતમાં આ ઈરશાદ છે ظَنَّ الْمُؤْمِنُوْنَ ثَانِيًافِى الْاٰخِرَةِ કે મુનાફિક તો આ આખિરતમાં જહન્નમના دَرُكِ اَسْفَلُ એટલે કે નીચલા તબકાના હકદાર છે, તે અવશ્ય مَرْحُوْمُ فِى الْاٰخِرَهْ –આખિરતમાં સન્માનનીય નથી બની શકતા. ત્રીજું આગળ يَعِظُكُمْ لَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ માં તબરાનીએ હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.નું નિવેદન નકલ કર્યું છે, يُرِيْدُ مِسْطَحًا وَحَمْنَةَ وَحَسَّانًا –કઝા ફિ દૂર્રે મન્ષૂર એટલે કે لَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ નું સંબોધન માત્ર ત્રણ મો'મિનો છે એટલે મિસ્તહ, હમ્નહ અને હસ્સાન. આગળ તેનું વર્ણન છે કે મો'મિનો ઉપર અલ્લાહની ખાસ કૃપા ન હોત કે તેમને તવબહની તવફીક આપી અને તવબહ પણ કરી લીધી તો જે કામ તેમણે કર્યું હતું તે પોતાની જાતમાં મોટા ભારે અઝાબનું કારણ હતું, ફરમાવ્યું) જ્યારે કે તમે એ(જૂઠી વાત)ની પોતાની જીભોથી ચર્ચા કરી રહ્યા હતા અને પોતાના મોઢાંથી એવી વાતો કરી રહ્યા હતા જેની તમને (કોઈ દલીલથી) સદંતર ખબર નથી (અને આવી ખબરને ફેલાવનારનું જૂઠા હોવું فَاُولٰٓئِكَ عِنْدَ اللّٰهِ هُمُ الْكَاذِبُوْنَ માં વર્ણન થઈ ચૂક્યું છે) અને તમે તેને હલકી વાત સમજી રહ્યા હતા જ્યારે કે તે અલ્લાહ સમીપ ઘણી ભારે વાત હતી (એટલે કે ભારે ગુનાહનું કારણ હતું, પ્રથમ તો કોઈ પાકદામન સ્ત્રી ઉપર વ્યભિચારની તોહમત પોતે મોટો ગુનોહ છે અને પછી તે પણ કોણ ?! પવિત્ર પત્નીઓમાંથી કે તેમના ઉપર તોહમત લગાવવી રસૂલે કરીમ ﷺની પીડાનું કારણ બની, બસ તેમાં ગુનાહના ઘણા બધા કારણો ભેગા હતા) અને તમે જ્યારે એ(વાત)ને (પ્રથમ) સાંભળ્યું હતું તો એવું કેમ ન કહ્યું કે અમારા માટે શોભાસ્પદ નથી કે આવી વાત મુખેથી પણ કાઢીએ, મઆઝલ્લાહ ! આ તો ઘણું મોટું બોહતાન છે (જેમકે અમુક સહાબાએ એ જ પ્રમાણે કહ્યું હતું જેમકે સઅદ બિન મઆઝ અને ઝૈદ બિન હારિષા અને અબૂ ઐયૂબથી આ જ પ્રમાણેનું નિવેદન નકલ થયું છે અને આ સંખ્યા વધારે હોવાનો નકાર નથી, શક્ય છે કે અન્ય ઘણા બધાઓએ આવું કહ્યું હોય, મતલબ એ છે કે قَاذِفِيْنَ અને سَاكِتِيْنَ સૌએ એવું જ કહેવું જોઈતું હતું, અહીંયાં સુધી તો ભૂતકાળની ઘટના ઉપર મલામત હતી, હવે ભવિષ્ય માટે બોધપાઠ છે કે જે આ ટીકાનો મૂળ હેતુ છે તેથી ઈરશાદ છે કે) અલ્લાહ તઆલા તમને બોધપાઠ આપે છે કે ફરી આવી પ્રવૃત્તિ કરશો નહીં જો તમે ઈમાનવાળા હોવ અને અલ્લાહ તઆલા તમને સાફ સાફ હુકમો વર્ણન કરે છે (જેમાં બોધપાઠ

અને તોહમતની સજા અને તવબહનું સ્વીકૃત થવું જે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે બધું સામેલ છે) અને અલ્લાહ તઆલા ખૂબ જાણનારો હિકમતવાળો છે (તમારા દિલના પસ્તાવાની હાલત પણ તેને ખબર છે એટલા માટે તવબહનો સ્વીકાર કરી લીધો અને રાજકીય હિકમત પણ સારી પેઠે જાણે છે એટલા માટે તમને દુનિયામાં સજા આપવામાં આવી, بِهٰذَا فَسَّرَهُ ابْنُ عَبَّاسٍ رَوَاهُ فِى الدُّرِّ અહીંયાં સુધી મુક્તિ અને છુટકારાના વર્ણનથી પહેલાં તોહમતની ચર્ચા કરનારાઓનું વર્ણન હતું, આગળ તેમનું વર્ણન છે જે કુર્આનમાં છુટકારાના વર્ણન પછી પણ આ ચર્ચા કરવાની પ્રવૃત્તિથી ન અટક્યા અને દેખીતું છે કે આવો વ્યક્તિ ઈમાનવિહોણો જ હશે, બસ ઈરશાદ છે કે) લોકો (આ આયતોના નાઝિલ થયા પછી પણ) ઈચ્છે છે (એટલે કે એ બાબતની અમલી કોશીશ કરે છે) કે બેહયાઈ(નિર્લજ્જતા)ની વાતોની મુસલમાનોમાં ચર્ચા થાય (એટલે કે આ ખબરનો પ્રચાર થાય કે તે મુસલમાનોમાં બેહયાઈની વાત છે, નીચોડ એ છે કે જે લોકો આવા પવિત્ર લોકો તરફ વ્યભિચારનો સંબંધ જોડે છે) તેમના માટે દુનિયા અને આખિરતમાં દર્દનાક સજા (નક્કી) છે અને (આ સજાની બાબતે આશ્ચર્ય ન કરો કારણ કે) અલ્લાહ તઆલા જાણે છે (કે કોનો ગુનોહ કયા દરજ્જાનો છે) અને તમે (તેની પૂરી હકીકત) નથી જાણતા (રવાહુ ફિ દૂર્ર અન અબી અબ્બાસ. આગળ તે લોકોને સંબોધન છે જેમણે તવબહ કરી લીધી અને તેના કારણે આખિરતના ભારે અઝાબથી સુરક્ષિત થઈ ગયા) અને (હે તવબહ કરનારાઓ !) જો એ વાત ન હોત કે તમારા ઉપર અલ્લાહની કૃપા અને દયા છે (જેનાથી તમને તવબહની તવફીક આપી) અને એ કે અલ્લાહ ઘણો મહેરબાન મોટો રહમવાળો છે (જેણે તમારી તવબહનો સ્વીકાર કરી લીધો) તો તમે પણ (આ ધમકીથી) ન બચ્યા હોત (આગળ મુસલમાનોને પોતાની રહમતથી કોઈ ગુનાહને નક્કી કર્યા વિના તથા આ પ્રસ્તુત ગુનાહના બધા જ પ્રકારોથી બચતા રહેવાની બાબતે તવબહ કરી પવિત્ર રહેવાનો ખુલાસો છે જે મહત્ત્વનો હોવાના કારણે વિવિધ વિષયો હેઠળ પુનરાવર્તિત સ્વરૂપે ઈરશાદ કરવામાં આવ્યો છે કે) હે ઈમાનવાળાઓ ! તમે શયતાનના પગલે ન ચાલો (એટલે કે તેના ભ્રમ અને વસવસાઓ ઉપર અમલ ન કરો) અને જે વ્યક્તિ શયતાનના પગલે ચાલે છે તો તે (શયતાન હંમેશા દરેક વ્યક્તિને) બેહયાઈ અને અયોગ્ય જ કામ કરવાનું કહેશે (જેમકે આ "ઈફ્ક"ની

ઘટનામાં તમે જોઈ લીધું) અને (શયતાનના પગલે પગલે ચાલવાથી અને ગુનાહ સમેટી લીધા પછી તેનો વબાલ અને નુકસાનથી કે જે સાબિત થઈ જ ચૂક્યું હતું છુટકારો અપાવવો એ પણ અમારી જ કૃપા હતી નહિતર) જો તમારા ઉપર અલ્લાહ તઆલાની દયા અને મહેરબાની ન હોત તો તમારામાંથી કોઈ ક્યારેય પણ તવબહ કરીને પાક સાફ ન થયો હોત (અથવા તો તવબહની તવફીક જ ન થઈ હોત જેમકે મુનાફિકોને તવફીક ન થઈ અથવા તો તવબહ સ્વીકાર ન કરવામાં આવી હોત, કારણ કે અમારા ઉપર કોઈ વસ્તુ વાજિબ નથી) અને પરંતુ અલ્લાહ તઆલા જેને ઈચ્છે છે (તવબહની તવફીક આપીને) પાક સાફ કરી આપે છે (અને તવબહ પછી પોતાના ફઝ્લથી સ્વીકૃતિનો વાયદો પણ કરી લીધો છે) અને અલ્લાહ તઆલા સઘળું સાંભળે બધું જ કંઈ જુએ છે (બસ, તમારી તવબહ સાંભળી લીધી અને તમારા પસ્તાવાને જાણી લીધો એટલા માટે કૃપા કરી આગળ એ બાબતનું વર્ણન છે કે છુટકારાની આયતો નાઝિલ થયા પછી પણ અમુક સહાબાએ જેમાં અબૂબક્ર સિદ્દીક રદિ. પણ છે. –રવાહુલ બુખારી અને બીજા સહાબા પણ છે. –કઝા ફિ દૂર્રે મન્ષૂર અન અબી અબ્બાસ. –ગુસ્સાના કારણે કસમ ખાઈ લીધી કે જેણે જેણે આ ચર્ચા કરી છે જેમાં જરૂરિયાતવાળા લોકો પણ હતા તેમને હવેથી કોઈપણ પ્રકારની આર્થિક મદદ આપશે નહીં. અલ્લાહ તઆલા તેમની ભૂલને મા'ફી આપી દેવા માટે અને તેમની મદદ ચાલુ કરવા માટે ઈરશાદ ફરમાવે છે કે) અને જે લોકો તમારામાં છૂટછાટવાળા છે તે સગાં વહાલાંઓને અને મોહતાજોને અને અલ્લાહના માર્ગમાં હિજરત કરનારાઓને આપવાથી કસમ ન ખાઈ બેસે (એટલે કે આ કસમના તકાદા ઉપર કાયમ ન રહે બલકે તેને તોડી નાંખે તેનો ભાવાર્થ આવો છે, નહિતર કસમ તો થઈ જ ચૂકી હતી, એટલે કે તે તેમના સારા સ્વભાવનો તકાદો છે મદદ કરવી ખાસ કરીને જેમાં કોઈ મદદ કરવાનું કારણ પણ હોય જેમકે હઝરત મિસ્તહ રદિ. કે તેઓ હઝરત અબૂબક્ર રદિ.ના નિકટના સગા પણ છે તથા મોહતાજ અને મુહાજિર પણ છે, આગળ પ્રેરણા અપાવવા માટે ફરમાવવામાં આવે છે કે) શું તમે એવું નથી ઈચ્છતા કે અલ્લાહ તઆલા તમારી ભૂલો મા'ફ કરી આપે ? (બસ તમે પણ પોતાના કૂસુરવારોને મા'ફ કરી આપો) બેશક ! અલ્લાહ તઆલા ગફૂરો રહીમ છે (બસ તમારે પણ તમારા ચારિત્ર્યની શ્રેષ્ઠતાના તકાદા પ્રમાણે મા'ફ કરી દેવું

જોઈએ, આગળ મુનાફિકોને ધમકીની વિગત છે જેનું વર્ણન ..اِنَّ الَّذِيۡنَ يُحِبُّوۡنَ માં ટૂંકમાં આવ્યું હતું એટલે કે) જે લોકો (આયતો નાઝિલ થયા પછી પણ) તોહમત લગાવે છે તે ઓરતો ઉપર કે જેઓ પાકદામન છે (અને) એવી વાતો(ના કરવા અને તેના ઈરાદા)થી (પણ માત્ર) બેખબર છે (અને જેના ઉપર તોહમત લગાવી છે તે) ઈમાનવાળીઓ છે (અને જેમના પવિત્ર હોવાનું અને છુટકારાનું વર્ણન કુર્આનની નસથી સાબિત થઈ ચૂક્યું છે અને અત્રે ઈમાનવાળીઓ કહી બહુવચનમાં લાવવું એટલા માટે છે કે તેમાં બધી જ અઝવાજે મુતહ્હરાત–પવિત્ર પત્નીઓ સામેલ થઈ જાય કે اَلطَّيِّبٰتُ "અત્તય્યિબાત"થી બધી જ પવિત્રતા સાબિત છે અને જાહેર છે કે આવા લોકો જે આવી પવિત્ર સ્ત્રીઓ ઉપર તોહમત લગાવે કાફિર અને મુનાફિક જ હોઈ શકે છે) તેમના ઉપર દુનિયા અને આખિરતમાં લા'નત કરવામાં આવે છે (એટલે કે અલ્લાહ તઆલાની ખાસ રહમતથી બંને જહાનમાં તેમના કુફ્રના કારણે દૂર થશે) અને તેમને (આખિરતમાં) મોટો અઝાબ થશે, જે દિવસે તેમના વિરુદ્ધ તેમની જીભો ગવાહી આપશે અને તેમના હાથ અને પગો પણ (ગવાહી આપશે) તેમના કામોની કે જે આ લોકો કર્યા કરતા હતા (દાખલા તરીકે જીભ કહેશે કે તેણે મારા દ્વારા ફલાણા ફલાણા કુફ્રની વાતો કરી અને હાથ પગ કહેશે કે તેણે કુફ્રના પ્રચાર અને પ્રસાર માટે આ પ્રમાણે મારો ઉપયોગ કર્યો) તે દિવસે અલ્લાહ તઆલા તેમને તેમનો આવશ્યક બદલો પૂરેપૂરો આપશે અને (તે દિવસે ઠીક ઠીક) તેમને જાણ થશે કે અલ્લાહ જ બરાબર ફેંસલો કરનારો (અને) વાત(ની હકીકત)ને ખોલી આપનારો છે (એટલે કે હમણા તો કુફ્રના કારણે એ વાતનો વિશ્વાસ તેમને બિલકુલ નથી પરંતુ કયામતના દિવસે તેમને જાણ થઈ જશે અને આ જાણીને તેઓ બિલકુલ છુટકારાથી હતાશ થઈ જશે, કારણ કે તેમનો યોગ્ય ફેંસલો કાયમી અઝાબ છે. આ આયતો તવબહ ન કરનારાઓ વિશે છે જે બરાઅતની આયતો નાઝિલ થયા પછી પણ તોહમતની માન્યતાથી પાછા ન વળ્યા. તવબહ કરનારાઓને فَضۡلُ اللّٰهِ وَرَحۡمَتُهٗ માં આખિરત અને દુનિયાના સન્માનનીય ઠરાવવામાં આવ્યા અને તવબહ ન કરનારાઓને لُعِنُوۡا માં બંને દુનિયામાં નીંદાપાત્ર ઠરાવવામાં આવ્યા, તવબહ કરનારાઓને لَمَسَّكُمۡ فِىۡ مَاۤ اَفَضۡتُمۡ فِيۡهِ عَذَابٌ عَظِيۡمٌ માં અઝાબથી સુરક્ષિત બતાવવામાં આવ્યા હતા અને તવબહ ન કરનારાઓને لَهُمۡ عَذَابٌ عَظِيۡمٌ માં અને

વળી તેનાથી પહેલાં ......وَالَّذِی تَوَلّٰی کِبْرَهٗ માં અઝાબમાં સપડાયેલા બતાવવામાં આવ્યા, તવબહ કરનારાઓ માટે اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ માં મા'ફીની અને રહમતની ખુશખબરી આપી એટલે કે ગુનાહથી પવિત્ર થવાની જાણ કરવામાં આવી હતી અને તવબહ ન કરનારાઓ માટે تَشْهَدُ અને يُوَفِّيهِمُ માં મા'ફીથી વંચિત રહેવાની ધમકી અને તેમનું અપમાન થવાનું ફરમાવવામાં આવ્યું, તવબહ કરનારાઓને ....مَا زَكٰى مِنْكُمْ માં طَاهِرُ બતાવવામાં આવ્યા હતા અને તવબહ ન કરનારાઓને આગલી આયતમાં خَبِيْثٌ –નાપાક કહ્યા, જેનો વિષય છુટકારા ઉપર દલીલ કરીને કિસ્સાની પૂર્ણતા કરવાનો છે, એટલે કે આ સર્વસામાન્ય કાયદો છે કે) ગંદી સ્ત્રીઓ ગંદા પુરુષોના લાયક હોય છે અને ગંદા પુરુષો ગંદી સ્ત્રીઓના લાયક હોય છે અને પાક સાફ ઓરતો પાક સાફ પુરુષોના લાયક હોય છે અને પાક સાફ પુરુષો પાક સાફ સ્ત્રીઓના લાયક હોય છે (એક પ્રસ્તાવના તો આ થઈ અને બીજી પ્રસ્તાવના જરૂરિયાતમાંથી છે કે રસૂલે કરીમ ﷺને દરેક વસ્તુ તેમના લાયક અને યોગ્ય જ આપવામાં આવી છે અને તે પવિત્ર અને સ્વચ્છ વસ્તુઓ છે તો અવશ્ય અને જરૂરી પ્રસ્તાવનાના આધારે પણ રસૂલે કરીમ ﷺની પત્ની પણ પવિત્ર જ છે અને તેમના પવિત્ર હોવાથી આ ખાસ તોહમતથી હઝરત સફવાન રદિ. પણ પવિત્ર અને પાક સાફ હોવાનું જરૂરી બની ગયું એટલા માટે આગળ ફરમાવવામાં આવે છે કે) આ તે વાતથી પાક છે જે આ (મુનાફિક લોકો) બકતા ફરે છે, તેમના માટે (આખિરતમાં) મગફિરત અને ઈજ્જતની રોજી (એટલે કે જન્નત) છે.

## મસ્અલા અને બોધપાઠ :

### હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની વિશિષ્ટ શ્રેષ્ઠતા અને કિસ્સએ ઇફ્કનો બાકીનો અમુક ભાગ :

રસૂલે કરીમ ﷺના દુશ્મનોએ રસૂલે કરીમ ﷺ વિરુદ્ધ પોતાની સમગ્ર યુક્તિઓ ખર્ચી નાંખી અને આપ ﷺને પીડા આપવાના જે જે સ્વરૂપો કોઈના દિમાગમાં આવી શકતા હતા તે બધા એકઠા કરવામાં આવ્યા, કાફિરો તરફથી જે પીડાઓ આપ ﷺને પહોંચી છે તેમાં કદાચ આ અંતિમ અને કઠોર રૂહાની પીડા હતી કે અઝ્વાજે મુતહ્હરાત (પવિત્ર પત્નીઓ)માં સૌથી વધારે જ્ઞાની અને શ્રેષ્ઠ

તથા અતિપવિત્ર ઉમ્મુલ મુઅ્મિનીન (મુસલમાનોની માતા) હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ઉપર અને તેમની સાથે હઝરત સફવાન બિન મુઅ્તલ (રદિ.) જેવા પવિત્ર સહાબી (રદિ.) ઉપર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય મુનાફિકે તોહમત ઘડી, મુનાફિકોએ તેને રંગ આપ્યો અને તેને ખૂબ ફેલાવ્યું તેમાં સૌથી વધારે ગમની વાત એ હતી કે અમુક સીધા–સાદા મુસલમાનો પણ તેમના ષડયંત્રોથી પ્રભાવિત થઈને તોહમતની ચર્ચા કરવા લાગ્યા. આ પાયાવિહોણી દલીલ વિનાની ઉડાઉ તોહમતના અમુક દિવસમાં પોતે જ તેની હકીકત ખુલી ગઈ હોત પરંતુ ઉમ્મુલ મુઅ્મિનીનને અને પોતે રસૂલે કરીમ ﷺને આ તોહમતથી જે રૂહાની પીડા પહોંચી હતી અલ્લાહ તઆલાએ તેને દૂર કરવા માટે અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની પવિત્રતા માટે અલ્લાહની વહીના કોઈ ઈશારા ઉપર બસ ન કર્યું, બલકે કુર્આનના લગભગ બે રુકૂઅ્ તેમની મુક્તિ માટે નાઝિલ થયા અને જે લોકોએ આ તોહમત ઘડી અથવા જે લોકોએ તેની ચર્ચામાં ભાગ લીધો તે બધા ઉપર દુનિયા અને આખિરતના અઝાબની એવી ધમકીઓ વર્ણન કરવામાં આવી કે કદાચ અન્ય કોઈ તકે આવી ધમકીઓ આવી નથી.

વાસ્તવમાં આ વાકિયએ ઈફ્ક (તોહમતની ઘટના)એ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની પાકદામની અને પવિત્રતાની સાથે તેમની ઉચ્ચ કક્ષાની બુદ્ધિ અને સમજદારીના લક્ષણોને પણ રોશન કરી દીધા એટલા માટે આ ઘટનામાં જે આયતો ઉપર પ્રસ્તુત થઈ તેમાંથી પહેલી આયતમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે આ ઘટનાને પોતાના માટે બુરાઈ ન સમજો બલકે આ તમારા માટે ભલાઈ છે, એનાથી મોટી ભલાઈ શું હશે કે અલ્લાહ તઆલાએ દશ આયતોમાં તેમની પવિત્રતા અને પાકદામનીની ગવાહી આપી જે કયામત સુધી તિલાવત કરવામાં આવશે, ખુદ આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે મને મારી જગ્યાએ તો વિશ્વાસ હતો કે અલ્લાહ તઆલા વહી દ્વારા રસૂલે કરીમ ﷺ ઉપર મારી સફાઈ અને મુક્તિ જાહેર કરશે પરંતુ હું પોતાની જાતને તેના લાયક સમજતી ન હતી કે મારા વિશે કુર્આનની આયતો નાઝિલ થઈ જશે જે હંમેશા પઢવામાં આવશે. આ સ્થળે ઘટનાની અમુક વધારે વિગત જાણી લેવી પણ આયતો સમજવામાં સહાયરૂપ બનશે એટલા માટે તેને ટૂંકમાં લખવામાં આવે છે.

આ મુસાફરીથી પરત આવ્યા પછી હઝરત આયશા સિદ્દીકા (રદિ.)

પોતાના ઘરગથ્થુ કામોમાં પ્રવૃત્ત થઈ ગયા, તેમને કંઈ ખબર ન હતી કે મુનાફિકોએ તેમના વિશે શું અફવા ઉડાવી છે. સહીહ બુખારીની રિવાયતોમાં પોતે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)નું વર્ણન છે કે મુસાફરીથી પરત આવ્યા બાદ મારી તબિયત ખરાબ થઈ ગઈ અને સૌથી મોટું કારણ તબિયત ખરાબ થવાનું એ થઈ ગયું કે હું રસૂલે કરીમ ﷺનો તે પ્યાર અને મહોબ્બત મારી સાથે જોતી ન હતી જે તેમનો કાયમી ક્રમ હતો, બલકે આ અરસામાં આપ ﷺનો મા'મલો એ રહ્યો કે ઘરમાં આવતા અને સલામ કરતા પછી પૂછી લેતા કે શું ખબર છે અને પરત ચાલ્યા જતા હતા. મને કારણ કે તેની ખબર જ ન હતી કે મારા વિશે શું ખબર ફેલાવવામાં આવી રહી છે એટલા માટે રસૂલે કરીમ ﷺના આવા વ્યવહારનું રહસ્ય મારા ઉપર ખુલતું ન હતું, હું આ ગમમાં ઘૂંટાવા લાગી. એક દિવસે પોતાની કમજોરીના કારણે મિસ્તહ સહાબીના માતા ઉમ્મે મિસ્તાહને સાથે લઈને મેં હાજત માટે બહાર જવાનો ઈરાદો કર્યો, કારણ કે તે સમયે ઘરોમાં બયતુલ ખલાઅ્ (સંડાસ) બનાવવાનો રિવાજ ન હતો. જ્યારે હું હાજતથી ફારેગ થઈને ઘર તરફ પાછી આવવા લાગી તો ઉમ્મે મિસ્તહનો પગ તેમની મોટી ચાદરમાં ફસાઈ ગયો અને તેઓ પડી ગયા, તે વખતે તેમના મુખેથી આ વાક્ય નીકળ્યું, تَعِسَ مِسْطَحٌ (તઈસ મિસ્તહુન) આ એવું વાક્ય છે જે અરબમાં બદ્દુઆ માટે ઉપયોગ થાય છે, તેમાં માંના મુખેથી પોતાના પુત્ર મિસ્તહ માટે બદ્દુઆના વાક્યો સાંભળીને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને આશ્ચર્ય થયું, તેમણે કહ્યું કે આ ઘણી ખરાબ વાત છે કે તમે એક નેક વ્યક્તિને ખરાબ કહો છો જે ગઝ્વએ બદ્રમાં સામેલ હતા એટલે કે તેમનો દિકરો મિસ્તહ. તેના ઉપર ઉમ્મે મિસ્તહે આશ્ચર્યથી કહ્યું કે દિકરી ! શું તમને ખબર નથી કે મારો દિકરો મિસ્તહ શું કહેતો ફરે છે ? મેં પૂછ્યું તે શું કહે છે ? ત્યારે તેમની વાલિદહે આ સમગ્ર ઘટના (વાકિયએ અહલે ઈફ્ક)ની ચલાવેલી તોહમતનું અને મિસ્તહની તેમાં ભાગીદારીનું વર્ણન કર્યું. હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે આ સાંભળીને મારી બીમારી બમણી થઈ ગઈ, જ્યારે હું ઘરમાં પાછી આવી તો નિત્યક્રમ પ્રમાણે રસૂલે કરીમ ﷺ તશરીફ લાવ્યા અને સલામ કરી અને હાલચાલ પૂછ્યા તો હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ રસૂલે કરીમ ﷺ પાસે પરવાનગી માંગી કે પોતાના માતા–પિતાના ઘરે ચાલી જાઉં ? આપ ﷺએ

પરવાનગી આપી દીધી. ઈરાદો એ હતો કે માતા–પિતાથી આ ઘટનાની તહકીક કરું, મેં જઈને વાલિદહને પૂછ્યું તેમણે સાંત્વના આપી કે તમારા જેવી સ્ત્રીઓના દુશ્મન હોય જ છે અને આવી વસ્તુઓ ફેલાવતા ફરે છે તમે તેનો ગમ ન કરો, આપોઆપ મા'મલો સાફ થઈ જશે. મેં કહ્યું, સુબ્હાનલ્લાહ ! લોકોમાં તેની ચર્ચા થઈ ચૂકી તેના ઉપર હું કેવી રીતે ધીરજ ધરું ? હું આખી રાત રડતી રહી, ન તો મારા આંસુ રોકાયા અને ન જ આંખ લાગી. બીજી બાજુ રસૂલે કરીમ ﷺ જે આ ખબર ફેલાવાથી ખૂબ ગમગીન હતા અને આ મુદતમાં આ મા'મલા વિશે કોઈ વહી પણ આપ ﷺ ઉપર આવી ન હતી એટલા માટે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ અને ઉસામહ બિન ઝૈદ (રદિ.)ને કે જે બંને ઘરના જ માણસો હતા તેમનાથી મશ્વરો લીધો કે આવી હાલતમાં મારે શું કરવું જોઈએ ? હઝરત ઉસામહ બિન ઝૈદ (રદિ.)એ તો ખુલીને વિનંતી કરી કે જ્યાં સુધી અમે જાણીએ છીએ અમને હઝરત આયશા (રદિ.) વિશે કોઈ બદ્ગુમાની નથી, તેમની કોઈ વાત એવી નથી જેનાથી ખોટું અનુમાન થવાનો માર્ગ પેદા થતો હોય. તમે આ અફવાઓની કોઈ પરવા ન કરો. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ (આપ ﷺને ગમ અને બેચેનીથી બચાવવા માટે) એ મશ્વરો આપ્યો કે અલ્લાહ તઆલાએ તમારા ઉપર કોઈ તંગી નથી કરી, અફવાઓની બીના ઉપર જો હઝરત આયશા (રદિ.) તરફથી કોઈ સ્વાભાવિક અણગમો થઈ ગયો છે તો સ્ત્રીઓ ઘણી બધી છે અને તમારો આ અણગમો એ પ્રમાણે પણ દૂર થઈ શકે છે કે બુરયરહ (રદિ.) હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની બાંદી છે તેમનાથી તેમની હાલત વિશે તહકીક કરી લો, એટલા માટે રસૂલે કરીમ ﷺએ બુરયરહ (રદિ.)ને પૂછતાછ શરૂ કરી. બુરયરહ (રદિ.)એ વિનંતી કરી કે અન્ય તો કોઈ વાત મને ઐબની તેમનામાં નથી દેખાઈ એ સિવાય કે તે નવયુવાન સ્ત્રી છે, અમુક સમયે આટો ગુંદીને રાખી દે છે અને પોતે સૂઈ જાય છે, બકરી આવીને આટો ખાઈ જાય છે. (ત્યારબાદ હદીષમાં રસૂલે કરીમ ﷺનું ખુત્બો આપવું અને મિમ્બર ઉપર તોહમત ઘડનારાઓની અને અફવા ફેલાવનારાઓની શિકાયતનું વર્ણન ફરમાવવું તથા લાંબો કિસ્સો ઉપસ્થિત છે. આગળનો ટૂંકો કિસ્સો એ છે કે) હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે મારો આખો દિવસ પછી બીજી રાત પણ રડતાં રડતાં જ પસાર થઈ, મારા માતા–પિતા પણ મારી પાસે આવી ગયા હતા, તેઓ

ડરી રહ્યા હતા કે રડવાથી મારું કલેજું ફાટી જશે, મારા માતા–પિતા મારી પાસે બેઠા હતા કે રસૂલે કરીમ ﷺ તશરીફ લાવ્યા અને મારી પાસે બેસી ગયા અને જ્યારથી આ અફવા ચાલી હતી તેનાથી પહેલાં તેઓ મારી પાસે આવીને બેઠા ન હતા, પછી રસૂલે કરીમ ﷺએ એક ટૂંકો "ખુત્બએ શહાદત" પઢયો અને ફરમાવ્યું, હે આયશા ! મને તમારા વિશે આ વાત પહોંચી છે જો તમે તેનાથી મુક્ત છો તો અવશ્ય અલ્લાહ તઆલા તમને મુક્ત કરશે. (એટલે કે તમારી મુક્તિની જાહેરાત વહી દ્વારા કરશે) અને જો તમારાથી કોઈ ભૂલ થઈ ગઈ છે તો અલ્લાહ તઆલાથી તવબહ અને ઈસ્તિગફાર કરો, કારણ કે બંદો જ્યારે પોતાના ગુનાહોનો સ્વીકાર કરીને તવબહ કરી લે છે તો અલ્લાહ તઆલા તેની તવબહ કબૂલ કરે છે, જ્યારે રસૂલે કરીમ ﷺએ પોતાની વાત પૂરી કરી લીધી તો મારા આંસુ બિલકુલ સૂકાઈ ગયા, મારી આંખોમાં કંઈ ભય ન રહ્યો, મેં મારા પિતા હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને કહ્યું કે તમે રસૂલે કરીમ ﷺની વાતનો જવાબ આપો. હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ ક્ષમા માંગી કે હું શું કહી શકું છું ? હવે મજબૂર થઈને મારે જ બોલવું પડ્યું, હું એક નાની ઉંમરની યુવતી હતી, હજુ સુધી હું કુર્આન પણ વધારે પઢી શકી ન હતી તે સમયે આ રંજ અને ગમ તથા અત્યંત આઘાતની પરિસ્થિતિમાં જ્યારે કે મોટા મોટા બુદ્ધિશાળીઓથી પણ કોઈ યોગ્ય વાત કરવી સરળ નથી હોતી હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ જે કંઈ કહ્યું તે આશ્ચર્યજનક બુદ્ધિપૂર્વકનું ઉચ્ચતમ્ વકતવ્ય છે, તેના શબ્દો અક્ષરસઃ લખવામાં આવી રહ્યા છે.

وَاللّٰهِ لَقَدْ عَرَفْتُ لَقَدْ سَمِعْتُمْ هٰذَا الْحَدِيْثَ حَتّٰى اسْتَقَرَّ فِيْ اَنْفُسِكُمْ وَصَدَّقْتُمْ بِهٖ وَلَئِنْ قُلْتُ لَكُمْ اِنِّىْ بَرِيْئَةٌ وَاللّٰهُ يَعْلَمُ اَنِّىْ بَرِيْئَةٌ لَا تُصَدِّقُوْنِّىْ وَلَاِنِ اعْتَرَفْتُ لَكُمْ بِاَمْرٍ وَاللّٰهُ يَعْلَمُ اَنِّىْ مِنْهُ بَرِيْئَةٌ لَتُصَدِّقُوْنِّىْ وَاللّٰهِ لَا اَجِدُ لِىْ وَلَكُمْ مَثَلًا اِلَّا كَمَا قَالَ اَبُوْيُوْسُفَ فَصَبْرٌ جَمِيْلٌ وَاللّٰهُ الْمُسْتَعَانُ عَلٰى مَا تَصِفُوْنَ

*"અલ્લાહની સોગંદ ! મને ખબર થઈ છે કે તમે આ વાત સાંભળી અને સાંભળતા રહ્યા એટલે સુધી કે તમારા દિલમાં બેસી ગઈ અને તમે તેનું (પ્રવૃત્તિ દ્વારા) સમર્થન પણ કરી દીધું, હવે જો હું આ કહું છું કે હું તેનાથી મુક્ત છું જેમકે*

*અલ્લાહ જાણે છે કે વાસ્તવમાં મુક્ત છું તો તમે મારું સમર્થન કરશો નહીં અને જો હું એવા કામનો સ્વીકાર કરી લઉં જેનાથી મારું મુક્ત હોવું અલ્લાહ તઆલા જાણે છે તો તમે મારી વાત માની લેશો, અલ્લાહના સોગંદ ! હવે હું પોતાનું અને પોતાના મા'મલાનું કોઈ ઉદાહરણ તેના સિવાય નથી જોતી જે હઝરત યૂસુફ (અલૈ.)ના પિતા હઝરત યાકૂબ (અલૈ.)એ પોતાના દિકરાઓની ખોટી વાત સાંભળીને કહી હતી કે હું સબ્રે જમીલ અપનાવું છું અને અલ્લાહ તઆલાથી આ મા'મલામાં સહાય પ્રાપ્ત કરું છું જે તમે વર્ણન કરી રહ્યા છો."*

હઝરત આયશા સિદીકા (રદિ.) ફરમાવે છે કે આટલી વાત કરીને હું પોતાના બિસ્તરા ઉપર સૂઈ ગઈ અને ફરમાવ્યું કે મને વિશ્વાસ હતો કે જેમકે હું ખરેખર મુક્ત છું અલ્લાહ તઆલા મારી મુક્તિની જાહેરાત વહી દ્વારા અવશ્ય કરશે પરંતુ એવી કલ્પના અને અનુમાન પણ ન હતું કે મારા વિશે કુર્આનની આયતો નાઝિલ થશે જે હંમેશા તિલાવત કરવામાં આવશે કારણ કે હું પોતાનું સ્થાન તેનાથી ઘણું ઓછું અનુભવતી હતી, હા ! એ વિચાર હતો કે કદાચ રસૂલે કરીમ ﷺને સ્વપ્નમાં મારી મુક્તિની જાહેરાત કરી આપવામાં આવશે, હઝરત આયશા સિદીકા (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺ પોતાની આ મજલિસથી હજુ ઉઠ્યા પણ ન હતા અને ઘરવાળાઓમાંથી પણ કોઈ ઉઠ્યું ન હતું કે રસૂલે કરીમ ﷺ ઉપર તે પરિસ્થિતિ છવાઈ ગઈ જે વહી નાઝિલ થવાના સમયે થતી હતી જેનાથી સખત ઠંડીના સમયમાં પણ રસૂલે કરીમ ﷺના કપાળ મુબારક ઉપરથી પરસેવો ફૂટવા લાગતો હતો, જ્યારે આ પરિસ્થિતિ દૂર થઈ તો રસૂલે કરીમ ﷺ હસતા હસતા ઉઠ્યા અને સૌથી પહેલાં જે વાક્ય કહ્યું, તે આ હતું اَبْشِرِىْ يَا عَائِشَةُ اَمَّا اللّٰهُ فَقَدْ اَبْرَاَكِ એટલે કે, હે આયશા (રદિ.) ! ખુશખબરી સાંભળો, અલ્લાહ તઆલાએ તો તમને મુક્ત કરી દીધા, મારી વાલિદાએ કહ્યું કે ઊભી થઈ જાઓ અને આપ ﷺની પાસે હાજર થઈ જાઓ. મેં કહ્યું કે ન તો હું આ વિશે અલ્લાહના સિવાય કોઈનું અહેસાન માનું છું અને ન જ હું ઊભી થઈશ, હું પોતાના પરવરદિગારની શુક્રગુઝાર છું કે તેણે મને મુક્ત કરી.

**હઝરત આયશા સિદીકા (રદિ.)ની અમુક વિશેષતાઓ :**

ઈમામ બગવી (રહ.)એ આ જ આયતની તફસીરમાં લખ્યું છે કે હઝરત

આયશા સિદ્દીકા (રદિ.)ની અમુક વિશેષતાઓ એવી છે જે તેમના સિવાય અન્ય કોઈ બીજી સ્ત્રીને પ્રાપ્ત થઈ નથી અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.) પણ (નેઅ્મતના વર્ણન સ્વરૂપે) આ વસ્તુઓને ગર્વની સાથે વર્ણન કર્યા કરતાં હતાં. એક એ કે રસૂલે કરીમ ﷺની નિકાહમાં આવતા પહેલાં હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) એક રેશ્મી કપડાંમાં મારી તસવીર લઈને રસૂલે કરીમ ﷺની પાસે આવ્યા અને ફરમાવ્યું કે આ તમારી પત્ની છે. *(રવાહુ તિરમિઝી અન આયશા રદિ.)*

અને અમુક રિવાયતોમાં છે કે,

– હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) પોતાની હથેળીમાં આ શકલ લઈને તશરીફ લાવ્યા હતા.

– બીજું એ કે રસૂલે કરીમ ﷺએ તેમના સિવાય કોઈ કુંવારી સ્ત્રીથી નિકાહ કર્યા ન હતા.

– ત્રીજું એ કે રસૂલે કરીમ ﷺની વફાત તેમના ખોળામાં થઈ.

– ચોથું એ કે હઝરત આયશા (રદિ.)ના હુજરામાં જ આપ ﷺ દફન થયા.

– પાંચમું એ કે આપ ﷺ ઉપર તે વખતે પણ વહી નાઝિલ થતી હતી જ્યારે આપ ﷺ હઝરત આયશા સિદ્દીકા (રદિ.) સાથે એક ગોદડામાં હોતા હતા, બીજી કોઈ પત્નીને આ વિશેષતા પ્રાપ્ત થઈ ન હતી.

– છટ્ઠું એ કે આસમાનથી તેમની પવિત્રતાની ગવાહી નાઝિલ થઈ.

– સાતમું એ કે તેઓ ખલીફએ રસૂલ ﷺની દિકરી છે અને સિદ્દીકા છે અને તેમનામાંથી છે જેમને દુનિયામાં જ મા'ફી અને રિઝ્કે કરીમનો અલ્લાહ તઆલાએ વાયદો કરી આપ્યો છે. *(મઝહરી)*

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના ફિક્હી અને ઈલ્મી સંશોધન તથા તેમના જ્ઞાનપૂર્ણ વક્તવ્યને જોઈને હઝરત મૂસા બિન તલ્હા (રદિ.)એ ફરમાવ્યું કે મેં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી વધારે કોઈ ફસીહ બલીગ (શ્રેષ્ઠ વક્તા) નથી જોયા. *(રવાહુ તિરમિઝી)*

તફસીરે કુર્તુબીમાં નકલ કર્યું છે કે હઝરત યૂસુફ (અલૈ.) ઉપર તોહમત લગાવવામાં આવી તો અલ્લાહ તઆલાએ એક નાની બાળકીને બોલવાની શક્તિ

અર્પણ કરી, તેની ગવાહીથી તેમનો છુટકારો જાહેર થઈ ગયો અને હઝરત મરયમ (અલૈ.) ઉપર તોહમત લગાવવામાં આવી તો અલ્લાહ તઆલાએ તેમના પુત્ર હઝરત ઈસા (અલૈ.)ની ગવાહીથી તેમને મુક્ત કર્યા અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ઉપર તોહમત લગાવવામાં આવી તો અલ્લાહ તઆલાએ કુર્આને કરીમની દશ આયતો નાઝિલ કરીને તેમની મુક્તિનું એ'લાન કર્યું જેણે તેમની શ્રેષ્ઠતા અને આબરૂને ઔર વધારી દીધી.

પ્રસ્તુત આયતોની ટૂંકમાં તફસીર તફસીરના ખુલાસામાં આવી ચૂકી છે હવે આયતોના ખાસ ખાસ વાક્યો વિશે કંઈક ચર્ચા છે તે જોઈ લઈએ.

اِنَّ الَّذِيْنَ جَآءُوْ بِالْاِفْكِ عُصْبَةٌ مِّنْكُمْ માં اِفْك (ઈફ્ક)નો મૂળ શાબ્દિક અર્થ "પલટાવી દેવું અથવા બદલી નાંખવું" થાય છે, અત્યંત નીચ કક્ષાના જૂઠને કે જે સત્યને જૂઠથી અને જૂઠને સત્યથી બદલી નાંખે, પવિત્ર અને મુત્તકીને ફાસિક તથા ફાસિકને મુત્તકી અને પરહેઝગાર બનાવી દે તેવા જૂઠને પણ "ઈફ્ક" કહેવામાં આવે છે. عُصْبَةٌ (ઉસ્બહ)નો અર્થ "સમૂહ" છે જે દશથી ચાલીસની સંખ્યા સુધી હોય, તેનાથી ઓછા માટે પણ તેનો ઉપયોગ થાય છે. مِنْكُمْ (મિન્કૂમ)નો ભાવાર્થ મો'મિનો છે, આ તોહમત મૂળેથી ઘડનારાઓ જો કે મુસલમાન નથી બલકે મુનાફિક અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય હતો જે મો'મિનોમાં દાખલ નથી પરંતુ મુનાફિકો જેઓ ઈસ્લામનો દા'વો કરતા હતા તેમના ઉપર પણ જાહેર હુકમો મો'મિનો માટેના જ લાગુ પાડવામાં આવતા હતા એટલા માટે "મિન્કૂમ"ના શબ્દમાં તેને પણ સામેલ કરી દેવામાં આવ્યું, મુસલમાનોમાંથી બે પુરુષ અને એક સ્ત્રી તેમાં સંડોવાયા તેના ઉપર રસૂલે કરીમ ﷺએ આયતો નાઝિલ થયા પછી હદ્દે કઝફ (તોહમતની સજા) લાગુ પાડી. كَمَا مَرَّ سَابِقًا પરંતુ બધા મો'મિનોએ તવબહ કરી લીધી અને અલ્લાહ તઆલાએ તેમની તવબહનો સ્વીકાર કર્યો તેમાંથી હઝરત હસ્સાન અને મિસ્તહ બંને બદ્રના યોદ્ધાઓમાંથી છે જેમના માટે અલ્લાહ તઆલાએ કુર્આનમાં મા'ફીનું એ'લાન કરી દીધું છે, હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની સામે કોઈ હઝરત હસ્સાન (રદિ.)ની બુરાઈ કરતું હતું તો તે તેને પસંદ કરતાં ન હતા, જો કે તેઓ પણ તે બે પુરુષોમાં સામેલ હતા જેમના ઉપર હદ્દે કઝફ લગાવવામાં આવી હતી અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવતા હતા કે હઝરત હસ્સાન (રદિ.)એ રસૂલે કરીમ ﷺ તરફથી

કાફિરોનો શાઈરીની શૈલીમાં ખૂબ મુકાબલો કર્યો છે એટલા માટે તેમને બુરું કહેવું જોઈએ નહીં અને તે બધા હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની પાસે હાજર થતા તો તેઓ તેમને સન્માન અને ઈજ્જતની સાથે બેસાડતા હતા. *(મઝહરી વગેરે)*

لَا تَحْسَبُوْهُ شَرًّا لَّكُمْ આ સંબોધન નબીએ કરીમ ﷺ અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.) તથા હઝરત સફવાન (રદિ.) અને તમામ મો'મિનોને છે જેમને આ અફવા ફેલાવાથી આઘાત લાગ્યો હતો અને અર્થ એ છે કે આ ઘટનાને તમે ખરાબ ન સમજો કારણ કે અલ્લાહ તઆલાએ કુર્આનમાં મુક્તિ નાઝિલ કરીને તેમની આબરૂ ઔર વધારી દીધી અને જે લોકોએ આવી પ્રવૃત્તિઓ કરી હતી તેમને સખત ધમકીઓ નાઝિલ કરી જે કયામત સુધી મહેરાબોમાં પઢવામાં આવશે.

لِكُلِّ امْرِئٍ مِّنْهُمْ مَّا اكْتَسَبَ مِنَ الْاِثْمِ ۚ એટલે કે, જે લોકોએ આ બોહતાનમાં જેટલો ભાગ લીધો તે જ પ્રમાણથી તેનો ગુનોહ લખવામાં આવ્યો છે અને તેના પ્રમાણમાં જ તેને અઝાબ થશે. જેણે આ ખબર ઘડી કાઢી અને ચલાવી જેનું વર્ણન આગળ આવે છે તે બધાથી વધારે અઝાબનો હકદાર છે, જેણે ખબર સાંભળીને સમર્થન કર્યું તે તેનાથી ઓછો અને જેણે સાંભળીને મૌન ધારણ કર્યું તે તેનાથી ઓછો (સજાનો હકદાર છે).

وَالَّذِىْ تَوَلّٰى كِبْرَهٗ مِنْهُمْ لَهٗ عَذَابٌ عَظِيْمٌ كِبْر શબ્દ (કિબ્ર) بِكَسْرِ الْكَاف (બ કસ્રે કા'ફ)નો અર્થ "મોટા"નો થાય છે, ભાવાર્થ એ છે કે જેણે આ તોહમતમાં મોટું કામ કર્યું એટલે કે તેને ઘડી અને ચલાવી તેના માટે મોટો અઝાબ છે, ભાવાર્થ તેનાથી અબ્દુલ્લાહ બિન ઉબય મુનાફિક છે. *(રવાહુલ બયહકી વગેરે)*

لَوْلَآ اِذْ سَمِعْتُمُوْهُ ظَنَّ الْمُؤْمِنُوْنَ وَالْمُؤْمِنٰتُ بِاَنْفُسِهِمْ خَيْرًا ۙ وَّقَالُوْا هٰذَآ اِفْكٌ مُّبِيْنٌ એટલે કે, એવું કેમ ન થયું કે જ્યારે તમે આ તોહમતની ખબર સાંભળી હતી ત્યારે મુસલમાન પુરુષ અને મુસલમાન સ્ત્રીઓએ પોતાના વિશે એટલે કે પોતાના મુસલમાન ભાઈ–બહેન વિશે નેક ગુમાન કર્યું હોત અને કહી દીધું હોત કે આ તો ઉઘાડું જૂઠ છે. આ આયતમાં કેટલીય વસ્તુ વિચારપાત્ર છે, પ્રથમ એ કે بِاَنْفُسِهِمْ (બિ અનફુસિહિમ)ના શબ્દથી કુર્આને કરીમે એ ઈશારો કર્યો કે જે મુસલમાન કોઈ બીજા મુસલમાનને બદનામ અને રુસ્વા કરે છે તે વાસ્તવમાં પોતાને જ રુસ્વા

કરે છે, કારણ કે ઈસ્લામની સગાઈએ સૌને એક બનાવી દીધા છે, કુર્આને કરીમે એવી તમામ પરિસ્થિતિઓમાં આ ઈશારાના ઉપયોગ કર્યો છે જેમકે એક સ્થળે ફરમાવ્યું, لَا تَلۡمِزُوۡٓا اَنۡفُسَكُمۡ (૪૯:૧૧) એટલે કે, ઐબ ન લગાવો ખુદ પોતાને. ભાવાર્થ તેનો એ છે કે કોઈ મુસલમાન ભાઈ પુરુષ અથવા સ્ત્રીને ઐબ ન લગાવો, બીજા સ્થળે ફરમાવ્યું, لَا تَقۡتُلُوۡٓا اَنۡفُسَكُمۡ (૪:૨૯) ખુદ પોતાની હત્યા ન કરો. ભાવાર્થ એ જ છે કે કોઈ મુસલમાન ભાઈની હત્યા ન કરો, બીજા સ્થળે وَلَا تُخۡرِجُوۡنَ اَنۡفُسَكُمۡ مِّنۡ دِيَارِكُمۡ (૨:૮૪) ફરમાવ્યું, એટલે કે ખુદ પોતાને પોતાના ઘરમાંથી ન કાઢો. અહીંયાં પણ કોઈ મુસલમાન ભાઈને તેના ઘરમાંથી કાઢી મૂકવાનો ભાવાર્થ છે, ચોથા સ્થળે ફરમાવ્યું, فَسَلِّمُوۡا عَلٰٓى اَنۡفُسِكُمۡ એટલે કે, ખુદ પોતાને સલામ કરો. ભાવાર્થ આ જ મુસલમાન ભાઈને સલામ કરવાનો છે. આ બધી કુર્આનની આયતો એ બાબતની સૂચના આપે છે કે એક મુસલમાન જે કોઈ બીજા મુસલમાન ઉપર ઐબ લગાવે છે અથવા તેને પીડા અથવા નુકસાન પહોંચાડે છે વાસ્તવિકતાના આધારે પોતે જ પોતાને ઐબવાળો બનાવે છે અને પોતે જ નુકસાન અને તકલીફ ઉઠાવે છે, કારણ કે તેનું પરિણામ સમગ્ર કોમની રુસ્વાઈ અને બદનામી હોય છે, જેમકે શૈખ સાઅ્દીએ ફરમાવ્યું,

چو از قومے یکے بے دانشی کرد نہ کہ را منزلت ماند نہ مہ را

કુર્આનની આવી તા'લીમની અસર હતી કે જ્યારે મુસલમાન ઊભર્યા તો સમગ્ર કોમની સાથે ઊભર્યા, તેમનો દરેક વ્યક્તિ ઊભર્યો અને તેને છોડવાનું પરિણામ આજે આંખોથી દેખાઈ રહ્યું છે કે બધા જ પડ્યા અને દરેક વ્યક્તિ પડ્યો, બીજી વાત આ આયતમાં ધ્યાનપાત્ર છે કે સ્થળનો એ તકાદો હતો કે, لَوۡلَآ اِذۡ سَمِعۡتُمُوۡهُ ظَنَنۡتُمۡ بِاَنۡفُسِكُمۡ خَيۡرًا "બ સેગએ ખિતાબ" કહેવામાં આવ્યું હોત જેમકે શરૂઆતમાં سَمِعۡتُمُوۡهُ (સમિઅ્તુમૂહુ) ખિતાબ (સંબોધન)ના સેગાથી કહેવામાં આવ્યું છે, કુર્આને કરીમે આ ટૂંકા વાક્યને છોડીને આ સ્થળે શૈલી બદલી કે "બ સેગએ ખિતાબ" એટલે કે ظَنَنۡتُمۡ (ઝનન્તુમ)ને બદલે ظَنَّ الۡمُؤۡمِنُوۡنَ (ઝન્નલ્મુઅ્મિનૂન) કહ્યું, તેમાં હળવો ઈશારો એ વાત તરફ છે કે આ પ્રવૃત્તિ જે લોકોથી થઈ તે આ પ્રવૃત્તિની હદ સુધી મો'મિનૂન કહેડાવવાના હકદાર નથી, કારણ કે ઈમાનનો તકાદો એ હતો કે એક મુસલમાને બીજા મુસલમાનથી સારો અભિપ્રાય કાયમ રાખ્યો હોત.

ત્રીજી ધ્યાનપાત્ર વાત એ છે કે આ આયતે કરીમાના અંતિમ વાક્ય وَقَالُوْا هٰذَآ اِفْكٌ مُّبِيْنٌ માં એ તા'લીમ આપવામાં આવી છે કે ઈમાનનો તકાદો એ હતો કે મુસલમાને આ ખબરને સાંભળતા જ કહી આપ્યું હોત કે આ ઉઘાડું જૂઠ છે, તેનાથી સાબિત થયું કે કોઈ મુસલમાન વિશે જ્યાં સુધી કોઈ ગુનાહ અથવા ઐબનું જ્ઞાન કોઈ શરઈ દલીલથી સાબિત ન થઈ જાય ત્યાં સુધી તેની સાથે નેક ગુમાન રાખવું અને કોઈ દલીલ વિના જ ઐબ અને ગુનાહની વાત તેના તરફ જોડીને જૂઠું ઠરાવી દેવું બિલકુલ ઈમાનનો તકાદો છે.

**મસ્અલો :**

આથી સાબિત થયું કે દરેક મુસલમાન પુરુષ અને સ્ત્રીની સાથે સારું ગુમાન (અભિપ્રાય) રાખવું વાજિબ છે જ્યાં સુધી કોઈ શરઈ દલીલથી તેના વિરુદ્ધ સાબિત ન થઈ જાય અને જે વ્યક્તિ શરઈ દલીલ વિના તેના ઉપર આરોપ મૂકે છે તેની વાતને રદ કરવી અને જૂઠી ઠરાવવી પણ વાજિબ છે, કારણ કે તે માત્ર એક ગીબત અને મુસલમાનને વિના કારણે રુસ્વા કરવું છે. *(મઝહરી)*

لَوْلَا جَآءُوْ عَلَيْهِ بِاَرْبَعَةِ شُهَدَآءَ فَاِذْ لَمْ يَاْتُوْا بِالشُّهَدَآءِ فَاُولٰٓئِكَ عِنْدَاللّٰهِ هُمُ الْكٰذِبُوْنَ

આ આયતથી પહેલાં વાક્યમાં તો એ બાબતની તાકીદ છે કે આવી ખબર ફેલાવનારાઓ વિશે મુસલમાનોએ તેમની તે વાતને પ્રચલિત કરવા કરતાં તેમની પાસે દલીલની માંગણી કરવી જોઈતી હતી અને કારણ કે વ્યભિચારની તોહમતના મા'મલામાં શરઈ દલીલ ચાર ગવાહો વિના કાયમ નથી થતી એટલા માટે તેમનાથી માંગણી કરવી જોઈએ કે તમે જે કંઈ કહી રહ્યા છો તેના ઉપર ચાર ગવાહ રજુ કરો અથવા તો મોઢું બંધ કરો. બીજા વાક્યમાં ફરમાવ્યું કે જ્યારે તેઓ ચાર ગવાહ ન લાવી શક્યા તો અલ્લાહ સમીપ આ જ લોક જૂઠા છે.

અત્રે આ વાત વિચારપાત્ર છે કે એવું થવું કંઈ છેટું નથી કે એક વ્યક્તિએ પોતાની આંખોથી એક ઘટના જોઈ પરંતુ તેના ઉપર બીજા ગવાહો ન મળ્યા તો જો આ વ્યક્તિ પોતાની આંખોએ જોયેલ ઘટનાને વર્ણન કરે છે તો તેને જૂઠો કઈ રીતે કહી શકાય છે ? ખાસ કરીને અલ્લાહ સમીપ જૂઠું કહેવું તો કોઈપણ રીતે સમજમાં જ નથી આવતું, કારણ કે અલ્લાહ તઆલાને તો બધી ઘટનાઓની સચ્ચાઈ ખબર છે અને આ ઘટના અસ્તિત્વમાં આવવું પણ જાણે છે તો તે

અલ્લાહ સમીપ જૂઠું બોલનાર કઈ રીતે ઠર્યો ? તેના બે જવાબ છે. પ્રથમ એ કે અહીંયાં عِنْدَ اللّٰهِ "અલ્લાહ સમીપ"થી ભાવાર્થ અલ્લાહનો હુકમ અને કાનૂને ઈલાહી છે, એટલે કે આ વ્યક્તિ ઈલાહી કાનૂન અને હુકમે ખુદાવંદીની રુએ જૂઠો ઠરાવવામાં આવશે અને તેના ઉપર હદ્દે કઝફ (તોહમતની સજા) લાગુ પાડવામાં આવશે, કારણ કે અલ્લાહનો હુકમ એ હતો કે જ્યારે ચાર ગવાહ ન હોય તો ઘટના જોયા છતાં તેને વર્ણન ન કરો અને જે ચાર ગવાહો વિના વર્ણન કરશે તે કાયદાની રૂએ અને હુકમ પ્રમાણે જૂઠો ઠરીને સજા પામશે.

બીજો જવાબ એ છે કે મુસલમાનની શા'ન આ છે કે કોઈ કામ વ્યર્થ ન કરે જેનું પરિણામ કોઈ લાભ ન હોય, ખાસ કરીને એવું કામ જેમાં અન્ય મુસલમાન ઉપર કોઈ તોહમત લાગુ પડતી હોય તો મુસલમાન કોઈ બીજા મુસલમાન વિરુદ્ધ કોઈ ખામી અથવા ગુનાહની ગવાહી માત્ર એવી નિય્યતથી આપી શકે છે કે ગુનાહ અથવા અપરાધનો ખાત્મો હેતુ સ્વરૂપે હોય, કોઈને રુસ્વા કરવું અથવા તેને પીડા પહોંચાડવાનો હેતુ ન હોય તો જે વ્યક્તિએ ચાર ગવાહો વિના આ પ્રકારની ગવાહી મુખેથી કાઢી જાણે તેણે આ દા'વો કર્યો છે કે હું આ વાક્યો મખ્લૂકની સુધારણા અને સમાજને બુરાઈથી બચાવવા તથા અપરાધના ખાત્માની નિય્યતે કરી રહ્યો છું પરંતુ જ્યારે શરીઅતનો કાનૂન તેને ખબર છે કે ચાર ગવાહો વિના આવી ગવાહી આપવાથી ન તો તે વ્યક્તિ ઉપર કોઈ સજાની હદ લાગુ થશે અને ન જ સાબિતી પૂર્ણ થશે, બલકે ઊલટાનું જૂઠું બોલવાની સજાનો હું પોતે જ હકદાર બની જઈશ તો તેવા સમયે તે અલ્લાહ સમીપ પોતાની તે નિય્યતના દા'વામાં જૂઠો છે કે હું મખ્લૂકની સુધારણા અને અપરાધના ખાત્માની નિય્યતથી આ ગવાહી આપી રહ્યો છું, કારણ કે શરઈ કાયદા પ્રમાણે ગવાહી ન હોવાના સ્વરૂપમાં આ નિય્યત હોઈ જ નથી શકતી. *(મઝહરી)*

### એક મહત્ત્વની અને જરૂરી તાકીદ :

પ્રસ્તુત બંને આયતોમાં દરેક મુસલમાનને બીજા મુસલમાનથી નેક ગુમાન રાખવાની સૂચના અને તેના વિરુદ્ધ દલીલ વિનાની વાતોનો રદિયો ઠરાવવામાં આવ્યો છે, એના ઉપર કોઈને એ શંકા ન થવી જોઈએ કે પછી રસૂલે કરીમ ﷺએ પહેલેથી જ આ ખબરને ખોટું હોવાનું યકીન કેમ ન કર્યું અને તે ખબરનો

રદિયો કેમ ન આપ્યો અને એક મહિના સુધી વેઠવાની પરિસ્થિતિમાં કેમ રહ્યા એટલે સુધી કે હઝરત આયશા સિદીકા (રદિ.)એ ફરમાવ્યું કે જો તમારાથી કોઈ ભૂલ થઈ ગઈ હોય તો તવબહ કરી લેવી જોઈએ. *(કમા રવાહુલ બુખારી)*

કારણ એ છે કે અત્રે એક મુસલમાનને બીજા મુસલમાન ઉપર જે નેક ગુમાન રાખવાનો હુકમ છે તેનાથી તે ચિંતાનો નકાર થતો નથી જે રસૂલે કરીમ ﷺને થઈ, કારણ કે આપ ﷺએ આ ખબરનું ન તો સમર્થન કર્યું અને ન જ તેના કોઈ તકાદા ઉપર અમલ કર્યો, ન જ તેની ચર્ચા કરવાનું પસંદ કર્યું બલકે સહાબએ કિરામ (રદિ.)ની સભામાં એ જ કહ્યું કે, مَا عَلِمْتُ عَلٰى اَهْلِىْ اِلَّا خَيْرًا. رَوَاهُ الْبُخَارِىُّ એટલે કે, હું મારી પત્ની વિશે ભલાઈ અને નેકી સિવાય કંઈ જ નથી જાણતો, આ બધી તે જ પ્રસ્તુત આયતોના તકાદા ઉપર અમલ અને નેક ગુમાન રાખવાની સાક્ષી છે, અલબત્ત કતઈ અને ચોક્કસ જ્ઞાન જેનાથી સ્વાભાવિક ચિંતા પણ દૂર થઈ જાય તે તે સમયે થયું જ્યારે "આયાતે બરા'અત" નાઝિલ થઈ ગઈ.

ખુલાસો એ છે કે દિલમાં કોઈ શંકા અને ચિંતા પેદા થઈ જવી અને સંભાળવાની તદ્બીરોનો ઉપયોગ કરવો જેમકે રસૂલે કરીમ ﷺએ કર્યો મો'મિનોના નેક ગુમાનથી વિપરીત ન હતો કારણ કે જ્યારે તેના તકાદા ઉપર અમલ ન કરવામાં આવ્યો હોય, જે મુસલમાનો ઉપર આ બાબતે હદ્દે કઝફ લાગુ પાડવામાં આવી અને તે બે આયતોમાં તેમના ઉપર લાલ આંખ કરવામાં આવી તેમણે આ ખબરના તકાદા ઉપર અમલ કર્યો હતો કે તેમણે તેની ચર્ચા કરી અને તેને ફેલાવ્યું તે આયત નાઝિલ થતા પહેલાં પણ નાજાઈઝ અને સજાને પાત્ર હતું.

وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَرَحْمَتُهٗ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ لَمَسَّكُمْ فِىْ مَآ اَفَضْتُمْ فِيْهِ عَذَابٌ عَظِيْمٌ

આ આયત તે મુસલમાનો વિશે નાઝિલ થઈ જેઓ ભૂલથી આ તોહમતમાં કોઈપણ પ્રકારે ભાગીદાર થઈ બેઠા હતા, પછી તવબહ કરી લીધી અને અમુક ઉપર સજા પણ લાગુ પાડવામાં આવી. આ સૌને આ આયતે એ પણ બતાવ્યું કે જે અપરાધ તમારાથી થઈ ગયો તે ઘણો મોટો અપરાધ હતો, તેના ઉપર દુનિયામાં પણ અઝાબ આવી શકતો હતો જેમકે પાછલી કોમોના અપરાધીઓ ઉપર આવ્યો છે અને આખિરતમાં પણ તેના ઉપર સખત અઝાબ થયો હોત પરંતુ અલ્લાહ તઆલાનો મા'મલો તમારા મો'મિનોની સાથે કૃપા અને દયાનો છે, દુનિયામાં પણ

અને આખિરતમાં પણ એટલા માટે આ અઝાબ તમારાથી ટળી ગયો, દુનિયામાં અલ્લાહની કૃપા અને દયાના પ્રત્યક્ષ દર્શન એ થયા કે પ્રથમ તો ઈસ્લામ અને ઈમાનની તવફીક બખ્શી, પછી રસૂલે કરીમ ﷺની સોબતની પ્રતિષ્ઠા અર્પણ કરી જે અઝાબ નાઝિલ થવાથી અવરોધક છે અને પછી જે ગુનાહ થઈ ગયા હતા તેની સાચી તવબહની તવફીક બખ્શી, પછી તે તવબહનો સ્વીકાર કરી લીધો અને આખિરતમાં અલ્લાહ તઆલાની કૃપા અને દયાનો અસર એ છે કે તમારી સાથે મા'ફી અને દરગુઝર તથા બખ્શીશનો વાયદો કરવામાં આવ્યો.

اِذْ تَلَقَّوْنَهٗ بِاَلْسِنَتِكُمْ માં تَلَقّٰی (તલક્કા)નો ભાવાર્થ એ છે કે એકબીજાથી વાત પૂછે અને તેને વર્ણવે, અત્રે વાતને સાંભળીને વિના દલીલે અને વિના તહકીકે આગળ ચાલતી કરી દેવી ભાવાર્થ તરીકે છે.

وَتَحْسَبُوْنَهٗ هَيِّنًا ۖ وَّهُوَ عِنْدَ اللّٰهِ عَظِيْمٌ એટલે કે, તમે તો તેને મા'મૂલી વાત સમજી રહ્યા હતા કે તમે જેવું સાંભળ્યું તેવું જ બીજાને કહી આપ્યું પરંતુ તે અલ્લાહ સમીપ ઘણો મોટો ગુનોહ હતો કે વિના દલીલે અને વિના તહકીકે આવી વાત ફેલાવી દીધી જેનાથી બીજા મુસલમાનોને સખત પીડા થાય, તેમની રુસ્વાઈ થાય અને તેમના માટે જિંદગી મુશ્કેલ બની જાય.

وَلَوْلَآ اِذْ سَمِعْتُمُوْهُ قُلْتُمْ مَّا يَكُوْنُ لَنَآ اَنْ نَّتَكَلَّمَ بِهٰذَا ۖ سُبْحٰنَكَ هٰذَا بُهْتَانٌ عَظِيْمٌ એટલે કે, એવું કેમ ન થયું કે જ્યારે તમે આ અફવા સાંભળી હતી તો એવું કહી આપ્યું હોત કે અમારા માટે આવી વાત જીભથી કાઢવી જાઈઝ નથી, અલ્લાહ પવિત્ર છે, આ તો ઘણું મોટું બોહતાન છે. આ આયતમાં પુનરાવર્તિત સ્વરૂપે તે જ સૂચના છે જે આનાથી આગલી આયતમાં આવી ચૂકી છે, તેમાં એ વધારે સ્પષ્ટતા છે કે મુસલમાનોએ આવી ખબર સાંભળવાના સમયે શું અમલ કરવો જોઈએ અને એ કે સ્પષ્ટ રીતે કહી આપે કે આવી વાતો કોઈ દલીલ વિના જીભથી કાઢવી પણ અમારા માટે જાઈઝ નથી, આ તો ઘણું મોટું બોહતાન છે.

## એક શંકા અને તેનો જવાબ :

જો કોઈને એવી શંકા હોય કે જેવી રીતે કોઈ ઘટનાનું સત્ય દલીલ વિના જાણ નથી થતી એટલા માટે તેને જીભથી કાઢવી અને તેની ચર્ચા કરવી નાજાઈઝ ઠરાવવામાં આવી એ જ પ્રમાણે કોઈ વાતનું જૂઠું હોવું પણ તો કોઈ જ દલીલ

વિના સાબિત નથી થતું કે તેને મોટી તોહમત કહી દેવામાં આવે ? જવાબ એ છે કે દરેક મુસલમાનને ગુનાહોથી પાક–સાફ સમજવો શરીઅતનું મૂળ છે જે દલીલથી સાબિત છે, તેના વિરુદ્ધ જે વાત વિના દલીલની કહેવામાં આવે તેને જૂઠી સમજવા માટે કોઈ અન્ય દલીલની આવશ્યકતા નથી, માત્ર એટલું પૂરતું છે કે એક મો'મિન મુસલમાન ઉપર કોઈ શરઈ દલીલ વિના તોહમત લગાવવામાં આવી છે એટલા માટે એ બોહતાન છે.

اِنَّ الَّـذِيۡـنَ يُحِبُّوۡنَ اَنۡ تَشِيۡعَ الۡفَاحِشَةُ فِى الَّذِيۡنَ اٰمَنُوۡا لَهُمۡ عَذَابٌ اَلِيۡمٌ ۙ فِى الدُّنۡيَا وَالۡاٰخِرَةِ

આ આયતમાં ફરી તે લોકોની ટીકા અને તેમના ઉપર દુનિયા અને આખિરતના અઝાબની ધમકી છે જેમણે આ તોહમતમાં કોઈપણ પ્રકારે ભાગ લીધો, આ આયતમાં આ વાત વધારે છે કે જે લોકો આવી ખબરો પ્રચલિત કરે છે જાણે કે તેઓ એવું ઇચ્છે છે કે મુસલમાનોમાં વ્યભિચાર અને નિર્લજ્જતા ફેલાઈ જાય.

**નિર્લજ્જતાના ખાત્માની કુર્આની વ્યવસ્થા અને એક મહત્ત્વની યુક્તિ જેને ઉપેક્ષિત કરવાના પરિણામે આજકાલ નિર્લજ્જતા મોટા પ્રમાણમાં ફેલાયેલી છે :**

કુર્આને હકીમે નિર્લજ્જતાના ખાત્માની એ ખાસ વ્યવસ્થા બનાવી છે કે પ્રથમ તો આ પ્રકારની ખબર ક્યાંય ફેલાવા ન પામે અને તેનો પ્રચાર–પ્રસાર થાય તો શરઈ સાબિતીઓ સાથે થાય કે તેના મશ્હૂર થવાની સાથે જ ભરી સભામાં વ્યભિચારની હદ (સજા) તેના ઉપર લાગુ કરવામાં આવે. આ પ્રમાણે આ ખબરને મશ્હૂર થવાને આવા અપરાધના ખાત્માનું કારણ બનાવી દેવામાં આવે અને જ્યાં શરઈ સાબિતીઓ ન હોય ત્યાં આ પ્રકારની નિર્લજ્જ ખબરોને ફેલાવવી અને તેને પ્રચલિત કરવી જ્યારે કે તેની સાથે કોઈ સજા નથી સ્વાભાવિક રીતે લોકોના દિલોથી બેહયાઈ અને નિર્લજ્જતાની નફરત અને સૂગ ઓછી કરી દેવાનું અને અપરાધ કરવા માટે પ્રેરણા આપવાનું તથા તેનો પ્રચાર–પ્રસાર કરવાનું કારણ બને છે જેનો સાક્ષાત્કાર આજકાલ સમાચારપત્રોમાં દરરોજ થાય છે કે આ પ્રકારની ખબરો દરરોજ દરેક વર્તમાનપત્રોમાં પ્રકાશિત થતી રહે છે, નવયુવાન પુરુષ અને સ્ત્રીઓ તેને જોતા રહે છે અને દરરોજ આવી ખબરો સામે આવવાથી અને તેના ઉપર કોઈ ખાસ સજા ન થવાની આવશ્યક અને સ્વાભાવિક

અસર એ થાય છે કે જોતાં જોતાં આ નાપાક પ્રવૃત્તિ નજરોમાં હળવી દેખાવા લાગે છે અને પછી સ્વભાવમાં તેના તરફ આકર્ષણ પેદા થવાનું કારણ બને છે, એટલા માટે કુર્આને હકીમે આવી ખબરોના પ્રચાર–પ્રસારની પરવાનગી માત્ર એવા સ્વરૂપમાં આપી છે જ્યારે કે તે શરઈ સાબિતી સ્વરૂપે હોય, તેના પરિણામે ખબરની સાથે જ આવી નિર્લજ્જતાનું ભયાનક પરિણામ પણ જોનારા–સાંભળનારાની સામે આવી જાય અને જ્યાં સાબિતીઓ ન હોય અને સજા ન હોય ત્યાં આવી ખબરોના પ્રચાર–પ્રસારને કુર્આને કરીમે મુસલમાનોમાં નિર્લજ્જતા ફેલાવવાનું માધ્યમ ઠરાવી દીધું છે, કાશ ! મુસલમાનો તેના ઉપર વિચાર કરે. આ આયતમાં આવી ખબરો સાબિતીઓ વિના મશ્હૂર કરનારાઓ ઉપર દુનિયા અને આખિરત બંનેમાં "અઝાબે અલીમ" (ભયાનક અઝાબ) થવાનું વર્ણન છે, આખિરતનો અઝાબ તો દેખીતું છે કે કયામત પછી થશે જેનો અહીંયાં સાક્ષાત્કાર નથી થઈ શકતો પરંતુ દુનિયાનો અઝાબ તો પ્રત્યક્ષ રીતે સામે આવવો જોઈએ. બસ, જે લોકો ઉપર હદ્દે કઝફ (તોહમતની સજા) લાગુ પાડવામાં આવી તેમના ઉપર તો દુનિયાનો અઝાબ આવી જ ગયો અને જો કોઈ વ્યક્તિ સજાની હદોની શરતો ઉપસ્થિત ન હોવાના કારણે હદ્દે કઝફથી બચી ગયો તો તે દુનિયામાં પણ અંતે અઝાબનો હકદાર આ આયતની રૂએ ઠરે છે અને તેના માટે આટલું પણ પૂરતું છે.

وَلَا يَأْتَلِ اُولُوا الْفَضْلِ مِنْكُمْ وَالسَّعَةِ اَنْ يُّؤْتُوْٓا اُولِي الْقُرْبٰى وَالْمَسٰكِيْنَ وَالْمُهٰجِرِيْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ ص صلے وَلْيَعْفُوْا وَلْيَصْفَحُوْا ط اَلَا تُحِبُّوْنَ اَنْ يَّغْفِرَ اللّٰهُ لَكُمْ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ

### સહાબએ કિરામ (રદિ.)ને ઉચ્ચ નૈતિક તા'લીમ :

وَلَا يَأْتَلِ માં اِئْتِلَاءٌ નો અર્થ "કસમ ખાવું" થાય છે. હઝરત આયશા સિદીકા (રદિ.) ઉપર તોહમતની ઘટનામાં મુસલમાનોમાંથી મિસ્તહ અને હસ્સાન (રદિ.) સંડોવાઈ ગયા હતા જેના ઉપર રસૂલે કરીમ ﷺએ આયાતે બરા'અત (છુટકારાની આયતો) પછી હદ્દે કઝફ લાગુ પાડી, મિસ્તહ અને હસ્સાન (રદિ.) બંને પ્રતિષ્ઠિત સહાબી અને ગઝ્વએ બદ્રના યોદ્ધાઓમાંથી છે

પરંતુ તેમનાથી એક ભૂલ થઈ ગઈ જેની સાચી તવબહ તેમને નસીબ થઈ અને અલ્લાહ તઆલાએ જે પ્રમાણે હઝરત આયશા સિદીકા (રદિ.)ની મુક્તિની આયતો ઊતારી એ જ પ્રમાણે આ મો'મિનોની તવબહનો સ્વીકાર કરવાનું અને તેમને મા'ફ કરવાનું પણ એ'લાન કરી દીધું.

હઝરત મિસ્તહ (રદિ.) હઝરત સિદીકે અકબર (રદિ.)ના સગાં પણ હતા અને ગરીબ પણ હતા. હઝરત સિદીકે અકબર (રદિ.) તેમની આર્થિક મદદ કર્યા કરતા હતા, જ્યારે વાકિયએ ઇફ્કમાં તેમની અમુક હદે ભાગીદારી સાબિત થઈ તો હઝરત આયશા સિદીકા (રદિ.)ના પિતાની પિતૃ ભાવના અને પુત્રીના આવા સખત આઘાત પહોંચાડવાના કારણે સ્વાભાવિક રીતે હઝરત મિસ્તહ (રદિ.)થી રંજ પેદા થઈ ગયો અને કસમ ખાઈ બેઠા કે હવે પછી તેમની કોઈ આર્થિક મદદ નહીં કરું, એ દેખીતું છે કે કોઈ ખાસ ફકીરની મદદ કરવી કોઈ ખાસ મુસલમાનો ઉપર નિશ્ચિત સ્વરૂપે વાજિબ નથી અને જેની આર્થિક મદદ કોઈ કરે છે જો તે તેને રોકી લે તો તે ગુનાહનું કોઈ કારણ પણ નથી પરંતુ સહાબએ કિરામ (રદિ.)ની જમાઅતને અલ્લાહ તઆલા દુનિયા માટે એક ઉદાહરણ સ્વરૂપ સમાજ બનાવનારો હતો એટલા માટે એક બાજુ જે લોકોથી ભૂલ થઈ તેમને સાચી તવબહ અને હવે પછી પોતાની હાલતની સુધારણાની નેઅ્મતથી નવાજ્યા અને બીજી બાજુ જે બુઝૂર્ગોએ સ્વાભાવિક રંજ અને ગમના કારણે આવા ગરીબ ફકીરની મદદ કરવાનું છોડી દેવાની કસમ ખાઈ લીધી તેમને ઉચ્ચ નૈતિકતાની તા'લીમ આ આયતમાં એ આપવામાં આવી કે તેમણે આ કસમ તોડીને તેનો કફ્ફારો આપી દેવો જોઈએ, તેમની આર્થિક મદદથી હાથ ખેંચી લેવો તેમના ઉચ્ચ સ્થાનને યોગ્ય નથી, જે રીતે અલ્લાહ તઆલાએ તેમને મા'ફ કરી દીધા તેમણે પણ મા'ફી અને દરગુઝરથી કામ લેવું જોઈએ.

કારણ કે હઝરત મિસ્તહ (રદિ.)ની આર્થિક મદદ કરવી શરઈ રીતે કોઈ વાજિબ કે હઝરત સિદીક (રદિ.)ની જવાબદારી ન હતી એટલા માટે કુર્આને કરીમે આ વિષય એ રીતે અપનાવ્યો કે જ્ઞાની અને ઉચ્ચતમ્ લોકોએ કે જેમને અલ્લાહ તઆલાએ દીની વિશેષતાઓ અર્પણ કરી છે અને જેમને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાની વિશાળતા અને સામર્થ્ય પણ આપ્યું છે તેમણે આવી કસમ

ન ખાવી જોઈએ, આયતમાં બે શબ્દો اُولُوالْفَضْلِ (ઊલૂલ્ ફઝ્લિ) અને وَالسَّعَةِ (વસ્સઅ્તિ)ના જ અર્થમાં આવ્યા છે.

આ આયતના અંતિમ વાક્યમાં ઈરશાદ થયો اَلَا تُحِبُّوْنَ اَنْ يَّغْفِرَ اللّٰهُ لَكُمْ એટલે કે, શું તમે પસંદ કરતા નથી કે અલ્લાહ તઆલા તમારા ગુનાહો મા'ફ કરી આપે ? ત્યારે સિદ્દીકે અકબરે તરત જ કહ્યું, وَاللّٰهِ اِنِّىْ اُحِبُّ اَنْ يَّغْفِرَ اللّٰهُ لِىْ (રવાહુશ્શયખાન) એટલે કે, અલ્લાહની કસમ ! હું અવશ્ય ઈચ્છું છું કે અલ્લાહ તઆલા મને મા'ફ કરી દે અને તરત જ હઝરત મિસ્તહ (રદિ.)ની આર્થિક મદદ ચાલું કરી દીધી અને હવે એ પણ કહ્યું કે હવે ક્યારેય આ મદદ બંધ થશે નહીં.

*(બુખારી અને મુસ્લિમ)*

આ તે નૈતિકતાનું ઉચ્ચ ધોરણ છે કે જેની સહાબએ કિરામ (રદિ.)ને કેળવણી આપવામાં આવી છે. સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

لَيْسَ الْوَاصِلُ بِا لْمُكَافِىْ وَلٰكِنَّ الْوَاصِلَ الَّذِىْ اِذَا قُطِعَتْ رَحْمُهٗ وَصَلَهَا (اَزْمَظْهَرِىْ)

*"સીલારહમી કરનાર તે નથી જે રિશ્તેદારોનો માત્ર અહેસાનનો બદલો કરી આપે બલકે અસલ સીલારહમી કરનાર તે છે કે રિશ્તેદારોના સંબંધ કાપી નાંખવા છતાં તે સંબંધ કાયમ રાખે."* *(મઝહરીમાંથી)*

اِنَّ الَّذِيْنَ يَرْمُوْنَ الْمُحْصَنٰتِ الْغٰفِلٰتِ الْمُؤْمِنٰتِ لُعِنُوْا فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ص وَلَهُمْ عَذَابٌ عَظِيْمٌ આ આયતમાં દેખીતી રીતે પુનરાવર્તિત સ્વરૂપે વિષય વર્ણન થયો છે જે આનાથી પહેલાં "આયાતે કઝફ"માં આવી ચૂક્યો છે.

وَالَّذِيْنَ يَرْمُوْنَ الْمُحْصَنٰتِ ثُمَّ لَمْ يَاْتُوْا بِاَرْبَعَةِ شُهَدَآءَ فَاجْلِدُوْهُمْ ثَمٰنِيْنَ جَلْدَةً وَّلَا تَقْبَلُوْا لَهُمْ شَهَادَةً اَبَدًا ج وَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ○ اِلَّا الَّذِيْنَ تَابُوْا مِنْۢ بَعْدِ ذٰلِكَ وَاَصْلَحُوْا ج فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ

પરંતુ વાસ્તવમાં આ બંનેમાં એક મોટો તફાવત છે, કારણ કે આયાતે હદ્દે કઝફ (તોહમતની સજાની આયતો)ના અંતમાં તવબહ કરનારાઓને અપવાદ અને તેમના માટે મગફિરતનો વાયદો છે, આ આયતમાં એવું નથી બલકે દુનિયા

અને આખિરતની લા'નત તથા મોટો અઝાબ કોઈ જાતના અપવાદ વિના પ્રસ્તુત છે, તેનાથી જાણ થાય છે કે આ આયતનો સંબંધ તે લોકો સાથે છે જેમણે હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ઉપર તોહમત લગાવી અને પછી તેનાથી તવબહ ન કરી એટલે સુધી કે કુર્આનમાં તેમની મુક્તિની આયતો નાઝિલ થયા પછી પણ તેઓ પોતાના આ બોહતાન ઉપર કાયમ રહ્યા અને તોહમતની ચર્ચા કરવામાં પ્રવૃત્ત રહ્યા. દેખીતું છે કે આ કામ કોઈ મુસલમાનથી શક્ય નથી અને જે મુસલમાન પણ નુસૂસે કુર્આનનો આવો વિરોધ કરે તે મુસલમાન નથી રહી શકતો એટલા માટે આ વિષય તે મુનાફિકો વિશે આવ્યો છે જેમણે આયાતે બરાઅત (હઝરત આયશા સિદ્દીકા રદિ.ની મુક્તિની આયતો) નાઝિલ થયા પછી પણ આ તોહમતની પ્રવૃત્તિ ન છોડી તેમના કાફિર અને મુનાફિક હોવામાં કોઈ શક કે સંદેહ બાકી નથી, તવબહ કરનારાઓ માટે અલ્લાહ તઆલાની કૃપા અને તેની દયા હોવાનું વર્ણન કરી બંને દુનિયામાં "મરહુમ" (રહમ કરવાપાત્ર) ઠરાવવામાં આવ્યા અને જેમણે તવબહ ન કરી તેમને આ આયતમાં દુનિયા અને આખિરતમાં "લાનતપાત્ર" (નીંદાપાત્ર) ઠરાવવામાં આવ્યા. તવબહ કરનારાઓને અઝાબથી છુટકારાની ખુશખબરી આપવામાં આવી અને તવબહ ન કરનારાઓને મોટા અઝાબની ધમકી આપવામાં આવી. તવબહ કરનારાઓને اِنَّ اللّٰہَ غَفُوۡرٌ رَّحِیۡمٌ ફરમાવીને મા'ફીની ખુશખબરી આપવામાં આવી અને તવબહ ન કરનારાઓને આગલી આયત یَوۡمَ تَشۡهَدُ عَلَیۡهِمۡ માં મા'ફ ન થવાની ધમકી સંભળાવવામાં આવી.

*(કઝા ઝિક્રહુ સય્યિદી ફી બયાનુલ કુર્આન)*

**એક મહત્ત્વની સૂચના :**

હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ઉપર તોહમતના કિસ્સામાં જે અમુક મુસલમાનો સામેલ થઈ ગયા હતા આ કજિયો તે વખતનો હતો જ્યાં સુધી આયાતે બરાઅત કુર્આનમાં નાઝિલ થઈ ન હતી. આયાતે બરાઅત નાઝિલ થયા પછી જે વ્યક્તિ હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ઉપર તોહમત લગાવે તે નિ:શંક ! કાફિર અને કુર્આનનો ઈન્કારી છે, જેમકે શીઆના અમુક ફિરકા અને અમુક લોકો તેમાં સંડોવાયેલા જોવા મળે છે તેમના કાફિર હોવામાં કોઈ શંકા કે સંદેહની ગુંજાઈશ નથી તે ઉમ્મતના ઈજ્માઅ્થી કાફિર છે.

يَوْمَ تَشْهَدُ عَلَيْهِمْ اَلْسِنَتُهُمْ وَاَيْدِيْهِمْ وَاَرْجُلُهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ એટલે કે તે દિવસે જ્યારે કે તેમના વિરુદ્ધ તેમની જીભો અને હાથ અને પગ બોલશે અને તેમના અપરાધોની ગવાહી આપશે જેમકે હદીષની રિવાયતોમાં છે કે કયામતના દિવસે જે (મુસલમાન) ગુનેહગાર પોતાના ગુનાહનો સ્વીકાર કરી લેશે તો અલ્લાહ તઆલા તેને મા'ફ કરી દેશે અને મહશરના જાહેર મજ્મઅ્‌ની નજરોથી તેના ગુનાહને છુપાવી લેશે અને જે ત્યાં પણ ઈન્કાર કરશે કે મેં તો આ કામ નથી કર્યું, દેખરેખ રાખનાર ફરિશ્તાઓએ ખોટી રીતે મારા નામએ આ'માલમાં લખી દીધું છે તો તે સમયે તેમના મોઢાં બંધ કરી દેવામાં આવશે અને હાથ અને પગથી ગવાહી લેવામાં આવશે, તેઓ બોલશે અને ગવાહી આપશે. اَلْيَوْمَ نَخْتِمُ عَلٰى اَفْوَاهِهِمْ માં તેનું જ વર્ણન છે. આ આયતમાં એ ફરમાવ્યું કે તેમના મોઢાંઓ ઉપર મહોર (સીલ) લગાવી દેવામાં આવશે પરંતુ પ્રસ્તુત આયતમાં એ આવ્યું છે કે પોતે તેમની જીભો ગવાહી આપશે અને બંનેમાં કોઈ વિરોધાભાસ એટલા માટે નથી કે તે પોતાની જીભો પોતાના અધિકારથી કે ઈચ્છાથી ઉપયોગ કરી શકશે નહીં કે તે સમયે જે ઈચ્છે સાચી–જૂઠી વાત કહી આપે, જેમકે દુનિયામાં તેને અધિકાર છે. બલકે, તેમની જીભ તેમના ઈરાદા અને ઈચ્છા વિરુદ્ધ સત્ય વાતનો સ્વીકાર કરશે અને એ પણ શક્ય છે કે એક સમયમાં મોઢું અને જીભ બિલકુલ બંધ કરી દેવામાં આવશે અને પછી જીભને પણ હુકમ થશે કે સત્ય વાત બોલે. વલ્લાહુ અઅ્‌લમુ.

اَلْخَبِيْثٰتُ لِلْخَبِيْثِيْنَ وَالْخَبِيْثُوْنَ لِلْخَبِيْثٰتِ ۚ وَالطَّيِّبٰتُ لِلطَّيِّبِيْنَ وَالطَّيِّبُوْنَ لِلطَّيِّبٰتِ ۚ اُولٰٓئِكَ مُبَرَّءُوْنَ مِمَّا يَقُوْلُوْنَ ؕ لَهُمْ مَّغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ એટલે કે, ગંદી સ્ત્રીઓ ગંદા પુરુષોના લાયક હોય છે અને ગંદા પુરુષ ગંદી સ્ત્રીઓના લાયક હોય છે અને પાકસાફ સ્ત્રીઓ પાકસાફ પુરુષોના લાયક હોય છે અને પાકસાફ પુરુષ પાકસાફ સ્ત્રીઓના લાયક હોય છે.

આ અંતિમ આયતમાં પ્રથમ તો સામાન્ય નિયમ એ બતાવવામાં આવ્યો છે કે અલ્લાહ તઆલાએ સ્વભાવોમાં પ્રાકૃતિક રીતે મેળ રાખ્યો છે, ગંદી અને બદ્‌કાર સ્ત્રીઓ બદ્‌કાર પુરુષો તરફ અને ગંદા અને બદ્‌કાર પુરુષો ગંદી અને બદ્‌કાર સ્ત્રીઓ તરફ આકર્ષાતા હોય છે. એ જ પ્રમાણે પવિત્ર સ્ત્રીઓનું આકર્ષણ પવિત્ર પુરુષો તરફ હોય છે અને પવિત્ર પુરુષોનું આકર્ષણ પવિત્ર સ્ત્રીઓ તરફ થતું હોય છે અને દરેક પોતપોતાના આકર્ષણ પ્રમાણે પોતાનું જોડું શોધતા હોય છે

અને કુદરતી રીતે તેમને તે જ મળી જાય છે.

આ સામાન્ય નિયમ અને વ્યવસ્થાથી સ્પષ્ટ થઈ ગયું કે અંબિયા (અલૈ.) જેઓ દુનિયામાં પવિત્રતા અને જાહેરની અને બાતિનની સ્વચ્છતામાં ઉદાહરણ સ્વરૂપ આદર્શ વ્યક્તિત્વ હોય છે એટલા માટે અલ્લાહ તઆલા તેમની પત્નીઓ પણ તેમના યોગ્ય જ અર્પણ કરે છે, એનાથી જાણ થઈ કે રસૂલે કરીમ ﷺ જે બધા જ અંબિયા (અલૈ.)ના સરદાર છે તેમની પવિત્ર પત્નીઓ પણ અલ્લાહ તઆલાએ પવિત્રતા અને જાહેર સ્વચ્છતા તથા ઉચ્ચ ચારિત્ર્યમાં આપ ﷺની શા'ન પ્રમાણે જ અર્પણ કરી છે અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.) તે સૌમાં સૌથી વિશિષ્ટ છે, તેમના વિશે શંકા કે સંદેહ તે જ કરી શકે છે જેમને પોતે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન ન હોય અને હઝરત નૂહ તથા હઝરત લૂત (અલૈ.)ની પત્નીઓ વિશે જે કુર્આનમાં તેમનું કાફિર હોવું ઉપસ્થિત છે તો તેમના વિશે પણ એ સાબિત છે કે તેણીઓ કાફિર હોવા છતાં નિર્લજ્જતા કે વાહિયાતપણામાં સંડોવાયેલ ન હતી. ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું, مَا بَغَتِ امْرَأَةُ نَبِيٍّ قَطُّ એટલે કે, કોઈ નબીની પત્નીએ ક્યારેય વ્યભિચાર નથી કર્યો. (ઝિક્ર ફિ દૂર્રે મન્થૂર) તેનાથી જાણ થાય છે કે કોઈ નબીની પત્ની કાફિર થઈ જાય છે તેની તો સંભાવના છે પરંતુ વ્યભિચારી કે નિર્લજ્જ બની જાય તે શક્ય નથી, કારણ કે બદ્કારી સ્વાભાવિક રીતે નફરત અને જાહેર સૂગનું કારણ છે. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૨૭–૨૮–૨૯)

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتًا غَيْرَ بُيُوْتِكُمْ حَتّٰى تَسْتَاْنِسُوْا وَتُسَلِّمُوْا
عَلٰٓى اَهْلِهَا ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿۲۷﴾ فَاِنْ لَّمْ تَجِدُوْا فِيْهَآ
اَحَدًا فَلَا تَدْخُلُوْهَا حَتّٰى يُؤْذَنَ لَكُمْ ۚ وَاِنْ قِيْلَ لَكُمُ ارْجِعُوْا فَارْجِعُوْا هُوَ
اَزْكٰى لَكُمْ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ عَلِيْمٌ ﴿۲۸﴾ لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَدْخُلُوْا بُيُوْتًا
غَيْرَ مَسْكُوْنَةٍ فِيْهَا مَتَاعٌ لَّكُمْ ؕ وَاللّٰهُ يَعْلَمُ مَا تُبْدُوْنَ وَمَا تَكْتُمُوْنَ ﴿۲۹﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ પોતાના ઘર સિવાય કોઈના ઘરમાં દાખલ ન થાઓ જ્યાં સુધી કે બોલચાલ ન કરી લો અને તે ઘરવાળાઓ ઉપર સલામ કરી લો; આ તમારા હકમાં બહેતર છે જેથી તમે યાદ રાખો. (૨૭) પછી જો તેમાં કોઈને ન પામો તો તેમાં ન જાઓ જ્યાં સુધી કે તમને રજા ન મળે અને જો તમને જવાબ મળે કે પાછા જાઓ તો પાછા જાઓ તેમાં તમારા માટે ખૂબ પવિત્રતા છે અને અલ્લાહ જે તમે કરો છો તેને સારી પેઠે જાણે છે. (૨૮) તમારા ઉપર કોઈ ગુનોહ નથી કે તે (અવાવરૂં) ઘરોમાં જાઓ જ્યાં કોઈ રહેતું નથી તેમાં તમારી કોઈ વસ્તુ હોય અને અલ્લાહને ખબર છે જે તમે જાહેર કરો છો અને જે છુપાવો છો. (૨૯)*

## પાંચમો હુકમ; પરસ્પર મળવું અને કોઈના ઘરમાં દાખલ થતા પહેલાં પરવાનગી પ્રાપ્ત કરવી :

સૂરએ નૂરની શરૂઆતથી જ નિર્લજ્જતા અને બેહયાઈની રોકથામ માટે તેનાથી સંબંધિત અપરાધોની સજાઓનું વર્ણન અને દલીલ વિના કોઈના ઉપર તોહમત લગાવવાની નીંદાનું વર્ણન હતું. આગળ આ જ નિર્લજ્જતાના ખાત્મા માટે તથા આબરૂ અને ચારિત્ર્યની રક્ષા માટે એવા હુકમો આપવામાં આવ્યા છે કે જેનાથી એવી પરિસ્થિતિ જ પેદા ન થાય કે જ્યાંથી બેહયાઈને માર્ગ મળે. આ હુકમોમાંથી اِسۡتِیۡذَانۡ (ઈસ્તીઝાન)ના મસ્અલાઓ છે કે કોઈ વ્યક્તિના ઘરમાં તેની પરવાનગી વિના દાખલ થવાની અથવા અંદર ડોકિયાં કરવાની મનાઈ કરવામાં આવી છે જેમાં એક હિકમત એ પણ છે કે ગેરમહરમ સ્ત્રીઓ ઉપર નજર ન પડે. પ્રસ્તુત આયતોમાં વિવિધ પ્રકારના મકાનો વિશે હુકમો વર્ણન કરવામાં આવ્યા છે.

મકાનોના ચાર પ્રકારો છે, એક ખાસ પોતાના રહેવાનું મકાન જેમાં કોઈ બીજાના આવવાની સંભાવના નથી, બીજું તે મકાન જેમાં કોઈ અન્ય પણ રહે છે ભલે તે પોતાના મહરમ વ્યક્તિઓ જ કેમ ન હોય અથવા કોઈ અન્યની તેમાં આવી જવાની સંભાવના હોય, ત્રીજો પ્રકાર તે મકાનો છે જેમાં કોઈના રહેવાની અથવા ન રહેવાની બંને સંભાવનાઓ છે, ચોથો પ્રકાર તે મકાનો છે જે કોઈ ખાસ

વ્યક્તિના નિવાસસ્થાન તરીકે નિશ્ચિત નથી જેમકે મસ્જિદ, મદ્રસો, ખાનકાહ વગેરે... સામાન્ય લોકોના ફાયદા અને આવવા જવાની જગ્યાઓ, તેમાં પ્રથમ પ્રકારનો હુકમ તો દેખીતું હતું કે તેમાં જવા માટે કોઈની પરવાનગી લેવાની આવશ્યકતા નથી એટલા માટે તેનું વર્ણન આ આયતોમાં ખુલ્લી રીતે કરવામાં આવ્યું નથી, બાકી ત્રણ પ્રકારના મકાનોના હુકમો આગલી આયતોમાં વર્ણન કરવામાં આવ્યા છે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! તમે પોતાના (ખાસ રહેવાના) ઘરો સિવાય બીજાના ઘરોમાં (જેમાં બીજા લોકો રહે છે ભલે તે તેમની મિલકત હોય અથવા તો કોઈની પાસેથી ભાડે રહેવા માટે લીધું હોય અથવા વાપરવા માટે લીધું હોય) દાખલ ન થાઓ જ્યાં સુધી પરવાનગી પ્રાપ્ત ન કરી લો (અને પરવાનગી લેતા પહેલાં) ત્યાંના રહેનારાઓને સલામ ન કરી લો (એટલે કે પ્રથમ બહારથી સલામ કરીને તેમને પૂછો કે શું અમને અંદર આવવાની રજા છે ? અને વિના પરવાનગીએ આમ જ ઘુસી ન જાઓ અને જો કે અમુક લોકો રજા લેવાને પોતાના સન્માન વિરુદ્ધ સમજે છે પરંતુ વાસ્તવમાં) આ તમારા માટે બહેતર છે (કે પરવાનગી લઈને જાઓ અને આ વાત તમને એટલા માટે બતાવી કે) જેથી તમે ખ્યાલ રાખો (અને તેના ઉપર અમલ કરો કે તેમાં ઘણી હિકમતો છે, આ હુકમ મકાનોના બીજા પ્રકારનો થયો) પછી જો તે ઘરોમાં તમને કોઈ વ્યક્તિ ન જણાય (ભલે ખરેખર ત્યાં કોઈ હોય અથવા ન હોય) તો (પણ) તે ઘરોમાં ન જાઓ જ્યાં સુધી તમને પરવાનગી આપવામાં ન આવે (કારણ કે પ્રથમ તો એ સંભાવના છે કે તેમાં કોઈ વ્યક્તિ મોજૂદ છે જો કે તમને ખબર નથી અને વાસ્તવમાં કોઈ મોજૂદ ન હોય તો બીજાના ખાલી મકાનમાં પણ પરવાનગી વિના ઘુસી જવું બીજાની મિલકતનો તેની પરવાનગી વિના ઉપયોગ કરેલ કહેવાશે જે નાજાઈઝ છે, આ હુકમ ત્રીજા પ્રકારના મકાનનો છે) અને જો (પરવાનગી માંગવાના સમયે) તમને એવું કહી દેવામાં આવે કે (અત્યારે) પાછા જાઓ તો તમે પાછા જાઓ, આ જ વાત તમારા માટે ઉત્તમ છે (એ વાતથી કે ત્યાં અડી જાઓ કે ક્યારેક તો બહાર નીકળશે કારણ કે તેમાં એક પ્રકારનું અપમાન અને બીજાઓ ઉપર વિના કારણે દબાણ નાંખીને તેને તકલીફ પહોંચાડવાની બાબત છે અને કોઈ મુસલમાનને પીડા આપવી

હરામ છે) અને અલ્લાહ તઆલાને તમારા બધા કર્મોની ખબર છે (જો હુકમના વિરુદ્ધ કરશો તો સજા પામશો અને આ જ હુકમ તે સ્વરૂપનો છે કે ઘરવાળાઓએ જો કે પાછા જવાનું કહ્યું નથી પરંતુ કોઈ બોલ્યું જ નહીં, આવી પરિસ્થિતિમાં ત્રણ વખતે اِسۡتِیۡـــذَانۡ –ઈસ્તીઝાન એ કાળજી ખાતર કરો કે કદાચ ! કોઈએ સાંભળ્યું નહીં હોય, ત્રીજા વખતે જ્યારે કોઈ જવાબ ન આવે તો પાછા ચાલ્યા જવું જોઈએ જેમકે હદીષમાં તેનો ખુલાસો ઉપસ્થિત છે) અને તમને એવા મકાનોમાં (કોઈ ખાસ પરવાનગી વિના) ચાલ્યા જવામાં ગુનોહ ન થશે જેમાં (રહેઠાણ તરીકે) કોઈ રહેતું ન હોય (અને) તેમાં તમારો વપરાશ હોય (એટલે કે તે મકાનોના વપરાશનો અને તેનો ઉપયોગ કરવાનો તમને અધિકાર હોય, આ ચોથા પ્રકારના મકાનનો હુકમ છે જે જાહેર વપરાશના મકાનો હોય છે અને જે સામાન્ય લોકોના લાભ સંબંધિત હોય છે તો ત્યાં જવા માટે સ્વાભાવિક રીતે જાહેર પરવાનગી હોય છે) અને તમે જે કંઈ જાહેરમાં કરો છો અથવા ગુપ્ત રીતે કરો છો અલ્લાહ તઆલા બધું જાણે છે (એટલા માટે દરેક પરિસ્થિતિમાં તકવા અને અલ્લાહનો ડર આવશ્યક છે).

## મસ્અલા અને બોધપાઠ :

### કુર્આનીક શિષ્ટાચાર; સામાજિકતાનો એક મહત્ત્વનો વિષય –કોઈની મુલાકાત માટે જાઓ તો પ્રથમ પરવાનગી લો, વિના પરવાનગીએ કોઈના મકાનમાં પ્રવેશ ન કરો :

અફસોસ છે કે શરીઅતે ઈસ્લામે જે પ્રમાણે એ બાબતની કાળજી લીધી છે કે કુર્આને હકીમમાં તેના વિગતવાર હુકમો નાઝિલ થયા અને રસૂલે કરીમ ﷺએ પોતાના નિવેદનો અને પ્રવૃત્તિ દ્વારા તેની ઘણી તાકીદ કરી એટલા જ આજકાલ મુસલમાનો તેનાથી ગાફેલ અને બેદરકાર થઈ ગયા છે, ભણેલા–ગણેલા નેક લોકો પણ ન તો તેમાં કોઈ ગુનોહ સમજે છે અને ન જ તેના ઉપર અમલ કરવાની ચિંતા કરે છે. દુનિયાના બીજા ધર્મોની કોમોએ તેને અપનાવીને પોતાનો સમાજ ઠીકઠાક કરી લીધો પરંતુ તેમાં મુસલમાન જ સૌથી પાછળ નજરે પડે છે, ઈસ્લામી હુકમોમાં સૌથી પહેલાં આળસ અને સુસ્તી આ જ હુકમથી શરૂ થઈ. اِسۡتِیۡـــذَانۡ (ઈસ્તીઝાન) એટલે કે કોઈના ઘરમાં પ્રવેશ કરતા પહેલાં રજા માંગવી

અને સલામ કરવી કુર્આનનો તે વાજિબ હુકમ છે કે જેમાં જરા પણ બેદરકારી અને ફેરફાર કરવાને પણ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કુર્આનની આયતના ઈન્કારના સખત શબ્દો દ્વારા ઓળખાવ્યું છે અને હવે તો લોકોએ વાસ્તવમાં આ હુકમોને એવા ઉપેક્ષિત કરી રાખ્યા છે કે જાણે તેમના સમીપ આ કુર્આનનો હુકમ જ નથી. ઈન્નાલિલ્લાહી વઈન્ના ઈલયહિ રાજીઊન.

**اِسۡتِيۡذَانۡ (ઇસ્તીઝાન)ની હિકમતો અને તેના ફાયદાઓ :**

અલ્લાહ જલ્લ શા'નુહૂએ દરેક મનુષ્યને જે તેના રહેઠાણનું સ્થળ અર્પણ કર્યું છે ભલે તે પોતાની માલિકીનું હોય અથવા ભાડાનું વગેરે દરેક પરિસ્થિતિમાં તે તેના રહેઠાણનું સ્થળ છે અને રહેઠાણનો અસલ હેતુ શાંતિ અને રાહત છે, કુર્આને કરીમે જ્યાં પોતાની આ અગત્યની નેઅ્‌મતનું વર્ણન કર્યું છે તેમાં પણ તે તરફ ઈશારો ફરમાવ્યો جَعَلَ لَكُمۡ مِّنۡ بُيُوۡتِكُمۡ سَكَنًا (૧૬:૮૦) એટલે કે, અલ્લાહે તમારા ઘરોથી તમારા માટે શાંતિ અને રાહતનો સામાન આપ્યો અને આ શાંતિ તથા રાહત ત્યારે જ બાકી રહી શકે છે કે માણસ અન્ય કોઈ વ્યક્તિની દખલગીરી વિના પોતાના ઘરમાં પોતાની જરૂરિયાત પ્રમાણે સ્વતંત્રતાથી કાર્ય કરી શકે અને આરામ કરી શકે, તેની સ્વતંત્રતામાં દખલગીરી ઊભી કરવી વાસ્તવમાં તેના અસલ હેતુનો નાશ કરવા સમાન છે જે ઘણી મોટી પીડા અને તકલીફ છે. ઈસ્લામે કોઈને પણ નાહક તકલીફ પહોંચાડવાનું હરામ ઠરાવી દીધું છે. اِسۡتِيۡذَانۡ (ઈસ્તીઝાન)ના હુકમોમાં એક મોટી મસ્લિહત લોકોની સ્વતંત્રતામાં ખલેલ નાંખવા અને તેના દ્વારા પીડા પહોંચાડવાથી બચવાની છે જે દરેક ડાહ્યા મનુષ્યની બૌદ્ધિક અને નૈતિક ફરજ પણ છે, બીજી મસ્લિહત પોતે તે વ્યક્તિ માટે છે જે કોઈની મુલાકાત માટે તેની પાસે ગયો છે કે જ્યારે તે પરવાનગી લઈને ડાહ્યા ભલા માણસની જેમ તેને મળશે તો જેની મુલાકાત કરી રહ્યો છે તે પણ તેની વાતને સન્માનથી અને ધ્યાનપૂર્વક સાંભળશે અને જો તેની કોઈ જરૂરિયાત છે તો તેને પૂરી કરવાની ભાવના તેના દિલમાં જન્મશે, એનાથી વિપરીત કે જંગલિયાત ભરી રીતે કોઈ વ્યક્તિ ઉપર તેની પરવાનગી વિના જ ચઢી બેઠા તો તેને એ આ એક અચાનક આવી પડેલ બલા સમજીને તેને કામચલાઉ ધોરણે ટાળવાથી કામ લેશે, તેની ભલાઈની ભાવના જો પેદા પણ થાય તો તે રૂંધાઈ જશે અને આથી મુલાકાતીને એક મુસ્લિમને કષ્ટ આપવાનો ગુનોહ અલગથી થશે.

ત્રીજી મસ્લિહત નિર્લજ્જતા અને બેહયાઈનો ખાત્મો કરવાની છે કે વિના પરવાનગીએ કોઈના મકાનમાં પ્રવેશ કરવાથી એ પણ સંભાવના છે કે ગેરમહરમ સ્ત્રીઓ ઉપર દષ્ટિ પડે અને શયતાન દિલમાં કોઈ બીમારી પેદા કરી આપે અને આ જ મસ્લિહતથી "ઈસ્તિઝાન"ના હુકમોને કુર્આને કરીમમાં "હદ્દે ઝીના" (વ્યભિચારની સજા) અને "હદ્દે કઝફ" (તોહમતની સજા) વગેરે હુકમોની સાથે–સાથે જ લાવવામાં આવ્યા છે.

ચોથી મસ્લિહત એ છે કે માણસ ઘણા સમયે પોતાના ઘરના એકાંતમાં કોઈ એવું કામ કરી રહ્યો હોય છે જેની બીજાને જાણકારી આપવી યોગ્ય સમજતો નથી, જો કોઈ વ્યક્તિ વિના પરવાનગીએ ઘરમાં આવી જાય તો જે વસ્તુને અન્યોથી ગુપ્ત રાખવા ઈચ્છતો હતો તે તેના ઉપર જાહેર થઈ જશે, કોઈના ગુપ્ત રહસ્યને બળજબરીથી જાણવાની ફિકર કરવી પણ ગુનોહ અને બીજાઓ માટે કષ્ટનું કારણ બને છે. "ઈસ્તિઝાન"ના અમુક મસ્અલાઓ તો પોતે પ્રસ્તુત આયતોમાં આવી ગયા છે, પ્રથમ તેની વિગત અને ખુલાસો જોઈ લઈએ, બાકી વિવિધ મસ્અલાઓ પાછળથી લખવામાં આવશે.

**મસ્અલો :**

આ આયતોમાં يٰٓاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْا દ્વારા સંબોધન કરવામાં આવ્યું જે પુરુષો માટે ઉપયોગ થાય છે પરંતુ સ્ત્રીઓ પણ આ હુકમમાં સામેલ છે જેમકે સામાન્ય કુર્આની હુકમો; એ જ પ્રમાણે પુરુષોના સંબોધન સાથે થાય છે સ્ત્રીઓ પણ તેમાં સામેલ હોય છે અમુક ખાસ મસ્અલાઓ સિવાય કે જે ખાસ પુરુષો માટે વર્ણન કરવામાં આવ્યું છે એટલા માટે સહાબા (રદિ.)ની સ્ત્રીઓનો પણ એ જ ક્રમ હતો કે કોઈના ઘરમાં જાય તો પ્રથમ તેનાથી اِسْتِيْذَانْ કરે (પરવાનગી માંગે). હઝરત ઉમ્મે અયાસ (રદિ.) ફરમાવે છે કે અમે ચાર સ્ત્રીઓ મોટે ભાગે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની પાસે જતી હતી અને ઘરમાં જતાં પહેલાં તેમનાથી اِسْتِيْذَانْ કરતી હતી, જ્યારે તેઓ પરવાનગી આપતાં તો અંદર જતી હતી.

*(ઈબ્ને કષીર બ હવાલએ ઈબ્ને અબી હાતિમ)*

**મસ્અલો :**

આ જ આયતના જાહેરપણાથી જાણ થઈ કે કોઈ બીજા વ્યક્તિના ઘરમાં

જતાં પહેલાં اِسۡتِیۡـــذَانۡ (ઘરમાં પ્રવેશ કરવાની પરવાનગી માંગવા અને સલામ કરવા)નો જાહેર હુકમ છે. પુરુષ અને સ્ત્રી, મહરમ અને ગેરમહરમ બધા તેમાં સામેલ છે, સ્ત્રી કોઈ સ્ત્રીની પાસે જાય અથવા પુરુષ કોઈ પુરુષ પાસે જાય બધાએ "ઈસ્તિઝાન" કરવું વાજિબ છે, એ જ પ્રમાણે એક વ્યક્તિ જો પોતાની માં અને બહેન અથવા અન્ય મહરમ સ્ત્રીઓની પાસે જાય તો પણ ઈસ્તિઝાન કરવું જોઈએ. ઈમામ માલિક (રહ.)એ મુઅત્તામાં અતાઅ્ બિન યસાર (રહ.)થી પહોંચેલી એક રિવાયત કરી છે કે એક વ્યક્તિએ રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું કે શું હું પોતાની માતાની પાસે જવાના સમયે પણ "ઈસ્તીઝાન" કરું ? આપ ﷺએ ફરમાવ્યું, હા ! ઈસ્તીઝાન કરો. તે વ્યક્તિએ કહ્યું, યા રસૂલુલ્લાહ ﷺ ! હું તો પોતાની વાલિદહ સાથે જ ઘરમાં રહું છું. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું તો પણ પરવાનગી વિના ઘરમાં ન જાઓ. તેણે વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! હું તો દરેક સમયે તેમની સેવામાં રહું છું. આપ ﷺએ ફરમાવ્યું, તો પણ પરવાનગી લીધા વિના ઘરમાં ન જાઓ. શું તમને એ વાત પસંદ છે કે પોતાની વાલિદહને નિર્વસ્ત્ર જુઓ ? તેમણે કહ્યું કે, નહીં ! ફરમાવ્યું, એટલા માટે ઈસ્તીઝાન કરવું જોઈએ કારણ કે એ શક્યતા છે કે ઘરમાં કોઈ જરૂરતના કારણે ખુલ્લા સતરે હોય. *(મઝહરી)*

આ હદીષથી એ પણ સાબિત થયું કે કુર્આનની આયતમાં જે غَيۡـرَ بُيُـوۡتِكُمۡ આવ્યું છે તેમાં بُيُـوۡتِـكُمۡ (બુયૂતિકુમ)નો ભાવાર્થ તે ઘરો અને ઘર છે જેમાં માણસ પોતે એકલો જ રહે છે, માતા–પિતા, ભાઈ–બહેન વગેરે તેમાં ન હોય.

**મસ્અલો :**

જે ઘરમાં માત્ર પોતાની પત્ની રહેતી હોય તો એમાં પ્રવેશ માટે જો કે ઈસ્તીઝાન વાજિબ નથી પરંતુ મુસ્તહબ અને સુન્નત તરીકો એ છે કે ત્યાં પણ અચાનક કોઈપણ પ્રકારની સૂચના વિના અંદર ન જાય, બલકે પ્રવેશ કરતાં પહેલાં પોતાના પગના પદચાપથી અથવા ખોંખારા વગેરેથી પ્રથમ તેને જાણકારી આપી દે પછી પ્રવેશ કરે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની પત્ની મુહતરમા કહે છે કે અબ્દુલ્લાહ જ્યારે કદી બહારથી ઘરમાં આવતા હતા તો દરવાજો ખખડાવી પ્રથમ પોતાના આવવાની જાણકારી આપી દેતા હતા જેથી

તેઓ અમને કોઈ એવી હાલતમાં ન જુએ જે તેમને પસંદ ન હોય. (ઈબ્ને કષીર બ હવાલએ ઈબ્ને જરીર સહીહ સનદ પ્રમાણે) અને આવી પરિસ્થિતિમાં ઈસ્તીઝાનનું વાજિબ ન હોવું તેનાથી જાણ થાય છે કે ઈબ્ને જુરયૂજે હઝરત અતાઅ્ (રદિ.)થી પૂછ્યું કે શું એક વ્યક્તિને પોતાની પત્ની પાસે જવાના સમયે પણ ઈસ્તીઝાન આવશ્યક છે ? તેમણે કહ્યું કે, નહીં ! ઈબ્ને કષીરે આ રિવાયતને નકલ કરીને ફરમાવ્યું છે કે તેનાથી ભાવાર્થ એ જ છે કે વાજિબ નથી પરંતુ મુસ્તહબ અને શ્રેષ્ઠ ત્યાં પણ છે.

## ઇસ્તીઝાન (ઘરમાં દાખલ થતાં પહેલાં રજા માંગવાનો અને સલામ કરવા)નો સુન્નત તરીકો :

આયતમાં જે તરીકો બતાવ્યો છે તે حَتّٰى تَسْتَاْنِسُوْا وَتُسَلِّمُوْا عَلٰٓى اَهْلِهَا છે, એટલે કે, કોઈના ઘરમાં તે સમય સુધી પ્રવેશ ન કરો જ્યાં સુધી બે કાર્યો ન કરી લો, પ્રથમ اِسْتِيْنَاسٌ (ઈસ્તીનાસ) તેનો શાબ્દિક અર્થ "દિલી ભાવના"ની અપેક્ષા છે, તેનો ભાવાર્થ જમહૂર તફસીરકારો નજીક ઈસ્તીઝાન એટલે કે પરવાનગી પ્રાપ્ત કરવાનો છે. ઈસ્તીઝાનને اِسْتِيْنَاسٌ (ઈસ્તીનાસ) શબ્દથી વર્ણન કરવામાં ઈશારો એ તરફ છે કે પ્રવેશ થતા પહેલાં પરવાનગી પ્રાપ્ત કરવામાં જેને સંબોધન કરી રહ્યો છે તે માનસિક રીતે તૈયાર થઈ જાય છે, તેને કોઈ અચંબો રહેતો નથી. બીજું કાર્ય એ છે કે ઘરવાળાઓને સલામ કરે; તેનો ભાવાર્થ અમુક તફસીરકારોએ તો એ લીધો છે કે પ્રથમ પરવાનગી પ્રાપ્ત કરો અને જ્યારે ઘરમાં જાઓ તો સલામ કરો. કુર્તુબીએ તેને જ અપનાવ્યું છે કે આ ભાવાર્થના આધારે આયતમાં કોઈ અગ્ર કે અંતિમ ક્રમ નથી, પ્રથમ ઈસ્તીઝાન કરવામાં આવે, જ્યારે પરવાનગી મળી જાય અને ઘરમાં જાય તો સલામ કરે અને તેને જ હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.)ની હદીષનો તકાદો ઠરાવ્યો છે તથા માવરડીએ તેમાં આ વિગત દર્શાવી છે કે જો પરવાનગી લેતા પહેલાં ઘરના કોઈ વ્યક્તિ ઉપર નજર પડી જાય તો પ્રથમ સલામ કરે પરંતુ સામાન્ય હદીષની રિવાયતોથી જે સુન્નત તરીકો હોવાનું જણાય છે તે એ જ છે કે પ્રથમ બહારથી સલામ કરે. "અસ્સલામુ અલયકુમ" અને ત્યારબાદ પોતાનું નામ લઈને કહે કે હું ફલાણો વ્યક્તિ મળવા ઈચ્છું છું.

ઈમામ બુખારીએ اَلْاَدَبُ الْمُفْرَدُ (અલ અદબુલ મુફરદ)માં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે તેમણે ફરમાવ્યું, જે વ્યક્તિ સલામથી પહેલાં ઈસ્તીઝાન કરે તેને પરવાનગી ન આપે (કારણ કે તેણે સુન્નત તરીકાને છોડી દીધો.) –(રૂહુલ મઆની) અને અબૂ દાવુદની હદીષમાં છે કે બની આમિરના એક વ્યક્તિએ રસૂલે કરીમ ﷺથી એ પ્રમાણે ઈસ્તીઝાન કર્યું કે બહારથી કહ્યું, ءَاَلِجُ "શું હું ઘુસી જાઉં ?" આપ ﷺએ પોતાના સેવકને કહ્યું કે "આ વ્યક્તિ ઈસ્તીઝાનનો તરીકો જાણતો નથી બહાર જઈને તેને શીખવાડી દો કે એવું કહે, اَلسَّلَامُ عَلَيْكُمْ ءَاَدْخُلُ અસ્સલામુ અલયકુમ અઅદ્‌ખિલુ." એટલે કે, શું હું દાખલ થઈ શકું છું ? હજુ આ સેવક બહાર ગયો પણ ન હતો કે તેણે પોતે રસૂલે કરીમ ﷺના આ શબ્દો સાંભળી લીધા અને અસ્સલામુ અલયકુમ અઅદ્‌ખિલુ કહ્યું તો આપ ﷺએ તેને અંદર અવવાની પરવાનગી આપી દીધી. (ઈબ્ને કષીર) અને બયહકીએ શોઅ્‌બુલ ઈમાનમાં હઝરત જાબીર (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, لَا تَأْذَنُوْا لِمَنْ لَّمْ يَبْدَأْ بِالسَّلَامِ એટલે કે, જે વ્યક્તિ પ્રથમ સલામ ન કરે તેને અંદર આવવાની પરવાનગી ન આપો. (મઝહરી) આ ઘટનામાં રસૂલે કરીમ ﷺએ બે સુધારણાઓ કરી, એક એ કે પ્રથમ સલામ કરવી જોઈએ, બીજું એ કે તેણે اَدْخُلُ (અદ્‌ખુલુ)ના બદલે اَلِجُ (અલિજુ)નો શબ્દ વાપર્યો હતો જે અયોગ્ય હતો, કારણ કે اَلِجُ (અલિજુ) એ وُلُوْجٌ (વુલૂજ)થી બને છે જેનો અર્થ કોઈ સાંકડી જગ્યામાં ઘુસવાનો થાય છે જે સભ્યતાના શબ્દોથી વિપરીત હતો, જો કે આ રિવાયતથી એ જાણ થાય છે કે કુર્આનની આયતમાં જે સલામ કરવાનો હુકમ છે એ સલામ "સલામે ઈસ્તીઝાન" છે કે જે ઘરમાં જવાની પરવાનગી પ્રાપ્ત કરવા માટે બહારથી કરવામાં આવે છે જેથી અંદર જે વ્યક્તિ છે તેનું ધ્યાન કેન્દ્રિત થાય અને જે શબ્દો પરવાનગી માંગવા માટે કહેશે તે સાંભળી લે, ઘરમાં પ્રવેશ થતી વખતે નિયમ પ્રમાણે ફરીવાર સલામ કરે.

**મસ્અલો :**

પ્રથમ સલામ કરવી અને પછી પ્રવેશ કરવાની રજા માંગવાનું જે વર્ણન ઉપર હદીષોથી સાબિત થયું તેમાં ઉત્તમ એ છે કે રજા માંગનારો પોતે પોતાનું નામ લઈને રજા માંગે, જેમકે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની ટેવ એ હતી કે

તેમણે રસૂલે કરીમ ﷺના દરવાજા ઉપર આવીને આ શબ્દો કહ્યા, اَلسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ اَلسَّلَامُ عَلَيْكُمْ أَيَدْخُلُ عُمَرُ એટલે કે, અસ્સલામુ અયકુમ, ત્યાર પછી કહ્યું કે શું ઉમર પ્રવેશ કરી શકે છે ? [رَوَاهُ قَاسِمُ بْنُ اَصَغٍ وَابْنُ عَبْدِالْبَرِّفِى التَّمْهِيْدِ عَنِ ابْنِ عَبَّاسٍ عَنْ عُمَرَ اِبْنِ كَثِيْرٍ] અને સહીહ મુસ્લિમમાં છે કે હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) હઝરત ઉમર (રદિ.)ની પાસે ગયા તો ઈસ્તીઝાન માટે આ શબ્દો કહ્યા, اَلسَّلَامُ عَلَيْكُمْ هٰذَا اَبُوْمُوْسٰى اَلسَّلَامُ عَلَيْكُمْ هٰذَا الْاَشْعَرِىُّ (કુર્તુબી) તેમાં પણ પ્રથમ પોતાનું નામ અબૂ મૂસા બતાવ્યું, પછી વધારે સ્પષ્ટતા માટે અશઅરીનું વર્ણન કર્યું અને આ એટલા માટે કે જ્યાં સુધી વ્યક્તિ પરવાનગી લેનારને ઓળખતો નથી તો જવાબ દેવામાં થોડી ચિંતા થશે, આ ચિંતાથી પણ મકાન માલિકને બચાવવો જોઈએ.

**મસ્અલો :**

આ મા'મલામાં સૌથી ખરાબ તે પદ્ધતિ છે જે અમુક લોકો અપનાવે છે કે બહારથી અંદર પ્રવેશ કરવાની પરવાનગી માંગી પરંતુ પોતાનું નામ જાહેર ન કર્યું, અંદરથી ઘરમાલિકે પૂછ્યું કે કોણ વ્યક્તિ છે ? તો જવાબમાં કહી આપ્યું કે ''હું'' કારણ કે આ ઘરમાલિકના પ્રશ્નનો ઉત્તર નથી, જેણે પ્રથમ અવાજથી ઓળખ્યા નથી તો ''હું'' શબ્દથી કઈ રીતે ઓળખશે ?

ખતીબે બગદાદીએ પોતાની જામેઅ્માં અલી બિન આસિમ વાસતીથી નકલ કર્યું છે કે તેઓ બસરા ગયા તો હઝરત મુગયરા ઈબ્ને શોઅ્બા (રદિ.)ની મુલાકાત માટે હાજર થયા, દરવાજા ઉપર ટકોરા માર્યા, હઝરત મુગયરા (રદિ.)એ અંદરથી પૂછ્યું, કોણ છે ? તો જવાબ આપ્યો, انا (એટલે કે, હું છું) તો હઝરત મુગયરા (રદિ.)એ ફરમાવ્યું કે મારા મિત્રોમાં તો કોઈ એવો નથી કે જેનું નામ اَنَا (હું) હોય, પછી બહાર આવ્યા અને તેમને હદીષ સંભળાવી કે એક દિવસે હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.) રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને પરવાનગી લેવા માટે દરવાજા ઉપર ટકોરા માર્યા, આપ ﷺએ અંદરથી પૂછ્યું, કોણ છે ? તો જાબિર (રદિ.)એ આ જ શબ્દો કહ્યા, اَنَا એટલે કે હું છું. આપ ﷺએ તાકીદ અને સૂચના સ્વરૂપે ફરમાવ્યું اَنَا اَنَا એટલે કે હું–હું કહેવાનો શું મતલબ છે ? તેનાથી કોઈ ઓળખાતું નથી !

**મસ્અલો :**

એનાથી પણ વધારે ખરાબ પદ્ધતિ એ છે જે આજકાલ ઘણા ભણેલા ગણેલા લોકો પણ અપનાવે છે કે દરવાજા ઉપર ટકોરા માર્યા, જ્યારે અંદરથી પૂછ્યું કે કોણ છે ? તો ચૂપચાપ ઊભા છે કોઈ જવાબ જ નથી આપતા. આ ઘરમાલિકને ચિંતામાં નાંખવાની અને કષ્ટ પહોંચાડવાની સૌથી ખરાબ પદ્ધતિ છે જેનાથી ઈસ્તીઝાનની મસ્લિહત જ નષ્ટ થઈ જાય છે.

**મસ્અલો :**

પ્રસ્તુત રિવાયતોથી એ પણ સાબિત થયું કે ઈસ્તીઝાન (ઘરમાં પ્રવેશવાની પરવાનગી માંગવા)ની એ પદ્ધતિ પણ જાઈઝ છે કે દરવાજા ઉપર ટકોરા મારવામાં આવે એ શરત સાથે કે પોતાનું નામ જાહેર કરીને બતાવી દેવામાં આવે કે હું ફલાણો વ્યક્તિ મળવા ઈચ્છું છું.

**મસ્અલો :**

પરંતુ જો ટકોરા મારે તો એટલા જોરથી ન મારે કે જેનાથી સાંભળનાર ગભરાઈ ઊઠે બલકે મધ્યમ કક્ષાના ટકોરા મારે જેનાથી અંદર સુધી અવાજ તો જાય પરંતુ તેનાથી કોઈ કઠોરતા જાહેર ન થાય, જે લોકો રસૂલે કરીમ ﷺના દરવાજા ઉપર ટકોરા મારતા હતા તો તેમની ટેવ એ હતી કે નખથી દરવાજા ઉપર ટકોરા મારતા જેથી રસૂલે કરીમ ﷺને તકલીફ ન થાય.

*(રવાહુલ ખતીબ ફી જામિઅહ કુર્તુબી)*

જે વ્યક્તિ ઈસ્તીઝાનના મકસદને સમજી લે કે મૂળ તેનાથી اِسْتِيْـــنَــــاسْ (ઈસ્તીનાસ) છે એટલે કે ઘરમાલિકને માનસિક રીતે તૈયાર કરીને પરવાનગી પ્રાપ્ત કરવાનો હેતુ છે તે પોતે જ આ બધી વસ્તુઓની આવશ્યકતાને અવશ્ય સમજશે જે વસ્તુઓથી ઘરમાલિકને તકલીફ થાય તેનાથી બચશે, પોતાનું નામ જાહેર કરે અને ટકોરા મારે તો મધ્યમ કક્ષાના મારે; આ બધી વસ્તુઓ તેમાં સામેલ છે.

**જરૂરી સૂચના :**

આજકાલ ઘણા લોકોનું ઈસ્તીઝાન તરફ કોઈ ધ્યાન જ બાકી નથી રહ્યું જે

ખુલ્લો વાજિબ છોડવાનો ગુનોહ છે અને જે લોકો ઈસ્તીઝાન કરવા ઈચ્છે તે સુન્નત તરીકા પ્રમાણે પ્રથમ બહારથી સલામ કરે પછી પોતાનું નામ બતાવીને પરવાનગી લે, તેમના માટે આજના યુગમાં અમુક મુશ્કેલીઓ તે પણ સામે આવી છે કે ખાસ કરીને જેનાથી પરવાનગી લેવાની છે તે દરવાજાથી ઘણો દૂર છે, ત્યાં સુધી સલામનો અવાજ અને પરવાનગી લેવાના શબ્દો પહોંચવા મુશ્કેલ છે એટલા માટે એ સમજી લેવું જોઈએ કે મૂળ વાજિબ વાત એ છે કે પરવાનગી વિના ઘરમાં પ્રવેશ ન કરે, પરવાનગી લેવાની પદ્ધતિ દરેક યુગ પ્રમાણે અને દરેક પ્રદેશમાં વિવિધ હોઈ શકે છે, તેમનામાંથી કોઈ એક પદ્ધતિ દરવાજા ઉપર ટકોરા મારવાની તો પોતે હદીષની રિવાયતોથી સાબિત છે એ જ પ્રમાણે જે લોકો પોતાના દરવાજા ઉપર ઘંટડી લગાવી લે છે તે ઘંટડી વગાડી આપવું પણ ઈસ્તીઝાનના વાજિબને અદા કરવા માટે પૂરતું છે એ શરતે કે ઘંટડી વગાડ્યા પછી પોતાનું નામ પણ એવા અવાજે જાહેર કરે જેનાથી ઘરમાલિક સાંભળી લે તદુપરાંત અન્ય કોઈ પદ્ધતિ જે કોઈ સ્થળે પ્રચલિત હોય તેનો ઉપયોગ કરી લેવો પણ જાઈઝ છે, આજકાલ જે પરિચયપત્રો (આઈડેન્ટીટી કાર્ડ)નો રિવાજ યુરોપ વગેરેમાં ચાલ્યો છે. આ રિવાજ જો કે યુરોપના લોકોએ પ્રચલિત કર્યો પરંતુ તેમાં ઈસ્તીઝાનનો હેતુ ઘણી સારી રીતે પૂર્ણ થઈ જાય છે કે પરવાનગી આપનારને પરવાનગી માંગનારનું પુરું નામ, સરનામું પોતાના સ્થળે બેઠાં–બેઠાં જ કોઈ પ્રકારની તકલીફ વિના જાણ થઈ જાય છે એટલા માટે તેને અપનાવવામાં કોઈ વાંધો નથી.

**મસ્અલો :**

જો કોઈ વ્યક્તિએ કોઈ વ્યક્તિથી ઈસ્તીઝાન કર્યું અને તેણે જવાબમાં કહી આપ્યું કે અત્યારે મુલાકાત નથી થઈ શકતી, પાછા જાઓ ! તો તેણે બુરું ન માનવું જોઈએ, કારણ કે દરેક વ્યક્તિની પરિસ્થિતિ અને તકાદાઓ ભિન્ન–ભિન્ન હોય છે, અમુક સમયે તે મજબૂર હોય છે બહાર નથી આવી શકતો, ન જ તમને અંદર બોલાવી શકે છે તો આવી પરિસ્થિતિમાં તેના કારણનો સ્વીકાર કરી લેવો જોઈએ. પ્રસ્તુત આયતમાં એ જ સૂચના છે, وَاِنۡ قِيۡلَ لَكُمُ ارۡجِعُوۡا فَارۡجِعُوۡا هُوَ اَزۡكٰى لَكُمۡ ؕ એટલે કે, જ્યારે તમને એવું કહેવામાં આવે કે પાછા જાઓ ! તો તમારે ખુશદિલીથી પાછા જવું જોઈએ અને તેને ખરાબ માનવું અથવા ત્યાં અડીને બેસી

જવું બંને વસ્તુઓ યોગ્ય નથી. અમુક પુરોગામી (સલફ) લોકોથી નકલ થયું છે કે તેઓ ફરમાવતા હતા કે હું સમગ્ર જીવન એ તમન્નામાં રહ્યો કે કોઈની પાસે જઈને ઈસ્તીઝાન કરું અને તે મને એ જવાબ આપે કે પાછા જાઓ તો હું આ કુર્આનના હુકમના અમલીકરણનો સવાબ પ્રાપ્ત કરું પરંતુ આશ્ચર્યજનક સંયોગ છે કે મને ક્યારેય આ નેઅ્મત પ્રાપ્ત ન થઈ.

**મસ્અલો :**

શરીઅતે ઈસ્લામે શ્રેષ્ઠ સમાજના અદબો (શિષ્ટાચાર) શિખવાડવા અને સૌને પીડા અને તકલીફથી બચાવવાની બંને બાજુ મધ્યમ કક્ષાની વ્યવસ્થા કાયમ કરી છે, આ આયતમાં જે પ્રમાણે આવનારને સૂચના આપવામાં આવી છે કે જો ઈસ્તીઝાન કરવાથી આપને પરવાનગી ન મળે અને કહેવામાં આવે કે અત્યારે પાછા જાઓ તો કહેનારને મા'ઝૂર સમજો અને ખુશદિલી સાથે પાછા ચાલ્યા જાઓ બુરું ન માનો, એ જ પ્રમાણે એક હદીષમાં તેનું બીજું પાસું પણ આ રીતે આવ્યું છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِنَّ لِـزَوْرِکَ عَلَیْکَ حَقًّا એટલે કે, જે વ્યક્તિ તમારી મુલાકાત માટે આવ્યો તેનો પણ તમારા ઉપર હક છે કે તેને પોતાની પાસે બોલાવો અથવા બહાર આવીને તેને મળો, તેનું સન્માન કરો, તેની વાત સાંભળો, કોઈ સખત મજબૂરી અને કારણ વિના તેની મુલાકાતનો ઈન્કાર ન કરો.

**મસ્અલો :**

જો કોઈએ દરવાજા ઉપર જઈને ઈસ્તીઝાન કર્યું અને અંદરથી જવાબ ન આવ્યો તો સુન્નત એ છે કે ફરીવાર ઈસ્તીઝાન કરે અને ફરીવાર જવાબ ન આવે તો ત્રીજીવાર કરે, જો ત્રીજીવાર પણ જવાબ ન આવે તો તેનો હુકમ એ જ છે જે اِرْجِــعُــوْا (ઈર્જીઊ)નો છે. એટલે કે, પાછા જવું જોઈએ. કારણ કે ત્રણ વખતે કહેવાથી લગભગ એ તો નક્કી થઈ જાય છે કે તેમણે અવાજ સાંભળી લીધો પરંતુ યા તો તે વ્યક્તિ એવી પરિસ્થિતિમાં છે કે જવાબ નથી આપી શકતો, દાખલા તરીકે નમાઝ પઢી રહ્યો છે અથવા સંડાસમાં છે અથવા ગુસલ કરી રહ્યો છે અને યા તો પછી તેને તે સમયે મળવું મંજૂર નથી, બધી પરિસ્થિતિઓમાં ત્યાં અડેલા રહેવું અને સતત ત્યાં ટકોરા વગેરે મારતા રહેવું પણ કષ્ટનું કારણ બને છે જેનાથી

બચવું વાજિબ છે અને ઈસ્તીઝાનનો અસલ મકસદ જ કષ્ટ આપવાથી બચવાનો છે.

હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)થી રિવાયત છે કે એક વખતે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِذَا اسْتَاْذَنَ اَحَدُكُمْ ثَلَاثًا فَلَمْ يُؤْذَنْ لَهُ فَلْيَرْجِعْ એટલે કે, જ્યારે કોઈ વ્યક્તિ ત્રણ વખતે ઈસ્તીઝાન કરે અને કોઈ જવાબ ન આવે તો તેણે પાછા વળી જવું જોઈએ. (ઇબ્ને કષીર બ હવાલએ સહીહ બુખારી) અને મુસ્નદે અહમદમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે એક વખતે રસૂલે કરીમ ﷺ હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.)ના મકાન ઉપર ગયા અને સુન્નત પ્રમાણે બહારથી ઈસ્તીઝાન માટે સલામ કરી. "અસ્સલામુ અલયકુમ" હઝરત સઅદ બિન ઉબાદહ (રદિ.)એ સલામનો જવાબ તો આપ્યો પરંતુ ખૂબ ધીમેથી કે રસૂલે કરીમ ﷺ ન સાંભળે, આપ ﷺએ ફરીવાર અને પછી ત્રીજીવાર સલામ કરી, હઝરત સઅદ (રદિ.) સાંભળતા અને ધીમેથી જવાબ આપતા રહ્યા, ત્રીજી વખતે આવું કર્યા પછી રસૂલે કરીમ ﷺ પાછા વળી ગયા. જ્યારે હઝરત સઅદ (રદિ.)એ જોયું કે હવે અવાજ નથી આવી રહ્યો તો ઘરમાંથી નીકળીને પાછળ દોડ્યા અને એ કારણ રજુ કર્યું કે યા રસૂલુલ્લાહ ﷺ ! મેં દરેક વખતે તમારો અવાજ સાંભળ્યો અને જવાબ પણ આપ્યો પરંતુ ધીમેથી આપ્યો જેથી જીભ મુબારકથી વધારેથી વધારે સલામના શબ્દો મારા વિશે નીકળે અને તે મારા માટે બરકતનું કારણ બને. (રસૂલે કરીમ ﷺએ તેમને સુન્નતનો તરીકો બતાવ્યો કે ત્રણ વખતે જવાબ ન આવે તો પાછા વળી જવું જોઈએ), ત્યારબાદ હઝરત સઅદ (રદિ.) રસૂલે કરીમ ﷺને પોતાના ઘરે સાથે લઈ ગયા તેમણે કંઈ મહેમાની કરી રસૂલે કરીમ ﷺએ તેને કબૂલ કરી.

હઝરત સઅદ (રદિ.)નો આ અમલ મહોબ્બતના જોશની અસર હતી, તે સમયે દિમાગ એ તરફ ન ગયું કે સરદારે દો આલમ ﷺ દરવાજા ઉપર ઊભા છે મારે તરત જ બહાર જઈને તેમને આવકારવા જોઈએ, બલકે દિમાગ એ તરફ કેન્દ્રિત થઈ ગયું કે રસૂલે કરીમ ﷺની ઝુબાન મુબારકથી "અસ્સલામુ અલયકુમ" જેટલા વખતે વધારે નીકળશે મારા માટે વધારે ફાયદાકારક સાબિત થશે, અલબત્ત એનાથી એ મસ્અલો સાબિત થઈ ગયો કે ત્રણ વખતે ઈસ્તીઝાન પછી જવાબ ન આવે તો સુન્નત એ છે કે પાછા વળી જાય, ત્યાં અડીને બેસી જવું

સુન્નત વિરુદ્ધ છે અને ઘરમાલિક માટે પીડાનું કારણ છે કે તેના ઉપર દબાણ લાવીને તેને બહાર નીકળવા મજબૂર કરવામાં આવે છે.

**મસ્અલો :**

આ હુકમ તે વખતે છે જ્યારે કે સલામ અથવા ટકોરા વગેરે દ્વારા પરવાનગી પ્રાપ્ત કરવાની કોશીશ ત્રણ વખતે કરી લીધી હોય કે હવે ત્યાં અડીને બેસી જવું પીડાનું કારણ છે પરંતુ જો કોઈ આલિમ અથવા બુઝુર્ગના દરવાજા ઉપર ઈસ્તીઝાન કર્યા વગર અને તેમને જાણકારી આપ્યા વિના રાહ જોઈને બેસી રહે કે જ્યારે પોતાની ફુરસદ પ્રમાણે તેઓ બહાર આવશે તો મુલાકાત થઈ જશે, એ બાબત તેમાં સામેલ નથી બલકે બિલકુલ સભ્યતા પ્રમાણે છે. પોતે કુર્આને કરીમે લોકોને એ સૂચના આપી છે કે રસૂલે કરીમ ﷺ જ્યારે ઘરમાં હોય તો તેમને અવાજ આપીને બોલાવવા શિસ્ત વિરુદ્ધ છે, બલકે લોકોએ તેમની રાહ જોવી જોઈએ બલકે જ્યારે રસૂલે કરીમ ﷺ પોતાની આવશ્યકતા પ્રમાણે બહાર તશરીફ લાવે તે સમયે મુલાકાત કરે. આયત આ છે, وَلَوْ اَنَّهُمْ صَبَرُوْا حَتّٰى تَخْرُجَ اِلَيْهِمْ لَكَانَ خَيْرًا لَّهُمْ (૪૯:૫) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે હું અમુક સમયે કોઈ અન્સારી સહાબીના દરવાજા ઉપર આખી બપોર રાહ જોતો રહું છું કે જ્યારે તેઓ બહાર નીકળે તો તેમની પાસેથી કોઈ હદીષની તહકીક કરી લઉં અને જો હું તેમને મળવા માટે પરવાનગી માંગું તો તે જરૂર મને પરવાનગી આપી દે પરંતુ હું તેને અદબના ખિલાફ સમજતો હતો એટલા માટે રાહ જોવાની તકલીફ પસંદ કરતો હતો. *(સહીહ બુખારી)*

لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَدْخُلُوْا بُيُوْتًا غَيْرَ مَسْكُوْنَةٍ فِيْهَا مَتَاعٌ لَّكُمْ માં શબ્દ مَتَاعٌ (મતાઅ્)નો શાબ્દિક અર્થ કોઈ વસ્તુને વાપરવાનો અથવા વર્તવાનો અને તેનાથી પરહેઝ કરવાનો થાય છે અને જે વસ્તુથી ફાયદો ઉઠાવવામાં આવે તેને પણ "મતાઅ્" કહેવામાં આવે છે. આ આયતમાં "મતાઅ્"નો શાબ્દિક અર્થ જ ભાવાર્થ તરીકે છે જેનો અનુવાદ "વર્તવા"થી કરવામાં આવ્યો છે, એટલે કે વર્તવા (વપરાશ)નો હક ધરાવવો. હઝરત સિદ્દીકે અકબર (રદિ.)થી રિવાયત છે કે જ્યારે ઈસ્તીઝાનની પ્રસ્તુત આયતો નાઝિલ થઈ જેમાં પરવાનગી વિના કોઈના મકાનમાં દાખલ થવાની મનાઈ છે તો હઝરત સિદ્દીક અકબર (રદિ.)એ રસૂલે

કરીમ ﷺને વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! આ મનાઈ પછી કુરૈશના વેપારી લોકો શું કરશે કારણકે મક્કા અને મદીનાથી સિરીયા સુધીના તેમનો વેપારી પ્રવાસ થાય છે અને તે માર્ગમાં અનેક ઠેકાણે તેમના મુસાફરખાનાઓ બનેલા હોય છે જેમાં મુસાફરી દરમિયાન લોકો થોભે છે તેમાં કોઈ સ્થાયી રહેનાર હોતું નથી તો ત્યાં ઈસ્તીઝાનનું શું સ્વરૂપ હશે ? પરવાનગી કોની પાસેથી પ્રાપ્ત કરવામાં આવશે ? તેના ઉપર પ્રસ્તુત આયત નાઝિલ થઈ.

*(રવાહુ ઈબ્ને અબી હાતિમ, મઝહરી)*

આ શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા)ની ઘટનાથી જાણ થઈ ગઈ. આયતમાં غَيْرَ مَسْكُوْنَةٍ (ગયૂર મસ્કૂનહ)થી ભાવાર્થ તે મકાનો અને સ્થળો છે જ્યાં કોઈ ખાસ વ્યક્તિ અથવા કૌમ માટે વિશિષ્ટ સ્વરૂપે રહેઠાણ નથી હોતું બલકે કોમના દરેક વ્યક્તિને ત્યાં જવા અને થોભવાની અને તેનો ઉપયોગ કરવાની જાહેર પરવાનગી હોય છે, જેમકે તે મુસાફરખાનાઓ જે શહેરો અને જંગલોમાં એ જ હેતુ માટે બનાવવામાં આવ્યા હોય અને સામૂહિક સ્વરૂપે મસ્જિદો, ખાનકાહો, દીની મદ્રસાઓ, હૉસ્પિટલો, પોષ્ટ ઑફિસ, રેલ્વે સ્ટેશન, ઍરપોર્ટ તથા જાહેર હરવાફરવાના સ્થળો માટે જે મકાનો બનાવવામાં આવ્યા છે, મતલબ કે જાહેર વપરાશના હેતુ માટેની બધી સંસ્થાઓ આ હુકમમાં સામેલ છે કે ત્યાં દરેક વ્યક્તિ પરવાનગી વિના જઈ શકે છે.

**મસ્અલો :**

સામાજિક સંસ્થાઓના કેન્દ્રો અને સંસ્થાઓમાં જે સ્થળો ઉપર તેના માલિકો અને વ્યવસ્થાપકો તરફથી પ્રવેશ માટે અમુક શરતો અને પાબંદીઓ હોય તેની પાબંદી શરઈ સ્વરૂપે વાજિબ છે, દાખલા તરીકે રેલ્વે સ્ટેશન ઉપર જો ટિકીટ લીધા વિના પ્લેટફોર્મ ઉપર જવાની પરવાનગી ન હોય તો પ્લેટફોર્મ ટિકીટ પ્રાપ્ત કરવી આવશ્યક છે તેનાથી વિરુદ્ધ કરવું નાજાઈઝ છે, ઍરપોર્ટના જે વિભાગોમાં જવાની સત્તાતંત્ર તરફથી પરવાનગી ન હોય ત્યાં પરવાનગી વિના જવું શરઈ રીતે જાઈઝ નથી.

**મસ્અલો :**

એ જ પ્રમાણે મસ્જિદો, મદ્રસાઓ, ખાનકાહો, હૉસ્પિટલો વગેરેમાં જે

રૂમો ત્યાંના વહીવટકર્તાઓ અથવા અન્ય લોકોના રહેઠાણ માટે ખાસ હોય જેમકે મસ્જિદો, મદ્રસાઓ અને ખાનકાહોના ખાસ ઓરડાઓ અથવા રેલ્વે, ઍરપોર્ટ અને હૉસ્પિટલોની ઑફિસો અને ખાસ ઓરડાઓ જે બીમારો અથવા અન્ય લોકોના રહેઠાણ છે તે بُيُوتِ غَيْرُ مَسْكُوْنَةٌ (બુયૂતે ગયૂર મસ્કૂનહ) "જેમાં કોઈ રહેતું ન હોય તેવા ઘર"ના હુકમમાં નથી બલકે مَسْكُوْنَةٌ (મસ્કૂનહ) "જેમાં કોઈ રહેતું હોય તેવા ઘર"ના હુકમમાં છે, તેમાં પરવાનગી વિના જવાની શરઈ રૂએ મનાઈ અને ગુનોહ છે.

## ઇસ્તીઝાન વિશે બીજા અમુક મસ્અલાઓ :

જ્યારે કે એ જાણ થઈ ચૂકી કે ઈસ્તીઝાનના શરીઅતના હુકમોનો મૂળ હેતુ લોકોને કષ્ટ આપવાથી બચાવવાનો અને ઉચ્ચ સમાજની સભ્યતા અને શિષ્ટાચાર શિખવાડવાનો છે તો અમુક સામૂહિક વપરાશના આધારે અમુક મસ્અલાઓના હુકમો પણ જાણ થયા.

### ટેલિફોન વિશે અમુક મસ્અલાઓ :

**મસ્અલો :**

કોઈ વ્યક્તિને એવા સમયે ટેલિફોન કરવો કે જે સ્વાભાવિક રીતે તેના સૂવાનો અથવા બીજી જરૂરિયાતમાં અથવા નમાઝમાં પ્રવૃત્ત થવાનો સમય હોય સખત આવશ્યકતા વિના જાઇઝ નથી, કારણ કે તેમાં પણ તે જ કષ્ટ પહોંચે છે જે કોઈના ઘરમાં પરવાનગી વિના પ્રવેશ થવાથી અને તેની સ્વતંત્રતામાં ખલેલ પાડવાથી પહોંચે છે.

**મસ્અલો :**

જે વ્યક્તિથી ટેલિફોન ઉપર ઘણું ખરું વાતચીત થતી રહેતી હોય તો યોગ્ય એ છે કે તેને પૂછી લેવામાં આવે કે તમને ટેલિફોન ઉપર વાત કરવામાં કયા વખતે સહૂલત હોય છે ? પછી તેના ઉપર અમલ કરે.

**મસ્અલો :**

ટેલિફોન ઉપર જો કોઈ લાંબી વાત કરવી હોય તો પ્રથમ સામેવાળી વ્યક્તિથી પૂછી લેવામાં આવે કે જો આપની પાસે ફુરસદ હોય તો હું પોતાની વાત

કહું, કારણ કે મોટેભાગે એવું થાય છે કે ટેલિફોનની ઘંટડી વાગવાથી માણસ સ્વાભાવિક રીતે મજબૂર હોય છે કે તરત જાણી લે કે કોણ શું કહેવા ઈચ્છે છે ? અને તે જરૂરતથી તે કોઈપણ હાલતમાં અને પોતે પોતાના જરૂરી કામમાં હોય તો પણ તેને છોડીને ટેલિફોન ઉઠાવે છે અને કોઈ નિર્દયી વ્યક્તિ તે સમયે લાંબી વાત કરવા લાગી પડે તો સખત તકલીફની અનુભૂતિ થાય છે.

**મસ્અલો :**

અમુક લોકો ટેલિફોનની ઘંટડી વાગતી રહે છે અને કોઈ પરવા કરતા નથી, ન જ પૂછે છે કે કોણ છે અને શું કહેવા ઈચ્છે છે, આ ઈસ્લામી સભ્યતાની વિરુદ્ધ અને વાત કરનારનો હક મરવા સમાન છે જેમકે હદીષમાં આવ્યું છે, اِنَّ لِـزَوْرِكَ عَـلَيْكَ حَـقًّـا એટલે કે, જે વ્યક્તિ તમારી મુલકાત માટે આવે તેનો તમારા ઉપર હક છે કે તમે તેનાથી વાત કરો અને જરૂરત વિના મુલાકાતથી ઈન્કાર ન કરો, એ જ પ્રમાણે જે વ્યક્તિ ટેલિફોન ઉપર તમારી સાથે વાત કરવા ઈચ્છે છે તેનો હક છે કે તમે તેને જવાબ આપો.

**મસ્અલો :**

કોઈના મકાન ઉપર મુલાકાત માટે જાઓ અને પરવાનગી પ્રાપ્ત કરવા માટે ઊભા થાઓ તો ઘરની અંદર ન ડોકિયું ન કરો, કારણ કે ઈસ્તીઝાનનો હેતુ જ એ છે કે બીજો વ્યક્તિ જે વસ્તુ તમારા ઉપર જાહેર કરવા નથી ઈચ્છતો તમને તેની જાણકારી ન મળવી જોઈએ, જો પ્રથમથી જ ઘરમાં ડોકિયારું કરીને જોઈ લેશો તો એ હેતુ નાશ પામશે, હદીષમાં તેની સખત મનાઈ આવેલ છે.

*(રવાહુલ બુખારી વ મુસ્લિમ અન સહલ બિન સઅદ સાઅદી)*

રસૂલે કરીમ ﷺની મુબારક ટેવ એ હતી કે કોઈની પાસે જતા અને પરવાનગી મેળવવા માટે ઊભા થતા તો દરવાજાની બિલકુલ સામે ઊભા રહેવાના બદલે ડાબે અથવા જમણે ઊભા થઈને ઈસ્તીઝાન કરતા હતા, દરવાજાની સામે ઊભા રહેવાથી બચતા હતા કે પ્રથમ તો તે યુગમાં દરવાજા ઉપર પડદા ઘણા ઓછા હતા અને પડદા હોય તો પણ હવાથી ખુલી જવાની શક્યતા હોય જ છે.

*(મઝહરી)*

**મસ્અલો :**

જે મકાનોમાં પ્રવેશ કરવાનું પ્રસ્તુત આયતોમાં પરવાનગી વિના

પ્રતિબંધિત ઠરાવવામાં આવ્યું છે એ સામાન્ય પરિસ્થિતિમાં છે, જો આગ લાગવાની અથવા મકાન પડી જવાની અચાનક કોઈ દુર્ઘટના બને તો પરવાનગી લીધા વિના તેમાં જઈ શકે છે બલકે મદદ માટે જવું જ જોઈએ. *(મઝહરી)*

**મસ્અલો :**

જે વ્યક્તિને કોઈએ તેડ્યો છે તે તેના સંદેશાવાહકની સાથે જ આવી ગયો તો હવે તેને પરવાનગી લેવાની આવશ્યકતા નથી, સંદેશાવાહકનું આવવું જ પરવાનગી છે, હા ! જો તે સમયે તે ન આવ્યો અને થોડું મોડેથી આવ્યો તો પરવાનગી લેવી જરૂરી છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اِذَادُعِیَ اَحَدُکُمْ فَجَاءَ مَعَ الرَّسُوْلِ فَاِنَّ ذٰلِکَ لَهٗ اِذْنٌ તેનો અર્થ એ છે કે જે વ્યક્તિને તેડવામાં આવે અને તે સંદેશાવાહકની સાથે જ આવી જાય તો આ જ તેના માટે અંદર આવવાની પરવાનગી છે. *(રવાહુ અબૂ દાવુદ અને મઝહરી)*

---

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૩૦–૩૧)

قُلْ لِّلْمُؤْمِنِیْنَ یَغُضُّوْا مِنْ اَبْصَارِهِمْ وَیَحْفَظُوْا فُرُوْجَهُمْ ؕ ذٰلِكَ اَزْكٰى لَهُمْ ؕ اِنَّ
اللّٰهَ خَبِیْرٌۢ بِمَا یَصْنَعُوْنَ ۝٣٠ وَقُلْ لِّلْمُؤْمِنٰتِ یَغْضُضْنَ مِنْ اَبْصَارِهِنَّ
وَیَحْفَظْنَ فُرُوْجَهُنَّ وَلَا یُبْدِیْنَ زِیْنَتَهُنَّ اِلَّا مَا ظَهَرَ مِنْهَا وَلْیَضْرِبْنَ
بِخُمُرِهِنَّ عَلٰى جُیُوْبِهِنَّ ۪ وَلَا یُبْدِیْنَ زِیْنَتَهُنَّ اِلَّا لِبُعُوْلَتِهِنَّ اَوْ اٰبَآىِٕهِنَّ
اَوْ اٰبَآءِ بُعُوْلَتِهِنَّ اَوْ اَبْنَآىِٕهِنَّ اَوْ اَبْنَآءِ بُعُوْلَتِهِنَّ اَوْ اِخْوَانِهِنَّ اَوْ بَنِیْۤ اِخْوَانِهِنَّ
اَوْ بَنِیْۤ اَخَوٰتِهِنَّ اَوْ نِسَآىِٕهِنَّ اَوْ مَا مَلَكَتْ اَیْمَانُهُنَّ اَوِ التّٰبِعِیْنَ غَیْرِ اُولِی
الْاِرْبَةِ مِنَ الرِّجَالِ اَوِ الطِّفْلِ الَّذِیْنَ لَمْ یَظْهَرُوْا عَلٰى عَوْرٰتِ النِّسَآءِ ۪ وَلَا
یَضْرِبْنَ بِاَرْجُلِهِنَّ لِیُعْلَمَ مَا یُخْفِیْنَ مِنْ زِیْنَتِهِنَّ ؕ وَتُوْبُوْۤا اِلَى اللّٰهِ
جَمِیْعًا اَیُّهَ الْمُؤْمِنُوْنَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ۝٣١

## તરજુમો :

*ઈમાનવાળાઓને કહી આપો ! જરા પોતાની આંખો (નજર) નીચી રાખે અને પોતાના સતરની હિફાઝત કરતા રહે, તેમાં તેમના માટે ખૂબ પાકીસાફી છે, બેશક ! અલ્લાહને સઘળી ખબર છે જે કંઈ તેઓ કરે છો. (૩૦) અને ઈમાનવાળી સ્ત્રીઓને કહી આપો ! પોતાની આંખો (નજર) જરા નીચી રાખે અને પોતાના સતરની હિફાઝત કરતી રહે અને પોતાનો શણગાર ન બતાવે પરંતુ એમાં જે ખુલ્લી વસ્તુ છે અને પોતાની ઓઢણી પોતાના ગરેબાન (Bosoms-છાતીઓ) ઉપર નાંખી લે અને પોતાનો શણગાર ન ખોલે પરંતુ પોતાના પતિની સામે અથવા પોતાના બાપ અથવા પોતાના ધણીના બાપ અથવા પોતાના દિકરાઓ અથવા પોતાના ધણીના દિકરાઓ અથવા પોતાના ભાઈ અથવા પોતાના ભત્રીજાઓ અથવા પોતાના ભાણેજો અથવા પોતાની સ્ત્રીઓ અથવા પોતાના હાથની મિલકત અથવા કારોબાર કરનારા જે પુરુષ કે જે કોઈ મતલબ (વાસનાવૃત્તિ) નથી ધરાવતા અથવા કિશોરો જેમણે હજુ સ્ત્રીઓના ભેદને નથી જાણ્યું (તેમની સામે); અને જમીન ઉપર પોતાના પગ જોરથી ન મૂકે કે પોતાના છુપા શણગારની જાણ થઈ જાય અને હે ઈમાનવાળાઓ બધા મળીને અલ્લાહની સામે તવબહ કરો જેથી તમે સફળ થાઓ. (૩૧)*

## તફસીર :

### છઠ્ઠો હુકમ સ્ત્રીઓના પડદા વિશે :

તમે મુસલમાન પુરુષોને કહી આપો કે પોતાની નજરો નીચી રાખે (એટલે કે જે અંગો તરફ સદંતર જોવું જાઈઝ નથી તેને બિલકુલ ન જુએ અને જેને સ્વાભાવિક રીતે જોવું જાઈઝ છે પરંતુ વાસનાની દૃષ્ટિએ નહીં તેને વાસનાવૃત્તિથી ન જુએ) અને પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરે (એટલે કે નાજાઈઝ સ્થળે પોતાની જાતીય ઈચ્છા ન સંતોષે જેમાં વ્યભિચાર અને સજાતીય સંબંધો બધું સામેલ છે) આ તેમના માટે વધારે સફાઈની વાત છે (અને તેનાથી વિરુદ્ધ કરવું ગંદકી છે વ્યભિચાર અથવા વ્યભિચારની પ્રસ્તાવનામાં) બેશક ! અલ્લાહ તઆલાને બધી ખબર છે જે કંઈ લોકો કર્યા કરે છે (બસ વિરુદ્ધ કરનારાઓ સજા

પામવાના હકદાર થશે) અને (એ જ પ્રમાણે) મુસલમાન સ્ત્રીઓને કહી આપો કે (તે પણ) પોતાની નિગાહો નીચી રાખે (એટલે કે જે અંગો તરફ સદંતર જોવું નાજાઈઝ છે તેને બિલકુલ ન જુએ અને જેને જોવું સ્વાભાવિક રીતે જાઈઝ છે પરંતુ વાસનાવૃત્તિથી જાઈઝ નથી તેને વાસનાવૃત્તિથી ન જુએ) અને પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરે (એટલે કે નાજાઈઝ સ્થળે જાતીય ઈચ્છા ન સંતોષે જેમાં વ્યભિચાર અને હસ્તમૈથુન વગેરે બધું સામેલ છે) અને પોતાના શણગાર(ના શરીર ઉપરના વિભાગો)ને જાહેર ન કરે (શણગારથી ભાવાર્થ ઘરેણા જેમકે કંગન, બંગડીઓ, હાર, લોકેટ, ઝુમરાં, પટ્ટી, નથણી, છરા વગેરે અને તેના શરીર ઉપરના સ્થળોથી ભાવાર્થ હાથ, પિંડીઓ, હાથનો ઉપરનો ભાગ, ગળું, માથું, છાતી, કાન એટલે કે આ બધા અંગોને બધાથી છુપાવીને રાખે તે અપવાદો સિવાય કે જે આગળ આવે છે અને જ્યારે આ અંગોને ગેરમહરમથી છુપાવવું વાજિબ છે જેનું મહરમની સામે જાહેર કરવું જાઈઝ છે જેમકે આગળ આવે છે તો અન્ય શરીરના અંગો અને સ્થળો જે શરીરમાં બાકી રહી ગયા જેમકે પીઠ અને પેટ વગેરે જેને ખોલવું મહરમની રૂબરૂ પણ જાઈઝ નથી તેને છુપાવીને રાખવું ''નસ''ની દલીલથી વાજિબ થઈ ગયું. ખુલાસો એ થયો કે માથાથી પગ સુધી પોતાનું સમગ્ર શરીર છુપાવેલું રાખે તે અપવાદ જેનું વર્ણન ઉપર આવ્યું છે તેમાંથી પ્રથમ અપવાદના સ્થળે જરૂરતના આધારે કે દરરોજના કામકાજમાં જે અવયવોને ખોલવાની આવશ્યકતા હોય છે તેને બાકાત ઠરાવવામાં આવ્યું, તેની વિગત આ છે) પરંતુ જે એ(શણગારના વિભાગો)માં છે (લગભગ) ખુલ્લું (જ) રહે છે (જેને દરેક વખતે છુપાવવું મુશ્કેલ છે, આ શણગારના સ્થળથી ભાવાર્થ ચહેરો અને હાથની હથેળીઓ અને સહીહ કોલ પ્રમાણે બંને પગ પણ કારણ કે ચહેરો તો કુદરતી રીતે શણગારનું મિશ્રણ જ છે અને ઘણો બધો શણગાર ઈરાદાપૂર્વક પણ તેમાં કરવામાં આવે છે. દાખલા તરીકે સુરમો લગાવવો અને હથેળીઓ અને આંગળીઓમાં વીંટીં અથવા છરા અથવા મહેંદી વગેરે લગાવવામાં આવે છે અને પગોમાં પણ છરા અને મહેંદી લગાવવામાં આવે છે, બસ આ બાબતોને આ જરૂરતથી બાકાત કર્યું છે કે તેને ખોલ્યા વિના કામકાજ નથી થઈ શકતું અને مَاظَهَرَ ની તફસીર وَجْهُ અને كَفَّيْنَ ની સાથે હદીષમાં આવી છે અને قَدَمَيْنَ ને ફુકૂહાએ તેના ઉપર કયાસ કરીને આ હુકમમાં સામેલ ઠરાવ્યું છે) અને (ખાસ કરીને માથું અને છાતી

ઢાંકવાની ખૂબ કાળજી રાખે અને) પોતાની ઓઢણી (જે માથું ઢાંકવા માટે છે) પોતાની છાતીઓ ઉપર નાંખેલી રાખે (ભલે છાતીઓ ઝભ્ભાથી ઢાંકવામાં આવી હોય પરંતુ મોટા ભાગના ઝભ્ભામાં સામેથી ગળું ખુલ્લું રહેતું હોય છે અને છાતીનો ઉભાર ઝભ્ભો હોવા છતાં ખુલ્લો નજરે પડે છે, એટલા માટે કાળજીની આવશ્યકતા છે. આગળ બીજી છૂટછાટ વર્ણન કરવામાં આવી છે જેમાં મહરમ પુરુષો વગેરેને પડદાના પ્રસ્તુત હુકમથી બાકાત રાખવામાં આવ્યા છે) અને પોતાના શણગાર(ના પ્રસ્તુત અવયવો)ને (કોઈના ઉપર) જાહેર ન થવા દે પરંતુ પોતાના પતિઓ ઉપર અથવા (પોતાના મહરમો ઉપર એટલે કે) પોતાના બાપ ઉપર અથવા પોતાના ધણીના બાપ ઉપર અથવા પોતાના દિકરાઓ ઉપર અથવા પોતાના ધણીના દિકરાઓ ઉપર અથવા પોતાના (સગાં–''હકીકી'' અથવા ''અલ્લાતી અથવા અખિયાફી'') ભાઈઓ ઉપર (ન કે પિત્રાઈ અથવા મામાભાઈ વગેરે ભાઈઓ ઉપર) અથવા પોતાના (પ્રસ્તુત) ભાઈઓના દિકરાઓ ઉપર અથવા પોતાની (હકીકી અથવા અલ્લાતી અથવા અખિયાફી) બહેનોના દિકરાઓ ઉપર (ન કે પિત્રાઈ અને મસિયાઈ બહેનોની અવલાદ ઉપર) અથવા પોતાની (એટલે કે દીનની ભાગીદાર) સ્ત્રીઓ ઉપર (મતલબ એ કે મુસલમાન ઔરતો ઉપર કારણ કે કાફિર ઔરતોનો હુકમ અજનબી મરદ સમાન છે. –રવાહુ ફી દૂર્રે અન તાઉસ વ મુજાહિદ વ અતાઅ્ વ સઈદ બિન મુસયબ વ ઈબ્રાહીમ) અથવા પોતાની લોંડીઓ ઉપર (ભલે તે કાફિર હોય કારણ કે પુરુષ ગુલામનો હુકમ હઝરત અબૂ હનીફહ રહ. નિકટ અજનબી પુરુષનો જ છે તેનાથી પણ પડદો વાજિબ છે. –રવાહુ ફી દૂર્રે અન તાઉસ વ મુજાહિદ વ અતાઅ્ વ સઈદ બિન મુસયબ વ ઈબ્રાહીમ) અથવા તે પુરુષો ઉપર જેઓ (માત્ર ખાવા પીવા માટે) તુફયલી (સ્વરૂપે રહેતા) હોય અને તેમને (ગાંડપણ હોવાના કારણે તે સ્ત્રીઓ તરફ) જરા ધ્યાન ન હોય (تَابِعِيْنَ ને એટલા માટે અલગ કરીને બતાવ્યું કે તે સમયે એવા જ લોકો મોજૂદ હતા. –કઝા ફી દૂર્રે અન ઈબ્ને અબ્બાસ. અને આ જ હુકમમાં દરેક ગાંડો છે બસ, હુકમનો આધાર બુદ્ધિના નષ્ટ થવા ઉપર છે એટલે કે ગાંડપણ ઉપર છે ન કે તા'બામાં હોવા ઉપર અને તુફયલી હોવા ઉપર પરંતુ તે સમયે તે તા'બેદારો એવા જ હતા એટલા માટે તાબે'દારનું વર્ણન કરવામાં આવ્યું. لِقَوْلِ ابْنِ عَبَّاسٍ فِى الدُّرِّ مُغَفَّلٌ فِىْ عَقْلِهٖ اَحْمَقُ لَا يَكْتَرِثُ لِلنِّسَاءِ

અને જે સમજબૂઝ રાખતો હોય તો તે જો કે અજાણ્યો પુરુષ છે. ભલે વૃદ્ધ અથવા હિજડો અથવા મઝઝૂબ જ કેમ ન હોય ! અને તેનાથી પડદો વાજિબ છે) અથવા એવા છોકરાઓ ઉપર જે સ્ત્રીઓના પડદાની વાતોથી હજુ વાકેફ જ નથી થયા (તેનાથી ભાવાર્થ તે બાળકો છે જે હજુ બાલિગ એટલે કે પુખ્ત વયના થવાની નજીક નથી પહોંચ્યા અને તેમને જાતીય ઈચ્છાઓની કશી ખબર નથી હોતી, બસ આ બધાની સામે وَجْـهُ અને كَفَّيْـنُ અને قَـدَمَيْـنُ ના સિવાય શણગારના પ્રસ્તુત આવયવો જાહેર કરવું પણ જાઈઝ છે, એટલે કે માથું અને છાતી તથા પતિની રૂબરૂ કોઈપણ અવયવને ગુપ્ત રાખવું વાજિબ નથી, ભલે ખાસ બદનને જોવું યોગ્યતાના વિરુદ્ધ છે. قَـالَـتْ سَيِّـدَ تُنَاأُمُّ الْمُؤْمِنِيْنَ عَائِشَةُ ؓ مَا مُحَصَّلُهُ لَمْ اَرَمِنْهُ وَلَمْ يَـرَمِـنِّـىْ ذٰلِکَ الْـمَوْضَعَ اَوْرَدَهُ فِى الْمِشْكٰوةِ وَرَوٰى بَقِىُّ بْنُ مُخَلَّدٍ وَابْنُ عَدِىّ عَنِ ابْـنِ عَبَّاسٍ مَرْفُوْعًا اِذَاجَامَعَ اَحَدُكُمْ زَوْجَتَهٗ اَوْجَارِيَتَهٗ فَلَا يَنْظُرْاِلٰى فَرْجِهَافَاِنَّ ذٰلِکَ يُوْرِثُ الْعَمٰى قَالَ ابْنُ صَلَاحٍ جَيِّدُ الْاِسْنَادِ كَذَافِى الْجَامِعِ الصَّغِيْرِ) અને (પડદાની અહીંયાં સુધી કાળજી રાખે કે ચાલવામાં) પોતાના પગ જોરથી ન મૂકે કે તેનાથી ગુપ્ત ઘરેણાની જાણ થઈ જાય (એટલે કે ઘરેણાંનો અવાજ ગેરમહરમના કાન સુધી પહોંચે) અને મુસલમાનો (તમારાથી જો આ હુકમોમાં ઉણપ રહી ગઈ હોય તો) તમે બધા અલ્લાહ તઆલાની સામે તવબહ કરો જેથી સફળતા પામો (નહિતર ગુનાહો સંપૂર્ણ સફળતાનો અવરોધ બની જાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

### નિર્લજ્જતાના ખાત્માનો અને આબરૂની હિફાઝતનો એક મહત્ત્વનો વિભાગ : સ્ત્રીઓનો પડદો

સ્ત્રીઓ માટે હિજાબ અને પડદાના હુકમોની પ્રથમ આયતો તે છે જે સૂરએ અહઝાબમાં ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.)ના નબીએ કરીમ ﷺના નિકાહમાં આવવાના સમયે નાઝિલ થઈ જેની તારીખ લગભગ બધા લોકોએ સન હિજરી ૩ અને અમુકે સન હિજરી પાંચ બતાવી છે. તફસીરે ઈબ્ને કષીર અને "નૈલલ્ અવતાર"માં સન હિજરી પાંચને અગ્રિમતા આપવામાં આવી છે અને રૂહુલ મઆનીમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત નકલ કરવામાં આવી છે કે જિલ્કદ સન હિજરી પાંચમાં આ નિકાહ થયા છે અને

તેના ઉપર સૌની સહમતી છે કે આ પ્રથમ આયતે હિજાબ આ જ તકે નાઝિલ થઈ અને સૂરએ નૂરની આ આયતો "કિસ્સએ ઈફ્ક"ની સાથે નાઝિલ થઈ છે જે ગઝ્વએ બની મુસ્તલક અથવા મુરઈસીઅ્થી પરત આવવામાં સામે આવી, આ ગઝ્વહ સન હિજરી ૬ માં થયો. ગઝ્વએ અહ્ઝાબની હિજાબ વિશેની ચાર આયતો નાઝિલ થવાના સંદર્ભમાં અગ્રક્રમે છે અને શરઈ પડદાના હુકમો તે જ સમયે શરૂ થયા જ્યારે કે સૂરએ અહ્ઝાબની આયતો નાઝિલ થઈ એટલા માટે હિજાબ અને પડદાની સંપૂર્ણ ચર્ચા તો ઈન્શાઅલ્લાહ સૂરએ અહ્ઝાબમાં આવશે, અત્રે માત્ર આ આયતોની તફસીર લખવામાં આવે છે જે સૂરએ નૂરમાં આવી છે.

قُلْ لِّلْمُؤْمِنِيْنَ يَغُضُّوْا مِنْ اَبْصَارِهِمْ وَيَحْفَظُوْا فُرُوْجَهُمْ ط ذٰلِكَ اَزْكٰى لَهُمْ ط اِنَّ اللّٰهَ خَبِيْرٌ ۢبِمَا يَصْنَعُوْنَ માં શબ્દ يَغُضُّوْا (યગુઝ્ઝૂ) એ غَضَّ (ગઝ્ઝ)થી બનેલ છે જેનો અર્થ "ઓછું કરવાનું અથવા નીચું કરવાનું" થાય છે. (રાગીબ) નજર નીચી રાખવાનો ભાવાર્થ નજરને તે વસ્તુઓથી ફેરવી દેવું છે જેના તરફ જોવું શરઈ રીતે પ્રતિબંધિત અને નાજાઈઝ છે. ઈબ્ને કષીર અને ઈબ્ને હબ્બાને આ જ તફસીર કરી છે, તેમાં ગેરમહરમ સ્ત્રી તરફ બુરી નિય્યતે જોવું હરામ છે અને વિના કોઈ નિય્યતથી જોવું મકરૂહમાં સામેલ છે અને કોઈ સ્ત્રી અથવા પુરુષના શરઈ સતર ઉપર નજર નાંખવી પણ તેમાં સામેલ છે. (અમુક એવા આવશ્યક પ્રસંગોએ જેમકે ઈલાજ વગેરે માટે જોવાનું હોય તો તે આમાંથી બાકાત છે) કોઈનો ભેદ જાણવા માટે તેના ઘરમાં ડોકિયું કરવું અને દરેક તે કામ જેમાં નજરના ઉપયોગની શરીઅતે મનાઈ ઠરાવી દીધી છે તે તેમાં સામેલ છે.

وَيَحْفَظُوْا فُرُوْجَهُمْ ગુપ્તાંગોની હિફાઝતનો ભાવાર્થ એ છે કે નફસની ઈચ્છા પૂરી કરવાના જેટલા નાજાઈઝ સ્વરૂપો છે તે સૌથી પોતાના ગુપ્તાંગોની સુરક્ષા કરે, તેમાં વ્યભિચાર, સજાતીય સંબંધો, બે સ્ત્રીઓના સજાતીય સંબંધો દરેક પ્રકારની જાતીય ઈચ્છાઓ પૂરી કરવાના સ્વરૂપો, હસ્તમૈથુન; આ બધી હરામ અને નાજાઈઝ વસ્તુઓ તેમાં સામેલ છે, આ આયતનો ભાવાર્થ નાજાઈઝ અને હરામ જાતીય ઈચ્છાઓની પૂર્તિ તથા તેના બધા જ સ્વરૂપો અને પ્રસ્તાવનાઓને પ્રતિબંધિત કરવું સામેલ થઈ ગયું, વાસનાપૂર્તિનું સૌ પ્રથમ કારણ અને પ્રસ્તાવના નજર નાંખવી અને જોવું છે અને અંતિમ પરિણામ વ્યભિચાર છે, એ બંનેને સ્પષ્ટ રીતે વર્ણન કરીને હરામ કરવામાં આવ્યું, તે બે વચ્ચેના જેટલાય

હરામ સ્વરૂપો છે દાખલા તરીકે વાતો સાંભળવી, હાથ લગાવવો વગેરે બધું તેમાં આપોઆપ આવી ગયું.

ઈબ્ને કષીરે હઝરત ઉબયદા (રદિ.)થી નકલ કર્યું છે કે, كُلُّ مَاعَصَى اللّٰهَ بِهٖ فَهُوَ كَبِيْرَةٌ وَقَدْذَكَرَ الطَّرَفَيْنِ એટલે કે, જે પણ વસ્તુ અલ્લાહના હુકમના વિરુદ્ધ હોય છે, બધું કબીરહ જ હોય છે પરંતુ આયતમાં તેના બંને છેડા શરૂઆત અને અંતને વર્ણન કરવામાં આવ્યો છે, શરૂઆત નજર ઉઠાવવી અને જોવું તથા અંત વ્યભિચાર છે. તબરાનીએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَلنَّظْرُ سَهْمٌ مِنْ سِهَامِ اِبْلِيْسَ مَسْمُوْمٌ مَنْ تَرَكَهَا مَخَافَتِىْ اَبْدَ لْتُهٗ اِيْمَانًايَجِدُ حَلاوَتَهٗ فِىْ قَلْبِهٖ (اَزْابْنِ كَثِيْرْ)

*"નજર શયતાનના ઝેરીલા તીરોમાંથી એક તીર છે જે વ્યક્તિ દિલના તકાદા છતાં પોતાની નજર ફેરવી લે તો હું તેના બદલે તેને એવું પાકું ઈમાન આપીશ જેનો સ્વાદ તે પોતાના દિલમાં મહેસૂસ કરે."*

સહીહ મુસ્લિમમાં હઝરત જરીર બિન અબ્દુલ્લાહ બજલીથી રિવાયત છે કે તેમણે રસૂલે કરીમ ﷺથી રિવાયત કરી, જો વિના ઈરાદે અચાનક કોઈ ગેરમહરમ સ્ત્રી ઉપર નજર પડી જાય તો શું કરવું જોઈએ ? રસૂલે કરીમ ﷺએ હુકમ આપ્યો કે પોતાની નજર તે બાજુથી ફેરવી લો. *(ઈબ્ને કષીર)*

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુની હદીષમાં જે એ આવ્યું છે કે પ્રથમ નજર તો મા'ફ છે, બીજી ગુનોહ છે, તેનો અર્થ પણ એ જ છે કે પ્રથમ નજર જો વિના ઈરાદે અચાનક પડી જાય તે અનિચ્છાવર્તી હોવાના કારણે મા'ફ છે નહિતર ઈરાદાપૂર્વક પ્રથમ નજર પણ મા'ફ નથી.

**દાઢી–મૂછ વગરના કિશોરો તરફ ઇરાદાપૂર્વક બદ્નજર કરવી પણ આ જ હુકમમાં સામેલ છે :**

ઈબ્ને કષીરે લખ્યું છે કે ઘણા બધા અસ્લાફે ઉમ્મત કોઈ દાઢી–મૂછ વગરના કિશોર તરફ એકટશે તાકતા રહેવાની ઘણી સખ્તીથી મનાઈ કરતા હતા અને ઘણા ઉલમાએ તેને હરામ ઠરાવ્યું છે. (લગભગ આ તે સ્વરૂપમાં છે જ્યારે કે

ખરાબ નિય્યત અને જાતીય વાસના સાથે નજર કરવામાં આવે. વલ્લાહુ અઅ્લમુ.)

**ગેરમહરમ તરફ નજર કરવી હરામ છે; તેની વિગત :**

وَقُلْ لِّلْمُؤْمِنٰتِ يَغْضُضْنَ مِنْ اَبْصَارِهِنَّ.... આ લાંબી આયતના શરૂઆતના ભાગમાં તો તે જ હુકમ છે જે તેનાથી આગલી આયતમાં પુરુષોને આપવામાં આવ્યો છે કે પોતાની નજરોને નીચી રાખે, એટલે કે દષ્ટિ ફેરવી લે. પુરુષોના હુકમમાં સ્ત્રીઓ પણ સામેલ હતી પરંતુ તેમનું વર્ણન અલગથી તાકીદ માટે કરવામાં આવ્યું છે, તેનાથી જાણ થઈ કે સ્ત્રીઓને પોતાના મહરમ સિવાય કોઈ પુરુષને જોવું હરામ છે. ઘણા બધા ઉલમાનું નિવેદન એ છે કે ગેરમહરમ પુરુષને જોવું સ્ત્રી માટે સદંતર હરામ છે ભલે વાસનાથી અથવા બુરી નિય્યતથી જુએ અથવા કોઈ નિય્યત કે વાસના વિના જુએ બંને સ્વરૂપો હરામ છે અને તેના ઉપર હઝરત ઉમ્મે સલમા (રદિ.)ની હદીષથી દલીલ કરવામાં આવી છે જેમાં આવ્યું છે કે એક દિવસે હઝરત ઉમ્મે સલમા (રદિ.) અને હઝરત મૈમૂના (રદિ.) બંને રસૂલે કરીમ ﷺની સાથે હતાં; અચાનક અબ્દુલ્લાહ ઈબ્ને ઉમ્મે મકતૂમ (રદિ.) જેઓ આંધળા સહાબી હતા તેઓ આવી ગયા અને આ ઘટના હિજાબના હુકમો નાઝિલ થયા પછી બની હતી તો રસૂલે કરીમ ﷺએ અમને બંનેને હુકમ આપ્યો કે તેમનાથી પડદો કરો. હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ વિનંતી કરી કે યા રસૂલુલ્લાહ ﷺ ! તે તો આંધળા છે, ન તો અમને જોઈ શકે છે અને ન જ અમને ઓળખી શકે છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, તમે તો આંધળા નથી, તમે તો તેમને જોઈ રહ્યા છો ! *(રવાહુ અબૂ દાવુદ વ તિરમિઝી વ કાલ તિરમિઝી હદીષ હસન સહીહ)*

બીજા અન્ય ફુક્હાએ કહ્યું કે વાસના વિના ગેરપુરુષને જોવામાં સ્ત્રી માટે વાંધો નથી, તેની દલીલ હઝરત આયશા (રદિ.)ના સદકાની તે હદીષથી છે જેમાં આવ્યું છે કે મસ્જિદે નબવીના પટાંગણમાં કોઈ હબસી નવયુવાન ઈદના દિવસે પોતાના સૈનિકના કરતબ બતાવી રહ્યો હતો, રસૂલે કરીમ ﷺ તેને જોવા લાગ્યા અને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ રસૂલે કરીમ ﷺની આડશમાં ઊભા થઈને તેનો ખેલ જોયો અને તે સમય સુધી જોતા રહ્યાં જ્યાં સુધી કે પોતે જ તેનાથી કંટાળી ગયા. રસૂલે કરીમ ﷺએ તેનાથી તેમને રોક્યા નહીં અને એ બાબત

ઉપર સૌની સહમતી છે કે વાસનાની દષ્ટિ તો હરામ છે અને વાસના વિના દષ્ટિ કરવી પણ ઉત્તમ અને શ્રેષ્ઠ બાબતની વિરુદ્ધ છે તથા એક સ્ત્રીને બીજી સ્ત્રીના સતરને કોઈ ખાસ આવશ્યકતા વિના જોવું પણ આ જ આયતના શબ્દોથી હરામ છે, કારણ કે જેમકે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે. સતરની હદ પુરુષો માટે ડુંટીથી ઘુંટીઓ સુધી અને સ્ત્રીઓનું સમગ્ર શરીર માત્ર ચહેરા અને હથેળીઓ સિવાય છે. આ સતરના અવયવોને બધાથી છુપાવવું ફરજ છે, ન તો કોઈ પુરુષ બીજા પુરુષનું સતર જોઈ શકે છે અને ન જ કોઈ સ્ત્રી બીજી સ્ત્રીનું સતર જોઈ શકે છે અને પુરુષ કોઈ સ્ત્રીનું અથવા સ્ત્રી કોઈ પુરુષનું સતર જુએ આ અગ્રિમ રીતે હરામ છે અને આ પ્રસ્તુત આયતના હુકમ غَضِّ بَصَرُ (નજર નીચી રાખવાના હુકમો)ના વિરુદ્ધ છે, કારણ કે આયતનો મતલબ જે ઉપર વર્ણન થઈ ચૂક્યો છે તેમાં દરેક એવી વસ્તુથી નજર નીચી રાખવી અને હટાવી લેવાનો ભાવાર્થ છે જેના તરફ જોવાની શરીઅતમાં મનાઈ કરવામાં આવી છે, તેમાં સ્ત્રી માટે સ્ત્રીનું સતર જોવું પણ સામેલ છે.

وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا مَا ظَهَرَ مِنْهَا وَلْيَضْرِبْنَ بِخُمُرِهِنَّ عَلٰى جُيُوْبِهِنَّ وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا لِبُعُوْلَتِهِنَّ માં શબ્દ زِيْنَتٌ (ઝીનત) શાબ્દિક અર્થના આધારે તે વસ્તુને કહેવામાં આવે છે જેનાથી મનુષ્ય પોતાની જાતને શણગારે અને સારો દેખાવ રચે તે ઉત્તમ અને ઉમદા કપડાં પણ હોઈ શકે છે અને ઘરેણા પણ એ વસ્તુઓ જ્યારે કે સ્ત્રીના શરીર ઉપર ન હોય અલગથી હોય તો ઉમ્મતની સહમતીથી તેનું જોવું પુરુષો માટે હલાલ છે, જેમકે બજારમાં વેચવામાં આવતા સ્ત્રીઓના કપડાં અને ઘરેણા કે તેને જોવામાં કોઈ વાંધો નથી એટલા માટે જમહૂર તફસીરકારોએ આ આયતમાં શણગારથી ભાવાર્થ શણગારના સ્થળો એટલે કે તે અવયવો જેમાં શણગારની વસ્તુઓ ઘરેણા વગેરે પહેરવામાં આવે છે તે ભાવાર્થ તરીકે હોવાનું દર્શાવ્યું છે અને આયતનો અર્થ એ છે કે સ્ત્રીઓ ઉપર વાજિબ છે કે તે પોતાનો શણગાર એટલે કે શણગારના સ્થળો (અવયવો)ને જાહેર ન કરે. (કઝા ફિ રૂહ) આ આયતમાં જે સ્ત્રીઓ માટે શણગાર જાહેર કરવાને હરામ ઠરાવી દેવામાં આવ્યું છે હવે આગળ એ હુકમના અપવાદોનું વર્ણન કરવામાં આવે છે; એક અપવાદ જેના ઉપર દષ્ટિ નાંખવામાં આવે તેના આધારે છે અને બીજો અપવાદ જોનાર એટલે કે જે દષ્ટિ નાંખે છે તેના આધારે છે.

**પડદાના હુકમથી બાકાત (અપવાદ) :**

પ્રથમ અપવાદ مَاظَهَرَمِنۡهَا નો છે, એટલે કે સ્ત્રી માટે પોતાના શણગારની કોઈ વસ્તુને પુરુષો સામે જાહેર કરવી જાઈઝ નથી તે વસ્તુઓ સિવાય કે જે આપમેળે જાહેર થઈ જતી હોય, એટલે કે કામકાજના સમયે અને હરતીફરતી વખતે જે વસ્તુઓ સ્વાભાવિક રીતે ખુલી જ જાય છે અને સ્વાભાવિક રીતે તેનું છુપાવવું મુશ્કેલ હોય છે તે બાકાત છે, તેના જાહેર થવામાં કોઈ ગુનોહ નથી. (ઈબ્ને કષીર) તેનો ભાવાર્થ શું છે ? હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની તફસીરમાં એ વિશે અલગ અલગ આવ્યું છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, مَـا ظَهَـرَمِنۡهَـا માં જે વસ્તુને બાકાત કરવામાં આવી છે તે ઉપરના કપડાં છે જેમકે બુરખો અથવા લાંબી ચાદર જે બુરખાની જગ્યાએ હોય છે, આ કપડાંઓનો શણગારના કપડાંઓને સંતાડવા માટે ઉપયોગ થાય છે. આયતનો ભાવાર્થ એ થયો કે શણગારની કોઈ વસ્તુને જાહેર કરવી જાઈઝ નથી તે ઉપરના કપડાંઓ સિવાય કે જેને સંતાડવું બહાર નીકળવાના સમયે શક્ય નથી, જેમકે બુરખો વગેરે તથા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેનો ભાવાર્થ ચહેરો અને હથેળીઓ છે, કારણ કે સ્ત્રી જ્યારે કોઈ આવશ્યકતાના સમયે બહાર નીકળવામાં મજબૂર હોય છે તો હરવાફરવામાં અને લેનદેનના સમયે ચહેરા અને હથેળીઓને છુપાવવું મુશ્કેલ હોય છે, એટલા માટે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની તફસીર પ્રમાણે તો ગેરમહરમ પુરુષોની સામે કોઈ સ્ત્રીનો ચહેરો અથવા હાથ ખોલવો પણ જાઈઝ નથી માત્ર ઉપરના કપાડાં, બુરખો વગેરે જરૂરત પ્રમાણે જાહેર થાય તો તેમાં અપવાદ છે અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની તફસીર પ્રમાણે ચહેરા અને હાથોની હથેળીઓ પણ ગેરમહરમોની સામે ખોલવી જાઈઝ છે, એટલા માટે ઉમ્મતના ફુકૂહામાં પણ આ મસ્અલામાં મતભેદ છે કે ચહેરા અને હથેળીઓ પડદાથી બાકાત છે અને તેનું ગેરમહરમોની સામે ખોલવું જાઈઝ છે અથવા નહીં ? પરંતુ તેના ઉપર સૌની જ સહમતી છે કે જો ચહેરા અને હથેળીઓ ઉપર નજર નાંખવાથી ફિત્નાનો સંદેહ હોય તો તેનું જોવું પણ જાઈઝ નથી અને સ્ત્રીએ તેનું ખોલવું પણ જાઈઝ નથી, એ જ પ્રમાણે તે બાબત ઉપર પણ સૌની સહમતી છે કે સ્ત્રીનું સતર જે નમાઝમાં

અને ઉમ્મતના ઈજ્માઅ્ પ્રમાણે નમાઝ વિનાની હાલતમાં ફરજ છે તેનાથી ચહેરો અને હથેળીઓ બાકાત છે તો જો તેણે તે ખુલ્લા રાખીને નમાઝ પઢી તો નમાઝ સર્વસહમતીથી સહીહ અને દુરુસ્ત થઈ જશે.

કાઝી બયઝાવી (રહ.) અને ખાઝિને આ આયતની તફસીરમાં કહ્યું છે કે આયતનો તકાદો એ જણાય છે કે સ્ત્રી માટે મૂળ હુકમ એ છે કે તે પોતાના શણગારની કોઈ વસ્તુને પણ જાહેર ન થવા દે એ સિવાય કે જે હરવાફરવામાં અને કામકાજ કરવામાં સ્વાભાવિક રીતે ખુલી જ જાય છે, તેમાં બુરખો અને ચાદર પણ સામેલ છે અને ચહેરો તથા હથેળીઓ પણ કે જ્યારે સ્ત્રી કોઈ જરૂરિયાતથી અથવા મજબૂરીથી બહાર નીકળે છે તો બુરખો અથવા ચાદર વગેરેનું જાહેર થવું તો નિશ્ચિત જ છે, લેનદેનની આવશ્યકતામાં અમુક સમયે ચહેરો અને હાથની હથેળીઓ પણ ખુલી જાય છે તો તે પણ મા'ફ છે ગુનોહ નથી, પરંતુ આ આયતથી એ ક્યાંય સાબિત નથી થતું કે પુરુષોએ સ્ત્રીઓનો ચહેરો અથવા હથેળીઓ જોવી પણ કોઈ જરૂરિયાત વિના જાઈઝ છે બલકે પુરુષોને તો તે જ હુકમ છે કે નિગાહ નીચી રાખે, જો સ્ત્રી કદીક ચહેરા અથવા હથેળીઓ ખોલવા ઉપર મજબૂર થઈ જાય તો પુરુષોના માટે જરૂરી છે કે કોઈ શરઈ કારણ વિના અને જરૂરિયાત વિના તેના તરફ ન જુએ. આ ખુલાસામાં બંને રિવાયતો અને તફસીરો ભેગી થઈ જાય છે. ઈમામ માલિક (રહ.)નો મશ્હૂર અભિપ્રાય એના વિશે પણ એ જ છે કે ગેરમહરમ સ્ત્રીના ચહેરા અને હથેળીઓ ઉપર નજર કરવી પણ અતિઆવશ્યકતા વિના જાઈઝ નથી અને "ઝવાજિર"માં ઈબ્ને હજર મક્કી શાફઈ (રહ.)એ ઈમામ શાફઈ (રહ.)નો પણ આ જ મત નકલ કર્યો છે કે જો કે સ્ત્રીનો ચહેરો અને હથેળીઓ સ્ત્રીના સતરના ફરજમાં સામેલ નથી, તેને ખોલીને પણ નમાઝ થઈ જાય છે પરંતુ ગેરમહરમ પુરુષોએ તેને કોઈ શરઈ જરૂરત વિના જોવું જાઈઝ નથી અને આ ઉપર જાણ થઈ ચૂકી છે કે જે ફુક્હાએ ચહેરો અને હથેળીઓને જોવું જાઈઝ ઠરાવ્યું છે તેઓ પણ એ બાબત ઉપર સહમત છે કે જો ફિત્નાનો સંદેહ હોય તો ચહેરો વગેરે જોવું પણ નાજાઈઝ છે અને એ દેખીતું છે કે રૂપ અને શણગારનું મૂળ કેન્દ્ર મનુષ્યનો ચહેરો છે અને આ યુગ ફિત્ના–ફસાદનો તથા મનેચ્છાઓના વર્ચસ્વનો તથા બેદરકારીનો છે એટલા માટે ખાસ આવશ્યકતા વિના દાખલા તરીકે ઈલાજ માટે અથવા કોઈ સખત ભય વગેરેના

સમય સિવાય સ્ત્રીને ગેરમહરમો સામે ઈરાદાપૂર્વક ચહેરો ખોલવો પણ પ્રતિબંધિત છે અને પુરુષોએ પણ તેના તરફ કોઈ શરઈ આવશ્યકતા વિના નજર નાંખવી જાઈઝ નથી.

**મસ્અલો :**

પ્રસ્તુત આયતમાં જાહેર શણગારને બાકાત રાખ્યા પછી ઈરશાદ છે, وَلْيَضْرِبْنَ بِخُمُرِهِنَّ عَلٰى جُيُوْبِهِنَّ એટલે કે, પોતાની ઓઢણીઓના પાલવને પોતાની છાતીઓ ઉપર નાંખી લે. خُمُرٌ (ખુમુર) એ خِمَارٌ (ખિમાર)નું બહુવચન છે અને તે એવા કપડાંને કહેવામાં આવે છે જે સ્ત્રીનું માથું ઢાંકવા માટે ઉપયોગ થાય છે અને તેનાથી ગળું અને છાતી પણ છુપાઈ જાય. جُيُوْبُ (જુયૂબ) એ جَيْبُ (જયૂબ)નું બહુવચન છે જેનો અર્થ "ગરેબાન" છે, કારણ કે પ્રાચીન સમયથી ગરેબાન છાતી ઉપર હોવાનો જ રિવાજ છે એટલા માટે "જુયૂબ"ને છુપાવવાથી ભાવાર્થ છાતીને છુપાવવું છે. આયતની શરૂઆતમાં શણગારને જાહેર કરવાની મનાઈ હતી, આ વાક્યમાં શણગારને સંતાડવાની તાકીદ અને તેના એક સ્વરૂપનું વર્ણન છે જ્યારે કે મૂળ કારણ એક અજ્ઞાનતાના રિવાજને મિટાવવું છે કે અજ્ઞાનતાના યુગમાં સ્ત્રીઓ ઓઢણી માથા ઉપર નાંખીને તેના બંને પાલવ (છેડા) પીઠ ઉપર છોડી દેતી હતી જેનાથી ગરેબાન અને ગળું તથા છાતી અને કાન ખુલ્લા રહેતા હતા એટલા માટે મુસલમાન સ્ત્રીઓને હુકમ આપવામાં આવ્યો કે તેઓ એવું ન કરે, બલકે ઓઢણીઓના બંને પાલવ એકબીજા ઉપર ઉલટાવી (સળકલો વાળી) લે જેથી આ બધા અવયવો છુપાઈ જાય.

*(રવાહુ ઈબ્ને અબી હાતિમ અને ઈબ્ને ઝુબૈર રહ. –રૂહ)*

આગળ બીજો અપવાદ તે પુરુષોનો વર્ણન કરવામાં આવ્યો છે જેમનાથી શરઈ રીતે પડદો નથી જેના બે કારણો છે, પ્રથમ તો જે પુરુષોને બાકાત કરવામાં આવ્યા છે કે જેમનાથી કોઈ ફિત્નાનો ભય નથી, તેઓ મહરમ છે જેમની પ્રકૃતિને અલ્લાહ તઆલાએ સ્વાભાવિક રીતે જ એવી બનાવી છે કે તેઓ આ સ્ત્રીઓની આબરૂના રક્ષક હોય છે અને તેમનાથી પોતે કોઈ ફિત્નાની સંભાવના જ નથી હોતી, બીજું દરેક સમયે એક સ્થળે રહેવા સહેવાની જરૂરત પણ સહૂલત પેદા કરવાના તકાદા સ્વરૂપે છે, એ પણ યાદ રાખવું જરૂરી છે કે પતિ સિવાય બીજા

મહરમોને જે બાકાત કરવામાં આવ્યા છે તે હિજાબના અને પડદાના હુકમથી બાકાત છે સ્ત્રીના સતરથી બાકાત નથી, સ્ત્રીનું જે શરીર સતરમાં સામેલ છે જેને ખોલવું નમાઝમાં જાઈઝ નથી તેનું જોવું મહરમ માટે પણ જાઈઝ નથી.

આ આયતમાં આઠ પ્રકારના મહરમ પુરુષોનું અને ચાર બીજા પ્રકારને પડદાથી બાકાત રાખવામાં આવ્યા છે તથા સૂરએ અહ્‌ઝાબની આયત જે નાઝિલ થવામાં આનાથી અગ્રક્રમે છે તેમાં માત્ર સાત પ્રકારોનું વર્ણન છે, પાંચનો વધારો સૂરએ નૂરની આયતમાં કરવામાં આવ્યો છે જે ત્યારબાદ નાઝિલ થઈ છે.

**એક જરૂરી સૂચના :**

યાદ રહે કે આ સ્થળે શબ્દ "મહરમ" જાહેર અર્થમાં ઉપયોગ થયો છે જે પતિ ઉપર પણ આધારિત છે, ફુક્હાની પરિભાષામાં મહરમનું જે ખાસ વિવરણ છે કે જેનાથી ક્યારેય નિકાહ જાઈઝ ન હોય તે અહીંયાં ભાવાર્થ તરીકે નથી. આ બાર અપવાદોની વિગત જે સૂરએ નૂરની પ્રસ્તુત આયતમાં આવી છે તે આ પ્રમાણે છે, સૌ પ્રથમ પતિ છે જેનાથી પત્નીના કોઈ અવયવનો પડદો નથી જો કે ખાસ અવયવોને આવશ્યકતા વિના જોવું ઉચ્ચ સંસ્કાર વિરુદ્ધ છે. હઝરત આયશા સિદીકા (રદિ.)એ ફરમાવ્યું, مَارَأَى مِنِّىْ وَلَا رَأَيْتُ مِنْهُ એટલે ન તો મેં ક્યારેય આપ ﷺના ખાસ અવયવને જોયું ન જ મેં આપના !

બીજું પોતાનો બાપ છે જેમાં દાદા, પરદાદા બધા સામેલ છે. ત્રીજું પતિના બાપ છે તેમાં પણ દાદા, પરદાદા બધા સામેલ છે. ચોથું પોતાના પુત્રો જે પોતાની જ અવલાદ છે. પાંચમું પોતાના પતિના પુત્રો કે જે કોઈ બીજી પત્નીના હોય. છટ્ઠું, પોતાના ભાઈ જેમાં સગાભાઈ પણ સામેલ છે તથા બાપશરીક એટલે કે અલ્લાતી તથા માં શરીક એટલે કે અખિયાફી પણ સામેલ છે પરંતુ મામા અથવા માસી અથવા કાકા અથવા ફોઈ અથવા મોટાબાજીના પુત્રો જેમને સામાન્ય પ્રચલિત રિવાજ પ્રમાણે ભાઈ જ કહેવામાં આવે છે તેઓ પણ તેમાં સામેલ નથી, તે ગેરમહરમ છે. સાતમું ભાઈઓના પુત્રો, અહીંયાં પણ માત્ર સગા અથવા અલ્લાતી અથવા અખિયાફી ભાઈઓના પુત્રો ભાવાર્થ સ્વરૂપે છે, બીજા રિવાજ પ્રમાણે કહેવામાં આવતા ભાઈઓના પુત્રો તેમાં સામેલ નથી. આઠમું બહેનોના પુત્રો તેમાં બહેનોમાંથી સગી અને અલ્લાતી તથા અખિયાફી બહેનો સામેલ છે,

મામા અથવા કાકાની પુત્રીઓ તેમાં સામેલ નથી; આ આઠ પ્રકારો મહરમના છે.

નવમો પ્રકાર اَوْ نِسَآئِهِنَّ (અવ નિસાઈહિન્ન) એટલે કે, પોતાની સ્ત્રીઓ જેનાથી ભાવાર્થ તરીકે મુસલમાન સ્ત્રીઓ છે કે તેમની સામે તે તમામ અવયવો ખોલવા જાઈઝ છે જે પોતાના બાપ–બેટાઓ અને ભાઈની સામે ખોલી શકાય છે અને આ ઉપર લખવામાં આવી ચૂક્યું છે કે આ અપવાદો હિજાબ અને પડદાના હુકમ વિશે છે, સતરના હુકમોમાં નથી એટલા માટે જે અવયવો એક સ્ત્રી પોતાના મહરમ પુરુષોની સામે ખોલી શકતી નથી તેનું ખોલવું કોઈ મુસલમાન સ્ત્રી સામે પણ જાઈઝ નથી, ઈલાજ વગેરેના સ્વરૂપો અને અન્ય સખત જરૂરતો તેમાંથી બાકાત છે.

نِسَآئِهِنَّ (નિસાઈહિન્ન) મુસલમાન સ્ત્રીઓની શરત લગાવવાથી એ જાણ થઈ કે કાફિર અને મુશ્રિક સ્ત્રીઓથી પણ પડદો વાજિબ છે, તે ગેરમહરમ પુરુષોના હુકમમાં છે. ઈબ્ને કષીરે હઝરત મુજાહિદ (રહ.)થી આયતની તફસીર નકલ કરી છે તેનાથી જાણ થાય છે કે મુસલમાન સ્ત્રીઓ માટે જાઈઝ નથી કે કોઈ કાફિર સ્ત્રી સામે પોતાના અવયવો ખોલે પરંતુ સહીહ હદીષોમાં એવી રિવાયતો મોજૂદ છે જેમાં કાફિર ઔરતોનું અઝ્વાજે મુતહ્હરાત (નબીએ પાક ﷺની પવિત્ર પત્નીઓ) પાસે જવું સાબિત છે એટલા માટે આ મસ્અલામાં મુજ્તહિદ ઈમામોનો મતભેદ છે, અમુકે કાફિર સ્ત્રીઓને ગેરમહરમ પુરુષો જેવી ઠરાવી છે, અમુકે આ બાબતમાં મુસલમાન અને કાફિર બંને પ્રકારની સ્ત્રીઓને એક જ હુકમમાં રાખી છે કે તેમનાથી પડદો નથી, ઈમામ રાઝી (રહ.)એ ફરમાવ્યું કે અસલ વાત એ છે કે શબ્દ "નિસાઈહિન્ન"માં તો બધી સ્ત્રીઓ મુસ્લિમ અને કાફિર સામેલ છે અને પુરોગામી બુઝુર્ગો (સલફે સાલિહીન)થી જે કાફિર સ્ત્રીઓથી પડદો કરવાની રિવાયતો નકલ થઈ છે તે اِسْتِحْبَابْ (ઈસ્તિહ્બાબ) "ઈચ્છનીય છે પરંતુ ફરજ નથી"ના પ્રકારમાં આવે છે, રૂહુલ મઆનીમાં મુફતીએ બગદાદ અલ્લામહ આલૂસી (રહ.)એ આ જ અભિપ્રાયને અપનાવીને કહ્યું છે.

هٰذَاالْقَوْلُ اَوْفَقُ بِالنَّاسِ الْيَوْمَ فَاِنَّهٗ لَا يَكَادُيُمْكِنُ اِحْتِجَابُ الْمُسْلِمَاتِ عَنِ الذِّمِّيَّاتِ

*"આ જ અભિપ્રાય આજકાલ લોકોની હાલત માટે યોગ્ય છે, કારણ કે આ યુગમાં મુસલમાન સ્ત્રીઓનો કાફિર સ્ત્રીઓથી પડદો લગભગ અશક્ય થઈ ગયો છે."* *(રૂહુલ મઆની)*

બદશમો પ્રકાર اَوْ مَـامَلَـكَـتْ اَيْمَـانُهُنَّ છે, એટલે કે તે યુવાન સ્ત્રીઓના "મમલૂક" છે, આ શબ્દોના સામાન્યપણામાં તો ગુલામો અને લોંડીઓ બંને સામેલ છે પરંતુ મોટા ભાગના ફકીહ ઈમામો સમીપ તેનો ભાવાર્થ માત્ર લોંડીઓ છે ગુલામ પુરુષો તેમાં સામેલ નથી, તેમનાથી સામાન્ય મહારિનની જેમ પડદો વાજિબ છે. હઝરત સઈદ બિન મુશયબ (રદિ.)એ પોતાના અંતિમ નિવેદનમાં ફરમાવ્યું, لَا يَـغُـرَّنَّـكُـمْ اٰيَةُ النُّوْرِ فَاِنَّهٗ فِى الْاُنَاثِ دُوْنَ الذُّكُوْرِ એટલે કે, તમે લોકો ક્યાંક સૂરએ નૂરની આ આયતથી ગલતીમાં ન પડી જાઓ કે, اَوْمَامَلَكَتْ اَيْمَانُهُنَّ ના શબ્દો સામાન્ય છે, પુરુષ ગુલામો પણ તેમાં સામેલ છે પરંતુ વાસ્તવમાં ઘટના એમ નથી, આ આયત માત્ર સ્ત્રીઓ એટલે કે કનીઝો વિશે છે પુરુષ ગુલામો તેમાં સામેલ નથી. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.), હસન બસરી (રહ.) અને સિરીન (રહ.)એ ફરમાવ્યું કે ગુલામ પુરુષો માટે પોતાની માલિકણ સ્ત્રીના બાલ જોવા જાઈઝ નથી. (રૂહુલ મઆની) બાકી રહ્યો એ સવાલ કે જ્યારે શબ્દ اَوْمَـامَـلَـكَـتْ اَيْمَـانُهُنَّ થી માત્ર સ્ત્રી લોંડીઓ જ ભાવાર્થ તરીકે છે તો તે તેનાથી પહેલા શબ્દ نِسَائِهِنَّ (નિસાઈહિન્ન)માં સામેલ છે તેને અલગથી વર્ણન કરવાની શું જરૂર હતી ? તેનો જવાબ જસ્સાસ (રહ.)એ એ આપ્યો છે કે "નિસાઈહિન્ન" પોતાના જાહેરના આધારે માત્ર મુસલમાન સ્ત્રીઓ માટે છે અને "મમલૂકહ" બાંદીઓમાં જો કાફિર પણ હોય તો તેમને બાકાત કરવા માટે આ શબ્દ અલગથી લાવવામાં આવ્યો છે.

અગિયારમો પ્રકાર اَوِالتَّـابِـعِيْـنَ غَيْـرِ اُولِـى الْاِرْبَةِ مِـنَ الرِّجَالِ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેનો ભાવાર્થ તે مُـغَـفَّـلْ (મુગફ્ફલ–Confused) અને ગાંડા પ્રકારના લોકો છે જેમને સ્ત્રીઓ તરફ કોઈ આકર્ષણ કે રસ જ ન હોય. (ઈબ્ને કષીર) અને આ જ વિષય ઈબ્ને જરીરે અબૂ અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર અને ઈબ્ને અતિય્યહ વગેરેથી નકલ કર્યો છે એટલા માટે તેનાથી ભાવાર્થ તે પુરુષ છે જે સ્ત્રીઓ તરફ ન તો કોઈ આકર્ષણ ધરાવે છે અને ન જ તેને કોઈ જાતીય ઈચ્છા થાય છે અને ન જ તેમના રૂપ–રંગ અને હાલતથી કોઈ દિલચસ્પી રાખતા હોય છે કે બીજા લોકોને વર્ણન કરે. તેનાથી વિપરીત હિજડા પ્રકારના લોકો કે જેઓ સ્ત્રીઓના ખાસ લક્ષણો સાથે સંબંધ ધરાવે છે તેમનાથી પણ પડદો વાજિબ છે જેમકે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની હદીષ છે કે એક

હિજડો અજ્વાઝે મુતહ્હરાતની પાસે આવ્યા કરતો હતો અને ઉમ્મહાતુલ મુઅ્મિનીન તેને غَيْـرِ اُولِـى الْاِرْبَةِ مِنَ الرِّجَـالِ જે આયતમાં વર્ણન થયેલ છે તેમાં સામેલ સમજીને તેની સામે આવી જતા હતાં, રસૂલે કરીમ ﷺએ જ્યારે તેને જોયો અને તેની વાતો સાંભળી તો તેને ઘરમાં પ્રવેશવાથી અટકાવી દીધો.

*(રૂહુલ મઆની)*

આથી ઈબ્ને હજર મક્કી (રદિ.) "શરહે મિનહાજ"માં ફરમાવ્યું છે કે પુરુષ જો કે عِنِّيْنٌ (નામર્દ–નપુંસક) અથવા مَجْبُوْبٌ ( مَقْطُوْعُ الْعُضْوِ) હિજડો અથવા ખૂબ ઘરડો છે તે આ غَيْـــرِ اُولِــى الْاِرْبَةِ ના શબ્દમાં સામેલ નથી, આ બધાથી પડદો વાજિબ છે, તેમાં غَيْـرِ اُولِـى الْاِرْبَةِ ના શબ્દની સાથે જે اَلتَّـابِعِيْـنَ (અત્તાબિઈન)નો શબ્દ ઉપસ્થિત છે, તેનો ભાવાર્થ એ છે કે એવા مُـغَـفَّـلُ અને ગાંડા લોકો જે તુફયલી બનીને ખાવા માટે ઘરોમાં ચાલ્યા જાય છે તેઓ બાકાત છે, તેનું વર્ણન માત્ર એટલા માટે કરવામાં આવ્યું છે કે તે સમયે આવા مُغَفَّلُ પ્રકારના અમુક પુરુષો એવા જ હતા જેઓ તુફય્લી બનીને ખાવા–પીવા માટે ઘરોમાં જતા હતા, આ હુકમનો મૂળ આધાર તેમના مُغَفَّلُ بَدْحَوَاسُ (અતિ મંદબુદ્ધિના કારણે કાયમ મૂંઝાયેલ જેવી પરિસ્થિતિમાં) હોવા ઉપર છે કે જેમનામાં જાતીય સભાનતા કે ઈચ્છા જ નથી, તાબે અને તુફયલી હોવા ઉપર નથી. વલ્લાહુ અઅ્લમુ.

બારમો પ્રકાર اَوِالطِّفْلِ الَّذِيْنَ છે, તેનાથી ભાવાર્થ "નાબાલિગ કિશોરો" છે જે હજુ પુખ્ત વયની નજીક પણ પહોંચ્યા નથી અને સ્ત્રીઓની ખાસ હાલતો અને સિફતો તથા હરકતો અને જાતીયવૃત્તિથી બિલકુલ બેખબર છે અને જે છોકરો આવી બાબતોમાં રસ લેતો હોય તે مُـرَاهِقٌ (મુરાહિક) એટલે કે બાલિગ (પુખ્ત વયનો) થવાની નજીક છે તેનાથી પડદો વાજિબ છે. (ઈબ્ને કષીર) ઈમામ જસ્સાસ (રહ.)એ ફરમાવ્યું કે, طِـفْـلُ (તિફ્લ) તે બાળક છે જે ખાસ બાબતોના આધારે સ્ત્રીઓ અને પુરુષોમાં કોઈ તફાવત કરતો ન હોય. (ઝિક્ર અનલ મુજાહિદ) પડદાથી બાકાત હોવાનું વર્ણન સંપૂર્ણ થયું.

وَلَايَـضْـرِبْـنَ بِاَرْجُلِهِنَّ لِيُعْلَمَ مَا يُخْفِيْنَ مِنْ زِيْنَتِهِنَّ એટલે કે, સ્ત્રીઓ ઉપર આવશ્યક છે કે પોતાના પગ એટલા જોરથી ન મૂકે જેનાથી ઘરેણા વગેરેનો અવાજ અને તેમનો ગુપ્ત શણગાર પુરુષો ઉપર જાહેર થાય.

**ઘરેણાનો અવાજ ગેરમહરમોને સંભળાવવો જાઇઝ નથી :**

આયતની શરૂઆતમાં સ્ત્રીઓને પોતાના ઘરેણા પરપુરુષો ઉપર જાહેર કરવાની મનાઈ કરી હતી, અંતમાં તેની વધારે તાકીદ છે કે શણગારના સ્થળો માથું અને છાતી વગેરેને છુપાવવું તો વાજિબ હતું જ પોતાના ગુપ્ત શણગારની જાહેરાત ભલે કોઈપણ માધ્યમથી થતી હોય તે પણ જાઈઝ નથી, ઘરેણાની અંદર પોતે જ કોઈ વસ્તુ એવી નાંખવામાં આવે જે વાગવા લાગે અથવા એક ઘરેણું બીજા ઘરેણાથી ટકરાઈને વાગે અથવા જમીન ઉપર એવી રીતે પગ પછાડે જેનાથી ઘરેણાનો અવાજ નીકળે અને ગેરમહરમ પુરુષ સાંભળે; આ બધી વસ્તુઓ આ આયતની રૂએ નાજાઈઝ છે અને એ જ કારણથી ઘણા બધા ફુક્હાએ ફરમાવ્યું કે જ્યારે ઘરેણાનો અવાજ ગેરમહરમોને સંભળાવવો આ આયતની રૂએ નાજાઈઝ સાબિત થયો તો પોતે સ્ત્રીના અવાજને સાંભળવો તેનાથી પણ વધારે સખત અને અગ્રક્રમે નાજાઈઝ થશે, એટલા માટે સ્ત્રીના અવાજને પણ તે લોકોએ સતરમાં સામેલ ઠરાવી દીધું છે અને એ જ બીના ઉપર نَـــوَازِلُ (નવાઝિલ)માં ફરમાવ્યું કે સ્ત્રીઓએ જ્યાં સુધી શક્ય હોય કુર્આનની તા'લીમ પણ સ્ત્રીઓ પાસેથી જ લેવી જોઈએ અને પુરુષો પાસેથી તા'લીમ લેવી મજબૂરીના દરજ્જામાં જાઈઝ છે.

સહીહ બુખારી અને મુસ્લિમની હદીષમાં છે કે નમાઝમાં જો કોઈ સામેથી પસાર થવા લાગે તો પુરુષે ઊંચા અવાજે સુબ્હાનલ્લાહ ! કહીને પસાર થનારને ચેતવી દેવો જોઈએ પરંતુ સ્ત્રી અવાજ ન કાઢે બલકે પોતાની એક હથેળીના પાછલા ભાગે બીજા હાથને મારીને તેનાથી ચેતવી દે.

**સ્ત્રીના અવાજનો મસ્અલો :**

શું ઓરતનો અવાજ પોતે સતરમાં સામેલ છે તથા ગેરમહરમને અવાજ સંભળાવવો જાઈઝ છે ? આ મા'મલામાં ઈમામોનો મતભેદ છે, ઈમામ શાફઈ (રહ.)ની કિતાબોમાં સ્ત્રીઓના અવાજને સતરમાં સામેલ કરવામાં નથી આવ્યો, હનફીઓ નજીક પણ વિવિધ નિવેદનો છે. ઈબ્ને હિમામ (રહ.)એ નવાજિલની રિવાયતની બીનાએ સ્ત્રીઓના અવાજને સતરમાં સામેલ ઠરાવ્યો છે એટલા માટે હનફીઓ નજીક સ્ત્રીનો અવાજ મકરૂહ છે પરંતુ હદીષથી સાબિત છે કે અજ્વાઝે

મુતહ્હરાત (રદિ.) હિજાબની આયતો નાઝિલ થયા પછી પણ પડદાની પાછળથી ગેરમહારિમની સાથે વાતચીત કરતાં હતાં. આ બધાથી વધારે પ્રચલિત અને સાચી વાત એ જણાય છે કે જે સ્થળે અને જે સમયે સ્ત્રીનો અવાજ સાંભળવાથી ફિત્નો થવાનો ડર હોય ત્યાં તે પ્રતિબંધિત છે અને જ્યાં એવું ન હોય ત્યાં જાઈઝ છે. (જસ્સાસ) અને તેમાં કાળજી એ રાખવાની છે કે વિના જરૂરતે સ્ત્રીઓ પડદા પાછળથી પણ ગેરમહરમો સાથે વાતચીત ન કરે. વલ્લાહુ અઅ્લમુ.

**સુગંધ (ખુશ્બૂ) લગાવીને બહાર નીકળવું :**

આ જ હુકમમાં એ પણ સામેલ છે કે સ્ત્રી જ્યારે જરૂરતથી ઘરની બહાર નીકળે તો ખુશ્બૂ લગાવીને ન નીકળે કારણ કે તે પણ તેનો ગુપ્ત શણગાર છે, ગેરમહરમ સુધી આ ખુશ્બૂ પહોંચે તો તે નાજાઈઝ છે. તિરમિઝીમાં હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)ની હદીષ છે જેમાં ખુશ્બૂ લગાવીને બહાર જનારી સ્ત્રીઓને ખરાબ કહેવામાં આવી છે.

**શણગારેલો (ફેશનેબલ) બુરખો પહેરીને બહાર નીકળવું પણ નાજાઇઝ છે :**

ઈમામ જસ્સાસ (રહ.)એ જ્યારે ઘરેણાના અવાજ સુધીને કુર્આનના શણગાર જાહેર થવામાં સામેલ હોવાનું ઠરાવીને પ્રતિબંધિત કર્યું છે તો શણગારેલા રંગોના ચિત્રભાતવાળા બુરખા પહેરીને નીકળવું અગ્રધોરણે પ્રતિબંધિત થયું અને તેનાથી એ પણ જાણ થઈ કે સ્ત્રીનો ચહેરો જો કે સતરમાં સામેલ નથી પરંતુ તે શણગારનું સૌથી મોટું કેન્દ્ર છે એટલા માટે તેને પણ ગેરમહરમોથી છુપાવવું વાજિબ છે ખૂબ આવશ્યકતાના અપવાદ સિવાય. *(જસ્સાસ)*

وَتُوْبُوْآ اِلَى اللّٰهِ جَمِيْعًا اَيُّهَ الْمُؤْمِنُوْنَ એટલે કે, “તવબહ કરો અલ્લાહથી તમે બધા જ હે મો'મિન બંદાઓ !” આ આયતમાં પ્રથમ પુરુષોને નજરો નીચી રાખવાનો હુકમ, પછી સ્ત્રીઓને એવો જ હુકમ, પછી સ્ત્રીઓને ગેરમહરમોથી પડદો કરવાનો હુકમ અલગ અલગ આપ્યા પછી આ વાક્યમાં બધા પુરુષ અને સ્ત્રીને સામેલ કરીને સૂચના આપવામાં આવી છે કે જાતીય ઈચ્છાઓની બાબત ખૂબ અઘરો વિષય છે, બીજાને તેની જાણકારી થવી મુશ્કેલ છે પરંતુ અલ્લાહ

તઆલા માટે દરેકે દરેક છુપી અને ખુલ્લી ઈચ્છાઓ સરખી રીતે જાહેર છે એટલા માટે જો કોઈથી પ્રસ્તુત હુકમોમાં કોઈ વખતે કોઈ ઉણપ થઈ ગઈ હોય તો તેના માટે જરૂરી છે કે તેનાથી તવબહ કરે, ભૂતકાળ ઉપર પસ્તાવાની સાથે અલ્લાહથી મા'ફી માંગે અને ભવિષ્યમાં તેની પાસે ન જવાનો દૃઢ નિર્ધાર કરે.

---

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૩૨–૩૩....)

وَاَنْكِحُوا الْاَيَامٰى مِنْكُمْ وَالصّٰلِحِيْنَ مِنْ عِبَادِكُمْ وَاِمَآئِكُمْ ۭ اِنْ يَّكُوْنُوْا
فُقَرَآءَ يُغْنِهِمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ۭ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ۝ وَلْيَسْتَعْفِفِ الَّذِيْنَ لَا يَجِدُوْنَ
نِكَاحًا حَتّٰى يُغْنِيَهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ۭ....

### તરજુમો :

*અને નિકાહ કરી દો ધણી વિનાની સ્ત્રીઓના તમારામાં અને જે તમારા ગુલામ નેક હોય અને લોંડીઓ; જો તેઓ મુફલીસ હશે અલ્લાહ તેમને પોતાની કૃપાથી ગની (આર્થિક છૂટછાટવાળો) કરી દેશે અને અલ્લાહ ખૂબ વિસ્તારનારો છે, બધું જાણે છે. (૩૨) અને પોતાની જાતને સંયમમાં રાખે જેમને નિકાહનો સામાન નથી મળતો જ્યાં સુધી કે અલ્લાહ તેમને પોતાની કૃપાથી આર્થિક છૂટછાટ આપે....*

### તફસીર :

(ગુલામોમાંથી) જે નિકાહ વિનાના હોય (ભલે પુરુષ હોય અથવા સ્ત્રીઓ અને નિકાહ વિનાના હોવું પણ સામાન્ય અર્થમાં છે ભલે હજુ સુધી નિકાહ થયા જ ન હોય અથવા થયા પછી પત્નીની મોત અથવા તલાકના કારણે પત્ની વિહોણા રહી ગયા હોય) તમે તેમના નિકાહ કરાવી આપ્યા કરો અને (એ જ પ્રમાણે) તમારા ગુલામ અને લોંડીઓમાં જે એ(નિકાહ)ના લાયક હોય (એટલે કે નિકાહના હકો અદા કરી શકતા હોય) તેમના પણ; (નિકાહ કરાવી આપ્યા કરો, માત્ર પોતાના હિત માટે તેમની નિકાહની ઈચ્છાને નષ્ટ ન કર્યા કરો અને ગુલામોને નિકાહનો સંદેશ આપનારાઓની ગરીબી અને મુફલીસી ઉપર નજર

નાંખીને ઈન્કાર ન કર્યા કરો જ્યારે કે તેમાં આર્થિક ઉપાર્જનની આવડત ઉપસ્થિત હોય કારણ કે) જો તે લોકો મુફલીસ હશે તો અલ્લાહ તઆલા (જો ઈચ્છશે) તેમને પોતાની કૃપાથી ગની (આર્થિક છૂટછાટવાળા) કરી દેશે (ખુલાસો એ છે કે ન તો માલદાર હોવાના કારણે નિકાહથી ઈન્કાર કરો અને ન જ એવો વિચાર કરો કે નિકાહ થઈ ગયા તો ખર્ચ વધી જશે જે અત્યારની હાલતમાં ગની અને માલદાર છે તે પણ નિકાહ કરવાથી મોહતાજ અને ગરીબ બની જશે કારણ કે રોજીનો આધાર મૂળમાં અલ્લાહ તઆલાની ઈચ્છા ઉપર છે, કોઈ માલદારને નિકાહ વિના પણ ફકીર અને મોહતાજ બનાવી શકે છે અને કોઈ ગરીબ નિકાહવાળાને નિકાહ છતાં ગરીબી અને મુફલીસીથી મુક્તિ આપી શકે છે) અને અલ્લાહ તઆલા ગુંજાઈશવાળો છે (જેને ઈચ્છે માલદાર કરી આપે અને બધી જ પરિસ્થિતિને) સારી પેઠે જાણનારો છે (જેને ગની કરવાનો હિકમત અને મસ્લિહતનો તકાદો હશે તેને ગની કરી આપશે અને જેને મોહતાજ અને ફકીર રાખવામાં જ તેનું હિત હશે તેને ફકીર રાખવામાં આવશે) અને (જો કોઈની પાસે પોતાની ફકીરી અને મુફલીસીના કારણે નિકાહનો સામાન ઉપલબ્ધ ન હોય તો) એવા લોકોને કે જેમને નિકાહની શક્તિ નથી તેમને જોઈએ કે (પોતાના નફ્સને) કાબૂમાં રાખે એટલે સુધી કે અલ્લાહ તઆલા (જો ઈચ્છશે તો) તેમને પોતાની કૃપાથી ગની કરી આપશે (તે સમયે નિકાહ કરી લે).

## મસ્અલા અને બોધપાઠ :

### નિકાહના અમુક હુકમો :

અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે સૂરએ નૂરમાં વધારે પડતાં તે હુકમો છે જેનો સંબંધ આબરૂ, ચારિત્ર્યની સુરક્ષા તથા નિર્લજ્જતા અને બેહયાઈની રોકથામ સાથે છે, આ ક્રમમાં વ્યભિચાર અને તેની ચેષ્ટાઓની સખત સજાઓનું વર્ણન છે, પછી اِسۡتِیۡــــذَان (ઈસ્તીઝાન)નું, પછી સ્ત્રીઓના પડદાનું. શરીઅતે ઈસ્લામ કારણ કે એક મધ્યમમાર્ગી શરીઅત છે, તેના હુકમો બધા જ મધ્યમ માર્ગ ઉપર આધારિત છે અને મનુષ્યની પ્રકૃતિ તથા સ્વાભાવિક લાગણીઓ અને ઈચ્છાઓને ધ્યાનમાં રાખીને હદથી નીકળવાના અને મર્યાદા ભંગ કરવાના પ્રતિબંધના સિદ્ધાંતો ઉપર આધારિત છે એટલા માટે જ્યારે એક બાજુ મનુષ્યને

નાજાઈઝ વાસનાપૂર્તિની કઠોર શબ્દોમાં કઠોરતા સાથે રોકવામાં આવ્યા છે તો જરૂરી હતું કે સ્વાભાવિક લાગણીઓ અને ઈચ્છાઓને ધ્યાનમાં રાખી તેની કોઈ જાઈઝ અને સાચી પદ્ધતિ પણ બતાવવામાં આવે, તદુપરાંત આવનારી પેઢીઓનું અસ્તિત્વ ટકાવી રાખવાનો બૌદ્ધિક અને શરઈ તકાદો પણ એ જ છે કે અમુક હદોની અંદર રહીને પુરુષ અને સ્ત્રીના મિલનનું કોઈ સ્વરૂપ નક્કી કરવામાં આવે, તેનું જ નામ કુર્આન અને સુન્નતની પરિભાષામાં "નિકાહ" છે. પ્રસ્તુત આયતમાં તેના વિશે ગુલામ સ્ત્રીઓના વલી અને કનીઝો તથા ગુલામોના માલિકોને હુકમ આપવામાં આવ્યો છે કે તેઓ તેના નિકાહ કરાવી આપ્યા કરે, وَاَنْكِحُوا الْاَيَامٰى مِنْكُمْ الاٰيَة માં اَيَامٰى (અયામા) એ اَيِّمٌ (અયમ)નું બહુવચન છે, તે દરેક એવી સ્ત્રી અને એવા પુરુષ માટે ઉપયોગ થાય છે જેના હાલમાં નિકાહ થયા નથી, ભલે પ્રથમથી જ નિકાહ ન થયા હોય અથવા પતિ–પત્નીમાંથી કોઈ એકના મૃત્યુના કારણે અથવા તલાકના કારણે નિકાહ ખતમ થઈ ચૂક્યા હોય, એવા પુરુષો અને સ્ત્રીઓના નિકાહ માટે તેમના વલીઓને હુકમ આપવામાં આવ્યો છે કે તેમના નિકાહની વ્યવસ્થા કરે.

પ્રસ્તુત આયતની સંબોધનની શૈલીથી એટલી વાત તો ફકીહ ઈમામોની સહમતીથી સાબિત છે કે નિકાહનો સુન્નત અને ઉત્તમ તરીકો એ જ છે કે પોતાના નિકાહ કરવા માટે કોઈ પુરુષ અથવા સ્ત્રીને પરોક્ષ રીતે કાર્યવાહી કરવાને બદલે પોતાના વલીઓ દ્વારા આ કામ અંજામ આપે, તેમાં દીન અને દુનિયાના ઘણા બધા લાભો અને ફાયદાઓ છે, ખાસ કરીને છોકરીઓના મા'મલામાં કારણ કે છોકરીઓ પોતાના નિકાહનો મા'મલો પોતે નક્કી કરે એ એક પ્રકારની બેહયાઈ પણ છે અને તેમાં નિર્લજ્જતાના માર્ગ ખુલી જવાનો ભય પણ રહ્યો છે, એટલા માટે અમુક હદીષની રિવાયતોમાં સ્ત્રીઓને પોતાના નિકાહ વલીના માધ્યમ વિના કરવાથી રોકવામાં આવી છે, ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) અને અમુક બીજા ઈમામો નજીક આ હુકમ એક ખાસ સુન્નત અને શરઈ માર્ગદર્શનના સ્વરૂપમાં છે, જો કોઈ પુખ્ત વયની બાલિગ છોકરી પોતાના નિકાહ પોતાના વલીની પરવાનગી વિના પોતાની મરજીથી કરે તો નિકાહ તો થઈ જશે પરંતુ જો કે સુન્નતના વિરુદ્ધ થવાના કારણે તે નીંદાપાત્ર ઠરશે જ્યારે કે તેણે કોઈ મજબૂરીથી એવું પગલું ભર્યું ન હોય.

ઈમામ શાફઈ (રહ.) અને અમુક બીજા ઈમામો નજીક તો તેના નિકાહ જ બાતિલ અને અમાન્ય છે જ્યાં સુધી વલીના માધ્યમથી ન હોય. આ સ્થળ બંને ફુક્હાના મતભેદવાળા મસ્અલાઓની સંપૂર્ણ વિગત અને તહકીક કે દલીલો વર્ણન કરવાનું નથી પરંતુ એટલી વાત જાહેર છે કે પ્રસ્તુત આયતથી વધારેમાં વધારે એ જ સાબિત થાય છે કે નિકાહમાં વલીનું માધ્યમ હોવું જોઈએ, બાકી રહી એ વાત કે આવા સ્વરૂપમાં કોઈ વલીના માધ્યમ વિના નિકાહ કરે તો તેનો શું હુકમ હશે ? કુર્આનની આ આયત તેના વિશે મોઘમ છે. ખાસ કરીને એ કારણે પણ કે શબ્દ اَيَامٰى (અયામા)માં બાલિગ પુરુષ અને સ્ત્રી બંને સામેલ છે અને બાલિગ છોકરાઓના નિકાહ વલીના માધ્યમ વિના સૌની નજીક સહીહ થઈ જાય છે, તેને કોઈ રદબાતલ કહેતું નથી એ જ પ્રમાણે દેખીતું એ છે કે બાલિગ છોકરી જો પોતાના નિકાહ પોતે કરે તો તે પણ સાચા અને માન્ય થઈ ગયા, હા ! સુન્નતના ખિલાફ કામ કરવાથી બંનેની નીંદાપાત્ર ઠરશે.

## નિકાહ વાજિબ છે અથવા સુન્નત અથવા વિવિધ પરિસ્થિતિઓમાં વિવિધ હુકમ છે ? :

આ બાબતે મુજ્તહિદ ઈમામો લગભગ બધા જ સહમત છે કે જે વ્યક્તિને નિકાહ ન કરવાના સ્વરૂપમાં લગભગ ચોક્કસ એ અનુમાન હોય કે તે શરીઅતની હદો ઉપર કાયમ નહીં રહી શકે અને ગુનાહમાં સંડોવાઈ જશે અને નિકાહ કરવાની શક્તિ પણ ધરાવતો હોય કે સ્ત્રોતો પણ તેની પાસે મોજૂદ હોય તો એવા વ્યક્તિ ઉપર નિકાહ કરવા વાજિબ અને ફરજ છે, જ્યાં સુધી નિકાહ નહીં કરે ગુનેહગાર રહેશે, હા ! જો નિકાહના સ્ત્રોતો મોજૂદ નથી કે કોઈ યોગ્ય સ્ત્રી મળતી નથી અથવા તેના માટે "મહરે મુઅજ્જલ" વગેરેની મર્યાદા સુધી જરૂરી ખર્ચ તેની પાસે નથી તો તેનો હુકમ આગલી આયતમાં આવ્યો છે કે તેણે જોઈએ કે માધ્યમો ઉપલબ્ધ કરવાનો પ્રયત્ન કરતો રહે અને જ્યાં સુધી તે પ્રાપ્ત ન થાય પોતાના નફ્સને કાબૂમાં રાખે અને સબ્ર કરવાનો પ્રયત્ન કરે. રસૂલે કરીમ ﷺએ એવા વ્યક્તિ માટે ફરમાવ્યું છે કે તે સતત રોઝા રાખે, તેનાથી જાતીય ઈચ્છાની પ્રબળતાને શાંતિ મળે છે.

મુસ્નદે અહમદમાં રિવાયત છે કે હઝરત અક્કાફ (રદિ.)થી રસૂલે કરીમ ﷺએ પૂછ્યું કે શું તમારી પત્ની છે ? તેમણે વિનંતી કરી, નથી; પછી પૂછ્યું,

કોઈ શરઈ લોંડી છે ? કહ્યું કે નથી. પછી આપ ﷺએ પૂછ્યું કે તમે ગુંજાઇશવાળા છો અથવા નહીં ? તેના ઉપર તેમણે વિનંતી કરી કે ગુંજાઈશવાળો છું. ભાવાર્થ એ હતો કે શું તમે નિકાહ માટે જરૂરી ખર્ચની વ્યવસ્થા કરી શકો છો ? જેના જવાબમાં તેમણે સ્વીકાર કર્યો. તેના ઉપર રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે પછી તો શયતાનના ભાઈ છો અને ફરમાવ્યું કે અમારી સુન્નત નિકાહ કરવી છે, તમારામાં અતિદુષ્ટ વ્યક્તિ તે છે જે નિકાહ વિનાનો હોય અને તમારા મૃત વ્યક્તિઓમાં સૌથી નીચ તે છે જે નિકાહ વિનાનો મર્યો. *(મઝહરી)*

આ રિવાયતને પણ જમહૂર ફુકૂહાએ એ જ પરિસ્થિતિ ઉપર લાગુ પાડેલ બતાવી છે કે જ્યારે કે નિકાહ ન કરવાની પરિસ્થિતિમાં ગુનાહનો ભય નિશ્ચિત હોય, અક્કાફ (રદિ.)ની હાલત રસૂલે કરીમ ﷺને જાણ હશે કે તેઓ સબ્ર નથી કરી શકતા. એ જ પ્રમાણે મુસ્નદે અહમદમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ નિકાહ કરવાનો હુકમ આપ્યો અને تَبَتُّــــل (તબત્તલ) એટલે કે વિના નિકાહે (વાંઢા–Bachelor) રહેવાની સખ્તીથી મનાઈ કરી. (મઝહરી) એ જ પ્રમાણે અન્ય પણ હદીષની રિવાયતો છે. આ બધાનો નીચોડ જમહૂર ફુકૂહા નજીક તે જ સ્વરૂપ છે કે નિકાહ ન કરવામાં ગુનાહમાં સંડોવાઈ જવાનો ભય મજબૂત હોય, એ જ પ્રમાણે તેના ઉપર પણ લગભગ બધા જ ફુકૂહાની સહમતી છે કે જે વ્યક્તિને ગાલિબ ગુમાનથી એ જાણ થઈ જાય કે નિકાહ કરવાના કારણે ગુનાહમાં સંડોવાશે દાખલા તરીકે પત્નીના પત્ની તરીકેના હકો અદા કરવાની શક્તિ નથી, તેના ઉપર અત્યાચાર કરવાનો ગુનેહગાર થશે અથવા એટલા માટે નિકાહ કરવાના સ્વરૂપમાં કોઈ બીજો ગુનાહ નિશ્ચિત થઈ જશે, એવા વ્યક્તિ માટે નિકાહ કરવા હરામ અથવા મકરૂહ છે.

હવે તે વ્યક્તિનો હુકમ બાકી રહ્યો, જે મધ્યમ કક્ષાની પરિસ્થિતિમાં છે કે ન તો નિકાહ છોડવાથી ગુનાહનો ભય મજબૂત છે અને ન જ નિકાહના સ્વરૂપમાં કોઈ ગુનાહનો અંદેશો વધારે પડતો છે, એવા વ્યક્તિ વિશે ફુકૂહાના વિવિધ નિવેદનો છે કે તેણે નિકાહ કરવા શ્રેષ્ઠ છે અને નિકાહ છોડીને નફલી ઈબાદતોમાં પ્રવૃત્ત થઈ જવું પણ શ્રેષ્ઠ છે. ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.)ના મતે નફલી ઈબાદતોમાં પ્રવૃત્ત થવા કરતાં નિકાહ કરવા જ શ્રેષ્ઠ છે અને ઈમામ શાફઈ (રહ.)ના મતે ઈબાદતમાં પ્રવૃત્ત થવું શ્રેષ્ઠ છે. આ મતભેદનું કારણ મૂળમાં તે છે

કે નિકાહ આપમેળે એક "મબાહ" વસ્તુ છે જેમકે ખાવું, પીવું, સુવું વગેરે જિંદગીની જરૂરિયાતો જ્યારે મબાહ છે તેમાં ઈબાદતનો વિભાગ એ નિય્યતથી આવી જાય છે કે તેના દ્વારા વ્યક્તિ પોતાને ગુનાહથી બચાવી શકશે અને નેક અવલાદ પેદા થશે તો તેનો પણ સવાબ મળશે અને આવી નેક નિય્યતથી જે મબાહ કામ પણ માનવી કરે છે તે તેના માટે પ્રત્યક્ષ ઈબાદત બની જાય છે; ખાવું, પીવું અને સુવું પણ આ જ નિય્યતે ઈબાદત બની જાય છે અને ઈબાદતની પ્રવૃત્તિ આપમેળે ઈબાદત છે જ, એટલા માટે ઈમામ શાફઈ (રહ.) ઈબાદતો માટે નિકાહ કરતાં એકાંતપ્રિયતાને શ્રેષ્ઠ ઠરાવે છે અને ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક નિકાહમાં ઈબાદતોનું પાસું બીજા મબાહ અમલો કરતાં વધારે વર્ચસ્વવાળું છે, સહીહ હદીષોમાં તેને નબીએ કરીમ ﷺની સુન્નત અને અંબિયા (અલૈ.)ની સુન્નત ઠરાવીને ઘણા વખતે તેની તાકીદો આવી છે, તે હદીષની રિવાયતોના ખુલાસાઓથી એટલું સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે નિકાહ સામાન્ય મબાહ અમલોની જેમ માત્ર મબાહ નથી, બલકે અંબિયા (અલૈ.)ની સુન્નત છે જેની તાકીદો પણ હદીષમાં આવી છે, માત્ર નિય્યતના કારણે ઈબાદતનું સ્વરૂપ તેમાં નથી, બલકે અંબિયા (અલૈ.)ની સુન્નત હોવાના સ્વરૂપે પણ છે, જો કોઈ કહે કે આ પ્રમાણે તો ખાવું, પીવું પણ અંબિયા (અલૈ.)ની સુન્નત છે, બધાએ એવું જ કર્યું છે પરંતુ જવાબ સ્પષ્ટ છે કે તે વસ્તુઓ ઉપર બધા અંબિયા (અલૈ.)નો અમલ હોવા છતાં એવું કોઈએ નથી કહ્યું અને ન જ કોઈ હદીષમાં આવ્યું કે ખાવું, પીવું અંબિયા (અલૈ.)ની સુન્નત છે, બલકે તેને સામાન્ય મનુષ્યની સ્વાભાવિક પ્રકૃતિ હેઠળ અંબિયા (અલૈ.)નો અમલ ઠરાવવામાં આવ્યો, તેનાથી વિપરીત નિકાહ છે કે તેને સ્પષ્ટ રીતે અંબિયા (અલૈ.)ની સુન્નત અને રસૂલે કરીમ ﷺએ પોતાની સુન્નત ઠરાવી છે.

તફસીરે મઝહરીમાં આ સ્થળે એક સમતોલ વાત આ કહેવામાં આવી છે કે જે વ્યક્તિ મધ્યમ કક્ષામાં હોય કે ન તો જાતીય આવેગોથી મજબૂર અને પરાજિત થઈ જાય અને ન જ નિકાહ કરવાથી કોઈ ગુનાહમાં પડવાનો અંદેશો હોય, એ વ્યક્તિ જો એવી અનુભૂતિ કરે કે નિકાહ કરવા છતાં નિકાહ અને બાળબચ્ચામાં પ્રવૃત્ત થઈ જવું મારા માટે અલ્લાહના ઝિક્ર મોટા પ્રમાણમાં કરવાથી અને અલ્લાહ તરફ વધારે ધ્યાન આપવામાં અવરોધક નહીં થાય તો તેના

માટે નિકાહ કરવા શ્રેષ્ઠ છે. અંબિયા (અલૈ.)ની તથા ઉમ્મતના નેક લોકોની સામાન્ય પરિસ્થિતિ એ જ હતી અને જો તેનો અંદાજો એ હોય કે નિકાહ અને બાળબચ્ચામાં પ્રવૃત્ત થવું તેની દીની પ્રગતિ અને ઝિક્રના મોટા પ્રમાણમાં કરવા વગેરેથી રોકી દેશે તો મધ્યમ કક્ષાની પરિસ્થિતિ તેના માટે એ છે કે તે ઈબાદત માટે એકાંત અપનાવે અને તેના માટે નિકાહ છોડવા શ્રેષ્ઠ છે, કુર્આને કરીમની ઘણી બધી આયતો તેના تَطْبِيْق (તત્બીક) સુમેળ સાધવા ઉપર ગવાહ છે, તેમાં એક આ છે, يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُلْهِكُمْ اَمْوَالُكُمْ وَلَآ اَوْلَادُكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ (૬૩:૯) તેમાં આ જ સૂચના છે કે મનુષ્યના માલ અને અવલાદ તેને અલ્લાહના ઝિક્રથી ગાફેલ કરી દેવાનું કારણ ન બનવું જોઈએ. વલ્લાહુ સુબ્હાનહુ અઅ્લમુ.

وَالصّٰلِحِيْنَ مِنْ عِبَادِكُمْ وَاِمَآئِكُمْ ۚ એટલે કે, પોતાના ગુલામો અને કનીઝોમાં જે નેક હોય તેમના નિકાહ કરાવી આપ્યા કરો. આ સંબોધન તેમના માલિકો અને આકાઓને છે, આ સ્થળે صَالِحِيْنَ (સાલિહીન)નો શબ્દ પોતાના શાબ્દિક અર્થમાં આવ્યો છે, એટલે કે તેમનામાં જે વ્યક્તિ નિકાહની લાયકાત અને શક્તિ ધરાવતો હોય તેના નિકાહ કરાવી આપવાનો હુકમ તેમના માલિકોને આપવામાં આવ્યો છે, તેની લાયકાતનો ભાવાર્થ એ જ છે કે પત્નીના પત્ની તરીકેના હકો અને ખાધાખર્ચ તથા "મુહરે મુઅજ્જલ" અદા કરવા લાયક અને પાત્ર હોય અને જો صَالِحِيْنَ (સાલિહીન)નો પ્રચલિત અર્થ નેક લોકોના અર્થમાં લેવામાં આવે તો પછી તેમનું ખાસ રીતે વર્ણન કરવાનું કારણ એ જ હશે કે નિકાહનો મૂળ હેતુ હરામથી બચવાનો છે જે સાલિહીન એટલે કે નેક લોકોમાં જ હોઈ શકે છે.

પોતાના ગુલામો અને કનીઝોમાં જે નિકાહની લાયકાત ધરાવનાર હોય તેમના નિકાહનો હુકમ તેમના આકાઓને આપવામાં આવ્યો છે અને તેનો ભાવાર્થ એ છે કે જો તે પોતાની નિકાહની આવશ્યકતા જાહેર કરે અને એવું ઈચ્છે કે તેમના નિકાહ કરાવી આપવામાં આવે તો આકાઓ ઉપર અમુક ફુકુહાના મતે તે વાજિબ થશે કે તેમના નિકાહ કરાવી આપે અને જમહૂર ફુકુહાના મતે તેમના ઉપર આવશ્યક છે કે તેમના નિકાહમાં અવરોધ ન નાંખે બલકે પરવાનગી આપે, કારણ કે મમલૂક ગુલામો તથા કનીઝોના નિકાહ માલિકોની પરવાનગી વિના નથી થઈ શકતા તો આ હુકમ એવો જ થશે જેમકે કુર્આને કરીમની આયતમાં છે,

وَلَا تَعْضُلُوْهُنَّ اَنْ يَّنْكِحْنَ اَزْوَاجَهُنَّ એટલે કે, સ્ત્રીઓના વલીઓ ઉપર જરૂરી છે કે પોતાના વાલીપણા હેઠળની સ્ત્રીઓને નિકાહથી ન રોકે અને જેમકે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જ્યારે તમારી પાસે કોઈ એવો વ્યક્તિ (નિકાહનું) માંગુ લઈને આવે અને તમને અખ્લાક પસંદ હોય તો જરૂર નિકાહ કરી આપો, જો એવું નહીં કરો તો જમીનમાં ફિત્નો અને મોટા પાયે ફસાદ પેદા થઈ જશે.

*(રવાહુત્તિરમિઝી)*

ખુલાસો એ છે કે આ હુકમ માલિકોને એટલા માટે આપવામાં આવ્યો છે કે તે નિકાહની પરવાનગી આપવામાં આળસ ન કરે અને પોતે નિકાહ કરાવવા તેમના માથે વાજિબ હોય એ જરૂરી નથી.

اِنْ يَّكُوْنُوْا فُقَرَآءَ يُغْنِهِمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ط તેમાં તે ગરીબ ફકીર મુસલમાનો માટે ખુશખબરી છે જે પોતાના દીનની સુરક્ષા માટે નિકાહ કરવા ઈચ્છે છે પરંતુ આર્થિક માધ્યમો તેમની પાસે નથી કે જ્યારે તેઓ પોતાના દીનની સુરક્ષા અને રસૂલે કરીમ ﷺની સુન્નત ઉપર અમલ કરવાની નેક નિય્યતથી નિકાહ કરશે તો અલ્લાહ તઆલા તેમને આર્થિક ગીના (છૂટછાટ) પણ અર્પણ કરશે અને તેમાં તે લોકોને પણ માર્ગદર્શન છે જેમની પાસે આવા ગરીબ લોકો માંગુ લઈને જાય કે તેઓ માત્ર પોતાની હાલની પરિસ્થિતિમાં ગરીબ અને ફકીર હોવાના કારણે સગાઈથી ઈન્કાર ન કરી આપે અને માલ તો આવનારી–જનારી વસ્તુ છે, અસલ વસ્તુ પ્રવૃત્તિ કરવાની ક્ષમતા છે, જો તે તેનામાં મોજૂદ છે તો તેના નિકાહથી ઈન્કાર ન કરો.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આ આયતમાં અલ્લાહ તઆલાએ બધા મુસલમાનોને નિકાહ કરવાનું પ્રોત્સાહન આપ્યું છે, તેમાં આઝાદ અને ગુલામ બધાને જ સામેલ કર્યા છે અને નિકાહ કરવા ઉપર તેમને ગિના (આર્થિક છૂટછાટ)નો વાયદો કર્યો છે. (ઈબ્ને કષીર) અને ઈબ્ને અબી હાતિમે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)થી નકલ કર્યું છે કે તેમણે મુસલમાનોને સંબોધન કરીને ફરમાવ્યું કે તમે નિકાહ કરવાના અલ્લાહ તઆલાના હુકમોનું પાલન કરો તો અલ્લાહ તઆલાએ જે ગિના અર્પણ કરવાનો વાયદો કર્યો છે તે પૂરો કરશે, પછી આ આયત પઢી, اِنْ يَّكُوْنُوْا فُقَرَآءَ يُغْنِهِمُ اللّٰهُ અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે તમે માલદાર થવા ઈચ્છતા હોય તો નિકાહ કરી

લો, કારણ કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે, اِنۡ يَّكُوۡنُوۡا فُقَرَآءَ يُغۡنِهِمُ اللّٰهُ

*(રવાહુ ઈબ્ને જરીર વ ઝિકુલ બગવી અન ઉમર રદિ. નહ્‌વહુ –ઈબ્ને કષીર).*

**સૂચના :**

તફસીરે મઝહરીમાં છે કે, "પરંતુ એ યાદ રહે કે નિકાહ કરનારને ગિના અને માલ અર્પણ કરવાનો વાયદો અલ્લાહ તઆલા તરફથી એવી હાલતમાં છે કે જ્યારે કે નિકાહ કરનારની નિય્યત પોતાની આબરૂ અને ચારિત્ર્યની સુરક્ષા કરવાની તથા સુન્નત ઉપર અમલ કરવાની હોય અને પછી અલ્લાહ તઆલા ઉપર સંપૂર્ણ ભરોસો અને તવક્કુલ હોય તેની દલીલ આગલી આયતમાં આ શબ્દોમાં છે.

وَلۡيَسۡتَعۡفِفِ الَّذِيۡنَ لَا يَجِدُوۡنَ نِكَاحًا حَتّٰى يُغۡنِيَهُمُ اللّٰهُ مِنۡ فَضۡلِهٖ ؕ એટલે કે, જે લોકો માલ અને દોલતના આધારે નિકાહની શક્તિ ધરાવતા નથી અને નિકાહ કરવામાં એ ભય છે કે પત્નીના હકો અદા ન કરવાના ગુનેહગાર થઈ જશે તેમણે પોતાના ચારિત્ર્યની સુરક્ષા કરી સબ્રની સાથે એ બાબતની રાહ જોવી જોઈએ કે અલ્લાહ તઆલા પોતાની કૃપાથી તેમને ગની કરી આપે અને આ ધૈર્ય દાખવવાની એક યુક્તિ પણ હદીષમાં એ બતાવવામાં આવી છે કે મોટા પ્રમાણમાં રોઝા રાખ્યા કરે, જો તે એવું કરશે તો અલ્લાહ તઆલા પોતાની કૃપાથી એટલા આર્થિક સ્ત્રોતો અર્પણ કરશે જેનાથી નિકાહ માટે શક્તિશાળી બની જાય.

————————

## આયત : (સૂરએ નૂર : આયત નં. ....33)

...وَالَّذِيۡنَ يَبۡتَغُوۡنَ الۡكِتٰبَ مِمَّا مَلَكَتۡ اَيۡمَانُكُمۡ فَكَاتِبُوۡهُمۡ اِنۡ عَلِمۡتُمۡ فِيۡهِمۡ خَيۡرًا ۖ
وَّاٰتُوۡهُمۡ مِّنۡ مَّالِ اللّٰهِ الَّذِىۡۤ اٰتٰٮكُمۡ ؕ وَلَا تُكۡرِهُوۡا فَتَيٰتِكُمۡ عَلَى الۡبِغَآءِ اِنۡ
اَرَدۡنَ تَحَصُّنًا لِّـتَبۡتَغُوۡا عَرَضَ الۡحَيٰوةِ الدُّنۡيَا ؕ وَمَنۡ يُّكۡرِهْهُّنَّ فَاِنَّ اللّٰهَ مِنۡۢ بَعۡدِ
اِكۡرَاهِهِنَّ غَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿۳۳﴾

**તરજુમો :**

*અને જે લોકો માલ આપીને સ્વતંત્રતા(નો કરાર) લખવા ઈચ્છે તેમનામાંથી*

*કે જેઓ તમારા હાથની મિલકત છે (એટલે કે ગુલામ કે લોંડી) તો તેમને (કરાર) લખીને આપી દો જો તેમનામાં કોઈ ભલાઈ સમજો અને તેમને અલ્લાહના માલમાંથી આપો જે તેણે તમને આપ્યો છે અને પોતાની લોંડીઓને બદકારી (વૈશ્યાવૃત્તિ) માટે ફરજ ન પાડો, (ખાસ કરી) જો તેઓ પવિત્ર રહેવા ઈચ્છે કે તમે દુનિયાની જિંદગીનો માલ કમાવા ઈચ્છો અને જે કોઈ તેમના ઉપર બળજબરી કરશે તો બેશક અલ્લાહ તેમની લાચારી પછી (તેમને) મહાન મા'ફ કરનાર ઘણો મહેરબાન છે. (૩૩)*

## તફસીર :

અને તમારા મમલૂકોમાંથી (ગુલામ હોય અથવા લોંડીઓ) જે મકાતિબ (માલ આપી મુક્તિનો કરાર) લખવાના ઈચ્છુક હોય તો (ઉત્તમ છે કે) તેમને મકાતિબ બનાવી આપ્યા કરો તો તેમનામાં સારાપણા(ની નિશાનીઓ)ને પામો અને અલ્લાહના (દીધેલા) તે માલમાંથી તેમને પણ આપો જે અલ્લાહે તમને આપી રાખ્યો છે (જેથી જલદી આઝાદ થઈ શકે) અને પોતાની (મમલૂકહ) લોંડીઓને વ્યભિચાર (વૈશ્યાવૃત્તિ) માટે મજબૂર ન કરો (ખાસ કરી) જ્યારે તે પવિત્ર રહેવા ઈચ્છે (અને તમારી આ નીંદનીય પ્રવૃત્તિ) માત્ર એટલા માટે કે દુનિયવી જીવનનો અમુક ફાયદો (એટલે કે માલ) તમને પ્રાપ્ત થઈ જાય અને જે વ્યક્તિ તેમને મજબૂર કરશે (અને તે બચવા ઈચ્છશે) તો અલ્લાહ તઆલા તેમના મજબૂર કરવામાં આવ્યા પછી (તેમના માટે) બખ્શનાર મહેરબાન છે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં મમલૂક ગુલામો અને લોંડીઓને જો નિકાહ કરવાની આવશ્યકતા હોય તો માલિકોને સૂચના આપવામાં આવી હતી કે તેમને નિકાહની પરવાનગી આપી દેવી જોઈએ, પોતાના હિત માટે તેમની પ્રાકૃતિક તથા તેમની માનવસહજ લાગણીઓને મુલતવી ન કરે, આ તેમના માટે શ્રેષ્ઠ અને ઉત્તમ છે. આ સૂચનાનો ખુલાસો પોતાના મમલૂક ગુલામો અને લોંડીઓની સાથે સારો વર્તાવ કરવો અને તેમને તકલીફથી બચાવવાનો છે, આ જ સંદર્ભથી પ્રસ્તુત આયતમાં એક બીજી સૂચના તેમના માલિકો માટે એ આપવામાં આવી છે કે જો આ મમલૂક ગુલામ અથવા લોંડી માલિકોના મા'મલામાં مُکَاتَبَتْ (માલ આપી

મુક્ત થવાનો કરાર) કરવા ઈચ્છે તો તેમની આ ઈચ્છા પૂરી કરી આપવી પણ માલિકો માટે શ્રેષ્ઠ, મુસ્તહબ તથા સવાબનું કારણ છે. હિદાયાના કર્તા અને સામાન્ય ફુકહાએ આ હુકમને "હુકમે ઈસ્તિહબાબ" જ ઠરાવ્યો છે, એટલે કે આકાઓના માટે વાજિબ તો નથી કે પોતાના મમલૂકને મકાતિબ બનાવી આપે પરંતુ મુસ્તહબ અને શ્રેષ્ઠ આ છે અને મકાબિતતનું સ્વરૂપ એ છે કે કોઈ મમલૂક (ગુલામ પુરુષ અથવા લોંડી) પોતાના માલિકને કહે કે તમે મારા ઉપર અમુક રકમ નક્કી કરી આપો કે તે રકમ હું પોતાની મહેનત અને પ્રયત્નોથી પ્રાપ્ત કરીને આપને અદા કરી આપું તો હું આઝાદ થઈ જાઉં અને માલિક તેનો સ્વીકાર કરે. આ મા'મલો ઊલટો હોય કે માલિક ઈચ્છે કે તેનો ગુલામ અમુક નક્કી રકમ આપે તો ગુલામ તેનો સ્વીકાર કરી લે અને માલિક અને મમલૂક વચ્ચે પ્રસ્તાવ અને સ્વીકાર દ્વારા આ મા'મલો મકાબિતતનો નક્કી થઈ જાય છે તો એ શરઈ રીતે જરૂરી બની જાય છે કે માલિકને તે ફોક કરવાનો અધિકાર નથી રહેતો, જે સમયે પણ ગુલામ નિશ્ચિત રકમ કમાઈને આપી દેશે તે આપોઆપ આઝાદ થઈ જશે.

આ રકમ જે بَدَلِ كِتَابَتُ (બદલે કિતાબત) કહેવામાં આવે છે, શરીઅતે તેની કોઈ સીમા નક્કી કરી નથી ભલે ગુલામની કિંમતની સમકક્ષ હોય અથવા તેનાથી ઓછી કે વધારે. તેના ઉપર બંને પક્ષોમાં જે વાત નક્કી થઈ જાય તે "બદલે કિતાબત" ઠરશે અને પોતાના મમલૂક ગુલામ અથવા લોંડીને મકાતિબ (આઝાદ કરવાનો કરાર) બનાવી આપવાની સૂચના અને તેને મુસ્તહબ તથા શ્રેષ્ઠ ઠરાવી દેવું શરીઅતે ઈસ્લામના તે જ હુકમોમાંથી છે, જેનાથી જાણ થાય છે કે શરીઅતે ઈસ્લામનો તકાદો એ છે કે જે લોકો શરઈ હેસિયતથી ગુલામ છે તેમની આઝાદીના વધારેથી વધારે માર્ગો ખોલવામાં આવે, બધા જ બદલાઓમાં તેમને આઝાદ કરવાનો હુકમ કરવામાં આવ્યો છે. આમ પણ ગુલામ આઝાદ કરવામાં ઘણો મોટો સવાબનો વાયદો છે. મકાતિબનો મા'મલો પણ આમાનો જ એક મા'મલો છે એટલા માટે તેને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે, અલબત્ત તેની સાથે આ શરત લગાવવામાં આવી કે, اِنْ عَلِمْتُمْ فِيهِمْ خَيْرًا એટલે કે, મકાતિબ બનાવવું ત્યારે જ દુરુસ્ત હશે જ્યારે કે તમે તેમાં ભલાઈના ચિહ્નો જુઓ. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) અને મોટા ભાગના ઈમામોએ આ ભલાઈનો ભાવાર્થ કમાવાની શક્તિ બતાવી છે, એટલે કે જે વ્યક્તિમાં એવું જુઓ કે તેને

મકાતિબ બનાવી આપ્યો તો તે કમાઈને નિશ્ચિત રકમ એકઠી કરી લેશે તેને મકાતિબ બનાવી આપો નહિતર જે તેના પાત્ર ન હોય તેને મકાતિબ બનાવી દેવાથી ગુલામની મહેનત પણ બેકાર જશે અને માલિકને પણ નુકસાન થશે. હિદાયાના કર્તાએ ફરમાવ્યું કે ભલાઈ અને બહેતરીનો ભાવાર્થ આ સ્થળે એ છે કે તેને આઝાદ થવાથી મુસલમાનોને કોઈ નુકસાન પહોંચવાનો ભય ન હોય, દાખલા તરીકે તે કાફિર હોય અને પોતાના કાફિર ભાઈઓની મદદ કરતો હોય અને સાચી વાત એ છે કે શબ્દ خَيْـــــــرٌ (ખયૂર) આ સ્થળે બંને વસ્તુઓ ઉપર પ્રભાવી છે કે ગુલામમાં કમાવાની શક્તિ પણ હોય અને તેની આઝાદીથી મુસલમાનોને કોઈ ભય પણ ન હોય. *(મઝહરી)*

وَاٰتُـوۡهُمۡ مِّنۡ مَّالِ اللّٰهِ الَّذِىۡۤ اٰتٰٮكُمۡ ؕ એટલે કે, "બખ્શીશ તરફ તેમના ઉપર તે માલમાંથી જે તમને અલ્લાહે આપ્યો છે." આ સંબોધન મુસલમાનોને જાહેર સ્વરૂપે અને માલિકોને ખાસ રીતે આપવામાં આવ્યું છે કે જ્યારે આ ગુલામની સ્વતંત્રતા એક નિશ્ચિત રકમ જમા કરાવીને માલિકને આપવા ઉપર અવલંબિત છે તો મુસલમાનોએ તેમાં તેમની મદદ કરવી જોઈએ, ઝકાતનો માલ પણ તેમને આપી શકાય છે અને માલિકોને એ બાબતનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે કે પોતે પણ તેમની આર્થિક મદદ કરે અથવા કરારના બદલામાં લેવાની રકમમાં કંઈ ઓછું કરે, સહાબએ કિરામ (રદિ.)નો ક્રમ એટલા જ માટે એ રહ્યો હતો કે, بَـدَلِ كِتَـابَـتٌ (બદલે કિતાબત) "આઝાદીના બદલામાં ગુલામની મુક્તિના લખી આપવામાં આવતા કરાર"માં જે રકમ તેમના ઉપર નક્કી કરવામાં આવતી હતી તેમાંથી ત્રીજા અથવા ચોથા ભાગની અથવા તેનાથી પણ ઓછું પોતાની શક્તિ પ્રમાણે ઓછું કરી આપતા હતા. *(મઝહરી)*

## આર્થિક બાબતોનો એક મહત્ત્વનો મસ્અલો અને તેમાં કુર્આનનો ફેંસલો

આજકાલ દુનિયામાં ભૌતિકતાની પૂજાનું વર્ચસ્વ છે, સમગ્ર દુનિયા અંજામ અને આખિરતને ભુલાવીને માત્ર આર્થિક ઉપાર્જનની જાળમાં ફસાઈ ગઈ છે, તેમના જ્ઞાનપૂર્ણ સંશોધનો તથા વિચાર અને ચિંતનનું વર્તુળ માત્ર ભૌતિકતા સુધી જ સીમિત થઈને રહી ગયું છે અને તેમાં ચર્ચા અને સંશોધનોના પ્રભાવે એક એક ક્ષુલ્લક વિષયને એક આગવી કળા બનાવી દીધી છે, આ કળાઓમાં સૌથી

મોટી કળા આર્થિક બાબતોની છે.

આ વિષયમાં આજકાલ દુનિયાના બૌદ્ધિકોમાં બે વિચારસરણીઓ વધારે પ્રચલિત અને પ્રખ્યાત છે અને બંનેમાં જ પરસ્પર વિરોધાભાસ અને ખેંચતાણ છે, તેમની રસ્સાકસીએ દુનિયાની કોમોમાં ખેંચતાણ અને લડાઈ–ઝઘડાઓના એવા દરવાજાઓ ખોલી નાંખ્યા છે કે સમગ્ર દુનિયા શાંતિ અને સલામતીથી વંચિત થઈ ગઈ છે.

એક વ્યવસ્થા મૂડીવાદી વ્યવસ્થા છે જેને પરિભાષામાં "કૅપિટાલિઝમ" કહેવામાં આવે છે, બીજી સામ્યવાદની વ્યવસ્થા છે જેને "કૉમ્યુનિઝમ અથવા સૉશ્યાલિઝમ" કહેવામાં આવે છે. અનુભવથી સિદ્ધ થયેલ સ્પષ્ટ બાબતનો આ બંને વ્યવસ્થાઓમાંથી કોઈ ઈન્કાર કરી શકતું નથી કે આ દુનિયામાં મનુષ્ય પોતાની મહેનત અને પ્રયત્નથી જે કંઈ પણ કમાય છે અને ઉત્પન્ન કરે છે તે બધાનો મૂળ પાયો કુદરતી સ્ત્રોતોના ઉત્પાદનો, જમીન, પાણી અને તેની મદદથી ઉત્પન્ન થનાર કુદરતી ચીજવસ્તુઓ ઉપર છે, મનુષ્ય પોતે ચિંતન અને મનન કરી પોતાની મહેનત અને મજૂરી દ્વારા આ જ સ્ત્રોતોમાં જોડતોડ કરીને તથા તેમાં પરિવર્તનની કળા દ્વારા પોતાની આવશ્યકતા પ્રમાણે લાખો વસ્તુઓનું ઉત્પાદન કરે છે અને બનાવે છે, બુદ્ધિનો તકાદો તો આ હતો કે આ બંને વ્યવસ્થાઓ પ્રથમ એવું વિચારે કે આ કુદરતી સ્ત્રોતો પોતે તો આપોઆપ પેદા નથી થઈ ગયા, તેને કોઈ ઉત્પન્ન કરનાર છે અને એ પણ દેખીતું છે કે તેનો મૂળ માલિક તે જ હશે જે તેનો પેદા કરનારો છે, આપણે આ સ્ત્રોતો ઉપર કબ્જો કરવા અને તેના માલિક બનવા અથવા તેનો ઉપયોગ કરવામાં સ્વતંત્ર નથી, બલકે મૂળ માલિક અને સર્જનહારે જો કોઈ માર્ગદર્શિકા આપી રાખી છે તો તેના તા'બે ચાલવું આપણી ફરજ છે પરંતુ ભૌતિકતાની પૂજાના ગાંડપણે આ બધાને મૂળ સર્જનહાર અને માલિકની કલ્પનાથી ગાફેલ કરી દીધા, તેમના સમીપ માત્ર એ ચર્ચા બાકી રહી ગઈ કે ઉપસ્થિત સ્ત્રોતો ઉપર કબ્જો કરીને તેનાથી જિંદગીની જરૂરિયાતો ઉત્પન્ન કરનાર તે બધી વસ્તુઓનો પોતે સ્વતંત્ર આઝાદ માલિક અને મુખ્તિયાર બની જાય છે અથવા આ બધી વસ્તુઓ સાર્વજનિક માલિકીની અને સહિયારી છે, દરેકને તેમાંથી લાભ ઉઠાવવાનો સરખો હક પ્રાપ્ત છે.

પ્રથમ વિચારસરણી એટલે કે મૂડીવાદી વ્યવસ્થા જે મનુષ્યને તે વસ્તુઓ

ઉપર સ્વતંત્ર માલિકીનો હક આપે છે કે જે રીતે ઈચ્છે તેને પ્રાપ્ત કરે અને જ્યાં ઈચ્છે તેને ખર્ચ કરે તેમાં તેના ઉપર કોઈ રોકટોક સહન કરવામાં નહીં આવે. આ જ વિચારસરણી પ્રાચીન સમયમાં મુશ્રિકો અને કાફિરોની હતી જેમણે હઝરત શુઅયૂબ (અલૈ.) ઉપર એ વાંધો ઉઠાવ્યો હતો કે આ માલ અમારો છે, અમે તેના માલિક છે, તમને શું અધિકાર છે કે અમારા ઉપર પાબંદી લગાવો કે ફલાણા કાર્યમાં ખર્ચ કરવો જાઈઝ અને ફલાણામાં હરામ છે ? કુર્આને કરીમની આયત اَوْاَنْ نَفْعَلَ فِىْٓ اَمْوَالِنَا مَانَشٰٓؤُا (૧૧:૮૭)નો આ જ અર્થ છે અને બીજી વિચારસરણી સામ્યવાદની છે જે કોઈને કોઈપણ વસ્તુનો માલિકી હક નથી આપતી, બલકે દરેક વસ્તુને બધા જ મનુષ્યોમાં સરખી રીતે અને બધાને તેનો લાભ ઉઠાવવાના સરખા હકદાર ઠરાવે છે અને સામ્યવાદની મૂળ વિચારસરણીનો આધાર એ જ છે પરંતુ પછી જ્યારે જોયું કે આ તો લાગુ ન પાડી શકાય એવી કલ્પના છે અને તેના ઉપર કોઈ વ્યવસ્થા ચલાવી જ નથી શકાતી તો પછી અમુક વસ્તુઓને માલિકી હક માટે બાકાત પણ કરવામાં આવી છે.

કુર્આને કરીમે આ બંને બેહૂદી વિચારસરણીઓને રદ કરીને મૂળ સિદ્ધાંત બનાવ્યો કે દરેક વસ્તુ વાસ્તવમાં અલ્લાહ તઆલાની મિલકત છે અને તે જ તેનો સર્જનહાર છે, પછી તેણે પોતાની કૃપા અને દયાથી મનુષ્યને એક ખાસ કાયદા હેઠળ મિલકત અર્પણ કરી છે જે વસ્તુઓનો તે આ કાયદાઓની રૂએ માલિક બનાવવામાં આવ્યો છે તેમાં બીજાઓએ તેની પરવાનગી વિના વપરાશ કરવો હરામ ઠરાવવામાં આવ્યું છે પરંતુ માલિક બન્યા પછી પણ તે તેની સ્વતંત્ર મિલકતમાં નથી આપી કે તે તેને જે પ્રમાણે ઈચ્છે કમાય અને જેવી રીતે ઈચ્છે ખર્ચ કરે, બલકે બંને બાજુ ન્યાયપૂર્ણ અને હિકમતસભર કાનૂન રાખ્યો છે કે ફલાણી પદ્ધતિથી કમાવવું હલાલ છે અને ફલાણું હરામ છે, ફલાણી જગ્યાએ ખર્ચ કરવો હલાલ છે અને ફલાણી જગ્યાએ ખર્ચ કરવો હરામ છે અને એ કે જે વસ્તુ તેની મિલકતમાં આપી છે તેમાં બીજા લોકોના અમુક હકો પણ લગાવવામાં આવ્યા છે જેને અદા કરવા તેમની જવાબદારી છે.

પ્રસ્તુત આયત જો કે એક અન્ય વિષયને લઈને આવી છે પરંતુ તેના સંદર્ભમાં તે જ અગત્યના આર્થિક મસ્અલાના અમુક સિદ્ધાંતો પણ આવી ગયા છે, આયતના શબ્દો ઉપર નજર કરીએ, وَاٰتُوْهُمْ مِّنْ مَّالِ اللّٰهِ الَّذِىْٓ اٰتٰىكُمْ ط એટલે કે,

આપો તે જરૂરિયાતમંદ લોકોને અલ્લાહના તે માલમાંથી જે અલ્લાહે તમને આપ્યું છે, તેમાં ત્રણ વાતો સાબિત થઈ. પ્રથમ એ કે મૂળ માલનો માલિક અને દરેક વસ્તુનો માલિક એકમાત્ર અલ્લાહ તઆલા છે, બીજું એ કે તેણે પોતાની કૃપાથી તેના અમુક ભાગના તમને માલિક બનાવી દીધા છે, ત્રીજું એ કે જે વસ્તુના તમને માલિક બનાવ્યા છે તેના ઉપર અમુક નિયંત્રણો પણ લાદયા છે, અમુક વસ્તુઓમાં ખર્ચ કરવાને પ્રતિબંધિત ઠરાવ્યું અને અમુક વસ્તુઓમાં ખર્ચ કરવાને વાજિબ અને આવશ્યક ઠરાવ્યું અને અમુકમાં મુસ્તહબ અને શ્રેષ્ઠ જાહેર કરવામાં આવ્યું છે. વલ્લાહુ અઅ્લમુ.

બીજો હુકમ આ આયતમાં અજ્ઞાનતાના એક રિવાજને મિટાવવાનો તથા વ્યભિચાર અને નિર્લજ્જતાના ખાત્મા માટે આ આપવામાં આવ્યો, وَلَا تُكْرِهُوْا فَتَيٰتِكُمْ عَلَى الْبِغَآءِ એટલે કે, પોતાની લોંડીઓને એ બાબત ઉપર મજબૂર ન કરો કે તેઓ વ્યભિચાર દ્વારા (વૈશ્યાવૃત્તિથી) માલ કમાઈને તમને આપ્યા કરે. અજ્ઞાનતાના યુગમાં ઘણા લોકો લોંડીઓનો આ જ કામ માટે ઉપયોગ કરતા હતા. ઈસ્લામે જ્યારે વ્યભિચાર ઉપર સખત સજા લાગુ પાડી, આઝાદ અને ગુલામ બધાને એ કાયદાના બંધનમાં લાવ્યા તો આવશ્યક હતું કે આ જાહિલિયતના રિવાજને મિટાવવા માટે ખાસ હુકમ આપે. اِنْ اَرَدْنَ تَحَصُّنًا એટલે કે, જ્યારે તે લોંડીઓ વ્યભિચારથી બચવા અને પવિત્ર રહેવાનો ઈરાદો કરે તો તમારે તેમને મજબૂર કરવી ઘણી મોટી નિર્લજ્જતા અને બેગયૂરતી (નીચતા)ની વાત છે. આ શબ્દો જો કે શરત સ્વરૂપે આવ્યા છે પરંતુ ઉમ્મતના ઈજ્માઅ્થી વાસ્તવમાં તેનો ભાવાર્થ શરત નથી કે લોંડીઓ વ્યભિચારથી બચવા ઈચ્છે તો તેમને વૈશ્યાવૃત્તિ ઉપર મજબૂર કરવામાં ન આવે નહિતર મજબૂર કરવું જાઈઝ છે, બલકે બતાવવાનો હેતુ એ છે કે સામાન્ય બોલચાલના રિવાજ અને ટેવના આધારે લોંડીઓમાં હયા અને પવિત્રતા અજ્ઞાનતાના સમયમાં લગભગ શૂન્ય હતી, ઈસ્લામના હુકમો પછી તેમણે તવબહ કરી, તેમના માલિકોએ મજબૂર કરવા ઈચ્છ્યું તો તેમના ઉપર આ હુકમો આવ્યા કે જ્યારે તેઓ વ્યભિચારથી બચવા ઈચ્છે છે તો તમે મજબૂર ન કરો, તેમાં તેમના માલિકોને સૂચના અને તાકીદ કરી એ સંભળાવવાનો હેતુ છે કે ઘણી મોટી બેગયૂરતી અને અધમતા તથા નિર્લજ્જતાની વાત છે કે લોંડીઓ તો પવિત્ર રહેવાનો ઈરાદો કરે અને તમે તેમને વ્યભિચાર ઉપર મજબૂર કરો.

فَاِنَّ اللّٰهَ مِنۢ بَعۡدِ اِكۡرَاهِهِنَّ غَفُوۡرٌ رَّحِيۡمٌ આ વાકયમાં ખુલાસો એ છે કે લોંડીઓને વ્યભિચાર ઉપર મજબૂર કરવી હરામ છે, જો કોઈએ એવું કર્યું અને તે માલિકની બળજબરીથી પરાજિત થઈને વ્યભિચારમાં સંડોવાઈ ગઈ તો અલ્લાહ તઆલા તે લોંડીના ગુનાહને મા'ફ કરશે અને તેના બધા ગુનાહો મજબૂર કરનારા ઉપર થશે. વલ્લાહુ અઅ્લમુ. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૩૪ થી ૪૦)

وَلَقَدۡ اَنۡزَلۡنَاۤ اِلَيۡكُمۡ اٰيٰتٍ مُّبَيِّنٰتٍ وَّمَثَلًا مِّنَ الَّذِيۡنَ خَلَوۡا مِنۡ قَبۡلِكُمۡ وَمَوۡعِظَةً

ع ٤/٨/١٠ لِّلۡمُتَّقِيۡنَ ﴿٣٤﴾ اَللّٰهُ نُوۡرُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ مَثَلُ نُوۡرِهٖ كَمِشۡكٰوةٍ فِيۡهَا مِصۡبَاحٌ ؕ اَلۡمِصۡبَاحُ

فِىۡ زُجَاجَةٍ ؕ اَلزُّجَاجَةُ كَاَنَّهَا كَوۡكَبٌ دُرِّىٌّ يُّوۡقَدُ مِنۡ شَجَرَةٍ مُّبٰرَكَةٍ زَيۡتُوۡنَةٍ

لَّا شَرۡقِيَّةٍ وَّلَا غَرۡبِيَّةٍ ۙ يَّكَادُ زَيۡتُهَا يُضِىۡٓءُ وَلَوۡ لَمۡ تَمۡسَسۡهُ نَارٌ ؕ نُوۡرٌ عَلٰى نُوۡرٍ ؕ

يَهۡدِى اللّٰهُ لِنُوۡرِهٖ مَنۡ يَّشَآءُ ؕ وَيَضۡرِبُ اللّٰهُ الۡاَمۡثَالَ لِلنَّاسِ ؕ وَاللّٰهُ بِكُلِّ شَىۡءٍ

عَلِيۡمٌ ۙ﴿٣٥﴾ فِىۡ بُيُوۡتٍ اَذِنَ اللّٰهُ اَنۡ تُرۡفَعَ وَيُذۡكَرَ فِيۡهَا اسۡمُهٗ ۙ يُسَبِّحُ لَهٗ فِيۡهَا

بِالۡغُدُوِّ وَالۡاٰصَالِ ۙ﴿٣٦﴾ رِجَالٌ ۙ لَّا تُلۡهِيۡهِمۡ تِجَارَةٌ وَّلَا بَيۡعٌ عَنۡ ذِكۡرِ اللّٰهِ وَاِقَامِ

الصَّلٰوةِ وَاِيۡتَآءِ الزَّكٰوةِ ۙ يَخَافُوۡنَ يَوۡمًا تَتَقَلَّبُ فِيۡهِ الۡقُلُوۡبُ وَالۡاَبۡصَارُ ﴿٣٧﴾ۙ

لِيَجۡزِيَهُمُ اللّٰهُ اَحۡسَنَ مَا عَمِلُوۡا وَيَزِيۡدَهُمۡ مِّنۡ فَضۡلِهٖ ؕ وَاللّٰهُ يَرۡزُقُ

مَنۡ يَّشَآءُ بِغَيۡرِ حِسَابٍ ﴿٣٨﴾ وَالَّذِيۡنَ كَفَرُوۡۤا اَعۡمَالُهُمۡ كَسَرَابٍۢ بِقِيۡعَةٍ

يَّحۡسَبُهُ الظَّمۡاٰنُ مَآءً ؕ حَتّٰٓى اِذَا جَآءَهٗ لَمۡ يَجِدۡهُ شَيۡـئًا وَّوَجَدَ اللّٰهَ عِنۡدَهٗ

فَوَفّٰٮهُ حِسَابَهٗ ؕ وَاللّٰهُ سَرِيۡعُ الۡحِسَابِ ۙ﴿٣٩﴾ اَوۡ كَظُلُمٰتٍ فِىۡ بَحۡرٍ لُّـجِّىٍّ يَّغۡشٰٮهُ مَوۡجٌ مِّنۡ

فَوۡقِهٖ مَوۡجٌ مِّنۡ فَوۡقِهٖ سَحَابٌ ؕ ظُلُمٰتٌۢ بَعۡضُهَا فَوۡقَ بَعۡضٍ ؕ اِذَاۤ اَخۡرَجَ يَدَهٗ

ع ٥/٢/١١ لَمۡ يَكَدۡ يَرٰٮهَا ؕ وَمَنۡ لَّمۡ يَجۡعَلِ اللّٰهُ لَهٗ نُوۡرًا فَمَا لَهٗ مِنۡ نُّوۡرٍ ﴿٤٠﴾

## તરજુમો :

*અને અમે તમારા તરફ ખુલ્લી આયતો ઉતારી અને કંઈક હાલત તેમની જેઓ તમારાથી અગાઉ થઈ ચૂક્યા અને ડરનારાઓને બોધપાઠ. (૩૪) અલ્લાહ આસમાનો અને જમીનનું નૂર (પ્રકાશ) છે, તેની રોશનીનું ઉદાહરણ જેમકે એક ગોખ એમાં એક દીવો હોય; તે દીવો એક કાચ(ની ફાનસ)માં મૂક્યો હોય, તે ફાનસ છે જેમકે એક ચમકતો તારો, તેમાં એક બરકતના વૃક્ષનું તેલ બળે છે, તે ઝયતૂન છે, ન પૂર્વ તરફ છે અને ન પશ્ચિમ તરફ, નિકટ છે કે તેનું તેલ પ્રકાશિત થઈ જાય ભલે તેમાં આગ ન પ્રગટાવી હોય, નૂર ઉપર નૂર, અલ્લાહ પોતાની રોશનીનો માર્ગ બતાવે છે જેને ઈચ્છે અને અલ્લાહ લોકો માટે દષ્ટાંતો વર્ણન કરે છે અને અલ્લાહ બધી વસ્તુને જાણે છે. (૩૫) તે (માર્ગ પામેલા લોકો એવા) ઘરોમાં કે અલ્લાહે તેમને બુલંદ કરવાનો હુકમ આપ્યો અને ત્યાં તેનું નામ પઢવાનો; ત્યાં સવાર અને સાંજ તેની તસ્બીહ (પવિત્રતાનું વર્ણન) કરે છે. (૩૬) તે પુરુષ કે ગાફેલ નથી થતા વેપારમાં અને ન જ લે–વેચમાં અલ્લાહની યાદથી અને નમાઝ કાયમ રાખવાથી અને ઝકાત આપવાથી; તે દિવસથી ડરતા રહે છે જેમાં દિલ અને આંખો ઊલટાઈ જશે. (૩૭) જેથી અલ્લાહ તેમને તેમનો ઉત્તમથી ઉત્તમ કામોનો બદલો આપે અને તેમને પોતાની કૃપાથી વધારાનું આપે અને અલ્લાહ જેને ઈચ્છે બેહિસાબ રોજી આપે છે. (૩૮) અને જે લોકો ઈન્કારી છે તેમના કાર્યો જેમકે જંગલમાં રેતી (મૃગજળ); તરસ્યો તેને પાણી જાણે અહીંયાં સુધી કે જ્યારે તેના ઉપર ગયો તેને કંઈ ન પામ્યો અને અલ્લાહને પોતાની પાસે પામ્યો, પછી તેને તેનું લખેલું પુરું પહોંચાડી દીધું અને અલ્લાહ નિકટમાં જ હિસાબ લેનારો છે. (૩૯) અથવા જેમકે અંધારા ઊંડા દરિયામાં તેના ઉપર એક મોજું ચઢી આવે છે, તેના ઉપર બીજું એક મોજું, તેના ઉપર વાદળ, અંધારાઓ(ના પડ) છે એક ઉપર એક, જ્યારે પોતાનો હાથ કાઢે લાગતું નથી કે તેને તે દેખાય અને જેને અલ્લાહે રોશની ન આપી તેના માટે કોઈ પ્રકાશ નથી. (૪૦)*

## તફસીર :

અને અમે (તમારી હિદાયત માટે આ સૂરતમાં અથવા કુર્આનમાં રસૂલે

કરીમ ﷺ દ્વારા) તમારી પાસે ખુલ્લા ખુલ્લા હુકમો (જાહેર સ્પષ્ટ રીતે) મોકલ્યા છે અને જે લોકો તમારાથી પહેલાં થઈ ચૂક્યા છે તેમની (અથવા તેમના જેવા લોકોની) અમુક કહાણીઓ અને (અલ્લાહથી) ડરનારાઓ માટે બોધપાઠની વાતો (મોકલી છે) અલ્લાહ તઆલા નૂર (હિદાયત–પ્રકાશ) આપનારો છે, આસમાનો(માં રહેનારાઓ)ને અને જમીન(માં રહેનારાઓ)ને (એટલે કે આસમાન અને જમીનમાં જેમને હિદાયત થઈ છે તે સૌને અલ્લાહે જ હિદાયત આપી છે અને આસમાન અને જમીનથી ભાવાર્થ સમગ્ર વિશ્વ છે, બસ જે મખ્લૂકો આસમાન અને જમીનથી બહાર છે તે પણ તેમાં સામેલ છે, જેમકે અર્શને ઉઠાવનારા) તેના (હિદાયતના) નૂરની આશ્ચર્યજનક પરિસ્થિતિ એવી છે જેમકે (કલ્પના કરો) એક ગોખ હોય છે (અને) તેમાં એક દીવો (મૂક્યો) છે (અને) તે દીવો (પોતે ગોખમાં નથી મૂક્યો બલકે) એક ફાનસમાં છે (અને ફાનસ ગોખમાં મૂકી છે) અને તે ફાનસ એવી (સાફ અને સ્પષ્ટ) છે જેમકે એક ચમકદાર તારો હોય (અને) તે દીવો અત્યંત લાભદાયી વૃક્ષ(ના તેલ)થી રોશન કરવામાં આવે છે જે ઝયતૂન(નું વૃક્ષ) છે જે (કોઈ તરફે) ન તો પૂર્વ દિશાએ છે અને ન જ (કોઈ તરફે) પશ્ચિમ દિશાએ છે (એટલે ન તો તેને પશ્ચિમમાં કોઈ વૃક્ષ અથવા પહાડની આડશ છે કે દિવસના શરૂઆતમાં તેના ઉપર તડકો પડશે નહીં અને ન જ તેની પશ્ચિમ દિશાએ કોઈ આડશ કે પહાડ છે કે દિવસના અંત ભાગમાં તેના ઉપર તડકો ન પડે બલકે ખુલ્લા મેદાનમાં છે જ્યાં સમગ્ર દિવસ તડકો રહે છે, આવા વૃક્ષનું તેલ ઘણું સ્વચ્છ અને સુગંધિત અને પ્રકાશિત હોય છે અને) તેનું તેલ (એ પ્રમાણે ચોખ્ખું અને સળગનારું છે કે) જો તેને આગ ન પણ અડકે તે છતાં એવું લાગે કે તે પોતે જ સળગી ઉઠશે (અને જ્યારે આગ પણ લાગી ગઈ ત્યારે તો) નૂર ઉપર નૂર છે (એટલે કે એક તો તેમાં પોતે પ્રકાશની ઉચ્ચ કક્ષાની ક્ષમતા હતી પછી ઉપરથી કર્તા એટલે કે આગની સાથે તે એકઠી થઈ ગઈ અને પછી તેનું એકઠું થવું પણ એ સ્વરૂપની સાથે કે દીવો ફાનસમાં મૂક્યો હોય, તેનાથી અનુભવના આધારે કહી શકાય છે કે ચમક વધારે હોય છે અને પછી તે એવા ગોખમાં મૂક્યો હોય જે એક તરફથી બંધ હોય, આવી પરિસ્થિતિમાં કિરણો એક સ્થળે સમેટાઈને ઘણો તેજ પ્રકાશ હોય છે અને પછી તેલ પણ ઝયતૂનનું જે સ્વચ્છ પ્રકાશ અને ઓછા ધૂમાડા હોવામાં પ્રખ્યાત છે, એ પ્રકારની તેજ રોશની હશે

જેમકે ઘણા બધા કિરણો એકઠા થઈ ગયા હોય તેને "નૂરુન અલા નૂર" કહ્યું. અહીંયાં ઉદાહરણ પુરું થઈ ગયું બસ, આ જ પ્રમાણે મો'મિનના દિલમાં અલ્લાહ તઆલા જ્યારે હિદાયતનું નૂર નાંખે છે તો દરરોજ તેનું વલણ સત્યના સ્વીકાર માટે વધતું ચાલ્યું જાય છે અને દરેક સમયે હુકમો ઉપર અમલ કરવા માટે તૈયાર રહે છે, બસ જ્યારે પ્રત્યક્ષ રીતે અમુક હુકમોનું જ્ઞાન પણ ન થયું હોય કારણ કે જ્ઞાન ક્રમે ક્રમે પ્રાપ્ત થાય છે જેમકે તે ઝયતૂનના તેલને આગ લાગવાથી પ્રથમથી જ પ્રકાશ માટે તે નિશ્ચિત હતું એ રીતે મો'મિન પણ ઈલ્મ અને હુકમોથી પહેલાં જ તેના ઉપર અમલ કરવા માટે તૈયાર હોય છે અને જ્યારે તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે તો અમલનું નૂર એટલે કે અમલ કરવાના પાકા ઈરાદાની સાથે ઈલ્મનું નૂર પણ ભળી જાય છે જેને તે તરત જ દૂર કરી લે છે, બસ અમલ અને ઈલ્મ ભેગું થઈને "નૂરુન અલા નૂર" બની જાય છે અને એવું નથી થતું કે ઈલ્મના હુકમો પછી તેને કંઈક અડચણ અથવા ખચકાટ થાય કે જો તે મરજી પ્રમાણે હશે તો સ્વીકાર કરી લેશે નહિતર તેને રદ કરી આપશે. આ જ નૂરની વ્યાખ્યાને બીજી આયતમાં આ રીતે વર્ણન કરી છે اَفَمَنْ شَرَحَ اللّٰهُ صَدْرَهٗ لِلْاِسْلَامِ فَهُوَ عَلٰى نُوْرٍ مِّنْ رَّبِّهٖ એટલે કે જે વ્યક્તિની છાતી અલ્લાહે ઈસ્લામ માટે ખોલી દીધી તે પોતાના રબ્બ તરફથી એક નૂર ઉપર હોય છે અને એક જગ્યાએ ઈરશાદ ફરમાવે છે, فَمَنْ يُّرِدِ اللّٰهُ اَنْ يَّهْدِيَهٗ يَشْرَحْ صَدْرَهٗ لِلْاِسْلَامِ મતલબ કે, હિદાયતના ઈલાહી નૂરનું આ ઉદાહરણ છે અને) અલ્લાહ તઆલા પોતાના (આ હિદાયતના) નૂર સુધી જેને ઈચ્છે છે માર્ગ આપે છે (અને ત્યાં પહોંચાડી આપે છે) અને (હિદાયતનું જે ઉદાહરણ આપવામાં આવ્યું તે જ રીતે કુર્આનમાં ઘણા બધા ઉદાહરણો વર્ણન કરવામાં આવ્યા છે તો તેનાથી પણ લોકોની હિદાયત જ ઈચ્છનીય છે એટલા માટે) અલ્લાહ તઆલા લોકો(ની હિદાયત) માટે (આ) દૃષ્ટાંતો વર્ણન કરે છે (જેથી બૌદ્ધિક વિષયો અનુભવેલ વસ્તુઓની જેમ સમજમાં આવી જાય) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી પેઠે જાણનાર છે (એટલા માટે ઉદાહરણો ફાયદાના હેતુ માટે પૂરતા છે અને જે ઉદાહરણોનો હેતુ સંપૂર્ણ સ્પષ્ટતાનો હોય તેને જ અપનાવે છે, મતલબ એ કે અલ્લાહ તઆલા દૃષ્ટાંતો વર્ણન કરે છે અને તે દૃષ્ટાંતો ખૂબ જ યોગ્ય હોય છે જેથી ખૂબ હિદાયત થાય. –આગળ હિદાયતવાળાઓનું વર્ણન કરે છે કે) તે એવા ઘરોમાં (જઈને ઈબાદત

કરે) છે જેના વિશે અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો છે કે તેનો અદબ કરવામાં આવે અને તેમાં અલ્લાહનું નામ લેવામાં આવે (અત્રે તે ઘરોથી ભાવાર્થ મસ્જિદો છે અને મસ્જિદોનું સન્માન જાળવવું એ છે કે તેમાં ગમે તેવી હાલતમાં પ્રવેશ ન કરે અને તેમાં કોઈ નાપાક વસ્તુ પ્રવેશ ન કરવા દેવામાં આવે, ત્યાં શોરબકોર ન કરવામાં આવે, દુનિયાના કામ અને વાતો કરવા માટે ત્યાં ન બેસે, દુર્ગંધવાળી વસ્તુ ખાઈને ન આવે વગેરે. મતલબ કે) તે(મસ્જિદો)માં એવા લોકો સવાર અને સાંજ અલ્લાહની પવિત્રતા (નમાઝોમાં) વર્ણન કરે છે જેમને અલ્લાહની યાદ (એટલે કે હુકમો અદા કરવા)થી (જેના વિશે જે હુકમ થયો હોય છે) અને (ખાસ કરીને) નમાઝ પઢવાથી અને ઝકાત આપવાથી (કે આ ગૌણ હુકમોમાં સૌથી મહત્ત્વનું છે) ન તો ખરીદી ગફલતમાં નાંખવા પામે છે અને ન જ વેચાણ (અને ફરમાંબરદારી તથા ઈબાદત છતાં તેમની ડરની પરિસ્થિતિની એ હાલત છે કે) તેઓ એવા દિવસ(ની પકડ)થી ડરતા રહે છે જેમાં ઘણા બધા દિલ અને આંખો ઊલટાઈ જશે (જેમકે આ આયત يُؤْتُوْنَ مَآاٰتَوْا وَّقُلُوْبُهُمْ وَجِلَةٌ اَنَّهُمْ اِلٰى رَبِّهِمْ رٰجِعُوْنَ માં આવ્યું છે એટલે કે આ લોકો અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે અને તે છતાં તેમના દિલ કયામતની પકડથી ડરતા રહે છે અને તેનો હેતુ નૂરવાળાઓના હિદાયતના લક્ષણો અને અમલોનું વર્ણન કરવું છે અને આગળ તેમના પરિણામનું વર્ણન છે કે) પરિણામ (તે લોકોનું) એ થશે કે અલ્લાહ તઆલા તેમને તેમના અમલોનો ઘણો જ સારો બદલો આપશે (એટલે કે જન્નત) અને (બદલા સિવાય) તેમને પોતાની કૃપાથી ઔર પણ વધારે આપશે (બદલો તે જેનો વાયદો વિગતવાર પ્રસ્તુત છે અને વધારે તે જેનો વિગતવાર વાયદો નથી, બસ ઈશારાથી આ વિષય વર્ણન થયો છે) અને અલ્લાહ તઆલા જેને ઈચ્છે બેહિસાબ (એટલે કે ખૂબ વધારે) આપી દે છે (બસ તે લોકોને જન્નતમાં એ જ પ્રમાણે બેહિસાબ આપશે, આટલે સુધી તો હિદાયત અને હિદાયતવાળાઓનું વર્ણન હતું આગળ અપમાનિત થયેલ અને ગુમરાહ થયેલ લોકોનું વર્ણન છે એટલે કે) અને જે લોકો કાફિર (અને માર્ગ ભટકેલા તથા હિદાયતના પ્રકાશથી દૂર) છે તેમના કર્મો (કાફિરોના બે પ્રકારોને કારણે બે ઉદાહરણોમાં સમાન છે, કારણ કે એક પ્રકાર તો તે કાફિરો છે જેઓ આખિરત અને કયામતને માને છે અને પોતાના અમુક કર્મો ઉપર એટલે કે જે તેમના અનુમાન પ્રમાણે નેક કાર્યો અને ભલાઈ છે તો

આખિરતના બદલાની આશા પણ રાખે છે અને બીજો પ્રકાર તે કાફિરોનો છે જેઓ કયામત અને આખિરતના ઈન્કારી છે, પ્રથમ પ્રકારના કાફિરોના અમલો તો) એવા છે જેમકે એક ઉજ્જડ મેદાનમાં ચળકતી રેતી; કે તરસ્યો (માણસ) તેને (દૂરથી) પાણી ધારે છે (અને તે મૃગજળ તરફ દોડે છે) એટલે સુધી કે જ્યારે તેની પાસે આવ્યો તો (તેણે જે સમજી રાખ્યું હતું) કંઈ પણ ન પામ્યું અને (સખત તરસના કારણે અને પછી ઉપરથી આશા તૂટવાના કારણે ખૂબ શારીરિક અને રૂહાની આઘાત પહોંચ્યો અને તેના કારણે તડપી તડપીને મૃત્યુ પામ્યો તો એવું કહેવું જોઈએ કે પાણીના બદલે) અલ્લાહના ફેંસલાને એટલે કે મોતને પામ્યો બસ અલ્લાહ તઆલાએ તે(ની ઉંમર)નો હિસાબ તેને બરાબર ચૂકવી આપ્યો (અને બેબાકળો કરી દીધો એટલે કે ઉંમર ખતમ કરી દીધી) અને અલ્લાહ તઆલા (જે વસ્તુની નિશ્ચિત ઘડી આવી જાય છે તેનો) પળવારમાં હિસાબ (અને ફેંસલો) કરી આપે છે (તેને કોઈ બખેડો કરવો પડતો નથી જેથી કે મોડું થાય અને નિશ્ચિત સમયથી કંઈપણ મોડું થઈ જાય, બસ આ વિષય એવો છે જેમકે બીજા સ્થળે છે اِنَّ اَجَلَ اللّٰهِ اِذَا جَاءَ لَا يُؤَخَّرُ وَ قَوْلُهٗ لَنْ يُّؤَخِّرَ اللّٰهُ نَفْسًا اِذَا جَآءَ اَجَلُهَا ખુલાસો આ ઉદાહરણનો એ થયો કે જે રીતે તરસ્યો રેતીની જાહેર ચમક એટલે કે મૃગજળને પાણી સમજ્યો એ જ પ્રમાણે આ કાફિર પોતાના કર્મોને જાહેર સ્વરૂપે સ્વીકૃત અને આખિરતમાં લાભદાયી સમજ્યો અને જેમકે તે પાણી નથી મૃગજળ છે એ જ પ્રમાણે આ કર્મોની સ્વીકૃતીની શરત એટલે કે ઈમાન ન હોવાના કારણે તે સ્વીકૃત અને લાભદાયી નથી અને જે રીતે મૃગજળ પાછળ દોડીને તે તરસ્યાને હકીકતની જાણ થઈ એ જ પ્રમાણે આ કાફિરને આખિરતમાં પહોંચીને હકીકતની જાણ થશે અને જે રીતે પેલો તરસ્યો પોતાની આશા ઠગારી નીવડવાથી તે જ સમયે અફસોસમાં હલાક થયો એ જ પ્રમાણે આ કાફિર આખિરતમાં જહન્નમની સજામાં સપડાઈ જશે, એક પ્રકારનું દૃષ્ટાંત તો આ થયું આગળ બીજા પ્રકારના કાફિરોના કર્મોનું દૃષ્ટાંત છે એટલે કે) અથવા તે (કર્મો ખાસ કરીને કયામતના ઈન્કારીઓ ઈન્કાર કરવાના આધારે) એવા છે જેમકે ખૂબ ઊંડા સમંદરના અંદરના અંધારાઓ (જેનું એક કારણ દરિયાની ઊંડાઈ છે અને પછી એ) કે તે(સમંદરની મૂળ સપાટી)ને એક મોટા મોજાંએ ઢાંકી લીધા હોય (પછી તે મોજું પણ એકલું નથી બલકે) તે(મોજાં)ના ઉપર બીજું મોજું (હોય પછી) તેના ઉપર વાદળ (હોય

જેનાથી ત્યાં તારા વગેરેનો પ્રકાશ પણ ન પહોંચતો હોય મતલબ કે) ઉપર તળે બધે જ અંધારું (જ અંધારું) છે કે જો (આવી હાલતમાં કોઈ વ્યક્તિ દરિયાના તળિયામાં) પોતાનો હાથ કાઢે (અને તેને જોવા ઈચ્છે) તો (જોવું તો દૂરની વાત છે) જોવાની સંભાવના પણ નથી (આ ઉદાહરણનો ખુલાસો એ છે કે એવા કાફિર જે આખિરત અને કયામતના અને તેમાં સજા અથવા બદલાના જ ઈન્કારી છે તેમની પાસે તો કાલ્પનિક પ્રકાશ પણ નથી જેમકે પ્રથમ પ્રકારના કાફિરોની પાસે એક કાલ્પનિક ભ્રમ ઉપજાવતો પ્રકાશ હતો, કારણ કે તેમણે અમુક નેક કર્મોને પોતાના પરલોકનો સામાન સમજ્યો હતો પરંતુ તે ઈમાનની શરત ન હોવાના કારણે સાચો પ્રકાશ ન હતો એક મૃગજળ સમાન પ્રકાશ હતો, આ લોકો જેઓ આખિરતના ઈન્કારી છે તેમણે પોતાની માન્યતા અને કલ્પનાઓ પ્રમાણે પણ આખિરતનું કોઈ કામ કર્યું જ નથી કે જેના પ્રકાશની તેમને કલ્પના કે ખ્યાલ હોય, મતલબ કે તેમની પાસે અંધારું જ અંધારું છે, પ્રકાશનો ભ્રમ કે કલ્પના પણ નથી હોઈ શકતી જેમકે દરિયાના તળિયાનું ઉદાહરણ આપ્યું છે અને હાથ ન દેખાવાનું કદાચ એટલા માટે કહ્યું છે કે મનુષ્યના શરીરના અવયવોમાં હાથ આંખની સૌથી નજીક છે પછી તેને જેટલો નજીક કરવા ઈચ્છે નજીક આવી જાય છે અને જ્યારે હાથ જ ન દેખાતો હોય તો બીજા અવયવોની બાબત દેખીતી છે) અને (આગળ આ કાફિરોનું અંધારાઓમાં હોવાનું કારણ એ વર્ણન કર્યું છે કે) જેને અલ્લાહ જ (હિદાયતનું) નૂર (પ્રકાશ) ન આપે તેને (ક્યાંયથી પણ) નૂર (મળી શકતું) નથી.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતને જ્ઞાની લોકો آيــتِ نُوْرُ (આયતે નૂર) લખે છે. કારણ કે તેમાં ઈમાનના પ્રકાશ અને કુફ્રના અંધારાને ખૂબ વિગતપૂર્વક ઉદાહરણો દ્વારા સમજાવવામાં આવ્યું છે.

### نُوْرُ (નૂર)ની વ્યાખ્યા :

ઈમામ ગઝાલી (રહ.)એ ફરમાવ્યું, اَلظَّاهِرُ بِنَفْسِهِ وَالْمُظْهِرُ لِغَيْرِهِ એટલે કે, જે ખુદ પોતાની જાતથી જાહેર અને પ્રકાશિત હોય અને અન્ય વસ્તુઓને જાહેર અને પ્રકાશિત કરનાર હોય. તફસીરે મઝહરીમાં છે કે નૂર વાસ્તવમાં તે અવસ્થાનું નામ છે જેને મનુષ્યની સમજશક્તિ પહેલાં ઓળખી લે છે અને પછી તેના દ્વારા તે

બધી જ વસ્તુઓને પિછાણે છે જે આંખથી જોઈ શકાય છે, જેમકે સૂર્ય અને ચંદ્રના કિરણો તેમની સામે આવતી કોઈપણ વસ્તુ ઉપર પડીને તે વસ્તુને પ્રકાશિત કરી આપે છે, પછી તેની કિરણો પરાવર્તિત થઈને અન્ય વસ્તુઓને પણ પ્રકાશિત કરે છે. એનાથી જાણ થઈ કે શબ્દ "નૂર"ને પોતાના શાબ્દિક અર્થ અને પ્રચલિત અર્થના આધારે અલ્લાહ જલ્લ શા'નુહૂની જાત માટે વાપરી નથી શકાતો, કારણ કે અલ્લાહ તઆલા શરીર અને ભૌતિકતાની બધી જ બાબતોથી ઉચ્ચ અને "વરાઉલ વરા" છે, એટલા માટે પ્રસ્તુત આયતમાં જે અલ્લાહ તઆલા માટે શબ્દ નૂર વાપરવામાં આવ્યો છે તેનો અર્થ બધા જ તફસીરના ઈમામોની સર્વસહમતીએ مُنَوِّرٌ (મુનવ્વિર) એટલે કે "પ્રકાશિત કરનાર"નો છે અથવા પછી અતિશયોક્તિ અલંકારની જેમ પ્રકાશવાળાને પ્રકાશથી ઓળખાવવામાં આવ્યા, જેમકે કૃપા કરનારને કૃપા અને ન્યાય કરનારને ન્યાય કહી દેવામાં આવે છે તથા આયતનો અર્થ તે છે જે તફસીરના ખુલાસામાં તમે વાંચી ચૂક્યા છો કે અલ્લાહ તઆલા નૂર બખ્શનાર છે આસમાન અને જમીનને અને તેમાં વસનારી બધી મખ્લૂકને; અને ભાવાર્થ તે "નૂર" (પ્રકાશ)થી "હિદાયતનો પ્રકાશ" છે. ઈબ્ને કષીર (રહ.)એ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એની તફસીરમાં નકલ કર્યું છે, اَللّٰـهُ هَـادِىْ اَهْلِ السَّمٰوٰتِ وَالْاَرْضِ "અલ્લાહ તઆલા આસમાનોવાળાઓ અને જમીનવાળાઓનો માર્ગદર્શક છે."

## નૂરે મો'મિન (મો'મિનનો પ્રકાશ) :

........مَثَلُ نُـوْرِهٖ كَـمِشْـكٰوةٍ અલ્લાહ તઆલાનો હિદાયતનો પ્રકાશ જે મો'મિનના દિલમાં આવે છે આ તેનું એક આશ્ચર્યજનક ઉદાહરણ છે, જેમકે ઈબ્ને જરીરે હઝરત ઉબય ઈબ્ને કઅ્બ (રદિ.)થી તેની તફસીરમાં નકલ કર્યું છે,

هُوَالْمُؤْمِنُ الَّذِىْ جَعَلَ اللّٰهُ الْاِيْمَانَ وَالْقُرْاٰنَ فِىْ صَدْرِهٖ فَضَرَبَ اللّٰهُ مَثَلَهٗ فَقَالَ اللّٰهُ نُوْرُالسَّمٰوٰتِ وَالْاَرْضِ فَبَدَأَ بِنُوْرِ نَفْسِهٖ ثُمَّ ذَكَرَ نُوْرَالْمُؤْمِنِ فَقَالَ مَثَلُ نُوْرِمَنْ اٰمَنَ بِهٖ فَكَانَ اُبَىُّ بْنُ كَعَبٍ يَقْرَاُهَا مَثَلُ نُوْرِمَنْ اٰمَنَ بِهٖ (اِبْنِ كَثِيْرٌ)

એટલે કે આ ઉદાહરણ તે મો'મિનનું છે જેના દિલમાં અલ્લાહ તઆલાએ ઈમાન અને કુર્આનનું હિદાયતનું નૂર નાંખી દીધું છે. આ આયતમાં પ્રથમ તો અલ્લાહ તઆલાએ પોતે પોતાના નૂરનું વર્ણન કર્યું, اَللّٰـــهُ نُـوْرُالسَّمٰوٰتِ وَالْاَرْضِ

પછી મો'મિનના દિલના નૂરનું વર્ણન કર્યું, مَثَلُ نُوْرِهٖ (મષલુ નૂરિહી) અને આ આયતની કિરાઅત પણ હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)ની مَثَلُ نُوْرِهٖ ના બદલે مَثَلُ نُوْرِمَنْ اٰمَنَ بِهٖ ની છે તથા સઈદ બિન ઝુબૈર (રદિ.)એ આ જ કિરાઅત અને આયતનો આ જ ભાવાર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કર્યો છે. ઈબ્ને કષીરે આ રિવાયતો નકલ કર્યા પછી લખ્યું છે કે, مَثَلُ نُوْرِهٖ ના વિશે તફસીરના ઈમામોના બે નિવેદનો છે, એક એ કે આ ઝમીર અલ્લાહ તઆલા તરફ રાજેઅ્ (ઢળેલી) છે અને આયતનો અર્થ એ છે કે અલ્લાહનું હિદાયતનું નૂર જે મો'મિનના દિલમાં સ્વાભાવિક રીતે મૂકવામાં આવ્યું છે તેનું ઉદાહરણ આવું છે, ...كَمِشْكٰوةٍ આ નિવેદન હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું છે. બીજું નિવેદન એ છે કે આ જમીર જ મો'મિન તરફ રાજેઅ્ હોય, જેના ઉપર વાતચીતની શૈલી દલીલ કરી રહી છે એટલા માટે ખુલાસો આ ઉદાહરણનો એ છે કે મો'મિનનું હૃદય એક ગોખ (તાક)નું ઉદાહરણ છે, તેમાં તેનું દિલ એક ફાનસ સ્વરૂપે છે, તેમાં અત્યંત સ્વચ્છ ઝયતૂનનું તેલ સ્વાભાવિક હિદાયતના પ્રકાશનું ઉદાહરણ છે જે મો'મિનના સ્વભાવમાં પ્રાકૃતિક રીતે જ મૂકવામાં આવ્યું છે જેનો ગુણધર્મ આપમેળે જ સત્યનો સ્વીકાર કરવાનો છે પછી જે રીતે ઝયતૂનનું તેલ આગની જ્યોતથી પ્રકાશિત થઈને બીજાઓને પ્રકાશિત કરવા માંડે છે એ જ પ્રમાણે સ્વાભાવિક હિદાયતનો પ્રકાશ જે મો'મિનના દિલમાં મૂકવામાં આવ્યો છે જ્યારે અલ્લાહની વહી અને અલ્લાહના જ્ઞાનની સાથે તેનું મિશ્રણ થઈ જાય છે તો તે પ્રકાશિત થઈને દુનિયાને પ્રકાશિત કરવા માંડે છે અને સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)એ જે આ ઉદાહરણને મો'મિનના હૃદય સાથે ખાસ ફરમાવ્યું તે પણ લગભગ એટલા માટે કે આ નૂરનો લાભ માત્ર મો'મિન જ ઉઠાવે છે નહિતર તે સ્વાભાવિક હિદાયતનું નૂર જે શરૂઆતના સર્જન સમયે મનુષ્યના દિલમાં મૂકવામાં આવે છે તે મો'મિનની સાથે જ ખાસ નથી બલકે દરેક મનુષ્યની પ્રકૃતિ અને સ્વભાવમાં તે હિદાયતનું નૂર મૂકવામાં આવે છે તેનો જ એ પ્રભાવ દુનિયામાં દરેક કોમ અને દરેક ખૂણામાં દરેક ધર્મના દરેક માન્યતાના લોકોમાં નજરે જોઈ શકાય છે કે તે અલ્લાહના અસ્તિત્વને અને તેની મહાન શક્તિને સ્વાભાવિકપણે માને છે, તેના શરણે જાય છે, તેની કલ્પના અને પરિચયમાં ભલે ગમે તેટલી ભૂલો કરતો હોય પરંતુ અલ્લાહ તઆલાના અસ્તિત્વને દરેક મનુષ્ય સ્વાભાવિક રીતે

સ્વીકારે છે અમુક ભૌતિકવાદીઓ સિવાય કે જેમની માનવપ્રકૃતિ જ નષ્ટ થઈ ગઈ છે કે તેઓ અલ્લાહના અસ્તિત્વના જ ઈન્કારી છે.

એક સહીહ હદીષથી આ જાહેરપણાનું સમર્થન થાય છે, જેમાં આ ઈરશાદ છે كُلُّ مَوْلُوْدٍ يُّوْلَدُ عَلَى الْفِطْرَةِ એટલે કે, દરેક પેદા થનાર બાળક ફિતરત (સ્વાભાવિક માનવપ્રકૃતિ) ઉપર પેદા થાય છે, પછી તેના માં–બાપ તેની સ્વાભાવિક માનવપ્રકૃતિના તકાદાઓને હટાવીને ખોટા માર્ગો ઉપર ચઢાવી દે છે, આ ફિતરતનો ભાવાર્થ ઈમાનની હિદાયત છે. આ ઈમાનની હિદાયત અને તેનો પ્રકાશ દરેક મનુષ્યના જન્મ સમયે તેનામાં મૂકવામાં આવે છે અને આ જ હિદાયતના પ્રકાશના કારણે તેનામાં સત્યનો સ્વીકાર કરવાની ક્ષમતા હોય છે, જ્યારે અંબિયા (અલૈ.) અને તેમના નાયબો દ્વારા ઈલાહી વહીનું જ્ઞાન તેમને પહોંચે છે તો તેઓ તેને સરળતાથી સ્વીકારી લે છે અમુક તે લોકો સિવાય કે જેમની ફિતરત નષ્ટ પામી ચૂકી છે અને જેમણે તે સ્વાભાવિક પ્રકાશને પોતાની અધમ પ્રવૃત્તિઓ દ્વારા જ મિટાવી નાંખ્યો છે, કદાચ એ જ કારણ છે કે આ આયતની શરૂઆતમાં તો નૂર (પ્રકાશ) અર્પણ કરવાનું જાહેર વર્ણન થયું છે જેમાં બધા જ આસમાનવાળાઓ અને જમીનવાળાઓ સામેલ છે, મો'મિન અને કાફિરનો પણ કોઈ ભેદભાવ નથી અને આયતના અંતે આ ફરમાવ્યું, يَهْدِى اللّٰهُ لِنُوْرِهٖ مَنْ يَّشَآءُ એટલે કે, અલ્લાહ તઆલા પોતાના નૂર તરફ જેને ઈચ્છે છે હિદાયત કરી આપે છે. અહીંયાં અલ્લાહની ઈચ્છાની શરત તે સ્વાભાવિક નૂર માટે નથી જે દરેક મનુષ્યમાં મૂકવામાં આવે છે, બલકે કુર્આનના નૂર માટે છે જે દરેક મનુષ્યને પ્રાપ્ત નથી થતું અમુક તે સદ્‌ભાગીઓ સિવાય કે જેમને અલ્લાહ તઆલા તરફથી તવફીક પ્રાપ્ત થાય નહિતર મનુષ્યના પ્રયત્નો પણ અલ્લાહની તવફીક વિના બેકાર બલકે અમુક સમયે નુકસાનમાં પણ પાડી દે છે.

اِذَالَمْ يَكُنْ عَوْنٌ مِّنَ اللّٰهِ لِلْفَتٰى فَاَوَّلُ مَايَجْنِىْ عَلَيْهِ اِجْتِهَادُهٗ

એટલે કે જો અલ્લાહ તઆલા તરફથી બંદાની મદદ ન થાય તો તેનો પ્રયત્ન જ તેને ઊલટાનું નુકસાનમાં પહોંચાડી દે છે.

**નૂરે નબીએ કરીમ ﷺ (નબીએ કરીમ ﷺનો પ્રકાશ) :**

ઈમામ બગવી (રહ.)એ એક રિવાયત નકલ કરી છે કે હઝરત ઈબ્ને

અબ્બાસ (રદિ.)એ કઅ્બ અહ્બાર (રદિ.)ને પૂછ્યું કે આ આયતની તફસીરમાં તમે શું કહો છો ? .......مَثَلُ نُوْرِهٖ كَمِشْكٰوةٍ કઅ્બ અહબાર જે તવરાત અને ઈન્જીલના મોટા આલિમ મુસલમાન હતા તેમણે ફરમાવ્યું કે, આ ઉદાહરણ રસૂલે કરીમ ﷺના દિલ મુબારકનું વર્ણન કરવામાં આવ્યું છે. مِشْكٰوةٌ (મિશ્કાત) આપ ﷺની છાતી અને زُجَاجَةٌ (ઝુજાજહ–ફાનસ) આપ ﷺનું હૃદય મુબારક અને مِصْبَاحٌ (મિસ્બહ–ચિરાગ) એ નુબુવ્વત છે અને આ નુબુવ્વતના પ્રકાશની ખાસિયત એ છે કે નુબુવ્વતની જાહેરાત અને એ'લાનથી પહેલાં જ તેમાં લોકો માટે પ્રકાશનો સામાન છે, પછી અલ્લાહની વહી અને તેની જાહેરાત તેમની સાથે મળી જાય છે તો આ એવો પ્રકાશ હોય છે કે જે સમગ્ર વિશ્વને પ્રકાશિત કરવા માંડે છે.

નબીએ કરીમ ﷺની નુબુવ્વતની જાહેરાત અને બઅ્ષત બલકે આપ ﷺના જન્મથી પણ પહેલાં જે ઘણી બધી આશ્ચર્યજનક ઘટનાઓ વિશ્વમાં એવી બની જે રસૂલે કરીમ ﷺની નુબુવ્વતની ખુશખબરી આપનાર હતી જેને હદીષવેત્તાઓની પરિભાષામાં اِرْهَاصَاتٌ (ઈરહાસાત) કહેવામાં આવે છે, કારણ કે مُعْجِزَاتٌ (મોઅ્જિઝાત)નો શબ્દ તો તે ઘટનાઓ માટે ખાસ છે જે નુબુવ્વતના દા'વાના સમર્થન માટે અલ્લાહ તઆલા તરફથી કોઈ પયગમ્બર દ્વારા બતાવવામાં આવે છે અને નુબુવ્વતના દા'વાથી પહેલાં જે આ પ્રકારની ઘટનાઓ દુનિયામાં જાહેર થાય તેને اِرْهَاصَاتٌ (ઈરહાસાત)નું નામ આપવામાં આવે છે. એ જ પ્રમાણે ઘણી બધી આશ્ચર્યજનક ઘટનાઓ સહીહ રિવાયતોથી સાબિત થયેલ છે જેને શય્ખ જલાલુદીન સિયૂતિએ "ખસાઈસે કુબરા"માં અને અબૂ નઈમે "દલાઈલુન્નુબુવ્વહ"માં અને અન્ય ઉલમાએ પણ પોતાની આગવી કિતાબોમાં એકઠી કરી આપી છે, તેનો એક મોટો ભાગ આ સ્થળે તફસીર મઝહરીમાં પણ નકલ કરવામાં આવ્યો છે.

**ઝયતૂનના તેલ (Olive Oil)ની બરકતો :**

شَجَرَةٍ مُّبٰرَكَةٍ زَيْتُوْنَةٍ તેનાથી ઝયતૂન અને તેના વૃક્ષનું મુબારક અને ફાયદાકારક હોવું સાબિત થાય છે, વિદ્વાનોએ ફરમાવ્યું છે કે અલ્લાહ તઆલાએ તેમાં અસંખ્ય લાભ અને ફાયદાઓ રાખ્યા છે, તેને દીવાઓમાં પ્રકાશ માટે પણ

ઉપયોગ કરવામાં આવે છે અને તેનો પ્રકાશ દરેક પ્રકારના તેલના પ્રકાશથી વધારે સ્વચ્છ અને સાફ હોય છે, તેને રોટી સાથે રસા (સુપ)ની જગ્યાએ પણ ઉપયોગ કરવામાં આવે છે, તેના ફળને પણ ખાઈ શકાય છે અને આ એવું તેલ છે જેને કાઢવા માટે કોઈ મશીન અથવા ચરખા વગેરેની આવશ્યકતા નથી, આપોઆપ તે ફળમાંથી જ નીકળી આવે છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે ઝયતૂનનું તેલ ખાઓ પણ અને શરીર ઉપર માલીશ પણ કરો કારણ કે આ મુબારક વૃક્ષ છે.

*(રવાહુલ બગવી વ તિરમિઝી અન ઉમર રદિ. મરફુઅન મઝહરી)*

فِیْ بُیُوْتٍ اَذِنَ اللّٰهُ اَنْ تُرْفَعَ وَیُذْكَرَ فِیْهَا اسْمُهٗ ۙ یُسَبِّحُ لَهٗ فِیْهَا بِالْغُدُوِّ وَالْاٰصَالِ.....

પાછલી આયતમાં અલ્લાહ તઆલાએ મો'મિનના હૃદયમાં પોતાના નૂરના હિદાયતને નાંખવાનું એક ખાસ ઉદાહરણ વર્ણન કર્યું હતું અને અંતે એ ફરમાવ્યું કે આ નૂરથી લાભ તે જ લોકો ઉઠાવે છે જેમને અલ્લાહ ઈચ્છે અને તવફીક આપે છે. આ આયતમાં એવા મો'મિનોનું સ્થાન અને હાલત વર્ણન કરવામાં આવી છે કે એવા મો'મિનોનું મૂળ સ્થાન અને પરિસ્થિતિ જ્યાં તેઓ મોટા ભાગનો સમય ખાસ કરીને પાંચ નમાઝોના સમયમાં જોવા મળે છે તે بُیُوْتٌ (બુયૂત) એટલે કે મકાનો છે જેના માટે અલ્લાહ તઆલાનો હુકમ એ છે કે તેને બુલંદ રાખવામાં આવે અને તેમાં અલ્લાહના નામનું વર્ણન કરવામાં આવે અને આ બુયૂત એટલે કે મકાનોની શાન એ છે કે તેમાં અલ્લાહના નામની તસ્બીહ અને પવિત્રતા સવાર અને સાંજ એટલે કે દરેક સમયે એવા લોકો કરતા રહે છે જેમના ખાસ લક્ષણોનું વર્ણન આગળ આવે છે.

આ ચર્ચાની બીના એના ઉપર છે કે વ્યાકરણના નહ્‌વના નિયમમાં فِیْ بُیُوْتٍ નો સંબંધ આયતના વાક્ય یَهْدِی اللّٰهُ لِنُوْرِهٖ સાથે હોય. (كَمَا یُسْتَفَادُ مِنَ ابْنِ كَثِیْرٍ وَغَیْرِهٖ مِنَ الْمُفَسِّرِیْنَ) અમુક લોકોએ તેનો સંબંધ یُسَبِّحُ સુષુપ્તની સાથે કર્યો છે જેના ઉપર આગળ અવનારો શબ્દ یُسَبِّحُ દલીલ કરે છે પરંતુ પ્રથમ સંભાવના نَسَقِ كَلَامْ ના આધારે ઉત્તમ જણાય છે અને આયતનો અર્થ એ થશે કે પાછલી આયતમાં અલ્લાહ તઆલાએ જે હિદાયતના નૂરનું વર્ણન કર્યું છે તેને મળવાનું સ્થળ તે ઘરો અને મકાનો છે જ્યાં સવાર–સાંજ અલ્લાહનું નામ લેવામાં આવે, જમહૂર તફસીરકારોના મતે તે બુયૂત એટલે કે મકાનોનો ભાવાર્થ મસ્જિદો છે.

**મસ્જિદો અલ્લાહના ઘર છે, તેમનું સન્માન વાજિબ છે :**

કુર્તુબીએ તેને જ અગ્રિમતા આપી અને દલીલમાં હઝરત અનસ (રદિ.)ની આ હદીષ રજુ કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

مَنْ اَحَبَّ اللّٰهَ عَزَّ وَجَلَّ فَلْيُحِبَّنِىْ وَمَنْ اَحَبَّنِىْ فَلْيُحِبَّ اَصْحَابِىْ وَمَنْ اَحَبَّ اَصْحَابِىْ فَلْيُحِبَّ الْقُرْاٰنَ وَمَنْ اَحَبَّ الْقُرْاٰنَ فَلْيُحِبَّ الْمَسَاجِدَ فَاِنَّهَا اَفْنِيَةُ اللّٰهِ اَذِنَ اللّٰهُ فِىْ رَفْعِهَا وَبَارَكَ فِيْهَا مَيْمُوْنَةٌ؛ مَيْمُوْنٌ اَهْلُهَا؛ مَحْفُوْظَةٌ؛ مَحْفُوْظٌ اَهْلُهَا هُمْ فِىْ صَلَاتِهِمْ وَاللّٰهُ عَزَّ وَجَلَّ فِىْ حَوَائِجِهِمْ هُمْ فِى الْمَسَاجِدِ وَاللّٰهُ مِنْ وَرَائِهِمْ (قُرْطُبِىْ)

*"જે વ્યક્તિ અલ્લાહ તઆલાથી મહોબ્બત રાખવા ઈચ્છે છે તેણે મારી સાથે મહોબ્બત કરવી જોઈએ અને જે મારી સાથે મહોબ્બત રાખવા ઈચ્છે તેણે મારા સહાબા (રદિ.) સાથે મહોબ્બત કરવી જોઈએ અને જે સહાબા (રદિ.) સાથે મહોબ્બત રાખવા ઈચ્છે તેણે કુર્આનથી મહોબ્બત કરવી જોઈએ અને જે કુર્આનથી મહોબ્બત રાખવા ઈચ્છે તો તેણે મસ્જિદો સાથે મહોબ્બત કરવી જોઈએ કારણ કે તે અલ્લાહના ઘર છે, અલ્લાહે તેના સન્માનનો હુકમ આપ્યો છે અને તેમાં બરકતો રાખી છે, તે પણ બરકતવાળા છે અને તેમાં રહેનારા પણ બરકતવાળા –તે પણ અલ્લાહના રક્ષણમાં છે અને તેમના રહેનારા પણ રક્ષણમાં –તે લોકો પોતાની નમાઝોમાં મશ્ગૂલ હોય છે, અલ્લાહ તઆલા તેમના કામ બનાવે છે અને જરૂરિયાતો પૂરી કરે છે, તે મસ્જિદોમાં હોય છે તો અલ્લાહ તઆલા તેમની પાછળ તેમની વસ્તુઓની હિફાઝત કરે છે." (કુર્તુબી)*

**રફએ મસ્જિદ (મસ્જિદો બુલંદ કરવા)નો અર્થ :**

اَذِنَ اللّٰهُ اَنْ تُرْفَعَ માં اَذِنَ (અઝિન) એ اِذْنٌ (ઈઝન)થી બન્યો છે, જેનો અર્થ પરવાનગી આપવાનો છે અને تُرْفَعَ (તૂરફઅ્) એ رَفْعٌ (રફ્અ્)થી બન્યો છે, જેનો અર્થ બુલંદ કરવું અને સન્માન કરવું થાય છે. આયતનો અર્થ એ છે કે અલ્લાહ તઆલાએ મસ્જિદોને બુલંદ (ઊંચી) કરવાની પરવાનગી આપી છે, પરવાનગી દેવાનો ભાવાર્થ તેનો હુકમ કરવું છે અને બુલંદ કરવાનો ભાવાર્થ તેનું

સન્માન કરવું છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે બુલંદ કરવાના હુકમમાં અલ્લાહ તઆલાએ મસ્જિદોમાં બેકાર કામો કરવાની અને બેકાર વાતચીત કરવાની મનાઈ કરી છે. *(ઈબ્ને કષીર)*

ઈકરીમા (રહ.), મુજાહિદ (રહ.) વગેરે તફસીરના ઈમામોએ ફરમાવ્યું કે, رَفْـعٌ (રફઅ્)નો ભાવાર્થ "મસ્જિદ બનાવવું" છે, જેમકે કા'બા વિશે કુર્આનમાં આવ્યું છે, وَاِذْ يَـرْفَـعُ اِبْرٰهِيْمُ الْقَوَاعِدَ مِنَ الْبَيْتِ (૨:૧૨૭) કે તેમાં رَفْع قَوَاعِدُ થી ભાવાર્થ بِـنَــاءِ قَــوَاعِــدُ છે અને હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, رَفُــعِ مَسَــاجِــدُ થી ભાવાર્થ મસ્જિદોનું સન્માન અને તેની ઈજ્જત તથા તેને નાપાકીઓથી પાક રાખવી છે જેમકે હદીષમાં આવ્યું છે કે મસ્જિદોમાં જ્યારે કોઈ નાપાકી લાવવામાં આવે તો મસ્જિદ તેનાથી એ રીતે સંકોચાઈ જાય છે જેમકે મનુષ્યની ચામડી આગથી. હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિએ મસ્જિદમાંથી નાપાકી, ગંદકી તથા પીડા પહોંચાડનારી વસ્તુઓ કાઢી નાંખી અલ્લાહ તઆલા તેના માટે જન્નતમાં ઘર બનાવશે. (રવાહુ ઈબ્ને માજહ) હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺએ અમને હુકમ આપ્યો કે અમે પોતાના ઘરોમાં (પણ) મસ્જિદો (એટલે કે નમાઝ પઢવાની ખાસ જગ્યાઓ) બનાવીએ અને તેને પાકસાફ રાખવાની કાળજી રાખીએ. *(કુર્તુબી)*

મૂળ વાત એ છે કે શબ્દ تُـــرْفَـــعَ (તુરફઅ)માં મસ્જિદોનું બનાવવું પણ સામેલ છે તથા તેનું માન સન્માન જાળવવું અને તેને પાકસાફ રાખવું પણ. પાકસાફ રાખવામાં એ પણ સામેલ છે કે દરેક નાપાકી અને ગંદકીથી પાક રાખે અને એ પણ સામેલ છે કે તેને દરેક પ્રકારની દુર્ગંધયુક્ત વસ્તુઓથી પાક રાખે એટલા માટે રસૂલે કરીમ ﷺએ લસણ અથવા પ્યાજ ખાઈને મોઢું સાફ કર્યા વિના મસ્જિદમાં આવવાની મનાઈ કરી છે જે હદીષની સામાન્ય કિતાબોમાં મશ્હૂર છે. સિગારેટ, હુક્કો, પાનનું તમાકું (દરેક પ્રકારનું ધુમ્રપાન કરીને અથવા ગુટખા) ખાઈને મસ્જિદમાં જવું પણ આ જ હુકમમાં છે, મસ્જિદમાં ઘાસતેલ (કેરોસીન) સળગાવવું જેમાં દુર્ગંધ હોય છે તે પણ આ જ હુકમમાં છે.

સહીહ મુસ્લિમમાં હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)થી રિવાયત છે, ફરમાવ્યું કે મેં જોયું છે કે રસૂલે કરીમ ﷺ જે વ્યક્તિના મોઢાંથી લસણ અથવા

પ્યાજની દુર્ગંધ અનુભવતા તો તેને મસ્જિદમાંથી કાઢીને બકીઅ્માં મોકલી આપતા હતા અને ફરમાવતા હતા, જેણે લસણ–પ્યાજ ખાવો જ હોય તો તેને ખૂબ સારી રીતે પકાવીને ખાય કે તેનાથી દુર્ગંધ મરી જાય. ફુક્હાએ આ હદીષથી દલીલ કરીને ફરમાવ્યું કે જે વ્યક્તિને કોઈ એવી બીમારી હોય કે તેની પાસે ઊભા રહેનારને તેનાથી તકલીફ પહોંચે તેને પણ મસ્જિદમાંથી હટાવી શકાય છે, તેણે પોતે જ જ્યાં સુધી આ બીમારીમાં છે નમાઝ ઘરમાં પઢવી જોઈએ.

رَفْــعِ مَسَــاجِــدُ (રફ્એ મસાજિદ) "મસ્જિદો બુલંદ કરવી"નો ભાવાર્થ જમહૂર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના મતે એ જ છે કે મસ્જિદો બનાવવામાં આવે અને તેને દરેક ખરાબ વસ્તુથી પાકસાફ રાખવામાં આવે, અમુક લોકોએ તેમાં મસ્જિદના જાહેર શ્રેષ્ઠ દેખાવ અને શા'ન તથા બાંધકામની ઊંચાઈને પણ સામેલ ઠરાવ્યું છે અને દલીલ કરી છે કે હઝરત ઉસ્માન ગની (રદિ.)એ મસ્જિદે નબવીનું બાંધકામ સાલના લાકડાથી શા'નદાર બનાવ્યું હતું અને હઝરત ઉમર બિન અઝીઝ (રદિ.)એ મસ્જિદે નબવીમાં નકશીકામ અને બાંધકામની ખૂબસૂરતીની ખૂબ કાળજી લીધી હતી અને આ દૌર મોટા સહાબા (રદિ.)નો હતો, કોઈએ તેમની આ પ્રવૃત્તિનો વિરોધ નથી કર્યો અને પાછળના બાદશાહોએ મસ્જિદોના બાંધકામમાં ઘણો માલ ખર્ચ કર્યો છે. વલીદ બિન અબ્દુલ મલિકે પોતાના ખિલાફતના સમયમાં દમાસ્કસની જામેઅ્ મસ્જિદના બાંધકામમાં સમગ્ર સિરીયાની વાર્ષિક આવક કરતાં ત્રણ ઘણો વધારે માલ ખર્ચ કર્યો હતો, તેમની બનાવેલી મસ્જિદ આજ સુધી કાયમ છે. ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક જો નામના અને શોહરત માટે ન હોય તો અલ્લાહના નામ અને તેના ઘરની સન્માનનીય નિય્યતથી કોઈ વ્યક્તિ મસ્જિદનું બાંધકામ શા'નદાર અને ઊંચું તથા મજબૂત અને ખૂબસૂરત બનાવે તો કોઈ મનાઈ નથી બલકે સવાબની આશા છે.

**મસ્જિદોની અમુક ફઝીલતો :**

અબૂ દાવુદે હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જે વ્યક્તિ પોતાના ઘરેથી વૂઝુ કરીને પરત નમાઝ માટે મસ્જિદ તરફ નીકળ્યો તેનો સવાબ તે વ્યક્તિ જેવો છે જે અહેરામ બાંધીને ઘેરથી

હજ્જ માટે નીકળ્યો હોય અને જે વ્યક્તિ ઈશરાકની નમાઝ માટે પોતાના ઘરેથી વૂઝુ કરીને મસ્જિદ તરફ ચાલ્યો હોય તો તેનો સવાબ ઉમરહ કરનારાઓ જેવો છે અને એક નમાઝ પછી બીજી એ શરતે કે તે દિવસોના વચ્ચે કોઈ કામ અથવા વાતચીત ન કરે તેને ઈલ્લિય્યિનમાં લખવામાં આવે છે અને હઝરત બુરયદહ (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જે લોકો અંધારામાં મસ્જિદોએ જાય છે તેમને કયામતના દિવસે સંપૂર્ણ પ્રકાશની ખુશખબરી સંભળાવી આપો. *(રવાહુ મુસ્લિમ)*

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, પુરુષની નમાઝ જમાઅત સાથે અદા કરવી ઘરમાં અથવા દુકાનમાં નમાઝ પઢવા કરતાં વીસથી વધારે દરજ્જાએ શ્રેષ્ઠ છે અને આ એટલા માટે કે જ્યારે કોઈ વ્યક્તિ વૂઝુ કરે અને સારી રીતે (સુન્નત પ્રમાણે) વૂઝુ કરે, પછી મસ્જિદ તરફ માત્ર નમાઝની નિય્યતે ચાલે અને કોઈ બીજો હેતુ ન હોય તો દરેક ડગલાં ઉપર તેનું સ્થાન એક દરજ્જો ઊંચું થઈ જાય છે અને એક ગુનોહ મા'ફ થઈ જાય છે એટલે સુધી કે તે મસ્જિદમાં પહોંચી જાય, પછી જ્યાં સુધી જમાઅતની રાહ જોતો બેઠો રહેશે તેને નમાઝનો જ સવાબ મળતો રહેશે અને ફરિશ્તાઓ તેના માટે આ દુઆ કરતા રહેશે કે, યા અલ્લાહ ! તેના ઉપર રહમત નાઝિલ ફરમાવ અને તેને મા'ફ કર જ્યાં સુધી કે તે કોઈને કષ્ટ ન પહોંચાડે અને તેનું વૂઝુ ન તૂટે અને હઝરત હકમ બિન ઉમય્દ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે દુનિયામાં મહેમાનોની જેમ રહો અને મસ્જિદોને પોતાનું ઘર બનાવો અને તમારા દિલોને નરમ બનાવો (એટલે કે નરમદિલ બનો) તથા (અલ્લાહની નેઅ્મતોમાં) મોટા ભાગે ચિંતન અને મનન કર્યા કરો તથા મોટા પ્રમાણમાં (અલ્લાહના ડરથી) રડ્યા કરો, એવું ન થાય કે દુનિયાની મહેચ્છાઓ તમને એવી હાલતથી અલગ કરી દે કે તમે ઘરોના વ્યર્થ બાંધકામોમાં લાગી જાઓ જેમાં રહેવાનું પણ ન હોય અને જરૂરતથી વધારે માલ ભેગો કરવાની ફિકરમાં લાગી જાઓ અને ભવિષ્ય માટે એવી વ્યર્થ મહેચ્છાઓમાં સપડાઈ જાઓ જે પામી ન શકો અને હઝરત અબૂ દરદઅ્ (રદિ.)એ પોતાના દિકરાને નસીહત કરી કે તમારું ઘર મસ્જિદ હોવી જોઈએ, કારણ કે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે કે મસ્જિદો મુત્તકી (અલ્લાહથી ડરનાર) લોકોનું ઘર છે, જે વ્યક્તિએ

મસ્જિદને (મોટા પ્રમાણમાં ઝિક્ર–અલ્લાહની યાદ દ્વારા) પોતાનું ઘર બનાવી લીધું અલ્લાહ તઆલા તેના માટે રાહત અને શાંતિ તથા પુલસીરાત ઉપર સરળતાથી પસાર કરવાનો જામિન થઈ ગયો અને અબૂ સાદિક અઝવીએ હઝરત સુઅયૂબ બિન અલ ઝિહાબને પત્ર લખ્યો કે મસ્જિદોને અવશ્ય પકડો, કારણ કે મને એ રિવાયત મળી છે કે મસ્જિદો જ અંબિયા (અલૈ.)ની મજલિસો હતી.

એક હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અંતિમ યુગમાં એવા લોકો હશે જે મસ્જિદોમાં આવીને સ્થળે–સ્થળે ગોળ વર્તુળમાં બેસી જશે અને ત્યાં દુનિયાની જ અને તેની મહોબ્બતની વાતો કરશે, તમે એવા લોકોની સાથે ન બેસો કારણ કે અલ્લાહ તઆલાને એવા મસ્જિદમાં આવનારાઓની જરૂરત નથી. હઝરત સઈદ બિન મુશય્યબ (રહ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ મસ્જિદમાં બેઠો જાણે તે પોતાના પરવરદિગારની મજલિસમાં બેઠો છે એટલા માટે તેની જવાબદારી છે કે જીભથી ભલાઈના વાક્ય સિવાય અન્ય કોઈ વાક્ય ન કાઢે.

*(કુર્તુબી)*

**મસ્જિદોના પંદર અદબો (શિષ્ટાચાર) :**

ઉલમાએ મસ્જિદના અદબો સ્વરૂપે પંદર વસ્તુઓનું વર્ણન કર્યું છે.

(૧) મસ્જિદમાં પહોંચીને જો અમુક લોકોને બેઠેલા જુઓ તો તેમને સલામ કરો અને કોઈ ન હોય તો اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ કહો. (પરંતુ આ તે સ્વરૂપમાં છે જ્યારે કે મસ્જિદના હાજરજનો કોઈ નમાઝ અથવા તિલાવત અથવા તસ્બીહ વગેરેની પ્રવૃત્તિમાં પ્રવૃત્ત ન હોય, નહિતર તેમને સલામ કરવી યોગ્ય નથી.)

(૨) મસ્જિદમાં દાખલ થઈને બેસતાં પહેલાં બે રકાત "તહિય્યતુલ મસ્જિદ"ની પઢો. (એ પણ ત્યારે જ છે કે જે વખતે નમાઝ પઢવું મકરૂહ ન હોય, દાખલા તરીકે સૂર્ય ઊગી રહ્યો હોય તે વખતે અથવા સૂર્ય ડૂબી રહ્યો હોય તે વખતે અથવા મધ્યાહ્ન–ઝવાલના સમયે.)

(૩) મસ્જિદમાં ખરીદ–વેચાણ ન કરો.

(૪) ત્યાં તીર–તલવાર ન કાઢો.

(૫) મસ્જિદમાં પોતાની ખોવાયેલી વસ્તુ શોધવાનું એ'લાન ન કરો.

(૬) મસ્જિદમાં મોટા અવાજે ન બોલો.

(૭) ત્યાં દુનિયાની વાતો ન કરો.

(૮) મસ્જિદમાં બેસવાના સ્થળ માટે કોઈની સાથે ઝઘડો ન કરો.

(૯) જ્યાં સફમાં જગ્યા પૂરી ન હોય ત્યાં ઘુસીને લોકો માટે સંકડાશ પેદા ન કરો.

(૧૦) કોઈ નમાઝ પઢનારની આગળથી પસાર ન થાઓ.

(૧૧) મસ્જિદમાં થૂંકવા અથવા નાક સાફ કરવાથી પરહેઝ કરો.

(૧૨) પોતાની આંગળીઓના તડાકા ન ફોડો.

(૧૩) પોતાના શરીરના કોઈ ભાગ સાથે રમત ન રમો.

(૧૪) નાપાકીથી પાકસાફ રહો અને કોઈ નાના બાળક અથવા ગાંડાને સાથે લઈને ન જાઓ.

(૧૫) ત્યાં મોટે ભાગે અલ્લાહના ઝિક્રમાં મશ્ગૂલ રહો.

કુર્તુબીએ આ પંદર અદબો લખીને પછી ફરમાવ્યું છે કે જેણે આ કામ કરી લીધા તેણે મસ્જિદનો હક અદા કરી દીધો અને મસ્જિદ તેના માટે શાંતિ અને સલામતીનું સ્થળ બની ગઈ.

નાચીઝે મસ્જિદના અદબો અને હુકમો વિશે એક આગવી પુસ્તિકા ''આદાબુલ મસાજિદ''ના નામની લખી છે જેને આવશ્યકતા હોય તે તેનો અભ્યાસ કરે.

**જે મકાનો અલ્લાહના ઝિક્ર, કુર્આનની તા'લીમ અને દીનની તા'લીમ માટે ખાસ હોય તે પણ મસ્જિદના હુકમમાં છે :**

તફસીરે બહરે મુહીતમાં અબૂ હય્યાને ફરમાવ્યું, فی بعوت (ફિ બુયૂતિ)નો શબ્દ કુર્આનમાં સામાન્ય છે, જે રીતે મસ્જિદો તેમાં સામેલ છે એ જ પ્રમાણે તે મકાનો કે જે ખાસ કુર્આન શીખવા અને દીન શીખવા તથા વઅ્ઝ અને નસીહત અથવા ઝિક્ર કે દીની જ્ઞાનગોષ્ઠીઓ માટે બનાવવામાં આવ્યા હોય જેમકે મદ્રસાઓ અને ખાનકાહો હોય છે તે પણ આ હુકમમાં સામેલ છે, તેનું પણ માનસન્માન જાળવવું જરૂરી છે.

**اَذِنَ اللّٰهُ اَنْ تُرْفَعَ માં શબ્દ اَذِنَ (અઝિન)ની ખાસ હિકમત :**

તફસીરના ઉલમાની સહમતી છે કે આ જગ્યાએ اَذِنَ (અઝિન) આજ્ઞાર્થ અને હુકમ છે પરંતુ સવાલ એ પેદા થાય છે કે પછી શબ્દ اَذِنَ (અઝિન)ને આ સ્થળે લાવવામાં શું મસ્લિહત છે ? રૂહુલ મઆનીમાં એક રસપ્રદ મસ્લિહત એ વર્ણન કરી છે કે તેમાં નેક મો'મિનોને આ અદબની તા'લીમ અને પ્રોત્સાહન આપવાનો હેતુ છે કે તેઓ અલ્લાહની મરજી પ્રાપ્ત કરવાના દરેક કામ માટે એવા તૈયાર હોવા જોઈએ કે હુકમની જરૂરત ન પડે, માત્ર એની રાહ જોતા હોય કે ક્યારે અમને આ કામની પરવાનગી મળે તો અમે આ ભલાઈ પ્રાપ્ત કરીએ ?

يُذْكَرَ فِيْهَا اسْمُهٗ અત્રે અલ્લાહના નામનું વર્ણન કરવામાં દરેક પ્રકારનો ઝિક્ર સામેલ છે; તસ્બીહ, સ્તુતિ વગેરે પણ, નફલ નમાઝો પણ, કુર્આનની તિલાવતો પણ, વઅ્ઝ, નસીહત, ઈલ્મે દીનનું શિક્ષણ અને દીની જ્ઞાનગોષ્ઠી પણ; બધી જ પ્રવૃત્તિઓ તેમાં સામેલ છે.

رِجَالٌ ۙ لَّا تُلْهِيْهِمْ تِجَارَةٌ وَّلَا بَيْعٌ عَنْ ذِكْرِ اللّٰهِ આમાં મો'મિનોની તે ખાસ સિફતો વર્ણન કરવામાં આવી છે જે અલ્લાહ તઆલાના હિદાયતના નૂરના ખાસ પ્રાપ્ત કરનારા અને મસ્જિદોને આબાદ રાખનારા છે તેમાં શબ્દ رِجَالٌ (રિજાલ)ની વ્યાખ્યામાં એ તરફ ઈશારો છે કે મસ્જિદોની હાજરી વાસ્તવમાં પુરુષો માટે છે સ્ત્રીઓની નમાઝ તેમના ઘરમાં શ્રેષ્ઠ છે.

મુસ્નદે અહમદ અને બયહકીએ હઝરત ઉમ્મે સલમા (રદિ.)ની હદીષ નકલ કરી છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું છે, خَيْرُ مَسَاجِدِ النِّسَاءِ قَعْرُ بُيُوْتِهِنَّ એટલે કે, સ્ત્રીઓની શ્રેષ્ઠ મસ્જિદો તેમના ઘરના સાંકડા અંધારા ખૂણાઓ છે. આ આયતમાં મો'મિન નેક લોકોનું એ લક્ષણ વર્ણન કરવામાં આવ્યું છે કે તેમના વેપાર અને ખરીદ–વેચાણની પ્રવૃત્તિ અલ્લાહની યાદથી તેમને ગાફેલ નથી કરતી. શબ્દ تِجَارَةٌ (તિજારત)માં કારણ કે વેચાણ પણ સામેલ છે એટલા માટે અમુક તફસીરકારોએ મુકાબલાના કારણે આ સ્થળે "તિજારત"નો ભાવાર્થ "ખરીદ" અને بَيْعُ (બય્અ)નો ભાવાર્થ "વેચાણ"નો લીધો છે અને અમુકે વેપારને પોતાના સામાન્ય ભાવાર્થ તરીકે જ રાખ્યો છે, એટલે કે લેનદેન અથવા ખરીદ–વેચાણના મા'મલાઓ, પછી بَيْعُ (બય્અ)ને અલગથી વર્ણન કરવાની

હિકમત એ બતાવી છે કે વેપારના મા'મલાઓ તો એક વિશાળ અર્થમાં છે જેના લાભો અને ફાયદાઓ લાંબા સમયે પ્રાપ્ત થાય છે અને કોઈ વસ્તુનું વેચાણ કરવાથી અને કિંમત નફા સાથે રોકડમાં મળવાથી ફાયદો તાત્કાલિક અને રોકડમાં થાય છે, આ જ વિશેષતાના કારણે તેને વર્ણન કર્યુ છે કે અલ્લાહના ઝિક્ર અને નમાઝના મુકાબલામાં તે કોઈ મોટાથી મોટા દુનિયવી લાભનો પણ વિચાર નથી કરતા.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે આ આયત બજારવાળાઓ વિશે નાઝિલ થઈ છે અને તેમના સુપુત્ર હઝરત સાલિમ (રદિ.) ફરમાવે છે કે એક દિવસે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) બજારમાંથી પસાર થયા તો નમાઝનો વખત થઈ ગયો હતો, લોકોને જોયા કે દુકાનો બંધ કરીને મસ્જિદ તરફ જઈ રહ્યા છે તો ફરમાવ્યું કે આ જ લોકો વિશે કુર્આનમાં આ ઈરશાદ છે, رِجَالٌ لَّا تُلۡهِيۡهِمۡ تِجَارَةٌ وَّلَا بَيۡعٌ عَنۡ ذِكۡرِ اللّٰهِ

અને રિસાલતના સમયકાળમાં બે સહાબી હતા, એક વેપાર કરતા હતા બીજા ઉદ્યોગ અને કળા–કારીગીરી એટલે કે લુહારનું કામ કરતા હતા અને તલવારો બનાવીને વેચતા હતા. પ્રથમ સહાબીના વેપારની પરિસ્થિતિ એ હતી કે જો સોદો તોલવાના સમયે અઝાનનો અવાજ કાનમાં પડી જાય તો ત્યાં જ ત્રાજવાને છોડીને નમાઝ માટે ઊભા થઈ જતા હતા, બીજા બુઝુર્ગની હાલત એ હતી કે જો ગરમ લોઢા ઉપર હથોડાની માર લગાવી રહ્યા હોય અને કાનમાં અઝાનનો અવાજ પડી જાય તો જો હથોડો ખભા ઉપર ઉઠાવ્યો હોય તો ત્યાં જ હથોડાને ખભાની પાછળ જ છોડી દઈને નમાઝ માટે ચાલ્યા જતા હતા, ઉઠાવેલા હથોડાને મારવાનું પણ પસંદ કરતા ન હતા. આવા લોકોના વખાણમાં આ આયત નાઝિલ થઈ છે. *(કુર્તુબી)*

### મોટા ભાગના સહાબએ કિરામ (રદિ.)નો વ્યવસાય વેપાર હતો :

આ આયતથી એ પણ જણાય છે કે સહાબએ કિરામ (રદિ.) મોટા ભાગે વેપારના વ્યવસાય સાથે અને ઉદ્યોગ કળા–કારીગીરી સાથે સંકળાયેલા હતા, આ કામો બજારો સાથે સંબંધ ધરાવે છે કારણ કે વેપાર અને વેચાણનું અલ્લાહની યાદથી અડચણરૂપ બનવું એ જ લોકોનું લક્ષણ હોઈ શકે છે જેમની પ્રવૃત્તિ વેપાર

અને વેચાણની હોય નહિતર એવું કહેવું વ્યર્થ હશે નહીં.

*(રવાહુ તબરાની અન ઈબ્ને અબ્બાસ રદિ. –રૂહ)*

يَخَافُوْنَ يَوْمًا تَتَقَلَّبُ فِيْهِ الْقُلُوْبُ وَالْاَبْصَارُ તે મો'મિનો જેમનું વર્ણન ઉપર આયતમાં આવ્યું છે તેમનું અંતિમ લક્ષણ આ છે કે જેમાં એ બતાવ્યું છે કે આ લોકો દરેક સમયે અલ્લાહના ઝિક્ર અને તેના અનુસરણ અને ઈબાદતોમાં પ્રવૃત્ત હોવા છતાં નચિંત અને નીડર પણ થઈ જતા ન હતા, બલકે કયામતના હિસાબનો ડર તેમના ઉપર છવાયેલો રહે છે અને આ તે હિદાયતના નૂરની વિશિષ્ટતા છે જે અલ્લાહ તઆલા તરફથી તેમને પ્રાપ્ત થયું છે. તેનું વર્ણન ઉપરની આયતમાં يَهْدِى اللّٰهُ لِنُوْرِهٖ مَنْ يَّشَآءُ માં ફરમાવ્યું, અંતે એવા લોકોના બદલાનું વર્ણન છે કે અલ્લાહ તઆલા તેમને તેમના અમલનો ઉત્તમ બદલો અર્પણ કરશે અને પછી ફરમાવ્યું, وَيَزِيْدَهُمْ مِّنْ فَضْلِهٖ એટલે કે, માત્ર અમલનો બદલો દેવા ઉપર બસ નહીં થાય બલકે પોતાના તરફથી વધારે ઈનામો પણ તેને મળશે. وَاللّٰهُ يَرْزُقُ مَنْ يَّشَآءُ بِغَيْرِ حِسَابٍ એટલે કે, અલ્લાહ તઆલા ન તો કોઈ કાયદાનો પાબંદ છે અને ન જ તેના ખઝાનામાં કોઈ કમી આવે છે, તે જેને ઈચ્છે અઢળક (બેહિસાબ) રોઝી આપી દે છે. અહીંયાં સુધી મો'મિનીન સાલિહીન (નેક ઈમાનવાળાઓ) જેમના હૃદયો હિદાયતના નૂરથી પ્રકાશિત થયા છે અને જેઓ હિદાયતના નૂરને ખાસ સ્વરૂપે સ્વીકારે છે તેમનું વર્ણન હતું, આગળ તે કાફિરોનું વર્ણન છે જેમની પ્રકૃતિમાં તો અલ્લાહ તઆલાએ હિદાયતના નૂરનું તત્ત્વ મૂક્યું હતું પરંતુ જ્યારે આ તત્ત્વને પ્રકાશિત કરનાર અલ્લાહની વહી તેમને પહોંચી તો તેનાથી મોઢું ફેરવ્યું અને ઈન્કાર કરીને તે પ્રકાશથી વંચિત થઈ ગયા અને ઘોર અંધકારોમાં જ રહી ગયા અને તેમનામાં કારણ કે કાફિરો અને ઈન્કારીઓ બે પ્રકારના હતા, એટલા માટે તેમના બે ઉદાહરણો વર્ણન કરવામાં આવ્યા જેની વિગત તફસીરના ખુલાસામાં આવી ચૂકી છે. બંને ઉદાહરણો વર્ણન કર્યા પછી ઈરશાદ થયો, وَمَنْ لَّمْ يَجْعَلِ اللّٰهُ لَهٗ نُوْرًا فَمَا لَهٗ مِنْ نُّوْرٍ આ વાક્ય કાફિરો વિશે એવું જ છે જેમકે મો'મિનો વિશે આ ઈરશાદ થયો હતો, يَهْدِى اللّٰهُ لِنُوْرِهٖ مَنْ يَّشَآءُ કાફિરોના માટે આ વાક્યમાં હિદાયતના પ્રકાશથી વંચિતતાનું વર્ણન છે કે તેમણે અલ્લાહના હુકમોથી મોઢું ફેરવીને પોતાના સ્વાભાવગત નૂર (પ્રકાશ)ને પણ નષ્ટ કરી નાંખ્યો અને હવે જ્યારે કે અલ્લાહના હિદાયતના નૂરથી વંચિત થઈ ગયા તો પ્રકાશ ક્યાંથી આવે ?

આ આયતથી એ પણ જાણ થઈ કે કોઈ વ્યક્તિમાં માત્ર જ્ઞાન અને બુદ્ધિ ભેગી થવાથી તે બુદ્ધિશાળી અથવા વિદ્વાન નથી થઈ જતો, બલકે તે માત્ર અલ્લાહના ઈનામથી થાય છે. એ જ કારણ છે કે ઘણા બધા લોકો જેઓ દુનિયાના કાર્યોમાં બિલકુલ નાવાકેફ અને અજ્ઞાન સમજવામાં આવે છે આખિરતના મા'મલામાં તેઓ ઘણા જ બુદ્ધિશાળી અને સમજદાર સાબિત થાય છે, એ જ પ્રમાણે તેનાથી વિપરીત ઘણા બધા લોકો જેઓ દુનિયાના કાર્યોમાં મોટા નિષ્ણાત અને કોઠાસૂઝવાળા સંશોધનકર્તા સમજવામાં આવે છે પરંતુ આખિરતના મા'મલામાં મહામૂર્ખ અને અજ્ઞાન સાબિત થતા હોય છે. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૪૧ થી ૪૫)

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يُسَبِّحُ لَهٗ مَنْ فِى السَّمٰوٰتِ وَ الْاَرْضِ وَالطَّيْرُ صٰٓفّٰتٍ ؕ
كُلٌّ قَدْ عَلِمَ صَلَاتَهٗ وَتَسْبِيْحَهٗ ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ بِمَا يَفْعَلُوْنَ ﴿۴۱﴾ وَ لِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ۚ وَ اِلَى اللّٰهِ الْمَصِيْرُ ﴿۴۲﴾ اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يُزْجِىْ سَحَابًا ثُمَّ يُؤَلِّفُ بَيْنَهٗ
ثُمَّ يَجْعَلُهٗ رُكَامًا فَتَرَى الْوَدْقَ يَخْرُجُ مِنْ خِلٰلِهٖ ۚ وَ يُنَزِّلُ مِنَ السَّمَآءِ مِنْ
جِبَالٍ فِيْهَا مِنْۢ بَرَدٍ فَيُصِيْبُ بِهٖ مَنْ يَّشَآءُ وَيَصْرِفُهٗ عَنْ مَّنْ يَّشَآءُ ؕ يَكَادُ
سَنَا بَرْقِهٖ يَذْهَبُ بِالْاَبْصَارِ ﴿۴۳﴾ يُقَلِّبُ اللّٰهُ الَّيْلَ وَالنَّهَارَ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَعِبْرَةً
لِّاُولِى الْاَبْصَارِ ﴿۴۴﴾ وَ اللّٰهُ خَلَقَ كُلَّ دَآبَّةٍ مِّنْ مَّآءٍ ۚ فَمِنْهُمْ مَّنْ يَّمْشِىْ عَلٰى
بَطْنِهٖ ۚ وَمِنْهُمْ مَّنْ يَّمْشِىْ عَلٰى رِجْلَيْنِ ۚ وَمِنْهُمْ مَّنْ يَّمْشِىْ عَلٰٓى اَرْبَعٍ ؕ يَخْلُقُ
اللّٰهُ مَا يَشَآءُ ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿۴۵﴾

## તરજુમો :

*શું તમે નથી જોયું કે અલ્લાહને યાદ કરે છે જે કોઈ છે આસમાનો અને જમીનમાં અને ઉડતા પક્ષીઓ પાંખો ખોલીને ! દરેકે પોતાના પ્રમાણેની બંદગી જાણી રાખી છે અને યાદ (કરવાનું); અને અલ્લાહને સઘળી ખબર છે*

*જે કંઈ કરે છે. (૪૧) અને અલ્લાહની હુકૂમત (સત્તા) છે આસમાનો અને જમીનમાં અને અલ્લાહના જ તરફ (સૌને) પાછા જવાનું છે. (૪૨) તમે જોયું નથી કે અલ્લાહ વાદળોને હાંકી લાવે છે, પછી તેમને મિલાવી દે છે, પછી તેમને થર ઉપર થર રાખે છે, પછી તમે જુઓ વરસાદ તેની વચ્ચેથી નીકળે છે અને આસમાનથી ઉતારે છે તેમાં જે (બરફના) કરાના પહાડ છે, પછી તે જેના ઉપર ઈચ્છે નાંખે છે અને જેનાથી ઈચ્છે બચાવી લે છે, (જાણે એવું લાગે છે કે) હમણાં તેની વીજળીની ચમક આંખોને ખૂંચવી લઈ જાય. (૪૩) અલ્લાહ રાત અને દિવસને બદલે છે, બેશક ! તેમાં દષ્ટિવાળાઓ માટે લક્ષ આપવાનો મોકો છે. (૪૪) અને અલ્લાહે દરેક ફરનારી વસ્તુને એક પાણીથી બનાવી, પછી કોઈ છે કે પોતાના પેટ ઉપર ચાલે છે અને કોઈ છે કે બે પગો ઉપર ચાલે છે અને કોઈ છે કે ચાર (પગો) ઉપર ચાલે છે, અલ્લાહ જે ઈચ્છે તે બનાવે છે; બેશક ! અલ્લાહ દરેક વસ્તુ કરી શકે છે. (૪૫)*

## તફસીર :

(હે શ્રોતા !) શું તને (દલીલો અને જાત અનુભવથી) ખબર નથી થઈ કે અલ્લાહની પવિત્રતા વર્ણન કરે છે સઘળું જે કંઈ આસમાનો અને જમીનમાં (મખ્લૂકો) છે ! (ભલે મુખેથી કરતા હોય જેમકે અમુક મખ્લૂકોમાં પ્રત્યક્ષ રીતે જોઈ પણ શકાય છે અથવા ભલે તેમની હાલતથી સાબિત થતું હોય જેની બધી મખ્લૂકમાં બૌદ્ધિક દલીલો દ્વારા જાણ થાય છે) અને (ખાસ કરીને) પક્ષીઓ (પણ) જે પાંખો ફેલાવીને (ઉડતા ફરે) છે (કે તેમની અસ્તિત્વની દલીલો વધારે આશ્ચર્યકારક છે કે તેમના શરીરો હવામાં અધ્ધર રહે છે અને) બધા (પક્ષીઓ)ને પોત પોતાની દુઆ (અને અલ્લાહની વિનવણીથી) અને પોતાની તસ્બીહ (અને પવિત્રતા વર્ણન કરવાની પદ્ધતિ ઈલ્હામ દ્વારા) ખબર છે અને (આ દલીલો છતાં અમુક લોકો તવહીદને નથી માનતા તો) અલ્લાહ તઆલાને તે લોકોની બધી પ્રવૃત્તિઓનું સંપૂર્ણ જ્ઞાન છે (આ ઈન્કાર કરવાના અને વાંધો ઉઠાવવાના કારણે તેમને સજા આપશે) અને અલ્લાહની જ સત્તા છે આસમાનો અને જમીનમાં (અત્યારે પણ) અને (છેવટે) અલ્લાહના જ તરફ (શરણે) પાછા વળીને જવાનું છે (તે સમયે પણ સત્તા તેની જ હશે એટલા માટે હુકૂમતની એક અસર વર્ણન કરવામાં આવે છે અને તે એ કે હે શ્રોતા !) શું તને એ વાત ખબર નથી કે અલ્લાહ

તઆલા (એક) વાદળને (બીજા વાદળ તરફ) ચાલતું કરે છે (અને) પછી તે વાદળ(ના જથ્થા)ને પરસ્પર મિલાવી આપે છે પછી તેને થર ઉપર થર કરે છે પછી તું વરસાદને જુએ છે કે તે(વાદળ)ના વચ્ચેથી નીકળી આવે છે અને આ વાદળથી એટલે કે તેના મોટા મોટા ભાગોમાંથી કરા વરસે છે પછી તેમને જેના (જાન અથવા માલ) ઉપર ઈચ્છે છે પાડે છે (કે તેનું નુકસાન થઈ જાય છે) અને જેને ઈચ્છે છે તેનાથી હટાવી આપે છે (અને તેના પ્રાણ અને માલને બચાવી લે છે અને) તે વાદળ(માંથી વીજળી પણ પેદા થાય છે અને એવી ચમકદાર કે તે વાદળ)ની વીજળીની ચમકની એ હાલત છે કે એવું લાગે છે કે જાણે તેણે હમણા જ દૃષ્ટિ ઊંચકી લીધી (આ પણ અલ્લાહ તઆલાની મિલકતમાંથી છે અને) અલ્લાહ તઆલા રાત અને દિવસને બદલતો રહે છે (એ પણ અલ્લાહ તઆલાના જ હુકમોમાંથી છે) એ (બધી વસ્તુઓ)માં બુદ્ધિશાળીઓ માટે દલીલો(નો મોકો) છે (જેનાથી તવહીદનો વિષય અને لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ઉપર દલીલ કરે છે) અને અલ્લાહે દરેક ચાલનાર સજીવને (ભૂચર હોય કે જળચર) પાણીથી પેદા કર્યા છે પછી તે (સજીવો)માં અમુક તો તે (સજીવો) જે પોતાના પેટ ઉપર ચાલે છે (જેમકે સાપ અને માછલી) અને અમુક તેમાંથી તે છે જે બે પગો ઉપર ચાલે છે (જેમકે મનુષ્ય અને પક્ષીઓ જ્યારે કે તેઓ હવામાં ન હોય) અને અમુક તેમનામાં તે છે જે ચાર (પગો) ઉપર ચાલે છે (જેમકે ઢોર ઢાંખર, એ જ પ્રમાણે અમુક વધારે પગોવાળા પણ હોય છે. મૂળ વાત એ છે કે) અલ્લાહ તઆલા જે ઈચ્છે છે બનાવે છે બેશક ! અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવે છે, તેના માટે કોઈ વસ્તુ મુશ્કેલ નથી.

## મસ્અલા અને બોધપાઠ :

كُلٌّ قَدْ عَلِمَ صَلَاتَهٗ وَتَسْبِيْحَهٗ ط આયતની શરૂઆતમાં ઈરશાદ છે કે જમીન અને આસમાન અને તેની વચ્ચેની દરેક મખ્લૂક (સર્જન) અને દરેક વસ્તુ અલ્લાહ તઆલાના વખાણ અને પવિત્રતા વર્ણન કરવામાં પ્રવૃત્ત છે. આ તસ્બીહનો ભાવાર્થ હઝરત સુફિયાન (રહ.)એ એ ફરમાવ્યો કે અલ્લાહ તઆલાએ દુનિયાની દરેક વસ્તુઓ આસમાન અને જમીન, સૂર્ય અને ચંદ્ર અને બધા જ ગ્રહો અને તારાઓ તથા જમીનના તત્ત્વો, અગ્નિ, પાણી માટી, હવા બધાને ખાસ–ખાસ કાર્યો માટે ઉત્પન્ન કર્યા છે અને જેને જે કામ માટે પેદા કર્યા છે

તે બરાબર તેના ઉપર પ્રવૃત્ત છે, તે કાર્યથી તે જરાપણ કોઈ વિપરીત પ્રવૃત્તિ કરતા નથી. આ આજ્ઞાપાલન અને અનુસરણને તે વસ્તુઓની તસ્બીહ કહી છે. ખુલાસો એ છે કે તેમની તસ્બીહ પોતાની પરિસ્થિતિ અનુસારની છે મુખે બોલતા હોવાની પરિસ્થિતિ નથી બલકે તેમની પરિસ્થિતિ બોલી રહી છે કે અલ્લાહ તઆલાને પાક અને મહાન સમજીને તેના આજ્ઞાપાલનમાં લાગેલા છે.

જમખશરી અને બીજા વિવરણકારોએ ફરમાવ્યું કે તે પણ કોઈ અસંભવ વાત નથી કે અલ્લાહ તઆલાએ દરેક વસ્તુની અંદર એવી સમજદારી અને બૌદ્ધિક ક્ષમતા મૂકી હોય જેનાથી તે પોતાના સર્જનહાર અને માલિકને ઓળખે અને એ પણ કોઈ અસંભવ વાત નથી કે તેમને કોઈ ખાસ પ્રકારની બોલવાની ક્ષમતા અર્પણ કરવામાં આવી હોય અને ખાસ પ્રકારની તસ્બીહ અને ઈબાદત તેમને શિખવાડવામાં આવી હોય જેમાં તેઓ પ્રવૃત્ત રહેતા હોય, અંતિમ વાક્ય كُلٌّ قَدْ عَلِمَ صَلَاتَهٗ માં આ જ વિષય તરફ ઈશારો જોવા મળે છે કે અલ્લાહ તઆલની તસ્બીહ અને નમાઝમાં સમગ્ર મખ્લૂક (સર્જન) પ્રવૃત્ત છે પરંતુ દરેકની નમાઝ અને તસ્બીહ (વખાણ) કરવાની પદ્ધતિ અને સ્વરૂપ વિવિધ પ્રકારનું છે. ફરિશ્તાઓની જુદી પદ્ધતિ, મનુષ્યનો કંઈક બીજો તરીકો, વનસ્પતિ પોતાની રીતે; મતલબ કે દરેક પોત પોતાની પદ્ધતિથી અને તરીકાથી અલ્લાહ તઆલાની તસ્બીહ અને નમાઝ અદા કરે છે. કુર્આને કરીમની એક બીજી આયતથી પણ આ વિષયનું સમર્થન થાય છે જેમાં ઈરશાદ છે اَعْطٰى كُلَّ شَيْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى એટલે કે અલ્લાહ તઆલાએ દરેક વસ્તુને પેદા કરી પછી તેને માર્ગદર્શન આપ્યું અને માર્ગદર્શન એ જ છે કે તે દરેક વખતે અલ્લાહ તઆલાના આજ્ઞાપાલનમાં લાગીને પોતાને સોંપવામાં આવેલ ફરજને સંપૂર્ણ રીતે અદા કરે છે, તદુપરાંત તેની પોતાની જિંદગીની આવશ્યકતાઓ વિશે પણ તેને એવું માર્ગદર્શન મળ્યું છે કે મોટા મોટા બુદ્ધિશાળીઓની બુદ્ધિ સ્તબ્ધ થઈ જાય છે. પોતાના રહેવા માટે, વસવાટ કરવા માટે કેવા કેવા માળાઓ અને દરો વગેરે બનાવે છે અને પોતાના ખોરાક વગેરે પ્રાપ્ત કરવા માટે કેવી કેવી યુક્તિઓ આદરે છે !

مِنَ السَّمَآءِ مِنْ جِبَالٍ فِيْهَا અત્રે سَمَاءُ (સમાઅ્)થી ભાવાર્થ "વાદળ" છે અને جِبَالُ (જિબાલ)થી ભાવાર્થ "મોટા મોટા વાદળો" છે અને بَرَدُ (બરદ) "બરફના કરા"ને કહેવામાં આવે છે.

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૪૬ થી ૫૪)

لَقَدْ اَنْزَلْنَآ اٰيٰتٍ مُّبَيِّنٰتٍ ۭ وَاللّٰهُ يَهْدِيْ مَنْ يَّشَاۗءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٤٦﴾
وَيَقُوْلُوْنَ اٰمَنَّا بِاللّٰهِ وَبِالرَّسُوْلِ وَاَطَعْنَا ثُمَّ يَتَوَلّٰى فَرِيْقٌ مِّنْهُمْ مِّنْۢ بَعْدِ
ذٰلِكَ ۭ وَمَآ اُولٰۗىِٕكَ بِالْمُؤْمِنِيْنَ ﴿٤٧﴾ وَاِذَا دُعُوْٓا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ لِيَحْكُمَ
بَيْنَهُمْ اِذَا فَرِيْقٌ مِّنْهُمْ مُّعْرِضُوْنَ ﴿٤٨﴾ وَاِنْ يَّكُنْ لَّهُمُ الْحَقُّ يَاْتُوْٓا اِلَيْهِ
مُذْعِنِيْنَ ﴿٤٩﴾ ۭ اَفِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ اَمِ ارْتَابُوْٓا اَمْ يَخَافُوْنَ اَنْ يَّحِيْفَ اللّٰهُ
عَلَيْهِمْ وَرَسُوْلُهٗ ۭ بَلْ اُولٰۗىِٕكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٥٠﴾ ۧ اِنَّمَا كَانَ قَوْلَ الْمُؤْمِنِيْنَ اِذَا دُعُوْٓا
اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ لِيَحْكُمَ بَيْنَهُمْ اَنْ يَّقُوْلُوْا سَمِعْنَا وَاَطَعْنَا ۭ وَاُولٰۗىِٕكَ
هُمُ الْمُفْلِحُوْنَ ﴿٥١﴾ وَمَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ وَيَخْشَ اللّٰهَ وَيَتَّقْهِ فَاُولٰۗىِٕكَ هُمُ
الْفَاۗىِٕزُوْنَ ﴿٥٢﴾ وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ لَىِٕنْ اَمَرْتَهُمْ لَيَخْرُجُنَّ ۭ
قُلْ لَّا تُقْسِمُوْا ۚ طَاعَةٌ مَّعْرُوْفَةٌ ۭ اِنَّ اللّٰهَ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ﴿٥٣﴾ قُلْ
اَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْهِ مَا حُمِّلَ
وَعَلَيْكُمْ مَّا حُمِّلْتُمْ ۭ وَاِنْ تُطِيْعُوْهُ تَهْتَدُوْا ۭ وَمَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٥٤﴾

## તરજુમો :

*અમે ઉતારી આયતો ખોલી ખોલીને બતાવનારી અને અલ્લાહ જેને ઈચ્છે સીધા માર્ગ ઉપર ચલાવે. (૪૬) અને લોકો કહે છે અમે ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર અને રસૂલ ઉપર અને હુકમમાં આવી ગયા, પછી ત્યારબાદ તેમનામાંથી એક જૂથ ફરી જાય છે અને તે લોકો ઈમાનવાળાઓ નથી. (૪૭) અને જ્યારે તેમને અલ્લાહ અને રસૂલ તરફ બોલાવવામાં આવે કે તેમનામાં વિવાદનો ફેંસલો કરીએ ત્યારે જ તેમનામાંના એક જૂથના લોકો મોઢું ફેરવી લે છે. (૪૮) અને જો તેમને કંઈક (લાભ) પહોંચતો હોય તો*

*તેના તરફ સ્વીકાર કરીને ચાલ્યા આવે ! (૪૯) શું તેમના દિલોમાં રોગ છે અથવા ધોકામાં પડયા છે ? અથવા ડરે છે કે તેમના ઉપર અલ્લાહ અને તેનો રસૂલ અન્યાય કરશે ? કંઈ નથી ! એ જ લોકો (પોતે) અન્યાયી છે. (૫૦) બેશક ! ઈમાનવાળાઓની વાત એ જ હતી કે જયારે તેમને અલ્લાહ અને રસૂલ તરફ તેમનામાં ફેંસલો કરવા માટે બોલાવવામાં આવે તો કહે, અમે સાંભળી લીધું અને હુકમ માની લીધો અને તે જ લોકો સફળ છે. (૫૧) અને જે કોઈ હુકમ ઉપર ચાલે અલ્લાહના અને તેના રસૂલના અને અલ્લાહથી ડરતો રહે અને તેનાથી બચીને ચાલે બસ તે જ લોકો સફળતા પામનાર છે. (૫૨) અને અલ્લાહની કસમો ખાય છે, પોતાની તાકીદની કસમો; કે જો તમે હુકમ કરો તો સઘળું છોડીને નીકળી પડીએ, તમે કહો ! કસમો ન ખાઓ, કાયદેસરનું હુકમનું પાલન જોઈએ, અલબત્ત અલ્લાહને સઘળી ખબર છે જે તમે કરો છો. (૫૩) તમે કહો, અલ્લાહનો હુકમ માનો અને રસૂલનો હુકમ માનો, પછી જો તમે મોઢું ફેરવી લેશો તો તેમની (એટલે કે રસૂલની જવાબદારી) એ છે જે ભાર તેમના ઉપર નાંખવામાં આવ્યો અને તમારી (જવાબદારી) એ છે જે ભાર તમારા ઉપર નાંખવામાં આવ્યો અને જો તેમનું (એટલે કે રસૂલનું) કહ્યું માનો તો માર્ગ પામો અને સંદેશ લાવનાર (રસૂલ)ની જવાબદારી નથી પરંતુ માત્ર સ્પષ્ટ રીતે પહોંચાડી આપવું.(૫૪)*

## તફસીર :

અમે (સત્યને) સમજાવનારી દલીલો (જાહેર હિદાયત માટે) નાઝિલ કરી છે અને (આ જાહેરમાંથી) જેને અલ્લાહ ઈચ્છે છે સીધા માર્ગ તરફ (ખાસ) હિદાયત આપે છે (કે તે અલ્લાહના સાચા હકો એટલે કે સાચી માન્યતાઓ અને અમલના હકો એટલે કે હુકમનું પાલન કરે છે નહિતર ઘણા બધા તેનાથી વંચિત જ રહે છે) અને આ મુનાફિક લોકો (મૌખિક) દા'વો તો કરે છે કે અમે અલ્લાહ ઉપર અને રસૂલ ઉપર ઈમાન લઈ આવ્યા અને (અલ્લાહ અને રસૂલનો) હુકમ (દિલથી) માન્યો પછી ત્યારબાદ (જયારે અમલ કરીને પોતાનો દા'વો સાબિત કરવાનો વખત આવ્યો તો) તેમનામાંનું જ એક જૂથ (જે ઘણું જ વધારે શરારતી છે અલ્લાહ અને રસૂલના હુકમથી) બળવાખોરી કરવા માંડયું છે (અહીં બે સ્વરૂપો ભાવાર્થ તરીકે છે કે જયારે તેના માથે કોઈનો હક હોય અને હકદાર આ

મુનાફિકને દરખાસ્ત કરે કે ચાલો રસૂલે કરીમ ﷺની પાસે મુકદમો લઈ જઈએ, એવી તકે એ બળવાખોરી કરે છે કારણ કે જાણે છે કે રસૂલે કરીમ ﷺની મજલિસમાં જ્યારે હક સાબિત થઈ જશે તો એ જ પ્રમાણે તેઓ ફેંસલો કરશે જેમકે નજીકની આયત وَاِذَادُعُــــوْا માં આ વિષયનું આ જ વર્ણન આવ્યું છે અને એક પક્ષને નિશ્ચિત કરવું એટલા માટે છે જો કે બધા જ મુનાફિકો એવા હતા પરંતુ ગરીબ ગુરબાંઓને દિલથી સૂગ અને નફરત હોવા છતાં સ્પષ્ટ ઈન્કાર કરવાની હિંમત ન હતી, તે જ લોકો એવું બળવાખોરીનું કામ કરતા હતા જેમને શક્તિ અને કંઈક સામાજિક દરજ્જો પ્રાપ્ત હતો) અને આ લોકો બિલકુલ ઈમાન ધરાવતા નથી (એટલે કે દિલમાં તો કોઈ મુનાફિકની પાસે પણ ઈમાન નથી પરંતુ તેમનું તો તે જાહેર લાલચું ઈમાન પણ ન રહ્યું જેમકે આ આયતમાં છે وَلَـقَـدْ قَـالُوْا كَلِمَةَ الْـكُفْرِ وَكَفَرُوْا بَعْدَ اِسْلَامِهِمْ અને આ આયતમાં છે قَـدْ كَفَرْتُمْ بَعْدَ اِيْمَانِكُمْ અને વર્ણન આ હુકમના ભંગનું એ છે કે) આ લોકો જ્યારે અલ્લાહ અને તેના રસૂલ તરફ એ હેતુથી બોલાવવામાં આવે છે કે રસૂલ (ﷺ) તેમના (અને તેમના વિરોધી) દરમિયાનમાં ફેંસલો કરી આપે તો તેમાંનું એક જૂથ (ત્યાં હાજર થવાથી) આનાકાની કરે છે (અને ટાળે છે અને આ બોલાવવું જો કે રસૂલે કરીમ ﷺ તરફથી છે પરંતુ આપ ﷺનો ફેંસલો કારણ કે અલ્લાહના હુકમની બીનાએ હોય છે એટલા માટે અલ્લાહ તઆલા તરફ પણ તેનો સંબંધ જોડવામાં આવ્યો, મતલબ કે જ્યારે તેમના માથે કોઈનો હક હોય છે ત્યારે તો તેમની હાલત આવી હોય છે) અને જો (સંજોગોવસાત્) તેમનો હક (કોઈ બીજાના માથે) હોય તો સ્વીકાર કરીને (કોઈ જાતના ખચકાટ વિના આપ ﷺના બોલાવવાથી) તમારી પાસે ચાલ્યા આવે છે (કારણ કે તેમને સંતોષ હોય છે કે ત્યાં સત્યનો ફેંસલો થશે અને તેમાં અમારો લાભ છે, આગળ આ લોકોના વાંધા અને હાજર ન થવાનું કારણ અમુક સંભાવનાઓ સ્વરૂપે વર્ણન કર્યું અને બધી સંભાવનાઓનો નકાર એક સંભાવનાની સાબિતી છે) શું (આ વિરોધનું કારણ એ છે કે) તેમના દિલોમાં (નિશ્ચિત કુફ્રની) બીમારી છે ? (એટલે કે તેમને એ બાબતનો વિશ્વાસ છે કે તમે અલ્લાહના રસૂલ નથી ?) અથવા તેઓ (નુબુવ્વત તરફ) શંકામાં પડ્યા છે? (કે રસૂલ ન હોવાનું યકીન તો નથી પરંતુ રસૂલ હોવાનું પણ યકીન નથી) અથવા તેમને એ સંદેહ છે કે અલ્લાહ અને તેમના રસૂલ તેમના ઉપર અત્યાચાર કરવા

લાગશે ? (અને તેમના માથે જે હક છે તેનાથી વધારે અપાવી દેશે ? બસ ઘટના એમ છે કે આ કારણોમાંથી કોઈપણ કારણ) નથી; બલકે (મૂળ કારણ એ છે કે) આ લોકો (આ મુકદ્દમાઓમાં) ખુદ અત્યાચારી (હોય) છે (એટલા માટે રસૂલે કરીમ ﷺ પાસે મુકદ્દમો લાવવાનું પસંદ કરતા નથી કે અમે હારી જઈશું અને બાકી બધા પાછલા કારણો નકારાત્મક છે) મુસલમાનો(ની શા'ન અને તેઓ)નું નિવેદન તો જ્યારે તેમને (કોઈ મુકદ્દમા અંગે) અલ્લાહ અને તેના રસૂલ તરફ બોલાવવામાં આવે છે તો એ છે કે તેઓ (ખુશી ખુશી) કહી આપે છે કે અમે (તમારી વાત) સાંભળી લીધી અને (તેને) માની લીધી (અને પછી તરત ચાલ્યા જાય છે આ એ બાબતની નિશાની છે કે આવા લોકો آمَنَّا અને اَطَعْنَا કહેવાથી દુનિયામાં પણ સાચા છે) અને એવા (જ) લોકો (આખિરતમાં) સફળતા પામશે અને (અમારા ત્યાં તો સર્વસામાન્ય કાયદો એ છે કે) જે વ્યક્તિ અલ્લાહ અને તેના રસૂલનું કહ્યું માને અને અલ્લાહથી ડરે અને તેનો વિરોધ કરવાથી બચે બસ એવા લોકો સફળતા પામશે અને (વળી આ મુનાફિકોની હાલત એવી છે કે) તે લોકો મોટું જોર લગાવીને કસમો ખાતા રહે છે કે અલ્લાહની કસમ ! (અમે એવા ફરમાંબરદાર છે કે) જો તમે તેમને (એટલે કે તે મુનાફિકોને) હુકમ આપો (કે ઘરબાળ બધું છોડી આપો) તો તેઓ (એટલે કે તે મુનાફિકો) હમણા (જાણે બધું છોડીછાડી) નીકળી પડશે, તમે (તેમને) કહી આપો કે બસ કસમો ન ખાઓ, (તમારી) ફરમાંબરદારીની હકીકત ખબર છે (કારણ કે) અલ્લાહ તઆલા તમારા અમલોની સંપૂર્ણ જાણકારી ધરાવે છે (અને તેણે મને બતાવી આપ્યું છે જેમકે બીજી જગ્યાએ ઈરશાદ છે قُلْ لَّا تَعْتَذِرُوْا لَنْ نُّؤْمِنَ لَكُمْ قَدْ نَبَّأَنَااللّٰهُ مِنْ اَخْبَارِكُمْ અને) તમે (તેમને) કહો કે (વાતો બનાવવાથી કામ નહીં ચાલે, કામ કરો એટલે કે) અલ્લાહની આજ્ઞાનું પાલન કરો અને રસૂલની આજ્ઞાનું પાલન કરો (આગળ અલ્લાહ તઆલા વિષયની શા'ન પ્રમાણે તે લોકોને સંબોધન કરે છે કે રસૂલ ﷺના આવું કહ્યા અને તબ્લીગ કર્યા) પછી જો તમે લોકો (આજ્ઞાપાલનથી) મોઢું ફેરવશો તો સમજી રાખો કે (રસૂલ ﷺને કોઈ જરૂર નથી કારણ કે) રસૂલની જવાબદારી એ જ તબ્લીગ(નું કાર્ય) છે જેના ઉપર ભાર મૂકવામાં આવ્યો છે (જેને તેઓ કરી ચૂક્યા અને તે જવાબદારીથી મુક્ત થઈ ગયા) અને તમારી જવાબદારી તે (આજ્ઞાપાલનનું કાર્ય) છે જેનો ભાર તમારા ઉપર રાખવામાં આવ્યો છે (જેને

તમે જો ઉઠાવતા નથી તો તમારું જ નુકસાન થશે) અને જો (મોઢું નહીં ફેરવો બલકે) તમે તેમની આજ્ઞાનું પાલન કરી લીધું (જે બિલકુલ અલ્લાહની આજ્ઞાના પાલન સમાન જ છે) તો માર્ગ ઉપર આવી જશો અને (દરેક હાલતમાં) રસૂલની જવાબદારી માત્ર સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાની છે (આગળ તમારી પૂછતાછ થશે કે તમે તેને સ્વીકાર્યું કે નહીં ?).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતો એક ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ છે, તબરી વગેરેએ આ ઘટના એ પ્રમાણે વર્ણન કરી છે કે મુનાફિકોમાંથી એક વ્યક્તિ બિશ્ર નામનો હતો, તેનો એક યહૂદી સાથે એક જમીન વિશે ઝઘડો અને વિવાદ હતો, યહૂદીએ તેને કહ્યું કે ચાલો તમારા જ રસૂલ પાસે ફેંસલો કરાવી લઈએ પરંતુ બિશ્ર મુનાફિકની વાત ખોટી હતી, તે જાણતો હતો કે રસૂલે કરીમ ﷺ પાસે મુકદ્દમો જશે તો તેઓ સત્ય પ્રમાણે ફેંસલો કરશે અને હું હારી જઈશ એટલા માટે તેણે ઈન્કાર કર્યો અને રસૂલે કરીમ ﷺના બદલે કઅ્બ બિન અશરફ યહૂદીની પાસે મુકદ્દમો લઈ જવા માટે કહ્યું, આ ઘટનાના સંદર્ભમાં આ આયત નાઝિલ થઈ અને આ આયત اَفِیۡ قُلُوۡبِهِمۡ مَرَضٌ માં જે તેમના દિલોમાં નિશ્ચિત કુફ્રની બીમારી અથવા નુબુવ્વતમાં શંકા હોવાનો નકાર કરવામાં આવ્યો છે તેનો ભાવાર્થ એ છે કે આ નિશ્ચિત કુફ્ર અને શંકા તેમને દરબારે નબી ﷺમાં મુકદ્દમો લાવવાથી ઈન્કાર કરવાનું કારણ નથી, જો કે કુફ્ર અને શંકામાં હોવું મુનાફિકોમાં સાબિત અને સ્પષ્ટ છે પરંતુ મુકદ્દમો ન લાવવાનું મૂળ કારણ એ છે કે તેઓ જાણે છે કે ફેંસલો સત્ય પ્રમાણે થશે અને એવું થશે તો અમે હારી જઈશું.

### સફળતા માટેની ચાર શરતો :

وَمَنۡ يُّطِعِ اللّٰهَ وَرَسُوۡلَهٗ وَيَخۡشَ اللّٰهَ وَيَتَّقۡهِ فَاُولٰٓئِکَ هُمُ الۡفَآئِزُوۡنَ આ આયતમાં ચાર વસ્તુઓ વર્ણન કરીને ફરમાવ્યું કે જે આ ચાર વસ્તુઓનો પાબંદ છે તે જ સફળતા પામનાર અને દીન–દુનિયામાં કામિયાબ છે.

### એક આશ્ચર્યજનક ઘટના :

તફસીરે કુર્તુબીમાં આ સ્થળે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની એક આશ્ચર્યજનક ઘટના વર્ણન કરવામાં આવી જેનાથી આ ચારે વસ્તુઓના ભાવાર્થનો

તફાવત અને તેની સ્પષ્ટતા થઈ જાય છે. ઘટના એ પ્રમાણે છે કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) એક દિવસે મસ્જિદે નબવીમાં ઊભા હતા અચાનક એક રૉમન ગામડિયો બિલકુલ તેમની સાથે આવીને ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો, اَنَـا اَشْهَـدُ اَنْ لَّا اِلٰـهَ اِلَّا اللّٰـهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَسُوْلُ اللّٰهِ હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પૂછ્યું, શું વાત છે ? તેણે કહ્યું કે હું અલ્લાહના માટે મુસલમાન થઈ ગયો છું. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પૂછ્યું કે શું એનું કોઈ કારણ છે ? તેણે કહ્યું કે હા ! વાત એ છે કે હું તવરાત, ઈન્જીલ, ઝબૂર અને પાછલા અંબિયા (અલૈ.)ની ઘણી બધી કિતાબો પઢ્યો છું પરંતુ હાલમાં એક મુસલમાન કેદી કુર્આનની એક આયત પઢી રહ્યો હતો તે સાંભળી તો જાણ થઈ કે આ નાની આયતે બધી જ પાછલી કિતાબોને પોતાનામાં સમાવી લીધી છે તો મને વિશ્વાસ થઈ ગયો કે આ અલ્લાહના તરફથી જ છે. ફારૂકે આ'ઝમ (રદિ.)એ પૂછ્યું કે તે કઈ આયત છે ? તો તે રૉમન ગામડિયાએ આ જ આયત તિલાવત કરી અને તેની સાથે તેની તફસીર પણ આશ્ચર્યજનક રીતે વર્ણન કરી કે مَـنْ يُّـطِعِ اللّٰـهَ અલ્લાહના ફરજો વિશે છે, وَرَسُوْلَـهٗ નબીએ કરીમ ﷺની સુન્નત વિશે છે, وَيَـخْـشَ اللّٰـهَ પાછલી ગુઝરી ચૂકેલી ઉંમર વિશે છે, وَيَتَّقْـهِ હવે પછીની બાકી જિંદગી માટે છે. જ્યારે મનુષ્ય આ ચાર વસ્તુઓ ઉપર અમલ કરે તો તેને اُوْلٰٓـئِكَ هُـمُ الْـفَـآئِزُوْنَ સફળતાની ખુશખબરી છે અને فَائِزُ (ફાઈઝ) તે વ્યક્તિ છે જે જહન્નમથી છુટકારો પામે અને જન્નતમાં તેનું ઠેકાણું છે. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ સાંભળીને ફરમાવ્યું કે નબીએ કરીમ ﷺ(ના કલામમાં તેનું સમર્થન મોજૂદ છે. આપ ﷺ)એ ફરમાવ્યું, اُوْتِيْـتُ جَوَامِعَ الْكَلِمِ એટલે કે, અલ્લાહ તઆલાએ મને એવા ઠોસ વાક્યો અર્પણ કર્યા છે જેના શબ્દો ટૂંકા અને અર્થ ખૂબ જ વિશાળ છે.

*(કુર્તુબી)*

———————

————

——

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૫૫-૫૬-૫૭)

وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ وَعَمِلُوا الصّٰلِحٰتِ لَيَسْتَخْلِفَنَّهُمْ فِى الْاَرْضِ كَمَا اسْتَخْلَفَ
الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۖ وَلَيُمَكِّنَنَّ لَهُمْ دِيْنَهُمُ الَّذِى ارْتَضٰى لَهُمْ وَلَيُبَدِّلَنَّهُمْ مِّنْۢ بَعْدِ
خَوْفِهِمْ اَمْنًا ؕ يَعْبُدُوْنَنِىْ لَا يُشْرِكُوْنَ بِىْ شَيْـًٔا ؕ وَمَنْ كَفَرَ بَعْدَ ذٰلِكَ فَاُولٰٓئِكَ
هُمُ الْفٰسِقُوْنَ ﴿۵۵﴾ وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ وَاَطِيْعُوا الرَّسُوْلَ لَعَلَّكُمْ
تُرْحَمُوْنَ ﴿۵۶﴾ لَا تَحْسَبَنَّ الَّذِيْنَ كَفَرُوْا مُعْجِزِيْنَ فِى الْاَرْضِ ۚ وَمَاْوٰىهُمُ النَّارُ ؕ
وَلَبِئْسَ الْمَصِيْرُ ﴿۵۷﴾ ع

## તરજુમો :

*અલ્લાહે વાયદો કરી લીધો તે લોકોથી જે તમારામાં ઈમાન લાવ્યા છે અને તેમણે નેક કામ કર્યા છે, અલબત્ત ત્યારબાદ પ્રદેશમાં તેમને સત્તાધારી (હાકિમ) બનાવી દેશે જેમકે સત્તાધારી બનાવ્યા હતા તેમના આગલાઓને; અને તેમના માટે તેમનો દીન જમાવી દેશે જે તેમના માટે પસંદ કરવામાં આવ્યો અને તેમને તેમના ડરના બદલામાં શાંતિ આપશે, મારી બંદગી કરશે, કોઈ વસ્તુને મારી ભાગીદાર નહીં કરે અને જે કોઈ ત્યારબાદ નાશુક્રી કરશે બસ તે જ નાફરમાન (ફાસિક) લોકો છે. (૫૫) અને નમાઝ કાયમ રાખો અને ઝકાત આપતા રહો અને રસૂલના હુકમ ઉપર ચાલો જેથી તમારા ઉપર રહમ થાય. (૫૬) (એવું) ન વિચારો કે આ જે કાફિર છે પ્રદેશમાં દોડીને થકવી દેશે અને તેમનું ઠેકાણું આગ છે અને તે પાછા જવાનું બુરું ઠેકાણું છે. (૫૭)*

## તફસીર :

(હે ઉમ્મતના સમૂહ !) તમારામાં જે લોકો ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા (એટલે કે અલ્લાહના મોકલેલા હિદાયતના નૂરનું સંપૂર્ણ અનુસરણ કર્યું) તેમને અલ્લાહ તઆલા વાયદો કરે છે કે તેમને (તેમના આ અનુસરણની

બરકતના કારણે) પ્રદેશમાં હુકૂમત અર્પણ કરશે જેમકે તેમનાથી પહેલાં (હિદાયતવાળા) લોકોને હુકૂમત આપી હતી (દાખલા તરીકે બની ઈસ્રાઈલને ફિરઔન અને તેની કોમ કિબતીઓ ઉપર વિજય આપ્યો પછી શામ દેશ ઉપર અમાલિકા જેવી બહાદૂર કોમ ઉપર તેમને વિજય અપાવ્યો અને મિસ્ર તથા શામની હુકૂમતના તેમને વારસદાર બનાવ્યા) અને (આ હુકૂમત આપવાનો હેતુ એ હશે કે) જે દીનને (અલ્લાહ તઆલાએ) તેમના માટે પસંદ કર્યો છે (એટલે કે ઈસ્લામ જેમકે બીજી આયતમાં છે (رَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا) તેમને તેના (આખિરતના લાભ) માટે શક્તિ આપશે અને (તેમને તેમના દુશ્મનોથી સ્વાભાવિક ડર છે) તેમના આ ડર પછી તેને શાંતિથી બદલી આપશે એ શરતે કે મારી ઈબાદત કરતા રહે (અને) મારી સાથે કોઈ પ્રકારનો ભાગીદાર ન કરે (ન તો જાહેર અને ન જ ગુપ્ત રીતે કે જેને દેખાડો કહે છે એટલે કે અલ્લાહ તઆલાનો આ વાયદો શરતી વાયદો છે દીન ઉપર સંપૂર્ણ રીતે મક્કમ રહેવાની શરત સાથે અને આ વાયદો તો દુનિયામાં છે અને આખિરતમાં ઈમાન તથા નેક કાર્યો ઉપર જે મહાન બદલો અને કાયમી રાહતનો વાયદો છે તે આ ઉપરાંતનો છે) અને જે વ્યક્તિ આ (વાયદો જાહેર થયા) પછી નાશુક્રી કરશે (એટલે કે દીન વિરુદ્ધનો માર્ગ અપનાવશે) તો (એવા વ્યક્તિ માટે આ વાયદો નથી કારણ કે) એ લોકો નાફરમાન છે (અને વાયદો ફરમાંબરદારો માટે હતો એટલા માટે તેમને દુનિયામાં પણ હુકૂમતનો વાયદો નથી અને આખિરતનો અઝાબ તે ઉપરાંતનો છે) અને (હે મુસલમાનો ! જ્યારે ઈમાન અને નેક કાર્યોના દુનિયવી અને દીની લાભો સાંભળી લીધા તો તમારે જોઈએ કે ખૂબ) નમાઝોની પાબંદી રાખો અને ઝકાત આપ્યા કરો અને (બાકી હુકમોમાં પણ) રસૂલ (ﷺ)નું આજ્ઞાપાલન કરતા રહો જેથી તમારા ઉપર (સંપૂર્ણ) રહમ કરવામાં આવે (આગળ કુફ્ર અને ગુનાહોનું પરિણામ વર્ણન કરવામાં આવ્યું છે, હે શ્રોતા !) કાફિરો વિશે એવો વિચાર ન કરો કે જમીન(ના કોઈ ભાગ)માં (નાસી જશે અને અમને) હરાવી નાંખશે (અને અમારા ગુસ્સાથી બચી જશે, નહીં ! બલકે તેઓ પોતે હારશે અને અમારા ક્રોધનો ભોગ બની પરાજિત થશે, આ તો તેમનું દુનિયામાં પરિણામ છે) અને (આખિરતમાં) તેમનું ઠેકાણું દોઝખ છે અને તે ઘણું જ બુરું ઠેકાણું છે.

## મસ્અલા અને બોધપાઠ :

### શા'ને નુઝૂલ (આયતો ઊતરવાની પૂર્વભૂમિકા) :

કુર્તુબીએ અબૂલ આલિયહથી નકલ કર્યું છે કે રસૂલે કરીમ ﷺ વહીના ઊતર્યા પછી અને નુબુવ્વતના એ'લાન કર્યા પછી દશ વર્ષો મક્કએ મુકર્રમહમાં થયા ત્યારે દરેક સમયે કાફિરો અને મુશ્રિકોથી ભયમાં રહ્યા, પછી મદીનાની હિજરતનો હુકમ થયો ત્યારે અહીંયાં પણ દરેક સમયે મુશ્રિકોના આક્રમણના ભયમાં રહ્યા, કોઈ વ્યક્તિએ રસૂલુલ્લાહ ﷺને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ! શું કોઈ સમય અમારા ઉપર એવો પણ આવશે કે અમે હથિયાર ખોલીને શાંતિ અને સંતોષની સાથે રહી શકીશું ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે એવો વખત જલદીથી આવવાનો છે. આ બાબતે આ આયતો નાઝિલ થઈ. (કુર્તુબી અને બહરે મુહીત) હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આ આયતોમાં અલ્લાહ તઆલાનો વાયદો છે જે તેણે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને તેમના અસ્તિત્વમાં આવવાથી પહેલાં તવરાત અને ઈન્જીલમાં કર્યો હતો.

*(બહરે મુહીત)*

અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને ત્રણ વસ્તુઓનો વાયદો કર્યો કે તમારી ઉમ્મતને જમીનના ખલીફા અને સત્તાધિકારી બનાવવામાં આવશે અને અલ્લાહની પસંદ દીને ઈસ્લામને વર્ચસ્વ આપવામાં આવશે અને મુસલમાનોને એટલી શક્તિ અને દબદબો આપવામાં આવશે કે તેમને દુશ્મનોનો કોઈ ભય રહેશે નહીં, અલ્લાહ તઆલાએ પોતાનો આ વાયદો એ જ પ્રમાણે પૂરો કર્યો કે પોતે રસૂલે કરીમ ﷺના સમયકાળમાં મક્કા, ખૈબર, બહરૈન અને સંપૂર્ણ અરબ ટાપુ અને સમગ્ર યમન દેશ ઉપર રસૂલે કરીમ ﷺ દ્વારા જ વિજય પ્રાપ્ત થયો અને હિજ્રના અગ્નિપૂજકોથી અને શામ દેશના આસપાસના અમુક ઈલાકાઓમાંથી રસૂલે કરીમ ﷺએ જિઝિયાવેરો વસૂલ કર્યો અને રૉમન કિંગ હરક્યુલસે અને મિસ્રના રાજા તથા ઍલેક્ઝાન્ડ્રિયા, ઓમાન અને ઈથોપિયાના રાજા નજ્જાસી વગેરેએ રસૂલે કરીમ ﷺને ભેટ–સોગાતો મોકલી અને રસૂલે કરીમ ﷺનું સન્માન અને ઈજ્જત કરી, ત્યારબાદ રસૂલે કરીમ ﷺની વફાત પછી હઝરત સિદ્દીકે અકબર (રદિ.) ખલીફા થયા ત્યારે વફાત પછી જે કંઈ

ફિત્ના–ફસાદ ઊભા થયા હતા તેનો નાશ કર્યો અને ઈરાનના સીમાવર્તી પ્રદેશ તથા શામના સીમાવર્તી પ્રદેશ તરફ ઈસ્લામના લશ્કર મોકલ્યા તથા બસરા અને દમાસ્કસ ઉપર તેમના સમયમાં જ વિજય મળ્યો અને બીજા દેશોના પણ અમુક ભાગો વિજયી થયા.

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની વફાતનો સમય આવ્યો ત્યારે અલ્લાહ તઆલાએ તેમના દિલમાં પોતાના પછી હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)ને ખલીફા બનાવવાનો ઈલ્હામ કર્યો. હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) ખલીફા થયા તો તેમણે ખિલાફતની વ્યવસ્થાને એવી રીતે સંભાળી કે આસમાને અંબિયા (અલૈ.) પછી આવી વ્યવસ્થા ક્યાંય જોઈ ન હતી. તેમના સમયમાં સિરીયાનો સમગ્ર દેશ વિજયી થયો, એ જ પ્રમાણે સંપૂર્ણ ઈજિપ્ત અને ઈરાનનો મોટા ભાગનો હિસ્સો તેમના જ સમયમાં વિજયી થયો, ઉપરાંત ઈરાન અને રૉમનો (કૈસર અને કિસ્રા –Caesar and Chosroes)ના એકહથ્થા શાસનનો અંત આવ્યો, ત્યારબાદ હઝરત ઉસ્માન (રદિ.)ની ખિલાફતનો સમય આવ્યો તો ઈસ્લામના વિજયનું વર્તુળ પૂર્વ અને પશ્ચિમ સુધી વિસ્તરી ગયું, પશ્ચિમના પ્રદેશમાં સ્પેન અને સાઈપ્રસ સુધી તથા પૂર્વમાં ચીનના સીમાવર્તી પ્રદેશ સુધી તથા ઈરાક અને ખુરાસાન, અહ્‌વાજ બધું જ તેમના સમયમાં વિજયી થયું તથા સહીહ હદીષમાં જે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું હતું કે મને સમગ્ર પૃથ્વીના પૂર્વો અને પશ્ચિમોને સમેટીને બતાવવામાં આવ્યા છે અને મારી ઉમ્મતની હુકૂમત આ બધા જ પ્રદેશો સુધી પહોંચી જશે જે મને બતાવવામાં આવ્યા છે. અલ્લાહ તઆલાએ આ વાયદો ખિલાફતે ઉસ્માનિયાના દૌરમાં જ પૂરો કર્યો. (આ બધો વિષય તફસીરે ઈબ્ને કષીરમાંથી લેવામાં આવ્યો છે).

એક હદીષમાં જે આ આવ્યું છે કે ખિલાફત મારા પછી ત્રીસ વર્ષો સુધી રહેશે તેનો ભાવાર્થ ખિલાફતે રાશિદહ છે જે બિલકુલ નબીએ કરીમ ﷺના નકશે કદમ (ચાતરેલા ચીલા) ઉપર કાયમ રહી અને હઝરત અલી મુર્તઝા (રદિ.) સુધી ચાલી, કારણ કે આ ત્રીસ વર્ષોનો સમય હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુના સમય સુધી પૂર્ણ થયો.

ઈબ્ને કષીર (રહ.)એ આ સ્થળે સહીહ મુસ્લિમની આ હદીષ પણ નકલ કરી છે કે હઝરત જાબિર બિન સુમરહ (રદિ.) ફરમાવે છે કે, મેં રસૂલે કરીમ ﷺ

પાસેથી સાંભળ્યું છે કે તેમણે ફરમાવ્યું કે મારી ઉમ્મતનું કામ ચાલતું રહેશે જ્યાં સુધી બાર ખલીફા રહેશે. ઈબ્ને કષીરે તેને નકલ કરીને ફરમાવ્યું કે આ હદીષ બાર ન્યાયી ખલીફાઓ આ ઉમ્મતમાં થવાની ખબર આપી રહી છે જેનું અસ્તિત્વમાં આવવું જરૂરી છે પરંતુ એ જરૂરી નથી કે આ બધા સતત અને એક ક્રમમાં જ હોય, બલકે એવું પણ થઈ શકે છે કે અમુક સમયગાળા પછી પણ હોય, તેમનામાં ચાર તો એક પછી એક થઈ ચૂક્યા છે જે ખુલફાએ રાશિદીન હતા, પછી અમુક સમય પછી હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) થયા, ત્યારબાદ પણ વિવિધ સમયકાળમાં આવા ખલીફાઓ થતા રહ્યા અને કયામત સુધી થતા રહેશે, અંતિમ ખલીફા હઝરત મહેદી હશે. રવાફિઝોએ જે બાર ખલીફાઓને નક્કી કર્યા છે તેની કોઈ દલીલ હદીષમાં નથી, બલકે તેમનામાંથી અમુક તો તે છે જેમનો ખિલાફત સાથે કોઈ સંબંધ જ નથી રહ્યો અને એ પણ જરૂરી નથી કે તે બધાના દરજ્જાઓ એકસમાન હોય અને સૌના સમયકાળમાં દુનિયાની શાંતિ અને સલામતી એકસરખી હોય, બલકે આ વાયદાનો આધાર ઈમાન અને નેક કાર્યો ઉપર મક્કમ રહેવા ઉપર અને સંપૂર્ણ અનુસરણ ઉપર છે, તેના દરજ્જાઓની વિવિધતાથી હુકૂમતની પરિસ્થિતિ અને શક્તિમાં પણ તફાવત અને વિવિધતા જરૂરી છે, ઈસ્લામનો ૧૪૦૦ વર્ષનો ઈતિહાસ એ બાબતે ગવાહ છે કે વિવિધ સમયકાળમાં અને વિવિધ પ્રદેશોમાં જ્યારે અને જ્યાં કોઈ મુસલમાન ન્યાયી અને નેક બાદશાહ થયો છે તેને પોતાના અમલ અને ભલાઈના માપદંડ ઉપર અલ્લાહનો આ વાયદાનો ભાગ મળ્યો છે જેમકે કુર્આને કરીમમાં બીજા ઠેકાણે ફરમાવ્યું છે, اِنَّ حِزْبَ اللّٰهِ هُمُ الْغَالِبُوْنَ એટલે કે, અલ્લાહ તઆલાની જમાઅત જ વર્ચસ્વવાળી રહેશે.

## પ્રસ્તુત આયતથી ખુલફાએ રાશિદીનની ખિલાફત અને સ્વીકૃતિ અલ્લાહ નજીક હોવાની સાબિતી :

આ આયત રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલતની દલીલ પણ છે, કારણ કે જે આગાહી આ આયતમાં કરવામાં આવી હતી તે બિલકુલ એ જ પ્રમાણે પૂર્ણ થઈ, એ જ રીતે આ આયત ખુલફાએ રાશિદીનની ખિલાફત સાચી અને ખરી તથા અલ્લાહ નજીક સ્વીકૃત હોવાની પણ દલીલ છે, કારણ કે આ આયતમાં અલ્લાહ તઆલાએ જે વાયદો પોતાના રસૂલ અને ઉમ્મતને કર્યો હતો

તેની પૂરેપૂરી જાહેરાત આ જ લોકોના સમયમાં થઈ, જો આ લોકોની ખિલાફતને સત્ય અને સાચી માનવામાં ન આવે જેમકે રવાફિઝ લોકોની માન્યતા છે તો પછી કુર્આનનો આ વાયદો ક્યાંય પૂર્ણ નથી થતો અને રવાફિઝનું એવું કહેવું કે આ વાયદો હઝરત મહેદીના સમયમાં પૂર્ણ થશે તે એક હાસ્યાસ્પદ બાબત છે, તેનો ખુલાસો તો એ થયો કે ૧૪૦૦ વર્ષ તો સંપૂર્ણ ઉમ્મત અપમાન અને ઝિલ્લતમાં રહેશે અને કયામતના નજીક જે અમુક દિવસ માટે તેમને હુકૂમત મળશે તે જ હુકૂમત આ વાયદાના ભાવાર્થ સ્વરૂપે છે, મઆઝલ્લાહ ! હકીકત એ છે કે આ વાયદો અલ્લાહ તઆલાએ જે ઈમાન અને નેક અમલની શરતોના આધારે કર્યો હતો તે શરતો તે જ લોકોમાં સૌથી વધારે સંપૂર્ણ અને પૂરેપૂરી હતી, અલ્લાહ તઆલાનો વાયદો પણ પૂરેપૂરો તેમના જ સમયમાં પૂરો થયો ત્યારબાદ ન તો ઈમાન અને અમલ તે દરજ્જાનું કાયમ રહ્યું અને ન જ ખિલાફત અને હુકૂમતની તે પ્રતિષ્ઠા ક્યારેય કાયમ થઈ શકી.

وَمَنْ كَفَرَ بَعْدَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ શબ્દ كَفَرَ (કફર)નો શાબ્દિક અર્થ નાશુક્રીનો અને પારિભાષિક અર્થ ઈમાનનું વિરુદ્ધાર્થી હોવું છે, અત્રે શાબ્દિક અર્થ પણ ભાવાર્થ હોઈ શકે છે અને પારિભાષિક અર્થ પણ. આયતનો અર્થ એ છે કે જે સમયે અલ્લાહ તઆલા મુસલમાનોની સાથે પોતાનો આ વાયદો પૂરો કરી આપે મુસલમાનોને હુકૂમત, શક્તિ, શાંતિ, સંતોષ અને દીનને મજબૂતી મળી જાય, ત્યારબાદ પણ જો કોઈ વ્યક્તિ કુફ્ર કરે એટલે કે ઈસ્લામથી ફરી જાય અથવા નાશુક્રી કરે કે તે ઈસ્લામિક હુકૂમતના આજ્ઞાપાલનથી દૂર ભાગે તો એવા લોકો મર્યાદાઓથી નીકળી જનારા છે, પ્રથમ સ્વરૂપમાં ઈમાનથી જ નીકળી ગયા અને બીજા સ્વરૂપમાં આજ્ઞાપાલનથી નીકળી ગયા. કુફ્ર અને નાશુક્રી દરેક સમયે દરેક પરિસ્થિતિમાં મહાન ગુનોહ છે પરંતુ ઈસ્લામ અને મુસલમાનોની શક્તિ અને દબદબો તથા હુકૂમત સ્થાપિત થયા પછી આ વસ્તુઓનો ગુનોહ બેવડાઈ જાય છે, એટલા માટે بَعْدَ ذٰلِكَ (બઅ્દ ઝાલિક) ફરમાવવામાં આવ્યું. ઈમામ બગવી (રહ.)એ ફરમાવ્યું કે તફસીરના ઉલમાએ કહ્યું છે કે કુર્આનનું આ વાક્ય સૌ પ્રથમ તે લોકોને લાગુ પડયું જેમણે સમકાલીન ખલીફા હઝરત ઉસ્માન ગની (રદિ.)ને શહીદ કર્યા અને જ્યારે આ મહાન ગુનાહના ગુનેહગાર થયા ત્યારે અલ્લાહ તઆલાના આ પ્રસ્તુત ઈનામોમાં પણ કમી આવતી ગઈ કે પરસ્પર

ખૂનામરકી તથા ડર અને ભયમાં સપડાઈ ગયા અને તે પહેલાં બધા પરસ્પર ભાઈ ભાઈ હતા, હવે એકબીજાને કતલ કરવા લાગ્યા. બગવી (રહ.)એ પોતાની સનદ સાથે હઝરત અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.)નો આ ખુત્બો નકલ કર્યો છે જે તેમણે હઝરત ઉસ્માન ગની (રદિ.) વિરુદ્ધના હંગામાના સમયે સમગ્ર મુસલમાનોને આપ્યો હતો. ખુત્બાના શબ્દો આ પ્રમાણે છે,

*“અલ્લાહના ફરિશ્તા આપણા શહેરની ચારે તરફ સુરક્ષા માટે ઘેરો ઘાલીને ઊભા છે, તે સમયથી પ્રવૃત્ત હતા કે જ્યારથી રસૂલે કરીમ ﷺ મદીનામાં તશરીફ લાવ્યા હતા, આ ક્રમ ચાલુ હતો. અલ્લાહની કસમ ! જો તમે ઉસ્માનને કતલ કરી નાંખ્યા તો આ ફરિશ્તા પાછા ચાલ્યા જશે અને ફરી ક્યારેય પાછા નહીં આવે. અલ્લાહની કસમ ! આપણામાંથી જે વ્યક્તિ તેમને કલત કરશે તે અલ્લાહની સામે ઠૂંઠો હાજર થશે, તેના હાથ હશે નહીં અને સમજી લો કે અલ્લાહની તલવાર હજુ સુધી મ્યાનમાં હતી, ખુદાની કસમ ! જો તે તલવાર મ્યાનથી નીકળી આવી તો પછી તે ક્યારેય મ્યાનમાં જશે નહીં, કારણ કે જ્યારે કોઈ નબી કતલ કરવામાં આવે છે તો તેના બદલામાં સિત્તેર હજાર વ્યક્તિઓ માર્યા જાય છે અને જ્યારે કોઈ ખલીફા કતલ કરવામાં આવે છે તો પાંત્રીસ હજાર વ્યક્તિઓ માર્યા જાય છે.” (મઝહરી)*

એટલા માટે હઝરત ઉસ્માન ગની (રદિ.)ની હત્યાથી જે પરસ્પર ખૂનામરકીનો ક્રમ શરૂ થયો હતો તે ઉમ્મતમાં ચાલતો જ રહ્યો છે અને જે રીતે અલ્લાહ તઆલાની ખિલાફત અને દીનની મજબૂતીની નેઅ્મતનો વિરોધ અને નાશુક્રી ઉસ્માન (રદિ.)ના હત્યારાઓએ કરી હતી, ત્યારબાદ રવાફિઝ અને ખવારિઝના સમૂહોએ ખુલફાએ રાશિદીનના વિરોધમાં જૂથો બનાવી લીધા, આ જ ક્રમમાં હઝરત હુસય્ન બિન અલી (રદિ.)ની શહાદતની દુર્ઘટના બની.

نَسْأَلُ اللّٰهَ الْهِدَايَةَ وَشُكْرَ نِعْمَتِهٖ

---

---

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૫૮–૫૯–૬૦)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لِيَسْتَاْذِنْكُمُ الَّذِيْنَ مَلَكَتْ اَيْمَانُكُمْ وَالَّذِيْنَ لَمْ يَبْلُغُوا
الْحُلُمَ مِنْكُمْ ثَلٰثَ مَرّٰتٍ ؕ مِنْ قَبْلِ صَلٰوةِ الْفَجْرِ وَحِيْنَ تَضَعُوْنَ ثِيَابَكُمْ مِّنَ
الظَّهِيْرَةِ وَمِنْۢ بَعْدِ صَلٰوةِ الْعِشَآءِ ۛؕ ثَلٰثُ عَوْرٰتٍ لَّكُمْ ؕ لَيْسَ عَلَيْكُمْ وَلَا
عَلَيْهِمْ جُنَاحٌۢ بَعْدَهُنَّ ؕ طَوّٰفُوْنَ عَلَيْكُمْ بَعْضُكُمْ عَلٰى بَعْضٍ ؕ كَذٰلِكَ يُبَيِّنُ
اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿۵۸﴾ وَاِذَا بَلَغَ الْاَطْفَالُ مِنْكُمُ الْحُلُمَ
فَلْيَسْتَاْذِنُوْا كَمَا اسْتَاْذَنَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ ؕ
وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿۵۹﴾ وَالْقَوَاعِدُ مِنَ النِّسَآءِ الّٰتِیْ لَا يَرْجُوْنَ نِكَاحًا فَلَيْسَ
عَلَيْهِنَّ جُنَاحٌ اَنْ يَّضَعْنَ ثِيَابَهُنَّ غَيْرَ مُتَبَرِّجٰتٍۭ بِزِيْنَةٍ ؕ وَاَنْ يَّسْتَعْفِفْنَ
خَيْرٌ لَّهُنَّ ؕ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿۶۰﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમારાથી ત્રણ વખતોમાં પરવાનગી લઈને (ઘરમાં) પ્રવેશે જે તમારા હાથની મિલકત (ગુલામો–બાંદીઓ) છે અને જે તમારામાં બુદ્ધિની પુખ્તતા (યુવાનીના લગભગ) સુધી નથી પહોંચ્યા, ફજરની નમાઝથી પહેલાં અને જ્યારે બપોરમાં પોતાના (વધારાના) કપડાં ઊતારી રાખો છો અને ઈશાની નમાઝ પછી; આ ત્રણ સમયો તમારા શરીર ખુલવાના છે, તમારા ઉપર કંઈ તંગી નથી અને ન જ તેમના ઉપર તે વખતો પછી, એકબીજાની પાસે ફર્યા જ કરો છો; આ પ્રમાણે અલ્લાહ તમારી આગળ વાતોને ખોલે છે અને અલ્લાહ સઘળું જાણનારો હિકમતવાળો છે. (૫૮) અને જ્યારે તમારામાંના કિશોરો બાલિગ થવાના (બુદ્ધિની પુખ્તતાના) આરે પહોંચે તો તેમણે એવી જ પરવાનગી લેવી જોઈએ જેવી તેમનાથી આગલા લેતા રહ્યા છે; આ પ્રમાણે અલ્લાહ તમને પોતાની વાતો*

*બોલીને સંભળાવે છે અને અલ્લાહ સઘળું જાણનારો હિકમતવાળો છે. (૫૯) અને જે તમારી (વૃદ્ધ) સ્ત્રીઓમાંથી ઘરોમાં બેસી રહી છે જેમને નિકાહની આશા નથી રહી તેમના ઉપર ગુનોહ નથી કે પોતાના (વધારાના) કપડાં ઉતારી રાખે, એવું નહીં કે તે પોતાનો શણગાર બતાવતી ફરે અને એનાથી પણ બચે તો તેમના માટે બહેતર છે અને અલ્લાહ સઘળી વાતો સાંભળે-જાણે છે. (૬૦)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! (તમારી પાસે આવવા માટે) તમારા મમલૂકો (ગુલામ અને બાંદીઓ)ને અને જે તમારામાં બુલૂગ (પુખ્તતા)ની હદે નથી પહોંચ્યા તેમણે ત્રણ સમયોમાં પરવાનગી લેવી જોઈએ, (એક તો) સવારની નમાઝ પહેલાં અને (બીજું) જ્યારે બપોરે (સૂવા માટે) પોતાના (વધારાના) કપડાં ઊતારી રાખો છો અને (ત્રીજું) ઈશાની નમાઝ પછી; આ ત્રણ સમયો તમારા પડદાના છે (એટલે કે આ સમયો કારણ કે સામાન્ય ટેવ પ્રમાણે એકાંત અને આરામના છે જેમાં વ્યક્તિ સ્વતંત્ર રીતે રહેવા ઈચ્છે છે અને એકાંતમાં ક્યારેક સતરના અવયવો પણ ખુલી જતા હોય છે અથવા કોઈ જરૂરતના કારણે ખોલવા પડતાં હોય છે એટલા માટે પોતાના મમલૂક ગુલામો અને બાંદીઓને અને પોતાના નાબાલિગ બાળકોને સમજાવી આપો કે જાણ કર્યા વિના અને પરવાનગી લીધા વિના આ સમયોમાં તમારી પાસે ન આવ્યા કરે અને) આ સમયો ઉપરાંત ન (તો પરવાનગી વગર આવવા દેવામાં અને મનાઈ ન કરવામાં) તમારા ઉપર કોઈ આક્ષેપ છે અને ન (જ વિના પરવાનગીએ ચાલ્યા આવવામાં) તેમના ઉપર કોઈ આક્ષેપ છે, (કારણ કે) તેઓની મોટે ભાગે તમારી પાસે આવ જા રહેતી હોય છે, કોઈ કોઈની પાસે અને કોઈ કોઈની પાસે (બસ દરેક સમયે પરવાનગી લેવામાં તકલીફ છે અને કારણ કે આ સમયો પડદાના નથી હોતા એટલા માટે તેમાં પોતાના સતરના અવયવો છુપાવી રાખવું કોઈ મુશ્કેલ કાર્ય નથી) એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તમને (પોતાના) હુકમો સાફ સાફ વર્ણન કરે છે અને અલ્લાહ તઆલા જાણનારો હિકમતવાળો છે અને જે સમયે તમારમાંના તે છોકરા (જેમનો ઉપર હુકમ આવ્યો છે) બુલૂગની મર્યાદાએ પહોંચે (એટલે કે બાલિગ અથવા પુખ્તતા નજીક આવી જાય) તો તેમણે પણ એ જ

પ્રમાણે પરવાનગી લેવી જોઈએ જેમકે તેમનાથી આગલા (એટલે કે તેમનાથી મોટી ઉંમરના) લોકો પરવાનગી લે છે, એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તમને પોતાના હુકમો સ્પષ્ટ વર્ણન કરે છે અને અલ્લાહ તઆલા જાણનારો હિકમતવાળો છે અને (એક વાત એ જાણવી જોઈએ કે પડદાનો હુકમ સખત ફિત્નાના ભયને દબાવવા ઉપર આધારિત છે, જ્યાં ફિત્નાના ભયની સંભાવના સ્વાભાવિક રીતે ન હોય દાખલા તરીકે) ઘરડી સ્ત્રીઓ જેમને (કોઈના) નિકાહ(માં આવવા)ની ઉમ્મીદ ન રહી હોય (એટલે કે તે આકર્ષણનું કેન્દ્ર જ ન રહી હોય, આ વિવરણ છે ઘરડી સ્ત્રી હોવાનું) તેમને એ વાતમાં કોઈ ગુનોહ નથી કે તેણીઓ પોતાના (વધારાના) કપડાં (જેનાથી ચહેરો વગેરે છુપો રહે છે ગેરમહરમની રૂબરૂ પણ) ઊતારી રાખે એ શરતે કે શણગાર(ના સ્થળો)ને જાહેર ન કરે (જેમનું જાહેર કરવું ગેરમહરમની સામે બિલકુલ નાજાઈઝ છે, બસ ભાવાર્થ તેનાથી ચહેરો, હથેળીઓ અને અમુકના નિવેદન પ્રમાણે બંને પગની પાટલીઓ પણ; યુવાન સ્ત્રીઓથી વિપરીત કે ફિત્નાઓની સંભાવનાના કારણે તેમના ચહેરા વગેરેનો પડદો પણ જરૂરી છે) અને (જો કે ઘરડી સ્ત્રીઓ માટે ગેરમહરમોની સામે ચહેરો ખોલવાની પરવાનગી છે પરંતુ) એનાથી પણ કાળજી રાખે તો તેમના માટે ઔર વધારે બહેતર છે (કારણ કે પ્રથમ તો ہر گندہ پرے را گندہ خورے કહેવત મશહૂર છે અને બીજું બિલકુલ જ બેપર્દગીનો ખાત્મો કરવાનો હેતુ છે) અને અલ્લાહ તઆલા સઘળું કંઈ સાંભળે બધું જ કંઈ જાણે છે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરતની શરૂઆતમાં એ વર્ણન થઈ ચૂક્યું છે કે સૂરએ નૂરના મોટા ભાગના હુકમો બેહયાઈ અને નિર્લજ્જતાના ખાત્મા માટે આવ્યા છે અને તેના જ આધારે અમુક સામાજિક શિષ્ટાચારના હુકમો તથા પરસ્પર મુલાકાતનું પણ વર્ણન થયું છે, પછી સ્ત્રીઓના પડદાના હુકમો વર્ણન કરવામાં આવ્યા.

### નજીકના સગાં અને મહરમો માટે ખાસ સમયમાં ઇસ્તીઝાન (પરવાનગી લઈ ઘરમાં આવવા)નો હુકમ :

સામાજિક શિષ્ટાચાર અને પરસ્પર મુલાકાતના અદબો આનાથી પહેલાં આ જ સૂરતની આયત ૨૭–૨૮–૨૯ માં ઈસ્તીઝાનના હુકમોના વિષય હેઠળ

વર્ણન થયા છે કે કોઈની મુલાકાત માટે જાઓ તો પરવાગની લીધા વિના તેના ઘરમાં પ્રવેશ ન કરો ઘર સ્ત્રીઓનું હોય અથવા પુરુષોનું આવનાર પુરુષ હોય અથવા સ્ત્રી; સૌના માટે કોઈના ઘરમાં જતાં પહેલાં પરવાનગી લેવી વાજિબ ઠરાવવામાં આવી છે પરંતુ ઈસ્તીઝાનના આ હુકમો અજનબી (પારકાઓ) માટે હતા જે બહારથી મુલાકાત માટે આવ્યા હોય.

પ્રસ્તુત આયતોમાં એક બીજા ઈસ્તીઝાનના હુકમનું વર્ણન છે જેનો સંબંધ તે સંબંધીઓ અને મહરમોની સાથે છે જે મોટે ભાગે એક ઘરમાં રહેતા હોય છે અને દરેક સમયે આવતા જતા રહેતા હોય છે અને તેમનાથી સ્ત્રીઓનો પડદો પણ નથી, એવા લોકો માટે પણ જો કે ઘરમાં પ્રવેશવાના સમયે તેનો હુકમ છે કે જાણ કરીને અથવા ઓછામાં ઓછું પગલાંઓના પદચાપથી જરા ખખડાટ કરીને અથવા ખોંખારો ખાઈને ઘરમાં દાખલ થાય અને ઈસ્તીઝાન એવા સંબંધીઓ માટે વાજિબ નથી મુસ્તહબ છે, જેને છોડી દેવું "મકરૂહે તન્ઝીહી" (હળવી સૂગ) છે. તફસીરે મઝહરીમાં છે, فَمَنْ اَرَادَالدُّخُوْلَ فِىْ بَيْتِ نَفْسِهٖ وَفِيْهٖ مُحَرَّمَاتُهٗ يَكْرَهُ لَهٗ الدُّخُوْلُ فِيْهِ مِنْ غَيْرِ اِسْتِيْذَانِ تَنْزِيْهًا لِاِ حْتِمَالِ رُؤْيَةِ وَاحِدَةٍ مِّنْهُنَّ عُرْيَانَةً وَهُوَاِحْتِمَالٌ ضَعِيْفٌ وَمُقْتَضَاهُ التَّنَزُّهُ (مَظْهَرِىْ) આ તો ઘરમાં પ્રવેશ કરતાં પહેલાંનો હુકમ હતો પરંતુ ઘરમાં પ્રવેશ કર્યા પછી આ બધા એક જગ્યાએ એકબીજાની સામે રહે છે અને એકબીજાની પાસે આવતા જતા રહે છે, તેમના માટે ત્રણ ખાસ સમયોમાં જે મનુષ્યના એકાંતમાં રહેવાના સમયો છે, એક બીજો ઈસ્તીઝાનનો હુકમ આ આયતોમાં આપવામાં આવ્યો છે તે ત્રણ સમયો સવારની નમાઝથી પહેલાં અને બપોરના આરામ કરવાના સમયે અને ઈશાની નમાઝ પછીના સમયો છે, તેમાં મહરમો અને સગાંઓને પણ અને એટલે સુધી કે સમજદાર નાબાલિગ બાળકો અને પોતાની મિલકત એવી ગુલામો–લોંડીઓને પણ આ ઈસ્તીઝાનના પાબંદ કરવામાં આવ્યા છે કે આ ત્રણ એકાંતના સમયોમાં તેમનામાં પણ કોઈ કોઈના એકાંતના સ્થળોએ પરવાનગી વિના ન જાય, કારણ કે એવા સમયોમાં દરેક મનુષ્ય સ્વતંત્ર અને એકલો રહેવા ઈચ્છતો હોય છે, વધારાના કપડાં પણ ઊતારી મૂકતો હોય છે અને ક્યારેક પોતાની પત્ની સાથે પણ એકાંતમાં પ્રવૃત્ત હોય છે, આવા સમયોમાં કોઈ સમજદાર બાળક અથવા જેમની કોઈ સ્ત્રી અથવા પોતાની કોઈ અવલાદમાંથી કોઈ વિના પરવાનગીએ અંદર આવી જાય તો મોટે

ભાગે તે તેમને એવી હાલતમાં જોશે જેના જાહેર થવાથી માનવી શરમાય છે અને તેને સખત તકલીફ પહોંચશે અને ઓછામાં ઓછું તેમના એકાંત અને આરામમાં ખલેલ પડવું તો દેખીતી વાત છે એટલા માટે પ્રસ્તુત આયતોમાં તેમના માટે ખાસ ઈસ્તીઝાનના હુકમો આવ્યા છે કે આ ત્રણ સમયોમાં કોઈ કોઈની પાસે વિના પરવાનગીએ ન જાય, આ હુકમો પછી પણ આ ફરમાવ્યું કે,

لَيْسَ عَلَيْكُمْ وَلَا عَلَيْهِمْ جُنَاحٌ بَعْدَهُنَّ એટલે કે, આ સમયોના સિવાય કોઈ વાંધો નથી કે એકબીજાની પાસે પરવાનગી વિના આવ–જા કરે, કારણ કે આ સમયો મોટે ભાગે દરેક વ્યક્તિના કામકાજમાં પ્રવૃત્ત થવાના અને સતરના અવયવો છુપાવેલ રાખવાના સમયો છે જેમાં સ્વાભાવિક રીતે પુરુષ પત્ની સાથે એકાંતમાં પણ નથી હોતા.

અત્રે એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે આ આયતમાં બાલિગ (પુખ્ત) પુરુષ અને સ્ત્રીઓને ઈસ્તીઝાનનો હુકમ આપવું તો જાહેર છે પરંતુ નાબાલિગ (કિશોરો)ને જેઓ શરઈ રીતે કોઈ હુકમના જવાબદાર નથી તેમને પણ આ હુકમના પાબંદ બનાવવું દેખીતી રીતે નિયમ વિરુદ્ધ લાગે છે.

તેનો જવાબ એ છે કે તેનાથી સંબોધન વાસ્તવમાં પુખ્ત વયના (બાલિગ) પુરુષ અને સ્ત્રીઓ છે કે તેઓ નાના બાળકોને પણ સમજાવી આપે કે આવા સમયમાં પૂછ્યા વિના અંદર ન આવ્યા કરે જેમકે હદીષમાં છે કે બાળકોને જ્યારે તેઓ સાત વર્ષના થઈ જાય તો નમાઝ શીખવાડો અને પઢવાનો હુકમ આપો અને દશ વર્ષની ઉંમર પછી તેમને સખ્તીથી નમાઝના પાબંદ બનાવો, ન માને તો મારીને પણ નમાઝ પઢાવો, એ જ પ્રમાણે આ ઈસ્તીઝાનનો મૂળ હુકમ બાલિગ પુરુષ–સ્ત્રીઓને છે અને પ્રસ્તુત વાક્યમાં જે શબ્દો છે કે આ સમયો સિવાય બીજા સમયોમાં ન તેમના ઉપર جُنَاحٌ (જુનાહ) છે કે તેમને પરવાનગી વિના આવવા દો અને ન જ તેમના ઉપર કોઈ جُنَاحٌ (જુનાહ) છે કે તેઓ પરવાનગી વિના આવી જાય, જો કે શબ્દ جُنَاحٌ (જુનાહ) આવ્યો છે જે મોટે ભાગે "ગુનાહ"ના અર્થમાં ઉપયોગ થાય છે પરંતુ ક્યારેક સદંતર વાંધો ઉઠાવવાના અથવા વિરોધના અર્થમાં પણ આવે છે, અત્રે لَا جُنَاحَ (લા જુનાહ)નો અર્થ એ જ છે કે કોઈ વાંધો અને તંગી નથી, તેનાથી તે બાળકોની જવાબદારી હોવાની અને ગુનેહગાર હોવાની શંકા નિર્મૂળ થઈ ગઈ. *(બયાનુલ કુર્આન)*

**મસ્અલો :**

પ્રસ્તુત આયતમાં જે اَلَّـذِيْنَ مَلَكَتْ اَيۡمَانُكُمۡ નો શબ્દ આવ્યો છે જેનો અર્થ મમલૂક (મિલકતમાં હોય એવા) ગુલામો અને બાંદીઓ બંને ઉપર લાગુ પડે છે, તેમાં મમલૂક ગુલામ જે બાલિગ હોય તે તો શરઈ રીતે અજનબી ગેરમહરમના હુકમમાં છે, તેના માલિક અને આકા સ્ત્રીએ પણ તેનાથી પડદો કરવો વાજિબ છે જેમકે પહેલાં વર્ણન થઈ ચૂક્યું છે. એટલા માટે અહીંયાં આ શબ્દથી ભાવાર્થ બાંદીઓ અથવા મિલકત હેઠળના ગુલામો જેઓ બાલિગ ન હોય તે છે, તે દરેક સમયે ઘરમાં આવ જા કર્યા કરે છે.

**મસ્અલો :**

તેમાં ઉલમા અને ફુક્હાનો મતભેદ છે કે આ ખાસ ઈસ્તીઝાન નજીકના સગાં માટે વાજિબ છે અથવા اِسۡتِـحۡبَابِىۡ (ઈસ્તિહ્‌બાબી–સૂચન સ્વરૂપમાં) હુકમ છે અને એ કે આ હુકમ ચાલુ છે અથવા રદ થઈ ગયો. જમહૂર ફુક્હાના મતે આ આયત મુહકમ અને ગયૂરમન્સૂખ છે અને વાજિબ હુકમ માટે છે પુરુષો માટે પણ અને સ્ત્રીઓ માટે પણ. (કુર્તુબી) પરંતુ એ દેખીતું છે કે તેના વાજિબ હોવાનું કારણ એ છે જે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે કે આ ત્રણ સમયોમાં સામાન્ય વ્યક્તિ એકાંત ઈચ્છે છે અને તેમાં મોટા ભાગે પોતાની પત્ની સાથે પણ એકાંતમાં હોય છે, અમુક સમયે સતરના અવયવો ખુલ્લા હોય છે, જો અમુક લોકો આ બાબતની કાળજી રાખી લે કે આ સમયમાં પણ પોતાના સતરના અવયવોને ઢાંકવાની ટેવ બનાવી લે અને પત્ની સાથે એકાંત પણ એવી પરિસ્થિતિમાં ન કરે કે કોઈના આવવાની સંભાવના ન રહે, જેમકે મોટે ભાગે એવી જ ટેવ બની ગઈ છે તો આવા સ્વરૂપમાં તેમના ઉપર તે પણ વાજિબ નથી રહેતું કે પોતાના નજીકના સગાંઓ અને બાળકોને ઈસ્તીઝાન (ગૃહ પ્રવેશની પરવાનગી)ના પાબંદ કરે અને ન જ નજીકના સગાં ઉપર વાજિબ રહે છે, અલબત્ત તે શ્રેષ્ઠ અને મુસ્તહબ દરેક હાલતમાં હોય છે પરંતુ સામાન્ય રીતે તેના ઉપર અમલ કરવો ઘણા લાંબા સમયથી લગભગ બંધ થઈ ગયો છે, એટલા જ માટે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં તો તેના માટે ઘણા સખત શબ્દો કહ્યા છે અને એક રિવાયતમાં અમલ ન કરનાર લોકોના અમુક કારણો વર્ણન કર્યા.

પ્રથમ રિવાયત ઈબ્ને કષીરે ઈબ્ને અબી હાતિમની સનદથી નકલ કરી છે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે ત્રણ આયતો એવી છે જેના ઉપર લોકોએ અમલ કરવાનું છોડી દીધું છે, એક આ જ આયતે ઈસ્તીઝાન يٰاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لِيَسْتَاْذِنْكُمُ الَّذِيْنَ مَلَكَتْ اَيْمَانُكُمْ જેમાં નજીકના સગાં અને નાબાલિગ બાળકોને પણ ઈસ્તીઝાનની તા'લીમ આપવામાં આવી છે, બીજી આયત وَاِذَا حَضَرَ الْقِسْمَةَ اُولُوا الْقُرْبٰى (૪:૮) છે જેમાં વારસા વહેંચણી સમયે વારસદારોને એ બાબતનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે જો વારસાનો માલ વહેંચતી વખતે કોઈ એવા સગાં વહાલાં પણ હાજર થઈ જાય જેમને વારસાના નિયમ પ્રમાણે કોઈ હિસ્સો મળતો નથી તો તેને પણ અમુક આપી દો કે તેનું દિલ ન તૂટે અને મનદુઃખ ન થાય, ત્રીજી આયત اِنَّ اَكْرَمَكُمْ عِنْدَاللّٰهِ اَتْقٰكُمْ છે જેમાં બતાવવામાં આવ્યું છે કે સૌથી વધારે સન્માનનીય અને આદરપાત્ર તે વ્યક્તિ છે જે સૌથી વધારે મુત્તકી હોય અને આજકાલ લોકો સન્માનનીય અને આદરપાત્ર તેને સમજે છે જેની પાસે પૈસા ઘણા થઈ ગયા હોય, જેનું મકાન, કોઠી, બંગલા વગેરે શાનદાર હોય. અમુક રિવાયતોના શબ્દો તેમાં એ પણ છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે ત્રણ આયતોના મા'મલામાં લોકો ઉપર શયતાને વર્ચસ્વ મેળવી લીધું છે અને પછી ફરમાવ્યું કે, મેં તો પોતાની બાંદીઓને પણ એ બાબતના પાબંદ કરી રાખ્યા છે કે આ ત્રણ સમયોમાં પરવાનગી વિના મારી પાસે ન આવ્યા કરે.

બીજી રિવાયત ઈબ્ને અબી હાતિમના હવાલાથી હઝરત ઈકરીમા દ્વારા આ નકલ થઈ છે કે બે વ્યક્તિઓએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને આ નજીકના સગાંઓના ગૃહપ્રવેશની પરવાનગી (ઈસ્તીઝાન) વિશે સવાલ કર્યો કે તેના ઉપર લોકો અમલ નથી કરતા તો હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું, اِنَّ اللّٰهَ سَتِيْرٌ يُحِبُّ السَّتْرَ એટલે કે, અલ્લાહ ઘણો જ સતર રાખનારો છે અને સતરની સુરક્ષાને પસંદ ફરમાવે છે, વાત એ છે કે આ આયતોના નાઝિલ થવાના સમયે સમાજ ઘણો સાદગીભર્યો હતો, લોકોના દરવાજાઓ ઉપર પડદા ન હતા ન જ ઘરોની અંદર પડદાવાળા ઝરૂખા હતા, તે સમયે ક્યારેક એવું થતું હતું કે વ્યક્તિનો નોકર અથવા પુત્ર અથવા પુત્રી અચાનક આવી જતા અને આ વ્યક્તિ પોતાની પત્ની સાથે એકાંતમાં હોતો, એટલા માટે અલ્લાહ જલ્લ

શા'નુહૂએ આ આયતોમાં ત્રણ વખતોમાં ઈસ્તીઝાનની પાબંદી લગાવી દીધી હતી અને હવે કારણ કે દરવાજાઓ ઉપર પડદા અને ઘરોમાં પડદાવાળા ઝરૂખાઓ થવા લાગ્યા, એટલા માટે લોકોએ એવું સમજી લીધું કે બસ આ પડદા પૂરતા છે, હવે ઈસ્તીઝાનની આવશ્યકતા નથી. (ઇબ્ને કષીરે આ રિવાયત નકલ કરીને ફરમાવ્યું છે, هٰـذَااِسْنَادٌ صَحِيْحٌ اِلٰى ابْنِ عَبَّاسٍ) હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની આ બીજી રિવાયતથી એટલી વાત નીકળે છે કે જ્યારે આ પ્રમાણેની ઘટનાઓનો સંદેહ ન હોય કે વ્યક્તિ પત્ની સાથે એકાંતમાં હશે અથવા સતરના અવયવો ખુલ્લા હોય અને કોઈના આવવાની સંભાવના હોય એવા સમયે અમુક છૂટછાટ છે.

## કુર્આને પવિત્ર સમાજની તા'લીમ આપી છે :

કોઈ કોઈની આઝાદીમાં ખલેલ ન પાડે, બધા આરામ અને રાહતથી રહે; જે લોકો આ રીતે ઘરવાળાઓને ઈસ્તીઝાન (ગૃહ પ્રવેશની પરવાનગી)ના પાબંદ નથી બનાવતા તેઓ પોતે તકલીફમાં સપડાય છે તથા પોતાની જરૂરત અને ઈચ્છાનું કામ કરવામાં તંગી અનુભવે છે.

## સ્ત્રીઓને પડદાના હુકમની તાકીદ અને તેમાં એક અન્ય છૂટછાટ :

આ અગાઉ સ્ત્રીઓના હિજાબ (પડદા)ના હુકમો બે આયતોમાં વિગતવાર આવી ચૂક્યા છે અને તેમાં બે છૂટછાટો પણ વર્ણન કરવામાં આવી, એક છૂટછાટ જોનારના આધારે અને બીજી છૂટછાટ જેને જોવામાં આવે છે તેના આધારે છે, જોનારના આધારે તો મહરમોને અને પોતાની મિલકતમાં હોય એવી કનીઝો, નાબાલિગ બાળકોને બાકાત કરવામાં આવ્યા હતા અને જેને જોવામાં આવે છે એટલે કે જે વસ્તુઓને નજરોથી છુપાવવાનો હેતુ છે તેના આધારે જાહેર શણગારને બાકાત કરવામાં આવ્યું જેમાં ઉપરના કપડાં, બુરખો અથવા મોટી ચાદર સર્વસહમતીથી ભાવાર્થ તરીકે છે અને અમુક નજીક સ્ત્રીનો ચહેરો અને હથેળીઓ પણ આ બાકાત હોવામાં સામેલ છે.

અત્રે આગલી આયતમાં એક ત્રીજી છૂટછાટ સ્ત્રીની વ્યક્તિગત પરિસ્થિતિના આધારે એ આપવામાં આવી કે જો સ્ત્રી પ્રોઢા અથવા એવી વૃદ્ધ થઈ જાય કે ન તેના તરફ કોઈને આકર્ષણ રહે અને ન જ તે નિકાહના પાત્ર હોય

તો તેના માટે પડદાના હુકમોમાં એ સહૂલત આપવામાં આવી છે કે અજનબીઓ પણ તેના માટે મહરમ સમાન થઈ જાય છે, જે અવયવોનું છુપાવવું પોતાના મહરમો સામે જરૂરી નથી હોતું આ વૃદ્ધ સ્ત્રી માટે પારકા પુરુષો ગેરમહરમોથી પણ તેનું છુપાવવું જરૂરી નથી, એટલા માટે ફરમાવ્યું, وَالْقَوَاعِدُ مِنَ النِّسَاءِ الّٰتِیْ જેની ટૂંકમાં તફસીર ઉપર પસાર થઈ ચૂકી છે પરંતુ આવી વૃદ્ધ સ્ત્રીઓ માટે પણ એક શરત તો એ છે કે જે અવયવો મહરમની સામે ખોલવામાં આવે આ સ્ત્રીઓ ગેરમહરમ સામે પણ ખોલી શકે છે, એ શરતે કે શણગાર અથવા સજાવટ કરીને ન બેસે, બીજી વાત અંતે આ ફરમાવી, وَاَنْ یَّسْتَعْفِفْنَ خَیْرٌ لَّهُنَّ એટલે કે જો તે ગેરમહરમોની સામે આવવાથી બિલકુલ જ બચે તો એ તેમના માટે ઉત્તમ છે.

————————

## આયત : (સૂરએ નૂર : આયત નં. ૬૧)

لَیْسَ عَلَى الْاَعْمٰى حَرَجٌ وَّ لَا عَلَى الْاَعْرَجِ حَرَجٌ وَّ لَا عَلَى الْمَرِیْضِ حَرَجٌ
وَّ لَا عَلٰۤى اَنْفُسِكُمْ اَنْ تَاْكُلُوْا مِنْۢ بُیُوْتِكُمْ اَوْ بُیُوْتِ اٰبَآىٕكُمْ اَوْ بُیُوْتِ اُمَّهٰتِكُمْ
اَوْ بُیُوْتِ اِخْوَانِكُمْ اَوْ بُیُوْتِ اَخَوٰتِكُمْ اَوْ بُیُوْتِ اَعْمَامِكُمْ اَوْ بُیُوْتِ عَمّٰتِكُمْ
اَوْ بُیُوْتِ اَخْوَالِكُمْ اَوْ بُیُوْتِ خٰلٰتِكُمْ اَوْ مَا مَلَكْتُمْ مَّفَاتِحَهٗۤ اَوْ صَدِیْقِكُمْ ؕ
لَیْسَ عَلَیْكُمْ جُنَاحٌ اَنْ تَاْكُلُوْا جَمِیْعًا اَوْ اَشْتَاتًا ؕ فَاِذَا دَخَلْتُمْ بُیُوْتًا
فَسَلِّمُوْا عَلٰۤى اَنْفُسِكُمْ تَحِیَّةً مِّنْ عِنْدِ اللّٰهِ مُبٰرَكَةً طَیِّبَةً ؕ كَذٰلِكَ
یُبَیِّنُ اللّٰهُ لَكُمُ الْاٰیٰتِ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿۶۱﴾ ع

### તરજુમો :

*આંધળા ઉપર કોઈ વાંધો નથી અને ન જ વાંધો લંગડા ઉપર અને ન જ બીમાર ઉપર વાંધો અને ન જ વાંધો તમારા લોકો ઉપર કે પોતાના ઘરોએથી ખાઓ અથવા પોતાના પિતાઓના ઘરોએથી અથવા પોતાની માતાઓના ઘરોએથી અથવા પોતાના ભાઈઓના ઘરોએથી અથવા પોતાની બહેનોના*

*ઘરોએથી અથવા પોતાના કાકાઓના ઘરોએથી અથવા પોતાની ફોઈઓના ઘરોએથી અથવા પોતાના મામાઓના ઘરોએથી અથવા પોતાની માસીઓના ઘરોએથી અથવા જે (ઘરની) ચાવીઓના તમે માલિક છો અથવા પોતાના દોસ્તોના ઘરોએથી; તમારા ઉપર કોઈ ગુનોહ નથી કે પરસ્પર મળીને ખાઓ અથવા અલગ થઈને, પછી જ્યારે કદી ઘરોમાં જવા લાગો તો પોતાના લોકોને સલામ કહો, અલ્લાહના ત્યાંથી નેક દુઆ છે બરકતવાળી પવિત્ર; આ રીતે અલ્લાહ તમારી સામે પોતાની વાતો (આયતો) ખોલે છે જેથી તમે સમજી લો. (૬૧)*

## તફસીર :

(જો તમે કોઈ આંધળા, લંગડા, બીમાર, ગરીબને પોતાના કોઈ સગાં અથવા મુલાકાતીના ઘરમાં લઈ જઈને કંઈક ખવડાવી પીવડાવી દો અથવા પોતે ખાઈ પી લો તો જ્યારે એ ચોક્કસ રીતે જાણ હોય કે તે સંબંધી અથવા મુલાકાતી તમારા ખાવા અને ખવડાવવાથી રાજી થશે અને કોઈ તકલીફ નહીં પહોંચે તો આવા સ્વરૂપમાં) ન તો આંધળા વ્યક્તિ માટે કોઈ વાંધો છે અને ન લંગડા વ્યક્તિ માટે અને ન બીમાર વ્યક્તિ માટે કોઈ વાંધો છે અને ન પોતે તમારા માટે એ વાતમાં (કોઈ વાંધો છે) કે તમે (ભલે પોતે અથવા તે તમારા મા'ઝૂર સહિત બધા) પોતાના ઘરોએથી (જેમાં પત્ની–અવલાદના ઘરો પણ આવી ગયા) ખાવું ખાઈ લો અથવા (તે ઘરોએથી જેમનું વર્ણન આગળ આવે છે ખાઈ લો, એટલે કે ન તમને પોતે ખાવામાં ગુનોહ છે અને ન જ તે મા'ઝૂરોને ખવડાવવામાં એ જ પ્રમાણે તમારા ખવડાવી દેવાથી તે મા'ઝૂરોને પણ ખાઈ લેવામાં કોઈ ગુનોહ નથી અને તે ઘરો આ છે, દાખલા તરીકે) પોતાના બાપના ઘરોએથી (ખાઈ લો અથવા ખવડાવી દો) અથવા પોતાની માતાઓના ઘરોએથી અથવા પોતાના ભાઈઓના ઘરોએથી અથવા પોતાની બહેનોના ઘરોએથી અથવા પોતાના કાકાઓના ઘરોએથી અથવા પોતાની ફોઈઓના ઘરોએથી અથવા પોતાના મામાના ઘરોએથી અથવા પોતાની માસીઓના ઘરોએથી અથવા તે ઘરોએથી જેની ચાવીઓ તમારા અધિકારમાં છે અથવા પોતાના દોસ્તોના ઘરોએથી (પછી તેમાં પણ) કે બધા મળીને ખાય અથવા અલગ અલગ; પછી (એ પણ જાણી રાખો કે)

જ્યારે તમે ઘરોમાં જવા લાગો તો પોતાના લોકોને (એટલે કે ત્યાં જે મુસલમાન હોય તેમને) સલામ કરી લો (કે જે) દુઆ સ્વરૂપે (છે અને) જે અલ્લાહ તરફથી નક્કી છે અને (તેના ઉપર સવાબ મળવાના કારણે) બરકતવાળી (અને સામેવાળાના દિલ ખુશ કરવાના કારણે) ઉત્તમ વસ્તુ છે એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તમને (પોતાના) હુકમો વર્ણન કરે છે જેથી તમે સમજો (અને અમલ કરો).

## મસ્અલા અને બોધપાઠ :

### ઘરોમાં પ્રવેશ કર્યા પછી અમુક હુકમો અને સામાજિક શિષ્ટાચાર :

પાછલી આયતોમાં કોઈના ઘરમાં પ્રવેશ કરતા પહેલાં ઈસ્તીઝાન (ગૃહ પ્રવેશ કરવાની પરવાનગી) કરવાનો હુકમ આવ્યો છે, આ આયતમાં તે હુકમો અને શિષ્ટાચારનું વર્ણન છે જે પરવાનગી મળવાથી ઘરમાં ગયા પછી મુસ્તહબ અથવા વાજિબ છે, આ આયતનો ભાવાર્થ અને તેમાં પ્રસ્તુત હુકમોને સમજવા માટે પ્રથમ તે પરિસ્થિતિઓ જાણી લેવી યોગ્ય છે જે પરિસ્થિતિઓમાં આ આયત નાઝિલ થઈ છે.

કુર્આને કરીમ અને રસૂલે કરીમ ﷺની જાહેર તા'લીમમાં બંદાના હકોનું રક્ષણ અને તેની કાળજી માટે જેટલી તાકીદો આવી છે તેનાથી કોઈ મુસલમાન બેખબર નથી, કોઈ બીજાના માલમાં તેની પરવાનગી વિના કોઈ વપરાશ કરવા ઉપર સખત ધમકીઓ આવેલી છે, બીજી બાજુ અલ્લાહ તઆલાએ પોતાના અંતિમ નબી રસૂલે કરીમ ﷺની મિત્રતા માટે એવા ખુશનસીબ લોકોને ચૂંટી લીધા હતા કે તેઓ અલ્લાહ અને રસૂલે કરીમ ﷺના ફરમાન ઉપર દરેક સમયે તૈયાર રહેતા અને દરેક હુકમને પૂર્ણ કરવામાં પોતાની સંપૂર્ણ શક્તિ અને સામર્થ્ય ખર્ચી નાંખતા હતા, કુર્આનના શિક્ષણ ઉપર અમલ અને તેની સાથે રસૂલે કરીમ ﷺના સંગાથની આ ચમત્કારિક અસરથી અલ્લાહ તબારક વ તઆલાએ એક એવો સમૂહ તૈયાર કરી દીધો હતો કે ફરિશ્તાઓ પણ તેમના ઉપર ગર્વ કરતા હતા, બીજાઓના માલમાં તેમની મરજી અને પરવાનગી વિના સામાન્ય પ્રકારનો વપરાશ પણ પસંદ ન હોવું, કોઈને નાની સરખી તકલીફ પહોંચાડવાથી પણ બચતા રહેવું અને તેમાં તકવાના ઉચ્ચ માપદંડો ઉપર કાયમ રહેવું બધા જ

સહાબએ કિરામ (રદિ.)ના લક્ષણો હતા. આ જ ક્રમમાં અમુક ઘટનાઓ રિસાલતના કાળમાં બની જેના કારણે પ્રસ્તુત આયતના હુકમો નાઝિલ થયા. વિવરણકારોએ આ બધી ઘટનાઓ લખી છે, કોઈએ તેમાંથી કોઈ એકને શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) ઠરાવી છે તો કોઈએ બીજી ઘટનાને પરંતુ સાચી વાત એ છે કે આ નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી, આ ઘટનાઓનો સમૂહ જ આ આયતનો શા'ને નુઝૂલ છે, ઘટનાઓ આ પ્રમાણે છે.

**(૧)** ઈમામ બગવી (રહ.)એ હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.) અને ઝહ્હાક જેવા તફસીરના ઈમામોએ નકલ કર્યું છે કે દુનિયાનો પ્રચલિત રિવાજ અને મોટા ભાગના લોકોના સ્વભાવની એ હાલત છે કે લૂલા, લંગડા, આંધળા અને બીમાર વ્યક્તિની સાથે બેસીને ખાવાથી સૂગ અનુભવે છે અને નાપસંદ કરે છે, સહાબા (રદિ.)માંથી જેઓ આવા અપંગ હતા તેમને એવો વિચાર આવ્યો કે અમે કોઈની સાથે ખાવામાં ભાગીદાર થઈશું તો કદાચ તેમને તકલીફ થાય, એટલા માટે આ લોકો તંદુરસ્ત વ્યક્તિઓની સાથે ખાવામાં સામેલ થવાથી દૂર રહેવા લાગ્યા, વળી આંધળા વ્યક્તિને એ પણ ચિંતા થઈ કે જ્યારે અમુક વ્યક્તિઓ ખાવામાં સામેલ હોય તો ન્યાય અને નૈતિકતાનો તકાદો એ છે કે કોઈ સાથે જમવા બેસેલો બીજાથી વધારે ન ખાય, સૌને સરખા ભાગે મળે અને હું આંધળો હોવાના કારણે તેનો અંદાજો નથી લગાવી શકતો, શક્ય છે કે હું બીજાથી વધારે ખાઈ લઉં તેમાં બીજાનો હક માર્યો જાય, લંગડા વ્યક્તિએ વિચાર કર્યો કે સામાન્ય તંદુરસ્ત લોકોની જેમ બેસી નથી શકતો, બે વ્યક્તિઓની જગ્યા લઉં છું ખાવામાં બીજાઓની સાથે બેસીસ તો શક્ય છે કે તેમને તંગી અને તકલીફ પડે; તેમની આ કાળજી રાખવામાં દેખીતું છે કે પોતે તેમને તંગી અને તકલીફ પડતી હતી એટલા માટે આ આયત નાઝિલ થઈ જેમાં તેમને બીજાઓની સાથે બેસીને ખાવાની પરવાનગી અને આવી કઠોર કાળજી છોડી દેવાનું પ્રોત્સાહન આપવામાં આવ્યું જેનાથી તેઓ તંગીમાં પડી જાય. બગવીએ હઝરત ઈબ્ને જરીરની રિવાયતથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નો એક બીજો પ્રસંગ નોંધ્યો છે જે પ્રસ્તુત ઘટનાનું બીજું પાસું છે અને તે એ કે જ્યારે કુર્આને કરીમની આ આયત નાઝિલ થઈ, لَا تَاْكُلُوْٓا اَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ (૨:૧૮૮) એટલે કે ન ખાઓ એકબીજાઓનો માલ નાહક રીતે. –તો લોકોને આંધળા, લંગડા, બીમાર લોકોની સાથે મળીને

ખાવામાં આ ખચકાટ લાગવા માંડ્યો કે બીમાર તો સ્વાભાવિક રીતે ઓછું ખાય છે, આંધળાને ખાવાની વસ્તુઓમાં તે ફરક નથી હોતો કે કઈ વસ્તુ ઉત્તમ છે, લંગડાને પોતાની બેઠક સમથળ ન હોવાના કારણે ખાવામાં તકલીફ પડે છે તો શક્ય છે કે આ લોકો ઓછું ખાય અને અમારી પાસે વધારે આવી જાય તો તેમનો હક માર્યો જાય, કારણ કે એકઠા ખાવામાં જ બધાનો સરખો હક હોવો જાઈએ, તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેમાં આ તકલીફ અને તંગીમાં પડવાથી તેમને મુક્ત કરવામાં આવ્યા કે બધા મળીને ખાય, મા'મૂલી વધઘટની ફિકર ન કરે. સઈદ બિન મુસય્યબ (રહ.)એ ફરમાવ્યું કે મુસલમાનો જ્યારે કોઈ જિહાદ અથવા ગઝ્વહ માટે જતા તો પોતાના ઘરોની ચાવીઓ તે અપંગોને સોંપી જતા હતા અને એવું કહી જતા હતા કે ઘરમાં જે કંઈ છે તે તમે લોકો ખાઈ–પી શકો છો પરંતુ આ લોકો આ કાળજીના કારણે તેમના ઘરમાંથી કંઈ ખાતા ન હતા કે કદાચ તેમની ઈચ્છા વિરુદ્ધ ખર્ચ ન થઈ જાય; તેના ઉપર આ આયત નાઝિલ થઈ. મુસ્નદે બઝારમાં સહીહ સનદથી હઝરત આયશા (રદિ.)થી પણ આ જ વિષય નકલ થયો છે કે જ્યારે રસૂલે કરીમ ﷺ કોઈ ગઝ્વહમાં તશરીફ લઈ જતા તો સામાન્ય સહાબા (રદિ.)ની દિલી ઈચ્છા એ રહેતી હતી કે બધા તેમની સાથે જિહાદમાં સામેલ થાય અને પોતાના મકાનોની ચાવીઓ તે ગરીબ અને મા'ઝૂરોને સોંપતા હતા અને તેમને પરવાનગી આપતા હતા કે અમારી પાસે તમે અમારા ઘરોમાં જે કંઈ છે ખાઈ–પી શકો છો પરંતુ આ લોકો તકવાના કારણે એવા સંદેહમાં પડી જતા કે કદાચ તેમની આ પરવાનગી માત્ર સારું લગાડવા માટે હોઈ શકે છે એટલા માટે તેનાથી પરહેઝ કરતા હતા. બગવીએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી એ પણ નકલ કર્યું છે કે પ્રસ્તુત આયતમાં જે શબ્દ صَدِيْقِكُمْ (સદીકિકુમ)નો આવ્યો છે એટલે કે પોતાના મિત્રના ઘરોમાંથી પણ ખાવા પીવામાં કોઈ વાંધો નથી એ હારિષ બિન અમરુની ઘટનામાં નાઝિલ થયું કે તેઓ કોઈ જિહાદમાં રસૂલે કરીમ ﷺની સાથે ચાલ્યા ગયા અને પોતાના મિત્ર માલિક બિન ઝૈદને પોતાના ઘર અને ઘરવાળાઓની દેખરેખ સોંપી, જ્યારે હારિષ પાછા આવ્યા તો જોયું કે માલિક બિન ઝૈદ ખૂબ અશક્ત અને કમજોર થઈ ગયા છે, કારણ પૂછ્યું તો તેમણે કહ્યું કે મેં તમારા ઘરમાંથી કંઈ પણ ખાવું તમારા ગયા પછી યોગ્ય સમજ્યું નહીં. (આ બધી રિવાયતો તફસીરે મઝહરીમાં છે) અને

સ્પષ્ટ વાત એ છે કે આ પ્રકારની બધી જ ઘટનાઓ આ આયતના ઊતરવાનું કારણ બની છે.

**મસ્અલો :**

જેમકે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે કે ઘરોમાં ખાસ પરવાનગી વિના ખાવા પીવાની પરવાનગી આ આયતમાં આપવામાં આવી છે તે એ બીનાએ છે કે અરબની સ્વાભાવિક જાહેર ટેવ પ્રમાણે એવા નજીકના સગાં વહાલાંઓમાં કોઈ ખટકાટ (તકલ્લુફ) બિલકુલ ન હતો, એકબીજાના ઘરોએથી કંઈ ખાતા પીતા તો ઘરવાળાઓને કોઈ પ્રકારની તકલીફ અથવા નાપસંદગી થતી ન હતી બલકે તેઓ તેનાથી ખુશ થતા હતા, એ જ પ્રમાણે તેનાથી પણ કે તેઓ પોતાની સાથે કોઈ મા'ઝૂર, બીમાર, ગરીબને પણ ખવડાવી દે. આ બધી વસ્તુઓની જો કે ખુલ્લમ–ખુલ્લી પરવાનગી ન આપવામાં આવી હોય પરંતુ સ્વાભાવિક તેની પરવાનગી જ હતી, આ કારણે તે જાઈઝ હોવાનું સાબિત થયું કે જે યુગમાં અથવા જે સ્થળે આવો રિવાજ ન હોય અને માલિકની પરવાનગી શંકાસ્પદ હોય ત્યાં માલિકની સ્પષ્ટ અને ખુલ્લી પરવાનગી વિના ખાવું પીવું હરામ છે, જેમકે આજકાલ સામાન્ય રીતે ન તો આવી ટેવ બાકી રહી છે અને ન જ કોઈ તેને પસંદ કરે છે કે કોઈ નજીકનો સગો પણ તેમના ઘરમાં જે ઇચ્છે ખાઈ પી લે અથવા બીજાઓને ખવડાવે પીવડાવે એટલા માટે આજકાલ સામાન્ય રીતે આ પરવાનગી ઉપર અમલ કરવો જાઈઝ નથી એ સિવાય કે કોઈ દોસ્ત અથવા સગા વિશે કોઈને ચોક્કસ સ્વરૂપે એ જાણ હોય કે તે તેના ખાવા પીવા અથવા બીજાઓને ખવડાવવા પીવડાવવાથી કોઈ તકલીફ અથવા નાપસંદગી નહીં અનુભવે, બલકે ખુશ થશે તો ખાસ તેના ઘરે ખાવા પીવામાં આ આયતના તકાદા પ્રમાણે અમલ કરવો જાઈઝ છે.

**મસ્અલો :**

પ્રસ્તુત વર્ણનથી એ પણ સાબિત થઈ ગયું કે આ કહેવું સાચું નથી કે આ હુકમ ઈસ્લામની શરૂઆતમાં હતો પછી મન્સૂખ (રદ) થઈ ગયો, બલકે હુકમ પ્રથમથી આજ સુધી યથાવત્ છે અલબત્ત શરત માલિકની પરવાનગીનું ચોક્કસ યકીન છે, જ્યારે તે ન હોય તો તે આ આયતના તકાદામાં સામેલ જ નથી. *(મઝહરી)*

**મસ્અલો :**

એ જ પ્રમાણે તેનાથી એ પણ સાબિત થઈ ગયું કે આ હુકમ તે ખાસ સગાં વહાલાંઓ ઉપર આધારિત નથી બલકે અન્ય વ્યક્તિઓ વિશે જો એ ચોક્કસ વિશ્વાસ હોય કે તેમના તરફથી અમારા ખાવા પીવા અથવા ખવડાવવા પીવડાવવાની પરવાનગી છે, તે તેનાથી ખુશ થશે, તેને કોઈ તકલીફ પહોંચશે નહીં તો તેનો પણ આ જ હુકમ છે. (મઝહરી) પ્રસ્તુત હુકમોનો સંબંધ તે કાર્યો સાથે છે જે કોઈના ઘરમાં પરવાનગી લઈને પ્રવેશ કર્યા પછી જાઇઝ અને મુસ્તહબ છે તે કામોમાં મોટો મસ્અલો ખાવા પીવાનો હતો એટલા માટે તેને પ્રથમ વર્ણન કરવામાં આવ્યો.

બીજો મસ્અલો ઘરમાં પ્રવેશવાના શિષ્ટાચારનો એ છે કે જે ઘરમાં પરવાનગી લઈને દાખલ થાઓ તો ઘરમાં જે મુસલમાન હોય તેમને સલામ કરો. આયત عَلٰٓی اَنۡفُسِکُمۡ થી આ જ ભાવાર્થ છે કારણ કે બધા મુસલમાન એક સંગઠીત જૂથ છે, મોટા ભાગની સહીહ હદીષોમાં મુસલમાનોએ પરસ્પર એકબીજાને સલામ કરવાની ઘણી તાકીદ અને ફઝીલત આવી છે.

---

## આયતો : (સૂરએ નૂર : આયત નં. ૬૨–૬૩–૬૪)

| |
|---|
| اِنَّمَا الۡمُؤۡمِنُوۡنَ الَّذِيۡنَ اٰمَنُوۡا بِاللّٰهِ وَرَسُوۡلِهٖ وَاِذَا كَانُوۡا مَعَهٗ عَلٰٓى اَمۡرٍ جَامِعٍ |
| لَّمۡ يَذۡهَبُوۡا حَتّٰى يَسۡتَاۡذِنُوۡهُ ؕ اِنَّ الَّذِيۡنَ يَسۡتَاۡذِنُوۡنَكَ اُولٰٓـئِكَ الَّذِيۡنَ يُؤۡمِنُوۡنَ |
| بِاللّٰهِ وَرَسُوۡلِهٖ ۚ فَاِذَا اسۡتَاۡذَنُوۡكَ لِبَعۡضِ شَاۡنِهِمۡ فَاۡذَنۡ لِّمَنۡ شِئۡتَ مِنۡهُمۡ وَ |
| اسۡتَغۡفِرۡ لَهُمُ اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿٦٢﴾ لَا تَجۡعَلُوۡا دُعَآءَ الرَّسُوۡلِ بَيۡنَكُمۡ |
| كَدُعَآءِ بَعۡضِكُمۡ بَعۡضًا ؕ قَدۡ يَعۡلَمُ اللّٰهُ الَّذِيۡنَ يَتَسَلَّلُوۡنَ مِنۡكُمۡ لِوَاذًا ۚ |
| فَلۡيَحۡذَرِ الَّذِيۡنَ يُخَالِفُوۡنَ عَنۡ اَمۡرِهٖۤ اَنۡ تُصِيۡبَهُمۡ فِتۡنَةٌ اَوۡ يُصِيۡبَهُمۡ عَذَابٌ |
| اَلِيۡمٌ ﴿٦٣﴾ اَلَاۤ اِنَّ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ قَدۡ يَعۡلَمُ مَاۤ اَنۡتُمۡ عَلَيۡهِ ؕ |
| وَيَوۡمَ يُرۡجَعُوۡنَ اِلَيۡهِ فَيُنَبِّئُهُمۡ بِمَا عَمِلُوۡا ؕ وَاللّٰهُ بِكُلِّ شَىۡءٍ عَلِيۡمٌ ﴿٦٤﴾ ع |

**તરજુમો :**

*ઈમાનવાળાઓ તે છે જેઓ યકીન લાવ્યા અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર અને જ્યારે તેમની સાથે (એટલે કે રસૂલ ﷺની સાથે) હોય છે કોઈ એકઠા થવાના કાર્યમાં તો ચાલ્યા નથી જતા જ્યાં સુધી કે તેમનાથી (એટલે કે રસૂલ ﷺ પાસેથી) પરવાનગી ન લઈ લે, જે લોકો તમારી પાસેથી પરવાનગી લે છે તે જ છે જેઓ માને છે અલ્લાહ અને રસૂલને; પછી જ્યારે તમારી પાસેથી પોતાના કોઈ કાર્ય માટે પરવાનગી માંગે તો પરવાનગી આપો તેમનામાંથી જેને તમે ઈચ્છો અને તેમના માટે અલ્લાહ પાસે મા'ફી માંગો, બેશક ! અલ્લાહ મોટો બખ્શનારો મહેરબાન છે. (૬૨) રસૂલ (ﷺ)ને બોલાવવું પોતાની માંહોમાહેના (બોલાવવા) સમાન (સાધારણ) ન કરી લો જેમકે તમારામાંથી કોઈ એક કોઈ બીજાને બોલાવે છે, અલ્લાહ તમારામાંથી તે લોકોને જાણે છે જેઓ આંખ બચાવીને છટકી જાય છે; બસ તે લોકો ડરતા રહે જે તેમના (એટલે કે રસૂલ ﷺના) હુકમનો વિરોધ કરે છે એનાથી કે તેમના ઉપર કોઈ ખરાબી આવી પડે અથવા તેમને કષ્ટદાયક અઝાબ પહોંચે.(૬૩) સાંભળો છો !? અલ્લાહનું જ છે જે કંઈ છે આસમાનો અને જમીનમાં, તેને ખબર છે જે હાલત ઉપર તમે છો અને જે દિવસે તેના તરફ પાછા ફેરવવામાં આવશો તો તેમને બતાવશે જે કંઈ તેમણે કર્યું; અને અલ્લાહ દરેક વસ્તુને જાણે છે.(૬૪)*

**તફસીર :**

બસ, મુસલમાન તો તે જ છે જે અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર ઈમાન રાખે છે અને જ્યારે રસૂલની પાસે કોઈ એવા કામ ઉપર એકત્ર થાય છે જેના માટે ભેગા કરવામાં આવ્યા છે (અને અચાનક ત્યાંથી ક્યાંક જવાની જરૂરત પડે છે) તો જ્યાં સુધી તમારી પરવાનગી ન લે (અને તમે તેના ઉપર પરવાનગી ન આપી દો મજલિસમાંથી ઊઠીને) નથી જતા (હે પયગમ્બર ﷺ !) જે લોકો તમારી (આવી તકે) પરવાનગી લે છે; બસ તે જ અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર ઈમાન રાખે છે (આગળ એવા લોકોને પરવાનગી આપવાનું વર્ણન છે) તો જ્યારે આ (ઈમાનવાળા) લોકો (આવી તકે) પોતાના કોઈ કામ માટે તમારી

પાસેથી (જવાની) પરવાનગી માંગે તો તેમને તમે જેના માટે (યોગ્ય સમજો અને પરવાનગી આપવા) ઈચ્છો પરવાનગી આપો (અને જેને યોગ્ય ન સમજો તેને પરવાનગી ન આપો, કારણ કે એવું બની શકે છે કે પરવાનગી માંગનારા તે કામને જરૂરી સમજતા હોય કે જેના માટે તેઓ પરવાનગી માંગી રહ્યા છે પરંતુ વાસ્તવમાં તે જરૂરી ન હોય અને કદાચ જરૂરી પણ હોય પરંતુ તેના જવાથી તેમાં કોઈ મોટું નુકસાન પેદા થવાનો ભય હોય એટલા માટે પરવાનગી આપવા અથવા ન આપવાનો ફેંસલો રસૂલે કરીમ ﷺની વિવેકબુદ્ધિ ઉપર છોડવામાં આવ્યો) અને (પરવાનગી આપીને પણ) તમે તેમના માટે અલ્લાહ તઆલા પાસે મગફિરતની દુઆ કર્યા કરો (કારણ કે તેમની આ પરવાનગી માંગવી જો કે મજબૂત કારણના લીધે હોય પરંતુ તેમાં દુનિયાને દીન ઉપર અગ્રિમતા આપવાનું સ્વરૂપ તો અવશ્ય થઈ જાય છે જેમાં એક ઉણપની છાપ હોય છે એટલા માટે તમારી મગફિરતની દુઆની આવશ્યકતા છે, બીજું એ પણ શક્ય છે કે પરવાનગી માંગનારે જ્યારે કોઈ મજબૂત કારણ સમજીને પરવાનગી લીધી તેમાં તેનાથી ઈજ્તિહાદી ભૂલ થઈ ગઈ હોય કે બિનજરૂરી બાબતને જરૂરી સમજીને પરવાનગી લીધી અને આ ભૂલ ઈજ્તિહાદી એવી હોય કે થોડો વિચાર કરવાથી અથવા રોકાવાથી તે દૂર થઈ શકતી હતી તો એવા સ્વરૂપમાં વિચાર અને ચિંતન કરવાની કમી પણ એક ઉણપ છે, તેનાથી મા'ફી માંગવાની આવશ્યકતા હોય છે) નિઃશંક ! અલ્લાહ તઆલા બખ્શનારો મહેરબાન છે (કારણ કે તેમની નિય્યત સારી હતી એટલા માટે આવા પ્રસંગો ઉપર કોઈ પકડ નથી કરતો) તમે લોકો રસૂલ (ﷺ)ના બોલાવવાને (જ્યારે તેઓ કોઈ ઈસ્લામી જરૂરત માટે તમને એકત્ર કરે) એવું (મા'મૂલી બોલાવવું) ન સમજો જેમકે તમારામાં એક બીજાને બોલાવી લો છો (કે ચાહે તો આવે અને પછી આવીને પણ જ્યાં સુધી ઈચ્છ્યું બેઠા અને જ્યારે ઈચ્છ્યું પરવાનગી વિના ઉઠીને ચાલી પડ્યા, રસૂલે કરીમ ﷺનું બોલાવવું એવું નથી બલકે તેમના આ હુકમનું પાલન વાજિબ છે અને પરવાનગી વિના પાછા જવું હરામ છે તથા જો કોઈ વિના પરવાનગીએ ચાલ્યો ગયો તો એ શક્ય છે કે રસૂલે કરીમ ﷺથી તેનું જવું કદાચ છાનું રહી જાય પરંતુ એ યાદ રાખો કે) અલ્લાહ તઆલા તે લોકોને (સારી પેઠે) જાણે છે જેઓ (બીજાઓની) આડમાં થઈને તમારામાંથી (મજલિસે નબવીમાંથી) છટકી જાય છે તો જે લોકો

અલ્લાહના હુકમનો (જે રસૂલે કરીમ ﷺ દ્વારા પહોંચ્યો છે) વિરોધ કરે છે તેમને એનાથી ડરવું જોઈએ કે તેમના ઉપર (દુનિયામાં) કોઈ આફત આવી પડે અથવા તેમના ઉપર (આખિરતમાં) કોઈ દર્દનાક અઝાબ નાઝિલ થઈ જાય (અને એ પણ શક્ય છે કે દુનિયા અને આખિરત બંનેમાં અઝાબ થાય અને આ પણ) યાદ રાખો કે જે કંઈ આસમાનોમાં અને જમીનમાં છે બધું અલ્લાહનું છે, અલ્લાહ તઆલા તે હાલતને જાણે છે જેના ઉપર તમે (હમણા) છો અને તે દિવસને પણ જેમાં બધા તેની પાસે (ફરીવાર પુનઃજીવીત કરીને) લાવવામાં આવશો તો તે એ બધાને બતાવી આપશે જે કંઈ તેમણે કર્યું હતું (અને તમારી હાલની પરિસ્થિતિ અને કયામતનો દિવસ જ કોઈ નિશ્ચિત નથી) અલ્લાહ તઆલા (તો) સઘળું કંઈ જાણે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### વિશિષ્ટ રીતે નબીએ કરીમ ﷺની મજલિસ વિશે અને સામાન્ય રીતે સામાજિકતાના અમુક શિષ્ટાચાર અને હુકમો :

પ્રસ્તુત આયતોમાં બે હુકમો આપવામાં આવ્યા છે, પ્રથમ એ કે જ્યારે રસૂલે કરીમ ﷺ લોકોને કોઈ દીની જિહાદ વગેરે માટે એકઠા કરે તો ઈમાનનો તકાદો એ છે કે બધા એકત્ર થઈ જાય અને પછી રસૂલે કરીમ ﷺની મજલિસમાંથી તેમની પરવાનગી વિના ન જાય, જો કોઈ જરૂરત આવી પડે તો રસૂલે કરીમ ﷺ પાસેથી પરવાનગી પ્રાપ્ત કરી લે અને તેમાં રસૂલે કરીમ ﷺને એ સૂચના આપવામાં આવી છે કે કોઈ ખાસ કારણ અથવા આવશ્યકતા ન હોય તો પરવાનગી આપી દેવામાં આવે, આ જ સંદર્ભમાં તે મુનાફિકોની ટીકા છે જે આ ઈમાનના તકાદા વિરુદ્ધ બદનામીથી બચવા માટે હાજર તો થઈ જાય છે પરંતુ પછી કોઈ આડશ લઈને ધીમેથી છટકી જાય છે.

આ આયત ગઝ્વએ અહ્ઝાબના મોકા ઉપર નાઝિલ થઈ છે જ્યારે કે અરબના મુશ્રિકો અને બીજા સમૂહોએ સંગઠીત થઈને એક મોરચે એકી સાથે મદીના ઉપર હુમલો કર્યો હતો, રસૂલે કરીમ ﷺએ સહાબા (રદિ.)ના મશ્વરાથી તેમના હુમલાથી બચાવવા માટે ખંડક (ખાઈ) ખોદી હતી એટલા માટે આ જિહાદને "ગઝ્વએ ખંડક" પણ કહેવામાં આવે છે, આ ગઝ્વહ શવ્વાલ સન હિજરી પાંચમાં થયો છે. *(કુર્તુબી)*

બયહકી અને ઈબ્ને ઈસ્હાકની રિવાયતમાં છે કે તે સમયે રસૂલે કરીમ ﷺ પોતાની જાતે અને બધા જ સહાબા (રદિ.) ખંડક ખોદવામાં પ્રવૃત્ત હતા પરંતુ મુનાફિકો પ્રથમ તો આવવામાં જ આળસ કરતા હતા અને પછી આવીને પણ મા'મૂલી કામ દેખાડો કરવા માટે કરી લેતા અને પછી ધીમેથી છટકી જતા હતા, તેનાથી વિપરીત મો'મિનો બધા જ મહેનતની સાથે લાગેલા રહેતા અને કોઈ મજબૂરી તથા જરૂરત આવી પડે તો રસૂલે કરીમ ﷺની પરવાનગી લઈને જતા હતા તેના ઉપર આ આયત નાઝિલ થઈ. *(મઝહરી)*

**એક સવાલ અને તેનો જવાબ :**

આ આયતથી એ જાણ થાય છે કે રસૂલે કરીમ ﷺની મજલિસમાંથી આપ ﷺની પરવાનગી વિના ચાલ્યા જવું હરામ છે, જો કે સહાબએ કિરામ (રદિ.)ના અસંખ્ય પ્રસંગો છે જેમાં તેઓ આપ ﷺની પરવાનગીમાં હોતા અને પછી જ્યારે ઈચ્છતા ચાલ્યા જતા હતા, પરવાનગી લેવાનું જરૂરી સમજતા ન હતા. તેનો જવાબ એ છે કે આ સામાન્ય મજલિસોનો હુકમ નથી બલકે તે સમયનો હુકમ છે જ્યારે કે રસૂલે કરીમ ﷺએ તેમને કોઈ ખાસ જરૂરતના સમયે એકત્ર કર્યા હોય જેમકે ખંડકની ઘટનામાં બન્યું હતું. આ નિશ્ચિત કરવાનો પોતે આયતના શબ્દો عَلٰٓى اَمۡرٍ جَامِعٍ માં ઈશારો જોવા મળે છે.

**اَمۡرٍ جَامِعٌ (અમ્રે જામેઅ્)નો શું ભાવાર્થ છે ? :**

આ બાબતે વિવિધ નિવેદનો છે પરંતુ સ્પષ્ટ વાત એ છે કે, اَمۡرٍ جَامِعٌ (અમ્રે જામેઅ્)નો ભાવાર્થ તે કાર્ય છે જેના માટે રસૂલે કરીમ ﷺ લોકોને એકઠા કરવું જરૂરી સમજે અને કોઈ ખાસ કાર્ય માટે એકત્ર કરે જેમકે ગઝ્વએ અહ્ઝાબમાં ખંડક ખોદવાનું કામ હતું. *(કુર્તુબી, મઝહરી)*

**આ હુકમ રસૂલે કરીમ ﷺની મજલિસની સાથે ખાસ છે અથવા જાહેર હુકમ છે ? :**

ફુક્હાની સર્વસહમતીથી જો કે આ હુકમ એક દીની અને ઈસ્લામી આવશ્યકતા માટે લાગુ પાડવામાં આવ્યો હતો અને આવી આવશ્યકતાઓ દરેક યુગમાં આવી શકે છે એટલા માટે રસૂલે કરીમ ﷺની મજલિસ સાથે આ હુકમ ખાસ નથી, બલકે મુસલમાનોના દરેક ઈમામ અને અમીર જેમના કબ્જામાં

હુકૂમતનો કારભાર હોય તેમનો અને તેમની આવી મજલિસમાં પણ આ જ હુકમ છે કે તેઓ બધાને એકત્ર થવાનો હુકમ આપે તો સૌએ તેનું પાલન કરવું વાજિબ અને વિના પરવાનગીએ પાછા જવું નાજાઈઝ છે. (કુર્તુબી, મઝહરી, બયાનુલ કુર્આન) અને એ દેખીતું છે કે પોતે રસૂલે કરીમ ﷺની મજલિસ માટે આ હુકમ વધારે આવશ્યક અને તેનો વિરોધ કરવો ખુલ્લી શકાવત્ (પથ્થર દિલી) છે જેમકે મુનાફિકો એવું કરતા હતા અને ઈસ્લામી સામાજિક શિષ્ટાચારના આધારે આ હુકમ પરસ્પર સામૂહિક ભેગા થવાનો અને આમ મજલિસોના માટે પણ ઓછામાં ઓછું મુસ્તહબ અને સારું અવશ્ય છે કે જ્યારે કોઈ મુસલમાન કોઈ મજલિસમાં કોઈ સામૂહિક મા'મલામાં વિચાર કરવા માટે અથવા અમલ કરવા માટે એકઠા થયા હોય તો જ્યારે જવું હોય તો મજલિસના અમીરની રજા લઈને જાય.

બીજો હુકમ અંતિમ આયતમાં આ આપવામાં આવ્યો છે, لَا تَجْعَلُوْا دُعَآءَ الرَّسُوْلِ بَيْنَكُمْ.... તેની એક તફસીર તો એ છે જે ઉપર તફસીરના ખુલાસામાં વર્ણન કરવામાં આવી છે કે, دُعَآءَ الرَّسُوْلِ નો ભાવાર્થ રસૂલે કરીમ ﷺનું લોકોને બોલાવવું છે, (જે નહ્‌વી કાયદાથી ઈઝાફત ઈલલ્ ફાઈલ–કર્તા છે) અને આયતનો અર્થ એ છે કે રસૂલે કરીમ ﷺ જ્યારે લોકોને બોલાવે તો તેને સામાન્ય લોકોના બોલાવવા જેવું ન સમજો કે તેમાં આવવા, ન આવવાનો અધિકાર રહે છે બલકે તે સમયે આવવું ફરજ બની જાય છે અને ઈજાઝત વિના જવું હરામ બની જાય છે. આયતની શૈલી અને લઢણ સાથે આ તફસીર વધારે યોગ્યતા ધરાવે છે એટલા માટે મઝહરી અને બયાનુલ કુર્આનમાં તેને અપનાવવામાં આવ્યું છે અને તેની એક બીજી તફસીર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી ઈબ્ને કષીર (રહ.) અને કુર્તુબી (રહ.) વગેરેએ આ નકલ કરી છે કે, دُعَآءَ الرَّسُوْلِ નો ભાવાર્થ લોકોનું રસૂલે કરીમ ﷺને કોઈ કામ માટે પોકારવું અને બોલાવવું છે. (જે નહ્‌વી તરકીબ પ્રમાણે ઈઝાફત ઈલલ્ મફઊલ–કર્મ થશે).

આ તફસીરના આધારે આયતનો અર્થ એ થશે કે જ્યારે તમે રસૂલે કરીમ ﷺને કોઈ જરૂરતથી બોલાવો અથવા તેમને સંબોધન કરો તો સામાન્ય લોકોની જેમ રસૂલે કરીમ ﷺનું નામ લઈને "યા મુહમ્મદ" ન કહો કે તે બેઅદબી અને અસભ્યતા છે બલકે સન્માન અને ઈલ્કાબની સાથે "યા રસૂલુલ્લાહ ﷺ" અથવા

"યા નબિય્યલ્લાહ ﷺ" કહીને બોલાવો, તેનો ખુલાસો રસૂલે કરીમ ﷺનું સન્માન અને તેમની ઈજ્જત કરવી મુસલમાનો ઉપર વાજિબ હોવું તથા દરેક એવી વસ્તુથી બચવું છે જે સભ્યતાના વિરુદ્ધ છે અથવા જેનાથી રસૂલે કરીમ ﷺને તકલીફ પહોંચે, આ હુકમ એવો થશે જેમકે સૂરએ હુજરાતમાં આ જ રીતે ઘણા હુકમો આપવામાં આવ્યા છે, જેમકે لَا تَجْهَرُوْالَهٗ بِالْقَوْلِ كَجَهْرِ بَعْضِكُمْ لِبَعْضٍ એટલે કે, જ્યારે રસૂલે કરીમ ﷺ સાથે વાત કરો તો સભ્યતાને ધ્યાનમાં રાખો, જરૂરતથી વધારે ઊંચા અવાજે વાત ન કરો જેમકે લોકો પરસ્પર કર્યા કરે છે અને દાખલા તરીકે જ્યારે રસૂલે કરીમ ﷺ ઘરમાં હોય તો બહારથી અવાજ આપીને ન બોલાવો બલકે તેમના બહાર નીકળવાની રાહ જુઓ.

وَاِنَّ الَّذِيْنَ يُنَادُوْنَكَ مِنْ وَّرَاءِ الْحُجُرَاتُ માં તેનું જ વર્ણન છે.

**સૂચના :**

આ બીજી તફસીરમાં એક ખાસ અદબ અને સભ્યતા બુઝૂર્ગો તથા મોટાઓ માટેની પણ જાણ થઈ કે પોતાના બુઝૂર્ગો અને વડીલોને પણ તેમનું નામ લઈને પોકારવું અને બોલાવવું અસભ્યતા છે, તેમને સન્માનનીય લકબ (ઉપનામ)થી સંબોધન કરવું જોઈએ.

————————————

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ નૂર પૂર્ણ થઈ.

**મૂળ લેખક :** હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક :** ઈલ્યાસ પટેલ ખાનપુરી

**તારીખ :** ૧૬ ફેબ્રુઆરી ૨૦૧૦ મુતાબિક ૧ રબિઊલ અવ્વલ ૧૪૩૧ હિજરી.



અલ્હમ્દુલિલ્લાહ !

સાતમી જિલ્દ (ભાગ–૭)

**સમાપ્ત**



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)





**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)




પ્રકરણ (૨૫)

# સૂરએ ફુરકાન

સૂરએ ફુરકાન મક્કામાં નાઝિલ થઈ, તેની ૭૭ આયતો અને ૬ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ ફુરકાન : આયત નં. ૧–૨–૩)**

آیاتها ٧٧ ‏ ٢٥ سُورَةُ الْفُرْقَانِ مَكِّيَّةٌ ٤٢ ‏ رکوعاتها ٦

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

تَبٰرَكَ الَّذِيْ نَزَّلَ الْفُرْقَانَ عَلٰى عَبْدِهٖ لِيَكُوْنَ لِلْعٰلَمِيْنَ نَذِيْرًا ۙ ① الَّذِيْ لَهٗ
مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَلَمْ يَتَّخِذْ وَلَدًا وَّلَمْ يَكُنْ لَّهٗ شَرِيْكٌ فِي
الْمُلْكِ وَخَلَقَ كُلَّ شَيْءٍ فَقَدَّرَهٗ تَقْدِيْرًا ② وَاتَّخَذُوْا مِنْ دُوْنِهٖٓ اٰلِهَةً
لَّا يَخْلُقُوْنَ شَيْـًٔا وَّهُمْ يُخْلَقُوْنَ وَلَا يَمْلِكُوْنَ لِاَنْفُسِهِمْ ضَرًّا وَّلَا نَفْعًا
وَّلَا يَمْلِكُوْنَ مَوْتًا وَّلَا حَيٰوةً وَّلَا نُشُوْرًا ③

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*ઘણી બરકત છે તેની જેણે ફેંસલાનું પુસ્તક (ફુરકાન–કુર્આન) પોતાના બંદા ઉપર ઉતાર્યું જેથી દુનિયાઓવાળા માટે ડરાવનાર રહે. (૧) તે કે જેની બાદશાહત આસમાનો અને જમીનમાં છે અને ન જ તેણે કોઈને બેટો બનાવ્યો અને બાદશાહતમાં કોઈ તેનો ભાગીદાર નથી અને દરેક વસ્તુનું સર્જન કર્યું, પછી તેને પ્રમાણસર ઠીકઠાક કર્યું. (૨) અને લોકોએ તેને છોડીને કેટલા મઅ્બૂદો બનાવી રાખ્યા છે જેઓ કોઈ વસ્તુનું સર્જન નથી કરી શકતા*

*અને તેઓ પોતે બનાવવામાં આવ્યા છે અને પોતાના માટે ન તો નુકસાનના માલિક છે અને ન જ ભલાઈના અને ન તો મોતના માલિક છે અને ન જ જિંદગીના અને ન જ સજીવન થવાના. (૩)*

## તફસીર :

તે ઘણી મહાન જાત છે જેણે ફેંસલાનું પુસ્તક (એટલે કે કુર્આન) પોતાના ખાસ બંદા (એટલે કે રસૂલે કરીમ ﷺ) ઉપર નાઝિલ કર્યું જેથી તેઓ સમગ્ર દુનિયાઓવાળા માટે (ઈમાન ન લાવવાના સ્વરૂપમાં અલ્લાહ તઆલાના અઝાબથી) ડરાવનાર થાય, એવી જાત જેના માટે આસમાનો અને જમીનની હુકૂમત પ્રાપ્ત છે અને તેણે કોઈને (પોતાની) અવલાદ ઠરાવી નથી અને ન જ કોઈ તેનો બાદશાહતમાં ભાગીદાર છે અને તેણે દરેક વસ્તુનું સર્જન કર્યું પછી બધાનો અલગ અલગ અંદાજો રાખ્યો (કે કોઈ વસ્તુના લક્ષણો અને ખાસિયતો અમુક પ્રકારની છે તો કોઈના બીજા પ્રકારના) અને તે મુશ્રિકોએ અલ્લાહને છોડીને અન્ય એવા મઅ્બૂદો ઠરાવી દીધા છે જેઓ (કોઈપણ રીતે મઅ્બૂદ બનવાના પાત્ર જ નથી કારણ કે તેઓ) કોઈ વસ્તુના સર્જનહાર નથી અને બલકે તેઓ પોતે સર્જાયેલા (મખ્લૂક) છે અને પોતે પોતાના માટે ન તો કોઈ નુકસાન (દૂર કરવા)નો અધિકાર ધરાવે છે અને ન જ કોઈ લાભ (પ્રાપ્ત કરવા)નો અને ન તો કોઈના મરણનો અધિકાર ધરાવે છે (કે કોઈ સજીવનો પ્રાણ કાઢી શકે) અને ન જ કોઈને જીવાડવાનો (અધિકાર ધરાવે છે કે કોઈ નિર્જીવમાં પ્રાણ ફૂંકી દે) અને ન જ કોઈને (કયામતમાં) ફરીવાર સજીવન કરવાનો (અધિકાર ધરાવે છે અને જે વ્યક્તિ એવી વસ્તુઓ ઉપર કાબૂ કે શક્તિ નથી ધરાવતો તે કદાપિ મઅ્બૂદ નથી હોઈ શકતો).

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરતની વિશેષતાઓ :

આ સંપૂર્ણ સૂરત જમહૂર મુફસ્સિરોના મતે મક્કી છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને કતાદહ (રદિ.)એ ત્રણ આયતો વિશે વર્ણન કર્યું છે કે તે મક્કી નથી મદની છે, બાકી સૂરત મક્કી છે અને અમુક લોકોએ કહ્યું છે કે આ સૂરત મદની છે અને તેમાં અમુક આયતો મક્કી છે. (કુર્તુબી) અને આ સૂરતના

વિષયોનો ખુલાસો કુર્આને કરીમની શ્રેષ્ઠતા અને રસૂલે કરીમ ﷺની નુબુવ્વત તથા રિસાલતની સચ્ચાઈનું વર્ણન તથા દુશ્મનો તરફથી તેમના ઉપર જે વાંધાઓ ઉઠાવવામાં આવતા હતા તેનો જવાબ છે.

تَبَارَكَ (તબારક) એ بَرَكَتٌ (બરકત)થી બનેલ શબ્દ છે. "બરકત"નો અર્થ "ભલાઈની વધારે માત્રા" થાય છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે આયતનો ભાવાર્થ એ છે કે દરેક ભલાઈ અને બરકત અલ્લાહ તઆલા તરફથી છે, فُرْقَانٌ (ફુરકાન) કુર્આને કરીમનો લકબ છે, તેનો શાબ્દિક અર્થ "જુદું પાડનાર અથવા ફરક કરનાર" થાય છે. પોતાના સ્પષ્ટ ફરમાનો દ્વારા કુર્આને કરીમ સત્ય અને અસત્ય (હક અને બાતિલ)માં તફાવત અને ફરક બતાવે છે તથા મોઅ્જિઝાઓ દ્વારા સત્યવાદીઓ અને જુઠ્ઠાઓમાં ફરક કરી આપે છે એટલા માટે તેને "ફુરકાન" કહેવામાં આવે છે. لِلْعٰلَمِيْنَ (લિલ્ આલમીન)થી સાબિત થાય છે કે રસૂલે કરીમ ﷺની રિસાલત અને નુબુવ્વત સમગ્ર વિશ્વ માટે છે, તે અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)થી અલગ છે કે તેમની નુબુવ્વત અને રિસાલત કોઈ ખાસ સમૂહ અથવા ખાસ સ્થળ માટે હતી. સહીહ મુસ્લિમની હદીષમાં રસૂલે કરીમ ﷺએ જે પોતાની ખાસ છ વિશેષતાઓ વર્ણન કરી છે તેમાંથી એક એ પણ છે કે રસૂલે કરીમ ﷺની બઅ્ષત સમગ્ર વિશ્વ માટે સર્વસામાન્ય છે.

فَقَدَّرَهٗ تَقْدِيْرًا દરેક વસ્તુના સર્જન પછી تَقْدِيْر (તકદીર)નું વર્ણન કરવામાં આવ્યું છે. تَخْلِيْق (તખ્લીક)નો અર્થ છે કે કોઈ પ્રથમથી ઉપસ્થિત ભૌતિક પદાર્થ કે તત્ત્વ ન હોય છતાં એક વસ્તુને ન હોવામાંથી અસ્તિત્વમાં લાવવામાં આવે પછી તે ગમે તેવી મોટી કે વિશાળ હોય.

## સર્જન (મખ્લૂક)માં દરેક વસ્તુની ખાસ ખાસ હિકમતો :

تَقْدِيْر (તકદીર)નો ભાવાર્થ એ છે કે જે વસ્તુને પણ પેદા કરી તેના વિભાગોની, અંગો–ઉપાંગોની શકલ અને સૂરત (કદ અને સ્વરૂપ) અને લક્ષણો તથા ખાસિયતો ખૂબ હિકમતસભર તે કામ માટે યોગ્ય ઉત્પન્ન કરવામાં આવ્યું કે જે કાર્ય માટે તે વસ્તુનું સર્જન કરવામાં આવ્યું છે. આસમાનનું સ્વરૂપ તેના વિભાગો અને તેના લક્ષણો એ કાર્ય પ્રમાણે છે જેના માટે અલ્લાહ તઆલાએ

આસમાન બનાવ્યું છે. ગ્રહો અને તારાઓના સર્જનમાં તે વસ્તુઓ મૂકવામાં આવી જે તેમના અસ્તિત્વના હેતુ પ્રમાણે યોગ્ય છે. જમીન અને તેના પેટાળમાં પેદા થનાર દરેક વસ્તુ ઉપર દષ્ટિ નાંખો દરેકનું સ્વરૂપ, કદ–કાઠી, નરમ હોવું, કઠણ હોવું તે કાર્ય અનુરૂપ બનાવવામાં આવ્યું કે જે કાર્ય માટે કુદરતે તેને પેદા કરી છે, જમીનને ન તો એટલી પ્રવાહી બનાવી કે જેથી પાણીની જેમ હોય કે જે કંઈ તેના ઉપર મૂકવામાં આવે તે તેની અંદર ડૂબી જાય અને ન જ એટલી કઠણ પથ્થર અને લોઢા જેવી બનાવી કે તેને ખોદી પણ ન શકાય, કારણ કે તેનાથી એ જ જરૂરતો સંલગ્ન છે કે તેને ખોદીને પાણી પણ કાઢી શકાય, તેમાં પાયાઓ ખોદીને ઊંચી–ઊંચી ઈમારતો ઊભી કરી શકાય. પાણીને પ્રવાહી બનાવ્યું, તેમાં હજારો હિકમતો છે, હવા પણ વાયુ સ્વરૂપ છે પરંતુ પાણી જેમ પ્રવાહી નથી, પાણી દરેક સ્થળે આપોઆપ પહોંચી નથી જતું, તેમાં મનુષ્યને થોડી મહેનત પણ કરવી પડે છે. હવાને કુદરતે પોતાના હુકમના તા'બે ઈનામ સ્વરૂપે અર્પણ કરી કે તે કોઈ મહેનત અને પ્રવૃત્તિ કર્યા વિના જ દરેક સ્થળે પહોંચી જાય છે, બલકે કોઈ વ્યક્તિ હવાથી બચવા ઈચ્છે તો તેના માટે તેણે ઘણી મહેનત કરવી પડે છે. આ સ્થળે અલ્લાહના સર્જનની હિકમતોની વિગત વર્ણન કરવાનો અવસર નથી, એક એક મખ્લૂક (સર્જન)ને જુઓ; તે દરેક પોતે કુદરત અને હિકમતનો જીવતો જાગતો નમૂનો છે. ઈમામ ગઝાલી (રહ.)એ પોતાની એક આગવી કિતાબ આ વિષય ઉપર લખી છે જેનું નામ اَلْحِكْمَةُ فِىْ مَخْلُوْقَاتِ اللّٰهِ تَعَالٰى છે.

આ આયતોમાં શરૂથી જ કુર્આનની શ્રેષ્ઠતા અને જે મહાન હસ્તી એટલે કે રસૂલે કરીમ ﷺ ઉપર તે નાઝિલ થયું છે તેમને عَبْدَهٗ (અબ્દહ)નો ખિતાબ આપીને તેમની ઈજ્જત અને સન્માનનું આશ્ચર્યજનક વર્ણન કર્યું છે, કારણ કે કોઈપણ મખ્લૂક માટે એનાથી મોટી કોઈ પ્રતિષ્ઠા નથી હોઈ શકતી કે સર્જનહાર તેને એવું કહી દે કે આ મારું છે.

بندہ حسن بصد زباں گفت کہ بندۂ توام　　　تو بزبانِ خود بگو بندہ نواز کیستی

———————————

———————

## આયતો : (સૂરએ ફુરકાન : આયત નં. ૪ થી ૯)

وَقَالَ الَّذِينَ كَفَرُوا إِنْ هٰذَا إِلَّا إِفْكٌ افْتَرَاهُ وَأَعَانَهُ عَلَيْهِ قَوْمٌ آخَرُونَ
فَقَدْ جَاءُوا ظُلْمًا وَّزُورًا ﴿٤﴾ وَقَالُوا أَسَاطِيرُ الْأَوَّلِينَ اكْتَتَبَهَا فَهِيَ تُمْلٰى
عَلَيْهِ بُكْرَةً وَّأَصِيلًا ﴿٥﴾ قُلْ أَنْزَلَهُ الَّذِي يَعْلَمُ السِّرَّ فِي السَّمٰوٰتِ وَالْأَرْضِ إِنَّهُ
كَانَ غَفُورًا رَّحِيمًا ﴿٦﴾ وَقَالُوا مَالِ هٰذَا الرَّسُولِ يَأْكُلُ الطَّعَامَ وَيَمْشِي
فِي الْأَسْوَاقِ لَوْلَا أُنْزِلَ إِلَيْهِ مَلَكٌ فَيَكُونَ مَعَهُ نَذِيرًا ﴿٧﴾ أَوْ يُلْقٰى إِلَيْهِ كَنْزٌ
أَوْ تَكُونُ لَهُ جَنَّةٌ يَّأْكُلُ مِنْهَا وَقَالَ الظّٰلِمُونَ إِنْ تَتَّبِعُونَ إِلَّا رَجُلًا مَّسْحُورًا ﴿٨﴾
انْظُرْ كَيْفَ ضَرَبُوا لَكَ الْأَمْثَالَ فَضَلُّوا فَلَا يَسْتَطِيعُونَ سَبِيلًا ﴿٩﴾

### તરજુમો :

*અને જેઓ ઈન્કારી (કાફિર) છે કહેવા લાગ્યા; આ બીજું કંઈ નથી માત્ર જૂઠાણું (તોફાન) ઘડી લાવ્યો છે અને તેમાં તેનો બીજા લોકોએ સાથ આપ્યો છે; બસ અન્યાય અને જૂઠ ઉપર ઊતરી આવ્યા. (૪) અને કહેવા લાગ્યા, આ આગલાઓની નકલો (કહાણીઓ) છે જેને તેણે લખી રાખ્યું છે; બસ તે જ સવાર સાંજ તેની પાસે લખાવવામાં આવે છે. (૫) તમે કહો; તેને તેણે ઉતાર્યું છે જે આસમાનોમાં અને જમીનમાં ગુપ્ત રહસ્યોને જાણે છે, નિ:શંક તે બખ્શનારો મહેરબાન છે. (૬) અને કહેવા લાગ્યા, આ કેવા રસૂલ છે ? ખોરાક ખાય છે અને બજારોમાં ફરે છે ! કેમ તેના તરફ કોઈ ફરિશ્તો ન ઊતર્યો કે તેની સાથે ડરાવવા માટે રહ્યો હોત ? (૭) અથવા તેની પાસે ખજાનો આવી પડયો હોત અથવા તેના માટે એક બગીચો બની ગયો હોત કે એમાંથી ખાતો રહે અને કહેવા લાગ્યા જુલમીઓ; તમે માત્ર જાદૂમાં સપડાયેલ એક પુરુષનું અનુસરણ કરો છો ! (૮) જુઓ ! તમારા ઉપર કેવા કેવા દષ્ટાંતો બેસાડે છે ! બસ ભટકી ગયા, હવે માર્ગ પામી નથી શકતા. (૯)*

## તફસીર :

અને કાફિર લોકો (કુર્આન વિશે) એવું કહે છે કે આ (કુર્આન) તો કંઈ પણ નથી નર્યું જૂઠ (જ જૂઠ) છે જેને તે વ્યક્તિ (એટલે કે પયગમ્બર ﷺ)એ ઘડી લીધું છે અને બીજા લોકોએ તે (ઘડવા)માં તેની સહાય કરી છે (ભાવાર્થ તે અહલે કિતાબ લોકો છે જેઓ મુસલમાન થઈ ગયા હતા અથવા આપ ﷺની સેવામાં એ જ પ્રમાણે હાજર થયા કરતા હતા) બસ, (આવી વાત કહેવાથી) આ લોકો મોટા જુલમ અને જૂઠના સંવાહક થયા (તેનું જુલમ અને જૂઠું હોવાનું આગળ વર્ણન છે) અને આ (કાફિર) લોકો (પોતાના આવા જ વાંધાઓના સમર્થનમાં) એવું કહે છે કે આ (કુર્આન) પ્રમાણ વિનાની વાતો છે જે આગલા લોકો દ્વારા નકલ થતી ચાલી આવી છે જેમને તે વ્યક્તિ (પયગમ્બર અલૈ.)એ (ઉત્તમ લખાણમાં વિચારી વિચારીને પોતાના સહાબાઓના હાથે) લખાવી લીધી છે (જેથી સુરક્ષિત રહે) પછી તે જ (વિષયો) તેને સવાર સાંજ પઢીને સંભળાવવામાં આવે છે (જેથી યાદ રહે, પછી તે યાદ કરેલ વિષયો એકઠા થયેલ લોકોમાં વર્ણન કરીને અલ્લાહ તરફ તેનો સંબંધ જોડવામાં આવે છે), તમે (તેના જવાબમાં) કહી આપો કે આ (કુર્આન)ને તો તે (પવિત્ર) જાતે ઉતાર્યું છે જેને બધી જ ગુપ્ત વાતોની ભલે તે આસમાનોમાં હોય અથવા જમીનમાં હોય ખબર છે (જવાબનો ખુલાસો એ છે આ કલામનું સન્માન તેની ખુલ્લી દલીલ છે કે કાફિરોનો આ વાંધો અને વિરોધ ગલત અને જૂઠો છે તથા જુલમ છે, કારણ કે જો કુર્આન اَسَاطِيۡرُ الۡاَوَّلِيۡنَ એટલે કે પ્રાચીન લોકોની કહાણીઓ હોત અથવા કોઈ અન્યની સહાયથી લખવામાં આવ્યું હોત તો સમગ્ર દુનિયા તેની મિસાલ બનાવી લાવવાની લાચાર કેમ હોત ?) ખરેખર અલ્લાહ તઆલા ગફૂરોરહીમ છે (એટલા માટે આવા આવા જૂઠ અને જુલમ ઉપર તાત્કાલિક સજા નથી આપતો).

અને આ કાફિર લોકો (રસૂલુલ્લાહ ﷺ વિશે) એવું કહે છે કે આ રસૂલને શું થયું કે તે (અમારી જેમ જ) ખોરાક (પણ) ખાય છે અને (રોજીરોટીની વ્યવસ્થા માટે અમારી જેમ જ) બજારોમાં હરેફરે છે (કહેવાનો હેતુ એ છે કે રસૂલ અને પયગમ્બર મનુષ્યના બદલે ફરિશ્તો હોવો જોઈએ જે ખાવા પીવા વગેરેની જરૂરિયાતોથી બાકાત હોય અને ઓછામાં ઓછું એટલું તો જરૂર જ હોવું જોઈએ કે રસૂલ જો પોતે ફરિશ્તો નથી તો તેનો સાથી અને સહાયક કોઈ ફરિશ્તો હોવો

જોઈએ એટલા માટે કહ્યું કે) એ(રસૂલ)ની પાસે કોઈ ફરિશ્તો કેમ નથી મોકલવામાં આવ્યો કે તે એની સાથે રહ્યા કરે (લોકોને અલ્લાહના અઝાબથી) ડરાવે (અને જો એ પણ ન હોત તો ઓછામાં ઓછું રસૂલને પોતાના ખાવા પીવાની જરૂરિયાતથી તો નચિંતતા હોવી જોઈતી હતી એ પ્રમાણે) કે તેની પાસે (ગય્બથી) કોઈ ખજાનો આવી પડ્યો હોત અથવા તેની પાસે કોઈ બગીચો હોત જેનાથી એ ખાતા(–પીતા) હોત અને (મુસલમાનોને) આ જાલિમો એવું (પણ) કહે છે કે (જ્યારે ન તો તેમની પાસે કોઈ ફરિશ્તો છે, ન જ ખજાનો, ન જ બગીચો અને છતાં પણ આ નુબુવ્વતનો દા'વો કરે છે તો જાણ થાય છે કે તેમની બુદ્ધિમાં જ કોઈ ખામી છે એટલા માટે) તમે લોકો એક બુદ્ધિહીન વ્યક્તિના માર્ગ ઉપર ચાલી પડ્યા છો (હે મુહમ્મદ ﷺ !) જુઓ તો આ લોકો તમારા માટે કેવી અજબ ગજબ વાતો વર્ણન કરી રહ્યા છે ! બસ, (આ મ્હોં માથા વિનાની વાતોથી) તેઓ (બિલકુલ) ગુમરાહ થઈ ગયા ફરી તેઓ માર્ગ નથી પામી શકતા.

## મસ્અલા અને બોધપાઠ :

કાફિરો અને મુશ્રિકો જેઓ રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને કુર્આને કરીમ ઉપર વાંધાઓ ઉઠાવ્યા કરતા હતા અહીંયાંથી તેમના વાંધાઓ અને તેના જવાબોનો ક્રમ શરૂ થઈને અમુક દૂર સુધી ચાલ્યો છે.

પ્રથમ વાંધો એ હતો કે કુર્આન કોઈ અલ્લાહ તઆલા તરફથી ઊતરેલ કલામ નથી બલકે નઊઝુબિલ્લાહ રસૂલે કરીમ ﷺએ તેને પોતે જ જૂઠું ઘડી લીધું છે અથવા ભૂતકાળના લોકોના કિસ્સા–કહાણીઓ યહૂદીઓ અને નસારા વગેરે પાસેથી સાંભળીને પોતાના સહાબા (રદિ.) પાસે લખાવી લે છે અને કારણ કે પોતે નિરક્ષર (ઉમ્મી) છે, ન તો લખવાનું જાણે છે અને ન જ વાંચવાનું એટલા માટે આ લખેલ કિસ્સાઓને સવાર–સાંજ સાંભળતા રહે છે જેથી તે યાદ થઈ જાય પછી લોકો સામે જઈને એવું કહી આપે છે કે આ અલ્લાહનું કલામ છે.

આ વાંધાઓનો જવાબ કુર્આને قُلْ اَنْزَلَهُ الَّذِىْ يَعْلَمُ السِّرَّ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ આપ્યો. આ જવાબનો ખુલાસો એ છે કે આ કલામ પોતે એ બાબતની સાક્ષી છે કે તેને ઉતારનાર તે પવિત્ર હસ્તી અલ્લાહ જલ્લ શા'નુહૂની છે જે આસમાનો અને જમીનના બધા ગુપ્ત રહસ્યોથી વાકેફ અને જાણકાર છે, એટલા જ માટે કુર્આનને

એક ચમત્કારિક (મોઅ્જિઝા સ્વરૂપ) કલામ બનાવ્યું અને સમગ્ર દુનિયાને પડકાર કર્યો કે જો તેને તમે અલ્લાહનું કલામ નથી માનતા, કોઈ મનુષ્યનું કલામ સમજો છો તો તમે પણ માનવી છો, તેના જેવું કલામ વધારે નહીં તો એક સૂરત બલકે એક આયત બનાવીને બતાવી આપો અને આ પડકાર જેનો જવાબ આપવો અરબના ઊંચા ગજાના સાહિત્યકાર લોકો માટે પણ માત્ર મુશ્કેલ જ ન હતો બલકે તેમણે તેનાથી પલાયન અપનાવ્યું, કોઈની એટલી હિંમત ન થઈ કે કુર્આનની એક આયતના મુકાબલામાં તેના જેવી બીજી આયત લખી લાવે, જ્યારે કે રસૂલે કરીમ ﷺના વિરોધમાં પોતાના માલ–દોલત બલકે પોતાના સંતાન અને પોતાના પ્રાણ સુદ્ધાં ખર્ચી નાંખવા તૈયાર થઈ ગયા પરંતુ એ નાની સરખી વાત ન કરી શક્યા કે કુર્આનના ઉદાહરણ સ્વરૂપ એક સૂરત લખી લાવે. આ એ બાબતની સ્પષ્ટ દલીલ છે કે આ કલામ કોઈ માનવીનું નથી નહિતર બીજો મનુષ્ય પણ આવું કલામ લખી શક્યો હોત અને માત્ર અલ્લાહ તઆલા જ સમગ્ર વસ્તુ જાણનાર અને દરેક વસ્તુની ખબર રાખનાર છે, તેની ઉચ્ચ કક્ષાની વર્ણન અને સાહિત્યિક શૈલી ઉપરાંત તેના બધા જ પ્રકારના અર્થો અને વિષયો પણ એવા જ્ઞાન ઉપર આધારિત છે કે જે માત્ર તે અલ્લાહ તબારક વ તઆલાની પવિત્ર હસ્તી તરફથી જ હોઈ શકે છે જે દરેક જાહેર અને ગુપ્તનો જાણનારો છે, (આ વિષયની સંપૂર્ણ વિગત સૂરએ બકરહમાં કુર્આનની પ્રતિષ્ઠાના વિષય હેઠળ સંપૂર્ણ ચર્ચા સ્વરૂપે વર્ણન થઈ ચૂકી છે, તેને "મઆરિફુલ કુર્આન"ના પ્રથમ ભાગમાં જોઈ શકાય છે.)

બીજો વાંધો એ હતો કે જો આ રસૂલ હોત તો સામાન્ય મનુષ્યોની જેમ ખાતા–પીતા ન હોત બલકે ફરિશ્તાઓની જેમ ખાવા–પીવાની આવશ્યકતાથી જ બાકાત અને જુદા હોત અને જો એવું પણ ન હોત તો ઓછામાં ઓછું તેમની પાસે અલ્લાહ તરફથી એટલો ખજાનો અથવા બગીચાઓ હોત કે તેમને પોતાની રોજી–રોટીની ફિકર–ચિંતા ન કરવી પડી હોત, બજારોમાં હરવું–ફરવું ન પડત, તદુપરાંત તેઓ અલ્લાહ તરફથી રસૂલ હોવાનું કેવી રીતે માની લઈએ કે પ્રથમ તો તેઓ ફરિશ્તા નથી, બીજું કે કોઈ ફરિશ્તો પણ તેમની સાથે નથી રહેતો કે જે તેમના કલામનું સમર્થન કર્યા કરે એટલા માટે એવું લાગે છે કે તેમના ઉપર કોઈએ જાદૂ કરી દીધો છે જેના કારણે તેમની બુદ્ધિ ભ્રષ્ટ થઈ ગઈ છે અને આવી મ્હોં માથા વિનાની વાતો કહે છે. આ બધા વાંધાઓનો ટૂંકમાં જવાબ તો આ

આયતમાં આપવામાં આવ્યો اُنظُرْ كَيْفَ ضَرَبُوْا لَكَ الْاَمْثَالَ فَضَلُّوْا فَلَا يَسْتَطِيْعُوْنَ سَبِيْلًا એટલે કે જુઓ તો ! આ લોકો તમારી શા'નમાં કેવી કેવી અજબ ગજબની વાતો કરે છે, જેનું પરિણામ એ છે કે આ બધા માર્ગ ભટકી ગયા અને હવે તેમને માર્ગ મળવાનું કોઈ સ્વરૂપ ન રહ્યું. વિગતવાર જવાબ આગલી આયતોમાં આવ્યો છે.

---

## આયતો : (સૂરએ ફુરકાન : આયત નં. ૧૦ થી ૨૦)

تَبٰرَكَ الَّذِيْٓ اِنْ شَآءَ جَعَلَ لَكَ خَيْرًا مِّنْ ذٰلِكَ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۙ
وَيَجْعَلْ لَّكَ قُصُوْرًا ۝١٠ بَلْ كَذَّبُوْا بِالسَّاعَةِ ۚ وَاَعْتَدْنَا لِمَنْ كَذَّبَ
بِالسَّاعَةِ سَعِيْرًا ۝١١ اِذَا رَاَتْهُمْ مِّنْ مَّكَانٍ بَعِيْدٍ سَمِعُوْا لَهَا تَغَيُّظًا وَّزَفِيْرًا ۝١٢
وَاِذَآ اُلْقُوْا مِنْهَا مَكَانًا ضَيِّقًا مُّقَرَّنِيْنَ دَعَوْا هُنَالِكَ ثُبُوْرًا ۝١٣ لَا تَدْعُوا الْيَوْمَ
ثُبُوْرًا وَّاحِدًا وَّادْعُوْا ثُبُوْرًا كَثِيْرًا ۝١٤ قُلْ اَذٰلِكَ خَيْرٌ اَمْ جَنَّةُ الْخُلْدِ الَّتِيْ
وُعِدَ الْمُتَّقُوْنَ ۭ كَانَتْ لَهُمْ جَزَآءً وَّمَصِيْرًا ۝١٥ لَهُمْ فِيْهَا مَا يَشَآءُوْنَ
خٰلِدِيْنَ ۭ كَانَ عَلٰى رَبِّكَ وَعْدًا مَّسْئُوْلًا ۝١٦ وَيَوْمَ يَحْشُرُهُمْ وَمَا يَعْبُدُوْنَ مِنْ دُوْنِ
اللّٰهِ فَيَقُوْلُ ءَاَنْتُمْ اَضْلَلْتُمْ عِبَادِيْ هٰٓؤُلَآءِ اَمْ هُمْ ضَلُّوا السَّبِيْلَ ۝١٧ قَالُوْا
سُبْحٰنَكَ مَا كَانَ يَنْۢبَغِيْ لَنَآ اَنْ نَّتَّخِذَ مِنْ دُوْنِكَ مِنْ اَوْلِيَآءَ وَلٰكِنْ مَّتَّعْتَهُمْ
وَاٰبَآءَهُمْ حَتّٰى نَسُوا الذِّكْرَ ۚ وَكَانُوْا قَوْمًۢا بُوْرًا ۝١٨ فَقَدْ كَذَّبُوْكُمْ بِمَا تَقُوْلُوْنَ ۙ فَمَا
تَسْتَطِيْعُوْنَ صَرْفًا وَّلَا نَصْرًا ۚ وَمَنْ يَّظْلِمْ مِّنْكُمْ نُذِقْهُ عَذَابًا كَبِيْرًا ۝١٩ وَمَآ
اَرْسَلْنَا قَبْلَكَ مِنَ الْمُرْسَلِيْنَ اِلَّآ اِنَّهُمْ لَيَاْكُلُوْنَ الطَّعَامَ وَيَمْشُوْنَ فِي
الْاَسْوَاقِ ۭ وَجَعَلْنَا بَعْضَكُمْ لِبَعْضٍ فِتْنَةً ۭ اَتَصْبِرُوْنَ ۚ وَكَانَ رَبُّكَ بَصِيْرًا ۝٢٠ ع

## તરજુમો :

*ઘણી બરકત છે તેની જો ઈચ્છે તો તમારા માટે તેનાથી ઉત્તમ બગીચા બનાવી આપે કે તેની નીચે નહેરો વહે અને તમારા માટે મહેલો બનાવી આપે. (૧૦) બલકે એ લોકો કયામતને જૂઠાડે છે અને અમે તેના માટે આગ (દોઝખ) તૈયાર કરી રાખી છે કે જે કયામતને જૂઠાડે છે. (૧૧) જ્યારે તે દૂરના સ્થળેથી તેમને જોશે તેની ભડભડાટ અને ચિત્કાર (ગુસ્સો) સંભળાશે. (૧૨) અને જ્યારે તેની અંદર નાંખવામાં આવશે એક સાંકડા સ્થળે એક સાંકળમાં અનેક બંધાયેલા (ત્યારે) તે સ્થળે મોતને પોકારશે. (૧૩) ન પોકારો આજના દિવસે એક મૃત્યુને અને પોકારો ઘણા બધા મૃત્યુને ! (૧૪) તમે કહો; ભલા આ બહેતર છે અથવા હંમેશા રહેવાના બગીચા જેનો વાયદો પરહેઝગારોને થઈ ચૂક્યો છે !? તે તેમનો બદલો હશે અને પાછા ફરવાનું સ્થળ. (૧૫) તેમના માટે ત્યાં છે જે તેઓ ઈચ્છે, હંમેશા (તેમાં) રહ્યા કરે, તારા પરવરદિગારના જિમ્મે વાયદો દરખાસ્તને લાયક (માંગેલું મળવાનો) થઈ ચૂક્યો. (૧૬) અને જે દિવસે એકઠા કરી તેમને અને જેમને તેઓ અલ્લાહના સિવાય પૂજે છે બોલાવશે; પછી તેમને કહેશે, શું તમે બહેકાવ્યા મારા આ બંદાઓને અથવા તેઓ આપમેળે માર્ગથી ભટકી ગયા ? (૧૭) તેઓ કહેશે, તું પવિત્ર છે અમારા માટે ઘટિત ન હતું કે કોઈને તારા સિવાય રફીક (કાર્યસાધક) બનાવીએ પરંતુ તું તેમને અને તેમના વડવાઓને લાભ પહોંચાડતો રહ્યો, એટલે સુધી કે તારી યાદ ભૂલાવી બેઠા અને આ તબાહ થનાર લોકો હતા. (૧૮) બસ, તેઓ તો જૂઠાડી ચૂક્યા તમને તમારી વાતમાં, હવે ન તમે (અઝાબ) પાછો ફેરવી શકો છો અને ન જ સહાય કરી શકો છો અને જે કોઈ તમારામાં ગુનેહગાર છે તેને અમે મોટો અઝાબ ચખાડીશું. (૧૯) અને જેટલા અમે તમારાથી પહેલાં રસૂલ મોકલ્યા બધા ખોરાક ખાતા હતા અને બજારોમાં ચાલતા ફરતા હતા અને અમે રાખ્યા છે તમારામાં એકબીજાને કસોટીમાં, જોઈ લઈએ મક્કમ પણ રહો છો (કે કેમ)? અને તમારો પરવરદિગાર સઘળું કંઈ જુએ છે. (૨૦)*

## તફસીર :

તે જાત ઘણી ઊંચી શા'નવાળી છે, જો તે ઈચ્છે તો તમને (કાફિરોની) આ (ફરમાઈશ)થી (પણ) વધારે સારી વસ્તુ આપી દે, એટલે કે ઘણા બધા (ગય્બી) બગીચાઓ જેમની નીચે નહેરો વહેતી હોય (વધારે સારી વસ્તુ એટલા માટે કહ્યું કે તે તો માત્ર બાગની ફરમાઈશ કરતા હતા ભલે એક જ હોય અને અનેક વિવિધતા સભર બગીચાઓનું એક બગીચા કરતાં ઉત્તમ હોવું દેખીતું છે) અને (બલકે તે બગીચાઓની સાથે જ અન્ય પણ યોગ્ય વસ્તુઓ આપીએ જેમની તેઓએ ફરમાઈશ પણ કરી નથી એટલે કે) તમને ઘણા મહેલો આપી દઈએ (જે તે બગીચાઓમાં બન્યા હોય અથવા બહાર હોય જેનાથી તેમની ફરમાઈશ ઔર પણ વધારે નેઅ્મતોની સાથે પૂર્ણ થઈ જાય, મતલબ એ છે કે જે જન્નતમાં મળશે, જો અલ્લાહ ઈચ્છે તો તે તમને દુનિયામાં પણ આપી દે પરંતુ અમુક હિકમતોના કારણે એવું ઈચ્છ્યું નહીં વાસ્તવમાં તે જરૂરી પણ ન હતું. બસ, શંકા માત્ર વાહિયાત અને બેહૂદી છે, તે કાફિરોની આ પ્રસ્તુત શંકાઓનું એ કારણ નથી કે તેઓ સત્યની તલબ અને ચિંતા કરે છે અને આ સત્યની તલબની કાર્યવાહીમાં સંશોધન સ્વરૂપે આવી શંકાઓ ઉપસ્થિત થઈ ગઈ છે, બલકે આ વાંધાઓ ઉઠાવવાનું કારણ માત્ર તેમની શરારત છે અને સત્યના સંશોધનથી લાપરવાહી છે અને આવી લાપરવાહી અને શરારતનું કારણ એ છે કે) આ લોકો નેઅ્મતને જૂઠું સમજી રહ્યા છે (એટલા માટે તેમને પરિણામની ચિંતા નથી જે મનમાં આવે છે કરે છે અને બકે છે) તથા (તેનું પરિણામ એ આવશે કે) અમે એવા વ્યક્તિ(ની સજા)ના માટે કે જે કયામતને જૂઠું સમજે દોઝખ તૈયાર કરી રાખી છે (કારણ કે કયામતને જૂઠાડવી અલ્લાહને અને રસૂલને જૂઠાડવા સમાન છે જે દોઝખમાં જવાનું મૂળ કારણ છે અને આ દોઝખનું એ સ્વરૂપ હશે કે) તે (દોઝખ) તેમને દૂરથી જોશે તો (જોતાં જ ગઝબનાક થઈને એ પ્રમાણે જુસ્સો મારશે કે) તે લોકો (દૂરથી જ) તેનો જોશ અને ભડભડાટ સાંભળશે અને (પછી) જ્યારે તેઓ એ (દોઝખ)ની કોઈ તંગ જગ્યામાં હાથ પગ જકડીને નાંખી દેવામાં આવશે તો ત્યાં મોત જ મોત પોકારશે, (જેમકે મુસીબતમાં સ્વાભાવિક રીતે મોતને પોકારે છે, તેની તમન્ના કરે છે, તે વખતે તેમને કહેવામાં આવશે કે) એક મોતને ન પોકારો બલકે ઘણા બધા મોતોને પોકારો (કારણ કે મોતને પોકારવાનું કારણ મુસીબત છે

અને તમારી મુસીબત અનંત છે અને દરેક મુસીબતનો તકાદો મોતને પોકારવું હોય તો તેનું પોકારવું પણ મોટા પ્રમાણમાં થયું અને આ જ વધારે પ્રમાણમાં મોતને પોકારવાનું કહેવામાં આવ્યું, તેમને આ મુસીબત સંભળાવીને) એ કહી આપો કે (એ બતાવો કે) શું આ (મુસીબતની) હાલત સારી છે (કે જે તમારા કુફ્ર અને ઈન્કારનું પરિણામ છે) અથવા તે હંમેશા રહેનારી જન્નત (સારી છે) જેનો અલ્લાહથી ડરનારાઓને (એટલે કે ઈમાનવાળાઓને) વાયદો કરવામાં આવ્યો છે કે તે તેઓના માટે (તેમની આજ્ઞાપાલનનો) બદલો છે અને તેમનું (અંતિમ) ઠેકાણું; (અને) તેમને ત્યાં તે બધી વસ્તુઓ મળશે જે કંઈ તેઓ ઈચ્છશે (અને) તેઓ (તેમાં) હંમેશા રહેશે, (હે પયગમ્બર ﷺ !) આ એક વાયદો છે જે (કૃપા અને ઈનામ સ્વરૂપે) તમારા પરવરદિગારના જિમ્મે છે અને દરખાસ્તને લાયક છે (અને દેખીતું છે કે જન્નત જ ઉત્તમ છે બસ તેમાં કેળવણી પછી ઈમાનનું પ્રોત્સાહન પણ આપવામાં આવ્યું) અને (તે દિવસની તેમને યાદ અપાવો કે) જે દિવસે અલ્લાહ તઆલા તે (કાફિર) લોકોને અને જેમને તે લોકો અલ્લાહના સિવાય પૂજતા હતા (જેમણે પોતાના અધિકારથી કોઈને ગુમરાહ નથી કર્યા ભલે માત્ર મૂર્તિ ભાવાર્થ તરીકે હોય અથવા ફરિશ્તા વગેરે પણ) તે (બધા)ને ભેગા કરશે પછી (તે જૂઠા મઅ્બૂદોને અને તેમના પૂજારીઓને અપમાનિત કરવા માટે) ફરમાવશે શું તમે મારા આ બંદાઓને (સત્ય માર્ગથી) ભટકાવી દીધા હતા અથવા તેઓ (પોતે જ સત્ય) માર્ગથી ભટકી ગયા હતા ? (મતલબ એ કે તેમણે તમારી પૂજા જે વાસ્તવમાં ગુમરાહી છે તમારા હુકમ અને ખુશીથી કરી જેમકે તે લોકોની માન્યતા હતી કે આ મઅ્બૂદો અમારી આ પૂજાથી ખુશ થાય છે અને ખુશ થઈને અલ્લાહ તઆલા પાસે મારી ભલામણ કરશે અથવા પોતાના ખોટા અભિપ્રાયથી એવું માની લીધું હતું), તે (મઅ્બૂદો) અરજ કરશે કે અલ્લાહની પનાહ ! અમારી શું મજાલ હતી કે અમે તારા સિવાય અન્ય કાર્યસાધકોને (પોતાની માન્યતા માટે) તજ્વીઝ કરીએ (તો પછી અમે પોતે કઈ રીતે કાર્યસાધક બન્યા ? મતલબ એ કે જ્યારે અમે પોતે જ પોતાને મખ્લૂક સમજીએ છીએ અને તું જ અમારો ખાલિક છે તો પછી શિર્ક કરનારાઓથી કઈ રીતે ખુશી જાહેર કરીએ ?) અને પરંતુ (તેઓ પોતે જ ગુમરાહ થયા અને ગુમરાહી પણ એવી અયોગ્ય રીતે કે ઉપકાર માનવાના સામાનને જ તેમણે કુફ્રનો સામાન બનાવી લીધો એટલા માટે કે) તમે

(તો) તેમને અને તેમના વડવાઓને (ખૂબ) રાહત આપી (જેનો તકાદો એ હતો કે નેઅ્મત આપનારને ઓળખે અને તેનો ઉપકાર માને તથા તેની આજ્ઞાનું પાલન કરે પરંતુ આ લોકો) અહીંયાં સુધી (મનેચ્છાઓ અને રસાસ્વાદમાં સંડોવાઈ ગયા) કે (તારી) યાદને (જ) ભૂલાવી બેઠા અને આ લોકો પોતે જ બરબાદ થયા (મતલબ એ છે કે તેમનો જવાબ જાહેર છે કે બંને સ્વરૂપમાંથી એક સ્વરૂપને અપનાવ્યું કે તેઓ પોતે જ માર્ગ ભટકી ગયા અને અમે તેમને ગુમરાહ નથી કર્યા અને તેમની ગુમરાહીને અલ્લાહની મોટી નેઅ્મતો તેમના ઉપર ઉતારવાનું વર્ણન કરીને ઔર વધારે સ્પષ્ટ કરી દીધી. તે સમયે અલ્લાહ તઆલા તે પૂજારીઓને જવાબવિહોણા કરવા માટે કે જે પ્રસ્તુત સવાલનો મૂળ હેતુ છે ફરમાવશે) તો તમારા આ મઅ્બૂદોએ તો તમને તમારી (બધી) વાતોમાં જૂઠા (જ) ઠરાવી દીધા (અને તેમણે પણ તમારો સાથ ન આપ્યો અને અપરાધ સંપૂર્ણ રીતે સ્થાપિત થઈ ચૂક્યો) બસ, (હવે) તમે ન તો પોતે (અઝાબને પોતાના ઉપરથી) ટાળી શકો છો અને ન જ (કોઈ બીજાના તરફથી) મદદ મેળવી શકો છો (એટલે સુધી કે જેમના ઉપર સંપૂર્ણ ભરોસો હતો તે પણ ચોખ્ખો જવાબ આપી રહ્યા છે અને તમારો ખુલ્લો વિરોધ કરી રહ્યા છે) અને જે તમારામાં જાલિમ (એટલે કે મુશ્રિક) હશે અમે તેમને મોટો અઝાબ ચખાડીશું (અને જો કે તે સમયે સંબોધન માત્ર મુશ્રિકોને જ થશે પરંતુ આ પ્રમાણે કહેવાનું એ કારણ છે કે જુલમનો તકાદો અઝાબ હોવું વર્ણન કરવાનો હેતુ છે) અને અમે તમારાથી પહેલાં જેટલા પયગમ્બર મોકલ્યા બધા ખોરાક પણ ખાતા હતા અને બજારોમાં ચાલતા ફરતા હતા (મતલબ એ છે કે નુબુવ્વત અને ખોરાક ખાવું વગેરેમાં કોઈ વિરોધાભાસ નથી એટલા માટે જેમની નુબુવ્વત દલીલોથી સાબિત છે ભલે વાંધા ઉઠાવનારા સ્વીકાર ન કરે, આ બધાને એ બાબતની શંકા થઈ છે, બસ તમારા ઉપર પણ આ વાંધો ખોટો છે) અને (હે પયગમ્બર અને હે પયગમ્બરના અનુયાયીઓ ! તે કાફિરોની આવી બેહૂદા વાતોથી ગમગીન ન થાઓ કારણ કે) અમે તમારા (સમગ્ર લોકો)માં એકને બીજાના માટે કસોટી બનાવ્યા છે (બસ આ જ સ્વાભાવિક ટેવ પ્રમાણે અંબિયા અલૈ.ને એવી હાલત પ્રમાણે બનાવ્યા કે ઉમ્મતની આજમાઈશ થાય કે કોણ તેમની માનવીય પરિસ્થિતિઓ ઉપર દષ્ટિપાત કરી તેમને જૂઠાડે છે અને કોણ તેમની નુબુવ્વતની વિશેષતાઓ ઉપર નજર કરીને સમર્થન કરે છે ? બસ, જ્યારે

આ વાત જાણ થઈ ગઈ તો) શું તમે (હવે પણ) સબ્ર કરશો (એટલે કે સબ્ર કરવી જોઈએ) અને (એ વાત નિશ્ચિત છે કે) તમારો પરવરદિગાર સઘળું જોઈ રહ્યો છે (તે નિશ્ચિત સમય ઉપર તેમને સજા આપશે પછી તમે કેમ ગમમાં પડો છો ?).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં કાફિરો અને મુશ્રિકો તરફથી રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલત ઉપર જે શંકાઓ રજુ કરવામાં આવી હતી અને ત્યાં તેમનો ટૂંકમાં જવાબ આપવામાં આવ્યો હતો આ આયતોમાં તેની અમુક વિગત ઉપસ્થિત છે જેનો ખુલાસો એ છે કે તમે પોતાની અજ્ઞાનતા કારણે અને વાસ્તવિકતાની ઓળખથી દૂર હોવાના કારણે એક વાત એવી કહી રહ્યા છે કે જો આ અલ્લાહનો રસૂલ હોત તો તેમની પાસે ઘણી દોલતની ખજાનાઓ હોત, ઘણી મોટી જાયદાદ અને બગીચાઓ હોત જેથી તેઓ રોજી–રોટીની ફિકરથી લાપરવાહ રહ્યા હોત. તેનો જવાબ એ આપવામાં આવ્યો કે એવું કરી આપવું અમારા માટે કોઈ મુશ્કેલ કામ નથી કે પોતાના રસૂલને દોલતના ખજાનાઓ આપી દઈએ બલકે મોટામાં મોટી હુકૂમત અને રાજ્યશાસનના માલિક બનાવી આપીએ જેમકે આથી અગાઉ હઝરત દાવુદ અને હઝરત સુલયમાન (અલૈ.)ને આવી જ દોલત અને સંપૂર્ણ દુનિયા ઉપર અજોડ સત્તા અર્પણ કરીને પોતાની તે સંપૂર્ણ કુદરતની જાહેરાત પણ કરી ચૂક્યા છે પરંતુ જાહેર સર્જનનું હિત અને અસંખ્ય હિકમતોનો તકાદો એ છે કે અંબિયા (અલૈ.)ને ભૌતિક અને દુનિયવી માલ અને દોલતથી અલગ જ રાખવામાં આવે, ખાસ કરીને સય્યિદુલ મુરસલીન સય્યિદુલ અંબિયા ﷺ માટે અલ્લાહ તઆલાને એ જ પસંદ છે કે તેઓ સામાન્ય ગરીબ મુસલમાનોની હરોળમાં અને તેમના જ જેવી પરિસ્થિતિમાં રહે અને પોતે રસૂલે કરીમ ﷺએ પોતાના માટે એવી જ હાલત પસંદ કરી જેમકે મુસ્નદે અહમદ, તિરમિઝીમાં હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે અમારા પરવરદિગારે મને ફરમાવ્યું કે હું આપના માટે સંપૂર્ણ મક્કાની ભૂમિ અને આજુબાજુના પહાડોને સોનાના બનાવી આપું છું તો મેં વિનંતી કરી કે નહીં ! હે મારા પરવરદિગાર ! મને તો એ પસંદ કે મને એક દિવસે પેટ ભરીને ખાવા મળે (જેના ઉપર અલ્લાહનો શુક્ર અદા કરું) અને એક દિવસ ભૂખ્યો રહું (તેના ઉપર સબ્ર કરું) અને હઝરત આયશા સિદીકા (રદિ.) ફરમાવે

છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે જો હું ઈચ્છું તો સોનાનો પહાડ મારી સાથે ફર્યા કરતો હોત. *(મઝહરી)*

ખુલાસો તેનો એ છે કે અંબિયા (અલૈ.)નું સામાન્ય રીતે ગરીબાઈ અને ફકીરીમાં રહેવું અલ્લાહ તઆલાની હજારો હિકમતો અને સામાન્ય મનુષ્યોના હિતના લીધે છે અને તેમાં પણ તે આવી હાલત ઉપર મજબૂર નથી હોતા, જો તેઓ ઈચ્છે તો અલ્લાહ તઆલા તેમને મોટા માલદાર અને જાયદાદના માલિક બનાવી શકે છે પરંતુ તેમની જાતને અલ્લાહ તઆલાએ એવી બનાવી છે કે તેઓ માલ–દોલતથી કોઈ દિલચસ્પી જ નથી રાખતા, ગરીબી અને ભૂખને જ પસંદ કરે છે.

બીજી વાત કાફિરોએ એ કહી હતી કે તે પયગમ્બર હોત તો સામાન્ય માનવોની જેમ ખાતા–પીતા ન હોત અને રોજી રોટી માટે બજારોમાં ન ફરતા હોત. આ વાંધાનો આધાર એ છે કે ઘણા બધા કાફિરોની એવી માન્યતા છે કે રસૂલ મનુષ્ય નથી હોઈ શકતો, ફરિશ્તો જ રસૂલ હોઈ શકે છે જેનો જવાબ કુર્આને કરીમમાં અનેક ઠેકાણે આવ્યો છે અને અહીંયાં તેનો એ જવાબ આપવામાં આવ્યો કે જે અંબિયા (અલૈ.)ને તમે પણ નબી અને રસૂલ માનો છો તે પણ તો માનવો જ હતા, માનવોની જેમ ખાતા–પીતા હતા અને બજારોમાં હરતા–ફરતા હતા જેનાથી તમારે એ પરિણામ કાઢી લેવું જોઈતું હતું કે ખાવું–પીવું અથવા બજારોમાં હરવું–ફરવું નુબુવ્વત અને રિસાલતના હોદ્દાની વિરુદ્ધ નથી. પ્રસ્તુત આયતમાં ....وَمَا اَرْسَلْنَا قَبْلَكَ مِنَ الْمُرْسَلِيْنَ اِلَّا اِنَّهُمْ لَيَاْكُلُوْنَ الطَّعَامَ માં આ વિષયનું વર્ણન છે.

## લોકોમાં આર્થિક સમાનતા ન હોવી મહાન હિકમત ઉપર આધારિત છે

وَجَعَلْنَا بَعْضَكُمْ لِبَعْضٍ فِتْنَةً તેમાં ઈશારો એ તરફ છે કે અલ્લાહ તઆલાની કુદરતમાં તો બધું જ હતું, તે તમામ માનવોને એકસરખા માલદાર બનાવી શકતો હતો, બધાને તંદુરસ્ત રાખી શકતો હતો, કોઈ બીમાર ન હોત, બધાની ઈજ્જત અને મરતબા ઉચ્ચ કક્ષા ઉપર કરી દીધા હોત, કોઈ નીચા હોદ્દાનો અથવા ઓછા દરજ્જાનો ન રહી ગયો હોત પરંતુ વૈશ્વિક વ્યવસ્થામાં તેના કારણે ઘણી અડચણો ઊભી થઈ હોત એટલા માટે અલ્લાહ તઆલાએ

કોઈને માલદાર બનાવ્યો, કોઈને ગરીબ અને મુફ્લિસ, કોઈને તાકતવર, કોઈને કમજોર, કોઈને તંદુરસ્ત, કોઈને બીમાર, કોઈને ઈજ્જત–આબરૂ અને મરતબાવાળો તો કોઈને ગુમનામ; આ ભિન્ન ભિન્ન પ્રકારના વિરોધાભાસ ખાસિયતો અને વિભિન્ન પરિસ્થિતિઓમાં દરેક તબકાની પરીક્ષા અને કસોટી છે. માલદાર માટે શુક્રનું, ગરીબ માટે સબ્રનું ઈમ્તિહાન છે. આ જ પ્રમાણે બીમાર અને તંદુરસ્તની પરિસ્થિતિ છે એટલા માટે રસૂલે કરીમ ﷺની તા'લીમ એ છે કે જ્યારે તમારી દૃષ્ટિ કોઈ એવા વ્યક્તિ ઉપર પડે તો તમે તરત એવા લોકો ઉપર નજર કરો જે તે વસ્તુઓમાં તમારાથી ઓછી હેસિયત ધરાવે છે. (જેથી તમે અદેખાઈના ગુનાહથી પણ બચી જાઓ અને પોતાની વર્તમાન પરિસ્થિતિમાં અલ્લાહ તઆલાનો ઉપકાર માનવાની તક પણ મળે.) (રવાહુ બુખારી વ મુસ્લિમ) *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ ફુરકાન : આયત નં. ૨૧–૨૨)

પારહ : ૧૯

19 وَقَالَ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآءَنَا لَوْلَآ اُنْزِلَ عَلَيْنَا الْمَلٰٓئِكَةُ اَوْ نَرٰى رَبَّنَا ؕ لَقَدِ
اسْتَكْبَرُوْا فِيْٓ اَنْفُسِهِمْ وَعَتَوْ عُتُوًّا كَبِيْرًا ﴿٢١﴾ يَوْمَ يَرَوْنَ الْمَلٰٓئِكَةَ لَا
بُشْرٰى يَوْمَئِذٍ لِّلْمُجْرِمِيْنَ وَيَقُوْلُوْنَ حِجْرًا مَّحْجُوْرًا ﴿٢٢﴾

## તરજુમો :

*અને તે લોકો બોલ્યા જેઓ ઉમ્મીદ નથી રાખતા કે અમને મળશે, કેમ ન ઊતર્યા અમારા ઉપર ફરિશ્તા ? અથવા અમે અમારા પરવરદિગારને જોઈ લીધો હોત, (તેઓ) પોતાની જાતમાં ખૂબ અભિમાન રાખે છે અને મોટી શરારતમાં માથે ચઢી રહ્યા છે. (૨૧) જે દિવસે ફરિશ્તાઓને જોઈ લેશે તે દિવસે ગુનેહગારો માટે કોઈ ખુશખબરી નથી અને કહેશે ક્યાંક કોઈ સુરક્ષિત આશ્રયસ્થાન ઊભું કરવામાં આવે ! (૨૨)*

## તફસીર :

અને જે લોકો અમારી સામે રજુ થવાની ઉમ્મીદ નથી રાખતા (કારણ કે તેઓ કયામત અને તેના હિસાબ માટે રજુ થવાના ઈન્કારી છે) તેઓ (રિસાલતના ઈન્કાર માટે) એવું કહે છે કે તમારી પાસે ફરિશ્તાઓ કેમ નથી આવતા (કે જો ફરિશ્તાઓ આવીને અમને કહે કે આ રસૂલ છે) અથવા અમે પોતાના પરવરદિગારને જોઈ લઈએ (અને તે પોતે અમને એવું કહી આપે કે આ રસૂલ છે ત્યારે અમે ખરાઈ કરી લઈએ, તેના જવાબમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે) આ લોકો પોતાના દિલોમાં પોતાને ઘણા મોટા સમજી રહ્યા છે (કે પોતાને એ પાત્ર સમજે છે કે ફરિશ્તા આવીને તેમને સંબોધન કરે અથવા પોતે અલ્લાહ તઆલા તેમની સાથે વાતચીત કરે) અને (ખાસ કરીને અલ્લાહ તઆલાને દુનિયામાં જોવા અને તેનાથી વાતચીત કરવાની ફરમાઈશમાં તો) આ લોકો (માનવતાની) હદથી ઘણે દૂર નીકળી ગયા છે (કારણ કે ફરિશ્તા અને મનુષ્યની તો અમુક બાબતોમાં સમાનતા છે, દાખલા તરીકે બંને અલ્લાહની મખ્લૂક-સર્જન છે પરંતુ અલ્લાહ તઆલા અને માનવીમાં તો કોઈ સમાનતા કે ભાગીદારીનો સવાલ જ નથી અને આ લોકો અલ્લાહને જોવાના પાત્ર તો ક્યાંથી હોય પરંતુ ફરિશ્તાઓ તેમને એક દિવસે દેખાશે પરંતુ જે રીતે તેઓ ઈચ્છે છે એ પ્રમાણે નહીં બલકે તેમના માટે અઝાબ અને મુસીબત તથા પરેશાની લઈને) એટલા માટે જે દિવસે આ લોકો ફરિશ્તાઓને જોશે (અને તે દિવસ કયામતનો છે) તે દિવસે મુજરિમો (એટલે કે કાફિરો)ના માટે કોઈ ખુશીની વાત (નસીબ) ન થશે અને (ફરિશ્તાઓને જ્યારે અઝાબના સામાન સાથે આવતા જોશે તો ગભરાઈને) કહેશે, પનાહ છે ! પનાહ છે !

## મસ્અલા અને બોધપાઠ :

وَقَالَ الَّذِيْنَ لَا يَرْجُوْنَ لِقَآئَنَا શબ્દ رَجَاءٌ (રજાઅ્)નો સામાન્ય અર્થ કોઈ પ્રિય અને આકર્ષિત કરનાર વસ્તુની આશા માટેનો થાય છે અને ક્યારેક આ શબ્દનો "ડર"ના અર્થમાં પણ ઉપયોગ થાય છે, જેમકે ઈબ્નુલ અંબારીએ "કિતાબુલ અજદાદ" (Arabic Lexicon)માં લખ્યું છે, આ સ્થળે પણ આ જ ડર તરીકેનો અર્થ વધારે સ્પષ્ટ છે, એટલે કે "તે લોકો જેઓ અમારી સામે રજુ

થવાથી ડરતા નથી'' તેમાં એ વાત તરફ ઈશારો છે કે હાસ્યાસ્પદ અને અજ્ઞાનતાભર્યા સવાલો અને ફરમાઈશોની હિંમત એવા જ વ્યક્તિની હોઈ શકે છે જે આખિરતનો બિલકુલ ઈન્કારી હોય, આખિરતમાં આસ્થા ધરાવનાર ઉપર આખિરતની ફિકર એવી છવાયેલી હોય છે કે તેને આવા સવાલ–જવાબની ફુરસદ જ નથી મળતી. આજકાલ જે આધુનિક શિક્ષણના પ્રભાવથી ઈસ્લામ અને તેના હુકમો વિશે ઘણા બધા લોકો શંકાઓ, ચર્ચાઓ તથા દલીલબાજીઓમાં પ્રવૃત્ત નજરે પડે છે એ પણ એની જ નિશાની છે કે નઊઝુબિલ્લાહ દિલમાં આખિરતનું સાચું યકીન નથી અને જો તે હોત તો આ પ્રકારના વાહિયાત સવાલો દિલમાં પેદા જ ન થયા હોત.

حِجْرًا مَّحْجُوْرًا માં શબ્દ حِجْر (હિજ્ર)નો શાબ્દિક અર્થ "સુરક્ષિત સ્થળ"નો છે અને مَحْجُوْرًا (મહ્જૂરન) તેની તાકીદ છે. આ શબ્દ અરબના રૂઢિપ્રયોગોમાં તે વખતે બોલવામાં આવતો હતો જ્યારે કોઈ મુસીબત સામે હોય, તેનાથી બચવા માટે લોકોને કહેતા હતા કે, "પનાહ છે ! પનાહ છે !" એટલે કે અમને આ મુસીબતથી પનાહ (શરણ) આપો તો કયામતના દિવસે પણ જ્યારે કાફિરો ફરિશ્તાઓને અઝાબનો સામાન લાવતા જોશે તો દુનિયાની ટેવ પ્રમાણે આ શબ્દો કહેશે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ શબ્દનો અર્થ નકલ થયો છે. حَرَامًا مُحَرَّمًا અને ભાવાર્થ એ છે કે કયામતના દિવસે જ્યારે આ લોકો ફરિશ્તાઓને અઝાબની સાથે જોશે અને તેમને મા'ફ કરવાની અને જન્નતમાં જવાની દરખાસ્ત કરશે અથવા તમન્ના જાહેર કરશે તો ફરિશ્તા તેના જવાબમાં કહેશે, حِجْرًا مَّحْجُوْرًا એટલે કે જન્નત કાફિરો ઉપર હરામ અને પ્રતિબંધિત છે.

---

## આયતો : (સૂરએ ફુરકાન : આયત નં. ૨૩ થી ૩૧)

وَقَدِمْنَآ اِلٰى مَا عَمِلُوْا مِنْ عَمَلٍ فَجَعَلْنٰهُ هَبَآءً مَّنْثُوْرًا ﴿٢٣﴾ اَصْحٰبُ الْجَنَّةِ
يَوْمَئِذٍ خَيْرٌ مُّسْتَقَرًّا وَّاَحْسَنُ مَقِيْلًا ﴿٢٤﴾ وَيَوْمَ تَشَقَّقُ السَّمَآءُ بِالْغَمَامِ وَنُزِّلَ
الْمَلٰٓئِكَةُ تَنْزِيْلًا ﴿٢٥﴾ اَلْمُلْكُ يَوْمَئِذِ ِالْحَقُّ لِلرَّحْمٰنِ ؕ وَكَانَ يَوْمًا عَلَى الْكٰفِرِيْنَ

عَسِيْرًا ﴿٢٦﴾ وَيَوْمَ يَعَضُّ الظَّالِمُ عَلٰى يَدَيْهِ يَقُوْلُ يٰلَيْتَنِي اتَّخَذْتُ مَعَ الرَّسُوْلِ
سَبِيْلًا ﴿٢٧﴾ يٰوَيْلَتٰى لَيْتَنِيْ لَمْ اَتَّخِذْ فُلَانًا خَلِيْلًا ﴿٢٨﴾ لَقَدْ اَضَلَّنِيْ عَنِ الذِّكْرِ بَعْدَ
اِذْ جَآءَنِيْ ؕ وَكَانَ الشَّيْطٰنُ لِلْاِنْسَانِ خَذُوْلًا ﴿٢٩﴾ وَقَالَ الرَّسُوْلُ يٰرَبِّ اِنَّ قَوْمِي
اتَّخَذُوْا هٰذَا الْقُرْاٰنَ مَهْجُوْرًا ﴿٣٠﴾ وَكَذٰلِكَ جَعَلْنَا لِكُلِّ نَبِيٍّ عَدُوًّا مِّنَ الْمُجْرِمِيْنَ ؕ
وَكَفٰى بِرَبِّكَ هَادِيًا وَّنَصِيْرًا ﴿٣١﴾

## તરજુમો :

*અને અમે પહોંચ્યા (લક્ષ આપ્યું) તેમના કામો ઉપર જે તેમણે કર્યા હતા, પછી અમે તેને ઉડતી રાખ (રજકણ) કરી નાંખ્યા. (૨૩) જન્નતના લોકોનું તે દિવસે ઘણું સારું ઠેકાણું છે અને (બપોરના) આરામનું ઘણું સારું સ્થળ છે. (૨૪) અને જે દિવસે આસમાન વાદળથી ફાટી જાય અને ફરિશ્તાઓ હારબંધ ઉતારવામાં આવે (૨૫) તે દિવસે બાદશાહી રહમાનની સત્ય છે અને તે દિવસ ઈન્કારીઓ ઉપર ઘણો અઘરો છે. (૨૬) અને જે દિવસે ગુનેહગાર પોતાના હાથોને (પસ્તાવાથી) કરડી કરડીને કહેશે, હાય અફસોસ! મેં રસૂલની સાથે માર્ગ પકડયો હોત ! (૨૭) હાય મારી દુર્ગતિ ! કે મેં ફલાણાને મિત્ર તરીકે ન પકડયો હોત ! (૨૮) ખરેખર, તેણે તો મને નસીહતથી બહેકાવી દીધો મારા સુધી પહોંચી ચૂક્યા બાદ; અને શયતાન મનુષ્યને ખરા સમય ઉપર દગો આપનારો (જ) છે. (૨૯) અને રસૂલે કહ્યું, હે મારા પરવરદિગાર ! મારી કોમે આ કુર્આનને (ત્યજવા લાયક) બકવાસ ઠરાવ્યું છે. (૩૦) અને આ જ પ્રમાણે અમે દરેક નબી માટે ગુનેહગારોમાંથી દુશ્મન રાખ્યા છે અને તમારો પરવરદિગાર માર્ગ બતાવવા માટે અને સહાય કરવા માટે પૂરતો છે. (૩૧)*

## તફસીર :

અને અમે (તે દિવસે) તેમના (એટલે કે કાફિરોના) તે (નેક) કર્મોની તરફ કે જે તેઓ (દુનિયામાં) કરી ચૂક્યા હતા લક્ષ આપીશું બસ તેમને (જાહેર સ્વરૂપે)

એવા (બેકાર) કરી નાંખીશું કે જેમકે ઉડતી ધૂળ (કે કોઈ કામ નહીં આવે, એ જ પ્રમાણે તે કાફિરોના કર્મો ઉપર કોઈ જ સવાબ ન થશે, અલબત્ત) જન્નતવાળા તે દિવસે થોભવાના સ્થળોમાં પણ સારા રહેશે અને આરામ કરવાના સ્થળોમાં પણ ઘણા સારા હશે. (مُسْتَقَرّ અને مَقِيْل નો ભાવાર્થ જન્નત છે, એટલે કે જન્નત તેમના માટે થોભવાનું અને આરામ કરવાનું સ્થળ હશે અને તેનું ઉત્તમ હોવું દેખીતું છે) અને જે દિવસે આસમાન એક વાદળ ઉપરથી ફાટી જશે અને (તે વાદળની સાથે આસમાનથી) ફરિશ્તાઓ (પૃથ્વી ઉપર) મોટા પ્રમાણમાં ઉતારવામાં આવશે (અને તે જ સમયે અલ્લાહ તઆલા હિસાબ કિતાબ માટે તજલ્લી ફરમાવશે અને) તે દિવસે સાચી હુકૂમત રહમાનની (જ) હશે (એટલે કે આ હિસાબ કિતાબ બદલો અને શિક્ષામાં કોઈની દખલગીરી નહીં હોય, જેમકે દુનિયામાં અમુક કામોમાં થોડી ઘણી અન્યની પણ દખલગીરી હોય છે) અને તે (દિવસ) કાફિરો ઉપર ઘણો કઠણ દિવસ હશે (કારણ કે તેમના હિસાબનું પરિણામ જહન્નમ જ છે) અને જે દિવસે જાલિમ (એટલે કે કાફિર વ્યક્તિ પસ્તાવાના માર્યા) પોતાના હાથ કરડી ખાશે (અને) કહેશે, કેવું સારું થાત હું રસૂલની સાથે (દીનના) માર્ગ ઉપર લાગ્યો હોત ! હાય મારી શામત ! (કે એવું ન કર્યું અને) કેવું સારું થાત કે મેં ફલાણા વ્યક્તિને મિત્ર ન બનાવ્યો હોત ! તેણે (એટલે કે તે કમ્બખ્ત મિત્રએ) મને નસીહત આવ્યા બાદ તેનાથી બહેકાવી દીધો (અને હટાવી દીધો) અને શયતાન તો મનુષ્યને (ખરાબ વખત ઉપર) મદદ કરવાથી દગો આપે છે (એટલા માટે તે કાફિરના અફસોસના સમયે તેની કોઈ હમદર્દી ન કરી, જો કે તેની હમદર્દી કરવાથી પણ કંઈ ન થાત, તે માત્ર દુનિયામાં જ બહેકાવવા માટે હતો) અને (તે દિવસે) રસૂલ (ﷺ અલ્લાહ તઆલાથી કાફિરોની ફરિયાદ સ્વરૂપે) કહેશે કે હે મારા પરવરદિગાર ! મારી (આ) કોમે આ કુર્આનને (કે જેના ઉપર અમલ કરવો વાજિબ હતો) બિલકુલ જ ઉપેક્ષિત કરી રાખ્યું હતું (અને તેના ઉપર ધ્યાન જ ન આપતા હતા, અમલ કરવો તો દૂરની વાત ! મતલબ એ કે પોતે કાફિરો પણ પોતાની ગુમરાહીનો સ્વીકાર કરશે અને રસૂલ ﷺ પણ ગવાહી આપશે, અલ્લાહ તઆલાના ફરમાન પ્રમાણે وَجِئْنَابِكَ عَلٰى هٰٓؤُلَآءِ شَهِيْدًا અને અપરાધની સાબિતીના આ જ બે સ્વરૂપો નિશ્ચિત છે સ્વીકાર અને ગવાહી; અને બંનેના ભેગા થવાથી આ સાબિતી ઔર પણ વધુ પાકી થઈ જશે અને તેઓ શિક્ષા

પાત્ર ઠરશે) અને અમે એ જ પ્રમાણે અપરાધી લોકોમાંથી દરેક નબીના દુશ્મન બનાવતા રહીએ છીએ (એટલે કે આ લોકો જેઓ કુર્આનનો ઈન્કાર કરીને તમારો વિરોધ કરી રહ્યા છે તે કોઈ નવી વાત નથી જેનો ગમ કરવામાં આવે) અને (જેને હિદાયત દેવું મંજૂર હોય તેની) હિદાયત કરવા માટે અને (જે હિદાયતથી વંચિત છે તેના મુકાબલામાં તમારી) મદદ કરવા માટે તમારો પરવરદિગાર પૂરતો છે.

## મસ્અલા અને બોધપાઠ :

خَيْـرٌ مُّسْتَقَرًّا وَّاَحْسَنُ مَقِيْلًا માં مُسْتَقَرّ (મુસ્તકર્ર) એ આગવી થોભવાની જગ્યાને કહેવામાં આવે છે અને مَـقِيْـل (મકીલ) એ બપોરના સૂવા (કયલુલ્લાહ) માટે બોલવામાં આવે છે, એટલે કે બપોરે આરામ કરવાના સ્થળને "મકીલ" કહેવામાં આવે છે. આ સ્થળે મકીલનું વર્ણન ખાસ કદાચ એટલા માટે પણ થયું છે કે એક હદીષમાં આવ્યું છે કે કયામતના દિવસે અલ્લાહ તઆલા બપોરના સમયે મખ્લૂકોના હિસાબ–કિતાબથી ફારેગ થઈ જશે અને બપોરે સૂવાના સમયે જન્નતવાળાઓ જન્નતમાં પહોંચી જશે અને જહન્નમવાળા જહન્નમમાં.

تَشَـقَّـقُ السَّـمَـآءُ بِـالْـغَمَامِ، اَىْ عَنِ الْغَمَامِ (قُرْطُبِىْ) અર્થ એ છે કે આસમાન ફાટીને તેમાંથી એક પ્રવાહી વાદળ નીકળશે જેમાં ફરિશ્તાઓ હશે, આ વાદળ છત સ્વરૂપે આસમાનથી આવશે અને તેમાં અલ્લાહ તઆલાની તજલ્લી હશે અને તેની આજુબાજુ ફરિશ્તાઓ હશે આવું હિસાબ શરૂ થવાના સમયે થશે અને તે સમયે આસમાનનું ફાટવું માત્ર તેના ખુલવા સ્વરૂપે હશે, આ તે ફાટવું નહીં હોય જે પ્રથમ વખતે પહેલા સૂરના સમયે આસમાન અને જમીનને ફના કરવા માટે હશે કારણ કે આ نُزُوْلِ غَمَامْ જેનું વર્ણન આયતમાં છે બીજા વખતના સૂર પછી છે જ્યારે કે બધી જમીન અને આસમાન ફરીવાર ઠીકઠાક થઈ ચૂક્યા હશે.

*(બયાનુલ કુર્આન)*

يَقُوْلُ يٰلَيْتَنِىْ لَمْ اَتَّخِذْ فُلَانًا خَلِيْلًا આ આયત એક ખાસ પ્રસંગના સંદર્ભમાં નાઝિલ થઈ છે પરંતુ તેનો હુકમ જાહેર છે, ઘટના એ હતી કે ઉકબહ બિન અબી મુઈત મક્કાના મુશ્રિક સરદારોમાંથી હતો, તેની આદત હતી કે જ્યારે કોઈ મુસાફરીથી પાછો આવતો તો શહેરના સન્માનનીય લોકોની દા'વત કરતો હતો અને મોટે ભાગે રસૂલે કરીમ ﷺને પણ મળ્યા કરતો હતો. એક વખતે ટેવ

પ્રમાણે તેણે શહેરના સન્માનનીય લોકોની દા'વત કરી અને રસૂલુલ્લાહ ﷺને પણ બોલાવ્યા, જ્યારે તેણે રસૂલે કરીમ ﷺની સામે ખાવા મૂક્યું તો આપે ફરમાવ્યું, હું તમારું ખાવા તે સમય સુધી નથી ખાઈ શકતો જ્યાં સુધી કે તમે એની ગવાહી ન આપો કે અલ્લાહ તઆલા એક છે, ઈબાદતમાં તેનો કોઈ ભાગીદાર નથી અને એ કે હું અલ્લાહ તઆલાનો રસૂલ છું. ઉકબહે આ વાક્યો પઢી લીધા અને રસૂલુલ્લાહ ﷺએ શરત પ્રમાણે ખાવું ખાઈ લીધું.

ઉકબહનો એક ગાઢ મિત્ર ઉબય બિન ખલફ હતો, જ્યારે તેને ખબર મળી કે ઉકબહ મુસલમાન થઈ ગયો તો તે ખૂબ ક્રોધે ભરાયો, ઉકબહે બહાનું રજુ કર્યું કે કુરૈશના સન્માનનીય મહેમાન મુહમ્મદ (ﷺ) મારા ઘરે આવ્યા હતા, જો તેઓ ખાધા વિના મારા ઘરેથી ચાલ્યા ગયા હોત તો એ મારા માટે ઘણું મોટું અપમાન હોત એટલા માટે મેં તેમના માટે આ શબ્દો કહી દીધા. ઉબય બિન ખલફે કહ્યું કે હું તારી આવી વાતો સ્વીકાર કરતો નથી જ્યાં સુધી કે તું તેમના મોઢાં ઉપર જઈને ન થૂંકે. આ કમ્બખ્ત બદ્નસીબ મિત્રના કહેવાથી આવી ગુસ્તાખી કરવા માટે તૈયાર થઈ ગયો અને એવું કરી ચૂક્યો. અલ્લાહ તઆલાએ દુનિયામાં પણ તે બંનેને ઝલીલ કર્યા કે ગઝ્વએ બદ્રમાં બંને માર્યા ગયા. (બગવી) અને આખિરતમાં તેમના અઝાબનું વર્ણન આ આયતમાં આવ્યું છે કે જ્યારે આખિરતનો અઝાબ સામે જોશે તો તે સમયે પસ્તાવા અને અફસોસથી પોતાના હાથ કરડવા લાગશે અને કહેશે, હાય અફસોસ, કાશ ! મેં ફલાણાને એટલે કે ઉબય બિન ખલફને દોસ્ત ન બનાવ્યો હોત. *(મઝહરી અને કુર્તુબી)*

## દુષ્ટ અને બેદીન મિત્રોની દોસ્તી કયામતના દિવસે અફસોસ અને પસ્તાવાનું કારણ બનશે :

તફસીરે મઝહરીમાં છે કે આ આયતો જો કે ખાસ ઉકબહ બિન અબી મુઈતની ઘટનામાં નાઝિલ થઈ હતી પરંતુ જેમકે આયતના શબ્દો જાહેર છે એટલા માટે હુકમ પણ સર્વસામાન્ય છે અને કદાચ આ સ્થળે તે મિત્રના નામના બદલે કુર્આનમાં "ફલાણા" શબ્દનો આ જ જાહેર અર્થ તરફ ઈશારો કરવા માટે ઉપયોગ થયો છે. આ આયતોએ એ બતાવ્યું છે કે જે મિત્ર કોઈ મુસીબત અને ગુનાહ ઉપર એકઠા થાય અને શરીઅત વિરુદ્ધના કાર્યમાં એકબીજાની મદદ કરતા હોય તે બધાનો એ જ હુકમ છે કે કયામતના દિવસે તે ગાઢ મિત્રની મિત્રતા ઉપર

રડશે. મુસ્નદે અહમદ, તિરમિઝી, અબૂ દાવુદ વગેરેએ હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَا تُصَاحِبْ اِلَّا مُؤْمِنًا وَلَا يَاْكُلْ مَالَكَ اِلَّا تَقِىٌّ (مَظْهَرِى) એટલે કે, કોઈ ગેરમુસ્લિમને પોતાનો મિત્ર ન બનાવો અને તમારો માલ (મિત્ર સ્વરૂપે) માત્ર મુત્તકી લોકો ખાય, એટલે કે મુત્તકી ન હોય એવા લોકોની દોસ્તી ન કરો અને અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَلْمَرْءُ عَلٰى دِيْنِ خَلِيْلِهٖ فَلْيَنْظُرْ مَن يُّخَالِلُ (رَوَاهُ الْبُخَارِىْ)

*"દરેક મનુષ્ય (સ્વાભાવિક રીતે) પોતાના મિત્રના દીન અને તરીકા ઉપર ચાલ્યા કરે છે એટલા માટે મિત્ર બનાવતા પહેલાં ખૂબ વિચાર કરી લો કે કોને મિત્ર બનાવી રહ્યા છો."*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે રસૂલે કરીમ ﷺને પૂછવામાં આવ્યું કે અમારી મજલિસની મિત્રતામાં કોણ લોકો ઉત્તમ છે ? આપ ﷺએ ફરમાવ્યું,

مَنْ ذَكَّرَكُمْ بِاللّٰهِ رُؤْيَتُهٗ وَزَادَفِىْ عِلْمِكُمْ مَنْطِقُهٗ وَذَكَّرَكُمْ بِالْاٰخِرَةِ عَمَلُهٗ

(رَوَاهُ الْبَزَّارُ ـ قُرْطُبِى)

*"તે વ્યક્તિ જેને જોઈને અલ્લાહ યાદ આવી જાય અને જેની વાતચીતથી તમારું જ્ઞાન વધે અને જેના કર્મોને જોઈને આખિરતની યાદ તાજી થાય."*

وَقَالَ الرَّسُوْلُ يٰرَبِّ اِنَّ قَوْمِى اتَّخَذُوْا هٰذَا الْقُرْاٰنَ مَهْجُوْرًا એટલે કે, કહેશે રસૂલ હે મારા પરવરદિગાર ! મારી કોમે આ કુર્આનને ભૂલાવી દીધું અને છોડી દીધું.

રસૂલે કરીમ ﷺની આ ફરિયાદ હક તઆલા શા'નુહૂની બારગાહમાં કયામતના દિવસે થશે અથવા આ જ દુનિયામાં રસૂલે કરીમ ﷺએ આ ફરિયાદ કરી તફસીરના ઈમામોમાં આ બાબતે મતભેદ છે, બંનેની શક્યતા છે. આગલી આયતમાં દેખીતો ઈશારો એ બાબતનો છે કે આ ફરિયાદ આપ ﷺએ દુનિયામાં જ રજુ કરી હતી જેના જવાબમાં રસૂલે કરીમ ﷺને દિલાસો આપવા માટે

આગલી આયતમાં ફરમાવ્યું, وَكَذٰلِكَ جَعَلْنَا لِكُلِّ نَبِيٍّ عَدُوًّا مِّنَ الْمُجْرِمِيْنَ એટલે કે, જો તમારા દુશ્મન કુર્આનને નથી માનતા તો તમારે એના ઉપર સબ્ર કરવી જોઈએ કારણ કે અલ્લાહની સુન્નત હંમેશાથી એ જ રહી છે કે દરેક નબી (અલૈ.)ના અમુક અપરાધી લોકો દુશ્મન રહ્યા કરે છે અને અંબિયા (અલૈ.) તેના ઉપર ધૈર્ય દાખવતા રહે છે.

**કુર્આનને કર્મોની દષ્ટિએ છોડી દેવું પણ મોટો ગુનોહ છે :**

દેખીતું એ છે કે કુર્આનને ભૂલાવી દેવા અથવા છોડી દેવાથી ભાવાર્થ કુર્આનનો ઈન્કાર છે જે માત્ર કાફિરોનું જ કામ છે પરંતુ અમુક રિવાયતોમાં એવું પણ આવ્યું છે કે જે મુસલમાન કુર્આન ઉપર ઈમાન તો ધરાવે છે પરંતુ તેની તિલાવતની પાબંદી કરતો નથી, ન જ તેના ઉપર અમલ કરવાની પાબંદી કરે છે તો તે પણ આ હુકમમાં સામેલ છે. હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

مَنْ تَعَلَّمَ الْقُرْاٰنَ وَعَلَّقَ مُصْحَفَهٗ لَمْ يَتَعَاهَدْهُ وَلَمْ يَنْظُرْ فِيْهِ جَاءَ يَوْمَ الْقِيٰمَةِ مُتَعَلِّقًا بِهٖ يَقُوْلُ يَارَبَّ الْعٰلَمِيْنَ اِنَّ عَبْدَكَ هٰذَااتَّخَذَنِىْ مَهْجُوْرًا فَاقْضِ بَيْنِىْ وَبَيْنَهٗ.

ذَكَرَهُ الثَّعْلَبِىُّ (قُرْطُبِىْ)

*"જે વ્યક્તિએ કુર્આન પઢ્યું પરંતુ પછી તેને બંધ કરીને ઘરમાં અધ્ધર કરી દીધું ન તેની તિલાવતની પાબંદી કરી, ન જ તેના હુકમોમાં ચિંતન કર્યું; કયામતના દિવસે કુર્આન તેના ગળામાં પડેલું આવશે અને અલ્લાહ તઆલાની બારગાહમાં ફરિયાદ કરશે કે તારા આ બંદાએ મને છોડી દીધું, હવે તું મારો અને તેના મા'મલાનો ફેંસલો કરી આપ."*

---

**આયત : (સૂરએ ફુરકાન : આયત નં. ૩૨)**

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَا نُزِّلَ عَلَيْهِ الْقُرْاٰنُ جُمْلَةً وَّاحِدَةً ۚ كَذٰلِكَ ۚ لِنُثَبِّتَ بِهٖ فُؤَادَكَ وَرَتَّلْنٰهُ تَرْتِيْلًا ﴿٣٢﴾

## તરજુમો :

*અને તે લોકો કહેવા લાગ્યા જેઓ ઈન્કારી છે, કેમ તેના ઉપર સમગ્ર કુર્આન એકી સાથે ન ઊતર્યું ? (તે) એ જ પ્રમાણે ઉતાર્યું (કે) જેથી અમે તેનાથી તમારું મન મક્કમ રાખીએ અને અમે તેને થોભી થોભીને સંભળાવ્યું. (૩૨)*

## તફસીર :

અને કાફિર લોકો એવું કહે છે કે એ (પયગમ્બર)ના ઉપર કુર્આન એક જ સમયે કેમ ઊતારવામાં ન આવ્યું ? (આ વાંધાથી તેમનો હેતુ એ છે કે જો આ અલ્લાહનું કલામ હોત તો ક્રમે ક્રમે ઉતારવાની શું જરૂરત હતી ? આ ક્રમબદ્ધ ઉતારવાથી આ શંકા થાય છે કે રસૂલુલ્લાહ ﷺ પોતે જ તેને વિચારી વિચારીને થોડું થોડું ઘડી કાઢે છે, આ વાંધાનો આગળ જવાબ છે કે) આ રીતે (ક્રમબદ્ધ) એટલા માટે (અમે ઉતાર્યું) છે જેથી અમે તેના દ્વારા તમારા દિલને મજબૂત રાખીએ અને (એટલા માટે) અમે તેને ખૂબ થોભી થોભીને ઉતારીએ છીએ (એટલા માટે ૨૩ વર્ષોના સમયગાળામાં ધીમે ધીમે પૂર્ણ થયું).

## મસ્અલા અને બોધપાઠ :

આ તે જ કાફિરો અને મુશ્રિકોના વાંધાઓ અને તેના જવાબોનો ક્રમ છે જે સૂરતની શરૂઆતથી ચાલી આવ્યો છે. આ વાંધાના જવાબમાં કુર્આનને ક્રમે ક્રમે નાઝિલ કરવાની એક હિકમત અત્રે એ વર્ણન કરવામાં આવી છે કે તેના દ્વારા તમારા દિલને મજબૂત રાખવાનો હેતુ છે, ક્રમબદ્ધ નાઝિલ થવામાં રસૂલે કરીમ ﷺના દિલને મજબૂતી પ્રદાન થવાના અમુક કારણો છે. પ્રથમ એ કે તે યાદ રાખવામાં સરળ બની ગયું. એક મોટો ગ્રંથ એકી સાથે ઊતરી ગયો હોત તો આ સરળતા ન રહી શકી હોત અને સરળતાની સાથે યાદ થતા રહેવાથી દિલમાં કોઈ પરેશાની નથી રહેતી, બીજું જ્યારે કાફિરો તમારા ઉપર કોઈ વાંધો ઉઠાવતા હતા અથવા તમારી સાથે કોઈ અપ્રિય વ્યવહાર કરતા હતા તો તે જ સમયે તમને દિલાસો આપવા માટે કુર્આનમાં આયતો નાઝિલ થઈ જતી હતી અને જો સમગ્ર કુર્આન એકી સાથે આવી ગયું હોત અને એક ખાસ ઘટના ઉપર સાંત્વનાનું વર્ણન પણ કુર્આનમાં આવી ગયું હોત તો કદાચ તેને કુર્આનમાં શોધવાની આવશ્યકતા પડી હોત અને દિમાગ તે તરફ કેન્દ્રિત થઈ જવું પણ સ્વાભાવિક રીતે જરૂરી ન

હતું, ત્રીજું અલ્લાહનો હુકમ આવવો એક તાજી ગવાહી છે જે અલ્લાહ તઆલા તરફથી દિલની મજબૂતીનો એક મોટો આધાર પણ છે અને આ સ્થળે જે દિલની મજબૂતીની હિકમત બતાવવામાં આવી છે માત્ર ક્રમબદ્ધ ઊતરાણની હિકમત તેના ઉપર આધારિત નથી બલકે બીજી હિકમતો પણ છે જેમાંથી અમુક સૂરએ બની ઈસ્રાઈલની આયત وَقُرْاٰنًا فَرَقْنَاهُ لِتَقْرَأَهُ عَلَى النَّاسِ عَلٰى مُكْثٍ માં અગાઉ આવી ચૂકી છે. *(બયાનુલ કુર્આન)*

——————————

## આયતો : (સૂરએ ફુરકાન : આયત નં. 33 થી 36)

وَلَا يَأْتُوْنَكَ بِمَثَلٍ اِلَّا جِئْنٰكَ بِالْحَقِّ وَاَحْسَنَ تَفْسِيْرًا ﴿٣٣﴾ اَلَّذِيْنَ يُحْشَرُوْنَ عَلٰى وُجُوْهِهِمْ اِلٰى جَهَنَّمَ ۙ اُولٰٓئِكَ شَرٌّ مَّكَانًا وَّاَضَلُّ سَبِيْلًا ﴿٣٤﴾ وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ وَجَعَلْنَا مَعَهٗٓ اَخَاهُ هٰرُوْنَ وَزِيْرًا ﴿٣٥﴾ فَقُلْنَا اذْهَبَآ اِلَى الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۭ فَدَمَّرْنٰهُمْ تَدْمِيْرًا ﴿٣٦﴾

**તરજુમો :**

*અને તમારી પાસે કોઈ કપોળકલ્પિત વાત(નો સવાલ) નથી લાવતા પણ અમે તમને (જવાબમાં) સત્ય વાત પહોંચાડી આપીએ છીએ અને ઉત્તમ વિવરણ (ખુલાસો કરીને). (૩૩) જે લોકો કે ઘેરીને લાવવામાં આવશે પોતાના મોઢાંભેર ઊંધા પડેલા દોઝખ તરફ; તેમનો જ બુરો દરજ્જો છે અને માર્ગથી ભટકેલા છે. (૩૪) અને અલબત્ત અમે મૂસા (અલૈ.)ને કિતાબ આપી અને અમે તેમની સાથે તેમના ભાઈ હારૂન (અલૈ.)ને વઝીર (સહાયક) બનાવ્યા. (૩૫) પછી અમે કહ્યું, તમે બંને તે લોકો પાસે જાઓ જેમણે અમારી નિશાનીઓને (તવહીદની દલીલોને) જૂઠાડી છે, પછી અમે તેઓને (જૂઠાડનારાઓને) ઉખેડી ફેંક્યા. (૩૬)*

**તફસીર :**

અને આ લોકો ગમે તેવા વિચિત્ર સવાલ તમારી સામે રજુ કરે પરંતુ અમે (તેનો) ઠીક જવાબ અને સારો ખુલાસો તમને એનાયત કરી આપીએ છીએ (જેથી

તમે વિરોધીઓને જવાબ આપી શકો, આ દેખીતી રીતે તે હૃદયની મજબૂતીનું વર્ણન છે જેનું વર્ણન આનાથી આગલી આયતમાં આવી ચૂક્યું છે કે કુર્આનને ક્રમબદ્ધ ઉતારવામાં રસૂલે કરીમ ﷺ દિલને મક્કમ અને મજબૂત કરવાની હિકમત છે કે જ્યારે કાફિરો તરફથી કોઈ વાંધો આવે તો તે જ વખતે અલ્લાહ તઆલા તરફથી તેનો જવાબ ઊતારી દેવામાં આવે), આ તે લોકો છે જેઓ પોતાના ચહેરાઓભેર ઊંધા પડેલા જહન્નમ તરફ લઈ જવામાં આવશે (એટલે કે ઘસેડીને), આ લોકો સ્થળમાં પણ અત્યંત ખરાબ અને તરીકામાં પણ ઘણા જ માર્ગ ભટકેલા છે. (અહીંયાં સુધી રિસાલતના ઈન્કાર ઉપર ધમકીઓ અને કુર્આનના વાંધાઓના જવાબ હતા, આગળ તેના સમર્થનમાં ભૂતકાળના અમુક પ્રસંગો નકલ કરવામાં આવ્યા છે જેમાં રિસાલતના ઈન્કારીઓનું પરિણામ અને બોધપાઠયુક્ત પરિસ્થિતિઓ ઉપસ્થિત છે અને તેમાં પણ રસૂલે કરીમ ﷺની સાંત્વના અને દિલની મજબૂતીનો સામાન છે કે અગાઉ થઈ ચૂકેલા અંબિયા અલૈ.ની અલ્લાહ તઆલાએ જે પ્રમાણે મદદ કરી અને દુશ્મનો ઉપર વર્ચસ્વ આપ્યું તે તમારા માટે પણ થવાનું છે, તેમાં પ્રથમ કિસ્સો હઝરત મૂસા અલૈ.નો વર્ણન કરવામાં આવ્યો કે) અને ખરેખર અમે મૂસા (અલૈ.)ને કિતાબ (એટલે કે તવરાત) આપી હતી અને (આ કિતાબ મળતા પહેલાં) અમે તેમની સાથે તેમના ભાઈ હારૂન (અલૈ.)ને (તેમના) સહાયક (અને મદદગાર) બનાવ્યા હતા, પછી અમે (બંનેને) હુકમ આપ્યો કે બંને જણા તે લોકો પાસે (માર્ગદર્શન કરવા માટે) જાઓ જેમણે અમારી (તવહીદની) દલીલોને જૂઠાડી છે (તેનો ભાવાર્થ ફિરઔન અને તેની કોમ છે એટલા માટે આ બંને જણા ત્યાં પહોંચ્યા અને તેમને ઘણા સમજાવ્યા પરંતુ તેઓ ન માન્યા) બસ, અમે તેમને (પોતાના ક્રોધથી) બિલકુલ જ ગારત કરી નાંખ્યા (એટલે કે દરિયામાં ડૂબાડી દેવામાં આવ્યા).

## મસ્અલા અને બોધપાઠ :

اَلَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا તેમાં ફિરઔનની કોમ વિશે એ ફરમાવ્યું કે તેમણે અમારી આયતોને જૂઠાડી છે જ્યારે કે તે સમયે હઝરત મૂસા (અલૈ.) ઉપર તવરાત નાઝિલ પણ થઈ ન હતી એટલા માટે આ જૂઠાડવાથી તવરાતની આયતો જૂઠાડવાનો ભાવાર્થ નથી હોઈ શકતો બલકે આ આયતોનો ભાવાર્થ યા તો તવહીદની તાર્કિક અને બૌદ્ધિક દલીલો છે જે દરેક મનુષ્યને પોતાની બુદ્ધિ પ્રમાણે

સમજમાં આવી શકે છે, તેમાં ચિંતન અને મનન ન કરવાને આયતોનું જૂઠાડવું કહેવામાં આવ્યું અથવા તો આ કે અગાઉ થઈ ચૂકેલા અંબિયાઓના તરીકાઓ જે કોઈને કોઈ રીતે દરેક કોમમાં ચાલતા આવતા હોય છે, તેનો ઈન્કાર ભાવાર્થ તરીકે છે જેમકે કુર્આનમાં ફરમાવવામાં આવ્યું وَلَقَدْ جَاءَ كُمْ يُوْسُفُ مِنْ قَبْلُ بِالْبَيِّنَاتِ તેમાં અગાઉ થઈ ચૂકેલા અંબિયાઓની તા'લીમનું તે લોકો સુધી નકલ થતું ચાલ્યું આવવું બતાવવામાં આવ્યું છે. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ ફુરકાન : આયત નં. ૩૭ થી ૪૪)

وَقَوْمَ نُوْحٍ لَّمَّا كَذَّبُوا الرُّسُلَ اَغْرَقْنٰهُمْ وَجَعَلْنٰهُمْ لِلنَّاسِ اٰيَةً ۭ وَاَعْتَدْنَا
لِلظّٰلِمِيْنَ عَذَابًا اَلِيْمًا ۚ﴿۳۷﴾ وَّعَادًا وَّثَمُوْدَاۡ وَاَصْحٰبَ الرَّسِّ وَقُرُوْنًا بَيْنَ
ذٰلِكَ كَثِيْرًا ﴿۳۸﴾ وَكُلًّا ضَرَبْنَا لَهُ الْاَمْثَالَ ۡ وَكُلًّا تَبَّرْنَا تَتْبِيْرًا ﴿۳۹﴾ وَلَقَدْ اَتَوْا
عَلَى الْقَرْيَةِ الَّتِيْٓ اُمْطِرَتْ مَطَرَ السَّوْءِ ۭ اَفَلَمْ يَكُوْنُوْا يَرَوْنَهَا ۚ بَلْ كَانُوْا لَا يَرْجُوْنَ نُشُوْرًا ﴿۴۰﴾
وَاِذَا رَاَوْكَ اِنْ يَّتَّخِذُوْنَكَ اِلَّا هُزُوًا ۭ اَهٰذَا الَّذِيْ بَعَثَ اللّٰهُ رَسُوْلًا ﴿۴۱﴾ اِنْ كَادَ
لَيُضِلُّنَا عَنْ اٰلِهَتِنَا لَوْلَآ اَنْ صَبَرْنَا عَلَيْهَا ۭ وَسَوْفَ يَعْلَمُوْنَ حِيْنَ يَرَوْنَ الْعَذَابَ
مَنْ اَضَلُّ سَبِيْلًا ﴿۴۲﴾ اَرَءَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوٰىهُ ۭ اَفَاَنْتَ تَكُوْنُ عَلَيْهِ
وَكِيْلًا ۙ﴿۴۳﴾ اَمْ تَحْسَبُ اَنَّ اَكْثَرَهُمْ يَسْمَعُوْنَ اَوْ يَعْقِلُوْنَ ۭ اِنْ هُمْ اِلَّا
كَالْاَنْعَامِ بَلْ هُمْ اَضَلُّ سَبِيْلًا ﴿۴۴﴾ ع

**તરજુમો :**

*અને નૂહ (અલૈ.)ની કોમને; જ્યારે તેમણે સંદેશ લાવનાર (રસૂલો)ને જૂઠાડયા અમે તેમને ડૂબાડી દીધા અને લોકો માટે નિશાની (સ્વરૂપ) બનાવી દીધા અને અમે ગુનેહગારો માટે કષ્ટદાયક અઝાબ તૈયાર કરી રાખ્યો છે. (૩૭) અને આદને અને ષમૂદને અને કૂવાવાળાઓ (અસ્હાબે રસ્સ)ને અને તેની મધ્યે ઘણા બધા સમુદાયોને. (૩૮) અને સૌને અમે દષ્ટાંતો કહી*

*સંભળાવ્યા અને સૌને અમે ખોઈ નાંખ્યા સદંતર નાશ કરીને. (૩૯) અને આ લોકો તે વસ્તી પાસે જઈ આવ્યા છે જેના ઉપર ઘણો ખરાબ (અઝાબનો) વરસાદ વરસ્યો, શું તેને જોતા ન હતા ? નહીં ! બલકે પુનઃજીવીત થવાની ઉમ્મીદ (ધારણા) નથી ધરાવતા. (૪૦) અને જ્યાં પણ તમને જુએ તમારાથી તેમને કોઈ કામ નથી પરંતુ ઠઠ્ઠો મશ્કરી કરવા સિવાય; શું આ જ છે જેને અલ્લાહે સંદેશ આપીને મોકલ્યો ? (૪૧) એણે તો અમને અમારા મઅ્બૂદોથી ભટકાવી જ દીધા હોત જો અમે તેના ઉપર મક્કમ ન રહ્યા હોત ! અને આગળ જાણી લેશે જે સમયે અઝાબને જોશે કે કોણ વધારે માર્ગ ભટકેલું છે. (૪૨) ભલા જુઓ તો એ વ્યક્તિને જેણે પોતાની મનેચ્છાને મઅ્બૂદ બનાવ્યો, શું તમે તેની જવાબદારી લઈ શકો છો ? (૪૩) અથવા તમે એવું ધારો છો કે તેમનામાં ઘણા બધા સાંભળે અથવા સમજે છે ? બીજું કંઈ નથી તેઓ જાનવરો સમાન છે; બલકે તેઓ માર્ગથી વધારે ભટકેલા છે.(૪૪)*

## તફસીર :

અને નૂહની કોમનો પણ (તેમના સમયમાં) અમે નાશ કરી ચૂક્યા છે (જેમના નાશનું કારણનું વર્ણન એ છે કે) જ્યારે તેમણે પયગમ્બરોને જૂઠાડ્યા તો અમે તેમને (જળપ્રલયથી) ડૂબાડી દીધા અને અમે તેઓ(ની ઘટના)ને લોકો(ના બોધપાઠ) માટે નિશાની બનાવી દીધા (આ તો દુનિયામાં સજા થઈ) અને (આખિરતમાં) અમે (તે) જાલિમોના માટે કષ્ટદાયક સજા તૈયાર કરી રાખી છે અને અમે આદ અને ષમૂદ તથા અસ્હાબુર્રસનો અને તેમની વચ્ચે વચ્ચે ઘણી બધી ઉમ્મતોનો નાશ કર્યો અને અમે (પ્રસ્તુત ઉમ્મતોમાંથી) દરેક(ના માર્ગદર્શન) માટે અનેકાનેક (એટલે કે પ્રભાવી અને ખુલાસાવાર) વિષયો વર્ણન કર્યા અને (જ્યારે ન માન્યું તો) અમે બધાને બિલકુલ જ બરબાદ કરી નાંખ્યા અને આ (કાફિરો શામ પ્રદેશની મુસાફરીમાં આ) વસ્તીઓ ઉપર થઈને પસાર થાય છે જેના ઉપર ખરાબ રીતે પથ્થરો વરસાવવામાં આવ્યા હતા (ભાવાર્થ કોમે લૂતના અવશેષોનો છે) બસ શું આ લોકો તેને જોતા નથી રહેતા ! (પછી પણ બોધપાઠ નથી ગ્રહણ કરતા કે કુફ્ર અને જૂઠાડવાનું છોડી દે જેના કારણે લૂતની કોમને સજા થઈ, બસ વાત એમ છે કે બોધપાઠ ગ્રહણ ન કરવાનું કારણ એવું નથી કે તેઓ

આ અવશેષોને જોતા ન હોય) બલકે (મૂળ કારણ તેનું એ છે કે) આ લોકો મૃત્યુ પછી સજીવન થવાની સંભાવનાને જ માનતા નથી (એટલે કે આખિરતના ઈન્કારી છે એટલા માટે કુફ્રને સજાપાત્ર ઠરાવતા નથી અને એટલા માટે તેમના નાશને કુફ્રનો વબાલ સમજતા નથી બલકે એક અચાનક આવી પડેલ આફત સમજે છે અને આ કારણે બોધપાઠ ગ્રહણ કરતા નથી) અને જ્યારે આ લોકો તમને જુએ છે તો બસ તમારાથી ઠઠ્ઠો મશ્કરી કરવા લાગે છે (અને કહે છે) કે શું આ જ (મોટા વ્યક્તિ) છે ? તેને અલ્લાહે રસૂલ બનાવીને મોકલ્યા છે !? (એટલે કે આવા ગરીબ રસૂલ ન હોવા જોઈએ, જો રિસાલત કોઈ વસ્તુ છે તો કોઈ રઈશ અથવા માલદાર હોવો જોઈતો હતો, બસ તેઓ રસૂલ નથી અલબત્ત) આ વ્યક્તિ(ની વાક્છટા એવી ગજબની છે કે તેઓ)એ તો અમને અમારા મઅ્બૂદોથી હટાવી જ દીધા હોત જો અમે તેના ઉપર (મજબૂતીથી) કાયમ ન રહ્યા હોત (એટલે કે અમે તો હિદાયત ઉપર છે અને આ અમને ગુમરાહ કરવાની કોશીશ કરતો હતો, અલ્લાહ તઆલા તેના રદિયામાં ફરમાવે છે કે જાલિમ હજુ તો પોતાને હિદાયત પામેલ અને અમારા પયગમ્બરને ગુમરાહ બતાવે છે) અને (મૃત્યુ પછી) જલદી જ તેમને જાણ થઈ જશે જ્યારે અઝાબને નજરે જોશે કે કોણ વ્યક્તિ ગુમરાહ હતો (શું તે પોતે અથવા નઊઝુબિલ્લાહ પયગમ્બર !?... તેમાં તેમના બેહૂદા વાંધાઓના જવાબ તરફ પણ ઈશારો છે કે નુબુવ્વત અને માલદારીમાં કોઈ મેળ નથી, માલદાર ન હોવાના કારણે નુબુવ્વતથી ઈન્કાર નરી અજ્ઞાનતા અને ગુમરાહી સિવાય કંઈ જ નથી પરંતુ દુનિયામાં જે ઈચ્છે ધારણા બાંધી લે પરંતુ કયામતમાં બધી હકીકત ખુલી જશે) હે પયગમ્બર ! તમે તે વ્યક્તિની હાલત પણ જોઈ જેણે પોતાના ખુદા પોતાની મનેચ્છાને બનાવી રાખ્યા છે બસ શું તમે તેમની દેખરેખ રાખી શકો છો અથવા તમે વિચાર કરો છો કે તેમનામાં મોટા ભાગના સાંભળે અથવા સમજે છે ? (મતલબ એ છે કે તેમની હિદાયત ન થવાથી ગમ અને ચિંતામાં ન પડો કારણ કે તમે તેમના ઉપર થોપવામાં નથી આવ્યા કે તમારું ઈચ્છવું, ન ઈચ્છવું તેમને માર્ગ ઉપર લાવે અને ન જ હિદાયતની તેમનાથી આશા રાખો કારણ કે ન તો તેઓ સત્ય વાતને સાંભળે છે અને ન જ તેમનામાં બુદ્ધિ છે કે વિચાર કરે), એ તો માત્ર જાનવરો જેવા છે (કે તેઓ ન તો વાતને સાંભળે છે અને ન જ સમજે છે) બલકે આ તેમનાથી પણ

વધારે માર્ગ ભટકેલા છે (કારણ કે તે દીનના હુકમોના જવાબદાર નથી તો તેમનું ન સમજવું નીંદાપાત્ર નથી અને આ તો જવાબદાર છે પછી પણ નથી સમજતા ? પછી એ કે તેઓ જો જરૂરિયાતે દીનની માન્યતા નથી ધરાવતા તો ઈન્કારી પણ નથી તો આ તો ઈન્કાર જ છે અને اَرَءَيْتَ માં તેમની ગુમરાહીનું કારણ પણ વર્ણન કરી દેવામાં આવ્યું કે કોઈ સંદેહ અથવા દલીલથી તેમને શંકા નથી થઈ બલકે તેઓ પોતાની મનેચ્છાઓના અનુસરણના કારણે આવું કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

નૂહ (અલૈ.)ની કોમ વિશે આ ઈરશાદ છે કે તેમણે રસૂલોને જૂઠાડ્યા જ્યારે કે પ્રથમ રસૂલ ન તેમના સમયમાં હતા અને ન જ તેમણે જૂઠાડ્યા તો કહેવાનો આશય એ છે કે તેમણે હઝરત નૂહ (અલૈ.)ને જૂઠાડ્યા અથવા જે પ્રમાણે દીનના મુખ્ય સિદ્ધાંતોમાં બધા જ અંબિયા (અલૈ.) એકસમાન છે એટલા માટે એકને જૂઠાડવું પણ બધાને જૂઠાડવાના હુકમમાં છે.

اَصْحٰبَ الرَّسِّ (અસ્હાબર્રસ્સિ)માં رَسّ (રસ્સ) શાબ્દિક અર્થના આધારે "કાચા કૂવા"ને કહેવામાં આવે છે. કુર્આને કરીમ અને કોઈ સહીહ હદીષમાં તે લોકોની હાલતની વિગત ઉપસ્થિત નથી, ઈસ્રાઈલી રિવાયતો વિવિધ પ્રકારની છે. મોટે ભાગે એવું છે કે કોમે ષમૂદના અમુક બાકી બચેલા લોકો હતા જે કોઈ કૂવા ઉપર વસવાટ કરતા હતા. (કઝા ફિલ કામૂષ વદૂર્ર અન ઈબ્ને અબ્બાસ રદિ.) તેમના અઝાબનું સ્વરૂપ પણ કુર્આનમાં નુસૂસથી અને કોઈ સહીહ હદીષમાં પણ ઉપસ્થિત નથી. *(બયાનુલ કુર્આન)*

## શરીઅત વિરુદ્ધ મનેચ્છાઓનું અનુસરણ એક પ્રકારની મૂર્તિપૂજા છે :

اَرَءَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوٰهُ આ આયતમાં તે વ્યક્તિને કે જે ઈસ્લામી શરીઅત વિરુદ્ધ પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરતો હોય એવું કહેવામાં આવ્યું છે કે તેણે પોતાની મનેચ્છાઓને મઅ્બૂદ બનાવી દીધો છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે શરીઅત વિરુદ્ધ મનેચ્છાઓ પણ એક મૂર્તિ છે જેની પૂજા કરવામાં આવે છે, પછી દલીલમાં આ આયત તિલાવત કરી. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ ફુરકાન : આયત નં. ૪૫ થી ૬૨)

اَلَمْ تَرَ اِلٰى رَبِّكَ كَيْفَ مَدَّ الظِّلَّ ۚ وَلَوْ شَآءَ لَجَعَلَهٗ سَاكِنًا ۚ ثُمَّ جَعَلْنَا
الشَّمْسَ عَلَيْهِ دَلِيْلًا ﴿۴۵﴾ ثُمَّ قَبَضْنٰهُ اِلَيْنَا قَبْضًا يَّسِيْرًا ﴿۴۶﴾ وَهُوَ الَّذِيْ جَعَلَ
لَكُمُ الَّيْلَ لِبَاسًا وَّالنَّوْمَ سُبَاتًا وَّجَعَلَ النَّهَارَ نُشُوْرًا ﴿۴۷﴾ وَهُوَ الَّذِيْۤ
اَرْسَلَ الرِّيٰحَ بُشْرًۢا بَيْنَ يَدَيْ رَحْمَتِهٖ ۚ وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً
طَهُوْرًا ﴿۴۸﴾ لِّنُحْیِۦَ بِهٖ بَلْدَةً مَّيْتًا وَّنُسْقِيَهٗ مِمَّا خَلَقْنَاۤ اَنْعَامًا وَّ
اَنَاسِيَّ كَثِيْرًا ﴿۴۹﴾ وَلَقَدْ صَرَّفْنٰهُ بَيْنَهُمْ لِيَذَّكَّرُوْا ۖ فَاَبٰۤى اَكْثَرُ النَّاسِ اِلَّا
كُفُوْرًا ﴿۵۰﴾ وَلَوْ شِئْنَا لَبَعَثْنَا فِيْ كُلِّ قَرْيَةٍ نَّذِيْرًا ﴿۵۱﴾ فَلَا تُطِعِ الْكٰفِرِيْنَ
وَجَاهِدْهُمْ بِهٖ جِهَادًا كَبِيْرًا ﴿۵۲﴾ وَهُوَ الَّذِيْ مَرَجَ الْبَحْرَيْنِ هٰذَا عَذْبٌ
فُرَاتٌ وَّهٰذَا مِلْحٌ اُجَاجٌ ۚ وَجَعَلَ بَيْنَهُمَا بَرْزَخًا وَّحِجْرًا مَّحْجُوْرًا ﴿۵۳﴾ وَهُوَ الَّذِيْ
خَلَقَ مِنَ الْمَآءِ بَشَرًا فَجَعَلَهٗ نَسَبًا وَّصِهْرًا ۭ وَكَانَ رَبُّكَ قَدِيْرًا ﴿۵۴﴾ وَيَعْبُدُوْنَ
مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَنْفَعُهُمْ وَلَا يَضُرُّهُمْ ۭ وَكَانَ الْكَافِرُ عَلٰى رَبِّهٖ ظَهِيْرًا ﴿۵۵﴾ وَمَاۤ
اَرْسَلْنٰكَ اِلَّا مُبَشِّرًا وَّنَذِيْرًا ﴿۵۶﴾ قُلْ مَاۤ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ اِلَّا مَنْ شَآءَ
اَنْ يَّتَّخِذَ اِلٰى رَبِّهٖ سَبِيْلًا ﴿۵۷﴾ وَتَوَكَّلْ عَلَى الْحَيِّ الَّذِيْ لَا يَمُوْتُ وَسَبِّحْ بِحَمْدِهٖ ۭ
وَكَفٰى بِهٖ بِذُنُوْبِ عِبَادِهٖ خَبِيْرًا ﴿۵۸﴾ الَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا
بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ ۚ اَلرَّحْمٰنُ فَسْـَٔلْ بِهٖ
خَبِيْرًا ﴿۵۹﴾ وَاِذَا قِيْلَ لَهُمُ اسْجُدُوْا لِلرَّحْمٰنِ قَالُوْا وَمَا الرَّحْمٰنُ ۗ اَنَسْجُدُ
لِمَا تَاْمُرُنَا وَزَادَهُمْ نُفُوْرًا ﴿۶۰﴾ تَبٰرَكَ الَّذِيْ جَعَلَ فِي السَّمَآءِ بُرُوْجًا وَّ
جَعَلَ فِيْهَا سِرٰجًا وَّقَمَرًا مُّنِيْرًا ﴿۶۱﴾ وَهُوَ الَّذِيْ جَعَلَ الَّيْلَ وَالنَّهَارَ خِلْفَةً لِّمَنْ
اَرَادَ اَنْ يَّذَّكَّرَ اَوْ اَرَادَ شُكُوْرًا ﴿۶۲﴾

عند المتقدمين ١٢

**તરજુમો :**

*તમે પોતાના પરવરદિગાર તરફ જોયું નથી પડછાયાને કેવો લાંબો કર્યો ? અને જો ઈચ્છયું હોત તો તેને થોભાવી રાખ્યો હોત, પછી અમે સૂર્યને તેનો માર્ગ બતાવનાર નક્કી કર્યો. (૪૫) પછી અમે તેને પોતાના તરફ ધીરે ધીરે સમેટીને ખેંચી લીધો. (૪૬) અને તે જ છે જેણે તમારા માટે રાતને ઓઢવાનું બનાવી અને ઊંઘને આરામ અને દિવસને ઉઠી નીકળવા માટે બનાવ્યો. (૪૭) અને તે જ છે જેણે તેની રહમતથી પહેલાં ખુશખબરી લાવનારી હવાઓ ચલાવી અને અમે આસમાનથી પવિત્ર (સ્વચ્છ) કરનારું પાણી વરસાવ્યું. (૪૮) કે જીવીત કરી આપીએ તેનાથી મૃત પ્રદેશને અને તેને પોતાના પેદા કરેલા ઘણા બધા પ્રાણીઓ અને મનુષ્યોને પીવડાવીએ. (૪૯) અને અમે તેની તેમની વચ્ચે પ્રકારે પ્રકારે વહેંચણી કરી જેથી (તેઓ) ધ્યાન રાખે છતાં પણ ઘણા લોકો નાશુક્રી કર્યા વિના નથી રહેતા. (૫૦) અને જો અમે ઈચ્છયું હોત તો દરેક વસ્તીમાં કોઈ ડરાવનાર મોકલ્યો હોત. (૫૧) બસ તમે ઈન્કારીઓનું કહેવું ન માનો અને તેમનો મુકાબલો કરો ખૂબ જોશભેર તેના વડે (કુર્આન વડે). (૫૨) અને તે જ છે જેણે બે દરિયા મેળવીને ચલાવ્યા, આ મીઠો છે તરસ છીપાવનાર (તૃપ્ત કરનાર) અને આ ખારો છે કડવો ! અને તે બંનેની મધ્યે પડદો છે અને (એક) આડશ રોકાયેલી. (૫૩) અને તે જ છે જેણે પાણીથી મનુષ્ય બનાવ્યો, પછી તેના માટે પિતૃપક્ષ અને સાસરીપક્ષ ઠરાવ્યો અને તારો પરવરદિગાર સઘળું કંઈ કરી શકે છે. (૫૪) અને અલ્લાહને છોડીને તે વસ્તુને પૂજે છે જે તેમનું ન તો ભલું કરે ન જ બુરું ? અને કાફિર પોતાના પરવરદિગાર તરફથી પીઠ ફેરવી રહ્યો છે ! (૫૫) અને અમે તમને આ જ ખુશી અને ડર સંભળાવવા માટે મોકલ્યા છે. (૫૬) તમે કહો ! હું તમારી પાસેથી તેના ઉપર કોઈ મજૂરી નથી માંગતો પરંતુ જે કોઈ ઈચ્છે પોતાના પરવરદિગાર તરફ માર્ગ પકડી લે. (૫૭) અને તે જીવીત ઉપર ભરોસો કરો જે મરતો નથી અને તેની ખુબીઓ યાદ કરો અને તે પૂરતો છે પોતાના બંદાઓના ગુનાહોથી ખબરદાર (ખબર રાખનાર). (૫૮) જેણે આસમાન અને જમીન બનાવ્યા અને જે કંઈ તેની મધ્યે છે; છ દિવસમાં, પછી અર્શ ઉપર કાયમ થયો તે મહાન*

*રહમતવાળો, બસ તેને પૂછો જે તેની જાણકારી ધરાવે છે. (૫૯) અને જ્યારે તેમને કહેવામાં આવે (કે) રહમાનને સિજ્દહ કરો; (તેઓ) કહે છે, રહમાન શું છે ? શું અમે સિજ્દહ કરવા લાગીએ જેને તું કહે ? અને તેમનું ભડકી જવું (અણગમો) વધી જાય છે. (૬૦) મોટી બરકત છે તેની જેણે આસમાનમાં બુર્જ (Stellar formations) બનાવ્યા અને તેમાં દીવો (સૂર્ય) રાખ્યો અને ચંદ્ર અજવાળું કરનારો. (૬૧) અને તે જ છે જેણે રાત અને દિવસ વારાફરતી આવનાર બનાવ્યા તે વ્યક્તિના માટે કે (જે) સમજવા ચાહે અથવા શુક્ર કરવા (ચાહે). (૬૨)*

## તફસીર :

(હે શ્રોતા !) શું તેં પોતાના પરવરદિગાર(ની આ કુદરત) ઉપર નજર નથી કરી કે તેણે (જ્યારે સૂર્ય ક્ષિતિજથી નીકળ્યા કરે છે તે વખતે ઊભેલી વસ્તુઓના) પડછાયાને કેવી રીતે (દૂર સુધી) ફેલાવ્યો છે ? (કારણ કે સૂર્ય ઊગવાના સમયે દરેક વસ્તુનો પડછાયો લાંબો હોય છે) અને જો તેણે ઈચ્છ્યું હોત તો તેને એક પરિસ્થિતિ ઉપર થોભાવી રાખ્યો હોત (એટલે કે સૂર્યના ઊંચા થવાથી પણ તે ઘટ્યો ન હોત, એ જ પ્રમાણે કે આટલે દૂર સુધી સૂર્યની કિરણોને ન આવવા દીધી હોત કારણ કે સૂર્યના કિરણોને જમીનના વિવિધ ભાગો સુધી પહોંચાડવું અલ્લાહના ઈરાદાથી છે ન કે કોઈ અનાયાસે બનેલ ઘટના, અમે પોતાની હિકમતથી તેને એક પરિસ્થિતિ ઉપર નથી રાખ્યો બલકે તેને ફેલાયેલો બનાવીને) પછી અમે સૂર્યને (એટલે કે તેના ક્ષિતિજની પાસે હોવાને અને પછી ક્ષિતિજથી ઊંચા થવાને) એ (પડછાયાના લાંબા અથવા ટૂંકા થવા) ઉપર (એક દેખીતી) નિશાની નક્કી કર્યો (મતલબ એ છે કે જો કે પ્રકાશ અને પડછાયો અને તેના ઘટવા વધવાનું મૂળ કારણ અલ્લાહ તઆલાનો ઈરાદો અને ઈચ્છા છે, સૂર્ય અથવા અન્ય કોઈ બીજી વસ્તુનો વાસ્તવમાં પ્રભાવ જ નથી પરંતુ અલ્લાહ તઆલાએ દુનિયામાં પેદા થનારી વસ્તુઓ માટે અમુક ભૌતિક નિયમો બનાવી આપ્યા છે અને ભૌતિક નિયમોની સાથે તેના કાર્ય કારણનો એવો સંબંધ જોડ્યો છે કે કારણ બદલાવાથી કાર્યમાં પણ ફેરફાર થાય છે) પછી (આ ભૌતિક નિયમોના કારણે) અમે એ(પડછાયા)ને પોતાના તરફ ધીમે ધીમે સમેટી લીધો (એટલે કે જેમ જેમ સૂર્ય ઊંચો થયો તે છાંયડો ટૂંકો અને ટૂંકો થતો ગયો અને કારણ કે તેનું

અદૃષ્ય થવું માત્ર અલ્લાહની કુદરતથી કોઈપણ પ્રકારની અન્યની ભાગીદારી વિના હોય છે અને સામાન્ય લોકોની દૃષ્ટિથી અદૃષ્ય થવા છતાં અલ્લાહના જ્ઞાનથી અદૃષ્ય નથી એટલા માટે એવું કહેવામાં આવ્યું કે પોતાના તરફ સમેટી લીધો) અને તે એવો છે જેણે તમારા માટે રાતને પડદાની વસ્તુ અને ઊંઘને રાહતની વસ્તુ બનાવી અને દિવસને (એ આધારે કે સૂવું મોત સમાન હોય છે અને દિવસે જાગવાનું છે જેમકે) જીવીત થવાનો સમય બનાવ્યો અને તે એવો છે કે પોતાના રહમતના વરસાદથી પહેલાં હવાઓને મોકલે છે કે તે (વરસાદની ઉમ્મીદ જગાવીને દિલને) ખુશ કરી આપે છે અને અમે આસમાનથી પાણી વરસાવીએ છીએ જે પવિત્ર–સ્વચ્છ કરવાની વસ્તુ છે જેથી તેના દ્વારા મૃત જમીનમાં જીવ નાંખી દઈએ અને પોતાના સર્જનમાંથી ઘણા ચાર પગવાળા અને ઘણા મનુષ્યોને તૃપ્ત કરીએ અને અમે તે (પાણી)ને (હિત પ્રમાણે) તે લોકો વચ્ચે વહેંચી આપીએ છીએ જેથી લોકો વિચાર કરે (કે આ બધી પ્રવૃત્તિ કોઈ મહાશક્તિશાળીની છે કે તે જ ઈબાદતનો હકદાર છે) બસ, (હોવું તો એવું જોઈતું હતું કે તેઓ ચિંતન કરીને તેનો હક અદા કરે પરંતુ) ઘણા લોકો નાશુક્રી કર્યા વિના ન રહ્યા (જેમાં સૌથી વધીને કુફ્ર અને શિર્ક છે પરંતુ તેમની અને ખાસ કરીને ઘણા લોકોની આ નાશુક્રીને સાંભળીને અથવા જોઈને તબ્લીગની પ્રવૃત્તિથી હિંમત ન હારજો કે હું એકલો આ બધાથી કેવી રીતે કામ પાર પાડીશ બલકે તમે એકલા જ પોતાનું કાર્ય કરતા જાઓ કારણ કે તમને એકલા જ નબી બનાવવાથી પોતે અમારો હેતુ એ છે કે તમારો સારો બદલો અને અલ્લાહની નિકટતા વધે) અને જો અમે ઈચ્છ્યું હોત તો (તમારા સિવાય આ જ પૃથ્વી ઉપર) દરેક વસ્તીમાં એક એક પયગમ્બર મોકલી આપ્યો હોત (અને એકલા તમને બધા જ કાર્યો ન સોંપ્યા હોત પરંતુ કારણ કે તમારો સારો બદલો વધારવાનો હેતુ છે એટલા માટે અમે એવું નથી કર્યું તો આ રીતે એટલું કામ તમને સોંપવું અલ્લાહ તઆલાની મહાન નેઅ્મત છે) બસ (આ નેઅ્મતના શુક્રિય્યહમાં) તમે કાફિરોની ખુશીના કાર્ય ન કરજો (એટલે કે કાફિર તો તેનાથી ખુશ થશે કે તબ્લીગ ન થાય અથવા તેમાં ઘટાડો થઈ જાય અને તેમની સ્વતંત્રતાથી કોઈ વાંધો ન ઉઠાવવામાં આવે) અને કુર્આન(માં જે સત્યની દલીલો ઉપસ્થિત છે જેમકે આ સ્થળે તવહીદની દલીલોનો ઈરશાદ છે તેના)થી તેમનો જોરશોરથી મુકાબલો કરજો (એટલે કે જાહેર અને

સંપૂર્ણ દા'વત અને તબ્લીગનું કાર્ય કરો અને બધાને કહો, વારંવાર કહો અને મજબૂત હિંમત રાખો, જેમકે અત્યાર સુધી તમે કરતા રહ્યા છે તેના ઉપર કાયમ રહો. આગળ પણ તવહીદની દલીલોનું વર્ણન છે) અને તે એવો છે જેણે બે દરિયાઓને (એક સ્વરૂપે) મિલાવી દીધા જેમાં એક(નું પાણી) તો મીઠું તૃપ્ત કરનાર છે અને એક(નું પાણી) ખારું કડવું છે અને (આ બંને પ્રવાહોના મળવા છતાં વાસ્તવમાં) તેમની વચ્ચે (પોતાની કુદરતથી) એક પડદો અને (મિશ્રણ થઈ જવાથી) એક મજબૂત આડશ રાખી દીધી (જે પોતે અદષ્ય અને અનુભવી નથી શકાતી પરંતુ તેનો પ્રભાવ એટલે કે બંને પાણીના સ્વાદનો તફાવત અનુભવી શકાય છે અને તેનો સાક્ષાત્કાર કરી શકાય છે, તેનાથી ભાવાર્થ બે દરિયાઓના તે સ્થળો છે જ્યાં મીઠી નદીઓ અને નહેરો વહીને સમંદરમાં આવીને મળે છે ત્યાં ઉપરથી બંનેની સપાટી એક જેવી જણાતી હોવા છતાં અલ્લાહની કુદરતથી તેમનામાં એક એવો અદષ્ય પડદો છે કે પ્રવાહની એક બાજુથી પાણી લેવામાં આવે તો મીઠું અને બીજી બાજુથી કે જે મીઠા પ્રવાહની બિલકુલ બાજુમાં છે, જો પાણી લેવામાં આવે તો ખારું કડવું છે, દુનિયામાં જ્યાં જે પણ સ્થળે મીઠા પાણીની નહેરો, ઝરણા સમંદરના પાણીમાં ભળે છે ત્યાં તેની સાબિતી જોઈ શકાય છે કે માઈલો દૂર સુધી મીઠા અને ખારા પાણીના અલગ અલગ પ્રવાહો વહે છે, જમણી બાજુ મીઠો પ્રવાહ, ડાબી બાજુ કડવો ખારો પ્રવાહ અથવા ઉપર મીઠું અને નીચે ખારું અને કડવું પાણી જોવા મળે છે, હઝરત મવલાના શબ્બીર ઉસ્માની રહ.એ આ આયત હેઠળ લખ્યું છે કે બયાનુલ કુર્આનમાં બે ભરોસાપાત્ર બંગાળી ઉલમાની સાક્ષી નકલ કરી છે કે અરકાનથી ચકગાંવ સુધી દરિયાનું સ્વરૂપ એ છે કે તેની બંને બાજુ બિલકુલ અલગ અલગ પ્રકારના બે પ્રવાહો નજરે પડે છે, એકનું પાણી લાભદાયક છે અને એકનું કાળું. કાળામાં સમંદરની તરફ તોફાની મોજાંઓ અને તોફાની પ્રવાહો હોય છે જ્યારે સફેદ બિલકુલ શાંત રહે છે, નાવડી સફેદ અને શાંત પાણીમાં ચાલે છે અને બંનેની વચ્ચે એક ધારી જેવું સમાંતર ચાલ્યું ગયું છે જે બંનેને અલગ પાડતી દેખાય છે, લોકો કહે છે કે સફેદ પાણી મીઠું છે અને કાળું કડવું; અને મને બારીસાલના અમુક વિદ્યાર્થીઓએ કહ્યું કે બારીસાલ જિલ્લામાં બે નદીઓ છે જે એક જ નદીના બે ફાંટા છે, એકનું પાણી ખારું અને બિલકુલ કડવું અને એકનું અત્યંત મીઠું અને સ્વાદિષ્ટ છે, અત્યારે ગુજરાતમાં હું

જે સ્થળે સ્થાયી થયો છું, ડાભેલ સિમલક, જિલ્લા સૂરત; ત્યાંથી દરિયો લગભગ દશ–બાર માઈલના અંતરે છે આ બાજુની નદીઓમાં બરાબર ભરતી ઓટ થતી રહે છે, મોટા ભાગના સાચા ગવાહોએ વર્ણન કર્યું છે કે ભરતી સમયે જ્યારે દરિયાનું પાણી નદીમાં આવી જાય છે તો મીઠા પાણીનું સપાટી ઉપર ખારું પાણી ખૂબ જોરથી ચઢી જાય છે પરંતુ તે વખતે પણ બંને પાણીનું મિશ્રણ થતું નથી ઉપર ખારું પાણી રહે છે અને નીચે મીઠું અને ઓટ વખતે ઉપરથી ખારું પાણી ઉતરી જાય છે અને જેમનું તેમ મીઠું જ બાકી રહે છે. –વલ્લાહુ અઅ્લમુ. આ ગવાહીઓ જોતા આયતનો અર્થ બિલકુલ સ્પષ્ટ છે, એટલે કે અલ્લાહની કુદરત જુઓ કે ખારા અને મીઠા દરિયાઓના પાણી ક્યાંકને ક્યાંક ભેગા થવા છતાં પણ કઈ રીતે એકબીજાથી અલગ રહે છે) અને તે એવો છે જેણે પાણીથી (એટલે કે નુત્ફાથી) મનુષ્યને પેદા કર્યો, પછી તેને કુટુંબવાળો અને પછી સાસરીપક્ષવાળો બનાવ્યો (એટલા માટે બાપ દાદા વગેરે શરઈ કુટુંબ વગેરે માં નાની વગેરે ઉર્ફી કુટુંબ છે જેનાથી જન્મની સાથે જ સંબંધો પેદા થઈ જાય છે, પછી શાદી પછી સાસરીપક્ષ સાથે સગાઈ સંબંધ બંધાઈ જાય છે, આ કુદરતની પણ દલીલ છે કે નુત્ફો શું વસ્તુ હતી, પછી તેને કેવો બનાવ્યો કે તે આટલો જલદી લોહીના સંબંધોવાળો થઈ ગયો અને એક પ્રકારની નેઅ્મત પણ છે કે આ સંબંધો ઉપર પ્રગતિ અને પરસ્પર સહાયનો પાયો સ્થાપિત છે) અને (હે શ્રોતા !) તારો પરવરદિગાર મહાન કુદરતવાળો છે અને (તે છતાં અલ્લાહ તઆલા પોતાની જાત અને સિફતોમાં એવો સંપૂર્ણ છે જેમકે વર્ણન થયું અને આ વિશેષતાઓનો તકાદો એ છે કે તેની જ ઈબાદત કરવામાં આવે પરંતુ) આ (મુશ્રિક) લોકો (એવા) અલ્લાહને છોડીને તે વસ્તુઓની પૂજા કરે છે જે (પૂજા કરવાથી) ન તો તેમને કોઈ લાભ પહોંચાડી શકે છે અને ન જ (ઈબાદત ન કરવાના કારણે) તેમને કોઈ નુકસાન પહોંચાડી શકે છે અને કાફિર તો પોતાના પરવરદિગારના વિરોધી છે (કે તેને છોડીને અન્યોની પૂજા કરે છે અને કાફિરોનો વિરોધ જોઈને તમે ન તો તેમના ઈમાન ન લાવવાથી દિલગીર થાઓ કારણ કે) અમે તમને માત્ર એટલા માટે મોકલ્યા છે કે (ઈમાનવાળાઓને જન્નતની) ખુશખબરી સંભળાવો અને (કાફિરોને દોઝખથી) ડરાવો; (તેમના ઈમાન ન લાવવાથી તમને શું નુકસાન થવાનું છે ? પછી તમે શા માટે ગમ કરો છો અને ન તો તમે તેમનો વિરોધ જોઈને ચિંતામાં

પડો કે જ્યારે આ લોકો અલ્લાહના વિરોધી છે તો હું જે અલ્લાહ તઆલા તરફ દા'વત આપું છું તે દા'વતને આ લોકો તેમની ભલાઈ ક્યારે સમજશે ? બલકે તેને મારો સ્વાર્થ ગણીને તે બાજુ ધ્યાન પણ નહીં આપે તો તેમના આવા ભ્રમની કઈ રીતે સુધારણા કરવામાં આવે જેથી તેઓ અઝાબથી બચી જાય. બસ, જો તમે તેમનો આ વિચાર નિશાનીઓથી અથવા મૌખિક વાતચીતથી જાણો તો) તમે (જવાબમાં) એટલું કહી આપો (અને બેફિકર થઈ જાઓ) કે હું તો આ (તબ્લીગ) ઉપર કોઈ વળતર (આર્થિક અથવા હોદ્દાની રૂએ) નથી માંગતો, હા ! જે વ્યક્તિ એવું ઈચ્છે છે કે પોતાના પરવરદિગાર સુધી (પહોંચવાનો) માર્ગ અપનાવી લે (તો અલબત્ત એવું જરૂર ઈચ્છું છું, ભલે તેને વળતર કહો અથવા ન કહો) અને (ન જ તે કાફિરોનો વિરોધ જોઈને તેમનાથી કોઈ નુકસાન પહોંચવાનો ભય સેવો બલકે, તબ્લીગમાં) તે અમર જીવીત (حَـــيٌّ لَّا يَـمُـوْتُ હય્યુલ્લા યમૂતુ) ઉપર ભરોસો રાખો અને (સંતોષની સાથે) તેની તસ્બીહ અને વખાણમાં લાગેલા રહો અને (ન તો તેમનો વિરોધ જોઈને અઝાબની એ વિચારે તમન્ના કરો કે તેમનું નુકસાન અન્યોને પહોંચી જાય કારણ કે) તે (અલ્લાહ તઆલા) પોતાના બંદાઓના ગુનાહોથી સંપૂર્ણ (રીતે) ખબરદાર છે (તે જ્યારે યોગ્ય સમજશે સજા આપશે. બસ, આ વાક્યમાં રસૂલે કરીમ ﷺને ભય, ચિંતા તથા તેમનો ડર સમાપ્ત કર્યો. આગળ ફરી તવહીદનું વર્ણન છે) તે એવો છે જેણે આસમાન અને જમીન અને જે કંઈ તેની વચ્ચે છે બધું છ દિવસ (જેટલા સમય)માં પેદા કર્યું, પછી અર્શ ઉપર (જે સલતનતના તખ્ત સમાન છે એ રીતે) કાયમ (અને બિરાજમાન) થયો (કે જે તેની શા'નના લાયક છે જેનું વર્ણન સૂરએ અઅ્રાફના સાતમાં રુકૂઅ્ની શરૂઆતની આયતમાં આવી ચૂક્યું છે) તે ઘણો મહેરબાન છે, (બસ તેની શા'ન કોઈ જાણકારને પૂછવી જોઈએ કે તે કેવો છે, કાફિર મુશ્રિક શું જાણે અને આ સાચો પરિચય ન હોવાના કારણે શિર્ક કરે છે, અલ્લાહ તઆલાના ફરમાન وَمَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖ પ્રમાણે) અને જ્યારે તેમને (એટલે કે કાફિરોને) કહેવામાં આવે છે કે રહમાનને સિજ્દહ કરો તો (અજ્ઞાનતા અને દુશ્મનાવટના કારણે) કહે છે કે રહમાન શું વસ્તુ છે ? (જેની સામે તમે સિજ્દહ કરવાનું કહો છો?!) શું અમે તેને સિજ્દહ કરવા લાગીશું જેને સિજ્દહ કરવા માટે તમે અમને કહેશો ? અને તેનાથી તેમની નફરત ઔર વધી જાય છે. (શબ્દ "રહમાન"

તેમનામાં ઓછો પ્રખ્યાત હતો પરંતુ એવું નથી કે તેઓ જાણતા ન હતા પરંતુ ઈસ્લામી તા'લીમથી તેમનો વિરોધ ખૂબ વધેલો હતો એટલા માટે રૂઢિપ્રયોગો અને બોલચાલમાં પણ વિરોધ નિભાવતા હતા, કુર્આનમાં જે આ શબ્દ મોટા પ્રમાણમાં આવ્યો તો તેનો પણ તેઓ વિરોધ કરી બેઠા) તે જાત ઘણી જ આલીશાન છે જેણે આસમાનમાં મોટા મોટા તારા બનાવ્યા અને (તે તારાઓમાંથી બે મોટા પ્રકાશિત અને લાભદાયક તારાઓ બનાવ્યા, એટલે કે) તે(આસમાન)માં એક ચિરાગ (એટલે કે સૂર્ય) અને નૂરાની ચંદ્ર બનાવ્યો (કદાચ સૂર્યને "સિરાજ" પોતાના ખૂબ સ્વયં પ્રકાશિત તેજના કારણે કહ્યો) અને તે એવો છે જેણે રાત અને દિવસ એકબીજાની પાછળ આવનારા જનારા બનાવ્યા (અને આ બધી દલીલો દ્વારા તવહીદ અને અલ્લાહની નેઅ્મતોનું વર્ણન થયું છે) તે વ્યક્તિના (સમજવા) માટે (છે) જે સમજવા ઈચ્છે અથવા ઉપકાર માનવા ઈચ્છે (કે તેમાં સમજનારાઓની દૃષ્ટિમાં મોટી મોટી દલીલો છે અને ઉપકાર માનનારાઓની દૃષ્ટિમાં મોટા મોટા ઈનામો છે, નહિતર

اگر صد بابِ حکمت پیشِ ناداں بخوانی آیدش بازیچہ در گوش

## મસ્અલા અને બોધપાઠ :

### અલ્લાહના સર્જનમાં કાર્ય અને કારણનો સંબંધ હોવો અને તે બધું જ અલ્લાહની કુદરતના તા'બે હોવું :

પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને બંદાઓ ઉપર તેના ઈનામો અને ઉપકારોનું વર્ણન છે જેનાથી અલ્લાહ તઆલાની તવહીદ અને તેના ઈબાદતપાત્ર હોવામાં કોઈ ભાગીદાર ન હોવાનું પણ સાબિત થાય છે.

اَلَمْ تَرَ اِلٰى رَبِّكَ كَيْفَ مَدَّ الظِّلَّ તડકો અને છાંયડો બંને એવી નેઅ્મતો છે કે તેના વિના માનવીની જિંદગી અને તેનો કારોબાર ચાલી નથી શકતો. દરેક સમયે, દરેક સ્થળે તડકો જ તડકો થઈ જાય તો માનવી અને દરેક સજીવ માટે કેવી મુસીબત ઊભી થઈ જાય તે તો દેખીતું છે અને પડછાયાની પણ એ જ પરિસ્થિતિ છે કે જો દરેક સ્થળે દરેક સમયે છાંયડો જ રહે, ક્યાંય તડકો જ ન નીકળે તો મનુષ્યની તંદુરસ્તી અને સ્વાસ્થ્ય ઠીક રહી શકતું નથી અને બીજા પણ હજારો કાર્યોમાં દખલગીરી ઊભી થાય. અલ્લાહ તઆલાએ આ બંને નેઅ્મતો

પોતાની સંપૂર્ણ શક્તિથી પેદા કરી અને મનુષ્યો માટે તેમને રાહતનું અને સંતોષનું કારણ બનાવી પરંતુ અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ હિકમતથી આ દુનિયામાં પેદા થનાર દરેક વસ્તુઓને ખાસ ખાસ કારણો સાથે જોડી દીધા છે કે જ્યારે તે કારણો ઉપસ્થિત થઈ જાય છે તો આ વસ્તુઓ હાજર થઈ જાય છે, જ્યારે નથી હોતું તો આ વસ્તુઓ પણ નથી રહેતી, કારણો મજબૂત અથવા વધારે હોય છે તો તેના કાર્યોનું અસ્તિત્વ પણ મજબૂત અને વધારે થાય છે, તે અશક્ત અથવા ઓછા હોય તો કાર્યો પણ અશક્ત અને ઓછા થઈ જાય છે, ખોરાક અને ઘાસ ઊગવાનું કારણ જમીન અને પાણી તથા હવાને બનાવી રાખ્યું છે. પ્રકાશનું કારણ સૂર્ય અને ચંદ્રને બનાવી રાખ્યું છે, વરસાદનું કારણ હવાઓને બનાવી રાખ્યું છે અને તેના દ્વારા ઉપસ્થિત થનાર અસરોમાં એવો મજબૂત અને સ્થાયી વ્યવસ્થાપનતંત્રનો સંબંધ સ્થાપિત કર્યો છે કે હજારો વર્ષોથી પણ કોઈપણ પ્રકારના નાના સરખા ફરક વિના ચાલી રહ્યું છે, સૂર્ય અને તેની ગતિઓ તથા તેનાથી પેદા થનાર દિવસ–રાત અને તડકા–છાંયડા ઉપર દૃષ્ટિ નાંખો તો એવી મજબૂત વ્યવસ્થા છે કે સદીઓ બલકે હજારો વર્ષોમાં એક મિનિટ બલકે એક સેકંડનો ફરક નથી પડતો, ન તો ક્યારેય સૂર્ય અને ચંદ્ર વગેરેની મશીનરીમાં કોઈ કમજોરી આવે છે અને ન જ ક્યારેય તેને સુધારવાની કે રિપેરીંગની આવશ્યકતા ઊભી થાય છે, જ્યારથી વિશ્વ અસ્તિત્વમાં આવ્યું છે એક જ શૈલી, એક જ ગતિથી ચાલી રહ્યું છે, હિસાબ લગાવીને હજારો વર્ષો પછીના સમયને પણ નિશ્ચિત રીતે બતાવી શકાય છે.

કાર્ય અને કારણની આ મજબૂત વ્યવસ્થા જે અલ્લાહ તઆલાની સંપૂર્ણ શક્તિનો આશ્ચર્યજનક નમૂનો અને તેની સંપૂર્ણ શક્તિ તથા ઉચ્ચ કક્ષાની હિકમતની ઠોસ ખુલ્લમ ખુલ્લી દલીલ છે, તેના સ્થાયિત્વએ જ લોકોને ગફલતમાં નાંખી દીધા કે તેમની દૃષ્ટિમાં એ માત્ર જાહેર કારણો બનીને રહી ગયા અને આ જ કારણોને બધી જ વસ્તુઓ અને પ્રભાવોના સર્જક અને માલિક સમજી બેઠા પરંતુ આ સમગ્ર કાર્ય અને કારણની અસલી શક્તિ જે આ કારણોથી પેદા થનારી છે તે કારણોના પડદાઓમાં અદૃષ્ય થઈ ગઈ, એટલા માટે અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબો મનુષ્યને વારંવાર એ બાબત ઉપર સૂચિત કરે છે કે જરા દૃષ્ટિને વધારે ઊંચી અને ધારદાર બનાવો, કારણના પડદાઓની પાછળ જુઓ,

કોણ આ વ્યવસ્થાને ચલાવી રહ્યું છે ? જેથી હકીકત સુધી માર્ગ પામો. આ જ ક્રમના આ ફરમાનો છે જે પ્રસ્તુત આયતોમાં આવ્યા છે. આયત اَلَمْ تَرَ اِلٰى رَبِّكَ كَيْفَ مَدَّ الظِّلَّ માં ગાફેલ માનવીને એ બાબતે સૂચિત કરવામાં આવ્યો છે કે તું દરરોજ જુએ છે કે સવારે દરેક વસ્તુનો પડછાયો પશ્ચિમ દિશાએ લાંબો હોય છે પછી તે ઘટવાનું શરૂ થાય છે, એટલે સુધી કે મધ્યાહ્નના સમયે ઘટીને બિલકુલ માથા નીચે આવી જાય છે, ત્યારબાદ બપોર પછી આ જ પડછાયો તે ક્રમબદ્ધ ગતિ સાથે પૂર્વ દિશાએ ફેલાવાનું શરૂ થાય છે, દરેક મનુષ્ય આ તડકા અને છાંયડાના લાભો દરરોજ પ્રાપ્ત કરે છે અને તેની આંખો જુએ છે કે આ સઘળું સૂર્યના ઊગવાના, પછી તેના ઊંચા થવાના, પછી તેના પશ્ચિમ તરફ ઢળવાના આવશ્યક પરિણામે અને કારણે છે પરંતુ સૂર્યના ગોળાનું સર્જન ત્યારબાદ તેને એક ખાસ વ્યવસ્થા હેઠળ સ્થાપિત રાખવાનું કાર્ય કોણે કર્યું તે આંખોથી દેખાતું નથી, તેને જોવા માટે દિલની આંખો અને સમજદારીની દીર્ઘદષ્ટિ આવશ્યક છે, પ્રસ્તુત આયતમાં આ જ સમજદારી મનુષ્યને આપવાનો હેતુ છે કે આ પડછાયાઓનું વધવું–ઘટવું જો કે તમારી નજરોમાં સૂર્ય સાથે સંબંધ ધરાવે છે પરંતુ એના ઉપર ચિંતન કરો કે સૂર્યને આવી શા'ન સાથે કોણે પેદા કર્યો અને તેની ગતિઓને એક ખાસ વ્યવસ્થાતંત્ર હેઠળ કોણે ચલાવ્યો ? જેની સંપૂર્ણ શક્તિએ આ બધું કંઈ કર્યું છે તે જ વાસ્તવમાં આ તડકા–છાંયડાની નેઅ્મતોને અર્પણ કરનારો છે, જો તેણે ઈચ્છ્યું હોત તો આ તડકા–છાંયડાને એવી સ્થિતિ ઉપર કાયમ કર્યો હોત જેનાથી જ્યાં તડકો છે ત્યાં હંમેશા તડકો જ રહ્યો હોત, જ્યાં છાંયડો છે ત્યાં હંમેશા છાંયડો જ રહ્યો હોત પરંતુ તેની હિકમતે મનુષ્યની આવશ્યકતાઓ અને લાભો ઉપર દષ્ટિ કરીને એવું કર્યું નથી. وَلَوْ شَآءَ لَجَعَلَهٗ سَاكِنًا નો આ જ ભાવાર્થ છે.

માનવીને આ જ હકીકતથી સૂચિત કરવા માટે પડછાયાના પાછા ફરવાને અને ઘટવાને પ્રસ્તુત આયતમાં આ વિષયથી ઓળખાવ્યો છે, قَبَضْنٰهُ اِلَيْنَا قَبْضًا يَّسِيْرًا એટલે કે પછી પડછાયાને અમે પોતાના તરફ સમેટી લીધો. એ સર્વવિદિત્ બાબત છે કે અલ્લાહ તઆલા શરીર અને શારિરીક સંબંધો અને દિશા તથા સ્થળથી ઉચ્ચ છે, તેના તરફ છાંયડાનું સમેટાવાનો ભાવાર્થ એ જ છે કે આ બધું કાર્ય તેની સંપૂર્ણ શક્તિથી જ થયું.

**રાત્રે ઊંઘ અને દિવસે કામની વિશેષતા પણ મોટી હિકમત ઉપર આધારિત છે :**

وَهُوَ الَّـذِىْ جَـعَـلَ لَـكُـمُ الَّيْـلَ لِبَاسًا وَّالنَّوْمَ سُبَاتًا وَّجَعَلَ النَّهَارَ نُشُوْرًا આ આયતમાં રાતને لِبَـاسٌ (લિબાસ)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યો કે જે પ્રમાણે "લિબાસ" (પોશાક) મનુષ્યના સમગ્ર શરીરને ઢાંકે છે એ જ પ્રમાણે રાત એક કુદરતી પડદાની ચાદર છે જે સંપૂર્ણ સૃષ્ટિ ઉપર નાંખવામાં આવે છે. سُبَـــاتًـــا (સુબાતન) એ سَبْـــت (સબ્ત)થી બનેલ છે જેનો મૂળ અર્થ કાપી નાંખવાનો થાય છે, سُبَاتٌ (સુબાત) તે વસ્તુ છે જેનાથી કોઈ બીજી વસ્તુને કાપવામાં આવે.

ઊંઘને અલ્લાહ તઆલાએ એવી વસ્તુ બનાવી છે કે દિવસભરની મહેનત અને થાક તથા અશક્તિ તેનાથી કપાઈ જાય છે, વિચારો અને પ્રવૃત્તિઓ કપાઈને દિમાગને આરામ મળે છે એટલા માટે سُبَـــاتٌ (સુબાત)નો તરજુમો "રાહત"નો કરવામાં આવે છે. આયતનો અર્થ એ થશે કે અમે રાત્રિને એક સંતાડનારી વસ્તુ બનાવી, પછી તેમાં મનુષ્ય અને સમગ્ર સજીવો ઉપર ઊંઘ થોપી દીધી જે તેમના આરામ અને રાહતનો સામાન છે.

અત્રે ઘણા બધા વિચાર માંગી લેતા મુદ્દાઓ ઉપસ્થિત છે, પ્રથમ એ કે ઊંઘનું રાહત હોવું બલકે રાહતનો પ્રાણ હોવું તો દરેક વ્યક્તિ જાણે છે પરંતુ માનવીનો સ્વભાવ એવો છે કે પ્રકાશમાં તેને ઊંઘ આવવી મુશ્કેલ હોય છે અને જો આવી પણ જાય તો જલદીથી આંખ ખુલી જાય છે, અલ્લાહ તઆલાએ રાતને અંધારી પણ બનાવી અને ઠંડી પણ જેથી ઊંઘ માટે યોગ્ય રહે, એ જ પ્રમાણે રાત પોતે જ એક નેઅ્મત છે અને ઊંઘ બીજી નેઅ્મત છે અને ત્રીજી નેઅ્મત એ છે કે સમગ્ર દુનિયાના મનુષ્યો, પ્રાણીઓની ઊંઘ એક જ સમયે રાતમાં ફરજિયાત કરી દીધી નહિતર જો દરેક મનુષ્યની ઊંઘના સમયો બીજા મનુષ્યો કરતાં ભિન્ન ભિન્ન હોત તો જે સમયે અમુક લોકો સૂવા ઇચ્છે બીજા લોકો કામોમાં પ્રવૃત્ત થતા હોત અને શોરબકોર, કોલાહલનું કારણ બનતા હોત, એ જ પ્રમાણે જ્યારે બીજાઓને સૂવાનો વારો આવતો હોત તો તે સમયે કામ કરનારા તેમની ઊંઘમાં ખલેલ પાડતા હોત તદુપરાંત દરેક મનુષ્યની હજારો જરૂરિયાતો બીજા મનુષ્યો સાથે જોડાયેલી હોય છે, પરસ્પર સહકાર અને મદદ તથા અન્ય કામોમાં પણ સહાયતાની સખત

ખલેલ ઉપસ્થિત થઈ હોત કે જે વ્યક્તિથી તમને કામ છે તેનો સૂવાનો સમય છે અને જ્યારે તેનો જાગવાનો સમય આવશે તો તમારો સૂવાનો સમય થશે.

જો આ મકસદ અને હેતુઓની પૂર્ણતા માટે કોઈ આંતરરાષ્ટ્રીય કરાર દ્વારા કાર્ય લેવામાં આવે કે બધા લોકો પોતાના સૂવાના સમય એક જ નક્કી કરી લે તો પ્રથમ તો મનુષ્ય આવા કરારો માટે અબજો, કરોડો મનુષ્યો વચ્ચે સહમતી સાધવું જ સરળ ન હતું, પછી તે કરાર ઉપર કાર્યરત રાખવા માટે હજારો ખાતાઓ ખોલવા પડ્યા હોત એમ છતાં સામાન્ય કાનૂની અને કરાર સંબંધી પદ્ધતિઓથી નક્કી થનાર વસ્તુઓમાં જે ખલેલ દરેક જગ્યાએ લાંચ અને લાગવગ વગેરે જોવા મળે છે તે પણ બાકી રહ્યું હોત.

અલ્લાહ જલ્લ શા'નુહૂએ પોતાની સંપૂર્ણ કુદરત વડે નિંદ્રાને એક સયમે ફરજિયાત સ્વરૂપે નિશ્ચિત કરી દીધી છે કે દરેમ મનુષ્ય અને દરેક પ્રાણીને તે જ સમયે ઊંઘ આવે છે જ્યારે કોઈ આવશ્યકતાથી જાગૃત રહેવા પણ ઈચ્છે તો તેના માટે મુશ્કેલીથી વ્યવસ્થા કરી શકે છે. فَتَبَارَكَ اللّٰهُ اَحْسَنُ الْخَالِقِيْنَ

એ જ પ્રમાણે وَجَعَلَ النَّهَارَ نُشُوْرًا માં દિવસને نُشُوْر (નુશૂર) એટલે કે "જીવન" કહ્યું, કારણ કે તેનો વિરુદ્ધાર્થી એટલે કે "ઊંઘ" એક પ્રકારનું મૃત્યું છે અને આ જીવનના સમયને પણ દરેક મનુષ્ય માટે ફરજિયાત સ્વરૂપે એક નિશ્ચિત સમયમાં કરી દીધો છે નહિતર અમુક કારખાના અને દુકાનો દિવસે બંધ રહેતા હોત અને રાત્રે ખુલતા હોત તો બીજા બંધ થઈ જતા હોત, આ કારણે બંનેમાં કારોબારની મુશ્કેલીઓ પડતી હોત.

જે પ્રમાણે રાતને ઊંઘ માટે નક્કી કરી એક મોટું ઈનામ અર્પણ કર્યું એ જ પ્રમાણે જીવનની અન્ય આવશ્યકતાઓ માટે કે જે પરસ્પર ભાગીદારીથી થતી હોય છે તેના માટે પણ પોતાની કૃપાથી એવો જ એકસમાન એક સરખો સમય નિશ્ચિત કરી દીધો, દાખલા તરીકે ભૂખ અને ખાવાની જરૂરતનો સમય સવાર–સાંજ એકસમાન રીતે નક્કી કર્યો છે, સૌને આ સમયમાં એની જ ચિંતા હોય છે જેના પરિણામે બધી જ જરૂરિયાતની પૂર્તિ દરેકના માટે સરળ બની જાય છે, ખાવા માટે હૉટલ અને દુકાનો તે સમયોમાં તૈયાર ખોરાકથી ભરેલા નજરે પડે છે, દરેક ઘરમાં આ સમયોમાં ખાવાના કાર્યક્રમ માટે સમય નક્કી હોય છે, આ

નિશ્ચિત કાર્યક્રમ ઘણી મોટી નેઅ્‌મત છે જે અલ્લાહ તઆલાની જ ઉચ્ચ કક્ષાની હિકમત આધારે સ્વાભાવિક રીતે મનુષ્યની પ્રકૃતિમાં મૂકવામાં આવી છે.

وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً طَهُوْرًا માં طَهُوْر (તહૂર)નો શબ્દ અરબી ભાષામાં અતિશયોક્તિનો અલંકાર છે, તહૂર તેને કહેવામાં આવે છે જે પોતે પણ પવિત્ર અને સ્વચ્છ છે અને અન્ય વસ્તુઓને પણ તેનાથી સ્વચ્છ કરી શકાય. અલ્લાહ તઆલાએ પાણીને આ ખાસ ખાસિયત અર્પણ કરી છે જેમકે તે પોતે પણ પાક અને સાફ રહે છે અને જેનાથી બીજી દરેક પ્રકારની નાપાકી અને નાની–મોટી ગંદકી પણ દૂર કરી શકાય છે અને જે પાણીનો વ્યક્તિ ઉપયોગ કરે છે તે મોટે ભાગે તે જ છે જે આસમાનથી ઊતરેલું હોય છે, ક્યારેક વરસાદ સ્વરૂપે, ક્યારેક બરફ અથવા કરા સ્વરૂપે, પછી આ જ પાણી પહાડોના ઝરણાઓ દ્વારા કુદરતી પાઈપલાઈન સ્વરૂપે સમગ્ર જમીન ઉપર ફેલાય છે જે ક્યાંક આપોઆપ ઝરણાઓના સ્વરૂપમાં ફૂટી નીકળી જમીન ઉપર વહેવા લાગે છે, ક્યાંક જમીનને ખોદીને કૂવાઓના સ્વરૂપમાં કાઢવામાં આવે છે, આ બધું પાણી પોતે પણ સ્વચ્છ અને પાક છે તથા બીજી વસ્તુઓને પણ સ્વચ્છ અને પાક કરનાર છે, તેના ઉપર કુર્આન અને સુન્નતની નુસૂસ પણ જાહેર છે અને ઉમ્મતની સર્વસહમતી (ઈજ્‌માઅ્‌) પણ છે.

આ પાણી જ્યાં સુધી મોટા પ્રમાણમાં હોય જેમકે તળાવ, હોજ, નહેરોનું પાણી; જો તેમાં કોઈ નાપાકી પણ પડી જાય તો તે નાપાક નથી થતું, તેના ઉપર બધાની સહમતી છે એ શરતે કે પાણીમાં નાપાકીની અસર જાહેર ન થાય અને તેનો રંગ, સ્વાદ અને ગંધ બદલાઈ ન જાય પરંતુ થોડું પાણી હોય અને તેમાં નાપાકી પડી જાય તો તેનો શું હુકમ છે ? આ મસ્અલામાં મુજ્‌તહિદીન ઈમામોનો મતભેદ છે, એ જ પ્રમાણે પાણીનું વધારે અથવા ઓછું પ્રમાણ નક્કી કરવા માટે પણ વિવિધ અભિપ્રાયો છે. તફસીરે મઝહરી અને કુર્તુબીમાં આ સ્થળે પાણી વિશે બધા જ મસ્અલાઓ વિગતવાર લખવામાં આવ્યા છે અને આ મસ્અલાઓ સામાન્ય ફિક્‌હની કિતાબોમાં પણ ઉપસ્થિત છે એટલા માટે અત્રે વર્ણન કરવાની આવશ્યકતા નથી.

وَنُسْقِيَهٗ مِمَّا خَلَقْنَآ اَنْعَامًا وَّ اَنَا سِىَّ كَثِيْرًا માં اَنَاسِىّ (અનાસિય્ય) એ اِنْسِىٌّ

નું બહુવચન છે અને અમુકે ફરમાવ્યું કે તે માનવીનું બહુવચન છે. આયતમાં એ બતાવ્યું છે કે આસમાનથી ઉતારવામાં આવેલ પાણીથી અલ્લાહ તઆલા જમીનને પણ તૃપ્ત કરે છે અને પ્રાણીઓને પણ અને એ જ પ્રમાણે ઘણા બધા મનુષ્યોને પણ, અત્રે એ વાત વિચાર કરવાપાત્ર છે કે જે પ્રમાણે જાનવરો સઘળા આ પાણીથી તૃપ્ત થાય છે એ જ પ્રમાણે બધા જ માનવો પણ આ પાણીથી ફાયદો ઉઠાવે છે અને તૃપ્ત થાય છે પરંતુ તેમાં તફાવત એ છે કે એવું કહેવામાં આવ્યું "ઘણા બધા મનુષ્યને તૃપ્ત કર્યા" તેનાથી તો એ જરૂરી બની જાય છે કે ઘણા મનુષ્યો તૃપ્ત થવાથી વંચિત અને મહરૂમ પણ છે, જવાબ એ છે કે અત્રે "ઘણા બધા મનુષ્યો"થી ભાવાર્થ તે જંગલમાં વસનારા લોકો ભાવાર્થ તરીકે છે જેમનું મોટા ભાગે ગુજરાન પાણી ઉપર જ નભતું હોય છે, શહેરમાં વસવાટ કરનારાઓ તો નહેરોના કિનારાઓ ઉપર અથવા કૂવાઓની પાસે વસેલા હોય છે તેમને વરસાદની રાહ જોવી પડતી નથી.

وَلَقَدْ صَرَّفْنٰهُ بَيْنَهُمْ આયતનો ભાવાર્થ એ છે કે વરસાદને અમે બદલતા અને ફેરવતા રહીએ છીએ ક્યારેક એક શહેરમાં, ક્યારેક બીજામાં. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે લોકોમાં જે એવું પ્રખ્યાત છે કે આ વર્ષે વરસાદ વધારે થયો અને આ વર્ષે ઓછો થયો. આ વાસ્તવિકતાના આધારે સાચું નથી બલકે વરસાદનું પાણી તો દરેક વર્ષે અલ્લાહ તઆલા તરફથી એકસમાન ઊતરતું હોય છે, અલબત્ત અલ્લાહનો હુકમ એ રહે છે કે તેનું પ્રમાણ કોઈ શહેર અથવા વસ્તીમાં વધારે કરવામાં આવે તો કોઈમાં ઓછું કરવામાં આવે છે, અમુક સમયે ઓછું કરીને કોઈ વસ્તીના લોકોને શિક્ષા આપવાનો અને તેમને ચેતવણી આપવાનો હેતુ હોય છે અને અમુક સમયે અતિવૃષ્ટિ પણ અઝાબ બની જાય છે તો આ જ પાણી જે માત્ર રહમત છે જે લોકો અલ્લાહ તઆલાની નાશુક્રી અને આજ્ઞાનું પાલન ન કરે તેમના માટે તેને જ અઝાબ અને શિક્ષા બનાવી દેવામાં આવે છે.

**جِهَادُ بِالْقُرْاٰنِ (જિહાદ બિલ કુર્આન) કુર્આનની દા'વત (આમંત્રણ)નો પ્રચાર-પ્રસાર કરવો મોટો જિહાદ છે :**

وَجَاهِدْهُمْ بِهٖ جِهَادًا كَبِيْرًا આ આયત મક્કી છે, જ્યારે કે કાફિરો સાથે

યુદ્ધનો અને લડાઈનો હુકમ નાઝિલ થયો ન હતો એટલા માટે અત્રે જિહાદને بِهٖ (બિહી)ની શરત સાથે લાવવામાં આવ્યો છે. بِهٖ (બિહી)ની ઝમીર કુર્આન તરફ ઢળે છે, આયતનો અર્થ એ છે કે "કુર્આન દ્વારા ઈસ્લામના વિરોધીઓ સાથે જિહાદ કરો; મોટો જિહાદ તે કુર્આન દ્વારા." આ જિહાદનો ખુલાસો તેના હુકમોનો પ્રચાર અને અલ્લાહની મખ્લૂકને તેના તરફ ધ્યાન અપાવવાનો દરેક પ્રકારનો પ્રયત્ન છે, ભલે જીભથી હોય અથવા કલમથી હોય અથવા અન્ય કોઈ પદ્ધતિથી; તે બધાને અત્રે મોટો જિહાદ કહેવામાં આવ્યો છે.

وَهُوَ الَّذِىْ مَرَجَ الْبَحْرَيْنِ هٰذَا عَذْبٌ فُرَاتٌ وَّهٰذَا مِلْحٌ اُجَاجٌ وَّجَعَلَ بَيْنَهُمَا بَرْزَخًا وَّحِجْرًا مَّحْجُوْرًا માં શબ્દ مَرَجَ (મરજ) એ સ્વતંત્ર છોડી દેવાના અર્થમાં આવે છે, એ જ કારણે مَرَجَ (મરજ) પ્રાણીઓના ચરવાના મેદાનો (ગોચર)ને પણ કહે છે જ્યાં પ્રાણીઓ સ્વતંત્રતાથી હરે ફરે અને ચરે છે. عَذْب (અઝ્બ) એ મીઠા પાણીને કહેવામાં આવે છે અને فُرَاتٌ (ફુરાત) એ સ્વાદિષ્ટ અને આહ્લાદકને અને مِلْحٌ (મિલ્હ) ખારાને અને اُجَاجٌ (ઉજાજ) તેજ અને કડવાને કહે છે.

અલ્લાહ તઆલાએ પોતાની કૃપા અને ઉચ્ચ કક્ષાની હિકમતથી દુનિયામાં બે પ્રકારના દરિયાઓ પેદા કર્યા છે, એક સૌથી મોટો "બહ્રે મુહીત" (ખૂબ મોટા વિસ્તારમાં ફેલાયેલ) જેને સમંદર કહે છે અને પૃથ્વીની ચારે દિશાઓ તેમાં ઘેરાયેલી છે. એક ચતુર્થાંશ જેટલો પૃથ્વીની સપાટીનો ભાગ છે જે તેનાથી ખુલ્લો છે, તેમાં સમગ્ર દુનિયા (ભૂચર અને ખેચર) વસે છે. આ બધાથી મોટો દરિયો તકાદાની હિકમતના કારણે ભારે ખારો અને કડવો તથા સ્વાદમાં સારો નથી. જમીનના વસવાટ થયેલા વિભાગમાં આસમાનથી ઊતરેલા પાણીના ઝરણા, નદીઓ, નહેરો અને મોટા-મોટા સરોવરો છે, આ બધા મીઠા આહ્લાદક તથા સ્વાદિષ્ટ હોય છે. મનુષ્યને પોતાના પીવા અને તરસ છીપાવવા તથા દરરોજના ઉપયોગમાં આવા જ મીઠા પાણીની આવશ્યકતા છે જે અલ્લાહ તઆલાએ જમીનના વસવાટ થયેલ વિભાગમાં વિવિધ સ્વરૂપોમાં ઉપલબ્ધ કરાવ્યું છે, પરંતુ બહ્રે મુહીત એટલે કે વિશાળ સમંદર જો મીઠા હોત તો મીઠા પાણીની ખાસિયત છે કે તે ઘણું જ જલદી સડી જાય છે, ખાસ કરીને સમંદર જેમાં પૃથ્વીની સપાટીની વસ્તીથી વધારે જળચર પ્રાણીઓની વસ્તી જે તેમાં મરણ પામે છે અને ત્યાં જ

સડી–ગળીને માટી બની જાય છે અને સમગ્ર જમીનનું પાણી અને તેમાં વહેનારી ગંદકીઓ પણ અંતે સમંદરમાં જઈને પડે છે, જો આ પાણી મીઠું હોત તો અમુક જ દિવસોમાં તે સડી ગયું હોત અને આ સડેલા પાણીની દુર્ગંધથી પૃથ્વીની સપાટી ઉપર રહેનાર લોકો માટે રહેવું મુશ્કેલ બની ગયું હોત, એટલા માટે અલ્લાહની હિકમતે તેને એટલું સખત ખારું અને કડવું તથા તેજ બનાવી દીધું કે દુનિયાભરની ગંદકીઓ તેમાં જઈને દ્રવી જાય છે અને પોતે તેમાં રહેનાર પ્રાણીઓ પણ જે તેમાં જ મૃત્યું પામે છે તે પણ સડતા નથી.

પ્રસ્તુત આયતમાં એક તો આ ઈનામ અને અહેસાનોનું વર્ણન છે કે મનુષ્યની જરૂરતને ધ્યાને રાખી બે પ્રકારના દરિયાઓ પેદા કર્યા, બીજું આ સંપૂર્ણ કુદરત દ્વારા જે સ્થળે મીઠા પાણીના દરિયા અથવા નહેર સમંદરમાં જઈને ભળે છે અને મીઠું તથા કડવું પાણી બંને પાણી એક સ્થળે ભેગું થઈ જાય છે ત્યાં આ પ્રત્યક્ષ દર્શન કરી શકાય છે કે બંને પાણી માઈલો દૂર સુધી એવી જ રીતે સાથે–સાથે વહે છે કે એક બાજુ મીઠો પ્રવાહ અને બીજી બાજુ કડવો પ્રવાહ વહે છે અને તેઓ આ જ રીતે વહેતા રહે છે અને એકબીજામાં મિશ્રિત થઈ જતા નથી જ્યારે કે આ બંને દરમિયાન કોઈ આડશ પણ હોતી નથી.

وَهُوَ الَّذِىْ خَلَقَ مِنَ الْمَآءِ بَشَرًا فَجَعَلَهٗ نَسَبًا وَّصِهْرًا માં શબ્દ نَسَبٌ (નસબ) તે સગાઈ અને સંબંધને કહેવામાં આવે છે જે બાપ અથવા માં તરફથી હોય અને صِهْرٌ (સિહ્ર) તે સગાઈ અને સંબંધ છે જે પત્ની તરફથી હોય, જેને બોલચાલમાં સાસરી પક્ષ કહેવામાં આવે છે, આ બધા સંબંધો અને સગાઈઓ અલ્લાહ તઆલાની આપેલી નેઅ્મતો છે જે મનુષ્યને સારું જીવન વ્યતિત કરવા માટે આવશ્યક છે, એકલો વ્યક્તિ કોઈ કાર્ય પણ કરી શકતો નથી.

قُلْ مَآ اَسْئَلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ اِلَّا مَنْ شَآءَ اَنْ يَّتَّخِذَ اِلٰى رَبِّهٖ سَبِيْلًا એટલે કે, તમને ઈમાનની દા'વત અને અલ્લાહ તઆલાના હુકમો પહોંચાડવામાં તથા દુનિયા અને આખિરતમાં તમારા માટે સફળતાનો પ્રયત્ન કરવામાં મારો કોઈ દુનિયવી ફાયદો નથી, હું પોતાની આ મહેનતનું તમારી પાસે કોઈ વળતર કે બદલો નથી માંગતો, મારો ફાયદો એ સિવાય બીજો નથી કે જેનું મન ચાહે અલ્લાહનો માર્ગ ધારણ કરી લે અને દેખીતું છે કે કોઈ વ્યક્તિ માર્ગ ઉપર આવી

જાય તો તેનો જ ફાયદો છે, તેને પોતાનો લાભ ઠરાવી દેવો પયગમ્બર તરીકેની લાગણી તરફ ઈશારો કરે છે કે હું તમારા ફાયદાને જ પોતાનો ફાયદો સમજું છું. આ એવું છે જેમકે કોઈ વૃદ્ધ કમજોર પિતા સંતાનોને કહે કે તમે ખાઓ-પીઓ અને ખુશ રહો, આ જ મારું ખાવું-પીવું અને ખુશ રહેવું છે અને એ પણ સંભાવના છે કે તેને પોતાનો ફાયદો એ સંદર્ભમાં કહ્યો હોય કે તેનો સવાબ તમને મળશે, જેમકે સહીહ હદીષોમાં આવ્યું છે કે જે વ્યક્તિ કોઈને ભલા કાર્યનું માર્ગદર્શન કરે છે અને તે તેના કહેવા પ્રમાણે ભલી પ્રવૃત્તિ આચરે તો તે કર્મનો સવાબ પોતે કરનારને પણ પૂરેપૂરો મળશે અને એટલો જ સવાબ તે માર્ગદર્શન કરનાર વ્યક્તિને પણ મળશે. *(મઝહરી)*

فَسْـَٔلْ بِهٖ خَبِيْرًا એટલે કે આસમાનો-જમીનોને પેદા કરવું, પછી પોતાની શા'ન પ્રમાણે તેના ઉપર બિરાજમાન થવું બધું અલ્લાહ રહમાનનું જ કાર્ય છે, તેની ખરાઈ અને તહકીક કરવા ઈચ્છતા હોય તો કોઈ જાણકારને પૂછી લો. જાણકારથી ભાવાર્થ અલ્લાહ તઆલા અથવા હઝરત જિબ્રઈલ (અલૈ.) છે અને એ સંભાવના પણ છે કે તેનો ભાવાર્થ અગાઉ આવી ચૂકેલ કિતાબોના ઉલમા હોય જેમને પોતપોતાના પયગમ્બરો દ્વારા આ બાબતની જાણકારી મળી છે. *(મઝહરી)*

قَالُوْا وَمَا الرَّحْمٰنُ માં શબ્દ رَحْمٰنُ (રહમાન) અરબી ભાષામાં તેનો અર્થ બધા અરબ લોકો જાણે છે પરંતુ આ શબ્દ તેઓ અલ્લાહ તઆલા માટે ન બોલતા હતા એટલા માટે અત્રે આ પ્રશ્ન કર્યો કે રહમાન કોણ અને શું છે ?

تَبٰرَكَ الَّذِىْ جَعَلَ فِى السَّمَآءِ بُرُوْجًا وَّجَعَلَ فِيْهَا سِرَاجًا وَّقَمَرًا مُّنِيْرًا ٥ وَهُوَ
الَّذِىْ جَعَلَ الَّيْلَ وَالنَّهَارَ خِلْفَةً لِّمَنْ اَرَادَ اَنْ يَّذَّكَّرَ اَوْاَرَادَ شُكُوْرًا ٥

આ આયતોનો હેતુ મનુષ્યને એ બતાવવાનો છે કે અમે આસમાનમાં મોટા મોટા તારાઓ અને સૂર્ય-ચંદ્ર તથા તેમના દ્વારા રાત-દિવસના પરિવર્તનો અને તેમના અંધકાર અને પ્રકાશ તથા પૃથ્વી અને આસમાનની બધી જ સૃષ્ટિ એટલા માટે પેદા કરી છે કે ચિંતન અને મનન કરનારને તેમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને તવહીદની દલીલો પ્રાપ્ત થાય અને શુક્ર (ઉપકાર) માનનારા માટે ઉપકાર માનવાની તક મળે તો જે વ્યક્તિનો સમય આ બંને વસ્તુઓથી ખાલી

પસાર થઈ ગયો તેનો સમય વ્યર્થ બેકાર થઈ ગયો અને તેની સઘળી મૂડી બરબાદ થઈ ગઈ. اَللّٰهُمَّ اجْعَلْنَا مِنَ الذّٰكِرِيْنَ الشَّاكِرِيْنَ

ઈબ્ને અરબી (રહ.) ફરમાવે છે કે મેં શહીદે અકબર પાસેથી સાંભળ્યું છે કે ઘણી ખોટ અને નુકસાનમાં છે તે વ્યક્તિ જેની ઉંમર ૬૦ વર્ષની થઈ, તેમાંથી અડધો સમય ૩૦ વર્ષ રાત્રે સૂવામાં પસાર થઈ ગયો અને છઠ્ઠો ભાગ એટલે કે ૧૦ વર્ષ દિવસે આરામ કરવામાં પસાર થયો તો ૬૦ માંથી માત્ર ૨૦ વર્ષ કામે લાગ્યો, કુર્આને હકીમે આ સ્થળે મોટા મોટા તારાઓ અને ગ્રહો તથા ખગોળીય પદાર્થોનું વર્ણન કર્યા પછી એ પણ બતાવ્યું કે કુર્આન તે વસ્તુઓનું વર્ણન વારંવાર એટલા માટે કરે છે કે તમે તેમના સર્જન અને તેમની ગતિઓ દ્વારા અને તેનાથી પેદા થનાર પ્રભાવોમાં ચિંતન કરીને તેની ઉત્પત્તિ કરનાર અને તેને ચલાવનારને ઓળખો અને આભારની સાથે તેને યાદ કરતા રહો, બાકી રહ્યો એ મસ્અલો કે અવકાશી પદાર્થો અને ખગોળીય પદાર્થોની વાસ્તવિકતા અને તેનું સ્વરૂપ શું છે ? આ આસમાનોના એક ભાગ તરીકે તેમાં સમાયેલા છે અથવા તેની બહાર અવકાશમાં તરે છે ? મનુષ્યની પાયાની જરૂરિયાતોનો કોઈ મસ્અલો આ પ્રશ્ન સાથે જોડાયેલો નથી, તેની વાસ્તવિકતા જાણવી મનુષ્ય માટે સરળ પણ નથી, જે લોકોએ પોતાની જિંદગીઓ આ કાર્યમાં ખપાવી છે તેમના સ્વીકારથી સાબિત છે કે તેઓ પણ કોઈ ચોક્કસ અને અંતિમ સ્થાપિત સત્ય કે ફેંસલા સુધી નથી પહોંચી શક્યા, તેમણે જે કંઈ પણ સિદ્ધાંતો તારવ્યા તે પણ પોતે અન્ય સંશોધકોથી વિરોધી મત ધરાવનાર અને અન્યોના સંશોધનોને ખોટા સાબિત કરે છે એટલા માટે કુર્આનના વિવરણ માટે હું આવી કોઈ લાંબી ચર્ચા કરવામાં નથી પડતો અને તે કુર્આનની કોઈ જરૂરી સેવા પણ નથી પરંતુ આ યુગના વિજ્ઞાનના નિષ્ણાતોએ કૃત્રિમ ઉપગ્રહો અવકાશમાં તરતા મૂકવા અને ચંદ્ર સુધી પહોંચી જવાના અને ત્યાંની માટી-પથ્થર, ગુફાઓ અને પહાડોના ફોટાઓ પાડવામાં નિઃશંક ઘણું આશ્ચર્યજનક કાર્ય કર્યું છે પરંતુ કુર્આન આ વસ્તુઓથી મનુષ્યને જે વાસ્તવિકતાની ઓળખની શીખ આપવા ઈચ્છે છે તેનાથી આ લોકો પોતાના સંશોધનના કાર્યક્રમોના અભિમાનમાં મસ્ત થઈને વધારે દૂર થઈ ગયા છે અને સામાન્ય લોકોના દિમાગોને પણ ઘણી ખરાબ રીતે મૂંઝવણમાં નાંખી દીધા, કોઈ આ વસ્તુઓને કુર્આનની વિરોધી સમજીને વૈજ્ઞાનિક તથ્યોનો જ ઈન્કાર કરી બેસે

છે તો કોઈ કુર્આને કરીમમાં તા'વીલો કરવા મંડી પડે છે એટલા માટે આવશ્યક જણાય છે કે જરૂરત પ્રમાણે ખુલાસાની સાથે આ મસ્અલો સ્પષ્ટ કરવામાં આવે, સૂરએ હિજ્રની આયત وَلَقَدْ جَعَلْنَا فِي السَّمَاءِ بُرُوْجًا હેઠળ એનો વાયદો પણ કરવામાં આવ્યો હતો કે સૂરએ ફુરકાનમાં તેની વિગત ક્યાંક લખવામાં આવશે તો તે નીચે પ્રમાણે છે.وَاللّٰهُ الْمُوَفِّقُ

**તારાઓ અને ગ્રહો આસમાનોના દળ (Mass)ની અંદર છે અથવા બહાર ? પ્રાચીન અને આધુનિક ખગોળશાસ્ત્રના દષ્ટિકોણો અને કુર્આને કરીમના ફરમાનો :**

جَعَلْنَا فِي السَّمَآءِ بُرُوْجًا શબ્દોથી દેખીતી રીતે એવું સમજવામાં આવે છે કે આ بُـــرُوْج (બુરૂઝ–Stellar formations) એટલે કે તારાઓ આસમાનોની અંદર છે કારણ કે શબ્દ حرف فی ظرفیت ના માટે ઉપયોગ થાય છે, એ જ પ્રમાણે સૂરએ નૂહમાં છે, اَلَمْ تَرَوْا كَيْفَ خَلَقَ اللّٰهُ سَبْعَ سَمٰوٰتٍ طِبَاقًا؛ وَّجَعَلَ الْقَمَرَفِيْهِنَّ (ફીહિન્ન)ની ઝમીર سَبْعَ سَمٰوٰتُ (સબ્અ સમાવાત્) તરફ ઢળેલી છે જેનાથી દેખીતી રીતે આ જ ભાવાર્થ થાય છે કે ચંદ્ર فِيْهِنَّ نُوْرًاوَجَعَلَ الشَّمْسَ سِرَاجًا તેમાં આસમાનોની અંદર છે પરંતુ અત્રે બે વાતો વિચારપાત્ર છે, પ્રથમ તો એ કે કુર્આને કરીમમાં શબ્દ سَـمَاءٌ (સમાઅ્) જે રીતે આ મહાન અને કલ્પનાની બહાર વિશાળતા ધરાવનારી મખ્લૂક માટે ઉપયોગ થાય છે જેમાં કુર્આનના ખુલાસાઓ પ્રમાણે દરવાજાઓ છે અને દરવાજાઓ ઉપર ફરિશ્તાઓના પહેરા છે જે ખાસ ખાસ સમયોમાં ખોલવામાં આવે છે અને જેની સંખ્યા કુર્આને કરીમે સાત બતાવી છે, આ જ રીતે આ શબ્દ سَــمَـــاءٌ (સમાઅ્) દરેક ઊંચી વસ્તુ જે આસમાન તરફ હોય તેના માટે પણ બોલવામાં આવે છે. આસમાન અને પૃથ્વી વચ્ચેના વાતાવરણ અને તેની આગળ જેને અત્યારની પરિભાષામાં અવકાશ કહેવામાં આવે છે, આ બધું બીજા અર્થના આધારે શબ્દ "સમાઅ્"ના ભાવાર્થમાં સામેલ છે. وَاَنْـزَلْـنَـا مِنَ السَّــمَـــاءِ مَـاءً طَهُـوْرًا અને આ જ રીતે બીજી આયતો જેમાં આસમાનથી પાણી વરસાવવાનું વર્ણન છે તેને મોટા ભાગના વિવરણકારોએ આ જ બીજા અર્થ ઉપર આધારિત હોવાનું ઠરાવ્યું છે, કારણ કે સામાન્ય ગવાહીથી પણ સાબિત છે કે વરસાદ તે વાદળોમાંથી વરસે છે જેને આસમાનની ઊંચાઈઓ સાથે કોઈ સંબંધ નથી અને પોતે કુર્આને કરીમે પણ બીજી આયતોમાં પણ વાદળોમાંથી પાણી

વરસાવવાનો ખુલાસો કર્યો છે. ઈરશાદ છે, ءَ اَنْتُمْ اَنْزَلْتُمُوْهُ مِنَ الْمُزْنِ اَمْ نَحْنُ الْمُنْزِلُوْنَ તેમાં مُزْن (મુઝ્ન) એ مُزْنَة (મુઝ્નહ)નું બહુવચન છે જેનો અર્થ "સફેદ વાદળ"નો થાય છે, અર્થ એ છે કે "શું વરસાદ સફેદ વાદળોથી તમે ઉતાર્યો છે અથવા અમે ?" બીજી જગ્યાએ ઈરશાદ છે وَاَنْزَلْنَا مِنَ الْمُعْصِرَاتِ مَآءً ثَجَّاجًا તેમાં مُعْصِرَاتٌ (મુઅ્સિરાત)નો અર્થ "પાણીથી ભરેલા વાદળો" થાય છે અને આયતનો અર્થ એ છે કે "અમે જ પાણી ભરેલા વાદળોથી મોટા પ્રમાણમાં પાણી વરસાવ્યું." કુર્આને કરીમના આ સ્પષ્ટ ખુલાસાઓ અને જાહેર સાબિતીઓની બીનાએ જે કુર્આનની આયતોમાં વરસાદનું આસમાનથી વારસાવવાનું વર્ણન ઉપસ્થિત છે તેમાં પણ મોટા ભાગના વિવરણકારોએ શબ્દ سَمَاءٌ (સમાઅ્)નો આ જ બીજો અર્થ લીધો છે એટલે કે, "વાતાવરણની ઊંચાઈઓ"

ખુલાસો એ છે કે જયારે કે કુર્આને કરીમમાં શબ્દકોષના ખુલાસાઓ પ્રમાણે શબ્દ سَمَاءٌ (સમાઅ્) આકાશી વાતાવરણ માટે પણ બોલવામાં આવે છે અને પોતે جِرْمِ آسْمَانْ (Mass of Sky) માટે પણ ઉપયોગ થાય છે તો આવા સ્વરૂપમાં જે આયતોમાં તારાઓ અને ગ્રહો માટે فِى السَّمَاءُ (ફિસ્સમાઅ્)નો શબ્દ ઉપયોગ થયો છે તેના ભાવાર્થમાં બંને સંભાવનાઓ ઉપસ્થિત છે કે આ તારાઓ અને ગ્રહો આસમાનના દળ (Mass)ની અંદર હોય અથવા તો આસમાનના વાતાવરણમાં આસમાનોની નીચે હોય અને બંને સંભાવનાઓના ઉપસ્થિત હોવાનો કોઈ ઠોસ ફેંસલાનો સંબંધ કુર્આન તરફ જોડી શકાતો નથી કે કુર્આને તારા અને ગ્રહોને આસમાનના દળ (Mass)ની અંદર હોવાનું ઠરાવી દીધું છે અથવા તેની બહાર અવકાશી વાતાવરણમાં, બલકે કુર્આનના શબ્દોના આધારે બંને સ્વરૂપો શક્ય છે, સૃષ્ટિનું સંશોધન અને અનુભવ તથા સાબિતીઓથી જે સ્વરૂપમાં પણ હોવાનું સાબિત થઈ જાય કુર્આનનો કોઈ ખુલાસો તેનો નકાર કરતો નથી.

## બ્રહ્માંડ (Universe)ની વાસ્તવિકતા અને કુર્આન :

અત્રે એક વાત સૈદ્ધાંતિક સ્વરૂપે સમજી લેવી જરૂરી છે કે કુર્આને કરીમ કોઈ ફિલોસોફી અથવા ખગોળશાસ્ત્રનું પુસ્તક નથી જેનો વિષય સંશોધનોની ચર્ચા અથવા આસમાનો અને સૃષ્ટિ તથા તારાઓની ખગોળીય ગણતરીઓ

વગેરેનું વર્ણન કરવાનો હેતુ હોય પરંતુ તેની સાથે જ તે આસમાન અને પૃથ્વી તથા તેમની વચ્ચેની સમગ્ર સૃષ્ટિનું વર્ણન વારંવાર કરે છે, તેમાં ચિંતન અને મનન કરવાનું આમંત્રણ પણ આપે છે. કુર્આને કરીમની આ બધી આયતોમાં વિચાર કરવાથી સ્પષ્ટ રીતે આ સાબિત થઈ જાય છે કે કુર્આને કરીમ આ બ્રહ્માંડની વાસ્તવિકતા વિશે મનુષ્યને માત્ર તે વસ્તુઓ બતાવવા ઈચ્છે છે જેનો સંબંધ તેની માન્યતા અને દષ્ટિકોણની દુરુસ્તી સાથે હોય અથવા તેનાથી દીન અને દુનિયાનો લાભ સંલગ્ન હોય, દાખલા તરીકે કુર્આને કરીમે આસમાન અને પૃથ્વી તથા તારાઓ અને ગ્રહોનો અને તેમની ગતિઓ અને ગતિઓથી પેદા થનાર અસરોનું વર્ણન વારંવાર એક તો એ હેતુથી કર્યું છે કે મનુષ્ય તેની આશ્ચર્યજનક કારીગીરી અને મહાન અસ્વાભાવિક નિશાનીઓ જોઈને એ વિશ્વાસ કરે કે આ વસ્તુઓની ઉત્પત્તિ આપમેળે નથી થઈ ગઈ, તેને પેદા કરનાર કોઈ સૌથી મોટો હકીમ, સૌથી મોટો જાણકાર અને સૌથી મોટો શક્તિ અને સામર્થ્યવાળો છે અને આ વિશ્વાસ માટે કદાપિ એ આવશ્યકતા નથી કે આસમાનો અને સૃષ્ટિ તથા વાતાવરણ અને તારાઓ અને ગ્રહોના દળ (Mass)ની વાસ્તવિકતા અને તેનું વાસ્તવિક ખગોળીય સ્વરૂપ અને તેની સંપૂર્ણ વ્યવસ્થાની પૂરેપૂરી જાણકારી તેને મળી જાય, બલકે માનવી માટે માત્ર એટલું જ પૂરતું છે જેને દરેક વ્યક્તિ સાબિતીઓથી જુએ અને સમજે છે કે સૂર્ય અને ચંદ્ર તથા અન્ય તારાઓ ક્યારેક સામે આવે છે અને ક્યારેક ગાયબ થઈ જાય છે, વળી ચંદ્રના વધવા અને ઘટવાથી, વળી રાત–દિવસના પરિવર્તનોથી, પછી વિવિધ પ્રકારની ઋતુઓ અને વિવિધ પ્રદેશોમાં દિવસ–રાતના વધવા–ઘટવાની આશ્ચર્યજનક કુદરતી વ્યવસ્થા છે જે હજારો વર્ષોથી ક્યારેય એક મિનિટ કે સેકંડના ફરક વિના ચાલે છે, આ બધી બાબતોથી એક સામાન્ય બુદ્ધિ અને સમજદારી ધરાવનાર મનુષ્ય એ વિશ્વાસ કરવા ઉપર મજબૂર થઈ જાય છે કે આ બધું વ્યવસ્થિત ચાલતું વ્યવસ્થાપનતંત્ર આમ આપમેળે જ ઊભું નથી થઈ ગયું અથવા ચાલી નથી રહ્યું બલકે કોઈ તેને બનાવનારો અને ચલવાનારો અને બાકી રાખનારો પણ છે અને આટલું સમજવા માટે મનુષ્યને ન તો કોઈ ફિલસૂફીયુક્ત રીસર્ચ કે ખગોળીય વેધશાળાઓ કે સંયંત્રોની જરૂર પડે છે અને ન જ કુર્આને તે બાબત તરફ આમંત્રણ આપ્યું છે. કુર્આનનું આમંત્રણ માત્ર એટલી હદ સુધી તે વસ્તુઓમાં ચિંતન અને મનન

કરવાનું છે જે સામાન્ય સાબિતીઓ અને અનુભવોથી પ્રાપ્ત થઈ શકે છે, આ જ કારણ છે કે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)એ ખગોળીય સંયંત્રો બનાવવા અથવા ઉપલબ્ધ કરવા અને હિસાબી ખગોળીય ગણતરીઓ જાણવાની સદંતર કોઈ પ્રથા ન અપનાવી. જો આ બ્રહ્માંડને લગતી આયતોમાં ચિંતન અને મનન કરવાનો એ અર્થ હોત કે તેની વાસ્તવિકતાઓ અને ગણતરીઓ તથા તેની ગતિઓની ફિલસૂફી જાણવામાં આવે તો એ અશક્ય હતું કે રસૂલે કરીમ ﷺએ તેની કાળજી ન લીધી હોત, ખાસ કરીને જ્યારે કે આ કળાઓનો રિવાજ અને તેના શીખવા શિખવાડવાનો ક્રમ દુનિયામાં તે સમયે ઉપસ્થિત પણ હતો. ઈજિપ્ત, સિરીયા, ભારત, ચીન વગેરેમાં આ કળાઓના જાણકારો અને તેના ઉપર કામ કરનારા મોજૂદ હતા, હઝરત મસીહ (અલૈ.)થી પાંચસો વર્ષ પહેલાં પાયથાગોરસનો અને તેનાથી અમુક સમય પછી ટૉલેમી (ઈ.સ. ૧૩૯)નો સિદ્ધાંત દુનિયામાં પ્રચલિત અને પ્રસારિત થઈ ચૂક્યો હતો અને તે સમયકાળમાં પરિસ્થિતિ અનુસાર વેધશાળાને લગતા યંત્રો વગેરેનું સંશોધન પણ થઈ ચૂક્યું હતું પરંતુ જે પવિત્ર હસ્તી ઉપર આ આયતો નાઝિલ થઈ અને જે સહાબએ કિરામ (રદિ.)એ પ્રત્યક્ષ આપ ﷺ પાસેથી તા'લીમ મેળવી, તેમણે ક્યારેય તે બાજુ દષ્ટિપાત સુદ્ધાં નથી કર્યો. એનાથી નિશ્ચિત રીતે જાણ થાય છે કે આ ખગોળશાસ્ત્રને લગતી આયતમાં ચિંતન અને મનન અને વિચાર કરવાનો તે હેતુ બિલકુલ નથી કે જે આજકાલ અમુક આધુનિકતાવાદી ઉલમાઓ યુરોપ અને તેના સંશોધનોથી પ્રભાવિત થઈને અપનાવી રહ્યા છે કે અવકાશી મુસાફરી ચંદ્ર અને ગ્રહો ઉપર વિહરવું કુર્આનના તકાદાઓને પૂરા કરવું છે.

બસ સાચી વાત એ છે કે કુર્આને કરીમ ન તો તે ફિલસૂફીઓ અને પ્રાચીન અથવા અર્વાચીન વૈજ્ઞાનિક સંશોધનો તરફ લોકોને આમંત્રણ આપે છે અને ન જ તેની ચર્ચા કરે છે અને ન તો તેનો વિરોધ કરે છે. કુર્આને કરીમનો હિકમતપૂર્ણ સિદ્ધાંત અને શૈલી સૃષ્ટિ અને સર્જન વિશે બધી જ વિદ્યાકળાઓ બાબતે આ જ છે કે દરેક હુનર અને કળાની વસ્તુઓનું માત્ર એટલે સુધી જ વર્ણન અને ઉલ્લેખ કરે છે જેટલું પ્રમાણ મનુષ્યની દીની અથવા દુનિયવી આવશ્યકતાઓથી સંલગ્ન છે અને જેને મનુષ્ય સરળતાથી પ્રાપ્ત પણ કરી શકે છે અને જેની પ્રાપ્તિ થવાથી લગભગ તેને સંતોષ પણ થઈ શકે છે, ફિલસૂફીઓ ડહોળવાથી અથવા આવી

ચર્ચાઓ અને સંશોધનોમાં પડવાથી જે સામાન્ય મનુષ્યના કાબૂ બહારની વાતો છે અને જેને કંઈક પ્રાપ્ત કરી લેવા પછી પણ નિશ્ચિત રીતે એવું ન કહી શકાય કે તે ચોક્કસ સાચું અને સ્થાપિત સત્ય છે બલકે તેનાથી આશ્ચર્ય અને શંકાઓ વધે છે. આવી બહસોમાં કુર્આન માનવીને ગુંચવતું નથી, કારણ કે કુર્આનની દષ્ટિમાં માનવીની ઈચ્છિત મંઝિલ તે સમગ્ર જમીની અને આસમાની સૃષ્ટિ અને મખ્લૂકથી આગળ પોતાના સર્જનહારની મરજી ઉપર ચાલીને જન્નતની કાયમી નેઅ્મતો અને રાહતો પ્રાપ્ત કરવાની છે, સૃષ્ટિની વાસ્તવિકતાઓની બહસ ન તો તેના માટે જરૂરી છે અને ન જ તેના ઉપર મનુષ્યનો સંપૂર્ણ કાબૂ છે. દરેક યુગમાં ફિલોસોફરો અને ખગોળશાસ્ત્રના નિષ્ણાતોના દષ્ટિકોણોમાં સતત વિરોધાભાસો અને દરરોજ નવા નવા સંશોધનો અને થિયરીઓ એ બાબતની સ્પષ્ટ દલીલ છે કે કોઈપણ દષ્ટિકોણ અને સંશોધનને નિશ્ચિત અને અંતિમ કહી શકાય નહીં, મનુષ્યની આવશ્યકતાઓથી સંબંધિત બધી જ કળાઓ અને હુનરો જેમકે અવકાશશાસ્ત્ર,ખગોળશાસ્ત્ર, સૃષ્ટિ અને વાતાવરણ, વાદળ અને વરસાદ, પૃથ્વીના ભૂ–ભાગો, પછી જમીનમાંથી ઉત્પન્ન થનાર મખ્લૂકો, ભૂચર, જળચર, ખેચર, વનસ્પતિ વગેરેથી અને માનવજગત તથા માનવસર્જિત વિદ્યાકળાઓ અને હુનર, વેપાર, ઉદ્યોગ, કળા–કારીગીરી વગેરે આ બધામાંથી કુર્આને કરીમ માત્ર તેમની રૂહ (આત્મા) અને સ્થાપિત સત્ય હોય એવો ભાગ એટલા પ્રમાણમાં લે છે જેનાથી માનવીની દીની અથવા દુનિયવી જરૂરિયાત જોડાયેલી છે, મોટા મોટા કાબૂ બહારના સંશોધનોના દલદલમાં કુર્આન મનુષ્યને ફસાવતું નથી, અલબત્ત ક્યાંક ક્યાંક કોઈ ખાસ બાબત તરફ ઈશારો અથવા ખુલાસો પણ જોવા મળે છે.

**કુર્આનના વિવરણ (તફસીર)માં ફિલસૂફીયુક્ત દષ્ટિકોણોની મદદ અથવા વિરોધનું સાચું માપદંડ :**

પ્રાચીન અને અર્વાચીન ઉલમાએ હક્ક (સત્યવાદી વિદ્વાનો) એ બાબત ઉપર સહમત છે કે આ બાબતો વિશે જે વાતો કુર્આને કરીમમાં નિશ્ચિત સ્વરૂપે સાબિત છે જો કોઈ પ્રાચીન અથવા અર્વાચીન દષ્ટિકોણ તેનાથી વિરુદ્ધ હોય તો તેના કારણે કુર્આનની આયતોમાં ખેંચતાણ અથવા તા'વીલ કરવી જાઈઝ નથી, આ દષ્ટિકોણને જ ખોટો ઠરાવવામાં આવશે. અલબત્ત જે મસ્અલાઓમાં કુર્આને કરીમનો કોઈ ખુલાસો ઉપસ્થિત નથી કુર્આનના શબ્દોમાં બંને અર્થોની સંભાવના

હોય છે, ત્યાં જો સાબિતીઓ અને અનુભવથી કોઈ એક દૃષ્ટિકોણને બળ પ્રાપ્ત થાય તો કુર્આનની આયતો પણ તે જ અર્થ ઉપર સ્થાપિત કરવામાં કોઈ વાંધો નથી, જેમકે આ જ આયત جَعَلْنَا فِى السَّمَاءِ بُرُوْجًا માં છે કે કુર્આને કરીમે આ વિષયમાં કોઈ સ્પષ્ટ ફેંસલો નથી આપ્યો કે તારાઓ આસમાનના દળ (The Mass of Sky)નો ભાગ છે અથવા તેની બહાર આસમાનના વાતાવરણમાં છે ? આજકાલ જ્યારે કે અવકાશી સંશોધનોએ એ સાબિત કરી દીધું છે કે તે ગ્રહો સુધી પહોંચી શકાય છે તો તેનાથી પાયથાગોરસના દૃષ્ટિકોણનું સમર્થન થઈ ગયું કે તારાઓ આસમાનોના દળમાં સામેલ નથી, કારણ કે કુર્આને કરીમ અને સ્પષ્ટ હદીષોના ખુલાસાઓની રૂએ આસમાન એક એવો ભાગ છે જેમાં દરવાજા છે અને દરવાજાઓ ઉપર ફરિશ્તાઓનો પહેરો છે, તેમાં દરેક વ્યક્તિ પ્રવેશ નથી કરી શકતો. આ સાક્ષાત્કાર અને અનુભવની બીનાએ પ્રસ્તુત આયતનો એ ભાવાર્થ ઠરાવવામાં આવશે કે તારાઓને આસમાનના વાતાવરણ (અવકાશ)માં પેદા કરવામાં આવ્યા છે અને આ કોઈ તા'વીલ નથી, બલકે બે ભાવાર્થમાંથી એકને લીધો છે પરંતુ જો કોઈ મૂળેથી આસમાનોના અસ્તિત્વનો જ ઇન્કાર કરે જેમકે અમુક આધુનિક ખગોળશાસ્ત્રીઓ કરે છે અથવા કોઈ એવો દા'વો કરે કે રોકૅટો અને હવાઈજહાઝો દ્વારા અસામાનોની અંદર પ્રવેશ કરી શકાય છે તો કુર્આનની રૂએ તેનો દા'વો જૂઠો ઠરાવવામાં આવશે, કારણ કે કુર્આને કરીમની અનેક આયતમાં આ વાત સ્પષ્ટ રીતે બતાવવામાં આવી છે કે આસમાનોમાં દરવાજા છે અને તે દરવાજા ખાસ ખાસ પરિસ્થિતિઓમાં ખોલવામાં આવે છે, તે દરવાજાઓ ઉપર ફરિશ્તાઓના પહેરાઓ લાગેલા છે. આસમાનોમાં દરેક વ્યક્તિનો પ્રવેશ જ્યારે ઇચ્છે નથી થઈ શકતો, આ દા'વાના કારણે તે આયતોમાં કોઈ તા'વીલ (યુક્તિપૂર્વકની બાંધછોડ) કરવામાં નહીં આવે અને તે દા'વાને જૂઠો ઠરાવવામાં આવશે.

એ જ પ્રમાણે જ્યારે કે કુર્આને કરીમની આયત كُلٌّ فِى فَلَكٍ يَّسْبَحُوْنَ થી (તારાઓ)નું ગતિ કરવું સાબિત છે તો આ મા'મલામાં ટૉલેમીના દૃષ્ટિકોણને ખોટો ઠરાવવામાં આવશે જેની રૂએ તારાઓ આસમાનના દળ (Mass)માં સમાયેલા છે, તે પોતે ગતિ નથી કરતા બલકે આસમાનની ગતિના તા'બે તેની ગતિ હોય છે.

એનાથી જાણ થઈ કે પ્રાચીન વિવરણકારોમાં તે અમુક લોકો જે ખગોળશાસ્ત્ર વિશે ટૉલમીના દૃષ્ટિકોણને સાચો માનનારા હતા તેમણે તે કુર્આનની આયતોમાં તા'વીલોથી કામ લીધું જેનાથી ટૉલમીના દૃષ્ટિકોણ વિરુદ્ધ કોઈ વસ્તુ સમજવામાં આવતી હતી, એ જ પ્રમાણે આજના અમુક લેખકો જે આયતોને આધુનિક ખગોળશાસ્ત્રની થિયરીઓથી વિરુદ્ધ સમજે છે તેમાં તા'વીલો કરીને તે દૃષ્ટિકોણ અને થિયરીઓ પ્રમાણે બનાવવાની ચિંતા કરે છે આ બંને સ્વરૂપો યોગ્ય નથી બલકે પુરોગામી બુઝુર્ગોના તરીકા વિરુદ્ધ અને રદપાત્ર છે. અલબત્ત વાત એમ જ છે કે અત્યાર સુધી આધુનિક ખગોળશાસ્ત્રના જે નવા સંશોધનો રજુ થયા છે તેમાં આસમાનોના ઈન્કાર સિવાય કોઈપણ બાબત કુર્આન અને સુન્નતથી વિરુદ્ધ નથી, અમુક લોકો પોતાના અધૂરા જ્ઞાનથી તેને કુર્આન અને સુન્નતની વિરુદ્ધ સમજીને તા'વીલો કરવા મંડી પડે છે.

આધુનિક યુગના સૌથી મોટા કુર્આનના તફસીરકાર સય્યિદ મુહમ્મદ આલૂસી બગદાદી (રહ.) જેમની તફસીર રૂહુલ મઆની ઉલમાએ સલફ (પુરોગામી વિદ્વાનો)ની તફસીરનો સૌથી શ્રેષ્ઠ ખુલાસો તથા અરબ અને બિનઅરબમાં, પૂર્વ અને પશ્ચિમમાં સ્વીકૃત અને પ્રમાણિત તફસીર છે તેઓ જે રીતે કુર્આન અને સુન્નતના મહાન આલિમ છે એ જ પ્રમાણે ફિલસૂફી અને પ્રાચીન-અર્વાચીન ખગોળશાસ્ત્રના પણ મોટા જાણકાર છે, તેમણે પોતાની તફસીરમાં ફિલસૂફીયુક્ત સંશોધનો વિશે આ જ સિદ્ધાંત ઠરાવ્યો છે જે ઉપર વર્ણન કરવામાં આવ્યો છે અને તેમના પૌત્ર અલ્લામહ સય્યિદ મહમૂદ શકરી આલૂસીએ આ બાબતો ઉપર એક આગવું પુસ્તક લખ્યું છે. مَـادَلَّ عَلَيۡهِ الۡقُرۡاٰنُ مِمَّا يَعۡضُدُ الۡهَيۡئَةَ الۡجَدِيۡدَةَ الۡقَوِيۡمَةَ الۡبُرۡهَانَ જેમાં આધુનિક ખગોળશાસ્ત્રના દૃષ્ટિકોણોનું સમર્થન કુર્આને કરીમની રોશનીમાં કરવામાં આવ્યું છે પરંતુ બીજા આધુનિકતાવાદી ઉલમાની જેમ કુર્આનની આયતોમાં કોઈપણ પ્રકારની તા'વીલ કરવાને યોગ્ય સમજ્યું નથી. તેમના અમુક વાક્યો આ સ્થળે નકલ કરવું પૂરતું છે જે આધુનિક ખગોળશાસ્ત્રના સમર્થનમાં લખ્યા છે તેઓ કહે છે,

رَأَيۡـتُ كَثِيۡـرًا مِّنۡ قَوَاعِدِهَا لَا يُعَارِضُ النُّصُوۡصَ الۡوَارِدَةَ فِى الۡكِتَابِ وَالسُّنَّةِ عَلٰى اَنَّهَـالَوۡ خَـالَـفَـتۡ شَيۡـئًـا مِـنۡ ذٰلِكَ لَـمۡ نَـلۡتَفِتۡ اِلَيۡهَاوَلَمۡ نُؤَوِّلِ النُّصُوۡصَ لِاَجۡلِهَا

وَالتَّاوِيلُ فِيْهَا لَيْسَ مِنْ مَذَاهِبِ السَّلَفِ الْحُرِّيَّةِ بِالْقَبُوْلِ بَلْ لَا بُدَّ اَنْ نَّقُوْلَ اِنَّ الْمُخَالِفَ لَهَا مُشْتَمِلٌ عَلٰى خَلَلٍ فِيْهِ فَاِنَّ الْعَقَلَ الصَّرِيْحَ لَايُخَالِفُ النَّقَلَ الصَّحِيْحَ بَلْ كُلٌّ مِنْهُمَا يُصَدِّقُ الْاٰخَرَ وَيُؤَيِّدُهٗ (مَا دَلَّ عَلَيْهِ الْقُرْاٰنُ)

*"મેં આધુનિક ખગોળશાસ્ત્રના ઘણા બધા નિયમોને જોયા છે જે કુર્આન અને સુન્નતની નુસૂસ વિરુદ્ધ નથી અને તે છતાં જો તે કુર્આન અને સુન્નતની કોઈ નસ વિરુદ્ધ હોય તો અમે તેના તરફ વલણ દાખવીશું નહીં અને કુર્આન તથા સુન્નતની નુસૂસમાં તેના કારણે તા'વીલ કરીશું નહીં, કારણ કે આવી તા'વીલ સલફે સાલિહીનના સ્વીકૃત મઝહબમાં નથી, બલકે અમે તે સમયે એવું કહીશું કે જે દૃષ્ટિકોણ કુર્આન અને સુન્નત વિરુદ્ધ છે તેમાં જ કોઈ ક્ષતિ છે કારણ કે અકલે સલીમ અને સાચા વર્ણનોમાં ક્યારેય વિરોધાભાસ નથી હોતો બલકે તેઓ એકબીજાનું સમર્થન કરે છે."*

ખુલાસો એ છે કે ખગોળશાસ્ત્ર તથા તારાઓ અને ગ્રહોની ગતિઓ તથા તેની કળાઓ વિશે સંશોધન અને ચર્ચા કોઈ નવો હુનર નથી. હજારો વર્ષો પહેલાંથી આ બાબતો ઉપર સંશોધનોનો ક્રમ ચાલું છે. ઈજિપ્ત, સિરીયા, હિન્દુસ્તાન, ચીન વગેરેમાં આ કળાઓની ચર્ચા પ્રાચીન સમયથી ચાલી આવી રહી છે. હઝરત મસીહ (અલૈ.)ના પાંચસો વર્ષ પહેલાંથી આ વિદ્યાનો નિષ્ણાત પાયથાગોરસ થઈ ચૂક્યો છે જે ઈટાલીના વિદ્યાલય ક્રોટોનામાં કાયદેસર તેનું શિક્ષણ આપતો હતો, ત્યારબાદ હઝરત મસીહ (અલૈ.)ના જન્મથી લગભગ ૧૪૦ વર્ષ પહેલાં આ કળાનો બીજો નિષ્ણાત ટૉલેમી રૉમથી આવ્યો અને તે સમયમાં એક બીજો ફિલોસોફર હીરખુશ પ્રખ્યાત થયો જેણે زاویے માપવાના યંત્રો બનાવ્યા.

પાયથાગોરસ અને ટૉલેમીના સિદ્ધાંતો ખગોળીય પદાર્થો અને તેની સ્થિતિ વિશે બિલકુલ એકબીજાથી વિરોધાભાસી હતા. ટૉલમીને પોતાના સમયની સરકાર અને સામાન્ય જનતાની સહાય પ્રાપ્ત થઈ, તેની થિયરીઓ એટલી પ્રખ્યાત થઈ કે પાયથાગોરસની થિયરીઓ ગુમનામીની ગર્તામાં ખોવાઈ ગઈ અને જ્યારે ગ્રીક (યુનાની) ફિલસુફીનો અરબી ભાષામાં તરજુમો થયો તો આ જ

ટૉલેમીની તે થિયરી આ પુસ્તકોમાં નકલ થયા અને વિદ્વાનોમાં સામાન્ય રીતે આ જ થિયરીઓ અને સિદ્ધાંતોની ઓળખ થઈ, ઘણા બધા વિવરણકારોએ કુર્આનની આયતોની તફસીરમાં પણ આ જ સિદ્ધાંતોને અને થિયરીઓને સામે રાખીને તફસીર કરી છે. અગિયારમી સદી હિજરી અને પંદરમી સદી ઈસ્વી જેમાં યુરોપની કોમોની પ્રગતિની શરૂઆત થઈ અને યુરોપીય સંશોધનકારોએ આ બાબતો ઉપર કામ કરવાનું શરૂ કર્યું જેમાં સૌ પ્રથમ કૉપરનીક્સ, પછી જર્મનીમાં કૅલર અને ઈટાલીમાં ગૅલૅલિયો વગેરેના નામો આવે છે તેમણે નવેસરથી આ ચર્ચાઓની સમીક્ષા કરી. આ બધા એ બાબત ઉપર સહમત થઈ ગયા કે ખગોળીય પદાર્થો અને તેની ગતિઓ વિશે ટૉલેમીની થિયરી ખોટી અને પાયથાગોરસની થિયરીઓ સાચી છે. ઈ.સ.ની ૧૮મી સદીમાં અને હિજરી ૧૩મી સદીમાં ઈઝ્ઝાક ન્યુટન પ્રખ્યાત થયો, તેના સંશોધનોએ એ બાબતને વધારે બળ પહોંચાડ્યું. તેણે એવું સંશોધન કર્યું કે વજનદાર વસ્તુઓ જો વાતાવરણમાં છોડી દેવામાં આવે તો તેનું જમીન ઉપર પડવાનું કારણ તે નથી જે ટૉલેમીની થિયરીમાં બતાવવામાં આવ્યું છે કે પૃથ્વીની મધ્યમાં વિશ્વનું કેન્દ્ર છે અને દરેક વજનદાર વસ્તુ કેન્દ્ર તરફ સ્વાભાવિક રીતે આકર્ષિત થતી રહે છે. બલકે તેણે બતાવ્યું કે જેટલા તારાઓ અને ગ્રહો છે બધામાં એક પ્રકારનું ગુરૂત્વાકર્ષણ રહેલું છે, પૃથ્વી પણ આ જ પ્રમાણેનો એક ગ્રહ છે તેમાં પણ ગુરૂત્વાકર્ષણ છે, જેટલી મર્યાદા સુધી પૃથ્વીના ગુરૂત્વાકર્ષણની અસર રહે છે ત્યાંથી દરેક વજનદાર વસ્તુ પૃથ્વી ઉપર આવશે પરંતુ જો કોઈ વસ્તુ તેના ગુરૂત્વાકર્ષણના ક્ષેત્રથી બહાર નીકળી જાય તો પછી તે નીચે પૃથ્વી ઉપર નહીં આવે.

હાલમાં રશિયન અને અમેરિકન નિષ્ણાતોએ પ્રાચીન ઈસ્લામિક ફિલોસોફર અબૂ રયહાન બીરૂની (અલ બીરૂની)ના સંશોધનોની મદદથી રૉકૅટ વગેરે બનાવીને તેનો પ્રાયોગિક ધોરણે અખતરો કરી લીધો કે રૉકૅટ જ્યારે પોતાની સખત શક્તિ અને તેજ ગતિના કારણે જમીન ઉપરથી પૃથ્વીના ગુરૂત્વાકર્ષણની કક્ષાને ભેદીને તે ક્ષેત્રની બહાર નીકળી ગયું તો પછી તે નીચે નથી આવતું બલકે એક કૃત્રિમ ઉપગ્રહનું સ્વરૂપ ધારણ કરી લે છે અને પોતાની કક્ષામાં ચક્કર લગાવે છે પછી આ કૃત્રિમ ઉપગ્રહોનો અનુભવ કરતાં કરતાં આ નિષ્ણાતોએ

ગ્રહો સુધી પહોંચવાની યુક્તિઓ શરૂ કરી અને અંતે ચંદ્ર ઉપર પહોંચી ગયા જેનું સમર્થન આ યુગના બધા જ ખગોળશાસ્ત્રના નિષ્ણાતોએ તે વિરોધી હોય કે સમર્થક; કર્યું છે અને અત્યાર સુધી ચંદ્ર ઉપર વારંવાર જવાનો અને ત્યાંથી પથ્થર, માટી વગેરે નમૂના લાવવાનો તથા ત્યાંના ફોટા વગેરે પાડવાનો ક્રમ સતત ચાલું છે. બીજા ગ્રહો સુધી પહોંચવાના પણ પ્રયત્નો થઈ રહ્યા છે અને અવકાશી યાત્રાઓના મિશનો સતત ચાલુ છે.

તેમાંથી એક અમેરિકન અવકાશયાત્રી જ્હોન ગ્લૅમ જે સફળતાપૂર્વક અવકાશની યાત્રાએથી પાછો આવ્યો અને તેની સફળતા ઉપર તેના સમર્થકો અને વિરોધીઓએ બધાએ ભરોસો કર્યો, તેનું એક નિવેદન અમેરિકાના પ્રખ્યાત માસિક "રીડર ડાયજેસ્ટ"માં અને તેનો ઉર્દૂ તરજુમો અમેરિકાના ઉર્દૂ માસિક "સેરબીન"માં ખુલાસાવાર વિગતે પ્રકાશિત થયો છે, અત્રે તેના અમુક મહત્ત્વના અવતરણો "સેરબીન" માસિકમાંથી નકલ કરવામાં આવે છે જેનાથી આપણી ચર્ચાના મુદ્દા ઉપર પૂરતો પ્રકાશ પડે છે, જ્હોન ગ્લૅમે પોતાના લાંબા લેખમાં અવકાશની અજાયબીઓનું વર્ણન કરતા લખ્યું છે કે,

*"આ જ તે એકમાત્ર વસ્તુ છે જે અવકાશમાં ખુદાના અસ્તિત્વ ઉપર દલીલ કરે છે અને એ કે કોઈ શક્તિ અવશ્ય છે જે આ બધાનું કેન્દ્ર છે જે તેને કાબૂમાં રાખે છે."*

આગળ લખે છે કે,

*"તદુપરાંત અવકાશમાં જે વ્યવસ્થા પ્રથમથી ઉપસ્થિત છે તેને જોઈને આપણા પ્રયત્નો અતિતુચ્છ છે, વૈજ્ઞાનિક પરિભાષાઓ અને માપદંડોમાં અવકાશની વ્યાખ્યા અશક્ય છે."*

આગળ વિમાનો અને રૉકૅટોની શક્તિનું વર્ણન કરીને લખે છે,

*"પરંતુ એક ચોક્કસ અને અનુભવી ન શકાય એવી શક્તિ વિના તેનો ઉપયોગ પણ મર્યાદિત અને નિરર્થક થઈને રહી જાય છે એટલા માટે કે હવાઈ જહાઝને પોતાના હેતુની પૂર્ણતા માટે નિશ્ચિત દિશાની આવશ્યકતા હોય છે અને આ કામ હોકાયંત્રથી લેવામાં આવે છે, તે શક્તિ જે હોકાયંત્રને ગતિમાં રાખે છે તે આપણી બધી ઈન્દ્રિયો (Senses) માટે એક ઉઘાડો પડકાર છે, તેને ન તો*

*આપણે જોઈ શકીએ છીએ, ન સાંભળી શકીએ છીએ, ન સ્પર્શ કરી શકીએ છીએ, ન ચાખી શકીએ છીએ, ન સુંઘી શકીએ છીએ. જ્યારે કે પરિણામનું જાહેર થવું તેના ઉપર સ્પષ્ટ દલીલ કરી રહ્યું છે કે અત્રે કોઈ શક્તિ અવશ્ય ઉપસ્થિત છે."*

આગળ બધી અવકાશયાત્રાઓના નિચોડ સ્વરૂપે લખે છે,

*"ઈસાઈયતના સિદ્ધાંતો અને માન્યતાની વાસ્તવિકતા પણ ઠીક આવી જ કંઈ છે, જો આપણે તેમને પોતાનો માર્ગદર્શક બનાવીએ તો એ છતાં કે આપણી ઈન્દ્રિયો (Senses) તેના મૂળ સુધી પહોંચવાથી લાચાર હોય છે પરંતુ તે માર્ગદર્શક શક્તિના પરિણામો અને પ્રભાવો પોતાના અને પોતાના બીજા ભાઈઓની જિંદગીઓમાં ખુલ્લી આંખોએ જોઈશું, આ જ કારણ છે કે આપણે જાણીએ છીએ અને આ બીનાએ કહીએ છીએ કે આ સૃષ્ટિમાં એક માર્ગદર્શક શક્તિ અવશ્ય ઉપસ્થિત છે."*

આ છે અવકાશયાત્રીઓ અને ગ્રહો ઉપર અવકાશયાનો મોકલનારાઓની કમાણી અને તેનો અંતિમ ખુલાસો જે તમે અમેરિકી અવકાશયાત્રીના નિવેદનમાં વાંચી લીધો કે આ બધી જ દોડધામ અને પ્રયત્નોના પરિણામે સૃષ્ટિના રહસ્ય અને તેની વાસ્તવિકતા સુધી પહોંચવું તો દૂરની વાત બલકે અનહદ અને બેહિસાબ ગ્રહો, તારાઓ અને તેમના પોતાની કક્ષાના ભ્રમણોની જાણકારી જોઈને તેનું આશ્ચર્ય ઔર વધી ગયું. વૈજ્ઞાનિક ઉપકરણોથી તેની સાચી ઓળખ કરવી અશક્ય હોવાની અને પોતાના બધા પ્રયત્નોની તેના મુકાબલામાં તુચ્છ હોવાની જાહેરાત કરવી પડી, બસ ખુલાસો એટલો પ્રાપ્ત થયો કે આ સમગ્ર બ્રહ્માંડનું વ્યવસ્થાપનતંત્ર તથા તારાઓ અને ગ્રહોની ગતિઓ તે આપોઆપ સર્જાયેલું નથી, બલકે કોઈ મહાન અને જેને પ્રત્યક્ષ અનુભવી ન શકાય એવી શક્તિના હુકમ હેઠળ ચાલી રહ્યું છે, આ જ તે વાત છે જેને અંબિયા (અલૈ.)એ પ્રથમ ડગલે સામાન્ય મનુષ્યોને બતાવી દીધું હતું અને કુર્આને કરીમની અનેક આયતોમાં આ જ વસ્તુનો વિશ્વાસ અપાવવા માટે આસમાન અને જમીન, તારાઓ અને ગ્રહો વગેરેની પરિસ્થિતિ ઉપર વિચાર અને ચિંતન કરવાનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે.

તમે જોઈ લીધું કે જે પ્રમાણે પૃથ્વી ઉપર બેસીને આસમાનના વાતાવરણ તથા ગ્રહો, તારાઓનું સંશોધન અને તેની કક્ષાઓ, ગતિઓ ઉપર ફિલસુફીયુક્ત ચર્ચાઓ કરનાર તે વસ્તુઓની મૂળ વાસ્તવિકતા સુધી પહોંચી નથી શક્યા અને અંતે પોતાની લાચારી અને અસહાયતનો સ્વીકાર કર્યો એ જ પ્રમાણે આ પૃથ્વીથી લાખો માઈલ ઉપરની મુસાફરી કરનારા અને ચંદ્ર ઉપરથી પથ્થર અને માટી તથા ત્યાંના ફોટા લાવનારા પણ વાસ્તવિકતાને ઓળખવાના મેદાનમાં તેનાથી કંઈક આગળ ન વધી શક્યા.

**આવા સંશોધનોએ માનવી અને માનવતાને શું આપ્યું ? :**

જયાં સુધી મનુષ્યનો સંઘર્ષ તથા તેની વૈચારિક ક્રાંતિ તથા તેના આશ્ચર્યજનક અને વિસ્મયકારી સંશોધનોનો મા'મલો છે તે પોતાની જગ્યાએ યોગ્ય અન ઠીક છે, સામાન્ય દૃષ્ટિના આધારે વખાણવા લાયક પણ છે પરંતુ જો તેના ઉપર વિચાર કરવામાં આવે તો તેમાંથી ઘણું બધું માત્ર નિરર્થક તમાશો અને વ્યર્થ ચર્ચાઓ છે જેનાથી માનવ કે માનવતાનો કોઈ મોટો ફાયદો કે લાભ ન હોવાથી તે બુદ્ધિશાળીઓ અને વિદ્વાનોનું કાર્ય નથી. જોવું એ જોઈએ કે આ પચાસ વર્ષોની મહેનતો અને અરબો ખરબો રૂપિયા જે ઘણા બધા માનવીઓની મુસીબતો અને તકલીફોને દૂર કરવા માટે પૂરતા હોત તેને આગને હવાલે કરી દેવા અને ચંદ્ર સુધી પહોંચીને ત્યાંની માટી પથ્થર સમેટી લાવવાથી માનવોનું કે માનવતાનું શું ભલું થયું ? માનવોની ઘણી મોટી સંખ્યા એવા લોકોની છે જેઓ ભૂખે મરે છે, તેમને કપડાં અને માથું છુપાવવા માટે જગ્યા ઉપલબ્ધ નથી, શું આ મહેનતોથી તેમની ગરીબી અને મુસીબતનો કોઈ હલ કાઢયો ? અથવા તેમની બીમારીઓ અને આફતો માટે તંદુરસ્તી અથવા રાહતની કોઈ વ્યવસ્થા કરી ? અથવા તેમના માટે મનના સંતોષ અને શાંતિનો કોઈ સામાન ઉપલબ્ધ કરાવ્યો ? સાચે જ કોઈપણ વ્યક્તિ પાસે તેનો જવાબ નકાર સિવાય હશે નહીં.

એ જ કારણ છે કે કુર્આન અને સુન્નત મનુષ્યને એવી નિરર્થક પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત થવાથી દૂર રાખે છે અને વિશ્વની સૃષ્ટિમાં વિચાર, ચિંતન અને મનન કરવાનું આમંત્રણ માત્ર બે સ્વરૂપોમાં આપે છે. પ્રથમ સ્વરૂપ જે મૂળ હેતુ છે તે એ છે કે આ આશ્ચર્યજનક નિશાનીઓને જોઈને અદ્વિતિય અને સાચા સૃષ્ટા અને

જેને પામી ન શકાય એવી શક્તિનો વિશ્વાસ કરી લે જે આ સમગ્ર વ્યવસ્થાપનતંત્ર ચલાવી રહ્યો છે તેનું જ નામ અલ્લાહ છે. બીજું આ પૃથ્વી અને આસમાની મખ્લૂકોમાં અલ્લાહ તઆલાએ મનુષ્યના લાભ માટે દરેક જરૂરતની વસ્તુઓ ઉપલબ્ધ કરાવી દીધી છે. મનુષ્યનું કામ એ છે કે પોતાની બુદ્ધિ અને સમજદારીથી તથા સંઘર્ષ કરીને તેનાથી કામ લે અને તે વસ્તુઓને જમીનના ખજાનાઓમાંથી કાઢે અને ઉપયોગ કરવાની પદ્ધતિઓ શીખી લે, પ્રથમ સ્વરૂપ મૂળ હેતુ છે અને બીજું સ્વરૂપ બીજો હેતુ પૂર્ણ કરવા માટે એટલે કે પોતાની જરૂરતો સંતોષવા માટે છે એટલા માટે આવશ્યકતાથી વધારે તેમાં ઓતપ્રોત થવું પસંદ કરવામાં આવ્યું નથી અને વૈશ્વિક સૃષ્ટિમાં ચિંતન, મનન અને વિચાર કરવાના બંને સ્વરૂપો મનુષ્ય માટે સરળ પણ છે અને પરિણામલક્ષી પણ છે અને બંને સ્વરૂપોના પરિણામોમાં પ્રાચીન અને અર્વાચીન ફિલોસોફીઓનો કોઈ મતભેદ પણ નથી, તે બધા મતભેદો અને વિરોધાભાસો ખગોળશાસ્ત્ર, અવકાશી પદાર્થો, ગ્રહો, નક્ષત્રોની ગતિઓ તથા તેની વાસ્તવિકતાના સંદર્ભમાં છે જેને કુર્આને વ્યર્થ અને પામી ન શકાય એવું ઠરાવીને ઉપેક્ષિત કર્યું છે. અલ્લામહ નજીત મુફતીએ મિસરે પોતાની કિતાબ "તવફીકુર્રહમાન"માં ખગોળશાસ્ત્રના જ્ઞાનને ત્રણ વિભાગોમાં વહેંચી દીધું છે. એક વિભાગ ખાસિયતો આધારિત છે જે અવકાશી પદાર્થોની ગતિઓ અને તેના હિસાબો ઉપર આધારિત છે, બીજું તે પ્રાયોગિક જ્ઞાન છે જે તે હિસાબોને જાણવા માટે પ્રાચીન અને અર્વાચીન સંયંત્રોના સંદર્ભમાં છે અને ત્રીજો સ્વાભાવિક જે ખગોળીય પદાર્થો તારાઓ, ગ્રહો વગેરેની પરિસ્થિતિઓ અને હકીકત વિશે છે અને લખ્યું છે કે પ્રથમ બંને પ્રકારોમાં પ્રાચીન અને આધુનિક નિષ્ણાતોમાં મતભેદ બિલકુલ નથી, યંત્રો અને તેના ઉપયોગમાં ઘણા બધા મતભેદ હોવા છતાં પરિણામો ઉપર મોટે ભાગે બધાની સહમતી છે તેનો સખત મતભેદ માત્ર ત્રીજા પ્રકારમાં છે.

વિચાર કરો તો મનુષ્યની જરૂરત વિશે પણ આ જ પ્રથમ બે પ્રકારો છે. ત્રીજો પ્રકાર મનુષ્યની પહોંચની બહાર પણ છે અને અતિમુશ્કેલ પણ એટલા માટે કુર્આન અને સુન્નત તથા બધા જ અંબિયા (અલૈ.)ના શિક્ષણમાં મનુષ્યને આ ત્રીજા પ્રકારની ચર્ચામાં ઉલજાવવામાં આવ્યા નથી તથા પુરોગામી વિદ્વાનોએ આ બોધપાઠ આપ્યો છે.

زباں تازہ کردن باقرارِتو نینگیختن علّت از کارِتو

مہندس بسے جو یداز رازِشاں نداند کہ چُوں کردی آغارِشاں

સુફિયાએ કિરામ જે કશ્ફની દષ્ટિથી તે વસ્તુઓને જુએ છે તેમનો ફેંસલો પણ અંતે તે જ છે જે શૈખ સઅ્દી (રહ.)એ કહ્યું,

چہ شبہا نشستم دریں سیرگُم کہ حیرت گرفت آستینم کہ قُم

હાફિઝ સિરાઝીએ પોતાની લયમાં કહ્યું,

سخن از مطرب ومی گوئ وراز دہر کمتر جو کہ کس نکشو دونکشا یدبحکمت ایں معمّا را

આ બધી જ વિગતોનો ખુલાસો એ છે કે અવકાશી પદાર્થોની સૃષ્ટિ તથા પૃથ્વીની સૃષ્ટિમાં ચિંતન મનનના સ્વરૂપે તેમના પેદા કરનારના અસ્તિત્વ તથા તવહીદ અને તેના અજોડ જ્ઞાન અને શક્તિ ઉપર દલીલ કરવામાં આવે એ જ કુર્આનનો મુખ્ય હેતુ છે અને કુર્આને કરીમ ઠેકાણે ઠેકાણે એનું આમંત્રણ આપી રહ્યું છે અને એ સ્વરૂપે કે જે વસ્તુઓમાં મનુષ્યની સામાજિક સમસ્યાઓનો સંબંધ છે તે પણ જરૂરતની મર્યાદા સુધી કુર્આને કરીમનો હેતુ છે અને કુર્આને કરીમ તે તરફ આમંત્રણ પણ આપે છે પરંતુ એ તફાવતની સાથે કે આર્થિક અને સામાજિક આવશ્યકતાઓને મૂળ મકસદ ઠરાવીને એ બાબતોમાં ઓતપ્રોત થઈ જવામાં ન આવે બલકે આ હાલના જીવનને અસલી જીવન તરફ એક મુસાફરીનો દરજ્જો ઠરાવે કે એ પ્રમાણે પોતે પ્રવૃત્ત થાય અને ત્રીજું સ્વરૂપ કારણ કે મનુષ્યની આવશ્યકતાથી વધારે પણ છે અને તેને પ્રાપ્ત કરવું મુશ્કેલ પણ છે, તેમાં જિંદગી પસાર કરવાથી દૂર રહેવાનો ઈશારો કરે છે. અત્રે એ પણ સ્પષ્ટ થઈ ગયું કે આધુનિક વિજ્ઞાનની નવી નવી પ્રગતિ અને સંશોધનોનો મૂળ હેતુ કુર્આનનો મૂળ હેતુ સમજવું પણ ખોટું છે, જેમકે અમુક આધુનિકતાવાદી વિદ્વાનો લખે છે અને કુર્આને કરીમને તેનું વિરોધી કહેવું પણ ખોટું છે જેમકે અમુક જુનવાણી વિચારધારા ધરાવતા લોકો કહે છે, બલકે હકીકત એ છે કે કુર્આને કરીમ ન તો આ વસ્તુઓના વર્ણન માટે આવ્યું છે અને ન જ એ ચર્ચાનો કોઈ મુદ્દો છે અને ન જ મનુષ્ય માટે તેનું પ્રાપ્ત કરવું સરળ છે તથા મનુષ્યની આવશ્યકતા સાથે તેનો

કોઈ સંબંધ પણ નથી, કુર્આન તે જાણકારીઓમાં મૌન છે, પ્રયોગો સાક્ષાત્કારોથી કોઈ વસ્તુ સાબિત થઈ જાય તો તેને કુર્આનના વિરુદ્ધ કહેવું પણ સાચું નથી, ચંદ્ર ઉપર પહોંચવું, રહેવું, વસવું અને ત્યાંના ભૌતિક પદાર્થોથી લાભ ઉઠાવવો વગેરે બધું તેમાં સામેલ છે. તેમાંથી કોઈ વસ્તુ અનુભવથી અથવા પ્રયોગોથી સાબિત થઈ જાય તો તેના ઈન્કારનું કોઈ કારણ નથી અને જ્યાં સુધી સાબિત ન થાય ફોગટમાં આવી કલ્પનાઓ અને અનુમાનો કરવા અને તેમાં કિંમતી જિંદગી ખર્ચ કરવી પણ કોઈ બુદ્ધિનું કામ નથી. વલ્લાહુ અઅ્લમુ.

———————————

# ઇબાદુર્રહમાન

[અત્રે આ મથાળુ એટલા માટે બાંધવામાં આવ્યું છે કે તેને એક આગવી પુસ્તિકા સ્વરૂપે આ નામથી પ્રકાશિત કરી શકાય છે અને જ્યારે એવું કરવામાં આવે તો તેની શરૂઆતમાં બિસ્મિલ્લાહ લખી આપવામાં આવે.]

*(હઝરત મવલાના મુફતી) મુહમ્મદ શફીઅ્ (સા. રહ.)*

## આયતો : (સૂરએ ફુરકાન : આયત નં. ૬૩ થી ૭૭)

وَعِبَادُ الرَّحْمٰنِ الَّذِيْنَ يَمْشُوْنَ عَلَى الْاَرْضِ هَوْنًا وَّ اِذَا خَاطَبَهُمُ الْجٰهِلُوْنَ
قَالُوْا سَلٰمًا ﴿٦٣﴾ وَالَّذِيْنَ يَبِيْتُوْنَ لِرَبِّهِمْ سُجَّدًا وَّ قِيَامًا ﴿٦٤﴾ وَالَّذِيْنَ
يَقُوْلُوْنَ رَبَّنَا اصْرِفْ عَنَّا عَذَابَ جَهَنَّمَ ۖ اِنَّ عَذَابَهَا كَانَ غَرَامًا ﴿٦٥﴾ اِنَّهَا
سَآءَتْ مُسْتَقَرًّا وَّ مُقَامًا ﴿٦٦﴾ وَالَّذِيْنَ اِذَآ اَنْفَقُوْا لَمْ يُسْرِفُوْا وَلَمْ يَقْتُرُوْا
وَكَانَ بَيْنَ ذٰلِكَ قَوَامًا ﴿٦٧﴾ وَالَّذِيْنَ لَا يَدْعُوْنَ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ وَلَا
يَقْتُلُوْنَ النَّفْسَ الَّتِيْ حَرَّمَ اللّٰهُ اِلَّا بِالْحَقِّ وَلَا يَزْنُوْنَ ۚ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ
يَلْقَ اَثَامًا ﴿٦٨﴾ يُّضٰعَفْ لَهُ الْعَذَابُ يَوْمَ الْقِيٰمَةِ وَيَخْلُدْ فِيْهٖ مُهَانًا ﴿٦٩﴾ اِلَّا مَنْ

تَابَ وَاٰمَنَ وَعَمِلَ عَمَلًا صَالِحًا فَاُولٰٓئِكَ يُبَدِّلُ اللّٰهُ سَيِّاٰتِهِمْ حَسَنٰتٍ ؕ وَكَانَ اللّٰهُ
غَفُوْرًا رَّحِيْمًا ﴿۷۰﴾ وَمَنْ تَابَ وَعَمِلَ صَالِحًا فَاِنَّهٗ يَتُوْبُ اِلَى اللّٰهِ مَتَابًا ﴿۷۱﴾
وَالَّذِيْنَ لَا يَشْهَدُوْنَ الزُّوْرَ ۙ وَاِذَا مَرُّوْا بِاللَّغْوِ مَرُّوْا كِرَامًا ﴿۷۲﴾ وَالَّذِيْنَ اِذَا ذُكِّرُوْا
بِاٰيٰتِ رَبِّهِمْ لَمْ يَخِرُّوْا عَلَيْهَا صُمًّا وَّعُمْيَانًا ﴿۷۳﴾ وَالَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَا
هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ﴿۷۴﴾
اُولٰٓئِكَ يُجْزَوْنَ الْغُرْفَةَ بِمَا صَبَرُوْا وَيُلَقَّوْنَ فِيْهَا تَحِيَّةً وَّسَلٰمًا ۙ﴿۷۵﴾ خٰلِدِيْنَ
فِيْهَا ؕ حَسُنَتْ مُسْتَقَرًّا وَّمُقَامًا ﴿۷۶﴾ قُلْ مَا يَعْبَؤُا بِكُمْ رَبِّيْ لَوْلَا دُعَآؤُكُمْ ۚ فَقَدْ
كَذَّبْتُمْ فَسَوْفَ يَكُوْنُ لِزَامًا ﴿۷۷﴾ ع

## તરજુમો :

*અને રહમાનના બંદાઓ તે છે જે જમીન ઉપર દબાયેલા પગલે ચાલે છે અને જ્યારે તેમનાથી અણસમજુ (જાહિલ) લોકો વાત કરવા લાગે તો કહે (જનાબ) સલામ ! (૬૩) અને તે લોકો જેઓ રાત્રિ પોતાના પરવરદિગારની સામે સિજ્દહમાં અને ઊભા રહી (કિયામમાં) કાપે છે. (૬૪) અને તે લોકો કે કહે છે, હે પરવરદિગાર ! અમારા ઉપરથી દોઝખનો અઝાબ હટાવી દે, બેશક ! તેનો અઝાબ (ચોંટી જનાર) સંપૂર્ણ બરબાદી છે. (૬૫) તે થોભવાનું બુરું સ્થળ છે અને બુરું સ્થળ છે રહેવાનું. (૬૬) અને તે લોકો કે જેઓ ખર્ચ કરવા લાગે અયોગ્ય જગ્યાએ ન ઉડાવે અને ન જ તંગી (ઓછો ખર્ચ) કરે અને તેની વચ્ચે એક સીધો (મધ્યમ) માર્ગ (અપનાવે). (૬૭) અને તે લોકો કે અલ્લાહની સાથે બીજા હાકિમ (મઅ્બૂદ)ને નથી પોકારતા અને ન જ જેની અલ્લાહે મનાઈ કરી તે પ્રાણને હણે છે પરંતુ જ્યાં હક સાથે હોય; અને બદકારી (વ્યભિચાર) નથી કરતા અને જે કોઈ આવું કામ કરે તે ગુનાહમાં જઈ પડશે. (૬૮) તેને કયામતના દિવસે બમણો અઝાબ થશે અને તેમાં અપમાનિત થઈને પડ્યો રહેશે. (૬૯) પરંતુ જેણે*

*તવબહ કરી અને ઈમાન (યકીન) લાવ્યો અને નેક કામો કર્યા; બસ, તેમને અલ્લાહ બદલી આપશે બુરાઈઓની જગ્યાએ ભલાઈઓ ! અને અલ્લાહ બખ્શનારો મહેરબાન છે. (૭૦) અને જે કોઈ તવબહ કરે અને નેક કામ કરે, બસ તે અલ્લાહ તરફ પાછો ફરે છે પાછા ફરવાના (સારા) ઠેકાણે. (૭૧) અને જે લોકો જૂઠા (બેહૂદા) કામમાં સામેલ નથી થતા અને જ્યારે વ્યર્થ (અયોગ્ય) વાતોએથી પસાર થાય છે તો સ્વમાનભેર (સહનશીલતાપૂર્વક) પસાર થઈ જાય છે. (૭૨) અને તે લોકો કે જ્યારે તેમને તેમના પરવરદિગારની વાતો સમજાવવામાં આવે તેના ઉપર બહેરા આંધળા થઈને ન પડે. (૭૩) અને તે લોકો જેઓ કહે છે, હે અમારા પરવરદિગાર ! અમને અમારી સ્ત્રીઓ તરફથી અને અવલાદ તરફથી આંખોની ઠંડક આપ અને અમને પરહેઝગારોના ઈમામ (આગેવાન) બનાવ. (૭૪) તેમને હવેલીઓના ઝરૂખાઓનો બદલો મળશે એટલા માટે કે તેઓ મક્કમ રહ્યા અને તેમને ત્યાં (ફરિશ્તા) દુઆ અને સલામ કહેતાં(-કહેતાં) લેવા આવશે. (૭૫) હંમેશા તેમાં રહ્યા કરે, થોભવાનું ઘણું સારું સ્થળ છે અને ઘણું સારું સ્થળ છે રહેવાનું. (૭૬) તમે કહો ! મારો પરવરદિગાર તમારી પરવા નથી રાખતો જો તમે તેને ન પોકાર્યા કરો; બસ તમે તો જૂઠાડી ચૂક્યા હવે આગળ મૂઠભેડ (વબાલ) થશે. (૭૭)*

## તફસીર :

અને રહમાનના (ખાસ) બંદા તે છે જે જમીન ઉપર વિનમ્રતાની સાથે ચાલે છે (મતલબ એ છે કે તેમના સ્વભાવમાં નમ્રતા છે, બધા જ કામોમાં વિનમ્ર છે અને એ જ વિનમ્ર સ્વભાવ તેમના ચાલવામાં પણ જાહેર થાય છે અને ખાસ ચાલવાની રીતભાત વર્ણન કરવાનો હેતુ નથી, કારણ કે વંઠેલ સ્વભાવની સાથે ધીમી ગતિથી ચાલવું વખાણપાત્ર નથી પરંતુ વિનમ્ર લોકોની આ ખાસ ચાલઢાલ છે કે તે પોતાના અમલોના કારણે છે) અને (બીજાઓની સાથે તેમનો વ્યવહાર એ છે કે) જ્યારે તેમનાથી અજ્ઞાની લોકો (અજ્ઞાનતાની) વાત(ચીત) કરે છે તો તેઓ શિર્ક દૂર કરવાની વાત કરે છે (મતલબ એ છે કે પોતાની જાત માટે કોઈ નિવેદન અથવા પ્રવૃત્તિ બદલાની ભાવનાથી કરતા નથી પરંતુ જે વ્યવહાર સભ્યતા, સુધારણા અને શરીઅતના હિત પ્રમાણે અલ્લાહની ખુશનૂદી માટે હોય તેનો નકાર

નથી) અને જે (અલ્લાહની સાથે પોતાનો એવો વ્યવહાર રાખે છે કે) રાત્રે પોતાના પરવરદિગારની સામે સિજ્દહ અને કિયામ (એટલે કે નમાઝ)માં લાગેલા રહે છે અને જે (અલ્લાહના હકો અને બંદાના હકો પૂરા કરવા છતાં અલ્લાહ તઆલાથી એ પ્રમાણે ડરે છે કે) દુઆઓ માંગે છે કે હે અમારા પરવરદિગાર ! અમારાથી જહન્નમના અઝાબોને દૂર રાખ, કારણ કે તેનો અઝાબ સંપૂર્ણ તબાહી છે બેશક ! તે જહન્નમ બુરું ઠેકાણું અને બુરું સ્થાન છે (આ તો તેમની શારીરિક આજ્ઞાપાલનની પરિસ્થિતિ છે) અને (આર્થિક આજ્ઞાપાલનમાં તેમની રીતભાત એ છે કે) તેઓ જ્યારે ખર્ચ કરવા લાગે છે તો ન તો વ્યર્થ (ફુઝૂલ) ખર્ચ કરે છે (કે ગુનાહોમાં ખર્ચ કરવા માંડે) અને ન જ ઓછું કરે છે (કે જરૂરી આજ્ઞાપાલનમાં પણ ખર્ચ કરવાની ઉણપ રાખે અને ફુઝૂલખર્ચીમાં તે ખર્ચ પણ સામેલ છે જે જરૂરત વિના અને પોતાની શક્તિથી વધારે મુબાહમાં અથવા બિનજરૂરી આજ્ઞાપાલનમાં ખર્ચ કરે જેનું પરિણામ અંતે અધીરાઈ અને લાલચ તથા ખોટી નિય્યત હોય કારણ કે આ કાર્યો ગુનાહના છે અને જે વસ્તુઓ ગુનાહનું કારણ બને તે પણ ગુનોહ છે એટલા માટે તે પણ ગુનાહમાં ખર્ચ કરવું ગણાશે, આ જ રીતે જરૂરી આજ્ઞાપાલનમાં બિલકુલ ખર્ચ ન કરવાની નીંદા لَمْ يَقْتُرُوْا નો ભાવાર્થ થઈ ગયો કારણ કે જ્યારે ખર્ચમાં કમી કરવી જાઈઝ નથી તો બિલકુલ જ ખર્ચ ન કરવો તો નાજાઈઝ જ ગણાશે, બસ એ સંદેહ ન રહ્યો કે ખર્ચમાં કમી કરવાનો તો નકાર થઈ ગયો પરંતુ ખર્ચ બિલકુલ જ ન કરવાનો નકાર ન થયો, મતલબ કે તે ખર્ચમાં અતિશયોક્તિ અથવા તો બિલકુલ ઉણપ બંનેથી બચે છે) અને તેમનું ખર્ચ કરવું તે (ઈફરાત અને તફરીત -અતિશયોક્તિ અને ઉણપ)ના વચ્ચે મધ્યમસર હોય છે (અને આ પ્રસ્તુત પરિસ્થિતિ તો આજ્ઞાપાલનની અદાયગી વિશે હતી) અને જે (ગુનાહોથી બચવામાં એ શા'ન ધરાવે છે) કે અલ્લાહ તઆલાની સાથે કોઈ અન્ય મઅ્બૂદની પૂજા નથી કરતા (જે ગુનાહથી સંબંધિત માન્યતાઓ છે) અને જે વ્યક્તિ(ની હત્યા કરવા)ને અલ્લાહ તઆલાએ (શરીઅતના કાયદાની રૂએ) હરામ ફરમાવ્યું છે તેની હત્યા નથી કરતા, હા ! પરંતુ હક્ક ઉપર (એટલે કે જ્યારે કતલ કરવાના કારણો અથવા તેને મારવાનું કોઈ શરઈ કારણ સાબિત થાય તે વખતે બીજી વાત છે) અને તે વ્યભિચાર નથી કરતા (કે આ હત્યા અને વ્યભિચાર મોટા ગુનાહોમાંથી છે) અને જે વ્યક્તિ આવા કામ કરશે (કે શિર્ક કરે અથવા શિર્ક

કરવાની સાથે નાહક હત્યા પણ કરે અથવા વ્યભિચાર પણ કરે, જેમકે મક્કાના મુશ્રિકો હતા તો તેમને સજાની સાથે વાસ્તો પડશે કે કયામતના દિવસે તેમનો અઝાબ વધતો ચાલ્યો જશે (જેમકે કાફિરો માટે બીજી આયતોમાં આવ્યું છે زِدْنَا هُمْ عَذَابًا فَوْقَ الْعَذَابِ) અને તે એ(અઝાબ)માં હંમેશા હંમેશા અપમાનિત (અને ઝલીલ) થઈને પડ્યો રહેશે (જેથી શારીરિક અઝાબની સાથે રૂહાની અઝાબનું અપમાન પણ થાય અને અઝાબની કઠોરતા એટલે કે તેની કઠોરતાનું પ્રમાણ પણ વધતું રહેશે, એટલે કે તેની સજા વધતી ચાલશે. وَمَن يَّفْعَلْ ذٰلِكَ થી ભાવાર્થ તરીકે કાફિરો અને મુશ્રિકો છે, જેમકે ઈશારો છે يُضَاعَفُ અને يَخْلُدُ અને مُهَانًا તથા آمَنَ થી ભાવાર્થ મો'મિન ગુનેહગારો છે કે તેમના અઝાબમાં વધારો અને خُلُوْدُ ન થશે, બલકે તેમનો અઝાબ તેમને પવિત્ર કરવા માટે થશે, ન કે તેમને અપમાનિત કરવા માટે અને તેના માટે ઈમાનના નવીનીકરણની જરૂરત નથી માત્ર તવબહ પૂરતી છે જેનું આગળ વર્ણન છે. ....وَمَنْ تَابَ وَعَمِلَ વળી, પ્રસ્તુત ઈશારાઓ સિવાય સહીહૈનમાં ઈબ્ને અબ્બાસ રદિ. દ્વારા તેનો શા'ને નુઝૂલ પણ નકલ થયો છે કે મુશ્રિકો વિશે આ આયત નાઝિલ થઈ) પરંતુ જે (શિર્ક તથા ગુનાહોથી) તવબહ કરી લે અને (આ તવબહની સ્વીકૃતીની શરત એ છે કે) ઈમાન (પણ) લઈ આવે અને નેક કામ કરતો રહે (એટલે કે જરૂરી આજ્ઞાપાલન કરતો રહે) તો (તેને જહન્નમની હંમેશા હંમેશની સજા નહીં થાય, તેને જહન્નમ જરા પણ અડકશે નહીં બલકે) અલ્લાહ તઆલા એવા લોકોના (પાછલા) ગુનાહો(ને દૂર કરીને તે)ની જગ્યાએ (ભવિષ્યમાં) નેકીઓ એનાયત કરશે (એટલે કારણ કે પાછલા કુફ્ર અને ગુનાહોના સમયમાં કરેલ કુફ્ર ઈસ્લામની બરકતથી મા'ફ થઈ જશે અને ભવિષ્યમાં નેક અમલોની ભલાઈઓ લખવામાં આવતી રહેશે અને તેના ઉપર સવાબ મળશે એટલા માટે તેમને જહન્નમ સાથે કોઈ લેવા દેવા ન રહેશે, બસ અત્રે અપવાદ નથી અને مَنْ تَابَ ની ખબર فَاُولٰٓئِكَ સુધી છે તથા હેતુ આ ગુનાહોને નેકીઓથી બદલી નાંખવાનો તે છે જે ઈમાન અને તવબહ તથા નેક અમલોના મિશ્રણનું પરિણામ છે તથા જહન્નમની આગથી સુરક્ષિત રહેવું તેની આવશ્યક અસર છે અને જહન્નમમાં પ્રવેશ જ નથી તો પછી તેમને કાયમી અપમાન ન થવું દેખીતું છે, આ اِسْتِثْنَاءِ مُتَّصِلْ "ઈસ્તિસ્નાએ મુત્તસિલ" હોય અથવા عَدَمِ خُلُوْدُ "અદમે ખુલૂદ" હોય તેના માટે

ઈમાન, તવબહ અને નેક અમલોના મિશ્રણની શરત ન હોય પરંતુ આ મિશ્રણની સાથે دُخُوْل عَدَم خُلُوْد નું હોવું આ આયતમાં પ્રસ્તુત થયું અને માત્ર ઈમાન ઉપર عَدَم خُلُوْد નું લાગુ પડવું બીજી દલીલોથી સાબિત છે) અને (આ ગુનાહોને દૂર કરી તેને નેકીઓથી બદલવાનું એટલા માટે થયું કે) અલ્લાહ તઆલા કૃપાળુ છે (એટલા માટે ગુનાહોને દૂર કરી દીધા) અને દયાળુ છે (એટલા માટે નેકીઓને કાયમ કરી, આ તો કુફ્રથી તવબહ કરનારાઓનું વર્ણન હતું) અને (આગળ તે મો'મિનનું વર્ણન છે જે ગુનાહથી તવબહ કરે જેથી તવબહનો વિષય પૂર્ણ થઈ જાય અને વળી સ્વીકૃત બંદાઓના બાકી લક્ષણોનું વર્ણન છે કે તે લોકો હંમેશા આજ્ઞાપાલનના પાબંદ અને ગુનાહોથી પરહેઝ કરવાની ટેવ ધરાવે છે પરંતુ જો ક્યારેક કોઈ ભૂલેચૂકે ગુનોહ થઈ જાય તો તવબહ કરી લે છે, તેના માટે તવબહ કરનારાઓની હાલત વર્ણન કરવામાં આવી એટલે કે) જે વ્યક્તિ (જે ગુનાહથી) તવબહ કરે છે અને નેક કામ કરે છે (એટલે કે હવે પછી ભવિષ્યમાં ગુનાહથી બચે છે) તો તે (પણ અઝાબથી બચેલો રહેશે કારણ કે તે) અલ્લાહ તઆલા તરફ ખાસ રીતે રુજૂઅ્ કરી રહ્યો છે (એટલે કે ડર અને નિખાલસતાની સાથે તવબહની શરત છે, આગળ ફરી અલ્લાહના બંદાના લક્ષણો વર્ણન કરે છે એટલે કે) અને (તેમનામાં એ વાત છે કે) તેઓ બેહૂદા વાતોમાં (જેમકે વ્યર્થ અને શરીઅતની વિરુદ્ધ વાતોમાં) સામેલ નથી થતા અને જો (અચાનક વિના ઈરાદે) બેહૂદા પ્રવૃત્તિઓની પાસેથી પસાર થાય છે તો ગંભીરતા (અને શરાફત)ની સાથે પસાર થઈ જાય છે (એટલે કે ન તો તેમાં પ્રવૃત્ત થાય છે અને ન જ પોતાના વર્તનથી ગુનેહગારોની હકારત અને પોતે મોટો હોવાનું કે પોતાનું અભિમાન જાહેર કરે છે) અને તે એવા છે કે જે સમયે તેમને અલ્લાહના હુકમો દ્વારા બોધપાઠ કરવામાં આવે છે તો તે (હુકમો) ઉપર બહેરા આંધળા થઈને નથી પડતા (જે પ્રમાણે કાફિર કુર્આન ઉપર એક નવી વાત સમજીને તમાશા સ્વરૂપે અને વળી તેમાં વાંધા વિરોધ ઊભા કરવા માટે તેની સચ્ચાઈઓ અને ગૂઢાર્થોથી આંધળા બહેરા થઈને અંધાધૂંધ કોઈ અરાજક ટોળા ઊભા કરી લેતા હતા, જેમકે કુર્આનમાં બીજી જગ્યાએ તેનો ઈરશાદ છે, كَادُوْا يَكُوْنُوْنَ عَلَيْهِ لِبَدًا – અમુક તફસીરો પ્રમાણે : બસ, પ્રસ્તુત બંદાઓ એવું નથી કરતા બલકે બુદ્ધિ અને સમજદારીની સાથે કુર્આન ઉપર ધ્યાન આપી તેના તરફ દોડે છે જેનો લાભ વધારે ઈમાન અને હુકમો

ઉપર અમલનો છે, બસ આયતનો હેતુ આંધળા અને બહેરા થવાનું નકાર છે, ન કે કુર્આન તરફ શોખની સાથે ધ્યાન ધરીને તેના ઉપર પડવાનું કારણ કે એ ઈચ્છનીય છે અને તેનાથી કાફિરો માટે પણ કુર્આન ઉપર પડવું તો સાબિત થાય છે પરંતુ તે વિરોધ અને રિવાજ સ્વરૂપે અને આંધળા બહેરા જેવું હતું એટલા માટે તે નીંદનીય છે) અને તેઓ એવા છે કે (જેમકે દીનના આશિક છે, એ જ પ્રમાણે પોતાના બાલ બચ્ચાં માટે પણ તેના પ્રચારક અને આમંત્રક છે એટલા માટે તેઓ પ્રેક્ટિકલ પ્રયત્નોની સાથે સાથે અલ્લાહ તઆલાથી પણ) દુઆ કરતા રહે છે કે હે અમારા પરવરદિગાર ! અમને અમારી પત્નીઓ અને અમારી અવલાદ તરફથી આંખોની ઠંડક (એટલે કે રાહત) અર્પણ કર (એટલે કે તેમને દીનદાર બનાવી દે અને અમને અમારા આ દીનદારીના પ્રયત્નોમાં સફળતા આપ, તેમને દીનદારીની હાલતમાં જોઈને રાહત અને ખુશી થાય) અને (તેં અમને અમારા કુટુંબના મોટા તો બનાવ્યા જ છે પરંતુ અમારી દુઆ એ છે કે આ સૌને મુત્તકી બનાવીને) અમને મુત્તકીઓના અગેવાન બનાવી દે (તો મૂળ અહીંયાં આગેવાની માંગવાનો હેતુ નથી જો કે તેમાં પણ કોઈ ખોટું નથી પરંતુ અત્રે દલીલનું સ્થળ નથી. બલકે, અસલ હેતુ પોતાના કુટુંબને મુત્તકી કરવાની દરખાસ્ત છે, એટલે કે અમે કુટુંબના આગેવાન તો છે જ પરંતુ અમને મુત્તકી ખાનદાનના આગેવાન બનાવી આપ. આટલે સુધી અલ્લાહના બંદાના લક્ષણોનું વર્ણન હતું, આગળ તેના બદલાનું વર્ણન છે એટલે કે) એવા લોકોને (જન્નતમાં રહેવા માટે) હવેલીઓમાં ઝરૂખાઓ (તેમના દીન અને આજ્ઞાપાલન ઉપર) અડગ રહેવાના કારણે મળશે અને તેમને તે (જન્નત)માં (ફરિશ્તાઓ તરફથી) હંમેશા બાકી રહેવાની દુઆ અને સલામ મળશે (અને) એ(જન્નત)માં તેઓ હંમેશા હંમેશા રહેશે, તે કેવું સારું ઠેકાણું અને સ્થળ છે (જેમકે જહન્નમ વિશે سَاۤءَتْ مُسْتَقَرًّا وَّمُقَامًا ફરમાવ્યું હતું. હે પયગમ્બર ﷺ !) તમે (જાહેર રીતે લોકોને) કહી આપો કે મારો પરવરદિગાર તમારી જરા પણ પરવા કરશે નહીં જો તમે ઈબાદત નહીં કરો, બસ (તેનાથી સમજી લેવું જોઈએ કે હે કાફિરો !) તમે તો (અલ્લાહના હુકમોને) જૂઠા સમજો છો તો નિકટમાં આ (જૂઠું સમજવું તમારા માટે તમારા જીવનો) વબાલ હશે (ભલે તે દુનિયામાં થાય, જેમકે બદ્રની ઘટનામાં કાફિરો ઉપર મુસીબત આવી અથવા આખિરતમાં મુસીબત આવવી તો નિશ્ચિત જ છે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ ફુરકાનના મોટા ભાગના વિષયો રસૂલે કરીમ ﷺની રિસાલત અને નુબુવ્વતની સાબિતીઓ તથા કાફિરો અને મુશ્રિકો તેના ઉપર વાંધા ઉઠાવતા હતા તેના જવાબો ઉપર આધારિત હતી અને તેમાં કાફિરો, મુશ્રિકો અને હુકમોની નાફરમાની કરનારાઓ ઉપર અઝાબ અને સજાનું વર્ણન હતું. સૂરતના અંતે પોતાના તે ખાસ અને સ્વીકૃત બંદાઓનું વર્ણન કરવામાં આવ્યું છે જેમનું રિસાલત ઉપર ઈમાન પણ સંપૂર્ણ છે અને તેમની માન્યતાઓ, કર્મો, ચારિત્ર્ય, ટેવો બધું જ અલ્લાહ અને રસૂલ ﷺની મરજીના તા'બે અને શરીઅતના હુકમો પ્રમાણે છે.

કુર્આને કરીમે આવા ખાસ બંદાઓને عِبَادُ الرَّحْمٰنِ (ઈબાદુર્રહમાન) "રહમાનના બંદાઓ"નો લકબ આપ્યો જે તેમનું સૌથી મોટું સન્માન છે. આમ તો સમગ્ર મખ્લૂક તક્વીની અને ફરજિયાત સ્વરૂપે અલ્લાહની બંદગી અને તેની ઈચ્છા તથા ઈરાદાના તા'બે છે, તેના ઈરાદા વિના કોઈ કંઈ જ કરી શકતું નથી પરંતુ અત્રે બંદગીનો ભાવાર્થ સ્વૈચ્છિક અને જે અધિકાર આપવામાં આવ્યો છે તેની રૂએ છે, એટલે કે તે પોતાના અધિકારથી પોતાના અસ્તિત્વ અને પોતાની બધી જ ઈચ્છાઓ અને પોતાના બધા જ કર્મોને અલ્લાહ તઆલાની મરજીના તા'બે બનાવી આપે, આવા ખાસ ખાસ બંદાઓ જેમને અલ્લાહ તઆલાએ પોતે પોતાના બંદા કહીને સન્માન બખ્શ્યું છે તેમના લક્ષણો સૂરતના અંત સુધી વર્ણન કરવામાં આવે છે, વચ્ચે કુફ્ર અને ગુનાહોથી તવબહ અને તેની અસરોનું વર્ણન આવ્યું છે.

અત્રે તે ખાસ બંદાઓને પોતાના બંદાઓ કહીને તેમને સન્માનનીય લકબ આપવો હતો પરંતુ પોતાના તરફ સંબંધ જોડવા માટે અલ્લાહ તઆલાએ બધા જ પવિત્ર નામો અને શ્રેષ્ઠ ગુણ લક્ષણોમાંથી આ સ્થળે શબ્દ رَحْمٰنِ (રહમાન)ને એટલા માટે ચૂંટી લીધો કે સ્વીકૃતીપ્રાપ્ત બંદાઓની ટેવો અને સિફતો અલ્લાહ તઆલાની રહમાનિયતની સિફતનું પ્રતિનિધિત્વ કરે અને તે તેની પ્રતિકૃતિ બનવી જોઈએ એ તરફ ઈશારો કરવાનું મંજૂર હતું.

**અલ્લાહ તઆલાના સ્વીકૃત બંદાઓના ખાસ ખાસ લક્ષણો અને નિશાનીઓ :**

પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાના ખાસ અને સ્વીકૃતિપ્રાપ્ત બંદાઓના ૧૩ લક્ષણો (સિફતો) અને નિશાનીઓ વર્ણન કરવામાં આવી છે જેમાં અકીદાઓની દુરુસ્તી અને પોતાના વ્યક્તિગત કર્મોમાં ભલે તે શારીરિક હોય અથવા આર્થિક બાબતો હોય બધામાં અલ્લાહ અને રસૂલ ﷺના હુકમો અને મરજીની પાબંદી તથા અન્ય મનુષ્યોની સાથે સામાજિકતા અને સંબંધોનું સ્વરૂપ, રાત–દિવસની ઈબાદત સાથે અલ્લાહનો ડર, બધા જ ગુનાહોથી બચવાની કાળજી અને પોતાની સાથે પોતાની અવલાદ તથા પત્નીઓની સુધારણાની ફિકર ચિંતા વગેરે સામેલ છે.

(૧) આ બધામાં સૌ પ્રથમ લક્ષણ عِبَادٌ (ઈબાદ) બંદો હોવું છે. "ઈબાદ" એ عَبْد (અબ્દ)નું બહુવચન છે, "અબ્દ"નો તરજુમો "બંદો" થાય છે જે પોતાના માલિકની મિલકત હોય. તેનું અસ્તિત્વ અને તેના બધા જ અધિકારો તથા કર્મો માલિકના હુકમ અને મરજીના વર્તુળમાં હોય છે.

અલ્લાહ તઆલાનો બંદો કહેવડાવવાનો અધિકારી માત્ર તે હોઈ શકે છે જે પોતાના અધિકારો અને વિચારોને અને પોતાના દરેક ઈરાદાઓ અને ઈચ્છાઓને તથા પોતાની દરેક પ્રવૃત્તિ અને આરામને પોતાના પરવરદિગારના હુકમ અને મરજીના તા'બે રાખી દરેક સમયે તૈયાર રહે કે જે કામનો પણ હુકમ મળે તે તરત કરું !

(૨) બીજું લક્ષણ يَمْشُوْنَ عَلَى الْاَرْضِ هَوْنًا એટલે કે તેઓ જમીન ઉપર વિનમ્રતાથી ચાલે છે. શબ્દ هَوْن (હવ્ન)નો ભાવાર્થ આ સ્થળે "પરમ શાંતિ, સભ્યતા અને વિનમ્રતા" છે કે અકડીને ન ચાલે, ડગલાં અભિમાની અંદાજથી ન મૂકે, ઘણું ધીમે ચાલવાનો ભાવાર્થ નથી કારણ કે તે વિના જરૂરતે હોય તો સુન્નત વિરુદ્ધ છે. રસૂલે કરીમ ﷺની ચાલવાની જે સિફત "શમાઈલે નબવિય્યહ"માં નકલ કરવામાં આવી છે તેનાથી જાણ થાય છે કે રસૂલે કરીમ ﷺનું ચાલવું ખૂબ ધીમે ન હતું બલકે અમુક હદે ઝડપી હતું, હદીષમાં છે كَاَنَّمَا الْاَرْضُ تُطْوٰى لَهٗ એટલે કે રસૂલે કરીમ ﷺ એવું ચાલતા હતા કે જાણે જમીન આપના માટે

સમેટાય છે. (ઈબ્ને કષીર) એટલા માટે સલફે સાલિહીને કોઈ તકલીફ અથવા બીમારી વિના ધીમા ચાલવાને અભિમાન અને કૃત્રિમતાનું કારણ બતાવી મકરૂહ ઠરાવ્યું છે. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એક નવયુવાનને જોયો કે ખૂબ ધીમે ચાલી રહ્યો છે; પૂછ્યું, તમે બીમાર છો ? તેણે કહ્યું, ના ! તો હઝરત ફારૂક (રદિ.)એ તેના ઉપર દૂર્ર ઉઠાવ્યો અને હુકમ આપ્યો કે તાકાતથી ચાલ્યા કરો.

*(ઈબ્ને કષીર)*

હઝરત હસન બસરી (રહ.)એ આ આયતની તફસીરમાં يَمْشُوْنَ عَلَى الْاَرْضِ هَوْنًا ફરમાવ્યું કે નિખાલસ મો'મિનના બધા જ અવયવો અને અંગો આંખ, કાન, હાથ, પગ સૌ અલ્લાહ તઆલાની સામે લાચાર અને આજિઝ હોય છે, નાવાકેફ લોકો તેમને જોઈને મા'ઝૂર અને લાચાર સમજે છે જ્યારે કે ન તો તેઓ બીમાર છે અને ન જ મા'ઝૂર, બલકે તંદુરસ્ત અને શક્તિશાળી છે પરંતુ તેમના ઉપર અલ્લાહ તઆલાનો ડર એવો છવાયેલો છે જે બીજાઓ ઉપર નથી, તેમને દુનિયાના ધંધાઓથી આખિરતની ફિકરે રોકેલા છે અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાનો ભરોસો નથી કરતો અને તેની સમગ્ર ફિકર ચિંતા દુનિયાના જ કાર્યોમાં લાગેલી રહે છે તો તે હંમેશા અફસોસ જ અફસોસમાં રહે છે. (કારણ કે દુનિયા સંપૂર્ણ મળતી નથી અને આખિરતમાં તેણે ભાગ ન લીધો) અને જે વ્યક્તિ અલ્લાહની નેઅ્મત માત્ર ખાવા-પીવાની જ વસ્તુઓને સમજે છે અને ઉચ્ચ નૈતિકતા તરફ ધ્યાન જ નથી આપ્યું, તેનું જ્ઞાન ઘણું અલ્પ છે અને તેના માટે અઝાબ તૈયાર છે. *(ઈબ્ને કષીરમાંથી ટૂંકાવીને)*

(૩) ત્રીજું લક્ષણ وَاِذَا خَاطَبَهُمُ الْجَاهِلُوْنَ قَالُوْا سَلَامًا છે, એટલે કે જ્યારે અજ્ઞાનતાવાળાઓ તેમને સંબોધન કરે છે તો જવાબમાં કહે છે "સલામ !" અત્રે جَاهِلُوْنَ (જાહિલૂન)નો અનુવાદ "અજ્ઞાનતાવાળા"થી કરીને એ વાત સ્પષ્ટ કરવામાં આવી છે કે તેનો ભાવાર્થ જ્ઞાન વિનાનો માનવી નહીં બલકે તે જે જહાલતના કાર્યો અને અજ્ઞાનતાભરી વાતો કરે, ભલે વાસ્તવમાં તે જ્ઞાની પણ હોય અને શબ્દ سَلَامٌ (સલામ)થી ભાવાર્થ અહીંયાં રિવાજ પ્રમાણેની સલામ નથી બલકે સલામતીની વાત છે. કુર્તુબીએ નહ્હાસથી નકલ કર્યું છે કે આ સ્થળે સલામ تَسْلِيْمٌ (તસ્લીમ)થી બનેલ નથી બલકે تَسَلُّمٌ (તસલ્લુમ)થી બનેલ છે, જેનો અર્થ "સલામત રહેજો !" થાય છે, ભાવાર્થ એ છે કે જાહિલોના જવાબમાં તેઓ

સલામતીની વાત કહે છે જેનાથી બીજાઓને કષ્ટ ન પહોંચે અને તે ગુનેહગાર ન બને, આ જ તફસીર હઝરત મુજાહિદ, મકાતિલ વગેરે દ્વારા નકલ થઈ છે.

*(મઝહરી)*

ખુલાસો એ છે કે બેવકૂફ અને મૂર્ખતાપૂર્ણ વાતો કરવાવાળાઓથી આ માણસ બદલો લેવાની ભાવના કેળવતો નથી બલકે તેમનાથી દરગુજર કરે છે.

(૪) ચોથું લક્ષણ وَالَّذِيْنَ يَبِيْتُوْنَ لِرَبِّهِمْ سُجَّدًا وَّقِيَامًا છે, એટલે કે તેઓ રાત પસાર કરે છે પોતાના પરવરદિગારની સામે સિજ્દહ કરતાં કરતાં અને કિયામ કરતાં કરતાં. ઈબાદતમાં રાત્રે જાગવાનું વર્ણન ખાસ એટલા માટે કરવામાં આવ્યું કે, આ સમય સૂવા અને આરામ કરવાનો છે, તેમાં નમાઝ અને ઈબાદત માટે ઊભા થવું ખાસ મહેનતનું કાર્ય પણ છે અને તેમાં દેખાડો કે નામનાનો ભય પણ નથી હોતો. ખુલાસો એ છે કે તેમની રાત અને દિવસ અલ્લાહની આજ્ઞામાં પ્રવૃત્ત રહી પસાર થાય છે, દિવસે તા'લીમ અને તબ્લીગ તથા અલ્લાહના રસ્તામાં સંઘર્ષ વગેરેના કાર્ય કરે છે, રાત્રે અલ્લાહની સામે ઈબાદતગુઝારી કરે છે, તહજ્જુદની નમાઝની હદીષમાં ઘણી ફઝીલત આવી છે. તિરમિઝીએ હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી હદીષ વર્ણન કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "કિયામુલ્લયૂલ તહજ્જુદની પાબંદી કરો, કારણ કે તે તમારાથી પહેલાં પણ બધા નેક બંદાઓની ટેવ રહી છે અને તે અલ્લાહ તઆલાથી તમને નિકટ કરનારી છે તથા ગુનાહોનો કફ્ફારો છે અને ગુનાહોથી રોકનારી વસ્તુ છે." *(મઝહરી)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિએ ઈશા પછી બે અથવા વધારે રકા'તો પઢી લીધી તે પણ આ હુકમમાં સામેલ છે કે, بَاتَ لِلّٰهِ سَاجِدًا وَّقَائِمًا (મઝહરી અઝ બગવી) અને હઝરત ઉસ્માન (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, જે વ્યક્તિએ ઈશાની નમાઝ જમાઅત સાથે અદા કરી લીધી તો અડધી રાત ઈબાદતમાં પસાર કરવાના હુકમમાં થઈ ગયું અને જેણે સવારની નમાઝ જમાઅત સાથે અદા કરી લીધી તો બાકી અડધી રાત પણ ઈબાદતમાં પસાર કરનારો સમજવામાં આવશે.

*(રવાહુ અહમદ વ મુસ્લિમ ફી સહીહહૂ અઝ મઝહરી)*

(૫) પાંચમું લક્ષણ وَالَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَا اصْرِفْ عَنَّا عَذَابَ جَهَنَّمَ.... છે,

એટલે કે આ સ્વીકૃતિપ્રાપ્ત બંદાઓ રાત્રે અને દિવસે ઈબાદત અને આજ્ઞાપાલનમાં પ્રવૃત્ત રહેવા છતાં નિર્ભય થઈને નથી બેસી રહેતા, બલકે દરેક સમયે અલ્લાહનો ડર અને આખિરતની ચિંતા રાખે છે જેના માટે પોતાના કર્મો દ્વારા પ્રયત્નો પણ ચાલુ રાખે છે અને અલ્લાહ તઆલાથી દુઆઓ પણ કરતા રહે છે.

(૬) છઠ્ઠું લક્ષણ....وَالَّذِيْنَ اِذَآاَنْفَقُوْا છે, એટલે કે અલ્લાહ તઆલાના સ્વીકૃત બંદાઓ માલ ખર્ચ કરવાના સમયે ન તો અતિરેક અને વ્યર્થ ખર્ચ કરે છે અને ન જ કંજૂસાઈ અને ઉણપ રાખે છે, બલકે બંને વચ્ચેના મધ્યમ માર્ગ ઉપર કાયમ રહે છે. આયતમાં اِسْرَافٌ (ઈસ્રાફ) અને તેનો વિરુદ્ધાર્થી اِقْتَارٌ (ઈક્તાર)ના શબ્દોનો ઉપયોગ કરવામાં આવ્યો છે.

''ઈસ્રાફ''નો શાબ્દિક અર્થ ''હદથી વધી જવું'' છે, શરીઅતની પરિભાષામાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ (રદિ.), કતાદહ (રદિ.) અને ઈબ્ને ઝુરૈઝની નજીક ગુનાહમાં ખર્ચ કરવું ઈસ્રાફ છે, ભલે એક પૈસો પણ કેમ ન હોય અને અમુક લોકોએ કહ્યું, જાઈઝ અને મુબાહ કાર્યોમાં આવશ્યકતાથી વધારે ખર્ચ કરવું જે વધારાનું એટલે કે ફુઝૂલખર્ચીની હદમાં દાખલ થઈ જાય તે પણ ઈસ્રાફ એટલે કે અતિરેકના હુકમમાં છે, કારણ કે અતિરેક કરવો એટલે કે ફુઝૂલખર્ચી કરવી કુર્આનની નસથી હરામ અને ગુનોહ છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, اِنَّ الْمُبَذِّرِيْنَ كَانُوْٓا اِخْوَانَ الشَّيٰطِيْنَ "નિ:શંક ફુઝૂલખર્ચી કરનારાઓ શયતાનોનાના ભાઈઓ છે." (૧૭:૨૭) આ આધારે આ તફસીરનો ખુલાસો પણ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) વગેરેની પ્રસ્તુત તફસીર પ્રમાણે થઈ ગયો, એટલે કે ગુનાહમાં જે કંઈ ખર્ચ કરવામાં આવશે તે ઈસ્રાફ છે. *(મઝહરી)*

અને اِقْتَارٌ (ઈક્તાર)નો અર્થ ''ખર્ચમાં કમી અને કંજૂસી કરવું'' થાય છે, શરીઅતની પરિભાષામાં તેનો અર્થ એ છે કે જે કાર્યોમાં અલ્લાહ અને રસૂલે કરીમ ﷺએ ખર્ચ કરવાનો હુકમ આપ્યો છે તેમાં ખર્ચ કરવાથી હાથ ખેંચવો (અને બિલકુલ ખર્ચ ન કરવો તો અવ્વલ નંબરે સામેલ છે). આ તફસીર પણ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), કતાદહ વગેરેથી નકલ થઈ. આયતનો ભાવાર્થ એ થયો કે અલ્લાહ તઆલાના સ્વીકૃત બંદાઓની સિફત માલ ખર્ચવામાં એ હોય

છે કે ઈસ્રાફ-ફુઝૂલખર્ચી અને ઈક્તાર-કંજૂસી વચ્ચેના મધ્યમ અને દરમિયાની માર્ગ ઉપર અમલ કરે છે.

રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, مِنْ فِقْهِ الرَّجُلِ قَصْدُهُ فِيْ مَعِيْشَتِهِ એટલે કે, મનુષ્યની અકલમંદીની નિશાની એ છે કે ખર્ચ કરવામાં મધ્યમ માર્ગ અપનાવે. (ન તો અતિરેકમાં સંડોવાય અને ન જ બખીલાઈમાં).

*(રવાહુ ઈમામ અહમદ અન અબી દરદાઅ -ઈબ્ને કષીર)*

એક બીજી હદીષમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, مَاعَالَ مَنِ اقْتَصَدَ એટલે કે, જે વ્યક્તિ ખર્ચમાં મધ્યમ માર્ગ અને દરમિયાની રસ્તા ઉપર કાયમ રહે છે તે ક્યારેય ફકીર અને મોહતાજ નથી હોતો. *(રવાહુ ઈમામ અહમદ -ઈબ્ને કષીર)*

(૭) સાતમું લક્ષણ وَالَّذِيْنَ لَا يَدْعُوْنَ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ છે. પ્રથમ છ લક્ષણો-સિફતોમાં આજ્ઞાપાલન તથા ફરમાંબરદારીના સિદ્ધાંતો આવી ગયા છે, હવે ગુનાહ અને નાફરમાનીનું વર્ણન છે જેમાંથી પ્રથમ બાબત અકીદહ (માન્યતા) વિશે છે કે આ લોકો અલ્લાહની સાથે કોઈ અન્યની ઈબાદત નથી કરતા જેનાથી શિર્ક સૌથી મોટો ગુનાહ હોવાની જાણ થઈ.

(૮-૯) આઠમી અને નવમી સિફત لَا يَقْتُلُوْنَ النَّفْسَ.... છે. આ કરવામાં આવતા ગુનાહોમાંથી મોટા મોટા અને સખત ગુનાહોનું વર્ણન છે કે અલ્લાહના સ્વીકૃતિપ્રાપ્ત બંદાઓ તે ગુનાહોની પાસે પણ નથી જતા, કોઈની નાહક હત્યા નથી કરતા અને વ્યભિચારની પાસે ફરકતા પણ નથી. આ ત્રણ અકીદહ અને પ્રવૃત્તિના મોટા ગુનાહો વર્ણન કર્યા પછી આયતમાં ફરમાવ્યું છે, وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ يَلْقَ اَثَامًا એટલે કે જે વ્યક્તિ આ પ્રસ્તુત ગુનાહો આચરશે તે તેની સજા પામશે. અબૂ ઉબયદહે આ સ્થળે શબ્દ اَثَامٌ (અષામ)ની તફસીર "ગુનાહની સજા"થી કરી છે અને અમુક વિવરણકારોએ કહ્યું કે, اَثَامٌ (અષામ) જહન્નમની એક ખીણનું નામ છે જે કઠોર અને ભારે અઝાબોથી ભરેલી છે, હદીષની અમુક રિવાયતોમાં પણ તેની ગવાહી લખાયેલી છે. *(તફસીરે મઝહરી)*

આગળ અઝાબોનું વર્ણન છે જે પ્રસ્તુત ગુનાહો કરનારાઓ ઉપર થશે અને આયતોની શૈલી અને લઢણથી એ વાત નિશ્ચિત છે કે આ અઝાબ કાફિરો

માટે ખાસ છે જેમણે શિર્ક અને કુફ્ર પણ કર્યું અને તેની સાથે હત્યાઓ કરવામાં તથા વ્યભિચારમાં પણ સંડોવાયા, કારણ કે પ્રથમ તો يُضٰعَفْ لَهُ الْعَذَابُ નો શબ્દ મુસલમાન ગુનેહગારો માટે નથી હોઈ શકતો, કારણ કે તેમને એક ગુનાહ ઉપર એક જ સજાનો વાયદો કુર્આન અને સુન્નતની નસ પ્રમાણે સાબિત છે. સજામાં تَضَاعُفْ (તુઝાઉફ) એટલે કે, તેના સ્વરૂપ અને તેના ઓછાપણામાં વધારો થતો રહેવો મો'મિનો માટે નહીં હોય. આ કાફિરોની વિશેષતા છે કે કુફ્ર ઉપર જે અઝાબ થવાનો હતો, જો કુફ્રની સાથે અન્ય ગુનાહો પણ કર્યા તો અઝાબ બેવડાઈ જશે. બીજું, આ અઝાબમાં આ વસ્તુ પણ છે, وَيَخْلُدْ فِيْهِ مُهَانًا એટલે કે "હંમેશા હંમેશા રહેશે આ અઝાબમાં અપમાનિત અને ઝલીલ થઈને !" કોઈ મો'મિન હંમેશા હંમેશા અઝાબમાં રહેશે નહીં ભલે કેટલોય મોટો ગુનેહગાર હોય પોતાના ગુનાહોની સજા ભોગવ્યા પછી જહન્નમમાંથી કાઢી લેવામાં આવશે. ખુલાસો એ છે કે જે લોકો કુફ્ર અને શિર્કમાં સંડોવાયા તથા હત્યા અને વ્યભિચારમાં પણ; તેમના અઝાબનો વધારો પણ થશે એટલે કે તેમનો અઝાબ બેવડાઈ જશે અને સખત પણ હશે અને પછી આ અઝાબ કાયમી પણ રહેશે. આગળ એ વર્ણન છે કે આવા સખત અપરાધીઓ જેમને અત્રે અઝાબ થવાનું વર્ણન થયું જો તેઓ તવબહ કરી લે અને ઈમાન લાવીને નેક અમલ કરવા લાગે તો અલ્લાહ તઆલા તેમની સય્યિઆતને હસનાતથી એટલે કે બુરાઈઓને ભલાઈઓથી બદલી નાંખશે, મતલબ એ છે કે આ તવબહ કર્યા પછી તેમના આ'માલનામામાં ભલાઈઓ જ ભલાઈઓ રહી જશે, કારણ કે શિર્ક અને કુફ્રથી તવબહ કરવા ઉપર અલ્લાહ તઆલાનો વાયદો એ છે કે શિર્ક અને કુફ્રની હાલતમાં જેટલા ગુનાહો કર્યા હોય ઈસ્લામ અને ઈમાન સ્વીકાર કરવાથી તે પાછલા બધા ગુનાહો મા'ફ થઈ જાય છે, એટલા માટે પાછલા સમયમાં જે તેમનું નામએ આ'માલ ગુનાહો અને બુરાઈઓ જ બુરાઈઓથી ભરપૂર હતું હવે ઈમાન લાવવાથી તે તો બધું મા'ફ થઈ ગયું, હવે આગળ આ ગુનાહો અને બુરાઈઓની જગ્યા ઈમાન અને ત્યાર પછીના નેક અમલોએ લઈ લીધી. સય્યિઆતને હસનાતમાં તબ્દીલ કરવાની આ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હસન બસરી (રહ.), સઈદ બિન ઝુબૈર, મુજાહિદ (રહ.) વગેરે તફસીરના ઈમામો દ્વારા નકલ થઈ છે. *(મઝહરી)*

ઈબ્ને કષીરે તેની એક બીજી તફસીર એ પણ નકલ કરી છે કે તેમણે

જેટલા ગુનાહો કુફ્ર અને અજ્ઞાનતાના સમયમાં કર્યા હતા ઈમાન લાવ્યા પછી તે બધા ગુનાહોના બદલે નેકીઓ લખવામાં આવશે અને તેનું કારણ એ છે કે ઈમાન લાવ્યા પછી જ્યારે કદી તે લોકોને પોતાના પાછલા ગુનાહો યાદ આવશે તો તેનાથી પસ્તાવો થશે અને તવબહનું નવીનીકરણ કરશે અને તેમની આ પ્રવૃત્તિથી ગુનાહો નેકીઓમાં તબદીલ થઈ જશે, તેની દલીલમાં હદીષની અમુક રિવાયતો પણ રજુ કરી.

وَمَنْ تَابَ وَعَمِلَ صَالِحًا فَإِنَّهُ يَتُوْبُ اِلَى اللّٰهِ مَتَابًا દેખીતી રીતે આ આયત પ્રસ્તુત વિષયનું જ પુનરાવર્તન છે જે આનાથી પહેલી આગલી આયતમાં આવ્યું છે, اِلَّا مَنْ تَابَ وَاٰمَنَ وَعَمِلَ عَمَلًا صَالِحًا અને કુર્તુબીએ કિફાલથી એ નકલ કર્યું છે કે આ તવબહ પહેલી તવબહ કરતાં અલગ અને ભિન્ન પ્રકારની છે, કારણ કે પ્રથમ મા'મલો કાફિરો અને મુશ્રિકોનો હતો જે હત્યા અને વ્યભિચારમાં પણ સંડોવાતા હતા પછી ઈમાન લઈ આવ્યા તો તેમની બુરાઈઓ ભલાઈઓથી બદલી નાંખવામાં આવી અને અત્રે મુસલમાન ગુનેહગારોની તવબહનું વર્ણન છે, એટલા માટે પ્રથમ તવબહ સાથે وَاٰمَنَ (વઆમન) એટલે કે તેમના ઈમાન લાવવાનું વર્ણન હતું, આ બીજી તવબહમાં તેનો ઉલ્લેખ નથી જેનાથી જાણ થાય છે કે આ તવબહ તે લોકોની વર્ણન કરવામાં આવી છે જે પ્રથમથી મો'મિન જ હતા પરંતુ ગફલતના કારણે હત્યા અથવા વ્યભિચારમાં સંડોવાય ગયા હતા તો તેમના વિશે આ આયત ઊતરી કે એવા લોકો જો તવબહ કરી લીધા પછી માત્ર મૌખિક તબવહને પૂરતી નથી સમજતા બલકે હવે પછી ભવિષ્ય માટે પણ પોતાના કર્મો નેક અને ઠીકઠાક કરી લે તો તેમની તવબહ કરવી સાચી અને ઠીકઠાક સમજવામાં આવશે, એટલા માટે શરત સ્વરૂપે તવબહ કરી લેવાની શરૂઆતની પરિસ્થિતિનો ઉલ્લેખ કર્યા પછી તેના બદલામાં ફરી يَتُوْبُ (યતૂબુ)નો ઉલ્લેખ કરવો સાચો ઠર્યો, કારણ કે શરતમાં જે તવબહનો ઉલ્લેખ છે તે માત્ર મૌખિક તવબહ છે અને બદલામાં જે તવબહનું વર્ણન છે તે નેક કર્મો ઉપર આધારિત છે, મતલબ એ થયો કે જેણે તવબહ કરી લીધી પછી પોતાના કર્મોથી તે તવબહની સાબિતી આપી દીધી તો તે સાચી રીતે અલ્લાહના શરણે ગયેલો સમજવામાં આવશે, તેનાથી વિપરીત કે જેણે પાછલા ગુનાહોથી તવબહ તો કરી પરંતુ ભવિષ્યના કર્મોમાં તેની કોઈ સાબિતી ન આપી તો તેની તવબહ જાણે

તવબહ જ નથી, આ આયતના વિષયનો ખુલાસો એ થયો કે જે મુસલમાન ગફલતથી ગુનાહોમાં સંડોવાય ગયો પછી તવબહ કરી લીધી અને આ તવબહ પછી પોતાના અમલોની પણ એવી સુધારણા કરી લીધી કે તેના અમલથી તવબહની સાબિતી મળવા લાગે તો આ તવબહ પણ અલ્લાહ પાસે સ્વીકૃત થશે અને દેખીતી રીતે તેનો લાભ પણ એ જ થશે જે પહેલી આયતમાં બતાવવામાં આવ્યું છે કે તેની બુરાઈઓને ભલાઈઓથી બદલી આપવામાં આવશે.

અલ્લાહ તઆલાના ખાસ અને સ્વીકૃત બંદાઓના ખાસ લક્ષણોનું વર્ણન ઉપરથી ચાલી આવી રહ્યું હતું, વચ્ચે ગુનાહો પછી તવબહ કરી લેવાના હુકમોનો ઉલ્લેખ આવ્યો ત્યારબાદ બાકી સિફતોનું વર્ણન થયું.

(૧૦) દશમું લક્ષણ وَالَّذِيْنَ لَا يَشْهَدُوْنَ الزُّوْرَ છે, એટલે કે આ લોકો જૂઠ અને બાતિલની સભાઓમાં સામેલ નથી થતા. સૌથી મોટું જૂઠ અને બાતિલ તો શિર્ક અને કુફ્ર છે, ત્યારબાદ જાહેર જુઠાણાઓ અને ગુનાહના કાર્યો છે, આયતનો મતલબ એ છે કે અલ્લાહ તઆલાના સ્વીકૃત બંદાઓ એવી મજલિસો કે સભાઓમાં સામેલ થવાથી પણ દૂર રહે છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેનો ભાવાર્થ મુશ્રિકોના તહેવારો અને મેળાવડાઓ છે અને મુજાહિદ (રહ.) અને મુહમ્મદ બિન હનફિય્યહ (રહ.)એ ફરમાવ્યું કે તેનો ભાવાર્થ ગાવા વગાડવાની મહેફિલો છે. અમ્ર બિન કૈસે કહ્યું કે નિર્લજ્જતા અને નાચગાનની મહેફિલો ભાવાર્થ તરીકે છે, ઝહરી અને ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે દારૂ પીવા-પીવડાવવાની મહેફિલો ભાવાર્થ સ્વરૂપે છે. (ઈબ્ને કષીર) અને હકીકત એ છે કે આ નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી. આ બધી જ મજલિસો مَجْلِسِ زُوْرٌ (મજલિસે ઝૂર) છે. અલ્લાહના નેક બંદાઓએ આવી મજલિસો અને સભાઓથી બચવું જોઈએ કારણ કે વ્યર્થ અને બાતિલને ઈરાદાપૂર્વક જોવું પણ તેમાં સામેલ થવાના હુકમમાં છે. (મઝહરી) અને અમુક વિવરણકારોએ لَا يَشْهَدُوْنَ الزُّوْرَ માં يَشْهَدُوْنَ (યશહદૂન)ને ગવાહીના અર્થમાં લીધું છે અને આયતનો અર્થ એ ઠરાવ્યો કે આ લોકો જૂઠી ગવાહી નથી આપતા, જૂઠી ગવાહી ગુનાહે કબીરહ (જઘન્ય અપરાધ) અને મહાન વબાલ હોવું કુર્આન અને સુન્નતમાં ખૂબ પ્રખ્યાત છે, બુખારી અને મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ

ﷺએ જૂઠી ગવાહીને اَكْبَرِ كَبَائِرُ (અકબરે કબાઈર) "અતિ જઘન્ય અપરાધ" કહ્યો છે.

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ વિશે સાબિત થઈ જાય કે તેણે જૂઠી ગવાહી આપી છે તો તેને ચાલીસ કોરડાની સજા આપવામાં આવે અને તેનું મોઢું કાળું કરી બજારમાં ફેરવવામાં આવે અને અપમાનિત કરવામાં આવે, પછી લાંબા સમય સુધી કેદમાં રાખવામાં આવે.

*(રવાહુ ઈબ્ને અબી શયબહ અને અબ્દુર્રઝ્ઝાક –મઝહરી)*

(૧૧) અગિયારમું લક્ષણ وَاِذَا مَرُّوْا بِاللَّغْوِ مَرُّوْا كِرَامًا છે, એટલે કે જો બેકાર અને બેહૂદા મજલિસોથી ક્યારેક તે અચાનક પસાર થઈ જાય તો તે ગંભીરતાથી અને શરાફતથી પસાર થઈ જાય છે, મતલબ એ છે કે આવી મજલિસોમાં આ લોકો જે પ્રમાણે ઈરાદાપૂર્વક પોતાની સ્વેચ્છાએ સામેલ નથી થતા એ જ પ્રમાણે જો ક્યાંક અચાનક તેમને કોઈ આવી મજલિસમાં પસાર થવાનું થાય તો તે આવી બેહૂદા અને વાહિયાત તથા ગુનાહોની મજલિસ ઉપરથી શરાફત સાથે પસાર થઈ જાય છે, એટલે કે તેમના આ કૃત્યને બુરું અને સૂગપાત્ર જાણીને ન તો ગુનાહોમાં સંડોવાયેલા લોકોને અપમાનિત કરે છે અને ન જ પોતે પોતાની જાતને તેમનાથી શ્રેષ્ઠ અને ઉત્તમ સમજીને અભિમાનમાં સંડોવાય છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ને સંજોગોવસાત્ એક દિવસે કોઈ બેહૂદા અને બેકાર મજલિસ ઉપરથી પસાર થવાનું થયું તો ત્યાં થોભ્યા નહિ, પસાર થઈ ગયા. રસૂલે કરીમ ﷺને એ જાણ થઈ તો ફરમાવ્યું કે, "ઈબ્ને મસ્ઊદ કરીમ થઈ ગયા." અને એ આયત તિલાવત કરી જેમાં બેહૂદા મજલિસથી કરીમો અને શરીફોની જેમ પસાર થઈ જવાનો હુકમ છે. *(ઈબ્ને કષીર)*

(૧૨) બારમું લક્ષણ وَالَّذِيْنَ اِذَا ذُكِّرُوْا بِاٰيٰتِ رَبِّهِمْ لَمْ يَخِرُّوْا عَلَيْهَا صُمًّا وَّعُمْيَانًا છે, એટલે કે તે સ્વીકૃત બંદાઓની એવી શા'ન છે કે જ્યારે તેમને અલ્લાહ તઆલાની આયતો અને આખિરતની યાદ અપાવવામાં આવે છે તો તેઓ આ આયતો તરફ આંધળા–બહેરાઓની જેમ ધ્યાનિત થતા નથી, બલકે سَمِيْعٌ وَبَصِيْرٌ (સમીઉ વ બશીર) સાંભળનાર અને સમજદાર માનવીની જેમ તેમાં વિચાર કરે છે અને તેના ઉપર અમલ કરે છે, ગાફેલ અને બેદરકાર લોકોની જેમ એવો

વ્યવહાર નથી કરતા કે જાણે તેમણે સાંભળ્યું જ નથી અથવા જોયું જ નથી. આ આયતમાં બે વસ્તુઓ ઉપસ્થિત છે; એક, અલ્લાહની આયતો ઉપર પડવું; એટલે કે કાળજીપૂર્વક કેન્દ્રિત થવું. આ તો સારી અને ઈચ્છનીય પ્રવૃત્તિ છે અને ઘણી મોટી નેકી છે. બીજું, આંધળા–બહેરાઓની જેમ પડવું કે કુર્આનની આયતો ઉપર ધ્યાન તો આપે પરંતુ યા તો તેના ઉપર અમલ કરવામાં એવો વ્યવહાર કરે કે જાણે તેમણે સાંભળ્યું અને જોયું જ નથી અને યા તો કુર્આને કરીમની આયતો ઉપર અમલ પણ કરે પરંતુ તેના સાચા સિદ્ધાંતો અને સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ની તફસીર વિરુદ્ધ પોતાના અભિપ્રાયથી અથવા કહેલી સાંભળેલી વાતોને તા'બે થઈને ખોટા અમલ કરે. આ પણ એક પ્રકારે આંધળા બહેરા થઈને પડવાના જ હુકમમાં છે.

**ભિન્ન હુકમોનો માત્ર અભ્યાસ પૂરતો નથી બલકે પુરોગામી બુઝૂર્ગોના વિવરણોને પ્રમાણિત સમજીને અમલ કરવો આવશ્યક છે :**

પ્રસ્તુત આયતોમાં જે રીતે એ બાબતની સખત ટીકા છે કે અલ્લાહની આયતો તરફ ધ્યાન જ ન આપે, આંધળા બહેરાઓ જેવો વ્યવહાર કરે એ જ પ્રમાણે એ બાબતની ટીકા પણ છે કે ધ્યાન તો આપે, અમલ પણ કરે પરંતુ વિના સમજ્યે અને સમજદારી વિના પોતાના અભિપ્રાયથી જે પ્રમાણે ઈચ્છે અમલ કરવા લાગે. ઈબ્ને કષીર (રહ.)એ ઈબ્ને ઊન (રહ.)થી નકલ કર્યું છે કે તેમણે હઝરત શુઅ્બી (રહ.)ને પૂછ્યું કે જો હું કોઈ મજલિસમાં પહોંચું જ્યાં લોકો સિજ્દહમાં પડ્યા છે અને મને ખબર નથી કે કેવો સિજ્દહ છે તો શું હું પણ તેમની સાથે સિજ્દહમાં સામેલ થઈ જાઉં ? હઝરત શુઅ્બી (રહ.)એ ફરમાવ્યું કે, નહીં ! મો'મિન માટે એ ઠીક નથી કે વિના સમજ્યે કોઈ કાર્યમાં મંડી પડે, તેના ઉપર જરૂરી છે કે સમજદારી સાથે અમલ કરે, જ્યારે તમે તે આયતે સિજ્દહ સાંભળી જ નથી જેની બીનાએ આ લોકો સિજ્દહ કરી રહ્યા છે અને તમને તેમના સિજ્દહની હકીકત પણ ખબર નથી તો આ પ્રમાણે તેમની સાથે સિજ્દહમાં સામેલ થઈ જવું જાઈઝ નથી.

આ યુગમાં આ વાત તો શુક્ર કરવાપાત્ર છે કે નવયુવાન અને આધુનિક શિક્ષણ પામેલા વર્ગમાં કુર્આન પઢવા અને તેના સમજવા તરફ અમુક ધ્યાન પેદા

થયું છે તે હેઠળ તેઓ પોતાની જાતે કુર્આનનો અનુવાદ અથવા કોઈની તફસીર જોઈને કુર્આનને પોતે સમજવાનો પ્રયત્ન પણ કરે છે પરંતુ આ પ્રયત્ન બિલકુલ સિદ્ધાંતવિહોણા હોય છે, એટલા માટે કુર્આનને સાચી રીતે સમજવાને બદલે ઘણી બધી ગેરસમજોના શિકાર થઈ જાય છે. સૈદ્ધાંતિક વાત એ છે કે દુનિયાની કોઈ મા'મૂલીથી મા'મૂલી કળા પણ માત્ર પુસ્તકના અભ્યાસથી કોઈને ક્યારેય પ્રાપ્ત નથી થઈ જતી જ્યાં સુધી તે કોઈ શિક્ષક પાસેથી તેનું ઔપચારિક શિક્ષણ ન લે, ખબર નહીં કુર્આન અને કુર્આનના જ્ઞાનને જ શા માટે એવું સમજી લેવામાં આવ્યું છે કે જેનું મન ચાહે પોતે તરજુમો જોઈને જે ઇચ્છે પોતાનો ભાવાર્થ નક્કી કરી લે. આવા સિદ્ધાંતવિહોણા અભ્યાસથી કે જેમાં નિષ્ણાત ઉસ્તાદોનું માર્ગદર્શન સામેલ ન હોય એ પણ અલ્લાહની આયતો ઉપર આંધળા બહેરા થઈને પડવાના ભાવાર્થમાં સામેલ છે. અલ્લાહ તઆલા આપણ સૌને સિરાતે મુસ્તકીમ (સીધા માર્ગ)ની તવફીક આપે.

(૧૩) તેરમું લક્ષણ وَالَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا છે, તેમાં પોતાની અવલાદ અને પત્નીઓ માટે અલ્લાહ તઆલા પાસે આ દુઆ છે કે તેમને મારા માટે આંખોની ઠંડક બનાવી આપ, આંખોની ઠંડક બનાવવાથી ભાવાર્થ હઝરત હસન બસરી (રહ.)ની તફસીર પ્રમાણે એ છે કે તેમને અલ્લાહના આજ્ઞાપાલનમાં પ્રવૃત્ત જોવા જ મનુષ્ય માટે આંખોની અસલી ઠંડક છે અને જો અવલાદ અને પત્નીઓની દેખીતી તંદુરસ્તી, રાહત અને ખુશહાલી પણ સામેલ કરવામાં આવે તો એ પણ દુરુસ્ત છે.

અત્રે આ દુઆથી એ તરફ ઈશારો છે કે અલ્લાહના સ્વીકૃત બંદાઓ માત્ર પોતાના નફ્સની સુધારણા અને નેક અમલો ઉપર બસ નથી કરતા, બલકે પોતાની અવલાદ અને પત્નીઓના પણ અમલોની સુધારણા અને અખ્લાકની ચિંતા કરે છે અને તેનો પ્રયત્ન કરતા રહે છે, આ જ પ્રયત્નમાંથી એક એ પણ છે કે તેમની સુધારણા માટે અલ્લાહ પાસે દુઆ માંગતો રહે, આ આયતના આગલા વાક્યમાં દુઆનો આ ભાગ પણ છે, وَاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا એટલે કે, અમને મુત્તકી લોકોના ઈમામ અને આગેવાન બનાવી આપ, તેમાં દેખીતી રીતે પોતાના માટે હોદ્દા, સન્માન અને મોટાઈ પ્રાપ્ત કરવાની દુઆ છે જે કુર્આને કરીમની અન્ય નુસૂસની રૂએ પ્રતિબંધિત છે જેમકે કુર્આને કરીમનો ઈરશાદ છે,

تِلْكَ الدَّارُ الْاٰخِرَةُ نَجْعَلُهَا لِلَّذِيْنَ لَايُرِيْدُوْنَ عُلُوًّا فِى الْاَرْضِ وَلَا فَسَادًا એટલે કે "અમે આખિરતના ઘરને ખાસ કરી રાખ્યું છે તે લોકો માટે જેઓ જમીનમાં પોતાની ઉચ્ચતા અને મોટાઈ નથી ઈચ્છતા અને ન જ જમીનમાં ફસાદ ફેલાવવા ઈચ્છે છે." એટલા માટે અમુક ઉલમાએ આ આયતની તફસીરમાં ફરમાવ્યું કે દરેક વ્યક્તિ પોતાના બાળ-બચ્ચાનો કુદરતી રીતે ઈમામ અને આગેવાન હોય જ છે, એટલા માટે આ દુઆનો ખુલાસો એ થયો કે અમારી અવલાદ અને બાળ-બચ્ચાને પરહેઝગાર બનાવી આપ અને જ્યારે તેઓ અલ્લાહથી ડરનારા બની જશે તો સ્વાભાવિક રીતે આ વ્યક્તિ મુત્તકીઓનો ઈમામ અને આગેવાન કહેવાશે, જેનો ખુલાસો એ છે કે અત્રે પોતાની મોટાઈની દુઆ નથી, બલકે અવલાદ અને પત્નીઓને મુત્તકી બનાવવાની દુઆ છે અને હઝરત ઈબ્રાહીમ નખઈ (રહ.)એ ફરમાવ્યું કે આ દુઆમાં પોતાના માટે કોઈ રાજ્યસત્તા અથવા આગેવાની કે પેશ્વાઈની માંગણી કરવાનો હેતુ નથી, બલકે આ દુઆનો મકસદ એ છે કે અમને એવા બનાવી આપ કે લોકો દીન અને અમલમાં અમારું અનુસરણ કર્યા કરે અને અમારા જ્ઞાન અને અમલથી તેમને લાભ પહોંચે જેથી તેનો સવાબ અમને પણ પ્રાપ્ત થાય અને હઝરત મકહુલ શામી (રહ.)એ ફરમાવ્યું કે દુઆનો હેતુ પોતાના માટે તકવાનું એવું ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાનો છે કે દુનિયાના મુત્તકી લોકોને પણ અમારા અમલથી લાભ પહોંચે. કુર્તુબીએ આ બંને નિવેદનો નકલ કર્યા પછી કહ્યું છે કે આ બંનેનો ખુલાસો એક જ છે કે રાજ્યસત્તા અને આગેવાનીની ઈચ્છા કે માંગણી જો દીન માટે અને આખિરતના ફાયદા માટે હોય તો નીંદનીય નથી બલકે જાઈઝ છે અને આયત لَا يُرِيْدُوْنَ عُلُوًّا માં તે રાજ્યસત્તા અને આગેવાનીની ઈચ્છાની ટીકા છે જે દુનિયાના સન્માન અને આબરૂ માટે હોય. વલ્લાહુ અઅ્લમુ.

અહીંયાં સુધી ''ઈબાદુર્રહમાન'' એટલે કે મો'મિનીન કામિલીનના મહત્ત્વના લક્ષણોનું વર્ણન પૂર્ણ થઈ ગયું, આગળ તેમના બદલા અને આખિરતના દરજ્જાઓનો ઉલ્લેખ છે.

اُولٰٓئِكَ يُجْزَوْنَ الْغُرْفَةَ માં غُرْفَةُ (ગુર્ફહ)નો શાબ્દિક અર્થ ''ઝરૂખા''નો થાય છે. જન્નતમાં નિકટવર્તી ખાસ લોકો માટે એવા ઝરૂખાઓ હશે જે સામાન્ય જન્નતવાળાઓને એવા દેખાશે જેમકે પૃથ્વીવાળાઓને તારા દેખાય છે. (રવાહુ

બુખારી, મુસ્લિમ વગેરે –મઝહરી) મુસ્નદે અહમદ, બયહકી, તિરમિઝી અને હાકિમમાં હઝરત અબૂ માલિક અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, જન્નતમાં એવા ઝરૂખા હશે જેનો અંદરનો ભાગ બહારથી અને બહારનો ભાગ અંદરથી દેખાતો હશે. લોકોએ પૂછ્યું, યા રસૂલુલ્લાહ ﷺ! આ ઝરૂખાઓ કયા લોકો માટે છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, જે વ્યક્તિ પોતાની વાતચીતને વિનમ્ર અને પવિત્ર રાખે અને દરેક મુસલમાનને સલામ કરે અને લોકોને ખાવું ખવડાવે અને રાત્રે તે સમયે તહજ્જુદની નમાઝ પઢે જ્યારે લોકો સૂઈ રહ્યા હોય.

*(મઝહરી)*

وَيُلَقَّوْنَ فِيهَا تَحِيَّةً وَّسَلٰمًا એટલે કે, જન્નતની બીજી નેઅ્મતોની સાથે તેમને સન્માન પણ પ્રાપ્ત થશે કે ફરિશ્તાઓ તેમને મુબારકબાદ આપશે અને સલામ કરશે. અહીંયાં સુધી નિખાલસ મો'મિનોની વિશિષ્ટ ટેવો અને કર્મો તથા તેમના બદલા અને સવાબનું વર્ણન હતું, અંતિમ આયતમાં ફરી કાફિરો અને મુશ્રિકોને અઝાબથી ડરાવીને સૂરતને પૂર્ણ કરવામાં આવી છે.

قُلْ مَا يَعْبَؤُا بِكُمْ رَبِّىْ لَوْ لَا دُعَآؤُكُمْ આ આયતની તફસીરમાં વિવિધ નિવેદનો છે, વધારે સ્પષ્ટ અને સરળ તે છે જેને તફસીરના ખુલાસામાં ઉપર લખવામાં આવ્યું છે કે અલ્લાહ સમીપ તમારું કોઈ માન કે હેસિયત ન હોત જો તમારા તરફથી અલ્લાહને પોકારવું અને ઈબાદત કરવું ન હોત, કારણ કે મનુષ્યના સર્જનનો હેતુ જ એ છે કે તે અલ્લાહની ઈબાદત કરે, જેમકે બીજી આયતમાં છે, وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْاِنْسَ اِلَّا لِيَعْبُدُوْنِ એટલે કે, મેં મનુષ્ય અને જિન્નાતને અન્ય કોઈ કાર્ય માટે પેદા નથી કર્યા એ સિવાય કે તેઓ મારી ઈબાદત કરે, માત્ર એક સામાન્ય સિદ્ધાંત વર્ણન કરવામાં આવ્યો કે ઈબાદત વિના મનુષ્યની કોઈ કદર અને કિંમત તથા માન અને હેસિયત નથી, ત્યારબાદ કાફિરો અને મુશ્રિકો જેઓ રિસાલત અને ઈબાદતના જ ઇન્કારી છે તેમને સંબોધન છે فَقَدْ كَذَّبْتُمْ એટલે તમે તો બધી વસ્તુઓને જૂઠાડી જ આપી છે, હવે તમારી કોઈ ઈજ્જત અલ્લાહ તઆલા સમીપ નથી. فَسَوْفَ يَكُوْنُ لِزَامًا એટલે કે હવે આ જૂઠાડવું અને કુફ્ર તમારા ગળાનો હાર બની ચૂક્યો છે અને તમારી સાથે લાગેલો

રહેશે ત્યાં સુધી કે જહન્નમના કાયમી અઝાબમાં સપડાવીને છોડશે.

وَنَعُوْذُبِاللّٰهِ مِنْ حَالِ اَهْلِ النَّارِ



تَـمَّ بِـحَـمْـدِاللّٰـهِ سُبْـحَانَهٗ تَفْسِيْرُ سُوْرَةِ الْفُرْقَانِ يَوْمَ الْاَحَدِ لِثَالِثَ عَشَرَمِنْ صَفَرِ الْـمُـظَـفَّرِ ١٣٩١ه‍ـ وَبِاِتْمَامِهٖ تَمَّ بِعَوْنِ اللّٰهِ وَكَرَمِهٖ الْحِزْبُ الرَّابِعُ مِنَ الْاَحْزَابِ السَّبْـعَةِ الْـقُـرْاٰنِيَةِ وَاللّٰهَ سُبْحَانَهٗ وَتَعَالٰى اَرْجُوْوَاَسْأَلُ اِتْمَامَ الْبَاقِىْ وَمَا ذٰلِكَ عَلَى اللّٰهِ بِعَزِيْزٍ.

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ ફુરકાન પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑

**તારીખ :** ૨૮ ફેબ્રુઆરી ૨૦૧૦ મુતાબિક ૧૩ રબિઉલ અવ્વલ હિજરી ૧૪૩૧



કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)





પ્રકરણ (૨૬)

# સૂરએ શુઅ્રા

સૂરએ શુઅ્રા મક્કામાં નાઝિલ થઈ, તેની ૨૨૭ આયતો અને ૧૧ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ શુઅ્રા : આયત નં. ૧ થી ૯)**

اٰياتها ٢٢٧ ﴿٢٦ سُوْرَةُ الشُّعَرَاۤءِ مَكِّيَّةٌ ٤٧﴾ رُكُوْعَاتُهَا ١١

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

طٰسٓمّٓ ﴿١﴾ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ﴿٢﴾ لَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ اَلَّا يَكُوْنُوْا
مُؤْمِنِيْنَ ﴿٣﴾ اِنْ نَّشَاْ نُنَزِّلْ عَلَيْهِمْ مِّنَ السَّمَآءِ اٰيَةً فَظَلَّتْ اَعْنَاقُهُمْ
لَهَا خٰضِعِيْنَ ﴿٤﴾ وَمَا يَاْتِيْهِمْ مِّنْ ذِكْرٍ مِّنَ الرَّحْمٰنِ مُحْدَثٍ اِلَّا كَانُوْا
عَنْهُ مُعْرِضِيْنَ ﴿٥﴾ فَقَدْ كَذَّبُوْا فَسَيَاْتِيْهِمْ اَنْۢبٰٓؤُا مَا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٦﴾
اَوَلَمْ يَرَوْا اِلَى الْاَرْضِ كَمْ اَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ زَوْجٍ كَرِيْمٍ ﴿٧﴾ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً
وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿٨﴾ وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿٩﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*તા–સીમ–મીમ (૧) આ આયતો છે સ્પષ્ટ કિતાબની. (૨) કદાચ તમે પોતાના પ્રાણને એ વાત ઉપર ગુંગળાવી નાંખો કે તેઓ ઈમાન નથી લાવતા ! (૩) જો અમે ઈચ્છીએ તો તેમના ઉપર આસમાનથી એક નિશાની ઉતારીએ, પછી તેમની ગરદનો તેની સામે નીચી રહી જાય. (૪) અને તેમની પાસે કોઈ નવી નસીહત નથી પહોંચતી રહમાન પાસેથી જેનાથી તેઓ*

*વિમુખ ન થતા હોય ! (૫) બસ, એ તો જૂઠાડી ચૂક્યા હવે તેમના ઉપર એ વાતની હકીકત પહોંચશે કે જેના ઉપર તેઓ ઠઠ્ઠો (મશ્કરી) કરતા હતા. (૬) શું તેઓ પૃથ્વીને જોતા નથી અમે તેમાં કેટલી બધી દરેક પ્રકારની ખાસ વસ્તુઓ ઉગાડી ?! (૭) તેમાં અલબત્ત નિશાની છે અને તેમનામાં ઘણા લોકો ઈમાન લાવનાર નથી. (૮) અને તમારો પરવરદિગાર તે જ છે જબરદસ્ત રહમવાળો (મહાદયાળુ). (૯)*

## તફસીર :

તા–સીમ–મીમ (તેનો અર્થ અલ્લાહ તઆલા જાણે છે), આ (વિષયો જે આપ ﷺ ઉપર નાઝિલ થાય છે) સ્પષ્ટ કિતાબ (એટલે કે કુર્આન)ની આયતો છે (અને આ લોકો જે તેના ઉપર ઈમાન નથી લાવતા તો તમે તેનો એટલો ગમ કરો છો કે એવું લાગે છે કે) કદાચ તમે તેમના ઈમાન ન લાવવા ઉપર (ગમ કરી કરીને) પોતાના પ્રાણ આપી દેશો (વાસ્તવિકતા એ છે કે આ કસોટીની દુનિયા છે, તેમાં સત્યની સાબિતીઓ માટે તે જ દલીલો કાયમ કરવામાં આવે છે જેના પછી પણ ઈમાન લાવવું બંદાના અધિકારમાં રહે છે નહિતર) જો અમે (બળજબરી અને ફરજિયાતપણે તેમને મો'મિન બનાવવા) ઈચ્છીએ તો તેમના ઉપર આસમાનથી એક (એવી) મોટી નિશાની નાઝિલ કરી આપીએ (કે તેમના અધિકાર બિલકુલ જ છીનવી લેવામાં આવે) પછી તેમની ગરદનો આ નિશાની(ના આવવા)થી નીચી નમી જાય (અને તેઓ ફરજિયાતપણે બળજબરીથી મો'મિન બનાવી દેવામાં આવે પરંતુ એવું કરવાથી કસોટી બાકી રહેશે નહીં એટલા માટે એવું કરવામાં આવતું નથી અને મા'મલો બળજબરી અને અધિકારની વચ્ચે રહે છે) અને (તેમની એવી હાલત છે કે) તેમની પાસે કોઈ નવો હુકમ રહમાન (જલ્લ શા'નુહૂ) તરફથી એવો નથી આવતો કે જેનાથી આ વિમુખ ન થતા હોય, બસ (આ વિમુખતાની ત્યાં સુધી નોબત પહોંચી કે) તેમણે (સત્ય દીનને) જૂઠો બતાવી દીધો (જે વિમુખ થવાની અંતિમ કક્ષા છે અને માત્ર તેનો શરૂઆતનો દરજ્જો એટલે કે બેદરકારીથી ધ્યાન ન આપવા ઉપર બસ ન કર્યું અને પછી માત્ર જૂઠાડ્યું જ નહીં બલકે ઠઠ્ઠો મશ્કરી પણ કરી) બસ, નિકટમાં તેમને એ વાતની હકીકત જાણ થઈ જશે જેની સાથે તેઓ ઠઠ્ઠો કર્યા કરતા હતા (એટલે કે જ્યારે અલ્લાહના અઝાબને મોતના સમયે અથવા કયામતમાં જોઈ

લેશે તે સમયે કુર્આન અને કુર્આનના બધા જ વર્ણનો એટલે કે અઝાબ વગેરેના સત્ય હોવાનો સાક્ષાત્કાર થઈ જશે) શું તેમણે જમીનને નથી જોઈ (જે તેમનાથી ઘણી નજીક અને દરેક સમયે આંખો સમક્ષ છે) કે અમે તેમાં કેવી રીતે ઉમદા ઉમદા પ્રકાર પ્રકારની ખાસ વસ્તુઓ ઉગાડી છે ? (જે પોતાના અસ્તિત્વથી પોતાના પેદા કરનારના અસ્તિત્વની અને તેના એક હોવાની તથા તેની કુદરતના કમાલની દલીલ કરે છે કે) તેમાં (જાત વિશેની અને ગુણ લક્ષણો સિફતો વિશેની તથા કાર્યોની) એક મોટી (બૌદ્ધિક અને તાર્કિક) નિશાની છે (અને એ બાબત પણ તર્ક સંગત છે કે અલ્લાહ તઆલાના માટે પોતાની જાતમાં અને ગુણ લક્ષણોમાં વિશિષ્ટ હોવું શરત છે અને પ્રસ્તુત વિશિષ્ટતાઓના પરિણામોમાંથી છે કે તે પોતાની ખુદાઈમાં એકલો એકમાત્ર છે) અને (આમ છતાં) તેમાંથી ઘણા લોકો ઈમાન નથી લાવતા (અને શિર્ક કરે છે મતલબ કે શિર્ક કરવો નુબુવ્વતના ઈન્કારથી પણ વધીને છે, તેનાથી જાણ થઈ કે તેમની દુશ્મનીએ તેમની પ્રકૃતિને બિલકુલ નષ્ટ કરી નાંખી છે પછી એવા લોકોની પાછળ કેમ પ્રાણ ખોવા જોઈએ?!) અને (જો તેમને અલ્લાહ સમીપ શિર્ક નીંદનીય હોવામાં એ સંદેહ છે કે અમારા ઉપર અઝાબ તાત્કાલિક કેમ નથી આવતો ? તો તેનું કારણ એ છે કે) નિઃશંક ! તમારો પરવરદિગાર (એ છતાં કે) ગાલિબ (અને સંપૂર્ણ શક્તિશાળી) છે (પરંતુ તેની સાથે જ) રહીમ (મહાદયાળુ પણ) છે (અને તેની રહમત સમાન રીતે દુનિયામાં કાફિરો સાથે પણ જોડાયેલ છે, તેની અસર એ છે કે તેમને મહોલત આપી રાખવામાં આવી છે નહિતર કુફ્ર નિઃશંક ! નીંદનીય અને અઝાબનું હકદાર છે).

## મસ્અલા અને બોધપાઠ :

....لَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ માં શબ્દ بَاخِعٌ (બાખિઉન) એ بَخْعٌ (બખ્ઉન)થી બને છે જેનો અર્થ થાય છે કે, "ઝબહ કરતાં કરતાં બિખાઅ્ સુધી પહોંચી જવું જે ગળાની એક નસ (Artery) છે" અને તેની જગ્યાએ بَاخِعٌ (બાખિઉન)નો ભાવાર્થ પોતાને તકલીફ અને મહેનતમાં નાંખવું થાય છે. અલ્લામહ અસ્કરી (રહ.)એ ફરમાવ્યું કે આના જેવા સ્થળોમાં જો કે દેખીતી સ્વરૂપે ખબર આ કરી છે પરંતુ વાસ્તવમાં તેનો ભાવાર્થ નકાર અને મનાઈ કરવું છે, મતલબ એ છે કે હે પયગમ્બર ! પોતાની કોમના કુફ્ર અને ઈસ્લામથી વિમુખ

થવાના કારણે એટલો રંજ ગમ ન કરો કે પ્રાણ પીગળવા લાગે. આ આયતમાં એક તો એ જાણ થઈ કે કોઈ કાફિર વિશે જો એ જાણ થઈ જાય કે તેની તકદીરમાં ઈમાન લાવવાનું છે જ નથી તો પણ તબ્લીગ કરવાથી રોકાવું ન જોઈએ, બીજું એ જાણ થઈ કે મહેનત કરવામાં મધ્યમ માર્ગ અપનાવવો જોઈએ અને જે વ્યક્તિ હિદાયત ન પામે તેના ઉપર વધારે ચિંતા અથવા ગમ ન કરવો જોઈએ.

اِنْ نَّشَاْ نُنَزِّلْ عَلَيْهِمْ مِّنَ السَّمَآءِ اٰيَةً فَظَلَّتْ اَعْنَاقُهُمْ لَهَا خَاضِعِيْنَ અલ્લામહ ઝમખશરીએ ફરમાવ્યું કે અસલ કલામ فَظَلُّوْا لَهَا خَاضِعِيْنَ છે, એટલે કે કાફિરો આ મોટી નિશાનીને જોઈને તા'બે થઈ જાય અને ઝૂકી જાય પરંતુ અત્રે اَعْنَاقُ નો શબ્દ એ જાહેર કરવા માટે લાવવામાં આવ્યો છે કે مَوْضَعِ خُضُوْعٌ લાચારી નિઃસહાયતા જાહેર થઈ જાય, કારણ કે ઝૂકવાની અથવા નમી પડવાની અથવા લાચારી દર્શાવવાની સૌ પ્રથમ અસર ગરદન ઉપર જાહેર થાય છે, આ આયતનો વિષય એ છે કે અમે એ બાબત ઉપર પણ કાબૂ ધરાવીએ છીએ કે પોતાની તવહીદ અને સંપૂર્ણ કુદરતની કોઈ નિશાની જાહેર કરી આપીએ જેનાથી શરીઅતના હુકમો અને અલ્લાહ તઆલાની સત્યતા સાબિત થઈને સામે આવી જાય અને કોઈની ઈન્કારની મજાલ ન રહે પરંતુ હિકમતનો તકાદો એ છે કે આ હુકમો અને પરિચય પ્રત્યક્ષ ન હોય બલકે પરોક્ષ રીતે હોય કે ચિંતન અને મનન ઉપર અવલંબિત રહે અને આ જ વિચાર અને ચિંતન મનુષ્યની આજમાયશ કે કસોટી છે, તેના ઉપર જ સવાબ અને અઝાબ નક્કી થાય છે, પ્રત્યક્ષ અને ખુલ્લી વસ્તુઓનો સ્વીકાર તો એક સ્વાભાવિક અને જરૂરી બાબત છે તેમાં ઈબાદતની કે આજ્ઞાપાલનની તે શા'ન નથી. *(કુર્તુબી)*

زَوْجٍ كَرِيْمٍ માં زَوْجٍ (ઝવ્જિન)નો શાબ્દિક અર્થ "જોવું" થાય છે, એટલા માટે પુરુષ અને સ્ત્રી, નર અને માદાને "ઝવ્જ" કહેવામાં આવે છે. ઘણા બધા વૃક્ષોમાં પણ નર અને માદા હોય છે, તેમની આ યોગ્યતાને પણ "ઝવ્જ" કહી શકાય છે અને ક્યારેક શબ્દ "ઝવ્જ" એક ખાસ પ્રકાર અને પ્રજાતિના અર્થમાં પણ આવે છે અને અર્થના આધારે વૃક્ષોને દરેક પ્રકારના "ઝવ્જ" કહી શકાય છે અને كَرِيْمٌ (કરીમ)નો અર્થ "ઉત્તમ અને પસંદ હોય એવી વસ્તુ" થાય છે.

---

## આયતો : (સૂરએ શુઅ્રા : આયત નં. ૧૦ થી ૩૩)

وَاِذْ نَادٰى رَبُّكَ مُوْسٰٓى اَنِ ائْتِ الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿۱۰﴾ۙ قَوْمَ فِرْعَوْنَ ؕ اَلَا
يَتَّقُوْنَ ﴿۱۱﴾ قَالَ رَبِّ اِنِّيْٓ اَخَافُ اَنْ يُّكَذِّبُوْنِ ﴿۱۲﴾ؕ وَيَضِيْقُ صَدْرِيْ وَلَا يَنْطَلِقُ
لِسَانِيْ فَاَرْسِلْ اِلٰى هٰرُوْنَ ﴿۱۳﴾ وَلَهُمْ عَلَيَّ ذَنْۢبٌ فَاَخَافُ اَنْ يَّقْتُلُوْنِ ﴿۱۴﴾ۚ
قَالَ كَلَّا ۚ فَاذْهَبَا بِاٰيٰتِنَآ اِنَّا مَعَكُمْ مُّسْتَمِعُوْنَ ﴿۱۵﴾ فَاْتِيَا فِرْعَوْنَ فَقُوْلَآ اِنَّا
رَسُوْلُ رَبِّ الْعٰلَمِيْنَ ﴿۱۶﴾ۙ اَنْ اَرْسِلْ مَعَنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ ﴿۱۷﴾ؕ قَالَ اَلَمْ
نُرَبِّكَ فِيْنَا وَلِيْدًا وَّلَبِثْتَ فِيْنَا مِنْ عُمُرِكَ سِنِيْنَ ﴿۱۸﴾ۙ وَفَعَلْتَ فَعْلَتَكَ
الَّتِيْ فَعَلْتَ وَاَنْتَ مِنَ الْكٰفِرِيْنَ ﴿۱۹﴾ قَالَ فَعَلْتُهَآ اِذًا وَّاَنَا مِنَ الضَّآلِّيْنَ ﴿۲۰﴾ؕ
فَفَرَرْتُ مِنْكُمْ لَمَّا خِفْتُكُمْ فَوَهَبَ لِيْ رَبِّيْ حُكْمًا وَّجَعَلَنِيْ مِنَ الْمُرْسَلِيْنَ ﴿۲۱﴾
وَتِلْكَ نِعْمَةٌ تَمُنُّهَا عَلَيَّ اَنْ عَبَّدْتَّ بَنِيْٓ اِسْرَآءِيْلَ ﴿۲۲﴾ؕ قَالَ فِرْعَوْنُ وَمَا
رَبُّ الْعٰلَمِيْنَ ﴿۲۳﴾ؕ قَالَ رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا ؕ اِنْ كُنْتُمْ
مُّوْقِنِيْنَ ﴿۲۴﴾ قَالَ لِمَنْ حَوْلَهٗٓ اَلَا تَسْتَمِعُوْنَ ﴿۲۵﴾ قَالَ رَبُّكُمْ وَرَبُّ
اٰبَآئِكُمُ الْاَوَّلِيْنَ ﴿۲۶﴾ قَالَ اِنَّ رَسُوْلَكُمُ الَّذِيْٓ اُرْسِلَ اِلَيْكُمْ لَمَجْنُوْنٌ ﴿۲۷﴾ قَالَ
رَبُّ الْمَشْرِقِ وَالْمَغْرِبِ وَمَا بَيْنَهُمَا ؕ اِنْ كُنْتُمْ تَعْقِلُوْنَ ﴿۲۸﴾ قَالَ لَئِنِ
اتَّخَذْتَ اِلٰهًا غَيْرِيْ لَاَجْعَلَنَّكَ مِنَ الْمَسْجُوْنِيْنَ ﴿۲۹﴾ قَالَ اَوَلَوْ جِئْتُكَ
بِشَيْءٍ مُّبِيْنٍ ﴿۳۰﴾ۚ قَالَ فَاْتِ بِهٖٓ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿۳۱﴾ فَاَلْقٰى عَصَاهُ
فَاِذَا هِيَ ثُعْبَانٌ مُّبِيْنٌ ﴿۳۲﴾ۚۖ وَّنَزَعَ يَدَهٗ فَاِذَا هِيَ بَيْضَآءُ لِلنّٰظِرِيْنَ ﴿۳۳﴾ ع

## તરજુમો :

*અને જ્યારે તમારા પરવરદિગારે મૂસા (અલૈ.)ને પોકાર્યા કે જાઓ તે જાલિમ (ગુનેહગાર) કોમની પાસે ! (૧૦) ફિરઔનની કોમ પાસે, શું તેઓ ડરતા નથી ? (૧૧) કહ્યું, હે પરવરદિગાર ! હું ડરું છું કે મને જૂઠાડશે. (૧૨) અને મારો જીવ અટકી જાય છે અને મારી જીભ ચાલતી નથી, બસ હારૂન (અલૈ.)ને સંદેશ આપ. (૧૩) અને તેમને મારા ઉપર એક ગુનાહનો દા'વો છે બસ ડરું છું કે મને મારી નાંખે. (૧૪) કહ્યું, કદાપિ નહીં ! તમે બંને અમારી નિશાનીઓ લઈને જાઓ, અમે તમારી સાથે સાંભળીએ છીએ. (૧૫) બસ ફિરઔનની પાસે જાઓ અને કહો, અમે સમગ્ર સૃષ્ટિ (વિશ્વ)ના પરવરદિગારનો સંદેશ લઈને આવ્યા છે. (૧૬) એ કે અમારી સાથે બની ઈસ્રાઈલને મોકલી આપ. (૧૭) (ફિરઔન) બોલ્યો, શું અમે તને પોતાની અંદર પુત્રની જેમ નથી પાલવ્યો ? અને તું અમારામાં પોતાની ઉંમરમાંથી કેટલાય વર્ષ રહ્યો ! (૧૮) અને તું પોતાના તે કરતૂત કરી ગયો જે (ખૂન) કરી ગયો અને તું નગુણો છે. (૧૯) કહ્યું, હું તે કામ તો કરી બેઠો હતો અને હું ચૂકનારાઓમાંનો હતો. (૨૦) પછી હું તમારા (ત્યાં)થી નાસી ગયો જ્યારે તમારો ભય જોયો, પછી મને મારા પરવરદિગારે હુકમ બખ્શ્યો અને મને સંદેશ પહોંચાડનાર (રસૂલ) ઠરાવ્યો. (૨૧) અને શું તે અહેસાન છે જે તું મારા ઉપર ધરાવે છે કે તેં બની ઈસ્રાઈલને ગુલામ બનાવ્યા ?! (૨૨) ફિરઔન બોલ્યો, પરવરદિગારે આલમ (સમગ્ર વિશ્વના પાલનહાર)નો શું અર્થ છે ? (૨૩) કહ્યું, પરવરદિગાર આસમાન અને જમીનનો અને જે કંઈ તેના મધ્યે છે જો તમે યકીન (વિશ્વાસ) કરો. (૨૪) (ફિરઔને) પોતાની આજુબાજુવાળાઓને કહ્યું, શું તમે સાંભળતા નથી ? (૨૫) (મૂસા અલૈ.એ) કહ્યું, તમારો પરવરદિગાર અને તમારા આગલા બાપ દાદાઓનો પરવરદિગાર. (૨૬) (ફિરઔન) બોલ્યો, તમારો સંદેશ લાવનાર જે તમારા તરફ મોકલવામાં આવ્યો અવશ્ય પાગલ છે. (૨૭) (મૂસા અલૈ.એ) કહ્યું, પરવરદિગાર પૂર્વનો અને પશ્ચિમનો અને જે કંઈ તેના વચ્ચે છે જો તમે સમજ ધરાવતા હોય. (૨૮) (ફિરઔન) બોલ્યો, જો તેં મારા સિવાય કોઈ અન્ય મઅ્બૂદ ઠરાવ્યો તો અવશ્ય તને કેદમાં નાંખીશ. (૨૯) (મૂસા*

*અલૈ.એ) કહ્યું, અને જો તારી પાસે કોઈ ખોલી નાંખનારી વસ્તુ લઈને આવ્યો છું (તો) ! (૩૦) (ફિરઔન) બોલ્યો, તો તે વસ્તુ લાવ જો તું સાચું કહે છે ! (૩૧) પછી પોતાની લાઠી નાંખી દીધી; બસ તે જ વખતે તે ખુલ્લો અજગર (સાપ) બની ગયો. (૩૨) અને (પોતાના ગરેબાનની) અંદરથી પોતાનો હાથ કાઢયો, બસ તે જ સમયે તે જોનારાઓની સામે સફેદ (ચળકતો) હતો. (૩૩)*

## તફસીર :

અને (તે લોકોને અત્યારે એ કિસ્સાનું વર્ણન કરી આપો) જ્યારે તમારા પરવરદિગારે મૂસા (અલૈ.)ને પોકાર્યું (અને હુકમ આપ્યો) કે તમે તે જાલિમ લોકોની (એટલે કે ફિરઔનની કોમ) પાસે જાઓ (અને હે મૂસા અલૈ. ! જુઓ) શું આ લોકો (અમારા ક્રોધથી) ડરતા નથી ? (એટલે કે તેમની હાલત આશ્ચર્યજનક અને ઘણી તાજ્જુબ પમાડનારી છે એટલા માટે તેમના તરફ તમને મોકલવામાં આવે છે) તેમણે અરજ કરી કે હે મારા પરવરદિગાર ! (હું આ સેવા માટે હાજર છું પરંતુ આ સેવાની પૂર્ણતા માટે એક મદદગાર ઈચ્છું છું કારણ કે) મને એ અંદેશો છે કે તે મને (પોતાની પૂરી વાત કરતાં પહેલાં જ) જૂઠાડવા માંડે અને (સ્વાભાવિક રીતે એવા સમયે) મારું દિલ તંગ થવા લાગે છે અને મારી જીભ (સારી રીતે) નથી ચાલતી એટલા માટે હારૂનની પાસે (પણ વહી) મોકલી આપો (અને તેમને નુબુવ્વત અર્પણ કરો કે મને જૂઠાડવામાં આવે તો તે સમર્થન કરવા લાગે જેથી દિલ તંગ ન થાય અને જીભ ચાલતી રહે અને જો મારી જીભ કોઈ વખતે બંધ થઈ જાય તો તેઓ બોલવા લાગે અને આ હેતુ એમ પણ હારૂન અલૈ.ને નુબુવ્વત અર્પણ કર્યા વિના જ સાથે રાખવાથી પ્રાપ્ત થઈ શકતો હતો પરંતુ નુબુવ્વત અર્પણ કરવામાં ઔર વધારે વિશિષ્ટતા અને કારણો પૂરા થયા) અને (એક બાબત એ પણ વિનંતીપાત્ર છે કે) મારા માથે તે લોકોનો એક ગુનોહ પણ છે (કે મારા હાથે એક કિબતીની હત્યા થઈ હતી જેનો કિસ્સો સૂરએ કસસમાં આવશે) બસ (એટલા માટે) મને (એક) એ સંદેહ છે કે તે લોકો મને (રિસાલતની તબ્લીગ પહેલાં જ) કતલ કરી નાંખે (ત્યારે પણ તબ્લીગ કરી શકીશ નહીં તો તેની પણ કોઈ યુક્તિ અને તદ્‌બીર કરી આપો) ઈરશાદ થયો કે શું મજાલ છે (જે એવું કરી શકે અને અમે હારૂન અલૈ.ને પણ પયગમ્બરી આપી

હવે, તબ્લીગના બંને અવરોધો દૂર થઈ ગયા) બસ, (હવે) તમે બંને મારા હુકમો લઈને જાઓ (કે હારૂન અલૈ. પણ નબી થઈ ગયા અને) અમે (મદદ અને સહાયતા માટે) તમારી સાથે છે (અને જે વાતચીત તમારી અને તે લોકોની થશે તેને) સાંભળીએ છીએ, બસ તમે બંને ફિરઔનની પાસે જાઓ અને (તેને) કહો કે અમે રબ્બુલ આલમીનના મોકલેલા છે (અને તવહીદ તરફ દા'વતની સાથે આ હુકમ પણ લાવ્યા છે) કે તું બની ઈસ્રાઈલને (પોતાના બગાડ અને જુલમથી મુક્તિ આપીને તેમના અસલી વતન શા'મ તરફ) અમારી સાથે જવા દે. (ખુલાસો આ દા'વતનો હુકૂકુલ્લાહ અને હુકૂકુલ ઈબાદમાં જુલમ અને અત્યાચારને છોડવાનો છે એટલા માટે આ બંને ત્યાં ગયા અને ફિરઔનને બધા વિષયો કહી સંભળાવ્યા) ફિરઔને (આ બધી વાતો સાંભળીને પ્રથમ મૂસા અલૈ. તરફ તેમને ઓળખીને ધ્યાન કેન્દ્રિત કર્યું અને) કહ્યું કે (અચ્છા ! તમે છો !) શું અમે તમને બાળપણમાં પાલવ્યા નથી ? શું તમે પોતાની (તે) જિંદગીના વર્ષો અમારામાં રહ્યા સહ્યા અને તમે પોતાની તે હરકત પણ કરી હતી જે કરી હતી (એટલે કે કિબતીની હત્યા કરી હતી) અને તમે ઘણા નગુણા છો (કે મારું ખાધું અને મારા જ વ્યક્તિની હત્યા કરી અને પછી મને પોતાના તા'બે બનાવવા માટે આવ્યા છો ? કરવું તો એવું જોઈતું હતું કે તમારે મારી સામે દબાઈને રહેવું જોઈએ) મૂસા (અલૈ.)એ જવાબ આપ્યો કે (વાસ્તવમાં) તે સમયે તે હરકત હું કરી બેઠો હતો અને મારાથી ચૂક થઈ ગઈ હતી (એટલે કે મેં જાણીબૂઝીને હત્યા નથી કરી, તેના અત્યાચારી પગલાંથી તેને અટકાવવાનો હેતુ હતો અને સંજોગોવસાત્ તે મરી ગયો) પછી જ્યારે મને ડર લાગ્યો તો હું તમારા ત્યાંથી ફરાર થઈ ગયો પછી મને મારા પરવરદિગારે સદ્બુદ્ધિ અર્પણ કરી અને મને પયગમ્બરોમાં સામેલ કરી દીધો (અને તે સદ્બુદ્ધિ આ જ નુબુવ્વતના લક્ષણોમાંથી છે, જવાબનો ખુલાસો એ છે કે હું પયગમ્બર તરીકેની હેસિયતથી આવ્યો છું જેમાં દબાવવાનું કોઈ કારણ નથી અને પયગમ્બરીમાં આ ચૂકથી કતલ થયેલ ઘટનાનો નકાર નથી, કારણ કે આ હત્યા શરતચૂકથી થઈ હતી જે નુબુવ્વતની ક્ષમતા અને સલાહિયતનો અવરોધ નથી, આ તો હત્યાના વાંધાનો જવાબ છે) અને (રહ્યું અહેસાન જતાવવા અને પાલવવાની વાત તો બસ) તે એ નેઅ્મત છે જેનું તું મારા ઉપર અહેસાન ધરાવે છે કે તેં બની ઈસ્રાઈલને સખત અપમાન (અને અત્યાચાર)માં નાંખી રાખી હતી

(કે તેમના પુત્રોને કતલ કરી નાંખતો હતો જેનાથી ડરના માર્યા પેટીમાં મૂકીને મને નદીમાં વહાવી દેવામાં આવ્યો અને હું તારા હાથે ચઢી ગયો અને તારા ભરણ પોષણમાં રહ્યો તો આ પાલવણીનું મૂળ કારણ તો તારો અત્યાચાર જ છે તો આવા પાલન પોષણનું શું અહેસાન જતાવે છે ? બલકે તેનાથી તો તારે પોતાની અણછાજતી હરકતોને યાદ કરીને શરમાવું જોઈએ) ફિરઔન (આ વાત ઉપર જવાબવિહોણો થઈ ગયો અને વાતચીતનો વિષય બદલીને) કહેવા લાગ્યો કે (જેને તમે) રબ્બુલ આલમીન (સમગ્ર વિશ્વનો પરવરદિગાર કહો છો, لِقَوْلِہٖ تَعَالٰی إِنَّا رَسُوْلُ رَبِّ الْعَالَمِيْنَ તે)ની બાબત (અને હકીકત) શું છે ? મૂસા (અલૈ.)એ જવાબ આપ્યો કે તે પરવરદિગાર છે આસમાનો અને જમીનનો અને જે કંઈ (મખ્લૂક) તેના દરમિયાનમાં છે તે (બધા)નો જો તમારે યકીન (પ્રાપ્ત) કરવું હોય (તો આટલું જાણવું બસ છે, મતલબ એ કે તેની હકીકતની વાસ્તવિકતા સુધી મનુષ્ય નથી પહોંચી શકતો એટલા માટે જ્યારે તેનો સવાલ થશે તો તેનો જવાબ તેની સિફતો અને ગુણ લક્ષણો દ્વારા જ મળશે), ફિરઔને પોતાની આજુબાજુવાળાઓ (જે ત્યાં બેઠા હતા તેઓ)ને કહ્યું કે તમે લોકો (કંઈ) સાંભળો છો ? (કે સવાલ કંઈ અને જવાબ કંઈ) મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે તે પરવરદિગાર છે તારો અને તારા આગલા વડવાઓનો (આ જવાબમાં પ્રસ્તુત અર્થની પુનરાવર્તિત તાકીદ છે પરંતુ) ફિરઔન (ન સમજ્યો અને) કહેવા લાગ્યો, આ તમારા રસૂલ જે (પોતાની જાતે) તમારા તરફ રસૂલ થઈને આવ્યા છે; પાગલ (લાગે) છે. મૂસા (અલૈ.)એ કહ્યું કે તે પરવરદિગાર છે પૂર્વ અને પશ્ચિમનો અને જે કંઈ તેની વચ્ચે છે તેનો પણ; જો તમને અક્કલ હોય. (તો તેનાથી જ માની લો) ફિરઔન (અંતે મજબૂર થઈને) કહેવા લાગ્યો કે જો તમે મારા સિવાય કોઈ અન્ય મઅ્બૂદ ઠરાવશો તો તમને જેલખાનામાં મોકલી આપીશ. મૂસા (અલૈ.)એ કહ્યું, જો હું કોઈ ખુલ્લી નિશાની રજુ કરું તો પણ (નહીં માનો) ? ફિરઔને કહ્યું, સારું ! તો તે દલીલ રજુ કરો જો તમે સાચા છો તો મૂસા (અલૈ.)એ પોતાની લાઠી નાંખી દીધી તો અચાનક એક ખુલ્લો અજગર બની ગયો (અને બીજો મોઅ્જિઝો બતાવવા માટે) પોતાનો હાથ (ગરેબાનમાં નાંખીને) બહાર કાઢયો તો તે અચાનક બધા જોનારાઓની રૂબરૂ ઘણો જ ચમકદાર થઈ ગયો (કે તેને પણ બધાએ પોતાની ખુલ્લી નજરે જોયો).

## મસ્અલા અને બોધપાઠ :

### આજ્ઞાપાલનમાં સહાયક અને સામાનની માંગણી એ બહાનાબાજી નથીઃ

قَالَ رَبِّ اِنِّیٓ اَخَافُ اَنۡ یُّکَذِّبُوۡنِ ؕ وَیَضِیۡقُ صَدۡرِیۡ وَلَا یَنۡطَلِقُ لِسَانِیۡ فَاَرۡسِلۡ اِلٰی

هٰرُوۡنَ ۝ وَلَهُمۡ عَلَیَّ ذَنۡۢبٌ فَاَخَافُ اَنۡ یَّقۡتُلُوۡنِ ۝

આ આયતોથી સાબિત થયું કે કોઈ હુકમની બજવણીમાં અમુક એવી વસ્તુઓની દરખાસ્ત કરવી જે હુકમને પૂર્ણ કરવામાં સહાયક સાબિત થાય તે કોઈ બહાનાબાજી નથી બલકે જાઈઝ છે, જેમકે હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહનો હુકમ મેળવીને તેની બજવણીને સરળ અને લાભદાયક બનાવવા માટે અલ્લાહ તબારક વ તઆલાથી દરખાસ્ત કરી એટલા માટે તેનાથી એ પરિણામ કાઢવું ખોટું છે કે હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહના હુકમનો કોઈ જાતનું મોડું કર્યા વિના શા માટે તરત જ સ્વીકાર ન કરી લીધો અને આટલો વિલંબ કેમ કર્યો ? કારણ કે હઝરત મૂસા (અલૈ.)એ જે કંઈ પણ કર્યું તે હુકમની બજવણીના સંદર્ભમાં જ કર્યું.

### હઝરત મૂસા (અલૈ.)ના સંદર્ભમાં શબ્દ ضَلَالْ નો ભાવાર્થ :

قَالَ فَعَلۡتُهَآ اِذًا وَّاَنَا مِنَ الضَّآلِّیۡنَ ફિરઔનના આ પ્રશ્ન ઉપર કે હે મૂસા (અલૈ.) ! તમે એક કિબતીની હત્યા કરી હતી. હઝરત મૂસા (અલૈ.)એ જવાબમાં કહ્યું કે, હા ! મારાથી હત્યા અવશ્ય થઈ ગઈ હતી પરંતુ તે જાણીબૂઝીને કરેલી ઈરાદાપૂર્વકની હત્યા ન હતી બલકે એક કિબતીને તેની ભૂલ ઉપર ચેતવણી આપવા માટે એક મુક્કો માર્યો હતો જેના કારણે તે મરી ગયો. ખુલાસો એ કે નુબુવ્વતનો નકાર જાણીબૂઝીને કરેલ હત્યા છે અને વિનાઈરાદે શરતચૂકથી થયેલ હત્યા તે નુબુવ્વતનો અવરોધ નથી. ખુલાસો એ છે કે અત્રે ضَلَالْ નો અર્થ "બેખબરી" છે અને તેનો ભાવાર્થ કિબતીની ઈરાદા વિના હત્યા થઈ જવી છે. આ અર્થનું સમર્થન હઝરત કતાદહ (રહ.) અને ઈબ્ને ઝૈદ (રહ.)ની રિવાયતોથી પણ થાય છે કે વાસ્તવમાં અરબીમાં ضَلَالْ ના ઘણા અર્થો થાય છે અને દરેક સ્થળે તેનો અર્થ ગુમરાહી નથી થતો, અત્રે પણ તેનો તરજુમો ગુમરાહ કરવું દુરુસ્ત નથી.

**અલ્લાહ તબારક વ તઆલાની જાત અને હકીકતનું જ્ઞાન મનુષ્ય માટે અશક્ય છે :**

قَالَ فِرْعَوْنُ وَمَا رَبُّ الْعٰلَمِيْنَ આ આયતથી સાબિત થાય છે કે અલ્લાહ તઆલાની જાત અને હકીકતને જાણવી શક્ય નથી, કારણ કે ફિરઔનનો પ્રશ્ન અલ્લાહની હકીકત અને તેની હસ્તી વિશે હતો. હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહની હસ્તીના બદલે અલ્લાહ તઆલાના ગુણ લક્ષણો અને તેની સિફતો વર્ણન કરી જેનાથી ઈશારો ફરમાવ્યો કે અલ્લાહ તઆલાની જાત અને હકીકતની પહોંચ મનુષ્ય માટે અશક્ય છે એટલા માટે એવો પ્રશ્ન કરવો જ અસ્થાને છે.

*(કઝા ફિર્રૂહ)*

اَنْ اَرْسِلْ مَعَنَا بَنِىٓ اِسْرَآءِ يْلَ બની ઈસ્રાઈલ શામ દેશના નિવાસીઓ હતા, ત્યાં જવા ઈચ્છતા હતા તો ફિરઔન જવા દેતો ન હતો. એ જ પ્રમાણે ચારસો વર્ષથી તેઓ ફિરઔની સત્તાની કેદમાં ગુલામીની જિંદગી ગુઝારી રહ્યા હતા, તેમની સંખ્યા તે વખતે છ લાખ ત્રીસ હજાર હતી. હઝરત મૂસા (અલૈ.)ને અલ્લાહે સત્યનો સંદેશ પહોંચાડવાની સાથે જ બની ઈસ્રાઈલ ઉપર તેણે જે અત્યાચાર કરી રાખ્યો હતો તેનાથી પાછા વળવાની અને તેમને મુક્ત કરવાની હિદાયત કરી. *(કુર્તુબી)*

**પયગમ્બરી મુનાજરા (Debate)નો એક નમૂનો અને તેનો અસરકારક શિષ્ટાચાર :**

બે ભિન્ન વિચારધારા ધરાવતા વ્યક્તિઓ અને સમૂહોમાં માન્યતાઓ સંબંધી ચર્ચા અને દલીલબાજી જેને પરિભાષામાં મુનાજરો (Debate) કહેવામાં આવે છે પ્રાચીન સમયથી અસ્તિત્વમાં છે પરંતુ સામાન્ય રીતે મુનાજરો એક હાર જીતનો ખેલ બનીને રહી ગયો છે, લોકોની નજરોમાં મુનાજરાનો હેતુ અટલો જ છે કે પોતાની વાત ઊંચી થઈ જાય, ભલે તેની ભૂલ તેને પોતે પણ જણાઈ ચૂકી હોય તેને સાચી અને મજબૂત સાબિત કરવા માટે દલીલો અને બુદ્ધિનું બધું જોર ખર્ચી નાંખવામાં આવે છે, એ જ પ્રમાણે વિરોધીઓની કોઈ વાત સાચી અને ખરી પણ હોય તો પણ જીદના કારણે તેના રદિયા માટે સંપૂર્ણ શક્તિ ખર્ચ કરવામાં આવે છે, ઈસ્લામે આ કાર્યમાં ખાસ મધ્યમ માર્ગ પેદા કર્યો છે, તેના સિદ્ધાંતો,

કાયદાઓ અને તેની મર્યાદાઓ નક્કી કરીને તેને એક ફાયદાકારક અસરકારક પ્રચારનું માધ્યમ અને સુધારણાનું હથિયાર બનાવ્યો છે.

પ્રસ્તુત આયતોમાં તેનો એક ટૂંકો નમૂનો જોવા મળે છે. હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન (અલૈ.)એ જ્યારે ફિરઔન જેવા અત્યાચારી અને ખુદાઈનો દા'વો કરનારને તેના દરબારમાં સત્યની દા'વત પહોંચાડી તો તેણે વિરોધી બહસ અને દલીલબાજીની શરૂઆત પ્રથમ બે એવી વાતો દ્વારા કરી જેનો સંબંધ હઝરત મૂસા (અલૈ.)ની જાત સાથે હતો, જેમકે હોશિયાર વિરોધી સામાન્ય રીતે જ્યારે મૂળ વાતનો જવાબ આપવા માટે શક્તિ ધરાવતો નથી હોતો તો સંબોધન કરનારની વ્યક્તિગત કમજોરીઓ શોધીને તેને વર્ણન કર્યા કરે છે જેથી તે કંઈક શરમાઈ જાય અને લોકોમાં તેનો પ્રભાવ ઓછો થાય, અત્રે પણ ફિરઔને બે વાતો કહી, પ્રથમ તો એ કે તમે અમારા પાલન પોષણમાં અને અમારા ઘરમાં રહીને જુવાન થયા છો, અમે તમારા ઉપર અહેસાનો કર્યા છે, તમારી શું મજાલ છે કે અમારી સામે બોલો ? બીજી વાત એ કહી કે તમે એક કિબતી વ્યક્તિને વિના કારણે મારી નાંખ્યો છે જે અત્યાચાર ઉપરાંત સત્યને ન ઓળખવું તથા નગુણાપણું પણ છે કે જે કોમમાં ભરણ પોષણ પામ્યા અને યુવાન થયા તેમના જ વ્યક્તિની હત્યા કરી નાંખી ! તેના મુકાબલામાં હઝરત મૂસા (અલૈ.)એ પયગમ્બરી જવાબ આપ્યો તે જુઓ કે પ્રથમ તો જવાબમાં સવાલના ક્રમને બદલી નાંખ્યો, એટલે કે કિબતીના કતલનો કિસ્સો જે ફિરઔને પાછળથી વર્ણન કર્યો હતો તેનો જવાબ પહેલો આપ્યો અને ઘરમાં પાલન પોષણ પામવાનો તથા અહેસાનનો ઉલ્લેખ પ્રથમ થયો હતો તેનો જવાબ પાછળથી આપ્યો. આ ક્રમ બદલવામાં હિકમત એ જણાય છે કે કિબતીની ઘટનામાં પોતાની એક કમજોરી અવશ્ય પ્રગટ થતી હતી. આજકાલના મુનાજરાઓની પદ્ધતિ ઉપર તો આવી વસ્તુના વર્ણનને જ વધારે મહત્ત્વ આપવામાં આવે છે અને અન્ય વાતો તરફ ધ્યાન ફેરવવાનો પ્રયત્ન કરવામાં આવે છે પરંતુ અલ્લાહ તઆલાના રસૂલે તે જ જવાબને પ્રાથમિકતા આપી અને જવાબ પણ કમજોરીનો સ્વીકાર કરીને આપ્યો અને એ બાબતની બિલકુલ પરવા ન કરી કે વિરોધી લોકો કહેશે કે તેમણે પોતાની ભૂલનો સ્વીકાર કરીને હાર માની લીધી.

હઝરત મૂસા (અલૈ.)એ તેના જવાબમાં એ બાબતનો તો સ્વીકાર કરી લીધો કે આ કતલ કરવામાં મારાથી શરતચૂક થઈ ગઈ પરંતુ સાથે જ એ હકીકતને પણ સ્પષ્ટ કરી આપી કે આ ચૂક જાણીબૂઝીને કરી ન હતી, એક સાચો પ્રયત્ન હતો જે અચાનક ખોટા પરિણામ ઉપર પહોંચી ગયો કે મકસદ તો કિબતીને ઈસ્રાઈલી વ્યક્તિ ઉપર અત્યાચાર કરવાથી રોકવાનો હતો, આ જ ઈરાદાથી તેને એક મુક્કો માર્યો હતો, અચાનક તે તેનાથી મરી ગયો એટલા માટે આ પ્રવૃત્તિ ચૂક હોવા છતાં અમારા મૂળ મા'મલા એટલે કે નુબુવ્વતના દા'વા અને તેની સચ્ચાઈ ઉપર કોઈ પ્રભાવ પાડતો નથી, મને આ ચૂક ઉપર ભય લાગ્યો અને કાનૂની પકડના ડરે શહેરથી નીકળી ગયો. અલ્લાહ તઆલાએ ફરી મહેરબાની કરી અને નુબુવ્વત તથા રિસાલતથી માલામાલ કર્યો.

વિચાર કરો કે આ સમયે દુશ્મનના મુકાબલામાં હઝરત મૂસા (અલૈ.)નો સીધો સાફ જવાબ એ હતો કે માર્યા ગયેલ કિબતીને વાજિબુલ કત્લ (મારવાપાત્ર) સાબિત કર્યો હોત, તેના ઉપર એવા આરોપો લગાવ્યા હોત જેનાથી તેનું વાજિબુલ કત્લ હોવું સાબિત થતું હોત, કોઈ બીજો વ્યક્તિ જુઠાડનાર પણ ત્યાં ઉપસ્થિત ન હતો કે જેના રદિયાનો સંદેહ હોત અને આ સ્થળે હઝરત મૂસા (અલૈ.) સિવાય કોઈ બીજો વ્યક્તિ હોત તો તેનો જવાબ એ સિવાય કંઈ ન હોત પરંતુ અહીંયાં તો અલ્લાહ તઆલાના એક મહાન ઈચ્છાશક્તિ ધરાવનાર સાચા રસૂલ હતા જે સત્યની હકીકતની જાહેરાતને પોતાની જીત સમજતા હતા, દુશ્મનના ભર્યા દરબારમાં પોતાની ભૂલચૂકનો સ્વીકાર પણ કરી લીધો અને તેના કારણે નુબુવ્વત અને રિસાલત ઉપર જે શંકા થઈ શકતી હતી તેનો જવાબ પણ આપી દીધો, ત્યારબાદ પ્રથમ વાત એટલે કે ઘરમાં પાલન પોષણ કરવાનું અહેસાન જતાવવાના જવાબ તરફ ધ્યાન આપ્યું તો તેના આ દેખીતા અહેસાનને મૂળ હકીકત તરફ વાળીને તેને વિચારવા મજબૂર કરી દીધો કે જરા વિચારો, હું ક્યાં અને ફિરઔનનો દરબાર ક્યાં ? મારું પાલન પોષણ તમારા ઘરમાં થવાના કારણ ઉપર વિચાર કરો તો એની હકીકત ખુલી જશે કે તમે જે સમગ્ર બની ઈસ્રાઈલ કોમ ઉપર માનવતા વિરુદ્ધ જુલમ અને અત્યાચારનો પહાડ તોડી રહ્યા હતા કે તેમના બેગુનાહ નિર્દોષ પુત્રોને કતલ કરી નાંખતા હતા, દેખીતી રીતે તો તમારા આ અત્યાચાર અને જુલમથી બચવા માટે મારી વાલિદહે મને નદીમાં વહાવી

દીધો અને તમે અચાનક સંજોગોવસાત્ મારી પેટી નદીમાંથી કાઢીને ઘરમાં રાખી લીધી અને વાસ્તવમાં આ અલ્લાહ તઆલાની હિકમતભરી વ્યવસ્થા અને તમારા જુલમોસિતમ્ની ગય્બી સજા હતી કે જે બાળકના ભયથી બચવા માટે તમે હજારો બાળકોની હત્યા કરી નાંખી હતી કુદરતે તે જ બાળકને તમારા જ હાથે પાલન પોષણ અપાવ્યું. હવે વિચારો કે આ મારું પાલન પોષણ કરવામાં તમારું શું અહેસાન હતું ? આ જ તે પયગમ્બરી શૈલીના જવાબનો તે અસર તો સ્વાભાવિક અને બૌદ્ધિક રીતે બધા જ હાજરજનો ઉપર થવો આવશ્યક હતો કે આ બુઝુર્ગ કોઈ વાત ઘડી કાઢનારા નથી, સત્ય સિવાય કશું જ નથી કહેતા. ત્યારબાદ જ્યારે મોઅ્જિઝાઓ જોયા તો તેઓ સામે ઔર વધારે તેમની સચ્ચાઈ જાહેર થઈ ગઈ અને ભલે સ્વીકાર ન કર્યો પરંતુ એટલા બધા પ્રભાવિત થઈ ગયા કે માત્ર આ બે વ્યક્તિઓ જેમની આગળ પાછળ કોઈ ત્રીજો સહાયક પણ ન હતો, સમગ્ર દરબાર તેનો, દેશ તેનો, પરંતુ એ ભય અને ડર છવાય ગયો કે આ બે વ્યક્તિઓ ક્યાંક અમને પોતાના આ દેશ અને રાજ્યમાંથી કાઢી મૂકશે.

આ હોય છે અલ્લાહનો આપેલો રુઆબ, સચ્ચાઈ તથા હક્ક અને સચ્ચાઈનો પ્રભાવ ! અંબિયા (અલૈ.)ના મુનાજરા અને દલીલબાજીઓ પણ સાચી અને ખરી તથા જેને સંબોધન કરવામાં આવે છે તેની ભલાઈની ભાવનાઓથી ભરપૂર હોય છે, તે જ દિલોમાં ઘર કરી જાય છે અને મોટા મોટા બળવાખોરોને પિગળાવી દે છે.

—————————

## આયતો : (સૂરએ શુઅ્રા : આયત નં. ૩૪ થી ૫૧)

قَالَ لِلْمَلَاِ حَوْلَهٗۤ اِنَّ هٰذَا لَسٰحِرٌ عَلِيْمٌ ﴿٣٤﴾ يُّرِيْدُ اَنْ يُّخْرِجَكُمْ مِّنْ اَرْضِكُمْ
بِسِحْرِهٖ ۖ فَمَاذَا تَاْمُرُوْنَ ﴿٣٥﴾ قَالُوْۤا اَرْجِهْ وَاَخَاهُ وَابْعَثْ فِى الْمَدَآئِنِ حٰشِرِيْنَ ﴿٣٦﴾
يَاْتُوْكَ بِكُلِّ سَحَّارٍ عَلِيْمٍ ﴿٣٧﴾ فَجُمِعَ السَّحَرَةُ لِمِيْقَاتِ يَوْمٍ مَّعْلُوْمٍ ﴿٣٨﴾ وَّقِيْلَ
لِلنَّاسِ هَلْ اَنْتُمْ مُّجْتَمِعُوْنَ ﴿٣٩﴾ لَعَلَّنَا نَتَّبِعُ السَّحَرَةَ اِنْ كَانُوْا هُمُ الْغٰلِبِيْنَ ﴿٤٠﴾

فَلَمَّا جَآءَ السَّحَرَةُ قَالُوْا لِفِرْعَوْنَ اَئِنَّ لَنَا لَاَجْرًا اِنْ كُنَّا نَحْنُ الْغٰلِبِيْنَ ﴿۴۱﴾
قَالَ نَعَمْ وَاِنَّكُمْ اِذًا لَّمِنَ الْمُقَرَّبِيْنَ ﴿۴۲﴾ قَالَ لَهُمْ مُّوْسٰۤى اَلْقُوْا مَاۤ اَنْتُمْ
مُّلْقُوْنَ ﴿۴۳﴾ فَاَلْقَوْا حِبَالَهُمْ وَعِصِيَّهُمْ وَقَالُوْا بِعِزَّةِ فِرْعَوْنَ اِنَّا لَنَحْنُ
الْغٰلِبُوْنَ ﴿۴۴﴾ فَاَلْقٰى مُوْسٰى عَصَاهُ فَاِذَا هِىَ تَلْقَفُ مَا يَاْفِكُوْنَ ﴿۴۵﴾ فَاُلْقِىَ السَّحَرَةُ
سٰجِدِيْنَ ﴿۴۶﴾ قَالُوْۤا اٰمَنَّا بِرَبِّ الْعٰلَمِيْنَ ﴿۴۷﴾ رَبِّ مُوْسٰى وَهٰرُوْنَ ﴿۴۸﴾ قَالَ اٰمَنْتُمْ لَهٗ
قَبْلَ اَنْ اٰذَنَ لَكُمْ ۚ اِنَّهٗ لَكَبِيْرُكُمُ الَّذِىْ عَلَّمَكُمُ السِّحْرَ ۚ فَلَسَوْفَ تَعْلَمُوْنَ ۬ۚ
لَاُقَطِّعَنَّ اَيْدِيَكُمْ وَاَرْجُلَكُمْ مِّنْ خِلَافٍ وَّلَاُصَلِّبَنَّكُمْ اَجْمَعِيْنَ ﴿۴۹﴾ قَالُوْا
لَا ضَيْرَ ۫ اِنَّاۤ اِلٰى رَبِّنَا مُنْقَلِبُوْنَ ﴿۵۰﴾ اِنَّا نَطْمَعُ اَنْ يَّغْفِرَ لَنَا رَبُّنَا خَطٰيٰنَاۤ اَنْ
ع ۱۸ كُنَّاۤ اَوَّلَ الْمُؤْمِنِيْنَ ﴿۵۱﴾

## તરજુમો :

*(ફિરઔને) પોતાની આજુબાજુના સરદારોને કહ્યું, આ તો કોઈ જાણકાર જાદૂગર લાગે છે. (૩૪) એવું ઈચ્છે છે કે તમને તમારા પ્રદેશમાંથી જાદૂના જોરે કાઢી મૂકે, બસ હવે શું હુકમ (સલાહ) આપો છો ? (૩૫) તેઓ બોલ્યા, તેને અને તેના ભાઈને ઢીલ આપો અને શહેરોમાં એકઠા કરનારા મોકલી આપો. (૩૬) (કે) તારી પાસે તેઓ મોટા જાણકાર જાદૂગર લઈ આવે. (૩૭) પછી એક નિશ્ચિત દિવસના વાયદા ઉપર જાદૂગરો એકઠા કર્યા. (૩૮) અને લોકોને કહી આપ્યું, શું તમે પણ એકઠા થશો ? (૩૯) કદાચ અમે પણ જાદૂગરોનો માર્ગ સ્વીકાર કરી લઈએ જો તેમનો વિજય થાય. (૪૦) પછી જ્યારે જાદૂગર આવ્યા ફિરઔનને કહેવા લાગ્યા, વારું અમારો પણ કંઈક હક છે જો અમને વિજય મળે. (૪૧) (ફિરઔન) બોલ્યો, અલબત્ત અને નિઃશંક તમે તે સમયે માનીતાઓમાંથી હશો. (૪૨) તેમને મૂસા (અલૈ.)એ કહ્યું, નાંખો જે તમે નાંખો છો. (૪૩) પછી તેમણે પોતાના દોરડાંઓ અને લાઠીઓ નાંખી અને બોલ્યા ફિરઔનના ઈકબાલ*

*(ભવ્યતા)ની કસમ ! જીત અમારી જ છે. (૪૪) પછી મૂસા (અલૈ.)એ પોતાની લાઠી નાંખી, પછી તે જ સમયે જે કંઈ તેમણે બનાવ્યું હતું (માયાજાળ રચી હતી) તેને ગળવા લાગ્યો. (૪૫) પછી જાદૂગરો સિજ્દહમાં ઝૂકી પડયા. (૪૬) બોલ્યા, અમે કુલ વિશ્વના પરવરદિગારને માની લીધો. (૪૭) જે મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)નો પરવરદિગાર છે. (૪૮) (ફિરઔન) બોલ્યો, તમે તેને માની લીધો ! હજુ મેં તમને હુકમ નથી આપ્યો, ચોક્કસ તે તમારો મોટો છે જેણે તમને જાદૂ શિખવાડયો છે; બસ હવે જાણી લેશો; અવશ્ય તમારા હાથ કાપીશ અને બીજી તરફના પગ અને તમને બધાને શૂળી ઉપર ચઢાવી દઈશ. (૪૯) (જાદૂગરો) બોલ્યા, કંઈ ડર નથી; અમારે પોતાના પરવરદિગાર તરફ પાછા જવાનું છે. (૫૦) અમે ઈચ્છા રાખીએ છીએ કે અમારો પરવરદિગાર અમને અમારી ભૂલો મા'ફ કરી આપે એ માટે કે અમે પ્રથમ કબૂલ કરનારા થયા. (૫૧)*

## તફસીર :

(જ્યારે હઝરત મૂસા અલૈ.ના આ મોઅ્જિઝા જાહેર થયા તો) ફિરઔને દરબારીઓને જે તેની આસપાસ (બેઠા) હતા કહ્યું કે એમાં કોઈ શંકા નથી કે આ ઘણો નિષ્ણાત જાદૂગર છે, તેનો (મૂળ) હેતુ એ છે કે પોતાના જાદૂ(ના બળ)થી (પોતે રઈસ આગેવાન થઈ જાય અને) તમને તમારી ભૂમિમાંથી બહાર કાઢી મૂકે (જેથી વિના સંઘર્ષે પારકાઓ ઉપર પોતાની કોમને લઈને રાજ્ય કરે) બસ, તમે લોકો શું સલાહ આપો છો ? દરબારીઓએ કહ્યું કે તમે તેમને અને તેમના ભાઈને (થોડી) મહોલત આપો અને (પોતાના પ્રદેશની હદોના) શહેરોમાં (ઢંઢેરો પીટનારાઓને એટલે કે) નોકરોને (હુકમ આપીને) મોકલી આપો કે તેઓ (બધા શહેરોમાંથી) બધા નિષ્ણાત જાદૂગરોને (ભેગા કરીને) તમારી પાસે લાવી હાજર કરી આપે, મતલબ કે તે જાદૂગર એક નિશ્ચિત દિવસે ખાસ સમયે એકઠા કરવામાં આવ્યા (નિશ્ચિત દિવસથી ભાવાર્થ તેમના ઉત્સવનો દિવસ છે અને ખાસ સમયનો ભાવાર્થ મધ્યાહ્ન પહેલાંનો સમય છે જેમાં ચાસ્તની નમાઝ પઢવામાં આવે છે, જેમકે સૂરએ તા–હાની શરૂઆતના ત્રીજા રુકૂઅ્માં પ્રસ્તુત છે એટલે કે તે સમય સુધીમાં બધા લોકો ભેગા કરી દેવામાં આવ્યા અને ફિરઔનને ભેગા થવાની સૂચના આપવામાં આવી) અને (ફિરઔન તરફથી જાહેર એ'લાન સ્વરૂપે)

લોકોને એ જાહેરાત આપવામાં આવી કે તમે લોકો (ફલાણા સ્થળે ઘટના જોવા માટે) એકઠા થજો (એટલે કે ભેગા થઈ જાઓ) જેથી જો જાદૂગર જીત પ્રાપ્ત કરે (જેમકે ચોક્કસ ધારણા છે) તો અમે તેમના માર્ગ ઉપર રહીએ (એટલે કે તે જ માર્ગ જેના ઉપર ફિરઔન હતો અને બીજાઓને પણ તેના ઉપર રાખવા ઈચ્છતો હતો, મતલબ એ કે એકઠા થઈને જુઓ, આશા છે કે જાદૂગરો જીત મેળવશે તો અમારા લોકોનો તરીકો સત્ય હોવાની દલીલ સાબિત થઈ જશે), પછી જ્યારે તે જાદૂગર (ફિરઔનની સામે) આવ્યા તો ફિરઔનને કહેવા લાગ્યા કે જો (મૂસા અલૈ. ઉપર) અમે જીતી ગયા તો અમને શું કોઈ મોટો બદલો (અને ઈનામ) મળશે ? ફિરઔને કહ્યું, હા ! (આર્થિક ઈનામ પણ મોટું મળશે) અને (વધારામાં એ કે) તમે એ સ્વરૂપમાં (અમારા) માનીતા લોકોમાં સામેલ થઈ જશો, (મતલબ કે વાતચીત પછી નિશ્ચિત સ્થળે મુકાબલા માટે આવ્યા અને બીજી બાજુ હઝરત મૂસા અલૈ. પણ મુકાબલા માટે આવ્યા અને મુકાબલો શરૂ થયો તથા જાદૂગરે હઝરત મૂસા અલૈ.ને વિનંતી કરી કે તમે પોતાની લાઠી પ્રથમ નાંખશો અથવા અમે નાંખીએ ?) મૂસા (અલૈ.)એ તેમને કહ્યું કે તમને જે કંઈ નાંખવાનું (મંજૂર) હોય (મેદાનમાં) નાંખી દો, બસ તેમણે પોતાના દોરડાંઓ અને લાઠીઓ નાંખી (જે જાદૂના અસરથી સાપ જણાવા લાગી હતી) અને કહેવા લાગ્યા કે ફિરઔનના નસીબની કસમ ! બેશક અમે જ જીતવાના છે, પછી મૂસા (અલૈ.)એ (અલ્લાહ તઆલાના હુકમથી) પોતાની લાઠી નાંખતાની સાથે જ (અજગર બનીને) તેમના બધા બનાવેલા ધંધાને ગળવાનું શરૂ કર્યું, બસ (આ જોઈને) જાદૂગર (એવા પ્રભાવિત થયા કે) બધા સિજ્દહમાં પડી ગયા (અને પોકારી પોકારીને) કહેવા લાગ્યા કે અમે ઈમાન લઈ આવ્યા કુલ વિશ્વના પરવરદિગાર ઉપર જે મૂસા અને હારૂન (અલૈ.)નો પણ પરવરદિગાર છે, ફિરઔન (ઘણો ગભરાયો કે ક્યાંક એવું ન થાય કે સમગ્ર રય્યત પણ મુસલમાન થઈ જાય તો એક ખોટી વાત ઉપજાવી કાઢી અને ક્રોધથી લાલ પીળો થઈ જાદૂગરોને) કહેવા લાગ્યો કે હા ! તમે મૂસા ઉપર ઈમાન લઈ આવ્યા એ વિના કે હું તમને પરવાનગી આપું, અવશ્ય (એવું લાગે છે કે) આ (જાદૂમાં) તમારો બધાનો ગુરૂ છે જેણે તમને જાદૂ શિખવાડ્યો છે (અને તમે તેના ચેલા છો એટલા માટે તમે પરસ્પર ગુપ્ત ષડયંત્ર રચી લીધું છે કે તમે આવું કરજો અમે આવું કરીશું, પછી આ રીતે હાર જીત જાહેર કરીશું જેથી

કિબતીઓનું રાજ્ય લઈને પોતાની મરજીથી રાજ્યશાસન કરો. اِنَّ هٰذَا لَمَكۡرٌ مَّكَرۡتُمُوۡهُ فِى الۡمَدِيۡنَةِ لِتُخۡرِجُوۡا مِنۡهَا اَهۡلَهَا (બસ, હવે તમને હકીકત જાણ થઈ જવાની છે (અને તે એ છે કે) હું તમારા એક બાજુના હાથ અને બીજી બાજુના પગ કાપીશ અને હું તમને શૂળી ઉપર લટકાવી દઈશ, (જેથી દાખલો બેસે) તેમણે જવાબ આપ્યો કે કંઈ વાંધો નહીં ! અમે પોતાના માલિકની પાસે જઈ પહોંચીશું (જ્યાં દરેક બાજુ શાંતિ અને રાહત છે પછી આવા મોતથી નુકસાન જ ક્યાં છે ! અને) અમે આશા રાખીએ છીએ કે અમારો પરવરદિગાર અમારી ભૂલોને મા'ફ કરી આપે એ કારણે કે અમે (આ પરિસ્થિતિ ઉપર હાજરજનોમાંથી) સૌથી પહેલાં ઈમાન લાવ્યા. (બસ તેના ઉપર એ શંકા નથી થઈ શકતી કે તે જાદૂગરોથી પહેલાં પણ અમુક ઈમાન લાવી ચૂક્યા હતા જેમકે આસિયહ અને ફિરઔનીઓમાંથી અમુક મો'મિન થઈ ગયા હતા અને બની ઈસ્રાઈલ).

## મસ્અલા અને બોધપાઠ :

اَلۡقُوۡا مَاۤ اَنۡتُمۡ مُّلۡقُوۡنَ એટલે કે, હઝરત મૂસા (અલૈ.)એ જાદૂગરોને કહ્યું કે તમે જે કંઈ જાદૂ બતાવવા ઈચ્છો છો તે બતાવો. તેના ઉપર ઉપરછલ્લી દષ્ટિ નાંખવાથી એવી શંકા પેદા થાય છે કે હઝરત મૂસા (અલૈ.) તેમને જાદૂનો હુકમ આપી રહ્યા છે પરંતુ થોડો વિચાર કરવાથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે એ હઝરત મૂસા (અલૈ.) તરફથી જાદૂ બતાવવાનો હુકમ ન હતો, બલકે જે કંઈ તેઓ કરવાના હતા તેનો રદિયો આપવાનો હેતુ હતો પરંતુ તેનું રદબાતલ અને જૂઠ હોવું તેને જાહેર કર્યા વિના અશક્ય હતું એટલા માટે તેમને જાદૂ જાહેર કરવાનો હુકમ આપ્યો જેમકે એક નાસ્તિકને એવું કહેવામાં આવે કે તમે પોતાની નાસ્તિકતા અને બેદીનીની દલીલો રજુ કરો જેથી હું તેને રદબાતલ સાબિત કરી શકું, દેખીતું છે કે તેને કુફ્ર ઉપર સહમતી કહી શકાય નહીં.

بِعِزَّةِ فِرۡعَوۡنَ આ વાક્ય તે જાદૂગરો માટે કસમનું સ્વરૂપ ધરાવે છે જે અજ્ઞાનતાના કાળમાં પ્રચલિત હતું, અફસોસ કે મુસલમાનોમાં પણ હવે આવી કસમો પ્રચલિત થઈ ગઈ છે જે તેનાથી વધારે સખત અને નીંદાપાત્ર છે. દાખલા તરીકે બાદશાહની કસમ, તારા માથાની કસમ, તારી દાઢીની કસમ, તારા બાપની કસમ, કબરની કસમ વગેરે... આ પ્રકારની કસમો ખાવી શરીઅતમાં જાઈઝ નથી

બલકે તેના વિશે એ કહેવું ખોટું નહીં હોય કે અલ્લાહના નામની જૂઠી કસમ ખાવામાં જે મોટો ગુનોહ છે તે નામોની સાચી કસમ પણ ગુનાહમાં તેનાથી ઓછી નથી.

*(કમા ફિ રૂહ)*

قَالُوْا لَا ضَيْرَ ۚ اِنَّاۤ اِلٰى رَبِّنَا مُنْقَلِبُوْنَ એટલે કે જ્યારે ફિરઔને જાદૂગરોના ઈમાન સ્વીકાર કરવાથી ક્રોધે ભરાઈને તેમને મારી નાંખવાની અને હાથ-પગ કાપી નાંખવાની તથા શૂળીએ લટકાવી દેવાની ધમકી આપી તો જાદૂગરોએ ઘણી જ બેફિકરીથી એ જવાબ આપ્યો કે તું જે કંઈ કરી શકતો હોય કરી લે અમારું કોઈ નુકસાન નથી, અમે કતલ પણ થઈશું તો પોતાના પરવરદિગારની પાસે ચાલ્યા જઈશું જ્યાં રાહત જ રાહત છે.

અત્રે વિચાર કરવાની વાત એ છે કે આ જાદૂગરો જે જિંદગીભર જાદૂગરીના કુફ્રમાં ઓતપ્રોત રહ્યા અને ઉપરથી ફિરઔનના ખુદાઈના દા'વાને માનનારા અને તેની પૂજા કરનારા હતા, હઝરત મૂસા (અલૈ.)નો મોઅ્જિઝો જોઈને પોતાની સમગ્ર કોમ વિરુદ્ધ ફિરઔન જેવા જાલિમ અને અત્યાચારી બાદશાહ વિરુદ્ધ ઈમાનનું એ'લાન કરી દીધું, આ જ એક વિસ્મયકારી વસ્તુ હતું પરંતુ અત્રે તો માત્ર ઈમાનનું એ'લાન જ નથી બલકે ઈમાનનો તે ગાઢ અને ઘેરો રંગ ચઢી જવાનું દર્શન થાય છે કે કયામત અને આખિરત જાણે તેમની નજર સામે આવી ગઈ હોય, આખિરતની નેઅ્મતોના પ્રત્યક્ષ દર્શન થવા લાગ્યા હોય જેના મુકાબલામાં દુનિયાની દરેક સજા અને મુસીબતથી નચિંત થઈને فَاقْضِ مَاۤ اَنْتَ قَاضٍ કહી દીધું. એટલે કે જે તારું મન ચાહે કરી લે અમે તો ઈમાનથી ફરી જનારા નથી. આ પણ વાસ્તવમાં હઝરત મૂસા (અલૈ.)નો જ મોઅ્જિઝો છે જે મોઅ્જિઝો લાઠી અને ચળકતા હાથ (યદે બયદાં)થી ઓછો નથી, એ જ પ્રમાણે ઘણા બધા કિસ્સાઓ આપણા રસૂલે કરીમ ﷺના હાથોએ જાહેર થયા છે કે એક મિનિટમાં સિત્તેર વર્ષના કાફિરમાં એવું પરિવર્તન આવી ગયું કે તે માત્ર મો'મિન જ નથી બની ગયો બલકે ગાઝી બનીને શહીદ થવાની તમન્ના કરવા લાગ્યો.

———————————

## આયતો : (સૂરઅુ શુઅરા : આયત નં. ૫૨ થી ૬૮)

وَاَوْحَيْنَآ اِلٰى مُوْسٰٓى اَنْ اَسْرِ بِعِبَادِيْٓ اِنَّكُمْ مُّتَّبَعُوْنَ ﴿۵۲﴾ فَاَرْسَلَ فِرْعَوْنُ فِى الْمَدَآئِنِ
حٰشِرِيْنَ ﴿۵۳﴾ اِنَّ هٰٓؤُلَآءِ لَشِرْذِمَةٌ قَلِيْلُوْنَ ﴿۵۴﴾ وَاِنَّهُمْ لَنَا لَغَآئِظُوْنَ ﴿۵۵﴾
وَاِنَّا لَجَمِيْعٌ حٰذِرُوْنَ ﴿۵۶﴾ فَاَخْرَجْنٰهُمْ مِّنْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ﴿۵۷﴾ وَّكُنُوْزٍ وَّمَقَامٍ
كَرِيْمٍ ﴿۵۸﴾ كَذٰلِكَ ۭ وَاَوْرَثْنٰهَا بَنِيْٓ اِسْرَآءِيْلَ ﴿۵۹﴾ فَاَتْبَعُوْهُمْ مُّشْرِقِيْنَ ﴿۶۰﴾ فَلَمَّا
تَرَآءَ الْجَمْعٰنِ قَالَ اَصْحٰبُ مُوْسٰٓى اِنَّا لَمُدْرَكُوْنَ ﴿۶۱﴾ قَالَ كَلَّا ۚ اِنَّ مَعِيَ رَبِّيْ
سَيَهْدِيْنِ ﴿۶۲﴾ فَاَوْحَيْنَآ اِلٰى مُوْسٰٓى اَنِ اضْرِبْ بِّعَصَاكَ الْبَحْرَ ۭ فَانْفَلَقَ فَكَانَ كُلُّ فِرْقٍ
كَالطَّوْدِ الْعَظِيْمِ ﴿۶۳﴾ وَاَزْلَفْنَا ثَمَّ الْاٰخَرِيْنَ ﴿۶۴﴾ وَاَنْجَيْنَا مُوْسٰى وَمَنْ مَّعَهٗٓ
اَجْمَعِيْنَ ﴿۶۵﴾ ثُمَّ اَغْرَقْنَا الْاٰخَرِيْنَ ﴿۶۶﴾ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً ۭ وَمَا كَانَ اَكْثَرُهُمْ
مُّؤْمِنِيْنَ ﴿۶۷﴾ وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿۶۸﴾

## તરજુમો :

*અને અમે મૂસા (અલૈ.)ને હુકમ મોકલ્યો કે રાત્રે મારા બંદાઓ (બની ઈસ્રાઈલ)ને લઈને નીકળો, અલબત્ત (ફિરઔનીઓ) તમારો પીછો કરશે. (૫૨) પછી ફિરઔને શહેરોમાં એકઠા કરનારા મોકલ્યા. (૫૩) આ લોકો છે જે બસ એક નાનું ટોળું છે. (૫૪) અને તે નિશ્ચિત અમારાથી બહુ બળેલા (દિલજલા) છે. (૫૫) અને આપણે બધા તેમનાથી ખતરો ધરાવીએ છીએ. (૫૬) પછી અમે તેમને બગીચાઓ અને ઝરણાઓમાંથી બહાર કાઢયા. (૫૭) અને ખજાનાઓ તથા ઉમદા મકાનોએથી. (૫૮) એ જ પ્રમાણે અને અમે આ વસ્તુઓના બની ઈસ્રાઈલને વારસ બનાવ્યા. (૫૯) પછી (ફિરઔનીઓ) સૂરજ નીકળવાના સમયે (બની ઈસ્રાઈલીઓની) પાછળ પડયા. (૬૦) પછી જ્યારે બંને ફોજો સામ સામે થઈ મૂસા (અલૈ.)ના લોકો કહેવા લાગ્યા, અમે તો પકડાઈ ગયા ! (૬૧) (મૂસા અલૈ.એ) કહ્યું, કદાપિ*

*નહીં! મારી સાથે મારો પરવરદિગાર છે, તે મને માર્ગ બતાવશે. (૬૨) પછી અમે મૂસા (અલૈ.)ને હુકમ મોકલ્યો કે પોતાની લાઠીથી તે દરિયાને મારો, પછી દરિયો ફાટી ગયો તો દરેક ભાગ જેમકે એક મોટો પહાડ બની ગયો. (૬૩) અને અમે તે જ સ્થળે બીજાઓને પહોંચાડી દીધા. (૬૪) અને અમે મૂસા (અલૈ.)ને અને જે લોકો તેમની સાથે હતા બધાને બચાવી લીધા. (૬૫) પછી અમે તે બીજાઓને ડૂબાડી દીધા. (૬૬) નિઃશંક આ વસ્તુમાં એક નિશાની છે અને તેમનામાં ઘણા લોકો ઈમાન લાવનારા ન હતા. (૬૭) અને તારો પરવરદિગાર તે જ છે જબરદસ્ત રહમવાળો (મહાકૃપાળુ). (૬૮)*

## તફસીર :

અને (જ્યારે ફિરઔનને આ ઘટનાથી પણ હિદાયત ન થઈ અને તેણે બની ઈસ્રાઈલને મુક્તિ ન આપી ત્યારે) અમે મૂસા (અલૈ.)ને હુકમ મોકલ્યો કે મારા (તે) બંદાઓને (એટલે કે બની ઈસ્રાઈલને) રાતોરાત (મિસ્રથી બહાર) કાઢીને લઈ જાઓ (અને ફિરઔન તરફથી) તમારા લોકોનો પીછો (પણ) કરવામાં આવશે (એટલા માટે તેઓ હુકમ પ્રમાણે બની ઈસ્રાઈલને લઈને રાત્રે ચાલી નીકળ્યા, સવારે આ ખબર મશ્હૂર થઈ તો) ફિરઔને (પીછો કરવાની યોજના કરવા માટે ઠેક ઠેકાણે આસપાસના) શહેરોમાં ચપરાસીઓ દોડાવ્યા (અને એ કહેવાડી મોકલ્યું) કે આ લોકો (એટલે કે બની ઈસ્રાઈલ અમારા કરતાં) થોડી સંખ્યામાં છે (તેમના મુકાબલાનો કોઈ ભય ન સેવે) અને તેમણે (પોતાની કાર્યવાહીથી) અમને ખૂબ ક્રોધ અપાવ્યો છે (તે કાર્યવાહી એ છે કે ગુપ્ત રીતે ચાલાકીથી નીકળી ગયા અથવા એ કે અમારા ઘણા બધા ઘરેણા પણ વાપરવાના બહાને લઈ ગયા, મતલબ કે અમને બેવકૂફ બનાવી ગયા, તેમનો પીછો અવશ્ય કરવો જોઈએ) અને આપણે બધા એક શસ્ત્રસજ્જ સમૂહ (અને કાયદેસરની સેના) છે, મતલબ (બે ચાર દિવસમાં જ્યારે સામાન અને સેના એકઠી થઈ ગઈ તો લાવ લશ્કર લઈને બની ઈસ્રાઈલનો પીછો કરવા ચાલ્યા અને તેમને એ ખબર ન હતી કે હવે પાછા વળવાનું નસીબમાં નથી તો એ હિસાબે જાણે કે) અમે તેમના બાગોએથી અને ઝરણાઓએથી અને ખજાનાઓએથી અને ઉત્તમ મકાનોએથી બહાર કાઢ્યા (અમે તેમની સાથે તો) એવું કર્યું અને તેમના

પછી બની ઈસ્રાઈલને તેમના માલિક બનાવી દીધા. (આ એક مُعْتَرِضَة વાક્ય હતું. આગળ કિસ્સો છે) મતલબ (એક દિવસે) સૂર્ય નીકળવાના સમયે તેમની પાછળ પહોંચી ગયા (એટલે કે નજીક પહોંચી ગયા, તે સમયે બની ઈસ્રાઈલ દરિયાની સામે પાર ઊતરવાની ફિકરમાં હતા કે શું યુક્તિ કરીએ ?) પછી જ્યારે બંને સમૂહો (એવા આમને સામને થઈ ગયા કે) એકબીજાને જોવા લાગ્યા તો મૂસા (અલૈ.)ના સાથીઓ (ગભરાઈને) કહેવા લાગ્યા કે (હે મૂસા અલૈ. !) બસ અમે તો તેમના હાથમાં આવી ગયા, મૂસા (અલૈ.)એ ફરમાવ્યું કે કદાપિ નહીં ! કારણ કે મારી સાથે મારો પરવરદિગાર છે જે મને હમણા (દરિયામાંથી નીકળવાનો) માર્ગ બતાવશે (કારણ કે મૂસા અલૈ.ને રવાનગી સમયે જ કહી આપવામાં આવ્યું હતું કે સમંદરમાં સૂક્કો માર્ગ પેદા થઈ જશે فَاضْرِبْ لَهُمْ طَرِيْقًا فِى الْبَحْرِ يَبَسًا لَا تَخَافُ دَرَكًا وَّلَا تَخْشٰى બસ, સૂક્કો માર્ગ પેદા થવાનું સ્વરૂપ તે સમયે બતાવ્યું ન હતું, આથી હઝરત મૂસા અલૈ. તે વાયદા ઉપર સંતોષિત હતા અને બની ઈસ્રાઈલ પરિસ્થિતિ જાણતા ન હોવાથી વ્યાકૂળ હતા) પછી અમે મૂસા (અલૈ.)ને હુકમ આપ્યો કે પોતાના અસાને દરિયા ઉપર મારો જેથી (તેમણે તેના ઉપર અસો માર્યો તેનાથી તે દરિયો) ફાટી (ગયો અને તે વિભાગોમાં વહેંચાઈ) ગયો (એટલે કે પાણી કેટલેક ઠેકાણેથી આમ તેમ હટીને વચ્ચે ઘણા બધા રસ્તાઓ ખુલ્લા થઈ ગયા) અને દરેક વિભાગ એટલો (મોટો) હતો જેમકે મોટો પહાડ (આ લોકો દરિયામાં શાંતિ અને સંતોષથી પસાર થઈ ગયા) અને અમે બીજા પક્ષને પણ આ જગ્યાની નજીક પહોંચાડ્યા (એટલે કે ફિરઔનીઓ પણ દરિયા નજીક પહોંચ્યા અને અગાઉ આપેલ પૂર્વ સૂચના પ્રમાણે وَاتْرُكِ الْبَحْرَ رَهْوًا દરિયો તે સમય સુધી એ જ પરિસ્થિતિ ઉપર થોભેલો હતો એટલા માટે ખુલ્લા માર્ગને ગનીમત સમજ્યા અને પીછો કરવા માટે કંઈ વિચાર્યા વિના આખું લશ્કર તેમાં ઘુસી ગયું અને ચારે તરફથી પાણી ભેગું થવાનું શરૂ થયું અને આખું લશ્કર નાશ પામ્યું) અને (કિસ્સાનું પરિણામ એ આવ્યું કે) અમે મૂસા (અલૈ.)ને અને તેમની સાથેવાળા સૌને (ડૂબવાથી) બચાવી લીધા, પછી બીજાઓને (એટલે કે તેમના વિરોધીઓને) ડૂબાડી દીધા (અને) આ ઘટનામાં પણ મોટો બોધપાઠ છે (એટલે એ યોગ્ય છે કે કાફિરો તેનાથી દલીલ પ્રાપ્ત કરે કે અલ્લાહ અને રસૂલના હુકમોનો વિરોધ અલ્લાહના અઝાબને નોંતરે છે અને એવું સમજીને વિરોધ

કરવાથી બચે) અને (તે છતાં) આ(મક્કાના કાફિરો)માં ઘણા લોકો ઈમાન નથી લાવતા અને તમારો પરવરદિગાર મોટો જબરદસ્ત છે (જો ઇચ્છે તો દુનિયામાં જ તેમને અઝાબ આપી દે પરંતુ) મોટો મહેરબાન (પણ) છે (એટલા માટે પોતાની જાહેર રહમતના કારણે અઝાબની મહોલત નિશ્ચિત કરી રાખી છે, બસ અઝાબ તાત્કાલિક ન આવવાથી નચિંત ન થઈ જવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

وَاَوْرَثْنٰهَا بَنِىْٓ اِسْرَآءِيْلَ આ આયતની દેખીતી રીતે એ સ્પષ્ટતા છે કે ફિરઔની કોમની છોડેલી મિલ્કતો અને જાયદાદો તથા બાગ બગીચાઓ અને ખજાનાઓના માલિક ફિરઔનની કોમના ડૂબ્યા પછી બની ઈસ્રાઈલને બનાવવામાં આવ્યા પરંતુ તેમાં એક ઐતિહાસિક શંકા એ છે કે પોતે કુર્આનની વિવિધ આયતો એ બાબતની ગવાહ છે કે ફિરઔનની કોમનો નાશ થયા પછી બની ઈસ્રાઈલ મિસ્ર તરફ પાછા ફર્યા નથી, બલકે પોતાના મૂળ વતન પવિત્ર ભૂમિ સિરીયા તરફ રવાના થઈ ગયા, ત્યાં જ તેમને એક કાફિર કોમ સાથે જિહાદ કરીને તેમના શહેર ઉપર વિજય પ્રાપ્ત કરવાનો હુકમ મળ્યો જેની બજવણીથી બની ઈસ્રાઈલે ઇન્કાર કરી દીધો અને તેના ઉપર અઝાબ સ્વરૂપે એક ખુલ્લા મેદાનમાં જેમાં બની ઈસ્રાઈલ મોજૂદ હતા એક કુદરતી જેલખાનું બનાવી દેવામાં આવ્યું કે તેઓ આ મેદાનમાંથી નીકળી શકતા ન હતા. આ જ હાલતમાં ચાલીસ વર્ષો પસાર થયા અને આ જ તીહની ખીણમાં તેમના બંને પયગમ્બરો હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.)ની વફાત થઈ ગઈ, ત્યારબાદ પણ ઐતિહાસિક કિતાબોથી એ સાબિત નથી થતું કે કોઈપણ સમયે બની ઈસ્રાઈલ સામૂહિક અને એક કોમ સ્વરૂપે મિસ્રમાં પ્રવેશ પામ્યા હોય કે ફિરઔનની કોમ અને જાયદાદ તથા ખજાનાઓ ઉપર તેમનો કબજો થયો હોય....

તફસીરે રૂહુલ મઆનીમાં સૂરએ શુઅ્રાની આ જ આયત હેઠળ તેના બે જવાબ તફસીરના ઈમામ હઝરત હસન (રહ.) અને કતાદહ (રહ.)ના હવાલાથી નકલ થયા છે. હઝરત હસન (રહ.)નો ઈરશાદ છે કે પ્રસ્તુત આયતમાં બની ઈસ્રઈલને ફિરઔનીઓની છોડેલી જાયદાદના વારસ બનાવવાનું વર્ણન છે પરંતુ એવું ક્યાંય ઉપસ્થિત નથી કે આ ઘટના ફિરઔનીઓના નાશ પામ્યા પછી તરત જ થઈ જશે. તીહની ખીણની ઘટના અને ચાલીસ–પચાસ વર્ષ પછી પણ જો

તેઓ મિસ્રમાં દાખલ થયા હોય તો આયતના ભાવાર્થમાં કોઈ ફરક પડતો નથી. રહી એ વાત કે ઈતિહાસથી તેમના સામૂહિક સ્વરૂપે સિરીયાપ્રવેશનો ઈન્કાર સાબિત નથી તો આ વાંધો એટલા માટે ધ્યાન આપવાપાત્ર નથી કે તે સમયનો ઈતિહાસ યહૂદીઓ અને નસારાના લખેલા જૂઠાણાઓથી ભરપૂર છે જે કોઈપણ રીતે ભરોસાપાત્ર નથી એના કારણે કુર્આનની આયતમાં તા'વીલ કરવાની કોઈ આવશ્યકતા નથી.

હઝરત કતાદહ (રહ.)એ ફરમાવ્યું કે આ ઘટના વિશે જેટલી આયતો કુર્આને કરીમની વિવિધ સૂરતોમાં આવે છે દાખલા તરીકે સૂરએ અઅ્રાફ આયત નં. ૧૨૮, ૧૩૭ અને સુરએ કસસ આયત નં. ૫ અને સૂરએ દુખાનની આયત નં. ૨૫ થી ૨૮ અને સૂરએ શુઅ્રાની પ્રસ્તુત આયત નં. ૫૯; તેનાથી દેખીતી રીતે જો કે ધ્યાન એ તરફ જાય છે કે બની ઈસ્રાઈલને ખાસ તે જ બગીચાઓ અને જાયદાદના માલિક બનાવવામાં આવ્યા હતા જે ફિરઔનની કૌમે મિસ્રની ભૂમિમાં છોડ્યા હતા, જેના માટે બની ઈસ્રાઈલનું મિસ્ર તરફ પાછા આવવું જરૂરી છે પરંતુ આ બધી આયતોના શબ્દોમાં એની પણ સ્પષ્ટ સંભાવના મોજૂદ છે કે તેનો ભાવાર્થ એ હોય કે બની ઈસ્રાઈલ એ જ પ્રમાણેના તેના જેવા જ ખજાનાઓ અને બગીચાઓના માલિક બનાવી દેવામાં આવ્યા જે પ્રમાણેના બગીચાઓ ફિરઔનની કોમ પાસે હતા, જેના માટે એ જરૂરી નથી કે તે મિસ્રની ભૂમિ ઉપર પહોંચીને પ્રાપ્ત થાય બલકે સિરીયાની ભૂમિમાં પણ પ્રાપ્ત થઈ શકે છે અને સૂરએ અઅ્રાફની આયતમાં الَّتِىۡ بَارَكۡنَا فِيۡهَا ના શબ્દોથી દેખીતું એ જ છે કે સિરીયાની ભૂમિ ભાવાર્થ તરીકે છે, કારણ કે કુર્આને કરીમની વિવિધ આયતોમાં بَارَكۡنَا વગેરેના શબ્દો મોટે ભાગે સિરીયાની ભૂમિના વિષયમાં જ આવ્યા છે એટલા માટે હઝરત કતાદહ (રહ.)નું નિવેદન એ છે કે વિના જરૂરતે કુર્આનની આયતનું એવી પરિસ્થિતિઓ ઉપર આકલન કરવું કે જે વિશ્વના ઈતિહાસ સાથે ટકરાતી હોય યોગ્ય નથી..... ખુલાસો એ છે કે જો ઘટનાઓથી સાબિત થઈ જાય કે ફિરઔનના નાશ પછી કોઈપણ સમયે બની ઈસ્રાઈલ સામૂહિક સ્વરૂપે મિસ્ર ઉપર કબ્જેદાર નથી થયા તો હઝરત કતાદહ (રહ.)ની તફસીર પ્રમાણે તે બધી જ આયતોમાં સિરીયાની ભૂમિ અને તેના બગીચાઓ અને ખજાનાઓના વારસ થવાનો ભાવાર્થ લઈ શકાય છે. વલ્લાહુ અઅ્લમુ.

قَالَ اَصۡحٰبُ مُوۡسٰٓى اِنَّا لَمُدۡرَكُوۡنَ ۝ قَالَ كَلَّا ۚ اِنَّ مَعِىَ رَبِّىۡ سَيَهۡدِيۡنِ ۝

તે સમયે જ્યારે કે ફિરઔની લશ્કર જે તેમનો પીછો કરી રહ્યું હતું જ્યારે બધા બિલકુલ સામે આવી ગયા તો સમગ્ર બની ઈસ્રાઈલ કોમ બરાડી ઉઠી કે અમે તો પકડી લેવામાં આવ્યા અને પકડાઈ જવાનો સંદેહ અને વાર જ શું હતી ? પાછળ આ મોટું શસ્ત્રસજ્જ સૈન્ય અને આગળ આ દરિયો પથરાયેલો છે, આવી પરિસ્થિતિ હઝરત મૂસા (અલૈ.)થી પણ અદષ્ય ન હતી પરંતુ તેઓ અડગતાના પહાડ બની અલ્લાહ તઆલાના વાયદા ઉપર ભરોસો રાખીને તે સમયે પણ ઘણા જોરથી કહે છે, كَلَّا "કદાપિ નથી પકડાઈ શકતા !" અને કારણ એ બતાવે છે કે, اِنَّ مَعِىَ رَبِّىۡ سَيَهۡدِيۡنِ મારી સાથે મારો પરવરદિગાર છે જે મને માર્ગ આપશે. ઈમાનની પરીક્ષા આવી પરિસ્થિતિઓમાં થાય છે કે હઝરત મૂસા (અલૈ.) ઉપર જરાય ડર કે ખૌફ ન હતો, તેઓ જાણે બચવાના માર્ગને આંખોથી જોઈ રહ્યા હતા. એ જ પ્રમાણેની સમાન ઘટના હિજરતના સમયે ગારે ષૌરમાં સંતાવાના સમયે રસૂલે કરીમ ﷺને બની હતી કે દુશ્મન જે રસૂલે કરીમ ﷺનો પીછો કરી રહ્યા હતા, તેઓ આ ગુફાના મુખ પાસે ઊભા હતા અને જો જરા નીચે નજર નાંખે તો આપ ﷺ તેમની આંખો સામે આવી જાય. તે સમયે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને ગભરામણ થઈ તો રસૂલે કરીમ ﷺએ બિલકુલ આવો જ જવાબ આપ્યો કે, لَا تَحۡزَنۡ اِنَّ اللّٰهَ مَعَنَا ગમ ન કરો અલ્લાહ આપણી સાથે છે. આ બંને ઘટનાઓમાં એક વાત એ પણ વિચારવાપાત્ર છે કે હઝરત મૂસા (અલૈ.)એ પોતાની કોમને દિલાસો આપવા માટે કહ્યું, اِنَّ مَعِىَ رَبِّىۡ મારી સાથે મારો પરવરદિગાર છે અને રસૂલે કરીમ ﷺએ જવાબમાં مَعَنَا ફરમાવ્યું કે આપણા બંનેની સાથે આપણો પરવરદિગાર છે, આ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની વિશેષતા છે કે તેમના વ્યક્તિઓ પણ પોતાના રસૂલ ﷺની સાથે અલ્લાહની નિકટતાથી માલામાલ છે.

(નોંધ : આ વિષય પ્રથમ પ્રકાશનમાં લખવાથી રહી ગયો હતો, નવા પ્રકાશન સમયે આજે ૧૨ શાબાન સન હિજરી ૧૩૯૫માં લખવામાં આવ્યો છે જ્યારે કે મુજ નાચીઝની જિંદગીના ૮૦ વર્ષ પૂરા થવામાં માત્ર આઠ દિવસો બાકી છે. -મુહમ્મદ શફીઅ્ ઉસ્માની)

## આયતો : (સૂરએ શુઅ્રા : આયત નં. ૬૯ થી ૧૦૪)

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ اِبْرٰهِيْمَ ﴿٦٩﴾ اِذْ قَالَ لِاَبِيْهِ وَقَوْمِهٖ مَا تَعْبُدُوْنَ ﴿٧٠﴾ قَالُوْا
نَعْبُدُ اَصْنَامًا فَنَظَلُّ لَهَا عٰكِفِيْنَ ﴿٧١﴾ قَالَ هَلْ يَسْمَعُوْنَكُمْ اِذْ تَدْعُوْنَ ﴿٧٢﴾
اَوْ يَنْفَعُوْنَكُمْ اَوْ يَضُرُّوْنَ ﴿٧٣﴾ قَالُوْا بَلْ وَجَدْنَآ اٰبَآءَنَا كَذٰلِكَ يَفْعَلُوْنَ ﴿٧٤﴾
قَالَ اَفَرَءَيْتُمْ مَّا كُنْتُمْ تَعْبُدُوْنَ ﴿٧٥﴾ اَنْتُمْ وَاٰبَآؤُكُمُ الْاَقْدَمُوْنَ ﴿٧٦﴾ فَاِنَّهُمْ
عَدُوٌّ لِّيْٓ اِلَّا رَبَّ الْعٰلَمِيْنَ ﴿٧٧﴾ الَّذِيْ خَلَقَنِيْ فَهُوَ يَهْدِيْنِ ﴿٧٨﴾ وَالَّذِيْ هُوَ
يُطْعِمُنِيْ وَيَسْقِيْنِ ﴿٧٩﴾ وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ﴿٨٠﴾ وَالَّذِيْ يُمِيْتُنِيْ
ثُمَّ يُحْيِيْنِ ﴿٨١﴾ وَالَّذِيْٓ اَطْمَعُ اَنْ يَّغْفِرَ لِيْ خَطِيْٓـَٔتِيْ يَوْمَ الدِّيْنِ ﴿٨٢﴾ رَبِّ
هَبْ لِيْ حُكْمًا وَّاَلْحِقْنِيْ بِالصّٰلِحِيْنَ ﴿٨٣﴾ وَاجْعَلْ لِّيْ لِسَانَ صِدْقٍ فِي الْاٰخِرِيْنَ ﴿٨٤﴾
وَاجْعَلْنِيْ مِنْ وَّرَثَةِ جَنَّةِ النَّعِيْمِ ﴿٨٥﴾ وَاغْفِرْ لِاَبِيْٓ اِنَّهٗ كَانَ مِنَ الضَّآلِّيْنَ ﴿٨٦﴾
وَلَا تُخْزِنِيْ يَوْمَ يُبْعَثُوْنَ ﴿٨٧﴾ يَوْمَ لَا يَنْفَعُ مَالٌ وَّلَا بَنُوْنَ ﴿٨٨﴾ اِلَّا مَنْ اَتَى اللّٰهَ
بِقَلْبٍ سَلِيْمٍ ﴿٨٩﴾ وَاُزْلِفَتِ الْجَنَّةُ لِلْمُتَّقِيْنَ ﴿٩٠﴾ وَبُرِّزَتِ الْجَحِيْمُ لِلْغٰوِيْنَ ﴿٩١﴾
وَقِيْلَ لَهُمْ اَيْنَمَا كُنْتُمْ تَعْبُدُوْنَ ﴿٩٢﴾ مِنْ دُوْنِ اللّٰهِ هَلْ يَنْصُرُوْنَكُمْ اَوْ
يَنْتَصِرُوْنَ ﴿٩٣﴾ فَكُبْكِبُوْا فِيْهَا هُمْ وَالْغَاوٗنَ ﴿٩٤﴾ وَجُنُوْدُ اِبْلِيْسَ اَجْمَعُوْنَ ﴿٩٥﴾
قَالُوْا وَهُمْ فِيْهَا يَخْتَصِمُوْنَ ﴿٩٦﴾ تَاللّٰهِ اِنْ كُنَّا لَفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٩٧﴾ اِذْ نُسَوِّيْكُمْ
بِرَبِّ الْعٰلَمِيْنَ ﴿٩٨﴾ وَمَآ اَضَلَّنَآ اِلَّا الْمُجْرِمُوْنَ ﴿٩٩﴾ فَمَا لَنَا مِنْ شَافِعِيْنَ ﴿١٠٠﴾ وَلَا
صَدِيْقٍ حَمِيْمٍ ﴿١٠١﴾ فَلَوْ اَنَّ لَنَا كَرَّةً فَنَكُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ ﴿١٠٢﴾ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً
وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿١٠٣﴾ وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿١٠٤﴾

## તરજુમો :

*અને તેમને ઈબ્રાહીમ (અલૈ.)ની ખબર સંભળાવી આપો. (૬૯) જ્યારે પોતાના બાપને કહ્યું અને તેમની કોમને, તમે કોની પૂજા કરો છો ? (૭૦) તેઓ બોલ્યા, અમે મૂર્તિઓને પૂજીએ છીએ પછી કાયમ તેમની પાસે બેસી રહીએ છીએ. (૭૧) (ઈબ્રાહીમ અલૈ.એ) કહ્યું, તમારું કહેલું કંઈ સાંભળે છે જ્યારે તમે પોકારો છો ? (૭૨) અથવા તમારું કંઈ ભલું કરે છે અથવા બુરું ? (૭૩) તેઓ બોલ્યા, નહીં ! પરંતુ અમે પોતાના બાપદાદાઓને આ જ કામ કરતા જોયા. (૭૪) (ઈબ્રાહીમ અલૈ.એ) કહ્યું, ભલા જુઓ છો જેને પૂજી રહ્યા છો (૭૬) તમે અને તમારા આગલા પૂર્વજો (પણ) ? (૭૬) ખરેખર તેઓ (તો) મારા દુશ્મન છે; સિવાય (કે) કુલ વિશ્વનો પરવરદિગાર ! (૭૭) જેણે મને બનાવ્યો બસ તે જ મને માર્ગ બતાવે છે. (૭૮) અને તે જે મને ખવડાવે છે અને પીવડાવે છે. (૭૯) અને જ્યારે હું બીમાર થાઉં છું તો તે શિફા (તંદુરસ્તી) આપે છે. (૮૦) અને તે જે મને મારશે અને ફરી સજીવન કરશે. (૮૧) અને તે જે મને ઉમ્મીદ છે કે ન્યાયના દિવસે મારા કુસૂરો મા'ફ કરી આપે. (૮૨) હે મારા પરવરદિગાર ! મને હુકમ (Wisdom-દક્ષતા) આપ અને મને સાલિહીન (નેક) લોકોમાં સામેલ કર. (૮૩) અને મારો બોલ (ભલાઈનો ઉલ્લેખ) આવનારાઓમાં સાચો (ચાલુ) રાખ. (૮૪) અને મને નેઅ્મતના બગીચાના વારસોમાંથી બનાવ. (૮૫) અને મારા બાપને મા'ફ કર તે માર્ગ ભટકેલાઓમાંથી હતો. (૮૬) અને મને જે દિવસે બધા સજીવન થઈ ઊઠે અપમાનિત ન કર. (૮૭) જે દિવસે કોઈ માલ કામ ન આવે અને ન જ બેટા (અવલાદ). (૮૮) પરંતુ જે કોઈ અલ્લાહની પાસે પવિત્ર હૃદય લઈને આવ્યો. (૮૯) અને મુત્તકીઓ (અલ્લાહથી ડરનારાઓ) માટે જન્નતને પાસે લાવવામાં આવે. (૯૦) અને દોઝખને માર્ગ ભટકેલાઓ સામે કાઢવામાં (જાહેર કરવામાં) આવે. (૯૧) અને તેમને કહીએ, ક્યાં છે જેને તમે પૂજતા હતા ? (૯૨) અલ્લાહના સિવાય શું કંઈ તમારી મદદ કરે છે અથવા બદલો લઈ શકે છે ? (૯૩) પછી તેમાં તેઓને ઊંધા નાંખીએ અને બધા માર્ગ ભટકેલાઓને. (૯૪) અને*

*ઈબ્લીસના લશ્કરને; સૌને. (૯૫) તેઓ કહેશે જ્યારે તેઓ ત્યાં પરસ્પર ઝઘડવા લાગશે. (૯૬) અલ્લાહની કસમ ! અમે ઉઘાડી ભૂલમાં હતા. (૯૭) જ્યારે અમે તમને કુલ વિશ્વના પરવરદિગારની સમકક્ષ કરતા (ઠરાવતા) હતા. (૯૮) અને અમને માર્ગથી ભટકાવ્યા નથી પરંતુ માત્ર આ ગુનેહગારોએ. (૯૯) પછી કોઈ નથી અમારી સિફારસ કરનારા. (૧૦૦) અને ન જ કોઈ દોસ્ત મહોબ્બત કરનારો. (૧૦૧) બસ, કોઈપણ રીતે અમને ફરી જવા મળે તો અમે ઈમાનવાળાઓમાંથી થઈએ. (૧૦૨) બેશક ! આ વાતમાં નિશાની છે અને તેમનામાં ઘણા બધા લોકો ઈમાન લાવનારા નથી. (૧૦૩) અને તારો પરવરદિગાર તે જ છે જબરદસ્ત રહમવાળો (મહાદયાળુ). (૧૦૪)*

**તફસીર :**

અને તમે તે લોકોની સામે (હઝરત) ઈબ્રાહીમ (અલૈ.)નો કિસ્સો વર્ણન કરો (જેથી તેમને શિર્ક નીંદનીય હોવાની જાણ થાય ખાસ કરીને ઈબ્રાહીમ અલૈ. વિશે આ વર્ણન કરીને, કારણ કે આ અરબના મુશ્રિકો પોતાને મિલ્લતે ઈબ્રાહિમિય્યહ ઉપર બતાવે છે અને આ ઘટના તે સમયે બની હતી) જ્યારે કે તેમણે પોતાના બાપને અને પોતાની કોમને (કે જેઓ મૂર્તિપૂજકો હતા) કહ્યું કે તમે કઈ (વાહિયાત) વસ્તુની ઈબાદત કર્યા કરો છો ? તેમણે કહ્યું, અમે મૂર્તિઓની ઈબાદત કરતા રહીએ છીએ અને અમે તેઓ(ની ઈબાદત) ઉપર નક્કર બેઠા રહીએ છીએ, (હઝરત) ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે શું તેઓ તમારું સાંભળે છે જ્યારે તમે તેમને (પોતાની જરૂરિયાતની વિનંતીના સમયે) પોકાર કરો છો ? અથવા (તમે જે તેમની ઈબાદત કરો છો તો શું) એ તમને કંઈ લાભ પહોંચાડે છે અથવા (જો તમે તેમની ઈબાદત છોડી દો તો શું) એ તમને કંઈક નુકસાન પહોંચાડી શકે છે ? (એટલે કે તેમના મઅ્બૂદ હોવાના હોદ્દાની રૂએ જ્ઞાન અને સંપૂર્ણ શક્તિ તો આવશ્યક છે) તે લોકોએ કહ્યું, નહીં ! (એવી વાત તો નથી કે તેઓ કંઈક સાંભળતા હોય અથવા લાભ કે નફો પહોંચાડી શકતા હોય અને તેમની ઈબાદત કરવાનું એ કારણ નથી) બલકે અમે પોતાના વડીલોને આ રીતે કરતા જોયા છે (એટલા માટે અમે પણ તે જ કરી રહ્યા છીએ). ઈબ્રાહીમ (અલૈ.)એ ફરમાવ્યું કે ભલા તમે તે(મૂર્તિઓની પરિસ્થિતિનો વિચાર કરીને

તે)ઓને જોઈ પણ છે જેની તમે ઈબાદત કરતા રહો છો તમે પણ અને તમારા પૂર્વજો પણ કે આ (મઅ્બૂદો) મારા (એટલે કે તમારા) માટે નુકસાનકર્તા છે ? (એટલે કે જો તેમની ઈબાદત કરવામાં આવે, નઊઝુબિલ્લાહ ! ભલે હું કરું અથવા તમે કરો, નુકસાનનો જ સબબ બને છે અને તેનું કોઈ પરિણામ નથી) પરંતુ હા ! કુલ વિશ્વનો પરવરદિગાર (એવો છે કે તે પોતાની ઈબાદત કરનારાઓનો મિત્ર છે અને તેની ઈબાદત ખુલ્લમ ખુલ્લો લાભ છે) જેણે મને પેદા કર્યો (અને એ જ પ્રમાણે સૌને પણ); પછી તે જ મને (મારી ઈચ્છિત મંઝિલો સુધી) માર્ગદર્શન કરે છે (એટલે કે બુદ્ધિ અને સમજદારી આપે છે જેનાથી લાભ અને નુકસાનને પારખું છું) અને જે મને ખવડાવે, પીવડાવે છે અને જ્યારે બીમાર થઈ જાઉં છું (જેના પછી તંદુરસ્તી થઈ જાય છે) તો તે જ મને તંદુરસ્તી અર્પણ કરે છે અને જે મને (સમય ઉપર) મૃત્યુ આપશે, પછી (કયામતના દિવસે) મને સજીવન કરશે અને જેનાથી મને એ આશા છે કે મારા કુસૂરોને કયામતના દિવસે મા'ફ કરશે (આ બધી જ સિફતો એટલા માટે સંભળાવી કે કોમને અલ્લાહ તઆલની ઈબાદતનું આકર્ષણ પેદા થાય, પછી વિશિષ્ટ સિફતો વર્ણન કરતાં કરતાં અલ્લાહ તઆલાના વખાણના પ્રભાવથી દુઆ અને અલ્લાહ તઆલાની પવિત્રતા વર્ણન કરવા લાગ્યા કે) હે મારા પરવરદિગાર ! મને હિકમત (એટલે કે જ્ઞાન એન સદ્‌બુદ્ધિમાં વધારે વિશિષ્ટતા) અર્પણ કર (કારણ કે જ્ઞાન અને બુદ્ધિ તો આ દુઆ કરવાના સમયે પણ પ્રાપ્ત જ છે) અને (તારી નિકટતામાં) મને (ઉચ્ચ સ્થાન ધરાવતા) નેક લોકોની સાથે સામેલ કર (ભાવાર્થ મહાન અંબિયા અલૈ. છે) અને મને જન્નતુન્નઈમના હકદારોમાંથી બનાવ અને મારા બાપ(ને ઈમાનની તવફીક આપીને તે)ની મગફિરત ફરમાવ કે તે ગુમરાહ લોકોમાંથી છે અને જે દિવસે બધા સજીવન થઈ ઊઠશે તે દિવસે મને અપમાનિત ન કરજે (આગળ તે દિવસના બધા પ્રસંગો અને ઘટનાઓનું પણ વર્ણન કરી આપ્યું જેથી કોમ સાંભળે અને ડરે, એટલે તે એવો દિવસ હશે કે) જે દિવસમાં કે (છુટકારા માટે) ન તો માલ કામ આવશે અને ન જ અવલાદ પરંતુ હા ! (તેને જ છુટકારો પ્રાપ્ત થશે) જે અલ્લાહની પાસે કુફ્ર અને શિર્કથી પવિત્ર દિલ લઈને આવશે અને (તે દિવસે) અલ્લાહથી ડરનારા (એટલે કે ઈમાનવાળા મુત્તકીઓના) માટે જન્નત નિકટ કરી દેવામાં આવશે (કે તેને જુએ અને એ જાણી લે કે અમારે તેમાં જવાનું છે અને તેઓ

ખુશ થાય) અને તે માર્ગ ભટકેલાઓ (એટલે કે કાફિરો)ના માટે દોઝખ સામે જાહેર કરી દેવામાં આવશે (કે તેને જોઈને વધારે ગમ અને રંજ થાય કે અમારે આમાં જવાનું છે) અને (તે દિવસે) તેઓને (એટલે કે ગુમરાહોને) કહેવામાં આવશે કે તે મઅ્બૂદ ક્યાં ગયા જેમની તમે અલ્લાહને છોડીને ઈબાદત કર્યા કરતા હતા ? (આ સમયે શું) તેઓ તમારો સાથ આપી શકે છે અથવા પોતાનો જ બચાવ કરી શકે છે ? પછી (એવું કહીને) તે (ઈબાદત કરનારા) અને ગુમરાહ લોકો તથા ઈબ્લીસનું લશ્કર બધાને જ દોઝખમાં ઊંધા મોઢે નાંખી દેવામાં આવશે (બસ તે મૂર્તિઓ અને શયતાનો ન તો પોતાને બચાવી શક્યા અને ન જ પોતાના પૂજનારાઓને), તે કાફિરો દોઝખમાં વાતચીત કરતા (આ જૂઠા મઅ્બૂદોને) કહેશે કે અલ્લાહની કસમ ! બેશક અમે ઉઘાડી ગુમરાહીમાં હતા જ્યારે કે તમને (ઈબાદતમાં) રબ્બુલ આલમીનની સમકક્ષ કરતા હતા અને અમને તો બસ તે મોટા અપરાધીઓએ (કે જે ગુમરાહીના ઠેકેદાર હતા) ગુમરાહ કર્યા, બસ (હવે) ન કોઈ અમારો સિફારસી છે (કે અમને છોડાવી લે) અને ન જ કોઈ નિખાલસ મિત્ર (કે માત્ર દિલાસો પણ આપે), બસ કેવું સારું થાત કે અમને (દુનિયામાં) ફરી પાછા જવાનું મળે તો અમે મુસલમાન થઈ જઈએ, (આટલે સુધી હઝરત ઈબ્રાહીમ અલૈ.નું પ્રવચન થઈ ગયું, આગળ અલ્લાહ તઆલાનો ઈરશાદ છે કે) બેશક ! આ ઘટના (હઝરત ઈબ્રાહીમ અલૈ.ના મુનાજરાની વળી કયામતની ઘટનાઓ)માં (પણ સત્યના ઈચ્છુકો અને પરિણામ સુધી પહોંચનારાઓ માટે) એક બોધપાઠ છે (કે મુનાજરાના વિષયોમાં વિચાર કરીને તવહીદનો વિશ્વાસ કરે અને કયામતની ઘટનાઓથી ડરે અને ઈમાન લઈ આવે) અને (આમ છતાં) એ (મક્કાના મુશ્રિકો)માં ઘણા લોકો ઈમાન નથી લાવતા, બેશક ! તમારો પરવરદિગાર જબરદસ્ત હિકમતવાળો છે (કે અઝાબ આપી શકે છે પરંતુ મહોલત આપી રાખી છે).

## મસ્અલા અને બોધપાઠ :

### કયામત સુધી માનવોમાં ભલાઈનું વર્ણન રાખવાની દુઆ :

وَاجْعَلْ لِّیْ لِسَانَ صِدْقٍ فِی الْاٰخِرِیْنَ આ આયત મુબારકમાં لِسَانُ (લિસાન)નો ભાવાર્થ વર્ણન છે અને فِیْ (ફી)નો لَامُ (લામ) નફા માટે છે.

આયતનો ભાવાર્થ એ થયો કે હે બારીતઆલા ! મને એવો પસંદ કરવામાં આવેલ તરીકો અને ઉમદા નિશાનીઓ અર્પણ કર જેની બીજા લોકો કયામત સુધી પેરવી કરે અને મને ભલાઈના વર્ણન અને ઉમદા લક્ષણથી યાદ કર્યા કરે. (ઈબ્ને કષીર અને રૂહુલ મઆની) અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આ દુઆ કબૂલ કરી. યહૂદીઓ, નસારા અને મક્કાના મુશ્રિકો સુદ્ધાં ઈબ્રાહીમ (અલૈ.) સાથે મહોબ્બત અને લાગણી ધરાવે છે અને પોતાનો સંબંધ તેમના તરફ જોડે છે, જો કે તેમનો તરીકો મિલ્લતે ઈબ્રાહીમી (અલૈ.)થી વિરુદ્ધ કુફ્ર અને શિર્ક છે પરંતુ તેઓ એ જ દા'વો કરે છે કે અમે મિલ્લતે ઈબ્રાહીમી ઉપર છે અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ તો દેખીતી રીતે મિલ્લતે ઈબ્રાહીમી (અલૈ.) ઉપર હોવાને પોતાના માટે ગર્વની બાબત સમજે છે.

## હોદ્દા અથવા સન્માનનીય થવાની (મોટા બનવાની) તમન્ના ટીકાપાત્ર છે પરંતુ અમુક શરતો સાથે જાઇઝ છે :

સન્માનનીય થવાની (મોટા બનવાની) ઈચ્છા એટલે કે લોકો દ્વારા પોતાની ઈજ્જત અને વખાણ કરવાની તમન્ના શરઈ રીતે ટીકાપાત્ર છે. કુર્આને કરીમે આખિરતના ઘરની નેઅ્મતોને હોદ્દાની મહોબ્બત છોડવા ઉપર અવલંબિત ઠરાવી છે. قَالَ تَعَالٰی تِلْکَ الدَّارُ الْاٰخِرَةُ نَجْعَلُهَا لِلَّذِیْنَ لَا یُرِیْدُوْنَ عَلُوًّا فِی الْاَرْضِ وَلَا فَسَادًا આ સ્થળે આયત وَاجْعَلْ لِّیْ لِسَانَ صِدْقٍ فِی الْاٰخِرِیْنَ માં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આ દુઆ કે આવનાર પેઢીઓમાં મારા વખાણ અને તારીફ થયા કરે; દેખીતી રીતે આ મોટા થવાની તમન્નામાં સામેલ જણાય છે પરંતુ આયતના શબ્દોમાં વિચાર કરવામાં આવે તો જાણ થશે કે આ આયતનો મૂળ હેતુ મોટા બનવાનો આશય બિલકુલ નથી બલકે અલ્લાહ તઆલા પાસે એ બાબતની દુઆ છે કે એવા નેક અમલોની તવફીક બખ્શે જે મારી આખિરતનો સામાન બને અને તેને જોઈને અન્ય લોકોમાં પણ નેક કર્મોનું આકર્ષણ જન્મે અને મારા પછી પણ લોકો નેક અમલોમાં મારું અનુસરણ કરતા રહે. એનો ખુલાસો એ છે કે તેનાથી કોઈ મોટા બનવાની ઈચ્છાનો અથવા હોદ્દાનો લાભ પ્રાપ્ત કરવાનો હેતુ નથી કે જેને સન્માનનીય અને મોટા બનવાની મહોબ્બત કે તમન્ના કહી શકાય. કુર્આન અને હદીષમાં જ્યાં મોટા બનવાની ઈચ્છાની મનાઈ થઈ છે અને તેને

ટીકાપાત્ર ઠરાવ્યું છે તેનો ભાવાર્થ તે જ દુનિયાની નામના, દેખાડો અને તેનાથી દુનિયાના લાભો પ્રાપ્ત કરવા છે.

ઈમામ તિરમિઝી અને નસઈએ હઝરત કઅ્બ બિન માલિક (રદિ.)ની રિવાયતથી વર્ણન કર્યું કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, બે ભૂખા વરૂઓ જે બકરીઓના ટોળામાં છોડી દેવામાં આવે તો તે બકરીઓના ટોળાને એટલું નુકસાન નથી પહોંચાડતા જેટલી બે આદતો મનુષ્યના દીનને નુકસાન પહોંચાડે છે, એક માલની મહોબ્બત અને બીજું પોતાની ઈજ્જત અને નામનાની તલબ. (રવાહુ તબરાની અન અબી સઈદ ખુદરી રદિ. વલ બઝાર અન અબી હુરયરહ રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી ઝઈફ સનદ દ્વારા વયલમીએ આ રિવાયત નકલ કરી છે કે નામના અને વખાણ થાય તે પ્રિય હોવું મનુષ્યને આંધળો અને બહેરો કરી મૂકે છે. આ બધી જ રિવાયતોથી ભાવાર્થ તે નામના અને વખાણની તમન્ના અને પ્રિયતા છે જે દુનિયવી હેતુઓ માટે ઈચ્છનીય હોય અથવા જેના માટે દીનમાં કોઈ બાંધછોડ અથવા કોઈ ગુનાહ આચરવો પડે અને જ્યારે આ સ્વરૂપ ન હોય તો સન્માનનીય થવાની ઈચ્છા નીંદનીય નથી. હદીષમાં પોતે રસૂલે કરીમ ﷺથી આ દુઆ નકલ થઈ છે, اَللّٰهُمَّ اجْعَلْنِىْ فِىْ عَيْنِىْ صَغِيْرًا وَّفِىْ اَعْيُنِ النَّاسِ كَبِيْرًا એટલે કે, યા અલ્લાહ ! મને પોતે પોતાની દષ્ટિમાં નાનો અને તુચ્છ બનાવ અને લોકોની નજરોમાં મોટો બનાવ. અત્રે પણ લોકોની નજરોમાં મોટા બનવાનો મકસદ એ છે કે લોકો નેક અમલોમાં મારું અનુસરણ કરે, એટલા માટે ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે જે વ્યક્તિ વાસ્તવમાં ભલો અને નેક હોય, લોકોની નજરમાં નેક બનવા માટે રિયાકારી (દેખાડો) ન કરે તેના માટે લોકો તરફથી વખાણ અને તારીફની મહોબ્બત કરવી નીંદનીય નથી.

ઈબ્ને અરબી (રહ.)એ ફરમાવ્યું કે પ્રસ્તુત આયતથી સાબિત થયું કે જે નેક અમલથી લોકોમાં વખાણ થતા હોય તે નેક અમલની તલબ અને ઈચ્છા જાઈઝ છે તથા ઈમામ ગઝાલી (રહ.)એ ફરમાવ્યું કે દુનિયામાં ઈજ્જત અને સન્માનની મહોબ્બત ત્રણ શરતો સાથે જાઈઝ છે, પ્રથમ એ કે તેનો હેતુ પોતાને મોટો બનાવવો અને તેના મુકાબલામાં અન્યોને નાના અથવા તુચ્છ ઠરાવવાનો ન હોય બલકે આખિરતના લાભ માટે હોય કે લોકો મારું અનુસરણ કરીને નેક અમલોમાં મારી તા'બેદારી કરશે, બીજું એ કે જૂઠા વખાણ કરાવવાનો હેતુ ન હોય

કે જે લક્ષણ પોતાનામાં નથી લોકો પાસે એવી ઈચ્છા રાખે કે તે આ લક્ષણમાં તેના વખાણ કરે, ત્રીજું એ કે તેને પ્રાપ્ત કરવા માટે કોઈ ગુનાહ અથવા દીનની બાબતોમાં બાંધછોડ ન અપનાવવી પડે.

**મુશ્રિકો માટે મગફિરત (મા'ફી)ની દુઆ કરવી જાઇઝ નથી :**

وَاغْـفِـرْ لِاَبِـىْٓ اِنَّـهٗ كَـانَ مِنَ الضَّآلِّيْنَ કુર્આન મજીદના આ ફરમાન પછી કે مَاكَانَ لِلنَّبِىِّ وَالَّذِيْنَ اٰمَنُوْٓا اَنْ يَّسْتَغْفِرُوْا لِلْمُشْرِكِيْنَ وَلَوْ كَانُوْٓا اُولِىْ قُرْبٰى مِنْۢ بَعْدِ مَا تَبَيَّـنَ لَهُـمْ اَنَّهُـمْ اَصْحٰبُ الْجَحِيْمِ હવે કોઈ એવા વ્યક્તિ માટે જેનું કુફ્ર ઉપર મરવું નિશ્ચિત હોય ઈસ્તિગફાર (મા'ફી)ની દુઆની માંગણી કરવી નાજાઈઝ અને હરામ છે, કારણ કે પ્રસ્તુત આયતનો તરજુમો એ છે કે કોઈ નબી અથવા ઈમાન ધરાવનારાઓ માટે એ કદાપિ જાઈઝ નથી કે તેઓ મુશ્રિકો માટે મા'ફીની દરખાસ્ત કરે, ભલે તે પોતાના સગાં વહાલાં અથવા નજીકના જ કેમ ન હોય જ્યારે કે તેમનું જહન્નમી હોવું બિલકુલ સ્પષ્ટ થઈ ચૂક્યું છે.

**એક સવાલ અને જવાબ :**

હવે અત્રે એક પ્રશ્ન આ પેદા થાય છે કે આ મનાઈ અને ઈન્કાર પછી પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના મુશ્રિક પિતા માટે કેમ મગફિરતની દુઆ માંગી ? તેનો જવાબ પોતે અલ્લાહ રબ્બુલ ઈજ્જતે કુર્આન મજીદમાં આપી દીધો છે, وَمَا كَانَ اسْتِغْفَارُ اِبْرَاهِيْمَ لِاَبِيْهِ اِلَّا عَنْ مَّوْعِدَةٍ وَّعَدَهَآ اِيَّاهُ ۚ فَلَمَّا تَبَيَّنَ لَهٗٓ اَنَّهٗ عَدُوٌّ لِّلّٰهِ تَبَرَّاَ مِنْهُ ؕ اِنَّ اِبْرٰهِيْمَ لَاَوَّاهٌ حَلِيْمٌ (تَوْبَهْ)

જવાબનો ખુલાસો એ છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બાપ માટે તેમની જિંદગીમાં મા'ફી એ નિય્યતે અને વિચારે માંગી હતી કે અલ્લાહ રબ્બુલ ઈજ્જત તેને ઈમાન લાવવાની તવફીક આપે, જેના પછી મગફિરત નિશ્ચિત છે અથવા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું એવું અનુમાન હતું કે મારા પિતા ગુપ્ત રીતે ઈમાન લઈ આવ્યા છે, જો કે તેની જાહેરાત અને એ'લાન ન કર્યું પરંતુ જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને જાણ થઈ ગઈ કે મારો બાપ તો કુફ્ર ઉપર મર્યો છે તો તેમણે પોતાના સંપૂર્ણ અલગાવ અને જુદાઈની જાહેરાત કરી.

**ખુલાસો :**

આ વાતની તહકીક કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પોતાના પિતાના કુફ્ર

અને શિર્કની પોતાના બાપના જીવનમાં જ જાણ થઈ ગઈ હતી અથવા મર્યા પછી અથવા કયામતના દિવસે થશે તેની સંપૂર્ણ વિગત સૂરએ તવબહમાં આવેલ છે.

يَوْمَ لَا يَنْفَعُ مَالٌ وَّلَا بَنُوْنَ ○ اِلَّا مَنْ اَتَى اللّٰهَ بِقَلْبٍ سَلِيْمٍ ○

એટલે કે કયામતના તે દિવસોમાં જેમાં ન તો કોઈ માલ કોઈને લાભ આપશે અને ન જ તેની પોતાની અવલાદ તે વ્યક્તિ સિવાય કે જે અલ્લાહ તઆલાની પાસે પવિત્ર હૃદય લઈને પહોંચે. આ આયતની તફસીર અમુક લોકોએ اِسْتِثْنَاءُ (અપવાદ)ને اِسْتِثْنَاءِ مُنْقَطِعٌ (ઈસ્તિષ્નાએ મુન્કતેઅ્) ઠરાવીને એ કરી છે કે તે દિવસે કોઈને ન તો તેનો માલ કામ આવશે અને ન જ અવલાદ. હા ! કામ આવશે તો માત્ર પોતાનું قَلْبِ سَلِيْمٌ (કલ્બે સલીમ) "પવિત્ર હૃદય" કે જેમાં શિર્ક અને કુફ્ર નહીં હોય અને આ વાક્યનું ઉદાહરણ એવું થશે જેમકે કોઈ વ્યક્તિ ફલાણા વિશે કોઈને પૂછે કે શું ફલાણાની પાસે માલ અને અવલાદ પણ છે? તે તેને જવાબમાં કહે, તેનો માલ અને અવલાદ તો તેનું પવિત્ર હૃદય છે, જેનો મતલબ એ થાય છે કે માલ અને અવલાદ તો કંઈ નથી પરંતુ તે સૌના બદલે તેની પાસે પોતાનું પવિત્ર હૃદય મોજૂદ છે. આયતના વિષયનો ખુલાસો આ વિવરણ આધારે એ થાય છે કે માલ અથવા અવલાદ તો તે દિવસે કંઈ જ કામ ન લાગશે, કામ લાગશે તો માત્ર પોતાનું ઈમાન અને નેક કર્મો જેને "કલ્બે સલીમ" (પવિત્ર હૃદય)થી ઓળખાવવામાં આવ્યું છે અને મશ્હૂર તફસીર મોટા ભાગના મુફસ્સિરો સમીપ એ છે કે આ اِسْتِثْنَاءِ مُتَّصِلُ (ઈસ્તિષ્નાએ મુત્તસિલ) છે અને અર્થ એ છે કે માલ અને અવલાદ કયામતના દિવસે કોઈ વ્યક્તિને કામ ન આવશે માત્ર તે વ્યક્તિના કામ આવશે જેનું હૃદય પવિત્ર છે એટલે કે તે મો'મિન છે. તેનો ખુલાસો એ થયો કે આ બધી વસ્તુઓ કયામતમાં પણ લાભદાયક અને ફાયદાકારક બની શકે છે પરંતુ માત્ર મો'મિનો માટે લાભદાયક બનશે, કાફિરોને કંઈ જ લાભ આપશે નહીં. અત્રે એક વાત ધ્યાનપાત્ર એ છે કે આ સ્થળે કુર્આને કરીમે وَلَا بَنُوْنَ (વલા બનૂન) ફરમાવ્યું જેનો અર્થ "પુરુષ અવલાદ" થાય છે. સામાન્ય અવલાદનું વર્ણન લગભગ એટલા માટે નથી કર્યું કે ખરા વખતે કામ લાગવાની આશા દુનિયામાં પણ પુરુષ અવલાદ એટલે કે પુત્રો પાસેથી જ હોઈ શકે છે, પુત્રીઓ દ્વારા કોઈ મુસીબતના વખતે અહીંયાં મદદ મળવાની સંભાવના તો

ક્યારેક જ હોય છે એટલા માટે કયામતમાં ખાસ કરીને પુત્રોનું લાભદાયક ન હોવાનું વર્ણન કરવામાં આવ્યું જેમનાથી દુનિયામાં લાભની આશા રાખવામાં આવતી હતી.

બીજી વાત એ છે કે قَلْبٍ سَلِيْمٍ (કલ્બે સલીમ)નો શાબ્દિક અર્થ "સ્વસ્થ હૃદય" છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે તેનો ભાવાર્થ તે દિલ છે જે કલિમએ તવહીદની ગવાહી આપે અને શિર્કથી પાક હોય. આ જ વિષય મુજાહિદ અને હસન બસરી અને સઈદ બિન મુશય્‌બ (રહ.)થી વિવિધ વિષયો હેઠળ નકલ થયો છે. સઈદ બિન મુશય્‌બ (રહ.)એ ફરમાવ્યું કે સ્વસ્થ દિલ માત્ર મો'મિનનું જ હોઈ શકે છે, કાફિરનું દિલ બીમાર હોય છે જેમકે કુર્આને કરીમનો ઈરશાદ છે, فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ "તેમના દિલોમાં બીમારી છે." (૨:૧૦)

## માલ અને અવલાદ તથા કૌટુંબિક સંબંધો આખિરતમાં પણ ઈમાનની શરત સાથે લાભ પહોંચાડી શકે છે :

પ્રસ્તુત આયતની પ્રખ્યાત તફસીર પ્રમાણે જાણ થઈ કે મનુષ્યનો માલ કયામતના દિવસે પણ તેના કામ આવી શકે છે એ શરતે કે તે મુસલમાન હોય. તેનું સ્વરૂપ એ છે કે જે વ્યક્તિએ દુનિયામાં પોતાનો માલ અલ્લાહના માર્ગ અને નેક કાર્યોમાં ખર્ચ કર્યો હતો અથવા કોઈ સદ્‌કએ જારિયહ કરીને છોડયો હતો અને જો તેનો અંત ઈમાન ઉપર થાય, મહશરમાં મો'મિનોની યાદીમાં સામેલ થાય તો અહીંયાંનો ખર્ચ કરેલો માલ અને સદકએ જારિયહનો સવાબ તેને હશ્રના મેદાન અને ત્રાજવાના હિસાબમાં પણ કામ આવશે અને જો એ વ્યક્તિ મુસલાન ન હતો અથવા અલ્લાહ ન ચાહે મોત પહેલાં ઈમાનથી નીકળી ગયો તો હવે દુનિયામાં કરેલો કોઈ નેક અમલ તેના કામ આવશે નહીં અને અવલાદનો પણ આ જ મા'મલો છે કે જો આ વ્યક્તિ મુસલમાન છે તો આખિરતમાં પણ તેને અવલાદનો લાભ પહોંચી શકે છે, એ જ પ્રમાણે કે તેના પછી તેની અવલાદ તેના માટે મા'ફીની દુઆ કરે અથવા તેને સવાબ પહોંચાડતી રહે અને એ પ્રમાણે પણ કે તેની અવલાદને નેક બનાવવાનો પ્રયત્ન કર્યો હતો એટલા માટે તેમના નેક કાર્યોનો સવાબ તેને પણ આપોઆપ મળતો રહે અને તેના નામએ આ'માલમાં લખાતો રહે અને એ પ્રમાણે પણ કે મહશરમાં તેની અવલાદ તેની સિફારસ કરીને તેને

મા'ફ કરાવે જેમકે હદીષની અમુક રિવાયતોમાં આવી સિફારસ કરવાનું અને તેના સ્વીકાર થવાનું સાબિત છે, ખાસ કરીને નાબાલિગ (અપુખ્ત) અવલાદના વિશે. એ જ પ્રમાણે અવલાદને માં બાપથી પણ આખિરતમાં ઈમાનની શરતે એ લાભ પહોંચશે કે જો તે મુસલમાન થયો પરંતુ તેના નેક અમલો માં બાપના દરજ્જાએ નથી પહોંચ્યા તો અલ્લાહ તઆલા તેમના બાપદાદાની રિઆયત કરીને તેમને પણ એ જ ઉચ્ચ સ્થાનોમાં પહોંચાડી આપશે જે તેમના બાપદાદાનું સ્થાન છે. કુર્આને કરીમમાં તેનો ખુલાસો આ પ્રમાણે ઉપસ્થિત છે. وَاَلْحَقْنَا بِهِمْ ذُرِّيَّتَهُمْ એટલે કે, અમને તારા નેક બંદાઓની સાથે ભેગા કરી દે અને તેમના વંશને પણ. આ આયતની પ્રસ્તુત અને પ્રખ્યાત તફસીરથી જાણ થઈ કે કુર્આન અને હદીષમાં જ્યાં કંઈ એ પ્રસ્તુત છે કે કયામતમાં કૌટુંબિક સંબંધો કંઈ જ કામ ન લાગશે તેનો ભાવાર્થ એ છે કે તે ગેરમો'મિનને કામ ન લાગશે, એટલે સુધી કે પયગમ્બરની અવલાદ અને પત્ની પણ જો મો'મિન નથી તો તેમની પયગમ્બરીથી તેમને કયામતમાં કોઈ લાભ નહીં પહોંચે, જેમકે હઝરત નૂહ (અલૈ.)ના પુત્ર અને હઝરત લૂત (અલૈ.)ની પત્ની અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પિતા વિશે. કુર્આનમાં ઈરશાદ છે فَاِذَا نُفِخَ فِى الصُّوْرِ فَلَآ اَنْسَابَ بَيْنَهُمْ અને يَوْمَ يَفِرُّ الْمَرْءُ مِنْ اَخِيْهِ وَاُمِّهٖ وَاَبِيْهِ અને لَا يَجْزِىْ وَالِدٌ عَنْ وَّلَدِهٖ આ બધી આયતોનો આ જ ભાવાર્થ હોઈ શકે છે. વલ્લાહુ અઅ્‌લમુ.

---

## આયતો : (સૂરએ શુઅ્‌રા : આયત નં. ૧૦૫ થી ૧૨૨)

كَذَّبَتْ قَوْمُ نُوْحِ ۨالْمُرْسَلِيْنَ ﴿١٠٥﴾ اِذْ قَالَ لَهُمْ اَخُوْهُمْ نُوْحٌ اَلَا تَتَّقُوْنَ ﴿١٠٦﴾
اِنِّىْ لَكُمْ رَسُوْلٌ اَمِيْنٌ ﴿١٠٧﴾ فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١٠٨﴾ وَمَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ
اَجْرٍ ۚ اِنْ اَجْرِىَ اِلَّا عَلٰى رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٠٩﴾ فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١١٠﴾
قَالُوْٓا اَنُؤْمِنُ لَكَ وَاتَّبَعَكَ الْاَرْذَلُوْنَ ﴿١١١﴾ قَالَ وَمَا عِلْمِىْ بِمَا كَانُوْا
يَعْمَلُوْنَ ﴿١١٢﴾ اِنْ حِسَابُهُمْ اِلَّا عَلٰى رَبِّىْ لَوْ تَشْعُرُوْنَ ﴿١١٣﴾ وَمَآ اَنَا بِطَارِدِ الْمُؤْمِنِيْنَ ﴿١١٤﴾
اِنْ اَنَا اِلَّا نَذِيْرٌ مُّبِيْنٌ ﴿١١٥﴾ قَالُوْا لَئِنْ لَّمْ تَنْتَهِ يٰنُوْحُ لَتَكُوْنَنَّ مِنَ الْمَرْجُوْمِيْنَ ﴿١١٦﴾

قَالَ رَبِّ إِنَّ قَوْمِي كَذَّبُونِ ﴿١١٧﴾ فَافْتَحْ بَيْنِي وَبَيْنَهُمْ فَتْحًا وَنَجِّنِي وَمَن
مَّعِيَ مِنَ الْمُؤْمِنِينَ ﴿١١٨﴾ فَأَنجَيْنَاهُ وَمَن مَّعَهُ فِي الْفُلْكِ الْمَشْحُونِ ﴿١١٩﴾
ثُمَّ أَغْرَقْنَا بَعْدُ الْبَاقِينَ ﴿١٢٠﴾ إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً ۖ وَمَا كَانَ أَكْثَرُهُم
مُّؤْمِنِينَ ﴿١٢١﴾ وَإِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيزُ الرَّحِيمُ ﴿١٢٢﴾

## તરજુમો :

*નૂહ (અલૈ.)ની કોમે રસૂલો (સંદેશાવાહકો)ને જૂઠાડયા. (૧૦૫) જ્યારે તેમને તેમના ભાઈ નૂહ (અલૈ.)એ કહ્યું, શું તમને ડર નથી ? (૧૦૬) હું તમારા માટે ભરોસાપાત્ર સંદેશ લાવનારો (પ્રામાણિક રસૂલ) છું. (૧૦૭) બસ અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો. (૧૦૮) અને હું તમારી પાસેથી તેના ઉપર કોઈ બદલો નથી માંગતો, મારો બદલો તે જ કુલ વિશ્વના પરવરદિગાર ઉપર છે. (૧૦૯) બસ, અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો. (૧૧૦) તેઓ બોલ્યા, શું અમે તને માની લઈએ ! અને તારી સાથે (તો) નીચ લોકો થઈ રહ્યા છે ! (૧૧૧) (નૂહ અલૈ.એ) કહ્યું, મારે શું જાણવું છે તેનું; જે કામ તેઓ કરી રહ્યા છે. (૧૧૨) તેમનો હિસાબ પૂછવો મારા પરવરદિગારનું જ કામ છે જો તમે સમજ ધરાવતા હોય. (૧૧૩) અને હું ઈમાન લાવનારાઓને કાઢી મૂકનારો નથી. (૧૧૪) હું તો બસ આ જ ડર સ્પષ્ટ રીતે સંભળાવી દેનારો છું. (૧૧૫) તેઓ બોલ્યા, હે નૂહ (અલૈ.) ! જો તું (આ વાત) છોડીશ નહીં તો અવશ્ય (તારો) સંગસાર કરી નાંખવામાં આવશે. (૧૧૬) (નૂહ અલૈ.એ) કહ્યું, હે મારા પરવરદિગાર ! મારી કોમે તો મને જૂઠાડયો. (૧૧૭) બસ ફૈસલો કરી આપ મારા અને તેમની વચ્ચે કોઈ રીતનો ફૈસલો અને મને બચાવી લે અને જેઓ મારી સાથે ઈમાનવાળાઓ છે. (૧૧૮) પછી અમે તેને અને જે તેની સાથે હતા બચાવી લીધા તે લદાયેલા વહાણમાં. (૧૧૯) પછી અમે તેની પાછળ બાકી રહેલાઓને ડૂબાડી દીધા. (૧૨૦) બેશક ! આ વાતમાં નિશાની છે અને તેમનામાંથી ઘણા લોકો ઈમાન લાવનારા નથી. (૧૨૧) અને તારો પરવરદિગાર તે જ છે જબરદસ્ત રહમવાળો (મહાદયાળુ). (૧૨૨)*

## તફસીર :

નૂહ (અલૈ.)ની કોમે પયગમ્બરોને જુઠાડ્યા (કારણ કે એક પયગમ્બરને જૂઠાડવાથી બધા પયગમ્બરોને જૂઠાડવું ગણાય છે) જ્યારે કે તેમને તેમના જ્ઞાતિભાઈ નૂહ (અલૈ.)એ કહ્યું કે શું તમે (અલ્લાહથી) નથી ડરતા ? હું તમારો પ્રમાણિક પયગમ્બર છું ? (કે અલ્લાહનો સંદેશ જેમનો તેમ કોઈપણ પ્રકારનું ઓછું વત્તું કર્યા સિવાય પહોંચાડી આપું છું) બસ, (તેનો તકાદો એ છે કે) તમે લોકો અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો અને (વળી) તમારી પાસેથી કોઈ (દુનિયવી) બદલો (પણ) નથી માંગતો, મારો બદલો તો બસ કુલ વિશ્વના પરવરદિગારના માથે છે, બસ (મારી આ નિસ્વાર્થતાનો તકાદો પણ એ જ છે કે) તમે અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો, તે લોકો કહેવા લાગ્યા કે શું અમે તને માનીશું જ્યારે કે નીચ લોકો તમારી સાથે થઈ ગયા છે ? (જેમની સાથે સમાનતાથી ઉચ્ચ લોકોને અવરોધ નડે છે અને વળી મોટા ભાગના એવા કમહિમ્મત લોકોનો મકસદ કોઈની સાથે લાગવાથી કંઈક માલ અથવા સન્માન પ્રાપ્ત કરવાનો હોય છે તેમનો ઈમાનનો દા'વો પણ ભરોસાપાત્ર નથી) નૂહ (અલૈ.)એ ફરમાવ્યું કે તેમના (ધંધાના) કામથી મારે કોઈ વિવાદ નથી (ભલે તેઓ ઉચ્ચ હોય અથવા હલ્કા હોય દીનમાં આ તફાવતનો કોઈ અસર નથી રહ્યો, એ સંભાવના કે તેમનું ઈમાન દિલથી નથી તો બસ તેના ઉપર) તેમનો હિસાબ કિતાબ લેવો બસ અલ્લાહનું કામ છે, ઘણું સારું થાય કે તમે તેને સમજો અને (હલ્કા ધંધાના લોકોને પોતાના ઈમાન લાવવાના અવરોધ સ્વરૂપ ન ઠરાવો, આ ઈશારાથી એ દરખાસ્ત નીકળે છે કે હું તેમને પોતાની પાસેથી દૂર કરું તો) હું ઈમાન ધરાવનારાઓને દૂર કરનારો નથી (ભલે તમે ઈમાન લાવો અથવા ન લાવો મને કોઈ નુકસાન નથી, કારણ કે) હું તો સ્પષ્ટ રીતે એક ડરાવનારો છું (અને તબ્લીગથી મારા આ હોદ્દાની ફરજ પૂર્ણ થઈ જાય છે, આગળ પોતાનો લાભ અને નુકસાન તમે લોકો જોઈ લો) તે લોકો કહેવા લાગ્યા, જો તમે (આ કહેવા સાંભળવાથી) હે નૂહ (અલૈ.) ! પાછા ન ફર્યા તો અવશ્ય સંગસાર કરી નાંખવામાં આવશો, (મતલબ કે જ્યારે વર્ષોના વર્ષો આ જ પ્રમાણે પસાર થઈ ગયા ત્યારે) નૂહ (અલૈ.)એ દુઆ કરી કે હે મારા પરવરદિગાર ! મારી કોમ મને (બરાબર) જૂઠાડતી રહી છે, બસ તું મારા અને તેમના વચ્ચે એક (અમલી)

ફૈસલો કરી આપ (એટલે કે તેમનો નાશ કર) અને મને અને જે ઈમાન ધરાવનારાઓ મારી સાથે છે તેમને (આ સર્વનાશથી) છુટકારો આપ તો અમે (તેમની દુઆ કબૂલ કરી અને) તેમને અને જે તેમની સાથે લદાયેલા વહાણમાં (સવાર) હતા તેમને છુટકારો આપ્યો, પછી ત્યારબાદ અમે બાકી લોકોને ડૂબાડી દીધા, આ (ઘટના)માં (પણ) ઘણો મોટો બોધપાઠ છે અને (તે છતાં) આ (મક્કાના કાફિરો)માંથી ઘણા લોકો ઈમાન નથી લાવતા, બેશક ! તમારો પરવરદિગાર જબરદસ્ત (અને) મહેરબાન છે (કે અઝાબ આપવા શક્તિ ધરાવતો હોવા છતાં તેમને મહોલત આપી છે).

## મસ્અલા અને બોધપાઠ :

### આજ્ઞાપાલન ઉપર વળતર લેવાનો હુકમ :

وَمَآ اَسْـئَـلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ આ આયતથી જાણ થાય છે કે તા'લીમ અને તબ્લીગ ઉપર વળતર લેવું દુરુસ્ત નથી, એટલા માટે પુરોગામી બુઝૂર્ગોએ વળતર લેવાને હરામ કહ્યું છે પરંતુ પાછળના લોકોએ તેને મજબૂરીની હાલતમાં જાઈઝ ઠરાવ્યું છે. તેની સંપૂર્ણ વિગત આ આયત لَا تَشْتَـرُوْا بِـاٰيٰتِىْ ثَمَنًا قَلِيْلًا હેઠળ વર્ણન થઈ ચૂકી છે. આ સ્થળે فَـاتَّـقُوااللّٰه وَاَطِيْعُوْنِની આયત બે વખતે તાકીદ માટે એવું બતાવવા માટે લાવવામાં આવી છે કે રસૂલનું આજ્ઞાપાલન અને અલ્લાહ તઆલાથી ડરવા માટે માત્ર રસૂલની પ્રમાણિકતા, નિષ્ઠા અથવા ફક્ત પ્રચાર અને શિક્ષણ ઉપર વળતરની માંગણી ન કરવી જ પૂરતું હતું પરંતુ જ્યારે રસૂલમાં આ બધી સિફતો અને લક્ષણો જોવામાં આવે તો તેમની આજ્ઞાનું પાલન કરવું અને અલ્લાહ તઆલાથી ડરવું તો વધારે આવશ્યક બની જાય છે.

### ઉચ્ચતા અથવા નીચતા અમલો અને અખ્લાકથી છે, ન કે કુટુંબ અને સન્માન કે જ્ઞાતિથી :

قَالُوْٓا اَنُؤْمِنُ لَکَ وَاتَّبَعَکَ الْاَرْذَلُوْنَ ○ قَالَ وَمَا عِلْمِىْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ○

આ આયતમાં પ્રથમ મુશ્રિકોનું આ નિવેદન નકલ કર્યું છે કે તેમણે હઝરત નૂહ (અલૈ.) ઉપર ઈમાન લાવવાથી ઈન્કારનું કારણ એ વર્ણન કર્યું કે તમારા માનનારા બધા જ હલકા લોકો છે, અમે ઈજ્જતદાર અને શરીફ લોકો તેમનામાં

કેવી રીતે ભળી જઈએ ? હઝરત નૂહ (અલૈ.)એ જવાબમાં ફરમાવ્યું કે મને તેમના અમલોની પરિસ્થિતિની જાણ નથી. તેમાં ઈશારો કર્યો કે તમે લોકો જે વંશની ઉચ્ચતા અથવા માલ અથવા દોલત તથા ઈજ્જત અને આબરૂને શરાફતનો પાયો સમજો છો તે ખોટું છે, બલકે ઈજ્જત અને ઝિલ્લત તથા ઉચ્ચતા અથવા નીચતાનો પાયો વાસ્તવમાં કર્મો અને નૈતિકતા ઉપર છે, તમે જેના ઉપર એ હુકમ લગાવી દીધો કે આ બધા નીચ લોકો છે એ તમારી અજ્ઞાનતા છે, કારણ કે અમે દરેક વ્યક્તિના કર્મોની હકીકતથી વાકેફ નથી એટલા માટે અમે કોઈ ફેંસલો નથી કરી શકતા કે વાસ્તવમાં કોણ ઉંચ છે અને કોણ નીચ છે. *(કુર્તુબી)*

————————————

## આયતો : (સૂરએ શુઅ્રરા : આયત નં. ૧૨૩ થી ૧૪૦)

كَذَّبَتْ عَادُ ۨالْمُرْسَلِيْنَ ﴿١٢٣﴾ اِذْ قَالَ لَهُمْ اَخُوْهُمْ هُوْدٌ اَلَا تَتَّقُوْنَ ﴿١٢٤﴾ اِنِّيْ
لَكُمْ رَسُوْلٌ اَمِيْنٌ ﴿١٢٥﴾ فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١٢٦﴾ وَمَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ
اِنْ اَجْرِيَ اِلَّا عَلٰى رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٢٧﴾ اَتَبْنُوْنَ بِكُلِّ رِيْعٍ اٰيَةً تَعْبَثُوْنَ ﴿١٢٨﴾
وَتَتَّخِذُوْنَ مَصَانِعَ لَعَلَّكُمْ تَخْلُدُوْنَ ﴿١٢٩﴾ وَاِذَا بَطَشْتُمْ بَطَشْتُمْ جَبَّارِيْنَ ﴿١٣٠﴾
فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١٣١﴾ وَاتَّقُوا الَّذِيْٓ اَمَدَّكُمْ بِمَا تَعْلَمُوْنَ ﴿١٣٢﴾ اَمَدَّكُمْ بِاَنْعَامٍ
وَّبَنِيْنَ ﴿١٣٣﴾ وَجَنّٰتٍ وَّعُيُوْنٍ ﴿١٣٤﴾ اِنِّيْٓ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿١٣٥﴾
قَالُوْا سَوَآءٌ عَلَيْنَآ اَوَعَظْتَ اَمْ لَمْ تَكُنْ مِّنَ الْوٰعِظِيْنَ ﴿١٣٦﴾ اِنْ هٰذَآ اِلَّا خُلُقُ الْاَوَّلِيْنَ ﴿١٣٧﴾
وَمَا نَحْنُ بِمُعَذَّبِيْنَ ﴿١٣٨﴾ فَكَذَّبُوْهُ فَاَهْلَكْنٰهُمْ ۭ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً ۭ وَمَا كَانَ
اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿١٣٩﴾ وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿١٤٠﴾ ع

### તરજુમો :

*(કોમે) આદે રસૂલોને જૂઠાડ્યા. (૧૨૩) જ્યારે તેમને તેમના ભાઈ હૂદે કહ્યું, શું તમને (અલ્લાહનો) ડર નથી ? (૧૨૪) હું તમારી પાસે સંદેશો લાવનાર*

*ભરોસાપાત્ર (રસૂલ) છું. (૧૨૫) બસ, અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો. (૧૨૬) અને હું તમારી પાસે તેના ઉપર કોઈ વળતર નથી માંગતો, મારું વળતર છે તે જ કુલ વિશ્વના પરવરદિગાર ઉપર. (૧૨૭) શું દરેક ઊંચી જમીન ઉપર રમત સ્વરૂપે એક નિશાન (યાદગાર ઈમારત) બનાવો છો ? (૧૨૮) અને (એવી) કારીગીરીઓ કરો છો (કે) જાણે તમે હંમેશા રહેવાના છો ? (૧૨૯) અને જ્યારે હાથ નાંખો છો (પકડ કરો છો) તો જુલમથી પંજા મારો છો ? (૧૩૦) બસ અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો. (૩૧) અને તેનાથી ડરો જેણે તમને તે વસ્તુઓ પહોંચાડી જે તમે જાણો છો. (૩૨) તમને ચોપગા (જાનવરો) પહોંચાડયા અને પુત્રો (સંતાનો). (૧૩૩) અને બગીચા અને ઝરણા. (૧૩૪) હું તમારા ઉપર એક મોટા દિવસની આફતથી ડરું છું. (૧૩૫) તેઓ બોલ્યા, અમારા માટે સરખું છે તું નસીહત કરે અથવા તું નસીહત કરનાર ન બને. (૧૩૬) અને આ વાતો કંઈ નથી ! આગલા લોકોની ટેવો (માત્ર) છે ! (૧૩૭) અને અમારા ઉપર આફત આવવાની નથી. (૧૩૮) પછી તેને જૂઠાડવા લાગ્યા તો અમે તેમનો નાશ કરી નાંખ્યો, બેશક આ વાતમાં નિશાની છે અને તેમનામાં ઘણા લોકો ઈમાન લાવનારા નથી. (૧૩૯) અને તારો પરવરદિગાર તે જ છે જબરદસ્ત રહમવાળો (મહાદયાળુ). (૧૪૦)*

## તફસીર :

કોમે આદે પયગમ્બરોને જૂઠાડ્યા જ્યારે કે તેમને તેમના (જ્ઞાતિના) ભાઈ હૂદ (અલૈ.)એ કહ્યું કે શું તમે (અલ્લાહ તઆલાથી) ડરતા નથી ? હું તમારો પ્રામાણિક પયગમ્બર છું, બસ તમે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞાનું પાલન કરો અને હું તમારી પાસેથી આ (તબ્લીગ–પ્રચાર) ઉપર કોઈ વળતર નથી માંગતો, બસ મારું વળતર તો કુલ વિશ્વના પરવરદિગારના માથે છે, શું તમે (શિર્ક ઉપરાંત અભિમાન અને ગર્વમાં પણ એ કક્ષાએ પ્રવૃત્ત થયા છો કે) દરેક ઊંચા સ્થાન ઉપર એક યાદગાર (સ્વરૂપે ઈમારત) બનાવો છો ? (જેથી તે ખૂબ ઊંચી દેખાય) જેને માત્ર વ્યર્થ (વિના જરૂરતે) બનાવો છો અને (તે ઉપરાંત જે રહેવાના મકાનો છે જેની એક દરજ્જાએ જરૂરત પણ છે તેમાં પણ એ અતિશયોક્તિ કરો છો કે) મોટા મોટા મહેલ બનાવો છો (જ્યારે કે તેનાથી

ઓછામાં પણ આરામ મળી શકે છે) જેમકે દુનિયામાં તમારે હંમેશા રહેવાનું હોય (એટલે કે મકાનો એવા વિશાળ અને એવા ઊંચા મહેલો અને એવા મજબૂત અને એવી યાદગાર ઈમારતો તે સમયે યોગ્ય હતી જ્યારે કે દુનિયામાં હંમેશા રહેવાનું હોત તો એ કલ્પના હોત કે મોટા વિશાળ મકાનો બનાવો જેથી આવનાર પેઢીમાં તંગી ન રહે કારણ કે અમે પણ રહીશું અને તે પણ રહેશે અને ઊંચા પણ બનાવો જેથી નીચે જગ્યા ન રહે તો અહીંયાં રહેવા લાગે અને મજબૂત બનાવો જેથી અમારી લાંબી ઉંમર માટે પૂરતા રહે અને યાદગારો બનાવો જેથી અમારા જીવનપર્યંત અમારો ઉલ્લેખ જીવંત રહે અને હવે તો બધું વ્યર્થ છે, મોટી મોટી યાદગારો બની છે અને બનાવનારાના નામો સુદ્ધાં નથી, મોતે બધાનું નામ મિટાવી દીધું, કોઈનું જલ્દી અને કોઈનું મોડેથી) અને (આ અભિમાનના કારણે સ્વભાવમાં કઠોરતા અને નિર્દયતા એ દરજ્જાની રાખો છો કે) જ્યારે કોઈ ઉપર પકડ કરવા લાગો તો બિલકુલ અત્યાચારી (અને જાલિમ) બનીને પકડ કરો છો (અને આ બુરા અખ્લાકને એટલા માટે વર્ણન કરવામાં આવ્યા કે આ દુષ્ટ ટેવો મોટા ભાગે ઈમાન અને આજ્ઞાપાલનના માર્ગનો અવરોધ બનતી હોય છે) બસ, (કારણ કે શિર્ક અને પાછલી બુરી ટેવો અલ્લાહ તઆલાની નાખુશી અને અઝાબનું કારણ છે એટલા માટે) તમે અલ્લાહથી ડરો અને (કારણ કે હું રસૂલ છું એટલા માટે) મારી આજ્ઞાનું પાલન કરો અને તેનાથી (એટલે કે અલ્લાહ તઆલાથી) ડરો (એટલે કે જેનાથી ડરવાનું હું કહું છું તે એવો છે) જેણે તમારી તે વસ્તુઓથી સહાય કરી જેને તમે જાણો છો (એટલે કે) ચોપગા જાનવરો અને પુત્રો અને બગીચાઓ અને ઝરણાઓથી તમારી સહાય કરી (તો આ ઈનામનો તકાદો એ છે કે તેના હુકમનો બિલકુલ વિરોધ કરવામાં ન આવે), મને તમારા ઉપર (જો તમે આ પ્રવૃત્તિઓથી પાછા ન ફર્યા તો) એક ઘણા કઠોર દિવસના અઝાબનો સંદેહ છે (આ ચેતવણી છે અને ....اَمَدَّكُمْ بِاَنْعَامٍ માં બચવાની પ્રેરણા પણ હતી), તે લોકો બોલ્યા કે અમારા સમીપ તો બંને વાતો સરખી છે ભલે તમે નસીહત કરો અથવા નસીહત કરનાર ન બનો (એટલે કે અમે બંને પરિસ્થિતિઓમાં પોતાની પ્રવૃત્તિઓથી પાછા ફરવાના નથી અને તમે જે કંઈ કહી રહ્યા છો) એ તો બસ આગલા લોકોની એક (મા'મૂલી) આદત (છે અને રિવાજ) છે (કે દરેક યુગમાં લોકો નુબુવ્વતના દા'વેદાર થઈને લોકોને આવું જ કહેતા સંભળાવતા રહ્યા) અને

(તમે અમને અઝાબથી ડરાવો છો તો) અમને કદાપિ અઝાબ થશે નહીં, મતલબ કે તે લોકોએ હૂદ (અલૈ.)ને જુઠાડ્યા તો અમે તેમનો (સખત આંધીના અઝાબમાં) નાશ કર્યો, બેશક ! એ (ઘટના)માં (પણ) મોટી ઈબ્રત છે (કે હુકમોનો વિરોધ કરવાનું શું પરિણામ આવ્યું) અને તે ઉપરાંત તે (મક્કાના કાફિરો)માં ઘણા લોકો ઈમાન નથી લાવતા અને બેશક ! તમારો પરવરદિગાર જબરદસ્ત અને મહેરબાન છે (કે અઝાબ આપવા ઉપર શક્તિમાન છે પરંતુ દયાથી મહોલત પણ આપી રાખી છે).

## મસ્અલા અને બોધપાઠ :

### અમુક મુશ્કેલ શબ્દોની સ્પષ્ટતા :

اَتَبْنُوْنَ بِكُلِّ رِيْعٍ اٰيَةً تَعْبَثُوْنَ ٥ وَتَتَّخِذُوْنَ مَصَانِعَ لَعَلَّكُمْ تَخْلُدُوْنَ٥

ઈબ્ને જરીર (રહ.)એ હઝરત મુજાહિદ (રહ.)થી નકલ કર્યું છે કે, رِيْعٌ (રીઉન) બે પહાડ વચ્ચેના માર્ગને કહે છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી અને જમહૂરથી નકલ છે કે, رِيْع (રીઅ્) ઊંચા સ્થળોને કહેવામાં આવે છે અને એટલા માટે رِيْعُ النَّبَاتِ (રીઉલ નબાતિ) નીકળ્યું છે, એટલે કે વધનારી અને ચઢનારી વનસ્પતિ. اٰيَةً (આયતન) તેનો મૂળ અર્થ "નિશાની" છે. આ સ્થળે "ઊંચા મહેલો" ભાવાર્થ તરીકે છે. تَعْبَثُوْنَ (તઅ્બષૂન) એ عَبَثٌ (અબષ)થી બને છે અને "અબષ" તેને કહે છે જેમાં ન તો વાસ્તવમાં કોઈ લાભ હોય અને ન જ પરોક્ષ રીતે. આ સ્થળે ભાવાર્થ એ થશે કે તેઓ વ્યર્થ અને લાભરહિત ઊંચા ઊંચા મહેલો બનાવતા હતા જેની તેમને કોઈ આવશ્યકતા ન હતી, માત્ર અભિમાન અને ગર્વના કારણે બનાવતા હતા مَصَانِعُ (મસાનિઅ્) એ مَصْنَعُ (મસ્નિઅ્)નું બહુવચન છે. હઝરત કતાદહ (રહ.)એ ફરમાવ્યું કે "મસાનિઅ્"થી પાણીના હોજ ભાવાર્થ તરીકે છે પરંતુ હઝરત મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે તેનાથી "મજબૂત મહેલ" ભાવાર્થ તરીકે છે. لَعَلَّكُمْ تَخْلُدُوْنَ (લઅલ્લકુમ તખ્લુદૂન) ઈમામ બુખારી (રહ.)એ સહીહ બુખારીમાં વર્ણન કર્યું છે કે આ આયતમાં لَعَلَّ એ تَشْبِيْهُ માટે છે અને હઝરત ઈબ્ને અબ્બાસ (રહ.)એ ફરમાવ્યું કે, كَاَنَّكُمْ تَخْلُدُوْنَ એટલે કે જાણે તમે તેમાં હંમેશા રહેશો. *(કમા ફિ રૂહ)*

**વિના જરૂરતે ઇમારતો બનાવવી ટીકાપાત્ર છે :**

આ આયતથી સાબિત થયું કે જરૂરત વિના મકાનો બનાવવા અને બાંધકામ કરવા શરઈ રીતે ખરાબ છે અને આ જ ભાવાર્થ છે તે હદીષનો જે ઈમામ તિરમિઝી (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે اَلنَّفَقَةُ كُلُّهَا فِى سَبِيْلِ اللّٰهِ اِلَّا الْبِنَاءُ فَلَا خَيْرَ فِيْهِ એટલે કે તે ઈમારતો જે જરૂરત કરતાં વધારે બનાવવામાં આવી હોય તેમાં કોઈ ભલાઈ કે બહેતરી નથી અને આ ભાવાર્થનું સમર્થન હઝરત અનસ (રદિ.)ની બીજી રિવાયતથી પણ થાય છે કે, اِنَّ كُلَّ بِنَاءٍ وَبَالٌ عَلٰى صَاحِبِهٖ اِلَّامَالَا يَعْنِىْ اِلَّامَالَا بُدَّمِنْهُ (ابوداؤد) એટલે કે, દરેક બાંધકામ એ બાંધકામ કરનાર માટે મુસીબત છે પરંતુ તે ઈમારત જે જરૂરી હોય તે વબાલ નથી. રૂહુલ મઆનીમાં ફરમાવ્યું કે સાચા હેતુ વિના ઊંચી ઊંચી ઈમારતો બનાવવી શરીઅતે મુહમ્મદિય્યહ ﷺમાં પણ ટીકાપાત્ર અને ખરાબ સમજવામાં આવે છે.

## આયતો : (સૂરએ શુઅ્રા : આયત નં. ૧૪૧ થી ૧૫૯)

كَذَّبَتْ ثَمُوْدُ الْمُرْسَلِيْنَ ﴿١٤١﴾ اِذْ قَالَ لَهُمْ اَخُوْهُمْ صٰلِحٌ اَلَا تَتَّقُوْنَ ﴿١٤٢﴾ اِنِّيْ
لَكُمْ رَسُوْلٌ اَمِيْنٌ ﴿١٤٣﴾ فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١٤٤﴾ وَمَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ
اِنْ اَجْرِيَ اِلَّا عَلٰى رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٤٥﴾ اَتُتْرَكُوْنَ فِيْ مَا هٰهُنَآ اٰمِنِيْنَ ﴿١٤٦﴾
فِيْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ﴿١٤٧﴾ وَّزُرُوْعٍ وَّنَخْلٍ طَلْعُهَا هَضِيْمٌ ﴿١٤٨﴾ وَتَنْحِتُوْنَ مِنَ الْجِبَالِ
بُيُوْتًا فٰرِهِيْنَ ﴿١٤٩﴾ فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿١٥٠﴾ وَلَا تُطِيْعُوْٓا اَمْرَ الْمُسْرِفِيْنَ ﴿١٥١﴾
الَّذِيْنَ يُفْسِدُوْنَ فِي الْاَرْضِ وَلَا يُصْلِحُوْنَ ﴿١٥٢﴾ قَالُوْٓا اِنَّمَآ اَنْتَ مِنَ الْمُسَحَّرِيْنَ ﴿١٥٣﴾
مَآ اَنْتَ اِلَّا بَشَرٌ مِّثْلُنَا ۚ فَاْتِ بِاٰيَةٍ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿١٥٤﴾ قَالَ هٰذِهٖ
نَاقَةٌ لَّهَا شِرْبٌ وَّلَكُمْ شِرْبُ يَوْمٍ مَّعْلُوْمٍ ﴿١٥٥﴾ وَلَا تَمَسُّوْهَا بِسُوْٓءٍ فَيَاْخُذَكُمْ
عَذَابُ يَوْمٍ عَظِيْمٍ ﴿١٥٦﴾ فَعَقَرُوْهَا فَاَصْبَحُوْا نٰدِمِيْنَ ﴿١٥٧﴾ فَاَخَذَهُمُ الْعَذَابُ ۭ
اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً ۭ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿١٥٨﴾ وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿١٥٩﴾ ع

## તરજુમો :

*(કોમે) ષમૂદે રસૂલોને જૂઠાડ્યા. (૧૪૧) જ્યારે તેમને તેમના ભાઈ સાલિહ (અલૈ.)એ કહ્યું, શું તમે (અલ્લાહથી) ડરતા નથી ? (૧૪૨) હું તમારી પાસે સંદેશ લાવનાર ભરોસાપાત્ર (રસૂલ) છું. (૧૪૩) બસ, અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો. (૧૪૪) અને હું તમારી પાસે તેના ઉપર કોઈ વળતર નથી માંગતો, મારું વળતર તે જ કુલ વિશ્વના પાલનહાર ઉપર છે. (૧૪૫) શું તમને અહીંયાંની વસ્તુઓમાં વિના ખટકે (બેધડક) છોડેલા રાખશે ? (૧૪૬) બગીચાઓમાં અને ઝરણાઓમાં ? (૧૪૭) અને ખેતીઓમાં અને ખજૂરોમાં જેના ગાભા (Spathes) મુલાયમ છે ? (૧૪૮) અને પહાડોમાં કુશળતાથી ઘરો કોતરો છો ! (૧૪૯) બસ ડરો અલ્લાહથી અને મારું કહ્યું માનો. (૧૫૦) અને બે'બાક (મર્યાદા ઓળંગનાર) લોકોનું કહ્યું ન માનો. (૧૫૧) જેઓ જમીનમાં ફસાદ કરે છે અને સુધારણા નથી કરતા. (૧૫૨) તેઓ બોલ્યા, તારા ઉપર તો કોઈએ જાદૂ કર્યો છે. (૧૫૩) તું પણ એક માનવી છે જેવા કે અમે, બસ કોઈ નિશાની લઈ આવ જો તું સાચો છે. (૧૫૪) (સાલિહ અલૈ.એ) કહ્યું, આ ઊંટણી છે તેના માટે પાણી પીવાનો એક વારો અને તમારા માટે વારાનો એક દિવસ નક્કી છે. (૧૫૫) અને તેને ખરાબ રીતે ન છેડશો (કે) પછી તમને એક મોટા દિવસની આફત પકડી લે. (૧૫૬) પછી તેમણે ઊંટણીને (પગ કાપી) મારી નાંખી, પછી સવારમાં (અઝાબ આવતો જોઈ) પસ્તાતા રહી ગયા. (૧૫૭) પછી તેમને અઝાબે આવી પકડ્યા, નિઃશંક આ વાતમાં નિશાની છે અને તેમનામાં ઘણા લોકો ઈમાન લાવનારા નથી. (૧૫૮) અને તારો પરવરદિગાર તે જ છે જબરદસ્ત રહમ કરનારો (મહાદયાળુ). (૧૫૯)*

## તફસીર :

કોમે ષમૂદે (પણ) પયગમ્બરોને જૂઠાડ્યા જ્યારે કે તેમને તેમના ભાઈ સાલિહ (અલૈ.)એ કહ્યું, શું તમે (અલ્લાહ તઆલાથી) નથી ડરતા ? હું તમારો પ્રામાણિક પયગમ્બર છું, બસ તમે અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો અને હું તમારી પાસેથી તેના ઉપર કોઈ વળતર નથી ઇચ્છતો, બસ મારું વળતર તો કુલ

વિશ્વના પરવરદિગારના માથે છે. (અને તમે જે ખુશહાલીના કારણે આ દરજ્જાએ અલ્લાહથી ગાફેલ છો તો) શું તમને તે જ વસ્તુઓમાં નચિંત થઈને રહેવા દેવામાં આવશે જે અહીંયાં (દુનિયામાં) ઉપસ્થિત છે ? એટલે કે બગીચાઓમાં અને ઝરણાઓમાં અને ખજૂરોમાં જેના ગાભા ખૂબ મુલાયમ છે (એટલે કે તે ખજૂરોમાં મોટા પ્રમાણમાં ફળ આવે છે) અને શું (આ જ ગફલતના કારણે) તમે પહાડોને કોતરી કોતરીને ઈતરાઈ (અને ગર્વ કરી)ને મકાનો બનાવો છો ? બસ અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો અને એની (બંદગીની) હદોમાંથી નીકળી જનારાઓનું કહ્યું ન માનો જે પૃથ્વી ઉપર ફસાદ કર્યા કરે છે અને (ક્યારેય) સુધારણા(ની વાત) નથી કરતા (તેનો ભાવાર્થ કાફિર માલદારો છે જેઓ ગુમરાહી ઉપર લોકોને પ્રોત્સાહિત કરતા હતા અને ફસાદ અને તેમની સુધારણા ન કરવાનો આ જ ભાવાર્થ છે), તે લોકોએ કહ્યું કે તમારા ઉપર તો કોઈએ મોટો જાદૂ કર્યો છે (જેનાથી બુદ્ધિમાં ખરાબી આવી ગઈ છે કે નુબુવ્વતનો દા'વો કરો છો જ્યારે કે) તમે બસ અમારી જેમ જ એક (મા'મૂલી) માણસ છો (અને માણસ નબી નથી હોતો) બસ, કોઈ મોઅ્જિઝો રજુ કરો જો તમે (નુબુવ્વતના દા'વામાં) સાચા છો, સાલિહ (અલૈ.)એ ફરમાવ્યું કે આ એક ઊંટણી છે, (જે પ્રાકૃતિક નિયમ વિરુદ્ધ પેદા થવાથી મોઅ્જિઝો છે જેમકે આઠમા સિપારાના અંતમાં આવી ચૂક્યું છે અને તદુપરાંત આ મારી રિસાલતની દલીલ છે, પોતે તેના પણ અમુક હકો છે એટલા માટે તે હકોમાંથી એક એ છે કે) પાણી પીવા માટે એક વારો તેનો છે અને એક નિશ્ચિત દિવસમાં એક વારો તમારો (એટલે કે તમારા ઢોરોનો) અને (એક એ છે કે) તેને બુરાઈ (અને તકલીફ આપવા)ની સાથે હાથ પણ ન લગાવજો, ક્યાંક તમને એક ભારે દિવસનો અઝાબ આવી પકડે, બસ તેમણે (ન તો રિસાલતનું સમર્થન કર્યું અને ન જ ઊંટણીના હકો અદા કર્યા, બલકે) તે ઊંટણીને મારી નાંખી, પછી (જ્યારે અઝાબની નિશાનીઓ જાહેર થઈ તો પોતાની હરકત ઉપર) પસ્તાવો થયો (પરંતુ પ્રથમ તો અઝાબ જોઈ લેવાના સમયે પસ્તાવો બેકાર છે, બીજું માત્ર સ્વાભાવિક પસ્તાવાથી શું થાય? જ્યાં સુધી પોતાના અધિકારથી એટલે કે તવબહ અને ઈમાન ન અપનાવ્યું હોય) પછી (અંતે) અઝાબે તેમને પકડી લીધા, બેશક ! એ(ઘટના)માં મોટો બોધપાઠ છે અને (તે છતાં) આ(મક્કાના કાફિરો)માં ઘણા લોકો ઈમાન નથી

લાવતા અને બેશક ! તમારો પરવરદિગાર જબરદસ્ત મોટો મહેરબાન છે (કે શક્તિ હોવા છતાં મહોલત આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَتَنۡحِتُوۡنَ مِنَ الۡجِبَالِ بُيُوۡتًا فٰرِهِيۡنَ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી فَارِهِيۡنَ (ફારિહીન)ની તફસીર بَطِرِيۡنَ નકલ થઈ છે, એટલે કે "ઈતરાનાર અથવા અભિમાન કરનાર" પરંતુ અબૂ સાલિહે ફરમાવ્યું, અને આ જ ઈમામ રાગિબની તફસીર કરી છે કે, "ફારિહીન"નો અર્થ حَاذِقِيۡنَ છે, એટલે કે "નિષ્ણાત". ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલાએ તમારા ઉપર એ નેઅ્મત કરી છે કે તમને એવી કલા કારીગીરી શિખવાડી દીધી કે પહાડોમાંથી મકાન બનાવવું તમારા માટે સરળ બનાવી દીધું, ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાના ઈનામોને યાદ કરો અને પૃથ્વી ઉપર ફસાદ ન કરો.

### ફાયદાકારક ધંધો અલ્લાહના ઇનામો છે, એ શરતે કે તેને બુરા કામોમાં ઉપયોગ ન કરે :

આ આયતથી સાબિત થયું કે ઉત્તમ ધંધાઓ અલ્લાહ તઆલાના ઈનામો છે અને તેનાથી લાભ ઉઠાવવો જાઈઝ છે પરંતુ જો તેનાથી કોઈ ગુનોહ અથવા હરામ પ્રવૃત્તિ અથવા વિના જરૂરતે તેમાં ઓતપ્રોત થઈ જવાનું જરૂરી બનતું હોય તો પછી તે ધંધો અપનાવવો નાજાઈઝ છે, જેમકે હમણા આથી આગલી આયતોમાં જરૂરત વિના ઈમારતની ઊંચાઈની ટીકા પસાર થઈ ચૂકી છે.

---

## આયતો : (સૂરએ શુઅ્રા : આયત નં. ૧૬૦ થી ૧૭૫)

كَذَّبَتۡ قَوۡمُ لُوۡطِ ِۨ الۡمُرۡسَلِيۡنَ ﴿۱۶۰﴾ اِذۡ قَالَ لَهُمۡ اَخُوۡهُمۡ لُوۡطٌ اَلَا تَتَّقُوۡنَ ﴿۱۶۱﴾
اِنِّىۡ لَـكُمۡ رَسُوۡلٌ اَمِيۡنٌ ﴿۱۶۲﴾ فَاتَّقُوا اللّٰهَ وَاَطِيۡعُوۡنِ ﴿۱۶۳﴾ وَمَاۤ اَسۡـئَلُكُمۡ عَلَيۡهِ مِنۡ
اَجۡرٍ‌ ۚ اِنۡ اَجۡرِىَ اِلَّا عَلٰى رَبِّ الۡعٰلَمِيۡنَ ﴿۱۶۴﴾ اَتَاۡتُوۡنَ الذُّكۡرَانَ مِنَ الۡعٰلَمِيۡنَ ﴿۱۶۵﴾
وَتَذَرُوۡنَ مَا خَلَقَ لَـكُمۡ رَبُّكُمۡ مِّنۡ اَزۡوَاجِكُمۡ‌ ؕ بَلۡ اَنۡتُمۡ قَوۡمٌ عٰدُوۡنَ ﴿۱۶۶﴾ قَالُوۡا
لَـئِنۡ لَّمۡ تَنۡتَهِ يٰلُوۡطُ لَتَكُوۡنَنَّ مِنَ الۡمُخۡرَجِيۡنَ ﴿۱۶۷﴾ قَالَ اِنِّىۡ لِعَمَلِكُمۡ مِّنَ الۡقَالِيۡنَ ﴿۱۶۸﴾

رَبِّ نَجِّنِىْ وَاَهْلِىْ مِمَّا يَعْمَلُوْنَ ﴿١٦٩﴾ فَنَجَّيْنٰهُ وَاَهْلَهٗۤ اَجْمَعِيْنَ ﴿١٧٠﴾ اِلَّا عَجُوْزًا فِى
الْغٰبِرِيْنَ ﴿١٧١﴾ ثُمَّ دَمَّرْنَا الْاٰخَرِيْنَ ﴿١٧٢﴾ وَاَمْطَرْنَا عَلَيْهِمْ مَّطَرًا ۚ فَسَآءَ مَطَرُ
الْمُنْذَرِيْنَ ﴿١٧٣﴾ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً ؕ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿١٧٤﴾ وَاِنَّ رَبَّكَ
لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿١٧٥﴾

## તરજુમો :

*લૂત (અલૈ.)ની કોમે રસૂલોને જૂઠાડયા. (૧૬૦) જ્યારે તેમને તેમના ભાઈ લૂત (અલૈ.)એ કહ્યું, શું તમે (અલ્લાહથી) ડરતા નથી ? (૧૬૧) હું તમારા માટે સંદેશ લાવનાર ભરોસાપાત્ર (રસૂલ) છું. (૧૬૨) બસ અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો. (૧૬૩) અને હું તમારી પાસે તેનું કંઈ વળતર નથી માંગતો, મારો બદલો તે જ કુલ વિશ્વના પરવરદિગાર ઉપર છે. (૧૬૪) શું તમે દુનિયાના પુરુષો પાછળ દોડો છો ? (૧૬૫) અને છોડી દો છો જે તમારા માટે તમારા પરવરદિગારે તમારી પત્નીઓ બનાવી છે ? બલકે તમે લોકો હદથી વધનારા છો. (૧૬૬) તેઓ બોલ્યા, જો તું (આ ઉપદેશ) છોડીશ નહીં તો હે લૂત (અલૈ.) તને કાઢી મૂકવામાં આવશે ! (૧૬૭) (લૂત અલૈ.એ) કહ્યું, હું તમારા કાર્યથી અલબત્ત અળગો છું. (૧૬૮) હે પરવરદિગાર ! મને અને મારા ઘરવાળાઓને આ કાર્યોથી મુક્તિ આપ જે આ (લોકો) કરી રહ્યા છે. (૧૬૯) પછી અમે તેમને અને તેમના ઘરવાળાઓ બધાને બચાવી લીધા. (૧૭૦) પરંતુ એક વૃદ્ધા રહી ગઈ રહેનારાઓમાં. (૧૭૧) પછી અમે તે અન્યોને પટકી માર્યા. (૧૭૨) અને તેમના ઉપર એક વરસાદ વરસાવ્યો, બસ કેટલો બુરો વરસાદ હતો તે ભયભીત થયેલાઓનો ! (૧૭૩) અલબત્ત આ વાતમાં નિશાની છે અને તેમનામાં ઘણા લોકો ઈમાન લાવનારા ન હતા. (૧૭૪) અને બેશક ! તારો પરવરદિગાર તે જ છે જબરદસ્ત રહમવાળો (મહાદયાળુ). (૧૭૫)*

## તફસીર :

કોમે લૂતવાળાઓએ (પણ) પયગમ્બરોને જુઠાડ્યા જ્યારે કે તેમને તેમના ભાઈ લૂત (અલૈ.)એ કહ્યું કે શું તમે (અલ્લાહ તઆલાથી) ડરતા નથી ? હું તમારો પ્રામાણિક પયગમ્બર છું, બસ તમે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞાનું પાલન કરો અને હું તમારી પાસેથી તેના ઉપર કોઈ વળતર નથી માંગતો, બસ મારો બદલો તો કુલ વિશ્વના પરવરદિગારના માથે છે, શું સમગ્ર દુનિયાવાળાઓમાંથી તમે (આ પ્રવૃત્તિ કરો છો કે) પુરુષો સાથે દુષ્કૃત્ય આચરો છો અને તમારા પરવરદિગારે જે તમારા માટે પત્નીઓ પેદા કરી છે તેમને ઉપેક્ષિત કરતા રહો છો (એટલે કે અન્ય કોઈ માનવી તમારા સિવાય આવી હરકત નથી કરતા અને એવું નથી કે તે અંતિમ કક્ષાનું દુષ્કર્મ હોવા ઉપર કોઈ શંકા હોય) બલકે (મૂળ વાત એ છે કે) તમે (માનવતાની) હદને વટાવનારા લોકો છો, તે લોકો કહેવા લાગ્યા કે હે લૂત (અલૈ.) ! જો તમે (અમને કહેવા સંભળાવવાથી) પાછા નહીં વળો તો અવશ્ય (વસ્તીમાંથી) કાઢી મૂકવામાં આવશો. લૂત (અલૈ.)એ કહ્યું કે (હું આ ધમકીથી પોતાના ઉપદેશ આપવાથી રોકાઈશ નહીં કારણ કે) હું તમારા આ કાર્યથી સખત સૂગ ધરાવું છું, (તો ઉપદેશ આપવાનું કઈ રીતે છોડી શકું છું ? જ્યારે કોઈપણ રીતે તે લોકોએ ન માન્યું અને અઝાબ આવતો જણાયો તો) લૂત (અલૈ.)એ દુઆ કરી કે હે મારા પરવરદિગાર ! મને અને મારા (ખાસ) સંબંધીઓને તેમના આ કાર્ય(ના વબાલ)થી (જે તેમના ઉપર આવવાની છે) છુટકારો આપ, બસ અમે તેમને અને તેમના સંબંધીઓને સૌને છુટકારો આપ્યો એક વૃદ્ધા સિવાય (તેનાથી ભાવાર્થ હઝરત લૂત અલૈ.ની પત્ની છે) કે તે (અઝાબમાં) રહી જનારાઓમાં રહી ગઈ, પછી અમે અન્ય સૌનો (જે લૂત અલૈ. અને તેમના સંબંધીઓ સિવાયના હતા) નાશ કરી નાંખ્યો અને અમે તેમના ઉપર એક ખાસ પ્રકારનો (એટલે કે પથ્થરોનો) વરસાદ વરસાવ્યો, બસ એટલો ખરાબ વરસાદ હતો જે તે લોકો ઉપર વરસ્યો જે (અલ્લાહ તઆલાના અઝાબ)થી ડરાવવામાં આવ્યા હતા, બેશક ! આ (ઘટના)માં (પણ) બોધપાઠ છે અને (તે છતાં) આ (મક્કાના કાફિરો)માં ઘણા લોકો ઈમાન લાવનારા નથી અને બેશક ! તમારો પરવરદિગાર મહાશક્તિશાળી મહાદયાળુ છે (કે અઝાબ આપી શકતો હતો પરંતુ હજુ આપ્યો નથી).

## મસ્અલા અને બોધપાઠ :

**અસ્વાભાવિક સૃષ્ટિ વિરુદ્ધનું દુષ્કૃત્ય પોતાની પત્ની સાથે પણ હરામ છે :**

مِنۡ اَزۡوَاجِکُمۡ શબ્દ وَتَـذَرُوۡنَ مَا خَلَقَ لَكُمۡ رَبُّكُمۡ مِّنۡ اَزۡوَ جِکُمۡ (મિન અઝ્વાજિકુમ)માં શબ્દ مِنۡ (મિન) પારિભાષિક શબ્દોમાં વર્ણન સ્વરૂપે પણ હોઈ શકે છે, જેનો ખુલાસો એ થશે કે તમારી વિષયતૃપ્તિ માટે જે અલ્લાહે તમારી પત્નીઓ પેદા કરી છે તમે તેમને છોડીને પોતાની સમાન પ્રજાતિ એટલે કે પુરુષોને પોતાની વાસના સંતોષવાનું નિશાન બનાવો છો જે નિર્લજ્જતા અને દુષ્ટતાની દલીલ છે અને એ પણ હોઈ શકે છે કે શબ્દ مِنۡ (મિન)ને تَبۡعِيۡض માટે ઠરાવવામાં આવ્યો હોય તો ઈશારો એ તરફ થશે કે તમારી પત્નીઓના જે તમારા માટે વિષયતૃપ્તિના અંગો ઉપાંગો બનાવ્યા છે તે સ્વાભાવિક અને પ્રાકૃતિક છે જેને છોડીને પત્નીઓથી સૃષ્ટિ વિરુદ્ધ વાસનાની પ્રવૃત્તિ કરો છો તે પણ સદંતર હરામ છે, મતલબ કે આ બીજા અર્થના આધારે આ મસ્અલો પણ સાબિત થઈ ગયો કે પોતાની પત્ની સાથે સૃષ્ટિ વિરુદ્ધની વાસનાતૃપ્તિની પ્રવૃત્તિ હરામ છે. રસૂલે કરીમ ﷺની હદીષ છે, રસૂલે કરીમ ﷺએ એવા વ્યક્તિ ઉપર ફિટકાર વરસાવી છે અલ્લાહ બચાવે. આમીન. (કઝા ફિ રૂહ)

اِلَّا عَـزُوۡزًا فِـى الۡـغٰبِـرِيۡـنَ માં عَـجُـوۡزۡ (અજૂઝ)નો ભાવાર્થ હઝરત લૂત (અલૈ.)ની પત્ની છે કે જે કોમે લૂતની આવી પ્રવૃત્તિથી રાજી હતી અને કાફિરહ હતી, હઝરત લૂત (અલૈ.)ની આ કાફિર પત્ની જો વાસ્તવમાં વૃદ્ધા હતી તો તેના માટે શબ્દ عَـجُوۡزۡ (અજૂઝ) ઉપયોગ કરવો દેખીતું છે અને જો તે ઉંમરના આધારે વૃદ્ધા હતી તો તેને "અજૂઝ"ના શબ્દથી કદાચ એટલા માટે ઓળખાવવામાં આવી છે કે પયગમ્બરની પત્ની ઉમ્મત માટે માંની જગ્યાએ હોય છે જે સ્ત્રી વધારે અવલાદવાળી હોય તેને ડોસી કહી દેવું કોઈ અસંભવ વાત નથી.

وَاَمۡـطَرۡنَا عَلَيۡهِمۡ مَّطَرًا ۚ فَسَـآءَ مَطَرُ الۡمُنۡذَرِيۡنَ આ આયતથી સાબિત થયું કે સૃષ્ટિ વિરુદ્ધનું દુષ્કર્મ આચરનાર એટલે કે સજાતીય સંબંધો ધરાવનારને ઊંચા સ્થળેથી નીચે ફેંકવાની કલમ જાઈઝ છે, જેમકે હનફી મસ્લકમાં છે. કારણ કે કોમે લૂતનો આ જ પ્રમાણે નાશ કરવામાં આવ્યો હતો કે તેમની વસ્તીઓને ઉપર ઉઠાવીને ઊલટી જમીન ઉપર ફેંકી દેવામાં આવી હતી. *(શામી, કિતાબુલ હુદૂદ)*

## આયતો : (સૂરએ શુઅ્‌રા : આયત નં. ૧૭૬ થી ૧૯૧)

كَذَّبَ اَصۡحٰبُ لۡئَيۡكَةِ الۡمُرۡسَلِيۡنَ ﴿۱۷۶﴾ اِذۡ قَالَ لَهُمۡ شُعَيۡبٌ اَلَا تَتَّقُوۡنَ ﴿۱۷۷﴾ اِنِّىۡ لَكُمۡ
رَسُوۡلٌ اَمِيۡنٌ ﴿۱۷۸﴾ فَاتَّقُوا اللّٰهَ وَاَطِيۡعُوۡنِ ﴿۱۷۹﴾ وَمَاۤ اَسۡـَٔلُكُمۡ عَلَيۡهِ مِنۡ اَجۡرٍ ۚ اِنۡ
اَجۡرِىَ اِلَّا عَلٰى رَبِّ الۡعٰلَمِيۡنَ ﴿۱۸۰﴾ اَوۡفُوا الۡكَيۡلَ وَلَا تَكُوۡنُوۡا مِنَ الۡمُخۡسِرِيۡنَ ﴿۱۸۱﴾
وَزِنُوۡا بِالۡقِسۡطَاسِ الۡمُسۡتَقِيۡمِ ﴿۱۸۲﴾ وَلَا تَبۡخَسُوا النَّاسَ اَشۡيَآءَهُمۡ وَلَا تَعۡثَوۡا فِى
الۡاَرۡضِ مُفۡسِدِيۡنَ ﴿۱۸۳﴾ وَاتَّقُوا الَّذِىۡ خَلَقَكُمۡ وَالۡجِبِلَّةَ الۡاَوَّلِيۡنَ ﴿۱۸۴﴾ قَالُوۡۤا
اِنَّمَاۤ اَنۡتَ مِنَ الۡمُسَحَّرِيۡنَ ﴿۱۸۵﴾ وَمَاۤ اَنۡتَ اِلَّا بَشَرٌ مِّثۡلُنَا وَاِنۡ نَّظُنُّكَ لَمِنَ
الۡكٰذِبِيۡنَ ﴿۱۸۶﴾ فَاَسۡقِطۡ عَلَيۡنَا كِسَفًا مِّنَ السَّمَآءِ اِنۡ كُنۡتَ مِنَ الصّٰدِقِيۡنَ ﴿۱۸۷﴾
قَالَ رَبِّىۡۤ اَعۡلَمُ بِمَا تَعۡمَلُوۡنَ ﴿۱۸۸﴾ فَكَذَّبُوۡهُ فَاَخَذَهُمۡ عَذَابُ يَوۡمِ الظُّلَّةِ ؕ
اِنَّهٗ كَانَ عَذَابَ يَوۡمٍ عَظِيۡمٍ ﴿۱۸۹﴾ اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيَةً ؕ وَمَا كَانَ اَكۡثَرُهُمۡ مُّؤۡمِنِيۡنَ ﴿۱۹۰﴾
وَاِنَّ رَبَّكَ لَهُوَ الۡعَزِيۡزُ الرَّحِيۡمُ ﴿۱۹۱﴾ ع

### તરજુમો :

*વનના રહેવાસીઓએ (અઈકાહના લોકોએ) રસૂલોને જૂઠાડયા. (૧૭૬) જ્યારે તેમને શુઅયૂબ (અલૈ.)એ કહ્યું, શું તમે (અલ્લાહથી) ડરતા નથી ? (૧૭૭) હું તમને સંદેશ પહોંચાડનાર ભરોસાપાત્ર (રસૂલ) છું. (૧૭૮) બસ અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો. (૧૭૯) અને હું તમારી પાસેથી તેના ઉપર કંઈ વળતર નથી માંગતો, મારો બદલો તે જ કુલ વિશ્વના પરવરદિગાર ઉપર છે. (૧૮૦) માપ પૂરેપૂરું ભરીને આપો અને નુકસાન આપનારાઓમાંથી ન થાઓ. (૧૮૧) અને સીધા ત્રાજવાથી તોલો. (૧૮૨) અને લોકોને તેમની વસ્તુઓ ન ઘટાડો અને પ્રદેશમાં ફસાદ કરતા(–કરતા) દોડધામ ન કરો. (૧૮૩) અને તેનાથી ડરો જેણે તમને અને આગલી મખ્લૂકને બનાવી. (૧૮૪) તેઓ બોલ્યા, તારા ઉપર તો કોઈએ જાદૂ કરી*

*દીધો છે. (૧૮૫) અને તું પણ એક માનવી છે જેવા કે અમે ! અને અમારા વિચારમાં તો તું જૂઠો છે. (૧૮૬) બસ અમારા ઉપર આસમાનનો કોઈ ટૂકડો પાડી દે જો તું સાચો છે. (૧૮૭) (શુઅયૂબ અલૈ.એ) કહ્યું, મારો પરવરદિગાર સારી પેઠે જાણે છે જે કંઈ તમે કરો છો. (૧૮૮) પછી તેમને જૂઠાડ્યા, ત્યારબાદ તેમને પડછાયા (સાએબાન)વાળા દિવસ (Day of Canopy)ની આફતે પકડી લીધા, નિઃશંક તે મોટા દિવસનો અઝાબ હતો ! (૧૮૯) બેશક ! આ વાતમાં નિશાની છે અને તેમનામાં ઘણા લોકો ઈમાન લાવનારા નથી. (૧૯૦) અને બેશક તારો પરવરદિગાર તે જ છે જબરદસ્ત રહમવાળો (મહાદયાળુ). (૧૯૧)*

## તફસીર :

અઈકહવાળાઓએ (પણ જેમનું વર્ણન સૂરએ હિજ્રની અંતે આવી ચૂક્યું છે) પયગમ્બરોને જૂઠાડ્યા જ્યારે કે તેમને શુઅયૂબ (અલૈ.)એ કહ્યું કે શું તમે અલ્લાહથી ડરતા નથી ? હું તમારો પ્રામાણિક પયગમ્બર છું, બસ તમે અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો અને હું તમારી પાસેથી તેના ઉપર કોઈ વળતર નથી માંગતો, બસ મારો બદલો તો કુલ વિશ્વના પરવરદિગારના માથે છે, તમે લોકો પૂરેપૂરું માપ તોલ કરો અને (હકવાળાઓને) નુકસાન ન કર્યા કરો અને (એ જ પ્રમાણે તોલવાની વસ્તુઓમાં) સમતોલ ત્રાજવાથી તોલ્યા કરો, (એટલે કે દાંડી ન મારો, ન જ કાટલામાં ફરક કરો) અને લોકોને તેમની વસ્તુઓમાં નુકસાન ન કર્યા કરો અને ભૂમિમાં ફસાદ ન મચાવ્યા કરો અને તેનાથી (એટલે કે સર્વશક્તિમાન અલ્લાહથી) ડરો જેણે તમને અને સૌ આગલી મખ્લૂકોને પેદા કરી. તે લોકો કહેવા લાગ્યા કે બસ તમારા ઉપર તો કોઈએ ઘણો ભારે જાદૂ કરી દીધો છે (તેનાથી બુદ્ધિમાં ખલેલ પડી ગયો છે અને નુબુવ્વતનો દાવો કરવા લાગ્યા છો) અને તમે તો માત્ર અમારી જેવા જ એક (મા'મૂલી) માનવી છો અને અમે તો તમને જૂઠા લોકોમાંથી ધારીએ છીએ, બસ જો તમે સાચાઓમાંથી છો તો અમારા ઉપર આસમાનનો કોઈ ટૂકડો પાડી દો (જેથી અમને જાણ થઈ જાય કે તમે વાસ્તવમાં નબી જ હતા અને તમારા જૂઠાડવાથી અમને આ સજા થઈ). શુઅયૂબ (અલૈ.) બોલ્યા કે (હું અઝાબને લાવનારો અથવા તેના સ્વરૂપને નક્કી કરનારો કોણ છું ?) તમારા કર્મો તો મારો

પરવરદિગાર (જ) ખૂબ સારી પેઠે જાણે છે (અને તે કર્મોનો જે તકાદો છે કે શું અઝાબ થાય અને ક્યારે થાય ? તેને પણ તે જ જાણે છે અને તે તેનો જ અધિકાર છે) બસ, તે લોકો તેમને (બરાબર) જૂઠાડતા રહ્યા, પછી તેમને પડછાયા (સાએબાન)વાળા દિવસ (Day of Canopy)ની આફતે પકડી લીધા, બેશક ! તે ઘણો ભારે અઝાબનો દિવસ હતો, (અને) એ(ઘટના)માં (પણ) મોટો બોધપાઠ છે અને (તેમ છતાં) આ (મક્કાના કાફિરો)માં ઘણા લોકો ઈમાન લાવનાર નથી અને બેશક ! તમારો પરવરદિગાર મહાશક્તિશાળી મહાદયાળુ છે (કે અઝાબ ઊતારી શકે છે પરંતુ મહોલત આપી રાખી છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَزِنُوْا بِالْقِسْطَاسِ الْمُسْتَقِيْمِ માં قِسْطَاسُ (કિસ્તાસ)ને અમુક લોકોએ રૉમન શબ્દ ઠરાવ્યો છે જેનો અર્થ ન્યાય અને ઈન્સાફ થાય છે, અમુકે અરબી શબ્દ قِسْط (કિસ્ત)થી બનેલ હોવાનું ઠરાવ્યું છે. "કિસ્ત"નો અર્થ પણ ઈન્સાફ થાય છે. ભાવાર્થ એ છે કે ત્રાજવું અને એ જ પ્રમાણે અન્ય માપતોલ તોલવાના માધ્યમોનો સીધો અને સમતોલ રીતે વ્યવસ્થિત ઉપયોગ કરો જેમાં ઘટાડાનો કોઈ ભય ન રહે.

وَلَا تَبْخَسُوا النَّاسَ اَشْيَآءَ هُمْ એટલે કે, લોકોની પોતાની વસ્તુઓમાં ઘટાડો ન કરો. ભાવાર્થ એ છે કે નક્કી થયા પ્રમાણે જેટલો કોઈનો હક છે તેમાં ઘટાડો કરવો હરામ છે, ભલે તે માપતોલની વસ્તુ હોય અથવા કોઈ અન્ય વસ્તુ. એનાથી જાણ થાય છે કે કોઈ નોકર–મજૂર જો પોતાના નિશ્ચિત સમયમાં ચોરી કરે છે, સમય ઓછો લગાડે છે તો તે પણ આ ધમકીમાં સામેલ છે. ઈમામ માલિક (રહ.)એ મુઅત્તામાં રિવાયત નકલ કરી છે કે હઝરત ઉમર ફારૂક (રદિ.)એ એક વ્યક્તિને જોયો કે અસરની નમાઝમાં સામેલ નથી થયો, કારણ પૂછ્યું તો તેણે કોઈ કારણ બતાવ્યું તો હઝરત ઉમર ફારૂક (રદિ.)એ ફરમાવ્યું, طَفَّفْتَ એટલે કે તેં તોલવામાં કમી કરી, કારણ કે નમાઝ કોઈ તોલવાની વસ્તુ નથી એટલા માટે આ રિવાયત નકલ કરીને ઈમામ માલિક (રહ.) ફરમાવે છે, وَفَاءٌ وَتَطْفِيْفٌ એટલે કે, હક પ્રમાણે કરવું અથવા ઓછું કરવું દરેક વસ્તુમાં હોય છે. એટલે કે માત્ર માપતોલની સાથે જ આ હુકમ ખાસ નથી, બલકે કોઈના હકમાં કમી કરવી ભલે

કોઈપણ સ્વરૂપે હોય તે تَـطْـفِيْف (તત્ફીફ)માં સામેલ છે જેનું હરામ હોવું وَيْلٌ لِّلْمُطَفِّفِيْنَ માં વર્ણન કરવામાં આવ્યું.

**અલ્લાહનો અપરાધી પોતાના પગે ચાલીને આવે છે, તેને વૉરંટ બજાવવાની આવશ્યકતા નથી :**

فَاَخَذَهُمْ عَذَابُ يَوْمِ الظُّلَّةِ માં عَذَابُ يَوْمِ الظُّلَّةُ નું વર્ણન છે, તેની ઘટના એ છે કે અલ્લાહ તઆલાએ તેમની કોમ ઉપર સખત ગરમી થોપી દીધી કે ન તો મકાનમાં ચેન પડતું હતું અને ન જ બહાર, પછી તેમના નજીકના જંગલમાં એક ઘેરું વાદળ મોકલી આપ્યું જેની નીચે ઠંડી હવા હતી, સમગ્ર કોમ ગરમીથી પરેશાન હતી, બધા દોડી દોડીને તે વાદળ નીચે એકઠા થઈ ગયા. જ્યારે સમગ્ર કોમ વાદળ નીચે આવી ગઈ તો આ વાદળે તેમના ઉપર પાણીના બદલે આગ વરસાવી દીધી જેનાથી બધા બળીને રાખ થઈ ગયા.

*(કઝા ફિ રૂહ અન અબી અબ્બાસ)*

---

**આયતો : (સૂરએ શુઅ્‌રા : આયત નં. ૧૯૨ થી ૨૨૭)**

وَاِنَّهٗ لَتَنْزِيْلُ رَبِّ الْعٰلَمِيْنَ ﴿۱۹۲﴾ نَزَلَ بِهِ الرُّوْحُ الْاَمِيْنُ ﴿۱۹۳﴾ عَلٰى قَلْبِكَ لِتَكُوْنَ
مِنَ الْمُنْذِرِيْنَ ﴿۱۹۴﴾ بِلِسَانٍ عَرَبِيٍّ مُّبِيْنٍ ﴿۱۹۵﴾ وَاِنَّهٗ لَفِيْ زُبُرِ الْاَوَّلِيْنَ ﴿۱۹۶﴾
اَوَلَمْ يَكُنْ لَّهُمْ اٰيَةً اَنْ يَّعْلَمَهٗ عُلَمٰٓؤُا بَنِيْٓ اِسْرَآءِيْلَ ﴿۱۹۷﴾ وَلَوْ نَزَّلْنٰهُ عَلٰى بَعْضِ
الْاَعْجَمِيْنَ ﴿۱۹۸﴾ فَقَرَاَهٗ عَلَيْهِمْ مَّا كَانُوْا بِهٖ مُؤْمِنِيْنَ ﴿۱۹۹﴾ كَذٰلِكَ سَلَكْنٰهُ فِيْ
قُلُوْبِ الْمُجْرِمِيْنَ ﴿۲۰۰﴾ لَا يُؤْمِنُوْنَ بِهٖ حَتّٰى يَرَوُا الْعَذَابَ الْاَلِيْمَ ﴿۲۰۱﴾
فَيَاْتِيَهُمْ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿۲۰۲﴾ فَيَقُوْلُوْا هَلْ نَحْنُ مُنْظَرُوْنَ ﴿۲۰۳﴾
اَفَبِعَذَابِنَا يَسْتَعْجِلُوْنَ ﴿۲۰۴﴾ اَفَرَءَيْتَ اِنْ مَّتَّعْنٰهُمْ سِنِيْنَ ﴿۲۰۵﴾ ثُمَّ جَآءَهُمْ مَّا
كَانُوْا يُوْعَدُوْنَ ﴿۲۰۶﴾ مَآ اَغْنٰى عَنْهُمْ مَّا كَانُوْا يُمَتَّعُوْنَ ﴿۲۰۷﴾ وَمَآ اَهْلَكْنَا مِنْ قَرْيَةٍ اِلَّا

لَهَا مُنْذِرُوْنَ ﴿٢٠٨﴾ ذِكْرٰى ۛ وَمَا كُنَّا ظٰلِمِيْنَ ﴿٢٠٩﴾ وَمَا تَنَزَّلَتْ بِهِ الشَّيٰطِيْنُ ﴿٢١٠﴾
وَمَا يَنْۢبَغِيْ لَهُمْ وَمَا يَسْتَطِيْعُوْنَ ﴿٢١١﴾ اِنَّهُمْ عَنِ السَّمْعِ لَمَعْزُوْلُوْنَ ﴿٢١٢﴾ فَلَا
تَدْعُ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ فَتَكُوْنَ مِنَ الْمُعَذَّبِيْنَ ﴿٢١٣﴾ وَاَنْذِرْ عَشِيْرَتَكَ
الْاَقْرَبِيْنَ ﴿٢١٤﴾ وَاخْفِضْ جَنَاحَكَ لِمَنِ اتَّبَعَكَ مِنَ الْمُؤْمِنِيْنَ ﴿٢١٥﴾ فَاِنْ عَصَوْكَ
فَقُلْ اِنِّيْ بَرِيْٓءٌ مِّمَّا تَعْمَلُوْنَ ﴿٢١٦﴾ وَتَوَكَّلْ عَلَى الْعَزِيْزِ الرَّحِيْمِ ﴿٢١٧﴾ الَّذِيْ
يَرٰىكَ حِيْنَ تَقُوْمُ ﴿٢١٨﴾ وَتَقَلُّبَكَ فِي السّٰجِدِيْنَ ﴿٢١٩﴾ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿٢٢٠﴾
هَلْ اُنَبِّئُكُمْ عَلٰى مَنْ تَنَزَّلُ الشَّيٰطِيْنُ ﴿٢٢١﴾ تَنَزَّلُ عَلٰى كُلِّ اَفَّاكٍ اَثِيْمٍ ﴿٢٢٢﴾
يُّلْقُوْنَ السَّمْعَ وَاَكْثَرُهُمْ كٰذِبُوْنَ ﴿٢٢٣﴾ وَالشُّعَرَآءُ يَتَّبِعُهُمُ الْغَاوٗنَ ﴿٢٢٤﴾ اَلَمْ تَرَ
اَنَّهُمْ فِيْ كُلِّ وَادٍ يَّهِيْمُوْنَ ﴿٢٢٥﴾ وَاَنَّهُمْ يَقُوْلُوْنَ مَا لَا يَفْعَلُوْنَ ﴿٢٢٦﴾ اِلَّا الَّذِيْنَ
اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَذَكَرُوا اللّٰهَ كَثِيْرًا وَّانْتَصَرُوْا مِنْۢ بَعْدِ مَا ظُلِمُوْا
وَسَيَعْلَمُ الَّذِيْنَ ظَلَمُوْٓا اَيَّ مُنْقَلَبٍ يَّنْقَلِبُوْنَ ﴿٢٢٧﴾

## તરજુમો :

*અને આ (કુર્આન) ઉતારેલું છે કુલ વિશ્વના પરવરદિગારનું. (૧૯૨) તેને પ્રામાણિક ફરિશ્તા લઈને ઊતર્યા છે. (૧૯૩) તમારા દિલ ઉપર કે તમે ડર સંભળાવી દેનારાઓમાંથી થાઓ. (૧૯૪) સ્પષ્ટ અરબી ભાષામાં. (૧૯૫) અને આ લખ્યું છે આગલાઓની કિતાબોમાં. (૧૯૬) શું તેમના માટે આ વાત નિશાની (દલીલ) નથી કે તેનું જ્ઞાન બની ઈસ્રાઈલના વિદ્વાનો ધરાવે છે!? (૧૯૭) અને જો અમે આ કિતાબ કોઈ અજમી (બિનઅરબી) ભાષાવાળા ઉપર ઊતારી હોત. (૧૯૮) અને તે તેને પઢીને સંભળાવતો હોત તો પણ તેના ઉપર ઈમાન ન લાવ્યા હોત. (૧૯૯) આ જ પ્રમાણે અમે આ ઈન્કારને ગુનેહગારોના દિલોમાં ઘુસાડી દીધો. (૨૦૦) તેઓ તેને માનશે*

નહીં જ્યાં સુધી કે કષ્ટદાયક અઝાબને જોઈ લેશે નહીં. (૨૦૧) પછી તેમના ઉપર અચાનક આવી પડે અને તેમને ખબર પણ ન થાય. (૨૦૨) પછી કહેવા લાગે, અમને કંઈ મહોલત પણ મળશે ? (૨૦૩) શું અમારા અઝાબને જલદી માંગે છે ? (૨૦૪) ભલા જુઓ તો ! જો અમે તેમને વર્ષો સુધી ફાયદો પહોંચાડતા રહીએ. (૨૦૫) પછી તેમના ઉપર પહોંચે જે વસ્તુનો તેમનાથી વાયદો હતો. (૨૦૬) તો તેમના શું કામ આવશે જે કંઈ ફાયદો (તેઓ) ઉઠાવતા રહ્યા ? (૨૦૭) અને કોઈ વસ્તીનો અમે નાશ નથી કર્યો કે જેના માટે ડર સંભળાવનારા ન હતા. (૨૦૮) યાદ અપાવવા માટે; અને જુલમ કરવું અમારું કામ નથી. (૨૦૯) અને આ(કુર્આન)ને શયતાનો લઈને નથી ઊતર્યા. (૨૧૦) અને ન તો તેઓ એના લાયક છે અને ન જ તેઓ કરી શકે છે. (૨૧૧) તેમને તો સાંભળવાની જગ્યાએથી દૂર કરી દીધા છે. (૨૧૨) બસ, તમે અલ્લાહની સાથે અન્ય મઅ્બૂદને ન પોકારો પછી તો અઝાબમાં પડશો. (૨૧૩) અને પોતાના નજીકના સગાંઓને ડર સંભળાવી આપો. (૨૧૪) અને પોતાના ખભા તેમના માટે નીચા રાખો (વિનમ્રતાથી વર્તો) જે ઈમાનવાળાઓ તમારી સાથે છે. (૨૧૫) પછી જો તમારી નાફરમાની કરે તો કહી આપો હું તમારા કર્મોથી અળગો છું. (૨૧૬) અને ભરોસો કરો તે જબરદસ્ત રહમવાળા (મહાદયાળુ) ઉપર. (૨૧૭) જે તમને જૂએ છે જ્યારે (નમાઝ માટે) ઊઠો છો. (૨૧૮) અને તમારું નમાઝીઓ વચ્ચે ફરવું (પણ). (૨૧૯) બેશક ! તે જ છે સઘળું સાંભળનારો બધું જોનારો. (૨૨૦) હું તમને બતાવું કોના ઉપર શયતાન ઊતરે છે ? (૨૨૧) ઊતરે છે દરેક જૂઠા ગુનેહગાર ઉપર. (૨૨૨) લાવે છે સાંભળેલી વાત અને તેમનામાં ઘણા બધા જૂઠા છે. (૨૨૩) અને શાયરોની વાત ઉપર તેઓ જ ચાલે છે જેઓ માર્ગથી વિમુખ છે. (૨૨૪) તમે જોયું નથી કે તેઓ દરેક ખીણમાં ભટકતા ફરે છે ? (૨૨૫) અને એ કે તેઓ જે કહે છે તે કરતા નથી. (૨૨૬) પરંતુ તે લોકો જેઓ ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા અને અલ્લાહની ખૂબ યાદ કરી અને બદલો લીધો તે પછી કે તેમના ઉપર જુલમ થયો; અને હવે અત્યાચાર કરનારા જાણી લેશે કે કેવી જગ્યાએ તેમને પાછા ફરવાનું છે. (૨૨૭)

## તફસીર :

અને આ કુર્આન કુલ વિશ્વના પરવરદિગારનું મોકલેલું છે તેને પ્રામાણિક ફરિશ્તા લઈને આવ્યા છે તમારા દિલ ઉપર સ્પષ્ટ અરબી ભાષામાં જેથી તમે (પણ) ડરાવનારાઓમાંથી થઈ જાઓ (એટલે કે જે પ્રમાણે બીજા પયગમ્બરોએ પોતાની ઉમ્મતને અલ્લાહ તઆલાના હુકમો પહોંચાડયા તમે પણ પહોંચાડો) અને એ (કુર્આન)નું વર્ણન આગલી ઉમ્મતોની (આસમાની) કિતાબોમાં (પણ) છે (કે એક આવી શા'નવાળા પયગમ્બર થશે અને તેમના ઉપર આવું કલામ ઊતરશે એટલા માટે તફસીરે હક્કાનીના આ સ્થળના ખુલાસામાં અમુક ખુશખબરીઓ પાછલી કિતાબો તવરાત અને ઈન્જીલની નકલ કરી છે, આગળ આ વિષય وَاِنَّهٗ لَفِيْ زُبُرِ الْاَوَّلِيْنَ નો ખુલાસો છે, એટલે કે) શું તે લોકો માટે (તેના ઉપર) આ વાત દલીલ નથી કે એ(ખુશખબરી)ને બની ઈસ્રાઈલના આલિમો જાણે છે (એટલા માટે જે લોકો ઈસ્લામ લઈ આવ્યા છે તેઓ તો જાહેરમાં તેનો સ્વીકાર કરે છે અને જેઓ ઈમાન નથી લાવ્યા તે પણ ખાસ ખાસ લોકોની સામે તેનો સ્વીકાર કરે છે જેમકે સૂરએ બકરહમાં આયત اَتَاْمُرُوْنَ النَّاسَ بِالْبِرِّ ની તફસીરમાં તેનું વર્ણન આવી ચૂક્યું છે અને આ સ્વીકાર કરનારાઓની સંખ્યા અને મોટું પ્રમાણ તે સમયે જો એક "ખબરે વાહિદ" સુધી પણ માની લેવામાં આવે તો પણ કુર્આનના કારણે તેને مَعْنَوِىْ تَوَاتُرْ "મઅ્નવી તવાતુર" પ્રાપ્ત હતો અને આ દલીલ કાયમ કરવી અભણ અરબો માટે છે નહિતર ભણેલા ગણેલા લોકો પોતે મૂળ કિતાબમાં જોઈ શકતા હતા અને તેનાથી એ જરૂરી નથી બનતું કે પાછલી કિતાબોમાં સુધારા વધારા એટલે કે તહરીફ નથી થઈ, કારણ કે તહરીફ થઈ હોવા છતાં હજુ પણ એવા વિષયો બાકી રહી જવું એ ઔર મોટી દલીલ છે અને આ સંભાવના કે આ વિષયો જ તહરીફનું પરિણામ હોઈ શકે છે તે એટલા માટે ખોટું છે કે પોતાના નુકસાન માટે કોઈ તહરીફ નથી કરતું, આ વિષયો તો તહરીફ કરનારાઓ માટે નુકસાનકારક છે જેમકે દેખીતું છે, અહીંયાં સુધી તો وَاِنَّهٗ لَتَنْزِيْلُ નો દા'વો કર્યો, બે નકલ થયેલ દલીલો વર્ણન કરવામાં આવી, એટલે કે પ્રથમ આગલી કિતાબોમાં વર્ણન અને બની ઈસ્રાઈલનું જાણવું એ બીજી દલીલ છે અને આગળ ઈન્કાર કરનારાઓની દુશ્મનાવટમાં વર્ણનના સંદર્ભમાં આ જ દા'વાની બૌદ્ધિક દલીલ તરફ ઈશારો છે એટલે કે કુર્આનનું સન્માન, મતલબ એ છે કે આ

લોકો એવા દુષ્ટો છે કે) જો (ધારી લો કે) અમે આ (કુર્આન)ને કોઈ અજમી (બિનઅરબ) ઉપર નાઝિલ કરી આપ્યું હોત પછી તે (અજમી વ્યક્તિ) તેમની સામે તેને પઢતો પણ હોત (તેનું મોઅ્જિઝો હોવું ખુલીને જાહેર થાય છે કારણ કે જેના ઉપર નાઝિલ થયું તેને અરબી ભાષા ઉપર બિલકુલ કાબૂ ન હોત પરંતુ) આ લોકોએ (પોતાની અંતિમ કક્ષાની હઠધર્મીના કારણે) ત્યારે પણ તેને ન માન્યું હોત. (આગળ આપ ﷺને સાંત્વના માટે તેમના ઈમાન લાવવાથી આશા ન રાખવા માટે કહેવામાં આવે છે એટલે કે) અમે આ જ રીતે (સખ્તી અને કઠોરતાથી) આ ઈમાન ન લાવવું તે નાફરમાનોના દિલોમાં નાંખી રાખ્યું છે (એટલે કે કુફ્રમાં; અને તેઓ તેના ઉપર હઠધર્મ છે અને આ કઠોરતા અને હઠાગ્રહના કારણે) આ લોકો આ (કુર્આન) ઉપર ઈમાન લાવશે નહીં જ્યાં સુધી કે કઠોર અઝાબને (મૃત્યુ પહેલાં અથવા બરઝખમાં અથવા આખિરતમાં) જોઈ લેશે નહીં જે અચાનક તેમની સામે આવી ઊભો થઈ જશે અને તેમને (પ્રથમથી) ખબર પણ થશે નહીં, પછી (તે સમયે જીવ ઉપર આવી પડશે તો) કહેશે કે શું (કોઈપણ રીતે) અમને (કંઈક) મહોલત મળી શકે છે ? (પરંતુ તે સમય ન તો મહોલતનો છે અને ન જ ઈમાનના સ્વીકાર કરવાનો અને તે કાફિરો ધમકીઓ અને અઝાબના વિષયને સાંભળીને ઈન્કાર કરવા માટે અઝાબનો તકાદો કર્યા કરતા હતા, દાખલા તરીકે કહેતા હતા رَبَّنَا عَجِّلْ لَّنَا قِطَّنَا અને وَاِنْ كَانَ هٰذَا هُوَالْحَقَّ مِنْ عِنْدِكَ فَاَمْطِرْ عَلَيْنَا حِجَارَةً કે જો તારા તરફથી સત્ય છે તો અમારા ઉપર પથ્થરોનો વરસાદ વરસાવ અને મહોલતને જે વાસ્તવમાં એક પ્રકારની ઢીલ છે તેને અઝાબ ન આવવાની દલીલ ઠરાવતા હતા, આગળ તેનો જવાબ છે કે) શું (અમારી ધમકીઓ સાંભળીને) આ લોકો અમારો અઝાબ ઉતાવળે ઈચ્છે છે ? (જેનો હેતુ ઈન્કાર કરવો છે એટલે કે દલીલ સ્થાપિત થઈ જવા છતાં એટલે કે એક સાચા વ્યક્તિની ખબરને જાણીને પછી ઈન્કાર કરે છે અને મહોલતને ઈન્કારનું કારણ ઠરાવે છે તો આ સખત ભૂલ છે કારણ કે) હે શ્રોતા ! જરા બતાવો તો જો અમે તેમને (અમુક વર્ષો સુધી) રાહતમાં રહેવા દઈએ, પછી જે (અઝાબ)નો તેમને વાયદો છે તેમના માથે આવી પડે તો તેમની તે રાહત શું કામ આવી શકે છે ? (એટલે કે આ રાહતની જે મહોલત આપવામાં આવી તેનાથી તેમના અઝાબમાં કોઈ ઘટાડો અથવા ઓછું થઈ નથી શકતું) અને (મહોલત

આપવી હિકમતના કારણે થોડા દિવસ માટે ભલે ઓછી અથવા વધારે કંઈ તેમની સાથે જ ખાસ નથી બલકે પાછલી ઉમ્મતોને પણ મહોલતો આપવામાં આવી હતી એટલા માટે) જેટલી વસ્તીઓ (મુન્કિરોની) અમે (અઝાબથી) નાશ કરી નાંખી છે સૌમાં નસીહત માટે ડરાવનારા (પયગમ્બરો) આવ્યા (જ્યારે ન માન્યા તો અઝાબ નાઝિલ થયો) અને અમે (દેખીતી રીતે પણ) જાલિમ નથી (મતલબ એ કે મહોલત આપવાનો જે હેતુ છે એટલે કે દલીલ પૂરી કરવી અને બહાનું ન કાઢી શકે એટલા માટે તે સૌના માટે જ રહ્યું છે. પયગમ્બરોનું આવવું, તેમનું સમજાવવું પોતે પણ એક મહોલત આપવાનું જ સ્વરૂપ છે અને અઝાબમાં વિરોધાભાસ ન હોવાનું પણ તેનાથી સાબિત થઈ ગયું અને દેખીતી રીતે એટલા માટે કહેવામાં આવ્યું કે વાસ્તવમાં તો કોઈપણ પરિસ્થિતિમાં અત્યાચાર નથી હોતો. આગળ ફરી મૂળ હેતુ એટલે કે, ....وَاِنَّهٗ لَتَنۡزِيۡلُ વિષય તરફ વળવામાં આવ્યું છે અને વચ્ચે આ વિષયો ઈન્કારીઓની પરિસ્થિતિની યોગ્યતા અનુસાર હોવાના કારણે વર્ણન થયું હતું તથા આવનારી આયતોના વિષયનો ખુલાસો તે શંકાઓને નિર્મૂળ કરવાનો છે જે કુર્આનની સત્યતા વિશે હતી, બસ એક શંકા તો કુર્આનમાં અલ્લાહ તઆલાનું કલામ અને તેના તરફથી મોકલ્યા હોવાનું માનવા ઉપર એટલા માટે હતી કે અરબમાં પ્રથમથી જ્યોતિષીઓ થતા ચાલ્યા આવ્યા હતા, તેઓ પણ અમુક વિશિષ્ટ પ્રકારના વાક્યો બોલ્યા કરતા હતા. નઊઝુબિલ્લાહ ! આપ ﷺ વિશે પણ અમુક કાફિરો એવું જ કહેતા હતા. –કમા ફિ દૂર્ર અન ઈબ્ને ઝૈક –અને બુખારીમાં એક સ્ત્રીનું નિવેદન નકલ કર્યું છે જે રસૂલે કરીમ ﷺના સમયમાં આપ ﷺ ઉપર વહી નાઝિલ થવામાં કંઈક મોડું થયું તો તે સ્ત્રીએ કહ્યું કે આપ ﷺને આપના શયતાને છોડી દીધા છે, કારણ કે જ્યોતિષીઓને શયતાનની તા'લીમ અને પ્રેરણાથી જ કંઈક પ્રાપ્ત થયા કરતું હતું, તેનો જવાબ છે કે આ કુર્આન કુલ વિશ્વના પરવરદિગારનું નાઝિલ કરેલું છે) અને તેને શયતાનો (કે જે જ્યોતિષીઓ પાસે આવ્યા કરતા હતા) લઈને નથી આવ્યા (કારણ કે તેના બે મજબૂત કારણો ઉપસ્થિત છે, એક તેની શયતાનિયતના લક્ષણના કારણે) આ (કુર્આન) તેઓ(ની પરિસ્થિતિ)ના યોગ્ય જ નથી. (કારણ કે કુર્આન સઘળું હિદાયત અને શયતાન સંપૂર્ણ ગુમરાહી છે, ન જ તેમને આવા વિષયો પહોંચી શકે છે અને ન જ આવા વિષયો પ્રકાશિત કરવાથી તેમનો હેતુ એટલે કે મખ્લૂકને

ગુમરાહ કરવી પૂરો થઈ શકે છે એટલે એક અવરોધ તો આ થયો) અને (બીજો અવરોધ એ છે કે તેઓ) એના ઉપર કાબૂ નથી ધરાવતા કારણ કે તે શયતાનો (આસમાની વહી) સાંભળવાથી રોકી દેવામાં આવ્યા છે, (એટલા માટે જ્યોતિષીઓ અને મુશ્રિકો પાસે તેમના જિન્નાતોએ પોતાની નિષ્ફળતાનો પોતે સ્વીકાર કર્યો જેની તેમણે અન્યોને પણ ખબર આપી, એટલા માટે બુખારીમાં એવા કિસ્સા "બાબે ઈસ્લામે ઉમર રદિ."માં પ્રસ્તુત છે. બસ, શયતાનોની પ્રેરણાની કોઈ રીતે સંભાવના ન રહી અને આ જવાબનું સંપૂર્ણ હોવું એક બીજી શંકાના જવાબ પૂર્ણ થવાના સ્વરૂપની નજીક આવશે, વચ્ચે તેનું અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થયું હોવા ઉપર વિષયની મજબૂતીની એક વધારે બાબત છે, એટલે કે જ્યારે તેનું અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થવું સાબિત છે તો તેની તા'લીમ ઉપર અમલ કરવો જરૂરી થયો અને તે બધામાં સૌથી મહત્ત્વનો અમલ અને ઉચ્ચ માન્યતા તવહીદ છે), બસ (હે પયગમ્બર ! તેના વાજિબ હોવાના એક ખાસ સ્વરૂપની તાકીદ કરીએ છીએ કે અમે તમને સંબોધન કરીને કહીએ છીએ કે) તમે અલ્લાહની સાથે કોઈ અન્ય મઅ્બૂદની ઈબાદત ન કરજો કે તમને સજા થવા લાગે (જ્યારે કે આપ ﷺમાં તો નઊઝુબિલ્લાહ ! આ સંભાવના સુદ્ધાં ન હતી કે તેઓ નઊઝુબિલ્લાહ ! શિર્ક કરે પરંતુ લોકોને આ વાત બતાવવાનો હેતુ છે કે, જ્યારે ગયરૂલ્લાહની ઈબાદત ઉપર રસૂલે કરીમ ﷺ માટે પણ સજાનો હુકમ છે તો અન્ય સામાન્ય લોકો શું ગણતરીમાં છે ? શિર્કથી તેમને કેવી મનાઈ કરવામાં આવે અને શિર્ક કરીને તેઓ કેવી રીતે અઝાબથી બચશે ?) અને (આ વિષયથી) તમે (ﷺ બધાથી પહેલાં) પોતાના નજીકના કુટુંબીઓને ડરાવો (એટલા માટે આપ ﷺએ સૌને પોકારીને એકઠા કર્યા અને શિર્ક કરવા ઉપર અલ્લાહના અઝાબથી ડરાવ્યા, જેમકે હદીષોમાં છે) અને (આગળ નુબુવ્વતની દા'વતને કબૂલ કરનારાઓ અને રદ કરનારાઓની સાથે વ્યવહાર કરવાની પદ્ધતિ બતાવવામાં આવે છે એટલે કે) તે લોકોની સાથે (તમે લાગણીપૂર્વક) વિનમ્રતાથી રજુ થતા રહો જેઓ મુસલમાનોમાં સામેલ થઈને તમારા માર્ગ ઉપર ચાલ્યા (ભલે કુટુંબી હોય અથવા કુટુંબનો ન હોય) અને જો આ લોકો (જેમને તમે ડરાવો છો) તમારું કહ્યું ન માને (અને કુફ્ર ઉપર અડગ રહે) તો તમે (સ્પષ્ટ) કહી આપો કે હું તમારી પ્રવૃત્તિઓથી અળગો છું (આ બંને કાર્યો એટલે કે ....اِخْفِضْ وَقُلْ

માં حُبّ فِى اللّٰه અને بُغْض فِى اللّٰهની સંપૂર્ણ તા'લીમ છે અને ક્યારેક તે વિરોધીઓ તરફથી કષ્ટ અથવા નુકસાન થવાનો ભય ન સેવો) અને મહાદયાળુ પરવરદિગાર ઉપર ભરોસો રાખો જે તમને તે સમયે કે તમે (નમાઝના માટે) ઊભા થાઓ છો અને (વળી નમાઝ શરૂ કર્યા પછી) નમાઝીઓની સાથે તમારી બેઠક અને બરખાસ્તને જુએ છે (અને નમાઝ ઉપરાંત પણ તે સારસંભાળ લે છે કારણ કે) તે સઘળું સાંભળનારો, સઘળું જોનારો છે (બસ, તેનું જ્ઞાન પણ સંપૂર્ણ છે જેમકે يَرَاكَ અને سَمِيْعٌ،عَلِيْمٌ અને તમારા ઉપર મહેરબાન પણ છે જેમકે اَلرَّحِيْمُ અને તેને સઘળી શકિત છે જેમકે اَلْعَزِيْزُ નો ભાવાર્થ છે તો જરૂર તે ભરોસો કરવાપાત્ર છે તો તમને નુકસાનથી અવશ્ય બચાવશે અને જે ભરોસો કરનારને નુકસાન પહોંચે છે તો તે માત્ર જાહેર સ્વરૂપના આધારે નુકસાન હોય છે જેના હેઠળ હજારો લાભ હોય છે જે ક્યારેક દુનિયામાં તો ક્યારેક આખિરતમાં જાહેર થાય છે, આગળ જ્યોતિષ હોવાની શંકાના જવાબની પૂર્ણતા છે કે હે પયગમ્બર ! લોકોને કહી આપો કે) શું હું તમને બતાવું કોના ઉપર શયતાન ઊતર્યા કરે છે ? (સાંભળો) એવા લોકો ઉપર ઊતર્યા કરે છે જેઓ (પ્રથમથી) જૂઠા અને ખૂબ મોટા દુષ્ટ હોય છે અને જે (શયતાનોની ખબરોના સમયે તે શયતાનો તરફ) કાન લગાવે છે અને (લોકોને એવી વસ્તુઓ વર્ણન કરતી સમયે) તેઓ મોટા પ્રમાણમાં જૂઠું બોલે છે (એટલા માટે સિફલી આમિલોને હમણા પણ આવી જ પરિસ્થિતિમાં જોઈ શકાય છે અને તેનું કારણ એ છે કે લાભ દેનારા અને લાભ લેનારા વચ્ચે સમાનતા જરૂરી છે તો શયતાનના ચેલા પણ તેઓ જ થશે જેઓ જૂઠા અને ગુનેહગાર હશે, વળી શયતાન તરફ દિલથી ધ્યાન પણ હોય છે કે ધ્યાન આપ્યા વિના લાભ પહોંચતો નથી અને કારણ કે મોટા ભાગના આ શયતાની જ્ઞાન અપૂર્ણ હોય છે એટલા માટે તેમને રંગીન અને શણગારવા માટે અમુક ચીકણી ચીકણી વાતોના પડ ચઢાવવા પડે છે કે જે જ્યોતિષીઓ માટે સ્વાભાવિક રીતે જરૂરી છે અને આ બધી વાતો નબીએ કરીમ ﷺમાં હોવાની દૂર સુધી કોઈ સંભાવના નથી, કારણ કે આપ ﷺનું સાચું હોવું સૌને ખબર છે, આપ ﷺનું પરહેઝગાર હોવું અને શયતાનોથી દુશ્મની રાખવું દુશ્મનો પણ જાણતા હતા અને તે ખૂબ પ્રખ્યાત બાબત હતી તો પછી તેઓના જ્યોતિષ હોવાની સંભાવના ક્યાંથી બાકી રહે છે ?) અને (આગળ શાયર હોવાની શંકાનો જવાબ છે

કે આપ ﷺ શાયર પણ નથી જેમકે કાફિરો કહેતા હતા بَلۡ هُوَ شَاعِرٌ એટલે કે તેના વિષયો કાલ્પનિક છે ભલે તે જ્યોતિષ ન હોય તો આ સંભાવના પણ એટલા માટે ખોટી છે કે) શાયરોના માર્ગે તો માર્ગથી વિમુખ લોકો ચાલ્યા કરે છે (માર્ગનો ભાવાર્થ અત્રે શે'રો કહેવી છે, એટલે કે કાલ્પનિક વિષયો શાઈરાના અંદાજમાં અથવા કવિતા સ્વરૂપે કહેવી તે લોકોની પદ્ધતિ છે જે હકીકતથી માઈલો દૂર હોય, આગળ આ દા'વાની સ્પષ્ટતા છે કે) હે શ્રોતા ! શું તમને ખબર નથી કે તે (શાયર) લોકો (કાલ્પનિક વિષયોના) દરેક મેદાનમાં હેરાન (પરેશાન માથું મારતા મારતા વિષયોના સંશોધનમાં ફાફાં મારતા) ફર્યા કરે છે અને (જ્યારે વિષય મળી જાય છે તો મોટા ભાગે હકીકતથી વિરોધાભાસી હોય છે એટલા માટે) મુખથી એવી વાતો કહે છે જે કરતા નથી (એટલા માટે શાયરોના ગપ્પાંઓનો એક નમૂનો અત્રે લખવામાં આવે છે.

صبا نے اسکے کوچہ سے اُڑا کر — خدا جانے ہماری خاک کیا کی۔
اے رشکِ مسیحا تری رفتار کے قُرباں — ٹھوکر سے مری لاش کئی بار جِلا دی
اے بادِ صبا ہم تجھے کیا یاد کریں گے — اُس گُل کی خبر تو نے کبھی ہم کو نہ لا دی

વગેરે...વગેરે... એટલે સુધી કે ક્યારેક કુફ્રની વાતો પણ બકવા લાગે છે, જવાબનો ખુલાસો એ છે કે શાઈરાના વિષયો માટે કલ્પનાઓ અને ગપગોળાઓ હોવું જરૂરી છે અને કુર્આનના વિષયો જે વિષય સાથે પણ સંબંધ ધરાવે છે તે સઘળું હકીકત, વાસ્તવિક છે અને માત્ર કોરી કલ્પનાઓ નથી એટલા માટે આપ ﷺને શાયર કહેવું પોતે જ એક શાઈરાના પાગલપણા સિવાય બીજું શું હોઈ શકે છે એટલે સુધી કે મોટા ભાગે કારણ કે કવિતામાં એવા જ વિષયો હોય છે, કારણ કે દરેક શાયરોની ટીકા અત્રે આવેલી છે જેનાથી સામાન્ય રીતે બધા જ કવિતા કહેનારાઓ સામેલ થાય છે, ભલે તેમના વિષયો હિકમત અને તહકીક હોય એટલા માટે અમુક કવિતા કહેનારાઓના અમુક અપવાદોનો વિષય અત્રે વર્ણન થયો છે કે) હા ! પરંતુ જે લોકો (તે શાયરોમાંથી) ઈમાન લાવ્યા અને સારા સારા કામો કર્યા (એટલે કે શરીઅત વિરુદ્ધ ન તો તેમનું કોઈ નિવેદન છે અને ન જ કોઈ પ્રવૃત્તિ, એટલે કે તેમની શે'રોમાં કોઈ વાહિયાત શે'રો નથી) અને તેમણે (પોતાની

શે'રોમાં) મોટે ભાગે અલ્લાહનું વર્ણન કર્યું (એટલા માટે દીનનું સમર્થન અને જ્ઞાનના પ્રસાર પ્રચારમાં તેમના શે'રો છે કે આ બધું જ અલ્લાહ તઆલાના ઝિક્રમાં સામેલ છે) અને (જો કોઈ શે'રમાં દેખીતી રીતે કોઈ અયોગ્ય વિષય પણ છે જેમકે કોઈની ટીકા અને નીંદા જે સામાન્ય રીતે જાહેર નૈતિકતા વિરુદ્ધ છે તો તેનું કારણ પણ એ છે કે) તેમણે તેમના ઉપર જુલમ થઈ ચૂક્યા પછી (તેનો) બદલો લીધો (છે એટલે કે કાફિરો અથવા ફાસિકોએ પ્રથમ તેમને મૌખિક રીતે તકલીફ પહોંચાડી, દાખલા તરીકે તેમની ટીકા, ઠઠ્ઠો મશ્કરી અથવા દીનના અપમાનજનક વાક્યો કહ્યા જે દીન વિશેના અપમાનજનક વાક્યો હતા તે પોતાની વ્યક્તિગત ઠઠ્ઠા મશ્કરી કરતાં વધારે ટીકાનું કારણ છે અથવા તેમના માલને અથવા પ્રાણને નુકસાન પહોંચાડ્યું, એટલે કે આ લોકો તેમાંથી બાકાત છે કારણ કે બદલા સ્વરૂપે જે શે'રો કહેવામાં આવી છે તેમાંથી અમુક તો મુબાહ છે અને અમુક આજ્ઞાપાલન અને સવાબના કાર્ય સ્વરૂપે છે) અને (આટલે સુધી રિસાલત વિશે શંકાઓનો જવાબ પૂર્ણ થયો અને આનાથી અગાઉ રિસાલત દલીલોથી સાબિત થઈ ચૂકી હતી, હવે આગળ તે લોકોને ધમકીઓ છે જે આ બધું હોવા છતાં નુબુવ્વતના ઈન્કારી રહ્યા અને રસૂલે કરીમ ﷺને કષ્ટ પહોંચાડે છે એટલે કે) નિકટમાં જ તે લોકોને જાણ થઈ જશે જેમણે (અલ્લાહના હકો, રસૂલના હકો, અથવા બંદાઓના હકોમાં) જુલમ કરી રાખ્યો છે કે કેવી (ખરાબ અને મુસીબતની) જગ્યાએ તેમને પાછા વળીને જવાનું છે (તેનો ભાવાર્થ જહન્નમ છે).

## મસ્અલા અને બોધપાઠ :

نَزَلَ بِهِ الرُّوْحُ الْاَمِيْنُ ○ عَلٰى قَلْبِكَ لِتَكُوْنَ مِنَ الْمُنْذِرِيْنَ ○ بِلِسَانٍ عَرَبِيٍّ مُّبِيْنٍ ○

وَاِنَّهٗ لَفِىْ زُبُرِ الْاَوَّلِيْنَ ○

## કુર્આન એ તેના શબ્દો અને અર્થોના મિશ્રણનું નામ છે :

પ્રસ્તુત આયતમાં بِلِسَانٍ عَرَبِيٍّ مُّبِيْنٍ થી જાણ થાય છે કે કુર્આન તે જ છે જે અરબી ભાષામાં હોય, કોઈ કુર્આનના વિષયનો તરજુમો ભલે કોઈપણ ભાષામાં હોય તે કુર્આન કહેવાશે નહીં અને اِنَّهٗ لَفِىْ زُبُرِ الْاَوَّلِيْنَ ના શબ્દોથી દેખીતી રીતે તેનાથી વિપરીત એ જાણ થાય છે કે કુર્આનના અર્થો જે કોઈ અન્ય

ભાષામાં પણ હોય તે પણ કુર્આન છે, કારણ કે اِنَّــهٗ ની ઝમીર દેખીતી એ છે કે તે કુર્આન તરફ ઢળેલી છે અને زُبُــرُ એ زَبُــوْرُ નું બહુવચન છે જેનો અર્થ "કિતાબ" થાય છે, આયતનો ભાવાર્થ એ થશે કે કુર્આને કરીમ પાછલી કિતાબોમાં પણ છે અને આ દેખીતું છે પાછલી કિતાબો તવરાત, ઈન્જીલ, ઝબૂર વગેરે અરબી ભાષામાં ન હતી તો માત્ર કુર્આનના અર્થો તેમનામાં ઉપસ્થિત હોવાનું આ આયતમાં કહેવામાં આવ્યું છે કે કુર્આન પાછલી કિતાબોમાં પણ છે અને વાસ્તવમાં જેના ઉપર ઉમ્મતનો અકીદહ છે તે એ છે કે માત્ર કુર્આનના વિષયો પણ અમુક સમયે બોલચાલની ભાષામાં કુર્આન કહી આપવામાં આવે છે, કારણ કે મૂળ હેતુ કોઈ કિતાબના તેના વિષયોમાં જ હોય છે. كُتُــبِ اَوَّلِيْـنَ માં કુર્આનનું ઉપસ્થિત હોવું પણ આ જ સ્વરૂપે છે કે કુર્આનના અમુક વિષયો તેમાં પણ આવેલા છે, તેનું સમર્થન ઘણી બધી હદીષની રિવાયતોથી પણ થાય છે.

મુસ્તદરક હાકિમમાં હઝરત મઅ્કલ બિન યસાર (રદિ.)ની હદીષ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે મને સૂરએ બકરહ પ્રથમ વર્ણનોમાંથી આપવામાં આવી છે અને સૂરએ તા–હા તથા તવાસીન, એટલે કે જેટલી સૂરતો طـــــــس (તા–સીન)થી શરૂ થાય છે અને حَـوَامِيْـمُ એટલે કે જે સૂરતો حٰـمٓ (હા–મીમ)થી શરૂ થાય છે આ બધી સૂરતો اَلْــوَاحِ مُــوْسٰــى (અલ્વાહે મૂસા)માંથી આપવામાં આવી છે અને સુરએ ફાતિહા મને અર્શના તખ્તએથી આપવામાં આવી છે તથા તબરાની, હાકિમ વગેરેએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત કરી છે કે સૂરએ મૂલ્ક તવરાતમાં મોજૂદ છે. –હદીષ –અને સૂરત سَبِّــــحِ اسْــمَ رَبِّكَ الْاَعْلٰى (સબ્બિહિસ્મ રબ્બિકલ્ અઅ્લા)માં તો પોતે કુર્આનની સ્પષ્ટતા છે કે, اِنَّ هٰـذَا لَـفِـى الـصُّـحُفِ الْاُوْلٰى صُحُفِ اِبْرَاهِيْمَ وَمُوْسٰى એટલે કે સૂરતના આ વિષયો હઝરત ઈબ્રાહીમ અને હઝરત મૂસા (અલૈ.)ના સહીફાઓ (કિતાબો)માં પણ છે પરંતુ બધી જ આયતો અને રિવાયતોનો ખુલાસો એ જ છે કે ઘણા બધા કુર્આનના વિષયો પાછલી કિતાબોમાં પણ મોજૂદ હતા, તેનાથી આ જરૂરી નથી બનતું કે આ વિષયોના કારણે પાછલી કિતાબોના તે વિભાગોને જેમાં આ કુર્આનના વિષયો આવ્યા છે કુર્આનનું નામ આપવામાં આવે, ન જ ઉમ્મતમાં કોઈ એવી માન્યતા ધારાવે છે કે તે સહીફાઓ અને કિતાબોને કે જેમાં કુર્આનના વિષયો ઉપસ્થિત છે કુર્આન કહેવામાં આવે, બલકે સર્વસહમત જમહૂર ઉમ્મતનો

અકીદહ એ જ છે કે કુર્આન ન જ ફક્ત કુર્આનના શબ્દોનું નામ છે અને ન જ માત્ર કુર્આનના અર્થોનું; જો કોઈ વ્યક્તિ કુર્આનના જ શબ્દો વિવિધ સ્થળોએથી ચૂંટી લઈને એક વાક્ય બનાવે, દાખલા તરીકે કોઈ એવું વાક્ય બનાવે કે – اَلْحَمْدُ لِلّٰهِ اَلْعَزِيْزُ الرَّحِيْمُ ـ اَلَّذِىْ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ ـ وَهُوَ رَبُّ الْعٰلَمِيْنَ ـ خَالِقُ كُلِّ شَىْءٍ ـ وَهُوَ الْمُسْتَعَانُ આ બધા શબ્દો કુર્આનના જ છે પરંતુ આ વાક્યને કુર્આન કહી શકાશે નહીં, એ જ પ્રમાણે માત્ર કુર્આનના અર્થો જે કોઈ બીજી ભાષામાં વર્ણન કરવામાં આવે તે પણ કુર્આન નથી.

## નમાઝમાં કુર્આનનો તરજુમો પઢવો ઉમ્મતના ઇજ્માઅથી નાજાઇઝ છે :

આ જ કારણે ઉમ્મતની એ બાબતે સહમતી છે કે નમાઝમાં ફરજ તિલાવતની જગ્યાએ કુર્આનના શબ્દોનો તરજુમો કોઈ ફારશી, ઉર્દૂ, અંગ્રેજી ભાષામાં પઢવો ઈજ્તિરાર વિના પૂરતો નથી, અમુક ઈમામોએ તેમાં تَوَسُّعُ નિવેદન નકલ કર્યું છે, તેમનું પણ પોતાના આ નિવેદન ઉપરથી પાછા ફરવાનું સાબિત થયું છે.

## કુર્આનના ઉર્દૂ અનુવાદને "ઉર્દૂનું કુર્આન" કહેવું જાઇઝ નથી :

એ જ પ્રમાણે કુર્આનનો તરજુમો માત્ર કોઈ અન્ય ભાષામાં મૂળ અરબી લખાણ વિના લખવામાં આવે તો તેને તે ભાષાનું કુર્આન કહેવું જાઈઝ નથી, જેમકે આજકાલ ઘણા લોકો માત્ર કુર્આનના ઉર્દૂ તરજુમાને "ઉર્દૂ કુર્આન" અને અંગ્રેજી અનુવાદને "અંગ્રેજી કુર્આન" કહી આપે છે, આ નાજાઈઝ અને બેઅદબી છે. કુર્આનને મૂળ અરબી લખાણ વિના કોઈ બીજી ભાષામાં કુર્આનના નામથી પ્રકાશિત કરવું અથવા તેનું લેવું-વેચવું બધું નાજાઈઝ છે. આ મસ્અલાની સંપૂર્ણ વિગત મારી પુસ્તિકા تَحْذِيْرُ الْاِخْوَانِ عَنْ تَغْيِيْرِ رَسْمِ الْقُرْاٰنِ માં ઉપસ્થિત છે.

اَفَرَءَيْتَ اِنْ مَّتَّعْنٰهُمْ سِنِيْنَ આ આયતમાં ઈશારો છે કે દુનિયામાં કોઈને લાંબી ઉંમર મળવી પણ અલ્લાહ તઆલાની મોટી નેઅ્મત છે પરંતુ જે લોકો આ નેઅ્મતની નાશુક્રી કરે, ઈમાન ન લાવે તેમની લાંબી ઉંમરની રાહત અને મહોલત કંઈ કામ લાગશે નહીં. ઈમામ ઝહરી (રહ.)એ નકલ કર્યું છે કે હઝરત ઉમર બિન અબ્દુલ અઝીજ (રહ.) દરરોજ સવારે પોતાની દાઢી પકડીને પોતાની જાતને સંબોધન કરીને આ આયત પઢ્યા કરતા હતા. ....اَفَرَءَيْتَ اِنْ مَّتَّعْنٰهُمْ ત્યારબાદ

તેમના ઉપર ભાવાવેશ છવાઈ જતો હતો અને તેઓ આ શે'રો પઢયા કરતા હતા.

نَهَارُکَ بِالْغُرُوْرِسَهْوٌوَغَفْلَةٌ، وَلَيْلُکَ نَوْمٌ وَالرَّدٰی لَکَ لَازِمٌ، فَلَا اَنْتَ فِیْ الْاَيْقَاظِ يَقْظَانُ حَازِمٌ، وَلَااَنْتَ فِی النُّوَّامِ نَاجٍ وَسَالِمٌ، وَتَسْعٰی اِلٰی مَاسَوْفَ تَكْرَهُ غِبَّةً، كَذٰلِکَ فِی الدُّنْيَا تَعِيْشُ الْبَهَائِمُ

*"હે ઠગાયેલા ! તારો સંપૂર્ણ દિવસ ગફલતમાં અને રાત્રિ ઊંઘમાં પસાર થાય છે જ્યારે કે મોત તારા માટે નિશ્ચિત છે, ન તો તું જાગૃત લોકોમાં હોશિયાર અને જાગતો છે અને ન જ સૂનારાઓમાં પોતાના છુટકારા ઉપર સંતોષિત છે, તારા પ્રયત્નો એવા કામોમાં થતા રહે છે જેનું પરિણામ નિકટમાં નાપસંદ સ્વરૂપે સામે આવશે, દુનિયામાં ચોપગા જાનવરો આ જ પ્રમાણે જીવતા હોય છે."*

وَاَنْذِرْ عَشِيْرَتَکَ الْاَقْرَبِيْنَ માં عَشِيْرَهُ (અશીરહ)નો અર્થ કુટુંબ અને કૌટુંબિક સંબંધીઓની શરતથી તેમાં પણ નજીકના સગાં વહાલાંઓ ભાવાર્થ તરીકે છે. અત્રે આ વાત વિચારપ્રેરક છે કે રસૂલે કરીમ ﷺ ઉપર રિસાલતની તબ્લીગ અને સમગ્ર કોમને અલ્લાહથી ડરાવવાનો ફરજ છે. આ સ્થળે કુટુંબના લોકોને વિશિષ્ટ સ્વરૂપે વર્ણન કરવામાં શું હિકમત છે ? વિચાર કરવામાં આવે તો એમાં દા'વત અને તબ્લીગને સરળ અને અસરકારક બનાવવાની એક ખાસ રીત બતાવવામાં આવી છે જેનો પ્રભાવ ખૂબ દીર્ઘ છે, તે એ કે પોતાના કુટુંબ અને ખાનદાનના લોકો પોતાનાથી નિકટ હોવાના કારણે એ બાબતના હકદાર પણ છે કે દરેક ભલાઈ અને સારા કામમાં તેમને અન્યો ઉપર અગ્રિમતા આપવામાં આવે અને પરસ્પર સંબંધ તથા વ્યક્તિગત પરિચયની બીનાએ તેમનામાં કોઈ જૂઠો દા'વેદાર નથી ખપી શકતો અને તેની સચ્ચાઈ અને નૈતિક શ્રેષ્ઠતા કુટુંબના લોકોમાં પ્રખ્યાત છે, તેનું સાચું આમંત્રણ સ્વીકાર કરી લેવું તેમના માટે સરળ પણ હોય છે અને નિકટના સગાં વહાલાં જ્યારે કોઈ સારી ચળવળના સમર્થક બની જાય તો તેમનો ભાઈચારો અને મદદ પણ પાકા પાયાઓ ઉપર કાયમ થાય છે. તે કુટુંબ એકતાના આધારે પણ તેમનું સમર્થન કરવા માટે અને ભાઈચારા ઉપર મજબૂર હોય છે અને જ્યારે નજીકના સગાં વહાલાં, કુટુંબીઓનો એક સચ્ચાઈનો માહોલ અને સત્યના પાયાઓ ઉપર રચાઈ ગયો તો દરરોજના જીવનમાં દરેકને

દીનના હુકમો ઉપર અમલ કરવામાં ઘણી સહૂલત થઈ જાય છે અને પછી એક નાની સરખી શક્તિ તૈયાર થઈને અન્યો સુધી દા'વત અને તબ્લીગ પહોંચાડવામાં મદદ મળે છે. કુર્આને કરીમની એક બીજી આયતમાં છે قُوْا اَنْفُسَكُمْ وَاَهْلِيْكُمْ نَارًا એટલે કે, પોતાને અને પોતાના ઘરવાળાઓને જહન્નમની આગથી બચાવો. તેમાં ઘરવાળાઓને જહન્નમથી બચાવવાની જવાબદારી કુટુંબના દરેક વ્યક્તિ ઉપર નાંખવામાં આવી છે જે કર્મોની સુધારણા અને નૈતિકતાનો સીધો અને સરળ માર્ગ છે અને વિચાર કરવામાં આવે તો કોઈ માનવીનું પોતે સારા કર્મો તથા ઉચ્ચ કક્ષાની નૈતિકતાનું પાબંદ થઈ જવું અને પછી તેના ઉપર કાયમ રહેવું તે વખત સુધી સ્વાભાવિક રીતે શક્ય નથી હોતું જ્યાં સુધી તેનો માહોલ (આસપાસનું વાતાવરણ) તેના માટે અનુકૂળ ન બની જાય. આખા ઘરમાં જો એક વ્યક્તિ નમાઝની સંપૂર્ણ પાબંદી કરવા ઈચ્છે તો તે પાકા નમાઝીને પણ પોતાના હકની અદાયગીમાં મુશ્કેલીઓ નડશે. આજકાલ જે હરામ વસ્તુઓથી બચવાનું મુશ્કેલ થઈ ગયું છે તેનું કારણ એ નથી કે વાસ્તવમાં તેનું છોડવું કોઈ મોટું મુશ્કેલ કાર્ય છે બલકે કારણ એ છે કે સંપૂર્ણ માહોલ, આખો સમાજ જ્યારે એક ગુનાહમાં સંડોવાય છે તો એકલા એક વ્યક્તિનું બચવું મુશ્કેલ બની જાય છે, રસૂલે કરીમ ﷺ ઉપર જ્યારે આ આયત નાઝિલ થઈ ત્યારે આપ ﷺએ બધા જ કુટુંબના લોકોને ભેગા કરીને સત્યનો સંદેશ સંભળાવ્યો, તે સમયે જો કે લોકોએ સત્યનો સ્વીકાર કરવાથી ઈન્કાર કર્યો પરંતુ ધીમે ધીમે કુટુંબીજનોમાં ઈસ્લામ અને ઈમાન પ્રવેશ પામવાનું શરૂ થઈ ગયું અને રસૂલે કરીમ ﷺના કાકા હઝરત હમ્ઝહ (રદિ.)ના ઈસ્લામ લાવવાથી ઈસ્લામને એક મોટી શક્તિ પ્રાપ્ત થઈ ગઈ.

**શાયરીના વખાણ :**

وَالشُّعَرَآءُ يَتَّبِعُهُمُ الْغَاوٗنَ મૂળ શબ્દાર્થમાં شِعْر (શે'ર) "કવિતા" દરેક તે કલામને કહેવામાં આવે છે જેમાં માત્ર કાલ્પનિક અને તહકીક કર્યા વિનાના વિષયો વર્ણન કરવામાં આવ્યા હોય જેમાં કોઈ પ્રાસ, લય-તાલ અને રદીફ કે કાફિયાની કોઈ શરત નથી. શબ્દકોષની પરિભાષામાં પણ આવા જ વિષયોને اَدِلَّةٌ شِعْرِيَّةٌ અને قَضَايَا شِعْرِيَّةٌ કહેવામાં આવે છે. પારિભાષિક શે'ર અથવા ગઝલમાં પણ કારણ કે સામાન્ય રીતે કલ્પનાઓ જ હોય છે એટલા માટે શાયરોની પરિભાષામાં کلام موزون مقفّی (લય, તાલ અને પ્રાસ)ને શે'ર કહેવા

લાગ્યા. અમુક તફસીરકારોને કુર્આનની આયત بَلْ هُوَشَاعِرٌ، شَاعِرٌ مَجْنُوْنٌ، شَاعِرٌنَتَرَبَّصُ بِهٖ વગેરેમાં પારિભાષિક શે'રના અર્થમાં ભાવાર્થ તરીકે લઈને કહ્યું કે મક્કાના કાફિરો રસૂલે કરીમ ﷺને પ્રાસ, લય–તાલ અને રદીફ કાફિયાવાળું કલામ લાવનારા કહેતા હતા પરંતુ અમુકે કહ્યું કે કાફિરોનો હેતુ એ ન હતો એટલા માટે કે તેઓ શે'રની શૈલી અને પદ્ધતિથી વાકેફ હતા અને દેખીતું છે કે કુર્આન શે'રોનો સંગ્રહ નથી તેનું સમર્થન તો એક બિનઅરબ પણ નથી કરી શકતો તો પછી કોઈ સાહિત્યકાર ઉચ્ચ કોટીનો અરબ ભાષાશાસ્ત્રી કઈ રીતે કરી શકે છે ? બલકે કાફિરો રસૂલે કરીમ ﷺને શાઈર –શે'રના મૂળ અર્થ એટલે કે કાલ્પનિક વિષયોના આધારે કહેતા હતા. તેમનો વાસ્તવિક હેતુ નઊઝુબિલ્લાહ આપ ﷺને જૂઠા કહેવાનો હતો કારણ કે "શે'ર" એ "જૂઠ"ના અર્થમાં પણ ઉપયોગ થાય છે અને "શાઈર" એ "જૂઠા"ને પણ કહેવામાં આવે છે એટલા માટે اَدِلَّةٌ كَاذِبَةٌ ને اَدِلَّةٌ شِعْرِيَّةٌ કહેવામાં આવે છે. ખુલાસો એ છે કે જે રીતે مَوْزُوْن અને مُقَفّٰیકલામને શે'ર કહે છે એ જ પ્રમાણે ظَنِّیْ અને تَخْمِيْنِیْ કલામને પણ શે'ર કહે છે જે તર્કશાસ્ત્રીઓની પરિભાષા છે.

وَالشُّعَرَآءُ يَتَّبِعُهُمُ الْغَاوٗنَ આ આયતમાં શે'રની પરિભાષા અને પ્રખ્યાત અર્થ જ ભાવાર્થ તરીકે છે, એટલે કે مَوْزُوْن وَمُقَفّٰی "લય અને તા'લ" (Rhythmic Composer) કલામ કહેનાર. તેનું સમર્થન ફત્હુલ બારીની રિવાયતથી થાય છે કે જ્યારે આ આયત નાઝિલ થઈ ત્યારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને રવાહા, હસ્સાન બિન ષાબિત અને કઅ્બ બિન માલિક (રદિ.) જેઓ શાઈર સહાબાઓમાં મશહૂર છે રડતાં રડતાં રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને વિનંતી કરી, યા રસૂલે કરીમ ﷺ ! અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી છે અને અમે પણ શે'ર કહીએ છીએ. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે આયતના અંતિમ ભાગને પઢો. મકસદ એ હતો કે તમારી શે'રો (કવિતાઓ) વાહિયાત અને ખોટા હેતુ માટે નથી હોતી એટલા માટે તમે તેના અપવાદમાં સામેલ છો જે અંતિમ આયતમાં ઉપસ્થિત છે એટલા માટે તફસીરકારોએ ફરમાવ્યું કે શરૂઆતની આયતમાં મુશ્રિક કવિઓ ભાવાર્થ તરીકે છે, કારણ કે ગુમરાહ લોકો, બળવાખોર શયતાનો, નાફરમાન જિન્નાતો તેમની જ કવિતાઓનું અનુસરણ કરતા હતા અને રિવાયત કરતા હતા. *(કમા ફિ ફત્હુલ બારી)*

**શરીઅતે ઇસ્લામમાં શે'ર–શાયરી (કાવ્ય)નો દરજ્જો :**

પ્રસ્તુત આયતોની શરૂઆયતથી શે'ર–શાયરીની સખત ટીકા અને તેને અલ્લાહ સમીપ નાપસંદ હોવાનું જણાય છે પરંતુ સૂરતના અંતે જે અપવાદ ઉપસ્થિત છે તેનાથી સાબિત થયું કે શે'ર (કાવ્ય) સદંતર ખરાબ નથી, બલકે જ્યારે જે શે'રમાં અલ્લાહ તઆલાની નાફરમાની અથવા અલ્લાહ તઆલાના ઝિક્રથી રોકવું અથવા જૂઠ અને અસત્ય અથવા કોઈ વ્યક્તિની ટીકા અથવા અપમાન હોય અથવા નિર્લજ્જ વાક્યો અને નિર્લજ્જતા પ્રસરાવનાર હોય તો તે ટીકાપાત્ર અને નીંદનીય છે અને જે કાવ્યો આ ગુનાહો અને નાપસંદ બાબતોથી પવિત્ર હોય તેને અલ્લાહ તઆલાએ إِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ.... દ્વારા અપવાદ ઠરાવ્યું છે અને અમુક કાવ્યો તો ઉચ્ચ કોટીના હિકમતપૂર્ણ વિષયો અને બોધપાઠ આપનાર હોવાના કારણે આજ્ઞાપાલન અને સવાબમાં સામેલ છે જેમકે હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)ની રિવાયત છે, إِنَّ مِنَ الشِّعْرِ حِكْمَةً એટલે કે, અમુક કાવ્યો હિકમત હોય છે. *(રવાહુલ બુખારી)*

હાફિઝ ઈબ્ને હઝર મક્કી (રહ.)એ ફરમાવ્યું કે હિકમતનો ભાવાર્થ સાચી વાત છે જે સત્ય આધારિત હોય. ઈબ્ને બતાલે ફરમાવ્યું, જે કાવ્યમાં અલ્લાહ તઆલાની ઐક્યતા (તવહીદ), તેનું વર્ણન, ઈસ્લામથી મહોબ્બતનો ઉલ્લેખ હોય તે શે'ર પ્રિય અને પસંદ કરવામાં આવેલ છે તથા પ્રસ્તુત હદીષમાં આવા જ કાવ્યો ભાવાર્થ સ્વરૂપે છે અને જે કાવ્યમાં જૂઠ અને નિર્લજ્જતા વર્ણન થઈ હોય તે નીંદનીય છે અને તેનું વધારે સમર્થન નીચે આપેલ રિવાયતોથી થાય છે.

(૧) ઉમર બિન શરીદ પોતાના પિતાથી રિવાયત કરે છે કે રસૂલે કરીમ ﷺએ મારી પાસેથી ઉમય્યા ઈબ્ને અબીસ્સલ્તના સો કાફિયા સુધીના શે'રો સાંભળ્યા.

(૨) મુતર્રિફ કહે છે કે મેં કુફાથી બશરા સુધી હઝરત ઈમરાન ઈબ્ને હુસૈન (રદિ.)ની સાથે મુસાફરી કરી અને દરેક મંઝિલ ઉપર તેઓ શે'ર સંભળાવતા હતા.

(૩) તબરીએ ઉચ્ચ કોટીના સહાબા (રદિ.) અને ઉચ્ચ કોટીના તાબિઈન (રહ.) વિશે કહ્યું કે, તેઓ શે'ર (કાવ્ય) કહેતા હતા, સાંભળતા હતા અને સંભળાવતા હતા.

(૪) ઈમામ બુખારી (રહ.) ફરમાવે છે કે હઝરત આયશા (રદિ.) શે'ર કહ્યા કરતાં હતાં.

(૫) અબૂ યઅ્લાએ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરી છે કે શે'ર એક કલામ છે, જો તેનો વિષય સારો અને લાભદાયક હોય તો શે'ર સારો છે અને વિષય ખરાબ અને ગુનાહનો છે તો શે'ર ખરાબ છે. *(ફત્હુલ બારી)*

તફસીરે કુર્તુબીમાં છે કે મદીના મુનવ્વરહના દશ ફુકૂહા જે પોતાના જ્ઞાન અને શ્રેષ્ઠતામાં મશ્હૂર છે તેમનામાંથી અબ્દુલ્લાહ ઉબયદુલ્લાહ બિન ઉત્બાહ બિન મસ્ઊદ (રદિ.) મશ્હૂર શક્તિશાળી કલામના શાયર હતા અને કાઝી ઝુબૈર બિન બકારના કાવ્યો એક આગવા પુસ્તકમાં એકઠા કરેલા હતા, પછી કુર્તુબીએ લખ્યું છે કે અબૂ અમૂરીએ ફરમાવ્યું છે કે સારા વિષયો ઉપર આધારિત કાવ્યોને જ્ઞાનીઓ અને બૌદ્ધિકોમાંથી કોઈ ખરાબ નથી કહી શકતું કારણ કે ઉચ્ચ કોટિના સહાબા (રદિ.) જે દીનના આગેવાનો છે તેમનામાંથી કોઈ પણ એવું નથી જેણે પોતે શે'ર ન કહી હોય અથવા અન્યો પાસેથી શે'રો ન પઢી હોય કે પસંદ કરી ન હોય !

જે રિવાયતોમાં શે'ર–શાયરીની ટીકા અને નીંદાનો ઉલ્લેખ છે તેનો હેતુ એ છે કે શે'ર–શાયરીમાં એટલું પ્રવૃત્ત અને ઓતપ્રોત થઈ જવું કે અલ્લાહના ઝિક્ર, ઈબાદત અને કુર્આનથી ગાફેલ થઈ જાય. ઈમામ બુખારી (રહ.)એ તેને એક આગવા પ્રકરણમાં વર્ણન કર્યું છે અને આ પ્રકરણમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની આ રિવાયત નકલ કરી છે. لَاَنْ يَّمْتَلِئَ جُوْفُ رَجُلٍ قَيْحًا يَرِيْهِ خَيْرٌ مِّنْ اَنْ يَّمْتَلِئَ شِعْرًا એટલે કે, કોઈ વ્યક્તિ પરુંથી પોતાનું પેટ ભરે એ તેનાથી ઉત્તમ છે કે કાવ્યોથી પેટ ભરે. ઈમામ બુખારી (રહ.) ફરમાવે છે કે મારા સમીપ તેનો ભાવાર્થ એ છે કે કાવ્ય જ્યારે અલ્લાહના ઝિક્ર, કુર્આન તથા ઈલ્મની પ્રવૃત્તિઓ ઉપર છવાઈ જાય અને જો કાવ્ય ગૌણ સ્વરૂપે રહે તો પછી તે ખરાબ નથી. એ જ પ્રમાણે તે કાવ્યો જે નિર્લજ્જ વિષયો અથવા લોકો ઉપર કટાક્ષ અને મ્હેણા ટોણા મારવા અથવા બીજાઓ વિરુદ્ધ શરીઅત વિરુદ્ધના વિષયો ઉપર આધારિત હોય તે ઉમ્મતના ઈજ્માઅ્થી હરામ અને નાજાઈઝ છે અને આ માત્ર કાવ્ય કે શે'ર–શાયરીના સંદર્ભમાં લાગુ નથી પડતું, જે કોઈપણ વાક્યો કે કલામ આવું હોય તેનો પણ આ જ હુકમ છે. *(કુર્તુબી)*

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)એ પોતાના ગવર્નર અદી બિન નદલહને તેમના હોદ્દા ઉપરથી એટલા માટે બરખાસ્ત કરી દીધા કે તેઓ નિર્લજ્જ કાવ્યો કહેતા હતા. હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)એ અમ્ર બિન રબિયા અને અબૂલ અહ્‌વસને આ જ અપરાધમાં દેશનિકાલ કરવાનો હુકમ આપ્યો, અમ્ર બિન રબિયાએ તવબહ કરી લીધી તે સ્વીકારવામાં આવી. *(કુર્તુબી)*

**અલ્લાહ તઆલાથી અને આખિરતથી ગાફેલ કરનાર દરેક જ્ઞાન અને કળા નીંદનીય છે :**

ઈબ્ને અબી જમરહે ફરમાવ્યું કે ઘણી કાફિયાબાજી (પ્રાસ, લય અને તાલ) અને દરેક એવું જ્ઞાન અને કળા જે દિલોને કઠોર બનાવી દે અને અલ્લાહ તઆલાના ઝિક્રથી અળગા અને ગાફેલ થવાનું કારણ બને અને માન્યતાઓમાં શંકા તથા સંદેહ અને આધ્યાત્મિક બીમારીઓ પેદા કરે તેનો પણ એ જ હુકમ છે જે ટીકાપાત્ર કાવ્યોનો હુકમ છે.

**મોટા ભાગના અનુસરણ કરનારાઓની ગુમરાહી તે જેનું અનુસરણ કરી રહ્યો છે તે આગેવાનની ગુમરાહીની નિશાની હોય છે :**

اَلشُّعَرَاءُ يَتَّبِعُهُمُ الْغَاوٗنَ આ આયતમાં શાઈરો (કવિઓ) ઉપર આ ઐબ લગાવવામાં આવી છે કે તેમના અનુયાયીઓ ગુમરાહ છે. અત્રે પ્રશ્ન એ પેદા થાય છે કે ગુમરાહ તો અનુયાયીઓ થયા અને તેમની પ્રવૃત્તિનો ઈલ્ઝામ તે અનુયાયીઓ જેનું અનુસરણ કરે છે તે આગેવાનો એટલે કે કવિઓ ઉપર કેવી રીતે આપી શકાય ? કારણ એ છે કે મોટે ભાગે અનુસરણ કરનારાની ગુમરાહી તે જેમનું અનુસરણ કરે છે તેમની ગુમરાહીની એક નિશાની હોય છે પરંતુ સય્યિદી હકીમુલ ઉમ્મત થાનવી (રહ.)એ ફરમાવ્યું કે આ હુકમ એવા સમયે છે જ્યારે કે અનુસરણ કરનારની ગુમરાહીમાં તે જેનું અનુસરણ કરવામાં આવે છે તેના અનુસરણની દખલગીરી હોય. દાખલા તરીકે આગેવાન કે જેનું અનુસરણ કરવામાં આવે છે તે જૂઠ અને ગીબતથી બચવા કે બચાવવાની કાળજી નથી લેતો, તેની મજલિસમાં એ પ્રકારની વાતો થાય છે તો તેની રોકટોક કે મનાઈ નથી કરતો એના કારણે અનુયાયીને પણ જૂઠ અને ગીબતની આદત પડી ગઈ તો આ અનુયાયીનો ગુનોહ પોતે તે જેનું અનુસરણ કરી રહ્યો છે તે આગેવાનના ગુનાહની

નિશાની ઠરાવવામાં આવશે પરંતુ જો ગુમરાહી આગેવાનના એક કારણથી અને અનુસરણ બીજા કારણથી હોય તો આ અનુયાયીની ગુમરાહી આગેવાનની ગુમરાહીની નિશાની નહીં થાય, દાખલા તરીકે એક વ્યક્તિ અકીદા અને મસ્અલાઓમાં કોઈ આલિમનું અનુસરણ કરે છે અને તેમનામાં કોઈ ગુમરાહી નથી, અમલો અને નૈતિકતામાં તે આલિમનું અનુસરણ નથી કરતો તેનામાં જ આ ગુમરાહી છે તો તેના કર્મો અને નૈતિક ગુમરાહી આ આલિમની ગુમરાહી ઉપર દલીલ થશે નહીં. વલ્લાહુ અઅ્લમુ.

تَمَّتْ سُوْرَةُ الشُّعَرَاءِ بِعَوْنِ اللّٰهِ وَحَمْدِهٖ فِيْ نِصْفِ الرَّبِيْعِ الثَّانِيْ ۱۳۹۱ھ

يَوْمَ الْخَمِيْسِ وَيَتْلُوْهَا اِنْشَاءَ اللّٰهُ تَعَالٰى سُوْرَةُ النَّمْلِ

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ શુઅ્રા પૂર્ણ થઈ.



**તારીખ :** ૮ માર્ચ ૨૦૦૯ મુતાબિક ૨૧ રબિઊલ અવ્વલ ૧૪૩૧ હિજરી.



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)





**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)




પ્રકરણ (૨૭)

# સૂરએ નમ્લ

સૂરએ નમ્લ મક્કામાં ઊતરી અને તેની ૯૩ આયતો અને ૭ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૧ થી ૬)

آياتها ٩٣ ‏ ٢٧ سُورَةُ النَّمْلِ مَكِّيَّةٌ ٤٨ ‏ ركوعاتها ٧

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

طٰسٓ تِلۡكَ اٰيٰتُ الۡقُرۡاٰنِ وَكِتَابٍ مُّبِيۡنٍ ﴿۱﴾ هُدًى وَّبُشۡرٰى لِلۡمُؤۡمِنِيۡنَ ﴿۲﴾

الَّذِيۡنَ يُقِيۡمُوۡنَ الصَّلٰوةَ وَيُؤۡتُوۡنَ الزَّكٰوةَ وَهُمۡ بِالۡاٰخِرَةِ هُمۡ يُوۡقِنُوۡنَ ﴿۳﴾

اِنَّ الَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ بِالۡاٰخِرَةِ زَيَّنَّا لَهُمۡ اَعۡمَالَهُمۡ فَهُمۡ يَعۡمَهُوۡنَ ﴿۴﴾

اُولٰٓئِكَ الَّذِيۡنَ لَهُمۡ سُوۡٓءُ الۡعَذَابِ وَهُمۡ فِى الۡاٰخِرَةِ هُمُ الۡاَخۡسَرُوۡنَ ﴿۵﴾

وَاِنَّكَ لَتُلَقَّى الۡقُرۡاٰنَ مِنۡ لَّدُنۡ حَكِيۡمٍ عَلِيۡمٍ ﴿۶﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*તા–સીન; આ આયતો છે કુર્આન અને સ્પષ્ટ કિતાબની. (૧) હિદાયત અને ખુશખબરી ઈમાનવાળાઓ માટે. (૨) જેઓ નમાઝ કાયમ રાખે છે અને ઝકાત આપે છે અને તેમને આખિરત ઉપર યકીન (શ્રદ્ધા) છે. (૩) નિશંક ! જે લોકો આખિરતને નથી માનતા અમે તેમની દૃષ્ટિમાં તેમના કાર્યો શણગારીને બતાવ્યા; બસ તેઓ ભટકતા ફરે છે. (૪) તે જ છે જેમના માટે ખરાબ પ્રકારનો અઝાબ છે અને આખિરતમાં તેઓ જ નુકસાનમાં છે. (૫)*

*અને બેશક તમને તો આ કુર્આન એક હિકમતવાળા સર્વજ્ઞ તરફથી પહોંચે છે. (૬)*

## તફસીર :

તા-સીન (એનો અર્થ અલ્લાહ તઆલાને ખબર છે), આ (આયતો) ઈમાનવાળાઓ માટે હિદાયત(નું કારણ) અને (તે હિદાયત ઉપર નેક બદલાની) ખુશખબરી સંભળાવનારી છે જે (મુસલમાન) એવા છે કે (અમલમાં પણ હિદાયત ઉપર ચાલે છે એટલા માટે) નમાઝની પાબંદી કરે છે (કે જે શારીરિક ઈબાદતોમાં સૌથી મોટી છે) અને ઝકાત આપે છે (જે આર્થિક ઈબાદતોમાં સૌથી મોટી ઈબાદત છે) અને (માન્યતાની દષ્ટિએ પણ હિદાયત પામેલા છે એટલા માટે) તેઓ આખિરત ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખે છે. (આ તો ઈમાનવાળાઓના લક્ષણો છે અને) જે લોકો આખિરત ઉપર ઈમાન નથી રાખતા અમે તેમના (બુરા) અમલો તેમની નજરમાં ભલા કરી રાખ્યા છે, બસ તેઓ (પોતાની અજ્ઞાનતામાં સત્યથી વેગળા) ભટકતા ફરે છે (એટલા માટે ન તો તેમના અકીદાઓ સાચા છે અને ન જ અમલો તેથી તેઓ કુર્આનને પણ નથી માનતા તો જે રીતે કુર્આન ઈમાનવાળાઓને ખુશખબરી સંભળાવે છે એ જ પ્રમાણે ઈન્કારીઓને ધમકીઓ પણ સંભળાવે છે કે) આ તે લોકો છે જેમના માટે (દુનિયામાં મૃત્યુ ટાણે પણ) સખત અઝાબ (થવાનો) છે અને તે લોકો આખિરતમાં (પણ) સખત નુકસાનમાં છે (કે ક્યારેય છુટકારો થશે નહીં) અને (જો કે ઈન્કારીઓ કુર્આનને ન માને પરંતુ) તમને ખરેખર એક મોટા હિકમતવાળા સર્વજ્ઞ તરફથી કુર્આન આપવામાં આવી રહ્યું છે (તમે આ નેઅ્મતથી ખુશ થાઓ અને તેમના ઈન્કાર કરવાથી ગમગીન ન થાઓ).

## મસ્અલા અને બોધપાઠ :

زَيَّنَّا لَهُمْ اَعْمَالَهُمْ એટલે કે જે લોકો આખિરત ઉપર ઈમાન નથી લાવતા અમે તેમના ખરાબ અમલો તેમની નજરોમાં શણગારી દીધા છે એટલા માટે તેઓ તેમને જ સારા સમજીને ગુમરાહીમાં સપડાયેલા રહે છે અને અમુક વિવરણકારોએ આ આયતનું આ વિવરણ કર્યું છે કે, اعمالهم (અઅ્માલહુમ)નો ભાવાર્થ નેક કર્મો છે અને ભાવાર્થ એ છે કે અમે તો નેક કર્મોને શણગારીને તેમની

સામે મૂકી દીધા હતા પરંતુ તે જાલિમોએ તેમના તરફ ધ્યાન જ ન આપ્યું, બલકે કુફ્ર અને શિર્કમાં સપડાયેલા રહ્યા એટલા માટે ગુમરાહીમાં ભટકવા લાગ્યા પરંતુ પ્રથમ તફસીર વધારે સ્પષ્ટ છે. પ્રથમ તો એટલા માટે કે مُــــــزَيَّـــنُ (મુઝય્યન) કરવાના શબ્દો સામાન્ય રીતે ખરાબ કર્મો માટે ઉપયોગ થાય છે, જેમકે زُيِّـنَ لِـلـنَّـاسِ حُـبُّ الشَّهَـوٰتِ، زُيِّـنَ لِـلَّـذِيْـنَ كَـفَرُوا الْحَيٰوةُ الدُّنْيَا، زُيِّنَ لِكَثِيْرٍ مِّنَ الْـمُشْرِكِيْنَ.... અને સારા કર્મો માટે આ શબ્દનો ઉપયોગ ઘણો ઓછો છે, જેમકે اَعْـمَـالُهُمْ..... حَبَّـبَ اِلَيْـكُمُ الْاِيْـمَـانَ وَزَيَّـنَـهٗ فِـىْ قُلُوْبِكُمْ બીજી આયતમાં (અઅ્માલુહુમ) "તેમના અમલો–કર્મો"નો શબ્દ પણ તેના ઉપર જ દલીલ કરી રહ્યો છે કે ભાવાર્થ દુષ્ટ કર્મો છે, ન કે નેક–ભલા કર્મો.

---

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૭ થી ૧૪)

اِذْ قَالَ مُوْسٰى لِاَهْلِهٖۤ اِنِّيْۤ اٰنَسْتُ نَارًا ؕ سَاٰتِيْكُمْ مِّنْهَا بِخَبَرٍ اَوْ اٰتِيْكُمْ
بِشِهَابٍ قَبَسٍ لَّعَلَّكُمْ تَصْطَلُوْنَ ﴿٧﴾ فَلَمَّا جَآءَهَا نُوْدِيَ اَنْۢ بُوْرِكَ مَنْ فِي النَّارِ
وَمَنْ حَوْلَهَا ؕ وَسُبْحٰنَ اللّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿٨﴾ يٰمُوْسٰۤى اِنَّهٗۤ اَنَا اللّٰهُ الْعَزِيْزُ
الْحَكِيْمُ ﴿٩﴾ وَاَلْقِ عَصَاكَ ؕ فَلَمَّا رَاٰهَا تَهْتَزُّ كَاَنَّهَا جَآنٌّ وَّلّٰى مُدْبِرًا وَّلَمْ يُعَقِّبْ ؕ
يٰمُوْسٰى لَا تَخَفْ ۫ اِنِّيْ لَا يَخَافُ لَدَيَّ الْمُرْسَلُوْنَ ﴿١٠﴾ اِلَّا مَنْ ظَلَمَ ثُمَّ بَدَّلَ
حُسْنًۢا بَعْدَ سُوْٓءٍ فَاِنِّيْ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١١﴾ وَاَدْخِلْ يَدَكَ فِيْ جَيْبِكَ تَخْرُجْ بَيْضَآءَ مِنْ
غَيْرِ سُوْٓءٍ ۫ فِيْ تِسْعِ اٰيٰتٍ اِلٰى فِرْعَوْنَ وَقَوْمِهٖ ؕ اِنَّهُمْ كَانُوْا قَوْمًا فٰسِقِيْنَ ﴿١٢﴾ فَلَمَّا
جَآءَتْهُمْ اٰيٰتُنَا مُبْصِرَةً قَالُوْا هٰذَا سِحْرٌ مُّبِيْنٌ ﴿١٣﴾ وَجَحَدُوْا بِهَا وَاسْتَيْقَنَتْهَاۤ
اَنْفُسُهُمْ ظُلْمًا وَّعُلُوًّا ؕ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِيْنَ ﴿١٤﴾ ع

## તરજુમો :

*જ્યારે મૂસા (અલૈ.)એ પોતાના ઘરવાળાઓને કહ્યું, મેં એક આગ જોઈ છે*

*હવે તમારી પાસે ત્યાંથી કંઈક ખબર લાવું છું અથવા અંગારો સળગાવીને લાવું છું જેથી તમે તાપો. (૭) પછી જ્યારે તેની પાસે પહોંચ્યા અવાજ થયો કે તેના ઉપર બરકત છે જે કોઈ તે આગમાં છે અને જે તેની આજુબાજુ છે અને પવિત્ર છે અલ્લાહની હસ્તી જે કુલ વિશ્વનો પરવરદિગાર છે. (૮) હે મૂસા (અલૈ.) ! બેશક હું તે અલ્લાહ છું જબરદસ્ત (મહાબળવાન) હિકમતોવાળો. (૯) અને પોતાની લાઠી નાંખી દો, પછી જ્યારે તેને હાલતી જોઈ જાણે કે તે સાપ હતો; પૂંઠ ફેરવીને પાછા ફર્યા અને પાછા વળીને ન જોયું, હે મૂસા (અલૈ.) ! ડરો નહીં; હું છું ! મારી પાસે રસૂલ ડરતા નથી. (૧૦) પરંતુ જેણે અતિરેક કર્યો પછી બુરાઈ બાદ બદલામાં નેકી કરી તો હું મા'ફ કરનાર દયાળુ છું. (૧૧) અને પોતાનો હાથ પોતાના ગિરેબાન (Bosom)માં નાંખો કે કોઈ ઐબ વિના સફેદ (ચળકતો) થઈને નીકળે; આ બંને મળીને નવ નિશાનીઓ લઈને ફિરઔન અને તેની કોમ તરફ જાઓ; બેશક તે નાફરમાન લોકો હતા. (૧૨) પછી જ્યારે તેમની પાસે અમારી નિશાનીઓ આંખો ઉઘાડવા પહોંચી; બોલ્યા, આ તો ખુલ્લો જાદૂ છે. (૧૩) અને તેમનો ઈન્કાર કર્યો અને અન્યાય અને અભિમાનથી પોતાનામાં તેનું યકીન કરી (શ્રદ્ધા જમાવી) ચૂક્યા હતા; બસ જોઈ લો, શું પરિણામ આવ્યું ફસાદ કરનારાઓનું ! (૧૪)*

**તફસીર :**

(તે સમયના કિસ્સાનું વર્ણન કરો) જ્યારે કે (મદયનથી આવતી વખતે કોહે તૂર પાસે રાત્રે ઠંડીના સમયે પહોંચ્યા અને મિસ્રનો માર્ગ પણ ભૂલી ગયા હતા ત્યારે) મૂસા (અલૈ.)એ પોતાના ઘરવાળાઓને કહ્યું કે મેં (તૂર તરફ) આગ જોઈ છે, હું હમણા (જઈને) ત્યાંથી (યા તો માર્ગની) કોઈ ખબર લાવું છું અથવા તમારી પાસે (ત્યાંથી) આગનો ભડકો લાકડા વગેરેમાં લાગેલો લાવું છું જેથી તમે તાપી લો, બસ જ્યારે તે(આગ)ની પાસે પહોંચ્યા તો તેમને (અલ્લાહ તઆલા તરફથી) અવાજ આપવામાં આવ્યો કે જે આ આગની અંદર છે (એટલે કે ફરિશ્તાઓ) તેમના ઉપર પણ બરકત થાય અને જે એ(આગ)ની પાસે છે (એટલે કે હઝરત મૂસા અલૈ.) તેમના ઉપર પણ (બરકત થાય, આ દુઆ સ્વાગત અને સલામ સ્વરૂપે છે જેમકે મુલાકાતીઓ આપસમાં સલામ કરે છે, કારણ કે હઝરત

મૂસા અલૈ. જાણતા ન હતા કે આ نُوْرُ اَنْوَارِالٰهِيَّة માંથી છે એટલા માટે પોતે સલામ ન કરી શક્યા, અલ્લાહ તરફથી હૂંફ માટે સલામ કરવામાં આવી અને ફરિશ્તાઓને તેમાં મેળવી દેવું કદાચ એટલા માટે થયું કે જે રીતે ફરિશ્તાઓને સલામ અલ્લાહ તઆલાની ખાસ નિકટતાની નિશાની હોય છે આ સલામ પણ હઝરત મૂસા અલૈ.ની ખાસ નિકટતાની ખુશખબરી થઈ ગઈ) અને (એ બાબત બતાવવા માટે કે આ નૂર જે આગ સ્વરૂપે છે તે પોતે અલ્લાહ તઆલાની જાત નથી, ઈરશાદ ફરમાવ્યો કે) અલ્લાહ રબ્બુલ આલમીન (સકળ બ્રહ્માંડના પરવરદિગાર કે જે રંગ, કદ, પ્રમાણ, આકાર અને મર્યાદાઓ વગેરેથી) પવિત્ર છે (અને આ નૂરમાં આ મર્યાદાઓ જોવા મળે છે બસ આ નૂર અલ્લાહ તઆલાની જાત નથી અને મૂસા અલૈ. જો આ મસ્અલાથી અજાણ હોય તો તેમના માટે તા'લીમ છે અને જો બૌદ્ધિક દલીલો અને સાચી પ્રકૃતિની બીનાએ તેમને પહેલેથી ખબર હોય તો વધારે સ્પષ્ટ રીતે સમજાવવામાં આવે છે, ત્યાર પછી ઈરશાદ થયો કે) હે મૂસા (અલૈ.) ! વાત એ છે કે હું (જે સીધી વાતચીત કરી રહ્યો છું) અલ્લાહ છું જબરદસ્ત હિકમતવાળો અને (હે મૂસા અલૈ. !) તમે પોતાની લાઠી (જમીન ઉપર) નાંખી દો (એટલા માટે તેમણે લાઠી નાંખી દીધી તો તે અજગર બનીને હલવા માંડી), બસ જ્યારે તેમણે તેને આ રીતે હલતી જોઈ કે જેમકે સાપ હોય તો તેઓ પૂંઠ ફેરવીને નાઠા અને પાછું ફરીને પણ ન જોયું. (ઈરશાદ થયો કે) હે મૂસા (અલૈ.) ! ડરો નહીં ! (કારણ કે અમે આપને પયગમ્બરી આપી છે) અને અમારી સમક્ષ (એટલે કે પયગમ્બરીનું સન્માન અર્પણ થવાના સમયે) પયગમ્બર (પોતાની વસ્તુઓથી કે જે પોતે તેની પયગમ્બરીની દલીલ એટલે કે મોઅ્જિઝાઓ હોય) ડર્યા નથી કરતા (એટલે કે તમારે પણ ડરવું ન જોઈએ) હા ! પરંતુ જેનાથી કોઈ કુસૂર (એટલે કે ખતા) થઈ જાય (અને તે આ કુસૂરને યાદ કરીને ડરે તો વાંધો નથી પરંતુ તેના વિશે પણ એ કાયદો છે કે જો કુસૂર થઈ જાય અને) પછી બુરાઈ (થઈ ગયા) બાદ બુરાઈની જગ્યાએ નેક કાર્ય કરે (તવબહ કરે) તો હું (તેને પણ મા'ફ કરી આપું છું કારણ કે હું) મા'ફ કરનાર રહમતવાળો છું (આ એટલા માટે કહ્યું કે લાઠીના મોઅ્જિઝાથી સંતોષિત થઈ ગયા પછી ક્યારેય પોતાના કિબતીની હત્યાના કિસ્સાને યાદ કરીને પરેશાન ન થાય એટલા માટે તેનાથી પણ સંતોષિત કરી લીધા જેથી ડર અને ભય નિર્મૂળ થઈ જાય) અને

(હે મૂસા અલૈ. ! આ લાઠીના મોઅ્જિઝા સિવાય એક બીજો મોઅ્જિઝો પણ અર્પણ થાય છે તે એ છે કે) તમે પોતાનો હાથ ગિરેબાનની અંદર લઈ જાઓ (અને પછી કાઢો તો) તે કોઈ ઐબ (એટલે કે કોઈ બીમારી અથવા અન્ય કોઈ ખરાબી) વિના (ખૂબ જ) ચમકતો થઈને નીકળશે (અને આ બંને મોઅ્જિઝા તે) નવ મોઅ્જિઝાઓમાં(થી છે જેમની સાથે તમને) ફિરઔન અને તેની કોમ તરફ (મોકલવામાં આવે છે કારણ કે) તેઓ ઘણા હદથી નીકળી જનારા લોકો છે, મતલબ કે જ્યારે તે લોકોની પાસે અમારા (આપેલા) મોઅ્જિઝાઓ પહોંચ્યા (જે) ખૂબ સ્પષ્ટ હતા (એટલે કે આમંત્રણની શરૂઆતમાં જ બે મોઅ્જિઝાઓ બતાવવામાં આવ્યા, પછી સમયે સમયે બાકીના મોઅ્જિઝાઓ બતાવવામાં આવતા રહ્યા) તો તે લોકો (આ બધું જોઈને પણ) બોલ્યા, આ તો ઉઘાડો જાદૂ છે અને (અજબ વાત તો એ હતી કે અત્યાચાર અને) તકબ્બુરના માર્ગે એ(મોઅ્જિઝાઓ)નો (બિલકુલ) ઈન્કાર કરતા રહ્યા જ્યારે કે (અંદરથી) તેમના દિલોએ તેનું યકીન કરી લીધું હતું, બસ જુઓ કેવો (બુરો) અંજામ થયો તે ફસાદીઓનો ! (દુનિયામાં ડૂબી ગયા અને આખિરતમાં સળગવાની સજા પામી).

## મસ્અલા અને બોધપાઠ :

اِذْ قَالَ مُوْسٰى لِاَهْلِهٖٓ اِنِّيْٓ اٰنَسْتُ نَارًا ۭ سَاٰتِيْكُمْ مِّنْهَا بِخَبَرٍ اَوْ اٰتِيْكُمْ بِشِهَابٍ قَبَسٍ لَّعَلَّكُمْ تَصْطَلُوْنَ

### માણસની પોતાની જરૂરિયાત માટે સ્વાભાવિક સામાનનો ઉપયોગ કરવો તવક્કુલ (ભરોસા)માં વિરુદ્ધ નથી :

હઝરત મૂસા (અલૈ.)ને આ સ્થળે બે આવશ્યકતાઓ પડી, એક માર્ગ પૂછવાની જે તેઓ ભૂલી ગયા હતા અને બીજું આગથી ગરમી પ્રાપ્ત કરવાની કે તે ઠંડીની રાત હતી એટલા માટે તેમણે કોહે તૂર તરફ જવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેની સાથે જ આ મકસદમાં સફળતા ઉપર વિશ્વાસ અને દા'વો કરવાના બદલે એવા શબ્દો અપનાવ્યા જેમાં પોતાની બંદગી અને અલ્લાહ તઆલા પાસે પોતાની ઉમ્મીદ જાહેર થાય છે. જાણ થઈ કે જરૂરિયાતોની પ્રાપ્તિ માટે સંઘર્ષ કરવો તવક્કુલના વિરુદ્ધ નથી પરંતુ ભરોસો પોતાની કોશીશના બદલે અલ્લાહ તઆલા

ઉપર હોવો જોઈએ તથા તેમને આગ બતાવવામાં પણ કદાચ એ જ હિકમત હોય કે તેનાથી તેમના બંને હેતુઓ પૂર્ણ થઈ શકતા હતા, સંપૂર્ણ માર્ગ મળી જવો અને આગથી ગરમી પ્રાપ્ત કરવી. *(કમા ફિ રૂહ)*

આ સ્થળે હઝરત મૂસા (અલૈ.)એ اُمْكُثُوْٓا અને تَصْطَلُوْنَ બહુવચનનું સર્વનામ બોલ્યા જ્યારે કે તેમની સાથે માત્ર તેમની પત્ની હઝરત શુઅયૂબ (અલૈ.)ની પુત્રી હતાં, તેમના માટે બહુવચનનો શબ્દ ઉપયોગ કરવો સન્માન સ્વરૂપે હતું જેમકે સન્માનનીય લોકોમાં કોઈ એક વ્યક્તિને પણ સંબોધન કરવામાં આવે છે તો બહુવચનના સર્વનામનો ઉપયોગ કરવામાં આવે છે. રસૂલે કરીમ ﷺએ પણ પોતાની પત્નીઓ માટે બહુવચનનું સર્વનામ ઉપયોગ કર્યું છે જે હદીષની રિવાયતોમાં વર્ણન થયું છે.

**પત્નીનું વર્ણન સામાન્ય મજલિસોમાં ન કરવું જોઈએ બલકે ઇશારાથી કામ લેવું ઉત્તમ છે :**

પ્રસ્તુત આયતમાં قَالَ مُوْسٰى لِاَهْلِهٖ ફરમાવવામાં આવ્યું છે, શબ્દ اَهْل (અહ્‌લ) સામાન્ય છે જેમાં પત્ની અને ઘરના બીજા સભ્યો પણ સામેલ હોય છે, આ સ્થળે જો કે હઝરત મૂસા (અલૈ.)ની સાથે માત્ર તેમના પત્ની જ હતાં, કોઈ અન્ય ન હતું પરંતુ પરિચયમાં આ શબ્દ ઉપયોગ કરવાથી એ તરફ ઈશારો જોવા મળ્યો કે મજલિસોમાં જો કોઈ વ્યક્તિ પોતાની પત્નીનો ઉલ્લેખ કરે તો સામાન્ય શબ્દોથી કરવો ઉત્તમ છે જેમકે આપણા રિવાજમાં કહેવામાં આવે છે કે મારા ઘરવાળાઓએ આવું કહ્યું છે.

فَلَمَّا جَآءَهَا نُوْدِيَ اَنْۢ بُوْرِكَ مَنْ فِي النَّارِ وَمَنْ حَوْلَهَا ؕ وَسُبْحٰنَ اللّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ○ يٰمُوْسٰٓى اِنَّهٗٓ اَنَا اللّٰهُ الْعَزِيْزُ الْحَكِيْمُ ○

**હઝરત મૂસા (અલૈ.)નું આગને જોવું અને આગની અંદર એક અવાજ સાંભળવાની હકીકત :**

કુર્આને કરીમમાં હઝરત મૂસા (અલૈ.)ની આ ઘટના ઘણી બધી સૂરતોમાં વિવિધ શિર્ષકો હેઠળ આવી છે, સૂરએ નમ્લની પ્રસ્તુત આયતોમાં આ ક્રમના બે વાક્યો વિચાર માંગી લે છે. પ્રથમ بُوْرِكَ مَنْ فِي النَّارُ (જે આગમાં છે તે મુબારક

છે) બીજું, اِنَّـهٗ اَنَا اللّٰهُ الْعَزِيْزُ الْحَكِيْمُ (સાચે જ હું અલ્લાહ છું સર્વશક્તિમાન અને મહાન હિકમતવાળો) અને સૂરએ તા-હામાં જેની તફસીર અગાઉ પસાર થઈ ચૂકી છે તેમાં આ ઘટના વિશે આ શબ્દો આવ્યા છે,

اِذْرَاٰى نَارًا ...اِلٰى قَوْلِهٖ تَعَالٰى... نُوْدِیَ يٰمُوْسٰى اِنِّىْ اَنَارَ بُّكَ فَاخْلَعْ نَعْلَيْكَ اِنَّكَ بِالْوَادِ

الْمُقَدَّسِ طُوًى وَاَنَا اخْتَرْ تُكَ فَاسْتَمِعْ لِمَايُوْحٰى اِنَّنِىْٓ اَنَااللّٰهُ لَآ اِلٰهَ اِلَّآاَنَا فَاعْبُدْنِىْ

*"જ્યારે તેમણે એક આગ જોઈ તો પોતાના ઘરવાળાઓને કહ્યું, થોભો; મેં એક આગ જોઈ છે, કદાચ તમારી પાસે એમાંથી સળગાવીને લઈ આવું અથવા આગ ઉપર પહોંચીને માર્ગનો પત્તો પામું. પછી જ્યારે (ત્યાં) પહોંચ્યા, અવાજ આવ્યો, હે મૂસા ! હું છું તમારો પરવરદિગાર ! બસ પોતાના જોડા ઉતારી નાંખો તમે તુવાના મુકદ્દસ (પવિત્ર) મેદાનમાં છો. અને મેં તમને પસંદ કર્યા છે, બસ જે હુકમ થાય તે સાંભળતા રહો. હું જ અલ્લાહ છું, મારા સિવાય કોઈની બંદગી નથી, બસ મારી જ બંદગી કરો અને નમાઝ કાયમ કરો મારી યાદ માટે."* *(સૂરએ તા-હા ૨૦ : ૧૦ થી ૧૪)*

આ આયતોમાં પણ બે વાક્યો ખાસ રીતે વિચારપાત્ર છે, اِنِّـــىْ اَنَــارَبُّكَ (એ હું છું તારો પરવરદિગાર) અને ...اِنَّـنِـىْ اَنَااللّٰهُ (હું અલ્લાહ છું ) અને સૂરએ કસસમાં આ ઘટના વિશે આ શબ્દો છે, نُـوْدِىَ مِـنْ شَـاطِـیِٔ الْوَادِ الْاَيْمَنِ فِى الْبُقْعَةِ الْـمُبَارَكَةِ مِنَ الشَّجَرَةِ اَنْ يّٰمُوْسٰى اِنِّىْ اَنَا اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ (પછી જ્યારે તેની પાસે પહોંચ્યા, અવાજ આવ્યો મેદાનના જમણા કિનારેથી બરકતવાળા તખ્તામાં એક વૃક્ષેથી કે હે મૂસા ! હું છું ! હું અલ્લાહ કુલ વિશ્વનો પરવરદિગાર ! -૨૮:૩૦) આ ત્રણે સ્થળોએ વિષયનું શિર્ષક જો કે ભિન્ન ભિન્ન છે પરંતુ વિષય લગભગ એકસમાન છે, તે એ કે હઝરત મૂસા (અલૈ.)ને તે રાત્રે કોઈ કારણે આગની જરૂરત હતી અલ્લાહ તઆલાએ તેમને કોહે તૂરના એક ઝાડ ઉપર આગ બતાવી તે આગ અથવા વૃક્ષમાંથી આ અવાજ સાંભળવામાં આવ્યો,

اِنِّىْ اَنَارَبُّكَ

*"એ હું છું તારો પરવરદિગાર" (૨૦:૧૨)*

اِنَّهٗ اَنَااللّٰهُ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ

*"સાચે જ હું અલ્લાહ છું સર્વશક્તિમાન અને મહાન હિકમતવાળો" (૨૭:૯)*

اِنَّنِىۡۤ اَنَا اللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّاۤ اَنَا

*"હું અલ્લાહ છું, મારા સિવાય કોઈ બંદગીના લાયક નથી." (૨૦:૧૪)*

اِنِّىۡۤ اَنَااللّٰهُ رَبُّ الۡعٰلَمِيۡنَ

*"હું અલ્લાહ છું કુલ વિશ્વનો પરવરદિગાર. (૨૮:૩૦)*

એવું હોઈ શકે છે કે આ અવાજ વારંવાર આવી રહ્યો હોય, ક્યારેક એક શબ્દથી, ક્યારેક બીજા શબ્દથી અને અવાજ સાંભળવાનું જે સ્વરૂપ તફસીરે બહરે મુહીતમાં અબૂ હય્યાન (રહ.)એ અને રૂહુલ મઆનીમાં આલૂસી (રહ.)એ નકલ કર્યુ છે તે એ છે કે આ અવાજ એ પ્રમાણે સાંભળ્યો કે દરેક બાજુથી સરખી રીતે આવી રહ્યો હતો જેની કોઈ દિશા નક્કી ન થઈ શકતી હતી અને સાંભળવું પણ એક આશ્ચર્યજનક અંદાજમાં થયું કે માત્ર કાન જ નહીં બલકે હાથ પગ વગેરે શરીરના બધા જ અવયવો તેને સાંભળી રહ્યા હતા જે એક મોઅ્જિઝાનું સ્વરૂપ ધરાવે છે.

આ એક ગય્બી (અદષ્ય) અવાજ હતો જે કોઈ પ્રકારની દિશા અથવા સ્વરૂપ (كَيۡفَ "કય્ફ" Quality) વિના જ સંભળાઈ રહ્યો હતો પરંતુ તેનો સ્ત્રોત તે આગ અથવા વૃક્ષ હતું જ્યાંથી આગ સ્વરૂપે તેમને બતાડવામાં આવ્યું, આવી જ પરિસ્થિતિઓ સામાન્ય રીતે લોકો માટે ભૂલથાપ ખાવાનું અને મૂર્તિપૂજાનું કારણ બની જતું હોય છે, એટલા માટે દરેક શિર્ષકના વિષયમાં સાથે સાથે તવહીદ તરફ માર્ગદર્શન અને તાકીદ પણ કરવામાં આવી છે. આયતની ચર્ચા હેઠળ શબ્દ سُبۡحٰنَ اللّٰه (અલ્લાહ પવિત્ર છે) આ જ તાકીદ માટે વધારવામાં આવ્યો છે. સૂરએ તા–હામાં لَاۤ اِلٰهَ اِلَّاۤ اَنَا (મારા સિવાય કોઈની બંદગી નથી) અને સૂરએ કસસમાં اَنَا اللّٰهُ رَبُّ الۡعٰلَمِيۡنَ (બેશક હું જ કુલ વિશ્વનો પરવરદિગાર છું) આ જ વિષયની તાકીદ માટે લાવવામાં આવ્યું છે. આ વિગતનો ખુલાસો એ છે કે આ આગનું સ્વરૂપ હઝરત મૂસા (અલૈ.)ને એટલા માટે બતાવવામાં આવ્યું હતું કે તેઓને તે સમયે આગ અને પ્રકાશની જરૂરત હતી નહિતર આ રબ્બાની કલામ

અને રબ્બની હસ્તીને આગ કે વૃક્ષના સ્વરૂપ સાથે કોઈ સંબંધ ન હતો. આગ અલ્લાહ તઆલાની મખ્લૂકની જેમ એક મખ્લૂક જ હતી, એટલા માટે પ્રસ્તુત આયતોમાં જે આ ઈશારો છે, اَنۢ بُوۡرِكَ مَنۡ فِى النَّارِ وَمَنۡ حَوۡلَهَا એટલે કે, મુબારક છે તે જે આગની અંદર છે અને તે જે તેની આસપાસ છે. તેની તફસીરમાં તફસીરના ઈમામોના વિવિધ નિવેદનો નોંધાયા છે જેની વિગત તફસીરે રૂહુલ મઆનીમાં છે, એક નિવેદન હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ અને ઈકરીમાંથી નકલ થયેલ છે કે مَنۡ فِى النَّارِ થી ભાવાર્થ હઝરત મૂસા (અલૈ.) હોય, કારણ કે આગ કોઈ વાસ્તવિક આગ તો હતી નહીં જે મુબારક સ્થળે હઝરત મૂસા (અલૈ.) પહોંચી ગયા હતા તે દૂરથી સંપૂર્ણ આગ જણાતી હતી એટલા માટે હઝરત મૂસા (અલૈ.) તે આગની અંદર થયા અને مَنۡ حَوۡلَهَا થી ભાવાર્થ ફરિશ્તા છે જે આજુબાજુ ત્યાં ઉપસ્થિત હતા અને અમુક લોકોએ તેનાથી વિપરીત એ કહ્યું કે, مَنۡ فِى النَّارِ થી ફરિશ્તા અને مَنۡ حَوۡلَهَا થી હઝરત મૂસા (અલૈ.) ભાવાર્થ સ્વરૂપે છે. તફસીરે બયાનુલ કુર્આનમાં પ્રસ્તુત તફસીરના ખુલાસામાં આ જ અપનાવવામાં આવ્યું છે. પ્રસ્તુત આયતોનો સાચો ભાવાર્થ સમજવા માટે આટલું જ પૂરતું છે.

**હઝરત ઇબ્ને અબ્બાસ (રદિ.) અને હસન બસરી (રહ.)ની એક રિવાયત અને તેની હકીકત :**

અત્રે ઈબ્ને જરીર, ઈબ્ને અબી હાતિમ, ઈબ્ને મરદૂયા (રહ.) વગેરેએ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને હસન બસરી (રહ.), સઈદ ઈબ્ને ઝુબૈર (રહ.)થી مَنۡ فِى النَّارِ ની તફસીરમાં આ રિવાયત પણ નકલ થઈ છે કે, مَنۡ فِى النَّارِ થી પોતે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની જાત ભાવાર્થ તરીકે છે. એ તો દેખીતું છે કે આ એક મખ્લૂક છે અને કોઈ મખ્લૂકમાં ખાલિક એટલે કે સર્જનહાર સમાઈ નથી શકતો, એટલે રિવાયતનો એ ભાવાર્થ તો હોઈ જ નથી શકતો કે હક સુબ્હાનહુ વ તઆલા સ્વજાતે આગમાં સમાયેલા હતા, જેમકે ઘણા બધા મૂર્તિપૂજક મુશ્રિકો મૂર્તિઓના અસ્તિત્વમાં ખુદાની જાતને સમાયેલા હોવાની માન્યતા ધરાવે છે અને એ બાબત તવહીદથી સદંતર વિરુદ્ધ છે, બલકે જાહેર થવાનો ભાવાર્થ એ છે કે જેમકે અરીસામાં જે વસ્તુ જોવામાં આવે છે તે અરીસામાં સમાયેલી નથી હોતી, તેનાથી અલગ અને બહાર હોય છે અને એ પણ દેખીતું છે

કે આ જાહેર થવું જેને "તજલ્લી" (ચમકારો) પણ કહેવામાં આવે છે, પોતે હક સુબ્હાનહુ વ તઆલાની જાતની તજલ્લી ન હતી, નહિતર જો હક સુબ્હાનહુ વ તઆલાનો સાક્ષાત્કાર હઝરત મૂસા (અલૈ.)એ કરી લીધો હોત તો પાછળથી તેમને એ પ્રશ્ન કરવાનું કોઈ કારણ નથી રહેતું رَبِّ اَرِنِیۡ اَنۡظُرۡ اِلَیۡکَ એટલે કે, હે મારા પરવરદિગાર મને તારી પવિત્ર હસ્તી બતાવ કે હું જોઈ શકું ! અને તેના જવાબમાં અલ્લાહ તઆલા તરફથી لَنۡ تَرٰىنِیۡ (તું કદાપિ નહીં જોઈ શકે) ઈરશાદનો પણ પછી કોઈ અર્થ નથી રહેતો, એનાથી જાણ થઈ કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના આ નિવેદનમાં અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાના જાહેર થવાનો ભાવાર્થ છે એટલે કે તજલ્લી જે આગ સ્વરૂપે થઈ, આ જે રીતે સમાવિષ્ટ (હુલૂલ) ન હતું એ જ પ્રમાણે તજલ્લીએ જાત એટલે કે પોતાની તજલ્લી પણ ન હતી, બલકે ...لَنۡ تَرٰىنِیۡ (તું કદાપિ નહીં જોઈ શકે)થી આ સાબિત થાય છે કે આ દુનિયામાં અલ્લાહની પોતાની તજલ્લીનો પણ કોઈ વ્યક્તિ સાક્ષાત્કાર નથી કરી શકતો પછી આ જાહેર થવાનો અને તજલ્લીનો શું ભાવાર્થ થશે ? તેનો જવાબ એ છે કે આ તજલ્લી દૃષ્ટાંત સ્વરૂપ હતી જે સુફી લોકોમાં પ્રખ્યાત છે, તેની હકીકત સમજવી તો મનુષ્ય માટે મુશ્કેલ છે. જરૂરત પ્રમાણે સમજની નિકટ જવા માટે નાચીઝે પોતાની કિતાબ અહકામુલ કુર્આન અરબી ભાષામાં સૂરએ કસસમાં તેની અમુક તફસીર અને અમુક વિગતો લખી છે, જ્ઞાનીઓ તેમાં જોઈ શકે છે આ સામાન્ય જનતાની જરૂરત માટેની વસ્તુ નથી.

اِلَّا مَنۡ ظَلَمَ ثُمَّ بَدَّلَ حُسۡنًۢا بَعۡدَ سُوۡٓءٍ فَاِنِّیۡ غَفُوۡرٌ رَّحِیۡمٌ આનાથી આગલી આયતમાં હઝરત મૂસા (અલૈ.)ના અસા (લાઠી)ના મોઅ્જિઝાનું વર્ણન છે જેમાં એ પણ ઉપસ્થિત છે કે લાઠી જ્યારે સાપ બની ગઈ તો હઝરત મૂસા (અલૈ.) પોતે પણ તેનાથી ડરીને નાસવા લાગ્યા, આગળ પણ હઝરત મૂસા (અલૈ.)ના બીજા મોઅ્જિઝા ચળકતા હાથ (યદે બયદાં)નું વર્ણન છે, વચ્ચે આ અપવાદ (ઈસ્તિસ્નાઅ્–Exception)નું વર્ણન શા માટે કરવામાં આવ્યું અને આ اِسۡتِثۡنَاءِ مُنۡقَطِعۡ (ઈસ્તિસ્નાએ મુન્કતિઅ્–Exception is snapped from the subject) છે અથવા مُتَّصِلۡ (મુત્તસીલ–Adjoining) છે એમાં વિવરણકારોના વિવિધ નિવેદનો છે. અમુક લોકોએ તેને ઈસ્તિસ્નાએ મુન્કતિઅ્ ઠરાવ્યું છે તો આયતનો વિષય એ થશે કે પ્રથમ આયતમાં અંબિયા (અલૈ.) ઉપર ભય ન

છવાવાના વર્ણનની સાથે તે લોકોનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો જેમના ઉપર ભય છવાવો જોઈએ, એટલે કે તે લોકો જેમનાથી કોઈ ભૂલચૂક થઈ ગઈ હોય, પછી તવબહ કરીને નેક અમલ અપનાવી લીધો હોય એવા લોકોને જો કે અલ્લાહ તઆલા મા'ફ કરી આપે પરંતુ મા'ફી પછી પણ ગુનાહના અમુક ચિહ્નો બાકી રહેવાની સંભાવના છે તેથી આ લોકો હંમેશા ડરેલા રહે છે અને આ ઈસ્તિસ્નાઅ્ને મુત્તસીલ ઠરાવવામાં આવે તો આયતનો ભાવાર્થ એ થશે કે અલ્લાહના રસૂલ ડરતા નથી એ સિવાય કે જેમનાથી કોઈ ખતા એટલે કે નાનો કુસૂર થઈ ગયો હોય, પછી તેનાથી પણ તવબહ કરી લીધી હોય તો એ તવબહથી આ કુસૂર મા'ફ થઈ જાય છે અને વધારે સાચું એ છે કે અંબિયા (અલૈ.)થી જે લગ્જીસ એટલે કે શરતચૂક થઈ ગઈ હોય તે વાસ્તવમાં ગુનોહ જ ન હતો, ન તો નાનો ગુનોહ અને ન જ મોટો ગુનોહ, અલબત્ત ગુનાહનું સ્વરૂપ હતું અને વાસ્તવમાં તે ઈજ્તિહાદી ભૂલો હોય છે, આ વિષયમાં ઈશારો એ તરફ જોવા મળે છે કે હઝરત મૂસા (અલૈ.)થી જે એક કુસૂર કિબતીની હત્યાનો થઈ ગયો હતો, જો કે તે અલ્લાહ તઆલાએ મા'ફ કરી દીધો પરંતુ તેની એ અસર હજુ પણ બાકી રહી હતી કે હઝરત મૂસા (અલૈ.) ઉપર ભય છવાઈ ગયો, જો આ કુસૂર ન થયો હોત તો આ થોડા સમય માટેનો ડર પણ ન હોત. *(કુર્તુબી)*

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૧૫ થી ૧૯)

وَلَقَدْ اٰتَيْنَا دَاوٗدَ وَسُلَيْمٰنَ عِلْمًا ۚ وَقَالَا الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ فَضَّلَنَا عَلٰى كَثِيْرٍ مِّنْ عِبَادِهِ
الْمُؤْمِنِيْنَ ﴿۱۵﴾ وَوَرِثَ سُلَيْمٰنُ دَاوٗدَ وَقَالَ يٰٓاَيُّهَا النَّاسُ عُلِّمْنَا مَنْطِقَ الطَّيْرِ وَاُوْتِيْنَا
مِنْ كُلِّ شَيْءٍ ۭ اِنَّ هٰذَا لَهُوَ الْفَضْلُ الْمُبِيْنُ ﴿۱۶﴾ وَحُشِرَ لِسُلَيْمٰنَ جُنُوْدُهٗ مِنَ الْجِنِّ
وَالْاِنْسِ وَالطَّيْرِ فَهُمْ يُوْزَعُوْنَ ﴿۱۷﴾ حَتّٰٓى اِذَآ اَتَوْا عَلٰى وَادِ النَّمْلِ ۙ قَالَتْ نَمْلَةٌ
يّٰٓاَيُّهَا النَّمْلُ ادْخُلُوْا مَسٰكِنَكُمْ ۚ لَا يَحْطِمَنَّكُمْ سُلَيْمٰنُ وَجُنُوْدُهٗ ۙ وَهُمْ لَا يَشْعُرُوْنَ ﴿۱۸﴾
فَتَبَسَّمَ ضَاحِكًا مِّنْ قَوْلِهَا وَقَالَ رَبِّ اَوْزِعْنِيْٓ اَنْ اَشْكُرَ نِعْمَتَكَ الَّتِيْٓ اَنْعَمْتَ عَلَيَّ
وَعَلٰى وَالِدَيَّ وَاَنْ اَعْمَلَ صَالِحًا تَرْضٰىهُ وَاَدْخِلْنِيْ بِرَحْمَتِكَ فِيْ عِبَادِكَ الصّٰلِحِيْنَ ﴿۱۹﴾

## તરજુમો :

*અને અમે દાવુદ (અલૈ.) અને સુલયમાન (અલૈ.)ને એક જ્ઞાન આપ્યું અને તે બંનેએ કહ્યું, સઘળા વખાણ અલ્લાહના જ માટે છે જેણે અમને પોતાના ઘણા બધા ઈમાનવાળા બંદાઓ ઉપર શ્રેષ્ઠતા અર્પી. (૧૫) અને સુલયમાન (અલૈ.) દાવુદ (અલૈ.)ના વારિસ થયા અને તેમણે કહ્યું, હે લોકો ! અમને ઉડતા પક્ષીઓની બોલીનું જ્ઞાન આપવામાં આવ્યું છે અને અમને દરેક વસ્તુમાંથી આપવામાં આવ્યું છે, બેશક ! આ જ ખુલ્લી શ્રેષ્ઠતા છે. (૧૬) અને સુલયમાન (અલૈ.) પાસે તેમના લશ્કર એકઠા કરવામાં આવ્યા, જિન્નાત અને મનુષ્યો અને ઉડતા પક્ષીઓ, પછી તેમની ટૂકડીઓ બનાવવામાં આવતી. (૧૭) અહીંયાં સુધી કે જ્યારે કીડીઓના મેદાન (ઘાટી) ઉપર પહોંચ્યા, એક કીડીએ કહ્યું, હે કીડીઓ ! પોતાના દરોમાં ઘુસી જાઓ, સુલયમાન (અલૈ.) અને તેના સૈન્યો (ક્યાંક) તમને મસળી ન નાંખે અને તેમને ખબર પણ ન થાય ! (૧૮) પછી (સુલયમાન અલૈ.) મુશ્કુરાઈને તેની વાતથી હસી પડ્યા અને કહ્યું, હે મારા પરવરદિગાર ! મારી કિસ્મતમાં આપ કે તારા ઉપકારનો શુક્ર કરું જે તેં મારા ઉપર અને મારા માં બાપ ઉપર કર્યો અને એ કે નેક કર્મ કરું જે તું પસંદ કરે અને મને પોતાની કૃપાથી પોતાના નેક બંદાઓમાં મિલાવી આપ. (૧૯)*

## તફસીર :

અને અમે દાવુદ (અલૈ.) અને સુલયમાન (અલૈ.)ને (શરીઅત અને સત્તાનું) જ્ઞાન અર્પણ કર્યું અને તે બંનેએ (શુક્ર અદા કરવા માટે) કહ્યું કે સઘળા વખાણ અલ્લાહના જ માટે છે જેણે અમને પોતાના ઘણા બધા ઈમાનવાળા બંદાઓ ઉપર શ્રેષ્ઠતા અર્પી અને દાવુદ (અલૈ.ની વફાત પછી તેઓ)ના વારિસ સુલયમાન (અલૈ.) થયા (એટલે કે તેમને રાજ્ય કારભાર વગેરે મળ્યું) અને તેમણે (શુક્ર જાહેર કરવા માટે) કહ્યું, હે લોકો ! અમને પક્ષીઓની બોલી (સમજવા)ની તા'લીમ આપવામાં આવી છે (જે બીજા બાદશાહોને પ્રાપ્ત થઈ નથી) અને અમને (રાજ્ય કારભારની જરૂરિયાતોના સંદર્ભમાં) દરેક પ્રકારની (આવશ્યક) વસ્તુઓ આપવામાં આવી છે (જેમકે સૈન્ય, માલ તથા શસ્ત્ર સરંજામ

વગેરે) ખરેખર, આ (અલ્લાહ તઆલાની અર્પેલી) ઉઘાડી શ્રેષ્ઠતા છે અને સુલયમાન (અલૈ.ની પાસે રાજ્ય કારભાર પણ વિસ્મયકારી હતો એટલા માટે તેઓ)ના માટે (જે) તેમનું લશ્કર એકઠું કરવામાં આવ્યું (હતું તેમાં) જિન્નાતો પણ (હતા) અને મનુષ્યો પણ અને પક્ષીઓ પણ (જે કોઈ રાજાના તા'બે થતા નથી) અને (તેઓ હતા પણ ખૂબ મોટા પ્રમાણમાં કે) તેમને (કૂચ કરવાના સમયે) થોભાવવામાં આવતા હતા (જેથી તે વિખરાય ન જાય અને પાછળ રહી જનારા પણ પહોંચી જાય. આ બાબત સ્વાભાવિક મોટી સંખ્યામાં હોય છે કારણ કે નાના જૂથમાં તો આગલો વ્યક્તિ પોતે જ એવા સમયે રોકાય જાય છે અને મોટા સમૂહમાં આગલી હરોળવાળાઓને પાછળનાઓની ખબર જ નથી થતી એટલા માટે તેની વ્યવસ્થા કરવી પડે છે, એક વખતે તેઓ પોતાના સૈન્ય સાથે કોઈક સ્થળે કૂચ કરી રહ્યા હતા) એટલે સુધી કે જ્યારે તેઓ કીડીઓના એક મેદાનમાં આવ્યા તો એક કીડીએ (બીજી કીડીઓને) કહ્યું કે, હે કીડીઓ ! પોત પોતાના દરોમાં ઘુસી જાઓ, ક્યાંક તમને સુલયમાન (અલૈ.) અને તેમનું લશ્કર અજાણતામાં કચડી ન નાંખે, બસ સુલયમાન (અલૈ.એ તેની આ વાત સાંભળી અને) તેની વાતથી (આશ્ચર્ય પામીને આ નાના સજીવની આ સમયસૂચકતા અને કાળજી જોઈને) મુશ્કુરાઈને હસી પડ્યા અને (એ જોઈને કે હું તેની બોલી સમજી ગયો જે મોઅ્જિઝો હોવાના કારણે એક મહાન નેઅ્મત છે અને અન્ય નેઅ્મતો પણ યાદ આવી ગઈ તેથી) કહેવા લાગ્યા કે હે મારા પરવરદિગાર ! મને એના ઉપર કાયમીપણું આપ કે હું તારી આ નેઅ્મતોનો શુક્ર અદા કર્યા કરું જે તેં મને અને મારા માં બાપને અર્પણ કરી છે (એટલે કે ઈમાન અને જ્ઞાન સૌનો અને પોતાની નુબુવ્વતનો તથા પોતાના પિતા હઝરત દાવુદ અલૈ.ની નુબુવ્વતનો) અને (એના ઉપર પણ કાયમીપણુ આપ કે) હું નેક કામ કર્યા કરું જેનાથી તું ખુશ થાય (એટલે કે મારા કર્મો સ્વીકૃત થાય કારણ કે જો હકીકતમાં અમલ નેક હોય અને તેના અદબો અને શરતોમાં કમીના કારણે તે સ્વીકૃત ન થાય તો તેનો કોઈ હેતુ સરતો નથી) અને મને પોતાની (ખાસ) રહમતથી પોતાના (ઉચ્ચ કક્ષાના) નેક બંદાઓ (અંબિયા અલૈ.)માં સામેલ રાખ (એટલે કે નિકટતાને દૂરીમાં પરિવર્તિત ન કરજે).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَقَدْ اٰتَيْنَا دَاوٗدَ وَسُلَيْمٰنَ عِلْمًا દેખીતું છે કે તેનો ભાવાર્થ અંબિયા (અલૈ.)નું જ્ઞાન છે જે નુબુવ્વત અને રિસાલત વિશે હોય છે તેના સામાન્યપણામાં બીજા જ્ઞાન અને કળા પણ સામેલ હોય તો તે અશક્ય નથી, જેમકે હઝરત દાવુદ (અલૈ.)ને બખ્તર બનાવવાની કળા શિખવાડવામાં આવી હતી, હઝરત દાવુદ (અલૈ.) અને હઝરત સુલયમાન (અલૈ.) અંબિયા (અલૈ.)ના વર્ગમાં એક ખાસ વિશિષ્ટતા એ ધરાવે છે કે તેમને નુબુવ્વત અને રિસાલતની સાથે સાથે રાજ્યસત્તા પણ આપવામાં આવી હતી અને સત્તા પણ એવી અજોડ કે માત્ર મનુષ્યો ઉપર નહીં બલકે જિન્નાતો અને પ્રાણીઓ ઉપર પણ તેમની સત્તા હતી. આ બધી મહાન નેઅ્મતોથી પહેલાં અલ્લાહ તઆલાના જ્ઞાનની નેઅ્મતનું વર્ણન કરવાથી એ તરફ ઈશારો થયો કે ઈલ્મ (જ્ઞાન)ની નેઅ્મત બીજી બધી જ નેઅ્મતોથી શ્રેષ્ઠ અને ઉચ્ચ છે. *(કુર્તુબી)*

## અંબિયા (અલૈ.)માં માલનો વારસો હોતો નથી :

وَوَرِثَ سُلَيْمٰنُ دَاوٗدَ માં શબ્દ وَوَرِثَ (વવરિસ)થી وِرَاثَتِ عِلْم (વિરાસતે ઈલ્મ) "જ્ઞાનનો વારસો" અને નુબુવ્વત ભાવાર્થ તરીકે છે, માલનો વારસો ભાવાર્થ તરીકે નથી કારણ કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, نَحْنُ مَعَاشِرُ الْاَنْبِيَآءِ لَا نَرِثُ وَلَا نُوْرِثُ એટલે કે અંબિયા (અલૈ.) ન તો વારિસ બને છે અને ન જ તેમના કોઈ વારસદાર બને છે. હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)થી તિરમિઝી અને અબૂ દાવુદમાં રિવાયત છે, اَلْعُلَمَاءُ وَرَثَةُ الْاَنْبِيَاءِ وَاِنَّ الْاَنْبِيَاءَ لَمْ يُوَرِّثُوْا دِيْنَارًا وَّلَا دِرْهَمًا وَّلٰكِنْ وَرَّثُوا الْعِلْمَ فَمَنْ اَخَذَهٗ اَخَذَ بِحَظٍّ وَّافِرٍ એટલે કે, ઉલમા અંબિયા (અલૈ.)ના વારિસ છે પરંતુ અંબિયા (અલૈ.)માં જ્ઞાન અને નુબુવ્વતની વિરાસત હોય છે માલની વિરાસત હોતી નથી, હઝરત અબૂ અબ્દુલ્લાહની રિવાયત આ મસ્અલાને વધારે સ્પષ્ટ કરે છે કે હઝરત સુલયમાન (અલૈ.) હઝરત દાવુદ (અલૈ.)ના વારિસ થયા અને રસૂલે કરીમ ﷺ હઝરત સુલયમાન (અલૈ.)ના વારિસ થયા. (رُوْحٌ عَنِ الْكُلَيْنِىْ) બૌદ્ધિક રીતે પણ અત્રે માલનો વારસો ભાવાર્થ તરીકે નથી હોઈ શકતો, કારણ કે હઝરત દાવુદ (અલૈ.)ની વફાતના સમયે તેમની અવલાદમાં ઓગણીસ પુત્રોનું વર્ણન આવે છે, જો માલનો વારસો ભાવાર્થ તરીકે

હોય તો આ પુત્રો બધા જ વારિસ ઠરશે પછી વારસામાં હઝરત સુલયમાન (અલૈ.)ને વિશિષ્ટ રીતે વર્ણન કરવાનું કોઈ કારણ બાકી નથી રહેતું, એનાથી સાબિત થયું કે વારસો તે ભાવાર્થ છે જેમાં ભાઈ ભાગીદાર ન હતા બલકે માત્ર હઝરત સુલયમાન (અલૈ.) વારિસ બન્યા અને તે માત્ર જ્ઞાન અને નુબુવ્વતનો વારસો હોઈ શકે છે, તેની સાથે અલ્લાહ તઆલાએ હઝરત દાવુદ (અલૈ.)નું રાજ્ય અને સલતનત પણ હઝરત સુલયમાન (અલૈ.)ને અર્પણ કરી અને તેમાં વધારો એ બાબતનો કરી આપ્યો કે તેમની સત્તા જિન્નાત, પ્રાણીઓ તથા પક્ષીઓ સુધી વિસ્તારી દીધી, હવાને તેમના માટે કામે લગાડી. આ દલીલો પછી તબ્રીસીની તે રિવાયત ખોટી ઠરે છે જેમાં તેમણે અમુક અહલે બયતના ઈમામોના હવાલાથી માલનો વારસો ભાવાર્થ સ્વરૂપે લીધો છે. *(રૂહુલ મઆની)*

હઝરત સુલયમાન (અલૈ.)ની વફાત અને ખાતમુન્નબિય્યિન રસૂલે કરીમ ﷺના જન્મ વચ્ચે એક હજાર સાતસો વર્ષનું અંતર છે અને યહૂદીઓ આ અંતર એક હજાર ચારસો વર્ષનું બતાવે છે, હઝરત સુલયમાન (અલૈ.)ની ઉંમર પચાસ વર્ષથી અમુક ઉપર થઈ છે.

## પોતાના માટે બહુવચનના સર્વનામનો ઉપયોગ કરવો જાઇઝ છે એ શરતે કે અભિમાન સ્વરૂપે ન હોય :

عُلِّمْنَا مَنْطِقَ الطَّيْرِ وَاُوْتِيْنَا.... હઝરત સુલયમાન (અલૈ.)એ એકલા હોવા છતાં પોતાના માટે બહુવચનનું સર્વનામ રાજાશાહી રૂઢિપ્રયોગ સ્વરૂપે ઉપયોગ કર્યો છે જેથી રય્યત ઉપર રુઆબ પડે અને રય્યત અલ્લાહનું આજ્ઞાપાલન અને હઝરત સુલયમાન (અલૈ.)ના આજ્ઞાપાલનમાં આળસ ન કરે, એ જ પ્રમાણે અમીરો અને સત્તાધારીઓ અને અફસરોએ પોતાની રય્યતની ઉપસ્થિતિમાં પોતાના માટે બહુવચનનું સર્વનામ ઉપયોગ કરવામાં વાંધો નથી જ્યારે કે તે રાજકીય અને નેઅ્મતની જાહેરાતના હેતુથી હોય, મોટાઈ બતાવવા કે અભિમાન સ્વરૂપે ન હોય.

## પક્ષીઓ અને પ્રાણીઓમાં પણ બુદ્ધિ અને સમજદારી હોય છે :

આ ઘટનાથી સાબિત થયું કે પક્ષીઓ તથા પ્રાણીઓ અને બધા જ પ્રકારના જાનવરોમાં પણ બુદ્ધિ અને સમજદારી અમુક કક્ષાએ મોજૂદ છે,

અલબત્ત તેમની બુદ્ધિની તે કક્ષા નથી કે તેમને શરીઅતના હુકમોના જવાબદાર બનાવવામાં આવે અને મનુષ્ય તથા જિન્નાતને બુદ્ધિ તથા સમજદારીની તે સંપૂર્ણ કક્ષા અર્પણ થઈ છે જેની બીનાએ તેઓ અલ્લાહ તઆલાના હુકમોના જવાબદાર બની શકે અને તેના ઉપર અમલ કરી શકે. ઈમામ શાફઈ (રહ.)એ ફરમાવ્યું કે કબૂતર બધા પક્ષીઓમાં વધારે બુદ્ધિશાળી છે, ઈબ્ને અતિય્યહ (રહ.)એ ફરમાવ્યું કે કીડી બુદ્ધિશાળી સજીવ છે તેની સમજશક્તિ ઘણી તીવ્ર છે, જો કોઈ દાણો તેના કબ્જામાં આવી જાય છે તેના તે ટૂકડા કરી નાંખે છે જેથી તે ઊગે નહીં અને ઠંડીની ઋતુ માટે પોતાના ખોરાકનો સંગ્રહ એકઠો કરે છે. *(કુર્તુબી)*

**ખુલાસો :**

આ આયતમાં مَنطِقَ الطَّيْرُ એટલે કે, પક્ષીઓની બોલીની વિશેષતા હૂદહૂદ (Hoopoe)ની ઘટનાના કારણે છે જે એક પક્ષી છે નહિતર હઝરત સુલયમાન (અલૈ.)ને પક્ષીઓ, પ્રાણીઓ અને પૃથ્વી ઉપર વસતા બધા જ સજીવોની બોલીઓ શિખવાડવામાં આવી હતી, જેમકે આગલી આયતમાં કીડીઓની બોલી સમજવાનું વર્ણન મોજૂદ છે. ઈમામ કુર્તુબીએ પોતાની તફસીરમાં આ સ્થળે વિવિધ પક્ષીઓની બોલીઓ અને હઝરત સુલયમાન (અલૈ.)નું તેના ઉપર એવું કહેવું કે આ પક્ષીઓ આ વાત કહી રહ્યા છે વિગતવાર નકલ કર્યું છે અને લગભગ દરેક પક્ષીની બોલી કોઈ બોધપાઠનું વાક્ય છે.

وَاُوْتِيْنَا مِنْ كُلِّ شَيْءٍ માં શબ્દ كُلُّ (કુલ) મૂળ શબ્દાર્થના આધારે બધી જ પ્રજાતિના પ્રકાર માટે સામાન્ય હોય છે પરંતુ એવા સમયે સર્વસામાન્યપણુ ભાવાર્થ સ્વરૂપે નથી હોતું બલકે કોઈ ખાસ હેતુની મર્યાદા સુધી સામાન્યપણુ ભાવાર્થ સ્વરૂપે હોય છે, જેમકે અહીંયાં તે વસ્તુઓના સામાન્યપણાનો ભાવાર્થ છે જેની રાજ્યકારભાર અને હુકૂમતમાં આવશ્યકતા હોય છે નહિતર દેખીતું છે કે હવાઈ જહાઝ, મોટરકાર, રેલવે વગેરે તેમની પાસે ન હતા. رَبِّ اَوْزِعْنِىْ એ وَزَعَથી બને છે જેનો શાબ્દિક અર્થ "થોભાવવું" થાય છે. આ સ્થળે હેતુ એ છે કે મને એવી તવફીક આપો કે હું નેઅ્મતોનો પાડ માનવાને દરેક સમયે સાથે રાખું અને એનાથી કોઈ સમયે પણ અળગો ન થાઉં જેનો ખુલાસો સાતત્ય અને પાબંદી છે, એનાથી આગલી આયતમાં فَهُمْ يُوْزَعُوْنَ આ જ અર્થ સ્વરૂપે આવ્યું છે કે

સૈન્યના મોટા પ્રમાણમાં હોવાના કારણે તેને વેરવિખેર થવાથી બચાવવા માટે રોકવામાં આવતું હતું.

وَاَنْ اَعْمَلَ صَالِحًا تَرْضٰىهُ અત્રે رَضَا (રઝા) એ સ્વીકારના અર્થમાં છે, ભાવાર્થ એ છે કે યા અલ્લાહ ! મને એવા નેક કર્મોની તવફીક આપ જે તારી સમીપ સ્વીકૃત હોય. રૂહુલ મઆનીમાં એનાથી એ બાબત ઉપર દલીલ કરી છે કે નેક કાર્યો માટે સ્વીકૃતી જરૂરી નથી બલકે સ્વીકૃતી અમુક શરતો ઉપર અવલંબિત હોય છે અને ફરમાવ્યું કે નેક કાર્યો સ્વીકૃત થવામાં ન તો બુદ્ધિ આડે આવે છે અને ન જ શરીઅત; એટલા માટે અંબિયા (અલૈ.)ની સુન્નત છે કે પોતાના નેક કર્મો કબૂલ થવાની પણ દુઆ કરતા હતા, જેમકે હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)એ બયતુલ્લાહના બાંધકામ સમયે દુઆ કરી, رَبَّنَا تَقَبَّلْ مِنَّا (હે અમારા માલિક ! અમારાથી સ્વીકાર કર. -૨:૧૨૭) એનાથી જાણ થઈ કે જે અમલો નેક છે માત્ર તેને કરીને નચિંત ન થઈ જવું જોઈએ, અલ્લાહ તઆલાથી એ પણ દુઆ કરે કે તે એનો સ્વીકાર કરે.

## નેક કાર્યોની સ્વીકૃતી છતાં જન્નતમાં પ્રવેશ અલ્લાહ તઆલાની કૃપા વિના થશે નહીં :

وَاَدْخِلْنِىْ بِرَحْمَتِكَ فِىْ عِبَادِكَ الصّٰلِحِيْنَ નેક કાર્યો અને તેનો સ્વીકાર થવા છતાં જન્નતમાં પ્રવેશ અલ્લાહ તઆલાની કૃપા અને દયાથી જ થશે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કોઈ વ્યક્તિ પોતાના કર્મોના ભરોસા ઉપર જન્નતમાં પ્રવેશ પામશે નહીં. સહાબા (રદિ.)એ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! તમે પણ ! તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે હા હું પણ ! પરંતુ મને મારા અલ્લાહની રહમત અને તેની કૃપાએ ઘેરી રાખેલ છે.

*(રૂહુલ મઆની)*

હઝરત સુલયમાન (અલૈ.) પણ આ વાક્યોમાં જન્નતમાં પ્રવેશ માટે અલ્લાહની કૃપાની દુઆ કરે છે, એટલે કે હે અલ્લાહ ! મને તે કૃપા પણ અર્પણ કર જેનાથી જન્નતનો હકદાર બની જાઉં.

———————

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૨૦ થી ૨૮)

وَتَفَقَّدَ الطَّيْرَ فَقَالَ مَا لِيَ لَآ أَرَى الْهُدْهُدَ ۖ أَمْ كَانَ مِنَ الْغَآئِبِيْنَ ﴿٢٠﴾
لَأُعَذِّبَنَّهٗ عَذَابًا شَدِيْدًا أَوْ لَأَاذْبَحَنَّهٗٓ أَوْ لَيَأْتِيَنِّيْ بِسُلْطٰنٍ مُّبِيْنٍ ﴿٢١﴾ فَمَكَثَ غَيْرَ
بَعِيْدٍ فَقَالَ أَحَطْتُّ بِمَا لَمْ تُحِطْ بِهٖ وَجِئْتُكَ مِنْ سَبَإٍ بِنَبَإٍ يَّقِيْنٍ ﴿٢٢﴾ إِنِّيْ وَجَدْتُّ
امْرَأَةً تَمْلِكُهُمْ وَأُوْتِيَتْ مِنْ كُلِّ شَيْءٍ وَّلَهَا عَرْشٌ عَظِيْمٌ ﴿٢٣﴾ وَجَدْتُّهَا
وَقَوْمَهَا يَسْجُدُوْنَ لِلشَّمْسِ مِنْ دُوْنِ اللّٰهِ وَزَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ أَعْمَالَهُمْ فَصَدَّهُمْ
عَنِ السَّبِيْلِ فَهُمْ لَا يَهْتَدُوْنَ ﴿٢٤﴾ أَلَّا يَسْجُدُوْا لِلّٰهِ الَّذِيْ يُخْرِجُ الْخَبْءَ فِي السَّمٰوٰتِ
وَالْأَرْضِ وَيَعْلَمُ مَا تُخْفُوْنَ وَمَا تُعْلِنُوْنَ ﴿٢٥﴾ اَللّٰهُ لَآ إِلٰهَ إِلَّا هُوَ رَبُّ الْعَرْشِ
الْعَظِيْمِ ۩ ﴿٢٦﴾ قَالَ سَنَنْظُرُ أَصَدَقْتَ أَمْ كُنْتَ مِنَ الْكٰذِبِيْنَ ﴿٢٧﴾ اِذْهَبْ بِّكِتٰبِيْ هٰذَا
فَأَلْقِهْ إِلَيْهِمْ ثُمَّ تَوَلَّ عَنْهُمْ فَانْظُرْ مَاذَا يَرْجِعُوْنَ ﴿٢٨﴾

## તરજુમો :

*અને (એક વખતે) પક્ષીઓની ખબર (હાજરી) લીધી તો કહ્યું, શું છે કે હું હુદહુદ (Hoopoe)ને નથી જોતો અથવા તે ગાયબ (ગેરહાજર) છે ? (૨૦) તેને શિક્ષા આપીશ, કઠોર શિક્ષા ! અથવા ઝબહ કરી નાંખીશ અથવા મારી પાસે કોઈ સ્પષ્ટ પ્રમાણ (ગેરહાજરીનો પુરાવો) રજુ કરે. (૨૧) પછી ઘણી વાર ન લાગી કે (હુદહુદે) આવીને કહ્યું, હું એક વસ્તુની ખબર લઈને આવ્યું છું કે તમને તેની જાણકારી ન હતી અને તમારી પાસે સબા (Sheba)થી એક ચોક્કસ ખબર લઈને આવ્યું છું. (૨૨) બેશક ! મેં એક યુવાન સ્ત્રીને જોઈ જે તેમના ઉપર બાદશાહી કરે છે અને તેને દરેક વસ્તુ મળી છે અને તેનો એક મહાન તખ્ત છે. (૨૩) મેં જોયું કે તે અને તેની કોમ અલ્લાહને છોડીને સૂરજને સિજ્દહ કરે છે અને શયતાને તેમને તેમના કર્મો ભલા બતાવી રાખ્યા છે, પછી તેમને માર્ગથી રોકી લીધા છે, બસ તેઓ માર્ગ (હિદાયત) નથી પામતા. (૨૪) કેમ અલ્લાહને સિજ્દહ ન કરે જે આસમાનોમાં અને*

*જમીનમાં છુપી વસ્તુને કાઢે છે અને જાણે છે જે છુપાવો છો અને જે જાહેર કરો છો. (૨૫) અલ્લાહ (એવો) છે કે તેના સિવાય કોઈ બંદગીના પાત્ર જ નથી, મહાન અર્શનો રબ્બ (માલિક). (૨૬) સુલયમાન (અલૈ.)એ કહ્યું, હવે અમે જોઈશું તેં સાચું કહ્યું અથવા તું જૂઠું છે. (૨૭) મારો આ પત્ર લઈ જા અને તેમના તરફ નાંખી દે પછી તેમની પાસેથી ખસી જા, પછી જોજે તેઓ શું જવાબ આપે છે ? (૨૮)*

## તફસીર :

(અને એકવાર એવી ઘટના બની કે) સુલયમાન (અલૈ.)એ પક્ષીઓની હાજરી લીધી તો (હુદહુદને ન જોયું) કહેવા લાગ્યા કે શું વાત છે ? હું હુદહુદને જોતો નથી, શું ક્યાંક ગાયબ થઈ ગયું છે ? (અને જ્યારે જાણ થઈ કે તે ખરેખર ગેરહાજર છે તો કહેવા લાગ્યા કે) હું તેને (ગેરહાજરી ઉપર) સખત શિક્ષા આપીશ અથવા તેને ઝબહ કરી નાંખીશ અથવા તે કોઈ (પોતાની આ ગેરહાજરીના પુરાવા સ્વરૂપે) સ્પષ્ટ દલીલ મારી સામે રજુ કરે (તો ખૈર હું તેને છોડી આપીશ) થોડીક જ વાર પછી તે આવ્યું અને સુલયમાન (અલૈ.)ને કહેવા લાગ્યું કે એવી વાત જાણીને આવ્યું છું જેની તમને જાણ નથી થઈ અને (તેનું ટૂંકમાં વર્ણન એ છે કે) હું તમારી પાસે એક સબા કબીલાની પાકી ખબર લાવ્યું છું (જેનું વિગતવાર વર્ણન એ છે કે) મેં એક સ્ત્રીને જોઈ કે તે તે લોકો ઉપર બાદશાહત કરી રહી છે અને તેને (બાદશાહત માટેની જરૂરિયાતોમાંથી) દરેક પ્રકારનો સામાન પ્રાપ્ત થયેલ છે અને તેની પાસે એક મોટો તખ્ત છે (અને તેમની ધાર્મિક પરિસ્થિતિ એ છે કે) મેં તે (સ્ત્રી)ને અને તેની કોમને જોઈ કે તે અલ્લાહ(ની ઈબાદત)ને છોડીને સૂર્યને સિજ્દહ કરે છે અને શયતાને તેમના (આ કુફ્રિયા) અમલોને તેમની નજરમાં ભલા કરી રાખ્યા છે (અને તેમના ખરાબ અમલોને શણગારવાના કારણે) તેમને (સત્ય) માર્ગથી રોકી રાખ્યા છે એટલા માટે તેઓ (સત્ય) માર્ગ ઉપર નથી ચાલતા કે તે અલ્લાહને સિજ્દહ નથી કરતા જે (એવો શક્તિવાળો છે કે) આસમાનો અને જમીનની છુપી વસ્તુઓને (જેમાં વરસાદ અને જમીનની વનસ્પતિ પણ છે) બહાર કાઢે છે અને (એવો જાણનારો છે કે) તમે લોકો (એટલે કે બધી જ મખ્લૂક) જે કંઈ (દિલમાં) ગુપ્ત રાખો છો અને જે કંઈ (જીભ અને શરીરના અવયવોથી) જાહેર કરો છો તે બધાને જાણે છે (એટલા

માટે) અલ્લાહ જ એવો છે કે તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી અને તે મહાન અર્શનો માલિક છે, સુલયમાન (અલૈ.)એ (આ સાંભળીને) ફરમાવ્યું કે અમે હમણા જોઈ લઈએ છીએ કે તું સાચું કહે છે અથવા તું જૂઠાઓમાંથી છે ? (વારું !) મારો આ પત્ર લઈ જા અને તેને તેમની પાસે નાંખી આપજે પછી (જરા ત્યાંથી) હટી જજે, પછી જોજે કે પરસ્પર શું સવાલ જવાબ કરે છે (પછી તું ત્યાંથી ચાલ્યું આવજે, તે લોકો જે કંઈ કાર્યવાહી કરશે તેના ઉપર તારું સાચ અને જૂઠ ખબર થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

وَتَفَقَّدَ الطَّيْرَ માં શબ્દ تَفَقُّدُ (તફક્કુદ)નો શાબ્દિક અર્થ કોઈ સભામાં હાજરજનો વગેરેની તહકીક માટે ઉપયોગ થાય છે, એટલા માટે તેનો અનુવાદ દેખરેખ રાખવી અથવા ખબર કાઢવી પણ કરવામાં આવે છે. હઝરત સુલયમાન (અલૈ.)ને અલ્લાહ તઆલાએ મનુષ્યો સિવાય જિન્નાતો, પ્રાણીઓ તથા પક્ષીઓ ઉપર હુકૂમત અર્પણ કરી હતી અને જેમકે રાજ્યસત્તાનો સિદ્ધાંત છે કે રચ્યતના દરેક વર્ગની દેખરેખ અને ખબર કાઢવી સત્તાધિકારીની ફરજોમાંથી છે એ પ્રમાણે આ આયતમાં વર્ણન કર્યું, تَفَقَّدَ الطَّيْرَ એટલે કે સુલયમાન (અલૈ.)એ પોતાની રચ્યતના પક્ષીઓની ચકાસણી કરી અને એ જોયું કે તેમનામાં કોણ હાજર છે અને કોણ ગેરહાજર ? રસૂલે કરીમ ﷺની પણ મુબારક ટેવ એ હતી કે સહાબએ કિરામ (રદિ.)ની પરિસ્થિતિ વિશે જાણકારી રાખવાની કાળજી લેતા હતા, જે વ્યક્તિ ગેરહાજર હોતો જો તે બીમાર હોય તો તેની ખબર લેવા માટે પહોંચી જતા હતા અને તેની બીમારપુરસી કરતા હતા અને કોઈ તકલીફમાં સપડાયેલ હોય તો તેના માટે કોઈ હલ શોધતા હતા.

## સત્તાધારીએ પોતાની રચ્યતની અને મશાઇખે પોતાના શાગિર્દો અને મુરીદોની ખબર લેવી જરૂરી છે :

પ્રસ્તુત આયતથી સાબિત થયું કે હઝરત સુલયમાન (અલૈ.) પોતાની રચ્યતના દરેક વર્ગ ઉપર દેખરેખ રાખતા હતા અને તેમની હાલતોની એટલી જાણકારી રાખતા હતા કે હુદહુદ જે પક્ષીઓમાં નાનું અને અશક્ત હોય છે અને તેની સંખ્યા પણ દુનિયામાં બીજા પક્ષીઓ કરતાં ઓછી છે તે પણ હઝરત

સુલયમાન (અલૈ.)ની નજરોથી ઓજલ ન થયું, બલકે ખાસ હુદહુદ વિશે તેમણે જે પ્રશ્ન કર્યો તેનું એક કારણ એ પણ હોઈ શકે છે કે તે પક્ષીઓના સમૂહમાં ઓછી સંખ્યામાં અને કમજોર હોય છે એટલા માટે પોતાના રય્યતના અશક્ત વર્ગ ઉપર નજર રાખવાની વધારે કાળજી રાખી. સહાબએ કિરામ (રદિ.)માંથી હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પોતાના ખિલાફતના સમયકાળમાં અંબિયા (અલૈ.)ની આ સુન્નતને સંપૂર્ણ રીતે ચાલુ રાખી. રાત્રે મદીના મુનવ્વરહની ગલીઓમાં ફરતા હતા કે બધા લોકોની પરિસ્થિતિઓથી જાણકાર રહે, જે વ્યક્તિને કોઈ મુસીબત અથવા તકલીફમાં સપડાયેલો જુએ તો તેની મદદ કરતા હતા. તેના ઘણા કિસ્સાઓ તેમના જીવન ચરિત્રમાં ઉપસ્થિત છે. તેઓ ફરમાવ્યા કરતા હતા કે જો ફુરાત નદીના કિનારા ઉપર કોઈ વરૂએ કોઈ બકરીના બચ્ચાને ફાડી ખાધું તો તેનો પણ ઉમરને સવાલ થશે. *(કુર્તુબી)*

આ હતો તે સિદ્ધાંત કે જ્યાં સત્તા અને રાજ્યશાસન જે અંબિયા (અલૈ.)એ લોકોને શિખવાડ્યું અને તેને સહાબે કિરામ (રદિ.)એ પ્રાયોગિક સ્વરૂપે કરીને બતાવ્યું અને જેના પરિણામે સંપૂર્ણ મુસ્લિમ અને ગેરમુસ્લિમ રય્યત શાંતિ અને સલામતીની સાથે જિંદગી પસાર કરતી હતી અને તેમના પછી જમીન અને આસમાને એવા ન્યાય અને ઈન્સાફ તથા સામાન્ય દુનિયાએ શાંતિ અને સલામતીના તે દૃષ્યો જોયા નથી.

مَالِىَ لَآ اَرَى الْهُدْهُدَ اَمْ كَانَ مِنَ الْغَآئِبِيْنَ હઝરત સુલયમાન (અલૈ.)એ ફરમાવ્યું કે, મને શું થઈ ગયું કે હું હુદહુદને એકઠા થયેલાઓમાં જોતો નથી ?

## પોતાની જાતનો હિસાબ લેતા રહેવું જોઈએ :

અત્રે મોકો તો એવું કહેવાનો હતો કે હુદહુદને શું થઈ ગયું કે તે હાજરજનોમાં ઉપસ્થિત નથી ? વિષય કદાચ એટલા માટે બદલ્યો કે હુદહુદ અને બધા જ પક્ષીઓનું તેમના માટે કામે લાગવું અલ્લાહ તઆલાનું એક ખાસ ઈનામ હતું. હુદહુદની ગેરહાજરી ઉપર શરૂઆતમાં એ ડર દિલમાં પેદા થયો કે કદાચ મારા કોઈ કુસૂરથી આ નેઅ્મતમાં કમી આવી કે એક પક્ષી એટલે કે હુદહુદ ગાયબ થઈ ગયું, એટલા માટે પોતાની જાતને પ્રશ્ન કર્યો કે આવું કેમ થયું ? જેમકે સુફી મશાઈખોની એ ટેવ હોય છે કે જ્યારે તેમની કોઈ નેઅ્મતમાં કમી આવે

અથવા કોઈ તકલીફ અને પરેશાની પડે તો તેઓ તેના હલ માટે ભૌતિક સામાન તરફ ધ્યાન આપતા પહેલાં પોતાની જાતનો હિસાબ અને ચકાસણી કરતા હતા કે અમારાથી અલ્લાહના શુક્ર કરવાના હકમાં કોઈ ઉણપ થઈ ગઈ હશે જેના કારણે આ નેઅ્મત અમારી પાસેથી લઈ લેવામાં આવી છે. કુર્તુબીએ આ સ્થળે ઈબ્ને અરબી (રહ.)ના હવાલાથી તે બુઝુર્ગોની પરિસ્થિતિ નકલ કરી છે.

اِذَا فَقَدُوْا اٰمَالَهُمْ تَفَقَّدُوْا اَعْمَالَهُمْ

*"તે લોકોને જ્યારે પોતાની ઈચ્છાઓમાં સફળતા ન મળતી તો તેઓ પોતાના કર્મોનો હિસાબ અને ચકાસણી કરે છે કે અમારાથી શું કુસૂર થઈ ગયો ?"*

આ શરૂઆતના પોતાની જાતના હિસાબ અને ચકાસણી ઉપર ચિંતન અને મનન કર્યા પછી ફરમાવ્યું, اَمْ كَانَ مِنَ الْغَائِبِيْنَ આ સ્થળે શબ્દ اَمْ (અમ્) بَلْ (બલ્)ના અર્થમાં છે. (કુર્તુબી) ભાવાર્થ એ છે કે એ વાત નથી કે હુદહુદને જોવામાં મારી દષ્ટિએ ભૂલ કરી બલકે તે હાજર જ નથી.

## પક્ષીઓમાં હુદહુદની વિશિષ્ટતાનું કારણ અને એક અગત્યનો બોધપાઠઃ

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ને પ્રશ્ન કરવામાં આવ્યો કે બધા જ પક્ષીઓમાં હુદહુદની તપાસ કરવા માટેનું શું કારણ બન્યું ? તો તેમણે કહ્યું કે હઝરત સુલયમાન (અલૈ.)એ કોઈ એવા સ્થળે પડાવ નાંખ્યો હતો જ્યાં પાણી ન હતું અને અલ્લાહ તઆલાએ હુદહુદને એ ખાસિયત અર્પણ કરી હતી કે તે જમીનની અંદરની વસ્તુઓને અને જમીનની અંદર વહેનારા ઝરણાઓને જોઈ લે છે. હઝરત સુલયમાન (અલૈ.)નો હેતુ એ હતો કે હુદહુદ પાસેથી આ જાણ કરીએ કે આ મેદાનમાં પાણી કેટલી ઊંડાઈએ છે ? અને કયા સ્થળે જમીન ખોદવાથી પૂરતું પાણી મળી શકે છે ? હુદહુદ દ્વારા તે જગ્યા નિશ્ચિત થયા પછી તેઓ જિન્નાતને હુકમ આપતા હતા કે તે જમીનને ખોદીને પાણી કાઢી લે, તેઓ ઘણા જલ્દી ખોદીને પાણી કાઢી લેતા હતા. હુદહુદ પોતાની તેજ નજર અને સમજદારી છતાં શિકારીના જાળમાં ફસાઈ જાય છે એના ઉપર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું,

قِفْ يَاوَقَّافُ كَيْفَ يَرَى الْهُدْ هُدُ بَاطِنَ الْاَرْضِ وَهُوَ لَا يَرٰى الْفَخَّ حِيْنَ يَقَعُ فِيْهِ

(قُرْطُبِى)

*"જાણકારો આ હકીકતને ઓળખો કે હુદહુદ જમીનની ઊંડાઈની વસ્તુઓને જોઈ લે છે પરંતુ જમીનની ઉપર ફેલાયેલું જાળ તેની નજરથી ઓજલ થઈ જાય છે જેમાં તે ફસાઈ જાય છે."*

હેતુ એ છે કે અલ્લાહ તઆલાએ જે બાબત તકલીફ અથવા રાહતની કોઈના માટે નિશ્ચિત કરી આપી છે તો અલ્લાહની તકદીર લાગુ થઈને રહે છે, કોઈ વ્યક્તિ પોતાની બુદ્ધિ, સમજદારી દ્વારા અથવા જોરાવર પોતાની તાકાત દ્વારા બચી નથી શકતો.

لَاُعَذِّ بَنَّهٗ عَذَابًا شَدِيْدًا اَوْلَا اذْبَحَنَّهٗ શરૂઆતમાં વિચાર અને ચિંતન કર્યા પછી આ હિકમતપૂર્ણ ડિપ્લોમેસીની જાહેરાત છે કે ગેરહાજર રહેનારાઓને શિક્ષા આપવામાં આવે.

**જે પ્રાણીઓ કામમાં આળસ કરે તેને હળવી શિક્ષા આપવી જાઇઝ છે:**

હઝરત સુલયમાન (અલૈ.) માટે અલ્લાહ તઆલાએ જાનવરોને એવી શિક્ષા આપવાનું હલાલ કર્યું હતું જેમકે સામાન્ય ઉમ્મતો માટે પ્રાણીઓને ઝબહ કરીને તેનો માંસ તથા અન્ય વસ્તુઓ વગેરેથી લાભ ઉઠાવવો અત્યારે પણ હલાલ છે, એ જ પ્રમાણે પાલતું પ્રાણીઓ ગાય, બળદ, ગધેડો, ઘોડો, ઊંટ વગેરે પોતાના કામમાં આળસ કરે તો તેમને ચેતવણી માટે જરૂરત પ્રમાણે હળવી શિક્ષા કરવી અત્યારે પણ જાઈઝ છે, બીજા પ્રાણીઓને સજા આપવી આપણી શરીઅતમાં પ્રતિબંધિત છે. *(કુર્તુબી)*

اَوْ لَيَاْتِيَنِّىْ بِسُلْطٰنٍ مُّبِيْنٍ એટલે કે, જો હુદહુદે પોતાની ગેરહાજરીનું કોઈ સ્પષ્ટ અને યોગ્ય કારણ રજુ કરી દીધું તો તે આ શિક્ષાથી સુરક્ષિત રહેશે, તેમાં ઈશારો છે કે જે લોકોથી કોઈ કાર્યમાં ઉણપ રહી જાય તો તેમને પોતાનું કારણ રજુ કરવાનો મોકો સત્તાધારી આપે કે જો કારણ સાચું સાબિત થાય તો સજા મા'ફ કરી દે.

اَحَطْتُّ بِمَا لَمْ تُحِطْ بِهٖ એટલે કે હુદહુદે પોતાનું કારણ બતાવતાં કહ્યું કે

મને બે વસ્તુઓ ખબર છે જે તમને ખબર નથી, એટલે કે હું એક એવી ખબર લાવ્યું છું જેનું તમને પહેલાં જ્ઞાન ન હતું.

**અંબિયા (અલૈ.) આલિમુલ ગયૂબ (ત્રિકાળજ્ઞાની) નથી હોતા :**

ઈમામ કુર્તુબીએ ફરમાવ્યું કે આ બાબતથી સ્પષ્ટ રીતે જાણ થાય છે કે અંબિયા (અલૈ.) આલિમુલ ગયૂબ (અદૃષ્ય બાબતોના જાણકાર) નથી હોતા જેથી તેમને દરેક વસ્તુનું જ્ઞાન થઈ શકે.

وَجِئْتُكَ مِنْ سَبَإٍ بِنَبَإٍ يَّقِيْنٍ માં શબ્દ سَبَاءُ (સબાઅ્) યમનનું એક પ્રખ્યાત શહેર છે જેનું એક નામ મઆરિબ પણ છે, તેના અને યમનના પાટનગર સના વચ્ચે ત્રણ દિવસની મુસાફરીનું અંતર હતું.

**શું નાના વ્યક્તિને આ અધિકાર છે કે પોતાના મોટાઓને કહે કે હું તમારા કરતાં વધારે જ્ઞાન ધરાવું છું ? :**

હુદહુદની પ્રસ્તુત વાતચીતથી અમુક લોકોએ એ બાબત ઉપર દલીલ કરી છે કે કોઈ વિદ્યાર્થી પોતાના શિક્ષકને અથવા વિદ્વાન ન હોય એવો વ્યક્તિ વિદ્વાનને કહી શકે કે આ સમસ્યાનું જ્ઞાન મને આપના કરતાં વધારે છે ? એ શરતે કે તેને એ બાબતનું વાસ્તવિક રીતે સંપૂર્ણ જ્ઞાન અન્યો કરતાં વધારે હોય પરંતુ રૂહુલ મઆનીએ ફરમાવ્યું કે વાતચીતની આ શૈલી પોતાના મશાઈખ અને વડીલો સાથે સભ્યતાની વિરુદ્ધ છે અને તેનાથી બચવું જોઈએ તથા હુદહુદના નિવેદનથી તેના ઉપર દલીલ એટલા માટે નથી કરી શકાતી કે તેણે આ વાત પોતાને શિક્ષાથી બચાવવા અને મજબૂત પુરાવો રજુ કરવા સ્વરૂપે કહી છે જેથી તેની ગેરહાજરીનો સંપૂર્ણ પુરાવો હઝરત સુલયમાન (અલૈ.) સામે આવી જાય. આવી આવશ્યકતાના સમયે સભ્યતાના સિદ્ધાંતો ધ્યાનમાં રાખીને કોઈ વાત કહેવામાં આવે તો વાંધો નથી.

اِنِّیْ وَجَدْتُّ امْرَاَةً تَمْلِکُهُمْ એટલે કે, મેં એક સ્ત્રીને જોઈ જે સબા કોમની માલિક છે એટલે કે તેમના ઉપર હુકૂમત કરે છે. આ સ્ત્રી એટલે કે સબાની રાણી ઈતિહાસમાં બિલ્કિસ બિન્તે શરાહીલ બતાવવામાં આવે છે અને અમુક રિવાયતોમાં છે કે તેની માતા જિન્નાતમાંથી હતી જેનું નામ બલામહ બિન્તે શિસાન બતાવવામાં આવે છે. (وُهَيْبِ بْنِ صَبْرِيْرٍ عَنِ الْخَلِيْلِ ابْنِ اَحْمَدَ ۔ قُرْطُبِی) અને

તેના દાદા હુદાહુદ સંપૂર્ણ યમન દેશના એક મહાન બાદશાહ હતા, તેમના પિતા શરાહે એક જિન સ્ત્રી સાથે નિકાહ કર્યા હતા તેના જ પેટથી બિલ્કિસ પેદા થઈ. જિન સાથે નિકાહ કરવાના વિવિધ કારણો વર્ણન કરવામાં આવે છે, એક એ છે કે તે પોતાની હુકૂમત અને સલ્તનતના ઘમંડમાં લોકોને કહેતો હતો કે તમારામાં મારો કોઈ સમકક્ષ નથી એટલા માટે હું નિકાહ જ કરીશ નહીં, કારણ કે જે મારી સમકક્ષ ન હોય તેની સાથે હું લગ્ન કરવાનું પસંદ નથી કરતો તેનું પરિણામ એ આવ્યું કે લોકોએ તેના લગ્ન એક જિન સ્ત્રી સાથે કરાવી આપ્યા. (કુર્તુબી) કદાચ આ તે જ ઘમંડ અને અભિમાનનું પરિણામ હતું કે તેણે મનુષ્યો કે જે વાસ્તવમાં તેના સમકક્ષ હતા, તુચ્છ અને નીચ સમજ્યા અને પોતાના સમકક્ષ હોવાનો સ્વીકાર ન કર્યો. કુદરતે તેના લગ્ન એક એવી સ્ત્રી સાથે કરાવી આપ્યા જે ન તો તેની સમકક્ષ હતી અને ન જ તેની પ્રજાતિ કે કોમમાંથી હતી.

## શું મનુષ્યોના નિકાહ જિન્ની સ્ત્રી સાથે થઈ શકે છે ? :

આ બાબતે અમુક લોકોએ તો એટલા માટે શંકા કરી છે કે જિન્નાત મનુષ્યોની જેમ બાળકો પેદા કરવાના અને વંશ અને વારસોના કાબેલ જ નથી. ઈબ્ને અરબીએ પોતાની તફસીરમાં નોંધ્યું છે કે આ વિચાર ખોટો છે. સહીહ હદીષોથી જિન્નાતમાં અવલાદ અને વંશ તથા પુરુષ-સ્ત્રીની તમામ તે વિશેષતાઓ જે મનુષ્યોમાં હોય છે તે જિન્નાતોમાં પણ હોવાનું સાબિત છે.

બીજો પ્રશ્ન શરઈ સ્વરૂપનો છે કે શું જિન્ની સ્ત્રી સાથે કોઈ મનુષ્ય પુરુષ માટે નિકાહ કરવા હલાલ હોઈ શકે છે તેમાં ફુકૃહાનો મતભેદ છે. ઘણા લોકોએ જાઈઝ ઠરાવ્યું છે, અમુકે અન્ય પ્રજાતિ હોવાના કારણે દાખલા તરીકે પ્રાણીઓ વગેરેની બીનાએ તેને હરામ ઠરાવ્યું છે. આ મસ્અલાની વિગત آكَامُ الْمَرْجَانِ فِي اَحْكَامِ الْجَانّ કિતાબમાં ઉપસ્થિત છે, તેમાં અમુક એવી ઘટનાઓનું પણ વર્ણન છે કે મુસલમાન પુરુષનો જિન્ની સ્ત્રી સાથે નિકાહ થયો અને તેનાથી સંતાનો પણ થયા. અત્રે આ મસ્અલો એટલા માટે વધારે ચર્ચાપાત્ર નથી કે બિલ્કિસના પિતા મુસલમાન જ ન હતા, તેની આ પ્રવૃત્તિથી કોઈ દલીલ જાઈઝ હોવાની અથવા જાઈઝ ન હોવાની થઈ શકતી ન હતી અને કારણ કે ઈસ્લામી શરીઅતમાં સંતાનનો સંબંધ બાપ સાથે જોડવામાં આવે છે અને બિલ્કિસના પિતા માનવી હતા

એટલા માટે બિલ્કિસ મનુષ્ય જ ઠરાવવામાં આવશે. અમુક રિવાયતોમાં જે હઝરત સુલયમાન (અલૈ.)ની બિલ્કિસની સાથે નિકાહ કરવાની વિગત વર્ણન થઈ છે જો તે રિવાયતો સાચી હોય તો પણ તેનાથી જિન્ની સ્ત્રીઓ સાથે નિકાહનો કોઈ હુકમ સાબિત થતો નથી, કારણ કે બિલ્કિસ પોતે જિન્ની ન હતી ભલે તેની માતા જિન્ની હોય. વલ્લાહુ અઅ્લમુ. સુલયમાન (અલૈ.)ના બિલ્કિસ સાથેના નિકાહની વધુ વિગત આગળ આવશે.

## શું કોઈ સ્ત્રીનું બાદશાહ હોવું અથવા કોઈ કોમના અમીર અથવા આગેવાન હોવું જાઇઝ છે ? :

સહીહ બુખારીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺને જ્યારે એ ખબર પહોંચી કે ઈરાનના લોકોએ પોતાના દેશના બાદશાહ તરીકે કિસ્રાની પુત્રીની નિમણૂક કરી છે તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَنْ يُّفْلِحَ قَوْمٌ وَّلَّوْا اَمْرَهُمْ اِمْرَاَةً એટલે કે તે કોમ કદી સફળતા પામશે નહીં જેણે પોતાની સત્તાનો માલિક સ્ત્રીને બનાવી દીધી, એટલા માટે ઉમ્મતના ઉલમા આ બાબત ઉપર સહમત છે કે કોઈ સ્ત્રીને ઈમામત અથવા ખિલાફત અથવા સલતનત અને હુકૂમત સોંપવામાં આવી નથી શકતી, બલકે નમાઝની ઈમામતની જેમ મોટી ઈમામત પણ માત્ર પુરુષો માટે હોય છે. રહી બિલ્કિસની સબાની મલિકા હોવાની બાબત તો એનાથી કોઈ શરઈ હુકમ સાબિત નથી થઈ શકતો જ્યાં સુધી એ સાબિત ન થઈ જાય કે હઝરત સુલયમાન (અલૈ.)એ તેનાથી પોતે નિકાહ કર્યા અને પછી પોતે હુકૂમત અને સલતનત ઉપર યથાવત્ રાખી અને આ કોઈ સહીહ રિવાયતથી સાબિત નથી કે જેના ઉપર શરીઅતના હુકમોમાં ભરોસો કરી શકાય.

وَاُوْتِيَتْ مِنْ كُلِّ شَیْءٍ ભાવાર્થ એ છે કે બધો આવશ્યક સામાન જે કોઈ રાજા અથવા અમીર માટે જરૂરી હોય છે અને પોતાના સમયકાળ પ્રમાણે આવશ્યક હોઈ શકે છે તે મોજૂદ હતો તે વસ્તુઓ તે સમયમાં શોધાઈ જ ન હતી તેનું ન હોવું આ આયતની વિરોધાભાસી બાબત નથી.

وَلَهَا عَرْشٌ عَظِيْمٌ માં શબ્દ عَرْش (અર્શ)નો શાબ્દિક અર્થ "સલતનતનો તખ્ત" (સિંહાસન) થાય છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં છે

કે, બિલ્કિસના અર્શની લંબાઈ એંસી હાથ (Yard) અને પહોળાઈ ચાલીસ હાથ અને ઊંચાઈ ત્રીસ હાથ હતી જેના ઉપર મોતી અને લાલ રૂબી (યાકૂત), ટોપાઝ તથા ઓલીવીનથી શણગારેલો હતો, તેના પાયા મોતીઓ અને ઝવેરાતના હતા અને પડદા રેશમ અને હરીર (ઉચ્ચ પ્રકારના કપડાં)ના એક પછી એક સાત તાળાં મારેલી ઈમારતોમાં સુરક્ષિત હતું.

وَجَدْتُّهَا وَقَوْمَهَا يَسْجُدُوْنَ لِلشَّمْسِ જાણ થઈ કે તેની કોમ તારાને પૂંજતી હતી, સૂર્યની ઈબાદત કરતી હતી. અમુકે કહ્યું કે અગ્નિપૂજકમાંથી હતી જેઓ આગ અને દરેક પ્રકારના પ્રકાશની પૂજા કરે છે. *(કુર્તુબી)*

صَدَّهُمْ عَنِ السَّبِيْلِ નો સંબંધ زَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ અથવા اَلَّا يَسْجُدُوْا સાથે છે, એટલે કે શયતાને તેમના દિમાગોમાં એ જ માન્યતા દઢ કરી દીધી હતી કે અલ્લાહ તઆલાને સિજ્દહ ન કરીએ તો એ કે તેમને સત્યના માર્ગેથી એવી રીતે અટકાવ્યા કે તેઓ અલ્લાહ તઆલાને સિજ્દહ ન કરે.

## લખાણ અને પત્ર પણ સામાન્ય વ્યવહારમાં પૂરતો શરઈ પુરાવો છે :

اِذْهَبْ بِّكِتٰبِىْ هٰذَا હઝરત સુલયમાન (અલૈ.)એ સબાની મલિકાના નામે જે પત્ર મોકલવાને હુજ્જત પૂર્ણ કરવા માટે પૂરતું સમજ્યું અને તેના ઉપર જ અમલ કર્યો, તેનાથી જાણ થઈ કે સામાન્ય વ્યવહારમાં લખાણ અથવા પત્ર ભરોસાપાત્ર સાબિતી છે. ફુકહાએ માત્ર એવી પરિસ્થિતિઓમાં પત્રને પૂરતો નથી સમજ્યો જ્યાં શરઈ ગવાહીની આવશ્યકતા છે, કારણ કે પત્ર અને ટેલિફોન વગેરે દ્વારા ગવાહી લઈ શકાતી નથી. ગવાહીનો આધાર ગવાહના અદાલતની સામે આવીને નિવેદન આપવા ઉપર રાખ્યો છે જેમાં ઘણી હિકમતો રહેલી છે, એ જ કારણ છે કે આજકાલ પણ દુનિયાની કોઈ અદાલતમાં પત્ર અથવા ટેલિફોન ઉપર ગવાહી લેવાને પૂરતું સમજવામાં આવતું નથી.

## મુશ્રિકોને પત્ર લખવો અને તેમની પાસે મોકલવો જાઇઝ છે :

બીજો મસ્અલો હઝરત સુલયમાન (અલૈ.)ના આ પત્રથી એ સાબિત થયો કે દીનના પ્રચાર અને ઈસ્લામના આમંત્રણ માટે મુશ્રિકો અને કાફિરોને પત્રો લખવા જાઈઝ છે, નબીએ કરીમ ﷺ દ્વારા પણ અનેક કાફિરોને પત્રો મોકલવાનું હદીષોથી સાબિત થયેલ છે.

**શિષ્ટાચાર અને સભ્યતાની દરેક મજલિસમાં કાળજી રાખવામાં આવશે, ભલે તે મજલિસ કાફિરોની કેમ ન હોય :**

فَاَلْقِهْ اِلَيْهِمْ ثُمَّ تَوَلَّ عَنْهُمْ હઝરત સુલયમાન (અલૈ.)એ હુદહુદને પત્ર પહોંચાડવાનું કામ સોંપ્યું તો તેને મજલિસની સભ્યતા પણ શીખવાડી કે પત્ર સબાની મલિકાને પહોંચાડી ત્યાં તેમના માથા ઉપર સવાર થયેલ ન રહે બલકે ત્યાંથી જરા હટી જાય જે સામાન્ય શાહી સભાઓનો તરીકો છે. તેમાં સામાજિક શિસ્ત અને સભ્યતા તથા માનવતાપૂર્ણ અખ્લાકથી સામાન્ય મખ્લૂકો સાથે વર્તવું ઈચ્છનીય બાબત હોવાની જાણ થાય છે.

---

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૨૯ થી ૩૭)

قَالَتْ يٰٓاَيُّهَا الْمَلَؤُا اِنِّيْٓ اُلْقِيَ اِلَيَّ كِتٰبٌ كَرِيْمٌ ﴿٢٩﴾ اِنَّهٗ مِنْ سُلَيْمٰنَ وَاِنَّهٗ
بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿٣٠﴾ اَلَّا تَعْلُوْا عَلَيَّ وَاْتُوْنِيْ مُسْلِمِيْنَ ﴿٣١﴾ قَالَتْ
يٰٓاَيُّهَا الْمَلَؤُا اَفْتُوْنِيْ فِيْٓ اَمْرِيْ ۚ مَا كُنْتُ قَاطِعَةً اَمْرًا حَتّٰى تَشْهَدُوْنِ ﴿٣٢﴾
قَالُوْا نَحْنُ اُولُوْا قُوَّةٍ وَّاُولُوْا بَاْسٍ شَدِيْدٍ ۙ وَّالْاَمْرُ اِلَيْكِ فَانْظُرِيْ مَاذَا
تَاْمُرِيْنَ ﴿٣٣﴾ قَالَتْ اِنَّ الْمُلُوْكَ اِذَا دَخَلُوْا قَرْيَةً اَفْسَدُوْهَا وَجَعَلُوْٓا اَعِزَّةَ
اَهْلِهَآ اَذِلَّةً ۚ وَكَذٰلِكَ يَفْعَلُوْنَ ﴿٣٤﴾ وَاِنِّيْ مُرْسِلَةٌ اِلَيْهِمْ بِهَدِيَّةٍ فَنٰظِرَةٌۢ
بِمَ يَرْجِعُ الْمُرْسَلُوْنَ ﴿٣٥﴾ فَلَمَّا جَآءَ سُلَيْمٰنَ قَالَ اَتُمِدُّوْنَنِ بِمَالٍ فَمَآ اٰتٰىنِ َۦ اللّٰهُ
خَيْرٌ مِّمَّآ اٰتٰىكُمْ ۚ بَلْ اَنْتُمْ بِهَدِيَّتِكُمْ تَفْرَحُوْنَ ﴿٣٦﴾ اِرْجِعْ اِلَيْهِمْ فَلَنَاْتِيَنَّهُمْ بِجُنُوْدٍ
لَّا قِبَلَ لَهُمْ بِهَا وَلَنُخْرِجَنَّهُمْ مِّنْهَآ اَذِلَّةً وَّهُمْ صٰغِرُوْنَ ﴿٣٧﴾

## તરજુમો :

*(બિલ્કિસ) કહેવા લાગી, હે દરબારીઓ ! મારી પાસે એક સન્માનનીય પત્ર નાંખવામાં (પહોંચાડવામાં) આવ્યો છે. (૨૯) બેશક તે પત્ર સુલયમાન*

*(અલૈ.) તરફથી છે અને બેશક તે આ છે, બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ (શરૂ કરું છું અલ્લાહના નામથી જે ઘણો મહેરબાન અને અત્યંત રહમવાળો છે). (૩૦) કે મારા મુકાબલામાં બળવો ન કરજો અને મારી સામે આજ્ઞાપાલક બનીને ચાલ્યા આવો. (૩૧) કહેવા લાગી, હે દરબારીઓ ! મને મારા કાર્યમાં સલાહ આપો, હું કોઈ કાર્ય તમારા હાજર થવા સુધી નક્કી નથી કરતી. (૩૨) તેઓ બોલ્યા, આપણે બળવાન છે અને સખત લડવૈયા અને કાર્ય તારા અધિકારમાં છે, બસ તું જોઈ (વિચારી) લે જે હુકમ કરે. (૩૩) કહેવા લાગી, બાદશાહ જ્યારે કોઈ વસ્તીમાં પ્રવેશ કરે છે તો તેને ખરાબ (બરબાદ) કરી નાંખે છે અને ત્યાંના સરદારોને બેઈજ્જત કરી નાંખે છે અને (કદાચ તેઓ) એવું જ કંઈ કરશે. (૩૪) અને હું તેમના તરફ કંઈ ભેટ મોકલું છું પછી જોઉં છું મોકલેલા (એલચી) શું જવાબ લઈને પાછા આવે છે? (૩૫) પછી જ્યારે સુલયમાન (અલૈ.)ની પાસે (એલચી) પહોંચ્યો, (સુલયમાન અલૈ.એ) કહ્યું, શું તમે મારી માલથી મદદ કરો છો ? બસ અલ્લાહે જે મને આપ્યું છે તે તેનાથી બહેતર છે જે તમને આપ્યું છે, બલકે તમે જ તમારી ભેટથી ખુશ રહો. (૩૬) તેમના તરફ પાછા જાઓ હવે અમે તેમના ઉપર સૈન્યો સાથે પહોંચીએ છીએ કે જેનો મુકાબલો તેમનાથી નહીં થઈ શકે અને તેમને ત્યાંથી બેઆબરૂ કરીને કાઢી મૂકીશું અને તેઓ અપમાનિત થશે. (૩૭)*

## તફસીર :

(હઝરત સુલયમાન અલૈ.એ હુદહુદ સાથે આ વાતચીત કરીને બિલ્કિસના નામે એક પત્ર લખ્યો જેનો વિષય કુર્આનમાં આગળ વર્ણન થયો છે અને હુદહુદના હવાલે કર્યો અને તે ચાંચમાં લઈને ચાલ્યું અને એકલા અથવા સભામાં બિલ્કિસની પાસે તે પત્ર નાંખી દીધો), બિલ્કિસે (પત્ર વાંચીને પોતાના સરદારોને સલાહ માટે એકઠા કર્યા અને) કહ્યું કે હે દરબારીઓ ! મારી પાસે એક પત્ર (જેનો વિષય અત્યંત) દબદબાવાળો (અને મહાન છે) નાંખવામાં આવ્યો છે, (દબદબાવાળો એટલા માટે કહ્યો કે સત્તાની ભાષામાં એ વિષય હતો જેમાં ખૂબ ટૂંકાણથી ઉચ્ચ કક્ષાની સાહિત્ય શૈલી પણ હતી અને) તે સુલયમાન (અલૈ.) તરફથી છે અને તેમાં આ (વિષય) છે, (પ્રથમ) બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ (અને ત્યાર પછી એ

છે કે) તમે લોકો (એટલે કે બિલ્કિસ અને બધા બાદશાહતના જવાબદાર લોકો જેમની સાથે સામાન્ય જનતા પણ સંલગ્ન છે), મારા મુકાબલામાં અભિમાન ન કરો અને મારી પાસે તા'બેદાર થઈને ચાલ્યા આવો (આ સૌનો હેતુ તેમને આમંત્રણ આપવાનો છે અને આ લોકો હઝરત સુલયમાન અલૈ.નો યા તો પ્રથમથી હાલ સાંભળી ચૂક્યા હશે, જો કે હઝરત સુલયમાન અલૈ. તેમને કદાચ જાણતા ન હોય અને મોટે ભાગે એવું થાય છે કે મોટા લોકો નાનાઓને જાણતા નથી હોતા અને નાનાઓ મોટાઓને જાણતા હોય છે અને આ પત્ર આવ્યા પછી તેની તહકીક કરી લીધી હશે તથા પત્રના વિષયની જાણકારી આપ્યા પછી) બિલ્કિસે (એ) કહ્યું કે હે દરાબરીઓ ! મને મારા આ મા'મલામાં સલાહ આપો (કે મારે સુલયમાન અલૈ.ની સાથે શું વ્યવહાર કરવો જોઈએ ?) અને હું (ક્યારેય) કોઈ વાતનો અંતિમ નિર્ણય નથી કરતી જ્યાં સુધી કે તમે મારી પાસે ઉપસ્થિત ન હોય (અને તેના સલાહ મશ્વરામાં સામેલ ન હોય), તે લોકો કહેવા લાગ્યા કે અમે (પોતાની જાતથી દરેક રીતે હાજર છીએ, જો મુકાબલો કરવો કે લડવું યોગ્ય સમજવામાં આવે તો અમે) ઘણા શક્તિશાળી અને ભારે લડવૈયા છીએ (અને આગળ) અધિકાર તમને છે, બસ તમે જ (યોગ્ય રીતે) જોઈ (વિચારી) લો જે કંઈ (નક્કી કરીને) હુકમ આપવાનો હોય, બિલ્કિસ કહેવા લાગી કે (મારી સમીપ લડવું યોગ્ય નથી, કારણ કે સુલયમાન અલૈ. બાદશાહ છે અને) બાદશાહો(નો કાયદો છે કે) જ્યારે કોઈ વસ્તીમાં (વિરોધી બનીને) પ્રવેશ કરે છે તો તેને તળે ઉપર કરી નાંખે છે અને ત્યાંના નિવાસીઓમાં જે સન્માનનીય છે તેમને (તેમનું બળ ઘટાડવા માટે) અપમાનિત (અને ઝલીલ) કર્યા કરે છે અને (તેમનાથી લડાઈ કરવામાં આવે તો શક્ય છે કે તેમનો જ વિજય થાય, પછી) આ લોકો પણ એવું જ કરશે (તો જરૂરત વિના પરેશાનીમાં પડવું અયોગ્ય છે માટે યુદ્ધ તો હમણા મુલતવી કરવામાં આવે) અને (યોગ્ય એવું જણાય છે કે) હું તે લોકોની પાસે કંઈક ભેટ (કોઈ એલચી સાથે) મોકલું છું, પછી જોઉં છું કે તે મોકલેલા (એલચી ત્યાંથી) શું (જવાબ) લઈને આવે છે ? (તે સમયે ફરીવાર વિચાર કરવામાં આવશે. એટલા માટે ભેટ સોગાતોનો સામાન એકઠો કરી એલચી તેને લઈને રવાના થયો) જ્યારે તે એલચી સુલયમાન (અલૈ.) પાસે પહોંચ્યો (અને બધી જ ભેટ સોગાતો રજુ કરી) તો સુલયમાન (અલૈ.)એ કહ્યું, તમે લોકો (એટલે કે

બિલ્કિસ અને બિલ્કિસના લોકો) માલથી મારી મદદ કરો છો ? (એટલે કે મદદ કરવા ઇચ્છો છો તેથી ભેટ લાવ્યા છો ?) બસ, (સમજી રાખો કે) અલ્લાહે જે કંઈ મને આપી રાખ્યું છે તે તેનાથી ઘણું ઉત્તમ છે જે તમને આપી રાખ્યું છે (કારણ કે તમારી પાસે માત્ર દુનિયા છે અને મારી પાસે દીન પણ અને દુનિયા પણ તમારાથી વધારે છે એટલા માટે હું તો આ વસ્તુઓનો લાલચુ નથી) હા ! તમે જ પોતાની ભેટ ઉપર ગર્વ કરતા હશો (એટલા માટે આ ભેટ અમે સ્વીકારીશું નહીં) તમે (તેને લઈને) તે લોકોની પાસે પાછા જાઓ (જો તેઓ હજુ પણ ઈમાન લઈ આવે તો ઠીક છે નહિતર) અમે તેમના ઉપર એવા સૈન્યો મોકલીએ છીએ કે તે લોકોથી તેનો જરા પણ મુકાબલો થઈ શકશે નહીં અને અમે તેમને ત્યાંથી અપમાનિત કરીને કાઢી મૂકીશું અને તેઓ (અપમાનની સાથે હંમેશાના માટે) તા'બા હેઠળના (અને રચ્યત) બની જશે (એવું નથી કે કાઢયા પછી સ્વતંત્ર છોડી આપીશું કે જ્યાં ઇચ્છે ત્યાં ચાલ્યા જાય બલકે કાયમ માટે અપમાન તેમના માટે જરૂરી બની જશે).

## મસ્અલા અને બોધપાઠ :

قَالَتْ يٰٓاَيُّهَاالْمَلَؤُا اِنِّىٓ اُلْقِىَ اِلَىَّ كِتٰبٌ كَرِيْمٌ માં શબ્દ كَرِيْمٌ (કરીમુન)નો શાબ્દિક અર્થ "સન્માનનીય અથવા મુકર્રમી" થાય છે તથા રૂઢિપ્રયોગમાં કોઈ પત્રને સન્માનનીય અથવા મુકર્રમ ત્યારે કહેવામાં આવે છે જ્યારે કે તેના ઉપર સિક્કો લગાવવામાં આવે છે એટલા માટે આ આયતમાં كِتَابٌ كَرِيْمٌ (કિતાબુન કરીમુન)ની તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), કતાદહ (રદિ.), ઝુહૅર (રદિ.) વગેરેએ كِتَابٌ مَخْتُوْمٌ (as the sealed book)થી કરી છે, જેનાથી જાણ થાય છે કે હઝરત સુલયમાન (અલૈ.)એ પત્ર ઉપર પોતાનો સિક્કો અને સીલ લગાવ્યો હતો. આપણા નબીએ કરીમ ﷺને જ્યારે બિનઆરબ દેશોની એ પ્રથાની જાણ થઈ કે જે પત્ર ઉપર સિક્કો ન હોય તેને પઢતા નથી તો રસૂલે કરીમ ﷺએ પણ બાદશાહોના પત્રો માટે મુહર (સિક્કો) બનાવ્યો અને કયૂસર તથા કિસરા વગેરેને જે પત્રો લખ્યા તેના ઉપર તે સિક્કો લગાવ્યો. એનાથી જાણ થાય છે કે પત્ર ઉપર સિક્કો લગાવવો પત્ર લખનાર અને પત્ર સ્વીકારનાર બંનેનું સન્માન છે. આજકાલ પત્રને કવરમાં બંધ કરીને મોકલવાની પ્રથા થઈ ગઈ છે. એ પણ સિક્કા અને સીલની જગ્યાએ છે, જે સ્થળે પત્ર સ્વીકારનારનું સન્માન

કરવું મંજૂર હોય તો ખુલ્લો પત્ર મોકલવાના બદલે કવરમાં બંધ કરીને મોકલવો શિસ્તની વધારે નજીક છે.

## હઝરત સુલયમાન (અલૈ.)નો પત્ર કઈ ભાષામાં હતો ? :

હઝરત સુલયમાન (અલૈ.) અરબીભાષી ન હતા પરંતુ અરબી ભાષા જાણવી અને સમજવી તેમના માટે કોઈ અસંભવ વાત ન હતી જ્યારે કે તેઓ પક્ષીઓ સુદ્ધાંની ભાષા જાણતા હતા અને અરબી ભાષા તો બધી જ ભાષાઓ કરતાં શ્રેષ્ઠ છે એટલા માટે હોઈ શકે છે કે હઝરત સુલયમાન (અલૈ.)એ પત્રને અરબી ભાષામાં લખ્યો હોય, કારણ કે પત્ર સ્વીકારનાર બિલ્કિસ અરબી વંશમાંથી હતી. તેણે પત્રને વાંચ્યો પણ અને સમજ્યો પણ; અને એ પણ શક્ય છે કે હઝરત સુલયમાન (અલૈ.)એ પત્ર પોતાની જ ભાષામાં લખ્યો હોય અને બિલ્કિસ પાસે હઝરત સુલયમાન (અલૈ.)નો દુભાષિયો મોજૂદ હોય જેણે વાંચીને સંભળાવ્યો અને સમજાવ્યો હોય. *(રૂહુલ મઆની)*

## પત્ર લખવાનો શિષ્ટાચાર :

اِنَّـهٗ مِـنْ سُـلَيْـمٰـنَ وَاِنَّـهٗ بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ કુર્આને કરીમે માનવીના જીવનનું કોઈ પાસું એવું નથી છોડ્યું કે જેના ઉપર કંઈ માર્ગદર્શન ન આપ્યું હોય. પત્ર વ્યવહાર તથા સંદેશા વ્યવહારના જેટલા માધ્યમો તથા પરસ્પર વાતચીતના જેટલા સ્ત્રોતો પણ છે મનુષ્યની મહત્ત્વની જરૂરિયાતોમાં સામેલ છે. આ સ્વરૂપમાં હઝરત સુલયમાન (અલૈ.)નો પત્ર સબાની મલિકા બિલ્કિસના નામે સંપૂર્ણ નકલ કરવામાં આવ્યો. આ એક પયગમ્બર રસૂલનો પત્ર છે અને કુર્આને કરીમે તેને એક માર્ગદર્શન માટે નકલ કર્યો છે એટલા માટે આ પત્રમાં જે માર્ગદર્શનો પત્ર વ્યવહારના સંદર્ભમાં જોવા મળે છે તે મુસલમાનો માટે પણ અનુકરણીય છે.

## પત્રમાં પોતાનું નામ પ્રથમ લખે પછી જેને પત્ર લખવામાં આવ્યો છે તેનું નામ લખે :

સૌ પ્રથમ એક માર્ગદર્શન તો આ પત્રમાં એ છે કે પત્રને બિસ્મિલ્લાહ પછી હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાના નામથી શરૂ કર્યો, પત્ર સ્વીકારનારનું નામ કઈ રીતે લખ્યું તે કુર્આને કરીમના શબ્દોમાં ઉપસ્થિત નથી પરંતુ એટલી

વાત તેનાથી જાણ થઈ કે પત્ર લખનાર માટે અંબિયા (અલૈ.)ની સુન્નત એ છે કે બિસ્મિલ્લાહ પછી સૌ પ્રથમ પોતાનું નામ લખે જેના ઘણા બધા લાભો છે, દાખલા તરીકે પત્ર પઢતા પહેલાં જ પત્ર મેળવનારને જાણ થઈ જાય છે કે આ કોનો પત્ર વાંચી રહ્યો છું ? જેથી તે એ જ માનસિકતાથી પત્રનો વિષય વાંચે છે અને વિચાર કરે છે અને વાંચનારને એ તકલીફ નથી ઉઠાવવી પડતી કે પત્ર લખનારનું નામ પત્રમાં શોધે કે કોનો પત્ર છે અને ક્યાંથી આવ્યો છે ? રસૂલે કરીમ ﷺના જેટલાય પત્રો નકલ થયા છે અથવા પ્રકાશિત થયેલ સ્વરૂપે ઉપસ્થિત છે તે બધામાં પણ તેમણે આ જ પદ્ધતિ અપનાવી છે કે બિસ્મિલ્લાહ પછી مِنْ مُحَمَّدٍ عَبْدِ اللّٰهِ وَرَسُوْلِهٖ થી શરૂ કર્યું છે.

અત્રે એક પ્રશ્ન એ ઉપસ્થિત થઈ શકે છે કે જ્યારે કોઈ મોટો વ્યક્તિ પોતાનાથી નાનાને પત્ર લખે છે તો તેમાં પોતાનું નામ શરૂઆતમાં લખવામાં કોઈ શંકા નથી પરંતુ કોઈ નાનો પોતાના પિતા શિક્ષક અથવા શૈખ અથવા કોઈ વડીલને પત્ર લખે તેમાં પોતાના નામને પ્રથમ અગ્રસ્થાને રાખે તો તે સભ્યતા વિરુદ્ધ લેખાશે અને તેણે આવું કરવું જોઈએ અથવા નહીં ? આ બાબતે સહાબએ કિરામ (રદિ.)ની પ્રવૃત્તિ વિવિધ પ્રકાની રહી છે, મોટા ભાગના સહાબા (રદિ.)એ સુન્નતે નબવી ﷺનું અનુસરણ કરવાને સભ્યતા ઉપર અગ્રિમતા આપી પોતે રસૂલે કરીમ ﷺ જે રીતે પત્ર લખતા તેમણે પણ પોતાનું નામ શરૂઆતમાં લખ્યું છે. રૂહુલ મઆનીમાં બહરે મુહીતના હવાલાથી હઝરત અનસ (રદિ.)નું આ નિવેદન નકલ થયું છે.

مَا كَانَ اَحَدٌ اَعْظَمَ حُرْمَةً مِّنْ رَّسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَكَانَ اَصْحَابُهٗ اِذَا كَتَبُوْا اِلَيْهِ كِتَابًا بَدَاُوْ بِاَنْفُسِهِمْ، قُلْتُ وَكِتَابُ عَلَاءِ الْحَضْرَمِيِّ يَشْهَدُ لَهٗ عَلٰى مَارُوِىَ

*"રસૂલે કરીમ ﷺથી વધારે કોઈ સન્માનનીય વ્યક્તિ નથી પરંતુ સહાબએ કિરામ (રદિ.) જ્યારે તેમને પણ પત્ર લખતા હતા ત્યારે પોતાનું નામ જ શરૂઆતમાં લખતા હતા અને હઝરત અલાઅ્ હઝરમીનો પત્ર જે રસૂલે કરીમ ﷺના નામે પ્રખ્યાત છે તે તેનો ગવાહ પણ છે."*

અલબત્ત રૂહુલ મઆનીમાં પ્રસ્તુત રિવાયતો નકલ કર્યા પછી નોંધ્યું છે કે આ બધો વાર્તાલાપ શ્રેષ્ઠતાના ધોરણે છે, જાઈઝ હોવા ન હોવામાં નહીં, જો કોઈ વ્યક્તિ પોતાનું નામ શરૂઆતના બદલે અંતમાં લખી દે તો એ પણ જાઈઝ છે. ફકીહ અબૂલ્લયૂષની બુસ્તાંમાં છે કે જો કોઈ વ્યક્તિ પત્ર સ્વીકારનારના નામથી શરૂઆત કરી દે તો તેના જાઈઝ હોવામાં કોઈ શંકા નથી કારણ કે ઉમ્મતમાં આ પદ્ધતિ પણ ચાલી આવી છે તેના ઉપર કોઈ પકડ થશે નહીં. *(રૂહુલ મઆની, કુર્તુબી)*

**પત્રનો જવાબ આપવો પણ અંબિયા (અલૈ.)ની સુન્નત છે :**

તફસીરે કુર્તુબીમાં છે કે જે વ્યક્તિ પાસે કોઈનો પત્ર આવે તેના માટે યોગ્ય છે કે તેનો જવાબ આપે, કારણ કે હાજર ન હોય એવા વ્યક્તિનો પત્ર હાજર વ્યક્તિને સલામ કરવાના સ્થાને છે એટલા માટે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં છે કે તે પત્રના જવાબને સલામના જવાબની જેમ વાજિબ ઠરાવતા હતા.

**પત્રોમાં બિસ્મિલ્લાહ લખવી :**

હઝરત સુલયમાન (અલૈ.)ના પ્રસ્તુત પત્રથી વળી રસૂલે કરીમ ﷺના બધા જ પત્રોથી એક મસ્અલો એ સાબિત થયો કે પત્રની શરૂઆતમાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ લખવું અંબિયા (અલૈ.)ની સુન્નત છે, રહ્યો એ મસ્અલો કે બિસ્મિલ્લાહને પોતાના નામથી પહેલાં લખે કે પછી ? તો રસૂલે કરીમ ﷺના પત્રો એ બાબત ઉપર સાક્ષી છે કે બિસ્મિલ્લાહને સૌથી અગ્રક્રમે લખવામાં આવે ત્યારબાદ પત્ર લખનારનું નામ લખવામાં આવે, પછી જેને પત્ર પહોંચાડવાનો છે તેનું નામ લખવામાં આવે અને કુર્આને કરીમમાં જે હઝરત સુલયમાન (અલૈ.)ના નામ પહેલાં અને બિસ્મિલ્લાહ પછી લખ્યાનું પ્રસ્તુત છે દેખીતી રીતે તે પણ જાઈઝ હોવાની જાણ થાય છે કે બિસ્મિલ્લાહ પોતાના નામ પછી લખવામાં આવે પરંતુ ઈબ્ને હાતિમે યઝીદ બિન રુમાનથી નકલ કર્યું છે કે વાસ્તવમાં હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાના પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું.
بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ - مِنۡ سُلَیۡمَانَ بۡنِ دَاوٗدَ اِلٰی بِلۡقِیۡسَ ابۡنَةِ ذِیۡ شَرۡحٍ وَقَوۡمِهَا -
اَنۡ لَّا تَعۡلُوۡا.... બિલ્કિસે જ્યારે આ પત્ર પોતાની કોમને સંભળાવ્યો તો તેણે કોમને ચેતવવા માટે હઝરત સુલયમાન (અલૈ.)નું નામ પ્રથમ વર્ણન કરી દીધું, કુર્આને

કરીમમાં જે કંઈ આવ્યું છે તે બિલ્કિસનું નિવેદન છે. કુર્આને કરીમમાં એની સ્પષ્ટતા નથી કે હઝરત સુલયમાન (અલૈ.)ના મૂળ પત્રમાં બિસ્મિલ્લાહ અગ્રક્રમે હતી અથવા સુલયમાન (અલૈ.)નું નામ; અને એવું પણ હોઈ શકે છે કે હઝરત સુલયમાન (અલૈ.)નું નામ પત્રના કવર ઉપર લખવામાં આવ્યું હોય અને અંદર બિસ્મિલ્લાહથી શરૂ કરવામાં આવ્યું હોય. બિલ્કિસે જ્યારે પોતાની કોમને પત્ર સંભળાવ્યો ત્યારે હઝરત સુલયમાન (અલૈ.)ના નામનું પ્રથમ વર્ણન કરી દીધું.

**મસ્અલો :**

પત્ર લખવાની મૂળ સુન્નત તો એ જ છે કે દરેક પત્રની શરૂઆતમાં બિસ્મિલ્લાહ લખવામાં આવે પરંતુ કુર્આન અને સુન્નતની નુસૂસ અને ઈશારાઓથી ફુક્હાએ સર્વાનુમતે આ કાયદો નોંધ્યો છે કે જે સ્થળે બિસ્મિલ્લાહ અથવા અલ્લાહ તઆલાનું કોઈ નામ લખવામાં આવે જો તે જગ્યાએ તે પત્રની બેઅદબીથી સુરક્ષિત રાખવાની કોઈ કાળજી નથી રખાતી બલકે તેને પઢીને નાંખી દેવામાં આવે છે તો એવા પત્રો અને એવી વસ્તુઓમાં બિસ્મિલ્લાહ અથવા અલ્લાહ તઆલાનું કોઈ નામ લખવું જાઈઝ નથી કે તે આ પ્રમાણે તે બેઅદબીના ગુનાહનો ભાગીદાર બને, આજકાલ જે સામાન્ય રીતે એકબીજાને પત્રો લખવામાં આવે છે તેની પરિસ્થિતિ બધા જાણે છે કે ગટર અને ગંદકીઓમાં પણ આવા પત્રો પડેલા નજરે પડે છે એટલા માટે યોગ્ય એ છે કે સુન્નત અદા કરવા માટે જીભથી બિલ્મિલ્લાહ કહી આપે, તેને લખે નહીં.

**એવું લખાણ જેમાં કુર્આનની કોઈ આયત લખી હોય શું કોઈ કાફિર મુશ્રિકના હાથમાં આપવું જાઇઝ છે ? :**

આ પત્ર હઝરત સુલયમાન (અલૈ.)એ બિલ્કિસને તે સમયે મોકલ્યો છે જ્યારે કે તે મુસલમાન ન હતી જ્યારે કે આ પત્રમાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ લખવામાં આવ્યું હતું. એનાથી જાણ થાય છે કે આવું કરવું જાઈઝ છે. રસૂલે કરીમ ﷺએ જે પત્રો બિનઅરબ દેશોને લખ્યા છે અને તેઓ મુશ્રિક હતા તેમાં પણ કુર્આનની અમુક આયતો લખી છે. મૂળ કારણ એ છે કે કુર્આને કરીમને કોઈ કાફિરના હાથમાં આપવું જાઈઝ તો નથી પરંતુ એવી કોઈ કિતાબ અથવા પત્ર જેમાં કોઈ વિષયના સંદર્ભમાં કોઈ આયત આવી ગઈ છે તે બોલચાલમાં કુર્આન

નથી કહેવાતું એટલા માટે તેનો હુકમ પણ કુર્આનનો હુકમ થશે નહીં, તે કોઈ કાફિરના હાથમાં પણ આપી શકાય છે અને વુઝૂ વિના હાથમાં પણ લઈ શકાય છે. *(આલમગીરી, كتاب الخطر والاباحة)*

**પત્ર ટૂંકો, ગુણવત્તાસભર, ઉચ્ચ સાહિત્યિક શૈલી અને અસરકારક પદ્ધતિથી લખવો જોઈએ :**

હઝરત સુલયમાન (અલૈ.)ના આ પ્રસ્તુત પત્રને જુઓ તો અમુક લીટીઓમાં બધા જ અગત્યના અને જરૂરી વિષયો ભેગા કરી દીધા અને વિષયવસ્તુની સ્પષ્ટતાનું ઉચ્ચ પ્રમાણ પણ સ્થાપિત કર્યું છે. કાફિરના મુકાબલામાં પોતાના શાહી દબદબાની જાહેરાત પણ છે, તેની સાથે અલ્લાહ તઆલાની વિશિષ્ટ સિફતોનું વર્ણન અને ઈસ્લામ તરફ આમંત્રણ પણ છે તથા મોટાઈ અને અભિમાનની ટીકા પણ છે, વાસ્તવમાં આ પત્ર પણ કુર્આનની શ્રેષ્ઠતાનો એક નમૂનો છે. હઝરત કતાદહ (રદિ.) ફરમાવે છે કે પત્ર લખવામાં બધા જ અંબિયા (અલૈ.)ની સુન્નત પણ એ જ છે કે લખાણમાં લંબાણ ન હોય પરંતુ કોઈ જરૂરી વિષય છૂટે પણ નહીં. *(રૂહુલ મઆની)*

**મહત્ત્વની બાબતોમાં સલાહ–મશ્વરો કરવો સુન્નત છે, તેમાં બીજાઓની સલાહથી ફાયદો પણ પ્રાપ્ત થાય છે અને લોકોનું સમર્થન પણ મળે છે :**

قَالَتْ يٰٓاَيُّهَا الْمَلَؤُا اَفْتُوْنِىْ فِىْٓ اَمْرِىْ ۚ مَا كُنْتُ قَاطِعَةً اَمْرًا حَتّٰى تَشْهَدُوْنِ માં શબ્દ اَفْتُوْنِىْ એ فَتْوٰى થી બને છે, જેનો અર્થ છે કોઈ ખાસ બાબતનો જવાબ આપવો. અત્રે સલાહ આપવી અને પોતાના અભિપ્રાયને જાહેર કરવો ભાવાર્થ તરીકે છે. મલિકા બિલ્કિસને જ્યારે હઝરત સુલયમાન (અલૈ.)નો પત્ર મળ્યો તો તેણે પોતાના રાજ્યના અધિકારીઓને ભેગા કરીને આ ઘટનાની જાહેરાત કરી અને તેમની પાસેથી સલાહ માંગી કે મારે શું કરવું જોઈએ ? તેણે તેની સલાહ પૂછતા પહેલાં તેમનું સમર્થન પ્રાપ્ત કરવા અને તેમની હિંમત વધારવા માટે એ પણ કહ્યું કે હું કોઈ બાબતનો ફેંસલો તમારા વિના નથી કરતી, એનું પરિણામ એ હતું કે સૈન્ય અને પ્રધાનોએ તેના જવાબમાં પોતાની તૈયારી સાથે હુકમના અમલ માટે દરેક પ્રકારની કુર્બાની રજુ કરી દીધી. نَحْنُ اُولُوْا قُوَّةٍ وَّاُولُوْا بَأْسٍ شَدِيْدٍ وَّالْاَمْرُ اِلَيْكِ

હઝરત કતાદહ (રદિ.)એ ફરમાવ્યું કે અમને આ વર્ણન કરવામાં આવ્યું છે કે બિલ્કિસના સલાહકાર સમિતીના સભ્યો ૩૧૩ હતા અને તેમાંથી દરેક વ્યક્તિ દશ હજાર લોકોનો અમીર અને પ્રતિનિધિ હતો. *(કુર્તુબી)*

એનાથી જાણ થઈ કે મહત્ત્વની બાબતોમાં સલાહ લેવાનો રિવાજ પ્રાચીન સમયથી છે, ઈસ્લામે સલાહ–મશ્વરાને ખાસ મહત્ત્વ અને રાજ્ય કારભાર ચલાવનારાઓને સલાહ–મશ્વરાના પાબંદ કર્યા, એટલે સુધી કે પોતે રસૂલે કરીમ ﷺ જે અલ્લાહની વહીના સંવાહક હતા અને આસમાની હિદાયતો તેમને મળતી હતી એ કારણે રસૂલે કરીમ ﷺને કોઈ સલાહ–મશ્વરાની વાસ્તવિક આવશ્યકતા પણ ન હતી પરંતુ ઉમ્મત માટે સુન્નત કાયમ કરવા હેતુ આપ ﷺને પણ હુકમ આપવામાં આવ્યો وَشَاوِرْهُمْ فِى الْاَمْرِ એટલે કે, તમે મહત્ત્વની બાબતોમાં સહાબએ કિરામ (રદિ.) સાથે સલાહ–મશ્વરો કરો. તેમાં સહાબએ કિરામ (રદિ.)નું સમર્થન તથા તેમનું સન્માન અને નૈતિક બળ વધારવું પણ છે અને ભવિષ્યમાં આવનાર રાજ્યના અધિકારીઓને એ બાબતની તાકીદ પણ છે કે તેઓ સલાહ–મશ્વરાથી કારભાર ચલાવે.

## હઝરત સુલયમાન (અલૈ.)ના પત્રના જવાબમાં મલિકા બિલ્કિસની પ્રતિક્રિયા :

રાજ્યના પ્રધાનો વગેરેને સલાહ–મશ્વરામાં ભેગા કરીને તેમનું સમર્થન પ્રાપ્ત કર્યા પછી રાણી બિલ્કિસે પોતે જ એક અભિપ્રાય નક્કી કર્યો જેનો ખુલાસો એ હતો કે તે હઝરત સુલયમાન (અલૈ.)ની પરીક્ષા અને તહકીક કરે કે તે વાસ્તવમાં અલ્લાહના રસૂલ અને નબી છે અને જે કંઈ હુકમ આપી રહ્યા છે તે અલ્લાહના હુકમોનું પાલન છે અથવા તે એક પ્રદેશ વિસ્તારવાના ઈચ્છુક બાદશાહ છે. આ કસોટીથી તેનો મકસદ એ હતો કે જો વાસ્તવમાં તે નબી અને રસૂલ છે તો તેમના હુકમનું પાલન કરવામાં આવે અને વિરોધ કરવાનું કોઈ સ્વરૂપ અપનાવવામાં ન આવે અને જો બાદશાહ છે તથા પ્રદેશના ભૂખ્યા છે અને આપણને ગુલામ બનાવવા ઈચ્છે છે તો પછી વિચાર કરવામાં આવશે કે તેમનો મુકાબલો કઈ રીતે કરવામાં આવે ? આ કસોટીની પદ્ધતિ તેણે એવી નક્કી કરી કે હઝરત સુલયમાન (અલૈ.)ની પાસે અમુક ભેટ સોગાતો મોકલી, જો તે ભેટ

સોગાતો લઈને રાજી થઈ જાય તો તે એ બાબતની નિશાની હશે કે તેઓ બાદશાહ જ છે અને જો તે નબી અને રસૂલ છે તો વાસ્તવમાં તેઓ ઈસ્લામ અને ઈમાન વિના કોઈ બાબત ઉપર રાજી થશે નહીં. આ વિષય ઈબ્ને જરીરે વિવિધ સનદો સાથે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ અને જુરયૂજ તથા ઈબ્ને વહબથી નકલ કર્યો છે, તેનું જ વર્ણન આ આયતમાં છે.

وَاِنِّىۡ مُرۡسِلَةٌ اِلَيۡهِمۡ بِهَدِيَّةٍ فَنٰظِرَةٌ ۢبِمَ يَرۡجِعُ الۡمُرۡسَلُوۡنَ એટલે કે, હું હઝરત સુલયમાન (અલૈ.) અને તેમના દરબારીઓ પાસે એક ભેટ મોકલું છું, પછી જોઈશ કે જે એલચી આ ભેટ લઈને જશે તે પરત આવીને શું પરિસ્થિતિ વર્ણન કરે છે.

**બિલ્કિસના એલચીઓની હઝરત સુલયમાન (અલૈ.)ના દરબારમાં હાજરી**

ઈસ્રાઈલી ઐતિહાસિક રિવાયતોમાં બિલ્કિસ તરફથી આવનાર એલચીઓ અને ભેટ સોગાતોની લાંબી વિગતો ઉપસ્થિત છે, એટલી વાત ઉપર બધી રિવાયતો સહમત છે કે ભેટમાં અમુક સોનાની ઈંટો હતી, અમુક ઝવેરાત અને એકસો ગુલામ તથા એકસો કનીઝો હતી પરંતુ કનીઝો પુરુષના પોષાકમાં અને ગુલામો સ્ત્રીઓના પોષાકમાં મોકલવામાં આવ્યા હતા અને સાથે જ બિલ્કિસનો એક પત્ર પણ હતો જેમાં હઝરત સુલયમાન (અલૈ.)ની કસોટી માટે અમુક પ્રશ્નો પણ હતા, ભેટ સોગાતોને ચૂંટી કાઢવામાં પણ તેમની પરીક્ષા લેવાનો હેતુ હતો, હઝરત સુલયમાન (અલૈ.)ને અલ્લાહ તઆલાએ આ ભેટ સોગાતોની વિગત ત્યાં પહોંચતા પહેલાં જ બતાવી આપી હતી. હઝરત સુલયમાન (અલૈ.)એ જિન્નાતોને હુકમ આપ્યો કે દરબારથી નવ ફરસખ લગભગ ત્રીસ માઈલની મુસાફરીના અંતર સુધી સોના ચાંદીની ઈંટોનો ફર્સ બિછાવી દેવામાં આવે અને માર્ગમાં બંને બાજુ આશ્ચર્યજનક પ્રાણીઓને ઊભા કરવામાં આવે જેમનું છાણ મૂત્ર પણ સોના ચાંદીના ફર્સ ઉપર હોય, એ જ રીતે પોતાના દરબારને ખાસ કાળજીપૂર્વક શણગાર્યો. ડાબે-જમણે ચાર ચાર હજાર સોનાની ખુરશીઓ, એક બાજુ વિદ્વાનો માટે, બીજી બાજુ પ્રધાનો અને રાજયના અધિકારીઓ માટે બિછાવવામાં આવી, ઝવેરાતથી સંપૂર્ણ હૉલ શણગારવામાં આવ્યો. બિલ્કિસના એલચીઓએ જ્યારે સોનાની ઈંટો ઉપર પ્રાણીઓને ઊભેલા

જોયા તો પોતાની ભેટ સોગાતોથી શરમાઈ ગયા. અમુક રિવાયતોમાં છે કે પોતાની સોનાની ઈંટો ત્યાં જ નાંખી દીધી, પછી જેમ જેમ આગળ વધતા ગયા બંને બાજુ પ્રાણીઓ અને પક્ષીઓની હાર જોઈ, પછી જિન્નાતની સફો જોઈ તો અત્યંત પ્રભાવિત થઈ ગયા પરંતુ જ્યારે દરબાર સુધી પહોંચ્યા અને હઝરત સુલયમાન (અલૈ.)ની સામે હાજર થયા તો પોતાના સ્મિત સાથે રજુ થયા, તેમની મહેમાની સન્માનપૂર્વક કરવામાં આવી પરંતુ તેમની ભેટ પાછી આપવામાં આવી અને બિલ્કિસના બધા પ્રશ્નોના જવાબો આપવામાં આવ્યા.

*(તફસીરે કુર્તુબીમાંથી ટૂંકમાં)*

**હઝરત સુલયમાન (અલૈ.) તરફથી બિલ્કિસની ભેટ પરત કરવી :**

قَالَ اَتُمِدُّوْنَنِ بِمَالٍ ۫ فَمَآ اٰتٰىنِۦَ اللّٰهُ خَيْرٌ مِّمَّآ اٰتٰىكُمْ ۚ بَلْ اَنْتُمْ بِهَدِيَّتِكُمْ تَفْرَحُوْنَ એટલે કે, જ્યારે બિલ્કિસના એલચી તેમના હદિયા અને ભેટ સોગાતો લઈને હઝરત સુલયમાન (અલૈ.)ની પાસે પહોંચ્યા તો તેમણે એલચીઓને કહ્યું કે શું તમે માલથી મારી મદદ કરવા ઈચ્છો છો ? મને અલ્લાહે જે માલ અને દોલત આપી છે તે તમારા માલ અને સામાનથી ઘણી વધારે ઉત્તમ છે એટલા માટે હું આ માલનો સ્વીકાર નથી કરતો તેને પરત લઈ જાઓ અને પોતાની ભેટ ઉપર તમે જ ખુશ રહો.

**કોઈ કાફિરની ભેટ સ્વીકાર કરવી જાઇઝ છે અથવા નહીં ? તેની વિગત અને તહકીક :**

હઝરત સુલયમાન (અલૈ.)એ રાણી બિલ્કિસની ભેટ સ્વીકાર ન કરી એનાથી જાણ થાય છે કે કાફિરની ભેટ સ્વીકાર કરવી જાઈઝ નથી અથવા બહેતર નથી અને આ મસ્અલાની તહકીકમાં એ છે કે કાફિરની ભેટ સ્વીકાર કરવામાં જો પોતાના અથવા મુસલમાનોના કોઈ હિતમાં ખલેલ પડતો હોય અથવા તેમના હકમાં અભિપ્રાયની કમજોરી પેદા થતી હોય તો તેમની ભેટ સ્વીકાર કરવી દુરુસ્ત નથી. (રૂહુલ મઆની) હા ! જો કોઈ દીની હિત આ ભેટને સ્વીકાર કરવાની આમંત્રક હોય, દાખલા તરીકે તેના દ્વારા કાફિરો આકર્ષિત થઈને ઈસ્લામથી નિકટ આવે, પછી મુસલમાન થવાની આશા હોય અથવા તેમની કોઈ શરારત અને ફસાદને તેના દ્વારા દૂર કરી શકાતી હોય તો સ્વીકાર કરવાની ગુંજાઈશ છે.

રસૂલે કરીમ ﷺની સુન્નત આ બાબતમાં એ જ છે કે અમુક કાફિરોની ભેટ સ્વીકાર કરી લીધી અમુકને રદ કરી દીધી. ઉમ્દતુલ કારી, શરહે બુખારી, કિતાબુલ હબ્બતહમાં અને શરહે સીરે કબીરમાં હઝરત કઅ્બ બિન માલિક (રદિ.)થી રિવાયત કરી છે કે બરાઅ્ના ભાઈ આમિર બિન માલિક મદીના તય્યિબહમાં કોઈ જરૂરતથી આવ્યા જ્યારે કે તેઓ મુશ્રિક કાફિર હતા અને રસૂલે કરીમ ﷺની સેવામાં બે ઘોડા અને બે જોડ કપડાંની ભેટ રજુ કરી. રસૂલે કરીમ ﷺએ તેની ભેટ એવું કહીને પાછી આપી દીધી કે અમે મુશ્રિકની ભેટ સ્વીકાર કરતા નથી અને અયાઝ બિન હમાર મજાશઈએ રસૂલે કરીમ ﷺની સેવામાં એક ભેટ રજુ કરી તો આપ ﷺએ તેને પ્રશ્ન કર્યો કે તમે મુસલમાન છો ? તેણે કહ્યું કે, નહીં ! આપ ﷺએ તેની ભેટ પણ એવું કહીને રદ કરી કે મને અલ્લાહ તઆલાએ મુશ્રિકોની ભેટ સોગાતો લેવાની મનાઈ કરી છે. તેનાથી વિપરીત એ રિવાયતો પણ મોજૂદ છે કે રસૂલે કરીમ ﷺએ અમુક મુશ્રિકોની ભેટ સ્વીકાર કરી. એક રિવાયતમાં છે કે અબૂ સુફિયાને શિર્કની હાલતમાં રસૂલે કરીમ ﷺને એક ચામડું ભેટમાં મોકલ્યું તો રસૂલે કરીમ ﷺએ કબૂલ કરી લીધું અને એક નસ્રાનીએ એક રેશ્મી હરીરનું ઘણું જ ચળકતું કપડું ભેટમાં રજુ કર્યું તો આપ ﷺએ સ્વીકાર કરી લીધો.

શમસુલ અઈમ્મહ (રહ.) તેને નકલ કરીને લખે છે કે મારા સમીપ કારણ એ હતું કે રસૂલે કરીમ ﷺને અમુકની ભેટ રદ કરવામાં તેમના ઈસ્લામ તરફ આકર્ષિત થવાની ઉમ્મીદ હતી ત્યાં ભેટ રદ કરવામાં આવી અને અમુકની ભેટ સ્વીકાર કરવામાં તેના મુસલમાન થઈ જવાની આશા હતી તો તેનો સ્વીકાર કરી લેવામાં આવ્યો.

*(ઉમ્દતુલ કારી, કિતાબુલ હિબા)*

અને બિલ્કિસે ભેટ રદ થવાને નબીની નિશાની ઠરાવી તેનું કારણ એ ન હતું કે નબી માટે મુશ્રિકનો હદિયો સ્વીકાર કરવો જાઈઝ નથી, બલકે કારણ એ હતું કે તેણે પોતાની ભેટ વાસ્તવમાં એક લાંચ સ્વરૂપે મોકલી હતી કે તેના દ્વારા તે હઝરત સુલયમાન (અલૈ.)ના આક્રમણથી સુરક્ષિત રહે.

————————————

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૩૮ થી ૪૧)

قَالَ يٰٓاَيُّهَا الْمَلَؤُا اَيُّكُمْ يَاْتِيْنِيْ بِعَرْشِهَا قَبْلَ اَنْ يَّاْتُوْنِيْ مُسْلِمِيْنَ ﴿٣٨﴾ قَالَ
عِفْرِيْتٌ مِّنَ الْجِنِّ اَنَا اٰتِيْكَ بِهٖ قَبْلَ اَنْ تَقُوْمَ مِنْ مَّقَامِكَ ۚ وَاِنِّيْ عَلَيْهِ لَقَوِيٌّ
اَمِيْنٌ ﴿٣٩﴾ قَالَ الَّذِيْ عِنْدَهٗ عِلْمٌ مِّنَ الْكِتٰبِ اَنَا اٰتِيْكَ بِهٖ قَبْلَ اَنْ يَّرْتَدَّ اِلَيْكَ
طَرْفُكَ ۭ فَلَمَّا رَاٰهُ مُسْتَقِرًّا عِنْدَهٗ قَالَ هٰذَا مِنْ فَضْلِ رَبِّيْ ۣ لِيَبْلُوَنِيْٓ ءَاَشْكُرُ
اَمْ اَكْفُرُ ۭ وَمَنْ شَكَرَ فَاِنَّمَا يَشْكُرُ لِنَفْسِهٖ ۚ وَمَنْ كَفَرَ فَاِنَّ رَبِّيْ غَنِيٌّ كَرِيْمٌ ﴿٤٠﴾
قَالَ نَكِّرُوْا لَهَا عَرْشَهَا نَنْظُرْ اَتَهْتَدِيْٓ اَمْ تَكُوْنُ مِنَ الَّذِيْنَ لَا يَهْتَدُوْنَ ﴿٤١﴾

## તરજુમો :

*(સુલયમાન અલૈ.એ) કહ્યું, હે દરબારીઓ ! તમારામાં કોઈ છે કે મારી પાસે તેનો તખ્ત એ પહેલાં લઈ આવે કે તેઓ મારી પાસે આજ્ઞાપાલક (તા'બા હેઠળના) થઈને આવે ? (૩૮) જિન્નાતોમાંથી એક "ઈફરીત" (Stalwart–ખડતલ જિન્ન) બોલ્યો, હું તમને તે લાવી આપું છું એ પહેલાં કે તમે પોતાની જગ્યાએથી ઊઠો અને હું તેના (લાવવા) ઉપર શક્તિશાળી, ભરોસાપાત્ર છું. (૩૯) તે વ્યક્તિ બોલ્યો જેની પાસે કિતાબનું એક (ખાસ) ઈલમ (જ્ઞાન) હતું, હું તમારી પાસે તેને લાવી આપું છું એથી પહેલાં કે તમારી આંખ તમારી તરફ પાછી ફરે (પલકારો મારે) ! પછી જ્યારે તેમણે (સુલયમાન અલૈ.એ) તે (તખ્ત)ને પોતાની પાસે મૂકેલો જોયો, કહ્યું, આ મારા પરવરદિગારની કૃપા છે મારી કસોટી માટે કે હું આભાર માનું છું અથવા નાશુક્રી કરું છું અને જે કોઈ શુક્ર કરે બસ શુક્ર કરે પોતાના માટે અને જે કોઈ નાશુક્રી કરે બસ મારો પરવરદિગાર બેપરવા છે મહાદયાળુ ! (૪૦) (સુલયમાન અલૈ.એ) કહ્યું, તેના તખ્તનું (થોડું) રૂપ બદલીને તે સ્ત્રીની સામે બતાવો, અમે જોઈ લઈએ કે સમજી જાય છે અથવા તે લોકોમાંથી થાય છે જેમને સમજ નથી ! (૪૧)*

## તફસીર :

(મતલબ કે તે એલચી પોતાની ભેટ સોગાતો લઈને પાછા ગયા અને સમગ્ર કિસ્સો બિલ્કિસને વર્ણન કર્યો તો પરિસ્થિતિથી તેને હઝરત સુલયમાન અલૈ.ના જ્ઞાન અને નુબુવ્વતની વિશિષ્ટતાનો વિશ્વાસ થઈ ગયો અને હાજર થવાના ઈરાદાથી પોતાના દેશમાંથી ચાલી.) સુલયમાન (અલૈ.ને વહી દ્વારા અથવા અન્ય કોઈ પક્ષી દ્વારા તેના કૂચ કરવાની જાણ થઈ તો તેઓ)એ (પોતાના દરબારીઓને) કહ્યું કે હે દરબારીઓ ! તમારામાંથી કોઈ એવો છે જે તે (બિલ્કિસ)નો તખ્ત એ પહેલાં કે તે લોકો મારી પાસે આધીન બનીને આવે હાજર કરી આપે ? ("મુસ્લિમીન"ની શરત ઘટનાની જાહેરાત માટે છે કારણ કે તે લોકો આ જ ઈરાદે આવી રહ્યા હતા, તખ્તનું મંગાવવું કદાચ એ હેતુથી છે કે તે લોકો મારો મોઅ્જિઝો પણ જોઈ લે કારણ કે આટલો મોટો તખ્ત અને પછી તેના ઉપર આવા સખત પહેરાઓ હોવા છતાં આવી રીતે અચાનક આવી જવું કે ખબર સુદ્ધાં ન પડે માનવ પ્રકૃતિની સમજશક્તિથી બહાર છે, જિન્નાતોને કામે લગાડવાથી અથવા તો તેઓ તા'બે હોવાથી હોય તો પણ જિન્નાતોનું આપોઆપ તા'બે થઈ જવું પણ મોઅ્જિઝો જ છે અને કોઈ ઉમ્મતના વલીની કરામત દ્વારા છે તો વલીની કરામત પણ નબીનો મોઅ્જિઝો હોય છે અને જો કોઈપણ માધ્યમ વિના હોય તો તે મોઅ્જિઝો હોવું દેખીતું છે, મતલબ કે દરેક સ્વરૂપે આ મોઅ્જિઝો નુબુવ્વતની દલીલ છે એટલા માટે હેતુ એ થશે કે આધ્યાત્મિક વિશિષ્ટતાઓની સાથે સાથે આ મોઅ્જિઝાઓની વિશિષ્ટતા પણ જોઈ લે જેથી ઈમાન અને સંતોષ વધારે થાય) એક મોટા કદ કાઠીવાળા જિન્નાતે જવાબ(માં) અરજ કર્યો કે હું તેને તમારી સેવામાં હાજર કરી આપીશ એ પહેલાં કે તમે પોતાની મજલિસમાંથી ઉઠો અને (જો કે તે તખ્ત ઘણો ભારે છે પરંતુ) હું તે(ને લાવવા) ઉપર શક્તિ ધરાવું છું (અને જો કે ઘણો કિંમતી અને મોતીઓથી શણગારેલો છે પરંતુ હું) અમાનતદાર (પણ) છું (તેમાં કોઈ ખયાનત કરીશ નહીં) જેની પાસે (અલ્લાહ તઆલાની) કિતાબ (એટલે કે તવરાત અથવા અન્ય વહીની કોઈ કિતાબ કે જેમાં અલ્લાહના નામોની તા'સીર હોય તે)નું ઈલમ હતું (સત્યની નજીક એ લાગે છે કે તેનાથી પોતે સુલયમાન અલૈ. ભાવાર્થ તરીકે હોય મતલબ કે) તેણે (એટલે કે તે ઈલમવાળા વ્યક્તિએ તે જિન્નાતને) કહ્યું કે (બસ, તારામાં તો એટલી જ શક્તિ છે

અને) હું તેને તારી સામે તારી આંખ ઝબકવા પહેલાં લાવીને ઊભો કરી શકું છું (કારણ કે મોઅ્જિઝાની શક્તિથી લાવીશ એટલા માટે તેણે અલ્લાહ તઆલાથી દુઆ કરી કે તરત જ આ કોઈ અલ્લાહના નામ દ્વારા તે તખ્ત તરત સામે આવીને ઉપસ્થિત થઈ ગયો) જ્યારે સુલયમાન (અલૈ.)એ તેને પોતાની રૂબરૂ મૂકેલો જોયો તો (ખુશ થઈને આભાર સ્વરૂપે) કહેવા લાગ્યા કે આ પણ મારા પરવરદિગારની એક કૃપા છે (કે મારા હાથે આ મોઅ્જિઝો જાહેર કર્યો) જેથી તે મારી આજમાયશ કરે કે હું શુક્ર કરું છું અથવા (અલ્લાહ ન ચાહે) નાશુક્રી કરું છું અને દેખીતું છે કે જે વ્યક્તિ શુક્ર કરે છે તે પોતાના જ લાભ માટે શુક્ર કરે છે (તેનાથી અલ્લાહ તઆલાને કોઈ ફાયદો નથી) અને (એ જ પ્રમાણે) જે નાશુક્રી કરે છે તો (તે પણ પોતાનું જ નુકસાન કરે છે, અલ્લાહ તઆલાનું કોઈ નુકસાન નથી કારણ કે) મારો પરવરદિગાર ગની છે, કરીમ છે (ત્યારબાદ) સુલયમાન (અલૈ.)એ (બિલ્કિસની બુદ્ધિની પરીક્ષા માટે) હુકમ આપ્યો કે તે(ની બુદ્ધિની કસોટી) માટે તેના તખ્તનું સ્વરૂપ બદલી નાંખો (જેની ઘણી પદ્ધતિઓ હોઈ શકે છે, દાખલા તરીકે મોતીઓના સ્થાન બદલી નાંખો અથવા કોઈ અન્ય સ્વરૂપ) અમે જોઈએ કે તેને તેની ખબર પડે છે અથવા તે તેમાં જ સામેલ છે જેમને (આવી વાતોની) ખબર નથી પડતી (પ્રથમ સ્વરૂપમાં જાણ થશે કે તે બુદ્ધિશાળી છે અને બુદ્ધિશાળીમાં સત્ય વાત સમજવાની વધારે આશા છે અને તેના સત્યને ઓળખવાની અસર દૂર સુધી પહોંચશે અને બીજા સ્વરૂપે તેનામાં સત્ય સમજવાની આશા ઓછી છે).

## મસ્અલા અને બોધપાઠ :

### બિલ્કિસની હઝરત સુલયમાન (અલૈ.)ના દરબારમાં હાજરી :

કુર્તુબીએ ઐતિહાસિક રિવાયતોના હવાલાથી લખ્યું છે કે બિલ્કિસના એલચી પોતે પણ ખૂબ પ્રભાવિત અને આકર્ષિત થઈને પાછો ફર્યો અને હઝરત સુલયમાન (અલૈ.)ના યુદ્ધનું એ'લાનું સંભળાવ્યું તો બિલ્કિસે પોતાની કોમને કહ્યું કે પ્રથમ પણ મારો એ જ વિચાર હતો કે સુલયમાન (અલૈ.) દુનિયાના બાદશાહોની જેમ બાદશાહ નથી, બલકે અલ્લાહ તરફથી કોઈ ખાસ હોદો પણ તેમને મળ્યો છે અને અલ્લાહના નબી અને રસૂલ સાથે યુદ્ધ કરવું એ અલ્લાહનો

મુકાબલો છે જેની આપણામાં શક્તિ નથી. એવું કહીને હઝરત સુલયમાન (અલૈ.)ની સેવામાં હાજર થવાની તૈયારી કરી દીધી. બાર હજાર સરદારોને પોતાની સાથે લીધા જેમના આધીન એક એક લાખ સૈન્યો હતા, હઝરત સુલયમાન (અલૈ.)ને અલ્લાહ તઆલાએ એવો રુઆબ અને દબદબો અર્પણ કર્યો હતો કે તેમની મજલિસમાં કોઈ વાતચીત શરૂ કરવાની હિંમત કરી શકતું ન હતું. એક દિવસે હઝરત સુલયમાન (અલૈ.)એ દૂરથી ધૂળની ડમરી ઉડતી જોઈ તો હાજરજનોને પ્રશ્ન કર્યો કે આ શું છે ? લોકોએ જવાબ આપ્યો કે હે અલ્લાહના નબી ! મલિકા બિલ્કિસ પોતાના સાથીદારો સાથે આવી રહી છે. અમુક રિવાયતોમાં છે કે તે સમયે સુલયમાન (અલૈ.)ના દરબારથી એક ફરસખ એટલે કે લગભગ ત્રણ માઈલના અંતરે હતી તે સમયે હઝરત સુલયમાન (અલૈ.)એ પોતાના સેવકોને સંબોધન કરીને કહ્યું.

يٰۤاَيُّهَا الۡمَلَؤُا اَيُّكُمۡ يَاۡتِيۡنِىۡ بِعَرۡشِهَا قَبۡلَ اَنۡ يَّاۡتُوۡنِىۡ مُسۡلِمِيۡنَ હઝરત સુલયમાન (અલૈ.)ને એ ખબર મળી ગઈ હતી કે બિલ્કિસ તેમના આમંત્રણથી પ્રભાવિત થઈને આજ્ઞાપાલક બનીને આવી રહી છે તો ઈરાદો કર્યો કે તે શાહી શક્તિ અને દબદબાની સાથે એક પયગમ્બરી મોઅ્જિઝો પણ જોઈ લે તો તેના ઈમાન લાવવા માટે તે વધારે મદદગાર બનશે. હઝરત સુલયમાન (અલૈ.)ને અલ્લાહ તઆલાએ જિન્નાતોથી કામ લેવાનો જાહેર મોઅ્જિઝો અર્પણ કર્યો હતો. કદાચ અલ્લાહ તઆલાથી ઈશારો મેળવીને એ ઈરાદો કર્યો કે કોઈ રીતે બિલ્કિસનો શાહી તખ્ત તેના અહીંયાં આવતા પહેલાં હાજર થઈ જાય. એટલા માટે હાજરજનો જેમાં જિન્નાતો પણ હતા, સંબોધન કરીને આ તખ્ત લાવવા માટે હુકમ આપ્યો અને તેમના બધા જ માલ અને દોલતમાં શાહી તખ્તની વરણી પણ કદાચ એટલા માટે કરવામાં આવી કે તે તેની સૌથી વધારે સુરક્ષિત વસ્તુ હતી જેને સાત શાહી સુરક્ષા કવચની વચ્ચેથી એક સુરક્ષિત મહેલની અંદર બંધ કરીને મૂક્યો હતો એટલા માટે પોતાના માણસોની પણ ત્યાં સુધી પહોંચ ન હતી, તેને દરવાજો અથવા તાળું તોડ્યા વિના ત્યાંથી ઉઠાવી લાવવું અને આટલી લાંબી મુસાફરીના અંતરે પહોંચવું અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ શક્તિ દ્વારા જ હોઈ શકે છે. આ તેના અલ્લાહ જલ્લ શા'નુહૂની મહાન શક્તિ ઉપર વિશ્વાસ કરવાનું સૌથી મોટું માધ્યમ બની શકતું હતું અને તેની સાથે સાથે એ બાબત ઉપર પણ

વિશ્વાસ આવવો જરૂરી હતો કે હઝરત સુલયમાન (અલૈ.)ને અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફથી કોઈ ખાસ હોદ્દો પ્રાપ્ત છે કે તેમના હાથે આવી પ્રકૃતિના નિયમો વિરુદ્ધની બાબતો જાહેર થાય છે. (ذَكَرَهُ وَاخْتَارَهُ ابْنُ جَرِيْرٍ)

قَبْلَ اَنْ يَّاْتُوْنِىْ مُسْلِمِيْنَ માં શબ્દ مُسْلِمِيْنَ (મુસ્લિમીન) એ مُسْلِمٌ (મુસ્લિમ)નું બહુવચન છે જેનો શાબ્દિક અર્થ "આજ્ઞાપાલક અથવા ફરમાંબરદાર" થાય છે. શરીઅતની પરિભાષામાં મો'મિનને મુસ્લિમ કહેવામાં આવે છે. અહીંયાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદન પ્રમાણે તેનો શાબ્દિક અર્થ ભાવાર્થ તરીકે છે. એટલે કે, "આજ્ઞાપાલક અને ફરમાંબરદાર" કારણ કે બિલ્કિસનું તે સમયે ઈમાન લાવવું સાબિત નથી બલકે હઝરત સુલયમાન (અલૈ.)ની પાસે હાજર થયા પછી અને કંઈક વાતચીત કર્યા પછી મુસલમાન થઈ છે જેમકે કુર્આને કરીમમાં આવેલા શબ્દોથી સાબિત થાય છે.

قَالَ الَّذِىْ عِنْدَهٗ عِلْمٌ مِّنَ الْكِتٰبِ એટલે કે, તે વ્યક્તિએ કહ્યું જેની પાસે કિતાબનું ઈલમ (જ્ઞાન) હતું આ કોણ વ્યક્તિ હતો ? તેના વિશે એક સંભાવના તો એ છે જે ઉપર તફસીરના ખુલાસામાં લખવામાં આવી છે કે પોતે હઝરત સુલયમાન (અલૈ.) ભાવાર્થ તરીકે હોઈ શકે છે, કારણ કે અલ્લાહની કિતાબનું સૌથી વધારે જ્ઞાન તેમને જ પ્રાપ્ત હતું. આવા સ્વરૂપમાં આ સમગ્ર ઘટના મોઅ્જિઝા સ્વરૂપે થઈ અને હેતુ પણ એ જ હતો કે બિલ્કિસને પયગમ્બરી શ્રેષ્ઠતાનો સાક્ષાત્કાર થઈ જાય અને કોઈ શંકા એ બાબતે બાકી ન રહે પરંતુ ઘણા તફસીરના ઈમામો કતાદહ વગેરેથી ઈબ્ને જરીર (રહ.)એ નકલ કર્યું છે અને કુર્તુબીએ તેને જ જમહૂરનું નિવેદન ઠરાવ્યું છે કે આ કોઈ વ્યક્તિ હઝરત સુલયમાન (અલૈ.)ના સાથીદારોમાંથી હતો, ઈબ્ને ઈસ્હાક (રહ.)એ તેનું નામ આસિફ બિન બરખિયા બતાવ્યું છે અને એ કે તેઓ હઝરત સુલયમાન (અલૈ.)ના મિત્ર હતા અને અમુક રિવાયતોના આધારે તેમના મસિયાઈ ભાઈ પણ હતા જેમને "ઈસ્મે આ'ઝમ"નું જ્ઞાન હતું, જેની ખાસિયત એ છે કે તેની સાથે અલ્લાહ તઆલા પાસેથી જે પણ દુઆ કરવામાં આવે છે તે કબૂલ થાય છે અને જે કંઈ માંગવામાં આવે અલ્લાહ તઆલા તરફથી અર્પણ થાય છે, એનાથી એ જરૂરી નથી બનતું કે હઝરત સુલયમાન (અલૈ.)ને ઈસ્મે આ'ઝમનું જ્ઞાન ન હતું, કારણ કે તે કંઈ અસંભવ વાત નથી કે હઝરત સુલયમાન (અલૈ.)એ મસ્લિહત તેમાં

જોઈ હોય કે આ મહાન કારનામું તેમની ઉમ્મતના કોઈ વ્યક્તિ દ્વારા જાહેર થાય જેનાથી બિલ્કિસ ઉપર વધારે પ્રભાવ પડે, એટલા માટે પોતે આ કાર્ય કરવાના બદલે પોતાના માણસોને સંબોધન કર્યું, اَيُّكُمْ يَاْتِيْنِىْ (كَذَافِىْ فَصُوْصِ الْحِكَمْ) આ સ્વરૂપમાં આ ઘટના આસિફ બિન મરખિયાની કરામત ગણાય.

**મોઅ્જિઝા અને કરામતમાં તફાવત :**

હકીકત એ છે કે મોઅ્જિઝામાં જે રીતે સ્વાભાવિક અને પ્રાકૃતિક કાર્યકારણના ભૌતિક સંબંધોની કોઈ દખલગીરી નથી હોતી બલકે તે સીધે સીધી અલ્લાહ તઆલાની પ્રવૃત્તિ હોય છે, જેમકે કુર્આને કરીમે ફરમાવ્યું છે, وَمَا رَمَيْتَ اِذْ رَمَيْتَ وَلٰكِنَّ اللّٰهَ رَمٰى એ જ પ્રમાણે કરામતમાં પણ સ્વાભાવિક ભૌતિક બાબતોની કોઈ દખલગીરી હોતી નથી, સીધે સીધું અલ્લાહ તઆલા તરફથી કોઈ કાર્ય થઈ જાય છે અને મોઅ્જિઝો તથા કરામત બંને પોતે મોઅ્જિઝો અને કરામત જાહેર કરનાર વ્યક્તિના અધિકારમાં નથી હોતા, તે બંનેમાં તફાવત માત્ર એટલો છે કે આવું કોઈ સ્વાભાવિક કે પ્રાકૃતિક નિયમોથી વિરુદ્ધ કાર્ય કોઈ સાહિબે વહી (નબી અલૈ.)ના હાથે હોય તો તે મોઅ્જિઝો કહેવાય છે અને તે નબી સિવાય કોઈના હાથે તે જાહેર થાય છે તો તેને કરામત કહેવામાં આવે છે. આ ઘટનામાં જો આ રિવાયત સાચી છે કે આ કાર્ય હઝરત સુલયમાન (અલૈ.)ના સાથીદારોમાંથી આસિફ બિન બરખિયા દ્વારા થયું તો આ તેમની કરામત કહેવાશે અને દરેક વલીની વિશિષ્ટતા કારણ કે તેમના રસૂલ અને પયગમ્બરની વિશેષતાનો નમૂનો અને પ્રતિકૃતિ હોય છે અને તેનાથી જ પ્રેરિત હોય છે એટલા માટે ઉમ્મતના અવલિયાઓના હાથે જેટલી કરામતો જાહેર થતી રહે છે એ બધી રસૂલ (અલૈ.)ના મોઅ્જિઝાઓમાં ગણાય છે.

**બિલ્કિસના તખ્તની ઘટના કરામત હતી અથવા તસર્રૂફ ? :**

શૈખે અકબર મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.)એ તેને આસિફ બિન બરખિયાનો તસર્રૂફ ઠરાવ્યો છે, તસર્રૂફ પરિભાષામાં વિચાર અથવા દૃષ્ટિની શક્તિનો ઉપયોગ કરીને વિસ્મયકારી કાર્યો કરવા માટે કહેવામાં આવે છે જેના માટે નબી અથવા વલી બલકે મુસલમાન હોવું પણ શરત નથી, તે મૅસ્મેરિઝમ જેવી એક પ્રવૃત્તિ છે. સુફીઓએ મુરીદોની સુધારણા માટે ક્યારેક ક્યારેક તેનો

ઉપયોગ કર્યો છે. ઈબ્ને અરબી (રહ.)એ ફરમાવ્યું કે અંબિયા (અલૈ.) કારણ કે તસર્રૂફ કરવાથી બચેલા રહે છે એટલા માટે હઝરત સુલયમાન (અલૈ.)એ આ કાર્ય આસિફ બિન બરખિયા પાસેથી લીધું પરંતુ કુર્આને કરીમે આ તસર્રૂફને عِلْمٌ مِّنَ الْكِتَابِ નું પરિણામ બતાવ્યું છે એટલા માટે અગ્રિમતા તેને જ આપવામાં આવે છે કે આ કોઈ દુઆ અથવા ઈસ્મે આ'ઝમનો પ્રભાવ હતો જેને તસર્રૂફ સાથે કોઈ લેવાદેવા નથી, તે કરામતના જ ભાવાર્થમાં સામેલ છે.

રહી એ શંકા કે તેમનું એ કહેવું કે اَنَا اٰتِيْكَ بِهٖ قَبْلَ اَنْ يَّرْتَدَّ اِلَيْكَ طَرْفُكَ એટલે કે, હું આ તખ્ત આંખના પલકારાથી પહેલાં લાવી આપીશ, આ નિશાની તેની જ છે કે આ કાર્ય તેમના ઈરાદા અને અધિકારથી થયું જે તસર્રૂફની નિશાની છે, કારણ કે કરામત વલીના અધિકારમાં નથી હોતી તો તેનો જવાબ એ હોઈ શકે છે કે શક્ય છે કે અલ્લાહ તઆલાએ તેમને આ જાણકારી આપી દીધી હોય કે તમે ઈરાદો કરશો તો અમે આ કાર્ય આટલી ઝડપથી કરી આપીશું. આ ચર્ચા હઝરત સય્યિદી હકિમુલ ઉમ્મત મવલાના અશરફ અલી થાનવી (રહ.)ની છે જે અહકામુલ કુર્આનમાં સૂરએ નમ્લની તફસીર લખતી વખતે કરી હતી અને તસર્રૂફની વાસ્તવિકતા તથા તેના હુકમો ઉપર હઝરતની એક આગવી પુસ્તિકા "અત્તશર્રૂફ" અરબી ભાષામાં હતી જેનો ઉર્દૂ તરજુમો મુજ નાચીઝે લખ્યો છે તે અલગથી પ્રકાશિત થઈ ચૂક્યો છે.

-------------

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૪૨ થી ૪૪)

فَلَمَّا جَآءَتْ قِيْلَ اَهٰكَذَا عَرْشُكِ ؕ قَالَتْ كَاَنَّهٗ هُوَ ۚ وَاُوْتِيْنَا الْعِلْمَ مِنْ
قَبْلِهَا وَكُنَّا مُسْلِمِيْنَ ﴿۴۲﴾ وَصَدَّهَا مَا كَانَتْ تَّعْبُدُ مِنْ دُوْنِ اللّٰهِ ؕ اِنَّهَا كَانَتْ
مِنْ قَوْمٍ كٰفِرِيْنَ ﴿۴۳﴾ قِيْلَ لَهَا ادْخُلِي الصَّرْحَ ۚ فَلَمَّا رَاَتْهُ حَسِبَتْهُ لُجَّةً
وَّكَشَفَتْ عَنْ سَاقَيْهَا ؕ قَالَ اِنَّهٗ صَرْحٌ مُّمَرَّدٌ مِّنْ قَوَارِيْرَ ۬ؕ قَالَتْ رَبِّ اِنِّيْ
ظَلَمْتُ نَفْسِيْ وَاَسْلَمْتُ مَعَ سُلَيْمٰنَ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿۴۴﴾ ع ٣ ١٣ ١٨

## તરજુમો :

*પછી જ્યારે તે (બિલ્કિસ) આવી પહોંચી કોઈએ કહ્યું, શું તમારો તખ્ત આવો જ છે ? તે બોલી, જાણે કે તે આ જ છે અને અમને પ્રથમથી જાણ થઈ ચૂકી છે અને અમે આજ્ઞાપાલક થઈ ચૂક્યા. (૪૨) અને તેને તે વસ્તુઓથી અટકાવી દીધી જેને અલ્લાહના સિવાય પૂજતી હતી, ખરેખર તે ઈન્કારી લોકોમાંથી હતી. (૪૩) કોઈએ આ સ્ત્રીને કહ્યું, મહેલમાં અંદર ચાલો, પછી જ્યારે તેને જોયો લાગ્યું કે તે ઊંડું પાણી છે અને (ઊતરવા માટે પાયજામો ચઢાવી) પોતાની પિંડીઓ ખોલી, (ત્યારે સુલયમાન અલૈ.એ) કહ્યું, આ તો એક મહેલ છે, તેમાં કાચ જડેલા છે; તે બોલી, હે પરવરદિગાર ! મેં મારી જાત ઉપર જુલમ કર્યો છે અને હું અલ્લાહની સામે સુલયમાન (અલૈ.)ની સાથે આજ્ઞાપાલક બની જે કુલ વિશ્વનો પરવરદિગાર છે. (૪૪)*

## તફસીર :

(સુલયમાન અલૈ.એ બધો સામાન કરી રાખ્યો હતો અને પછી બિલ્કિસ આવી પહોંચી) બસ, જ્યારે બિલ્કિસ આવી તો તેને (તખ્ત બતાવીને) કહેવામાં આવ્યું, (જો કે સુલયમાન અલૈ.એ પોતે કહ્યું હોય અથવા કોઈ અન્ય દ્વારા કહેડાવ્યું હોય) કે શું તમારો તખ્ત આવો જ છે ? તે કહેવા લાગી કે હા છે તો આવો જ ! (બિલ્કિસને આ રીતે પ્રશ્ન એટલા માટે કરવામાં આવ્યો હતો કે તખ્તનું સ્વરૂપ તો બદલી નાંખવામાં આવ્યું હતું, મૂળ તો તે જ તખ્ત હતો પરંતુ તેનો રૂપ રંગ તે રહ્યો ન હતો એટલા માટે એવું કહ્યું નહીં કે આ જ તમારો તખ્ત છે ? બલકે કહ્યું કે શું આવો જ તમારો તખ્ત છે ? અને બિલ્કિસ તેને ઓળખી ગઈ અને તેને બદલી નાંખવાનું પણ સમજી ગઈ એટલા માટે જવાબ પણ સવાલ પ્રમાણે જ આપ્યો) અને (એ પણ કહ્યું કે) અમને લોકોને તો આ ઘટનાથી પહેલાં જ (તમારી નુબુવ્વતની) તહકીક થઈ ચૂકી છે અને અમે (તે જ સમયે દિલથી) આજ્ઞાપાલક થઈ ચૂક્યા છીએ (જ્યારે એલચી પાસેથી તમારી વિશિષ્ટતાઓની જાણ થઈ હતી તો આ અમુક મોઅ્જિઝાઓની આવશ્યકતા ન હતી) અને (કારણ કે આ મોઅ્જિઝા પહેલાં જ સમર્થન અને વિશ્વાસ કરી લેવો તીવ્ર બુદ્ધિની દલીલ છે એટલા માટે અલ્લાહ તઆલા તેના બુદ્ધિશાળી હોવાની ચર્ચા કરે છે કે વાસ્તવમાં

તે સમજદાર હતી પરંતુ અમુક દિવસો જે ઈમાન ન લાવી તો તેનું કારણ એ છે કે) તેને (ઈમાન લાવવાથી) ગયરૂલ્લાહની પૂજાએ (કે જેની તેને ટેવ હતી) અટકાવી રાખી હતી (અને તે ટેવ એટલા માટે પડી ગઈ હતી કે) તે કાફિર કોમમાંથી હતી (બસ તે બધાએ જોયું તે પોતે પણ કરવા લાગી અને કોમની આદતો અને રિવાજો મોટે ભાગે મનુષ્યના વિચારવા અને સમજવામાં અવરોધ બની જાય છે પરંતુ કારણ કે તે બુદ્ધિશાળી હતી એટલા માટે જ્યારે ચેતવણી મળી ગઈ તો સમજી ગઈ, ત્યારબાદ હઝરત સુલયમાન અલૈ.એ ઈચ્છયું કે નુબુવ્વતની શા'ન અને દબદબા ઉપરાંત તેને બાદશાહતની જાહોજલાલી પણ બતાવવામાં આવે જેથી પોતાને દુનિયાના આધારે પણ મહાન સમજે એટલા માટે એક "શીશ મહેલ" બનાવીને તેના વરંડામાં હોજ બનાવ્યો અને તેમાં પાણી અને માછલીઓ ભરીને તેને કાચથી ઢાંકી દીધો અને કાચ એવા ચોખ્ખા હતા કે દેખીતી નજરે દેખાતા ન હતા એન તે હોજ એવા સ્થળે હતો કે તે મહેલમાં જનારને તે અવશ્ય પાર કરવો પડતો હતો એટલા માટે આ બધી પરિસ્થિતિઓ પછી) બિલ્કિસને કહેવામાં આવ્યું કે આ મહેલમાં પ્રવેશ કરો (શક્ય છે કે આ જ મહેલ થોભવા માટે નક્કી કરવામાં આવ્યો હોય મતલબ કે તે ચાલી અને માર્ગમાં હોજ આવ્યો) તો જ્યારે તેની સહેન જોઈ કે તે પાણી(થી ભરેલ હોવાનું) સમજી (કારણ કે અનુમાનથી પાણી ધારી લીધું, એટલા માટે તેના અંદરથી પસાર થવા માટે કપડાં ઊંચા કર્યા અને) પોતાની બંને પિંડીઓ ખોલી નાંખી (તે વખતે) સુલયમાન (અલૈ.)એ કહ્યું કે આ તો મહેલ છે જે (સઘળો સહેન સાથે જ) કાચથી બનાવવામાં આવ્યો છે (અને આ હોજ પણ કાચથી ઢાંકેલો છે, કપડાં ઉઠાવવાની જરૂરત નથી તે સમયે) બિલ્કિસ(ને જાણ થઈ ગઈ કે અહીંયાં તો દુનિયવી કલા કારીગીરીની અજાયબીઓ પણ એવી છે કે જે આજ સુધી મેં આંખોથી નથી જોઈ તો તેના દિલમાં દરેક રીતે સુલયમાન અલૈ.ની પ્રતિષ્ઠા પેદા થઈ અને તે અનાયાસે) કહેવા લાગી કે હે મારા પરવરદિગાર ! મેં (અત્યાર સુધી) પોતાની જાત ઉપર જુલમ કર્યો હતો (કે શિર્કમાં સંડોવાયેલી હતી) અને હું (હવે) સુલયમાન (અલૈ.)ની સાથે (એટલે કે તેમના તરીકા ઉપર) થઈને રબ્બુલ આલમીન ઉપર ઈમાન લાવી.

———————

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૪૫ થી ૫૩)

وَلَقَدْ اَرْسَلْنَآ اِلٰى ثَمُوْدَ اَخَاهُمْ صٰلِحًا اَنِ اعْبُدُوا اللّٰهَ فَاِذَا هُمْ فَرِيْقٰنِ
يَخْتَصِمُوْنَ ﴿٤٥﴾ قَالَ يٰقَوْمِ لِمَ تَسْتَعْجِلُوْنَ بِالسَّيِّئَةِ قَبْلَ الْحَسَنَةِ ۚ لَوْلَا
تَسْتَغْفِرُوْنَ اللّٰهَ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿٤٦﴾ قَالُوا اطَّيَّرْنَا بِكَ وَبِمَنْ مَّعَكَ ۗ قَالَ طٰٓئِرُكُمْ
عِنْدَ اللّٰهِ بَلْ اَنْتُمْ قَوْمٌ تُفْتَنُوْنَ ﴿٤٧﴾ وَكَانَ فِي الْمَدِيْنَةِ تِسْعَةُ رَهْطٍ يُّفْسِدُوْنَ فِي
الْاَرْضِ وَلَا يُصْلِحُوْنَ ﴿٤٨﴾ قَالُوْا تَقَاسَمُوْا بِاللّٰهِ لَنُبَيِّتَنَّهٗ وَاَهْلَهٗ ثُمَّ لَنَقُوْلَنَّ
لِوَلِيِّهٖ مَا شَهِدْنَا مَهْلِكَ اَهْلِهٖ وَاِنَّا لَصٰدِقُوْنَ ﴿٤٩﴾ وَمَكَرُوْا مَكْرًا وَّمَكَرْنَا مَكْرًا وَّهُمْ
لَا يَشْعُرُوْنَ ﴿٥٠﴾ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ مَكْرِهِمْ ۙ اَنَّا دَمَّرْنٰهُمْ وَقَوْمَهُمْ اَجْمَعِيْنَ ﴿٥١﴾
فَتِلْكَ بُيُوْتُهُمْ خَاوِيَةًۢ بِمَا ظَلَمُوْا ۗ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿٥٢﴾ وَاَنْجَيْنَا الَّذِيْنَ
اٰمَنُوْا وَكَانُوْا يَتَّقُوْنَ ﴿٥٣﴾

## તરજુમો :

*અને અમે ષમૂદ (અલૈ.) તરફ તેમના ભાઈ સાલિહ (અલૈ.)ને મોકલ્યા હતા કે અલ્લાહની બંદગી કરો, પછી તો તેઓ બે પક્ષો પડીને વિવાદ કરવા લાગ્યા. (૪૫) તેમણે કહ્યું, હે મારી કોમ ! કેમ બુરાઈને ભલાઈથી પહેલાં ઉતાવળે માંગો છો ? કેમ અલ્લાહથી ગુનાહની મા'ફી નથી કરાવતા ? કદાચ તમારા ઉપર રહમ થઈ જાય ! (૪૬) તેઓ બોલ્યા, અમે તને અપશુકનિયાળ કદમવાળો જોયો અને તારા સાથેવાળાઓને; (સાલિહ અલૈ.એ) કહ્યું, તમારી ખરાબ કિસ્મત અલ્લાહની પાસે છે, કંઈ નથી ! તમે લોકો અજમાવવામાં આવી રહ્યા છો. (૪૭) અને તે શહેરમાં નવ વ્યક્તિઓ હતા કે પ્રદેશમાં ફસાદ કરતા હતા અને સુધારણા કરતા ન હતા. (૪૮) બોલ્યા કે પરસ્પર અલ્લાહની કસમ ખાઓ કે અલબત્ત રાત્રે આપણે તેના ઉપર અને તેના ઘર ઉપર જઈ પહોંચીશું (હુમલો કરીશું) અને પછી તેના*

*દા'વા કરનાર (સંબંધીઓ)ને કહી આપીશું, અમે (કશું) નથી જોયું જ્યારે તેનું ઘર તબાહ થયું અને અમે બેશક સાચું કહીએ છીએ. (૪૯) અને તેમણે એક ષડયંત્ર રચ્યું અને અમે એક યુક્તિ કરી અને તેમને ખબર (પણ) ન થઈ. (૫૦) પછી જોઈ લો તેમના ષડયંત્રનું કેવું પરિણામ આવ્યું કે અમે તેમનો નાશ કરી નાંખ્યો અને તેમની કોમને સૌને. (૫૧) બસ, આ પડયા છે તેમના ઘરો ઢગલો થઈને તેમના ઈન્કારના કારણે, અલબત્ત તેમાં તે લોકો માટે નિશાની છે જેઓ જાણે છે. (૫૨) અને અમે તેમને બચાવી લીધા જેઓ ઈમાન લાવ્યા હતા અને બચતા રહ્યા હતા. (૫૩)*

## તફસીર :

અને અમે ષમૂદ (કોમ)ની પાસે તેમના (જ્ઞાતિ) ભાઈ સાલિહ (અલૈ.)ને (પયગમ્બર બનાવીને) મોકલ્યા (આ સંદેશ આપીને) કે તમે (શિર્ક છોડીને) અલ્લાહની ઈબાદત કરો (હોવું તો એવું જોઈતું હતું કે બધા ઈમાન લઈ આવે પરંતુ અપેક્ષા વિરુદ્ધ) અચાનક તેમના બે પક્ષો થઈ ગયા જેઓ દીન વિશે પરસ્પર ઝઘડવા લાગ્યા (એટલે કે એક પક્ષ તો ઈમાન લઈ આવ્યો અને એક ઈમાન ન લાવ્યો અને તેમનામાં જે ઝઘડો અને વાતચીત થઈ તેમાંથી અમુક સૂરએ અઅ્રાફમાં આવી ચૂક્યું છે, قَالَ الْمَلَأُ الَّذِيْنَ اسْتَكْبَرُوْا.....مِنْ قَوْمِهٖ لِلَّذِيْنَ اسْتُضْعِفُوْا અને તેમાંથી અમુક આગળ આવે છે, ....قَالُوْا اطَّيَّرْنَا بِكَ અને જ્યારે તે લોકોએ કુફ્ર ઉપર હઠધર્મી કરી તો સાલિહ અલૈ.એ અંબિયા અલૈ.ની ટેવ પ્રમાણે તેમને અઝાબથી ડરાવ્યા જેમકે સૂરએ અઅ્રાફમાં છે فَيَأْخُذَكُمْ عَذَابٌ اَلِيْمٌ તો તેમણે કહ્યું કે લાવો તે અઝાબ ક્યાં છે ? જેમકે સૂરએ અઅ્રાફમાં છે, قَالُوْايَا صَالِحُ ائْتِنَا بِمَا تَعِدُنَا اِنْ كُنْتَ مِنَ الْمُرْسَلِيْنَ તેના ઉપર) સાલિહ (અલૈ.)એ કહ્યું કે અરે ભાઈઓ ! તમે નેક કામ (એટલે કે તવબહ અને ઈમાન)થી પહેલાં અઝાબ કેમ જલદી માંગો છો ? (એટલે કે હોવું તો એવું જોઈતું હતું કે અઝાબની ચેતવણી સાંભળીને ઈમાન લઈ આવ્યા હોત, ન જ એ કે ઈમાન તો ન લાવ્યા અને તેનાથી વિપરીત આ અઝાબની દરખાસ્ત કરવા લાગ્યા ? આ ઘણી બેબાકી અને નીડરતાની વાત છે આ અઝાબની ઉતાવળ કરવાના બદલે) તમે લોકો અલ્લાહની સામે (કુફ્રથી) મા'ફી કેમ નથી ઈચ્છતા જેનાથી આશા બંધાય કે તમારા ઉપર

રહમ કરવામાં આવે (એટલે કે અઝાબથી સુરક્ષિત રહો) ? તે લોકો કહેવા લાગ્યા કે અમે તો તમને અને તમારા સાથેવાળાઓને મન્હૂસ સમજીએ છીએ (કે જ્યારથી તમે આ ધર્મ લાવ્યા છો અને તમારી આ જમાઅત પેદા થઈ છે, કોમમાં કુસંપ થઈ ગયો છે અને કુસંપના જે માઠા પરિણામો અને ખરાબીઓ હોય છે તે બધી જાહેર થવા લાગી છે, આ કારણે તે બધી જ ખરાબીઓનું કારણ તમે જ લોકો છો) સાલિહ (અલૈ.)એ (જવાબમાં) કહ્યું, તમારી (આ) નહૂસત(નું કારણ) અલ્લાહના જ્ઞાનમાં છે (એટલે કે તમારા કુફ્રયુક્ત કર્મો અલ્લાહ તઆલાને ખબર છે, આ ખરાબીઓ તે જ કર્મોના કારણે જ છે એટલા માટે દેખીતું છે કે કુસંપ નીંદનીય તે જ છે કે જે સત્યનો વિરોધ કરવાથી પેદા થાય છે તો તેનો આક્ષેપ ઈમાનવાળાઓ ઉપર નથી હોઈ શકતો, બલકે કુફ્રવાળાઓ ઉપર થશે અને અમુક તફસીરોમાં છે કે તેમના ઉપર દુષ્કાળ પડ્યો હતો અને તમારા કુફ્રના નુકસાનો કંઈક આ ઘટનાઓ સુધી જ સમાપ્ત નથી થવાના) બલકે તમે તે લોકો છો કે (આ કુફ્રના કારણે) અઝાબમાં સપડાઈ ગયા અને (આમ તો કાફિરો આ કોમમાં ઘણા બધા હતા પરંતુ તેમના આગેવાનો) આ વસ્તી (એટલે કે હિજ્ર)માં નવ વ્યક્તિઓ હતા જે પ્રદેશમાં (એટલે કે વસ્તીની બહાર સુધી પણ) ફસાદ કર્યા કરતા હતા અને (જરા પણ) સુધારણા કરતા ન હતા (એટલે કે અમુક ફસાદીઓ એવા હોય છે કે કંઈક ફસાદ કરી તો કંઈક સુધારણાનું કામ કર્યું પરંતુ તેઓ એવા ન હતા બલકે નર્યા ફસાદખોર હતા, એટલા માટે એક વખતે તેમણે એવી ફસાદ કરી કે) તેમણે (એકબીજાને) અંદર અંદર કહ્યું કે બધા (એવી) અલ્લાહની કસમ ખાઓ કે આપણે રાત્રિના સમયે સાલિહ અને તેના સંબંધીઓ (એટલે કે ઈમાનવાળાઓ)ને જઈને મારી નાંખીશું, પછી (જો તહકીકની નોબત આવે તો) આપણે તેમના વારસોને (જે ખૂનનો દા'વો કરશે) કહી આપીશું કે (અમે) તેમના સંબંધીઓના (અને ખુદ તેમના) માર્યા જવામાં ઉપસ્થિત (પણ) ન હતા (મારવાની વાત તો બાજુએ રહી) અને (તાકીદ માટે એ પણ કહી આપીશું કે) અમે બિલકુલ સાચા છે (અને કોઈ ગવાહ જોનારો પણ નહીં હોય બસ વાત દબાઈ જશે) અને (આ સલાહ મશ્વરો કરીને) તેમણે એક ગુપ્ત ષડયંત્ર રચ્યું (કે રાત્રિના સમયે આ કાર્યવાહી કરવા માટે ચાલ્યા) અને એક ગુપ્ત યોજના અમે કરી અને તેમને ખબર પણ ન થઈ (તે એ કે એક પહાડ ઉપરથી એક પથ્થર

તેમના ઉપર ગબડતો ગબડતો આવ્યો અને તે બધા ત્યાં જ દબાઈને મરણને શરણ થયા. -કઝા ફિ દૂર્રે મન્થૂર) બસ, જુઓ (તેમની શરારતનો) શું અંજામ થયો કે અમે તેમને (ઉપર વર્ણન થયા મુજબ) અને (પછી) તેમની (બાકી) કોમનો (આસમાની અઝાબથી) સૌનો નાશ કરી નાંખ્યો (જેનો કિસ્સો બીજી આયતોમાં છે ( فَعَقَرُوا النَّاقَةَ اِلٰى فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ وَاَخَذَ الَّذِيْنَ ظَلَمُوا الصَّيْحَةُ બસ, આ તેમના ઘર છે જે વેરાન પડ્યા છે તેમના કુફ્રના કારણે; (તે મક્કાવાળાઓને સિરીયાની મુસાફરી ટાણે માર્ગમાં મળે છે), નિઃશંક ! આ (ઘટના)માં મોટો બોધપાઠ છે બુદ્ધિશાળીઓ માટે અને ઈમાન અને તકવાવાળાઓને (આ હત્યા થવાથી પણ કે જેનો મશ્વરો થઈ રહ્યો હતો અને અઝાબથી પણ) છુટકારો આપ્યો.

## મસ્અલા અને બોધપાઠ :

تِسْعَةُ رَهْطٍ માં શબ્દ رَهْطُ (રહ્‌ત) એ "સમૂહ"ના અર્થમાં આવે છે, અહીંયાં નવ વ્યક્તિઓમાંથી દરેકને رَهْطُ (રહ્‌ત)ના શબ્દથી કદાચ એટલા માટે ઓળખાવવામાં આવ્યા છે કે આ લોકો પોતાના માલ અને દોલત તથા ઈજ્જત અને મોટાઈના કારણે કોમના આગેવાન સમજવામાં આવતા હતા અને દરેકની સાથે અલગ અલગ જૂથો હતા એટલા માટે તે નવ વ્યક્તિઓને નવ સમૂહો કહ્યા. આ લોકો સાલિહ (અલૈ.)ની કોમની વસ્તી એટલે કે હિજ્રના મોટા આગેવાનો સમજવામાં આવતા હતા. હિજ્ર સિરીયામાં પ્રખ્યાત સ્થળ છે. لَنُبَيِّتَنَّهٗ وَاَهْلَهٗ ثُمَّ لَنَقُوْلَنَّ لِوَلِيِّهٖ مَا شَهِدْنَا مَهْلِكَ اَهْلِهٖ وَاِنَّا لَصٰدِقُوْنَ મતલબ એ હતો કે અમે બધા મળીને રાતના અંધકારમાં તેમના ઉપર અને તેમના સંબંધીઓ ઉપર આક્રમણ કરીશું અને બધાને હલાક કરી નાંખીશું, પછી તેમના ખૂનના દા'વેદાર વારસો તેની તહકીક અને તપાસ માટે ઊભા થશે તો અમે એ કહી આપીશું કે અમે તો ફલાણા વ્યક્તિને ન તો માર્યો અને ન જ કોઈને મારતા જોયો અને આપણે આપણા આ નિવેદનમાં એટલા માટે સાચા હોઈશું કે રાતના અંધારામાં એ નિશ્ચિત કરવું કે કોણે કોને માર્યો આપણને જાણ થશે નહીં.

એમાં એક બાબત ધ્યાનપાત્ર છે કે આ કાફિરો અને તેમનામાંથી અમુક ગણ્યા ગાંઠ્યા બદમાશો જેઓ ફસાદ કરવામાં પ્રખ્યાત હતા તે બધા જ કાર્યો કુફ્ર,

શિર્ક, હત્યા, ખૂનામરકી વગેરે કરી રહ્યા છે અને કોઈ ફિકર નથી પરંતુ તેમને પણ એ ચિંતા થઈ કે આપણે જૂઠું ન બોલીએ અથવા જૂઠા ન ઠરાવવામાં આવીએ, એનાથી અંદાજો લગાવો કે જૂઠું બોલવું કેટલો મોટો અપરાધ છે કે બધા જ મોટા મોટા અપરાધો આચરનારા પણ પોતાની જાતની શરાફત અને ઈજ્જતની સુરક્ષા માટે જૂઠું બોલવાનું પગલું ભરતા ન હતા, બીજી બાબત આ આયતમાં એ વિચારપાત્ર છે કે જે વ્યક્તિને તે લોકોએ હઝરત સાલિહ (અલૈ.)ના વલી ઠરાવ્યા છે તો તેઓ તે જ હઝરત સાલિહ (અલૈ.)ના ઘરવાળાઓમાં સામેલ હતા તો પછી તેમને શા માટે આ હત્યાના ઈરાદામાં છોડી દેવામાં આવ્યા ? જવાબ એ છે કે શક્ય છે કે તેઓ કુટુંબના આધારે તેમના વાલી વારસો હોય પરંતુ કાફિર હોય અને કાફિરોની સાથે મળેલા હોય, હઝરત સાલિહ (અલૈ.) અને તેમના સંબંધીઓની હત્યા પછી તેઓ તેમની હત્યાનો દા'વો પોતાના વંશીય સંબંધના આધારે કરે અને એ પણ શક્ય છે કે તે મુસલમાન જ હોય પરંતુ કોઈ મોટા વ્યક્તિ હોય જેમની હત્યા કરવાથી પોતાની કોમમાં વિરોધ અને કુસંપનો ખતરો વધી શકતો હોય એટલા માટે તેમને છોડી દેવામાં આવ્યા હોય. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૫૪ થી ૫૯)

وَلُوْطًا اِذْ قَالَ لِقَوْمِهٖٓ اَتَاْتُوْنَ الْفَاحِشَةَ وَاَنْتُمْ تُبْصِرُوْنَ ﴿٥٤﴾ اَئِنَّكُمْ لَتَاْتُوْنَ الرِّجَالَ
شَهْوَةً مِّنْ دُوْنِ النِّسَآءِ ۭ بَلْ اَنْتُمْ قَوْمٌ تَجْهَلُوْنَ ﴿٥٥﴾ فَمَا كَانَ جَوَابَ قَوْمِهٖٓ اِلَّآ
اَنْ قَالُوْٓا اَخْرِجُوْٓا اٰلَ لُوْطٍ مِّنْ قَرْيَتِكُمْ ۚ اِنَّهُمْ اُنَاسٌ يَّتَطَهَّرُوْنَ ﴿٥٦﴾ فَاَنْجَيْنٰهُ
وَاَهْلَهٗٓ اِلَّا امْرَاَتَهٗ ۡ قَدَّرْنٰهَا مِنَ الْغٰبِرِيْنَ ﴿٥٧﴾ وَاَمْطَرْنَا عَلَيْهِمْ مَّطَرًا ۚ فَسَآءَ
مَطَرُ الْمُنْذَرِيْنَ ﴿٥٨﴾ قُلِ الْحَمْدُ لِلّٰهِ وَسَلٰمٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى ۭ آٰللّٰهُ خَيْرٌ
اَمَّا يُشْرِكُوْنَ ﴿٥٩﴾

## તરજુમો :

*અને લૂત (અલૈ.)ને (મોકલ્યા), જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, શું તમે*

*નિર્લજ્જતા આચરો છો અને (જ્યારે કે) તમે જુઓ (પણ) છો ! (૫૪) શું તમે સ્ત્રીઓને છોડીને પુરુષો ઉપર લલચાઈને દોડો છો ? કંઈ નથી ! તમે લોકો જાહિલ (નાસમજ) છો. (૫૫) પછી તેમની કોમનો બીજો કંઈ જવાબ ન હતો પરંતુ એ જ કે કહેતા હતા, લૂત (અલૈ.)ના ઘર (સંબંધીઓ)ને શહેરમાંથી કાઢી મૂકો, આ લોકો સ્વચ્છ (પવિત્ર) રહેવા ઈચ્છે છે. (૫૬) પછી અમે તેમને અને તેમના ઘરવાળાઓને બચાવી લીધા પરંતુ તેમની ઔરત, અમે તેને પાછળ રહી જનારાઓમાં નિશ્ચિત કરી દીધી હતી. (૫૭) અને અમે તેમના ઉપર (પથ્થરોનો) વરસાદ વરસાવ્યો, પછી કેટલો ખરાબ વરસાદ હતો તે ડરાવવામાં આવેલાઓનો ! (૫૮) તમે કહો, સઘળા વખાણ છે અલ્લાહના માટે અને સલામ છે તેના બંદાઓ ઉપર જેમને તેણે પસંદ કર્યા, ભલા ! અલ્લાહ બહેતર છે અથવા જેમને તે ભાગીદાર કરે છે ? (૫૯)*

## તફસીર :

અને અમે લૂત (અલૈ.)ને (પયગમ્બર બનાવીને તેમની કોમ પાસે) મોકલ્યા હતા જ્યારે કે તેમણે પોતાની કોમને કહ્યું, આ નિર્લજ્જતાના કામ કરો છો જ્યારે કે તમે સમજદાર છો !? (શું તમે તેની બુરાઈ સમજતા નથી ? આગળ તેમની આ બેહયાઈનું વર્ણન છે એટલે કે) શું તમે પુરુષોની સાથે વાસના સંતોષો છો સ્ત્રીઓને છોડીને ? (તેનું કોઈ કારણ નથી હોઈ શકતું), બલકે (આ બાબતમાં) તમે (માત્ર) જહાલત કરી રહ્યા છો, (આ ચર્ચાનો) તેમની કોમથી કોઈ (યોગ્ય) જવાબ ન અપાયો એ સિવાય કે પરસ્પર કહેવા લાગ્યા કે લૂત (અલૈ.)ના લોકોને (એટલે કે તેમના ઉપર ઈમાન લાવનારાઓને તેમની સાથે) તમે પોતાની વસ્તીમાંથી કાઢી મૂકો (કારણ કે) આ લોકો મોટા પવિત્ર સ્વચ્છ બને છે, બસ (જ્યારે અહીંયાં સુધી નોબત પહોંચી ગઈ તો) અમે (તે કોમ ઉપર અઝાબ નાઝિલ કર્યો અને) લૂત (અલૈ.)ને અને તેમના સંબંધીઓને (આ અઝાબથી) બચાવી લીધા તેમની પત્ની સિવાય કે તેને (ઈમાન ન લાવવાના કારણે) અમે તે જ લોકોમાં તજ્વીઝ કરી રાખી હતી જે અઝાબમાં રહી ગયા હતા અને (તે અઝાબ જે તેમના ઉપર નાઝિલ થયો એ હતો કે) અમે તેમના ઉપર એક નવા પ્રકારનો વરસાદ વરસાવ્યો (કે તે પથ્થરોનો વરસાદ હતો) બસ, તે લોકોનો કેવો ખરાબ વરસાદ હતો ! જે (પ્રથમ ખુદાના અઝાબથી) ડરાવવામાં આવ્યા હતા

(જેના ઉપર તેમણે ધ્યાન ન આપ્યું) તમે (હે નબી) કહો, સઘળા વખાણ છે અલ્લાહના માટે છે અને તેના બંદાઓ ઉપર સલામ છે જેમને તેણે પસંદ કર્યા, ભલા ! અલ્લાહ બહેતર છે અથવા જેમને તેઓ (તેના) ભાગીદાર કરે છે ?

## મસ્અલા અને બોધપાઠ :

આ કિસ્સા વિશે કુર્આનમાં વિવિધ સ્થળોએ ખાસ કરીને સૂરએ અઅ્રાફમાં જરૂરી વિષયો વર્ણન થયા છે ત્યાં જોઈ લેવામાં આવે. قُلِ الْحَمْدُ لِلّٰهِ અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતોની અમુક પરિસ્થિતિ અને તેમના ઉપર અઝાબ આવવાની ઘટનાઓનું વર્ણન કર્યા પછી આ વાક્ય નબીએ કરીમ ﷺને સંબોધન કરીને કહેવામાં આવ્યુ છે કે તમે અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો કે તમારી ઉમ્મતને દુનિયામાં એકસામટા અઝાબથી સુરક્ષિત કરવામાં આવી છે અને પાછલા અંબિયા (અલૈ.) અને તેમના નેક બંદાઓ ઉપર સલામ મોકલો. જમહૂર તફસીરકારોએ તેને જ અપનાવ્યું છે અને અમુકે તેનું સંબોધન પણ હઝરત લૂત (અલૈ.) માટે હોવાનું ઠરાવ્યું છે. આ આયતમાં الَّذِيْنَ اصْطَفٰى ના શબ્દોથી જાહેર એ થાય છે કે અંબિયા (અલૈ.) ભાવાર્થ સ્વરૂપે છે જેમકે એક બીજી આયતમાં છે, وَسَلٰمٌ عَلَى الْمُرْسَلِيْنَ અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં છે કે તેનો ભાવાર્થ રસૂલે કરીમ ﷺના સહાબએ કિરામ (રદિ.) છે સુફિયાન ષૌરી (રહ.)એ તેને જ અપનાવ્યું છે. *(અબ્દ બિન હુમૈદ, બઝાર, ઈબ્ને જરીર વગેરે)*

પરંતુ જો આયતમાં الَّذِيْنَ اصْطَفٰى થી ભાવાર્થ સહાબએ કિરામ (રદિ.) લેવામાં આવે જેમકે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં છે તો આ આયતથી ગય્ર અંબિયા ઉપર સલામ મોકલવા માટે તેમને અલયહિસ્સલામ કહેવું જાઈઝ હોવું સાબિત થાય છે. આ મસ્અલાની સંપૂર્ણ તહકીક સૂરએ અહ્ઝાબની આયત صَلُّوْا عَلَيْهِ وَسَلِّمُوْا ની તફસીરમાં આવશે, ઈન્શાઅલ્લાહ.

### મસ્અલો :

આ આયતથી ખુત્બાના અદબો પણ સાબિત થયા કે તે અલ્લાહ તઆલાના વખાણ અને અંબિયા (અલૈ.) ઉપર દુરૂદો સલામથી શરૂ થવા જોઈએ. રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ના બધા જ ખુત્બાઓમાં આ જ

પ્રથા રહી છે, બલકે દરેક મહત્ત્વના કામની શરૂઆતમાં અલ્લાહ તઆલાના વખાણ અને રસૂલે કરીમ ﷺ ઉપર દુરૂદો સલામ મોકલવા સુન્નત અને મુસ્તહબ છે.
*(કઝા ફિ રૂહ)*

---

પારહ (૨૦)

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૬૦ થી ૬૪)

20
اَمَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَاَنْزَلَ لَكُمْ مِّنَ السَّمَآءِ مَآءً ۚ فَاَنْۢبَتْنَا
بِهٖ حَدَآئِقَ ذَاتَ بَهْجَةٍ ۚ مَا كَانَ لَكُمْ اَنْ تُنْۢبِتُوْا شَجَرَهَا ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ
بَلْ هُمْ قَوْمٌ يَّعْدِلُوْنَ ﴿٦٠﴾ اَمَّنْ جَعَلَ الْاَرْضَ قَرَارًا وَّجَعَلَ خِلٰلَهَاۤ اَنْهٰرًا
وَّجَعَلَ لَهَا رَوَاسِيَ وَجَعَلَ بَيْنَ الْبَحْرَيْنِ حَاجِزًا ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ بَلْ
اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٦١﴾ اَمَّنْ يُّجِيْبُ الْمُضْطَرَّ اِذَا دَعَاهُ وَيَكْشِفُ السُّوْٓءَ
وَيَجْعَلُكُمْ خُلَفَآءَ الْاَرْضِ ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ قَلِيْلًا مَّا تَذَكَّرُوْنَ ﴿٦٢﴾ اَمَّنْ
يَّهْدِيْكُمْ فِيْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ وَمَنْ يُّرْسِلُ الرِّيٰحَ بُشْرًاۢ بَيْنَ يَدَيْ رَحْمَتِهٖ ؕ
ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ تَعٰلَى اللّٰهُ عَمَّا يُشْرِكُوْنَ ﴿٦٣﴾ اَمَّنْ يَّبْدَؤُا الْخَلْقَ ثُمَّ
يُعِيْدُهٗ وَمَنْ يَّرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ قُلْ
هَاتُوْا بُرْهَانَكُمْ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٦٤﴾

## તરજુમો :

*વારૂં ! કોણે બનાવ્યા આસમાન અને જમીન ? અને તમારા માટે આસમાનથી પાણી ઊતારી દીધું, પછી અમે તેનાથી રોનકવાળા બગીચા ઉગાડયા, તમારું કામ ન હતું કે તેના ઝાડ ઉગાડો, હવે કોઈ અન્ય મઅ્બૂદ છે અલ્લાહની સાથે ? કંઈ નથી ! તે લોકો માર્ગથી (આડા) ફંટાય છે. (૬૦) વારૂં ! કોણે જમીનને થોભવા લાયક બનાવી અને તેની વચ્ચે નદીઓ બનાવી અને તેને*

*થોભાવવા ભાર રાખ્યો અને બે સમુદ્રો વચ્ચે પડદો રાખ્યો, હવે કોઈ અન્ય મઅ્બૂદ છે અલ્લાહની સાથે ? કંઈ નથી ! તેમનામાં ઘણા બધાઓને સમજ નથી. (૬૧) વારું ! કોણ પહોંચે છે વિવશ થયેલાની પોકારને જ્યારે તેને પોકારે છે અને આપત્તિ દૂર કરી આપે છે અને તમને પૃથ્વી ઉપર પાછલાઓના નાયબ બનાવે છે; હવે કોઈ અન્ય મઅ્બૂદ છે અલ્લાહની સાથે? (કંઈ નથી !) તમે ઘણું ઓછું ધ્યાન આપો છો. (૬૨) વારું ! તમને જંગલના અને દરિયાના અંધારાઓમાં માર્ગ કોણ બતાવે છે અને તેની રહમત (કૃપા) પહેલાં ખુશખબરી લાવનારી હવાઓ કોણ ચલાવે છે ? હવે કોઈ અન્ય મઅ્બૂદ છે અલ્લાહની સાથે ? અલ્લાહ ઘણો ઉપર છે તેનાથી જેને (તેઓ) ભાગીદાર બતાવે છે. (૬૩) વારું ! કોણ મૂળેથી (પ્રથમ) બનાવે છે પછી તેનું પુનરાવર્તન કરશે અને કોણ તમને આસમાનથી અને જમીનથી રોજી આપે છે ? હવે કોઈ અન્ય મઅ્બૂદ છે અલ્લાહની સાથે ? તમે કહો, લાવો પોતાનું પ્રમાણ જો તમે સાચા છો ! (૬૪)*

## તફસીર :

(પાછલી આયતના અંતે ફરમાવ્યું હતું ءَآللّٰهُ خَيْرٌ اَمَّا يُشْرِكُوْنَ એટલે કે શું અલ્લાહ બહેતર છે તે મૂર્તિઓ વગેરે જેમને આ લોકો અલ્લાહના ભાગીદાર ઠરાવે છે ? આ મુશ્રિકોની મૂર્ખાઈ બલકે અવળી મતી ઉપર ટીકા હતી, આગળ તવહીદની દલીલોનું વર્ણન છે જેમકે ફરમાવે છે, હે લોકો ! એ બતાવો કે) તે જાત (બહેતર છે) જેણે આસમાન અને જમીનને બનાવ્યા અને તેણે આસમાનથી પાણી વરસાવ્યું, પછી તેના દ્વારા અમે રોનકવાળા બગીચા ઉગાડ્યા, (નહિતર) તમારાથી તો શક્ય ન હતું કે તમે તે (બગીચાઓ)ના વૃક્ષોને ઉગાડી શકો (હવે આ સાંભળીને એ બતાવો કે) શું અલ્લાહની સાથે (ઈબાદતના ભાગીદાર થવા પાત્ર) કોઈ અન્ય મઅ્બૂદ છે ? (પરંતુ મુશ્રિકો તે છતાં પણ માનતા નથી) બલકે, આ એવા લોકો છે કે (અન્યોને) અલ્લાહની સમકક્ષ ઠરાવે છે (સારું ! પછી આ વિશેષતાઓ સાંભળીને બતાવો કે આ મૂર્તિઓ બહેતર છે) અથવા તે જાત જેણે જમીનને (મખ્લૂકના) થોભવાનું સ્થળ બનાવ્યું અને તેની વચ્ચે વચ્ચે નહેરો બનાવી અને તે(જમીન)ને (સ્થિર રાખવા) માટે પહાડ બનાવ્યા અને બે સમુદ્રો વચ્ચે પડદો બનાવ્યો, (જેમકે સૂરએ ફુરકાનમાં مَرَجَ الْبَحْرَيْنِ આવી ચૂક્યું છે, આ

**સાંભળીને હવે બતાવો કે) શું અલ્લાહની સાથે (ખુદાઈનો ભાગીદાર થવા પાત્ર) કોઈ અન્ય મઅ્બૂદ છે ? (પરંતુ મુશ્રિકો નથી માનતા) બલકે તેમનામાંથી ઘણા તો (સારી રીતે) સમજતા પણ નથી (સારું ! પછી આ વિશેષતાઓ સાંભળીને એ બતાવો કે આ મૂર્તિ બહેતર છે) અથવા તે જાત જે વિવશ વ્યક્તિની દુઆ સાંભળે છે જ્યારે તે તેને પોકારે છે અને (તેની) મુસીબતને દૂર કરી આપે છે અને તમને જમીનમાં વાપરનાર બનાવે છે (આ સાંભળીને એ બતાવો કે) શું અલ્લાહની સાથે (ઈબાદતના ભાગીદાર થવા પાત્ર) કોઈ અન્ય મઅ્બૂદ છે ? (પરંતુ) તમે લોકો ઘણું ઓછું યાદ રાખો છો, (વારુ ! પછી આ વિશેષતાઓ સાંભળીને એ બતાવો કે આ મૂર્તિ બહેતર છે) અથવા તે જાત જે તમને સૂક્કા અને દરિયાના અંધારાઓમાં માર્ગ સૂઝાડે છે અને જે હવાઓને વરસાદથી પહેલાં મોકલે છે જે (વરસાદની આશા અપાવીને) ખુશ કરી દે છે (આ સાંભળીને હવે બતાવો), શું અલ્લાહની સાથે (ઈબાદતના ભાગીદાર થવા પાત્ર) કોઈ અન્ય મઅ્બૂદ છે ? (કદાપિ નહીં!) બલકે, અલ્લાહ તઆલા તેમના ભાગીદારથી ઉચ્ચતર છે. (વારું, પછી બીજી વિશેષતાઓ અને ઉપકારો સાંભળીને બતાવો કે આ મૂર્તિઓ બહેતર છે) અથવા તે જાત જે મખ્લૂકોને પ્રથમ વખતે પેદા કરે છે, પછી તેને ફરીવાર સજીવન કરશે અને જે આસમાન અને જમીનથી (પાણી વરસાવીને અને વનસ્પતિ ઉગાડીને) તમને રોજી આપે છે (આ સાંભળીને હવે બતાવો કે) શું અલ્લાહની સાથે (ઈબાદતના ભાગીદાર થવા પાત્ર) કોઈ અન્ય મઅ્બૂદ છે ? (અને જો આ સાંભળીને પણ કહે કે હા ! કોઈ અન્ય મઅ્બૂદ પણ ઈબાદતના પાત્ર છે તો) તમે કહી આપો કે (વારુ !) તમે (તેમની ઈબાદતના અધિકારી હોવાની) પોતાની દલીલ રજુ કરો જો તમે (આ દા'વામાં) સાચા છો.**

## મસ્અલા અને બોધપાઠ :

**اَمَّنۡ يُّجِيۡبُ الۡمُضۡطَرَّ اِذَا دَعَاهُ وَيَكۡشِفُ السُّوۡٓءَ માં الۡمُضۡطَرَّ (મુજતર) એ اِضۡطِرَارُ (ઈજ્તિરાર)થી બને છે. કોઈ જરૂરતથી મજબૂર અને વિવશ થઈ જવાને ઈજ્તિરાર કહેવામાં આવે છે અને તે ત્યારે જ થાય છે જ્યારે તેનો કોઈ સહાયક અથવા મિત્ર કે સહારો ન હોય એટલા માટે મુજતર તે વ્યક્તિ છે જે બધા જ દુનિયાના આશરાઓથી નિરાશ અને હતાશ થઈને માત્ર અલ્લાહ તઆલાને જ ફરિયાદ સાંભળનાર સમજી તેના તરફ ધ્યાન આપે છે, મુજતરની આ તફસીર**

સુદ્દી, ઝુન્નૂન મિસ્રી, સહલ બિન અબ્દુલ્લાહ (રહ.) વગેરેથી નકલ થયેલ છે. (કુર્તુબી) રસૂલે કરીમ ﷺએ એવા વ્યક્તિ માટે આ શબ્દોમાં દુઆ કરવાનું માર્ગદર્શન આપ્યું છે,

اَللّٰهُمَّ رَحْمَتَكَ اَرْجُوْا فَلَا تَكِلْنِيْٓ اِلَيَّ طَرْفَةَ عَيْنٍ وَاَصْلِحْ لِيْ شَاْنِيْ كُلَّهٗ لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ

*"યા અલ્લાહ ! હું તારી રહમતનો ઉમ્મીદવાર છું એટલા માટે મને એક ક્ષણ માટે પણ મારા પોતાના નફ્સના હવાલે ન કર અને તું જ મારા સૌ કામોને ઠીક કરી આપ, તારા સિવાય કોઈ મઅ્બૂદ નથી."* *(કુર્તુબી)*

**મુજતર (વિવશ વ્યક્તિ)ની દુઆ નિખાલસતાની બીનાએ અવશ્ય કબૂલ થાય છે :**

ઈમામ કુર્તુબીએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ મુજતરની દુઆ કબૂલ કરવાની જવાબદારી લઈ લીધી છે અને આ આયતમાં તેનું એ'લાન પણ કરી દીધું છે, જેનું મૂળ કારણ એ છે કે દુનિયાના બધા આશરાઓથી માયૂસ અને હતાશ થઈ તથા બધા જ ભૌતિક સંપર્કોથી કપાઈને માત્ર અલ્લાહ તઆલાને જ કાર્યસાધક સમજીને દુઆ કરવી ઈખ્લાસની મૂડી છે અને અલ્લાહ તઆલા સમીપ ઈખ્લાસનો ઘણો મોટો દરજ્જો છે, તે જે કોઈપણ બંદામાં જોવા મળે તે મો'મિન હોય અથવા કાફિર, મુત્તકી હોય અથવા ફાસિક-ફાજિલ તેની નિખાલસતાની બરકતથી તેના તરફ અલ્લાહની રહમત કેન્દ્રિત થઈ જાય છે, જેમકે અલ્લાહ તઆલાએ કાફિરોની પરિસ્થિતિનું વર્ણન કર્યું છે કે જ્યારે આ લોકો દરિયામાં હોય છે અને નાવ ચારે તરફથી મોજાંઓના લપેટામાં આવી જાય છે અને એ જાણે કે આંખોની સામે પોતાની મોતને ઊભેલું જોઈ લે છે તે સમયે આ લોકો સંપૂર્ણ નિખાલસતાની સાથે અલ્લાહ તઆલાને પોકારે છે કે જો અમને આ મુસીબતથી તું છુટકારો આપી દે તો અમે આભાર માનનારા થઈશું પરંતુ જ્યારે અલ્લાહ તઆલા તેમની દુઆનો સ્વીકાર કરીને તેમને જમીન ઉપર લઈ આવે છે તો તેઓ ફરી શિર્કમાં ઓતપ્રોત થઈ જાય છે, دَعَوُا اللّٰهَ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ (اِلٰى قَوْلِهٖ) فَلَمَّا نَجّٰهُمْ اِلَى الْبَرِّ اِذَا هُمْ يُشْرِكُوْنَ એક સહીહ હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે ત્રણ દુઆઓ અવશ્ય કબૂલ થાય છે જેમાં કોઈ શંકાની સંભાવના નથી. એક મજલૂમની દુઆ, બીજી મુસાફરની દુઆ, ત્રીજી બાપ જે પોતાની

અવલાદ માટે બદ્દુઆ કરે. કુર્તુબીએ આ હદીષને નકલ કરીને ફરમાવ્યું કે આ ત્રણે દુઆઓમાં પણ તે જ સ્વરૂપ છે જે મુજતરની દુઆ ઉપર લખવામાં આવી છે કે જયારે કોઈ મજલૂમ દુનિયાના સહારાઓ અને સહાયકોથી હતાશ થઈને અત્યાચારને દૂર કરવા માટે અલ્લાહને પોકારે છે તે પણ મુજતર જ હોય છે, એ જ પ્રમાણે મુસાફરીની હાલતમાં મુસાફર પોતાના મિત્રો, સગાં સંબંધીઓ તથા હમદર્દો અને સહાયકોથી અલગ અને નિઃસહાય હોય છે, એ જ પ્રમાણે બાપ અવલાદ માટે પોતાની લાગણી અને પિતા તરીકેની ભાવનાની બીના પર કદાપિ બદ્દુઆ નથી કરી શકતો એ સિવાય કે તેનું દિલ બિલકુલ તૂટી જાય અને પોતાને મુસીબતથી બચાવવા માટે અલ્લાહને પોકારે, હદીષના ઈમામ આજરી (રહ.)એ હઝરત અબૂઝર (રદિ.)ની રિવાયતથી નકલ કર્યું છે કે નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું કે, હક તઆલાનો એ ઈરશાદ છે કે હું મજલૂમની દુઆને ક્યારેય રદ કરીશ નહીં ભલે તે કોઈ કાફિરના મુખેથી હોય. (કુર્તુબી) જો કોઈ વિવશ થયેલ વ્યક્તિ (મુજતર) અથવા મજલૂમ (જેના ઉપર અત્યાચાર થયો છે) અથવા મુસાફર વગેરેને ક્યારેક એવી અનુભૂતિ થાય કે તેની દુઆ કબૂલ નથી થઈ તો ખોટું અનુમાન કરી હતાશ ન થાય બલકે અમુક સમયે દુઆ કબૂલ તો થઈ જાય છે પરંતુ કોઈ હિકમત અને રબ્બાની મસ્લિહતથી તેની જાહેરાત મોડેથી થાય છે અથવા પછી તે પોતાના નફ્સની ચકાસણી કરે કે તેણે ઈખ્લાસ અને અલ્લાહ તરફ સંપૂર્ણ ધ્યાનમાં ક્યાંક કમી કે ઉણપ તો નથી રાખી. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૬૫ થી ૭૫)

قُلْ لَّا يَعْلَمُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ ؕ وَمَا يَشْعُرُوْنَ اَيَّانَ
يُبْعَثُوْنَ ۝٦٥ بَلِ ادّٰرَكَ عِلْمُهُمْ فِي الْاٰخِرَةِ ۫ بَلْ هُمْ فِيْ شَكٍّ مِّنْهَا ۫ بَلْ
هُمْ مِّنْهَا عَمُوْنَ ۝٦٦ ع وَقَالَ الَّذِيْنَ كَفَرُوْٓا ءَاِذَا كُنَّا تُرٰبًا وَّ اٰبَآؤُنَآ اَئِنَّا
لَمُخْرَجُوْنَ ۝٦٧ لَقَدْ وُعِدْنَا هٰذَا نَحْنُ وَاٰبَآؤُنَا مِنْ قَبْلُ ۙ اِنْ هٰذَآ اِلَّآ اَسَاطِيْرُ
الْاَوَّلِيْنَ ۝٦٨ قُلْ سِيْرُوْا فِي الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُجْرِمِيْنَ ۝٦٩

وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَلَا تَكُنْ فِيْ ضَيْقٍ مِّمَّا يَمْكُرُوْنَ ﴿٧٠﴾ وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا
الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٧١﴾ قُلْ عَسٰٓى اَنْ يَّكُوْنَ رَدِفَ لَكُمْ بَعْضُ الَّذِيْ
تَسْتَعْجِلُوْنَ ﴿٧٢﴾ وَ اِنَّ رَبَّكَ لَذُوْ فَضْلٍ عَلَى النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا
يَشْكُرُوْنَ ﴿٧٣﴾ وَ اِنَّ رَبَّكَ لَيَعْلَمُ مَا تُكِنُّ صُدُوْرُهُمْ وَمَا يُعْلِنُوْنَ ﴿٧٤﴾
وَمَا مِنْ غَآئِبَةٍ فِي السَّمَآءِ وَالْاَرْضِ اِلَّا فِيْ كِتٰبٍ مُّبِيْنٍ ﴿٧٥﴾

## તરજુમો :

*તમે કહો ! જે કોઈ આસમાનો અને જમીનમાં છે તે ગુપ્ત (ગયૂબની) વસ્તુની જાણકારી નથી ધરાવતો પરંતુ અલ્લાહ; અને તેમને ખબર નથી ક્યારે સજીવન કરવામાં આવશે. (૬૫) બલકે તેમનું જ્ઞાન (ફિલસૂફી) આખિરતના વિષયમાં થાકી હારી ગયું, બલકે તેમને તેમાં શંકા છે, બલકે તેઓ તેનાથી આંધળા છે. (૬૬) અને તે લોકો બોલ્યા જેઓ ઈન્કારી છે, શું જ્યારે અમે અને અમારા બાપદાદા માટી થઈ જઈએ, શું અમને જમીનથી કાઢશે ? (૬૭) ખરેખર અમને તેનો વાયદો પહોંચી ચૂક્યો છે અને અમારા બાપદાદાઓને પહેલેથી; કંઈ પણ નથી, આ (તો) આગલાઓની નકલો છે. (૬૮) તમે કહી આપો ! પ્રદેશમાં હરો ફરો તો જુઓ અપરાધીઓનો અંજામ શું થયો ? (૬૯) અને તેમના ઉપર ગમ ન કરો અને ન (જ) તેમના ષડયંત્રો રચવાથી ખફા (તંગ) થાઓ. (૭૦) અને કહે છે ક્યારે આ વાયદો (પૂર્ણ) થશે જો તમે સાચા છો !? (૭૧) તમે કહી આપો ! શું દૂર છે અમુક તે વસ્તુ જે તમારી પીઠ ઉપર પહોંચી ચૂકી હોય જેની ઉતાવળ કરી રહ્યા છો ? (૭૨) અને બેશક ! તમારો પરવરદિગાર તો લોકો ઉપર કૃપાવંત છે અને પરંતુ તેમનામાંના ઘણા લોકો આભાર માનતા નથી. (૭૩) અને બેશક તમારો પરવરદિગાર જાણે છે જે તેમના સીનાઓમાં છાનું રહ્યું છે અને જે કંઈ કે તેઓ જાહેર કરે છે. (૭૪) અને કોઈ વસ્તુ નથી જે ગાયબ હોય આસમાન અને જમીનમાં પરંતુ ઉપસ્થિત છે કિતાબે મુબીન (લવહે મહફૂઝ)માં.(૭૫)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરોક્ત નુબુવ્વત પછી તવહીદનું વર્ણન થઈ ચૂક્યું, "મઆદ" એટલે કે કયામત અને આખિરતનું વર્ણન છે જેના તરફ તવહીદની દલીલોમાં આ નિવેદનથી ટૂંકમાં ઈશારો પણ થયો છે. ثُمَّ يُعِيْدُهٗ અને કારણ કે કાફિરો તેને જૂઠાડવાનું એક કારણ એ પણ ઠરાવતા હતા કે કયામતનો નિશ્ચિત સમય પૂછવા છતાં બતાવવામાં નથી આવતો, એનાથી જાણ થાય છે કે કયામત જેવી કોઈ વસ્તુ જ નથી, એટલે કે તેઓ કયામતનો નિશ્ચિત સમય નક્કી ન કરવાને તેનું અસ્તિત્વ જ ન હોવાની દલીલ બનાવતા હતા આથી આ વિષયને આ વાતથી શરૂ કર્યો કે અદષ્ય બાબતો (ગયૂબ)નું જ્ઞાન અલ્લાહ તઆલાની સાથે ખાસ છે, ફરમાવ્યું, ....قُلْ لَا يَعْلَمُ બસ, તેમની શંકાનો એ જવાબ થઈ ગયો કે કયામતના નિશ્ચિત સમયનું જ્ઞાન માત્ર અલ્લાહ તઆલાને છે અને તેની સાથે ખાસ છે, પછી તેમની શંકા અને ઈન્કારની ટીકા થઈ છે, بَلِ ادّٰرَكَ પછી તેમનું એક ઈન્કારયુક્ત નિવેદન નકલ થયું છે, وَقَالَ الَّذِيْنَ كَفَرُوْٓا પછી આ ઈન્કાર ઉપર મર્યાદા બાંધી છે, قُلْ سِيْرُوْا પછી આ ઈન્કાર ઉપર રસૂલે કરીમ ﷺને સાંત્વના પાઠવવામાં આવી છે, وَلَا تَحْزَنْ પછી ત્યારબાદ આ મર્યાદા વિશે તેમના એક સંદેહનો જવાબ છે, ...وَيَقُوْلُوْنَ ત્યારબાદ મર્યાદાની તા'કીદ છે, ....وَاِنَّ رَبَّكَ لَيَعْلَمُ જેમકે નીચે તફસીરથી જાહેર થશે.

## તફસીર :

(આ લોકો જેઓ કયામતનો સમય ન બતાવવાને તેના અસ્તિત્વમાં જ ન આવવાની દલીલો બનાવે છે તેના જવાબમાં હે નબી ﷺ !) તમે કહી આપો કે (આ દલીલ ખોટી છે કારણ કે તેનાથી વધારેમાં વધારે એટલું જરૂરી ઠરે છે કે મને અને તમને તેના નિશ્ચિત સમયનું જ્ઞાન નથી, બસ તેમાં તેની શું વિશેષતા છે ? ગયૂબની બાબતે તો આ ઠોસ નિયમ છે કે) જેટલી મખ્લૂકો આસમાનો અને જમીન (એટલે કે વિશ્વ)માં મોજૂદ છે (તેમનામાંથી) કોઈપણ ગયૂબની વાત જાણતું નથી અલ્લાહ તઆલાના સિવાય અને (આ જ કારણથી) તેઓને (એટલે કે મખ્લૂકોને) એ ખબર (પણ) નથી કે તેઓને ક્યારે ફરીવાર સજીવન કરવામાં આવશે (એટલે કે અલ્લાહ તઆલાને તો જણાવ્યા વિના બધી જ ખબર છે અને

કોઈને જણાવ્યા વિના કંઈ પણ ખબર નથી પરંતુ જોવા મળે છે કે ઘણી બધી બાબતો જેનું પ્રથમથી જ્ઞાન નથી હોતું તે અસ્તિત્વમાં આવે છે, તેનાથી જાણ થઈ કે કોઈ વસ્તુની જાણકારી ન હોવાથી એ જરૂરી નથી બનતું કે તે વસ્તુ ઉપસ્થિત જ ન હોય બલકે વાત એમ છે કે અલ્લાહ તઆલાએ પોતાની હિકમતથી અમુક જ્ઞાન ઉપર ગયૂબનો પડદો રાખવાનું મંજૂર કર્યું છે, કયામતનો સમય નિશ્ચિત કરવો પણ આ જ બાબતોમાંથી છે એટલા માટે મખ્લૂકને તેની જાણકારી નથી આપવામાં આવી પરંતુ તેનાથી તે અસ્તિત્વમાં જ નથી એવું કઈ રીતે જરૂરી બને અને આ નિશ્ચિત સમયનું જ્ઞાન ન હોવું તો બધામાં સમાન છે પરંતુ આ કાફિર ઈન્કારીઓ માત્ર એટલું જ નહીં કે તેઓ કયામતને નથી માનતા) બલકે, (તેનાથી વધીને એ વાત છે કે) આખિરત વિશે (પોતે) તેમનું (પોતાનું) જ્ઞાન નષ્ટ થઈ ગયું (એટલે કે પોતે તેના અસ્તિત્વનું જ જ્ઞાન નથી જે નિશ્ચિત સમયની જાણકારી ન હોવા છતાં વધારે કઠણ છે) બલકે, (તેનાથી વધીને એ છે કે) આ લોકો તે(ના અસ્તિત્વમાં આવવા)થી શંકામાં છે બલકે (તેનાથી વધીને એ છે કે) આ તેનાથી આંધળા બન્યા છે (એટલે કે જે રીતે આંધળાને માર્ગ દેખાતો નથી એટલા માટે ઈચ્છિત મંઝિલ સુધી પહોંચવું દૂર હોય છે એ જ પ્રમાણે આખિરતનું સમર્થન કરવાનો જે સ્ત્રોત છે એટલે કે સાચી દલીલો તો આ લોકો અંતિમ કક્ષાની દુશ્મનાવટના કારણે આ દલીલોમાં ચિંતન કે મનન કરતા જ નથી એટલા માટે તે દલીલો તેમને દેખાતી નથી જેનાથી ઈચ્છિત મંઝિલ સુધી પહોંચવાની આશા હોત, બસ આ શંકાથી પણ વધીને છે, કારણ કે શંકાશીલ વ્યક્તિ અમુક સમયે દલીલોમાં દષ્ટિપાત કરીને પોતાની શંકા દૂર કરી લેતો હોય છે પરંતુ આ તો એક દષ્ટિપાત પણ કરતા નથી) અને (આ કાફિરોની ટીકા પછી આગળ તેમના એક ઈન્કારયુક્ત નિવેદનને નકલ કરવામાં આવ્યું છે કે) આ કાફિર એવું કહે છે કે શું અમે લોકો જ્યારે (મૃત્યુ પામી) માટી થઈ જઈશું અને (એ જ પ્રમાણે) અમારા વડવાઓ પણ તો શું (પછી) અમે (સજીવન કરીને કબરોમાંથી) કાઢવામાં આવીશું ? તેનો તો અમારાથી અને અમારા વડવાઓથી (મુહમ્મદ ﷺથી) પહેલાં વાયદો થતો ચાલ્યો આવે છે (કારણ કે બધા જ અંબિયા અલૈ.નું આ પ્રખ્યાત નિવેદન છે પરંતુ ન તો આજ સુધી એવું બન્યું છે અને ન જ કોઈએ એવું બતાવ્યું કે ક્યારે તે કયામત અસ્તિત્વમાં આવશે ? તેનાથી જાણ થાય છે કે) આ

પ્રમાણ વિનાની વાતો છે જે આગલાઓથી નકલ થતી ચાલી આવી છે, તમે કહી આપો કે (જ્યારે તેની સંભાવના ઉપર તાર્કિક દલીલો અને તેના અસ્તિત્વના આવવા ઉપર વર્ણન થયેલ દલીલો વિવિધ સ્થળે વારંવાર તમને સંભળાવવામાં આવે છે તો તમારે તેને જૂઠાડવાથી પાછા વળવું જોઈએ નહિતર જે અન્ય જૂઠાડનારાઓની હાલત થઈ છે કે તેઓ અઝાબમાં પકડી લેવામાં આવ્યા તે જ તમારો હાલ થશે, જો તેમની હાલતમાં કોઈ સંદેહ હોય તો) તમે જમીનમાં હરીફરીને જુઓ કે અપરાધીઓનો અંજામ શું થયો ? (કારણ કે તેમના નાશ થવાના અને અઝાબ આવવાના નિશાનો તે સમય સુધી બાકી હતા) અને (જો આ ઉચ્ચ કક્ષાની શિખામણ પછી પણ વિરોધ ઉપર કમર બાંધી છે તો) તમે તેમના ઉપર ગમ ન કરો અને જે કંઈ આ શરારતો કરી રહ્યા છે તેનાથી સંકુચિત ન થાઓ (કે અન્ય અંબિયા અલૈ.ની સાથે પણ આવો જ વ્યવહાર થયો છે) અને (قُــلْ سِيْـــرُوْا...) માં અને તેના ઉદાહરણો બીજી આયતોમાં જે તેમને અઝાબની ધમકીઓ સંભળાવવામાં આવે છે તો કારણ કે દિલમાં સમર્થન નથી એટલા માટે) આ લોકો (લાપરવાહીથી) એવું કહે છે કે આ (અઝાબ અને ક્રોધનો) વાયદો ક્યારે થશે જો તમે સાચા છો (તો બતાવી આપો) ? તમે કહી આપો કે આશ્ચર્ય નથી કે જે અઝાબની તમે ઉતાવળ મચાવી રહ્યા છો તેમાંથી અમુક તમારી નિકટ જ આવી ગયો હોય અને (અત્યાર સુધી જે મોડું થઈ રહ્યું છે તો એ કારણે છે કે) તમારો પરવરદિગાર લોકો ઉપર (પોતાની) મોટી કૃપા રાખે છે (આ જાહેર દયા અને કૃપાના કારણે તેમને મહોલત આપી રાખી છે) અને પરંતુ ઘણા બધા લોકો (આ વાત ઉપર) પાડ માનતા નથી (કે મોડું થવાને ગનીમત જાણે અને આ મહોલતમાં સત્યની ઈચ્છા કરે અને તેનો સ્વીકાર કરી લે કે જેથી અઝાબથી કાયમી છુટકારો પ્રાપ્ત થાય, બલકે તેનાથી વિપરીત તેઓ ઈન્કાર અને ઠઠ્ઠા મશ્કરી સ્વરૂપે ઉતાવળ કરી રહ્યા છે) અને (આ મોડું કારણ કે મસ્લિહતના લીધે છે એટલા માટે એવું ન સમજો કે આ પ્રવૃત્તિઓની ક્યારેય સજા મળશે નહીં કારણ કે) તમારા પરવરદિગારને બધી જ ખબર છે જે કંઈ તેમના દિલોમાં ગુપ્ત છે અને જેને તેઓ જાહેર કરે છે અને (આ માત્ર અલ્લાહ તઆલાના જ્ઞાનમાં જ નહીં બલકે સુરક્ષિત સ્પષ્ટ કિતાબ-લવ્હે મહફૂઝમાં લખેલું છે જેમાં કંઈ તેમની જ પ્રવૃત્તિઓની વિશિષ્ટતા નથી બલકે) આસમાન અને જમીનમાં એવી કોઈ વસ્તુ

ગુપ્ત નથી જે લવહે મહફૂઝ (સુરક્ષિત સ્પષ્ટ પુસ્તક)માં ઉપસ્થિત ન હોય (અને અલ્લાહના ત્યાં આ લવહે મહફૂઝ છે અને જ્યારે ગુપ્ત વસ્તુઓ કે જેને કોઈ નથી જાણતું તેમાં મોજૂદ છે તો જાહેર વસ્તુઓ તો અગ્રસ્થાને મોજૂદ છે, મતલબ કે તેમના અમલોની અલ્લાહ તઆલાને ખબર છે અને આકાશી દફતરમાં પણ સુરક્ષિત છે અને આ અમલો પોતે સજાના હકદાર પણ છે અને સજા બાબતે બધા અંબિયા અલૈ.ને આપેલી સત્ય ખબરો પણ સહમત છે, પછી એવું સમજવાની ક્યાંથી સંભાવના છે કે સજા થશે જ નહીં ? અલબત્ત મોડું થવું શક્ય છે એટલા માટે અમુક સજાઓ આ મુન્કિરોને દુનિયામાં પણ થઈ જેમકે દુષ્કાળ, ખૂનામરકી અને કેદ વગેરે અને અમુક કબર અને બરઝખમાં થશે જે કંઈ દૂર નથી અને અમુક આખિરતમાં થશે).

## મસ્અલા અને બોધપાઠ :

قُلْ لَّا يَعْلَمُ مَنْ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ રસૂલુલ્લાહ ﷺને હુકમ આપવામાં આવે છે કે તમે લોકોને બતાવી આપો કે જેટલી મખ્લૂક આસમાનોમાં છે જેમકે ફરિશ્તાઓ અને જેટલી મખ્લૂક જમીનમાં છે, જેમકે માનવો અને જિન્નાતો વગેરે તેમાંથી કોઈ પણ ગયૂબ (અદૃષ્ય બાબતો)ને જાણતું નથી સિવાય કે અલ્લાહ તઆલા. પ્રસ્તુત આયતે સંપૂર્ણ સ્પષ્ટતા અને ખુલાસા સાથે એ બતાવી દીધું છે કે ગયૂબનું ઈલ્મ અલ્લાહ તઆલાની વિશિષ્ટ સિફત છે જેમાં કોઈ ફરિશ્તો અથવા નબી અથવા રસૂલ પણ સામેલ નથી થઈ શકતો. આ મસ્અલાની જરૂરી વિગત સૂરએ અન્આમની આયત નં. ૫૯ હેઠળ આવી ચૂકી છે. તે ઉપરાંત આ વિષય ઉપર મુજ નાચીઝની એક આગવી કિતાબ "કશ્ફુર્રયૂબ અન ઈલ્મુલ ગયૂબ અહકામુલ કુર્આન" (અરબી ભાષામાં) પ્રકાશિત થઈ ચૂકી છે, જ્ઞાન ધરાવનાર લોકો તેનાથી લાભ પ્રાપ્ત કરી શકે છે.

بَلِ ادّٰرَكَ عِلْمُهُمْ فِى الْاٰخِرَةِ قف بَلْ هُمْ فِىْ شَكٍّ مِّنْهَا قف بَلْ هُمْ مِّنْهَا عَمُوْنَ માં શબ્દ اَدّٰرَكَ (અદારક)માં કિરાઅતો વિવિધ પ્રકારની છે અને તેના અર્થમાં પણ ઘણા બધા નિવેદનો નોંધાયા છે, વિદ્વાનો તેની વિગત તફસીરોમાં જોઈ શકે છે. અત્રે માત્ર એટલું સમજી લેવું પૂરતું છે કે "અદારક"નો અર્થ અમુક તફસીરકારોએ "સંપૂર્ણ હોવું"નો કર્યો છે અને فِى الْاٰخِرَةِ (ફિલ આખિરતિ)નો

اَدّٰرَکَ (અદારક)થી સંબંધ જોડીને ભાવાર્થ એ ઠરાવ્યો છે કે આખિરતમાં તેમનું જ્ઞાન એ બાબતે સંપૂર્ણ થઈ જશે કે તે સમયે દરેક વસ્તુની હકીકત ખુલીને સામે આવી જશે પરંતુ તે સમયે જ્ઞાન થવું તેમને કંઈ પણ કામ લાગશે નહીં કારણ કે દુનિયામાં તેઓ આખિરતને જૂઠાડતા રહ્યા હતા અને અમુક તફસીરકારોએ શબ્દ "અદારક"નો અર્થ ضَلَّ وَغَابَ માટે અને فِی الْآخِرَةِ નો عِلْمُهُمْ સાથે સંબંધ જોડ્યો કે આખિરતની બાબતમાં તેમનું જ્ઞાન ગાયબ થઈ ગયું અને તેઓ તેને સમજી ન શક્યા.

---

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૭૬ થી ૭૯)

اِنَّ هٰذَا الْقُرْاٰنَ يَقُصُّ عَلٰى بَنِىْٓ اِسْرَآءِيْلَ اَكْثَرَ الَّذِىْ هُمْ فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿٧٦﴾
وَاِنَّهٗ لَهُدًى وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ﴿٧٧﴾ اِنَّ رَبَّكَ يَقْضِىْ بَيْنَهُمْ بِحُكْمِهٖ ۚ وَهُوَ الْعَزِيْزُ
الْعَلِيْمُ ﴿٧٨﴾ فَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ اِنَّكَ عَلَى الْحَقِّ الْمُبِيْنِ ﴿٧٩﴾

### તરજુમો :

*નિઃશંક આ કુર્આન બની ઈસ્રાઈલને ઘણી વસ્તુઓ સંભળાવે છે જેમાં તેઓ વિવાદ કરી રહ્યા છે. (૭૬) અને બેશક તે ઈમાનવાળાઓ માટે હિદાયત છે અને રહમત છે. (૭૭) નિઃશંક તમારો પરવરદિગાર તેમનામાં ફેંસલો કરી આપશે પોતાની સત્તાથી અને તે જ છે જબરદસ્ત સઘળું જાણનારો. (૭૮) બસ તમે અલ્લાહ ઉપર ભરોસો કરો, બેશક તમે જ સાચા ખુલ્લા માર્ગ ઉપર છો. (૭૯)*

### તફસીર :

બેશક ! આ કુર્આન બની ઈસ્રાઈલ ઉપર ઘણી બધી તે વાતો(ની હકીકત)ને જાહેર કરે છે જેમાં તેઓ મતભેદ કરે છે અને તે ઈમાનદારો માટે (ખાસ) હિદાયત અને (ખાસ) રહમત છે. (હિદાયત આજ્ઞાપાલન અને અમલોના આધારે છે અને રહમત તેના લાભો અને પરિણામોના આધારે છે) ખરેખર તમારો પરવરદિગાર તેમની વચ્ચે પોતાના હુકમથી (તે અમલી) ફેંસલો

(કયામતના દિવસે) કરશે (તે સમયે જાણ થઈ જશે કે સત્ય દીન શું હતો અને બાતિલ શું હતો; માટે આવા લોકો ઉપર શા માટે અફસોસ કરવામાં આવે) અને તે મહાબળવાન સઘળું જાણનાર છે (તેની ઈચ્છા વિના કોઈ કોઈને નુકસાન પહોંચાડી નથી શકતું) તો તમે અલ્લાહ ઉપર ભરોસો રાખો (અલ્લાહ તઆલાની મદદ અવશ્ય થશે કારણ કે) તમે ખુલ્લા સત્ય ઉપર છો.

## મસ્અલા અને બોધપાઠ :

આગલી આયતોમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતને વિવિધ ઉદાહરણો દ્વારા સાબિત કરીને એ વાત નિશ્ચિત કરી આપી છે કે કયામતનું આવવું અને તેમાં મૃત્યુ પામેલાઓનું ફરીવાર સજીવન થવું બૌદ્ધિક રીતે પણ શક્ય છે તેમાં કોઈ સંદેહ નથી, બૌદ્ધિક સંભાવનાની સાથે સાથે તેનું અવશ્ય અસ્તિત્વમાં આવવું એ અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબોના વર્ણન ઉપરથી પણ સાબિત છે અને કોઈ ખબરનું સાચું અને સાબિત થવું એ બાબત ઉપર અવલંબિત છે કે તેનો વર્ણન કરનાર તથા રિવાયત કરનાર સાચો અને સત્યવાદી હોય. એટલા માટે આ આયતમાં એ વર્ણન કર્યું છે કે તેની ખબર આપનાર કુર્આને કરીમ છે અને તેની ખબર આપનારનું સાચું હોવું ઈન્કાર ન કરી શકવાપાત્ર છે એટલે સુધી કે બની ઈસ્રાઈલના વિદ્વાનો જે મસ્અલાઓમાં પરસ્પર સખત વિવાદ ધરાવતા હતા અને હલ ન થતા હતા કુર્આને કરીમે તે મસ્અલાઓમાં હુકમ આપીને સાચા ફૈસલાનું માર્ગદર્શન આપ્યું છે અને એ દેખીતું છે કે વિદ્વાનોના મતભેદોમાં સત્તા અને ફૈસલો કરનારનું તે બધા વિદ્વાનોથી વધારે જાણકાર અને ઉચ્ચ હોવું જરૂરી છે એટલા માટે કુર્આનની ખબર સત્ય હોવી સ્પષ્ટ થઈ ગયું. ત્યારબાદ રસૂલે કરીમ ﷺની સાંત્વના માટે ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, તમે તે વિરોધીઓથી સંકુચિત ન થાઓ અલ્લાહ તઆલા પોતે તમારો ફૈસલો કરનાર છે, તમે અલ્લાહ ઉપર ભરોસો રાખો કારણ કે અલ્લાહ તઆલાની મદદ અને સહાયતા સત્યની સાથે છે અને તમારું સત્ય તરીકા ઉપર હોવું નિશ્ચિત છે.

———————

——————

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૮૦–૮૧)

إِنَّكَ لَا تُسْمِعُ الْمَوْتَىٰ وَلَا تُسْمِعُ الصُّمَّ الدُّعَاءَ إِذَا وَلَّوْا مُدْبِرِينَ ﴿٨٠﴾ وَمَا أَنتَ بِهَادِي
الْعُمْيِ عَن ضَلَالَتِهِمْ ۖ إِن تُسْمِعُ إِلَّا مَن يُؤْمِنُ بِآيَاتِنَا فَهُم مُّسْلِمُونَ ﴿٨١﴾

## તરજુમો :

*અલબત્ત તમે મુરદાઓને નથી સંભળાવી શકતા અને નથી સંભળાવી શકતા બહેરાઓને પોતાની પોકાર જ્યારે તેઓ પીઠ ફેરવીને પાછા ફરે. (૮૦) અને ન જ તમે આંધળાઓને બતાવી શકો જ્યારે માર્ગથી ભટકે, તમે તો તેને સંભળાવો છો જેઓ અમારી વાતો ઉપર ઈમાન રાખતા હોય, બસ તેઓ આજ્ઞાપાલક (મુસ્લિમ) છે. (૮૧)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે મુરદાઓને નથી સંભળાવી શકતા અને ન જ બહેરાઓને પોતાનો અવાજ સંભળાવી શકો છો (ખાસ કરીને) જ્યારે કે તેઓ પીઠ ફેરવીને ચાલી પડે અને ન જ તમે આંધળાઓને તેમની ગુમરાહીથી (બચાવીને) માર્ગ બતાવનાર છો, તમે તો માત્ર તેમને જ સંભળાવી શકો છો જેઓ અમારી આયતોનું યકીન ધરાવે છે (અને) ફરી તેઓ માને (પણ) છે.

## મસ્અલા અને બોધપાઠ :

આપણા રસૂલે કરીમ ﷺ બધા જ મનુષ્યો સાથે જે લાગણી અને હમદર્દીની ભાવના ધરાવતા હતા તેનો તકાદો હતો કે સૌને અલ્લાહનો પયગામ (સંદેશ) સંભળાવીને જહન્નમથી બચાવી લે. લોકો જે આ સંદેશનો સ્વીકાર કરતા ન હતા તેનાથી રસૂલે કરીમ ﷺને સખત આઘાત લાગતો હતો અને રસૂલે કરીમ ﷺ એવા દિલગીર થતા હતા જેમકે કોઈનું સંતાન તેના કહેવા છતાં આગમાં કૂદી રહ્યું હોય એટલા માટે કુર્આને કરીમે અનેક ઠેકાણે રસૂલે કરીમ ﷺને સાંત્વના આપવા માટે વિવિધ વિષયો અપનાવ્યા છે. પાછલી આયતોમાં وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَلَا تَكُن فِي ضَيْقٍ આ જ ક્રમનો એક વિષય હતો. પ્રસ્તુત આયતમાં પણ સાંત્વનાનો વિષય બીજી શૈલીથી વર્ણન કરવામાં આવ્યો છે કે તમારું કામ સત્ય

સંદેશ પહોંચાડી દેવાનું છે અને તે તમે પૂરું કરી ચૂક્યા છો, જે લોકોએ તેનો સ્વીકાર નથી કર્યો તેમાં તમારો કોઈ વાંક કે ઉણપ નથી જેના ઉપર તમે ગમ કરો, બલકે તે પોતાની સ્વીકાર કરવાની ક્ષમતા જ ખોઈ ચૂક્યા છે, તેમની ખોવાયેલી ક્ષમતાને આ આયતમાં કુર્આને કરીમે ત્રણ ઉદાહરણોથી સાબિત કર્યું છે. પ્રથમ એ કે આ લોકો સત્ય સ્વીકારવાની બાબતમાં બિલકુલ મૃત લાશ જેવા છે જે કોઈની વાત સાંભળીને કોઈ લાભ નથી ઉઠાવી શકતા, બીજું એ કે તેમનું ઉદાહરણ તે બહેરા વ્યક્તિ જેવું છે જે બહેરો હોવાની સાથે સાથે વાત સાંભળવા પણ નથી ઈચ્છતો, જ્યારે કોઈ સંભળાવવા ઈચ્છે છે તો તે પીઠ ફેરવીને ભાગે છે. ત્રીજું એ કે તેમનું ઉદાહરણ તે આંધળા જેવું છે કે કોઈ તેને માર્ગ બતાવવા પણ ઈચ્છે તો તે જોઈ નથી શકતો. આ ત્રણ દૃષ્ટાંતોનું વર્ણન કર્યા પછી અંતે ફરમાવ્યું,

اِنْ تُسْمِعُ اِلَّا مَنْ يُّؤْمِنُ بِاٰيٰتِنَا فَهُمْ مُّسْلِمُوْنَ એટલે તમે તો માત્ર એવા જ લોકોને સંભળાવી શકો છો જેઓ અલ્લાહની આયતો ઉપર ઈમાન લાવ્યા અને આજ્ઞાપાલન કબૂલ કર્યું. આ સંપૂર્ણ વિષયમાં એ વાત બિલકુલ સ્પષ્ટ છે કે આ સ્થળે સાંભળવા-સંભળાવવાનો ભાવાર્થ માત્ર કાનોમાં અવાજ પહોંચવો નથી, બલકે તેનો ભાવાર્થ તે સાંભળવું અને સંભળાવવું છે જે લાભ પહોંચાડે, જે સાંભળવામાં લાભ ન હોય તેને કુર્આને કરીમે હેતુના આધારે ન સાંભળવાથી જ ઓળખાવ્યું છે જેમકે આયતના અંતે એ ફરમાવ્યું કે "તમે તો માત્ર તે લોકોને જ સંભળાવી શકો છો જેઓ ઈમાન લાવ્યા." જો તેમાં સંભળાવવાથી ભાવાર્થ તેમના કાનો સુધી અવાજ પહોંચાડવાનો હોત તો કુર્આનનો આ ઈરશાદ સાક્ષાત્કાર વિરુદ્ધ અને વાસ્તવિકતાથી વિપરીત થઈ ગયો હોત, કારણ કે કાફિરોના કાનો સુધી અવાજ પહોંચાડવા અને તેમને સાંભળવા તથા જવાબ દેવાની અસંખ્ય ગવાહીઓમાં કોઈપણ સંદેહ નથી, કોઈ તેનો ઈન્કાર કરી શકતું નથી. એનાથી સ્પષ્ટ થયું કે સંભળાવવાથી ભાવાર્થ લાભદાયક સંભળાવવું છે, તેને મૃત લાશની ઉપમા આપીને જે આ ફરમાવવામાં આવ્યું કે, "તમે મુરદાઓને સંભળાવી શકતા નથી." તેનો ભાવાર્થ પણ એ થયો કે જે રીતે મૃત વ્યક્તિ કોઈ સત્ય વાત સાંભળી પણ લે અને તે વખતે તે સત્યનો સ્વીકાર કરવા પણ ઈચ્છે તો એ તેના માટે લાભદાયક નથી કારણ કે તે દુનિયાના કર્મો કરવાના ઘરેથી સિધાવી ચૂક્યો છે જ્યાં ઈમાન અને અમલ નફો આપી શકતું હતું. મૃત્યુ પછી બરઝખ અથવા

મહશરમાં તો બધા જ કાફિરો અને મુન્કિરો ઈમાન અને નેક કર્મોની તમન્નાઓ કરશે પરંતુ તે પરિસ્થિતિ ઈમાન અને કર્મ સ્વીકાર થવાનો સમય નથી, એટલા માટે આ આયતથી એ વાત સાબિત નથી થતી કે મુરદાઓ કોઈ વાતચીત કોઈની સાંભળી જ નથી શકતા એટલા માટે મૃત વ્યક્તિના સાંભળવાના મસ્અલા વિશે આ આયત હકીકતમાં મૌન છે. એ મસ્અલો પોતાની જગ્યાએ વિચારપાત્ર છે કે મૃત વ્યક્તિ કોઈની વાતચીત સાંભળી શકે છે અથવા નહીં ?

**મુરદાઓના સાંભળવાનો મસ્અલો :**

એ મસ્અલો કે મુરદાઓ કોઈ વાતચીત સાંભળી શકે છે કે નહીં તે એ મસ્અલાઓમાંથી છે જેમાં પોતે સહાબએ કિરામ (રદિ.)માં પરસ્પર મતભેદ રહ્યો છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) મૃત વ્યક્તિના સાંભળવાને સાબિત થયેલ ઠરાવે છે અને હઝરત ઉમ્મુલ મુઅ્મિનિન હઝરત આયશા સિદ્દીકા (રદિ.) તેનો ઈન્કાર કરે છે, એટલા માટે બીજા સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)માં પણ બે પક્ષો થઈ ગયા. અમુક સાબિતીની માન્યતા ધરાવે છે અને અમુક નકાર કરે છે અને કુર્આને કરીમમાં આ વિષય એક તો આ જ સ્થળે સૂરએ નમ્લમાં આવ્યો છે અને બીજું સૂરએ રૂમમાં લગભગ આ જ શબ્દો સાથે બીજી આયત આવી છે અને સૂરએ ફાતિરમાં આ વિષય આ શબ્દોથી આવ્યો છે. وَمَآ اَنْتَ بِمُسْمِعٍ مَّنْ فِى الْقُبُوْرِ એટલે કે, તમે તે લોકોને સંભળાવી નથી શકતા જેઓ કબરોમાં છે.

આ ત્રણે આયતોમાં એ વાત ધ્યાનપાત્ર છે કે તેમાંથી કોઈનામાં પણ એવું નથી કહેવામાં આવ્યું કે મુરદાઓ સાંભળી નથી શકતા, બલકે ત્રણે આયતોમાં નકાર એ બાબતનો કરવામાં આવ્યો છે કે તમે સંભળાવી નથી શકતા, ત્રણે આયતોમાં આ જ શૈલી અને વિષયને અપનાવવાથી એ બાજુ સ્પષ્ટ ઈશારો નીકળે છે કે મુરદાઓમાં સાંભળવાની ક્ષમતા તો હોઈ શકે છે પરંતુ આપણે પોતાના અધિકારથી પોતે તેમને સંભળાવી નથી શકતા.

આ ત્રણે આયતોના મુકાબલામાં એક ચોથી આયત જે શહીદો વિશે આવી છે તે આ સાબિત કરે છે કે શહીદોને પોતાની કબરોમાં એક ખાસ પ્રકારનું જીવન અર્પણ થતું હોય છે અને તે જિંદગી પ્રમાણે તેમને રોજી પણ મળે છે અને પોતાના

ચિંતાતૂર સંબંધીઓ વિશે પણ અલ્લાહ તરફથી તેને બશારત સંભળાવવામાં આવે છે. આયત આ પ્રમાણે છે, وَلَا تَحْسَبَنَّ الَّذِيْنَ قُتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اَمْوَاتًا بَلْ اَحْيَآءٌ عِنْدَ رَبِّهِمْ يُرْزَقُوْنَ فَرِحِيْنَ بِمَآ اٰتَاهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ وَيَسْتَبْشِرُوْنَ بِالَّذِيْنَ لَمْ يَلْحَقُوْا بِهِمْ مِّنْ خَلْفِهِمْ اَلَّا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ આ આયત એની દલીલ છે કે મૃત્યુ પછી પણ મનુષ્યની રૂહમાં સભાનતા અને ઓળખશક્તિ બાકી રહી શકે છે. બલકે, શહીદોના મા'મલામાં એવું બનવાની ગવાહી પણ આ આયત આપી રહી છે. રહ્યો એ મા'મલો કે આ હુકમ તો શહીદોની સાથે ખાસ છે બીજા મૃત્યુ સાથે નથી, બસ તેનો જવાબ એ છે કે આ આયતથી ઓછામાં ઓછું એટલું તો સાબિત થઈ ગયું કે મૃત્યુ પછી પણ મનુષ્યની રૂહમાં સભાનતા, પરિચય પામવો તથા તેનો દુનિયા સાથેનો સંપર્ક બાકી રહી શકે છે, જે રીતે અલ્લાહ તઆલાએ શહીદોને આ રીતે સન્માન બખ્શ્યું છે કે તેમની રૂહો તેમના શરીર અને કબરોની સાથે કાયમ રહે છે. એ જ પ્રમાણે જ્યારે અલ્લાહ તઆલા ઈચ્છે તો અન્ય મૃત્યુમાં પણ આ પરિસ્થિતિ આપી શકે છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) જે મૃત્યુ પામેલાઓના સાંભળવાના સમર્થક છે તેમનું આ નિવેદન પણ એક સહીહ હદીષની બીનાએ છે જે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની સહીહ સનદો સાથે નકલ થયેલ છે તે આ પ્રમાણે છે,

مَامِنْ اَحَدٍ يَمُرُّ بِقَبْرِ اَخِيْهِ الْمُسْلِمِ كَانَ يَعْرِفُهٗ فِي الدُّنْيَا فَيُسَلِّمُ عَلَيْهِ اِلَّا رَدَّ اللّٰهُ عَلَيْهِ

رُوْحَهٗ حَتّٰى يَرُدَّ عَلَيْهِ السَّلَامَ (ذَكَرَهُ ابْنُ كَثِيْرٍ فِيْ تَفْسِيْرِهٖ مُصَحِّحًا عَنِ ابْنِ عُمَرَؓ)

*"જે વ્યક્તિ પોતાના કોઈ મુસલમાન ભાઈની કબર ઉપર પસાર થાય છે જેને તે દુનિયામાં ઓળખતો હતો અને તે તેને સલામ કરે તો અલ્લાહ તઆલા તે મુરદાની રૂહ તેમાં પાછી મોકલી આપે છે જેથી તે સલામનો જવાબ આપે."*

આથી એ પણ સાબિત થયું કે જ્યારે કોઈ વ્યક્તિ પોતાના મૃત મુસલમાન ભાઈની કબર ઉપર જઈને સલામ કરે છે તો તે મૃત વ્યક્તિ તેના સલામને સાંભળે છે અને જવાબ આપે છે અને તેનું સ્વરૂપ એ હોય છે કે અલ્લાહ તઆલા તે સમયે તેની રૂહ આ દુનિયામાં પાછી મોકલી આપે છે. એનાથી બે વાતો સાબિત થઈ. પ્રથમ એ કે મુરદુ સાંભળી શકે છે, બીજું એ કે તેમનું સાંભળવું અને આપણું

સંભળાવવું બંને આપણા અધિકારમાં નથી, અલબત્ત અલ્લાહ તઆલા જ્યારે ઇચ્છે સંભળાવી આપે, જ્યારે ન ઇચ્છે ન સંભળાવે. મુસલમાનના સલામ કરવાના સમયે તો આ હદીષે બતાવી આપ્યું કે અલ્લાહ તઆલા મુરદાની રૂહ પાછી મોકલીને તેને સલામ સંભળાવી આપે છે અને તેને સલામનો જવાબ આપવાની પણ શક્તિ આપે છે, બાકી પરિસ્થિતિઓ અને વાતચીત વિશે કોઈ નિશ્ચિત ફેંસલો નથી થઈ શકતો કે મુરદુ સાંભળશે અથવા નહીં એટલા માટે ઈમામ ગઝાલી અને અલ્લામહ સુબકી (રહ.) વગેરેની તહકીક એ છે કે એટલી વાત તો સહીહ હદીષો અને કુર્આનની પ્રસ્તુત આયતોથી સાબિત છે કે અમુક સમયોમાં મુરદાઓ જીવતાઓની વાતચીત સાંભળે છે પરંતુ એ સાબિત નથી કે દરેક મુરદુ આ પરિસ્થિતિમાં દરેક વ્યક્તિની વાતચીત અવશ્ય સાંભળે છે, આ પ્રમાણે આયતો અને રિવાયતોનો સુમેળ પણ સધાઈ જાય છે, બની શકે છે કે મુરદુ એક સમયમાં જીવતાઓની વાતચીત સાંભળી શકે અને બીજા સમયે ન સાંભળી શકે. એ પણ શક્ય છે કે અમુકની વાતચીત સાંભળે અને અમુકની વાતચીત ન સાંભળે અથવા અમુક મુરદાઓ સાંભળે, અમુક મુરદાઓ ન સાંભળે. કારણ કે સૂરએ નમ્લ, સૂરએ રૂમ, સૂરએ ફાતિરની આયતોથી પણ એ સાબિત છે કે મુરદાઓને સંભળાવવું આપણા અધિકારમાં નથી બલકે અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે સંભળાવી આપે છે, એટલા માટે જે પરિસ્થિતિઓમાં હદીષમાં સહીહ રિવાયતોથી સાંભળવું સાબિત છે ત્યાં સાંભળવાનો અકીદહ રાખવો જોઈએ અને જ્યાં સાબિત નથી ત્યાં બંને સંભાવનાઓ છે, એટલા માટે ન તો નિશ્ચિત સાબિતીઓની સંભાવના છે અને ન જ નિશ્ચિત નકારની. વલ્લાહુ અઅ્લમુ.

આ મસ્અલાની સંપૂર્ણ તહકીકમાં નાચીઝે એક આગવી પુસ્તિકા "તકમીલુલ્ હબૂર બિસ્સમાઈ અહ્લિલ્ કુબૂર" લખી છે જે અહકામુલ કુર્આન, સૂરએ રૂમના પાંચમાં ભાગમાં અરબી ભાષામાં પ્રકાશિત થયેલ છે જેમાં આયતો, રિવાયતો અને સલફ તથા ખલફના નિવેદનો અને શરહુસ્સુદૂર વગેરેમાંથી ઘણી બધી ઘટનાઓ અને કબરવાળાઓની વાતચીત નકલ કરવામાં આવી છે, વિદ્વાનો ત્યાં જોઈ શકે છે. સામાન્ય વ્યક્તિઓ માટે અત્રે તેનો જરૂરી ખુલાસો લખવામાં આવ્યો છે.

———————

**આયત : (સૂરએ નમ્લ : આયત નં. ૮૨)**

وَاِذَا وَقَعَ الْقَوْلُ عَلَيْهِمْ اَخْرَجْنَا لَهُمْ دَآبَّةً مِّنَ الْاَرْضِ تُكَلِّمُهُمْ ۙ اَنَّ النَّاسَ كَانُوْا بِاٰيٰتِنَا لَا يُوْقِنُوْنَ ﴿٨٢﴾ ع

**તરજુમો :**

*અને જ્યારે તેમના ઉપર વાત પડી ચૂકશે અમે તેમની સામે એક જાનવર જમીનમાંથી કાઢીશું, તેમની સાથે વાતો કરશે એટલા માટે કે લોકો અમારી નિશાનીઓનો વિશ્વાસ ધરાવતા ન હતા. (૮૨)*

**તફસીર :**

અને જ્યારે (કયામતનો) વાયદો તે (લોકો) ઉપર પૂરો થવાનો હશે (એટલે કે કયામતનો સમય નજીક આવી પહોંચશે) તો અમે તેમના માટે જમીનમાંથી એક (અજબ પ્રકારનું) જાનવર કાઢીશું કે તે તેમની સાથે વાતો કરશે કે (કાફિર) લોકો અમારી (એટલે કે અલ્લાહ તઆલાની) આયતો ઉપર (ખાસ કરીને તે આયતો ઉપર જે કયામતના સંદર્ભમાં છે) યકીન લાવતા ન હતા (પરંતુ હવે કયામત આવી પહોંચી, તેની નિશાનીઓમાંથી એક નિશાની આનું જાહેર થવું પણ છે).

**મસ્અલા અને બોધપાઠ :**

**دَابَّةُ الْاَرْضِ (દાબ્બતુલ્ અર્દ) "જમીનનું જાનવર" શું છે તથા ક્યાં અને ક્યારે નીકળશે ? :**

મુસ્નદે અહમદમાં હઝરત હુઝયફા (રદિ.)થી રિવાયત છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, કયામત ત્યાં સુધી કાયમ થશે નહીં જ્યાં સુધી તમે તેનાથી પહેલાં દશ નિશાનીઓ જોઈ ન લો.

(૧) સૂર્યનું પશ્ચિમ દિશાએથી ઊગવું,

(૨) دُخَانُ (દુખાન) "ધૂમાડો"

(૩) دَابَّةُ (દાબ્બહ) એક જાનવર જે જમીનમાંથી નીકળશે,

(૪) યાજૂઝ-માજૂઝનું નીકળવું,

(૫) હઝરત ઈસા (અલૈ.)નું ઊતરવું,

(૬) દજ્જાલનું આવવું,

(૭-૮-૯) ત્રણ ચંદ્ર ગ્રહણો, એક પશ્ચિમમાં, બીજું પૂર્વમાં અને ત્રીજું અરબ ઉપખંડ ઉપર.

(૧૦) એક આગ જે ઍડનના અખાતમાંથી નીકળશે અને બધા લોકોને હાંકીને હશ્રના મેદાન તરફ લઈ આવશે જે સ્થળે લોકો રાત પસાર કરવા માટે થોભશે આ આગ પણ થોભી જશે પછી તેમને લઈને ચાલશે.

(هٰكَذَارَوَاهُ مُسْلِمٌ وَاَهْلُ السُّنَنِ مِنْ طُرُقٍ وَقَالَ التِّرْمِذِىُّ حَدِيْثٌ حَسَنٌ صَحِيْحٌ)

આ હદીષથી લગભગ કયામતની નિકટ એક એવું પ્રાણી નીકળવું સાબિત થયું છે જે લોકો સાથે વાતો કરશે અને શબ્દ دَآبَّةٌ (દાબ્બહ)ના વર્ણનથી આ પ્રાણી અજબ પ્રકારની મખ્લૂક હોવા તરફ પણ ઈશારો જોવા મળે છે અને એ પણ કે આ પ્રાણી સામાન્ય પ્રાણીઓની જેમ જન્મ અથવા વંશવેલાની પદ્ધતિએ પેદા થશે નહીં, બલકે અચાનક જમીનમાંથી નીકળશે અને આ વાત પણ આ જ હદીષથી સમજમાં આવે છે કે "દાબ્બતુલ અર્દ" જમીનના પ્રાણીનું વિસ્મયકારી સ્વરૂપે નીકળવું બિલકુલ અંતિમ નિશાનીઓમાંથી હશે, ત્યારબાદ કયામત ઘણી જલદી આવી જશે. ઈબ્ને કષીરે અબૂ દાવુદ તયાલિસીથી હઝરત તલ્હા ઈબ્ને ઉમરની એક લાંબી હદીષમાં રિવાયત કરી છે કે આ પ્રાણી મક્કા મુકર્રમહમાં સફા પર્વતમાંથી નીકળશે અને પોતાના માથાથી માટી ખંખેરતું ખંખેરતું મસ્જિદે હરામમાં હજ્રે અસ્વદ અને મકામે ઈબ્રાહીમની વચ્ચે પહોંચી જશે, લોકો તેને જોઈને નાસવા લાગશે, એક સમૂહ રહી જશે. આ પ્રાણી તેમના ચહેરાઓને તારાઓની જેમ પ્રકાશિત કરી દેશે, ત્યારબાદ તે જમીન તરફ નીકળશે અને દરેક કાફિરના ચહેરા ઉપર નિશાન લગાવી દેશે, કોઈ તેની પકડથી નાસી શકશે નહીં. આ પ્રાણી દરેક મો'મિન અને કાફિરને ઓળખશે. (ઈબ્ને કષીર) અને મુસ્લિમ બિન ઝહાઝે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરી છે કે મેં રસૂલે કરીમ ﷺ પાસેથી એક હદીષ સાંભળી હતી જેને હું ક્યારેય ભૂલતો નથી, તે આ છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કયામતની અંતિમ નિશાનીઓમાં

સૌથી પહેલાં સૂર્યનું પશ્ચિમ તરફથી ઊગવું જાહેર થશે અને સૂર્ય ઊંચો થયા પછી આ દાબ્બતુલ અર્દ (જમીનનું પ્રાણી) નીકળશે, બંને નિશાનીઓમાંથી જે પણ પહેલી થઈ જાય ત્યાર પછી તરત જ કયામત આવી જશે. *(ઈબ્ને કષીર)*

શૈખ જલાલુદ્દીન મહલ્લીએ કહ્યું છે કે આ પ્રાણીના નીકળવાના સમયે અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર (ભલાઈનું આમંત્રણ અને બુરાઈથી રોકવા)ના હુકમો કપાઈ જશે અને ત્યારબાદ કોઈ કાફિર ઈસ્લામ સ્વીકારશે નહીં. આ વિષય ઘણી બધી હદીષો અને નિશાનીઓથી પ્રતિપાદિત થાય છે.

*(મઝહરી)*

ઈબ્ને કષીર વગેરેએ આ સ્થળે "દાબ્બતુલ અર્દ"ના સ્વરૂપ, તેની પરિસ્થિતિઓ અને હાલતો વિશે વિવિધ રિવાયતો નકલ કરી છે જેમાંથી મોટા ભાગની ભરોસાપાત્ર નથી એટલા માટે જેટલી વાત કુર્આનની આયતો અને સહીહ હદીષોથી સાબિત છે કે આ આશ્ચર્યજનક સર્જન (પ્રાણી) હશે તે જન્મની અથવા નસ્‌લની પ્રક્રિયા વિના જમીનમાંથી નીકળશે, તે મક્કા મુકર્રમહમાં નીકળશે પછી સમગ્ર દુનિયામાં ફરશે, તે કાફિર અને મો'મિનને ઓળખશે અને તેમની સાથે વાતચીત કરશે, બસ આટલી વાત ઉપર અકીદહ રાખવામાં આવે. વધારે પરિસ્થિતિઓ અને હાલતોનું સંશોધન અને તહકીક ન તો જરૂરી છે અને ન જ તેનાથી કોઈ લાભ છે.

રહી એ બાબત કે દાબ્બતુલ અર્દ લોકો સાથે વાતચીત કરશે તેનો શું અર્થ છે ? અમુક લોકોએ કહ્યું છે કે તેની વાતચીત એ જ હશે જે કુર્આનમાં પ્રસ્તુત છે. اِنَّ النَّاسَ كَانُوْا بِاٰيٰتِنَا لَا يُوْقِنُوْنَ આ વાતચીત તે અલ્લાહ તઆલા તરફથી લોકોને સંભળાવશે. ઘણા બધા લોકો આજથી પહેલાં અમારી આયતો ઉપર યકીન રાખતા ન હતા અને ભાવાર્થ એ જ થશે કે હવે તે સમય આવી ગયો છે કે તે બધાને વિશ્વાસ થઈ જશે પરંતુ એવા સમયનું યકીન શરઈ રીતે ભરોસાપાત્ર ગણાશે નહીં અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હસન બસરી (રહ.) કતાદહ (રદિ.)થી નકલ થયું છે અને એક રિવાયતમાં હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુથી પણ નકલ થયું છે કે આ પ્રાણી લોકોને સંબોધન કરશે અને વાતચીત કરશે જે રીતે કે સામાન્ય વાતચીત હોય છે. *(ઈબ્ને કષીર)*

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૮૩ થી ૯૦)

| |
|---|
| وَيَوْمَ نَحْشُرُ مِنْ كُلِّ اُمَّةٍ فَوْجًا مِّمَّنْ يُّكَذِّبُ بِاٰيٰتِنَا فَهُمْ يُوْزَعُوْنَ ﴿۸۳﴾ |
| حَتّٰۤى اِذَا جَآءُوْ قَالَ اَكَذَّبْتُمْ بِاٰيٰتِيْ وَلَمْ تُحِيْطُوْا بِهَا عِلْمًا اَمَّاذَا كُنْتُمْ |
| تَعْمَلُوْنَ ﴿۸۴﴾ وَوَقَعَ الْقَوْلُ عَلَيْهِمْ بِمَا ظَلَمُوْا فَهُمْ لَا يَنْطِقُوْنَ ﴿۸۵﴾ اَلَمْ يَرَوْا |
| اَنَّا جَعَلْنَا الَّيْلَ لِيَسْكُنُوْا فِيْهِ وَالنَّهَارَ مُبْصِرًا ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ |
| يُّؤْمِنُوْنَ ﴿۸۶﴾ وَيَوْمَ يُنْفَخُ فِي الصُّوْرِ فَفَزِعَ مَنْ فِي السَّمٰوٰتِ وَمَنْ فِي الْاَرْضِ |
| اِلَّا مَنْ شَآءَ اللّٰهُ ؕ وَكُلٌّ اَتَوْهُ دٰخِرِيْنَ ﴿۸۷﴾ وَتَرَى الْجِبَالَ تَحْسَبُهَا جَامِدَةً وَّ |
| هِيَ تَمُرُّ مَرَّ السَّحَابِ ؕ صُنْعَ اللّٰهِ الَّذِيْۤ اَتْقَنَ كُلَّ شَيْءٍ ؕ اِنَّهٗ خَبِيْرٌۢ بِمَا |
| تَفْعَلُوْنَ ﴿۸۸﴾ مَنْ جَآءَ بِالْحَسَنَةِ فَلَهٗ خَيْرٌ مِّنْهَا ۚ وَهُمْ مِّنْ فَزَعٍ يَّوْمَئِذٍ اٰمِنُوْنَ ﴿۸۹﴾ |
| وَمَنْ جَآءَ بِالسَّيِّئَةِ فَكُبَّتْ وُجُوْهُهُمْ فِي النَّارِ ؕ هَلْ تُجْزَوْنَ اِلَّا مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۹۰﴾ |

## તરજુમો :

*અને જે દિવસે અમે દરેક ઉમ્મતમાંથી એક જૂથને ઘેરી બોલાવીશું જેઓ અમારી વાતોને જૂઠાડતા હતા, પછી તેઓની જૂથબંધી થશે. (૮૩) એટલે સુધી કે જ્યારે હાજર થઈ જાય; ફરમાવશે, કેમ તમે મારી વાતોને જૂઠાડી ? અને (શું) તમારી સમજમાં ન આવી ચૂકી હતી અથવા બોલો કે (બીજું) શું કરતા હતા ? (૮૪) અને તેમના ઉપર વાત પડી ચૂકી એટલા માટે કે તેમણે શરારત કરી હતી, હવે તેઓ કંઈ બોલી નથી શકતા. (૮૫) શું જોતા નથી કે અમે રાત્રિને બનાવી કે તેમાં સુકૂન (ચેન) પ્રાપ્ત કરે અને દિવસ બનાવ્યો જોવા માટે, અલબત્ત તેમાં તે લોકો માટે નિશાનીઓ છે જેઓ યકીન કરે છે. (૮૬) અને જે દિવસે સૂર ફૂંકવામાં આવશે તો ગભરાઈ જાય જે કોઈ આસમાનોમાં છે અને જે કોઈ જમીનમાં છે પરંતુ જેને અલ્લાહ ઈચ્છે અને સૌ તેની આગળ આજિઝીપૂર્વક ચાલ્યા આવે. (૮૭) અને તમે પહાડોને*

*જુઓ તો સમજો કે તે સ્થિર રહે છે અને તે ચાલશે જે રીતે કે વાદળ ચાલે; આ અલ્લાહની કારીગીરી છે જેણે દરેક વસ્તુને દુરુસ્ત કરી છે, તેને સઘળી ખબર છે જે કંઈ તમે કરો છો. (૮૮) જે કોઈ ભલાઈ લઈને આવ્યો તો તેને તેનાથી ઉત્તમ મળે અને તેમને ગભરામણથી તે દિવસે શાંતિ છે. (૮૯) અને જે કોઈ બુરાઈ લઈને આવ્યો; બસ તેમના મોંઢા આગમાં ઊંધા નાંખે, તે જ બદલો પામશો જે કંઈ તમે કર્યા કરતા હતા. (૯૦)*

**તફસીર :**

જે દિવસે (કબરોમાંથી સજીવન કર્યા પછી) અમે દરેક ઉમ્મતમાંથી (એટલે કે આગલી ઉમ્મતોમાંથી પણ અને આ ઉમ્મતમાંથી પણ) એક એક જૂથ તે લોકોનું (હિસાબ માટે) એકત્ર કરીશું જે મારી આયતોને જૂઠાડ્યા કરતા હતા (પછી તેમને નિશ્ચિત સ્થળે હિસાબ માટે રવાના કરવામાં આવશે અને તેઓ ખૂબ મોટા પ્રમાણમાં હશે એટલા માટે) તેમને (ચલાવવામાં પાછળનાઓને સાથે લેવા માટે) રોકવામાં આવશે (જેથી આગળ પાછળ ન રહે, બધા સાથે થઈને હિસાબના સ્થળ તરફ રવાના થાય, ભાવાર્થ તેનાથી તેમની મોટી સંખ્યા વર્ણન કરવાનો છે કારણ કે મોટા સમૂહમાં સ્વાભાવિક રીતે એવું જ થતું હોય છે, ભલે રોક ટોક હોય અથવા ન હોય) અહીંયાં સુધી કે જ્યારે (ચાલતા ચાલતા નિશ્ચિત સ્થળે) હાજર થઈ જશે તો (હિસાબ શરૂ થશે અને) અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવશે કે શું તમે મારી આયતોને જૂઠાડી હતી જ્યારે કે તમે તેમને પોતાના જ્ઞાનની હદમાં પણ નથી લાવતા (જેના પછી વિચાર કરવાનો મોકો મળ્યો હોત અને વિચાર કરીને તેના ઉપર કોઈ અભિપ્રાય બાંધ્યો હોત, મતલબ એ કે સમજ્યા વિચાર્યા વિના જ સાંભળીને તેને જૂઠાડી દીધું અને માત્ર જૂઠાડવાને પૂરતું ન સમજ્યું) બલકે (તે ઉપરાંત યાદ તો કરો !) બીજું પણ શું શું કામ કરતા રહ્યા ? (દાખલા તરીકે અંબિયા અલૈ.ને અને ઈમાનવાળાઓને કષ્ટો આપ્યા જે જૂઠાડવાથી પણ વધીને છે, એ જ પ્રમાણે બીજા કુફ્રિય્યહ અકીદાઓ તથા અપરાધ અને દુષ્ટ કર્મોમાં પ્રવૃત્ત રહ્યા) અને (હવે તે સમય છે કે) તેના ઉપર (તમારો અપરાધ સ્થાપિત થઈ જવાના કારણે અઝાબનો) વાયદો પૂરો થઈ ગયો (એટલે કે સજાના હકદાર હોવાનું સાબિત થઈ ગયું) એ કારણે કે (દુનિયામાં) તેમણે (મોટા મોટા) અતિરેક કર્યા હતા (જે આજે પ્રત્યક્ષ રીતે સાબિત થઈ ગયું) બસ,

(કારણ કે સાબિતી મજબૂત છે એટલા માટે) તે લોકો (બહાના વગેરે માટે) વાત પણ ન કરી શકશે (અને અમુક આયતોમાં જે તેમનું બહાનું રજુ કરવાનું વર્ણન છે તે શરૂઆતમાં હશે પછી જ્યારે સંપૂર્ણ સાબિતી પૂર્ણ થઈ જશે તો કંઈ જ વાત કરી ન શકશે અને આ લોકો જે કયામતની શક્યતાના જ ઈન્કારી છે તેઓ માત્ર મૂર્ખાઓ છે, કારણ કે સત્ય રીતે વર્ણન થયેલ દલીલો ઉપરાંત તાર્કિક રીતે પણ તે સાબિત છે, દાખલા તરીકે) શું તેમણે તેના ઉપર દૃષ્ટિપાત નથી કર્યો કે અમે રાત્રિ બનાવી જેથી લોકો તેમાં આરામ કરે (અને આ આરામ મોતની સમકક્ષ છે) અને દિવસ બનાવ્યો જેમાં જોઈ શકે છે (કે જે જાગૃતાવસ્થા ઉપર અવલંબિત છે અને મોત પછીની જિંદગીના સમકક્ષ છે બસ) નિઃશંક ! એ (દરરોજ સૂવા અને જાગવા)માં (મૃત્યુ પછી ફરી સજીવન થવા ઉપર અને તે આયતોના સત્ય હોવા ઉપર) મોટી દલીલો છે (કારણ કે મોતની વાસ્તવિકતા એ છે કે રૂહનો સંબંધ શરીર સાથે કપાઈ જાય છે અને બીજીવારની જિંદગીની હકીકત એ છે કે આ સંબંધ ફરીવાર જોડવામાં આવે અને ઊંઘમાં પણ આ સંબંધ એક સ્વરૂપે કમજોર થઈ જાય છે અને કમજોર ત્યારે જ થાય છે જ્યારે કે તેના મૂળ અસ્તિત્વમાંથી કોઈ સત્વ દૂર થઈ જાય અને જાગૃતાવસ્થા આ દૂર થયેલ સત્વના અસ્તિત્વનું નામ છે એટલા માટે બંનેમાં સમાનતા હોવાનું સમજી શકાય છે અને ઊંઘ પછી જાગૃતાવસ્થા ઉપર અલ્લાહ તઆલાની કુદરતનો દરરોજ સાક્ષાત્કાર થઈ રહ્યો છે તો મોત પછીનું જીવન પણ તેનું જ ઉદાહરણ છે, તે કઈ રીતે અલ્લાહની શક્તિથી બહાર થઈ ગયું ? અને આ બૌદ્ધિક અને તાર્કિક દલીલ દરેક વ્યક્તિ માટે સામાન્ય છે પરંતુ તે લાભ પહોંચાડવાના આધારે) તે (જ) લોકો માટે (છે) જે ઈમાન ધરાવે છે (કારણ કે તેઓ વિચાર અને ચિંતન કરે છે અને બીજાઓ ઊંડો વિચાર કરતા નથી અને કોઈ પરિણામ ઉપર પહોંચવા માટે દૃષ્ટિપાત અને ઊંડો વિચાર જરૂરી હોય છે એટલા માટે અન્યો તેનાથી લાભ ઉઠાવતા નથી) અને (એક ભયાનક ઘટના તે હશ્ર પહેલાં થશે જેનું વર્ણન આગળ આવે છે, તેની ભયાનકતા પણ યાદ રાખવાપાત્ર છે) જે દિવસે સૂરમાં ફૂંક મારવામાં આવશે (આ પ્રથમ સૂર છે અને પ્રસ્તુત હશ્ર બીજી સૂર પછી હશે) બસ જેટલા આસમાન અને જમીનમાં (ફરિશ્તાઓ અને મનુષ્યો વગેરે મખ્લૂક) છે બધા ગભરાઈ જશે (અને પછી મૃત્યુ પામશે અને જે મરી ચૂક્યા છે તેમની રૂહો બેહોશ થઈ જશે) પરંતુ જેને અલ્લાહ

ચાહે (તે આ ગભરામણથી અને મૃત્યુથી સુરક્ષિત રહેશે, તેનો ભાવાર્થ હદીષ પ્રમાણે હઝરત જિબ્રઈલ, મિકાઈલ અને ઈસ્રાફિલ તથા મલિકુલ મોત અને અર્શના કામકાજ ઉપર નક્કી ફરિશ્તાઓ છે પછી તે બધાનું પણ સૂરની અસર વિના જ મૃત્યુ થઈ જશે. -કઝા ફિ દૂર્રે મન્સૂર. -સૂરતુલ ઝુમર) અને (દુનિયામાં જેમકે ટેવ છે કે જેનાથી ગભરામણ અને ડર હોય છે તેનાથી દૂર થઈ જવામાં આવે છે પરંતુ અલ્લાહ તઆલાના ત્યાંથી કોઈ નાસી શકશે નહીં બલકે) બધા તેની જ સામે દબાયેલા, ઝૂકેલા હાજર રહેશે (એટલે સુધી કે જીવીત વ્યક્તિ મૃત અને મૃતની રૂહ બેહોશ થઈ જશે) અને (સૂરનું આ પરિવર્તન અને પ્રભાવ સજીવોમાં થશે અને આગળ નિર્જીવ વસ્તુઓમાં જે અસરો થશે, તેનું વર્ણન છે. તે એ કે હે શ્રોતા !) તું (અત્યારે) પહાડોને એવી હાલતમાં જોઈ રહ્યો છે જેનાથી (તેના દેખીતી રીતે અડગ હોવાથી પોતાની ભૌતિક નજરમાં) તને વિચાર થાય છે કે આ (કાયમ આવા જ રહેશે અને ક્યારેય પોતાની જગ્યાએથી) હલશે નહીં જ્યારે કે (તે સમયે તેમની એવી હાલત થશે કે) તે વાદળોની જેમ (રૂ ની પૂણી જેવા રજકણ રજકણ થઈને વિખરાઈને આસમાનના અવકાશમાં) ઊડતા ફરશે (જેમકે અલ્લાહના ફરમાન પ્રમાણે وَبُسَّتِ الْجِبَالُ بَسًّا فَكَانَتْ هَبَآءً مُّنْۢبَثًّا અને આ બાબત ઉપર કોઈએ આશ્ચર્ય ન કરવું જોઈએ કે આવા મજબૂત અને સખત પહાડોની આવી પરિસ્થિતિ કઈ રીતે થશે ? કારણ એ છે કે) આ અલ્લાહનું કામ હશે જેણે દરેક વસ્તુને (યોગ્ય પરિસ્થિતિ ઉપર) બનાવી રાખી છે (અને શરૂઆતમાં કોઈ વસ્તુમાં કોઈ મજબૂતી ન હતી કારણ કે પોતે તે વસ્તુનું અસ્તિત્વ જ ન હતું પછી મજબૂતીનું લક્ષણ તો ક્યાંથી હોવાનું હતું ? બસ જે રીતે તેણે ન હોવામાંથી મોજૂદ અને કમજોરને મજબૂત બનાવ્યું એવી જ રીતે તેનાથી ઊલટું પણ કરી શકે છે કારણ કે અલ્લાહની શક્તિ બધી જ શક્યતાઓ સાથે એકસમાન છે, ખાસ કરીને જે વસ્તુઓ એકબીજાનું ઉદાહરણ અને સમાન છે તેમાં તો વધારે સ્પષ્ટ છે, એ જ રીતે અન્ય મખ્લૂકોમાં અને આ આસમાન અને જમીન વગેરેમાં મહાન પરિવર્તન થવું બીજી આયતોમાં ઉપસ્થિત છે. وَحُمِلَتِ الْاَرْضُ وَالْجِبَالُ فَدُكَّتَا دَكَّةً وَّاحِدَةً فَيَوْمَئِذٍ وَّقَعَتِ الْوَاقِعَةُ وَانْشَقَّتِ السَّمَاءُ.... પછી ત્યારબાદ બીજો સૂર ફૂંકાશે જેનાથી રૂહો હોશમાં આવીને પોતાના શરીરોમાં પ્રવેશ પામશે અને સમગ્ર દુનિયા નવેસરથી ઠીકઠાક થઈ જશે અને ઉપરોક્ત જે હશ્રનું વર્ણન

કરવામાં આવ્યું હતું તે આ જ બીજા સૂર પછી થશે, આગળ તેનો હેતુ એટલે કે કયામતમાં સજા અને બદલાનું વર્ણન છે, બસ પ્રથમ તેની પ્રસ્તાવના સ્વરૂપે ઈરશાદ છે કે) ચોક્કસ વાત છે કે અલ્લાહ તઆલાને તમારી બધી પ્રવૃત્તિઓની સંપૂર્ણ ખબર છે (જે બદલા અને સજાની પ્રથમ શરત છે અને બીજી શરતોમાં પણ કુદરતના ઉદાહરણો વગેરે આગવી દલીલોથી સાબિત છે, બસ કયામત કાયમ થવાનું શક્ય હોવું તો તેનાથી દેખીતું છે અને પછી હિકમતના તકાદાથી પણ કયામત કાયમ થઈ સજા અને બદલાનું કાયમ થવું સાબિત થઈ ગયું, પ્રસ્તાવના પછી આગળ તેના કાયમ થવા સહિત તેના ફાયદાઓ અને તરીકાઓ વર્ણન કરવામાં આવે છે કે) જે વ્યક્તિ નેકી (એટલે કે ઈમાન) લાવશે બસ (તે ઈમાન લાવવા ઉપર જે બદલાનો હકદાર છે) તે વ્યક્તિને એ (નેકીનો પ્રસ્તુત બદલા)થી બહેતર (બદલો) મળશે અને તે લોકો ભારે ગભરામણથી તે દિવસે શાંતિમાં રહેશે (જેમકે સૂરએ અંબિયામાં છે ....لَا يَحْزُنُهُمُ الْفَزَعُ الْاَكْبَرُ) અને જે વ્યક્તિ બુરાઈ (એટલે કે કુફ્ર અને શિર્ક) લાવશે તે લોકો ઊંધા મોઢે આગમાં નાંખવામાં આવશે (અને તેમને કહેવામાં આવશે) તમને તો તે અમલોની સજા આપવામાં આવી રહી છે જે તમે (દુનિયામાં) કર્યા કરતા હતા (આ અઝાબ ચેતવણી વિના નથી આપવામાં આવ્યો).

## મસ્અલા અને બોધપાઠ :

فَهُمْ يُوْزَعُوْنَ શબ્દ એ وَزَعَ થી બને છે જેનો અર્થ "રોકવું" થાય છે, ભાવાર્થ એ છે કે આગલા સમૂહને રોકવામાં આવશે જેથી પાછળ રહેલા લોકો તેમની સાથે થઈ જાય અને અમુક લોકોએ وَزَعَ નો અર્થ અહીંયાં "હડસેલવું" કર્યો છે, એટલે કે તેમને ધક્કા આપીને નિશ્ચિત સ્થળ તરફ લાવવામાં આવશે. وَلَمْ تُحِيْطُوْا بِهَا عِلْمًا તેમાં ઈશારો છે કે અલ્લાહ તઆલાની આયતોને જૂઠાડવું પોતે એક મોટો અપરાધ અને મોટો ગુનોહ છે, ખાસ કરીને જ્યારે કે વિચારવા સમજવા અને ચિંતન મનન કરવા તરફ ધ્યાન કર્યા વિના જ જૂઠાડવા લાગો તો આ ગુનોહ બેવડાઈ જાય છે, એનાથી જાણ થઈ કે જે લોકો ચિંતન અને મનન કરવા છતાં સત્યને ન પામી શકે કે તેમની વિચારસરણી અને ચિંતન જ તેમને ગુમરાહી તરફ લઈ જાય તો તેમનો ગુનોહ થોડે ઘણે અંશે હલકો થઈ જાય છે, જો કે અલ્લાહ તઆલાનું અસ્તિત્વ અને તવહીદ વગેરેને જૂઠાડવું તો પણ કુફ્ર અને

**ગુમરાહી તથા કાયમી અઝાબથી નહીં બચાવે, કારણ કે આ એવી સ્પષ્ટ બાબતો છે જેમાં ચિંતન અને મનન કરવાની ભૂલ મા'ફ નથી.**

**وَيَوْمَ يُنْفَخُ فِي الصُّوْرِ فَفَزِعَ مَنْ فِي السَّمٰوٰتِ.... માં શબ્દ فَزِعَ નો અર્થ "ગભરાવાનો અને પરેશાન થવાનો" થાય છે અને એક બીજા સ્થળે فَزِعَ ના બદલે صَعِقَ (સઈક) આવ્યું છે જેનો અર્થ બેહોશ થવાનો થાય છે. જો આ બંને આયતો પ્રથમ સૂર વિશે ઠરાવવામાં આવે તો તે બંને શબ્દોનો ખુલાસો એ થશે કે સૂર ફૂંક્યા પછી પ્રથમ તો બધા ગભરાશે અને પરેશાન થશે, પછી બેહોશ થઈ જશે, અંતે મૃત્યુ પામશે અને કતાદહ વગેરે તફસીરના ઈમામોથી આ આયતને બીજા સૂર વિશે હોવાનું ઠરાવવામાં આવ્યું છે જેનાથી બધા મુરદા ફરીવાર સજીવન થઈ જશે અને આયતનો ભાવાર્થ એ છે કે બધા જીવતા થવાના સમયે ગભરાઈને ઊભા થશે અને અમુક લોકોએ ફરમાવ્યું છે કે સૂર ત્રણ વખતે ફૂંકવામાં આવશે. પ્રથમ સૂર نَفْخَةُ فَزَعٍ હશે, જેનાથી સૌ કોઈ પરેશાની ગભરામણ અને બેચેનીમાં સપડાઈ જશે, બીજો સૂર نَفْخَةُ صَعَقٍ હશે જેનાથી બધા મૃત્યુ પામશે અને ત્રીજો સૂર نَفْخَةُ حَشْرٍوَنَشْرٍ હશે, જેનાથી બધા મુરદા સજીવન થઈ જશે પરંતુ કુર્આનની આયતો અને સહીહ હદીષોથી સાબિતી માત્ર બે જ સૂર ફૂંકવાની મળે છે. (કુર્તુબી અને ઈબ્ને કષીર) ઈબ્ને મુબારક (રહ.)એ હઝરત હસન બસરી (રહ.)થી રિવાયત કરી છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે બંને સૂર વચ્ચે ચાલીસ વર્ષની મુદ્દત હશે.**

**اِلَّا مَا شَآءَ اللّٰهُ આ અપવાદ فَزِعَ (ફઝઅ્)થી છે જેનો અર્થ "ગભરામણ અને ચિંતા" થાય છે. ભાવાર્થ એ છે કે અમુક લોકો એવા પણ હશે જેના ઉપર હશ્રના સમયે કોઈ ગભરામણ નહીં હોય. હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી એક હદીષની રિવાયત છે કે આ લોકો શહીદો હશે, હશ્રની ફરીવારની જિંદગીના સમયે તેમના ઉપર કોઈ ગભરામણ નહીં હોય.** *(સહીહ અલ હદીષ ઈબ્ને અરબી, કુર્તુબી)*

**સઈદ બિન ઝુબૈર (રહ.)એ પણ એ જ ફરમાવ્યું કે તેનો ભાવાર્થ શહીદો છે જે હશ્રના સમયે પોતાની તલવારો બાંધીને અર્શની આસપાસ ભેગા થશે અને કુશયરીએ ફરમાવ્યું કે અંબિયા (અલૈ.) તેમનામાં સૌથી અગ્રક્રમે સામેલ છે, કારણ કે તેમને શહાદતનું સ્થાન પણ પ્રાપ્ત છે અને વિશેષમાં નુબુવ્વતનો મરતબો પણ.** *(કુર્તુબી)*

સૂરએ ઝુમરહમાં આગળ આવશે, وَنُفِخَ فِى الصُّوْرِ فَصَعِقَ مَنْ السَّمٰوٰتِ وَمَنْ فِى الْاَرْضِ اِلَّا مَنْ شَآءَ اللّٰهُ તેમાં فَزِعَ (ફઝિઅ)ના બદલે صَعِقَ (સઈક)નો શબ્દ આવ્યો છે જેનો અર્થ "બેહોશ થવું" થાય છે અને ભાવાર્થ આ સ્થળે બેહોશ થવું અને પછી મૃત્યુ પામવું થાય છે અને તેમાં પણ اِلَّا مَنْ شَاءَ اللّٰه નો અપવાદ છે અને આ અપવાદનો ભાવાર્થ હદીષ પ્રમાણે છ ફરિશ્તાઓ હઝરત જિબ્રઈલ, હઝરત મિકાઈલ, હઝરત ઈસ્રાફિલ અને મલિકુલ મોત (અલૈ.) તથા અર્શને ઉઠાવનારાઓ છે કે તેઓ આ સૂર ફૂંકાવાથી મૃત્યુ પામશે નહીં, પાછળથી હદીષના ખુલાસા પ્રમાણે તેમને પણ મોત આવશે જે તફસીરકાર લોકોએ فَزِعَ (ફઝિઅ) અને صَعِقَ (સઈક)ને એક જ ઠરાવ્યું છે, તેમણે સૂરએ ઝુમરહની જેમ અહીંયાં પણ અપવાદનો ભાવાર્થ ખાસ ફરિશ્તાઓ માટે હોવાનું તફસીરના ખુલાસામાં અપનાવ્યું છે અને જેમણે فَزِعَ (ફઝિઅ) અને صَعِقَ (સઈક)ને અલગ અલગ માન્યું છે તેમના સમીપ પણ "ફઝઅ્"નો અપવાદ શહીદો છે જેમકે ઉપર વર્ણન કરવામાં આવ્યું.

وَتَرَى الْجِبَالَ تَحْسَبُهَا جَامِدَةً وَّهِىَ تَمُرُّ مَرَّ السَّحَابِ ط નો ભાવાર્થ એ છે કે પહાડ પોતાની જગ્યાએથી હટીને એ રીતે ચાલશે જેમકે વાદળને જોનારો તેને પોતાની જગ્યાએ સ્થિર સમજે છે જ્યારે કે તે ઝડપથી ચાલી રહ્યું છે. બધા જ મોટા કદ ધરાવનાર પદાર્થો જેની શરૂઆત અને અંત મનુષ્યની સામે નથી થતી, જ્યારે તે કોઈ એક દિશા તરફ પ્રચલન કરે તો ભલે તેની ગતિ કેટલીય ઝડપી હોય જોનારાઓને એવું લાગે છે કે તે પોતાની જગ્યાએ સ્થિર હોય છે જેનો સાક્ષાત્કાર સૌથી ઘેરા વાદળો અને દૂર સુધી છવાયેલ ઘટાઓ હોય છે કે આ વાદળો પોતાની જગ્યાએ સ્થિર દેખાતા હોય છે જ્યારે કે તેઓ ગતિ કરી રહ્યા છે પરંતુ તેમની ગતિ જોનારાઓને તે સમયે અનુભાવાતી નથી હોતી જ્યાં સુધી કે ક્ષિતિજના કિનારાઓ ખુલ્લા ન થઈ જાય.

ખુલાસો એ છે કે પહાડોનું جَامِدٌ (સ્થિર) હોવું જોનારાઓની દષ્ટિના આધારે છે અને તેનું ગતિ કરવું વાસ્તવિક પરિસ્થિતિના આધારે છે. સામાન્ય તફસીરકારોએ આયતનો ભાવાર્થ આ જ ઠરાવ્યો છે અને તફસીરના પ્રસ્તુત ખુલાસામાં પણ આ જ બાબત અપનાવવામાં આવી છે કે આ બે પરિસ્થિતિઓ બે સમયોની છે. جَامِدٌ એટલે કે સ્થિર હોવું તે સમયના આધારે છે જ્યારે કે જોઈને

દરેક જોનારો એવું સમજે કે આ ક્યારેય પોતાની જગ્યાએથી હલશે નહીં અને تَمُرُّ مَرَّ السَّحَابِ કયામતના દિવસના આધારે છે, અમુક ઉલમાએ ફરમાવ્યું કે કુર્આને કરીમમાં કયામતના દિવસે પહાડોની પરિસ્થિતિઓ ભિન્ન ભિન્ન પ્રકારની વર્ણન થઈ છે, પ્રથમ પરિસ્થિતિ اِنْدِكَاكُ અને زَلْزَلَهُ છે જે સમગ્ર જમીનના પહાડોને ઘેરી લેશે. اِذَا زُلْزِلَتِ الْاَرْضُ زِلْزَالَهَا અને اِذَا دُكَّتِ الْاَرْضُ دَكًّا બીજી પરિસ્થિતિ તેની મોટી મોટી શીલાઓ રૂની પૂણીઓની જેમ થઈ જવું છે અને وَتَكُوْنُ الْجِبَالُ كَالْعِهْنِ الْمَنْفُوْشِ આ તે સમયે થશે જ્યારે કે ઉપરથી આસમાન પણ પીગળેલા તાંબાંની જેમ હશે, જમીનના પહાડ રૂ ની જેમ ઉપર જશે અને ઉપરથી આસમાન નીચે આવશે અને બંને ભેગા થઈ જશે. يَوْمَ تَكُوْنُ السَّمَاءُ كَالْمُهْلِ وَتَكُوْنُ الْجِبَالُ كَالْعِهْنِ ત્રીજી પરિસ્થિતિ એ છે કે તે રૂ ની પૂણીનું એક આગવું કદ હોવાને બદલે તે જીર્ણ ક્ષિર્ણ રજકણો થઈ જશે. وَبُسَّتِ الْجِبَالُ بَسًّا فَكَانَتْ هَبَاءً مُّنْبَثًّا ચોથી પરિસ્થિતિ એ છે કે તે રજકણો થઈને ફેલાઈ જશે. قُلْ يَنْسِفُهَا رَبِّىْ نَسْفًا પાંચમી પરિસ્થિતિ એ છે કે આ પહાડ જે રજકણો થઈને ધૂળની જેમ જમીનમાં ફેલાઈ ગયા છે તેમને હવા ઉપર ઉઠાવીને લઈ જશે અને કારણ કે આ ધૂળ સમગ્ર જમીન ઉપર છવાઈ જશે તો જો કે આ વાદળોની જેમ તેજ ગતિ કરતું હશે પરંતુ જોનાર તેને પોતાની જગ્યાએ સ્થિર જોશે. تَرَى الْجِبَالَ تَحْسَبُهَا جَامِدَةً وَهِىَ تَمُرُّ مَرَّ السَّحَابِ તેમાંથી અમુક પરિસ્થિતિઓ પ્રથમ સૂરના સમયે ઉપસ્થિત થશે અને બીજા સૂર પછી તે સમયે જ્યારે કે જમીનને એક સમથળ સપાટી બનાવી દેવામાં આવશે કે ન તો તેમાં કોઈ ગુફા રહેશે અને ન જ પહાડ કે ન તો ઈમારત અને ન જ વૃક્ષો. قُلْ يَنْسِفُهَا رَبِّىْ نَسْفًا فَيَذَرُهَا قَاعًا صَفْصَفًا لَّا تَرٰى فِيْهَا عِوَجًا وَّلَا اَمْتًا (વલ્લાહુ અઅ્લમુ).

*(કુર્તુબી અને રૂહુલ મઆનીમાંથી)*

صُنْعَ اللّٰهِ الَّذِىْٓ اَتْقَنَ كُلَّ شَىْءٍ ط માં صُنْعَ (સુન્અ)નો અર્થ صَنْعَتُ (સન્અત) "કળા કારીગીરી" છે અને اَتْقَنَ (અત્કન) એ اِتْقَانُ (ઈત્કાન)થી બને છે જેનો અર્થ "કોઈ વસ્તુને મજબૂત અને સ્થિર કરવું" થાય છે. દેખીતી રીતે આ વાક્ય બધા જ પાછલા વિષયો સાથે સંલગ્ન છે જેમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને આશ્ચર્યજનક કારીગીરીનું વર્ણન થયું છે જેમાં દિવસ અને રાતના પરિવર્તનો પણ છે અને સૂર ફૂંકાવાથી લઈને હશ્ર અને સજા અને બદલા સુધીની

બધી જ પરિસ્થિતિઓ પણ અને ભાવાર્થ એ છે કે આ વસ્તુઓ કોઈ આશ્ચર્ય કે તાજ્જુબ પમાડનારી બાબત નથી, કારણ કે તેમનો કારીગર કોઈ મર્યાદિત જ્ઞાન અને શક્તિવાળો કોઈ મનુષ્ય કે ફરિશ્તો નથી બલકે કુલ વિશ્વનો પરવરદિગાર છે અને તેનો સંબંધ નજીકના વાક્ય ....تَـرَى الْجِبَالَ تَحْسَبُهَا جَامِدَةً સાથે જોડવામાં આવે તો ભાવાર્થ એ થશે કે પહાડોની એ પરિસ્થિતિ જોનારને તે સ્થિર હોવાનું લાગે પરંતુ વાસ્તવમાં તે ગતિ કરી રહ્યા હોય છે અને હલન ચલન કરતા હોય છે એ કોઈ અસંભવ વાત કે તાજ્જુબની વાત નથી, કારણ કે આ કારીગરી અલ્લાહ રબ્બુલ ઈજ્જતની છે જેની કુદરતમાં બધું જ કંઈ છે.

مَـنْ جَـآءَ بِـالْـحَسَنَةِ فَلَهٗ خَيْرٌ مِّنْهَا આ સજા અને બદલાના હિસાબ કિતાબ પછી સામે આવનાર પરિણામનું વર્ણન છે અને حَسَـــنَـــةُ (હસનહ)નો ભાવાર્થ لَا اِلٰـــهَ اِلَّااللّٰـــهُ (લા ઈલાહા ઈલ્લલ્લાહ)નો કલિમો છે. (કમા કાલ ઈબ્રાહીમ) અથવા ઈખ્લાસ છે. (કમા કાલ કતાદહ) અને અમુક લોકોએ સદંતર આજ્ઞાપાલનને તેમાં સામેલ ઠરાવ્યું છે. ભાવાર્થ એ છે કે જે વ્યક્તિ નેક અમલ કરશે અને નેક અમલ તે જ સમયે નેક અમલ કહેવાના પાત્ર હોય છે જ્યારે કે તેની ઈમાનની પ્રથમ શરત પૂર્ણ થતી હોય, એટલે કે ઈમાન મોજૂદ હોય તો તેને પોતાના અમલોથી ઉત્તમ વસ્તુ મળશે, ભાવાર્થ તેનાથી જન્નતની કદી સમાપ્ત ન થનારી નેઅ્મતો અને અઝાબ તથા દરેક પ્રકારના કષ્ટ અને પીડાથી કાયમી છુટકારો છે તથા અમુક લોકોએ ફરમાવ્યું કે, خَيْـــرٌ (ખયૂર)થી ભાવાર્થ એ છે કે એક નેકીનો બદલો દશ ઘણાથી લઈને સાતસો ઘણા સુધી મળશે. *(મઝહરી)*

وَهُـمْ مِّنْ فَزَعٍ يَّوْمَئِذٍ اٰمِنُوْنَ માં શબ્દ فَزَعٌ (ફઝઅ્)નો ભાવાર્થ દરેક મોટી મુસીબત તથા પરેશાની અને ગભરામણ છે. મતલબ એ છે કે દુનિયામાં તો દરેક મુત્તકી અને પરહેઝગાર પણ પરિણામથી ડરતો જ રહે છે અને ડરવું પણ જોઈએ જેમકે કુર્આને કરીમનો ઈરશાદ છે, اِنَّ عَـــذَابَ رَبِّهِـــمْ غَيْـــرُ مَـــأْمُـــوْنٍ એટલે કે પરવરદિગારનો અઝાબ એવો નથી કે તેનાથી કોઈ નચિંત અને સંતોષિત થઈને બેસી જાય, એ જ કારણ છે કે અંબિયા (અલૈ.) અને સહાબા (રદિ.) તથા ઉમ્મતના વલીઓ હંમેશા ખૌફ ખાધેલા અને ડરેલા રહેતા હતા પરંતુ તે દિવસે જ્યારે કે હિસાબ કિતાબથી ફારેગ થઈ ચૂકશે તો حَسَـنَـةُ (હસનહ) લાવનારા નેક લોકો દરેક ભય અને ગમથી નચિંત અને સંતોષિત થઈ જશે. વલ્લાહુ અઅ્લમુ.

## આયતો : (સૂરએ નમ્લ : આયત નં. ૯૧-૯૨-૯૩)

إِنَّمَآ أُمِرْتُ أَنْ أَعْبُدَ رَبَّ هَٰذِهِ ٱلْبَلْدَةِ ٱلَّذِى حَرَّمَهَا وَلَهُۥ كُلُّ شَىْءٍ
وَأُمِرْتُ أَنْ أَكُونَ مِنَ ٱلْمُسْلِمِينَ ﴿٩١﴾ وَأَنْ أَتْلُوَا ٱلْقُرْءَانَ فَمَنِ ٱهْتَدَىٰ فَإِنَّمَا
يَهْتَدِى لِنَفْسِهِۦ وَمَن ضَلَّ فَقُلْ إِنَّمَآ أَنَا۠ مِنَ ٱلْمُنذِرِينَ ﴿٩٢﴾ وَقُلِ ٱلْحَمْدُ لِلَّهِ
سَيُرِيكُمْ ءَايَٰتِهِۦ فَتَعْرِفُونَهَا وَمَا رَبُّكَ بِغَٰفِلٍ عَمَّا تَعْمَلُونَ ﴿٩٣﴾ ع

## તરજુમો :

*મને એ જ હુકમ છે કે બંદગી કરું તે (મક્કા) શહેરના માલિક (પરવરદિગાર)ની જેણે તેને સન્માનનીય બનાવ્યું અને દરેક વસ્તુ તેની જ છે અને મને હુકમ છે કે હું આજ્ઞાપાલકોમાંથી રહું. (૯૧) અને એ કે કુર્આન સંભળાવી આપું, પછી જે કોઈ માર્ગ ઉપર આવ્યો બસ તે માર્ગ ઉપર પોતાના ભલા માટે જ આવશે અને જે કોઈ ભટકેલો રહ્યો તો કહી આપો કે હું તો એ જ છું ડર સંભળાવી આપનારો. (૯૨) અને કહો, સઘળા વખાણ અલ્લાહને છે, આગળ તમને પોતાની નિશાનીઓ બતાવશે તો તેમને ઓળખી લેશો અને તમારો પરવરદિગાર તે કામોથી બેખબર નથી જે તમે કરો છો. (૯૩)*

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ ! લોકોને કહી આપો કે) મને તો એ જ હુકમ મળ્યો છે કે હું આ શહેર (મક્કા)ના (સાચા) માલિકની ઈબાદત કર્યા કરું જેણે એ(શહેર)ને સન્માનનીય બનાવ્યું છે (કે સન્માનનીય હોવું તેના સન્માન ઉપર આધારિત છે, મતલબ એ છે કે ઈબાદતમાં કોઈને ભાગીદાર ન કરું) અને (તેની ઈબાદત કેમ કરવામાં ન આવે ? જ્યારે કે) બધી વસ્તુઓ તેની જ (મિલકત) છે અને મને એ (પણ) હુકમ થયો છે કે હું (અકીદાઓ અને કર્મો બધામાં) આજ્ઞાપાલક રહું (આ તો તવહીદનો હુકમ થયો) અને (મને) એ (પણ હુકમ મળ્યો છે) કે હું (તમને) કુર્આન પઢી પઢીને સંભળાવું (એટલે કે અલ્લાહના હુકમોનો પ્રચાર કરું જે નુબુવ્વતની ફરજોમાંથી છે) બસ, (મારા પ્રચાર કર્યા પછી) જે વ્યક્તિ માર્ગ ઉપર

આવશે તો પોતાના જ લાભ માટે માર્ગ ઉપર આવશે (એટલે કે તેને અઝાબથી છુટકારો અને જન્નતની કદી પૂર્ણ ન થનારી નેઅ્મતો મળશે, તેનાથી કોઈ હું પોતાના આર્થિક લાભ અથવા માન સન્માનનો ઈચ્છુક નથી) અને જે વ્યક્તિ માર્ગ ભટકેલો રહેશે તો તમે કહી આપો કે (મારું કોઈ નુકસાન નથી કારણ કે) હું તો માત્ર ડરાવનાર (એટલે કે હુકમ સંભળાવનાર) પયગમ્બરોમાંથી છું (એટલે કે મારું કામ તો હુકમ પહોંચાડી દેવાનું છે ત્યારબાદ મારી જવાબદારી પૂર્ણ થઈ જાય છે નહીં માનો તો તમારે જ પરિણામ ભોગવવાનું છે) અને તમે (એ પણ) કહી આપો કે (તમે જે કયામતના આવવામાં મોડું થવાથી તે અસ્તિત્વમાં જ ન આવવાની દલીલ સમજીને ઈન્કાર કરો છો એ તમારી મૂર્ખામી છે, કોઈ વસ્તુ થવામાં મોડું થવું તે એ બાબતની દલીલ નથી હોઈ શકતી કે તે ક્યારેય બનશે જ નહીં, તદુપરાંત જે તમે મને કહો છો કે હું જલદી કયામત લઈ આવું તો આ બીજી ભૂલ છે, કારણ કે મેં ક્યારે એ દા'વો કર્યો છે કે તેને ઉપસ્થિત કરવું મારા અધિકારમાં છે બલકે) બધી ખુબીઓ માત્ર અલ્લાહના માટે જ સાબિત છે (કુદરત પણ, જ્ઞાન પણ, હિકમત પણ, તે જ્યારે તેની હિકમતનો તકાદો હશે કયામત ઉપસ્થિત કરી દેશે, હા ! એટલી વાત અમને પણ બતાવવામાં આવી છે કે કયામત આવવામાં વધારે વાર નથી બલકે) તે તમને નજીકમાં જ પોતાની નિશાનીઓ (એટલે કે કયામતની ઘટનાઓ) બતાવશે, બસ તમે (તેના આવતા પહેલાં) ઓળખી લેશો (જ્યારે કે ઓળખવાથી કોઈ લાભ થશે નહીં) અને (માત્ર આ નિશાનીઓ બતાવવું જ પૂરતું નહીં હોય બલકે પોતાના બુરા કર્મોની સજા પણ ભોગવવી પડશે કારણ કે) તમારો પરવરદિગાર તે કામોથી બેખબર નથી જે તમે બધા લોકો કરી રહ્યા છો.

## મસ્અલા અને બોધપાઠ :

رَبَّ هٰـــذِهِ الْـــبَـــلْـــدَةِ માં શબ્દ بَـلَدَهُ (બલદહ)નો ભાવાર્થ જમહૂર તફસીરકારોના મતે મક્કા મુકર્રમહ છે. અલ્લાહ તઆલા તો કુલ વિશ્વનો પરવરદિગાર આસમાનો અને જમીનનો માલિક છે, મક્કા મુકર્રમહને વિશેષ સ્વરૂપે વર્ણન કરવામાં આ સ્થળે તેના માન અને સન્માનની તથા અલ્લાહ તઆલા સમીપ તે આદરરણીય અને મહોતરમ હોવાની જાહેરાત છે. શબ્દ حَـــرَّمَ (હર્રમ) એ تَـحْـرِيْمُ (તહરીમ)થી બનેલો છે, તેનો અર્થ સન્માન અને ઈજ્જતનો

પણ થાય છે અને આ સન્માન અને ઈજ્જતના કારણથી જે ખાસ શરીઅતના હુકમો મક્કા મુકર્રમહ અને હરમની ભૂમિથી સંબંધિત છે તે પણ તેમાં સામેલ છે. દાખલા તરીકે જે વ્યક્તિ હરમમાં શરણ લે તે સુરક્ષિત થઈ જાય છે, હરમમાં કોઈ દુશ્મન પાસેથી બદલો લેવો અથવા તેને કતલ કરવો જાઈઝ નથી અને હરમની ભૂમિમાં શિકાર મારવો પણ જાઈઝ નથી, વૃક્ષોને કાપવા પણ જાઈઝ નથી. આ હુકમોનું વર્ણન આયત وَمَنْ دَخَلَهٗ كَانَ اٰمِنًا હેઠળ અને સૂરએ માઈદહની અમુક શરૂઆતમાં અને અમુક આયત لَا تَقْتُلُوا الصَّيْدَ وَاَنْتُمْ માં આવી ગયું છે.

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ નમ્લની તફસીર આજે શનિવાર ૨૪ શવ્વાલ ૧૩૯૧ હિજરીની રાત્રે પૂર્ણ થઈ, જ્યારે કે ૧૪ શવ્વાલથી હિન્દુસ્તાનના હિન્દુઓએ પશ્ચિમ પાકિસ્તાન ઉપર ભરપૂર જમીની, દરિયાઈ અને હવાઈ હુમલાઓ શરૂ કરી દીધા છે. કરાચી ખાસ સ્વરૂપે તેના નિશાના ઉપર છે. દરેક રાત્રે બોમ્બમારો થાય છે, નાગરિક વસ્તીઓ ઉપર પણ બોમ્બ પડે છે. આખી રાત સંપૂર્ણ અંધારું રાખવું પડે છે અને બોમ્બના ધડાકાઓથી મકાન ધ્રુજે છે પરંતુ અલ્લાહના ફઝલો કરમથી તેણે આવી પરિસ્થિતિમાં પણ આ તફસીરના ક્રમને ચાલુ રાખ્યો અને આ યુદ્ધના દશ દિવસમાં પણ તફસીરના લગભગ ચાલીસ પેજો લખવામાં આવ્યા.

– મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

સૂરએ નમ્લ પૂર્ણ થઈ. અલ્હમ્દુલિલ્લાહ !



**તારીખ :** ૧૮ માર્ચ ૨૦૧૦ મુતાબિક ૧ રબિઉલ આખર ૧૪૩૧ હિજરી.



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






પ્રકરણ (૨૮)

# સૂરએ કસસ

સૂરએ કસસ મક્કી છે અને તેની ૮૮ આયતો અને નવ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૧ થી ૧૩)

اٰيَاتُهَا ٨٨ (٢٨) سُوْرَةُ الْقَصَصِ مَكِّيَّةٌ (٤٩) رُكُوْعَاتُهَا ٩

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

طٰسٓمٓ ۝١ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ۝٢ نَتْلُوْا عَلَيْكَ مِنْ نَّبَاِ مُوْسٰى وَفِرْعَوْنَ
بِالْحَقِّ لِقَوْمٍ يُّؤْمِنُوْنَ ۝٣ اِنَّ فِرْعَوْنَ عَلَا فِي الْاَرْضِ وَجَعَلَ اَهْلَهَا
شِيَعًا يَّسْتَضْعِفُ طَآئِفَةً مِّنْهُمْ يُذَبِّحُ اَبْنَآءَهُمْ وَيَسْتَحْيٖ نِسَآءَهُمْ ؕ
اِنَّهٗ كَانَ مِنَ الْمُفْسِدِيْنَ ۝٤ وَنُرِيْدُ اَنْ نَّمُنَّ عَلَى الَّذِيْنَ اسْتُضْعِفُوْا
فِي الْاَرْضِ وَنَجْعَلَهُمْ اَئِمَّةً وَّنَجْعَلَهُمُ الْوٰرِثِيْنَ ۝٥ وَنُمَكِّنَ لَهُمْ فِي الْاَرْضِ
وَنُرِيَ فِرْعَوْنَ وَهَامٰنَ وَجُنُوْدَهُمَا مِنْهُمْ مَّا كَانُوْا يَحْذَرُوْنَ ۝٦ وَاَوْحَيْنَآ
اِلٰٓى اُمِّ مُوْسٰٓى اَنْ اَرْضِعِيْهِ ۚ فَاِذَا خِفْتِ عَلَيْهِ فَاَلْقِيْهِ فِي الْيَمِّ وَلَا تَخَافِيْ
وَلَا تَحْزَنِيْ ۚ اِنَّا رَآدُّوْهُ اِلَيْكِ وَجَاعِلُوْهُ مِنَ الْمُرْسَلِيْنَ ۝٧ فَالْتَقَطَهٗٓ
اٰلُ فِرْعَوْنَ لِيَكُوْنَ لَهُمْ عَدُوًّا وَّحَزَنًا ؕ اِنَّ فِرْعَوْنَ وَهَامٰنَ وَجُنُوْدَهُمَا كَانُوْا
خٰطِـِٕيْنَ ۝٨ وَقَالَتِ امْرَاَتُ فِرْعَوْنَ قُرَّتُ عَيْنٍ لِّيْ وَلَكَ ؕ لَا تَقْتُلُوْهُ ۖۗ
عَسٰٓى اَنْ يَّنْفَعَنَآ اَوْ نَتَّخِذَهٗ وَلَدًا وَّهُمْ لَا يَشْعُرُوْنَ ۝٩ وَاَصْبَحَ فُؤَادُ اُمِّ مُوْسٰى
فٰرِغًا ؕ اِنْ كَادَتْ لَتُبْدِيْ بِهٖ لَوْلَآ اَنْ رَّبَطْنَا عَلٰى قَلْبِهَا لِتَكُوْنَ مِنَ

| |
|---|
| الْمُؤْمِنِيْنَ ⑩ وَقَالَتْ لِاُخْتِهٖ قُصِّيْهِ ۡ فَبَصُرَتْ بِهٖ عَنْ جُنُبٍ وَّهُمْ لَا يَشْعُرُوْنَ ⑪ |
| وَحَرَّمْنَا عَلَيْهِ الْمَرَاضِعَ مِنْ قَبْلُ فَقَالَتْ هَلْ اَدُلُّكُمْ عَلٰٓى اَهْلِ بَيْتٍ |
| يَّكْفُلُوْنَهٗ لَكُمْ وَهُمْ لَهٗ نٰصِحُوْنَ ⑫ فَرَدَدْنٰهُ اِلٰٓى اُمِّهٖ كَيْ تَقَرَّ عَيْنُهَا |
| وَلَا تَحْزَنَ وَلِتَعْلَمَ اَنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ⑬ ع |

## તરજુમો :

*અલ્લાહના નામથી શરૂ કરું છું જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*તા–સીન–મીમ (૧) આ આયતો છે સ્પષ્ટ કિતાબની. (૨) અમે તમને કંઈક અહેવાલ મૂસા (અલૈ.) અને ફિરઔનનો સંભળાવીએ છીએ સત્ય સાથે, તે લોકો માટે જેઓ ઈમાન ધરાવે છે. (૩) નિઃશંક ફિરઔન પ્રદેશમાં (બહુ) ચઢી રહ્યો હતો અને ત્યાંના લોકોને કેટલાય જૂથો કરી રાખ્યા હતા, તેમનામાં એક જૂથને અશક્ત કરી રાખ્યું હતું, તેમના પુત્રોને કાપી નાંખતો હતો અને તેમની સ્ત્રીઓને જીવતી છોડી દેતો હતો, બેશક ! તે ફસાદ કરનારો હતો. (૪) અને અમે ઈચ્છીએ છીએ કે તે લોકો ઉપર ઉપકાર કરીએ જેઓ નિર્બળ થઈને પ્રદેશમાં પડયા હતા અને તેમને સરદાર બનાવી આપીએ અને તેમને વારિસ બનાવી આપીએ. (૫) અને તેમને પ્રદેશમાં સ્થાપિત કરી આપીએ અને ફિરઔન અને હામાનને અને તેમના સૈન્યોને તેમના હાથે બતાવી આપીએ (કે) જે વસ્તુનો તેમને ભય હતો. (૬) અને અમે મૂસા (અલૈ.)ની વાલિદહને હુકમ મોકલ્યો કે તેને દૂધ પીવાડતા રહો, પછી જ્યારે તમને તે (ફિરઔન)નો ભય હોય તો તેમને (મૂસા અલૈ.ને પેટીમાં મૂકી) નદીમાં મૂકી દો અને ન તો ભય રાખો અને ન જ દિલગીર થાઓ, અમે ફરી તેમને તારા તરફ પહોંચાડી આપીશું અને તેમને રસૂલોમાંથી કરી આપીશું. (૭) પછી તેમને (મૂસા અલૈ.ને) ફિરઔનના ઘરવાળાઓએ ઉઠાવી લીધા કે તેમનો દુશ્મન થાય અને ગમમાં નાંખનારો; બેશક ! ફિરઔન અને હામાન અને તેમના સૈન્યો ભૂલ કરનારા હતા. (૮) અને ફિરઔનની સ્ત્રી બોલી, આ તો મારા માટે અને તારા માટે આંખોની*

*ઠંડક છે, તેને ન મારો, કદાચ તે આપણા કામ લાગે અથવા આપણે તેને દિકરો કરી લઈએ અને તેમને (હકીકતની) કંઈ ખબર ન હતી. (૯) અને સવારના સમયે મૂસા (અલૈ.)ની માં ના દિલમાં ચેન ન રહ્યું, નિકટ હતું કે બેચેની જાહેર કરી આપે જો અમે તેના દિલ ઉપર ગાંઠ ન બાંધી દીધી હોત એટલા માટે કે યકીન કરનારાઓમાંની રહે. (૧૦) અને તેમની બહેનને કહ્યું, (પેટીની) પાછળ ચાલતી રહ્યા કર, પછી તેને અજાણી બનીને જોતી રહી અને તેમને (હકીકતની) ખબર પણ ન પડી. (૧૧) અને અમે મૂસા (અલૈ.)થી આયાઓને પહેલેથી જ અટકાવી રાખી હતી, પછી (મૂસા અલૈ.ની બહેન) બોલી, શું હું તમને એક ઘરવાળા બતાવું કે તમારા માટે તેનું પાલન પોષણ કરે અને તેઓ એ(બાળક)નું ભલું ઈચ્છનારા છે. (૧૨) પછી અમે તેમને તેમની માતા તરફ પહોંચાડી દીધા કે (જેથી) તેની આંખો ઠંડી રહે અને દિલગીર ન થાય અને જાણે કે અલ્લાહનો વાયદો સાચો છે પરંતુ ઘણા લોકો જાણતા નથી. (૧૩)*

## તફસીર :

તા–સીન–મીમ (તેનો અર્થ અલ્લાહને ખબર છે, હે નબી ﷺ !) આ (વિષયો જે તમારા ઉપર વહી કરવામાં આવી રહ્યા છે) સ્પષ્ટ કિતાબ (એટલે કે કુર્આન)ની આયતો છે (જેમાં આ સ્થળે) અમે તમને મૂસા (અલૈ.) અને ફિરઔનનો અમુક કિસ્સો ઠીક ઠીક પઢીને (એટલે કે નાઝિલ કરીને) સંભળાવીએ છીએ અને લોકોના (લાભ) માટે કે જેઓ ઈમાન રાખે છે (કારણ કે કિસ્સાના હેતુઓ બોધપાઠ અને તેમની નુબુવ્વત ઉપર દલીલો વગેરે આ મો'મિનોની સાથે જ ખાસ છે, જો કે તે સમયે મો'મિન ન હોય અથવા ઈમાનનો ઈરાદો ધરાવતા હોય અને આ કિસ્સો ટૂંકમાં એ છે કે) ફિરઔન (મિસ્રની) ભૂમિમાં ઘણો ચઢી ગયો હતો અને તેણે ત્યાંના નિવાસીઓના વિવિધ પક્ષો કરી રાખ્યા હતા (એ પ્રમાણે કે કિબતીઓ એટલે કે મિસ્રી લોકોને સન્માનનીય બનાવી રાખ્યા હતા અને સિબતીઓ એટલે કે બની ઈસ્રાઈલને અપમાનિત અને નીચા કરી રાખ્યા હતા જેનું આગળ વર્ણન છે) કે તે (નિવાસીઓ)માંથી એક જૂથ (એટલે કે બની ઈસ્રાઈલ)નું બળ ઘટાડી રાખ્યું હતું (એ પ્રમાણે કે) તેમના દિકરાઓને (જે

નવજાત શીશુઓ પેદા થતા તેમને જલ્લાદોના હાથે) ઝબહ કરાવતો હતો અને તેમની સ્ત્રીઓ (એટલે કે પુત્રીઓ)ને જીવતી રહેવા દેતો હતો (જેથી તેમની પાસેથી સેવાના કાર્યો કરાવવામાં આવે, વળી તેમનાથી તેમને ભય પણ ન હતો) વાસ્તવમાં તે ઘણો ફસાદી હતો (મતલબ કે ફિરઔન તો આ વિચારમાં મસ્ત હતો) અને અમને એ મંજૂર હતું કે જે લોકોને (મિસ્રની) ભૂમિમાં નિર્બળ બનાવવામાં આવી રહ્યા હતા અમે તેમના ઉપર (દુનિયવી અને દીની) અહેસાન કરીએ અને (તે અહેસાન એ છે કે) તેમને (દીનમાં) આગેવાન બનાવીએ અને (દુનિયામાં) તેમને (આ પ્રદેશના) માલિક બનાવીએ અને (માલિક હોવાની સાથે સાથે) તેમને (સત્તા પણ અર્પણ કરીએ એટલે કે) જમીનમાં હુકૂમત આપીએ અને ફિરઔન તથા હામાન અને તેના આજ્ઞાપાલકોને તે (બની ઈસ્રાઈલ) તરફથી તે (જેમને તેઓ નાપસંદ કરે છે તે) ઘટનાઓ બતાવીએ જેનાથી તેઓ બચાવ કરી રહ્યા હતા (તેનો ભાવાર્થ તેમની સત્તાનું પતન અને સર્વનાશ છે કે તેનાથી જ બચવા માટે તેઓ બની ઈસ્રાઈલના બાળકોને એક સ્વપ્નની તા'બીર પ્રમાણે કે જે ફિરઔને જોયું હતું અને જ્યોતિષીઓએ તેની તા'બીર કરી હતી, કતલ કરી રહ્યો હતો. –કઝા ફિ દૂર્રે મન્થૂર. –બસ, અમારી મરજી અને ઈચ્છાની સામે તે લોકોની યુક્તિ કંઈ જ કામ ન આવી, આ કિસ્સો ટૂંકમાં વર્ણન થયો) અને (તેની પ્રથમ વિગત એ છે કે જ્યારે હઝરત મૂસા અલૈ. આ જ ભયાનક માહોલમાં જન્મ્યા ત્યારે) અમે મૂસા (અલૈ.)ની વાલિદહને ઈલ્હામ કર્યો કે (જ્યાં સુધી તેનું ગુપ્ત રાખવું શક્ય હોય) તમે તેમને દૂધ પીવડાવો પછી જ્યારે તેમના વિશે (જાસૂસોને જાણ થઈ જવાનો) ભય થાય તો (નિર્ભય અને નચિંત થઈને) તેમને (પેટીમાં મૂકીને) નદી (એટલે કે નાઈલ નદી)માં નાંખી દો અને ન તો (ડૂબવાથી) સંદેહ કરો અને ન (જ તેમનાથી જુદાઈનો) ગમ કરો (કારણ કે) અમે અવશ્ય તેમને ફરી તમારી પાસે પાછા પહોંચાડીશું અને (ફરી પોતાના સમય ઉપર) તેમને પયગમ્બર બનાવીશું (મતલબ કે તે એ જ પ્રમાણે દૂધ પીવડાવતી રહી પછી જ્યારે જાસૂસોનો ડર થયો તો પેટીમાં બંધ કરીને અલ્લાહના નામ ઉપર નાઈલ નદીમાં છોડી દીધા, તેની કોઈ શાખા ફિરઔનના મહેલમાં પણ જતી હતી અથવા નદી કિનારે ફરવા માટે ફિરઔનના સંબંધીઓ નીકળ્યા હતા, મતલબ કે તે પેટી કિનારે આવી લાગી) તો ફિરઔનના લોકોએ મૂસા (અલૈ.)ને (એટલે કે

પેટી સાથે) ઉઠાવી લીધા જેથી તેઓ તે લોકો માટે દુશ્મની અને ગમનું કારણ બને, નિઃશંક ! ફિરઔન અને હામાન અને તેમના તા'બેદારો (એ વિશે) ઘણું ભૂલ્યા (કે પોતાના દુશ્મનને પોતાની બગલમાં પાલવ્યો) અને (જ્યારે તેમને પેટીમાંથી કાઢીને ફિરઔનની સામે લાવવામાં આવ્યા તો) ફિરઔનની પત્ની (હઝરત આસિયા)એ (ફિરઔનને) કહ્યું કે આ (બાળક) મારી અને તારી આંખોની ઠંડક છે (એટલે કે તેને જોઈને જીવ ખુશ થયા કરશે માટે) તેને કતલ ન કરો, અજબ નથી કે (મોટો થઈને) આપણને કંઈક લાભ પહોંચાડે અથવા આપણે તેને (પોતાનો) બેટો જ બનાવી લઈએ અને તે લોકોને (પરિણામની) ખબર ન હતી (કે આ તે જ બાળક છે જેના હાથે ફિરઔનની સલ્તનતનો નાશ થશે) અને (આ બાજુ એ ઘટના બની કે) મૂસા (અલૈ.)ની વાલિદહનું દિલ (વિવિધ પ્રકારના વિચારોના આક્રમણથી) બેકરાર થઈ ગયું (અને બેકરારી પણ જેવી તેવી નહીં બલકે, એટલી સખત બેચેની હતી કે) નિકટ હતું કે (બેચેનીના કારણે) તેઓએ મૂસા (અલૈ.)ની હાલત (બધા સામે) જાહેર કરી આપી હોત જો અમે તેમના દિલને એ હેતુથી દૃઢ ન કરી રાખતા રહ્યા હોત કે તે (અમારા વાયદા ઉપર) યકીન કરીને (બેસી) રહે, (મતલબ કે ખૂબ મુશ્કેલીએ પોતાના મનને સંભાળ્યું અને યુક્તિ શરૂ કરી, તે એ છે કે) તેમણે મૂસા (અલૈ.)ની બહેન (એટલે કે પોતાની પુત્રી)ને કહ્યું, જરા મૂસા (અલૈ.)ની ભાળ તો કાઢો ? બસ, (તે ચાલી અને એ જાણીને કે પેટી મહેલમાં ખોલવામાં આવી છે, તેણી તે મહેલમાં પહોંચી, યા તો તેની મહેલમાં આવન જાવન રહેતી હશે, યા તો કોઈ યુક્તિ કરી ત્યાં પહોંચી હશે અને) તેમણે મૂસા (અલૈ.)ને દૂરથી જોયા અને તે લોકોને એ ખબર ન હતી (કે આ તેમની બહેન છે અને તે ચિંતાતૂર થઈને આવી છે) અને અમે પ્રથમથી જ (એટલે કે જ્યારથી પેટીમાંથી નીકળ્યા હતા) તે દૂધ પીવાડનારીઓને અટકાવી રાખી હતી (એટલે કે તેઓ કોઈનું દૂધ પીતા ન હતા) બસ, તે (આ હાલત જોઈને તક ઝડપી) કહેવા લાગી, શું હું તમને કોઈ એવા ઘરનું સરનામું બતાવું જે તમારા માટે આ બાળકનું પાલન પોષણ કરે અને તે (પોતાની પ્રકૃતિ પ્રમાણે દિલથી) તેનું ભલું ઈચ્છશે (આ લોકોને તે સમયે દૂધ પીવાડવામાં મુશ્કેલી પડી રહી હતી, આ સલાહને ગનીમત સમજીને એ ઘરનું સરનામું પૂછ્યું, તેમણે પોતાની વાલિદહનું સરનામું આપ્યું એટલા માટે તેમને બોલાવવામાં આવ્યા અને હઝરત મૂસા અલૈ.

તેમના ખોળામાં આપવામાં આવ્યા. તેમણે જતાંની સાથે જ દૂધ પીવાનું શરૂ કરી દીધું અને તે લોકોની પરવાનગીથી નિરાંતે હઝરત મૂસા અલૈ.ને પોતાના ઘરે લઈ આવ્યા અને થોડા થોડા દિવસે તેમને બતાવી આવતા હતા) મતલબ કે અમે મૂસા (અલૈ.)ને (આ પ્રમાણે) તેમની વાલિદહની પાસે (પોતાના વાયદા પ્રમાણે) પાછા પહોંચાડ્યા જેથી (પોતાની અવલાદને જોઈને) તેમની આંખો ઠંડી થાય અને જેથી (જુદાઈના) ગમમાં ન રહે અને જેથી એ વાતને (ચકાસણી કરીને ઔર વધારે યકીનની સાથે) જાણી લે કે અલ્લાહ તઆલાનો વાયદો સાચો (હોય) છે પરંતુ (અફસોસની વાત છે કે) ઘણા લોકો (તેનો) વિશ્વાસ નથી રાખતા. (આ કાફિરો માટે કહેવામાં આવ્યું છે.)

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ કસસ મક્કી સૂરતોમાં સૌથી અંતિમ સૂરત છે જે હિજરત સમયે મક્કા મુકર્રમહ અને જુહ્ફાહ (રાબિગ) વચ્ચે નાઝિલ થઈ. અમુક રિવાયતોમાં છે કે હિજરતની મુસાફરીમાં જ્યારે રસૂલે કરીમ ﷺ જુહ્ફાહ એટલે કે રાબિગ પાસે પહોંચ્યા ત્યારે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) આવ્યા અને રસૂલે કરીમ ﷺને કહ્યું કે, હે મુહમ્મદ ﷺ ! શું તમને તમારું વતન જેમાં તમે પેદા થયા યાદ આવે છે? તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, હા ! જરૂર યાદ આવે છે. તેના ઉપર હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.)એ કુર્આનની આ આયત સંભળાવી જેના ઉપર રસૂલે કરીમ ﷺને આ ખુશખબરી આપવામાં આવી હતી કે પરિણામે મક્કા મુકર્રમહ વિજયી થઈને આપના કબ્જામાં આવશે, તે આયત આ છે. اِنَّ الَّـذِىْ فَـرَضَ عَـلَيْكَ الْـقُـرْاٰنَ لَـرَآدُّكَ اِلٰـى مَعَـادٍ સૂરએ કસસમાં સૌ પ્રથમ હઝરત મૂસા (અલૈ.)નો કિસ્સો પહેલાં ટૂંકમાં પછી વિગતવાર વર્ણન થયો છે. અડધી સૂરત સુધી હઝરત મૂસા (અલૈ.)નો કિસ્સો ફિરઔન સાથે અને અડધી સૂરત સુધી કારૂન સાથે વર્ણન કરવામાં આવ્યો છે.

હઝરત મૂસા (અલૈ.)નો કિસ્સો સમગ્ર કુર્આનમાં ક્યાંક ટૂંકમાં તો ક્યાંક વિગતવાર વારંવાર આવ્યો છે. સૂરએ કહફમાં તો તેમના આ કિસ્સાની એ વિગત આવી છે જે હઝરત ખિજર (અલૈ.) સાથે બન્યું હતું, પછી સૂરએ તા–હામાં સંપૂર્ણ કિસ્સાની વિગત છે અને આ જ અમુક વિગતો સૂરએ નમ્લમાં આવી છે,

પછી સૂરએ કસસમાં તેનું પુનરાવર્તન થયું છે. સૂરએ તા–હામાં જ્યાં હઝરત મૂસા (અલૈ.) માટે અલ્લાહ તબારક વ તઆલાનો ઈરશાદ આ પ્રમાણે આવ્યો છે, وَلَقَدُ فَتَنّٰکَ فُتُوۡنًا હદીષવેત્તાઓમાંથી ઈમામ નસઈ વગેરેએ આ સંપૂર્ણ કિસ્સાની પૂરેપૂરી વિગત ત્યાં જ લખી દીધી છે. નાચીઝે પણ ઈબ્ને કષીરના હવાલાથી આ સંપૂર્ણ વિગત સૂરએ તા–હામાં વર્ણન કરી આપી છે. આ કિસ્સાથી સંબંધિત વિવિધ વિભાગોની બધી જ ચર્ચા અને જરૂરી મસ્અલાઓ તથા ખુલાસાઓ અમુક સૂરએ કહફમાં અને બાકી સૂરએ તા–હામાં વર્ણન કરવામાં આવ્યા છે. મસ્અલા અને ચર્ચા માટે ત્યાં જોઈ લેવું પૂરતું થશે, અહીંયાં માત્ર આયતના શબ્દોની ટૂંકી તફસીરને પૂરતું સમજવામાં આવ્યું છે.

આ وَنُرِيْدُ اَنْ نَّمُنَّ عَلَى الَّذِيْنَ اسْتُضْعِفُوْا فِى الْاَرْضِ وَنَجْعَلَهُمْ اَئِمَّةً આયતમાં ફિરઔનની યુક્તિના મુકાબલામાં અલ્લાહ તઆલાની તકદીરનું ન જ માત્ર ઉચ્ચતમ્ અને છવાયેલું હોવું બલકે ફિરઔન અને તેના બધા દરબારીઓની અત્યંત મૂર્ખામીનું બલકે આંધળા બનવાનું વર્ણન છે કે જે બાળક વિશે સ્વપ્ન અને સ્વપ્નની તા'બીરની બીના ઉપર ફિરઔનને ભય લાગ્યો હતો અને જે બીનાએ બની ઈસ્રાઈલના નવજાત પુરુષ બાળકોને કાપી નાંખવાનો કાયદો લાગુ પાડવામાં આવ્યો હતો તેને અલ્લાહ તઆલાએ આ ફિરઔનના ઘરમાં પોતાના જ હાથોએ પાલન પોષણ કરાવ્યું અને માતાના સંતોષ માટે તેમના જ ખોળામાં આશ્ચર્યજનક પદ્ધતિથી હઝરત મૂસા (અલૈ.)ને પહોંચાડી દેવામાં આવ્યા, તેઓ ફિરઔન પાસેથી તેમને દૂધ પીવડાવવાનો ખર્ચ જે અમુક રિવાયતોમાં એક દીનાર દરરોજનો બતાવવામાં આવે છે વધારામાં વસૂલ કરતા રહ્યા. આ દૂધ પીવાડવાનું આ વળતર કારણ કે એક કાફિર હરબી પાસેથી તેની રાજી ખુશી સાથે લેવામાં આવ્યું છે એટલા માટે તેના જાઈઝ હોવામાં કોઈ શંકા નથી અને અંતે જે ભયને દૂર કરવા માટે સમગ્ર કોમ ઉપર આ અત્યાચાર કરવામાં આવ્યો હતો તે તેના જ ઘરની અંદર એક કઠોર લાવા બનીને ફૂટી પડ્યો અને સ્વપ્નની તા'બીર અલ્લાહે તેને પોતાની આંખોએ બતાવી દીધી. وَنُرِىَ فِرْعَوْنَ وَهَامٰنَ اِلٰى مَا كَانُوْا يَحْذَرُوْنَ નો આ જ હેતુ છે.

وَاَوْحَيْنَآ اِلٰٓى اُمِّ مُوْسٰٓى માં શબ્દ وَحْى (વહ્ય) આ સ્થળે શાબ્દિક અર્થમાં

ઉપયોગ થયો છે, અહીંયાં નુબુવ્વતની વહી ભાવાર્થ તરીકે નથી એની ચર્ચા સૂરએ તા–હામાં કરવામાં આવી ચૂકી છે.

---

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૧૪ થી ૨૧)

وَلَمَّا بَلَغَ اَشُدَّهٗ وَاسْتَوٰٓى اٰتَيْنٰهُ حُكْمًا وَّعِلْمًا ؕ وَكَذٰلِكَ نَجْزِى
الْمُحْسِنِيْنَ ﴿١٤﴾ وَدَخَلَ الْمَدِيْنَةَ عَلٰى حِيْنِ غَفْلَةٍ مِّنْ اَهْلِهَا فَوَجَدَ
فِيْهَا رَجُلَيْنِ يَقْتَتِلٰنِ ۗ هٰذَا مِنْ شِيْعَتِهٖ وَهٰذَا مِنْ عَدُوِّهٖ ۚ فَاسْتَغَاثَهُ
الَّذِىْ مِنْ شِيْعَتِهٖ عَلَى الَّذِىْ مِنْ عَدُوِّهٖ ۙ فَوَكَزَهٗ مُوْسٰى فَقَضٰى عَلَيْهِ ۗ
قَالَ هٰذَا مِنْ عَمَلِ الشَّيْطٰنِ ؕ اِنَّهٗ عَدُوٌّ مُّضِلٌّ مُّبِيْنٌ ﴿١٥﴾ قَالَ رَبِّ
اِنِّىْ ظَلَمْتُ نَفْسِىْ فَاغْفِرْ لِىْ فَغَفَرَ لَهٗ ؕ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿١٦﴾ قَالَ رَبِّ
بِمَآ اَنْعَمْتَ عَلَىَّ فَلَنْ اَكُوْنَ ظَهِيْرًا لِّلْمُجْرِمِيْنَ ﴿١٧﴾ فَاَصْبَحَ فِى الْمَدِيْنَةِ
خَآئِفًا يَّتَرَقَّبُ فَاِذَا الَّذِى اسْتَنْصَرَهٗ بِالْاَمْسِ يَسْتَصْرِخُهٗ ؕ قَالَ لَهٗ
مُوْسٰٓى اِنَّكَ لَغَوِىٌّ مُّبِيْنٌ ﴿١٨﴾ فَلَمَّآ اَنْ اَرَادَ اَنْ يَّبْطِشَ بِالَّذِىْ هُوَ
عَدُوٌّ لَّهُمَا ۙ قَالَ يٰمُوْسٰٓى اَتُرِيْدُ اَنْ تَقْتُلَنِىْ كَمَا قَتَلْتَ نَفْسًا بِالْاَمْسِ ۖۗ
اِنْ تُرِيْدُ اِلَّآ اَنْ تَكُوْنَ جَبَّارًا فِى الْاَرْضِ وَمَا تُرِيْدُ اَنْ تَكُوْنَ مِنَ
الْمُصْلِحِيْنَ ﴿١٩﴾ وَجَآءَ رَجُلٌ مِّنْ اَقْصَا الْمَدِيْنَةِ يَسْعٰى ؗ قَالَ يٰمُوْسٰٓى اِنَّ
الْمَلَاَ يَاْتَمِرُوْنَ بِكَ لِيَقْتُلُوْكَ فَاخْرُجْ اِنِّىْ لَكَ مِنَ النّٰصِحِيْنَ ﴿٢٠﴾ فَخَرَجَ
مِنْهَا خَآئِفًا يَّتَرَقَّبُ ؗ قَالَ رَبِّ نَجِّنِىْ مِنَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٢١﴾ ع
ع ٢ ٨/٥

**તરજુમો :**

*અને જ્યારે પોતાની પરિપક્વતાએ પહોંચી ગયા અને પરિપૂર્ણ થયા તો અમે*

*તેમને હિકમત અને જ્ઞાન અર્પણ કર્યું અને એ જ પ્રમાણે અમે નેકીવાળાઓને બદલો આપીએ છીએ. (૧૪) અને (મૂસા અલૈ.) શહેરની અંદર આવ્યા જે વખતે ત્યાંના લોકો ગાફેલ હતા, પછી તેમણે બે પુરુષોને લડતા જોયા, આ એક તેમના પોતાના જૂથમાંનો (જ્ઞાતિભાઈ) અને બીજો તેમના દુશ્મનોમાંથી, પછી જે તેમના પોતાના જૂથમાંથી હતો તેણે તેની ફરિયાદ કરી જે તેમના દુશ્મનોમાંથી હતો, પછી મૂસા (અલૈ.)એ તેને મુક્કો માર્યો, પછી તેને પૂરો કરી નાંખ્યો, (મૂસા અલૈ.એ) કહ્યું, આ શયતાનના કામમાંથી થયું, બેશક તે બહેકાવનાર ખુલ્લો દુશ્મન છે. (૧૫) (મૂસા અલૈ.એ) કહ્યું, હે મારા પરવરદિગાર ! મેં પોતાની જાતનું બુરું કર્યું, બસ મને મા'ફ કરી દે, પછી તેને મા'ફ કરી દીધું, બેશક તે જ મા'ફ કરનારો મહાદયાળુ છે. (૧૬) કહ્યું, હે મારા પરવરદિગાર ! જેમકે તેં મારા ઉપર કૃપા કરી ફરી હું ક્યારેય ગુનેહગારોનો મદદગાર નહીં થાઉં. (૧૭) પછી સવારે ઊઠયા તે શહેરમાં ડરતાં(-ડરતાં) રાહ જોતા જોતા, પછી અચાનક જેણે કાલે મદદ માંગી હતી તે આજે ફરી તેમનાથી ફરિયાદ કરે છે, મૂસા (અલૈ.)એ કહ્યું, બેશક ! તું ઉઘાડો માર્ગથી ફંટાયેલો છે. (૧૮) પછી જ્યારે ઈચ્છયું કે તેના ઉપર હાથ નાંખે જે તે બંનેનો દુશ્મન હતો, બોલી ઉઠયો, હે મૂસા (અલૈ.) ! શું તું ઈચ્છે છે કે મારી હત્યા કરે જેવી હત્યા કાલે એક વ્યક્તિની કરી ચૂક્યો છે !? તારો એવો જ ઈરાદો છે કે પ્રદેશમાં બળજબરી કરતો ફરે ? અને નથી ઈચ્છતો કે સુલેહ કરાવનારાઓમાંનો થાય ? (૧૯) અને શહેરની પેલી ભાગોળેથી એક વ્યક્તિ દોડતો આવ્યો, કહ્યું, હે મૂસા (અલૈ.) ! દરબારવાળા તારા ઉપર મશ્વરો કરી રહ્યા છે કે તને મારી નાંખે ! બસ તું નીકળી જા હું તારું ભલું ઈચ્છનારો છું. (૨૦) પછી ત્યાંથી ભયભીત થઈને નીકળ્યા, રાહ જોતા, બોલ્યા, હે પરવરદિગાર ! મને આ અન્યાયી (જાલિમ) કોમથી બચાવી લે.(૨૧)*

## તફસીર :

અને જ્યારે (પાલન પોષણ પામીને) પોતાની ભર યુવાની(ની ઉંમર)માં પહોંચ્યા અને (શારીરિક અને બૌદ્ધિક શક્તિઓથી) દુરુસ્ત થઈ ગયા તો અમે તેમને હિકમત અને જ્ઞાન અર્પણ કર્યું (એટલે કે નુબુવ્વતની પહેલાં જ સમજદારી

અને ઉચ્ચ કક્ષાની બુદ્ધિ અર્પણ કરી જેનાથી સારા અને નરસાનો તફાવત સમજી શકે) અને અમે નેકી કરનારાઓને આ જ રીતે બદલો આપતા રહીએ છીએ (એટલે કે નેક કર્મોથી જ્ઞાનના લાભોમાં વૃદ્ધિ થતી રહે છે, તેમાં ઈશારો છે કે ફિરઔનની માન્યતાઓને મૂસા અલૈ.એ ક્યારેય અપનાવી ન હતી બલકે તેમને તેનાથી સૂગ હતી) અને (આ જ સમયમાં એક ઘટના એવી બની કે એક વખતે) મૂસા (અલૈ.) શહેરમાં (એટલે કે મિસ્રમાં –કઝા ફિ રૂહ અન ઈબ્ને ઈસ્હાક –ક્યાંક બહારથી) એવા સમયે પહોંચ્યા કે ત્યાંના (ઘણા) નિવાસીઓ ગાફેલ (પડીને ઊંઘતા) હતા (મોટા ભાગની રિવાયતોથી આ સમય બપોરનો જણાય છે અને અમુક રિવાયતોથી અમુક રાત પસાર થયા પછીનો સમય જણાય છે. –કઝા ફિ દૂર્રે મન્થૂર) તો તેમણે ત્યાં બે વ્યક્તિઓને લડતા જોયા, એક તો તેમની જ્ઞાતિ (એટલે કે બની ઈસ્રાઈલ)માંનો હતો અને બીજો તેમના વિરોધીઓ (એટલે કે ફિરઔનના સંબંધિત કર્મચારીઓ)માંથી હતો (બંને કોઈ વાત ઉપર ઝઘડી રહ્યા હતા અને ફિરઔની વ્યક્તિ બળજબરી કરી રહ્યો હતો) બસ તે જે તેમની જ્ઞાતિનો હતો તેણે (જેવા) મૂસા (અલૈ.ને જોયા તો તેઓ)ને તેના મુકાબલામાં કે જે તેમના વિરોધીઓમાંથી હતો મદદ માંગી (મૂસા અલૈ.એ પ્રથમ તેને સમજાવ્યો, જ્યારે તેના ઉપર પણ તે પાછો ન વળ્યો) તો મૂસા (અલૈ.)એ (જુલમ દૂર કરવા માટે ચેતવણી સ્વરૂપે) તેને (એક) મુક્કો મારી દીધો અને તેનું કામ પૂરું કરી નાંખ્યું (એટલે કે અચાનક તે મરી ગયો) મૂસા (અલૈ. આ અપેક્ષા વિરુદ્ધ પરિણામથી ખૂબ પસ્તાયા અને) કહેવા લાગ્યા કે આ તો શયતાની હરકત થઈ ગઈ, બેશક ! શયતાન (પણ માનવીનો) ઉઘાડો દુશ્મન છે, કોઈ ભૂલમાં નાંખી દે છે (અને પસ્તાવો કરીને અલ્લાહ તઆલાથી) અરજ કરી કે હે મારા પરવરદિગાર ! મારાથી કુસૂર થઈ ગયો તું મા'ફ કરી આપ, બસ અલ્લાહ તઆલાએ મા'ફ કરી દીધું, નિઃશંક ! તે મહાન મા'ફ કરનાર મહાન દયાળુ છે (આ મા'ફી તથા જ્ઞાન નુબુવ્વત અર્પણ થવાના સમયે જાહેર થયું. فِى النَّمْلِ اِلَّا مَنْ ظَلَمَ ثُمَّ بَدَّلَ حُسْنًا بَعْدَ سُوْءٍ فَاِنِّىْ غَفُوْرٌ رَّحِيْمٌ અને તે સમયે જો કે કદાચ ઈલ્હામ દ્વારા જાણ થઈ ગઈ હોય અથવા બિલકુલ જ જાણ ન થઈ હોય) મૂસા (અલૈ.)એ (કુસૂરની તવબહની સાથે ભવિષ્ય વિશે પણ) અરજ કરી કે હે મારા પરવરદિગાર ! કારણ કે તેં મારા ઉપર (મોટા મોટા) ઈનામો કર્યા છે (જેનું વર્ણન સૂરએ તા–હામાં આવ્યું છે

(وَلَقَدْ مَنَنَّا عَلَيْكَ مَرَّةً اُخْرٰى اِلٰى قَوْلِهٖ وَلَا تَحْزَنْ) બસ, ક્યારેય હું અપરાધીઓની મદદ કરીશ નહીં (અહીંયાં مُجْرِمِيْنَ "મુજરિમીન"નો ભાવાર્થ તે છે જે અન્યો પાસે ગુનાહોનું કામ કરાવવા ઈચ્છે, કારણ કે કોઈનાથી ગુનાહ કરાવવો તે પણ અપરાધ છે તેમાં શયતાન પણ સામેલ થઈ ગયો કે તે ગુનાહ કરાવે છે અને ગુનાહ કરનારો તેની મદદ કરે છે, ભલે જાણીબૂઝીને હોય અથવા ભૂલથી જેમકે આ આયતમાં છે, وَكَانَ الْكَافِرُ عَلٰى رَبِّهٖ ظَهِيْرًا اَىْ لِلشَّيْطَانِ મતલબ એ થયો કે હું શયતાનનું કહ્યું ક્યારેય નહીં માનું, એટલે કે સંભવિત ખતાના મોકાએ કાળજી અને ખૂબ ચીવટથી કામ લઈશ અને મૂળ હેતુ એટલો જ છે પરંતુ ટૂંકમાં હુકમ સામેલ કરવા માટે 'મુજરિમીન' બહુવચનના સર્વનામથી લાવવામાં આવ્યું છે કે અન્યો માટે પણ આ નિયમ સામાન્ય થઈ જાય, મતલબ કે વચમાં તેની ચર્ચા થઈ ગઈ પરંતુ ઈસ્રાઈલી સિવાય કોઈ ભેદથી વાકેફ ન હતો અને કારણ કે તેના જ સમર્થનમાં આ ઘટના બની હતી એટલા માટે તેણે જાહેર ન કર્યું, એ કારણ કે કોઈને ખબર નથી પરંતુ મૂસા અલૈ.ને ભય રહ્યો એટલે સુધી કે રાત પસાર થઈ ગઈ) પછી મૂસા (અલૈ.) શહેરમાં સવાર થતાં ભય અને ખોફની હાલતમાં અચાનક (જુએ છે કે) તે જ વ્યક્તિ જેણે ગઈ કાલે તેમની મદદ ઈચ્છી હતી તે ફરી તેમને (મદદ માટે) પોકારી રહ્યો છે (કે કોઈ અન્યથી ઝઘડી પડ્યો હતો) મૂસા (અલૈ. આ જોઈને અને કાલની પરિસ્થિતિ યાદ કરીને તેનાથી નારાજ થયા અને) તેને કહેવા લાગ્યા, બેશક ! તું ઉઘાડો માર્ગ ભૂલેલો (વ્યક્તિ) છે (કે રોજ રોજ લોકોથી ઝઘડતો રહે છે. મૂસા અલૈ.ને પરિસ્થિતિની જાણ થઈ ગઈ હશે કે તેના તરફથી પણ કોઈ ગુસ્સો થયો છે પરંતુ બળજબરી ફિરઔનીની જોઈને તેને રોકવાનો ઈરાદો કર્યો) બસ, જ્યારે મૂસા (અલૈ.)એ તેના ઉપર હાથ ઉગામ્યો જે બંનેનો વિરોધી હતો (તેનો ભાવાર્થ ફિરઔની છે કે તે ઈસ્રાઈલીનો પણ વિરોધી હતો અને હઝરત મૂસા અલૈ.નો પણ કારણ કે મૂસા અલૈ. બની ઈસ્રાઈલમાંથી છે અને તે લોકો બધા બની ઈસ્રાઈલના વિરોધી હતા. જાણે કે મૂસા અલૈ.ને ચોક્કસ રીતે ઈસ્રાઈલી ન સમજ્યો હોય અથવા તો મૂસા અલૈ. કારણ કે ફિરઔનની રીતભાતથી નફરત કરતા હતા એ બાબત મશહૂર થઈ ગઈ હોવી જોઈએ, એટલા માટે ફિરઔનીઓ તેમના વિરોધી થઈ ગયા હોય. ખૈર, જે હોય તે. મૂસા અલૈ.એ તે ફિરઔની ઉપર હાથ ઉગામ્યો અને તેનાથી પહેલાં તેઓ ઈસ્રાઈલી ઉપર ખફા

થઈ ચૂક્યા હતા તો તેનાથી આ ઈસ્રાઈલીને શંકા થઈ કે કદાચ આજે મારા ઉપર વાર કરશે તેથી ગભરાઈને) તે ઈસ્રાઈલી કહેવા લાગ્યો, હે મૂસા (અલૈ.) ! શું (આજે) મને કતલ કરવા ઈચ્છો છો જેમકે કાલે એક વ્યક્તિને કતલ કરી ચૂક્યા છો ? (જાણ થાય છે કે) બસ, તમે દુનિયામાં પોતાનું જોર બેસાડવા ઈચ્છો છો અને સુલેહ (તથા મેળ મિલાપ) કરવા નથી ઈચ્છતા (આ વાક્ય તે ફિરઔનીએ સાંભળ્યું, હત્યારાની શોધખોળ થઈ રહી હતી અને આટલી જાણકારી મળી જવી ઘણી હતી, તરત ફિરઔનને ખબર પહોંચાડવામાં આવી, ફિરઔન પોતાના વ્યક્તિના માર્યા જવાથી ક્રોધે ભરાયેલો હતો. આ સાંભળીને ગુસ્સે થઈને અને કદાચ તેનાથી તેને પોતાના સ્વપ્નનો સંદેહ મજબૂત થઈ ગયો હોય કે ક્યાંક તે વ્યક્તિ આ જ ન હોય, ખાસ કરીને જો મૂસા અલૈ.નું ફિરઔનના તરીકાને નાપસંદ કરવું પણ ફિરઔનને જાણકારી હોય તો તેના કારણે અમુક દુશ્મની પણ થઈ ગઈ હોય, તેનાથી આ દુશ્મનીમાં વધારો થયો હોય. મતલબ કે તેણે પોતાના દરબારીઓને સલાહ મશ્વરો કરવા ભેગા કર્યા અને અંતિમ સલાહ હઝરત મૂસા અલૈ.ને કતલ કરવાની નક્કી થઈ) અને (આ સભામાં) એક વ્યક્તિ (મૂસા અલૈ.નો હમદર્દ અને ભલું ઈચ્છનાર હતો તે) શહેરની (આ) ભાગોળેથી (જ્યાં આ મશ્વરો થઈ રહ્યો હતો, મૂસા અલૈ.ની પાસે નજીકની ગલીઓએથી) દોડતો(–દોડતો) આવ્યો (અને) કહેવા લાગ્યો, હે મૂસા (અલૈ.) ! દરબારવાળા તમારા વિશે મશ્વરો કરી રહ્યા છે કે તમને કતલ કરી નાંખે, બસ તમે (અહીંયાંથી) ચાલ્યા જાઓ, હું તમારું ભલું કરી રહ્યો છું, બસ (આ સાંભળીને) મૂસા અલૈ. ત્યાંથી (કોઈપણ રીતે) નીકળી ગયા ભય અને દહેશતની હાલતમાં (અને કારણ કે માર્ગ ખબર ન હતી એટલે દુઆ સ્વરૂપે) કહેવા લાગ્યા કે હે મારા પરવરદિગાર! મને આ જાલિમ લોકોથી બચાવી લે (અને સલામતીવાળા સ્થળે પહોંચાડી આપ).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَمَّا بَلَغَ اَشُدَّهٗ وَاسْتَوٰٓى માં શબ્દ اَشُدَّ (અશુદ)નો શાબ્દિક અર્થ શક્તિ અથવા મજબૂતીની પરાકાષ્ઠા ઉપર પહોંચવું થાય છે, એટલે કે માનવી બાળપણની અશક્તિથી ક્રમે ક્રમે શક્તિ અને મજબૂતી તરફ વધે છે. એક સમય

એવો આવે છે કે તેના અસ્તિત્વમાં જેટલી શક્તિ અને મજબૂતી આવી શકતી હતી તે સંપૂર્ણ થઈ જાય છે, તે સમયને اَشُدّ (અસુદ) કહેવામાં આવે છે અને આવું થવું પૃથ્વીના વિવિધ પ્રદેશો અને કોમોના સ્વભાવના આધારે તે વિવિધ પ્રકારે હોય છે. કોઈનો اَشُدّ (અશુદ)નો સમય જલદી આવી જાય છે, કોઈનો મોડેથી, પરંતુ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને મુજાહિદ (રહ.)ની રિવાયત અબ્દુલ્લાહ બિન હુમયદથી આ નકલ થઈ છે કે اَشُدّ (અસુદ) ઉંમરના ૩૩ વર્ષમાં આવે છે, તેને سَنِ كَمَال (સને કમાલ) અથવા سَنِ وَقُوف (સને વકૂફ) કહેવામાં આવે છે, જેમાં શરીરનું સૌષ્ઠવ એક મર્યાદા ઉપર પહોંચીને રોકાઈ જાય છે, ત્યાર પછી ચાલીસ વર્ષની ઉંમર સુધી આ વકૂફનો સમય રહે છે તેને જ استوٰی (ઈસ્તવા)ના શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે. ચાલીસ વર્ષ પછી કમજોરી અને અશક્તિ શરૂ થઈ જાય છે. તેનાથી જાણ થઈ કે ઉંમરમાં અસુદ ૩૩ વર્ષથી શરૂ થઈને ૪૦ વર્ષ સુધી રહે છે. *(રૂહ અને કુર્તુબી)*

اٰتَيۡنٰهُ حُكۡمًا وَّعِلۡمًا ؕ માં حُكۡم (હુકમ)નો ભાવાર્થ "નુબુવ્વત અથવા રિસાલત" છે. عِلۡم (ઇલ્મ)નો ભાવાર્થ અલ્લાહ તઆલાની શરીઅતના હુકમોનું જ્ઞાન છે. وَدَخَلَ الۡمَدِيۡنَةَ عَلٰى حِيۡنِ غَفۡلَةٍ مِّنۡ اَهۡلِهَا માં શબ્દ اَلۡمَدِيۡنَةُ (મદીનહ)નો ભાવાર્થ મોટા ભાગના તફસીરકારો નજીક મિસ્ર શહેર છે જેમાં પ્રવેશ થવાના શબ્દથી જાણ થઈ કે હઝરત મૂસા (અલૈ.) મિસ્રથી ક્યાંક બહાર ગયા હતા, પછી એક દિવસે તે શહેરમાં તેમણે એવા સમયે પ્રવેશ કર્યો જે સામાન્ય લોકો માટે નિંદ્રાનો સમય હતો. આગળ કિબતીની હત્યાના કિસ્સામાં એનું પણ વર્ણન છે કે આ તે જ સમય હતો જ્યારે હઝરત મૂસા (અલૈ.)એ પોતાની નુબુવ્વત અને રિસાલતની તથા દીને હકની જાહેરાત શરૂ કરી હતી. તેના પરિણામમાં અમુક લોકો તેમના તા'બેદાર અને ફરમાંબરદાર થઈ ગયા હતા જે તેમના અનુયાયીઓ કહેવાતા હતા. مِنۡ شِيۡعَتِهٖ નો શબ્દ એના ઉપર સાક્ષી છે, આ બધા જ ઈશારાથી તે રિવાયતને સમર્થન મળે છે જે ઈબ્ને ઈસ્હાક અને ઈબ્ને ઝૈદથી નકલ થયેલ છે કે જ્યારે મૂસા (અલૈ.)એ હોશ સંભાળ્યો અને દીને હકની અમુક વાતો લોકોથી કહેવા લાગ્યા, ફિરઔન તેમનો વિરોધી થઈ ગયો અને કતલનો ઈરાદો કર્યો પરંતુ ફિરઔનની પત્ની હઝરત આસિયાની દરખાસ્ત ઉપર તેમના કતલ કરવાના ઈરાદાથી પાછો ફર્યો પરંતુ તેમને શહેરથી બહાર કાઢી મૂકવાનો હુકમ આપવામાં

આવ્યો, ત્યારબાદ હઝરત મૂસા (અલૈ.) શહેરમાં કોઈ સ્થળે રહેવા લાગ્યા અને ક્યારેક ક્યારેક છુપાઈને મિસ્ર શહેરમાં આવતા હતા અને عَلٰى حِيۡنِ غَفۡلَةٍ مِّنۡ اَهۡلِهَا થી ભાવાર્થ ઘણા તફસીરકારો નજીક બપોરનો સમય છે જ્યારે કે લોકો બપોરની નિંદ્રામાં હતા. *(કુર્તુબી)*

فَوَكَزَهٗ مُوۡسٰى માં શબ્દ وَكَزَ (વકઝ)નો અર્થ "મુક્કો મારવો" થાય છે, فَقَضٰى عَلَيۡهِ અને قَضَاهُ અને قَضٰى ને રૂઢિપ્રયોગમાં ત્યારે બોલવામાં આવે છે જ્યારે કોઈ વ્યક્તિનું બિલકુલ કામ પૂરું કરીને ફારિગ થઈ જાય એટલા માટે અહીંયાં તેનો અર્થ "કતલ કરી નાંખવા"નો થાય છે. *(મઝહરી)*

قَالَ رَبِّ اِنِّىۡ ظَلَمۡتُ نَفۡسِىۡ فَاغۡفِرۡ لِىۡ فَغَفَرَ لَهٗ આ આયતનો ભાવાર્થ એ છે કે આ કિબતી કાફિરની હત્યા જે હઝરત મૂસા (અલૈ.)થી વિના ઈરાદે થઈ ગઈ હતી, હઝરત મૂસા (અલૈ.)એ તેને પણ પોતાના નુબુવ્વત અને રિસાલતના મરતબા અને પયગમ્બરી માન સન્માનના લિહાજથી પોતાનો કુસૂર ઠરાવીને અલ્લાહ તઆલા પાસે મા'ફી માંગી. અલ્લાહ તઆલાએ મા'ફ કરી દીધા, અહીંયાં પ્રથમ સવાલ એ ઉપસ્થિત થાય છે કે આ કિબતી કાફિર શરઈ પરિભાષાના આધારે એક હરબી કાફિર હતો જેની હત્યા જાણીબૂઝીને થાય તો મબાહ અને જાઈઝ હતી, કારણ કે આ કોઈ ઈસ્લામી હુકૂમતનો જિમ્મી ન હતો, ન જ મૂસા (અલૈ.) સાથે તેનો કોઈ કરાર હતો, પછી હઝરત મૂસા (અલૈ.)એ તેને શયતાનનું કાર્ય અને કુસૂર કેમ ઠરાવ્યો ? તેને કતલ કરવો તો દેખીતી રીતે સવાબનું કારણ હોવું જોઈતું હતું કે તે એક મુસલમાન ઉપર જુલમ કરી રહ્યો હતો, તેને બચાવવા માટે આ હત્યા કરવામાં આવી. તેનો જવાબ એ છે કે કરાર જે રીતે મૌખિક અથવા લેખિત સ્વરૂપે હોય છે જેમકે મોટે ભાગે ઈસ્લામી હુકૂમતોમાં જવાબદાર વ્યક્તિઓ સાથે કોઈ કરાર અથવા કોઈ ગેરમુસ્લિમ હુકૂમતો સાથે સુલેહનો કરાર થાય છે અને આ કરાર સર્વસહમતીથી દરેક માટે અમલ કરવો ફરજિયાત હોય છે અને તેનો વિરોધ કરવો બળવાખોરી અને વાયદા ખિલાફીના કારણે હરામ હોય છે, એ જ પ્રમાણે એક અમલી કરારનો પ્રકાર પણ હોય છે તેની પાબંદી કરવી પણ લાજિમ અને તેનો વિરોધ કરવો કરારભંગ સમજવામાં આવે છે.

**આ અમલી કરારનું સ્વરૂપ એ છે કે જે સ્થળે મુસલમાનો અને અમુક ગેરમુસ્લિમો કોઈ અન્ય હુકૂમતની સત્તા હેઠળ પરસ્પર શાંતિ અને સલામતીથી સાથે સાથે વસતા અને રહેતા હોય ત્યારે એકબીજા ઉપર આક્રમણ કરવું અથવા લૂટમાર કરવું બંને પક્ષે ગદારી સમજવામાં આવતી હોય છે, આમ આ પ્રમાણેની સામાજિક વ્યવસ્થા અને વ્યવહાર પણ એક પ્રકારનો અમલી કરાર હોય છે, તેનો ભંગ કરવો જાઈઝ નથી. તેની દલીલ હઝરત મુગયરહ બિન શુઅ્બા (રદિ.)ની લાંબી હદીષ છે જેને ઈમામ બુખારી (રહ.)એ كِتَـــابُ الشُّــرُوْطُ માં વિગતપૂર્વક રિવાયત કરી છે અને તેની ઘટના એ હતી હઝરત મુગયરહ ઈબ્ને શુઅ્બા (રદિ.) ઈસ્લામથી પહેલાં અજ્ઞાનતાના કાળમાં કાફિરોના એક જૂથ સાથે સંબંધ અને સામાજિક વ્યવહાર રાખતા હતા, પછી તેમને કતલ કરીને તેમનો માલ કબ્જે કરી લીધો અને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને મુસલમાન થઈ ગયા અને જે માલ તે લોકો પાસેથી લીધો હતો તેને રસૂલે કરીમ ﷺની સેવામાં રજુ કર્યો. આ ઘટના ઉપર રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, اَمَّـا الْاِسْلَامُ فَـاَقْبَـلُ وَاَمَّا الْـمَـــالُ فَـلَسْـتَ مِنْـهُ فِـىْ شَـىٍْ અને અબૂ દાવુદે આ રિવાયતમાં તેમના શબ્દો આ પ્રમાણે વર્ણવ્યા છે, اَمَّـا الْـمَالُ فَمَالُ غَدْرٍ لَاحَاجَةَ لَنَا فِيْهِ એટલે કે તમારો ઈસ્લામ તો અમે કબૂલ કરી લીધો હવે તમે મુસલમાન છો પરંતુ આ માલ એવો માલ છે જે ગદારી અને કરારભંગ દ્વારા પ્રાપ્ત કરવામાં આવ્યો છે એટલા માટે અમને આ માલની કોઈ જરૂરત નથી. બુખારીનો ખુલાસો લખનાર હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ ખુલાસામાં લખ્યું છે કે આ હદીષથી આ મસ્અલો નીકળે છે કે કાફિરોનો માલ શાંતિના સમયમાં લૂંટી લેવો હલાલ નથી કારણ કે એક વસ્તીમાં સાથે રહેનાર અથવા એકસાથે કામ કરનાર એકબીજાથી પોતાને સલામત સમજે છે. તેમનો આ અમલી કરાર પણ એક અમાનત છે જેનો અમાનત રાખનાર વ્યક્તિએ અદા કરવો ફરજ છે ભલે તે કાફિર હોય અથવા મુસ્લિમ અને કાફિરોનો માલ જે મુસલમાનો માટે હલાલ હોય છે તો તે માત્ર યુદ્ધ અને વિજયના સ્વરૂપમાં જ હલાલ હોય છે, શાંતિ અને સલામતીના સમયમાં જ્યારે કે એકબીજાથી પોતાને સલામત સમજી રહ્યા હોય કોઈ કાફિરનો માલ લૂંટી લેવો જાઈઝ નથી અને કુસ્તલાનીએ શરહે બુખારીમાં નોંધ્યું છે,**

اِنَّ اَمْوَالَ الْمُشْرِكِيْنَ اِنْ كَانَتْ مَغْنُوْمَةً عِنْدَ الْقَهْرِ فَلَا يَحِلُّ اَخْذُهَا عِنْدَ الْاَمْنِ فَاِذَا كَانَ الْاِنْسَانُ مُصَاحِبًا لَّهُمْ فَقَدْ اَمِنَ كُلُّ وَاحِدٍ مِّنْهُمْ صَاحِبَهٗ فَسَفْكُ الدِّمَاءِ وَ اَخْذُ الْمَالِ مَعَ ذٰلِكَ غَدْرٌ حَرَامٌ اِلَّا اَنْ يُّنْبَذَ اِلَيْهِمْ عَهْدُهُمْ عَلٰى سَوَاءٍ

*"બેશક ! મુશ્રિકોનો માલ યુદ્ધ અને જિહાદના સમયે ગનીમત અને મબાહ છે પરંતુ શાંતિની પરિસ્થિતિમાં હલાલ નથી, એટલા માટે જે મુસલમાન કોઈ કાફિરની સાથે રહેતો વસતો હોય કે અમલી રીતે એકબીજાથી સલામત હોય તો એવી પરિસ્થિતિમાં કોઈ કાફિરનું ખૂન વહાવવું અથવા માલ જબરદસ્તી લઈ લેવો ગદ્દારી અને હરામ છે જ્યાં સુધી કે તેમના આ અમલી કરારને રદ કરવાની જાહેરાત કરવામાં ન આવે."*

ખુલાસો એ છે કે કિબતીની હત્યા આ અમલી કરારની બીનાએ જો ઈરાદાપૂર્વક હોત તો જાઈઝ ન હતી પરંતુ હઝરત મૂસા (અલૈ.)એ તેની હત્યાનો ઈરાદો કર્યો ન હતો બલકે ઈસ્લાઈલી વ્યક્તિને તેના અત્યાચારથી બચાવવા માટે હાથથી મુક્કો માર્યો જે સ્વાભાવિક રીતે હત્યાનું કારણ બનતું નથી હોતું પરંતુ કિબતી આ મુક્કાથી મરી ગયો તો હઝરત મૂસા (અલૈ.)ને આ અહેસાસ થયો કે તેને દૂર કરવા માટે આ મુક્કાથી ઓછા પ્રમાણમાં પણ પૂરતું હતું, આ અતિરેક કરવો મારા માટે બરાબર ન હતો એટલા માટે તેમણે તેને શયતાનની પ્રવૃત્તિ ઠરાવીને તેનાથી મા'ફી માંગી.

**ખુલાસો :**

આ તહકીક હકીમુલ ઉમ્મત સય્યિદી હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.)ની છે જે તેમણે અરબી ભાષામાં અહકામુલ કુર્આનની સૂરએ કસસ લખતી વખતે કહી હતી અને આ અંતિમ જ્ઞાનપૂર્ણ ખુલાસો છે જેનો લાભ મુજ નાચીઝે હઝરત (રહ.)થી પ્રાપ્ત કર્યો, કારણ કે તેમનો આ ઈરશાદ બીજી રજ્જબ સન હિજરી ૧૩૬૪માં થયો હતો, ત્યારબાદ તેમની બીમારી ખૂબ વધી ગઈ અને ૧૬ રજ્જબે આ વિશ્વનો સૂર્ય આથમી ગયો. ઈન્નાલિલ્લાહ...

قَالَ رَبِّ بِمَآ اَنْعَمْتَ عَلَيَّ فَلَنْ اَكُوْنَ ظَهِيْرًا لِّلْمُجْرِمِيْنَ હઝરત મૂસા

(અલૈ.)ના આ કુસૂરને જ્યારે અલ્લાહ તઆલાએ મા'ફ કરી દીધો તો તેમણે આ નેઅ્મતના શુક્રમાં એ અરજ કરી કે હું ભવિષ્યમાં કોઈ અપરાધીની મદદ કરીશ નહીં. તેનાથી જાણ થઈ કે હઝરત મૂસા (અલૈ.)એ તે ઈસ્રાઈલીની મદદ માટે આ પગલું ભર્યું હતું. બીજી ઘટનાથી એ વાત સાબિત થઈ ગઈ હતી કે તે ઈસ્રાઈલી પોતે જ ઝઘડાખોર હતો, લડાઈ ઝઘડો કરવો તેની ટેવ હતી એટલા માટે તેને અપરાધી ઠરાવીને હવે પછી ભવિષ્યમાં આવા કોઈ વ્યક્તિની સહાય ન કરવાનું વચન લીધું અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ સ્થળે مُجْرِمِيْنَ (મુજરિમીન)ની તફસીર كَافِرِيْنَ (કાફિરીન)ની સાથે નકલ થઈ છે અને કતાદહે પણ લગભગ એવું જ કહ્યું છે. આ તફસીરની બીનાએ ઘટના એમ જાણ થાય છે કે આ ઈસ્રાઈલી જેની હઝરત મૂસા (અલૈ.)એ મદદ કરી હતી તે પણ મુસલમાન ન હતો પરંતુ તેને મઝલૂમ (જેના ઉપર અત્યાચાર થતો હોય) સમજીને તેની મદદ કરી, હઝરત મૂસા (અલૈ.)ના આ ઈરશાદથી બે મસ્અલા સાબિત થાય છે.

**મસ્અલો :**

પ્રથમ એ કે મઝલૂમ જો કાફિર હોય અથવા ફાસિક પણ, તેની મદદ કરવી જોઈએ અને બીજો મસ્અલો એ સાબિત થયો કે કોઈ અપરાધી જાલિમની મદદ કરવી જાઈઝ નથી. વિદ્વાનોએ આ આયતથી દલીલો કરીને જાલિમ સત્તાધારીઓની નોકરી કરવી પણ નાજાઈઝ ઠરાવી છે કે તે પણ તેમના જુલમમાં સામેલ સમજવામાં આવશે અને તેના ઉપર સલફે સાલિહીન (પુરોગામી બુઝુર્ગો)ની અનેકવિધ રિવાયતો નકલ કરી છે. (કમા ફિ રૂહુલ મઆની) કાફિરો અથવા જાલિમોની સહાયતા અથવા મદદના વિવિધ સ્વરૂપો છે અને તેના હુકમો ફિક્હની કિતાબોમાં વિગતવાર પ્રસ્તુત છે. નાચીઝે અહકામુલ કુર્આનમાં અરબી ભાષામાં આ જ આયતની નીચે આ મસ્અલાની સંપૂર્ણ વિગત અને તેનો ખુલાસો લખી દીધો છે, વિદ્વાનો ત્યાં જોઈ શકે છે.

---

---

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૨૨ થી ૨૮)

وَلَمَّا تَوَجَّهَ تِلْقَآءَ مَدْيَنَ قَالَ عَسٰى رَبِّيْٓ اَنْ يَّهْدِيَنِيْ سَوَآءَ السَّبِيْلِ ﴿۲۲﴾
وَلَمَّا وَرَدَ مَآءَ مَدْيَنَ وَجَدَ عَلَيْهِ اُمَّةً مِّنَ النَّاسِ يَسْقُوْنَ ۫ وَوَجَدَ مِنْ
دُوْنِهِمُ امْرَاَتَيْنِ تَذُوْدٰنِ ۚ قَالَ مَا خَطْبُكُمَا ؕ قَالَتَا لَا نَسْقِيْ حَتّٰى يُصْدِرَ
الرِّعَآءُ ٚ وَاَبُوْنَا شَيْخٌ كَبِيْرٌ ﴿۲۳﴾ فَسَقٰى لَهُمَا ثُمَّ تَوَلّٰٓى اِلَى الظِّلِّ فَقَالَ رَبِّ اِنِّيْ
لِمَآ اَنْزَلْتَ اِلَيَّ مِنْ خَيْرٍ فَقِيْرٌ ﴿۲۴﴾ فَجَآءَتْهُ اِحْدٰىهُمَا تَمْشِيْ عَلَى
اسْتِحْيَآءٍ ۫ قَالَتْ اِنَّ اَبِيْ يَدْعُوْكَ لِيَجْزِيَكَ اَجْرَ مَا سَقَيْتَ لَنَا ؕ فَلَمَّا
جَآءَهٗ وَقَصَّ عَلَيْهِ الْقَصَصَ ۙ قَالَ لَا تَخَفْ ۫ نَجَوْتَ مِنَ الْقَوْمِ
الظّٰلِمِيْنَ ﴿۲۵﴾ قَالَتْ اِحْدٰىهُمَا يٰٓاَبَتِ اسْتَاْجِرْهُ ۫ اِنَّ خَيْرَ مَنِ اسْتَاْجَرْتَ
الْقَوِيُّ الْاَمِيْنُ ﴿۲۶﴾ قَالَ اِنِّيْٓ اُرِيْدُ اَنْ اُنْكِحَكَ اِحْدَى ابْنَتَيَّ هٰتَيْنِ عَلٰٓى اَنْ
تَاْجُرَنِيْ ثَمٰنِيَ حِجَجٍ ۚ فَاِنْ اَتْمَمْتَ عَشْرًا فَمِنْ عِنْدِكَ ۚ وَمَآ اُرِيْدُ اَنْ
اَشُقَّ عَلَيْكَ ؕ سَتَجِدُنِيْٓ اِنْ شَآءَ اللّٰهُ مِنَ الصّٰلِحِيْنَ ﴿۲۷﴾ قَالَ ذٰلِكَ بَيْنِيْ
وَبَيْنَكَ ؕ اَيَّمَا الْاَجَلَيْنِ قَضَيْتُ فَلَا عُدْوَانَ عَلَيَّ ؕ وَاللّٰهُ عَلٰى مَا نَقُوْلُ وَكِيْلٌ ﴿۲۸﴾ ع

## તરજુમો :

*અને જ્યારે મદયન તરફ માર્ગ લીધો, કહ્યું, આશા છે કે મારો પરવરદિગાર મને સીધા માર્ગ ઉપર લઈ જાય. (૨૨) અને જ્યારે મદયનના પાણી ઉપર પહોંચ્યા ત્યાં લોકોના એક જૂથને પાણી પીવાડતું જોયું અને તેમની પાછળ બે સ્ત્રીઓને જોઈ કે પોતાની બકરીઓ રોકીને ઊભી હતી, (મૂસા અલૈ.એ) કહ્યું, તમારી શું હાલત છે ? (સ્ત્રીઓ) બોલી, અમે ગોવાળિયાઓના (ઢોરો) ખસેડી લેવા સુધી પાણી નથી પીવાડતા અને અમારા બાપ મોટી ઉંમરના ઘરડા (માણસ) છે. (૨૩) પછી તેણે (મૂસા અલૈ.એ) તેમના ઢોરોને પાણી*

*પીવડાવી દીધું, પછી હટીને છાંયડા તરફ આવ્યા, બોલ્યા, હે પરવરદિગાર ! તું જે કંઈ સારી વસ્તુ મારા તરફ ઊતારે હું તેનો જ મોહતાજ છું. (૨૪) ત્યારબાદ તે બંનેમાંથી એક (સ્ત્રી) તેમની પાસે આવી, શરમાઈને ચાલતી હતી; બોલી, મારા પિતા તમને બોલાવે છે કે અમારા જાનવરોને તમે પાણી પીવડાવ્યું બદલામાં તેનો હક આપે; પછી જ્યારે તેમની પાસે પહોંચ્યા અને તેમણે અહેવાલ વર્ણન કર્યો (સ્ત્રીઓના પિતાએ) કહ્યું, ડરો નહીં ! તમે તે અન્યાયી (જાલિમ) કોમથી બચીને આવ્યા છો. (૨૫) તે બંને (સ્ત્રીઓ)માંથી એક બોલી, હે બાપ ! તેમને નોકર રાખી લો, અલબત્ત બહેતર નોકર જેને તમે રાખવા ઈચ્છો તે છે જે બળવાન (અને) પ્રમાણિક હોય. (૨૬) કહ્યું, હું ઈચ્છું છું કે બંનેમાંથી મારી એક પુત્રી તમારી નિકાહમાં આપું એ શરત ઉપર કે તમે મારી આઠ વર્ષ નોકરી કરો, પછી જો તમે દશ વર્ષ પૂર્ણ કરો તો તે તમારા તરફથી છે અને હું નથી ઈચ્છતો કે તમારા ઉપર તકલીફ નાંખું, જો અલ્લાહે ઈચ્છયું તમે મને નેક લોકોમાંથી પામશો. (૨૭) (મૂસા અલૈ.) બોલ્યા, આ મારા અને તમારા વચ્ચે વાયદો થઈ ચૂક્યો જે પણ મુદ્દત તે બંનેમાંથી પૂરી કરું; બસ, મારા ઉપર અતિરેક ન થાય અને જે આપણે કહીએ છીએ તેના ઉપર અલ્લાહનો ભરોસો ! (૨૮)*

## તફસીર :

અને જયારે (આ દુઆ કરીને એક દિશાએ અલ્લાહ તઆલા ઉપર ભરોસો રાખી ચાલ્યા અને ગયૂબી મદદ વડે) મૂસા (અલૈ.)એ મદયન તરફ વાટ પકડી (કારણ કે રસ્તો ખબર ન હતો એટલા માટે અલ્લાહ તઆલા ઉપર ભરોસો અને પોતાના નફસને સાંત્વના આપવા માટે પોતાની જાતને જ) કહેવા લાગ્યા કે આશા છે કે મારો પરવરદિગાર મને (કોઈ સલામતીના સ્થળે) સીધા માર્ગે ચલાવશે (એટલા માટે એવું જ થયું અને મદયન પહોંચી ગયા) અને જયારે મદયનના પાણી (એટલે કે કૂવા) ઉપર પહોંચ્યા તો તેના ઉપર (અનેક) વ્યક્તિઓના એક જૂથને જોયું (જે આ કૂવેથી ખેંચી ખેંચીને પોતાના ઢોરોને) પાણી પીવડાવી રહ્યા હતા અને તે લોકોથી એક તરફ (અલગ) બે સ્ત્રીઓ જોઈ કે તે (પોતાની બકરીઓ) અટકાવી ઊભી છે; મૂસા (અલૈ.)એ (તેમને) પૂછયું, તમારો શું મતલબ છે ? તે બંને બોલી કે (અમારો નિત્યક્રમ એ છે કે) અમે (પોતાના

ઢોરોને) તે સમય સુધી પાણી નથી પીવાડતા જ્યાં સુધી કે આ ગોવાળિયાઓ (જે કૂવા ઉપર પાણી પીવડાવી રહ્યા છે) પાણી પીવડાવીને (જાનવરોને) ખસેડીને ન લઈ જાય (એક તો શરમના કારણે અને બીજું પુરુષો સાથે અશક્તોથી સંઘર્ષ ક્યાં થઈ શકવાનો છે ?) અને (આ પરિસ્થિતિમાં અમે ન આવ્યા હોત પરંતુ) અમારા પિતા ઘણા વૃદ્ધ છે (અને ઘર ઉપર કોઈ અન્ય કામ કરનારું જ નથી અને કામ કરવું જરૂરી છે એટલે અમારે મજબૂરીથી આવવું પડે છે) બસ, (આ સાંભળીને મૂસા અલૈ.ને દયા આવી અને) મૂસા (અલૈ.)એ તેમના માટે પાણી (ખેંચીને તેમના ઢોરોને) પીવડાવ્યું (અને તેમને રાહ જોવાની અને પાણી ખેંચવાની તકલીફથી બચાવ્યા) પછી (ત્યાંથી) હટીને (એક) છાંયડા(ની જગ્યા)એ જઈને બેઠા, (કદાચ તે પહાડનો છાંયડો હોય અથવા કોઈ વૃક્ષનો) પછી (અલ્લાહ તઆલાના દરબારમાં) દુઆ કરી કે હે મારા પરવરદિગાર ! (આ સમયે) જે નેઅ્‌મત પણ (થોડી અથવા વધારે) તું મને મોકલી આપે હું તેનો (સખત) જરૂરતમંદ છું, (કારણ કે આ મુસાફરીમાં કંઈ પણ ખાવા પીવાનું મળ્યું ન હતું, અલ્લાહ તઆલાએ તેની એ વ્યવસ્થા કરી કે તે બંને સ્ત્રીઓ પોતાના ઘરે ગઈ તો પિતાએ નિત્યક્રમ કરતાં વહેલાં આવવાનું કારણ પૂછ્યું, તેમણે હઝરત મૂસા અલૈ.નો સંપૂર્ણ કિસ્સો વર્ણન કર્યો તેમાંથી એક દિકરીને તેમને બોલાવવા માટે મોકલી) મૂસા (અલૈ.) પાસે એક સ્ત્રી આવી કે શરમાઈને ચાલતી હતી (કે જે ખાનદાની સ્ત્રીઓનું લક્ષણ હોય છે અને આવીને) કહેવા લાગી કે મારા પિતા તમને બોલાવે છે જેથી તમને તેનો બદલો આપે જે તમે અમારા માટે (અમારા જાનવરોને) પાણી પીવડાવી દીધું હતું (આ તે દિકરીઓને પોતાના પિતાની આદત ખબર થઈ હશે કે તેઓ અહેસાનનો બદલો આપ્યા કરતા હશે, હઝરત મૂસા અલૈ. સાથે થઈ ગયા. જો કે હેતુ હઝરત મૂસા અલૈ.નો ખરેખર પોતાની સેવાનું વળતર લેવાનો ન હતો પરંતુ સલામતીના સ્થળ અને કોઈ દોસ્ત અને આશરાની જરૂરત હતી એટલા માટે પરિસ્થિતિના તકાદા અનુસાર તેની તલાશમાં હતા અને જો ભૂખની કઠોરતા પણ ત્યાં જવાનું એક કારણ હોય તો પણ કોઈ વાંધો નથી અને તેને વળતર સાથે કોઈ સંબંધ નથી અને જિયાફતની દુઆ પણ ખાસ કરીને જરૂરતના સમયે અને વિશેષરૂપે દયાળુ અને નેક વ્યક્તિ પાસેથી કોઈ અપમાનની બાબત નથી, માર્ગમાં હઝરત મૂસા અલૈ.એ તે સ્ત્રીને કહ્યું કે તમે મારી પાછળ

થઈ જાઓ, હું ઈબ્રાહીમ અલૈ.ની અવલાદમાંથી છું, અજનબી સ્ત્રીઓને વિના કારણે વિના ઈરાદે જોવાનું પણ પસંદ નથી કરતો મતલબ કે તેઓ એ જ પ્રમાણે તે નેક વૃદ્ધ વ્યક્તિ પાસે પહોંચ્યા) બસ, જ્યારે તેમની પાસે પહોંચ્યા અને તેમને બધી પરિસ્થિતિ વર્ણન કરી તો તેમને (સાંત્વના આપી અને) કહ્યું કે (હવે) ભય ન રાખો, તમે જાલિમ લોકોથી બચીને આવ્યા, (કારણ કે આ સ્થળે ફિરઔનની સત્તા ન હતી. –કઝા ફિ રૂહ. –પછી) એક પુત્રીએ કહ્યું કે અબ્બાજાન (તમને માણસની જરૂર છે અને અમે યુવાન થઈ ગઈ, હવે ઘરમાં રહેવું યોગ્ય છે માટે) તમે તેમને નોકર રાખી લો કારણ કે સારો નોકર તે વ્યક્તિ છે જે મજબૂત (હોય અને) પ્રમાણિક (પણ) હોય (અને તેમનામાં બંને લક્ષણો છે કારણ કે તેમના પાણી ખેંચવાની શક્તિથી અને પ્રમાણિકતાભર્યા વ્યવહારથી ખાસ કરીને રસ્તામાં સ્ત્રીને પાછળ ચાલવાનું કહેવાથી તેમની પ્રમાણિકતા જાહેર થતી હતી અને પોતાના બાપને પણ કહ્યું હતું તેથી) તે (બુઝૂર્ગ હઝરત મૂસા અલૈ.ને) કહેવા લાગ્યા, હું ઈચ્છું છું કે આ બંને દિકરીઓમાંથી એકને તમારી સાથે પરણાવી દઉં એ શરતે કે તમે આઠ વર્ષો મારી નોકરી કરો (અને આ નોકરીનો બદલો તે જ નિકાહ છે, ખુલાસો એ કે આઠ વર્ષોની સેવા તે નિકાહની મહેર છે) પછી જો તમે દશ વર્ષ પૂરા કરી આપો તો આ તમારા તરફથી (અહેસાન) છે (એટલે કે મારા તરફથી કોઈ દબાણ નથી) અને હું (આ બાબતમાં) તમારા ઉપર કોઈ તકલીફ નાંખવા નથી ઈચ્છતો (એટલે કામ લેવાના અને સમયની પાબંદી વગેરેના મા'મલામાં સરળતા અને સહેલાઈથી વર્તીશ) તમે મને ઈન્શાઅલ્લાહ સારો વ્યવહાર કરનાર પામશો, મૂસા (અલૈ. રાજી થઈ ગયા અને) કહેવા લાગ્યા કે (બસ તો પછી) આ વાત મારા અને તમારા દરમિયાન (પાકી) થઈ ચૂકી, હું તે બંને મુદ્દતોમાંથી જે (મુદ્દત)ને પણ પૂર્ણ કરું મારા ઉપર કોઈ દબાણ થાય નહીં અને આપણે જે (વ્યવહાર)ની વાતચીત કરી રહ્યા છે અલ્લાહ તઆલા તેનો ગવાહ (તરીકે પૂરતો) છે (તેને હાજર નાજર સમજી કરાર પૂરો કરવો જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَـمَّـا تَوَجَّهَ تِلْقَآءَ مَدْيَنَ માં શબ્દ مَدْيَنُ (મદ્‌યન) શામ (સિરીયા)ના એક શહેરનું નામ છે, જે મદ્‌યન બિન ઈબ્રાહીમ (અલૈ.)ના નામથી પ્રખ્યાત છે. આ

પ્રદેશ ફિરઔની સત્તાથી બહાર હતો. મિસ્રથી મદ્યનનું અંતર આઠ મંઝિલોનું હતું. હઝરત મૂસા (અલૈ.)ને જ્યારે ફિરઔનના સૈનિકોના પીછો કરવાનો સ્વાભાવિક ડર લાગ્યો જે ન તો નુબુવ્વત અને મઆરિફતનો નકાર છે અને ન જ અલ્લાહ તઆલા ઉપર ભરોસાનો તો તેઓએ મિસ્રથી હિજરત કરવાનો ઈરાદો કર્યો અને મદ્યનની દિશા એટલા માટે નક્કી કરી કે મદ્યન પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદની જ વસ્તી હતી અને હઝરત મૂસા (અલૈ.) પણ તેમની જ અવલાદમાંથી હતા.

તે સમયે હઝરત મૂસા (અલૈ.) બિલકુલ વંચિતતાની દશામાં એ રીતે મિસ્રથી નીકળ્યા હતા કે ન તો કોઈ ભાથું સાથે હતું અને ન જ કોઈ સામાન અને ન જ કોઈ માર્ગની ખબર હતી. આ નિઃસહાયતાની હાલતમાં અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફ ધ્યાનિત થઈને કહ્યું, عَسٰی رَبِّیۡۤ اَنۡ یَّهۡدِیَنِیۡ سَوَآءَ السَّبِیۡلِ એટલે કે, આશા છે કે મારો પરવરદિગાર મને માર્ગ બતાવશે. અલ્લાહ તઆલાએ આ દુઆ કબૂલ કરી. તફસીરકારોનું વર્ણન છે કે આ મુસાફરીમાં હઝરત મૂસા (અલૈ.)નો ખોરાક માત્ર ઝાડના પાંદડા હતા, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે હઝરત મૂસા (અલૈ.)ની આ સૌ પ્રથમ કસોટી અને આજમાયશ હતી. હઝરત મૂસા (અલૈ.)ની કસોટીઓ અને આજમાયશોની વિગત સૂરએ તા-હામાં એક લાંબી હદીષથી વર્ણન થઈ ચૂકી છે.

وَلَمَّا وَرَدَ مَآءَ مَدۡیَنَ وَجَدَ عَلَیۡهِ اُمَّةً مِّنَ النَّاسِ یَسۡقُوۡنَ માં શબ્દ مَآءَ مَدۡیَنَ થી ભાવાર્થ "કૂવો" છે જ્યાંથી આ વસ્તીના લોકો પોતાના ઢોરોને પાણી પીવડાવતા હતા. وَوَجَدَ مِنۡ دُوۡنِهِمُ امۡرَاَتَیۡنِ تَذُوۡدٰنِ એટલે કે, બે સ્ત્રીઓને જોઈ કે તે પોતાની બકરીઓને પાણી તરફ જવાથી રોકી રહી હતી જેથી તેમની બકરીઓ બીજા લોકોની બકરીઓમાં ભેગી ન થઈ જાય.

قَالَ مَا خَطۡبُکُمَا قَالَتَا لَا نَسۡقِیۡ حَتّٰی یُصۡدِرَ الرِّعَآءُ سکتة وَاَبُوۡنَا شَیۡخٌ کَبِیۡرٌ માં શબ્દ خَطۡبِ (ખત્બ) શા'ન અને હાલતના અર્થમાં છે જ્યારે કે તે કોઈ આંદોલનનું કાર્ય હોય. ભાવાર્થ એ છે કે હઝરત મૂસા (અલૈ.)એ આ બંને સ્ત્રીઓને પૂછ્યું કે તમારી શું હાલત છે કે તમે પોતાની બકરીઓને અટકાવીને ઊભી છો ? બીજા લોકોની જેમ કૂવાની પાસે લાવીને પાણી નથી પીવડાવતી ? તે બંનેએ એ જવાબ

આપ્યો કે અમારી ટેવ એ જ છે કે અમે પુરુષોની સાથે ભેળસેળ થવાથી બચવા માટે ત્યાં સુધી પોતાની બકરીઓને પાણી નથી પીવાડતાં જ્યાં સુધી આ લોકો કૂવા ઉપર હોય છે, જ્યારે તેઓ ચાલ્યા જાય છે તો અમે પોતાની બકરીઓને પાણી પીવડાવીએ છીએ અને તેમાં જે આ સવાલ પેદા થતો હતો કે શું તમારો કોઈ પુરુષ નથી કે સ્ત્રીઓને આ કામ માટે નીકળવું પડ્યું ? તેનો જવાબ પણ આ સ્ત્રીઓએ સાથે જ આપી દીધો કે અમારા પિતા વૃદ્ધ અને અશક્ત છે, તે આ કાર્ય કરી શકતા નથી એટલા માટે અમે મજબૂર છીએ.

આ વાક્યથી અમુક મહત્ત્વના ખુલાસાઓ પ્રાપ્ત થયા. પ્રથમ એ કે અશક્તોની મદદ કરવી અંબિયા (અલૈ.)ની સુન્નત છે. હઝરત મૂસા (અલૈ.)એ બે સ્ત્રીઓને જોઈ કે બકરીઓને પાણી પીવડાવવા માટે લાવી છે પરંતુ તેમને લોકોના ટોળાના કારણે તક નથી મળી રહી તો તેમના હાલચાલ પૂછ્યા, બીજું એ કે અજનબી સ્ત્રીઓ સાથે જરૂરતના સમયે વાત કરવામાં કોઈ વાંધો નથી જ્યાં સુધી કે કોઈ ફિત્નાનો ભય ન હોય, ત્રીજું એ કે જો કે આ ઘટના તે સમયની છે જ્યારે કે સ્ત્રીઓ ઉપર પડદો જરૂરી ન હતો જેનો ક્રમ ઈસ્લામની શરૂઆતના સમય સુધી ચાલુ રહ્યો. મદીનાની હિજરત પછી સ્ત્રીઓ માટે પડદાના હુકમો નાઝિલ થયા પરંતુ તે સમયે પણ પડદાનો જે અસલ મકસદ છે તે સ્વાભાવિક શરાફત તથા લજ્જાના કારણે સ્ત્રીઓમાં મોજૂદ હતો કે આવશ્યકતા હોવા છતાં પુરુષો સાથે ભેળસેળ થવાને પસંદ ન કર્યું અને તકલીફ ઉઠાવવાનું કબૂલ કર્યું, ચોથું એ કે સ્ત્રીઓનું આ પ્રમાણેના કામો માટે બહાર નીકળવું તે સમયે પણ પસંદ કરવામાં આવતું ન હતું એટલા માટે તેમણે પોતાના પિતાની મા'જૂરીનું કારણ આગળ ધર્યું.

فَسَقٰى لَهُمَا એટલે કે, મૂસા (અલૈ.)એ તે સ્ત્રીઓ ઉપર દયા ખાઈને કૂવામાંથી પાણી ખેંચીને તેમની બકરીઓને ધરાવી દીધી. અમુક રિવાયતોમાં છે કે ગોવાળીયાઓની ટેવ એ હતી કે પોતાના ઢોરોને પાણી પીવડાવ્યા પછી કૂવો એક ભારે પથ્થરથી બંધ કરી દેતા હતા અને આ સ્ત્રીઓ પોતાની બકરીઓ માટે બચેલા, ઢોળાયેલા પાણીથી કામ ચલાવી લેતા હતા. આ ભારે પથ્થર એવો હતો જેને દશ વ્યક્તિઓ મળીને ઉઠાવતા હતા પરંતુ હઝરત મૂસા (અલૈ.)એ તેને એકલા જ ઉઠાવીને ખસેડી દીધો અને કૂવામાંથી પાણી ખેંચ્યું. કદાચ આ જ કારણે

તે સ્ત્રીઓમાંથી એકે હઝરત મૂસા (અલૈ.) વિશે પોતાના પિતાને એવું કહ્યું કે તેઓ મજબૂત છે. *(કુર્તુબી)*

ثُمَّ تَوَلّٰى اِلَى الظِّلِّ فَقَالَ رَبِّ اِنِّىْ لِمَآ اَنْزَلْتَ اِلَىَّ مِنْ خَيْرٍ فَقِيْرٌ હઝરત મૂસા (અલૈ.)ને સાત દિવસથી કોઈ વ્યવસ્થિત ખોરાક મળ્યો ન હતો એટલા માટે એક ઝાડના છાંયડામાં આવીને અલ્લાહ સામે પોતાની પરિસ્થિતિ અને જરૂરિયાત રજુ કરી જે દુઆ કરવાની એક રસપ્રદ પદ્ધતિ છે. શબ્દ خَيْر (ખયૂર) ક્યારેક માલના અર્થમાં પણ આવે છે, જેમકે اِنْ تَرَكَ خَيْرًا ۨالْوَصِيَّةَ માં છે તો ક્યારેક શક્તિના અર્થમાં પણ આવે છે, જેમકે اَهُمْ خَيْرٌ اَمْ قَوْمُ تُبَّعٍ માં છે અને ક્યારેક ખાવાના અર્થમાં પણ આવે છે જે આ સ્થળે ભાવાર્થ તરીકે છે. *(કુર્તુબી)*

فَجَآءَتْهُ اِحْدٰىهُمَا تَمْشِىْ عَلَى اسْتِحْيَآءٍ ز કુર્આની શૈલી પ્રમાણે અત્રે કિસ્સાને ટૂંકાવી દેવામાં આવ્યો છે. સમગ્ર ઘટના એવી બની કે આ સ્ત્રીઓ પોતાના નિશ્ચિત સમયથી પહેલાં જલદી ઘરે પહોંચી તો તેમના પિતાએ કારણ પૂછ્યું તો દિકરીઓએ ઘટના કહી સંભળાવી. પિતાએ ઇચ્છ્યું કે તે વ્યક્તિએ અહેસાન કર્યું છે તેનો ઉપકાર માનવો જોઈએ એટલા માટે તેમણે દિકરીઓમાંથી એકને બોલાવવા માટે મોકલી, આ દિકરી લજ્જા સહિત ચાલતી ત્યાં પહોંચી, તેમાં પણ ઈશારો છે કે પડદાના કાયદેસરના હુકમો નાઝિલ ન થયા હોવા છતાં નેક સ્ત્રીઓ પુરુષો સાથે એકદમ ખુલેઆમ વાતચીત કરતી ન હતી, જરૂરતની બીનાએ તેઓ ત્યાં પહોંચ્યા તો લજ્જા સહિત વાત કરી જેનું સ્વરૂપ અમુક વિવરણકારોએ એવું વર્ણન કર્યું છે કે પોતાના ચહેરાને બાંયથી છુપાવીને વાતચીત કરી. તફસીરની રિવાયતોમાં છે કે હઝરત મૂસા (અલૈ.) તેમની સાથે ચાલવા લાગ્યા ત્યારે છોકરીને કહ્યું કે તમે મારી પાછળ થઈ જાઓ અને મોઢેથી મને માર્ગ બતાવતા રહો, હેતુ એ હતો કે તેમની નજર છોકરી ઉપર ન પડે. કદાચ આ જ કારણે તે છોકરીએ પોતાના પિતાને તેઓ પ્રમાણિક હોવાનું વર્ણન કર્યું, આ સ્ત્રીઓના પિતા કોણ હતા તેમાં વિવરણકારોનો મતભેદ નકલ કરવામાં આવ્યો છે પરંતુ કુર્આને કરીમથી એ જ જાહેર થાય છે કે તેઓ હઝરત શુઅયૂબ (અલૈ.) હતા જેમકે કુર્આનમાં છે وَاِلٰى مَدْيَنَ اَخَاهُمْ شُعَيْبًا *(કુર્તુબી)*

اِنَّ اَبِىْ يَدْعُوْكَ અહીંયાં એવું પણ હોઈ શકે છે કે આ છોકરી પોતે જ

પોતાના તરફથી તેમને આમંત્રણ આપે પરંતુ તેમણે એવું કહ્યું નહીં બલકે પોતાના પિતાને સંદેશ સંભળાવ્યો, કારણ કે કોઈ અજનબી પુરુષને પોતે ઘરે આવવાનું આમંત્રણ આપવું શરમ અને હયાના વિરુદ્ધ હતું.

اِنَّ خَيْـرَ مَـنِ اسْتَـاْجَرْتَ الْقَوِىُّ الْاَمِيْنُ એટલે કે, શુઅયૂબ (અલૈ.)ની એક પુત્રીએ પોતાના પિતાને વિનંતી કરી કે તમને ઘરના કામો માટે નોકરની જરૂરત છે, તમે તેમને નોકર રાખી લો; કારણ કે નોકરમાં બે લક્ષણો હોવા જોઈએ. એક, કામ કરવાની શક્તિ અને ક્ષમતા તથા બીજું, પ્રમાણિકતા. અમને તેમના પથ્થર ઉઠાવીને પાણી પીવાડવાથી તેમની શક્તિ અને મજબૂતીનો અને માર્ગમાં છોકરીને પોતાની પાછળ ચાલવાનું કહેવાથી પ્રમાણિકતાનો અનુભવ થઈ ચૂક્યો છે.

**કોઈ નોકર અથવા હોદ્દો સોંપવા માટે બે શરતો મહત્ત્વ ધરાવે છે :**

હઝરત શુયઅૂબ (અલૈ.)ની પુત્રીઓના મુખ ઉપર મહાન હિકમતની વાત કહેવડાવી, આજકાલ સરકારી હોદ્દાઓ અને નોકરીઓ માટે કામની ક્ષમતા અને ડિગ્રીઓને તો જોવામાં આવે છે પરંતુ પ્રમાણિકતા અને નિષ્ઠા તરફ ધ્યાન આપવામાં આવતું નથી. તેનું પરિણામ એ છે કે સામાન્ય ઑફિસો અને હોદ્દાઓની કાર્યવાહીમાં સંપૂર્ણ સફળતાના બદલે લાંચ, સગાવાદ તથા શેહશરમ વગેરેના કારણે કાયદો સ્થિતિપ્રજ્ઞ થઈને રહી ગયો છે. અફસોસ ! લોકો આ કુર્આની માર્ગદર્શનની કદર કરે તો સમગ્ર વ્યવસ્થા ઠીક થઈ જાય.

قَالَ اِنِّىٓ اُرِيْدُ اَنْ اُنْكِحَكَ اِحْدَى ابْنَتَىَّ هٰتَيْنِ એટલે કે, છોકરીઓના પિતા હઝરત શુઅયૂબ (અલૈ.)એ પોતે જ પોતાના તરફથી પોતાની દિકરીને તેમના નિકાહમાં આપવાનો ઈરાદો જાહેર કર્યો. એટલા માટે જાણ થાય છે કે દિકરીઓના વાલીને જોઈએ કે કોઈ નેક પુરુષ મળે તો તેની રાહ ન જુએ કે તેના તરફથી નિકાહ વિશે હિલચાલ થાય, બલકે પોતે જ ઈરાદો રજુ કરી દેવો અંબિયા (અલૈ.)ની સુન્નત છે. જેમકે હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)એ પોતાની દિકરી હઝરત હફસા (રદિ.) વિધવા થઈ ગયા પછી પોતે જ હઝરત સિદ્દીકે અકબર અને હઝરત ઉસ્માન ગની (રદિ.)ને તેમની સાથે નિકાહની રજુઆત કરી હતી.

*(કુર્તુબી)*

اِحْـدَى ابْـنَتَىَّ هٰتَيْنِ હઝરત શુઅયૂબ (અલૈ.)એ બંને દિકરીઓમાંથી કોઈ

એકને નક્કી કરવાની વાતચીત નથી કરી, બલકે તેને મોઘમ રાખ્યું કે તેમાંથી કોઈ એકને તમારા નિકાહમાં આપવાનો ઈરાદો છે પરંતુ કારણ કે આ વાતચીત કાયદેસર નિકાહની વિધિની વાતચીત ન હતી જેમાં ''ઈજાબ અને કુબૂલ'' ગવાહોની સામે હોવું શરત છે, બલકે નિકાહની સગાઈની વાતચીત હતી કે તમને આઠ વર્ષો સુધીની નોકરી આ નિકાહના બદલામાં મંજૂર હોય તો અમે નિકાહ કરી આપીશું. હઝરત મૂસા (અલૈ.)એ તેના ઉપર કરાર કરી લીધો. આગળ ઉપર દેખીતું છે કે વિધિસર કાયદેસર નિકાહ થઈ ગયા હશે અને કુર્આને કરીમ સામાન્ય રીતે કિસ્સાઓના તે ભાગોને વર્ણન નથી કરતું જે ઘટનાનું બનવું તે વર્ણનશૈલીથી નિશ્ચિત હોય અને તહકીકની બીનાએ અહીંયાં એ સંદેહ નથી થઈ શકતો કે નિકાહ માટેની દિકરી નક્કી કર્યા વિના નિકાહ કઈ રીતે થઈ ગયા અથવા ગવાહો વિના કઈ રીતે નિકાહ સંપન્ન થયા ? *(કઝા ફિ રૂહ અને બયાનુલ કુર્આન)*

عَلٰٓى اَنْ تَاْجُرَ نِىْ ثَمٰنِىَ حِجَجٍ આ આઠ વર્ષની નોકરી અને સેવા નિકાહની મહર ઠરાવવામાં આવી, તેમાં ફુકહા ઈમામોનો મતભેદ છે કે પતિ પોતાની પત્નીની સેવા અને નોકરીને તેની મહર ઠરાવી શકે છે અથવા નહીં ? તેની સંપૂર્ણ વિગત દલીલો સાથે અરબી ભાષામાં અહકામુલ કુર્આન સૂરએ કસસમાં વિગતવાર લખવામાં આવી છે વિદ્વાનો ત્યાં જોઈ શકે છે, સામાન્ય લોકો માટે એટલું સમજી લેવું પૂરતું છે કે જો આ મહરનો મા'મલો શરીઅતે મુહમ્મદિય્યહ ﷺના સંદર્ભમાં દુરુસ્ત ન હોય પરંતુ બની શકે છે કે હઝરત શુઅયૂબ (અલૈ.)ની શરીઅતમાં દુરુસ્ત હોય અને અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં આ ગૌણ તફાવતો હોવું કતઈ નુસૂસ દ્વારા સાબિત થયેલ છે.

ઈમામે આ'ઝમ હઝરત અબૂ હનીફહ (રહ.)થી રિવાયતનું જાહેર રીતે એ જ સ્વરૂપ નકલ થયેલ છે કે પત્નીની સેવાને મહર બનાવી શકાતી નથી પરંતુ એક રિવાયત દ્વારા તેના ઉપર પાછળથી આવનાર વિદ્વાનોએ ફત્વો આપ્યો છે તે એ છે કે પોતે પત્નીની સેવા કરવાને મહર બનાવવી તો પતિના સન્માન અને માન મર્યાદા વિરુદ્ધ છે પરંતુ પત્નીનું કોઈ એવું કામ જે ઘરેથી બહાર જઈ કરવામાં આવે છે જેમકે ઢોરો ચરાવવું અથવા કોઈ વેપાર કરવો, જો તેમાં ઈજારાની શરત પ્રમાણે મુદત નિશ્ચિત કરવામાં આવી હોય, જેમકે આ ઘટનામાં આઠ વર્ષોની

મુદત નિશ્ચિત કરવામાં આવી છે તો તેનું સ્વરૂપ એ છે કે આ મુદતની નોકરીનો પગાર જે પત્નીના માથે જરૂરી છે તો તે પગારને મહર ઠરાવવી જાઇઝ છે.
(ذَكَرَهُ فِي الْبَدَائِعِ عَنْ نَوَادِرِ ابْنِ سَمَاعَةَ)

હા ! એક બીજો પ્રશ્ન અત્રે એ ઉપસિથત થાય છે કે મહર તો પત્નીનો હક છે, પત્નીના બાપ અથવા જો કોઈ સગાં વહાલાંને સ્ત્રીની પરવાનગી વિના મહરની રોકડ રકમ આપવામાં આવે તો પણ મહર અદા નથી થતી. આ ઘટનામાં اَنْ تَأْجُرَنِیْ ના શબ્દો એના ઉપર ગવાહ છે કે પિતાએ તેમને પોતાના કામ માટે નોકરીએ રાખ્યા તો નોકરીનું જે વળતર છે તે પિતાને મળ્યું તો તે પત્નીની મહર કઈ રીતે ગણી શકાય ? તેનો જવાબ એ છે કે પ્રથમ તો એ પણ શક્ય છે કે આ બકરીઓ તે છોકરીઓની જ મિલ્કત હોય અથવા આ નોકરીનો લાભ એ સ્વરૂપે પોતે જ દિકરીઓને પહોંચ્યો. બીજું, જો બાપ જ બાપનું કામ કરે અને તેનો પગાર પિતાના માથે જરૂરી હોય તો આ મહરની રકમ દિકરીની પરગાનગીથી પિતા માટે પણ તેનો ઉપયોગ કરવો દુરુસ્ત છે, અત્રે દેખીતું છે કે આ મા'મલો દિકરીની પરવાનગીથી થયો છે.

**મસ્અલો :**

શબ્દ اُنْكِحَكَ (ઉન્કિહક)થી સાબિત થયું કે નિકાહનો મા'મલો પિતાએ કર્યો છે, ફુક્હાની સર્વસહમતીથી એવું જ થવું જોઈએ કે દિકરીના વલી તેના નિકાહના મા'મલાની કફાલત કરે, દિકરી પોતે પોતાના નિકાહ ન કરે. એ બીજી વાત છે કે કોઈ છોકરી પોતે પોતાના નિકાહ કોઈ આવશ્યકતા અને મજબૂરીથી કરી લે તો તે નિકાહ થઈ જાય છે અથવા નહીં એમાં ફુક્હા ઈમામોનો મતભેદ છે. ઈમામ આ'ઝમ અબૂ હનીફહ (રહ.) નજીક નિકાહ થઈ જાય છે અને આ આયત તેના વિશે કોઈ ફૈસલો નથી આપતી.

---

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૨૯ થી ૩૫)

| |
|---|
| فَلَمَّا قَضٰى مُوْسَى الْاَجَلَ وَسَارَ بِاَهْلِهٖۤ اٰنَسَ مِنْ جَانِبِ الطُّوْرِ نَارًا ۚ قَالَ |
| لِاَهْلِهِ امْكُثُوْۤا اِنِّیْۤ اٰنَسْتُ نَارًا لَّعَلِّیْۤ اٰتِیْكُمْ مِّنْهَا بِخَبَرٍ اَوْ جَذْوَةٍ مِّنَ النَّارِ |

لَعَلَّكُمْ تَصْطَلُوْنَ ﴿۲۹﴾ فَلَمَّآ اَتٰهَا نُوْدِيَ مِنْ شَاطِئِ الْوَادِ الْاَيْمَنِ فِي الْبُقْعَةِ
الْمُبٰرَكَةِ مِنَ الشَّجَرَةِ اَنْ يّٰمُوْسٰٓى اِنِّيْٓ اَنَا اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ﴿۳۰﴾ وَاَنْ اَلْقِ عَصَاكَ ؕ
فَلَمَّا رَاٰهَا تَهْتَزُّ كَاَنَّهَا جَآنٌّ وَّلّٰى مُدْبِرًا وَّلَمْ يُعَقِّبْ ؕ يٰمُوْسٰٓى اَقْبِلْ وَلَا تَخَفْ ۫
اِنَّكَ مِنَ الْاٰمِنِيْنَ ﴿۳۱﴾ اُسْلُكْ يَدَكَ فِيْ جَيْبِكَ تَخْرُجْ بَيْضَآءَ مِنْ غَيْرِ
سُوْٓءٍ ۫ وَّاضْمُمْ اِلَيْكَ جَنَاحَكَ مِنَ الرَّهْبِ فَذٰنِكَ بُرْهَانٰنِ مِنْ رَّبِّكَ اِلٰى
فِرْعَوْنَ وَمَلَا۠ئِهٖ ؕ اِنَّهُمْ كَانُوْا قَوْمًا فٰسِقِيْنَ ﴿۳۲﴾ قَالَ رَبِّ اِنِّيْ قَتَلْتُ
مِنْهُمْ نَفْسًا فَاَخَافُ اَنْ يَّقْتُلُوْنِ ﴿۳۳﴾ وَاَخِيْ هٰرُوْنُ هُوَ اَفْصَحُ مِنِّيْ لِسَانًا
فَاَرْسِلْهُ مَعِيَ رِدْاً يُّصَدِّقُنِيْٓ ۫ اِنِّيْٓ اَخَافُ اَنْ يُّكَذِّبُوْنِ ﴿۳۴﴾ قَالَ سَنَشُدُّ
عَضُدَكَ بِاَخِيْكَ وَنَجْعَلُ لَكُمَا سُلْطٰنًا فَلَا يَصِلُوْنَ اِلَيْكُمَا ۚۛ بِاٰيٰتِنَآ ۚۛ اَنْتُمَا
وَمَنِ اتَّبَعَكُمَا الْغٰلِبُوْنَ ﴿۳۵﴾

معانقة عند المتأخرين

## તરજુમો :

*પછી જ્યારે મૂસા (અલૈ.) તે મુદ્દત પૂરી કરી ચૂક્યા અને પોતાના ઘરવાળાઓને લઈને ચાલ્યા, તૂર પહાડ તરફથી એક આગ જોઈ, પોતાના ઘરવાળાઓને કહ્યું, થોભો ! મેં એક આગ જોઈ છે, કદાચ તમારી પાસે ત્યાંની કોઈ ખબર લઈ આવું અથવા આગનો અંગારો, જેથી તમે તાપો. (૨૯) પછી જ્યારે તેની પાસે પહોંચ્યા અવાજ આવ્યો મેદાનના જમણા કિનારેથી બરકતવાળા તખ્તામાં એક વૃક્ષેથી કે હે મૂસા (અલૈ.) ! હું છું ! હું અલ્લાહ, કુલ વિશ્વનો પરવરદિગાર. (૩૦) અને એ કે પોતાની લાઠી નાંખી દો, પછી જ્યારે તેને હાલતો (ફૂંફાડતો) જોયો જેમકે સાપ, પછી મોઢું ફેરવીને પાછા ફર્યા અને પાછું ફરીને ન જોયું; હે મૂસા (અલૈ.) ! આગળ આવો અને ડરો નહીં, તમને કોઈ ભય નથી. (૩૧) પોતાનો હાથ પોતાના ગિરેબાનમાં નાંખો, કોઈ બુરાઈ (બીમારી) વિના સફેદ (ચમકતો) થઈને નીકળી આવશે*

*અને પોતાના તરફ પોતાના બાવડાં ડર (દૂર કરવા) માટે મિલાવી લો, બસ આ બે સનદો (પ્રમાણો) તમારા પરવરદિગાર તરફથી ફિરઔન અને તેના સરદારો ઉપર છે, બેશક તે લોકો નાફરમાન હતા. (૩૨) (મૂસા અલૈ.એ) કહ્યું, હે મારા પરવરદિગાર ! મેં તેમનામાં એક વ્યક્તિની હત્યા કરી છે, બસ ડરું છું કે (તેઓ) મને મારી નાંખશે. (૩૩) અને મારો ભાઈ હારૂન (કે) તેમની જીભ મારાથી વધારે ચાલે છે (સ્પષ્ટ વક્તા છે), બસ તેમને મારી સાથે મદદે મોકલી આપ કે મારું સમર્થન કરે, હું ડરું છું કે (તેઓ) મને જૂઠાડશે. (૩૪) ફરમાવ્યું, અમે તારા બાવડાં તારા ભાઈ વડે મજબૂત કરી આપીશું અને તમને વર્ચસ્વ આપીશું, પછી તેઓ તમારા સુધી પહોંચી નહીં શકે અમારી નિશાનીઓથી, તમે અને જે તમારી સાથે છે વિજયી રહેશો.(૩૫)*

## તફસીર :

પછી જ્યારે મૂસા (અલૈ.) આ સમય પૂરો કરી ચૂક્યા અને (હઝરત શુઅય્બ અલૈ.ની પરવાનગીથી) પોતાની પત્નીને લઈને (મિસ્‌ર અથવા સિરીયા માટે) રવાના થયા તો (એક રાત્રે એવું બન્યું કે ખૂબ ઠંડી હતી અને માર્ગ પણ ભૂલી ગયા હતા તે સમયે) તેમને તૂર પર્વત તરફથી એક (પ્રકાશ સ્વરૂપે) આગ દેખાઈ, તેમણે પોતાના ઘરવાળાઓને કહ્યું કે તમે (અહીંયાં જ) થોભેલા રહો મેં એક આગ જોઈ છે (હું ત્યાં જાઉં છું) કદાચ હું તમારી પાસે ત્યાંથી (માર્ગની) કંઈક ખબર લાવું અથવા કોઈ આગનો (સળગતો) અંગારો લઈ આવું જેથી તમે તાપી લો, બસ જ્યારે તેઓ આગની પાસે પહોંચ્યા તો તેમને આ મેદાનની જમણી દિશાએથી (કે જે હઝરત મૂસા અલૈ.ની જમણી બાજુએ હતી) આ મુબારક સ્થળે એક વૃક્ષમાંથી અવાજ આવ્યો કે હે મૂસા (અલૈ.) ! હું કુલ વિશ્વનો પરવરદિગાર છું અને એ (પણ અવાજ આવ્યો) કે તમે પોતાની લાઠી નાંખી દો (એટલા માટે તેમણે નાંખી દીધી અને તે સાપ બનીને ચાલવા લાગી) બસ તેમણે જ્યારે તેને હાલતી જોઈ જેમકે પાતળો સાપ (ગતિશીલ) હોય છે તો પીઠ ફેરવીને નાઠા અને પાછું વળીને પણ ન જોયું, (હુકમ થયો કે) હે મૂસા (અલૈ.) ! આગળ આવો અને ડરો નહીં, (તમે દરેક રીતે) શાંતિ (સલામતી)માં છો (અને આ કોઈ અસંભવ વાત નથી બલકે અમારો મોઅ્જિઝો છે અને બીજો મોઅ્જિઝો આ અર્પણ થાય છે

કે) તમે પોતાનો હાથ ગિરેબાનની અંદર નાંખો (અને પછી બહાર કાઢો) તે કોઈ બીમારી વિના ખૂબ પ્રકાશિત થઈને નીકળશે અને (જો આ લાઠીના સાપ બનવાના મોઅ્જિઝાથી પણ સ્વાભાવિક ડર અને આશ્ચર્ય પેદા થાય તો) ડર (દૂર કરવા) માટે પોતાનો (તે) હાથ (પછી) પોતાના (ગિરેબાન અને બગલ)થી (તે અગાઉ પ્રમાણે) મેળવી લેવો (જેથી તે ફરી મૂળ હાલત ઉપર આવી જાય અને પછી સ્વાભાવિક ડર પણ ન લાગે) બસ આ (તમારી નુબુવ્વતની) બે સનદો (અને બે દલીલો) છે તમારા પરવરદિગાર તરફથી ફિરઔન અને તેના સરદારો પાસે જવા માટે (જેનો તમને હુકમ કરવામાં આવે છે કારણ કે) તે મોટા નાફરમાન લોકો છે, તેમણે વિનંતી કરી કે હે મારા પરવરદિગાર ! (હું જવા માટે હાજર છું પરંતુ તારી ખાસ મદદની જરૂરત છે કારણ કે) મેં તેમનામાંના એક વ્યક્તિનું ખૂન કરી નાંખ્યું હતું, બસ મને ભય છે કે (ક્યાંક શરૂઆતમાં જ) તે લોકો મને કતલ કરી નાંખે (કે તબ્લીગ પણ ન થવા પામે) અને (બીજી વાત એ છે કે મારી જીભ પણ વધારે ચાલતી નથી અને) મારા ભાઈ હારૂનની જીભ મારાથી વધારે ચાલે છે (તેઓ સ્પષ્ટ વક્તા છે) તો તેમને પણ મારા સહાયક બનાવીને મારી સાથે રિસાલત આપી દે કે (તેઓ મારા પ્રવચનનું સમર્થન અને) ખરાઈ (વિગતવાર અને સંપૂર્ણ રીતે) કરશે (કારણ કે) મને સંદેહ છે કે તે લોકો (ફિરઔન અને તેના દરબારીઓ) મને જૂઠાડશે (તો તે સમયે મુનાજરો કરવાની આવશ્યકતા પડશે અને મૌખિક મુનાજરાના માટે સ્વાભાવિક રીતે બે વ્યક્તિઓ વધારે લાભદાયી હોય છે જેમની જીભ વધારે ચાલતી હોય અને સ્પષ્ટ વક્તા હોય) ઈરશાદ થયો, (સારું) અમે હમણા તમારા ભાઈને તમારા બાવડાંનું બળ બનાવી આપીએ છીએ (એક દરખાસ્ત તો આ મંજૂર થઈ) અને (બીજી દરખાસ્તની મંજૂરી એ પ્રમાણે થઈ કે) અમે તમને બંનેને એક ખાસ દબદબો (અને પ્રભાવ) અર્પણ કરીએ છીએ જેનાથી તે લોકોને તમારા ઉપર વર્ચસ્વ પ્રાપ્ત થશે નહીં (બસ), અમારા મોઅ્જિઝાઓ લઈને તમે બંને અને જે તમારા અનુયાયીઓ હશે (તે લોકો ઉપર) વિજયી રહેશો.

## મસ્અલા અને બોધપાઠ :

فَلَمَّا قَضٰى مُوْسَى الْاَجَلَ એટલે કે જ્યારે હઝરત મૂસા (અલૈ.)એ નિશ્ચિત મુદત સુધી નોકરી પૂર્ણ કરી જે આઠ વર્ષો ફરજિયાત અને બે વર્ષો સ્વૈચ્છિક હતા.

બસ, અત્રે પ્રશ્ન એ છે કે હઝરત મૂસા (અલૈ.)એ માત્ર આઠ વર્ષ પૂરા કર્યા અથવા દશ વર્ષ ? સહીહ બુખારીમાં છે કે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને આ સવાલ કરવામાં આવ્યો તો તેમણે ફરમાવ્યું કે, તેમણે વધારે મુદત એટલે કે દશ વર્ષ પૂરા કર્યા કે અંબિયા (અલૈ.)ની એ જ શા'ન હોય છે કે જે કંઈ કહે છે તે પૂર્ણ કરે છે. રસૂલે કરીમ ﷺની ટેવ પણ એવી હતી કે હકદારને તેના હકથી વધારે આપતા હતા અને ઉમ્મતને એનું જ માર્ગદર્શન આપ્યું છે કે મજૂરી અને ખરીદ વેચાણમાં સમાધાનકારી વલણ રાખીને દયાભાવથી કામ લેવામાં આવે.

نُوْدِیَ مِنْ شَاطِیءِ الْوَادِ الْاَیْمَنِ (اِلٰی) اِنِّیْٓ اَنَا اللّٰهُ رَبُّ الْعٰلَمِیْنَ મૂસા (અલૈ.)ના કિસ્સાના સંદર્ભમાં આ વિષય સૂરએ તા–હા અને સૂરએ નમ્લમાં આવી ચૂક્યો છે, સૂરએ તા–હામાં છે اِنِّیْ اَنَا رَبُّکَ અને સૂરએ નમ્લમાં આવ્યું છે, نُوْدِیَ اَنْ بُوْرِکَ مَنْ فِی النَّارِ અને આ સૂરતમાં છે, اِنِّیْ اَنَا اللّٰهُ رَبُّ الْعٰلَمِیْنَ આ શબ્દો જો કે ભિન્ન ભિન્ન છે પરંતુ દરેકનો અર્થ લગભગ એકસમાન છે, કિસ્સાના દરેક ઘટનાક્રમ ઉપર યોગ્ય શબ્દો યોગ્ય સ્થળે વર્ણન કરવામાં આવ્યા છે. (કઝા કાલલ્ ઈમામ) અને આ આગના સ્વરૂપની તજલ્લી એક ઉદાહરણ હતું કારણ કે અલ્લાહ તઆલાની પોતાની તજલ્લીનો આ જગતમાં કોઈને સાક્ષાત્કાર નથી થઈ શકતો અને પોતે મૂસા (અલૈ.)ને પણ આ પોતાની તજલ્લીના સંદર્ભમાં لَنْ تَرَانِیْ કહેવામાં આવ્યું છે, એટલે કે તમે મને જોઈ શકતા નથી. એનો ભાવાર્થ હક તઆલા શા'નુહૂની જાતના પ્રત્યક્ષ દર્શન છે.

## નેક કર્મોનું સ્થળ પણ બરકતવાળું થઈ જાય છે :

فِی الْبُقْعَةِ الْمُبٰرَكَةِ તૂર પહાડના આ સંદેશને કુર્આને કરીમે بُقْعَةً مُّبَارَكَةً કહ્યું છે અને દેખીતું એ છે કે તેનું મુબારક હોવાનું કારણ એ ખુદાઈ તજલ્લી છે જે તે સ્થળે આગ વરૂપે બતાવવામાં આવી. એનાથી જાણ થઈ કે જે સ્થળે કોઈ નેક અને મહત્ત્વનું કાર્ય સંપન્ન થયું હોય છે તે સ્થળ પણ બરકતવાળું થઈ જાય છે.

## પ્રવચન (વઅ્ઝ)માં સારું સંબોધન અને ઉચ્ચ શૈલી ઇચ્છનીય છે :

هُوَ اَفْصَحُ مِنِّیْ لِسَانًا એનાથી જાણ થાય છે કે વઅ્ઝ અને તબ્લીગમાં વાતચીતની ઉચ્ચ શૈલી અને સ્પષ્ટ સ્વીકૃત સંબોધન તથા રસપ્રદ વર્ણનશૈલી ઈચ્છનીય છે, તેને પ્રાપ્ત કરવાના પ્રયત્નો ટીકાપાત્ર નથી.

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૩૬ થી ૪૨)

فَلَمَّا جَآءَهُمْ مُّوسٰى بِاٰيٰتِنَا بَيِّنٰتٍ قَالُوْا مَا هٰذَآ اِلَّا سِحْرٌ مُّفْتَرًى وَّمَا سَمِعْنَا
بِهٰذَا فِيْٓ اٰبَآئِنَا الْاَوَّلِيْنَ ﴿٣٦﴾ وَقَالَ مُوسٰى رَبِّيْٓ اَعْلَمُ بِمَنْ جَآءَ بِالْهُدٰى
مِنْ عِنْدِهٖ وَمَنْ تَكُوْنُ لَهٗ عَاقِبَةُ الدَّارِ ۭ اِنَّهٗ لَا يُفْلِحُ الظّٰلِمُوْنَ ﴿٣٧﴾
وَقَالَ فِرْعَوْنُ يٰٓاَيُّهَا الْمَلَاُ مَا عَلِمْتُ لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرِيْ ۚ فَاَوْقِدْ لِيْ يٰهَامٰنُ
عَلَى الطِّيْنِ فَاجْعَلْ لِّيْ صَرْحًا لَّعَلِّيْٓ اَطَّلِعُ اِلٰٓى اِلٰهِ مُوسٰى ۙ وَاِنِّيْ لَاَظُنُّهٗ مِنَ
الْكٰذِبِيْنَ ﴿٣٨﴾ وَاسْتَكْبَرَ هُوَ وَجُنُوْدُهٗ فِي الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ وَظَنُّوْٓا اَنَّهُمْ اِلَيْنَا لَا
يُرْجَعُوْنَ ﴿٣٩﴾ فَاَخَذْنٰهُ وَجُنُوْدَهٗ فَنَبَذْنٰهُمْ فِي الْيَمِّ ۚ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ
الظّٰلِمِيْنَ ﴿٤٠﴾ وَجَعَلْنٰهُمْ اَئِمَّةً يَّدْعُوْنَ اِلَى النَّارِ ۚ وَيَوْمَ الْقِيٰمَةِ لَا يُنْصَرُوْنَ ﴿٤١﴾
وَاَتْبَعْنٰهُمْ فِيْ هٰذِهِ الدُّنْيَا لَعْنَةً ۚ وَيَوْمَ الْقِيٰمَةِ هُمْ مِّنَ الْمَقْبُوْحِيْنَ ﴿٤٢﴾ ع

### તરજુમો :

*પછી જ્યારે મૂસા (અલૈ.) તેમની પાસે મારી સ્પષ્ટ નિશાનીઓ લઈને પહોંચ્યા; (તેમણે) કહ્યું, બીજું કંઈ નથી આ ઘડી કાઢેલ જાદૂ છે અને અમે આવું પોતાના આગલા બાપદાદાઓથી સાંભળ્યું નથી. (૩૬) અને મૂસા (અલૈ.)એ કહ્યું, મારો પરવરદિગાર તો સારી પેઠે જાણે છે જે કોઈ તેની પાસેથી હિદાયતની વાત લાવ્યું છે અને જેને આખિરતનું ઘર મળશે, નિ:શંક અન્યાયીઓનું ભલું થશે નહીં. (૩૭) અને ફિરઔન બોલ્યો, હે દરબારીઓ! મને તો ખબર નથી તમારો મારા સિવાય કોઈ હાકિમ હોય, જેથી હે હામાન, બસ મારા માટે ગાળાને આગ આપ (ઈટો બનાવ), પછી મારા માટે એક મહેલ બનાવ જેથી હું (ત્યાં ચઢી) મૂસા (અલૈ.)ના પરવરદિગારને જોઈ લઉં અને મારા અનુમાનથી તો તે જૂઠો છે. (૩૮) અને તે અને તેનું લશ્કર પ્રદેશમાં નાહક અભિમાન કરવા લાગ્યા અને સમજ્યા કે તેઓ અમારા તરફ પાછા વળીને આવશે નહીં. (૩૯) પછી અમે તેને અને તેના સૈન્યોને*

*પકડ્યા, પછી અમે તેમને દરિયામાં ફેંકી દીધા, બસ જોઈ લો ! ગુનેહગારો (જાલિમો)નું કેવું પરિણામ આવ્યું ?! (૪૦) અને અમે તેમને આગેવાન બનાવ્યા કે દોઝખ તરફ બોલાવે છે અને કયામતના દિવસે તેમને મદદ મળશે નહીં. (૪૧) અને અમે તેમના ઉપર આ દુનિયામાં ફિટકાર પાછળ લગાડી અને કયામતના દિવસે તેમના ઉપર બુરાઈ છે. (૪૨)*

## તફસીર :

અલબત્ત જ્યારે તે લોકોની પાસે મૂસા (અલૈ.) અમારી ખુલ્લી દલીલો લઈને આવ્યા તે લોકોએ (મોઅ્જિઝાઓ જોઈને) કહ્યું કે આ માત્ર એક જાદૂ છે કે ફોગટમાં અલ્લાહ તઆલા ઉપર આક્ષેપ કરવામાં આવે છે (કે આ તેના તરફથી મોઅ્જિઝાઓ અને રિસાલતની દલીલ છે) અને અમે એવી વાત ક્યારેય નથી સાંભળી કે અમારા આગલા બાપદાદાના સમયમાં પણ થઈ હોય અને મૂસા (અલૈ.)એ (તેના જવાબમાં) કહ્યું કે (જ્યારે સત્ય દલીલો સ્થાપિત થયા પછી અને તેમાં કોઈ યોગ્ય વાંધો ન કાઢી શકવા પછી પણ નથી માનતા તો એ હઠધર્મી છે અને તેનો સારો જવાબ એ જ છે કે) મારો પરવરદિગાર તે વ્યક્તિને સારી પેઠે જાણે છે જે સત્ય દીન તેની પાસેથી લઈને આવ્યો છે અને જેનું પરિણામ (એટલે કે અંત) આ દુનિયાથી સારું થનારું છે (અને) ખરેખર જાલિમ લોકો (કે હિદાયત અને સત્ય દીન ઉપર ન હોય) ક્યારેય સફળતા પામશે નહીં (કારણ કે તેમનું પરિણામ સારું આવશે નહીં મતલબ એ છે કે અલ્લાહને સારી પેઠે ખબર છે કે અમારામાં અને તમારામાં કોણ હિદાયત ઉપર છે અને કોણ જાલિમ તથા કોણ આખિરતમાં સફળતા પામનાર છે અને કોણ સફળતાથી વંચિત છે, બસ દરેકની હાલત અને તેનું પરિણામ જલદીથી જ મરતાંની સાથે જ જાહેર થઈ જશે હમણા નથી માનતા તો તમે જાણો) અને (મૂસા અલૈ.ની દલીલો સાંભળીને) ફિરઔન(ને સંદેહ થયો કે ક્યાંક મારા શ્રદ્ધાળુઓ તેમની તરફ આકર્ષિત ન થઈ જાય તો લોકોને ભેગા કરીને) કહેવા લાગ્યો, હે દરબારીઓ ! મને તો તમારો મારા સિવાય કોઈ ખુદા જણાતો નથી (ત્યાર પછી તેની વાતના સમર્થન માટે પોતાના વજીરને કહ્યું કે જો તેનાથી લોકોને સંતોષ ન હોય તો) હે હામાન ! તમે મારા માટે માટી(ની ઈંટો બનાવી તે)ને આગમાં પ્રજળાવીને પકાવો પછી (તે પાકી ઈંટોથી) મારા માટે એક ઊંચી ઈમારત બનાવો જેથી (હું તેના ઉપર ચઢીને) મૂસા (અલૈ.)ના ખુદાને

જોઈ લઉં અને હું તો (આ દા'વામાં કે મારા સિવાય કોઈ બીજો ખુદા છે) મૂસાને જૂઠો જ સમજું છું; અને ફિરઔન અને તેના અનુયાયીઓએ નાહક દુનિયામાં માથું ઊંચકી રાખ્યું હતું અને એવું સમજી રહ્યા હતા કે તેમને અમારી પાસે પાછા વળીને આવવાનું જ નથી તો અમે (આ તકબ્બુરની સજામાં) તેને અને તેના અનુયાયીઓને પકડીને દરિયામાં ફેંકી દીધા, (એટલે કે ડૂબાડી દીધા) બસ, જુઓ જાલિમોનું કેવું પરિણામ આવ્યું !? (અને મૂસા અલૈ.નું નિવેદન જાહેર થઈ ગયું, مَنْ تَكُوْنُ لَهٗ عَاقِبَةُ الدَّارِ اِنَّهٗ لَا يُفْلِحُ الظّٰلِمُوْنَ) અને અમે તે લોકોને એવા રઈસ બનાવ્યા હતા કે જેઓ (લોકોને) દોઝખ તરફ બોલાવતા રહ્યા અને (એટલા માટે) કયામતના દિવસે (એવા લાચાર બનીને રહી જશે કે) તેમનો કોઈ સાથ આપશે નહીં અને (આ લોકો બંને દુનિયામાં વંચિત અને નુકસાનમાં રહેશે એટલા માટે) દુનિયામાં પણ અમે તેમની પાછળ લા'નત લગાવી દીધી અને કયામતના દિવસે પણ બદ્હાલ લોકોમાંથી હશે.

## મસ્અલા અને બોધપાઠ :

فَاَوْقِدْلِیْ يٰهَامٰنُ عَلَى الطِّيْنِ ફિરઔને ઘણો ઊંચો મહેલ તૈયાર કરવાનો ઈરાદો કર્યો તો પોતાના વઝીર હામાનને તેની તૈયારી માટે પ્રથમ એ હુકમ આપ્યો કે માટીની ઈંટોને પકાવીને બિલકુલ પાકી કરવામાં આવે, કારણ કે કાચી ઈંટોથી કોઈ મોટી અને ઊંચી ઈમારત કાયમ નથી થઈ શકતી. અમુક લોકોએ કહ્યું કે ફિરઔનની આ ઘટનાથી પહેલાં પાકી ઈંટોના બાંધકામનો રિવાજ ન હતો, સૌથી પહેલાં ફિરાઔને આ સંશોધન કર્યું. ઐતિહાસિક રિવાતોમાં છે કે હામાને આ મહેલના બાંધકામ માટે પચાસ હજાર કડિયાઓ ભેગા કર્યા, મજૂરો અને લાકડા લોખંડના કામ કરનારા કારીગરો તે ઉપરાંતના હતા અને મહેલ એટલો ઊંચો બનાવ્યો કે તે યુગમાં તેનાથી વધારે ઊંચું કોઈ બાંધકામ ન હતું, પછી જ્યારે આ તૈયારી સંપૂર્ણ થઈ ગઈ તો અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને હુકમ આપ્યો, તેમણે એક જ વારમાં આ મહેલના ત્રણ ટૂકડા કરીને પાડી નાંખ્યો જેમાં ફિરઔની સૈન્યના હજારો વ્યક્તિઓ દબાઈને મરી ગયા. *(કુર્તુબી)*

وَجَعَلْنٰهُمْ اَئِمَّةً يَّدْعُوْنَ اِلَى النَّارِ એટલે કે, ફિરઔનના દરબારીઓને અલ્લાહ તઆલાએ તેમની કોમના પેશ્વા (આગેવાન) બનાવી દીધા હતા પરંતુ તે

ખોટું કરનારા પેશ્વા પોતાની કોમને આગ એટલે કે જહન્નમ તરફ આમંત્રણ આપી રહ્યા હતા. અહીંયાં મોટા ભાગના વિવરણકાઓએ આગ તરફ આમંત્રણ આપવાને એક રૂપક સ્વરૂપે ઠરાવ્યું છે કે અત્રે આગથી ભાવાર્થ કુક્રિયા કર્મો છે જેનું પરિણામ જહન્નમની આગમાં જવાનું હોય છે પરંતુ મહોતરમ ઉસ્તાદ હઝરત મવલાના સય્યિદ મુહમ્મદ અનવરશાહ કશ્મિરી (રહ.)ની તહકીક અરબી ભાષાપ્રયોગ પ્રમાણે એ હતી કે આખિરતનો બદલો અમલ છે, મનુષ્યના કર્મો જે તે દુનિયામાં કરે છે તે બરઝખ પછી મહશરમાં પોતાનું સ્વરૂપ (શકલ) બદલશે અને પોતાના ઝળહળતા સ્વરૂપમાં નેક અમલો હરિયાળા બગીચાઓ બની જન્નતની નેઅ્મતો બની જશે અને કુફ્ર અને જુલમોના કર્મો આગ, સાપ અને વીંછીઓ અને જાત જાતનું સ્વરૂપ અપનાવશે. એટલા માટે જે વ્યક્તિ આ દુનિયામાં કોઈને કુફ્ર અને જુલમ તરફ બોલાવી રહ્યા છે તે વાસ્તવમાં તેને આગ તરફ જ બોલાવી રહ્યા છે, જો કે આ દુનિયામાં તેનું સ્વરૂપ આગનું નથી પરંતુ તેની હકીકત અને વાસ્તવિકતા આગ જ છે. એ જ પ્રમાણે આયતમાં કોઈ રૂપક અથવા ઈશારો નથી તે પોતાની વાસ્તવિકતા ઉપર જ છે. આ તહકીક જો અપનાવવામાં આવે તો કુર્આનની અનેક આયતોમાં રૂપક અને ઈશારાઓની આવશ્યકતા નથી રહેતી. દાખલા તરીકે, مَنْ يَّعْمَلْ مِثْقَالَ ذَرَّةٍ خَيْرًا يَّرَهٗ અને وَوَجَدُوْا مَاعَمِلُوْا حَاضِرًا વગેરે. مَقْبُوْحِيْنَ વَيَوْمَ الْقِيٰمَةِ هُمْ مِّنَ الْمَقْبُوْحِيْنَ માં مَقْبُوْحِيْنَ (મકબૂહીન) એ مَقْبُوْح (મકબૂહ)નું બહુવચન છે જેનો અર્થ "બગાડેલું" થાય છે. ભાવાર્થ એ છે કે કયામતના દિવસે તેમના ચહેરાઓ બગાડીને કાળા કરી નાંખવામાં આવશે અને આંખો નીલવર્ણી થઈ જશે.

---

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૪૩ થી ૫૧)

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ مِنْۢ بَعْدِ مَآ اَهْلَكْنَا الْقُرُوْنَ الْاُوْلٰى بَصَآئِرَ لِلنَّاسِ
وَهُدًى وَّرَحْمَةً لَّعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٤٣﴾ وَمَا كُنْتَ بِجَانِبِ الْغَرْبِيِّ اِذْ قَضَيْنَآ اِلٰى
مُوْسَى الْاَمْرَ وَمَا كُنْتَ مِنَ الشّٰهِدِيْنَ ﴿٤٤﴾ وَلٰكِنَّآ اَنْشَاْنَا قُرُوْنًا فَتَطَاوَلَ عَلَيْهِمُ الْعُمُرُ ۚ
وَمَا كُنْتَ ثَاوِيًا فِيْٓ اَهْلِ مَدْيَنَ تَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِنَا ۙ وَلٰكِنَّا كُنَّا مُرْسِلِيْنَ ﴿٤٥﴾

وَمَا كُنْتَ بِجَانِبِ الطُّوْرِ اِذْ نَادَيْنَا وَلٰكِنْ رَّحْمَةً مِّنْ رَّبِّكَ لِتُنْذِرَ
قَوْمًا مَّآ اَتٰىهُمْ مِّنْ نَّذِيْرٍ مِّنْ قَبْلِكَ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٤٦﴾ وَلَوْلَآ اَنْ
تُصِيْبَهُمْ مُّصِيْبَةٌ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ فَيَقُوْلُوْا رَبَّنَا لَوْلَآ اَرْسَلْتَ
اِلَيْنَا رَسُوْلًا فَنَتَّبِعَ اٰيٰتِكَ وَنَكُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ ﴿٤٧﴾ فَلَمَّا جَآءَهُمُ الْحَقُّ
مِنْ عِنْدِنَا قَالُوْا لَوْلَآ اُوْتِيَ مِثْلَ مَآ اُوْتِيَ مُوْسٰى ؕ اَوَلَمْ يَكْفُرُوْا بِمَآ اُوْتِيَ مُوْسٰى
مِنْ قَبْلُ ۚ قَالُوْا سِحْرٰنِ تَظٰهَرَا ۗ وَقَالُوْٓا اِنَّا بِكُلٍّ كٰفِرُوْنَ ﴿٤٨﴾ قُلْ فَأْتُوْا بِكِتٰبٍ مِّنْ
عِنْدِ اللّٰهِ هُوَ اَهْدٰى مِنْهُمَآ اَتَّبِعْهُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٤٩﴾ فَاِنْ لَّمْ يَسْتَجِيْبُوْا لَكَ
فَاعْلَمْ اَنَّمَا يَتَّبِعُوْنَ اَهْوَآءَهُمْ ؕ وَمَنْ اَضَلُّ مِمَّنِ اتَّبَعَ هَوٰىهُ بِغَيْرِ هُدًى مِّنَ
ع٥/٨ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ لَا يَهْدِي الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿٥٠﴾ع وَلَقَدْ وَصَّلْنَا لَهُمُ الْقَوْلَ لَعَلَّهُمْ
يَتَذَكَّرُوْنَ ﴿٥١﴾ؕ

## તરજુમો :

*અને અમે મૂસા (અલૈ.)ને કિતાબ આપી એ પછી કે અમે આગલા સમુદાયોનો નાશ કરી ચૂક્યા, લોકોને સૂઝાડનારી અને માર્ગ બતાવનારી અને રહમત જેથી તેઓ યાદ રાખે. (૪૩) અને (હે નબી ﷺ !) તમે (તૂર પહાડની) પશ્ચિમ તરફ ન હતા જ્યારે અમે મૂસા (અલૈ.)ને હુકમ મોકલ્યો અને તમે તે (પ્રત્યક્ષ) જોનારાઓમાંથી ન હતા. (૪૪) પરંતુ અમે કેટલીય ઉમ્મતો પેદા કરી પછી તેમના ઉપર મુદ્દત લાંબી થઈ અને તમે મદયનવાળાઓમાં રહેતા ન હતા કે તેમને અમારી આયતો સંભળાવતા હોત પરંતુ અમે રસૂલ મોકલતા રહ્યા છીએ. (૪૫) અને તમે તૂરના કિનારા ઉપર ન હતા જ્યારે અમે અવાજ આપ્યો પરંતુ આ (રિસાલત) તમારા પરવરદિગારનું ઈનામ છે જેથી તમે તે લોકોને ડરાવો જેમની પાસે કોઈ ડરાવનાર તમારા પહેલાં નથી આવ્યો જેથી તેઓ યાદ રાખે. (૪૬) અને*

*એટલી વાત માટે (રસૂલ બનાવી મોકલ્યા) કે ક્યારેક તેમના ઉપર આફત આવી પડે તેમના કર્મોના કારણે જેને તેમના હાથો મોકલી ચૂક્યા છે તો કહેવા લાગે, હે અમારા પરવરદિગાર ! કેમ અમારી પાસે કોઈ સંદેશ આપીને મોકલવામાં ન આવ્યો ? તો અમે તારી વાતો ઉપર ચાલ્યા હોત અને ઈમાનવાળાઓમાંથી થયા હોત ! (૪૭) પછી જ્યારે તેમને અમારી પાસેથી ઠીક વાત પહોંચી કહેવા લાગ્યા, આ રસૂલને (એવું) કેમ ન મળ્યું જેવું કે મૂસા (અલૈ.)ને મળ્યું હતું ? શું હમણાં તેનાથી ઈન્કારી નથી થઈ ચૂક્યા જે આનાથી પહેલાં મૂસા (અલૈ.)ને મળ્યું હતું ? કહેવા લાગ્યા, બંને પરસ્પર સમાન જાદૂ છે; અને કહેવા લાગ્યા, અમે બંનેને નથી માનતા. (૪૮) તમે કહો ! હવે તમે કોઈ કિતાબ અલ્લાહની પાસેથી લઈ આવો જે બંનેથી ઉત્તમ હોય કે હું તેના ઉપર ચાલું જો તમે સાચા છો ! (૪૯) પછી જો તમારું કહ્યું ન કરી લાવે તો જાણી લો કે તે નરી પોતાની મનેચ્છાઓ ઉપર ચાલે છે અને એનાથી વધારે માર્ગ ભટકેલ કોણ છે જે અલ્લાહના માર્ગ બતાવ્યા વિના પોતાની મનેચ્છાઓ ઉપર ચાલે, બેશક ! અલ્લાહ અન્યાયી (જાલિમો)ને માર્ગ બતાવતો નથી. (૫૦) અને અમે ક્રમે ક્રમે તેમને પોતાનું કલામ મોકલતા રહ્યા છીએ જેથી તેઓ ધ્યાનમાં લાવે. (૫૧)*

## તફસીર :

અને (મખ્લૂક સુધારણાની મોહતાજ હોવાના કારણે રિસાલતનો ક્રમ હંમેશાથી ચાલ્યો આવે છે એટલા માટે) અમે મૂસા (અલૈ.)ને (જેમનો કિસ્સો પણ પઢી ચૂક્યા છો) આગલી ઉમ્મતો (એટલે કે કોમે નૂહ, આદ અને ષમૂદ)ના હલાક થવા પછી (જ્યારે કે તે સમયના અંબિયા અલૈ.ની તા'લીમ અપ્રાપ્ય થઈ હતી અને લોકો હિદાયતના સખત હાજતમંદ થઈ ગયા હતા ત્યારે) કિતાબ (એટલે કે તવરાત) આપી હતી જે લોકો (એટલે કે બની ઈસ્રાઈલ) માટે સમજદારીનું કારણ અને હિદાયત અને રહમત હતી જેથી તેઓ (તેનાથી) બોધપાઠ ગ્રહણ કરે (સત્યના ઈચ્છુકની પ્રથમ તો સમજદારી ઠીક હોય છે, આ એક પ્રકારની કોઠાસૂઝ છે પછી હુકમોનો સ્વીકાર કરે છે તે હિદાયત છે, પછી હિદાયતનું ફળ એટલે કે નિકટતા અને સ્વીકૃતિ પ્રાપ્ત થાય છે એ રહમત છે) અને (એ જ પ્રમાણે જ્યારે આ યુગ પણ પસાર થઈ ચૂક્યો અને લોકો ફરી હિદાયતના

નવીનીકરણના મોહતાજ થયા ત્યારે પોતાની સુન્નત પ્રમાણે અમે આપ ﷺને રસૂલ બનાવ્યા જેની દલીલોમાંથી એક આ જ મૂસા અલૈ.ની ઘટનાની ચોક્કસ ખબર આપી છે કારણ કે ચોક્કસ ખબર આપવા માટે જ્ઞાનની કોઈ ચોક્કસ પદ્ધતિ જરૂરી હોય છે અને આ પદ્ધતિ ચાર બાબતો ઉપર અવલંબિત છે. એક, તાર્કિક બાબતોમાં બુદ્ધિ; તો બસ આ બાબત તાર્કિક બાબતોમાંથી નથી અને બીજી પદ્ધતિ કોઈનાથી સાંભળવું અથવા વિદ્વાનો પાસેથી સાંભળેલું નકલ કરવું છે તો બસ એ પણ કોઈની સાથે એવું સાંન્નિધ્ય ન હોવાના કારણે ઉપસ્થિત નથી તથા એવું કોઈ ઔપચારિક શિક્ષણ પણ લીધું નથી, ત્રીજી પદ્ધતિ પ્રત્યક્ષ પોતે જોયેલી બાબત હોય છે કે જેનો નકાર ખૂબ જ ખુલ્લો છે તે એટલા માટે કે દેખીતું છે કે હે નબી ﷺ !) તમે (તૂરની) પશ્ચિમ બાજુ મોજૂદ ન હતા જ્યારે કે અમે મૂસા (અલૈ.)ને હુકમો આપ્યા હતા (એટલે કે તવરાત આપી હતી) અને (ત્યાં ખાસ રીતે ઉપસ્થિત કેવી રીતે હોઈ શકો છો !) તમે (તો) તે લોકોમાંથી (પણ) ન હતા જેઓ (તે યુગમાં) મોજૂદ હતા (બસ, સાક્ષાત્કાર કરવાની કોઈ સંભાવના ન રહી) અને પરંતુ (વાત એ છે કે) અમે મૂસા (અલૈ.) પછી ઘણી બધી પેઢીઓ પેદા કરી પછી તેમના ઉપર લાંબો સમય પસાર થઈ ગયો (જેનાથી ફરી સાચું જ્ઞાન અપ્રાપ્ય થઈ ગયું અને ફરી લોકો હિદાયતના મોહતાજ થઈ ગયા અને જો કે વચ્ચે વચ્ચે અંબિયા અલૈ. આવતા રહ્યા પરંતુ તેમનું જ્ઞાન પણ એ જ પ્રમાણે અપ્રાપ્ય થયું એટલા માટે અમારી રહમતનો તકાદો થયો કે અમે આપ ﷺને આ વહી અને રિસાલતથી પ્રતિષ્ઠિત કરીએ કે જે જ્ઞાન પ્રાપ્ત કરવાની અને સાચી અને ચોક્કસ ખબરો મેળવવાની ચોથી પદ્ધતિ છે અને અન્ય જ્ઞાન પ્રાપ્ત કરવાની પદ્ધતિઓ તે ગૌણ પદ્ધતિઓ છે જે ચર્ચાથી જ બાકાત છે, કારણ કે તમારી આ ખબરો બિલકુલ ચોક્કસ અને સાચી છે, ખુલાસો એ છે કે નિશ્ચિત જ્ઞાન પ્રાપ્ત કરવાની ચાર પદ્ધતિઓ છે એમાં ત્રણ તાર્કિક અને બૌદ્ધિક છે, જ્યારે ચોથી નક્કી અને પસંદ કરવામાં આવેલ વ્યક્તિ ઉપર વહી દ્વારા મોકલવામાં આવેલ છે અને અત્રે આ જ હેતુ છે) અને (જેમકે તમને તવરાત અતા કરવાનો સાક્ષાત્કાર નથી થયો અને તે છતાં તેની સાચી તથા ચોક્કસ ખબર આપી રહ્યા છો એ જ પ્રમાણે મૂસા અલૈ.નું મદયનમાં રહેવાનું નજરે નથી જોયું તે છતાં ખબર આપી રહ્યા છો એટલા માટે દેખીતું છે કે) તમે મદયનવાળાઓમાં પણ નિવાસ કરતા ન હતા કે

તમે (ત્યાંથી હાલત જોઈને આ પરિસ્થિતિઓ વિશે) અમારી આયતો (પોતાના) આ (સમાજના) લોકોને પઢી પઢીને સંભળાવતા રહો છો અને પરંતુ અમે જ (આપ ﷺને) રસૂલ બનાવનાર છે (કે રસૂલ બનાવીને આ ઘટનાઓ વહી દ્વારા બતાવીએ છીએ) અને (એ જ પ્રમાણે) તમે તૂર તરફ (પશ્ચિમ બાજુ) તે સમયે પણ ઉપસ્થિત ન હતા જ્યારે અમે (મૂસા અલૈ.ને) પોકાર્યા હતા (કે يَا مُوْسٰى اِنِّىْ اَنَااللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ وَاَنْ اَلْقِ عَصَاكَ જે તેમની નુબુવ્વત અર્પણ થવાના સમયે બન્યું હતું) અને પરંતુ (તેનું જ્ઞાન પણ એ પ્રમાણે જ પ્રાપ્ત થયું કે) તમે પોતાના પરવરદિગારની રહમતથી નબી બનાવવામાં આવ્યા જેથી તમે એવા લોકોને ડરાવો જેમની પાસે તમારા પહેલાં કોઈ ડરાવનાર (નબી) નથી આવ્યા, શક્ય છે કે તેઓ બોધપાઠ ગ્રહણ કરી લે (કારણ કે રસૂલે કરીમ ﷺનો સમાજ બલકે તેમના વડીલોએ પણ કોઈ નબી જોયા ન હતા બસ અમુક શરીઅતો ખાસ કરીને તવહીદ તેમના સુધી પણ અમુક માધ્યમો દ્વારા પહોંચી હતી, وَلَقَدْ بَعَثْنَا فِىْ كُلِّ اُمَّةٍ رَّسُوْلًا થી તે બહાનું ન રહ્યું) અને (જો આ લોકો થોડો વિચાર કરે તો સમજી શકે છે કે પયગમ્બર મોકલવાથી અલ્લાહનો કોઈ લાભ નથી બલકે તેમનો જ ફાયદો છે કે આ લોકો સારા અને ભલાની જાણકારી મેળવીને આખિરતમાં બચી શકે છે નહિતર જે કર્મોનું ખરાબ હોવું બુદ્ધિ પણ જાણી શકે છે તેના ઉપર અઝાબ રસૂલ મોકલ્યા વિના પણ થવો શક્ય હતો પરંતુ તે સમયે એક ઘણો અફસોસ થયો હોત કે કાશ ! જો કોઈ રસૂલ આવી ગયા હોત તો અમને વધારે ચેતવણી મળી ગઈ હોત અને અમે આ મુસીબતમાં ન પડ્યા હોત એટલા માટે રસૂલ પણ મોકલી દેવામાં આવ્યા જેથી આ અફસોસથી બચવું તેમના માટે સરળ થઈ જાય નહિતર સંભાવના હતી કે) અમે રસૂલ પણ ન મોકલ્યા હોત જો એ વાત ન હોત કે તેમના ઉપર તેમના કર્મોના કારણે (કે જે બૌદ્ધિક રીતે પણ દુષ્ટ કર્મો સમજવામાં આવે છે) કોઈ મુસીબત (દુનિયા અથવા આખિરતમાં) નાઝિલ થઈ હોત (જેના વિશે તેમને બુદ્ધિ દ્વારા અથવા ફરિશ્તા દ્વારા એ નિશ્ચિત વિશ્વાસ થઈ ગયો હોત કે આ કર્મોની સજા છે) તો તેઓ કહેવા લાગે કે હે અમારા પરવરદિગાર ! તેં અમારી પાસે કોઈ પયગમ્બર કેમ ન મોકલ્યો જેથી અમે તારા હુકમોનું અનુસરણ કર્યું હોત અને (એ કે હુકમો અને રસૂલ ઉપર) ઈમાન લાવવાવાળાઓમાંથી થયા હોત ? બસ (આ બાબતનો તકાદો તો એ હતો કે રસૂલના આવવાને ગનીમત

સમજ્યા હોત અને તેમના સત્ય દીનનો સ્વીકાર કર્યો હોત પરંતુ તેમની તો એ હાલત છે કે) જ્યારે અમારા તરફથી તે લોકોની પાસે સાચો હુકમ (એટલે કે સત્ય રસૂલ અને દીને હક) પહોંચ્યો તો (તેમાં શંકા કાઢવા માટે એવું) કહેવા લાગ્યા કે તેમને એવી કિતાબ કેમ ન મળી જેવી (હઝરત) મૂસા (અલૈ.)ને મળી હતી ? (એટલે કે કુર્આન તવરાતની જેમ કેમ નાઝિલ ન થયું ? આગળ તેનો જવાબ છે કે) શું જે કિતાબ મૂસા (અલૈ.)ને મળી હતી તેનાથી પહેલાં આ લોકો તેના ઈન્કારી નથી થયા ? (એટલા માટે દેખીતું છે કે મુશ્રિકો મૂસા અલૈ. અને તવરાતને પણ માનતા ન હતા કારણ કે તેઓ મૂળેથી નુબુવ્વતના જ ઈન્કારી હતા) આ લોકો તો (કુર્આન એન તવરાત બંને વિશે) એવું કહે છે કે બંને જાદૂ છે જે એકબીજાના સમકક્ષ છે (આ એટલા માટે કહ્યું કે શરીઅતના મૂળ સિદ્ધાંતોમાં બંને સહમત છે) અને એવું પણ કહે છે કે અમે તો બંનેમાંથી કોઈને નથી માનતા (શક્ય છે કે આ વાક્યો તેમનો રૂઢિપ્રયોગ હોય અને કદાચ તેમના નિવેદનોથી એવું સાબિત થતું હોય અને એ પણ શક્ય છે કે એક સાથે જ બંનેનો ઈન્કાર કર્યો હોય અને કદાચ વિવિધ નિવેદનો ભેગા કરવામાં આવ્યા હોય તો તેનાથી સ્પષ્ટ જણાય છે કે તવરાત અને કુર્આનને સમાન બતાવવામાં પણ તેમની શરારત જ છે, આગળ તેનો જવાબ એ છે કે હે મુહમ્મદ ﷺ !) તમે કહી આપો કે વારું તો (તવરાત અને કુર્આન સિવાય) તમે કોઈ અન્ય કિતાબ અલ્લાહની પાસેથી લઈ આવો જે હિદાયત કરવામાં આ બંનેથી ઉત્તમ હોય, હું તેનું જ અનુસરણ કરવા લાગીશ જો તમે (આ દા'વામાં) સાચા છો (કે سِحْرَانِ تَظَاهَرَا જેનો હેતુ આ બંને કિતાબોને નઊઝુબિલ્લાહ ! જૂઠી અને ખોટી સાબિત કરવાનો છે, કુર્આનને તો સદંતર અને તવરાતમાં વર્ણવેલ તવહીદ અને મુહમ્મદ ﷺની ખુશખબરી; તથા જો તમે તેમને સત્ય નથી માનતા તો તમે કોઈ સત્ય રજુ કરો અને તેનું સત્ય હોવું સાબિત કરી આપો જેના હિદાયત હોવાનું એટલા માટે કહેવામાં આવ્યું છે કે સત્ય હોવાનો અર્થ તે હિદાયતનો સ્ત્રોત હોય, જો ધારી લો કે એવું સાબિત કરશો તો હું તેનું અનુસરણ કરવા લાગીશ, મતલબ એ કે સત્ય સાબિત કરી આપું તો તમે તેનું અનુસરણ કરો, જો તમે સત્ય સાબિત કરી આપો તો હું અનુસરણ કરવા માટે તૈયાર છું અને કારણ કે આ શરતી વિવાદમાં માત્ર હુકમ તેના વાસ્તવિકતાના આધારે થાય છે એટલા માટે અહીંયાં અલ્લાહ સિવાય કોઈ અન્ય કિતાબની

અનુસરણ કરવાની બાબતની શંકા કરવી જરૂરી નથી) પછી (આ પડકાર પછી) જો આ લોકો તમારું (આ) કહેવું (કે ....فَأْتُوْا بِكِتَابٍ) ન કરી શકે (અને દેખીતું છે કે નથી જ કરી શકવાના જેમકે અલ્લાહે કહ્યું છે, فَإِنْ لَّمْ تَفْعَلُوْا وَلَنْ تَفْعَلُوْا અને તો પણ તમારું અનુસરણ ન કરે) તો એ સમજી લો કે (આ સવાલોનો ઈરાદો કોઈ શંકાને દૂર કરવાનો નથી અથવા તો સત્યનું સંશોધન નથી બલકે) આ લોકો માત્ર પોતાની મનેચ્છાઓ ઉપર ચાલે છે (તેમનો નફ્સ કહે છે કે જે પ્રમાણે બની શકે માત્ર ઈન્કાર જ કરવો જોઈએ, બસ આ એવું જ કરી રહ્યા છે ભલે સત્ય સ્પષ્ટ થઈ જાય) અને તે વ્યક્તિથી વધારે માર્ગ ભટકેલ કોણ હશે જે પોતાની મનેચ્છાઓ ઉપર ચાલતો હોય એ સિવાય કે અલ્લાહ તરફથી કોઈ દલીલ (તેની પાસે) હોય (અને) અલ્લાહ તઆલા એવા જાલિમ લોકોને (કે જે સત્યના જાહેર થઈ ગયા પછી કોઈ સાચી દલીલ અને સાબિતી વિના પોતાની ગુમરાહીથી પાછા ન ફરે) હિદાયત નથી આપતો (તેનું કારણ તે વ્યક્તિ પોતે જ ગુમરાહ રહેવાનો ઈરાદો કરી ચૂક્યો છે અને ઈરાદો કર્યા પછી અલ્લાહ તઆલાની ટેવ છે કે એવા વ્યક્તિ હંમેશા ગુમરાહ રહે છે, આટલે સુધી તો તેમના આ નિવેદનનો જવાબ હતો, (لَوْلَا أُوْتِيَ مِثْلَ مَا أُوْتِيَ مُوْسٰى) અને (આગળ તહકીકી જવાબ છે જેમાં કુર્આનને અચાનક એક સાથે નાઝિલ ન થવાની હિકમત વર્ણન કરવામાં આવી છે કે) અમે આ કલામ (એટલે કે કુર્આન)ને તે લોકો માટે સમયે સમયે એક પછી એક મોકલ્યું જેથી આ લોકો (વારંવાર તાજું વર્ણન સાંભળવાથી) બોધપાઠ ગ્રહણ કરે (એટલે કે અમે તો એકસાથે આખું કુર્આન મોકલવા પણ શક્તિ ધરાવતા હતા પરંતુ તેમના જ હિત માટે થોડું થોડું નાઝિલ કરીએ છીએ, પછી તે અંધારામાં છે કે પોતાના જ હિતનો વિરોધ કરી રહ્યા છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ مِنْ بَعْدِ مَآ اَهْلَكْنَا الْقُرُوْنَ الْاُوْلٰى بَصَآئِرَ لِلنَّاسِ

માં શબ્દ قُرُوْنِ اُوْلٰى (કુરૂને ઊલા)થી હઝરત નૂહ (અલૈ.), હૂદ (અલૈ.), સાલિહ (અલૈ.) અને લૂત (અલૈ.)ની કોમ ભાવાર્થ તરીકે છે જે હઝરત મૂસા (અલૈ.) પહેલાં પોતાની શરારતના કારણે હલાક કરવામાં આવી હતી અને بَصَائِرُ (બસાઈર) એ بَصِيْرَتٌ (બસીરત)નું બહુવચન છે જેનો શાબ્દિક અર્થ

"સમજદારી અને કોઠાસૂઝ"નો થાય છે. એનો ભાવાર્થ તે પ્રકાશ છે જે અલ્લાહ તઆલા મનુષ્યોના દિલોમાં પેદા કરે છે જેનાથી તે વસ્તુઓની હકીકતને જોઈ શકે છે અને સત્ય તથા અસત્યમાં ફરક કરી શકે છે. *(મઝહરી)*

بَصَائِرَ لِلنَّاسِ માં (બસાઈર લિન્નાસી)માં શબ્દ نَاسُ (નાસ)નો ભાવાર્થ હઝરત મૂસા (અલૈ.)ની ઉમ્મત છે. વાત સ્પષ્ટ છે કે તે ઉમ્મત માટે તવરાત કિતાબ જ બસીરતનો સ્ત્રોત હતો અને જો શબ્દ نَاسُ (નાસ)થી સમગ્ર માનવજાત ભાવાર્થ હોય જેમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ પણ સામેલ છે તો અત્રે સવાલ એ પેદા થશે કે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના સમયમાં જે તવરાત મોજૂદ છે તે સુધારા વધારા દ્વારા રદ થઈ ચૂકી છે તો તેમના માટે તેને બસીરત કહેવું કેવી રીતે યોગ્ય હશે અને એ કે તેનાથી તો એ આવશ્યક બને છે કે મુસલમાનોએ પણ તવરાતથી લાભ ઉઠાવવો જોઈએ જ્યારે કે હદીષમાં એ બાબત પ્રખ્યાત છે કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એક વખતે રસૂલે કરીમ ﷺ પાસે એ બાબતની પરવાનગી માંગી કે તેઓ તવરાતમાં જે બોધપાઠ વગેરે છે તેને પઢે જેથી તેમના જ્ઞાનમાં પ્રગતિ થાય, તેના ઉપર રસૂલે કરીમ ﷺએ ક્રોધે ભરાઈને ફરમાવ્યું કે જો આ સમયે હઝરત મૂસા (અલૈ.) પણ જીવતા હોત તો તેમના માટે પણ મારું જ અનુસરણ કરવું જરૂરી હોત. (જેનો ખુલાસો એ છે કે તમારે માત્ર મારી જ તા'લીમને જોવી જોઈએ, તવરાત અને ઈન્જીલને જોવી તમારા માટે ઠીક નથી) પરંતુ તેના જવાબમાં એ પણ કહી શકાય છે કે તવરાતનો તે સમયે અહલે કિતાબ પાસે જે નુસ્ખો હતો તે ફેરફાર થયેલો હતો અને ઈસ્લામનો શરૂઆતનો યુગ હતો જેમાં કુર્આનના નાઝિલ થવાનો ક્રમ ચાલુ હતો, તે સમયે રસૂલે કરીમ ﷺએ કુર્આનની સંપૂર્ણ સુરક્ષા નજર સમક્ષ રાખી. પોતાની હદીષો લખવાથી પણ અમુક લોકોને અટકાવ્યા હતા કે એવું ન થાય કે લોકો કુર્આનની સાથે હદીષોને ભેળસેળ કરી દે અને તે હાલતમાં કોઈ બીજી મન્સૂખ (રદ) થયેલ આસમાની કિતાબને પઢવું પઢાવવું દેખીતું છે કે કાળજીના સિદ્ધાંતની વિરુદ્ધ હતું એટલા માટે એ જરૂરી નથી બનતું કે સદંતર તવરાત અને ઈન્જીલનો અભ્યાસ કરવાથી અથવા તેને પઢવાથી મનાઈ કરવામાં આવી છે. તે કિતાબોનો જે ભાગ રસૂલે કરીમ ﷺ વિશે ભવિષ્યવાણીઓ ઉપર આધારિત છે તેનો અભ્યાસ કરવો અને તેને વર્ણન કરવો સહાબએ કિરામ (રદિ.)થી સાબિત અને પ્રખ્યાત છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને

સલામ (રદિ.) તથા કઅ્બ બિન અહ્બાર (રદિ.) આ બાબતે સૌથી પ્રખ્યાત છે, બીજા સહાબએ કિરામ (રદિ.)એ પણ તેના ઉપર કોઈ ટીકા ટિપ્પણી કરી નથી, એટલા માટે આયતનો ખુલાસો એ થશે કે તવરાત અને ઈન્જીલમાં જે હેરફેર ન થયેલ વિષયો હજુ પણ ઉપસ્થિત છે અને નિઃસંદેહ ખુશખબરીઓ છે તેનાથી લાભ ઉઠાવવો ઠીક છે પરંતુ દેખીતું છે કે તેનાથી લાભ માત્ર એવા જ લોકો ઉઠાવી શકે છે જે હેરફેર થયેલ અને હેરફેર ન થયેલ તવરાતના ભાગોમાં ફરક કરી શકે છે તથા સાચા અને ખોટાને ઓળખી શકે છે, તે વિદ્વાનો અને નિષ્ણાતો જ કરી શકે છે. સામાન્ય જનતાએ બેશક ! તેનાથી બચવું એટલા માટે જરૂરી છે કે તેઓ કોઈ ગેરસમજના શિકાર બની જઈ શકે છે એટલા માટે આ જ હુકમ તે તમામ કિતાબોનો છે જેમાં સત્યની સાથે અસત્યની મિલાવટ કરવામાં આવી છે કે સામાન્ય લોકોએ તેના અભ્યાસ કરવાથી બચવું જોઈએ, વિદ્વાનો અને નિષ્ણાતો જુએ તો કોઈ વાંધો નથી.

لِتُنۡذِرَ قَوۡمًا مَّآ اَتٰهُمۡ مِّنۡ نَّذِيۡرٍ અત્રે આ કોમથી અરબ કોમ ભાવાર્થ તરીકે છે જે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદમાંથી છે અને તેમના પછી ખાતમુલ અંબિયા ﷺના સમયકાળ સુધી તેમનામાં કોઈ પયગમ્બરનું આગમન ન થયું હતું. આ જ વિષય સૂરએ યાસીનમાં પણ આવવાનો છે. એનાથી જાણ થઈ કે બીજા સ્થળે કુર્આને કરીમનો આ ઈરશાદ اِنۡ مِّنۡ اُمَّةٍ اِلَّا خَلَا فِيۡهَا نَذِيۡرٌ કે કોઈ ઉમ્મત એવી નથી પસાર થઈ જેમાં અલ્લાહનો કોઈ પયગમ્બર ન આવ્યો, આ તે આયતનો નકાર નથી કારણ કે આ આયતનો ભાવાર્થ એ છે કે લાંબા સમયથી હઝરત ઈસ્માઈલ (અલૈ.) પછી તેમનામાં કોઈ નબી નથી આવ્યા પરંતુ નબી અને રસૂલના આવવાથી બિલકુલ ખાલી આ ઉમ્મત પણ નથી રહી.

وَلَقَدۡ وَصَّلۡنَا لَهُمُ الۡقَوۡلَ لَعَلَّهُمۡ يَتَذَكَّرُوۡنَ માં શબ્દ وَصَّلۡنَا (વસ્સલના) એ تَوۡصِيۡلٌ (તવસીલ)થી બને છે જેનો અસલી શાબ્દિક અર્થ દોરડાના તારોમાં બીજા તાર મેળવીને તેને મજબૂત કરવાનો થાય છે. ભાવાર્થ એ છે કે કુર્આને હકીમમાં અલ્લાહ તઆલાએ લોકોની હિદાયતનો ક્રમ એક પછી એક ચાલુ રાખ્યો અને ઘણા બધા બોધપાઠોના વિષયોનું વારંવાર પુનરાવર્તન પણ કરવામાં આવ્યું જેથી સાંભળનાર પ્રભાવિત થાય.

**તબ્લીગ અને દા'વત (પ્રચાર અને પ્રસાર)ના અમુક શિષ્ટાચાર :**

એનાથી જાણ થઈ કે અંબિયા (અલૈ.)ની તબ્લીગનું મહત્ત્વનું પાસું એ હતું કે તેઓ સત્ય વાતને સતત કહેતા અને પહોંચાડતા જ રહેતા હતા, લોકોના ઈન્કાર કરવાથી અથવા તેમના જૂઠાડવાથી તેમના પોતાના કર્તવ્યમાં અને પોતાની નિષ્ઠામાં કોઈ અવરોધ પેદા થતો ન હતો બલકે તેઓ સત્ય વાત જો એક વખતે ન માને તો બીજી વખતે અને તે પણ ન માને તો ત્રીજી, ચોથી વખતે બરાબર રજુ કરતા જ રહેતા હતા, કોઈના દિલમાં દિલ નાંખી દેવું તો કોઈ બોધપાઠ આપનાર હમદર્દના હાથમાં નથી પરંતુ પોતાના પ્રયત્નને કોઈપણ જાતની થકાવટ અને અકળામણ વિના ચાલુ રાખવો જે તેમના કબજામાં હતો તેને સતત અંજામ આપતા હતા. આજે પણ દા'વત અને તબ્લીગના કામ કરનારાઓએ તેનાથી બોધપાઠ ગ્રહણ કરવો જોઈએ.

---

**આયતો : (સૂરએ કસસ : આયત નં. ૫૨ થી ૫૫)**

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ مِنْ قَبْلِهٖ هُمْ بِهٖ يُؤْمِنُوْنَ ﴿٥٢﴾ وَ اِذَا يُتْلٰى عَلَيْهِمْ قَالُوْٓا اٰمَنَّا بِهٖٓ
اِنَّهُ الْحَقُّ مِنْ رَّبِّنَآ اِنَّا كُنَّا مِنْ قَبْلِهٖ مُسْلِمِيْنَ ﴿٥٣﴾ اُولٰٓئِكَ يُؤْتَوْنَ اَجْرَهُمْ مَّرَّتَيْنِ
بِمَا صَبَرُوْا وَ يَدْرَءُوْنَ بِالْحَسَنَةِ السَّيِّئَةَ وَ مِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ﴿٥٤﴾ وَ اِذَا
سَمِعُوا اللَّغْوَ اَعْرَضُوْا عَنْهُ وَقَالُوْا لَنَآ اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ سَلٰمٌ عَلَيْكُمْ
لَا نَبْتَغِى الْجٰهِلِيْنَ ﴿٥٥﴾

**તરજુમો :**

*જેમને અમે આનાથી પહેલાં કિતાબ આપી તેઓ તેના ઉપર ઈમાન ધરાવે છે. (૫૨) અને જ્યારે તેમને (કુર્આન) સંભળાવવામાં આવે તો કહે, અમે તેના ઉપર ઈમાન લાવ્યા, બેશક ! આ જ સત્ય અમારા પરવરદિગારનું મોકલેલું છે, અમે તેના પહેલેથી માનનારા છીએ. (૫૩) તે લોકો પોતાનો સવાબ બમણો પામશે એ વાત ઉપર કે કાયમ રહ્યા અને ભલાઈ કરે છે*

*બુરાઈના જવાબમાં અને અમારું આપેલું કંઈ ખર્ચ કરતા રહે છે. (૫૪) અને જ્યારે નકામી વાતો સાંભળે તેનાથી અળગા થાય અને કહે, અમને અમારા કર્મો (મુબારક) અને તમને તમારા કર્મો, સલામત રહો, અમને જાહિલ (અણસમજ) લોકો ન જોઈએ. (૫૫)*

## તફસીર :

(અને રસૂલે કરીમ ﷺની રિસાલત અને તે ભવિષ્યવાણીઓથી પણ સાબિત છે જેની તે વિદ્વાનોએ ખરાઈ કરી છે જેમને તવરાત અને ઈન્જીલમાં આ ખુશખબરીઓનું જ્ઞાન છે એટલા માટે) જે લોકોને અમે કુર્આનથી પહેલાં (આસમાની) કિતાબો આપી છે (તેમનામાં જેઓ લેખકો છે) તેઓ તેના ઉપર ઈમાન લાવે છે અને જ્યારે કુર્આન તેમની સામે પઢવામાં આવે છે તો કહે છે, અમે તેના ઉપર ઈમાન લાવ્યા બેશક ! આ સત્ય છે (જે) અમારા પરવરદિગાર તરફથી (નાઝિલ થયું અને) અમે તો તે(ના આવવા)થી પહેલાં પણ (પોતાની કિતાબોની ખુશખબરીઓની બીનાએ) માનતા હતા (હવે નાઝિલ થયા પછી તે કરારનું નવિનીકરણ કરીએ છીએ એટલે કે અમે તે લોકો જેવા નથી જેઓ કુર્આનના નાઝિલ થતાં પહેલાં તો તેનું સમર્થન કરતા હતા, બલકે તેના આવવાની શોખથી રાહ જોતા હતા પરંતુ જ્યારે કુર્આન આવ્યું તો તેના ઈન્કારી થઈ ગયા فَلَمَّا جَاءَ هُمْ مَا عَرَفُوْا كَفَرُوْا بِهٖ જેનાથી સ્પષ્ટ રીતે જાહેર થઈ ગયું કે તવરાત અને ઈન્જીલની ખુશખબરીઓ રસૂલે કરીમ ﷺ વિશે હતી, જેમકે સૂરએ શુઅ્રાના અંતમાં ફરમાવ્યું છે, اَوَلَمْ يَكُنْ لَّهُمْ اٰيَةً اَنْ يَّعْلَمَهٗ عُلَمٰٓؤُا بَنِيْٓ اِسْرَآئِيْلَ આટલે સુધી બની ઈસ્રાઈલના ઉલમાની રિસાલતે મુહમ્મદી ﷺની ગવાહીઓનો વિરોધ કરવા ઉપર વર્ણન થયું, આગળ અહલે કિતાબના મો'મિનોની શ્રેષ્ઠતાનું વર્ણન છે કે) તે લોકોને તેમની પાકટતાના કારણે બમણો સવાબ મળશે (કારણ કે તેઓ પહેલી કિતાબ ઉપર ઈમાન રાખવાના સંદર્ભમાં પણ કુર્આન ઉપર ઈમાન રાખતા હતા અને પાછળથી નાઝિલ થયા પછી તે કુર્આન ઉપર પણ કાયમ રહ્યા અને તેનું નવીનીકરણ કર્યું, આ તો તેમના વિશ્વાસ અને બદલાનું વર્ણન હતું આગળ તેમના અમલો અને અખ્લાકનું વર્ણન છે) અને તે લોકો નેકી (અને ધીરજ)થી બદી (અને પીડા)ને દૂર કરી આપે છે અને અમે જે કંઈ તેમને આપ્યું છે તેમાંથી (અલ્લાહના માર્ગમાં) ખર્ચ કરે છે અને (જે પ્રમાણે આ લોકો કષ્ટો ઉપર સબ્ર અને ધીરજ ધરે

છે એ જ પ્રમાણે) જ્યારે કોઈને (પોતાના વિશે) નકામી વાતો કરતા સાંભળે છે (જે મૌખિક પીડા છે) તો તેને (પણ) ટાળે છે અને (સલામતી સ્થાપિત રાખવાના સ્વરૂપે) કહી આપે છે કે (અમે કંઈ જવાબ આપતા નથી) અમારા અમલ અમારી સામે આવશે અને તમારા અમલ તમારી સામે (ભાઈ !) અમે તો તમને સલામ કરીએ છીએ (અમને ઝઘડાથી મા'ફ કરો) અમે નાસમજ લોકો સાથે ઉલઝવા નથી માંગતા.

## મસ્અલા અને બોધપાઠ :

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ مِنْ قَبْلِهٖ هُمْ بِهٖ يُؤْمِنُوْنَ આ આયતમાં તે અહલે કિતાબનું વર્ણન છે જેઓ રસૂલે કરીમ ﷺના આગમન અને નુબુવ્વત તથા કુર્આનના નાઝિલ થતા પહેલાં જ તવરાત અને ઈન્જીલની આપેલી ખુશખબરીઓની બીનાએ કુર્આને કરીમના નાઝિલ થવા ઉપર અને રસૂલે કરીમ ﷺના આગમત ઉપર વિશ્વાસ ધરાવતા હતા. રસૂલે કરીમ ﷺનું આગમન થયું તો પોતાની પાછલી આસ્થાની બીનાએ ઈમાન લઈ આવ્યા, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હફસાના બાદશાહ નજ્જાસીના દરબારીઓમાંથી ચાલીસ વ્યક્તિઓ મદીનામાં તે સમયે હાજર થયા જ્યારે રસૂલે કરીમ ﷺ ગઝ્વએ ખય્બરમાં પ્રવૃત્ત હતા આ લોકો પણ તે જિહાદમાં સામેલ થઈ ગયા તેમાંથી અમુક લોકો ઘાયલ પણ થયા પરંતુ તેમાંથી કોઈ માર્યું ન ગયું. તેમણે જ્યારે સહાબએ કિરામ (રદિ.)ની આર્થિક તંગીની હાલત જોઈ તો રસૂલે કરીમ ﷺને દરખાસ્ત કરી કે અમે અલ્લાહની કૃપાથી માલદાર અને દોલતમંદ છીએ, અમે પોતાના દેશમાં પાછા જઈને સહાબએ કિરામ (રદિ.) માટે માલ લાવીએ. રસૂલે કરીમ ﷺએ પરવાનગી આપી દીધી, તેના ઉપર આ આયત નાઝિલ થઈ, اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ مِنْ قَبْلِهٖ هُمْ بِهٖ يُؤْمِنُوْنَ (الٰى قَوْلِهٖ) وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ (اَخْرَجَهُ ابْنُ مَرْدَوِيَّةَ وَالطَّبْرَانِيُّ فِى الْاَوْسَطِ ـ مَظْهَرِى) અને હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)થી રિવાયત છે કે હઝરત જઅ્ફર (રદિ.) પોતાના સાથીઓની સાથે જ્યારે મદીનાથી હફસાની પ્રથમ હિજરત માટે ગયા હતા અને નજ્જાશીના દરબારમાં ઈસ્લામની તા'લીમ રજુ કરી તો નજ્જાશી અને તેના દરબારીઓ કે જેઓ અહલે કિતાબ હતા અને તવરાત તથા ઈન્જીલમાં રસૂલે કરીમ ﷺની

ખુશખબરીઓ અને નિશાનીઓ જોતા હતા તેમના દિલોમાં તે જ સમયે અલ્લાહે ઈમાન નાંખી દીધું. *(મઝહરી)*

**શબ્દ مُسْـلِمِيْـنَ (મુસ્લિમીન) ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺનો ખાસ લકબ છે અથવા બધી જ ઉમ્મતો માટે સર્વસામાન્ય છે ? :**

اِنَّـا كُـنَّـا مِنْ قَبْلِهٖ مُسْلِمِيْنَ એટલે કે, તે અહલે કિતાબ લોકોએ કહ્યું કે અમે તો કુર્આનના નાઝિલ થતા પહેલાં જ મુસલમાન હતા. અહીંયાં શબ્દ مُسْـــــلِـــمْ (મુસ્લિમ) જો પોતાના શાબ્દિક અર્થ પ્રમાણે લેવામાં આવે એટલે કે આજ્ઞાપાલક અને ફરમાંબરદાર તો વાત સ્પષ્ટ થઈ જાય છે કે તેમને જે કુર્આન અને અંતિમ નબી રસૂલે કરીમ ﷺનું યકીન પોતાની કિતાબોના કારણે પ્રાપ્ત હતું તે યકીનને اِسْلَامْ (ઈસ્લામ) અને مُسْـــلِـمِيْــنَ (મુસ્લિમીન)થી ઓળખાવ્યું કે અમે તો તેને પ્રથમથી જ માનતા હતા અને જો શબ્દ મુસ્લિમીન આ સ્થળે એ અર્થમાં લેવામાં આવે જે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺનો મુસ્લિમીન લકબ છે તો તેનાથી સાબિત આ થશે કે ઈસ્લામ અને મુસ્લિમીનનો શબ્દ માત્ર ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટે ખાસ નથી બલકે બધા જ અંબિયા (અલૈ.)નો દીન ઈસ્લામ જ હતો અને તે બધા મુસ્લિમો જ હતા પરંતુ કુર્આને કરીમની અમુક આયતોથી ઈસ્લામ અને મુસ્લિમીન આ ઉમ્મત માટેનો ખાસ લકબ હોવું જાણ થાય છે જેમકે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું નિવેદન પોતે કુર્આને નકલ કર્યું છે. هُـوَسَـمّٰـكُـمُ الْـمُسْلِمِيْنَ અને અલ્લામહ સુયૂતિ (રહ.) આ જ વિશેષતાને માને છે અને આ વિષય ઉપર તેમણે એક આગવી પુસ્તિકા લખી છે. તેમના મતે આ આયતમાં મુસ્લિમીનથી ભાવાર્થ એ છે કે અમે પ્રથમથી ઈસ્લામનો સ્વીકાર કરવા માટે તૈયાર જ હતા અને જો વિચાર કરવામાં આવે તો તે બંનેમાં કોઈ વિરોધાભાસ નથી કે ઈસ્લામ બધા જ અંબિયા (અલૈ.)ના દીનનું સંયુક્ત નામ પણ હોય અને તેમની ઉમ્મત માટે ખાસ લકબ પણ, કારણ કે એવું બની શકે છે કે ઈસ્લામ પોતાના લાક્ષણિક અર્થના આધારે બધામાં સમાન હોય પરંતુ મુસ્લિમનો લકબ માત્ર આ ઉમ્મત માટે ખાસ હોય, જેમકે સિદ્દીક અને ફારૂક વગેરે લકબો છે જે આ ઉમ્મતમાં ખાસ હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.) માટે બોલવામાં આવે છે જ્યારે કે પોતાના લાક્ષણિક અર્થના આધારે અન્ય લોકો પણ સિદ્દીક અને ફારૂક હોઈ શકે છે. વલ્લાહુ અઅ્લમુ.

اُولٰٓـئِکَ یُـؤْتَـوْنَ اَجْـرَهُـمْ مَـرَّتَیْـنِ એટલે કે, મો'મિનીન અહલે કિતાબને બમણો સવાબ આપવામાં આવશે. કુર્આને કરીમમાં આ જ પ્રમાણેનો વાયદો નબીએ પાક ﷺની પવિત્ર પત્નીઓ વિશે પણ આવ્યો છે, وَمَـنْ یَّـقْنُتْ مِنکُنَّ لِلّٰهِ وَرَسُـوْلِـهٖ وَتَعْمَلْ صَالِحًا نُّؤْتِهَا اَجْرَهَا مَرَّتَیْنِ અને સહીહ બુખારીની એક હદીષમાં ત્રણ વ્યક્તિઓ માટે બમણા સવાબનું વર્ણન થયું છે. એક તે અહલે કિતાબ જે પ્રથમ પોતાના પાછલા નબી ઉપર ઈમાન લાવ્યા, પછી રસૂલે કરીમ ﷺ ઉપર અને બીજો તે વ્યક્તિ જે કોઈનો આધીન અને ગુલામ હોય, તે પોતાના માલિકનું પણ આજ્ઞાપાલન અને ફરમાંબરદારી કરતો હોય અને અલ્લાહ તઆલા તથા રસૂલે કરીમ ﷺનું પણ, બીજો તે વ્યક્તિ જેની મિલકતમાં કોઈ કનીઝ હતી, જેની સાથે નિકાહ વિના સહવાસ તેના માટે હલાલ હતો તેણે તેને પોતાની ગુલામીથી આઝાદ કરી દીધી અને પછી પોતાની પત્ની બનાવી લીધી.

અત્રે એ વાત વિચારપાત્ર છે કે આ અમુક પ્રકારોને બમણો બદલો આપવાનું કારણ શું છે ? જો કહેવામાં આવે કે આ બંનેના બે અમલો તે બમણા સવાબનું કારણ છે, કારણ કે અહલે કિતાબ મો'મિનીનના બે અમલ એ છે કે તેઓ પ્રથમ એક નબી અને તેમની કિતાબ ઉપર ઈમાન લાવ્યા, ત્યારબાદ બીજા નબી અને તેમની કિતાબ ઉપર અને પવિત્ર પત્નીઓના બે અમલ એ છે કે તેઓ રસૂલે કરીમ ﷺનું આજ્ઞાપાલન તથા મુહબ્બત રસૂલ સ્વરૂપે પણ કરે છે અને પતિ સ્વરૂપે પણ અને કોઈના આધીન ગુલામના બે અમલ તેનું બમણું આજ્ઞાપાલન અને ફરમાંબરદારી છે, અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺનું પણ અને પોતાના માલિકનું પણ તથા કનીઝને આઝાદ કરીને તેનાથી નિકાહ કરનારનો એક નેક અમલ તેને આઝાદ કરી દેવું છે અને બીજો તેને પોતાની નિકાહમાં લાવીને પત્ની બનાવી લેવું છે પરંતુ એના ઉપર આ પ્રશ્ન પેદા થાય છે કે બે અમલના બે બદલા હોત તો ન્યાય અને ઈન્સાફ હોવાના કારણથી તે બધા માટે સામાન્ય હોવા જોઈએ જેમાં મો'મિનની અહલે કિતાબ અથવા પવિત્ર પત્નીઓ વગેરેની શું વિશેષતા છે ? જે વ્યક્તિ પણ બે અમલ કરશે તે બે બદલા પામશે. આ પ્રશ્નના ઉત્તરની સંપૂર્ણ ચર્ચા મુજ નાચીઝે અહકામુલ કુર્આન સૂરએ કસસમાં લખી છે તેમાં જે વાત પોતે કુર્આનના શબ્દોની દલીલોથી સાબિત થાય છે, તે એ છે કે તે બધા પ્રકારોમાં ભાવાર્થ માત્ર બે બદલા નથી કારણ કે તે તો દરેક અમલ

કરનાર માટે સામાન્ય કુર્આની નિયમ છે. لَا يُضِيعُ عَمَلَ عَامِلٍ مِّنكُمْ એટલે કે, અલ્લાહ તઆલા તમારામાંથી કોઈ અમલ કરનારનો અમલ વ્યર્થ નથી કરતો, બલકે તે જેટલા નેક અમલ કરશે તેના જ હિસાબથી બદલો પામશે, બલકે આ પ્રસ્તુત પ્રકારોમાં બે બદલાથી ભાવાર્થ એ છે કે તે લોકોને તેમના દરેક અમલનો બમણો સવાબ મળશે, દરેક નમાઝ ઉપર તેમને બમણો સવાબ, દરેક રોઝા ઉપર બમણો સવાબ, દરેક સદકહ, હજ્જ અને ઉમરહ ઉપર તેમને બમણો સવાબ મળશે. કુર્આને કરીમના શબ્દો ઉપર વિચાર કરીએ તો બે બદલા આપવા માટે ટૂંકો શબ્દ اَجْرَيْنِ (અજરયનિ)નો હતો પરંતુ કુર્આને તેને છોડીને اَجْرَمَرَّتَيْنِ (અજ્ર મર્રતયૂન)નો શબ્દ અપનાવ્યો જેમાં સ્પષ્ટ ઈશારો એ બાબતનો જોવા મળે છે કે "અજૂરે મર્રતયૂન"નો ભાવાર્થ એ છે કે તેના દરેક અમલ બે વાર લખવામાં આવશે અને દરેક અમલ ઉપર બમણો સવાબ મળશે.

રહી એ બાબત કે તેમની આટલી મોટી ફઝીલત અને વિશેષતાનું કારણ શું છે ? તો તેનો સ્પષ્ટ જવાબ એ છે કે અલ્લાહ તઆલાને અધિકાર છે કે કોઈ ખાસ અમલને બીજા અમલોથી શ્રેષ્ઠ ઠરાવી આપે અને સવાબ વધારી દે કોઈને એ પ્રશ્ન પૂછવાનો અધિકાર નથી કે રોઝાનો સવાબ અલ્લાહ તઆલાએ આટલો વધારે કેમ કરી દીધો, ઝકાત અને સદકહમાં કેમ આવું ન કર્યું ? હોઈ શકે છે કે આ અમલો જેનું વર્ણન પ્રસ્તુત આયતો અને બુખારીની હદીષમાં છે અલ્લાહ તઆલા નજીક તેનો દરજ્જો બીજા અમલોથી એક સ્વરૂપે વધેલો છે તેના ઉપર આ ઈનામ ફરમાવ્યું અને અમુક વિદ્વાન આગેવાન ઉલમાએ તેનું કારણ આ લોકોની બમણી મહેનત ઠરાવી છે તે પણ પોતાની જગ્યાએ યોગ્ય છે અને આ જ આયતના અંતે શબ્દ بِمَا صَبَرُوْا (બિમા સબરુ)થી તેના ઉપર દલીલ હોઈ શકે છે કે તે બમણા સવાબનું કારણ તેમને પડેલી મહેનત ઉપર સબ્ર કરવું છે. વલ્લાહુ અઅ્લમુ.

وَيَدْرَئُوْنَ بِالْحَسَنَةِ السَّيِّئَةَ એટલે કે, આ લોકો બુરાઈને ભલાઈ દ્વારા દૂર કરે છે, આ બુરાઈ અને ભલાઈની વ્યાખ્યામાં તફસીરના ઈમામોના ઘણા બધા નિવેદનો છે. અમુકે ફરમાવ્યું કે ભલાઈથી આજ્ઞાપાલન અને બુરાઈથી ગુનાહ ભાવાર્થ તરીકે છે, કારણ કે નેકી બુરાઈને નષ્ટ કરી દે છે જેમકે હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ હઝરત મઆઝ બિન જબલ (રદિ.)થી ફરમાવ્યું, اَتْبِعِ الْحَسَنَةَ السَّيِّئَةَ تَمْحُهَا એટલે કે, બદી અને ગુનાહ પછી નેકી કરો તો તે

ગુનાહને મિટાવી દેશે અને અમુક લોકોએ ફરમાવ્યું કે, حَسَـــنَـــةٌ (હસનહ)થી ભાવાર્થ ઈલ્મ અને સમજદારી તથા سَيِّئَةٌ (સય્યિઅહ)નો ભાવાર્થ અજ્ઞાનતા અને ગફલત છે, એટલે કે આ લોકો બીજાઓની જહાલતનો જવાબ જહાલતના બદલે સમજદારી અને સહનશીલતાથી આપે છે તથા વાસ્તવમાં તેમના નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી, કારણ કે શબ્દ "હસનહ અને સય્યિઅહ" એટલે કે ભલાઈ અને બુરાઈના શબ્દોમાં તે બધી વસ્તુઓ સામેલ છે.

**આ આયતમાં બે મહત્ત્વના માર્ગદર્શનો છે :**

પ્રથમ એ કે જો કોઈ વ્યક્તિથી કોઈ ગુનોહ અથવા ભૂલ થઈ જાય તો તેનો ઈલાજ એ છે કે નેક અમલની ચિંતા કરે તો નેક અમલ તેના ગુનાહનો કફ્ફારો બની જશે, જેમકે હદીષમાં હઝરત મઆઝ બિન જબલ (રદિ.)ના હવાલાથી ઉપર વર્ણન થઈ ચૂક્યું છે, બીજું એ કે જે વ્યક્તિ કોઈની સાથે જુલમ અને બુરાઈથી વર્તણૂક કરે તો જો કે શરીઅતના કાનૂનની રૂએ તેણે પોતાનો બદલો લઈ લેવો જાઈઝ છે એ શરતે કે બદલો બરાબર સરાબર હોય, એટલે કે જેટલું નુકસાન અથવા તકલીફ તેણે પહોંચાડી છે એટલું જ તેના વિરોધીને પહોંચાડે પરંતુ શ્રેષ્ઠ અને ભલો તરીકો એ છે કે તે બદલો લેવાના બદલે બુરાઈના બદલામાં ભલાઈ અને જુલમના બદલામાં અહેસાન કરે કે આ અખ્લાકનો શ્રેષ્ઠ દરજ્જો છે અને દુનિયા તથા આખિરતમાં તેના અસંખ્ય લાભો છે. કુર્આને કરીમની એક બીજી આયતમાં આ માર્ગદર્શન ખૂબ સ્પષ્ટ શબ્દોમાં આ રીતે આવ્યું છે. اِدْفَعْ بِالَّتِىْ هِىَ اَحْسَنُ فَاِذَاالَّذِىْ بَيْنَكَ وَبَيْنَهٗ عَدَاوَةٌ كَاَنَّهٗ وَلِىٌّ حَمِيْمٌ એટલે કે, બુરાઈ અને જુલમને એવી રીતે દૂર કરો કે જે શ્રેષ્ઠ છે. (એટલે કે જુલમના બદલામાં અહેસાન કરો) તો જે વ્યક્તિ અને તમારી વચ્ચે દુશ્મનાવટ છે તે તમારો નિખાલસ દોસ્ત બની જશે.

سَلٰمٌ عَلَيْكُمْ ۡ لَا نَبْتَغِى الْجٰهِلِيْنَ એટલે કે, આ લોકોની એક ઉમદા ટેવ એ છે કે જ્યારે તેઓ કોઈ જાહિલ દુશ્મનની બેકાર વાત સાંભળે છે તો તેનો જવાબ આપવાના બદલે એવું કહી આપે છે કે અમારો સલામ કબૂલ કરો અમે જાહિલ લોકોથી ઉલઝવાનું પસંદ કરતા નથી. ઈમામ જસ્સાસ (રહ.)એ ફરમાવ્યું કે સલામના બે પ્રકારો છે. એક سَلَامُ تَحِيَّةٌ (સલામ તહિય્યહ) એટલે કે મુસલમાન

પરસ્પર એકબીજાને જે સલામ કરે છે તે અને બીજો سَلَامُ مُسَالَمَتٌ وَ مُتَارَكَتٌ (સલામે મુસાલિમત વ મુતારિકત) એટલે કે પોતાના વિરોધીને કહી આપે કે અમે તમારી બેકાર વાતોનો કોઈ બદલો તમારી પાસેથી નથી લેતા. અહીંયાં સલામથી બીજા પ્રકારનો ભાવાર્થ જ અર્થ સ્વરૂપે છે.

———————

## આયત : (સૂરએ કસસ : આયત નં. ૫૬)

إِنَّكَ لَا تَهْدِي مَنْ أَحْبَبْتَ وَلَٰكِنَّ اللَّهَ يَهْدِي مَن يَشَاءُ ۚ وَهُوَ أَعْلَمُ بِالْمُهْتَدِينَ ﴿٥٦﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) નિઃશંક તમે જેને ઈચ્છો માર્ગ ઉપર નથી લાવતા પરંતુ અલ્લાહ જેને ચાહે માર્ગ ઉપર લાવે છે અને તે જ સઘળું જાણે છે જેઓ માર્ગ ઉપર આવશે. (૫૬)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે જેને ઈચ્છો હિદાયત નથી કરી શકતા બલકે અલ્લાહ જેને ચાહે હિદાયત આપે છે, (અને હિદાયત આપવાની શક્તિ તો અલ્લાહના સિવાય કોઈને પણ નથી હોતી બલકે કોઈને તેનું જ્ઞાન સુદ્ધાં નથી હોતું કે કોણ કોણ હિદાયત પામનાર છે બલકે) હિદાયત પામનારાઓનું જ્ઞાન તેને જ છે.

## મસ્અલા અને બોધપાઠ :

શબ્દ هِدَايَتٌ (હિદાયત) ઘણા અર્થોમાં ઉપયોગ થાય છે, એક અર્થ માત્ર માર્ગ બતાવી આપવાનો થાય છે એના માટે જરૂરી નથી કે જેને માર્ગ બતાવી દેવામાં આવ્યો તે ઈચ્છિત મંઝિલ સુધી પહોંચે અને હિદાયતનો એક અર્થ એ પણ થાય છે કે કોઈને ઈચ્છિત મંઝિલ સુધી પહોંચાડવામાં આવે. પ્રથમ અર્થના આધારે તો રસૂલે કરીમ ﷺ બલકે બધા જ અંબિયા (અલૈ.) હાદી હોવું અને આ હિદાયત તેમણે અપનાવવું દેખીતું છે, કારણ કે આ હિદાયત જ તેમની નુબુવ્વતના હોદ્દાની ફરજ છે. જો તેમને તેની શક્તિ ન હોત તો રિસાલત અને નુબુવ્વતનો ફરજ કઈ રીતે બજાવ્યો હોત ! આ આયતમાં જે રસૂલે કરીમ ﷺનું હિદાયત

ઉપર કાબૂ ન હોવાનું વર્ણન થયું છે તેનો ભાવાર્થ બીજા અર્થની હિદાયત છે, એટલે કે ઇચ્છિત મંઝિલ સુધી પહોંચાડી આપવું અને ભાવાર્થ એ છે કે પોતાની તબ્લીગ અને તા'લીમ દ્વારા તમે કોઈના દિલમાં ઈમાન નાંખીને તેને મો'મિન બનાવી આપો તે કામ તમારું નથી, તે તો સીધે સીધું અલ્લાહ જલ્લ શા'નુહૂના અધિકારમાં છે. હિદાયતનો અર્થ અને તેના પ્રકારોની સંપૂર્ણ વિગત સૂરએ બકરહની શરૂઆતમાં આવી ચૂકી છે.

સહીહ મુસ્લિમમાં છે કે આ આયત રસૂલે કરીમ ﷺના કાકા અબૂ તાલીબ વિશે નાઝિલ થઈ છે કે રસૂલે કરીમ ﷺને ઘણી તમન્ના હતી કે તેઓ કોઈપણ રીતે ઈમાન સ્વીકારી લે, તેના ઉપર રસૂલે કરીમ ﷺને એ બતાવવામાં આવ્યું કે કોઈને મો'મિન બનાવી દેવું તેમના કાબૂમાં નથી. તફસીરે રૂહુલ મઆનીમાં છે કે અબૂ તાલીબના ઈમાન અને કુફ્રના મા'મલામાં જરૂરત વિના વાતચીત અને વાદવિવાદ કરવાથી અને તેમને બુરું કહેવાથી બચવું જોઈએ કે તેનાથી રસૂલે કરીમ ﷺને સ્વાભાવિક પીડા પહોંચવાની શક્યતા છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૫૭ થી ૬૦)

وَقَالُوْٓا اِنْ نَّتَّبِعِ الْهُدٰى مَعَكَ نُتَخَطَّفْ مِنْ اَرْضِنَا ۭ اَوَلَمْ نُمَكِّنْ لَّهُمْ
حَرَمًا اٰمِنًا يُّجْبٰٓى اِلَيْهِ ثَمَرٰتُ كُلِّ شَيْءٍ رِّزْقًا مِّنْ لَّدُنَّا وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا
يَعْلَمُوْنَ ۝۵۷ وَكَمْ اَهْلَكْنَا مِنْ قَرْيَةٍۢ بَطِرَتْ مَعِيْشَتَهَا ۚ فَتِلْكَ مَسٰكِنُهُمْ لَمْ
تُسْكَنْ مِّنْۢ بَعْدِهِمْ اِلَّا قَلِيْلًا ۭ وَكُنَّا نَحْنُ الْوٰرِثِيْنَ ۝۵۸ وَمَا كَانَ رَبُّكَ
مُهْلِكَ الْقُرٰى حَتّٰى يَبْعَثَ فِيْٓ اُمِّهَا رَسُوْلًا يَّتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِنَا ۚ وَمَا كُنَّا
مُهْلِكِي الْقُرٰٓى اِلَّا وَاَهْلُهَا ظٰلِمُوْنَ وَمَآ اُوْتِيْتُمْ مِّنْ شَيْءٍ فَمَتَاعُ الْحَيٰوةِ
الدُّنْيَا وَزِيْنَتُهَا ۚ وَمَا عِنْدَ اللّٰهِ خَيْرٌ وَّاَبْقٰى ۭ اَفَلَا تَعْقِلُوْنَ ۝۶۰

## તરજુમો :

*અને કહેવા લાગ્યા, જો અમે તારી સાથે માર્ગ ઉપર આવીએ (તો) પોતાના પ્રદેશમાંથી ઊંચકાવી લેવામાં આવીએ, શું અમે તેમને સન્માનનીય સલામતીવાળા મકાનમાં જગ્યા નથી આપી ? (કે જ્યાં) ખેંચાઈને તેના તરફ દરેક પ્રકારના મેવાઓની રોજી અમારા તરફથી ચાલી આવે છે પરંતુ તેમનામાં ઘણા સમજ ધરાવતા નથી. (૫૭) અને અમે કેટલીય વસ્તીઓનો નાશ કરી નાંખ્યો જેઓ પોતાના ઐશ આરામના (આર્થિક ઉપાર્જનના) સાધનો (મઈશત) ઉપર ઈતરાતા હતા, હવે આ છે તેમના (ખંડેર) ઘરો, તેમના પછી આબાદ નથી થયા પરંતુ થોડા; અને અંતે અમે સઘળું લેનારા છીએ. (૫૮) અને તમારો પરવરદિગાર વસ્તીઓનો નાશ કરનારો નથી જ્યાં સુધી કે તેમની મોટી વસ્તીમાં સંદેશ આપનાર મોકલી ન આપે જે તેમને અમારી વાતો સંભળાવે અને અમે કદાપિ વસ્તીઓનો નાશ કરનારા નથી પરંતુ જ્યારે કે ત્યાંના લોકો ગુનેહગાર હોય. (૫૯) અને તમને જે કોઈ વસ્તુ મળી છે બસ દુનિયાની જિંદગીમાં ફાયદો ઉઠાવી લેવાનો છે અને અહીંયાંની રોનક છે અને જે અલ્લાહની પાસે છે બસ ઉત્તમ છે અને બાકી રહેનાર, શું તમને સમજ નથી !? (૬૦)*

## તફસીર :

(ઉપરોક્ત આયતોમાં ઘણા આગળથી ઈમાન ન લાવનારાઓનું વર્ણન ચાલતું આવ્યું છે, આ આયતોમાં તે અવરોધોનું વર્ણન છે જે કાફિરોના ઈમાન લાવવાના માર્ગમાં અડચણ સમજવામાં આવતું હતું. દાખલા તરીકે એક અવરોધનું વર્ણન એ છે કે) અને આ લોકો કહે છે કે જો તમારી સાથે થઈને (આ દીનની) હિદાયત ઉપર ચાલવા લાગીએ તો તાત્કાલિક પોતાના સ્થળેથી મારીને કાઢવામાં આવીએ (કે વતનવિહોણા હોવાની તકલીફ ઉઠાવવી પડે અને રોજી રોટીની પરેશાની અલગથી; પરંતુ તેમના આ બહાનાનો રદિયો જાહેર છે), શું અમે તેમને શાંતિ અને સલામતીવાળા હરમમાં જગ્યા નથી આપી જ્યાં દરેક પ્રકારના ફળ ખેંચાઈને ચાલ્યા આવે છે જે અમારી પાસેથી (એટલે કે અમારી કુદરત અને રઝ્ઝાકીથી) ખાવા મળે છે ? (બસ હરમ હોવાના કારણે કે જેનું બધા

જ સન્માન કરે છે નુકસાનનો પણ ભય નથી અને આ તકલીફનો નકાર થવાના કારણે રોજી રોટી છીનવાઈ જવાની સંભાવના પણ નથી, બસ તેમણે આવી હાલતને ગનીમત સમજવી જોઈતી હતી અને તેને નેઅ્મત સમજીને તેની કદર કરવી જોઈતી હતી અને ઈમાન લાવવું જોઈતું હતું) અને પરંતુ તેમનામાં ઘણા લોકો (તેને) નથી જાણતા (એટલે કે એ બાબતનો વિચાર નથી કરતા) અને (તેમનું ઈમાન ન લાવવાનું એક કારણ એ છે કે તેઓ પોતાની ઐશ અને રાહત ઉપર ગર્વિષ્ઠ છે પરંતુ એ પણ મૂર્ખામી છે કારણ કે) અમે ઘણી બધી એવી વસ્તીઓનો નાશ કરી ચૂક્યા છે જે પોતાના ઐશના સામાન ઉપર ગર્વિષ્ઠ હતા, બસ (જોઈ લો) આ તેમના ઘર (તમારી આંખોની સામે પડ્યા) છે કે તેમના પછી આબાદ જ ન થયા પરંતુ થોડીવાર માટે (કે કોઈ મુસાફર અને વટેમાર્ગુ અચાનક તે બાજુથી પસાર થઈ જાય તો થોડીવાર માટે આરામ કરવા અથવા તમાશો જોવા બેસી જાય અથવા રાત પસાર કરે) અને અંતે (તેમના આ બધા સામાનોના) અમે જ માલિક રહ્યા (કોઈ દેખીતો વારસ પણ તેમનો ન થયો) અને (એક શંકા તેમને એ છે કે જો આ લોકોના નાશનું કારણ કુફ્ર છે તો અમે લાંબા સમયથી કુફ્ર કરતા આવી રહ્યા છે, અમને શા માટે હલાક ન કર્યા ? જેમકે બીજી આયતોમાં છે وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَاالْوَعْدُ.... અને આ શંકાના કારણે ઈમાન નથી લાવતા. બસ, તેનો હલ એ છે કે) તમારો પરવરદિગાર વસ્તીઓને (પહેલી વખતે જ) નાશ નથી કર્યા કરતો જ્યાં સુધી કે (વસ્તીઓના) મુખ્ય સ્થળોએ કોઈ પયગમ્બરને ન મોકલી આપે અને (પયગમ્બરને મોકલ્યા પછી પણ તાત્કાલિક) અમે તે વસ્તીઓનો નાશ નથી કરતા પરંતુ એવી હાલતમાં કે ત્યાંના નિવાસીઓ ઘણી શરારત કરવા લાગે (એટલે કે એક લાંબા સમય સુધી વારંવારની ચેતવણીને પણ ગણકારે નહીં તો તે સમયે નાશ કરીએ છીએ એટલા માટે જે વસ્તીઓના નાશ કરવાનું ઉપર વર્ણન હતું તે પણ આ જ કાયદા પ્રમાણે નાશ થઈ, બસ આ કાનૂન પ્રમાણે તમારી સાથે વ્યવહાર કરવામાં આવી રહ્યો છે એટલા માટે ન તો રસૂલથી પહેલાં તમારો નાશ કર્યો અને ન રસૂલ પછી હજુ સુધી નાશ કર્યો પરંતુ અમુક દિવસ પસાર થવા દો જો તમારો આ જ વ્યવહાર રહ્યો તો શિક્ષા થશે જ એટલા માટે બદ્ર વગેરેમાં તેમને સજા થઈ) અને (ઈમાન ન લાવવાનું એક કારણ એ છે કે દુનિયા રોકડી છે એટલા માટે વહાલી લાગે છે અને આખિરત ઉધાર છે એટલા

માટે વહાલી નથી, બસ દુનિયાના આકર્ષણથી દિલ ખાલી નથી હોતું કે તેમાં આખિરતનું આકર્ષણ સમાય, પછી તેને પ્રાપ્ત કરવાનો તરીકો શોધવામાં આવે કે જે ઈમાન છે બસ તેના વિશે આ સાંભળી રાખો કે) જે કંઈ તમને આપવામાં આવ્યું છે તે માત્ર (અમુક દિવસ) દુનિયવી જિંદગીના વપરાશ માટે છે અને અહીંયાંનો શણગાર છે (કે જીવન સમાપ્ત થતાં જ તે પણ સમાપ્ત થઈ જશે) અને જે (સવાબ અને બદલો) અલ્લાહના ત્યાં છે તે અનેક રીતે તેનાથી (દરેક સ્વરૂપે) ઉત્તમ છે અને (પ્રમાણમાં પણ) વધારે (એટલે કે હંમેશા) બાકી રહેનાર છે બસ શું તમે લોકો (આ તફાવતને અથવા તે તફાવતના પ્રમાણને) સમજતા નથી ? (મતલબ કે તમારા બહાના અને કુફ્ર ઉપર ડટેલા રહેવાના કારણો માત્ર પાયા વિનાના અને વ્યર્થ સમજો તથા માનો).

## મસ્અલા અને બોધપાઠ :

وَقَالُوْٓا اِنْ نَّتَّبِعِ الْهُدٰى مَعَكَ نُتَخَطَّفْ مِنْ اَرْضِنَا ط એટલે કે મક્કાના કાફિરો હારિષ બિન ઉસ્માન વગેરેએ પોતાના ઈમાન ન લાવવાનું એક કારણ એ વર્ણન કર્યું કે જો કે અમે તમારી તા'લીમને સત્ય માનીએ છીએ પરંતુ અમને ભય એ છે કે જો અમે તમારી હિદાયત ઉપર અમલ કરીને તમારી સાથે થઈ જઈશું તો સમગ્ર અરબ અમારા દુશ્મન બની જશે અને અમને અમારી ભૂમિ મક્કાથી ઊંચકી લેશે. (નસઈ વગેરે) કુર્આને કરીમે તેમના આ ખોટા બહાનાના ત્રણ જવાબો આપ્યા, પ્રથમ આ اَوَلَمْ نُمَكِّنْ لَّهُمْ حَرَمًا اٰمِنًا يُّجْبٰٓى اِلَيْهِ ثَمَرٰتُ كُلِّ شَيْءٍ એટલે કે તેમનું આ બહાનું એટલા માટે ખોટું છે કે અલ્લાહ તઆલાએ વિશેષ સ્વરૂપે મક્કાના લોકોની સુરક્ષા માટે એક કુદરતી વ્યવસ્થા પહેલેથી કરી રાખી છે કે મક્કાની ભૂમિને હરમ બનાવી દીધી અને સમગ્ર અરબના કબીલાઓ કુફ્ર, શિર્ક અને પરસ્પરની દુશ્મનાવટો છતાં એ બાબત ઉપર સહમત હતા કે હરમની ભૂમિમાં હત્યા અને ખૂનામરકી સખત હરામ છે. હરમમાં બાપનો કાતિલ બેટાને મળતો હતો તો બદલો લેવાની સખત ભાવના છતાં કોઈની એ મજાલ ન હતી કે હરમની અંદર પોતાના દુશ્મનની હત્યા કરે અથવા તેની પાસેથી પોતાનો બદલો લઈ લે એટલા માટે ઈમાન લાવવામાં તેમનો એ ભય અનુભવવો કેટલી મોટી જહાલત છે કે જે માલિકે પોતાની દયા અને કરમથી તેમને કુફ્ર અને શિર્ક છતાં આ

ભૂમિમાં સલામતી આપી રાખી છે તો ઈમાન લાવવાના સ્વરૂપે તે કેવી રીતે તેમનો નાશ થવા દેશે ? યહ્યા બિન સલામે ફરમાવ્યું કે આયતનો ભાવાર્થ એ છે કે તમે હરમના કારણે સુરક્ષિત અને શાંતિમાં હતા, મારી દીધેલી રોજી છૂટથી ખાઈ રહ્યા હતા અને મારા સિવાય અન્યોની ઈબાદત કરતા હતા, પોતાની આ હાલતથી તો તમને ભય ન લાગ્યો ઊલટું અલ્લાહ ઉપર ઈમાન લાવવાથી ભય લાગ્યો ? (કુર્તુબી) પ્રસ્તુત આયતમાં મક્કાના હરમની બે ખાસિયતો વર્ણન કરી છે, એક એ કે તે સલામતીની જગ્યા છે, બીજું એ કે ત્યાં દુનિયામાં ચારે બાજુથી દરેક વસ્તુના ફળ લાવવામાં આવે છે જેથી મક્કાના લોકો પોતાની બધી જ જરૂરિયાતો સરળતાથી પૂરી કરી શકે.

**મક્કાના હરમમાં દરેક પ્રકારના ફળ ભેગા થવા કુદરતની ખાસ નિશાનીઓમાંથી છે :**

મક્કા મુકર્રમહ જેને અલ્લાહ તઆલાએ પોતાના ઘર માટે સમગ્ર દુનિયામાંથી ચૂંટી કાઢ્યું એક એવું સ્થળ છે કે ત્યાં દુનિયાની રોજી રોજગારની કોઈ વસ્તુ સરળતાથી ન મળવી જોઈએ, કારણ કે ઘઉં, ચણા, ચોખા વગેરે જે સામાન્ય મનુષ્યનો ખોરાક છે તે વસ્તુઓ અહીંયાં બિલકુલ ઉત્પન્ન થતી નથી, ફળો અને લીલોતરી વગેરેનું તો કહેવું જ શું ? પરંતુ આ બધી વસ્તુઓ જે છૂટછાટથી મક્કા મુકર્રમહમાં મળે છે બુદ્ધિ આશ્ચર્યચકિત્ થઈ જાય છે કે હજ્જના મોકા ઉપર મક્કા મુકર્રમહની બે ત્રણ લાખની વસ્તી ઉપર બાર પંદર લાખ મુસલમાનોનો વધારો દર વર્ષે થઈ જાય છે (આ આંકડાઓ આજથી ચાલીસ વર્ષ પહેલાંના છે જ્યારે મૂળ તફસીર લખવામાં આવી રહી હતી). સરેરાશ અઢી મહિના સુધી રહે છે, ક્યારેય એવું સાંભળવામાં નથી આવ્યું કે તેમાંથી ક્યારેય કોઈને ખોરાકની જરૂરી વસ્તુ ન મળી શકી હોય બલકે રાત દિવસના કોઈપણ સમયે તૈયાર ખોરાક મળતા રહેવાનો જાત અનુભવ દરેક વ્યક્તિ કરી શકે છે અને કુર્આને કરીમના શબ્દ ثَمَرَاتُ كُلِّ شَيْءٍ માં વિચાર કરીએ તો એ પ્રશ્ન પેદા થાય છે કે સામાન્ય બોલચાલના આધારે ثَمَرَاتُ (ષમરાત)નો સંબંધ વૃક્ષો સાથે છે તો આ સ્થળે ثَمَرَاتُ كُلِّ شَجَرٍ કહેવું જોઈતું હતું, તેના બદલે ثَمَرَاتُ كُلِّ شَيْءٍ કહેવામાં આવ્યું, એટલે એ કંઈ અસંભવ વાત નથી કે તેમાં ઈશારો એ તરફ હોય કે શબ્દ "ષમરાત" અહીંયાં માત્ર ફળોના અર્થમાં નથી, બલકે દરેક પ્રકારના

ઉત્પાદનોના અર્થમાં છે, તેમાં મીલો કે કારખાનાના ઉદ્યોગોના ઉત્પાદનો પણ સામેલ છે. એ જ પ્રમાણે આયતનો ખુલાસો એ થશે કે હરમે મક્કામાં માત્ર ખાવા–પીવાની વસ્તુઓ જ એકઠી નહીં થાય બલકે જીવન જરૂરિયાતની બધી જ વસ્તુઓ ભેગી કરવામાં આવશે જેનો ઉઘાડી આંખે અનુભવ થઈ રહ્યો છે કે કદાચ દુનિયામાં કોઈપણ પ્રદેશમાં એ વાત ન હોય કે દરેક દેશ પ્રદેશનો ખોરાક અને ત્યાંના ઉત્પાદનો આવી છૂટછાટથી સાથે ત્યાં મળતા હોય જે રીતે કે મક્કા મુકર્રમહમાં મળે છે. આ તો મક્કાના કાફિરોના બહાનાનો જવાબ થયો કે જે માલિકે તમને કુફ્ર અને શિર્કની હાલતમાં તમારા ઉપર આ ઈનામો વરસાવ્યા કે તમારી જમીનને દરેક ભયથી સુરક્ષિત અને સંરક્ષણ અર્પણ કર્યું અને તે છતાં કે આ ભૂમિમાં કોઈ વસ્તુ પેદા થતી નથી, સમગ્ર દુનિયાના ઉત્પાદનો અહીંયાં લાવીને એકઠા કરી દીધા તો તમારો આ ભય કેટલી મોટી અજ્ઞાનતા છે કે સમગ્ર સૃષ્ટિના સર્જનહાર ઉપર ઈમાન લાવવાના સ્વરૂપમાં તમારી આ નેઅ્મતો છીનવાય જવાનો ભય છે, ત્યાર પછી તેમના બીજા બહાનાનો જવાબ આ છે, وَكَمْ اَهْلَكْنَا مِنْ قَرْيَةٍۭ بَطِرَتْ مَعِيْشَتَهَا જેમાં એ બતાવવામાં આવ્યું કે દુનિયાની બીજી કાફિર કોમોની પરિસ્થિતિઓ ઉપર નજર નાંખો કે તેમના કુફ્ર અને શિર્કના વબાલથી કઈ રીતે તેમની વસ્તીઓ તબાહ થઈ અને મજબૂત તથા સ્થાપિત કિલ્લાઓ તથા સુરક્ષાનો સામાન બધું ધૂળમાં મળી ગયું તો મૂળ ભયની વસ્તુ કુફ્ર અને શિર્ક છે જે તબાહી અને બરબાદીનું કારણ હોય છે, તમે કેવા બેખબર અને મૂર્ખાઓ છો કે કુફ્ર અને શિર્કના ભયને અનુભવતા નથી અને ઈમાનથી ભય અનુભવો છો ?

ત્રીજો જવાબ આ આયતમાં આ આપવામાં આવ્યો, وَمَآ اُوْتِيْتُمْ مِّنْ شَيْءٍ فَمَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَآ.... જેમાં એ બતાવવામાં આવ્યું કે જો ધારી લો કે ઈમાન લાવવાના પરિણામે તમને કોઈ તકલીફ પહોંચી જ જાય તો તે અમુક દિવસની છે અને જે રીતે દુનિયાના ઐશ અને આરામ, માલ અને દોલત બધું અમુક દિવસનો સામાન છે, કોઈની પાસે હંમેશા નથી રહેતો એ જ પ્રમાણે અહીંયાંની તકલીફ પણ અમુક દિવસની છે જલદી જ નષ્ટ થઈ જનારી છે, એટલા માટે બુદ્ધિનું કામ આ છે કે તે રાહત અને તકલીફની ચિંતા કરવામાં આવે જે કાયમી અને હંમેશા રહેનારી છે, હંમેશા રહેનારી દોલત અને નેઅ્મત માટે અમુક દિવસની તકલીફ

અને મુસીબત સહન કરી લેવામાં જ બુદ્ધિની દલીલ છે.

لَمْ تُسْكَنْ مِّنْ ۢبَعْدِهِمْ اِلَّا قَلِيْلًا એટલે કે, અગાઉ થઈ ચૂકેલી કોમોની જે વસ્તીઓને અલ્લાહના અઝાબથી નષ્ટ કરવામાં આવી હતી હજુ સુધી તેમાં વસવાટ થયો નથી પરંતુ માત્ર ઘણા થોડામાં. આ "ઘણા થોડા"નો ભાવાર્થ જો થોડાક વિશ્રામગૃહો અથવા થોડાક સ્થળોનો લેવામાં આવે જેમકે જજ્જાજનું નિવેદન છે તો અર્થ એ થશે કે તે તબાહ થયેલ વસ્તીઓમાં કોઈ સ્થળ અને મકાન ફરી આબાદ નથી થઈ શક્યું માત્ર તે થોડા સિવાય કે તે આબાદ થયા પરંતુ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આયતની એવી તફસીર નકલ થઈ છે કે થોડા સ્થળો અને મકાનોનો અહીંયાં અપવાદ નથી બલકે અહીંયાં થોભવાનો સમય ભાવાર્થ તરીકે છે. ભાવાર્થ એ છે કે જો તે વસ્તીઓમાં કોઈ રહે પણ છે તો તે થોડા સમય માટે, જેમકે કોઈ વટેમાર્ગુ થોડીવાર માટે થોભી જાય જેને વસ્તીઓની આબાદી કહી શકાતી નથી.

حَتّٰى يَبْعَثَ فِيْٓ اُمِّهَا رَسُوْلًا માં શબ્દ اُمّ (ઉમ્મ)નો મશ્હૂર અર્થ "માતા કે માં" છે અને માં કારણ કે મનુષ્યના સર્જનનો આધાર છે એટલા માટે શબ્દ "ઉમ્મ" મૂળ અને બુનિયાદના અર્થમાં પણ મોટે ભાગે ઉપયોગમાં થાય છે. اُمِّهَا (ઉમ્મહા)ની ઝમીર قُرٰى (કુરા) તરફ છે, એટલા માટે اُمِّهَا (ઉમ્મહા)નો ભાવાર્થ اُمُّ الْقُرٰى (ઉમ્મુલ કુરા) છે, એટલે કે વસ્તીઓનો મૂળ અને તેનો આધાર. મતલબ એ છે કે અલ્લાહ તઆલા કોઈ કોમને ત્યાં સુધી નષ્ટ નથી કરતો જ્યાં સુધી તે કોમના મોટા શહેરોમાં પોતાના કોઈ રસૂલ દ્વારા સત્યનો સંદેશ પહોંચાડી ન આપે, જ્યારે સત્યનો સંદેશ પહોંચી જાય અને લોકો તેનો સ્વીકાર ન કરે તે સમયે વસ્તીઓ ઉપર અઝાબ આવી જાય છે.

આ આયતથી જાણ થઈ કે અલ્લાહ તઆલાના અંબિયા (અલૈ.)નું અને રસૂલોનું સામાન્ય રીતે મોટા શહેરોમાં આગમન થતું હોય છે, તેઓ નાના કસ્બાઓ અને ગામડાઓમાં નથી આવતા કારણ કે આવા કસ્બાઓ અને ગામડાઓ સ્વાભાવિક રીતે શહેરોના તા'બે હોય છે, પોતાની રોજી રોટીની જરૂરિયાતમાં પણ અને શૈક્ષણિક આવશ્યકતાઓ માટે પણ અને શહેરોમાં જે વાત ફેલાઈ જાય છે તેનું વર્ણન આસપાસના ગામડાઓ અને કસ્બાઓમાં આપોઆપ ફેલાઈ જાય છે, એટલા જ માટે જ્યારે કોઈ મોટા શહેરમાં રસૂલ (અલૈ.)નું

આગમન થાય છે અને તેઓ સત્યની દા'વત રજુ કરી આપે છે તો આ દા'વત તે કસ્બાઓ અને ગામડાઓમાં પણ સ્વાભાવિક રીતે પહોંચી જાય છે, એ જ પ્રમાણે તે બધા ઉપર અલ્લાહ તઆલાની હુજ્જત પૂર્ણ થઈ જાય છે તથા ઈન્કાર અને જૂઠાડવામાં આવે તો બધા ઉપર અઝાબ આવે છે.

## હુકમો અને કાયદાઓમાં કસ્બાઓ તથા ગામડાઓ શહેરોના તા'બે હોય છે :

આથી જાણ થઈ કે જે રીતે આર્થિક જરૂરિયાતોમાં નાની વસ્તીઓ મોટા શહેરોના તા'બે હોય છે ત્યાંથી જ તેમની જરૂરિયાતો પૂરી થાય છે એ જ પ્રમાણે જ્યારે કોઈ હુકમનું એ'લાન શહેરમાં કરી દેવામાં આવે તો આ હુકમનું અનુસરણ તેનાથી સંલગ્ન વસ્તીઓ ઉપર પણ આવશ્યક બની જાય છે, ન જાણવાનું અને ન સાંભળવાનું બહાનું ચલાવી લઈ શકાય નહીં.

રમઝાન અને ઈદના ચાંદના મસ્અલામાં પણ ફુક્હાએ એ જ ફરમાવ્યું છે કે એક શહેરમાં જો શરઈ શહાદતની સાથે શહેર કાઝીના હુકમથી ચાંદની રૂયત (ચંદ્રદર્શન) સાબિત થઈ જાય તો સંલગ્ન વસ્તીઓએ પણ તેના ઉપર અમલ કરવો જરૂરી છે પરંતુ બીજા શહેરવાળાઓ ઉપર ત્યાં સુધી જરૂરી નહીં થાય જ્યાં સુધી પોતે તે શહેરનો કાઝી ગવાહીનો સ્વીકાર કરીને તેનો હુકમ ન આપે.

*(કઝા ફિલ ફતાવા અલ ગયાષિયહ)*

وَمَا عِنْدَ اللّٰهِ خَيْرٌ وَّاَبْقٰى એટલે કે, દુનિયાની માલ દોલત તથા ઐશ અને રાહત બધું જ નષ્ટ થનાર છે અને અહીંયાંના કર્મોનો જે બદલો આખિરતમાં મળવાનો છે તે અહીંયાંના માલ અને દોલત તથા ઐશ અને રાહતથી પોતાના સ્વરૂપના આધારે ઘણો ઉત્તમ છે કે દુનિયાની કોઈ મોટામાં મોટી રાહત અને લિજ્જત પણ તેનો મુકાબલો નથી કરી શકતી અને પછી તે કાયમી બાકી રહેનારી પણ છે, તેનાથી વિપરીત દુનિયાની માલ દોલત કે તે ગમે તેટલી ઉત્તમ હોય પરંતુ અંતે નષ્ટ થનાર અને જતી રહેનાર છે અને એ દેખીતું છે કે કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ એવી ઐશ અને રાહતને કે જે ઓછા દરજ્જાની પણ હોય અને અમુક દિવસની પણ હોય તેને એ ઐશ અને રાહત ઉપર અગ્રિમતા નથી આપી શકતો જે ઐશ અને લિજ્જતમાં તેનાથી વધારે પણ હોય અને હંમેશા ટકી રહેનાર પણ હોય.

**બુદ્ધિશાળીઓનો પરિચય જ એ છે કે તેઓ દુનિયાના ધંધાઓમાં પોતાને વધારે ઓતપ્રોત ન કરે બલકે આખિરતની ચિંતામાં લાગે :**

ઈમામ શાફઈ (રહ.)એ ફરમાવ્યું કે જો કોઈ વ્યક્તિ પોતાના માલ અને દોલત વિશે એવી વસિયત કરીને મરી જાય કે મારો માલ તે વ્યક્તિને આપી દેવામાં આવે જે સૌથી વધારે બુદ્ધિશાળી હોય તો તેના માલના શરઈ હકદાર તે લોકો હશે જેઓ અલ્લાહ તઆલાની ઈબાદત અને આજ્ઞાપાલનમાં પ્રવૃત્ત હોય, કારણ કે બુદ્ધિનો તકાદો એ જ છે અને દુનિયાદારોમાંથી સૌથી વધારે બુદ્ધિવાળો તે જ છે. આ જ મસ્અલો ફિકહે હનફિય્યહની મશહૂર કિતાબ દૂર્રે મુખ્તાર બાબુલ વસિય્યતમાં પણ મોજૂદ છે.

———————————

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૬૧ થી ૬૭)

أَفَمَن وَعَدْنَاهُ وَعْدًا حَسَنًا فَهُوَ لَاقِيهِ كَمَن مَّتَّعْنَاهُ مَتَاعَ الْحَيَاةِ الدُّنْيَا ثُمَّ
هُوَ يَوْمَ الْقِيَامَةِ مِنَ الْمُحْضَرِينَ ﴿٦١﴾ وَيَوْمَ يُنَادِيهِمْ فَيَقُولُ أَيْنَ شُرَكَائِيَ الَّذِينَ
كُنتُمْ تَزْعُمُونَ ﴿٦٢﴾ قَالَ الَّذِينَ حَقَّ عَلَيْهِمُ الْقَوْلُ رَبَّنَا هَٰؤُلَاءِ الَّذِينَ أَغْوَيْنَا أَغْوَيْنَاهُمْ
كَمَا غَوَيْنَا ۖ تَبَرَّأْنَا إِلَيْكَ ۖ مَا كَانُوا إِيَّانَا يَعْبُدُونَ ﴿٦٣﴾ وَقِيلَ ادْعُوا شُرَكَاءَكُمْ
فَدَعَوْهُمْ فَلَمْ يَسْتَجِيبُوا لَهُمْ وَرَأَوُا الْعَذَابَ ۚ لَوْ أَنَّهُمْ كَانُوا يَهْتَدُونَ ﴿٦٤﴾ وَيَوْمَ
يُنَادِيهِمْ فَيَقُولُ مَاذَا أَجَبْتُمُ الْمُرْسَلِينَ ﴿٦٥﴾ فَعَمِيَتْ عَلَيْهِمُ الْأَنبَاءُ
يَوْمَئِذٍ فَهُمْ لَا يَتَسَاءَلُونَ ﴿٦٦﴾ فَأَمَّا مَن تَابَ وَآمَنَ وَعَمِلَ صَالِحًا فَعَسَىٰ
أَن يَكُونَ مِنَ الْمُفْلِحِينَ ﴿٦٧﴾

**તરજુમો :**

*ભલા એક વ્યક્તિ જેને અમે વાયદો કર્યો છે, સારો વાયદો; બસ તે તેને મેળવનારો છે, (શું તે) તેના સમાન છે જેને અમે દુનિયાની જિંદગીનો (જૂજ) ફાયદો આપ્યો પછી તે કયામતના દિવસે પકડાયેલાઓમાંનો થઈને આવ્યો ?*

*(૬૧) અને જે દિવસે તેમને (અલ્લાહ) પોકારશે તો કહેશે, ક્યાં છે મારા ભાગીદાર જેનો તમે દા'વો કરતા હતા ? (૬૨) જેમના ઉપર (અઝાબની) વાત સાબિત થઈ ચૂકી, બોલ્યા, હે પરવરદિગાર ! આ લોકો છે જેમને અમે બહેકાવ્યા જેવી રીતે કે અમે પોતે બહેકી ગયા, અમે તારી સામે ઈન્કારી થયા, તેઓ અમને પૂજતા ન હતા. (૬૩) અને કહેશે, પોકારો પોતાના ભાગીદારોને ! પછી તેમને પોકારશે તો તેઓ તેમને જવાબ આપશે નહીં અને અઝાબ જોશે, (કાશ !) કોઈપણ રીતે તેઓ માર્ગ પામ્યા હોત ! (૬૪) અને જે દિવસે તેમને પોકારશે તો ફરમાવશે, શું જવાબ આપ્યો હતો તમે સંદેશ પહોંચાડનારાઓને ? (૬૫) પછી તેમના ઉપર તે દિવસે વાતો બંધ થઈ જશે, બસ તેઓ પરસ્પર પણ (કંઈ) પૂછશે નહીં. (૬૬) બસ, જેણે તવબહ કરી અને ઈમાન લાવ્યો અને સારા અમલ કર્યા, બસ આશા છે કે મુક્તિ (સફળતા) પામનારાઓ માંહેનો થાય. (૬૭)*

## તફસીર :

ભલા તે વ્યક્તિ જેને અમે એક પસંદ કરેલ વાયદો કરી રાખ્યો છે પછી તે વ્યક્તિ તે (વાયદાની વસ્તુ)ને પામનારો છે, શું તે એ વ્યક્તિ જેવો થઈ શકે છે જેને અમે દુનિયવી જિંદગીનો અમુક દિવસ લાભ આપી રાખ્યો છે ? પછી તે કયામતના દિવસે તે લોકોમાંથી હશે જેઓ પકડીને લાવવામાં આવશે. (ભાવાર્થ પ્રથમ વ્યક્તિથી મો'મિનો છે જેમને જન્નતનો વાયદો કરવામાં આવ્યો છે અને બીજા વ્યક્તિથી કાફિર છે જેઓ અપરાધી બનીને આવશે અને કારણ કે દુનિયાની માલ દોલત જ તે લોકોની ભૂલનું કારણ છે એટલા માટે તેનો ખુલાસો કરી દીધો, નહિતર આ બંનેનું સમાન ન હોવું તો એ કારણે છે કે તેઓને ગિરફતાર કરીને હાજર કરવામાં આવશે અને મો'મિનો જન્નતની નેઅ્મતોથી માલામાલ થશે) અને (આગળ આ તફાવતના સ્વરૂપની વિગત એ પ્રમાણે છે કે તે દિવસ પણ યાદ કરવાપાત્ર છે) જે દિવસે અલ્લાહ તઆલા તે કાફિરોને (સજા સ્વરૂપે) પોકાર કરીને કહેશે કે તે મારા ભાગીદારો ક્યાં છે જેમને તમે (અમારા ભાગીદાર) સમજી રહ્યા હતા (ભાવાર્થ તેનાથી શયતાનો છે કે તેમની તો'બેદારીથી સદંતર શિર્ક કરતા હતા એટલા માટે તેમના ભાગીદારોને કહ્યું, તેને સાંભળીને શયતાનો) જેમના ઉપર (લોકોને ગુમરાહ કરવાના કારણથી) અલ્લાહનું ફરમાન (અઝાબના

હકદાર થવાથી જેમકે ( لَا مْلَئَنَّ جَهَنَّمَ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ) સાબિત થઈ ચૂક્યું હશે, તેઓ (બહાના સ્વરૂપે) બોલી ઉઠશે કે હે અમારા પરવરદિગાર ! બેશક આ તે જ લોકો છે જેમને અમે બહેકાવ્યા, (આ જવાબની પ્રસ્તાવના છે, આ બાબતનો ખુલાસો એટલા માટે કર્યો કે જેમની સિફારસની તેમને ઉમ્મીદ છે તે તેમની વિરુદ્ધ ગવાહી આપશે અને આગળ જવાબ છે કે અમે અવશ્ય બહેકાવ્યા પરંતુ) અમે તેમને એમ જ (બળજબરી કે દબાણ વિના જ) બહેકાવ્યા જેવી રીતે કે અમે પોતે (બળજબરી વિના કે દબાણ વિના) બહેક્યા હતા (એટલે કે જે રીતે અમે પોતે પોતાના અધિકારથી ગુમરાહ થયા, કોઈએ અમને મજબૂર નથી કર્યા એ જ પ્રમાણે અમે તેમના ઉપર બળજબરી કરી મજબૂર કર્યા ન હતા, અમારું કામ ફક્ત ભમાવવાનું હતું પછી તેમણે તે જ માર્ગ અપનાવ્યો અને તેને પોતાના અધિકારથી સ્વીકાર્યો જેમકે સૂરએ ઈબ્રાહીમમાં وَمَا كَانَ لِيَ عَلَيْكُمْ مِّنْ سُلْطَانٍ اِلَّاۤ اَنْ دَعَوْتُكُمْ فَاسْتَجَبْتُمْ لِي... છે, અર્થ એ છે કે અમે પણ અપરાધી છે પરંતુ તેઓ પણ અપરાધથી મુક્ત નથી) અને અમે તારી સમક્ષ તેમનો (આ વિશે) ઈન્કાર કરીએ છીએ (અને) આ લોકો (વાસ્તવમાં માત્ર) અમને (જ) ન પૂજતા હતા (એટલે કે જ્યારે આ પોતાના અધિકારથી બહેક્યા છે તો તેઓ પોતે પોતાની મનેચ્છાઓના પૂજારી થયા ન કે માત્ર શયતાનના પૂજારીઓ. આ બધી વાતચીતનો હેતુ એ છે કે જેના ભરોસે તેઓ બેઠા છે તે કયામતના દિવસે તેમનાથી અલગાવ જાહેર કરશે) અને (જ્યારે તે ભાગીદારો આ રીતે તેમનાથી બેઝારી અને બેરૂખી જાહેર કરશે તો તે સમયે તે મુશ્રિકોને) કહેવામાં આવશે કે (હવે) પોતાના તે ભાગીદારોને બોલાવો, એટલા માટે તેઓ (આશ્ચર્યથી મજબૂર થઈને) તેમને પોકારશે, બસ તેઓ જવાબ પણ આપશે નહીં અને (તે સમયે) આ લોકો (પોતાની આંખોથી) અઝાબને જોઈ લેશે, હે કાશ ! આ લોકો દુનિયામાં સીધા માર્ગ ઉપર હોત ! (તો આ મુસીબત ન જોવી પડી હોત) અને જે દિવસે તે કાફિરોને પોકારીને પૂછશે કે તમે પયગમ્બરોને શું જવાબ આપ્યો હતો ? બસ તે દિવસે તેઓ(ના દિમાગ)થી બધી વાતો ગુમ થઈ જશે તો તેઓ (પોતે પણ સમજી શકશે નહીં અને) પરસ્પર પૂછતાછ પણ ન કરી શકશે, અલબત્ત જે વ્યક્તિ (કુફ્ર અને શિર્કથી આ દુનિયામાં) તવબહ કરે અને ઈમાન લઈ આવે અને નેક કામો કર્યા કરે તો એવા લોકો આશા છે કે (આખિરતમાં) સફળતા પામનારાઓમાંથી હશે (અને તેઓ આફતોથી સુરક્ષિત રહેશે).

## મસ્અલા અને બોધપાઠ :

મહશરમાં કાફિરો અને મુશ્રિકોને પ્રથમ પ્રશ્ન શિર્ક વિશે થશે કે જે શયતાનો વગેરેને તમે તમારા ભાગીદાર કહ્યા કરતા હતા અને તેમનું કહ્યું માનતા હતા તેઓ આજે ક્યાં છે ? શું તેઓ આજે તમારી કંઈક મદદ કરી શકે છે ? તેના જવાબમાં દેખીતું છે કે આ મુશ્રિકો એ જવાબ આપશે કે એમાં અમારો કોઈ વાંક નથી, અમે તો કોઈ શિર્ક કર્યું જ નથી બલકે અમને તો આ શયતાનોએ બહેકાવ્યા હતા એટલા માટે અલ્લાહ તઆલા પોતે તે શયતાનોના મુખેથી કહેવડાવશે કે અમે તેમને અવશ્ય ભમાવ્યા હતા પરંતુ તેમને મજબૂર કર્યા ન હતા એટલા માટે અપરાધી અમે પણ છે પરંતુ અપરાધથી તેઓ પણ મુક્ત નથી, કારણ કે જે રીતે અમે તેમને ભમાવ્યા હતા તેનાથી વિપરીત અંબિયા (અલૈ.) અને તેમના નાયબોએ તેમને માર્ગદર્શન પણ આપ્યું હતું અને દલીલોની સાથે તેમના ઉપર સત્ય સ્પષ્ટ કરી આપ્યું હતું, તેમણે પોતાના અધિકારથી અંબિયા (અલૈ.)ની વાત ન માની અને અમારી વાત માની લીધી તો તેઓ કઈ રીતે મુક્ત હોઈ શકે છે ? એનાથી જાણ થઈ કે જે વ્યક્તિની સામે સત્યની સ્પષ્ટ દલીલ મોજૂદ હોય અને તે સત્યનું આમંત્રણ આપનારના બદલે માર્ગ ભટકેલ લોકોની વાત માનીને ગુમરાહીમાં પડી જાય તો તેનું કોઈ બહાનું ભરોસાપાત્ર નથી.

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૬૮ થી ૭૩)

وَرَبُّكَ يَخْلُقُ مَا يَشَآءُ وَيَخْتَارُ ؕ مَا كَانَ لَهُمُ الْخِيَرَةُ ؕ سُبْحٰنَ اللّٰهِ وَتَعٰلٰى
عَمَّا يُشْرِكُوْنَ ﴿۶۸﴾ وَرَبُّكَ يَعْلَمُ مَا تُكِنُّ صُدُوْرُهُمْ وَمَا يُعْلِنُوْنَ ﴿۶۹﴾ وَهُوَ اللّٰهُ
لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ لَهُ الْحَمْدُ فِي الْاُوْلٰى وَالْاٰخِرَةِ ۫ وَلَهُ الْحُكْمُ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿۷۰﴾
قُلْ اَرَءَيْتُمْ اِنْ جَعَلَ اللّٰهُ عَلَيْكُمُ الَّيْلَ سَرْمَدًا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ اِلٰهٌ غَيْرُ اللّٰهِ
يَاْتِيْكُمْ بِضِيَآءٍ ؕ اَفَلَا تَسْمَعُوْنَ ﴿۷۱﴾ قُلْ اَرَءَيْتُمْ اِنْ جَعَلَ اللّٰهُ عَلَيْكُمُ النَّهَارَ
سَرْمَدًا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ اِلٰهٌ غَيْرُ اللّٰهِ يَاْتِيْكُمْ بِلَيْلٍ تَسْكُنُوْنَ فِيْهِ ؕ
اَفَلَا تُبْصِرُوْنَ ﴿۷۲﴾ وَمِنْ رَّحْمَتِهٖ جَعَلَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ لِتَسْكُنُوْا فِيْهِ وَلِتَبْتَغُوْا
مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿۷۳﴾

## તરજુમો :

*અને તમારો પરવરદિગાર જે ઈચ્છે પેદા કરે છે અને જેને ઈચ્છે પસંદ કરે છે, પસંદ કરવું તેમના હાથમાં નથી હોતું, અલ્લાહ નિરાલો છે અને તે વસ્તુથી ઘણો ઉચ્ચ છે જેને (તેનો) ભાગીદાર (શરીક) બતાવે છે. (૬૮) અને તમારો પરવરદિગાર જાણે છે જે તેમની છાતીઓમાં છુપાઈ રહ્યું છે અને જે કંઈ કે જાહેરમાં કરે છે. (૬૯) અને તે જ અલ્લાહ છે, તેના સિવાય કોઈની બંદગી નથી, તેના જ વખાણ છે દુનિયા અને આખિરતમાં અને તેના જ હાથમાં હુકમ છે અને તેની જ પાસે પાછા ફેરવવામાં આવશો. (૭૦) તમે કહો ! જુઓ તો, જો અલ્લાહ તમારા ઉપર હંમેશા માટે કયામતના દિવસ સુધી રાત રાખી દે, કોણ અલ્લાહના સિવાય હાકિમ છે કે તમને ક્યાંકથી પ્રકાશ લાવી આપે ? પછી શું તમે સાંભળતા નથી ? (૭૧) તમે કહો ! જુઓ તો, જો અલ્લાહ તમારા ઉપર કાયમ માટે કયામતના દિવસ સુધી દિવસ રાખી દે, કોણ અલ્લાહના સિવાય હાકિમ છે કે તમને રાત લાવી આપે જેમાં આરામ કરો !? પછી શું તમે જોતા નથી ? (૭૨) અને પોતાની મહેરબાનીથી તમારા માટે રાત અને દિવસ બનાવ્યા કે તેમાં આરામ પણ કરો અને કંઈક તેની કૃપા (રોજી રોટી) પણ શોધો અને જેથી તમે ઉપકાર માનો. (૭૩)*

## તફસીર :

અને તમારો પરવરદિગાર (વિશિષ્ટતાની સિફતો સાથે ઉપસ્થિત છે એટલા માટે તે) જેને ચાહે પેદા કરે છે (તો તકવીની અધિકારો પણ તેને જ પ્રાપ્ત છે) અને જે હુકમને પસંદ કરે છે (અંબિયા અલૈ. દ્વારા નાઝિલ ફરમાવે છે, બસ જાહેર અધિકારો પણ તેને જ પ્રાપ્ત છે) તે લોકોને (હુકમો) તજ્વીજ(કરવા)નો કોઈ હક (પ્રાપ્ત) નથી (કે જે હુકમ ઇચ્છે તજ્વીજ કરી લે જેમકે આ મુશ્રિકો પોતાના તરફથી શિર્કને જાઈઝ તજ્વીજ કરી રહ્યા છે અને આ ખાસ અધિકારથી સાબિત થયું કે) અલ્લાહ તઆલા તેમના શિર્કથી પવિત્ર અને ઘણો ઉચ્ચ છે (કારણ કે જ્યારે તકવીની અને જાહેર રીતે તેનું સર્જનહાર અને મુખ્તિયાર હોવાનું તથા તે એકમાત્ર હોવાનું સાબિત છે તો ઈબાદતનો હકદાર પણ તે એકમાત્ર છે, કારણ કે મઅ્બૂદ હોવું માત્ર તેનો અધિકાર છે, કારણ કે તે તકવીની અને જાહેર બંને પ્રમાણેના અધિકારો ધરાવે છે) અને તમારો પરવરદિગાર (એવું સંપૂર્ણ ઈલ્મ

ધરાવે છે કે તે) સઘળી વસ્તુઓની ખબર રાખે છે જે તેમના દિલોમાં ગુપ્ત રહે છે અને જેને તેઓ જાહેર કરે છે (અને કોઈનું એવું જ્ઞાન પણ નથી, તેનાથી પણ તે એકમાત્ર હોવાની સાબિતી મળે છે) અને (આગળ તેનો ખુલાસો છે કે) અલ્લાહ તે જ (પોતાની જાતમાં સંપૂર્ણ સિફતો ધરાવે) છે, તેના સિવાય કોઈ મઅ્બૂદ (થવા પાત્ર) નથી, વખાણ (અને સ્તુતિ)ના લાયક દુનિયા અને આખિરતમાં માત્ર તે જ છે, (કારણ કે તેની સત્તા બંને વિશ્વોમાં એવી છે કે જે તેની ઠોસ ખાસિયતો અને સિફતો તથા સ્તુતિપાત્ર હોવા ઉપર ગવાહ છે) અને (તેના અધિકારો અને રાજ્ય એવું છે કે) સત્તા પણ (કયામતમાં) તેની જ હશે અને (શક્તિ તથા સત્તાની વિશાળતા એવી છે કે) તમે બધા તેની જ પાસે પાછા ફરીને જશો (એવું નથી કે બચી જાઓ અથવા અન્ય ક્યાંક જઈને શરણ લઈ લો અને તેની કુદરતની જાહેરાત માટે હે નબી ﷺ !) તમે (તે લોકોને) કહી આપો કે વારું ! એ તો બતાવો કે જો અલ્લાહ તઆલા તમારા ઉપર કાયમ માટે કયામતના દિવસ સુધી રાત જ રહેવા દે તો અલ્લાહના સિવાય કોણ મઅ્બૂદ છે જે તમારા માટે પ્રકાશ લઈ આવે ? (બસ, તે પોતાની શક્તિમાં પણ એકમાત્ર એકલો છે) તો શું તમે (તવહીદની આવી સ્પષ્ટ દલીલો હોવા છતાં) સાંભળતા નથી ? (અને કુદરતની આ જ જાહેરાત માટે) તમે (તેમને અલ્લાહ તઆલાની શક્તિના પરચા વિશે એ પણ) કહો કે વારું ! એ તો બતાવો કે અલ્લાહ તઆલા તમારા ઉપર કાયમી ધોરણે કયામત સુધી દિવસ જ રહેવા દે તો અલ્લાહ સિવાય તે કયો મઅ્બૂદ છે જે તમારા માટે રાત લઈ આવે જેમાં તમે આરામ પામો ! શું તમે (કુદરતની આ ગવાહીઓને) જોતા નથી ? (શક્તિમાં તેનું એકમાત્ર હોવું પણ એ બાબતનો તકાદો છે કે બંદગીપાત્ર હોવામાં પણ તે એકમાત્ર છે) અને (તે ઉપકારક પણ એવો છે કે) તેણે પોતાની રહમતથી તમારા માટે રાત અને દિવસને બનાવ્યા જેથી તમે રાત્રે આરામ કરો અને જેથી દિવસમાં રોજી તલાશ કરો અને જેથી (તે બંને નેઅ્મતો ઉપર) તમે (અલ્લાહ તઆલાનો) શુક્ર અદા કરો (તો ઈનામ અને અહેસાન કરવામાં પણ તે એકલો છે અને આ બાબત પણ તે મઅ્બૂદ હોવાની દલીલમાંથી છે કે તે એકમાત્ર મઅ્બૂદ છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَرَبُّكَ يَخْلُقُ مَا يَشَآءُ وَيَخْتَارُ ط આ આયતનો એક ભાવાર્થ તો તે છે જે

તફસીરના ખુલાસામાં લેવામાં આવ્યો છે કે يَخْتَارُ (યખ્તાર)નો ભાવાર્થ "હુકમોનો અધિકાર" છે કે અલ્લાહ તઆલા જ્યારે સૃષ્ટિના સર્જનમાં એકમાત્ર છે, કોઈ તેનો ભાગીદાર નથી તો હુકમો અમલમાં લાવવામાં પણ તે એકમાત્ર છે, જે ઈચ્છે પોતાના સર્જન માટે હુકમ લાગુ પાડે. ખુલાસો એ છે કે જે પ્રમાણે તક્વીની અધિકારમાં અલ્લાહ તઆલાનો કોઈ ભાગીદાર નથી એ જ પ્રમાણે જાહેર અધિકારોમાં તેનો કોઈ ભાગીદાર નથી અને તેનો એક બીજો ભાવાર્થ એ છે જે ઈમામ બગવી (રહ.)એ પોતાની તફસીરમાં અને અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.)એ ઝાદુલ મઆદની પ્રસ્તાવનામાં વર્ણન કર્યો છે કે આ અધિકારનો ભાવાર્થ એ છે કે અલ્લાહ તઆલા પોતાના સર્જનમાંથી જેને ઈચ્છે પોતાના સન્માન અને ઈજ્જત માટે પસંદ કરી લે છે અને બગવીના નિવેદન પ્રમાણે આ જવાબ મક્કાના મુશ્રિકોના તે નિવેદનનો છે لَوْلَا نُزِّلَ هٰذَا الْقُرْاٰنُ عَلٰى رَجُلٍ مِّنَ الْقَرْيَتَيْنِ عَظِيْمٍ એટલે કે, આ કુર્આન અલ્લાહે નાઝિલ જ કરવું હતું તો અરબના બે મોટા શહેરો એટલે કે મક્કા અને તાઈફમાંથી કોઈ મોટા વ્યક્તિ ઉપર નાઝિલ કર્યું હોત કે તેની ઈજ્જત અને સન્માન કરવામાં આવ્યું હોત. એક યતીમ મિસ્કીન ઉપર નાઝિલ કરવામાં શું હિકમત હતી ? એના જવાબમાં એ ફરમાવ્યું કે જે માલિકે સઘળી મખ્લૂકને કોઈ ભાગીદાર વિના કે કોઈની સહાયતા વિના પેદા કરી છે તો એ અધિકાર પણ તેને જ પ્રાપ્ત છે કે પોતાના કોઈ ખાસ સન્માન અને પ્રતિષ્ઠા માટે પોતાની કોઈ મખ્લૂકમાંથી કોઈને ચૂંટી કાઢે, તેમાં તે તમારી તજ્વીજ કે સલાહનો પાબંદ શા માટે બને કે ફલાણો તેનો હકદાર હતો અને ફલાણો ન હતો !

## એક વસ્તુને બીજી વસ્તુ ઉપર અથવા એક વ્યક્તિની બીજા વ્યક્તિ ઉપર શ્રેષ્ઠતાનું માપદંડ નક્કી કરવું અલ્લાહ તઆલાનો જ સાચો અધિકાર છે :

હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.)એ આ આયતથી એક મહાન સિદ્ધાંત તારવ્યો છે કે દુનિયામાં જે એક સ્થળને બીજા સ્થળ ઉપર, એક વસ્તુને બીજી વસ્તુ ઉપર શ્રેષ્ઠતા આપવામાં આવે છે આ તે વસ્તુના કસબ, કૌશલ્ય કે કર્મોનું પરિણામ નથી હોતું બલકે તે સીધે સીધું પ્રત્યક્ષ રીતે સૃષ્ટિના સર્જનહારના પોતાના ચૂંટી કાઢવાના અધિકારનું પરિણામ હોય છે, તેણે સાત આસમાનો પેદા કર્યા, તેમાંથી سَمَاءِ عُلْيَا (સમાએ ઉલિયા)ને અન્યો ઉપર શ્રેષ્ઠતા આપી જ્યારે કે સાતેય

આસમાનોનું દળ એક જ હતું, પછી તેમાં જન્નતુલ ફિરદૌસને બીજી બધી જન્નતો ઉપર તથા હઝરત જિબ્રઈલ (અલૈ.), મિકાઈલ (અલૈ.) અને ઈસ્રાફીલ (અલૈ.) વગેરે ખાસ ફરિશ્તાઓને અન્યો ફરિશ્તાઓ ઉપર અને અંબિયા (અલૈ.)ને બીજી બધી સમગ્ર માનવજાત ઉપર અને તેમનામાંથી ઉચ્ચ કક્ષાના રસૂલોને અન્ય અંબિયા (અલૈ.) ઉપર અને પોતાના ખલીલ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હબીબ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને અન્ય બધા ઉચ્ચ કક્ષાના રસૂલો ઉપર પછી હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની અવલાદને સમગ્ર દુનિયાના બીજા લોકો ઉપર પછી કુરૈશને તે બધા ઉપર અને બની હાશિમને બધા કુરૈશીઓ ઉપર અને હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને સમગ્ર બની હાશિમ ઉપર અને એ જ પ્રમાણે સહાબએ કિરામ (રદિ.)ને ઉમ્મતના બીજા અસ્લાફ ઉપર શ્રેષ્ઠતા આપવી આ બધું અલ્લાહ જલ્લ શા'નુહૂના ચૂંટી કાઢવાના અધિકારનું પરિણામ છે.

એ જ રીતે પૃથ્વીના ઘણા બધા સ્થળો ઉપર અને ઘણા બધા દિવસો અને રાત્રિઓને બીજા દિવસો અને રાત્રિઓ ઉપર શ્રેષ્ઠતા આપવી એ બધું આ જ અલ્લાહ જલ્લ શા'નુહૂના ચૂંટી કાઢવાના અધિકારની અસર છે. મતલબ કે શ્રેષ્ઠતા અને સ્વીકૃતીનું મૂળ માપદંડ સમગ્ર સૃષ્ટિમાં આ જ તેના ચૂંટી કાઢવાનો અધિકાર છે, અલબત્ત શ્રેષ્ઠતાનું એક બીજું કારણ મનુષ્યના કર્મો અને પ્રવૃત્તિઓ પણ હોઈ છે અને જે સ્થળોમાં નેક અમલો કરવામાં આવે તે સ્થળો પણ તે નેક અમલો ત્યાં થવાથી બરકતવાળા થઈ જાય છે, આવી શ્રેષ્ઠતા કોઈના કસબ અથવા કૌશલ્ય કે નેક કર્મો કરવાથી પ્રાપ્ત થઈ શકે છે. ખુલાસો એ છે કે દુનિયામાં શ્રેષ્ઠતાનો આધાર બે વસ્તુઓ છે, એક અધિકારમાં ન હોય એવી બાબત જે માત્ર અલ્લાહ તબારક વ તઆલાની ચૂંટી કાઢવાના સ્વરૂપે હોય છે, બીજું પોતાના અધિકાર અને કાબૂમાં જે નેક અમલો તથા ઉચ્ચ કક્ષાના અખ્લાક અને નૈતિકતાથી પ્રાપ્ત થઈ શકે છે. અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.)એ આ વિષય ઉપર ઘણી વિસ્તૃત ચર્ચા કરી છે અને અંતે સહાબએ કિરામ (રદિ.)માંથી ખુલફાએ રાશિદીન (રદિ.)ને અન્ય બધા જ સહાબા (રદિ.) ઉપર અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) ત્યાર પછી હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.), તેમના પછી હઝરત ઉસ્માન ગની (રદિ.), ત્યારબાદ હઝરત અલી મુર્તઝા (રદિ.)ના ક્રમવાર આ જ બંને માપદંડોથી ઉચ્ચતાના ધોરણો સાબિત કર્યા છે. હઝરત શાહ

અબ્દુલ અઝીઝ દહેલ્વી રહમતુલ્લાહની પણ એક આગવી પુસ્તિકા ફારશી ભાષામાં આ વિષય ઉપર લખાયેલી છે જેનો ઉર્દૂ તરજુમો મુજ નાચીઝે بَعْضُ التَّفْصِيْلِ لِمَسْئَلَةِ التَّفْضِيْلِ (બઅ્ઝુત્તફ્સીલે લિમસ્અલતિ ત્તફ્ઝીલે)ના નામે પ્રકાશિત કર્યો છે અને અહકામુલ કુર્આન સૂરએ કસસમાં પણ તેને અરબી ભાષામાં વિગતવાર લખ્યું છે, વિદ્વાન લોકોના રસનો વિષય છે તેમણે ત્યાં અભ્યાસ કરવો જોઈએ.

اَرَئَيْتُمْ اِنْ جَعَلَ اللّٰهُ عَلَيْكُمُ الَّيْلَ سَرْمَدًا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ اِلٰهٌ غَيْرُ اللّٰهِ يَاْتِيْكُمْ بِضِيَاءٍ ؕ اَفَلَا تَسْمَعُوْنَ ۝ الى قوله بِلَيْلٍ تَسْكُنُوْنَ فِيْهِ اَفَلَا تُبْصِرُوْنَ ۝

આ આયતમાં અલ્લાહ જલ્લ શા'નુહૂએ રાતની સાથે તેનો એક ફાયદો ફરમાવ્યો, بِلَيْلٍ تَسْكُنُوْنَ فِيْهِ એટલે કે, રાત્રે મનુષ્યને શાંતિ મળે છે, તેનાથી વિપરીત દિવસના વર્ણનમાં بِضِيَاءٍ ની સાથે કોઈ લાભ વર્ણન કર્યો નથી, કારણ દેખીતું છે કે તેમાં પ્રકાશ સ્વજાતે શ્રેષ્ઠ છે અને અંધારાથી પ્રકાશનું ઉત્તમ હોવું સર્વવિદિત છે. પ્રકાશના બેશુમાર લાભો એટલા બધા પ્રખ્યાત છે કે તેને વર્ણન કરવાની આવશ્યકતા નથી, તેનાથી વિપરીત રાતનો તે અંધકાર છે કે જે સ્વજાતે કોઈ શ્રેષ્ઠતા નથી ધરાવતો બલકે તેની શ્રેષ્ઠતા લોકોના આરામ કરવાના કારણે છે એટલા માટે તેને વર્ણન કર્યું અને એટલા જ માટે દિવસ બાબતે વર્ણન કરીને અંતે ફરમાવ્યું, اَفَلَا تَسْمَعُوْنَ (અફલા તસ્મઊન) અને રાત વિશે વર્ણન કરીને ફરમાવ્યું, اَفَلَا تُبْصِرُوْنَ (અફલા તુબસિરૂન) તેમાં એ ઈશારો હોઈ શકે છે કે દિવસની શ્રેષ્ઠતા અને તેની બરકતો, તેના ફાયદા અને લાભો અગણિત છે જે મનુષ્યની કલ્પનાશક્તિની પહોંચમાં નથી આવી શકતા, અલબત્ત સાંભળી શકાય છે એટલા માટે اَفَلَا تَسْمَعُوْنَ ફરમાવ્યું, કારણ કે મનુષ્યને જ્ઞાન અને સમજનો મોટો જથ્થો તેના કાનો દ્વારા જ પ્રાપ્ત થાય છે, આંખોથી જાયેલી વસ્તુ હંમેશા કાનોથી સાંભળેલી વસ્તુઓથી ઘણી ઓછી હોય છે અને રાત્રિના લાભો દિવસના લાભો કરતાં ઘણા ઓછા હોય છે, તે જોઈ પણ શકાય છે એટલા માટે અત્રે اَفَلَا تُبْصِرُوْنَ નું વાક્ય અપનાવવામાં આવ્યું. *(મઝહરી)*

———————

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૭૪-૭૫)

وَيَوْمَ يُنَادِيهِمْ فَيَقُولُ أَيْنَ شُرَكَاءِيَ الَّذِينَ كُنْتُمْ تَزْعُمُونَ ﴿٧٤﴾ وَنَزَعْنَا مِنْ
كُلِّ أُمَّةٍ شَهِيدًا فَقُلْنَا هَاتُوا بُرْهَانَكُمْ فَعَلِمُوا أَنَّ الْحَقَّ لِلَّهِ وَضَلَّ عَنْهُمْ مَا
كَانُوا يَفْتَرُونَ ﴿٧٥﴾ ع

## તરજુમો :

*અને જે દિવસે તેમને (અલ્લાહ) પોકારશે તો કહેશે, ક્યાં છે મારા ભાગીદાર જેનો તમે દા'વો કરતા હતા ? (૭૪) અને અમે દરેક જૂથોમાંથી એક અહેવાલ બતાવનાર અલગ તારવી દઈશું, પછી કહીશું, પોતાની સનદ (પ્રમાણ) લાવો, ત્યારે જાણી લેશે કે અલ્લાહની વાત સાચી છે અને તેમનાથી ગુમ થઈ જશે જે વાતો તેઓ ઘડી કાઢતા હતા. (૭૫)*

## તફસીર :

અને જે દિવસે અલ્લાહ તઆલા તેમને પોકાર કરીને કહેશે (જેથી બધા લોકો તેમનું અપમાન સાંભળી લે) કે જેમને તમે મારા ભાગીદાર સમજતા હતા તેઓ ક્યાં ગયા ? અને (જો કે હુજ્જત પૂરી કરવા માટે પોતે તેનો સ્વીકાર પૂરતો હતો પરંતુ વધારે તાકીદ માટે તેમના ઉપર ગવાહી પણ કાયમ થઈ જશે એ પ્રમાણે કે) અમે દરેક ઉમ્મતમાંથી એક એક ગવાહ (પણ) કાઢી લાવીશું, (તેનો ભાવાર્થ અંબિયા અલૈ. છે જે તેમના કુફ્રની ગવાહી આપશે) પછી અમે (તે મુશ્રિકોને) કહીશું કે (હવે) પોતાની કોઈ દલીલ (તમારા શિર્કના દા'વાની ખરાઈ માટે) રજુ કરો, બસ (તે સમયે) તેમને (નિશ્ચિત વિશ્વાસપૂર્વક) જાણ થઈ જશે કે સાચી વાત અલ્લાહની હતી (જે અંબિયા અલૈ. દ્વારા બતાવવામાં આવી હતી અને શિર્કનો દા'વો જૂઠો હતો) અને (દુનિયામાં) જે કંઈ વાતો ઘડયા કરતા હતા (આજે) કોઈનો પતો રહેશે નહીં (કારણ કે સત્યનો સાક્ષાત્કાર કરી લેવાથી જૂઠનું ગાયબ થઈ જવું આવશ્યક છે).

## ખુલાસો :

આનાથી આગલી અયતમાં જે સવાલ مَاذَا أُجِبْتُمْ માં કરવામાં આવ્યો

તેમાં કાફિરોથી અંબિયા (અલૈ.)ને જવાબ આપવા વિશે પૂછતાછ હતી અને અહીંયાં પોતે અંબિયા (અલૈ.)થી ગવાહી અપાવવાનો હેતુ છે એટલા માટે સવાલમાં કોઈ પુનરાવર્તન નથી.

------------

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૭૬ થી ૮૨)

إِنَّ قَارُوْنَ كَانَ مِنْ قَوْمِ مُوْسٰى فَبَغٰى عَلَيْهِمْ ۖ وَاٰتَيْنٰهُ مِنَ الْكُنُوْزِ مَآ إِنَّ
مَفَاتِحَهٗ لَتَنُوْٓأُ بِالْعُصْبَةِ أُولِي الْقُوَّةِ ۚ إِذْ قَالَ لَهٗ قَوْمُهٗ لَا تَفْرَحْ إِنَّ اللّٰهَ لَا
يُحِبُّ الْفَرِحِيْنَ ﴿٧٦﴾ وَابْتَغِ فِيْمَآ اٰتٰىكَ اللّٰهُ الدَّارَ الْاٰخِرَةَ وَلَا تَنْسَ نَصِيْبَكَ
مِنَ الدُّنْيَا وَأَحْسِنْ كَمَآ أَحْسَنَ اللّٰهُ إِلَيْكَ وَلَا تَبْغِ الْفَسَادَ فِي الْأَرْضِ ؕ إِنَّ اللّٰهَ
لَا يُحِبُّ الْمُفْسِدِيْنَ ﴿٧٧﴾ قَالَ إِنَّمَآ أُوْتِيْتُهٗ عَلٰى عِلْمٍ عِنْدِيْ ؕ أَوَلَمْ يَعْلَمْ أَنَّ اللّٰهَ قَدْ
أَهْلَكَ مِنْ قَبْلِهٖ مِنَ الْقُرُوْنِ مَنْ هُوَ أَشَدُّ مِنْهُ قُوَّةً وَّأَكْثَرُ جَمْعًا ؕ وَلَا يُسْـَٔلُ عَنْ
ذُنُوْبِهِمُ الْمُجْرِمُوْنَ ﴿٧٨﴾ فَخَرَجَ عَلٰى قَوْمِهٖ فِيْ زِيْنَتِهٖ ؕ قَالَ الَّذِيْنَ يُرِيْدُوْنَ الْحَيٰوةَ
الدُّنْيَا يٰلَيْتَ لَنَا مِثْلَ مَآ أُوْتِيَ قَارُوْنُ ۙ إِنَّهٗ لَذُوْ حَظٍّ عَظِيْمٍ ﴿٧٩﴾ وَقَالَ الَّذِيْنَ
أُوْتُوا الْعِلْمَ وَيْلَكُمْ ثَوَابُ اللّٰهِ خَيْرٌ لِّمَنْ اٰمَنَ وَعَمِلَ صَالِحًا ۚ وَلَا يُلَقّٰىهَآ إِلَّا
الصّٰبِرُوْنَ ﴿٨٠﴾ فَخَسَفْنَا بِهٖ وَبِدَارِهِ الْأَرْضَ ۗ فَمَا كَانَ لَهٗ مِنْ فِئَةٍ يَّنْصُرُوْنَهٗ
مِنْ دُوْنِ اللّٰهِ ۚ وَمَا كَانَ مِنَ الْمُنْتَصِرِيْنَ ﴿٨١﴾ وَأَصْبَحَ الَّذِيْنَ تَمَنَّوْا مَكَانَهٗ بِالْأَمْسِ
يَقُوْلُوْنَ وَيْكَأَنَّ اللّٰهَ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ وَيَقْدِرُ ۚ لَوْلَآ أَنْ
ع ٨ ١١ مَّنَّ اللّٰهُ عَلَيْنَا لَخَسَفَ بِنَا ؕ وَيْكَأَنَّهٗ لَا يُفْلِحُ الْكٰفِرُوْنَ ﴿٨٢﴾ ع

## તરજુમો :

*નિ:શંક ! કારૂન જે મૂસા (અલૈ.)ની કોમમાંથી હતો, ફરી તેમના ઉપર શરારત કરવા લાગ્યો અને અમે તેને એટલો ખજાનો આપ્યો હતો કે તેની*

*ચાવીઓ ઉઠાવવાથી કેટલાય બળવાન પુરુષો થાકી જતા હતા, જ્યારે તેને તેની કોમે કહ્યું, ઈતરા નહીં ! ખરેખર અલ્લાહને ઈતરાનારા પસંદ નથી. (૭૬) અને જે તને અલ્લાહે આપ્યું છે તેનાથી આખિરતનું ઘર કમાઈ લે, અને દુનિયાથી પોતાનો હિસ્સો ન ભૂલ અને ભલાઈ કર જેવી અલ્લાહે તારી સાથે ભલાઈ કરી છે અને પ્રદેશમાં ફસાદ ફેલાવવાની ઈચ્છા ન રાખ, અલ્લાહને ફસાદખોરો પસંદ નથી. (૭૭) કહ્યું, આ માલ તો મને મારા એક હુન્નરના કારણે મળ્યો છે જે મારી પાસે છે, શું તેણે એ ન જાણ્યું કે અલ્લાહ તેના અગાઉ કેટલીય ઉમ્મતોનો નાશ કરી ચૂક્યો છે ! જે તેનાથી વધારે શક્તિ ધરાવતી હતી અને તેનાથી (માલના) જથ્થામાં પણ અધિક હતી અને શું ગુનેહગારોને તેમના ગુનાહો પૂછવામાં ન આવે !? (૭૮) પછી પોતાની કોમની સામે પોતાના ઠાઠથી નીકળ્યો; જે લોકો દુનિયાની જિંદગીના ઈચ્છુક હતા કહેવા લાગ્યા, હે કાશ ! અમને (પણ એવું) મળે જેવું કંઈ કારૂનને મળ્યું છે, બેશક તેની કિસ્મત મહાન છે. (૭૯) અને જેમને સમજદારી મળી હતી બોલ્યા, હાય તમારી ખરાબી ! (કે) અલ્લાહનો આપેલો સવાબ તેમના માટે ઉત્તમ છે જેઓ ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા અને આ વાત તેમના જ દિલમાં ઊતરે છે જેઓ સહનશીલ છે. (૮૦) પછી અમે તે (કારૂન)ને અને તેના ઘરને ધરતીમાં ધસાવી દીધા, પછી તેના માટે કોઈ જૂથ ન થયું જે તેની સહાય કરે અલ્લાહના સિવાય અને ન જ તે પોતે મદદ લાવી શક્યો. (૮૧) અને સવારમાં કહેવા લાગ્યા જે લોકો કાલે સાંજે તેના જેવા દરજ્જાની તમન્ના કરતા હતા, હાય ખરાબી ! આ તો અલ્લાહ જેને પોતાના બંદાઓમાંથી ઈચ્છે છે રોજી ખોલી આપે છે અને (જેને ઈચ્છે રોજી) તંગ કરી આપે છે, જો અમારા ઉપર અલ્લાહે ઉપકાર ન કર્યો હોત તો અમને પણ ધસાવી દીધા હોત, હાય ખરાબી ! આ તો ઈન્કારીઓ છુટકારો નથી પામતા. (૮૨)*

## તફસીર :

કારૂન(ની હાલત જોઈ લો કે કુફ્ર અને વિરોધ કરવાની તેને શું જરૂરત આવી પડી ? તેને માલ દોલત કંઈ કામ ન લાગ્યા બલકે તેની સાથે તેની માલમતા પણ બરબાદ થઈ ગઈ તેનો ટૂંકમાં કિસ્સો એ છે કે તે) મૂસા (અલૈ.)ની કોમમાંથી (એટલે કે બની ઈસ્રાઈલમાંથી બલકે તેમનો પિત્રાઈ ભાઈ) હતો (–કઝા ફિ દૂર.

બસ તેની પાસે વધારે પ્રમાણમાં માલ હોવાના કારણે) તે લોકોના મુકાબલામાં તકબ્બુર કરવા લાગ્યો અને (માલની તેની પાસે એવી છૂટછાટ હતી કે) અમે તેને એટલા પ્રમાણમાં ખજાના આપી રાખ્યા હતા કે તેની ચાવીઓ કેટલાય બળવાન પુરુષોને ઉઠાવવી ભારે પડતી હતી (એટલે કે તેમને ઉઠાવવામાં ખૂબ તકલીફ પડતી હતી તો જ્યારે ચાવીઓ આટલા મોટા પ્રમાણમાં હતી તો દેખીતું છે ખજાનો પણ ઘણો મોટો હશે અને તેણે આ મિથ્યાભિમાન તે સમયે કર્યું હતું) જ્યારે કે તેની કોમે (તેને સમજાવવા માટે) કહ્યું કે તું (આ માલ દોલત ઉપર) મિથ્યાભિમાન ન કર, વાસ્તવમાં અલ્લાહ મિથ્યાભિમાનીઓને પસંદ નથી કરતો અને (એ પણ કહ્યું કે) તને અલ્લાહે જેટલું આપી રાખ્યું છે તેમાં આખિરતનું ઘર પણ શોધી લે અને દુનિયાથી પોતાનો હિસ્સો (આખિરતમાં લઈ જવાનું) ભૂલ નહીં અને (મતલબ اِبْتَغِ وَلَا تَنْسَ નો એ છે કે) જે રીતે અલ્લાહે તારી સાથે ઉપકાર કર્યો છે તું પણ (બંદાઓ સાથે) ઉપકાર કર્યા કર અને (અલ્લાહ તઆલાની નાફરમાની કરી તેના જરૂરી હકોને બરબાદ કરીને) દુનિયામાં ફસાદની ઈચ્છા ન કર (એટલે કે ગુનાહ કરવાથી દુનિયામાં ફસાદ ફેલાય છે જેમકે અલ્લાહ તઆલાનું ફરમાન છે, ظَهَرَ الْفَسَادُ فِى الْبَرِّ وَالْبَحْرِ بِمَا كَسَبَتْ اَيْدِى النَّاسِ ખાસ કરીને મોટા પ્રમાણમાં ગુનાહો થવાથી) બેશક ! અલ્લાહ ફસાદખોરોને પસંદ નથી કરતો (આ બધી નસીહતો મુસલમાનો તરફથી તેને કરવામાં આવી, લગભગ આ વાતો હઝરત મૂસા અલૈ.એ સૌ પ્રથમ કહી હશે પછી અન્ય મુસલમાનોએ વારંવાર તેને આ પ્રમાણે કહ્યું હશે) કારૂન (આ સાંભળીને) કહેવા લાગ્યો કે મને આ સર્વ કાંઈ મારા વ્યક્તિગત હુન્નરના કારણે મળ્યું છે (એટલે કે હું આર્થિક ઉપાર્જનની યુક્તિઓ ખૂબ જાણું છું, તેનાથી મેં આ બધું એકઠું કર્યું છે, પછી મારો ગર્વ કરવો ખોટો નથી અને ન જ તેને કોઈ ગયૂબી અહેસાન કહી શકાય છે અને ન જ તેમાં કોઈનો કોઈ હક હોઈ શકે છે, આગળ અલ્લાહ તઆલા તેના આ નિવેદનને રદ કરે છે કે) શું તેણે (કારૂને નક્કર ખબરો દ્વારા) એ ન જાણ્યું કે અલ્લાહ તેનાથી આગલી ઉમ્મતોમાં એવા એવાઓનો નાશ કરી ચૂક્યો છે જે (આર્થિક) શક્તિમાં (પણ) તેનાથી કેટલાય વધીને હતા અને જથ્થો (પણ તેનાથી) તેમનો વધારે હતો અને (માત્ર એટલું જ નહીં કે બસ નાશ થઈને છૂટી ગયા બલકે તેમના કુફ્રના ગુનાહના કારણે અને અલ્લાહ તઆલાની આ

અપરાધની જાણ હોવાના કારણે કયામતમાં પણ તેમને અઝાબ થશે જેમકે ત્યાંનો કાયદો છે કે) અપરાધીઓથી તેમના ગુનાહોનો (તહકીક કરવાના હેતુથી) સવાલ નહીં કરવો પડે (કારણ કે અલ્લાહ તઆલાને એ બધી ખબર છે, બસ તેમને ચેતવણી માટે પ્રશ્ન કરવામાં આવે જેમકે لَنَسْـَٔلَنَّهُمْ اَجْمَعِيْنَ તો મતલબ એ છે કે જો કારૂને આ વિષયો ઉપર દૃષ્ટિ કરી હોત તો આવી અજ્ઞાનતાની વાત ન કહી હોત, કારણ કે પાછલી કોમોની અઝાબની હાલતથી અલ્લાહ તઆલાની સંપૂર્ણ શક્તિ અને આખિરતમાં પકડ થવાની તથા અલ્લાહના સર્વ સૃષ્ટિના માલિક હોવાની વાત જાહેર છે પછી કોઈને શું હક છે કે અલ્લાહ તઆલાની નેઅ્મતને પોતાના હુન્નરનું પરિણામ બતાવે અને વાજિબ હકોથી ઈન્કાર કરે) પછી (એક વખતે એવું બન્યું કે) તે પોતાના ઠાઠ (અને દબદબા)થી પોતાની કોમની સામે નીકળ્યો જે લોકો (તેની જ્ઞાતિમાં) દુનિયાના ઈચ્છુક હતા (જો કે મો'મિન પણ હોય જેમકે તેમના આગલા નિવેદન પ્રમાણે દેખીતી રીતે જાણ થાય છે તે લોકો) કહેવા લાગ્યા, કેવું સારું થાત કે અમને પણ તે માલ સામાન મળ્યો હોત જેમકે કારૂનને મળ્યો છે, ખરેખર તે ઘણો મોટો નસીબદાર છે (આ તમન્ના લાલચ સ્વરૂપે હતી, તેનાથી કાફિર બની જવું જરૂરી નથી બનતું જેમકે અત્યારે પણ અમુક લોકો મુસલમાન હોવા છતાં રાત દિવસ અન્ય કોમોની પ્રગતિ જોઈને લલચાય છે અને તેમના જેવા થવાની ફિકર ચિંતામાં લાગેલા રહે છે) અને જે લોકોને (દીનની) સમજ અર્પણ થઈ હતી તેઓ (આવા લાલચુઓને) કહેવા લાગ્યા, અરે ! તમારું નખ્ખોદ જાય (તમે આ દુનિયા ઉપર શું જાઓ છો ?) અલ્લાહના ઘરનો સવાબ (આ દુનિયાની માલ દોલત અને જાહોજલાલીથી) અનેક ઘણો ઉત્તમ છે જે એવા વ્યક્તિને મળે છે જે ઈમાન લાવે અને નેક અમલ કરે અને (પછી ઈમાન અને નેક અમલવાળાઓમાં પણ) તે (સંપૂર્ણ સવાબ સ્વરૂપે) તેવા જ લોકોને આપવામાં આવે છે જેઓ (દુનિયાની લાલચથી) સબ્ર કરનારા છે (બસ, તમે લોકો ઈમાનની પૂર્ણતામાં અને નેક અમલો પ્રાપ્ત કરવામાં લાગી જાઓ અને શરીઅતની હદમાં રહી દુનિયા પ્રાપ્ત કરો અને તેનાથી વધારેની લાલચ અને તમન્ના કરવાથી સબ્ર કરો), પછી અમે તે કારૂનને અને તેના મહેલને (તેની શરારત વધી જવાના કારણે) જમીનમાં ધસાવી દીધો, બસ કોઈ એવું જૂથ ન થયું જે તેને અલ્લાહ(ના અઝાબ)થી બચાવી લે (બસ, જો કે તે મોટા

સમૂહવાળો વ્યક્તિ હતો) અને ન તે પોતે જ પોતાને બચાવી શક્યો અને કાલે (એટલે કે પાછલા થોડા સમય પહેલાં) જે લોકો તેના જેવા થવાની તમન્ના કરી રહ્યા હતા તે (આજે તેનું خَسَفَ પરિણામ જોઈને) કહેવા લાગ્યા, ખરેખર એવું જણાય છે કે (રોજીની વિશાળતા અને તંગીનો આધાર ખુશનસીબી અથવા બદ્નસીબી ઉપર નથી, બલકે એ તો માત્ર તક્વીની હુકમના કારણે અલ્લાહના જ કબ્જામાં છે બસ) અલ્લાહ પોતાના બંદાઓમાંથી જેને ઈચ્છે વધારે રોજી આપી દે છે અને (જેને ઈચ્છે) તંગીથી આપવા લાગે છે (આ અમારી ભૂલ હતી કે તેને ખુશનસીબ સમજતા હતા, અમારી તવબહ છે અને ખરેખર) જો અમારા ઉપર અલ્લાહ તઆલાની મહેરબાની ન હોત તો અમને પણ ધસાવી દીધા હોત (કારણ કે લાલચ અને દુનિયાની માલ દોલતની મહોબ્બત અમે પણ રાખતા હતા) ખરેખર જાણ થઈ કે કાફિરોને સફળતા નથી મળતી. (જો કે ભલે અમુક દિવસનો આનંદ લૂંટી લે પરંતુ પરિણામ પછી નુકસાન જ નુકસાન છે, સફળતા માત્ર ઈમાનવાળાઓની સાથે જ ખાસ છે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ કસસની શરૂઆતથી અત્રે સુધી હઝરત મૂસા (અલૈ.)નો તે કિસ્સો પ્રસ્તુત હતો જે તેમને ફિરઔન અને ફિરઔનીઓની સાથે બન્યો હતો. અત્રે તેની બીજી ઘટના વર્ણન થાય છે જે પોતાની જ્ઞાતિના વ્યક્તિ કારૂનની સાથે બની અને આ આયતોના ક્રમની યોગ્યતા એ છે કે પાછલી આયતોમાં એ ઈરશાદ થયો હતો કે દુનિયાની દોલત અને માલ જે તમને આપવામાં આવે છે તે અમુક દિવસની દૌલત છે, તેની મહોબ્બતમાં લાગી જવું કોઈ સમજદારી નથી. وَمَآ اُوْتِيْتُمْ مِنْ شَيْءٍ فَمَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا..... કારૂનના કિસ્સામાં એ બતાવવામાં આવ્યું છે કે તેણે માલ અને દોલત પ્રાપ્ત કર્યા પછી આ બોધપાઠને ભૂલાવી દીધો, તેના નશામાં મસ્ત થઈને અલ્લાહ તઆલાની નાશુક્રી પણ કરી અને માલ ઉપર અલ્લાહ તરફથી જે હકો ફરજ છે તેને અદા કરવાથી ઈન્કારી પણ થઈ ગયો જેના પરિણામે તે પોતાના ખજાનાઓ સહિત ધરતીની અંદર ધસાવી દેવામાં આવ્યો.

قَارُوْنُ (કારૂન) અરબી ભાષામાં વપરાતો એક બિનઅરબી શબ્દ છે, તેના વિશે એટલી વાત તો છે કે પોતે કુર્આનના શબ્દોથી સાબિત છે કે તે હઝરત મૂસા (અલૈ.)ની કોમ બની ઈસ્રાઈલમાંથી હતો, બાકી એ કે તેનો સંબંધ હઝરત મૂસા

(અલૈ.) સાથે શું હતો તેમાં વિવિધ મતો પ્રવર્તે છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં તેને હઝરત મૂસા (અલૈ.)નો પિત્રાઈ ભાઈ ઠરાવ્યો છે અને બીજા પણ કેટલાક અભિપ્રાયો છે. *(કુર્તુબી અને રૂહ)*

રૂહુલ મઆનીમાં મુહમ્મદ બિન ઈસ્હાક (રહ.)ની રિવાયતથી નકલ થયું છે કે કારૂન તવરાતનો હાફિઝ હતો અને બીજા બની ઈસ્રાઈલથી વધારે તેને તવરાત યાદ હતી પરંતુ તે સામિરીની જેમ મુનાફિક સાબિત થયો અને તેની મુનાફિકતનું કારણ દુનિયાની ઈજ્જત તથા માન સન્માનની ખોટી લાલચ હતી. સમગ્ર બની ઈસ્રાઈલની શુભકામનાઓ અને ઈજ્જત હઝરત મૂસા (અલૈ.)ને પ્રાપ્ત હતી અને તેમના ભાઈ હારૂન (અલૈ.) તેમના વઝીર અને નુબુવ્વતમાં ભાગીદાર હતા, કારૂનને એ ઈર્ષ્યા થઈ કે હું પણ તો તેમની જ્ઞાતિનો ભાઈ અને નજીકનો સગો છું, મને પણ આ માન અને સન્માન તથા આગેવાનીમાં કોઈ ભાગ કેમ ન મળે ? એટલા માટે હઝરત મૂસા (અલૈ.)ને તેની ફરિયાદ કરી, હઝરત મૂસા (અલૈ.)એ કહ્યું કે આ જે કંઈ છે તે અલ્લાહ તઆલા તરફથી છે, તેમાં મારી કોઈ દખલગીરી નથી પરંતુ તેને તેના ઉપર સંતોષ ન થયો અને હઝરત મૂસા (અલૈ.)થી ઈર્ષ્યા રાખતો હતો.

فَبَغٰى عَلَيۡهِمۡ માં શબ્દ بَغٰى (બગા) અમુક અર્થો માટે વપરાય છે, તેનો પ્રખ્યાત અર્થ "જુલમ" થાય છે. અત્રે એ અર્થ પણ ભાવાર્થ તરીકે હોઈ શકે છે કે તેણે પોતાના માલ અને દોલતના નશામાં અન્યો ઉપર અત્યાચાર કરવાનું શરૂ કર્યું. યહ્યા બિન સલામ અને સઈદ બિન મુસય્યબ (રહ.)એ ફરમાવ્યું કે કારૂન મૂડીપતિ વ્યક્તિ હતો, ફિરઔન તરફથી બની ઈસ્રાઈલની દેખરેખ ઉપર નિમાયેલો હતો અને આ આગેવાનીના હોદ્દા હેઠળ તેણે બની ઈસ્રાઈલને સતાવી હતી. *(કુર્તુબી)*

અને બીજો ભાવાર્થ અભિમાનનો પણ આવે છે. ઘણા તફસીરકારોએ આ સ્થળે આ જ અર્થ ઠરાવ્યો છે કે તેણે માલ અને દોલતના નશામાં બની ઈસ્રાઈલ ઉપર તકબ્બુર કરવાનું શરૂ કર્યું અને તેમને તુચ્છ અને હલકા ઠરાવ્યા.

وَاٰتَيۡنٰهُ مِنَ الۡكُنُوۡزِ માં શબ્દ كُنُوۡزِ (કુનૂઝિ) એ كَنۡز (કન્ઝ)નું બહુવચન છે જે દાટેલા ખજાનાને કહેવામાં આવે છે અને શરીઅતની પરિભાષામાં "કન્ઝ" તે

ખજાનો છે જેની ઝકાત આપવામાં ન આવી હોય. હઝરત અતાઅ્ (રદિ.)થી રિવાયત છે કે તેને હઝરત યૂસુફ (અલૈ.)નો દાટેલો એક મોટો ખજાનો મળ્યો હતો. *(રૂહ)*

لَتَنُوْٓءُ ابِالْعُصْبَةِ માં نَاءَ (નાઅ્)નો શબ્દ ભારથી ઝૂકી જવાના અર્થમાં આવે છે અને عُصْبَةُ (ઉસ્બહ)નો અર્થ "એક જૂથ"નો થાય છે. ભાવાર્થ એ છે કે તેનો ખજાનો એટલા મોટા પ્રમાણમાં હતો કે તેની ચાવીઓ એટલી મોટી સંખ્યામાં હતી કે તે એક મોટું મજબૂત જૂથ પણ તેને ઉઠાવવાના ભારથી ઝૂકી જાય અને દેખીતું છે કે તાળાની ચાવીઓ ઘણા હલકા વજનની રાખવામાં આવે છે જેને ઉઠાવવી અને પાસે રાખવી મુશ્કેલ નથી હોતી પરંતુ તેની સંખ્યા વધારે પ્રમાણમાં હોવાના કારણે તે એટલી બધી થઈ ગઈ હતી કે તેનું વજન એક મજબૂત જમાઅત પણ સરળતાથી ન ઉઠાવી શકે. *(રૂહ)*

لَا تَفْرَحْ માં શબ્દ فَرَحُ નો શાબ્દિક અર્થ તે ખુશીનો છે જે મનુષ્યને કોઈ કાયમી લિજ્જતના કારણે પ્રાપ્ત થાય છે, કુર્આને કરીમની ઘણી બધી આયતોમાં فَرَح ને નીંદનીય ઠરાવવામાં આવ્યું છે જેમકે આ જ આયતમાં આવ્યું છે لَا تَفْرَحُوْا بِمَآ اٰتٰكُمْ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْفَرِحِيْنَ અને એક આયતમાં અને એક અન્ય આયતમાં છે فَرِحُوْا بِالْحَيٰوةِ الدُّنْيَا અને અમુક આયતોમાં فَرَحُ ની પરવાનગી બલકે એક પ્રકારનો હુકમ પણ થયો છે જેમકે يَوْمَئِذٍ يَفْرَحُ الْمُؤْمِنُوْنَ માં અને આયત فَبِذٰلِكَ فَلْيَفْرَحُوْا માં ઈરશાદ થયો છે. આ બધી આયતોથી એ સાબિત થાય છે કે નીંદાપાત્ર અને પ્રતિબંધિત તે فَرَحُ છે જે ઈતરાવાની અને અભિમાન કરવાની હદ સુધી પહોંચી જાય અને તે ત્યારે જ થઈ શકે છે કે તે આનંદ પ્રમોદ અને ખુશીને પોતાની વ્યક્તિગત વિશેષતા અને વ્યક્તિગત હક સમજે તથા અલ્લાહ તબારક વ તઆલાનું ઈનામ અને ઉપકાર ન સમજે અને જે ખુશી તે હદ સુધી ન પહોંચે તે પ્રતિબંધિત નથી બલકે એક સ્વરૂપે ઈચ્છનીય છે કે અલ્લાહ તઆલાની નેઅ્મતનો ઉપકાર અને આભાર છે.

وَابْتَغِ فِيْمَآ اٰتٰكَ اللّٰهُ الدَّارَ الْاٰخِرَةَ وَلَا تَنْسَ نَصِيْبَكَ مِنَ الدُّنْيَا એટલે કે, મુસલમાનોએ કારૂનને આ શિખામણ આપી કે અલ્લાહ તઆલાએ જે માલ અને દોલત તને આપી છે તેના દ્વારા આખિરતનો સામાન તૈયાર કર અને દુનિયામાં જે તારો હિસ્સો છે તેને ન ભૂલ.

દુનિયાનો હિસ્સો શું છે તેનું વિવરણ ઘણા વિવરણકારોએ એ કર્યું છે કે તેનો ભાવાર્થ દુનિયાની જિંદગી અને તેમાં કરેલા તે કર્મો છે જે તેને આખિરતમાં કામ લાગે જેમાં સદકહ, ખયરાત (દાન–પૂણ્ય) પણ સામેલ છે અને બીજા નેક કર્મો પણ. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અને જમહૂર તફસીરકારોથી આ જ અર્થ નકલ થયો છે. (કમા ફી કુર્તુબી) આ સ્વરૂપમાં બીજું વાક્ય પ્રથમ વાક્યની તાકીદ અને સમર્થન થશે. પ્રથમ વાક્યમાં કહેવામાં આવ્યું છે, જે કંઈ તને અલ્લાહે આપ્યું છે એટલે કે માલ અને દોલત, જિંદગી અને શકિત તથા તંદુરસ્તી વગેરે તે બધાથી તે કામ લે જે આખિરતમાં સારા કામ લાગે અને વાસ્તવમાં દુનિયાનો આ જ ભાગ તારો છે જે આખિરતનો સામાન બની જાય, બાકી દુનિયા તો બીજા વારસદારોનો હિસ્સો છે અને અમુક તફસીરકારોએ ફરમાવ્યું કે બીજા વાક્યનો ભાવાર્થ એ છે કે જે કંઈ અલ્લાહે તમને આપ્યું છે તેનાથી આખિરતનો સામાન પણ કરો પરંતુ પોતાની દુનિયાની જિંદગીને પણ ન ભૂલો કે બધું જ સદકહ અને ખયરાત કરીને કંગાળ બની જાઓ, બલકે જરૂરત પ્રમાણે પોતાના માટે પણ રાખો. આ તફસીર ઉપર દુનિયાના નસીબથી ભાવાર્થ તેની આર્થિક જરૂરિયાતો થશે. વલ્લાહુ અઅ્લમુ.

إِنَّمَآ أُوتِيتُهُۥ عَلَىٰ عِلْمٍ عِندِىٓ ۚ અમુક તફસીરકારોએ ફરમાવ્યું કે અત્રે ઈલ્મથી ભાવાર્થ તવરાતનું ઈલ્મ છે જેમકે અમુક રિવાયતોમાં છે કે કારૂન તવરાતનો હાફિઝ અને આલિમ હતો અને તે સિત્તેર વ્યકિતઓમાંથી હતો જેને હઝરત મૂસા (અલૈ.)એ મીકાત માટે નક્કી કર્યા હતા પરંતુ તેને પોતાના આ જ્ઞાન ઉપર ગર્વ અને ઘમંડ પેદા થઈ ગયો, તેને પોતાની વ્યકિતગત વિશેષતા સમજી બેઠો અને તેની આ વાતચીતનો અર્થ એ જ હતો કે મને જે કંઈ માલ અને દોલત મળી છે તે મારી પોતાની વ્યકિતગન જ્ઞાનની વિશેષતાના કારણે મળી છે એટલા માટે હું તેનો પોતે હકદાર છું, તેમાં મારા ઉપર કોઈએ અહેસાન નથી કર્યું પરંતુ દેખીતું એ છે કે અત્રે ઈલ્મથી ભાવાર્થ આર્થિક ઉપાર્જનની યુક્તિઓનું જ્ઞાન છે. દાખલા તરીકે વેપાર–ઉદ્યોગ વગેરે જેનાથી માલ પ્રાપ્ત થાય છે અને ભાવાર્થ એ છે કે જે માલ મને પ્રાપ્ત થયો છે તેમાં અલ્લાહ તઆલાના ઉપકારની શું દખલગીરી છે ? આ તો મેં પોતાની હોશિયારી અને કળા કારીગીરીથી પ્રાપ્ત કર્યો છે અને આ અજ્ઞાની એવું ન સમજ્યો કે આ હોશિયારી અને કાર્ય કુશળતા તથા

વેપાર અને ઉદ્યોગનો અનુભવ તથા જ્ઞાન પણ અલ્લાહ તઆલાનું જ આપેલું હતું, તે તેની કોઈ વ્યક્તિગત વિશેષતા ન હતી.

اَوَلَمْ يَعْلَمْ اَنَّ اللّٰهَ قَدْ اَهْلَكَ مِنْ قَبْلِهٖ કારૂનનું એ નિવેદન કે મારો માલ અને દોલત મારા વ્યક્તિગત જ્ઞાન અને હુન્નરથી પ્રાપ્ત કરેલ છે, અસલ જવાબ તો એ હતો જે ઉપર લખવામાં આવ્યો છે કે જો તેનો સ્વીકાર પણ કરી લેવામાં આવે કે તેનું કારણ કોઈ ખાસ જ્ઞાન અથવા હુન્નર હતું તો પણ અલ્લાહ તઆલાના ઉપકારથી કઈ રીતે બાકાત રહ્યો ?! કારણ કે આ જ્ઞાન અને કળા તથા કળા કસબની શક્તિ પણ અલ્લાહ તઆલાની જ આપેલી હોય છે પરંતુ તેનો જવાબ ઉપેક્ષિત કરીને કહેવામાં આવ્યું કે આ માલ અને દોલતની કોઈ વાસ્તવિકતા નથી, માલની છૂટછાટ કોઈ વ્યક્તિ માટે ન તો કોઈ વિશેષતા અથવા શ્રેષ્ઠતા છે અને ન જ તે દરેક પરિસ્થિતિમાં તેના કામ આવે છે, તેની સાબિતીમાં પાછલી ઉમ્મતોના મોટા મોટા મૂડીપતિઓનું ઉદાહરણ રજુ કર્યુ કે જયારે તેમણે બળવાખોરી અપનાવી તો અલ્લાહ તઆલાએ તેમને અચાનક પકડી લીધા અને માલ દોલત તેમના કંઈ જ કામ ન આવ્યું.

.... وَقَالَ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ وَيْلَكُمْ આ આયતમાં اَلَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ એટલે કે, ઉલમાનો મુકાબલો اَلَّذِيْنَ يُرِيْدُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا થી કર્યો છે જેમાં સ્પષ્ટ ઈશારો એ તરફ છે કે દુનિયાના માલ સામાનની ઈચ્છા તથા તેને જ જીવનનો ધ્યેય બનાવવો એ જ્ઞાની લોકોનું કાર્ય નથી, જ્ઞાની લોકોની દષ્ટિ હંમેશા આખિરતના કાયમી ફાયદા ઉપર રહે છે, દુનિયાની દોલત જરૂરત પ્રમાણે પ્રાપ્ત કરે છે અને તેના ઉપર જ કરકસર કરે છે.

---

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૮૩-૮૪)

تِلْكَ الدَّارُ الْاٰخِرَةُ نَجْعَلُهَا لِلَّذِيْنَ لَا يُرِيْدُوْنَ عُلُوًّا فِي الْاَرْضِ وَلَا فَسَادًا ۭ
وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ ﴿٨٣﴾ مَنْ جَاۗءَ بِالْحَسَنَةِ فَلَهٗ خَيْرٌ مِّنْهَا ۚ وَمَنْ جَاۗءَ
بِالسَّيِّئَةِ فَلَا يُجْزَى الَّذِيْنَ عَمِلُوا السَّيِّاٰتِ اِلَّا مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٨٤﴾

## તરજુમો :

*તે આખિરતનું ઘર છે, અમે તે લોકોને આપીશું જેઓ પ્રદેશમાં મિથ્યાભિમાન કરવાનું નથી ઈચ્છતા અને ન જ ફસાદ ફેલાવવાનું અને સારું પરિણામ અલ્લાહથી ડરનારાઓનું જ છે. (૮૩) જે ભલાઈ લઈને આવ્યો તેને તેનાથી ઉત્તમ મળવાનું છે અને જે કોઈ બુરાઈ લઈને આવ્યો બસ બુરાઈઓ કરનારાઓ; તેમને તે જ સજા મળશે જે કંઈ તેઓ કરતા હતા. (૮૪)*

## તફસીર :

આ આખિરતની દુનિયા (જે સવાબનો હેતુ હોવા ઉપર ...ثَـوَابُ اللّٰهِ خَيْرٌ માં વર્ણન થયું છે) અમે તે લોકો માટે જ ખાસ કરીએ છીએ જેઓ દુનિયામાં ન તો મોટા બનવા ઈચ્છે છે અને ન જ ફસાદ કરવા (એટલે કે ન તો અભિમાન કરે છે જે અંતરમનનો ગુનોહ છે અને ન જ કોઈ જાહેર ગુનોહ એવો કરે છે જેનાથી ભૂમિમાં ફસાદ ફેલાઈ જાય અને માત્ર તેમનું આંતરિક અને જાહેર બુરાઈઓથી બચવું પૂરતું નથી બલકે) નેક પરિણામ મુત્તકી લોકોને મળે છે (જેઓ બુરાઈઓથી બચવાની સાથે સાથે નેક અમલોના પણ પાબંદ હોય છે અને આ'માલોના સ્વરૂપ ઉપર સજા અથવા બદલાની પરિસ્થિતિ એ હશે કે) જે વ્યક્તિ (કયામતના દિવસે) નેકી લઈને આવશે તેને તે(ના તકાદા)થી ઉત્તમ (બદલો) મળશે (કારણ કે નેક અમલનો અસલ તકાદો તો એ છે કે તેના સ્વરૂપ પ્રમાણે બદલો મળે પરંતુ ત્યાં તેનાથી વધારે આપવામાં આવશે જેનો ઓછામાં ઓછો દરજ્જો તેની હેસિયતથી દશ ઘણો છે) અને જે વ્યક્તિ બુરાઈ લઈને આવશે બસ એવા લોકોને જે બુરાઈના કામ કરે છે એટલો જ બદલો મળશે જેટલું તેઓ કરતા હતા (એટલે કે તેના તકાદાથી વધારે સજા મળશે નહીં).

## મસ્અલા અને બોધપાઠ :

لِـلَّذِيْنَ لَا يُرِيْدُوْنَ عُلُوًّا فِى الْاَرْضِ وَلَا فَسَادًا ط આ આયતમાં આખિરતના ઘરના છુટકારા અને સફળતાને માત્ર તે લોકો માટે ખાસ હોવાનું ફરમાવવામાં આવ્યું જેઓ પૃથ્વીમાં عُـلُـوَّ (ગર્વ) અને ફસાદનો ઈરાદો ન કરે. عُـلُـو (ઊલૂ)નો ભાવાર્થ "અભિમાન" છે, એટલે કે પોતાની જાતને અન્યોથી મોટી બતાવવાની અને અન્યોને તુચ્છ અને નીચ બતાવવાની ફિકર ચિંતા કરે અને فَسَـادٌ (ફસાદ)નો

ભાવાર્થ લોકો ઉપર અત્યાચાર કરવો છે. (સુફિયાન ષૌરી) અને અમુક વિવરણકારોએ ફરમાવ્યું કે દરેક ગુનોહ પૃથ્વી ઉપર ફસાદ છે, કારણ કે ગુનાહના વબાલથી દુનિયાની બરકતમાં કમી આવે છે અને આ આયતથી જાણ થઈ કે જે લોકો તકબ્બુર અને અત્યાચાર અથવા સદંતર ગુનાહોનો ઈરાદો કરે તેમનો આખિરતમાં હિસ્સો નથી.

**ખુલાસો :**

તકબ્બુર કે જેનું હરામ અને વબાલ હોવું આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે તે એ જ છે કે લોકો ઉપર ગર્વ કરી તેમને નીચા દેખાડવાનો હેતુ હોય, નહિતર પોતાના માટે સારા કપડાં, સારો ખોરાક, સારું મકાન વગેરેની વ્યવસ્થા જ્યારે કે તે અન્યો ઉપર ગર્વ કરવા માટે ન હોય ટીકાપાત્ર નથી, જેમકે સહીહ મુસ્લિમની એક હદીષમાં ખુલાસો છે.

**ગુનાહનો પાકો ઇરાદો પણ ગુનોહ છે :**

આ આયતમાં عُــلُــوً (ઊલૂ) અને فَسَــــادً (ફસાદ)ના ઈરાદા ઉપર આખિરતના ઘરથી વંચિત થવાની ધમકી છે, એનાથી જાણ થઈ કે કોઈ ગુનાહનો પાકો ઈરાદો અને દઢ નિર્ધાર ગુનાહના દરજ્જામાં આવે છે એ પણ ગુનો જ છે. (કમા ફિ રૂહ) અલબત્ત જો તે ફરી અલ્લાહના ડરથી ગુનાહનો ઈરાદો છોડી દે તો ગુનાહના બદલે તેના નામએ આ'માલમાં સવાબ લખાય છે અને જો કોઈ અધિકારમાં ન હોય એવા કારણના લીધે તે ગુનાહ કરવાની તક ન મળી અને તેના ઉપર અમલ ન કરી શક્યો પરંતુ તેણે તે ગુનાહ માટે સંપૂર્ણ પ્રયત્ન કર્યો તો એ પણ ગુનાહમાં જ લખવામાં આવશે. (કમા ઝિક્રુહુ અલ ગઝાલી રહ.) આયતના અંતે ફરમાવ્યું, وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ તેનો ખુલાસો એ છે કે આખિરતના છુટકારા અને સફળતા માટે બે વસ્તુઓ عُـلُـوً અને فَسَــادً મિથ્યાભિમાન અને ફસાદ કરવાથી બચવું જરૂરી છે અને તકવા એટલે કે નેક અમલોની પાબંદી પણ જરૂરી છે, માત્ર આ બે વસ્તુઓથી બચવું પૂરતું નથી બલકે જે અમલો શરીઅતની રૂએ ફરજ અને વાજિબ છે તેના ઉપર અમલ કરવો પણ આખિરતના છુટકારાની શરત છે.

————————

———

## આયતો : (સૂરએ કસસ : આયત નં. ૮૫ થી ૮૮)

إِنَّ الَّذِي فَرَضَ عَلَيْكَ الْقُرْآنَ لَرَادُّكَ إِلَىٰ مَعَادٍ ۚ قُل رَّبِّي أَعْلَمُ مَن
جَاءَ بِالْهُدَىٰ وَمَنْ هُوَ فِي ضَلَالٍ مُّبِينٍ ﴿٨٥﴾ وَمَا كُنتَ تَرْجُو أَن يُلْقَىٰ إِلَيْكَ
الْكِتَابُ إِلَّا رَحْمَةً مِّن رَّبِّكَ ۖ فَلَا تَكُونَنَّ ظَهِيرًا لِّلْكَافِرِينَ ﴿٨٦﴾ وَلَا يَصُدُّنَّكَ عَنْ
آيَاتِ اللَّهِ بَعْدَ إِذْ أُنزِلَتْ إِلَيْكَ ۖ وَادْعُ إِلَىٰ رَبِّكَ ۖ وَلَا تَكُونَنَّ مِنَ الْمُشْرِكِينَ ﴿٨٧﴾
وَلَا تَدْعُ مَعَ اللَّهِ إِلَٰهًا آخَرَ ۘ لَا إِلَٰهَ إِلَّا هُوَ ۚ كُلُّ شَيْءٍ هَالِكٌ إِلَّا وَجْهَهُ ۚ لَهُ
الْحُكْمُ وَإِلَيْهِ تُرْجَعُونَ ﴿٨٨﴾

### તરજુમો :

*નિ:શંક જેણે તમારા ઉપર કુર્આનનો હુકમ મોકલ્યો તે તમને પ્રથમ સ્થળે (મક્કા) પાછા લાવનાર છે, તમે કહો ! મારો પરવરદિગાર સારી પેઠે જાણે છે કોણ માર્ગની સૂઝ લાવ્યો છે અને કોણ ઉઘાડી ગુમરાહીમાં પડ્યો છે. (૮૫) અને તમે તો આશા રાખતા ન હતા કે તમારા ઉપર કિતાબ ઊતારવામાં આવે પરંતુ તમારા પરવરદિગારની મહેરબાનીથી, બસ તો કાફિરોના સહાયક ન બનો. (૮૬) અને એવું ન થાય કે તેઓ તમને અલ્લાહના હુકમોથી રોકી દે તે પછી કે તે તમારા તરફ ઊતરી ચૂકે અને (તેમને) પોતાના પરવરદિગાર તરફ બોલાવો અને ભાગીદાર કરનારાઓમાંના ન થાઓ. (૮૭) અને અલ્લાહ સિવાય કોઈ બીજા મઅ્બૂદને ન પોકારો, કોઈની બંદગી નથી તેના સિવાય, દરેક વસ્તુનો નાશ છે પરંતુ તેની હસ્તી (મોઢું); તેનો જ હુકમ છે અને તેના જ તરફ પાછા વળીને જશો. (૮૮)*

### તફસીર :

(અને હે નબી ﷺ ! તમારા આ વિરોધીઓને જેઓએ તમને કષ્ટ પહોંચાડીને વતન છોડવા ઉપર મજબૂર કર્યા છે જેની વેદના અને જુદાઈથી તમને

આઘાત પહોંચ્યો છે તો તમે સાંત્વના રાખો) જે અલ્લાહે તમારા ઉપર કુર્આન(ના હુકમો ઉપર અમલ અને તેની તબ્લીગ)ને ફરજ કર્યું છે (જે નુબુવ્વતની સામૂહિક દલીલ છે) તે તમને (પોતાના) મૂળ વતન (એટલે કે મક્કા)માં ફરી પહોંચાડી આપશે (અને તે સમયે તમે સ્વતંત્ર અને વિજયી તથા સત્તાધારી હશો અને આવી હાલતમાં જો બીજું સ્થળ થોભવા માટે તજવીજ કરવામાં આવે છે તો તે એક મસ્લિહતના કારણે છે જેનાથી દિલગીરી થતી નથી અને તમારી નુબુવ્વત સત્ય હોવા છતાં જે લોકો તમને ભૂલ ઉપર અને પોતાને સત્ય ઉપર સમજે છે તો) તમે (તેમને) કહી આપો કે મારો પરવરદિગાર સારી પેઠે જાણે છે કે કોણ સત્ય દીન લઈને (અલ્લાહ તઆલા તરફથી) આવ્યું છે અને કોણ ઉઘાડી ગુમરાહીમાં (સપડાયેલા) છે (એટલે કે મારા સત્ય ઉપર હોવાની અને તમારા ગુમરાહી ઉપર હોવાની ખુલ્લી દલીલો મોજૂદ છે પરંતુ જ્યારે તેનાથી કામ નથી લેતા તો અંતે જવાબ એ જ છે કે ખૈર ! અલ્લાહને ખબર છે અને તે તમને બતાવી આપશે) અને (તમારી આ નુબુવ્વતની દોલત માત્ર અલ્લાહે અર્પેલ છે, બલકે પોતે) તમને (નબી બનવાથી પહેલાં) એ આશા ન હતી કે તમારા ઉપર આ કિતાબ નાઝિલ કરવામાં આવશે પરંતુ માત્ર તમારા પરવરદિગારની મહેરબાનીથી તે નાઝિલ થઈ, બસ તમે (તે લોકોની ખોટી વાતો તરફ ધ્યાન ન આપો અને જે પ્રમાણે તેમનાથી અત્યાર સુધી અળગા રહ્યા હવે પછી પણ એ જ પ્રમાણે) તે કાફિરોનું જરા પણ સમર્થન ન કરો અને જ્યારે અલ્લાહના હુકમો તમારા ઉપર નાઝિલ થઈ ચૂક્યા તો એવું ન થવા પામે કે (જેમકે અત્યાર સુધી નથી થવા પામ્યું કે) આ લોકો તમને તે હુકમોથી અટકાવી દે અને તમે (સતત) પોતાના પરવરદિગાર(ના દીન)ની તરફ (લોકોને) બોલાવતા રહો અને (જે પ્રમાણે અત્યાર સુધી મુશ્રિકો સાથે કોઈ સંબંધ નથી રહ્યો એ જ પ્રમાણે ભવિષ્યમાં પણ હંમેશા) તે મુશ્રિકોમાં સામેલ ન થજો અને (જે પ્રમાણે અત્યાર સુધી શિર્કથી નિર્દોષ રહ્યા છો એ જ પ્રમાણે હવે પછી પણ) અલ્લાહની સાથે કોઈ મઅ્બૂદને ન પોકારજો (આ આયતોમાં કાફિરો અને મુશ્રિકોને તેમની દરખાસ્તોથી નાઉમ્મીદ કરવાનો હેતુ છે અને વાસ્તવમાં સંબોધન તેમના જ માટે છે કે તમે જે રસૂલે કરીમ ﷺ અને દીનમાં બરાબર થવાની દરખાસ્ત કરો છો તેમાં સફળતાની ક્યારેય સંભાવના નથી પરંતુ સ્વાભાવિક નિયમ છે કે જ્યારે વ્યક્તિ ઉપર વધારે ગુસ્સો હોય છે

ત્યારે તેનાથી વાત કરવામાં નથી આવતી અને પોતાના પ્રિયજનને વાતો કરીને તે વ્યક્તિને સંભળાવવામાં આવે છે, મઆલિમમાં હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.ની રિવાયત છે કે આ સંબોધન માત્ર જાહેરમાં આપ ﷺને છે અને તેનો હેતુ આપ ﷺ નથી, આટલે સુધી રિસાલત વિશેનો વિષય હતો જેમાં તવહીદનું વર્ણન પણ ટૂંકમાં આવી ગયું, આગળ તવહીદનો વિષય છે કે) તેના સિવાય કોઈ મઅ્બૂદ (થવાપાત્ર) નથી (એટલા માટે કે) બધી વસ્તુઓ નષ્ટ થનારી છે માત્ર તેની જાત; (બસ, તેના સિવાય કોઈને ઈબાદતનો હકદાર ન ઠરાવો, આ વિષય તવહીદનો થઈ ગયો આગળ તેના કારણો છે કે) તેની જ હુકૂમત છે (જે સંપૂર્ણ રીતે કયામતમાં જાહેર થશે) અને તેની જ પાસે તમારે બધાને જવાનું છે. (બસ સૌને તેમના કર્યાનો બદલો આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

اِنَّ الَّذِىْ فَرَضَ عَلَيْكَ الْقُرْاٰنَ لَرَآدُّكَ اِلٰى مَعَادٍ ط સૂરતના અંતે આ આયતો રસૂલે કરીમ ﷺને દિલાસા માટે અને પોતાની રસૂલ તરીકેની અને નુબુવ્વતની ફરજ ઉપર પૂરી રીતે કાયમ રહેવા માટે તાકીદ સ્વરૂપે આવી છે અને તેનું જોડાણ સૂરતની અગાઉ આવી ચૂકેલી આયતો સાથે એ છે કે આ સૂરતમાં અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)નો વિગતપૂર્વકનો કિસ્સો ફિરઔન અને તેની કોમની દુશ્મની તથા તેના ડરનો, પછી પોતાની કૃપાથી તેમની કોમ ફિરઔન ઉપર વિજયી થવાનું વર્ણન આવ્યું છે તો સૂરતના અંતે ખાતમુલ અંબિયા ﷺની એવી જ પરિસ્થિતિનો ખુલાસો વર્ણન કર્યો કે મક્કાના કાફિરોએ તમને કષ્ટ આપ્યું, તમારી હત્યા કરવાની યોજના બનાવી, મુસલમાનોની જિંદગી મક્કામાં અતિકઠિન કરી દેવામાં આવી પરંતુ અલ્લાહ તઆલાએ પોતાની ટેવ પ્રમાણે તમને બધા ઉપર વિજય અને સત્તા અર્પણ કરી અને મક્કા મુકર્રમહ જ્યાંથી કાફિરોએ તમને કાઢ્યા હતા તે ફરીવાર સંપૂર્ણ રીતે તમારા કબ્જામાં આવ્યું. اَلَّذِىْ فَرَضَ عَلَيْكَ الْقُرْاٰنَ જે જાત પાકે તમારા ઉપર કુર્આન ફરજ કર્યું છે એટલે કે તેની તિલાવત અને પ્રચાર પ્રસાર અને તેના ઉપર અમલ તમારા ઉપર ફરજ કર્યો છે તે જ જાત તમને ફરી مَعَادْ (મઆદ) તરફ પાછા વાળશે, અત્રે "મઆદ"નો ભાવાર્થ મક્કા મુકર્રમહ છે જેમકે સહીહ બુખારીમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી "મઆદ"ની આ તફસીર નકલ થઈ છે. મતલબ એ છે કે જો

કે અમુક દિવસ માટે તમારે પોતાના પ્રિય વતન ખાસ કરીને હરમ અને અલ્લાહના ઘરને છોડવું પડ્યું પરંતુ કુર્આન નાઝિલ કરનાર અને તેના ઉપર અમલને ફરજ કરનાર અલ્લાહ તઆલા અંતે તમને ફરી મક્કામાં પાછા લાવશે. તફસીરના ઈમામોથી મકાતિલ રહમતુલ્લાહની રિવાયત છે કે રસૂલે કરીમ ﷺ હિજરતના સમયે શૌરની ગુફાએથી રાતના વખતે નીકળ્યા અને મક્કાથી મદીના તરફ પ્રખ્યાત માર્ગને છોડીને બીજા માર્ગોએ મુસાફરી કરી, કારણ કે દુશ્મન પીછો કરતો હતો, જ્યારે جُحْفَة (જુહ્ફહ)ના સ્થળે પહોંચ્યા જે મદીના તય્યિબહના માર્ગ વચ્ચે મશહૂર મંઝિલ رَابِغ (રાબિગ)ની પાસે છે અને ત્યાંથી તેઓ મક્કા અને મદીનાના પ્રખ્યાત રસ્તા સાથે મળી જાય છે તે સમયે મક્કા મુકર્રમહના માર્ગ ઉપર નજર પડી તો અલ્લાહનું ઘર અને વતન યાદ આવ્યું, તે જ સમયે હઝરત જિબ્રઈલ (અલૈ.) આ આયત લઈને નાઝિલ થયા જેમાં રસૂલે કરીમ ﷺને ખુશખબરી આપવામાં આવી છે કે મક્કા મુકર્રમહની આ જુદાઈ અમુક દિવસની છે અને અંતે તમને ફરી મક્કા મુકર્રમહ પહોંચાડી દેવામાં આવશે જે મક્કા વિજયની ખુશખબરી હતી, એટલા માટે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં છે કે આ આયત "જુહ્ફહ"માં નાઝિલ થઈ છે, ન તો મક્કી છે અને ન જ મદની. *(કુર્તુબી)*

## કુર્આન દુશ્મનો ઉપર વિજય અને પોતાના મકસદમાં સફળતાનું માધ્યમ છે :

આ આયતમાં રસૂલે કરીમ ﷺને ફરીવાર મક્કા મુકર્રમહમાં વિજેતા સ્વરૂપે પાછા આવવાની ખુશખબરી એ વિષય હેઠળ આપવામાં આવી છે કે જે હક તઆલા શા'નુહૂએ તમારા ઉપર કુર્આન ફરજ કર્યું છે તે તમને દુશ્મનો ઉપર વિજેતા બનાવીને ફરીવાર મક્કા મુકર્રમહમાં પાછા લાવશે, તેમાં એ તરફ ઈશારો પણ છે કે કુર્આનની તિલાવત અને તેના ઉપર અમલ જ તે અલ્લાહ તઆલાની મદદ અને મહાન વિજયનું કારણ બનશે.

كُلُّ شَيْءٍ هَالِكٌ إِلَّا وَجْهَهُ ط આ આયતમાં وَجْهَهُ (વજ્હહુ)નો ભાવાર્થ અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાની પવિત્ર જાત છે અને આયતનો ભાવાર્થ એ છે કે હક્ક સુબ્હાનહુ વ તઆલા સિવાય દરેક વસ્તુ નષ્ટ અને ફના થનાર છે અને અમુક

તફસીરકારોએ ફરમાવ્યું કે, وَجْهَهُ (વજ્હહુ)નો ભાવાર્થ તે અમલ છે જે માત્ર અલ્લાહ તઆલા માટે કરવામાં આવે તો આયતનો ભાવાર્થ એ થશે કે જે અમલ અલ્લાહ તઆલા માટે નિખાલસતાપૂર્વક કરવામાં આવે તે જ બાકી રહેનાર છે, બાકી બધું નષ્ટ થનાર છે. વલ્લાહુ અઅ્લમુ.

*અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કસસ આજે ૯ જિલ્કદ સન હિજરી ૧૩૯૧માં એવી પરિસ્થિતિમાં પૂર્ણ થઈ કે પાકિસ્તાન અને ભારતનું યુદ્ધ ચાલુ છે.*

———————

અલ્હમ્દુલિલ્લાહ ! સૂરએ કસસ પૂર્ણ થઈ.

❑❑❑❑❑❑❑❑❑❑❑

**તારીખ :** ૩૧ માર્ચ ૨૦૧૦ મુતાબિક ૧૪ રબિઉલ આખર ૧૪૩૧ હિજરી